# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૧ કાર્તિક · ૧૯૯૨ અંક ૧


## નાદબ્રહ્મસ્તુતિ

રા. વિ. પાઠક

[ આ ગીત સ્વાધ્યાયને અંગે અધ્યાપક શ્રી કાલિદાસ બાપુજી જોશીએ આપેલ સ્વરમાલિકા અનુસાર રચ્યું છે.]

રાગ દુર્ગા: ઝપતાલ

અહો નાથ!
મમ શૂન્ય ઘર આવો!
તું હી એક!
આદિનાદ! આ......વો.

(અંતરો)

સિન્ધુઘોષ સહ આવો,
મર અન્ય જગતરવ
નવ સંભળા.........ઓ!

## પ્રસ્થાન

### સ્વરમાલિકા *

रे म | प – प |
અહો | ના – થ |
× ૨

म प | ध ध प | म रे | सा – सा |
અમ | શૂ – ન્ય | ઘર | આ – વો |
૦ ૩ × ૨

ध़ ध़ | रे रे सा |
તું હી | એ – ક |
૦ ૩

रे म | प – प | मप धसां | रेंसां धप मरे
આ દિ | ના – દ | આ · · · | · · · · વો ·
× ૨ ૦ ૩

### અંતરો

म प | ध ध ध | सां ध | सां – सां
સિન્ધુ | ઘો – ષ | સ હુ | આ – વો
× ૨ ૦ ૩

ध ध | सां रें सां | मं रें | सां ध प
અર | આ – ન્ય | જગ | ત ર વ
× ૨ ૦ ૩

रे म | प – प | मप धसां | रेंसां धप मरे
ન વ | સં – ભ | ળા · · · | · · · · ઓ ·
× ૨ ૦ ૩

# અહિંસક જ્ઞાન

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

બૃહદારણ્યકમાં એક વચન છે·

हृदयेन हि सत्यं जानाति । हृदये ह्येव सत्यं प्रतिष्ठितं भवति ।

જીવનશાસ્ત્રનો આ એક મહાન સિદ્ધાંત છે. આપણા પૂર્વજોની એ એક અત્યંત કીમતી શોધ છે. આ શોધનો આપણે હજી પૂરતો ઉપયોગ નથી કર્યો. એનું મહત્ત્વ આપણે સમજ્યા જ નથી એમ કહીએ તો ચાલે. આ એક વસ્તુમાંથી એક સ્વતંત્ર દૈવી સંસ્કૃતિનો ઉગમ થઈ શકે તેમ છે. સત્યની શોધ બુદ્ધિ મારફતે નહિ પણ હૃદય મારફતે—ભાવના મારફતે જ થવી જોઈએ. સત્યનું પરમ રહસ્ય હૃદયની કૂંચીથી જ ઉઘાડી શકાય તેમ છે. સત્યનું યથાર્થ સ્વરૂપ લાગણીઓની મદદથી જ પારખી શકાય છે.

કેળવણીશાસ્ત્રમાં તો એ વાત સ્વીકારાય જ છે કે જ્ઞાન આપનાર અને લેનાર બન્ને વચ્ચે પરસ્પર સદ્‌ભાવ હોય, લાગણીની અનુકૂળતા હોય, તો જ જ્ઞાનનો વિનિમય યથાર્થ રીતે થઈ શકે છે. આજના શિક્ષક-વિદ્યાર્થીના બજારુ સંબંધથી માહિતી અને દલીલોની આપલે ભલે થાઓ. પણ ગીતા જેને જ્ઞાન તરીકે ઓળખે છે, તે તો હૃદય હૃદયને ઓળખે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે. ગીતાનું જ્ઞાન એ ફક્ત અંગ્રેજીમાં જેને knowledge કહે છે તે નથી, પણ એ મુખ્યત્વે culture છે. Culture એટલે સંસ્કારિતા, જીવનનું ઘડતર; જીવનનાં સર્વ અંગ અને ઉપાંગોની કેળવણી. જે અંદર ઊતર્યું છે, જીવનમાં પ્રગટ થયું છે તે સાચું જ્ઞાન, તે જ સંસ્કારિતા. આવા જ્ઞાનની આપલે હૃદયના અંતઃસ્થ સંબંધથી જ બરાબર થઈ શકે છે.

ગીતામાં જ્ઞાનનું સ્વરૂપ વર્ણવ્યું છે અને એનાં લક્ષણો બાંધ્યાં છે તેમાં અહિંસાને સ્થાન છે. અહિંસા એ સાચા જ્ઞાનનું આવશ્યક સાધન છે. વિજ્ઞાનની આજકાલની જ્ઞાન મેળવવાની પદ્ધતિ ભૂંડી છે, અસંસ્કારી છે. એ શિકારી પદ્ધતિ છે. જેમ દુષ્ટ અને અકુશળ પોલીસ અમલદારો તહોમતદારો પાસેથી માહિતી કઢાવવા માટે તેમને મારે છે, ઝૂડે છે, તેવી જ રીતે આજના વિજ્ઞાનશાસ્ત્રીઓ કુદરતને અને તેના બાળકને મારીને, કાપીને, વાઢીને, પજવીને અને નિચોવીને તેમનું રહસ્ય જાણી લે છે. ફૂલો શું અને પાંદડાં શું, પશુઓ શું અને પક્ષીઓ શું, દરેકને મારીને—હેરાન કરીને તેના સ્વભાવનું શાસ્ત્ર નિર્માણ કરે છે. પૃથ્વીને જાણવા માટે તેને ખોદીને તેનાં આંતરડાં બહાર કાઢે છે. તારાઓ સુધી હાથ નથી પહોંચતા એટલે જ માણસો લાચાર છે. આ પદ્ધતિએ ઘણી માહિતી મળે છે. કુદરતના કેટલાય નિયમોથી આપણે વાકેફ થઈએ છીએ. છેલ્લાં સો વર્ષમાં વિજ્ઞાનમાં એટલો બધો વિસ્તાર થયો છે કે એક ઈશ્વરની શક્તિ બાદ કરતાં બાકીની બધી શક્તિઓ માણસે મેળવી લીધી છે એમ કહેવાય. વિજ્ઞાનના આ વિજયથી આપણે અંજાઈ ગયા છીએ. આના

કરતા આગળ જવાય જ નહિ, જ્ઞાનનું સર્વશ્રેષ્ઠ સાધન એ જ છે, એમ આપણે માનતા થયા છીએ વિજ્ઞાનની આ હિંસામૂલક પદ્ધતિ છોડીને અહિંસાના પાયા પર ચણેલું વિજ્ઞાન આપણે બેઠીએ, તો ઈશ્વરની શક્તિ પણ આપણી જ છે

વિજ્ઞાનનો હું પૂજારી છુ વિજ્ઞાનશાસ્ત્રીઓની એકનિષ્ઠા, તેમની એકાગ્રતા, તેમની તપશ્ચર્યા સત્યની ઉગ્ર ઉપાસના, તર્કની કર્કશતા અને નિરહકારી સાધના બધુ જ અદ્ભુત છે, અનુકરણીય છે એમની મેળવેલી મૂડીનો આપણે અનેક રીતે ઉપયોગ કરવાના છીએ, પણ વિજ્ઞાનની આખી પ્રવૃત્તિ હિંસાદુષ્ટ છે, એ કબૂલ કર્યા વગર છૂટકો નથી પ્રાણીશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રની શોધખોળ માટે શાસ્ત્રીઓએ ચીરફાડ શરૂ કરી અને ઘણુ જ્ઞાન મેળવ્યુ પાછળથી એમણે જોયુ કે શરીરના અમુક ભાગ તો આણુ જાય કે તરત બધ થઈ જાય છે એટલે મૂડદા ચીરીને સાચી અને પૂરતી માહિતી મળતી જ નથી શોધખોળના ઉત્સાહમા આ હિંસક લોકોએ 'વિવિસેકશન' શરૂ કર્યું વિવિસેકશન એટલે પ્રાણીને કે માણસને ઠાર કર્યા વગર જીવતા જ એના શરીરના ભાગ ચીરીને ઉઘાડવા અને તેની ચાલતી ક્રિયાઓ તપાસવી માણસ ઉપરની આવી ક્રિયાઓ તો કાયદાથી બધ થઈ, પણ બીચારા જાનવરોનું શુ ? ઉંદર, સસલા, બકરા, ઘેટા, દેડકા બળદ, બધાનો વાલી તો માણસ જ ને ? એ વાલીપણાનો આવો ઉપયોગ કરી તે જ્ઞાનમા ઉમેરો કરે છે ! !

હિંસામા મુખ્ય દોષ એ છે કે કોઈ પણ પ્રાણીનો ઘાત કરતા પહેલા માણસે પોતાના હૃદયનો ઘાત કરવો પડે છે હૃદયની સર્વોત્તમ લાગણીઓ મારીને નષ્ટ કરે, ત્યારે જ માણસને હાથે હિંસા સભવે હૃદયનો જ જ્યા ઘાત થયો ત્યા સત્યની શોધ કેટલે દૂર જવાની ?

અહિંસાનો રસ્તો આથી સાવ જુદો હોય છે અહિંસક માણસ કુદરતને કે પ્રાણીઓને પજવવાને બદલે પોતાના જ્ઞાનના સાધનો જ શુદ્ધ અને સૂક્ષ્મ કરે છે એ રીતે જ આપણા પૂર્વજોએ જે કાંઈ થોડુંક યોગવિદ્યાનુ જ્ઞાન મેળવ્યુ, તે કેળવ્યુ હતું મધમાખો, ગાયો, ઘોડાઓ વગેરે તો શુ, પણ ફૂલપાદડા પણ પ્રેમની અહિંસક શોધને પોતાનુ બધુ રહસ્ય અર્પણ કરતા પ્રેમશક્તિનું એ કેન્દ્ર બરેડનુ નહિ હોવાથી તેને વિષે આપણો વિશ્વાસ નથી બેસતો

આપણે આળસુ છીએ, જડ છીએ પરાવલબી આયતાગમ છીએ, તેથી પશ્ચિમના વિજ્ઞાનના વિસ્તાર ઉપર નભવા માગીએ છીએ જે દિવસે આપણે આપણી આધ્યાત્મિક સસ્કૃતિનો સંદેશો સમજીશુ અને એ ખીલવવાનો પ્રયત્ન કરીશુ, તે દિવસે આપણુ વિજ્ઞાન સાવ સ્વતત્ર અને નવા પાયા પર રચાયેલુ હશે એમા કુદરત ઉપર વિજય મેળવી દરેક વસ્તુમાથી લાભ ઉઠાવવાની વૃત્તિ ન હોય, પણ પરમાત્માના આવિષ્કારરૂપી સૃષ્ટિની ઉપાસના કરી એ પરમાત્માના જ રૂપ એવા સર્વ પ્રાણીઓની સેવા કરવાનો ઉદ્દેશ હશે, નવો નવો ઉપકરણો કુશળતાથી તૈયાર કરવાને બદલે એમા સૌથી પ્રથમ આપણી વૃત્તિઓ અને શક્તિઓ સ્વચ્છ કરવાનો પ્રયત્ન હશે અને એ પ્રસાદદ્વારા જ સર્વ જ્ઞાન મળવાનું છે, એટલી એની શ્રદ્ધા હશે એ જ વાત ઉપનિષદ્ના ઋષિએ કહી છે

હૃદયં હ્યેવ સત્યં પ્રતિષ્ઠિતં ભવતિ ।

# ઉપાસનાશુદ્ધિ*

કિશોરલાલ ઘ. મશરૂવાળા

ધર્મના વિષય પર મારે કાંઈક વિચારો તમારી આગળ રજૂ કરવા એવી મને સૂચના મળી છે. મંત્રીજીએ તો 'જુદાજુદા ધર્મોની તુલના' એવો વિષય લેવા મને વિનતિ કરી હતી. પણ તેમ કરવાની મારી લાયકાત હુ જોતો નથી. ધાર્મિક ગ્રંથોનો અને જુદા-જુદા ધર્મના ગ્રંથોનો મેં જરાયે અભ્યાસ કર્યો નથી એમ મારું કહેવું નથી. પણ એકે ધર્મનો—હિંદુધર્મના ગ્રંથોનો સુદ્ધા—મેં પાંડિત્યયુક્ત અભ્યાસ કર્યો નથી એવી જાતનો મારા કરતાં વધારે સારો અભ્યાસ કરેલા અહીં બીજા ભાઈઓ છે અહીં કેટલાક એવા જુવાન મિત્રો પણ હાજર છે, જેઓ આ રીતનું મારા કરતા વધારે યોગ્ય રીતે અને ગ્રંથોના આધાર ટાંકીને નિરૂપણ કરી શકે. તેઓ જુવાન હોવાથી તેમણે સાંભળવું અને મારે મોટી ઉમર કે અધિકારને કારણે જ બોલવું એમ, હું ધારું છું, કે તમે કોઈ માનતા નહિ હો. પણ આવા શિક્ષણસત્રમાં પુખ્ત ઉમરના માણસો જ જોઈએ એવો આગ્રહ હોય તોયે જે મંડળને વિનોબા, કાકાસાહેબ, દાદાસાહેબ ધર્માધિકારી જેવા શ્રોત્રીય અને શ્રવણયોગ્ય પુરુષો સમીપમાં છે, તે મંડળ આગળ મારે શાસ્ત્રોનું નિરૂપણ કરવું ક્યારેયે યોગ્ય ગણાય નહિ.

આ હુ શિષ્ટાચાર કરતો નથી કે ખોટી નમ્રતા બતાવતો નથી. શ્રી. .એ ગીતા અને 'ગીતાઈ'નું સૂક્ષ્મ અધ્યયન કરી ટિપ્પણો કર્યાં છે. થોડા દિવસ પહેલાં તેમણે તે મને વાંચવા આપ્યાં અને તે પર મારો અભિપ્રાય પૂછ્યો. મેં એ ટિપ્પણો વાંચ્યાં, પણ મારે નમ્રપણે કહેવું પડ્યુ કે આ રીતનું શાસ્ત્રનુ ઝીણું અધ્યયન કરવાની હથોટી જ મને નથી. હું બીજાં ત્રીસ વર્ષ ગીતાનો અભ્યાસ કરુ તોય આવી જાતનો વિસ્તારવાળો અભ્યાસ કરવામાં હું ફાવી શકીશ એમ મને લાગતું નથી. મારામાં એવી કુદરતી બક્ષિસ જ નથી, બહુ રસ પણ નથી, અને આ વિષયમાં મને મારા વૈશ્યજન્મની પ્રાકૃતિક મર્યાદાનું ભાન થાય છે. બ્રાહ્મણની સૂક્ષ્મ અધ્યયનશીલતા મારે માટે અપ્રાપ્ય લાગે છે.

મારા મત પ્રમાણે જીવન ધાર્મિક થવા માટે અનેક ધર્મગ્રંથોનો, અથવા પોતાનો જે એક ઇષ્ટ ધર્મગ્રંથ હોય તેનોયે, અતિશય પાંડિત્યભર્યો અભ્યાસ કરવાની જરૂર નથી. નામદેવ, તુકારામ, નરસિંહ મહેતો વગેરે સંતો બહુ વિદ્વત્તા પ્રાપ્ત કરીને ધાર્મિક થયા હતા અથવા વિશેષ પ્રકારની ધાર્મિક દૃષ્ટિ પ્રાપ્ત કરી શક્યા હતા એમ દેખાતુ નથી. પૂજ્ય બાપુજીને શાસ્ત્રસંપન્ન નહિ કહી શકાય. કમમાં કમ મારી ધાર્મિક પ્રગતિ એ રીતે થઈ નથી.

હું સત્યાગ્રહાશ્રમમાં રહેવા ગયો ત્યારે મારી ઉંમર ૨૭–૨૮ વર્ષની હતી. ૧૭મે કે ૧૮મે વર્ષે મેં પહેલી વાર ગીતા વાંચી. મિશનરી સંસ્થાઓમાં ભણેલો હોવાથી બાઈબલના કેટલાક ભાગોનું મને ફરજિયાત વાચન થયું હતુ. પણ એ બે પુસ્તકો બાદ કરીએ તો, જે

* વર્ધાના કેટલાક ગ્રામસેવકો આગળ એક વ્યાખ્યાન.

સંપ્રદાયમાં મારો જન્મ થયો હતો તે સંપ્રદાયના ગ્રંથો સિવાય અનેક ધર્મગ્રંથો જોવાની હું આશ્રમમાં રહેવા આવ્યો ત્યાં સુધી મને હોંશ જ થઈ નહોતી. સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદનાં પુસ્તકો મારી પાસે હતાં ખરાં, પણ તેમાંનાં બેચાર વ્યાખ્યાનો સિવાય મારું અધિક વાચન થયું હોય એમ મને યાદ આવતું નથી. 'ગીતારહસ્ય' છપાતાં જ મેં એ ખરીદ્યું હતું, અને વાંચી પણ કાઢ્યું હતું, પણ તે વાંચીને 'કાઢ્યું' હતું. 'પચાવ્યું' હતું એમ નહિ કહી શકાય. એ પચાવવા જેટલી મારામાં તે કાળે શક્તિ પણ નહોતી. આશ્રમમાં આવ્યા પછી ત્યાં લેવાતા વર્ગોમાં મને ઉપનિષદો, બ્રહ્મસૂત્ર વગેરે ગ્રંથોનો પરિચય અનાયાસે થયો.

મારા કે અનેક શાસ્ત્રોનું અધ્યયન કરીને મારી વૃત્તિ ધાર્મિક થઈ નથી, અને આજે પણ મને લાગે છે કે ધાર્મિક વૃત્તિના પોષણ માટે અનેક ગ્રંથોનું અને અનેક ધર્મોનું વિદ્વત્તાભર્યું અધ્યયન આવશ્યક નથી એટલું જ નહિ, પણ ઘણીવાર એવા અધ્યયનનો શોખ ધાર્મિક વૃત્તિને બાધક પણ થાય છે. સંગીતશાસ્ત્ર વિષે મારો જે મત છે તે જ ધર્મશાસ્ત્ર વિષે છે. એકાદ ભજન કે ધૂન શાસ્ત્રીય સંગીતમાં અનેક પ્રકારના આલાપ વગેરે સાથે બોલવામાં આવે તો ભેગું થયેલું મંડળ નાચવાડોલવા લાગે છે એ મેં ઘણીવાર જોયું છે ખરું. એથી ભજનમંડળી ગાનલીન થાય છે ખરી, પણ ભક્તિલીન થાય છે જ એમ ખાતરી નથી. 'અંખિયાં હરિદરસન કી પ્યાસી' બહુ સરસ રીતે ગવાય તો કરુણરસનો આનંદ ઉત્પન્ન થાય ખરો, પણ એ રસ હરિદર્શનની પ્યાસ ઉત્પન્ન કરે અથવા છિપાવી શકશે નહિ. એથી ઊલટું, જેને એ પ્યાસ લાગેલી હોવાથી એ ભજન ગાય છે તેના ગાવામાં સંગીતનું ખૂન થતું જણાય તોયે તે આ ભજનમાં લીન થઈ શકે છે. એ જ રીતે ધાર્મિક જીવન માટે પહેલી વ્યાકુળતા હોય તો એકાદબે ગ્રંથોનું નિત્ય અનુશીલન તેને આવશ્યક થાય છે ખરું, પણ એવા એકબે ગ્રંથ તેને માટે પૂરતા થાય છે. એવી વ્યાકુળતા ન હોય તો ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કરવાની વૃત્તિ કેવળ એક પ્રકારનો બૌદ્ધિક રસ હોય છે, ધર્મની તૃષા નથી હોતી.

હું હિંદુ છું એમ તમને કહેવાની જરૂર છે શું? એક સંયમપ્રધાન વૈષ્ણવ સંપ્રદાયમાં જન્મ્યો હોઈ, ઉંમરનો મોટો ભાગ મેં તેમાં નિષ્ઠાપૂર્વક ગાળ્યો છે. દશેક વર્ષથી જ મેં એ સંપ્રદાયનું અભિમાન છોડ્યું છે. પણ સંપ્રદાયનું અભિમાન છોડીનેયે મેં એ સંપ્રદાયમાંથી પ્રાપ્ત થયેલા ઘણા આચાર, વિચાર તથા સંસ્કારને છોડ્યા નથી, અને આશ્રમમાં પળાય છે તે કરતાં મારા પોતાના વૈયક્તિક આચાર, વિચાર, સંસ્કાર આજે પણ વધારે સનાતની અને મર્યાદી છે. તે છતાં આજે હું પોતાને સનાતની હિંદુ કહેવડાવવા તૈયાર નથી. આજના હિંદુધર્મ વિષે તેમજ હિંદુધર્માભિમાની શાસ્ત્રી, પંડિત, વેદાંતી વગેરે વિષે કઠોર ભાષામાં બોલવાની મને લાગણી થાય છે. એ કઠોર ભાષાના મૂળમાં હિંદુસમાજની સેવા કરવાની ઇચ્છા છે, હિંદુપ્રજા સાથેનો આત્મભાવ છે. હિંદુપણા વિષે તિરસ્કાર કે દ્વેષ નથી.

હિંદુધર્મમાં દાનના ને ત્યાગના, જેટલો સત્ય અને બ્રહ્મચર્યનો મહિમા ગવાય છે તેટલો કદાચ બીજા ધર્મોમાં ગવાતો નહિ હોય. કોઈવાર મને એમ પણ લાગે છે કે આપણા ધર્મોના સંતોને આપણા સમાજમાં બીજા સમાજ કરતાં, આ ગુણોનું અસ્તિત્વ ઓછું લાગ્યું હશે, તેથી જ તેમને તેના પર વારંવાર ભાર મૂકવો પડ્યો હશે. જે ગુણો સમાજમાં સારી પેઠે ખીલ્યા હોય તે ઉપર બોલવાની જરૂર પડતી નથી. જે ગુણ હોવા જોઈએ પણ નથી દેખાતા તેમનું પ્રતિપાદન કરવું પડે છે.

પણ, હિંદુધર્મમાં સત્ય અને બ્રહ્મચર્ય પર ગમે તેટલો ભાર મુકાયો હોય છતાં મને લાગે છે—અને દુ:ખપૂર્વક લાગે છે—કે હિંદુધર્મની ઈશ્વરોપાસના ઘણે અંશે અસત્યનિષ્ઠ અને વ્યભિચારી છે. આ શબ્દો તમને કડક લાગશે. પણ તે હું આવેશમાં આવી વાપરતો નથી દીવાની જ્યોત કોઈવાર એવી સ્થિતિમાં હોય છે કે એ બળે છે કે ઓલવાયો છે એ આપણે ખાતરીપૂર્વક કહી શકતા નથી. એ જ પ્રમાણે આપણા ધર્મમાં સત્યોપાસના ઓલાઈ ગઈ છે કે—ભલે મંદ થઈ હોય પણ—જાગ્રત છે એ કહેવું મુશ્કેલ છે.

'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા,' એવું સૂત્ર શંકરાચાર્યે કાઢ્યું. એવો તેમનો પ્રામાણિક મત થયો હશે એમ માનવાને હરકત નથી. પણ 'જગત મિથ્યા'ના આ પાંડિત્યનો આપણા દેશમાં ભળતા જ રૂપમાં વિકાસ થયો છે. જ્યાં આખું જગત જ મિથ્યા ઠરાવ્યું ત્યાં જગતના વ્યવહારોમાં કે ઈશ્વરોપાસનામાંયે સત્યાસત્યવિવેક કરવાને સ્થાન જ ક્યાં રહ્યું? એટલે જગતના કોઈ પણ પદાર્થ, ભાવના, નીતિ અથવા વ્યવહારનું સગવડ પ્રમાણે અસત્ય તરીકે ખંડન કરવામાં, કે સત્ય તરીકે મંડન કરવામાં, કે તેમાં સત્યાસત્યનું મિશ્રણ કરવામાં હરકત જ રહેતી નથી. જેમને જેવું ગમે તેવું પુસ્તક લખે, ગમે તેના નામે પ્રસિદ્ધ કરે, એમાં ગમે તે રીતે સંકલના કરે, ગમે તેવાં વિધાનો કરે, તત્ત્વો પ્રતિપાદન કરે, તેને માટે ગમે તેવી કથાઓ જોડી કાઢે, તથા ગમે તે પુસ્તકોમાં ક્ષેપકો નાંખે; અને એ બધુ સમાજના કલ્યાણ માટે, ધર્મના ઉત્કર્ષ માટે છે એમ કહી આત્મસંતોષ માને! અને જે ગ્રંથ વિષે આવી ઘાલમેલ થઈ છે એવી અમારી પાકી ખાતરી થઈ હોય, જે ઉપાસના કેવળ કપોલ-કલ્પિત છે એવો અમારો અભિપ્રાય થયો હોય, તેનાં પણ અમારે ગુણગાન કરતા રહેવાં! અવતારી કે સત્પુરુષોનાં ચરિત્રોમાંયે પાયાવિનાની ખોટી વાતો દાખલ કરવામાં સાધુ તરીકે ખ્યાતિ પામેલા લેખકોને પણ ભાગ્યે જ દોષ લાગ્યો છે. મહાભારત, વાલ્મીકિ રામાયણ, તુલસી રામાયણ, મનુસ્મૃતિ, પુરાણો ગમે તે ગ્રંથ લ્યો એક પણ ગ્રંથ ક્ષેપક વિનાનો માલમ પડશે નહિ. આખી ભગવદ્ગીતા પણ એક જ માણસની રચના હશે કે કેમ એવી શંકા ઉત્પન્ન થાય એવાં કારણો છે. યોગવાસિષ્ઠ જેવા કેટલાક ગ્રંથ તો કોઈ સંપ્રદાય-પ્રવર્તકે લખી કોઈ બીજા પ્રસિદ્ધ મુનિને નામે ચડાવી દીધા છે! આ જગદ્રૂપી માયા કરતાં ધર્મપ્રચારકોની માયા એટલી બળવાન છે કે 'અસત્યોમાંહીથી, પ્રભુ, પરમ સત્યે તું લઈ જા' એ પ્રાર્થના, પ્રકૃતિગત અસત્ય કરતા, શાસ્ત્રોનાં અસત્યોમાંથી સત્ય પ્રત્યે લઈ જવા માટે ઉચ્ચારવાનું મન થાય છે.

બહુમાન્ય થયેલી આપણી ગીતા જ લ્યો. ગમે તે કારણથી તેના લેખકની કવિ-કલ્પનાને લાગ્યું કે એણે પોતાનો આધ્યાત્મિક મત ધૃતરાષ્ટ્ર—સંજયના સંવાદમાં કૃષ્ણાર્જુનનો ઉપસંવાદ રચી સમજાવવો. આગળ જતાં ઇતિહાસસંશોધકોએ અનુમાન કાઢ્યું કે કૌરવ-પાંડવનું યુદ્ધ કોઈક વર્ષની માગશર સુદ અગિયારસે શરૂ થયું હોવું જોઈએ. થયું, પછી આ બેની સાંકળ જોડી દેવાને શી હરકત? કૃષ્ણ અને અર્જુનનો સંવાદ એક ઐતિહાસિક ઘટના છે એમ લોકોની માન્યતા તો છે જ. એ માન્યતાનો ઉપયોગ કરી લઈ માગશર સુદ ૧૧ને ગીતાજયંતીનો તહેવાર બનાવવાનો કાર્યક્રમ તૈયાર થયો. ભલે ને કાલ્પનિક હોય, તેને નિમિત્તે ગીતાનો મહિમા તો વધારાય છે એવા હિસાબોમાં આપણે પડીએ છીએ. હિંદુધર્મની બહુ જ મોટી જનસંખ્યાને માન્ય અથવા આદરણીય થઈ શકનારો જે એક ધર્મગ્રંથ બાકી

રહ્યો છે, તેની જોડે પણ આવો ધતીંગનો વ્યવહાર આપણે કરીએ છીએ, તો બીજા અર્થોનું શું કહેવું ?

આ રીતે ધર્મના પ્રતિપાદનમાં આપણા દેશમાં સત્યનો ઘણો દ્રોહ થયેલો છે. પછી હિંદુઉપાસનામાં ઉતરીએ તો બ્રહ્મચારિણી ભક્તિ ઘણે અંશે લુપ્ત થઈ જઈ, વ્યભિચારિણી ભક્તિ—એ જ જાણે સનાતન હિંદુધર્મની વખાણવા જેવી વિશેષતા થઈ બેઠી છે. બ્રહ્મચારિણી—એટલે બ્રહ્મમાં વિચરનારી—ભક્તિ તો રહી નથી જ, પણ સગુણોપાસનામાંયે કોઈ પણ એક જ સ્વરૂપ પર નિષ્ઠા રાખવી એ આપણને શીખવવામાં જ આવતું નથી. આજ રામનવમી છે, માટે રામની મૂર્તિ સ્થાપી રામનામની ધૂન લગાવીએ; આજે ગોકળઆઠમ છે, બાળકૃષ્ણ કે મુરલીધરને બેસાડી ગોપાળકૃષ્ણની ધૂન જગાવીએ; આજે ગણપતિચોથ આવી એટલે वक्रतुण्ड महाकाय કરી તું જ અમને નિર્માણ કરનારો દેવ છે કહી હાથ જોડીએ, આજે ગુરુવાર છે, આજે દત્તાત્રેયને યાદ કરવા જ જોઈએ. આમ નાગપંચમી, દુર્ગાષ્ટમી વગેરે જે તહેવાર આવે તે દરેક માટે એક જુદી આકૃતિ, જુદું નામ, જુદું ચરિત્ર, જુદો કર્મકાંડ ધરાવનાર દેવ છે જ. અને જો આ બધી ઉપાસના યોગ્ય ગણીએ તો બાપડા ભગીઓની 'મેલડી માતા' કે રાની-પરજના ખેતરની પાદરે તથા ઝાડ નીચે રહેનારા દેવોનો કાં નિષેધ કરવો ? જે વેદાંત-વિચારથી ગણપતિ, લક્ષ્મી, પાર્વતી, શંકર, ઇન્દ્રાવરુણ વગેરે દેવોનો સમન્વય કરી શકાય, તે એકેએક ખેતર અને ઝાડમાં રહેનારા દેવ, ભૂત, પ્રેત વગેરેનો સમન્વય કરવા સમર્થ છે. 'બધુ કાલ્પનિક, માયિક, જૂઠું, અસત્ય છતાં બધુ શિવ અને સુંદર છે' એ કેવો સરસ અને મગવડભર્યો સમન્વય છે ?

આવો સમન્વય ભલે કરી શકાતો હોય. પણ ઉપાસના, ભક્તિ અથવા શ્રદ્ધાનો આવો પ્રકાર કોઈ પણ સાધક કે સમાજને વધાવી શકશે નહિ. કેટલાક વૈષ્ણવ સંપ્રદાયોમાં કહ્યા પ્રમાણે આ સાચે જ વ્યભિચારી ભક્તિ છે. અનન્ય, અવ્યભિચારી ભક્તિ નથી, અને બ્રહ્મચારિણી ભક્તિ તો મુદ્દલ જ નથી.

જે દંપતી પરસ્પર મન, કર્મ, વચનથી અવ્યભિચારી અને એકનિષ્ઠ રહે છે તેમને આપણે સજ્જન અને સતી—એટલે સત્યયુક્ત પુરુષ તથા સ્ત્રી—કહીએ છીએ. બ્રહ્મચારી તથા બ્રહ્મચારિણીની ભૂમિકા એમની ઉપરની. એમાં પુરુષ તેમ જ સ્ત્રી બન્ને નિરાલંબ છે. ઉપાસનામાં પણ આપણે પ્રથમ એકનિષ્ઠ અને અવ્યભિચારી થવું આવશ્યક છે તમને સગુણ—અથવા કેવળ સગુણ જ નહિ પણ સાકાર સગુણ—ના અવલંબનની જરૂર લાગતી હોય તોયે હરકત નથી. પણ અનેક દેવદેવીઓની પાછળ લાગી અને તેમની પૂજાવિધિના ખટાટોપમાં પડી તમારું કદી શ્રેય થઈ શકશે નહિ; આપણો ધર્મ કદી શુદ્ધ કે પ્રાણવાન થઈ શકશે નહિ.

અમેરિકાનો એક કારખાનદાર એકવાર વિલાયતનું એક કારખાનું જોવા ગયો હતો. એનો વ્યવસ્થાપક તેને કારખાનું બતાવતો હતો. એક યંત્ર જોઈને અમેરિકનને કુતૂહલ થયું, અને તે વિષે પૂછપરછ કરી. વ્યવસ્થાપકે કહ્યું કે એ યંત્ર ઘણાં વર્ષનું જૂનું હતું, અને જોકે બહુ સારું કામ નથી આપતું, છતાં જૂનું હોવાથી તેને કાઢી નાખ્યું નહોતું. 'અમારાં કારખાનાંમાં ઘણાંખરાં યંત્રો બહુ જૂનાં છે' એમ એણે અભિમાનથી કહ્યું. અમેરિકને એટલા જ અભિમાનથી ઉત્તર વાળ્યો, કે 'અમારા કારખાનામાં ભાગ્યે જ કોઈ યંત્ર બેત્રણ વર્ષથી વધારે જૂનું હશે. અમે તો નવી શોધ થાય કે જૂનાં યંત્રોને કચરામાં કાઢી નાંખીએ છીએ.' આપણી

હિંદુલોકોની વૃત્તિ આ અંગ્રેજ વ્યવસ્થાપકના જેવી ઘણે અંશે છે હિંદુધર્મને આપણે એક પ્રાચીન નમૂનાઓના સંગ્રહાલય જેવા કરી મૂક્યો છે.

પણ આ વિષયાંતર થશે મારું કહેવું એ છે કે તમને સાકાર સગુણોપાસનાની જરૂર ભાસતી હોય તો ભલે તે કરો. પણ નિદાન કોઈ એક જ દૈવત પર અનન્યપણે નિષ્ઠા મૂકો. આવી સચ્ચારિણી ભક્તિમાંથી જ બ્રહ્મચારિણી—બ્રહ્મમાં વિચરનારી—નિરાલંબ ભક્તિ પ્રત્યે તમે વળી શકશો.

મને નિશ્ચિતપણે લાગે છે કે મને જીવનમાં જે કાંઈ એક જાતનું સમાધાન છે તેનું કારણ એ નથી કે મેં ધર્મગ્રંથોનો બહુ ઊંડા અભ્યાસ કર્યો છે. પણ નાનપણથી જ મારા પર અનન્ય—અવ્યભિચારી ભક્તિના સંસ્કાર પડ્યા હતા. અનેક દેવદેવીઓ પ્રત્યે મને કદી જ ભક્તિ ઉપજી નથી. રામ, કૃષ્ણ વગેરે સૌ એક જ ઈશ્વરના અવતારો છે એવી સાપ્રદાયિક માન્યતા હોવા છતાં મને કુટુંબમાંથી જે એક દેવની ઉપાસના મળી હતી તેના સિવાય બીજા કોઈ અવતારો પ્રત્યેયે મને બહુ રુચિ નહોતી; ધર્મગ્રંથોનીયે નહિ. મેં જ્યારે ગીતાનો અનુવાદ કર્યો, ત્યારે શ્રી વિનોબાના 'ગીતાઈ'ની જેમ એને 'ગીતામાતા' એવું નામ આપવા એક મિત્રે મને સૂચના કરેલી. પણ મેં કહ્યું કે શ્રી વિનોબાએ તે નામ આપ્યું છે તે એમને માટે યોગ્ય છે, મને યોગ્ય ન થાય મારા જીવનમાં ગીતાએ માતાનુ કામ કર્યું નથી. એવું નામ હું આપુ તો તે અસત્ય થાય. તેથી, મેં સંસ્કૃત ગીતાનો આમાં ધ્વનિ છે એમ સૂચવનારું સાદું 'ગીતાધ્વનિ' નામ પસંદ કર્યું.

મારું કહેવું એમ નથી કે ધર્મગ્રંથોનુ અનુશીલન આવશ્યક નથી પોતાનો એક પ્રિય ગ્રંથ હોવો ઉપયુક્ત છે. એનું નિરંતર વાચનચિંતન હોવું જોઈએ. એના ઉપદેશ પ્રમાણે પોતાનું જીવન ઘડવાનો સદૈવ પ્રયત્ન હોવો જોઈએ. તે ઉપરાંત સાધુસંતોનાં ચરિત્રો અને ભજનો વાંચવા તથા બોલવાનોયે વ્યાસંગ હોવો જોઈએ. પણ તે ગ્રંથો અને ચરિત્રો સત્યને જાળવીને રચાયેલાં હોવાં જોઈએ. આ ઉપરાંત કોઈ ગ્રંથ હાથમાં આવે તો આદરથી વાચવો, પણ પોતાની નિષ્ઠા એક જ દેવ પર હોવી જોઈએ, અને આપણો આધ્યાત્મિક ખોરાક તરીકે એકાદબે ગ્રંથ જ પૂરતા લાગવા જોઈએ ઇતર વાચન અથાણાંચટણી જેમ' અથવા ક્વચિત્ થનારા નવા પ્રકારના ભોજનના જેવુ હોય.

મુસલમાન ધર્મનું જે વિશેષ તત્ત્વ મને પસંદ પડે છે તે એ જ કે તેમાં એકેશ્વરભક્તિ પર ખૂબ જ ભાર મૂકેલો છે. ઇસ્લામમા બ્રહ્મચર્યને કે અવ્યભિચારી દંપતીધર્મને બહુ મહત્ત્વ નથી અપાતું, એમ લાગવાનો સંભવ છે ખરો. પણ ઉપાસનાની બાબતમાં એમની નિષ્ઠા સાવ બ્રહ્મચારિણી ન હોય તોયે ઘણે અંશે સચ્ચારિણી છે

સહજપણે મેં સત્ય અને બ્રહ્મચર્યના જરા જુદા અર્થો તમારી આગળ મૂક્યા છે. સત્ય એટલે અવ્યભિચારિત્વ—વફાદારી, બ્રહ્મચર્ય એટલે પરમતત્ત્વમાં વિચરણ. સામાન્યપણે આપણે જે વ્રતને બ્રહ્મચર્યને નામે ઓળખીએ છીએ તે એ પરમબ્રહ્મચર્યના સાધનરૂપે એક વ્રત છે.

ભિન્નભિન્ન ધર્મોની જે કાંઈ થોડી માહિતી મને છે તે તમારી આગળ રજૂ કરવામાં મને ઉત્સાહ નથી લાગતો. તેનુ એક બીજુ કારણ પણ છે. મને આજે એવો વિશ્વાસ નથી કે જગતમા આજે જે ધર્મો કે તેના સંપ્રદાયો ચાલુ છે તે પૈકી એક પણ આપણો ઉદ્ધાર કરવા સમર્થ છે. બધા ધર્મોનો અભ્યાસ કરી, દરેકનો કાંઈક અંશ લઈ, ચાર પંડિતો કે

મુત્સદ્દીઓએ મળી એકાદ નવા ધર્મની સ્થાપના કરવી જોઈએ એમ કોઈ કહે. તો તેને પણ હું વ્યર્થ પ્રયત્ન માનું છું નવધર્મની સ્થાપના આ પ્રમાણે થઈ શકતી નથી પંડિતોદ્વારા ધર્મનો પ્રચાર (પ્રોપેગેન્ડા) થઈ શકે ખરો, પણ ધર્મસ્થાપના એ પંડિતોનો વિષય નથી ધર્મસ્થાપના એટલે પાછલા ધર્મોનો સમન્વય કે કાપકૂપ નથી, તે અનેક ધર્મોનો સંકર નથી, નવા ભાષ્યની રચના નથી, જૂના વૃક્ષ પર નવી કલમ બેસાડવાની કળા નથી બુદ્ધ અને મહમ્મદે જે ધર્મો સ્થાપ્યા તેને પરિણામે તેમની પૂર્વેના ધર્મશાસ્ત્રો રદ અને નિરર્થ થયા જેમ કોઈ પરાક્રમી પુરુષથી નવા વંશની સ્થાપના થયેલી ગણવામા આવે છે, અને જાણે તેને કોઈ પૂર્વજો જ નહોતા એમ લાગવા માંડે છે, તેમ જ્યારે કોઈ સ્વતંત્ર દૃષ્ટિ પ્રાપ્ત થયેલો પુરુષ ઉત્પન્ન થાય છે ત્યારે નવધર્મની સ્થાપના થાય છે તેના ધર્મમા પૂર્વના ધર્મોના તત્ત્વો હોતા જ નથી એમ નહિ, પણ તેની પ્રમાણભૂતતા જૂના ગ્રંથોથી નહિ, પણ એ પુરુષના પોતાના વચન-અનુભવથી હોય છે જ્ઞાનેશ્વરે અમૃતાનુભવમા કહ્યુ છે તેમ, "આ મત શિવે શિવસૂત્રમા અને કૃષ્ણે ગીતામા રજૂ કર્યો છે, શિવે કે કૃષ્ણે એ મત દર્શાવ્યો છે માટે હું તે કહેતો નથી, પણ મારો પોતાનો એ અનુભવ છે માટે કહું છુ" એક રાજાની વાત સાંભળી હશે તેણે એક બીજા રાજાની દીકરી માટે માગુ મોકલ્યુ દીકરીના બાપે તેની વંશાવળી પૂછી રાજાએ કહેવડાવ્યુ "હું મારા ખડ્ગમાંથી ઉત્પન્ન થયો છુ, મારુ ખડ્ગ મારો આદિપુરુષ છે" નવધર્મની સ્થાપના આ પ્રમાણે થાય છે જેમ એકાદ સંપૂર્ણ કાયદો (કોડ) પસાર થાય, એટલે તેની પૂર્વેના છૂટકછૂટક કાયદાઓ જોવા પડતા નથી, તેમ નવધર્મસ્થાપક નિર્માણ થયા બાદ વેદ, કુરાન, બાઈબલ વગેરે સર્વે ધર્મશાસ્ત્રોને નિરુપયોગી કરનારુ શાસ્ત્ર નિર્માણ થશે એવા સ્થાપકની હું અપેક્ષા કરુ છુ

મારુ આ કહેવુ તમને આજે ગળે ઉતરશે જ એવી મને ખાતરી નથી એની બીજી બાજુ રજૂ કરી તમને સારી પેઠે ગૂંચવાડામા નાખી દે એવી દલીલો કરવી અશક્ય નથી પણ હું તમને આટલુ ખાતરીથી કહુ છુ કે હું જે કહુ છુ તે જ્યા સુધી તમારે ગળે ન ઉતરે ત્યા સુધી તમારા ચિત્તનો મોક્ષ થવાનો નથી પછી "नाऽद्य चित्त बंधमोक्षौ कुतो मे ?" એવુ બોલી ભલે તમે સમાધાન માની લ્યો

# સેવાવડે

પૂજાલાલ

[ઉપજાતિ]

તારો મહાપ્રેમ લઈશ જીતી
સેવાતણા મૌનભર્યા પ્રભાવે
નિષ્કામ ને નિર્મમ કર્મપ્રીતિ
એકાંત તારાં નહિ શું હલાવે?

તારે પદે મસ્તકને નમાવી
નમાવી તારો મહિમા અનંત
ચૂમી લઈને હૃદયે જમાવી
બનીશ તારા સમ તેજવંત.

તારે પદે તારકશુભ્ર રેણુ;
લોટી તહીં દિવ્ય વિભૂતિ અંગે
ધારી નિવારીશ અસહ્ય મેણું
નિર્માલ્યતાનું વળગેલ સંગે.

સેવાશ્રમે જન્મત સ્વેદધારે,
મંદાકિનીનો મહિમા ભરાશે,
ને કાંતિ જે શોભત અંગ તારે
તે મર્ત્ય દેહે મુજ ઊભરાશે.

સેવાતણા શ્વાસમહીં અખંડ
તારો મહાપ્રાણ લઈ બનીશ
સામર્થ્યશાળી; યમના પ્રચંડ
દંડે સદા અક્ષત હું રહીશ.

સેવાતણા તાર લઈ અભંગ
ગૂંથીશ હું આભવિશાળ જાળ;
આનંદનું અદ્ભુત ત્યાં વિહંગ
બંદી કરી રાખીશ સર્વકાળ.

# સમાજવાદ: એક દૃષ્ટિબિંદુ

જશવંતરાય અંજારિયા

## ૧

**સમાજવાદની ફિલસૂફી** ઘણી જૂની છે જ્યારે તવંગર અને રંક વચ્ચેનો ભેદ અત્યારની આર્થિક-સામાજિક રચનામાં છે તેના કરતાં ઘણો ઓછો હતો, ત્યારે પણ સમાજવાદી આદર્શ કેટલાક વિચારકોએ રજૂ કર્યો હતો. પ્લેટોના મત પ્રમાણે તો રાષ્ટ્રની એકતા સંપૂર્ણપણે જળવાય એટલા માટે માત્ર મિલકત નહિ પણ સ્ત્રીઓ પણ સામાન્ય માલિકીની હોવી જોઈએ, જેથી રાજ્યમાં 'મારુંતારું'ની ભાવનાને બદલે 'આપણું' એ જ ભાવના રહે. ત્યારપછી અનેક સુધારકોએ એક કે બીજા પ્રકારની સમાજવાદી પુનર્રચનાની હિમાયત કરી છે. એ હિમાયતનાં કારણો ભિન્નભિન્ન હતાં. કેટલાકને નાણાંનો ઉપયોગ સર્વ અનર્થોનું મૂળ લાગેલો, કેટલાને નફો મેળવવાની વૃત્તિ અધમ જણાઈ, કેટલાકને નિરંકુશ હરીફાઈથી થતો સામાજિક અપવ્યય અસહ્ય લાગ્યો. સામાન્ય રીતે એમ કહી શકાય કે મનુષ્યહૃદયમાં ભ્રાતૃભાવના ઊંડેઊંડે રહેલી છે, તેથી ગરીબ તવંગરના ભેદ લાગણીમય હૃદયને ખૂંચે છે. એ કારણે સમાજવાદી કે સામ્યવાદી કોઈ પણ આદર્શ વ્યવસ્થા માટે સહૃદય વિચારકોને એક જાતનો મોહ તો હમેશાં રહેવાનો. આવી જાતની હૃદયની કંઈક અંશે ધાર્મિક, કંઈક અંશે કાવ્યમય, એવી ભાવનાને કાર્લ માર્ક્સે શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું—આપવા પ્રયત્ન કર્યો. કામદારવર્ગ સિવાય બધાની કમાણી કેવળ લૂટ છે એમ તેણે જાહેર કર્યું. ઇતિહાસના ક્રમ પ્રમાણે મૂડીવાદ સ્વયં જ છેવટે સમાજવાદમાં પરિણમશે, માટે માત્ર જગતભરના કામદારોએ જાગી એક મહાન ક્રાન્તિ કરવાની જરૂર છે એવી તેણે ઘોષણા કરી. કાર્લ માર્ક્સની ફિલસૂફીમાં જે અનેક છિદ્રો છે તે આજે તો હરકોઈ અભ્યાસી જાણે છે. માર્ક્સનું અર્થશાસ્ત્ર કેવળ પ્રાથમિક અને અનેક ગૂંચવણોથી ભરેલું છે, એમ તો કદાચ એના આજના અનુયાયીઓ પણ સ્વીકારશે. કાર્લ માર્ક્સની અસર વિચારના ઇતિહાસ પર અને માનવસંસ્કૃતિના વિકાસ પર કેવી અને કેટલી થઈ એ બહુ ગંભીર પણ અઘરો પ્રશ્ન છે. એટલું તો કહી શકાય કે એના સિદ્ધાંતોએ મૂડીવાદી જગતને જબરો ધક્કો પહોંચાડ્યો, અને આજે પણ એના નામમાં એક જાતનું જાદુ છે?[1] આપણા દેશમાં, ખાસ કરીને યુવકવર્ગમાં, સમાજવાદની સ્થાપનાથી આપણી બધી મુશ્કેલીઓનો અંત આવશે એવી માન્યતા મજબૂત થતી જતી લાગે છે. ગાંધીજીની ફિલસૂફીમાં ખરા સમાજવાદને—વર્ગવિગ્રહ વગેરે સહિત—સ્થાન નથી, માટે જ એ

---

૧ પ્રો. લાસ્કીના શબ્દોમાં Marx's role at once the epitaph of the new capitalism and prophecy of its ultimate outcome." 'Communism' પૃ. ૨૨. H. G. Wells કહે છે "Marxism is in no sense creation or curation" અને "The influence of Marx has been an unqualified drag upon the progressive re-organisation of human society." 'Experiment in Autobiography' પૃ. ૧૮૦ અને ૨૧૪.

નકામી છે, એમ કેટલાક માને છે. સમાજવાદનાં અનેક રૂપમાંથી આપણે કયું સ્વીકારીશું એ હજુ કોઈએ ખાસ નક્કી કર્યું જણાતુ નથી. સમાજવાદી તંત્રનું શાસ્ત્રીય પૃથક્કરણ આપણે હજુ કર્યું નથી. તેથી જ સમાજવાદ લોકપ્રિય થતો જતો હોય તો નવાઈ નહિ.

આ લેખનો ઉદ્દેશ સમાજવાદની સંપૂર્ણ સમીક્ષા કરવાનો નથી; માત્ર, અર્થશાસ્ત્રની દૃષ્ટિએ કેટલીક મૂળભૂત સૂચવણો રજૂ કરવાનો છે. એ સૂચવણો હોય છતાં પણ આપણે સમાજવાદ સ્વીકારવાને તૈયાર હોઈએ તો એની સામે અર્થશાસ્ત્રને કંઈ જ કહેવાનું ન રહે. છેવટે, પ્રજાએ શી નીતિ અખત્યાર કરવી, અનેક આદર્શોમાંથી કયો આદર્શ સ્વીકારવો, એ નક્કી કરવાનું કામ નીતિશાસ્ત્રનું હોય તો ભલે. અર્થશાસ્ત્ર એ વિષે તટસ્થ છે. ટૂંકમાં, સમાજવાદની મુશ્કેલીઓ બતાવવાનો ઉદ્દેશ સમાજવાદનો વિરોધ કે મૂડીવાદની હિમાયત કરવાનો નથી જ. પણ, જો એ મુશ્કેલીઓ ખરેખરી જ હોય તો એ બધુ ચલાવી લઈને પણ આપણે સમાજવાદી તન્ત્રને પસદ કરીશુ કે નહિ એ નક્કી કરવું પડશે.

૨

સમાજવાદના ઘણા પ્રકારો છે એમ ઉપર કહ્યું. પણ સામાન્ય રીતે સમાજવાદી વ્યવસ્થામાં નીચેનાં બે લક્ષણો મહત્ત્વનાં કહી શકાય. એ બન્ને સ્વીકારવાથી શાં પરિણામની આશા રાખી શકીએ, એ આપણે અહીં વિચારીશું (અ) ખાનગી મિલકત ગેરકાયદેસરઃ દ્રવ્યઉત્પાદનનાં બધાં જડ સાધનો—દેશની જમીન, જગલો, નહેરો અને બધી જ મૂડી —રાજ્યના હાથમાં હોય; (બ) શું ઉત્પન્ન કરવું અને કેટલું એ રાજ્ય નક્કી કરે. અત્યારે જેમ મૂડીદાર નફાની આશાએ જ અથવા નફાના લોભે જ વસ્તુઓ ઉત્પન્ન કરે છે તેમ થવાને બદલે સામાજિક હિત માટે, પ્રજાની ભૌતિક—અને કદાચ આધ્યાત્મિક પણ—ઉન્નતિ માટે, જે વસ્તુઓ આવશ્યક જણાય તે જ ઉત્પન્ન થાય.

તે ઉપરાંત દ્રવ્યની વહેંચણી પણ અત્યારે છે તેવી તો ન જ હોવી જોઈએ. કામદાર-વર્ગ જ સમસ્ત દ્રવ્યનો અધિકારી છે. પણ દર વર્ષે—કે અમુક સમયને અન્તે—પેદા થયેલું દ્રવ્ય કયા સિદ્ધાંત પર વહેંચી આપવુ એ વિષે મતભેદ છે કેટલાક માને છે કે દરેકને જરૂરિયાત પ્રમાણે આપવું; "દરેક પાસેથી શક્તિ પ્રમાણે, દરેકને જરૂરિયાત પ્રમાણે" એ એમનું ધ્યેય છે. કેટલાક 'બધાને સરખું' વહેંચી આપવામા માને છે, અને કેટલાક દરેકને કામ પ્રમાણે આપવાનું યોગ્ય ધારે છે. દ્રવ્યની વહેંચણીનો આ પ્રશ્ન મહત્ત્વનો છે. સમાજવાદી પુનર્ઘટનાની હિમાયત કરનારાઓએ એ વિષે સહમત થવાની જરૂર છે. પણ આપણે અહીં તો એમ માની લઈશુ કે દ્રવ્યની વહેંચણી સારામાં સારી રીતે—સૌને સંતોષ મળે—એમ થઈ શકશે.

૩

ઉપરના બે મુદ્દાની ચર્ચા કરતા પહેલાં એ માગણીનાં કારણો ટૂંકમાં જોઈ જઈએ. સમાજવાદની હિમાયતનાં કારણો નૈતિક, આર્થિક અને સામાજિક છે. નૈતિક દૃષ્ટિએ એમાં કુટુંબભાવનાનો વિકાસ જણાય છે; વિનાશક હરીફાઈ અને સ્વાર્થમય નફો મેળવવાની વૃત્તિને બદલે માનવસહકાર એ જ એનો મહામન્ત્ર હોય એમ લાગે છે. આર્થિક દૃષ્ટિએ સમાજવાદ અત્યારની પદ્ધતિમાં જણાતી અનેક બૂરીઓનું નિવારણ કરવાનું વચન આપે છે.

દાખલા તરીકે, મૂડીવાદી વ્યવસ્થા નીચે અનેક માણસો ભૂખે મરતા હોય છતાં સમાજની શ્રમશક્તિનો મોટો ભાગ તવંગરોને મોજશોખના સાધનો પૂરાં પાડવામાં ખર્ચાઈ જાય છે, એ રીતે જોતાં મંગળ પરનો કોઈ માનવી આપણી વ્યવસ્થા જોઈ પૃથ્વીને સૂર્યમંડળનું દિવાનાખાનું માને તો નવાઈ નહિ[1]. આજે જગતભરમાં મંદી વ્યાપી રહી છે—અથવા આજ સુધી વ્યાપી રહી હતી, અને હવે ધીમેધીમે જતી લાગે છે—અને દુનિયાના કામદારોનો ૧/૪ થી ૧/૩ ભાગ બેકાર છે. કોફી, ઘઉં, રબર અને એવી અનેક વસ્તુઓની આપણને જરૂર છે છતાં એના ભાવ ટકાવી રાખવાની ખાતર કે વધારવાની ખાતર એ વસ્તુઓનો નાશ કરવામાં આવે છે. આવી અંધાધૂંધી થવાનું કારણ મૂડીવાદી રચનાનું કંઈ અંતર્ગત લક્ષણ છે કે એ બીજાં—મૂડીવાદના ખરા તત્ત્વથી ભિન્ન—કારણોને આભારી છે એનો પૂરો વિચાર કર્યા સિવાય એ પદ્ધતિને વખોડી કાઢવામાં આવે છે. વળી, સામાજિક દૃષ્ટિએ વર્ગભેદવિનાનો સમાજ વિશેષ શાન્તિ ભોગવી શકે અને એ વર્ગભેદનો નાશ વર્ગવિગ્રહદ્વારા જ થશે એમ કહેવામાં આવે છે, બીજી કેટલીક દલીલો પણ રજૂ કરવામાં આવે છે. દરેકને જો પ્રાથમિક જરૂરિયાતો પૂરી પડવાની ખાતરી હોય તો ઉચ્ચ કક્ષાની કળાઓનો અને વિજ્ઞાનનો પણ વિશેષ વિકાસ થાય. એવી અનેક આશાઓ સમાજવાદ પૂરી શકશે કે કેમ એ સવાલ છે.

આ લેખની વિચારસરણી જો ખરી હોય તો સમાજવાદી પુનર્ઘટના ધારીએ છીએ એટલી સહેલી નથી. એ ક્રાન્તિને રસ્તે જતાં આપણી આર્થિક જ નહિ પણ બધી જ સામાજિક સંસ્થાઓને નવું સ્વરૂપ આપવું પડશે, આપણા દરેક જીવનક્ષેત્રમાં મૂલ્યપરિવર્તન કરવું પડશે. ક્રાન્તિની હિમાયત એ અગ્નિ સાથે રમત છે. એ રમત રમતાં જે સાહસ ખેડવું પડશે તે આપણે શા માટે ખેડીએ છીએ, એ આપણી જાતને પૂછવું જોઈએ.

## ૪

સમાજવાદનો મુખ્ય હેતુ ખાનગી મિલકતનો અંત આણવાનો છે, મૂડીવાદ અને મૂડીવાદીઓનો નાશ કરી કામદારવર્ગને સર્વોપરિ બનાવવાનો છે. હવે, ખાનગી મિલકત વિના આપણે કેટલે દરજ્જે ચલાવી શકીશું એ એક સવાલ છે. થોડીઘણી ખાનગી મિલકત તો વ્યક્તિત્વના વિકાસ માટે આવશ્યક છે એમ ઘણા કબૂલ કરશે. રશિયામાં પણ થોડેઘણે અંશે ખાનગી મિલકત રહેવા દેવામાં આવી છે એટલું જ નહિ, પણ સમાજવાદના મુખ્ય સિદ્ધાંતથી બિલકુલ વિરુદ્ધ, ખાસ કુશળ કારીગરોને બીજા કરતાં વિશેષ આવક ભોગવવાનો હક્ક આપવો પડ્યો છે, એટલે કે એમની સેવાની કિંમત વિશેષ ગણવી પડી છે. છતાં, ખાનગી મિલકતના જે હક્કો અત્યારે છે તે બધા જ અથવા તે જ સ્વરૂપમાં આર્થિક પ્રવૃત્તિ માટે આવશ્યક છે એમ કહી શકાય નહિ. અંગત નફાની આશા વિના કે ભૂખમરાના ભય વિના માણસ પૂરેપૂરા ઉત્સાહથી કામ કરે નહિ એ માન્યતા મનુષ્યસ્વભાવ વિષે વધારે-પડતી નિરાશાવાદી લાગે છે. મનુષ્યસ્વભાવ એ કંઈ એવું જડ તત્ત્વ નથી કે હમેશને માટે એકસરખું જ રહે. જુદા વાતાવરણમાં એ જુદે રૂપે પ્રકાશી નીકળે એમ માનવું વધારે યોગ્ય છે. તેથી આર્થિક દૃષ્ટિએ, મિલકત ખાનગી ન હોય, એટલે કે પોતાની મૂડીનો યથેચ્છ ઉપયોગ કરવાની છૂટ ન હોય તો કેવળ એ જ કારણે ઓછું દ્રવ્ય પેદા કરી શકશે એમ ન

૧. જુઓ Sidney & Beatrice Webb: 'Decay of Capitalist Civilisation.'

કહી શકાય. જો રાજ્ય પાસે એવું કંઈ માપ કે ધોરણ હોય કે જેથી સદ્વ્યય અને દુર્વ્યય વચ્ચે બરાબર ભેદ થઈ શકે અને જો રાજ્ય દરેક વસ્તુ ઓછામા ઓછા શ્રમ અને મૂડીના વ્યયથી કરી શકે તો એકંદરે કદાચ ઓછુ નહિ પણ વધારે દ્રવ્ય પેદા કરી શકીએ.

પણ બીજા મુદ્દા પર આવીએ. દેશનાં સમસ્ત ઉત્પાદનસાધનોની માલિકી અને તેનો વહીવટ રાજ્યના હાથમા સોંપાયા પછી રાજ્ય એની વ્યવસ્થા શી રીતે કરશે? એ તો દેખીતું છે કે દ્રવ્યોત્પાદન માટે કુદરતી તત્ત્વો અને મૂડી ઉપરાંત સામાન્ય કામદારો, કુશળ કારીગરો અને દેખરેખ રાખનારાઓની જરૂર રહે છે. સમાજવાદની પહેલી સૂચવણ તો એ છે કે રાજ્ય પાસે મૂડી હશે, કુદરતી તત્ત્વો હશે, પણ જે જે વસ્તુઓ તૈયાર કરવાની યોજના કરશે તેને માટે, તે સમયે અને તે સ્થળે, જોઈતા કામદારો મળી શકશે કે કેમ? ધારો કે અમુક જથ્થામા કપાસ તૈયાર કરવાનું, અમુક પ્રમાણમા વીજળીશક્તિ તૈયાર કરવાનું, અમુક સંખ્યામા ઘરો અને કારખાનાં બાંધવાનું નક્કી થયુ, અને એ જ રીતે આજના સુધરેલા સમાજને જે લાખો વસ્તુઓની જરૂર છે તે બધી માટે વાર્ષિક કે પચવાર્ષિક યોજના ઘડાઈ એ યોજના ઘડાતા જ, એકંદરે કેટલા કામદારો જોઈશે, દરેક ઉદ્યોગમાં કેટલા જોઈશે, દરેક જાતના ધંધામાં પ્રવીણ કારીગરો કેટલા જોઈશે, વગેરે લગભગ નક્કી થઈ ગયું.[1] એ આખી યોજના તૈયાર કરવા માટે જે વીગતવાર હકીકતો અને આંકડાઓ જોઈશે, અને એ યોજનાનો અમલ કરતા આપણા હુન્નરઉદ્યોગ અમલદારી જડતાના ભોગ થઈ પડશે એ મુશ્કેલી અત્યારે જતી કરીએ.[2] પણ એ રીતે જે કામદારોની એકંદર સંખ્યા નક્કી થઈ તેટલી જ સંખ્યા બરાબર મળશે કે કેમ? એ એકંદર માગ અને સમસ્ત પ્રજામાંથી કામ કરી શકે એવા માણસોની સંખ્યા બરાબર બંધબેસતાં આવશે એવુ માનવા કારણ નથી કોઈ વખતે કામદારોની અછત જણાશે, તો કોઈ વખત જરૂર કરતાં વધારે કામદારો તૈયાર હશે. દેશના એક ભાગમાથી બીજા ભાગમાં વારવાર કામદારોને ફેરવવા પણ પડે. જો એકંદર વસ્તીમાંથી કામ કરવા તૈયાર માણસોની સંખ્યા રાજ્યની માગ કરતાં ઓછી કે વધારે જણાય, તો બે ત્રણ ઉપાયો યોજી શકાય એક તો ફરજિયાત કેળવણી

૧. 'લગભગ' એટલા માટે કે કામદારશક્તિ અને યન્ત્રશક્તિ અમુક હદ સુધી એકબીજાને બદલે મૂકી શકાય. એક જ વસ્તુ તૈયાર કરવા માટે કેટલી કામદારશક્તિ અને કેટલી યન્ત્રશક્તિનું મિશ્રણ કરવું એનો આધાર બન્નેના ભાવ ઉપર અને એ વસ્તુના ઊપજનારા ભાવ પર છે. પણ, સમાજવાદી તંત્રમા 'ભાવ'નો અર્થ રહે નહિ, કારણ કે મજૂરીના દર હોય તોપણ મૂડીના દર હોય નહિ. દ્રવ્યોત્પાદનના કેટલાક વિભાગમાં અમુક પ્રમાણમા જ મજૂરી અને મૂડીને મેળવી શકાય. જો બધી વસ્તુઓ પેદા કરવા માટે એમ હોય તો 'લગભગ'ની જરૂર ન પડે. બીજા શબ્દોમાં કહીએ તો જ્યારે technical co-efficients of production fixed હોય ત્યારે કેટલી વસ્તુ પેદા કરવી છે, એ નક્કી થતા કેટલી મજૂરીની જરૂર છે એ તદ્દન નક્કી થઈ જાય.

૨. આજે કોઈ ઉદ્યોગ રક્ષણ માગે છે અને છેવટે એને રક્ષણ મળે છે તે વચ્ચે જે સમય જાય છે તેની સામે આપણે ફરિયાદ કરીએ છીએ. ટેરિફ બોર્ડ તપાસ કરે, કંઈ પણ ભલામણ કરે, પછી ધારાસભાની પરવાનગી મળે, ત્યાં સુધીમાં એટલો સમય નીકળી જાય કે સંજોગો બદલાઈ ગયા હોય. સમાજવાદી તંત્રમાં તો દરેક પગલે એવો જ કંઈ કાર્યક્રમ રહેવાનો. અણધાર્યા સંજોગ ઉપસ્થિત થતા જે તરત ફેરફારો કરવા જોઈએ તે ભાગ્યે જ થઈ શકશે, અથવા થઈ શકશે તો એવા નિર્ણય કરવાની સત્તા કોઈ આપખુદ સરમુખત્યારને આપણે સોંપવી પડશે.

માટે ઉમરની હદમાં ફેરફાર થઈ શકે, કેળવણીનો સમય લંબાવી અથવા કામમાંથી ફારેગ થવાનો સમય વહેલો લાવી દેશની કામદારશક્તિ ઓછી કરી શકાય. અથવા જો દસ કે પંદર વર્ષ પહેલાંથી ભવિષ્યની અછતની ખબર પડે તો મોટા કુટુંબવાળા માબાપોને ઇનામો અથવા ઇનામો આપી ઉત્તેજન આપવામાં આવે. તે જ પ્રમાણે વસ્તીની સંખ્યા બહુ વધી જતી જણાય તો સંતતિનિયમનના સાધનો રાજ્ય પૂરાં પાડે. એમ રાજ્યની માગને બંધ બેસતી જ સંખ્યા યોજના પ્રમાણે કામ કરવા તૈયાર મળી આવે એમ બની શકે. સમાજવાદી વ્યવસ્થા નીચે અણધાર્યા સંજોગો સિવાય, બેકારીનો પ્રશ્ન બહુ ગંભીર તો ન જ રહે એમ કહી શકાય. પણ બીજી મુશ્કેલી તો છે જ. દરેક ઉદ્યોગ માટે જેટલા માણસો જોઈએ તેટલા જ મળી શકે એમ કેમ બને? કોઈ વખતે વધારેપડતો પ્રવાહ ખેતીવાડી તરફ વળે, કોઈ વખતે કોલસા કે સોનાની ખાણો તરફ વળે, કોઈ વખતે ડાક્તરોની સંખ્યા વધારે-પડતી હોય અને કોઈ વખતે રસ્તા સાફ કરનારાઓની. જ્યાં સુધી દરેકને પોતાનો ધંધો પસંદ કરવાની છૂટ હોય, માબાપને યોગ્ય લાગે એવી કેળવણી છોકરાઓને આપવાનો હક્ક હોય, ત્યાં સુધી દરેક ઉદ્યોગ તરફ જોઈતી સંખ્યા જ વળે એમ બને નહિ. પરિણામે, પોતાનું જીવનકાર્ય પસંદ કરવાની સ્વતંત્રતા—જે અત્યારે આપણે ખૂબ કીમતી ગણીએ છીએ, જેની ખાતર આપણે આપણાં માબાપ સાથે લડીએ છીએ—એ સ્વતંત્રતા બિલકુલ રહે નહિ. રાજ્ય પોતાની એટલે પોતે નક્કી કરેલ યોજના પાર પાડવા આવશ્યક કામદારશક્તિ તૈયાર કરે, જોઈતા પ્રમાણમાં જ દરેક ધંધા માટે તાલીમ આપે અને આપણી અનિચ્છા છતાં ગમે તે કામ કરવા ફરજ પાડે. છેવટે જીવનનો એક પણ વિભાગ એવો ન રહે કે જેમાં રાજ્યની દખલગીરી ન હોય.

સાફ સ્પષ્ટ છે. દ્રવ્યોત્પાદનનાં અમુક જ સાધનો રાજ્યના હાથમાં હોય અને બીજાં વ્યક્તિગત પસંદગી પર અવલંબતી રચના હોય, એ વસ્તુસ્થિતિ લાંબો વખત ચાલી શકે નહિ. ધીમેધીમે રાજ્યની માલિકી દ્રવ્યોત્પાદનનાં બધાં સાધનોથી આગળ વધી સમાજની શ્રમશક્તિ સુધી જાય અને પ્રજા કેવળ ઘેટાંઓના ટોળા જેવી બની જાય. કુટુંબની સંસ્થા પણ અત્યારે છે તેવી ન જ રહે. પરણવાના અને પ્રજોત્પત્તિના હક્ક પર અંકુશ મુકાય. ધાર્મિક ભાવનાઓમાં પણ ફેરફાર થાય. એ બધા ફેરફારો અનિષ્ટ છે એમ ન કહીએ, તોપણ માત્ર રાજ્યને દ્રવ્યોત્પાદનનાં સાધનોની માલિકી સોંપી બધો જ આર્થિક વ્યવહાર રાજ્ય વડે જ યોજતાં કેટલી હદ સુધી આપણે જવું પડે એ વાત પર તો ભાર મૂકીએ. જ કેટલાક સમાજવાદીઓ એમ માને છે કે પોતાની જે શક્તિ સરસ લાગે તેનો વિકાસ કરવાની છૂટ તો સમાજવાદી તંત્ર આપી શકશે, પણ એમ થવું શક્ય નથી. રશિયાનો અનુભવ સ્પષ્ટ છે. ત્યાં 'લાલ લશ્કર' અને 'કમ્યુનિસ્ટ પક્ષ' વગેરેને રાજ્ય હુકમ કરે તે સમયે અમે ત્યાં જવાની ફરજ છે. એટલું પણ બસ ન થાય તો ૧૮ થી ૪૫ વર્ષના માણસો માટે અને ૧૮ થી ૪૦ વર્ષની સ્ત્રીઓ માટે રાજ્ય જે કામ સોંપે તે કરવાનું ફરજિયાત છે.[1] આવો અંકુશ—કોઈ જાતના ધાર્મિક ઝનૂન કે અંધશ્રદ્ધા સિવાય—આપણે સહન કરી શકીએ એ સંભવતું નથી.

1. જુઓ Barbara Wotton 'Plan or No Plan' પૃ ૭૮-૮૩

૫

આટલેથી બસ નથી ધારો કે રાજ્યના હાથમાં—ભલે એમાં કામદારો સર્વોપરિ હોય—જેટલાં જોઈએ તેટલાં, જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં, ઉત્પાદનસાધનો અને કુદરતી શક્તિઓના સમુદાય છે. એ જુદાંજુદાં તત્ત્વોને સંયોજી પ્રજાને જોઈતી અનેક વસ્તુઓ બનાવવાની છે. હવે બે સવાલ ઊભા થાય છે: રાજ્યે શું શું તૈયાર કરવું? અને કેટલું?

જો સમાજની જરૂરિયાતો બહુ મર્યાદિત હોય, દરેક જરૂરિયાત પૂરી પાડવા એક જ વસ્તુ દરેકને જોઈતી હોય, અને એ રીતે બધી જરૂરિયાતો વિષે બધા એકમત હોય, તો દરેક વસ્તુ દરેકને કેટલી જોઈશે તે જાણી શકાય, અને એકંદરે કેટલું ઉત્પન્ન કરવું એ નક્કી કરી શકાય. પણ જે સમાજને અનેક જરૂરિયાતો છે, જે સમાજમાં એક જ જાતની જરૂરિયાત પૂરી પાડવા અનેક વસ્તુઓમાંથી પસંદગી કરવી શક્ય છે, એ સમાજ માટે આવો નિર્ણય તરત થઈ શકે નહિ. કોઈ વસ્તુની કિંમત એના અન્તર્ગત કોઈ લક્ષણમાં નથી, એ વાત ભુલાવી જોઈએ નહિ. દરેક વસ્તુની કિંમત સમય અને સંજોગો પરત્વે છે. પ્રકાશ માટેની જરૂરિયાત વીજળીની બત્તીથી તેમ ગૅસની બત્તીથી પૂરી પડી શકે. કયે વખતે અને કેટલા પ્રમાણમાં એક માણસ વીજળી પસંદ કરશે કે ગૅસ, એ સીધી રીતે પહેલેથી કહી શકાય નહિ. તેવી જ રીતે, ક્ષુધા કે તૃષા જેવી પ્રાથમિક જરૂરિયાત સંતોષવા માટે કોઈને ઘઉં, કોઈને બાજરો, કોઈને ફળફૂલ, કોઈને દૂધ, કોઈને ચા ઠંડાં પીણાંની આવશ્યકતા લાગશે. અને દરેક માણસ દરેક વસ્તુના ઉપભોગથી કઈ હદે સંતોષાશે તેનો આધાર દરેક વસ્તુની કિંમત પર છે. એક માણસ ચાના બીજા કપથી સંતોષાઈ જશે કે પાયમા પછી તેનો આધાર કેવળ ચા માટેના તેના શોખ પર નથી, પણ ચાના ભાવ પર અને ચા સાથે તેને બીજું શું મળે છે, કોફી, કોકો વગેરેના ભાવ શા છે, એનો બીજો ખોરાક શો છે તેના પર છે. ટૂંકમાં કોઈ પણ વસ્તુ માટે કોઈ પણ માણસની માંગ સ્વતન્ત્ર નથી, એટલે કોઈ વસ્તુની કિંમત પણ નિરપેક્ષ નહિ પરંતુ સાપેક્ષથી જ ગણી શકાય. તેથી દરેક વ્યક્તિને દર અઠવાડિયે અમુક ખોરાક, અમુક કપડાં કે અમુક મોજશોખનાં સાધનો આપવાથી દરેકને સરખો સંતોષ મળે એમ ન જ કહી શકાય ત્યારે રાજ્યે શુ શું ઉત્પન્ન કરવું અને કેટલું? અમુક વસ્તુઓ સમાજવાદી તન્ત્ર ન જ કરી શકે સ્ત્રીઓને હજાર જાતની રંગબેરંગી સાડીઓ જોઈએ, પુરુષોને પચ્ચીસ જાતની ટાઈમાંથી પસંદગી કરવી જોઈએ, તો એટલી બધી પસંદગી માટે અવકાશ આપવા રાજ્ય બંધાય જ નહિ. તેલ, સાબુ, બટન વગેરેની જે સેંકડો જાતો આજે મળી શકે છે તેને બદલે ત્રણચાર જાત જ બનાવવા રાજ્યવ્યવસ્થા કરે. વળી, અત્યારે જે જે વસ્તુઓની માગ છે તે બધી જ બનાવવાનું પણ રાજ્ય ન જ સ્વીકારે. કારણ કે એમ કરવાથી તો સમાજવાદનો મુખ્ય હેતુ ઊડી જાય છે. એ હેતુ પ્રજા અત્યારે માગે છે તે નહિ પણ પ્રજાએ જે માગવું જોઈએ તે આપવાનો છે પ્રજા તો દારૂ માગે, જુગારખાનાં માગે, અનેક જાતનાં અત્તરો માગે, તો એ બધાં રાજ્ય પૂરાં પાડે નહિ જ.[૧] તેથી પ્રજાની

[૧] અહીં કદાચ કોઈ કહે કે કામદારો સર્વોપરિ હોય અને એમની ઇચ્છા પ્રમાણે જ બધી વ્યવસ્થા થતી હોય તો દારૂ પણ ઉત્પન્ન થાય. એનો જવાબ એટલો કે એમ થાય તો તેની સામે અર્થશાસ્ત્રને કંઈ જ કહેવાનું નથી. પણ સમાજવાદી સુધારકો દારૂ કે એવી બીજી એમને અનિષ્ટ લાગતી વસ્તુઓનું અત્યારે જે મૂલ્ય છે તેમાં અર્થશાસ્ત્રનો દોષ ગણતા હોય એમ લાગે છે. જો સમાજવાદી

પસંદગી જેવી કોઈ વસ્તુ જ નથી, એ સમાજવાદનો મુખ્ય સિદ્ધાંત થઈ પડે. દારૂ કે એવી બીજી કેટલીક બાબતોમાં મતભેદ ન થાય એમ માનીએ (જોકે અમેરિકાનો અનુભવ જુદો છે). પણ પ્રજાએ કેળા વધારે ખાવાં કે નારંગી, સિનેમા વધારે જોવા કે નાટક, કાશ્મીર ફરવા જવું કે ઘેર બેસી પુસ્તકો વાંચવાં, એ વિષે પ્રામાણિક મતભેદને સ્થાન છે. એવા તો બીજા અનેક પ્રશ્નો રહે. દરવર્ષે જે દ્રવ્ય ઉત્પન્ન થાય તે બધું જ વહેંચી આપવું કે તેનો અમુક ભાગ નવાં કારખાનાં બાંધી ભવિષ્યની પ્રજાની ખાતર રોકવો? અથવા વાર્ષિક ઊપજનો કેટલો ભાગ એવી રીતે જુદો રાખવો? કેટલે સુધી જઈએ ત્યારે કહી શકાય કે વિશેષ બચતની કિંમત તાત્કાલિક ઉપભોગ જતો કરવાના ભોગથી ઓછી છે?

તાત્પર્ય એ કે સમાજવાદી વ્યવસ્થા નીચે આવા કોમળ પ્રશ્નોનો નિર્ણય કેવળ આપખુદ રીતે રાજ્યસત્તા કરી શકશે—આપખુદ એટલા માટે કે આવા દરેક નિર્ણય માટે કામદારોના મત નહિ લઈ શકાય. તેથી ખાવા, પીવા, પહેરવાની બાબતમાં પણ સંપૂર્ણ છૂટ રહે નહિ, કારણ કે શું અને કેટલું ઉત્પન્ન કરવુ એ તો પહેલેથી જ નક્કી થઈ ગયેલું હોય. આ નિર્ણયમાં પ્રજાની માંગ અથવા એવો બીજો કોઈ સર્વમાન્ય સિદ્ધાંત નથી, માત્ર સ્વેચ્છા જ છે એ ભારપૂર્વક કહેવું જોઈએ. આમ આપણને શું મળશે એ તો આપણા હાથમાંથી ગયું; હવે કેટલુ મળશે એ પ્રશ્ન લઈએ.

એ પ્રશ્ન સહેલો છે. ઉપર કહ્યા પ્રમાણે કેવળ અશાસ્ત્રીય રીતે અથવા કોઈક અર્થનૈતિક ધોરણે દરેક વસ્તુના ઉત્પન્નનુ પ્રમાણ નક્કી થઈ ગયા પછી એ પ્રમાણસર જ દરેક વસ્તુ સમયસર ઊપડી જાય એ વ્યવસ્થા સહેલાઈથી થઈ શકશે. રાજ્ય દરેક વસ્તુની કિંમત એવી રાખશે કે જેથી એની માંગ એ વસ્તુ જે પ્રમાણમાં બજારમા મુકાઈ હોય તે પ્રમાણને બરાબર બંધબેસતી આવે. ધારો કે અમુક જાતનાં કાપડ પર માણસોનો દરોડો પડ્યો અને એમ જણાયું કે એ માલ તરત ઊપડી જશે, એવા સંજોગોમાં એ વસ્તુનો ભાવ તરત જ ઊંચો કરવામાં આવશે કે જેથી એ વસ્તુ નક્કી કરેલા પ્રમાણમાં જ ઊપડી જાય. એવી રીતે દરેક વસ્તુ માટે એક ભાવ એવો મળી આવશે કે જે ભાવે એ માલ બરાબર યોજના પ્રમાણે ઊપડી જાય. અત્યારે કોઈ વસ્તુની અછત જણાતા જ ભાવ ચડે છે એ ખરું, પણ તેની સાથે જ એ વસ્તુ બનાવનારાઓને વિશેષ પ્રમાણમાં નફો મળવાની બારી ઊઘડે છે; અને એ નફો મેળવવા વિશેષ મૂડી અને મજૂરશક્તિ રોકતાં છેવટે એ વસ્તુ વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન થઈ ફરી એ બજારમાં સમતોલતા સ્થપાય છે.[1] સમાજવાદી તન્ત્ર નીચે પ્રજાની

વ્યવસ્થા નીચે પણ દારૂની કિંમત હોય તો નિરંકુશ હરીફાઈ અને ખાનગી મિલકતની યોજનામા દારૂ જેવી વસ્તુઓ ઉત્પન્ન થાય છે એમા એ યોજનાનો દોષ ન ગણવો જોઈએ. માટે જ અર્થશાસ્ત્ર આર્થિક દૃષ્ટિએ જે વસ્તુનુ મૂલ્ય હોય તેને મૂલ્યવાન ગણે છે અને નૈતિક દૃષ્ટિએ એના મૂલ્ય વિષે તટસ્થ રહે છે. જો દારૂનો ઉપયોગ ઓછો થઈ જાય અને દારૂની કિંમત ન ઊપજે તો એ અત્યારે પણ મૂલ્યરહિત થઈ શકે છે.

૨. જ્યા નિરંકુશ હરીફાઈ ન હોય અને કોઈ વસ્તુનુ ઉત્પન્ન એક જ વ્યક્તિ કે સંસ્થા જ નક્કી કરી શકતી હોય ત્યા એ પ્રમાણે નથી થતુ એ દેખીતું છે. અહીં તો માત્ર સામાન્ય રીતે લાંબે ગાળે અત્યારની આર્થિક વ્યવસ્થા નીચે કોઈ પણ વસ્તુનુ ઉત્પન્ન અને તેને માટેની માંગ વચ્ચે કેમ સમાધાન થાય છે તેની વાત છે.

માંગનો કંઈ અર્થ નથી, માટે કોઈ વસ્તુની માંગ અતૃપ્ત રહે તો તે વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન નહિ કરવામાં આવે, પણ ઊંચા ભાવના અંકુશથી એ માંગને દબાવી દેવામાં આવશે. એ રીતે, દરેક માલની કિંમત એ માલ બનાવવા માટે ખર્ચ થયો હોય તે પ્રમાણમાં નહિ રહે રાજ્યના નિર્ણય પ્રમાણે જેટલો જથ્થો બજાર પર મુકાયો હોય તેટલો જ બરાબર ખરીદાઈ જાય એ રીતે ભાવ બધાશે. એમ કર્યા વિના સમાજવાદી તન્ત્રને છૂટકો નથી. અને એમ કર્યાનો અર્થ એટલો જ કે 'ભાવ'નો અર્થ અત્યારે આપણે કરીએ છીએ તે રહેશે જ નહિ. એ 'ભાવ'ને એ વસ્તુ ઉત્પન્ન કરવા માટે થતા શ્રમશક્તિના કે મૂડીના વ્યય સાથે સંબંધ નહિ હોય. વળી, સમાજવાદી તન્ત્ર નીચે વ્યાજનો દર હોય નહિ, છતાં યન્ત્રો ઘસાય, ક્યાંક મૂડી વિશેષ સફળ થાય, ક્યાંક ઓછી, તેથી વ્યાજનો દર નક્કી કર્યા સિવાય દરેક વસ્તુ બનાવવામા કેટલો ખર્ચ થયો એ કહી શકાય નહિ. તેથી આપણે જે નફાતોટાનો હિસાબ સમજીએ છીએ તેવો હિસાબ સમાજવાદી તત્ર ધારે તોપણ રાખી શકે નહિ. રશિયામાં દરેક ઉદ્યોગને સ્વાવલબી થવાની ફરજ છે. દરેક સંસ્થાએ ખર્ચ અને આવક સરખાં રાખવાં જોઈએ. પણ એ ખર્ચની ગણતરી જુદી જાતની છે. રાજ્ય તરફથી મકાન કે જમીન મળ્યાં હોય તેનો હિસાબ એમાં ન હોય. વળી મજૂરીના દર પણ હિસાબ મેળવવાની ખાતર ઓછાવધારે કરી શકાય નિરંકુશ બજાર ન હોતાં મજૂરો તરત બીજે ક્યાંક જઈ શકે નહિ એટલે ઓછે દરે પણ એમને કામ તો કરવું પડે. ટૂંકમાં, આ હિસાબ કેવળ નામનો જ રહે અને સામાજિક શક્તિઓનો વ્યય સારામાં સારી રીતે, ઘણામાં ઘણી કરકસરથી થાય છે કે નહિ તે જાણવા કોઈ જાતનો ચોક્કસ કાંટો રહે નહિ[1] પરિણામે અંધાધૂંધી અને ગેરવ્યવસ્થા જ હોઈ શકે. છેવટે, અત્યારે આપણે છીએ તેના કરતાં પણ વિશેષ ગરીબ થઈ જઈએ તો નવાઈ નહિ. ગરીબ થઈ જઈએ તેમ કહેવાનો અર્થ એ જ કે એકંદર જોતાં આપણને ઓછો સંતોષ મળે. એ સતોષ સિવાય બીજો આંક નથી કે જેથી આપણે આપણી સપત્તિનો કયાસ કરી શકીએ. સંપત્તિના જુદાંજુદાં સાધનો છે. જુદા-જુદા પદાર્થોના સમુદાય વચ્ચે સીધી રીતે સરખામણી થઈ શકે નહિ. આ વર્ષે મારી પાસે બાર પેનસિલ અને એક ફાઉન્ટનપેન હોય અને આવતે વર્ષે માત્ર બે ફાઉન્ટનપેન જ હોય, તો હું ગયે વર્ષે તવંગર હતો કે આ વર્ષે તે મારા સિવાય કોઈ કહી શકે નહિ. સપત્તિ છેવટે વ્યક્તિના સતોષમાં છે. એ સંતોષની કિંમત પૈસામાં થોડેઘણે અંશે આજ થઈ શકે છે. જે વસ્તુ મને વિશેષ સંતોષ આપે તે વસ્તુ પર વિશેષ પૈસા ખરચુ, અને એમ જો બધું મળી સમાજ વિશેષ સંતોષ અનુભવતો હોય તો એ વધારે તવગર છે.

સમાજવાદી તન્ત્ર નીચે અમુક વસ્તુઓ આજ કરતા વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન થાય અને બીજી વસ્તુઓ ઓછા પ્રમાણમા ઉત્પન્ન થાય એટલે સીધી રીતે એ બે સમૂહ વચ્ચે

૧. જુઓ: 'Collectivist Economic Planning', edited by Dr. Hayek; ખાસ કરીને ઑસ્ટ્રિયન પ્રોફેસર મીઝીઝ (Mises)નો લેખ 'Economic Calculation in the Socialist Commonwealth.' મીઝીઝના મત પ્રમાણે "Every step that takes away from private ownership of the means of productionand from the use of money also takes us away from rational economics." અને "Socialism is the abolition of rational economy." પ્રો. રૉબિન્સનો અભિપ્રાય પણ એવો જ છે. જુઓ 'The Great Depression.' પૃ. ૧૪૮-૧૫૫.

સરખામણી કરી એમાંથી કયો સમૂહ વિશેષ કીમતી થયો એ કહી શકાય નહિ, અને પ્રજાની માંગ તો અવગણેલી જ હોય એટલે પ્રજાને સંતોષ મળે છે કે નહિ તે પણ પૂછવું નકામું છે.

૬

આ ગૂંચવણોનો અર્થ વિશેષ સ્પષ્ટ કરવા ખાતર અત્યારની મૂડીવાદી વ્યવસ્થામાં શું થાય છે તે જોઈએ. એ પદ્ધતિ નીચે શું પેદા કરવું અને કેટલું એ કોઈ જ નક્કી કરતું જણાતું નથી. સૌ સૌને મન ફાવતું કરતું જણાય છે, તો એમાં પણ શું અંધાધૂંધી નથી!

અત્યારની આપણી વ્યવસ્થામાં એકંદર યોજના બિલકુલ નથી એ સ્પષ્ટ છે. મૂડીવાદી સમાજમાં કોઈ પણ સંસ્થા એવી નથી કે જે એવો નિર્ણય કરે. પણ તેથી ક્યાંય વ્યવસ્થા નથી, એમ નથી. યોજનાઓ તો છે, પણ તે જુદીજુદી વ્યક્તિઓ કરે છે. દરેક આર્થિક પ્રવૃત્તિની જવાબદારી તે પ્રવૃત્તિ હાથમાં લેનાર પર છે, એટલે કે મૂડીદાર પર છે, સાહસ ખેડનાર પર છે. એક મૂડીદાર પોતાની મૂડીનો શો ઉપયોગ કરવો એ નક્કી કરવા દરેક વસ્તુના ભાવ તરફ જોશે. દરેક વસ્તુનો બજારભાવ, દરેક વસ્તુનું નિરંકુશ હરીફાઈથી મૂલ્યાંકન આપણી અત્યારની વ્યવસ્થામાં બહુ અગત્યનો ભાવ ભજવે છે જે વસ્તુની પ્રજાને જરૂરિયાત હોય તે વસ્તુ બનાવનારને સારા ભાવની અને સારા ભાવદ્વારા નફાની આશા રહે છે. એ નફાની શોધમા મૂડીદાર હંમેશ જાગ્રત રહે છે[1] અને તેથી કોઈ પણ વસ્તુની એટલી અછત રહી શકતી નથી કે જેથી એ વસ્તુ ઉત્પન્ન કરનારાઓ લાંબા વખત સુધી અતિશય નફો મેળવી શકે, તેમ કોઈ પણ વસ્તુ એટલી બધી ઉત્પન્ન થઈ શકતી નથી કે જેથી તેના ભાવ એટલા પડી જાય કે રોકાયેલી મૂડી પર યોગ્ય કમાણી ન મળે. કેમકે તેમ થતાં, એ મૂડી તરત બીજે રસ્તે ખેંચાઈ જાય છે. એ રીતે, ગમે તે પ્રવૃત્તિમાં મૂડી રોકાય પણ છેવટે દરેક ધંધામાંથી નફાનો દર સરખો જ મળી રહેવો જોઈએ, અથવા વિશેષ ઝીણવટથી જોઈએ તો જેને ચોખ્ખો નફો કહીએ તે ક્યાંય રહે નહિ. જે ચોખ્ખો નફો હોય તે બદલાતા સંજોગોને અનુકૂળ થતાં સમય લાગે એટલી વાર જ રહી શકે. જેને સાધારણ રીતે નફો કહીએ છીએ તે વ્યાજનો દર અને સાહસ ખેડવા માટે કમાણી જ હોય. એ રીતે ખાનગી મિલકત અને અંકુશરહિત હરીફાઈની પદ્ધતિમાં વસ્તુનો ભાવ એ પ્રજાની જરૂરિયાત માપવાનું યન્ત્ર છે, તેમ એ વસ્તુ બનાવવામાં થતો શ્રમ અને મૂડીનો વ્યય માપવાનું યન્ત્ર પણ છે. કોઈ પણ વસ્તુનો ભાવ સામાન્ય રીતે એ વસ્તુ બનાવવા માટે થતા ખર્ચથી બહુ વધારે રહી શકે નહિ, કારણ કે એમ થતાં જો બજારમાં હરીફાઈ હોય અને સૌને ગમે તે ધંધો કે ઉદ્યોગ હાથ ધરવાની સ્વતન્ત્રતા હોય તો બીજા હરીફોનું આક્રમણ થાય. દરેક વ્યક્તિને જે વસ્તુના ઉપયોગથી સંતોષ થાય તે માગવાની છૂટ છે, અને એ વસ્તુ પૂરી પાડતાં જો કુદરતી તત્ત્વો સામે વિશેષ લડવું પડશે એટલે કે દરેક વસ્તુદીઠ પહેલાં કરતાં વિશેષ ખર્ચ કરવો પડશે તો છેવટે ભાવ વધશે. તેથી ઊલટું, જો એ વસ્તુ વધારે જથ્થામાં પેદા કરવાથી વિશેષ પ્રમાણમાં યન્ત્રોનો ઉપયોગ થઈ શકશે અને બીજી રીતે કરકસર થશે તો છેવટે એનો ભાવ

૧. નફાની આશા હોય તો જ કંઈ પ્રવૃત્તિ હાથ ધરવી એનો અર્થ એટલો જ કે જે દિશામાં ઉત્પાદનસાધનોનો વ્યય વિશેષ સફળ થવાનો સંભવ હોય તે દિશામાં જ એ નાખવાં. આ કેવળ વ્યાવહારિક ડહાપણનો સિદ્ધાંત છે, એમાં પાપમય સ્વાર્થ આરોપવાની જરૂર નથી.

ઘટશે અને એ લાભ ખરીદનારાઓને જ મળશે. એમ, કઈ વસ્તુ ઉત્પન્ન કરવી અને કેટલી, દરેક વસ્તુના ઉત્પાદનમાં કેટલો ખર્ચ પરવડી શકે અને કેટલો નહિ, એ બધાનો આધાર ખરીદનારની પસંદગી પર છે ખરીદનારની પસંદગી એ અત્યારની પદ્ધતિનો છેવટનો સિદ્ધાંત છે. અને બધી આર્થિક પ્રવૃત્તિઓનું છેવટનું મૂળ તો એ જ છે.

૭

આપણી સમસ્ત આર્થિક વ્યવસ્થા એટલી સાદી અને સરળ છે એમ કહેવાનો ભાવાર્થ નથી. મૂડીવાદી વ્યવસ્થાનુ સ્વરૂપ બદલાતું ગયું છે અને બદલાતું જાય છે. ચાલુ જીવનમાં આપણે જોઈ શકીએ છીએ કે હરીફાઈ અટકાવી નફો ખાઈ શકવાની ઘણી રીતો છે. કોઈ કોઈ ઉદ્યોગ નફો ન મેળવી શકે અથવા ખર્ચ અને આવક સરખાં ન કરી શકે, તો આપણે એને રક્ષણ પણ આપીએ છીએ. વળી, 'ભાવ'ના એ યન્ત્રની અસર કામદારોની સંખ્યા પર થતી નથી એ તો આપણે સ્વીકારવુ જ જોઈએ. મજૂરીના દર વધતાં મજૂરોની સંખ્યા વધે છે એ ખરુ નથી જ,[1] કદાચ તેથી ઊલટું ખરું હોય. આપણે ઘણું વધારે માગીએ પણ એ માગવા આપણી પાસે પૈસા કેમ હોતા નથી, એ પણ નિરાળો પ્રશ્ન છે. અહીં તો એટલું જ કહેવું જોઈએ કે ખરીદનારની પસંદગી અને ભાવનો આંક એ બે વસ્તુના નક્કર ખડકને છોડી આપણે સમાજવાદની દગાખોર રેતીમા ઊતરી પડીએ તે પહેલાં વિચાર કરવાની જરૂર છે. ઓગણીસમી સદીમા રોબર્ટ ઓવને અને થોડો વખત રશિયાએ ભાવતાલવગરની પદ્ધતિનો પ્રયોગ અજમાવી જોયો હતો, પણ તે ફત્તેહમંદ થયો નહિ રશિયામાં જે ભાવતાલ છે તેનો અર્થ આપણે સામાન્ય રીતે સમજીએ છીએ તે નથી એ ઉપર જોયું. એકંદરે જોતાં ખાનગી મિલકતના હકમાં ફેરફાર કરી, કેટલાક ઉદ્યોગોને રાજ્યના અંકુશમા લાવી, કર વગેરેથી દ્રવ્યવહેંચણીમાં જોઈતા સુધારા કરવાની રીતથી આપણે આપણું ધ્યેય વિશેષ સારી રીતે સાધી શકીએ એવો સંભવ છે.

છેલ્લે કહેવું જોઈએ કે ગાંધીજી મૂડીદારો અને કામદારો વચ્ચે સમાધાન કરી, તેમની વૈરવૃત્તિ પોષવાને બદલે તેમનામાં બંધુભાવ પ્રેરી, તેમને સહકાર કરવાનું સૂચવે છે, એ યોગ્ય જ છે. ક્રાન્તિનો અર્થ મૂલ્યપરિવર્તન કરીએ, સામાજિક બદીઓનો નાશ કરી નવી સંસ્થાઓ સ્થાપવી એવો કરીએ, તો ક્રાન્તિની આપણને જરૂર છે. પણ વર્ગવિગ્રહ જેવા ઝેરી સિદ્ધાંતનો પ્રચાર કરવો એ કેવળ ટૂંકી દૃષ્ટિ છે. પ્રો. લાસ્કી સમાજવાદની સમીક્ષા કરતાં કહે છે, "It is a creed in which there is intellectual error, moral blindness and social perversity." એના મત પ્રમાણે સમાજવાદનું બળ એના ધાર્મિક ઝનૂનમાં છે, એની આર્થિક ફત્તેહમાં નથી. તેથી જ એ કહે છે "Religions make their way despite these things." એ રીતે, જો આ સમાજવાદની હિમાયત એક પ્રકારનું ધાર્મિક ઝનૂન જ હોય, તો આપણા દેશમાં આજે એટલુ ઝનૂન અને અંધશ્રદ્ધા છે કે તેમાં ઉમેરો કરવાનું કોઈ જ યોગ્ય નહિ ધારે.

---

૧. બધા ઉદ્યોગો સાથે લઈએ તો એમ કહી શકાય કે બધે જ મજૂરીના દર વધતા મજૂરોની સંખ્યામાં વધારો થતો નથી. છતાં, કહેવું જોઈએ કે મજૂરીના દર વધતા કામ કરવાનો ઉત્સાહ વધે તો મજૂરશક્તિ અવશ્ય વધે.' અને મજૂરોની સંખ્યા કરતા મજૂરશક્તિ વધારે મહત્ત્વની છે. વળી કોઈ એક ઉદ્યોગમાં મજૂરીના દર વધે તો અવશ્ય એ ઉદ્યોગ માટે વિશેષ સંખ્યા પણ તૈયાર થાય.

# લૂલા-આંધળાની નવી વાત

ઉમાશંકર જોશી

[ જિંગો-સમાજવાદી એટલે અર્ધદગ્ધ મધ્યમવર્ગીય સમાજવાદી (દા. ત. આજનો હિન્દી ગ્રેમેસસમાજવાદી). એના સંબંધમાં જ આ વાત છે. શુદ્ધ સમાજવાદીના સંબંધમાં નહિ.... મુદ્દો એ છે કે ચૂસાયેલાને ચૂસવાનો એક માત્ર રહી ગયેલો માર્ગ—એમની પ્રત્યે પોકળ સહાનુભૂતિ બતાવી સ્વાર્થ સાધવાનો માર્ગ—એ લે છે ને છેવટે ભદ્રવર્ગને પ્રેરણારૂપ થઈ રહે છે. . . . આવાઓની વાત હોય ત્યાં સાચા સમાજવાદીઓને પણ સંડોવવાની, સૂકા ભેગું લીલું પણ બાળવાની, હમણાં ફેશન છે. માટે તો આ સ્પષ્ટીકરણ. લેખક ]

હતો એક મજદૂર ન જેનાં દુખની થાય જ વાદી,
અને બીજો પડખે રહેતો કો જિંગો સમાજવાદી.

પેલો રાતદિ અંગ ગાળીને કરે મજૂરી કાળી,
આંધળી એની આંખે રોટી કદી ન પૂરતી ભાળી.

પડોશી એનો આંખ-અક્કલે નરવો, તોયે રુવે,
પૂરો પાંગળો અંગે, એનું કોણ પોતિયું ધુવે?

રાત પડે ને દિવસ ઊગે કે ધુમાય બન્ને રાંકા,
આંગળીવેઢે ફરીફરી ગણતા થયા કેટલા ફાકા.

એક થાકીને લોચપોચ થઈ નસીબ નિજનું શ્રાપે,
ભદ્રવર્ગની ચૂસ બીજો ખુરસીમાં રહી આલાપે.

શ્રાપનિસાસા, ગાળગપાટા વડે ન ભૂખડી ભાંગી,
ત્યારે પેલો ભણ્યો પડોશી આંખ ઊંચકે ફાંગી.

"ભલા શીદ તું રાતનદાડો કરે અંધ મજૂરી?
મારી આંખે દેખ જરી, તે અન્યની ભરી તિજૂરી.

ધનિકોના ભંડાર ભર્યા તેં, તારે નસીબે ડાટા,
તારું તું પરખે ના, તારી આંખે જૂગના પાટા"

મજૂરે એને ઊંચકી લીધો ઉમંગથી નિજ ખાંધે
લૂલો કહે ત્યમ અંધો ચાલે,—ભેગું બેઉનું રાંધે.

## લૂલા-આંધળાની નવી વાત

દેશપ્રદેશે વાત ઊડી ને વાગી ગડગડ તાળી,
'જુઓ! ઘડીમાં શ્રીમંતોની આવી મોતની પાળી!'

અંધાલૂલાના કંઈ સંઘો ઊમટ્યો ધરતી ખોળે,
લૂલો ખભેથી જીભચાબખે અંધાને ઢંઢોળે.

મજલ ચલાવે અંધો, લૂલો બેઠો બેઠો ચાવે,
કાન અંધના હતા સાબધાઃ અવાજ શેનો આવે?

લૂલાભાઈ ખભે રહીને કરતા બે કર ઊંચા,
ફળ ઝડપી રસ ચૂસી અંધને દેતા સૂકા કૂચા.

'જો, ભાઈ, ધનિકોને લોભે મરવું આપણ સૂખે,
ઝટઝટ તેથી ચલો બિરાદર, ચલો સુખે કે દુઃખે!'

નાગચૂડ અંધાની કોટે લૂલાએ જકડાવી,
સિંદબાદને દરિયાઈ બુઢ્ઢાએ જેવી લગાવી.

હરતાં, ફરતાં, કામ કરતાં, ખાતાં, સૂતાં, રોતાં,
પંડિતની ના ચૂડ છૂટતી, ડિલથી ઊખડે છોતાં.

દૂર દેવગિરિ પર ભદ્રોની તાળી ગડગડ વાગીઃ
'પગે ચાલીને ઊંચે આટલે આપણ ચઢ્યા અભાગી.

અક્કલવંતા ખભે અન્યને કેવા જુઓ વિરાજે!
પંગુ ચડે ગિરિપર! જય પ્રભુનો કળિયુગેય શો ગાજે!!'

# જૂના સંસ્કાર

ગુલાબદાસ બ્રોકર

પરણ્યા પહેલાં તો ડૉક્ટર ચુનીલાલને ચારિત્ર્ય અને તેની જાળવણી સંબંધી ઝાઝા વિચાર નહોતા આવતા, પણ પરણ્યા પછી તેમણે પોતાની પત્નીને વફાદાર રહેવાનો નિશ્ચય કર્યો.

ડૉક્ટર આશરે પાત્રીસેક વર્ષની ઉમરના હતા. દેખાવમાં અનાકર્ષક તો નહોતા જ. તેમની વાતચીતની ઝમકથી ગમે તેને તે વશ કરી શકતા. આંખો ચશ્મામાં ઝીણી કરી સામા માણસનું હૃદય બરોબર ઓળખી લેતા.

ડૉક્ટરે લગ્ન મોટી ઉમરે કર્યું હતું. નાનપણમાં તો નક્કી કર્યું હતું કે પરણવું જ નહિ, પણ પચીસેક વર્ષના થયા ત્યારથી તેમને જીવનસાથીની જરૂર લાગવા માંડી. લગ્ન કરવા ઇચ્છા થતી તો તેને ડૉક્ટર દબાવી દેતા, પણ જાતીય આકર્ષણ તેમને જંપવા દેતું નહિ. તેને અંગે થોડા આડાઅવળા ધસડાયા પણ ખરા, અને અંતે નક્કી કર્યું કે આ બધા ચાળા કરતાં પરણી જવું સારું.

શશિલેખા એ જ અરસામાં કૉલેજમાંથી પસાર થઈ હતી ડૉક્ટર સાથે તેનું ઓળખાણ પણ હતું. તેનાં માતપિતાને પણ પુત્રી ડૉક્ટરને પરણે તેમાં વાંધો નહોતો. ડૉક્ટર આકર્ષક હતા—અને લગ્ન કરવાના ઇરાદાએ તેમને વધુ આકર્ષક બનાવ્યા હતા. તેમનાં બન્નેનાં લગ્ન થયાં, અને ડૉક્ટરે ઉપર જણાવ્યા પ્રમાણે ચારિત્ર્યવાન બનવાનો નિશ્ચય કર્યો.

આ નિશ્ચય કરવા ડૉક્ટર પ્રેરાય તેનાં કારણો હતાં. અનુભવ ઉપરથી ડૉક્ટરને લાગવા માંડ્યું હતું કે એવી રીતે જોખમો ખેડવામાં ઝાઝો માલ નથી. અને, એવી જાતનાં સાહસોમાં પહેલાં તે જે મઝા માનતા તે મઝાના વિચારો પણ નાશ પામતા જતા હતા.

બીજું અને ખાસ કારણ તો શશિલેખા સાથેનું તેમનું લગ્ન હતું. ડૉક્ટરે પરીઓ તો નહોતી જોઈ, પણ શશિલેખાને જોતા તેમને લાગતું કે પરીઓ એનાથી વધુ સુંદર ન હોઈ શકે. ડૉક્ટર ખાસ સૌન્દર્યમીમાંસક નહોતા, અને એ બાબતમાં રસવૃત્તિએ પણ બંધાને અંગે કૂદાફૂદ કરવી મૂકી દીધી હતી: પરંતુ સર્વને આકર્ષે તે તેમને કેમ ન આકર્ષે? એ સૌન્દર્ય પોતાનું થયું, અને ડૉક્ટરને પોતાના મનને એક તરફ જ ગતિ આપવાનો વિચાર આવ્યો. વિચાર નિશ્ચયમાં પરિણમ્યો.

*

પરિણીત જીવનનાં થોડાં વર્ષ કંઈ ખાસ બનાવ બન્યા સિવાય પસાર થઈ ગયાં. પરણ્યા ત્યારે શરૂઆતમાં તો ડૉક્ટરને જીવન એટલું મીઠું લાગવા માંડ્યું કે તેમને લાગ્યું કે આટલા લાંબા વખત સુધી ન પરણવામાં પોતે મૂર્ખાઈ જ કરી હતી. પરંતુ દરેક વસ્તુનો અતિશય મોહ થોડો વખત જ રહે છે. આમાં પણ તેમ બન્યું. નાનીનાની બાબતોમાં ઘણી વખત કંકાસ ઉત્પન્ન થતો. અંતે તો એ પતી જતું, પણ પરિણીત જીવન એ ગુલગુલોનો

પગથાર છે એમ જ જે લાગતું હતું તે લાગણી દૂર થઈ. ગુલાબોમાં પણ કાંટા તો હોય, અને સ્ત્રીપુરુષના નિત્યના સંબધમાં પણ કાંટા તો હોય જ. છતાં એકંદરે તેમનું જીવન સુખી હતું. બીજાં લોકો કરતાં આ પતિપત્ની વચ્ચે ઓછો કલેશ થતો; અને થતો તો તરત નાશ પામતો.

ડોક્ટર જન્મથી જ સારી સ્થિતિના હતા અને તેમનું દવાખાનું પણ ઠીક ઠીક ચાલતું. તેથી આર્થિક કારણોને અંગે તો કલેશ થવાનો સંભવ પણ નહોતો.

એક વસ્તુ ડોક્ટર માટે માનસહિત કહી શકાય. હજી સુધી તે પોતાના નિશ્ચયને વળગી રહ્યા હતા પોતાની સ્ત્રી સુંદર હોય એટલે પરસ્ત્રી—એનાથી ઓછી સુંદર હોવા છતાં—આકર્ષે જ નહિ એમ માનવું તો તેમણે લગ્નની શરૂઆતનાં જ બેએક વર્ષમાં મૂકી દીધું હતું. જ્યારે જ્યારે બન્ને વચ્ચે કંઈ કલેશ થતો ત્યારે તો આ આકર્ષણ વધારે જોર પકડતું હતું. છતાં પણ ડોક્ટર પોતાના મન ઉપર વિજય મેળવી લેતા, અને પોતાનો નિશ્ચય પાળતા. અંતે કલેશ પતી જતાં તેમને લાગતુ કે આ નિશ્ચય પાળવામાં તેમણે ભૂલ નહોતી કરી.

હમણાંહમણાં પાછું તેમને એ આકર્ષણે સતાવવા માંડ્યું હતું. કંઈ ખાસ કારણ સમજાતું નહોતું, તેમ કોઈ વિશિષ્ટ સ્ત્રી પ્રત્યે પણ એ આકર્ષણ નહોતુ થતું. છતાં તેમનું મન વિહ્વળ રહેતું. અંતે મન સાથે ખૂબ યુદ્ધ કર્યા પછી તેમણે તેના ઉપર વિજય મેળવ્યો અને શશિલેખાના જ વિચારો કરવાનો નિશ્ચય કર્યો.

*

ડોક્ટર દવાખાને બપોરે બારથી ચાર સુધી રહેતા હતા. આજે પણ બરોબર વખતસર આવી પહોંચ્યા. આજે કોણ જાણે કેમ પણ કોઈ દરદી નહોતું આવતું. એકલા પડતાં તેમનું મન વિચારે ચડયું. તેમના નિશ્ચય પ્રમાણે અગ્રસ્થાન શશિલેખાને મળ્યું તેની સુંદરતાના વિચારે ડોક્ટરે રોમાચ અનુભવ્યો; તેના સુચરિત્રનો વિચાર કરતાં તેમને પોતાનાં ભૂતકાળનાં કાર્યો માટે તિરસ્કાર આવ્યો.

પરંતુ જે વસ્તુ તરફ તિરસ્કાર આવે તે વસ્તુ યાદ પણ બરોબર આવે ડોક્ટરને ભૂતકાળ સાંભર્યો. તિરસ્કારથી વિચાર કરવા છતાં પણ હૃદય કબૂલ પણ ન કરે તેવો આનંદ તેમને એ વિચારોમાં મળવા લાગ્યો. અંતે હૃદયની ચોરી તેમણે પારખી લીધી, અને હૃદયની ચોરી તેમણે પારખી લીધી, વિચારો કરવા બંધ કર્યા. ટેબલ પરથી એક માસિક લીધું અને મનને વાંચવામાં રોકવા પ્રયત્ન કર્યો.

મન વાચવામાં સ્થિર તો થયુ નહિ, પણ જૂના વિચારો ભુલાઈ જવા આવ્યા. એટલામા નોકરે બાર ઉઘાડ્યુ, અને 'કોઈ બાઈ મળવા માગે છે' એમ જણાવ્યું. ડોક્ટરે રજા આપી અને માસિક બાજુ પર રાખી પોતે તૈયાર થઈ બેઠા.

ઓરડામાં એક બત્રીસેક વર્ષની બાઈએ પ્રવેશ કર્યો શશિલેખા સાથે સરખાવતાં તે સુંદર ન કહેવાય, પણ શશિલેખાને ન જોઈ હોય તેને તો આ સ્ત્રી જરૂર અતિ આકર્ષક લાગે. તેની આંખો તો કદાચ શશિલેખાની આખો કરતાયે વધારે સુંદર હશે. એને જોતાં તો તે પચ્ચીસેક વર્ષની જ લાગે. બત્રીસ વર્ષ તો કહેતાં પણ કોઈ ન માને.

આને અંદર આવેલી જોઈ ડોક્ટર ચમકયા. તેમણે આને જોવાની આશા જ નહોતી રાખી. તેમના ભૂતકાળનાં નાટકોમા આણે પણ નાયિકાનો પાઠ ભજવ્યો હતો. અત્યારે તે

કેમ આવી હશે તે ડૉક્ટર ન સમજી શક્યા. પાંચ વર્ષ થયાં તેનાથી બને તેટલા દૂર રહેવા તે પ્રયત્ન કરતા; છતાં પણ એક જ સમાજવર્તુલમાં બન્ને ફરતાંહરતાં હોવાથી કોઈ કોઈ વખતે બન્ને મળી જતાં. પરંતુ ડૉક્ટરે લગ્ન કર્યાં ત્યારે જ આને પણ પોતાનો નિશ્ચય જણાવી દીધો હતો, અને ત્યારથી તેણે પણ ડૉક્ટર વિષે રસિક વિચારો કરવા મૂકી દીધાં હતા. કોઈ કોઈવાર એવા વિચારો આવતા તો તે શશિલેખાને જોઈને નાશ પામી જતા.

ડૉક્ટરે તેને બેસવા ખુરશી આપી, પણ શું બોલવું તે તેમને સૂઝ્યું નહિ. બધો વખત તે તો આ સ્ત્રીના આગમનના કારણનો જ વિચાર કરતા હતા. તેણે કારણ જણાવ્યું: તેના પેટમાં ચાલુ દુખાવો રહેતો હતો. ડૉક્ટરે તેને તપાસી અને દવા લખી આપી; પણ તેણે જવા અધીરાઈ ન બતાવી. ડૉક્ટર મૂંઝાવા લાગ્યા. અંતે તે બોલી: "કેમ ડૉક્ટર, તમે તો મારે ઘેર જ નથી આવતા?"

"ખાસ કંઈ નહિ, અમસ્તું જ. બાકી મેં તો મારો નિશ્ચય જણાવી દીધો છે ના?" ડૉક્ટર બોલ્યા.

"તે હું ક્યાં તમારો નિશ્ચય ફેરવવાનું તમને કહું છું? મને મળવા આવવામાં પણ તમને દોષ લાગે છે?" તેના અવાજમાં આર્દ્રતા આવી.

"એમ તો નહિ, પણ એક સિદ્ધાંત બાંધ્યો હોય તો તેને મક્કમતાથી વળગી રહેવું જોઈએ એમ તો હું માનું છું," ડૉક્ટરે પોતાની સિદ્ધાંતપ્રિયતાનો ખ્યાલ આપ્યો.

"આપણે મળીએ, હળીએ, બોલીએ, સાથે ચાપાણી પીએ, એમાં કયો સિદ્ધાંત હણાવો પડે? તમે પણ એવું માનશો?" તેનો અવાજ વધારે આર્દ્ર બન્યો.

ડૉક્ટર ગભરાયા. જૂનો સબંધ ચાલુ કરવા—મળવાહળવા પૂરતો પણ—તે માગણી કરશે એમ ડૉક્ટરે ધાર્યું નહોતું. માગણી સાવ સાદી હતી, પણ સિદ્ધાંતમાં જરા પણ બાંધછોડ કરવા જતાં સિદ્ધાંત જ નષ્ટ થાય એમ ડૉક્ટરને લાગ્યું. તેમણે શશિલેખાને સંભારી અને હચુપચુ થતા મનને મજબૂત બનાવ્યું.

"જો, મેં તો નિશ્ચય કર્યો છે તે કેમ ફેરવું? મન ઘણીવાર નબળું લાગે પણ તેના ઉપર વિજય મેળવવો. હું તો મારો નિશ્ચય ફેરવી શકું તેમ નથી," ડૉક્ટર બોલ્યા.

"મેં પણ એ જ નિશ્ચય કર્યો છે. પણ ડૉક્ટર, તમને નથી લાગતું કે મિત્રભાવે મળવાથી ઊલટા આપણા નિશ્ચયો વધારે સુદૃઢ અને શુદ્ધ થશે? એ વિચાર ઘણા દિવસથી મને થયા કરે છે, અને તેને પરિણામે જ હું તમને મળવા આવી છું. આપણે બન્ને ભેગાં થઈશું તો આપણા નિશ્ચયો વધારે બળવાન થશે!" તે બોલી. તેનો અવાજ શાંત—પ્રયત્નથી ઊભરાને દબાવી શાંત કરેલો ડૉક્ટરને લાગ્યો. ડૉક્ટરે તેની આંખો સામે જોયું. આંખો શબ્દોને જુદા પાડતી હતી. તેમાં તો કામભરત સ્ત્રી જ પુરુષને આપી શકે તેવું આમંત્રણ ભર્યું હતું. તેણે ઉમેર્યું, "પણ તમે તમારી જીદ નહિ છોડો. છતાં પણ જુઓ. તમારા જીવનમાં શુદ્ધ મૈત્રીને સ્થાન હોય તો સાંજે ઘેર આવજો. હમણાં ઘેર હું એકલી જ હોઉં છું. સાંજે તો એકલી જ હોઈશ. આપણે નિરાંતે વાતો કરી શકીશું, હોં!" કહી, એક નાનો નિસાસો નાખી તે ચાલી ગઈ.

તે ગઈ પણ ડૉક્ટરને વિચારમાં મૂકતી ગઈ. તેની સાથેના સ્નેહપ્રસંગો ડૉક્ટરને યાદ આવ્યા. તેમને માટે તે બાઈએ પોતાની આબરૂની પણ દરકાર નહોતી કરી. તે ભૂલવા પ્રયત્ન કરવા છતાં ન ભુલાયું. અને આજે તે લલચાઈ હતી. વર્ષો પછી વૃત્તિઓએ ઉછાળો

માર્યો હતો. તો એકવાર જઈ આવવામાં ખોટું શું? તેને સમજાવી પણ શકાય કે હવે તેણે આ વિચારો મૂકી દેવા પોતે તેને ના પાડવામાં કૃતઘ્ની નહોતા બન્યા?

આવાઆવા અનેક વિચારો તેમના મનમાંથી પસાર થઈ ગયા. અંતે બળ કરી બધા વિચારોને તેમણે દબાવ્યા. શશિલેખાનું વિશ્વાસભર્યું હાસ્ય, તેની રમતિયાળ આંખો વગેરેની યાદે ડૉક્ટરને સ્વસ્થાને આણ્યા. પોતાની નબળાઈ ઉપર તેમને ગુસ્સો આવ્યો. તે શશિલેખાનો જ વિચાર કરવા માંડ્યા. તેની ઉપર પોતાનો કેટલો પ્રેમ હતો તે ખ્યાલે તે મગરૂર થયા. અને આવી પત્ની મળવા છતાં જે મગરૂર ન થાય તે મૂર્ખ કહેવાય એવું મન સાથે સાબિત પણ કરી દીધું. આજે તો તેને લઈને ફેરવા જવું, તેની જ સોબતમાં વધારે સમય ગાળવો, જેથી આ બધા નબળા વિચારો દૂર થઈ જાય, એમ નિશ્ચય કરી તે દવાખાનેથી ઘર તરફ ચાલ્યા

ઘેર આવતા હતા ત્યારે તેમના મનમાં શશિલેખા પ્રત્યે પ્રેમ ઊભરાતો હતો. પોતે પાંચ મિનિટ માટે પણ નબળા વિચારો કેમ કરી શક્યા હશે તેનો ખ્યાલ પણ નહોતો આવતો. આજે તેમને લાગ્યું કે તેમના હૃદયમાં છુપાઈ રહેલો શશિલેખા પ્રત્યેનો પ્રેમાગ્નિ જાગૃત થયો હતો.

રસ્તામાં એક માણસે મોટર ઊભી રાખવા તેમને બૂમ મારી. મોટર ઊભી રહેતાં જ તે અંદર ધસી આવ્યો અને ખૂબ જોરથી તેમનો હાથ પકડી હલાવવા મંડ્યો. તે તેમનો જૂનો મિત્ર હતો. ડૉક્ટર પરણ્યા પહેલાં જ તે બહારગામ ગયો હતો, અને આ ગામમાં તે ક્યારે ઓચિંતો આવ્યો તેની ડૉક્ટરને પણ ખબર નહોતી. બન્નેએ કોઈ કોઈ પરાક્રમો પણ સાથે કરેલાં. અણચિંતવી મુલાકાતનો પહેલો ઉમળકો શાંત થયા પછી જૂનાં સ્મરણો તાજાં કરવામાં બન્ને મિત્રો રોકાયા. પેલા મિત્રે સુંદર સ્ત્રીઓ પ્રત્યેનો ડૉક્ટરનો પક્ષપાત અને તેમને મેળવવામાં મળેલી સફળતા વિષે ઇસારો કર્યો. ડૉક્ટરે પોતાના પુણ્યશાળી નિશ્ચયો, પોતાની પત્ની પ્રત્યેનો પોતાનો પ્રેમ વગેરે વાતો તેને જણાવી, અને ભવિષ્યમાં સ્ત્રીઓ સંબંધી એવી વાતો ન કરવાની તેને સૂચના પણ આપી પેલો અજાયબ થયો.

"ત્યારે હવે તું સાધુ થઈ ગયો છે? હુ તો આપણા બન્ને માટે કંઈ નવો જ ઘાટ ઘડતો હતો," તેણે કહ્યું.

"છી! છી!" ડૉક્ટર બોલ્યા. "હવે તો એવા વિચાર પણ કરવા નથી ગમતા. ચાલો, સાહેબજી. તને તારી જગ્યાએ ઉતારી દઉં. હવે આપણે પછી મળીશું."

તેને તરત ઉતારી ડૉક્ટર ઘેર ગયા. ઘર આગળ મોટરનાં ભૂગળાં જરા જોરથી મારવા માંડ્યાં કે જેથી શશિલેખાને ખબર પડે કે પતિ આવે છે. આજે શશિલેખા તરફ તેમનો પ્રેમ ઊભરાઈ જતો હતો. પેલા મિત્ર સાથેની વાતચીત પછી પાછો નવો ઉમળકો આવ્યો હતો. પોતે કેટલા શુદ્ધ બની ગયા છે એ વિચારે તેમનો આનંદ માતો નહોતો. તેમને આશા હતી કે ઘરમાં દાખલ થતાં જ શશિલેખા તેમને સામી મળશે, પણ તે આશા ફળીભૂત ન થઈ, અને તેમનો ઉત્સાહ જરા નરમ પડ્યો.

પોતાના ઓરડામાં જઈ ડૉક્ટરે કોટ ઉતાર્યો અને શશિલેખાને બોલાવી: "શશિ!"

"કેમ?" અંદરના ઓરડામાંથી જવાબ આવ્યો. તેમને મળવા શશિ દોડતી આવશે એ આશા પણ બાજુએ રહી.

"ચાલ, આજે તો આપણે સાથે ફરવા જઈએ. ઘણા વખતથી નથી ગયાં."

"આપણે બે દિવસ પછી જઈએ તો ? આજે તો મારું માથું દુખે છે," શશિએ અંદરથી જ જવાબ આપ્યો.

"મેં મન કર્યું ને તું ના પાડે છે," ડૉક્ટરના અવાજમાં દુઃખ હતું.

"તમારી ઇચ્છા હોય તો આજે જ જઈએ. પણ એવી શી ઉતાવળ છે !" શશિલેખાએ કહ્યું.

"ઠીક, આજે કંઈ નહિ ત્યારે. પણ તું અહીં મારી પાસે બેસ તો ખરી. આપણે અહીં બેસી વાતો કરીએ," ડૉક્ટરના અવાજમાં નવી આશાનો રણકાર હતો.

"આજે કંઈ બહુ હેત ઊભરાયું છે ? હમણાં કંઈ ખાસ કામ ન હોય તો હું આ ચોપડી વાચું છું તેનાં પચાસેક પાનાં પૂરાં કરીને આવું. હમણાં આવી હોં !"

"ભલે, પછી આવજે," ડૉક્ટરનો સાદ બેસી ગયો. તેમને અત્યંત નિરાશા અને દુઃખ થયાં. શશિનો બિચારીનો કંઈ વાંક નહોતો. તેને શી ખબર કે આજે ડૉક્ટરના હૃદયમાં ભૂતકાળનો બંધ થયેલો જ્વાળામુખી ધુંધવાતો હતો !

"હું એને આટલુંઆટલું ચાહું અને એને કિંમત નહિ ?"

ડૉક્ટરના મગજમાં ઘણા વિચારો એકસામટા ફરી ગયા. શશિ પચીસ પાનાં પૂરાં કરી રહે તેટલી ધીરજ ન રહી. નક્કી કર્યું કે પાએક કલાક એકલો ફરી આવું, ત્યાં એ પૂરું કરશે. તેમણે કોટ ઉપાડ્યો અને બૂમ મારી ચાલવા માંડ્યું.

"શશિ, હું જરા પાએક કલાકમાં આવું છું, હોં"

"ભલે," અંદરથી જવાબ આવ્યો.

એ જવાબ પણ આશાસ્પદ ન લાગ્યો. બીજા કોઈ પણ દિવસે તેમને આટલું ન થાત.

ડૉક્ટર નીચે ઊતર્યા; ક્યાં જવું તે વિચાર કરવા લાગ્યા. "પેલીને ત્યાં ન જવું?" તેમનો દુભાયેલો આત્મા પેલીના શબ્દોને વળગી રહ્યો, આંખોને વિસરી ગયો. "ખાલી મળવા જવામાં દોષ શો ?" કંઈ નક્કી ન કરી શક્યા. મોટરમાં બેઠા અને ક્યાં જવું છે તે બરાબર નક્કી કરે તે પહેલાં તો તેમના હાથે મોટરના સ્ટિયરિંગને બપોરે આવેલી સ્ત્રીના ઘરને રસ્તે ફેરવ્યું.

*

બેએક કલાક પછી ડૉક્ટર ઘેર આવ્યા. શશિ દીવાનખાનામાં જ બેઠી હતી. તેમને જોયા કે શશિએ પૂછ્યુંઃ "કેમ તમને આટલો બધો વખત લાગ્યો ? પા કલાકના બે કલાક થયા !"

"જરા વખત થઈ ગયો," ડૉક્ટરે બેદરકારીથી જવાબ આપ્યો.

"ચાલો, હવે ફરવા જઈશું ?" શશિએ પૂછ્યું.

"નહિ, મારે કામ છે. હવે બહુ મોડું થયું," ડૉક્ટરે કહ્યું.

"ચાલોને, મજા આવશે," શશિએ આગ્રહ કર્યો.

"વારેવારે માથું ખા માં ! કહીએ ત્યારે ના પાડવી, ના કહીએ ત્યારે જીવ ખાવો. બૈરાંની જાત !" ડૉક્ટર ગુસ્સે થયા.

શશિ ફાટી આંખે તેમની સામે જોઈ રહી !

# સ્પેનની ક્રાંતિ

ફસ

સપ્ટેંબર માસનો તીક્ષ્ણ અને ઠંડો પવન ભૂમધ્ય સમુદ્ર પર થઈને સ્પેનને કિનારેકિનારે વાય છે. પવનનું એક મોજું છેક મોરોકો સુધી પહોંચે છે. અલ્જેસીરાસમાં હજુ વાતાવરણ શાંત અને ઊષ્માભર્યું છે. કેસાસ વિઝાસ અલ્જેસીરાસથી કેટલાક માઈલના અંતરે આવેલું એક નાનું ગામડું છે. રસ્તાની બન્ને બાજુએ લાંબેલાંબે વિસ્તરતાં વેરાન પીળાં ખેતરોની હારમાળા આવે છે. વચ્ચે ઊંચાં બૂચ અને ઓલાઈવ ઝાડોની વાડો હોય છે. આ આખાયે પ્રદેશમાં માઈલોના માઈલો સુધી અનેક વૃક્ષો, લીલાછમ ખેતરો ને વાડીઓને સળગાવીને ખાખ કરી નાખવામાં આવ્યાં છે. કોઈકોઈક સ્થળે તૈયાર થયેલા પાકનો નાશ લોકો પોતાની મેળે કરી નાખે છે. અલ્જેસીરાસની આજુબાજુના જમીનના ટુકડા મેડ્રીડ વગેરે મોટાં શહેરોમાં વસતા શ્રીમંતોની માલિકીના છે. ગામના બધાં જ મોટાં મકાનો આ શ્રીમંતોનાં છે. પણ આજે વર્ષોથી કોઈ ત્યાં રહેતું નથી. એટલે વર્ષનો મોટો ભાગ ખાલી રહે છે. અહીંના જમીનદારો પોતાની માલિકીની જમીન નાનાનાના વિભાગોમાં વહેંચી ઘણાં ઊંચા દરે ખેડૂતોને ખેતી માટે ભાડે આપે છે ભાડાના દર પ્રમાણમાં એટલા ઊંચા હોય છે કે કેટલાક જમીનદારોને ગીરો, જમીનમહેસૂલ, વ્યાજની રકમ વગેરે ખર્ચ કાઢતાં સારો એવો નફો મળી રહે છે. કેટલીક વખત જમીન એકથી બીજાને અને બીજાથી ત્રીજાને એમ ત્રણચાર ખેડૂતોને ભાડે આપવામાં આવે છે. આથી બને છે એમ કે દરેક ઉપલો ખેડૂત પોતપોતાનો હિસ્સો કાઢી લે છે, અને જે માણસને ખરેખર ખેતી કરવી પડે છે તેને ઉત્પન્નમાંથી બહુ જ નાનો હિસ્સો મળે છે. આવા નાના ખેડૂતોને પગભર થવા માટે બેંકોની લોનનો આશરો લેવો પડે છે. અને એમ કર્યા સિવાય માત્ર ઉત્પન્નમાંથી વધુ બચત મેળવવા પ્રયત્ન કરે તો તેના હાથ નીચે કામ કરનાર મજૂરોને યોગ્ય વેતન આપી શકે નહિ. હિંદની માફક સ્પેનનો ખેડૂત આખા વર્ષમાં થોડાક માસ કામ પર હોય છે. બાકીનો વખત ઘણાખરા ખેડૂતો રાજ્ય તરફથી આપવામા આવતા દાન પર અથવા સ્ત્રીઓની મજૂરી પર નભે છે. અને જે લોકો આત્મસંતોષ ખાતર મજૂરી પર જાય છે, તેઓ પેટપૂરતું અનાજ પણ મેળવી શકતા નથી. લાખો ખેડૂતોનાં કુટુંબો બેકારી અને ભૂખમરાથી પીડાય છે. કેટલાંય સ્ત્રીપુરુષો એવાં છે કે જે લોકોને એક વખત પેટપૂરતું ખાવા પણ મળતું નથી. જે જમીન પર આ લોકો મજૂરી કરે છે, એની ઉત્પન્ન સારી હોય છે. એ જમીનના માલિકો દિવસેદિવસે વધુ તવંગર બને છે, તેમજ ગામના કનવેન્ટ, ચર્ચ કે પાદરી પાસે અખૂટ ધનસંપત્તિ હોય છે. પણ આ લોકોને એ બધાનો વિલાસ અને વૈભવ જોઈને જ સંતોષ લેવાનું રહે છે, અને જો અવકાશ અને સમય બન્ને અનુકૂળ હોય તો ખેડૂતનો મોટો ભાગ શ્રીમતો કે પાદરીઓનાં ઘરમાં ચોરી કરીને નભે છે. બેકારી અને ભૂખમરાથી [illegible]

લડતની શરૂઆત એક ૭ આંગળિયા માણસના ઘરેથી શરૂ થઈ, અને તે બદલ આ લડતને six fingered revolutiion ( ૭ આંગળિયાનો વિપ્લવ ) એવુંનામ આપવામાં આવ્યું છે. એક દિવસે સવારે આ ૭ આંગળિયાની મેડી પર સામ્યવાદનો દ્વિરંગી લાલ વાવટો જાહેર રીતે ફરકાવવામાં આવ્યો, અને એને અનુસરીને ગામગામના દરેક ઘર પર લાલ વાવટો ફરકાવવામાં આવ્યો. એથી આગળ વધીને સમિતિએ ગામમાં સામ્યવાદ જાહેર કર્યો. રક્ષણ માટે રાખવામાં આવેલા સિવિલ ગાર્ડોને કહેવામાં આવ્યું કે મજૂરો અને ખેડૂતો સાથે આવીને કામ કરો અથવા તો ગામ છોડીને ચાલ્યા જાઓ. આ બધાની અસર મેડ્રીડમાં શું થાય છે તેની લોકો રાહ જોતા હતા એના પ્રત્યુત્તરરૂપે સમાજવાદી સરકારે મેન્યુઅલ આઝાનાની સરદારી નીચે મશીનગનો અને Assault Guard ની ટુકડીઓ ઉપરાઉપરી કેસાસ વિઝાસ તરફ રવાના કરી. મેન્યુઅલ આઝાનાને કોણ જાણે ક્યાંથી પણ એવું ભૂત ભરાઈ બેઠું હતું કે લડતમાં ભાગ લેનાર બધા જ જંગલી, બેવકૂફ, ચળવળિયાઓ હતા. એટલે હંમેશને માટે આ લોકોને શાંત કરવા એણે નિશ્ચય જાહેર કર્યો કે સામે થનાર કોઈ પણ માણસને જીવતો પકડવાને બદલે ઠાર કરવો. સ્થાનિક પોલીસોએ એક ટેકરીની ખીણમાં આવેલા ૭ આંગળિયાનું મકાન લશ્કરી ટુકડીને દેખાડ્યું. શરૂઆતમાં એક મશીનગન મકાનના છાપરા પર છોડવામાં આવી, પણ છાપરું મશીનગન માટે જરા નીચું પડ્યું. એટલે બંદૂકો છોડવાનો હુકમ મળ્યો. 'એસૉલ્ટ ગાર્ડ'ના બધા યત્નો નિષ્ફળ ગયા, એટલે મેન્યુઅલ આઝાનાએ મકાનને ચારેબાજુથી કોઈ પણ વ્યક્તિ નાસી ન જઈ શકે એ રીતે આગ લગાડવાનો હુકમ કર્યો. આ બધો વખત નજીકના લોકો મશીનગનો અને બંદૂકોના અવાજ સાંભળી શકતા હતા. પણ બહાર શું થાય છે તે જોવા જેટલી પણ તાકાત કોની હોય ! મકાનને આગ લગાડવામાં આવી, ત્યારે ઘરની અંદરના બધા માણસો બળીને ખાખ થઈ ગયા હતા. એ બધામાંથી માત્ર એક નાની છોકરી અગ્નિભભૂકતી જ્વાળામાંથી સળગતે કપડે ચીસો નાખતી બહાર આવી. આગ લગાડવા જતાં એક: સિપાહી બળીને ઘરના બારણા પાસે મરી ગયો હતો. એ બનાવને સુંદર ઓપ આપી આખી ઘટનાને મહાન બળવા તરીકે જાહેર કરવામાં આવી. આટલી હિંસાથી ન સંતોષાતા 'એસૉલ્ટ ગાર્ડ'ની ટુકડીઓ ભૂખ્યા વરુની માફક ગામના એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળી પોલીસોએ ચળવળમાં ભાગ લેનાર જે જે માણસો દેખાડ્યા તે બધાને તેમજ કુતૂહલથી શું થાય છે એ જોવા આવનાર બધાને ઝૂંપડાના સ્થળ પર લઈ જઈ ઠાર કરવામાં આવ્યા, અને મૂડદાંઓને મકાનના છાપરા પર છૂટાંછવાયાં ફેંકી દેવામાં આવ્યાં. આનો આશય માત્ર એ કે બહારથી તપાસ કરવા આવનારને પ્રત્યક્ષ લાગે કે બળવાખોરોની એક મોટી ટોળી મકાનમાં આશ્રય લઈ 'એસૉલ્ટ ગાર્ડ' સાથે લડતાં લડતાં મરાઈ ગઈ. આખીયે લડત સ્પેનમાં રીપબ્લિકને ઉથલાવી પાડવા માટે લડવામાં આવી હતી, અને એટલા માટે વ્યવસ્થિત રીતે સશસ્ત્ર બળવો લોકોએ જાહેર કર્યો હતો.

' વિરોધી કૉન્ઝર્વેટિવ પક્ષે સમાજવાદી સરકાર પાસેથી આ બનાવ વિષે યોગ્ય તપાસ માગી કૅથોલિક અને રાજ્યવાદી પક્ષે પોતપોતાના પ્રતિનિધિઓને કેસાસ વિઝાસના હત્યાકાંડની સંપૂર્ણ વીગતો અને ચિત્રો મેળવવા મોકલ્યા. કૉન્ઝર્વેટીવ પક્ષે આ બનાવનો સંપૂર્ણ ઉપયોગ સમાજવાદીઓને ઉથલાવી નાખવામાં કર્યો. કેસાસ વિઝાસના હત્યાકાંડને નામે

આઝાના અને એની કૅબીનેટને ગાળો વરસાવવામાં આવી. આ બધાની સીધી અસર એ થઈ કે કેસાસ વિઝાસ એકએ દિવસ માટે છાપાંના પ્રતિનિધિઓ અને મુત્સદ્દીઓ માટે ચર્ચાનો સરસ વિષય થઈ પડ્યો, અને કેસાસ વિઝાસના શાંત જીવનમાં થોડાક દિવસ માટે પ્રવૃત્તિનાં આંદોલનો આવી ગયાં. ગામડાના લોકોમાં પણ એક પ્રકારની કુતૂહલવૃત્તિ ઉત્પન્ન થઈ. કોઈ છાપાનો પ્રતિનિધિ, ફોટોગ્રાફર કે ફિલ્મ ડાયરેક્ટર આ ઘટનાની વીગત લેવા આવે તો લોકોનાં ટોળાં ને ટોળાં તેમને ઘેરી વળતાં, અને જ્યાં જ્યાં હત્યાકાંડ થયો હોય ત્યાં ત્યાં તેમને દોરી જતાં. ૭ આંગળિયાનુ તારાજ થયેલુ મકાન, જે ટેકરી પરથી મશીનગનો ચલાવવામાં આવી હતી તે સ્થળ તેમજ બીજાં અનેક ઘરો જે અગ્નિનો ભોગ થઈ પડેલાં તે બધાં સ્થળો કેટલાક દિવસ માટે યાત્રાનાં સ્થળ થઈ રહ્યાં હતાં. એથી વધુમાં ભભૂકતી અગ્નિની જ્વાળામાંથી માર્કવીટા કેવી રીતે નાસી છૂટી હતી, મકાન પર મશીનગનોનો મારો કઈ રીતે ચલાવવામાં આવ્યો હતો, એ ઉપરાંત આખા ગામમાં જે નિર્દોષોની કતલ કરવામાં આવી હતી, તે આખોએ ઇતિહાસ ગામના લોકો આગતુકોને વીગતેવીગતમાં રસપૂર્વક કહી સભળાવતા. ગામમાં કોઈ નવો માણસ આવતો તો તેની પાછળ સિવિલ ગાર્ડનો માણસ છૂપોછૂપો ભમ્યાં કરતો. નવો આવનાર ક્યાં ક્યાં જાય છે અને કોની કોની સાથે વાત કરે છે એ બધું ડાયરીમાં ટપકાવી લેવામાં આવતું. એક છાપાનો પ્રતિનિધિ ત્યાના લોકોની સ્થિતિ નિહાળવા એક ઝૂપડામાં ગયો, અને ખેડૂતના જીવન વિષે પૂછ્યું. જવાબમાં કોઈકે કહ્યું: "અહીં જીવન જેવું શું છે? અમે તો એકબીજાનાં લોહી-માંસ પર જીવીએ છીએ." બીજે કોઈ આ પ્રતિનિધિ સાથે માર્મિક રીતે હસ્યો ને કહ્યું: "ના, ના; હમણાં અમે માણસનાં લોહીમાંસ પરથી રોટી ને અનાજ પર આવ્યા છીએ. કારણ કે પાર્લામેંટની ચૂંટણી નજીકમાં છે, એટલે પાદરીઓ છૂટે હાથે મતદારોમાં રોટીની લહાણી કરે છે." લોકોના ટોળામાંથી કોઈએ આ પ્રતિનિધિને કહ્યું "નવી સરકાર બેકારોને ધંધો આપવાની છે? મારી આખી ઉંમરમાં માત્ર એક વખત જ અમને મતાધિકારનો અવસર સાંપડ્યો છે, અને તે પણ સ્પેનમાં પ્રજાસત્તાક તંત્ર લાવવા માટે. પણ આજે જે રાજ્યવ્યવસ્થા છે તે જ જો પ્રજાસત્તાક તંત્ર કહેવાતુ હોય તો ફરી મતાધિકાર આપવાની મૂર્ખાઈ નહિ કરું. રીપબ્લિક આવ્યા પહેલા નેતાઓ સ્પેનમા સ્વર્ગ ઉતારવાની વાતો કરતા હતા. આજે બીજા પક્ષના નેતાઓ અમને રોટી ને ધંધો આપવાની વાતો કરે છે. રોટી ને ધંધો તો મળતાં મળશે, પણ આજે અમારી જે સ્થિતિ છે તે એવી ને એવી એકાદ વર્ષ ચાલુ રહે તો જરૂર સ્વર્ગ મળે!" જમીનદારો અને શ્રીમંતો પણ પોતાની રીતે વિનોદ કરતાઃ "પ્રજાતંત્ર જોઈતું હતું ને આ રહ્યું પ્રજાસ્વાતંત્ર્યઃ કેસાસ વિઝાસના ઘરેઘરે અને શેરીએશેરીએ."

આ બનાવ પછી તરત જ સ્પેનના રાજકારણમા નવાં આંદોલનો શરૂ થયાં. ચૂંટણીના દિવસો નજીક આવવા લાગ્યા, તેમતેમ મેડ્રીડ શહેર ભવ્ય બનવા લાગ્યું. રાજકીય પક્ષો પોતપોતાનાં બળો એકત્રિત કરવા લાગ્યા. દીવાલો પર દીવાલપત્રોમાં સ્પેનમાં બેકારીનું પ્રમાણ કેટલું વધ્યું, પ્રમાણમાં ઉત્પન્ન કેટલું ઘટ્યું, બજેટનો આકડો કેટલો વધ્યો, સ્પેનના વેપારમાં દરેક વરસે કેટલી મંદી આવી, એ બધાના ગ્રાફ દેખાડવામા આવ્યા. બધાં મકાનો, થિયેટરો, રેસ્ટોરાં, કે ઑફિસો પર માર્ક્સવિરોધી પક્ષના લેબલ્સ લાગી ગયાં

હતા. સ્વસ્તિક ચિહ્નો, સામ્યવાદી ચિહ્નો, 'વીવા લા રીપબ્લિકા'ના સૂત્રોથી દીવાલેદીવાલ અને બારીએબારી ચીતરી નાખવામાં આવી હતી. કૉલેજ અને નિશાળોના વિદ્યાર્થીઓ ને ગમતાંરો સામ્યવાદ વિરુદ્ધના દીવાનપત્રો તોડી પાડતા અને પોલીસો તેમની પાછળ પડતા. આજે સ્પેનના રાજકારણમાં રેડીકલ પક્ષ પ્રાધાન્ય મેળવતો જાય છે. તેના મુખ્ય નેતા તરીકે એલેજાન્ડ્રો લેરો છે. એલેજાન્ડ્રો વિશે કહેવાય છે કે વર્ષો પહેલાં અરાજકતાવાદી વર્ગના તરીકે તેના ભાષણોના પડઘા સ્પેનને ખૂણેખૂણે પડતા. એની પડખોપડખ સ્પેનનો મોટો ધનાઢ્ય જ્હૉન માર્ચ છે. એ પક્ષનું આખુંયે ઘડતર જૂના રીપબ્લિક પક્ષ તેમજ નવા રેડીકલ પક્ષમાંથી થયું છે. એલેજાન્ડ્રોએ દેશની સામાન્ય ચૂંટણી માટે સમાજવાદીઓએ દાખલ કરેલી પ્રથાને અનુસરીને મત ગણવાની જૂની પદ્ધતિનો સ્વીકાર કર્યો છે. રેડીકલ પક્ષે સત્તામાં આવ્યા પછી આગલી સરકારે ખેતી, વિજ્ઞાન, એન્જિનિયરિંગ, જમીન મહેસૂલ કામગીરી વગેરે માટે જે સુધારાઓ અને કાયદાઓ કર્યા હતા તેનો અમલ મોકૂફ રાખ્યો.

અમેરિકામાં રેડીકલ પક્ષે જે કર્યું તે આ પક્ષ સ્પેનમાં કરવા મથે છે. સ્પેનના રાજ્યતંત્રના બધા સૂત્રો જ્હૉન માર્ચના હાથમાં આવવા લાગ્યા છે. સ્પેનનું આખું પ્રેસ જ્હૉન માર્ચની મૂઠી પર નિર્ભર છે. સમાજવાદીઓ જ્યારે સત્તા પર હતા ત્યારે કાનૂનભંગની છૂપી પ્રવૃત્તિને ઉત્તેજન આપવા માટે જ્હૉન માર્ચને સજા કરવામાં આવી હતી. એના જેલવાસ દરમ્યાન એની માલિકીના વર્તમાનપત્રોએ આઝાના અને સમાજવાદી પક્ષ સામે જબ્બર પ્રચારકાર્ય શરૂ કર્યું. એ જ અરસામાં કેસાસ વિઝાસના ભયંકર હત્યાકાંડની ઘટના બની. પરિણામે એ આખાએ બનાવને સુંદરમાં સુંદર સ્વરૂપ આપી, સમાજવાદી પક્ષને ઉથલાવી નાખવામાં સરસ ઉપયોગ થયો.

સમાજવાદીઓની હાર પછી સ્પેનના કેટલાક અગત્યના પ્રશ્નોનો નિવેડો આવી ગયો. સમાજવાદી પક્ષે શરૂ કરેલી ગ્રામ્ય યોજના, મજૂર પ્રશ્ન, જ્હૉન માર્ચની કાનૂનભંગની પ્રવૃત્તિ એ બધું આપોઆપ શમી ગયું. ધારાસમિતિએ 'લા વાગો' અને 'લેડી વગોસ' નામના બે કાયદાઓ ઘડ્યા હતા. એ બન્ને કાયદાઓની રૂએ જે કોઈ પણ શખ્સ પોતાના માસિક વેતન વિશે કે આજીવન વિશે સંતોષકારક જવાબ આપી ન શકે તેને કંઈ પણ મુકદ્દમા કે ફરિયાદ ચલાવ્યા સિવાય દશ વર્ષ સુધીની સજા થઈ શકતી. C. E. D. A. લીગને સંતોષવા ખાતર રેડીકલ પક્ષે સૌથી પહેલાં ગ્રામીણ હેતુ ગ્રામ્ય ખેતી મજૂરી વિશેના કાયદાઓનો અમલ મોકૂફ રાખ્યો. ધારાસમિતિએ ઘડેલા કાયદાનો અમલમાં મુકાય તે પહેલાં એ સમિતિને બરખાસ્ત કરવામાં આવી. સી. ઇ. ડી. એ. પક્ષે Accion Popular નામનો એક સ્વતંત્ર પક્ષ ચૂંટણી માટે ઊભો કર્યો. આ એક જાતનો પક્ષ છે, જેમાં મુખ્યત્વે બેંક અને ગ્રામ્ય યોજનાના ભોગ થઈ પડેલા ખેડૂતો, જમીનદારો, ચર્ચ, અને મૂડીદારોનો સમાવેશ થાય છે. ૧૯૩૩ ડિસેમ્બરમાં આ પક્ષનો વિજય થયો. આ પક્ષની નીતિ ફેસીઝમના સિદ્ધાંતો અનુસાર રાખવામાં આવી. સામાન્ય ચૂંટણીમાં વિજય મેળવવા બન્ને પરસ્પરવિરોધી પક્ષો પોતપોતાના જોરો મેડ્રીડમાં એકત્રિત કરી રહ્યા હતા. ૧૯૩૩ના ઑક્ટોબરની પ્રવૃત્તિને ફેસીઝમના આરંભ તરીકે વર્ણવી સમાજવાદી પક્ષે આખા સ્પેનમાં એક સામાન્ય હડતાલ પાડવાનો નિર્ણય જાહેર કર્યો. "No Bread and trains for Fascists" ("ફેસીસ્ટોને રોટી કે ગાડી નહિ")ના સૂત્ર નીચે ફેસીસ્ટો વિરુદ્ધનું પ્રચારકાર્ય શરૂ થયું. સમાજવાદી પક્ષ આખા

સ્પેનમાં સામાન્ય હડતાલ બોલાવે તેની સીધી અસર એ થાય કે, મેડ્રીડમાં કારખાના, ફેક્ટરી, મિલો વગેરે બંધ થાય હડતાલ એથી વધુ ઉગ્ર સ્વરૂપ પકડે તો મેડ્રીડમાં બન્ને પક્ષો વચ્ચે સશસ્ત્ર સંઘર્ષણ થવાનો સંભવ રહે. એ ભીતિથી એકશિયન પોપ્યુલર પક્ષે દ્દઢ સમાજવાદીઓ વિરુદ્ધનું પ્રચારકાર્ય બંધ કર્યું. પણ એ પક્ષ પાસે અઢળક પૈસો, સ્વયંસેવકો, વાહનો અને વર્તમાનપત્રો હતાં. સ્વયંસેવકો ઘરેઘરે ફરીને પોલીસના રક્ષણ નીચે મતદારોને ચૂંટણીનાં મથકો પર લઈ જતા. ચૂંટણીના દિવસે આજ સુધી જેનાં દ્વાર રાજકારણ માટે બંધ હતાં તેવાં દેવળો, આશ્રમો, નનરી અને કનવૅંટોનાં દ્વારો આપોઆપ ખૂલી ગયા. કનવેન્ટો, નનરી, દેવળો, હોસ્પિટલો, ઍસાઇલમો વગેરે સ્થળો પરથી લોકોનાં ટોળાં ને ટોળાં ચૂંટણીનાં મથકો પર એકશિયન પોપ્યુલર પક્ષને મત આપવા એકત્રિત થયાં. મેડ્રીડના કોઈ એક લત્તામાં સમાજવાદીઓએ હોસ્પિટલ પર પિકેટીંગ શરૂ કર્યું. બીજી તરફથી એકશિયન પોપ્યુલર પક્ષના કાર્યવાહકો દરેકે દરેક પરગણામાં ફરી મરેલાં મતદારોની નમાવલી તૈયાર કરી રહ્યા હતા. પાદરીઓની દેખરેખ નીચે ચાલતી ચૂંટણીમાં મરેલાં પણ સજીવન થઈને બેથી ત્રણત્રણ વખત મત નોંધાવવા લાગ્યા !

નવી પાર્લામેંટ મળી ત્યારે આખા દેશભરમાં માર્શલ લૉનો દોર ચાલી રહ્યો હતો. સ્પેનનાં વર્તમાનપત્રને સેન્સર નીચે ગૂંગળાવી નાખવામાં આવ્યું હતું. સ્પેનની એકેએક જેલમાં અરાજકતાવાદી તેમજ સીંડીકલીસ્ટોથી ભરી દેવામાં આવી હતી. નવી પાર્લામેંટમાં સૌથી વિશાળ અને મોટો પક્ષ એકશિયન પોપ્યુલરોનો થયો. એ પક્ષમા રાજકતાવાદીઓ, કોન્ઝર્વેટીવો અને ફેસીસ્ટોનો સમાવેશ થાય છે. એથી સહેજ નાનો પક્ષ રેડીકલોનો અને ત્રીજો પક્ષ આઝાનાના નેતૃત્વ નીચે સમાજવાદીઓનો બન્યો. સાધારણ રીતે પાર્લામેંટમાં બહુમતી મેળવવા બે પક્ષો સંયુક્ત થઈને કેબીનેટ ઘડતા. આ પહેલા સમાજવાદીઓ ત્યારના પ્રજાસત્તાવાદી રીપબ્લિક પક્ષ સાથે સંયુક્ત થઈને બહુમતી મેળવી શક્યો હતો. જીલ રોબલ્સ અને સી ઈ. ડી. એ. પક્ષ આખા સ્પેનમાં ફેસીસ્ટ પક્ષ તરીકે જાહેર થયો હતો. એટલે હાલતુરત માટે જીલ રોબલ્સે રેડીકલ પક્ષ સાથે સહકાર કરીને રેડીકલોને પ્રધાનમંડળ રચવાની સત્તા આપી એ દરમ્યાન જીલ રોબલ્સ પોતાનો પક્ષ વ્યવસ્થિત કરી રહ્યો છે. પાર્લામેંટમાં આવી એણે બે કાર્ય કર્યા. એક તો આગળની ધારાસમિતિએ ઘડેલા કાનૂનો પાછા ખેંચી લેવામાં આવ્યા; બીજું બેકારીનો ભોગ થઈ પડેલા મજૂરો અને ખેડૂતો માટે રાહતની યોજના અમલમાં મૂકી. બીજી બાજુ સ્પેનની લશ્કરી સામગ્રીની સજાવટ કરવાનું આખુ કાર્ય એ નવેસરથી કરી રહ્યો છે. જર્મનીના નાઝી પક્ષની આખી નીતિ એણે પોતાના પક્ષની રૂપરેખા તરીકે સ્વીકારી છે. એનું ધ્યેય એક બાજુથી ચર્ચના બધા જ હક્કો, અને બીજી બાજુ ખાનગી મિલકતને સન્માને તેવું રાજ્ય સ્પેનમાં લાવવાનું છે. રીપબ્લિકન પક્ષ વિનીત પ્રજાસત્તામાં માને છે. આઝાના અને સમાજવાદી પક્ષની નીતિથી મજૂર અને કામદાર વર્ગને જબ્બર નિરાશા મળી હતી સ્પેનનો કામદાર વર્ગ બરાબર સમજે છે કે સામાજિક ક્રાંતિ વિના તેમનો કોઈનો ઉદ્ધાર નથી સ્પેનના કામદાર પક્ષ પાછળ ચાલીશ લાખ મજૂરો અને કામદારોનું બળ છે. પણ એ પક્ષમાં સંગઠન કે વ્યવસ્થા નથી. અવિશ્વાસ અને ભ્રાંતિનું ભયાનક વાદળ સ્પેનના વાતાવરણ પર ઝઝૂમી રહ્યું છે. મજૂરો અને કામદારો વ્યવસ્થાને અભાવે, સંગઠનને અભાવે છિન્નભિન્ન દશામાં છે,

ત્યારે ઉગ્ર રોમનિઝમનો પક્ષ દિવસે દિવસે વધુ પ્રબળ થતો જાય છે એ પક્ષમાં જમીનદારો, પાદરીઓ, અને સ્પેનના ધનાઢ્યો એકત્રિત થઈ રહ્યા છે રીપબ્લિકના નામ નીચે ફેસીઝમનો પ્રચાર સ્પેનમાં થઈ રહ્યો છે સ્પેનમાં પ્રજાસત્તાક—રીપબ્લિક—ને ક્યારનુંયે દફનાવી દેવામાં આવ્યું છે, અને એ કફન પર ખીલા ઠોકાતા હોય તે પ્રમાણે આજે એક પછી એક માર્શલ લૉ અમલમાં મુકાતો જાય છે

સ્પેનના પાટનગર મેડ્રીડના રસ્તા પરથી પસાર થતા કોઈ પણ પરદેશીને સ્પેનમાં કદી ક્રાંતિ થઈ છે એવું ભાગ્યે જ લાગે આલ્ફોન્ઝોના સમયમાં જાહેર રાજકીય પ્રવૃત્તિઓને દબાવી દેવા શ્વેત ટોપાધારી પોલીસોની ટુકડીઓ મેડ્રીડને ખૂણેખૂણે અને રસ્તેરસ્તે ફરી વળતી આજે એને સ્થાને નવું યુનિફોર્મમાં સજ્જ થયેલા પોલીસોની મોટરવાનો અશાંતિ કે બંડ જગાવે તેવી વિનાશાત્મક પ્રવૃત્તિઓને દાબી દેવા આખા શહેરમાં ફરે છે કોઈ પણ ખાનગી સભા કે સમિતિ, જેમાંથી સહેજ પણ અશાંતિ કે હુલ્લડ થવાનો સંભવ હોય તેના પર બહારથી તેમજ અંદરથી યોગ્ય દેખરેખ રાખવામાં આવે છે સામ્યવાદી નેતાઓને એક પછી એક ગિરફતાર કરી કંઈ તપાસ ચલાવ્યા વિના દેશનિકાલ કરવામાં આવે છે આજે જે નેતાઓ સત્તામાં છે તેને રાજા આલ્ફોન્ઝોના સમયમાં ઉત્તર આફ્રિકામાં હદપાર કરવામાં આવતા આજે એ જ નેતાઓને હાથે કેટલાયે રાજકીય કેદીઓને ઉત્તર આફ્રિકા ધકેલી દેવામાં આવે છે, અને એ છતાં સ્પેનને ખૂણેખૂણે અને ગામેગામ અસમાસ વિપ્લવનો ભારેલો અગ્નિ ધૂંધવે છે, કયારેક કયારેક એ વિપ્લવના તણખા હુલ્લડ અને રમખાણોના સ્વરૂપે વ્યક્ત થાય છે સ્પેનની ક્રાંતિ હજી અપૂર્ણ ને અસમાપ્ત છે

# મુંબઈમાં નવરાતના ઉત્સવો

રામનારાયણ વિ. પાઠક

મુંબઈમાં છૂટોછવાયો રહેલો આપણો ગુજરાતી સમાજ નવરાતના ઉત્સવો ઊજવે છે તે ઘણુ રાજી થવા જેવુ છે. આવા ઉત્સવો એ આપણા પ્રાંતના સંસ્કારો સાચવી રાખવાના, એવા સંસ્કારોને શુદ્ધ કરી વિકસાવવાના, હળવામળવાના, અને ભ્રાતૃભાવ ખીલવવાના પ્રસગો છે. હંમેશાં મોટાં શહેરો અને ખાસ કરી મુંબઈ જેવાં મોટાં બંદરોમાં પ્રાંતના સંસ્કારો ભૂંસી નાખવાનું ઘણું ગૂઢ અને પ્રબળ વલણુ હોય છે. તેની સામે આપણા સંસ્કારોને ટકાવી રાખવાને આવા ઉત્સવોમાં મળવું તે બહુ સ્વાભાવિક ઉપાય છે. આ બાબતમાં ગુજરાતીઓ બીજા પ્રાંતની સરખામણીએ પછાત રહ્યા છે એમ ગણવું જોઈએ. આપણા દક્ષિણી ભાઈઓ મહારાષ્ટ્ર બહાર જ્યાં જ્યાં હિંદમાં વસેલા છે ત્યાં પોતાના સમાજો અને મંડળીઓને નિયમિત રૂપ આપે છે, ઉત્સવો ભેળા થઈને ઊજવે છે, પોતાના પ્રાંતની કોઈ પ્રસિદ્ધ વ્યકિત આવી ચડતાં તેને સમાજમાં મળે છે, તેની સાથે વાતચીત કરે છે, તેની પાસે ભાષણો અપાવે છે, દેશમાં થતાં નાટકો કરે છે, અને એ રીતે પોતાના પ્રાંતની પ્રગતિકારક હિલચાલોના પરિચયમાં રહે છે. આપણો ગુજરાતી સમાજ આવું કાંઈ કરી શકતો નથી. દક્ષિણી ભાઈઓ જેવાં નિયમિત સમાજો, મંડળીઓ, સમિતિઓ, સંસ્થાઓ, એક મતે અને હેતુએ આપણે ચલાવી શકતા નથી. આપણા જીવનમાં આ એક ઘણી મોટી ખામી છે. આવા ઉત્સવોનો, એની ખામી પૂરવાના અને સંસ્કારી સમાજજીવન વિકસાવવાના પ્રસંગો તરીકે આપણે ઉપયોગ કરવો જોઈએ.

મુંબઈના નવરાતના ઉત્સવોમાં ગરબા, નૃત્ય, રાસડા વગેરેનો કાર્યક્રમ રાખવામાં આવે છે એ આવકારયોગ્ય છે. પણ આપણો શ્રોતાવર્ગ આવા કાર્યક્રમો માટે યોગ્ય રીતે કેળવાયેલો માલૂમ પડતો નથી. નવ દિવસોના લાંબા ઉત્સવમાં હમેશ કંઈ કંઈ નવીનતા લાવવી જોઈએ એવા વિચારથી તેના વ્યવસ્થાપકો અવારનવાર વક્તાઓનાં ભાષણો ગોઠવે છે. પણ હજી શ્રોતાવર્ગ ભાષણોમાં રસ લઈ શકતો નથી, એટલું જ નહિ પણ હાજર રહીને શાંતિ સાચવવા જેટલી અને એ ન બને તો ગેરહાજર રહેવા જેટલી વ્યવસ્થા રાખી શકતો નથી. આપણ બધા હિંદુઓની આ એક મોટી ખોડ છે. રાજકીય, સામાજિક કે ગમે તેવા મેળાવડામાં પણ જાણે કોઈને ઘેર વરો હોય કે મોટી નાતની જમણવાર હોય એવી ધમાલ મચી રહે છે. નહિ કામની વ્યવસ્થા, નહિ કામ કરનારની ચોકસાઈ, કે નહિ શ્રોતાવર્ગમાં શિસ્ત કે નિયમન કે વ્યવસ્થા. આ કરતાં તો ભાષણ ન જ રાખવાં અને માત્ર આનંદના કાર્યક્રમો ગોઠવવા એ સારું છે. માણસો માત્ર જોવા જ આવતા હોય તો તેમના પર ભાષણો લાદવાનો કંઈ અર્થ નથી.

જીવનમા કેવળ મજા, આનંદને પણ સ્થાન છે અને સમૂહમા આનંદના કાર્યક્રમો યોજી શકીએ એ પણ ઇષ્ટ છે પણ આવા પ્રસગોમા એ આનદ શુદ્ધ સંસ્કારી હોય તેની ઘણી જ સભાળ રાખવી જોઈએ એક વ્યક્તિ કે એક કુટુબ પોતાની મરજીમા આવે તેવી રીતે ઉત્સવ ભોગવે, પણ સમાજના ઉત્સવો તો ઉચ્ચ કલાના અને ઉત્તમ સસ્કાર પોષનારા જ થવા જોઈએ

અત્યારે આપણા જીવનમા મોટા ફેરફાર થવા માડ્યા છે જૂની ધર્મભાવના જતી જાય છે એ સબધી કઈ કહેવુ મારે અહીં પ્રસ્તુત નથી જૂની ધર્મક્રિયામા રહેલા કલાના અશને આપણે સામાજિક સ્વરૂપ આપીએ અને તેને ઉત્સવોનુ મધ્યબિન્દુ બનાવીએ તેમા કશુ ખોટુ નથી વળી કલાના જૂના સ્વરૂપોને વિકસાવીએ તેમા કશુ ખોટુ નથી ઊલટુ એ આવશ્યક છે પણ કલાના સ્વરૂપને વિકસાવવા માટે કલા સાથે જે તન્મયતા હોવી જોઈએ, કલાભક્તિ હોવી જોઈએ તે ઘણા થોડામા છે પરિણામે કલામા આપણે સાચો ફેરફાર કરવાને બદલે ગમે તેવા ફેરફારો કરીએ છીએ, અને સામાન્ય લોકોની વાહ-વાહ મળી એટલે એ ફેરફારને સાચી દિશાનો ફેરફાર માનીએ છીએ એટલે આવા ઉત્સવમા ઉચ્ચતર કલાના સસ્કારો પાડવાને બદલે લોકપ્રિયતા મેળવવાનો જ પ્રયત્ન કરીએ છીએ લોકપ્રિયતા મળે તો ખોટી નથી સાચી કલાકૃતિઓ લોકપ્રિય થાય તેમા સમાજની ઉન્નતિ થાય છે પણ જ્યારે કઈ પણ વસ્તુ માત્ર લોકપ્રિયતા માટે થાય છે ત્યારે તેનામા સત્ત્વ રહેતુ નથી તેવી વસ્તુ ભાગ્યે જ કલા બને છે.

મુબઈના ઉત્સવોમા મને જે સૌથી વધારે વાધાભરેલુ લાગ્યુ તે આ હતુ આપણા ઉત્સવોમા વૈવિધ્ય આણવા માટે આપણે નૃત્ય, અભિનય વગેરે દાખલ કરીએ છીએ પણ આ નૃત્યો અને અભિનયપ્રયોગો ચાલુ નાટક અને સિનેમામાથી અનુકરણ કરીને જ મેળવેલા હોય છે સમાજને કેળવવાને બદલે આપણે તેની ખુશામત કરીએ છીએ સાચુ—ઉત્તમ પ્રકારનું નૃત્ય, સગીત કે અભિનય ન આપી શકીએ તો એવા કાર્યક્રમો ન રાખવા તે બહેતર છે, પણ ખોટી વસ્તુ આપી વાહવાહ મેળવવી એ સારુ નથી પરપરાથી ચાલતી આવેલી ગરબી, હીચ વગેરેમા પણ આપણે જે ફેરફાર કરીએ છીએ તે પણ કલાની દૃષ્ટિએ સાચા હોતા નથી આ સબધી મેં વારવાર લખેલુ છે, એટલે અહીં માત્ર એક જ દાખલો આપીશ આપણે હીચને માટે ઘણીવાર જર્મન સિલ્વરના લોટા વાપરીએ છીએ આ લોટાનો આકાર જરા પણ સુદર નથી અનેક સૈકાના અનુભવે સિદ્ધ થયેલા આપણા ઘડા કે ગાગરનો આકાર જ સુદર છે ગાગરનો આકાર સુદરતાની દૃષ્ટિએ નક્કી થયેલો છે લોટાનો આકાર માત્ર ઘડવાની અનુકૂળતાએ નક્કી થયો છે હીચના ગીતોમા ગાગરનો જ ઉલ્લેખ આવે છે ગાગરને બે હાથે ઝાલતા હાથનો જે વળાકદાર આકાર થાય છે તે જ સુંદર છે, લોટા બે હાથે ઝાલતા થતી આકૃતિ સુંદર નથી, એટલુ જ નહિ, અર્થહીન છે, કારણ કે બે હાથે ઝાલવો પડે એટલો લોટામા ભાર જ નથી કલામા સૂક્ષ્મરૂપે હમેશા સત્ય રહેતુ છે લોટા બે હાથે ઝાલવો એ અસત્ય છે, અને માટે તેમા કલા નથી હીચ વગેરેના ગીતો પણ આપણે ઘણીવાર ખોટા પસદ કરીએ છીએ ગરબો એ જેમ મુખ્યત્વે કાવ્ય નથી, તેમ મુખ્યત્વે સગીત પણ નથી એ મુખ્યત્વે સઘનૃત્ય છે એટલે તેમા સગીતને પ્રાધાન્ય અપાવુ ન જોઈએ આપણે સગીતને પ્રાધાન્ય

આપતાં નૃત્યને મોળું, મદ, અને ચમત્કારવિનાનું કરી મૂકીએ છીએ. કદાચ એમ પણ હોય કે માચા હીચનૃત્યને માટે જે કસાયેલું શરીર જોઈએ તે આપણી પાસે ન હોવાથી, આપણે નૃત્યની ગતિ ધીમી કરી સગીતને વધારે સ્થાન આપતાં હોઈએ સંગીતને લાવવું જ હોય તો લાવો, પણ શરીરની નિર્બળતાને લીધે તે લાવવું પડે એ અનિષ્ટ છે. ગરબા, હીચ વગેરે માટે ઘણું કસાયેલું સુદૃઢ શરીર જોઈએ એ તો આપણા ધ્યાન બહાર જ રહી ગયું છે. મેં સાભળ્યુ છે, અને હું એ માનું છું કે આપણી સ્ત્રીઓની ગતિનું લાલિત્ય પાણી ભરવાના રિવાજને આભારી છે એ રિવાજ જતો રહેતાં તેને સાચવી રાખવાનું ખરું સાધન આપણું હીચનૃત્ય જ છે. અને બેદરકારીથી કે નવીનપણાના ખોટા અભિમાનથી તે ખોઈ દેવું મને કોઈ રીતે સારું લાગતું નથી.

નવરાતના ઉત્સવોમાં આપણે મર્દાનગીના પ્રયોગોથી પણ વૈવિધ્ય લાવી શકીએ. નવરાતનો પછીનો દિવસ દશેરા છે, અને દશેરા મર્દાનગી ને પુરુષાતન બતાવવાનું પર્વ છે, સાહસ અને પરાક્રમનુ પર્વ છે. તે દિવસે આપણા રાજાઓ સીમોલ્લઘન કરતા. સીમોલ્લઘન એ વિજયપ્રસ્થાનનું પ્રતીક છે, એટલે આવા ઉત્સવોમાં મર્દાનગીના પ્રયોગોને સ્વાભાવિક સ્થાન હોવું જોઈએ તેને બદલે આપણે આ ઉત્સવોને કૃષ્ણરાધાના હલકા શૃંગારથી રસિક કરવાનો પ્રયત્ન કરીએ તે જોતાં શરમ આવવી જોઈએ. કૃષ્ણના આખા લાંબા જીવનમાં ગોપીઓ સાથે તેણે રાસક્રીડા કરી હોય તો તે કિશોર વયનાં ૧૧-૧૨ વરસ સુધીમાં જ. તે પછીનું તેનું આખું જીવન હિંદના રાજકીય ક્ષેત્રમાં જ ગયું છે. તેણે મલ્લકુસ્તી કરી છે, કંસને કુસ્તીમાં માર્યો છે, આખા હિંદમાં દોડાદોડ, ચડતીપડતી પ્રમાણે નાસભાગ કરી છે, રાજ્યો ઉથલાવ્યાં છે, રાજ્યો સ્થાપ્યાં છે. ગુજરાતમાં તો તેણે મહાભારત યુદ્ધનું પૂર્વદર્શન કર્યું છે. તે આખું જીવન ભૂલી જઈ આપણે માત્ર તેના ગોપીઓ સાથેના પ્રસંગોને હીન શૃંગારચેષ્ટાના બનાવી નિરૂપીએ એ આપણી જ હીનતા અને પામરતા બતાવે છે. હું માનું છું કે આપણે બીજી પ્રગતિ ન કરી શકીએ તો આટલું તો જરૂર કરવું જોઈએ કે કૃષ્ણને આવો ન નિરૂપવો જોઈએ.

અને નવરાતના આવા પ્રસંગોને આપણે વધારે સામાજિક રૂપ ન આપી શકીએ? નવરાતમાં આપણે ઊંચી વર્ણો સારાં કપડાં ને ઘરેણાં પહેરી ગરબા વગેરે કરીએ તો તે સાથે આપણી ગરીબ ને હલકી ગણાતી વર્ણોની બહેનોને આપણા ઉત્સવોમાં આમન્ત્રણ આપી તેમની સાથે ભળીએ નહિ? કદાચ તેમનામાં કલાનાં કેટલાંક સાચાં સ્વરૂપો હજી સચવાઈ રહેલાં મળી આવે, જો કે મને મુંબઈની આવી બહેનોના ગરબા, હીચ વગેરેનો પરિચય નથી. કદાચ તેઓ વધારે ભણેલી અને ઊંચી ગણાતી બહેનોના અનુકરણમાં પડી ગયાં હોય. પણ તેથી બીજું કાંઈ નહિ થાય તો આપણા સમાજને અંદર અંદર મળવાનો પ્રસગ તો મળશે! ×

× મૂળ લખ્યું ભગિનીસમાજ પત્રિકાના દિવાળી અંક માટે.

# મને કૈં પૂછો ના—



મને કૈં પૂછો ના—
તમારા પ્રશ્નોના અપરિચિત ઊના શ્વસનથી—
લજ્જાલી વેલીને કંઈ જ્યમ અચિંત્યુ અડી જતા,
બિડાયે સૌ પર્ણો, કુમળી સહુ ડાળી વળી જતી,
ખરે! તેવા મારા હૃદય સુકુમારાંકુર બધા
મિંચાતા, ખેંચાતા વિષમ દિશ, ગૂંચાઈ પડતા,
અને ખુલ્લા ભાનુકિરણ થકી એ વંચિત થઈ
થતા મૃત્યુ પામ્યા સમ જડ, મને કૈં નવ પૂછો!

•

મને કૈં પૂછો ના—
તમારા પ્રશ્નોનો ધ્વનિ ઉરમહીં પેસી જઈને—
બિજાપુરી પેલા ઘૂમટ મહીં કોઈ ધ્વનિ થતા
ખૂણાખાંચામાંથી અગણિત અજાણ્યા અસમજ્યા
અવાજો ચોપાસે ઘૂમીઘૂમી હુકાહૂક કરતા—
તમારો અક્કો ધ્વનિ ત્યમ પ્રવેશ્યે હૃદયમાં
અજાણ્યા કૈં ખૂણાં નવનવ સવાલો ડણકતા,
અને મારો જૂનો ઘૂમટ ડગતો કૈં નવ પૂછો!

•

મને કૈં પૂછો ના—
તમારા પ્રશ્નાઘાતથી ઊંડુંઊંડું ઊતરી જતા—
દિયે જેવો કોઈ ડૂબકી દરિયાના તલ ભણી,
મહીં ચોપાસેથી જલ અનુભવે ભીંસ કરતું,
ઉઘાડી આંખે એ અધૂરું વળી અસ્પષ્ટ નિરખે,
ન દીઠા આકારે પણ કદી જુએ સત્ત્વ વરવા
હું એ એવા દેખું વિકટ વરવા સત્ત્વ હૃદયે
હતા? આવ્યા? કે આ ડૂબકીથી જ ભાસ્યા? નવ પૂછો!



# ભૃગુકચ્છ–ભરૂચના ગુર્જર રાજાઓ

[ગુર્જર લોકોનો ઇતિહાસ !]

ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી

દુનિયામાં પ્રજાઓનાં નામ ઉપરથી ઘણા દેશોનાં નામ પડયાનું જણાય છે. આધુનિક ગુજરાતનું નામ ગુર્જર પ્રજાના નામથી ઊતર્યું છે. ગુજરાતના નામનું આદિમંગળ કરનાર કયો ગુર્જર સમ્રાટ હતો એ વિશે ઇતિહાસનું પાનું કોરું છે. બાણભટના 'હર્ષચરિત'માં મહાસમ્રાટ હર્ષવર્ધનના પિતા પ્રભાકરવર્ધને કોઈ ગુર્જર રાજા ઉપર વિજય મેળવ્યો એમ ઐતિહાસિક માહિતી મળે છે (ઈ.સ. ના છઠ્ઠા સૈકામાં). ગુર્જર લોકો વિદેશી અથવા ભારતવર્ષના પુરાતન વતની હતા, એ માટે હિંદુસ્તાનના ઇતિહાસકારોમાં મતભેદનો પ્રશ્ન છે. સદ્દગત પ્રો. સર રામકૃષ્ણ ભાંડારકર, દેવદત્ત ભાંડારકર, સ્મિથ વગેરે વિદ્વાનોએ ગુર્જર લોક વિદેશી હતા, એમ પોતાનો મત દર્શાવ્યો છે; જ્યારે રા. બ. ચિન્તામણ વૈદ્ય અને રા. બ. ગૌરીશંકર ઓઝા જેવા વિદ્વાનો ગુર્જર લોકો પ્રાચીન કાળમાં આર્યાવર્તમાં આવ્યા, આર્યસંસ્કૃતિની રગમાં રોળાઈ ક્ષત્રિય હતા, એમ પુરવાર કરે છે. અહીંયાં ઉભય પક્ષના ઇતિહાસકારોનો સંક્ષિપ્ત ઇતિહાસ આપવા પ્રયત્ન કર્યો છે. એ પછી ભૃગુકચ્છ—ભરૂચ—ના ગુર્જર રાજાઓનો વિસ્તૃત ઇતિહાસ આપ્યો છે.

**પૂર્વકાળની પશુપાળ જાતિઓ**

પ્રાચીન કાળમાં મધ્ય એશિયામાં પશુપાળ અને ભટકતી જાતિઓ નિવાસ કરતી હતી તેઓનાં ટોળાં અમુક ચોક્કસ સ્થળે સ્થાયી રહેતાં નહોતાં. વાવટોળમાં રેતીના ઢગલા પાંખો ફરે અને ગમે તે દિશામાં ઘૂમતા ફરે, તેમ આ ટોળાંઓ જીવનનાં પોષક તત્ત્વ શોધવા હજારો ને હજારો ગાઉ રખડતાં ફરતાં. તેઓ કેટલીક વખત આંતરવિગ્રહ કરી વિજયની ધૂનમાં, આખેટવા અથવા ધર્મઅર્થે છૂટા પડતા. આવાં કારણોને લઈને તેઓનાં જીવન સ્થાયી નહોતાં. એવાં ભોંયના ભૂખ્યા શક, હૂણ, પલ્હવ, યુએચી, અને કુશાન લોકનાં ટોળાં અતિ પ્રાચીન કાળમાં વાયવ્ય રસ્તે આર્યાવર્તમાં આવીને વસ્યાં, એમ ઇતિહાસના અભ્યાસીઓએ બતાવ્યું છે.

ઈ. સ. પૂર્વે ૨૪૬માં ચીનમાં સમ્રાટ શી–હ્વેંગ–તાઈનો રાજ્યઅમલ હતો. એ કાળે ચીનના ઉત્તર સીમાડે પશુપાળ હૂણ લોકની જાતિ રહેતી હતી. હૂણ લોક ચીની પ્રજાના દુશ્મન હતા. તેઓ વારેઘડીએ ચીન ઉપર હુમલો કરી તેઓને પજવતા. ચીની સમ્રાટે તેઓને ત્યાંથી હાંકી કાઢ્યા. અહીંથી તેઓ મોગલિસ્તાનમાં રહેવા ગયા. આથી ભૂલ ખાઈને યુરોપિયન ઇતિહાસકારો હૂણને મોગલ તુખમના ગણે છે. મોગલિસ્તાનમાંથી પણ હૂણ લોકો ચીન ઉપર હુમલા કર્યા કરતા હતા. એથી કંટાળીને ચીની સમ્રાટે પેલી જગવિખ્યાત મોટી દીવાલ બાંધી (ઈ. સ. પૂર્વે ૨૧૪); છતાં ચીન ઉપર હૂણોએ ચડાઈ કર્યા કરી, પણ તેઓ ફાવ્યા નહિ. આખરે થાકીને તેઓ ઉત્તરમાંથી દક્ષિણ તરફ કેનસક તરફ વળ્યા.

ચીનની દક્ષિણ તરફનો પ્રદેશ કનસુ કહેવાતો. એ મુલકના પશ્ચિમ છેડે યુએચી (yuch-chi) પ્રજા રહેતી હતી. ઈ. સ. પૂર્વે ૧૭૦માં હૂણોએ એ લોકને એ દેશમાંથી કાઢી મૂક્યા અને પોતાનો દોર જમાવ્યો. યુએચીનાં ટોળાંએ ત્યાંથી નીકળી તરીમકાંઠા અને તુર્કસ્તાનમાં રહેતા શક લોકને ખસેડી પોતાનો વસવાટ કર્યો, ઈ. સ. પૂર્વે ૧૬૦-૧૫૦; ઈ. સ. પૂર્વે ૧૪૦ની આસપાસ તરીમકાંઠામાંથી હૂણોએ યુએચીને હાંકી કાઢી ત્યાં કરીકામ રહેવા લાગ્યા. અહીંયાં હૂણ અને શક લોક સંબંધમાં આવ્યા. આ હુમલાઓમાં હૂણની જોડે ગુર્જર લોક પણ સામેલ હતા. કેટલાક લેખકો ગુર્જર હૂણ જાતિની એક શાખા માને છે. ગુર્જર એ જાતિસંજ્ઞા છે. પ્રથમ હૂણોનો જાતિધંધો લૂંટફાટનો હતો. એશિયાઈ હૂણો ઈ. સ ના ત્રીજા સૈકામાં શકદ્વીપમાં રહેતા હતા. ત્યાંથી તેઓ ખુત્તલમાં આવી વસ્યા. ખુત્તલને હયથળ પણ કહેતા. આ હૂણલોક ઇતિહાસમાં શ્વેત હૂણ નામે પ્રસિદ્ધ છે. શ્વેત હૂણને ખઝર જાતિના પણ કહ્યા છે. ખઝર લોકો આરમિનિયન અને જ્યોર્જિયન જાતિને મળતા હતા. ખઝર તે જ ગુર્જર એમ મહાશય ભાંડારકર, સ્મિથ વગેરે ઇતિહાસકારોનો મત છે.

:

જગજૂના કાળમાં હિંદુસ્થાનની પશ્ચિમ સરહદ ઉપર પેશાવર, બલ્ખ, ખામિયન વગેરે વાયવ્યના પહાડી પ્રદેશોમાં પશુપાળ ટોળાં નિવાસ કરતાં હતાં. ત્યાંથી તેઓ વખતોવખત હિંદુસ્થાન ઉપર આક્રમણ કરતાં. પ્રાચીન કાળમાં ગુર્જર લોક પણ એ રસ્તે પંજાબમાં આવી વસ્યા. જ્યારે હૂણ લોકે હિંદુસ્તાનમાં આવી પંજાબમાં શાકળ—વર્તમાન શિયાળકોટ—મા રાજ્ય સ્થાપ્યું, ત્યારે ત્યાંના વતની ગુર્જરે રાજપૂતાનાના વેરાન પ્રદેશમાં આવી થાણું નાખ્યું ભિન્નમાલ (શ્રીમાલ) અને ભરૂચના ગુર્જરો એ પ્રમાણે પાંચમા-છઠ્ઠા સૈકામાં પંજાબમાંથી રાજપૂતાનામાં આવીને વસ્યા. એથી હૂણ અને ગુર્જર લોક સાથે આવ્યા, એમ કેટલાક ઇતિહાસકારોનો મત છે. 'ગુર્જર' એ જાતિનું મૂળ નામ છે કે અહીંયાં આવ્યા પછી એ નામથી ઓળખાવા લાગ્યા, એમ કેટલાક સવાલ પૂછે છે. અત્યારે પણ વાયવ્ય પ્રાંતની સરહદ ઉપર અને પંજાબમાં ગુર્જર લોક વસે છે. અસલમાં તેઓ ગોપ હતા એમ માહિતી આપે છે કાશ્મીરની આસપાસ પહાડમાં ગાયોઘેટાનાં ટોળાં લઈને તેઓ ગોવાળ અને ભરવાડનો ધંધો કરે છે. તેઓ કેટલીક વખત રાજપૂત અને કેટલીક વખત આહિર કુળના હોવાનું જણાવે છે.[1]

ડૉ. દેવદત્ત ભાંડારકર ગુર્જર લોકને વિદેશી કહે છે તેઓ અહીંયાંના વતની નહોતા એમ માહિતી આપે છે. તેમના અભિપ્રાય પ્રમાણે ગુર્જર લોક ઇતિહાસપ્રસિદ્ધ શ્વેત હૂણ અથવા ખઝરશાખાના હતા. ખઝરલોકનું અસલ રહેઠાણ જ્યોર્જિયામાં હતું. તેઓ કાસ્પિયન અને યુક્સાઈન સમુદ્રના વેનેશિયન અથવા શાહ સોદાગર હતા, એમ ખઝરજાતિનો ઇતિહાસ જોતાં માહિતી મળે છે.[2]

---

૧. Statistical Description and Historical Account of the N. W. Provinces, 1879: p. 291.

૨. મુંબાઈ બ્રાંચ, જર્નલ રોયલ એશિયાટિક સોસાયટીઃ પુ. ૨૧

આરબ લેખક સુલેમાન ગુર્ઝ (Gurz) ગુર્જર જ્યોર્જિયાના વતની હતા એમ પોતાના ગ્રંથ મીલ સીસાન-ઊત-તવારીખમાં જણાવે છે.[૧]

મહાશય રોલીશન પ્રમાણે ફારસી ભાષામાં જ્યોર્જિયાનું સંબોધક નામ ગુર્જરસ્તાન મળે છે. એ ઉપરથી ગુર્જરસ્તાનના વતની ગુર્જર કહેવાયા. આરબ લેખકોએ જ્યોર્જિયનને ગુર્ઝ નામે સંબોધ્યા છે. ઈ. સ.ના નવમા સૈકામાં મરુમંડળ—મારવાડ—ભિન્નમાળના ગુર્જર રાજાઓને મુસલમાન લેખકોએ જોર્ઝર (Jozr) કહ્યા છે.[૨] દશમા સૈકામાં અલમશ્રૂદીના ગ્રંથમાં જાુર્ગર-ગુર્જર લોકનો ઉલ્લેખ છે.

જ્યોર્જિયાના ખર્ગર-ગુર્જર લોકની એક દંતકથા છે. એ જાતિનો વખ્તગ નામે રાજા રાજ્ય કરતો હતો (પાંચમા સૈકામા?). એનું બિરુદ ગુર્જસાલ (વરુ-સિંહ હતું). પ્રથમ એણે ઇરાનના પાદશાહ જોડે મૈત્રી બાંધી ત્યારપછી તે હિંદ ઉપર ચડી આવ્યો; ઈ. સ. ૪૬૯?[૩] આ વાર્તામાં કેટલું તથ્ય છે તેનો નિર્ણય કરવાનાં સાધન આપણી પાસે નથી. પણ દંતકથા પ્રમાણે ઈ. સ. ની પાંચમી શતાબ્દીમાં ગુર્જર લોક હિંદમાં આવ્યા, એમ એ લેખકનું માનવું છે.

ઐતિહાસિક પંડિત વિંસેન્ટ સ્મિથ ગુર્જર (ગુર્જ્જર) અને શ્વેત હૂણ જાતિને એક જ શાખાના માને છે. તેઓ ઉત્તર હિંદુસ્થાનથી હાલના ગુજરાત સુધી પથરાયેલા હતા. હૂણ લોક ભારતવર્ષમાં આવ્યા તેની જોડે અથવા કૈંક તે પૂર્વે ગુર્જ્જર લોક અહીંયાં આવ્યા હશે, એમ તે મહાશયનું માનવું છે. ઐતિહાસિક તવારીખની સંકલના કરતાં તેઓ એશિયાના કયા પ્રદેશમાંથી હિંદ પ્રત્યે આવ્યા અને તેઓની મૂળ જાતિ કઈ હતી તે કહી શકાતું નથી. તેઓએ પંજાબમાંથી રાજપૂતાનામાં આવી થાણું કર્યું. ત્યાં તેઓએ પોતાનું રાજ્ય સ્થાપ્યું તેઓનું પાટનગર ભિન્નમાલ હતું.[૪]

**હૂણ વિશે ઐતિહાસિક સમાલોચના**

ઈ. સ. ના ત્રીજા સૈકાના અંતમાં અને ચોથા સૈકાના પહેલા ચરણમાં હૂણો ખુત્તલ અથવા હયથલમાં ઠરીઠામ રહેતા હતા, એમ આપણે ઉપર જોયું. ત્યાંથી તેઓ પંજાબ અને કાશ્મીર તરફ લૂંટ કરવા ધાડાં મોકલતા. ઈ. સ. ૩૨૦માં તેમની આ ત્રાસદાયક લૂંટફાટ ઉપર અંકુશ મુકાયો. એ કાળે ગુપ્ત સામ્રાજ્ય સ્થપાયું હતું. ઈ. સ. ૩૨૦માં ગુપ્ત સમ્રાટ પ્રથમ ચંદ્રગુપ્ત થયો. એણે હૂણોની લૂંટ ઉપર અંકુશ મૂક્યો. તે સિન્ધુ ઓળંગી વાયવ્ય સરહદમાં થઈ બાલ્હીક ગયો અને હૂણોને હરાવ્યાં.[૫] આ હારથી હૂણો હિંદ તરફ આવતા કૈંક ઠંડા પડ્યા. ઈ. સ. ૪૦૦માં હૂણોએ ગાંધાર દેશ જીત્યો. ઈ. સ. ૪૫૦માં ગુપ્ત સામ્રાજ્યનો ચક્રવર્તી કુમારગુપ્ત—મહેન્દ્રાદિત્ય—ઉજ્જનમાં રાજ્ય કરતો હતો. એ રાજાની વૃદ્ધાવસ્થાનો લાભ લેઈને હૂણો આર્યાવર્તમા ચડી આવ્યા. એનો પુત્ર સ્કન્દગુપ્ત—વિક્રમાદિત્ય—તે સામે થયો. એણે પોતાના પરાક્રમ અને બહાદુરીથી તેઓને હરાવી પાછા કાઢ્યા. એણે

૧. મુંબાઈ ગેઝેટિયર, પુસ્તક પહેલુંઃ ૫૪ ૫૨૬.
૨. Transactions of the Royal Geographical Society, Vol. IX.
૩. જર્નલ મુંબાઈ બ્રાંચ રો. એ. સો., પુસ્તક ૯ મું.
૪. હિંદનો પ્રાચીન ઇતિહાસ સ્મિથકૃત, ત્રીજી આવૃત્તિ પૃષ્ઠ ૪૧૧ (*Early History of India*).
૫. કેરાવ હર્ષદ ધ્રુવના 'એશિયાઈ હૂણો' એ વિષયના વ્યાખ્યાનમાંથી, પૃષ્ઠ ૬.

ગુપ્ત સામ્રાજ્યની કીર્તિ અને ગૌરવ પાછા મેળવ્યા એના મરણ પછી ગુપ્ત સામ્રાજ્યમા ગ્લાનિ પ્રવેશી લાગે છે ઇ સ ૪૯૮મા સ્કન્દગુપ્તના વારના ગુપ્ત રાજ્યને હૂણના બહાદુર સરદાર તોરમાણ શાહે હરાવ્યો તોરમાણ શાહ માળવા–ઉજ્જયનનો સમ્રાટ થયો બળવાન હૂણ આર્યાવર્તનો સત્તાધીશ થયો.[1]

ગુપ્ત રાજ્યના આરંભકાળથી હૂણ લોક ભારતવર્ષમા આવવા ઉધામો કર્યા કરતા હતા તેઓ તોરમાણ શાહની સરદારી હેઠે એકત્રિત થઈ હિંદ આવ્યા એ પછી તેઓએ હૂણ રાજ્ય સ્થાપ્યુ ઇ સ ૫૦૦ અમરદાગે અને અંતિમ હૂણ લોક જોડે ગુર્જર પ્રજા પણ આવી એમ સ્મિથ મહાશયનું માનવુ છે પ્રથમ તેઓએ પંજાબમા આવી વતન કર્યું, અને એ પછી રાજપૂતાનામા ઊતરી આવ્યા ત્યા તેઓએ ગુર્જર સામ્રાજ્ય સ્થાપ્યુ સૌરાષ્ટ્રના વલભીનગરમા રાજ્ય સ્થાપનાર સેનાપતિ ભટ્ટારક પણ ગુર્જર શાખાનો હતો, એમ તેઓનો અભિપ્રાય છે વિદેશી હૂણના જુલમી શાસને એ કાળે હિંદને ઘણુ જ ખમવુ પડ્યુ.[2]

પ્રો દેવદત્ત ભાંડારકરે[3] *Foreign Elements in Hindu Population* (હિંદી જનતામા વિદેશી તત્ત્વનું મિશ્રણ) એ નામનો વિદ્વત્તાભર્યો નિબંધ લખ્યો છે એમા હિંદુ સમાજ પરાપૂર્વથી વિદેશી અને વિરોધી તત્ત્વ પોતામા સમાવી દેવાની કેવી અદ્ભુત શક્તિ ધરાવે છે, એ વિષય એ મહાશયે ઘણી વિદ્વત્તાથી અને શ્રદ્ધાથી ચર્ચ્યો છે અતિ પ્રાચીન કાળમા ભારતવર્ષમા દ્રાવિડ લોક રહેતા હતા તેઓ પણ આર્યાવર્તના મૂળ વતની નહોતા એ પછી આવ્યા આર્ય લોક તેઓની સંસ્કૃતિ અને સંસ્કારિતાએ પરંપરાએ જતા રહ્યા આર્યાવર્ત આર્યસંસ્કૃતિનું કેન્દ્ર બન્યુ ક્રમે ક્રમે વર્ણાશ્રમના વાડા બંધાયા તેઓ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા આર્યલોક વર્ણાશ્રમધર્મના પૂજારી બન્યા અનુલોમ અને પ્રતિલોમની પ્રથા વર્ણાશ્રમધર્મમા પ્રચલિત થઈ અનુલોમ પદ્ધતિ એટલે ઉચ્ચ જાતિનો પુરુષ ઊતરતી વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરે તે, પ્રતિલોમમા ઊતરતા વર્ણનો પુરુષ શ્રેષ્ઠ જાતિમા લગ્ન કરે છે આર્યાવર્તમા જુદાજુદા કાળે ગ્રીક, શક, આભિર, કુશાન, હૈહય હૂણ અને ગુર્જર લોક હિંદમા આવ્યા, એમ તવારીખ જોતા માહિતી મળે છે તેઓ હિંદુસ્થાનમા આવી પગભર થયા એ પછી રાજ્ય સ્થાપિત કર્યાની અને ભારતવર્ષના સત્તાધીશ થયાની ખબર પડે છે તેઓએ પોતાના સહાતિકાળમા આર્યત્વના સંસ્કાર ગ્રહણ કર્યા, અને પરંપરાએ ત્યજી હિંદુ અથવા બૌદ્ધ ધર્મમા તેઓ ભળી ગયા આ વિદેશી પ્રજા આર્યોની સાખ પાડોશી થઈ રહી

મુંબઈ ગેઝેટિયરમા પંડિત ભગવાનલાલ ઇંદ્રજી અને જેક્સન મહાશય ગુર્જર લોક વિષે આ પ્રમાણે માહિતી આપે છે[4] "ગુજરાતના ઇતિહાસમા એક મહત્ત્વની હકીકત જોવામા આવે છે પૌરાણિક અને પવિત્ર ભૂમિના વતનીઓની પ્રાચીન સંસ્કૃતિ વિદેશીઓના આગમને અદૃશ્ય થઈ પરદેશી લોકના જુલમી રાજ્યનામને ગુજરાતી પ્રજાના ધર્મ અને

૧ સ્મિથનો પ્રાચીન ઇતિહાસ.

૨ સ્મિથનો પ્રાચીન ઇતિહાસ

૩ ઇન્ડિયન એન્ટીક્વેરી, પુ ૪૦, વર્ષ ૧૯૧૧ પૃષ્ઠ ૭ થી ૩૭

૪. મુંબઈ ગેઝેટિયર, પુસ્તક ૯, ભાગ ૧ લો પૃષ્ઠ ૬૩૩.

સમાજનાં જીવનતત્ત્વ નિસ્તેજ થઈ ગયાં. બૌદ્ધ ધર્મીઓ ધર્મઘેલા બન્યા હતા. ઇ. સ. પૂર્વે ૨૫૦થી ઈ. સ. ૪૦૦ સુધી પશ્ચિમ હિંદના સાગરતટે પરદેશી જાતિઓ જેવી કે યવન (ગ્રીક), પલ્હવ, શક, કુશાન અને કેદાર લોક વસ્યા. તેઓએ રાજ્ય પણ સ્થાપ્યાં. તેઓ બૌદ્ધ ધર્મી હતા. ઇ. સ ના ત્રીજા સૈકામાં બૌદ્ધ ધર્મી રાજાની આકરી સત્તાએ ચેતન ગુજરાત અચેતન બન્યું. આ સુષુપ્તિ કાળ લગભગ પાંચમી શતાબ્દી સુધી રહ્યો. એ કાળે વિદેશી શ્વેત હૂણ, જુયેન જુયેન ( Juian Juian ) અને ગુર્જર લોકનાં ટોળાં હિંદમાં આવ્યાં. તેઓએ આર્યત્વની ઝોમ પારખી લીધી. તેઓનાં નિસ્તેજ આત્માને સાંત્વન આપ્યું. એથી મહાગુજરાતમાં (રાજપૂતાનાથી નર્મદા સુધી) નવું ચેતન આવ્યું. બ્રાહ્મણ ધર્માચાર્યોને બૌદ્ધ ધર્મનો ખોડો કાઢવા તેઓએ મદદ કરી. વિદેશી લોક બ્રાહ્મણધર્મનું ગૌરવ વધારવા તેમના અગ્રણી બન્યા. ગુજરાતે ફરી ધર્મની સુવ્યવસ્થાની શાંતિ જોઈ. અચેતન બનેલા ગુજરાતમાં તેમણે નવું ચેતન પ્રેર્યું. આવી અકલ્પેલી મહેનતના બદલામાં બ્રાહ્મણોએ તેઓને હિંદુધર્મની દીક્ષા આપી. વિદેશી લોક ક્ષત્રિય બન્યા.

મહાશય કૅનેડીએ વૃંદાવન, મથુરા અને ગોકુળના ગોપ અને બાળકૃષ્ણ ગુર્જર હતા એમ પોતાના ગુર્જર વિશેના લેખમાં ઉલ્લેખ કર્યો છે કૃષ્ણબાળલીલા વગેરે વિદેશીઓની રહેણીકરણી તેઓએ ગ્રહણ કરી એ વિશે તે મહાશયે ઘણો લાંબો નિબંધ લખ્યો છે.[1] એ મતનું ખંડન કીથ અને સ્મિથ મહાશયે એક સ્વતંત્ર લેખમાળા લખી કર્યું છે.

રા. બ. ચિન્તામણ વૈદ્ય અને ગૌરીશંકર ઓઝા આ બધા વિદ્વાનોથી જુદો ચીલો પાડે છે. તેઓ તો ગુર્જરલોકને આર્યવંશના માને છે. તેઓ આર્યવર્તના પુરાતન વતની હતા એમ અભિપ્રાય દર્શાવે છે. તેઓશ્રી આ પ્રમાણે જણાવે છેઃ

[2]બાણભટના 'હર્ષચરિત' અને ચીની યાત્રાળુ હયુનત્સંગના પ્રવાસગ્રંથમાં પ્રથમ દૃષ્ટિએ ગુર્જર જાતિનો ઉલ્લેખ મળે છે સમ્રાટ હર્ષના પિતા પ્રભાકરવર્ધન પોતાના પરાક્રમ વડે મહારાજાધિરાજ અને હૂણહરિણકેસરી પદને પામ્યો હતો. એણે ગાંધાર, સિંધ વગેરે દેશોના હૂણ રાજાઓને હરાવ્યા હતા એટલુંજ નહિ પણ ગુર્જર, લાટ અને માળવાના રાજાઓને નમાવ્યા હતા.

हूण हरिणकेसरी सिन्धुराजज्वरो गुर्जर प्रजागरः गन्धाराधिप हस्तिज्वरो लाटपाटव-पाटचरो मालवलक्ष्मीलता परशुः।

ચીની યાત્રાળુ હયુનસંગના પ્રવાસગ્રંથમાં ભિન્નમાલ અને ભરૂચ (ભૃગુકચ્છ)ના રાજા ક્ષત્રિય હતા તેનો ઉલ્લેખ છે. તે પોતાના પ્રવાસગ્રંથમાં જણાવે છે કે મહારાષ્ટ્રની પશ્ચિમે નર્મદા નદી ઓળંગીને ભૃગુકચ્છ જવાતું. એણે રાજાનું નામ જણાવ્યું નથી. અહીંયાંના લોક લુચ્ચા અને અજ્ઞાન એને જણાયા. ભૃગુકચ્છના નાગરિકો પાખંડ મતના વધારે લાગ્યા. કેટલાક ધર્મચુસ્ત પણ હતા. ભરૂચી પ્રજા વેપારી, વાણિયા અને દરિયામાર્ગે શાહ સોદાગરનો ધંધો કરતી હતી. ઘણાકનો ધંધો મીઠું પકવવાનો હતો. ચીની મુસાફર વલભીની ઉત્તરે ભિન્નમાલ હતું એમ માહિતી આપે છે. એ દેશનો રાજા ગુર્જર હતો.

૧. જર્નલ રોયલ એશિયાટિક સોસાયટી, વર્ષ ૧૯૦૭ પૃ ૯૬૧ને આગળ. Child Krishna, Chrishianity and the Gurjar.

૨. હર્ષચરિતઃ પૃ ૧૭૪

એનું પાટનગર ભિન્નપાલ હતું. બૌદ્ધ ધર્મને માન આપનારો યુવાન ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો, એ દેશ સૌરાષ્ટ્રને મળતો હતો; ગીચ વસ્તી, એક વિહાર અને ત્યાં દશ દેવળ હતા.[1]

વૈદ્ય મહાશય ગુર્જર લોકનુ નિરૂપણ આ પ્રમાણે કરે છે: " ઇતિહાસકાર સ્મિથ હૂણ જોડે ગુર્જર આવ્યા એમ પોતાના પ્રાચીન ઇતિહાસમાં નોંધ લે છે. તેઓ ક્યાંથી આવ્યા અને તેઓની માનવશાખા કઈ હતી તે કલ્પી શકાતુ નથી. એમ તેઓ માહિની આપે છે."[2] આ ઇતિહાસકારના અભિપ્રાયના આધારે ડૉક્ટર દેવદત્ત વગેરે વિદ્વાનો ગુર્જર પરદેશી અને ખર્ગર જાતિના હતા એમ પોતાનો મત બાંધે છે. પણ એ સિદ્ધાન્ત માનવ-શાસ્ત્ર (Ethonology)ની વિરુદ્ધ છે. 'એનસાયક્લોપીડિયા બ્રિટનિકા'માં ખર્ગર જાતિનુ પ્રસ્તુત વર્ણન આ પ્રમાણે આપ્યું છે: નવસોં વર્ષ પૂર્વે યુરોપ અને એશિયાની સરહદ ઉપર ખર્ગર લોકનો નિવાસ હતો (ઇ. સ. ૧૯૦ થી ૧૧૦૦) દુનિયાની ઐતિહાસિક જાતિમાની તે એક છે. કોકેસસ પર્વતના પ્રદેશમાં તેઓ રહેતા હતા. કેસ્પિયન અને યુક્રાઈન દરિયાના તેઓ વેનેશિયન (સોદાગર) હતા. એ કાળે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે તેઓનો ધંધો શાહ વ્યાપારીઓનો હતો. એ જાતિની માનવશાખા કઈ એ વિશે મતભેદ છે. પણ તેઓ જ્યૉર્જિયન, ફીન્સ, ઉગેરિન અને તર્કવંશના મનાય છે. ખર્ગર લોક કાળા વાળ-વાળા, ભવ્ય અને દેખાવડા ચહેરાના હતા. તેઓની બીજી કાળા ખર્ગરની જાતિ કહેવાતી. તેઓ શરીરે ઠીંગણા, બેડોળ અને કદરૂપા ચહેરાના હતા.[3]

આ ઉપરથી ખર્ગર જાતિનો અભ્યાસ કરતા ગુર્જર લોક એ કક્ષાના હતા કે કેમ એ સવાલ ઉપસ્થિત થાય છે. ભારતવર્ષના ગુર્જર (ખર્ગર ?) કાળા, ઊંચા પણ ભવ્ય ચહેરાના હતા, એટલે અહીંયાંના ગુર્જર કાળા ખર્ગર જાતિના હશે એ માની શકાતુ નથી. શ્વેત ખર્ગર ઊજળા, ભવ્ય અને સુદર ચહેરાના હતા, જ્યારે હિદુસ્થાનના ગુર્જર કાળા પણ ભવ્ય ચહેરાના હતા. આ માનવશાસ્ત્રની સરખામણીમા ગુર્જર ખર્ગર શાખાના હશે એ મતમાં શ્રદ્ધા બેસતી નથી. હૂણ લોક મોગલ તુખ્ખગના હતા. ગુર્જર લોકનું નાક આર્યલોકના જેવુ હતુ. એ ઉપરથી રા. બ. ચિન્તામણ વૈદ્ય માનવવંશની સરખામણી કરતા આર્યાવર્તના ગુર્જર હૂણ કુટુમ્બના હતા એ સવાલ એની મેળે જતો રહે છે એમ માહિતી આપે છે. ઇતિહાસનાં પાનાં ઉકેલતા ખર્ગર લોક સ્વદેશ છોડી ગયા એમ કોઈ ઠેકાણે મળતું નથી. તેઓનો સ્વદેશસીમાડો પર્શિયા અને બાયઝેન્ટાઈન હતો. એથી ફલિત થાય છે કે ડૉ. ભાંડારકરસાહેબના ગુર્જર વિદેશી હતા એ મતને પુષ્ટિ મળતી નથી. વૈદ્ય મહાશય પ્રમાણે ગુર્જર આર્યાવર્તના પુરાતન વતની હતા.[4]

ઈ. સ. ના પાંચમાછઠ્ઠા સૈકામા વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે સમાજબંધને રહેતા બ્રાહ્મણ અને ક્ષત્રિય લગ્નથી જોડાતા. જો બ્રાહ્મણ ક્ષત્રિય કન્યા જોડે લગ્ન કરતો તો ક્ષત્રાણીનો પુત્ર ક્ષત્રિય કહેવાતો. એ જ પ્રમાણે બ્રાહ્મણ કન્યાનો પુત્ર બ્રહ્મદેવ કહેવાતો. સમાજવ્યવસ્થા એ કાળે જીર્ણ થઈ નહોતી. વૈદિક સાહિત્ય એ વાતની સાક્ષી

---

૧. વૉટર્સના હ્યુનસંગના ગ્રંથમાથી.

૨. પ્રાચીન ઇતિહાસ, બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૩૨૨ અને ૪૧૨.

3. Encyclopaedia Brittanica, 9th Ed., Vol. XIV: p 59.

૪. History of Mediaeval Hindu India by Vaidya, Vol. I: p. 76–88.

પૂરે છે. હર્ષવર્ધન અને તેના પિતાના લેખશાસનમાં 'વર્ણવ્યવસ્થા પ્રાણ પર' એમ ઉલ્લેખ મળે છે.[૧] વર્ણવ્યવસ્થાની રૂઢિએ રાજા રાજતંત્ર ચલાવતો. વૈશ્ય રાજા પણ ક્ષત્રિય રાજાની માફક રાજ્યશાસનને માન આપતો. નવમી શતાબ્દીમાં વર્ણસમાજ સંકુચિત થવા માંડ્યો.

જૂના કાળમાં પાંચાલના પાટનગર અહિછત્રમાં આર્યલોકનું રહેઠાણ હતું. ચૌહાણ, પ્રતિહાર (પડિહાર–ગુર્જર) પરમાર ચૌલુક્ય અહિછત્રના વતની હતા. આર્યસંસ્કૃતિનું કેન્દ્ર અહિછત્ર ગણાતું. ભિન્નમાલ, ભૃગુકચ્છના ગુર્જર રાજાઓ અને વલભીના મૈત્રક સેનાપતિ ભટારક પરદેશી નહોતા. એ બધા અહિછત્રના આર્યકુળના ક્ષત્રિય હતા.[૨]

### ગુર્જર રાજાના સિક્કા વિશે

ગુર્જર રાજાઓના સિક્કા પૂરતા પ્રમાણમાં મળ્યા નથી. જે કંઈ પણ મળ્યા છે તે તે રાજાઓના છે કે કેમ, એ વિષય ઉપર પૂરતુ અજવાળુ પડ્યુ જણાતુ નથી. ગુર્જર સામ્રાજ્યના ભિન્નમાલ રાજનગરમાંથી ગધિયા નામના સિક્કા મળ્યા છે. આ અને ગુર્જર રાજાના સિક્કાનું અવલોકન કરી સ્મિથ મહાશય ગુર્જર લોક વિદેશી હતા, એમ અભિપ્રાય આપે છે.

ઇરાનના પાદશાહોનો અમલ પંજાબ અને કનોજ સુધી હતો. એ દેશનો પાદશાહ બહેરામ ગોર ગધિયારાજા નામે જાણીતો હતો. તેના સિક્કા ગધિયા નામે હિંદુસ્થાનમાં જાણીતા છે. ઇરાનમાં યુરોપીય હૂણોનો ત્રાસ પુષ્કળ હતો. પારસિકના શહેનશાહ શાપૂરે એ લૂંટારુઓને હરાવી પાછા કાઢ્યા, ઈ સ. ૪૨૫ માં બહેરામ ગોરે તેઓને સખ્ત હાર ખવરાવી. આ રાજા હિંદમાં આવ્યો હતો. એણે હિંદી રાજકન્યા સાથે લગ્ન કર્યું હતું, એમ ફારશી તવારીખમાં લખાણ છે.[૩] ઈ. સ. ૪૮૮ મા એ પ્રદેશ (ઇરાન)નો પાદશાહ ફિરોઝ હૂણો જોડે લડતાં હાર્યો અને માર્યો ગયો. મધ્ય એશિયાના પહાડી પ્રદેશમાં હૂણો રહેતા હતા. તેઓનો ધંધો લૂંટારુઓનો અને પશુપાળનો હતો. ઇરાનના પાદશાહ ફિરોઝના મરણ પછી તેઓ આર્યાવર્તમા આવ્યા એમ માહિતી મળે છે અહીંયાં આવી તેઓએ રાજ્ય સ્થાપિત કરી સિક્કા પડાવ્યા. તેઓએ પોતાના સિક્કામા જાતિય નવીનતા અથવા વસ્તની કલામયતા દાખલ કર્યાનું જણાતુ નથી સેસેનિયન અને ઇન્ડો–સેસેનિયન સિક્કાની નકલ તેઓએ કરેલી જણાય છે. શ્વેત હૂણના સરદાર તોરમાણ શાહ અને તેના પુત્ર મિહિરકુળના સિક્કા એ જાતના મળ્યા છે.

ગુર્જરાત દેશના પાટનગર ભિન્નમાલમાથી ગધિયા સિક્કા મળ્યા છે, જેમાં વર્ષ કે રાજતવારીખનું કશુ લખાણ નથી. જૈન સાહિત્યમાં ભિન્નમાલ અને ગધિયા રાજાની કથા છે.[૪] એ ઉપરથી સ્મિથ મહાશય એ ગુર્જરોના સિક્કા માને છે. ભિન્નમાલના ચાંપવંશી (ચાપોટક) વ્યાઘ્રમુખના સિક્કા મળ્યા છે. એ સિક્કા જીર્ણ, કલા વગરના અને ઉપાધિ વગરના મળ્યા છે. પ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્તના ગ્રંથમાં ચાપવંશના રાજા વ્યાઘ્રમુખનું નામ મળે

૧. એ પ્રા. ઇ., પુસ્તક પાચમું: પૃષ્ઠ ૨૦૦.

૨. History of Mediaeval Hindu India, Vol. I: p. 76–88.

૩. જે. જે મોદીનો ગ્રંથ, એશિયાટિક પેપર્સ, ભાગ ૨ જો.

૪. મુંબાઈ ગેઝિટિયર, ભાગ. ૧ લો: પૃષ્ઠ ૩૯.

છે જ્યોતિષી બ્રહ્મગુપ્ત ભિન્નમાલનો રહીશ હતો, ઇ સ ૬૨૮ આસ્માનવમા સૈકામા ભિન્નમાલમા પડિહાર રાજા રાજ્ય કરતા હતા તેઓ ગુર્જર જાતિના હતા એ વશના રાજા મિહિર ભોજના સિક્કા મળ્યા છે, ઈ સ ૮૪૦ એ સિક્કાનુ સામ્ય સેસેનિયન સિક્કાને મળતુ જણાય છે એ ઉપરથી સ્મિથ મહાશય ગુર્જર અને હૂણ ઘણા જ નજીકના સબધી થતા હતા એમ માહિતી આપે છે[1]

રીશલી[2] મહાશય માનવશાસ્ત્રને આધારે એ જાતિ વિશે જુદો જ અભિપ્રાય આપે છે મિ સ્મિથ અને ડૉ ભાડારકરના મતને એ અભિપ્રાય પુષ્ટિ આપતો નથી તેઓ હૂણ, યુએચી વગેરે ટોળાઓનો ઇતિહાસ આપી ઐતિહાસિક સકલના કરે છે એ ટોળાઓનો ઇતિહાસ આપણે ઉપર જોઈ ગયા તેને મળતો જ છે આ બધા ટોળાઓનુ નામ તેઓ એક જ સજ્ઞામા અવતરણ કરે છે તેઓ એને સિથિયન સશોધક નામ આપે છે સિથિયન લોક આર્યાવર્તમા આવ્યા પગભર થયા દેશો જીત્યા અને રાજ્યો સ્થાપી સત્તાધીશ થયા તેઓના સિક્કા ઉપરથી એ લોકની ઇતિહાસતવારીખ મળે છે ઇતિહાસને પાને તેઓની તવારીખ લખાઈ તે પૂર્વે તેઓનો સબધ આર્યાવર્ત જોડે હતો એ લોકના પૂર્વજીવનના અવશેષ અત્યારે કઈ જ નથી માનવશાસ્ત્રની ગણતરી પ્રમાણે માનવવિભૂતિના અશમા જાટ, રાજપૂત ઇતિહાસની દૃષ્ટિએ વર્તમાન સમયમા ગુર્જર જાતિના મળે છે જાટ લોક ગુર્જર જાતિના અવશેષ છે એમ વૈદ્ય, ઓઝા અને રીશલી મહાશયની માન્યતા છે મધ્ય એશિયામા પહોળા માથાની જે માનવજાતિ વસતી હતી તેના વશજો એ લોક છે અતિ પ્રાચીનકાળમા મધ્ય એશિયામાના પહાડોમા ( stepps ) ઊભા ઘોડેસ્વારના ટોળા રહેતા હતા ઊભા ઘોડેસ્વાર એટલે તેઓના જીવન સ્થાયી નહોતા પશુપાળ અને રખડુ લૂટારા એ તેમનુ પૂર્વજીવન સૈકાઓ પછી તેઓ અનેક શાખામા વહેંચાયા પહોળા માથાના, ભવ્ય, ઊંચા અને ઉદાર માનવીઓ પોતાના વડીલોની ઊભા ઘોડેસ્વારની અભિલાષાઓને નિર્જીવ માની લૂટારુ અને પશુપાળ જીવન વ્યર્થ સમજી, કૃષિકાર થયા એમ ખબર પડે છે આર્યલોક આર્યાવર્તમા આવ્યા અને ભૂમિના સ્વામી થઈ પડ્યા આર્યાવર્ત તેઓની માતૃભૂમિ મનાવા લાગી આર્યત્વની સસ્કૃતિ અને સસ્કારિતા અહીંયાની પુરાતન પ્રજામા પશ્મિનની માફક પ્રસરી ગઈ આર્યાવર્ત સસ્કૃતિને શિખરે પહોચ્યુ એ કાળના જીવનના નીર જામી ગયા પછી સિથિયન આર્યાવર્તમા આવ્યા એમ તેઓનો મત છે એ લોક આર્યત્વની રગમા રોળાઈ આર્યલોક જેવા બની ગયા તેઓના અવશેષમા તેઓના પૂર્વજોના માથાની માનવરક્ષા રહી છે પૌરાતની પશુપાળ માનવજાતિઓ જે હિંદુસ્થાનમા આવી અને તેઓને આપણે અનેક નામે ઓળખીયે છીએ તેમાની જાટ—ગુર્જર ભારતવર્ષના પુત્રરૂપે નિવાસ કરે છે[3]

ઇતિહાસપડિતોના મતના દોહનમા તથ્ય હકીકત શુ એ આપણે એકમતે કહી શકીએ તેમ નથી પણ આપણે એટલુ તો જાણી શકીએ છીએ કે ગુર્જર લોકનું નામ ઈસવી સનના પાચમાછઠ્ઠા સૈકામા ઇતિહાસને પાને મળે છે તેઓનો પૂર્વઇતિહાસ

---

૧ જર્નલ રૉયલ એશિયાટિક સોસાયટી, વર્ષ ૧૯૦૯ પૃષ્ઠ ૬૦–૬૧

૨ Imperial Gaz , Vol I p. 306

૩ એજન

અંધકારમય છે. રીશલી મહાશય માનવશાસ્ત્રને આધારે માનવઅંગના માપથી ઇતિહાસકારોના મતમાં નવો પ્રકાશ પાડે છે. વૈદ્ય, ઓઝા જેવા પંડિતો ગુર્જર લોકને અહીંયાંના પુરાતન વતની માને છે. ઇતિહાસપંડિત સ્મિથ અને ડો. દેવદત્ત ભાંડારકર એ લોકને વિદેશી માને છે. હિંદુસ્થાનનાં ઇતિહાસસાધન એટલાં અધૂરાં છે કે સિક્કા, શિલાલેખ, તામ્રશાસન વગેરે ઉપરથી રાજાઓનો કાળક્રમ આપણે ગોઠવી શકીએ છીએ. પણ વચમાંવચમાં ઇતિહાસકારો કાળક્રમના અભાવે કલ્પના ઉપર અવલંબે છે. આ સૈકામાં માનવશાસ્ત્ર-વિજ્ઞાન ઘણુ જ આગળ વધ્યુ છે. એ ઉપરથી રીશલી સાહેબના મતને વજૂદ માની લઈએ તો, અને માનવશાસ્ત્રના આધારને ઇતિહાસસાધન સાથે ગણી લઈએ તો, ગુર્જર લોક આર્યાવર્તના પ્રાચીન વતની હતા એમ માનવાને કારણ મળે છે. તેઓ પરાપૂર્વથી યોદ્ધા હતા. પ્રથમ તેઓ પોતાની પુરાણી પ્રથા છોડી નાગરિક તરીકે આવી વસ્યા હશે. ગુપ્ત સામ્રાજ્યના રાજ્યકાળ સમયે હૂણો ચડી આવ્યા એ સમયનો લાભ લઈને તેમણે પંજાબમાંથી રાજપૂતાનામાં આવી થાણું નાખ્યુ હશે. તેઓની સમાજશાખામાં નવું ચેતન આવ્યું હશે. ઇસવી સનના છઠ્ઠા સૈકામાં મરુમંડળ ( મારવાડ )ના ભવ્ય પ્રદેશમાં તેઓ સત્તાધીશ થયા એમ બાણભટના 'હર્ષચરિત'માં અને ચીની યાત્રાળુ હ્યુન સંગ કિયલો–ગુર્જર વિશે માહિતી આપે છે એ ઉપરથી આપણે જાણી શકીએ છીએ. ભિન્નમાલના ગુર્જરોનો એ કાળનો ઇતિહાસ અધૂરો છે. ભૃગુકચ્છના ગુર્જર રાજાઓ ભિન્નમાલના ગુર્જર રાજાના 'કુટુંબી હશે એમ ઇતિહાસકારોનું માનવું છે. આધુનિક ગુજરાતે પોતાનું નામ ક્યારે ધારણ કર્યું એ હવે પછી.

[ અપૂર્ણ ]

## કુવિવેચક

પૂજાલાલ

[ વસંતતિલકા ]

રે કાક ! જા ઉકરડે મળ ચૂંથવાને<br>
તું શોભશે અધિક ત્યાં જ સ્વરૂપ સ્થામે;<br>
ના થાય પૂતિ વદને રસની પરીક્ષા,<br>
છે હંસને જ મળી સત્યવિવેકદીક્ષા.

# અમારા ઉસ્તાદો

સુન્દરમ્

[ કટાવ – લાવણી ]

ઘણુ તંબૂરે ઘણુ તબલે એ જલસા નિત્ય જમાવે,
એક એક આલાપ તાનથી દિગન્તરો ડોલાવે,
અમારા ઉસ્તાદોની
કાલૂખાં ને લાલખાં તણી કરવી છે કવિતા,
પધારો, શશી અને સવિતા !

નહીં પૂછશો ઉસ્તાદોએ ક્યાં ડિગ્રી લીધી ?
અહો, મળી છે જન્મજન્મથી બક્ષિસ એ સીધી,
બારબાર વર્ષો તક ખેંચી કંઠ ગળાંને ઘૂંટી
ખરે પંડિતો, વ્યાસ ભાઈઓ, વસંત માસ્ટર ભલે ગવૈયા થાવે,
કલકત્તાની ગૌહર, પ્યારે સાહબ, મૌલાબક્ષ સુતંદા ફૂહાવે,
આલમ આ સંગીતતણી છો શિર પટકી મર જાવે,
કહું એક બસ એક તાન આલાપ લગાવી બતાવે,
અમારા ઉસ્તાદો જેવી
માહરે દસ દુનિયા દેવી !
શાક વેચતી–દહીં વેચતી કોળણુ–ઘાંચણુ દોઢ વાંસની બૂમે,
પોળ જેવડે લાંબે રાગે ગોળ વેચતો મારવાડી ઘૂમે.
રિયી રોડ શા લાંબા સૂરે અમ ઉસ્તાદો પ્રતિધ્વનિ પ્રગટાવે.
પોળ પોળ ચક્લે ને ચક્લે ફળિયે, પાદર, પાદર,
અહો બિછાવી ઉસ્તાદોએ સંગીતિક ચાદર.

એ સેવાની કદર સ્વરૂપે
હિઝ માસ્ટરના વોઇસતણી કંપનીએ
ઉસ્તાદોનું રૂપમોહિની નિજ હૈડે છે લોકિટ સમ ધાર્યું.

પ્રૅક્ટિસ કરીને સર્વ ગવૈયા થાકે,
ફેંકી ભેંકીને ગ્રામોફોન સૂવે,
હાર્મોન્યમ્ તબલાં તતડીને ટાઢાં થઈ બેસે
તદા અમારા ઉસ્તાદો નિજ રાગમેઘ છેડે.
દિવ્ય તારકો મહીં ગૂંજતાં ગીતગણોને ભૂપર ઉતારે,
ગન્ધર્વો કિન્નર નિજ મુજરા દેવસભામાં બજાવે,

# અમારા ઉસ્તાદો

કૂંજ્ય વિષેની કોકિલ્ય કંકચે નિજય તાળ્યું માર્યું,
દિવ્ય દેશઆદેશ ઝીલવા તત્પર કવિઓ
ઉંદર શા દડતા નિજ દરથી દડબડ દોટે આવી
ભાવ પેટીની ઝટ ખોલે ચાવી.
અમારા ઉસ્તાદો ત્યાં
બ્રહ્મભર્યા રસઘૂંટડા, શુચિ કલ્લોલ, દિવ્ય ઉદ્‌ઘોષ, પુનિત પડઘં
બાષ્પરસગાન, અનિલ ઝરણી દવશામિત
કવિકુલભાવ ભરિત, મરડિત, છીંકિત, સુંઘિત કે
ભીડિત એસિત ઈત છિત છનછન છોળો છલકાવે,
ધન્ય ધરા પર લલિત લહરિ લહરાવે.

મેઘાણીએ નાઘેરાનું ગીત એક છે રેકર્ડ ઉતરાવ્યું
'અહો વીરરસ મહા બહાવ્યો સોરઠિયા કવિએ'.
ભલે જગ કરો કદરદાની,
નથી યાદ પણ કદરહીન આ દુનિયાને અમ
ઉસ્તાદોની નવરસની બાની.

અમારા ઉસ્તાદોની એક એક બસ તાન, એક એક આલાપ,
અમારા એમ. એ. ભણતા બાઈલાલને ક્રોધ–વીર્ય ઉપજાવે,
અમારાં ઘરવાળાંને પેસી રસોડે ભયનો રસ સમજાવે,
બબલીના કરથી ઝૂંટવીને પુરી એહનો રસ કરુણા ટપકાવે,
સૂવા જાતાં વૈતાલિક થઈ ઉજાગરાનો રસ રીઢો રેલાવે,
અને અમારી કાબરીકિરા અંતરમાં એ લલિતશૃંગાર જગાવે,
સાંકળથી બાંધેલ બિચારી, રહી ઓટલે બેસી, ભાળે
ઉસ્તાદોને આલાપોના તાણાવાણા પોળ વિષે વણતા,
અને કાલુખાંને વરવું કે
લાલખાં તણી જોરુ થઈ મરવું
એ જ વિચારે ઝુરી ઝુરી ને
વરવાંછુક તરુણીના અબલગ કવિઓએ વણગાયા—
વરવાના રસમાંહે હરદિન ગળકાં તો ખાવે.
ટકટક જોતી રહે ઉભય આ ઉસ્તાદો પાછળ,
ઉસ્તાદોની જોડ પોળમાં સદાય દડબડતી,
અને બિચારી કોડભરેલી કાબરી કેરી,
રહી જાય છે પૂંછડી પટપટતી.

# લુઈ પેશ્ચ્યોર અને તેમની શોધ

આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય
શ્રી. સત્યપ્રસાદ ચૌધરી

દુનિયાની નજર આડે મૂગે મોઢે વૈજ્ઞાનિક પોતાની પ્રયોગશાળામા જે તત્ત્વો શોધી કાઢે છે, તે ચિરસ્થાયી હોય છે અને આખી માનવજાત તેનો લાભ લે છે જે સુપ્રસિદ્ધ મનીષીઓ પોતાની એકનિષ્ઠ સાધનાને બળે દુનિયાના વિજ્ઞાનભંડારમા અમૂલ્ય રત્નો મૂકી ગયા છે, તેમની સ્મૃતિમા માણસજાત યુગયુગ સુધી અર્ઘ્ય અર્પણ કર્યા કરે છે લુઈ પેશ્ચ્યોર પણ એવા જ છે

ઈ સ ૧૮૨૨ના ડિસેમ્બરની ૨૭મી તારીખે ફ્રાંસના ડોલ નામના નાના ગામડામા પેશ્ચ્યોરનો જન્મ થયો હતો પેશ્ચ્યોરના પૂર્વજો ચમારનો ધધો કરતા હતા તેમના પિતા જિન જોસેફે વશમા ઊતરી આવેલો ચમારનો ધધો શરૂ કર્યો, પરતુ નેપોલિયનના સમયમા લગભગ ત્રણ વરસ સુધી 'ત્રીજા સૈનિક વિભાગ' મા સૈનિક તરીકે કામ કરી તેઓ યુદ્ધક્ષેત્રમા સમ્રાટને હાથે સમાન પામ્યા હતા પેશ્ચ્યોરના બાળપણમા જિન જોસેફે આરબોયા શહેરમા રહેવાનું શરૂ કર્યું, અને એ જગ્યાએ જ પેશ્ચ્યોરની કેળવણી શરૂ થઈ તેમણે પહેલા એ કોલ પ્રિમિયરમા અને પછીથી આરબોયા કૉલેજમા પ્રાથમિક કેળવણી લીધી કૉલેજની પરીક્ષામા ચાદ ઇનામ વગેરે મેળવ્યાં હતા છતા પણ શિક્ષકના મનને તેઓ સારા વિદ્યાર્થી છે એવી ખાતરી થતી નહોતી—કારણ તેઓ કોઈ પણ વિષય ઝટપટ શીખી શકતા નહોતા પેશ્ચ્યોરને હમેશા એવી ઇચ્છા થયા કરતી કે હું પેરિસની પ્રખ્યાત 'એ કોલ નોર્મેલ' નામના વિખ્યાત વિદ્યાલયમા દાખલ થાઉં અને ત્યાની પહેલી પદવીની પરીક્ષા (Bacclaureat —Bachelor's degree) પસાર કરુ પદર વરસની ઉમરે તેમને આ તક મળી અને તેઓ એક મિત્ર સાથે પેરિસ આવી પહોચ્યા પરતુ બાલ્યના સુખોથી વીંટળાયેલા ગામમાથી શહેરની વિલાસભૂમિમા આવ્યા તેને પરિણામે તેમના મનમે ખૂબ દુખ થયુ અને તેઓ માદા પડી ગયા ખૂબ મહેનત કરવા છતા પણ પેરિસના હવાપાણી તેમને માફક ન આવ્યા, એટલે નાછૂટકે એકોલ નોર્મલમા અભ્યાસ કરવાની આશાનો ત્યાગ કરી તેઓ ફરીવાર પોતાને ગામ આવ્યા પેરિસમા વિદ્યાભ્યાસ કરવાની આશા રહી નથી, એ જોઈને તેમણે બે વરસ પછી પિતાની સલાહથી આરબોયાથી પચ્ચીસ માઈલ દૂર બેસાકોં (Besarcou) કોલેજમા જઈને અભ્યાસ કરવા માડયો, અને ખૂબ થોડા જ વખતમા વધારાના શિક્ષક તરીકે નિમાઈ ખોરાક વગેરેના ખર્ચ ઉપરાત વરસે ત્રણસો ફ્રાંક શિષ્યવૃત્તિ મેળવી આ વખતે તેઓ કેવી મહેનત કરતા તે તેમની નાની બહેન ઉપર લખેલા એક પત્ર ઉપરથી જાણી શકાય છે

"તમે પરસ્પર પ્રેમ રાખજો અને આળસુ રહેશો નહિ એક વખત કામ કરવાની ટેવ પડી એટલે કામ વિના રહી શકાતું નથી વળી જાણજો કે દુનિયાનો બધો આધાર માણસની કામ કરવાની શક્તિ ઉપર જ છે"

અહીં ચાર્લ શાપુઈ ( Charles Chappuis ) ની સાથે પેસ્ચ્યોરને દિલોજાન દોસ્તી બંધાઈ અને તેમણે પોતાના ભાવિ જીવનનો માર્ગ નક્કી કર્યો. ચાર્લ શાપુઈ એકોલ નોર્મલમા દાખલ થઈ ગયા ત્યાર પછી એક વરસે પેસ્ચ્યોર ત્યાં દાખલ થયા. બાવીસ વરસની ઉમ્મરે પેસ્ચ્યોર પરીક્ષામાં માન સહિત પસાર થયા. પણ તેઓ પરીક્ષામાં બહુ ઉંચે નંબરે આવ્યા નહિ, અને પરીક્ષકોએ તેમને રસાયણશાસ્ત્રમાં મધ્યમ પ્રકારના ( Moderate in Chemistry ) જાહેર કર્યા.

ત્યારપછી પેસ્ચ્યોર પોતાના ભૂતપૂર્વ શિક્ષક અને બ્રોમિન ( Bromine ) નામના મૌલિક પદાર્થના શોધક એમ. બાલાર્ડ ( M. Balard ) ના મદદનીશ નિમાયા. સ્ફટિકતત્ત્વ ( crystallography )નો વિશેષ શોખ હોવાને લીધે તેમણે એ વિષયમાં શોધખોળ શરૂ કરી, અને સૌથી પહેલાં સફળતા પ્રાપ્ત કરી. તિન્તિડિકામ્લ * ( ટાર્ટારિક એસિડ )માંથી ઊપજતા એક યૌગિક પદાર્થના સ્ફટિક ( Sodium ammonium tartrict ) લઈને પ્રયોગો કરતાં કરતાં તેમણે શોધી કાઢ્યુ કે આ યૌગિક પદાર્થમાં બે પ્રકારના સ્ફટિક રહેલા છે એ બંને પ્રકારના સ્ફટિક પ્રકાશના કિરણની દિશા બદલી નાખે છે. ( Optical rotation ) પ્રકાશતત્ત્વ અને સ્ફટિકતત્ત્વના તે વખતના સર્વશ્રેષ્ટ વૈજ્ઞાનિક એમ. બિયો ( M. Biot ) ની પાસે આ શોધની વાત કરતાં તેમણે પેસ્ચ્યોરને ફરીવાર એ પ્રયોગનું સાચું પ્રતિપાદન કરવા કહ્યુ. પેસ્ચ્યોરે ફરીથી પેલો પ્રયોગ કર્યો એટલે બિયોએ જોયું કે પેસ્ચ્યોરે કાઢેલો સિદ્ધાંત સાચેસાચ જ નિર્ભૂલ હતો. બિયોની આખા જીવનની સાધના આજે પેસ્ચ્યોરના પ્રયોગો દ્વારા વિજયી નીવડી. તેમણે આનંદના આવેગમા પેસ્ચ્યોરને આલિંગન કરીને કહ્યુ "પ્રિય પેસ્ચ્યોર, મે આખુ જીવન વિજ્ઞાન ઉપર એટલો પ્રેમ વરસાવ્યો છે કે તારી આ શોધે મારા હૃદયને હલમલાવી મૂકયુ છે." તે વખતે પેસ્ચ્યોરની ઉમ્મર માત્ર પચ્ચીશ કે ત્રીસ વરસની હતી.

એ વખતે પેસ્ચ્યોરની કીર્તિ ચારેકોર ફેલાઈ ગઈ, અને થોડા જ વખતમાં સરકારે તેમને દિજોં લિસે ( Dijon Lycee )મા પદાર્થવિજ્ઞાનના અધ્યાપક નીમ્યા. આ જગ્યાએ હતા ત્યારે તેમને શોધખોળના કામમાં ખૂબ મુશ્કેલીઓ આવી. આથી બિયો ખળભળી ઉઠ્યા હતા. તેમણે કહ્યું હતું,—"સરકારના અમલદારોને ખબર નથી કે શોધખોળનું કામ બીજાં બધાં કામ કરતાં મહત્ત્વનું છે."

એવું જોવામાં આવે છે કે ઘણી વાર જેઓ આજીવન મૌલિક તત્ત્વોમાં નિમગ્ન રહી બહુ ગૂઢ રહસ્યની શોધ કરે છે, તેમને કોઈ પણ ખાતાના ઉપરી બનાવવામાં આવે તો અનેક જાતનાં કામ ઉપર દેખરેખ રાખવામાં અને કાગળપત્રો લખવામા જ તેમનો વખત ચાલ્યો જાય છે: આજ કારણથી પેસ્ચ્યોરના કીમતી શોધખોળના કામમાં પણ ભારે મુશ્કેલી ઊભી થઈ.

થોડા જ વખતમાં સ્નેહી મિત્રોના પ્રયત્નને લીધે પેસ્ચ્યોર સ્ટ્રાસબુર્ગ ( Strasbourg )માં રસાયણશાસ્ત્રના અધ્યાપક નિમાયા અને એ ઠેકાણે તેમને શોધખોળ કરવાની પૂરી સગવડ મળી.

* તિન્તિડિકામ્લ આમલીમાં પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે.

એ સમયે સ્ટ્રાસબુર્ગ એકેડેમીના અધ્યક્ષ એમ લોરૉં (M Laureut) હતા. તેમના કુટુંબ સાથે પેશ્ચ્યોરને ગાઢ સબધ બધાયો, અને થોડા દિવસ બાદ તેમણે અધ્યક્ષની કન્યા મારી લોરૉંના ગુણોથી આકર્ષાઈ તેમની સાથે લગ્ન કર્યાં પેશ્ચ્યોરના દામ્પત્યજીવન સબધે તેમના એક અંતરગ મિત્રે લખ્યું છે કે મારી લોરૉં કેવળ ગૃહિણી જ નહોતાં, પણ શોધખોળના કામમા પણ તેઓ પેશ્ચ્યોરના મુખ્ય સહાયક હતા. સાંજના પેશ્ચ્યોર પોતાના દૈનિક કાર્યની યાદી બોલી જતા અને તેમના સુયોગ્ય સહધર્મિણી તે બધી ભેગી લખી લઈ પેશ્ચ્યોરને તેનુ વર્ણન કરવા કહેતા આથી પેશ્ચ્યોરને એ લાભ થતો કે એ બધાનું વર્ણન કરતી વખતે તેમના મનમા નવાનવા વિચારોનો પ્રવાહ ચાલતો અને શોધખોળનું કામ સાથે સાથે ચલાવવાની શક્તિનો સચાર થતો તેઓનુ દામ્પત્યજીવન સતત સુખમય ન હોત તો પેશ્ચ્યોર એક જીવનમા આટઆટલુ લોકોપકારક કામ કરી શક્યા હોત કે કેમ એ વિશે સદેહ છે.

એ વખતે તિન્તિડિકામ્લ વિષે શોધખોળ કરતા કરતા તેમની દૃષ્ટિ બીજી તરફ ખેચાઈ તેઓ 'આથા'ની પ્રક્રિયા વિષે શોધ કરવાને અધીરા થઈ ગયા હતા અને સદ્ભાગ્યે તેમને પ્રસગ પણ મળી ગયો તેઓ આ વખતે લિલ (Lille) નગરમા વિજ્ઞાનવિભાગના અધ્યાપક અને અધ્યક્ષ નિમાયા હતા તેમણે ઈ સ ૧૮૫૭મા લિલની વિજ્ઞાનસમિતિને દુગ્ધામ્લ (lactic acid)* વિષે નિબધ લખી મોકલ્યો. એ નિબધનું લખાણ આપણને બહુ આશ્ચર્યકારક લાગતુ નથી, પણ તે વખતે આ નવા મતનો તીવ્ર વિરોધ જાગ્યો હતો. સતત વીસ વરસ સુધી પ્રયોગો કર્યા પછી પેશ્ચ્યોરે પોતાનો મત સ્થાપિત કર્યો અને લાબા કાળનો વિરોધ શમી જવાની સાથે જ સૌએ કબૂલ કર્યું કે જીવાણુ વગર આથો ચડતો નથી

તેમના પ્રિય વિદ્યાલય એકોલ નોર્મલની ખરાબ હાલત જોઈને તેમણે પોતાના હાથમા તેના વિજ્ઞાનશિક્ષણનો ભાર લીધો આ અરસામા કેટલીક કૌટુબિક આફતોને લીધે તેમને શોધખોળ માટે બહુ જ ઓછો સમય મળતો. માત્ર સુડતાળીસ વરસની ઉમ્મરે તેમને જીવલેણ રોગ લાગુ પડ્યો તેમના આપ્તમિત્રોએ સૌએ માન્યુ કે હવે તેમના જાહેર જીવનનો અંત આવ્યો પરતુ ભગવાનની કૃપાથી પેશ્ચ્યોર સાજા થયા અને થોડા વખતમા રેશમના કીડાના ચેપી રોગના બે જીવાણુ શોધી કાઢી પોતાની પ્રિય માતૃભૂમિના નષ્ટપ્રાય હુન્નરનો પુનરુદ્ધાર કરવા માડ્યો.

અહીં એ કહેવુ અપ્રાસગિક નહિ લેખાય કે પેશ્ચ્યોરે શરૂ કરેલી પદ્ધતિ પ્રમાણે ફ્રાન્સમા લિયૉં (Lyons) નામના સ્થાને કરોડો રૂપિયાનો રેશમનો રોજગાર ચાલે છે. જાપાન પણ આ નવીન પદ્ધતિ પ્રમાણે કામ કરી રેશમના વેપારમા પુષ્કળ નફો મેળવી રહ્યુ છે. પરતુ અતિશય દુ ખની વાત છે કે આપણા દેશમા માલદહ, મુર્શિદાબાદ વગેરે ઠેકાણે રેશમનો ઉદ્યોગ લગભગ મરી જવા બેઠો છે, પણ આપણા દેશના લોકોની આખ ઉઘડતી નથી. આપણા દેશના રેશમના ઉદ્યોગની ઉન્નતિ કરવી હોય તો આજની વૈજ્ઞાનિક પદ્ધતિ દાખલ કરવી જ જોઈએ.

---

* દહીં બનાવવાની વખતે દૂધમા જે મોરવણ મૂકવું પડે છે તેમા, એક જાતના જીવાણુ હોય છે. મોરવણ મૂકવાને લીધે જીવાણુનો પ્રસાર વધે છે, અને એથી દૂધ ખાટા દહીંમા પરિણત થાય છે.

તે જમાનામાં કોઈ પણ યુદ્ધમાં સેંકડો રોગી અને ઘાયલ માણસો યોગ્ય સારવારને અભાવે અકાળે મરણ પામતાં. યુદ્ધક્ષેત્રની ઇસ્પિતાલોની સુધારણાની વાત નીકળતાં સૌ પહેલા આપણને કુમારી ફ્લૉરેન્સ નાઇટિંગેલની યાદ આવે છે. ઈ. સ. ૧૮૫૪માં વિખ્યાત ક્રિમિયન યુદ્ધ થયું અને સ્કુટરી ( Scutari ) માં જે લડાયક ઇસ્પિતાલ હતી તેની અવસ્થા ખૂબ શોચનીય હતી.

માણુસોનાં દુ:ખ અને યાતના જોઈ ને કુમારી ફ્લૉરેન્સ નાઇટિંગેલના હૃદયમાં અત્યંત કરુણા જાગી, અને તેમણે દેશના એ આફતના સમયમાં પોતાની બધી શક્તિ દેશને ચરણે ધરી. સાડત્રીસ પરિચારિકાઓને લઈને તેઓ સ્કુટરી પહોંચ્યાં. એ સમયે તેમણે જે પરિશ્રમ વેઠ્યો અને જે સુંદર રીતે પોતાનું કામ બજાવ્યું તે અંગ્રેજ જાતિના ઇતિહાસમાં સદા સોનેરી અક્ષરે લખાઈ રહેશે. તેઓ અસ્ત્રોપચારના ઓરડામાં હાજર રહેતાં અને હંમેશાં ઘાયલ માણસોને સાંત્વના અને હિંમતના બોલ કહેતા રાતના હાથમાં દીવો લઈ ને તેઓ ઇસ્પિતાલના દરેક ઓરડામાં ફર્યા કરતા, અને ઘણીવાર કમનસીબ ઘાયલ માણસોની પડખે ઊભાં રહી તેમની સ્થિતિ તપાસતા. તેમણે સારવારના જે નિયમો પળાવ્યા તેને પરિણામે ઇસ્પિતાલમાં મરણપ્રમાણ ખૂબ ઘટી ગયું તેઓ આવ્યા તે પહેલાં મરણ-સંખ્યા સેંકડે બેતાલીસ હતી, પરંતુ તેમના અવિશ્રાંત પરિશ્રમને પરિણામે મરણસંખ્યા આખરે સેંકડે બે થઈ ગઈ. તેમના પરિશ્રમના બદલામાં કૃતજ્ઞ અંગ્રેજ જાતે ફાળો ભેગો કરી તેમને પચાસ હજાર પાઉંડ એટલે લગભગ સાત લાખ રૂપિયા ભેટ આપ્યા તેમણે તે નાણામાંથી સેન્ટ ટૉમસ અને કિંગ્સ કૉલેજ ઇસ્પિતાલમાં પરિચારિકાઓના શિક્ષણને માટે નાઇટિંગેલ હોમ ( Nightingale Home )ની સ્થાપના કરી.

ઈ સ. ૧૮૭૦માં ઇતિહાસપ્રસિદ્ધ ફ્રાંકો-પ્રશિયન ( Franco–Prussian ) યુદ્ધ થયું માતૃભૂમિના પરાજયથી અને લોકોના નાશને લીધે પૅશ્ચ્યોરના મનમાં અતિશય વેદના થઈ. યુદ્ધક્ષેત્રમા જેઓ મરણ પામતા તેમને તો વીરોચિત સમ્માન મળતું, પરંતુ જે સૈનિકો ઘાયલ થઈને ઇસ્પિતાલમા આવતા અને ત્યાં ઘામાં ઝેર પેદા થવાથી ( septic ) લાચાર અવસ્થામા મરણ પામતા તેમને માટે પૅશ્ચ્યોરના દયાર્દ્ર પ્રાણ આકુળ થઈ ગયા. કોવાણ અટકાવવાને માટે પૅશ્ચ્યોરે એવું સિદ્ધ કર્યું કે માંસના સૂપને ગરમ કરી જીવાણુ વિનાની હવામાં ( filtered air ) રાખવામા આવે તો તેને ફરી કોવાણ લાગતું નથી. પણ માણસના શરીરમા કોવાણ અટકાવવામા આ પદ્ધતિનો ઉપયોગ ન થઈ શકે. ગ્લાસગો વિદ્યાપીઠના શલ્યવિભાગ (Surgery)ના અધ્યાપક લિસ્ટરે સડો અટકાવનારી ચિકિત્સાપદ્ધતિ ( antiseptic treatment ) ની શરૂઆત કરી, મનુષ્યજાતિનું પારાવાર કલ્યાણ કર્યું છે. અને એ રીતે જોસેફ લિસ્ટર સંબંધે બે શબ્દો જો અહીં કહીએ તો અપ્રાસંગિક નહિ લેખાય.

એ પ્રખ્યાત અંગ્રેજ અસ્ત્રચિકિત્સક એસેક્સમાં આવેલા અપ્ટન ( Upton ) નામના ગામમાં ઈ. સ. ૧૮૨૭ ના એપ્રિલની ૫ મી તારીખે જન્મ્યા હતા. તેમના પિતા જોસેફ જૅક્સન લિસ્ટર યશસ્વી વૈજ્ઞાનિક હતા. ઈ. સ. ૧૮૪૭માં જોસેફ લિસ્ટરે લંડન વિદ્યાપીઠમાં ચિકિત્સાવિદ્યાનો અભ્યાસ શરૂ કર્યો, અને ઇ. સ ૧૮૫૨માં એમ. બી. અને એફ. આર. સી. એસ.ની પદવી મેળવી. તે વખતે ઇસ્પિતાલમાં અનેક રોગીઓ ઘામાં

સડો લાગવાને કારણે મરણ પામતાં હતાં. લિસ્ટરે સૂક્ષ્મદર્શક યંત્ર વડે આ સડાનું કારણ શોધવાનો પ્રયત્ન આરંભ્યો. તેઓ પાયેમીયા (Pyaemia) નામના દુસ્તર વ્યાધિનું કારણ પણ સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી ઝીણવટપૂર્વક શોધવા લાગ્યા.

લિસ્ટરના કાર્યનું સાચુ મૂલ્ય સમજવું હોય તો આપણી આજકાલની અસ્ત્રચિકિત્સાની રીતની સામાન્ય માહિતી હોવી જોઈએ. ઓગણીસમી સદીના વચલા ભાગમાં અસ્ત્રચિકિત્સામાં બેભાન કરનારા (anaesthetic) પદાર્થનો ઉપયોગ શરૂ થયો, ત્યારપછી તે વખતના અસ્ત્રચિકિત્સકો ક્લોરોફૉર્મના પ્રયોગથી વધુ હિંમત અને દક્ષતાપૂર્વક રોગીના શરીર પર અસ્ત્રોપચાર કરતા એ ખરું, પરંતુ ઘણાખરા રોગીઓના ઘામાં સડો પેદા થવાને લીધે તેમનો જીવ જોખમમાં આવી પડતો. એટલે તે વખતે ઇસ્પિતાલમાં અસ્ત્રચિકિત્સા કરવી એ ભયંકર વસ્તુ હતી. અને માણસના શરીર ઉપર કોઈ જગ્યાએ અસ્ત્રચિકિત્સાની ખાસ જરૂર હોય તોપણ તે વખતના અતિ વિચક્ષણ અસ્ત્રચિકિત્સક પાસે સુદ્ધાં અસ્ત્રોપચાર કરાવવાની હિંમત કોઈ કરતું નહિ.

લિસ્ટર ગ્લાસગો વિદ્યાપીઠમાં અસ્ત્રચિકિત્સાના અધ્યક્ષ નિમાયા પછી તેમના હાથ નીચેની ઇસ્પિતાલમાં આવા સડાને લીધે નીપજતાં મરણોની સંખ્યા અત્યંત મોટી જોઈને તેમણે તેનું કારણ શોધવાને કમર કસી. તેમણે દરદીના ઓરડાની બારી ખુલ્લી રાખવાનો હુકમ કર્યો, અને દરેક રોગીની પાસે તેના ઉપયોગ માટે સ્વચ્છ ટુવાલ રાખવામાં આવ્યો. પણ આ બધી સાવચેતી હોવા છતાં સડાને લીધે નીપજતાં મરણમાં કંઈજ ઘટાડો થયો નહિ. એ વખતે રોગના જંતુઓની પ્રકૃતિ સંબંધે પેસ્ચ્યોરે કરેલી નવી શોધે લિસ્ટરને નવો જ પ્રકાશ દેખાડ્યો. પહેલાં લિસ્ટરે એમ માન્યું હતું કે સડાને મદદ કરનાર જંતુઓ હવામાં ઊડતા ઊડતા આવે છે. તે દિવસોમાં કાર્બોલિક ઍસિડ એ જ મુખ્ય જંતુનાશક દવા ગણાતી હતી. લિસ્ટરે ઘા ઉપર કાર્બોલિક ઍસિડનો પ્રયોગ શરૂ કર્યો. તેનું પરિણામ એ આવ્યું કે ઘા ઉપર એક પડદો થઈ જતો અને ઘા પણ ઝટ સુકાઈ જતો. પણ રોગીના શરીર પર કાર્બોલિકના ડામનાં ભયંકર ચાઠાં પડી રહેતાં અને તેથી રોગીઓ અસ્ત્રોપચાર કરાવવા તૈયાર થતા નહિ. આ પછી વધુ શોધખોળ કર્યા પછી લિસ્ટરને સમજાયું કે હવામાંના જંતુઓ ઘાને ઝાઝું નુકસાન કરતા નથી. સડાને ખાસ મદદ કરનાર તો ચિકિત્સકના હાથ, નસ્તર, કાતર, પટા અને રોગીનાં કપડાંમાંનો મેલ હોય છે તેઓ યોગ્ય દવા વડે આ બધી વસ્તુઓને જંતુહીન કરવા લાગ્યા, અને ખરું કહીએ તો તે જ વખતથી ઉચ્ચ કોટિની અસ્ત્રચિકિત્સાની ઉત્પત્તિ થઈ. આજ સુધી બધા અસ્ત્રોપચારમાં લિસ્ટરે શરૂ કરેલી સડા-નિવારક પદ્ધતિનો ઉપયોગ થાય છે. અસ્ત્રચિકિત્સામાં લિસ્ટરના અમૂલ્ય ફાળાએ લાખ્ખો મનુષ્યોને અકાળ મોતના જડબામાંથી બચાવ્યા છે. ×

# માનીશ ના*

[વસંતતિલકા]

થાતાં વિષાદ અતિરેક કદીય ધીમે,
માનીશ ના કહું, "રહી નહિં પ્રીત હાવાં,"
ઓટે વળે તદપિના ઉદધિ કૃતઘ્ની
આવી તહીં ફરી ચહી ચુમશે ભુમીને.

ઝુરું છું હું રતીય માહરી તે પુરાની
આવું તરગ સમ ઉછળી મુક્ત ચિત્તે
છેડી સ્વરે મધુર આ ઉરતંત્રીને એ
આવે ભમી સુદૂરથી પ્રિય એ જ તીરે.

---

*Believe It Not

by Alexis Tolstoy[1]

Believe it not, when in excess of sorrow
I murmur that my love for thee is o'er.
When ebbs the tide, think not the sea's a traitor—
He will return and love the land once more!

I still am pining, full of former passion,
To thee, again, my freedom I'll restore,
E'en as the waves, with homeward murmur flowing,
Roll back from far to the beloved shore.

---

૧ એલેક્સીસ ટોલસ્ટોય
[૧૮૧૭-૭૫]

જે સંગ્રહમાં એનાં કાવ્યો પહેલા વાંચ્યાં તેમાં એનું આખું નામ આપ્યું નહોતું એટલે, સુંદર અને ભાવોદ્રેકભર્યાં પ્રેમકાવ્યોના લેખકને મેં તો 'એના કેરેનીના' અને 'વોર એન્ડ પીસ'ના જાણીતા નવલકથાકાર લિયો ટોલસ્ટોય હશે એમ માનેલું.

કાઉન્ટ એલેક્સીસ ટોલસ્ટોય—The Death of Ivan the Terrible, Czor Fyodor Ivanovitch અને Czor Boris એ ત્રણ ઐતિહાસિક નાટકોના લેખક તરીકે યુરોપની જનતાં

વધારે જાણીતો છે. એનાં નાટકો મોસ્કો આર્ટ થિયેટરમાં ભજવાયાં હતાં અને એમને રંગભૂમિ પર પણ સારો આવકાર મળ્યો છે.

રશિયન સાહિત્યનાં પ્રણયકાવ્યોમાં ઉર્દૂ કવિઓનું દર્દ નથી પરંતુ એના માધુર્યમાં અર્વાચીન હિંદી કવિઓની જેમ પ્રણયનાં વિવિધરૂપોનું આલેખન પ્રેમળ અને ગૌરવભરી બાનીમા કરેલું છે. ફ્રેંચ સાહિત્યમાં જેમ એક પ્રકારનું ઉલ્લાસભર્યું વાતાવરણ દેખાય છે, તેમ રશિયન સાહિત્યમાં વિષાદની છાયા દેખાયા વિના રહેતી નથી. રશિયન કવિઓના પ્રણયકાવ્યોમા રહેલો Plaintive Note—"સંગીતનો આલાપ બંધ થતા છતાએ સ્મૃતિમા જે ધ્વનિ મૂકી જાય છે"—[1] તે ભુલાતો નથી

એલેકસીસ ટોલસ્ટોયનાં કાવ્યો વિષે જાન્કો લાવરીને એક જગાએ લખ્યું છે: "ઉલ્લાસ અને વિષાદનું સંયોજન એનું મુખ્ય લક્ષણ છે અને સૌંદર્યપૂજાની એની ભાવના પણ લાક્ષણિક છે."[2]

એના સમકાલીન નેક્રાસોવની તલસ્પર્શી માનવતા એનામા નથી પરંતુ નેક્રાસોવની શૈલી કેટલીક વખત ખડબચડી છે, જ્યારે એલેકસીસ ટોલસ્ટોયની શબ્દની ગુંથણી મધુર છે. "પુશ્કીન પછી આવાં ઊર્મિભર્યાં પ્રેમગીતો કોઈએ લખ્યા નથી તેમજ રશિયાની શિશિર, વસંત અને વર્ષાનું એના જેવું ઊર્મિભર્યું ગાન કોઈએ ગાયું નથી"

વસંતનું ગાન ગાતા કવિ લખે છે:

All things are kindled by the breath of spring,
And all awake to love and song again.

એના પ્રણયકાવ્યો લઈએ.

ઉર્દૂ કવિ મુબારક, કોઈ એક સ્ત્રીને આખમાં કાજળ આંજતી જોઈને કહે છે:

કાજર દે રી ન એ રી સુહાગિન!
આઁગુરી તેરી કટૈગી કટાછન.

એવા જ વ્યંગમાં એલેકસીસ ટોલસ્ટોય પ્રિયતમાને કહે છે "મને ક્રોધથી ઠપકો આપીશ નહિ, તારા શબ્દોનું માધુર્ય સાભળવામા હુ મુગ્ધ થઈ જાઉં છું. રૂપાના પાત્રમા મોતીના રણકાર જેવો તારો સ્વર મધુર છે."[3]

Believe It Not નામના ઉપરના કાવ્યમા પૃથ્વી અને સમુદ્રને નરનારીનું રૂપક આપીને ભુલાતા પ્રેમનું અને પુનર્મિલનનું રસભર્યું આલેખન છે.

સ્વાનુભવના ચિંતનાત્મક કાવ્યોમા કુદરતના રમ્ય ચિત્રો કાવ્યના ભાવ સાથે એકતાર કરે છે જેમકે,

"મારું નાનું બદામનું ઝાડ નવયૌવનની કાંતિથી આનંદિત છે, પણ મારે હૈયે તો વિષાદની મંજરી પાગરવા માંડી છે.

---

૧ Music, when soft voices die,
Vibrates in the memory... (Shelley)

૨ A blending of joy and sadness is his typical mood, and
His typical passion is his cult of Beauty."
(Janko Lavrin)

૩ Do not scold me so, my dear!
Worth with words so feebly matching!
Such a scolding soothes my ear;
... ... ...
What marvel that they sound to me
Pearls on silver salver rattling

"વૃક્ષની કાંતિ જતી રહેશે. અનપેક્ષિત હોય એમ જાણે, ત્યાં, ફળ ઊભી નીકળશે અને લીલી ખળીઓને એના ભારથી નીચા નમવું પડશે."૪

શિયાળો પૂરો થઈ વસંતની શરૂઆતનું વર્ણન નીચેની (Spring નામે કાવ્યમાંથી લીધેલી) ટેકરીઓમાં છે:

"ખેતરોમાંથી છેલ્લું બરફ ઓગળી ગયું છે અને જમીનમાંથી ઊની વરાળ નીકળે છે. કમલિનીની આસ્માની પાંદડીઓ ખીલે છે અને બગલાઓ એક બીજાને બોલાવતા સંભળાય છે.

"પરંતુ નવવસંતથી પુનર્જીવિત થએલી પ્રકૃતિને જોઈને તારું મન કેમ રાચતું નથી? તારે હૈયે નો ભાર રહેલો છે? હા—તું માતૃભૂમિથી દૂર પડયો છે. '૫

"હું જાણું છું કે જન્મભૂમિમા જવાને માટે વસંતનું આ રમ્યચિત્ર છોડી દેવાને તું તૈયાર છે."૬

પ્રથમ મીલનના સ્મરણના નીચેના કાવ્યમાં "વીત્યા વર્ષો"ની વાત કરતા કવિ વિષાદની છાયા ફી જાય છે.

"મેરી! તને સાંભરે છે?...

"બગીચાની સામેની બાજુની હરિયાળી, જ્યા ખીલેલા વન્યપુષ્પોની સુવાસથી મ્હેકતાં સોનેરી તરોમાં થઈને નદી ધીમેથી વાંક લે છે—તે તને સાભરે છે?

"ઝૂલતી ડાખળીઓ વાળી ને કુંજેમા આપણે પહેલા રખડયા, તે વીત્યા વર્ષોની તને સાભરણ મેરી?"

---

૪ My little almond tree
Is gay with gleaming bloom,
My heart unwillingly
Puts forth its buds of gloom.
The bloom will leave the tree,
The fruit, unbidden, grow.
And green boughs will be
By bitter loads brought low.

૫ See the last snow has melted from the fields,
And now warm vapours from the ground arise;
The water-lily her blue blossom yields,
The cranes are heard as each to other cries.

૬ If only you might reach your native land,
You would forego the pageant of the spring.

૭ Dost thou remember Mary ?...
The green bank beyond the garden
Where the river is winding slow
Through the fragrant, gilded meadow
Where the wild corn-flowers blow ?

The grove where first we wandered
Alone where the branches tossed
Dost thou remember, Mary,
The days that now are lost ?

# ગામનો ધણી ! !

'નારાયણ'

નવાગામના ત્રણ હાકેમ લેખાતા. એક છગનશેઠ, બીજા કરસન મુખી, ત્રીજા વહાલજી મતાદાર. બહારથી જોનારને આ ત્રિપુટીની આખા ગામ પર આણ વર્તતી દેખાતી, પરન્તુ જો કોઈ ઝીણી નજરે તપાસ કરે તો તરત જણાઈ આવતું કે કરસન મુખી અને વહાલજી મતાદાર તો છગનશેઠનાં બે જુદાં મુખ અને હૃદય જ હતાં. બાકી ખરી રીતે તો છગનશેઠ જ એકચક્રાવે રાજ ચલાવતા હતા.

કરસન મુખી લગાર સમજુ હતા. પરન્તુ છગનશેઠ આગળ તેમનું કંઈ ચાલતું નહિ વહાલજી મતાદાર ફક્ત માનનો જ ભૂખ્યો હોઈ છગનશેઠ બોલાવે એટલે તેની છાતી ગજ ગજ ફૂલી જતી કરસન મુખી કરતાં પોતે વધુ હોંશિયાર છે એવું જાહેરમાં બતાવી આપવાની તેને હમેશાં ધગશ રહેતી. આથી વહાલજી મતાદારનો છગનશેઠ કરસન મુખી સામે ધાર્યો ઉપયોગ કરી શકતા.

જો કોઈ કાર્યમાં કરસન મુખી છગનશેઠથી વિરુદ્ધ પડે તો છગનશેઠ વહાલજી મતાદારને હાથ પર લઈ લેતો. પછી તો મુખી વિરુદ્ધ નનામી અરજીઓ થતી. ગામલોકની ફરિયાદો ગમે તે વિષે તેના સામે ઊભી કરવામાં આવતી. છેવટે થાકીને કરસન મુખીને છગનશેઠને શરણે જવું પડતું અને તેની 'હા' માં 'હા' ભણવી પડતી.

પછી તો છગનશેઠ પોતાની મરજી મુજબ પોતાનું નાવ હાંકે રાખતા. કોઈની તાકાત નહોતી કે તેમની સામે ચુ કે ચાં કરી શકે.

નવાગામમાં છગનશેઠનો ધંધો ધીકતો હતો.

એ ધંધાને એક નામથી ઓળખાવી શકાય તેમ હતું જ નહિ. બહારથી જોનારને તે નવાગામમાં દુકાન માંડી બેઠેલા જણાતા તેમની પેઢી પર જો કોઈ થોડીવાર થોભે તો તેને ગામના અગત્યના કેસોના ચુકાદા આપનાર ન્યાયાધીશ જેવા તે લાગતા. ગામના મોટા ભાગમાં તેઓ શરાફ ગણાતા. ભૂલેચૂકે જો કોઈ તેમની રાત્રિચર્યા નિહાળે તો તે તેને,.....જણાતા.

આમ છગનશેઠનો ધંધો બહુરૂપી હતો.

એક દિવસ સવારમા છગનશેઠ દુકાનના ઓટલા પર બેસી દાતણ ચાવી રહ્યા હતા. ત્યાં ગામનો રતનો રાવળ તેમની પાસે થઈ નીકળ્યો. રતનાને જોતાં જ છગનશેઠને યાદ આવી ગયું કે પોતે મંગાવેલ માલ કરમપુર સ્ટેશનેથી નવાગામ લાવવાનો હતો. તેમણે તરત જ રતનાને હાંક મારી.

રતનો પાસે આવ્યો એટલે તેમણે પોતાની પદ્ધતિ પ્રમાણે વાતની શરૂઆત કરી:

"રતના ! તારી પાસે ઊંટ છે કે ?"

"હા બાપજી ! બે મહિના થયા લાગ્યો છું."

"ક્યાંથી લાવ્યો ?"

"વીરપુરથી."

"શી કિંમત પડી ?"

"ચાર વીસો."

"એલા! એટલા પૈસા ક્યાંથી લાવ્યો ?"

રતનો લગાર અચકાયો, તેણે આવા પ્રશ્નની આશા રાખી ન હતી.

"બાપજી! એ તો આપ જેવાને ત્યાં મહેનત કરી પૈપૈસો ભેગો કરેલ તેમાંથી ઊંટને લઈ આવ્યો. ઘરનું સાધન ન'તું એટલે ભારે આપદા પડતી હતી."

"ઠીક, ઠીક, એલા! આજે કરમપુર જવાનુ છે. આપણા માલનું ભરતિયું આવી ગયું છે. બોલ ક્યારે નીકળે છે?"

રતનો જવાબ આપી ન શક્યો. બે દિવસ થયાં તેના ઊંટને પીઠ પડી હતી. અઠવાડિયા સુધી તેના પર કંઈ પણ બોજો લાદવાનો તેનો વિચાર ન હતો. છતાં છગનશેઠને ના કહેવી તે કઠિન કામ હતું એટલે થોડીવાર સુધી તે મનમાં ઘડભાંગ કરી બોલ્યોઃ

"બાપજી! ચાર દિવસ ખમી જાઓ. ઊંટને બે દહાડાથી ભારે પીઠ પડી છે. પછી આપ કહેશો તે વખતે જઈશ."

"એમ!" છગનશેઠની આંખ ફરી ફરી ગઈ.

"પાસે બે પૈસા ભેગા થયા એટલે ફાટયો લાગે છે? રોજ ઊંટને ભાડે ફેરવવા લઈ જાય તે વખતે પીઠ ન પડે, ને આજે મારે કામ પડયુ એટલે પીઠ પડી કેમ? કહેતાં લાજ આવે છે કે ચાર દહાડા પછી જઈશ? ચાર દહાડા સુધી માલ સ્ટેશને પડયો રહે અને ડામરેજ ચઢે તે કોણ તારો દાદો ચૂકવવાનો છે?"

રતનો એક શબ્દ પણ ન બોલી શક્યો. છગનશેઠને તે સારી રીતે ઓળખતો હતો. તેમના કોપમાંથી ઊગરવા તેણે ભગવાનને યાદ કર્યા.

"કેમ ચૂપ રહ્યો છે?" છગનશેઠનો ફરીને બુલંદ અવાજ આવ્યો. "માલ લેવા આજે જાય છે કે નહિ?"

"વધારે નહિ, બે દહાડા ખમી જાઓ, બાપજી!"

"એમ કે? કે' ને કે તારે જવું જ નથી? હુ બધુંએ સમજુ છુ. પાસે લગાર ગાંઠ થઈ એટલે જ તુ ફાટયો છે. પણ ઠીક છે હું પણ તને બતાવું છું. જા, મારે હવે તારું કામ નથી."

રતનાએ છૂટકારાનો દમ લીધો પણ તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું કારણ છગનશેઠ કયે વખતે હવે તેને સપડાવશે તેનો ભરોસો નહનો.

અને બરાબર એ જ વખતે રતનાનો ઘાટ કેવી રીતે ઘડવો તે વાતનો વિચાર છગન શેઠના હૃદયમાં રમી રહ્યો હતો.

*

નિત્યનિયમ મુજબ સવારના આઠ થયા એટલે હાથમાં હુક્કો લઈ કરસંન મુખી છગનશેઠની દુકાનના ઓટાનાં પગથિયાં ચઢવા લાગ્યા. પોતે મુખી કરતાં જરાપણ પાછળ

ન રહી જાય તેની બરાબર ચોકસાઈ રાખતા વહાલજી મતાદાર પણ તેમની પાછળપાછળ જ દુકાન પર આવી પહોંચ્યા.

કરસન મુખીએ પોતાની બેઠક સંભાળી હુક્કાની નળી મોંમાં લઈ ધીમે ધીમે ધુમાડા કાઢવો શરૂ કર્યો. વહાલજી મતાદારે મુખીની જોડમાં જ આસન જમાવી ઝીણી આંખે ચા આવવાને કેટલી વાર થશે તેની તપાસ કરવા માંડી. આ બન્નેને આવેલ જોઈ છગનશેઠે પણ તેમની બરાબર સામે તાટની જર્જરિત ગાદી પર આસન લીધું. તેઓ આજે વિચારગ્રસ્ત દશામાં હતા. બધા ચૂપચાપ બેસી રહ્યા એટલામાં ચાના પ્યાલા આવ્યા. ચા પીતાંપીતાં છગનશેઠે વાત ઉપાડીઃ

"કરસનભાઈ! હમણાં હમણાંથી તો મારા મગજનું કંઈ ઠેકાણું જ રહેતું નથી. રોજ ને રોજ કંઈ ને કંઈ ભૂલો થયા જ કરે છે"

"તમારે કામની ધમાલ ક્યાં ઓછી છે તે ભૂલ ન થાય?" કરસન મુખીએ ભૂલ થવાનું કારણ બતાવ્યું.

"આ જુઓને, પેલા રતના રાવળને ઊંટ લાવવા બે મહિના પર પૈસા ધીરેલા તે કામની ધાંધલમાં આ ચોપડામા ટપકાવી રાખેલ. મારા મનમાં કે તમો આવશો એટલે નિરાંતે ખાતું પાડી દઈશું. પણ પછી તો એ વાત હું સાવ જ ભૂલી ગયો. આજે આ ચોપડાનાં પાનાં ઉથલાવતો હતો ત્યાં મારી નજર ઓચિંતી એ નોંધ પર પડી ગઈ! વળી આજે પૈસા પાછા લેવાનો વાયદો પણ પૂરો થઈ જાય છે છતાં તેનું ખાતું તો પાડવાનું અધ્ધર જ રહ્યું છે. કહો ત્યારે, આ કેવો ભૂલકણો સ્વભાવ!"

કરસન મુખીએ જવાબ ન આપ્યો. તેને છગનશેઠના બોલવામાં વહેમ પડ્યો. તેને તરત લાગ્યું કે બે મહિના સુધી ખાતુ ન પાડી લે તેવો કાચો આ વાણિયો ન હતો. થોડી વાર રહી તેણે વધુ ખાત્રી કરવા પૂછ્યુંઃ "રતનો ક્યાથી ઊંટ લાવ્યો?"

"વીરપુરથી."

છતાં કરસન મુખીનો સંશય ન ગયો. તેણે ફરીને પૂછ્યુઃ "શું ખાતું પાડવું ખરેખર ભૂલી ગયા હતા છગનભાઈ?"

"તમારા સોગદ મુખી! શું કંઈ વહેમ પડે છે?" ચાનો છેલ્લો ઘુટડો તેમણે પૂરો કરતાં કહ્યું.

"મારે કામની કેટલી ધાંધલ રહે છે એ તો તમે જાણો છો. રતનાને તે દહાડે વીરપુર જવા ઉતાવળ હતી એટલે પૈસા તરત ગણી આપી આ ચોપડામા ટપકાવી રાખ્યા. પછી તો એ વાત જ હું સાવ ભૂલી ગયો."

હવે વધારે ચોકસાઈ કરવાની હિંમત કરસન મુખીની ચાલી નહિ. એટલામાં વહાલજી મતાદારે ચાને ઇનસાફ આપી રહ્યા. ચા પીતાં પીતાં તે એક શબ્દ પણ બોલતા નહિ કારણ તેથી ચાના આસ્વાદમાં તેમને ભંગ પડતો જેવો પ્યાલો ખાલી થયો કે તરત જ તે બોલી ઊઠ્યાઃ "છગનભાઈ! આ મુખીની ટેવ તો એવી ને એવી જ રહી શું તમો જૂઠું તો નહિ બોલતા હો કે આ બધી પડપૂછ કરવી પડે? તમે તમારે ચોપડો આ બાજુ મૂકોને, હું ખાતું ઘસડી દઉં છું."

અને છગનશેઠ આ તક ચૂકે તેમ નહોતા. તેમણે તરત જ ચોપડો વહાલજી સામે ધરી દીધો. પછી તો વહાલજીએ છગનશેઠે લખાવ્યુ તે પ્રમાણે રતનાનું બે માસ પહેલાંનું ખાતું પાડી દીધું અને રતનાની વતી સહી કરી દીધી.

વહાલજીની આ પ્રમાણેની કાર્યતત્પરતાને લઈ કરસન મુખી છગનશેઠ સામે ભોંઠા તો પડી ગયા હતા જ એટલે તેમણે હવે ચુપચાપ પોતાનું મતુ કરી દીધું.

ત્યારબાદ થોડો સમય આડીઅવળી વાતોમાં ગાળી આ મંડળ વિખરાયુ.

*

જેવા કરસન મુખી અને વહાલજી મતાદાર દેખાતા બંધ થયા કે તરત જ છગનશેઠે, અંગરખુ પહેરી માથે પાઘડી મૂકી અને રતના રાવળના ઘર ભણી માપવા માંડયું.

જ્યારે છગનશેઠ રતનાને ત્યાં પહોચ્યા ત્યારે તે ઊંટની પીઠ પર દવા ભરી રહ્યો હતો. છગનશેઠને જોતાંની સાથે જ તેના હૈયામાં ફાળ પડી. જમદૂત કરતાં પણ એ મૂર્તિ તેને ભયંકર ભાસી.

નજીક આવતાં જ છગનશેઠ ગાજી ઊઠયાઃ

"એલા રતના! આજે પૈસા ભરવાની મુદત થઈ ગઈ. બોલ શો જવાબ આપે છે?"

આ સાંભળતાં જ રતનો તો જડ જેવો બની ગયો. છગનશેઠની સામે તે મૂઢની માફક તાકી રહ્યો.

છગનશેઠે ફરીને ગર્જના કરીઃ "બોલ, શો જવાબ આપે છે?"

"શાના પૈસા!" મહામુશીબતે રતનો આટલું બોલી શકયો.

"કેમ શાના પૈસા? આ ઊંટ ખરીદવા આપ્યા હતાને તે પૈસા. કેમ ભુલી ગયો?"

રતનો તો ડરી જ ગયો. છગનશેઠનું કહેવું તેને સમજાયું નહિ શૂન્ય મને તે તેમની સામે જોઈ જ રહ્યો.

"બોલ, આજે મુદત પૂરી થઈ ગઈ. તું શો જવાબ આપે છે?"

"પણ બાપજી! મેં ક્યારે આપની પાસેથી પૈસા લીધા છે?"

"ઓ તારી! મારી પાસેથી પૈસા લીધા નથી ત્યારે બીજા કોની પાસેથી લીધા છે? ઠીક, ઠીક, એ તો બધુ ચોપડો બોલશે. તુ તો અત્યારે પૈસા આપવાની હા કે ના કહી દે એટલે મને મારો રસ્તો સૂઝે."

"પણ બાપજી! મેં કયાં આપની પાસેથી લીધા છે?" રતનો ગળગળો થઈ ગયો. છગનશેઠનો દાવ તેને સમજાયો.

"એ તો હવે ખબર પડશે કે પૈસા લીધા હતા કે નહિ? હમણાં જ્યારે ઊંટને જ દોરાવી જઈશને ત્યારે જ તને ખરેખરી ખબર પડશે" આટલુ કહી છગનશેઠે પાછાં ડગલાં ભરવા માંડયાં.

છગનશેઠના છેવટના વાકયે રતનાને ધ્રુજાવી મૂકયો શું ઊંટ પણ છગનશેઠ દોરાવી જશે? એ વિચારે તેના હૈયામાં તીવ્ર વેદના ઉત્પન્ન થઈ.

છેક બાલપણથી પોતાના ઘરનું વાહન વસાવવા તે તલસતો હતો. એ એક જ તેની મહત્ત્વાકાંક્ષા હતી. અનેક કષ્ટ સહન કરી, અનેક લાલચો જતી કરી એ માટે તેણે પૈસા

એકઠા કર્યા હતા. છતાં પૂરતી રકમ તો ન જ થઇ એટલે પોતાની બૈરીનું એકનું એક ઘરેણું પણ વેચી દેવા તેણે પાછી પાની કરી ન હતી.

પોતાની પસદગીનું ઊંટ મેળવવા તે ગામેગામ ભટક્યો હતો. છેવટે તેની નજરમાં આ ઊંટ આવ્યો. મોંમાગ્યા દામ આપી તેણે તે ખરીદ્યો. રતનાને એ પ્રાણથીયે પ્રિય હતો.

શું આ ઊંટ છગનશેઠ દોરાવી જશે?

એનો એ વિચાર હૈયામાં ખટક્યા કર્યો. બીજી ક્ષણે તો પોતાનુ બધુ બળ એકઠું કરી તે છગનશેઠની પાછળ દોડ્યો અને એકદમ તેમના આગળ જઇ તેમના પગમાં પડી દીન સ્વરે બોલ્યો·

"બાપજી! આટલો ગુનો મારો માફ કરો. હુ હાલ જ માલ લેવા જાઉં છું."

પણ છગનશેઠ હવે તો મક્કમ હતા. તેમના હાથમાં હથિયાર આવી ગયું હતું. તેમને ઘા કરતાં અટકાવવા દયામાં બળ ન હતુ. તેમણે રતનાને પગ આગળથી તરછોડી કાઢતાં કહ્યું.

"જા, જા હવે, એ તો હજી હવે જ ખબર પડશે"

*

રતના સામે છગનશેઠે દાવો નોંધાવ્યો. વહાલજી મતાદાર અને કરસન મુખીની જુબાનીઓથી રતનાનું ખાતું સાબીત કર્યું. ખાતા પ્રમાણે ઠરેલ મુદતે રતનો પૈસા ન આપી શક્યો એટલે ઊંટની માલિકી છગનશેઠની નક્કી થઈ ગઈ. રતના પર વિજય મેળવી મલકાતે મુખડે છગનશેઠ નવાગામ આવી ગયા.

પ્રભાતનો આછો પ્રકાશ નવાગામમાં પથરાઈ રહ્યો હતો. એકની એક લાંબી શેરી વચ્ચે માથા પરના ટોપલામાં ઘરવખરીનો સામાન ભરી પોકેપોક મૂકતો રતનો ચાલ્યો જતો હતો. તેની બૈરી એક નાના છોકરાને કેડ પર બેસાડી, માથે ઊંચકેલ વજનનું સમતોલ-પણુ જાળવવા પ્રયત્ન કરતી ખુલ્લે મોંએ રડતી જતી હતી.

"રતનાને ત્યા કોણ મરી ગયું?"

"રતનો ગામ છોડી ક્યાં જાય છે?"

"રતનાને શું થઈ ગયુ?" વગેરે પ્રશ્નો નિરુત્તર જ રહ્યા.



## શિવને

સ્વ પાર્વતીપ્રસાદ વિશ્વનાથ વૈદ્ય

કદાચ કમભાગ્યથી પ્રબળ દુઃખ આવી ચડે
અસહ્ય પણ ઝેરને જરૂર ધારી પીવુ પડે
ગળે નવ ઉતારજો મુખ બહાર ના લાવજો
મને પ્રભુ કૃપા કરી જરૂર એટલું આપજો.

# ભ્રમણશીલ[1] યુવા

સવાઇલાલ ઈશ્વરલાલ પંડયા

[ત્રિજાતિ[2] વૃત્ત]

સૌંદર્ય સંસિક્ત પ્રદેશવાડીઓ
કરાળતાની પ્રતિમૂર્તિ પર્વતો
અનંતમાં ઘૂઘવતા સમુદ્રો
મને હજી સાદ કર્યા કરે છે. ૧
આ ચાંદનીના રસઘેન ઘેર્યું
શહેર છોડી, ઋણુને નકારી
સાથે લઈ એક જ દડ થેલી
અજ્ઞાત એવી સફરે ચડું તો ! ૨

*

જનો જશે ખેતર કે દુકાને
શાળા વિષે કોઈક ઔષધાલયેઃ
છે એક એ માર્ગ મળેલ અન્યને,
સમગ્ર વિશ્વે મમ પંથપાથર્યા. ૩
આકાશના ભવ્ય વિતાન નીચે
જ્યાં તાપણી અસ્થિર વર્તુલો રચે
અંધાર થીજ્યો પણ હૂંફ ગોષ્ઠીની
ખેડૂત બે સાથ નિશા વિતાવી. ૪
કો પાપનાં આવરણો વિદારતી
સો જીભ જેવા વિલસે પ્રદીપ
નજીક; - પ્રેરે હકતા પગોને
સદૈવ ઉત્સાહ ભરેલ હૈયું. ૫
સિંહાદિના ગર્જન ત્રસ્ત રાત્રિ,
નગ પ્રદેશે ભયરૂપ સુંદર,
'માણી મળેલી ગિરિની ગુફામાં,
ન તેલપૂર્યા નહિ જ્યાં પ્રદીપો. ૬
આકાશની અંગીઠીમાં તપાવ્યું,
સુવર્ણકારે રવિરૂપ સોનું;
ગોપાળની વાંસળીના સ્વરે તરી,
ખાધું લઉં છું વડની ઘટામાં. ૭
ગામે ધર્યું શામળ શાંત ઓઢણું,
દેવસ્થળે હું ભજનિક નોતર્યો;
રેલાવતો કીર્તનની પરંપરા,
મનોજ્ઞ તંબૂર બજાવતો હતો. ૮
ઉત્સાહનો માનવનો જુવાળ,
બધી દિશામાં પથરાય જ્યાંથી;
પ્રયાણમાં ઉત્સુક રત્નનાવમાં,
પ્રસ્થાન માટે પગલાં કરું છું. ૯
સોનેરી બુટ્ટા કિનખાબ વાદળી,
સામ્રાજ્ઞી માર્ગે પ્રણયે બિછાવ્યો;
એવો બન્યો ધન્ય સમુદ્ર નૌ વડે,
આકાશ એકી નજરે નિહાળતું. ૧૦
આકાશ વિસ્ફારિત લક્ષ નેત્રે,
અંધાર વિસ્તાર નિહાળતું હતું;
મોજાં તણા તાંડવ મધ્ય નૌકાઃ
સહાય છે એક જ પંથદૃષ્ટિ. ૧૧
સદૈવ દારૂ ખજુરી પ્રદેશે,
મહાનુભાવે વળી દ્રવ્ય વૈભવે;
સંપૂર્ણ સૌ બંદર જોઈ માની,
અનેક રત્નપ્રભવા વસુંધરા. ૧૨

*

નિશ્ચબ્ધ બેઠેલ ખિસકોલી તેને
યથા બિલાડી પકડે અકસ્માત્
કંકાલ[3] કેરા ધ્વજયુક્ત નાવે
નૌકા અમારી ગ્રહી નાગચૂડમાં. ૧૩
વીરો લડયા, કાયર દૈન્યથી થયા
મુવા જીવ્યા સર્વ સમુદ્રશાયી
ને ચાંચીયાના પ્રભુની કૃપાથી
મને પડી કેવળ વજ્ર શૃંખલાં ૧૪

---

૧ માનવહૃદયમાં જે Wander-thirst રખડપટ્ટીની ભૂખ ભરી છે તે આ કાવ્યનો વિષય છે.
૨ ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા અને વંશસ્થ. વૃત્તના આ પ્રયોગમાં Blank Verseમાં જોઈતાં ગૌરવ, વૈવિધ્ય અને છૂટ છે એમ મારું માનવું છે તેથી આ રચનાને તાવી જોવાની કાવ્યગુરુઓને મારી વેનંતી છે. ૩ ચાંચીઆઓના વહાણ ઉપર મૃત્યુનું એટલે હાડપિંજરનું ચિત્ર રાખવામાં આવતું.

હજાર પાપો નયને નિહાળ્યાં
ન કેમ તેનું હજી તેજ આથમ્યું!
સેતાનની મ્હેફિલ માણનારનું
કુમાશવાળું હજી કેમ હૈયું! ૧૫

તલ્વાર કેરી અણીયે ધકેલે
અનાથ સ્ત્રી બાળક પાટીયા પર[1]
શિલાદ્રવે એ રુદનો નિરર્થક
હજી સ્મરું એ અસહાય આંખો. ૧૬

મનુષ્યની પ્રકૃતિની નિરર્થક
અસહ્ય આ પાશવતા નિહાળતાં
જો હોત હું શૈલ્યશિરા હિમાલય
જ્વાળામુખી તોય બની જવાતમેં. ૧૭

પ્રજ્વાળતો દસ્યુ પ્રતાપ કેસરી
વિદ્વેષ દાવાનળ ત્યા ભભુક્યો
મેં ઈશ્વરી ન્યાય જ્વલંત ખડ્ગથી
નરાધમોના શિરો ઉડાવ્યાં. ૧૮

બાકી રહ્યા કોઈ પ્રમાણિકોને
શોધાવી બુદ્ધિ દઈને ખજાનો
સમાજમાં સ્થાપી ફરી જુદો પડ્યો
મારો નિધિ સ્વૈરવિહાર એ તો. ૧૯

જ્યાં ઊગતી પાંખ જ સ્યામલોકની
કાપી બીજાએ શત વર્ષ સાક્ષીયે
સુવર્ણ ને સિંહ વન પ્રદેશ એ
હું આફ્રિકાખંડ બધો ફરી વળ્યો. ૨૦

જ્યાં ઊંટ કે માણસ માંડ પ્હોચી
ખજૂર કે અમૃત વારિ પામે
રાત્રે જતાં ચાંદનીમાં સુણ્યાં હતા
રણદ્વીપોનાં ગમગીન ઘુટઘુઘો. ૨૧

માસુનિશા શું સવિશેષ ધાટો
સૃષ્ટિવધૂને બુરખો ધરાવે
લુંટારૂની ભીષણ ગર્જના થઈ
સાથે શરોનું ચમક્યું નિશાન. ૨૨
'છે કોણ? ક્યાં જાય? બધું મૂકી દે'
વદી વધ્યો નાયક એક આગળ
મેં આંખથી આરબમાપી લેતાં
નિષ્કપચિત્તે વચનો કહ્યાં 'આ. ૨૩
'નબીતણા ઊંટની રમ્ય ઘંટડી
રાત્રે પિઆવે સુણવા[2] તમન્ના
વિશાળ આ વિશ્વતણા મહારણે
શોધી રહ્યો છું મુજ એક મક્કા.' ૨૪
પ્રવાસથી ધૂસર વસ્ત્ર કેરા
છેડા બધા ચોર ચુમી રહ્યાને
'પવિત્ર સ્થાને જઈ પ્હોચવા પછી
દુવા અમારી પણ માગજો' કહ્યું. ૨૫
અલ્લો રહે પુત્ર વિશેષ લાડથી
ઘેટાં ઊંટો ને બકરાં સમૃદ્ધિ
ત્યાં રોટલા દૂધ ઉનાં ધરાવતી
આતિથ્યમાં આરબ અંગનાઓ. ૨૬

*

ભઠ્ઠી સમી ને અથડામણો ભરી
ભૂમિ છતાં સુંદર શક્યતાવતી
છોડી હવે કો નદના ઉરે ધીમા
નાચી રહ્યા નાવ વિષે જતો હતો ૨૭
બે ચાર તારારૂપ પુષ્પ વેરીને
વધાવતી દિગ્વધૂ બાલચંદ્રને
સંગીત પ્રેરે મુજ નાવ; ધ્યેયને
પ્રસન્ન જાણે મમ કર્ણધાર. ૨૮

---

(૧) વહાણની બાજુમા પાટિયુ આડુ રાખીને તલવાર કે ભાલાની અણીએ તેની પર થાવવાની માણસોને ફરજ પાડવામા આવતી. બીજે છેડે પહોચે ત્યારે પાટિયુ હલાવીને તેમને સમુદ્રમા પાડી દેતા.
(૨) રાત્રે કૂવા પાસે મુકામ કર્યો હોય ત્યારે દૂરથી પેગંબરના ઊંટની ઘંટડી સાંભળ્યાનો આભાસ થાય તો પોતાની યાત્રા ઈશ્વરને ત્યા મંજૂર રહ્યાનું લોકો માને છે તેનો અંત્રે ઉલ્લેખ છે.

# ગુજરાતી ભાષામાં કાવ્યપ્રયોગોની શક્યતા

'પતીલ'

મને ઘણી વખત કહેવામાં આવે છે તેમાંની એક વાત એ છે કે હું પરભાષાનાં સત્ત્વોને જાણીબૂજીને મારી કવિતામાં દાખલ થવા દઉં છું; અને એમ કરીને જે પહેલાં ન હતી એવી એક જાતની ખામી આપણી ભાષા માટે ઊભી કરું છું. કહેનારાઓમાંથી મિત્રતા સિવાયનો દાવો કરનાર એકપણ નહિ હોવાથી તેમજ મારી સાથે સ્વાર્થના કોઈપણ બંધથી જોડાયેલા નહિ હોવાથી, તેઓ મને ભ્રમણામાં નાખી પોતાનો દરજ્જો મારા ઉપર સાબિત કરવા માગતા હોય એવી માન્યતામાં ઊતર્યા વિના મારે કહેવું જોઈએ કે તેઓનું કહેવું યથાર્થ નથી એમ નથી, પરતુ જે દૃષ્ટિબિંદુથી મને ચેતવણી આપવામાં આવે છે તે દૃષ્ટિબિંદુ તેમનું ભ્રામક છે. ગુજરાતી ભાષાએ આજસુધીમાં જે ઉત્કર્ષ સાધ્યો છે તેનો ઈતિહાસ તપાસતાં માલમ પડશે કે તે ઉત્કર્ષ તેણે બીજી ભાષાઓ સાથે મળ્યા વિના સાધ્યો નથી. મારા આમ કહેવાનો અર્થ એ નથી કે તેણે એમ કરીને પોતાની નબળાઈ કબૂલ કરી છે, અને પોતાનું વ્યક્તિત્વ ખોયું છે—આ માન્યતા કદાચ તેઓની હોય કે જેઓ ઉપલા ભયસ્થાનનો નિર્દેશ કરે છે. મારું માનવું તો કંઈ જુદું જ છેઃ એકલા અને એક જ ઈસમથી શરત બકી શકાતી નથી, તેમ જ એકલા અને એક જ સૈનિકથી વિજય મેળવી શકાતો નથી; કારણ કે પોતે પોતાની સાથે લડનાર પોતાને જ હેરાન કરે છે. દુનિયાની ભાષાઓ વચ્ચે ઊભી રહી ગુર્જરી પોતાનું ગૌરવ ગુમાવે છે એમ કહેવા કરતાં, જો હું કહું તો તે ખોટી મગરૂરી નથી કે, તે બધાંની વચ્ચે પોતાનો હક સિદ્ધ કરે છે, અને સર્વમાં સુંદરતમ લેખાવા માટે બીડુ ઝડપે છે.

મારા પોતાના પ્રયોગો કેટલે અંશે સફળ થયા છે તે તો હું કહી શકતો નથી; કારણ કે મેં હજી સુધી મારાં કાવ્યોની કિંમત આપણી બજારોમાં અંકાવી નથી. મારે માટે તો અત્યાર સુધી એવું બન્યા કર્યું છે અને બન્યું જાય છે કે, જે ન્યાયની અપેક્ષા કવિતા કવિ પાસેથી રાખી શકે છે તે ન્યાય મારાથી તેને અપાયો નથી; અને મને વખતોવખત લાગી આવે છે તે એ છે કે તે બીચારીને ગેરઇનસાફ—જો મારાથી થઈ રહ્યો હોય તો—તેની નિરપરાધતા માટે થાય છે. આમ બીજા ઘણાકનુંય કાં ન બન્યું હોય? પણ આજ સુધીમાં જે કાવ્યસાહિત્ય આપણે પેદા કર્યું છે તેને એકંદર તપાસતાં માલમ પડશે કે આપણે આજ સુધીમાં એ ક્ષેત્રમાં જે પ્રગતિ કરી છે તે છેક નજીવી તો નથી જ. નવા વિચારોને નવી રીતે જણાવવામાં આપણે બીજાની સરખામણીમાં પછાત છીએ, એ માન્યતા તો હવે લગભગ અસ્થાને થઈ પડી છેઃ અને એમ થવું આપણી ભાષાની સર્વદેશીયતાને આભારી છે. ભાગ્યે જ કોઈ અખતરા એવા હશે કે જે આપણી ભાષામાં થવા ન લાગ્યા હોય.

ગદ્ય સાહિત્ય આપણે ત્યાં વધારે પ્રમાણમાં ઉત્પન્ન થાય છે અને પોષાય છે. નવલકથાઓ, નવલિકાઓ અને એવું બીજું ઘણું થવા લાગ્યું છે, અને સારી આશા આપે

એવું થવા લાગ્યું છે; કારણ કે તેમાં મારા લેખકોનો હાથ છે. નાટક સાહિત્ય આપણું બાદલું છે તેનું કારણ એ કે શિષ્ટ લેખકો નાટક લખવામાં પ્રવૃત્ત થતા નથી; અને થાય છે તો તેઓ જનતાની અભિરુચિને પોષી શકતા નથી, અને જનતા તેમના પ્રયાસને નિભાવી શકતી નથી. નિબંધનું અંગ પણ ઘણું મામૂલી છે; કારણ કે નિબંધવાચનનો શોખ આપણે ત્યાં જોઈએ એટલા પ્રમાણમાં જાગૃત થયો નથી. એ જ હાલ કાવ્યસાહિત્યના પણ હોત; પરંતુ એ ક્ષેત્રને ખેડનાર આસામીઓનો વ્યાપાર બીજાઓના શોખ ઉપર નિર્ભર નથીઃ પહેલાં તો તેઓ પોતાને માટે લખે છે, અને પછી જનતાને અર્પણ કરે છે. અને એ રીતે આપણી કવિતા, તેની ખપત ઓછી હોવા છતાં, જન્મ્યા કરવાના પોતાના સ્વભાવને કાયમ રાખી રહી છે.

જેની ગરજ ઓછી રખાય છે તે એકલો પડી જાય છે; અને જે એકલો પડી જાય છે તેને વિચારવાનુ વધારે મળે છે આમ આપણો કવિ, જેની સાથે નિસ્બત રાખવાનું કોઈને પાલવતુ નથી, તેને પોતાના કામમાં વધારે વ્યગ્ર થવાનો અવકાશ મળે છે. એકલપણાના અંધકારમાં વિદ્વત્તાની તેની મશાલ વધારે ભભકાથી બળે છે. તે આદરે છે અને ફરી આદરે છે; રદ કરે છે અને ફરી રદ કરે છે. જેમ જેમ તેની કસોટી થાય છે તેમ તેમ તેની કલ્પના વધારે સતેજ થતી જાય છે. મજલિસમાં નહિ મળેલી વસ્તુ તેને એકાંતમાં મળે છે, અને જેનુ કાંઈ થવુ ન હતું તે બધાંનો થઈ રહે છે.

પહેલાં આપણે ગાતા શીખીએ છીએ અને પછી બોલતાં શીખીએ છીએ, અથવા તો આપણે પહેલાં રોતાં શીખીએ છીએ અને પછી હસતાં શીખીએ છીએ—અથવત, પહેલાં ગાઈએ છીએ અને પહેલા રોઈએ છીએ, એમ કહેવું સત્યની વધારે નજીક છે; કારણ કે રોવું અને ગાવું પ્રકૃતિને આધીન છે, જ્યારે બોલવું અને હસવું એ શિક્ષણને આધીન છે. કોઈ પણ ભાષામાં કવિતા પોતાનું સ્થાન નિર્ણીત કરી લે છે ત્યાર પછી જ તેના ગદ્યનું સ્વરૂપ ઘડાય છે, જેમ ઓરમાથી બાળક બહાર આવે છે તેમ. ત્યાં જે અચોક્કસપણે કહેવાય છે તે અહીં ચોકસાઈ માગી લે છે. બીજી રીતે કહેતાં, કવિતા નગ્દ છે અને વાંચન તેનું માત્ર કોષ્ટક છે. કવિતામાં જેટલી વિવિધતા ને શક્યતા છે તેટલી વાંચનમાં નથી. વાંચન વિચારો જણાવવાનું સાધન છે; કવિતા અસર કરવાનું સાધન છે.

સ્વ. 'કાન્ત'નો એક જ કટકો લઈએ:

"રજની મહીં, સખી, ઘણીક વેળા
નયન મળે નહિ, ઊંઘ જાય ચાલી,
કરીં તુજ શિરકેરા સર્વ ભેળા,
વદન સુધાકરને રહું નિહાળી."

કવિતા અને વળી ગુજરાતીમાં કવિતા! મૂળ તો સુંદર વસ્તુ અને તેની સાથે સુંદર વસ્તુનો યોગ!: અદ્ભુત વસ્ત્ર અદ્ભુત સ્ત્રીના અંગ ઉપર સજાવેલું હોય તેમ. આંગ્લભાષાનુસાર વ્યુત્ક્રમે પ્રાસ, અને સંસ્કૃત અર્ધસમ વૃત્ત—

अयुजि नयुग रेफतो यकारो युजिच नजौ जरगाश्च,

'पुष्पिताग्रा.'

⏑ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ — ⏑ — ⏑ — —
न न र य

⏑ ⏑ ⏑ ⏑ — ⏑ — ⏑ ⏑ — ⏑ — —
न ज ज र ग

માત્ર પ્રાસથી જ કાર્ય અટકતું નથી. સાથે સાથે ગણના બંધનો પણ જાળવવાના હોય છે, અને તે ઉપરાંત સંવાદ પેદા કરવા માટે સુંદર શબ્દોની પસંદગી કરવાની પણ રહે છે કયાં રહ્યું હવે અનુકરણ ? જેટલી સહેલાઈથી અંગ્રેજી કાવ્યો લખી શકાય છે તેટલી સહેલાઈથી આપણાં કાવ્યો નથી લખી શકાતા, અને જ્યારે તેના જેવી જ પ્રાસરચના આપણે કરવા ઇચ્છતા હોઈએ છીએ ત્યારે તો તેથી પણ વિશેષ શ્રમની આવશ્યકતા રહે છે. ગુજરાતી ભાષા આજે ચોરેલા અલંકારોથી સુહાતી નથી, પરંતુ વ્યવહારના ધોરણે ખરીદ કરીને પોતાના કરેલા અલંકારો વડે શોભે છે

કવિ-નાનાલાલની ટૂંપ,

"જય કલગીએ વળજો પ્રીતમ, ભીંજશું ફાગે ચીર;
નહિ તો વીરને આશ્રમ મળશું સુરગંગાને તીર.
મારા કેસર ભીના કંથ હો."

આમાં કશું વિદેશી નથી, પરંતુ સર્વોત્તમ ગણાતા ત્યાંનાં રણગીતો સાથે મૂકતાં એની કિંમત ઓછી અંકાય એ જરાયે માની શકાય એવી વાત નથી. નવી અને સ્વતંત્ર રીતે લાગણી વ્યક્ત કરવાનો એ પણ એક સફળ પ્રયત્ન છે

શ્રી નરસિંહરાવનો એક જ લીટીનો શ્લોક,

"અરે ઘેલી, એ શું બકતી ?
બધી એ સ્વપ્ન ભ્રમણા."

કેટલી સુકુમારતા ! ગુજરાતી સિવાય બીજી કઈ ભાષામાં આવી સુભગ રચનાઓ થઈ શકે ? મહેતાનાં પ્રભાતિયાં, પ્રેમાનંદનાં આખ્યાનો, સામળના છપ્પા, અખાની ચોપાઈ, ભોજાના ચાબખા, ધીરાની કાફી, બાપુના પદો અને રાજિયા, દોલત દલપતના છંદો, કલાપીની ગઝલ અને બોટાદકરના રાસ—તેઓનું આ બધું અને અમારું પણ કંઈ ઓર—છતાં કોના તરફ નારાજ થઈને ગુર્જરીએ પોતાનો રોષ પ્રદર્શિત કર્યો છે ? જેવી રીતે જેણે ઉપયોગ કરવા ધાર્યો તેવી રીતે તેનો ઉપયોગ થયો છે.

"ફૂલની પાંખડી લ્યો પ્રાણ" કહીને લલિતે એની અપરિમિત ઋજુતા પ્રદર્શિત કરી છે, અને 'મદ્દલી' ગાઈને તેની 'લગીર' મીઠાશનો આસ્વાદ કરાવ્યો છે. જ્યાં સુધી અમુક વસ્તુ કર્ણગોચર થઈ નથી હોતી ત્યાં સુધી આપણને આપણી ભાષાના લયબળનો ખ્યાલ હોતો નથી. કોઈ સુઘડ ગાયકના અવાજથી જ્યારે તેમ થાય છે ત્યારે આપણાથી મુગ્ધ થયા વિના રહી શકાતું નથી. એ જ કવિનો બીજો એક દાખલો લઈએ:

"જન્મે તેને દિલદુખડિયા પાય છે આશ ઘેલાં."

સુંદર રીતે યોજાયેલી, સળગ ગુજરાતીયતા અને તેમાં લેખકની લગભગ પોતાની જ એવી માર્દવ-પદ-પ્રિયતા. કલાપીની એક પંક્તિ,

કતલ જે કરવા કર કંપડયો.

સુશ્લિષ્ટ લાટાનુપ્રાસનો જુસ્સાદાર શૈલીમાં ટૂંકામાં ટૂંકી પંક્તિમાં વધારેમાં વધારે પ્રયોગ, અને તે પણ સાહજિકતાનો જરા પણ લોપ થવા દીધા વિના. વાંચન તરીકે વાંચતા પણ લેશમાત્ર અગવડ નહિ આપવી એ કલાપીની કવિતાનો ધર્મ છે. સ્વર્ગસ્થને એ કળા બહોળા વાંચનથી અને બહોળા પ્રયોગથી સાધ્ય થઈ હતી. બીજો એક સુરબોલ,

જખમથી જે ડરી રૂહેતા
વગર જખમે જખમ રહેતા '
અમે તો ખાઈને જખમો ખુશી ત્યાં માનનારાઓ.

જિગરતોડ રણકારવાળી છતાં તરત જ સમજાઈ જાય એવી ગઝલો કલાપીની હોવાથી તે લોકપ્રિય થઈ છે; અને એટલુ બધુ આકર્ષણ તે આપણા હૃદયનું કરે છે કે, કોઈ કોઈ સ્થળે રહી ગયેલી સરતચૂકો છતાં અને પ્રાસની ચીવટ નહિ રાખેલી હોવા છતાં, પૂરતો સંતોષ આપી શકે છે અહીં પાછો અનુકરણનો પ્રશ્ન ખડો થાય છે અભ્યાસીઓની જાણ બહારની વાત નથી કે ઉતાર કરવા કે અનુવાદો કરવાનો વિષય કલાપીનો ન હતો. જ્યાં એ જાતનો પ્રયાસ કરી જોવાયો છે ત્યાં સ્વતંત્ર રચનામાં મળી છે એટલી સફળતા તેમને નથી મળી. પરભાષાના નમૂના નજર આગળ રાખી તેમાં પોતાનું વ્યક્તિત્વ ઢાલવવું એ કાંઈ ઊતરતા દરજ્જાની કળા નથી. જે ભાષામાં ઈતર પ્રાંતીય લિપિઓને ઘટાવવા જેટલું સામર્થ્ય હોતુ નથી તેનુ ક્ષેત્ર સંકુચિત રહી જાય છે, અને તેનુ સાહિત્ય એકધારું અને નીરસ બને છે. ગુજરાતી ભાષાની ખાસ વિશિષ્ટતા એ છે કે, તે દરેક જાતનો જોગ સાધી શકે છે, અને મળી શકે એટલી બધી તકનો લાભ લઈ, પોતાના વ્યક્તિત્વને જરા પણ આંચ લગાડ્યા વિના શોભી શકે છે શ્રી. ખબરદારના ' મેઘ ' ઉપરના કાવ્યમાંથી એક આખો ફકરો લઈએ,

" તુજ બાણુ રંગીન તાણજે,
મહીં રંગ હસતા આણજે,
દિનકરતણા
મુખ સરાના
હ્રદયના ખુમાર પ્રમાણજે —
શુદ્ધ પ્રેમને જગમાં હું જોઉં રીબતો
બહુ શોકઘેરા રંગમાં ડૂબી જતો,
એ પ્રેમમાં તુજ બાણના રંગો મુદિત રંગાવજે,
ઓ મેઘ, કર કર વૃષ્ટિ તુજ રીત હાસ્યમાંહીં હસાવજે

અંગ્રેજીમાં ' ઓડ ' જેને કહે છે તે પ્રકારનું આ કાવ્ય છે. પ્રાસની વૈચિત્ર્યમય રચના લેખક જેવી અનુકૂળ કે પસંદ પડતી હોય એવી કરી લે છે, અને સામાન્ય રીતે ગંભીરપણે પોતાના વિષયને ચર્ચે છે. અહીં કવિએ હરિગીતના કટકા કરી, તેમાથી નવ નવ પંક્તિના શ્લોક બનાવ્યા છે; અને પ્રાસ એક બે પાદ; ત્રણ, ચાર; છ, સાત; અને આઠ નવ: એ પ્રમાણેની પંક્તિઓના મેળવ્યા છે. અને એવા આઠ શ્લોકમાં કાવ્યની સમાપ્તિ કરી છે. બીજો એક નમૂનો એ જ કવિના સોનેટનો લઈએ:

"વીર નર્મદ, તું જગમાં લડી જંગ ગયો,
તુજ વીર છબી નિરખી ચખ અશ્રુ ભરે,
કંઇ પુષ્પ નવાં ખીલતા તુજ પ્રેમ કરે
સ્થળ સર્વ વિખેરી દઈ કૃતકૃત્ય થયો.
તુજ પ્રેમ ઝરો નિશદિન અખંડ વહો,
ભરી ખધુ હરે ભૂમિ કારણ દાઝ ખરે,
જહીં તેહ અમાસ પછી, ન્યમ આભ હરે,
ચઢતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહો.
તુજ પુષ્પ સુવાસિત છે હજિ નૂતન હા,
દિનદિન નવીન સુભાવ દ્દે જગવે,
તુજ લેખ સ્વદેશની ભક્તિનુ મંદિર છે.
જહીં દેશપૂજા પ્રીતથી કરવા શિખવે,
વળી પ્રેમ સુશૌર્ય બન્યું વીર જીવન ન્યા,
ગુરુ નર્મદ ધન્ય ઉભો તહીં તું વીર છે.

કાવ્ય અંગ્રેજીમાં સોનેટ જે પ્રમાણે લખાય છે તેમ લખાયેલું છે. છંદ ભ્રમરાવલિ, લગભગ અંગ્રેજી 'આર્યમ્બિક પેન્ટામિટર' જેવો જ: મિલ્ટન, વર્ડઝવર્થ, કોલરિજ વગેરે કવિઓએ આ જાતની સોનેટરચનાઓ ઠીક ઠીક કરી છે, જે તેઓએ ઇટાલી પાસેથી અપનાવી છે. શેકસપિયરનાં સોનેટ વધારે ગહન છે, પણ તેના પ્રાસનું ધોરણ તદન સાદુ છે, જેમાં વ્યુત્ક્રમાનુપ્રાસવાળા ચચ્ચાર પંક્તિના ત્રણ જોડખાં અને છેલ્લે દુહા જેવી એક એ જ છંદની સાદી બેત આવે છે. ઉપલા સોનેટમાં પ્રાસનું ધોરણ આ પ્રમાણે છે— કખખક, કખખક; અને कडई, ह, कई, એટલે કે ૧—૪—૫—૮; ૨—૩—૬—૭; ૯—૧૩; ૧૦—૧૨ અને ૧૧—૧૪, એ મુજબની પંક્તિઓ સરખા પ્રાસવાળી છે. છેલ્લી ૭ પંક્તિઓ क, ह्द कहई; અથવા क, दई, ईदक અથવા कदई हईक કે कडई ईकह, એવા પ્રાસથી પણ યોજાય છે. કેટલીક વાર कह, फड, कह એવા પ્રાસથી ત્રણ જોડખાંથી પણ ચલાવી લેવામાં આવે છે. એકંદર આ જાતની રચના કલાકારનું પૂરેપૂરું શબ્દબાહુલ્ય માગી લે છે. આપણે ત્યાં આ જાતની રચનાઓ હવે જુદા જુદા છંદોમા થવા લાગી છે, જેથી આપણા સોનેટને અંગ્રેજી સોનેટ કરતાં વિવિધતામાં વધારે અવકાશ રહેશે.

ગુજરાતીમાં બીજી ભાષાઓ કરતા વધારે જાતના અને વધારે સુંદર પ્રયોગો થઈ શકવાનું કારણ તેની સરલતા અને હરકોઈ લેખનપ્રકારને અપનાવી લેવાની તેની શક્તિ છે. કેટલીક ભાષાઓ વધારે સંગીન અને ગહન છે; પરતુ તે શીખતાં એટલો બધો સમય વ્યતીત થઈ જાય છે કે, સામાન્ય માણસને તેમાં પોતાની નવીનતા રજૂ કરવાનું બની શકતુ નથી. બીજી કેટલીક ભાષાઓ સહેલાઈથી શીખી શકાય એવી હોવા છતાં, પોતાના ફૂંપદને લીધે બીજી ભાષાઓ સાથે વ્યવહાર રાખતી જણાતી નથી; અને સારી છતાં, લાખો વખત પડી રહીને વાસી થઈ ગયેલી શાકભાજી જેવી, વેચાવાને માટે નાકાબિલ બને છે. કેટલીક ભાષાઓ જન્મથી જ એવી બરડ હોય છે કે તેને કુશળમાં કુશળ કારીગર પણ પોતાની મરજી મુજબ વાપરી શકતો નથી. ફારસી અને અંગ્રેજી જેવી ભાષાઓમાં સંસ્કૃત ઢબ ઉપર છંદરચના કરવાનો વિચાર પણ હાંસીપાત્ર ઠરે છે, જ્યારે આપણે બનેના

લગભગ બધા જ ઢાળો સાંગોપાંગ ઉતારી શક્યા છીએ. શ્રી ખબરદારનો દિવ્ય છંદ એ એક અંગ્રેજી કાવ્યપ્રકારનો અક્ષરશઃ નમૂનો છે. ફારસી ભાષાને ધોરણે કાફિયાઓ રચવાનું પણ હવે આપણે નવું શરૂ કરતા નથી. રાષ્ટ્રભાષા થવાની તૈયારી કરતી 'હિંદી' પણ માત્ર ગદ્યના ઢગો બહાર પાડીને સંતોષ માની રહી છે. આજે તેનાં સામયિકોમાં નજર ફેરવતાં મનહર, દૂહા અને સવૈયા સિવાય ભાગ્યે જ કંઈ જડી આવે છે, જો કે ગવૈયા અને ઉસ્તાદોમાં તેની તરજો સર્વોપરીપણાને પામી છે. આપણી ભાષામાં પણ જલસાઓમાં આદર પામી શકે એવું સગીત નથી એમ નથી, પરતુ તેનો ઉપયોગ કરનારાઓની સખ્યા બહુ નાની છે. મરાઠી ભાષાના લેખકો અને કવિઓ પોતાની પ્રતિભા પૂર જોશમાં બતાવી રહ્યા છે, અને સગીત સાહિત્યનો લાભ પ્રજાને આપી રહ્યા છે. બીજી ભાષાઓમાં અનુવાદ થવાને લાયક સર્જન પણ તેઓએ સારા પ્રમાણમાં કરી બતાવ્યુ છે, તેમ જ રગભૂમિ અને ચિત્રપટ –બોલપટ ઉપર પણ તેટલુ જ લક્ષ આપ્યું છે પરતુ પ્રયત્નશીલ અને વિદ્વાન જનોના સતત પ્રયાસથી એનું સ્થાન નક્કી થયુ છે, એમ કહીએ તો તે વધારે યોગ્ય છે પદ્ય વિષે વાત કરતાં ખૂચે એવી બિના એક એ છે કે મહારાષ્ટ્રીઓ રકારનો ઉચ્ચાર તદ્દન અસ્વાભાવિક રીતે કરે છે, અને તેમના વખતોવખત વપરાતા જોડાક્ષરોના આગળના શબ્દો કે અક્ષરો ઉપર આવતા થડકાર તરફ દુર્લક્ષ આપવાની તેમની ટેવ તેમને ગણના બંધનવાળાં વૃત્તો રચતી વખતે અંતરાય રૂપ થઈ પડે છે. આવું ગુજરાતીમાં નથી બનતું એમ નથી, પરતુ તે બહુ જવલ્લે બને છે, અને બને છે ત્યાં પણ તેનો કાવ્યપ્રવાહ અસ્ખલિત રહે છે. બંગાળી ભાષાનો વિજય તો જગજાહેર છે, પરતુ એમ ન કહી શકાય કે તે આંતરરાષ્ટ્રીય ભાષા બનવાને લાયક થઈ છે. કવીન્દ્ર બાબુસાહેબને વખાણનારાઓમાંનો મોટો ભાગ તો તેઓનો છે કે જેમને બગાળી ભાષાનો બિલકુલ બોધ નથી; અને જો તેઓએ અંગ્રેજીનો યોગ નહિ સાધ્યો હોત તો તેમને આજ સુધીમાં પણ જગત ઓળખી શક્યું હોત કે કેમ તે પણ એક સવાલ છે. કવિ અને ચિત્રકારનો ધધો લગભગ સરખો છે; પણ તેમાં ભેદ એટલો જ કે, જ્યારે ચિત્રકારની કૃતિની પરીક્ષા હરકોઈ સખસ પોતાની બુદ્ધિ અનુસાર કરી શકે છે, ત્યારે કવિની કૃતિની કદર તેની ભાષા જાણનાર જ કરી શકે છે. ગુજરાતી ભાષા જો આતરરાષ્ટ્રીય ભાષા તરીકે ઓળખાવાનું ભવિષ્ય પ્રાપ્ત કરે, તો તેની લાક્ષણિક સહજપ્રિયતાને માટે તે વધારે પડતુ નથી.

ગુજરાતી લિપિ પણ કેવી સુઘડ છે તેનો ખ્યાલ આપવા માટે થોડા દિવસ ઉપર મારા એક હિંદુસ્તાની મિત્ર, કે જેમના હાથમાં 'પ્રસ્થાન'નું ચોપાનિયું ચઢી ગયુ હતું, તેમણે શું કહ્યું હતું તે જ જણાવીશ તો બહુ થશે તેમણે કહ્યુ "તમારા આ ચોપડી જોવાથી પણ આણંદ મિલે છે!" બુર્કો ખસેડી લીધા પછી કોઈ પરીરૂનું સ્મિત જેવું લાગે તેવું માથું બાંધ્યા વિનાની ગુજરાતી ભાષાનું લખાણ ગુજરાતી નહિ જાણનારને પણ લાગે.

પંક્તિને છેડે જ વિરામચિન્હો આવવાં જોઈએ, એવો આપણો આગ્રહ હવે ઓછો થઈ ગયો છે, અને તેથી, સુંદર ભાવનાનુ સગોપન કરવાને માટે વધારે સગવડ મળી શકે છે એટલું જ નહિ પણ, સાથે સાથે, કવિતાની પ્રવાહિતા વધે છે; અને નવા સંવાદ-ચમત્કાર દાખલ થાય છે. આમ કરતાં બેકી જ પંક્તિના શ્લોક બનાવવા જોઈએ એવું પણ રહ્યું નથી; જો કે કેટલાક છંદો એવા છે કે જેમાં આ જાતની રચના સભવતી નથી. આમ

કરતાં કરતાં ધીમે ધીમે પ્રાસ છૂટી ગયો અને મુક્ત રચનાઓ થવા લાગી. નર્મદે પોતાના જુસ્સામાં, સારો પ્રાસ મળવાના અભાવે, નબળા પ્રાસથી ચલાવી લીધુ. સ્નેહમુદ્રાકાર, કે જેમને તેમની વિદ્વત્તા કવિતા રચવામા અંતરાય રૂપ થઇ પડતી, તેમણે પણ તેવુ જ કરી જોયું હતું, પણ જ્યાં તેમને લાગ્યું કે પ્રાસની અથડામણમાં પડવાથી તેઓ પોતાની સ્વાભાવિક ક્લિષ્ટ રચનાને વધારે ક્લિષ્ટ બનાવી દે છે, ત્યારે તેનો ચાહન અસ્વીકાર કર્યો. પરતુ પ્રાસને છોડી દેવાના પ્રયોગને કળા તરીકે લેખવાનું માન તો સુરસિંહજીને મળે છે. 'પૂર્વાલાપ'માં મિસિઝ બ્રાઉનીંગના સૅાનેટના ઉતારા કરવામાં તેમ જ એકાદ સ્વતંત્ર રચના કરવામાં 'કાન્તે' પણ એમ કર્યું છે, પરતુ તેમ કરવામાં તેમણે શિખરિણી સિવાય બીજા છંદોનો ઉપયોગ કરેલો જણાતો નથી. સેહેની માહેએ પૃથ્વી છંદને હાથમાં લઈ તેનો શખધ્વનિ કર્યો; અને તેમાં મુક્ત રચના કરનારાઓનું સારું સરખુ સૈન્ય ઊભુ કર્યું આજે એ રચનાઓ એટલી બધી પ્રચલિત થઈ ગઈ છે કે, લગભગ દરેક કવિમા ખપવાની ઇચ્છા ધરાવનાર વ્યક્તિ ઠાકોર સાહેબની નિશાળે બેસવામાં ગોટાઈ માને છે. પૃથ્વીને મુક્ત છંદ તરીકે વાપરવાનો પ્રયાસ ખરેખર આદરણીય છે, પણ તેમ કરતાં તેનાં ગણુના બધનો તોડી નાખવાની પ્રણાલી ઇષ્ટ નથી, કારણ કે તેમ કરવાની મહેનત લીધા વિના જોઇએ તેટલી કર્ણપ્રિયતા તેમાં આણી શકાય છે. એમના જ એક સુવિખ્યાત કાવ્યમાંથી માત્ર ચાર પંક્તિઓ જોઈ લઈએ:

નડે પશુપણુ, નડે સપરિવાર પાપો જુના,
રહ્યા ઘર કરી, હસે ફ્ટ કરી વળી ડખતા;
—નવીન બલ દે નહીં વિમલ સાધુ કર્તવ્ય કે?—
સમર સ્વામ ત્યજની મામ સફર લાખી છે મસ્તકે.

પહેલી ત્રણના જેવી જ ચોથી પંક્તિ પણ પ્રવાહિતાથી શણગાર્યા વિનાની હોત તો તે ઓછી મનોહર થાત એવું માનવાનું સાધન હવે રહ્યું નથી શ્રી નાનાલાલે પણ સ્થળે સ્થળે આવી જ વસ્તુસ્થિતિ ઊભી કરી છે. આપણા માનનીય પેશ્વાઓ કે જેમનો સાહિત્યલેખ સુવિદિત છે, તેઓ બાદલી પંક્તિઓથી ચલાવી લેવાનો શોખ ચાલુ રાખે તેથી તો એમ જ સમજાયુ જાય કે આપણી ભાષાનો ભંડોળ અપૂર્ણ છે. પણ એક મંત્ર જે તેઓએ એમ કરીને પણ આપ્યો છે તે એ છે કે આપણે વાચનની લગભગ બધી જ છટા, ધારીએ તો, પદ્યમાં ઉતારી શકીએ.

શ્રી. ધ્રુવનો વનવેલીનો પ્રયોગ મુક્તરચના માટે વધારે અનુકૂળ છે, અને સંભવ છે કે, જો તેનો ઉપયોગ વધારે ને વધારે થાય, તો સસ્કૃત ભાષામાં જે સ્થાન અનુષ્ટુપ છંદને છે તે સ્થાન આપણી ભાષામા એ પ્રાપ્ત કરે; કારણ કે એ છંદ અક્ષરમેળ છે છતા એને ગણનાં બંધન નથી, અને માત્રામેળ જેવો દેખાય છે છતાં માત્રામેળના નિયમોને આધીન નથી. એ સિવાય કેટલાક માત્રામેળ છંદો પણ છે કે જેમા પ્રાસવાળી અને પ્રાસ વગરની રચનાઓ ધાર્યા મુજબની થઈ શકે. લાવણી રોળા વગેરે છંદોનો પણ વધારે છૂટથી ઉપયોગ થવાની જરૂર છે.

છંદોના મિશ્રણવાળી રચનાઓ પણ આપણી ભાષામાં જોઈએ તેટલા પ્રમાણમા થવા લાગી છે, તેમ જ ઊલટાસુલટા પ્રાસ વાપરવાના પણ અનેક પ્રયોગ થયા છે અને

થાય છે. મહાકાવ્યો હાલ લખાતા નથી એવી બૂમ છે, અને તે લગભગ ખરી બૂમ છે; પરંતુ મહાકાવ્યો લખાય તો જ અમુક ભાષા દુનિયાની ભાષાઓમા સારુ સ્થાન પ્રાપ્ત કરી શકે, એ માન્યતાને ખોટી પાડવાના સાધનો આપણી પાસે મોજૂદ છે વળી મહાકવિ થવા કરતા માત્ર 'કવિ' થવામા વધારે ગૌરવ છે એ આપણે શીખ્યા છીએ, જો કે દુનિયાએ આપણી એ વાતને બરાબર જાણી નથી પરતુ એથી એમ પણ નથી કે આપણે મહાકાવ્યો ન જ લખી શકીએ અથવા ન જ લખીએ મહાકાવ્યોને આદરનાર વર્ગ ઊભો થશે ત્યારે આપોઆપ મહાકાવ્યો લખાશે, અને લખાશે ત્યારે જે મહાકાવ્યોને આપણે હજી સુધી પૂરતો ન્યાય આપી શક્યા નથી તેને પણ તેમ કરવાની ફરજ ત્યારે સમજાશે સાહિત્ય પણ ઉપરકરનુ એક અગ છે એમ જ્યારે આપણે માનતા થઈશુ ત્યારે આપણા કવિઓ ધધાની શોધમા નીકળવાને બદલે કુદરત પાસેથી લેખનસામગ્રી વહોરવાને નીકળશે, અને હજી સુધી આપણે નથી માણી શક્યા એવો આસ્વાદ તેમના કાવ્યો દ્વારા આપણને કરાવશે તરત શીખાતી અને તરત સમજાતી, હદ વગરની, સરલ અને સુકુમાર, જમાને જમાને વધારે ને વધારે તારુણ્ય પ્રાપ્ત કરનારી, જેનો પ્રણયપ્રસાદ માગ્યા વિના મળ્યા કરે છે અને જેને યાદ રાખવા કરતા ભૂલી જવુ વધારે કઠણ થઈ પડે છે, એવી ગુર્જરાગના ખરેખર દેવાગના છે



# પ્રણયના મહાસાગર !

રતુભાઈ ના. દેસાઈ

[ પૃથ્વી ]

ઝરે પ્રણયના ઝરા ઝમ ઝમમ્ નિનાદે સદા
અહીં જગ રચિત મારગ વિષે જગે તાહરા—
પ્રભો, જનનીનો ઝરો શિશુ પ્રતિ સરે સર્વદા
અને દયિતનો ઝરે પ્રણયિની પથે લક્ષધા
તથા શિશુતણો વહે નિજ પિતા જનેતા ગમી
સખા–પ્રણય–નિર્ઝરુ નિજ સખા ગમી રે' રમી !

પ્રભો, પ્રણયના ખરા તવ જગે બધા એ ઝરા,
પરતુ દિન કૈંક, માસ, વરસો પછી ઝમઝમી
સુકાય સઘળા અરે, પ્રખર તાપથી આકરા
અને પ્રણય ગાનના મધુ સ્વરો જતા સૌ શમી !

અનંત યુગથી અરે, તૃષિત કંઠ–આત્મા લઈ
ઊભો તવ કિનાર હુ પ્રણયના મહાસાગર !
તૃષા છિપવી ના શક્યા જગતના બધા એ ઝરા
વહાવ મહદોઘ તુ, પ્રણય બધ છોડી દઈ !



# માનસવિજ્ઞાન અને મનુષ્યસમાજ

ચંદ્રભાઇ કા. ભટ્ટ

એવી એક પણ શાસ્ત્રની જાત નથી, એવો એક પણ વિજ્ઞાનનો પ્રકાર નથી અને એવો એક પણ ચિંતનનો વિભાગ નથી કે જેનું જેવું છે તેવું અસ્તિત્વ મનુષ્યની અપેક્ષાએ—મનુષ્યને અનુલક્ષીને ન હોય.

અર્થશાસ્ત્ર કે ખગોળશાસ્ત્ર, સૌંદર્યશાસ્ત્ર કે ભૂસ્તરશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન કે શરીરવિજ્ઞાન તથા માનસવિજ્ઞાનને મનુષ્ય સાથે સીધો સંબંધ છે મનુષ્ય સાથેના સંબધની અપેક્ષાએ જ આજનું કોઈપણ શાસ્ત્ર કે વિજ્ઞાન અસ્તિત્વમાં આવ્યું છે કે ટકી રહ્યું છે. મનુષ્ય સાથેના સબંધથી મુક્ત થતાં કોઈપણ શાસ્ત્ર વિરામ પામે છે, કે વિતંડાવાદ બની મિથ્યાશ્રયમાં પરિણામ પામી શમી જાય છે.

એટલે જ આપણે કોઈપણ શાસ્ત્ર કે વિજ્ઞાનના અસ્તિત્વના આવશ્યક લક્ષણ તરીકે એક વાત વિના સંકોચે ગણાવી શકીએ કે કોઈપણ શાસ્ત્ર કે વિજ્ઞાને પોતાની જાત, મનુષ્ય સમજી શકે તેવી ભાષામાં સ્પષ્ટ કરવી જોઈએ તથા કોઈપણ વિજ્ઞાન કે શાસ્ત્રે મનુષ્ય મનુષ્યના સંબંધ પર શોધક પ્રકાશ નાખી મનુષ્યના અસ્તિત્વની એક કે બીજી બાજુ સ્પષ્ટ કરવી જોઈએ જે વિજ્ઞાન એ ન કરી શકે તે વિજ્ઞાન મનુષ્યના જગતમાં ન ટકી શકે. માનસવિજ્ઞાને એ કારણથી આ લક્ષણ બતાવી આપવું જોઈએ. માનસવિજ્ઞાને મનુષ્ય મનુષ્યના સંબંધની કોઈ બાજુ સ્પષ્ટ કરવી જોઈએ જ. માનસવિજ્ઞાન એમ કરવાનું વચન આપે છે.

જ્યાં જ્યાં મન હોય છે ત્યાં ત્યાં આત્મરક્ષણને જાતીય રક્ષણના આવેગો હોય છે ખરા, પણ જ્યાં જ્યાં મન હોય છે ત્યાં ત્યાં મનુષ્યની દૃષ્ટિએ બંધાયેલું માનસવિજ્ઞાન શોધવાની જરૂર નથી પડતી. નાનામાં નાના જંતુથી માંડીને એકએક પશુ પક્ષીને મનુષ્ય સુધી મન હોય છે. પણ કીડી કે કાનખજુરાની કે કૂતરા કે વાંદરાની દૃષ્ટિએ માનસવિજ્ઞાન રચવાની જરૂર નથી જણાઈ. એકલા મનુષ્યની દૃષ્ટિએ એકેએક સમયમાં એ આવશ્યકતા અનિવાર્ય લાગી છે. આજનું નવીન માનસવિજ્ઞાન એ આવશ્યકતાના જવાબની નમ્ર શરૂઆત કહેવાય.

નાનામાં નાના જંતુમાં, એકેએક પશુપક્ષીમાં, એકેએક નાનામોટા સ્થળચર જળચર કે ખેચરમાં મન હોય છે. જ્યાં મન હોય છે ત્યાં એકેએક મનોવ્યાપારનો પ્રાયો આત્મરક્ષણ કે જાતીય રક્ષણમાં કે બન્નેમાં હોય છે. એ રીતે પ્રાણીમાત્ર એક છે. મનુષ્ય એમાં અપવાદ નથી. પણ બીજાં પ્રાણીઓ સાથે મૂળનું આ સામ્ય છતાં મનુષ્ય એ સૌથી એક રીતે જુદો પડે છે. એ જુદાઈ પ્રકારમાં નથી, પ્રમાણમાં છે. મનુષ્ય બુદ્ધિમાન પ્રાણી છે. બુદ્ધિને લીધે મનુષ્ય બીજા કોઇપણ પ્રાણી કરતા વસ્તુને સારી રીતે સમજી શકે છે, અને બીજા કોઈપણ પ્રાણી કરતાં વધારે સારી રીતે વિવેક કરી શકે છે.

આ કારણથી મૂળમા એક છતા મનુષ્યનુ દર્શન અને મનુષ્યની વિચારશક્તિ મનુષ્યના મનોવ્યાપારને વધારે સૂક્ષ્મ તત્ત્વવાળા બનાવે છે એ જ કારણથી મનુષ્યના મનુષ્ય સાથેના, જગત સાથેના, એકએક પ્રાણી કે પદાર્થ સાથેના સબધ, વધારે ગૂઢ, વધારે સૂક્ષ્મ અને વધારે ઊંડા બને છે

બીજા પ્રાણીઓની ક્રિયા કેવળ ખાવાપીવાની ને પ્રજોત્પત્તિની જ હોય છે મનુષ્ય ખાતો પીતો ને પ્રજોત્પત્તિ કરતો છતા એના આત્મરક્ષણના પ્રકારો તરેહવાર ને બુદ્ધિગમ્ય હોય છે તથા એના સર્જનો વધારે બારીક અને વિવિધ પ્રકારના હોય છે મનુષ્યના મનોવ્યાપારે રચેલુ મોટુ વિશાળતંત્ર જુદી જુદી રીતે સમજ માગે છે મનુષ્ય આત્મદર્શન કરવાના પણ સ્વભાવવાળો હોય છે મનુષ્યમા દ્રષ્ટા બનવાનુ ને અનુભવથી શીખવાનું સામર્થ્ય હોય છે એ જ વિશિષ્ટતાઓને લીધે મનુષ્ય શાસ્ત્રો રચે છે, વિજ્ઞાનો રચે છે, એક પછી એક રહસ્યો ઉકેલતો જાય છે સમાજનીતિ ને રાજ્યનીતિ ઘડે છે, ઇતિહાસ રચે છે, સસ્કૃતિ સ્થાપે છે એવા મનુષ્યે આજે મનોવિજ્ઞાન રચ્યુ છે એ વિજ્ઞાને મનુષ્યના મનુષ્ય સાથેના સબધો પર શો પ્રકાશ નાખ્યો છે તે આપણે જોઈએ

નવીન માનસવિજ્ઞાને મનુષ્યના મનુષ્ય સાથેના અને મનુષ્યે ઊભી કરેલી અનેક સંસ્થાઓ સાથેના સબધો સ્પષ્ટ કરતા આરોપણના[1], દમનના[2], કારણવાદના[3] તથા વિશ્લેષણના[4] અનેક પ્રકારો સમજાવ્યા છે મનુષ્યના આવેગના આવિષ્કારની ગતિ, માર્ગમા આવતા અવરોધો,[5], તથા પરિણામે થતુ ઘર્ષણ[6] સ્પષ્ટ કર્યા છે એ બધી સ્પષ્ટતા થતા જ માનવ જીવનમા ભરાઈ ગએલી અનેક ભૂતાવળોને, ભ્રમોને વહેમોને, ભયોને, ચમત્કારોને, જાદુઓને, ખુલ્લા પાડ્યા છે

આજસુધી જ્ઞાત ને અજ્ઞાતના કે આતર મનના સચલનની ખબર નહોતી આજ સુધી મનુષ્યના જ્ઞાત પ્રદેશે અજ્ઞાત કે આતર મનના વહેમો ઊભા કર્યા છે ધર્મોના અનેક સ્વરૂપો અને જાતિના કાયદાઓ ઘડ્યા છે પોતાની અદરના આવિષ્કારો બહારની સત્તાથી થતા જાદુના પ્રકાર માન્યા છે, ગાડપણને સેતાનનો અવિર્ભાવ માની દરદીઓને ડામ્યા છે, એવી અનેક રીતોએ મનુષ્યના માનસવિજ્ઞાનના અજ્ઞાને મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સબધ બગાડ્યો છે

માનસવિજ્ઞાનના ઉદય ને વિકાસના આ સમયમા મનોવ્યાપારના કારણ માગની બુદ્ધિ નાસ્તિકવાદ તરફ ઘસડાઈ જાય તો તેમા નાખુશ થવા જેવુ કઈ જ નથી માનસ-વિજ્ઞાનના વિકાસ સાથે અને સત્યના પ્રકાશ સાથે ધર્મ એક મોટો ભ્રમ માલમ પડયો છે સરકારી કાયદાઓ એક વર્ગનું બીજા વર્ગ પર ચાલતુ શોષણ ટકાવી રાખવાના ધારાઓ જણાયા છે, નીતિના નિયમોમાથી આધ્યાત્મિકતા ઊડી ગઈ છે, અને વર્ગકલહ કે વ્યક્તિ-કલહના દમન એના મૂળમા દેખાયા છે જીવનના સાચા એકય માટે કોઈ પ્રભુ કે ભગવાનની ઘેનછાભર્યા તરગમા આશ્રય શોધવો એ ઊંધો ઉપાય પુરવાર થયો છે અને માનસવિજ્ઞાનના ગાઢ અજ્ઞાનથી ઘડાયેના મનુષ્ય મનુષ્ય વચ્ચેના સબધોમા આજસુધીની ભ્રાતૃભાવની બધી વાતો એક મોટો દભ માલમ પડયો છે, અને માનસઅજ્ઞાનના અધાર કાળમા અહિંસા પરમો ધર્મની વાતો યોગ્ય પુરવાર થઈ છે મનુષ્ય માનસવિજ્ઞાનના સત્યોને સમજી

---

૧ Projection ૨ Repression ૩ Rationalisation ૪ Dissociation ૫ Obstructions ૬ Conflict

પોતાના સંબંધો નહિ ઘડે તો સ્વરક્ષણને માટે ઊભા કરેલા દારૂગોળાના ઢગલા એને બચાવી શકવાના નથી. શ્રીમતાઈના ઢગલા એને સંતોષી શકવાના નથી, ગમે તેટલી સત્તા એની તરસ છીપાવી શકવાની નથી, અને છેવટે અંતરમાં દબાયેલા રાગના અંગારના ઢગને બુઝાવવા વિરાગના જુદા જુદા વેશ ધારણ કરી એ ગમે તેટલા પ્રાણાયામ ને ગમે તેટલાં ધ્યાન ધરશે તથા ઘરબારને સળગાવી દઈ જંગલ સેવશે તોય એને જોઈએ તે સુખ સંતોષ મળવાનાં નથી સુખસંતોષનો એક માત્ર ઉપાય, માનવસ્વભાવના અજ્ઞાન પર અને માનસવિજ્ઞાનનાં સત્યોના ઉપહાસ પર રચાયેલી બધી સંસ્થાઓના પાયા ખોદી નાંખી નવેસરથી ચણતર કરવામાં છે.

બૂમ પાડી ન ઊઠશો. સ્વરક્ષણને જાતીયરક્ષણના આવેગને વશવર્તી, ખોરાક ને સ્ત્રીના શિકારમાં રખડતા મનુષ્યની પ્રાથમિક દશામાં જવાનું કોઈ કહેતું નથી. એ દશા આજના માણસજાતના મોટા ભાગે વટાવી છે. એક વખતે કેવળ શિકારી, એ મનુષ્ય પશુ હતો; આજે એણે માણસાઈવાળુ મનુષ્યપ્રાણી બનવાનો ઉત્સાહ ધરાવ્યો છે, સૂઝ્યા તેવા પ્રયત્નો પણ સેવ્યા છે. એણે આજસુધી માણસાઈનો વિકાસ કરવા બહારના જગતનો એકેએક પરમાણુ ઉથલાવી નાખ્યો છે. આજ સુધી એણે બહારની દુનિયાનું જ્ઞાન વધાર્યા જ કર્યું છે. વધતા જ્ઞાન સાથે એની બહારના જગત પરની સત્તાના પરિબળ વધારે ને વધારે જામતાં ગયાં છે. સત્તાના અમલથી એણે સંતોષ ને સુખ પણ ચાખ્યાં છે. એણે સત્તાના તોરમાં સંતોષ આનંદ ને સુખ માટે સાઠમારીથી માંડીને તે મોટા વિશ્વયુદ્ધ ખેલ્યા છે, એટલુ જ નહિ પણ સંતોષ ને સુખ મેળવવા માટે એણે જગતને માયા કે ભ્રમ માની બહારના બધાને તિરસ્કારી કે ઉવેખી સ્મશાન વિરાગના ઉન્માદ અને અપવાસથી માંડીને તે ભૈરવજપ કરવાની અને કરવત મૂકાવવાની તપશ્ચર્યાના ભ્રમ સેવ્યા છે. તોય સંતોષ આવ્યો નહિ, આનંદ આવ્યો નહિ, સુખ મળ્યુ નહિ. બહારના જગત પર સત્તા મેળવનાર મનુષ્યનો દેહ એણે મેળવેલી સત્તા નીચે કચડી રહ્યો

નવા યુગની નવી બૂમ પડી. "માણસ તારી જાતને તપાસ. તારા સંબંધોને વૈજ્ઞાનિક સત્યથી કસી જો. તારી સંસ્થાઓના પાયાને બુદ્ધિના સંપર્કથી હલાવી જો અને પછી જો કે તારા અર્થશાસ્ત્ર ખોટા છે, તારા ઈતિહાસ જૂઠ્ઠા છે, તારી સમાજનીતિ શોષક છે, તારી નીતિ એકબીજાને કચડવાનો વ્યવહાર છે, તારો ધર્મ ચિત્તભ્રમનો એક મોટો રોગ છે. બહારના જગતનું જ્ઞાન અને જ્ઞાનનું સામર્થ્ય કે સત્તા, તારા પોતાના જ્ઞાન અને તારા પોતાના જ્ઞાનથી આવતા સામર્થ્ય વિના તને મુક્ત કરી શકશે નહિ."

પણ જાતને જોવી કેમ? આપણી જાતનું જ્ઞાન અને પરિણામી સામર્થ્ય મેળવવું કેમ? નવીન માનસવિજ્ઞાન જવાબ આપે છે: "દમન કે તપશ્ચર્યાથી આત્મજ્ઞાન થશે નહિ, ધર્મ કે નીતિના નિયમો, આત્મદર્શન કરાવશે નહિ, 'પહેલું વૃક્ષ કે બીજ' એ દઢ તત્ત્વચિંતનના વિતંડાવાદ આત્મભાન કરાવશે નહિ એક કે બીજા ભ્રમથી એ બધાં એક કે બીજી અતિશયતાઓ છે. આત્મદર્શન કરવાનો ઘટનાયુક્ત અને પદ્ધતિસર માર્ગ માનસવિજ્ઞાને જગત સમક્ષ મૂક્યો છે. ભાડાની ગાડીની જેમ કોઈપણ ગરીબ તવંગર એનો ઉપયોગ કરી શકે તેમ છે. મનુષ્ય મનુષ્યના સંબંધો સુધારના આત્મદર્શનનું વિજ્ઞાન અને

પરિણામી આત્મજ્ઞાન અત્યંત આવશ્યક વસ્તુ છે આજસુધીમા માણસ બહારના જગતનું જ્ઞાન મેળવવા અવલોકન કરતા શીખ્યો છે, અવલોકનને પૃથક્કરણ ને સમીકરણની પદ્ધતિથી જોતા શીખ્યો છે આજે એ જ રીતે એ પોતાની જાતને અને બીજાની જાતને એ જોઈ શકે તેમ છે, બહારના જ્ઞાનથી મેળવ્યુ છે તેના કરતા અતિ ઘણુ પરિબળ એ આંતરજ્ઞાનથી પ્રાપ્ત કરી શકે તેમ છે, બહારના જ્ઞાનથી મનુષ્ય મનુષ્ય વચ્ચેના અને જગત વચ્ચેના સબધો એણે જેટલા ઉત્કૃષ્ટ બનાવ્યા છે તેના કરતા આંતરજ્ઞાનથી એ અતિ ઘણી ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી શકે તેમ છે અને કુદરતના જે ગૂઢબળોને જોઈ એણે અહોભાવ ને આનંદ અનુભવ્યા છે તેથી અનેક ઘણો અહોભાવ અને આનદ એ અત્યંત ગૂઢ રહેલા આંતરબળોના દર્શનથી મેળવી શકે તેમ છે

મનુષ્ય એ ટોળામા રહેનારુ પ્રાણી છે તે વાત શ્રમપૂર્વક સમજાવવી પડે તેમ નથી કારણ તે મનુષ્યમાત્રનો ઓછોવત્તો સ્વાનુભવ છે અને તે સાથે જ ટોળામા રહેતા મનુષ્ય પ્રાણીનું જીવન સ્વાતંત્ર્ય કરતા બધન પર, સહકાર કરતા હરીફાઈ પર, અને મનુષ્ય મનુષ્ય વચ્ચેના કલહ પર વધારે નભે છે એ વાત પણ સૌના અનુભવની હોવાથી સમજાવવી અઘરી પડે તેમ નથી

જેવુ વ્યક્તિના માનસમા છે તેવુ જ સમષ્ટિ કે સમાજના માનસમા છે વ્યક્તિના મનની ક્રિયાઓ જે સજોગોમાથી પસાર થાય છે તે સજોગોની કૂટતાને લીધે સ્વાભાવિક છૂટથી વહી શકતી નથી સમાજના માનસમા પણ એ જ સજોગોની કૂટના કલહ ઉત્પન્ન કરે છે પરિણામે વ્યક્તિના માનસના મનોવ્યાપારનો એક કે બીજો પ્રવાહ વિશ્લેષણ ( dissociation ) પામે છે તેમ જ આખા માનવસમાજના પણ એનાથી વધારે વર્ગો એકબીજાથી છુટ્ટા પડે છે ( segregation )

એમ છુટ્ટો પડેલો મનોવ્યાપારનો એક કે બીજો પ્રવાહ વિખૂટા પડેલા પ્રવાહને સીધી કે આડકતરી રીતે અસર કરે છે તથા આખા મનમા જેમ એક જાતની બિમાર પરિસ્થિતિ ( pathological condition ) ઊભી કરે છે તેમ આખા માનવસમાજના એક બીજાથી વિખૂટા પડેલા ( segregated ) વિભાગો કે વર્ગો મનુષ્યના સમાજમા એક જાતની બિમાર પરિસ્થિતિ ઊભી કરે છે, મનુષ્ય મનુષ્યના સબધને સડાવે છે અને અનેક જાતના રોગો ઉત્પન્ન કરે છે પરિણામે ગુલામી, શોષણ વર્ગવિગ્રહ, અને વિનાશ અનિવાર્ય બને છે જે સમાજમા ઘણા વર્ગો અને પેટા વિભાગો છે તે માનસવિજ્ઞાનની રીતે બિમાર પરિસ્થિતિવાળો સમાજ કહેવાય વર્ગવિહીન સમાજ એ માનસવિજ્ઞાનની ભાષામા કહીએ તો, તદુરસ્ત સમાજ છે

જેમ સમાજમા એકબીજાથી ઊંચાનીચા અને એકબીજાથી વિખૂટા પડેલા વર્ગો વધતા જાય છે તેમ ત્યા માનવસમાજ એક રહેતો નથી વ્યક્તિઓનો નાનો સમૂહ અત્યંત સ્વચ્છદ બની જાય છે આત્મરક્ષણને જાતીય રક્ષણનો આવેગ મનુષ્યના મોટા ભાગમા દબાય છે, રૂંધાય છે, અને વિકૃત બને છે વિકૃત બનેલા સમાજની વ્યક્તિઓ વર્ગવિગ્રહમા એકબીજાથી જુદી પડી જાય છે એમા કોઈ કોઈને માટે નહિ પણ સૌ પોતપોતાને માટે હોય છે સામાજિક મિલકત, સામાજિક સબધ સામાજિક ક્રિયા એવુ કશુ જ રહેતુ નથી સૌ કોઈ નફો મેળવવાનો, ભૂખ ભાગવાનો હડકવા અનુભવે છે હરીફાઈના નિયમ પર ચાલતી

આ ઉન્મત્ત દશામાં જીવન કલહ બને છે. વર્ગીકરણ પામતા સમાજની આ અંતિમ દશા કહેવાય. એમ જેટલી વ્યક્તિ એટલા વર્ગ બને છે, જેટલા વર્ગ તેટલા સ્વાર્થ થાય છે, એક સ્વાર્થ બીજાની સાથે ઘસાય છે. આવી પરિસ્થિતિમાં કોઈ જબરજસ્ત ક્રાન્તિ સમાજના વર્ગોને ભૂંસી નાખી સમાજને વર્ગવિહીન ન બનાવી દે તો સમાજના વિભાજક રોગ અસાધ્ય બને. વ્યક્તિના માનસરોગમાં અનેક વર્ગો ( segregation ) પડે છે ખરા પણ બધા જ આમ એકબીજાથી જુદા પડી જાય તો એવા ઉગ્ર ઉન્માદનો પ્રકાર કોઈ પણ વ્યક્તિને માટે જીવલેણ નીવડે.

આપણા વર્ગીકરણ પામતા સમાજની દશા આજે બિમારીની (pathological) કહેવાય. આજના સમાજના મોટા ભાગના વર્ગોને આત્મરક્ષણ અને જાતીયરક્ષણના આવેગોને ઉદાત્ત ( sublimated ) કરવાની વાત તો દૂર રહી પણ એ આવેગોની પાર્થિવ જરૂરિયાતો ( biological needs ) પણ સંતોષાતી નથી વિષમ રીતે વર્ગીકરણ પામતા આજના સમાજનો નાનો સરખો વર્ગ ઉત્પત્તિ અને સર્જનનાં બધા સાધનોને અંગત મિલકત બનાવી બેઠો છે.

એમ રોગી રીતે વર્ગીકરણ પામતો સમાજ પછી પોતપોતાના વર્ગને જ એક જુદો સમાજ માની બેસે છે. મનુષ્યના મનમાં પણ એ જ રીતે થાય છે. વિખૂટો પડેલો મનો-વ્યાપારનો કોઈ એક પ્રવાહ પણ પોતાની એકલી જાતને જ આખું વ્યક્તિત્વ માની બેસી વર્તાવ કરે છે. આજે સમસ્ત જગતના એકેએક મનુષ્ય તરફનો પ્રેમ અને ભ્રાતૃભાવની વાતો છૂટાછવાયા બેપાચ આદર્શવાદીઓ જ કરતા હોય છે વિભાજિત થયેલા સમાજના વર્ગો આખા માનવસમાજનો વિચાર પણ કરી શકતા નથી. એક વર્ગ પોતાના ભોગવિલા-સને માટે પોતાથી વિખૂટા પડેલા બીજા વર્ગનું શોષણ કરી રહ્યો છે, એક વર્ગ પોતાથી વિખૂટા પડેલા બીજા વર્ગનુ શોષણ કરી રહ્યો છે, એક વર્ગ પોતાથી વિખૂટા પડેલા બીજા વર્ગને નીચ્ માને છે, હલકો ગણે છે કે અસ્પૃશ્ય રાખે છે, અને તેવી જ રીતે એક પ્રજા બીજી પ્રજાનાં ગળાં કાપવામા સ્વદેશાભિમાનની મગરૂબી સેવે છે. આજના યુદ્ધો, આજના વર્ગવિગ્રહો, આજનાં ધારાધોરણો, આજના સમાજની બિમાર દશાની સાક્ષી પૂરે છે.

અને તોય માનસવિજ્ઞાનનું એ સત્ય છે કે બિમારીની દશા એ સમાજની સ્વાભાવિક દશા નથી–વિકૃતિ છે, રોગ છે કોઈ પણ વિજ્ઞાનનું અસ્તિત્વ રોગના વિનાશને માટે અને આરોગ્ય લાવવાને માટે હોય છે. આજે સમાજના સન્નિપાતના સમયમા માનસવિજ્ઞાન મનુષ્ય સમાજના આરોગ્યને માટે કેવાં નિદાન અને કેવા ઉપાય યોજે છે તે જોવાનું છે.

પણ, બહારના સંજોગો ન બદલાય ત્યાં સુધી એકલો માનસરોગચિકિત્સક કંઈ જ કરી શકે તેમ નથી સંજોગો બદલવાનુ કામ માનસશાસ્ત્રીનું નથી, એકેએક પ્રજાજનનું છે, સમાજમાં રહેતી એકેએક વ્યક્તિનુ છે. ડાકટર રોગની ચિકિત્સા કરે છે, રોગનાં કારણ બતાવે છે, રોગના કારણના નાશનો ઉપાય યોજે છે, પણ એ બધું આરોગ્યને અનુકૂળ બહારના સંજોગો થાય છે તો જ ફળે છે આજની ઉત્પત્તિ ને વહેંચણી, આજની ધાર્મિક ને નૈતિક માન્યતાઓ, આજની સરકાર ને તેના કાયદાકાનુનો એ બધાં આજના સામાજિક મહારોગના સંજોગો છે, એનો વિનાશ કર્યા વિના આરોગ્યનું વાતાવરણ સંભવતું નથી.

પાછું માનસવિજ્ઞાન બોલે છે. "મનુષ્ય સામાજિક પ્રાણી છે. માનવસમાજ એ મનુષ્યોનો સમાજ છે. એ સમાજના નાનાંમોટાં વર્ગીકરણ અને એ વર્ગીકરણનાં અનિષ્ટો સામાજિક સડો કે રોગ છે. કોઈ પણ તંત્રનો નિયમ તેને રોગ કરતાં આરોગ્યમાં ખેંચી જવા મથતો હોય છે. કોઈ પણ જીવનતંત્રનો નિયમ સતત તુલા જાળવવા પ્રયત્ન કર્યા કરતો હોય છે. કોઈ વાર તુલા ખસી જાય છે ખરી અને પરિણામે સમાજ કે વ્યક્તિ બિમાર પરિસ્થિતિમાં આવી જાય છે ખરાં, પણ કોઈ પણ જીવનતંત્રનો અંદરનો જ નિયમ જીવનના અસ્તિત્વના કોઈ પણ પ્રકારને પાછો આરોગ્યમાં ઘસડી જવા મથતો હોય છે. એટલે વ્યક્તિ કે સમાજ બહારના સંજોગોને લીધે વારવાર ઉન્માદને, ભ્રમને કે વહેમને વશ થવા છતાં મધ્યબિંદુમા ડાહ્યાં કે સમતુલાવાળાં થવાની ગતિવાળાં હોય છે.

ગાંડપણ, ઉન્માદ કે રોગનું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી જે જીવનતંત્ર ઘણી અથડામણ પછી બહારના સંજોગોને બંધબેસતું થતું નથી, તે ઉન્માદી કે રોગી બને છે. પણ ઉન્માદ કે રોગ પણ સમતુલા જાળવવાનો કે આરોગ્ય માટે મથવાનો એક વણસેલો પ્રયત્ન કહેવાય. પ્રયત્ન વણસેલો હોય તેથી શું થયું ? અંદરની કેન્દ્રગામી ક્રિયા આરોગ્ય માટે જ હોય છે. અને તેમાં જ સમાજ કે વ્યક્તિના આરોગ્યની આશા છે તથા કોઈ પણ રોગ સ્વતંત્ર રીતે અસાધ્ય હોતો નથી પણ રોગનું અસાધ્યપણું સમાજ કે વ્યક્તિ પોતાના તે તે સમયના જ્ઞાન મર્યાદાની અપેક્ષાએ નક્કી કરે છે

આજે સમાજના સન્નિપાતની સ્થિતિમાં, આજના સમાજમાં વધી પડેલાં ઝેરી વર્ગીકરણની વચમાં પણ, આપણે સમાજના મોટા ભાગને આરોગ્યસ્થિતિ તરફ ગતિ કરતો જોઈએ છીએ. આજના વહેમો પર નભતા ધર્મોનો, દભ અને ભ્રમ પર નભતી નીતિનો, કે શોષણ પર જીવતી સરકારનો નાશ આપણે આજની રોગી પરિસ્થિતિમાં જ જોઈ શકીએ છીએ. આજનુ બહારના જગતનું અને આતર જગતનુ વધતું જતુ જ્ઞાન રોગને પોષનાર અનેક વહેમી સસ્થાઓનો વિનાશ કરતું જાય છે. પરિણામે મનુષ્યને વિષમ વર્ગીકરણોમાથી મુક્ત થઈ આખો માનવસમાજ જોવાનું મન થાય છે. નાતજાત અને ધર્મના ભેદ બહારના જગતના દેશકાળના ભેદની જેમ ઓગળતા જાય છે. બહારના જગતનાં શાસ્ત્રો અને વિજ્ઞાનો તથા મનુષ્ય મનુષ્યનો સબધ સીધી રીતે ચર્ચતા શાસ્ત્રો માનવસમાજના રોગી પરિસ્થિતિમાં પડેલા વિભાગો ભૂંસી નાખવા તરફ ગતિ કરતાં માલમ પડે છે. અને તોય એ બધું જ્ઞાન જગતના ખૂબ નાના ભાગ પાસે ખુલ્લુ મુકાયું છે. આજની એકેએક શિક્ષણ સંસ્થાએ તેને સમસ્ત માનવસમાજ પાસે ખુલ્લુ મૂકવું રહ્યું.

સમાજની રોગી પરિસ્થિતિના વર્ગીકરણનો નાશ એક બીજી રીતે પણ થઈ રહ્યો છે. એ રીત આજની વિષમ પરિસ્થિતિમાંથી જ આવી છે. એ રીત જ્ઞાનની રીત જેવી મીઠી કે મધુર નથી. એ રીત શોષણમાંથી, શોષણે ઊભા કરેલા ભૂખમરામાંથી, અને ભૂખમરાએ ભૂંસી નાખેલા સમસ્ત જગતના મજૂર સંઘના ભૂંસી નાખેલા નાતજાતના અને ધર્મ કે રાષ્ટ્રના ભેદોમાથી આવી છે. 'સમસ્ત જગતના કામદારો એક થાઓ (workers of the world unite)' એવી જગતના એક ખૂણામાંથી બૂમ પડી ત્યારથી જગતનો કામદાર સંઘ એક થઈ રહ્યો છે. એવી બૂમથી માનવસમાજનો મોટામાં મોટો ભાગ અનેક વર્ગો ભૂસી નાખી અને અનેક ભેદો ભૂંસી

જઈ એક બને તે જીવનતંત્રના આરોગ્યની આશાનો નાતોસૂતો દાખલો નથી. કોઈપણ શરીરશાસ્ત્રી કે માનસશાસ્ત્રીને એમાં મનુષ્યના સમાજના આરોગ્યનો જબ્બર પ્રવાહ વહેતો જણાવો જોઈએ.

પહેલાં, એક ગામને બીજું ગામ પરદેશ હતું, એક પ્રાંત બીજા પ્રાંતને પરદેશ ગણતો, એક ટોળી બીજી ટોળીને પરાઈ ગણતી, એકધર્મ બીજા ધર્મને પરાયો જ માનતો. એક રંગવાળી ચામડીવાળો માણસ જુદા રંગની ચામડીવાળાને પરદેશી ગણતો. આજે એ વર્ગો વચ્ચે સહિષ્ણુતા કે સહકારની વાતો થાય છે તેમ નથી પણ આજની આગગાડીઓ ને તારટપાલો, આજનાં વહાણો ને વિમાનો, આજના રેડિયો ને વાયરલેસો તથા આજનું નવું સંપત્તિશાસ્ત્ર, રાજકારણ, આજનું શરીરવિજ્ઞાન અને માનસવિજ્ઞાન એ વર્ગોને ભૂંસી નાખવા જ માગે છે. વર્ગો વચ્ચે સહકાર કે સહિષ્ણુતા એ બહુ ઝેરી અને ઘાતકી મધ્યમ માર્ગ છે. સહકાર કે અસહિષ્ણુતાની પામર નીતિ આજ સુધીની કાયરતાએ સ્વીકારી છે. વર્ગીકરણના મૂળમાં ઘા થાય તો જ રોગનાં મૂળ ડમાવાનાં છે, અને રોગનાં મૂળ ડમાવા વિના સાચું આરોગ્ય આવવાનું નથી જ નથી.

માનવસમાજના બે આવેગો છેઃ એક આત્મરક્ષણનો અને બીજો જાતીય રક્ષણનો. એ બે ય આવેગો એક વખત વરુ ને વાઘના જેવા હતા, લોંકડી ને શિયાળ જેવા હતા; ત્યારે મનુષ્ય પશુ હતો. આજે પણ મનુષ્યનો એક નાનો સમાજ કે વર્ગ પોતાના એ આવેગોના આવિષ્કારમાં વાઘ કે વરૂ અને શિયાળ કે લોંકડીને મળતો આવે છે. પણ માનસવિજ્ઞાન એવી પક્ષપાતી દ્રષ્ટિએ જ મનુષ્યને જોવાની ના પાડે છે. એક વખતે મનુષ્યના મનોવ્યાપારોને બહાર આવવાના સંજોગો જંગલી હતા, આજે સંજોગો જંગલી નથી, જંગલીને ટપી જાય તેવા ઘાતકી છે. એ સંજોગોનો વિનાશ, એ સંજોગોના મૂળનો વિનાશ, જો ધારે તો, મનુષ્ય પોતાની મર્યાદિત શક્તિથી પણ જરૂર લાવી શકે તેમ છે. માનવસમાજ રોગનો વિનાશ કરી સંજોગોને બદલી આરોગ્યમાં ન જ જીવી શકે તેની વાત જંગલી ને જૂની છે, નવીન માનસવિજ્ઞાનનાં નવીન સત્યોથી તે ગમત ઠરી છે.

# રાણી રૂપાંદે ઝૂલવે બાળને

૨.

રાણી રૂપાંદે ઝૂલવે બાળને
દેવી ગુર્જરેશ્વરની વનમાંય—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૧

મારા સિંહના બાળ બાપુ ! નિંદર લ્યો
ધરે તરુવર છત્રની છાંય—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૨

બાપુ ઓપે તું જયની મુરતી
તારે ઈન્દ્રાગ્નિ તેજનાં વાન—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૩

બાપુ ચામર ઢાળે વનદેવતા
તપે ભાલે છે સુરજભાણુ—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૪

ચાંપે બાપુની ભોંયને પારકો
માત કાજે તું ઝૂલવે મ્હેલ—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૫

તારે ચઢવા તોખાર તેજી આવશે
શૂર મામો શિખવે રણખેલ—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૬

માત દુર્ગા કવચ તને આપશે
જનેતાનો તું મોટો ઉમંગ—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૭

ડાળ કાંપે તરુની બાળ ઝૂલતાં
કાંપે શત્રુનાં જાણે અંગ—વન-
રાજ રાજેશ્વર ઝૂલતા. ૮

## રાગ ભોપાલી

[ આ ગરબાની તાલ એકતાલી હોય છે ઢોલની તાલ છે. ]

| | | | |
|---|---|---|---|
| પ઼ પ઼ ધ઼ | સા સા રે | સા ગ – | રે – સા સા |
| રાણી રૂ | પાં દે ઝુ | લ વે ઽ | બા ઽળ ને |
| x | x | x | x |

| | | | |
|---|---|---|---|
| પ પ ધ | ધ સાં – | સાં સાં ધ પ | ધ પ ગ સા |
| દેવી ગુરુ | જ રે ઽ | શ્વર ની વ ન | માં ય વ ન |
| x | x | x | x |

| | | |
|---|---|---|
| રે રે સા | ગ – ગ | રે – સા સા |
| રાજ રા | જે ઽ શ્વર | ઝુ લ તા |
| x | x | x |

ઉત્તર હિંદુસ્તાની સંગીતપદ્ધતિ ક્રમિક પુસ્તકમાલિકાની સ્વરલિપિ અનુસાર શ્રી. કાલિદાસ બાપુજી જોષીએ ( સંગીતશિક્ષક, શારદા મંદિર અમદાવાદ ) આ પદની સ્વરલિપિ ગોઠવી છે.

પ્રતાપરાય

## :ગતિ અને જ્ઞાન:

### (૧)

સંસ્કૃત ભાષાશાસ્ત્ર પ્રમાણે બધા ગતિવાચક શબ્દો જ્ઞાનવાચક છે. ગતિ અને જ્ઞાન વચ્ચેના આ ગૂઢ સંબંધને તપાસીએ.

તત્ત્વજ્ઞાનના ધોરી રસ્તાઓને પ્રસ્થાનત્રયીને નામે ઓળખવામાં આવે છે. ત્યાં પણ ગત્યુન્મુખદશાનું સૂચન સહજ છે. કહી શકીએ કે ગતિ વિના જ્ઞાન નહિ.

'ગતિ' એ શબ્દ સાપેક્ષ છે. પૃથ્વીના મુકાબલે સૂર્ય સ્થિર છે. સૂર્યમાળાઓના કુટુંબસમૂહમાં તે પણ અનંત અવકાશમા ગતિમાન છે. એ જ પ્રમાણે જ્ઞાન પણ સાપેક્ષ છે.[1] એટલે જ વીરરાઘવે કહ્યું છે: "ज्ञान सर्वपराधीनम्."

જ્ઞાન અને ગતિ બન્નેને ઇન્દ્રિયોની અપેક્ષા છે. ઇન્દ્રિયો પરિમિત છે. તેથી જ જ્ઞાન અને ગતિ બન્ને મર્યાદિત છે. અલબત્ત, ઇષ્ટ સ્થળે જ્ઞાન પહેલુ પહોંચે છે અને ગતિ પછી પહોંચે છે જ્યાં જ્ઞાન પહોંચે ત્યાં ત્યાં ગતિ પહોચાડવાનો ઉત્સાહ[2] એ પુરુષની જબરી મહત્વાકાંક્ષા. છતાં બન્નેને લગોલગ કરવાનો ઉન્માદ તે જ વસ્તુનું અયથાર્થ દર્શન. કારણ કે જ્ઞાન એ પણ એક સૂક્ષ્મ ગતિ છે. સૂક્ષ્મેન્દ્રિય–ગમ્ય ભાવોને સ્થૂલ ઇન્દ્રિયોથી ઝડપી લેવાનો આગ્રહ બતાવી આપે છે કે ઉપકરણોનો પૂરો અભ્યાસ યોજકે કર્યો નથી.

ગતિ એ જ સૃષ્ટિક્રમ છે. ઇષ્ટાનુકૂલ વ્યાપાર વિના જગત્ (गम् ધાતુ) સંભવતું નથી. ગતિ એ કુદરતનો મુખ્ય કાનૂન છે. એ જ પ્રમાણે જ્ઞાન એ કુદરતનું અનુસરણ છે. માટે જ જ્ઞાન પવિત્ર છે.[3] ગતિ પણ તેટલી જ પવિત્ર છે. સ્થિતિને માટે હઠ એ ઉઘાડું અજ્ઞાન છે. કારણ, ગતિ કોઈને છોડતી નથી.

એ પણ યાદ રાખવું ઘટે કે દેખાઈતી સ્થિતિમાં ગતિ ભારેલી હોઈ શકે અને એથી ઊલટું દેખાઈતી ગતિમાં સ્થિતિ જરાય બદલાતી નહોય. એ જ પ્રમાણે ઘણીવાર જ્ઞાનમાં

૧. 'નિરપેક્ષ જ્ઞાન' એવો શબ્દ ભાષામા છે ખરો. એ શબ્દ 'અવસ્તુ–દર્શન'ના ઉદાહરણ તરીકે ગણવો એમ મારું કહેવું નથી. વિષયાંતરના ભયથી એ ચર્ચા અહીં નથી લીધી. કાવ્યની ભાષામાં કહેવાનું હોય તો કહી શકાય કે નિરપેક્ષ જ્ઞાન એ એક પ્રકારનુ 'અગતિગમન' છે. પ્ર૦

૨. જુઓ આપણી પ્રાર્થના

"मन्युरसि मन्युं मयि धेहि स्वाहा।

વળી, આ મન્યુથી અકર્મ થઈ જવાનો સંભવ ખરો. તેથી વિશ્વનક્ષત્રને પ્રાર્થીએ છીએ કે:

मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम्। . પ્ર૦

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते। પ્ર૦

અજ્ઞાન છૂપેલું હોય છે અને અજ્ઞાનમાં જ્ઞાન ભારેલું હોય છે. ઉપરની બાબત લક્ષ્યમાં લેતાં 'દષ્ટિપૂતંપદન્યાસ' કરવાની ઉપયોગિતા કેટલી બધી છે તે સમજાશે.

(૨)

આપણી ભાષામાં પણ એક શબ્દ એવો છે કે જે ગતિવાચકમાંથી જ્ઞાનવાચક બન્યો છે એ શબ્દ છે 'ગતાગમ.'[૪] મને લાગે છે કે એ શબ્દમાં જવું અને આવવું બન્નેનો મેળ સધાયો છે. એ શબ્દ જ્ઞાનવ્યાપારને વધારે સ્પષ્ટ કરે છે. એકલી ગતિ, જ્ઞાન નથી. એક દડાને ગતિ આપો. તે એક જ દિશામા વિવેકશૂન્ય રીતે ચાલ્યો જશે—પાછો નહિ ફરે. શાંત જળમાં એક પથ્થર નાખો. એની લહરીઓ કાંઠા સુધી અથડાઈ પાછી ફરશે—વળી કાંઠા સુધી જશે. આ અનુક્રમ ચાલુ રહેશે. ગતિમાન અને જ્ઞાનવાન કહેવાતા કેટલાક માણસોની ગતિ દડા જેવી હોય છે. તેમાં ગતિ નથી. જ્ઞાન પણ નથી. એવી ગતિ તો પશુને પણ છે. લાકડી મારો એટલે તેને પ્રહારનુ જ્ઞાન થશે. પણ અહીંથી લાકડી ખાધી માટે અહીં ફરી ન આવવું એવો કે બીજો કશો અનુભવ કે આગ્રહ તેને થતો નથી. મનુષ્યને પરમેશ્વરી બક્ષીસ છે કે તે જ્ઞાન ગ્રહણ કરે ત્યારપછી પાછો તે વાગોળી શકે છે. એની દશા જલ-લહરી જેવી હોવી જોઈએ.

એક સિદ્ધાંત છે કે જ્ઞાન સિવાય મુક્તિ નથી. ઉપસિદ્ધાંત એ છે કે ગતિ સિવાય મુક્તિ નથી.

૪. આ એક તર્ક છે. કોઈ વિદ્વાન પ્રકાશ પાડશે તો ઉપકૃત થઈશ. પ્ર૦

# હે વિજળી આછી ચમકતી ખેલ

[ હે પાંદડી છેડો ઢળકતો મેલ—એ લય ]

હે વિજળી આછી ચમકતી ખેલ
હે વિજળી૦
હે વિજળી કાળા કાળા મેઘમાં તું ઘુમતી
હે વિજળી૦
હે વિજળી દશ દિશ વ્યોમમાં તું મ્હાલતી
હે વિજળી૦
હે વિજળી તેજ તારાં આંખ ના જીરતી
હે વિજળી૦
હે વિજળી વાદળનાં ઉર શું નાચતી
હે વિજળી૦
હે વિજળી શ્યામ ઉર રાધિકા શી રાજતી
હે વિજળી૦




## (૧) ચાનો પ્યાલો

**ચાના** જે અગત્યનાં સત્ત્વો ઉપર શારીરિક ક્રિયા અને ચાની કિંમતનો આધાર રહ્યો છે, તે એમાં રહેલાં આવશ્યક તેલ, કેફીન અને ટેનીન છે.

એમાં રહેલું સ્વાભાવિક તેલ ચાની ખુશબો નિર્માણ કરનારું મુખ્ય સાધન છે. પણ એનું પ્રમાણ અત્યંત ખુશબોદાર ચામાં પણ નજીવું છે; તથા એની ક્રિયા જ્ઞાનતંતુઓને તથા હૃદયને ઉત્તેજિત કરનારી હોય એમ લાગે છે. જે લોકો મોટા પ્રમાણમાં ચા લે છે તેમને માથું દુખવું, ચક્કર આવવાં વગેરે જે સ્વાભાવિક પીડા થાય છે તે આ ચામાં રહેલા સ્વાભાવિક તેલને લીધે છે એમ મનાય છે.

કેફીન સફેદ, સ્વચ્છ પાસાદાર, પાણીમાં પીગળે એવો પદાર્થ છે. કેફીન જ્ઞાનતંતુઓને ઉત્તેજિત કરે છે અને થોડા પ્રમાણમાં લેવાથી હૃદયને બળ આપે છે, અને તે કારણને લીધે જ ચાનો આટલો ઉપયોગ થાય છે બહુ મોટા પ્રમાણમાં કે વારેવારે ચા લેવાથી કેફીનની અસર હૃદયની ક્રિયાને નિર્બળ અને અનિયમિત કરે છે, અને જ્ઞાનતંતુની શિથિલતા લઈ આવવાનું એમાં વલણ છે.

ટેનીન ચાના પ્રવાહીને પોતાનો સ્વભાવજન્ય ગ્રાહીપણાનો ગુણ (astringency) આપે છે. ચાને કારખાનામાં તૈયાર કરતી વખતે ઑક્સીજન સાથેના સંયોગથી ટેનીન થોડે અંશે લાલ અને તપખીરિયો રંગ બને છે, જેને ટેનીનબ્રાઉન (તપખીરિયો) અને ટેનીન રેડ (લાલ) કહે છે અને આ કારણને લીધે ચાના ઉકાળામાં રંગ આવે છે. એના ગ્રાહી ગુણોને લીધે ચામાં ટેનીન એ ન ઇચ્છવાયોગ્ય પદાર્થ છે. તેથી ખાસ કરીને જો મોટા પ્રમાણમાં ચા લેવામાં આવે તો તે પાચનને નુકસાન કરે છે અને આંતરડાની ક્રિયાઓને હરકત કરે છે.

ચાના ગુણદોષોના આધાર એની અંદર કેટલાં પાદડાં નાખવામાં આવે છે, પાણી કેટલા પ્રકારનું—ક્ષારમિશ્રિત કે એ વગરનું—છે, તથા ચાનો સત્ત્વ ખેંચવાને પાંદડાં પાણીમાં કેટલો વખત રહેવા દેવામાં આવે છે એની ઉપર રહ્યો છે. ક્ષાર વિનાનું પાણી પાંદડાંમાંથી વધારે સત્ત્વ ખેંચે છે. પાણીને તે ઊકળવા માંડે ત્યાં સુધી જ ઉકાળવું જોઈએ કારણ કે એમા મળેલા વાયુઓ ઊકળવાથી ઊડી જાય છે અને પાણી સ્વાદરહિત બને છે.

ચાનાં પાંદડાં પાણીમાં જેમ વધારે વખત રહે તેમ ટેનીન વધારે પીગળે છે. પાણીમાં પાંદડાં કદી પણ પાંચ મિનિટથી વધારે વખત રહેવા દેવાં નહિ નહિ તો એટલા મોટા પ્રમાણમાં ટેનીન નીકળી આવે છે કે ચા કડવો, તૂરો અને બેસ્વાદ બની જાય છે.

બે ચમચા સૂકી ચા (આશરે પાંચ ગ્રામ) આઠ આઉંસ પાણીમાં નાખવામાં

આવે અને પાંચ મિનિટ સુધી એનાં મત્ત્વો મેળવવાને એમાં રહેવા દેવામાં આવે તો જે નક્કર પદાર્થો પાણીમાં ઓગળે છે તે આશરે પંદર ગ્રેન થાય છે અને તેમાં ખુશબો આપનાર પદાર્થ કેફીન (૧½ ગ્રેન), ટેનીન (૩ ગ્રેન) પૌષ્ટિક પદાર્થ, પ્રોટીન અને ગુંદર એ સર્વ પદાર્થો આવેલાં છે.

ઇલસ્ટ્રેટેડ વીકલી તા. ૨૧-૭-૩૫ ] વિઠ્ઠલદાસ

## (૨) આધુનિક કોલેજીઅન

[ હિંદના પ્રખર વિજ્ઞાનશાસ્ત્રી સર પી. સી. રાયે 'ઇન્ડીઅન રિવ્યુ' માસિકમા એક લેખ લખી 'આધુનિક કાલેજીઅન'ને 'હિંદને શ્રાપ'રૂપ વર્ણવ્યો છે. સર પી સી. રાય જેવા વિજ્ઞાનશાસ્ત્રી અને વિચારકને આવી સખ્ત ભાષા કેમ વાપરવી પડી એના કારણો હાલનો કોલેજીઅન વિચારી લે એ આવશ્યક છે. એ લેખનો સાર નીચે આપવામા આવ્યો છે—સં. મ કા. ]

**હિંદુસ્તાનમાં** આજે કોલેજના એક વિદ્યાર્થીને સરેરાસ માસિક ચાલીસથી પચાસ રૂપીઆ ખર્ચ માટે પૂરા પાડવામાં આવે છે વિદ્યાર્થી હોઈને એના પ્રત્યે માનની લાગણી વડે જોવામાં આવે છે. એના માબાપ જીવનની નાની નાની જરૂરિયાતનો પોતે ભોગ આપીને અને કેટલીક વખત આ માસિક ખર્ચ પૂરો પાડવા માટે જમીન અને ઘરવાખરું ગીરો મૂકીને પણ દીકરાને ભણાવવા ગદ્ધાવૈતરું કરે જાય છે. રજાના દિવસો દરમ્યાન આ આશાવતાઓ, હલકા પ્રકારનું કામ તો એમનાથી થાય નહિ એટલે પોતાનો સમય ગપ્પાંસપ્પાં મારવામા, પાનાં રમવામાં, અભિનય નાટ્યકલાના પ્રયોગોમાં કે બહુ થાય તો બપોરે ઊંઘ ખેંચવામાં ગાળે છે.

પ્રાચીન ભારતમાં તો ઊલટું વિદ્યાર્થીએ આશ્રમમાં અભ્યાસ કરતી વેળા ગાયો ચારવી પડતી, બળતણ લાવવું પડતું અને ખેતી ઉપર લક્ષ આપવુ પડતુ. ટૂંકમાં એણે શિક્ષણ લેવા ખાતર શ્રમજીવી થઈ કમાવુ પડતુ.

આજે છાત્રાલયો—ખાસ કરીને સરકારી દેખરેખ હેઠળનાં છાત્રાલયો—સ્વદેશી-વિરોધક આંદોલનોના મુખ્ય ધામો થઈ પડ્યાં છે જો કે શુભ હેતુ વડે છતાં એક કમનસીબ પળે લૉર્ડ હાર્ડિંજે કલકત્તાની ખાનગી કૉલેજોને છાત્રાલય તરીકે આધુનિક સંસ્કૃત જીવન (?)ની સર્વ સામગ્રીઓવાળા મહાલયો ઊભા કરવા પદર લાખ રૂપીઆની બક્ષીસ મજૂર કરી હતી આ નામનાં છાત્રાલયોમા રહેનાર વિદ્યાર્થીને આજે માસિક રૂ. ૪૫ થી ઓછા ખર્ચે ચાલતુ નથી; ઘણાખરા તો સામાન્ય રીતે આ નિર્મિત હદ ઓળંગી જાય છે. કલકત્તામાં રહેતા મારા કેટલાક પંજાબી મિત્રો તો મને કહે છે કે પંજાબમાં, અને ખાસ કરીને લાહોર જેવા શહેરમાં, એમના છોકરાઓને નિભાવવા માસિક સો રૂપીઆ કે વધુ ખર્ચ લાગે છે. આ બોજો માબાપની બિચારાંની ચામડી જ ઉતારી લે છે.

મેં કેટલીય વખત આ નજરે જોયું છે એટલે એમના કથનની હું સાખ પૂરી શકું છું. આપણા સત્તાધીશોની નજર આગળ તો ઑક્સફર્ડ અને કેમ્બ્રીજ હોય છે. અને એમને અહીં એ ખડા કરવાં છે. વિદ્યાર્થીઓને ટેનીસ માટે 'બ્લેઝર્સ' અને 'ટ્રાઈઝર્સ' તો જોઈએ જ, ક્રીકેટ માટે ફ્લેનલના સૂટ્સ તો જોઈએ જ, એમના ટૉઈલેટ (વાળના તેલ, નાવાના સાબુ ઇત્યાદિ) માં પૈસાની ટંકશાળ ખાલી થાય છે. ખરી રીતે તો આવા ઝેરી વાતાવરણમાં ઉછરેલો

પ્રત્યેક વિદ્યાર્થી પરદેશી શોષકનું ( foreign exploiter ) હથિયાર બને છે—એના વતી પ્રચારનું કાર્ય કરે છે. પાંચ વર્ષ ઉપર હું પૅરિસમાં હતો ત્યારે તપાસ કરતા મને માલૂમ પડ્યું કે પોલાન્ડ અને આસપાસના દેશના હજારો વિદ્યાર્થીઓ આપણી નજરે હાસ્યાસ્પદ લાગે એવડા નાના માસિક ભથ્થા પર નિભાવ કરતા હતા. હજી આજે પણ યુરોપના એક પ્રાચીનમા પ્રાચીન વિશ્વવિદ્યાલયમાં—પ્રેગની યુનિવર્સિટીમાં—વિજ્ઞાન અને સાહિત્યનું ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ અપાતુ હોવા છતાં, વિદ્યાર્થીને બહુ જ નજીવા ખર્ચ પર નભાવવું પડે છે. એમાંના ચાલીસ ટકા જેટલાને માસિક ૪૨ રૂપીઆ માંડ ખર્ચવા મળે છે, જ્યારે ૩૮ ટકાને ગરીબાઈને કારણે ફી આપવામાંથી મુક્ત કરવામા આવે છે. સરેરાસ વિદ્યાર્થીને ખાધાખર્ચ અને કપડાં મળી માસિક ત્રીસ રૂપીઆ ઉપર જ ગુજરાન કરવો રહે છે

એમાં જરા પણ આશ્ચર્ય નથી કે મિ. બર્નાર્ડ શૉ કેમ્બ્રીજ અને ઑક્સફર્ડને શીખાઈ કેળવવાનાં ક્ષેત્રો તરીકે વખોડી કાઢે છે. જો એમનું ચાલતું હોય તો એ ઉભય વિદ્યાપીઠોને જમીનદોસ્ત કરવા ઇચ્છે છે આશ્ચર્ય નથી કે રામ્સે મેકડોનલ્ડ જેવો પુરુષ પણ ભારપૂર્વક જણાવે છે કે "વિદ્યાપીઠો એકદરે ઘણાંખરા માણસોને લાભ કરવાને બદલે નુકસાન વધારે કરે છે."

એક સ્નાતક ( ગ્રૅજ્યુએટ ) ની કમાણી કરવાની સરેરાસ શક્તિ પણ કેટલી? યુનિવર્સિટીના એક આધારભૂત લેખાય એવા આચાર્ય કે. ટી. શાહને મેં પેલે દિવસે પૂછ્યું હતું કે મુંબઈમાં એક ગ્રૅજ્યુએટની સરેરાસ આવક શી હોય? એણે ખાત્રીપૂર્વક જણાવ્યુ કે એ માસિક પચીસ રૂપીઆથી વધુ હોઈ ન શકે! મદ્રાસ અને કલકત્તામાં પણ એ જ સરેરાશ હોવાની મારીએ ગણત્રી છે. ખરુસ પચનદીના પ્રદેશમા પૈસાની રેલછેલ હોવી જોઈએ, નહિતર આવી પરિસ્થિતિ ત્યા હોઈ ન શકે!

હર્બર્ટ સ્પેન્સર ઇગ્લાડની ફેશન સબધે કહે છે કે "આજે જીવન વિચાર–વિનિમય અને બુદ્ધિમત્તા વડે ગળાતા જીવન કરતાં ઉડાઉઓ અને આળસુઓ, દરજીઓ અને કાપડીઆઓ, ઉલ્લંઠઓ અને મૂર્ખ સ્ત્રીઓથી નિયમન થતુ જીવન વિશેષ હોય છે."

"હાથકંતામણનું કાપડ મૂકીને પરદેશી મીલોનું બારીક કાપડ વાપરવા શીખવતા શિક્ષણ અને સંસ્કૃતિને ધિક્કાર હોજો! ધિક્કાર હોજો તે શિક્ષણ અને સંસ્કૃતિને કે જે હુકકાને જંગલી-પણાની નિશાની ગણતાં તમને શીખવે. જો તમે સિગારેટ પીવાનો જ આગ્રહ રાખો તો પછી આપણી દેશી સિગારેટ "બીડી" કેમ ન પીઓ? સ્વદેશી સિગારેટમાંનો ભૂકો તમાકુ જ્યારે શુદ્ધ સ્વદેશી અને સ્વદેશી પાંતરામાં વીંટેલો હોય છે ત્યારે વિદેશી સિગારેટ વિદેશી પાતળા કાગળમાં વાળેલા પરદેશી તમાકુની બને છે. અને છતાં આ એક જ પદાર્થ માટે દેશમાંથી બે કરોડ રૂપીઆ વરસ દિવસે પરદેશ મોકલવા માટે તમે હથિયાર બનો છો. મે ગોંડીઆની આસપાસનાં બીડીનાં કારખાનાંઓની મુલાકાત લીધી ત્યારે અમને કહેવામાં આવ્યું કે મધ્ય પ્રાંતના આ સુકા પ્રદેશમાં ૫૦,૦૦૦ જેટલાં સ્ત્રી, પુરુષ અને બાળકોને એમાંથી દિવસના આનાથી બે આનાની રોજી મળતી હતી. આ રીતે આ ગૃહઉદ્યોગ વડે અડધો લાખ ભૂખ્યાં મનુષ્યોને ધાનનો કોળીઓ મળતો હતો. આ બીડી કોણ લે છે? ઊંચો દરજ્જો ભોગવતા અમલદારો અગર સફળ નીવડેલા વકીલો નહિ, સંસ્કૃતિની બડાશ મારતા કૉલેજમાં શીખતા વિદ્યાર્થીઓ નહિ, પરંતુ મજૂરો, ગાડીવાળાઓ અને એવા દરિદ્ર'

આદમીઓ. કહેવાતા શિક્ષિત આદમીઓ, જમીન ખેડનારા, દોલતના સાચા પેદા કરનાર આમ વર્ગની કમાણી ઉપર માતબર થતા ચૂસી ખાનારા જંતુઓ જેવા છે, અને દેશની દોલત પરદેશમાં રેડતા હથિયાર સમા છે (લાહોર પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા વેળા આપેલા મારા ભાષણમાંથી).

વિદ્યાર્થી જ્યારે ગામડામાંથી આવે છે ત્યારે એ પોતાના ગોઠીઆઓનું અનુકરણ કરી ખર્ચાળ ટેવો ગ્રહણ કરે છે એના કપડાં સામાન્ય ધોબી ધુએ એ ન ચાલે, એ તો ડાઈંગ અને ક્લીનીંગ હાઉસોમાં જ ધોવાવાં જોઈએ; એના વાળ સામાન્ય હજામ કાપે એ ન પરવડે, એ કપાવા જોઈએ ફેશનેબલ સેલુનોમાં; અને એનો બપોરનો નાસ્તો શહેરના હિંદી વિભાગમાં કીડાની માફક ઊભરાતા 'રેસ્ટોરાંઓ' માં જ થવાનો; સાંજે નાંખી દેતાં અડવાડીએ બે વખત સીનેમામા જવું જ જોઈએ. એના ગરીબ માબાપને આ ખર્ચને પહોંચી વળવા કેમ ખેંચાવું પડે છે એ એ સહેલાઈથી ભૂલી જાય છે. આ રીતે ફરજીઆત વેરો (માંબાપ પર) નાંખીને મોજમજાહ ઉડાવવામા નીચતાની હદે પહોંચતી સ્વાર્થતા રહી છે. અલબત્ત વિદ્યાર્થી પોતાના ખર્ચપૂરતી રકમ એના માબાપ પાસે મેળવવાનો અધિકારી છે, પણ એની હદ ઓછામાં ઓછી નિર્મિત હોવી જોઈએ. જે હૃદયના સંકોચ વિના પોતાના માતપિતાને ચૂસે છે એવાઓ નીચેના ઉદ્‌ગારો વાંચે.—

"જીવન બહુ જ કઠણ બન્યું હતુ. શિયાળાની કકડતી ટાઢમા મારે અને મારા પિતાને સવારમાં ઊઠીને નાસ્તો કરી પ્રભાત પહેલા કારખાને પહોંચવું પડતું, અને ભોજન માટેના ટૂંક ગાળા સિવાય સંધ્યા સુધી કામ કરવું પડતું. કલાકો જેમ તેમ વીતતા અને કામમાં પણ રસ નહોતો; પણ જેમ દરેક નિરાશામાં આશા સમાઈ હોય છે તેમ મને એટલું તો થતું જ કે હું મારા નાના જગત—મારા કુટુંબ—માટે કંઈક ઉપયોગી કાર્ય કરતો હતો. ત્યાર પછી તો હું કરોડો કમાયો. પરતુ એ કરોડોથી મને એટલો સંતોષ નથી થયો જેટલો મને મારા પ્રથમ અડવાડીઆની કમાણીથી થયો હતો. હું કુટુંબનો સહાયક હતો, મારી આજીવિકા કમાતો હતો, અને મારા માબાપને ભારરૂપ નહોતો." (એન્ડ્રૂ કાર્નેગી)

આ જાતમહેનતથી આગળ વધેલા પુરુષે એકંદરે ૩૫૦,૦૦૦,૦૦૦ ડૉલરને આશરે એટલે એકસો કરોડ રૂપીઆ દાનમાં આપ્યા છે!

હું જ્યારે લંડનમાં રહેતો હતો ત્યારે એચ. જી. વેલ્સ પણ લંડનમાં રહેતા હતા. સાઉથ કેનિંગસ્ટનની નૉરમલ સ્કુલ ઑફ સાયન્સમાં એને સાફી મળી હતી; અને સાથે અડવાડીએ એક ગીની ગુજરાનને માટે મળતી.

"મારા વખતમાં લૅબૉરેટરીમાં અર્ધભૂખ્યા ઘણા માણસો બે વખત માંવ બેભાન થઈ ગયા હતા આખુ જીવન જ સાઉથ કેનિંગસ્ટનમાં મારે તંદુરસ્તીમાં ભારે ખમવું પડ્યું. મારે મારી સાપ્તાહિક ગીની પર ગુજારો કરવો પડતો (૧૮૮૭) મારુ શરીર છેક હાડપિંજર થઈ ગયું. હું જેટલો સૂકો તેટલો જ હલકો પણ હતો કારણ મને પૂરતો ખોરાક મળતો નહોતો." એચ. જી. વેલ્સ (આત્મવૃત્તાંત પૃ. ૧)

ઈ. સ ૧૮૮૭—૮૮માં એડીનબર્ગમાં હું વરસના ૧૦૦ પૌંડથી બહુ જ સારી રીતે રહી શકતો અને ક્યારેકક્યારેક ઘરથી નજીવી મદદ મળતી. લંડન કરતાં ત્યાં જીવન સસ્તુ ખરુ. મારી યજમાન બાઈ ઓરડો ગરમ કરવા પૈસા વિના જોઈએ એટલા કોલસા પૂરા

પાડતી; જ્યારે લંડનમાં એક ટોપલી કોલસાના ૬ આના વધારાના આપવા પડતા.

સિનેમા જોવા જનારાઓને લગભગ દારૂના વ્યસન જેવું જ હોય છે. ઘણા છોકરાઓ ખાધાખોરાકીમાંથી સિનેમાટિકિટ માટે પૈસા બચાવે છે. કૉલેજના ઘણા વિદ્યાર્થીઓ ખોરાકી માટે તંગી વેઠતા હોય છતાં એમને સિનેમામા તો વારંવાર જવું જ જોઈએ.

સિનેમાથી એમની નજીવી આવક પર તો બોજો પડે છે જ, પણ એમની તબિયત અને નીતિને પણ નુકસાન પહોચે છે. એમને ખીચોખીચ ભરાયેલા વાતાવરણમાં કલાકો સુધી ગોંધાઈ રહેવું પડે છે; આખો ખેંચાય છે અને બગડે છે, અને ખાસ કરીને તો વિકારી દશ્યો આનંદનું સૌથી વધુ વાંધાભર્યું અંગ હોય છે.

રંગીલદાસ મ. કાપડિયા

## (૩) સાબુ અને ઔપચારિક ગુણો

જેમ સાબુ ઘણીવાર સંસ્કૃતિનો ક્યાસ કાઢવાનું ધોરણ ગણાય છે, તેમ તેની આસપાસ તેટલા જ જૂના પુરાણા વહેમોનું કુડાળુ પણ બાઝેલું છે.

સાબુની જાહેરાત કરનારાઓ ઘણી વખત દાંડી પીટીને આપણને સમજાવવા પ્રયત્ન કરે છે કે ક્લિયોપેટ્રા પણ ઈર્ષ્યા કરે એવાં સૌન્દર્ય અને મોહકતા તે આપણને બક્ષે છે. પરન્તુ બહુ થોડા જ અપવાદોનો સ્વીકાર કરતાં સાબુમાં વાસ્તવિક રીતે શરીર શુદ્ધ કરવાના ગુણ સિવાય બીજો એકેય ગુણ નથી.

સાબુ જેમ વધારે શુદ્ધ અને વધારે નરમ તેમ વધારે ઉપયોગી લેખાય છે. સાબુની શુદ્ધતાનો આધાર કોઈ પણ પ્રકારના ભેળસેળ કે ઇતર તત્ત્વની ગેરહાજરી ઉપર અવલંબે છે. મુક્ત આલ્કલીનું પ્રમાણ જેટલુ ઓછું હોય છે તેટલી સાબુમાં નરમાશ આવે છે. કારણ કે મુક્ત આલ્કલીની હાજરીથી ચામડી બળે છે અને તરત સુકાઈ જાય છે. છતાંયે ઘણા ઊંચા પ્રકારના ગણાતા સાબુઓમાં મુક્ત આલ્કલીનું થોડુયે તત્ત્વ હોય છે, અને ગમે તેટલાં સુગંધી દ્રવ્યો પણ આ મોટી ખોટને ભરપાઈ કરી શકતાં નથી.

સાબુની શુદ્ધતા પારખવાને માટે એક સર્વસાધારણ કસોટી છે. કોઈ પણ જાતના સાબુને જીભના ટેરવા સાથે અડકાવતા તેની શુદ્ધતાનો ખ્યાલ આવી શકશે. જીભને અડતા વાર જ જો જીભ ચચરે તો જાણવું કે સાબુમા મુકત આલ્કલીનું તત્ત્વ છે, અને તે નાહવા માટે નકામો છે. કેટલાક લોકો એમ માને છે કે તરી શકે એવો સાબુ, ડૂબી જાય એવા સાબુ કરતાં વધારે શુદ્ધ હોય છે. પણ એ માત્ર ભ્રમણા છે. ખરું જોતાં તો ગમે તે સાબુમાં તૈયાર કરવાની ક્રિયા દરમિયાન જો હવા ભરી દેવામાં આવે તો તે તરી શકે છે.

કેસિલ નામના સાબુનાં જાદુ લોકોને ખૂબ લાગ્યા છે. આ સાબુ ઓલાઈવના તેલમાંથી બનાવવામાં આવે છે. આ સાબુમાં કેટલાક ગુણો હોય છે એનો ખાસ એક ગુણ એ છે કે કૂમળી ચામડીવાળાં બાળકો માટે એ ઘણો ઉપયોગી હોય છે, કારણ તે નરમમાં નરમ પ્રકારનો સાબુ ગણાય છે. ટોપરાનાં તેલ, તાડનાં તેલ કે એવાં બીજાં બળતાં તેલોમાંથી બનાવેલા સાબુની તીવ્રતા બાળકની ચામડી સહન કરી શકતી નથી, એટલે જ તે કોમળ ચામડી માટે વધારે અગત્યનો છે.

પરંતુ અત્યારે તો સેળભેળ અને ઇતર તત્ત્વોની એટલી બધી ધાંસતી રહે છે કે આવાં પ્રકારના 'કેસ્ટિલ ઓલાઇવ સોપ' માંયે ઓલાઇવ તેલનો છાંટો યે ન હોય એમ બની શકે।

વિજ્ઞાનની દષ્ટિએ જોઈએ તો કોઈ પણ પ્રકારનો સારો અને સાદો સાબુ ખાસ દવાના ગુણોવાળા સાબુ જેટલો જ અગત્યનો અને ઉપયોગી છે. આવા ખાસ પ્રકારના સાબુઓમાં જંતુનાશક ગણાતા અને એવા બીજા દવાના ગુણોવાળા ગણાતા સાબુઓનો સમાવેશ થાય છે. પરંતુ એકંદરે આવા ખાસ જાતના સાબુમાં સાદા સાબુ કરતાં વિશેષ ગુણ હોતા નથી.

સાબુમાં પોતાનામાં જ જંતુ નાશ કરવાનો ગુણ બહુ થોડા જ પ્રમાણમાં છે. તે માત્ર ધૂળ અને જંતુઓને ધોઈ શરીરને સ્વચ્છ કરે છે. જંતુનાશક તત્ત્વ જો સાબુમાં એથી વધારે પ્રમાણમાં રાખવામાં આવે તો તે સાબુ વપરાશ તેમજ વહેવાર માટે નકામો થઈ પડે. મરક્યુરી ક્લોરાઇડ તેમજ આયોડાઇન જેવા જંતુનાશક પદાર્થો સાબુમાં નાખતાં સાબુ સાથે તેની પ્રતિક્રિયા થાય છે અને એ જ પ્રતિક્રિયા જંતુઘ્ન તત્ત્વનો નાશ કરે છે. કારબોલિક સાબુનું પણ એમ જ છે. એમાં પણ સરવાળે જંતુનાશ કરવાનો ગુણ રહેતો નથી. કારબોલિક ઍસિડ ત્વરાથી ઊડી જનાર છે. આવા સાબુને હવા ન પેસી શકે તેવા ઢાંકણમાં રાખવાની જરૂર પડે છે. પણ તેમ કરવું હંમેશાં શક્ય નથી. એટલે આ સાબુમાં પણ જંતુઘ્ન તત્ત્વ તો રહેતું જ નથી. સાબુની અંદર રહી જતી અરુચિકર ગંધ એ કંઈ જંતુનાશક તત્ત્વનો પુરાવો નથી.

સાબુમાં ઘણા જંતુનાશક તત્ત્વવાળા પદાર્થો વપરાય છે. પરંતુ ઘણાખરા વૈજ્ઞાનિકોનો એવો મત છે કે સાબુ સાધારણ રીતે શરીરને સ્વચ્છ બનાવે છે, પરંતુ તેમાં કશી દવાના ગુણોની વિશિષ્ટતા નથી. એક લેખક કહે છે કે સાબુનો જંતુઘ્ન ગુણ તો એ શરીર ઉપરની રજ દૂર કરે એ પહેલાં ક્યારનો યે ધોવાઈ ગએલો હોય છે.[1]

[1] રતિલાલ છાયા

# મનુષ્યોનો ભેરુ

સુન્દરમ્

[ મિશ્ર ]

છે માધુ જીવો વસતા પતાળમાં
સ્વતૃપ્તિની શાંતિભરી ગુહામાં,
છે જીવ કૈં તારક શા અટૂલા
રે'તા સદા નિર્ભીય વ્યોમકક્ષે;
છે જીવ કૈં સ્થાપક સંસ્કૃતિના
અપથ ક્ષેત્રે પથ જે પ્રજાળતા,
પરંતુ ભાઈ!
રસ્તા કને દો વસવા મને અને
થવા દિયો ભેરુ મનુષ્ય કેરો.

રસ્તા કનેના ઘરમાંથી મારા
નિહાળુ છુ, જીવન રાજમાર્ગની
કને ઉભેલા ઘરમાંથી મારા
નિહાળુ તે જે ધમતા સુઆશથી
ને જે જનો જંગથી જીર્ણ જે થયા,
અનંત આયોજનના જ અંગશાં
ન તેમના અશ્રુ-સ્મિતોથી ભાગુ
રસ્તા કને દો વસવા મને અને
થવા દિયો ભેરુ મનુષ્ય કેરો.

રે'વા મને દો મુજ વાસ માંહે
રસ્તા કને—જ્યાંથી પળે મનુષ્યતા,
તે છે ભલી, તે છ બુરી, અશક્ત તે,
સશક્ત છે, મુર્ખ અને છ ડાહી,
હું યે છુ એવો—કયમ તો હું બેસું
ગાદી પરે તે જગનિંદકોની
ને ફેંકુ ત્યાં બાણ કટાક્ષકેરા?
રસ્તા કનેના મુજ વાસમાં મને
રે'વા દિયો ને
થવા દિયો ભેરુ મનુષ્ય કેરો *

---

* ઇંગ્લૅન્ડની પાર્લામેન્ટના હાઉસ ઑફ કૉમન્સમાં વિરોધ પક્ષના નેતા જ્યોર્જ લેન્સબરી (હવે તો નવી ચૂંટણી થવાની હોવાથી તેઓ આ સ્થાને કાયમ ન પણ હોય) પોતાના અનુયાયીઓને નવા વર્ષને દિવસે એક પસંદ કરેલી કવિતાના રૂપમાં સંદેશો આપે છે. ગયા વર્ષે તેમણે આ કાવ્ય સંદેશારૂપે મોકલ્યું હતું.
મૂળ લેખક એસ. ડબલ્યુ ફોસ




**કથાવલિ ભાગ ૨ જો** ( ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ પુ૦ ૮ ).—અનુવાદક, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, પ્રકાશક, રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ કિં. ૧–૪–૦.

ટૉલ્સ્ટૉયે ઉત્તરવયમાં જે કેટલાક ધર્મસિદ્ધાન્તો પ્રગટ કરવા વાર્તાઓ લખી તેની ૧૨ વાર્તાનો આ સંગ્રહ છે. તેમાં મુખ્ય ઇશ્વરાસ્થા, અહિંસા, ક્ષમા વગેરે છે. દરેક વાર્તા બરાબર રીતે ધર્મનો સિદ્ધાન્ત વ્યક્ત કરે છે. આમાંની કેટલીક હાલના વાતાવરણમાં મૂકેલી છે, કેટલીક અલૌકિક વાતાવરણવાળી છે, પણ સઘળી પ્રતીતિ કરનારી છે. આ વાર્તા આપણા દેશમાં જે કેટલીક શ્રદ્ધાની વાતો ચાલે છે તેને મળતી છે. જોકે આવી નવી નવી વાતો આપણે ત્યાં હાલ લખાતી નથી.

**સંજીવનઃ**—કર્તા તથા પ્રકાશક સનાતન્ જન્મશંકર બૂચ; વિલ્સન રોડ, કોલ્હાપુર; કિંમત ૦–૧૦–૦.

આ ચાર અંકનું કચ–દેવયાનીના વૃત્તાંતનું નાનું નાટક છે. કર્તાને કચ–દેવયાનીનાં અત્યાર સુધીના નિરૂપણોથી અસંતોષ થયો, અને એ વૃત્તાંતને વધારે સારી દૃષ્ટિથી જોઈ શકાય એમ લાગવાથી તેમણે આ નવું નાટક લખેલું છે. તેમનું વક્તવ્ય એવું છે કે દેવયાનીની અભિલાષા પ્રણયના વિલાસની નહોતી, શુદ્ધ લગ્નસાહચર્યની હતી છતાં લગ્ન એ વિલાસ છે એવી ભાવનાને પરિણામે ઉદ્‌ભવેલી દેવોની આજ્ઞા અને કચના વચનને લીધે કચ તેને સ્વીકારી શકતો નથી એ ભાવનાવિરોધમાથી એ વૃત્તાંતનુ કરુણ પરિણામ આવે છે. આ દૃષ્ટિને લીધે કર્તાએ દેવયાની પાસે કચને વિદ્યાનાશનો શાપ નથી અપાવ્યો. કચ પોતે જ આ કરુણ સ્થિતિને અંગે વિદ્યાનો ઉપયોગ ન કરવાનો મનમાં સંકલ્પ લે છે. પણ આ પ્રમાણે જૂના વૃત્તાંતમાં નવી વાત મૂકવી અમને હમેશાં દુર્ઘટ જણાયું છે. કચ પોતે એ વિદ્યાનો ઉપયોગ ન કરતાં એ બીજાને શીખવી આપે રહે તેમાં વસ્તુસ્થિતિમાં શો ફેર પડયો? વસ્તુસ્થિતિ તો ઊલટી બગડે, કારણકે કચ અસુરો સામે એ વિદ્યા વાપરવામાં જે કાંઈ મર્યાદા રાખે તે બીજો ન જ રાખે!

કર્તાએ ઉદ્દેશેલું વક્તવ્ય આ નાટકમાં કહેવુ જ અમને દુર્ઘટ લાગે છે. એ મુખ્ય મુશ્કેલીને એક બાજુ રાખતાં નાટક ઠીક વિકસાયેલું છે. અને છેલ્લુ દૃશ્ય, તેના પોતાના ગર્ભમાં રહેલા રસથી, સારી રીતે અસરકારક બન્યું છે

શ્રી સનાતન કંઈક લાંબે વખતે સાહિત્યમાં જણાયા. તેમની પહેલાંની કૃતિઓથી તેમણે જે આશા ઉત્પન્ન કરી છે તે સફળ કરવા તેઓ પોતાને યોગ્ય સાહિત્યપ્રકાર શોધી સફળતા મેળવે-એમ ઇચ્છીએ છીએ.

**જિનાગમકથાસંગ્રહઃ**—સંપાદક, અધ્યાપક બેચરદાસ દોશી; પ્રકાશક, ગોપાલદાસ જીવાભાઈ પટેલ, મંત્રી, જૈન સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; મૂલ્ય રૂ. ૧ા.

પ્રાકૃતના અભ્યાસને માટે આ પુસ્તક ઘણુ ઉપયોગી છે આમા મુખ્યત્વે જૈન સૂત્રો અને કથાઓમાથી સામગ્રી લીધી છે અને એ સાહિત્ય સમજાય તે માટે પ્રારભમા ટૂકામા જ પ્રાકૃત વ્યાકરણ આપેલુ છે આટલા ટૂકામા વિદ્યાર્થીને સાહિત્યપ્રવેશ કરાવે એવુ વ્યાકરણ આપવામા પડિતજીનો અનેક પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ અને વિદ્વત્તા જણાઈ આવે છે આ વ્યાકરણમા પાલી અને સસ્કૃતનો પણ પ્રાકૃત સાથેનો સબધ જણાય છે

આપણા વિદ્યાપીઠો અને બીજી ખાનગી શિક્ષણસસ્થાઓએ આ પુસ્તકને ઉત્તેજન આપી આના બીજા ભાગોનુ વહેલુ પ્રકાશન શકય કરી બતાવવુ જોઈએ

**સરળ રાજ્યશાસ્ત્ર:**—ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડ મહેતા, એમ એ, પી એચ ડી, બાર ઍટ લૉ, ભાષાન્તર શાખા, પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા, કિંમત ૧-૬-૬

'સયાજી સાહિત્યમાળા'નુ આ ૨૩૫ મુ પુષ્પ છે વડોદરા રાજ્યના આ ખાતા તરફથી પ્રસિદ્ધ થતા અનેક પુસ્તકો વિશે અમારે વારવાર ટીકા કરી કહેવુ પડયુ છે કે અંગ્રેજી પુસ્તકોના માત્ર ભાષાન્તરો એ કેવળ શક્તિનો અને પૈસાનો દુર્વ્યય છે અને પુસ્તકો પશ્ચિમના ગ્રન્થોની મદદથી પણ સ્વતત્ર લખાવા જોઈએ આ પુસ્તક એ પ્રકારનુ છે તે રાજ્યપ્રકરણ વિશેના અનેક ગ્રન્થોના આધારે પણ સ્વતત્ર રીતે લખાયુ છે ગ્રન્થોમા આજ સુધીના આ વિષયના વિચારકો જેવા કે લાસ્કીના પણ ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે

આ પ્રયત્ન ઘણો મુશ્કેલ છે, કારણ કે રાજ્યપ્રકરણ અનેક સૈકાના વિકાસનુ પરિણામ છે અને એ વિકાસના ઐતિહાસિક પરિચય વિના આ આખો જટિલ વિષય સમજવો ઘણો દુર્ઘટ છે આવા વિષયને કર્તા બને તેટલો સરલ કરી શકયા છે આપણે તો પરિભાષાની પણ મુશ્કેલી છે આ પુસ્તકની વસ્તુયોજના લેખકની પોતાની છે અને ભાષા, પરિભાષા વગેરેમા પ્રો ઠાકોરે મદદ કરી છે

આપણા દેશમા આ વિષયનો અભ્યાસ સાધારણ જનસમાજને હોવો જોઈએ અને તેને માટે આ પુસ્તક ઉપયોગી નીવડશે આવી રીતે આપણા યુનિવર્સિટીના પ્રોફેસરો પોતપોતાના વિષયોમા ગુજરાતીમા પ્રમાણભૂત પુસ્તકો લખે તો સાહિત્ય અને સમાજ બન્નેને લાભ થાય

**શ્રી મહારાજા સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીનાં વ્યાખ્યાનો તથા ભાષણો પુસ્તક પહેલું**—પ્રકાશક, અનુસધાનકાર ધીરજલાલ ટોકરશી શાહ, માલિક જ્યોતિ કાર્યાલય, નગરશેઠ મારકીટ, રતનપોળ, અમદાવાદ

ગુજરાતના સમર્થ વિચારકોની નામાવલી તૈયાર કરીએ તો તેમા મહારાજા સયાજીરાવનુ નામ આવ્યા વિના ન રહે તેમનો અભ્યાસ અને તેમની બુદ્ધિ બન્ને સામાન્યથી ઘણા ઊંચા છે તેઓ માત્ર વિચાર કરીને બેસી નથી રહ્યા, પણ એક દેશપ્રેમીને શોભે એવા સુધારા તેમણે રાજ્યમા દાખલ કર્યા છે, જેમાના કેટલાક બધા દેશી રાજ્યોમા, અને કેટલાક અંગ્રેજી રાજ્યમા પણ પહેલા જ હતા તેઓ સારા વક્તા છે, અને અનેક વિષયોનુ વિસ્તારી જ્ઞાન ધરાવે છે

તેમ છતા, દેશના અને ગુજરાતના દુર્દૈવે વડોદરા રાજ્ય અપેક્ષા રાખીએ તેટલુ આગળ ધપી શકયુ નથી કયારેકયારે પાછળ પગલુ ભરતું કોઈને જણાય છે, તો કોઈને વેગ મદ કરતું જણાય છે આનું કારણ શુ છે, કયા છે, તે અત્યારે કોઈ કહી શકતુ નથી, અને કદાચ તે હમેશને માટે એક કોયડો રહેને

આ ભાષણો અનેક દૃષ્ટિએ વાંચવા યોગ્ય છે.અને લેકો તરફથી તેને ઉત્તેજન મળશે એમ માનીએ છીએ.

**મહારાજાધિરાજ સિદ્ધસર-સહસ્રલિંગનો ઇતિહાસઃ**—લેખક, રા. કનૈયાલાલ ભાઈશંકર દવે (પાટણ ગુજરાત).

આ નાનો નિબંધ 'મહારાજાધિરાજ' નવલકથા જે ગુજરાતી પત્રની ભેટ તરીકે બહાર પડી છે તેના એક ભાગ તરીકે છપાયો હતો, અને તે અહીં જુદા રૂપે પ્રસિદ્ધ કર્યો છે. આ પુસ્તકને માટે અમે આ યુવાન લેખકને ધન્યવાદ આપીએ છીએ. તેમણે પોતાના શહેરના ઇતિહાસમાં રસ લઈ, સર્વ સાધનોમાંથી હકીકત ભેગી કરી, તેને ક્રમસર ગોઠવી, તે ઉપરથી અનુમાનો બાંધી આ નિબંધ લખ્યો છે. તેમનાં સર્વ અનુમાનો માન્ય થાય કે ન થાય, પણ તેમણે અત્યારથી ઐતિહાસિક અનુમાનોમાં હોવી જોઈતી ચીવટ બતાવી છે. લેખક પોતાનો પુરાતત્ત્વનો અભ્યાસ વધારે ને ગુજરાતી ઇતિહાસસાહિત્યની સેવાનો યશ મેળવે એમ ઇચ્છીએ છીએ.

**તનમનિયાં**—લેખક સોમાભાઈ ભાવસાર, પ્રકાશક કાંતિલાલ કેશવજી કારીઆ; ૦-૨-૬.

બાલગીતોનો સંગ્રહ છે. આવાં ગીતો વિશે પહેલો પ્રશ્ન એ કે તે ગાવામાં ફાવે છે કે કેમ. અને પ્રસ્તાવના જોતાં જણાય છે કે બાળકોને તે અનુકૂળ પડ્યાં છે. 'જો પાંખો આવે' ગીત અર્થદૃષ્ટિએ પણ સારું છે. 'ભાઈ બહેન'મા 'પાણી ખેંચે' ને બદલે 'પાણી ખીંચે' કર્યું છે તેવી છૂટો બાલકાવ્યોમાં અમે અનુચિત ગણીએ છીએ. વળી ત્યાં તો 'ખેંચે' રાખ્યું હોત તો પ્રાસને કાંઈ ખાસ હાનિ ન થઈ જાત. 'કાનો છેલબટાઉ'માં છેલબટાઉ શબ્દ સારો નથી. એનો વ્યંગ ખરાબ છે. તે જ કાવ્યમા 'કાનો મારો રાંકઃ છે·નિર્દોષ એનો વાંક.' એમા અર્થદોષ થાય છે. માણસ નિર્દોષ હોઈ શકે, 'વાંક નિર્દોષ' કહેવાનો કશો અર્થ નથી 'મેહુલિયો' ગીતમાં છેલ્લે નીચેની પંક્તિઓ આવે છેઃ

તળાવ છલકે, સરવર છલકે, છલકે નદીઓ નાળા,
એ સર્વે છલકાવનારના કોણે ખોલ્યા તાળા?

આ કડીમાં 'છલકાવનાર' ન જોઈએ. તળાવ, સરવર વગેરે 'છલકાવનાર' છે, 'છલકાવનાર' નથી. એને 'છલકાવનાર' તાળામાં છે એમ કહેવામા કશો અર્થ નથી. આવી નાની ભૂલો સિવાય આમાં છોકરાંને મઝા પડે તેવાં ગીતો છે, અને તે ગીતોનો અર્થ પણ બાળકોને રમ્ય થશે.

**ટોમસ આલ્વા એડિસન, એન્ડ્રુ કાર્નેગી, બેન્જામિન ફ્રાંકલિન, જેમ્સ ગાર્ફિલ્ડ, અબ્રાહમ લિંકન, જ્યોર્જ વોશિંગ્ટન, હેનરી ફોસેટ, બૂકર ટી. વોશિંગ્ટન, કાઉન્ટ લીઓ ટોલસ્ટોય, ગેરીબાલ્ડી, વિલિયમ કેરી, હેનરી ફોર્ડ**:—લેખક રસુલભાઈ ન. વહોરા; પ્રકાશક, ચરોતર એજ્યુકેશનલ સોસાઈટી, આણંદ; કિંમત અનુક્રમે ૦-૨-૬, ૦-૨-૯, ૦-૪-૦, ૦-૩-૬, ૦-૩-૦, ૦-૨-૯, ૦-૨-૯, ૦-૩-૩, ૦-૩-૬, ૦-૨-૬, ૦-૩-૦, ૦-૨-૬.

કિશોર ચરિત્રમાળાના આ પહેલા બાર મણકા છે આ પુસ્તકો ગુજરાતી છઠ્ઠા કે સાતમા ધોરણના વિદ્યાર્થીની શક્તિ ધ્યાનમા રાખી લખાયેલાં છે. જેઓ જગતમાં ગરીબીમાંથી પુરુષાર્થ કરી આગળ વધ્યા હોય એવા પુરુષોનાં જીવનચરિત્રોનુ સાહિત્ય આપવું એ આ

માળાનો ઉદ્દેશ છે. ભાષા સરલ અને ગભીર, અને શૈલી સીધી, નિરાડંબર અને વર્ણનાત્મક છે. આ કોટિનાં બાળકો સમજી શકે તેવા બનાવો આપી ચરિત્ર રસિક કરેલું છે. અમે માનીએ છીએ કે આ વાચન બાળકોને રસિક તેમજ બોધપ્રદ નીવડશે

કર્તા હિંદના મહાન પુરુષોનાં આવા જ ચરિત્રો પ્રસિદ્ધ કરે એમ ઇચ્છીએ છીએ.

**કેસૂડાં, રૂપીના બાગમાં, કુતૂહલ, મુદ્રારાક્ષસ, રંભાનુ રસોઈ ઘર.**—અશોક બાળ પુસ્તકમાળા ગુચ્છ ૧, પુષ્પ ૫–૬–૭–૮–૯; સપાદકો રમણલાલ ના. શાહ. નાગરદાસ ઈ. પટેલ.

આ પુસ્તકમાલા કઈ ઉમરના કે કેટલું ભણેલાં છોકરાં માટે યોજાઈ છે, તે સંબંધી કાંઈ પ્રસ્તાવનામાં લખેલુ નથી. 'કેસૂડાં' બાલમદિરનાં બાળકો માટે છે. તેમાં જૂનાં ને નવાં ગીતો છે અને તે બાળકોને ગમે તેવાં છે 'રભાનું ઘર' રાંધતાં શીખવવા માટે છે, પણ બાળકો પુસ્તકદ્વારા આવું શીખી શકે એમ અમે માનતા નથી. એ શક્તિ મોડી આવે છે. બાળકોને કામ નજરે દેખાડીને શીખવવું જ સરલ પડે. 'કુતૂહલ'માં વિજ્ઞાનના છુટા પ્રશ્નોના જવાબો છે. અને તે એક અંગ્રેજી પુસ્તકમાંથી લીધેલા છે. આપણા દેશમાં વિજ્ઞાનનું સાધારણ જ્ઞાન જ નહિ જેવુ હોવાથી આપણા દેશને માટે આપણી પરિસ્થિતિ જોઈને, આપણાં બાળકોને શુ શીખવવું અને કેમ શીખવવું તે નક્કી કર્યું હોત તો વધારે સારું થાત. આવુ કામ શિક્ષકો બાળશિક્ષણના અનુભવને અંગે કરતા જાય તો સારુ. 'રૂપીના બાગમાં' વિશે પણ અમારે એથી વિશેષ કહેવા જેવું નથી

સંપાદકોનો પ્રયત્ન ઉત્તેજનલાયક છે

**સ્થાનિક સ્વરાજ્ય (ત્રૈમાસિક)**' તત્રી ચુનીલાલ ડી. બરફીવાલા, એમ. એ., એલએલ. બી., સહતંત્રી પ્રાણલાલ કીરપારામ દેસાઈ, બી. એ., એસ. ટી. સી. ડી.; વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત રૂા ૧ા.

આ ત્રૈમાસિકનો પહેલા વર્ષનો ચોથો અંક મળ્યો છે તેમાં ચર્ચાયેલા વિષયો અગત્યના છે અને તે વ્યવહારદૃષ્ટિએ ચર્ચાયા છે. શ્રી પ્રાણલાલ દેસાઈનો પ્રાથમિક કેળવણીની પ્રગતિ બાબતનો લેખ અત્યારની સ્થિતિ ઉપર સારો પ્રકાશ પાડે છે. આ વિષય મુખ્યત્વે ગામડાંના હિતનો છે અને ગામડાંના માણસો અભણ અને ઓછું ભણેલા હોય છે તેથી આમા ચર્ચાતા વિષયો ખૂબ સરલ ભાષામા ચર્ચાય અને તે સાથે ઉત્સાહપ્રેરક, આદર્શ દેખાડનારા, અને લોકોને કર્તવ્ય તરફ દોરનારા થાય એમ ઇચ્છીએ છીએ બીજા દેશોમા આવી સંસ્થાઓ શું શુ કામ કરે છે તેની અવારનવાર માહિતી પણ ઉપકારક થશે. આમાં ગામડાંના શિક્ષિતો સહકાર આપે એમ ઇચ્છીએ છીએ.

**વિક્રમ સંવત ૧૯૮૪નું પ્રત્યક્ષ પંચાંગઃ**—યોજક. હરિહર પ્રાણશકર ભટ્ટ, સભ્ય, ગુજરાત પચાંગ સંશોધન મડળ, પ્રસ્થાન કાર્યાલય મારફત, પારસી અગિયારી સામે, અમદાવાદ; સંપાદક—પ્રકાશકઃ કૃષ્ણરાવ વહાલજી ભટ્ટ. મળવાનાં ઠેકાણાં (૧) ગુજરાત સાહિત્ય મંદિર, ફુવારા પાસે, રીચીરોડ, અમદાવાદ. (૨) ૫ નારાયણ મૂલજી, બુકસેલર્સ, ૨૨૯, ઝવેરવાડી, મુબઈ ૨ કિં. ૨ આના પોસ્ટેજ ૧૧ આનો જુદું

ત્રણ વર્ષ બંધ રહી ફરી પ્રગટ થતા આ પંચાંગને અમે આવકાર આપીએ છીએ. પ્રત્યક્ષ જ્યોતિષ સાથે મેળ ન ખાય, અને વીસપચીસ દિવસનો અંતર પડે એવા પચાંગથી ચલાવવું, એ ખરેખર શરમભરેલું છે. આ પચાગ તેના નામ પ્રમાણે પ્રત્યક્ષ જ્યોતિષ સાથે

મેળવી શકાશે અર્થાત્ આકાશમાં નક્ષત્રો વગેરે દેખાય છે તેવી સ્થિતિ આ પંચાંગમાં બતાવેલી છે. તે સિવાય પણ આ પંચાંગના બીજા ઘણા ફાયદા છે. આ પંચાંગ એક જ ધોરણે થયેલું હોઈ તે ઉપરથી ગમે તે જ્યોતિષી પોતાને ઉપયોગી ગણિત મેળવી શકે તેમ છે. ફલજ્યોતિષનું કામ કરનારને પણ આ પૂરેપૂરું ઉપયોગી છે. આમાં સમય સ્ટાન્ડર્ડ ઘડિયાળનો આપેલો છે, એટલે આખા હિંદુસ્તાનમાં સાધારણ જ્ઞાનવાળો માણસ પણ આને સમજી તેનો ઉપયોગ કરી શકે તેમ છે. આમાં જૈન તેમ જ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે સર્વ કોમોના વ્રતતહેવારો વગેરે આપેલ છે. વળી વિવાહ યજ્ઞોપવિત વગેરેના સમયો આપેલ છે તેથી તે બીજાં પંચાંગો કરતાં કોઈ રીતે ઓછું ઉપયોગી નથી. વૈધૃતિ—એ મહાપાતનાં વ્યતિપાત ગણિત ઘણાં અઘરાં હોવાથી સામાન્ય પંચાંગમાં તે અસલ સાચાં આપવામાં આવતાં નથી, તે આમાં સાચાં આપેલાં છે. એ રીતે આ પંચાંગ ખગોળના જિજ્ઞાસુને તેમજ ફલજ્યોતિષ કરનારને જેટલું ઉપયોગી છે તેટલું જ સામાન્ય વ્યવહારદૃષ્ટિએ ઉપયોગી છે અને ગણિતશુદ્ધ છે. નાનાં બાળકોને આ પંચાંગ જોતાં શીખવી દીધું હોય તો પ્રત્યક્ષ ગ્રહો સાથે સરખાવી તેઓ નાનપણથી આ વિષયમાં રસ લેતાં થાય. અમે આશા રાખીએ છીએ કે ગુજરાતી ભાઈઓ આ પંચાંગને વધાવી લેશે.

**સુબોધવાટિકાઃ**—પ્રયોજક અને પ્રકાશક વિમળાગૌરી મગનલાલ પંડ્યા નં. ૫૬, ધૈર્યતરંગ પેડર રોડ, મુંબાઈ; કિં. રૂા. ૧–૦–૦.

બાર વાર્તાનો સંગ્રહ.

**ફોટોગ્રાફી શિક્ષકઃ** ડી. એસ. પટેલ, ડી. ટી. સી. (બોમ્બે), એસ. ડી. સી. (લંડન), ડ્રોઈંગ માસ્તર, અલિદિના વિશ્રામ હાઈસ્કૂલ, મોમ્બાસા. કિંમત બે શિલિંગ.

**મોડાસા કેળવણી મંડળનો દશમો અહેવાલઃ** વર્ષ ૧૬ મું: પ્રકાશક ચંદુલાલ શકરલાલ બુટાલા, પુરુષોત્તમદાસ ગોકળદાસ શાહ, ઓન. સેક્રેટરી મોડાસા કેળવણી મંડળ.

ગૂજરાતના દૂરના ખૂણામાં પડી ગયેલી આ સંસ્થા સંતોષકારક પ્રગતિ કરે છે એ જાણી સંતોષ થાય છે; અને તે ખાતર તેના ઉત્સાહી આચાર્યને અભિનંદન ઘટે છે. આશા રાખીએ છીએ કે આ શાળા માત્ર પરીક્ષાને જ લક્ષમાં નહિ રાખતાં આપણા રાષ્ટ્રની પ્રગતિને ઉપકારક એક સંસ્કારકેન્દ્ર બનશે.

# રોજનીશી

તા. ૮-૧૦-૩૫ : એક્સુમ ઇટાલીઅનોએ કબજે કર્યું; મિ. લેન્સબરીએ લેબરપક્ષના પ્રમુખ તરીકેનું રાજીનામું આપ્યું તેનો સ્વીકાર થયો અને મેજર એટલી નવા પ્રમુખ ચૂંટાયા.

તા. ૯-૧૦-૩૫ : ન્યૂયોર્કમાં દેશવટો ભોગવી રહેલા હિંદી શ્રી. શૈલેન્દ્રનાથ ઘોષને હિંદ આવવા માટે પાસપોર્ટ આપવાની હિંદી વજીરની ના.

તા. ૧૦-૧૦-૩૫: ગ્રીસની નેશનલ એસેમ્બ્લિએ ગ્રીસમાં રીપબ્લિકન પ્રકારની સરકારનો ત્યાગ કરી તેને બદલે ફરીથી રાજસત્તા સ્થાપવાનો નિર્ણય જાહેર કર્યો

તા. ૧૩-૧૦-૩૫: ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી શ્રી. બળવંતરાય ક. ઠાકોરના પ્રમુખપણા હેઠળ શ્રી. કિશોરીલાલ મશરૂવાળાનું 'સંસ્કૃતિ-પરિસ્થિતિનો પરિપાક' ઉપર એ મેજીમાં વ્યાખ્યાન; દેશનેતાઓની વર્ધા ખાતે મહાત્મા ગાંધી સાથે અગત્યની મંત્રણા

તા. ૧૪-૧૦-૩૫ બારમા ગુજરાતી સાહિત્ય સંમેલન માટેના વિભાગી પ્રમુખોની ચૂંટણી થઈ, જીનિવામાં કો-ઑર્ડિનેટીંગ કમિટિની સંપૂર્ણ સભાએ ઇટલી સામેના નાણાવિષયક પ્રતિબંધોને બહાલી આપી

તા. ૧૫-૧૦-૩૫ મદ્રાસમાં મહાસભાની કારોબારી સમિતિની બેઠક; અમદાવાદમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક આવ્યા, અમદાવાદમાં ગુજરાત—કાઠિયાવાડ થીઓસોફિકલ ફેડરેશનની ૨૭મી બેઠક ભરાઈ.

તા. ૧૬-૧૦-૩૫ હિંદી સરકારે ભાવનગર રાજ્ય આગળ છ માગણીઓ રજૂ કર્યાની હકીકત બહાર આવી.

તા. ૧૭-૧૦-૩૫ બંગાળના 'બસુમતી' પત્રની ૧૦૦૦ની જામીનગીરી બંગાળ સરકારે જપ્ત કરી; અખિલ હિંદ મહાસભા સમિતિમાં હોદ્દા સ્વીકારનો પ્રશ્ન અસાધારણ મોટી બહુમતિએ મુલતવી રહ્યો; ઑસ્ટ્રીઆના આખા પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

તા. ૧૯-૧૦-૩૫ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનાં 'આયર્લૅન્ડમાં યુવક-તાલીમ' અને 'આયર્લૅન્ડનો સાહિત્યસંઘ' એ વિષય ઉપર અમદાવાદમાં બે મનનીય ભાષણો; જીનિવામાં રાષ્ટ્રસંઘની ૧૮મી કમિટિએ ઇટલિયન નિકાસનો બહિષ્કાર કરવાની દરખાસ્ત સર્વાનુમતે સ્વીકારી.

તા. ૨૦-૧૦-૩૫ પંજાબમાં સમાજવાદી પરિષદની ઑફિસો પર પોલિસે દરોડા પાડ્યા અને બે સખસોની ધરપકડ કરી.

તા. ૨૧-૧૦-૩૫ ખુનખાર જંગ પછી ઇટાલીએ ટાસ્નેરીનું અગત્યનું મથક સર કર્યું, ઇટલીએ પોતે જીતેલા મુલકના વીસ હજાર ગુલામોને ઇટલીના રાજાના નામથી પ્રમાણપત્ર આપી મુક્ત થયેલા જાહેર કર્યા

તા. ૨૨-૧૦-૩૫: સ્વ. દેશભક્ત વિઠ્ઠલભાઈ પટેલની દ્વિતીય સંવત્સરી મુંબઈમાં ઉજવાઈ.

તા. ૨૩-૧૦-૩૫: અમદાવાદ એજ્યુકેશન સોસાયટી તરફથી નવી શરૂ થનાર કૉલેજના મુખ્યનાયક તરીકે કામ કરવાનું આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે કબૂલ રાખ્યું હોવાની વિગત બહાર આવી.

તા. ૨૬-૧૦-૩૫: અમદાવાદમાં અખિલ હિંદ સંગીત પરિષદની અગત્યની બેઠક ભરાઈ.

તા. ૨૮-૧૦-૩૫: લંડનમાં હિંદી રાજકીય પરિષદની પાંચમી બેઠક મળી અને તેણે રાષ્ટ્રીય મહાસભાની નીતિને બ્રિટનમાં ધપાવનાર, પત્રો અંગ્રેજોના ઠરાવ પસાર કર્યા; શ્રી. સુભાષચંદ્ર બોઝ સામેનો હિંદમાં જવાનો પ્રતિબંધ પાછો ખેંચી લેવાયો.

તા. ૨૯-૧૦-૩૫ : પં. જવાહરલાલ નહેરુ લંડનમાં ત્યાં તેમનું ભવ્ય સ્વાગત; કેન્ટરબરીના આર્ચબિશપે મહાત્માજીની આત્મશક્તિની પ્રશંસા કરતું વ્યાખ્યાન કર્યું અને પત્રમાં જણાવ્યું કે 'હું તો રાજકીય બંધારણ ગામડાંનાં ધોરણે ઘડવાનું પસંદ કરું.'

તા. ૩૦-૧૦-૩૫ : અમદાવાદમાં 'હિંદુસ્તાની સાહિત્ય સંઘ'ની સ્થાપના થઈ; સેટીટ નદીના કાંઠે ઇથિયોપીઅનોનો સખત પરાજય, ઇટાલિયનોએ પુષ્કળ પાણીવાળો પ્રદેશ કબજે કર્યો; ઓખા બંદર ઉપરથી વડોદરાનો કાબૂ જતો રહેશે એવી વિગત બહાર આવી.

તા. ૩૧-૧૦-૩૫ : બ્રિટનના પરદેશમંત્રી સર સેમ્યુઅલ હોર જીનિવા તરફ ઊપડ્યા.

તા. ૧-૧૧-૩૫ : વડોદરામાં મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદનું દશમું અધિવેશન ભરાયું; હિંદી વેપારી ચેમ્બરના પ્રમુખ શ્રી. મનુ સુબેદારનું ગોરી પ્રજાને ચેતવણી આપતું ભાષણ: 'જમીનભૂખ નહિ છોડો તો વિનાશ સમીપ છે.'

તા. ૨-૧૧-૩૫ : ભરૂચ ખાતે ગુજરાત વિભાગની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની પરિષદ સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે ભરાઈ; પૂનાના 'લોકશક્તિ' પત્રના પ્રકાશક અને 'લોકશક્તિ' પ્રેસના કીપર પાસે રૂ. ૮૦૦૦ની જામીનગીરી માગવામાં આવી.

તા. ૩-૧૧-૩૫ : લંડનમાં હિંદી વિદ્યાર્થીઓને પં. જવાહરલાલની અપીલ: 'દેશની આઝાદી માટેની અને ફાસિયતમાં સબડતી પ્રજાની લડત ઉપાડી લેવાની યુવાનોની ફરજ છે. દુનિયાની જુદી જુદી પ્રજાઓ વચ્ચે હિંદ એક શીશા સમાન જીવન ગાળે તેના કરતાં તેની આગલી સઘળી જાહોજલાલી સાથે તે દુનિયામાંથી નાબૂદ થાય એ બહેતર છે.'

તા. ૪-૧૧-૩૫ : પૂનાના 'ત્રિકાલ' પત્ર પાસેથી ૧૦૦૦ની જામીનગીરી મંગાઈ અને 'લોકસંગ્રહ' પ્રેસના કીપરની ૨૦૦૦ની જામીનગીરી જપ્ત થઈ.

તા. ૫-૧૧-૩૫ : રાજકોટ ખાતે ઓસ્ટ્રેલીઆ—કાઠિયાવાડ ક્રિકેટ મેચ રમાઈ.

તા. ૭-૧૧-૩૫ : ઇટલીએ ટકાઝે અને ગેવા નદીઓનો પ્રદેશ સર કર્યો.

તા. ૮-૧૧-૩૫ : ઇટાલિયનોએ મકાલેમાં ભારે દબદબાથી પ્રવેશ કર્યો, રાસ ગુગ્સાને મકાલેનો ગવર્નર નીમ્યો.

તા. ૯-૧૧-૩૫ : ડૉ. સી. એસ. કાટિયાલને ફીન્સબરી (લંડન)ના ડેપ્યુટી મેયર તરીકે ચૂંટી કાઢ્યા; અખિલ હિંદ જ્યોતિષ પરિષદની દિલ્હીમાં બેઠક સર્વમાન્ય પંચાંગ તૈયાર કરવાની પં. માલવિયાજીની સલાહ; અમેરિકાના પ્રેસિડન્ટે કેનેડા સાથે વેપારી કરાર કર્યાની હકીકત બહાર આવી.

તા. ૧૦-૧૧-૩૫ : અમદાવાદમાં શ્રી. રાજચંદ્ર જયન્તી ઊજવાઈ; લંડન ખાતે રહેતા ગ્રીસના માજી રાજાને ગ્રીસનો તાજ સ્વીકાર કરવા માટે આમંત્રણ આપવા આવેલું પ્રતિનિધિમંડળ મળ્યું અને રાજાએ ગદ્‌ગદ કંઠે તેનો સ્વીકાર કર્યો; મુંબઈમાં સરદાર વલ્લભભાઈ ઉપર ઓપરેશન કરવામાં આવ્યું; લંડનમાં પં. જવાહરલાલના ઉદ્‌ગારો: 'હિંદના મુખ્ય પ્રશ્નનો ઉકેલ સમાજવાદથી કદાચ આવી શકે; નવા સુધારામાં સહકાર ન આપી શકાય.'

તા. ૧૧-૧૧-૩૫ : પ્રે. રૂઝવેલ્ટનું ભાષણ: 'વિગ્રહોને પરિણામે એકલી અમેરિકન પ્રજાની સન્મુખ ઝઝૂમી રહેલા ભયો કરતાં ભવિષ્યની સમસ્ત માનવજાતિને શિરે ઝઝૂમતાં જોખમોને અમે વધુ મહત્ત્વ લેખીએ છીએ.' ગુજરાત વિદ્યાપીઠનું પુસ્તકાલય સરકારને પાછું સોંપી દેવાનો અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ઠરાવ પસાર કર્યો; ઇટાલિયનોએ સાસાબનેહ અને એન્ટાલો સર કર્યાં.

તા. ૧૨-૧૧-૩૫ : અમદાવાદમાં ઓસ્ટ્રેલીયા—ગુજરાત વચ્ચે ક્રિકેટ મેચ રમાઈ.

# અનુક્રમણિકા

પુ. ૨૧ કાર્તિક : ૧૯૯૨ અંક ૧


| | | | |
|---|---|---|---|
| ૧ | નાદબ્રહ્મસ્તુતિ [કાવ્ય] | રા. વિ. પાઠક | ૧ |
| ૨ | અહિંસક જ્ઞાન | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર | ૩ |
| ૩ | ઉપાસના શુદ્ધિ | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૫ |
| ૪ | મેઘ ચડે [કાવ્ય] | પૂજાલાલ | ૧૧ |
| ૫ | સમાજવાદ: એક દૃષ્ટિબિંદુ | જયવંતરાય અ. નગિયા | ૧૨ |
| ૬ | કૂલા—આંવળાની નવી વાત [નાટ્ય] | ઉમાશંકર જોશી | ૨૨ |
| ૭ | જૂના સંસ્કાર [વાર્તા] | ગુલાબદાસ બ્રોકર | ૨૪ |
| ૮ | સ્પેનની ક્રાંતિ | દસ | ૨૬ |
| ૯ | મુંબઈમાં નવરાત્રના ઉત્સવો | રામનારાયણ વિ. પાઠક | ૩૭ |
| ૧૦ | મને કં પૂછો ના—[કાવ્ય] | 'શેષ' | ૪૦ |
| ૧૧ | ભૃગુકચ્છ—ભરૂચના ગુર્જર રાજાઓ | ઘનપ્રસાદ ચંદ્રલાલ મુનશી | ૪૧ |
| ૧૨ | કવિવિવેક [કાવ્ય] | 'પૂજાલાલ' | ૪૯ |
| ૧૩ | અભાગ ઉસ્તાદો [કાવ્ય] | 'સુન્દરમ્' | ૫૦ |
| ૧૪ | લૉર્ડ પેગ્યોગ અને તેમની શોધ | આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય / શ્રી સત્યપ્રસાદ ચૌધરી | ૫૨ |
| ૧૫ | માનીશ ના [કાવ્ય] | 'કપિન્જલ' | ૫૭ |
| ૧૬ | ગામનો ધણી!! [વાર્તા] | 'નારાયણ' | ૬૦ |
| ૧૭ | શિવને [કાવ્ય] | ડૉ. પાર્વતીપ્રસાદ વિશ્વનાથ વૈદ્ય | ૬૪ |
| ૧૮ | ભ્રમણશીલ યુવા [કાવ્ય] | મનહર ઈશ્વરલાલ પંડ્યા | ૬૫ |
| ૧૯ | ગુજરાતી ભાષામાં કાવ્યપ્રયોગની શક્યતા | 'પતીલ' | ૬૭ |
| ૨૦ | પ્રાણના મહાસાગરા! [કાવ્ય] | રતુભાઈ ના. દેસાઈ | ૭૪ |
| ૨૧ | માનસવિજ્ઞાન અને મનુષ્યસમાજ | ચન્દ્રભાઈ કા. ભટ્ટ | ૭૫ |
| ૨૨ | રાણી રૂપાંદે ઝૂલવે બાળને [કાવ્ય] | ર | ૮૨ |
| ૨૩ | શબ્દચર્ચા | પ્રતાપરાય | ૮૪ |
| ૨૪ | વીજળી આછી ચમકતી ખેલ [કાવ્ય] | ર | ૮૫ |
| ૨૫ | જ્ઞાનગોચરી | | |
| | (૧) ચાનો પ્યાલો | વિઠ્ઠલદાસ | ૮૬ |
| | (૨) આધુનિક કૉલેજ્યન | રસીકદાસ મ. કાપડિયા | ૮૭ |
| | (૩) માણુ અને આધ્યાત્મિક ગુણો | રતિલાલ છાયા | ૯૦ |
| ૨૬ | મનુષ્યનો મેરુ [કાવ્ય] | 'સુન્દરમ્' | ૯૨ |
| ૨૭ | પુસ્તકપરિચય | ર | ૯૩ |
| ૨૮ | નોંધ | ર, 'નારસિંહ' | ૯૮ |
| ૨૯ | રોજનીશી | | ૧૦૨ |


લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડલાલ કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ
મુદ્રક · મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૧૬-૧૧-૧૯૩૫.




તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૮૨ માગશર

વર્ષ ૧૧ અંક ૨

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૧ માગશર · ૧૯૯૨ અંક ૨

## નાવિક

પૂજાલાલ

સાગરલ્હેરે સ્વાર થનારો
હું તો નાવિક નાવિક,
વાદળિયા આપત્ વિસ્તારો
હું તો નાવિક નાવિક.

પ્રમત્ત ઝંઝાવાતો વાયે
ત્યારે શઢની સાથે છાતી—
મારી સાહસથી ફૂલાયે;
ઝંઝાઓ સાથે ઝૂઝનારો
હું તો નાવિક નાવિક.

જ્યારે તુફાન જાગી ઊઠે,
તૂટે વજ્જર માથા ઉપર
ત્યારે મુજ ઉર શૌર્ય વછૂટે,
દેતો મ્હારાંને પડકારો
હું તો નાવિક નાવિક.

યોગમ મળે ન કોઈ કિનારો,
ત્યારે મધદરિયાને માથે
ઊજળો તણાય તંબૂ મારોઃ
સીમાબંધન પરહરનારો
હું તો નાવિક નાવિક.

પ્રવાલમણિમુક્તા ભંડારો
અગાધ તળમાં ગુપ્ત પડ્યા તે
ઉપર વારસહક છે મારોઃ
મમતભર્યો નિધિતળ ખૂંદનારો
હું તો નાવિક નાવિક.

મારી આશા ને ઉલ્લાસો
ઊભરી ઊભરી ધવલ ફેનમાં
કરતા નીલ તરંગે હાસોઃ
સિદ્ધિ મારો અદીઠ આરો
હું તો નાવિક નાવિક.

જરલંત શ્રદ્ધા કેરી હોડી,
લાખ વિચાર કરીને અંતે
મેં તો ભરદરિયાએ છોડીઃ
હવે ન પાછું ફરી જોનારો
હું તો નાવિક નાવિક.

છો ને સિંધુ મૃત્યુના માજે
કોટિક કાળાં મુખ ઉઘાડી
સામે ધસમસ પોધે ગાજેઃ
એનો નથી મને ધડકારો
હું તો નાવિક નાવિક.

ધ્રુવની ઉપર હોકાર્જતર
અચલ ઠર્યું છે મારું; લેખું ના
પારવિનાનું લાંબું અંતરઃ
અનંત સફરોનો કરનારો
હું તો નાવિક નાવિક.

## સ્ત્રીઓના માર્ગમાં અંતરાયો

### શુદ્ધિ

| | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પૃ. ૧૦૮ | ૧૪ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠે |
| | ૧૬ | કે આજની | કે આપણી |
| | ૨૬ | આજે રાણી વિધવા થશે | કોઈ રાણી વિધવા થાય |
| પૃ. ૧૦૮ | છેલ્લેથી ૮ | મૂંઝવવવાનો. એ | મૂંઝવવાનો. એવું મધ્યમ વર્ગને નથી, છતાં એ |
| પૃ. ૧૦૯ | ૩ | કોઈક વાર કેટલીક વાર | કેટલીક વાર |
| | ૧૫ | વિકસાવવા | વિકસાવવાની |
| | ૨૩ | ખૂરું કરનાર | ખૂરું કરનારો |
| પૃ. ૧૦૯ | નીચેથી ૩-૪ | પણ તે...એક બાજુ | પણ તે વાત વિચારમાં ઠરી શકે એવી નથી. આપણે |
| પૃ. ૧૧૦ | નીચેથી ૫ | એટલું | એટલી |
| | ૪ | ન મળે | ન મળે. |
| | ૩ | એક સત્તા | એક વ્યક્તિ સત્તા |
| પૃ. ૧૧૧ | ૧૦ | નિર્મિત | નિર્માણ |
| | ૧૧ | પુરુષવર્ગ પણ ઘરની | પુરુષવર્ગ ઘરની |
| | ૧૨ | ધ્યાન નહિ આપે. | ધ્યાન નથી આપતો. |
| | ૨૭ | મળેલ | મળ્યું. |
| પૃ. ૧૧૩ | ૧૦ | વિનાશ કરેલો છે? | વિકાસ રોકેલો છે? |

# સ્ત્રીઓના માર્ગમાં અંતરાયો

કિશોરલાલ ઘ. મશરૂવાળા

આ પ્રસંગે મારે જે કહેવાનું છે તે લખીને લાવવાની મારી પોતાની ગણતરી હતી, પણ સમય ન મેળવી શક્યો. તેથી આજે એમ ને એમજ હું વિચારો દર્શાવીશ. આથી લખેલા નિબંધની સંપૂર્ણતા અને સમતોલતા આમાં જાળવી ન શકું એવો સંભવ છે. એ માટે ક્ષમા કરશો. હું ધારતો હતો કે આજે સભામાં મહિલાઓની સંખ્યા જ વિશેષ હશે અને તેથી મારે ખાસ કરીને સ્ત્રીઓના વિકાસમાં સ્ત્રીઓ જ કેમ અંતરાયરૂપ થાય છે એ ઉપર વધારે કહેવાનું રહેશે; પણ મહાશયોની જ વધારે હાજરી જોઉં છું, એટલે સ્ત્રીઓના વિકાસમાં પુરુષોના અંતરાયની બાબત પણ મારે લેવી જોઈશે.

ગુજરાત કાઠિયાવાડમાં મારા વિચારો સાંભળવા ઉત્સુક હોય એવો એક વર્ગ છે એ મેં જાણ્યું છે. પણ તે બધા વિચારો બધા સ્વીકારવા તૈયાર જ હોય છે એવું નથી, એનું પણ મને ભાન છે; અને એમ મારા વિચારો બધા સ્વીકારી જ લે એવી જાતની હું અપેક્ષા પણ રાખતો નથી. ઊલટું, વિચારો તરત ન સ્વીકારાતાં એ ઉપર ટીકાઓ થાય એ વધારે સારું ચિહ્ન ગણું છું. મારી વિચારસરણી અને આજે જે વિચારસરણી વધતી ચાલી છે તે વચ્ચે ઘણો ફરક પડતો પણ જોઉં છું, અને તેથી જ સામાન્ય રીતે કોઈ ખાસ નિમિત્ત વિના બોલવાનું કે લખવાનું હું રાખતો નથી. જ્યારે બોલું છું કે લખું છું ત્યારે મને જે સત્ય વસ્તુ લાગે તે જ નિઃસંકોચપણે રજૂ કરવાનો પ્રયત્ન કરું છું. આમ કરતાં મારા સ્વભાવમાં નથી એવી કઠોરતા મારી વાણીમાં આવતી જણાય છે. કદાચ સૌરાષ્ટ્રના પાણીનો મીઠી જીભનો જે વારસો છે તે મને નથી મળ્યો, તે પણ કારણ હોય.

*આજે સ્ત્રીઓના માર્ગમાં અંતરાય એ ઉપર બોલવાનું છે, તો એમાં ત્રણ રીતે વિચાર* કરવાનો રહે છે. સ્ત્રીવિકાસમાં સ્ત્રીઓનો અંતરાય, બીજો સ્ત્રીવિકાસમાં પુરુષજાતિનો અંતરાય અને ત્રીજો સ્ત્રીવિકાસમાં વિઘ્નરૂપ પરિસ્થિતિ.

સામાન્ય રીતે આપણે ઘેવલા તો છીએ જ. પહેલાં આપણે સ્ત્રીઓને અવગણતા જ. અવગણનાને પણ હદ નહિ હતી અને તેથી એમાંય આપણું ઘેવલાપણું દેખાઈ આવતું હતું. ત્યારબાદ એટલે વીસેક વરસ ઉપરના જ જમાનાની વાત કરીએ તો આપણે સ્ત્રીઓની અતિશય પ્રશંસા પર જ ઊતર્યા. અતિશયતા એટલે ઘેવલાપણું. સ્ત્રીઓની પ્રશંસામાં આપણે અતિશયતા કરી. આ જાતનું પરિવર્તન અમુક રીતે જરૂરી હતું પણ આપણે તો એટલી હદ સુધી ગયા કે સ્ત્રીઓની દેવીરૂપે આરતીઓ આવવા લાગી, પૂજા થવા લાગી. 'સુંદરીસુબોધે' સ્ત્રીજાતિના વિકાસ માટે સારો ફાળો આપ્યો પણ સાથે એણે સ્ત્રીજાતિની પૂજા શરૂ કરી. એ જમાનોય ગયો. આજે હવે બાળદેવોને પૂજવાનો જમાનો આવ્યો છે. દરેક કર્તવ્યના ક્ષેત્રમાં દેવોનું સ્વરૂપ આપવા આપણો સમાજ ટેવાયેલો છે. બાળકો પ્રત્યેની કે ગરીબો પ્રત્યેની, કે સ્ત્રીઓ પ્રત્યેની આપણી શી ફરજ છે એ સમજવા અને એનું આચરણ કરવા. દરેકને દેવનું

સ્વરૂપ આપવું, અને એ રીતે થોડો નશો કે ઉત્સાહ પેદા કરી કામ કરવાની આપણી વૃત્તિ રહે છે. બાળકોને બાળદેવો કહીએ, ગરીબોને દરિદ્રનારાયણ તરીકે ઓળખીએ, સ્ત્રીઓને સ્ત્રીદેવી સંબોધીએ, અસ્પૃશ્ય મનાયેલા લોકોને હરિજનોની સંજ્ઞા આપીએ, તો જ આપણને તેમના પ્રત્યેનો ધર્મ સૂઝે. આ બધાં લક્ષણ હું સારાં નથી સમજતો. માત્ર ભાવનાથી ભરેલી ભાષા જેને 'સૌરાષ્ટ્રે' સારી રીતે વિકસાવી છે, તે મને આવડતીયે નથી અને રુચતીયે નથી એવી ભાષાથી હું મુગ્ધ થતો નથી કે એની મારા પર ઝાઝી અસર પહોંચતી નથી

સ્ત્રીજાતિ પ્રત્યે આપણી આંખ ઉઘડી એ સારું થયું, પણ એમાય વેવલાપણું કરી આપણે નુકસાન કર્યું. બાળકો પ્રત્યે આપણે બાળદેવો કહીને વર્તન રાખ્યું તેમાં આપણે સેવાને બદલે અસેવા કરી એમ મને લાગે છે.

પુરુષે કાં તો સ્ત્રીઓની નિંદા જ કરી છે અને કાં તો સ્તુતિ જ કરી છે. માણસ જરૂર કરતાં વધારે ઘૃણા કરે અને એ રીતે જ એનુ ચિંતન કરે એટલે એમાંથી માણસ દુર્બોધ જ લેવાનો. તે જ પ્રમાણે વાસ્તવિકતાથી દૂર જઈ માણસ પૂજક બને છે ત્યારે પણ દુર્બોધ જ મેળવે છે. સ્ત્રીઓનું વાસ્તવિક સ્થાન ભુલાવુ ન જોઈએ. આપણે સ્ત્રીઓને હલકાંય ન માનીએ અને ભારે શ્રેષ્ઠ ય ન માની લઈએ આપણે બળદ કે ગાય, ઘોડા કે ઘોડીની જાતમાં શ્રેષ્ઠ અને કનિષ્ઠનો ભેદ નથી પાડતા. તે જ પ્રમાણે સ્ત્રી અને પુરુષના ભેદ આ જાતના ન પડાય.

સાચુ છે કે આજની સમાજરચના જ એ પ્રકારની છે કે જેમાં બન્ને જાતિને એક-સરખી જીવનની અનુકૂળતા નથી મળી. સામાન્ય રીતે સ્ત્રીજાતિને પોતાનો વિકાસ કરવા માટે કેટલીક જાતની સગવડો મળી જ નથી. છતાં એ વસ્તુને પણ અપવાદ છે જ ઉચ્ચ ગણાતો વર્ગ અને મધ્યમ વર્ગ એ બે વર્ગની સ્ત્રીના વિકાસમા તેમજ શક્તિમાં જે ઉણપ દેખાય છે તેવી સ્તુ મહેનતુ વર્ગમાં કે નીચલી જાતિમા નહિ દેખાય. ખેડૂત કે રબારી સ્ત્રી-પુરુષોમાં શિક્ષણ, હિંમત, મહેનત એકસરખાં આપણે જોશું. આપણે મધ્યમ વર્ગ નૈસર્ગિક જીવન જીવતાં જ નથી સમાજનુ કુદરતી જીવન આપણે જીવવાનું જ છોડયું છે, આથી આપણા માપે આપણે બધાને નહિ માપી શકીએ. મધ્યમ વર્ગની સ્થિતિ જ વિચિત્ર છે. મધ્યમ વર્ગ ઊભો થાય છે નીચલા વર્ગમાંથી, અને પોતાની દૃષ્ટિ તો ઉચ્ચ વર્ગ તરફ જ રાખી જીવવા પ્રયત્ન કરે છે આ રીતે બન્ને બાજુ તરફથી ખેંચાતો એ મધ્યમ વર્ગ છે. આ રીતે મધ્યમ વર્ગે ઊંચી દૃષ્ટિ રાખી સ્ત્રીજાતિની સ્થિતિ વધારે કફોડી કરી છે. આજે રાણી વિધવા થશે તો એને જીવનનિર્વાહનુ દુ:ખ નથી. સુખસાધનોની એને ઉણપ નથી પડવાની. એને પુનર્લગ્નનો સવાલ નથી મૂંઝવવાનો. એ તરફ દૃષ્ટિ રાખી આપણે પ્રતિષ્ઠા ખાતર જ એ તરફ તણાઈયે છીએ. આ રીતે મધ્યમ વર્ગ હમેશાં વધારે ખેંચાવા પ્રયત્ન કર્યા જ કરે છે. હવે આપણા સુકાન ફેરવવાની જરૂર છે. અને એમાં સ્ત્રી અને પુરુષ બન્નેનો સહકાર થાય તો જ કાર્યસાધન થાય

. એમ કહેવાય છે કે સ્ત્રીઓ ભાવનાપ્રધાન જ હોય છે અને પુરુષો બુદ્ધિપ્રધાન હોય છે. સ્ત્રીઓએ જ ધર્મભાવના કેળવેલી છે એવી જાતની માન્યતા અને વાક્યો બોલાતા સાંભળીએ છીએ. એ હું પોતે માની શકતો નથી. સ્ત્રીજાતિ ભાવનાપ્રધાન અને પુરુષ બુદ્ધિપ્રધાન વ્યક્તિ છે એ હું નથી માનતો. માત્ર ભાવના કે માત્ર બુદ્ધિ કામ નથી આવતી. સ્ત્રીપુરુષ ભાવના અને બુદ્ધિ બન્ને સરખાં ધરાવે છે અને બુદ્ધિ અને ભાવના વડે કોઈ પણ નવી વસ્તુ સ્વીકારે

છે. સ્ત્રીઓ ધર્મની રક્ષા કરે છે એ જાતની પ્રશંસા ઈશુખ્રિસ્તે કે આજે બાપુએ કરેલી છે પણ એમાં હું સંમત નથી.

કોઈકવાર કેટલીકવાર ભાવનાની ઉત્કટતા કેટલીક વ્યક્તિઓના સ્વભાવરૂપે જ હોય છે. એવી ઉત્કટ ભાવનાવાળી વ્યક્તિઓ સ્ત્રી તેમજ પુરુષ બન્નેમાં હોય છે. જેમની ભાવનાઓ ઉત્કટ હોય છે, તેમનામાં એ જોડીરૂપે હોય છે. એટલે જેટલો પ્રેમ ઉત્કટ તેટલો જ તેનો દ્વેષ પણ ઉત્કટ. રીઝે તો રાજ આપે, અને ખીજે તો ફાંસીએ ચડાવે. એમની એ ભાવનાની ઉત્કટતા સાથે જો તે પ્રયત્નશીલ અને વિવેકી ન હોય તો એમનો પ્રેમ પણ ભયરૂપ થાય. વળી; ઘણીવાર ઉત્કટ ભાવના આપણી પોતાની દૃષ્ટિ કેટલી વિશાળ કે ટૂંકી છે તેની ઉપર અવલંબે છે. સ્ત્રીઓની ભાવનાની ઉત્કટતા વધારે લાગે છે તેનું કારણ એના ક્ષેત્રની સંકુચિતતા છે. પોતાના કુટુંબની અંદર જ સમાયેલી દૃષ્ટિ સ્ત્રીઓ માટે આજે પૂર્ણ મનાયેલી આપણે જોઈશું. એનું કાર્યક્ષેત્ર કુટુંબની અંદર જ સમાયેલુ રહે છે. આ જ દૃષ્ટિને, કુટુંબ કે ન્યાતની બહારની દુનિયામાં ફેલાવવામાં આવે તો એ ઉત્કટ ભાવના સંકુચિતતામાંથી ફેલાશે. ભાવના આછી બનતી દેખાશે છતાં એ ક્ષીણ તો નહિ જ થાય સ્ત્રીજાતિને વિશાળ ક્ષેત્ર મળતાં ભાવનાની ઉત્કટતા જે દેખાય છે તે પછી નહિ જણાય.

કુટુંબમાં જ પરિસમાપ્ત થતી આ ભાવનાને વિકસાવવા આજે આપણે વાત કરશુ તો સ્ત્રીજાતિને આજે એ અમુક રીતે ભારેય થઈ પડે છે. જેમ કોઈ સનાતની બુદ્ધિથી વિચાર કરે તો હરિજનો પ્રત્યેનો એનો ધર્મ સમજાય; પણ રૂઢિના સંસ્કારોથી એ બુદ્ધિ જ એટલી જડ થઈ ગઈ હોય છે કે બુદ્ધિ આગળ જઈને વિચાર કરવાની જ ના પાડશે. આ જ સ્થિતિ આજે સ્ત્રીજાતિની છે. આમ સ્ત્રીઓમાં ભાવના ઉત્કટ છે એટલે બુદ્ધિ નથી એમ નથી, પણ એમનુ ક્ષેત્ર જ ટૂંકુ હોવાથી તે વધારે ભાવનાપ્રધાન લાગે છે.

આ ક્ષેત્રની સંકુચિતતા અને ભાવનાની ઉત્કટતામાંથી સ્ત્રીઓમાં સ્વજાતિશત્રુત્વ જાગે છે. સ્ત્રીને પુરુષ સાથે કામ કરવું પાલવે—બને, પણ સ્ત્રીને બીજી સ્ત્રી સાથે કામ કરવું ન પાલવે, સાથે રહેવું ન ફાવે અને આ દોષ સ્ત્રીજાતિનુ મોટામાં મોટુ બૂરુ કરનાર છે. સ્વજાતિશત્રુત્વ રાખી સ્ત્રી પુરુષ સાથેય પોતાનું વ્યક્તિત્વ નથી સાચવી શકવાની. એમ થાય ત્યાં પુરુષો પોતાનો જ લાભ ઉઠાવે. સ્ત્રીજાતિને સ્ત્રીજાતિમાંથી અવલંબન લેતાં અને આપતાં આવડવું જોઈએ. સ્ત્રીજાતિ જો પોતાની જાતિમાંથી સ્વજાતિશત્રુત્વ કાઢશે તો જ સ્ત્રીઓનો વિકાસ છે.

સાથેસાથે માણસે વિચારવુ જોઈએ કે માણસ જગતમા કોઈ એક વ્યક્તિરૂપે નથી. માણસ પોતાને માટે જ જીવતો નથી. એના જીવનમાં પોતાની જ શક્તિ કે મનોવિકાસ સાધવાનો જીવનનો હેતુ નથી; પણ સમજવું જોઈએ કે એક વ્યક્તિ, માનવમાત્ર—સૃષ્ટિનો એક ભાગ છે. એણે સમજવું જોઈએ કે જેમ શરીરના અણુએ અણુ ભિન્ન નથી પણ એ બધાં એક જ શરીરરૂપે જીવી રહ્યાં છે તે મુજબ માણસમાત્ર આ વ્યાપ્ત સૃષ્ટિમાં અણુઓરૂપે ગોઠવાયેલા પડ્યા છે. કોઈ કોઈથી સ્વતંત્ર રીતે રહી શકતું નથી. બધા એક બીજાને માટે છે અને એકબીજાથી નભે છે. શાસ્ત્રો વ્યક્તિગત મોક્ષને વર્ણવે છે, પણ તે સિદ્ધાંતથી ન ઠરી શકે એવું છે. એક બાજુ આપણે જે સમાજ વચ્ચે છીએ એ સમાજ સડતો પડ્યો હોય અને તેમાં રહેવા છતાં એથી અલિપ્ત રહી મોક્ષ મેળવવાની કલ્પના કરવી એ માત્ર કલ્પનાવિહાર જ છે. હું એક સ્વતંત્ર વ્યક્તિ નથી પણ હુ સમાજનું એક અંગ છું. મારાં કર્મોની અસર મારી

આસપાસના ઉપર, સમાજ ઉપર શુ થાય તે મારે વિચારવુ જોઈએ આ દૃષ્ટિએ આપણે વિચાર કરીએ તો આખો સમાજ દરિદ્રતામા સબડે છે ત્યારે આપણે સુખસગવડો ભોગવીએ તો તે આપણને ખટકવા જોઈએ આજે તો આપણે આપણને સમાજના એક અગરૂપ નથી માન્યા એ પરિસ્થિતિ છે

મેં કહ્યુ કે મધ્યમ વર્ગની સ્થિતિ નૈસર્ગિક નથી રહી મધ્યમ વર્ગે ઊંચા વર્ગ તરફ દૃષ્ટિ ન ફેંકતા નીચલા વર્ગ તરફ નજર નાખવાની જરૂર છે પછી મેં કહ્યુ કે પુરુષવર્ગે આજ સુધી કા તો સ્ત્રીઓની નિંદા જ કરી છે અને કા તો સ્તુતિ જ કરેલી છે બન્ને દ્વારા સ્ત્રીઓ પુરુષના લાભાર્થે જ વટાવાય છે વળી મધ્યમ અને ઉચ્ચ વર્ગના સમાજે સ્ત્રીઓ માટે એવી જ વ્યવસ્થા ઘડી છે કે સ્ત્રીઓની ભાવનાઓની ઉત્કટતા જળવાઈ રહે પણ દૃષ્ટિ મર્યાદિત જ રહે આમાથી સ્ત્રીઓમા સ્વજાતિશત્રુત્વ જાગ્યુ છે, અને તે તેના વિકાસમા મોટુ અતરાયરૂપ બન્યુ છે

*

## પ્રશ્નોત્તરી

૧ પ્રશ્ન સ્ત્રીઓના માર્ગમા પરિસ્થિતિનો અતરાય કઈ રીતે ?

જવાબ પરિસ્થિતિનો અતરાય સ્ત્રીઓને માટે માતૃત્વની જવાબદારીમા રહેલો છે પણ છતા માતૃત્વની જવાબદારી પ્રત્યે રોષ કે તિરસ્કાર કર્યે નહિ ચાલે આ કારણોને લઈને એના કાર્યની મર્યાદા આવી જાય છે એટલે જે રીતે પુરુષ બહારની દુનિયાનો જેટલો લાભ લઈ શકશે એટલો સ્ત્રી નહિ લઈ શકે આ પરિસ્થિતિમા તો શક્ય હોય એટલો માર્ગ દરેકે પોતાનો કાઢવો જોઈએ

મધ્યમ વર્ગમાં એવુ થઈ ગયુ છે કે કમાવુ એ પુરુષનુ કામ અને ગૃહવ્યવસ્થા એ સ્ત્રીઓનુ કામ છે જ્યારે નીચલા વર્ગમા આ સ્થિતિ નથી ત્યા તો સ્ત્રી અને પુરુષ બન્ને એકસાથે મળી કામ કરે છે કણબી અને રબારી જુઓ કદાચ મધ્યમ વર્ગમા આર્થિક સગવડને ખાતર પુરુષ અને સ્ત્રી બન્ને કમાતા હશે તો પણ તે જુદાજુદા ધધામા પુરુષ ડૉક્ટર હશે તો સ્ત્રી શિક્ષિકા હશે આ પણ બરાબર ન ગણાય કણબી કે રબારી જેવુ આપણુ જીવન હોય તો તે સ્વાભાવિક કહેવાય આપણે તો સ્ત્રીઓને ઘરની વ્યવસ્થા અને શોભાનુ જ કામ સોંપી દીધુ છે, અને સ્વાર્થને ખાતર શોભાની ઢીંગલીઓ બનાવી છે

૨ પ્ર સ્ત્રીઓ અતિશય ઈર્ષ્યાળુ કેમ હોય છે ?

જ એના અનેક કારણો હોઈ શકે છે એક કારણ તો એકત્ર કુટુબમા રહેલા કાઈક દોષ છે સ્ત્રી એકત્ર કુટુબની નિભાવતી કોઈ દિવસ થઈ જ નથી એકત્રિત કુટુબની રચનામા કોઈ દૂષિત અગો પણ એવા રહેલા છે કે એમા સ્ત્રીઓને વધારે સહન કરવુ પડે છે એકત્રિત કુટુબમા મોટાને જે સગવડ મળે તે નાનાને ન મળે, પુરુષને મળે એટલુ સ્ત્રીને ન મળે આમ એકત્ર કુટુબ સફળતાને નથી પામ્યુ સાચુ પૂછો, એકત્ર કુટુબમા તો કોમ્યુનિઝમનું તત્ત્વ રહેલુ છે સહુ એકસરખા સહુ કમાને સાથે રહે, રહે અને ભોગવે પણ જો એક સત્તા ભોગવે અને બીજા એને તાબે રહે અને દબાય, અને તેનો વિશેષ ભાગ સ્ત્રીઓને ફાળે આવે તો એમાથી ઈર્ષા જ ઉત્પન્ન થાય

૩ પ્ર. સ્ત્રીઓની ભાવના ટૂંકા ક્ષેત્રમાં વધારે ઉત્કટ બનેલી છે તેથી લાભ થયો છે કે નહિ?

જ. ભાવનાની ઉત્કટતા સુખ અને દુઃખ બે બન્નેને વધારનારી છે. જીવનમાં એક જ ભાવના ઉત્કટ હોય એમ નથી બનતું. ઉત્કટ પ્રેમ ધરાવનાર વ્યક્તિ, ઉત્કટ ક્રોધી પણ હોય જો મનુષ્યની વિવેકશક્તિ ખીલી હોય તો એ ક્રોધ જેવી વસ્તુને અંકુશમાં રાખે; પણ જો એ ન હોય તો બધીયે જાતની ભાવના ઉત્કટ સ્વરૂપ લેય. કોઈકવાર એ સ્ત્રી દુર્ગા બને અને કોઈવાર ચંડીનુય સ્વરૂપ ધારણ કરે. આના કરતાં ભાવના અને બુદ્ધિની સમતોલતા હોય તો એ સ્થિતિ હું વધારે સારી ગણું.

૪ પ્ર સ્ત્રીઓ જો પુરુષોની જેમ કમાવા જાય તો ગૃહવ્યવસ્થા ન તૂટે?

જ. મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે બન્ને બહાર કમાવા જાય. કમાણીનું સાધન જ એવું નિર્મિત થવું જોઈએ કે બન્ને એકસાથે રહી પોતાની કમાણી કરી શકે. અત્યારની જે પરિસ્થિતિ જોઈએ છીએ તે આદર્શ વ્યવસ્થા ન ગણાય આજે તો પુરુષવર્ગ પણ ઘરની વ્યવસ્થામાં જરાય ધ્યાન નહિ આપે. ઘર એ સ્ત્રીપુરુષ બન્નેનુ છે અને બન્નેની ગૃહવ્યવસ્થામાં જરૂર છે એમ માનવું જોઈએ.

૫ પ્ર. આજે સમાજમાં સ્ત્રીઓમાં માતૃત્વની જવાબદારી ઓછી કરવાની વૃત્તિ જાગી છે તેનું શું?

જ. આ પ્રશ્ન ખૂબ ગંભીર છે. આ જાતની વૃત્તિ ઇષ્ટ નથી એમ હું માનું છું. આનો અર્થ એમ નથી કે સ્ત્રીને દસબાર બાળકો હોવાં જોઈએ. પણ એની જવાબદારી ટાળી નહિ શકાય. આપણી દયાજનક સ્થિતિ તો જુઓ? સ્ત્રીઓને શોભાવવી ગમે છે, ફેલફિતૂરી શિક્ષણ આપવુ ગમે છે, પણ ચાર સુવાવડ સહન કરી શકે એ જાતની શક્તિ કે શિક્ષણ આપણે નથી આપવાં. શું કરીએ? નથી માબાપોનેય આનો ખ્યાલ આવતો. અહીં ગુજરાત કાઠિયાવાડમાં જ્યાં જોઉં છું ત્યાં તરુણ તરુણીઓ ઉપર નૂર નથી દેખાતુ. કર્ણાટકની સંસ્થાઓમા મેં મગદળોની હારો અને બીજાં કસરતનાં સાધનો દીઠાં. અહીં ક્યાંય કસરતનુ વાતાવરણ નથી જોતો. સારાં સારાં નાટ્યપ્રયોગો, નૃત્યો કે સગીત કરી બતાવે એ સામે મારો દ્વેષ નથી, પણ હું તો સાથે સાથે શરીરની કેળવણી પણ માગુ છુ. અત્યાર સુધી સ્ત્રીઓનાં શરીર સારાં હતાં તે આજ નથી રહ્યાં. આજે ગાંધીજી ઘંટી દળાવવાની વાત કરે તો એ ન ગમે, રાસ રમાડવા ગમે પહેલાંની સ્ત્રીઓ પણ રાસ તો રમતી, પણ તે કેવળ રાસ નહોતી રમતી, અને તે રમવાનું જોર એમને ઘંટીમાંથી મળેલ હતું. આજે એ જ રાસ લેતી સ્ત્રીઓમાં પગનો ઠમકો હશે, પણ ઠમકા પાછળ કમરનું જોર નહિ હોય

સ્ત્રીઓને સામાન્ય રીતે માતૃત્વની જવાબદારી ઉઠાવવી જ પડવાની છે. એ માટેની લાયકાત અને શિક્ષણ એમને મળવાં જ જોઈએ. બાળકોને સારી રીતે ઉછેરવાં અને સારાં બાળકો તૈયાર કરવાં એ જવાબદારી સ્ત્રીઓની છે. વિવાહિત જીવનની જવાબદારીનું જ્ઞાન અને આવડત એમને હોવાં જ જોઈએ.

૬ પ્ર. સ્ત્રીઓનો વિકાસમાર્ગ કેળવાયેલ પુરુષોએ રોક્યો છે તેનું શું કરવું? સ્ત્રીઓએ પુરુષો સાથે કેમ વર્તવું?

જ. જ્યાં પુરુષોએ સ્ત્રીઓનો વિકાસમાર્ગ રોક્યો હોય ત્યાં બધે પરિસ્થિતિ એક

સરખી ન હોય. ક્યાંક પુરુષોનો સ્વાર્થ કારણભૂત હોય, ક્યાંક અજ્ઞાન હોય, ક્યાંક રૂઢિગત સંસ્કાર હોય કે જેની અસર પુરુષો ઉપર થયેલી હોય. એટલે એવુ પણ બને છે કે પુરુષો કેટલુક પ્રામાણિકપણે જ માનતા હોય અને એ રીતે વર્તન રખાવવા પ્રયત્ન કરતા હોય. આ સંકુચિત સંસ્કારોના પરિણામો હોય છે.

આમાં જો સ્ત્રી સમજુ હોય તો પુરુષોને સમજાવીને વશ કરી શકે છે. સ્ત્રીજાતિમા વશ કરવાની એક શક્તિ રહેલી છે અને તે શક્તિનો ઉપયોગ સ્ત્રી કરી શકે

૭ પ્ર તમે કહ્યુ કે મધ્યમ વર્ગ ઉચ્ચ અને કનિષ્ઠ વર્ગ વચ્ચે ખેંચાયા કરે છે જો મધ્યમ વર્ગ ઉચ્ચ વર્ગ તરફ ન વધે તો આગળ વધાય કેમ ?

જ આની ચિંતા આપણે કરવાની નથી આખી પાત્રીસ કરોડની વસ્તીમાં ઉચ્ચ વર્ગ ગણીએ એવા તો બેએક લાખ માણસો હશે ત્યારે મોટો વર્ગ તો નીચલો વર્ગ છે ત્રીસથી બત્રીસ કરોડ તો નીચલા વર્ગના મનુષ્યો છે તો તમે ઉચ્ચ વર્ગની ચિંતા કરશો કે નીચલા વર્ગ તરફ નજર નાખશો ? ઉચ્ચ વર્ગ વધારવો એટલે એમ જ ને કે અનેક મનુષ્યોના ખભા ઉપર ચડી ચાલવુ ? આમ થાય તો સુખ ક્યાથી વધે ? થોડા સુખ ભોગવે ત્યારે કરોડોને તો રોટલોય ખાવા ન મળે ત્યારે આપણું ધ્યેય તો નીચલા વર્ગને સુખ આપવાનું હોવુ જોઈએ. એમને સુખે સુખી થઈએ. છતા આપણે આપણુ સમાજનુ સ્થાન નહિ છોડી શકીએ, એટલે જેટલો ત્યાગ થાય એટલો કરવા પ્રયત્ન કરીએ

૮ પ્ર જે સ્ત્રીઓ કાંઈક સારુ કામ કરે છે તેની સુધરેલો સમાજ નિંદા કરે છે, એનો શો ઉપાય ?

જ. આ લક્ષણો આળસુ સમાજના છે સુધારામા આપણે હાથપગની મહેનત વગરના બન્યા નવરા માણસો બેસીને કૂથલી જ કરે ને ? અને વળી તમે અહીં કે યુરોપમા બધે મધ્યમ વર્ગમા એક વસ્તુ એવી જોશો કે માણસ આવે કે એની નિંદા થાય પાછળથી ખૂબ ટીકા કરીએ આમા તો સત્યવક્તા તરીકે સત્ય લાગતી વસ્તુ કહી દેતા આવડવુ જોઈએ તમે સાચા હો તો તે નિંદાને તમે તમારા પ્રભાવથી દબાવી શકશો પણ આ બધામા ઉદ્યોગ-પ્રિયતા વધવી જોઈએ એમ થાય તો કૂથલીઓ ઓછી થાય ચર્ચામંડળો કે સભાઓ ગોઠવી આપણે ખૂબ કામ કર્યું, એમ માનીએ તો ન ચાલે

૯ પ્ર સ્ત્રીઓને મર્યાદિત ક્ષેત્રમાથી વિશાળ ક્ષેત્રમા લઈ જવાથી વધારે શ્રેય સધાશે ? એમાંય છેવટે મર્યાદા તો રહેવાની જ ને ?

જ એમાય મર્યાદા તો રહેવાની જ એ સાચુ છે પણ આપણો દૃષ્ટિવિકાસ થયો હોય તો મર્યાદિત ક્ષેત્રમાંય માણસ પોતાનુ શ્રેય સાધી શકે બુદ્ધિનો, ભાવનાનો વિકાસ થવો જોઈએ. સ્ત્રીઓ જેમ પોતાના બાળકો માટે ઘસાય છે, કુટુંબની સેવા કરે છે, તેમ બીજાના બાળકો માટે પણ પ્રસંગ મળ્યે ઘસાવુ, એ જાતનો દૃષ્ટિવિકાસ સધાવો જોઈએ માઈ મલબારીનુ નામ ઘણાએ સાંભળ્યુ હશે. તેઓ પારસી હતા સ્ત્રીજાતિમાં એમણે સારો હિસ્સો આપેલો છે. એમની એ ભાવનાનો વારસો એક સ્ત્રી—એમની માતા—પાસેથી મળેલો હતો. નાનપણમા મલબારીને ધવરાવતી માએ એક સગીના રડતા બાળકને ધવરાવી શાન્ત પાડ્યુ, એ સંસ્કાર મલબારીમા રેડાયા આજે એ શક્તિ કોઈ બહેન ધરાવે છે ? પુરુષને નિર્માણ કરનાર કોણ

છે ? સ્ત્રીના ઘોડિયામાં ઉછરેલો તે પુરુષ છે. પુરુષને, ધણીને, દીકરાને કેળવનાર તમે છો. તમારું હૃદય વિશાળ બને તો પુરુષસમાજ વિશાળ હૃદયનો થાય.

૧૦ પ્ર. સ્ત્રીઓની આપસઆપસની ઈર્ષાનો સ્વભાવ કેમ ટળે ?

જ. તેમણે પોતાની ઉન્નતિનો વિચાર કરવો જોઈએ. બધાના દોષો ગળી જતાં આવડે તો ઈર્ષા ટળે.

૧૧ પ્ર. બહેનોની કેળવણીમાં કેવા સુધારા આવશ્યક છે ?

જ. પુરુષ અને સ્ત્રીની કેળવણીમાં કેટલોક ફરક થવો જોઈએ. મહેનતમજૂરીનુ શિક્ષણ ગમે તેમ કરીને ઉમેરાવું જોઈએ. કુદરત મહેનતમજૂરી માગે છે. ઉદ્યોગનો તિરસ્કાર ટાળવો જોઈએ.

૧૨ પ્ર. સ્ત્રીઓનો પુરુષોએ ઇચ્છાથી કે અનિચ્છાએ વિનાશ કરેલો છે ?

જ માણસમાત્ર સુખ શોધનાર છે. દરેકની એક જ વૃત્તિ હોય છે કે બીજા બધા કેમ પોતાને અનુકૂળ થઈને ચાલે. સામાન્ય પુરુષો સ્ત્રીઓને કેળવી પોતાની અનુકૂળતા જ સિદ્ધ કરવા ઇચ્છે છે. માનવમાત્રમાં આ વૃત્તિ કુદરતી જેવી રહેલી છે વિચારી પુરુષ તથા સ્ત્રી એમાં સંયમ રાખી શકે છે, અને બન્નેનું હિત વિચારી શકે છે

૧૩ પ્ર. ગૃહકાર્ય અને બાળઉછેર કરતાં કરતા સ્ત્રીઓએ કેમ પ્રવૃત્તિ કરવી ?

જ. જેમ સ્ત્રીને પોતાનાં બાળકને ઉછેરવાં એ સ્વાભાવિક કર્તવ્ય લાગે છે તેમ બીજાં બાળકો માટે પણ થવું જોઈએ. સમાજમાં અનેક અનાથ બાળકો થવાનાં. કેટલાંક નિર્ધનતાને કારણે, કેટલાંક માબાપનાં મૃત્યુથી વગેરે કારણોએ એવે સમયે એ બાળકોની વ્યવસ્થા સ્ત્રીસમાજ કરે. ઉપરાંત પુરુષજાતિને વ્યસનોમાંથી છોડવવાનુ કામ સ્ત્રીઓ કરી શકે. ચાર વસ્તુ સ્ત્રીઓમાં સહજ છે. એક બાલપ્રેમ. મારી ઈચ્છાથી આજે હુ કોઈ સંસ્થા કે આશ્રમ ચલાવું તો હું બાળક વિનાની વિધવા ન ઇચ્છું. વિધવાને એકે બાળક ન હોય એ દુઃખ એનાં જીવનમાં બહુ ભારે હોય છે. એટલે બાલપ્રેમ એ એક એમનો સ્વભાવ છે. તે તેઓ બીજાં બાળકોને રાખી કેળવી શકે. બીજું સ્ત્રીઓને ગૌપાલન ગમે એવી વસ્તુ છે. આ દિશામાંય તે કામ આપી શકે. ત્રીજું શુશ્રૂષા. માંદાની માવજત કેમ કરવી તે તેને સહેજે ફાવે છે અને તેમાં તે તન્મય થઈ શકે છે. અને ચોથુ તે ગૃહકાર્ય

આજે સ્ત્રીઓમાંથી રાંધવાનુ જ્ઞાન ઓછુ થતું ચાલ્યું છે એ બરાબર નથી. આ સ્થિતિ ન થવી જોઈએ. બધાના આરોગ્યનો આધાર ખોરાક ઉપરજ છે. અને એમાં જ જો બહેનો અણગમો રાખે તો એ અનારોગ્યનુ કારણ થઈ પડે.

એટલે આ બધી જાતની કેળવણી અને વિકાસ સ્ત્રીઓ માટે આવશ્યક છે *

---

* શ્રી. મહિલા વિદ્યાલય ભાવનગરમા ત્યાંના દશવાર્ષિક ઉત્સવ પ્રસંગે અપાયેલું વ્યાખ્યાન તથા પ્રશ્નોત્તરી.

# દિક્કાલ*

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

વખત એટલે ગતિ—પણ તે શાની ગતિ? પૃથ્વી પરના લોલકની, કે સૂર્યની આજુબાજુ પ્રદક્ષિણા ફરતી પૃથ્વીની ગતિ, કે પૃથ્વીની અથવા આખા સૂર્યમંડળની કોઈ સ્થિર જણાતા તારા પરત્વેની ગતિ?—કે પછી નાનામા નાનું પરમાણુ એની અંદર રહેલા ધન તથા ઋણ વિદ્યુતકણોના અન્યોન્યના કે કોઈ બીજા કેન્દ્રની સાથેના સબંધને લીધે સ્પંદન કરે એ ગતિ? આ બધામા એટલુ તો સ્પષ્ટ છે કે ગતિ થાય છે તે દિક્‌મા થાય છે, અને ગતિ કરતા અમુક વખત લાગે છે

વારુ—પરંતુ વસ્તુઓ આકાશમા આમતેમ પોતાનું સ્થાન બદલ્યા કરતી હોય, તો તેની ગતિને લીધે દરેકને કાલનું ભાન થવુ જ જોઈએ એમ કંઈ ફલિત થતુ નથી પશુઓ ગતિને સમજી શકે છે, પરન્તુ આપણી જેમ કાલના તત્ત્વને પિછાની શકતા હોય એમ લાગતું નથી કારણ કાલના તત્ત્વને પિછાનવા માટે બાહ્ય વસ્તુઓની કે પોતાના શરીરની સ્થાનાતરની ગતિ ઉપરાત, એક સ્થાનથી બીજે સ્થાન વસ્તુ જાય તેની વચ્ચેના તમામ સ્થાનોમા થઈ વસ્તુ ગતિ કરે છે, તે પ્રકારનો સમન્વય સાધી શકે એવી ચેતના પણ જોઈએ અમુક સ્થાનથી બીજે સ્થાન વસ્તુ સ્થાનાતર કરે છે તેનુ, તથા અમુક શિકાર આડે જતો હોય તો તેને પકડી પાડવા માટે પોતે કઈ દિશામા કેવી રીતે દોડવુ તેનુ પણ પશુઓને ભાન હોય છે પણ ક્ષ બિંદુથી વ બિંદુ સુધી ગતિ અનેકવાર થઈ હોય, તો એકની સરખામણીમા બીજી ગતિ વધારે છે કે ઓછી—એવી સરખામણી કરી શકે એ પ્રકારની ચેતના પશુઓમા હોતી નથી તો પછી વધારે કે ઓછો વખત અમુક બિંદુથી અમુક બિંદુ સુધી જતા લાગે તેનુ જ્ઞાન તો ક્યાથી જ હોય?

વસ્તુઓ સ્થાનાતર કરે, કે પછી 'વખત એટલે ગતિ'મા લખ્યુ છે તેનાથી આગળ જઈ આપણે એમ કહીએ કે વસ્તુઓનુ રૂપાતર થાય—તે દ્વારા કાલનુ ભાન થાય છે, અને જો તમામ વસ્તુઓની સ્થાનાતરની કે રૂપાતરની ગતિ (Spatial Motion or inner change) એકસરખી વધે કે ઘટે તો કાલના પ્રવાહની ગતિ વધી કે ઘટી તેની આપણને ખબર નહિ પડે આ જ પ્રમાણે આપણી ચેતનાના પ્રવાહની ગતિ વધે કે ઘટે, તો બાહ્ય વિશ્વમા બનતા બનાવોની ગતિ ઘટતી કે વધતી લાગે, એ સ્વાભાવિક છે વસ્તુત: વિશ્વનુ સ્વરૂપ એવુ લાગે છે કે જાણે અસખ્ય શ્રેણીઓ પોતપોતામા થતા રૂપાતરની વિશિષ્ટ ગતિથી કાલમા વહ્યા કરે છે, અને બીજી શ્રેણીઓની અપેક્ષાએ જ અમુક શ્રેણી વધારે કે ઓછો વખત લે છે એમ આપણે કહી શકીએ છીએ પર્વતના એક મોટા ખડકમા બહુ ઓછા ફેરફારો થાય છે, એની અપેક્ષાએ નદીના પાણીનો વેગ વધારે છે—અને એનાથી

* જુઓ 'વખત એટલે ગતિ' અને 'દિક્કાલ' નામના શ્રી. હરિકૃષ્ણ વ્યાસના બે લેખો 'પ્રસ્થાન' જ્યેષ્ઠ ૧૯૮૯ તથા ચૈત્ર ૧૯૯૧મા અનુક્રમે પ્રસિદ્ધ થયેલા.

વધારે મોટરનો વેગ છે, અને એનાથી વધારે આગગાડી કે એરોપ્લેનનો...પણ આપણી ચેતનાની પણ એક આવી જ શ્રેણી છે, અને તેના પ્રવાહની પણ વિશિષ્ટ ગતિ છે.

'વખત એટલે ગતિ'—પણ તે કઈ ગતિ એ આપણે હવે પ્રશ્ન પૂછી શકીશું. ગતિનો સાદો અર્થ એટલે વસ્તુ સ્થાનાંતર કરે તે. પણ આપણે ઉપર જોયું તેમ વસ્તુનું સ્થાનાંતર થવા ઉપરાંત, પ્રત્યેક સ્થાનમાંથી વસ્તુ પસાર થાય તેનો સમન્વય સાધનારી બુદ્ધિ કે ચેતના આપણામાં ન હોય તો જુદીજુદી ગતિઓની તુલના કરી ન શકાય, અને આપણને કાલનું ભાન ન થઈ શકે. એટલે કે વખતનું ભાન થવા માટે માત્ર સ્થાનાંતર કરતી વસ્તુઓની જ જરૂર નથી, પણ અમુક વિશિષ્ટ ચેતનાની પણ જરૂર છે.

હવે આવી ચેતનામાં સ્થાનાંતર કરતી વસ્તુઓ કઈ રીતે પ્રવેશ કરે છે? ચિત્તશાસ્ત્રનો એક સિદ્ધાંત છે કે ચેતનાના પ્રવાહમાં ભલે એકની એક વસ્તુ પ્રવેશ કરે, પરન્તુ એથી કંઈ ચેતનાનો પ્રવાહ એકનો એક રહેતો નથી. $ચ_{૧}$ $ચ_{૨}$ $ચ_{૩}$......$ચ_{૨૫}$...$ચ_{ન}$ એવો ચેતનાનો પ્રવાહ ચાલ્યો આવતો હોય તેમા $ચ_{૩}$માં વ્યક્તિ જો $વ_{૨૪}$નો (વસ્તુ નં. ૨૪) વિચાર કરતી હોય, અને પછી $ચ_{૨૬}$માં વ્યક્તિ વળી એની એ $વ_{૨૪}$ નામની વસ્તુનો વિચાર કરતી હોય, તો $ચ_{૩}$ અને $ચ_{૨૭}$ બંને ચેતનાની એકસરખી વૃત્તિઓ નથી. એટલે કે ચેતનાનું હરહંમેશ રૂપાતર થયા કરે છે, અને કોઈ વસ્તુ એક સ્થાનથી બીજે સ્થાન જાય તો તેના સ્થાનાંતર પણ રૂપાંતર તરીકે જ ચેતનામાં દેખા દે છે. એટલે કે વખત એટલે ગતિ—પણ તે સ્થાનાંતરની ગતિ નહિ: સ્થાનાંતરરૂપ ગતિ તો અત્યંત સ્થૂળ છે—પરંતુ જેમાં વસ્તુનું પોતાનું રૂપાંતર થતું હોય, એવી જે આંતરગતિ એટલે વખત. અને એ ઉપરાંત બધાં રૂપોનો સમન્વય સાધી શકે એવી બુદ્ધિ હોય તો કાલનુ ભાન થઈ શકે.

આપણી ચેતના પોતે જ આપણામા શુદ્ધ કાલના સ્વરૂપે રહેલી છે, અને પછી એના ઉપરથી બાહ્ય વસ્તુઓમાં જે સ્થાનાંતર કે રૂપાતર થાય છે તેને આપણે કાલમા ઘટાવીયે છીએ, અને જુદાંજુદા વિદ્વાનો પોતાની બીજી સ્વીકૃતિઓને બંધબેસતી કાલની વ્યાખ્યાઓ ઉપજાવી કાઢે છે. 'વખત એટલે ગતિ'ના લેખમાં બધા કરતાં ગણિતશાસ્ત્રી જીતી જતો હોય એમ લાગે છે, એનું કારણ એ છે કે ગણિતની કોઈ પણ સ્વીકૃતિને કાલની બાધા નડતી નથી અને એટલે જ કાલની ગમે તે વ્યાખ્યા ગણિતશાસ્ત્રી આપી શકે છે.

ગણિત માત્ર આપણી બુદ્ધિની રમત છે. બાહ્ય વિશ્વમાં રહેલા અમુક જ ગુણોનો એ સ્વીકાર કરે છે—જેમકે સંખ્યા, ખાલી જેવું દેખાતુ આકાશ, સમાંતર સીધી લીટીઓ વગેરે વગેરે. ગણિતની જુદીજુદી શાખાઓની જુદીજુદી સ્વીકૃતિઓ હોય છે. સમાંતર સીધી લીટીઓ કોઈ દિવસ મળે જ નહિ; એ સીધી લીટીઓ માત્ર એક જ બિંદુમાં એક જ વાર એકબીજાને છેદી શકે, બે સીધી લીટીઓ આકાશમાં કોઈ આખી આકૃતિ બાંધી શકે નહિ,.... વગેરે સ્વીકૃતિઓ ઉપર યુક્લિડની ભૂમિતિ રચાઈ છે. આ ભૂમિતિના મૂળભૂત સિદ્ધાન્તોનો જો આપણે સ્વીકાર કરીએ, તો લબાઈ પહોળાઈ વિનાના બિંદુની ગમે તે દિશામાં એવી રીતે ગતિ કરીએ કે પોતાના માર્ગને પોતે કદી છેદવો ન પડે, તો એ માર્ગ સીધી લીટી થશે; અને સીધી લીટી પર ગમે તે દિશામા એક લંબ દોર્યો હોય, અને તે લંબની દિશામાં સીધી લીટીની ગતિ કરીએ તો તેમાંથી સપાટી ઉત્પન્ન થશે: અને સપાટીના કોઈ પણ એક બિંદુ પરથી સપાટી પર એક લંબ દોર્યો હોય, અને તે લંબની દિશામાં સપાટીની

ગતિ કરવામાં આવે તો એક ઘન ઉત્પન્ન થશે. 'દિક્કાલ'ના લેખમાં કહ્યું છે તેમ દરેક પગલે પગલે આપણને નવોનવો ગુણ ઉત્પન્ન થતો લાગે છે. બિંદુમાં લંબાઈ કે પહોળાઈ કશું નહોતું, તેમાંથી પહેલાં જાડાઈ વગરની શુદ્ધ લંબાઈ ઉત્પન્ન થઈ, અને લીટીની લંબાઈની અમુક રીતે ગતિ થતાં તેમાંથી લંબાઈ ઉપરાંત પહોળાઈ ઉત્પન્ન થઈ, અને લંબાઈ પહોળાઈવાળી સપાટીની ગતિ કરતાં જાડાઈ કે ઊંડાણ ઉત્પન્ન થયું.

શરૂઆતમાં ગાણિતિક બુદ્ધિના દૃષ્ટિબિંદુથી આપણે અમુક વ્યાખ્યાઓ ને સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો, પછી એ વ્યાખ્યાઓ અને સિદ્ધાન્તોને સાચા ગણી આપણે અમુક ચોક્કસ બૌદ્ધિક વ્યાપારો કર્યા; અને એ વ્યાપારોમાં નવાં નવાં તત્ત્વો ઉમેરાતાં ગયાં, અને અવનવી બાધાઓ મુકાવા લાગી. ઉ. ત, બિંદુમાં પહોળાઈ કે જાડાઈ કશું નથી, તેથી આપણે તેની ગમે તે દિશામાં ગતિ કરી શકીએ. અને તોપણ તેમાંથી લીટી જ ઉત્પન્ન થવાની; પણ પછી સીધી લીટીની ગમે તે દિશામા ગતિ નહિ કરવાની, પણ લીટીના કોઈ બિંદુથી લીટી પર લબ દોર્યો હોય, તે દિશામાં જ લીટીએ ગતિ કરવાની; અને સપાટીએ પણ તેમાં રહેલા કોઈ બિંદુ પરથી સપાટી પર એક લબ દોર્યો હોય તે દિશામાં જ ગતિ કરવાની. આનું આપણે કારણ પૂછીએ કે ભાઈ, આમ અમુક જ દિશાએ ચાલવાની કેમ ફરજ પાડો છો?— તો આપણો ગણિતશાસ્ત્રી આપણને કહેશે કે મિસ્ટર, આપણી રમતનો આ ધારો આપણે પહેલેથી સ્વીકાર્યો છે. Rectangular Axes જો તમને પહેલેથી માન્ય ન હોય, તો તમે અમારી સાથે રમી જ નહિ શકો; કયે વખતે શું શું સ્વીકારતાં જવું તે અમે પહેલેથી તમને સારું જણાવ્યુ હતુ, અને અરધી રમત રમ્યા પછી જો તમારે અમારો નિયમો માન્ય ન રાખવા હોય તો રમત રમવાનો જ કશો અર્થ નથી, અને રમત આગળ ચાલી શકે જ નહિ.

યુક્લિડની ભૂમિતિના સિદ્ધાન્તો સ્વીકારીને શ્રી. હરિકૃષ્ણ વ્યાસે પોતાનો મનનીય લેખ લખ્યો છે. બિંદુની ગતિ થતાં લીટી થાય તે આપણે સમજી શકીએ છીએ, લીટીમાંથી સપાટી ઉત્પન્ન થાય અને સપાટીની ગતિ થતાં ઘન પેદા થાય એ તમામ બુદ્ધિગમ્ય છે. અને ઘન જગતની ગતિ, લંબાઈ પહોળાઈ કે જાડાઈ–ઊંડાણ સિવાયની કઈ દિશામાં કરવી કે જેથી ત્રણ પરિમાણવાળા જગતની કોઈ નવીન ચોથી જ દિશામાં કાટખૂણે ગતિ થઈ ગણાય? અહીં વળી ગણિતશાસ્ત્રી કહે છે કે એમ માની લ્યો કે એ ચોથી દિશા તે કાલની દિશા છે.

વારુ—ત્રણ પરિમાણવાળુ જગત કાલના ચોથા પરિમાણમાં કાટખૂણે જાય છે, અને એ ચાર પરિમાણવાળુ જગત કોઈ નવીન જાતના કાલ નંબર બેમાં કાટખૂણે ગતિ કરે છે; અને એ પાંચ પરિમાણવાળુ જગત કોઈ તેનાથી પણ વધારે વૈચિત્ર્યથી ભરેલા કાલ નંબર ત્રણમાં કાટખૂણે ગતિ કરે છે......અને 'ન' પરિમાણવાળુ જગત કાલ નંબર "ન–૨" માં ગતિ કરે છે!......

આપણું પરિવર્તનશીલ જગત અને આપણી ચેતના વચ્ચેનો સંબધ આપણે થોડા-ઘણો જોયો. હવે આપણે ઉપરની દલીલોના દૃષ્ટિબિંદુએ, આનાથી આગળ જઈ એમ કહી શકીશું કે એક સીધી લીટીના માર્ગ પર એક બિંદુ જતુ હોય, તો ભવિષ્યમાં એની વચ્ચે શું શું આવશે તે આપણે એકીનજરે જોઈ શકીશું; એટલે કે લબાઈનો ગુણ બિંદુના જીવનમાં કાલરૂપે વ્યક્ત થાય છે, જ્યારે આપણે મન તો એ માત્ર લબાઈ જ રહે છે. આવી જ રીતે લીટી જ્યારે સપાટીમાં ગતિ કરતી હોય ત્યારે પણ સપાટીનો જે પહોળાઈનો

ગુણ લીટી પર વસતી ચેતનાને કાલરૂપે વ્યક્ત થાય છે, ને આપણને તો દિક્ના એક પરિમાણરૂપે જ દેખાશે; એટલે કે લીટી પર વસતા પ્રાણીનાં ભૂત, વર્તમાન કે ભવિષ્ય આપણે એકીસાથે જોઈ શકીએ છીએ; અને તે જ પ્રમાણે તદ્દન સીધી સપાટી પર વસતા પ્રાણીનાં ભૂત, વર્તમાન તથા ભવિષ્ય પણ આપણે જાણી શકીએ. અને આથી આગળ જઈ આપણે એમ કહી શકીએ કે ત્રણ પરિમાણવાળા આકાશમાં તથા એક પરિમાણવાળા કાલમાં વ્યક્ત થતું જીવન—ભૂત, વર્તમાન અને ભવિષ્ય તમામ—આપણાથી કોઈ ઉચ્ચતર ચેતનાને સર્વાંશે દિક્માં પથરાયેલું લાગે; પરંતુ એવી ચેતના પણ પોતે પોતાના કાલમાં આગળ વધતી હશે, અને એને પોતાના ભૂત, વર્તમાન અને ભવિષ્ય પણ હશે. જો આપણે સ્થૂલ ગતિનું ઉદાહરણ લેવું હોય તો એમ કહી શકાય કે—પૃથ્વી પર અનેક આગગાડીઓ કે સ્ટીમરો આમતેમ ફરે છે, તેની સાથે સાથે ચંદ્ર પણ પૃથ્વીની આજુબાજુ ફરે છે. પણ પૃથ્વી અને ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે,—અને સૂર્ય નભોમંડળમાં Hercules શૌરીના તારામંડળ તરફ ચોક્કસ ગતિએ આગળ વધે છે, અને જે કેન્દ્રની આજુબાજુ આપણું આખુ સૂર્યમંડળ ફરે છે તે પોતે પણ કોઈ—બીજા—દૂરના અજ્ઞાત કેન્દ્રની આજુબાજુ ફરતુ હશે......આવી જ રીતે એક ભૂમિકાનાં સ્થળકાલ બીજી ભૂમિકાને મન માત્ર સ્થલરૂપ દેખા દે, અને આવી એક બીજાથી ચડિયાતી ભૂમિકાઓની શ્રેણી, અને તેમાં વ્યક્ત થતી ચેતનાઓને (જોકે ખરી રીતે એમ કહેવું જોઈએ કે એકબીજાથી ચડિયાતી ચેતનાઓની શ્રેણી અને તેમનામાં વ્યક્ત થતા સ્થલકાલ) આપણે અનંત સુધી લંબાવી શકીએ, અને આ રીતે આપણી "અસંતોષી" બુદ્ધિને સંતોષવા આપણે અનવસ્થા દોષ આપણે માથે વહોરી લઈ શકીએ.

પણ આપણી જ બુદ્ધિ આપણને પ્રશ્ન પૂછશે કે શું આ વિચારસરણી ખરી છે? આપણી શુદ્ધ બુદ્ધિને આપણા પક્ષમાં લાઈ ધીમેથી પૂછીશું તો તે જ આપણને જવાબ આપશે કે—જુઓ ભાઈ઼ઓ, તમે પહેલેથી જ જે સિદ્ધાન્તોને વગરવિચાર્યે સ્વીકૃતિઓ તરીકે સ્થાપ્યા છે તે જ કંઈ બહુ ખરા નથી. બિંદુ, સીધી લીટી, એકબીજાને એક જ બિંદુમાં છેદતી સીધી લીટીઓ, સમાંતર સીધી લીટીઓ, Rectangular Axes વગેરેના ઈંટચૂનાથી તમે તમારું ભૂમિતિનું ઘર રચ્યુ છે, અને એ ઘર એવી રીતે બાંધવાનો પ્રયત્ન કર્યો કે એમાં તમારા અનુભવમા આવતી પૃથ્વી પરની વસ્તુઓ વિશે તમે થોડેઘણે અંશે ખરાં એવા વિધાનો બાંધી શકો પણ જુઓ, આવા ચોકઠામા તમે તમારા અનુભવને સર્વાંશે નહિ ઢાળી શકો; કારણ જુઓ અહીં તમારે ખૂણો ખાલી પડે છે,—અને અહીં આ વસ્તુ તો ચોકઠાંમા માતી જ નથી. તમે મારા માત્ર એક અંશનો અથવા બીજા દૃષ્ટિબિંદુથી કહીએ તો તમારા અનુભવના એક નાના જ અંશનો સ્વીકાર કરીને તમારી સ્વીકૃતિઓ બાંધી છે. પણ જુઓ અહીં આ ફ્રેમ પૂર્વ પશ્ચિમ સંકોચાય છે, અને બુધનો ગ્રહ સૂર્યની છેક નજીક છે તેથી તેની કક્ષામા કોઈ વિચિત્ર ફેરફારો થાય છે. અને તમે જે એમ માનો છો કે પ્રકાશ સીધી લીટીમાં જ ગતિ કરે છે, તે પણ ખોટુ છે, કારણ તેના પર ગુરુત્વાકર્ષણની અસર થાય છે....માટે તમારી આ ભૂમિતિ ખોટી છે, અથવા સર્વાંશે સાચી નથી. અને તમારી પાસે આજે અનુભવની જેટલી મૂડી એકઠી થઈ છે તે તમામનો સમન્વય સાધી શકે એવા ચોકઠાં જો તમારે જોઈતાં

હશે તો તે આ ગ્લા આ ચોકઠા Rectangular નથી, એમાના લમ્બ (Axes) વાકી લીટીના પણ હોય, અને જેટલા પ્રકારની ગતિઓ તેટલા પ્રકારના ચોકઠા તમને મળી રહેશે, અને દરેક પ્રકારની ગતિના સ્થલકાલ એકબીજાથી ભિન્ન હશે, કે જેથી તમે એમ ચોક્કસ કદી નહિ કહી શકો કે—"અહીં" જ્યારે આ "બનાવ" બન્યો ત્યારે "ત્યા" પેલો બીજો "બનાવ" બરોબર એ જ વખતે બન્યો અને ગતિના એક તંત્રનો ભૂતકાળ તે બીજાનો વર્તમાનકાળ હોઈ શકે, અથવા એક તંત્રનો વર્તમાનકાળ તે બીજાનો ભવિષ્યકાળ થઈ શકે—ઉદાહરણ તરીકે અહીંથી કોઈ દૂરમા દૂરના તારામા વસતા લોકો અત્યારે પૃથ્વી પર કૌરવ પાડવનુ યુદ્ધ થતુ જોતા હશે, અથવા 'પ્રસ્થાન'નો આ અંક છપાતો હશે તે ભવિષ્યમા કોઈ એના જ તારાનો વાસી જોશે—પણ આ આખા વિશ્વનો વણાટ એવો છે કે કોઈનુ પણ ભવિષ્ય બીજા કોઈનો વર્તમાન કે ભૂતકાળ ન બની શકે, એટલે કે કયા કયા બનાવો બરોબર એકીવખતે થયા તે આપણે ભલે ન કહી શકીએ, તોપણ વિશ્વમા બનતા બનાવોની ઘટના એવી રીતે સકળાયેલી છે કે દરેક શ્રેણીને પોતપોતાના ભૂત, વર્તમાન તથા ભવિષ્ય હોય છે યુક્લિડની વિચારસરણી અનુસાર નીચલી ભૂમિકાની ચેતનાના સ્થલ અને કાલ તેનાથી ઉપરની ભૂમિકાને મન માત્ર સ્થલરૂપ જ ભાસે, અને તોપણ દરેક ભૂમિકાને પોતાના વિશિષ્ટ કાલમા પોતાનુ જીવન ભૂત વર્તમાન અને ભવિષ્ય એ રીતે ગાળવુ જ પડે અને સાપેક્ષવાદના દૃષ્ટિબિંદુથી જેમ આપણા ત્રણ પરિમાણવાળા આકાશમા સૌ પોતપોતાના લબ (Perpendicular) શોધી કાઢે છે,[1] તેવી જ રીતે ચાર પરિમાણવાળા દિક્કાલના પ્રવાહમાથી સૌ પોતપોતાના ગતિતંત્ર (ગતિ એટલે કે સ્થૂલ ગતિ તેમજ ચેતનાના પ્રવાહની ગતિ એમ પણ કહી શકીએ) અનુસાર પોતપોતાના સ્થલ અને કાલ કોરી કાઢે છે, અને તોપણ દરેક શ્રેણીને પોતપોતાનુ ભવિષ્ય તો રહેવાનુ જ એટલે કે કાલની ગતિ ઊંધી કે ઊલટી થઈ શકવાની નહિ[2]

યુક્લિડની ભૂમિતિના દૃષ્ટિબિંદુથી પણ આપણે જ્યારે એમ માન્યુ કે એક બિંદુ **અ** થી **વ** સુધી ગતિ કરે તો એક એક લીટીને જન્મ આપે, પરતુ એ ઉપરથી એમ ફલિત નથી થઈ શકતુ કે એનુ એ બિંદુ **વ** થી **અ** સુધી પાછુ ફરે તો તે લીટી ભૂસાઈને માત્ર **અ** બિંદુ જ રહે એથી કઈ લીટી ભૂસાય નહિ અને આપણે એટલુ જ કહી શકીએ કે એની એ લીટી પર બિંદુ પાછુ ફર્યું બિંદુમા કશી દિશા (direction) હોતી નથી, પણ લીટીને શુદ્ધ બે દિશાઓ હોય છે, અને હરકોઈ બિંદુ એક દિશામાથી બીજી દિશામા પ્રયાણ કરી શકે છે આજનુ ભૌતિકવિજ્ઞાન દિશાનો સ્વીકાર કરે છે (An Electrical Vector is not the same when it changes its direction), અને જો દિશા પણ ઊલટાસૂલટી ન થઈ શકે, તો પછી કાલનો પ્રવાહ તો ઊલટો કેમ જ થઈ શકે? અને

[1] જેમકે પૃથ્વી ગોળ છે તેથી હિંદમા ઊભેલા માણસોને પોર્ટુગલમા ઊભેલા માણસો, આપણા દૃષ્ટિબિંદુએ, જરા વાકા ઊભેલા લાગશે અને ત્યાના માણસોને આપણે વાકા ઊભેલા લાગીએ

[2] સાપેક્ષવાદની દૃષ્ટિએ કાલની ગતિ ઊલટી કરવા માટે વસ્તુએ પ્રકાશની ગતિ કરતા પણ વધારે ગતિથી આકાશમા ઊડવુ પડશે, પણ પ્રકાશની ગતિ જોકે માપી શકાઈ છે છતા તે 'અગણિત' છે, કારણ તેમા બીજી કોઈ ગતિનો ઉમેરો થઈ શકતો નથી, તેમ બીજી કોઈ ગતિ તેમાથી બાદ કરી શકાતી નથી.

કાલનો પ્રવાહ એટલે જ આપણી ચેતના,[1] અથવા ખરી રીતે આપણે એમ કહેવું જોઈએ કે આપણી ચેતના જેવી છે તેવી છે તેને લીધે જ આપણને દિક્ અને કાલ આવાં લાગે છે.

અને આપણી ચેતના જ માત્ર શા માટે? ચેતના અને શરીર, ત્રણ પરિમાણવાળું શરીર, અને શુદ્ધ કાલમાં ગતિ કરતી આપણી ચેતના—એ બંને અવિશ્લેષ્ય રીતે આપણા જીવનમાં સંકળાયેલાં છે, અને એટલે જ આપણે આખા વિશ્વને સ્થલ અને કાલમાં પથરાયેલું જોઈએ છીએ.

અને સ્થલ અને કાલનો ખરો આંતરસંબંધ શો છે તે કોણ સમજી શકે?... આપણાં શરીરનાં સ્થૂળ લાગતાં અણુઓ જે રીતે આપણી શુદ્ધ ચેતનાને ટકાવી રહ્યાં છે, અને આપણું ચિત્ત અને અર્ધચેતના આખા શરીરને રોકીને બેઠાં છે, એ બેનો સંબંધ પોતાનાં શુદ્ધ આંતર પ્રત્યક્ષ દ્વારા જે કોઈ જોઈ શકે અને ચેતનાની ઊંચામાં ઊંચી ભૂમિકા સુધી જઈ શકે એટલું જ નહિ, પણ શરીરનાં સ્થૂળમાં સ્થૂળ અણુઓ સુધી પણ જે નીચે ઊતરી શકે, તથા તેનું ખરું જ્ઞાન મેળવે તે જ દિક્ અને કાલના સંબંધના કોયડાનો ઉકેલ કરી શકે. કારણ દિક્ એ શરીર છે, અને કાલ તેનું મન છે



## લાવા

દુર્ગેશ શુક્લ

પૃથ્વી પેટાળ તારે દવ નિત સળગે, અંતરે તોય તારે
હાસે શે કૂંપળો આ હરિત! મૃદુલ રે! અંકુરો કેમ ફૂટે?
મારે હૈયેય લાવા પ્રતિદિન પ્રજળે, ના શમે કોડ વાતે,
બાળે ઊર્મિ, મધુરાં સ્વપન, પ્રિયતણી સંસ્મૃતિ રમ્ય, ઓરે!
માતા! આ રંક કેરું ગુરુપદ લઈ, કો ભાવ ઉદાત્ત પૂરો
લાવાની ઝાપટે છો ઉર ડસડસતું, લોચને હાસ વેરો.

૧. દરેક રૂપાંતરને આપણે સ્થાનાંતર ગણીએ તો જ કાલને સમેટી દેવાની કલ્પના આપણે કરી શકીએ; પણ સ્થૂળ ગતિના સ્વરૂપ વિશે આપણે વિચાર કરીશું તો જણાશે કે તેને પણ આપણે સમેટી ન દઈ શકીએ, કારણ તો પછી ગતિ રહે જ નહિ. આ વિચારસરણી H. Bergsonનાં Time and Free Will તરફ આપણને લઈ જાય છે.

# મારાં ઘરે મંગલ મૃત્યુદર્શન

'સ્વપ્નસ્થ'

હિમાલયે સૂર્યવિહીન લોકથી
અખંડ તોફાન તણા પ્રદેશથી
અપૂર્વ એવા હિમના પ્રપાતના
સમીર છૂટ્યા જગવીંધતા જતા

ઠરી ગયા ઉત્તર હિંદ પાણી
થભી ગયા લોક હજાર ચાલતા
ફરી નહીં પાય ઉપાડવા કદી
ને મધ્ય હિંદે ત્યમ પશ્ચિમારે
પૂર્વે અને દક્ષિણમા બધે અહો
ફરી વળી એ જ મહાવિનાશિની

સૌરાષ્ટ્રના અબ્ધિ વિટેલ દેશે
પ્રશીત એ સુસવતા સમીરણો,
આકાશમા અભ્ર ન એક તોયે
ઉષ્મા કશી સૂર્ય તણી નહીં રહી,
ઝાંખી બની શોકભરેલ પૃથ્વી,
આકાશમા તારકના ઊંડાણથી
ઝરેલ ઝાળી હિમમા વનસ્પતિ
બળી ગઈ રાખ બની ખરી ગઈ

ને ચંદ્ર ચોપાસ મહા કુંડાળુ
નિસ્તેજ ને મ્લાન જલે રચાયુ,
નદીતટેના અમ ગામડામા
નવેક થાતા સૂઈ સૌ ગયેલા
ને હું ય મેડા પર જાળિયા થકી
પ્રશાન્ત સૂતેલ નદીકિનારો
જે ખોરડાઓ પરથી જણાતો
તે જોઈને હુંફભરેલ સોડમા
પત્ની તણી સૂઈ ગયેલ મૂંગો
સ્વપ્ના વિનાની અણુભગ ઊંઘમા

અવાજ કૈં સાંભળતા જ જાગતો,
બોલાવતુ કો કિ બૂમ પાડી
મને, અને હું ઝટ ઊઠ્યો દ્વારો
ખોલી, પૂછ્યુ "શુ થઈ શુ ગયુ છે?"
ત્યા બા કહે "તુ જરી આવ નીચે"
મેં સાદ આ કો દિ' ન સાંભળેલો
આશ્ચર્ય દુખે ભયપૂર્ણ ઘોઘરો,
ને ઊતર્યો હુ જલદી જતામા
કાન્તાય દોડી મુજ પાછળે પૂગી,
બા બોલતી "તુ ઝટ દોડ! શેરીમા
દાદા પડ્યા છે થઈ શુદ્ધિહીન"

હુ દોડતો બાર હતા ઉઘાડા
પડેલ ત્યા ભીંત કને જ આડા
દાદા હતા, ગોઠણથી વળેલા
પગો હતા, ને લમડી ગયુ ગળુ
હુ છેક પાસે જઈને અડુ છુ
તો અંગ એ સાવ પડેલ ઠડુ,
નાડી મળે ના, ધબકા ન હૈયે
અદ્રશ્ય વેગે પળતી દગોમા
નિરભ્ર આભે પણ ચંદ્રધાબુ

કાન્તા અને બા પણ આવી પોગ્યા
ને મેં કહ્યુ "બા ઘરમા લઈ જયે"
મેં શીષ ઝાલ્યુ વચમાથી કાન્તા
ઉપાડતી બા પગ ડેલીમા ગયા
ધીમે જઈ ઓગણમા સુવાડ્યા
હું માંડ બોલ્યો "બા, હૈ રહ્યુ નથી"

ને છાણનો તુર્ત કર્યો જ ચોકો
ને ત્યા સુવાડી ઘૃતનો દીવો કર્યો
બા ખૂબ વેગે જઈ નાહી આવી
મૂક્યુ સુગંગાજલ ઓષ્ઠ ખુલ્લે
ને તુલસીના દલ પાવવી મુક્યા
કાન્તાય ત્યા તો જઈ નાહી આવી
મનેય બા કહે "ઝટ નાહી આવ"
પ્રદક્ષિણા સૌ ફરતા ફર્યા અમે

બેસી અને બા વદતી ધીમેથી
"ત્રણેક વાગે ખખડેલ ડેલી,
ખાળે જવાને દાદા ઊઠ્યા હશે
એવું ગણી મેં નહિ ધ્યાન આપ્યું;
ઓચિંતી હું તો હમણાં જ જાગી
ગૈ, ટાઢ વાતાં બહુ બ્હાર જોતાં,
પડેલી દીઠી ખડકી ઉઘાડી
મેં બેઠકે આંખ જરાક ફેરવી
તો ત્યાં પથારી પર કોઈ નો'તું.
હું દોડતી બ્હાર જઈ પહોંચી
ત્યાં આમ: ને મૂક રહ્યાં જ બેસી;
"થયા હશે પાંચ"—વદી ફરી બા
થોડીક વારે—"કહીં આવ તું બધે
જો બાપુ તારા અહીં હોત તો તો"
બોલી કશું ના વધુ, મેં નિહાળ્યા
ત્યાં દૂરના અંદરમાંહી બંગલે
પલંગે સૂતેલ નચિંત બાપુ
આ પાછલા પોરની ગાઢ ઊંઘમાં.

જીવંત દાદા—શેરી પડેલા
ચોકે સૂતેલા—સહુ એક રાતમાં,
વિચારતું ચિત્ત, પગો ફરી રહ્યા
થોડાં ઘરો બ્રાહ્મણનાં હતાં ત્યાં,
ઘરે વળ્યા સૌ જઈ પ્રાણપોક
મૂકી, અને ખાંપણ કોક લાવ્યું
તેની સહે એ મૃતદેહ બાંધ્યો
રોયાં ન કોઈ—અમને ન રોવું
આવી શક્યું-સૌ શુભ વૃદ્ધ મૃત્યુ
ગણી અને

ઇશ્વરનામ લેતા
પરોઢના સૌ પળિયા મસાણમાં
વળી હતી આગળથી ઉપાડી મેં
શ્રી રામનું નામ અખંડ ગુંજતું
ને પાયના તાલ પડે ઉતાવળા
ઠંડી મહીં સૌ કુકડું વળ્યા છતાં;
ચાલ્યા અમે પૂર્વ દિશા ઉષા ઊગ્યાં
જ્યાં ગામ છોડ્યું ત્યાં કંકુ રંગનાં
નિઃશબ્દ વૃક્ષો નદીતીર ઊભાં
પ્રશાન્ત પાણી પર તેજ આછાં
પ્રકાશતાં રંગ ધરી અગમ્યના

ને હિમની કાંકરિયો ખૂંદી ને
કો શીત શીલા પર પાય દેતા
પ્હોંચ્યા અમે, માટલી ફોડી કોકે,
છાણાં લઈ પાછળ આવતા જણે
એ લાવી મૂક્યાં જબરી શિલા પરે,
પાણી થકી બેત્રણ હાથ છેટે
—કોકે કહ્યું: આંહીં જ મોટાબા બળ્યાં—

પછી અમે ગોઠવવાં શરૂ કર્યાં
ચિતા રચી ઉપર દેહ ગોઠવ્યો
છાંટી પછી, કોઇકે મંત્ર બોલ્યો
મેં અગ્નિ મૂક્યો કંઈ પિંડ મૂક્યા
આંસુ ભર્યો કંઠ ચાસળ્યા રૂંધતાં.

ને સૂર્યનાં સૌમ્ય પ્રકાશબિમ્બમાં
જળી રહી રક્ત, ધૂમેભળી ચિતા.

૨૩ : ૧૧ : ૩૪

# છેલ્લી સાંકળ

વૈકુંઠ ચુનીલાલ

લાલ ચુંદડી ઓઢી, શયનખંડમાં લપાઈને સરી જતી નવોઢા માફક પ્રભાકર દૃષ્ટિમર્યાદા પર લોપ થતા હતા. તેમને ગાલે શરમના શેરડા પડતા હતા. ધરતીમાતાની દિનભર સેવા કરી ગ્રામજનો સાર્વજનિક કૂવે હાથમોં ધોતા હતા. ગામને સીમાડે એક નાના મકાનમાં આવેલી પ્રાથમિક શાળા જેનું નામ લઈ ગામલોકો ગૌરવ લેતા હતા તેમાથી ઢંગધડા વગર પહેરેલે કપડે નીકળતા નાનાનાના કિશોરો જેલમાંથી છૂટેલા કેદીઓનો ખ્યાલ આપતા હતા. શાળાથી તદ્દન જુદી જ દિશામાં એક મંદિર આવેલું હતું. મંદિરનું મકાન નીચી બાંધણીનું પણ ઘુમ્મટબંધ હતું. તેની ચારે બાજુ તારની વાડ કરી સંરક્ષિત કરવામાં આવ્યું હતું. મદિરની પૂર્વ બાજુએ હનુમાનજીની દેવડી બાંધવામાં આવી હતી. આ દેવડીની બાજુમાં જ પીપળાનું એક વિશાળ વૃક્ષ હતુ. પીપળાની ચોતરફ બેત્રણ ફૂટ ઊંચો ઓટલો બાંધી લેવામાં આવ્યો હતો. પાનખર ઋતુના પ્રભાવે આખો ચોતરો અને તેની ફરતી જમીન પીળાં પલાશથી ઢંકાઈ ગઈ હતી. કુદરતે સુવર્ણજાજમ પાથરી હતી.

આ ચોરા પર મંદિરના મહારાજ શ્રીધરનાથ બેઠા હતા તેમની આજુબાજુ ગામના ભાવિક ભક્તજનો એકત્રિત થયા હતા. કથાપોથીમાથી એકેક પાનું હાથમાં લઈ, વારંવાર સરી જતાં ઉપવસ્ત્રને વ્યવસ્થિત કરતાં, મહારાજ કર્મની ફિલસૂફી શ્રોતાજનોને સમજાવતા હતા અને જગતની વિચક્ષણતાનું દિગ્દર્શન કરાવતા હતા વચ્ચેવચ્ચે એકાદ રસભર્યું ઉદાહરણ આપીને શ્રોતાઓની રસવૃત્તિને સતેજ કરતા હતા. પીપળાના પાંદડા પર, નવા આવનારનો પદધ્વનિ સાંભળી સ્વામીજી ઊંચું જોઈ થોડીથોડીવારે એકાદ ભજન કે શ્લોક બોલી વ્યાખ્યાનની નીરસતા ઓછી કરી આનંદ પ્રકટાવતા હતા. તેમની બોલવાની હલકથી સાંભળનારનાં અંતરમાં નવીન વૈરાગનું ઉદ્દીપન થતું હતું. મહાસાગરનાં મોજાં સાથે ક્ષુલ્લક પદાર્થો ઘસડાઈ જાય તેમ શ્રીધરનાથના સંગીતના જાદુમાં ઘણાં ય લીન થઈ તાળી પાડવાનું શરૂ કરતાં. ઘણાયે નાસ્તિકના આસ્તિક બનતાં.

મહારાજે તે દિવસનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું. શ્રીધરનાથના પટ્ટશિષ્યે નિત્યક્રમ પ્રમાણે પ્રભુનામની ધૂન લગાવી:

"શ્યામસુંદરકી જય, પ્યારે રાઘવકી જય,
બોલો હનુમાન કૃપાળુકી જય જય જય જય."

સૌએ ઉત્સાહથી તે ઝીલી લીધી. દશપંદર મિનિટ વાતાવરણ રામનામથી ગુંજી રહ્યું.

સમૂહ રામમંદિરમાં ગયો. ત્યાં શ્રીધરનાથે મનોરંજક સંગીત સાથે આરતી ઉતારી. શિષ્યોએ અને ભક્તોએ ભક્તિભાવથી ડંકા બજાવી ગામમાં ટહેલ કરી.

શ્રદ્ધાળુઓ વિખરાયા.

"મહારાજની કાન્તિ કેટલી તેજસ્વી છે?"

"મને તો મહારાજમાં દેવનો અંશ લાગે છે."

"એમના કરમાંથી અમૃત ઝરે છે."

"એમની કૃપાએ તો કંઈકને ભક્ત બનાવ્યા છે."

રાતના તિમિરનાં તાંડવમાંથી શ્રીધરનાથને વિવિધ પ્રમાણપત્રો મળ્યા.

*

આમજનો છૂટા પડયાં પણ અંબા અને તેની પુત્રી નન્દી રામમંદિરના ખૂણામાં જ ઊભાં રહ્યાં. શ્રીધરનાથની ચમકતી આંખે તેઓ નજરે ચડયાં, અને મહારાજ તેમના તરફ આવ્યા.

"કેમ બહેન, કંઈ આફતમાં છે ?"

"મહારાજ, રામજીની કૃપાથી કંઈ નવી આફત તો નથી."

"ત્યારે ?"

અંબાને કંઈ બોલવું સૂઝયું નહિ.

"આ કોણ છે?" મહારાજે બીજો પ્રશ્ન કર્યો.

"મારી છોકરી મહારાજ!" અંબા બોલી તેની આંખ ભીની થવા માંડી.

"મેં તો ઓળખી પણ નહિ," મહારાજે નવીન ઉત્સાહ પ્રદર્શિત કર્યો.

"તું આમ નિરાધાર કેમ ઊભી છે?"

"આ છોકરીને દોઢ વરસ પહેલાં પરણાવી હતી. . ."

"હા, મને યાદ છે."

"પરણ્યા પછી એક વરસમાં જ એનું નસીબ ફૂટયું. . ."

"અરર! એ તો ભયંકર આપત્તિ!' શ્રીધરનાથ કંઈક કૃત્રિમતાથી બોલ્યા; "છોકરો સરસ હતો, મને હવે બરાબર યાદ આવ્યું."

નન્દીના વરની પ્રશંસા કરી મહારાજે અંબાના બળતા જિગર પર તેલ રેડયું. આ વાર્તાલાપ નન્દી નીચું જોઈ સાંભળી રહી.

"હું એને તરત ગામ લાવી. હમણાં જ સુવાવડમાંથી ઊઠી," અંબાએ નન્દીનો ઇતિહાસ કટકેકટકે કહ્યો.

શ્રીધરનાથે ડોકું હલાવ્યું, "બાળક સારું છે?"

"છોકરી સારી છે."

"હવે તો સાસરે જશે ને?" અંબા શા માટે આવી છે તે હજી મહારાજને સમજાયું નહિ.

"ના રે ના, મહારાજ, સાસુ કપાતર છે. મારી નન્દી પર જમાઈને મારી નાંખવાનું આળ મૂકયું," અંબાની આંખમાં અગ્નિ પ્રગટયો; "એને મારી નન્દી નહિ ધીરું. મારે તો એકની એક. . ."

"રામરામ," શ્રીધરનાથે આંખ મીંચી હરિનામ લીધું; "જગત કેટલું વિચિત્ર છે?"

"મહારાજ!" અંબાએ પૂજ્યભાવથી હાથ જોડયા "નાહ્યા પછી જંપતી નથી. આખો દિવસ રડયા કરે છે. છોકરીને પણ સંભાળતી નથી" અંબાના મુખ પરનું ગ્લાનિનું આવરણ ઓસરતું નહોતું.

"બેટા," મહારાજે વાત્સલ્યથી નન્દીને માથે હાથ મૂકયો. નન્દીએ શરમ સહિત માથું જરા ઊંચું કર્યું. "નિર્દોષ બાળકે તારું શું બગાડયું? તને પ્રભુમાં શ્રદ્ધા છે કે નહિ?"

"હતી ત્યારે તો બહુયે હતી, હવે નથી "

"એ પલટો થવાનું કારણ?"

"કારણ કે પ્રભુએ મને દુખી કરવા ધારી છે "

"બેટા, એ બધી તારી બુદ્ધિની અપરિપક્વતા છે, ભગવાન કદીયે કોઈને દુખી કરતો નથી એ તો સમગ્ર જગતનો પિતા છે "

"હશે, પણ વિધવાઓ કયા જગતમા ગણાય છે!" નન્દીના શબ્દોમા ઘૃણા હતી, દુનિયા તરફ તિરસ્કાર હતો

"બેટા, શાંત પડ" શ્રીધરનાથ અચલ શાંતિથી બોલ્યા, "એમ ઊકળી જવાથી કંઈ ફાયદો થવાનો નથી પ્રભુ સૌને મદદ કરે છે પણ કર્મ તો આપણે જ કરવુ પડે આપણો સંપ્રદાય તો કર્મમાર્ગનો કહેવાય તુ પણ પુરુષાર્થ કર "

નન્દી બોલી નહિ

"પ્રભુ તને જે સ્થિતિમા મૂકવાનું યોગ્ય ધારે તે સ્થિતિમા સતોષ રાખ તારો ધર્મ અને તારુ કર્મ ચૂક નહિ તારુ શ્રેય પ્રભુભક્તિ કરવામા અને બાળકની સભાળ લેવામા છે"

"પણ મહારાજ, મને દુનિયામા રસ નથી "

"બેટા, પતિ જવાથી કંઈ પ્રભુ જતો નથી પ્રભુનું સાન્નિધ્ય એકાંતમા જ થાય છે પતિ છોડયો ત્યારે મીરાંને પ્રભુ સાંપડયો તને ચોવીસે કલાક પ્રભુભજન કરવાનો અવકાશ છે ભગવાને તારા પતિને લઈ લીધો છે તેનો ઉપયોગ પ્રભુને રીઝવવામા કર, મીરા જેવી ભક્ત બન " શ્રીધરનાથના શબ્દો સ્પષ્ટ હતા તે નન્દીના અંતરમા કોતરાતા માંડયા હતા મહારાજની જાજ્વલ્યમાન કાંતિને અગા ઓનારીને નિરખી રહી

મહારાજના શબ્દોએ નન્દીના અંતર પર સપૂર્ણ વિજય મેળવ્યો તેની અશ્રદ્ધાનો પરાભવ થયો

"તમે કહેશો તેમ કરીશ "

"જો સાંભળ, તારા બાળકની સેવાસુશ્રૂષા કર સાંજે અહીં વ્યાખ્યાનમા આવ અને બાકીનો વખત પ્રભુદર્શન કર "

"હું તેમ કરીશ," નન્દીએ નીચુ જોઈને જ કહ્યુ

"બેટા, મારા આશીર્વાદ છે રામજી તને પ્રસન્ન થાઓ!" શ્રીધરનાથે નન્દીના માથે હાથ મૂકી ઉપરણો ઠીક કર્યો

"રામરામ, મહારાજ!" માદીકરીએ હાથ જોડયા

"રામપ્રસન્ન "

*

વૈધવ્યમા, આપત્તિમા, વૃદ્ધાવસ્થામા, ઈશ્વરસ્મરણ કરી પ્રભુનામ લેવામા લીન થવુ એ માનવીનો નૈસર્ગિક માનસવ્યવહાર છે મોટી ઉમરે પરોપ્રચતા, ભક્તિ અને સેવા તરફ અનાયાસે વલણ થાય છે નન્દીને વૈધવ્યના ઝઝાવાતે ઘેરી લીધી ત્યારે તે સ્તબ્ધ થઈ ગઈ કયે રસ્તે જવુ તે પારખવાને તેની પાસે સાધન નહોતુ અનંત પૃથ્વી વચ્ચે તે નિરાધાર બની એકાકી ઊભી રહી તેને પ્રભુ પ્રત્યે જુગુપ્સા થઈ વિમલાના જન્મ પછી પણ એ જ અશ્રદ્ધા પ્રચલિત હતી

પણ કેટલીકવાર એકાદ નાનો પ્રસંગ માણુસની જીવનદોરીને જુદો જ વળ આપી દે છે. ધરેડ બહાર ચાલતા ગાડાના બળદને પરોણીની અણી લાગતાંવેંત ધરેડમાં ઊતરી પડે, તેમ શ્રીધરનાથનો એક જ દિવસનો બોધ મળતાં નન્દીનાં આંખનાં પડળો ખૂલી ગયાં. તેણે જીવનની અસામાન્યતા છોડી દીધી અને તે બીજી વિધવાઓએ પાડેલી ધરેડમાં ચાલી ગઈ.

શ્રીધરનાથે ધડી આપેલી દિનચર્યાનું નન્દીએ અક્ષરશઃ પાલન કરવા માંડ્યું. સવારે ૭ વાગ્યે ઊઠતી અને ઝટપટ નાહી લેતી. તે પછી ભક્તિ અને વિમલાની દરકાર સિવાય બીજું કામ તે હાથ ન ધરતી. અંબા સાથે ક્વચિત જ બોલતી. સાંજે વ્યાખ્યાનમાં જતી અને એકચિત્તે જ્ઞાન ગ્રહણ કરતી. ઘેર આવ્યા પછી પણ એનો એ જડ, એકધારો કાર્યક્રમ.

આ પ્રભુસમર્પિત જીવનના ૭ માસ વહી ગયા. હિંદુશાસ્ત્રોમાં ગણાવેલાં અસખ્ય વ્રતોમાંથી એક પણ વ્રત નન્દી છોડતી નહિ. અગિયારસે અપવાસ કરતી, ચાતુર્માસ એકાશન કરતી અને બીજા દેવાશીઓની જયંતીને દિવસે યથેષ્ટ ભક્તિ કરતી.

એક સાંજે આ નિયમિત કાર્યક્રમથી નન્દી ચલિત થઈ. સાંજે વ્યાખ્યાનમાં ગઈ ત્યારે શ્રીધરનાથના એક ચેલાએ નન્દીને ચમકાવી.

"મહારાજે કહ્યું છે કે આરતી પછી ચાલ્યા ન જતાં."

નન્દીએ ડોકું હલાવી અનુમતિ આપી.

આરતી સમાપ્ત થઇ પછી નન્દી એક અંધારા ખૂણામાં ઊભી રહી. વૈધવ્યના પરિતાપ પછી નન્દી મોં સંતાડીને જ ફરતી. પોતાનું કમભાગી મોં કોઈ ને બતાવતાં શરમાતી.

બીજા ભાવિકો ગયા પછી મહારાજ નન્દી તરફ વળ્યા.

"માતાજી નથી આવ્યાં?"

"આજે જરા શરીરે ઠીક નથી."

"બહુ બિમાર છે?"

"ના રે, રાતે ઘણું ભરાયું હતું."

"કેમ બેટા, તારું જીવન કેમ વીતે છે?"

"બરાબર, મહારાજ."

"હવે તો રામજીમાં શ્રદ્ધા છે ને?" મહારાજ ધીમુ હસ્યા.

નન્દીએ શરમથી માથું વધુ નીચુ કર્યું.

"સેવા કરે છે?"

"હા, મહારાજ."

શ્રીધરનાથ સહેજ અટક્યા.

"મંદિરમાં હરિમતિને તો ઓળખે છે ને?"

"હા, મહારાજ."

"કાલે હરિમતિ ગામ જાય છે"

"કયે ગામ?" નન્દીએ પૂછવા ખાતર જ પૂછ્યું.

"એની માને ગામ."

નન્દી મૂંગી ઊભી રહી. આ વાત તેને શા માટે કહે છે તેનુ કારણ નન્દીને ન જડ્યું.

"મદિરમા એવી પ્રથા છે કે રામજીને સ્ત્રીના હાથનો જ નૈવેદ્ય ધરાવાય" શ્રીધરનાથે નન્દી સામે જોયુ "તારુ દુ ખ જોતા મારુ હૃદય રડી ઊઠે છે, તો તારાથી રામજીની આ સેવા થાય તો કર "

શુ બોલવુ તે નન્દીને સમજાયુ નહિ

"રામજીની સેવા કરવા તો ઘણાયે મળશે પણ તારા દુ ખી જીવનમા શાતિ થાય તે માટે તને પહેલા બોલાવી છે કહે, તુ આવશે ?"

હજીયે નન્દીનુ મો બીડેલુ જ રહ્યુ

"રામજીની સેવા કરવાની આ અનુપમ તક છે સવારે બેનાઓ માટે ખાસ કથા થાય છે તે પણ સાભળવાની મળશે " મહારાજે ઉપરણો વ્યવસ્થિત કર્યો અને તેમ કરતા નન્દી તરફ એક વેધક દૃષ્ટિ ફેંકી "તારી ઇચ્છા હોય એમ લાગતુ નથી "

"ના, ના, મહારાજ, માને પૂછીને કહીશ " નન્દી અકળાઈને બોલી

'કઈ નહિ, બેટા, કાલે મને જવાબ આપજે જો તુ નહિ આવે તો હું બીજી વ્યવસ્થા કરી લઈશ "

નન્દીએ મહારાજને પ્રણામ કર્યા

"શ્રીરામપ્રસન્ન ! ' નન્દીને માથે હાથ મૂકી મહારાજે આશીર્વાદ આપ્યા.

*

નન્દીએ ઘેર જઈ પહેલુ કામ અમાની સલાહ લેવાનુ કર્યું

"મા, હરિમતિ કાલે એની માને ગામ જાય છે "

'કેમ આપણુ ગામ કડવુ લાગ્યુ ?" બે વર્ષ પહેલા હરિમતિએ રામજીની આરતી વખતે અમાનુ અપમાન કરેલુ ત્યારથી હરિમતિને અમા સાત જન્મની દુશ્મન ગણતી હતી

"તે તો હું શુ જાણુ ? પણ મારે તો બીજી વાત કહેવી છે," નન્દીએ અમાના વૈમનસ્યને અધવચ્ચે જ અટકાવ્યુ

"શુ ?" નન્દીના લાબા વાળના અંબોલા છૂટેલા જોઈ અમાને નવાઈ લાગી

' મહારાજે આજે મને બોલાવી હતી મદિરમા સામગ્રી કરવા માટે કોઈની જરૂર છે મને આવવા કહ્યુ છે હુ જાઉં તેમા વાધો ખરો ? '

"વાધો શેનો !" અમા એકદમ બોલી ઊઠી "બહેન, તારુ જીવ્યુ તો સફળ થઈ જવાનું આવા વિદ્વાન મહારાજ અને રામજીનું છત્ર! એથી બીજુ શુ જોઈએ ? જરૂર જજે, બહેન "

"તને પૂછ્યા વિના મેં જવાબ ન આપ્યો "

"શ્રીધરનાથ મહારાજ હોય ત્યા પૂછવાનું ન હોય " અમાએ ઊંડા ઊતરી ગયેલા ડોળા ફેરવ્યા 'મારા તો કાળાના ધોળા થયા પણ આવો લાભ ન મળ્યો નન્દી, તારો સંસાર બગડ્યો પણ જિવતર તો સુધરી ગયુ " અમાએ આ પ્રસંગે સાન્ત્વન આપવા માડ્યો "બહેન, સંસારમા શુ બળ્યુ છે ? બે ઘડી ભગવાનનું નામ લઈએ તો કાયાનુંયે સાર્થક થાય સંસારમા તો નરી જજાળ "

"નસીબ પર કોઈએ થીગડુ માર્યુ છે કે હું મારુ ?" નન્દીથી અનાયાસે બોલાઈ ગયુ, પણ માતાની લાગણી દુભાશે એ યાદ આવતા પસ્તાવામા આવી ગઈ

*

ત્રીજે દિવસથી નન્દીએ મંદિરમાં જવાનું શરૂ કર્યું. ગામની ભાવિક વૃદ્ધાઓએ અસૂયાથી અને યુવતીઓએ મસ્તીભરી નિંદાથી નન્દીને નિર્દેશી આંગળી બતાવી. નન્દીએ આ અપમાન જોયું પણ તેના હૃદયપલટા પછી તે એવા કઠણ હૈયાની બની ગઈ હતી કે તેને અસર ન થઈ.

"વિધવાને વળી માન શું અને અપમાન શું!" નન્દી જતાંજતાં બબડી; "માન સાચવવું હોત તો પ્રભુ રડાપો શું કામ આપત!"

આ દિવસ પછી નન્દીનું જીવન જુદે જ ક્રાંટે ચડી ગયું. સવારે ૭ વાગ્યામાં સ્નાન કરી મંદિરમાં ચાલી જતી. અંગત સેવાવિધિ પતાવી શ્રીધરનાથ તૈયાર રહેતા. અને બેઉ દેવના નૈવેદ્યની સામગ્રી કરવા વળગતા

બધી વાનીઓ બનાવવામાં નન્દી અતિશય ચીવટાઈ રાખતી. કોઈ મોટા મહેમાન આવવાનો હોય ત્યારે ગૃહિણી તરફથી લેવાતી ચોકસાઈ નન્દી ચૂકી નહિ. વધુમાં, પ્રેમભક્તિ સંપ્રદાયમાં વર્ણવેલી ભાવિકતા તે ભૂલતી નહિ. તેની સામગ્રીમા શબરીની નિર્દોષ નિ:સ્પૃહ ભક્તિ અને પ્રેમ હતાં.

પહેલે જ દિવસે નૈવેદ્યનો થાળ ધરાવતાં નન્દીએ ગર્વની ઝણઝણાટી અનુભવી. બીજે દિવસે મહારાજે કહ્યું:

"બેટા નન્દી, કાલે મને સ્વપ્ન આવ્યું કે તારી બનાવેલી થાળ આરોગવા રામચન્દ્રજી સ્વદેહે મંદિરમાં આવ્યા."

આત્મસંતોષથી તેનું મુખ મલકાયુ.

"એ નશીબ મારું ક્યાંથી!" નન્દીથી અજાણતાં બોલી દેવાયું શ્રીધરનાથે નન્દીનું સદાનિરાશ મોં જોયા કર્યું

બપોરે અગિયાર વાગ્યે નન્દી ઘેર જતી અને સાંજે ચાર વાગ્યે ફરીથી મંદિરમાં જતી પાંચ વાગ્યે વિમલાને લઈ અંબા કથામાં જતી અને આરતી પછી બેઉ સાથે પાછા ફરતાં.

દુ:ખી બાળવિધવાનો દિનક્રમ પુનઃ યત્રવત્ બની ગયો. એ જ રામમંદિર, એ જ પુરોહિત, એ જ વિમલા, એ જ પડુપડુ થઈ રહેલુ ઘર અને જમાનાની ચિંતાથી ધોવાયેલું અંબાનું નિસ્તેજ વદન. બીજી જીવત કે જડ વસ્તુને તેના જીવનનાટકમાં સ્થાન નહોતુ.

*

ઘણાંયે માણસો દુઃખી થવા જ નિર્માયાં હોય છે. એમનું સાદ્યત જીવન દુઃખની અનંત કડીઓ સમું હોય છે. એમના જીવનલેખ લખતાં વિધાત્રી પણ કંપી હશે અંબા પણ આવી જ એક નિર્ભાગી સ્ત્રી હતી. નાનપણમાં સાવકી માતાનો ત્રાસ વેઠ્યો. આઠ વર્ષની હતી ત્યારે પરણીને સાસરે ગઈ. ત્રીસ વર્ષની થઈ ત્યાં સુધી સાસ, સસરા, જેઠાણી અને નણંદના હુંકારા સહ્યા અને મૂક પ્રાણીની માફક મારનો પણ સ્વાદ ચાખ્યો. સસરા દેવલોક પામ્યા ત્યારે અંબાના પતિને મોટાભાઈથી જુદુ ઘર માંડવું પડ્યુ. અંબાએ ચાર છોકરા અને નન્દી સાથે જુદુ ઘર માંડ્યું. તેણે ધાર્યું કે હવે સુખશાંતિથી રોટલો ખાઈશું ગરીબાઈની ઘંટીથી પિસાતાં છતાં સ્વમાન સચવાશે એ વિચારે અંબા રાજી થઈ. પણ એક જ મહિનામાં અંબાનો પતિ રેલવેના અકસ્માતનો ભોગ થઈ પડ્યો અને અંબા વિશાળ જગતમા એકલીઅટૂલી પડી ગઈ. અંબા પાસે કંઈ ધન નહોતું. ફક્ત તેના પતિના ભાગમા આવેલી એક ભેંસ એ જ તેનું સર્વસ્વ હતું. મોટો છોકરો પદર વર્ષનો હતો. તે મોટો થશે અને કમાશે એ અભિલાષાએ અંબાએ ત્રણત્રણ વર્ષ ઘરકામ કરી અને દળણાં દળી હાથની

ચામડી ઉતારી. છોકરાને પંદર રૂપિયાની નોકરી મળી ત્યારે અંબાએ 'હાશ' કહી સંતોષથી આંખ મીંચી. છોકરો સોમવારથી નોકરીએ ચડવાનો હતો પણ કાળની કૃતિ અકલ્પ્ય છે. રવિવારે ગામમાં પ્લેગ શરૂ થયો અને તેનો પહેલો ભોગ અંબાનો મોટો છોકરો થયો! અંબાએ ફરીથી માથે હાથ મૂકી, શ્રદ્ધાથી અને નિડરતાથી તેની સુશ્રૂષા કરી, પણ તે ન બચ્યો. જ્યેષ્ઠ પુત્ર મર્યો તે જ દિવસે અંબાનો બીજો છોકરો પ્લેગથી પટકાયો. અંબા ગભરાઈ, બીજા બે છોકરા અને નન્દીને બીજે સ્થળે લઈ જવા તેણે ઘણાને વિનવ્યા પણ છોકરાંઓ ચેપ સાથે આવે એ દહેશને કોઈ તેમને સંઘરવા તૈયાર ન થયું ઈશ્વર પર નિશ્ચલ શ્રદ્ધા રાખી અંબાએ માવજત શરૂ કરી. પણ મનુષ્યના પ્રારબ્ધ માટે વિધાતા જ અધિષ્ઠાતા દેવ છે. વીસ દિવસમા અંબાના ચારેચાર છોકરાઓ યમના અદશ્ય હાથના ભોગ થઈ પડ્યા. જ્યારે યમદેવ અંબાના ચાર પુત્રને લઈ નિષ્ઠુર હસતો હતો, ત્યારે અંબાની આંખમાંથી આંસુ સુકાતા નહોતા. તેને જીવવું દોહ્યલુ લાગતુ હતુ. ચારચાર દૂધમલ પુત્રોને ખૂંચવી જનાર યમ, પોતાને પણ લઈ જાય એવી અંબાએ પ્રાર્થના કરી અને માનતા પણ માની. પ્લેગનાં પૂર ગામમાંથી શમવા માંડ્યાં. થોડે દિવસે ગામ સ્વચ્છ થઈ ગયું. પ્લેગનો દૈત્ય કારમાં પરિણામનાં પગલા પાડતો ગયો. અંબાનું સર્વસ્વ હણાઈ ગયું. જે પુત્રોને લીધે જ અંબા લાલ મોં લઈ ફરતી હતી તે બધા પુત્રો સંસારમાથી ચાલ્યા ગયા.

અગિયાર વર્ષની નન્દીને લઈ અંબાએ જીવનનાટકનો ચોથો અંક શરૂ કર્યો. સંયુક્ત કુટુમ્બમાં રહેતી હતી તે પહેલો અંક, પતિ સાથે જુદી રહેતી હતી તે બીજો અંક, અને પુત્રો સાથે રહેતી હતી તે ત્રીજો અંક. બે પાનખર વીતી ગઈ. બીજે વર્ષે નન્દીનાં લગ્ન નક્કી કર્યાં. ભૂતકાળનાં સંસ્મરણ અંબાનું હૃદય કોરી ખાતાં હતાં. લગ્ન થઈ ગયાં. સહૃદયતાથી કામ કરનારના અભાવથી અને ગત સ્નેહીઓની સ્મૃતિથી અંબાની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. તેણે અર્ધભાનમાં જ લગ્નની જોખમદારી પાર ઉતારી. નન્દી સાસરે ગઇ પછી તો અંબાનું જીવન અધમ બની ગયું. રુદન જ તેનો વ્યવહાર હતો. આ એકલવાયા જીવનઅંકનું દોઢ વર્ષ વીત્યું. એટલામાં અંબાના રીઢા થઈ ગયેલા શરીર પર વિધાતાએ એક વધુ અને બળવત્તર પ્રહાર કર્યો—નન્દીના દેહ પર વૈધવ્યની બેડી ખડકાઈ. આ છેલ્લો પ્રહાર અંબાથી સહન ન થયો. તેણે ધરતીમાતાની પ્રાર્થના કરી અને તે તેના વિસ્તૃત ગર્ભમાં છુપાવી દેવા કરગરી. પણ અંબાને ચોમેરથી ક્રૂર હાસ્યના ધ્વનિ-પ્રતિધ્વનિ સંભળાયા. તે ઠરી ગઈ. તેને દુનિયાની અને જાતની પરવા ન રહી. તેણે સાંભળ્યું કે નન્દી સાસરામાં રિબાય છે. તેનામાં દયાના દીવાનું પ્રદીપન થયું. ચારે બાજુથી સમાજબત્રીસી કચકચાવાનો અવાજ આવતો હતો. તે અવગણીને અંબા નન્દીને શોકકાળમાં જ પોતાને ગામ લઈ આવી.

દુર્દૈવની આ સળંગ સાંકળ ખખડાવતી અંબા વચલી પરસાળમા બેઠી હતી. તેના હાથ વિમલાની ઝોળાને વિનાપ્રયાસે હિંચકો નાંખી રહ્યા હતા. પાછલી પરસાળમાં ખોળ માટે બરાડતી ભેંસ અને આગલી પરસાળે ઘૂસી ગયેલી બકરી તરફ આંખ ઉઘાડી જોવાની અંબાને દરકાર નહોતી. એવામાં નન્દી દોડતી આવીને અંબાના ખોળામા માથુ મૂકી ડૂસકાં ખાઈ રહી પડી. તેનું હૈયું અતિશય ઝડપે ધબકતું હતું. દુઃખની બીજી એકાદ શિલા તેના પર ગબડી પડી છે એવી શંકા અંબાને થઈ.

"શું થયું?, શું થયું?"

"મંદિરનો જોગીડો દુષ્ટ નીકળ્યો."

"કોણ, મહારાજ?" અંબાનું મન માન્યું નહિ.

"એ તો ઢેઢથી યે અધમ છે"

"રામ રામ," અંબા બોલી. "દુનિયાનું શું થવા બેઠું છે!"

"થોડા દિવસથી એના ચાળા જોઈ મને શકા થતી હતી, પણ આવા સાધુ પુરુષ પર શકા લાવવાથી પાપ લાગે એટલ હું બોલી નહિ."

"બહારથી તો કેવો દેખાય છે! મોઢે તો રાગરામ બોલે..."

"મા, હું શું કરું?"

"આપણે અબળા શું કરવાનાં?"

"એને સજા નહિ થાય, મા."

"થશે, જરૂર થશે; બહેન. આ પાપ આપણે સાંખશુ પણ હજાર આંખવાળો ભગવાન થોડો સાંખવાનો છે! એ તો રૌરવ નર્કમાં પડશે. દેવનુ નામ લઈ ઠગનારાનો બીજો આરો નથી એણે તો રામમંદિરને અપવિત્ર કર્યું."

"એને તો ફજેત કરી ગામમાંથી નસાડવો જોઈએ."

"ના, ના".

"આપણી પાસે બીજો શું ઇલાજ છે?"

"આપણે શું કરવાના હતા! એને ખુલ્લો પાડતાં તારી આબરૂ જાય." અંબા વ્યવહારુ બની. નન્દી સમજી ગઈ.

"દુનિયાને હું શું મોઢું બતાવીશ?" બોલી, હૃદયના ધબકારાથી કંપતી અને શરમથી રડતી, નન્દી માતાના ઉત્સંગમાં જ ઊંઘી ગઈ.

*

બીજે દિવસથી નન્દીએ ઘરએકાં જ રામભક્તિ શરૂ કરી હિંદુ સ્ત્રીનો સ્વભાવ અને ભક્તિનું સ્વરૂપ ગમે તે દિશામાં વળી શકે છે. એક પ્રકારની ભક્તિ અશક્ય થતાં, ઇતર સ્વરૂપે ભક્તિ કરવાની તક આપી તે જ ભક્તિનું ફળ આપવું એ હિંદુ ધર્મની વિશિષ્ટતા છે. નન્દીએ એકતાનતાથી રામચન્દ્રજીની સેવા શરૂ કરી. દરરોજ સવારે રામજીની મૂર્તિ સામે કલાકો સુધી બેસતી અને જાણે-અજાણ્યે કરેલા પાપ માટે ક્ષમા માગતી. અંતરની જ્વાલા ભભૂકતી હતી છતાં બાહ્યશાંતિથી નન્દીએ નિષ્કામભાવે ભક્તિ કરી. આ પ્રકારની સેવામાં નન્દીની નૌકા ઠીકઠીક શાંતિથી જતી. દુઃખના પવનના સૂસવાટા સામેથી આવતા હતા પણ નન્દીએ ધૈર્યનું સઢ પાથરી દીધું હતું. તેને ભક્તિ કરી સામે પાર જવું જ હતું. ફક્ત એ સઢના પ્રતાપે જ તે સ્થિરતા જાળવી શકી હતી.

વાયુનો એક પ્રબલ ધસારો આવ્યો અને તેની નૌકા ડોલવા માંડી. તે નિરાધાર બની. તેનું સઢ ફાટી ગયું શું કરવું તે નન્દીને સૂઝયું નહિ. તેની અતિનિયમિત માસિક દેહચર્યામાં વિક્ષેપ પડેલો જોઈ નન્દીને સખત ધ્રાસ્કો પડ્યો.

નન્દીએ આપવીતી અંબાને પણ ન કહી. આખો દિવસ તેણે રામજીની પ્રાર્થના કરી માર્ગશોધન કર્યું. સન્માર્ગ બતાવવા ધ્યાન ધર્યું. યુવાન નન્દી અકળાઈ. તેને સર્વ દિશામાંથી કાળુ અભેદ્ય અંધારું દેખાયું. બળ અને સદ્બુદ્ધિની પ્રેરણા તેને તો રામચન્દ્રજી પાસેથી જ મેળવવાની હતી.

"મા, તારે શરીરે ઠીક નથી; લાવ હું પાણી ભરી લાવું."

"ના બહેન, હું જઈશ. પીવાને તે કેટલું પાણી લાવવાનું હોય છે!"

"હું જાઉં, તું બેસ."

બે બેડાં લઈ નન્દી ચાલી ગઈ.

એક કલાક થયો પણ નન્દી ન આવી. એટલે અંબાનાં મનમાં ચિંતા પેઠી. નન્દીની રાહ જોતી તે આંગણામાં ઊભી રહી. એવામાં ગામલોકોનું ટોળું કોઈ સ્ત્રીના શરીરને ઊંચકીને લાવતા હતા. તેનો દેહ લોહીથી નીતરતો હતો.

અંબા ઓટલી પર ચઢી.

તેણે શું જોયું?

એ શરીર નન્દીનું હતું.

અંબાની આંખ ફાટી ગઈ તે તો સવાલ પણ પૂછી ન શકી તેના પાડોશીએ જ પૂછ્યું "શું થયું?"

"પાણી ભરવા ગઈ હશે ત્યાંથી લપસી પડી. ધબાકો સાંભળી અમે દોડ્યા તો ખરા પણ માથું પાળ સાથે અફળાવાથી ફૂટી ગયું હતું અને બેભાન થઈ ગઈ હતી." નન્દીને ઊંચકી લાવનાર એક ગ્રામજને કહ્યું.

"અમે કૂવામાં ઊતરીને બહાર કાઢી," બીજા એક ગ્રામજને નન્દીને બચાવવાના સત્કાર્યમાં હિસ્સો માગ્યો.

"કયા કૂવામાં?" કોઈકે પૂછ્યું.

"ભગવાન પટેલના."

"અરર, બહુ સાંકડો કૂવો."

"બીજું કોઈ ન હતું?"

"તદ્દન એકલી હતી."

ગામના વૈદરાજ આવ્યા. તેમણે નન્દીના દેહને તપાસ્યો.

"બચે એમ નથી" વૈદે ડોકું હલાવી કહ્યું, "થોડો જીવ છે."

વૈદે એક પડીકું પાણીમાં ભેળવી નન્દીના ગળામાં રેડ્યું. મહામહેનતે તે પેટમાં ગયું. એક ગ્રામજને તેને શરીરે દારૂ ઘસ્યો અને બીજાએ તેને પાટો બાંધ્યો.

આ આખું દૃશ્ય અંબા આભી બની જોઈ રહી. વિદ્યુતપ્રહારના ભોગ થઈ પડતા માનવીની માફક તે જડ થઈ ગઈ.

વૈદરાજે અકસ્માતનું કારણ પૂછ્યું અને જતાં જતાં નન્દીને ફરીથી તપાસી બોલ્યા: "શ્રીરામ!"

*

નન્દીએ મંદિરે જવાનું કેમ બંધ કર્યું તેનું, અને તેના મૃત્યુનું સાચું કારણ અંબા સિવાય આખા ગામમાં કોઈએ જાણ્યું નહિ. મરતી વખતે પણ કુળને લાંછન ન લગાડવા માટે અંબાથી નન્દીના વખાણ કર્યા સિવાય રહેવાયું નહિ.

દુઃખની પરંપરા ક્યારે પૂરી થશે તે અંબાની બુદ્ધિથી કળી શકાયું નહિ. ચારચાર

ગભરુ યુવાન પુત્રો ગુમાવ્યા પછી પણ અંબાના ગત જન્મના પાપનું પ્રાયશ્ચિત્ત પૂરું થયું ન હતું. "કોણ જાણે ગયે જન્મે શાં શાં પાપ કર્યાં હશે!" અંબા મસ્તકે હાથ દઈ બોલી. નન્દી ગઈ ત્યારે તેના લાગણીના તંતુઓ મરી ગયા હતા. અંબાએ અશ્રુનું એકપણ બિન્દુ સાર્યું નહિ. તે પ્રારબ્ધવાદી બની ગઈ.

વિમલાની દરકાર એ જ અંબાનું કામ હતું. વિરાટ વિશ્વમાં સગાં કે સ્નેહીમાં ગણાય એવી વિમલા જ હતી. ચાર પુત્ર અને એક પુત્રીને ઉછેરવામાં અંબાએ શરીર અને શક્તિ ખર્ચ્યાં હતાં. પણ હવે તેના વાત્સલ્યનો સાગર સુકાતો હતો. એ અખૂટ ભંડારમાથી છેલ્લું ટીપું વિમલા ચૂસી રહી હતી. હતભાગ્ય અને ભગ્નહૃદયી છતાં વિમલાને ઉછેરવામાં અંબાએ પાછી પાની ન કરી.

'એકના એકસો થશે' અંબા વિચારતી. કલ્પનાના પ્રદેશે વિહરતા અંબાનો સુષુપ્ત આશાવાદ જાગ્રત થતો. 'આટઆટલા ભોગ પછી પણ ભગવાનને મારી દયા નહિ આવે?' 'આવશે' તેના અંતરનાં ઊંડાણમાંથી અવાજ આવતો.

મનુષ્ય અડગ આશાવાદી કહેવાય છે તેમાં શું અતિશયોક્તિ છે?

*

એક રાતે વિમલાનું શરીર તપેલું જોઈ અંબાનું મોં ઊતરી ગયું. તરત જ તે વૈદ્ય પાસેથી દવા લઈ આવી. દવા આપ્યા પછી વિમલા શાંતિથી સૂતી. બીજે દિવસે વિમલાએ એકાએક ચીસ પાડી રડવાનું શરૂ કર્યું. દિલ પણ થોડું ગરમ હતું એ કારણ રુદન અર્ધા કલાક પછી પણ બંધ ન થયું. અનેક ઉપચારો છતાં વિમલા રડતી ન રહી ત્યારે અંબાને લાગ્યું કે મૂક બાળકીનું શરીર વધારે અસ્વસ્થ હશે તે વૈદ્યને બોલાવી લાવી. વૈદે દવા આપી. અંબાએ ધન્વતરિનું સ્તવન કરીને દવા વિમલાને આપી.

વિમલાનુ આરોગ્ય બે દિવસ થોડુંએક સુધર્યું. પણ ત્રીજે દિવસે તબિયત અચાનક બગડી. તેની આંખના ચાળા જોઈ અંબાને શંકા થઈ. વૈદે ફેરવી ફેરવીને દવા આપી છતાં મળસ્કે ચાર વાગ્યે વિમલાની તબિયત હાથમાં ન રહી. સાડાચારે શાશ્વત સુષુપ્તિમા વિમલા લીન થઈ ગઈ.

"દુનિયા સાથેની મારી છેલ્લી સાંકળ તૂટી ગઈ" અંબા બબડી. ખરે જ, અંબા જેવું હતભાગી દુનિયામાં કોઈક જ હશે. તેનું જીવન, પહેલેથી છેલ્લે સુધી, એક કારમા કરુણ કાવ્ય જેવું હતું. આખા જીવનમાં એક પણ વર્ષ સુખ અને સંતોષથી તે રહી હોય એવું તેને સ્મરણ ન હતું.

"હું દુઃખી થવા જ જન્મી છું."

"જન્મથી આજ સુધી મેં એકપણ ખરાબ કાર્ય કર્યું હોય કે પાપ કર્યું હોય એવું મને યાદ નથી. તે છતાંય એક પછી એક આવેલા દુઃખમાં અન્યાય નથી તો બીજું શું છે?" અંબાએ વિચાર્યું. તેનો ઉન્માદ વધ્યો: "પ્રભુ ન્યાયી છે એવું હું માનતી નથી. મને તો સર્વત્ર દુઃખ અને અન્યાય દેખાય છે"

વિમલાના મૃત દેહને ખોળામાં લઈ અંબા બેસી રહી. તે પ્રભુ પર સાચે જ કોપાયમાન થઈ હતી. તેને દુઃખી કરનાર ઉપર વેર લેવાની પ્રબળ વૃત્તિ અંબાને થઈ. પણ પ્રારબ્ધદેવને પહોંચવાને અંબાના હાથ ટૂંકા પડ્યા. અંબાની આંખ વેરના અગ્નિથી ચમકતી હતી. કોના

પર વેર લેવુ તે અમા જાણતી ન હતી તેના સાસુ સસરા, નણદ અને જેઠાણી દુનિયામા ન હતા ચાર પુત્ર પતિ અને વિમનાના મૃત્યુ માટે તો દૈવ જ જોખમદાર હતો

" પણ નન્દીનું " અમાની આખમા વેરનો ફુવારો ફૂટ્યો તેનો વૈરાગ્નિ ઝબૂક્યો તેના ક્ષણિક પ્રકાશમા અમાએ માર્ગ શોધી લીધો

*

એ રામજન્મનો દિવસ હતો વર્ષોથી ઊતરી આવેલી ગામની પ્રચલિત પ્રથા પ્રમાણે રામચદ્રજીની સ્વારી ગામમા નીકળવાની હતી ગામલોકોમા અપૂર્વ ઉત્સાહ દૃષ્ટિગોચર થતો હતો આખા ગામમા એ સાર્વત્રિક ઉત્સવદિન તરીકે પ્રતિવર્ષ ઊજવાતો હતો હિંદુ મુસલમાન પારસી અને ઢેડ સૌ એ દિવસે આનદોન્મત્ત થઈ ફરતા હતા

આઠ વાગ્યા લગભગ આખુ ગામ રામમદિરના ચોગાનની બહાર જમા થઈ ગયુ હતુ તમાશાના કેટલાક શોખીનો તમાશામા ભળવા કરતા તમાશો જોવામા આનદ માણે છે આવા તમાશગીર અને કેટલાક અશક્તોએ ઓટલા પર, છાપરા પર અને ઝાડ પર સ્થાન લઈ લીધુ હતુ બાળકોની મેદની ઊંચી ડોકે રામમદિરના વાડા તરફ તીવ્ર નજર ફેકી રહી હતી

એવામા ઘૂઘરાનો ધીમો રણકાર સભળાયો

સ્વારી નીકળી

ચાર માતેના અલમસ્ત બળદો ચાદીના રથને ખેંચતા હતા બળદને પગે અને ડોકે બાધેલા રૂપાના ઘૂઘરા મધુર રણકાર ફેલાવી રહ્યા હતા કેસરી રગના રેશમી વસ્ત્રો પરિધાન કરીને શ્રીધરનાથ રથને હાકવા બેઠા હતા રથની અદરના ભાગમા રામજીની મૂર્તિ રગબેરગી ફૂલોથી લદાઈને ઢકાઈ ગઈ હતી મદિરના ચુનદા વાદ્યશાસ્ત્રીઓ રથની આગળ વાદ્ય લઈ ચાલતા હતા અને મોહક સગીતના સૂર રેલાવતા હતા

રથની પાછળ ગામનુ જંગી ટોળુ ઉત્સાહપૂર્ણ પગલે જય ' બોલાવતુ કૂચકદમ કરી રહ્યુ હતુ

' રામચદ્રજીની જય ! " શ્રીધરનાથ મહારાજની જય ! " '

આકાશને ભેદી નાખતી ગર્જનાઓ વારવાર થતી ઘણે ઠેકાણે ભાવિકો રથ પર પુષ્પ વૃષ્ટિ કરતા હતા, કેટલાક રામચદ્રજીને સાષ્ટાગ દડવત્ પ્રણામ કરતા હતા

સ્વારીએ એક સાકડી શેરીમા પ્રવેશ કર્યો ફક્ત રથ જ શેરીમાથી જઈ શકે એમ હતુ એટલે રથની બાજૂમા ચાલતુ ટોળુ રથની પાછળ ચાલ્યુ ગયુ લોકોનો ઉત્સાહ હજી ઓછો થયો ન હતો 'જય'ની બૂમો હજી કાનને ભેદી નાખતી હતી

સરર કરતી કઈ મોટી નરતુ એક ઘરમાથી ફેંકાઈ શ્રીધરનાથના માથામા તે વાગી અને મહારાજ તમ્મર ખાઈ ઢળી પડ્યા તુવરીનુ બીજુ એક ફડુ તે જ ઘરમાથી ઊડ્યુ અને શ્રીધરનાથને લાગ્યુ સરઘસમા કોલાહલ થઈ રહ્યો રથની પાસે ચાલતા લોકો ઘર તરફ ધસી ગયા બારણામા જ એક વૃદ્ધા ઉન્મત્ત હાસ્ય કરતી તુવરીનુ ત્રીજુ ફડુ ફેંકવાની તૈયારી કરતી હતી

તે અમા હતી !

# જગતનો આર્થિક ખજાનો

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એમ. એ.

આ જગત શરૂ થયું ત્યારથી લડાઈઓ પણ શરૂ થઈ છે, પછી તે વ્યક્તિએ વ્યક્તિની હોય, કે કોમે કોમની હોય, કે પ્રજાએ પ્રજાની હોય. જેમજેમ જગત આગળ વધતુ ગયું તેમતેમ વિગ્રહો ઓછા થવાને બદલે વધવા માંડ્યા. વ્યક્તિએ વ્યક્તિના ભૂતકાળના ઝઘડા હમણાં જે ન્યાયમંદિરમાં ઝઘડાઓ ચાલે છે તેની આગળ કાંઈ નહતા; તેમજ પ્રજાએ પ્રજાની લડાઈઓ ભૂતકાળમાં હમણાંનાં જેવી ભયંકર અને ખૂનખાર નહતી. લડાયક હથિયારોની શોધખોળ એટલી થઈ નહતી તેમજ વિજ્ઞાનશાસ્ત્રની પ્રગતિ પણ એટલી થઈ નહતી. વિજ્ઞાનશાસ્ત્રનો ખરો ઉદ્દેશ જનતાનુ સુખ વધારવાનો હોવો જોઈએ. અમુક દિશામાં જનતાનું સુખ વધારે છે તેમજ જ્ઞાન અને કેળવણી વધારે છે, પણ લડાઈ ને માટે જુદાંજુદાં ખૂનખાર શસ્ત્રો શોધી કાઢી જનતાનો નાશ કરવાનુ વલણ હમણાં વધારે લાગે છે. ભૂતકાળમાં જ્યારે તરવાર અને ભાલાથી લડાતુ ત્યારે સામસામેના લશ્કરમાં માણસોની ખુવારી બહુ નહતી થતી પછી જૂના નમૂનાની બદૂકો અને દારૂગોળો કામમાં આવ્યો એટલે આ સંખ્યા વધી અને ત્યારપછી વિજ્ઞાનશાસ્ત્રની નવી શોધો થઈ. બંદૂકો અને તોપોની વિનાશકારક શક્તિ ઘણી જ તીવ્ર રીતે વધી તેમજ રાસાયણિક હથિયારો, જેવાં કે ઝેરી ગેસ, તે પણ શરૂ થયાં. હવાઈ જહાજ પણ બહાર પડ્યાં. એટલે સ્વાભાવિક રીતે સામસામેના માણસોના વિનાશનો વિસ્તાર વધવા માંડ્યો, અને એકલા લડાઈના મેદાને પડેલાં લશ્કરનો જ નહિ પણ સેંકડો માઈલ દૂર રહેતાં સ્ત્રીઓ અને બાળકોનો ઘાણ કાઢવાની શક્તિ દરેક પ્રજાએ મેળવી. નવો મોટો વિગ્રહ થોડા વખતમાં શરૂ થશે એવી ધાસ્તિ બધી તરફથી રહે છે. અને તે વખતે કયાં કયાં શસ્ત્રો અજમાવીએ તે બાબત સ્વાભાવિક રીતે સુધરેલી પ્રજાઓ ફિકર અને ચિંતાથી જુએ છે.

આ સઘળી લડાઈઓ અને પ્રજાપ્રજાના કકાસનુ મૂળ આર્થિક છે. ભૂતકાળમાં સ્ત્રીઓને માટે પણ યુદ્ધો થતા, પણ આ જમાનામા જુદીજુદી જાતનાં ન્યાયમંદિરો, છુટાછેડાની સગવડો, નીતિશાસ્ત્રના બદલાના વિચારો વગેરેથી સ્ત્રીઓએ લડાઈના મૂળ કારણ તરીકે ભાગ ભજવવાનું મૂકી દીધેલુ છે.

ગઈ મોટી લડાઈની બૂમ એ હતી કે તેનાથી ભવિષ્યની બધી લડાઈઓ બંધ થશે. હજારો સ્વપ્નદ્રષ્ટાઓ રાજ્યદ્વારી પુરુષોની આ બૂમના ભોગ થઈ પડ્યા. જ્યારે વર્સાલ્સની સુલેહની સહીઓ થઈ ત્યારે હજારો અને લાખો આત્માઓને દગો દેવામાં આવ્યો, કારણકે જે વચનો આપવામાં આવ્યાં હતાં તેનાથી વિરુદ્ધ ભાવનાઓ ઉપર સુલેહનો પાયો નાંખવામાં આવ્યો. જીતનાર પ્રજાના રાજ્યદ્વારી પુરુષો જમાનાના ખાધેલા હતા, અને તેઓએ જોયું કે જે બૂમ તેમણે લડાઈ ને લોકપ્રિય થવાને માટે ઉપાડી લીધી હતી, તે બૂમને કોઈપણ રીતે સંતોષવી જોઈએ. એટલે તેઓએ પ્રજાસંઘની મહાન અને ભવ્ય યોજના બહાર પાડી.

પ્રજાસંઘે જગતની આર્થિક અને સામાજિક બાબતો ઉપર અજવાળું પાડવા ઘણી મહેનત લીધેલી છે, અને તેમાં સારે અંશે ફતેહ પણ મળી છે, એમાં શક નથી પણ જે ભાવના અને ધ્યેયને માટે તે પ્રજાસંઘ ઊભો કરવામાં આવ્યો હતો તે ભાવના અને ધ્યેય અમલમાં મૂકવાને માટે બહુ કાર્ય થઈ શક્યું નથી તે પણ નિર્વિવાદ છે જાપાને ચીનમાંથી મોટો કટકો લઈ લીધો તે છતાં પ્રજાસંઘ એનું કંઈ કરી શક્યો નહિ ઇટલીની બાબતમાં પ્રજાસંઘ વચમાં પડ્યો છે પણ અતિશય વિલંબને લીધે તેનો જગન્નાથજીનો રથ ચાલવા માંડશે ત્યાર પહેલાં બિચારું એબીસિનિયા પૂરું પણ થઈ જશે લોર્ડ જ્યોર્જ જેવો મુત્સદ્દી એમ કહે છે કે પ્રજાસંઘે પોતાની અશક્તિ બતાવી છે અને ઇંગ્લંડ અને ફ્રાન્સે ઘણું જ ઢીલાપણું દાખવ્યું છે ઉઘાડેછોગે ઇટલી પોતાનું લશ્કર એબીસિનિયા આગળ જમા કરતું હતું અને બીજી લડાયક તૈયારીઓ કરતું હતું, છતાં કોઈ તેને રોકી શક્યું નહિ અને જ્યારે સેંકડો એબીસિનિયનો પોતાની માતૃભૂમિ માટે કપાઈ જાય છે અને ઇટલી આગળ વધે છે ત્યારે તેની સાથે ખાનગી મસલતો ચાલી રહેલી છે'

આટલું છતાં પ્રજાસંઘે આ વખતે સુલેહ સાચવવાને માટે કાંઈક ધગશ બતાવી છે. દુનિયાની પ્રજાઓમાં આપસઆપસમે વેરઝેર દૂર કરવા માટે કોઈ તટસ્થ મંડળની તો જરૂર છે હાલનો પ્રજાસંઘ પૂરતો ધ્યેય અને ભાવનાવાળો નથી પણ એવા પ્રજાસંઘથી પણ પ્રજાઓ એકમેકની પાસે આવી શકે છે અને નબળી પ્રજાઓ પોતાની અરજીઓ મોકલાવી શકે છે હાલના પ્રજાસંઘની શરૂઆતથી જ જે મોટામાં મોટી ખોડ હતી તે એ કે કહેવાતી 'ચાર મોટી' પ્રજાઓથી જ તે દબાઈ રહેલ હતો ઇંગ્લંડ ફ્રાન્સ, ઇટલી અને જાપાન આ ચારે દેશો તેના ધણીધણી થઈ બેઠેલા હતા અને પોતાના સ્વાર્થ પૂરતી જ વાતો પ્રજાસંઘ પાસે કરાવતા હતા

પ્રજાસંઘનું મોટામાં મોટું અંગ ઇન્ટરનેશનલ લેબર કૉન્ફરન્સ (આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ) છે ૧૯૩૦ની તેની બેઠક વખતે હિંદુસ્તાનના કારખાનાવાળા (employers) ના પ્રતિનિધિના સલાહકાર (advisor) તરીકે હું જીનિવા ગયો હતો તે વખતે જુદાજુદા સવાલોમાં એક સવાલ વેઠ (forced labour)ના સંબંધમાં હતો કૉન્ફરન્સના સત્તાવાળાઓએ જે સવાલો તૈયાર કર્યા હતા તે વેઠને જડમૂળથી કાઢી નાખવા માટે હતા એને લગતું જે કમિશન નિમાયું તેમાં હું હતો એમ્પ્લોયર્સ પોતે પોતાનો જુદો ગ્રુપ બેસાડે છે, જે પ્રમાણે મજૂરપક્ષવાળાઓ તથા સરકારના પ્રતિનિધિઓ પણ બેસાડે છે મેં આ ગ્રુપને પણ કહ્યું હતું કે હિંદુસ્તાનમાંથી વેઠ નાબૂદ થઈ નથી અને તેથી આ સવાલ ઉપર હું એમ્પ્લોયર્સ જે વલણ લે તે નહિ લઉં પણ મજૂરપક્ષવાળાઓ જે વલણ લેશે તે લઈશ ગ્રેટબ્રિટન વેઠની વિરુદ્ધ હતું પણ ફ્રાન્સ, બેલ્જિયમ, હોલેન્ડ વગેરે વેઠ કાઢી નાખવાની વિરુદ્ધમાં હતા તેમના સંસ્થાનોમાં વેઠ અગત્યનો ભાગ ભજવે છે કારણકે રસ્તાઓ વેઠથી થાય છે, મકાનો વેઠથી થાય છે અને મોટા ખેડૂતોના ખેતરો પણ વેઠથી ખેડાય છે ફ્રાન્સ, બેલ્જિયમ અને હોલેન્ડના એમ્પ્લોયર્સ સાથે અમારો (હિંદુસ્તાનના પ્રતિનિધિઓનો) વિરોધ બહુ જ વધી ગયો અને એક વખત તો તેઓએ અમારી સાથે અસભ્યતા પણ જાહેર કર્યો આ વીગતો મેં અહીંયા મૂકી છે તે એટલું બતાવવાને માટે કે ઇન્ટરનેશનલ લેબર કૉન્ફરન્સ (આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ) જેવી સંસ્થામાં પણ આ જાતના ખટપટ અને સ્વાર્થ ચાલે

છે. મિસીસ સ્વાનવિક નામની બાઈએ પોતાનું જીવનવૃત્તાંત લખેલું છે તેમાં જણાવ્યું છે કે જીનિવા ખાતે પણ જુદાંજુદાં રાજ્યોની સ્વાર્થ માટે ખટપટ જોવામાં આવે છે. ત્યાંનું વાતાવરણ શુદ્ધ અને ઘણું ઊંચુ હોવું જોઈએ પણ ત્યાં પણ શેતરંજના દાવ ખેલવામાં આવે છે અને playing for a position (લાભદાયક જગ્યાને માટે રમત) ચાલે છે! "સેન્કશન્સમાં હું માનતી નહિ હોવાથી જીનિવાના મારા અનુભવે બતાવ્યું કે જે અપ્રામાણિકતાથી સેન્કશન્સ મૂકવામાં આવતાં હતાં કે નહિ મૂકવામાં આવતાં હતાં તેનાથી જૂની દુનિયાની બધી રાજ્યદ્વારી ખટપટના કીચડમાં આપણે ઘસડાયાં હતાં! ફરક ફેર એટલો જ કે જીનિવાની આધુનિક ખટપટમાં ઢોંગનું ઘણુ મોટું પ્રમાણ હતું!"

પ્રજાસંઘની ભાવનાઓ મોટી પણ તેને અમલમાં મૂકનાર જે જુદી પ્રજાઓ છે અને વ્યક્તિઓ છે તે સર્વેના પગ માટીના છે, એટલે તે ભાવનાઓ વ્યાવહારિક અમલમાં આવતાં કાદવથી રગદોળાય છે પ્રજાસંઘ તરફથી હમણા એક બીજી યોજના ઉપર વિચાર કરવામાં આવે છે જે તરફ હું ધારું છું કે આપણા લોકોનું પૂરતુ ધ્યાન દોરાયુ નથી ઇંગ્લંડ ને ફ્રાન્સને એમ લાગ્યું છે કે વર્સાઇલ્સની સુલેહ પછી જે જર્મની વગેરે જીતાએલા મુલકોનાં સંસ્થાનો તેઓએ પચાવી પાડ્યાં છે તેનાથી જર્મની તેમજ બીજા દેશોમાં ઘણો અસંતોષ પ્રસરેલો છે. યુરોપિયન પ્રજાઓ આજસુધી માનતી આવેલી છે કે જગતના જુદાજુદા પ્રદેશો એમને માટે જ સર્જાયેલા છે. એશિયા, આફ્રિકા, ઓસ્ટ્રેલિયા અને અમેરિકા એ બધા પ્રદેશો 'ગોરા' લોકોના હાથમાં ગયા છે એ ઇતિહાસની વાત છે. જાપાન બચી ગયું કારણ કે તેનામાં સામે થવાનું સામર્થ્ય હતું. યુરોપની મોટી લડાઈ પછી ઈંગ્લંડ અને ફ્રાન્સે પોતાનાં સંસ્થાનોમાં વધારો કર્યો. ત્રણ વર્ષ ઉપર ઓટાવા ખાતે કોલકરાર કરી ઈંગ્લંડે પોતાની જ સલ્તનતમાં વેપારરોજગારનો ઈજારો લેવાનું ઠર્યું. ઓટાવા બાબત જ્યારે આ દેશમાં આપણા અર્થશાસ્ત્રીઓ અને બીજાઓ ટીકા કરે છે ત્યારે સરકારના પ્રતિનિધિઓ અને ઇંગ્રેજ છાપાંવાળાઓ લખે છે કે રાજ્યદ્વારી કારણોને લીધે આ ટીકા કરવામાં આવે છે. કેનેડામાં હમણાં ચૂંટણી થઈ અને ત્યાંની કોન્ઝર્વેટીવ સરકાર હારી ગઈ ત્યારે તેના પ્રધાન મિ બેનેટને રાજીનામુ આપવું પડયું. આ હારનુ કારણ લંડનનું 'ઈકોનોમિસ્ટ' જેવું જવાબદાર પત્ર એમ જણાવે છે કે ઓટાવા હતું! હમણાં જ પૂરી થયેલી બ્રિટીશ પાર્લામેન્ટની ચૂંટણી વખતે ત્યાંના લીબરલોએ ઓટાવા ઉપર સખ્ત પ્રહારો કર્યા હતા. જર્મની અને ઇટલી વગેરે દેશોએ બહારથી આવતા માલ ઉપર ઘણા અંકુશો મૂકેલા છે અને પ્રતિબંધ પણ મૂકેલા છે અને આની પાછળ પણ ઓટાવા જ છે, જો કે તે દેશોથી કદાચ એમ ખુલ્લુ કહી શકાતું નહિ હોય. એબીસિનિયા ઉપર ચડાઈ કરવાને માટે મુસોલિની, તો સ્પષ્ટ રીતે કહે છે કે ઇટલીને વધારે મુલક જોઈએ છીએ. આ બધી બાબતો ઉપરથી ઈંગ્લંડ અને ફ્રાન્સના ચતુર ચાણક્યોને વિચાર આવેલો લાગે છે કે જમીન માટેની બીજા દેશોની ભૂખ સંતોષવી જોઈએ. થોડાએક વખત ઉપર સર સેમ્યુઅલ હોરે એવી સૂચના મૂકી કે જગતના જે જુદાજુદા બિનવિકસેલા પ્રદેશો છે તેની આર્થિક ખિલવણી માટે પ્રજાસંઘના સભાસદો જે જુદીજુદી પ્રજાઓ છે તેમણે બરાબર વિચાર કરી, એકેક સાથે સહકાર કરી કરવી જોઈએ. આ સૂચનાને કેટલીએક દિશામાંથી ટેકો મળેલો છે. વધારે આશ્ચર્યકારક તો એ છે કે મિ. લેન્સબરી જેઓ

સ્વતંત્રતાના ચુસ્ત હિમાયતી તરીકે પોતાની જાતને આગળ ધરે છે એમણે પણ આ સૂચનાને વધાવી લીધી છે. આ સૂચનાનો અર્થ એ છે કે અત્યારે જે પ્રદેશો કાળી કે રંગવાળી (Black or coloured) પ્રજાના હાથમાં છે અને જે પ્રજાઓ ગોરી પ્રજાઓ સામી થઈ શકે નહિ, તેમની આર્થિક સંપત્તિ અને ખજાનો સુધારાને નામે ગોરી પ્રજાઓ પોતાના હાથમાં લઈ શકશે. ભૂતકાળમાં જ્યારે લડાયક પ્રજાઓ લૂંટ કરતી ત્યારે તે લૂંટને લૂંટ જ કહેવી હતી; હવે તે લૂંટને સુધારો અને આર્થિક ખિલવણી એ નામ આપવામાં આવે છે. ચીનનો સુધારો થયો, હિંદુસ્તાનનો થયો, આફ્રિકાનો થયો, પણ હજુ આ બધી ખિલવણી પૂરી થઈ નથી. સર સેમ્યુઅલ હોર વગેરેઓ જેમણે આ નવી આર્થિક દિશા સૂચવેલી છે એમનું કહેવું એમ છે કે યુરોપિયન પ્રજાઓને કાચી વસ્તુઓ બરાબર મળતી નથી. ઉદ્યોગોને માટે કાચી વસ્તુઓની જરૂર છે અને યુરોપના દેશો કાચી વસ્તુઓ માટે ખૂમ મારે છે. જે દેશો અત્યાર સુધી કાચી ચીજો પૂરી પાડતા હતા અને પાડે છે, તેમણે પોતે તે ચીજોનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું છે અને ઉદ્યોગોની ખિલવણી કરે છે પ્રજાસંઘ તરફથી જો આ બધું કામ ઉપાડી લેવામાં આવે તો આ મુશ્કેલીઓ દૂર થાય. દુનિયાની પછાત પ્રજાઓના મુલકની ખિલવણી યુરોપની પ્રજાઓ સાથે મળીને કરે અને જો હજુ એમની પાસે રંગકસ રહી ગયો હોય તો તે લઈ લે ઇંગ્લાંડમાં આ નવી યોજના તરફ ધ્યાન ખેંચાયું છે અને ત્યાંના જે નેતાઓ ગરીબની વહારે ધાનારા છે તેમણે એની સામે વાંધો પણ લીધેલો છે. આ દેશમાં હજુ પૂરતું ધ્યાન ખેંચાયું નથી પણ એ ભયંકર અને પાપિષ્ઠ સૂચનો છે એમ ચોક્કસ મનાવું જોઈએ. પ્રજાસંઘનો જો એ નિયમ હોય કે રક્ષણ વગરની પ્રજાઓ ઉપર હુમલો થવા દેવો ન જોઈએ તો એવી પ્રજાના આર્થિક ખજાના ઉપર કોઈપણ જાતની આડી નજર નાખવી તે પણ પ્રજાસંઘે ચલાવી દેવું ન જોઈએ. બધી પ્રજાને પોતપોતાનું જીવન પોતપોતાની રીતે ગાળવાનો હક્ક છે અને તેમનું આર્થિક જીવન આ રીતે દોરવું જોઈએ કે બીજી રીતે, તે તેમને એકલાને જ કહેવાનો હક્ક છે. પ્રજાસંઘ આગળ આ સવાલ થોડાએક વખતમાં નીકળવો જોઈએ અને તે વખતે એનો સામનો બરાબર રીતે થવો જોઈએ. રાષ્ટ્રસભા, વેપારી ચેમ્બરો, આપણાં જાહેર છાપાંઓ અને અર્થશાસ્ત્રીઓ તેમજ એસેમ્બ્લીમાં આપણા પ્રતિનિધિઓએ પૂર્ણ રીતે આ સવાલને ચર્ચી આ દેશના હક્કો કોઈપણ રીતે ભયમાં હોય તો તેનું રક્ષણ કરવું જોઈએ; તેમજ પ્રજાસંઘને એવી જાતની નીતિ અખત્યાર કરતાં અટકાવવો જોઈએ.

કુંભારના ચાક પરે ચડીને
ઘૂમીઘૂમીને નિજ રૂપ ધારતાં
તને થતું કેવુંક અંતરે હતું
અરે મૂંગા કૂંજા ! નખશિખસુરંગ્યા તું વદશે ?

હુંફાળવા એ કરથી કુંભારના
નાસી છુટી જાઉં જ એમ તે સમે
સિદ્ધી સ્વરૂપે મુજ અંતરે થતું.
આ ઘાટની ઢાળકીમાં ઢળાતાં
મહાન કો દર્દ મને થયું ત્યાં.

એ પ્રાણહારી ક્ષણ જ્યાહરે હું
કુંભારના ચાક પરે જડાઈ ને
હું કેદ થૈ
આ રક્તવર્ણી મુજ દેહ
વિષે ઢળ્યો હું,
તે પૂર્વે મારે હતી મૈત્રી મીઠડી
ખાસુકડા પુષ્પની, મૂળ એહનું
મારા ઉંડા અંતરમાં હતું જડયું.

એ જીવતો શ્વાસ જ પ્રાણ મારો
ખેંચી લઈને મુજથી કુંભારે
મને જડયું છે
મૃત્યુસમા આ મુજ ઘાટ માંહિ.
આકારહીણી મુજ એ દશા તો
નૈસર્ગિકી ઉત્તમ તે હતી ખરે,
મારે ઉરેથી ફુટતું'તું ત્યારે
ત્યાં ફૂલડું એક સુગન્ધથી ભર્યું.

# અમરનાથ

પ્રેમલીલા મહેતા

દેહને કષ્ટ આપવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે એવી માન્યતા છે. જો એ માન્યતામાં સત્ય હશે તો અમરનાથના યાત્રાળુ ઉપર ઈશ્વર ખૂબ પ્રસન્ન થતા હશે. કારણ કે એ યાત્રા એટલી તો વિકટ છે કે યાત્રાળુને દેહકષ્ટની પરિસીમા વેઠવી પડે છે.

હિમાલયના ત્રણ મુખ્ય શિવાલયો—અમરનાથ, બદરીનાથ અને કેદારનાથ—માંથી બદ્રીનાથ અને કેદારનાથની ગણના હિંદુસ્તાનનાં મુખ્ય જ્યોતિર્લિંગોમાં થાય છે. અમરનાથની નથી થતી, કારણ કે આજથી આશરે પચાસસાઠ વર્ષ પહેલાં તો અમરનાથનું ધામ કોઈ મનુષ્યની નજરે જ નહોતુ પડ્યું કાશ્મીરની ઉચ્ચ ભૂમિમાં, બરફથી છવાયેલાં અનેક ગગનચુંબી શિખરોની વચ્ચેના એક દૂરના શિખરની નીચે, ૧૨૦૦૦ ફીટની ઊંચાઈએ, એક એકાન્ત ગુફામાં શિવલિંગ હશે એમ કોને ખ્યાલ આવે!

એમ કહેવાય છે કે ઘેટાં ચરાવનારો એક ભરવાડ વરસાદથી બચવા આ ગુફામાં ભરાઈ ગયો ત્યાં શિવલિંગના આકારનો બરફનો કકડો જોઈને તેને બહુ નવાઈ લાગી. થોડા દિવસ પછી તેણે પોતાના કોઈ ઓળખીતા સાધુને આ ગુફા બતાવી. તે વખતથી અમરનાથ યાત્રાનુ ધામ થયું.

અષાડ અને શ્રાવણ એ બે મહીના જ અમરનાથ જઈ શકાય તેમ છે. કારણ કે અષાડની શરૂઆત સુધી આસપાસનું બરફ પીગળ્યુ નથી હોતુ અને શ્રાવણની આખરે તો ત્યાં એટલી બધી ટાઢ થઈ જાય છે કે માણસને જીવવુ અઘરુ પડે.

અમરનાથનુ લિંગ બરફનું જ છે. અંદર પથ્થર કે કાંઈ જ નથી. અને કિંવદંતી એવી છે કે ચન્દ્રની કળા પ્રમાણે લિંગનું કદ વધે-ઘટે છે. એટલે પૂર્ણિમાએ લિંગ મોટામાં મોટા કદનુ હોય આ કારણથી શ્રાવણી પૂર્ણિમાએ મોટી યાત્રા અને અષાડી પૂર્ણિમાએ નાની યાત્રાનો મહિમા મનાય છે.

દર વરસે શ્રાવણી અગિયારસે શ્રીનગરથી એક સંઘ યાત્રા માટે નીકળે છે. તેમાં એક મુખ્ય યાત્રિક હોય છે તેના હાથમાં એક દંડ અને એક છત્ર હોય છે. આ સાથે વાજતે ગાજતે સંઘ પૂર્ણિમાએ અમરનાથ જાય છે. કાશ્મીર રાજ્ય તરફથી તેને માટે સર્વે વ્યવસ્થા થાય છે

અમે ગયે વરસે અષાડી પુનેમ ઉપર અમરનાથ ગયાં હતાં.

શ્રીનગરથી પૂર્વ દિશાએ સાઠ માઈલ પર પહેલગામ આવેલુ છે ત્યા હિંદુ અને શીખ લોકોની વસ્તી ઝાઝી છે અને ઘણાખરા તો તબુંઓમા રહે છે. પહેલગામ સમુદ્રની સપાટીથી ૭૫૦૦ ફીટ ઊંચુ છે અને ત્યાં પાઈનનાં ઝાડ બહુ હોવાથી ત્યાંની હવા બહુ જ ગુણકારી ગણાય છે.

પહેલગામથી આગળ મોટર કે ગાડાનો પણ રસ્તો નથી, માત્ર પગરસ્તો જ છે. એટલે આગળ જવુ હોય તો કાં તો ચાલવાનુ, ડોળીમાં જવાનું અથવા ઘોડા ઉપર જવાનું.

પહેલગામથી તા. ૧૩–૭–૩૫, અષાડ સુદ તેરસને શનિવારે બપોરે ત્રણસાડાત્રણે અમે નીકળ્યાં. બધાં ઘોડા ઉપર જ હતા, પણ કદાચ કાંઈ કામ પડે કરીને એક ડોળી સાથે રાખી હતી



શેષ નદીની શરૂઆત

પહેલગામ આગળ બે નદીઓનો સંગમ છે : એક લંબોદરી અને બીજી શેષ. લંબોદરી કોલ્હાઇ નામના પહાડમાંથી નીકળે છે અને શેષ નદી શેષનાગ નામના પર્વતમાથી નીકળે છે. અમારે શેષ નદી તરફ જવાનું હતું. નદીને કાંઠેકાંઠે પહાડમાં સાંકડો પગરસ્તો કોરી કાઢેલો હતો. તેના ઉપર ધીમે ધીમે જતાં હતાં કારણ કે ખાડાખૈયાવાળો રસ્તો એટલે ઘોડા દોડી શકે એમ નહોતું. પાઈનનાં સુંદર ઝાડો ની વચ્ચે વહેતી, ભેખડો અને પથરા પર અફળાતી, કૂદતી, નાચતી શેષ નદી ખરેખર અનુપમ સુંદર લાગતી હતી. કાશ્મીરમાં ઝીલમ, સિંધ, લેલાબ, કીસનગગા, લીડાર વગેરે બધી જ નદીઓ સુંદર તો છે પણ શેષની તોલે કોઈ ના આવે. એનાં પાણીનો રંગ જ એવો કંઈ રૂપેરી છે કે બીજી બધી નદીનાં પાણી એની આગળ મેલાં લાગે.

એના સૌન્દર્યને નીરખતાં નીરખતાં અમે ચંદનવાડી પહોંચ્યાં. આ સ્થળની ઉંચાઈ દરિયાની સપાટીથી દશહજાર ફીટ છે. લીલા મખમલનો ગાલીચો પાથર્યો હોય એવુ

લીલુંછમ ઘાસ, આસપાસ ઊંચાં આકાશને અડકતા પહાડો અને વચ્ચેથી ખળખળ અવિશ્રાંત નાચતી; વહેતી રૂપેરી શેષ નદી—એ ચંદનવાડીનું ચિત્ર તો આંખ બંધ કરું છું તો હજીયે મારી નજર સામે ખડું થાય છે.

ચંદનવાડીમાં જંગલખાતાના ઝૂંપડા ( ferest hut )માં અમે રહેવાનાં હતાં. અમને બધાને ભૂખ ખૂબ લાગેલી, કેમકે સવારે નવ વાગે જમેલાં તે પછી કાંઈજ ખાવાનું મળ્યું નહોતું, અને સામાનવાળા ખચ્ચર તો પાછળ પડી ગયેલા. એટલે અમે ખાવાની વસ્તુની શોધમાં નીકળી પડ્યાં.

અમારી ટોળીમાં પહેલગામથી એક ભાઈ જોડાયા હતા. તેઓ કાશ્મીરી પંડિત હતા. તેમણે કહ્યું કે યાત્રાળુઓ પાસે કાંઈ ખાવાનાનો ઉપાય જડશે અને તેમનું કહેવું સાચુ જ પડ્યુ લગભગ અસોએક યાત્રાળુઓ થોડે દૂર નદીકાંઠે પાઈનની ઝાડીમાં તંબુઓ નાખીને બપોરના આવીને રહ્યા હતા. તેમની સાથે એક હલવાઈની દુકાન પણ હતી. ત્યાંથી ચા મંગાવીને અમે બધાંએ અમારા ઝૂંપડામાં પીધી. એટલાથી તાજાં થઈ ને અમે યાત્રાળુઓનો પડાવ જોવા ગયાં.

સંધ્યાકાળના ઝાંખા તેજમાં ધોળા તંબુઓ વધારે ધોળા લાગતા હતા. યાત્રાળુઓ અત્યંત આનંદથી આમતેમ ફેરાઆટા ખાતા હતા. સૌથી આગળ સંયુક્ત પ્રાંતની કેટલીક વૃદ્ધાઓનો તંબુ હતો. એ બાઈઓ બધી ડોળીમાં આવી હતી, અને અમે જોયું તે વખતે સૂર્યાસ્ત થઈ ગયો હતો છતાં નદીના બરફ જેવા ઠંડા જળમાં સ્નાન કરતી હતી. તેમના તંબુની પાસે હલવાઈનો અને ચાવાળાનો તંબુ હતો અને તેની બાજુમાં એક મદ્રાસી ભાઈનો પડાવ હતો. પાસે કેટલાક વિદ્યાર્થી હતા. એમાંના કેટલાક સંયુક્તપ્રાંત તરફના, કેટલાક દક્ષિણી અને કેટલાક પંજાબી જેવા લાગતા હતા. તેઓની પાસેના તંબુ આગળ બે સ્ત્રીઓ આટલી ટાઢમાં ચંપલ પહેરીને ફરતી હતી. તે જોઈને જ અમે મનમાં ધાર્યું કે આ



શેષનાગ સરોવર આગળ નાગા બાવાઓ

ગુજરાતી હશે. કારણ કે પંજાબી, સિંધી અને સંયુક્ત પ્રાંતની સ્ત્રીઓનો પહેરવેશ ગુજરાતણ જેવો હોય છે પણ તેઓ પગમાં ઘણુખરું જોડા (shoes) પહેરે છે

બધા તંબુઓથી થોડે દૂર કેટલીક સરકારી છાપરીઓ હતી તેમાં પ્રાંતપ્રાંતના અને જાતજાતના યાત્રાળુઓ પડાવ નાંખીને રહ્યા હતા. આ છાપરીની બાજુમાં ત્રીસચાળીસ નાગાબાવાઓ તાપણી સળગાવીને આસપાસ ચલમ ફૂંકતા બેઠા હતા. એમની તાપણીનો ધુમાડો માણસના માથા જેટલે ઊંચે જઈને ત્યા ને ત્યાં જ કરીને હવામાં અદ્ધર છવાઈ જતો હતો.

એ બધું જોઈને અમે પાછાં અમારી ઝૂંપડીમાં આવ્યાં. ઝૂંપડીમાં—એને હું ઝૂંપડી કહું છું કારણ કે તે વાંકાંચૂંકા લાકડાંની દીવાલ તથા પાઈનના લાકડાની જમીન અને ઘાસના છાપરાની બનેલી હતી—જઈ, જમી ને સૂઈ ગયા કેમકે સવારે જલદી નીકળવાનો વિચાર હતો આ યાત્રામા એક વિચિત્રતા એવી છે કે વરસાદ જે પડે તો ઘણુખરુ બપોર પછી જ પડે. એટલે જેટલી મુસાફરી કરવી હોય તેટલી સવારે કરી નાખીએ અને પછી બપોર પહેલાં કોઈ ઠેકાણે પડાવ નાખી દઈએ તો વરસાદથી હેરાનગતી ઓછી થાય છે.

તા. ૧૪-૭-૩૫ ને રવિવારે સવારે સાત ૭ વાગે ચંદનવાડીથી અમે પડાવ ઉપાડ્યો શેષ નદી ઉપરનો નાનો લાકડાનો પુલ ઓળંગીને યાત્રાળુઓના પડાવ આગળ અમે પહોંચ્યાં. એમાંના કેટલાંક તો અત્યાર અગાઉ નીકળી ચૂક્યાં હતા. પેલી વૃદ્ધાઓ અત્યારે પણ હિમ જેવા ટાઢા પાણીમાં સ્નાન કરતી હતી

થોડેક ગયા પછી બરફનો પુલ આવ્યો. પુલની નીચેથી શેષ નદી એક બાલિકાની પેઠે કૂદતી, નાચતી, ગાતી, દોડી જતી હતી.

આ બરફનો પુલ બહુ પુરાણો છે. સેંકડો વરસો થયા એ બરફ પીગળ્યુ જ નથી એમ કહે છે.

પુલ મૂકયા પછી પુષ્કળ ઘાડી ઝાડી આવી. એમાં જાતજાતનાં ઝાડ હતાં પણ ખાસ તો બર્ચ, એશ, એપલ, પોપલર, પાઈન અને ફરતાં હતાં ચિનાર અને અખરોટનાં પણ થોડાં હતાં. સંસ્કૃત નાટકોમાં ભૂર્જપત્ર આવે છે તે આ બર્ચનાં ઝાડનાં થડની છાલ હોય છે. અને કાગળની માફક જ તેની ઉપર લખી શકાય છે. ઝાડીની શરૂઆતથી જ જબરજસ્ત ચઢાણ શરૂ થાય છે. આ ચઢાણને પીસુઘાટી અથવા પીસરઘાટી કહે છે. પીસુ એટલે ચાંચડ, અને ચાંચડ જેમ માણસને સતાવે તેમ આ ઘાટ પણ યાત્રાળુઓને હેરાન કરે છે, તે ઉપરથી, પીસુઘાટી નામ હોય; અથવા તો પીસર એટલે લપસી પડાય તેવો, અને આ ઘાટ ખરેખર લપસી પડાય એવો જ ઢોળાવવાળો છે તે ઉપરથી પીસરઘાટી નામ પડયુ હોય.

આ કઠણ ઢોળાવ ચડતાં યાત્રાળુઓ 'જય અમરનાથ' 'જય અમરનાથ' એમ જોરથી પોકાર કરતાં હતાં અને મુસલમાન મજૂરો, ઘોડાવાળા તથા દાંડીવાળા 'ઈલ્લિલ્લા હો ઈલ્લિલ્લાહ' એવા અવાજો કરતા હતા અને તેથી આખુ વાતાવરણ આ મિશ્ર પોકારોથી ગાજી ઊઠતું હતું.

વાતો કરતાં અને હસતા અમે તો ખુશખુશાલ ઉપર ચડી ગયાં. ટોચ ઉપર લીલું

જાણે રણ હતુ. ઝાડ જ નહિ. આ જગાની ઊંચાઈ બાર હજાર ફીટ છે. એટલી ઊંચાઈએ મોટાં ઝાડ ઊગતા નથી. માત્ર લીલુ ઘાસ અને એકાદ ફુટ ઊંચા જ્યુનિપરના છોડવા જ ઊગે છે. જ્યુનિપરની ડાળીઓ બળતણ તરીકે વાપરી શકાય છે.

પીસુઘાટથી આગળ રસ્તો બહુ જ વિકટ હતો. અતિશય ઊંચા પહાડ ઉપર, કોરેકોરે, સાંકડી, બહુબહુ તો અઢી ફીટની પહોળાઈવાળી પગથી જ માત્ર હતી. બીજી બાજુ ઊંડાણમાં ખીણ અને તેમાં ખળખળ વહેતી, બરફના પુલોમાં સંતાકુકડી રમતી, અમારી મિત્ર શેષ નદી. વળી રસ્તો પણ કોઈકોઈ જગાએ ભીનો ને સરકણો. એટલે જો ઘોડાનો પગ લપસ્યો તો શેષમાં જ અલોપ થવાનુ હતુ.

જેમજેમ આગળ જતાં ગયા તેમતેમ વધારે વિકટ રસ્તો આવતો ગયો. ચઢાણ વધતું જ ગયું. પણ અમારી મહેનત અને સાહસનો બદલો થોડી જ વારમાં પૂરેપૂરો મળવાનો હતો તેનો અમને ખ્યાલ જ નહિ

આકાશ ઘેરા ભૂરા રંગનુ હતુ. તેમા એક વાદળાની કણ પણ નહોતી. અને સૂર્યનો તડકો અસહ્ય હતો, છતા ઠંડો પવન અમારા કપાળે અને મોઢે આવી અથડાતો હતો. તેનુ કારણ અમે ન સમજ્યાં. અચાનક એક મોટી ચડાણ ચડ્યા ત્યા તો અમારી નજર સામે અવર્ણનીય દૃશ્ય દેખાયુ એ શેષનાગ સરોવર હતુ. લીલા ઘાસવાળી ભેખડ ઉપર અમે ઊભાં હતા. સામે ત્રણ બાજુએ બરફથી છવાયેલા અને સૂર્યના તેજમાં સોનારૂપા જેવા ચમકારા મારતા ગગનચુંબી પર્વતો, અને નીચે ઝાખા વાદળી રંગનુ કાચ જેવું સ્થિર અને નિર્મળુ સરોવર ! સરોવરના, એક પણ તરંગ કે આંદોલન વગરના, પાણીમાં વચ્ચેવચ્ચે તરતા બરફના પડના પડ ! અને વાદળી રંગના પાણીમા પડતા ધોળા પર્વતોના શિખરોનાં પ્રતિબિંબ ! અને સર્વની ઉપર સ્વચ્છ આકાશનો ઘેરો ભૂરો રંગ ! જાણે કુદરતે પોતાની બધી સુંદરતા આ એક જ સ્થળે ઠાલવી દીધી હોય એમ લાગ્યુ અડધોએક કલાક તો ખરેખર અવાક બનીને અમે આ દેખાવ જોવા જ કર્યો—જાણે અંતરમાં એ ચિત્ર ચિતરી લેવા માગતાં ન હોઈએ !

વાર્તાઓ અને સાધુચરિતોમા મેં વાંચ્યું છે કે સંસાર પરથી વેરાગ આવી જવાથી અમુક મનુષ્ય ફરતોફરતો હિમાલયમાં આવી ચડ્યો અને ત્યા પોતાનું જીવન પૂરું કર્યું. પણ શેષનાગને જોઈ ને મને વિચાર આવ્યો કે એમાં જરા ભૂલ છે. ખરો વેરાગ તો હિમાલયમાં આવ્યા પછી, આવા કોઈ સરોવરને કાંઠે આવ્યો હશે. આ સ્વર્ગ જેવું અનુપમ સુંદર સ્થાન છોડીને જીવનકલહમાં જવાનું કોને મન થાય ! જગતમાં આપણી આસપાસ જે માયાનાં બંધનો આપણે જાણેઅજાણે બાંધી દઈએ છીએ તેનું ભાન આવી જગાએ થાય. ત્યાં જ અનંત સમાધિ ચડાવીને જીવન વ્યતીત કરવાનું મન થાય. ધાર્મિક ભાવના, તત્ત્વજ્ઞાન, ચિંતન એ બધાંને અને મારે બારમો ચંદ્રમા છે, પણ શેષનાગના દૃશ્યે મારુ મન પણ વિચાર-વમળમાં ચડાવ્યું.

સુંદર સ્થાનનાં વર્ણનો માટે કવિઓ અને લેખકો પાનાં ઉપર પાનાં લખે છે. એ વર્ણનો અત્યાર સુધી મને અતિશયોક્તિભરેલાં લાગતાં હતાં. પણ તે દિવસે મને થયું કે એ

કવિઓ અને લેખકોની વર્ણનશક્તિનો હજારમો ભાગ પણ મારામાં હોય તો કેવું સારું કે જેથી મારા હૃદયમાં અત્યારે જે લાગણી થાય છે તે હું કોઈ રીતે વ્યક્ત કરું.

છેવટે એ તંદ્રામાં કોઈના અવાજથી ભંગાણ પડ્યું અને અમે આગળ ચાલ્યાં.

સરોવરની સપાટીથી લગભગ પાંચસોએક ફીટ ઊંચે એક ભેખડ ઉપર અમારા તંબુ હતા. આ જગાનું નામ વાવજન છે કારણ કે ત્યાં પવનના સૂસવાટા ભયંકર હોય છે. દરિયાની સપાટીથી તેર હજાર ફીટની ઊંચાઈ ઉપર, આસપાસ બરફનાં શિખરો વચ્ચે આવેલું આ સ્થાન તદ્દન ખુલ્લું છે.



મહાદેવ, પાર્વતી અને ગણેશનાં શિખરો તથા શેષનાગ ગ્લેશિયર

અમારા તંબુની સામે જ શેષનાગનો પહાડ હતો અને નીચે સરોવર હતું. શેષનાગનો પર્વત આખો, શિખરથી તે તળિયા સુધી, સફેદ બરફથી આચ્છાદિત હતો. એનાં ત્રણ શિખરનાં નામ મહાદેવ, પાર્વતી અને ગણેશ છે એ પહાડનો નીચેનો ભાગ શેષનાગ ગ્લેશિયર (ગ્લેશિયર=બરફની નદી) કહેવાય છે અને તે ગ્લેશિયરનું બરફ ઓગળીને શેષનદી બને છે. શેષ નદી તો નીકળતાં જ સરોવરના રૂપમા ફેલાઈ જાય છે અને સરોવરને બીજે છેડેથી પછી નદીરૂપે વહે છે.

ઉનાળાનો સૂર્ય તપતો હતો છતાં તંબુની અંદર તો ટાઢ વાતી હતી. અમે તંબુની બહાર તડકામાં આખી બપોર બેસી રહ્યાં કેમકે ભૂરું આકાશ અને ધોળાં શિખરો વગેરે દૃશ્ય જોતાં મન તો ધરાતુ જ નહોતુ.

યાત્રાળુઓના તંબુઓ અમારી પાસે જ હતા અને સાંજે અમે 'નગરચર્યા' જોવા નીકળ્યાં! મેં તો પહેલી ઓળખાણુ પેલાં ગુજરાતી બહેનો સાથે કરી. તેમાંનાં એક બહેને પહેલો જ પ્રશ્ન મને પૂછ્યો કે 'તમે શારદાબહેનનાં કઈ સગાં છો?" અને મને મનમાં થયું કે અમરનાથને રસ્તે પણ શારદાબહેનને ઓળખનાર કોઈ છે ખરું. વાત કરતાં ખબર પડી કે પ્રશ્ન પૂછનાર બહેન શારદાબહેનની ચિમણુબાઈ સ્ત્રીસમાજનાં સભ્ય હતાં.

તેઓમાંનાં બીજા એક બહેન સોળસત્તર વર્ષનાં જ હતાં ને તાજેતરમાં જ વિધવા થયાં હતાં. તેમનું દુ:ખ ભૂલવવા તેમના પિતા તેમને અમરનાથની યાત્રા કરાવવા લઈ જતા હતા. મને વિચાર આવ્યો કે મનુષ્યના બહારના દેખાવથી આપણે કેટલાં છેતરાઈએ છીએ! એ પિતાને જોઈને અમને ખ્યાલ પણ નહોતો આવ્યો કે પોતાની એકની એક પુત્રીને માટે તેને આટલી બધી લાગણી હશે! એમના હૃદયમાં જે દયાનો ને પ્રેમનો અંશ હતો તે અમારામાં ન હતો! પોતાની પુત્રી માટે કેટલા પિતા સાધન છતાં આમ કરે છે?

આજે સૂર્યાસ્ત થયો ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે સૂર્યમાં કેટલી ગરમી હોય છે. કારણ કે જેવો સૂર્ય નજર બહાર ગયો કે જાણે હિમ જેવી ટાઢ પડી.

પૂર્ણિમાની આગલી રાત હતી એટલે ચંદ્ર જોતજોતામાં ઊગ્યો અને થોડી વારમાં બરોબર શેષનાગના પહાડની પાછળથી બહાર આવ્યો. એ દૃશ્ય અલૌકિક હતું. શેષનાગનાં ત્રણ શિખરોની મધ્યમાં ચંદ્રમા, તે જાણે કે મણિધર નાગે ફણા ઊંચી કરી હોય એવો દેખાવ લાગતો હતો. નીચે સરોવર ઉપર ચાંદનીનો રૂપેરી પ્રકાશ અને સરોવરના ઝાંખા વાદળી રંગના પાણીમાં રૂપેરી બરફ અને રૂપેરી ચંદ્રનું પ્રતિબિંબ—એ સર્વે સુન્દરતાનું વર્ણન કરવાને હું સમર્થ નથી. અમે તો જાણે સૌન્દર્યના ઘૂંટડા ભરીભરીને પીધા. તે પીનારનું મન જ જાણે કે કેવા મીઠા હતા!

[ અપૂર્ણ

---

## એક સુભાષિત

સ્વ૦ પાર્વતીપ્રસાદ વિશ્વનાથ વૈદ્ય

પ્રહાર કરશો પાડશો મૃદુલ હસ્તથી તોડશો
ખરેલ અથવા તમે સમયનાં ફળો વીણશો
ઉદાર દિલ વૃક્ષ તો સકળ રીતથી આપશે
પરન્તુ તહીં આપનાં હૃદયની પરીક્ષા થશે.

# ઓલ્યું પાંદડું

શેપ

ઓલ્યા પાંદડાંને ઊડાડી મેલો કે પાંદડું પરદેશી !
આવી બેઠું એ ચંપાની ડાળે કે પાંદડું પરદેશી !
એનાં ફુલડાં ખરી પડયાં અકાળે ! કે પાંદડું પરદેશી !
મેં તો હારમહીં ગૂંથાવ્યું, કે પાંદડું પરદેશી !
એણે ફૂલ એક એક કરમાવ્યું ! કે પાંદડું પરદેશી !
એને નદીને નીર પધરાવ્યું, કે પાંદડું પરદેશી !
એ તો દરિયેથી પાછું આવ્યું ! કે પાંદડું પરદેશી !
મેં તો ખોદી જમીનમાં દાટયું, કે પાંદડું પરદેશી !
ત્યાં તો ફણગો થઈને ફાટયું ! કે પાંદડું પરદેશી !
મારી સખીએ બતાવ્યું સ્હેલું, કે પાંદડું પરદેશી !
એક ફૂંકે ભેળું ઊડાડી મેલ્યું ! કે પાંદડું પરદેશી !



# બૂઝર્વા

વિક્ટર હ્યુગો

[નોંધઃ આ કાવ્યનો તરજુમો હું નહિ કરત. પણ બન્યું એમ કે એક ગુજરાતી શેઠિયા સમક્ષ મારાથી બોલાઇ ગયું કે વિક્ટર હ્યુગોએ એક કવિતા... મારું વાક્ય પૂરું થવા જ ન દીધું, અને એ ખડખડાટ હસ્યા. હ્યુગોએ કવિતા લખેલી... હાહાહા... તમે લેખકો આવા ગપાટા નહિ હાંકો તો સારુ!

શેઠ છે પિટિટ લાયબ્રેરીના સભ્ય, રૉયલ એશિયાટિકના સભ્ય, લંડન ન્યૂઝ અને લિટરરી ડાયજેસ્ટના શોખી. એમ તો ઘણાના શોખી.

બીજે દિવસે એમના હાથમા એક પુસ્તક હતું. "બરઝોઈ." મેં કહ્યું આ શું? વળી પાછું મારા અપાર અજ્ઞાન પર એ જ આડંબરી ખડખડાટ હાસ્ય ખખડ્યું. "બરઝોઈ એ તો બૂઝર્વાનો રશિયન ઉચ્ચાર વળી આ તો એક રશિયનની આત્મકથા છે, અને એ માટે ૧૦૦૦ પાઉન્ડનું ઇનામ મળ્યું છે. પણ મજા તો એ છે કે આ પુસ્તકમાં બરઝોઈનો બીજો પણ અર્થ છે, અને તે એક જાતના કૂતરાનું નામ."

અને એમણે મને પુસ્તક જોવા આપ્યુ. તે રાત્રે મને થયું કે વિક્ટર હ્યુગોના *Bourgeois* કાવ્યનો મારાથી થાય તેવો તરજુમો, અનુવાદ, અનુરણન, કે અનુરટન જે કંઇ કરી શકાય તે કરવુ, અને કોઈ માસિકમાં છપાવવુ

મને તો ખાત્રી જ છે કે આ તરજુમો વાંચીને એ શેઠ ભભડી ઊઠશે, અથવા વિક્ટર હ્યુગોએ કવિતા કદી લખેલી જ નહિ એવું સાબીત કરતો લેખ લખી મોકલશે. કંઈ જ નહિ થાય તોયે અમારે એને વઢવાડ તો થશે જ. જોઈએ શુ થાય છે તે.

ચન્દ્રવદન મહેતા]

ઘરી જનમ જે પળે પૃથિવી આ ફરે કૂદકી,
ત્યહીં અસલથી જીવે:ચમરબંધ" બૂઝર્વા કુળો.
મલાઈ દૂધ ને પનીર" વળી-સાબુ આટો ઈંડા
અનેક ચિજ વેચનાર થઈ, આજ પૈસાધર,
મહાધનિક થૈ હવે ધનબળે ખરીદી ઘણી
જુઓ જમીન કેટલી, ફળ:ફુલો' તણી વાડીઓ
બધા જમીનદાર એ કુલણજી" ફુલાયા કરે;
પરંતુ અળખામણા સહુ ગરીબ તો એમને,

ગણે સકળ તુચ્છ, ને અવગણે બધી ગંદકી
કુલીન વ્યવહારની નહી તમા હવે રે જરી.
અને ગગન સુંઘતું અધર નાકનું ટીચકું
રહે અછડતું ઉંચું; શ્વસનમાં ઝરે ઝેરના
અસંખ્ય ફફડાટ કેં, સહજમાં તુમાખી ભવાં
જતાં ચઢી પડે ખરી નયનરત્ન ચશ્મા રૂડા.

સખાવત કરે કદી, “ભુખડી બારસો આર્ટમાં
કરેછ ધુળધાણી સૌ જીવન ફેંદતાં, વેંડફી
દિયે, અરરર મૂર્ખ એ, પણ હશે બચારા જીવે,’
કરી મન ધરી દયા સહજ ફેંકતા ટુકડો
મહા પરમ દાનવીર, નિજ કીર્તિના કોટને
ચણે, વળી વદે રૂડા પ્રમુખવેણ ઘણી કશે
થકી કચર્હી, કરી દમામ વટ તોર તુંડાઈથી.

“વિકાસ હજી આપણો, જન સ્વતંત્રતા, દેશની,
કલા પ્રગતિ પંથમાં, વિવિધ હક્ક રાષ્ટ્રો તણા”
અવાજ ભુંગળે ભસે બુમબરાડ સેંન્કો* સમા
કરી સહજમાં મુછે વગર વાળ તાલી દઈ.

અને નજર ચૂકવી વિવિધ પ્રેમચેષ્ટા કરે
કહું ? કવણ સાથ ! ચાકર તણી ગ્રહે બાયડી.
અનીતિમય જીંદગી ઉપર વ્યાસ પીઠે ધુમી
ઘુમી કુદરડી ફરી ગજવતો દિશા ચોગમેઃ
“ગયા છ વહી સૌ જુવાન બળી વ્યર્થ વિદ્યા બધી,
થશે શું વળી આપણું પરણશે નહી જાતમાં
બધા ઉધરતા કિશોર પછી ધર્મ કયાંથી રહે !”

ભુખે અધમુવેલ તોય ચિતરેલ વસ્ત્રો રૂડાં
ગિલીટ ચમકારથી ઉચરતા કુઠી સાહ્યબી,
શિરે મુકુટ ચાંચના, અભણ શોફરો હાંકતા
નવી ચકચકંત કાર, બસ કાલ લીધી હજી,
જતાં ભગત થૈ ભલા ઉમળકે ભર્યા, મંદિરે

* તે સેંકોપાન્ઝા ડોન કીખોટ અથવા સાદામાં ક્વીક્ઝોટનો ગોઠિયો.

ત્યહીં ગણુગણે સલોક લઇ હાથમાં ધર્મની
સુશોભિત સુસ્વચ્છ ચર્મપુઠ કંચને કોતરી
મરોડમય અક્ષરો જડિત મૂલ્યપોથી ત્યહીં.

અને બકબકે મુખે અધિક મચ્છરે ઓપતા
સગર્વભર હોંસથી ધરમ ને : ધર્તીંગો બધા
હવે મુરખ લોકને ફક્ત આત્મ સંતોષવા
ઠીકાઠીક, દેવનું કંઈક બ્હાનું દેવું ઘટે.
અમે ઉપડિયે અહીં જરીક જીવ બ્હેલાવવા
જરીક દઈ લાલચો પ્રભુ મનાવવા આવીએ.

મુરબ્બી સહુ લોકનો, ગરીબ લોકનો પાલક,
અનેક રઝળેલને પરમ પંથનો દર્શક,
પિતા ધરમનો વળી, પ્રભુ તણોય બેલી મહા;
કરો નમન ધન્ય ધન્ય અવતાર બુઝર્ગો તણો.

# દેશદર્શન

સુમન્ત મહેતા

વૈશાખ મહિનાનો માથું ફાડી નાખે એવો સખત તાપ હતો. હું એક મિલની ભઠ્ઠીમાં ગયો. વરાળસ્નાનમાં તો ભેજ હોય છે, પણ ટર્કીશ બાથમાં મોટી જંગી ભઠ્ઠીમાં ઈંટો તપાવે છે ત્યાંના જેવું વાતાવરણ આ ભઠ્ઠીવાળા ઓરડામાં અનુભવ્યું. એટલી ગરમી કે વખતે ચક્કર આવી જશે એવી બીક રહે. ટર્કીશ બાથમાં કોઇ વખત માણસ બેભાન થઈ જાય છે. આ ઓરડામાં એક માણસ ભારે સામાન ઊંચકીને એક ખૂણામાં સીંચતો હતો. ૭ ફૂટ ઊંચો, વિશાળ છાતી અને ખભા, કદાવર, જાણે શક્તિનું સ્વરૂપ, મલ્લોના જેવો કદરૂપો નહિ. એનું શરીર સીસમના જેવું કાળું અને ચળકતું હતુ. અમને પરસેવો છૂટતો હતો પણ આ મજૂરના આખા શરીર પર જાણે 'શાવર' બાથમાંથી પાણી ટપકતું હોય તેમ પાણીના રેલા ચાલ્યાં કરતા હતા. મિલોમાં નવી નવી કરામતો હોય છે તે જોવાને બદલે આ મજૂરને જોયાં કરતો હતો તેથી કંટાળીને શેઠ અને મારા સાથીઓ આગળ ચાલ્યા ગયા. મેં પેલા મજૂરને પૂછ્યું:

તને પગાર કેટલો મળે છે?

જ. સાહેબ, દરરોજના બાર આના.

પ્ર. તે ઉપરાંત કાંઈ મળે ખરું?

જ. મળે શાનું? ન આવું તે દિવસની રોજી કપાય.

પ્ર. બૈરી છોકરાં છે?

જ. બૈરી ને એક નાની છોડી છે.

જે માણસને આવી તનતોડ શારીરિક મજૂરી કરવાની હોય તેને ખોરાક કેટલો અને કેવો મળવો જોઈએ, અને રૂ. ૨૦માં એક કુટુમ્બનું ભરણપોષણ શી રીતે કરતો હશે એવા વિચાર કરતો કરતો હું આગળ ચાલ્યો. માર્ગ ભૂલ્યો પણ શેઠના નાના દીકરા અચાનક મળી ગયા. એ ભાઈ ગદ્ધાપચ્ચીસીમાંથી પસાર થતા હતા અને બાપને ચિંતાતૂર બનાવી મૂકેલા એ મને ખબર હતી. મેં અંગ્રેજી ભાષામાં પૂછ્યું: "ઓહો! તમે પણ આ મિલને પાવન કરો છો કે શું?

"જરાય નહિ! પણ તમે શું તોફાન મચાવવા માટે અહીં આવ્યા છો?"

"દીકરા! તારા બાપા મને જરાય તોફાન કરવા દે એવા છે ખરા!"

"ત્યારે તો મારી માફક તમે નાણાં કઢાવવા માટે આવ્યા હશો? ચાલો! મારી સાથે ચા પીવા આવો છો?

અમે મિલની બહાર નીકળ્યા, મારા સાથીઓ પણ આવી પહોંચ્યા હતા. શિષ્ટાચાર કરીને શેઠ ઑફિસમાં ચાલ્યા ગયા. સૂઈ શકાય એવી મોટી નાનાશેઠની મોટર ઊભી હતી. તેમાં તદ્દન નવા પ્રકારનો આખા જગતના સૂર ઝીલે એવો રેડિયો હતો. મારી નજર આગળ તો પેલો પરસેવા નીતરતો મજૂર હતો. મોન્જીની દુકાનમાં નાનાશેઠ પાંચ રૂપિયા ચા માટે એક તડાકે ખરચી કાઢશે. વાઈસરૉયની મહેમાનગીરી કરવાની હોય ત્યારે દરેક માણસ

દીઠ (એક ખાણુાના) રૂ. ૨૦૦ થાય છે; અને આ મજૂરના આખા કુટુંબને ૩૦ દિવસ માટે રૂ. ૨૦માં સંસાર ચલાવવાનો હતો!

અમે ઊભા હતા તેની આસપાસ ગુલમહોરનાં ઝાડો લાલચટક ફૂલોથી લચી રહ્યાં હતાં: લાલ, પીળાં, નારંગી, કેસરી બધા રંગો—જાણે આગના ભડકા હોય!

ઝાડ પર ભડકા! અને હૃદયમાં ભડકા!!

*

હું વડોદરે ઊતર્યો અને સ્ટેશન બહાર નીકળ્યો એટલે ભાડાની ગાડીવાળા મારી આસપાસ વીંટળાઈ ગયા અને મારી ઝોળી કબજે કરવા મંડી પડ્યા. મારી નજર મારા એક જૂના ગાડીવાન પર પડી એટલે તેની ગાડીમાં ચડી બેઠો. ગાડી ચાલી એટલે મેં ખબર પૂછ્યા. એટલે ગાડીવાન કહે:

"સાહેબ! મેં તમારી નોકરી છોડી ત્યારથી તદ્દન દુ:ખી થઈ ગયો છું. અમલદારો હવે મોટરગાડી રાખતા થઈ ગયા. હવે સારા ગાડીવાનની કદર કોઈને રહી નથી, તેથી કરજ કરીને મેં ગાડીઘોડો લીધાં. એ કરજમાં હું ડૂબતો જાઉં છું. મોટરખર્ચો વધે છે અને લોકો ગરીબ થતા જાય છે એટલે ગાડીમાં બેસે કોણ? ઘોડાને ચણી અને ઘાસચારો આપવા જેટલી કમાણી થતી નથી. હું ઘરડો થયો, મારો ઘોડો ઘરડો થયો, ગાડી જૂની થઈ. હવે હું મોત માગું છું!"

*

આવા અનેક પ્રસંગો લગભગ દરરોજ મારા જોવાજાણવામાં આવે છે. મારી જૂની આંખે નવા તમાશા જોવાના હોય છે. જે જે જોવામાં આવે તેનું રહસ્ય અને તેનાં મૂળ કારણો, પોતાના અનુભવો તથા કલ્પનાશક્તિથી જાણી લેવાનું બળ સમાજના નેતાઓ અને કવિઓમાં હોય છે. સમાજમાં જે જે પરિવર્તનો આંખ આગળ થઈ રહ્યાં છે તેનું આબેહૂબ ચિત્ર પોતાની આંખ આગળ તરવરતું હોય તે વ્યક્તિઓ એ દૃશ્યના જોર પર પોતાના જીવનની કુરબાની કરે છે, કારણ કે તેમને ભવિષ્ય વિશે સંપૂર્ણ શ્રદ્ધા હોય છે.

*

સુરત જિલ્લાના એક ગામડામાં ગયો અને ત્યાંના ચમાર યુવાનોની સાથે ખૂબ ચર્ચાઓ થઈ. એ ગામડાના ઘણા ભાઈઓ 'હરિજન' આશ્રમમાં સુસંસ્કાર પામેલા. એમને પોતાની કોમની પ્રગતિને માટે ચિંતાચિંતન થયાં કરતાં હતાં. એવું સાંભળ્યું કે એમના વડીલોને આ સંસ્કારોની જરાય કદર કે દરકાર નહોતાં અને કોઈ પ્રસંગે છાનામાનાં ગાય મારીને ખાતા. જુવાનોને આ ગૌહત્યાથી અત્યંત ખોટું લાગતું. મુસલમાનો કહે છે કે ઘણા મહેમાનોને ખવડાવવું હોય તો બકરીઓના કરતાં ગાય સોંઘી પડે છે. આર્થિક સંગતડ એ જ જગતમાં મોટામાં મોટો મહત્ત્વનો પ્રશ્ન થઈ રહ્યો છે. ગૌરક્ષા કરવાથી દેશમાં દૂધની રેલમછેલ રહેશે એવા ઉદ્દેશથી ગાયની હત્યાનો નિષેધ થયો. જ્યારે પ્રજાની અધોગતિ થઈ ત્યારે નિષેધ કાયમ રહ્યો, પણ ગાયની દરકાર ઓછી થઈ. તે એટલે સુધી કે ભેંસની ચાકરી થાય, ભેંસને સારો ખોરાક અપાય, પણ ગાય તો ગમે તેમ ચરી લેશે એવું લોકોએ માનવા માંડ્યું. પાંસળાં દેખાતાં હોય એવી અસંખ્ય ગાયો આપણી નજરે હંમેશ પડે છે. કોઈ ગાયની કતલ કરે તે

આપણાથી સહેન, નથી થતું: પણ કોઈને ભૂખથી રીબાઈ રીબાઈને મરતી ગાયો પોષવાનું સૂઝતું નથી. ધર્મનાં ગાંડપણને કાંઈ અવધિ હોય છે ખરી?

*

શાહુકારો, પશ્ચાતવર્ગના એટલે કોળી, ભીલ, બારૈયા, રાનીપરજ જેવી કોમોના લાખો કરોડો માણસોને ઘરબાર વિનાના કરી મૂકે, તેમની જમીન પડાવી લે, આખા દિવસની મજૂરી કર્યા પછી હલકામાં હલકા અનાજનું ભડકુ એ બીચારા લોકો અને તેમના કુટુંબને મળે, તે છતાં પેટનો ખાડો પૂરવા માટે જો માછલાં પકડતો કોઈ માણસ ઝલાય તો તેની પૂરી કમબખ્તી આવે! બીજાને ભોગે ધર્મપાલન કરવામાં આપણે કેટલા સુસ્ત અને ઉદાર છીએ?

*

પુનામાં મારા મિત્રોને મળવા માટે ગયો પરપ્રાંતોના અવલોકનથી હમેશાં કાંઈ કાંઈ પ્રેરણા મળે છે. છેક પહેલું દશ્ય મારી નજરે પડયું એક દંપતીનું. સાધારણ મધ્યમ વર્ગનાં ભણેલાં લોકો હતાં. દિવસના શ્રમથી પરવારીને, વહેલું વાળુ કરીને, ખુલ્લી હવામાં ફરવા અગર મિત્રોને મળવા માટે જતાં હશે. બાબાગાડીમાં બેઠેલા એક બાળકને પણ સાથે રાખ્યું હતું અને પુરુષ ગાડી ધકેલતો હતો. આવું દશ્ય તો હજારો વખત મેં યુરોપ અમેરિકામાં જોયું છે પણ અમદાવાદ, વડોદરા, સુરતમાં જોયું હોય એવું સાંભરતું નથી મુંબઈમાં જોયું હશે તો તેની છાપ મારા સ્મરણપટ પર રહી નથી. વિભક્ત કુટુંબ, સ્ત્રીસ્વાતંત્ર્ય, દંપતીજીવનનું ઉલ્લાસમય વાતાવરણ વગેરે બાબતોના વિચાર આવ્યા. સંયુક્ત કુટુંબની વ્યવસ્થા એક યુગમાં સારી હશે માટે એ હમેશને માટે સારી છે એ વિચાર ખોટો છે. હજી ગામડાંમાં સંયુક્ત કુટુંબની પ્રણાલિકા ટકી રહી છે, પણ તેમાં એટએટલા કલેશ કંકાસ વઢવાડ કુસંપ અને ઊંચાં મન હોય છે કે તેને "સંયુકત" કહેવું એ મશ્કરી કર્યા બરાબર છે. પશ્ચાત પ્રદેશોમાં પણ હજી કાયમ જેવું છે, પણ શહેરોમાંથી, ગામોમાંથી ગયું છે અગર ચાલ્યું જાય છે. સયુક્ત કુટુંબમાં સ્ત્રીઓને ફરવાની છૂટ શાની હોય? શહેરોમાં પણ જ્યાં ભણેલાં દપતીના ઘરમાં વરની મા રહેતી હોય છે ત્યાં સ્ત્રીને ફરવાની છૂટ નહિ જેવી હોય છે. સ્ત્રીઓને ખુલ્લી હવામાં ફરવું, કસરત માટે ચાલવું, છોકરાંને ફેરવવાં, ધણી જોડે વાર્તાલાપથી માનસિક વિકાસ કરવો એ હવે ઇષ્ટ અને આવશ્યક ગણાય છે. જૂના જમાનામાં ઓજલ પડદો, ઘુંઘટ, ઈત્યાદિના નાટક ભજવાતાં હતાં. ધણીધણીઆણી સાબાપના દેખતા વાત પણ ન કરી શકે, પોતાનાં છોકરાને બોલાવી ન શકે, એ કૃત્રિમ વાતાવરણ નાશ પામે છે. સમાનતા અને સ્વમાનના વાતાવરણમાં મુરબ્બીપણું અને વડીલપણું (વડીલાત) જેમ વહેલું નાશ પામે તેમ સારું છે.

*

પુનામાં છોકરીઓ ઘણી મોટી સંખ્યામાં બાઈસીકલ પર બેસે છે. મુંબઈ કે અમદાવાદમાં એવું નથી; પણ અમદાવાદમાં છોકરીઓ સુરવાલ અને પહેરણમાં ફરે છે, મહિલા પાઠશાળામાં પણ ખરી; અને ફ્લેનલના પાટલુનમાં ક્રિકેટ રમતી જોઈ છે. પ્રોફેસરોની કે પુરુષ વિદ્યાર્થીઓની સાથે વાત કરતાં હવે છોકરીઓ શરમાતી નથી.

*

પુનામાં મારા મિત્રોએ મને પૂછ્યું: " કેમ તમારા ગુજરાતમાં હમણાં શું ચાલી રહ્યું છે ?" રાજકીય પ્રદેશમાં મહાસભાવાદીઓ તો જરા મંદ થઈ ગયા છે એટલે તત્કાળ જે વિચાર સૂઝ્યો તેટલા પરથી કહ્યું કે ગુજરાતમાં બાળમંદિરો ઊઘડે છે, અને અસાધારણ લગ્નો ઘણાં થાય છે. આ વાત ઘણે અંશે સાચી છે. સંપૂર્ણ કે અપૂર્ણ સાધનસામગ્રીવાળાં બાલમંદિરો ઊઘડે છે, તેમાં મોન્ટેસોરી કહેવાતી પદ્ધતિનું જેટલું જ્ઞાન શિક્ષકોએ મેળવ્યું હોય છે તે પ્રમાણે શીખવે છે. શિક્ષકો ( અને શિક્ષિકાઓ ) સારાં હોય છે, સાધારણ હોય છે. ખરાબ પણ હોય છે, કારણ કે તેમની તાલીમ બહુ ટૂંકી હોય છે. તે છતાં આવાં બાલમંદિરોએ એક વાતાવરણ ખડું કર્યું છે અને તે બાલસ્વાતંત્ર્યનું. બાળકો પોતાના સ્વભાવ અને શક્તિના પ્રમાણમા પ્રગતિ કરે, તે પ્રગતિમાં શિક્ષક મદદરૂપ થાય, બાળકની ઈચ્છા વિરુદ્ધ કોઈ વિષય મગજમાં ઘુસાડવાનો પ્રયત્ન ન કરે એવા વિચારનો ફેલાવો થયો છે. ભણેલાં માબાપોનું લક્ષ આ તરફ દોરાયું છે, અને બાલમંદિરોની સ્થાપના થયે જાય છે.

તેવી જ રીતે સ્થાનિક વર્તમાનપત્રોમાં લગભગ એકએક દિવસને આંતરે કોઈપણ પ્રકારનું અસાધારણ લગ્ન થયાના સમાચાર વાંચવામા આવે છે. મોટી વયની કન્યાઓ પોતે વર શોધી લે છે, તેમ કરવામાં ન્યાતના નાના ભેદોને દૂર કરે છે, મોટા ભેદોને પણ બાજુએ મૂકે છે. પાચ વરસ પહેલાં માત્ર વિધવાવિવાહના સમાચાર આવતા, હવે એ સમાચાર તરફ કોઈ લક્ષ પણ આપતું નથી. આ બધાં લગ્નો ઈચ્છવા જેવાં હોય છે, સુખી નિવડે એવાં હોય છે કે કેમ એ પ્રશ્ન નિરાળો છે. કન્યાઓ મોટી વયે પરણે છે, પોતાની જવાબદારી થોડેઘણે અંશે સમજે છે, ભૂલ થઈ હોય તો તેનાં પરિણામ સહન કરવાને તૈયાર થાય છે, પછી બીજાને શું એવો પ્રશ્ન પૂછાય છે. માબાપો પરણાવતાં હતાં તેવાં લગ્નોમાં છૂપો બળાપો કેટલો હતો, તેમાં સ્ત્રીઓનાં હૃદય કેટલાં ઘવાતાં હતાં, તેમનું વ્યક્તિત્વ કેટલું છુંદાઈ જતું હતુ તેનું શું ? આજે જે પરિવર્તન થયું છે તે તો યોગ્ય માર્ગે છે, ભલે ૯૦ ટકા જેટલા એવા લગ્નો દુઃખી નિવડે. પણ સાચી વાત તો એ છે કે આવાં લગ્નો દુઃખી નિવડતાં નથી, જૂના વખતમાં જે ઢાંકપીછોડો હતો તે રહ્યો નથી, એ રોગ અને ગુમડાળું ગયું છે, એટલે હવે તો માબાપોએ શોધી કાઢેલા ધણી સાથે પણ કેવો સંસાર ચાલશે એ જોવાનું રહ્યુ. હવે સ્ત્રી પોતાનું વ્યક્તિત્વ તદ્દન છુંદાઈ જવા દેશે નહિ.

*

પુનામાં એક વાસુ કાકા જોષી નામની પ્રખ્યાત વ્યક્તિ છે. ટીળક મહારાજના સમકાલીન અને મિત્ર હતા. પૂરેપૂરા દેશસ્વાતંત્ર્યના ભકત. વય લગભગ ૭૫ થી ૮૦ની છે. હું જેલમાં દરરોજ ત્રણચાર માઈલ થાય એટલા આંટા ઝડપથી ફરતો તે જોઈને એમને આનંદ તો થતો, પણ મને પોતાની ફરવાની રીત બતાવી—પગલાં લાંબાં ભરવાં અને પગ સહેજ જોરથી ધરતી જોડે અફાળવો. કહે:"આપણે જીવીએ છીએ એટલુ માતૃભૂમિને જાણવા તો દો. અને જેમ છોકરું લાત મારે છે તેમ આપણે પણ માતાને લાત મારવી. એ તો પ્રેમની લાત છે, અને માતાનું હૃદય આનંદથી હરખાય છે."

પોતે સવારે ( કે રાત્રે ) ૨-૩૦ વાગે ઊઠે છે, અને દરરોજ ૮-૯ માઈલ ચાલે છે. હાથમાં એક પથરો ઊંચકીને ફર્ગ્યુસન કોલેજ પાછળની ટેકરીઓ પર ચડે છે અને પથરાનો ઢગ કરે છે. ૫-૩૦ વાગતામાં નહાધોઈ ને કામ કરવા બેસે છે મરાઠી અને ગુજરાતીમાં

'ચિત્રમય જગત' નીકળે છે તેના તેઓ માલિક છે. પ્રેસ પણ પોતાનું છે. પ્રેસે સરકારની કફામરજી અનુભવી છે. આ ટૂંકી ધોતડી કફની અને ધોળી ટોપીવાળા ડોસા ટીલક મહારાજ અને વિઠ્ઠલભાઈ પટેલ સાથે યુરોપ પણ જઈ આવ્યા છે. એમને મેં કહ્યું કે મારે અમુક માણસને મળવું છે એટલે તે ગમે તેટલા કામમાં હોય તો પણ તેને પકડીને રજૂ કરી દે. મારે પણ મારી ઇચ્છા વિરુદ્ધ (ઇચ્છા નહોતી કારણ કે સમય નહોતો) એમને ઘેર બપોરે ચાર વાગે જમવું પડ્યું. ખાસ્સું ભારે જમણ. છેલ્લાં વીસ વર્ષમાં પહેલી જ વાર મેં આવો નિયમભંગ કર્યો હશે. પણ શું ડોસાનો નિર્મળ પ્રેમ હતો?

*

પુનામાં એક આયુર્વેદની સાર્વજનિક હોસ્પિટલ ચાલે છે અને તેમાં કામ કરતા સર્જનો તથા આયુર્વેદીય વૈદ્યો મફત કામ કરે છે. એ બધા વિદ્વાન છે. આપણા ગુજરાતમાં આવી સાર્વજનિક સંસ્થાઓમાં, વેતન વિના કેટલા વૈદ્યો કામ કરતા હશે?

એક બીજા ભાઈને વિષે સાંભળ્યુ કે પ્રજાકીય સંસ્થામાં તેમને માસિક રૂ. ૮૦૦નો પગાર મળે છે અને તેમાંથી લગભગ અડધો ભાગ, ગ્રામોદ્ધારનું કામ માત્ર શોખ અગર ધર્મ તરીકે ઉપાડી લઇને તેમાં ખર્ચે છે. બીજા એક ભાઈએ ગામડાંના જીવનમાં રસ રેડવા માટે જે પ્રયાસો કર્યા છે તેમાં પોતાના કુટુંબને ગરીબ બનાવી દીધું છે. આવી અનેક વ્યક્તિઓ પુનામાં મળે છે. સેવાનું નામ દઇને પોતાનુ કલ્યાણ (આર્થિક પણ ખરુ) કરનારા મહારાષ્ટ્રમાં નથી એમ હું ન કહું. મહારાષ્ટ્રની પ્રજામાં મહત્ત્વાકાંક્ષા છે. બહુ જ નાના પ્રમાણમાં અને ટૂંકા પગારમાં કામની શરૂઆત કરવાની હિંમત છે. જ્યારે કામ જામી જાય છે ત્યારે તેમાંથી લાભ લેનારા પણ નીકળે છે. શરીરે રાખ ચોળીને લગોટી મારી બાવો ગામડાંમાં બેસે છે અને પછી મંદિર અને ધર્મશાળા બાંધતો નથી? અને દૂધપાક અને માલપુઆ ઉડાવતો નથી?

*

ગ્રામપુનર્રચનાના પ્રયોગોમાં આપણે એક ગામડાને આદર્શ તરીકે સુધારવાનો પ્રયત્ન કર્યો. અમલદારોએ એમની રીતે એટલે સંસ્થાઓ સ્થાપીને અને પ્રજાકીય વર્ગે કાર્યકર્તાઓ ખડા કરીને, તથા સ્વાશ્રયને પ્રાધાન્ય આપીને. પુનામાં મેં સાંભળ્યું કે હવે કોઈ એક ગામડાને લેવાને બદલે કુટુંબો લેવા માંડયા છે. જે કુટુંબો સહકાર આપવાને તૈયાર હોય તેટલાં જ લેવાં અને તેમની મારફત જેટલુ થાય તેટલું કરવું. આ ચીજ વિચારવા જેવી છે. એક તાલુકો લઇને તેમાં જેટલાં કુટુંબો આગળ વધવા તૈયાર હોય તેમને આગળ કરવાં, બીજાંને ખાત્રી થશે ત્યારે આવશે. જુદા શબ્દોમાં કહીએ તો એમ કહેવાય કે જે મુમુક્ષુ હશે તે સુધરવા પ્રયત્ન કરશે, પ્રયત્ન કરશે તે સુધરશે જ.

*

મુંબઈ, અમદાવાદ અને પુના જેવાં મોટાં શહેરોમાં અનેક સંસ્થાઓ છે કે જેમાં સ્ત્રી તેમ જ પુરુષ સુપરિન્ટેન્ડંટની જરૂર પડે છે. સ્ત્રીઓની ખોટ તો ઘણી મોટી છે. ધનિક કુટુંબોમાં હવે ગવર્નેસ એટલે છોકરાંને સાચવનાર અને શિક્ષણ આપનાર સ્ત્રીઓની જરૂર પડે છે, હોસ્ટેલોની દેખરેખ માટે મેટ્રન જોઈએ છે, અને ઘર ચલાવનાર હાઉસ-કીપરની જરૂરિયાત ખડી થતી જાય છે. કોઇપણ સંસ્થાએ, મુંબઇની ભગિની સમાજ કે

કોઈ મહિલા પાઠશાળામાં આવા વર્ગો કાઢીને આવાં મેટ્રન, હાઉસકીપર, ગવર્નેસ અને સુપરિન્ટેન્ડંટ તૈયાર કરવાના વર્ગો કાઢવાની જરૂર જણાય છે.

*

આવાં મોટાં શહેરોમાં યુરોપનાં પાંશીઆંની પદ્ધતિ દાખલ કરવી એવી મારી સૂચના છે. ગરીબ મધ્યમ વર્ગનાં કુટુંબો પોતાની શક્તિ પ્રમાણે પોતાના ઘરમાં એક, બે કે વધારે માણસોને રાખે. તેમને એક ઓરડી મળે અને કુટુંબમાં જ ખાય. આમ કરવાથી કુટુંબને સારી આર્થિક મદદ મળે અને છુટા એકલવાયા પુરુષ (કે સ્ત્રી) ને ઘરના જેવી સગવડ મળે. આ યોજનામાં એક જ બાબત તપાસવાની રહેશે કે આવા માણસોએ વધારા પડતી છૂટ લેવી નહિ અને કુટુંબે એવી છૂટ આપવી નહિ સામાજિક મર્યાદા અને સંયમ અનુભવથી શીખાય છે.

*

જૂની આંખે નવા તમાશા જોઈ શકાતા નથી. આંખો હમેશાં નવી રાખવી જોઈએ, તાજી હોવી જોઈએ. ટેવાઈ જવુ એટલે બેભાન થવું. જે કાંઈ જોવામાં આવે તેનું રહસ્ય, પોતાના અનુભવો તથા કલ્પનાશક્તિના બળથી, જાણી લેવાની શક્તિ કવિઓ અને વિચારકોમાં હોય છે. સમાજમાં રાજકીય અને સામાજિક પરિવર્તનો થઈ રહ્યાં છે. તેનું ચિત્ર અને તેનો અર્થ એ બન્ને સમજે છે. આ સમજવાની શક્તિને આપણે દિવ્યચક્ષુ કહીએ છીએ. આવી સમજના જોર પર દેશના આગેવાનો નવા માર્ગ સૂચવે છે અને તેની શ્રદ્ધા પર જીવનની કુરબાની કરવાને તૈયાર થઈ રહે છે. નવી આંખે જૂના તમાશા અને નવા તમાશા જોવાની જરૂર છે. જે આંખમા આશ્ચર્ય નથી તે શું જોઈ શકશે? જેના હૃદયમાં ઉલ્લાસ નથી તે શું કરશે? જેનામાં આનંદ નથી તે શુ ભોગવશે?

---

## મારે

'પારાશર્ય'

મારે ન કાવ્યો લખવાં કદી પડે
સદાય જો એ ઉરમાં વસી શકે
ને જિંદગીના અવિરામ સ્રોતમાં
અખંડ એનાં ઝરણાં દ્રવ્યા કરે.

૧

તણું ચાલ્યાં સ્વપ્નો રજનિભર, તંદ્રા નવ સરી,
ખીલેલાં પદ્મોમાં સ્મરણ ઝલકે છે ફરી ફરી,
હસી જાતી આશા વદન પર છુટ્ટા કચ પરે,
જરા ચોરાયેલાં વસન સરઊર્મિ સમ હલે:
ઉષાનાં રંગોમાં તવ તનુલતા કોમળ લસે
પ્રભાતે એ તારું હૃદયગમતું દર્શન મને.

૨

સૂતેલાં પાણીમાં રવિકિરણથી તપ્ત નલિની
જરા સંકોચાતી તપિત લહરે કમ્પિત થતી,
અને ભૃંગો મૂંગા કમળ હૃદયે મૂર્છિત થતા,
રહી કાંઠે હંસો નલિની દલમાં તંદ્રિત થતા.
તદા, તું ખીલેલાં નવ કમળની નાળ ગ્રહતાં
પડેલાં તંદ્રામાં સરિત જળને જાગૃત થવા,
સૂતેલા હંસોની ફફડતી જરા પાંખ કરવા,
છુપાતી ધીમેથી અરવ ધરતી પાય જળમાં.
હવે પાણી, કમ્પે નલિની, મહિંથી ભૃંગ ઊડતા;
અકાલે ગુંજારે, તરલિત થતા હંસ સરમાં,
ફર્યાં પાછાં પદ્મો હૃદય સહ દાબી સ્મિત કરે:
અહીં પાસે લીલાં ઉપવનમહીં કોકિલ રવે.
ફરે કાંઠે, ભૃંગો તવ સમીપ સંગુંજન કરે,
છૂટેલા વાળોમાં જળકણ નવાં મૌક્તિક બને,
તુફાની નેત્રોમાં હૃદયરસ લાવણ્ય છલકે,
અને અંગે ભાઝ્યાં વસનઃ વયસૌંદર્ય મલપે.
નિહાળું એ તારાં ચલન તરુઓથે છૂપી રહી
યુવાની આશાને હૃદયમહિ રે'તાં અનુભવી.

(પશ્ચિમ સીમાપ્રાંત પર રહેવાવાલા) દેશનું નામ મળે છે. કવિ કાલિદાસના રઘુવંશમાં[2] સિન્ધુથી માંડીને પશ્ચિમ કિનારાનો પ્રદેશ અપરાન્ત કહેવાતો એમ સર રામકૃષ્ણ ભાંડારકર જણાવે છે. કનિગામ[3] સાહેબ અપરાન્તિકા–અપરાન્તની સીમામાં પશ્ચિમ સમુદ્રના કિનારાનો આખો પ્રદેશ સિન્ધુ, સાવીર, અને પંચનદ (પંજાબ) દેશોનો સમાવેશ કરે છે. ભીફલીટ[4] કોકણુ, ઉત્તર ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને સિન્ધ એ અપરાન્તના સીમાડા પ્રદેશમાંના દેશ જણાવે છે. વાત્સાયન કામસૂત્રના ટીકાકાર પશ્ચિમ સમુદ્ર સમીપનો પ્રદેશ અપરાન્ત કહેવાતો એમ હકીકત આપે છે.[5] આ અપરાન્ત દેશના મુખ્ય પ્રાંતીય વિભાગ **સૌરાષ્ટ્ર, આનર્ત** અને **લાટ**, એ વર્તમાન ગુજરાતનો આખો સીમાડો હતો. પ્રાચીનકાળથી આ ત્રણ દેશોની રાજકીય અને વ્યાવહારિક વસ્તુ–ગુથણી પરસ્પર સંકલાયેલી છે. આ દેશોની સીમા કાળના પરિવર્તન પ્રમાણે વધતીઘટતી રહી છે, પણ પરસ્પરનું સગપણ ગુમાવ્યું હોય એમ ઇતિહાસને પાને મળતુ નથી. સૌરાષ્ટ્ર, આનર્ત અને લાટદેશની ટૂંકી હકીકત આ પ્રમાણે મળે છે.

**સૌરાષ્ટ્ર:** પ્રાચીન કાળમાં આર્યાવર્તમાં જે થોડાક દેશોનાં નામ મળે છે તેમાંનો એક સુ—સારો...રાષ્ટ્ર—દેશ સૌરાષ્ટ્ર કહેવાતો અત્યારે એ કાઠિયાવાડ નામે પ્રસિદ્ધ છે. વાસુદેવ શ્રીકૃષ્ણચન્દ્રના જીવનનું ક્ષેત્ર સૌરાષ્ટ્ર હતું. પાણિની, પતંજલિ અને બૌદ્ધાયન સ્મૃતિમાં, નાસિક અને જૂનાગઢ શિલાલેખમાં અને વલભીના મૈત્રકોના દાનપત્રોમાં આ દેશનો ઉલ્લેખ મળે છે. પરદેશી લેખકો જેવા કે સ્ટ્રેબો (ઈ. સ પૂર્વે ૫૦ થી ૨૦), પ્લીની (ઈ. સ. ૭૦), પેરિપ્લસ (ઈ. સ. ૮૦), ટોલેમી (ઈ. સ. ૧૫૦) ના ગ્રંથોમાં સૌરાષ્ટ્ર દેશની હકીકત મળે છે. મૌર્યકાળથી મગધ સામ્રાજ્યના સુબા આ દેશમાં શાસન કરતા. એ દેશના રાજારાણાઓના પરાક્રમના ઇતિહાસનુ ગૌરવ પણ મહત્ત્વનું છે. પ્રભાસ એ સૌરાષ્ટ્રનું અતિપ્રાચીન બંદર, અહીંઆંથી દુનિયાના પ્રસિદ્ધ બંદરો જોડે વેપાર ચાલતો હતો. અસલમાં ખુશ્કી માર્ગનો વહેવાર બહુ જ ઓછો ચાલતો. લાટના ભૃગુકચ્છ (ભરૂચ)ની રેવા નદીથી દરિયામાર્ગે સૌરાષ્ટ્રનો વહેવાર અને વ્યાપાર બંધાયેલો હતો. લાટ અને સૌરાષ્ટ્ર બન્ને સમોવડિયા ભાઈ હતા.

**આનર્ત:** એ ઉત્તર ગુજરાત. આ દેશનું મુખ્ય નગર વડનગર હતું આનર્તની સીમા પશ્ચિમે કચ્છનું રણ, ઉત્તરે આબુ પર્વત, અને પૂર્વે માલવા પ્રાચીન કાળમાં શાર્યત જાતની આર્યજાતિએ ગુર્જરત્રા—ગુજરાતમાં વાસ કરી આનર્ત નામ આપ્યું એમ હરિવંશ અને મત્સ્ય પુરાણમાં કથા છે. બીજી કથા પ્રમાણે મનુ વૈવસ્વતનાં પુત્ર શર્યાતિને હિંદનો પશ્ચિમ–દક્ષિણ ભાગ મળ્યો હતો, અને એના પુત્ર આનર્તે આનર્ત વસાવ્યું. આચાર્ય આનંદશંકરભાઈ લખે છે, 'અનૃત' ઉપરથી આનર્ત શબ્દ થયો છે, અને ઋત કહેતાં બ્રાહ્મણોનો યજ્ઞધર્મ તે ન

---

૨ 'રઘુવંશ' સર્ગ ૪થો, શ્લોક ૫૩ અને 'રોયલ એશિયાટિક સોસાયટી જર્નલ' વર્ષ ૧૮૯૪ પૃષ્ઠ ૮૬

૩ 'કોઈન્સ ઑફ એન્સિયન્ટ ઇંડિયા' પૃષ્ઠ ૧૦૨-૦૩

૪ 'ઇંડિયન એન્ટીકવેરી' પુ ૨૨ પૃ. ૧૭૩ અને 'રો. એ. સો. જ.' વર્ષ ૧૯૧૦ પૃ. ૪૨૭

૫ 'કામસૂત્ર' પૃ. ૧૨૬. 'એનાલ્સ ઑફ ભાંડારકર ઑરિયેન્ટ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટ' પૂના પુ. ૮, ભાગ ૧. पश्चिमसमुद्रसमीपेऽपरान्तदेशाः ।

પાળનારા દસ્યુઓ, અનાર્યો જ્યાં વસે છે તે આનર્ત[૬] ગિરનારના લેખમાં આનર્ત નામ મળે છે. વલભીપુરનાં મૈત્રક રાજાઓનાં તામ્રશાસનોમાં આનર્ત, આનર્તપુર અને આનંદપુર એમ એ દેશનાં જુદાં જુદાં નામ મળે છે.[૭] આ દેશમાં કોઈ સ્વતંત્ર રાજાની સત્તા થઈ હોય એમ જાણવામાં નથી. વિદ્યા અને બ્રાહ્મણત્વનું કેન્દ્ર, મુત્સદ્દી નાગર બ્રાહ્મણોના નિવાસનું સ્થલ આનંદપુર (પ્રા. આનર્ત) જૂના કાળથી પ્રસિદ્ધ છે. ગુજરાતના ઉત્તર સીમાડાની મર્યાદા અહીંયાં પૂરી થતી.

લાટ: મહી નદીનો દક્ષિણ વિભાગ, વર્તમાન, મધ્ય અને દક્ષિણ ગુજરાત લાટ દેશ કહેવાતો. આ દેશનું નામ ક્યારે પ્રચારમાં આવ્યું એ વિશે ઈતિહાસકારોમાં મતભેદ છે કેટલાક ઈતિહાસકારો લાટ દેશનું નામ આર્યપ્રજાએ આપ્યું હોય એમ માનવા ના પાડે છે. પણ વિદેશી પ્રજાના સંબંધથી એ નામ પ્રચારમા આવ્યુ એમ તેઓનો મત છે. મૌર્યસમ્રાટ અશોકના લેખમાં 'लठ्ठिक'—'રટ્ઠીક' શબ્દનો ઉલ્લેખ આવે છે. એ લાટ દેશનો સૂચક શબ્દ છે એમ આચાર્ય આનંદશંકરનું માનવું છે. તેઓ આ પ્રમાણે કહે છેઃ 'લાટ એ રાષ્ટ્ર ઉપરથી થયેલો શબ્દ છે, અને ટોલેમી અને વાત્સ્યાયન વગેરેને જાણીતો હોઈ અશોકના લેખમાં 'लठ्ठिक' નામનો જે એક 'અપરાન્ત' (સામ્રાજ્યમાં અપર નામ સામે અંતે કે પશ્ચિમ છેડે આવેલા દેશ પ્રદેશમાંનો એક) કહ્યો ને તે લાટ જ હોવાનો સંભવ છે.[૮] શક ક્ષત્રપ રૂદ્રદામનના શિલાલેખમાં એ દેશનું નામ નથી. પણ એ કાળના વિદેશી સોદાગરના 'પેરીપ્લસ'ના અને ટોલેમીના ગ્રંથમાં 'લારીક' (સં. રાષ્ટ્રીક, પ્રા રટ્ઠીક) નામનો ઉલ્લેખ મળે છે. વાત્સ્યાયનના કામસૂત્રમાં (ઈ. સ. ત્રીજી શતાબ્દી), આચાર ગણુ (ઈ. સ. ચોથી શતાબ્દી 'रढ') વરાહમિહિર, ગુપ્ત રાજા કુમારગુપ્તના સમયના મંદસોર શિલાલેખમાં (ઈ. સ. ૪૩૭–૩૮) અને હર્ષચરિતમાં લાટ દેશનું નામ મળે છે. વિક્રમની પહેલી શતાબ્દીથી પાંચમી શતાબ્દી સુધી એ દેશનું નામ શિષ્ટ જનોએ બરાબર સ્વીકાર્યું હોય એમ જણાતું નથી. ચીની યાત્રાળુ હ્યુન સંગ લાટનું લોલો (LoLo) નામ જણાવે છે.[૯] દક્ષિણાપથના રાષ્ટ્રકૂટના કાળ સમયે એ દેશનું નામ રૂઢ થયેલું જણાય છે. રાષ્ટ્રકૂટ ત્રીજા ગોવિન્દનો ભાઈ ઈન્દ્ર લાટેશ્વર મંડળનો સત્તાધીશ હતો (ઈ. સ. ૮૧૨, શક ૭૩૪.) રાષ્ટ્રકૂટ ચોથા ગોવિન્દના ખંભાત તામ્રપત્ર પ્રમાણે ખેટક[૧૦]—ખેડા જિલ્લો લાટ દેશની સીમામાં હતો.

---

૬ જુઓ 'બુદ્ધિપ્રકાશ' જુલાઇ ૧૯૨૪, તથા 'વસન્ત' સં. ૧૯૮૦ના અષાઢના અંકમા 'પૌરાણિક ઇતિહાસ' ઉપરનું વ્યાખ્યાન.

૭ ઇશુના પાંચમા છઠ્ઠા સૈકામા ગુજરાતમાં આનર્તપુર—આનંદપુર નામના બે સ્થળ હતાં, એક કાઠિયાવાડમાં અને બીજુ ઉત્તર ગુજરાતમાં. ચૌદમા સૈકામાં બન્ને નગર વડનગર નામે જાણીતા હતા. આ વિષય સારૂ જુઓ 'કાઠિયાવાડનું વડનગર' નામનું નાનું પુસ્તક, પ્રકાશક અને લેખક ર. રા. માનશંકર પી. મ્હેતા, ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ. એ જ સમયે—સાતમી શતાબ્દીમાં વર્તમાન આણંદ પણ આનંદપુર નામે જાણીતુ હતું, એમ ચેદીવંશના બુદ્ધરાજના સારસ્વની લેખથી ફલિત થાય છે. ચેદી સંવત ૩૬૧, ઈ. સ. ૬૧૦. સારસ્વની વડોદરા રાજ્યના પાદરા ગામથી ચાર માઈલ દૂર છે. એ. ઈ. પુ. ૬, પૃ. ૨૯૯ (૧૯૦૦/૧)

૮ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં પ્રમુખ આનંદશંકરભાઈનું ભાષણ, પૃષ્ઠ ૩૧

૯ બીલનું 'બુદ્ધિસ્ટ રેકર્ડ' પુ. ૨ જું, પૃ. ૨૬૬ નોંધ નં. ૭૧

૧૦ વડોદરા સ્ટેટ ઇન્ડિયન એન્ટીક્વેરી પુ. ૧૨, પૃ. ૧૬૦ અગાડી. અને એ. ઈ. પું. ૭, પૃ. ૪૦.

એમ ખબર પડે છે ગ્વાલિયર લેખ પ્રમાણે આનંદપુર—વડનગર[૧૧] સુધી લાટ દેશનો સીમાડો ગણાતો શક્તિસંગમ તન્ત્રમા અવન્તી દેશની પશ્ચિમે લાટ દેશ આવેલો કહ્યો છે[૧૨] લાટ દેશનું પાટનગર ભૃગુકચ્છ—ભરૂચ કહેવાતુ પ્રભાવક ચરિતમા લાટ દેશના લલાટના તિલક સમાન ભૃગુકચ્છ દેશ શોભતો એમ તેના પાદલિપ્ત પ્રબન્ધમા છે[૧૩] અનએરૂની અણહિલ પાટણની દક્ષિણે લાટ દેશ આવેલો છે એમ ઉલ્લેખ કરે છે એ દેશની સીમા રાજ્યકાળ પ્રમાણે ઓછીવધતી થએલી લાગે છે ઠેઠ વાઘેલાના રાજ્યકાળ સુધી મહી અને તાપી નદીનો મધ્ય પ્રદેશ લાટ કહેવાતો હતો પરપરાથી સૌરાષ્ટ્ર આનર્ત અને લાટ સબધી થતા આવ્યા છે વર્તમાન ગુજરાતે પણ એ સબધ કાયમ રાખ્યો છે

ગુજરાત—ગુર્જરત્રા ગુજરાતનો અર્થ ગુર્જરોથી રક્ષિત દેશ એવો થાય છે વિક્રમની પાચમી શતાબ્દીમા ગુર્જર રાજાનુ રાજ્ય રજપૂતાનામા હતુ તેઓના રાજ્યકાળ સમયે એ પ્રદેશ ગુર્જરત્રા—ગુર્જરદેશ કહેવાવા લાગ્યો એ સમયે વર્તમાન ગુજરાતનુ નામ 'ગુજરાત' નામ તરીકે પ્રચારમા આવ્યુ હોય એમ જણાતુ નથી પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી ગુજરાત દેશનુ નામ ક્યારે અને કેમ પ્રસિદ્ધિમા આવ્યુ તે આ પ્રમાણે જણાવે છે કે પ્રા ગુર્જરરાટ, સ ગુર્જર રાષ્ટ્ર એ ગુર્જરોનો દેશ એ ઉપરથી ગુજરાત નામ પ્રચારમા આવ્યુ સસ્કૃત સાહિત્યમા અને તામ્રપત્રોમા ગુર્જર મડળ અથવા ગુર્જર દેશ એવુ નામ મળે છે ગુર્જરલોક વિદેશી હતા તેઓ ઉત્તર પશ્ચિમ રસ્તે થઈ હિંદુસ્થાનમા આવ્યા એ પછી ધીમે ધીમે તેઓ ખાનદેશ અને મુબઈ ઇલાકામા આવી સ્થાયી થયા છઠ્ઠા સૈકામા બે સ્વતંત્ર ગુર્જર રાજ્ય હતા એક ઉત્તરમા, બીજુ દક્ષિણમા ચીની પ્રવાસી હ્યુનસંગ ઉત્તરના ગુર્જર રાજાનુ પાટનગર ભિન્નમાલ, ભિલ્લ માલ—Pi-lo-mo-lo હતુ એમ માહિતી આપે છે દક્ષિણમાનુ ગુર્જર રાજ્ય નાંદીપુરી (વર્તમાન નાંદોદ, રાજપીપલા સસ્થાનમા છે તે) હતુ દક્ષિણના ગુર્જર રાજાઓ ગુર્જર વશના હતા એમ તેઓના દાનપત્રમા છે ઈશુની ચોથીથી આઠમી શતાબ્દી સુધી મધ્ય ગુજરાતમા—ઉત્તર અને દક્ષિણ ગુર્જર રાજ્ય વચ્ચે વલભી રાજ્ય હતુ વલભીના રાજાઓ ગુર્જર જાતિના હતા આ ત્રણે ગુર્જર રાજાઓનો રાજ્યવિસ્તાર ઘણો વિશાળ હતો, અને તેઓએ પરસ્પર વહેંચી લીધો હતો આ ગુર્જર રાજાઓના રાજ્ય અમલથી ગુજરાત દેશનું નામ પ્રસિદ્ધિમા (પ્રચારમા) આવ્યુ

[૧૪]મુબઈ ગેઝેટિયરના સપાદક મી જેક્શને પંડિતજીના કથન ઉપર આ પ્રમાણે નોંધ લખી છે 'ચાવડાઓના રાજ્યકાળ દરમ્યાન ગુજરાત (ગુર્જર રાષ્ટ્ર) દેશનુ નામ પ્રચારમા આવ્યુ હોય એમ જણાય છે વલભીના રાજાઓ ગુર્જર જાતિના હતા કે નહિ તે સ્પષ્ટ કહી શકાતું નથી એ સમયના ઉત્કીર્ણ લેખો જોતા ચાવડા અને સોલકી રાજાઓ ગુર્જર દેશમા રાજ્ય કરતા હતા બન્નેમાથી એક અથવા બન્ને ગુર્જર જાતિના હતા કે કેમ એ પ્રશ્નની વાત છે માત્ર તેઓની સત્તા ગુજરાતમા હતી એ ઉપરથી તેઓ ગુર્જર જાતિના હતા

૧૧ એ ઈ પુસ્તક ૧, પૃ ૧૫૬ અને જ રો એ સો મુબઈ બ્રાચ પુ ૨૧, પૃ ૪૧૩ નોધ ૩

૧૨ શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસનો ગુજરાતી ભાષાનો ઈતિહાસ પૃ ૮૧

૧૩ પ્રભાવક ચરિત, પૃ ૫૬ विन्ध्याद्रिधिकृतचाटा लाटदेशललाटिका । पुर श्री भृगुकच्छाख्यमस्ति रेवापवित्रितम् ॥ १४३ ॥

એમ માનવાને કારણુ મળે છે. અલબેરૂનીના સમયમાં (ઈ. સ. ૧૦૪૦) ગુજરાત રજપૂતાનાનો કેટલોક વિભાગ કહેવાતો હતો. ઈ સ. ૭૫૦થી ૯૭૦ સુધી ગુર્જર દેશની સીમા અણહિલવાડ અથવા વડનગર (પ્રા. આનંદપુર) સુધીની ગણાતી. કેટલીક વખત મહી નદી સુધી એ દેશની હદ પહોંચી હતી. રાષ્ટ્રકૂટના શક સંવત ૮૧૦ (ઈ સ. ૮૮૮)ના તામ્રપત્ર પ્રમાણે તાપી નદી ઉપર આવેલા વરિયાવ ગામ સુધી, કોકણ-અપરાન્તની હદ ગણાતી હતી. મહી નદીનો દક્ષિણ ભાગ લાટ અને ઉત્તર તરફનો પ્રદેશ ગુજરાત કહેવાતો. ગુજરાત નામ મુસલમાન રાજકર્તાઓના સમયમાં પ્રચારમાં આવ્યું.[૧૫]

પંડિતજી સં. 'ગુર્જરરાષ્ટ્ર' ઉપરથી ગુજરાત નામ અવતરણ પામ્યુ જણાવે છે, પણ અત્યાર સુધીના ઉપલબ્ધ થયેલાં સાહિત્ય તેમજ તામ્રશાસનોમાં 'ગુર્જરરાષ્ટ્ર' નામનો ઉલ્લેખ થયો હોય એમ કોઈ ઠેકાણે મળતુ નથી. ગુર્જરત્રા, ગુર્જરદેશ, ગુર્જરમંડળ વગેરે દેશવાચક શબ્દ બધા લેખોમા મળે છે[૧૬] ભરૂચના રાજા ગુર્જરવંશના હતા એમ તેઓના દાનપત્રથી ખબર પડે છે.[૧૭] ભિન્નમાલ અને ભૃગુકચ્છમા ગુર્જર રાજાઓનું રાજ્ય હતું એ વાત ખરી; પણ આ ત્રણ ગુર્જર રાજાઓએ (ભિન્નમાલ, ભૃગુકચ્છ અને વલભી) પરસ્પર રાજ્ય વહેંચી લીધું એમ જે પંડિતજી નિર્ણય બાંધે છે તે ઐતિહાસિક દૃષ્ટિએ બંધબેસતો લાગતો નથી. એ સમયની ઇતિહાસ તવારિખ આ પ્રમાણે મળે છે. વલભીના રાજાઓના પ્રબળ રાજ્યકાળ સમયે તેઓની હકુમત ઉત્તર અને પશ્ચિમના પ્રદેશમાં નહોતી. થાણેશ્વરના હર્ષવર્ધનના પિતા પ્રભાકરવર્ધને (ઈ. સ. ૫૮૫) જે ગુર્જર દેશના રાજાને હરાવ્યો તે ગુર્જર રાજાનો અધિકાર કેટલા વિસ્તારમાં હતો તે જાણવાનુ સાધન મળતુ નથી ઉત્તર ગુજરાતમાં આનંદપુરમાં તે કાળે માળવાના રાજાનું શાસન હતુ.[૧૮] વલભીના રાજાઓના જેટલા લેખો મળ્યા છે તેમાં તેઓ ગુર્જરવંશના હતા એવો કોઈ પણ ઠેકાણે ઉલ્લેખ મળતો નથી, પણ તેઓ મૈત્રક (જાતિના!) હતા એમ હકીકત મળે છે. હ્યુન સંગ વલભીપુરમાં આવ્યો ત્યારે ત્યાં ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો એમ માહિતી આપે છે. વલભીના મૈત્રક અને ભરૂચના ગુર્જર રાજાઓનાં રાજ્ય નષ્ટ થયાં તે સમયે વર્તમાન ગુજરાતનું નામ 'ગુજરાત' તરીકે પ્રચારમાં આવ્યું હોય એમ કોઈ પણ લેખમાં મળતુ નથી દક્ષિણના ચૌલુક્ય અને રાષ્ટ્રકૂટના લેખો પ્રમાણે મહી નદીથી બધો દક્ષિણ ગુજરાત એ લાટ દેશ, અને જોધપુર રાજ્યનો ઉત્તર દક્ષિણ દેશ ગુર્જરત્રા-ગુર્જર દેશ કહેવાતો હતો ગુર્જરત્રાનું પાટનગર ભિલ્લમાલ-ભિન્નમાલ હતું.

ભિલ્લમાલ-ભિન્નમાલ-શ્રીમાલ આબુ પર્વતથી ૫૦ માઇલ ઉપર જોધપુર રાજ્યના એક વિશાળ મેદાનમાં લગભગ ૨૦ થી ૩૦ ફીટ ઊંચી તથા ઉત્તર દક્ષિણે પોણો માઇલ પથરાતી લાંબી ટેકરી ઉપર આવેલું છે. વિક્રમની નવમી સદીમાં (સં. ૮૦૨મા) ચાવડા વંશના વનરાજે અણહિલવાડ પાટણની સ્થાપના કરી એ પૂર્વે ગુર્જર રાજાની રાજધાનીનું નગર શ્રીમાલ-

૧૫ મુંબઈ ગેઝીટિયર પુ. ૧, ભાગ ૧, પૃષ્ઠ ૫.

૧૬ 'ગુર્જરરાષ્ટ્ર'ના નામના સ્પષ્ટીકરણ માટે જુઓ નવમી ગુ. સા. પ. નવમું અધિવેશન નડિઆદ, પ્રમુખનું ભાષણ પૃ. ૩૦-૩૧.

૧૭ ઇ. એ. પુ. ૧૩, પૃ. ૮૧-૮૮. ખેડા દાનપત્ર.

૧૮ 'બુદ્ધિસ્ટ રેકર્ડ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ' હ્યુન સંગ પુ. ૨, પૃ. ૨૬૯

ભિન્નમલ હતું. ચીની યાત્રાળુ હ્યુન સંગના પ્રવાસગ્રંથમાં-સીયુકીમાં-લખ્યું છે કે એ યાત્રાળુ મહારાષ્ટ્રમાંથી ભૃગુકચ્છ, માલવા, અટલી, કચ્છ, વલભી, આનંદપુર, ' અને સૌરાષ્ટ્રમાં થઈને કી-ચે-લો (Kiu-che-lo) ગુર્જર દેશમાં આવ્યો હતો. તેના પ્રમાણે ' વલભીથી ૧૦૦૦ લી (૩૦૦ માઈલ)ની ઉત્તરે ગુર્જર દેશમાં (કી-ચે-લોમાં) પહોંચાતું એનો ઘેરાવો ૫૦૦૦ લી (૮૬૩ માઈલ)નો છે. પાટનગર પી-લો-મો-લો (Pi-lo-mo-lo) ભિન્નમાલ ૩૦ લી (પાંચ માઈલ)ના ઘેરાવાવાળુ નગર છે રાજા ક્ષત્રિય જાતિનો છે. એની ઉમ્મર વીસ વર્ષની છે.'[૧૯]

ચીની પ્રવાસી ગુર્જર દેશનું વર્ણન આપે છે તે જોતાં એ દેશ ઘણો જ સમૃદ્ધિશાલી અને ફુલ્યોફાલ્યો દેશ હોવો જોઈએ. આ દેશનો રાજા ક્ષત્રિય જાતિનો હતો, પણ તેનું નામ અથવા જાતિ વિશે પ્રવાસીએ કશી માહિતી આપી નથી. ભારતવર્ષના ઈતિહાસપટ ઉપર પ્રથમ દૃષ્ટિએ બાણભટના હર્ષચરિતમાં (ઈ સ. ૬૦૫) ગુર્જર (ગુર્જર દેશ, અને ગુર્જર રાજા વિશે) નામનુ દર્શન થાય છે. એ ગ્રંથમાં લખ્યું છે કે ' પ્રભાકરવર્ધન જે મૃગરૂપ હૂણોની સરખામણીમાં સિંહ જેવો, સિન્ધના રાજાને માનસિક વ્યાધિરૂપ, ગુર્જર રાજવીને બેચેની ઉપજાવનાર, ગાંધારના રાજાને જ્વર જેવો, લાટદેશના રાજાને બુદ્ધિ હણનાર સમાન અને માલવાની સમૃદ્ધિરૂપી વેલીને છેદન કરનાર કુહાડા રૂપ હતો.[૨૦]

થાણેશ્વરના મહારાજાધિરાજ પ્રભાકરવર્ધનના રાજ્યકાળ (ઈ. સ. ૫૮૫)માં રજપૂતાનામાં ગુર્જર રાજ્ય હતું એમ હર્ષચરિતથી ફલિત થાય છે. એ ગુર્જર રાજાનું નામ અથવા તેનો ઇતિહાસ મળતો નથી; પણ એ ગુર્જર રાજાની સત્તા ઘણી પ્રબળ હોવી જોઇએ. આ ગુર્જર રાજાનો માંડલિક અથવા સગો ગુર્જર દદ્દ પ્રથમે લાટદેશના ભૃગુકચ્છના (નર્મદા પ્રદેશના) નાગ રાજા નિરહુલ્લકને[૨૧] (ભીલપતિને) હરાવી પોતાની સત્તા એ દેશમાં જમાવી; ઈ. સ ૫૮૦. ભરૂચના દદ્દ ગુર્જરવંશનો હતો એમ એ વંશના રાજાના ખેડા દાનપત્રથી ખબર પડે છે, ચેદી સંવત ૩૮૦, ઈ સ. ૬૨૯.[૨૨] આ ઐતિહાસિક ઘટના જોતાં ઈ. સ. ૫૮૦ના સમય પૂર્વે રજપૂતાનાના પશ્ચિમ વિભાગમાં પરાક્રમી ગુર્જર રાજા રાજ્ય કરતો હતો. આ ગુર્જરત્રા-ગુર્જરદેશના ગુર્જર રાજાઓએ ક્યારે સત્તા સ્થાપી અને તેઓનો અધિકાર ક્યાંસુધી એ દેશમાં રહ્યો એ વિશે ઈતિહાસનું પાનું કોરું છે.

અપૂર્ણ ]

---

૧૯ એજન પૃષ્ઠ ૨૬૯-૭૦

૨૦ હર્ષચરિત્ર પૃષ્ઠ ૧૨૦ हूणहरिकेशरीसिन्धुराजज्वरो गुर्जरप्रजागरो गान्धाराधिपगन्धद्विपकूटपाकलो लाटपाटवपाटच्चरो मालवलक्ष्मीलतापरशुः प्रतापशील इति प्रथितापरनामा प्रभाकरवर्धनो नाम राजाधिराजः ॥

૨૧ સ ખેડા દાનપત્ર. એ. ઇ. પુ. ૨, પૃ. ૫૨૧

૨૨ ઇ. એ. પુ. ૧૩ પૃ. ૮૧-૮૮. 'गुर्जरनृपति' એમ ઉલ્લેખ છે.

# એક આદર્શ

નાગરદાસ મ. પંડ્યા એમ. એ.

શેઠ પીતામ્બરદાસ ગર્લ્સ હાઈસ્કૂલનાં પ્રિન્સીપાલ મિસ એમેરી પોતાના વિનોદ-ગૃહમાં આરામચેર ઉપર લંબાયાં હતાં. સામે બીજી ખુરશી ઉપર એમની જ સંસ્થાનાં શિક્ષિકા શ્રીમતી કીર્તિદેવી બેઠાં હતાં. આજે પ્રસંગ નીકળતાં શ્રીમતીએ પોતાનો પૂર્વવૃત્તાન્ત મિસ એમેરીને કહેવા માંડ્યો હતો.

એમણે કહ્યું કે જ્યારે હું સમજણમાં આવી ત્યારે એક વિધવા માતા જ મારી સંભાળ લેનાર હતી. પિતાશ્રીનાં લાડ મને યાદ છે. કોઈપણ શ્રીમંતની પુત્રીની જેટલાં જ એમણે મારા કોડ પૂરેલા, કારણ હું એમને એકની એક હતી. અને એમનું ચાલ્યું હોત તો મને સુખી થયેલી જોવા સુધી જીવ્યા હોત. પણ બધાના મનોરથોને મૂળમાંથી જ કાપી નાંખનારુ ક્રૂર મૃત્યુ એમને ઉપાડી ગયું. જ્યારે જ્યારે મારી માતા એમનું સ્મરણ તાજું કરનાર કોઈ દુઃખદ પ્રસગ જોતી ત્યારે તે હૈયાફાટ રડતી અને મને ગોદમાં દાબીને નિરાશાભર્યાં ચુમ્બનો લેતી

મારી ઉમ્મરની સાથે સાથે જ માતાના હૃદયનો સંતાપ હું વધતો જતો જોતી. કારણ પૂછતી ત્યારે મા મને કહેતી કે "બેટા, દીકરીના માવતર માટે આપણા સમાજમાં જીવે ત્યાં સુધી સુખનો દિવસ નથી." એ વખતે તો મને માતાનું આ કથન તપી રહેલી કલ્પનાશક્તિનું જ પરિણામ માત્ર ભાસતું, પણ પછી મને એમાં રહેલુ સત્ય સમજવામાં આવ્યું છે. પ્રેમથી ઉછેરેલી બાળકીઓ માટે પિતાઓ અને ખાસ કરીને માતાઓ, સંસારમાં સુખી થવાનો અવકાશ ઇચ્છે એ સ્વાભાવિક છે. પણ એ સંસારસુખ મેળવવાનો આધાર દીકરીને મળવાના સામાજિક સ્થાન ઉપર છે. જો સારા કુટુંબમાં દેવાય તો જ પુત્રી સુખી થાય એમ માતાપિતા વ્યાજબી રીતે માને છે.

અમારા હિંદુ સંસારની વિચિત્રતામાંની એક એ પણ છે કે દરેક સામાન્ય બાળકીને સારુ ઠેકાણું મળવાનો સંભવ નથી. બધે એવું તો કંઈક હશે જ.

બીજી સાંસારિક સગવડતાઓની જેમ સારા મૂરતિયા પણ પહેલા શ્રીમંતો જ ઉપાડી જાય છે. અને પછી સાધારણ સ્થિતિવાળાં માટે સારા મૂરતિયા મળવા અશક્ય બને છે. મારી માતાએ મારા માટે જે મોટી આશાઓ બાંધી હતી તે એક પછી એક તૂટી પડી હતી. અનેક સ્થળે એણે મારે માટે વચન નાખેલા પણ ક્યાંયથી અનુકૂળ જવાબ નહિ મળેલો. મને સારી કેળવણી આપેલી એટલે જેવેતેવે સ્થળે નાંખી દેવાને મા ઇચ્છતી નહોતી. આમ ને આમ હું પંદર વર્ષની થવા આવી. અંગ્રેજી અભ્યાસ મેં શરૂ કર્યો હતો અને હું ચોથું ધોરણ પસાર કરવાની અણી ઉપર હતી.

એક શ્રીમંત શેઠની પુત્રી મારી સહાધ્યાયી હતી એની સાથે હું અભ્યાસ કરવા માટે જતી આ મારી સહાધ્યાયી સખીનો એક ભાઈ અમને અભ્યાસમાં બહુ મદદ કરતો એનો હોશીલો, માયાળુ રસિક સ્વભાવ મને આકર્ષક લાગવા માડ્યો એની હાજરી હોય ત્યારે મારું અંતર કોણ જાણે કેમ નાચવા લાગતું એ ન દેખાય ત્યારે દિવસ આખો અણગમો રહે એ જુવાન હતો અને કોલેજમાં અભ્યાસ કરતો એની અનેક વાતોથી વારવાર અમને આજી નાખવામાં એ આનંદ માનતો થોડા સહવાસથી તો હું એનું ઈશ્વરના જેટલી જ તાલાવેલીથી ધ્યાન ધરતી થઈ ગઈ

મારી મનોવૃત્તિ એ પણ જાણી ગયો હતો મારી સાથે એકાન્ત શોધી મને જીતી લેવાને અને પોતાના પાશમાં જકડી લેવાને બનતું કરતો મને એક વખત લાગ્યું કે એની મારા તરફની ભાવનાઓ રમતિયાળ નથી ગભીર છે, મલિન નથી પણ પવિત્ર છે આમ સાગ એકબે વર્ષ ચાલ્યા ગયા હું હવે વધારે વાચીને વિચાર કરતી થઈ હતી એટલે મેં માતાને સમજાવી દીધી હતી કે "મા, તું મારા માટે ચિંતા કરવી મૂકી દે તારા ઉદરમાં આળોટેલી છું એટલે મારામાં અવિચાર કે દુરાચારની શકા ન રાખીશ હું મારો જીવન ક્રમ પૂરા વિચારથી નક્કી કરી લઈશ તને પસ્તાવાનો વખત નહિ આવવા દઉં મને સારામાં મારી આશાઓ છે' આ પ્રમાણે માતાને કહેતી વખતે મારા ખ્યાલમાં મારા હૃદયને જીતી લેનાર આ યુવક બરાબર હતો હૃદય મને ખાતરી આપતું હતું કે એ જ મને પોતાની જીવનસહચારિણી બનાવશે

*

અને એક દિવસ એણે એ જ વાત મને ખુલ્લા દિલથી જણાવી મારા આગળ જ આવીને એણે મારા હાથની માગણી કરી મેં એના પિતાની મંજૂરી મેળવીને બધી વાતનો નિર્ણય કરી લેવામાં તત્પરતા જણાવી મારી માતા તો જરૂર એ વસ્તુસ્થિતિમાં આનંદ જ માનશે એમ કહ્યું અમારી બેગ જ્ઞાતિઓ જુદી હતી પણ મારી માતા આટલી આગ્રહીને બહુ ન ગણકારે એટલા પૂરતી સમજદાર હતી

"પણ હમણાં હું મારા પિતા આગળ આ વાત ન મૂકી શકુ કેટલાંક ગભીર કારણો છે," મારા પ્રિતમે કહ્યું

"તો પછી શું થાય? અનુકૂળ વખત માટે રાહ જોઈએ।"

"મને બીજો માર્ગ ઠીક લાગે છે આપણે સમાજિસ્ટ વિધિથી લગ્ન કરી નાખીએ પછી સમય આવે પિતાશ્રીને હું કહીશ એટલે થઈ ગયેલી બાબતમાં એમનાથી ના જ નહિ કહેવાય"

મને એની વાત એ વખતે ગળે ઊતરી હું પણ એના પ્રેમને મારો કરી લેવા માટે અધીરી હતી માતાને પણ મેં ન કહ્યું પાછળથી એકાએક ખુશખબર આપી એને બેવડો આનંદ આપવાની આશાએ, અને હું ચાર દિવસ બહારગામ કોઈ મિત્રની સાથે ફરવા જવાને બહાને નીકળી ગઈ મારો પ્રિયતમ મને મુબઈ લાવ્યો ત્યાં એક ઠેકાણે કોઈ બેત્રણ અજાણ્યાઓની હાજરીમાં એણે મારા લગ્નનો વિધિ કરાવ્યો એણે એ સ્થાનને આર્યસમાજની

સંસ્થા અને માણસોને એ સંસ્થાના કાર્યકર્તા તરીકે ઓળખાવ્યા. મને શંકાઓ આવતી તેને તે એકદમ હસી નાંખીને ઉડાવી મૂકતો હતો.

અમે પાછાં ફર્યાં ત્યારે મને મારા પ્રિયતમે સૂચના કરી કે હમણાં મારી માતાને પણ કશી ખબર આપવાની જરૂર નથી. એને ક્યારે ખબર આપવા એ પોતે નક્કી કરશે. હું ઘેર આવી પણ હવે હું બદલાયેલી હતી. કૌમારભાવ એકદમ અદશ્ય થયો હતો અને થોડા જ દિવસમાં મને ખબર પડ્યા કે હુ માતા થવાની સ્થિતિમાં છું!

કુદરત પક્ષપાતી કેમ ન કહેવાય? એણે સ્ત્રીજાતિ માટે પુરુષો કરતાં વધારે અગવડતા તો જરૂર સરજી છે. અસંયમનું સ્ત્રીનું માત્ર એક પગલુ પણ એના માટે જીવના જોખમથી ભરેલુ નિવડે છે. એની એક જ ભૂલ પણ એના ઉપર આફતનો વરસાદ વરસવાનું કારણ બને છે; જ્યારે એ જ પગલાંનો ભાગીદાર પુરુષ આખા જગતની આંખમાં ધૂળ નાંખતો ફરે છે.

મારી બદલાયેલી સ્થિતિથી હું પણ ભડકી હતી. મેં મારા પ્રિયતમને જણાવ્યું ત્યારે પ્રથમ નહિ જેવામાં આવેલું એવું લુખ્ખુ તે હસ્યો

"ત્યારે તો હવે તને આનંદ રહેવાનો!" એટલું તે બોલ્યો અને મને ધીરજ રાખવાનું કહી ચાલ્યો ગયો.

મારી અધીરાઈ જેમ વધતી ગઈ એમ એની ટાઢપ પણ વધતી ગઈ, જે મારા જીગરમાં ચીરા પાડનારું થતુ હતું. માતા આગળ મારે શી રીતે વાત કરવી? પ્રિયતમની ના હતી. પણ સ્ત્રીજાતની એક અદ્દભુત શક્તિ એ છે કે એ પોતાના સહાનુભૂતિશીલ સ્વભાવથી અન્યની પીડાને પામી જાય છે. મારી મનોવ્યથા માતા જાણી ગઈ. એણે ધીરજથી આશ્વાસન આપવા સાથે મારો ભેદ મારી પાસેથી જાણી લીધો. અને પુરુષો ઉપર આમ વિશ્વાસ રાખવા માટે મને ઠપકો પણ આપ્યો. મારો વિશ્વાસ અસ્થાને નથી એમ દેખાડવા માટે મેં મારા પ્રિયતમ ઉપર એક છેવટનો પત્ર લખ્યો. તેમાં જો હવે એ વધારે વખત મને અંધકારમાં રાખશે તો બધી વાત, લગ્નની પણ, એના પિતા આગળ હું ખુલ્લી કરીશ અને મારો એની પત્ની તરીકેનો હક માગીશ એમ મેં લખ્યું. જવાબમાં એનો જે પત્ર આવ્યો એણે અમારી સર્વ આશાની ઈમારતને જમીનદોસ્ત કરી નાખી.

મને એણે જવાબ લખ્યો કે, મારી એની વિવાહિત પત્ની થવાની આશા પ્રમાણબહાર હતી. એનો વિવાહ તો એની જ સ્થિતિના એક બીજા શ્રીમતની પુત્રી સાથે બેત્રણ માસમાં થવાનો હતો. જે લગ્ન થયાનું હું માનતી હતી તે એક માત્ર કૃત્રિમ બનાવ જ હતો. જે સંસ્થાના આશ્રય હેઠળ અમારા લગ્ન થયાંની વાત મને કહી હતી એવી કોઈ સંસ્થા મુંબઈમાં હતી જ નહિ અને એ માણસો ફરી મળવાના નથી માટે મારે ઠીક લાગે તેમ વર્તવું! એના તરફથી સદ્દભાવ મેળવવાની ઈચ્છા હોય તો બધી બાબતમાં ચૂપ રહેવું મારે માટે હિતકર હતું. એમ થાય તો તે પોતે મને મારુ માસિક ખર્ચ આપવા માટે બંધાતો હતો.

આ વજ્રપાત સમો પત્ર વાંચી હું એ વખતે બેભાન થઈ ગયેલી. પણ એ આઘાત મૃત્યુ લાવનાર ન નીવડ્યો. માતાને પણ શોક તો પારાવાર થયો પણ મને આશ્વાસન આપવા માટે જ એણે ધીરજ રાખી. હવે મારે અભ્યાસ કરવો નહોતો, અને એ સ્થાનમાં

રહેવું પણ નહોતું. માતાની પાસે ખર્ચ નિભે એટલું તો હતું એટલે અમે ત્યાંથી નીકળી ગયાં. સમય થતાં મારી કેતકીનો જન્મ થયો. સમયનો નિર્દય રીતે કેવળ સંહાર જ કરવો —એને વ્યર્થ જ ગાળવો એ મને ન ગમ્યું એટલે ફરીથી મેં અભ્યાસ શરૂ કીધો.

મેટ્રિક પાસ થયા પછી આગળ અભ્યાસ કરવાનો વિચાર તો હતો. પણ એટલામાં મારી માતાનું શરીર લથડ્યું. મારા સુખની આશાઓ વ્યર્થ જવાથી એના અંતરને લાગેલો આઘાત જ એના રોગનું કારણ હતું. મારા હૃદયભંગના એ દિવસથી જ એના શરીરમાં સડો દાખલ થયો હતો. ઉપચારોને થાપ આપીને મૃત્યુ એક દિવસ એને મારી પાસેથી છીનવી ગયું. હવે હું રક્ષણ વિનાની થઈ છું એવો મને અનુભવ થયો. સુકુમાર કમળને માથે પ્રચંડ સૂર્ય તપવા લાગે અને જેવી એ કમળની દશા થાય એવી દશા મારી અને મારી નાનકડી કેતકીની થઈ રહી. મને કોઈ સજ્જન મિત્રે નોકરી શોધી લેવાની સલાહ આપી અને ત્યારથી હું આપની શાળામાં દિવસો કાઢી રહી છું.

*

"હૃદયભંગનો અનુભવ કરાવનાર તરફ તમને જરૂર કોઈ વખત સખત રોષ તો થતો જ હશે?" મિસ એમેરીએ શ્રીમતીનું બયાન સાંભળી પૂછ્યું.

"નહિ જ. કોણ જાણે મારું હૃદય કેવું યે નિર્બળ અથવા મૃદુ છે કે એક વખત જેને પ્રિયતમ માન્યો એની તરફ રોષદૃષ્ટિ જ કરી શકતું નથી. હજી એ પ્રણયપ્રસંગો સંભારતાં મને રોમાંચ થયા વિના નથી રહેતું. હૃદય એ પ્રેમની પ્રતિમાનું શુભ જ ઇચ્છયા કરે છે." શ્રીમતીએ કહ્યું

"પણ હજી તમારું વય કંઈ સંસારથી વિરક્ત થવાને યોગ્ય ન કહી શકાય. માફ કરજો, પણ મને એક તમારા શુભમાં પોતાનું શુભ માનનાર સજ્જને જ તમારું હાર્દ જાણવા માટે પ્રેરણા કરેલી તેથી જ મારે આ પ્રસંગ ઊભો કરવો પડ્યો છે. પ્રોફેસર શશિકાન્ત શાસ્ત્રીએ મને સૂચના કરેલી. તેઓ હમણાં જ વિધુર થયા છે." મિસ એમેરી વળી બોલ્યાં.

"આપની ભલી લાગણી માટે આભાર. પણ અમારો આર્ય આદર્શ મને જુદી દિશામાં લઈ ગયો છે. ત્યાં રહેનારા લોકો 'શરીરની લાગણીઓને બહુ આદર નથી આપતા. ત્યાં તો સંયમ જ પૂજાય છે. ખરી આર્ય સ્ત્રીનો પ્રણય એક જ વાર આપી શકાય છે એમ હું માનું છું."

"પણ ધારો કે તમે યૌવનના એક આવેશમાં જ તમારા પ્રિયતમને પસંદ કીધો હતો. પછી તમારી જાગ્રત બુદ્ધિ તમને કહે કે એ ભૂલ છે તો તમે એ ભૂલ સુધારી ન શકો? તમારા જેવી સદ્વિચારશીલ સ્ત્રીનું જીવન આવા કાલ્પનિક આદર્શો પાછળ 'વેડાઈ ન જવું જોઈએ. તમે વિચાર કરી જોજો. પ્રોફેસર શશિકાન્ત તમને ખરા હૃદયથી ચાહે છે."

"બરાબર, પણ હજી મને એ મેં ભૂલ કીધી હતી એમ જ નથી લાગતું. હજી હું એ મારા પ્રિયતમને અને એનાં સ્મરણોને ચાહું છું અને ત્યાં સુધી મારા વિચારો મક્કમ છે. મને ખાત્રી છે કે મારા પ્રિયતમ ધનના લોભે ખોટે રસ્તે જતા ભોળવાયેલા. પણ મને

મારફત એમનો આભાર માનું છું એટલું જ. કેવળ અંધપરંપરાથી નહિ પણ જાગ્રત બુદ્ધિથી મેં આ નિર્ણય કર્યો છે."

શ્રીમતી ઊઠયાં. મિસ એમેરીની રજા લીધી.

*

શ્રીમતી કીર્તિદેવી ઘેર આવ્યાં. કેતકી પોતાનાં નાનાં પુસ્તકોની હાર ગોઠવી પરસાળમાં રમતી હતી. બાળણુ પાર્વતી એને રમવામાં સહાય થતી હતી. માતાને આવેલી જોઈ એ બાળા દોડીને એને બાઝી પડી.

"બા, આજે એક મહેમાન હતા," તે બોલી.

"કોણ?" શ્રીમતીએ પૂછ્યું.

"એક હતા. પેલા." બાળાએ જવાબ આપ્યો.

"આવીશ એમ કહી ગયા છે." બાળણુ તરફ શ્રીમતીએ સાકાક્ષ દૃષ્ટિ નાંખતાં તેણે ઉત્તર આપ્યો.

"બા, મને ખોળામાં બેસાડીને રમાડતા હતા બહુ સારા છે."

બાળાએ ઓળખાણ વધારવા પોતાની રીતે પ્રયત્ન કર્યો.

બીજી સવારે તે મિજમાન તો ન આવ્યો પણ એક પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું:

શ્રીમતી,

એક માણસ તમને શોધતો આવે છે. પણ તમારો આદર મળશે કે અપમાન મળશે એની શંકાથી તે ગભરાય છે. એનો અપરાધ તો સંપૂર્ણ છે પણ એ અપરાધની શિક્ષા થવી બાકી નથી. એકવાર ધનવાન હતો. ધનના મદમાં એણે શુદ્ધ પ્રણયનો-પ્રણયિનીનો તિરસ્કાર કર્યો. એણે શુદ્ધ પ્રણયના સામા પલ્લામાં ક્ષુદ્ર લક્ષ્મીને મૂકવા ધાર્યું. પણ એ લક્ષ્મીએ ક્યારે કોઈનો બેડો પાર કીધો છે કે એનો કરે? લક્ષ્મી એને બહુ જ અલ્પકાળ માટે રમાડીને પારકી થવા માટે ચાલી ગઈ અને એને પોતાને માટે અપમાન, તિરસ્કાર, ઉપહાસ, હીનતા, દીનતા વગેરે મૂકતી ગઈ. એનાં સગાંઓ એનાં શત્રુ થયાં. પૈસાને પરણેલી એની પેલી પૈસાદાર સ્ત્રી એનાથી શરમાવા લાગી. અને એના ઉપર ખોટા આક્ષેપો મૂકી એનાથી છૂટી થઈ. હવે એ કોને શરણે જાય? છેવટનું શરણ તો મૃત્યુ રહ્યું! એકાએક એને માટે એક આશાનું દ્વાર કોઈએ ખોલી આપ્યું. એના જાણવામાં આવ્યું કે એના પ્રેમને માટે સર્વસ્વનું બલિદાન કરનાર એક જણુ હજી હયાત છે, અને એ એને જરૂર આદર આપશે. એ ખબર આપનારનો હૃદયથી આભાર માનતો આ અપરાધી આજે અહીં દોડી આવે છે. દેવી! એને જેમ યોગ્ય લાગે તેમ કરજે, નિભાવવો ઘટે તો નિભાવજે, અને દંડ આપવો ઘટે તો દંડ આપજે. પણ હવે એ તારો શરણાગત છે."

લિ०

એ જ તારો

વિહારી

પત્ર વાંચીને પોતાને થયેલી લાગણીઓનું પૃથક્કરણ કરવાનું મારે બહુ કઠિન હતું. હજી તો તે બધા ગત ઇતિહાસનું હૃદયમાં પુનરાવર્તન કરતાં હતાં, એટલામાં એક સાદા વેશમાં સજ્જ થયેલો, જાણે મનોભંગની જ સાક્ષાત મૂર્તિ હોય તેવો પુરુષ એમના ચોકમાં આવીને ઊભો રહ્યો.

"બેટા કેતકી, બહેન, આ તારા પિતા પોતે જ છે. એમને પગે લાગ." શ્રીમતીએ પોતાની આગળ રમતી કેતકીને જરાપણ અચકાયા વિના કહ્યું. બાળકી જોઈ જ રહી. હાલે એ મિજમાન આવેલા ખરા, પણ માતાએ જે ખબર આપ્યા તે નવા હતા અને તેથી કેતકી અચકાતી હતી, નહિ તો તે સ્વભાવ પ્રમાણે એને વળગી જ પડી હોત

"મારા જેવા બાપ પાસે આવતાં બાળક પણ અચકાય એ સ્વાભાવિક છે. આજસુધી એણે નબાપા ગણાવાનો અનુભવ પણ મારે પાપે લીધો!" આવનાર વિહારીએ કહ્યું. પરસાળમાં પડેલા કોચ ઉપર બેઠક લઈને તેણે કેતકીને ઊંચકી લીધી.

"પણ જે પરિણામે સારો તે હંમેશ સારો. હજી મારી કેતકીને તમારે લાડ લડાવવાં હશે તો સમય પૂરતો છે," શ્રીમતીએ કહ્યું. એના મોં પર લોહી તરી આવતું હતું.

"હવે તો હું એક નિષ્કિંચન બની ગયેલો કંગાલ છું. બેટા, હું તને શું સુખ આપી શકીશ?" વિહારી બોલ્યો. તેની આંખોમાંથી ચાલી નીકળેલાં આંસુઓ ખોળામાં બેઠેલી કેતકીની વેણી ઉપર પડીને નીચે વેરાઈ જતાં હતાં.

"શુદ્ધ અને બળવાન ભાવનાથી આખું જગત નવું બની શકે છે." એ આંસુઓ જોઈને સજળનેન બની શ્રીમતીએ કહ્યું. "પ્રિય વિહારી, આ જ દાખલો લો. સાચી ભાવનાએ મને મારો ખોવાયેલો પ્રિયતમ પાછો અપાવ્યો છે. તો તમારી ખોવાયેલી સ્થિતિ મેળવતાં કેટલી વાર? અને ધનવાન સ્થિતિ કરતાં સાધારણ સ્થિતિમાં, જ્યાં આગળ જ શુદ્ધ સ્નેહ સંભવિત છે ત્યાં, ઓછું સુખ છે એમ પણ કોણ કહી શકે?"

# ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે

'પતીલ'

[ ગઝલ ]

નહીં આશના* આશનાથી જુદો છે, ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે:
લડે જંગ આ ને કરે હુકમ પેલો; સિપાહી નહીં પેશવાથી જુદો છે!

ભરાયા કટોરા શરાબે શિરાઝી,
કરે જેમ ગુર્બા[1] કરે તેમ ગાઝી;[2]
ગુનો શાહનો ના ગદાથી[3] જુદો છે: ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

ઊભી આયના પાસ દિલબર મહારી;
તને જોઉં હું કે છબી જોઉં તારી?
ન ચેહરો જરા ચેહરાથી જુદો છે: ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

ગજાવી રહ્યા મુત્રિઓ[4] મસ્ત મેહફિલ,
રહ્યા પાડી આવાઝથી સારહર દિલ;
નહીં તાર તે તંબૂરાથી જુદો છે: ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

હતું 'રૂ' બની તેની મલમલ મુલાયમ
થઈ છે રહી તન ઉપર કેવી કાયમ?
નહીં તાંતણો તાંતણાથી જુદો છે: ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

જુદા લેઇ રસ્તા જવું એક દેશે,
બની સંત કો, કોઈ દર્વેશ વેષે;
મુસલ્માં નહીં હિંદવાથી જુદો છે: ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

લઈ હાથમાં નાડ મારી હકીમે
ઉચાર્યું,'પતલિયા' અવાજેથી ધીમે,
"નહીં રોગ તુજ માહરાથી જુદો છે." ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!
નહીં આશના આશનાથી જુદો છે; ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

---

* મિત્ર. ૧. ગરીબનું બહુવચન. ૨. વિજયી; સત્તાધીશ ૩. ભિખારી ૪. ગવૈયા.

# હિમ અને તેના ઉપાય

માર્તંડ શિવભદ્ર પંડ્યા

હિંદુસ્તાનમાં ગરમીને લીધે નુકસાન થવાનો બહુ સંભવ નથી પરંતુ ઠંડીને લીધે નુકસાન થવાનો પુષ્કળ સંભવ છે. તેમાં ગુજરાતમાં તો ગયાં ચારપાંચ વર્ષ દરમિયાન ઓછાવત્તા પ્રમાણમાં હિમ[1] પડવાથી પુષ્કળ જ નુકસાન થયેલું આપણે બધાએ અનુભવ્યું છે. નાના ઊગતા છોડ માટે તો હિમ ભયંકર શત્રુ છે તમને જાણીને આશ્ચર્ય થશે કે અમેરિકા જેવા કેટલાક દેશોમાં તો હિમ પડવાથી કપાસના પાકને કદાચ નુકસાન ન થતાં ઊલટો ફાયદો જ થયો છે; પરંતુ આપણી પરિસ્થિતિમાં તેમ થવું સંભવતું નથી. આપણી પરિસ્થિતિમાં કપાસ પર પડતાં હિમ વિશે આપણે ટૂંકી માહિતી જોઈએ.

## ગુજરાત

ગયાં સાત વર્ષમાં એકથી બીજી ચડિયાતી એવી ત્રણ મોસમમાં આપણો પાક હિમથી નુકસાન સહન કરતો આવ્યો છે. આ પૂર્વે એક ઈ. સ. ૧૯૧૧માં કાંઈક તીવ્ર તથા બીજું ઈ. સ. ૧૯૨૫ની ઋતુમાં કાંઈક ઓછું તીવ્ર હિમ પડેલું. ગયાં સો વર્ષમાં ઈ. સ. ૧૯૩૫ જેવું હિમ પડેલું જાણવામાં નથી આપણે ત્યાં એટલે ગુજરાતમાં ઘણુંખરું જાન્યુઆરી માસના પહેલા પખવાડિયામાં એટલે મકરસંક્રાન્તિની આજુબાજુ હિમ પડે છે.

## છોડ પર થતી અસર

બહારની હવા એટલી બધી ઠંડી થઈ જાય છે કે છોડની અંદરના પ્રવાહી રસનું બરફ બંધાઈ જાય છે. આમ થવા માટે બહારનું હવામાન ૨૮° ફે. અંશ થવું જોઈએ. આ બરફ અંદરની પેશીની (cells) બહારની બાજુ હોય છે અને પેશીની વચ્ચેની જગ્યા ભરી દે છે અથવા પેશીજુથમાં (tissues) ચીરા પાડે છે. જેમજેમ બહારનું પ્રવાહી ઠંડું થતું જાય છે તેમતેમ તે બરફ થઈ અંદરનું પ્રવાહી શોષી લે છે અને છેવટે બધું બરફ થઈ જાય છે. જીવઅંશમાંના (prohoplash) ક્ષાર (salts) તથા નત્રવાળું દ્રવ્યો (proteins) ફરી ભેગા ન થઈ શકે તેટલા બધા છૂટા પડી જવાથી છેવટે મરી જાય છે. આ રીતે છોડ પર થતી અસરનો અને તેથી પરિણામના નુકસાનનો આધાર છોડની સ્થિતિ તથા જાત ઉપર, તેમજ હિમે પડેલા વિસ્તાર અને સમય પર અને હિમનાં મોજાંની તીવ્રતા પર રહેલો છે.

## વિસ્તાર

હિમની અસર જણાઈ હોય એવા વિસ્તારનું ક્ષેત્રફળ જુદીજુદી ઋતુમાં જુદાજુદા પ્રમાણમાં હોય છે અને તેથી તેના પ્રમાણમાં ખેડૂતને ઓછુંવધતું નુકસાન થાય છે. આપણે બધા જાણીએ છીએ તેમ ઈ. સ. ૧૯૩૫ની મોસમનું હિમ ઘણા જ મોટા ક્ષેત્રફળ પર નુકસાન કરી ગયું હોવાથી ભારે સનસનાટી ફેલાઈ હતી.

---

1 હિમ સંબંધી થોડીક હકીકત મેં. રા. રા. સાને, વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતાના અધિકારી સાહેબના એક અંગ્રેજી લેખ ઉપરથી લીધેલી છે.

**સમય**

હિમ પડવાનો સમય પણ એક અગત્યની બાબત છે. ઉદાહરણાર્થે, ઈ. સ. ૧૯૨૯ની સાલમાં હિમ પડ્યું તેના કરતાં ઈ. સ. ૧૯૩૫ની સાલમાં હિમ પદર દિવસ વહેલું પડ્યું. સામાન્ય નજરે પદર દિવસ જેવી ટૂંકી મુદત કાંઈ વિસાતમાં નથી, પરંતુ છોડ પૂરો પાકતાં પહેલાંનો પ્રત્યેક દિવસ અગત્યનો હોઈ તે મુદત એવી હોય છે કે તે વખતમાં હવામાનના આવા ભયંકર ફેરફારો તેના પર આબાદ અસર કરે છે.

સમયની જ દૃષ્ટિએ હિમ પડતા પહેલાંની હવામાનની પરિસ્થિતિ પણ ધ્યાનમાં લેવા જેવી હોય છે. ઈ. સ. ૧૯૩૪ના ઑક્ટોબર-નવેંબર માસમાં થયેલો વરસાદ એવો વખતસર હતો કે ખેડૂતે તેને 'સોનાનાં બિંદુ' ની ઉપમા આપેલી અને ખરી રીતે તેથી ડાળપાંદડા વધુ ફૂટી છોડ બહુ ફાલ્યો અને પરિણામે પાકની મોસમ કાંઈક લબાઈ. તે પછીથી જાન્યુઆરી માસમાં હિમ પડ્યું અને સોનાનાં બિંદુનું પરિણામ ધૂળભેગુ મળી ગયુ અને આવે સમયે હિમ પડવાથી તદ્દન વિઘાતક નીવડ્યુ એ સાફ જોઈ શકાય છે. હિમ ન પડ્યુ હોત તો કપાસના પાકને અનહદ ફાયદો થાત અથવા તો હિમ પડ્યા પહેલાંનાં પેલાં સોનાનાં બિંદુ ન પડ્યાં હોત તોપણ કપાસ વહેલો પાકી પાક બચી જાત. આ પરથી હિમ પડવાના સમય ઉપર કેટલો બધો આધાર છે તે સ્પષ્ટપણે સમજી શકાશે.

**તીવ્રતા**

હિમની તીવ્રતા પર પણ તેનાથી થતા નુકસાનનો આધાર રહેલો છે. તીવ્રતામાં વધુ ઠંડી કેટલી પડી અને તે કેટલી મુદ્દત સુધી ચાલુ રહી તે બન્ને બાબતોનો સમાવેશ થાય છે.

ઉષ્ણતામાપક યંત્ર પરથી લેવાયેલા આંકડા તપાસતાં ઈ. સ. ૧૯૩૫ની સાલનું પડેલું હિમ ઈ. સ. ૧૯૨૮ની સાલમાં પડેલાં હિમ કરતાં વધારે નુકસાનકારક અને ઈ. સ. ૧૯૩૪ની સાલના હિમ કરતાં ઘણું જ વધારે નુકસાનકારક નીવડ્યુ છે તે બરાબર જાણી શકાય છે. ઈ. સ. ૧૯૩૪માં ઉષ્ણતામાપક યંત્રનો પારો ૩૫° ફે. અંશ બતાવતો હતો અને ઈ. સ ૧૯૩૫ની સાલમાં ૩૦° ફે અંશ બતાવતો હતો. ઈ. સ. ૧૯૩૫ની સાલનું હિમ તો આપણી મનુષ્યસ્મૃતિમાં ખરેખર અજોડ અને વધારેમાં વધારે ઘાતક હતુ.

**નુકસાન**

હિમ પડવાથી અનેક કારણોને લીધે ઓછુંવધતું નુકસાન થાય છે તે આપણે ઉપર જોયું. ઈ. સ. ૧૯૩૫ની સાલના હિમે દરેક રીતે દરેક પાકને વધુમાં વધુ નુકસાન કર્યું એટલે કપાસ તો તદ્દન જ ખલાસ થઈ ગયો એ જાણીતું છે. આનું કારણ આપણે જોયું તેમ ઘણા જ મોટા વિસ્તારમાં પડીને વખત પણ કઢંગો (ઈ. સ ૧૯૨૯ કરતાં બે અઠવાડિયાં આગળ) સાધ્યો તથા ઠંડી પણ વધુ (ઈ. સ. ૧૯૨૮ માં ૩૧·૪ ફે. અંશ અને ઈ. સ. ૧૯૩૫માં ૩૦·૦° અંશ) અને મુદત પણ ચાર દિવસ સુધી રહી. (ઈ. સ. ૧૯૩૪ની સાલમાં ત્રણ દિવસ અને ઈ. સ. ૧૯૨૯ ની સાલમાં ઘણુંકરીને માત્ર બે જ દિવસ રહી હતી.) હિમ પડવાથી જે કાંઈ નુકસાન થાય છે તેમાથી કેટલાક ખેતરો બચી ગયેલાં જણાય છે. ખરું જોતાં આ બચી ગયેલાં ખેતરો તદ્દન બચવા પામતાં નથી છતાં પણ રસ્તા પર, રેલવેની સડક પર, બીજા રસ્તા, વાડ, વગેરે જગ્યાએ ઊગેલાં ઝાડ અગર મકાનો વગેરેથી હિમનું મોજું બરાબર કરી ન બળતા કેટલોક પાક બચી ગયો હતો, વળી ઊંચીનીચી જમીનવાળાં

ખેતરોમાં જે છોડ ઊંચાણમાં આવ્યા હતા તે પણ બચી ગયા હતા. આમ થવાનું કારણ જડવું મુશ્કેલ છે. છતાં કદાચ તે છોડની વધુ શકિત જ આ પરિણામનું કારણ માની શકાય બાકી દૃષ્ટિમર્યાદામાં બીજા બચેલા છોડ માલમ પડતા નહોતા. એવું પણ કેટલેક સ્થળે જાણ્યામાં છે કે ક્ષારવાળી જમીન પરના છોડ હિમ સામે કાંઈક ટક્કર ઝીલી શક્યા હતા, કેટલીક જગાએ તે તે વખતના પવનની દિશાને લીધે તથા તેની તથા હિમનાં મોજાંની મુદતને લીધે હિમથી નુકસાન થયેલા તેમજ બચી ગયેલા છોડ નજરે પડતા હતા' કેટલાક છોડના આનુવંશિક (hereditory) ઠંડી સહન કરવાના ગુણને લીધે અગર હિમ પડ્યુ તે વખતની તેની શકિત અને સ્થિતને લીધે બચી ગયેલા જણાયા હતા; ફૂલ તમરાં બેસી ગયેલા છોડ તેમજ તેથી કાંઈક વિશેષ વધવાળા છોડ હિમ સામે તદ્દન લાચાર થઈ ગયેલા જણાતા હતા. દક્ષિણ ગુજરાતમાં આવું ખાસ જણાયું હતું આમ નુકસાનનું પ્રમાણ જુદીજુદી અનેક બાબતો પર અવલબેલું જોવામા આવે છે.

**નાઈલાજ**

કપાસનો પાક સાધારણ રીતે મોટા પ્રમાણમાં થતો હોવાથી કુદરત આગળ આપણે ઘણેઅંશે તો નાઇલાજ છીએ, છતાં હમણાં જ પડી ગયેલા હિમ ઉપરથી જે કાંઈ આપણે શીખ્યા છીએ તેને આધારે કેટલાક ઉપાયો નીચે આપ્યા છે, તે યોજનાથી ફાયદો થાય ઘણો સંભવ છે. વિજ્ઞાન ઘણું કરે છે એ આપણે અનુભવીએ છીએ અને તે વૈજ્ઞાનિક રીતે નવા પ્રયોગો ચાલુ જ છે એટલે છેક નિરાશ થવાની જરૂર નથી. હિમના સંબધમાં આ સત્ય કથન છે અને થોડાં વરસ બાદ આપણે હિમના ઉપદ્રવનો સામનો કરી કેટલાક પાક બચાવવા શક્તિમાન થઈએ તો નવાઈ નથી

**હિમના ઉપાય**

(૧) હિમ વારવાર પડવાથી મુખ્ય ધડો એ લેવાનો છે, કે ખેડૂતો પોતાની આર્થિક સ્થિતિને અનુસરી માત્ર કપાસના જ પાક પર મુખ્ય આધાર રાખે છે અને તે તેમની તુલ લેવાની વ્યવસ્થાની ખામી અથવા અશક્તિ બતાવી આપે છે. જ્યાં એકલો કપાસ લેવામાં આવતો હોય ત્યાં હિમને કારણે તુલોમાં ફેરફાર કરવાની આવશ્યકતા છે. આ ફેરફારમાં વારાફરતી લેવાનાં તુલો એટલે તુલોની ફેરબદલી તેમજ મિશ્રપાક બનેનો સમાવેશ થાય છે. એક આવા ફેરફારનો દાખલો લઈએ તો કેટલાક ડાહ્યા ખેડૂતોએ જ્યાં પૂર્વે કપાસ સિવાય બીજો કોઈ પાક લેવામાં આવતો નહોતો ત્યા ક્યારી (ડાંગર) તરફ લક્ષ આપવા માંડયું છે. આ જોતાં હિમથી બચવાના ઉપાયમાં પ્રથમ તો **તુલ લેવાની રીતમાં યોગ્ય સુધારો અને ફેરફાર** કરી લેવો ઘટે છે. ડાંગર અને કપાસનો મિશ્રપાક બની શકે ત્યાં થોડા ભાગમાં ભગફળી કે બોવશીંગ—જુદી અગર કપાસ સાથે જ જુદા ચાસમાં ભેગા ઘઉં, ચણા, શિયાળુ જુવાર જેવાં તુલો જમીન તથા ભેજ વગેરે પરિસ્થિતિને અનુસરીને કરવાથી ખેડૂત તાબડતોબ રાહત મેળવી શકશે. જ્યાંત્યાં કપાસ ઓરવા કરતાં કપાસની સાથે અગર વારાફરતી આવી યોજના કરવાથી ખેડૂતને હિમથી રક્ષણ મળશે અને તેમ કરવામાં કોઈની મદદની પણ જરૂર પડશે નહિ

(૨) જે કપાસના ખેતરમા આજુબાજુ મોટાં ઝાડ કે છોડ હતા તે ભાગનો કપાસ હિમથી બચી ગયેલો જણાયો છે; તો તલ, તુવેર, દીવેલા જેવા મોટા થતા છોડ કપાસ ભેગા

આજુબાજુના ભાગમાં કર્યા હોય તોપણુ ફાયદો થવા સંભવ છે. ઊંચા વધતા દીવેલા કે એરંડિયા તથા ઊંચા પપૈયાના છોડથી હિમની અસર ઓછી લાગે છે. ઘણાખરાં ફળઝાડો પણ હિમથી બચી જતાં જણાય છે તો આંબા જેવા મોટાં ફળઝાડ ખેતરોની આજુબાજુ વાવ્યાં હોય તો પણ ફાયદો થશે તેમજ ફળઝાડ તરફ વધારે લક્ષ આપી બગીચા કરવામા પણ લાભ છે.

(૩) કૂવાવાળાં ખેતરો તથા પીતના પાકોને હિમથી બહુ નુકસાન થયું નથી કેમકે **હિમ પડતા અગાઉ પાણી** મળવાથી હિમની અસર બહુ ઓછી થઈ જાય છે. આવી પાણીની વ્યવસ્થા હોય ત્યાં શેરડી અને ફળઝાડથી પણ હિમની અસરનો સામનો થઈ શકે છે.

(૪) દક્ષિણ ગુજરાત માટે ૩૦ એકર જમીનના માનિકે ૮ એકર જુવાર, ૧૨ એકર ભોયસીંગ અને માત્ર **૧૦ એકર જ કપાસ** કરવો તેમજ કપાસ સાથે ભોંયશીંગ તૂલની ફેરબદલ કરવી એવી ભલામણ અસ્થાને નહિ ગણાય.

(૫) આવું હિમસંકટ વારંવાર આવવાનો ભય હોય અગર આગળ ઉપર જણાવેલા કોઈ પણ હવામાનના અયોગ્ય ફેરફારો થયા કરતા હોય તો ખેડૂતે એકલા ખેતરમાંના પાકો પ્રકવી બેસી ન રહેતાં સાથે સાથે ઢોરઉછેરનું કાર્ય હાથમા લેવું અને ગાય, ભેંસ, મરઘા મોટા પ્રમાણમા પાળી સંપૂર્ણ ખેડૂત થવું તેમજ જોડ-ધધાનો સાથ લેવાથી આવી કુદરતી આફતોથી માથે હાથ મૂકી રોવાવારો આવશે નહિ

(૬) કપાસમય માનસવાળા કેટલાક ખેડૂતો અને કપાસમાં રસ લેતા સજ્જનો એવો પ્રશ્ન કરે છે કે "આ હિમસંકટમાંથી બચવા અમે વહેલો પાકતો ખાનદેશી કે મધ્યપ્રાંતી મટિયો કપાસ કરીએ તો શું?" પરતુ એ પ્રશ્નનો ઉત્તર સચોટ એવો છે કે "તેમ કરવું સલાહકારક નથી, કેમકે આપણા ગુજરાતનાં હવામાન કાયમનું જ આવું રૂપ લેશે એમ કહી શકાય તેમ નથી. તેમજ તે કપાસની જાત જમીન અને હવામાન ટૂંકી મોસમમાં થવા લાયક છે અને આપણા તળગુજરાતનાં હવામાન લાંબી મોસમને લાયકનાં છે તેમજ આપણો કપાસ પણ નામાંકિત અને ઉત્તમ છે. કદાચ આપણે ટૂંકી મોસમનો કપાસ કરવા જઈએ તો બીજાં કારણો નડતર રૂપ થાય અને વધુ નુકસાન પણ વખતે થાય. અને તેમ ન થાય તોપણ આપણા કપાસનું નામ જાય અને તે રીતે ભારી ખોટ આવે. તેવી જાતના વહેલા કપાસ તરફ આપણે લક્ષ ન જ જવા દેવુ સલાહભરેલું છે."

(૭) ઉપર આપણે બહારના વહેલા પાકતા કપાસ વિશે જોયું; પરતુ એમ નિરાશ થવાને કારણ નથી. "કપાસની શાસ્ત્રીય ઉછેર"[૩] દ્વારા **આપણા દેશી કપાસમાંથી જ વહેલી પાકતી જાત તૈયાર થઈ શકે** એવો સંભવ છે અને તેવી જાતના પ્રયત્નો ખેતીવાડી ખાતા તરફથી થવા માંડયા છે. વિજ્ઞાન માટે કાંઈ મુશ્કેલ નથી. વડોદરા રાજ્યમાં કેટલીક જગ્યાએ દેશી કપાસને હિમ લાગેલું એવા જ ભાગમાં ભરૂચ નં. ૯નો કપાસ બચી ગયેલો, કારણ કે તે લગભગ પંદર દિવસ વહેલો પાકી જાય છે. કદાચ હિમ પંદર દિવસ વહેલું પડયુ હોત તો પરિણામ તે ભાગોમાં ઊલટુ આવ્યું હોત એટલે કે ભરૂચ નં. ૯ના

૩. જુઓ "કપાસ" ભાગ ૧ લો.

કપાસને નુકસાન થયું હોત અને દેશી કપાસ બચી જાત. આવા અટપટા અને મુશ્કેલ પ્રશ્નનો સામનો કરવો એ કાંઈ રમતવાત નથી, છતાં વિજ્ઞાનશાસ્ત્રીઓએ બીડું ઝડપ્યું છે અને યશઃપ્રાપ્તિની આશા પણ છે.

(૮) સામાન્ય રીતે જાણીતો ઉપાય એ છે કે બને ત્યાં, હિમ પડવાનો સંભવ લાગે એટલે તુરત જ પાણીની વ્યવસ્થા હોય ત્યાં **પાણી આપવા માંડવું** અને હિમ પડી રહે ત્યાં સુધી ચાલુ રાખવું. મોટાં ખેતરો માટે તેમજ કપાસના જરાયત પાક માટે આ બહુ શક્ય નથી.

(૯) વળી ઠેરઠેર ઘાસકચરુ લાવી ધુમાડો કરી તથા ભડકા કરી ખેતરમાં હિમ પડવાની મુદત દરમિયાન **ગરમી આપવાથી ફાયદો થશે** એ પણ જાણીતું છે; પણ મોટા પાયા પર આમ બની શકે તેમ નથી છતાં તે દિશામાં પ્રયત્ન અવશ્ય કરવો.

(૧૦) રશિયામાં આવેલા ઓડાસાની વનસ્પતિશાસ્ત્રીય ઉછેર સંસ્થાના કાર્યકર્તાઓ (ખાસ કરીને લીસેન્કો)એ **બીજપ્રસ્ફુરણ ક્રિયા** (રશિયન ભાષામાં 'મારોબાઈઝેશન') બી ફૂટવા પહેલાં આવેલી ક્રિયા, જેની વ્યાખ્યા એમણે '**કોઠારમાં કરવામાં આવેલી વાવણી**' એવી આપી છે અને જેને અંગ્રેજીમાં '**બરનેલાઇઝેશન**' કહેવામાં આવે છે તે વડે બી જે બાબતમાં પહેલાં અમુક વખત સુધી અમુક જુદીજુદી ગરમી કે ઠંડીમાં રાખીને તે બીમાંથી થતા પાકની વધ એટલે ઊગે ત્યારથી તે પાકતા સુધીની મુદત ટૂંકી કરી શક્યા છે. આ પ્રમાણ તથા પ્રયોગ કરવાની રીત, જુદાજુદા પાક, આબોહવા વગેરે પરિસ્થિતિ પર અવલંબે છે. રશિયન કાર્યકર્તાઓને ઘઉંમાં યશ મળ્યો છે, વળી ઇંગ્લાંડ તથા હોલૅન્ડ જેવા કેટલાક પ્રદેશમા ફૂલઝાડ મોડાં તૈયાર થઈ નાતાલ પછી ફૂલ આવતાં તે માટે પણ આવી કાંઇક માવજત વડે બીજની સ્ફુરણશક્તિ આગળથી ઉત્તેજિત કરી તે ફૂલઝાડોને ફૂલ વહેલાં આવે તેવાં કર્યાં છે અને તેથી નાતાલમાં જોઈએ તેટલાં ફૂલો પૂરતા પ્રમાણમાં લોકોને મળી શકે છે ઉપર પ્રમાણેના પ્રયોગો અહીં કપાસ, તમાકુ વગેરે તૂલી માટે થશે અને યશ પ્રાપ્ત થશે તો ખેડૂતોને હિમથી રાહત મળી શકશે અને બહુ મોટો ફાયદો થશે. "**કપાસની શાસ્ત્રીય ઉછેર**[૩]" અને આ "**બીજપ્રસ્ફુરણ ક્રિયા**[૩]" આ બેના સંયોગથી તો રશિયામાં આશ્ચર્યકારક પરિણામ આવ્યું છે. આ પ્રયોગમાં બે કપાસની મોડાં ફૂલ આવતી જાતોના બીજને ઉપર જણાવેલી '**મારોબાઇઝેશન**'ની ક્રિયા કરી જે છોડો તૈયાર થયા તે બે વચ્ચે "**સંકરની ક્રિયા**'[૩] કરવાથી જે વર્ણસંકર છોડ[૩] તૈયાર થયો તે છોડને બન્ને 'માતૃપિતૃછોડ' કરતાં વહેલાં ફૂલ આવી જીંડવાં બેઠાં. આ પરિણામો જોતાં આ જાતના પ્રયોગો થવાની અહીં જરૂર છે અને કોઈક સ્થળે શરૂ થયાનું સંભળાય છે. *

* હવે પછી પ્રસિદ્ધ થનાર 'કપાસ' ભાગ. ૧: કપાસની ઉત્પત્ત અને તે વધારવાની રીત— એ પુસ્તકનું એક પ્રકરણ.

# મહત્ત્વાકાંક્ષા

'પ્રબોધ'

" નહિ ચલાવીશ નાવિક નાવને,
ત્યજીશ હો! નહિ સાગરપાળને
ગગન ને જળ ઉન્મત જોરમાં,
નહિ ઝુકાવીશ યૌવનતોરમાં.

" ગગનમાં ગગડાટ મચી રહ્યો,
ગભીર નાદ સમુદ્ર કરી રહ્યો,
પવન આ જળપંખીની પાંખમાં
અવનવા ફફડાટ ભરી રહ્યો.

" નિરખ માં જરી એ દિશ તું પથી!
નહિ શકાય અહીં અટકી પછી.
ઊછળતું તુજ યૌવન, હાર્દની—
સરી જશે, પ્રિય! આર્દ્રવતા બધી.

" નહિ વિટાળીશ ઉન્મત્ત નીરને,
અનુભવીશ ન તીર-સમીરને,
ક્ષિતિજમાં અનિમેષ ન દે દગો,
નહિ ઉપાડીશ આગળ આ પગો.

ગહન, દુર્ગમ આ પથ ખેડવા,
તુજ સુરેખ કરો તરસ્યા હશેઃ
ઊછળતી, નવ, નિર્દમ, જિંદગી—
મહીં અનેક તુફાન ભર્યાં હશે.

પણ વિલોક જરા મુખ ફેરવી,
ક્ષિતિજમાં નમતો સરતો રવિ,
પળ પછી તિમિરાન્તરમાં થશે
સકળ વિશ્વ વિલીન. . . .

" વિનવતાં તુજને દગ આ હજીઃ

નહિ હજી ભરતી ભરયૌવને
જીવનનાં જળ આથડતાં મચ્યાં,
નહિ વિલોલન ડોલનતા ઘટયાં.

" નહિ હજી નવનિર્મિત જિંદગી
સમયના પડથી પલટી ગઈ;
ઊઘડતી પવને પવને કળી
નહિ હજી વિકસી વિખરી ગઈ.

" નહિ સુવાસ જરાય હજી શમી,
નહિ વિરામી ગઈ પણ મુગ્ધતા,
રસ પરાગ પળેપળ અર્પતી
હૃદયની ગઈ લેશ ન મૂર્છના.

" તુજ, છતાં, નયને નિરખી રહી
કંઈ અચાનક આજ વિપિદ્ધતા;
તલસતું તુજ અન્તર જોઉં હું
વરી જવા જગ જન્મિત સિદ્ધતા.

" નહિ નહિ પ્રિય! હું નહિ વારતી.

ફરકતા તુજ કેશ સમારતી
જલધિના તટ ઉપર એકલાં
કદીક ભવ્ય લલાટ નિહાળતી.

" નિરખતી વિધિઅંકિત આ કૃતિ,

મુંઝવતી ઉરને તુજ આંખડી
ક્ષિતિજ સિન્ધુ તરંગ વિલોકતી.
*
ઉર મહીં તુજને દૂર કલ્પતી.

તટ પરે ધરી નાવિક નાવને
દઈ કરે કર નાવ મહીં ગયો;
ઉછળતા ઉદધિ પર જિંદગી—
ઝળકતી કરવા નીકળી પડ્યો.

"નહિ શમાવી શકું તુજને ઉરે,
નહિ વિચારી શકું તુજ ભવ્યતા
સકળ જીવન અર્પિત હો ભલે
તદપિ તું નહિ પામીશ પૂર્ણતા.

"અલ્પ આ સમયનો સમાગમ;
ઝંખશે હૃદય રોજ એ દશા.
ઉજ્વલિત, જગમાં પ્રકાશજે
રાખજે સ્મરણમાં મને છતાં."

"જલધના જલના સહુ શીકરે
તુજ સુકીર્તિત પંથ દીસે પડ્યા;
પળ હવે ન વિલંબ થવો ઘટે
અમર દીપક આ ગગને ચડ્યા."

જલધિના જળમાં પડઘા પડ્યા,
સ્વર શમી શમી આખર આથમ્યા.
નીરવ તારક તેજ ઉરે ગૂંથી
ભરતીનાં જળ ઓટ બની ગયાં.

# રાત્રિ-સંગીત

શંકર જે. ભટ્ટ.

તિમિર ગાઢું પ્રસર્યું હતું ને
અગાશીમાં એકલ હું સૂતો'તો;
પોઢ્યો સુંવાળી નિંદ ગોદમાંહે
કેં રમ્ય સ્વપ્નો નિરખી રહ્યો'તો.

વીણાના મિષ્ટ ઝંકારો ગૂંજતા મમ કર્ણમાં
તંદ્રાવસ્થા મહીં ઊડે ઊડે હું નિરખી રહ્યો.

વિભાવરી કૃષ્ણ દુકૂલ ઓઢી,
ઉછંગમાં તારલિયા લઈને
ગાતી હતી હાલરડું રૂપાળું.
ધરેલ એના શુભ હસ્તમાંહીં
વીણા તણા તાર ઝીણા મહીંથી
સરોદ આછા પ્રસરી રહ્યા'તા;
ઝંકાર ઝીલી લઈ માતરિશ્વા
દશે દિશામાં પથરાવતો હતો.

હસી રહ્યા'તા નભ તારલા મીઠું
પડ્યા પડ્યા માતની ગોદમાંહે.
ખીલ્યાં હતાં આંગણિયે, ઊગેલાં
ફૂલો સુંવાળાં, મૃદુ પારિજાતનાં.

અંધારનાં ગાઢ પડોયને એ
સુવાસ ફોરી મહેકાવતા'તા.
કો કૂજતા કોકિલ મત્ત કેરો
અંધારના અંતરથી ગળાઈ,

ગળાઈ, મીઠો સૂર આવતો હતો
ઝીણી ઝીણી બાજતી નર્તિકાની
સુવર્ણનાં ઝાંઝર કેરી ઘૂઘરી
સમા સુરોથી તમરાં કરતાં
સુરમ્ય સંગીત ભરેલ નૃત્ય.
નિહાળી રાત્રિ તણી રમ્યતાને,
થૈ મત્ત આનંદ મહીં ઊલૂક
ઉઘાડીને તેજ ભરેલ ચક્ષુ,
પ્રફુલ્લ થૈ ઘૂઘવતું અનેરું.
અંધાર ચીરી નિજતીણી ચીસથી
ગુંજાવતી અંતર તંતુ ચીબરી.
પ્રકૃતિના તત્ત્વ બધાંય ભેગાં
થઈ, વીણામાં સુર મેળવી રહ્યાં.
વીણાતણો સૂર ધીરે, ધીરે, ધીરે
ઊંચે ચડ્યો, વાદ્ય અધિક બાજિયાં:
થતું ગયું સુસ્વરનું કૂંડાળું
અધિક ગાઢું, મહીં હું પુરાયો.

અને સંગીતની સાથે બાજતાં ઉર બીન યે
વિવશેન્દ્રિય એવો હું, ઊંઘ્યો ક્યારે, ન જાણતો.

# ખરું ઉત્તરાયણ ક્યારે ?

**૨૨ મી ડિસેંબરે કે ૧૪ મી જાન્યુઆરીએ ? દોઢ હજાર વર્ષમાં એકઠી થયેલી ૨૩ દિવસની ભૂલ તેથી અયનોમાં અને ઋતુઓમાં આવતો ૨૩ દિવસનો ફેરફ.**

[ લેખક : હરિહર ભટ્ટ; યોજક, 'પ્રત્યક્ષ પંચાંગ'; સભ્ય, ગુજરાત પંચાંગ સંશોધન મંડળ; કાર્યવાહક, ગુજરાત પ્રાંત, અખિલ ભારતવર્ષીય પંચાંગ શોધન મહાપરિષદ્, ઇન્દોર, ઇ૦ અને કૃષ્ણરામ વ્હા. ભટ્ટ. સભ્ય, ગુ. પં સં. મં. ઇ૦ ]

(૧) ગુજરાતમાં સૌથી વધારે પ્રમાણમાં વપરાતા ગ્રહલાઘવીય પંચાંગોમાં ઉત્તરાયણ દર વર્ષે ૧૪મી જાન્યુઆરીએ આપવામાં આવે છે, પણ 'પ્રત્યક્ષ પચાંગ,' મહેન્દ્ર જૈન પચાંગ, તિલક પચાંગ, કેતકી પંચાંગ, બાપૂદેવ પંચાંગ, વગેરેમાં ઉત્તરાયણ ૨૨ મી ડિસેંબરે આપવામાં આવે છે, તો આ બેમાથી ખરો દિવસ કયો તે તપાસવાનો આ લેખનો હેતુ છે.

(૨) ડિસેંબરના આરંભથી જો આપણે સૂર્યોદય અને સૂર્યાસ્તને પ્રત્યક્ષ જોઈને તે વખતે ઘડિયાળમાં કેટલા વાગ્યા છે તે નોંધી રાખીએ, તો આપણને માલૂમ પડશે કે ૨૨ મી ડિસેંબર સુધી દિવસ ઘટતો જાય છે અને રાત વધતી જાય છે. પણ ત્યારપછી દિવસ વધતો જાય છે અને રાત ઘટતી જાય છે.

(૩) વળી ઉપલા પ્રયોગમાં સૂર્ય ક્ષિતિજ ઉપર કયે સ્થળે ઊગે આથમે છે, તે દૂરની ટેકરી, ઝાડ, વગેરે નિશાનીઓથી જોતા જઈએ તો આપણને માલૂમ પડશે કે ૨૨ મી ડિસેંબર સુધી સૂર્ય દક્ષિણ તરફ જતો જાય છે, પણ ત્યારપછી તે ઉત્તર તરફ જવા માંડે છે.

(૪) વધારે નવાઈની વાત તો એ છે કે ગ્રહલાઘવીય પંચાંગો ઉત્તરાયણ ૧૪ મી જાન્યુઆરીએ લખતાં છતાં તેજ પંચાંગોમાં લખેલું દિનમાન ૨૨ મી ડિસેંબર સુધી ઘટતુ જાય છે અને ત્યારપછી વધતું જાય છે. આમ દિનમાન ૨૨ મી ડિસેંબરથી વધે અને ઉત્તરાયણ ૧૪ મી જાન્યુઆરીએ લખાય, આવાં પરસ્પરવિરોધી લખાણો આ પંચાંગોમાં માલૂમ પડે છે.

(૫) આમ આપણાં ઉત્તરાયણ અને દક્ષિણાયનમાં ૨૩ દિવસની ભૂલ પેસી ગઈ છે. વસંત, ગ્રીષ્મ, વર્ષા વગેરે ઋતુંઓ અયનોની સાથે જોડાયેલી હોવાથી તેમાં પણ તેટલી જ ભૂલ આવે છે.

(૬) આમ શાથી બનવા પામ્યું? આપણાં ગ્રહલાઘવીય પંચાંગો અયનથી અયન સુધીના વર્ષનું માપ ઈ. સ. ૫૦૦ની લગભગમાં બનેલા સૂર્યસિદ્ધાંતમાં આપેલા વર્ષમાન પ્રમાણે લે છે. આ વર્ષમાન અયનથી અયન સુધીના સૂક્ષ્મ માપ કરતાં લગભગ ૧ ઘડી મોટું છે, તેથી ઇ. સ. ૫૦૦ થી આજ સુધીમાં વીતેલાં લગભગ ૧૪૦૦ વર્ષમાં વાર્ષિક ૧ ઘડીની ભૂલ એકઠી થઈને આજે લગભગ ૨૩ દિવસ જેટલી થઈ છે.

(૭) છેલ્લાં ૧૦ વર્ષથી જ્યારે જ્યારે ઉત્તરાયણ આવે છે, ત્યારે ત્યારે ઉપલી વાત અમે લોકોના અને પચાંગકારોના કાન ઉપર નાખીએ છીએ. અમારી આ વાત ખોટી છે એમ હજુ સુધી કોઈએ જાહેરમાં કે ખાનગીમાં અમને કહ્યું નથી. તો પછી ઉત્તરાયણ તા. ૧૪ મી જાન્યુઆરીએ લખવાને બદલે તા. ૨૨ મી ડિસેંબરે લખવામાં ગ્રહલાઘવીય પચાંગકારોને શી મુશ્કેલી છે તે ખરેખર અમારા સમજવામાં આવતું નથી. અમે હજુ પણ આશા રાખીએ છીએ કે આપણા ગ્રહલાઘવીય પંચાંગકારો આવતા વર્ષથી આવડી મોટી અને આટલી દેખીતી ભૂલ તો જરૂર સુધારી લેશે અને ઉત્તરાયણને તેને ખરે દિવસે એટલે તા. ૨૨મી ડિસેંબરે જ લખશે.

# ચર્ચાપત્ર

શ્રી. તંત્રી,

"પ્રસ્થાન"

અમદાવાદ

વિ. કાર્તિક માસના 'પ્રસ્થાન'ના અંકમાં મારા લેખમાં એક નીચેનું વાક્ય આવે છેઃ "પણ 'જગત મિથ્યા'ના આ પાંડિત્યનો આપણા દેશમાં ભળતા જ રૂપમાં વિકાસ થયો છે." અહીં મેં 'ભળતા' નહિ પણ 'ભલતા' શબ્દ લખ્યો હતો, પણ આપના પ્રૂફ-રીડરે એને જોડણીની ભૂલ ધારીને સુધાર્યો લાગે છે. 'ભલતા'ના અર્થમાં 'ભળતા' શબ્દ લખાતો મેં ઘણીવાર જોયો છે. મારા નમ્ર મત પ્રમાણે 'ભલતું' શબ્દ એ 'ભળતું' શબ્દથી સાવ જુદો જ છે, અને એ જે અર્થમાં વપરાય છે તેને ભળવાની ક્રિયા સાથે કશો સંબંધ નથી. "આ ભળતી જ ક્રિયા છે' એનો અર્થ તો વાસ્તવિક રીતે એવો થાય કે બીજી કોઈ વસ્તુ સાથે એ ક્રિયા બંધબેસતી જ છે. પણ ઉપલા વાક્યમાં તો એનો અર્થ વિસંગતિ બતાવનારો છે. 'આ ભલતી જ ક્રિયા છે' એટલે વિસંગત ક્રિયા છે. આમ બે વાક્યોના અર્થ જુદા જ છે.

'ભલતો' શબ્દ મરાઠીમાં પણ વપરાય છે, અને હું માનું છું કે એ ગૂજરાતીમાં છેલ્લાં થોડાં વર્ષમાં મરાઠીમાંથી પ્રચારમાં આવ્યો છે. એ કૃદન્ત રૂપ નથી, પણ 'ભલું તે' (મરાઠીમાં 'भलं तें')નું ટૂંકું રૂપ છે. એવો જ બીજો શબ્દ 'આયતો' છે. એ પણ મરાઠીમાંથી પ્રચારમાં આવ્યો છે. એ 'આવ્યું તે'નું ટૂંકું રૂપ છે. 'ભલતી ક્રિયા' એટલે 'જેવી હોય તેવી ક્રિયા;' 'આયતી વસ્તુ' એટલે 'જે આવી તે વસ્તુ' અર્થાત્ 'તૈયાર.'

'ભલતા'માં કટાક્ષ રહેલો છે. જે થયું તે ભલું માની લેવું પડે એ 'ભલતું'. હકીકતમાં એ ભલું નહિ. અથવા, 'ભલતું જ કર્મ' એટલે કરનારને ભલું લાગ્યું તેવું, કહેનારને ભલું લાગ્યું તેવું નહિ. કોઈક ઠેકાણે એને માટે 'ફાવે તે' અથવા 'ગમે તે' પર્યાયવાચક પ્રયોગો થઈ શકે.

આશા છે કે 'ભળતું' અને 'ભલતું' વચ્ચેનો ભેદ ધ્યાનમાં લેવાશે.

લિ. સેવક,

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# અખિલભારતવર્ષીય પંચાંગશોધન મહાપરિષદ્, ઇંદોર

હરિહર ભટ્ટ, કાર્યવાહક, ગુજરાત પ્રાંત, અ. ભા. પં. શો. મ. પ.

ઇંદોરમાં પં. માલવીયાજીના પ્રમુખપણા નીચે નવેંબર તા. ૧૦ થી ૧૪ સુધીમાં ઉપલી પરિષદ ભરવામાં આવી હતી. તેમાં હિંદુસ્તાનના જુદાજુદા પ્રાંતોના લગભગ ૨૦૦ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. ગુજરાતમાંથી અમદાવાદ, વડોદરા, સૂરત વગેરેના ૧૫-૨૦ પ્રતિનિધિઓ હતા. તેમાં થયેલા ઠરાવ નીચે આપ્યા છે. બાકીના વિવાદગ્રસ્ત પ્રશ્નો પર અભિપ્રાય આપવા ૪૧ સભ્યોનું એક ન્યાયમંડળ બનાવવામાં આવ્યું છે, તેમાં ગુજરાતમાંથી શ્રી ગિરિજાશંકર જોષી અને હું એમ બે જણ છીએ. પરિષદના ઠરાવો માટે તથા આગળની પ્રગતિ માટે પ્રચારકાર્ય કરવા એક કાર્યવાહક સમિતિ બનાવવામાં આવી છે, તેમાં ગુજરાત માટે મને લેવામાં આવ્યો છે.

નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા:—

(૧) વર્ષમાન નાક્ષત્રસૌર સૂર્યસિદ્ધાંતોક્ત લેવું. પ્રત્યક્ષ વેધથી તેમાં ફરક માલૂમ પડે તો તેમાં તેટલો બીજ સંસ્કાર દૃશ્ય કૃત્ય માટે આપવો. (બહુમતે પસાર)

(૨) અયનગતિ વાસ્તવિક વેધસિદ્ધ લેવી. (સર્વાનુમતે)

(૩) રાશિચક્રનું આરંભસ્થાન સૂર્યસિદ્ધાન્તોક્ત લેવું. (સર્વાનુમતે)

(૪) અયનાંશ વાસ્તવિક વેધસિદ્ધ લેવા. (સર્વાનુમતે)

(૫) પંચાંગમાં સાયન રાશિઓ પણ આપવી. (સર્વાનુમતે)

આ ઉપરાંત એક વેધશાળા સ્થાપવાનો, કાર્યવાહક સમિતિનું કાર્યાલય કાશીમાં હિંદુ વિશ્વવિદ્યાલયમાં રાખવાનો, તથા આભારપ્રદર્શન વગેરેના સામાન્ય ઠરાવો સર્વાનુમતે થયા હતા. ઉપલા ઠરાવો વિષેની સમજૂતી તથા પરિષદની વિશેષ વિગતો હવે પછી.



## (૧) સ્વર્ગસ્થ દેવધર

**સ્વર્ગસ્થ** દેવધર' જીવનપર્યંત રાજકીય ચળવળથી નિરાળા રહ્યા હતા. સમાજસેવા જ એમનો મુખ્ય સિદ્ધાંત હતો. ગરીબ, અનાથ અને કચરાયેલા મનુષ્યોના ઉદ્ધાર માટે જ તે મથતા. એ કાર્ય માટે દેશભરમાં શાંતિ ને સ્વસ્થતાની જરૂર રહે છે. એટલે દેશને ડહોળી નાખનાર રાજકીય ચળવળો એમને ગમતી નહિ. સાચા કાર્યકર્તા પેઠે શરૂઆતથી જ તેમણે પોતાની પ્રવૃત્તિઓ પોતાના જ વર્તુલમા ટુંકાવી હતી એ રીતે જ ગણતરીમાં આવી શકે એવું કાંઈ કાર્ય થઈ શકે એવી તેમની માન્યતા હતી પરિસ્થિતિ પર કાબુ મેળવવા માટે છીછરા પાણીને રોકવા જેમ બંધ બાંધવા પડે છે, તેમ મનુષ્યે પણ પોતાનું વર્તુલ નક્કી કરી નાખવું જોઈએ. જાહેર જીવનમા કાર્યવહેંચણીનો સિદ્ધાંત તેઓએ બરાબર અપનાવી લીધો હતો. એમણે પોતાના સાથીદારોને રાજકીય ક્ષેત્રમા જવા દીધા ને પોતે સામાજિક ક્ષેત્રમા જ કામ કરી છૂટવાનો સંતોષ માન્યો, પરિણામે તેમણે સારામાં સારુ કામ કરી બતાવ્યુ પણ ખરુ. સામાજિક કાર્યકર્તાઓમાં તેમનું સ્થાન અનેરુ છે. કદાચ એમની કક્ષાએ અન્ય કોઈ પહોંચી શક્યુ નહિ હોય. સહકારી કામકાજમાં કે જલપ્રલય, દુષ્કાળ કે એવી કોઈ આકસ્મિક આપત્તિઓમા, અને મહિલાઓના ઉદ્ધારની દરેક પ્રવૃત્તિમાં શ્રી દેવધર અગત્યનો ભાગ ભજવતા. દેશભરમાં એમના કાર્યની કદર થતી ને દરેક પ્રસંગે તેમની સેવાઓનો લાભ ઉઠાવવામાં આવતો. ત્રાવણકોર ને કોચીન રાજ્યની સહકારી સમિતિના પ્રમુખ તરીકેની કામગિરિ તેમને સોંપવામાં આવી હતી અને એમણે તૈયાર કરેલા હેવાલો ઘણા જ અમૂલ્ય નીવડ્યા છે.

સ્વર્ગસ્થ દેવધર પ્રાચીનકાળના સંન્યાસી જેવા હતા. ઈ. સ. ૧૯૦૭ની સાલ પહેલાં તેઓ ધ્યાનસ્થ ને એકાંતવાસી બની ગયા હતા એમનું કુટુંબ બહોળું હતું, છતાં બેકારોને કામ અપાવવામાં, ગરીબોને રાહત આપવામાં ને બીજાં કાર્યોમાં એવા તો મશગૂલ બની જતા કે તેમના કુટુંબીઓને જાતે જ પોતાનું ગાડું ગબડાવી લેવુ પડતુ. તેઓ અજબ ઉત્સાહ ધરાવતા, તેમની શારીરિક સંપત્તિ પણ સરસ હતી. કુદરતી હાજતોની સામે થવા જેટલી એમનામાં શક્તિ છે એવી ભૂલભરી માન્યતાએ તેમનામાં ઘર કર્યું હતું ને તેથી જ તેમણે ગજા ઉપરાંત કામ કરવા માંડેલું, ચોમેરથી જવાબદારીઓ વહોરેલી, ને દિનપ્રતિદિન એમની જંજાળો વધતી જ ગયેલી. ચડી ગયેલું કામ પૂરુ કરવા તે અખંડ રાત્રિના ઉજાગરા પણ કરતા જાતે બેસતા ને કારકુનોને પણ બેસાડતા. દર અર્ધા કલાકે કડકમાં કડક ચા પીતા ને પાતા. એમના મંત્રીઓથી એ પ્રમાણે કામ થતું નહિ. કેટલાક અધવચ્ચે કાયર પણ થઈ જતા. પરંતુ એમનું જીવન તો એકધારું વહે જ જતું.

તેઓ આનંદી અને માયાળુ હતા. તેમનું સદાય હસતું વદન સ્થળેસ્થળે મૈત્રી જમાવતું ને નભાવતું, એમને ગુસ્સે થયેલા ભાગ્યે જ કોઈએ દીઠા હશે. તે સહન કરતા ને ક્ષમા કરતા. એમને એક પણ દુશ્મન નહોતો. કોઈના એ પણ દુશ્મન નહોતા. એમના જેવો સાધુપુરુષ શોધવો મુશ્કેલ હતું. સ્ત્રીઓ એમનામાં ખાસ વિશ્વાસ રાખતી પૂનામાં એમણે સ્થાપેલું સેવાસદન આજે દેશભરમાં શાખાઓ નિભાવી રહ્યું છે. મુંબઈ ઇલાકામાં તો ખાસ, આવી સંસ્થાઓમાં દરેક કોમની વિધવાઓને આશ્રય મળ્યો છે. તેમને ખાસ કરીને નર્સિંગ શીખવા ઉત્તેજન આપવામાં આવે છે. ઊંચ કોમની સ્ત્રીઓને પણ આમ આશ્રય મળ્યો છે. પરિણામે, આવી સંસ્થાઓને યથાશક્તિ ટેકો કરવાનો તેમનો જીવનમંત્ર થઈ પડ્યો છે. સ્વર્ગસ્થ દેવધરે પોતાની આત્મભોગની ભાવના આમ અનેક દિલોમાં ઉતારી છે.

આથી સ્વર્ગસ્થ દેવધરને તપસ્વી જેવા ધીર ગંભીર કલ્પી લેવાની ભૂલ ન કરવી જોઈએ. તે એક આનંદી જીવડો હતો. દરેક ઉત્સવમાં એમને ભાવભીનું સ્વાગત દેવામાં આવતું. ખોટી શરમ કે સભાક્ષોભ તેમનામાં હતો જ નહિ. એમનો સ્વભાવ એટલો તો માયાળુ ને ઉલ્લાસભર્યો હતો કે રાતના ઘણું મોડું જમ્યા હોય તોય કલાક બેકલાક હાસ્યવિનોદ કરવામાં તે કદી પણ આનાકાની કરતા નહિ. તેઓ વાતો કહેતા, હસતા, મજાક કરતા, ગાતા ને શ્લોકો લલકારતા. ગાવા માટે એમને કદીએ આગ્રહ કરવો પડતો નહિ.

સ્વર્ગસ્થ દેવધરના અવસાનથી સોસાયટીએ પોતાનો મહાન કાર્યકર્તા ગુમાવ્યો છે એટલું જ નહિ, પણ સમાજસેવાના ક્ષેત્રમાં એમનું સ્થાન પુરાતું પણ દુષ્કર થશે. સોસાયટીના દરેક સભ્યને એમને માટે પુષ્કળ માન હતું ને તેને પરિણામે જ પ્રાપ્ત કરેલું એનું પ્રમુખપદ તેમણે આમરણાંત શોભાવ્યું હતું. જે જે સ્થળે એ ગયા છે તે તે દરેક ગામનાં નાનામોટાં સૌ એમને યાદ કરે છે. તેઓ ગીતાના ખાસ અભ્યાસી હતા ને ગીતા શીખવવામાં તેમને અજબ રસ પડતો. સોસાયટીના સભ્ય થયા તે પહેલાં તેમણે ફર્ગ્યુસન કૉલેજના સિદ્ધાંતોના ધોરણે મુંબઈમાં ગીરગામ લત્તામાં એક શાળા ચલાવી હતી. એ આર્યપાઠશાળાના તે આત્મા હતા. ચાર વર્ષ સુધી તેમણે પોતાના આત્માનું હીર રેડ્યું હતું. તેમને વધારેની જરૂર હોવા છતાં તેઓ માત્ર માસિક રૂ ૫૦ પચાસથી વધુ વેતન લેતા નહિ. એમની રગેરગમાં આત્મભોગનું રક્ત વહેતું. માત્ર સોસાયટીના ઇતિહાસમાં જ નહિ પરંતુ હિંદના ખૂણેખૂણામાં એમનું નામ ચિરકાળ કાયમ રહેશે.*

રમણીકલાલ દલાલ

## (૨) યુદ્ધ ન જોઈએ

એક જ ભૂલ થતાં બીજા જગતયુદ્ધનાં મંડાણ થતાં વાર લાગે તેમ નથી. અત્યારની પરિસ્થિતિ નિવારવાનો સાચો ઉપાય યુદ્ધ નથી. યુદ્ધે તો અપરાધ દ્વિગુણિત જ થવાનો. સદ્ભાવ, સત્ય, સૌંદર્ય ને દરેક પ્રકારની પવિત્રતા જેના પર વિચારશીલ જગતને આધાર રાખ્યા વિના છૂટકો નથી તેનો યુદ્ધ વિનાશ કરે છે. અર્વાચીન યુદ્ધપદ્ધતિ તો સંસ્કૃતિની રચના જ સમૂળી ઉથલાવી નાંખે તેમ છે. એટલે જગતની જંજાળો દેવાનો ઉપાય બીજે જ શોધવો

જોઈએ. ઉપાય વિચારતાં પહેલાં આપણે રોગનું જ મૂળ તપાસીએ.

ઈટલી—એબીસિનિયાના ઝઘડાને સાચી રીતે પારખવાની જરૂર છે. ઈટલીના એબીસિનિયામાંના આક્રમણે સંસ્કૃતિમય જગતને કંપાવી નાંખ્યું છે. પરતુ ઈટલી એકલું એ રાહ પર નથી. હિંદના વાયવ્ય ખૂણાના સરહદના પ્રાંતોની કેટલીક જાતો પર બ્રિટન પણ બોમ્બ વરસાવી રહ્યું હતું ને તે પણ હિંદની ધારાસભાએ એ કૃત્ય વખોડી કાઢેલુ હોવા છતાં. એમાં કોઈએ વાંધો ઉઠાવ્યો નહોતો, એટલે બ્રિટન જેવી સામ્રાજ્યવાદી સત્તાઓના સિદ્ધાંતો ને વ્યવહારોને અનુસરીને જ ઈટલી આગળ વધે છે એટલું તો કબૂલ કરવું જ પડશે. સામ્રાજ્યવાદ પરવારી ગયો છે એમ સર સેમ્યુઅલ હોર જીનિવામા બોલ્યા હતા, પરંતુ પશ્ચાત્તાપ દાખવતા કૃત્યોના ટેકા વિના એ વચનો નકામાં જ છે. એમ ન થાય ત્યાં સુધી ઈટલી સામ્રાજ્યવાદી સત્તાઓનો ન્યાયાસન પર બેસવાનો હક્ક નહિ જ સ્વીકારે.

એબીસિનિયાના ઝઘડામા સામ્રાજ્યવાદનો આખોય પ્રશ્ન ગૂંચવાશે છે. એટલે મહાન સામ્રાજ્યવાદી સત્તાઓની નીતિમાં અગત્યના ફેરફારો કરવામાં નહિ આવે તો સસ્કૃતિને જડમૂળથી ઉખાડી નાંખે એવા હત્યાકાંડો મંડાશે. ઈટલીનો સામ્રાજ્યવાદ ગુનો ગણાતો હોય, તો તમામ સામ્રાજ્યવાદીઓ ગુનેગાર છે ઈટલીના કૃત્યથી ભડકી ઊઠનાર બ્રિટિશ સરકારે, મુસોલિનીની મહત્ત્વાકાક્ષા આફ્રિકા ને પૂર્વનાં બ્રિટિશ સામ્રાજ્યવાદી હિતોને ભયમાં મૂકશે એવી ખાતરી થયા પછી જ, માત્ર થોડા દિવસ ઉપર જ રાષ્ટ્રસંઘની પડખે ઊભા રહેવાનો નિર્ણય કર્યો તે પણ સૂચક છે. ચાર વર્ષથી રાષ્ટ્રીય સરકાર સત્તા પર આવી ત્યારથી દરેક આંતરરાષ્ટ્રીય પ્રશ્ન પર તે રાષ્ટ્રસંઘની વિરુદ્ધ પડતી. સર સેમ્યુઅલ હોર જીનિવામા ભલે ઘોષણા કરે કે બ્રિટન સર્વદા રાષ્ટ્રસઘને વફાદાર જ રહ્યું છે, પરંતુ એ વચનોને તેમનાં કૃત્યો બિલકુલ ટેકો આપતાં નથી એટલે બીજાં રાષ્ટ્રો બ્રિટિશ સરકારની સહૃદયતામાં શકા કરે તો કશુ જ નવાઈ જેવુ નથી. રાષ્ટ્રસંઘમાં એકતા છે એવું માનવા સાચી પરિસ્થિતિ તરફ આંખો જ બંધ કરી દેવી પડે.

ઈટલી આજે કરી રહ્યું છે તે જર્મની ને જાપાન કાલે કરે પણ ખરાં. સામ્રાજ્યવાદનું નવું મોજું જગત પર પસાર થઈ રહ્યું છે. નાનાં રાષ્ટ્રો તેથી ભડકી ઊઠ્યાં છે. કોઈને ય પોતાની સલામતીની ખાતરી પડતી નથી આ સામ્રાજ્યવાદી સાહસોની પછીતે એક જરી ગયેલી આર્થિક યોજના પ્રેરણા દઈ રહી છે. વિપુલતાની વચ્ચે મનુષ્યો નાશ પામે છે ને સંસ્કૃતિ વેડફાય છે. આ પરિસ્થિતિ લાવનાર રાજકીય અને ઔદ્યોગિક આગેવાનોને ભૂખમરો વેઠતાં ટોળાંઓનો રોષ સરમુખત્યારી વધાવવા પ્રેરે છે ને સરમુખત્યારો સામ્રાજ્યવાદ ને સંગ્રામ અપનાવે છે. અત્યાર સુધી પ્રત્યાઘાતી સરમુખત્યારીથી કામદાર વર્ગની દશા બગડતી ગઈ છે એટલે સરમુખત્યારો નિરાશામાં સામ્રાજ્યવાદ તરફ છેવટની મીટ માંડે છે. મુસોલિની એવી જ નિરાશાનો નમૂનો છે. પરતુ એમના પ્રશ્નનું નિરાકરણ સામ્રાજ્યવાદથી નથી થવાનું એ બીનાથી તેઓ સાવ અજાણ્યા છે. વિજયના મૂલ્ય પરિણામ પૂરાં નહિ પાડી શકે. યુદ્ધથી તો જીવનમાં, ગરીબીમાં, વગેરેમાં એવો તો પ્રત્યાઘાત અનુભવાશે કે તેમનાં તખ્તોય ક્યાં ઊથલી પડશે તેની ખબર નહિ પડે

તો ઈટલીનું આક્રમણ અવરોધવા શું કરવું? રાષ્ટ્રસંઘ શું કરી શકે? છ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાથી જર્મની, જાપાન ને અમેરિકા જેવાં ત્રણ મહારાજ્યો તો રાષ્ટ્રસંઘની બહાર છે.

ઈટલી પણ હવે તો બહાર જ ગણાય રહ્યાં બે ફ્રાન્સ ને બ્રિટન. રાષ્ટ્રસંઘની નીતિ પર તેમનો કાંઈક કાબુ ખરો પરંતુ અસંતોષી સત્તાઓ તેમની સામે પડી છે ને વધારે પ્રદેશો પર હકૂમત માગે છે વળી જર્મનીને ડારવા ફ્રાન્સે ઈટલી સાથે મજબૂત કરેલી છે એટલે જો રાષ્ટ્રસંઘના નિર્ણયો તે બરાબર અમલમાં મૂકે તો એક મિત્રરાજ્ય તો ગુમાવે પણ કદાચ ઑસ્ટ્રિયાને ગળી જવાની જર્મનીને તક પણ આપે તેથી જ ફ્રાન્સ જીનિવામાં આનાકાની કરે છે

આ પરિસ્થિતિમાં રાષ્ટ્રસંઘને સર્વાંગસંપૂર્ણ લેખી શકાય જ નહિ અસ્તિત્વ નથી એવી શક્તિઓ તે ધરાવે છે એમ કહેવું તે તેને કલંકિત કરવા જેવું છે અધૂરો રાષ્ટ્રસંઘ પણ આખા રાષ્ટ્રસંઘ તરીકે કામ કરી શકે તેમ નથી ઈસ્વી સન ૧૯૧૪ની બળિયાના બે ભાગવાળી દશાએ આપણે પાછા પડ્યા છીએ તે સ્પષ્ટ થાય છે એથી જ હથિયારબંધી પરિષદ પડી ભાંગી, હથિયાર સજવાની નવી રીતો અસ્તિત્વમાં આવી, ને નવા જગત-યુદ્ધના પણ ભણકારા સંભળાયા. એટલે સત્તાની સમતુલા જાળવવા રાષ્ટ્રસંઘ તો એક સાધન છે એટલું સ્પષ્ટ થયું વળી અન્યાયના પાયા પર રચાયેલા ને વર્ગીય કે કોમી સત્તા પર ઝઝૂમતા રાજ્યો બીજા રાષ્ટ્રોનો ન્યાય ચૂકવવા કદી પણ એક થઈ શકતા નથી એ વાત નક્કી થઈ ઈટલી સામેના પ્રતિબંધોનો અમલ કડક બનાવવા રાષ્ટ્રસંઘના જ રાષ્ટ્રો એકમત થશે કે કેમ તે શંકાભરેલું છે

શાંતિની ઇચ્છા નથી એમ નથી, પરંતુ આંતરરાષ્ટ્રીય આર્થિક ને વ્યાપારી હિતો રાજનીતિ નક્કી કરે છે ને તેથી જ દુશ્મનાવટ ને ભયભીત મનોદશા ઊભી થઈ હથિયારબંધી ને શાંતિના સ્વપ્નાં નાબૂદ કરે છે મુસોલિની આ સમજે છે ને એ સમજથી જ એણે પોતાની યોજનાઓ ઘડી છે. એના પર આક્રમણ થશે તો એ સામ્રાજ્યવાદી કારણોને લીધે જ, ને તેમ કરતાં પહેલાં એની સામે પડનાર રાષ્ટ્રો મૂલ્યાંકન કર્યા વિના રહેશે જ નહિ એ વાત મુસોલિની સારી રીતે સમજે છે પોતાને એ ત્રણ રીતે સલામત સમજે છે (૧) ફ્રાન્સને જર્મનીની બીક છે આગળ વધતા જર્મનીને ડારવા ઈટાલિયન સહકારની તેને જરૂર છે એટલે તે આર્થિક પ્રતિબંધોનો અમલ કરતાં પણ ખમચાશે, (૨) ફ્રાન્સ લશ્કરી પ્રતિબંધો અમલમાં મૂકતાં વિરુદ્ધ પડશે જ કારણકે એમ થતાં ફ્રાન્સને જર્મનીની બીક છે તે પ્રત્યક્ષ થાય (૩) સમાજવાદી હિલચાલો, વ્યાપારીસંઘો, સહકારી મંડળીઓ ને બીજી કામદાર સંસ્થાઓને કચરી નાખી જે રાજ્યે કામદારોને દાબી દીધા છે તેમની સામે લડાઈ જગાવતાં વિશાળ વર્ગવિગ્રહનો સામનો કરવો પડે તેમ હોવાથી દરેક સામ્રાજ્યવાદી સરકાર પણ ખમચાશે

એટલે ઈટલી સામેના પગલા સ્વાર્થવૃત્તિથી કે સમતુલા સાચવવાના હેતુથી જ ભરાશે. ભૂતકાળમાં પણ એમ જ બન્યું હતું જો કે રાષ્ટ્રસંઘના સિદ્ધાન્તો અમલમાં મૂકવા કે સમૂહ શાંતિ જાળવવાના ઓથા નીચે પ્રતિબંધો કડક કરવા જ એવું આક્રમણ થશે આ પરિસ્થિતિ જ સ્પષ્ટ સમજવાની જરૂર છે, નહિ તો પ્રજા જે નીતિ વખોડે છે તેને જ આડકતરી રીતે તે ટેકો આપશે 'સંગ્રામ ન જોઈએ'નું સાનસ ધરાવનાર તો એ નીતિની વિરુદ્ધ પડવાના જ એ લોકો તો એક પગલું આગળ વધી ઘોષણા કરશે કે યુદ્ધ નકામું છે યુદ્ધથી અપરાધ ટીટવાનો નથી, ઊલટું અનિષ્ટ વધશે ઈરલા જગતયુદ્ધે નાના રાજ્યોની સ્વતંત્રતાનો અગર તો સંસ્થવાદનો કોયડો જેમ ઉકેલ્યો તેમ આ ઝઘડો એબીસિનિયન સ્વાતંત્ર્યનો કે એવા બીજા કોયડા ઉકેલશે સંગ્રામ અટકાવવા માટેનું સમૂહયુદ્ધ

કદી સફળ નહિ ,થાય. છેલ્લા જગતયુદ્ધે વર્સેલ્સની સંધિ આપી. વર્સેલ્સે હિટલરને વૈરાગ્નિથી ભરપૂર આજનું જર્મની આપ્યું હિટલરનું જર્મની પોતાના વિજેતાઓની રાજનીતિને આહ્‌વાન કરે છે ને બીજા જગતયુદ્ધના શંખ ફૂંકે છે. પ્રથમ મહાયુદ્ધે માનવજગતને ખાતરી આપી કે સંગ્રામમાંથી સંગ્રામ શમવાના નથી જ. યુદ્ધની અમાનુષી અસર ન્યાય ને શાંતિનાં સ્વપ્ન ઊંચે મૂકે છે યુદ્ધઘોષણાના આદર્શો વસ્ત્રીઓના ભજો જેવા નિરર્થક હોય છે યુદ્ધ આમ છચોક વખોડાયુ છે. ઉપરાંત છેલ્લી લશ્કરી શોધોની અનામી વિનાશકતા આગળ સંસ્કૃતિ બીજા જગતયુદ્ધનો સપાટો ખમી શકશે નહિ. વિજ્ઞાને આપણને વિપુલતા અર્પી છે, પરન્તુ તે સ્વીકારી આપણે વહચી લેતા નથી. આપણો લોભ ને નાદાની જે સંસ્કૃતિને અસહ્ય બનાવે ,છે તેના ફૂરચેફૂરચા ઉડાવી દેવાને જ વિજ્ઞાને આપણને શસ્ત્રો આપ્યાં છે ઘેલછાનું આ અંતિમ નાટક પશ્ચિમ ક્યારે ભજવી લે છે તે માટે પૂર્વ મીટ માંડી રહ્યુ છે.

એટલે સામુદાયિક શાંતિની યોજના સંગ્રામ પર નિર્ભર રહેશે એ વાત સ્વીકારી શકાતી નથી. સામુદાયિક શાંતિની યોજનાને સામુદાયિક સંગ્રામયોજનામા પલટી નાખવામાં સૈન્યવાદીઓનો વિજય મનાશે. એ વિજયના મદથી જ અત્યારે સૈન્યવાદીઓ રાષ્ટ્રસંઘ ને સામુદાયિક શાંતિની યોજનાના ઓઠા નીચે શસ્ત્રો સજવાની નવી રમત રમી રહ્યા છે. શબ્દોના પૂજારીના કિસ્મતે બેસી રહેવાનું જ લખાયુ છે

તો સંગ્રામથી મુક્તિ શી રીતે જડે? લડાઈ જગાડનાર અન્યાયો શી રીતે નાબૂદ થાય? વાતાવરણ નિરાશાજનક છે. શસ્ત્રસજ્જતા ને સંગ્રામ સરજાવનાર લોભવૃત્તિ ને અન્યાયો રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય રાજનીતિમાં ગૂંચવાઈ ગયા છે એ વાત સાચી, પરંતુ તે દૂર કરવા જે નૈતિક બળની ખામી છે તે જ મહત્ત્વની બીના છે. એક ખરાબ વિચારને આપણે નવા આશાભર્યા સારા વિચારે જ નાબૂદ કરી શકીએ. વળી એ નવા વિચાર પાછળ સચોટ નીતિ ને તેના તાત્કાલિક અમલની તત્પરતા જોઈએ. બ્રિટન ધારે તો આ માર્ગ અપનાવી શકે: (૧) આંતરરાષ્ટ્રીય સંબંધો પલટાવી નાંખતી ભલામણો હાથ ધરવી; (અ) સામ્રાજ્યને લશ્કરી દોરથી છૂટું કરવું. (બ) કચરાયેલી પ્રજાઓને સંતોષે તેવાં રાજતંત્રો સ્થાપવાં; (ક) જગતના વ્યાપારની દોરવણીની સંપૂર્ણ જવાબદારી રાષ્ટ્રસંઘ ઉપર લાદીને જગતના ઉત્પાદનને સારામાં સારાં બજાર શોધી આપવાં, (ડ) વધારાની વસ્તીનો ગૂંચવણિયો પ્રશ્ન ઉકેલવા રાષ્ટ્રસંઘને સત્તા આપવી જેથી પૃથ્વીના વેરાન પ્રદેશોમાં વસાહતો કરવાના રાષ્ટ્રોના હક્ક સચવાય; અને (ઈ) જગતના જલમાર્ગો ને હવાયાનો આંતરરાષ્ટ્રીય બનાવવાં, (૨) વિશાળ પાયા પર હથિયારબંધી હાથ ધરવી ને નવી દુનિયા સરજાવવાની સહૃદયતાનો સાક્ષાત્કાર કરવો; (૩) જરૂરી હુન્નરઉદ્યોગો ને વ્યવહારની યોજનાઓ સમાજને હસ્તક કરી દેવી

આવી નીતિને વ્યવહારુ સ્વરૂપ આપી જગજાહેર કરવામાં આવે ને પછી તેનો કડક અમલ કરવામા આવે તો અત્યારે ધુંધવાતા અનેક સંગ્રામોનાં કારણો નષ્ટ થઈ જાય શસ્ત્રસજ્જતા સંબંધો વધતાં અટકાવે છે. ઊલટું શસ્ત્રસજ્જતા માટે વપરાતા નાણાં બચાવવામાં આવે તો વૃદ્ધ વયે સારી મદદ આપી શકાય રાષ્ટ્રીય વિકાસ માટે અનેક યોજનાઓ હાથ ધરવા ભંડોળો પૂરાં પાડી શકાય ને તેમ છતાં રાજતંત્ર તંગી ન અનુભવે. આવી યોજનાઓ અમલમાં મુકાય તો ભલભલા સરમુખત્યારો પણ સંગ્રામમાં ઝંપલાવતાં વિચાર કરે.

આથી ઍબિસીનિયાના પ્રશ્નનો નિવેડો નથી જ આવતો, પરંતુ સંગ્રામથી એ પ્રશ્નનો નિવેડો આવવાનો પણ નથી લડાઈથી જગતના કામદારોને વધારેમા વધારે સહન કરવુ પડે છે. સામ્રાજ્યવાદી સરકારો સાથે સહકાર કરી ઇટલીના કામદારો સામે લડી એ લોકો શો સાર કાઢશે ? એટલે જગતની બધી જ પ્રજાઓએ પોતાની સરકારના જુલ્મોનો અંત આણવાના મહત્કાર્યમા ગભીરાઈથી પ્રવૃત્ત થવુ જોઈએ ને બીજે એવા જુલ્મો થતા હોય તો તેને પડખે રહેવા સાફ ના પાડી દેવી ઘટે જો કોઈ સરકાર યુદ્ધ જાહેર કરે તો તે દેશના હિતચિંતકોની પડખે ઊભા રહેવુ ઘટે બહિષ્કાર ને સચોટ દલીલથી તક મળે ત્યારે અભિપ્રાય શાંતિ, સ્વાતંત્ર્ય ને ન્યાયના પથે વાળવો જોઈએ મુસોલિનીનુ તંત્ર જુલ્મગાર હશે તો તક મળતા ઇટલિયનો તેની સામે થવાના જ પરંતુ બ્રિટિશ સામ્રાજ્યવાદી સરકાર ઇટલીની સામે થાય તો તેમની મારફતે બ્રિટિશ કામદારો એક થઈ ઇટલિયન કામદારો માટે લડે છે એવુ ઇટલીના કામદારોના માનવામા આવશે નહિ ને ઊલટુ અનિષ્ટ વધશે ને સંગ્રામ લંબાશે

રાષ્ટ્રસંઘની પ્રતિબંધોની નીતિ આ ક્ષણે તો રાષ્ટ્રોને બીજા જગતયુદ્ધ તરફ જ ખેંચી જાય છે ને માનવતાના કિસ્મતને મૂડીદારોની અજિત આંધાધૂંધીની દયા પર છોડી દે છે *

રમણીકલાલ દલાલ

## (૩) ઇટલીની આર્થિક પરિસ્થિતિ

ઇટલીના સરમુખત્યાર મુસોલિનીની મહત્ત્વાકાંક્ષાનો પાર આવે તેમ નથી તેને મહાન રોમન સામ્રાજ્ય ફરી સ્થાપવાના કોડ છે તેને આધુનિક જમાનાના સીઝર બનવુ છે આખા આફ્રિકા ઉપર તેની ગરુડ જેવી તીક્ષ્ણ આંખ ભારે તૃષ્ણાથી તલસી રહી છે ઇજિપ્ત, સુદાન જેવા રસાળ દેશો તેના પ્રસિદ્ધ કરેલા નકશામા ઇટલીના સામ્રાજ્યના ભાગો તરીકે મુદ્રિત થયા છે અબિસીનિયા જીત્યા પછી એની મહત્ત્વાકાંક્ષા અનેક દિગ્વિજયો કલ્પી રહી છે આ વિજયયાત્રા બ્રિટિશ સિંહને ઉજાગરા કરાવે છે મુસોલિનીએ મહાન તૈયારીઓ કરી છે ત્રણ લાખનું લશ્કર તેણે અબિસીનિયા ઉપર ચડાઈ કરવા માટે બે માઇલના દૂર સૂકા પ્રદેશમા મોકલ્યુ છે તે સિવાય બે લાખ મનુષ્યો સિપાઈઓ માટે જરૂરી સામગ્રી, સેવા, પરિચર્યામા રોકયા છે

ઇટલીને પાંચ લાખ માણસો ઇરિટ્રિયાના સૂકા પ્રદેશમા સ્ટીમરો મારફતે મોકલવા પડ્યા તેમને માટે ખાસ સામગ્રી, પહેરવાના વસ્ત્રો, તોપો, દારૂગોળો, તબૂઓ, ઇસ્પિતાલો વગેરે કરોડોની કિંમતના સાધનો ચાલુ મોકલવા માંડ્યા છે આ યુદ્ધ લંબાશે એટલે સેંકડો જાતની સામગ્રીઓ એટલે દૂર હરહમેશ મોકલવાની ગોઠવણ કરવી પડશે મુસોલિનીએ તે માટે ઘણા વરસોથી ભગીરથ તૈયારીઓ કરી રાખી છે હજારો મોટરો, બખ્તરગાડીઓ, ઝેરી ગેસના ગોળાઓ, વિમાનો, મશીનતોપો, અનેક જાતના યુદ્ધના યંત્રોથી ઇટલીએ સોમાલીલેંડની ભૂમિને ભરી નાખી છે ચારે તરફ નવીનવી પાકી સડકો બંધાય છે, મોટા શહેરો જેવડી છાવણીઓ બંધાય છે, ખાઈઓ ખોદાય છે, પાણીના જળાશયો બંધાય છે ચારે તરફ ભારે પ્રવૃત્તિઓ ખૂબ વેગથી આગળ ધપી રહી છે આ યુદ્ધસામગ્રી પાછળ ઇટલીએ દશ કરોડ પાઉંડ ખર્ચ્યા છે

---

* The Movement and the Present Crisis, by Wilfred Wellock' *No More War* November, 1935 Vol I, No. 2

પરંતુ ઇટલીની આર્થિક સ્થિતિ કેવી છે, તે વિષે અનેક ગપગોળા ચાલે છે. પરંતુ અમેરિકા અને અંગ્રેજીનાં માતબર આર્થિક પત્રો એ વિષયમાં સારો પ્રકાશ ફેંકે છે. તે ઉપરથી ઇટલીની મોળી આર્થિક દશાનું ભાન સહેજે થાય છે. આવી પરિસ્થિતિ ઇટલીને જરૂર કોઈ ઊંડા ગર્તમાં ન નાંખે એ અસંભવિત છે. મુસોલિનીએ પોતાની સત્તા અને ફેસીસ્ટ રાજ્યતંત્ર નભાવવા આ જબરો પાસો ફેંક્યો હોવાની ઘણાઓની માન્યતા છે. દેશમાં ખૂબ ગરીબાઈ છે. કરનો ભાર પણ બહુ દબાવી નાખે તેવો છે. ચારે તરફથી રાજ્ય નાણાં ખેંચી રહ્યું છે. સોનાનો જથ્થો ઘટી ગયો છે. બહારથી નાણાંની મદદ કે લોનો મળે તેમ નથી. પોતાની પ્રજાઓ પાસે મોટી લોનો રાજ્યે લીધી છે. વધારે નાણું બજારોમાં નથી કાગળિયાનું નાણું ખૂબ છાપવામાં આવ્યું છે હંગરી, ઓસ્ટ્રિયા, આલ્બેનિયા વગેરે ઇટલીના મિત્રો પોતે જ ભારે કરજમાં અને ભીડમા છે, એટલે ઇટલીને તેમની પાસેથી નાણાં મળે તેમ નથી.

ઇટલીનું સોનું ઘસડાઈ જાય છે. લીગ ઑફ નેશન્સે પ્રજામાં દરેક રાજ્યની ફરતી પ્રચલિત નોટોની સામે ૪૦ ટકા સોનું બાહેધરી માટે રાખવુ જોઈએ, એમ ઠરાવ્યું છે. ઇટલી પાસે તેટલા પ્રમાણમાં સોનું નથી. તેના ચલણની પરદેશોમાં કિંમત નથી. તેથી પરદેશી માલો (કોલસો, લોઢુ ઇટલીમાં થતાં નથી) માટે ઇટલીને સોનામાં નાણાં ભરપાઈ કરવા પડે છે દારૂગોળા વગેરેની ખરીદી માટે ઇટલીને મોટી રકમનુ સોનુ પરિસની બેંક ઑફ ફ્રાન્સને ભરવું પડ્યુ છે સપ્ટેમ્બર તા. ૫ થી તા. ૨૦ સુધીમા પદર દિવસોમાં જ ઓગણચાલીસ લાખ પાઉંડનું સોનું સંગ્રહમાંથી પેરિસ ખાતે પહોંચ્યું હતુ. છેલ્લા ત્રણ માસમાં એક કરોડ નેવુ લાખ પાઉંડનુ સોનું ઇટલીએ બેંક ઑફ ફ્રાન્સને ભર્યું હતું. તેની બેંકોમાં સોનાનો જથ્થો નીચે મુજબ છેઃ

| | પાઉંડની કિંમત |
|---|---|
| જૂન તા. ૩૦, ૧૯૩૪ | ૧૦,૮૦,૦૦,૦૦૦ |
| જૂન તા. ૩૦, ૧૯૩૫ | ૯,૧૦,૦૦,૦૦૦ |
| જુલાઇ તા. ૩૧, ૧૯૩૫ | ૮,૭૦,૦૦,૦૦૦ |
| ઑગસ્ટ તા. ૩૧, ૧૯૩૫ | ૭,૮૦,૦૦,૦૦૦ |
| સપ્ટેમ્બર તા ૩૧, ૧૯૩૫ | ૭,૨૨,૦૦,૦૦૯ |

તે પછીના આંકડા મળ્યા નથી. પરંતુ છેલ્લામા છેલ્લી ખબર મુજબ સોનાનો પ્રવાહ પેરિસ તરફ વિશેષ વેગથી વહ્યા કરે છે. આથી ઇટલીનું ચલણ આ પ્રમાણે માત્ર કાગળ ઉપરનું જ રહેશે. ઇટલીની પ્રજાનું પરદેશોમાં જે નાણું જમે રહેતું હતું તે સર્વે જમા કરી રાજ્યે પોતાની દારૂગોળા અને યુદ્ધસામગ્રીની ખરીદ પેટે વાપરી નાખ્યું છે. જગતના બજારોમાં ઇટલીના કાગળિયાના ચલણની કિંમત કાંઈ ઉપજશે નહિ. યુદ્ધમા સડોવાયેલી પ્રજા આર્થિક પતનને ગણકારતી નથી, પરંતુ પાછળથી તેનાં ફળ બહુ કડવાં ભોગવવાં પડે છે.

હવે આર્થિક સ્થિતિ ઉપર આવીએ. ઇટલીનો નિકાસ વેપાર બહુ ઘટી ગયો છે, આમદાની વેપાર તેટલા પ્રમાણમાં વધ્યો છે.

## (૪) ઍબિસીનિયાની આર્થિક સ્થિતિ

બાઈબલના સોલેમન બાદશાહનાં સીધા વંશજ ખ્રિસ્તી ઍબિસીનિયા ઘણો પછાત દેશ છે. ઇટલી જ્યારથી ઍબિસીનિયાને હાથે એડોવા ખાતે પચીસ વરસો ઉપર પરાજય પામ્યું છે, ત્યારથી જ તે એ દેશને હાઉ કરી જવાની નીતિ અખત્યાર કરી બેઠું છે. બ્રિટિશ સિંહને અર્ધો ભાગ આપી, અર્ધો ભાગ પોતે રાખી લેવાની સંધિ ફ્રાન્સની આડખીલીને લીધે ભાંગી પડેલી. હવે ઍબિસીનિયાના ફળદ્રુપ દેશને પચાવી પાડવા તેણે છેલ્લામાં છેલ્લી ઢબનાં ભયંકર લશ્કરી સાધનોનો મોટો સંગ્રહ કરી, ઍબિસીનિયા ઉપર લશ્કરી આક્રમણ કર્યું છે. ફ્રાન્સનું મન મનાવી તેણે છૂપી સંધિ કરી છે. જર્મનીના હેર હિટલરને તેણે પોતાના ધ્યેય તરફ દિલસોજીભરેલ બનાવ્યો છે. ઑસ્ટ્રિયા હંગરીને આશ્રિત જેવું કરી નાંખ્યું છે. હજારો વિમાનો બાંધી અંગ્રેજી મનવારોના ભયને ઇટલીએ દૂર કર્યો છે.

ઍબિસીનિયા બહુ ગરીબ દેશ છે ત્યાં ગુલામીની પ્રથા ચાલુ છે. લોકો ખ્રિસ્તી છતાં ઘણા પછાત અને અભણ છે. છેલ્લામાં છેલ્લાં યુદ્ધનાં સાધનો ઍબિસીનિયા પાસે નથી. તેની યુદ્ધની રીતિઓ બહુ જૂની ઢબની છે. આખો દેશ એક શહેનશાહના સામ્રાજ્ય નીચે છે, પરંતુ પ્રાંતોના સૂબાઓ સ્વતંત્ર છે. તેઓ પ્રાંતોની પેદાશ ખાય છે, બદલામાં લશ્કરી મદદ આપવાને બધાયેલા છે. શહેનશાહતની ઊપજ વાર્ષિક માત્ર બે થી ત્રણ કરોડ રૂપિયા જેટલી છે. ઍબિસીનિયાને લશ્કરના સિપાહીઓને પગાર આપવો પડતો નથી. ત્યાના ઠાકોરો જોઈતા માણસો પૂરા પાડે છે. છતાં પચાસેક હજાર માણસોને કવાયત આપી લશ્કરી તાલીમ આપવાની સગવડ શહેનશાહે કરી છે.

પોતાના ઠાકોરોને યુદ્ધ વખતે બોલાવી શહેનશાહ ૩,૫૦,૦૦૦ માણસોને યુદ્ધભૂમિમાં મોકલી શકે છે. તેની રૈયતનો દરેકેદરેક યુવાન ખેતીનું કામ પડતુ મૂકી દેશના યુદ્ધયજ્ઞમાં ભાગ લેવા કાયદેસર બધાયેલો છે. એ રીતે ઍબિસીનિયા આઠ લાખ માણસ યુદ્ધમા ઉતારી શકે એમ છે. પરંતુ એટલા માણસોને પૂરાં પાડવા માટે પૂરતા હથિયારો એની પાસે નથી. કવાયતી લશ્કર માત્ર પચાસ હજારનું છે બાકી સાડાસાત લાખ માણસો, કોઈ પાસે તલવાર, તો કોઈ પાસે બંદૂક, છરા, જમૈયા, ભાલા, વગેરે એક અથવા બીજુ હથિયાર રાખી યુદ્ધમાં ઊતરે છે. આધુનિક સમયના શસ્ત્રાસ્ત્રવાળાં રાજ્ય સામે આવી જૂના જમાનાની સામગ્રી વધારે લાભ આપે નહિ. બેલ્જિયમ, સ્વીટ્ઝરલેંડ અને બીજા દેશોએ થોડાક અમલદારો ઍબિસીનિયાને પૂરા પાડ્યા છે, છતાં હજી કેળવાયેલુ લશ્કર તેની પાસે થોડુ ગણાય.

ઍબિસીનિયા પાસે પચીસેક વિમાનો છે, પાંચસોએક મશીનતોપો છે. વિમાનો તોડી પાડવાની થોડી ખાસ તોપો છે. થોડાં વાયરલેસ સ્ટેશનો પણ છે. ત્યાંની બનાવટની અઢી લાખ બંદૂકો પણ છે. તેમાં કેટલીક તો દારૂગોળો ભરી જામગરીથી દાઘ આપી ફોડી શકાય તેવી છે તેની પાસે લાખેક માણસોને એક વરસ ચાલે તેટલો દારૂગોળો પણ છે. દશ હજાર મોઝર બદૂકો તેણે યુરોપમાંથી ખરીદી છે વીશ લાખ કાર્ટ્રીજો બેલ્જિયમ પાસેથી લીધેલ છે જર્મની, સીઝોરલોવીકા, ડેન્માર્ક અને ફ્રાન્સ પાસેથી ઍબિસીનિયાએ ઘણો લશ્કરી સરંજામ ખરીદ્યો છે. તેની પાસે થોડીઘણી મોટી તોપો પણ છે. તેને માટે ભયકર ગોળાઓ પણ મંગાવ્યા છે

આ સર્વ માટે નાણું જોઈએ. તે એબિસીનિયા પોતાની એક કરોડની પ્રજા ઉપર મનુષ્યદીઠ એક ડોલર ઉઘરાવી એકઠાં કરેલાં છે. એબિસીનિયાને કાંઈ જ દેવું નથી. તેની લોનો નથી. તેની નોટો ચલણમાં નથી. પરદેશો પાસેથી નાણાં લેવાયેલ નથી. તેના ખજાનામાં પૈસાનો જમાવ નથી. તેની પાસે નાણાં ધીરનાર બેંકો નથી. માણસોને જૂજ પગાર આપવો પડે છે. તેને સ્વદેશમાં કાંઈ ખાસ ખર્ચ નથી. પરતુ પરદેશી પ્રજાઓ પાસેથી દારૂગોળા ખરીદવા માટે, તોપો વિમાનો ખરીદવા માટે, રોકડ નાણાં સોનામાં જોઈએ છીએ. એબિસીનિયા પછાત દેશ છે. એની પરદેશોમાં સાખ નથી. એટલે ચાલુ જમાનાનાં લડાયક સાધનો પ્રાપ્ત કરવા માટે એને દિવસે તારા જોવા પડે છે!

એબિસીનિયાનો સિપાહી કુદરતી રીતે શૂરવીર ખમીરનો અને લડાયક છે. તેને પગાર મળતો નથી; જવનો રોટલો અને માંસનો ટુકડો તેના ખોરાક માટે બસ છે તેને છાવણીઓ, તંબૂઓ, ઇસ્પિતાલો, લડાઈની ઑફિસો, હજારો મોટરો અથવા આધુનિક સૈન્યસામગ્રી અને સુખસગવડની દરકાર નથી. તેની પાસે તારઑફિસ, રેડિયો, ટેલિફોન કે સંકેત ભાષાનાં ચિહ્નો નથી. તેના ઢોલથી તે દૂર બેઠેલા લશ્કરને પોતાની બાતમી આપી શકે છે. અબિસીનિયન લશ્કર પાસે ઘોડાઓ પણ થોડા હોય છે. મોટરગાડીઓની સગવડ તેનાં ઊંટો પૂરી પાડે છે. ભયંકર કરાળવાળા રસ્તાઓ, ખાઈઓ, રણો અને જંગલી જાનવરોથી ભરેલા રસ્તા તેને મદદ કરે છે તાવ, મરકી, મેલેરિયા, મચ્છરો એ પણ એનાં યુદ્ધનાં સાધનો તરીકે સારો ફાળો આપે છે.

એબિસીનિયા પોતાની રીતે તૈયાર છે. પરતુ એક આધુનિક શસ્ત્રાસ્ત્ર ધરાવનાર, ભારે તૈયારી કરનાર યુરોપના મહારાજ્ય સામે લડી વિજય મેળવવાનું તેનું ગજું નથી. તે જરૂર લડાઈ લબાવવા છાપાઓ મારી સામા લશ્કરને હેરાન કરવાની બાજીઓ ખેલશે. પરતુ છેવટના પરિણામ માટે કોઈને શંકા નથી. તેથી જ પોતાને મદદ કરવા એબિસીનિયાએ લીગ ઑફ નેશન્સને અપીલ કરી છે. તોપો, દારૂગોળો, મશીનતોપો, ઝેરી ગૅસ, વિમાનો, રેડિયો અને બીજાં સાધનો પોતાને ઉધાર આપવા તેણે વિનંતિ કરી છે.

છેલ્લી ખબરો મુજબ, એબિસીનિયા યુદ્ધ લબાવી શકે તે માટે કેટલાક યુરોપિયન દેશો તેને મદદનો હાથ આપી રહ્યા છે. મશીનગનો, દારૂગોળો, તોપો, એરોપ્લેનો વગેરે સારી સંખ્યામાં એબિસીનિયાને પહોંચાડવામાં આવ્યાં છે. સાઠ વિમાનો ખાસ ગોળા ફેંકવા માટે હબસી સૂત્રધારોએ ગોઠવ્યાં છે. એક મોટું દારૂગોળો બનાવવાનું કારખાનું એબિસીનિયાએ ખોલી દીધું છે. તે માટે પરદેશી અનુભવીઓની ગોઠવણ પણ થઈ ગઈ છે. લાખો રાઈફલો પણ એબિસીનિયાની સરહદમાં પહોંચી ગઈ છે.

ઇટલીએ સત્તરસો વિમાનો તૈયાર કર્યાં છે. તેનાં કારખાનાં દર અઠવાડિયે પચ્ચાસ વિમાનો તૈયાર કરે છે. એ સર્વેનો સામનો કરવા એબિસીનિયાને યુરોપનાં કેટલાંક મહારાજ્યો મોટી સામગ્રી ઉધાર આપવાના ઠરાવ ઉપર આવ્યા છે, એમ સંભળાય છે.

ડુંગરશી ધરમશી સંપટ

# પુસ્તક પરિચય

**શિશુ અને સખી:**—લેખક: કનૈયાલાલ મુનશી, પ્રમુખ સાહિત્ય સંસદ; પ્રકાશક: આર. આર. શેઠની કું.: બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ; રૂા. ૧–૮–૦.

શ્રીયુત મુનશી વિશે કહી શકાય કે તેમણે અનેક શૈલીનો પ્રયોગ કર્યો છે અને તે દરેકમાં સફળ થયા છે. આ કૃતિમાં તેમણે એક નવી જ શૈલીનો પ્રયોગ કર્યો છે, જેને તેમણે પોતે એક પ્રકારની ડોલનશૈલી કહેલી છે તે કવિ નાનાલાલની અપદ્યાપદ્ય ડોલનશૈલીની બહુ નિકટ જાય છે, અને કર્તાએ પોતે કહ્યું છે તેમ તે એક પ્રકારની રાગયુકત ગદ્ય શૈલી જ છે.

આ શૈલી ઘણી જગાએ કવિ નાનાલાલને મળતી છે, તો ઘણી જગાએ તેમા શ્રી મુનશીની વિશિષ્ટતા જણાય છે. થોડા દાખલા લઈએ:

" ખેચાયલા ચાપ સમો, તૈયાર તે તરવરતો, શક્તિના શર ફેંકતો તે ચાલ્યો.

× ×

" પ્રશંસકો ને મિત્રોથી સંવૃત્ત[1] તે સત્તાનું લોહી ચાખતો બેઠો.

× ×

" વિલબથી સત્યને દામવું, નિર્ધનને ધનભારે કચરવો, સત્ય શોધાય તે પહેલા વિજય ખૂચવી લેવો:—આ ન્યાયપદ્ધતિના મુખ્ય અગ તે શીખ્યો.

" શિશુ અને સખી વણજુદા હતાં ત્યા જુદા થતા, છાતીફાટ રડયા. તેમનું કારમું રુદન વિશ્વમા વ્યાપી રહ્યુ દિગ્પાલો કાપ્યા; આકાશનું આક્રન્દ માયુ નહિ; ઉષા આસુ સારતી નિસ્તેજ બની."

આ શૈલી આપણા સાહિત્યમા પ્રયોગરૂપ ગણાઈ છે, પિંગલની દૃષ્ટિએ તેણે ધ્યાન ખેંચ્યું છે માટે આ શૈલીનું ડોલન એક જગાએ નિયમિત બને છે તેનો દાખલો પણ જરા જોઈએ. તે ડોલન સ્વાભાવિક રીતે મનહર કે કવિતની નિકટ જાય છે એ ધ્યાન ખેંચે એવું છે. અમે તેને ખાસ એ છન્દને રૂપે નીચે લખીએ છીએ.

સુશોભન ભુવન કરો; રગને એરગ પુરો;
નવપટના તોરણોને બારે બારે બાધી દોને;
આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો!
રખે રહી જાય કંઈ; રજ કંઈ છુપાય અહીં;
શોભા ઓછી થાય નહીં સૌંદર્ય સોહાય સહી.
આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો!
કુસુમની માલ લાવો; સુગધી સુવાસ બહાવો;
દીપકમાં તેજ ભરો, કુંકુમના સાથ પુરો;
આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો! પૃ. ૧૦૪

---

૧ સંવૃત જોઈએ.

કવિશ્રી નાનાલાલની શૈલીનું ભયસ્થાન વાગ્ડંબર છે એ અપદ્યાગદ્ય શૈલી કદી ધારીએ શબ્દપ્રાચુર્ય, અને શબ્દસાધ્ય અતિશયોક્તિમા ઊતરી પડશે તે કહેવાય નહિ. આ ગદ્ય કાવ્યમા પણ છેવટનો ભાગ, ખાસ કરીને તેજ પુરુષ વાર્તામા પ્રવેશ કરે છે તે સર્વ ભાગ વસ્તુમા નિર્બળ અને વાગ્ડમ્બરવાળો થઈ ગયો છે

શ્રીયુત મુનશીની ઘણીખરી કૃતિઓમા સંયમ અને વૈરાગ્યના સમન્વયનો અભાવ —જે તેમની કૃતિઓમા અનીતિના આક્ષેપને અવકાશ આપે છે—તે અહીં પણ છે પણ તે વિષય અલગ નિરૂપણ માગે છે તે અહીં નહિ ચર્ચીએ પણ આ કૃતિને એક બીજા જ દૃષ્ટિબિંદુથી જોવાની જરૂર છે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ અમે ઉપર જણાવી ગયા કે આ કૃતિ એક શૈલીની દૃષ્ટિએ સફળ ગણાવી ઘટે છે, પણ તે સાથે કહેવું જોઈએ કે આ શ્રીયુત મુનશીના જીવનની અમુક બાજુની આત્મકથા છે એ ભાન આ ગદ્યકાવ્યના આસ્વાદમા એક રીતે વિઘ્નકર્તા છે કાવ્યનો રસાસ્વાદ થવાને ભાવક આ વ્યાવહારિક દુનિયા તજીને કાવ્યસૃષ્ટિમા પ્રવેશ કરે તે આવશ્યક છે આ ગદ્યકાવ્ય વાચતા ભાવક એમ કરી શકતો નથી કારણ કે તે જાણે છે કે આ કાવ્યના પાત્રો તેની વ્યવહારસૃષ્ટિના પાત્રો છે અને આ કાવ્ય તે તેમની આત્મકથા છે એક રીતે આત્મકથાનુ અને કાવ્યનુ દૃષ્ટિબિંદુ પરસ્પરવિઘાતક છે આત્મકથા, વિષયભૂત પુરુષનુ માનસ વાસ્તવિક રીતે શુ હતુ તે કેવુ હતું, તે જે હતુ તે ન્યાય્ય હતું કે નહિ, નાયક કહે છે તેવુ જ હતુ કે અન્યથા હતુ, એવા એવા પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉઠાવે છે, અને એ પ્રશ્નોની આકાંક્ષાના સંતોષમા રાચે છે ત્યારે કાવ્યમા વાસ્તવિકતાનો પ્રશ્ન જ અસ્થાને છે, તેમા તો માત્ર જે કાંઈ કહેલુ હોય તેને અનુકૂળ જ ચિત્ત કરીને રસાસ્વાદન કરવાનુ હોય છે આત્મલક્ષી કાવ્યમા પણ જે ભાવ નિરૂપિત થયો હોય તે સર્જકને ખરેખરો હતો કે નહિ એ દૃષ્ટિબિંદુ અસ્થાને થાય, એટલી તટસ્થતાથી કાવ્ય થયુ હોય તો જ તે આસ્વાદયોગ્ય થઈ શકે છે અહીં આ ગદ્યકાવ્યના પાત્રો 'ગમે તે જ હોયની' એમ થતુ નથી, વાસ્તવિક જગત સાથેનુ તેનુ અનુસંધાન જતુ નથી, અને એ વસ્તુ આસ્વાદમા વિઘ્નરૂપ થાય છે કર્તાએ કેવળ આત્મકથા જ, મહાત્માજીની પેઠે, આપી હોત તો તે રસિક થાત, કે તેમના વાસ્તવિક અસ્તિત્વના અનુસંધાન વિનાનું કાવ્ય આપ્યુ હોત તોપણ રસિક થાત, પણ આ બે દૃષ્ટિબિંદુઓનો સંકર એવો ચિત્તભેદ કરે છે કે જે કાવ્યાસ્વાદનમા વિઘ્નરૂપ થાય છે અને તેમ છતા શ્રી મુનશીની કલમનુ સામર્થ્ય આમા જોઈ શકાય છે, તેમનું દર્દ સમજી શકાય છે ખરુ તો એ છે કે શ્રી મુનશી આટલા સમર્થ લેખક છે માટે જ તેમની કૃતિને આટલી સૂક્ષ્મતાથી નિરીક્ષવામા પણ રસ આવે છે એમનાથી જરા પણ ઓછુ સામર્થ્ય, કૃતિને સાહિત્યની તુલામા પણ મુકાવી ન શકે

રજકણ :—લેખક ધૂમકેતુ, પ્રકાશક ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, ખાનપુર, અમદાવાદ, સવા રૂપિયો

આ પુસ્તકમા બે વિભાગો છે 'રજકણ' અને 'તેજ અને છાયા' રજકણમા લેખકે કેટલાક સત્યો કાવ્યમય ગદ્યમા મૂક્યા છે શ્રી ધૂમકેતુએ અમુક પ્રકારની ગૌરવયુક્ત ગદ્ય શૈલી ઉપર પ્રભુત્વ મેળવ્યુ છે અને તેના અનેક નમૂના આમા મળશે સ્થલસંકોચને લીધે થોડા જ દાખલા લઈશું

"મૂડદું જોઈને શું રડો છો?—હેતુ વિનાના જીવનની દરેક દરેક પળ એક મૂડદું છે."
"પ્રેમને મેળવવા દુનિયામાં પ્રેમ સિવાય બીજી કોઈ વસ્તુ નથી."
"શબ્દ બોલવાની અને આચરવાની વચ્ચે આખો જીવનસમુદ્ર પડ્યો છે."

કેટલાંક સત્યો કલ્પિત પ્રસંગોમાં મૂકેલાં છે. કોઈ કોઈ જગાએ ધૂમકેતુનું લાક્ષણિક પ્રકૃતિવર્ણન પણ આવે છે.

આવી શૈલીનાં એકએ ભયસ્થાનો છે તે જણાવવાં જરૂરનાં છે પહેલું એ કે સર્વજ્ઞાત વસ્તુને કશા પણ ચમત્કાર વિના મૂકી હોય–જેમકે " જ્યારે મૃત્યુથી પવિત્રતા જાળવવાની હોય ત્યારે દેહ ફેંકી દેવા જેવી ને પવિત્રતા એ જાળવવા જેવી વસ્તુ છે." આમાં સત્ય અને કથન બન્ને સામાન્ય છે.

બીજું ભયસ્થાન એ નવીન સત્ય કે નવીન ઉક્તિ લાવવાના પ્રયત્નમાં, શૈલીની અતિશયોક્તિ કે વિરોધાભાસના મોહમાં સત્યને વિરૂપ કરી નાખવું એ છે. આવાં અમને કેટલાંક સ્થાનો જણાયા છે.

"કોઈ પણ ખરી વસ્તુ ખોટામાથી જ જન્મે છે, જે મનુષ્ય 'સાચો' હોવાનો ડોળ કરે છે તે જ કોઈક દિવસ કેસરિયા કરવા સૌને મોખરે નીકળે છે. જે બાળક ખોટા ખોટા અક્ષર લખે છે તે જ કોઈક દિવસ સાચા અક્ષર પાડે છે." પૃષ્ઠ ૩૫

'ખોટામાંથી જ જન્મે છે.' એટલે શું સત્યમાંથી કદી સત્ય જન્મી શકતુ જ નથી? બીજું: જે માણસ બહાદુર હોવાનો જાણી જોઈને ડોળ કરે છે તે શું કદી ખરેખરી બહાદુરી બતાવી શકે છે? કદાપિ શરમ કે આપખુદાઈમા એવાને કેસરિયાં કરવાં પડે તો તે ખરાં કેસરિયાં કહેવાય? એ માત્ર ઉપહસનીય વિડમ્બના નથી? અને ખોટા ડોળ કરવો એને બાળકના ખોટા અક્ષર સાથે શી રીતે સરખાવી શકાય? બાળક ખોટા અક્ષર લખતી વખતે સર્વાત્મથી એમ જ માનતુ હોય છે કે પોતે સાચુ લખે છે, અને એ સાચુ લખવાની ધગશમાંથી જ છેવટે સાચું લખી શકે છે! ડોળ કરનાર તો ઊલટો એમ માને છે કે હું ખોટું કરું છું, મારે ખોટુ જ કરવું છે, અને એમ કરીને જગતને છેતરવું છે! આમાંથી જો સત્ય નીકળતું હોય તો તે માત્ર ચમત્કાર જ ગણાય। વળી પૃ ૩૬–૩૭ ઉપર:

"વ્યભિચાર કરીને વધારેમા વધારે લેવું એ માનસ, ઘોડદોડ કરીને વધારે ટ્યૂશન લેવા કે ધમાલ કરીને વિઝીટ ફી પડાવવી, એ માનસ કરતા કોઈ રીતે હલકુ નથી."

એમ કહેવું એ પણ આવેશમાં વસ્તુઓનુ તારતમ્ય ભૂલવા બરાબર છે "મહત્ત્વાકાંક્ષા એ દોષ નથી. મહત્ત્વાકાંક્ષા છુપાવવી એ દોષ છે." મહત્ત્વાકાંક્ષા શા માટે દોષ નથી? પૃ ૧૫૬ ઉપર પોતે જ કહે છે "મહત્ત્વાકાંક્ષા એક પ્રકારનો માનસિક રોગ છે" કોઈ કદાચ કહે કે આવાં ટૂંકા વાક્યોમાં ક્યાંક અતિશયોક્તિ થઈ જાય. તો જવાબ એ કે શૈલીનું ખરું પ્રભુત્વ એ કે વસ્તુ જરા પણ વિરૂપ ન થાય તેવો આકાર તેને માટે યોજવો.

'તેજ' અને છાયા'માં કાવ્યભાષાનો પ્રયત્ન ન હોવાથી આવા સ્થળો આવતાં નથી. તેમાં કેટલીક ચર્ચા, દાખલા તરીકે મહત્ત્વાકાંક્ષા અને પુરુષાર્થ, કવિતા, વગેરે ઉપરની મનનીય છે. ટૂંકી વાર્તાના સ્વરૂપની ચર્ચા પણ અત્યારે ઉપયોગી જણાશે.

**વિદાય વેળાએ:**—અનુવાદક: કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી માર્ગ, અમદાવાદ; આઠ આના

આ પુસ્તક ખલીલ ગિબ્રાનના 'ધ પ્રૉફેટ'નું ભાષાન્તર છે. આ પુસ્તકમાં એ

મૂળ લેખકનો પરિચય પણ આપેલો છે એ એકસાથે 'મહાકવિ, જ્ઞાની, અને ચિત્રકાર' છે. એ મૂળ સિરિયાના વતની છે અને તેમણે યુરોપઅમેરિકા પણ જોયેલા છે. તેમના પુસ્તકોને ઘણો આદર મળેલો છે અને યુરોપની વીસ કરતા વધારે ભાષામા તેનો અનુવાદ થયેલો છે આ પુસ્તકમા તેમના ચિત્રોના પણ ફોટા છે

આ નાની ચોપડીમા ઘણાએ ગૌરવાન્વિત શૈલીના ફકરા છે એકબે ફકરા જોઈએ

"પ્રેમ પોતા સિવાય કશુ જ આપતો નથી અને પ્રેમ કોઈને તાબેદાર કરતો નથી, અને કોઈનો તાબેદાર થતો નથી

'કારણ પ્રેમને પ્રેમ જ પૂરતો છે"

લગ્ન સંબધી તેમનો આદર્શ જોવા જેવો છે

હિમશી મૃત્યુની પાંખો તમારો યોગ તોડી નાખે ત્યારે પે તમે સાથે જ રહેવાના છો સાથે જ પરમેશ્વરની શાંત સ્મૃતિમાયે તમે સાથે જ રહેશો

તોયે તમારા સહવાસમા કાઈ ગાળા પાડજો, અને તમારી વચ્ચે આકાશના વાયુઓને વિહરવા દેજો

તમે પરસ્પર ચાહજો ખરા, પણ તમારા પ્રેમની બેડી ન બનાવશો,
પણ તમારા બેઉના આત્મારૂપી કાંઠાની વચ્ચે ઘૂઘવતા સાગરના જેવો એને રાખજો
તમે એકબીજાના પ્યાલા ભરી દેજો, પણ બેય એક જ પ્યાલો મોઢે માડશો નહિ
એક બીજાને પોતાના રોટલામાથી ભાગ આપજો, પણ એક જ રોટલાને કરડશો નહિ
સાથે ગાજો અને નાચજો તથા હર્ષથી ઊભરાજો, પણ બેય એકાકી જ રહેજો—
જેમ વીણાના તારો એક જ સંગીતથી કપતા છતા પ્રત્યેક છૂટો જ રહે છે તેમ"

આ દૃષ્ટાંતે કઈક નવુ કહેવાનું છે એમ સ્પષ્ટ જણાય છે અને શૈલી પણ વસ્તુના મહત્ત્વથી જ ગભીર બને છે—ગૌરવશાળી બને છે

**સામ્યવાદ અને સર્વોદય:**—લેખક નરહરિ દ્વારકાદાસ પરીખ, પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ, ગ્રાહકોને ૦-૪-૬, છૂટક ૦-૬-૦

આમા ઘણા ઉપયોગી લેખોનો સગ્રહ થયો છે હમણાહમણા આપણા યુવાનોને રશિયાની સ્વાતંત્ર્ય મેળવવાની પદ્ધતિનો રગ લાગ્યો છે પણ ઘણા તેનુ પૂરેપૂરુ સ્વરૂપ સમજતા હોતા નથી તેની સ્વતત્ર પરીક્ષા તો ઘણા થોડાએ જ કરી છે પણ એમ એક દેશમાંથી સ્વરાજ્ય પદ્ધતિ બીજા દેશમા આણી શકાતી નથી તેને માટે બન્ને દેશની પરિસ્થિતિનો બારીક અને વિશાળ અભ્યાસ હોવો જોઈએ આ પુસ્તકમા એ પ્રશ્નની સ્વતત્ર ચર્ચા કરેલી છે રશિયન પદ્ધતિની પડછે પૂજ્ય ગાંધીજીની પદ્ધતિ મૂકી છે અને રશિયન પદ્ધતિ કરતા આપણી પદ્ધતિ કઈ રીતે વધારે સારી છે, અને આપણને વધારે લાભકર્તા છે તે બતાવવા પ્રયત્ન કર્યો છે દરેક વિચારક આ વાચી સમજવાનો પ્રયત્ન કરે એમ ઇચ્છીએ છીએ

**આલબેલ**—કર્તા કરસનદાસ માણેક, પ્રકાશક ચમનલાલ શેઠ સેલ એજન્ટસ: ગૂર્જરાત પુસ્તક ભડાર કરાચી. દોઢ રૂપિયો

આ લેખકના 'ખાકના પોયણા'ને અમે આવકાર આપેલો હતો અને હવે એ જ લેખક વધારે વૈવિધ્યવાળો અને પ્રગતિ દેખાડનારો મોટો સગ્રહ પ્રસિદ્ધ કરે છે જોઈ અમે રાજી થયા એ છીએ

શ્રી કરસનદાસને સસ્કૃત વૃત્તોના કાવ્યો તેમજ માત્રામેળ વૃત્તો તેમ જ ગેય પદો

મૂકી શકે છે,, અને ગેય કાવ્યોને ઉચિત મુલાયમતા વાણીમાં લાવી શકે છે. કાઠિયાવાડી પ્રબળ ભાવવાહી શબ્દો તેઓ ઉચિત રીતે સંસ્કૃત વૃત્તોમાં પણ વાપરી શકે છે અને તેમણે સિંધના શાહ અબ્દુલ લતીફ સિંધીના એક પ્રકારના દોઢિયા કુંડળિયા દુહાનું ભાવમાં, વાણીમાં, છંદમાં સફળ અનુકરણ કર્યું છે. થોડા દાખલા લઈએ:

વીરા, શું જિન્દગાની, દિવસનું સ્વર્ણને ઓઢણા કરતા,
દાદાની શીળી છાયે, ગૃહ શગડી હૂંફે, ભાડુના ઝૂમખામાં,
વીતેલા ઓરિયાના ફરી ફરી સ્ફુરતા લ્હાણું સંભારણાથી
જામેલી ગોઠડીના રસ—રસભરતા સ્રોત કિલ્લોલમાં, ને
અંગો સંકોડી બેઠી, લગરિક તરીને દૂર, ભીંઢોળણ'ધી
ઢાંકી પાનેતરેથી કનકવલિ પ્રભા દેહની, તેહના બે,
આછેરા ધૂમટામાં ચકળવકળતા, નેણલા નેહભીના
આંખોના ચાર ખૂણા ઊંચકી ઊંચકીને તાકવામાં જ જાશે?

આટલું લાંબું વાક્ય ક્યાંઈ સમજવામાં કલિષ્ટ થતું નથી. અને

એક દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં

એ તો કોઈ મધ્યકાલીન સિદ્ધહસ્ત કવિને શોભે એવી પંક્તિ છે. પણ આ કાવ્યમાં પણ વસ્તુ તદ્દન નવીન જ—હાલના જમાનાના લાક્ષણિક વિચારો જ છે!—

ભય થરથરતા ખેડૂત ફરતા શરીફ ડાકુ વીંટાયા
વરુના ધાડાં મૃત બેટાની માસલાલચે ધાયા!

શેલી, ખડિયા, ઝોળી, બિજોરી: સૌ ભરચક ભરાણાઃ
કાળી મજૂરીના કરતલને બે ટંક પૂગ્યા ન દાણા!
ધીંગા ઢગલા ધાન્ય તણાંસો સુસ્તોમાંહિ તણાણાઃ
રંક ખેડુના રુધિરે ખરડ્યા જે દિન ખળાં ખવાણાં!
તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

છેલ્લે ઉપર કહેલો દોઢિયો કુંડળિયો દૂહો લઈએ.

વ્હાલમના વાવડ નહિ, નહિ સાજનના સંદેશ,
સોઢ્યા મલકના મેહુલા અમ નધણિયાતે દેશ:
પ્રીતમજી પરદેશ—કટક ચડાવ્યાં કુદરતે!
કટક ચડ્યાં કુદરત તણાં સમરાંગણ ધમરોળ·
રણશીંગાં સમીરણ બજે, ધનનગડ બાજે ઢોલ;
ઝૂજે ડામાડોળ ગઢ ધીંગા ધીરજતણા
ધીંગા ગઢ ધીરજતણા ડગમગ ડૂલે અસાર:
અબોલ અંતર કળકળે 'પિયુ પિયુ' કરે પુકાર:
વરસે વજ્જર ધાર વીજ ઝબુકે, ઘન ગડગડે.

શ્રી માણેકનું કાવ્ય હાસ્યમાં પણ પ્રવર્તે છે, જોકે આ સંગ્રહમાં ઝાઝા દાખલા નથી. સ્થલસંકોચને લીધે અવતરણ આપ્યા વિના માત્ર એવા એક કાવ્યનો નામનિર્દેશ જ કરીશું: "હું ને બા કાગાની!

આખો સંગ્રહ સુવાચ્ય છે તેમા લેખકની વિશિષ્ટતા ઠામઠામ દેખાઈ આવે છે તેમનાં ચિંતનકાવ્યો પણ સારાં છે ને તે તેમનું સ્વતંત્ર ચિંતન બતાવે છે

કાવ્યભોગી વાચકવર્ગને આ કાવ્યો ગમશે

**તવારીખની તેજછાયા** ભા ૧–૨–૩ મૂળ લેખક જવાહરલાલ નહેરૂ, અનુવાદક મણીલાલ ખૂસ, પ્રકાશક સૌરાષ્ટ્ર કાર્યાલય, સૌરાષ્ટ્ર રોડ, રાણપુર, મૂલ્ય દરેકનું રૂા. ૦–૮–૦.

એવી દંતકથા છે કે ભાસ્કરાચાર્યે જ્યોતિઃશાસ્ત્રનો ગ્રંથ પોતાની પુત્રી લીલાવતીને ઉદ્દેશીને લખ્યો ને તેનું નામ લીલાવતી પાડ્યું આ દંતકથા વિશે કંઈક શંકા પણ થઈ છે પણ તેની કલ્પનાની કોમળતા ઓછી આકર્ષક નથી પણ તે કથા કદાચ કલ્પિત જ હોય, અહીં તો સ્પષ્ટ છે કે શ્રી જવાહરલાલ નહેરૂએ જેલમાંથી પોતાની પ્યારી એક પુત્રીને જગતનો ઇતિહાસ પત્રોરૂપે લખી મોકલ્યો અને એ કારુણ્યગર્ભ પણ તે સાથે રસગર્ભ વૃત્તાન્ત માંથી આ પુસ્તકનું પ્રકાશન થયું છે

શ્રી જવાહરલાલે માણસજાત દુનિયામાં પ્રગટ થઈ તે પહેલાંની પૃથ્વીનો—તેના પર ભટકતા રાક્ષસી કદના પ્રાણીઓનો—ઇતિહાસ આ પહેલાં પણ આવી જ રીતે પત્રરૂપે લખેલો હતો, તે આ ઇતિહાસની પૂર્વભૂમિકા સમજવી જોઈએ એ રીતે જોતાં આ ઇતિહાસ એચ જી વેલ્સના જેટલી જ વિશાળ દૃષ્ટિથી લખાયો છે તેમનો ઇતિહાસનો ભાવ ટૂંકામા તેમની જ એક પંક્તિમાં આપી શકાય

"જંગાલિયતમાંથી પરિવર્તન પામતા પામતા માનવીએ આખરે સાધેલી સંસ્કારસિદ્ધિની નિરીક્ષા એ જ સાચી તવારીખ છે" 'આત્મસંસ્કાર અને સમાજહિતાર્થે આત્મભોગ' એને સંસ્કૃતિની તેઓ કસોટી માને છે માણસજાત આખા ઇતિહાસમાં ક્યાંક અધઃપતન કરતી જણાય છે, પણ આખા ઇતિહાસમાં તેની બહુ અસર હોતી નથી'

શ્રી જવાહરલાલની પુત્રીની જન્મતારીખ ૧૯૧૭ છે એટલે એમની અને એમનાથી મોટી ઉમરના બધા બાળકો આ ઇતિહાસ વાંચી શકશે ને વાંચે એવો અમારો આગ્રહ છે, આપણા દેશમાં ઇતિહાસનું અજ્ઞાન એટલું બધું છે કે મોટાઓએ પણ આ વાંચવામાં શરમ ન રાખવી જોઈએ એમ કહેવું જોઈએ

**ભૈરવી.**—અનુવાદક કિશનસિંહ ચાવડા, પ્રકાશક આર આર શેઠની કું, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ રૂા ૨–૮–૦

શરદ્બાબુની આ એક નવલકથાનું ભાષાન્તર છે નવલકથા ઘણી આકર્ષક છે અને શરદ્બાબુની બુદ્ધિના એક પક્વ ફળ તરીકે તેને ગણી શકાય તેના પાત્રો ઘણાં બળવાન અને મુખ્ય પાત્રો વિલક્ષણ છે શરદ્બાબુની નવલકથાઓ આપણે ત્યાં લોકપ્રિય થતી જાય છે તેનો આ પુરાવો છે

અનેક પ્રકાશક સંસ્થાઓ અત્યારે ભાષાન્તરનું કામ કરે છે ત્યારે થોડી સૂચના કરવી જરૂરની જણાય છે આવી સંસ્થાઓ અંદરઅંદર સમજીને વિભાગવહેંચણી કરી લે તો સારું દાખલા તરીકે, શરદ્બાબુની બધી વાર્તાના પ્રામાણિક ભાષાન્તરો આપવાનું ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલયે હાથમાં લીધું છે તો એ કામ બીજી કોઈ સંસ્થા ન કરે તો સારું તેથી અયોગ્ય હરીફાઈ થઈ દેશને સાહિત્યની હાનિ થતી અટકે છે બીજું: આવાં ભાષાન્તરો મૂળમાંથી જ થવાં જોઈએ અને શામાંથી થયાં છે તે પ્રસ્તાવનામાં નોંધાવું જોઈએ દાખલા તરીકે ભૈરવી જેવી વાર્તા શરદ્બાબુના મૂળ બંગાળી ઉપરથી થવી જોઈએ—તેના

હિંદી અનુવાદ ઉપરથી નહિ. અત્યારે હિંદી અને બંગાળી સાહિત્ય જાણનારા અનુવાદકો ગુજરાતમાં મળી શકે તેમ છે. જેમ અંગ્રેજીમાં ટૉલસ્ટોયની કૃતિઓનાં પ્રામાણિક ભાષાન્તરો થયાં છે તેવાં ગુજરાતીમાં પણ પ્રામાણિક ભાષાન્તરો થવાં જોઈએ. માત્ર વાર્તા વાચક વર્ગની વાર્તા–ભૂખ ભાંગવા નહિ પણ તે સાથે સાહિત્યના એક પ્રામાણિક અનુવાદ તરીકે પણ આવાં પુસ્તકોની કિંમત અંકાય એની સરત રહેવી જોઈએ.

આ વાત પ્રસંગવશાત્ અહીં કરી છે. અમને બંગાળીનો પરિચય ન હોવાથી આ પુસ્તકના ભાષાન્તર વિશે અમે કંઈ કહી શકતા નથી.

કપાસ ભાગ ૧:—કર્તા મા. શિ. પંડ્યા, કૉટન બ્રીડર વડોદરા. કિંમત રૂ. ૧–૦–૦

આ પુસ્તકની સમાલોચના કરતા અમે સર પરમોત્તમદાસે તે સંબંધી આપેલ અભિપ્રાય ઉતારવો ઉચિત ધારીએ છીએ :

"ગુજરાતીમાં ખેતીવાડીને લગતી ચોપડીઓ ઘણી ઓછી છે તેમાં ખાસ કરીને ખેતીવાડીને લગતી વિજ્ઞાનની દૃષ્ટિએ લખાયેલી ચોપડી તો આંગળીના ટેરવા પર ગણી શકાય તેટલી પણ ભાગ્યે હશે. આ સંજોગોમાં ભાઈ માર્તંડ શિવભદ્ર પંડ્યાએ બહાર પાડેલી "કપાસ" ઉપરની ચોપડીને આવકાર આપતાં અને તે લખવા માટે તેમને અભિનંદન આપતાં મને આનંદ થાય છે.

"આ ચોપડીના પહેલા ભાગમાં કપાસની જાત અને તે સુધારવાની રીતનું વર્ણન છે. તેમાં કપાસની જાતનું વર્ણન વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ કરવામાં આવ્યું છે અને પછી તે જ દૃષ્ટિએ દુનિયામાં, હિંદુસ્તાનમાં, મુબઈ ઈલાકામાં અને ગુજરાતમાં થતા કપાસની જાતોનું અવલોકન કરવામા આવ્યુ છે. તે પછી કપાસની શાસ્ત્રીય ઉછેરની પદ્ધતિ અને તેની મદદથી કપાસની સુધારેલી જાતોનું વર્ણન આપ્યુ છે અને છેવટે આ બધા અનુભવને પરિણામે ગુજરાતમાં કયા જિલ્લામાં કયુ બી વાવવું અને સુધારેલા બીનો શી રીતે પૂરો લાભ લેવો તે દર્શાવેલું છે.

"જો આ પુસ્તકની બીજી આવૃત્તિ નીકળે તો કેટલીક સૂચનાઓ ધ્યાનમાં લેવા જેવી છે. ભાઈ માર્તંડ પંડ્યાએ માટુંગાની કૉટન ટેક્નૉલોજિકલ લેબોરેટરી અને કોઈ રૂના અનુભવી વેપારીની મદદ લઈ 'કપાસની સુધારેલી જાતો'નું વર્ણન વિસ્તારવા જરૂર છે. તેમાં સુધારેલી જાતો સૂતર અને કાપડ બનાવવા માટે કેટલી અને કેવી રીતે ચાલુ કપાસની જાતો કરતાં ઊંચી છે તે ખેડૂતને સમજ પડે તેવી સરળ રીતે સમજાવાય અને તેથી સુધારેલી જાતો લાવવાથી ખેડૂતને પેદાશમાં, રૂપિયા આના પાઈમાં, કેવી રીતે લાભ થાય છે તે કંઈક લખાણથી દર્શાવાય તે ઘણું ઇચ્છવાજોગ છે.

"પાનો ૧૫૪ ઉપર ભાગ્ય નં. ૯ નો તાર ૭" ઇંચ (misprint) લાખો લખ્યો છે. તે ⅞" ઇંચ જોઈએ. વળાંક (કાઉન્ટ)ના નંબર પછી "એસ્" લખવાની જરૂર નથી અને વળાંક શું તે ખેડૂતથી સમજી શકાય તે રીતે વીગતવાર સમજાવવું જોઈએ.

'મારી ખાત્રી છે કે આ પુસ્તક માત્ર ખેડૂતને નહિ પણ રૂના વેપારીઓ અને અર્થશાસ્ત્રીઓ અને મુંબઈની ધારાસભાના સભાસદોને ઉપયોગી થઈ પડશે અને હું આશા રાખું છું કે તેનો બીજો ભાગ પણ આવી જ રીતે સર્વોપયોગી થશે.

"હિંદુસ્તાનનો રૂનો પાક સુધારવાનો, છેવટ તો ખેતીની પદ્ધતિ અને કપાસિયાની પસંદગી ઉપર જ આધાર રહેશે. જો મૂળમાંથી જ બગાડ હોય તો ઉપરથી ગમે તેટલા કાયદા પસાર થાય, તો પણ પાકની જાત બગડની જ જાય. તેથી આવાં પુસ્તકોનો કેળવણી ખાતા તરફથી, ખેતીવાડી ખાતા તરફથી અને સેન્ટ્રલ કૉટન કમિટી તરફથી જેટલો પ્રચાર થાય તેટલો દેશને લાભ છે." શા.

ખગોળગણિત (ભાગ ૨ જો) સૂર્યદર્શનઃ—લેખકઃ શ્રી હરિહર પ્રા. ભટ્ટ; કિં. ૦-૮-૦

ખગોળગણિત હાલની છેલ્લી સૂક્ષ્મ ગણતરી મુજબ ગુજરાતીમાં હજુસુધી લખાયું જ નથી. શ્રી. હરિહરે આ બાબતમાં પહેલ કરી ગુજરાતના પંચાંગકારોને અનુકૂળતા કરવા માંડી છે. પહેલા ભાગમાં સૂર્યગણિત હતું. તેનું અવલોકન અમોએ ગયા વર્ષે 'પ્રસ્થાન' પોષના અંકમાં કર્યું હતું તે વખતે અમારી કરેલી બધી જ સૂચનાઓ લેખકે આ બીજો ભાગ બહાર પાડતા સ્વીકારી છે અને તેને માટે ખાસ પહેલું પ્રકરણ "ભાગ ૧લાનું વિશેષ" એ મુજબ લખી બતાવેલી અશુદ્ધિઓ સુધારી છે, એ લેખકની શુદ્ધિ માટેની ધગશ બતાવે છે હરિહરભાઈ આ વિષયના ખાસ અભ્યાસી છે, તેમણે આપણી તેમજ પાશ્ચાત્ય પદ્ધતિઓનો ખૂબ બારીકાઈથી અભ્યાસ કર્યો છે અને ઉચ્ચ ગણિતની મદદ વડે ગણતરીઓ કરી બતાવી છે. આ બીજા ભાગમાં કોઈપણ સ્થળના સૂર્યોદય, સૂર્યાસ્ત કેમ સાધવા તે બહુ જ સૂક્ષ્મ રીતે સમજાવ્યુ છે. તેમના સાધેલા સૂર્યોદયના કાળ સ્વતંત્ર રીતે તપાસી જોતાં અમને તે મિનિટે મિનિટ તદ્દન ખરા માલૂમ પડ્યા છે અને આકાશ સાથે બરાબર મળી રહે છે. વળી વિનોદને ખાતર આપણી જૂની પદ્ધતિને અનુસરીને, પણ નવા સંસ્કારો મુજબ, છાયા અને પલભા ઉપરથી છાયાયંત્ર બનાવી વખત નક્કી કરવાની રીત પણ આપી છે. આ પુસ્તક આ રીતે પંચાંગકારોને અમૂલ્ય થઈ પડશે. લેખકે આ પુસ્તકો લખવામાં પુષ્કળ શ્રમ લીધો છે અને ઘણા કિંમતી પુસ્તકોનો અભ્યાસ કર્યો છે એમ સ્પષ્ટ લાગે છે. વળી, અમારી સૂચના મુજબ તેમણે અવધિ કાઢવાનો કોઠો તેમજ બીજા જરૂરી ઉપયોગી કોઠાઓ પણ આપ્યા છે.

અમારા મત મુજબ, બીજા પ્રકરણમાં સૂર્યોદય અર્ધદિનમાનને સ્થાનિક મધ્યાહ્નમાંથી બાદ કરી અને સૂર્યાસ્ત અર્ધદિનમાન ઉમેરીને કાઢી બતાવ્યા હોત તો વાચકને કાંઈક સરળતા થાત. જો કે બન્ને રીતોના સિદ્ધાંતો અને કોઈટો તો એક જ છે.

બીજી એક સૂચના લેખકને કરીશું કે જે જે પારિભાષિક શબ્દો તેમણે ગુજરાતીમાં વાપર્યા છે તેમના અંગ્રેજી પર્યાયો જો તેમણે પાછળ આપ્યા હોત તો તે હાલના જમાનામાં વધુ સમજી શકાત. લેખકે "ગણિતની પરિભાષા" નામની પુસ્તિકા લખી છે પણ બધાં પાસે તે હોય નહિ. વળી જો થોડાક વર્ષ માટે વસંત સંપાતનો ચોક્કસ વખત પણ સાથે આપ્યો હોત તો ગણતરી કરનારને કામ કાંઈક સરળ થાત. પણ આ બાબત બહુ અગત્યની નથી.

લેખક હજુ બીજાં આ માળાનાં પુસ્તકો લખનાર છે અને આપણે આશા રાખીશું કે ગુજરાત તેમનાં પુસ્તકોની કદર કરશે અને આપણા જ્યોતિષીઓ અને પંચાંગકારો તેનો ઉપયોગ કરીને પોતાનાં પંચાંગો શુદ્ધ બનાવશે તો તેમની મહેનત સફળ થશે એમ માનીશું. આ પુસ્તકમાળા માટે લેખકને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સો. ૫.

# નોંધ

### ગોપાળ કૃષ્ણ દેવધર

હિંદ સેવકસમાજના બીજા પ્રમુખ શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ સ્વ. દેવધરના અવસાન વિશે બોલતાં એક બાબત કહી હતી તે તદ્દન સાચી છે કે આયર્લેન્ડની માફક આ દેશમાં રાજકારણને એટલું બધું પ્રાધાન્ય આપવામાં આવે છે કે બીજા પ્રદેશમાં ઝળકી રહેલા હીરાઓની કિંમત ઘણી ઓછી અંકાય છે. સ્વર્ગસ્થ દેવધર સમાજસેવક હતા, એમણે આર્થિક સહકાર એટલે સહકારી મંડળીઓ અને બૅન્કો સ્થાપવામાં ઘણી કીમતી મદદ કરી હતી; કન્યાકેળવણી અને સ્ત્રીઓના શિક્ષણ માટે સેવાસદન મારફત અનેક સંસ્થાઓ ખડી કરી હતી, અને નર્સિંગ હોમ તૈયાર કરવા માટે અનેક ગામોમાં સંસ્થા કાઢી હતી. તેઓ સામાજિક સુધારાના હિમાયતી હતા, ગ્રામપુનરુદ્ધાર માટે પણ તેમણે પ્રયાસો શરૂ કર્યા હતા અને જ્યારે જ્યારે દેશના કોઈ પણ ભાગ પર આસમાની કે સુલતાની દુઃખ આવી પડતું ત્યારે પોતાથી બનતી મદદ કરવા માટે તનતોડ મહેનત કરતા હતા. સહકારી હિલચાલ (Co-operative movement) અને સેવાસદન એ બે સંસ્થાઓ માટે એમને વિશેષ પ્રેમ હતો. જ્યારે દેશભક્ત ગોખલેએ હિંદ સેવકસમાજની સ્થાપના કરી ત્યારે તેમાં જે ત્રણ ઉત્સાહી યુવાનો જોડાયા, તેમાં દેવધર એક હતા. મુંબઈમાં સામાજિક સેવાના કાર્યો કરવા માટે 'સોશ્યલ સર્વિસ લીગ'ની સ્થાપના થઈ તેમાં શ્રી. દેવધર અને શ્રી જોશી મુખ્ય નેતા હતા. એક વખત એવો હતો કે આ સંસ્થાને લીધે દેશમા ઠેરઠેર આ પ્રકારની મંડળીઓની સ્થાપના થઈ. મુંબઈની મ્યુનિસિપાલિટીમાં કામ કરતા ઢેડભંગીઓ માટે એમણે સહકારી મંડળીઓ સ્થાપી અને તેમનાં કરજ ફેડવા માટે પુષ્કળ પ્રયત્ન કર્યો. પણ જ્યારે યુરોપમાં લડાઈ ફાટી નીકળી ત્યારે એ ઢેડભંગીઓ મેસોપોટેમિયા ચાલ્યા ગયા અને સ્વ. દેવધરે ધારેલું તે કરતા જુદી રીતે દેવાં ડૂબી ગયાં.

રાજકારણમાં દેવધરને વિનીત પણ ભાગ્યે જ કહી શકાય. એ હમેશાં સરકારનો સાથ સાધવાનો અને તેમની પાસેથી કાંઈ કાંઈ માગી લેવાનો પ્રયત્ન કરતા, અને એવી રીતે તેમણે ઘણો સાથ મેળવી પોતાની સંસ્થાઓને પગભર કરી હતી અમલદારી વાતાવરણમાં છાજે એવો એમનો પહેરવેશ હતો. પાટલૂન, બૂટ, મોજાં, કાળો આલપાકાનો કોટ, લાલ ચટક પાઘડી અને ગોખલેની માફક ગળાની આસપાસ વિંટાળેલો ખેસ એના વિના એમને ગમતું નહિ. પણ એમણે પુષ્કળ ગરીબી અનુભવી હતી. એમનામાં ઘણી સાદાઈ હતી. એમનો સ્વભાવ બાળક જેવો નિખાલસ અને અતિ પ્રેમાળ હતો. એમને વિશે એક રમૂજી વાત સાંભળેલી તે કહેવા જેવી છે. લંડનમાં એક અંગ્રેજ મિત્રે એમને લંચ માટે બોલાવ્યા— અત્યંત વાતોડિયા, નિર્દોષ અને રીતભાતથી અજાણ્યા હોવાને લીધે અને લગભગ દરેક હિંદીની માફક સમયની કિંમત ન હોવાને લીધે પોતે અડ્ડો જમાવીને ૧ થી ૪ સુધી બેઠા. સભ્યતાને ખાતર એમના યજમાને કહ્યું કે ઠીક, ત્યારે હવે ચા પીને જ જજો. એ વિધિ પણ થઈ ગઈ, પાંચ, છ, સાત વાગ્યા, પણ દેવધરદાદા ઊઠ્યા નહિ—વાતો કરે અને મિલનાં ભૂંગળાની માફક બીડીનો ધુમાડો કાઢ્યે જાય. અંતે યજમાને કહ્યું 'બાપા, હવે તો મારે ડીનરને માટે કપડાં બદલવાનો વખત થયો છે!'

૧૯૧૪ની સાલમાં મેં ચાર મહિના મુંબઈ અને પૂનામાં હિંદ સેવકસમાજમાં ગાળ્યા હતા, અને તે મુદત દરમ્યાન મારે શ્રી. દેવધર સાથે સારો પરિચય થયો હતો. શ્રીમતી

રમાબાઈ રાનડેના સાથ સાધીને એક ઘણી મહત્ત્વની સંસ્થા એમણે સ્થાપી એમણે સેવાના ઘણા કાર્યો કર્યાં એમને જે વેતન મળતુ હતુ તે એમના બહોળા કુટુંબને માટે પૂરતું નહોતું સમાજસેવકની કિંમત ઓછી અંકાય છે એ વાત પૂરી સાચી નથી આજે આપણા દેશમા રાજકીય કાર્યકર્તાઓ ભલે ક્ષણિક માન પામતા હોય છે. ચંદુભાઈ કહે છે તેમ ઘણાય રાજકીય નેતાના ચારિત્ર એવા હોય છે કે જે સુવાસ ફેલાવવાને બદલે ગંધ ફેલાવે છે જ્યા સત્તાનો લોભ, અદેખાઈ, કીર્તિલાભ હોય ત્યા વાતાવરણ બગડે તેમા શી નવાઈ? શ્રી દેવધરમા આવા અવગુણો નહોતા, પણ શરૂઆતમા કહ્યુ તે પ્રમાણે એ સરકારી અમલદારોની હદ પાછળ વધારેપડતુ ફરતા તેથી એમની પ્રતિષ્ઠા કેટલેક અંશે ઓછી થઈ હતી

જે મંડળનો મુખ્ય હેતુ 'રાજકીય મિશનરીઓ' કેળવવાનો હતો તે જ્યારે રાજકીય લડતમા મોખરે ઊભા રહેવાને બદલે છેલ્લી હારમા ઊભા રહે, ત્યારે પરિણામ શુ આવે? પ્રજા જરૂર દોષ કાઢે શ્રી દેવધરે પોતાનું આખુ જીવન દેશને અર્પણ કર્યું હતુ અને પોતાની શક્તિ પ્રમાણે નિસ્વાર્થ બુદ્ધિથી એમણે સેવા કરી હતી આવા જીવન દેશને ઉન્નત કરે છે

## સ્વ૦ હરિલાલ ગોવિંદજી પારેખ

અમરેલી પ્રાંત અને કાઠિયાવાડે એક અમૂલ્ય રત્ન ખોયુ છે મુસલમાની કહેવત છે કે 'ઘરકી મુરઘી દાળ બરાબર' તે પ્રમાણે સ્વ હરિલાલભાઈની કદર જેટલી થવી જોઈએ તેટલી થઈ નહોતી તે છતા એમના શાંત સૌમ્ય સ્વભાવ, અનુભવ, હિંમત અને સેવાભાવને લીધે એમનુ વ્યક્તિત્વ આખા કાઠિયાવાડમા ઘણુ જાણીતુ હતુ તેઓ વકીલાતનો ધંધો કરતા હતા પણ સેવાનો પ્રસંગ ઊભો થયો હોય તો પોતાની કમાણીની દરકાર રાખતા નહિ એવી છાપ અમરેલીમા પડી હતી આખા પ્રાંતમાથી કોઈ ઠેકાણે કોઈ પ્રશ્ન ખડો થતો ત્યારે લોકો હરિલાલભાઈ પાસે દોડી જતા એ દુ ખીના અને ગરીબના બેલી હતા એમનો સ્વભાવ અત્યંત સરળ અને શાંત હતો પ્રજાની સેવા કરવાની ધગશ હતી, પણ એમને અમરેલી પ્રાંતમાથી અને કાઠિયાવાડમાથી જોઈએ તેવો સાથ ન મળ્યો તે કારણે એમનુ જીવનકાર્ય પૂરતા પ્રમાણમા શોભી નીકળ્યુ નહોતું વડોદરા રાજ્યની ધારાસભામા અમરેલીની સુધરાઈમા, પ્રાંત પંચાયતમા અને વડોદરા પ્રજામંડળમાં એમણે આગળપડતો ભાગ ભજવ્યો હતો કેળવણી અને સહકારી મંડળના કામમા સરકારે એમનો સાથ માગીને એમને કમિટીઓમા નીમ્યા હતા આવી રીતે એમણે અનેક દિશામા પ્રજાના કાર્યો કર્યા હતા, અને પોતાના મિત્રોને મદદ કરી હતી અમરેલીમા કોઈ પણ સંસ્થાને મદદ જોઈતી હોય તો એમની પાસે જતા

અમરેલી પ્રાંતમા અને કાઠિયાવાડમા સેવાનુ કામ કાયમનુ ચાલ્યા કરે તેટલા માટે સ્વયંસેવકોને તાલીમ આપીને રોકી લેવાની યોજના કરી હતી, અને તેને માટે હિંદ સેવક સમાજના ધોરણે 'કાઠિયાવાડ સેવક સમાજ'ની સ્થાપના કરી હતી, અને તેમા પોતે પહેલા સભ્ય તરીકે જોડાયા હતા એ સમાજના ઉપયોગ માટે મકાન બાંધવાની શરૂઆત પણ થઈ હતી દેશનુ વાતાવરણ છેલ્લા સાતઆઠ વર્ષમા એટલુ બધુ બદલાઈ ગયુ છે કે યુવાન અને વૃદ્ધનો મેળ ક્વચિત જ થાય છે તે કારણને લીધે, કે અન્ય કારણને લીધે, એમને

અનુકૂળ થાય એવા સાથીઓ અગર યુવાન સ્વયસેવકો મળ્યા નહિ. સરકારી અમલદારો સાથે ઘણી મીઠાશ રાખવા જતાં પ્રજાવર્ગની સાચી માગણીઓ રજૂ કરવામાં કાંઈક મુશ્કેલી આવે છે, ખરાબ અમલદારોને શિક્ષા કરાવવામાં કચાશ રહી જવાનો સંભવ રહે છે, એવાં કારણોને લઈને હરિલાલભાઈને સાથ ઓછો મળ્યો હશે. ઘણાં વર્ષોથી એમનું શરીર લથડી પડ્યું હતું અને તેથી તેમનાથી ચોવીસે કલાક સ્થાયી, સમાજના મકાનમાં રહેવાતું નહોતું. અને કેટલેક અંશે મુસાફરી પણ થતી નહોતી. હરિલાલભાઈના અવસાનને લીધે હજારો માણસોને ઘણું દુઃખ લાગ્યું છે, કારણ કે કાઠિયાવાડે એક સાચા પ્રામાણિક સેવક ખોયા છે. જો અમરેલી પ્રાંત અગર કાઠિયાવાડને 'સેવકસમાજ'ની ખરી જરૂરિયાત જણાતી હોય તો એમના સ્મરણાર્થે અમરેલી કે કાઠિયાવાડ સેવકસમાજને સજીવન કરવાની કોશિશ થવી જોઈએ. સ્વ. હરિલાલભાઈએ પોતાનું કર્તવ્ય કરી બતાવ્યું છે. સુ. મ.

### મુંબઈનું નરક

કુમારિકા કપિલાબહેન ખાંડવાળા મુંબઈની હરિજન ચાલોમાં સામાજિક સેવાનું કામ કરે છે. તેમના રિપોર્ટમાં તેઓ જણાવે છેઃ

"મુંબઈના હરિજનવાસમાં અનેક જાતની બદીઓ દિનપ્રતિદિન વધતી જાય છે. મુંબઈ મ્યુનિસિપાલિટી જોકે હિંદમાં અગ્રગણ્ય ગણાય છે, પરંતુ તેની ચાલો તપાસતાં, તેની અંદર રહેતા હરિજન કુટુંબીજનોની સ્થિતિ તપાસતાં, જણાય છે કે આટઆટલી હરિજન અને અસ્પૃશ્યોદ્ધારની ચળવળ હોવા છતાં આપણે તેમનાં જીવનના બાહ્ય ભાગને પણ અડી શક્યા નથી

"તેમની ભાંગેલી, ખવાઈ ગયેલી ટીનની પેટીઓ, કીડાથી ભરચક તૂટી ગયેલી વાસની ટોપલીઓ, ફાટ્યાંતૂટ્યાં કપડાં, કોથળા અને કામળા તથા ગંધાતી ગાભાની પથારીઓ જોતાં કે તે પર બેસતા સૂગ જ આવે. એવા સરંજામ સાથેની ચાલીઓની કોટડીઓમા આ હરિજનો રહે છે. દરેક કુટુંબમાં મેલેરિયા અવારનવાર દેખા દે છે. ખસ, લૂખસ, ગડગૂમડ, ઓરી, અછબડા અને બીજા ચેપી રોગો તો ઘર જ કરીને રહ્યા છે. ચાલોમાં પાણી ભરવાની મારામારી, સંડાસ આગળ ગંદકી, અનેક જગ્યાએ લોકો થૂંકતા હોવાથી તેમજ એંઠવાડ અને કચરો હોવાથી ચારેબાજુ દુર્ગંધ ફેલાયેલી છે. અને આવી સ્થિતિમાં રોગ ઘર ન કરે તો બીજું શું થાય ? આ ગરીબ લોકો રોજ નહાતા નથી અને પહેરેલાં કપડાં પણ આઠદસ દિવસે ધૂએ છે, એટલે કપડાં પણ વાસ મારે છે આની આસપાસનું વાતાવરણ જોતા જો આ પૃથ્વીમાં કોઈ પણ નરક હોય તો એ આ છે, એ આ જ છે, એમ મારું માનવું છે."

### વિદ્યાર્થીઓને હાકલ

અમદાવાદમાં ભરાયેલી વિદ્યાર્થી પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી ખુશાલ તલકશી શાહે કહ્યું હતુંઃ

"શિક્ષાનો બોજો વિદ્યાર્થીઓને મચારૂપ બનાવવા માટે નાંખવામાં આવેલો છે કેળવાયેલો વર્ગ રાજસત્તા અને સમાજના સચારૂપ બને એ જાતનો શિક્ષાક્રમ ગોઠવવામા આવ્યો છે. નિશાળો તો કેળવણીને બહાને કમાણી કરે છે. જો વિદ્યાર્થી વર્ગ સગઠિત બની શાળાઓ સામે બંડ જગાવે ને તેનો બહિષ્કાર કરે તો થોડા જ દિવસોમાં

તેનાં મૂળ ઊખડી જાય. હિંદમાં કેળવણી પાછળ વીસથી ત્રીસ કરોડ રૂપિયાનો ખર્ચ કરવામાં આવે છે, પરતુ તેમાથી ચોથો ભાગ તો ફોગટ જાય છે.

"શિક્ષકો અને સત્તાધીશો સાધારણ રીતે મળી ગયા હોવાથી જ્ઞાનજ્વાળા પ્રગટાવવાનો તેમને વિચાર સરખોય નથી આવતો. પરસ્પરની મુશ્કેલીઓ શિક્ષકો સમજતા હોત તો તમારી આ દશા ન હોત. ગામેગામ ફરી વિદ્યાર્થીઓ વર્ષમાં એક માસ પ્રાથમિક કેળવણી માટે બહાર પડે તો દેશમાં આજે નિરક્ષરતા છે તેનો બહુ જ જલદીથી અંત આવે."

### ગેડીદડાની હરીફાઈ

પચમહાલમા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે દેશી રમતની શરૂઆત કરાવી અને જેસાવાડામાં આ રમતની મેચ જોવા અસંખ્ય લોકો ભેગા થયા હતા, તેમાં બીલોએ, ખાસ કરીને, સેંકડોની સખ્યામાં હાજરી આપી હતી. અમદાવાદમાં પ્રીતમનગરમાથી પરદેશી રમતો નીકળી પણ ગઈ.

### નિરક્ષરતા નાબૂદ કરો

કોમિલાના શ્રી. અખીલ ચદ્ર દત્તે ધારાસભાની આગામી બેઠક માટે નોટિસ આપીને સોવિયેટ રશિયાની ('યુનાઇટડ સ્ટેટ્સ ઑફ્ સોવિયેટ રીપબ્લિક્સ) જેમ હિંદમાંથી સામૂહિક નિરક્ષરતા નાબૂદ કરવા તાત્કાલિક અને અસરકારક પગલાં લેવાની ભલામણ કરી છે.

### નજરકેદીઓ પરીક્ષામાં

બગાળની અંદર ૪૦૮ નજરકેદીઓને આગામી જુદીજુદી યુનિવર્સિટીની પરીક્ષાઓમાં બેસવાની રજા આપવામાં આવી છે. તેમા બે બહેનો કુમારિકા હર્ષલિની બાળ બી એ. અને લીલા દે ઈન્ટરની પરીક્ષા માટે પ્રયાસ કરશે.

### યુવાનોની ફરજ

"હાલની દેશની સ્થિતિ વિકટ છે. હાલમાં ગરીબ અને તવંગર વચ્ચે વિગ્રહ ચાલ્યા કરે છે. દરેક યુવકે અત્યારથી જ આ લડતમાં ગરીબનો પક્ષ લેવો જોઈએ. હાલના જમાનામાં જે યુવાનો જીવે છે તેમાંથી કેટલાક બત્રીસ લક્ષણાઓ નીકળશે જ, જે યાહોમ કરીને ઝુકાવશે અને પોતાના શરીર અને સ્વાર્થનું રક્ષણ કર્યા વગર આ લડતની અંદર દેશ ખાતર ખપી જશે. યુવાનોની આહુતિથી જ સ્વરાજ્ય આવે છે અને એ શહીદોને યાદ કરી તેમાંથી હિંદ પ્રેરણા પીશે અને તેને તાકાત મળશે." (ઇન્દુલાલ યાજ્ઞિકના દાહોદના ભાષણમાંથી.)

### જીવનવ્યવસાય

સરેરાશ માણસના જીવનનાં ૨૩ વર્ષો તો શય્યામાં જ વ્યતીત થાય છે. મનુષ્યનું આયુષ્ય ૭૦ વર્ષનું ગણીએ તો નિદ્રાનાં વર્ષો સિવાય આપણે ૧૩ વર્ષો વાતોમાં, ૬ વર્ષો ભોજનમાં, ૨૩ વર્ષો મોજમજાહમાં અને ૧૮ માસ જ સાફસૂફીમાં ગાળીએ છીએ.

### સ્થાનિક સ્વરાજ્યની વિટંબણાઓ

સરદાર વલ્લભભાઈએ સ્થાનિક સ્વરાજ્યની પરિષદમાં ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું: "સ્કૂલબોર્ડના વહીવટમા કોમીભેદભાવ, પક્ષાપક્ષી અને અંગત સ્વાર્થ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે. શિક્ષકોની નિમણૂક અને ફેરબદલીઓ કરતી વખતે જાહેર હિત જોવામાં આવતું નથી પરતુ અંગત સ્વાર્થ તરફ વધારે ધ્યાન અપાય છે. શિક્ષકોના પગારમાં પણ નાણાં-

બીક બતાવી સરકાર કાપકૂપ કરવા ઇચ્છા રાખે છે. હજારો રૂપિયાના પગારદારના પગારમાં સોંઘવારીને કારણે મૂકવામાં આવેલો જૂજ કાપ સરકારે પાછો સાંધી આપ્યો, પણ ગરીબ ટૂંકા પગારના શિક્ષકોનો પગાર ઓછો કરવાનો આગ્રહ સરકાર છોડી શકતી નથી. × × મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડની સભાસદની જગ્યાએ માનમરતબાની કે સ્વાર્થ સાધવાની ઉમેદથી જવું એ પાપ છે. સેવાધર્મનું એ સ્થાન છે. ગરીબ અને અજ્ઞાન કર ભરનારાઓના નાણાંવહીવટના ટ્રસ્ટી બની બેસવું એ ભારે જવાબદારીનુ કામ છે."

### હિંદી કેડેટો અને નોકરી

અત્યાર સુધીમાં 'ડફરીન'માંથી ૩૯ કેડેટોને સિંધિયા સ્ટીમશીપ કંપનીએ રોકયા છે. "પરંતુ બીજી કંપનીઓ કેડેટોને નોકરી આપવાના સંબંધમાં ગલ્લાતલ્લા કરે છે એટલે આ સંબંધી વચ્ચે પડવાની" શેઠ વાલચંદ હીરાચંદે સિંધિયા સ્ટી. ને. કું. લિમિટેડની વાર્ષિક સભામાં સરકારને વિનંતિ કરી હતી.

### નવી જંજીરો

પરદેશી તંત્ર હેઠળ સ્વદેશી સાહસોની કરુણ કથનીનો ઉલ્લેખ કરતાં શેઠ વાલચંદે જણાવેલું: "હિંદની આર્થિક સ્વાધીનતાના ભોગે બ્રિટિશ સાહસો અને ઉદ્યોગો આજે વર્ષોથી હિંદમાં જે અધિકાર ને પસંદગી મેળવે છે તે અખંડ રહે તે માટે બધી ય વ્યવસ્થા ભાવી તંત્ર હેઠળ કરવામાં આવી છે. પરંતુ બ્રિટનના નૌકાપતિઓને એથી સંતોષ ન થયો. સરક્ષણના નવા અધિકાર ને નવી પસંદગી માટે એમણે પોકાર કર્યો ને ઉદાર પાર્લામેન્ટે એનો સત્કાર કર્યો એનું પરિણામ એ આવશે કે આજે નૌકાવિકાસના અધિકારના પડછાયારૂપ પણ જે સત્તા છે એ પણ હવે અદશ્ય થશે."

### દોઢ અબજની યોજના

"હિંદના એક દેશી રાજ્યના ઔદ્યોગિક વિકાસનો ઇજારો વિલાયતની એક સિન્ડીકેટને આપવામાં આવ્યો છે. લંડનના નાણાંથી હિંદમાં લેંકેશાયર ઊભુ કરવાનો આ પ્રયાસ છે. હિંદનો આ પ્રદેશ વેરાન મટીને પ્રજાજીવનથી ઊભરાતું પરગણું બની જશે. રૂપિયા દોઢ અબજની યોજના રચાઈ છે અને ઔદ્યોગિક વિકાસ અર્થે છેલ્લામાં છેલ્લી શોધો ને આધુનિક સાધનોનો ઉપયોગ કરવામાં આવશે. ભારતની ઔદ્યોગિક રૂચના એક વિરાટ નાટકની આ પ્રધાન વસ્તુ છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જગાતી વિગ્રહનો અંત આવે તે પહેલાં થાપણની આવી કેટલીય હેરફેર થશે એ કળવુ મુશ્કેલ છે." (જયભારત)

### ૪૪,૦૮૨ ધાવતી બાળક પત્નીઓ!!

અખિલ-ભારત સ્ત્રીપરિષદની બાળલગ્ન પ્રતિબંધ સમિતિનાં મંત્રી શ્રીમતી લક્ષ્મી મેનન જણાવે છે:

"૧૯૨૧ની અંદર એક વર્ષ ઉમરની અને તેનાથી પણ નાની ૯,૦૬૬ પરણેલી ગૃહિણીઓ આપણા દેશમા હતી. ૧૯૩૧મા તે સખ્યા પાંચગણી વધીને ૪૪,૦૮૨ની થઈ! જ્યારે એ જ દાયકામાં વસ્તીનું પ્રમાણ માત્ર $\frac{1}{10}$ (એક દશાંશ) જ વધેલું!!

"સને ૧૯૨૧માં જ્યારે એક વર્ષની ઉમરની અંદરની ૭૫૯ બાળવિધવાઓ હતી ત્યારે ૧૯૩૧મા સખ્યા વધીને ૧,૫૧૫ થએલી!

બાળપત્નીઓનું પ્રમાણ

| ઉંમર | ટકા |
|---|---|
| ૧ વર્ષની અંદરની | ૧ |
| ૨ „ „ | ૧.૨ |
| ૩ „ „ | ૨ |
| ૩ થી ૪ | ૪૨ |
| ૪ થી ૫ | ૬.૬ |
| ૫ થી ૧૦ | ૧૯.૩ |
| ૧૦ થી ૧૫ | ૩૮.૧ |

બાળવિધવાઓનો આંકડો

| ઉંમર | સંખ્યા |
|---|---|
| ૧ વર્ષની અંદરની | ૧,૫૧૫ |
| ૧ થી ૨ | ૧,૭૮૫ |
| ૨ થી ૩ | ૩,૪૮૫ |
| ૩ થી ૪ | ૯,૦૭૬ |
| ૪ થી ૫ | ૧૫,૦૧૯ |
| ૫ થી ૧૦ | ૧૦૫,૪૮૨ |
| ૧૦ થી ૧૫ | ૧,૩૫,૩૩૯ |

'ઉપર્યુક્ત બાળવિધવાઓ ફરીને લગ્ન પણ ન કરી શકે તે શું આપણી હિંદુ સનાતની સમાજને શરમાવનારું નથી ?"

**સુવાવડીનું મરણપ્રમાણ કલાકના ૨૦ !**

"હિંદભરમાં દર વરસે ૨,૦૦,૦૦૦ બહેનો બાળકોને જન્મ આપતાં મરે છે એટલે દર કલાકે ૨૦ ! અને સુવાવડીના આંકડા તપાસતાં હિંદમાં જ્યારે દર હજારે ૨૪.૫નું મરણપ્રમાણ અંકાય છે, ત્યારે ઇંગ્લંડમાં માત્ર ૪.૫નું જ છે."

**બાળકોનાં ખૂન ?**

"હિંદમાં ૧,૦૦૦ બાળકો જન્મે છે તેમાંથી ૧૮૧ મરણ પામે છે. આ તો આખા દેશ માટે અંદાજ છે, પરંતુ કેટલાક ભાગમાં તો હજાર બાળકે ૪૦૦ મરણ પામે છે. જ્યારે ઇંગ્લાંડમાં ૧૦૦૦માં માત્ર ૬૦ અને જાપાનમાં ૧૨૪નું મરણપ્રમાણ અંકાય છે". ત્યારે હિંદમાં આ બાળકોના ખૂન માટે કોણ જવાબદાર ગણાય ?

**મધ્ય એશિયા જાગે છે**

મધ્ય એશિયાની અંદર રશિયા ધીમેધીમે પગપેસારો કરે છે. સમરકંદ અને બોખારા હસ્તગત કર્યાં, અને હવે તેની દાઢ હિંદના બજારો હસ્તગત કરવા તરફ છે. મધ્ય એશિયામાં ઘણા જ મોટા પ્રમાણમાં કપાસનું વાવેતર થાય છે, અને જો આ કપાસ ગીલ્ગીટના રસ્તે હિંદ મોકલવામાં આવે તો સિંધ ને પંજાબના કપાસના વાવેતરને પણ નુકસાન પહોંચે. જો આ કપાસમાંથી કાપડ બનાવી રશિયા બજારમાં કાશ્મીરમાં વેચે તો પણ હિંદના બજારને ધક્કો લાગે. અત્યારે હિંદનો કોઈ પણ માલ કાશ્મીરમાં લઈ જવો

હોય તો તેના પર ત્યાંની સરકારી જકાત હોય. પરન્તુ વિલાયતનો કે કોઈ પણ અન્ય દેશનો માલ ત્યાં સીધો આવે તો તે સસ્તો પડે છે, તેથી કાશ્મીર હિંદની નજદીક હોવા છતાં ત્યાંના બજારનો કોઈ પણ રીતે લાભ ઉઠાવી શકતું નથી. ગીલ્જીટ પણ સરકારે કબજે ન કર્યું હોત તો રૂશિયાનો માલ પણ ઘણો જ સસ્તો ત્યાં વેચાત અને આપણા થોડાઘણા બાકી રહેલા વેપારીઓને ત્યાંથી ભાગવું પડત. કાશ્મીરની પ્રજા તદન ગરીબ છે. શ્રીનગરનાં અનેક જાતનાં વર્ણનો આવે છે, તેને હિંદના વેનિસની ઉપમા અપાય છે, પરન્તુ ખરી સ્થિતિ સાવ જુદી જ છે. મધ્ય એશિયાની સ્ત્રીઓ—જેઓ મોટે ભાગે મુસ્લિમ ધર્મ પાળતી હતી તેઓએ બૂરખા તજી દીધા છે અને સમાન હક માટે લડે છે. આ સ્ત્રી-સ્વતંત્રતાની ભાવનાની અને તેમની માનવજાતની સેવા કરવાની ધગશની હિંદમાં આયાત ન થાય માટે ગીલ્જીટના દરવાજે ખભાની તાળું મૂકાયું છે. (જયભારત)

**સેન્કશન !!**

એક બાજુથી એબિસીનિયા અને ઇટલીની લડાઈની સુલેહની વાતોના સૂર સભળાય છે, ત્યારે બીજી બાજુથી પ્રજાસંઘ સેન્કશનની કલમ ૪ નો ઉપયોગ કરી ઇટલીનો આર્થિક બહિષ્કાર કરવા માગે છે

હિંદમાંથી કરોડો રૂપિયાનો માલ—ખાસ કરીને તેલીબિયા અને કપાસ—ઇટલી ચડે છે. અત્યારે આ માલ ઇટલી ચડાવવો કે કેમ તેનો વિચાર સ્વાભાવિક રીતે હિંદના વેપારીઓને આવે, અને માલ જ્યારે ઇટલી ચડાવી શકાય નહિ ત્યારે બજાર પર તેની ખરાબ અસર થાય. પરિણામે, અન્ય દેશોના વેપારીઓ લાભ ઉઠાવી જવા સંભવ છે.

ઓટાવા કરારનામાને લીધે હિંદને સહન તો ખૂબ જ કરવું પડે છે. પોતાનો માલ ઇંગ્લંડ ચડાવતાં પેરીટી બહાર સચવાતી નથી. અત્યાર સુધી ઇંગ્લંડ આરજેન્ટાઈનને તેલીબિયાં, અળસી અને ઘઉં માટે લાભ આપતું. અત્યારે આરજેન્ટાઈનમાં ઇટલીએ પોતાનો પગપેસારો કર્યો હોવાથી બ્રિટિશ વેપારીઓ સેન્કશનના પડદા પાછળ હિંદનો માલ ઉપાડવાની કોશિશ કરશે કે જેથી ભવિષ્યમાં કોઈ નવા પ્રકારનું ઓટાવા ઘડાશે !

**નૌકા પરિષદ**

નૌકા પરિષદની બેઠક ડીસેમ્બરની તારીખ ૨૭મીએ લંડન ખાતે શરૂ થઈ. વૉશિંગ્ટન અને લંડનના નૌકાકરારોમાં ફેરફાર સૂચવવા માટે આ પરિષદ બોલાવવામાં આવી છે. આ આંતરરાષ્ટ્રીય પરિષદની અંદર ઇટલી, ફ્રાન્સ, અમેરિકા, જાપાન અને જર્મની વગેરે દેશોએ પોતાના પ્રતિનિધિ મોકલ્યા છે એટલું જ નહિ, પરતુ બ્રિટિશ સંસ્થાનોમાંથી દક્ષિણ આફ્રિકા, ન્યૂઝિલેન્ડ, ઑસ્ટ્રેલિયા, અને કેનેડાને પણ પ્રતિનિધિ મોકલવાનો હક મળ્યો છે. આવી પરિષદમાં બ્રિટિશ સંસ્થાનોના પ્રતિનિધિઓ પહેલી જ વાર હાજરી આપે છે. પરતુ હિંદ તરફથી કોણ છે? જ્યારે ચારે બાજુથી બ્રિટિશ સંસ્થાનો પોતાના પ્રતિનિધિ મોકલે છે ત્યારે હિંદુસ્તાન ભુલાયું છે! જ્યારે જગતની સર્વે સત્તાઓ ચક્કર પરિષદમાં બેસી લંડન અને વૉશિંગ્ટનના કોલકરારોમાં ફેરફાર કરશે ત્યારે હિંદનો અવાજ રજૂ કરવાની શું જરૂર નથી? તેને શું દરિયાકિનારા સાચવવાના નથી? છેલ્લા થોડાક સમયથી હિંદનું નૌકાસૈન્ય અલગ લેખાવા માંડ્યું છે, તો આ હિંદનો હક સાબિત કરવા માટે શું કોઈ ભાગ્યશાળી પ્રતિનિધિ ન જડી આવ્યો ! 'નારસિંહ'

# રોજનીશી

તા. ૧૩-૧૧-૩૫ કેરોમા સ્વાતંત્ર્યદિનની ઉજવણી પ્રસંગે વિદ્યાર્થીઓએ હુલ્લડ કર્યું, પરિણામે ૪૫ સિપાઈઓ ઘાયલ થયા અને ૧૩ને સખત ઇજા થઈ, લાહોરમા શહીદગંજ મસ્જિદવાળી જગા ન વાપરવા માટે ગુરુદ્વારા પ્રબંધક કમિટી સામે જિલ્લા મેજિસ્ટ્રેટે મનાઈ હુકમ કાઢ્યો.

તા. ૧૪-૧૧-૩૫ જાણીતા શીખનેતા સરદાર ખડગસિંહને રાજદ્રોહના આરોપસર ૧૮ માસની સખત સજા.

તા. ૧૭-૧૧-૩૫ સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીના પ્રમુખ શ્રી ગોપાળ કૃષ્ણ દેવધરનું અવસાન, ઝાંસીની મહારાણી લક્ષ્મીબાઈની શતાબ્દીનો ઉત્સવ આખા હિંદમા ઉજવાયો.

તા. ૧૮-૧૧-૩૫ ઇટલી સામેના પ્રતિબંધો માટે હિંદમા નવો ઑર્ડિનન્સ જાહેર થયો, અફઘાન સરકારે કેરો ખાતેનુ એલચીખાતુ કાઢી નાખ્યુ

તા. ૧૯-૧૧-૩૫ જાપાનીઝ જનરલનું અલ્ટીમેટમ—તા ૨૦મીની બપોર સુધીમા સ્વતંત્ર સરકારની યોજના સ્વીકારો.

તા ૨૧-૧૧-૩૫ બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનના લલિતકળા વિભાગના પ્રમુખપદે શ્રી નાનાલાલ મહેતાની જગાએ શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરની નિમણૂક થઈ.

તા. ૨૨-૧૧-૩૫ બ્રિટિશ પ્રધાનમંડળમા નવા ફેરફાર થયા.

તા. ૨૩-૧૧-૩૫ ઓગડેનનો પ્રદેશ ઇટલીએ જીતી લીધો, એબિસીનિયા-ઇટલી ઝઘડાના સમાધાન માટે રોમ અને પેરિસ ખાતે પ્રયાસો શરૂ થયા, ભરૂચ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે શ્રી દિનકરરાવ દેસાઈની નિમણૂક.

તા. ૨૪-૧૧-૩૫ અફઘાનિસ્તાનમા ચલણી નોટો દાખલ થઈ.

તા. ૨૫-૧૧-૩૫ ગ્રીસની ભૂમિ ઉપર ગ્રીસના રાજા જ્યૉર્જ હેલેનેસે ફરીથી પગ મૂક્યો, મુંબઈમા સંતતિનિયમનના હિમાયતી મિસ માર્ગેરેટને ઍસોસિયેટેડ પ્રેસના પ્રતિનિધિ સાથે રાષ્ટ્રીય આરોગ્યમા સંતતિનિયમનનુ સ્થાન એ વિષય ઉપર ચર્ચા થઈ.

તા ૨૬-૧૧-૩૫ દિલ્હીમા બીરલા મિલમા મજૂરોની હડતાલ

તા. ૨૭ ૧૧ ૩૫ અમદાવાદ ઍજ્યુકેશન સોસાયટીને કોમર્સ કૉલેજ માટે શ્રી. મોહનલાલ છોટાલાલ પાલખીવાળાએ રૂ. ૧૦,૦૦૦ની મદદ આપવા જાહેર કર્યું.

તા ૨૮-૧૧-૩૫ ડી વેલેરાએ સેનેટ કાઢી નાખવાનો નિર્ણય કર્યાના સમાચાર જાહેર થયા

તા ૨૯ ૧૧-૩૫ ગુજરાત સાહિત્યસભાના ઉપક્રમથી ડૉ જી. બી માકડના પ્રમુખપણા હેઠળ ડૉ બાલકૃષ્ણ અમરજી પાઠકે 'શારીરવિજ્ઞાનશાસ્ત્ર' ઉપર વ્યાખ્યાન કર્યું.

તા. ૩૦-૧૧-૩૫ અમદાવાદમા પ્રો. ખુશાલ તલકશી શાહના પ્રમુખપણા હેઠળ વિદ્યાર્થી પરિષદની બેઠક ભરાઈ, કલકત્તામા બેકાર યુવકોની પરિષદ ભરાઇ, લાહોરમા શહીદદિન અંગે ૬૦,૦૦૦ શીખોનું જંગી સરઘસ પોલીસનો ટોળા પર ગોળીબાર; મુંબઇ ટીમ વિ. ઑસ્ટ્રેલિયન ટીમની રમત, તેલ, કોલસા ને લોખંડના પ્રતિબંધો સામે ઇટલીનો રોષ, રાષ્ટ્રસંઘની કમિટીને ઇટલીએ ચેતવણી આપી, હબસી તાયફાવાળાઓએ ઇટલી પર અણધાર્યો છાપો માર્યો, પટણા યુનિવર્સિટીનો પદવીદાન સમારંભ ઉજવાયો સર તેજ બહાદુર સપ્રુનુ કૉન્વોકેશન વ્યાખ્યાન.

તા ૧-૧૨-૩૫ આસામમા ધરતીકંપના આંચકા; લાહોરમા શીખ-મુસ્લિમ વચ્ચે ગંભીર હુલ્લડ ત્રણના મરણ, સંખ્યાબંધ માણસોને ઇજા, કલકત્તા યુનિવર્સિટીની સેનેટે કૉલેજ બહારના વિદ્યાર્થીઓ તરીકે ૪૦૦ નજરકેદીઓને જુદીજુદી પરીક્ષાઓમા બેસવાની છૂટ આપી, ગ્રીસના રાજદ્વારી કેદીઓને સામાન્ય મુક્તિ : જપ્ત થયેલી મિલકત પણ પાછી સોંપાશે સરકારી ગેઝેટના ખાસ વધારાદ્વારા પંજાબ સરકારે જાહેર કર્યું કે ૧૯૩૫નો પંજાબ ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટ તા. ૧ લીથી આખા પંજાબમા અમલમા મુકાશે.

તા ૩-૧૨-૩૫ · ઍબિસીનિયન સૈન્યનો મકાલે તરફ ધસારો ઇટાલિયનોને ઘેરી વળ્યા.

તા. ૪-૧૨-૩૫ : મુંબઈ અને અમદાવાદના મિલમાલિકોએ હિંદી ટેરિફ બોર્ડ સમક્ષ જકાતના ઘટાડા

સામે વિરોધની ચાદીઓ રજૂ કરી; હિંદી સરકારના દક્ષિણ આફ્રિકાના એજંટનો ઇ. સ. ૧૯૩૪નો રિપોર્ટ બહાર પડયો.

તા. ૫-૧૨-૩૫ : ઇટલી-એબિસીનિયા વચ્ચે સમાધાનની વધુ મંત્રણાઓ; 'અમારે બ્રિટનના ખંડિયા તરીકે નહિ પણ તેમના મિત્ર તરીકે રહેવું છે' એમ મીસરના માજી વડાપ્રધાન નાહાશ પાશાએ લંડનમાં એક મુલાકાત દરમ્યાન જાહેર કર્યું; અમદાવાદમાં મજૂરદિનની ઉજવણી.

તા. ૬-૧૨-૩૫ : આખો પીપીંગ (ચીન)માં ભારે ગભરાટ: શહેર પર ઊડતાં જાપાનીઝ વિમાનો; હોંગકોંગની સરકારે બહાર પાડેલો વટહુકમ: 'ચાંદીના સિક્કા અને સોનું સરકારને સોંપી દો.'

તા. ૭-૧૨-૩૫ : ઇજિપ્તમાં વિદ્યાર્થીઓનું તોફાન: ૧૪૦૦૦ વિદ્યાર્થીઓની ફરી તરફ કૂચ; 'અમે તે ભોગે ઇટલી ધ્યેયથી વિમુખ નહિ થાય' એવી મુસોલિનીની ઘોષણા; પેરિસમાં હોર-લાવાલ વચ્ચે સમાધાનીની મંત્રણા.

તા. ૮-૧૨-૩૫ : ગાંધીજીની તબિયતમાં સુધારો: ખોરાકના અખતરાથી લોહીનું વધેલું દબાણ: બે માસ આરામ લેવાની ડૉક્ટરોની સલાહ.

તા. ૯-૧૨-૩૫ : સ્પેનના પ્રધાનમંડળનું રાજીનામું : સંસ્થાનોના માજી પ્રધાન સામે સરકારી નાણાંના દુરુપયોગનો આક્ષેપ; લંડનમાં નૌકાપરિષદની બેઠક : 'હિંદ પણ પોતાનો યોગ્ય ફાળો આપશે' એવા હિંદવતી મિ. બટલરના ઉદ્‌ગારો.

તા. ૧૦-૧૨-૩૫ ગ્રીસમાં સિતમનું સામ્રાજ્ય પ્રવર્તે છે અને ત્યાં હજાર ઉપરાંત પ્રજાતંત્રવાદીઓ કારાવાસમાં પૂરાયા છે એવી લંડનના 'ડેલી હેરલ્ડ'ના ખબરપત્રીએ વિગત પ્રગટ કરી.

તા. ૧૧-૧૨-૩૫ મુંબઈના ચાંદી બજારમાં ભારે ખળભળાટ : ચાંદીના ભાવમાં એકદમ મોટો ઘટાડો; ચીનમાં જાપાનનો દોરદમામ : કુયુઆન મંચુકુઓના હાથમાં ગયાના સમાચાર બહાર આવ્યા; પં૰ જવાહરલાલ નેહરૂનો બંગાળ સરકારને પડકાર: સરકારના વહીવટી અહેવાલમાંના 'હરિજનકાર્ય' માટે એકઠા કરવામાં આવેલા નાણાની મદદથી અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિઓના ઓઠાં હેઠળ હિલચાલ ચલાવવાનો' આક્ષેપનો ઇનકાર.

તા. ૧૨-૧૨-૩૫, નેપાળના નામદાર મહારાજા અને તેમના વડાપ્રધાન રાજ્યના ડુંગરાળ પ્રદેશોમાં ત્યાંની વસ્તુસ્થિતિ નજરે નિહાળવાના ઉદ્દેશથી ફર્યા; ઇજિપ્તમાં જૂના રાજતંત્રની ફરી સ્થાપના નીસીમ પાશાની સરકાર હાલ સત્તા પર રહેશે; રાજા ફુઆદે ઇ. સ. ૧૯૨૩નું બંધારણ પુનઃસ્થાપિત કરતી ટીકી ઉપર સહી કરી; સુરતમાં હરિજન નેત્રયજ્ઞ; હિંદી સરકાર તરફથી ચાંદીનું મોટું વેચાણ ૨૪૦૦૦ પાટો અમેરિકા રવાના કરવાની થયેલી ગોઠવણના સમાચાર બહાર આવ્યા.

તા. ૧૩-૧૨-૩૫; મહાસભાને અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં અભિનંદન; અમદાવાદ એજ્યુકેશનલ સોસાયટીને રૂ. ૫૦૦૦)ની વાર્ષિક ગ્રાંટ આપવાનો અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ઠરાવ કર્યો; બ્રિટિશ અને ફ્રેંચ પ્રધાનોએ પરદેશમંત્રીને એબિસીનિયા-ઇટલી સમાધાનની દરખાસ્તનો ખરડો મોકલ્યો. અર્ધો દેશ રાષ્ટ્રસંઘને અને અર્ધો ઇટલીને સોંપો.

તા. ૧૪-૧૨-૩૫ કલકત્તા કૉરપોરેશનમાં મુસ્લિમ હિતોની થયેલી અવગણનાને પરિણામે ૧૪ મુસ્લિમ સભ્યોએ રાજીનામાં આપ્યાં.

તા. ૧૫-૧૨-૩૫: અમદાવાદ કૉમર્સ કૉલેજને મુંબઇ યુનિવર્સિટીએ ત્રણ વર્ષ માટે માન્ય કરી.

તા. ૧૬-૧૨-૩૫: હિંદી બિલ બે ભાગમાં ફરી છાપવાનું બિલ આમની સભામાં બીજી વારના વાચનમાંથી પસાર થયું; જાપાનના વિખ્યાત કવિ નગુચીની હિંદને અંજલી.

તા. ૧૭-૧૨-૩૫ કલકત્તા મ્યુનિસિપાલિટીના મેયર એ. કે. ફઝલુલ હકે મુસ્લિમ સભ્યોને અનુસરી પોતાનું રાજીનામું આપ્યું; કલકત્તાની શ્રી બીરલાની શણની મિલમાં ૫,૦૦૦ કામદારો હડતાલ પર ગયા; અખિલ હિંદ મહાસભા સમાજવાદી પક્ષનું મુખપત્ર પ્રસિદ્ધ કરવા માટે મુંબઇ સરકારે એક હજારની જામીનગીરી માગી.

# અનુક્રમણિકા

પુ. ૨૧ માગશર : ૧૯૯૨ અંક ૨


| | | | |
|---|---|---|---|
| ૧ | નાવિક [ કાવ્ય ] … … | પૂજાલાલ … … | ૧૦૫ |
| ૨ | સ્ત્રીઓના માર્ગમાં અંતરાયો … | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૧૦૭ |
| ૩ | દિક્કાલ … … … | પ્રાણજીવન વિ. પાઠક … | ૧૧૪ |
| ૪ | લાવા [ કાવ્ય ] … … | દુર્ગેશ શુક્લ … … | ૧૧૯ |
| ૫ | મારાં ઘરે મંગલ મૃત્યુદર્શન [કાવ્ય] | 'સ્વપ્નસ્થ' … | ૧૨૦ |
| ૬ | છેલ્લી સાંકળ [ વાર્તા ] … | વૈકુંઠ ચુનીલાલ … … | ૧૨૨ |
| ૭ | જગતનો આર્થિક ખજાનો … | જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા | ૧૩૩ |
| ૮ | કૂજા [ કાવ્ય ] … … | 'સુન્દરમ્' … … | ૧૩૭ |
| ૯ | અમરનાથ [ સચિત્ર ] … … | પ્રેમલીલા મહેતા … … | ૧૩૮ |
| ૧૦ | એક સુભાષિત … … | સ્વ૦ પાર્વતીપ્રસાદ વૈદ્ય … | ૧૪૪ |
| ૧૧ | એ'લ્યું પાંદડું [ કાવ્ય ] … | 'શેષ' … … … | ૧૪૫ |
| ૧૨ | ખુઝવો [ કાવ્ય ] … … | વિક્ટર હ્યુગો : ચન્દ્રવદન મહેતા | ૧૪૬ |
| ૧૩ | દેશદર્શન … … … | સુમન્ત મહેતા … … | ૧૪૯ |
| ૧૪ | મારે [ કાવ્ય ] … … | 'પારાશર્ય' … … | ૧૫૪ |
| ૧૫ | ત્રિદર્શન [ કાવ્ય ] … … | મુકુન્દ વિ. વિજય પારાશર્ય … | ૧૫૫ |
| ૧૬ | ભૃગુકચ્છ-ભરૂચના ગુર્જર રાજાઓ | ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી … | ૧૫૭ |
| ૧૭ | એક આદર્શ [વાર્તા] … … | નાગરદાસ અમરજી પંડ્યા … | ૧૬૩ |
| ૧૮ | ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે | 'પતીલ' … … … | ૧૬૯ |
| ૧૯ | હિમ અને તેના ઉપાય … | માર્તંડ શિવભદ્ર પંડ્યા … | ૧૭૦ |
| ૨૦ | મહત્ત્વાકાંક્ષા [ કાવ્ય ] … | 'પ્રબોધ' … … | ૧૭૫ |
| ૨૧ | રાત્રિ-સંગીત [ કાવ્ય ] … | શંકર જે. ભટ્ટ … | ૧૭૭ |
| ૨૨ | ખરું ઉત્તરાયણ ક્યારે ? … | હરિહર પ્રા. ભટ્ટ … | ૧૭૮ |
| ૨૩ | ચર્ચાપત્ર … … … | કિશોરલાલ મશરૂવાળા … | ૧૭૯ |
| ૨૪ | અખિલ ભારત પંચાંગ શોધન પરિષદ્ | હરિહર ભટ્ટ … … | ૧૮૦ |
| ૨૫ | જ્ઞાનગોચરી … | રમણીકલાલ દલાલ, ડુંગરશી ધરમશી સંપટ | ૧૮૧ |
| ૨૬ | પુસ્તકપરિચય … … | રા; બો. પ. … … | ૧૯૧ |
| ૨૭ | નોંધ … … … | સુ. મ, 'નારસિંહ' … … | ૧૯૯ |
| ૨૮ | રોજનીશી … … … | … … … | ૨૦૬ |


## શુદ્ધિપત્રક

'પ્રસ્થાન'ના કારતક અંકમાં 'ઉપાસનાશુદ્ધિ'વાળા લેખમાં નીચેની ભૂલો સુધારી લેવા ગ્રાહકોને વિનતિ છે.

પાનું ૭, પેરા ૨, લીટી ૩. 'ભળતા' નહિ પણ 'ભલતા' જોઈએ.

પાનું ૧૦, લીટી ૧૨ : ; અર્ધવિરામ પછી 'પણ' શબ્દ ઉમેરવો.

" લીટી ૧૭ 'રોડ' નહિ પણ ક્રોડ.

વ્યવસ્થાપક

લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬ાા છૂટક અંક રૂ. ૦ાા

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ
તા. ૨૬-૧૨-૧૯૩૫.

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૧ પોષ · ૧૯૯૨ અંક ૩

## ગગનવિહારીને

[પૃથ્વી]

પૂજાલાલ

કવિ! ગગનમાં વિહાર કર કલ્પનાપાંખ પે
સુરેન્દ્રધનુની કમાન થકી છૂટતા તીર શો,
કરી અમર "સોમવેલરસપાનકેરો" નશો
લસાવ તવ પાંખ જ્યાં કનક સૂર્યમાલા તપે;

અનંત હૃદયે પ્રવેશ, શુચિ મૌક્તિકો લાવતો
જ્વલંત ઋતનાં—નિહારદ્યુતિશીકરો તારલા—
બનાવ પરપ્રેમ કાજ ગ્રંથી તેમના હારલા,
અનાહત ઋચા ગજાવ શિવ છંદ નર્તાવતો.

પરંતુ ગગનો પરે દ રસસમાધિમાં ભૂલતો
રખે તું નિજ માત આ અવનિની જૂની વેદના,
દુખે દલિત મૂક સ્નેહઉર તું જહીં ઝૂલતો
થયો પરમ પાંખવંત બહેલાવતો ચેતના,

સુદીનવદના ધરા સતત આશ તારી કરે;
ઉતાર રસજ્યોતિ ને અમૃત સૂરતા ભૂ પરે.

# આદમિયત

સવારની ઠંડી એવી હતી કે પોતાનું ચાલે તો કોઈ પણ બહાર નીકળે નહિ. ટ્રામમા કોઈ બેસનાર હોય ન હોય, છતા લોઢાનો ઠંડો–વીંછીની જેમ ડખતો, ચીપિયો હાથમા લઈને 'ટિકિટપ્લિઝ!' કરવા ગુલામમહમદને નીકળ્યા વગર ઓછું ચાલે એમ હતુ? પ્રભાકરનુ ચાલત તો પોતે શાળાના દિવસોમા નિયમિત મોડા ઊઠીને માડ મેળવેલો 'સૂર્યવંશી'નો ઇલકાબ સહેજે જતો કરીને આટલો વહેલો ભણાવવા નીકળી પડત નહિ

ટ્રામમા આવીને, સ્ત્રીસમાનહકની આ હિલચાલના જમાનામા પણ સ્ત્રીઓ માટે રિઝર્વ્ડ રાખેલી બેઠકોની પાછળ પ્રભાકર કાલ્પનિક હૂંફમા લપેટાઈને બેઠો ને બારીના કાચની આરપાર મકાનો તરફ તાકી રહ્યો.

એકબે સ્ટેશન પસાર થયા, છતા બીજુ કોઈ ઉતારુ દાખલ થયુ નહિ, એટલે છેક ખૂણામા બેઠેલો ગુલામમહમદ—ખરેખરુ કે ખોટુ પણ એક બગાસુ ખાઈ ને ઊઠ્યો. પ્રભાકરે પાકિટમાથી કાઢીને છુટ્ટા ચાર પૈસા એના હાથમા મૂક્યા ત્યારે કોઈ પણ પ્રખ્યાત રંગભૂમિને દિપાવે એવો અભિનય કરીને બોલ્યો, 'કૈસે કૈસે ઠંડે હૈ?—પૈસે વાલે કે હી જૈસે'

પ્રભાકર સ્વભાવે એક કોલેજિયનને છાજે એટલા પ્રમાણમા અતડો બન્યો હતો, જો કે હજી પોતાથી નીચા પ્રત્યે પૂરતી તુચ્છકારવૃત્તિ એને કેળવવી બાકી હતી. છતાં પોતા પર આવતો આરોપ હટાવવા એણે બારીના કાંચની આરપાર જોતા જોતાં 'રાષ્ટ્રભાષા'મા જ ચલાવ્યુ, 'યે શિયાલેમેં ઠંડે તો હૈ મગર હમ. પૈસેવાલે નહીં. પૈસેવાલે તો સોતે હોંગે હમારી તરહ ઠંડે નહિ હોંગે'

'જનાબ, ક્યા કહા? આપ કૈસે ઠંડે હો સકતે હૈ?'

'ક્યૂં નહીં?' પ્રભાકરે એની સામુ જોઈને સવાલ કર્યો.

'ક્યોં કિ આપકા દિલ તો ઠંડા નહીં,' ગુલામમહમદે કહ્યુ પ્રભાકર બારી આરપાર મકાનોની દોડી જતી બારીઓ તરફ તાકી રહ્યો હતો. 'યહા યે બડી બડી મકાનાત હમને દેખી, બડેબડે તમાશે દેખે, બડેબડે આદમી દેખે, લેકિન આદમિયત કહીં ભી નહીં દેખ પાઈ' પ્રભાકરે એની સામે ઊંચુ જોયુ, 'દેખો આપને હમારે દોસ્તકે મુઆફિક કહ દિયા કિ આપ પૈસેવાલે નહીં મગર ઔર અમ્યોને હમકો ક્યા કહા હૈ? સિર્ફ એક આના દેને મેં તો ઐસી રૂઆબ આંખ દબાકે દિખાતે હૈ કિ ક્યા બાત! ક્યા આદમી ત્રિભીક રખતા હૈ! પૈસે ઔર થોડે તર હોને પર ટ્રામસે મોટરમે સિરફ જાતા હૈ! ક્યા હસતે હો જનાબ? હમારી આંખેસે તો હમને યહ દેખા સબ......લેકિન આદમિયત નહિ દેખી'

પ્રભાકર ખરેખર હસતો હતો. પગે ચાલનારા આનો મળતા કેમ ટ્રામમાં ને ટ્રામમાં જનાર બે પૈસા કમાતા કેવા મોટર દોડાવતા થઈ જાય છે એને લક્ષ્ય એ જોઈ રહ્યો ને આ બધી 'પ્રગતિનુ' રહસ્ય ઉકલી રહ્યો.

'આપ મૌટે ફિલસૂફ લગતે હો,' પ્રભાકર જબાને વતનને જ વળગી રહ્યો

સામે ગુલામમહમદે એને ફિલસૂફી વિષે તમે, હું કે પ્રભાકર કોઈ પૂરું ન સમજી શકીએ એવી ઉર્દૂ જબાનમાં છટાદાર, મધુર લાગતી બેતો લલકારી. એનો ભાવાર્થ કંઈક એવો હતો કે શિકારને મૂળ શિકારી વાઘ ને પછી શિયાળવાં વગેરે ખાઈ ગયાં. ને તે પછીય તે કાગડા ગરજણો વગેરેએ હાડપિંજર બિલાડીના પંજા જેવું સાફ કરી દીધું ત્યારે મોડુંમોડું એક ગીધ આવી પહોંચ્યું અને હાડકાંના માળખા પાસે બેસીને ડોક ઝુકાવી શોચી રહ્યું : હં તો મારી સૂંઘવાની શક્તિ ગઈ છે અથવા માત્ર હાડકાંના જ જાનવર હવે જન્મવા માંડ્યાં છે. 'હાડકાં તો હાડકાં' કરતો એક કૂતરો આવી પહોંચ્યો ને બાઉવાઉની ભાષામાં ગીધ તરફ ધસીને બોલ્યો 'હટ ફિલસૂફ!'

ગુલામમહમદ હસવું દબાવી ન શકવાથી વાંકો વળી વળીને હસી રહ્યો. મુંઝાઈને પ્રભાકર બોલ્યો, 'તો આપ શાયર તો જરૂર લગતે હો!' પોતાને જોઈને પ્રભાકર એક મામૂલી ટ્રામકંડકટર જેવું પણ બોલતાં ફાવતુ નથી એ 'રાષ્ટ્રભાષા'ને અંદરથી હજારો શાપ આપતો હતો.

'દેખો હમકો ગાલી મત દો!' કહી શાયરો વિષે કંઈ અરબસ્તાનમા ગયે જ સમજાય એવી ભયંકર બેત લલકારી ગયો.

'આપ બહુત પઢેલે તો હૈ હી.'

'નહીં સાબ. હમ આપકી ઇંગ્રેજી જરમની નહીં જાનતે હૈ. ઈસીસે તો હમકો ઇંસ્ટેશન માસ્તરી મિલ નહીં સકી. લેકિન આપ જુરૂર ઇંગ્રેજી પઢ લેના. યહ જમાનેમેં કુત્તેભી ઇંગ્રેજીમેં ભૂંકનેકી કોશિશ કરતે હૈં.'

શરમાઈને પ્રભાકર બોલ્યો, 'જી મૈંને થોડાઘણા ઇંગ્રેજી પઢ લિયા હૈ.'

'ક્યા? આપ કિસ કિતાબમેં હૈં?'

'બી. એ. મેં હૂં'

'ક્યા બોલે? બી. એ. મેં!' અને પોતાનો અચંબો જીરવી ન શકવાથી ટ્રામના આગલા અરધિયાને છેડે ઊભેલા જોડીદારને ધારો પાડી બોલાવીને કહેવા લાગ્યો. 'દેખ તુકારામ, બાબુસાબ બી. એ. કી પઢાઈ કરતે હૈં! ઈતની ઊમ્રમેં!'

પ્રભાકર પણ થાય ને ભૂંડો તે પોતાને વિષે અભિપ્રાય એકદમ ઉત્તમાવી દેવાની તક ઝડપીને મોં પર જરી શરમના શેરડા લાવીને બોલ્યો, 'જી, દોચાર બરસ તો બિચમેં પૈસે દેશકે મામલેમેં પઢના છોડ ભી દિયા થા.'

ગુલામમહમદ તો ઘેર આંગણે કોઈ ઉત્સવ આવી ગયો ન હોય એવા આનંદમાં આવીને તારીફ કરવા લાગ્યો જ્ઞાનને ઉમરથી નિસ્બત નથી એ મતલબની કંઈ મીઠી ઉર્દૂ શેરો પણ ગગડાવી ગયો. તુકારામ પણ મુગ્ધ માણસની જેમ જોઈ રહ્યો.

શેરો સાંભળીને એનો અર્થ ન સમજવા છતાં એની છટાથી મોહીને પ્રભાકર ગુલામમહમદ સામે અદબથી જોઈ રહ્યો. પોતે એની સાથે અવિનય કર્યો હોય એમ શરમાયો. નમ્રતાથી બોલ્યો, 'મેરે જૈસે પઢાનેકા કામ કર સકતે હૈ તો આપ કયૂ નહિ કરતે હૈં?'

'આપ પઢાનેકા કામ કરતે હૈં? છિ:'

'જી હા, હમારે શાસ્ત્રમેં બમ્મન લોકકા કામ યહી લિખા ગયા હૈ, પઢના ઔર પઢાના.'

'પઢાઓ! મગર હમ તો આદમી કો હિ પઢા સકતે હૈં, સરકસવાલોંકી તરહ જનાવરોંકો નહીં. હમનેભી એક દફે અખ્તરા કર લિયા. લેકિન આદમિયત...'

વચ્ચેથી અટકીને 'અચ્છા, અચ્છા, પઢાઓ' કહેતો કોઈ અભાગિયું બેસનાર આવ્યું હશે એને ટિકિટ આપવા ચાલ્યો ગયો.

બીજે દિવસે ટ્રામ પર આવતાં જ પ્રભાકરે એક દોસ્તની પેઠે ગુલામમહમદ સામું જોઈને પૂછ્યુંઃ 'આપકા અખ્તરા હમેંકો સુનાઓ. જુરૂર સુનાઓ.'

'જી, આપ પઢાના ભૂલ જાયેંગે જાને દો બાત... કોનસે મજલે પર પઢાને જાતે હૈં?'

'જમીન પર હી.'

'તો બહુત અચ્છા. યહાં મકાનતભી કિતની બડી ઊંચી હૈં!' કહીને હસી રહ્યો. વિના કારણ તુકારામ પણ હસવામાં સાથે ભળ્યો. 'કિતની ઊંચી મકાનત! જિન્નત હી દેખલો ઔર જિન્નતકી હુરેં! જાને દો બાત! બાદલકા રૂમાલ રખતી હૈં, બાલમેં તારે પિરોતી હૈં, ઔર મુંહમેં ચાદ છિપાતી હૈં... ક્યા શહેર હૈં! લેકિન તુકારામ, કહીં આદમિયત નહીં.' અને વ્યથામય હાસ્યના ખખડાટથી ટ્રામના અવાજને પણ એણે ડુબાવી દીધો.

'આપ ગુસ્સા મત કરેં,' પ્રભાકર તરફ જોઈને બોલ્યો. 'સચમુચ હમ ઇઅજીવાલોકા ઇતબાર નહીં રખતે હૈ.'

'મુઝકો ઐસા મત ગિનો,' પ્રભાકરે દોસ્તદાવે કહ્યું.

'તો દેખો,' ગુલામમહમદ બોલ્યો, 'તભી તો પાંચ નંબર પર મેરી ડ્યુટી લગતી થી. એક દિન બોરીબંદર પર એક પારસી જવાન મિલ ગયા. અભી બોરીબંદરસે અગ્રા લોકલ છૂટી નહીંથી. વહ આતા હોગા કોઈ કાલિજસે, ક્યા માલૂમ? ટ્રામમેં જાદે ગિર્દી નહીં થી. એક આના દેનેકા થા વહા પર ભાઈસાબને સો રૂપયેકી નોટ ધર દી. મૈંને કહા ખુર્દા નહીં હૈ, આપ લે કે આઈએ તો મુંહ ચલાને લગા, ઇંગ્રેજી લગા. જરમની બતાને લગા. મૈંને ઉસકે ચશ્મે કે સામને ઉંગલિ કરકે એક દફે તો કહ દિયા 'જિ. આપ બી. એ. પાસ હૈં તો મેં બી.બીબી પાસ હૂ.' થોડા ઔર કુછ 'અકબર'સે, 'રૂમ'સે, 'પીર'સે સુનાઈ દિયા. તો ઠંડા હી હો ગયા. દૂસરે હી ઇસ્ટેશન પર ઉતર ગયા લેકિન બોલા કિ ઉર્દૂ કી પઢાઈ કે લિયે મૈં ઉસકે ઘર જાઉં. છુટ્ટી કે દિન ઉસને પતા દિયા થા ઉસ મુઆફિક ઉસકે ઘરકે પાસ એક હોટેલમેં હમ મિલે. મૈંને કહા કિ મૈંને છોટી ઉમ્રમેં મદ્રેસામેં છોટછોટે બચ્ચોંકો પઢાયે હૈં, લેકિન બડોંકી બાત નહીં કહ સકતા. મગર વો તો બડા ઇતેજાર થા, ઔર આખિર ઠીક કર હી દિયા કી મૈં પઢાના શરૂ કર દૂં. કહતા થા કિ કોઈ ઓરિઅન્ટીલ જબાનકી પઢાઈ ઉસકો હાંસિલ કરના હી ચાહિયે: ફરાંસમેં જાનેવાલા થા. વાહ. મૈંને સોચા, ગુલામ, સ્ટેશનમાસ્તર તો નહીં હો સકા, લેકિન ટુશનમાસ્તરી તો મિલ જાતી હૈ ઝુકા દે! ઉસને ઘર બતાયા ઇસ તરહ દૂસરે દિન ગયા. ભાઈ, મૈંને પહેલેસે સાફસાફ કહ દિયા થા કિ મૈં રાતકો હી આ સકતા હૂં. ટ્રામકી ડ્યુટી બહુત અજીબ રહતી

હૈ, ભાઈ. પહેલી રાતકી પઢાઈ અચ્છી ચલી. મૈં તો મેરે શાગિર્દકી ખુશહાલી દેખકર દિવાના હો ગયા. ઔર યહ કુટી સે એકદિન છૂટ જાઉંગા ઐસા ખ્વાબ દેખ રહા. દૂસરે દિન ઐસા ખુશહાલી મેં દિવાના સા જાતા થા. ઇધરઉધરકી બડીબડી મકાનાતકી ઔર દેખતા થા. .મેરે શાગિર્દકે મકાન પર ચડને લગા. દરવાજે કે પાસકી ઘંટી લગા દી તો ક્યા દેખા મૈંને ? જન્નતકી હૂરી, દૂસરા ક્યા ? ઔર ઉસકે સામને કૌન થા ? યહ ગુલામમહમદ, અશ્રેસે આયા હુઆ, બેકારીસે સિર્ફ ચંદ હપ્તે પર હી બચા હુઆ, યહ બડીબડી મૂછદાઢીમેં (અહીં એણે મૂછદાઢી પર હાથ ફેરવ્યો) અપના બેઢંગા દિદાર છુપાતા હુઆ ખડા થા. પૂછને લગી. કિસકા કામ હૈ. મૈં કુછ નહીં સમજ સકા, આપકે યહાં કી, બડીબડી મકાનાત; ઐસી હુરે-ફૂલ જૈસે લબ્ઝ, મૈં ક્યા સમજ સકું ? ઉસને દાર બંદ કર દિયા. . .. સમજે ? મૈં એક મજલા ઉપર ચલા ગયા થા. દિનભર ટ્રામમેં દોડનેસે મેરે યહ કમબખ્ત પાઉં કમતાકાત નહીં હો ગયે થે. ! . . તો ભાઈ, દૂસરે દિન ક્યા હુઆ ? મેરે પાઉં એક દિનમેં તૂટ ગયે થે. ઘંટી લગાઈ તો કલ જૈસા હી જન્નતકા સિન પડ ગયા. હુરી મુંસે કુછ ફૂલ બરસા રહીથી, લેકિન ઇન્સાફ ઇસવખ્ત પર ક્યા કુછ સુન પાતા હૈ, યા સુન પાતા હૈ તો ક્યા સમજ પાતા હૈ ? ઠીક હુઆ કિ દરવાજા બંદ કિયા ગયા. . .. સમજે આપ ? મેરે કમબખ્ત પાઉં એક મજલ નીચે હી મુઝે રખ ગયે થે. વે દો દિન મેરે જુવાન શાગિર્દ કો પઢને મેં બહુત મઝા નહીં આઈ. ચોથે દિન ગયા તો વો ઠંડી તોરસે પઢના શુરૂ કરને લગા. વહાં એક ખ્વાબ સા બનાવ ગુજર ચુકા. પહલે ઉપર વાલી હુરી આઈ આર ફિર નીચેસે આઈ. ઔર ફિર દોનોં મેરે શાગિર્દકી મોકો મેરી ઔર ઉંગલિ કરકે બતા રહી ‘વહી !’ ‘વહી !’ અમ્માને લડકે કો સબ બાત બતાઈ ઔર યે સબ તુમ્હારી શહરી જબાન મૈં સમજ નહીં પાયા, લેકિન મૈં કોઈ ઐસાતૈસા શખ્સ હૂં ઐસા કુછ સમજા... ‘આપકો મહિને ભરકા પગાર અગર દિયા જાય તો આના બંદ કરેંગે ક્યા ? હમારે પડોસીકો તકલીફમેં હમ ઉતારના નહિ ચાહતે...!’ મેરા શાગિર્દ મુઝે કહ રહા થા. વાહ ! મુંહ વૈસાહી રખકર ઉસકા શુક્રિયા અદા કરકે મૈં ચલ આયા. . . . ઔર આપ દેખતે હૈં કિ આપ કે સામને અબ કુટી પર ખડા હૂં, ઔર યે બડીબડી મકાનાત દેખ રહા હૂં. હમને વો તો દેખી, ઔર દિવારોં કે પીછેકી આલમ ભી કુછ દેખી, લેકિન હમકો ક્યા માલૂમ કહીં ભી આદમિયત નહી દેખ પાયેંગે.’ અને તદ્દન લાપરવાહીથી એ કોઈ શેર ગાઈ ગયો. ‘તુકારામ, આદમી તો બહુત હૈં લેકિન આદમિયત ઔર ચીજ હૈ.’

# નવું ના

"નવું ના કૈં તારા કવનમહીં કે ગીતમહીં યે"
તમે કહેશો ને હું કહીશ તમને: કૈં નવું નથી
ધરાની આ ફિક્કી રતૂમડી સંપાટીથી લઈને
તૂરાં આકાશોનાં ઝળહળત ઊંચાં શિખરની
લગી ના કૈં યે છે નવલ.

નવું ના કૈં પુષ્પે, વિહગગણમાં, ખીણ, શિખરે,
નવું ના કૈં, સ્નેહી! નિરખું વસંતે, શિશિરમાં,
નવું ના શબ્દોમાં કવિજનતણા, ના કંઈ ખરે
નવા જેવું ને જે કવન કરતો તે કંઈ જ માં,
નવું ક્યાંથી હોયે? પ્રભુ પણ યુગોનાં અણગણ્યાં
વહેતો વ્હેણોમાં હતપ્રભ, પુરાણો જહીં થયો?
મહા અબ્ધિઓનું ગરજન પુરાણું જ ઊછળે,
શશી ને ભાનુનાં પણ રજત સોનાં સહુ જૂનાં.
હજીયે સંધ્યાએ ગગન ધરતું રક્ત મુખડું,
હજી તેવા હીરા પણ ચળકતા ઝાકળ વિષે,
હજી દહાડો-રાત્રિ કરત અજવાળાં તિમિર ને.
પુરાણો આત્માયે મુજ તુજ વિષે તેજ જ્વલતો,
નહિ નહિ નવું કાંઈ જ નથી.

# ભૃગુકચ્છ–ભરૂચના ગુર્જર રાજાઓ

[ઇ. સ. ૫૮૦–૭૪૦]

ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી

## ૩

ગુર્જર દેશ વિશે રવિકીર્તિકૃત ઐહોલ પ્રશસ્તિમાં, ઈ સ. ૬૨૭;[1] જનાશ્રય પુલકેશીના દાનપત્રમા, ઈ. સ. ૭૨૮–૯;[2] રાષ્ટ્રકૂટ ત્રીજા ગોવિંદના રાધનપુર લેખમાં, ઈ. સ ૮૦૦;[3] ધ્રુવ અને ત્રીજા ઇન્દ્રના તામ્રપત્રોમાં, ઈ. સ. ૮૨૭ અને ૯૦૦,[4] અને બીજા લેખોમાં એ દેશનો ઉલ્લેખ મળે છે તે રાજપૂતાનાના ગુર્જરદેશ વિશે છે. શ્રીકંઠપતિ પ્રભાકરવર્ધને ગુર્જરદેશના ગુર્જર રાજાને નમાવ્યા પછી એટલે ઈ. સં. ૫૮૫ થી ઈ. સ ૬૨૮ સુધી ગુર્જર દેશમાં અધિકાર કોનો હતો એ ઇતિહાસની સાંકળ સંધાતી નથી. શક સંવત ૫૫૦, ઈ. સ. ૬૨૮માં ભિન્નમાલમાં પ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્ત (ભિલ્લમાલકાચાર્ય) રહેતો હતો આ પ્રસિદ્ધ જ્યોતિષીએ બ્રહ્મસ્ફુટસિદ્ધાંત નામનો ગ્રંથ લખ્યો છે આ ગ્રંથની પૂર્ણાહુતિએ એ સમયના રાજાનું નામ આપ્યુ છે. તે રાજવી ચાંપ વંશ (ચાપોત્કટ ચાવડા)નો હતો. ચાંપ રાજેન્દ્ર વ્યાઘ્રમુખ આ પ્રદેશનો સત્તાધીશ હતો એમ જ્યોતિષીના શ્લોકથી ફલિત થાય છે.[5] ચાંપ (ચાવડા) અને ગુર્જર બન્ને જુદા કુટુંબી ગણાતા હતા એમ અવનિજનાશ્રય પુલકેશીના ચેદી સં. ૪૯૦ ઈ સ. ૭૩૮–૩૯ ના દાનપત્રથી માહિતી મળે છે.[6] વર્તમાન ભાષામાં કહીએ તો ગુર્જર, ચાંપ (ચપોત્કટ–ચાવડા) અને ચૌલુક્ય (સોલંકી) એક જ ન્યાતના પણ જુદાજુદા કુટુંબી થતા હતા, એમ એ સમયની ઇતિહાસઘટના જોતાં જણાય છે. ગુર્જર દેશના રાજાને હરાવી પ્રતિહાર (પડિહાર) વંશ ગાદીએ આવ્યો. પ્રતિહાર રાજાની રાજધાનીનું નગર ભિન્નમાલ—શ્રીમાલ, કનોજ—મહોદય, જાબાલિપુર કે મંડોર હતુ એ વિષે કેટલોક મતભેદ જણાય છે. પ્રભાકરવર્ધનના રાજ્યકાલ સમયે ગુર્જર દેશની રાજધાની ભિન્નમાલ હતી. ત્યાં ગુર્જરોના સમયનું સૂર્યમંદિર એ વાતની સાક્ષી પૂરે છે. આ સૂર્યમંદિર બૌદ્ધ મઠને નષ્ટ કરીને ગુર્જરોએ મંદિરમાં પરિવર્તન કર્યું એમ એના

---

૧. ઐહોલ પ્રશસ્તિ, શ્લોક ૨૨, એ. ઈ., પુ. ૬, પૃ. ૧ અને આગાડી.

૨. નાગરી પ્રચારિણી પત્રિકા, નવીન સંસ્કરણ, ભા. ૨, પૃ. ૨૧૧.

૩. એ. ઈ., પુ. ૬, પૃ. ૨૪૩.

૪. જ. રો. એ. સો. મુંબઈ બ્રાંચ, પુ. ૨૦, પૃ. ૧૩૧ અને ઈ. એ., પુ. ૧૨, પૃ. ૧૮૧.

૫ श्री चांपवंशतिलके श्री व्याघ्रमुखे नृपे शक नृपाणाम्।

पंचाशत्संयुक्तैर्वर्षशतैः पञ्चभिरतीतैः ॥७॥

ब्राह्मः स्फुट सिद्धांतः सज्जन गणितगोलवित् प्रीत्यै।

त्रिंशद्वर्षेण कृतो। जिष्णु सुत ब्रह्मगुप्तेन ॥८॥

૬. तरलतरतारतरवारि दारितो दित सैन्धव कच्छेल्ल सौराष्ट्र चावोटक मौर्य गुर्जरादि राज्ये મુંબઇ ગેઝીટિયર પુ. ૧, ભા. ૧, પૃ. ૧૦૯ અને વિશેષ માટે જુઓ, નાગર પ્ર. પ. ભાગ ૨, પૃ. ૨૧૧ ટિપ્પણ ૨૩.

મંડેરના અવશેષોથી ખબર પડે છે. [1]ભિન્નમાલના પ્રતિહાર વંશના (રા. બ. ગૌરીશંકર ઓઝા રઘુવંશી પ્રતિહાર, ડૉ. દેવદત્ત ભાંડારકર ગુર્જરવંશના પ્રતિહાર કહે છે) આદિ રાજા નાગભટની ચોથી પેઢીએ વત્સરાજ થયો. એણે કનોજના ઇન્દ્રાયુદ્ધને હરાવી મહોદય સર કર્યું. વત્સરાજના પુત્ર બીજા નાગભટે (નાગવ લોકે) મહોદયમાં રાજ્યગાદી સ્થિર કરી, ત્યારથી પ્રતિહાર વંશનું પાટનગર કનોજ કહેવાયું. મંડોરમાં ગુર્જર (ગુજર) પ્રતિહાર વંશની શાખા રાજ્ય કરતી હતી, એમ ઘટચાલના લેખથી ફલિત થાય છે.[2] મુનિ જિન-વિજયજી જાબાલિપુર—વર્તમાન જાલોર, ભિન્નમાલ ભાગી એ સ્થાન અલાઉદ્દીનના જમાના સુધી મરભૂમિનું રાજનગર હતું એમ જણાવે છે[3] જાબાલિપુરમાં પરમાર અને સોનગરા ચૌહાણોનું પણ રાજ્ય હતું[4] જાબાલિપુરમાં કયો પ્રતિહાર રાજા રાજ્ય કરતો હતો, એ વિશે પ્રમાણભૂત હકીકત મળતી નથી.

પ્રતિહાર વત્સરાજ પરાક્રમી સાહસિક અને રણરસિક રાજા હતો. એણે બંગદેશ જીતી પોતાની કીર્તિ વધારી. એના રાજ્યની છાયા નીચે ગુર્જર દેશનું ગૌરવ વિશેષ વધ્યું એમ પ્રાકૃત 'કુવલયમાલા' નામના ગ્રંથથી ખબર પડે છે. આ ગ્રંથ જાબાલિપુરના જૈન વિદ્વાન ઉદ્યોતનસૂરિ ઉર્ફે દાક્ષિણ્યચિહ્ને શક સંવત્સર ૭૦૦—વિ સં. ૮૩૬માં રચ્યો છે. એમાં ગુર્જર દેશ અને ગુર્જરી પ્રજાની ભાષા વિશે ઉલ્લેખ મળે છે.[5] એ પછી વત્સરાજના પ્રપૌત્ર ભોજદેવ—આદિવરાહના સમયના દોલતપુર દાનપત્રમા વિક્રમ સં. ૯૦૦ (ઈ.સ. ૮૪૨) —ગુર્જરત્રા ભૂમિ,[6] અને કલિંજરના શિલાલેખમાં ગુર્જરત્રા મંડળનું નામ મળે છે. આદિ-વરાહ—ભોજદેવનો અધિકાર સૌરાષ્ટ્ર—કાઠિયાવાડ પર હતો, એમ એના પુત્ર મહેન્દ્રપાલના ઊના ગામમાંથી (કાઠિયાવાડ) વલભી સવત ૫૭૪—વિ સ ૯૫૦નાં બે દાનપત્ર મળ્યાં એથી ફલિત થાય છે. કાઠિયાવાડના દક્ષિણ વિભાગમા પ્રતિહાર મહેન્દ્રનો સામંત બીઈક (સોલકી)

---

૧. મુબઈ ગૅઝેટિયર પુ. ૧, ભા. ૧, પૃ. ૪૫૮.

૨. જુઓ 'રાજપૂતાનાકા પ્રાચીન ઇતિહાસ': રા. બ. ગૌરીશંકર ઓઝાકૃત, ભાગ ૧, પૃ. ૧૪૭.

૩. વસન્ત સ્મારક ગ્રંથ: 'કુવલયમાલા,' પૃ. ૨૭૬.

૪. 'ભારત કે પ્રાચીન રાજવંશ' રેઉકૃત પ્રથમ ભાગ, પૃ. ૩૦૨.

૫. तस्सय घहुयासीसा तववीरि अवयण लद्धिसंपण्णा।
रम्यो गुज्जर देशो जेहिं कओ देवहर एहिं ॥८॥

તેમને તપ, વીર્ય વચન અને લબ્ધિ સંપન્ન એવા અનેક શિષ્યો થયા જેમણે દેવમદિરો બનાવરાવી ગુર્જર દેશને રમ્ય બનાવ્યો.

ભાષા ધયલોણિય પુફ્ફગ ધમ્મવરે સંધિ વિગ્ગ હેનિઉણે
ન ઉરે ભલ્લઉ ભણિરે આહ પેચ્છઈ ગુજ્જરે અવરે॥

પછી ગુર્જર લોક જોયા. એ લોક ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સંધિ વિગ્રહમા નિપુણ અને ન ઉરે ભલ્લઉ એમ બોલનારા હોય છે. જૈન સાહિત્ય સંશોધન; પુ. ૨.

૬. ડીડવાનનો લેખ गुर्जरत्रा भूमौ डेण्डुदानक विषय सम्व (सम्ब) द्धसियाग्रामाग्रहारे...। એ. ઈ., પું. ૫, પૃ. ૨૧૧. ડેડવાનક વિષય (જિલ્લો) જોધપુર રાજ્યના ઉત્તર પૂર્વ ભાગમાં આવેલ છે. અત્યારે ડીડવાન પરગણું કહેવાય છે. કલિંજર લેખ. श्रीमद् गुर्जरत्रामण्डलान्तः पातिमंगलानक विनिर्गत'। એજન પુ. ૫, પૃ. ૨૧૦, ટિપ્પણ. મંગલાન જોધપુર રાજ્યના ઉત્તર વિભાગમા આવેલું છે.

શાસન કરતો હતો.[૧] મંડોરના પ્રતિહાર (પડિહાર) કક્કુકના ઘટયાલ શિલાલેખમાં એ રાજાની સત્તા મરુ, માડ, વલ્લતમણી, અજ્જ, અને ગુર્જરત્રા ઉપર હતી; વિ. સં. ૯૧૮.[૨] ભરૂચ જિલ્લાના હાંસોટ મહાલમાંથી વિ. સં. ૮૧૩[૩]નું ચૌહાણ ભર્તૃવડ્ઢ (ભર્તૃવદ્ધ) બીજાનું દાનપત્ર મળ્યું છે. તેમાં ચૌહાણ ભર્તૃવદ્ધ (બીજો) નાગવલોકનો સામંત હતો એમ લખાણ છે. નાગવલોક તે પ્રતિહાર વંશનો આદિ રાજા નાગભટ્ટ હતો એમ ઇતિહાસકારોનું માનવું છે. પ્રતિહાર રાજેન્દ્ર મહેન્દ્રના પુત્ર મહીપાલનો અધિકાર ઉત્તર ગુજરાતમાં હતો એમ ચાંપવંશમાં (ચાવોત્કટ) ધરણી વરાહના શક સવત ૮૩૬ના હડ્ડાલા દાનપત્રથી માહિતી મળે છે.[૪] દક્ષિણાપથના રાષ્ટ્રકૂટોનુ શાસન લાટમાં હતું. લાટ દેશના રઠોડ (રાષ્ટ્રકૂટ) અને પ્રતિહાર શાખ પાડોશી થતા હતા. ગુર્જર દેશની અને લાટ દેશની સીમા અડકતી હતી. પ્રતિહાર વંશનો અભ્યુદય પ્રાચીન ગુર્જર ભૂમિમા થયો અને પાછળથી પોતાના પરાક્રમે ઉત્તરાપથના કાન્યકુબ્જ—કનોજમાં પ્રભાવશાલી બન્યો. આ વંશ ઇતિહાસને પાને કનોજના પ્રતિહાર નામે પ્રસિદ્ધ છે. પ્રતિહાર વંશની કીર્તિ રાષ્ટ્રકૂટ ત્રીજા ઇન્દ્રે મહીપાલદેવને હરાવી ખંડિત કરી, ઉત્તર ગુજરાત રાષ્ટ્રકૂટ રાજાના અધિકાર તળે ગયું.

ગુર્જરત્રા ભૂમિમા પ્રતિહાર વત્સરાજ પ્રબળ પરાક્રમે રાજ્ય કરતો હતો એ સમયે આબુમા પરમાર અને અણહિલવાડ પાટણમાં ચાવડાનું રાજ્ય શરૂ થઈ ચૂક્યુ હતુ. પરમાર વંશની એક શાખા મરૂ-મંડળમાં (મારવાડમાં) અને બીજી માલવામાં રાજ્ય કરતી હતી. વનરાજ ચાવડાએ અણહિલવાડ પાટણની સ્થાપના વિક્રમ સંવત્સર ૮૦૨માં કરી. એણે ઘણાં વર્ષ રાજ્ય કર્યું એમ કહેવાય છે; વિ. સં. ૮૦૨થી ૮૬૨. જૈન ગ્રંથોમાં ચાવડા વંશની જે હકીકત મળે છે તે ઐતિહાસિક દષ્ટિએ ક્રમબદ્ધ નથી. ચાવડા વંશનો છેલ્લો રાજા સામંતસિંહ પાટણની ગાદીનો સત્તાધીશ હતો. એની બહેન કલ્યાણકટકના મહારાજાધિરાજ રાજિ જોડે પરણી હતી એનો પુત્ર મૂળરાજદેવ ચૌલુક્ય સોલંકી વંશનો પ્રસ્થાપક. એણે પોતાના મામા સામંતસિંહ (ભૂયડ)ને મારી પાટણની ગાદી લીધી; વિ. સ ૧૦૧૭. (ઇ. સ. ૯૬૦). વનરાજના પરાક્રમની ફૂલવાડીસમી પાટણભૂમિમાં સોલંકી રાજે એ પોતાની ગાદી નિશ્ચિત કરી પાડોશી રાજ્યો ઉપર વિજય મેળવવા ચિત્ત વાળ્યું. વિક્રમ સંવત ૧૦૪૫ના દાનપત્રમાં સોલંકી રાજાનું બિરુદ મહારાજાધિરાજ મૂળરાજ (દેવ) શ્રી મહારાજાધિરાજ રાજિનો પુત્ર એમ ઉલ્લેખ છે.[૫] પ્રથમ એણે સારસ્વત મંડળ સર કર્યું. એ કાળે સોલંકી મૂળરાજના સમકાલીન રાજેન્દ્રો આબુમા પરમાર ધરણીવરાહ અને માલવામાં શ્રીહર્ષ—સીયક બીજો રાજ્ય કરતા હતા. પરમાર મુંજદેવ (શ્રી હર્ષ અથવા સીયકનો પુત્ર) પણ ચૌલુક્યનો સમકાલીન રાજા થતો હતો. કનોજના પ્રતિહારોની નબળી રાજ્યસત્તાથી પરમાર રાજાઓનું જોર વધ્યું હતું. મહીપાલને હરાવી રાષ્ટ્રકૂટ રાજાની સત્તા ઉત્તર ગુજરાતનું સ્વામીત્વ રઠોડો (રાષ્ટ્રકૂટો)ને હરાવી લઈ લીધું એમ હરમોલના

૧. ના. પ્ર. પત્રિકા ભાગ ૧ પૃ. ૨૧૨-૧૫

૨. 'રાજપૂતાનાકા પ્રાચીન ઇતિહાસ' ઓઝાકૃત પ્રથમ ભાગ પૃ. ૧૫૧

૩. એ ઈ. પુ. ૧૨ પૃ. ૨૦૨-૩

૪. ઇન્ડિયન એન્ટીકવેરી પુ ૧૨ પૃ. ૧૯૩-૯૪

૫. ઇ. એ. પુ. ૬ પૃ. ૧૯૧.

શાસનપત્રથી માહિતી મળે છે.[1] સોલંકી મૂળરાજ પરમાર કૃષ્ણરાજ (કાન્હડદેવ)ના પુત્ર ધરણીવરાહ ઉપર ચડાઈ લઈ ગયો. આબુનો પરમાર ધરણીવરાહ હસ્તિકુંડી (હથુંડી, જોધપુર રાજ્યના ગોડવા જિલ્લામાં છે)ના રાઠોડ (રાષ્ટ્રકૂટ)'રાજા' ધવલની શરણે ગયો. રાઠોડે ગુર્જર દેશના—ગુર્જરેશ્વર મૂળરાજની પ્રગતિ વિનષ્ટ કરી એમ રાઠોડ ધવલના હસ્તિકુંડી લેખથી ફલિત થાય છે; વિ. સં ૧૦૫૩ (ઇ. સ. ૯૯૭).[2] આખરે પરમાર રાજા હાર્યો અને ઉત્તર ગુજરાતનો સ્વામી સોલંકી રાજા મૂળરાજ થયો. વિ. સં. ૧૦૫૧ના દાનપત્રમા પાટણના સત્તાધીશ મૂળરાજનું બિરુદ આ પ્રમાણે મળે છે 'પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર મહારાજ.' ગુર્જર દેશની કીર્તિ અને પ્રભુત્વ સોલંકી મૂળરાજદેવે વધાર્યાં. મહી નદીનો દક્ષિણ પ્રદેશ–લાટ–દક્ષિણના ચૌલુક્ય અને પરમારોની સત્તા તળે હતો. ઇ. સ. ૧૦૮૬ સુધી પરમાર ત્રિભુવન નારાયણ—ભોજદેવનો અધિકાર લાટ દેશમાં હતો.[3]

ચૌલુક્ય–સોલકી વંશના પ્રસ્થાપક મૂળરાજના સમયથી ગુર્જરદેશ (ગુર્જરત્રા)—વર્તમાન ગુજરાતનું નામ કેમ પ્રસિદ્ધિ પામતું ગયું તે જોઈએ એ પૂર્વે આ દેશ ગુર્જર દેશ કહેવાતો હતો કે કેમ તે પછી જોઈશું ઉપર આપણે જોયું કે રાઠોડ ધવલના હસ્તિકુંડી લેખમાં સોલકી મૂળરાજનું બિરુદ ગુર્જરેશ્વર—ગુર્જરદેશનો સત્તાધીશ હતો એમ ખબર પડે છે, વિ. સં. ૧૦૫૩ કાશ્મીરના પંડિત કવિ બિલ્હણના કાવ્યમાં "गुर्जराणा" (ગુજરાત દેશના લોક) શબ્દનો ઉલ્લેખ છે; વિ સં. ૧૧૫૪.[4] સિદ્ધરાજ જયસિંહના સમયનો દાહોદમાંથી વિ. સં. ૧૧૯૬ (ઇ. સ ૧૧૩૯)નો શિલાલેખ[5] મળ્યો છે. આ લેખમાં ગુર્જરમંડળના જયસિંહે સૌરાષ્ટ્ર (સોરઠ)ના રાજા નવઘણને કેદ કર્યો એમ હકીકત આપી છે. કલિંજરમાંના એક ખંડિત લેખમાં 'ગુર્જરેશ'–એ શબ્દ જયસિંહ (સિદ્ધરાજ) વાસ્તે વપરાયો હોય એમ જણાય છે.[6] જયસિંહના પિતામહ ભીમદેવ સોલકીનો મંત્રી પોરવાડ મહાજન વિમલશાહ હતો. વિમલ આબુનો દંડપતિ હતો એણે આબુના શિખર ઉપર આદિનાથનુ રમ્ય મંદિર બંધાવ્યું છે. આ આદિનાથના મંદિરમાની એક પ્રશસ્તિમાં ભીમદેવનું બિરુદ ગુર્જરેશ્વર આપ્યુ છે. જિનદત્તસૂરિકૃત ગણધર સાર્ધ શતક નામના પ્રાકૃત ગાથાના ગ્રંથમાં गुज्जरत्ताए –गुज्जरत्रा (સ) સં. ૧૧૭૯; સોમનાથ પ્રશસ્તિમા કુમારપાળને ગુર્જરમંડળનો સમ્રાટ વલભી સ. ૮૫૦;[7] વિ. સ. ૧૨૨૫. સોમપ્રભાચાર્યકૃત કુમારપાલ પ્રતિબોધમાં ગુર્જરદેશ; વિ. સં. ૧૨૪૧[8] હેમચંદ્રસૂરિ ગુર્જર વિષય અને અણહિલવાડને ગુર્જરેન્દ્રપુર, ગિરનાર પ્રશસ્તિમાં

---

૧. 'પુરાતત્વ' પુસ્તક ૨ પૃ. ૪૭.

૨. श्री...माणे प्रणष्टे हरिण इव भिया गूर्ज्जरेश विनष्टे। એ. ઇ. પુ. ૧૦ પૃ. ૧૦-૧૨

૩. પ્રોસિડીંગસ ઑફ ધી પૂના ઓરિએન્ટલ કોન્ફરન્સ ટિળકવાડા પ્લેટ. અને 'ભારત કે પ્રાચીન ગજવ। રેઉકૃત પ્રથમ ભાગ પૃ. ૧૧૨-૧૧૩.

૪. चेपां मातें परिचय वशा दर्जित गुर्जणां... । (૧૮–૯૭).

૫. श्री जयसिंहदेवोस्ति भूपो गुर्जरमण्डले । ઇ. એ. પુ. ૧૦ પૃ. ૧૫૯.

૬. 'બંગાળ એશિયાટિક સોસાયટી જર્નલ' વર્ષ ૧૮૪૮ પૃ. ૩૧૮.

૭. ભા. પ્રા. સ. ઇ 'જૂનાગઢ ભૂતનાથ મંદિર' [illegible] ૧૮[illegible]

૮. કુમારપાળ પ્રતિબોધ શ્રી જૈન આત્માનંદ સભા [illegible] 'ગ[illegible] દેશે ગોઉલો ઉન્નો.'

ગુર્જરમંડળ; વિ. સં. ૧૨૮૮.[૧] આ પ્રમાણે ગુર્જર દેશનાં નામ લેખો અને સાહિત્યમાં મળે છે. વિક્રમની તેરમી શતાબ્દીમાં ગુર્જરદેશ-(મંડળ)નાં પ્રમુખ નગરો અણહિલવાડ પાટણ, સ્તંભતીર્થ (ખંભાત), દર્ભાવતી (ડભોઈ,) ધવલક્ક (ધોલકા), અને ભૃગુપુર (ભરૂચ) કહેવાતાં. જૈન સાહિત્યમાં 'રેવતગિરીરાસુ' વિ. સ. ૧૨૮૭,[૨] જિનપ્રભસૂરિકૃત 'તીર્થકલ્પ'માં વિ. સ. ૧૩૫૬,[૩] અને ઉદયપુરના રાવલ તેજસિંહના પુત્ર સમરસિંહની આબુ પ્રશસ્તિમાં સં. ૧૩૪૨,[૪] ગુજરાત દેશના નામ 'ગુર્જર દેશ', ગુરજધર અને ગુર્જરમહી એવા ઉલ્લેખ મળે છે. વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધ કાળમાં 'ગુજરાત' નવું દર્શન જૈનસૂરિ અમ્બદેવના સમરા રાસોમાં વિ. સ ૧૩૭૧—વ્યવસ્થિત રીતે થાય છે; 'ઢિયએ સમરઉ એ સમરઉ એ સમરૂઆવી ઉ ગુજરાત'[૫] વાઘેલા રાજાઓના રાજ્યકાળ દરમિયાન 'ગુજરાત' નામ પ્રચારમાં આવી ગયું લાગે છે. અમદાવાદના સુલતાનોનો અધિકાર ખુદ ગુજરાતમાં હતો. આ ગુજરાતની સલ્તનતના સુલતાનોનું બિરુદ સૂચવતુ નામ—ગુર્જરત્રા સુરત્રાણ—રાણપુરના જૈન મંદિરમાં રાણાશ્રી કુંભકર્ણના સમયના શિલાલેખમાં મળે છે; વિ. સં ૧૪૯૬.[૬] અમદાવાદના કવિ હુલ્વી શીરાઝી ગુજરાત ખુરાસનની હરીફાઈ કરે છે એમ કવિ પોતાના કાવ્યમાં સૂચન કરે છે.

નિસા પુરા અસ હસદ જૌ સ્વદ
કે ગુજરાત રશ્કે ખુરા સૌ સવદ ॥૧૭॥[૭]

અમદાવાદની સલ્તનતના અમીર, ઉમરાવ અને સૈન્ય વગેરે વાસ્તે મુસલમાન ઇતિહાસકારોએ પોતાના ગ્રથમા દેશવાચક 'ગુજરાતી' શબ્દ લગાડેલો મળે છે[૮] કાન્હડદે પ્રબધમાં 'ગુજરાત દેશ'નો ઉલ્લેખ છે, વિ. સ. ૧૫૧૨.[૯] ખત દસ્તાવેજમાં 'ગુર્જર ધરિત્યા' લખાતું.[૧૦] અંગ્રેજ એલચી સર થોમસ રો અમદાવાદથી કાગળ લખતા 'ગુઝરાત્ત' (Guzaratt); ઇ. સ. ૧૬૧૮,[૧૧] અને ડચ-વલદાના પત્રકોમાં 'ગુસરાત' (Guserat) ઇ. સ. ૧૬૩૬,[૧૨] પરદેશીઓ ગુજરાત દેશના નામનો શબ્દપ્રયોગ પોતાની ભાષામા કેમ કરતા તે આ નમૂના રૂપે છે. મોગલાઇના જમાનામાં રાજ્યના વહીવટ અને સુવ્યવસ્થા માટે આખા દેશને (મુલ્કને) વિભાગમા વહેંચી નાખવામાં આવ્યો હતો,

૧. પ્રાચીન લેખમાલા લેખ ન. ૬૬૨ પૃ. ૧૮૫.
૨. પ્રાચીન ગુર્જર કાવ્ય સગ્રહ પૃ. ૧-૨. (ગાયકવાડ ઓ. સી.).
૩. બિબ્લિઓથિક ઇન્ડીકા ન. ૧૪૫૯ પૃ. ૯૫-૯૬.
૪. ઇ. એ. પુ. ૧૬ પૃ. ૩૫૦
૫. પ્રા. ગુ. કાવ્ય. પૃ. ૩૭. ગા. ઓ. સી. ન. ૧૩.
૬. પ્રાચીન લેખમાલા ન. ૭૪ પૃ. ૨૯.
૭. 'પુરાતત્વ' પુ. ૪ પૃ. ૨૬, ન. ૧૭.
૮. એજન પૃ. ૩૭.
૯. કાન્હડદે પ્રબન્ધ ડા. પી. દેરાસરી સંપાદિત પૃ. નં. ૪
'અલૂખાન બલવન્તુ બાન્દૂ તાસ દીઉ ફુરમાણુ'
ગુજરાતી ઉપરી દલનુધા, બીડઉ દીઉ સુરતાણિ ॥૩૬॥
૧૦. ગુજરાતી સાહિત્ય ખડ પમો, ભાગ ૧ લો પૃ. ૨૪. (મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ)
૧૧. 'ગુજરાતનું પાટનગરઃ અમદાવાદ' પૃ. ૮૯-૯૦.
૧૨. 'જર્નલ ઓફ હિસ્ટોરિકલ સોસાયટી' પુ. ૫. ન. ૧ ડચ રેકર્ડ.

અને તે વિભાગને સગ્ડાગ કહેતા પણ લોકવહેવારમા ગુજરાત નામ પ્રચારમા હતુ એ કાળના સાહિત્ય અને લેખોમા ગુજરાત દેશનુ નામ મળે છે આના અનેક દાખલા 'ગુજરાત' દેશનુ નામ કેમ ક્રમબદ્ધ વપરાતુ આવ્યુ તે માટે આપી શકાય તેમ છે હવે વર્તમાન 'ગુજરાત' દેશનુ નામ ક્યારે પ્રચારમા આવ્યુ તે ઐતિહાસિક દષ્ટિએ જોઈએ

ગુર્જરત્રા–ગુજરાત દેશનો અર્થ 'ગુર્જરોથી રક્ષિત દેશ' એવો થાય છે આર્યાવર્તમા ગુર્જરલોક ક્યારે આવ્યા એ વાદગ્રસ્ત વિષય છે ઇતિહાસ પડિતોના વાદગ્રસ્ત વિષયથી દૂર રહી, દેશના નામના વિષયમા જે હકીકત પ્રાપ્ત થાય છે તે જોઈએ શકક્ષત્રપ અથવા ગુપ્ત રાજ્યકાળના સમયમા ગુર્જર દેશનુ નામ નથી મળતુ, નથી મળતુ એ નામ રૂદ્રદામનના ગિરનાર લેખમા, કે નથી સમુદ્રગુપ્તની અલ્હાબાદ પ્રશસ્તિમા, કે નથી ગુપ્તરાજ્યકાળના કોઈ પણ લેખમા ગુપ્ત સામ્રાજ્યના અતકાલે કાઠિઆવાડના વલા–વલભીમા મૈત્રક ભટ્ટારકે પોતાનુ રાજ્ય સ્થાપ્યુ, ઇ સ ૪૭૦ આ લેખની શરૂઆતમા આપણે જોયુ કે વલભીપુરના રાજાઓના લેખમા તેઓ ગુર્જર જાતિના હતા એમ કોઈ પણ ઠેકાણે ઉલ્લેખ મળતો નથી. સમ્રાટ્ સ્કન્દ ગુપ્તના મૃત્યુ પછી ઉત્તરાપથનુ ચક્રવર્તી શાસન ખૂટ્યુ નાનાનાના સ્વતત્ર રાજ્યો પોતપોતાના રાજ્યોનો વિસ્તાર સાચવી બેઠા લાગ મળતા એકબીજા ઉપર આક્રમણ કરતા ગુપ્ત સામ્રાજ્યના ભૂપાળ સ્કન્દ ગુપ્તના મરણ પછી અર્ધો સૈકો વીત્યાબાદ પુરાણ અને ઇતિહાસમા સર્વોપરી ખ્યાતિ ધરાવતા કુરુક્ષેત્રના મેદાનમા સ્થાણ્વીશ્વર–થાણેશ્વરમા વૈશ વશની સ્થાપના થઈ એ વશનો પાચમો પુરુષ પ્રભાકરવર્ધન થયો એ ઘણો પ્રતાપી અને રણરસિક રાજા હતો એણે દક્ષિણના હૂણ, ગાધાર, સિન્ધુ, ગુર્જર રાજાઓને નમાવ્યા હતા એમ બાણભટના હર્ષચરિતથી ખબર પડે છે શ્રીકઠપતિના રાજ્યકાળના સમય પૂર્વે ઇ સ ૫૮૫મા રજપૂતાનામા ગુર્જરોનુ પરાક્રમી રાજ્ય હતુ આ ગુર્જર રાજાનો ઇતિહાસ અત્યારે મળતો નથી પણ એ ગુર્જર દેશ વિશેચીની યાત્રાલુ હ્યુનસગ, હર્ષચરિત, ઐહોલ પ્રશસ્તિ વગેરેમા ઉલ્લેખ મળે છે આ ગુર્જર રાજ્યના ગુર્જર ઝાડના ડાળપાખડામાથી ગુર્જરવશના રાજાએ ભૃગુકચ્છ–ભરૂચમા નાગલોકને હરાવી પોતાનુ નાનકડુ રાજ્ય સ્થાપ્યુ, ઇ સ ૫૮૦–૭૪૦ ભરૂચી ગુર્જર રાજાઓ સ્વતત્ર સત્તાધીશ નહોતા, એમ તેઓના તામ્રપત્રોમા જે બિરુદ આપ્યા છે તેથી માહિતી મળે છે વલભી અને ભરૂચનુ રાજ્ય બન્ને પાડોશી રાજ્યો હતા પણ પરસ્પર શુ સબધ હતો, તે જાણ્યામા નથી ઇશુની સાતમી શતાબ્દીમા ઉત્તરાપથમા ચક્રવર્તી હર્ષવર્ધન અને દક્ષિણ પથમા ચૌલુક્ય સત્યાશ્રયી, પૃથ્વીવાસભ પુલકેશી બીજો, ઘણા પરાક્રમી ભૂપાળો રાજ્ય કરતા હતા વલભીના મૈત્રક અને ભરૂચના ગુર્જર રાજ્યો બેમાથી એક ચક્રવર્તીનુ માડલિક પદ સ્વીકારી રાજ્ય કરતા હતા ઇશુની આઠમી શતાબ્દીના ઉત્તરાર્ધ કાળમા બન્ને રાજ્યો (વલભી અને ભૃગુકચ્છ) નષ્ટ પામ્યા એ સમયે આપણો દેશ ગુર્જરત્રા (સ) ગુજ્જરત્તા (પ્રા) કહેવાતો હતો કે નહિ એ વિષયમા ઇતિહાસનુ પાનુ કોરુ છે ધારવા પ્રમાણે એ દેશનુ નામ પ્રચારમા આવ્યુ નહોતુ એ કાલે સોરાષ્ટ્ર, આનર્ત અને લાટદેશના નામ પ્રચારમા હતા ઉત્તરાપથનો ચક્રવર્તી હર્ષવર્ધન ઇ સ ૬૪૮મા મરણ પામ્યો એના મરણના એક સૈકા પછી પ્રાચીન ગુર્જરત્રા ભૂમિમા પ્રતિહાર વશના નબીરા નાગભટે (નાગવલોકે) રાજ્ય સ્થાપ્યુ વિક્રમ સવત ૮૧૩ના હાસોટ દાનપત્રમા ચાહાણ બીજો ભર્તૃવૃદ્ધ નાગવલોકનો સામત હતો એમ

ઉલ્લેખ મળે છે, નાગવલોક તે આજ નાગભટ હોય તો એની સત્તા નર્મદા સુધીની હતી એમ માનવાને કારણ મળે છે. નાગભટથી ચોથો પુરુષ પ્રતિહાર વત્સરાજ થયો. એ ઘણો જ પરાક્રમી અને રણરસિક રાજા હતો. એના રાજ્યકાળ સમયે ચાપોત્કટ-ચાવડા વનરાજે અણહિલવાડ પાટણની સ્થાપના કરી; (વિ. સં. ૮૦૨). વત્સરાજના પુત્ર બીજા નાગભટે પ્રાચીન ગુર્જર ભૂમિની રાજધાની ભિન્નમાલ અથવા જાબાલિપુરથી ખસેડી કનોજ રાજ્યગાદી કાયમની કરી. એ કાળે આબુમાં પરમાર રાજાઓનું બળવાન રાજ્ય જામતું હતું. તેઓની એક શાખા મરુમંડળ (મારવાડ) અને બીજી માળવામાં રાજ્ય કરતી હતી. ઉપર આપણે જોઈ ગયા તે પ્રમાણે પ્રતિહાર વંશનાં દાનપત્રોમા ગુર્જરત્રા ભૂમિ-ગુર્જરત્રા મંડળ રજપૂતાનાના પશ્ચિમ પ્રદેશનું નામ કહેવાતું હતુ. ગુર્જરત્રા દેશની જૂની રાજધાની ખસેડી સુદૂર દેશ મહોદય-કનોજ કાયમની રાજગાદી થવાથી ગુર્જરી પ્રજા અરક્ષિત અને નિર્નાયક જેવી સ્થિતિમાં આવી પડી હતી. તેઓને અરવલ્લી પર્વતની અનાર્ય પ્રજા ધાડ પાડી કનડવા લાગી, અને બીજી તરફથી સિન્ધના બર્બર આરબો વારવાર હુમલા લાવી તેઓના દેશની દુર્દશા કરવા લાગ્યા. આવા ત્રાસદાયક સન્જોગોને લઈને ગુર્જર પ્રજાજન કેટલાક ચદ્રાવતીમાં (આબુની રાજધાની) અને કેટલાક અણહિલવાડમા ચાવડા વનરાજની છત્રછાયા તળે આવીને વસ્યા. પ્રતિહાર ભોજદેવ આદિવરાહ, તેનો પુત્ર મહેન્દ્ર અને પૌત્ર મહીપાલનો અધિકાર ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમા હતો, એમ તેઓના માંડલિક રાજાઓના દાનપત્રથી માહિતી મળે છે. ગુર્જરત્રા ભૂમિનું નામ શાસનકર્તાના અધિકાર સમર્ગથી વધ્યું હોય એમ માનવાને કારણ મળે છે.

આ બધી ઐતિહાસિક ઘટના જોતાં વિક્રમની નવમી શતાબ્દીના ઉત્તરાર્ધ કાળમાં અને દશમી શતાબ્દીની શરૂઆતમાં વર્તમાન ગુર્જર દેશના નામનું ઉત્થાન કાળ થયું જણાય છે. અણહિલપુર, ચદ્રાવતી, સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાત (આનર્ત) પ્રાચીન ગુર્જર ભૂમિમાંથી આવેલા લોકોથી ઉભરાઈ જવા લાગ્યા. વનરાજ ચાવડાના વંશનો ઇતિહાસ બરોબર મળતો નથી. ચૌલુક્ય-સોલકી મૂળરાજે પોતાના મામા ભૂયડ-સામંતસિંહ અને મોસાળ પક્ષના રાજવીરોનો સંહાર કર્યો અને ગુર્જર દેશના પાટનગર અણહિલપાટણની ગાદીએ આવ્યો. સોલકી મૂળરાજદેવ ગુર્જરેશ્વર (ગુર્જર દેશનો સત્તાધીશ) કહેવાતો હતો એમ રાઠોડ ધવલના હસ્તિકૂંડી લેખથી ફલિત થાય છે. પ્રાચીન ગુર્જર દેશમાંથી નવા આવેલા લોકોના મૂળ નિવાસ ઉપરથી આ દેશનું જૂનું નામ ભૂંસાઈ ગુર્જર લોકની ભૂમિ તરીકે ઓળખાવા લાગ્યુ. ચાવડાઓના રાજ્યકાળ દરમિયાન—ગુર્જર દેશ ગુર્જર મંડળ એ દેશનું નામ પ્રચારમાં હશે પણ સેકા દોઢ સૈકાનો એ રાજાઓના રાજ્યકાળનો ઇતિહાસ આરબો અને દક્ષિણના રાષ્ટ્રકૂટોની પ્રબળ સવારીઓને લઈને વ્યવસ્થિત મળતો નથી. ગુર્જરત્રા-ગુર્જર દેશના પ્રતિહારોની સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતમાં સત્તા અને ચાવડાઓના અભ્યુદય સમયે ગુર્જર ભૂમિમાંથી આવી વસેલા પ્રજાવર્ગના નિવાસને લઈને ગુર્જર દેશનું નામ પ્રસિદ્ધિ પામ્યું, અને સોલંકી રાજકર્તાઓના રાજ્યકાલ સમયે ગુજરાત દેશનું નામ અવિચળ થયું. સોલંકી રાજેન્દ્રો ગુર્જર નરેન્દ્રને નામે સબોધાવા લાગ્યા.

શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ જૂના ગુજરાતની સીમા આ પ્રમાણે જણાવે છે. 'ઉત્તરમાં અર્બુદાચળ, પશ્ચિમે કચ્છનું રણ, દક્ષિણે મહી નદી અને પૂર્વમા ડુંગરપુર વાંસવાડા.' આ

સોલંકી વંશના પ્રસ્થાપક મૂળરાજ દેવના રાજ્યવિસ્તારનો સીમાડો હોય એમ જણાય છે. ઇશુની તેરમી ચૌદમી સદીમાં કચ્છના રણથી તાપી નદી સુધીનો અથવા એ ઉપરનો કેટલોક પ્રદેશ 'ગુજરાત' દેશ નામે ઓળખાવા લાગ્યો હતો. ગુર્જરત્રા–ગુજ્જરત્તા ઉપરથી દેશવાચક 'ગુજરાત' નામ કહેવાય છે.

ગરવી ગુજરાત–ગુર્જર ભૂમિ પોતાની સુંદરતા અને સમૃદ્ધિ માટે દુનિયાના પ્રસિદ્ધ દેશોમાં જૂના જમાનાથી વિખ્યાત છે. એ દેશનું સૌંદર્ય, ફળદ્રુપતા, નદીઓ અને વનો, એનું વાતાવરણ સૌમ્ય અને ઋતુમાન એવી એવી એની પ્રાકૃતિક વિશિષ્ટાઓને લઈને ભારત-વર્ષના અન્ય દેશોમાં ગુજરાત એક મોહક પ્રદેશ છે. એ દેશની પશ્ચિમે પગથારો ભીંજતો અરબી સમુદ્ર (પ્રાચીન યૂરેથ્રિમન સી) દુનિયાના ઉદયકાળથી છોળો ઉરાડતો પડ્યો છે. પ્રાચીન ભૃગુકચ્છ અને પ્રભાસ ગુર્જર દેશનાં જૂનાંમાં જૂનાં બંદરો અહીંયાંથી દુનિયાનાં મોટાંમાં મોટાં બદરો જોડે વ્યાપાર ચાલતો હતો. તેઓનાં નામ ઇતિહાસને પાને જગમશહૂર છે. કવિ ન્હાનાલાલ ગુજરાતી ભૂગોળમાં કહે છેઃ 'પછી ગુર્જરો મોટા વેપારીઓ થયા. સાગરની સફર કરતા ને દેશદેશનો વેપાર ખેડતા. ગુજરાતના ખારવાઓને હિંદી મહાસાગર તે સરોવર હતું. પ્રાચીનકાળથી ગુજરાત વેપારે સમૃદ્ધ હતું.' પ્રાચીનકાળના અહિંસા પરમ ધર્મના આદ્ય સંસ્થાપક યુગાદિ દેવ ઋષભનાથ, નૈષ્ઠિક બ્રહ્મચર્યનો અનુભૂત આદર્શ આપનાર યાદવ તીર્થંકર નેમીનાથ, કર્મયોગી વાસુદેવ શ્રીકૃષ્ણચંદ્ર જેમણે કર્મયોગના સક્રીય માર્ગનો ઉપદેશ જગતને આપ્યો અને એવી એવી દિવ્ય વિભૂતીઓએ પોતાના પાદસ્પર્શથી ગુજરાત દેશની ભૂમિને પવિત્ર કરી છે (મુનિ જિનવિજયજીના લેખમાંથી). ગુજરાતના સ્થળસ્થળનાં પરાક્રમોનો ઇતિહાસ પણ ભરપૂર છે. ચાવડા અને સોલંકીઓનું ગુજરાત આજે તો કવિ ખબરદારના શબ્દોમાં 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.'

સંપૂર્ણ ]

# ચેખોવનાં સંસ્મરણો

**[ મેક્સિમ ગોર્કીની નોંધપોથીમાંથી ]**

ગુલાબદાસ બ્રોકર

કુચુક કોય નામના ગામડામાં એમની માલેકીનો જમીનનો એક નાનો ટુકડો અને બે માળની બાંધણીવાળું એક સફેદ મકાન હતાં ત્યા મને તેમણે એક વેળા આમંત્ર્યો. મને પોતાની માલેકીની જમીન બતાવતાં બતાવતાં તે ઉત્સાહમાં આવી બોલવા લાગ્યા: "જો મારી પાસે પુષ્કળ ધન હોય તો અહીંયાં હું ગામડાના બિમાર શિક્ષકો માટે એક આરોગ્યગૃહ બંધાવું. તે ગૃહ વિશાળ અને પ્રકાશમય—ખૂબ જ પ્રકાશમય—હોય, તેમાં પહોળી બારીઓ અને મોટા મોટા ઓરડાઓ હોય. તેમાં હું એક સરસ પુસ્તકાલય, જુદાં-જુદાં વાદ્યસાધનો, મધમાખીઓ, શાકભાજી અને ફળો વાવી શકાય તેવા બગીચાઓ વસાવું . . . તેમાં ખેતી અને આબોહવાના ફેરફારોનાં શાસ્ત્રો સંબંધી વ્યાખ્યાનમાળાઓ ગોઠવાવું . . . શિક્ષકોએ દરેક વસ્તુનું જ્ઞાન મેળવવું જોઈએ— દરેકેદરેક વસ્તુનું—દોસ્ત !"

ઓચિંતા તે શાંત બની ગયા, ગળુ ખખાર્યું, અને મારી સામે તેમની આંખોના ખૂણામાંથી જોઈ, જે સ્મિતના અકથ્ય આકર્ષણથી લોકો ખેંચાઈ રહેતા અને જે સ્મિતના પ્રભાવે તેમની વાત લોકો ધ્યાનપૂર્વક સાંભળી રહેતા, તેવુ એક સ્મિત તેમણે કર્યું.

"મારા આ કલ્પનાના ગપગોળાઓ સાંભળીને તમે કંટાળો છો ? મને તો એ વિષયની વાતો કરવામાં પુષ્કળ રસ છે. . . . રશિયાના ગામડાને કોઈ સરસ, બુદ્ધિવાળા, શિક્ષિત શિક્ષકની કેટલી જરૂર છે એની જ જો લોકોને જાણ હોત ! રશિયામાં તો આપણે શિક્ષકોને વિશિષ્ટ સગવડો આપવી જોઈએ. અને તે પણ જેમ બને તેમ જલદી. જનસમૂહને વિશાળ કેળવણી આપ્યા સિવાય, રશિયા, અપકવ ઇંટોથી ચણાયેલા ઘરની માફક, ગબડી પડશે જ તેવો ખ્યાલ આપણે રાખવો જ જોઈએ. શિક્ષક તો કલાકાર બનવું જોઈએ, તેના ધંધામાં તેને પ્રેમ જોઈએ. પરંતુ આપણે ત્યાં તો તે અર્ધશિક્ષિત મુસાફર માત્ર લાગે છે. જાણે દેશપાર થવા જતો હોય તેમ તે ગામડાંનાં બાળકોને ભણાવવા ગામડામાં જાય છે. પોતાનો કાયમી રોટલો ગુમાવી બેસવાના નિરંતર ભયથી તે ભૂખ્યો, કચડાયેલો, ત્રાસિત રહે છે. ખરી રીતે તો ગામડાનો તે પ્રધાન પુરુષ ગણાવો જોઈએ. ધ્યાન અને માનને પાત્ર એક શક્તિ તરીકે ખેડૂતોએ તેની તુલના કરવી જોઈએ. કોઈએ તેને રાડ પાડી ધમકાવવા ન જોઈએ કે તેનું વ્યક્તિગત અપમાન ન કરવું જોઈએ. આપણે ત્યાં ગામડાનો સિપાહી, શ્રીમંત દુકાનદાર, ધર્મગુરુ, ગામડાનો પોલિસ કમિશ્નર અને જેને સ્કૂલ ઇન્સ્પેક્ટરનો ખિતાબ મળ્યો છે તે અમલદાર જે શિક્ષણપદ્ધતિમાં કે શિક્ષણમાં કંઈ પણ સુધારો થાય છે કે નહિ તેની જરા પણ દરકાર રાખતો નથી, પણ પોતાના ઉપરીઓના હુકમનો અમલ થાય છે કે નહિ તેની જ તપાસ

રાખે છે, તે બધા, દરેકેદરેક તેમજ કરે છે જે માણસ સમગ્ર જનતાને કેળવવાનો હોય તેને પાઈ પૈસાનો જ પગાર આપવો તે ઢંગુ છે તે ચીંથરેહાલ કપડાઓ વીંટે, ભીની ભેજવાળી નિશાળોમા ટાઢીથી ધ્રૂજી રહે, તેને શરદી થાય, અને ત્રીસેક વર્ષની ઉંમરમા જ સંધીવા, ક્ષય કે હાડ્રનું દર્દ તેની કાયામા ઘર કરી બેસે તે વસ્તુસ્થિતિ અસહ્ય છે આપણને તે વાતની શરમ લાગવી જોઈએ વર્ષમા આઠથી નવ માસ તો આપણો શિક્ષક વનવગડાના તપસ્વીની માફક રહે છે, જેની સાથે વાત કરી શકે તેવી એક પણ વ્યક્તિ તેની પાસે હોતી નથી, સહવાસ, પુસ્તકો અને આમોદપ્રમોદ વિના તેની બુદ્ધિ જડ થતી જાય છે અને જો પોતાના મિત્રોને તે પોતાને ત્યા આમત્રે તો કે રાજકારણ મબધી કાવત્રુ તે રચતો હોય તેવી શકા આવે છે લુચ્ચા માણસોએ મૂર્ખ જનતાને બનાવી કહાડવા માટે જ આ રાજકારણી કાવત્રા સબધીનો મૂર્ખ શબ્દ પેદા કર્યો છે આ બધુ જુગુપ્સા ઉત્પન્ન કરે છે, જે માણસ એક મહાન અને અત્યત ઉપયોગી કાર્ય કરી રહ્યો છે તેની આ ક્રૂર મશ્કરી છે તમને ખબર છે? જ્યારે જ્યારે હુ એક શિક્ષકને જોઉં છુ ત્યારે ત્યારે મને શરમ આવે છે તેના શરમાળપણા માટે અને તેના ગરીબ પોષાક માટે ત્યારે મને લાગે છે કે આ શિક્ષકના દુ:ખને માટે હું પોતે જ ગુનેગાર છુ—ખરેખર!"

તે શાત રહ્યા, વિચારમા પડ્યા અને પછી પોતાના શરીર પાસે પોતાનો હાથ ઉછાળતા તેમણે કોમળતાપૂર્વક કહ્યુ "આ આપણો રશિયા એક બેહુદો, ઢંગો, દેશ છે"

દર્દની એક છાયા તેમની સુદર આખોને વીંધતી ચાલી ગઈ કરચલીઓના નાના કિરણો તે આખોની આસપાસ ફેલાયા અને તેમને વધુ ચિંતનમય બનાવી મૂકી પછી, આસપાસ જોઈને, મશ્કરી કરતા હોય તેમ તે બોલ્યા "જુઓ, કોઈ ઉદ્દામવાદી પત્રનો એક સપૂર્ણ અગ્રલેખ હુ તમારી પાસે ગડગડાવી ગયો ચાલો તમારી ધીરજ માટે ઇનામ તરીકે હું તમને ચા પાઉં"

આ બધુ તેમની લાક્ષણિકતા સૂચવતુ હતુ આટલી બધી ઉષ્મા અને સહૃદયતાપૂર્વક કોઈ પણ વિષય ઉપર વાતો કરવી, અને પછી ઓચિંતા જ પોતાને અને પોતાની ભાષાને હસી કહાડવા એ તેમની વિશિષ્ટતા હતી તે દર્દભર્યા સુકોમળ સ્મિતમા જે માણસ પોતાના શબ્દો અને સ્વપ્નોની યથાર્થ કિંમત સમજે છે તેની આછેરી શકાશીલ વૃત્તિઓનો ભાસ થતો હતો લાગણીનુ કોમળ પ્રાધાન્ય અને પ્રેમ માગી લ્યે એવી નમ્રતા પણ એ સ્મિતમા દૃષ્ટિગોચર થતા હતા

* * *

તે મને ઘણીવાર કહેતા "જુઓ, હમણા અહીં એક શિક્ષક આવ્યો છે તે માદો છે, પરણેલો છે તેને માટે તમે કઈ ન કરી શકો? હાલ તુરત તો તેને માટે મેં કંઈક જોગવાઈ કરી રાખી છે" અથવા તો "સાભળો ગોર્કિ, અહીં એક શિક્ષક છે તે તમને મળવા માગે છે તે બહાર નીકળી શકે તેમ નથી તે માદો છ, તમે મારી સાથે એને મળવા નહિ આવો? જરૂર ચાલો" અથવા, "જુઓ, અહીંયાની શિક્ષિકાઓને પુસ્તકો મોકલનાર કોઈ જોઈએ છે"

કોઈ કોઈવાર એવા કોઈ "શિક્ષક"ને તેમના ઘરમા પણ હુ જોતો ઝાઝો ભાગ તો તે પોતાની ખુરશીના છેડા ઉપર બેઠો હોય, પોતાના કઢગાપણાના ખ્યાલે શરમાતો હોય,

પોતાની ભમ્મર ઉપરના પરસેવામાંથી જાણે શબ્દો ખોળતો અને ગોઠવતો હોય, અને સફાઈથી અને 'સસ્કારી' રીતે બોલવાનો પ્રયત્ન કરતો હોય, અથવા તો કોઈ માણસ અતંદુરસ્ત રીતે શરમાળ હોવા છતાં બોલવાની જેવી છૂટ વાપરે છે તેવી છૂટથી એક મોટા લેખકની પાસે પોતે જડ ન લાગે એવા પ્રયત્નો કરવામાં દિલ પરોવી તે પળ સુધી કદાપિ પોતાના મગજમાં ન ઉદ્ભવ્યા હોય એવા પ્રશ્નોનો ઢગલો એન્ટન ચેખોવની પાસે તે ઠાલવતો હોય.

એન્ટન ચેખોવ તેની કંટાળાભરી, અસંબદ્ધ વાતો ધ્યાનપૂર્વક સાંભળે, વચ્ચેવચ્ચે તેમની દર્દભરી આંખોમાં એક નાના સ્મિતનો ચમકાર થઈ જાય, તેમના કપાળમા એકાદ નાની કરચલી પડી જાય, અને પછી પોતાના શાંત, તેજ કે તરંગવિનાના અવાજમાં તે સાદા, ચોખ્ખા, ઘરગથ્થુ શબ્દો ઉચ્ચારવા માંડે. તે શબ્દો એક યા બીજી રીતે તેમને પ્રશ્ન કરનારને પણ વધારે સાદો બનાવે. પછી તે શિક્ષક હોશિયાર કે સંસ્કારી દેખાવાનો પ્રયત્ન બંધ કરે અને તેથી જ પોતે વધારે હોશિયાર અને રસમય બની જાય.

એક ઊંચો, પાતળો, પીળો પડી ગયેલ ભૂખાળવા ચહેરાવાળો શિક્ષક મને યાદ આવે છે. તેનું નાક વાંકુ વળી ગયેલ અને તેની હડપચી તરફ ઢળી પડેલ હતુ. તે એન્ટન ચેખોવની સામે બેઠો અને પોતાની કાળી આંખો વડે ચેખોવના ચહેરા સામે તાકી રહીને દુ:ખભર્યા, ઊંડા અવાજે બોલ્યો:

"શાળાના સત્ર દરમ્યાન મળતા જીવન વિષેના સસ્કારોમાં ચિત્ત કે આત્મા વિષે એટલો ગોટાળો થઈ જાય છે કે આપણી આસપાસનો વિશ્વ વિષે પરલક્ષી દૃષ્ટિબિંદુ રાખવાની શક્યતાઓ ક્યાંઈ જાય છે. અલબત્ત, આપણે જે રીતે તેને ઓળખાવીએ તે સિવાય વિશ્વ બીજુ કૈં નથી . . . ."

અને એમ વાતો કરતાં તે તત્ત્વજ્ઞાનની વાતોમાં ઘૂસી ગયો, અને કોઈ દારૂડિયો બરફ ઉપર લપસવા માંડે તેવી રીતે તત્ત્વજ્ઞાનની સપાટી ઉપર તે ઘૂમવા લાગ્યો.

"મને કહોને," ચેખોવે શાંતિથી અને માયાળુપણે પૂછ્યુ: "તમારા પ્રાંતમાં એવો શિક્ષક કોણ છે જે બાળકોને મારે છે?"

શિક્ષક પોતાની ખુરશીમાંથી કૂદી ઊઠયો અને ગુસ્સાથી પોતાના હાથ ઉછાળી બોલ્યો: "તમે કોને વિષે કહો છો? મારે વિષે? કદાપિ નહિ. માર મારવો?"

તે ગુસ્સાથી ધમધમી ઊઠ્યો.

"ગરમ ન થાવ" એન્ટન ચેખોવે હસતાં હસતાં તેને ખાતરી આપતા હોય તેવા સ્વરે કહ્યું: "હું તમારી વાત નથી કરતો. પણ મને યાદ છે—મેં કોઈ છાપામાં વાંચ્યું હતું કે, તમારા પ્રાંતમાં કોઈ શિક્ષક બાળકોને મારે છે".

"ખરું છે. એવો એક બનાવ બન્યો હતો. મેકારોવનું એમ બન્યું હતું. પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તે વસ્તુ ક્રૂર છે, પણ સમજી શકાય તેવી છે. તે પરણેલો છે... તેને ચાર બાળકો છે ... તેની પત્ની માંદી છે ... પોતાને ક્ષય થયેલ છે .. તેનો પગાર માત્ર વીસ રૂબલ જ છે. ગંભારિયા જેવી તેની નિશાળ છે, અને શિક્ષકને તો બાપડાને એક જ ઓરડો મળે છે ... આવા સન્જોગોમાં તો ઇશ્વરના ફિરસ્તાને પણ વગરવાંકે મારી લેવાય !.. અને બાળકો—મારું કહ્યુ માનો તો—ફિરસ્તાઓ કરતાં ઘણાં જ નીચાં છે."

અને હમણાં જ જે માણસ પોતાની ચાલાક વાણીના પ્રહારો ચેખોવ ઉપર દયાહીન રીતે કર્યે જતો હતો તે એકદમ તેનું નાક આમથી તેમ હલાવી સાદા, વજનદાર, ચોખ્ખા શબ્દો બોલવા લાગ્યો. અગ્નિની માફક એ શબ્દોએ રશિયાના ગ્રામ્યજીવન વિષેનાં ભયંકર શાપિત સત્યને પ્રકાશમાં મૂક્યુ.

જ્યારે પોતાના યજમાનની તેણે વિદાય લેવા માંડી ત્યારે તેણે ચેખોવના નાના, પતલી આંગળીઓવાળા હાથને પોતાના બન્ને હાથમાં દાબ્યો અને કહ્યુ:

"જ્યારે હું તમારી પાસે આવ્યો ત્યારે મને લાગતું હતું કે હું કોઈ સત્તાધીશ પાસે જાઉં છું હું ભય પામતો હતો, ધ્રૂજતો હતો . . . હુ તમને બતાવવા માગતો હતો કે હું કોઈ સાધારણ માણસ નહોતો . . અને હવે જ્યારે હું તમારાથી છૂટો પડું છું ત્યારે એક અંગત મિત્ર પાસેથી છૂટો પડુ છું—જે મિત્ર બધું બરોબર સમજી શકે છે તેવા મિત્ર પાસેથી. બધું જ સમજી શકવુ તે એક મહાન ચીજ છે. હું તમારો આભાર માનું છુ. અહીંથી હું એક આનંદદાયક વિચાર મારી સાથે લઈ જાઉં છું. અમારી સાથે જ વસતાં અને જીવતાં કગાળ મનુષ્યો કરતાં મહાપુરુષો વધારે સાદા, વધારે સમજી શકાય તેવા, અને અમારા આત્માની વધારે નજદીક હોય છે. જય જય, હું તમને કદી નહિ ભૂલું."

તેનું નાક હલી ઊઠયુ, એક મોહક સ્મિત પ્રદર્શિત કરતા તેના હોઠ સરડાયા અને તેણે ઝડપથી ઉમેર્યું

"ખરું કહું તો બદમાશો પણ સુખી નથી હોતા—લુચ્ચાઓ."

જ્યારે તે બહાર ચાલી ગયો ત્યારે તેની દિશામા નજર ફેરવી સ્મિત કરી ચેખોવે કહ્યું:

"તે મઝાનો માણસ છે . . . તે લાંબો વખત શિક્ષક તરીકે નહિ રહે."

"કેમ ?"

"લોકો તેને નહિ ફાવવા દે—તેને કાઢી મૂકશે."

* * *

જીવન પાસેથી વધુમાં વધુ મેળવવા માગતા, અને મનુષ્યોને સાદા, સુંદર, સુસવાદી જોવાની ઇચ્છા ધરાવતા મનુષ્યને જ શકય એવી, આછકલાપણાને ગમે ત્યાં ઉઘાડું પાડી દૂર કરવાની કળા, તેમને પ્રાપ્ત થઈ હતી તે આછકલાપણાના વિચક્ષણ અને દયાહીન ન્યાયાધીશ જેવા જણાતા.

કોઈ કે તેમની હાજરીમાં એક સન્માનિત માસિકના તંત્રીની વાત કરી. તે તંત્રીમહાશય હમેશાં પ્રેમ અને દયાની જરૂરતની વાતો કરતા અને છતા પણ કંઈ કારણ વિના તેમણે એક રેલવે-ગાર્ડનું અપમાન કર્યું હતુ, અને પોતાથી નીચી પક્તિના માણસો સાથે તે ઉદ્ધતાઇથી વર્તતા હતા.

વિષાદમય સ્મિત કરી એન્ટન ચેખોવે કહ્યું: "પણ એ તો અમીરજાદો છે ના ? એ તો શિક્ષિત ગૃહસ્થ છે ના? તેણે તો ધાર્મિક પાઠશાળામાં અભ્યાસ કર્યો છે. તેનો બાપ સરસમાં સરસ બૂટ પહેરતો અને તે પોતે રાણી છાપના ચામડાના બૂટ પહેરે છે."

અને તેમના ઉચ્ચારણમાં એવું કંઈ હતુ કે જેથી તે 'અમીરજાદો' આછકલો અને મશ્કરીયોગ્ય બની જાય.

અમુક વર્તમાનપત્રમાં કામ કરતા એક માણસ વિષે તેમણે કહ્યું: "તે ખરેખર પ્રતિભાશાળી વ્યક્તિ છે. તે હમેશાં કેવું ઊંચું, માનવતાભર્યું, મીઠાં લીંબુ જેવું મીઠું સાહિત્ય લખે છે! જાહેરમાં પોતાની સ્ત્રીને મૂર્ખ કહે છે તેના નોકરોના ઓરડાઓ હમેશાં ભેજવાળા રહે છે અને તેની કામવાળીઓના સાંધા વારવાર ઝલાઈ જાય છે."

"તમને એન. એન. નથી ગમતા, એન્ટન પેવલોવીચ?"

"હા, મને ગમે છે—ખૂબ જ. તે મઝાનો આદમી છે." ખુંખારો ખાતાખાતા એન્ટન પેવલોવીચ 'હા' ભણે છે. "તે બધું જાણે છે... ખૂબ વાંચે છે... તેણે મારાં ત્રણ પુસ્તકો તો પાછાં મોકલાવ્યાં પણ નથી ... તે ભૂલકણો છે ... જો તે તમને કહેશે કે તમે કોઈ અજબ આદમી છો અને આવતી કાલે કોઈ બીજાને કહેશે કે તમે તમારા નોકરોને છેતરો છો અને તમારી રખાતના ધણીનાં બ્લુ લીંટીવાળાં કાળાં મોજાં તમે ચોર્યાં..."

કોઈ કે તેમની હાજરીમાં માસિકોમાં આવતા 'ગભીર' વિભાગના વિષયોના લેખો વાંચતા લાગતી મુશ્કેલી અને આવતા કંટાળાનો ઉલ્લેખ કર્યો.

"પણ તમારે તે લેખો વાંચવા જ ન જોઈએ," એન્ટન પેવલોવીચે કહ્યું. "તે તો મિત્રોનું સાહિત્ય છે—મિત્રો માટે લખાયેલું તેના લેખકો શ્રી. લાલ, શ્રી. પીળા અને શ્રી. સફેદ છે. એક માણસ એક લેખ લખે છે, બીજો તેનો જવાબ આપે છે, અને એ બન્નેના વિરોધીનો ત્રીજો સમન્વય કરે છે.... પણ પોતાને કોઈ પૂછતું નથી કે એથી વાચકને ફાયદો શો?"

* * *

"વિવેચકો તો ઘોડા ઉપરની બગા જેવા છે. એ બગાઓ ઘોડાને ખેડ કરતો અટકાવે છે," તેમણે પોતાનું ડહાપણભર્યું સ્મિત કરતાં કહ્યું. "ઘોડો કામ કરતો હોય છે. તેનો દરેકેદરેક સ્નાયુ, વાદ્યતંત્રની તત્રી જેમ, ખેંચાયેલો હોય છે. બગા તેની કમર આગળ આવી બેસે છે અને ગણગણાટ કરે છે. ઘોડાને પોતાની ચામડી સંકોચવી પડે છે અને પૂછડી ઉછાળવી પડે છે. એ બગા શેનો ગણગણાટ કરે છે? તેને પોતાને પણ ભાગ્યે જ ખબર હશે. એનો અર્થ માત્ર એટલો જ કે એને આરામ નથી, અને એ જાહેર કરવા માગે છે, 'જો, પૃથ્વી ઉપર હું પણ જીવું છું, જો, હું પણ ગણગણી શકું છું; ગમે તે વિશે ગણગણી શકુ છું.' પચ્ચીસ વર્ષો સુધી મેં મારી વાર્તાઓના વિવેચનો વાચ્યાં છે, અને અત્યારસુધીમાં કિંમતી એવું એક પણ વાકય કે કિંમતી સલાહનો એક પણ શબ્દ તે બધામાં વાચ્યાનુ મને યાદ નથી. ફક્ત એક વાર સ્કેબીચેવસ્કીએ કઈ એવું લખ્યુ જેની મારા ઉપર અસર થઈ.. તેણે કહ્યું કે દારૂપીધેલ હાલતમા કોઈ ખાબોચિયામા હું મરણ પામીશ!"

લગભગ હંમેશ તેમની આંખોમાં કટાક્ષમય સ્મિત રમતું જ હોય, પણ કોઈ કોઈવાર તે આંખો ઠંડી, તીક્ષ્ણ, કડક થઈ જતી. આવે વખતે તેમના કોમળ, લાગણીભર્યા અવાજમાં કડકાઈ આવતી અને ત્યારે લાગતું કે આ નમ્ર, મૃદુ માણસ જ્યારે તેમને જરૂર લાગે ત્યારે વિરોધી બળોનો સામનો કરવા બળપૂર્વક ઊભા થઈ શકે છે, અને પછી નમતું આપતા જ નથી.

પરતુ કેટલીક વખત લોકો તરફના તેમના વલણમાં મને આશાહીનતાની, લગભગ શાંત, વૈરાગ્યમય નિરાશાની છાયા જણાતી.

"રશિયન એક વિચિત્ર પ્રાણી છે," તેમણે એકવાર કહ્યું. "તળિયામાં કાણાવાળી કાચલીની માફક તેનામાં કઈ રહેતું નથી. તેની યુવાનીમાં તે અત્યંત તૃષ્ણાપૂર્વક તેના માર્ગમાં જે આવે તેને પોતામાં લઈ લે છે, અને ત્રીસ વર્ષ પછી તો જૂના ઉકરડા સિવાય કઈ રહેતું નથી... સુંદર રીતે, માનવતાની રીતે, રહેવા માટે માણસે કામ કરવું જોઈએ, પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક કામ કરવું જોઈએ. પણ આપણે તે કરી શકતા નથી. ઘરો બાંધનાર કોઈ કળાકાર એકબે સરસ મકાનો બનાવ્યા પછી પાને રમવા બેસી જાય છે, આખી જિંદગી રમ્યે રાખે છે, અથવા તો કોઈ થિયેટરના પડદા પાછળ ક્યાંક મળી આવે છે. ડૉક્ટર જો તેને સારી પ્રૅક્ટિસ ચાલુ હોય તો તેના વિજ્ઞાનમાંથી રસ મેળવતો બંધ થઈ જાય છે, 'મેડિકલ જર્નલ' સિવાય કઈ વાંચતો નથી અને ચાળીસ વર્ષે ખરેખર માને છે કે બધાં દર્દોનું મૂળ શરદીમાં જ હોય છે. એવા એક પણ સનદી નોકરને હું મળ્યો નથી જેને પોતાના કામના અર્થનો કૈં પણ ખ્યાલ હોય. સાધારણ રીતે તે પાટનગરમાં અથવા તો પોતાના પ્રાંતના મુખ્ય શહેરમાં બેસી રહે છે અને કાગળિયાઓ ચીતરે રાખે છે. તે કાગળિયાઓમા લખેલ વાતોનો અમલ થાય તેટલા માટે તે કાગળિયાઓને ઝમેવ અથવા સ્મોર્ગન મોકલી આપે છે, પરંતુ ઝમેવ અથવા સ્મોર્ગન આ કાગળિયાઓને અંગે કોઈની સ્વતંત્રતા લૂટશે તેનો, કોઈ નાસ્તિક નર્કનાં દુઃખોનો જેટલો થોડો ખ્યાલ કરે તેટલો જ થોડો ખ્યાલ તે સનદી નોકર કરે છે. સફળ બચાવો કરીને ખ્યાતિ પામેલો વકીલ ન્યાય વિષે વિચાર કરવાનું છોડી દે છે, મિલકતના હકોનું રક્ષણ કરે છે, રેસનો જુગાર ખેલે છે, ખાયપીએ છે અને દરેક કળાના સૂક્ષ્મ અભ્યાસી તરીકે બહાર આવવા પ્રયત્ન કરે છે. બે કે ત્રણ પાત્રોનો સફળતાપૂર્વક અભિનય કરી કીર્તિ પામનાર નટ, નવાનવા પાત્રોના અભિનયનિરૂપણનો અભ્યાસ કરવાની જરા પણ ઇન્તેજારી દાખવતો નથી, તે રેશમી ટોપીઓ પહેરે છે અને પોતાને કોઇ અજબ પ્રતિભાસંપન્ન વ્યક્તિ માન્યે રાખે છે. રશિયા તૃપ્તિ જ ન પામે એવા અને આળસુ મનુષ્યોથી ભરેલો દેશ છે. સરસ વાનીઓનો તે લોકો આહાર કરે છે; સરસ પીણાં પીએ છે; દિવસ છતાં ઊંઘવાનું પસંદ કરે છે, અને ઊંઘમાં ઘોરે છે. પોતાના ઘરનું ધ્યાન રહે તેટલા ખાતર તે લોકો પરણે છે અને સમાજમાં પોતાનો મરતબો વધે તેટલા ખાતર રખાતો રાખે છે. તેમનું માનસ કૂતરાના માનસ જેવું છે. જ્યારે તેમને માર પડે છે ત્યારે તીણી ચીસ નાખી તે પોતાની જગ્યાએ જતા રહે છે, અને જ્યારે તેમને પંપાળવામાં આવે છે ત્યારે પીઠ ઉપર સૂઈ પોતાના પંજાઓ હવામાં અધ્ધર રાખી તે લોકો પૂછડી પટપટાવ્યે રાખે છે."

આ શબ્દો દુઃખ અને શાંત તિરસ્કાર વ્યક્ત કરતા હતા. પરંતુ તિરસ્કારયુક્ત હોય તોપણ તેમનામા દયા પુષ્કળ હતી. જો તેમની હાજરીમાં તમે કોઈનું બૂરું બોલો તો ઍન્ટન પેવલોવીચ તરત જ તેનો બચાવ કરે.

"એમ શા માટે કહો છો ? તે વૃદ્ધ છે, સિત્તેર તો થયા." અથવા "પણ હજી તે ઘણો ન્હાનો છે. એ તો એની મૂર્ખાઈ માત્ર છે."

અને જ્યારે આવી રીતે તે બોલતા ત્યારે તેમના ચહેરામાં અણગમાની નિશાની શોધ્યે પણ જડતી નહિ.

*

દૃષ્ટિ સમક્ષ સ્ત્રીઓ અને પુરુષોની એક લાંબી કતાર ખડી થાય છે. જે પોતાના પ્રેમના, પોતાની જડતા અને આળસના, પોતાના જીવનમાં સાંપડતી સારી વસ્તુઓના ગુલામો હતા તેવાં સ્ત્રીપુરુષોની એ કતાર. જીવનના કાળા ભયના ગુલામો ચાલતા દેખાય છે. ચિન્તાતુર બની આગળ અને આગળ તે લોકો ખેંચાયે જાય છે. ખેંચાતાં ખેંચાતાં, વર્તમાનમાં તો પોતાને માટે જગ્યા નથી તેમ માની, ભવિષ્ય વિષે અસંબદ્ધ શબ્દોથી જીવનને ભર્યે જાય છે.

કોઈ કોઈ પળે તે ટોળામાંથી ગોળીઓનો અવાજ છૂટે છે. કોઈ ઈવાનોવ અથવા કોઈ ટ્રેપ્લેવ, પોતે શું કરવું જોઈએ તેની ગણતરી કરી પોતાને વીંધી નાખે છે.

તેમાંના ઘણાં ત્રણસો વર્ષ પછી જીવન કેવું આનંદમય થઈ શકશે તેનાં સુંદર સ્વપ્નો સેવતાં હોય છે; પરંતુ તેમાંના કોઈને પોતાને પ્રશ્ન પૂછવાનું સૂઝતું નથી કે જો પોતે માત્ર સ્વપ્નો જ સેવ્યે રાખશે તો એ જીવનને આનંદમય બનાવશે કોણ?

અસહાય લોકોના તે વિષાદમય ટોળા પાસેથી એક મહાન, પ્રજ્ઞાશીલ, નિરીક્ષક પસાર થયો. તેણે પોતાના દેશના આ બધાં વિષાદભર્યાં બાંધવો સામે જોયું. પછી, દર્દભર્યા એક સ્મિત સહિત, ચહેરામાં અને હૃદયમાં ગ્લાનિસહિત ઊંડો ઠપકો ભરેલ, છતાં કોમળ રીતે સુંદર અને સમભાવભર્યા અવાજે તેણે તેમને કહ્યું:

"તમે ખરાબ રીતે જીવો છો, દોસ્તો! એ રીતે જીવવું શરમભર્યું છે."

[ આમાંથી હિન્દની સ્થિતિને કેટલું બધું લાગુ પડે છે તે વિચારો. ]

## 'વિદ્યાર્થી'

'સ્વપ્નસ્થ'

રમે નાચે ગાતા બહુ બહુ બધા બાળપણમાં
વિના ભાને ઘૂંટે રમત રમતાં અક્ષર નવા
ન તેની વાતો આ, જ્વલિત ઉર કેરી અસહતા
કરી ખુલ્લી આજે સ્થિતિવિકૃતિ દેખી પ્રજળતાંઃ–

સ્વનો આછાં પ્રેરે શિશુપદ મહાસંસ્કૃતિ તટે,
પિતામાતા ક્હેતાંઃ 'પ્રિય તનુજ! ઈંગ્લીશ ભણજે,'
મહેચ્છાઓ તેની હૃદય પરખી લેશ ન શકે
છતાં હૈયા–તારે–વિવશ–ઉર એને પથ પળે

—પિતા માતા ધારેઃ અમ તનુજ લોકોત્તમ થશે
જરાવસ્થામાં એ શિથિલ વપુનો સ્થંભ બનશે
ગરીબીમાંથી વા અસહ જુલમોથી વિધિતણા
બચાવી લેશે એ જગત દુખથી મુક્ત કરશે—

શરૂઆતે મોટા અનુભવ કરે : ભવ્ય ગૃહના
મહાભાષા બોલે હરખભરને વિસ્મિત થતા,
તજી પાટી, નોટો નિજ કર ધરી ગર્વિત થતા
ઘરે, બા પાસે, જે ગજબ ભણતા તે ઊભરતા
ઉછંગી આનંદી સરળ સુખના તે દિન જતા.

પરંતુ એ હર્ષો વધુ વખત માટે નવ ટકે
ઘણાં ધીમે ઊડાં મલિન વિષનાં સત્ત્વ પ્રસરે
કશી ઊંડી ગ્લાની હૃદય સ્મિતને મ્લાન કરતી
વહે ખૂણેખૂણે પ્રવૃત્તિ સહુનો નાશ કરતીઃ–'

જતા જ્યારે બ્હારે 'અવર' અટકચે શિક્ષક બધા
તદા વિદ્યાર્થીમાં નિતનિત નવી વાત પ્રકટેઃ
જરા તોફાનોની, ભણતરતણી, શિક્ષકતણી,
સિનેમા નાટ્યોની, નવયુગતણી સંસ્કૃતિતણી

ભણેલી સ્ત્રીઓની, શિથિલ મનતણી સંસ્કૃતિતણી
અને કો કન્યાના અણસમજ ને ભ્રષ્ટ પથની—

કદિ જ્યારે આવે રસિક કથની પુસ્તક મહીં
વધારીને તેનાં મલમલિનતા શિક્ષક હસે
હસે વિદ્યાર્થીને નિજ 'જીવનચારિત્ર્ય' વિરચે
રચે તેમાંથી કૈં મલિન સુખની સૃષ્ટિ મનની
અને મ્હાલે તેમાં શુભ જીવનના ઘાતક બની.
વળી પાસે બેઠા–નિજ સુહૃદને અશ્લિલ' વદી
જણાવે પોતાના વિધવિધ મતો અસ્ફુટ સ્વરે
બનેલા એ, મિત્રો નિજનિજ ઘરે - મંડળ રચી
કશાં સારાં બ્હાને વિષયસુખનાં પુસ્તક ગ્રહી
વિચારે ને વાંચે અનુભવતણાં કલ્પન કરી
રચે સંબંધો ત્યાં તનતન તણા અંકુશ તજી
મળેલાં સ્થાનો જે ભણતરતણી શાંતિ અરથે
નિરાંતે બીજાંની કલબલ થકી દૂર ભણવા
તહીં બીડચાં દ્વારે અઘટિત ઘણાં કાર્ય કરતા;
વળી કાં વાડામાં, કદિક ફરવાનાં સ્થળ વિષે
પુલો નીચે જાતા શનિ રવિ–બપોરે ઘર તજી
સદા અભ્યાસાર્થે ઇતર ઘરનાં નામ દઈ ને;
રહે જે એકાકી—શરમમય તે બાજરૂ મહીં
અને એકાન્તોમાં અનવધિ સ્વયંઘાત કરતા.

શરીરો સૌ પીળાં, ઉધરસ ગળેલાં, શરદીમાં–
સદાનાં બૂડેલાં જીવનમયતા ક્ષીણ બનતાં,
મળેલાં મોઢાંઓ, નિજ જરૂરતું પોષણ છતાં,
પડચાં કુંડાળાંઓ નયન ફરતાં તેજ ન રહ્યાં,
નહીં સીમા સ્વાદે, નિયમન ન ખોરાક વિષયે,
ભરે તીખા ખાટા અગણિત પદાર્થો ઉદરમાં
વિકારો લોહીના પણ જરૂર તેથી પરિણમે
વિચારોચે તેથી વધુ મલિન થાતા મન તણા;
અહો એવી રીતે પરિક્રમણ એ શાશ્વત વહે
અને ધ્વીરેધીરે મન તન પરે દાબ ન રહે

પરંતુ એ કોઠજ્
ઘણે લાગે સર્વે નિજ નયનને બંધ કરતા
ઘણા બીજા આવી સ્થિતિ મન વિષેયે ન ધરતા.
દીસે છે આ વાતો કદી અટકવાની નહિ અરે
ઘણા રસ્તા એને વિધવિધ પ્રકારે વિગતમાં

અરે સીમા ક્યાંથી નિરવધિ જુઓ એ પ્રસરતી
દિશાને રંગે છે મલિન મુખ કેરાં વમનથી
પ્રજા દાઝે આખી પ્રલય અનલોમાં ધસમસી
યુગોની આશાને અપ્રતિહત આ ભસ્મ કરતી.

બધી આ સત્ય વાતોને વાંચી જોઈ વિચારજો,
અને જે યોગ્ય લાગે તે કાર્યરૂપે બતાવજો.

# દેવ ! કયો માર્ગ ?

જયસુખલાલ કૃ. મહેતા, એમ. એ.

શ્રાવણ મહિનાના દિવસો હતા અને સંધ્યાકાળનો વખત હતો. વડીલોની સાથે મંદિરે દર્શન કરવા જવાનું હતું. એટલે ઠઠ્ઠક જોવા મળશે, ગીતો સાંભળવા મળશે વગેરે વિચારોથી અમારાં બાળહૃદયોમાં પણ ગીતો ગવાતાં હતાં. હિંડોળામાં શ્રીકૃષ્ણ બિરાજેલા હતા અને આખો હિંડોળો ફૂલોથી શણગારેલો હતો. ભજનની ધૂન પણ ચાલી રહી હતી. આવો જ હિંડોળો, પણ ઘણો જ નાનો, ઘરના ચોકમાં પણ થતો હતો, અને ગોકુલાષ્ટમીને દિવસે પારણામાં પણ ઘેર શ્રીકૃષ્ણને ઝુલાવતા હતા. નાનપણમાં દશમસ્કંધ, મહાભારત વગેરે વાંચવાથી શ્રીકૃષ્ણના જીવનમાં ઈશ્વરી અંશ હતો એમ ત્યારે શ્રદ્ધા હતી. શ્રીકૃષ્ણના બાળપણના કેટલાએક પ્રસંગો જેમાં દુઃખ આવતું હતું તે હજુ યાદગીરીમાં રહ્યા છે. જીવનમાં દુઃખ છે અને તે દેવોને પણ છોડતું નથી એ સત્ય બાળપણથી જ આપણને આવી રીતે સિદ્ધ થાય છે. જૂનાં પુરાણાં દેવાલયોમાં શિવલિંગની સમીપે જવું અને ત્યાં પગે લાગવું એ હંમેશાં આકર્ષક લાગતું. બાળજીવનમાં એ romantic લાગતુ. શિવલિંગ આવાં દેવાલયોમાં ભોંયરામાં હોય છે, અને થોડાંએક પગથિયાં ઊતરીને જવાનું હોય છે. ઘીના દીવાનો ઝાખો પ્રકાશ પડતો હોય છે, બાકી અર્ધો અંધકાર, અર્ધો પ્રકાશ એમ લાગે છે. શિવલિંગ ઉપર જળાધારી લટકતી હોય છે અને તેમાંથી સતત પાણી મૂર્તિ ઉપર ટપક્યા કરે છે. પાછળ ભીંત ઉપર પાર્વતીદેવીની મૂર્તિ હોય છે. શિવાલયમાં ચંદન, પુષ્પ વગેરેની સુગંધ શિવાલયના જૂના જમાનાની સુગંધ સાથે ભળે છે. બાળક કહો કે મોટેરાં કહો, એમના ઉપર આ વાતાવરણની અસર થયા વગર રહેતી નથી. પ્રભુનું ચિંતન કરવાને આત્મા હમેશાં પ્રેરાય છે.

શિવાલયમાંથી ઉપર આવી ઘંટ વગાડી, નોબત ઉપર એકબે ડોક મારી 'શિવ ભેગા પોઢિયાને પૂછ' ઘર તરફ પાછા જવા નીકળીએ છીએ, ત્યારે ઘણા વખત સુધી આ જગતની મલિનતાઓ પ્રત્યે આપણે આકર્ષાતાં નથી.

શ્રીકૃષ્ણનાં મંદિરોમાં આવું વાતાવરણ હોતું નથી, પણ ત્યાં પણ જોકે જુદી જાતનું પણ ધાર્મિક વાતાવરણ તો હોય જ છે. કોઈ પણ મદિર કે દેવાલયમાં જાઓ અને ત્યાં તમારા મનમાં જો બરાબર પડઘો પડતો હોય તો પ્રાર્થનાને માટે યોગ્ય વાતાવરણ તો મળી આવે જ છે. મંદિરમાં જઈએ અને ઘંટારવને માટે કાન બહેરા રાખીએ, ચંદન, પુષ્પ માટે નાક બંધ રાખીએ, ત્યાંની નૈસર્ગિક સુંદરતા માટે આંખો બંધ રાખીએ અને ત્યાંથી નીકળતાં આન્દોલનો સામે હૃદયદ્વાર બંધ રાખીએ તો પછી મંદિર કે દેવળમાં ગયા તોપણ શું અને ન ગયા તોપણ શું ?

શ્રીકૃષ્ણ તો બધાંને આવાહન કરે છે કે 'मामेकं शरणं व्रज।' મારો એકલાનો આશરો લે. નાનપણમાં માળા ફેરવતાં 'श्रीकृष्णः शरणं मम' એ આની પાદપૂર્તિ છે. કેવી રીતે એમની પાસે જવું એ મુશ્કેલ સવાલ છે. ગીતામાં એનો ઉકેલ આવે છે. શરીરબળ કેળવવા માટે હમણાં ઘણા ઘણા ગુરુઓ નીકળેલા છે; અને ઇંગ્રેજી કે અમેરિકન માસિકોમાં કે અઠવાડિકોમાં આવી સેંકડો જાહેરખબર જોઈએ છીએ. દરેક જાહેરખબર વાંચીને અને તેને લગતાં સુંદર ચિત્રો જોઈને એમ થાય છે કે એ ગુરુને સ્વીકારી એની પદ્ધતિસર તાલીમ લઈએ તો શરીર સારું થશે. એમ જુદાંજુદાં ગોથાં ખાઈએ છીએ. ગ્રીસની પદ્ધતિ સ્વીકારવી કે સેન્ડોની કે મૂલરની ? કસરત ન કરતાં લાંબી ગજલો કાપવી કે સમુદ્રનાં ભૂરાં પાણીમાં લાંબો વખત સુધી તરવું કે ટેનીસ રમવું ? શારીરિક તબિયત માટે આટલું હૃદયમન્થન થાય તો આ આત્માની પ્રગતિ માટે હૃદયમન્થન કેમ ન થાય ? પ્રભુ પાસે જવાને જુદાજુદા રસ્તા છે. ગીતામાં પણ કેટલા રસ્તા બતાવ્યા છે ? બીજા ધર્મોમાં બીજા રસ્તાઓ બતાવેલા છે. સાધારણ રીતે આપણી મુસાફરીઓમા કે અજાણ્યા સ્થળે ફરવા જતા હોઈએ અને ચાર રસ્તા કે પાંચ રસ્તા ભેગા મળે ત્યારે વિચાર થાય છે કે ક્યો રસ્તો લેવો ? કેટલેક ઠેકાણે પાટિયાં મૂકેલાં હોય છે કે અમુક રસ્તો અમુક નિર્માણ ઠેકાણે લઈ જશે. પણ પ્રભુ પાસે જવાના જુદાજુદા રસ્તાઓ ઉપર પાટિયાં નથી દરેક રસ્તો આપણે પોતે જ વિચાર કરીને પસંદ કરી લેવો પડે છે. કદાચ એમ પણ હોય કે બધા જ રસ્તા પ્રભુ પાસે લઈ જશે તો પછી પાટિયાંની જરૂર શી ? પણ રસ્તા રસ્તામા પણ તફાવત હોય છે. રસ્તા ઉપર અન્યાય હોય કે અનીતિ હોય તે રસ્તે પ્રભુ મળે કેવી રીતે ?

ઘંટારવ થઈ રહ્યો હોય, ચંદન, ભજનની ધૂન લાગી રહી હોય, ફૂલોની સુગંધ પ્રસરી રહી હોય, અત્તર વગેરેથી વાતાવરણ સુગંધિત બની રહ્યું હોય, દેવને સ્વચ્છ વાઘા અને અઢળક ઘરેણા ચડાવ્યાં હોય અને તે વખત પ્રભુની સાથે લગની લગાડવી હોય તે પણ એક રસ્તો છે. એ રસ્તો ઘણાએ ભક્તોએ અખત્યાર કરેલો છે અને સિદ્ધિ મેળવેલી છે. શ્રીકૃષ્ણના પદો મનને ઘેલું કરી નાંખે છે. એ પવિત્ર જમના અને ગગામૈયાનાં સ્નાન, કાળને પણ હસતી એ બે મહાન હિંદુસ્તાનની નદીઓ, તેમના કિનારા ઉપર શ્રીકૃષ્ણનું જીવન અને અસખ્ય મદિરો અને સાધુઓની જમાતો, સુંદર લીલી કુંજો, યાત્રાને સ્થાને હજારો ભિક્ષુકો અને પાખંડીઓ એ પણ એક રસ્તો છે. સવારસાંજ સધ્યાપૂજા, જુદાજુદાં મદિરોમા દર્શન માટે દોડાદોડી, દરેક તહેવારે અપવાસે કે સારું જમવાનું (જે પ્રમાણે રૂઢિશાસ્ત્રોએ નિર્માણ કર્યું હોય તે પ્રમાણે) બીજે વખતે કોઈ પણ ધધો કરી પેટ ભરવાનું અને એ ધધામાં કોઈ પણ યુક્તિપ્રયુક્તિ કે અનીતિ કરવાનું, ટૂંકામાં કર્મકાંડીનો માર્ગ એ પણ એક રસ્તો છે.

"સસારમાં ભરસો રહે ને મન મારી પાસ......તે જાણ મારો દાસ" એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહેલું. તે જ પ્રમાણે બગાળી ક્રિશ્ચિયન કવિ મિસ તોરુ દત્તે પોતાના કાવ્યમાં લખેલું હતું: જગતને છોડીને નહિ પણ જગતમા રહી જનતાને માટે કામ કરી પ્રભુ સાથે સબધ બધાય છે. એ પણ એક રસ્તો છે.

જ્યારે જ્યારે પ્રભુ ખ્રિસ્તનાં વચનો યાદ કરું છું, ત્યારે ત્યારે સુએઝની નહેર અને આજુબાજુ રેતીનાં રણ યાદ આવે છે. એ રેતીનાં રણમાંથી જ ખ્રિસ્તના સિદ્ધાંતો ઉત્પન્ન થયા હતા. શરીરને ખોટું સુખ આપી આત્માને તે નબળો પાડી દેશે નહિ. તે તાપ અને

લિલોતરી વગરનાં મેદાનો શરીરને મજબૂત બનાવી આત્માને પણ સુદૃઢ બનાવે છે. રણમાં દૂર દૂર લીલી છાયાંઓ અને પાણીના ઝરણાં આવે છે જે રણની તપશ્ચર્યા પછી દુઃખી જીવનમાં પ્રભુના બોલ જેવાં મીઠા લાગે છે જીવન એ લીલી કુંજ સમાન નથી, પણ સહરાનાં રણ સમાન છે. આપણા દેશમાં જીવનને પ્રકૃતિએ શરૂઆતમાં લીલી કુંજ જેવું બનાવ્યુ અને પરિણામ એ આવ્યું કે રણમાં ચાલવાને, પહાડ ઉપર ચડવાને, તોફાની સમુદ્રમાંથી જવાને આપણે અશક્ત થયા. સ્વતન્ત્રતા ખોઈ અને સેંકડો વર્ષ પછી યે તે પ્રાપ્ત કરી નથી શક્યા. જેમણે જીવનને સહરાના રણ જેવું માન્યું અને જેમ લોઢુ તપીને બરાબર મજબૂત થાય છે તેમ જેમણે પોતાના શરીરને મજબૂત બનાવ્યું છે તેમના પ્રત્યે પ્રભુને પક્ષપાત હોય છે.

પ્રભુ ખ્રિસ્ત અને એમના શિષ્યો એક ગામડામા ગયા. ખ્રિસ્ત એક કૂવા આગળ બેઠા જ્યારે એમના શિષ્યો ગામડાંમાં ખોરાક શોધવાને ગયા. રણમા જ કૂવાની કિમ્મત સમજાય છે. પ્રભુ ખ્રિસ્તે ત્યાં એક બાઈ પાણી ભરતી હતી તેની પાસે પાણી માગ્યું, અને તે બાઈએ આપ્યું. જો કે તે બાઈને અચંબો થયો કારણ કે પોતે સમારાની (Samara) હતી કે જે જાતિ તે વખતે અંત્યજ જેવી જ ગણાતી. પ્રભુએ કહ્યું કે તું જે પાણી આપે છે તે તો મારા શરીરને ટૂંક વખત માટે સંતોષ આપશે, પણ હું તને જે પાણી આપીશ એ તો તને શાશ્વત સુખ આપશે. એ ઊંચા શુષ્ક પર્વતો અને રેતીનાં રણોમાંથી જે બોધ આવેલો છે તે શાશ્વત શાંતિ અને આશ્વાસન આપનારો છે.

તે સિદ્ધાંતોમાં અને તે ઉપદેશોમાં ઊંચાનીચાનો ભેદ નથી રખાયો. એમણે જે જુદા-જુદા આશીર્વાદો આપ્યા તેમા ગરીબોને માટે કહ્યુ કે Blessed are the poor in *spirit for their's the Kingdom of Heaven.* ગરીબ લોકોનુ ભલું હજો, કેમકે પ્રભુનું રાજ્ય તેમનું છે. તેવી જ વધુમાં ઉમેર્યું કે Blessed are those that mourn for they shall be comforted. જે શોક કરે તેમનુ ભલું હજો, કારણકે તેમને આશ્વાસન મળશે.

જગતથી છુંદાયેલા, ત્રાસિત થયેલા, કષ્ટ પામેલા, અન્યાયના ભોગ થયેલાઓને ખ્રિસ્ત પોતાની ગોદમાં બોલાવતા હતા, અને Come un to me all ye that labour and are heavy laden, and I will give you rest. જેમને દુઃખ હોય તેઓ બધા મારી પાસે આવો અને હું તમોને શાન્તિ આપીશ જગતના અરણ્યમા જેઓ ચાલી શકતા નથી, જેમનાં ગળા પાણીથી સુકાઈ જાય છે, જેમને જનતા આશરો આપતી નથી તેવી બ્હેનોને અને તેવા ભાઈઓને ખ્રિસ્ત કહે છે તમોને હુ શાન્તિ આપીશ.

મહાત્માજી વારંવાર એક સુંદર ભજનમાથી ઉલ્લેખ આપે છે.

"હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને."

ખ્રિસ્ત જે ઉપદેશ આપે છે તે મનુષ્યોને નબળા બનાવવાને નહિ, પણ પ્રભુમય બનવાને, પ્રભુમા શ્રદ્ધા રાખી સંત થવાને કે શૂરવીર થવાને.

જગતના અરણ્યમા ચીલા રહેતા નથી. તે ચીલાઓમાથી કયો ચીલો પસંદ કરવો અને પસંદ કરીને યાદ રાખવો કે જેથી વાવાઝોડામાથી ચીલો ભુસાઈ નહિ જાય તે કઠણ કામ છે. એક ચીલો મહેલો છે જે ધર્મમાં જન્મ લીધો હોય તે ધર્મમાં જ પુનર્જન્મ (Baptism) લેવો. ધર્મમાં જન્મવુ કે ન જન્મવુ તે ઉપર આપણો અધિકાર નથી, પણ

પછી તેમાં જ પુનર્જન્મ લેવો કે ન લેવો તે આપણો અધિકાર છે. બધા ધર્મો શાશ્વત સત્ય ઉપર રચાયેલા છે. પણ તે છતાં એકેક વચ્ચે તફાવત છે. પુરુષ અને સ્ત્રી વચ્ચે તફાવત ગણવો, જુદીજુદી જ્ઞાતિઓ ઊભી કરી તેમની વચ્ચે તફાવત પેદા કરવા, એ સર્વ અન્યાય છે. આપણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની પ્રથા સ્વીકારી સમાજના નિયમ તરીકે કે પ્રથા તરીકે નહિ પણ ધર્મના અંગ તરીકે. એ પ્રથામાં વિક્ષેપ આવે તો ધર્મને નુકસાન થાય એ વિચારશ્રેણીમાં આપણે આવી પડ્યા. યાહૂદી લોકોએ પણ એમ જ માની લીધું કે યાહૂદી લોકો એ જ પ્રભુની માનીતી પ્રજા છે. પણ ખ્રિસ્તના પેગામ પ્રમાણે કોઈ ઊંચા નથી કે નીચા નથી, કોઈ ગુલામ નથી કે ગુલામના ધણી નથી. તેના બોધમાં વારંવાર નીચેનો અર્થસૂચક પેગામ આવે છે:

સંત પોલે કહ્યું હતું કે "નથી યાહૂદી કે નથી ગ્રીક; નથી સ્વતંત્ર કે નથી ગુલામ; નથી પુરુષ કે નથી સ્ત્રી; કારણ કે તમે બધા પ્રભુ ખ્રિસ્તમાં એક છો.

કદાચ એમ પણ બને કે જે ધર્મમાં જન્મ લીધો હોય તેજ ધર્મથી આત્માને આશ્વાસન મળે, તો ધર્માન્તર કરવાની જરૂર રહેતી નથી. પણ એમ પણ બને કે એવું આશ્વાસન ન મળે અને બીજા ધર્મમાંથી આશ્વાસન શોધવું રહે.

પણ આ જાતના ઝઘડા કેટલાંએ હૃદયમાં થાય છે? કયે રસ્તે જવું, નદીના કિનારાનીં ઘટામાં જવું કે રેતીના રણના ઉકળાટમાં જવું? મંદિરમાં નોબત સાંભળવી કે દેવળમાં પ્રાર્થનાઓ કરવી? ખુલ્લા ભૂરા આકાશ નીચે સામુદાયિક પ્રાર્થના કરવી કે હૃદયની અંતર-ગુફાઓમાં પ્રભુનું આવાહન કરવું એ સવાલો, દેવ! હમેશાં મૂઝવે છે. તારી પાસે કેમ આવવું અને કયો રસ્તો લેવો તે તો તું જ જાણે. બંસરીના નાદથી ભક્તિમુગ્ધ થવું કે ભક્તિની જ્વાલાથી ક્રૂસનો સ્વીકાર કરવો?

---

# કાશીની એક અપૂર્વ પરિષદ

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

કાર્તિકની સુદ ત્રીજે હું કાશીયાત્રાએ ગયો હતો. આ યાત્રા કેવળ પુણ્યાર્જનના ઉદ્દેશથી નહોતી કરી. પણ નવેમ્બરની બીજી તારીખથી આઠમી તારીખ સુધી બનારસ હિંદુ યુનિવર્સિટીમાં વિદ્વત્વૈદ્ય પરિષદનું અધિવેશન હતુ, અને એમાં બેસીને વિદ્વાન વૈદ્યમાં મારે પણ ગણાવું એ આ યાત્રાનો વિશિષ્ટ ઉદ્દેશ હતો. સાત દિવસ સુધી ચાલેલી એ દીર્ઘ—અતિ દીર્ઘ પરિષદમાં બેસી રહેવા સિવાય બીજું કાંઈ મેં કર્યું પણ નથી. અલબત્ત, રમમર્મજ્ઞ મિત્રો અને વડીલો સાથે ગાદી ઉપર બેઠાં બેઠાં હાસ્યરસોચિત જે જે સામગ્રી ઉપસ્થિત થતી તેનો યથેચ્છ ઉપભોગ કરવાનું કાર્ય જરૂર કર્યું હતું. કોઈ કોઈ વાર તો આ હાસ્યરસોપભોગની માત્રા એટલી વધી જતી કે આસપાસ બેઠેલાઓ ચિડાતા અને ફરિયાદ કરતા. એક સજ્જને તો સ્પષ્ટ કહ્યું કે "સાંભળતા નથી ત્યારે ગાડીનાં ભાડાં ખરચીને અહીં આવ્યા છો શું કરવા?" આ ફરિયાદથી અમારી રસવૃત્તિ કુંઠિત થવાને બદલે ઉત્તેજિત થતી.

પણ મને લાગે છે કે સ્વૈરવિહારીની ઇચ્છાથી આ યાત્રા વિષે લખવા માંડતાં મારી ફાઉન્ટનપેન પણ મૂળ વિષયને છોડીને સ્વૈરઆચરણ કરે છે. માટે प्रस्तुतमनुसरामि।

હરિ. ॐ। 'વિદ્વત્વૈદ્યપરિષદ' એ અમારી પરિષદનું નામ જ શુ અમારી વિદ્વત્તાનું સૂચક નથી? પણ 'પરિહાસવિજલ્પિત' છોડીને એ નામની સ્પષ્ટતા કરવાની જરૂર છે. વાત એમ છે કે વૈદ્યોનાં અખિલ ભારતવર્ષીય વાર્ષિક સંમેલનો અને વર્ષે, બે વર્ષે, ચાર વર્ષે અનુકૂલતા પ્રમાણે ભરાતાં પ્રાંતીય સંમેલનો તો છે જ. આપણા બીજા રાજકીય, સામાજિક, સાહિત્ય-વિષયક જલસાઓ જેવા અમારા વૈદ્યોના પણ જલસાઓ ભરાય છે. અમે એ બાબતમાં પાછળ નથી પડ્યા એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. ગયા ડિસેમ્બરમાં અમદાવાદમાં અખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલનની રજતજયંતી ઊજવાઈ ગઈ. પણ વૈદ્યસંમેલનમાં તો બધા વર્ગના સુશિક્ષિત અશિક્ષિત[1] વૈદ્યો ભાગ લે છે.

જ્યારે આ વિદ્વત્વૈદ્ય પરિષદમાં તો કેવળ વિદ્વાન વૈદ્યોને જ નિમંત્રવામાં આવ્યા હતા. અને એથી પણ વધારે અપૂર્વતા અર્પનારી આ પરિષદની વિશિષ્ટતા તો એ હતી, કે એમાં માત્ર વિદ્વાન વૈદ્યો જ નહિ પણ વિદ્વાન પ્રાચ્ય દાર્શનિકો અને વિદ્વાન પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો

---

[1] વૈદ્ય અશિક્ષિત એ જરા વદતો વ્યાઘાત જેવું છે, પણ કેવળ પરંપરાથી કે દેખાદેખીથી ધંધો કરનારા વૈદ્યો પણ હજી દેશમાં છે એ વસ્તુસ્થિતિની ના પડાય એમ નથી. અલબત્ત, એ સ્થિતિ સુધરતી જાય છે. દેશી વૈદ્યકના અભ્યાસ માટે અનેક શાળાપાઠશાળાઓ દેશમાં છેલ્લાં વીશપચીશ વર્ષમાં ઊભી થઈ છે, અને તેનો ઘણો લાભ લેવાય છે એટલે એ સ્થિતિ લાંબો વખત નહિ ચાલે એ હું કબૂલ કરું છું.

પણ વિરાજતા હતા. અહો, વિદ્વત્તાનો કેવો અપૂર્વ અને અદ્ભુત સંગ્રહ ! ગંભીરતાથી વિચાર કરતાં યે સુશિક્ષિત વૈદ્યો, દાક્તરી ચિકિત્સામાં નામના મેળવેલા દાક્તરો, ન્યાયવૈશેષિકાદિ દર્શનોમાં પારગત ગણાતા મહામહોપાધ્યાય 'પદ્વીધારી પંડિતો અને પાશ્ચાત્ય રસશાસ્ત્ર (Chemistry) અને પદાર્થવિજ્ઞાન (Physics)ના અધ્યાપકો આ સૌની પરિષદને અપૂર્વ કહેવી એ અક્ષરશઃ તથ્ય કથન છે. આવો મેળાવડો ભરવાની આ પહેલાં કોઈએ હિંમત કરી હોય એમ જાણવામાં નથી.

આ વિદ્વત્વૈદ્ય પરિષદ ભરવાનું પ્રયોજન પણ અસાધારણ ગૌરવવાળું છે. પ્રાચીન આયુર્વેદવિદ્યાના મહાઅંગરૂપ ત્રિદોષવાદને અવૈજ્ઞાનિક અને અર્થહીન કહેનારા પ્રતિપક્ષી વર્ગનું જોર વધતું જોઈને તથા આયુર્વેદોપજીવી વર્ગમાં પણ ત્રિદોષવાદની સમજણ એકરૂપ નથી એ અનિષ્ટ વસ્તુસ્થિતિને ધ્યાનમાં રાખીને આયુર્વેદના પ્રોજ્જ્વલ જીવન માટે સતત પ્રયત્નશીલ એવા અમુક વિદ્વાન વૈદ્યોએ આધુનિક વૈજ્ઞાનિકો, પ્રાચીન દાર્શનિકો, પાશ્ચાત્ય ચિકિત્સકો અને આયુર્વેદિક ચિકિત્સકો એઓની વચ્ચે ત્રિદોષવાદ અને તેના મૂલભૂત પંચભૂતવાદ સંબંધી વિચારવિનિમયના સાધન તરીકે આ મેળો ગોઠવ્યો હતો. અને આવા ચતુરંગી મેળા માટે હિંદુ વિશ્વવિદ્યાલયથી વધારે યોગ્ય સ્થાન કયું મળવાનું હતું?

કુલ સાત દિવસના કાર્યક્રમમાં ત્રણ દિવસ રાખ્યા હતા પંચભૂત ચર્ચા માટે, અને ચાર દિવસ રાખ્યા હતા ત્રિદોષ ચર્ચા માટે પંચભૂત પરિષદના પ્રમુખ હતા હિંદુ વિશ્વવિદ્યાલયના પ્રાચ્ય વિદ્યાવિભાગના અધ્યક્ષ મહામહોપાધ્યાય પ્રમથનાથ તર્કભૂષણ અને ત્રિદોષ પરિષદના પ્રમુખ હતા કલકત્તાના સુવિખ્યાત કવિરાજ મહામહોપાધ્યાય ગણનાથ સેન સરસ્વતી એમ. એ., એલ. એમ. એસ. આ પરિષદમાં નિરીક્ષકોની પણ યોજના હતી પણ તેઓનાં નામો લખી વાચનારની ધીરજની કસોટી કરવાની મારી ઇચ્છા નથી

પરિષદનો સમય બપોરના એકથી પાંચનો રાખ્યો હતો એટલે સવારે જેની ઇચ્છા હોય તેઓ ગંગાસ્નાન અને કાશીવિશ્વનાથના દર્શન કરી, જમી પરવારી થોડીવાર વામકુક્ષી પણ કરી લઈ નિરાંતે સભામાં આવી શકતા. એકનો દોઢ થાય તો વાંધો નહોતો, એકએ દિવસ તો બે વાગે જ આરંભ કરવામાં આવ્યો હતો. અને કાશી શહેરમાં ઊતરેલા મહેમાનોને આવવા જવા માટે હિંદુ વિશ્વવિદ્યાલય તરફથી મોટરબસની સગવડ હતી. સંયુક્ત પ્રાન્તમાં ચાનો પ્રચાર ઘણો ઓછો હોવાથી એ માટે કશી વ્યવસ્થા નહોતી (જોકે અમે ગુજરાતીઓએ અમારી સગવડ કરી લીધી હતી). એ ત્રુટિ બાદ કરતાં બધી રીતે આરામવાળા પ્રાચ્ય વાતાવરણમાં પરિષદની બેઠકો થઈ હતી.

આ પરિષદના બંને વિભાગમાં થયેલી ચર્ચાની વિગતમાં કે છેલ્લે દિવસે પ્રમુખો અને નિરીક્ષકોની સહિઓ સાથે જાહેર કરવામાં આવેલા નિર્ણયોમાં 'પ્રસ્થાન'ના વાંચનારને રસ હોય એમ હું માનતો નથી. પણ આવી અપૂર્વ પરિષદમાં શું બન્યું? વૈજ્ઞાનિકો અને પ્રાચ્ય દાર્શનિકોનો મેળ કેમ મળ્યો? વગેરે પ્રશ્ન સામાન્ય કુતૂહલવિષય છે.

પહેલે દિવસે શરૂઆતમાં પંચભૂતના વિચારનું પ્રયોજન શું એ વિચાર ઠીક લાંબો ચાલ્યો, અથવા કહો કે પહેલે દિવસે એથી આગળ વધી જ ન શક્યા. આ જમાનામાં આધુનિક વિજ્ઞાનનું વ્યવહારમાં અર્થક્રિયાકારિત્વ અનુભવસિદ્ધ છે, જ્યારે પંચભૂતનું જ્ઞાન વ્યવહારમાં કશા કામનું નથી, માટે એના વિચારનું પ્રયોજન નથી, એ પૂર્વપક્ષનો સમાધાનકારક

ઉત્તર મળતો નહોતો એ કારણથી કે પછી કાશીમાં આ પરિષદ હતી એટલે કાશીના પરાપૂર્વથી ચાલ્યા આવતા શાસ્ત્રાર્થના વાતવરણમાંથી ખસી શકાય નહિ એ અદૃષ્ટ કારણથી હો, ગમે તેમ હો, પણ એક વૃદ્ધ વિદ્યાવાચસ્પતિએ શ્રોતાઓ ઉપર થતી અસરને કે પ્રમુખની હાજરીને અવગણીને કલાકેક સુધી વિતંડાપ્રાય વ્યાખ્યાન આપ્યું, જેમાં "વેદમાં વિજ્ઞાનપ્રાપ્ય રેલવે, તાર, મોટર, એરોપ્લેન વગેરે બધું છે, વિજ્ઞાન આપે છે તેથી વધારે સારુ છે અને તમારામાં વૈજ્ઞાનિકોમાં કશી અક્કલ નથી" એમ સ્પષ્ટ સુણાવી દીધું. એમના શબ્દો ઉતારવાનું મારુ ગજું નથી, પણ બીજાઓ કહેતા હતા કે ઘણા શ્રોતાઓ આ સાંભળીને ખિન્ન થઈ ગયા. સંચાલકોને પરિષદનું શું થશે એની ચિંતા થવા લાગી, અને ભારતભૂષણ પં. મદનમોહન માલવીયજી જેવાને અતિશય ગ્લાનિ થઈ. છતાં એમને પહેલે દિવસે અને બીજે દિવસે પણ બોલવા દેવા પડ્યા. મહાવિદ્વાન પણ અતિશય શાંત અને સૌજન્યની મૂર્તિ એવા વૃદ્ધ પ્રમુખ મ. મ. પ્રમથ નાથજી આ ઉગ્ર દાર્શનિક પ્રતિવાદીને રોકી જ શકતા નહોતા. અને એમના શિષ્યો વગેરેનો ત્યાં એક પક્ષ હતો એટલે એમને રોકવા જતાં વાત વધી પડવાની પણ બીક હતી જ. વળી જે ઉગ્ર રૂપ આ પંડિતે બતાવ્યું તે કાશીના શાસ્ત્રાર્થની પ્રાચીન પરંપરાને હિસાબે તો ઘણું નરમ હતુ, અને એ રીતે આશ્વાસન લેવાનું મને એક વિદ્વાન મિત્રે સૂચવ્યું તે ઐતિહાસિક દૃષ્ટિએ મારે ગળે ઊતરી ગયું.

પણ પહેલા દિવસ કરતાં બીજા દિવસનું વાતાવરણ ઘણું—એક મુરબ્બી વિદ્વાને કહ્યુ તેમ શતગુણ સુધરેલું હતું.* અને ચર્ચાનો પ્રવાહ ધીમેધીમે પણ આગળ ચાલતો હતો. વળી બીજે દિવસે મ. મ. કવિરાજ ગણનાથ સેન પણ આવ્યા હતા અને એમના દેશબન્ધુને પ્રમુખપદનો ભાર વહેવામાં એમણે ઠીક મદદ કરી. ગમે તેમ પણ ચોથે દિવસે પંચભૂતચર્ચાના વિચારાદિ વિષયો (જેની યાદી પહેલેથી પ્રગટ કરવામાં આવી હતી તે)નો વિચાર પૂરો કરી ત્રિદોષવાદની ચર્ચા શરૂ થઈ શકી, એ હકીકત જ આ પરિષદની સફળતા સિદ્ધ કરવા માટે પૂરતી છે.

પણ આ પરિષદમાં ગમ્મત તો એ હતી કે આધુનિક રસશાસ્ત્ર (Chemistry)ની બાણું તત્ત્વોનીયે આગળ વધીને પદાર્થવિજ્ઞાન (Physics)ની ઇલેક્ટ્રોન, પ્રોટોન, ન્યૂટ્રોનની માન્યતા અને આપણાં સાખ્યાદિ પ્રાચીન દર્શનોના પાંચ મહાભૂતોની માન્યતા; એ બે વચ્ચે વિરોધ નથી એવા નિર્ણય ઉપર આવવાની પરિષદની ઇચ્છા હતી પણ એ લક્ષ્યે શી રીતે પહોંચવું? પ્રાચીન દાર્શનિક પંડિતો આધુનિક વિજ્ઞાનના મૂલાક્ષરથી પણ અપરિચિત, એને ગળે વિજ્ઞાનની છેક છેલ્લામાં છેલ્લી શોધોની વાતો શી રીતે ઉતારવી? અને એ વિષયની સાધારણ વાત પણ એના પૂર્વશિક્ષણ સિવાય શી રીતે સમજાય એ કોયડો હતો. વૈજ્ઞાનિકોનો પરિશ્રમ વ્યર્થ હતો છતાં કવિરાજ ગણનાથ સેનના સૂચક પ્રશ્નાત્મક પ્રયત્નથી અને પં. માલવીયજીના આગ્રહથી પ્રોફેસર જોશીનું 'હાઈડ્રોજન-ઑક્સીજન' તથા 'ઈલેક્ટ્રોન પ્રોટોન' સમ્બન્ધી કાંઈ અસંબંધ વ્યાખ્યાન થયું ખરુ.

* આ મહા પંડિતને વેદવિજ્ઞાન ઉપર જુદું વ્યાખ્યાન આપવાની સગવડ કરી આપી એ પણ કદાચ શાંતિનું કારણ હોય અને એમણે એક નહિ પણ ત્રણ વ્યાખ્યાનો આપ્યાં. એ વ્યાખ્યાનો છપાશે ત્યારે નવો જ પ્રકાશ (?) પડશે.

પણ પ્રતિવાદી દાર્શનિક પક્ષના અગ્રણી વક્તા મ. મ. ગિરિધર શર્માએ स इमांल्लोका-नसृजत अम्भोमरीचिर्मरमापः। એ ઉપનિષદવચનના અમત્રઃ અને મરીચિ જેવા શબ્દોથી હાઇડ્રોજન ઓક્સીજનનો અર્થ કાઢી વિજ્ઞાનની શોધને ગતાર્થ દર્શાવી પંચભૂતનો રસશાસ્ત્રનાં તત્ત્વો સાથે અવિરોધ સિદ્ધ કર્યો ત્યારે તો હું એ વિજયથી આશ્ચર્યમુગ્ધ થઈ ગયો.

ખરી રીતે તો આધુનિક વિજ્ઞાનની કેળવણીવાળા માનસને પંચભૂત અને ત્રિદોષવાદ કોઈ રીતે સંતોષ આપી શકે એવું છે કે નહિ એ જોવું એ આ પરિષદ્‌નો હેતુ હતો, પણ પરિષદ્ મળ્યા પછી વૈજ્ઞાનિકો અને દાકતરોની સંખ્યા ઓછી હોવાના કારણે કે તેઓએ વધારે બુદ્ધિયુક્ત અને સંયમશીલ વલણ ધારણ કર્યું તેને લીધે પણ દેખાવ વિજ્ઞાન પક્ષના વાદીઓ સાક્ષીના પિંજરામાં ઊભા હોય એવો થઈ ગયો.

છતાં બીજા દિવસથી વિજ્ઞાન પક્ષ તરફથી દેવનાયકાચાર્યે અને દાર્શનિક પક્ષ તરફથી મ. મ. ગિરિધર શર્માએ વાદને પાટા ઉપરથી ચલાવ્યા કર્યો એમાં એ બેય પંડિતોની બુદ્ધિમત્તા અને ચતુરતા જરૂર હતી. કારણ કે કેટલાકને બોલવાની લાલસા એટલી તીવ્ર હતી કે તેઓ ઊભડક બેઠેલા જ દેખાતા, અને દરેક પ્રશ્ન ઉપર એકદમ બોલવા માંડતા. અલબત્ત ચોથા દિવસથી કવિરાજ ગણનાથ સેન પ્રમુખ થયા અને એમણે આ ઉત્સુકતા ઉપર ઘણો અંકુશ મૂક્યો. એક બે ગૃહસ્થો જેઓ પહેલાં ઊભેલા જ દેખાતા તેઓને ચપટ બેઠેલા જોઈને રમૂજ ઓછી થયાનો જરા ખેદ થતો હતો. પોતાના એક શિષ્યની વાવદૂકતાનું ગણનાથ સેને ભારે નિયમન કર્યું.

વળી ચોથા દિવસથી ત્રિદોષવાદની ચર્ચા શરૂ થતાં સભાનું સ્વરૂપ પણ થોડું બદલાઈ ગયું. એક તો પ્રમુખ ગણનાથ સેન સભા ચલાવવામાં ઘણા કુશળ, દા. ત. એક એક પ્રશ્ન ઉપર કલાક દોઢ કલાક સુધી જેને બોલવું હોય તેને બોલવા દે, પછી કહી દે કે "ઘણી ચર્ચા થઈ, હવે આગળ ચાલો. ચર્ચાનું પરિણામ નિરીક્ષકો છેવટમાં જણાવશે." બીજુ ત્રિદોષવાદ વિષે આજ સુધીમાં વૈદ્યોએ ઘણી ચર્ચા કરી છે. એટલે એ વિષય તેઓને ઠીક ઉપસ્થિત હતો. અને વિજ્ઞાન પક્ષ તરફથી આરંભમાં પૂર્વપક્ષ કરવામાં આવ્યો ખરો પણ પાછળથી તેઓએ ઢીલું મૂકી દીધું: કદાચ, 'તમારે તમારી મેળે આત્મસંતોષ લેવો હોય તો એમાં અમારે શું'? એવી ઉપેક્ષાવૃત્તિ પણ ધારણ કરી હોય. અને દાકતરોએ તો વિશેષ ભાગ લીધો જ નહિ. વળી ગણનાથ સેને પોતે ઘણા વર્ષોથી આ વિષય ઠીક વિચારી રાખેલો છે, અને એમણે કેટલીકવાર લગભગ નિર્ણયો આપવા જેવું કર્યું છે અને એની મોટી પ્રતિષ્ઠા અને એ વખતે પ્રમુખ એટલે એમના નિર્ણયો પૂરા સમાધાનકારક ન લાગે તોપણ મૌન રાખવું પડે એવી સ્થિતિ રો થઈ ખરી.

વળી ગણનાથ સેન કેટલાક બોલનારાઓને સામા પ્રશ્નો પૂછી અનુમાન વિરોધ કે આગમ વિરોધ દર્શાવી ગુંચવાડામાં નાખી દેતા, એ સ્થિતિમાંથી પણ પ્રેક્ષકોને રમૂજ મળતી, માત્ર બોલનારાની દશા દયાપાત્ર થઈ જતી. છેવટ આગમ વિરોધી પક્ષે સામા પક્ષનું જોર જોઈને અથવા પોતાનું સૌજન્ય દેખાડવા કે આયુર્વેદ તરફના પક્ષપાતમાં ન્યૂનતા દેખાય એ ઠીક નહિ એમ સમજીને અથવા વિશેષ શ્રમની નિરર્થકતા સમજીને, ગમે તેમ પણ વાદમાં શિથિલતા દેખાડવા માંડી ત્યારે મોટી મોટી પદવી ધારનારા અને પચાસ ચોમાસાં

વટાવી ગયેલા પંડિતોના મુખ ઉપર જે વિજયનો આનંદ દેખાતો હતો તે તરફ એક મર્મજ્ઞ સુરબ્બી વિદ્વાને મારું ખાસ ધ્યાન ખેંચ્યું હતું.

આવી વિવિધ સામગ્રી પૂરી પાડનાર પરિષદ્‌ને હું તો સફળ જ ગણું છું અને સામાજિક જીવન એ મનુષ્ય પ્રાણીનું વિશિષ્ટ લક્ષણ છે એ જોતાં હળવામળવાનો—તેમાં પણ વિવિધ પ્રાંતના સજ્જન પંડિતોને પરસ્પર હળવામળવાનો લાભ મળે એ વસ્તુની કિંમત જેટલી આંકીએ તેટલી અંકાય. રાજકીય, સામાજિક અને વિદ્યાવિષયક પણ ઘણા મેળાવડાઓમાં તળિયે છેવટ તો આ હળવામળવાનો આનંદ જ રહે છે. માનવજીવનનો એ આવશ્યક ખોરાક છે. હમણાં વિલાયતમાં ભરાયેલ નૌકા પરિષદ (નેવલ કૉન્ફરન્સ)માં બીજું શું હતું! પણ અમારી આ કાશીની યાત્રામાં અમારાં ચિત્તે સૌથી વિશેષ તૃપ્તિ તો એક રીતે સારનાથના દર્શનથી અનુભવી, તો બીજી તરફથી ભારતભૂષણ પં૦ મદનમોહન માલવીયજીના તથા આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવના દર્શનથી. હિંદુ વિશ્વવિદ્યાલયની આ બે વિભૂતિઓમાંથી એકનાં અને વખતે બેયનાં દર્શન રોજ થતાં. વૃદ્ધત્વથી હવે તો કાંઈક વાંકી વળી ગયેલી પંડિતજીની અતિશય સૌમ્ય અને પવિત્ર મૂર્તિને જોતાં સહેજે સૌનાં ચિત્તમાં માનવૃત્તિ પેદા થતી હતી. આ પરિષદમાં પંડિતજીએ ખૂબ રસ લીધો. અને ચોથે દિવસે 'ચૈતન્ય આત્મજન્ય છે કે પંચભૂતસંયોગ વિશેષજન્ય છે' એ પ્રશ્નની ચર્ચા વખતે ખાસ આવીને, ચૈતન્યની આત્મજન્યતા સિદ્ધ કરવા માટે શ્રીમદ્ ભાગવતના અનેક રમણીય શ્લોકો સંભળાવીને જે પ્રવચન કર્યું તે એમના અંતરની ઊંડી શ્રદ્ધાનું નિદર્શક હતું.

અને આચાર્ય આનંદશંકરભાઈએ ગુજરાતી તરીકે અમને પોતાના જ ગણીને જે સદ્‌ભાવ બતાવ્યો, એમની માર્મિક ટીકાઓથી જે આનંદ આપ્યો અને એક રીતે મુરબ્બી તરીકે જાણે પોતાની છાયામાં અમને એટલો વખત રાખ્યા એ બધું ચિરકાળ સુધી સ્મરણમાં રહેશે. એ સમર્થ ગુજરાતી વિદ્વાનની ભારતવર્ષીય પ્રતિષ્ઠા, તીવ્ર બુદ્ધિશક્તિ અને ઊંડી વ્યવહારકુશળતા જોઈને અમારા હૃદયમાં ગુજરાતી તરીકે એક જાતનું અભિમાન જાગવા સાથે એમની પ્રસન્નતા જોતાં અમારાં હૃદયે આર્દ્રતા અનુભવી. કોઈ પણ તીર્થ આથી વધારે શું આપે?

# નિવૃત્ત થતો પત્રકાર

'मित्रावरुणौ'

નાકે ચડાવ્યાં ચશમાં, અને લસે
આંખો પછાડી સ્થિર કોડીં જેવી;
કાયા પડેલી ખુરશી વિશાળમાં,
ને દૂદપે વિશ્વવિરાટ ગ્રન્થનાં
પાનાં પડ્યાં વિસ્તૃત વર્તમાનનાં.
તપસ્વી એ મહાયોગી વ્યાસજી વર્તમાનના
વીજળી-વીંઝણા જેવા વિચારરમણે ચડ્યા.
" અમે મહાકાલ વિરાટ કેરા
પયગામ મોંઘા અવબોધનારા;
અમે અમારી નવદૃષ્ટિદોરે
ઊંડાણના તાગ નિહાળનારા.
જાગર્તિકેરા નવકુક્કુટો અમે
ગંભીર શબ્દે જગને જગાડિયે;
પ્રસુપ્તિનાં ઘેન દઈ ઉતારી
કરાવિયે દર્શન વિશ્વકેરાં.
અદૃશ્ય ઉચ્ચાર પ્રજા-દિલોનો
પ્રભાતશબ્દે બસ એક રેલિયે
" મૂર્તિમન્ત મહાકાવ્ય લખિયે વર્તમાનનું,
હોડદોડ કરીને કે' કાઢિયે માન કાલનું.
" અંધારનાં આવરણો ખસેડિયે,
ગજાવતા શબ્દતણા ધડાકા,
સુવાડિયે મૌનની ઘોરમાંહે
વૃત્તાન્ત કૈં કૈં જનના હિતાર્થે;
ને કલ્પનાનાં નવતેલ પૂરી
નિસ્તેજ વાતો, અથવા અધૂરી,
પ્રદીપરૂપે જગનેત્ર પાસે
પ્રતિપ્રભાતે ધરિયે સદા અમે.
શૂન્યત્વથી વિશ્વવિરાટ ઊપન્યું
વિલાસતું નિત્ય નવીન રૂપથી;
અમે ય લીલા નવસર્જનોની

સંથન્યતા ગર્ભ વિદારીં ખેલિયે.
“ ચતુર્મુખ હતા બ્રહ્મા, સહસ્રમુખ સૌ અમે;
પદ્મજન્માતણો સાચો વર્તમાન વિકાસ એ.

“ આ શિક્ષકો માનવસેવનાની
મારે બડાશો, પણ તે નકામી;
એ લોક તો માનવનામધારી
પરંપરી પામર જન્તુઓની.

“ શુષ્કાભ્યાસે જડ બન્યા ખુરશીમેજના સમા,
વ્યવહાર ગયા ભૂલી શાળાની આંટઘૂંટમાં;

“ ને લેખકોની જબરી જમાત,
એ તો અમારી ગણવી જ નાત;
પરંતુ એનું કુળ થોડું ઊણું,
ઉજાસિયે દેઇ સ્વયંપ્રકાશ.
અમે ખરા લેખણબાજ, દાવો
નવા નવા હોંસથી નિત્ય ખેલિયે.

“ પત્ર પુષ્પ કદી કોને, પ્રશંસા સત્ય કોઈની,
*ચીપિયે ચાંપલાઓને અમે અદષ્ટિદર્શને

“ ઉદ્‌ઘોષિયે કે કંઈ પ્રેમલગ્નો,
ઉદ્‌ઓપિયે લગ્નવિચ્છેદ કૈં કૈં,
ઉદ્‌ભેદિયે કૈં વિધવાવિલાપો,
પેટાવિયે કૈં કઈનો બળાપો.

“ રૂઢિવિચ્છેદકો કેરી ઘોષ–ઉદ્‌ઘોષ–ભર્ત્સના
કદી કદી કરી કીધી સમાજસ્વાસ્થ્યરક્ષણા.
ખંડનાત્મક સેવાનો ગરવો ઇતિહાસ છે,
રચનાત્મકતામાંયે અમારો જ પ્રતાપ છે.
દુષ્ટો કેરા દંડનાર્થે ઉદ્દંડ બનિયે, અને
ફોડિયે અન્યાયોના છૂપાછાના ઘડા અમે.
છિદ્રાન્વેષી કહો કોઈ, હંડીફોડ વદો ભલે,
અમે તો કરતા સંધું સમાજહિતદષ્ટિએ.

---

* બાવાઓ લોઢાના મોટા ચીપિયા વાપરે છે ને કદી કદી મારામારી વખતે પણ ખપમા લે છે. તે ઉપરથી ‘ ચીપવું ’ ક્રિયાપદ ઉપજાવ્યું છે.

અસંગત ગણીને કો કોપે, વા કો તિરસ્કરે;
દિશાના કાલના કિન્તુ નિયામકસમા ખરે
લોપિયે રચિયે માઝા યથારુચિ સદા અમે.
" કદી કદી કેવળ ધૂમ્રપાને
મચી ચકાવી અમ કલ્પનાને;
કદી કદી ચેતનદાત્રી ચા વડે
વ્હેનો વહાવ્યાં નવપ્રેરણાનાં
" યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી
મંત્ર એ દિવ્યદ્રષ્ટાનો જીવને અનુજીવિયે.
" અધ્વર્યુ ને ઋત્વિજ રાષ્ટ્રયજ્ઞના,
ઉદ્દગાયકો મુક્ત-અમુક્ત કંઠથી;
નેતૃત્વ કેરા ધ્વજધારકો અમે,
પ્રજાતણા ઉદ્ધરણેજ રાચતા.
" રાષ્ટ્રવીરો તણું વીર્ય ઉત્તેજી અભિનન્દતા,
રાષ્ટ્રસંદેશના શબ્દો ઘેરઘેર ગજાવતા.
"અહીં જ મેં જોબનમ્હોર ખીલવ્યા,
અહીં જ જોયાં નવસ્વપ્ન મેં તો;
ધીંગોધોરી હું-અહિં ખેડ કીધી
પ્રચંડ-મોંઘી શુભ કીર્તિમાંડવે.
ફેલાવી મેં જીવનવલ્લરી અહીં.
"સફલા ઝિન્દગી મારી, ઉતારું ભાર હું હવે;
થાકયાપાકયા તણો આંહીં એક આર્ય ઉપાય છે:
નિવૃત્તિમાર્ગ લેવાનો .મારો તો અધિકાર છે.
" સબૂર, કિન્તુ બસ એકવાર
ઉજાવવા ઉત્સવ છે હુલાસ;
અપૂર્વ મેં જીવન ખેલ ખેલ્યા
માંડો હવે હીરક પર્વણી ભલા !
"લખો લખો મહાશબ્દે, પાને પાને લખો હવે:
' હીરકોત્સવ છે મોંઘો આજ કુક્કુટવીરનો !
નિવૃત્તિમાર્ગમાં જાતો ધુરંધર પ્રવૃત્તિનો ' ".
મારો સંદેશ લ્યો નોંધી, અનુભવનો નિતાર છે:
' પત્રકાર તણો બન્ધુ સફળો અવતાર છે ' "

# છૂટકારો

[ રાનીપરજની સ્થિતિ દર્શાવતી એક વાર્તા ]

રામભાઈ પટેલ

એક નાનકડા ગામમાં પહેલા રાનીકોમના નાના નાના સ્વતંત્ર ખેડૂતો પોતાની નાનકડી ઝૂંપડીઓમાં સુખથી રહેતા હતા. નદીને કાંઠે આવેલા એ રાનીપરજ ભીલોના ગામનું નામ મધુપુર. શહેરના સંસર્ગથી દૂર દૂર જંગલ, જગતના નિભૃત નિર્જન પ્રદેશમાં વચ્ચે વચ્ચે આવાં ભીલોનાં નાનાં નાનાં ગામડાં વસ્યા હતાં. એમાનું એક ગામ મધુપુર. મધુપુર સોદોઢસો ઝૂંપડીઓમાં રહેતાં ચારસોપાંચસો માણસોનું ગામ. જંગલના મધ્ય ભાગને ભેદીને સ્વચ્છસલિલા એક નદી પોતાના વાંકાચૂકા માગ વહેતી મધુપુરની નિર્ભ્રાત નિસર્ગપ્રિય રાની વસતીને પોતાનાં પુણ્યસલિલથી કલ્લોલિત કરતી દૂર સુદૂર પશ્ચિમ સાગરને મળવા દોડી જતી હતી. મધુપુરના કોઈ પણ ભીલને ચોક્કસ ખબર નહોતી કે પોતાના ગામ પાસે આવેલી એ નદીનું આગળ શું થતું હતું. એ જમાનામાં ધનવાહનનાં આજનાં ઝડપી યંત્રો જંગલના તળપ્રદેશ સુધી પ્રસરી નહોતાં ગયાં. ગામની વસતીમાંથી ભાગ્યે કોઈએ શહેર જોયું હશે. એ વખતે રાની ભીલો જંગલમાં પોતાનાં નાનાં ખેતરો ખેડીને સુખે જીવતા હતા. એમના છોકરાઓ પોતાનાં ગાય, ભેંસ, બકરાં, વાછરડાં વગેરે ઢોરો ડુંગરાળ પ્રદેશમાં ચરાવતા અને નમતે પહોરે બધાં ઢોરને નદીએ લઈ જઈ પાણી પાઈ કાંઠે આવેલા એક વિશાળ વડની ઘેરી છાયા નીચે વિસામો લેવા ચોભાવી નદીમાં નાવા કૂદી પડતા.

*

વરસો વહી ગયાં. એ જંગલ સાફ થઈને આજે મોટાં મોટાં કપાસનાં અને તાડીનાં ઝાડનાં ખેતરોમાં ફેરવાઈ ગયું છે. શહેરી સંસ્કૃતિનું મોટામાં મોટું દૂષણ દારૂતાડી લઈને દારૂવાળા પારસી કલાલો હવે એ પ્રદેશમાં ઠેરઠેર પોતાનાં પીઠાં જમાવી આખી પ્રજાને દારૂ પીતી કરી રહ્યા છે. પહેલાંના સ્વતંત્ર ખેડૂતો પોતાની બધી જમીન ગુમાવીને આજે પીઠાવાળાના દાસ બની બેઠા છે. મધુપુરના ખેતરોમાં આજે તાડીનાં ઝાડોનું વન ઊભું થઈ ગયું છે. ગામનો પીઠાવાળો પારસી આજે ગામનો જાગીરદાર જેવો થઈ પડયો છે. એણે ગામની લગભગ બધી જમીન એના કબજામા લઈ લીધી છે. આમ છતાં પણ વેરાન પ્રદેશનાં છૂટાંછવાયાં ઝાડવાંની પેઠે મધુપુર ગામમાં પણ હજી ગણ્યાગાંઠ્યા સ્વતંત્ર ભીલો પોતાની જમીન ખેડી રહ્યા છે. પરતુ એ લોકોની જમીન પીઠાવાળાએ એમની પાસે નહોતી રહેવા દેવી.

શાપુરજી પીઠાવાળો મધુપુરની આજુબાજુ આવેલાં આઠદશ ભીલોનાં નાનાં ગામડાંનો પટેલ પણ હતો. મહેસૂલ ઉઘરાવવાની મોસમમાં સરકારના ઉઘરાતદાર તલાટી ઉપરાંત,

તાલુકાના બીજા નાનામોટા અફસરો રાઉંડ પર નીકળતા ત્યારે શાપુરજી પીઠાવાળાને ત્યાં જ એ બધાનો મુકામ રહેતો. મોટા અમલદારો સાથે એણે એ રીતે નિકટનો સંબંધ બાંધ્યો હોવાથી મુલકી અને પોલીસ ખાતાના નાનામોટા અમલદારો તરફથી એને કોઈ જાતનો ભય નહોતો. એ કારણે એ નિરાંતે આખી રાની પ્રજાને રંજાડતો, એના ગણોતિયાઓ અને નોકરો એનાથી ધ્રૂજતા. કેટલીય દેખાવડી ભીલ સ્ત્રીઓ પર દારૂવાળા પારસીએ બળાત્કાર કર્યાના દાખલા બન્યા હતા. કેટલાક બદમાશ ભીલોની એની પાસે એક વ્યવસ્થિત ટોળકી હતી. એમને દારૂ પાઈને લાગ જોઈ કેટલીયે વાર સુંદર સ્ત્રીઓને એ એમનાં ઝૂંપડાંમાંથી ઉપાડી લાવતો, અને એમના પર જુલમ ગુજારતો.

મધુપરના જે થોડા સ્વતન્ત્ર ભીલો રહી ગયા હતા એમાંના એક નરહર નામના ભીલની સ્ત્રી પર શાપુરજીની દાનત બગડી હતી. નરહર ભલો ને મહેનતુ ખેડૂત હતો. એ દારૂતાડીને કદી અડતો નહોતો. માંસમચ્છી પણ એણે જિંદગીમાં કદી ખાધાં નહોતાં. નરહરનો બાપ એ પ્રદેશમાં ભગત અને ભૂવા તરીકે ખૂબ જાણીતો હતો. એનો બાપ ભગત હોવાથી દારૂતાડી કે માંસમચ્છીનો પ્રવેશ એ ઘરમાં કદી પણ થવા પામ્યો નહોતો. આ સંસ્કાર નરહરમાં પણ નાનપણથી દૃઢ થયા હતા, અને ભગત બાપના મરણ પછી પણ એ એની સુરીતિ પકડી રહ્યો હતો. બાપદાદાની બધી જમીન પણ એણે જાળવી રાખી હતી. પોતાની જમીનને સારી પેઠે ખેડી ખાતરી, ખંતપૂર્વક મહેનત મજૂરી કરીને નરહર ખૂબ સારો પાક પકવતો. એનું ઘર પણ છાપરા જેવું નહોતું. માટીની દીવાલવાળા મોટા ઘર ઉપર એણે ટીનનાં પતરાં નંખાવ્યાં હતાં. બાજુમાં પોતાનાં ઢોરઢાંખર માટે એક નાનકડું છાપરું પણ એણે બંધાવ્યું હતું. એક ખેતર ઘરની પછવાડે જ હતું. બીજાં ખેતરો ગામથી દૂર હતાં. એનું ઘર એક મોટા ધોરી રસ્તાની બાજુમાં જ આવેલું હતું. એ ઘરને આગલે ભાગે બાજૂમાં અનાજ કાઢવાનું ખળુ હતું. સામે એક મોટો ચોક ને કૂવો હતો. લીમડાના એક મોટા ઘટાદાર ઝાડથી આખો ચોક છવાઈને રમણીય લાગતો હતો. સડકને રસ્તે આવજા કરતા અનેક ગાડાંવાળા વિસામો ખાવા દિવસે કે રાત્રે ત્યાં થોભતા. નરહરનો સ્વભાવ એટલો ભલો અને ઉદાર હતો કે રાત્રે પોતાના ચોકમાં થોભતા ગાડાંવાળાઓને ઘણીવાર રાંધવા વગેરેની સગવડ એ કરી આપતો. એના ઘરનો ઓટલો ને લીમડાના ઝાડ નીચેનો સુંદર ચોરો વિસામો લેવા થોભતા ગાડાંવાળાઓનું સૂવા બેસવાનું કાયમનું સ્થાન હતું. એની ભલી સ્ત્રી પણ જતાઆવતા ગાડાંવાળાઓને ઉપયોગી થઈ પડતી.

એમને સંતાનમાં બારેક વર્ષની એક છોકરી જ માત્ર હતી. બીજા ભીલો દારૂ પીને પોતાની સ્ત્રીઓને મારતા કે ગાળાગાળી કરતા એવું કદી નરહરને વિશે બન્યું નહોતું.

વહેલી સવારે ઊઠીને પોતાનું હળ જોડી નરહર ખેતરે જતો. ઘરના કામકાજમાંથી પરવારી એની સ્ત્રી પણ પાછળથી ખેતરમાં એને મદદ કરવા જતી.

બપોર થતાં એની દીકરી ભાતું લઈને આવતી, એટલે કામ કરવાનું મૂકી દઈને પતિપત્ની બંને, દીકરી સાથે ખેતરને શેઢે ઝાડ નીચે આનંદથી ભાતું ખાવા બેસતાં. આ રીતે એ નાનકડું કુટુંબ સુખે દહાડા કાઢતું હતું.

આ વરસે નદીમાં મહાપૂર આવ્યું. બંને કાંઠે વસતાં માનવ, પશુ, પંખીના આશીર્વાદસમી નદીમાતા ચોમાસામાં ભક્ષિકા થઈ પડી. કેટલાંયે ઢોર રેલમાં તણાઈ ગયાં. કાંઠે આવેલાં

ગામડાંની સીમમાં ઊભેલા લીલા પાક પર રેલનાં પાણી ફરી વળ્યાં. બધો પાક કહોવાઈ નાશ પામ્યો. મધુપુર તો તદ્દન જ નદી કાંઠે હતું, એટલે અહીં તો જાનમાલની ખુવારી ઘણી થઈ. આખુ વર્ષ મહેનત કરીને જીવનારી ભીલ વસ્તી આ વરસે નિરાધાર થઈ પડી. ખેતીનો પાક નાશ પામવાથી ખેતરમાં મજૂરી કરનાર મજૂરો અને ખેતરના માલિક ભીલો બધાં જ કામદામ વિનાનાં હાથેપગે થઈ પડ્યા એક પાક નહિ નાશ પામ્યો પીઠાવાળાનો. એની સીમમાં ખજૂરીનાં ઝાડો સિવાય બીજું કશું જ નહોતું એટલે એને રેલથી ગુમાવવા જેવું શું હોય ?

નરહરનો પાક પણ આ રેલમાં નાશ પામ્યો હતો. સુખી કુટુંબ આફતમાં આવી પડ્યું. કોઈ વેળા દેવામાં નહિ ઊતરેલ નરહરને આ વરસે દેવામાં ઊતરવું પડ્યુ. પીઠાવાળો પારસી ધીરધારનો ધધો પણ કરતો હતો. વખતસર દેવુ ભરપાઈ નહિ કરનાર ભીલની જમીન એ પડાવી લેતો, એ રીતે મધુપુર ઉપરાંત આજુબાજુનાં ગામડાંમાં પણ સ્વતંત્ર ભીલ ખેડૂતોની જમીન પડાવી લઈ એમને એમની જમીન પર જ એ પોતાના ગણોતિયાં કરી જમીન ખેડાવતો હતો.

કપાસની મોસમ ચાલુ થતાં મહેસૂલ ભરવાનો હપ્તો શરૂ થતો હતો. દર વરસે તો કપાસ વેચીને તાબડતોબ નરહર પોતાનું મહેસૂલ ભરી આવતો. આ વરસે એમ બની શક્યું નહિ. કપાસ પાક્યો નહોતો ઉપરાંત, બીજુ અનાજ પણ જૂજજાજ પાક્યું હતું ઘરમાં પૈસા નહોતા એટલે છેવટે નરહર દારૂવાળા પાસે ગયો. પોતાનાં બે ખેતર આડે મૂકીને એણે બસો રૂપિયા ઉધાર કર્યા. મહેસૂલ ભરી થોડા રૂપિયા વધ્યા એટલા દાણા ને ઢોરનું ઘાસ ખરીદવા એ ઘેર લઈ ગયો.

હજી કુદરતનો માર જાણે ઓછો હોય એમ એની એક ગાય ને એક બળદ થોડા દિવસમાં રોગથી મરી ગયાં. નરહર અને એની સ્ત્રી આ નવા આઘાતથી હતાશ થઈ ગયાં. જીવના જતનથી પાળેલાં જાનવરો માલિકને આધાર વિનાનો કરીને ચાલ્યાં ગયાં. ચોમાસામાં ખેતી શી રીતે કરવી એ સવાલ એની સામે મોં ફાડીને ઊભો હતો.' બીજો બળદ લીધા વિના છૂટકો નહોતો. પણ એ માટે પોતાની પાસે પૈસા નહોતા. એના ત્રણ ખેતરોમાંથી બે તો આડે મૂકાઈ ગયાં હતાં. ખૂબ વિચાર કરીને છેવટે સ્ત્રીની સંમતિ લઈને ત્રીજુ ખેતર પણ આડે મૂકીને નરહરે વળી પાછા સો રૂપિયા વ્યાજે કાઢ્યા ને નવો બળદ ખરીદ્યો.

આ વરસે પાક ખરાબ થઈ જવાથી મધુપુરના બાકી રહેલા બીજા સ્વતંત્ર ખેડૂતો પણ નરહરની પેઠે પારસીના દેવા નીચે આવી ગયા. ઊનાળામાં પોતાનાં ગાડાંમા પીઠાવાળાનાં તાડીનાં ભરેલાં પીપો લઈને દશ માઇલ દૂર આવેલા સ્ટેશને ભાડે નાખી આવવાનું કામ એ લોકોએ લીધું. સ્ટેશનેથી પાછા ફરતી વખતે પણ રસ્તે આવતા એક કસ્બાના વેપારીઓનો માલ એ લોકો ભરી લાવતા. નરહર પણ પોતાનું ગાડું લઈને એ કામે જવા લાગ્યો. ગાડાંમાં તાડીનાં પીપો નાખીને સ્ટેશને લઈ જવામાં એને તાડી સાથે સંગ થવા લાગ્યો.

એક દિવસ સાંજે ખૂબ થાકીને એ પાછો ફર્યો. સાથવાળાઓ ભાડાના પૈસામાંથી બબ્બે ચારચાર આનાની તાડી પીને થાક ઉતારવા પીઠામા જવા લાગ્યા. નરહરને પણ

ખૂબ આગ્રહ કરીને એ લોકો પીઠામા લઈ ગયા કોઈ દિવસ નહિ ને આજે નરહરને પીઠામા તાડી પીતા આવ્યો જોઈને શાપુરજીને પણ નવાઈ લાગી

નરહરે કદિ તાડી પીધી ન હોવાથી એને ખૂબ કેફ ચઢયો એ ગમે તેમ બકવા લાગ્યો લથડતોઆથડતો છેવટે એ ઘર પહોંચ્યો ધણીને પીને આવેલો જોઈને એની સ્ત્રી તકરાર કરવા લાગી ઘરમા પેસીને એ એને ગમે તેમ ગાળો દેવા લાગ્યો તે રાત્રે એણે એની સ્ત્રીને ખૂબ મારી સુખે જીવતા કુટુબ પર આ રીતે એવડી આફત ઉતરી

કેફ ઉતરી ગયા પછી બીજી સવારે પોતે રાત્રે શુ કર્યું હતું એનું નરહરને ભાન થયુ લાકડીના ઝપાટાથી એની સ્ત્રીનુ સૂજી ગયેલુ શરીર જોઈને એ રડવા જેવો થઈ ગયો એને ખૂબ પસ્તાવો થવા લાગ્યો હવે કદિ દારૂ તાડી તરફ મો પણ નહિ ફેરવવાની એણે સ્ત્રીને ખાતરી આપી ભાડે ગાડી ફેરવવાનુ પણ એણે છોડી દીધુ

આ ચોમાસુ સારુ નીવડયુ વરસાદ પણ માફકસર પડયો આખી સીમ લીલોતરીથી છવાઈને હસી રહી હતી નરહરને પણ પોતાનો પાક જોઈને ખાતરી થઈ કે આવતી મોસમમા પોતે દેવામાથી છૂટો થઈ જવાનો નવી મોસમ જેમ નજીક આવતી હતી તેમ એને ખૂબ આનદ થતો હતો પણ એને ક્યા ખબર હતી કે થોડા જ વખતમા એના આનદનો લોપ થઈ જવાનો હતો ?

આ વરસે શિયાળાની ઠડી અસાધારણ હતી લોકોએ કદિ આવી ઠડી અનુભવી નહોતી આ અર્ધવસ્ત્ર ગરીબ લોકો રાત પોતાના ઝૂંપડામા ધૂણી સળગાવીને એની આજુબાજુ સૂઈને ઠડીથી પોતાની જાતનુ રક્ષણ કરવા લાગ્યા

પોષ માસ આવતા તો ઠડી અતિશય વધવા માડી, આખો દિવસ ઠડો પવન જોરથી ફૂકાવો શરૂ થયો આવી એક ઠડી સાજે નરહર કપાસના પોતાના લીલાછમ ખેતર તરફ સતોષભરી આખે જોઈ રહ્યો હતો પવનના ઝપાટામા ખેતરની લીલી હવનશી કાચા પાક સાથે આનદથી ઝૂલી રહી હતી દૂર ગામ તરફ નદીકાઠે પર આવેલા પીપળાના એક ઝાડની ટોચ ઉપર એક વાસ સાથે બાધેલી નાનકડી ધોળી ધજા પવનમા ફરફરતી હતી સામે નદીના પાણી સાગરમા મોજાની પેઠે ઉછાળા મારતા ઘૂઘવી રહ્યા હતા પશ્ચિમમા સૂર્ય આછા વાદળાને પોતાના રક્તરગ્યા કિરણોથી લાલ રગે રગીને જાણે સાધ્ય સાગરમા ઊતરી જતી હોય એમ દૂર ક્ષિતિજ પ્રાતે વહી જતી નદીના જળપ્રવાહને લીધે લાગતું હતું મધ્યાયોગ રક્તાકાશના એ શોણિતયોગ રગમા ઝબકોળાઈને જાણે પીપળા ઉપર ફરકી રહેલી ધજા રક્તવર્ણી થઈ ગઈ હોય એમ એના છાપક પર દોરેલી લાલ રગની કિનારીઓ ઉપરથી લાગતુ હતુ એ ધજા તાડીના સાઝાનું સૂચક પ્રતીક હતી દૂર ચાલ્યા જતા અજાણ્યા દારૂતાડીપ્રિય ભીનો એ ધજા જોઈને અહીં પીઠુ છે એમ સમજી શકતા નરહર વિસ્ફ્વ નયને એ ધજા તરફ જોઈ રહ્યો પોતે પીધેલી તાડીનો પ્રસગ એને યાદ આવી ગયો એ દુ ખભર્યો પ્રસગ યાદ આવતા પોતાના મન સાથે શરમભરી ગ્લાનિનો અનુભવ કરતા એણે પાકથી લચી રહેલા પોતાના કપાસના લીલા ખેતર તરફ પ્રસન્નનજર ફરી ઘર તરફ ચાલવા માડયુ જાણે એ એની છેલ્લી જ પ્રસન્ન નજર ન હોય !

તે રાત્રે સખત ઠડી પડી બીજે દિવસે સવારે લોકોને ખબર પડી ગઈ કે કાલના પાકથી લચી રહેલા લીલા હરિયાળા ખેતરો રાતે હિમથી બળીને સાફ થઈ ગયા હતા.

ગરીબ ભીલો રોઈ ઊઠયા. ભોળા જંગલની દેવીનો કોપ થયો એમ માની દેવીની પ્રાર્થના કરવા લાગ્યા.

આ વરસે પણ નરહર દેવું ન ભરી શક્યો. એનાં બધાં ખેતરો પારસીએ લઈ લીધાં, તો પણ એનું દેવું ભરપાઈ થઈ શક્યું નહિ. એને પોતાના બે બળદ ને ગાડુ પણ વેચી દેવાં પડયાં; ત્યારે માંડ દેવું પૂરુ થઈ શક્યું. ઘરમાં ખાવાનું નહોતું, હવે પારસી કંઈ ધીરે એમ હતું નહિ, કે એની પાસે જઈને એ ઉધાર રૂપિયા લાવી શકે.

છેવટે, નરહરની સ્ત્રી પોતાને ત્યા વાસણપાણી કરવા આવે એ શરતે શાપુરજીએ એને થોડા રૂપિયા ધીર્યા. બીજા દિવસથી નરહરની સ્ત્રી પીઠાવાળાને ત્યાં કામે જવા લાગી.

ભીલ સ્ત્રીઓમાં એની સ્ત્રી ઘણી દેખાવડી ગણાતી હતી એનો વાન સહેજ ગોરો ને બાંધો સશક્ત હતો. એનો ચહેરો પણ આકર્ષક હતો. શાપુરજીની દાનત એના ઉપર પહેલાંની બગડી હતી. પણ જ્યાં સુધી નરહર સ્વતંત્ર ને ખાધેપીધે સુખી હતો ત્યાં સુધી એની સ્ત્રીને ઉપાડી જવાની દારૂવાળાની હિંમત નહોતી ચાલતી. હવે એ વિઘ્ન દૂર થયું હતું. ગુપ્ત રીતે પોતાની ઇચ્છા પાર પડે એ હેતુથી તો એણે નરહરને રૂપિયા ધીરતાં પહેલા એની સ્ત્રીને એ પોતાના ઘરમાં કામ કરવા મોકલે ને એ રીતે દેણ વસૂલ કરે એવી શરત કરી હતી.

એક દિવસ સાંજે ઘેર આવીને એની સ્ત્રીએ નરહરને દારૂવાળા શેઠે પોતાને કેવી રીતે સતાવી હતી તે કહી સંભળાવ્યું. શાપુરજીની ક્રૂરતા બધા ભીલો જાણતા હતા; પણ એનો ધાક ને ત્રાસ એટલાં બધાં હતાં કે પોતાની બહેનદીકરીઓ પર બળાત્કાર થવા છતા એ લોકો એને કંઈ નહોતા કહી શકતા. નરહરને પણ દારૂવાળાની એટલી જ બીક હતી. છેવટે એણે પોતાનુ ગામ છોડીને શહેરમાં ચાલ્યા જવાનો વિચાર કર્યો. શહેરમાં મિલોમા કામ કરવા એ બાજુથી ઘણા ભીલો ચાલી જતા હતા એ નરહર જાણતો હતો. એક બે દિવસમાં વતન છોડી ચાલ્યા જવાનુ એણે નક્કી કર્યું.

બીજે દિવસે નરહરની સ્ત્રી કામ કરવા ગઈ. સાંજે ઘેર આવવાનો વખત થતાં દારૂવાળા શેઠે એને બે કલાક મોડી જવાની સૂચના કરી ને કેટલુંક કામ બતાવ્યું. શેઠ પોતાને શા માટે રોકતો હતો એનુ કારણ સમજતા એને વાર લાગી નહિ. થોડીવાર આમતેમ કરી શેઠની નજર ચૂકવી એ ઘેર ભાગી ગઈ. થોડીવાર પછી તપાસ કરતાં ઘરમાં કામ કરવાવાળી નહોતી એમ શાપુરજીને માલૂમ પડતાં પોતાના બે ચાર નોકરો લઈને ઘોડા પર બેસી એ અંધારી રાતે એને પકડવા દોડ્યો.

ઘેર જઈને નરહરની સ્ત્રીએ એને બધી વાત કહી. બંનેએ, રાતોરાત ગામ છોડી શહેરમાં ચાલ્યાં જવાની તૈયારી કરવા માંડી. ધણિધણિયાણી પોતાના થોડાં થોડલાં વાસણો ને કપડાંના બચકાં બાંધતાં હતાં ત્યાં બારણે ઘોડાના દાબડાનો અવાજ સંભળાયો. નિઃસહાય પતિપત્ની ચમકી ઊઠયાં. ક્ષણવારમાં ગાળો દેતો હાથમાં ચાબૂક લઈને દારૂવાળો શેઠ ઘરમાં પેઠો. એની પાછળ હાથમાં લાઠીઓ ને ફાનસ લઈને એના નોકરો પેઠા. ક્રોધાંધ પારસીએ ચામખાના ચાર પાંચ કોરડા બીકથી ધ્રૂજતાં રાંક ભીલના બરડામાં સડસડ ચોડી દીધા. નરહર ભોંય ભેગો થઈ ગયો. એની સ્ત્રીને પણ ભાન ભૂલેલા પારસીએ જોરથી એક કોરડો લગાવી દીધો. રાંક સ્ત્રી વેદનાભરી ચીસ પાડી ઊઠી. આ અવાજમાં નજીક સાદડી પર સૂતેલી

એની બાર વર્ષની બાળકી નગી ઊઠી. ભયંકર દૃશ્ય જોઈ એ અવાક થઈ ગઈ હતી. માતાને કોરડો વાગતાં એની સાથે એ પણ કરુણ ચીસ પાડી ઊઠી.

* * *

મધરાત વીતી ગઈ હતી. નરહરનું દુઃખભર્યું ઝૂપડું નિઃસ્તબ્ધ, નિશ્ચેષ્ટરવ પડ્યું હતું. ઘરમાં ઘાસતેલનો નાનો દીવો જરાજરા બળતો હતો. નરહર અને એની સ્ત્રીને કોરડા મારીને પારસી ક્યારનો ચાલી ગયો હતો. એ સાદડી પર પડી રહ્યો હતો. એની આંખમાં ઊંઘ નહોતી; વેદનાનાં આંસુ પણ નહોતાં. પાસે એની દીકરી માની છાતીએ વળગીને ઊંઘતી પડી હતી. રોઈરોઈ ને એ ઊંઘી ગઈ હતી. એનાં શુષ્ક ક્લાન્ત મોં પર આંખમાંથી વહી ગયેલાં આંસુની સુકાયેલી ધારારેખા સ્પષ્ટ માલમ પડતી હતી. શૂન્યમનસ્ક પિતા પત્નીપુત્રીના વેદનાજડિત ગ્લાનિભર્યાં નિદ્રિત ચહેરા તરફ જોઈ રહ્યો હતો.

પહેલા પ્રભાતનો કૂકડો બોલ્યો. નરહરની શૂન્યમનસ્કતા ઊડી ગઈ. સચેત થઈ એણે દીકરીને બૂમ મારી: 'બેટા!'

બાપનો અવાજ સાંભળી એ જાગી ઊઠી 'બાવા!' દીકરીએ બાપને બોલાવ્યો.

"હાં બેટા, આપણે જવાનો વખત થયો. ચાલો ઊઠો" પોતાની સ્ત્રી અને પુત્રીને તૈયાર થઈ જવા માટે જગાડીને એણે કહ્યું.

"તે આપણે કાં જવાનું છે બાવા?"

કંઈ પણ જવાબ આપ્યા વિના ભગ્નહૃદયે નરહર ઊઠ્યો. એની દુઃખમૂઢ પત્ની પણ ઊઠી, ઘરમાં પડેલાં બેચાર વાસણો ઉપાડી, થોડાંઘણાં કપડાં લઈને એક બચકું એમણે તૈયાર કર્યું. તૈયાર થઈને એણે દીકરીને કહ્યું

"બેટા, તારી આયા સાથે આપણે હવે શહેરમાં કારખાનામાં કામ કરવા જઈએ છીએ."

"ત્યારે ઘેર પાછાં ક્યારે આવીશું!" દીકરીએ સવાલ કર્યો.

પિતાનુ હૃદય ભરાઈ આવ્યું. દુઃખનો આવેગ વ્યક્ત કર્યા વિના એણે દીકરીને સમજાવીને શાંત પાડી. મોટું મળસકું થતાં કપડાંનું બચકુ ખભે ભેરવી, એણે ઘરના બારણા બહાર પગ મૂક્યો. બારણાં બંધ કરતાં આજે એના હાથ થરથર કંપતા હતા. જાણે આજે વસાયેલાં બારણાં સદાને માટે વસાયેલાં જ રહેવાનાં ન હોય! ફફળતે હૈયે મા બાપ દીકરી આંગણામા આવીને ઊભાં. પોતાના વહાલા ઘર પર, આંગણામાં ઊગેલા લીમડા પર, સૂમસામ પડેલાં પોતાનાં પાડોશીઓનાં ઝૂપડાં પર એક નજર નાંખી એણે ચાલવા માંડ્યુ.

* * *

પૈસા ધીરનારા વારંવાર વાતો કરે છે કે હવે રાનીપરજ કોમ પણ લુચ્ચી થતી જાય છે, અને દેવું ચુકાવવા ગામ છોડી નાસી જાય છે. એ ભાગમાં દારૂ વેચનારા ફરિયાદ કરે છે કે વસ્તી ઘટતી જાય છે એટલે દારૂ વેચાતો નથી, અને ધંધો બરાબર ચાલતો નથી. સરકારી અમલદારો આવતાંજતાં અને વસ્તીપત્રકના આંકડા ઉપરથી રિપોર્ટો કરે છે કે રાનીપરજ કોમ હવે સુધરતી જાય છે તેમતેમ શહેરોનો વસવાટ કરતી જાય છે!!!

---

# જર્મનીના પત્રો

'વિદ્યાર્થી'

બોન (જર્મની):
તા. ૨૪-૧૧-૩૫.

પ્રિય વાચક,

જ્યારે હું ત્રણ માસ માટે જર્મનીથી હિંદ આવ્યો ત્યારે પાઠકજીનો અચાનક મેળાપ વાચકને જાણીતા અને મારા અધ્યાપક કવિ સ્નેહરશ્મિને ત્યાં થયો. આ ઘણાં વર્ષો પછીના પ્રથમ મિલન પછી તો અમે રસ્તે જતા અવારનવાર ઘણી વખત મળી જતા, અને કાં તો વળી શ્રીયુત ઝીણાભાઈ (સ્નેહરશ્મિ) અથવા પાઠકજીને પોતાને ત્યાં જવાનો પ્રસંગ મને મળતો. આ મેળાપોમાં અમે જર્મની અથવા સામાન્ય રીતે યુરોપ વિષે હિંદને ઉપયોગી વસ્તુઓનો વાર્તાલાપ કરતા. વાર્તાલાપ ઉપરથી પાઠકજીએ મને વારંવાર તે વિષયો ઉપર કંઈક લખી 'પ્રસ્થાન' દ્વારા સામાન્ય જનતા સમક્ષ મૂકવા જણાવ્યું હતું. અને મને પણ જણાયું કે મારા અધૂરા અનુભવ છતાંય વાર્તાલાપની વસ્તુઓ બહાર મૂકવી તે વધારે લાભદાયક છે. હું લખાણ માટે પાઠકજીને વચન આપી ચૂક્યો હતો, અને હિંદમાં જ થોડું લખી રાખ્યું હતું. પણ જાણો છો ને, સંજોગો માણસને લગભગ હમેશ કફોડી સ્થિતિમાં મૂકી દે છે. હા, એમાં વ્યક્તિની સમયસૂચકતા અથવા—અસભ્ય શબ્દોમાં આળસ અમુક અંશે ભાગ ભજવતી હશે. વારંવાર પાઠકજી તરફથી લખાણની માગણી થવા માંડી અને મારે શરમાવાનો વખત આવવા માંડ્યો. અંતતઃ, જર્મનીથી દરમાસે એક પત્ર 'પ્રસ્થાન' માટે લખી મોકલવાનું મેં 'બીજું' વચન આપ્યું, જેમાંનો પહેલો પત્ર મારે હિંદમાંથી જ આપી જવાની કબૂલાત હતી. પરતુ એ પહેલો પત્ર હું જર્મનીથી જ લખી શકું છું. આ માટે—અને ખરેખર આખા બનાવ' માટે—મારે પાઠકજીની ક્ષમા માગવી રહે છે. માણસ ક્યાં સુધી નિર્લજ્જ થઈ શકે છે!

મૂળ લખવાની બીના આરભ કરતા પહેલાં મારે મારી કેટલીક મર્યાદાઓનું અહીં ભાન કરાવવું જોઈએ. એક તો હું લેખક નથી; ગુજરાતી ભાષાનો—બલ્કે કોઈ પણ ભાષાનો—મારો કાબૂ જરાયે અભિમાન ધરાવવા જેવો નથી. ગુજરાતી ભાષાનો પ્રેરણા-પૂરક વ્યવહાર કરવો છોડી દીધે છસાત વર્ષો થઈ ગયાં. શી અમારા જેવાની ગતિ! આ ઠેકાણે મને ટાગોરે એક વખત મારા જેવા એક વિદ્યાર્થીની કરેલી ઠેકડી સાંભરે છે. "અલ્યા તેં શું ઉકાળ્યું? ઇંગ્રેજી પૂરું શીખ્યો નહિ અને બંગાળી ભૂલી ગયો!" અહીં હું 'ગુજરાતી ભૂલી ગયો' એમ લખું તો વધારે બંધબેસતું આવે. બીજું, લખવાનો મને જે જે પ્રસગ મળ્યો તેમાં મેં બહુ ઓછો ઉત્સાહ બતાવ્યો છે—માત્ર મને લખતાં નથી આવડતું તે કારણસર નહિ, પરતુ સામાન્ય રીતે મને લખાણોમાં બહુ ઓછો વિશ્વાસ છે

તે માટે ત્રીજુ, હુ એમ માનુ છું કે—અને આ માન્યતા મને કાકાસાહેબે આપી છે—માણસે પક્વ થયા વિના ન લખવુ જોઈએ વાચક મને ક્ષમા કરશે, પણ માણસ ક્યારે પક્વ થયો ગણાય તે વિષે કાકાસાહેબને પૂછવુ હુ ભૂલી ગયો છુ જ્યારે જ્યારે મેં યુરોપના મારા અનુભવો વિષે લખવા પ્રયત્ન કર્યો છે, ત્યારે ત્યારે મને અંતરમાંથી હમેશા એમ જ થયા કર્યું છે કે હજી વાર છે કોણ જાણે કેમ! આ બધી મારી અંગત મૂઝવણો અને મર્યાદાઓ છે બીજી શોધુ તો ઘણી મળી આવે આ બધુ લખવાની જરૂર એટલી જ છે કે મારે દરેક વાચકની સાથે મિત્રતા કરવી છે અને તેથી જ પ્રવચન કરવાનું બાજુએ મૂકી મેં મારી અંગત ગોષ્ઠિ આરંભ કરી હું ઇચ્છુ છુ કે મારા લખાણ માટે વાચકને જે જે સૂચના કરવી જણાય તે તરત જ 'પ્રસ્થાન' દ્વારા મને જણાવે

આ પત્રાવલિમા હું યુરોપ અને ખાસ કરીને જર્મનીને લગતી કેટલીક સમાજ, યુવક અને વિદ્યાર્થી સંબંધી વીગતો જણાવીશ રાજ્યપ્રકરણોમા મને ખાસ રસ નથી આ મારી એક ત્રુટિ હશે અને તે માટે વાચક તરફથી ક્ષમા માગુ છુ આ ઉપરાંત હિંદ વિષેના યુરોપમા પ્રચારની શક્યતાઓનો પણ એકાદ વખત ઉલ્લેખ કરવા ધારુ છુ કારણ કે હમણા સુભાષબાબુ તરફથી આ વિષે હિંદી પત્રોમા આવતા કેટલાક લખાણો મારા જોવામા આવ્યા છે એમની માન્યતા કરતા યુરોપમા વસતા હિંદી વિદ્યાર્થી વર્ગની સકારણ અને સમગ્ર જુદી માન્યતાને લીધે આ વસ્તુનો ઊહાપોહ કરવાની જરૂર રહે છે ઠીક, પણ એ વિષે હવે પછી

## હિંદી વિદ્યાર્થીનુ પરદેશગમન

જર્મનીમા અથવા તો સમસ્ત યુરોપમા એક હિંદી વિદ્યાર્થી કેવી રીતે સસ્તામા રહી શકે છે—અથવા તો વિદ્યાભ્યાસનુ સામાન્ય રીતે કેટલું ખર્ચ આવવુ જોઈએ, તેનો વિચાર કરતા પહેલા હિંદી વિદ્યાર્થીને યુરોપ અથવા પરદેશ જવાની આવશ્યકતા વિષે ખુલાસો કરવો યોગ્ય છે વાતવાતમા મને એક વખત પાઠકજીએ પ્રશ્ન કર્યો તમને એમ લાગે છે કે હિંદી વિદ્યાર્થીઓને પરદેશ જવાની જરૂર છે? હિંદમા રહીને જ યોગ્ય અભ્યાસ ન કરી શકાય? આ પ્રશ્ન તેમણે 'મને' શા માટે કર્યો તેનો નિર્ણય મેં હજી નથી કર્યો હું પોતે જ પરદેશ જઈ આવ્યો છુ અને ફરી પરદેશ જવાનો હતો તેની પાઠકજીને સંપૂર્ણ માહિતી હતી આ ઉપરથી કોઈ પણ સામાન્ય માણસને હું મારો પક્ષ ખેંચીશ એમ ચોક્કસ લાગે પરંતુ, પાઠકજી સાથેના વાર્તાલાપમા મને જણાયુ છે કે યુરોપ વિષે હિંદીઓને લગતી હકીકતો હું નિષ્પક્ષ રજુ કરીશ એવી એમને ખાતરી થઈ છે અને ઉપર જણાવેલ પ્રશ્ન પણ તે જ વસ્તુ ધ્યાનમા રાખીને કરાયો હતો એમ હું ધારુ છુ

દર વર્ષે કેટલાય હિંદી વિદ્યાર્થીઓ પરદેશ આવે છે કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કરી પાછા ફરે છે કેટલાક નાસીપાસ થઈ પાછા ફરે છે આ પરદેશ જનાર હિંદી વિદ્યાર્થીઓનો મોટો ભાગ ઇંગ્લંડ જતો હોય છે પાછા ફરનાર વિદ્યાર્થીઓમાંથી મોટે ભાગે ઇંગ્લંડથી જ તરેહવારની ડિગ્રીઓ લઈને આવતા હોય છે પ્રમાણમા બહુ ઓછા જ વિદ્યાર્થીઓ બીજા દેશોમા જતા હોય છે યુરોપ તેમજ અમેરિકા જનાર વિદ્યાર્થીઓમા સૌથી વધારે ખર્ચાળ વિદ્યાર્થીઓ પણ આપણને ઇંગ્લંડમા જ મળે છે દરેક હિંદી

વિદ્યાર્થી વિલાયત (ઈંગ્લંડ)માં હજારો રૂપિયાનું ખર્ચ કરે છે. બીજા દેશોમાં પણ તેઓ ઘણું ખર્ચ કરે છે—પણ ઇંગ્લંડના પ્રમાણમાં ઘણું ઓછું. ઈંગ્લંડમાં હિંદી વિદ્યાર્થીઓ તરફ કઈ જાતનું વલણ ત્યાંની પ્રજા તરફથી બતાવવામાં આવે છે તે *Spectator* અથવા *Times* (*London*) માં આવતા લખાણો પરથી અથવા તો વિલાયતથી પાછા ફરેલ કોઈ પ્રામાણિક વિદ્યાર્થી તરફથી વાચકને વિદિત હશે. થોડા વખત માટે રજાઓમા કૉન્ટિનેન્ટ પર આવતા હિંદી વિદ્યાર્થીઓ તરફથી જાણ્યું છે કે ઇંગ્લંડ પાછા જતાં તેમનું સ્વાભિમાન કંપે છે. અંગ્રેજી પ્રજા તરફથી અપાતી આ જાતની નિર્દય વર્તણુકનાં કેવાં ભયંકર પરિણામો આવ્યાં છે, તે High Commissioner for India તરફથી થોડા વખત પર બહાર પડેલી પરદેશમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓના વાલીઓને ચેતવણી પરથી આછું જ્ઞાન સર્વને થયું છે. પાછલાં થોડાંક વર્ષોમાં ઇંગ્લંડમાં વસતા હિંદી વિદ્યાર્થીઓમાં આત્મઘાતના, ચોર, લૂંટારુ તથા દગાબાજ નીવડેલા વિદ્યાર્થીઓના પ્રસંગો વધી પડ્યા છે. આનું મુખ્ય કારણ તે વિદ્યાર્થીઓને મળતી અપૂર્ણ મદદ જણાવવામાં આવ્યું છે. પણ હિંદી વિદ્યાર્થીઓ પોતે તમને આનું કારણ જુદું જણાવશે. તે કારણ મેં ઉપર જણાવ્યું તે છે, જોકે નાણાં સંબંધી અપૂર્ણતાએ પણ તેમાં કંઈક અંશે ભાગ ભજવ્યો છે. ઈંગ્લંડ સિવાયના યુરોપી દેશોમાં વસતા હિંદી વિદ્યાર્થીઓમાં ઉપર જણાવેલા પ્રસંગો બહુ જૂજ પ્રમાણમાં બને છે—જોકે ત્યાં પણ આવા પ્રસંગો બને છે ખરા જ. આ ઉપરાંત યુરોપ જઈ આવેલા લગભગ બધા જ હિંદીઓ પોતાના દેશમાં અડધા દેવ થઈને ફરે છે. એમ કહીએ તો ચાલે કે તેમની એક નવી ન્યાત ફૂટી નીકળી છે. આ યુરોપ જઈ આવેલા (Europe-returned)ને આપણી સામાન્ય જનતા સાથે વાત કરવી ગમતી નથી—અથવા તો તેઓ અમુક ઢબે જ વાત કરવાનું પસંદ કરે છે. તેમને સ્વભાષા બોલવામાં મહત્તાનો ભંગ થતો લાગે છે. તેમને સ્વજાતીય પોશાક પહેરતાં શરમ આવે છે. માત્ર ત્રણ કે ચાર વર્ષના યુરોપસહવાસથી તેમને હવે હિંદમાં કંઈ શીખવા જેવું રહ્યું હોય એમ લાગતું નથી. તેમને એમ જ લાગે છે કે તેઓ હિંદમાં આખું જીવન ગાળનારા કમભાગી મનુષ્યોને શીખવવાને જ સરજાયા છે, તેમને પ્રગતિ સમજાવવાની છે, રીતભાત શીખવવાની છે—જાણે આ બધાનો ઇજારો યુરોપે જ રાખ્યો હોય અને જાણે યુરોપે તેમને પ્રતિનિધિ નીમ્યા હોય! યુરોપ જઈ આવેલાઓને ગામડાંમાં જવું ગમતું નથી. તદુપરાંત યુરોપ જઈ આવેલા અભ્યાસીવર્ગમાં અમુક જાતનું હાનિકારક વ્યસનીપણું અને હદથી વધારે સુધારક ગણાતાને પણ છાતીએ વાગે તેવી નીતિભ્રષ્ટતા આ વર્ગમાંના કેટલાકમા જણાય છે. આ બધાં કારણો.—(૧) લાખો રૂપિયાનું ખર્ચ, (૨) ઇંગ્લંડમાં મોટે ભાગે અને બીજા દેશોમાંયે કંઈક અંશે જણાતી હિંદી વિદ્યાર્થીઓની કફોડી દશા, (૩) તેમનું ખોટું અભિમાનીપણું, (૪) તેમની આપણા જીવનને ફરી અપનાવી લેવાની અશક્તિ, (૫) તેમની આપણા ગ્રામજીવનમાં કાર્ય કરવાની અશક્તિ, (૬) તેમનું વ્યસનીપણું, અને (૭) હાનિકારક નીતિભ્રષ્ટતા વગેરે વગેરે કારણો આપણને પરદેશમાં વિદ્યાર્થીઓને નહિ મોકલવાના નિરધાર ઉપર પ્રેરે છે.

તેમ છતાંય, આ પ્રશ્નની એક બીજી મહત્ત્વની બાજુ છે, કે જેનો આધાર પ્રગતિ-ઇચ્છક દરેક દેશે કરવાની જરૂર છે. છેલ્લાં ત્રણસો વર્ષમાં યુરોપે અનેકવિધ પ્રગતિ કરી છે એમ માનવામાં કોઈને વાંધો નહિ હોય. છેલ્લાં ત્રણસો વર્ષમાં તેના ધર્માદર્શોમાં, તેના

રીતરિવાજોમાં, સામાજિક આદર્શોમાં, વેપારમાં, સંગીતમાં, કળામાં, વિજ્ઞાન વગેરેમાં ખૂબ જ પ્રગતિ થઈ છે એમાં કોઈને શક નહિ હોય જાપાનમાં પણ એ જ જાતની ઘટના બની છે, એ આપણી સામાન્યમાં સામાન્ય જનતા ઠીક પ્રમાણમાં જાણે છે આ પ્રગતિમાં મોટો ફાળો કોનો છે તે પ્રશ્ન કરતાં ઉપર જણાવેલ બન્ને પૃથ્વીપ્રદેશોમાંથી આપણને નિર્વિવાદ જવાબ મળશે, કે તેતે પ્રદેશના વિદ્યાર્થી મુસાફરોએ અને અભ્યાસી મુસાફરોએ આ પ્રગતિ-ચળવળમાં મોટામાં મોટો ભાગ ભજવ્યો છે આ મુસાફરોએ જ સ્વદેશમાં રહેના વિદ્વાનોને દેશદેશના રીતરિવાજો, સંગીત, કળા, ખનિજ પદાર્થો, વિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ, સાહિત્ય, અને ધર્માદર્શો પૂરા પાડયા છે આ પ્રવાસી વિદ્યાર્થીઓએ જ તેમને માટે જ્ઞાનના દ્વાર ઉઘાડયા છે અને પ્રગતિના રસ્તા બતાવ્યા છે સમૃદ્ધિ પણ તેઓએ જ આણી છે જાપાન દરવર્ષે હજારો વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ પરદેશમાં વિદ્યાભ્યાસ માટે મોકલે છે અને આનું પરિણામ જાપાનના લાભમાં જ આવ્યું છે આ એ-જ દલીલ કે જેમાં આગળ જણાવેલ બધી દલીલોનો જવાબ આપવાની શક્તિ છે, તે યુરોપ બલ્કે પરદેશમાં કોઈ પણ ઠેકાણે વિદ્યાર્થીઓ મોકલવા ઉત્તેજન આપવાને પૂરતી છે પરંતુ, આપણે ત્યાં જાપાન વગેરે દેશોની માફક પરદેશમાંથી આવેલા વિદ્યાર્થીઓ તરફથી સારા પરિણામ મળ્યા નથી આ એક દલીલ વિરુદ્ધમાં જવાબ તરીકે આણી શકાય. તે છતાં, મારે અહીં જણાવવું જોઈએ કે પરદેશથી પાછા ફરેલ અભ્યાસીઓ તરફથી આપણે ત્યાં સારા પરિણામ નહિ આવવાનું કારણ જુદું છે પહેલું તો એ કે પરદેશમાં આવતા હિંદીઓનો મોટો ભાગ પૈસાદાર વર્ગનો હોય છે, કે જેમાંના ઘણાખરાને મુશ્કેલી શી વસ્તુ છે તેની જ ખબર નથી હોતી બીજું એ કે હિંદીઓનો મોટો ભાગ માત્ર વિલાયત (ઇગ્લંડ) અભ્યાસાર્થે જાય છે વિલાયત જનારા દરેક વિદ્યાર્થી પાછળ વર્ષે દહાડે પાંચેક હજાર રૂપિયા ખર્ચ થાય છે વળી વધુ-પડતી વિલાયતમાં હિંદીઓની સંખ્યા સામાજિક દૃષ્ટિએ આપણા ત્યાં રહેતા વિદ્યાર્થીવર્ગને હાનિકર્તા થઈ છે ટૂંકમાં, વિલાયતમાં આપણા આ વર્ગની કંઈ મહત્તા જ રહી નથી આના બીજા પણ ઘણા કારણો છે જે સર્વવિદિત છે આ કારણથી વિલાયતમાં હિંદી વર્ગ એક જાતનું અતડાપણું સેવે છે તેમનામાંના મોટા ભાગને યુરોપની સમાજરચના અને પ્રગતિનો બહુ જ ઓછો અનુભવ હોય છે તેમનું દૈનિક સામાજિક વિહારસ્થાન મોટે ભાગે હૉલમાં નૃત્યગૃહો હોય છે, જેમાં હિંદી વિદ્યાર્થીઓના ઘણા દ્રવ્યનો વ્યય થાય છે યુરોપના બીજા દેશોમાં પણ હિંદી વિદ્યાર્થીઓ ઘણી વખત હદથી વધારે ખર્ચ નૃત્યગૃહો પાછળ કરે છે, પરંતુ તેમને માટે ઊંચા વર્ગના નૃત્યોત્સવોમાં પ્રવેશ બંધ નથી વળી બીજા દેશોમાં હિંદી વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ઓછી હોવાને લીધે તેમની મહત્તાને ઘણી ખામી નથી આવતી, અને તેમનું મિત્રમંડળ મોટે ભાગે યુરોપી હોય છે, જે દ્વારા તેમને તે તે દેશના નિવાસીઓનો સારા પ્રમાણમાં પરિચય થાય છે આમ હોવા છતાંય વિલાયતમાં તેમજ બીજા દેશોમાં હિંદી વિદ્યાર્થીઓ પાછળ આપણા દેશના ઘણા દ્રવ્યનો નકામો વ્યય થાય છે આનું કારણ એ છે કે આપણા વિદ્યાર્થીઓનો મોટો ભાગ ખાનગી મદદથી આવેલ હોય છે તેથી તેમની શક્તિની તુલના કરવાનો પ્રસંગ આપણી જનતાને મળ્યો નથી હોતો. બીજા દેશોમાંથી આવતા વિદ્યાર્થીઓમાંના થોડા જ ખાનગી મદદથી આવેલા હોય છે આથી યુરોપ આવતા પહેલાં બીજા દેશના વિદ્યાર્થીઓએ સ્વદેશમાં પોતાની શક્તિ પુરવાર

કરવાની હોય છે. આ જ કારણને લીધે બીજા દેશોમાંથી આવતો વિદ્યાર્થીવર્ગ ખંતીલો હોય છે, અને અંતે પોતપોતાના દેશને લાભદાયક નીવડે છે. આ ઉપરાંત હિંદમાંથી આવતા વિદ્યાર્થીઓને ભાગ્યે જ સ્વાશ્રયની કલ્પના હોય છે. જ્યારે તેને નાણાં સંબંધી તૂટ અનુભવવી પડે છે ત્યારે તેને કંઈ પણ પ્રયત્ન કરવાની સૂઝ પડતી નથી. મોટે ભાગે તેમને હદથી વધારે પૈસા મળતા હોવાને લીધે ગરીબી શી વસ્તુ છે તેનો ભાગ્યે જ ખ્યાલ હોય છે. તો પછી ગરીબી સેવીને પણ માણસ ઘણી વસ્તુઓ નિહાળી શકે છે અને પોતાની કરી શકે છે તેનો તેમને ખ્યાલ જ ક્યાંથી હોય! આથી જ કરીને જો આપણે બહારથી આવતા વર્ગમાંથી વિશેષ પ્રગતિની આશા રાખતા હોઈએ તો વિદ્યાર્થીઓને બહાર નહિ મોકલવા એ નિર્ણય પર નહિ આવવું પણ કયા કયા વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા તેની વ્યવસ્થાના નિર્ણય પર આવવું. બહારથી આપણને કંઈ ને કંઈ નવી પ્રેરણા મળશે તે વિષે કંઈ શક નથી. આ ઉપરાંત જ્ઞાન માટે વિદ્યાર્થીને માત્ર વિલાયત અથવા માત્ર યુરોપ જ મોકલવાની જરૂર છે તે વસ્તુ પણ આપણે આપણા મગજમાંથી કાઢી નાખવી પડશે. સારો વિદ્યાર્થી જગતના કોઈ પણ ભાગમાંથી પોતાના દેશ માટે કંઈક લાવશે. એક વસ્તુ તો ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છેઃ જેમ બને તેમ હવે આપણે વિદ્યાર્થીઓને ઈંગ્લંડ ઓછા મોકલવા જનતામાં પ્રચાર કરવો. કારણ કે બીજા દેશો કરતાં સામાન્ય રીતે વિદ્યાર્થી ત્યાં ઘણું જ વધારે ખર્ચ કરે છે અને જ્ઞાન બીજા દેશો જેટલું જ અથવા ઘણુંખરું ઓછું મેળવી પાછો ફરે છે. હા, કેટલાક વિષયો જેવા કે અંગ્રેજી સાહિત્ય, ધારાશાસ્ત્ર વગેરે માટે આપણે વિદ્યાર્થીઓને વિલાયત મોકલવાની જરૂર રહેશે. પરંતુ બીજા વિષયો માટે તો—મારા અનુભવ પરથી કહેવું જોઈએ કે—બીજા દેશોમાં જ આપણને વધારે સારું પરિણામ મળશે. તદુપરાંત પરદેશ આવનાર વિદ્યાર્થીને તેણે પોતાના હિંદના વિદ્યાર્થીજીવનમાં કેટલો સ્વાશ્રય ખેડ્યો છે તે ખ્યાલમાં લઈ ને મદદ કરવી. સ્વાશ્રયી અને જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ પરદેશમાંથી હિંદ માટે ઘણું લાવશે.

પાઠકજીના પ્રશ્નનો—જે આપણી આખી જનતાનો પ્રશ્ન છે—હું ઉપર પ્રમાણે જવાબ આપું છું. આ પ્રશ્નના ઉકેલમાં મેં મારાથી શક્ય તેટલો નિષ્પક્ષ થવા પ્રયત્ન કર્યો છે. એમાં ઘણી ત્રુટિઓ હશે. સૂચના માટે હું વાચકવર્ગનો આભાર માનીશ. આવતા પત્રમાં હું જર્મનીમાં વિદ્યાભ્યાસની સગવડ વિષે લખીશ.

# ગ્રામસેવકનાં લક્ષણો

ચીમનલાલ પ્રા. ભટ્ટ

વામન બોલ્યા:

ગ્રામવૃત્તિ, ગ્રામનિષ્ઠા, તેનાથી રંગાયલો,
હોય કેવો, કરે શું તે, આપણો ગ્રામસેવક. ૧

વિરાટ બોલ્યા:

છોડી સૌ શહેરના ચાળા, રહે સંતુષ્ટ ગ્રામથી,
ગ્રામમાં જ વસે નિત્યે, તે જાણો ગ્રામસેવક. ૨
ગરીબી રંગરંગીલો, સુદામાનો સહોદર,
કષ્ટથી હાર ના પામે, ગ્રામસેવક તે ખરો. ૩
નિરાશા ને નિરુત્સાહ, જેનો સ્પર્શ કરે નહીં;
અશ્રદ્ધા ને ગઈ શંકા, સુજ્ઞ એ ગ્રામસેવક. ૪
કાચબો જેમ અંગોને, તેમ ખેંચી બધેથી જે,
પ્રવૃત્તિ વશમાં રાખે તે સાચો ગ્રામનિષ્ઠ છે. ૫
નિશાધારી ગરીબોની, દેખ્યે દાઝ્યે ટળે નહીં,
પરંતુ જાત હોમે તે, ગ્રામોદય કરી શકે. ૬
યત્નવાન વળી વિદ્વાન, તેનું યે મન વામન,
ખેંચાતી પુરવૃત્તિઓ, વેગથી પુરની ભણી. ૭
તે સૌને કાબુમાં રાખે, દક્ષ, જાગ્રત, સ્વસ્થ જે,
ધીરતાથી સદા; તેની ગ્રામનિષ્ઠા થઈ સ્થિર. ૮
ગ્રામ કેરું ધર્યે ધ્યાન, તેમાં ચિત્ત રમી રહે,
તેમાંથી ગ્રામવૃત્તિનો જન્મ મંગળ થાય છે. ૯
ગ્રામવૃત્તિ થકી ભાવ, સ્નેહયુક્ત સુકોમળ,
ગ્રામવાસી વિષે જાગે, તેમાંથી શક્તિ સાત્ત્વિકી. ૧૦
પક્ષાપક્ષી મહા ભૂંડી, ગ્રામોમાં પસરી રહી,
પક્ષોથી પર થઈ રહેતો, રૂડો એ ગ્રામસેવક. ૧૧

લોકસેવા વિષે મગ્ન, બાળ-મિત્ર બની રહે,
બહેનોનો ભાઈ માયાળુ, પૂરો એ ગ્રામસેવક. ૧૨

વિના સેવા નહીં સ્થાન, વિના સ્થાન ન ઉન્નતિ,
ઉન્નતિ વિણ ના શાંતિ, ક્યાંથી શાંતિ વિના સુખ. ૧૩

ગરવી ગ્રામવૃત્તિમાં, વહે સ્વર્ગીય ગાયન,
હલાવે તાર હૈયાના, વિરલા ગ્રામયોગીના. ૧૪

આવી તદ્રૂપતા સાથે, ગ્રામપ્રવૃત્તિને વિષે,
દૂધમાં શર્કરા જેવી, તે સેવક સુદુર્લભ. ૧૫

ગમે ના પુરવાસીને, ગ્રામવૃત્તિ સુધામયી,
ઉમંગી ગ્રામસેવીને, તે છે સર્વોત્તમ પ્રિય. ૧૬

વિશાળ જો કે ગ્રામોદધિ છે,
શોધાય નિત્યે અનેક રીતે,
શક્તિ સમર્થ, ભક્તિ તદર્થે
તે સત્યકામ, તે લોકમિત્ર. ૧૭

પ્રસન્ન-પ્રકૃતિ જેવો-હસાવીને હસી રહે,
લોકોના ચિત્તનો ચોર, રમાડીને રમી રહે !. ૧૮

ગ્રામવૃત્તિ મહામૂલી, સેવે જે નરપુંગવ,
પાર તે પામશે નિશ્ચે, સ્વપ્નસ્થ ગ્રામલક્ષ્મિનો. ૧૯

# પ્રોફેસર સિલ્વાં લેવી

ડૉ. મણિભાઈ પટેલ પીએચ. ડી.

ભારતીય પુરાતત્ત્વના પ્રખર અભ્યાસી અને અન્વેષક પૅરિસ યુનિવર્સિટીના અધ્યાપક સિલ્વાં લેવીના અવસાનની ખબર 'પ્રસ્થાન'ના ગયા અંકમાં આપી છે. આ અંકમાં એમના જીવનનો ટૂંક પરિચય આપવો યોગ્ય લેખાશે.

૧

મ. સિલ્વાં લેવીનો જન્મ ઈ. સ. ૧૮૬૩ના માર્ચની ૨૮મી તારીખે પૅરિસ શહેરમાં થયો હતો. એમની કેળવણીનાં બધાં વર્ષો પણ પૅરિસમાં જ, ખાસ કરીને સોર્બોનમાં જ, પસાર થયાં હતાં. હોશિયાર વિદ્યાર્થી તરીકે એમની કીર્તિ શરૂઆતથી જ જામી હતી, અને એમના અધ્યાપકો એમની અધ્યયનપ્રગતિમાં હમેશાં વિશેષ રસ લેતા હતા. ૨૧ વર્ષની ઉંમરે સન ૧૮૮૪માં લેવીએ તત્કાલીન સુપ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ પ્રો. આબેલ બર્ગેન પાસે સંસ્કૃત શીખવું શરૂ કર્યું. યુરોપમાં ભારતીય સાહિત્ય વિષે ઇંતેજારી તો અનેક વર્ષો અગાઉ શરૂ થઈ હતી. છેક સન ૧૬૫૧ની સાલમાં લાયડન (હોલૅન્ડ)માં વસતા અબ્રાહમ રોજર નામના મિશનરીએ ભર્તૃહરિનાં શતકદ્વય ('નીતિ' અને 'વૈરાગ્ય' શતક) એની પોતાની ભાષામાં ઉતાર્યાં હતાં અને તેના પ્રારંભમાં હિંદુઓ ઉપર એક સવિસ્તર નિબંધ લખ્યો હતો. આપણા પુરાતન સાહિત્યનું સંશોધન કરવાના યત્નો ત્યારપછીથી પશ્ચિમના દેશોમાં આરંભાયા અને ધીરેધીરે પણ ચોક્કસ રીતે નિયમનું રૂપ પામ્યા. આ યત્નો કરવામાં જર્મની અને ફ્રાન્સ અગ્રેસર હતા. આંકેતીલ દુ પેરોં નામનો એક ફ્રેંચ જુવાન સન ૧૭૫૪માં ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સર્વિસમાં જોડાઈ હિંદ આવ્યો હતો, અને એણે અથાગ પરિશ્રમ આદરી વેદ અને અવેસ્તા—ભારત અને ઇરાનના પુરાતનતમ મનાતા પ્રાચીનતમ ગ્રંથો—ની અનેક હસ્તપ્રતો એકઠી કરી પૅરિસની પ્રખ્યાત લાયબ્રેરી Bibliothek Nationaleને અર્પણ કરી હતી એ હકીકત પુરાતત્ત્વવિદોને સુવિદિત છે.

એટલે, સન ૧૮૮૪માં (આપણી એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલને સ્થપાયા પછી બરાબર ૧૦૦ વર્ષે) લેવીએ જ્યારે સંસ્કૃત ભણવું શરૂ કર્યું ત્યારે યુરોપ અને અમેરિકામાં 'ઇંડોલૉજી'નો અભ્યાસ સુપ્રતિષ્ઠિત થયો હતો. પ્રથમ તો લેવીનો વિચાર ગ્રીક ક્લાસીક્સ લેવાનો હતો, પણ એમના એક મુરબ્બી રેનાને એમને બર્ગેનસાહેબના પરિચયમાં આણ્યા અને એ પરિચયે એમને સંસ્કૃત સાહિત્ય પ્રતિ આકર્ષ્યા. ભારતીય છંદ અને અલંકારશાસ્ત્રનો અભ્યાસ લેવીએ સંસ્કૃતમાં ત્યાર છપાયેલાં પુસ્તકો દ્વારા નહિ પણ કમ્બોજમાંથી જડી આવેલા શિલાદિક લેખો વાંચીને કર્યો. અર્થાત્, એમના સંસ્કૃતઅધ્યયનના પ્રારંભમાં જ એમને બૃહત્તર ભારતનો પરિચય થયો, અને એ પરિચયે એમનામાં ભારતીય સાહિત્ય અને સંસ્કૃતિના હિંદ સિવાય અન્ય દેશોમાં પણ થયેલા ફેલાવા અને વિસ્તારનું સંશોધન કરવાની ઝંખના જગાડી—જેનું સુંદર પરિણામ આપણે એમના ઉત્તરજીવનમાં મૂર્ત થયેલું જોઈએ છીએ.

૨

લેવીનો સંસ્કૃત સાહિત્ય ઉપરનો પ્રથમ લેખ સન ૧૮૮૫–૮૬માં *Journal Asiatique*માં ક્ષેમેન્દ્રની બૃહત્કથામંજરી વિષે પ્રકટ થયો. ત્રેવીસ વર્ષની ઉંમરે તો એ 'Maitre des conferences' તરીકે Ecole des Hautes Etudes (પૅરિસ)માં નિમાયા અને એમણે કેટલાક ફ્રેંચ જુવાનોને સંસ્કૃત શીખવવું શરૂ કર્યું. એમના તે વખતના વિદ્યાર્થીઓમાંથી હાલ અનેક પોતાના ખાસ વિષયમા વિદ્વાન્ તરીકે વિખ્યાત થયા છે. દા. ત., એ. મેયે (A Meillet) અત્યારે સર્વશ્રેષ્ઠ ભાષાશાસ્ત્રી ગણાય છે, અને અ. ફુશે (Foucher)એ બૌદ્ધકલા અને સ્થાપત્યના વિષયમાં અસામાન્ય કીર્તિ પ્રાપ્ત કરી છે.

આમ લેવીસાહેબનું સંસ્કૃતનું અધ્યયન અને અધ્યાપન એમના પ્રિય અને પૂજ્ય ગુરુ બર્ગેનસાહેબની સીધી, પ્રેરક દેખરેખ નીચે નિર્વિઘ્ન ચાલતુ હતું, એવામાં બર્ગેનસાહેબ એકાએક ગુજરી ગયા. એમને સ્વીટ્ઝરલૅંડના આલ્પ્સના ઊંચામા ઊંચા શિખરો ઉપર પરિભ્રમણ કરવાનો અદમ્ય ઉત્સાહ અને શોખ હતો, અને એવા એક સાહસભર્યા પરિભ્રમણમાં અકસ્માતે એમને મૃત્યુના મુખમાં હોમી દીધા! લેવીના ગુરુવત્સલ હૃદયને આથી ભારે આઘાત લાગ્યો. એમના ઊંડા શોકદુઃખમા આશ્વાસન દેવા તત્કાલીન સુપ્રસિદ્ધ સસ્કૃતજ્ઞ એમીલ સેનાર્ટ જાતે એમની પાસે ગયા. કારમુ હૃદયમન્થન અનુભવતા લેવીએ કહ્યું. "મારા ગુરુએ દર્શાવેલે માર્ગે આગળ વધવામાં અને એમનું અપૂર્ણ રહેલું કાર્ય આગળ ધપાવવામાં હૃ ગુરુપૂજા માનીશ." પૅરિસની એશિયાટિક સોસાયટી (Societe Asiatique)એ પોતાની કાઉન્સિલમા બર્ગેનસાહેબને સ્થાને લેવીને તરત જ (૧૮૮૯) નીમ્યા.

અને ૧૮૯૦માં લેવીએ બે થિસીસ પૅરિસ યુનિવર્સિટી સમક્ષ રજૂ કર્યાઃ એક લૅટિનમાં Quid de graecis Veterum Indorum Monumenta Tradiderint ('ગ્રીસ વિષે પ્રાચીન ભારતના સાહિત્યક અવશેષો શું જાણતાં હતા?'), અને બીજો ફ્રેંચ ભાષામાં Le Theatre Indien ('ભારતીય રંગભૂમિ'). આ બીજો નિબંધ સંસ્કૃત નાટ્યશાસ્ત્રના અભ્યાસીને માટે હજી ય ખૂબ ઉપયોગી અને પ્રમાણભૂત ગણાય છે. પૅરિસ યુનિવર્સિટીએ આ બંને થિસીસ સ્વીકાર્યા અને એમને 'ડૉક્ટર'ની માનવતી ડિગ્રીથી નવાજ્યા. ત્યારપછી ૧૮૯૨–૯૩ના એમને એ જ યુનિવર્સિટીમાં Faculte des Lettresમાં સ્થાન મળ્યું અને Ecole des Hautes Etudesના 'એસોશિયેટ ડિરેક્ટર' નિમાયા, ને એકત્રીસ વર્ષની ઉમરે સન ૧૮૯૪માં તો સંસ્કૃતના મુખ્ય અધ્યાપક તરીકે પણ એમને જ College de Franceમાં નિયુક્ત કર્યા.

૩

પ્રધાન અધ્યાપકને સ્થાને આવ્યા પછી લેવીસાહેબે સંસ્કૃત સાહિત્યની ઘણીખરી શાખાઓનું અધ્યયનઅધ્યાપન ચાલુ રાખ્યું. એક સત્રમાં વેદાન્ત ઉપર, તો બીજામાં ક્લાસીકલ સાહિત્ય ઉપર, ત્રીજામાં વળી પિયદસિ (અશોક)ના શિલાલેખો ઉપર, તો ચોથામાં વેદ અને બ્રાહ્મણો ઉપર એમ એમના વર્ગો ચાલતા. તે જ અરસામાં એમણે *Grende Encyclopaedie*માં હિંદ. ઉપર અનેક સુંદર નિબંધો પ્રસિદ્ધ કર્યા. પણ તે સમયનું એમનું સૌથી વિશેષ મહત્ત્વનુ કાર્ય તો એ હતું કે એમણે સંસ્કૃત અને પાલી પુસ્તકોનો

ચાઈનીઝ અને ટિબેટન ભાષામાં થયેલા અનુવાદો સાથેનો તુલનાત્મક અભ્યાસ મ સ્પેક્ટના પરિચાલનદ્વારા શરૂ કરાવ્યો. ત્યાર અગાઉ આવા તુલનાત્મક મશોધનનુ મહત્ત્વ પુરાતત્ત્વવિદોને થોડુ જ સમજાયું હતુ. પણ લેવીસાહેબે જાતે એ ભાષાઓનું તલસ્પર્શી અભ્યયન કરી અનેક લેખો દ્વારા એની જરૂરિયાતો પુરવાર કરી. એવા ઘણાય પુસ્તકો છે કે જેનુ મૂળ મસ્કૃત અત્યારે મળતુ નથી, પણ એનું ભાષાતર ટિબેટન કે ચાઈનીઝ ભાષામાં મળે છે. એ ભાષાતરો—ખાસ કરીને ટિબેટન ભાષાતરો એટલાં બધા શબ્દશઃ ચોક્કસ હોય છે કે તે ઉપરથી મૂળ સંસ્કૃતમા રૂપાતર કરી શકાય. વળી આ જાતના તુલનાત્મક મશોધનદ્વારા આપણી ભારતીય સસ્કૃતિનો વિસ્તાર ભારત બહાર પણ કેટલો ને કેવા પ્રકારનો થયો હશે તે મારી રીતે સમજાય છે. લેવીસાહેબે અન્ય મશોધન કર્યું ન હોત તોપણ એમના આ ક્ષેત્રમા કરેલા કાર્ય માટે પણ એમની કીર્તિ સમર્થ પુરાતત્ત્વવિદોમાં લાબા વખત સુધી ઝળકતી રહેત.

લેવીસાહેબની આમ ઉત્તરોત્તર વધતી જતી વિદ્વત્તાની કદર કરી ફ્રેંચ મરકારે એમને ૧૮૯૭-૯૮મા પૂર્વના પ્રદેશોની મુસાફરીએ મોકલ્યા હિંદ, નેપાલ, ઈંડો-ચાઈના અને જાપાનની મુસાફરી કરી, સશોધનયોગ્ય અનેક હસ્તપ્રતો અને અન્ય માહિતી એકઠી કરી લેવી જ્યારે પાછા ફર્યા ત્યારે ઉપર્યુક્ત Ecoleમા એ ડિરેક્ટર નિમાયા. એ જ અરસામા એમના વૈદિક અભ્યયનના પરિપાકરૂપ એમનુ એક પુસ્તક La Doctrine bu Sacrifice dans les Brahmans પ્રસિદ્ધ થયુ (૧૮૯૮) ત્યારપછીથી લેવીસાહેબે Sins—Indian culture ઉપર અનેક લેખો લખી ભારતીય સંસ્કૃતિના વિસ્તાર ઉપર પુષ્કળ પ્રકાશ ફેંક્યો. આ વિષયમા એમને એમના મિત્ર, ચીનની પ્રાચીન સંસ્કૃતિના નામચીન અભ્યાસક શવાન (Chavannes) તરફથી ખૂબ સાહાય્ય મળી હતી. લેવીસાહેબના આ સમયના લેખો મુખ્યત્વે Bulletin Ecole Francais l'Extramegrient અને Toung Pas નામના ત્રૈમાસિકોમા પ્રગટ થયા છે. આ લેખોની સંખ્યા એટલી બધી મોટી છે અને તેમાં માહિતી અને ચર્ચા એટલી બધી વિશાળ છે કે એ સૌનો નામનિર્દેશ પણ અહીં સ્થળાભાવે શક્ય નથી; જિજ્ઞાસુએ તો એ જાતે જ જોવા રહ્યા.

સને ૧૯૦૮મા લેવીસાહેબે નેપાલના ઇતિહાસ સંબધી ત્રણ સુંદર ગ્રથો (*Annals of the Musee Guimet* નામની ગ્રથમાલામા પ્રસિદ્ધ કર્યા. અને ત્યારપછીથી મધ્ય એશિયામાથી Pellit Archaeological Mission નામની સંશોધક મડળીએ જે હસ્તપ્રતો શોધી આણી હતી તે તરફ લેવીએ પોતાનું લક્ષ્ય દોર્યું એમને એ હસ્તપ્રતો તપાસવામા એમના એક મમયના વિદ્યાર્થી મ મેયેએ સારો સાથ દીધો. પરિણામે, એ બનેએ તોખારિયન અને કુચિયન નામની મધ્ય એશિયાની ભાષાઓ શોધી કાઢી અને એ હસ્તપ્રતોમાં બૌદ્ધધર્મના વિસ્તાર સંબધી જે હજી સુધી અજ્ઞાત માહિતી ભરી હતી તે પ્રકાશમા આણી.

સમર્થ પુરાતત્ત્વવિદ અને મશોધક હોવા ઉપરાત લેવીસાહેબ સારા કેળવણીકાર પણ હતા, અને અનેક જાહેર સંસ્થાઓ સાથે એમણે સબધ રાખ્યો હતો. Alliance Israelite Universella, Societe Linguistique, Societi Asiatique, Paris Institute

of Indian Civilization વગેરે સંસ્થાઓના પ્રમુખ તરીકેનો ભાર એમણે આનંદથી વહ્યો હતો.

૪

ભારતીય સંસ્કૃતિના ઊંડા અભ્યાસ અને ચિન્તનને પરિણામે લેવીસાહેબને હિંદ પ્રત્યે અત્યંત સન્માન અને સહાનુભૂતિ હતાં. પેરિસમાં જતાઆવતા અથવા વસતા હિંદીઓને, ખાસ કરીને હિંદી વિદ્યાર્થીઓને, એ અનેક પ્રકારે ઉપયોગી સલાહ અને સાહાય્ય આપતા. કવિવર શ્રી. રવીંદ્રનાથ ટાકુરે સને ૧૯૨૦ ના ઓગસ્ટની ૨૧મી તારીખે યુરોપમાંથી શ્રી એંડ્રુઝ ઉપર લખેલા પત્રમાં લેવીસાહેબ વિષે આવું લખ્યું છેઃ

"I suppose I told you in my last letter that I met Sylvain Levy in Paris He is the greatest scholer, as you know, but his heart is larger even than his intellect and his learning. His Philology has not been able to wither his soul His mind has the translucent simplicity of greatness, his heart is overflowing with trustful generosity which never acknowledges disillusionment. His students come to love the subject he teaches them, because they love him. I realise clearly when I meet these great teachers that only through the medium of personality truth can be communicated to men."

લેવીસાહેબના વિદ્યાર્થીઓ પોતાના ગુરુ પ્રત્યે ખૂબ ભક્તિભાવભર્યું વર્તન રાખતા. તેમનું વિદ્યાર્થીમંડળ વિશાળ હોઈ અનેક રાષ્ટ્રોમાં પથરાયેલું છે. સને ૧૯૧૧ના જાન્યુઆરીની ૨૫મી તારીખે લેવીસાહેબને, ઉપર જણાવ્યા પ્રમાણે, Ecole સાથે સંબંધ બાંધ્યે ૨૫ વર્ષ પૂરાં થયાં. તે પ્રસંગે એમના વિદ્યાર્થીઓએ ગુરુવર્ય લેવીને હિંદ વિષે અભ્યાસપૂર્ણ લેખોથી અભિભૂષિત *Melanges Indianisme* નામનો સ્મારકગ્રંથ અર્પણ કર્યો હતો.

૧૯૨૧-૨૩માં લેવીસાહેબે બીજી વાર પૂર્વના પ્રદેશોની મુલાકાત લીધી. હિંદમાં આ વખતે તેમણે ઘણા માસ ગાળ્યા. શાન્તિનિકેતનમાં એમણે કવિવરને વિશ્વભારતીની સ્થાપનામાં સક્રિય સાથ આપ્યો, અને વિશ્વભારતીના પહેલા વીઝીટિંગ પ્રોફેસર તરીકે અહીંના 'વિદ્યાભવન'માં વર્ગો લીધા. ભારતમાં ટિબેટન-ચાઈનીઝનો સંસ્કૃત સાથેનો તુલનાત્મક પદ્ધતિસર અભ્યાસ સૌથી પહેલીવાર શરૂ થયો શાન્તિનિકેતનમાં, અને તે પ્રો. લેવીની પ્રેરણા અને દેખરેખ હેઠળ. પં. વિધુશેખર ભટ્ટાચાર્યે ટિબેટન ત્યારે જ શીખી લીધેલું.

આ અરસામા કલકત્તામાં બીજી 'ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદ' ભરાઈ. એના પ્રમુખપદે લેવીસાહેબને નોતર્યા. એમનું પ્રમુખ તરીકેનું ભાષણ પુરાતત્ત્વના અભ્યાસીઓને માટે ખૂબ મનનયોગ્ય છે. કલકત્તા યુનિવર્સિટીએ આ મુલાકાત દરમ્યાન લેવીસાહેબને ડી.લીટ્.ની ડિગ્રી અર્પી હતી.

હિંદમાં લગભગ એક વર્ષ ગાળી એ ચીન જાપાનની યાત્રાએ ગયા ત્યાં પણ, ખાસ કરીને જાપાનમાં, કેટલાક અધ્યાપકો અને વિદ્યાર્થીઓને બૌદ્ધધર્મને લગતાં સંશોધનોમા પ્રેર્યા, અને એ સંશોધન ચાલુ જ રહે એવી યોજના કરી એ ફ્રાન્સ પાછા ગયા.

ત્યારપછી તો પૂર્વ સાથેનો એમનો સંબંધ ઘણો જ ઘનિષ્ટ થયો. હિંદ, ચીન, જાપાન ફરી એકવાર પણ આવી ગયા. પેરિસમાં ભારતીય સંસ્કૃતિનો વધારો સારી રીતે થાય તે માટે એક નવી સંસ્થા ઊભી કરી.

માણસ તરીકે લેવીસાહેબનું જીવન સુંદર હતું. એમની ઉદારતાની, સજ્જનતાની છાપ એમના સમાગમમાં આવનાર સૌ કોઈ પર પડતી સને ૧૯૨૯ના ઑક્ટોબરમાં એમને પોતાને ઘેર કેટલાક મિત્રો સાથે મેં જે કેટલાક કલાક ગાળેલા તેનું મધુર સ્મરણ મને વારવાર આવે છે. માદામ લેવી પણ ખૂબ ભલાં અને દયાળુ બાઈ છે. અહીં શાન્તિનિકેતનમાં એમને સૌ 'મા' કહી બોલાવતાં. લેવીસાહેબનું શરીર પણ ખૂબ તદુરસ્ત હતું એથી તો તે હમેશાં પ્રફુલ્લ લાગતા. જીવનની છેલ્લી ઘડી સુધી એમણે કાર્ય છોડ્યું નહિ પેરિસમાં એક મિટીંગમાં કેટલાક મિત્રો સાથે ચર્ચા કરતા હતા, તેવામાં એમને હૃદયમા દુખાવો થઈ આવ્યો અને ઘેર પહોંચતાં જ મરણ પામ્યા. ૭૨ વર્ષનું અત્યંત ઉદ્યોગી અને યશસ્વી આયુષ્ય ગાળી એમણે આમ જગતની વિદાય લીધી.

એ વિદ્વાન વિભૂતિના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાઓ! એમણે પ્રકટાવેલો જ્ઞાનમય પ્રદીપ સદાસર્વદા પ્રજ્વલિત રહો!*

શાન્તિનિકેતન,
તા. ૧૫-૧૨-૩૫

---

## ગોમય

'અગ્નિ'

ઉષા ઊભી'તી હજુએ દિગંતે
વહાવતી સોનલ સ્મિત આછું;
ખસી જરા ગોરજ ગોટમાથી
ઊભો અટૂલો; ધણ આવતું'તું.

નિહાળતાં ગોમય મધ્ય ખોરચો
સાંઠો કહેતો "ધણિયાત છું હો!
અને, ધસંતી ધણમધ્ય છોડી
કહેઃ "કરે ગાવડી પોદળો, જો!"

થયું મને ગોમય રંક નાણું,
ગરીબનું ઇન્ધન એહ છાણું.
ભલે હીરા, મૌક્તિક મોંઘલાં હો
સોંઘી ગરીબો તણી બાર રહેજો.

સુરેશ કાજે ડીલ સૂકવીને
દધીચિએ હાડ દીધાં સમર્પી,
દરિદ્રનારાયણ કાજ તેમ,
સુકાઈને ગોમય અંગ બાળી,

પકાવતું અન્ન ગરીબ કેરું,
ઉડાડતું ટાઢ દિગંબરોની;
પતાવતું લગ્ન, પ્રસૂતિ, મૃત્યુ,
શુભાશુભે, એ, રચી અંગ હોળી.

મહંત, જોગંદર, અંગ રંગે,
પૂરે જટામાં, શીત-તાપ-હારી-
ભભૂતને,. ગોમય શેપ રૂપ,
મહાહતા ગોમયની અનુપ!



* આ લેખ લખવા માટે પ્રો. લેવીનાં વિદ્યાર્થિની શ્રીમતી ડૉ. લાજવંતી રામકૃષ્ણ, ડી.લીટ્. (પેરિસ), પીએચ. ડી. (લંડન)—એમણે લાહોરથી, તથા ડૉ. કાલિદાસ નાગે કલકત્તાથી કેટલીક માહિતી મોકલી હતી. હું એ બંનેનો તે બદલ ઋણી છું. મ. પ.

# અ મ ર ના થ

પ્રેમલીલા મહેતા

## ૨

તા. ૧૫–૭–૩૫ સોમવારે પાંચ વાગે ઊઠી, પરવારીને વાવજનથી નીકળ્યાં. ટાઢ અસહ્ય હતી, પણ ઘોડાની ગતિને લીધે કંઈક ગરમી આવતી હતી.

વાવજનના પડાવથી સોએક પગલાં દૂર ગયાં કે બરફ શરૂ થયો. તે બરોબર આઠ માઈલ સુધી બરફમાં જ ચાલવાનું હતું. તેમાં શરૂઆતમાં તો ખૂબ જ ચડાણ હતું અને પહાડની-ધાર ઉપર બે જ ફૂટ પહોળી પગથી હતી. અને બીજી બાજુ ખીણ. તે પણ બરફથી જ આચ્છાદિત. ઉપર ભૂરું આકાશ અને નીચે ધોળો બરફ—એ બે જ રંગ દેખાતા હતા. બરફમાં ઘોડા સરી પડે તે પણ બીક બહુ જ લાગતી હતી. વળી સૂર્ય ઉપર નહોતો આવ્યો એટલે ટાઢ તો કહે મારું કામ. પગે ઊનનાં જાડાં મોજાં પહેરેલાં હતાં અને તેના ઉપર ચામડાનાં મોજાં અને તેની ઉપર જાડાં બૂટ પહેરેલાં હતાં. વળી હાથે પણ ઊનનાં હાથમોજાં હતાં, છતાં હાથ કે પગ એમાંથી કાંઈ છે જ નહિ એમ લાગતું હતુ. તે દિવસે સૂર્યોદય માટે જેટલી આતુરતાથી મેં વાટ જોઈ તેટલી કદી નથી જોઈ.

અમારા મુસલમાન ઘોડાવાળા તેમજ ડાળીવાળા થોડી થોડી વારે જરા વધારે ભયાનક ચડાણ ચડી રહે એટલે જોરથી 'ઈલ્લિલ્લા હો ઈલ્લિલ્લાહ' બોલતા હતા છેવટે ત્રણ માઈલને અંતે અમે ટોચ ઉપર પહોંચ્યાં. ત્યાંની ઊંચાઈ ૧,૪૫,૦૦૦ ફૂટ છે ત્યાંથી પછીના ત્રણ માઈલ એ જ ઊંચાઈનો રસ્તો છે એને મહાગુણસ ઘાટી કહે છે. એ બાજુએ એથીએ ઊંચાઊંચા પહાડો અને વચ્ચે આ ઘાટી (pass) ફૂલોથી છવાઇ ગયેલો હોય છે. પણ અમે તો અષાડમાં ગયેલાં એટલે ચારે બાજુ બરફ જ બરફ હતું. તેમાંનું કેટલુંક બરફ ગુલાબી રંગનું હતું, કેટલુંક પરતાઈ રંગનું લીલું હતું, કેટલુંક ચોકલેટિયા લાલ રંગનું અને કેટલુંક ભૂરું પણ હતું બાકીનું વધારે તો ચમકતું ધોળુ જ હતું બરફનો આ વિસ્તૃત પ્રદેશમાં માણસનો અહંકાર ગળી જઈ તેને પોતાની ક્ષુદ્રતાનો ખ્યાલ આવે છે. 'આ હું કરૂં, આ મેં કર્યું, એમ માનવી મિથ્યા વદે' એની સત્યતાનું ભાન આવા સ્થળે જ આવે.

હવે ચડાણ નહોતું તેમજ બીજી બાજુ ખીણ પણ નહોતી, એટલે મેં જરા લાપરીમાં મારો ઘોડો આગળ કાઢ્યો. બરફમાં રસ્તો તો દેખાતો જ નહોતો, પણ આશરે આગળના ડાળીવાળાઓ પગલેપગલે અમે જતાં હતાં. એટલામાં એક જગ્યાએ બરફ પોચુ આવ્યું, અને મારો ઘોડો કમરપૂર બરફમાં ઊતરી ગયો. એના ચારે પગ અંદર, ફક્ત શરીર જ બહાર હતું. મેં ઊતરી જવાનો વિચાર કર્યો, પણ પાસેનું બરફ પણ પોચું જ હોય અને હું જ ગરક થઈ જાઉં તો! એક તો ટાઢ અને ઉપરથી બીક, તે હું તો ઠંડી જ થઈ ગઈ. મારે બૂમ પાડવી હતી, પણ અવાજ જ ના નીકળે. છેવટે પાછળથી ચારપાંચ જણા આવી પહોંચ્યા.

તેમની મદદથી હું ઊતરી અને ઘોડાને પણ બધાએ મળીને ખેંચી કાઢ્યો. પછી લાગ્યું કે પગે ચાલવું વધારે સલામતીભર્યું હશે. પણ ચૌદ હજાર ફૂટની ઊંચાઇએ હવા એટલી પાતળી ( rarefied ) હોય છે કે પાંચદસ ડગલાં ચાલીએ ત્યાં તો શ્વાસ ભરાઈ આવે. હું મહામહેનતે પચાસેક પગલાં ચાલી અને વળી પાછી ઘોડા ઉપર જ બેસી ગઈ.

મહાગુણુસ પૂરો થયો એટલે થોડું ઉતરાણ આવ્યું. બરફ તો તેટલુ ને તેટલુ જ હતું, પણ સૂર્ય ઊગ્યો હતો ને સૂર્ય ઊંચે આવ્યો હતો એટલે ટાઢ જરાક ઓછી લાગતી હતી. ચડવા કરતાં એ ઉતરાણનુ એક રીતે વધારે અઘરું હતું. કેમ કે ઘોડાના પગ લપસી પડતા હતા. વળી સૂર્યની ગરમીને લીધે બરફ ઉપર ઉપરથી પોચુ થઈ જતું હતું એટલે ઘોડાના પગ ઊંડે ઊતરી જતા હતા અમારામાંથી બે જણાએ ઓઢવાની કામળી બરફ ઉપર પાથરી અને તેના ઉપર ફલગ મારીને બેઠા અને પોતાના પગ બરફ ઉપર ટેકવી ટેકવીને લપસ્યા. લગભગ બે અઢી માઈલનુ ઉતરાણ તેઓ પાંચ મિનિટમાં આ રીતે ઊતરી ગયા. અમે બાકીના બધાં તો ધીમેધીમે એકેક પગલું સંભાળીસંભાળીને ઊતર્યાં.

હવે અમારાથી સામે અમરનાથનું ચડાણ દેખાતુ હતુ. પર્વતની ધારેધારે પાતળી પગથી દૂરથી પણ એવી ભયાનક દેખાતી હતી કે મારા તો હોસકોસ ઊડી ગયા.

અને બરફ પૂરું થયું અને અમે પચતરણી નામના પડાવે આવ્યાં. આ જગાએ પાંચ નદીનો સંગમ થાય છે, એમ કહે છે. મને તો એવું લાગ્યું કે એક જ નદીના પાંચ ફાંટા થોડે દૂર જઈને એકઠા થાય છે. જે હોય તે પણ આ જગાનું નામ પંચતરંગિણી— પચતરણી છે.

નદીને કિનારે તંબૂ ઠોકવાના હતા પણ હજી ગામનનાં ખચ્ચર આવી પહોંચ્યાં નહોતાં. નવ વાગ્યા હતા, અમરનાથ હજી ચાર માઈલ દૂર હતું, અને ચડાણ કઠણ હોવાથી ચડતા બે કલાક થાય એટલે તરત જ જવાનું ઠર્યું કેમકે નહિ તો બપોર પડી જાય અને ઋતુનો પછી ભરોસો નહિ

તેથી સાડા નવ વાગે અમે આગળ ચાલ્યાં

પીસુઘાટીના ચડાણ કરતાં શેષનાગનું ચડાણ ભારે હતું, અને તેનાથી કઠણ ચડાણ મહાગુણુસનુ હતું. પરતુ આ અમરનાથના ચડાણ આગળ તો એ બધા સીધા રસ્તા લાગે! એ ચડાણોના ઢોળાવ ( gradient ) બહુ બહુ તો ડીગરીના હશે, પણ આ ઢોળાવ તો ૮૦૦નો હતો, પગથી પણ વધારે સાંકડી હતી, અને એક બાજુ પહાડ અને બીજી બાજુ ઊંડી ખીણ, અને ખીણમા થઈને પચતરણી નદી ધમધમ કરતી વહે ખીણ બાજુએ જોતાં જ ચક્કર આવે અને આપણી આગળ જોઈએ તો ઊભો ઢોળાવ જોઇને શ્વાસ પાડવાનું મન થઈ આવે એટલે ત્રીજી બાજુએ પર્વત તરફ જ નજર રાખવાની હતી. ઘોડાનો પગ જો આવા ભયંકર ઢોળાવ ઉપર જરાક પણ લપસ્યો, તો આપણું એક હાડકું પણ હાથમાં ના આવે.

મેં તો લગામ તદન ઢીલી મૂકી દીધી અને જીનને પકડીને આંખો મીંચી દીધી! ઘોડાને જ્યાં જવું હોય ને જેમ જવું હોય તેમ જાય એને પણ પોતાનો જીવ વહાલો હશે જ ને! આત્મરક્ષાની કુદરતી પ્રેરણાને લીધે એ પણ બેવા ગંભાળીને ડગલાં ભરતો હતો.

એવા ભાકર બે માઈલ પસાર કર્યા પછી અમરગંગા નદી આવી અત્યારે તો એ ઠરીને બરફ બની ગયેલી હતી એટલે અમે બરફ ઉપરથી જ ચાલ્યા આ જગાએ પણ અમે ગુલાબી બરફ જોયું.

હવે બે બાજુએ ઘાસ કે લિલોતરી વગરના આછા કથ્થાઇ રંગના નિર્જીવ પહાડો હતા, અને વચ્ચે બરફની અમરગંગા. દૂરથી અમરનાથની ગુફા દેખાતી હતી અને છેલ્લો એક વળાંક આવ્યો અને અમારી સામે જ ગુફાવાળો પર્વત આવી ગયો જમણી બાજુએ બરફથી છવાયેલાં શિખરો હતાં. તેમાના એકનો આકાર ગોળ ઘુમ્મટ જેવો હતો, અને તેના ઉપરનુ બરફ એક પણ ડાઘ કે ખાંચાવગરનુ (spotless) અને ધોળું હતું, જાણે કે સફેદ સંગેમરમરનો ઘુમ્મટ !

તેની પાસે કાળભૈરવની ભયકર ઘાટી દેખાતી હતી. અસલ પચતરણીથી અમરનાથ એ રસ્તે લોકો ચડતા હતા. બરફ બનેલી અમરગગા નદી, બે બાજુ બિહામણા પર્વત અને સામેની પ્રચડ અમરનાથ મહાદેવની ગુફા, એ બધાથી જાણે મહાદેવે પોતાનું રુદ્રસ્વરૂપ ધારણ કર્યું હોય એવો ભાસ થતો હતો.

શાન્તિ પણ ત્યા ભયકર હતી. વનસ્પતિ કે પ્રાણીનું નામનિશાન નહોતું જણાતું. માત્ર અમારી ટોળી ચાલતી હતી, તેનો પગરવ બરફ ઉપર થતો હતો તેનો જ અવાજ આવતો હતો.

ગુફાની તદ્દન નીચે બે નદીનો સંગમ હતો. એમાની અમરગગા ડાબી બાજુથી ટપકતી હતી. અને બીજી અમરાવતી જમણી બાજુથી નીકળી, ગુફાની અગાડી થઈને અમરગગાને મળતી હતી, અને એ બેના સગમની નદી થોડે ચાલીને ઠરી ગઈ હતી. આગળ જતાં પચતરણી નદી પણ તેને મળે છે. તે પછી એનુ નામ સિંધ નદી પડે છે. અમરગંગાના પાણીનો રગ ધોળાશ પડતો છે.

ગુફાની નીચે અમે પહોચ્યા એટલામાં તો અમારા માથા પર થઈને બે કબૂતરો ઊડી ગયા. અમરનાથના યાત્રાળુને મન શિવલિંગ કરતા પણ આ કબૂતરની જોડીનાં દર્શનનો વધારે મહિમા છે. એમ મનાય છે કે એ પુરુષ અને પ્રકૃતિની જોડી છે, અને યાત્રાને દહાડે જ એ મનુષ્યની નજરે પડે છે. એ કબૂતર સાદા કબૂતર કરતાં સહેજ નાનાં, લગભગ હોલા જેવડાં હતાં, અને એમનો રગ ચળકતો સોનેરી અને ભૂરાશ પડતો હતો. ગુફાની આસપાસ બેએક માઈલ લગી બરફ અને કોરા પહાડ સિવાય બીજુ કાંઈજ નહોતુ. ઝાડપાન તો શું પણ ઘાસ કે લીલ સુદ્ધાં નહોતાં, તો જનાવર કે પક્ષી તો ક્યાંથી જ હોય ? કોઈ જાતની સજીવતા જ નહોતી. ત્યા આ કબૂતરની જોડ જોઈને યાત્રાળુઓને નવાઈ લાગે એ સ્વાભાવિક છે, અને એ પુરુષ અને પ્રકૃતિની જોડી છે એમ માની લે તેમા નવાઈ નહિ. વળી કબૂતરનો રગ સોનેરી જેવો હોવાને લીધે એને દૈવી માનવાને વધારે કારણ મળે.

પણ અમારું તો ધારવું છે કે એ રૉક પીજિયન (rock pigeon) કહે છે તે હશે. કબૂતરો તો ઘણે દૂર લગી ઝડપથી ઊડી શકે છે, તો આ ગુફામાં આ જોડી રહેતી હોય અને પંદરેક માઈલ દૂર શેષનાગની પેલી બાજુ ચારો ચરી આવતી હોય તો નવાઈ નહિ. નવાઈ એટલી જ કે ખોરાકથી આટલે દૂર શુ કામ રહે ? કારણ કે ગુફામાં તો અષાડી પૂર્ણિમા અને શ્રાવણી પૂર્ણિમાએ સવારથી સાજ સુધી જે યાત્રાળુઓ આવે તે જે કંઈ લિંગ ઉપર ચડાવી જતા હોય તે જ. તે સિવાય બીજા કોઈ દિવસોએ ગુફામાંથી ખોરાક મળવાની તો એ પક્ષીઓને આશા જ નહિ.

ગમે તે હોય, અમે તો એ પક્ષી જોયાં.

પછી અમે પગમાંથી જોડા કાઢ્યા અને ચોખાના ઘાસનાં ચંપલ સાથે લીધાં હતાં તે પહેર્યાં. ઉઘાડે પગે તો ગુફામાં ઊભાં રહેવું શક્ય નથી, કેમકે બરફનું પાણી બધે ટપક્યાં કરે છે ને ફેલાય છે, અને પગ ઠરી જવાની ધાસ્તી રહે છે.

સહેજ બદામી જેવા ધોળા પહાડમાં કુદરતી રીતે કોતરાયેલી એ ગુફા પચાસમાક ફૂટ ઊંચી, એથી સહેજ ઓછી પહોળી અને લગભગ તેટલી જ ઊંડી હતી. એ પર્વતની ઉપર કે બહારની બાજુએ ક્યાંયે બરફ નહોતું, પણ અંદર, વચ્ચોવચ, પાછલી ભીંતની લગોલગ એક મોટી બરફની ઓટલી (કે જળાધારી) હતી, અને તેના ઉપર બે ફૂટ ઊંચો અને દોઢ ફૂટ પહોળો, તદ્દન શિવલિંગના આકારનો જ, સહેજ ભૂરાશ પડતા રંગનો બરફનો કકડો હતો.

પાણીનું નવું માટલું હોય તેના છિદ્રોમાથી પાણી બહાર ઝમે છે એ તો જાણીતી વાત છે આ પર્વતની જમીન અને ભીંતના પથ્થરોમાથી એ જ પ્રમાણે પાણી ઝમે છે, પરન્તુ ગુફાની ટાઢી હવાને લીધે ઝમીને બહાર આવતાં જ તે પાણી ઠરીને બરફ થઈ જાય છે એમ વિજ્ઞાનશાસ્ત્રીઓનો મત છે. પણ ગુફામાં પાણી તો ઘણે ઠેકાણે ઝમે છે, તો આટલા અમુક ભાગમાં જ શા માટે ઠરી જાય અને શિવલિંગના આકારમાં જ શી રીતે ઠરે એ બહુ જ નવાઈ જેવું લાગે છે. વળી જળાધારી પણ છએક ફૂટ લાંબી ને બે ફૂટ પહોળી છે. એ પણ શી રીતે ને શા માટે ત્યાં જ ઠરી ગઈ હશે! ખરેખર એ બધી કુદરતની લીલા વિચિત્ર તો છે જ!

શિવલિંગથી થોડે દૂર બીજા બે બહુ જ નાના બરફના કકડા હતા. પણ એનો તો ખાસ કંઈ આકાર નહોતો. પહોળાઈ કરતા લંબાઈ સહેજ વધારે હતી, એટલે કંઈક મૂર્તિ જેવું છે એમ માની લેવાયું અને તેથી એ બેને પાર્વતી ને ગણપતિનાં નામ અપાયાં છે.

અમરનાથના ધામમાં અતિશય ટાઢને લીધે કોઈ પૂજારી રાત તો ત્યાં રહી શકતો જ નથી. બરફનું જ લિંગ એટલે એને સ્નાન કરાવવાપણું પણ હોતું નથી. એટલે હંમેશ એની પૂજા પણ થતી નથી. વળી ગુફાનું દ્વાર બંધ થઈ શકે એવું નથી, કારણ કે આઠ સિત્તેર ફૂટ ઊંચુ છે. એ કારણથી કે પછી બીજા ગમે તે કારણથી, ધર્મનો બાધ ત્યાં ચાલી શકતો નથી. એટલે શિવલિંગની જળાધારી સુધી હિંદુની માફક મુસલમાન કે બીજો કોઈ પણ પરધર્મી જઈ શકે છે.

માત્ર યાત્રા વખતે એટલી પરહેજી પાળવાની હોય છે કે ગમે તે ધર્મી હોય પણ યાત્રાના દિવસોમાં માંસાહારી ખોરાક ન ખવાય. કાશ્મીરમાં તો બ્રાહ્મણો પણ બહુ જ ખાય છે, એટલે આ પરહેજી પરપ્રાંતીઓએ દાખલ કરી હશે એમ લાગે છે.

એવી માન્યતા છે કે આ પરહેજી કોઈ ન પાળે તો યાત્રાળુઓના સર્વ ઉપર કંઈ મહાન ઈશ્વરી કોપ ઊતરી પડે. થોડાં વરસ ઉપર એક યાત્રાળુએ આ નિયમનો ભંગ કરીને કંઈક ખાધું, બનસાકાળ તે તે રાત્રે ખૂબ જ કરા અને તોફાન અને વરસાદ અને આંધી જેવું થયું—જેને 'બ્લિઝાર્ડ' (Blizzard) કહે છે તેવું. અને સંઘને ખૂબ કષ્ટ ખમવું પડ્યું. બીજે સવારે બધા યાત્રાળુઓએ પેલા નિયમભંગ કરનારને પકડીને મારી નાંખ્યો!

ગુફામાં અમે ખૂબ વાર બેઠા, ને ભગવાનની જગાએથી લિંગની છબી પાડી..

અમારી સાથે છેક પહેલગામથી એક પડો આવેલો હતો તેણે ગુફાની ભીંતમાંથી જ થોડા પથ્થરના કકડા ઉખાડીને અમને આપ્યા અને કહ્યું કે "આ અમરનાથની વિભૂતિ."

બપોરના બાર વાગ્યા હતા અને બહાર તડકો પ્રચંડ પડતો હતો, પણ ગુફામાં તો ધ્રુજાય એવી ટાઢ હતી.

અમરગંગાનું પાણી પીને અમે પાછાં વળ્યાં.

બે માઈલ ફરેલી અમરગંગા ઉપર ચાલ્યા પછી પાછા પેલા ભયંકર રસ્તા ઉપર આવી પહોંચ્યાં. ઊતરતી વખતે તો ચડવા કરતાંએ વધારે બીક લાગે એવું હતું, કેમકે સીધો ઢોળાવ એટલે ઘોડાના માથાં નીચે અને પગ ઊંચે એવું લગભગ થઈ જતું હતું. જેમતેમ કરતાં ઊતર્યા અને પચતરણીને પડાવે પહોંચ્યાં

તે આખો દિવસ અમે તડકામાં ને તડકામાં બેસીને જ ગાળ્યો. સાંજે નદીને તીરે સૂર્યના ઝાંખા તડકામાં બેસવાનું અત્યંત ગમતું લાગતું હતું ચારે તરફ બરફથી છવાયેલા પર્વતો અને વચ્ચે શાન્ત નદી વહેતી જતી હતી ધીમેધીમે સૂર્ય આથમ્યો અને ચન્દ્રમા ઊગ્યો, આજે થોડાં વાદળાં આકાશમાં હતાં, અને ચન્દ્ર તેની પાછળ ઘડીકમાં મતાતો અને ઘડીકમાં બહાર આવતો હતો. જાણે નાનું બાળક સતાકૂકડી રમતું હોય તે!

રાત્રે જમ્યા પછી જ્યુનિયરનાં લાકડાંની તાપણીની આસપાસ બેઠા. આવતી કાલે તો પાછાં જવાનું હતું એટલે ખપ જેટલાં લાકડા રાખી, બાકીના બધાં આજે રાત્રે બાળીને મોટી તાપણી બનાવી હતી ઘડીક પછી તાપણી હોલવાઈ ગઈ અને ટાઢ અતિશય વાવા માંડી એટલે તંબૂમાં જઈને સૂઈ ગયાં.

બીજે દિવસે એટલે તા. ૧૬–૭–૩૫ને મગળવારે સવારે ખૂબ વહેલાં ઊઠીને પાંચ વાગે તો નીકળ્યા. કારણ કે મહાગુણસ પાસ પાછો ચડીને ઊતરવાનો હતો અને જો સૂર્ય ઊંચે ચડે તો પાછું બરફ પોચું પડી જાય.

પંચતરણી નદી ઓળંગી અને ચડાણ આવ્યું. આજે તો યાત્રા થઈ ગઈ હતી, એટલે બધાં ખૂબ આનંદમાં હતા. પરન્તુ જતી વખતે અમારી સાથેના યાત્રાળુઓ ઘડી ઘડી જય ઘોષો કરતા કરતા ચાલતા હતા, પણ પાછાં જતાં તો અમરનાથના ભવ્ય દર્શનથી જાણે કે તૃપ્ત અને દિઙ્મૂઢ થઈ ગયા હોય તેમ મૂગે મોઢે રસ્તો કાપતા હતા. થોડા પણ પાછા ઘેર જવાની આશામાં જગ ઝડપથી પગલા પાડતા હતાં

કાલનો આખો દિવસ તડકો સખત રહ્યો હતો, એટલે બરફ ઘણો જ પીગળ્યો હતો, અને પોચો પણ પડી ગયો હતો, એટલે સંભાળવું બહુ પડતુ હતુ. એટલામાં મહાગુણસની પાસે જ અમારામાંથી એક ભાઈનો ઘોડો કમરપૂર બરફમાં ગરક થઈ ગયો. પહેલા દિવસની માફક પાછી હો હો થઈ ગઈ, અને એમને પણ ઊતરી જવુ પડ્યું ઘોડાને મહામહેનતે બહાર કાઢ્યો અને પાછી સ્વારી આગળ ચાલી. હવે તો પગલે પગલે ઘોડાવાળા 'હોશ' 'હોશ' એટલે સાવધાન રહો, એવી બૂમો પાડ્યા કરતા હતા. ગઈ કાલ કરતાં આજે બહુ જ વધારે ભયંકર રસ્તો થઈ ગયો હતો. અને લગભગ દસદસ પગલે ઘોડાના પગ ઘૂંટણ પૂર ઊંડા ઊતરી જતા હતા.

ડોળીવાળા, ઘોડાવાળા વગેરે 'હોશ રો,' 'કદમ દર કદમ,' 'બચ કે' એમ બૂમો પાડ્યા કરતા હતા.



મહાગુણુસ ઊતરતાં

મહાગુણુસ પૂરો થયો અને ઉતરાણુ આવ્યું. ધીમેધીમે વાવજનથી એક માઇલ આગળ સુધી પહોંચ્યાં ત્યાં તો મોટો ભય આવ્યો. બરફમાં મોટું ગાબડું પડયું હતું અને એ તૂટેલા બરફ ઉપર થઈને જ જવાનું હતું! ગમે તે પળે એ બરફનો કટકો આખો છૂટો પડી જાય અને ભારથી નીચે ખીણુમાં દબાઇ જાય અને ઉપર ચાલનારને ગરકાવી નાખે! અમે તો બધાં ઘોડા પરથી ઊતરીને હલકે પગલે ઝડપભેર એટલા પચીસેક ફૂટ ઊંચે છૂટે ચાલી ને સામેપાર સ્થિર બરફ ઉપર પહોચ્યા. ઘોડા તો એની મેળે જ અમારી પાછળ આવ્યા. એકએક જણુ આવી ગયું, એટલે માણસોએ આકાશભેદી બૂમ પાડી, "ઇલ્લિલ્લા હો ઇલ્લિલ્લાહ!"

ત્યાંથી વાવજન, શેષનાગ, પીસુઘાટી અને ચન્દનવાડી થઈ ને બપોરે દોઢવાગે પહેલગામ પહોચી ગયાં. પહેલગામમાં મકાનો, મોટરો, માણુસો વગેરે જોઈને જાણે જંગલ છોડીને મંગલમાં આવ્યા હોઈએ એવું લાગતું હતું.

પહેલગામમાં ઘોડાવાળા, મજૂરો વગેરેના હિસાબ ચૂકવીને જ્યારે મોટરમાં બેઠાં ત્યારે જાણે સ્વપ્નમાંથી જાગ્યાં હોઈએ એવી લાગણી થઈ. અને જ્યારે મોટર ચાલી ત્યારે એની ગતિ એવી તો વિચિત્ર લાગી! ચાર દહાડા લાગલાગટ ઘોડા ઉપર જ કલાકોના કલાકો ધીમે ધીમે મુસાફરી કરેલી તે હવે આ પવનની ઝડપ જાણે ખમાતી નહોતી.

આજે પાંચેક વાગે શ્રીનગર પહોંચ્યાં.

પછી જ અમને ખ્યાલ આવ્યો કે અમારો દેખાવ કેવો જોવા જેવો થયો હતો. ઠરી જવાય એવી ટાઢ, બરફના પહાડો ઉપર થઈને વાતો ટાઢો હિમ પવન અને તે ઉપર સૂર્યનો પ્રચંડ તડકો—વળી, બરફના પાણીથી સવારસાંજ મોઢુંહાથ ધોવાનાં; એ બધાની અસર ચામડી ઉપર એવી થયેલી કે અમે કાળાં ડબુક થઈ ગયાં હતાં અને આંખોમાં લોહી ઠરી જવાથી આંખો લાલલાલ બિહામણી થઈ ગઈ હતી!

આંખોની રતાશ બીજે જ દહાડે જતી રહી. અને મોઢા ઉપરની ચામડી બુઝેલા અટારાની છાલની માફક ધીમે ધીમે ઊખડી જવા માંડી, અને ત્રણચાર દહાડામાં અમરનાથને લીધે જે બાહ્ય અસર થઈ હતી તેનું નામનિશાને ના રહ્યું માત્ર તેના અદ્દભુત રુદ્ર, ભવ્ય અને અનુપમ સૃષ્ટિસૌન્દર્યની છાપ અમારા મન ઉપર ચિરકાલને માટે પડી રહી છે એ તો મરણપર્યંત ભુલાશે નહિ. જ્યારે પણ મન ઉદાસ હોય તે વખતે માત્ર આંખો મીંચીને ઘેરુ ભૂરુ આકાશ, સૂર્યનો સોનેરી પ્રકાશ, કાચ જેવું નિર્મળ શેષ સરોવર તથા હસતી, કૂદતી, નાચતી, રજતવર્ણી શેષ નદી અને પાઈનનાં લીલાં વન, એ બધું દૃશ્ય મનોનયન આગળ ખડુ કરી દેવાનુ એટલે આ અસાર જગતને ભૂલી જઈ ને કોઈ સુંદરતમ જગતમાં આનન્દથી વિહરીએ.

જ્યારે પણ મનમાં ગર્વ આવે કે આપણે કાંઈક છીએ ત્યારે એ સફેદ બરફથી આચ્છાદિત અમરનાથ, પંચતરણી અને શેષનાગના ગગનચુંબી શિખરો, બનામી પહાડની ઊંડી ગુફામાં આવેલું અમરનાથનું એકાન્ત ધામ અને માઈલોના માઈલો નજર પહોંચે ત્યાં સુધી પથરાયેલુ મહાગુણસ અને અમરગગાનું હિમારણ્ય એ નજર સમક્ષ લાવતાં એટલે કુદરતની ભવ્યતા, ગહનતા અને મહાનતા આગળ એક પામર માનવી કેટલો ક્ષુદ્ર છે તેનું ભાન થાય.



## બળવંતકવનો

પૂજાલાલ

[ શિખરિણી ]

'દીસે ખાવા ધાતો ખડકપથરે ખ્હાડ નરવો;
જવલ્લે કેડી યે ખડબચડ કષ્ટે બહુ મળે,
છળે એને જોતાં હૃદય, પગ તો ત્યાં કયમ પળે ?
વૃથા ત્યાં શું જાવું ? અગમ અતિશે એહ વરવો.'
વદો મા, છાજે કે મતિનયન ઉન્મેષ કરવો.
જુવો વૃક્ષો, વેલો લહરત લચેલી ફૂલફળે,
સૂણો ધ્યાને ગાનો, ખળખળ ઝરા નિર્મળ જળે
વહેતા આનન્દે ખડક ખડકેઃ શા અનુભવો !
પહાડી પ્રજ્ઞાનાં કવન બળવતોર્મિ—સરજ્યાં,
બહિર્દષ્ટે જોતાં વિષમ, રસ અર્થે અગમ શાં;
ઘટાશોભા કિંતુ પ્રચુર, ઝરણાં યે અમૃત શાં;
રસજ્ઞોએ તો એ હવ નવ તજ્યાં, ભક્તિથી ભજ્યાં.
લઈ જાતી ઊંચે ગગનરસિયા કાવ્યશિખરે
કળાની કેડીઓ સુલભ યદિ ધી કૈં ધૃતિ ધરે.

❧

# દીપ ઘીનો

નાથાલાલ દવે

[મિશ્રો૦]

એ સૌમ્ય ને સાત્ત્વિક તેજભીનો
મને ગમે કોમલ દીપ ઘીનો. ૨

નમી ગયા રશ્મિ રવિ તણા અને
આકાશથી ઓસરી સાંધ્ય-લાલિમા;
એનું મને ના હતું ભાન, આંખો
મીંચી પડયો ખુરશીમાં વિચારું,
ને ઊડતું ઉર તરંગના તટે;
ભારે બની પાંપણ ખૂબ થાકથી
કંટાળીને, દ્રવ્ય ઉપાર્જનાર્થે
દોડેલ અંગો પણ સૌ પડયાં હતાં
આરામથી.
ના ધ્યાન મારું, અહિ આવી કયારે
ધીમે પદે, ને મુજ પાસ ઊર્મિલા
મૂકી ગઈ કોમલ દીપ ઘીનો.
ઉજાસ જોતાં નયનો ઉઘાડું
ને દીપની નાજુક જયોત ભાળું. ૧૬

એ જયોતના શુભ્ર પ્રકાશ માંહી
ભિંજાય મારો ગૃહખંડ નાનો.
ઊંચે ચડે પાતળી સેર ધૂપની,
હવામહીં વર્તુલ પારદર્શક
પડે, અને વાયુ મહીં મળીને
અદૃષ્ટ થાતાં, પસરે સુગંધ. ૨૨

ને એ સુગંધ! નવલી સુગંધ!
એ સ્પર્શતાં અંતરના ઊંડાણથી
ઊડી જતી ગ્લાનિ, અકથ્ય સૌમ્યતા
ની ફૂંક આછી ફરકી ગઈ, અને
અંગાંગમાં વ્યાપી રહી પ્રસન્નતા.
ભૂલી ગયો ઉજ્જ્વળ વીજળીની-
બત્તી, અને વિદ્યુતની ત્વરાથી
વિદ્યુતબળે જીવન જીવતો યુગ.
સરે પડો ગંભીર ભૂતકાળના;
ને આંખ સામે પળમાં સજીવ,
આર્યો તણા ગૌરવનું પવિત્ર
શાન્તિભર્યું જીવનસ્વપ્ન જાગે. ૩૪

પુષ્પો ભર્યાં કાનન; માંહી નર્તતાં
મૃગો; અને ગંભીર ગીત ગાતી
સરસ્વતીનાં ઘનશ્યામ વારિ;
બેસી તટે કૈં ઋષિકન્યકાઓ
ઈંગુદી તેલે લસંતી કલાપ;
રે ત્યાં સૂકાતાં વિટપાવલીએ
ભિંજાયલાં વલ્કલ કૈં દ્વિજોનાં.
તેજસ્વી, પુણ્યોજ્જ્વલ, મંત્રદ્રષ્ટા
મહર્ષિઓ ઉચ્ચરતા ઋચાઓ;
ગુંજી રહેતાં શી ભવ્ય ઘોષથી
મંત્રો તણા, ને ચડતો વિતાને
સુગંધભીનો ધૂપ યજ્ઞકુંડથી
એ દૃશ્ય ઉલ્લાસભર્યો નિહાળું
જયાં મુજ સામે ઘૃતદીપ ભાળું. ૪૮

ને સાંભરે મોહક બાલ્યકાળ
જયારે મળી ગૌતમ અંજુને હું
પંપાળતાં પ્રેમથી ગાવડીને,

પીતાં પીતાં છેક જતાં નજીક
ને ઝાલતાં એ મદમસ્ત શૃંગો
ધીમે કરી, તેલ ઘસી ઉજાળવા.
ઊભી થતી બા દૂધ દોહી જ્યારે,
ત્યાં થોભતાં હારમહીં જ, પીવા
પ્યાલા લઈને, પય ફીણવાળું.
ગોળી મહીં ઊછળતાં વલોણાં
ને નિત્યનાં ઘમ્મરગાન ગાજતાં.
બા છેવટે હોંશભરી ઉતારતી
મીઠું મજાનું નવનીત સ્વચ્છ
ને તાવતી માખણ એ તળાઈમાં,
ત્યાં બેસતાં ઉત્સુક નેત્રથી અમે
એ શ્વેતતાને ગળતી નિહાળતાં.
અગ્નિમહીં બા ઘૃતધાર રેડતી;
ઉત્સાહમાં અગ્નિશિખા હસીને
એ ઝીલતી સિંચન, ને સુવાસ
ઊડી રહેતી ગૃહખંડખંડે. ૬૮

આવી સુધા; આવી ઉરે પિપાસા
સૌન્દર્યની, ને ભમતો રહ્યો હું
અસ્વસ્થ ને અર્થવિના. અંબુજ શો
વિદ્યુતની રોશની શા નિહાળ્યાં
મુખો, ઘડી બે ઘડી આંખ આંજતાં
રંગીન ને માદક રૂપ કેટું
ફૂટી રહ્યું ચોગમ દારૂખાનું.
ને હું ઊભો સ્તબ્ધ, અતૃપ્ત, એકલો
હૈયે નકામા ભડકા જગાવ્યા;
આવી ત્યહાં પ્રેમલ સૌમ્ય ઊર્મિલા
ને સ્નેહલીનું સ્મિત એક વેરી,
લીધું કરે જીવનનું સુકાન.
બેઠાં અમે ત્યાં ધબકંત હૈયે
ઉલ્લાસ—આશામહીં લગ્નવેદીએ,
ત્યારે પુરોહિત રહ્યા જગાવી
વેદીમહીં, મંગલ એ સુવાસ;
ને ઊર્મિલાએ મુજ ઉર પાથર્યો
શીળો, મૃદુ ને નવલો ઉજાસ. ૮૬

એ સૌમ્ય ને સાત્ત્વિક તેજબીનો
મારે ગૃહે કોમલ દીપ ઘીનો. ૮૮

# વિવેચનના પ્રયોગો

રામજી લવજી આસગિયા

ગુજરાતી સાહિત્યના આગાવાડિયામા હમણાહમણા 'કાવ્યરૂપી કેરીઓનો પાક વિપુલ આવે છે આ કેરીઓ ખાટી છે કે મીઠી છે? આ કેરીઓમા હાફૂસ, પાયરી અને જમાદારનુ પ્રમાણ કેટલુ છે? વગેરે પ્રશ્નોના ઉત્તર, એ કેરીઓનો મોટો ભાગ બિલકુલ ચખાયા વગર જ સીધો ઉકરડે જતો હોવાથી, મળી શકે તેમ નથી

એચાર માસિકોમા કે દિવાળીના અંકોમા કવિતાની સખ્યા ગણી જુઓ કોઈમા દસબાર તો કોઈમા પદરવીસ, તો કેટલામા ત્રીસત્રીસ કવિતાઓ! એક દિવાળીના અંકમાની અનુક્રમણિકાનું પાનુ બબલી માટે એ પૈસાનો ચેવડો મગાવ્યો તેની આસપાસ વીંટાળીને આવ્યુ તેમા કાવ્યની સખ્યા ગણી જોઈ તો એકાવન! 'પચ્ચાસ પચ્ચાસ ઘરાઓ વગડાઓ' ને બદલે 'એક્કાવન એક્કાવન કવિતા છપાવો!'

કવિતાની આટલી બધી ઉત્પત્તિ અને ફેલાવાનો પ્રશ્ન અર્થશાસ્ત્રના અજવાળામા તપાસીએ જે વસ્તુની માગ વધુ હોય તે વસ્તુનુ ઉત્પન્ન વધે કવિતાની માગ વધી છે? વધી છે તો કયા વર્ગમા? વાચકોમા કવિતાની માગ વધી હોય એમ જણાતુ નથી વાચકોમા વધે તો જ તત્રીઓ અને છાપકોમા વધે છતા આટલી બધી ઉત્પત્તિ (અને લય) શાથી? અર્થશાસ્ત્ર ખોટુ?

કોઈ પણ શાસ્ત્ર ખોટુ હોય એ માની શકાય એવી વાત નથી હકીકત એમ છે કે અર્થશાસ્ત્રનો એક બીજો નિયમ, અથવા તો ઉપના નિયમનો અપવાદ, છે કેટલીક વસ્તુની ખપત માગ ન હોય તો પણ વધે અને વગરમાગ્યે પરાણે પૂરી પાડવામા આવે દાખલા તરીકે, આપણા ગોળામા પાણી ઘણુ ભર્યું હોય છે અને દૂધવાળો આપણને દૂધ સાથે થોડુ પાણી પૂરુ પાડે એવી આપણી જરા પણ ઇચ્છા હોતી નથી તોપણ તે ઘણીવાર પરાણે દૂધની સાથે પાણી આપી જાય છે!

કવિતાની બાબતમા પણ તેમ જ બને છે વાચકો તત્રીઓ પાસેથી કવિતાઓની અપેક્ષા રાખતા નહિ હોતા છતા તત્રીઓ પરાણે આપે રાખે છે. અને તત્રીઓ કવિઓ પાસે કવિતાઓ ન માગે તોપણ કવિતાઓ તત્રીઓની ટપાલમા બીજી ટપાલની સાથે પરાણે ચાલી આવે છે આ બધુ ઉપરના નિયમના આધારે ચાલી રહ્યું છે

કહેવાય છે કે કોઈ પણ વસ્તુ સર્જવી એ અઘરુ કામ છે તેનો વિનાશ કરવો એ સાવ સહેલી વાત છે પરતુ કવિતામા ઊલટુ છે કવિતા લખવી એ રોટલી ખાવા કરતા પણ સહેલું છે લખેલી કવિતા ફાડી નાખવી એ ઘણુ જ અઘરુ લગભગ અશક્ય કામ છે

કવિતામા બધા પ્રકારની છૂટ હોય છે તેનુ એક માત્ર બધન પદ્યબધનુ, એટલે કે અમુક માત્રામેળ કે અક્ષરમેળ, અને યતિઓ અને પ્રાસ અને એ બધનને પણ આજકાલ લગભગ તોડીવછોડી નાખવામાં આવ્યુ છે એવો જમાનો પણ આવશે કે જ્યારે ઉપના

વાક્યમાં વાપરેલો લગભગ શબ્દ નકામો નિવડે, અને કવિતાનું એટલું જ બંધન રહે કે તેના નામનિર્દેશ આગળ—કે પાછળ કે ઉપર કે નીચે—'કાવ્ય' એમ જણાવવું.

કવિતામાં વ્યાકરણ, ક્રિયાપદ, શબ્દના મૂળ અર્થ જોડણી વગેરે કશાની ચિંતા હોતી નથી. તે કોયલથી માંડીને કાગડા સુધી, મૃત પત્નીને, જીવતી પત્નીને, ભવિષ્યની પત્નીને, ઉપપત્નીને, એમ ગમે તે વિષય ઉપર લખી શકાય છે. જેમ જાદુગર લોકો હવામાં હાથ વીંઝીને હાથી રજૂ કરી શકે છે તેમજ કવિ કાગળ ઉપર કલમ વીંઝીને વિષય રજૂ કરી શકે છે. વળી કવિતામાં સાધારણ લેખ જેટલી લંબાઈ પણ જરૂરની નહિ એટલું જ નહિ પણ ચચ્ચાર ને બબ્બે લીટીની પણ કવિતા બની શકે છે. હજુ સુધી એક લીટીનું કાવ્ય જોવામાં આવ્યું નથી. પરંતુ એક લીટીનું કાવ્ય હોઈ શકે કે નહિ, અને હોય તો તે પ્રાસબદ્ધ હોય તો વધુ સારું કે પ્રાસરહિત, અને પ્રાસબદ્ધ હોય તો તે એક લીટીનું કહેવાય કે બે લીટીનું, એક લીટીના કાવ્યમાં છંદ જેવું કંઈ જોઈએ કે નહિ, અને જોઈએ તો કયો સાથી વધુ અનુકૂળ, એક કરતાં વધુ છંદો અનુકૂળ હોય તો મહેનામાં મહેલો કયો વગેરે પ્રશ્નોના ઉત્તર કોઈ વિદ્વાન મને આપે તો હું પણ દરરોજ વીસથી પચ્ચીસની સરેરાશે કાવ્યો લખવાની ઉમેદ રાખું છું.

અને બીજા લેખો કરતાં કવિતા છાપવી એ પણ સહેલું અને લાભદાયી કામ છે. કાવ્યો ટૂંકાં હોવાથી તંત્રીને તે વાંચી જવામાં ઝાઝી મહેનત પડતી નથી અને છાપવામાં તે બહુ થોડી જગ્યા રોકે છે. એટલે ફક્ત બે ત્રણ પાનાના ભોગે અનુક્રમણિકા ખૂબ મોટી બનાવી શકાય છે. એકાદ માસિકકાર જો તેના એકાદ અંકમાં એક જ લાંબી સો પાનાંની વસ્તુ, વાર્તા, નાટક કે નિબંધ કે ગમે તે છાપે, તો પછી ભલેને તે તેના વર્ગમાં ઉત્તમોત્તમ હોય તોપણ અનુક્રમણિકામાં એક જ વસ્તુ જોઈને દરેક જણ કહે કે આ તંત્રી તો સાવ ધાંધિયા જ કરે છે!

લેખોમાં જ્યારે લેખ પૂરો થાય ત્યારે છેલ્લે પાને થોડી જગ્યા રહે છે. તે જગા કોરી રાખવી એ ખરાબ કારણ જે કોઈને ચિઠ્ઠી લખવાના કામમાં આવે એ શા કામનું! તે જગ્યાએ કોઈ સારું નરસું અવતરણ મૂકવામાં પણ શોધવાની માથાફોડ એવી જગ્યાઓમાં જુદાંજુદાં ચિતરામણો મૂકવામાં પણ ખર્ચ થાય. એકનાં એક ચિતરામણો દર વખતે મૂકવા એ સારું કહેવાય નહિ એ જગ્યાનો સૌથી સારો ઉપયોગ એ જ કે એ જગ્યાએ જેટલી લીટીનું કાવ્ય સમાઈ શકે તેમ હોય તેટલી લીટીનું એકાદ તંત્રી પાસે જે ઢગલો પડ્યો હોય તેમાંથી શોધી લેવું અને ત્યાં છાપવું.

કદાચ આવાં કારણોથી સાહિત્યના આંબાવાડિયામાં કવિતારૂપી કેરીઓનો પાક વધી પડ્યો છે. વાત એટલી વધી ગઈ છે કે તે કેરીઓ હજુ કહાણુ ખાખટીઓ હોય છે, તે દરમિયાન વાવાઝોડાંને લીધે ઢગલાબંધ ખરી પડે છે અને સાહિત્યક્ષેત્રમાં વિચરવા પ્રવેશનારને હાલતાંચાલતાં ઠેસે આવે છે અને કોઈના તો પગ પણ છોલાઈ જાય છે. એટલું સારું છે કે કેટલાક ભલા તંત્રીઓ અનુક્રમણિકામાં કવિતાના નામનિર્દેશ આગળ કાઉંસમાં આમ (કાવ્ય) એમ ધજાગરો ચોડીને આપણને ચેતાવે છે.

જૂના વખતમાં કવિઓ સામસામા ઝઘડ્યા કરતા. કોઈ શૂ શૂ શૂ વદેતા સદાનદના કિનારાઓ ઉપર આમ્રવટામાં કોયલો ટહુકતી હોય ત્યાં નીચે શીતળ છાયામાં સામસામે કિનારે બેસી એકબીજાને કાવ્યમાં ગાળો દીધા કરતા. અને કાળ પણ થભીને તે સાંભળતા

લીધો રહેતો એ વખતે આપણો જન્મ થયેલો નહિ એટલે ખરી ખોટી વાત તો એક તરફ રામ અને બીજી તરફ રામ જાણે પણ ગઈ કાલના યુગના કવિઓ જેમાંના ઘણાખરા હજુ જીવતા છે—આપણા સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે?—તેઓમાંના કેટલાક દિલોજાન દોસ્તો હતા—છે અને કેટલાએકને બાપે માર્યા વેર હતા—છે આજના નવા યુગના કવિઓ મને ખબર છે ત્યાં સુધી બધા મિત્રો છે

કવિઓ મિત્રો હોય તો તેથી કવિતાને લાભ થાય છે કે હાનિ, તે તો હું કહી શકતો નથી પરંતુ જ્યારે તેઓ લડે અને એકબીજાના કાવ્યોની નિંદા કરે કે પ્રતિકાવ્યો રચે ત્યારે તે જોવાની મજા તો આવે ખરી

કવિઓ અને કવિતાઓ વિષે બહુ ઝાઝું અને આડુંઅવળું વેતરાઈ ગયું માટે હવે ફક્ત કવિશ્રી ન્હાનાલાલના બે કાવ્યોમાંથી અનુક્રમે એક અને ચાર લીટીઓ લઈ તે પર વિવેચનનો પ્રયોગ કરીને અટકી જઈશ

*

'ઊગે છે પ્રભાત આજ ધીમે ધીમે."

—'જયા જયન્ત'

એક મિત્રે અમને કહ્યું કે આપણે પ્રભાત એટલે સવાર ઊગ્યું એમ કદી કહેતા નથી સવાર તો પડ્યું એમ કહીએ છીએ એટલે કવિએ "પડે છે..." એમ કહેવું જોઈતું હતું પરંતુ આપણે કહેતા હોઈએ એમ કવિ કહે તો પછી તે કવિ શાના? વળી જે કંઈ પડે છે તે ભફ્ફ દઈને પડે છે માટે એમ તો કવિએ "પડે છે પ્રભાત આજ ભફ્ફ દઈને" એમ કહેવું જોઈતું હતું પરંતુ એમ નથી આપણે કહીએ તે જ સાચું એમ હમેશા હોતું નથી વળી આપણે કહીએ તેમજ કવિએ લખવું એવો દસ્તાવેજ કવિએ આપણને કદી કરી આપ્યો નથી

કવિનું કામ તો આપણી ભૂલો કાઢીને આપણને નવા સત્યો સમજાવવાનું છે

આપણે જેમ સૂરજ જાણે પૃથ્વીમાંથી ફણગો ફૂટતો હોય નહિ તેમ ધીમેધીમે બહાર નીકળતો દેખાય છે તેથી સૂરજ ઊગે છે એમ કહીએ છીએ તેવી જ રીતે સવારનું કહેવું જોઈએ પ્રભાત એટલે સૂર્યોદય પહેલાનો પ્રકાશ એ પ્રકાશના કિરણો પણ જાણે જમીનમાંથી ઊગતા છોડવાઓ હોય નહિ તેમ પૂર્વમાં ધીમે ધીમે બહાર નીકળે છે માટે સવાર ઊગે છે, પડે છે નહિ અને પડે છે સાચું તો ક્યાંથી પડે છે તેનો કંઈ ઉત્તર?

પણ આ લીટીમાં 'આજ' શબ્દ ખોટો છે જેમ ભરતી અને ઓટનો આધાર સૂર્ય અને ચન્દ્રની ગતિ ઉપર છે તેમજ સવારના ઊગવાની ગતિનો આધાર પૃથ્વીની પોતાની ધરીની આસપાસ ફરવાની ગતિ ઉપર અવલંબે છે હવે પૃથ્વીની ફરવાની ગતિ હમેશા એકસરખી હોય છે, તેમ વિજ્ઞાન જાણનારાઓ અને સાચી ઘડિયાળ રાખનારા જાણે છે તેથી પ્રભાતની ઊગવાની ગતિ—જે અલબત્ત ધીઈમી, ધીઈમી છે—પણ હમેશા એકસરખી જ હોય છે માટે કવિએ 'આજ'ને બદલે 'રોજ' રાખી,

"ઊગે છે પ્રભાત રોજ ધીમે ધીમે" એમ લખવું જોઈતું હતું

હવે પછીની આવૃત્તિમાં કવિ આ દોષ સુધારી લેશે કે ટકી આશા રાખીને વિરમીશ

"સંસારને સર અમૃત ભરિયાં
માંહિ ઘોળ્યા વિષના ઢગલા
એ વિષને અમીના જલકુંડથી
પીશે અમી ધન્ય હો હંસલા."
—'વિલાસની શોભા'

આપણા સંસારને આપણા વડવાઓ અનાદિ કાળથી સમુદ્ર કહેતા આવ્યા છે. ભવસાગર શબ્દથી સંસારનું સ્વરૂપ કેવું ખડું થાય છે! સમુદ્રની ખારાશ, અગાધતા, ઘુઘવાટ, તોફાન એ બધું સંસારમાં છે. સમુદ્રનું દેવોએ અને દૈત્યોએ મથન કર્યું હતું. 'સંસારમંથન' આપણા કવિએ જ કર્યું છે. સમુદ્રમાં રત્નો પાકે છે, તેમ સંસારમાં પણ રત્નો પાકે છે અને તેમાંના એક આપણા કવિ જ છે. એથી જ આગળના ડાહ્યા પુરુષોએ સંસારને સમુદ્ર સાથે સરખાવવાનો એવો નિયમ કર્યો છે. છતાં એ ઉત્તમ ઉપમા તજીને ઉપલી કડીમાં પહેલી લીટીમાં કવિ સંસારને સરોવર એટલે કંઈ ઠીક ઠીક મોટું તળાવ નહિ પણ 'સર' એટલે સાધારણ તળાવ કહે છે, કડી નાખવાની ધૃષ્ટતા કરે છે. પણ તેથી શું સંસાર નાનું તળાવ થઈ જવાનો છે? ગુજરાતમાં ન્હાનાલાલ કવિ, ન્હાની શી પોળો, ન્હાનાં શાં ખેતરો, ન્હાનું શું વગેરે હશે પણ ગુજરાતનો સંસાર સમુદ્રમાંથી જાય તેવો નથી. આ ખાલી એક નવીન ઉપમા શોધવાનો વૃથા ગયેલો પ્રયાસ છે.

હવે એ તળાવમાં અમૃત ભરિયું હતું. પછી બીજી લીટીમાં તેમાં વિષના ઢગલા ઘોળવામાં આવ્યા એમ કવિ કહે છે. હવે વીસમી સદીમાં દુનિયામાં પ્રવાહી વિષો અનેક જાતનાં મળી શકે તેમ છે, છતાં ઘન વિષના ઢગલા ઘોળવાની શી જરૂર પડી? પ્રવાહી વિષનો એક નળ એ તળાવમાં મૂકી દીધો હોત તો એની મેળે જેમ દૂધમાં પાણી ભળી જાય છે તેમ અમૃત અને વિષ એકમેક થઈ જાત અને ઘોળવાની માથાકૂટ કરવી ન પડત. છતાં ઘોળવાની નકામી મહેનત લીધી તો ભલે લીધી પણ એ મહાભારત કામ કર્યું કોણે એ વિષે તો કવિ કંઈ આપણને કહેતા જ નથી. નાનું તોય તળાવ. કોઈ માના જણ્યામાં તો તેમાં વિષ ઘોળવાની તાકાત હોય નહિ. તો પછી એ કાર્ય બ્રહ્માએ કર્યું કે વિષ્ણુએ કે મહેશે, કે દેવોએ કે દૈત્યોએ? અને એ ઘોળવા માટે વલોણું જોઈએ એ કઈ ટેકરીનું કર્યું? નેતરું જોઈએ એ કયા નાગનું કર્યું? આ બધું કંઈ જણાવ્યા વગર કવિ બસ કહી જ દે કે બસ ઘોળ્યા તેટલેથી એ વાત કેમ મનાય?

છતાં ઘડીભર એ વાત માની લઈ આગળ ચાલીએ. એ થોડું પ્રવાહી અને થોડું ઘનનું મિશ્રણ કંઈક મધ જેવું ઘટ્ટ થયું હશે. એ ઘટ્ટ મિશ્ર પ્રવાહીનું એ 'સર' ભર્યું છે તે ત્રીજી લીટીમાં નાનકડો કુંડ અને તે પણ જળનો બની જાય છે! શી ખૂબીભરેલી વાત છે. પરંતુ એ જાદુ મહમ્મદ સેલે કર્યું કે અલાદીનના દીવાએ? જળકુંડ પણ વિષ અને અમીનો હો, ડિસ્ટીલ્ડ વૉટરનો નહિ.

ચોથી લીટીની વાત તો કોઈ પણ વખતે, કોઈ પણ માણસથી, કોઈ પણ રીતે માની શકાય તેવી નથી. હંસ લોકો અમૃત અને ઝેરના મિશ્રણમાંથી અમૃત પી શકે છે એવી વાત કોઈ શાસ્ત્રપુરાણ કે વિજ્ઞાનના પુસ્તકમાં મળતી નથી તેમજ લોકકહેતીમાં પણ સાંભળવામાં આવતી નથી. પુરાણોમાં એવી વાત આવે છે કે હંસ દૂધ અને પાણીના મિશ્રણમાંથી દૂધ

પી જાય છે. પણ જે લોકો માયન્મવાળા ઉર્ફે ખગોળશાસ્ત્રીઓ છે તેઓ અને જે લોકોએ હંસ નજરે જોયા છે તેઓ જાણે છે કે હંસના મોંમાં એક પ્રકારનું એસિડ હોય છે, જેથી દૂધ મોંમાં જતાં વેંત ફાટી જાય છે. એટલે હંસ ફોદા ફોદા ગળી જાય છે અને પાણી તેના દાંતો વચ્ચે પોલાણ હોય છે તે વાટે હંસ નીચું મોં રાખીને દૂધ પીતો હોવાથી નીચે પડે છે. એટલે ચોખ્ખું દૂધ હોય તો પણ હંસ તેમાંથી પાણી તો કાઢે જ—માવો કે પેંડા હોય તો જુદી વાત.

પણ અમૃત ને ઝેર હંસ કેવી રીતે જુદાં પાડે? એ તદ્દન અશક્ય છે. કવિએ આ જાણી જોઈને જુઠાણું ફેલાવ્યું છે એમ કહેવાનો અમારો આશય નથી. અમને તો કોઈ ગપ્પીદાસે આ વાત કીધી હશે અને કલ્પનામય હકીકત હોવાથી કવિએ સાચી માની હશે.

આમ આ કડીમાં નવીન ઉપમા શોધી છે તે ખોટી છે, કેટલીક હકીકત અધૂરી અને ત્રુટક છે, કેટલીક વાત અનુભવીઓ જૂદી પાડી શકે તેમ છે, અને કેટલીક વાત તો દેખીતી જ ખોટી છે.

---

## અવિકસિત ક્ષણ—

[ સોનેટ ]

બાલકૃષ્ણ વ. ભટ્ટ

[ શિખરિણી ]

સૂરો સારંગીના સચર અચરે પ્રાણ ભરતા
વહાવી, સૂતેલાં સકળ જડ તત્ત્વો જગવીને,
સજાવી સૌંદર્યે, સજીવ, નિજ સ્વપ્નો નિરખવા
કલાકારે સૃષ્ટિ, સુભગ સૂર રેડી ખડી કરી.
મીઠા એ સંગીતે સભર સલિલે સાગર રચે
તરંગોનાં ગીતો, ઘનગરજતો શ્યામલ નભે
ઘૂમે; વિશ્વો વીંટી મરુત વહતો, અન્ય સૃજનો
સુગોથી આલાપી નિજનિજ સ્વરો તન્મય બને.
પરંતુ સર્જેલાં મનુજ કુળ જે શ્રેષ્ઠ અવરે,
અહંકારે અંધાં બની, નિજ સ્વરો ભિન્ન લયમાં
બસૂરા છેડી, ને કર, ચરણથી તાલ ઉલટા
દઈ, બ્રહ્માંડોના બસૂર કરતાં સંગીત સૂરો. /

[ સ્રગ્ધરા ]

તેથી માધુર્ય મોંઘું, પરમ પ્રકૃતિના સંગીતે લુપ્ત થાતાં
દુઃખોને આંસુઓમાં અવિકસિત ક્ષણોમાં માનવો સૌ સમાતાં.

# ચર્ચાપત્ર

## પિકનો અર્થ મયૂર થઈ શકે?

समय एव करोति बलाबलं प्रणिगदन्त इतीव शरीरिणाम् ।
शरदि हंसरवाः परुषीकृतस्वरमयूरमयूरमणीयताम् ॥

માઘ સર્ગ છઠ્ઠામાં ઉપરનો શ્લોક છે અને તેનું ગુજરાતી ભાષાન્તર "સમય એ જ બલાબલ કરે છે એમ શરીરીઓને કહેતા હંસના સ્વરો શરદમાં મયૂરના સ્વરને કઠોર કરતા રમણીયતાને પામ્યા" એમ થાય.

પરન્તુ, સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામ કૃત 'સરસ્વતીચંદ્ર' ભાગ પહેલાના બારમા પ્રકરણના અંતભાગમાં આ શ્લોકનો પદ્યાનુવાદ નીચે પ્રમાણે મૂકેલો છે:

સમય એ જ રચે છ બલાબલ
શરીરીને કહી એવું મધુરતા
શરદમાં ધરતા સ્વર હંસના
ભરી જ દે પિકકંઠ કઠોરતા.

નીચેની ફુટનોટમાં આ શ્લોક માઘ સર્ગ છઠ્ઠામાંથી લીધો છે એવો સ્વીકાર કર્યો છે અને તે જ ફુટનોટમાં પિકકંઠનો અર્થ "મોરના કંઠમાં" એવો આપ્યો છે.

'પિક'નો અર્થ કોકિલ સિવાય બીજો કંઈ હોય એવું જાણ્યામાં નથી. શ્રી આપ્ટેના શબ્દકોષમાં પણ આ શબ્દનો અર્થ An Indian cuckoo છે તો પછી શ્રી. ગોવર્દ્ધનરામભાઈ જેવા વિદ્વાને 'પિક'નો અર્થ 'મયૂર' કર્યો છે તેને માટે કોઈ પ્રમાણ છે?

શ્રીમતી નાથીબાઈ દા. ઠા.
મહિલા પાઠશાળા
ચોપાટી સી ફેસ રોડ, મુંબઈ ૭
તા. ૫-૧૨-૩૫

ચન્દ્રા ભટ્ટ



## (૧) અલ્પવેતનભોગી જાપાનના પ્રધાનમંત્રી

× × ભાદ્ર માસના 'પ્રવાસીમાં' જ્યારે વાચકોએ જાપાન સામ્રાજ્યના પ્રધાનમંત્રીને માસિક પગાર ૧૫૦૦–૨૦૦૦ રૂપિયા છે એમ વાંચ્યુ હશે ત્યારે ઘણાંને થયુ હશે કે એ તે શાનો મંત્રી કે મુખ્યમંત્રી? પરંતુ તેમને હજીયે વધુ વિસ્મયનારક હકીકત કહેવાની છે

જ્યારે મેં જાપાનના મુખ્યમંત્રીના પગારનો એ આંકડો લખેલો તે અગાઉ તેનો માસિક પગાર ૧૦૦૦ યેન હતો, અને તે વખતે પણ તેટલો જ હશે એમ માની, જાપાની મુદ્રા યેનના ભાવની વિવેચના કર્યા વગર મેં એ આંકડો લખ્યો હતો હાલમાં મેં કલકત્તાવાસી જાપાની કોન્સલ જનરલને પત્ર લખી આ બાબત પૂછાવી હતી જવાબમાં તેમણે જણાવ્યું કે, જાપાનના પગારોના નવા સ્કેલ પ્રમાણે જાપાનના મુખ્યમંત્રીનો માસિક પગાર ૮૦૦ યેન છે છેલ્લા ઑગસ્ટ માસની ૩૧મી તારીખના કલકત્તાના મુદ્રાવિનિમયના દર અનુસાર ૧૦૦ યેનના રૂપિયા ૭૮–૪ (સવાઅઠ્ઠોતેર રૂપિયા) ઊપજે તે હિસાબે જાપાનના મુખ્યમંત્રીનો માસિક પગાર રૂ ૬૨૬ થાય કલકત્તાના જાપાની કોન્સલ જનરલે એમ પણ જણાવ્યું છે કે, જાપાનના મુખ્યમંત્રીને પગાર સિવાય બીજો કોઇ વિશેષ મુસાફિરી (ભથ્થુ વગેરે) મળતો નથી

### જાપાનના પ્રધાનમંત્રીનો પગાર અને જાપાનમાં શક્તિસન્માન

જાપાનના પ્રધાનમંત્રી મહાશયનો પગાર આ રીતે કમી છે ખરો પરંતુ પગારનું અલ્પપણું તેમના પદની મહત્તામાં કંઇ લાઘવ આણી શકતું નથી જાપાન શિક્ષણમાં જ્ઞાનમાં, વાણિજ્યમાં, શિલ્પમાં જળમાં, સ્થળમાં, આકાશમાં, આત્મરક્ષાના સામર્થ્યમાં, અને પરાક્રમમાં તથા રાષ્ટ્રસમૂહો મધ્યેના સન્માનમાં આટલો મહાન થઈ શક્યો છે તેનું એક કારણ એ જ કે, એ સ્વાધીન દેશમાં દેશનું અતિ મહત્ત્વનું કામ કરવા માટે યોગ્યતમ પુરુષો પણ અલ્પવેતનમાં મળી શકે છે તેઓ માતૃભૂમિની સેવાથી જ પોતાને ધન્ય માને છે

### ભારતવર્ષની સ્થિતિનો વિચાર કરો.

ખાસ જાપાનનું ક્ષેત્રફળ ૧,૪૭,૫૯૩ વર્ગમાઇલ તથા લોકસંખ્યા, ૬,૪૪,૫૦,૦૦૫ છે ભારતવર્ષનું ક્ષેત્રફળ ૧૮,૦૮,૬૭૬ વર્ગમાઇલ તથા લોકસંખ્યા, ૩૫,૨૮,૩૭,૭૭૮ છે જાપાન સ્વાધીન અને ભારતવર્ષ બ્રિટનને અધીન હિંદી સરકાર અને બડાલાટ, બ્રિટિશ પાર્લામેન્ટ, મંત્રીમંડળ અને ભારતમંત્રીવને અધીન છે ભારતની પ્રાંતિક સરકારો–બંગાળની અને બીજી–હિંદી સરકારને અધીન છે એ અધીનના અધીન અર્થાત તેના અધીન, પ્રાંતિક સરકારોના નિજસ્વશક્તિહીન મંત્રીઓ વાર્ષિક ૬૪૦૦૦ ચોસઠ હજાર રૂપિયા વેતન મેળવે છે ત્યારે જાપાનના મુખ્ય મંત્રીને વાર્ષિક વેતન મળે છે રૂ ૭૫૧૨—સાતહજાર પાંચસો બાર રૂપિયા!

× × ભારતવર્ષમાં કેટલાક ઊંચા હોદ્દાઓના પગાર કાયદાથી ઠરી ચૂકેલા હોય છે. કોઈવાર કદાચ તે પદે બિરાજનાર કોઈ કર્મચારી તેથી ઓછા પગારે કામ કરવા ઇચ્છા રાખે તોપણ કાયદો બદલાયો ન હોવાથી તે સંભવિત બનતું નથી. કિંતુ કાયદો બદલવાની સત્તા તેને કે કોઈ ભારતવાસીને હોતી નથી. આ સ્થિતિમાં બિહારના અન્યતમ મંત્રી સર ગણેશદત્ત સિંહનું દૃષ્ટાંત અનુકરણીય છે. તેમને મંત્રીપણાનો જે પગાર મળ્યો છે તેમાંનો મોટો ભાગ દેશહિતાર્થે દાનમાં આપી દીધો છે. *

'પ્રવાસી'માંથી ] જેઠાલાલ ત્રિવેદી

## (૨) ૧૯૩૫ના હિંદના વેપારનું વિહંગાવલોકન

ડૉ. મથાઈએ હિંદના ૧૯૩૪–૩૫ના વેપારનું અવલોકન હમણાં જે પ્રકટ કર્યું છે, એના ઉપર સરકારી છાપ છે. ઘણા ઉપયોગી આંકડાઓથી એ રિપોર્ટને સરસ બનાવવામાં આવ્યો છે. હજુ મંદીની પૂર્ણ સત્તા આપણા વેપાર ઉપર સ્થપાયેલી છે. આપણો નિકાસ-વેપાર માત્ર ત્રણ ટકા વધારો દેખાડે છે; જ્યારે પરદેશોથી માલની આયાતમાં આ વરસમાં પંદર ટકા વધારો જણાવે છે. ૧૯૩૩–૩૪માં ૧૧૫-૩૬ કરોડ રૂપિયાનો માલ આયાત થયો હતો, જ્યારે ૧૯૩૪–૩૫માં ૧૩૨-૨૯ કરોડની આયાત થઈ હતી જ્યારથી બ્રિટિશ રાજ્યકર્તાઓની આજ્ઞા મુજબ આપણે સોનાનું ચલણ છોડ્યું છે, ત્યારથી આપણે આપણા વેપારનાં બે પાસાં સોનાની મોટી નિકાસ કરી પૂરાં કરીએ છીએ. આયાત માલનો વધારો સોનું કાઢીને ભરપાઈ કરીએ છીએ. હિંદમાં હમેશાં પરદેશોથી માલ મંગાવનારાઓને ઘી-કેળાં છે, કારણ કે હિંદી નાણાંશાસ્ત્રની નીતિ પરદેશોથી માલ મંગાવનાર, તેમાં પણ ગ્રેટ-બ્રિટનથી માલ મંગાવનારની તરફેણમાં રહી છે. જાવક એટલે ચડકત માલનો અનુક્રમ સરેરાસનો નંબર ૭૦નો આવે છે; જ્યારે આયાત માલનો તેવો નંબર ૭૭નો છે.

ચડકત માલમાં કપાસનો દાખલો લઈએ. સને ૧૩૩૩–૩૪માં કપાસ નિકાસ ૭,૨૭,૦૦૦ ટન થઈ હતી; જ્યારે સને ૧૯૩૪–૩૫માં કપાસની ચડકત ૬,૧૫,૦૦૦ ટનની થઈ હતી. કપાસના મુખ્ય ખરીદનાર જાપાન અને લૅંકેશાયર છે. બીજા બધા દેશોએ હિંદી કપાસની ખરીદ ઘટાવી દીધી છે. જાપાન અને લૅંકેશાયર હિંદનો કપાસ પરોપકારવૃત્તિથી ખરીદતાં નથી. પરંતુ હિંદને પોતાની બનાવટનું કાપડ બદલો તરીકે આપવાના કરારો લખાવી કપાસ ખરીદે છે. કાચી વસ્તુની ચડકત વધારી તેને બદલે પાકી વસ્તુઓ સ્વીકારવી એ આર્થિક રીતે હિંદના હક્કમાં ઘણું ખરાબ ગણાય.

બંગાળના શણની ચડકતમાં પણ સારો ઘટાડો થયો છે. ઘણા દેશો મજબૂત કાગળની કોથળીઓ શણના કોથળા બદલ વાપરે છે. અનાજની નિકાસ બાબતમાં બહુ નિરાશાજનક પરિણામ આવ્યું છે ૧૯૩૦–૩૧માં છવ્વીસ લાખ ટન અનાજ નિકાસ થયું હતું, જ્યારે ૧૯૩૪–૩૫માં માત્ર સાડા સત્તર લાખ ટન અનાજની નિકાસ થયેલ હતી. ઘઉંની નિકાસ તો તદ્દન બંધ થઈ ગઈ છે. ચોખાને માટે આપણે ઘણી બજારો ખોઈ છે. સોયબિંગની નિકાસ બે લાખ ટનનો ઘટાડો બતાવે છે

* શ્રી. રામાનંદ ચટ્ટોપાધ્યાયની નોંધ પરથી.

## હિંદનો વેપાર

ઓટાવાના કરારોને લીધે હિંદે પોતાનાં ઘણાં ઘરાકો ગુમાવ્યાં છે; બ્રિટનને રાજી કર્યું છે, અને બીજા દેશોને નારાજ કર્યા છે.

આમદાની માલમાં વધારામાં કાપડ, સાંચાકામ અને મોજશોખની વસ્તુઓ હતી. આ સાથેનો કોઠો આમદાની નિકાસના આંકડા પૂરા બતાવે છે

### પરદેશથી આવક માલ (આયાત)

| વસ્તુ | ૧૯૩૦–૩૧થી ૧૯૩૨–૩૩ સુધી ત્રણ વરસની સરેરાશ<br>લાખ રૂપિયામાં | ૧૯૩૩–૩૪<br>લાખ રૂપિયામાં | ૧૯૩૪–૩૫<br>લાખ રૂપિયામાં |
|---|---|---|---|
| કાપડ, સૂતર | ૩૧૬·૭૮ | ૨૦૦·૬૮ | ૨૩૧·૪૦ |
| સાંચાકામ | ૧,૧૬·૦૩ | ૫૬·૨૬ | ૧૦૯·૪૮ |
| ધાતુ | ૯૦·૯૮ | ૬૯·૭૩ | ૭૭·૯૫ |
| ખોરાકની વસ્તુઓ | ૯૯·૩૩ | ૬૯·૬૫ | ૭૬·૧૬ |
| તેલ | ૩૮·૧૪ | ૩૨·૫૧ | ૫૧·૫૧ |
| લોઢાની વસ્તુ | ૩૨·૦૫ | ૨૬·૫૫ | ૩૧·૬૭ |
| દારૂ | ૩૫·૮૨ | ૨૫·૬૪ | ૨૫·૩૨ |
| કાગળ | ૨૩·૭૬ | ૨૧·૦૯ | ૨૨·૫૨ |
| ઊનનું કાપડ | ૨૨·૪૭ | ૧૫·૪૦ | ૨૧·૬૬ |
| યંત્રો | ૨૫·૬૯ | ૧૭·૫૧ | ૧૯·૧૬ |
| ખાંડ | ૩૮·૧૧ | ૨૦·૯૬ | ૧૬·૭૩ |
| રેશમ | ૧૭·૯૩ | ૧૩·૫૨ | ૧૨·૭૧ |

## પરદેશમાં જતો માલ (નિકાસ)

| વસ્તુ | ૧૯૩૦-૩૧-૩૨-૩૩ સુધી ત્રણ વરસની સરેરાશ લાખ રૂપિયામાં | ૧૯૩૩-૩૪ લાખ રૂપિયામાં | ૧૯૩૪-૩૫ લાખ રૂપિયામાં |
|---|---|---|---|
| ચોખા છડેલા અને ધાન | ૧૫,૮૮૦૫ | ૮,૪૧.૭૭ | ૮,૧૭.૩૨ |
| મીણબત્તી | ૧,૬૬.૧૫ | ૨,૦૯.૩૯ | ૧,૬૮.૩૧ |
| કાચું લોઢું | ૧,૭૮.૯૮ | ૧,૫૫.૬૪ | ૧,૫૫.૯૫ |
| વુલફ્રામ ધાતુ | ૫૭.૨૯ | ૬૪.૪૦ | ૧,૦૭.૩૫ |
| પાકો સાગ | ૬૬.૭૧ | ૫૭.૯૩ | ૮૬.૪૭ |
| કપાસ | ૬૩.૭૫ | ૧,૦૪.૩૮ | ૭૮.૦૬ |
| કલાઈ | ૨૮.૮૯ | ૫૮.૩૨ | ૭૦.૭૯ |
| ભુસો | ૬૭.૭૭ | ૪૨.૦૪ | ૬૯.૬૩ |
| ખોળ | ૨૭.૪૨ | ૨૩.૨૦ | ૩૦.૨૧ |
| રબર કાચુ | ૧૬.૮૪ | ૧૩.૧૨ | ૨૮.૪૬ |
| સીસું | ૩૫.૭૫ | ૩૩.૮૬ | ૨૬.૧૮ |
| ત્રાંબાની કાચી ધાતુ | ૩૭.૫૦ | ૨૭.૩૨ | ૧૯.૬૮ |
| અનાજ દાળ આટો | ૨૧.૮૯ | ૧૪.૬૫ | ૧૯.૩૪ |
| નિકલની કાચી ધાતુ | ૭.૨૪ | ૮.૬૫ | ૧૨.૧૪ |
| ચામડાં | ૧૨.૭૯ | ૧૩.૪૩ | ૧૧.૬૩ |
| તમાકુ | ૬.૨૮ | ૨.૬૬ | ૨.૮૬ |
| જોડનામની | ૩.૧૬ | ૧.૮૦ | .૯૦ |
| લાખ | ૧.૩૮ | .૫૩ | .૨૯ |
| બીજી વસ્તુઓ | ૮૩.૮૪ | ૮૫.૩૪ | ૪૭.૩૫ |
| સરવાળો | ૨૪,૭૧.૧૪ | ૧૭,૩૪.૫૩ | ૧૭,૩૨.૯૨ |

## (૩) જગતનો વેપાર ૧૯૩૪-૩૫

જગતના વેપારની સુંદર સમાલોચના હમણાં જ લીગ ઑફ નેશન્સ (પ્રજાસંઘ) તરફથી બહાર પડી છે. મિ. કોન્ડલીફનો આ પ્રયાસ બહુ સુંદર છે. તેની માન્યતા મુજબ જગતવ્યાપી મંદીમાં નજીવો સુધારો થયો છે. કોઈ પણ દેશે જકાતની જે મોટી દીવાલો બીજા દેશોના માલ સાથે ચણી છે, તેમાં ફેરફાર કર્યો નથી. બધા સુધરેલા દેશોએ લશ્કરી ખર્ચ લોન લઈ ખેંચ્યો કર્યો છે. માત્ર અમેરિકાએ અબજો ડૉલરો ખર્ચી મંદી મટાડવાનો માર્ગ લીધો છે. કૅનેડાએ ઓટાવા કરારને તોડીને અમેરિકા સાથે વેપારી સંધી કરી છે. આખા વરસ દરમ્યાન સોનાના ધોરણ અને સોનાના ધોરણ રહિત દેશો વચ્ચે મહાભારત યુદ્ધ ચાલુ રહ્યું હતું; જેથી અચોક્કસતા ઘટી નહોતી. ઘણા દેશો જેવા કે બ્રિટન અને અમેરિકાએ પોતાના દેશની અંદર મંદી ટાળવાના મબળ પ્રયત્નો કર્યા હતા તેથી તેમના દેશોની અંદર ભાવો સુધર્યા હતાં. પરંતુ દેશપરદેશીય વેપારને તેથી ફાયદો થયો નથી. કાચાં દ્રવ્યોની

બજારો સુધરી નથી. એટલે હિંદ જેવા કાચાં દ્રવ્યો ઉત્પન્ન કરનાર દેશોને કશો ફાયદો ૧૯૩૫માં થયો દેખાતો નથી. જગતમાં બેકારી ઘટી નથી. લડાયક જુસ્સો ઊભરી નીકળ્યો છે. માલની ઉત્પત્તિમાં ઘટાડો થતો નથી, એટલે ભાવો કયાંથી વધે? જ્યાં સુધી મહારાજ્યોની ચલણની સ્થિતિ સહકારયુક્ત અને સધ્ધર ન બને ત્યાં સુધી મંદી જવાની નથી. નીચેના આંકડા જગતની હમણાંની સ્થિતિ બતાવે છે:

| | વાર્ષિક સરેરાસના ટકા | | |
|---|---|---|---|
| | ૧૯૩૨ | ૧૯૩૩ | ૧૯૩૪ |
| ઉદ્યોગોમાંથી પેદાશ (રશિયા સિવાય) | ૬૩ | ૭૧ | ૭૬ |
| જગતના વેપારનું પ્રમાણ | ૭૪ | ૭૫ | ૭૭ |
| જગતની ખેતીની પેદાશ | ૧૦૩ | ૧૦૩ | ૯૯ |

૧૯૩૪માં ખેતીની પેદાશ ત્રણ ટકા ઘટી છે. પરંતુ માલ એવડો મોટો છે કે આવડા નાના ઘટાડાથી ભાવો વધે નહિ. હિંદની ખેતીની નિકાસ ઘટી હતી જેનું કારણ ઓટાવા કરારને લીધે બીજા દેશોને રિસાવવાનું કારણ મળ્યું તે છે. જોકે જગતનો વેપાર ટકાના પ્રમાણમા સહેજ વધ્યો છે; પણ કિંમતના પ્રમાણમાં ૩૫ ટકામાથી ૩૪ ટકા થયો છે.

## (૪) સને ૧૯૩૫માં જગતનું વહાણવટું

| દેશ | ગ્રોસ ટન 30 જૂન ૧૯૩૫ના | ૧૯૧૪ના ધોરણથી વધઘટ |
|---|---|---|
| ગ્રેટબ્રિટન આયર્લેંડ | ૧,૭૨,૯૮,૦૦૦ | — ૮·૪ |
| અમેરિકા — દરિયા | ૯૬,૬૫,૦૦૦ | + ૩૭૬·૮ |
| અમેરિકા — તળાવો | ૨૪,૮૦,૦૦૦ | + ૯·૭ |
| જાપાન | ૪૦,૮૬,૦૦૦ | + ૧૩૯·૨ |
| નોર્વે | ૩૯,૬૭,૦૦૦ | + ૧૦૨·૭ |
| જર્મની | ૩૬,૯૩,૦૦૦ | — ૨૮·૧ |
| ફ્રાન્સ | ૨૯,૮૯,૦૦૦ | + ૫૫·૫ |
| બ્રિટિશ સંસ્થાનો | ૨૯,૮૬,૦૦૦ | + ૮૩·૦ |
| ઇટલી | ૨૮,૩૮,૦૦૦ | + ૯૮·૫ |
| નેધરલેંડ | ૨૫,૫૪,૦૦૦ | + ૭૩·૫ |
| ગ્રીસ | ૧૭,૧૧,૦૦૦ | + ૧૦૮·૪ |
| સ્વીડન | ૧૫,૪૧,૦૦૦ | + ૫૧·૮ |
| સ્પેન | ૧૧,૬૪,૦૦૦ | + ૩૧·૦ |
| ડેન્માર્ક | ૧૦,૯૯,૦૦૦ | + ૪૨·૭ |
| બીજા દેશો | ૫૬,૫૬,૦૦૦ | + ૬૨·૬ |
| સરવાળો | ૬,૩૭,૨૭,૦૦૦ | + ૪૦·૪ |

તમાકુની ખેતીને ખૂબ ઉત્તેજન આપવામા આવે છે. નજદીકના ભવિષ્યમાં તેનું કારખાનું નીકળ્યુ છે. આ સરકારી સાહસો છે. ખાનગી સોનાની ખાણો, કાપડની મિલો વગેરે ઘણાં વિદ્યુતનાં અનેક કારખાનાં માઈસોરમાં છે.

ડુંગરશી ધરમશી સંપટ

## (૬) શિક્ષાનો ઇતિહાસ

**જનતાની** સસ્કૃતિના અંતર્પટમાં પોતાના જાતિભાઈનાં દુઃખ અને પીડામાં આનંદ—રાક્ષસી આનદ સમાઈ રહેલો છે. લોહીગળતા અકસ્માત પાસે ભેગા થયેલા ટાળાનું નિરીક્ષણ કરો. સર્કસમાં મૃત્યુનો કૂદકો મારનાર—બદૂકથી વીંધાતો માણસ—નીચે જાળી રાખ્યા વિના ઊંચે કામ કરનાર મનુષ્ય હોય તો જ સારી આવક થાય છે. તેનું કારણ શું? કારણ એ છે કે અજાણતાં પણ પ્રેક્ષકો અકસ્માતની રાહ જુએ છે—કદાચ આશા રાખે છે.

અત્યારે તો અમાનુષિક શિક્ષા બધા સુધરેલા દેશોમાં બંધ થઈ છે, અને છતાં આપણાં વર્તમાનપત્રો કાયદાની માગણીને સંતોષ પમાડે તેવી શિક્ષાઓ—જેવી કે ફટકા મારવા અથવા તો એકીસાથે હેડમાં રાખવા—ને મહત્ત્વ આપે છે.

### ગ્રીસ અને રોમમાં

આપણે જાણી શકીએ ત્યારનો ઇતિહાસ આ ક્રૂરતાની સાક્ષી પૂરે છે. સાક્ષીઓને કબૂલ કરાવવા માટે કોઈવાર તેનો ઉપયોગ થતો, તો કોઈવાર શિક્ષા તરીકે, તો કોઈવાર રાજા, શહેનશાહ અથવા ઉપરી અધિકારીના સંતોષ માટે તેનો ઉપયોગ કરવામાં આવતો. જૂના સમયમાં ગ્રીસ અને રોમમાં એવો કાયદો હતો કે જો ગુલામની સાક્ષી શિક્ષાના દબાણ નીચે ન લીધી હોય તો તેનો ઉપયોગ થઈ શકે નહિ. એ યાદ રાખવાની જરૂર છે કે તે વખતના ગુલામો બહુ વિદ્વાન હતા, કેમકે પરદેશની જીતમાં કેદી તરીકે આવેલા લેખકો, કવિઓ તથા તત્ત્વવેત્તાઓનો તેમા મોટો ભાગ હતો. કાયદાની એવી કલમ પણ હતી કે શિક્ષાને અંગે કાયમની ઇજા થાય તો તેનો તેને બદલો આપવો. પરતુ ગુલામને ભોગવવી પડતી યાતના સંબધી એક પણ હરફ કહેવામાં આવ્યો નહોતો.

રોમમાં શહેનશાહોની વૃત્તિને અંગે અમાનુષિક શિક્ષાઓ થતી અને ખ્રિસ્તી તરીકે જણાયેલ કોમ આનો મોટો ભોગ થતી. દાખલા તરીકે શહેનશાહ નીરો ખ્રિસ્તી લોકોને બાંધ્યા પછી તેમના પર તેલ રેડીને સળગાવી મૂકતો.

### શિક્ષાનાં પ્રિય સ્વરૂપો

સામાન્યતઃ શિક્ષાનાં ત્રણ સ્વરૂપ હતાં. અપરાધીને પીઠ, છાતી અથવા પગ પર ફટકા મારવામાં આવે અથવા તો તરવાર અથવા છરીથી તેને કાપી નાખવામાં આવે. મૃત્યુ પામે ત્યાં સુધી કેટલીકવાર શરીરના નાના ભાગો કાપી નાખવામાં આવે અથવા કેટલીકવાર આંગળીઓ, અંગૂઠા, અથવા હાથપગ કાપી નાખવામાં આવે, ત્રીજું સ્વરૂપ બહુ જ વપરાતું. તેમાં ગુનેગારને કોઈ ખડક સાથે અથવા ભોંયરામાં બાંધી મૂકવામાં આવતો. ત્યાં તે ભૂખે મરી જતો, અથવા કોઈ જંગલી જાનવર ફાડી ખાતુ, અથવા તો શિકારી પક્ષીનો તે ભોગ થઈ પડતો. અત્યારે પણ આફ્રિકામા આ શિક્ષાનાં અનેક સ્વરૂપ પ્રચલિત છે. કોઈ હબસી જ્યારે ભયકર ગુનો કરે ત્યારે તેના શરીર પર મધ છાંટીને

ઇન્દ્રધનુ :—કર્તા અને પ્રકાશક : સુંદરજી ગો. બેટાઈ; બાબુલનાથ, ચોપાટી, મુંબઈ.

લેખકે આ કાવ્યને ખડકાવ્ય કહેલુ છે. ખડકાવ્યનું લક્ષણ સ્પષ્ટ નથી થયું, અને તેના સ્વરૂપ વિશે વિવેચકોમાં મતભેદ છે, તેની અહીં ચર્ચા કરવાને અવકાશ નથી. પણ એટલું કહેવું જોઈએ કે અહીં થયેલા પ્રયોગને આગળનો દાખલો છે અને સમર્થનનાં કારણો છે.

આ એક પુત્રમરણપ્રસંગનું કરુણ કાવ્ય છે. તે દસથી બાર પંક્તિના ૧૬ ખંડોનું બનેલુ છે. દરેક ખંડ, મિશ્રોપજાતિની ૮ થી ૧૦ પંક્તિનો અને છેલ્લે બે અનુષ્ટુપની પક્તિનો છે. મિશ્રોપજાતિની પક્તિઓમાં ક્યાક પ્રાસ આવી ગયા ત્યાં આવવા દીધા છે, પણ ખંડના અંતના અનુષ્ટુપો પ્રાસબદ્ધ છે, તેથી દરેક ખંડ અને આખી કૃતિ એક સુશ્લિષ્ટ રચના થઈ રહે છે.

શ્રી બેટાઈની સ્વાભાવિક શૈલી સંયમી છે. તેમનાં ભાવજીનાં સ્મરણો પણ તેમણે સંયમથી કહેલાં છે. એક જ દાખલો લઈશું:

'જા, બ્હેન, હીંચોળ; રડે છ ભાઈ!'
એ શબ્દ ઘૂમન્ત હજી હવામા
ઉચ્ચારનારી તુજ આવડીને
હૈયે ચડે છે કંઈ પ્રેમપ્હાના.
હા, તાત ! તારાં અનિમિત્ત હાસ
વસ્યાં અમારે ઉર એક વાસ;
એ સર્વ ધારી અતિ ઘોર રૂપ
સ્વપ્નો વિશે કે દમતા વિશેષ.

વાણીને સાપડ્યું મૌન, પ્રેમને શોક સાપડ્યો;
ઋદ્ધિ હર્ષતણી ખૂટી, જતા હ્ય અમ બાહુરો.

આ કાવ્યમાં સયમ કરુણજન્ય મનનથી પણ આવેલો છે. તે છેલ્લા ખંડનો અંતભાગ જોવાથી સમજાશે:

સમસ્તમાં વ્યસ્ત, સમસ્ત વ્યસ્તમાં,
અદૃષ્ટમા દૃષ્ટ, અદૃષ્ટ દૃષ્ટમાં,
રશ્મિત્વ્ જોવા મથુ ઇન્દ્રચાપમાં
ને' મેઘચાપે રવિરશ્મિ ન્યાળવા.

'દિવ્ય દદામિ તે ચક્ષુઃ' મંત્ર દિવ્ય સનાતન,
શોકસંતપ્ત દૃષ્ટિનું અમોલું એક અન્જન.

ચિંતનાત્મક કરુણ પ્રશસ્તિઓમાં સામાન્ય રીતે સદ્ગત સ્વજન વિશ્વમાં છે એ શ્રદ્ધામાં જ શોકનું સમાધાન થાય છે. પણ અહીં શ્રી બેટાઈની કહેવાની પદ્ધતિ અને તેનાં રૂપકો લાક્ષણિક છે અને 'મથુ' શબ્દમાં વ્યક્ત થતી નમ્રતા કદર કરવા યોગ્ય છે.

**વિજયવીણા** :—સ્વ. શ્રી વિજયરામ પ્રીતમરામ ઓઝાનું જીવન, કવન અને સંસ્મરણો. સપાદક : ગુણવંતરાય ભગવતીદાસ માંકડ એમ. ડી , એમ. આર. સી. પી; મૂલ્ય રૂા. ૧–૪–૦.

સપાદક સાથે સંમત થઈને અમે પણ કહીએ છીએ કે : "સ્વર્ગસ્થના અવસાનથી સમાજે એક છૂપો પણ ઉત્સાહી સેવક ગુમાવ્યો છે, વિદ્યાર્થી આલમે એક આદર્શ શિક્ષક ખોયો છે, કુટુંબીજનો પાલકવિહોણા બન્યા છે અને વિશાળ મિત્રમડળે એક અમૂલ્ય મિત્ર

ગુમાવ્યો છે. મને ઉમેદ છે કે સ્વર્ગસ્થના વિદ્યાર્થીઓ, મિત્રો, જ્ઞાતિજનો આ પુસ્તકને વધાવી લઈ સ્વર્ગસ્થનાં સંસ્મરણોને ચિરંજીવ બનાવશે."

"અન્ય જનો પણ જેઓ પુસ્તક ખરીદશે તેમની પણ એક નાની રકમનો વિનિયોગ યોગ્ય સ્થાને જ થયો ગણાશે."

**બાળવિજ્ઞાન અને ભૂગોળની વાતો:**—લેખકઃ વિઠ્ઠલરાય ર. આવસત્થી; કિં. ૦–૮–૦.

આ પુસ્તકમાં ભૂગોળના તેમજ વિજ્ઞાનના પાઠો સંગ્રહેલા છે. આ બે વિષયો માત્ર સગવડને માટે ભેગા કર્યા છે. પણ બધા પાઠો બાળકોને બહુ જ ગમે તેવા છે. બાળકો ઘણા જ રસથી આ વાંચશે અને તેમને સમજવામાં કશી જ મુશ્કેલી નહિ પડે એમ જણાય છે. ભૂગોળ જેવા વિષયની હકીકત પણ જીવંત અને રસિક દાખલાથી સમજાવી છે. બાળકોને ખાસ ઉપયોગી આ પુસ્તક છે.

**કાવ્યકલગી:**—ગૂંથનાર મનુ હ. દવે. ઉપલી શેરી, સિદ્ધપુર; મૂલ્ય રૂપિયો એક.

'ગ્રામજીવન,' 'પુષ્પહાર' પછી કર્તાનો આ ત્રીજો સંગ્રહ બહાર પડે છે. કર્તાને પદબંધની સારી હથોટી છે અને નિર્દંભ રીતે કહેવાની સારી ધાટી છે. જોકે ગુજરાતી અને બીજી ભાષાઓનાં આધુનિક કાવ્યો વાંચી કંઈક વિશેષ સૂક્ષ્મ ટીકાદષ્ટિથી તેઓ પોતાનાં કાવ્યો જાતે નિરીક્ષે એમ અમે ઇચ્છીએ છીએ. તેમને જૂની અને નવી બન્ને શૈલીઓ સાધ્ય છે. થોડા જ દાખલા આપી શકીશું:—

નથી સોના કેરા ઢગમહીં સૂવુ ચંચલ મને,
સદાની ચિંતામાં ધનતણી ધરી લાલચ દિલે,
અને તાબૂતો શા ધરખમ મકાનો ચણી જગે,
મૂરખ બનવા ચિત્ત ન ચહે.
મૂકી મારે જાવી સમયસરિતા તીર પગલી,
જુવે જેથી ભાવિ જનગણ ત્યહીં રત્નઢગલી,
અને ચિંતાસૂની જીવનઝરણી ધીર વહવી
ઉદધિ–ઉદરે લીન કરવી,
જીવનઝરણી.

ભલે ઊડયા સ્વપ્નો કટુ જીવન અંગાર અડતા
છતાં સ્વપ્નોસૂના જડ જનથકી તો અમ રૂડા
અમે તો સ્વપ્નોયે નિરખી શકિયા, કિન્તુ અવરે
સ્વપન પણ જોયા નવ ખરે.

'ઓળખાણ', 'ડોસો મૂઓ', 'ઠગનારની શિક્ષા' વગેરે કાવ્યો જોતાં લાગે છે કે તેઓ પુરાણો જેવા અખૂટ ભંડારોમાંથી વસ્તુ લઈ પરલક્ષી કાવ્યો સારાં કરી શકે. 'કવિમાં તકરાર' કાવ્ય જોતાં તેમણે આગાહી આપેલ કટાક્ષકાવ્યો જોવાને પણ કુતૂહલ થાય છે. એ કાવ્યમાં દરેક કવિના મોમાં ગમિક કૌશલથી ફરિયાદ મૂકી છે.

રા.

**સુનિતા ઓફ, એમ. એ.:**—લેખકઃ યજ્ઞેશ હ શુકલ; પ્રકાશકઃ ગુણસુંદરી કાર્યાલય, મુંબઈ; કિં. રૂા. ૦–૧૨–૦.

સુધારક વિચારો દર્શાવતી આ વાર્તાના પ્રસંગોનો પ્રવાહ સરળ છે, શૈલી સાદી અને વિકાસ પામતી છે, છતાં અમુક વિચારો દર્શાવવા માટે જ પાત્રો વર્તતાં હોવાથી તથા

પ્રયત્નની ઓછપને લીધે પાત્રાલેખન નહિ જેવું જ છે. આ ખામી છતાં અને વાર્તા સામાન્ય છતાં શિષ્ટ રસથી સુવાચ્ય થઈ છે. સ્વતંત્ર નવલકથાલેખનના પ્રથમ પ્રયાસ તરીકે એ આશાજનક છે.

**અથડાતાં હૈયાં:**—લેખકઃ ઐયુબખાન ખલીલ; પ્રકાશકઃ બે ઘડી મોજ કાર્યાલય, મુંબઈ; મૂલ્ય રૂ. ૩–૮–૦.

આ નવલકથામાં સારી કોટિના હેતુઓ કે વિચારોનું વલણ નથી, અને કાગળો, છપાઈ અને બાંધણી જોતાં મૂલ્ય ઘણુંજ ભારે છે એમ લાગે છે.

પાત્રાલેખન, વર્ણનસંયમ અને ઝીણવટ—અલબત આવી નવલકથામાં શોભે તેવાં જ—એ ત્રણે ઉપર લેખક હાથ બેસાડી શકે છે.

નલિની નામની એક યુવતિને તેનો ભાવી પતિ તજી દે છે તે પછીનું એ પાત્રનું વર્ણન પાંચ જ લીટીમાં સારું આલેખાયું છે.

લેખક સારા હેતુપૂર્વક વાર્તા લખશે તો તે શિષ્ટ લોકોમાં પણ વંચાશે.

**લક્ષાધિપતિ હોઉં તો:**—લેખક અને પ્રકાશકઃ ખટાઉ વલ્લભજી જોશી, મુંબઈ; મૂલ્ય રૂ. ૧–૪–૦.

આ પુસ્તકના નાટિકાના રૂપમાં ભાગલા પાડવામાં આવ્યા છે છતાં નાટકના રસનું વાહક તત્ત્વ એમાં છઠ્ઠા પ્રવેશના થોડા ભાગ વિના બીજે નજરે પડતું નથી. એને 'સંવાદ' કહેવાય તેવું વધુ છે, કારણ વિચારો રજૂ કરવાને માટે કોઈ જગ્યાએ પ્રસંગોની ગૂંથણી તરફ લક્ષ્ય આપ્યું નથી ચોથા પ્રવેશનો અંત જરા આછકલો લાગે છે.

શિષ્ટ રીતે સારા વિચારો રજૂ કરવામાં લેખકે સારો શ્રમ ઉઠાવેલો છે. વાતનું વલણ શુભાશયી છે, અને રાગદ્વેષથી રહિત રીતે સંવાદો યોજવામાં આવ્યા છે.

પુસ્તકના પહેલા પાના ઉપર 'શ્રદ્ધાંજલિ' નામનું એક નાનું કાવ્ય પુસ્તકની શોભારૂપ છે.

**શરદઃ વાર્ષિકઃ**—તંત્રીઃ યશવંત પંડ્યા, ભાવનગર.

'વીણા'ના અનુસંધાનરૂપે પણ આખરે 'શરદ' પ્રકટ થાય છે એ પ્રસંગ આદરણીય છે. અને 'શરદ' વિશેષ લેખકો, અને કલાકારોનો સહકાર સાધી એક દૃષ્ટિ રજૂ કરે છે.

જુદાજુદા વ્યવસાયોમાં પડેલા કલાકારો અને લેખકોને માસે નહિ, ત્રણ માસે નહિ, પણ વર્ષે તો એકવાર પોતાનાં કથનો સાથે જરૂર આમંત્રવા જોઈએ. 'શરદ' જોઈ, આ બાબતમાં બીજાં સામયિકો કૈંક અંશે પણ ઉદાસીન હોય, એવું જરૂર લાગે છે.

'કાદવ'ની રસભરી ફિલસૂફી અને 'સૌંદર્યદીક્ષા'નું ભવ્ય કાવ્ય 'શરદ'ની શોભા છે.

'તોફાન'નું વેધક સત્ય, 'ગુજરાત અને શિલ્પકલા'નો શિલ્પીનો ઉદ્‌ગાર, 'વેપારી આલમ'ની રસપ્રદ ખખેરણી, 'હું કેમ પરણ્યો નહિ?'નું સરળ ભાષાંતર, 'નવગ્રહો'નું સ્વતંત્ર દર્શન, 'રૂપ'નું મધુર ચિંતન, 'નવા જોડા'નું સરલ વસ્તુ ને 'સુફલિસ'ની જિગરવાળી છટા, એ સર્વ ધ્યાનને પાત્ર છે.

પ્રહ્લાદ કવિ ઘણે વખતે દેખાય છે. 'સૌંદર્યદીક્ષા' મન પર ઊંડી છાપ મૂકે છે.

'બુદ્ધના અવશેષ' સમય—દૂરના સમયને પ્રત્યક્ષ કરાવવામાં સફળ થાય છે

ભાનુભાઈ

# રોજનીશી

તા ૧૮-૧૨-૩૫' હિંદી સરકારે અસાધારણ ગેઝટ દ્વારા જાહેર કર્યું કે આખા બ્રિટિશ હિંદમા હવેથી ક્રીમિનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ લાગુ પાડવામા આવશે, વધુમા, આ કાયદો હિંદના પ્રેસ ઇમર્જન્સી કાયદાઓને પણ કાયમનુ જીવન આપે છે, સર સી વી રામનના પ્રમુખપણા હેઠળ 'ઇંડિયન એકેડેમી ઑફ સાયન્સીસ'ની પ્રથમ બેઠક મુંબઈમા મળી, દિલ્હીમા નવમી ગણિત પરિષદ (ઇંડિયન મૅથેમેટિકલ સોસાયટીની) ભરાઈ

તા ૧૯-૧૨-૩૫' સર સેમ્યુઅલ હોરે બ્રિટિશ પ્રધાનમડળમાથી રાજીનામુ આપ્યુ, ભરૂચ મ્યુનિસિપાલિટીએ મહાસભાના સુવર્ણ મહોત્સવ નિમિત્તે શહેરના રસ્તાઓના અને સ્થળોના નામો સાથે દેશભક્તોના નામો જોડવાનો ઠરાવ પસાર કર્યો

તા ૨૧ ૧૨-૩૫ એબિસીનિયાના લશ્કરે મકાનેનો કબજો પાછો મેળવ્યો અને તેમા પ્રવેશ કર્યાના સમાચાર પ્રસિદ્ધ થયા

તા ૨૨-૧૨-૩૫ સર સેમ્યુઅલ હોરની જગાએ બ્રિટિશ સરકારના પરદેશ ખાતાના મત્રી તરીકે મિ એડનની નિમણૂક, ઉત્તર ચીનમા વિદ્યાર્થીઓએ ટ્રેન કબજે કરી વિદ્યાર્થીઓ દવાદારૂ, લડાઈ, હવાઈહુમલા સામેનો બચાવ, લશ્કરી બચાવ એન્જીનિયરીગ, વાયરલેસ અને નર્સીંગના વર્ગો પોતાની મેળે ચલાવી રહ્યા છે એવા સમાચાર બહાર આવ્યા

તા ૨૩-૧૨-૩૫ હૈદ્રાબાદ (સિંધ) મ્યુનિસિપાલિટીને મહાસભાનો સુવર્ણ મહોત્સવ ન ઊજવવાનો કલેક્ટરનો હુકમ

તા ૨૪-૧૨ ૩૫ કાલિકટ ખાતે અખિલ હિંદ ખાદી અને સ્વદેશી પ્રદર્શનમા તેના કલાવિભાગમા 'નર્તકી' નામનુ ચિત્ર સર્વોત્કૃષ્ટ ગણાતા ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રસિકલાલ પરીખને સોનાનો ચાદ અર્પણ થયાની માહિતી પ્રસિદ્ધ થઈ

તા ૨૭-૧૨-૩૫ અખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસમેલનની અમદાવાદમા બેઠક, બ્રિટન સામે ઇટલી લડવા નીકળે તો બ્રિટનને મદદ કરવાનું ફ્રેંચ પ્રેસિડન્ટે વચન આપ્યુ

તા ૨૮-૧૨-૩૫ હિંદભરમા રાષ્ટ્રીય મહાસભાના સુવર્ણ મહોત્સવની ઊજવણી,

તા ૩૦-૧૨-૩૫ લેડી વિદ્યાગૌરી મણિમહોત્સવ ભોળાનાથ સેરાભાઈ ઇન્સ્ટીટ્યૂટમા ઊજવાયો હિંદના માજી વાઇસરૉય લૉર્ડ રીડિંગનુ અવસાન

તા ૩૧-૧૨-૩૫ સ્પેનના પ્રધાનમડળે રાજીનામુ આપ્યુ આઠ કલાકમા સ્વતત્ર પક્ષે નવુ પ્રધાનમડળ રચ્યુ કિરપાણો સામે પ્રતિબધ મુકાયાથી શીખોએ સત્યાગ્રહ કરવાનો નિર્ણય જાહેર થયો, ગુરુ ગોવિંદસિંહની સવત્સરી ઊજવાઈ

તા ૧-૧-૩૬ વડોદરામા શ્રી સયાજીરાવ મહારાજાના હીરક મહોત્સવની શરૂઆત, ઇંદોરમા હિંદી વિજ્ઞાન પરિષદની ૨૩મી બેઠક મળી ઇજીપ્તમા વિદ્યાર્થીઓની સરકાર સામે ચાલુ ધાધલ, પરિણામે સખત પગલા લેવાની સરકારની ચેતવણી

તા ૨-૧-૩૬ બગાળ મહાસભાના ઝઘડાનુ સમાધાન જાહેર થયુ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને મસ્કતી માર્કેટ મહાજન તરફથી (રૂ ૫૦૦૦) ફડમા મળ્યા.

તા. ૩-૧-૩૬ : અમોદ્ધાર માટે વડોદરાનરેશ સર સયાજીરાવ ગાયકવાડે એક કરોડ રૂપિયાની સખાવત જાહેર કરી; રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુની અમદાવાદમાં પધરામણી, વિમાની દુનિયાના હિંદી માર્કોની મિ. ફિરોઝ પી. નઝીરે વિમાની ટૉર્પેડોની શોધ કર્યાનું જાહેર થયું; મુંબઇના જાણીતા નાગરિક શ્રી. એફ. ઈ. દિનશાનું મુંબઈમાં અવસાન; કૈરો (ઇજીપ્ત)-માં વિદ્યાર્થીઓ પર ગોળીબાર.

તા. ૪-૧-૩૬ : ચીનમાં વિદ્યાર્થીઓના મોરચા જાપાનોની ચળવળ સામે ૨૦૦ વિદ્યાર્થીઓની કૂચઃ પાટનગરમાં ' પહોંચવું કે મરવું 'નો નિશ્ચય.

તા. ૫-૧-૩૬ : આફ્રિકાના શાહસોદાગર શ્રી. શેઠ નાનજીભાઈ કાલિદાસની પોરબંદરમાં કન્યા વિદ્યાલય માટે રૂા. એકલાખ ને દશહજારની બાદશાહી સખાવત જાહેર થઈ.

તા. ૬-૧-૩૬ : વડોદરામાં સાયન્સ અને ટેક્નોલૉજીની નવી સંસ્થાની ઉદ્‌ઘાટનક્રિયા થઈ; વર્ધા ખાતે ગાંધીજીના લોહીના દબાણમાં થયેલો વધારો; શ્રી. શ્રીનિવાસશાસ્ત્રીનું રાષ્ટ્ર-વિરોધી બળોને કાબૂમાં રાખવા માટે એકતાની જરૂર વિશે મદ્રાસમાં ભાષણ.

તા. ૭-૧-૩૬ : બંગાળ સરકારના વહીવટી રિપોર્ટમાં આવેલા એક ફકરા માટે પં. જવાહરલાલ નેહરૂએ વાંધો ઉઠાવ્યો હતો. તે ફકરા માટે બંગાળ સરકારે દિલગીરી જાહેર કરી અને બાકીની નકલોમાંથી તે ફકરો કાઢી નાખવા ઠરાવ્યું; રાજકોટમાં આર્ટ્સ કૉલેજની ઉદ્‌ઘાટનક્રિયા; કિરપાણ પ્રતિબંધ સામે ૧૦૦ શીખોનો જથ્થો લાયલપુરથી અમૃતસર ૧૦૦ માઈલની કૂચ કરશે એવા સમાચાર પ્રસિદ્ધ થયા, પંજાબ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર ડૉ. એ. સી. વુલ્નરનું અવસાન.

તા. ૮-૧-૩૬ : એબિસીનિયામાં વાવાઝોડાનું ભયંકર તોફાન, આખા દેશમાં વરસાદ : પૂરથી ઊભરાતી નદીઓ.

તા. ૧૦-૧-૩૬ : મુંબઈમાં સામ્યવાદી સાહિત્યને અંગે ૪ સામ્યવાદીઓની પોલીસે ધરપકડ કરી; મેસર્સ વિકર્સે વિમાન પર ગોળા છોડતી નવી તોપની શોધ કરી; નામદાર આગાખાનનું હિંદમાં આગમન.

તા. ૧૧-૧-૩૬ : જર્મની અને જાપાનના ભયને લીધે રશિયાએ ૧૯૩૬માં લશ્કરનો વધારો કરવાનો નિર્ણય કર્યાનું પ્રસિદ્ધ થયું;

તા. ૧૩-૧-૩૬ : ગુજરાત કૉલેજ હોસ્ટેલમાં પોલીસનો દરોડોઃ બી. એસસી.ના એક વિદ્યાર્થીની ક્રાંતિકારી પત્રિકા અને ભગતસિંહના ફોટા માટે ધરપકડ.

તા. ૧૪-૧-૩૬ : કેન્ટોનમાં માર્શલ લૉ—વિદ્યાર્થીઓના બે પક્ષો વચ્ચે મારામારી, ચાન્સેલરનું રાજીનામું; શ્રી. વિનાયક મહેતાની આગેવાની હેઠળ ગુજરાતી નવયુવાનોની હિમાલય ચડનારી ટુકડી રવાના થશે તેમાં જોડાવા યુવાનોને અપીલ બહાર પડી; એબિસીનિયાના શાહેનશાહ જાતે યુદ્ધમાં મોખરે જશે એ મતલબનો તેમણે દેવળના વડાને લખેલો પત્ર; વડોદરામાં શ્રી કનૈયાલાલ મુનશીનું 'સાહિત્ય : જૂનું અને નવું ' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન; કવીશ્વર શાર્દૂલસિંહના પ્રમુખપદે બધા પ્રાંતોનું પ્રતિનિધિત્વ ધરાવતા હોદ્દાસ્વીકારના વિરોધી મહાસભાવાદીઓની સભા ભરાઈ.

# અનુક્રમણિકા

પુ. ૨૧ પોષ : ૧૯૯૨ અંક ૩


| | | | |
|---|---|---|---|
| ૧ | ગગનવિહારીને [ કાવ્ય ] | પૂંજાલાલ | ૨૦૯ |
| ૨ | આદમિયત [ વાર્તા ] | 'વાસુકિ' | ૨૧૦ |
| ૩ | નવું ના [ કાવ્ય ] | 'સુન્દરમ્' | ૨૧૪ |
| ૪ | ભૃગુકચ્છ–ભરૂચના ગુર્જર રાજાઓ | ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ૨૧૫ |
| ૫ | ચેખોવનાં સંસ્મરણો | ગુલાબદાસ બ્રોકર | ૨૨૩ |
| ૬ | વિદ્યાર્થી [ કાવ્ય ] | 'સ્વપ્નસ્થ' | ૨૩૦ |
| ૭ | દેવ! કયો માર્ગ? | જયસુખલાલ કૃ. મહેતા | ૨૩૫ |
| ૮ | કાશીની એક અપૂર્વ પરિષદ | દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ૨૩૯ |
| ૯ | નિવૃત્ત થતો પત્રકાર [ કાવ્ય ] | મિત્રાવરુણૌ | ૨૪૪ |
| ૧૦ | છૂટકારો [ વાર્તા ] | રામભાઈ પટેલ | ૨૪૭ |
| ૧૧ | જર્મનીના પત્રો | 'વિદ્યાર્થી' | ૨૫૩ |
| ૧૨ | ગ્રામસેવકનાં લક્ષણો [ કાવ્ય ] | ચીમનલાલ પ્રા ભટ્ટ | ૨૫૮ |
| ૧૩ | પ્રોફેસર સિલ્વાં લેવી | ડો. મણિભાઈ પટેલ | ૨૬૦ |
| ૧૪ | ગોમય [ કાવ્ય ] | 'અત્રિ' | ૨૬૪ |
| ૧૫ | અમરનાથ | પ્રેમલીલા મહેતા | ૨૬૫ |
| ૧૬ | બળવંત કવનો [ કાવ્ય ] | પૂજાલાલ | ૨૭૧ |
| ૧૭ | દીપ ધીનો [ કાવ્ય ] | નાથાલાલ દવે | ૨૭૨ |
| ૧૮ | વિવેચનના પ્રયોગો | રામજી લવજી આલગિયા | ૨૭૪ |
| ૧૯ | અવિકસિત ક્ષણ [ કાવ્ય ] | બાલકૃષ્ણ છ. ભટ્ટ | ૨૭૮ |
| ૨૦ | ચર્ચાપત્ર | | ૨૭૯ |
| | 'પિક'નો અર્થ મયૂર થઈ શકે? | ચન્દ્રાભટ્ટ | |
| ૨૧ | જ્ઞાનગોચરી | | ૨૮૦ |
| | (૧) અલ્પવેતનભોગી જાપાનના પ્રધાનમંત્રી | જેઠાલાલ ત્રિવેદી | |
| | (૨) ૧૯૩૫ના હિંદનું વિહગાવલોકન | ડુંગરશી ધરમશી સંપટ | |
| | (૩) જગતનો વેપાર ૧૯૩૪–૩૫ | ” ” | |
| | (૪) સને ૧૯૩૫માં જગતનું વહાણવટું | ” ” | |
| | (૫) પ્રગતિશીલ માર્કસાર | ” ” | |
| | (૬) શિક્ષાનો ઇતિહાસ | છોટાલાલ માનસિંગ કામદાર | |
| ૨૨ | પુસ્તકપરિચય | રા.; ભાનુભાઈ | ૨૯૦ |
| ૨૩ | રોજનીશી | | ૨૯૪ |


## ખુલાસો

ટપાલમાં ગેરવલ્લે ગઈ હોવાથી આ અંકમાં નોંધ આપી શકાઈ નથી.

વ્યવસ્થાપક

લવાજમ હિંદમાં રૂા. ૫ પરદેશમાં રૂા. ૭॥ છૂટક અંક રૂા. ०॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી 'પ્રસ્થાન કાર્યાલય' પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૪-૧-૧૯૩૬.

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૧ માઘ · ૧૯૯૨ અંક ૪

## ईश्वर विषे केटलाक भ्रमो

કિશોરલાલ ઘ. મશરૂવાળા

હમણાંહમણાં દરિદ્રસમાજનું દર્શન કરાવનારી નાનીમોટી વાર્તાઓ ઠીક પ્રમાણમાં લખાતી જણાય છે. આપણા દેશની અતિશય દુઃખી, દરિદ્રી, અન્યાયપીડિત પ્રજા તથા સ્ત્રીઓની શોચનીય દશા પ્રત્યે લેખકોનું—ખાસ કરીને તરુણ લેખકોનું—સમભાવયુક્ત ધ્યાન ખેંચાતું જાય છે, અને ભણેલા લોકોની લાગણીઓ આ ઉપેક્ષા પામેલા માનવસમાજ પ્રત્યે હલમલાવવાનો પ્રયત્ન થાય છે એ એક સુચિહ્ન છે.

પણ આ વાર્તાઓમાં એકબે બીજા ઉદ્દેશ પણ વારંવાર જણાઈ આવે છે એક તો મૂડીવાદ અને ધનવાનોના પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય એ રીતે વાર્તાનું ચિત્ર દોરવાનો. અર્થાત્, આવા ઉદ્દેશથી લખાયેલી વાર્તાઓમાં જ્યાં જ્યાં દુઃખ, દારિદ્ર, અન્યાય લાગે ત્યાં ત્યાં તેના કારણરૂપે મૂડીવાદ કે ધનવાન જ છે એમ બતાવવામાં આવે એમાં આશ્ચર્ય નથી. પણ આ પ્રયત્નની સાથેસાથે ઈશ્વર પ્રત્યે પણ તિરસ્કાર ઉત્પન્ન થાય અને તેના અસ્તિત્વમાં અશ્રદ્ધા થાય એવો ઉદ્દેશ પણ ભળેલો હોય છે.

જ્યારે માણસ કોઈ પણ વસ્તુને આસક્તિથી જ નહિ, પણ પૂર્વગ્રહ તથા ક્રોધથી પણ તપાસે, ત્યારે નથી તો તે ન્યાયયુક્ત નિરીક્ષણ કરી શકતો, અને નથી પોતે પણ ભ્રમરહિત થઈ શકતો. આ કારણથી આ વાર્તાઓમાં ઈશ્વર વિષે ઘણા કાચા અને ભ્રમભર્યા વિચારો જોવામાં આવે છે, અને તેથી જે ઈશ્વરની તેઓ નિંદા કરવા ચાહે છે, તે શક્તિને વિષે તેમનું પોતાનું જ અજ્ઞાન પ્રગટ થાય છે.

માર્ક્સ વગેરે યુરોપિયન લેખકોએ એવા વિચાર ફેલાવ્યા છે કે ઈશ્વર અને ધર્મમત (religion, church, અનુગમ) એ સત્તાધારીઓએ પોતાની સત્તા મજબૂત કરવા માટે

નિર્માણ કરેલી કપોલકલ્પિત માયા છે. આ વિચારને આપણા દેશના અનેક તરુણોએ જેમના તેમ સ્વીકારી લીધા છે, અને જુદીજુદી રીતે તેનો આપણા સાહિત્યદ્વારા પ્રચાર કરી રહ્યા છે. પણ એક વાત તેમના ધ્યાનમાં આવેલી લાગતી નથી તે એ કે યાહૂદી, ખ્રિસ્તી, મુસ્લિમ વગેરે કોઈ વિશેષ વ્યક્તિએ સ્થાપેલા, અર્થાત્ પૌરુષેય અથવા દૂતપ્રકાશિત (revealed) અનુગમો અને હિંદુ, જૈન, બૌદ્ધ આદિ કોઈ ખાસ વ્યક્તિએ સ્થાપેલા નહિ, અર્થાત્ અપૌરુષેય અથવા અનુભૂત (realised) અનુગમો વચ્ચે ઈશ્વરના સ્વરૂપની સમજણ વિષે એક બહુ મોટો ભેદ છે. એ ભેદ એ કે દૂતપ્રકાશિત અનુગમોમાં ઈશ્વરને આકાશથી પાર, અને નિરાકાર છતાં, બુદ્ધિ તથા ભાવનાયુક્ત એક તત્ત્વવિશેષ માન્યો છે, અને એમ માન્યું છે કે જેમ કુંભાર માટીમાંથી પોતાની ઇચ્છાનુસાર વાસણો ઘડે છે, પણ માટી તથા વાસણથી પોતે ભિન્ન છે, તેમ ઈશ્વરે સૃષ્ટિની રચના કરી છે. આ રીતે, જેમ કુંભાર માટીમાંથી કેવો ઘાટ ઘડવો છે તેનો વિચારપૂર્વક નિર્ણય કરી તેને ઘડે છે; તેમ ઈશ્વરે જગતના દરેક પદાર્થ અને પ્રાણીના વિષયમાં વિચારપૂર્વક નિર્ણય કરી તેને તેવા બનાવ્યા છે. અર્થાત્, જેને જેમ ઘડવા ઇચ્છ્યા તેમ ઘડ્યા. તેમાં એ પ્રાણીના બલાબલ, ઇચ્છાઅનિચ્છા વગેરે જેવી વસ્તુ હોઈ શકે નહિ પછી, એવો ધર્મ સમજાવવામાં આવ્યો છે કે એ ઈશ્વર સર્વજ્ઞ, ન્યાયી અને દયાળુ હોવાથી એણે જે કાંઈ કર્યું હશે તે ઠીક જ કર્યું હશે એવી શ્રદ્ધા રાખી એણે મૂક્યા હોય તે સ્થિતિમાં સંતોષ માનવો અને તેના શરણમાં રહેવું એ ઉદ્ધારનો માર્ગ છે. આ એમનો ઈશ્વરવિચાર. આ પછી ઈશ્વરની ઇચ્છા જાણવાવાળા પેગંબરોની કલ્પના કરવામાં આવી છે. એટલે કે, એમણે પોતપોતાના કાળ અને દેશમાં જે કાંઈ ધાર્મિક વિધિ તથા સામાજિક રૂઢિઓ સ્થાપી, તથા જે પ્રણાલિકાઓ અને સદાચારના નિયમો રચ્યાં, તે એ દૂતોદ્વારા ઈશ્વરના જ આપેલાં છે એવી શ્રદ્ધા રાખવામાં આવી છે. અર્થાત્, આવાં બધાં વિધિ, રૂઢિ, પ્રણાલિકા અને નિયમો મળીને એક એક ધર્મમત—અનુગમ—થયો છે.

• •

જોકે આપણા દેશનાયે ધાર્મિક સાહિત્ય અને લોકવાણીમાં ઉપરના જેવાં કથનો વારંવાર મળી આવે છે, અને વર્ણાશ્રમવ્યવસ્થા ઈશ્વરે રચી છે, વેદ ઈશ્વરદત્ત છે વગેરે વાક્યપ્રયોગો થાય છે, છતાં એ કેવળ ભાષાશૈથિલ્ય છે. એમાં અપૌરુષેય શબ્દનો અનુવાદ ઈશ્વરશબ્દથી કરવામાં આવે છે. સાચુ પૂછતાં, આપણા દેશના કોઈ પણ અનુગમ કે તેના કોઈ પણ પંથમાં ઈશ્વરસ્વરૂપ તેમજ સમાજધર્મ તથા વિધિધર્મનો તાત્ત્વિક પાયો ઉપર કરતાં સાવ જુદા જ પ્રકારનો છે અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, સેશ્વર, નિરીશ્વર, વૈદિક, જૈન, બૌદ્ધ ગમે તે મતનો મનુષ્ય હોય, હિંદુધર્મવિચારમા ઈશ્વરને કુંભારના જેવો સૃષ્ટિનો ઘડનાર માન્યો નથી. એ ઉપરાંત, હિંદુધર્મોમાં ઈશ્વરની સાથે જ એક બીજી પણ શક્તિનું અસ્તિત્વ મનાયેલુ છે. એને આપણે 'કર્મ'ને નામે ઓળખીએ છીએ એમ પણ કહી શકાય કે સેશ્વર મતોમાં ઈશ્વર અને કર્મનું કોઈક ને કોઈક પ્રકારનું દ્વિરાજકત્વ મનાયું છે. આથી, ન તો ઈશ્વર એક સ્વેચ્છાચારી સર્વાધિકારી (autocrat કે dictator) છે, અને ન કર્મ સંપૂર્ણપણે સ્વાધીન છે. આને જ લીધે ઈશ્વર કર્મફલપ્રદાતા કહેવાય છે, અથવા કેવલ સાક્ષી અને અકર્તા પણ કહેવાય છે નિરીશ્વર મતોમાં ઈશ્વરને સ્થાન જ ન હોવાથી ઈશ્વર પર દોષારોપણ કરનારી ભાષા અર્થવિનાની થાય છે.

સારાંશ કે હિંદુધર્મમાં કોઈ ગમે તેવો મહાન ભક્ત હોય અને ઈશ્વરનું વધારેમાં વધારે સર્વાધિકારિત્વ—કર્મોનો નાશ કરવાની સત્તા પણ—સમજતો હોય, તોયે એ પણ ઈશ્વરનું એ સર્વાધિકારિત્વ એને અનન્યપણે શરણ ગયેલા ભક્તને માટે જ માને છે. જે એનો અનન્ય શરણાગત ન હોય એના પર તો ભક્તના મતથી પણ કર્મનું જ સાધિપત્ય હોય છે, અને ઈશ્વર એને માટે કેવળ કર્મફલપ્રદાતા જ ગણાય છે.

આનો અર્થ એ થયો કે હિંદુઓના વિચારથી સંસારનાં સુખદુઃખો માટે મુખ્ય જવાબદારી કર્મની મનાય છે, ઈશ્વરની નહિ. એ કર્મ ચાહે આજનું હોય, કાલનું હોય કે બહુ પૂર્વકાળનું હોય; વૈયક્તિક હોય, પૂર્વજોનું હોય કે સમગ્ર સમાજનું હોય; આ જન્મનું હોય કે પૂર્વજન્મ પર આરોપાયું હોય—કોઈ પણ પ્રકારના કર્મને લીધે જ આપણી આ ક્ષણે જે સ્થિતિ છે તે છે, અને એ દ્વારા જ એમાં પરિવર્તન થશે. ભક્ત આ માન્યતામાં એટલો વધારો કરે છે કે જો મનુષ્ય આ સાથે ઈશ્વરને અનન્યપણે શરણ જાય તો તે પરિવર્તન વધારે વેગથી થાય; એમ ન જાય તો કર્મના નિયમ મુજબ જ એની પ્રગતિ થાય. આ વિચાર સાચો છે કે ખોટો છે, કે કેટલો સાચો-ખોટો છે એની અહીં ચર્ચા કરવાની જરૂર નથી. અહીં માત્ર એટલું જ બતાવવું છે કે હિંદુઓના વિચાર પ્રમાણે વ્યક્તિ કે સમાજની જે કાંઈ આ ક્ષણે સ્થિતિ છે, એ વર્તમાનકાળ કે ભૂતકાળના વૈયક્તિક કે સામાજિક કર્મોને પરિણામે છે, અને વર્તમાનકાળ કે ભવિષ્યકાળનાં વૈયક્તિક કે સામાજિક કર્મોદ્વારા જ એમાં સારું કે ખરાબ પરિવર્તન થશે. કોઈ સ્વૈરાચારી ઈશ્વરની રમતને પરિણામે આપણી આજની અવસ્થા નથી.

હવે, મારી દૃષ્ટિએ, આ કર્મની બાબતમાં જે ભૂલ આપણા વિચારોમાં ઉત્પન્ન થઈ છે તે આ છે. આપણે, સામાન્યપણે, કેવળ વૈયક્તિક કર્મો ઉપર જ દરેક જાતનાં સુખદુઃખની જવાબદારી નાંખીએ છીએ, અને તેમાં પણ બહુ ઉતાવળે એકદમ પૂર્વજન્મનાં કર્મોની કલ્પના કરવા બેઠી પડીએ છીએ. આ વિચારમાં કાંઈક દોષ છે. સૃષ્ટિનાં સર્વે પ્રાણીઓ અને પદાર્થો, શરીરના અવયવોની જેમ, એકબીજાની સાથે સંકળાયેલાં છે, તથા અનાદિ ભૂતકાળ સાથે પણ સંકળાયેલાં છે. કશું એકબીજાથી સાવ જ જુદું, સ્વતંત્ર અને નવું નથી. જો આ વાત સાચી હોય તો કોઈનાં પણ સુખદુઃખનું કારણ કેવળ એનાં જ વૈયક્તિક કર્મ નહિ; પણ બીજાંનાં કર્મો પણ થઈ શકે, એના પૂર્વજોનાં કર્મ પણ થઈ શકે, તથા એના તેમજ બીજા સમાજોનાં કર્મ પણ થઈ શકે અને સૃષ્ટિની ભૌતિક શક્તિઓ પણ થઈ શકે. જેમકે, એક નાની બાળકી વિધવા થાય તો તેનું કારણ એ બાળકનાં જ કર્મ છે એમ માનવું ભૂલભરેલું છે. એનાં માતાપિતા, સગાં, જે સમાજમાં એનો જન્મ થયો તે સમાજની રૂઢિઓ, એ રૂઢિઓને ઉત્પન્ન કરનારી આખી કર્મપરંપરા એ જ વધારે કારણભૂત છે. જ્યારે એ રૂઢિ બદલાઈ જાય છે, ત્યારે નાની બાળકીને વિધવા થવું અશક્ય બને છે. એટલે કે, સમાજની કર્મપરંપરા બદલાવાથી વૈયક્તિક દુઃખ પણ ટળે છે. આ જ વાત હરિજન વગેરે દલિત, દારિદ્રપીડિત વર્ગ, સ્ત્રીવર્ગ, દેશી રાજ્યોની પ્રજા, અને ગાય-બળદ વગેરે પશુઓનાં દુઃખોની બાબતમાંયે લાગુ પડે છે. કોઈક જીવને સ્ત્રી કે પુરુષનો જન્મ આવે, અથવા અમુક માબાપને ઘેર જન્મ આવે તેમાં ભલે એનું પૂર્વકર્મ મનાય, પણ એ સ્ત્રી હોય તો એના પર વધારે બંધનો નાંખવામાં અથવા એના ઘરને અસ્પૃશ્ય માની તેના પર વધારે નિર્બંધો મૂકવામાં અથવા એ દારિદ્રપીડિત રહે એવી પરિસ્થિતિ નિર્માણ

કરવામાં એનાં પોતાનાં પૂર્વકર્મ કરતાં એનાં માતપિતાનાં કર્મ કે એની સામાજિક કર્મપરંપરા વધારે કારણભૂત છે.

પણ કર્મસિદ્ધાન્તની શુદ્ધ દૃષ્ટિનો વિચાર કરવાનો આ લેખનો ઉદ્દેશ નથી. તેમજ ઈશ્વરની બાબતમાં યોગ્ય દૃષ્ટિ કઈ એનું પણ સંપૂર્ણ વિવેચન કરવાનો ઉદ્દેશ નથી. આ લેખનો ઉદ્દેશ કેવળ એટલો જ છે કે ઈશ્વર વિષે નાસ્તિકભાવ ઉત્પન્ન કરવાવાળી આ વાર્તાઓમાં ઈશ્વરને માટે જે વિચારો અને નિંદાત્મક વિધાનો આવે છે તે આપણા સમાજ માટે બહુ અજ્ઞાનથી ભરેલાં હોય છે. એ આપણને આપણી દશા સુધારવામાં કોઇ રીતે મદદગાર થવાને બદલે કેવળ આપણામાં નિરાશા, નિર્બળતા અને પુરુષાર્થહીન અસંતોષ ઉત્પન્ન કરવાનું કામ જ કરી શકશે. હિંદુ પ્રજાની ભાવનામાં ઈશ્વર કાં તો કેવળ સાક્ષી-રૂપ, અકર્તા અને કર્મફલપ્રદાતા છે, અથવા જો તે, ભક્તોની દૃષ્ટિએ, કર્તા છે તો તેનું કર્તૃત્વ કોઈને પીડા પહોંચાડવા, પીડિત રાખવા, કે પાપ વા નરકમાં ઢકેલવા પ્રવૃત્ત થતું નથી, પણ જે એનું અનન્ય શરણ લે તેનાં કષ્ટ અને પાપોને દૂર કરવા અને તેનાં જ્ઞાન, બલ, બુદ્ધિ તથા સાત્ત્વિક સંપત્તિઓ વધારવા જ પ્રવૃત્ત થાય છે. જે ઈશ્વરનો અનન્યશરણ નથી તેને માટે ઈશ્વર નહિ જેવો જ છે, કર્મનો કાયદો જ વિશેષપણે છેઃ પછી તે સ્વકર્મ હોય કે પરકર્મ હોય. બીજી ભાષામાં કહીએ તો મનુષ્યની શુભ વૃત્તિઓને જાગરિત, પ્રેરિત અને બલવાન કરવાવાળુ પોતાનું ગૂઢ સત્ત્વ એ જ એને માટે ઈશ્વર છે, અને તે એક અતિ બલવાન શક્તિ છે. જો આપણાં અજ્ઞાનમય઼ વિધાનોથી આપણે આપણી પ્રજાની આ અંતઃશક્તિને કુંઠિત કરી નાંખીશુ, તો એમ જ કહેવુ જોઈએ કે જે ડાળે બેઠા હોઈએ તેને જ આપણે કાપીએ છીએ. એથી પ્રજામાં બળ પેદા નહિ થાય, નવજીવન નહિ સંચરે, પણ પ્રજાનો નાશ થશે.

# સનાતન શિશુ[1]

પૂજાલાલ

સનાતન શિશુ—પ્રભુ કરે લીલા નિજાનંદલીન
અનંત બૃહતતણા આંગણામાં, સુકોમલ પાયે
માંગલ્યની રેખા આંકે, નૂપુરિયાં નાચે નિશદિન
અપૂર્વ સંગીતસૂરે, ચરાચર પુલકે ભરાયે,
દૂધિયાં નિહારિકાનાં લઇ ફીણ કમનીય કરે
અજબ મારીને ફૂંક શીકરોએ છાંઈ દે આકાશ,
નવ લાખ તારામણિ રજનીનાં નેન તરવરે,
અંધારાંની આરપાર ગતિ કરે જેમનો પ્રકાશ.
અવનીના અંતરનો રસ લઈ રચે તેનો ચંદ;
કલશ એ અનાદિના અમલ અમૃતે ભરપૂર
ભરી ભરી ઠાલવે જો નિશાઉરે હસાવી આનંદ
મંદ મંદ; સ્નેહજ્યોત્સ્નાતારે કરી મુક્ત મૌનસૂર
આહ્‌લાદિત ભુવનોને સ્વપ્નસ્વર્ગસુખે કરે ડૂલ,
કાળના પડદા પરે અવનવાં આંકે ભવચિત્ર;
હૃદયના રગ તહીં પૂરે, કદી જણાય જો ભૂલ,
ધોઈ નાખે પ્રલયના વારિએ એ લઈને ખનિત્ર,
ખોદી ઊંડાં પાતાલોને અંધકારે કરીને પ્રવેશ
અનંતની રચી સર્જી કરે તેમાં ગહન શયન,
સમાધિ—આનંદે પુલકિત થાય મૃત્યુનો પ્રદેશ,
ચૈતન્યજ્યોતિની ગંગધારાનાં ત્યાં અંકાયે અયન.
દિગ્ગજોને નમાવીને બાળરાજા થતા અસવાર;
કાળકેસરીની યાળ ગ્રહી બળે પડાવતા ત્રાડ;
પુષ્કરો ને આવર્તો સૌ નિચોવીને પીતા તેની ધાર
લીલાલ્હેરે સુતનુ અંગુલિ પર તોળી લેતા પ્હાડ.
પારાવાર એકાંતના ઊંડાણોનાં વામે લેતા માન;
અખંડિત મૌનપટે ધ્વનાવત અનાહત નાદ;
વા બ્રહ્માંડપિંડ વિષે પ્રવેશીને બાળ-ભગવાન
મૃત રાત્રિને અમૃત જ્યોતિતણો સુણાવતા સાદ.

---

૧ આ છંદરચના મનહર ઘનાક્ષરીમાં છે તેવા ૪–૪ અક્ષરોની સંધિઓની બનેલી છે. દરેક પંક્તિમાં ૧૮ અક્ષરો આવે છે અને ૮મા તથા ૧૨મા અક્ષરે થોડા વિશ્રામ લેવાના હોય છે. બંગાળીમાં આના જેવી જ છંદરચના છે, તે મારા જાણવા પ્રમાણે 'દીર્ઘપયાર'ને નામે ઓળખાય છે. પયાર ૮+૬ એમ કરીને ૧૪ અક્ષરોનો તથા દીર્ઘપયાર ૮+૪+૬

# કવિતાનો જન્મ*

હે દેવી કવિતા! તારો જન્મ આવો વિરોધાભાસી કેમ છે?–કાં તું માતાના હૃદયમાંથી વહે અથવા નિર્ભયના અંતરાત્મામાંથી જન્મે, કાં પ્રેમવાત્સલ્યમાંથી પ્રગટે અથવા ખાંડાની ધાર જેવા વજ્રહૃદયમાંથી ઉદ્ભવે—માતા સરસ્વતીનાં કંઠાભરણમાં આવો વિરોધાભાસ શોભે કે?

તે દિવસે ચારણ દુરસા આઢાના અંતરમાં મેઘભરેલા આકાશમાં વીજળી ઝબકે તેમ તું ઝબકી ઊઠી. એ બુલંદ અવાજનો પડઘો—એ તો દિલ્હીના કોટકાંગરા હજી યાદ કરતા હશે.

એ નિર્ભયતા વીર પ્રતાપની તલવાર સિવાય બીજે તો એ જમાનામાં પણ ન મળે.

શાહાનશાહ અકબરનો દરબાર ભરાયો હતો. મહાસરદારો હાજર હતા; મહાપંડિતો હતા, એ જમાનાના મહાન પુરુષો હતા.

એક સંદેશો—અચાનક—આવ્યો: 'રાણા પ્રતાપનું મરણ થયું!'

સભા આખી સ્તબ્ધ બની ગઈ. અજિત ગણાતો દુશ્મન પડ્યો એમ ઘણાને લાગ્યું. આનંદનો પ્રસંગ માની કોઈ કોઈના ચહેરા પર સ્મિત પણ ફરક્યું. એકંદરે સરદારો ખિન્ન પણ થયા.

પણ આ શું?—શાહાનશાહ અકબર પોતે પણ આ સમાચાર સાંભળીને ઉદાસ બની ગયા છે.

શું એના અંતરમાં રાણા પ્રતાપની સાથે મળવાની તક ગયાનો અફસોસ છે?

કે એને પોતે મેળવી શકવામાં નિષ્ફળ ગયો એની ખિન્નતા છે?

બાદશાહની મુદ્રાનો અભ્યાસ કરનારા સૌ એ ખિન્નતાનો અર્થ શોધી એ પ્રમાણે વર્તન કરવાની ચિંતામાં પડ્યા છે, ત્યાં મેઘગર્જનામાંથી ગર્જના થાય, એવો ચારણ દુરસા આઢાનો બુલંદ અવાજ આવ્યો:

અસલેગો અણદાગ, પાઘલેગો અણનામી;
ગૌ આડા ગવડાય, જકો બહતો ધુર વામી.

'જીતી ગયો, બાપ, રાણો જંગ જીતી ગયો—અજિત રહીને મર્યો! નિષ્કલંક ઘોડેસવારી કરી ગયો—અણનામી પાઘ લઈ ગયો!

'ખમ્મા પૃથ્વીનાથ! આપે ઘણાને જીત્યા. એ આપને જીતી ગયો.'

* ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનારા 'જલબિંદુ' પુસ્તકમાંથી.

—બાદશાહી કોપનો ભોગ ચારણ બનશે એમ ધારીને સૌ ધ્રૂજતા હતા, તેટલામાં પાછો એ જ નિડર અવાજ સંભળાયો:

નવ ઠૌંજે નહ ગયો; ન ગૌ આતસાં નવલ્લી;
ન ગૌ ઝરોખાં હેઠ, જેઠ દુનિયાણ દહલ્લી.

'દર્શન કરવા ઝરુખા નીચે પૃથ્વીનાથ! એક રાણો પ્રતાપ ન'આવ્યો તે ન જ આવ્યો. ન નમ્યો.

ગહતોલ રાણ જીતી ગયો, દસણ મૂંદ રસણા ડસી.

એટલે જ પૃથ્વીનાથ!

નીસાસ મૂક ભરિયા નયણ, તો મૃત શાહ પ્રતાપસી.

ચારણ દુરસા આઢાની નિડરતા જગજાહેર હતી; પણ બરાબર આવે સમયે—જે વખતે બહાદુરમાં બહાદુર-પુરુષ પણ બાદશાહી મનોવૃત્તિનો વિચાર કરવા થોભે—તે વખતે એવા વીર પ્રતાપનું મરણ, દૂહા સોરઠાં વિના પસાર થઈ જાય, તો તો આખું જગત રજપૂતસ્થાન લાજે. અકબરનો દરબાર હોય તોપણ શું,, રાણા પ્રતાપને અંજલિ આપવાનો ધર્મ ચુકાય નહિ—એમ ધારીને નિડર ચારણે બુલંદ બાનીમાં પ્રતાપનું વીરત્વ અને અકબરની મનોદશા બન્ને વર્ણવ્યાં.

ગહતોલ રાણ જીતી ગયો, દસણ મૂંદ રસણા ડસી
નીસાસ મૂક ભરિયા નયણ, તો મૃતશાહ પ્રતાપસી.

સાંભળીને સઘળા સ્તબ્ધ બની ગયા. અને બાદશાહી કોપનું પરિણામ કલ્પી જરાક ખિન્ન પણ થયા.

'ખમ્મા! પૃથ્વીનાથ! રા અમર થઈ ગયો, જગ જીતી ગયો, એ વિચારે ખિન્ન થયા છો, પણ હે શાહ! પ્રતાપ તો પ્રતાપ જ હતો.

'એવા અજેય રહેવા માટે જ જન્મ્યા હોય છે.'

અકબરશાહે શાંત રીતે જવાબ વાળ્યો: 'ખુબ કરી, કવિરાજ! જે મારા મનમાં હતું તે જ કહ્યું. રાણો અજિત રહી ગયો.'

અને ત્યારપછી—જ્યારે કવિવાણીએ સ્વતંત્રતા દાખવી ત્યારપછી—આખી સભામાં રાણા પ્રતાપની વીરચર્ચા શરૂ થઈ.

રે કવિતાદેવી! તું આવી નિડરતાને વરે, એના કરતાં તને જ અમે દેશવટો આપીએ તો!



---

આઢા=ચરા. આતસાં=બાદશાહી તંબૂ. દસણ મૂંદ રસણા ડસી=દાંતોની વચ્ચે જીભ દબાવી નિ:શ્વાસભરી, હે પ્રતાપ! તારા મૃત્યુ વખતે બાદશાહે આંસુ પાડયાં કારણ કે—અગ્નલેગો અણદાગ-પાઘલેગો અણનામી વગેરે.

# માગું બસ રાતવાસો જ હું

ગયો દિ; થયું મોડું ને ઉપર રાત અંધારી છે,
નભે ઝઝૂમતાં ઘનો, નહિ હું માર્ગનો ભોમિયો,
નજીક ન સરાઈ, સાથી વણ થૈ રહ્યો એકલો;
પિછાણ નહિ ક્યાંઈ, ને મુલક આ અજાણ્યો મને.

બધો દિવસ ચાલી ચાલી ચરણો ય થાકી ગયા,
ન આશ્રય બીજો—ન બારી પણ ખુલ્લી બીજે કયહીં,
નિહાળી તમ દીપ દ્વાર પણ આ તમારાં ખુલાં,
અજાણ અહીં આવી માગું બસ રાતવાસો જ હું.

વિશાળ તમ હર્મ્ય માંહીં-કયહીં કો ખૂણો સાંકડો,
થશે મુજ જઈફ કેરી મૂઠી દેહને પૂરતો;
તમો નસીબદારને નહિ કશું જણાશે ય એ,
પરોઢ મુજને થતાં નવીન તાજગી આવશે.

મુસાફરી હજી રહી હું નવ જાણું કે કેટલી,
પરંતુ તવ પાડ અંત સુધી કો દિ ભૂલીશ ના.[1]

# ' સ્નેહરશ્મિ 'ની વાતો

નરહર લક્ષ્મણ આઠવલે
આચાર્ય : મહિલાશ્રમ, વર્ધા.

દુનિયામાં દુઃખ વધારે છે કે સુખ એ કોણ કહી શકે ? આનંદ અને સુખ ઉપભોગનારા જીવોની સંખ્યા વધારે કે દુઃખથી અકળાઈને હેરાન થનારા જીવની, એ પણ નક્કી ન કહેવાય, અને પ્રત્યેક માણસના જીવન તરફ દૃષ્ટિ નાખીએ તોપણ દુઃખમાં ગાળેલા દિવસોની સંખ્યા સુખી દિવસો કરતાં વધારે થશે જ એની પણ શી ખાતરી ? 'सर्वं दुःखं दुःखमिति भावय' એમ કહેનારા તત્ત્વજ્ઞાની એક છેડે, અને 'आनन्दो ब्रह्मेति व्यजानात्' કહેનારાનો પંથ તેથી તદ્દન વિરુદ્ધ દિશામાં. સુખદુઃખની આ ચર્ચા ભલે અનિશ્ચિત રહે, પણ 'સ્નેહરશ્મિ'ની વાતોમાં તો હમેશાં વાર્તાનું પર્યવસાન દુઃખમાં જ થવાનું, અને આશ્ચર્ય એ કે એ બધી દુઃખપર્યવસાયી વાતો વાચકને આનંદદાયી થવાની જ.

'તૂટેલા તાર' અને 'ગાતા આસોપાલવ' એ બે 'સ્નેહરશ્મિ'ની વાર્તાઓના સંગ્રહો હમણાં જ બહાર પડેલા છે. ગઈ લડતનો બીજો કંઈ ઉપયોગ થયો છે કે નહિ એ વિશે ભલે ચર્ચા ચાલે, પણ ઉચ્ચ પ્રકારના સાહિત્યનો ગુજરાતી ભાષામાં ઉમેરો કરવાને માટે તો આપણે તેના ઋણી રહેશું જ. કારણ આ બન્ને સંગ્રહોમાંની વાર્તાઓ પણ સાબરમતી જેલમાં જ લખાયેલી છે. 'સ્નેહરશ્મિ'ની સુંદર ભાષાશૈલી, મનુષ્યસ્વભાવનું આકલન અને જીવનમાંના સામાન્ય પ્રસંગોને પણ ચિત્તાકર્ષક બનાવવાની એમની ખૂબી ઇત્યાદિ ગુણોને લીધે આ વાર્તાઓ વાચકોનું ચિત્ત તલ્લીન કરી નાખે છે અને સાથેસાથે તેમને ઉચ્ચ વાતાવરણમાં લઈ જાય છે.

લઘુકથા ઉર્ફે ટૂંકી વાર્તા કેવી હોવી જોઈએ, તેમાં કયા પ્રસંગોનું ચિત્રણ કેવી રીતે થવું જોઈએ, તેનું કદ કેવડું મોટું અથવા નાનું હોવું જોઈએ વગેરે વીગતોને નિયમબદ્ધ કરી મૂકી તેનું એક તંત્ર બનાવવાનો પ્રયત્ન આજકાલ ચાલે છે. તે તંત્રની દૃષ્ટિએ જોઈએ તો કદાચ આ સંગ્રહમાંની કેટલીક વાતો વિશેષતઃ 'તૂટેલા તાર'માંની ટૂંકી વાર્તાના વિભાગમાં સહેલાઈથી નહિ બેસી શકે. પણ રસનિષ્પત્તિ અને વાચકોના મન ઉપર અમુક એક જ પ્રકારના સંસ્કાર પાછળ મૂકી રાખવાનો ગુણ એ બાબતમાં આ વાતો બીજી વાતો કરતાં ઊતરે એવી નથી. પ્રત્યેક વાર્તામાં એક વિશિષ્ટ પ્રસંગનું અથવા મનુષ્યસ્વભાવની એક છટાનું સુંદર ચિત્રણ આપવાનો લેખકનો હેતુ નિઃસંશય સફળ થયો છે.

ટૂંકી વાર્તાનું નામ આવ્યું કે તેમાં પ્રેમનું તાંડવ આવવાનું એ તો જાણે આજકાલ નક્કી થઈ ગયું છે. તે એટલે સુધી કે પ્રેમસ્થાનકને છોડીને વાચકની મનોવૃત્તિ બીજે માર્ગે દોરી જનારી એકાદ વાર્તા વાંચવાનું સદ્ભાગ્યે મળે તો પ્રેમનો અપચો મટી ગયાનું સમાધાન વાચકને થાય છે. આ બન્ને સંગ્રહમાંની વીસેક વાર્તાઓમાં શુદ્ધ પ્રેમકથાના વિભાગમાં મૂકી શકાય એવી બહુ જ ઓછી નીકળશે, અને જે છે તેમાં પણ શુદ્ધ સાત્ત્વિક પ્રેમનું જ ચિત્રણ હોવાથી વાચકનો પ્રેમકથાનો અપચો વધવાનો ભય બિલકુલ નથી. ઑરફ્યિસ Orpheusના સંગીતનું સ્મરણ કરી આપનારા આસોપાલવનું ગાન જેમ સ્વર્ગીય છે તેમ જ

રાહુલ અને રાધાનો પ્રેમ પણ આ દુનિયામાંની વસ્તુ નથી, એ તો સ્પષ્ટ જણાઈ આવે છે. પ્રેમ અને મૃત્યુનો સંબંધ એવો અનાદિસિદ્ધ છે, કે રાહુલ અને રાધાના એ સ્વર્ગીય પ્રેમનું ચિત્રણ વાંચતાં જ એનું પર્યવસાન શું થશે તેની વાચકને બીક લાગવા માંડે છે. અને આખરે તે સાચી પડે છે, ત્યારે તે પ્રેમી યુગલને માટે સહાનુભૂતિથી તેને દુઃખ થાય છે તે સાથે મૃત્યુના ચિરકાલિક સાહચર્ય વિશે તેને અજાયબી પણ લાગ્યા વિના રહેતી નથી.

પ્રેમપૂર્ણ વાર્તા 'સ્નેહરશ્મિ'ને લખતાં આવડતી નથી એમ તો કોઈ કહી જ ન શકે. દિનકર અને નિર્મળાનો હાર્દિક પ્રેમ, તદ્દન બાલ્યકાળથી તેનું થતુ આવતુ પોષણ અને ક્રમેક્રમે તેનો થતો જતો વિકાસ એટલા નાજુક હાથે લેખકે ચીતરેલો છે કે આખરે તેમના પ્રેમના તાર તોડી નાખનારાનુ હૃદય કેવું નિર્દય હોવુ જોઈએ એવા ઉદ્ગારો અજાણતા નીકળી જાય છે. અને કમુનો મૂક પ્રેમ, નરેન્દ્રનું કોમળ પણ ભોળુ અને નિષ્કાળજી હૃદય અને સુહાસિનીનો દુન્યવી પ્રેમ એ બધાના આઘાત, પ્રત્યાઘાત અને વિરોધ વાચકને તલ્લીન કરી નાંખે એવા છે. પણ વિશુદ્ધ પ્રેમનું સુદર દર્શન, તેની અગાધતા, સરલતા અને તેજસ્વિતા સાથે તેનું સ્પષ્ટ દર્શન તો ગુલી અને દાદુની કથામાં જ મળે. 'સ્નેહરશ્મિ'ની સુંદર ભાષાશૈલી, સૃષ્ટિસૌંદર્યનાં સમભાવપૂર્વક કરેલાં વર્ણનો અને જરૂરપૂરતો જ વિનોદ તથા બીજા અલકારોથી ભાષાને શણગારવાની ખૂબીનો તો ઉલ્લેખ કરવાની પણ જરૂર નથી. પણ આ સંગ્રહમાં ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ તો છે તેમાંનું સમભાવપૂર્વક કાઢેલું દારિદ્રનું ચિત્ર. કેટલાંક દશ્યો તો આપણે રોજ જોઈએ છીએ, પણ તે જોવાને આંખો ટેવાયેલી હોવાથી તેમનુ મહત્ત્વ સમજાતું નથી. અને તેથી જ તેનાં ચિત્રો કલાપૂર્ણ કલમથી ઘડી કાઢી તેના તરફ ધ્યાન ખેંચનારા કલાકારની કીર્તિ ગવાય છે. રોજના રોટલા માટે લડાલડી કરીને પણ બધા ભૂખે રહેવા કરતાં થોડાક તો પેટપૂરતું ખાવા પામે એ હેતુથી નોખા ચૂલા કરનારાં કકુડોશી, અને છોકરો મરવા પડ્યો ત્યારે તે ખાવા માટે પજવતો નહોતો એ જ તેના ગુણનું સ્મરણ કરનારા છબા આપણા ગામડાંમાં કંઈ ઓછા નથી. છોકરાની જીવવાની આશા નથી એ જોઈ, બીજાને ખવરાવવાની ચિંતાથી તેને મરણપથારીએ છોડી જનારા છબાનુ હૃદય કેટલું નિર્દય હશે એમ આપણને કદાચ લાગે. 'મોટાભાઈનું પહેરણુ આપણને મળે એટલા માટે તેના (ભગલા-છનિયા) મૃત્યુની રાહ જોનારા ભાઈ પણ કદાચ માનવી ન હોય, એવી આપણને શકા આવે. પણ માણસની માણસાઈ ભુલાવવાનું દારિદ્રનુ સામર્થ્ય અગાધ છે! લડાઇમા પોતાની ટુકડીમાના અર્ધા સિપાહી મરી ગયા તેથી તેમના ભાગનું અન્ન આપણને મળશે એ વિચારથી આનંદ પામનારા સૈનિકોની ઓળખાણ All Quiet on the Western Frontમાં આપણને થાય જ છે. કાટુંબિક પ્રેમનો નાશ કરીને માણસને પશુ બનાવવાની દારિદ્રની શક્તિનો પરિચય પણ 'સ્નેહરશ્મિ'ની વાર્તામાં થઈ આવે છે.

'મોટીબહેન'નો પ્રેમ અને મણિ માટે પોતાના આકરા કસમ પણ તોડી નાખવાની તત્પરતા જોતાં જ શરદબાબુના બિંદુનો કીકો યાદ આવ્યા વગર રહેતો નથી. સંતતિનિયમન તરફ સ્ત્રીઓનો સ્વાભાવિક અણગમો કેટલો તીવ્ર હોય છે તે બતાવવાનું કામ 'બાળક' એ વાર્તા સરસ કહી શકે છે. સ્ત્રી પ્રત્યેના પોતાના પ્રેમમા પણ સ્વામીત્વની ભાવના કેવી રીતે ઊંડી છૂપી રહી છે અને તેથી નજીવા પ્રસંગોમાંથી પણ અદેખાઈની ભાવના ઝટ દઈને કેવી ઉત્પન્ન થાય છે તેનો દાખલો 'પ્રતીક'માંનો સુરેશ સરસ બતાવી દે છે. માણસાઈને ભુલાવનારુ ધર્મનું આંધળુ ઝનૂન ભૂલી જઈને પોતાના માલિકની સેવા કરનાર અને નીતીના

પ્રેમને અંત સુધી પણ ન ભૂલનાર 'મહમદચાચા' આજકાલના કોમી વિગ્રહના વાતાવરણમાં સરસ પાઠ આપે એવા છે.

પ્રેમી જીવોની આંતરિક મનોભાવનાનું ચિત્રણ કરી ઇચ્છનાર કવિ કે લેખક પ્રેમના શાશ્વત ત્રિકોણ—eternal triangle—ને ચિત્રિત કરવાનો મોહ રોકી શકતો જ નથી. હિંદુસમાજમાં પતિની પસન્ગી કરવાનો હક સ્ત્રીઓએ સ્વયંવર કાલમાં ભોગવ્યો હશે તો હશે. પણ આજના જમાનામાં તો તેનું અસ્તિત્વ પણ કલ્પી શકાય તેમ નથી. એટલે સ્ત્રીનો અનિચ્છાએ એકની સાથે વિવાહ અને તેના ઉપર પ્રેમ કરનારાનું આમરણ બ્રહ્મચર્ય અથવા આત્મહત્યા એ આ શાશ્વત ત્રિકોણનો રૂઢ થઈ ગયેલો ઉકેલ ગણાય છે. અને 'તેની પ્રતિમા'માં પણ વીણા અને 'હું' બન્નેના પ્રેમની ગતિ લગભગ એના જેવી જ થઈ છે. ત્રિકોણનો જે ઉકેલ 'માછીકન્યા'એ આણ્યો છે તે અદ્ભુત તો છે જ, પણ અભિનવ હોવાથી અધિક સરસ પણ છે. સોમા અને દેવા બન્ને ઉપર એકસરખો પ્રેમ કરનારી અને આખરે એકને પતિ તરીકે અને બીજાને ભાઈ તરીકે સ્વીકારીને, પ્રેમની દુનિયાનો ઉચ્ચ આદર્શ કૃતિમાં લાવી મૂકનારી રૂપાં ખરેખર અતિમાનુષ (super human) જ કહેવાય. અને એ બદલાયેલા સંજોગોમાં પણ રૂપાં ઉપરનો પોતાનો પ્રેમ શુદ્ધ રાખીને એકબીજાની કામીજનસુલભ અદેખાઈનો ખ્યાલ સરખો પણ મનમાં આણ્યા વગર શ્રેષ્ઠ જીવન ગાળનારાં સોમો અને દેવો પણ ઓછા બહાદુર નહિ ગણાય.

પણ આ બધા ગુણોનું વર્ણન કર્યા છતાંયે કોઈકોઈ ઠેકાણે દેખાઈ આવતી અસ્વાભાવિકતા મનમાં સાલ્યા વગર રહેતી નથી. કમુનો નરેન્દ્ર જ જુઓને. વિલાયત જવાની, બૅરિસ્ટર થવાની, સુહાસિની જેવી વિલાસિનીને પરણવાની પોતાની બધી મહત્ત્વાકાંક્ષા છોડી દઈને, પિતાજી સાથેનો સબંધ ભૂલી જઈને નરેન્દ્ર ગરીબોની સાથે રહેવા લાગ્યો, કમુના સહજ, મધુર અને, નિર્વ્યાજ અકૃત્રિમ પ્રેમથી અંજાઈ ગયો, છતાં કમુની ગેરહાજરીમાં સુહાસિનીએ કરેલા કૃત્રિમ પ્રેમપ્રદર્શનથી પોતાને ભૂલી, કમુના પ્રેમને ભૂલી સુહાસિની સાથે વિવાહથી જોડાવા તૈયાર થઈ ગયો! તેજસ્વી નરેન્દ્રનું હૃદય આવું પોચું હોઈ શકે એ સ્વાભાવિક લાગતું નથી. 'બાબાજાન'નું બધું જ વાતાવરણ, રજનીએ તેનો છુટકારો કરવા માટે કરેલા પ્રયત્ન, અને વિશેષે કરીને તેની પૂર્વસ્મૃતિ જાગ્રત કરવાને માટે રચેલો બાપ્પરનો આઘાત કરવાનો—શોક મેથડનો—પ્રસગ એ બધી જ વીગતો કૃત્રિમ લાગે છે. કવિ સુકેતુની દેશપ્રીતિ અને તેના ઉદ્ગારો તો તદ્દન આજના જમાનાના જ છે, તો પછી તેને પુરાણા જમાનામાં કલ્પીને ગણરાજ્યની પરંપરા અને આખું તંત્ર ઊભું કરવા કરતાં કવિને જ આજના જમાનામાં આણ્યો હોત તો શ્રમ પણ ઓછો પડત અને વાતો પણ અધિક સ્વાભાવિક જણાત.

એના કરતાં વધારે સાલે એવી અસ્વાભાવિકતા દેખાઈ આવે છે સ્ત્રીસ્વભાવના ચિત્રણમાં. 'તૂટેલા તાર'માંની નિર્મળા અને દિનકરનો એટલો બધો ગાઢો સંબંધ જોયા પછી અને ધીરેધીરે થતો તેનો વિકાસ ધ્યાનમાં લીધા પછી, દસપંદર દિવસની અવધિમાં જ નિર્મળા સુધીરની સાથે પરણવા તૈયાર થઈ જાય એ તો તદ્દન કલ્પ્યું જતું જ નથી. નિર્મળાને એક તેજસ્વી કન્યા તરીકે ચીતરવાનો લેખકે પ્રથમથી જ પ્રયત્ન કરેલો છે, પણ આ એક જ પ્રસંગ નિર્મળાના બધા તેજને ફિક્કું પાડી નાખે છે.

પોતાના દુઃખી જીવનની કદી ફરિયાદ ન કરનારી ગૌરી આજના જમાનાના દબાયેલા સ્ત્રીવર્ગનો ખ્યાલ કરતાં કદાચ અસ્વાભાવિક નહિ લાગે, કરણ પરિસ્થિતિમાં સાથે આવી

પરંતુ દુઃખ સહન કરવાને સ્ત્રીઓ એટલી તો ટેવાઈ ગઈ છે કે હવે તે દુઃખ સહન કરવામાં બહાદુરી નથી પણ એક પ્રકારની ક્રિયાહીન તામસ મૂઢતા જ છે એમ માનવું જોઈએ તે દૃષ્ટિએ પુરુષવર્ગે સ્ત્રીજીવનને કેટલે સુધી નિર્જીવ કરી નાખ્યું છે તેનો ખ્યાલ ગૌરી સરસ આપે છે પણ એવી માતાનો અને તેના શ્રમ કે કષ્ટનો જરા સરખોયે ખ્યાલ કર્યા વગર નાટક સિનેમા અને ટેનીસ ક્રિકેટ ઉડાવનારા રમણ માત્ર ખાસ અસ્વાભાવિક જ દેખાય શું આજનું વિદ્યાર્થીજીવન સાચે જ એટલું બેદરકાર બની ગયું છે?

અને 'નારીહૃદય' અને 'પહેરણ'માં તો આની પરિસીમા થઈ ગઈ છે સ્ત્રીહૃદયનો પરિચય કરાવવાને માટે 'નારીહૃદય'ની વાર્તા લખી હોય તો તેમાં ચીતરેલ હૃદય ખાસ આદર્શ સ્ત્રીનું તો નહિ જ, પણ આજની સામાન્ય સંસ્કારી સ્ત્રીનું પણ ભાગ્યે જ હોય નારાયણ શાસ્ત્રીની લલિતા ૧૩-૧૪ વર્ષની થયા છતાં, અને રોજરોજ પોતાના સૌંદર્ય તરફ જોઈને જ પિતાની દુઃસ્થિતિની દવા ખાનારાનો અનુભવ લીધા છતાં પણ ચંપકલાલનો હેતુ સમજી શકે નહિ, તેના આગ્રહને વશ થાય, પાવિત્ર્યનો ભોગ આપીને સુખમાં જીવવાની ઇચ્છા રાખે અને આવા પ્રસંગોમાં અપરિહાર્ય ગણાતો ઉપાય જે આત્મહત્યા તેની સૂચના પ્રત્યક્ષ પિતાએ કર્યા છતાં ગણકારે નહિ, એ હૃદય સંસ્કારી હિંદુ કુટુંબમાં ઊછરેલી સ્ત્રીનું તો નહિ જ નહિ

મગો મરણપથારીએ પડેલો છે તેની પહેરણની ઇચ્છા પૂરી કરવા દેવલી રાત્રે બહાર પડે છે, અને દશ વાગે એકાંત અંધારામાં યાકુબની દુકાન ઉપર ચડી અંદરના ઓરડામાંનું પહેરણ લેવા જાય છે યાકુબની દુષ્ટ ઇચ્છાનો તેને ખ્યાલ સરખોય આવતો નથી યાકુબ દરવાજો બંધ કરે છે તોય તે સાવધ થતી નથી, અને અનિચ્છાથી લૂંટાઈ ગયેલ પાવિત્ર્યના ભોગે મળેલું પહેરણ લઈને મરવા પડેલા છોકરાનું સમાધાન કરવા આવે છે એ સ્ત્રી કયા જમાનાની અને કયા સંસ્કારમાં ઊછરેલી સમજવી?

તેજસ્વિતા તો તેને જ કહેવાય કે જે પરિસ્થિતિને મારી મચડીને પોતાના કામે વળગાડે, ચારે તરફથી વિરુદ્ધ પવન વાવા છતાં પણ પોતાનું વહાણ પાણી પર રાખીને ઇષ્ટ દિશાએ લઈ જઈ શકે સામે પાણીએ તરનારી એ તેજસ્વિતા આ સંગ્રહોમાં ઓછી દેખાય છે બાબાજાનને માટે ઢગલાબંધ પરિશ્રમ કરનારી રજની પણ ઉછાછળી લાગે છે તેના પરિશ્રમમાં અને મહેનતમાં કુતૂહલનો જ ભાગ વધારે દેખાય છે

એક વાત માત્ર આ વાર્તાઓ વાંચ્યા પછી મનમાં રહી જાય છે, દુનિયામાં શું દુઃખ અને નિરાશા જ અધિક છે? એક પછી એક વાર્તા વાંચતા જઈએ પણ અંતમાં દુઃખ, પ્રેમભંગ નિરાશા જ આવવાની અપવાદરૂપ ગણી શકાય એવી બેત્રણ વાર્તાઓ છોડી દઈએ તો પ્રત્યેક વાર્તાનું છેવટ નિરાશામાં જ છે શોકપર્યવસાયી કથાનકો માણસને ગમે છે, વધારે આનંદદાયી પણ છે, તેને રચવામાં અને ચીતરવામાં કલા પણ વધારે ઉચ્ચ દરજ્જાની જોઈએ છે, એ બધી વાતો સાચી પણ આવા સંગ્રહોમાંની બધી જ વાતોમાંથી એક જ દુઃખનો ને નિરાશાનો સૂર નીકળે એનું કારણ શું હોવું જોઈએ?, લેખકને એમ તો કહેવાની ઇચ્છા નથી ને કે આ જગતમાં સુખ ઓછું જ છે, પ્રેમનો છેવટ દુઃખમાં જ થાય છે અને સજ્જનને હમેશાં દુઃખ વેઠ્યા વગર છૂટકો જ નથી?

એવી ચર્ચા તો ઘણીય કરી શકાય, પણ સુંદર ભાષાશૈલી, વિશુદ્ધ આનંદ અને ઊંચા પ્રકારનું સંસ્કારી મનોરંજન પૂરું પાડીને આ સંગ્રહોએ ગુજરાતી સાહિત્યમાં કીમતી ઉમેરો કર્યો છે, એમાં શક નથી

મોટાંમોટાં અવતરણો તેણે વાંચ્યાં હોય, બહુબહુ તો એકાદ શિક્ષિકાએ ખાસ ભલામણ કરેલી બેચાર જૂના લેખકોની ચોપડીઓ વાંચી હોય, અને ગુજરાતી સાહિત્યની ચોપડીઓ મળી શકી હોય તેટલી વાંચી લીધી હોય. તેમાં નિરજન આવી જગતસાહિત્યની વાતો કરે; માનવસમાજના અને માનવસ્વભાવના અણઉકેલાયેલા કોયડાઓ કેવી રીતે ઉકેલાઈ રહ્યા છે તે પોતાની રમ્પ્રદ શૈલીથી વર્ણવે; લતાનાં ભણવાનાં પુસ્તકોમાં કે તેણે વાંચેલાં કલાપી વગેરેના કાવ્યોમાં ક્યાં પણ દેખા ન દીધી હોય તેવી કવિતાસમૃદ્ધિની વિકાસકથા કહી બતાવે આ બધાંમાં તેને રસ કેમ ન પડે ? છેલ્લાં બેએક વર્ષમા તો નિરજનના સહવાસથી તે કંઈક વાંચતાં પણ શીખી હતી, અને મુનશી કે રમણલાલ કરતાં સારા વાર્તાલેખકો દુનિયામાં સેંકડોને હિસાબે પડચા છે તેનું જ્ઞાન પણ તેને થવા માંડયું હતું. અને આ બધાં માટે તેણે નિરજનનો જ ઉપકાર માનવાનો હતો પછી તે સુરેશ અને નિરજન વચ્ચેની ચર્ચામાં નિરજનનો જ પક્ષ ખેંચે તેમાં નવાઈ શી ?

લતા સુરેશને ખૂબ ચહાતી. આવો પતિ પોતાને મળ્યો તે પોતાનુ અહોભાગ્ય માનતી. સુરેશ ભણેલ હતો, સંસ્કારી હતો, રસિક હતો. અત્યારના સ્ત્રીસ્વાતંત્ર્ય વગેરેના વિચારો તે પચાવી ગયો હતો અને લતાને દરેક વાતની છૂટ આપતો. તે ગમે તેની સાથે હરે, ફરે, બોલે, હસે તેમાં તે કંઈ પણ વાંધો નહોતો લેતો કે વહેમ નહોતો દાખવતો. લતા તેની ભલમનસાઈનો દુરુપયોગ કરે તેવી પણ કયાં હતી ? સુરેશ શરીરે પણ સારો હતો અને ધધામાં પણ ઠીકઠીક પ્રગતિ કરી રહ્યો હતો. લતા અને સુરેશ વચ્ચે સ્વભાવ અને સંસ્કારનો પણ સુમેળ હતો. પછી લતા સુરેશને કેમ ન ચહાય ?

છતાં કોઈકોઈવાર લતાને લાગતુ કે નિરજનમાં કાંઈક એવું હતું જે સુરેશમાં નહોતું. તે કાંઈક શું હતું તે પોતે પણ કહી નહોતી શકતી નિરજનની વાતો દ્વારા જે ઊંચા રસપ્રદેશમા વિહાર કરવાનુ મળતું તે સુરેશની વાતોમાં નહોતુ મળતું. નિરંજનની કાવ્યપ્રિયતા સુરેશની વિજ્ઞાનપ્રિયતા કરતાં વધારે રસમય નહોતી ? આવાઆવા વિચારો લતાના મગજમાં આવતા અને પસાર થઈ જતા. એ વિચારો આવતા જ તે પોતાને દોષિત માનતી અને તેવા વિચારો દૂર કરવા પ્રયત્ન કરતી. પરંતુ જ્યારે જ્યારે કોઈ સુંદર કાવ્ય ચર્ચાતું હોય, નિરજન તે કાવ્યના રસ સાથે તન્મય બની કવિતા ઉકેલતો હોય, ત્યારે લતા તેની સામે જ જોઈ રહેતી. તે પોતે પણ નહોતી જાણતી કે એવી લાગણીઓનો અર્થ શો ? નિરજન કે સુરેશ તો જાણે જ ક્યાંથી ?

નિરજનને પણ લતા સાથે બહુ ગોઠતુ. તે તેની પ્રિય શિષ્યા બની હતી. ઘણી વખત સુરેશ નિરજનની મશ્કરી કરતો. તેણે બહુ વખાણેલા કોઈ કોઈ કાવ્યને અને તેના ભાવોને તે વેવલા કહેતો. ચર્ચા વખતે પણ સાહિત્યપ્રેમીઓના વ્યાવહારિક અજ્ઞાન વિષે ટીકા કરતો, અને કોઈકોઈવાર મોજ મેળવવાની ખાતર પણ તે નિરજનને પજવતો. લતા આમાંનું કશું નહોતી કરતી. તેને મન સાહિત્યવિષયક નિરજનના અભિપ્રાયો છેવટના લાગતા, તેને વિષે તે દલીલ નહોતી કરતી. અને કોઈકોઈવાર તેને લાગતું કે પોતાનું અજ્ઞાન છુપાવવા સુરેશ નિરજનની મશ્કરી કરી તેને ઉડાવી દેવા માંગે છે. કોઈકવાર જ આમ લાગતું, પણ લાગતું તો ખરું જ. કોઈવાર સુરેશને ઑફિસેથી આવતાં મોડું થયુ હોય અને

નિરંજન ત્યાં આવ્યો હોય, ત્યારે લતા અને તે કાવ્યો સંબંધી જ વાતો કરતાં અને કોઈ-કોઈવાર સાથે કાવ્યો પણ વાંચતાં

મનુષ્યમાં મિથ્યાઅભિમાન ઘણું હોય છે કોઈ આપણને વિદ્વાન માને તો આપણે—આપણે જાણતાં હોઈએ કે આપણે વિદ્વાન નથી છતાં—ખૂબ આનંદમાં આવી જઈએ છીએ. લતાના અભિપ્રાયોદ્વારા નિરંજનનું અભિમાન પોષાતું. તેને પણ કોઈ કોઈવાર લાગતું કે સુરેશ જાણી જોઈને આડાઈ કરે છે.

કાવ્ય સમજાવતો હોય ત્યારે શિક્ષક શિષ્યોનાં મો સામું જોઈ રહે છે. જો તેમાંથી તેને ઉત્તેજન મળે, સમજવાની અધીરાઈ અને ઉત્સાહ દેખાય, તો પોતે પ્રોત્સાહિત બની વધારે રસથી તે કાવ્ય સમજાવી શકે છે. નિરંજન પણ ઘણી વખત સુરેશ અને લતા પાસે કાવ્ય વાંચતો હોય ત્યારે તેમની સામે જોઈ રહેતો. લતાના ચહેરામાં તેને તે કાવ્ય સમજવાનો, તેના રસમાં ડૂબી જવાનો અવર્ણનીય તલસાટ દેખાતો, અને તે તેની સામે જ જોઈ રહેતો. કોઈકવાર એચિંતા જ તેને થઈ જતુ કે આમ જોઈ રહેવામાં કોઈ શિક્ષકની શિષ્યશિષ્યાનો રસ માપવાની તટસ્થ વૃત્તિ જ હશે કે બીજું કાંઈ ? સમજ નહોતી પડતી. તે ક્ષોભ પામી નજર પાછી ખેંચી લેતો, પણ પાછી અજાણતાં પણ નજર ત્યા ચોંટી જ હોય.

બન્ને નિર્દોષ હતાં. બન્ને સુરેશ તરફના પ્રેમથી રક્ષાયેલાં હતાં. છતાં કોઈ કોઈ વખત બન્ને એકલાં બેઠાં હોય ત્યારે બન્નેને એકબીજાની બીક લાગતી.

*   *   *

સુરેશ અને નિરંજનનો એક મિત્ર લાંબા વખતથી બહારગામ રહેતો હતો. આજે સવારે તે આવવાનો હતો. સ્ટેશને છએક વાગ્યા પહેલાં પહોંચવું જોઈએ. રાત્રે ખૂબ આનંદ કર્યા પછી ત્રણે મિત્રો જુદાં પડ્યા હતાં. જતી વખતે સુરેશે નિરંજનને કહ્યું હતુ.

"કાલે સવારે વહેલું ઊઠવું પડશે. હું કદાચ નહિ ઊઠી શકું તું મને ઉઠાડવા આવજે. ભૂલીશ નહિ હોં !"

"ભલે," નિરંજનનો જવાબ હતો.

સવારના પહોરમાં પાંચ વાગ્યામાં નિરંજને સુરેશનું બાર ઠોક્યું. સુરેશે તરત જ તે ઉઘાડ્યું અને નિરંજન અંદર ગયો. એક ખુરશી પર બેઠો. તે ખુરશી પાસે જ લતાની પથારી હતી. તે તો પથારીમાંથી બેઠી પણ નહોતી થઈ. પરતુ આ બધા અવાજોને અંગે જાગી તો ગઈ હતી જ. તેણે ઓઢેલું હતું તે પોતાના શરીર આસપાસ ખૂબ લપેટી દીધું. માત્ર તેનો ચહેરો જ બહાર દેખાતો હતો. સુરેશ તૈયારી કરવા લાગ્યો.

"કેમ તમે ઊઠતાં નથી ?" નિરંજને લતાને પૂછ્યું.

"હું કેમ ઊઠું ? મને તાવ આવ્યો છે," લતાએ કહ્યું.

"સાચે જ ?" નિરંજને આતુરતાથી પૂછ્યું.

"ત્યારે ખોટું બોલતા હઈશું," જરા રીસ ચડી હોય તેમ લતાએ કહ્યું.

નિરંજને તેનો હાથ લંબાવ્યો લતાનો તાવ જોવા. તેણે ઓઢેલુ હતું તેમાથી પોતાનો હાથ બહાર ન જ કાઢ્યો. નિરંજન કપાળ ઉપર હાથ મૂકવા ગયો પણ કપાળ પણ ઢાંકેલું હતું. નિરંજન જરા અચકાયો, પણ હિંમત કરી તેણે લતાના ગાલ ઉપર હાથ મૂક્યો.

લતાએ આંખો બંધ કરી દીધી તાવ છે કે નહિ તે તો જોવાઈ ગયું પણ થોડી પળો સુધી નિરંજને હાથ ત્યાં જ રહેવા દીધો કોઈ કાંઈ બોલ્યું નહિ નિરંજને હાથ પાછો ખેંચી લીધો

“ મશ્કરી જ કરો છો ના ?” ગુસ્સો ચડ્યો હોય તેમ તે બોલ્યો.

લતા માત્ર હસી

સુરેશ તૈયાર થઈ આવ્યો અને બન્ને મિત્રો સ્ટેશને ગયા.

આજે નિરંજનને ખૂબ ભય લાગ્યો પહેલી જ વાર તેને ચોક્કસ ખ્યાલ આવ્યો કે લતા તરફ તે સાવ નિર્દોષ રીતે નહોતો વર્ત્યો અત્યારપહેલાં કોઈ કોઈવાર તેને વિચાર આવતા કે તેની વર્તણૂકમાં, તેના માનસમાં કંઈ દોષ રહ્યો છે કે નહિ ? પણ તેને તે હસી નાખતો. સુરેશ સાથે તે દગો રમે ? લતા વિષે એવો ખ્યાલ કરે ? બધું અસંભવિત લાગતું પણ આજે તેને ભયનું ચોક્કસ કારણ મળ્યું હતું અને લતા ? તેણે ગાલ જ કેમ ધરી રાખ્યો ? તેણે હાથ અડતાં આંખો મીંચી દીધી ? કંઈ સમજ ન પડી લતાના મનમાં દોષ હોય જ નહિ, પોતાનું દોષિત મન પોતાનો દોષ બીજામાં આરોપતું હતું તેમ તેને લાગ્યું તે સાંજના નિયમ પ્રમાણે તે સુરેશને ત્યાં ન ગયો પરંતુ એકલો એકલો ખૂબ આથડ્યો તેના જીવને આજે ચેન નહોતું પડતું નક્કી કર્યું કે મન ઉપર બરોબર જાપ્તો રાખવો અને તેને અજાણતાં પણ આડું જવા દેવું નહિ

રાત્રે સુરેશને ત્યાંથી માણસ તેને તેડવા આવ્યો અને તે ગયો ઘેરે સુરેશ હતો, લતા હતી નિરંજન લતાની સામે ન જોઈ શક્યો લતાએ પૂછ્યું

“કેમ નિરંજનભાઈ, આજે સાંજે ન દેખાયા ?”

એનો એ જ અવાજ, એની એ જ મીઠાશ અને નિર્દોષતા, તેમાં કોઈને કંઈ નવું ન લાગે, પણ નિરંજનને તેમાં આછો, જુદો રણકો સંભળાયો

“ આજે મારે જરા કામ હતું,” તેણે કહ્યું, પણ ઊંચું ન જોયું

“ આજે શું કામ આવી પડ્યું ?” સુરેશે પૂછ્યું

શો જવાબ આપવો તે નિરંજનને સૂઝ ન પડી ગમે તેવું બહાનું શોધી કાઢ્યું સુરેશની આગળ આજે પહેલી જ વાર નિરંજન જૂઠું બોલ્યો

કલાકેક સુધી નિરંજન ત્યાં રોકાયો, પણ હમેશ જેવો મોજમાં આજે તે નહોતો દેખાતો લતા તેની સામે જોઈ રહેતી હતી, પણ બન્નેની આંખો મળતાં કુદરતી જ બન્ને ખેંચી લેતાં

અંતે મિત્રોને બહુ આનંદ આપ્યા સિવાય જ તે ઘેર ગયો સુરેશ તેની ગમગીનીનું કારણ ન સમજી શક્યો

* * *

લતા ગૂંચવણમાં પડી નિરંજનને માઠું લાગ્યું હશે ? મનના છૂપા વ્યવહારની તેને પણ ખબર નહોતી પડતી પણ નિરંજનનો હાથ ગાલ પર અડતાં સ્ત્રીસુલભ જ્ઞાનથી તેણે હૃદયની ચોરી પારખી લીધી હતી. ખોટું થાય છે એમ થવા છતાં પણ તે હાથ ત્યાંથી ખસે તેમ તેણે ન ઇચ્છ્યું તેને ભય લાગ્યો કે નિરંજનને ખરાબ લાગ્યું હશે સાંજે તે ન

બોલ્યો. પોતાની આંખ મળતાં જ આંખો પાછી ખેંચી લીધી, વગેરે લતાએ બરાબર જોયું. તેણે પણ મનને મક્કમ કરી ફરી આવું બનવા ન જ દેવું તેનો ખાસ નિશ્ચય કર્યો.

લતાને ખૂબ વિચારો આવવા લાગ્યા. સુરેશ જેવા પતિને દગો દેવાય? તે બિચારો કેટલો ભોળો હતો, કેટલો નિર્દોષ હતો, કેટલો શકારહિત હતો? અને નિરજન? નિરજન પણ શું ધારે? તેને પોતે કેટલી ખરાબ લાગી હશે? પણ એમ તો, તેણે પણ પોતાનો હાથ જરા લાંબો વખત રહેવા નહોતો દીધો! તેના હાથમાંથી પણ નવી છતાં સનાતન લાગણીઓનો પ્રવાહ તેના ગાલ ઉપર નહોતો છૂટતો?

* * *

ફરી પાછી તેમની મૈત્રી અસ્ખલિત પ્રવાહથી વહેવા લાગી. નિરજન અને લતા પહેલાં જેટલું જ બોલતાં, હસતાં, કાવ્યરસનો આસ્વાદ કરતાં, પણ એકબીજાથી સાવચેત જરૂર રહેતાં એકાંતમાં ન મળાય તેવી રીતે જ વર્તતાં. સમય વીતતો ગયો તેમ જૂનો ભય પણ નાશ પામવા લાગ્યો, અને પાછાં જૂની રીતે જ ભય કાઢી નાખી બન્નેએ મળવા માંડયું.

બન્નેનું આકર્ષણ દબાયું હતુ પણ નાશ તો નહોતું જ પામ્યુ. ફરી સમય મળતાં એ જ આકર્ષણે જોર પકડયું. નિરજન હમેશા નિશ્ચય કરતો કે હવે મારે સુરેશને ત્યાં ન જવું, ત્યાંથી દૂર રહેવુ. પણ નિયત સમયે તે ત્યાં પહોચી ગયો જ હોય. લતા હમેશાં નિશ્ચય કરતી કે આ આકર્ષણને દબાવી દેવું, પણ તેનુ બળ અદમ્ય હતું. છતાં બન્ને એકબીજાને પોતપોતાનાં મનોમથનોની જાણ નહોતાં થવા દેતાં.

એક દિવસ ત્રણે જણાં બેઠાં હતાં. નિરજન ઊભો થયો અને ઓરડામાં આંટા મારવા મંડયો. ટેબલ ઉપર શેલીનાં કાવ્યોનું પુસ્તક પડયું હતું. તેણે તે ઉઘાડયુ અને જે લીટી નજરે પડી તે મોટેથી તે વાંચવા લાગ્યો:

"What are all these kissings worth
"If thou kiss not me!"*

આકસ્મિક તેની નજર લતા ઉપર પડી. લતાની નજર તેની ઉપર પડી. લતાના ઓષ્ઠ એક અતિ અસ્પષ્ટ છતાં અતિસૂચક ચુંબનમાં મરડાયા. નિરંજનના પણ તેમજ મરડાયા. નિરજને ફરવું ચાલુ રાખ્યું. સુરેશને કૈં ખબર ન પડી.

* * *

હવે તો અસ્પષ્ટ છતાં સૂચક ચુંબનઅભિનયદ્વારા બન્નેએ એકબીજા પ્રત્યેના આકર્ષણનો એકરાર કરી દીધો હતો. નિરજનને તેનું અંતર બહુ ડંખતું, પણ ગમે તેવા નિશ્ચયો કરે છતાં પણ તે સુરેશને ત્યાં જવું બંધ નહોતો કરી શકતો. લતાને પણ પોતાની ઊર્મિના અદમ્ય બળની ખાતરી થઈ ગઈ હતી, અને તેને દમન કરવાના પ્રયત્નો પણ બંધ કરી દીધા હતા.

છતાં નિરંજન બચવાનો પ્રયત્ન કરતો. લતા એકલી હોય ત્યારે સુરેશને ત્યાં ન જવાનો નિયમ તે બહુધા પાળતો. પણ ભાગ્યને તો માણસના પતનમાં રાચવું ગમે છે. એક દિવસે

* આ ચુમ્બનોનો નવ અર્થ કાંઈ
જો તું મને ચુમ્બન ના કરે તો!

બપોરે તેના એક મિત્ર તરફથી ખાસ તાર આવ્યો. સુરેશને પણ તે તાર તાત્કાલિક બતાવવાની જરૂરત હતી. તે તરત સુરેશની ઑફિસે ગયો. સુરેશ ત્યાં નહોતો. "આજે સુરેશભાઈ ઘેર જ રહેવાના છે," ઑફિસમાંથી નોકરોએ જણાવ્યું. તે તરત સુરેશને ઘેર ગયો. લતા હતી; સુરેશ નહોતો. લતાએ કહ્યું:

"હમણાં જ ઑફિસે ગયા. બેસોને."

"મારે તેનું ખાસ કામ છે. હું જાઉં છું."

"થોડીવાર પછી જજો. એવી બધી શી ઉતાવળ છે?" લતાએ કહ્યું.

"નહિ, મારે જવુ જ જોઈએ," નિરજને બેસતાં બેસતાં કહ્યું.

"એમ? તો જાવ જોઈએ. મોટી ઉતાવળ આવી છે તે!" કહી લતાએ બારનો આગળો વાસ્યો.

જે પળ ન આવે તે માટે હરઘડી સાવધ રહેતો હતો તે પળ આવી પહોંચી. તેણે ઊભાં થઈ બારી ઉઘાડી ચાલી જવા ઇચ્છા કરી પણ એથી મહત્તર ઇચ્છાએ તેને ત્યાં જ જડી રાખ્યો. જાણે સાતસાત મણની બેડીએ તેની કાયાને જકડી રાખી હોય તેમ, તેને લાગ્યું. છતા પણ મનને ખૂબ જ દૃઢ કરી તે ઊઠયો અને બારણા પાસે ગયો.

"ચાલો હઠો, ઉઘાડવા દો," તેણે લતાને કહ્યું.

લતાએ હસતાં હસતાં બારનો આગળો પકડી રાખ્યો.

"ઉઘાડો, તાકાત હોય તો," તેણે કહ્યું.

નિરજને આગળો ઉઘાડવા હાથ લંબાવ્યો. લતાએ આગળાને જોરથી પકડી રાખ્યો. એ રકઝકમાં બન્નેના હાથો એકબીજાને અડયા. અત્યારસુધી નિરજને મન ઉપર મહા પ્રયત્ને મેળવેલો કાબૂ ઓસરી ગયો અકથ્ય ઊર્મિના અદમ્ય આવેગે તેને આખો ને આખો વીંટી લીધો. તે બાર ઉઘાડી ઘેર ન જઈ શકયો.

* * *

કલાક પછી તે ઘેર ગયો. સામાન બાંધ્યો અને સાંજની જ ગાડીમાં તે ગામ છોડી હંમેશને માટે ચાલી નિકળ્યો. મિત્રને તે દગો દઈ ચૂકયો હતો. તેની સાથે જ હરહંમેશ તેને દગો દેવાની તેનામા હિંમત નહોતી, અને ત્યા રહે તો વારંવાર દગો દીધા વિના પોતે રહી શકવાનો નથી તે પણ તે જાણતો જ હતો.

સુરેશે તેની બેત્રણ દિવસ સુધી ઘેર રાહ જોઈ, પણ તે તો આવ્યો જ નહિ. સુરેશ વિચારમાં પડયો. શું થયું હશે? કઈ માંદગી તો નહિ આવી હોય? ત્રીજે દિવસે લતાને સાથે લઈ તે નિરજનને ઘેર ગયો. તેના ઘરના દરવાજે તાળું માર્યું હતું. આજુબાજુ તપાસ કરતાં તેમને ખબર મળી કે નિરજન તો બેત્રણ દિવસથી ઘર ખાલી કરી ક્યાંક બહારગામ ચાલી ગયો હતો.

સુરેશને કઈ સમજ ન પડી. કેમ ચાલી ગયો હશે? કયાં ચાલી ગયો હશે? વગેરે અણઉકેલ્યા પ્રશ્નો જ રહી ગયા. તેણે લતા સામું જોયુ અને પૂછ્યું:

"લતા, નિરંજને આવું કેમ કર્યું હશે?"

લતા શુ બોલે?



# અમર ઝંડો

'સ્નેહરશ્મિ'

ફરક ફરક જયવન્ત!
  ઝંડા, અજર અમર બલવન્ત!
તવ શુભ નામે તિમિર વિરામે,
  જાગે સુપ્ત દિગન્ત!
  ઝંડા, અજર અમર બલવન્ત!

આરતી તવ રવિ શશી ઉતારે,
  સપ્તસિન્ધુ તવ પાય પખાળે,
સાજે કોટિ ભુજ વિરાટ તારે,
  હિમગિરિ તવ દઢ દંડ!
  ઝંડા, અજર અમર બલવન્ત!

સૌમ્ય પ્રતાપી તારી કાન્તિ,
  દેખી ઊડતી જગની ભ્રાન્તિ—
છાયામાં તવ ભભૂકે ક્રાન્તિ—
  વિપ્લવ-ઝાળ જ્વલન્ત!
  ઝંડા, અજર અમર બલવન્ત!

ત્રિરંગી તારી છાયા ઘેરી
  ગાજે તેમાં ત્રિકાળભેરી,
વિશ્વવિજેતા ક્યાં તુજ વૈરી?
  જગ તુજ હૃદય વસન્ત!
  ઝંડા, અજર અમર બલવન્ત!

ચક્ર ભવ્ય એ તવ ઉરપ્રાન્તે
  જગ નૂતન સર્જે એકાન્તે—
ખંડખંડ તંતુ તવ સાંધે!
  ઊડ ઊડ તાત! દિગન્ત!
  ઝંડા, અજર અમર બલવન્ત!

રાખી અણનમ તુજને ગર્વે,
  ચૂમી પાય તવ ખર્વ નિખર્વે,
ધપીએ આગળ સાથે સર્વે
  દાખવી શૌર્ય અનન્ત!
  ઝંડા, અજર અમર બલવન્ત!

ભાલે તવ અમ શોણિતચંદન,
  તોડયાં ફોડયાં પુરાણ બન્ધન,
વિશ્વવિધાયક! તુજને વન્દન!
  તું અમ રાષ્ટ્ર અખંડ!
  ઝંડા, અજર અમર બલવન્ત!

# હું કેમ લખું છું?

હરિકૃષ્ણ વ્યાસ

**આ** લેખનું મથાળું વાચનાર એમાંથી એક કલ્પના તો અવશ્ય કરશે: કાં તો મારી કિંમત એટલી બધી વધી પડી હોવી જોઈએ કે મારી લખવાની પદ્ધતિ વિશે તંત્રી મારફત જાણવાની જગતને પરવા થઈ હોય; અથવા તો મને પેલા માનસશાસ્ત્રીઓ કહે છે એવુ Exhibitionism જેવું કાંઈ દરદ લાગુ પડ્યું હોય, અને તેથી જગતને મારા વિશે જાણવા ઇંતેજાર કરવાનું લીવર હું આ લેખદ્વારા દાબવા માગતો હોઉં. પહેલું કારણ હોય તો ઘણું સારું એવી મારી લાંબા વખતની ઉમેદ છતાં તંત્રીઓ તરફથી પાછા ફરેલા લેખો પર થયેલા આડાઅવળા ચબરકાઓ તથા તે પરની તેઓની ટીકાઓ—એટલું સારુ છે કે સવળી અને અવળી બન્ને જાતની ટીકાઓ માટે ભાષાશાસ્ત્રીઓ એક જ શબ્દ યોજી શક્યા છે, અને તેથી આ શબ્દ હું ભલે હણાયેલા છતાં ગર્વ સહિત વાપરી શકું છું—એ બધાની મારી ફાઇલ જોઉં છું ત્યારે એ કારણ તો નથી એટલું જ નહિ, એવું દૂરના ભવિષ્યમાં પણ એ કારણ ઉપસ્થિત થવાનો સંભવ નથી એમ મારે દિલગીરી સાથે જાહેર કરવું પડે છે. અને બીજું કારણ હોય તોપણ હું પોતે તે શી રીતે જાણી શકુ? ચરક અને સુશ્રુત જેવા વૈદકશાસ્ત્રના મહારથીઓએ પણ વૈદ્યને પોતાની નાડી જોવાની મના કરી છે. અને આ નવા જમાનામાં એ બુઢ્ઢાઓની વાત ન માનીએ તોપણ પોતાના હાથમાં ત્રાજવું પકડી પોતે શી રીતે જોખાવું? પણ એ બધું ગમે તેમ હોય, મને એટલી તો પક્કી ખાતરી છે કે આ લેખનુ નજીકનુ કારણ તદ્દન જુદુ જ છે.

એ નજીકનુ કારણ તો ગઈ કાલે સાંજે આકસ્મિક રીતે જ ઊભુ થયું. ચપક મારી સામે બેઠો બેઠો ચારચાર આને એક વરસની ફાઇલના ભાવે આણેલી 'ચંદ્રિકા'ની કેટલીક જૂની ફાઇલો એમાંથી પ્રેરણા મેળવવાની લાલચે વીખતો બેઠો હતો. અને હું ગઈ રાત્રે તંત્રીએ આગામી હુતાશનીના ખાસ અંક માટે રેલિપથીથી મંગાવેલો એક મહત્ત્વનો લેખ—"મોચી લોકોને બૂટનો ઑર્ડર આપતી વખતે આપવાની સૂચનાઓ" લખવામાં મશગૂલ હતો. આમ અમે બન્ને મિત્રો એકસરખા મહત્ત્વના કામમાં પડેલા હોવાથી કોઈ કોઈના કામમાં ખલેલ પાડે એ એકબીજાને પાલવે એમ નહોતું.

એવામા ચપકે એક પાના પર લાંબો સમય ધારી ધારીને જોયા પછી, અને હું મારું કામ પૂરુ કરી તેની સાથે ચર્ચામાં ઊતરું તે માટે શાબાશી ઘટે એટલી ધીરજ સેવ્યા પછી, છેવટ મારા કામમાં ખલેલ પાડીને, તેણે કાંઈક ઓચિંતો પ્રશ્ન કર્યો: "હં......તમે કેમ લખો છો?"

"આ તે કાંઈ સવાલ છે!" મેં એના અસબદ્ધ પ્રશ્ન તરફ કંટાળો બતાવી મારી સ્મૃતિમાં 'વાઘરી' પાસેથી તાર તૂટી ગયેલો ત્યાંથી ફરીથી સાધવા પાછું કાગળમાં જોયું.

"એમ નહિ, આ એક મહત્ત્વનો પ્રશ્ન છે. તમે એક મિનિટ તો લખવું બંધ રાખો," તેણે આગ્રહ કર્યો.

"હું પણ એવા જ મહત્ત્વના પ્રશ્નના વિચારમાં છું," મેં કહ્યું. પણ બીજી જ પળે તેની આંખમાં નિરાશા જોતાં મેં કહ્યું, "ઠીક, લે જરા આ યાદી તો ટપકાવી લઉં." એમ કહેતાં પાસે પડેલા એક કાગળના ટુકડા પર મેં લખ્યું, "વાઘરીની લખાઈમાં કટીંગ—પાંચ કાણાં." પછી પાછું ચપક તરફ ફરી મેં કહ્યું: "બોલ, હવે તારે જે કહેવું હોય તે કહે."

"હું એમ પૂછું છું કે તમે કેમ લખો છો? આમા એક સાક્ષર લખે છે કે હું આમ લખું છું અને બીજા કહે છે કે હું તેમ લખુ છું. તો પછી 'તમે કેમ લખો છો?' ડ્યૂન્સ્ટેન્?"

"કેમ લખો! એટલે?" મેં આશ્ચર્ય પામતાં કહ્યુ "ફાઉન્ટન પેન ભરેલી છે એની ખાતરી કરવી, કાગળ કોરો છે એની ખાતરી કરવી, આપણે કાંઈક લખવું છે એની ખાતરી કરવી, અને પછી બસ લખવું."

"એમ મારો પૂછવાનો અર્થ નથી," ચપકે ગભીર ચહેરે કહ્યું. "તમને લખવા માટેના વિચારો આવે અને તે કાગળ પર ગોઠવાય એ માટે તમારે શું શું સાહિત્ય જોઈએ?"

"કાગળ, કલમ અને શાહી," મેં કહ્યુ.

"શું થાય, તમે તે!" ચપકે મારા તરફ કટાક્ષ બતાવતાં કહ્યું. "આઈ મીન, તમારાં પોતાના શારીરિક સંજોગો પૂરતાં તમારે શા શાં સાહિત્ય જોઈએ?"

"ઠેકાણે મગજ અને સાજો હાથ," મેં નિર્દોષ જવાબ આપ્યો.

"તમે હજી સમજતા નથી. તમને પૂરો મુદ્દો સમજાવુ," ચપકે ચહેરામાં ઉદારતા અને તિરસ્કારનો મિશ્ર ભાવ લાવતાં કહ્યું "આ એક સાક્ષર લખે છે, કે 'દ્રાક્ષાસવની મીઠી સુવાસ જ્યાં લગી મારાં નસકોરાંમાં આવજા કર્યા કરે ત્યાં લગી જ મારા મગજનાં બારણાં ખુલ્લાં રહી શકે છે.' આ બીજા સાક્ષર લખે છે, કે 'મને કોઈ પણ જાતનું વ્યસન છે નહિ. પણ મારા લખવાના સ્થાનની આસપાસ કાંઈ પણ ડખલગીરી થતી ન હોવી જોઈએ, મારા ટેબલ પર પાણીનો કૂજો કાયમ ભરેલો પડ્યો રહેવો જોઈએ, અને મારા પેટમાં ચારેક કલાક ચાલે એટલું ભાતું જમા હોવું જોઈએ.' આ ત્રીજા સાક્ષર લખે છે, કે 'મારો લખવાનો કાંઈ નિયમિત વખત જ નથી. રાત્રે બે બજે પથારીમાંથી ઊઠીને પણ લખું, કે બપોરના ધોમ તપેલા તડકા વચ્ચે પણ લખું. માત્ર મગજમાં સ્ફુરણા થવી જોઈએ, એટલે તુરત હું લખવા બેસી જાઉં છું.' એમ 'તમે' કયા સંજોગોમાં લખી શકો છો?"

"ત્યારે ભલા માણસ! ચોખ્ખી વાત કરને કે મારે કયી જાતની લત છે એ તું પૂછવા માગે છે?"

"તમે એને માટે બહુ હલકો શબ્દ વાપર્યો," ચપકે મીઠી ધમકીના સૂરે કહ્યું.

"જવા દો. આપણે એને આદત કે ખાસિયત કહીશું. પણ એ તો મારો અંગત પ્રશ્ન છે. તું મિત્ર તરીકે એ જાણવા માગે એ જુદી વાત, પણ મારા લેખક તરીકેના મારા જીવન સાથે એને શો સંબંધ? અને બીજાઓને એ જાણવાની શી જરૂર?"

"તો પછી આ બધા શું મૂર્ખા છે કે મોટા મોટા લેખકોને પોતાની લખવાની પદ્ધતિ પર પ્રકાશ નાખવા આમંત્રણ આપે છે? અને આ કાંઈ એક ગુજરાતની જ થોડી વાત છે! તમે કોઈ દિવસ 'સ્ટ્રેન્ડ' વાંચ્યું છે? એ લોકો પણ આવા જ પ્રયોગ કરે છે. આ બધાનો કાંઈ અર્થ તો હોવો જ જોઈએ ને?"

મારે મારી એક નબળાઈ તો જાહેર કરવી પડી કે 'સ્ટ્રેન્ડ' મૅગેઝીન વાંચ્યું હોવા છતાં લેખકોના કે બીજા કોઈના આત્મવૃત્તાંતના લેખોની કોઈ પણ શ્રેણી તરફ મારું ધ્યાન ખેંચાયુ નહોતુ. કારણ તો ગમે તે હોય, પણ મહાપુરુષોનાં જીવનચરિત્રો વાંચવાનો મને પહેલેથી જ શોખ નથી. કદાચ આવુ અસહિષ્ણુ માનસ મને સહાય થવામાં બાધક નીવડે. પણ તો મને એટલું આશ્વાસન તો છે કે એવાં ચરિત્રો વાંચનારા બધા કાંઇ મહાન થઈ જતા નથી. આથી કોઈ પણ લેખક કેમ લખે છે તે લેખકને મોઢે—અને ખાસ કરીને ગુજરાતી લેખકને મોઢે જે પોતાની લેખનપદ્ધતિમાં પોતાના દૈનિક શોખક્રમનો પણ સમાવેશ કરવા જેવી વિશાળ દૃષ્ટિવાળો છે—જાણવાની મેં કદી દરકાર જ કરી નથી, અલબત્ત, કોઈ માનસશાસ્ત્રી પાસેથી હું એ વસ્તુ જાણવા પ્રયત્ન કરુ એ જુદો પ્રશ્ન છે.

આથી મેં કહ્યું, "દુનિયા આખીને મૂર્ખ બનાવનાર તન્ત્રીઓને તો મૂર્ખ કેમ કહેવાય જ, પણ આ આખી ધૂનમાં મૂર્ખાઈ ક્યાંક તો છે જ. અને તમે લેખકોને એ સિરપાવ ન આપવા માગતા હો, તો છેવટ ચૂકયા ઘાની એરણ વાચકો તો ખરા જ."

"તમે કોઈ માણસની મહત્તા સાંખી શકતા નથી, એ ઈર્ષા જ આ બધું બોલાવે છે," ચપકે ચિડાઈ કહ્યું.

"અચ્છા! ત્યારે તું જ કહે કે હું દારૂ પીને લખુ કે સોમરસ પીને, સંડાસમાં લખું કે આંબાના ઝાડ નીચે, સફરજન ખાતો ખાતો લખુ કે ઘાણી ફાકતો ફાકતો લખુ, એ બધી વાતને લેખનકળા સાથે શો સબંધ છે? માનનીય લેખકોની મહત્તાની આવી બાજુનું દર્શન લોકોના પોતાના ક્ષણિક ગર્વને સંતોષ્યા સિવાય આપણને મહાન થવામાં શી રીતે ઉપયોગી થાય તેમ છે?"

"તમે મારી આખી વાતને ખોટે છેડેથી પકડી છે. લેખકોની આવી અંગત નબળાઈઓને બાદ કરીએ, પછી?"

"પછી ચર્ચા તુરત પૂરી થાય," મે કહ્યુ.

"કેમ? આ નિયમિત કે અનિયમિત લખવાની બાબતમાં તમારું શું કહેવું છે?"

"એ પણ બીજા બધાની માફક મન સ્થિર કરવાની અશક્તિનો એક મૌલિક પ્રકાર."

"ચાલો, બીજો પ્રશ્ન લઈએ. આ ચોથા લેખક ભાઈ લખે છે, કે 'હું મારુ દરેક લખાણ આઠથી દસ વખત સુધારું છું.' ત્યારે આ પાંચમા ભાઈ કહે છે, કે 'મારી પહેલી કૉપી જ હું પ્રેસમાં મોકલી શકુ છું.' આ બન્નેની શક્તિ વિશે તમે શો મત આપશો?"

"એમાં શું? તારી ભાભી પર મેં એક પત્ર લગ્ન પહેલાં લખેલો, તે વીશ વખત મનમાં અને પાંચ વખત કાગળ પર સુધાર્યો હતો. અને લગ્ન પછી થોડે વખતે સસરા પર ગાળો લખવાનો પ્રસંગ આવ્યો ત્યારે ઓરીજિનલ જ પોસ્ટ કર્યું. બન્ને વખત હું તો એનો એ હતો. બોલ, મારી શક્તિઓ વિશે તુ શો મત આપીશ?"

"એટલે તમે શું કહેવા માગો છો?"

"એટલું જ કે ઘણી વખત લખાણમાં કરવા પડતા સુધારા લખતી વખતની અસ્થિર મનોદશા પણ બતાવે છે અને સંપૂર્ણતાના અતિરિક્ત આગ્રહનું પરિણામ પણ હોઈ શકે છે. અને એ જ લખાણમાં સુધારાની જરૂર ન લાગવી એ લખતી વખતની કેન્દ્રિત મનઃશક્તિ પણ બતાવે છે અને પોતે એક વખત લખેલા લખાણને બીજા દૃષ્ટિબિંદુથી જોઈ જવાની અશક્તિ પણ

સૂચવે છે. એ એમાંથી કોઈ એક જ સ્થાપિત સદ્‌ગુણ છે એમ કહી ન શકાય. અને ધારો કે તમે એમાંથી એકાદ શૈલીને સદ્‌ગુણ તરીકે અપનાવો, તો હવે પછી એ સાવચેત લેખકોના પ્રામાણિક એકરારનું વહન એ દિશા તરફ વળે!"

"ઠીક, જવા દો એ વાત. આ બીજા એક ભાઈ લખે છે, કે 'મારે કાંઈ લખવાનું હોય ત્યારે ઉપરાઉપર મુલતવી રાખવાનું જ મન થયા કરે છે. પણ જ્યારે છેવટ તંત્રીશ્રીનો રીમાઈન્ડર આવે છે ત્યારે કામ હાથમાં લીધા પછી પૂરું કર્યે જ છૂટકો.' આવી જાતના સ્વાનુભવોનો ખ્યાલ એ લેખકોના એકરાર વાંચ્યા વિના આપણને ક્યાંથી આવે?"

"ઓહો! એમાં તે કયો મોટો બ્રહ્મનો સ્વાનુભવ થયો હતો? આપણા કોચમેન સુલતાનના ઘોડાને પૂછીશ તો એ પણ તને પોતાનો એવો જ સ્વાનુભવ જણાવશે. ગાડીમાં જોડ્યા પહેલાં તે કેવો તોફાન કરે છે? અને પછી સુલતાન ચાબુકનો રીમાઈન્ડર આપે છે ત્યારે કેવો ફોરન જાય છે? આવી નજીવી નબળાઈના પ્રદર્શનોને તારા જેવા સાહિત્ય-ઘેલા 'સ્વાનુભવ' જેવું ભારેખમ નામ આપે છે એ પણ એને વધુપડતું માન આપવા જેવું થાય છે. બાકી એમાં લેખનકળા વિશે જ ખાસ સબંધ ધરાવતું એવું શું છે?"

"આ રહ્યું," ચંપકે વળી છાપાનું એક પાનું મારી સામે ધરી કહ્યું. "આ ભાઈ કહે છે કે હું આખા લખાણની ટૂંકી રૂપરેખા ઘડી પછી જ લખવું શરૂ કરું છું. અને એવી રીતે શરૂ કરેલું એકધારું પૂરું કરું છું.' આ લેખનકળા પર પ્રકાશ પાડ્યો ન કહેવાય?"

"એમાં તને નવીન શું લાગ્યું? સંજ્ઞાઓ સાથે વિચારોની ગૂંથણીનું સાહચર્ય બંધાવું એ જુગજૂનો સિદ્ધાંત છે. એવી બધી સંજ્ઞાઓ એકીસાથે યાદ રહી કલ્પના સાથે આમ-તેમ ફેરવી યોગ્ય સ્વરૂપમાં ગોઠવી શકાય, ત્યાં સુધી માણસ તેને કાગળ પર ઉતારવાનો શ્રમ ન લે. પણ એની સંખ્યા વધારે હોય, કે લાંબા ગાળા પછી યાદ કરવાની હોય તો તેની ટૂંકી નોંધ આવકારલાયક જરૂર થઈ પડે આ તાજો જ દાખલો આપું તેં મારી સાથે વાત કરવી શરૂ કરી એ પહેલાં હું વગરનોંધે લખ્યે જતો હતો. પણ તેં મારા લખવામાં વિક્ષેપ પાડ્યો એટલે મારે આ કાગળ પર નોંધ લઈ લેવી પડી. અને એ એક નોંધની પાછળ વિચારોનું આખું જાળું પહેલાં જે માત્ર સ્મૃતિમાં હતું તે હવે જાણે કાગળ પર બંધાઈ ગયું હોય એમ લાગે છે."

"જોઉં તમારી નોંધ," કહી ચંપકે પેલો કાગળનો ટુકડો લઈ વાંચ્યો. "'વાઘરીની લંબાઈમાં કટીંગ પાંચ કાણાં.' આ નોંધ સાથે તમારી કલ્પનામાં કયા કયા વિભાગો સંકળાયેલા છે?"

"કયા કયા શું, લે તે બધા વિચારો એના સ્વાભાવિક ક્રમમાં જ બોલી જાઉં," કહેતો હું ઊભો થયો અને બોલવા માંડ્યુઃ "બધાને ખ્યાલ હશે કે જાપાની હરીફાઈએ બધા ભાવને ઉકસે પાટલે આણી દીધા છે. આનું સીધું પરિણામ માલની જાત બગડવામાં આવ્યું છે. પણ માલની જાત બની શકે એટલી હલકી કર્યા પછી પણ માર્જિન નહિ રહેતો હોવાથી ઉસ્તાદ વેપારીઓ છેવટ તેના કદ પર ઊતર્યા છે. અને આ વેપારીકુનેહનો ભોગ બિચારી વાઘરી પણ થઈ છે પહેલાં બૂટની વાઘરી અઠ્ઠાવીસ ઇંચની આવતી તે હવે ચોવીસ ઇંચની થવા માંડી છે. પણ કાચા અને પાકા માલ વચ્ચે સુસંગતતા જાળવવાની તાલીમ જન્મથી જ

પામેલા આ કમ્બખ્ત મોચી લોકો તો બૂટમાં પહેલાંની માફક છની છ રીંગ જ નાખ્યે જાય છે. આ છ રીંગ માટે વાધરી ટૂંકી હોવાથી ખુલ્લી વાધરીએ તો હવે ચાલી શકાતું નથી. માટે જેમ વાધરીમાં કટીંગ આવ્યું તેમ જ બૂટની રીંગમાં પણ રીટ્રેન્ચમેન્ટ લાવવાની જરૂર છે. અનુભવે જણાયું છે કે પાંચ રીંગ હોય તો આ વાધરી ચાલી શકશે. માટે મોચી લોકોને એક સૂચના એ આપવાની કે કાં તો આપણને અઠાવીશ ઈંચની વાધરી દુનિયાભરમાંથી મેળવી આપે અથવા બૂટમાં પાંચ રીંગ રાખે. . . ."

ચપક હસી પડ્યો. "તમે તો નાનું એવું ભાષણ આપી દીધું!" તે હસતાં જ બોલ્યો.

"ભાષણ જરૂર. તું સામે બેઠો છુ એટલે તને એ ભાષણ સંભળાવ્યું તુ કે કોઈ ન હોત તો આ કાગળને સંભળાવત, એટલે એ લેખ થાત."

"તમારી આ સાદી વાતની પાછળ ઘણુ ઊંડુ રહસ્ય છૂપેલું રહેલુ મને તો લાગે છે." ચપકે એકાએક ગંભીર થઈ જતાં કહ્યું.

"એવાં રહસ્યો શોધવાનુ તમારા જેવા સાહિત્યના વેવલાંઓને સોંપ્યું. અમે તો સીધી સાદી વાત કરી જાણીએ."

"હા! હા! હા! હા!" ચપક વધુ ગભીરપણે હસતો બોલ્યો "તમારી આ બેપરવાઈ અને ગભીર બાબતોને સાદી કહેવાની રીત પણ મને તો રહસ્યપૂર્ણ લાગે છે. ખરેખર, જો મને એમાં કાંઈક રહસ્ય ન લાગતુ હોત તો મને તમારા શબ્દોથી અપમાન લાગત. પણ એવુ કાંઈ નથી, એ તમે જોઈ શકો છો."

વીરપૂજાના અતિરેકથી મને કટાળો આવ્યો સૃષ્ટિમાં કોઈ એક વસ્તુ બીજી બધી કરતાં રહસ્યમા વધી જાય એવું કાંઈ નથી. કાર્યકારણના નિયમો જાણતાં બધાં રહસ્યો નિશ્ચિત શ્રેણીમાં અવયવ જેવાં લાગે છે, ત્યારે એ કાર્યકારણના નિયમોનું અસ્તિત્વ પોતે સર્જનનો કોઈ અગાધ ભેદ લાગે છે આમ એક દૃષ્ટિએ બધી વસ્તુઓ સાદી સીધી છે, બીજી દૃષ્ટિએ બધી રહસ્યપૂર્ણ છે પણ આ લોકોની દૃષ્ટિ કોઈ અજબ છે. તેઓ તો જીવનના આ વિશાળ પટમાથી એકાદુ સીલ્હટ કાતરી, તેના આકાર પર રાચવાને બદલે તેના અસ્તિત્વ પર જ ઊંડા વિચારમાં ડૂબી જાય છે. જોકે ખરું જોતાં તો તેઓનો આ વ્યામોહ પોતાના વિશાળ જ્ઞાન માટેની તેઓની માન્યતાનો, પાછા ફરતાં કાંઈક વિકૃત થયેલો, પ્રતિધ્વનિ માત્ર હોય છે પણ બહુ ઊંડાં રહસ્યો જોવા નહિ ટેવાયેલા મારા જેવા વ્યવહારુ માણસને, એવી વાતને અતિગંભીર રૂપ અપાય, ત્યારે, એની પાછળની નબળાઈ જાણવા છતાં, આવા લોકો તરફ સહાનુભૂતિ નથી રહેતી. આથી મેં છેવટે કંટાળી કહ્યું: "ઘણું જીવો એ રહસ્ય! તમારા જેવા મૂર્ખાઓના રહસ્યના ભ્રમ ઉપર તો ઘણુાય બીઝનેસ ચાલે છે અને લાખો માણસો રોટલો પામે છે. અને ઘણું જીવો એ રહસ્યના જોનારા તમારા જેવા દૃષ્ટાઓ પણ!"

ચંપકનું માન જરા ઘવાયું, અને એટલુ મારા માટેનું એનું માન ખંડિત થયું. એટલે વાતને ટૂંકેથી પતાવવા એણે કહ્યું, "એટલે તમારું એમ જ કહેવું છે કે લેખકોના સ્વાનુભવોનાં આવી જાતનાં વર્ણનોનો કાંઈ જ અર્થ નથી!"

"વળી પાછો એનો એ શબ્દ વાપર્યો? સ્વાનુભવ નહિ પણ ટેવ. અને કાંઈ જ અર્થ નથી એમ મારાથી કેમ કહેવાય? છેવટ છાપું વાંચનારને હિસાબે અને જોખમે તંત્રીઓ

અને લેખકો આવી રીતે પરસ્પર ઉપકાર કરી શકે છે. એ અર્થ તને ઓછો લાગે છે ?"

"જો બધાં માણસો તમારા મતના હોત તો લખવાની કળા કેવાં કેવાં સ્વરૂપ ધારણ કરે છે એ જાણવાનું કાંઈ સાધન જ ન રહેત."

"એવું કાંઈ નથી," મેં કહ્યું. "આવાં વર્ણનો લખાયા પહેલાં માનસશાસ્ત્રીઓ તો સૈકાઓથી તે જાણે છે. અને લખવાની કળાની માનસિક વ્યાપારો પૂરતી જ વાત કરવાની હોય તો એનું સ્વરૂપ તો કાયમ એકનું એક હોય છે. માત્ર બીજાં તોફાન વધેઘટે એથી એ કળાને શું ?"

"બહુ સારી વાત કરી," મારી દલીલને આંખના પ્રકાશથી જ ભાંગી નાખવી હોય એવી નજર કરતાં ચંપકે કહ્યું. "પણ બીજાં ટાયલાં કરતાં આવા લેખો વધુ વંચાય છે. અને બીજી બાજુ તમે એક જ છો. તો પછી સાચું મૂર્ખ કોણ ?"

"એ બાબતમાં તારો છેવટનો નિર્ણય જે થશે તે મારે કબૂલ છે. પણ એ પહેલાં હું જે દૃષ્ટિએ આ બધી પ્રવૃત્તિને જોઈ શક્યો છું તે તો તને જણાવું. બાલ કપાવતી વખતે માણસ અરીસામાં વધુપડતું જુએ છે તે હજામ બાલ કેવા કાપે છે તે જાણવા માટે નહિ, પણ શિષ્ટ સમાજમાં ખુદ પોતાની સતત જાગ્રત બુદ્ધિની પણ નજર ચૂકવીને, પોતાનું મોઢું ધારીધારીને જોવાની મળતી એકની એક તકનો સંપૂર્ણ લાભ લેવા માટે. એમ આવા લેખો વાંચતી વખતે વાંચનારની પોતે લેખક હોવાની છૂપી માન્યતાને સમર્થન મળતું હોવાથી એક જાતની મીઠી તૃપ્તિ તે અનુભવે છે. અને તેથી આવા લેખો વાંચનારા વાંચે છે, તે તેમાં લેખનકળાની દૃષ્ટિએ કાંઈ નવીન જાણવાનું છે માટે નહિ, પણ પોતાની વધુપડતી કિંમત આંકતાં પોતે પોતાથી જ શરમાય એવી આપણી સંસ્કૃતિના આંજી નાખે એવા પ્રકાશમાંથી એટલો વખત તળિયે ડૂબકી મારવાનું શક્ય બને છે માટે. આવા ઘણા મહત્ત્વાકાંક્ષી વાચકો પોતે વાંચેલું 'સમજી શકે છે, એટલા જ કારણથી પોતાને અર્ધા લેખક તો માનતા જ હોય છે. તેઓ માને છે કે પોતાને લખવાનો ટાઈમ નથી, નહિતર કમથી કમ 'સ્નેહયજ્ઞ' જેવી એકાદ નોવેલ તો લખી નાખે. અને બીજા વધી પડેલા આવડતાવાળા કેટલાક વાચકો સાંખ્યદર્શન વાંચતા હોય એવા ભાવથી આ લેખો વાંચતી વખતે પોતાને એમ માનતા હોય એમ મનાવવા યત્ન કરતા હોય છે કે પોતે લેખક છે માટે જ આ લેખકના આવા સૂક્ષ્મ અનુભવો સમજી શકે છે, બાકી બીજા ખાખરાની ખિસકોલી જેવાઓને એની મઝાની શી ખબર! તેઓ સામા લેખકની નબળાઈઓને મળતી પોતાની નબળાઈઓ શોધી પોતાને તેનો સમોવડિયો માને છે અને એ સિવાયના બીજા કેટલાક મુરબ્બીઓ આવા લેખોને વાંચવા પૂરતું માન આપે છે તે તો જાપાનીઝ 'ટાફેટા'નો ઝભ્ભો પહેરી નીકળેલા વરરાજા તરફ કોઈ ખાદીધારી જુએ, એવી અનાસક્ત દૃષ્ટિએ જ. આમ હાથમાં 'ટાઈમ્સ' લઈ 'ટી, આઈ, એમ, ઇ, એસ' વાંચી અંગ્રેજી વાંચ્યાનો આત્મસંતોષ લેતા વિદ્યાર્થીથી માંડી વિવેચક સુધી બધાને લેખનકળા સાથે કાંઈ ને કાંઈ લગવાડ હોવાથી કોઈ રમૂજ મેળવવા, કોઈ કુતૂહલથી, કોઈ આશ્ચર્યથી કે ઊલટ કોઈ સ્મિત કરવાના જીવનમાં મળતા વિરલ પ્રસંગમાંના એકને પૂરેપૂરો માણી લેવા, એ લેખ વાંચે છે—જેમ વરરાજા તરફ ગામનાં માણસ જુદીજુદી દૃષ્ટિથી જોઈ રહે તેમ."

ચંપકની ધીરજ હવે ખૂટી. તેણે કટાળી છેવટનો દાવ ફેંક્યો, "હં: બીજાઓને ઉતારી પાડવામાં બધાને આનદ આવે. પણ તમને જો કોઈ તંત્રીએ તમારો અનુભવ જણાવવા આમત્રણ આપ્યું હોય તો તુરત દોડી જાઓ, ખરું કે નહિ?"

મને થયું કે ચંપકે મારું બૌદ્ધિક મર્મસ્થાન દાબ્યું. મને પળવાર કાંઈ ન સમજાય એવી લાગણી થઈ ગઈ; એને ક્ષોભ કહેવો કે રોમહર્ષ, ખુમારી કહેવી કે કંપારી એ કાંઈ જ ન સમજાયું. કેમકે એમાં એ બધાંનું જરાજરા મિશ્રણ હતું. ભવિષ્યમાં એવો પ્રસંગ આવે એની સોનેરી કલ્પના સાથે મારે એ વખતે થુંક્યું ગળવું પડશે એ માનભગ અવસ્થાની નિરાશા એમાં હતી. બીજી પળે મેં નિશ્ચય પણ કરી લીધો કે ભવિષ્યની મહત્તાને હમેશાં લક્ષમાં રાખીને જ મારે હવેથી જીભ અને કલમ વાપરવી. પણ વળી મારુ ભેજું મને એવે વખતે મારો બચાવ કરવાની કરામત શીખવી દેશે એમ મને ખાતરી થઈ. અને અમસ્તું પણ તમે માનનીય થઈ ચૂક્યા પછી તમારો ભૂતકાળ જોવા જેટલું તેજ કોની આંખમાં રહે છે!

પણ આ બધા વચ્ચે મને મારી લખેલી અને તત્રીઓ તરફથી પાછી ફરેલી બેગ યાદ આવી. ઓ ઈશ્વર! એ દિવસની આશા જ ક્યાં છે તે આજથી એવી નજીવી વાત માટે આટલુ બધું મૂઝાવું!

---

## 'કો'એ રજા વગર અંદર આવવું ના!'

દેવજી રા. મોઢ

ના એ હતું મથક વીજળીના દીવાનું
કે ન્હોતું એ ધીકતું કાપડ કારખાનું
ને ત્હોય ત્યાં જબર અક્ષરથી લખ્યુ'તું
'કો'એ રજા વગર અંદર આવવું ના'

સાદા અને વિમળ સ્નેહ થકી ભરેલું
ને ભીંતને સરલ ભાવ થકી લીંપેલું
એ તો હતું મનુજ પ્રેમ તણા પિપાસુ
એવા જ કો' મનુજ કેરું નિવાસસ્થાન.
ને ત્હોય ત્યાં જબર અક્ષરથી લખ્યું' તું
'કો'એ રજા વગર અંદર આવવું ના!'

'સુસ્વાગતમ્' અગર તો 'ખૂશીથી પધારો'
એવાં સુવાક્ય મર દ્વાર પરે લખે ના;
કિન્તુ પડે ક્યમ તહીં લખવું જ આવું,
'કો'એ રજા વગર અંદર આવવું ના?'



# દશદર્શન

સુમન્ત મહેતા

જાગતો માણસ ઊંઘતો હોવાનો ઢોંગ કરતો હોય તેને ગમે તેટલી બૂમો મારી હોય કે ઢંઢોળ્યો હોય તે નિરર્થક છે; તેની માફક જે માણસ જોવા ઇચ્છતો નથી તેના જેવો આંધળો કોણ હોઈ શકે?

રશિયાનું સમાજવાદી અગર સામ્યવાદી સાહિત્ય વાંચનારા, પણ તે સાહિત્યને પચાવવા માટે અશક્ત એવા હિંદી જુવાનો સમાજવાદની બડીબડી વાતો કરી રહ્યા છે એવી ટીકા સાંભળવામાં આવે છે. પાંચ મિનિટ માટે, માત્ર દલીલની ખાતર, માની લો કે યુવાનોએ બુદ્ધિનો ઉપયોગ કરવાનો નથી પણ આગેવાનોના હુકમોનું માત્ર પાલન કરવાનું છે. ત્યારે જે જે અનિષ્ટ તત્ત્વો અને અન્યાયો દરરોજ તેમની નજર સમક્ષ ખડા થતા હોય તેના તરફ આંખઆડા કાન કરવા કે શું કરવું?

સમાજવાદના સિદ્ધાંતો વિશે થોડા મતભેદો છે, તે છતાં જે મુખ્ય વિચારો છે તે હિંદભરની આમપ્રજામાં વિજળીના વેગે ફેલાતા જાય છે. ગામડાંમાં અને ખેડૂતોમાં તેનો ફેલાવો થતો જાય છે. સમાજવાદનું રહસ્ય બધા સમજે છે એમ નથી; તે તો શહેરના ભણેલા પણ બરાબર નહિ સમજતા હોય; હું પોતે બધું સમજવાનો દાવો કરતો નથી. મૂડીવાદી સમાજનો અન્યાય, ભૂખમરાનું ખરું કારણ, વ્યાજવટાની હરામખોરી, ધર્મના નામે ચાલતી વ્યવસ્થાઓનાં ઢોંગ અને બદમાશી, રાજાઓની કર્તવ્યહીનતા, તેમનું ક્ષુદ્ર સ્વાર્થમય જીવન—એ બધી બાબતો પ્રજાવર્ગ સમજતો થઈ ગયો છે. તેમના હૃદયમાં કડવાશ રેડાતી જાય છે. એ કડવાશમાંથી વિપ્લવો જાગે છે. ભીખ માગતા બ્રાહ્મણો અને ભામટા સાધુઓ તરફ ઘૃણા ઉત્પન્ન થતી જાય છે. હજી સ્થિતિચુસ્તતાનું જોર ગયું નથી. તેમાં વળી સારા બ્રાહ્મણો, સાધુઓ, રાજાઓ, મૂડીદારો, શાહુકારો હોય તેમને લીધે ઘૃણા ઓછી થાય છે. આપણી નજર સમક્ષ જબરું પરિવર્તન થઈ રહ્યું છે અને જે દૃશ્યો આપણા જોવામાં આવે તેનું રહસ્ય સમજવું અને સમજાવવું એ આપણું કર્તવ્ય છે.

* * *

સામેથી એક લારી આવે છે. લારી એટલે હાથગાડી, એક નાનું ગાડું કે જેને ખેંચવા માટે બે બળદ જોડવા જોઈએ. બે જુવાન જબરા મારવાડીઓ બળદની જગા લઈને તેને ખેંચે છે અને બે બાઈઓ પછવાડેથી હડસેલે છે. લારીમાં ભારે સામાન ગોઠવ્યો છે અને તેની વચ્ચે એક નાનું છોકરું બેઠું છે અગર સૂતું છે. ઉપરથી તાપ વરસે છે અને બંને પુરુષોનાં મોં તથા કપાળ પરથી પરસેવાના રેલા નીતરે છે—જ્યારે ઢોળાવ ચડવાનો હોય ત્યારે ચારે જણના શરીર પરથી વરસાદ પડે છે! અમદાવાદ જેવા શહેરમાં સેંકડો માણસો આ ધંધો કરે છે. સમાજમાં કેટલાંક માણસોને ભારે શારીરિક પરિશ્રમ ઉઠાવવો પડશે એ કબૂલ, પણ ન્યાયની ખાતર તેમને સારું વળતર મળવું જોઈશે. આ મજૂરોને રહેવા માટે

માગ મકાન હોતા નથી, તેમને યોગ્ય ખોરાક મળતો નથી, તેમને યોગ્ય મજૂરી મળતી નથી શા માટે? કહેવાય છે કે લારીની કિંમત આશરે રૂ ૩૫ થી ૪૫ની હોય છે તેના દરરોજ ૪ થી ૬ આના ભાડુ આપવુ પડે છે હરીફાઈને લીધે કોઈ દિવસ સારી મજૂરી મળે કોઈ દિવસ ન પણ મળે, તે છતા ભાડુ તો આપવુ જ પડે લારીના માલિકને બધો ખર્ચ જતા વર્ષે ૭૫ થી ૧૫૦ ટકા જેટલુ વ્યાજ મળવાનો સભવ છે, અને પરસેવાનુ એક ટીપુ પાડવાનુ નહિ! ચાલીઓ બાધનારા મૂડીદારો પણ તેવી જ રીતે ૧૨ થી ૩૦ ટકા જેટલુ ચોખ્ખુ વ્યાજ ઉપજાવી શકે અને જે મજૂરો પોતાનું શરીર ઘસી નાખે છે તે પોતાની સાદામા સાદી જરૂરિયાતો પૂરી પાડીને પાછા પોતાને 'દેશ' ખાલી હાથે ખેતી કરવા માટે ચાલ્યા જાય છે એ જરૂરિયાતમા ન મળે કેળવણી કે ઉજાણી(?), ન મળે સ્વચ્છતા કે આભૂષણો, ન મળે નાટક કે જાત્રા, તેમને મળે પરિશ્રમ રોટલો, ઊંઘ અને છોકરા જો કમનસીબ હોય તો તેને મળે બેકારી, ભૂખ, ક્ષયરોગ અને મોત

* * *

અમદાવાદ અને કલોલ વચ્ચે ૧૬ માઈલનુ અતર છે અમદાવાદમા ૮૦ મિલ હશે, કલોલમા ત્રણ છે એક દિવસ આ બે ગામો વચ્ચે આવેલા ઘણા ગામડાઓની અમે મુલાકાત લીધી અનેક જાતની માહિતી મેળવી પણ એક ચીજ અહીં નોધવા જેવી છે લગભગ દરેક ગામમાં સાભળ્યુ કે પાટીદાર, ઠાકરડા તથા ઇતર કોમના જુવાનીઆ આ મિલોમા કામ કરવા માટે જાય છે એ છોકરાઓને ખેતી તરફ ભારે અણગમો થાય છે, અને ભાગ્યે જ કોઈ ફરીથી ખેતીમા કામ લાગે છે રગબેરગી ખમીસ, ઝીણા ધોતિયા, હાફકોટ અને પટીઆનો શોખ જાગે છે ચાનો શોખ એવો જાગે છે કે ખોરાકની ભૂખ રહેતી નથી સિનેમા વિનાનુ ગામડાનુ જીવન તેમને નીરસ લાગે છે ખરાબ સોબત થાય તેમને દારૂ અને ચેપી રોગો વળગે છે પણ તે ઉપરાત મિલોમા ઊડતી ધૂળ અને રૂના રજકણોથી ક્ષય રોગ લાગુ પડે છે ઘણા જુવાનો ક્ષય અને જાતીય રોગો ગામડે લાવીને ત્યા ફેલાવે છે આવી રીતે ગામડાનુ જીવન મૂડીવાદીઓ રોગિષ્ટ અને ભ્રષ્ટ બનાવે છે. પણ તેમા મૂડીવાદીઓનો દોષ છે ખરો? અલબત્ત છે ગામડુ છોડીને શહેરમા આવનાર મજૂરોને નથી મળતા સારા સ્વચ્છ મકાન, જો મકાન મળે તો તેના ભાડા હદપાર વધારે હોય છે, નથી મળતો પૂરતો પગાર, એ વાત તો સર્વમાન્ય થઈ ચૂકી છે, નથી મળતી પૂરતી રજાઓ, નથી મળતો આનદ, અને નથી હોતી કસરતની કલબો, નથી હોતી મિલોમા ક્ષય ન થાય તેવી નવીન ગોઠવણો અમદાવાદમા આલેશાન મકાનો બધાય છે, મિલમાલિકો મોટી મોટી મોટરોમા મહાલે છે અને ગામડાના જુવાનો મરણ પામે છે અગર તેમનું જીવન બરબાદ થઈ જાય છે

મિલમાલિકો શાથી કમાય છે? તેમનામા બુદ્ધિબળ વધારે હોવાને લીધે? ના. વધારે ઉદ્યમી હોય છે તેથી? ના તેમની પાસે મૂડી હોય છે તે કારણને લીધે

* * *

એક ઠાકરડો ખેડૂત હતો તેની પાસે વીસેક વીઘા જમીન હતી એક પ્રસગે તે શાહુકારના પગથિયાં ચઢયો અને તે દિવસથી તેની પાયમાલી શરૂ થઈ ખરાબ શાહુકારો કેવી રીતે લોહી ચૂસે છે તેનો વિગતવાર હેવાલ જોવો હોય તો ભાવનગર રાજ્યના સરકારી અમલદારોએ

હિતી એકઠી કરીને પ્રગટ કરી છે તે વાચવી. કોઈ સમાજવાદી લેખક હોય તો એમ હેવાય કે લેખમાં અન્યાય અને અતિશયોક્તિ હશે. ભાવનગરના ખેડૂતનાં દેવાં ફેડવા માટે તપાસ થઈ તેની માહિતી છપાઈ છે. આપણા ઠાકરડા ખેડૂતે ધીમેધીમે જમીન ખોઈ, ને દેવામાં ડૂબવા માંડયુ. ગરીબાઈ આવી અને કુટુંબીજનો મરી પરવાર્યા. પોતે અકાળ દ્ધ થયો અને ખોરાકના અભાવને લીધે શારીરિક નબળાઈ આવી, તે છતાં એ હતો કીલો અને હમેશાં જાતમહેનતથી મજૂરી કરીને પોતાનું પેટ ભરતો હતો. જ્યારે મજૂરી ણુ ન મળી ત્યારે તેણે ગોચરનાં ઝાડોની ડાળીઓ કાપીને લાકડાં વેચવા માંડયાં. સરકારની ષ્ટિએ આવા ઝાડો કાપવાં એ ગુનો ગણાય છે તેથી તેને પકડયો અને અમલદાર પાસે ઈ ગયા. ઠાકરડાએ કહ્યું કે એને પ્રામાણિકપણે જીવવું છે, ચોરી કરવી નથી, માટે મજૂરીના રસેવાથી લાકડાં કાપી ગામમા વેચવા જાય છે અને કમાણી પર જીવે છે. જો બીજું ઈ પણ પ્રકારનું કામ તેને આપવામાં આવશે તો તે કરવા તૈયાર છે. પણ આ બધી ફિલસૂફી ણ સાંભળે ? એને થોડી સજા થઈ, માર પડયો, ગાળો પડી અને ધમકીઓ સાથે છોડી વામાં આવ્યો. એણે પાછાં લાકડાં કાપ્યા! પણ ન કાપે તો ખાય શું ? પાછો વરઘોડો ર્ટે ચઢયો. એક ફાટેલી કામળી સિવાય એની પાસે કાંઈ હતું નહિ. જેલમાં અને ાક-અપમાં ( કાચી જેલમાં ) પણ કેદીને ખવડાવવું તો પડે છે. આ બિચારા ઠાકરડાને રેખરું પોતાની ગરીબાઈ સિવાય ખોવાનું હતું શું ? વિધિએ થઈ અને જ્યારે એ છૂટયો ારે એના ભવિષ્યમા શું હોય ? કમાણીના સાધન હતા તે બદમાશોએ પડાવી લીધેલાં. ઈ જીવદયાને નામે એટલે સાચા ધર્મના નામે ખવડાવે નહિ કે કામ આપે નહિ, ત્યારે ણે કરવું શું ? ભૂખ્યા રહીને મરી જવુ ? એણે પ્રામાણિક રસ્તો લીધો અને ઝાડની ળીઓ કાપી ફરીથી ગુનો કર્યો !

સેંકડો નહિ પણ હજારો શાહુકારો ભયંકર જુઠ્ઠાણાં કરે, ખોટા દસ્તાવેજો કરે, જ્ઞાન માણસોને છેતરે, ખોટા ચોપડા રાખે, એ ગુનો નથી નથી ગુનો સરકારી દષ્ટિએ, થી ગુનો ધર્મની દષ્ટિએ. શું છે આપણા ધર્મોની ખુબી ? અને ધર્માચાર્યોનાં ાંખમિંચામણાં ?

શહેરના આગેવાનો થઈને ફરનારા મહાજનો ઓછુ તોલે, ખોટી છાપો મારે, ાલમાં સેળભેળ કરે, બુદ્ધિ વાપરીને જુઠ્ઠાણાં કરે તેમને સમાજમાં માન મળે. ાચી વાત એ છે કે સમાજમાં 'જર' એ જ પરમેશ્વર છે અને પૈસાદાર માણસ પૂજ્ય . એ પ્રતિષ્ઠિત છે, પ્રામાણિક છે, પાવન થયેલો છે, સમાજના સ્થભરૂપ છે. ગરીબાઈ ાત્ર ગુનો છે, પાપ છે, નીતિવિનાશક છે, બધા દોષોનું મૂળ છે.

* * *

પયગંબર મહમદે વ્યાજખોરી બંધ કરવાનું ફરમાન કર્યું છે, વ્યાજખોરીને હરામ ગણ્યું , અને તેનું ડહાપણ આજે વધારેમાં વધારે સમજી શકાય એમ છે. આજના જર્મનીમાં ાહુદીઓ તરફ ભારે અણગમો છે. એ અણગમાનું કારણ ધાર્મિક નથી પણ આર્થિક છે. ટલીક વખત એવું બને છે કે પાપડીની સાથે ઈયળ બફાઈ જાય છે અને મૂડીવાદી ાહુદીની સાથે પ્રો. આઈન્સ્ટાઈન જેવા ફિલસૂફનો પણ તિરસ્કાર થાય છે.

* * *

શાહુકારો સારા હોય અને ખરાબ પણ હોય, પણ એ ધંધો દુષ્ટ છે. સાધારણ મનુષ્યો પાપી બન્યા વિના ન રહે. આ ચીજ ધર્માચાર્યો પણ સમજે છે. શાહુકારો પોતે જાણે છે મેં એવા શાહુકારો જોયા છે કે જે પોતાનો સ્વાર્થ સાધવા માટે ગામડાંમાં પક્ષો પડાવે છે, ખોટા કેસો ઊભા કરે છે, ખોટા આરોપો મૂકે છે અને ખોટા સાક્ષી ઊભા કરે છે, ચોરીઓ કરાવે છે, જેમને વિષે લોકવાયકા હોય છે કે ખૂન પણ કરાવે છે, ચોરીનો માલ સંઘરે છે અને એવા માણસો પાછા દહેરાં બંધાવે છે અને મોટી ન્યાતો જમાડે છે! એક તરફથી ગરીબ અજ્ઞાન લોકોની જમીન પડાવી લે છે અને બીજી તરફથી ઈશ્વરને તથા અમલદારોને લાંચ આપે છે!

* * *

સમાજવાદીઓ કહે છે કે બધી જમીન રાજ્યની હોવી જોઈએ. રાજ્ય કાર્યકરોનાં (કામગાર શબ્દ વિશાળ અર્થની અંદર) પંચાયતો મારફત ચાલતું હોય. અંગ્રેજીમાં એને 'સોશિયાલિસ્ટ સ્ટેટ' કહે છે. ઉત્પાદનના બધાં સાધનો જમીન, મિલો, રેલવે અને સાર્વજનિક વાહનો, બેંકો, બધાં ઉદ્યોગાલયો રાજ્યની માલિકીનાં અને રાજ્યથી ચાલતાં હોય વેપાર પર રાજ્યનો અંકુશ હોય અગર તેના હાથમાં હોય. સમાજવાદીઓ અને સામ્યવાદીઓના વિચારમાં અમુક ભેદ છે. દરેક દેશનો ઇતિહાસ જુદો હોય છે અને તે પ્રમાણે ત્યાંની પ્રગતિ અને ફેરફારો પણ કાંઈક જુદા હોવાનો સંભવ છે. તે છતાં કેટલીક મૂળભૂત બાબતોમાં બન્ને સંમત છે.

આવી રાજ્યવ્યવસ્થામાં જ દેશની શક્તિ અને નાણું ઊગતી પ્રજાના શારીરિક અને માનસિક વિકાસ માટે છૂટથી વપરાય, યુવાનોને લાયકાત પ્રમાણે કામ મળી રહે. કામ એટલે સેવા કરવાની તક. દરેક વ્યક્તિ પોતાની બધી શક્તિ સમાજના કલ્યાણ માટે ખર્ચે અને દરેકને તેની જરૂરી સગવડો મળી રહે. આવી વ્યવસ્થા અધરી છે પણ આજે રશિયામાં શરૂ થઈ ચૂકી છે. ઘણીયે વગોવણી થાય છે તે છતાં તે ખરી હોવાનું જણાય છે. જે કામ ન કરે તે ભૂખે મરે. એ દેશમાં હવે સાધુઓ અને ફકીરો માટે સ્થાન રહ્યું નથી; નથી રહ્યું સ્થાન ભિક્ષાવૃત્તિવાળા બ્રાહ્મણો માટે.

* * *

બિચારી દક્ષિણ ગુજરાતની પ્રજા સ્વભાવે રાંક હોય છે એટલે ભયંકર અન્યાય થતો હોય તો તે સહન કરી લઈને મન વાળે છે, પણ ઉત્તર ગુજરાતમાં તો થોડે થોડે વખતે કોઈ શાહુકારનું નાક કપાય છે અગર તેનું ખૂન થાય છે. Even the worm will turn એ કહેણી ખરી પડે છે.

* * *

સુરત અને નવસારી વિભાગમાં 'દૂબળા' નામની વસ્તી છે. અંગ્રેજની દૃષ્ટિએ આપણે પાંત્રીસે પાંત્રીસ કરોડ માણસો દૂબળા છીએ. આ પ્રાંતોમાં 'કાળીપરજ'ના લાખો માણસો વસે છે આપણે પાંત્રીસ કરોડ 'કાળીપરજ' ગણાઈએ છીએ. ગ્રેટબ્રિટનના એક વખતના મુખ્ય પ્રધાન લૉર્ડ સૅલ્સબરીએ દાદાભાઇ નવરોજીને ખુલ્લી સભામાં કાળો આદમી કહ્યો હતો. આજે અંગ્રેજો કહેતા નથી પણ તેમના હૃદયમાં આ ભાવના તો છે જ.

આ દૂબળાઓ પાસે પૈસા હોતા નથી, એટલે જ્યારે લગ્ન પ્રસંગ આવે છે ત્યારે શાહુકાર પાસેથી રૂ. ૭૫ થી ૧૦૦ ઉપાડીને આખી જિંદગીને માટે તેમના ગુલામ થઈને રહે છે. એ લોકો કદિ વ્યાજ આપી શકે એવું કામ કરી શકતા નથી, અને તેવી તેમની દાનત પણ હોતી નથી. જિંદગી સુધી ગુલામી ભોગવવી પડશે તે સાલતું નથી. દરરોજની બશેર અઢી શેર જુવાર કુટુંબનિર્વાહ માટે મળે અને પોતાને ખાવાનું મળે એટલે પૂર્ણ સંતોષ માને છે. આવી રીતે આપણા ગુજરાતમાં હજારો કુટુંબો નરી ગુલામી ભોગવે છે અને ગુજરાતના એક પણ યુવાનનુ લોહી ગરમ થતું નથી, ઊકળે તો શાનું ? કોન્ગોમાં ગુલામી પ્રચલિત છે તે વાંચીને તેને ઘૃણા ઉત્પન્ન થાય છે પણ પોતાની નજર આગળ વંશપરંપરાના ગુલામો ઉછરે છે તે તે સહન કરી લે છે.

* * *

જંગલમાં રહેતા 'રાનીપરજ'ને 'સુધરેલી વર્ણ'ના લોકોએ નિર્દયપણે લૂંટ્યા છે, તેમની લાખો વીઘાં જમીન પડાવી લીધી છે, નાના નોકરો તેમને ચૂસી ખાય છે, લગભગ દરેક માણસ દરેક રીતે તેમને લૂંટે છે. ચોમાસામાં જ્યારે ડાંગરની રોપણી કરવાની હોય ત્યારે તેમને આના બે આનાની નજીવી રોજી આપીને ફરજિયાત મજૂરી લેતા હતા. જો ન જાય તો તેનાં હાડકાં ભાંગી નાખે. આવી રીતે લૂંટીને પૈસાદાર થયેલા શાહુકારોએ એક મંદિર બાંધ્યું, અને તેમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરવા માટે ધર્માચાર્યોને બોલાવ્યા. એક સાચાબોલા સાધુએ સલાહ આપતાં કહ્યું કે તમે દોરીલોટો લઈને આ જંગલમાં આવ્યા હતા. તમે મકાનો બાંધ્યાં છે, જમીનો મેળવી છે અને હવે આ મંદિર બાંધ્યું છે, પણ આ બધી ચીજો ક્યાંથી મેળવી તેનો જરા વિચાર કરો. જે માણસોએ તમને સાધનસંપન્ન બનાવ્યા છે તેમની સેવા કરજો. તેમના તરફ ભાઈચારો રાખજો, તેમનામાં સારા સંસ્કારો રેડજો, તેમને રંજાડશો નહિ. તેમને લૂંટવાની દાનત રાખશો તો ઈશ્વર તમારા તરફ કૃપા રાખવાને બદલે કોપાયમાન થશે.

* * *

મને પુસ્તકપંડિતો પૂછે છે કે 'તમે વર્ગવિગ્રહમાં માનો છો?' માનો છો એટલે શું ? કોઈ મને એમ પૂછે કે સમાજરચનામાં વર્ગવિગ્રહ ઇષ્ટ છે તો હું ના પાડું, પણ વર્ગવિગ્રહ તો છે, ચાલ્યો આવે છે, વધતો જાય છે. ચૂસણનીતિ કૂદકે અને ભૂસકે વધતી જાય છે. ચૂસાતો વર્ગ તો હજી સંરક્ષણ માટે ઐક્ય કરવાની વાતો કરે છે, પણ મૂડીદાર વર્ગ તો સગઠિત છે અને એનું દબાણ વધારતો જાય છે. આ ચીજ ન જોઈ શકે એવું તો બને જ નહિ. પછી જોવી જ ન હોય તો શું કહેવું? વારુ, પણ બીજો પ્રશ્ન એમ પૂછાય કે ધારો કે વર્ગવિગ્રહ છે અને મૂડીદારવર્ગે વર્ગરક્ષણ માટે કિલ્લા બાંધ્યા છે. તે છતાં તમને એમ નથી લાગતું કે દુષ્ટ મનુષ્યો પણ પ્રેમથી જીતાય છે? પણ સામો પ્રશ્ન એ છે કે તેઓ પ્રેમથી જીતાવાને કબૂલ ન થાય ત્યાંસુધી આ સ્થિતિ ચાલવા દેવી? અને અહિંસામાં પણ આપણે હડકાયા કૂતરાને મારીએ નહિ?

* * *

માન્ચેસ્ટર અને સાલ્ફર્ડના મિલમજૂરો રહે છે તે લત્તામાં ત્યાં પ્રવર્તી રહેલી ગરીબાઈ ડંગાવિઝન ચાંગળી અર્ધાં-ભૂખ્યાં છોકરાં. અણવિકસેલાં ટૂંકાં છોકરાંઓ અને

સ્ત્રીઓ, વળી ગયેલાં હાડકાંવાળાં સ્ત્રીપુરુષો, ફીક્કાં અને રોગીષ્ટ માનવીઓ મેં જોયાં છે. હું એવા લત્તામાં રહ્યો છું. આ પીડિત છુંદાયેલાં પ્રાણીઓને પૂછી જુઓ કે વર્ગવિગ્રહ છે કે નહિ? ઘણાં વર્ષો સુધી હું એમ માનતો હતો કે આપણી હિંદી મિલોને લીધે હજી સુધી આપણે ત્યાં આવા રોગીષ્ટ, પીડિત સ્ત્રીછોકરાઓ, વાંકાં હાડકાંવાળાં થયાં નથી. મને અનુભવ હતો માત્ર વડોદરાની મિલોનો, પણ વ્હીટલી કમિશન આવ્યું ત્યાર પહેલાં માહિતી એકઠી કરવા માટે હું અમદાવાદની ચાલીઓમાં ફર્યો અને મારો અભિપ્રાય બદલવો પડ્યો.

શેઠિયાનો કૂતરો માંદો પડે અને મરી જાય તેને માટે બેત્રણ હજાર રૂપિયાનો ખર્ચ થાય, અને ગામડાનો જુવાનજોધ લાડકો દીકરો ક્ષય રોગથી પીડાય ને રીબાઈ રીબાઈને મરી જાય પણ તેની સારવાર માટે કશી વ્યવસ્થા ન હોય ત્યાં ન્યાય અને અહિંસાની વાતો નિરર્થક છે.

* * * *

આદર્શની વાતો કરવી સહેલી છે. બિચારા બુદ્ધ ભગવાને આખું જીવન અહિંસાના ઉપદેશ આપવામાં ગાળ્યું અને મોટો જબરો બળવાન સંઘ ખડો કરીને હિંદ દેશ, ચીન, જાપાન અને મધ્ય એશિયાને, (એટલે તે વખતના જગતના મોટા ભાગને) પોતાની વિચારસરણીમાં ખેંચી લીધા. ૨૪૦૦ વર્ષ પછી એક બિચારો બૌદ્ધ ભિક્ષુ ધર્માનંદ કોશાંબી બૌદ્ધ મંદિરો, વિહારો અને મઠોમાં રખડ્યો અને એક પણ અપવાદ સિવાય બધે ઠેકાણે માંસાહાર થતો જોયો!

બ્રહ્મચર્યપાલનનો નિયમ હોય છે ત્યાં તેનો અમલ કેવી રીતે થાય છે તેનો અનુભવ જાણીતો છે. મેં વીસ વર્ષ સુધી દાક્તરી કામ કર્યું છે અને અનેક સંપ્રદાયના સાધુઓ વિશે અનુભવો થયા છે પણ તેનો અર્થ એવો નથી કરવાનો કે મનુષ્યજાતિ સુધરે નહિ. હું એવું ચોક્કસ માનું છું કે મનુષ્યજાતિ ધીમેધીમે ઊંચી કક્ષાએ ચડતી જાય છે. અહિંસાની બાબતમાં હિંદીઓએ છેલ્લાં વીસ વર્ષમાં નવું વાતાવરણ પેદા કર્યું છે એમ કહેતાં હું અચકાતો નથી. પણ દરેક સુધારો કે પ્રગતિને જે મર્યાદા છે તે તરફ હું આંખમિંચામણાં કરવામાં માનતો નથી

વર્ગવિગ્રહ કે સર્વોદય એ બેમાંથી કયું ઉત્તમ છે એવો પ્રશ્ન પણ પૂછાય છે. એ પ્રશ્ન જ મોટો છે હું માનું છું કે વર્ગવિગ્રહની મારફત જ સર્વોદય થશે, તે મિત્રાચની વાત ગલત છે. સર્વોદયની વાતો આશ્રમોના બ્રહ્મચર્યના જેવી છે બહુ સારી, પણ એના ઉપર સમાજરચના થાય એટલી નક્કર નહિ.

* * *

એક દિવસ અમે ઠકરાતી ગામડાંમાં ગયા. સાબરમતી, મહી, નર્મદા ઈ. નદીઓના કાંઠા પર ઘણા ઠાકોરો વસે છે જ્યારે દેશમાં પુષ્કળ અંધાધુધી ચાલતી હતી ત્યારે "બળિયાના બે ભાગ"ના ન્યાયે કેટલાક લોકો થોડો પ્રદેશ પચાવી બેઠા. ધીમેધીમે ખર્ચ વધ્યા અને ઉદ્યમ ઘટ્યો. આજે એવા ઠાકોરો છે કે જે લેવાય તેટલું જમીન મહેસૂલ લે છે અને તે ઉપરાંત અનેક પ્રકારના કરવેરા નાંખે છે. પ્રજાના દરેક જાતના માણસો પાસે વેઠ લે છે. અમે એક ગામડે ગયા ત્યાં સાંભળ્યું કે ઠકરાણીએ એક દરજીને લોખંડના ગજથી ખૂબ ટીપ્યો હતો. આખી સવાર કામ કરાવેલું તેથી દરજી જમવા ચાલ્યો ગયો

પછી થોડો આરામ લીધો એટલે જગદબા ઠકરાણી ગુસ્સે થઈ ગયાં. પ્રજા એટલી બધી ભયભીત બની ગઈ છે કે કોઈ ઊંચે સ્વરે બોલે નહિ, ખરી વાત કરે નહિ. ઠાકોર કોઈ પણ પ્રકારનું કામ કરે નહિ અને હરામનું ખાય. આ અન્યાય કેટલાં વર્ષો સુધી ચાલુ રાખવો છે? પાંચ કે પંદર જમાના (જનરેશન) પહેલાં બળજબરી કરી હશે તે સિવાય એનો હક શું છે? એમ ધારો કે એના વડવાઓએ પ્રજાનું રક્ષણ કર્યું હતું; તે 'ખૂના' એ આજે સમાજને કેવી રીતે ઉપયોગી થાય છે?

* * *

હિંદભરમાં ૫૬૧ રાજસ્થાનો છે. કેટલાક ઠાકોરોનો આ સંખ્યામાં સમાવેશ થતો નથી, એટલે વીસ વર્ષ પહેલાં ૭૦૦ રાજસ્થાનો ગણાતા હતાં તે સંખ્યા ખરી હોવાનો સંભવ છે. આ રાજસ્થાનો શી રીતે અસ્તિત્વમાં આવ્યા એ પ્રશ્ન પૂછવાનો ન હોય એમ ડાહ્યા માણસો કહેશે. બ્રિટિશ સલ્તનત-સાથે તેમણે કોલકરાર, સંધિઓ, સનદો અને બીજા પ્રકારનાં લખાણો કર્યાં છે. સૂર્ય અને ચંદ્ર ટકશે ત્યાં સુધી આ ૭૦૦ રાજ્યો સહીસલામત ટકશે એમ ડાહ્યા માણસો કહે છે. ડાહ્યા માણસો 'જે છે તે'માં સંપૂર્ણ શ્રદ્ધા રાખે છે. ગાંડા માણસો આ કોલકરાર ઇત્યાદિને કાગળનાં ચીંથરા કહે છે.

દેશમાં નવું વાતાવરણ ફેલાઈ રહ્યું છે. નવા આદર્શો, નવા વિચારો આવ્યે જાય છે. તેને લીધે જૂની વ્યવસ્થા ઓગળતી હોય એવું જણાય છે વખતે જૂની વ્યવસ્થા વધારે મજબૂત પણ થાય છે. એ બન્ને પરસ્પરવિરોધી ફેરફારો સાથેસાથે થઈ રહ્યા છે.

પણ રાજાઓમાંથી કેટલાક સમજી ગયા છે કે આ યુગ પ્રજાબળનો છે. એક રાજાએ અંગ્રેજી પેપરમાં લખ્યું છે કે ફેડરેશન થયા પછી ૨૫ વર્ષ બાદ એક પણ દેશી રાજ્ય અસ્તિત્વમાં હશે નહિ. ફેડરેશનથી આવું પરિણામ આવશે એવું કહેવા હું તૈયાર નથી. રાજાની સંસ્થા ૨૫ વર્ષ જેટલા ટૂંકા સમયમાં નાબૂદ થશે એવું પણ કહેવાય નહિ, પણ રાજાઓની આપખુદ સત્તા અને તેમનું દરેક રીતે કઢંગું જીવન એ બન્ને બદલાઈ જશે એ વિશે લેશ માત્ર શંકા ન હોય.

રાજાઓ જેટલું ભાન ભૂલ્યા છે અગર ધર્મભ્રષ્ટ થયા છે તેટલું દેશનો કોઈ પણ વર્ગ ભૂલ્યો નથી. તેમનું મુખ્ય કર્તવ્ય પ્રજાનું રક્ષણ કરવાનું હતું તે કામ બ્રિટિશ સામ્રાજ્ય કરે છે. પ્રજાની વ્યવસ્થા કરવી અને તેને પ્રગતિને માર્ગે ચડાવવી એને માટે તેમની લાયકાત અને તાલીમ નથી. જેમનામાં બુદ્ધિ છે તેમનામાં ઇચ્છા નથી, અગર ભાવના નથી. રાજાઓ એવા ડરકુ થઈ ગયા છે કે સરકારથી બીએ છે, પ્રજાથી બીએ છે, પોતાના કુટુંબથી બીએ છે, નોકરોથી બીએ છે. નથી તેમને આત્મવિશ્વાસ કે નથી બીજામાં વિશ્વાસ. વ્યક્તિ તરીકે અને રાજા તરીકે તેમનું શું કર્તવ્ય છે તે પૂરું સમજતા નથી. હું ઘણાને ઓળખતો હતો, હજી થોડાં નવાં ઓળખાણ થાય છે. ઘણા સ્વચ્છંદ અને નીચવૃત્તિમાં તણાઈ જાય છે.

આ વર્ગના અસ્તિત્વ માટે હવે કારણ રહ્યું નથી. એ બોજારૂપ છે, નુકસાનકારક છે

* * *

નવા સેન્સસ રિપોર્ટમાં બાવન લાખ સાધુસંન્યાસી, ફકીર, રખડુ માણસો, રામજણીઓ, વારાંગના ઇત્યાદિને સાથે જ ગણ્યાં છે કે કેમ તે મેં જોયું નથી. એમને વિશે ઘણું કહેવાનું છે પણ તે વળી કોઈક વખતે.

## કવિ અને બુલબુલ

'कार्तिकेय'

અહીં પ્રેમી બુલબુલ
ગીતો ગાએ મીઠાં!
કળે ના એ, ભોળું ગુલ મધુર સ્વપ્નો મહીં રમે. ૧

*  *

લવે વીણા ગાને
કવિ કો' બાલાને
ગૂંજતા શબ્દોમાં, નિજ અકથ વાછા હૃદયની. ૨
પરંતુ જાણે ના
પૂછે ભોળી બાલા
કવિ કોને માટે દરદમય તારાં ગીત બધાં!* ૩

## કોલ્ટ્ઝોવ
[૧૮૦૯-૧૮૪૨]

પશ્ચિમ યુરોપમાં રંગદર્શી (Romantic) સાહિત્યની પ્રત્યાઘાતી અસરરૂપે વાસ્તવદર્શી (Realistic) સાહિત્ય જન્મ્યું. એ સાહિત્યપ્રવાહોની પરિવર્તનકારી અસર રશિયાના સાહિત્ય પર થઈ નથી. ત્યાંનુ સામાજિક જીવન જેવું કે ગુલામી પ્રથા (Serfdom) અને વ્યક્તિના સ્વતંત્ર વર્તન ઉપર સખત અંકુશ રાખતું છૂપાં મંડળોનું પ્રેરક રાજકીય વાતાવરણ—એમાંથી રશિયાનું સાહિત્ય પોષાએલું છે. ક્રાન્તિકારી પ્રવૃત્તિઓમાં રશિયાની તવારીખમાં પહેલો નોંધવાયોગ્ય બનાવ તે ૧૪મી ડિસેંબર ૧૮૨૫નો વિપ્લવવાદીઓનો નિષ્ફળ પ્રયત્ન. એ આખી પ્રવૃત્તિ 'ડિસેમ્બ્રિસ્ટ' ચળવળ તરીકે જાણીતી છે.

૧૯મી સદીના પાછલા ભાગમાં થયેલા પ્રસિદ્ધ નવલકથાકારોનાં વાસ્તવદર્શી ચિત્રણો માટે રશિયાના કવિઓએ વાતાવરણ તૈયાર કરી રાખ્યું હતું. પુશ્કિન જેવો રંગીલો કવિ

* રશિયન કવિ કોલ્ટ્ઝોવના *Nightingale*નો અનુવાદ.

એનાં મધુર ઊર્મિગીતો અને કથાકાવ્યોમાં વાસ્તવિકતા તરફ ઢળેલો છે. એની પહેલાંના કવિઓમાં કેન્ટામીર અને નીતિકથાઓથી જાણીતો કોઈ લોય તેમજ એની પછીના કવિઓમાં નીતિકથા (fables) અને 'ગોલોવલીએવ ફેમિલી' (Golovliev Family) નો લેખક સાલ્ટીકોટ (બીજું નામ શેડ્રીન) અને અત્યારના રશિયામાંએ જેની સ્મૃતિ તાજી રહેલી છે તે—'રશિયામાં સુખી અને સ્વતંત્ર કોણ?' (Who can be Happy and Free in Russia?) એ નામનાં લોકગીતોની ઢબથી લખેલા કાવ્યનો લેખક નેક્રાસોવ તેમજ અન્ય કવિઓમાંએ વાસ્તવિક જીવનથી દૂર એવું મુક્તગાન બહુ ઓછું સંભળાય છે.

કોલ્ટઝોવનો પિતા ઢોર અને ચરબી વેચવાનો ધંધો કરતો હતો. ખેડૂતજીવનની આશા-અભિલાષાનાં ગીતો એણે રચ્યાં છે. એના પિતાના નોકરોમાંથી એક સુંદર ગુલામકન્યા તરફ એ આકર્ષાયેલો, પરંતુ એના પિતાને ખબર થતાં એ છોકરીને રખડુ કોસક ટોળાંને વેચી દીધેલી. ત્યાં એના તરફના કઠોર વર્તનની અને છેવટે એના કરુણ મૃત્યુની ખબરથી એને ઘણો આઘાત પહોંચ્યો. અવારનવાર એ મોસ્કો જઈને રહેતો, પરંતુ ત્યાંના સાહિત્ય-જીવનની અસર હેઠળ લખેલાં કાવ્યો ગ્રામજીવનનાં કાવ્યો જેવાં સુંદર નથી.

ધાન્યનાં ભરેલાં ડૂંડાંવાળાં ખેતરોમાં કામ કરતી ખેડૂત કન્યા, તેનું પ્રણયજીવન કે વૃદ્ધ પતિ સાથે પરણાવેલી કોઈ બાળાની કથા એનાં કાવ્યોનું વસ્તુ છે. પવનવેગી તુરંગ પર બેસી બાજ પક્ષીની વેધક નજરે સાગરપાર કોઈ દૂર દેશમાં જઈ યૌવન શોધી લાવવાના અને ગ્રામકન્યાઓ આગળ યૌવનનો તનમનાટ બતાવવાના એને કોડ છે. પણ અરે! વીતેલાં યૌવન તરફ કોઈ માર્ગ લઈ જતો નથી અને આપણે માટે સૂર્ય કદી પશ્ચિમમાં ઊગતો નથી.

એના જીવનનાં છેવટનાં વર્ષો ગરીબી અને દુઃખમાં વીત્યાં. પુશ્કિનથી શરૂ થયેલો રશિયાના કાવ્યસાહિત્યનો પહેલો સુવર્ણયુગ કોલ્ટઝોવના મૃત્યુ સાથે પૂરો થયો.

# એક સૉનેટ

શામજી લવજી આલગિયા

## છોલાયેલા પગ

છોલાયેલા પગ નિરખીને મિત્રના, મિત્ર પૂછેઃ—
"પાડોશીની બદરી પરના બોર ખાવા ગયા'તા?
"ત્યાં જયેષ્ઠિકા કરમહીં ગ્રહી આવતો તે લહ્યા'તા?
"નાઠા ભૂસકે બદરી મૂકીને તેથી આવું થયુ છે?
"રાત્રે આશા દૂધની ધરી શીંકે ચડી મીંદડી કે?
"ટીપુ ના ત્યાં; ખીજીત થઈને, ફટ્ફટ્ટોફ્ફ્ટ તેણે
"પાડયા પ્યાલા ખડભડ નીચે તેહથી ઝબકી જાગી,
"મુઠ્ઠી વાળી કડકડતી મૂકી તહીં દેશ વાગી?
"કે સંધ્યાએ જરીક ફરવા બાગ વિક્ટોરિયામાં,
"જાતાં; ત્યાં કો તરુણ યુવતી આપશું મોહ પામ્યાં.
"ઝાલ્યો છેડો લલિત કરથી કોટનો તે વછોડી
"બ્હેબાકળા ભયભીત થઈને નાસતાં આંખો મીંચી આ ચરણ છોલાણા?"

"ઇચ્છા કીધી, વિચરું જરી સાહિત્યનાં ક્ષેત્રમાં, મેં;
"ત્યાં ઠેલામાં બહુ જ કવિતા આથડી તેનું આ છે."



વિવક્ષિત ઉચ્ચાર દર્શાવવા માટે કેટલાક વિદ્વાનો ગરીબ બિચારી માત્રાને આમ શીર્ષાસન કરાવે છે. એ દૃશ્ય ખરેખર કરુણા અને કંપારી ઉપજાવે એવુ છે. મને એક દિવસ સ્વપ્નામાં કરોડો અવળી માત્રાઓની પરિષદ દેખાઈ. એ પરિષદે એવો ઠરાવ કર્યો કે અમને ઊંધે માથે કરવામાં જે જે વ્યક્તિ જવાબદાર નીવડી હોય અને ભવિષ્યમાં નીવડે તેને સ્વર્ગમા ઊંધે માથે લટકાવવા પછી એ ઠરાવ તેઓએ ઈશ્વર તરફ મોકલી આપવાને પ્રમુખને સત્તા આપી, જોકે હું સ્વર્ગમાં જવાની ઇચ્છા રાખતો નથી, પરંતુ બીજાને ચેતવણી મળે તેટલા સારુ આ જાહેર કરવું એ હું મારી ફરજ સમજું છું. ખૂન કરનારને પણ ઊંધે માથે લટકાવવાનું કાયદો કહેતો નથી. આપણને જ કોઈ ઊંધે માથે લટકાવે તો કેવુ થાય?

એ કરતાં બિચારું હ્રસ્વાઉ જે હમેશાં નીચે ધૂળમાં રગદોળાય છે તેને જ જરા ઉચ્ચ સ્થાન આપીને મેં સૉનેટમાં બેસાર્યું છે તેમ બેસાર્યું હોય તો આપણો અર્થ સરવા ઉપરાંત હ્રસ્વાઉની આપણે હાથે ઉન્નતિ થાય અને બિચારી માત્રા તેની યાતનામાંથી છૂટે.

છન્દ છે સપુચ્છમંદાક્રાન્તા. કોઈપણ એક લીટી કોઈ પણ જાતનાં પદ્યનાં બંધન વિના કુદરતી રીતે જેમ સ્ફૂરે તેમ મૂકી દેવી અને બાકીની બધી લીટીઓ મંદાક્રાન્તામાં મૂકવી એ નવો છન્દ યોજીને તેનું નામ આપું છું ઉપર પ્રમાણે. આવી રીતે હરકોઈ છન્દ સપુચ્છ બનાવી શકાશે. એટલું જ નહિ પણ એવી એકને બદલે બે કે વધુ લીટી રાખી સદ્વિપુચ્છ, સત્રિપુચ્છ, સબહુપુચ્છ એમ અનેક નવા છન્દ યોજી શકાય. કમમાં કમ એક લીટી છન્દમાં રાખવી જોઈએ અને બાકીની છન્દ વગર રાખી શકાશે.

કવિઓ નવા છન્દો કેવી રીતે શોધી કાઢે છે તેનો થોડો ઇતિહાસ જાતઅનુભવથી કહું તો તે શું અસ્થાને છે? જેને અસ્થાને લાગે તેને ભલે લાગે. હકીકત એમ બની કે એક દિવસ કંઈ કામ નહિ હોવાથી વિચાર્યું કે લાવને કવિતા કરું. હાલના જમાનામાં સૉનેટ ઊંચું કાવ્ય ગણાતું હોવાથી તેમ જ તે જરા ટૂંકું હોવાથી ફાવશે એમ ગણી સૉનેટ જ રચવું એમ નક્કી કર્યું. મંદાક્રાન્તા સિવાય બીજો કોઈ છન્દ આવડતો નહિ હોવાથી તેને જ પકડયો. તે દિવસે તો એક જ લીટી મહા મુસીબતે બની. બીજી ત્રણ લીટી બનાવતાં તેર દહાડા લાગ્યા. પછી તો બસ એ સૉનેટ પૂરું કરવાની લહે લાગી. હાલતાંચાલતા, નહાતાં-જમતાં મનમાં એ સૉનેટની પંક્તિઓ જ ગોઠવવાનો પ્રયત્ન કર્યું. તેમ કરીને અને કંઈક ધંધાનું કામ પડતું મૂકીને ૧૨મી લીટી સિવાયનું સૉનેટ ચૌદ લીટીનું ચૌદ અઠવાડિયાને અંતે તૈયાર કર્યું. રહી માત્ર એક બારમી લીટી એ બારમી લીટીમાં દબાવવાની ઊર્મિ એટલી જોસભેર ઊછળવા લાગી કે તેને મંદાક્રાન્તાના સત્તર અક્ષરોમાં પાંચસાત શ્રુતિભંગ કરીને પણ દબાવવાનો પ્રયાસ દસ દિવસ કર્યો પણ વ્યર્થ! આખી કડી ફેરવીને ગોઠવું. પહેલી લીટી દબાવું તો ત્રીજી લીટી પૂંછડું કાઢે. ત્રીજી લીટી દબાવું તો બીજીને શિંગડું નીકળે. પછી વિચાર કર્યો કે બારમી લીટી કોઈ વધુ શબ્દો સમાઈ શકે તેવા લાંબા છન્દમાં મૂકવી અને પછી કાવ્યના છન્દને મિશ્રમંદાક્રાન્તા કે મંદાક્રાન્તા-અમુક તમુક એવું નામ આપવું. પરંતુ એવો કોઈ લાંબો છન્દ પિંગળમાંથી શોધીને શીખતાં બહુ વાર લાગે અને ચારચાર મહિનાના અરધા ઉજાગરાને અંતે માણસની ધીરજ ખૂટે એ સ્વાભાવિક છે. વળી ઊર્મિ જેવી ચપળ વસ્તુ ક્યારે પાછી સરી જાય તેનું કંઈ કહેવાય નહિ. એમ બને તો સૉનેટ સદાને માટે ખાંડું રહી જાય. સૌથી સરલ રસ્તો એ સૂઝયો કે બારમી લીટીને સ્વાભાવિક રીતે જેમ આવે તેમ છન્દના બંધન વગર મૂકી દેવી અને એ રીતે નવો છન્દ સૂઝયો. પછી તો મને એ જ નવાઈ લાગી કે આ બુદ્ધિ મને અગાઉ કેમ સૂઝી જ નહિ? કારણ કે એમ બન્યું હોત તો હું આ એક જ લીટી આવી રીતે મૂકી છે તેને બદલે વધુ એમ ગોઠવી શકત અને મહેનતનો ઘણો જ બચાવ થાત. પણ પ્રેરણા જેવી વસ્તુ છે તેની પ્રતીતિ તો આથી મળશે જ. જેને ન મળે તેને કાવ્યની ગતાગમ નહિ.

આ મારા નવા છન્દની વિશિષ્ટતા એ છે કે તેમાં અદ્ભુત ધ્વનિ અને અપૂર્વ પ્રવાહીપણું અને સુગમતા આવે છે. ઊર્મિ એ એવું સ્થિતિસ્થાપક જોરદાર પ્રવાહી છે કે તે હમેશાં છન્દના બન્ધો તોડી વછોડીને બહાર ઢળી જવા પ્રયત્ન કરે છે. તેને છન્દમાં જકડવું એ જ ધ્યેય. તો જકડાય તેટલું જકડવું અને તેમ કરતાં ઢળી જાય તે એકાદ કરી આ છન્દ વગરની લીટીમાં જેમ ઢળે તેમ ઢળવા દેવું. જોકે છન્દો એટલા બધા છે કે આ વધેલું

પ્રવાહી છન્દ વગરની લીટીમાં જેમ ઢળે તેમ ઢળવા દેતાં પણ કોઈ પણ એકાદ છન્દમાં ગોઠવાઈ જાય. તોપણ, કંઈ ખાસ હરકત નહિ. કારણ કે તેવે સમયે ઇશ્વરેચ્છા બલિયસી.

જોકે આ બારમી લીટી આમ મૂકી તેને બદલે તેની બે લીટી કરીને બંને મંદાક્રાન્તામાં મૂકી હોત તો ચાલત. પણ તેમ કરતાં કાવ્ય થાત પદર લીટીનું. અને મારું ધ્યેય હતું ચૌદ લીટીનું સૉનેટ. જોકે આ વાંધાને એ નવી રચનાને 'સપુચ્છ-સૉનેટ' એવું નવું નામ આપીને નિવારી શકાત. પણ તેનાં કરતાં ઉપલી યોજનામાં વધુ લાભ. અને કાવ્યમાં તો જેમ થયું અને સ્ફુર્યું તે ખરુ.

સૉનેટમાં પ્રાસ ઘણી રીતના થાય છે. જિજ્ઞાસુએ પિંગળમાં જોઈ લેવા. મેં अबबअ, अबबअ, कडफ, कडफ એમ પ્રાસ મેળવવા ધાર્યું હતું. પહેલી ચાર લીટીના પ્રાસ જોવાથી એ જણાશે પરતુ એ પ્રાસ મેળવતાં જે માથાકૂટ પડી તેથી તો મેં એમ જ નક્કી કર્યું કે સૉનેટ માટે તો ઉત્તમ પ્રાસ अबकडइफगहजलमनओप જ છે. જોકે આ રચનામાં એ આદર્શ પણ સધાયો નથી. કારણ કે અરધું કાવ્ય રચ્યા પછી સૂઝ્યો. છતાં દરેક કડીમાં જુદી-જુદી જાતના પ્રાસ છે તેથી પ્રાસવૈચિત્ર્ય સારું સધાયું છે તે તો દુશ્મનો પણ કબૂલ કરશે.

લીટી સાત' કોઈ એમ કહે કે શીંકામાં તો પ્યાલાની સાથે તપેલીઓ, થાળીઓ, છીબાં અને કંઈ નહિ તો પ્યાલાની વહુઓ રકાબીઓ તો હોય જ. અને કવિ એકલા 'પાડયા પ્યાલા' એમ કહે તે ખોટું છે. તેઓને જવાબ જે કવિતા તો સૂચનાત્મક કલા. તેમાં મા કહેવાથી માશી સમજી લેવાનું. છોકરાંની મા પણ સમજાય. પ્યાલા કહેવાથી બીજી વસ્તુઓનું સૂચન આવી ગયું. એમ સૂચનથી ન સમજે તેને માટે કવિતા નથી.

કાવ્યમાં પણ મોરો ભાગ સૂચનાથી પતાવી દેવામાં આવ્યો છે. વાત એમ બની કે મિત્ર अએ પોતે જે શરમજનક કાર્ય કરીને પોતાના પગ છોલ્યા હતા તે દુનિયા ન જાણે એ હેતુથી તે પોતાની ત્રીજી મેડીએ છત્રીપલગ પર પગ પર ગોદડું ઢાંકીને સૂતા હતા. પણ તેમનાં અને મારાં કમનસીબે ત્યાં મિત્ર ब આવી ચડયા. શું છે? કેમ સૂતા છો! આવી ગરમીમાં કેમ ઓઢયુ છે? એવા સવાલો પૂછયા. પણ કંઈ નથી; સહેજ, ભૂલથી ઓઢયુ છે એવા જવાબો મળ્યા. એટલે મિત્ર बએ કપડું ખેંચી લીધું અને મિત્ર अનુ છોલાયેલુ ચરણયુગ્મ દશ્યમાન થયું. શાથી થયું એમ પૂછ્યુ; ફરી ફરીને, ફેરવીફેરવીને પૂછયુ, પણ મિત્ર अએ પોતે જે અણછાજતું કાર્ય કર્યું હતું તેનાથી શરમાઈને કંઈ ઉત્તર આપ્યો નહિ. જેથી મિત્ર बએ એક પછી એક અનુમાનો કરવાનું શરૂ કર્યું. જેથી સાચુ અનુમાન આવે ત્યારે મિત્ર अને ફક્ત 'હા' એટલું જ કહેવાનું રહે. 'હા' એવો પ્લુત ઉચ્ચાર કરવાનો શ્રમ ન લેવો હોય તો 'હું' કહીને પણ જણાવી શકે.

મિત્ર बએ આશરે પાંચસો અનુમાન-સવાલ પૂછયા. પણ મિત્ર अ એકેયના જવાબમાં નાકમાંથીયે 'હ' ન બોલ્યા. મિત્ર ब સાચા અનુમાન પર આવશે નહિ અને ખોટાં અનુમાનો કરવાનું યાંવચ્ચન્દ્રદિવાકરૌ મૂકશે નહિ એમ જ્યારે મિત્ર अને લાગ્યું ત્યારે તેણે પોતાની સઘળી શરમ અને આળસ ખંખેરીને જણાવ્યુ કે, "હે ભાઈ, સાહિત્યક્ષેત્રમાં જરા ફરવા જવાનું આજે મન થયું ત્યાં એટલી બધી કવિતાઓ ઠેલે ચડી કે આ પગ છોલાઈ ગયા."

એ પાંચુસો સવાલો, આગળનું અને પાછળનું, મિત્ર ક્ષની દયાજનક સ્થિતિ, મિત્ર ક્ષનો રહસ્ય જાણવાનો ઉત્સાહ, વગેરે વગેરે પારાયણ કાવ્યમાં ન મૂકતાં ફક્ત ત્રણ લાક્ષણિક સવાલોથી પતાવ્યુ છે. કારણ કે ફરીફરીને કહું છું કે કવિતા તો સૂચનાત્મક કલા.

આમ આ વિષય છે મહાકાવ્યને યોગ્ય. મહાકાવ્ય જેટલું વસ્તુ, સામગ્રી અને સામર્થ્ય તેમાં છે. પરંતુ મહાકાવ્ય લખવા બેસું તો બાયડી છોકરાં રઝળી પડે! અને તોય આ જિંદગીમાં તે પૂરું થાય નહિ અને મિત્ર ક્ષના પગ છોલાયા પણ મારુ તો ભેજું જ છોલાઈ જાય. માટે નહાયા તેટલું પુણ્ય અને થઈ તેટલી કવિતા.

શુદ્ધિઃ—આ લેખમાં જ્યાં જ્યાં 'સોનેટ' શબ્દ આવે છે ત્યાં ત્યાં તે શબ્દમાં ે માત્રાની જગ્યાએ ૅ હ્રસ્વાઉ મૂકવામાં આવ્યું છે તેમ સમજવું.

---

# વિરહના ધખારા

'સરોદ'

[ વસંતતિલકા ]

દેવી, યુગોથી તુજ આત્મની ઝંખનામાં,
તારાં અપ્રાપ્ય ઉરને ઉછરંગ સૂવા,
સંધ્યાતણાં અરત નિર્મળ તેજ-આંખે
તારાં મધુર સુણવા ગીત મેં નિચોવી
મારી કળા સકળ; ને હજુ યે નિચોવું.
પ્રત્યેકને પૂછ તું ફૂલની પાંદડીને,
એકેક પૂછ તૃણને "તુજ કાનને શું
ગુંજ્યો છકેલ ગીત આ દિલશૂન્ય મૂઢ?"
ને તે કદિ નવ વદે "તુજ વ્હાલ ગીતો"
તો ચાંપજે હૃદયમાં દવના ધખારા.
અને જહીં ન લવલેશ જ દોષ મારો
—જો ચાહવી પ્રિયતમા નવ દોષ હોયે—
તો ક્રૂર શી હૃદય ઓગળતી, નગેરી,
અગ્નિદયે પ્રજળતી, વિષપાઈ શિક્ષા?



# સર્જન

બલદેવ મહેતા

આશાઘેલું હૃદય ધબકે શબ્દમૌક્તિક ગોતે,
ઉત્કંઠે એ અધીર થઈને ચક્ષુથી* વિશ્વહેરે.
શોધી કાઢે ખૂણ ખૂણ મથી સત્ય કે પુસ્તકોથી,
ત્યારે થાક્યાં હૃદયમહીં કાં જાગતી બીક મોટી?
આકાશે જે શબ્દ લખિયા તેજના તે ઉકેલી,
અશ્રો કેરા પથ નિરખતી વિશ્વનાં ચિત્ર જોતી.
આંખો મારી ચમકભરી જ્યાં નર્તતી'તી વિલાસે,
શંકા જાગે મરી જઉં; હવે ગીત આ કોણ ગાશે?
ગૂથી મૂકી કડી કડી બધી શબ્દબ્હોણી અધૂરી,
ક્યારે એને મૂકીશ ગરવા ગીતમાં હૈયુ ખોલી!

卐

શબ્દો તૂટે મુજ હૃદયના ભાવ જ્યાં સૌ વછૂટે,
માગ્યા વિના શબ્દ વરસે ભાવના ત્યાં જ ખૂટે.
શું કહેવું જ્યાં રમઝટ કરે માઘ વૃષ્ટિ કવેળા,
વર્ષામાંહી ગગન રમતાં વાદળાં હોય કાળાં?
દૂરે દૂરે નિધન–હયના ડાબલા કર્ણ ગાજે,
પાસે આવે ત્યમ ત્યમ હવે પ્રાણ ઝંખે, પુકારે.
શું ગાયુ? શું જીવનધનને વાવર્યું? શું કર્યું મેં?
એવા પ્રશ્નો અગણિત મળેઃ પૂછનારું અગમ્ય.
શું કહેવું જે અણઘડી અરે! થાઉં અસ્તિત્વહીન,
જીવ્યામાં શું? મરણમહીં શું? ગધ્યમાં શું હું દીન?

ભીંતો જૂની; જગત મહીં ખંડેરમાં શું પડેલ ?
એમાંથી હું સરજન કરું, વિશ્વના ભવ્ય મ્હેલ.
રહેવું થોડું: પળ પળ જતી પાંપણોનાં હલ્યામાં,
આશાવ્હોણું જીવન જીવવાં એથી તો મૃત્યુ મીઠાં.
ચારે કોરે મનુજ વમળે આંધળો–ભીંત થૈને,
ખંડેરોમાં ભટકી ભટકી ભૂલતો માર્ગ સાચો.
ને જ્યાં એરી પવન ફૂંકતો, પાણી ગંદું અને સૌ,
સત્ત્વો સાચાં જીવન રગનાં, ના મળે ત્યાં ભરાતો.
તીણી ચીસો હરદમ ઉઠે, માનવી ત્યાં મુંઝાતો,
એનાં ગીતો મૂકી શકીશ હું પન્થમાં પુષ્પ જેવાં.

卐

જીવ્યું મારું કવન ન જ હો, જીવ્યું તે જીવવાનું,
શ્વાસેશ્વાસે સરજન હજો, ભવ્ય કો, કાવ્યકેરું,
ક્યારે આવે પ્રતિક્ષણ તણી જાગૃતિ સ્ફૂર્તિ દાન,
આદેશોને ઝડપ દઈને ઝીલવા હૈયું નાચે.
ભીંતો જૂની પડું પડું થતી, પાડી નાખું હવે તો,
ને એમાંથી મનુજ બચશે; એ જ છે કાવ્ય મારું.
આવે છોને નિધન હમણાં, જાળવ્યું જીવવાનું;
તો શાને ઓ હૃદય ! તુજને દીન લેખી રડે તું ?
ગંભીરું ને જીવન ગરવું ગીત આવું મળ્યું જો,
શબ્દો ફૂટેઃ કદિ નવ ફૂટેઃ તો ય એ ગીત સાચું.

# શ્રીમતી નાથીબાઈ દા. ઠા. મહિલા વિદ્યાપીઠ

શ્રી ચીમનલાલ ચકુભાઈ
એમ. એ., એલએલ. બી. સોલિસીટર

કર્વે યુનિવર્સિટીને નામે વિશેષ જાણીતી આ વિદ્યાપીઠને વિષે કેટલીક માહિતી આપવાનો આ લેખનો આશય છે. સર વિઠ્ઠલદાસ ઠાકરસીના ટ્રસ્ટીઓ સાથેના મતભેદને લઈને યુનિવર્સિટીને કોર્ટનો આશ્રય લેવાની ફરજ પડી હતી. સદ્‌ભાગ્યે, સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓની ઉદારતાથી અત્યંત શુભ અને બન્ને પક્ષને શોભે તેવી સમાધાની થઈ ગઈ છે. તે સંબધી છૂટીછવાઈ હકીકતો વર્તમાનપત્રોમાં દરેકે વાંચી હશે, પણ ગુજરાતે આ સંસ્થાને સારી રીતે જાણવાની જરૂર છે. આ વિદ્યાપીઠ સંબધી ગુજરાતીઓમાં કેટલીક ગેરસમજૂતી ફેલાયેલ છે તે દૂર થવાની પણ જરૂર છે.

### વિદ્યાપીઠની સ્થાપના

પ્રો. કર્વે ૧૮૯૬ની સાલથી પૂનામાં એક વિધવા આશ્રમ ચલાવી રહ્યા છે અને તેને અંગે સ્ત્રીકેળવણીના વિષયનો તેમણે ખાસ અભ્યાસ કર્યો છે. પ્રો. કર્વે સુધારક છે અને સ્ત્રીઓની સ્થિતિ સુધારવા અર્થે જ પોતાનું જીવન અર્પણ કર્યું છે. ૧૯૧૫માં એક મિત્રે જાપાનની સ્ત્રી વિદ્યાલયની એક પત્રિકા તેમના હાથમાં મૂકી અને તે પત્રિકા આ સ્ત્રી વિદ્યાલય સ્થાપવાની નિમિત્ત બની. ૧૯૧૫ની સુધારા પરિષદના પ્રમુખસ્થાનેથી તેમણે પોતાના વિચારો રજૂ કર્યા, અને સાચા સુધારકને છાજે તેવી શ્રદ્ધાથી, ખંતથી અને ઉત્સાહથી પોતાની યોજના ઘડી કાઢી, તેને માટે સહાયકોની સંહાનુભૂતિ મેળવી. સર રામકૃષ્ણ ભાંડારકર અને ડૉ. પરાંજપે જેવાનો સાથ મળતાં એક કામચલાઉ સમિતિ નીમી બંધારણ ઘડ્યુ, અને પાચ માસમા તો આ વિદ્યાપીઠની સ્થાપના કરી. વિધવાશ્રમને અંગે તેઓ એક સ્કૂલ ચલાવી રહ્યા હતા તેને આ વિદ્યાલયના આશ્રય નીચે મૂકી દીધી અને પ્રથમ Entrance (પ્રવેશક) પરીક્ષા લઈ, ચાર વિદ્યાર્થિનીઓથી એક કૉલેજ શરૂ કરી.

સરકારી પ્રમાણપત્ર કે મોટા સ્થાયી ફંડની પરવા કર્યા વિના, પોતાના આદર્શમા પૂર્ણ શ્રદ્ધા રાખી, તેમણે આ વિદ્યાપીઠ સ્થાપી અને તે વખતે હવાઈ કિલ્લા જેવી લાગતી એક મહાન સંસ્થાની શરૂઆત કરી. વિધવાશ્રમના કાર્યકર્તાઓએ પૂરતો સાથ આપ્યો અને કામચલાઉ બંધારણ તેમજ સેનેટ તૈયાર થયાં.

### ઉદ્દેશો

વિદ્યાપીઠના ઉદ્દેશો નીચે મુજબ નક્કી કર્યાઃ

(૧) માતૃભાષાદ્વારા સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવું;

(૨) પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનાં ધોરણ નક્કી કરી, તેવું શિક્ષણ આપતી

સંસ્થાઓ સ્થાપવી, તેને મદદ કરવી અને વિદ્યાપીઠના આશ્રય નીચે લેવી તેમ જ સ્ત્રીઓને અનુકૂળ અને તેમની જરૂરિયાતો પૂરી પાડતા શિક્ષણક્રમો નક્કી કરવા;

(૩) પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માટે સ્ત્રીશિક્ષિકાઓ તૈયાર કરવી;

(૪) પદવીઓ આપવી વગેરે.

સ્ત્રીકેળવણી માટે સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપવાનો હિંદુસ્તાન માટે આ પ્રથમ અને હજી સુધી એક અને અનન્ય પ્રયોગ છે. સ્ત્રીશિક્ષણની ભાવના સમાજમાં ઘણી વ્યાપક જ હતી તેવે સમયે સ્વતંત્ર સ્ત્રીવિદ્યાલયની સ્થાપના કરવામાં પરમ શ્રદ્ધા અને સાહસ રહેલાં હતાં. સ્ત્રીશિક્ષણની હિમાયત કરવી પડે એવો સમય હવે નથી રહ્યો છતાં પણ હજી સ્ત્રી-કેળવણીનો પ્રચાર કેટલો ઓછો છે તેનો પૂરો ખ્યાલ આપણને નથી ભાઈબહેન વચ્ચે, સ્ત્રીપુરુષ વચ્ચે, માતા અને પુત્ર વચ્ચે, જે ઊંડો અને વ્યાપક સાંસ્કારિક ભેદ છે તે દૂર ન થાય ત્યાં સુધી સમાજની પ્રગતિ અશક્ય છે. સમાજનું અર્ધું અંગ પક્ષાઘાતી અને આંધળું હોય, પ્રગતિને સાનુકૂળ તો નહિ પણ તેનું રોધક હોય, તેવા સંજોગોમાં સમાજની ઉન્નતિ કેમ થાય ?

આ વિદ્યાપીઠના બંધારણમાં ખાસ ધ્યાન ખેંચે તેવાં બે લક્ષણો છે. (૧) માતૃભાષા-દ્વારા કેળવણી; અને (૨) સ્ત્રીઓને અનુકૂળ શિક્ષણક્રમ. સદ્ભાગ્યે હવે સમય એવો આવ્યો છે કે જ્યારે માતૃભાષાદ્વારા કેળવણી આપવાના સિદ્ધાંતનો સ્વીકાર થયો છે. બીજી કોઈ વિદ્યાપીઠમાં એ સિદ્ધાંત સ્વીકારાયો નહોતો તે સમયે પ્રો. કર્વેએ દૂરંદેશ અને સાચા કેળવણીકારને છાજે તેવી દૃષ્ટિથી આ સિદ્ધાંત સ્વીકાર્યો હતો. પરભાષાદ્વારા કેળવણી લેવાથી જે માનસિક અને બૌદ્ધિક તેજોવધ થાય છે અને સમયનો દુર્વ્યય થાય છે તે હવે તો પુરવાર કરવાનું રહ્યું નથી.

આ વિદ્યાપીઠનું બીજું વિશિષ્ટ લક્ષણ તે સ્ત્રીઓને અનુકૂળ એવો શિક્ષણક્રમ અને કેળવણીનું ધોરણ. સહશિક્ષણ અને સમાનતાના આ યુગમાં આવી સંસ્થા માટે કાંઈક ગેર-સમજૂતી રહે તે સંભવિત છે. સહશિક્ષણનો વિષય હું ચર્ચવા નથી માગતો. એટલું જ કહેવું બસ છે કે હિંદુસ્તાનની અત્યારની પરિસ્થિતિ જોતાં બન્ને જાતની સંસ્થાઓ માટે પૂરતો અવકાશ છે, અને તેવી સંસ્થાઓમાં કાંઈ વિરોધ હોવાની જરૂર નથી. આપણા સમાજમાં લગ્નવય સામાન્યપણે ૧૫-૧૬ વર્ષ હોય છે. આપણી કન્યાઓમાંથી ૯૯ ટકા લગ્ન કરી ગૃહિણીપદ—માતૃત્વ—સ્વીકારશે. રૂઢિને આધીન આપણા સમાજમાં સહશિક્ષણ સામે અત્યંત અવિશ્વાસ છે. સ્ત્રીને પુરુષની પ્રતિકૃતિ બનાવવી અને પુરુષના દરેક ક્ષેત્રમાં હરીફાઈ કરતી કરવા જેવી સમાનતાના સિદ્ધાંતો જે દેશોએ સ્વીકાર્યા છે ત્યાં પણ હવે ફેરફાર થઈ રહ્યો છે. તેવા સંજોગોમાં સ્ત્રીઓને આદર્શ ગૃહિણી અને માતા બનાવે, સંસ્કારી અને કેળવાયેલી બનાવે, પતિની સાચી સહધર્મચારિણી બનાવે અને સમાજનું જવાબદાર, મદદનીશ અને ચેતનવંતું અંગ બનાવે એવી સંસ્થા આવશ્યક છે, તેને માટે સમાજમાં પૂરતું અને માનભર્યું સ્થાન છે.

### શિક્ષણક્રમ

શિક્ષણક્રમ અને શિક્ષણમાર્ગ ઉપરના આદર્શોને અનુરૂપ ગોઠવવામાં આવ્યા છે. પ્રવેશ-પરીક્ષા પછી ત્રણ વર્ષમાં પૂરો થાય એવો ગૃહિતાગમા પદવીનો અભ્યાસક્રમ છે. સ્વભાષા (ગુજરાતી અથવા મરાઠી), ઇતિહાસ, અંગ્રેજી, અર્થશાસ્ત્ર, રાજ્યબંધારણો, પદાર્થવિજ્ઞાન, જીવવિદ્યા, આરોગ્ય, માનસશાસ્ત્ર, બાળમાનસ, સમાજશાસ્ત્ર, વગેરે વિષયો ફરજિયાત છે. તે સિવાય ઘણા ઐચ્છિક વિષયો છે. પાંડિત્ય અથવા કોઈ એક વિષયમાં નિષ્ણાતતા કરતાં સામાજિક જીવન અને ગૃહજીવનને લગતા સર્વ વિષયોનું સામાન્ય જ્ઞાન અને સંસ્કારિતા કેળવવા પ્રત્યે વિશેષ લક્ષ આપવામાં આવે છે. તદુપરાંત સંગીત, ચિત્રકળા, ભરતગૂંથણ વગેરે લલિતકળાઓનું શિક્ષણ ખાસ આપવામાં આવે છે. એક ભ્રમ દૂર કરવાની જરૂર છે. સામાન્ય એવી માન્યતા છે કે આ વિદ્યાપીઠમાં અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું જ ઓછું આપવામાં આવે છે. અંગ્રેજી ત્રણે વર્ષ માટે ફરજિયાત વિષય છે અને સામાન્યપણે ત્રણ વર્ષ દરમ્યાન અંગ્રેજીનું જ્ઞાન ઘણું સારું મળે છે. અલબત્ત, અંગ્રેજી ભાષાને જે સ્થાન સરકાર-સન્માનિત વિદ્યાપીઠોમાં છે તે આ વિદ્યાપીઠમાં નથી જ, પણ તે સિવાય અંગ્રેજી પુસ્તકો સરળતાથી વાંચી સમજી શકે તેટલું જ્ઞાન તો જરૂર મળી રહે છે.

### સર વિઠ્ઠલદાસની સખાવત

૨૧મી જૂન ૧૯૨૦નો દિવસ આ વિદ્યાપીઠ માટે અને સારાય ભારતવર્ષ માટે સુવર્ણનો દિન છે. તે દિવસે સર વિઠ્ઠલદાસે, કેટલીક શરતોએ, આ વિદ્યાપીઠને રૂ. ૧૫ લાખની મહાન સખાવત કરી તેમનાં માતુશ્રી શ્રીમતી નાથીબાઈનું નામ અમર કર્યું. સ્ત્રીકેળવણી માટે આવું ભવ્ય દાન અનન્ય છે. સર વિઠ્ઠલદાસ સાચા સમાજસુધારક હતા, સ્ત્રીકેળવણીના અત્યંત પ્રેમી હતા. પોતે જાપાનની મુસાફરી દરમ્યાન જાપાન સ્ત્રી-વિદ્યાલયનો કાર્યક્રમ જોઈ તેમની સ્ત્રીકેળવણીની ભાવના મક્કમ થઈ અને જાપાનથી પાછા આવ્યા પછી તુરત જ પ્રો. કર્વે સાથે જરૂરી વિચારની આપલે કરી પોતાની સખાવત જાહેર કરી.

### કાર્યવિસ્તાર

આ મદદથી વિદ્યાપીઠનું કામકાજ સ્થિર અને વ્યાપક બન્યું. રૂ. ૫૨,૫૦૦ની સ્થાયી આવકની ખાતરી સાથે વિદ્યાપીઠે પોતાના બંધારણમાં ઘટતો ફેરફાર કરી, પોતાની શિક્ષણસંસ્થાઓ વધારવાનું શરૂ કર્યું. પુનાની હાઈસ્કૂલ તથા કૉલેજ, મુંબઈની હાઈસ્કૂલ, અધ્યાપિકાશાળા, વગેરે સંસ્થાઓ વિદ્યાપીઠ પોતે ચલાવતી અને અન્ય શાળાઓ જે વિદ્યાપીઠના આશ્રય નીચે આવી તેને મદદ કરવામાં આવતી. કેટલીક શાળાઓને સરકારી મદદ પણ મળતી હતી. મુંબઈમાં વનિતાવિશ્રામને સારી ગ્રાન્ટ આપી તેમાં વિદ્યાપીઠ માટે જ વિદ્યાર્થિનીઓ તૈયાર કરે તેમ વ્યવસ્થા કરવામાં આવી. ૧૯૩૧માં મુંબઈમાં કૉલેજ માટે થોડી રકમ ફાજલ પાડી તેને પરિણામે મુંબઈમાં કૉલેજની શરૂઆત થઈ.

### સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓ સાથે મતભેદ

૧૯૩૨ના ફેબ્રુઆરીમાં મતભેદને કારણે સર વિઠ્ઠલદાસ ટ્રસ્ટીઓએ રૂ. ૫૨,૫૦૦ની વાર્ષિક મદદ બંધ કરી. ઉપરથી વિદ્યાપીઠે કોર્ટનો આશ્રય લીધો. સદ્‌ભાગ્યે બન્ને પક્ષને

માનભરી અને મૂળ ઉદ્દેશને વિશેષ બર લાવે એવી સમાધાની ગયા એપ્રિલ માસમાં થઈ ગઈ. તે સમાધાનીની મુખ્ય શરતો નીચે મુજબ છે:

(૧) સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓએ રૂ. ૧૫ લાખની કિંમતની ૩½ ટકાની સરકારી નોટો સાત વરસની અંદર ખરીદી વિદ્યાપીઠ માટે જુદી રાખવી;

(૨) તે રકમ વિદ્યાપીઠને સોંપાય નહિ ત્યાં સુધી દરવર્ષે રૂ. ૫૨,૫૦૦ તે રકમના વ્યાજ તરીકે તેઓને નિયમિત આપવા;

(૩) છેલ્લી ત્રણ વર્ષની બંધ રહેલ વાર્ષિક મદદની કુલ રકમ રૂ. ૧,૬૫,૯૧૬ સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓએ વિદ્યાપીઠને આપવી અને તે રકમ વિદ્યાપીઠે ૧૭ એપ્રિલ, ૧૯૩૭ સુધીમાં મુંબઈમાં કૉલેજ અને વિદ્યાપીઠની ઑફિસો માટે મકાન બાંધવામા વાપરવી;

(૪) વિદ્યાપીઠની ઑફિસ ૧લી જાનેવારી, ૧૯૩૬થી મુંબઈમાં લાવવી;

(૫) વિદ્યાપીઠ નીચે લખી ત્રણમાંથી કોઈ પણ શરત પૂરી કરે ત્યારે સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓએ રૂ. ૧૫ લાખની સરકારી નોટો વિદ્યાપીઠને સોંપી દેવી·

ક વિદ્યાપીઠ સરકારી પટ્ટો (Charter) મેળવે; અથવા,

ખ સરકાર પાસેથી એવું બીજુ પ્રમાણપત્ર (recognition) મેળવે કે જેથી વિદ્યાપીઠનું અસ્તિત્વ કાયમ થાય અને પ્રજાને વિશ્વાસ આવે કે આ વિદ્યાપીઠ યોગ્ય ધોરણે ચલાવવામા આવશે અને તેની સ્નાતિકાઓને બીજી વિદ્યાપીઠોના સ્નાતકો જેટલી જ પ્રતિષ્ઠા મળશે; અથવા

ગ વિદ્યાપીઠ વાર્ષિક રૂ. ૫૨,૫૦૦ની આવક થાય તેટલું સ્થાયી ફંડ મેળવે.

(૬) વિદ્યાપીઠે ૩૧ મી જૂન ૧૯૩૭ પછી શિક્ષણશાસ્ત્રીઓની એક સમિતિ નીમવી અને હિંદુસ્તાનને અનુકૂળ આધુનિક જરૂરિયાતો પૂરી પાડતી એક આદર્શ સ્ત્રી-વિદ્યાપીઠ માટે યોગ્ય શિક્ષણક્રમ તૈયાર કરી તેનાં પાઠ્યપુસ્તકો નક્કી કરવાં;

(૭) આ વિદ્યાપીઠના ધોરણ મુજબ એક ગુજરાતી હાઈસ્કૂલ ચલાવવા માટે મુંબઈની વનિતાવિશ્રામ સંસ્થા તૈયાર હોય ત્યાં સુધી, પૂર્વે રૂ. ૩,૦૦૦ની જે વાર્ષિક મદદ તેને અપાતી હતી તેને બદલે, રૂ. ૫,૦૦૦ની વાર્ષિક મદદ તે જ શરતોએ તેને આપવી અને જો કોઈ વખત વનિતાવિશ્રામ તેવી હાઈસ્કૂલ ચલાવવા તૈયાર ન હોય તો, વિદ્યાપીઠે જ એક ગુજરાતી હાઈસ્કૂલ મુંબઈમા ચલાવવી;

(૮) વિદ્યાપીઠને મળતી રૂ. ૫૨,૫૦૦ ની વાર્ષિક મદદ ઉપર નીચેની સંસ્થાઓનાં ખર્ચનો પહેલો હક રહેશે, અને ત્યારબાદ જે કાંઈ બચત રહે તેમાંથી અરધી રકમ ગુજરાતી સંસ્થાઓને વાર્ષિક મદદ તરીકે આપવી·

ક વિદ્યાપીઠનો ઑફિસખર્ચ

ખ મુંબઈની કૉલેજ

ગ મુંબઈની હાઈસ્કૂલ

ઘ પુનાની કૉલેજ
ચ પુનાની હાઈસ્કૂલ
છ વનિતાવિશ્રામને વાર્ષિક રૂા. ૫,૦૦૦

### અત્યારની આર્થિક પરિસ્થિતિ ૭.

વિદ્યાપીઠનું કાયમી ફંડ લગભગ એક લાખ દસ હજાર છે. તદુપરાંત પુનામાં લગભગ રૂા. ૩,૫૦,૦૦૦ની કિંમતનાં મકાનો છે અને મુંબઈમાં મકાન કરવા માટે ઉપર જણાવેલ રૂા. ૧,૬૫,૯૧૬ની રકમ મળશે. છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન મુખ્ય આવક બંધ થવાથી વિદ્યાપીઠને સખ્ત આર્થિક મૂઝવણમાંથી પસાર થવું પડ્યું હતું. પણ જાહેર પ્રજાની મહાનુભૂતિ અને કાર્યકર્તાઓના સ્વાર્થત્યાગે સંસ્થાને કાયમ રાખી છે. ચાલુ સાલનાં બજેટ મુજબ વિદ્યાપીઠને કુલ આવક રૂા. ૭૩,૫૦૦ થશે એમ અનુમાન થાય છે; જ્યારે વિદ્યાપીઠના કુલ ખર્ચનો રૂા. ૮૭,૩૩૧નો અંદાજ થયો છે. તેમા ઉપર જણાવેલ ૭ સંસ્થાઓનું ખર્ચ જ મુખ્ય છે અને અન્ય સંસ્થાઓને મદદ તરીકે તો માત્ર રૂા. ૧૧,૦૦૦ મજૂર કરવામાં આવ્યા છે પણ આવકનો અંદાજ જોતાં તે પણ આપવા મુશ્કેલ થશે તેમ લાગે છે.

### ૮. અત્યારની શિક્ષણ પરિસ્થિતિ

આ વિદ્યાપીઠમાથી અત્યારસુધીમાં ૧૯૩ વિદ્યાર્થિનીઓએ ગૃહીતાગમાની પદવી મેળવી છે. ૮૬૮ મૅટ્રિકની પરીક્ષામાંથી પસાર થયેલ છે, ૮૫ પ્રાથમિક શિક્ષણ માટે શિક્ષિકાઓ તૈયાર થઈ છે. કેટલીક વિદ્યાર્થિનીઓ આગળ અભ્યાસ કરવા પરદેશ ગયેલ છે. કેટલીક વિશેષ અભ્યાસ કરી પ્રદેયાગમાની પદવી મેળવી છે. વિદ્યાપીઠ પોતે પોતાની પૂર્ણ દેખરેખ અને વ્યવસ્થા નીચે ચાર સંસ્થાઓ—મુબઈ અને પુનામાં સ્કૂલ તથા કૉલેજ—ચલાવે છે. તે ઉપરાત એક અધ્યાપિકા શાળા પુનામાં ચાલે છે. અમદાવાદ, વડોદરા, એક સિંધ હૈદ્રાબાદમાં તથા મુંબઈ ઈલાકામાં ૧૫ હાઈસ્કૂલો આ વિદ્યાપીઠને આધારે ચાલે છે. કુલ લગભગ ૨૦૦ વિદ્યાર્થિનીઓ કૉલેજમાં અને લગભગ ૪૦૦૦ કન્યાઓ શાળાઓમાં અભ્યાસ કરે છે.

### વિદ્યાપીઠનું બંધારણ

વિદ્યાપીઠના બધારણમા કુલ પાચ મતદાર મડળો છે:

(૧) **સંસ્થાઓનું:** જે સંસ્થાઓ રજિસ્ટર થયેલ હોય, જેના ઉદ્દેશ વિદ્યાપીઠના ઉદ્દેશને લગભગ મળતા હોય, આ વિદ્યાપીઠના ધોરણ મુજબ સસ્થાઓ ચલાવતી હોય, અને મતાધિકાર માટે વિદ્યાપીઠે જેને સ્વીકારી હોય તેવી સંસ્થાઓનું એક મતદાર મંડળ. આવી સંસ્થાઓ તરફથી કેટલા પ્રતિનિધિઓ ચૂંટાશે તે વખતોવખત સિન્ડિકેટ તરફથી નક્કી કરવામાં આવશે. હાલ ૨૦ પ્રતિનિધિઓ નક્કી કરવામાં આવ્યા છે.

(૨) **મુરબ્બીઓનું (Patrons):** જેણે ઓછામાં ઓછા એકી વખત અથવા હપ્તાથી પાંચ વરસ દરમિયાન રૂા. ૧૦૦૦ વિદ્યાપીઠને આપ્યા હોય તેઓનું એક મતદાર મડળ. તેમના તરફથી વધુમાં વધુ ૧૦ પ્રતિનિધિઓ રહે.

(૩) સ્નાતકોનું ( Graduates ). કોઈ પણ હિંદી અથવા સિન્ડિકેટે સ્વીકારી હોય તેવી પરદેશી વિદ્યાપીઠના સ્નાતકો, જેઓ વાર્ષિક રૂ. ૧૦ અથવા રૂ. ૩૦૦ એકીવખતે અથવા ૭ વરસ દરમિયાન હપ્તાથી ભરે તેવા સ્નાતકોનું એક મતદારમંડળ.

(૪) કેળવાયેલ સ્ત્રીઓનું: કોઈ પણ હિંદી અથવા સિન્ડિકેટે સ્વીકારી હોય તેવી પરદેશી વિદ્યાપીઠની મૅટ્રિક અથવા પ્રવેશક પરીક્ષા પાસ કરેલ સ્ત્રી જે વાર્ષિક રૂ. ૫ અથવા રૂ. ૧૫૦ એકી સાથે અથવા હપ્તાથી ૭ વરસ દરમિયાન ભરે તેવી સ્ત્રીઓનું એક મતદાર મંડળ.

(૫) સામાન્ય: વાર્ષિક રૂ. ૫ અથવા રૂ. ૧૫૦ ઉપર મુજબ ભરે તેવાઓનું.

સામાન્ય સભ્યો ( Fellows )ની સંખ્યા ૮૦ની છે, જેમાં લગભગ ૨૦ સંસ્થાઓ તરફથી, ૨૫ મુરબ્બીઓ તથા સ્નાતકો તરફથી, ૨૦ કેળવાયેલી સ્ત્રીઓ અને સામાન્ય મતદાર મંડળ તરફથી, ૧૦ સેનેટની ચૂંટણીથી અને બાકીના ૫ સર વિઠ્ઠલદાસના વારસો તરફથી છે. સિન્ડિકેટમાં ચેન્સેલર, વાઈસ ચેન્સેલર, રજિસ્ટ્રાર, સર્વ કૉલેજના પ્રિન્સિપાલો અને સેનેટ તરફથી દર વર્ષે ચૂંટાયેલ સાત સભ્યો છે. વિદ્યાપીઠની સર્વ મિલકત સેનેટ તરફથી દર વર્ષે ચૂંટાયેલ બે ટ્રસ્ટીઓને નામે રહે છે.

## ઉપસંહાર

આ સંસ્થાનું ચાલુ વર્ષથી લગભગ નવું જીવન શરૂ થાય છે. તેના શિક્ષણક્રમમાં ફેરફાર કરવાની ઘણી અગત્ય છે. તેને માટે વિસ્તારનું વિશાળ ક્ષેત્ર છે. સ્ત્રીઉપયોગી ઘણા વિષય જેવા કે વૈદકીય, આધ્યાત્મિક શાળા, લલિત કળાઓની શાખાઓ ખોલવાની જરૂર છે. સંખ્યાબંધ સ્ત્રીકેળવણીની સંસ્થાઓને આ વિદ્યાપીઠના આશ્રય નીચે લઈ શકાય તેમ છે. કોઈ રખે તેમ માનવાની ભૂલ કરે કે સર વિઠ્ઠલદાસ તરફથી રૂ. ૧૫ લાખની રકમ મળી એટલે આ સંસ્થાની આર્થિક સ્થિતિ સંતોષકારક છે. ચાલુ વર્ષના બજેટના આંકડાઓ ઉપર આપ્યા છે તે ઉપરથી જણાશે કે પ્રાથમિક અને માધ્યમિક સંસ્થાઓને મદદ આપવા માટે કાંઈ જ બચત નથી તેમ જ મુંબઈ અને પુનાની કૉલેજ સિવાય અન્ય કૉલેજો—હૈદ્રાબાદ, વડોદરા, અમદાવાદ વગેરેને પણ કાંઈ મદદ આપી શકાઈ નથી. આ વિદ્યાપીઠના વિસ્તારના ક્ષેત્રનો વિચાર કરીએ ત્યારે તો અત્યારની આવક નજીવી લાગે છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સંસ્થાઓને મદદ ન મળે ત્યાં સુધી ઉચ્ચ શિક્ષણ માટેની સંસ્થાઓ ખાલી જ પડે તેથી પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની ઘણી શાળાઓને આ વિદ્યાપીઠના આશ્રય નીચે લઈ, મદદ આપવાની જરૂર છે.

આવું વિદ્યાપીઠ હિંદુસ્તાન માટે એક અને અનન્ય છે. વર્તમાન કેળવણીની પદ્ધતિ સામે જે ઊંડો અને વ્યાપક અસંતોષ છે તેના દોષોથી આ સંસ્થા મુક્ત છે. સરકારી બંધનો નહિ હોવાથી કેળવણી માટે આધુનિક ધોરણે અને નવા સિદ્ધાંતોએ સફળ પ્રયોગો કરવાનું વિશાળ ક્ષેત્ર આ સંસ્થાને છે. સમાજ અને ગૃહજીવનને ઉન્નત, ઉદાત્ત, ભાવનામય અને રસમય બનાવવાનું જેનામાં અમાપ સામર્થ્ય અને શક્તિ છે તેવા સમાજના અંગની કેળવણી

અને શિક્ષણ તરફ બેદરકાર રહેવામાં આવેલાં છે. આપણને પ્રિય હોય કે નહિ, (અને શા માટે પ્રિય ન હોય ?) હવે પછી સ્ત્રીઓ માત્ર ગૃહજીવનમાં જ ગુંથાઈ રહેનાર નથી પણ સમાજજીવનમાં અગ્રભાગ લેશે જ; અને ગૃહજીવનમાં પણ માત્ર વૈતરું જ કરવાના દિવસો હવે રહ્યા નથી. તેવા સંજોગોમાં સ્ત્રીઓને અજ્ઞાન, વહેમ અને સંકુચિતતામાંથી મુક્ત કરી, તેમની કેળવણીને સાચે માર્ગે લઈ જવી અને તેની કેળવણીના પાયા પ્રથમથી જ સુદૃઢ અને વિશાળ રાષ્ટ્રીય દૃષ્ટિએ—આપણી સંસ્કૃતિ અને સમાજને અનુરૂપ નાખવામાં આપણો જ સ્વાર્થ છે.

આ વિદ્યાપીઠ આ વર્ષની શરૂઆતથી મુંબઈમાં આવ્યું છે. ગુજરાતીઓએ આ સંસ્થાને પોતાની કરવાની ફરજ છે અને પ્રો૦ કર્વેની ભાવના અને દીર્ઘદૃષ્ટિ તથા સર વિઠ્ઠલદાસનાં સ્ત્રીકેળવણી પ્રેમ અને ઉદારતાએ જે સંસ્થા સમાજને સોંપી છે તેને અપનાવી તેમનાં સ્વપ્નો સિદ્ધ કરવાની ગુજરાતની પરમ ફરજ છે.

## વિચારચંક્રમણ

રામનારાયણ વિ. પાઠક

મહારાષ્ટ્ર સંગીત વિદ્યાલયના નવમા વાર્ષિક ઉત્સવને પ્રસંગે શ્રી જયકરે પ્રમુખ-સ્થાનેથી કેટલીક સૂચના કરી તે ઘણી જ મનનીય છે. તેમણે પ્રથમ એ કહ્યું કે અત્યારના સંગીતપ્રચારમાં સંગીતનો વિસ્તાર સધાય છે, અને આવા ઉત્સવોમાં એ વિસ્તારનું માપ નીકળે છે પણ તે સાથે સંગીતના અભ્યાસમાં આપણે ઉચ્ચતા કેટલી સાધી તે પણ દર્શાવવું જોઈએ, અને તેને માટે તેમણે એવી સૂચના કરી કે મુંબઈની સંગીત સંસ્થાઓએ ભેગાં મળીને સહકારથી, વધારે નહિ તો વરસમાં એકવાર, સારામાં સારા સંગીતનું પ્રદર્શન કરવું જોઈએ. અને ત્યાં ઉત્તમ પ્રકારનું સંગીત તદ્વિદો પાસે રજૂ કરવું જોઈએ. આ સૂચના માત્ર મુંબઈ નહિ પણ બીજાં સ્થાનોએ પણ સમજવા જેવી છે. તેમની બીજી સૂચના એ હતી કે શ્રી સુખતંકર પાસે જે કેટલાંક ઉસ્તાદી ગીતોના સરિગમનો સંગ્રહ છે તેની સંશોધિત આવૃત્તિ બહાર પડવી જોઈએ. આ સંબંધમાં તેમણે ગીતોના પાઠોમાં થયેલા ફેરફારનો એક દાખલો આપ્યો કે એક જગાએ 'ગોવિંદ'નું 'ગોબેદ' થઈ ગયું હતું. ઉસ્તાદો અનુસ્વારને કોમળ કરીને અને જરા વાંકું કરીને ગાય છે, એ તેનું કારણ છે. વળી તેમણે એ પણ ચેતવણી આપી કે હમણાં દરેક પ્રાંતમાં પોતાની ભાષામાં ઉસ્તાદી ગીતો રચવાનો શોખ થયો છે, પણ જૂનાં નીવડેલાં ગીતોની બરાબર તે થઈ શકતાં નથી માટે જૂનાં ગીતો ખોવાવાં જોઈએ નહિ. એક વિશેષ સૂચના એ પણ હતી કે આપણું પરંપરાનું સંગીત, તેના ઉસ્તાદો કાલધર્મ પામ્યાથી, ઘણું તો નષ્ટ થઈ ગયું છે, પણ હજી કેટલાંક કુટુંબોમાં અને વ્યક્તિઓમાં તે જળવાઈ રહેલું છે. તે બરાબર ફોનોગ્રાફની પ્લેટોમાં ઉતારી લેવું જોઈએ. આપણા સંગીતની વિશેષતા એ છે કે એક જ રાગ અને તરજ ગાવામાં પણ દરેક ઉસ્તાદને નવું સર્જન, નવાં સ્વરસંયોજનો કરવાનો અવકાશ હોય છે, અને એ સ્વરસંયોજનોમાં જ તેમનું ખરું વ્યક્તિત્વ રહેલું છે. સંગીતના આ મહાન ઉસ્તાદો કેવી રીતે રાગનો ઉઠાવ કરે છે— દાખલા તરીકે વિલંબિત લયે કેવી રીતે શરૂ કરે છે, કોઈ કોઈ કલાકારો વાદી સંવાદીને છોડી કોઈ નવીન જ રીતે પ્રારંભ કરે છે, એ સર્વ વિશિષ્ટતાઓ બરાબર ફોનોગ્રાફમાં ઉતારી લેવી જોઈએ. આટલું નહિ થઈ શકે તો ભવિષ્યના જમાના આગળ આપણે આપણું અદ્વિતીય કલાધન ખોવાના ગુનેગાર ગણાઈશું.

હિંદી સંગીત

•

અત્યારે વધારે સગવડ હોવાથી, કંઈક સુલભ અને સુગમ હોવાથી, આપણા સંગીતકારો વાયોલિન જેવાં વાદ્યોને વધારે હાથ કરે છે. તેમાં ખોટું થાય છે એમ કહેવું નથી, પણ તેમાં વીણાની ઉપેક્ષા થાય છે તે અનિષ્ટ છે. બીજાં બધાં વાદ્યો ગમે તેટલાં આકર્ષક હોય, પણ હિંદનું લાક્ષણિક વાદ્ય તો વીણા જ. જેમ ફૂલોમાં કમલ, પ્રાણીઓમાં હાથી, વૃક્ષોમાં

૫૩, ચિહ્નોમાં સાથિયો હિંદના પ્રતીકરૂપ છે, તેમ વાદ્યોમાં હિંદી સંગીતનું પ્રતીક વીણા જ છે જેવી મૃદુતા અને ભવ્યતા વીણાના સંગીતમા આવી શકે છે તેવી બીજાં કશામાં આવી શકતી નથી હિંદી સંગીતની ખરી મહત્તા એમા જ છે, અને તેની ઉપેક્ષા ન થવી ઘટે

**કથકલિ**

મુંબઈમા બે ત્રણ જગાએ જુદીજુદી પરિસ્થિતિમા કથકલિ નૃત્ય જોવાનો પ્રસંગ મળ્યો થિયેટરમા તેમના પ્રયોગો જોતા એટલુ તગત સમજાય એવુ છે કે તેના પ્રયોક્તાઓ તખ્તાને ટેવાયેલા નથી કદાચ એ નૃત્ય જ તખ્તાને માટે યોજાયેલુ નથી એ મૂળ તો ખુલ્લી શેરીમા મેદિની વચ્ચે કરવાનું છે એક ખાનગી હોલમા જોવાનો પ્રસંગ મળતા જણાય છે કે નજીકથી જોતા તે વધારે સમજાય છે તેના પ્રયોગની પરંપરાગત પદ્ધતિ આપણી ભવાઈને મળતી છે ભવાઈની પેઠે જ તેમા પાત્ર પ્રથમ આવે છે, ત્યારે તેના આડો લૂગડાનો પડદો બે માણસોએ ધરી રાખેલો હોય છે ભવાઈમા લાંબા ખેસ જેવુ ગમે તે લૂગડુ હોય છે અહીં ચદરવા જેવુ જુદાજુદા ચળકતા રંગનું રેશમી ચોરસ લૂગડુ હતું થોડી વાર પછી તેને ખસેડે છે કોઈ પાત્ર લૂગડા પછવાડે રહ્યુ રહ્યુ પણ પોતાનો સ્વભાવ પ્રગટ કરવા માડે છે. દાખલા તરીકે કિરાતાર્જુનીયમ્‌મા પારધિ વેષે આવતા શંકર પડદા પછવાડે પણ અવાજો કરે છે, અને પડદો ખસેડ્યા પહેલા પડદાને હલમલાવે છે દરેક દૃશ્યની શરૂઆત આવા પડદાથી થાય છે પણ દૃશ્ય ચાલતા પાત્ર આવા પડદા વિના પણ આવે છે પણ ચાલુ દૃશ્યમા પણ કોઈ પાત્ર પડદાને ઓથે આવે છે જેમ કે એકાદશી માહાત્મ્યના રુક્માંગદના પ્રયોગમા રાજા પોતાના પુત્રને મારવા જાય છે તે સમયે વિષ્ણુ પોતે તેના હથિયારને ઓચિંતા ઝાલી લે છે ત્યા વિષ્ણુ આવા પડદાને ઓથે આવે છે પાત્રનો ચમત્કાર વધારવાને જ આ પડદો આવે છે કે તેમા બીજો કોઈ સિદ્ધાન્ત કે પ્રયોજન છે તે વિચારવુ ઘટે છે. આ પડદાને માટેના મલયાલમ શબ્દનો અર્થ સમુદ્ર થાય છે મૂળ આ નાટકપ્રકારની ઉત્પત્તિ સમુદ્રમાથી નીકળતા દેવોએ કરી એવી દંતકથા સાથે એનો સંબંધ છે, એમ સાભળ્યુ અહીં જે સ્ત્રીપાત્રો જોયા તેમા મો ઉપર સાધારણ રંગ હતો અને તેમના વસ્ત્રોમા ઉપર એક રંગીન ચોરસા જેવુ ઓઢેલુ હતું તેમનો અંબોડો ડાબી તરફ ત્રાંસો જટાની પેઠે રાખેલો જણાતો હતો, જે તપાસ કરતા અત્યારે પણ પ્રચલિત છે સ્ત્રીઓ ગુજરાતના જૂના રિવાજ પ્રમાણેના કસવાળા કાપડા જેવુ પહેરે છે આ પહેરવેષ મલબારમા પ્રચલિત નથી એમ એક એ પ્રાંતના મિત્રની પાસેથી સાભળેલું છે એ સાચુ હોય તો કસવાળું લૂગડું ક્યાથી આવ્યુ? ગુજરાત કે ઉત્તર હિંદ તરફથી? કે એ મલબારની સ્વતંત્ર પરંપરા? કે કૃષ્ણ જીવન ઉત્તર તરફ પસાર થયુ છે માટે એટલી સ્થાનિકતા પહેરવેષમા આણી એમ સમજવુ? સ્ત્રીઓ ધોતિયા જેવુ પહેરે છે અને નૃત્યમા તેની પાટલીના સળો ઘણા સુંદર દેખાય છે

પુરુષપાત્રોનો પહેરવેશ સામાન્ય રીતે ઘણો વધારે કપડાવાળો અને વિલક્ષણ છે. કપડા એટલા બધા પહેરે છે અને એવી રીતે પહેરે છે કે માણસ હોય તે કરતાં વધારે જાડો દેખાય અનેક ફૂમતાવાળા ખેસો જેવુ બન્ને બાજૂ લટકતુ હોય છે, પુષ્કળ ઘરેણા જેવુ હોય છે, અને કેડથી નીચે એક વસ્ત્ર મોટુ ગોળ ઘેરદાર નીચે પગ સુધી ટટળતું

હોય છે. કદાચ આ વસ્ત્રને શરીરથી અલગ રાખવા કેડ ઉપર કાંઈ પહેરાતું પણ હશે એમ જણાય છે. આ નૃત્ય સમજનાર એક વ્યક્તિએ કહેલું કે કથકલિ નૃત્યમાં પુરુષના એ ખુલ્લા પગોની આકૃતિની અસર આ ફરતા ગોળ કપડાથી નાબૂદ થાય છે. હવે એ ખરું છે કે કથકલિમાં પુરુષના નૃત્યની આ એક વિશિષ્ટ વિકટ સુંદરતા છે. પણ બધાં પાત્રો આવો જ વેષ રાખે છે એમ નથી. દાખલા તરીકે બ્રાહ્મણ સુદામો (એ લેડી કુચેલો કહે છે. ઉત્તર હિંદનાં સુદામાનાં ચિત્રોમાં પણ એ જ નામ હોય છે.) અને તપ કરતો અર્જુન સાદા ધોતિયાના વેષમાં આવે છે. એમના નૃત્યમાં—ખાસ કરીને અર્જુનના નૃત્યમાં—એ છૂટા પગની અસર જોઈ શકાય છે. પણ આ ઘેરદાર વસ્ત્રોની પણ અમુક જુદા જ પ્રકારની અસર થાય છે એની ના પડાય તેમ નથી, જાણે એ છુટાં કપડાં પણ અમુક રીતે ફરીને ભાવને વ્યક્ત કરે છે. કૃષ્ણ, હનુમાન, ભીમ, દુઃશાસન, શંકર, એ બધાં પાત્રો મો પર કંઈ ચોખાની બનાવટથી સફેદ પટ્ટા જેવું કરે છે. આખું મોં બહુ જ ચીવટથી રંગવામાં આવે છે, અને તે ઉપરાંત આ સફેદ પટ્ટા જેવું હોય છે. પાત્રો વાતચીત કરતાં જ નથી. પણ ઘણે ભાગે બધાં અમાનુષ સ્વભાવના પાત્રો ચીસો નાખે છે. હનુમાન, દુઃશાસન, વ્યાધરૂપે શંકર, બધા ચીસો પાડે છે. એકવાર ભીમે પણ ચીસ પાડેલી. ચીચિયારી જેવી એ ચીસ હોય છે, અને વિલક્ષણ રીતે ભયંકર લાગે છે. એ ચીસ પાડતાં મોના હલનચલનમાં પેલા ઉપસેલા પટ્ટાને હરકત ન થાય એ રીતે તેનો આકાર રાખેલો હોય છે. એટલે ચીસો પાડનાર અને નહિ પાડનાર પાત્રના પટ્ટાનો આકાર જુદો હોય છે. એ ભયંકર પાત્રો જુદી જુદી મુખાકૃતિ સાથે, ઘેરદાર ફરતાં કપડાંથી પોતાના ભાવની બહુ ઉત્કટ અસર કરી શકે છે.

કથકલિ નૃત્ય સમજવામાં બેત્રણ વસ્તુ પૃથક્ કરી સમજવી જોઈએ. કથકલિમાં શબ્દોથી વાત થતી જ નથી. આવા સંવાદો હાથની મુદ્રાઓથી થાય છે. આ સમજવાને તેનો સંકેત જાણવો જોઈએ, એ એક જ સાચો ઉપાય છે. ગમે તેવો કુશળ કલારસિક પણ એ સંકેત વિના એ સમજી શકે નહિ. સંકેત સમજ્યા પછી એ મુદ્રા કે અંગગતિનું સાંમજસ્ય, ઔચિત્ય સમજાય, પણ એ સંકેત જાણ્યા વિના, એ ગતિનો અર્થ કરવા બેસવું એ આડંબર છે, અને તેને વિશે અભિપ્રાય ઘડવો એ મિથ્યા પ્રયત્ન છે આ સંજ્ઞાઓ એટલી બધી છે, અને એકબીજાથી એટલી બધી સૂક્ષ્મ રીતે ભિન્ન છે, અને જુદાંજુદાં સંયોજનોમાં એના એવા ભિન્ન અર્થો થાય છે કે તેનો અભ્યાસ ઘણો લાંબો સમય માગે. આ સાંકેતિક અંગવિક્ષેપને માટે એટલું જ કહી શકાએ કે અર્થ જાણ્યા વિના પણ તે સુંદર દેખાય છે. પણ માત્ર આ અંગગતિઓ કે અંગવિક્ષેપો ઉપરથી જ આવા નૃત્ય વિશે અભિપ્રાય બાંધવો યોગ્ય નથી. તેમાં જે ભાર પ્રકટ કરવાનું નૃત્ય આવે છે તે ખરેખર સુંદર છે. એ નૃત્ય અર્થસૂચક અભિનયની વચ્ચે વચ્ચે આવે છે. કિરાતાર્જુનીયમમાં પારધિ અને અર્જુન જે યુદ્ધ નૃત્ય કરે છે તે પરસ્પરના સંવાદની વચ્ચે વચ્ચે આવે છે, વિકટતામાં તે અદ્ભુત છે.

. આ નૃત્યો જોઈને કેટલાક સવાલ કરે છે કે આ મોઢું રંગવાની, અમુક જાતનાં જ ઘેરદાર ખૂબ કપડાં પહેરવાની રીત ભલે બલદ્યોતક હોય પણ કલાની કચાશ દર્શાવે છે.

મારું એમ કહેવું નથી કે કથકલિને એક આદર્શ કલા માની લેવી જોઈએ. પણ તેના દોષો કાઢતા પહેલા કેટલાક દૃષ્ટિબિન્દુઓ સમજવાની મને જરૂર જણાય છે તે અહીં સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. પ્રથમ તો હરકોઈ કલાની કૃતિને સમજવા માટે લાંબો અને ધીરજવાળો અભ્યાસ જોઈએ. હિંદી સંગીતને અંગ્રેજો આજ સુધી જંગલી કહેતા. આપણામાંથી ઘણા યુરોપી સંગીતમાં આનંદ નથી લઈ શકતા. ઊંચા પ્રકારનું આપણું પોતાનું સંગીત આપણામાંના ઘણા નથી સમજી શકતા. જેમ કલા વધારે પૂર્ણતાએ પહોંચેલી તેમ તે સમજવાને માટે વધારે અભ્યાસ લાગે. કથકલિ માટે બીજું ગમે તે કહો, પણ ઘણા વર્ષોના અનુભવથી તે પોતાની પદ્ધતિએ પૂર્ણતા પામી છે તેની ના કહી શકાય નહિ.

અને તેના રંગો અને પહેરવેષનું પણ સમર્થન વિચારવા જેવું છે. એ પહેરવેષમાં કેટલોક તો ઇતિહાસથી ચાલ્યો આવેલો હશે અને માત્ર અપરિચયને લીધે તે આપણને ન ગમતો હોય એમ બને. પણ બીજી રીતે વિચાર કરી જોઈએ. દરેક કલાને પોતાના ઉપાદાન અને રીતિ કે પદ્ધતિને અનુકૂળ થવું પડે છે. અહીં મહાભારત રામાયણ જેવાં મહાકાવ્યોના અતિ વિકટ, ઉન્નત, પ્રબલ ભાવો ભાષા વિના માત્ર અભિનય અને નૃત્યથી બતાવવા છે. આ નૃત્યનું ઉપાદાન તો સાડા ત્રણ હાથનો માનવદેહ જ છે. મૂર્તિકાર અતિમાનુષ બળ બતાવવા મૂર્તિને મહાકાય કરે, તેને અનેક હાથો આપે, તેના એક હાથની બે જ આંગળીઓએ આખી ગદા ઊંચકી છે એમ બતાવે, પણ નૃત્યકાર તેમાનું કશું કરી શકતો નથી. પોતાના જ દેહથી તેને કામ કરવાનું છે. આવી જગાએ અતિમાનુષ ભાવો ખરેખર આવા ભયંકર રંગોથી અને ગોળ ફરતા કપડાથી લાવી શકાય છે. શંકરના પારધિ તરીકેના વેષમાં તે બરાબર જણાતું હતું. એ નૃત્યો થતા હતા ત્યારે જાણે કોઈ સામાન્ય બનાવ આપણા ગામમાં બનતો હોય એમ નહિ, પણ જાણે કોઈ મહાન બનાવ આખા વિશ્વમાં બનવા લાગ્યો એમ લાગે છે. એટલા નાના શરીરમાં એ અતિમાનુષ બળ, ક્રોધ, દર્પ, પડકાર (Challenge) બતાવી શકતા હતા. એક બીજી બાબત પણ ત્યાં સ્ફુરી તે નોંધવા લાયક છે. આગલે જ દિવસે બ્લેવેટસ્કી હોલમાં ટિબેટના પુરાતન ચિત્રપટોનું પ્રદર્શન થયેલું.* તેમાં અમુક અમુક વ્યક્તિઓની ભમરો, વચ્ચેથી વિચિત્ર રીતે ઊંચી ચઢી ગયેલી જોઈ તેના અર્થની જિજ્ઞાસા થતાં તેના માલિકે કહ્યું કે તે ધ્યાનાવસ્થા સૂચવે છે. અર્જુન તપ કરતો હતો ત્યારે તેની ચીતરેલી ભમરો લગભગ તેવી જ દેખાતી હતી. હિંદમાં કલા ધર્મ વગેરેના સ્વરૂપના વિચારો એક કાલે કેટલા બધા એકરૂપ હતા તે જોતાં આશ્ચર્ય થાય છે. હવે ચીતરેલી ભમર વિના અર્જુન એ તપોધ્યાન બીજી કોઈ રીતે ન જ દર્શાવી શકત! પારધિ એ વિલક્ષણ વર્ણો સિવાય, તેની ભયંકરતા ન જ દર્શાવી શકત. અર્થાત્ સામાન્ય માનુષ દેહથી એ અતિમાનુષ ભાવો વ્યક્ત કરવાને એ વિલક્ષણ વર્ણવિધાન અને વેષપરિધાન આવશ્યક હોઈ શકે એ દૃષ્ટિથી એ વિચારવું જોઈએ. ડૉ. જેકીલમાંથી મિ. હાઈડ કરતાં સિનેમામાં જે ફેરફારો કરવા પડે છે તે ધોરણને જરા વધારે લગાવી જોતાં આનો ખુલાસો મળી

* ટિબેટના આ ચિત્રપટો કોઈ અમેરિકા લઈ જાય છે એમ સાંભળ્યું. આપણું કેટલુંય અમૂલ્ય કલાધન આમ પરદેશ ચાલ્યું જાય છે! આપણને પછીની તો ખબરેય પડતી નથી! અને તેને અટકાવવા—આપણા દેશમાં રાખવા કોઈ કાંઈ કરતું જ નથી!

રહે. અને કથકલિમાં શકરની સાથેનાં ભૂતડાં તે ખરેખર કૃત્રિમ બહાર નીકળેલા દાંત પણ બતાવે છે! એ ભૂતડાં દેખાવથી અને ચેષ્ટાથી ભૂતડાં જ લાગે છે!

ઘેરદાર ફરતાં કપડાં વિશે એક બીજું પણ વિચારવા જેવું છે. કઈક હિંદનાં લોકનૃત્યોમાં બધેય તે દેખાય છે. દક્ષિણમાં દેવના ઉત્સવોમાં નાચના પુરુષો એવા જ લાંબા ઝભ્ભા જેવું પહેરે છે. ભવાઈમાં પુરુષોને પણ એવાં લાબાં ઢળતાં કપડાં પહેરેલા જોયા છે. એ કોઈ ઐતિહાસિક સમયને જળવાઈ રહેલો અવશેષ છે કે નૃત્યમાં એ ઢળતાં કપડાં અમુક અસર કરવાને રાખેલ છે કે બન્ને છે તે વિચારવું ઘટે છે.

કથકલિ એ ભરત નાટચશાસ્ત્રની પરંપરા છે કે કેમ એ અભ્યાસનું દૃષ્ટિબિન્દુ બહુ બોધક થાય. ભરત નાટચશાસ્ત્રની મુદ્રાઓનાં નામો કથકલિમાં આવે છે એ તો પ્રસિદ્ધ છે. પણ કથકલિની પરંપરામાં કેટલીક મુદ્રાનાં વર્ણનો આપણે વાપરીએ છીએ તે ભરત નાટચશાસ્ત્રનાં તે તે વર્ણનોથી ભિન્ન છે. એ કદાચ ભરતનાટચશાસ્ત્રની કોઈ ભિન્ન પરપરા હોય! આ બધા, આપણાં સંશોધનોના લગભગ આજીવન અભ્યાસ માગી લે તેવા વિષયો છે. પણ તે લોકનૃત્ય છે માટે શિષ્ટનૃત્ય ન હોઈ શકે વગેરે અનુમાનો ખોટા છે એટલું જ નહિ, હાનિકર છે. *

કથકલિમાં જે અભિનયો થાય છે તે ઘણે ભાગે સાંકેતિક છે. હવે પ્રથમ પ્રશ્ન થાય કે અભિનય સાંકેતિક જ શા માટે જોઈએ? સ્વાભાવિક અભિનય જ સાચો. આનો પહેલો જવાબ તો પહેલાં કહ્યું એ જ છે કે ભાષા વિના સંવાદો કરવા હોય ત્યારે સંકેતનો આશ્રય લેવો જ પડે, કારણકે ભાષામાં વ્યક્ત કરી શકાય તે દરેક ભાવને માટે સ્વાભાવિક રીતે ભિન્ન અભિનય હોતો નથી. પણ અહીં એક બીજી વાત લક્ષમાં રાખવાની છે. કેટલાક ભાવ બતાવવાને તો સાંકેતિક અભિનય એક દૃષ્ટિએ વધારે ઉચિત છે. સિનેમાના 'સ્ટારો' આવેશ બતાવવાને ખોટા ખોટા હાંફે છે ત્યારે મને તો મૂર્ખ દેખાય છે. તે કરતાં અભિનયસ્વાદમાં નટ રોમાંચનો સાંકેતિક અભિનય કરે તે મને વધારે ઉચિત જણાય છે. જ્યાં અનુકરણ થઈ જ શકવાનું નથી ત્યા અનુકરણના ઉપહસનીય પ્રયત્ન કરતાં સંકેત વધારે સારો છે. એક બીજો પ્રશ્ન પણ અહીં ઉપસ્થિત થાય છે. હાલના નાટકમાં, હાલના જીવનમાં છે તેમ, રામાયણમહાભારતમાં આવે છે તેવા પ્રબળ ભાવો શુદ્ધ સ્વરૂપે વ્યક્ત કરવાના હોતા નથી, પણ અનેક ભાવોનાં સમિશ્રણો, છાયામિશ્રણો વ્યક્ત કરવાનાં હોય છે. વળી એક સિદ્ધાન્ત તરીકે અભિનય અમુક નિયત સ્વરૂપનો ન હોઈ શકે. એક જ ભાવ જુદીજુદી વ્યક્તિ એક જ અભિનયથી ન વ્યક્ત કરે. નટને અભિનયના સ્વરૂપની છૂટ હોવી જોઈએ. ત્યારે પ્રશ્ન થાય કે આ કથકલિના અભિનયો હાલના જમાનાને કઈ રીતે ઉપયોગી? એ અનેક રીતે ઉપયોગી થાય. કથકલિના અનેક અભિનયોમાંથી જુદીજુદી વ્યક્તિને ઉપયોગી અભિનય મળી રહે. એ અભિનયોના અભ્યાસથી નવા સ્ફુરે. અભિનયોનું વૈવિધ્ય મળે. અને વિશેષ તો એના અભ્યાસથી અભિનયનું એવું વૈશદ્ય અને સૌષ્ઠવ આવે જે ખરેખર

* હમણા, ચાલુ સાલના જાન્યુઆરીના *Asia*ના અંકમા જાવાનું એક નર્તકીઓનું ચિત્ર જોયુ. તેમા, કથકલિમાં પુરુષપાત્રોનાં આગળામાં, આંગળા લાબા, અને અણિયાળાં બનાવવા જે 'નખિયાં' પહેરેલાં જોયા તેવા જ એ નર્તકીઓના હાથમાં પણ જોયાં. આ કોઈ હિંદની અતિ પ્રાચીન પરંપરા જણાય છે.

અપૂર્વ નીવડે. અને એ સઘળું છતાં કથકલિનાં નૃત્યો, અભિનયો એના શુદ્ધ રૂપે પણ સચવાઈ રહેલાં જોઈએ, એટલાં બધાં તે સંપૂર્ણતાએ પહોંચેલાં છે, એટલાં બધાં તે બાધક, સૂચક અને સુંદર છે. એની શક્યતા તો ઉદયશંકરે અત્યારે આખી દુનિયાંની નામના મેળવીને કંઈક બતાવી છે. પણ હજી એના અભ્યાસને માટે અનેક નવાં દષ્ટિબિન્દુઓને અવકાશ છે.

છેવટે એક પ્રશ્ન થાય છે. આ તો દક્ષિણનું નૃત્ય! ગુજરાતે બધું બહારથી જ લેવું! આપણું પોતાનું કંઈ ખરું કે નહિ! આપણી ભવાઈ કંઈક આને મળતી જ હતી એમ હું માનું છું. ભવાઈ પણ કથકલિની પેઠે દેવીના પૂજનાર્થે થતી. તેમાં દેવકથાઓ કરતાં લોકવાર્તા વિશેષ આવતી. પણ તેનું પણ એક પ્રકારનું વિશિષ્ટ સંગીત, તાલ અને નૃત્ય છે. આપણામાંથી કોઈ વલ્લથોલ પાકે તો હજી તેનું પુનરુત્થાન થઈ શકે. એમાંથી કથકલિ જેટલી સમૃદ્ધ પરંપરા નીકળશે કે કેમ એ તો અત્યારે કોણ કહી શકે? પણ એમાંનું કશું જ કર્યા વિના, માત્ર પ્રાંતાભિમાનથી, અમારે બંગાળની કવિતા, કે મણિપુરનું નૃત્ય, કે કથકલિનો અભિનય ને નૃત્ય નથી લેવું એમ કહેવું મને અનુપપન્ન લાગે છે. ખરું તો કલામાં આપણા હિંદમાં એવું પ્રાંતીયત્વ હતું જ નહિ. આખા ઉત્તરહિંદમાં એક જ સંગીતપરંપરા છે. અને હવે તો હિંદ અનેક નવા અખતરા કરતું કલાનાં નવીન રૂપો સિદ્ધ કરવા પ્રયત્ન કરશે, અત્યારે જ કરે છે. તેમાં એક બાજુ સર્વદેશીયતા અને બીજી બાજુ વૈવિધ્ય આવશે. આપણી સ્ત્રીઓ જેમ એક જ રીતે પહેરવેષ નથી પહેરતી, આપણા દીવાનખાનાં આપણે આખા હિંદની ચીજોથી શણગારીએ છીએ, તેમ આપણી કલા પણ અનેક પ્રાંતોમાંથી જુદાંજુદાં સ્વરૂપો લેશે. આપણા ગરબા બીજા પ્રાંતો લેશે, તેમ આપણે પણ બીજા પ્રાંતોમાંથી લઈશું. અને તે સાથે આપણે આપણાનો અભ્યાસ નહિ કરીએ તો એટલે અંશે બીજા પ્રાંતોની સરખામણીમાં દરિદ્ર દેખાઈશું, બીજું શું!




શ્રી તંત્રી,
'પ્રસ્થાન',
અમદાવાદ.

'પ્રસ્થાન'ના માગશર અંકમાં પ્રકટ થયેલા સુન્દરમ્ (?)ના કાવ્ય 'ઝૂજે' નીચે 'હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના એક કાવ્ય ઉપરથી' એમ જોઈએ. તે છાપભૂલથી રહી ગયું છે. અથવા સુન્દરમ્‌ને એ કાવ્ય પોતાના મૌલિક કાવ્ય તરીકે વંચાય એવો વ્યામોહ થઈ આવ્યો છે? આટલો ખુલાસો આવશ્યક છે. એ જ

'હરીન્દ્રનો એક પ્રશંસક'

ખુલાસો: પ્રસ્થાન કાર્યાલયની સરતચૂકથી મૂળ કાવ્ય અને તેના કર્તાનો ઉલ્લેખ છપાવો રહી ગયો છે. અને તે તરફ ધ્યાન ખેંચવા માટે અમે ઉપર્યુક્ત પ્રશંસકના આભારી છીએ. પણ તે સાથે આશ્ચર્ય થાય છે કે તેઓ એક કવિના પ્રશંસક થવા જેટલી રસજ્ઞતા ધરાવતાં છતાં, 'વ્યામોહ'નો વિકલ્પ કલ્પવાની ઉતાવળ ન કરવા જેટલી ઉદારતા બીજા એક કવિ (અને અલબત હરીન્દ્રના પ્રશંસક પણ ખરા જ) તરફ કેમ ન બતાવી શક્યા!

તંત્રી

તા.ક. એ પછીના અંકનું સુન્દરમ્‌નું કાવ્ય પણ હરીન્દ્રના કાવ્યનો અનુવાદ જ છે.

તંત્રી

# પ્રશ્ન

પુરુષોત્તમ પંડયા

૧

જોઉં કોમાં કેવું સાહસ, કોમાં કેવું પાણી છે?
ભિખારીના આ જૂથમાં પણ કોણ વિરલ એ દાની છે?
આજ પરાજય રમી રહ્યો છે જ્ઞાની જનની આહોથી,
અરે! વિજય પર હસનારો આ કોણ મહા અજ્ઞાની છે?

૨

જોઉં કોની કેવી તૃષ્ણા, કોમાં કેવી જ્વાલા છે?
નિર્જીવોના શુષ્ક સમૂહમાં જીવિત કોણ નિરાળો છે?
આજ હલાહલ છલકાયે જ્યાં, પીડિત જગની આંખોમાં,
અમૃત સમજી આં સંસારે કોણ વિરલ પીનારો છે?

૩

જોઉં કોમાં અવિરત સાહસ, કોની અક્ષત આશા છે?
શમે શમે વળી નવ સર્જાતી કોની નવ અભિલાષા છે?
આજે વિશ્વ પડયુ ઘોરંતું અઘોર મૃત્યુની તંદ્રામાં;
જીવનનો સદેશ સુણાવે એવી કોની વાણી છે?

૪

જોઉં કો દિલ ગતિ છે અહીં શ્વાસોમાં ઉચ્છ્વાસ વળી,
કોના વૈભવ વચ્ચે વસતો એ અક્ષય વિશ્વાસ વળી,
આજે વિકૃત સીમિત જગ છે જીવનનો ઉન્મુક્ત પ્રવાહ,
આવા અસીમમાં લહેરાતો કોનો પૂર્ણ વિકાસ વળી?

❀

# મહાજનિયો

નાગરદાસ અ. પંડયા, બી. એ.

માંકડો અને મુંજડો બન્ને એક જ ગામમાં અને એક જ મહિનામાં જન્મ્યા હતા. છતાં થોડા દિવસનો જ જન્મદિવસમાં ફેર–અરે ઘણીવાર તો થોડી મિનિટોનો ફેર પણ પરિણામે જીવનમાં કેટલો બધો ફેર સંભવિત બનાવે છે, એ સૌ કોઈ કબૂલ કરે એવી વાત છે.

આ બે વાછરડાઓમાં માંકડો ધોળો હતો જ્યારે મુજડો ધઉંવર્ણો હતો. માંકડો શરીરે હૃષ્ટપુષ્ટ હતો ત્યારે મુંજડો હાડ અને ચામ હતો. માંકડો ધીમેધીમે તોફાની નીકળ્યો ત્યારે મુંજડો સોજો, ગરીબ અને કામગરો નીકળ્યો.

માંકડાને તો આખો દિવસ અહીંથી તહીં હડીઓ કરવી જ ગમે મુજડાને હીરા પટેલે નાથ્યો પણ ખરો અને એને હવે થોડા કામ ઉપર લેવાનો તેઓ વિચાર કરતા હતા ત્યારે માંકડાભાઈ તો પટેલને જરા પણ દાદ જ ન દે. પટેલના શા ભાર કે એમને નાથ નખાવે? બસ, આખો દહાડો ઊભી સીમમાં છૂટા ચરે. બે સાવજ ધરાઈ રહે એટલું ડીલ ધાલ્યું.

પટેલે એને આંક પડાવવાનો જ વિચાર કર્યો. એ સિવાય બીજી કોઈ આશા એના તરફથી રાખી શકાય એમ નહોતું. એટલામાં એક અનુકૂળતા મળી.

પ્રેમજી ગોરનો વચેટ પુત્ર કુવારો જ ગુજરી ગયો. પછી નાનો દીકરો પરણ્યો. પણ એની વહુ ઘેર આવી એટલે એ મરી ગયેલો વચલો છોકરો એને ભૂત થઈને વળગ્યો. હમેશ ધૂણે. ગોરે બહુએ ભૂવાઓલિયાને ખટાવ્યા પણ કંઈ સૂઝે નહિ. છેવટે એ છોકરે અથવા એના ભૂતે માગી લીધું કે મારી પાછળ નીલનારાયણબલિ કરો. પ્રેમજી ગોરને આ વિધિ કરવાનું માથે લેવું પડ્યું.

આ ક્રિયામાં એક વાછરડો અને વાછરડીને વિધિપુરઃસર પરણાવવાં પડે છે. જેટલો વિધિ એક વરકન્યાને પરણાવતાં કરવો પડે એટલો બધોય આ ક્રિયામાં કરવો પડે છે. પુત્રપુત્રીના વિવાહથી આ વિધિ કોઈ પણ રીતે વહેવારિક ખર્ચમાં ઓછો નથી ઊતરતો. હજી પણ જૂનવાણી જાળવી રહેલાં કોઈક ગામોમાં એ વિધિ ચાલુ પણ હોય.

પુત્રવિવાહ સમા આ શુભ પ્રસંગના ઊકેલ પછી એક નિયમ એ પાળવાનો રહે છે કે, જે વત્સ–વત્સાને પરણાવ્યાં હોય તેમને પવિત્ર માની. પછી વ્યવહારના ઉપયોગમાં લઈ શકાય નહિ ગાયને કોઈ ગૃહસ્થ ન રાખી શકે, ફક્ત દેવમંદિરે અર્પણ થઈ શકે; અને એ ગોધાને આંક કાઢીને છોડી મૂકવો પડે. એને પછી કોઈ પણ ખેતીના કામમાં લઈ શકે નહિ

પ્રેમજી ગોરે પુત્રની સદ્ગતિને ખાતર પોતાના ઘરની વાછડી તો કાઢી પણ એમને ત્યાં વાછડો ન મળે. અને પાછળથી નકામો થાય એવી રીતે બીજું કોણ પોતાનું જાનવર આપે? એટલે એમને કોઈ ઠેકાણેથી વાછરડો નીલનારાયણબલિ માટે વેચાતો મેળવવાની તજવીજ કરવી પડી.

હીરા પટેલને પોતાના વાછરડાને ઠેકાણે પાડવાની મુશ્કેલી હતી કારણ તે બહુ તોફાની થઈ ગયો હતો એના તોફાનને પરિણામે એમને બહુયે સાભળવુ–સહેવુ પડતુ હતુ એમને પ્રેમજી ગોર મળી ગયા એટલે બેઉની મુશ્કેલીનો એક જ નિર્ણયથી અત આવ્યો

પટેલને અને ગોરને ઘર જેવો સબધ—એટલે ગોરના કામ માટે પટેલે પોતાનો ગોધો મફત જ આપવા હા પાડી ગોરે ઉપકાર તો માન્યો પણ હીરા પટેલે એમના કુટુબના સબધને ખાતર પોતાને એટલુ તો કરવુ જ પડે એવી ઉદાર દલીલ કરી આપણા માકડાને પ્રેમજી ગોર નીલનારાયણબલિ માટે લઈ આવ્યા

* * *

એ અનુભવ તો માકડાને નવો જ હતો એને કુકુમ, અક્ષત, ચદન, વગેરેથી શોભા વવામા આવ્યો હતો એના ગળામા સુગધી માળાઓ પહેરાવવામા આવી હતી એના નાના નાના શિંગડાવાળા મસ્તક ઉપર લાલ પાઘડી દેખાવ તરીકે મૂકવામા આવી હતી ગળામા એને જનોઈના ત્રાગ પણ ધરાવવામા આવ્યા હતા

એને જે વત્સા—વાછડી સાથે પરણાવતા હતા એને કન્યાના ચિહ્નોથી સજી હતી એ આખો યે દિવસ એમને ન સમજાય તેવી અનેક પ્રવૃત્તિમા જતો હતો

પણ સવારથી જ માકડાને મીઠુ ભોજન મળેલુ એટલે તે ખુશ ખુશ હતો, અને એ ભોજન આપનાર દોરે ત્યા જવાને એણે આજે નિર્ધાર કર્યો હતો વિધિ દરમ્યાન પણ એને દૂધ ભાત અને સાકર ખાવા મળ્યા પછી માકડાને, વધારે શુ જોઈએ ? આજે તે પ્રસન્ન હતો, અને હમેશનો ઉન્માદ વિસારી મૂકી જાણે સોજો બની ગયો હતો હીરા પટેલને પણ વિચાર થયો કે પોતે ધાર્યું હોત તો માકડાને સુધારી શકત ખરા જ્યારે તેઓ વિધિના દર્શને આવ્યા ત્યારે તોફાની માકડાને ગોર દોરે તેમ સહેલાઈથી દોરાતો જોઈ એમને નવાઈ લાગી, અને ઉપરનો સ્વભાવપરિવર્તનનો ખ્યાલ આવ્યો

એ દિવસનો વિધિ માકડે બહુ જ મઝાથી માણ્યો આખુ ગામ એના દર્શન કરી એમની જોડલી સામે હાથ જોડતુ છેવટે સાજ પડતા તો તાજા લાડુ એને ખાવા મળ્યા લાડુ એણે આગળ ખાધેલા ખરા પણ એ એઠવાડમાના, એટલે દાળભાત સાથે ભળી ગયેલો લાડુનો કચરો—આજના તાજા લાડુ ખાઈ એણે જન્મને કૃતાર્થ માન્યો જો એને સંજ્ઞા હોત અને પ્રસંગ મળત તો તે ભગવાન બ્રહ્મદેવ આગળ માગી લેત કે પોતાને બીજો જન્મ આપવાની જો એ દેવપિતામહની ઇચ્છા જ હોય તો બ્રાહ્મણનો જન્મ આપે કે જે જન્મે નિત્ય યજમાનોના કલ્યાણાર્થે ભૂરેવો લાડુ જમીને તૃપ્ત થાય છે !

આ લગ્નવિધિ તો જાણે ઊકલ્યો પેલી વાછરડીને તો ગોરે દેવમંદિરના બાવાજીને ત્યાં બાધી પણ હવે માકડાનું શુ ? એ વિકટ સવાલ હતો હવે તો એ પવિત્ર બન્યો હતો એટલે એની પાસે ખેતી કરાવી શકાય નહિ એમ ને એમ છૂટો મૂકે અને કોઈ અજાણતા બાધે અને કામે લગાડે તો કેટલો દોષ લાગે ? એ તો ભગવાન નારાયણસ્વરૂપ થયો કહેવાય એને ગળામા ધોસરુ પડે તો, એ ધોસરુ નાખનાર તો ઠીક પણ એને એમ ધગરનિશાને છૂટો મૂકનાર પણ પોતાની સાત પેઢી સહિત નરકમા પડે હવે શુ કરવુ ? માર્ગ એક જ હતો એને આન પાડવો એટલે સહુ દેખીને જ જાણી શકે કે એ હવે ખેતીને માટે નથી ઘણાએ એમ જ કરતા એટલે પ્રેમજી ગોરે વૈદ્ય રમગરને એટલુ કામ કરી આપવાનું કહ્યુ

ઉબગરે રૂપિયા ત્રણ માગ્યા. પછી એક રાતે બે સારા જુવાન પાસે રખડતા માંકડાને પકડી મંગાવ્યો અને દોરાથી બાંધી, જમીનદોસ્ત બનાવી એણે એને બને પડખે બે તપાવેલાં કડાં ચોડી દીધાં.

જેટલો અવર્ણ્ય આનંદ માંકડાને પેલા વિવાહને દિવસે થયો હતો તેટલી જ અકથ્ય પીડા આ બેઉ પડખે દીધેલા ડામથી એને થઈ. કેટલાએ દિવસ એ બરાડતો આમતેમ દોડ્યો. માણસો માને એ પોતાને-મારવા દોડે છે, પણ એ તો એની વેદનાથી જ ચિડાઈને ભાગતો હતો. છેવટે ડામ તો રુઝાઈ ગયા. હવે માંકડો પોતાના ખરા સ્વરૂપમાં આવ્યો. જુવાની પણ એની રગેરગમાં ફાટી નીકળી હતી. શરીરમાં લોહી માતુ નહોતુ ક્રોધનો ભાર તો જાણે કે તે ઉપાડી જ નહોતો શકતો.

હવે તો માંકડાભાઈ પોતાના ગામની અને ક્વચિત્‌ બાજુનાં ગામોની સીમમાં ગમે ત્યાં વિહરવા લાગ્યા. એને કોઈ આગળી પણ ન ચીંધે. ઘણાઓ તો એની ગર્જનાથી જ ડરીને દૂર રહેતા. અને જેટલા એને આથો કાઢવાને હિંમત ધરતા તેઓ પણ એનાથી દોઢ હાથ દૂર રહીને જ વાત કરતા.

સરકારી ડબામાં તો એને પુરાય જ શાનો? કારણ એ તો કોઈની માલિકીનો નહોતો. ડબામાં માંકડો હોય તો બીજાં ઢોરાનું આવી જ બને! હવે તો એને સૌ મહાજનિયો કહેવા લાગ્યા. કારણ એ મહાજનનો—સાર્વજનિક—ત્રાસ થઈ રહ્યો હતો.

* * *

સ્વજાતિને સહજ એવાં બંધનોને આવી રીતે તોડી વછોડીને માંકડો—અથવા હવે તો મહાજનિયો જીવનનો અનેરો આનંદ લૂટી શકતો હતો.

જ્યારે બીજા ધણિયાતા બળદને સવારથી સાંજ સુધી હળે જોડાઈને કાંધ ઉપર ફીણા પડી જતા ત્યારે મહાજનિયો બિલકુલ કામધંધાવિનાનો અલમસ્ત શરીરે, હળવોહટ ફરતો હતો.

બીજા બળદને કામ કરતાં હઠે તો માર મળતો ત્યારે મહાજનિયો એને આડે ઊતરે એ બધાની સામે કતરાતો, સર્વને મારવા દોડતો હતો. બીજા બળદોને એમના માલિકો સગવડપ્રમાણે ખાવાને ઘાસપૂળો આપતા, ત્યારે મહાજનિયો જ્યાં ધ્યાનમાં આવે ત્યાં ઊભાં ખેતરમાં પડે, પાક બગાડે અને દિલ ભાવે તે ખાય.

એનું શરીરબંધારણ જુઓ તો નીરોગીપણાનો નમૂનો. આખો દિવસ કામ કરનારા બળદોના દુર્બળ દેહો તરફ હમેશ એ તિરસ્કારની દૃષ્ટિથી જોતો. સીમમા તેમજ શહેરમાં પણ છૂટથી ફરે.

એકવાર તો ગામના સુધરાઈખાતામાં બળદની ખોટ પડી. મહાજનિયાને કોઈ ખાનગી ગૃહસ્થ તો ન બાંધી શકે, પણ આ સુધરાઈખાતાવાળાને એ જાતનો બાધ નડે એમ નહોતું. એમનાં જાનવરો તો સાર્વજનિક એટલે મહાજનના ઉપયોગ માટે વપરાતાં હતાં, એટલે એ સંસ્થાએ મહાજનિયાને પકડ્યો. સખત તાડનથી એના ઉન્માદને શાંત પાડ્યો અને કચરા ગાડી ખેંચવાના કામમા લીધો.

આવી રીતે બધાઈ રહેવું, નિયમિત કામ કરવુ અને નિયમિત ખાવું એ બધું સ્વતંત્ર જીવનના શોખીન, મહાજનિયાને કેમ જ ગમે? અળખામણાં સંસારબંધનોની જોખમદારીમાંથી છૂટીને સમાજ ઉપર ઉદરભરણની જવાબદારી પણ નાંખી દેનારા સાધુમહારાજોને પણ

એ ભાર ફરીથી ઉપાડવો પડે તો કેટલો આકરો લાગે છે? ગમે તેવી આડી અવળી દલીલોના વિષયરૂપ બુદ્ધિને અગમ્ય મનાયેલા, અનિર્વચનીય સગુણ નિર્ગુણ બ્રહ્મની શોધમાં, ભગવા પહેરી સ્વૈરવિહાર સાધતા આ સાર્વજનિક મનુષ્યોને પણ સમાજ ઉપર જીવવું એ પોતાનો જન્મસિદ્ધ હક્ક નથી લાગતો શું? સાધુ થયા પછી તેઓ અંગત જીવન જીવતા બંધ થાય છે, એટલે પછીથી તો તેમને સાર્વજનિક કેમ ન ગણવા? અને એવા સાર્વજનિક લોકોનું ઉદરભરણ સમાજ ઉપાડી લે એ વાત તો છેક સીધી જ છે.

આવા સમાજ ઉપર જીવનારાઓને ખાનગી જવાબદારી નથી ગમતી, તેમજ આ મહાજનિયાને પણ પોતાના ઉદરપૂરણની જવાબદારી જરાય ન ગમી. અહીં તો સાધારણ ઘાસ ખાવા મળતુ રજવાડામા કંઈ શુભ પ્રસંગ હોય ત્યારે ઍંઠવાડ મળે. એ સિવાય બધી જ સામાન્યતા અને પારવિનાની મહેનત કરવી પડે છે. મહાજનિયો આટલું સહન કરી લે એવો હતો જ ક્યાં? લાગ જોઈ એણે સુધરાઈના ડેલામાંથી ચાલતી પકડી. સીધો જંગલમાં પહોંચ્યો થોડા દિવસ જંગલનું સ્વતંત્ર, કુદરતી જીવન જીવી દૂરને ગામડે પહોંચ્યો. ફરીથી એનું જૂનું જીવન એણે હાથ કરી લીધું.

છૂટા ફરવુ, મનગમતુ ખાવું વગેરે લાભો તો હતા જ, બધા લોકો, તેમ પશુઓ પણ એનાથી ડરીને દૂર રહેતા. એ ઉપરાંત હવે તો બીજો લાભ પણ મળવા લાગ્યો. મહાદેવજીના પોઠિયાના પૂજનના દિવસો આવે ત્યારે લોકો મહાજનિયાની કુકુમ અક્ષતથી પૂજા કરે, અને એને મીઠું મીઠું જમાડે.

એટલુ એણે વિચારીને વર્તનમાં ઉતાર્યું કે પાધરો જ કોઈના ઉપર ધસીને આક્રમણ ન કરે. એમ કરવામાં લોકો એનાથી દૂર ભાગતા હતા અને એને લાભ નહોતો થતો. એટલે હવે એણે લોકો તરફ ઉદાસી વૃત્તિ કેળવી સૌને પૂજા નિરાંતે કરવા દે. પછી તો મહાજનિયો જાણે પોતે જ દેવ તરીકે પૂજાતો હતો. એની જાતિના આદિપુરુષ સમા નંદી ભગવાનનો એમાં ઉપકારભાગ તો હતો જ.

મહાજનિયો એક જૂના શિવાલયની આગળના ઓટલા ઉપર જ ઘણા ભાગે બેસે અને આજુબાજુની કુદરતનું અવલોકન કરે. જે તાજુ ચરી આવ્યો હોય તે વાગોળે. ઘણીવાર તો બેઠોબેઠો ઝોકે ચડે. એનાં નસકોરા બોલવા લાગે ત્યારે સાંભળનારને દૂરના સમુદ્રની ગર્જના જાણે આટલું છેટું વીંધીને શિવમંદિર સુધી પહોંચતી હોય એવો આભાસ થાય.

ગામના લોકોએ મહાજનિયાને વધારે ઉપયોગી બનાવવાનું ધાર્યું. એની જાતિની માદાઓને-ગાયોને માટે નર જોઈતો હોય ત્યારે તેઓ મહાજનિયાને દોરી જવા લાગ્યા. આવી રીતે પોતાની મેળે બધાનો ત્યાગ કીધા છતાં અથવા એને કોઈ કંઈ લહાવા લેવડાવનારુ નહિ હોવા છતાં સંસારના બધા લહાવા મહાજનિયો અનાયાસે લેવા લાગ્યો.

એક વિચિત્ર દલીલ આપણા વિદ્વાનીઓ કહે છે કે જે પોતાની મેળે સ્વેચ્છાથી સર્વ સુખનો ત્યાગ કરે, સર્વ-કર્મ-સંન્યાસ સ્વીકારે, એને સર્વ સિદ્ધિઓ, સર્વ સુખો એની મેળે આવી મળે છે ઇચ્છે એને સુખ નથી મળતું પણ ન ઇચ્છે, અથવા એને અવગણે, એને જ મળે છે, એની આગળ આવીને સુખ ઉપસ્થિત થાય છે.

સંખ્યાબંધ સાધુમહારાજોને આ દલીલ ઉપર વૈભવી—વિલાસી જીવન ગાળતા આપણે જોઈ શકીએ છીએ. તેઓ કહે છે કે એ બધું અમારી ઇચ્છાથી નહિ પણ અનિચ્છાથી—દૈવેચ્છાથી પોતાની મેળે ઉપસ્થિત થાય છે.

આવી જ જાતના દેખાતા સાધુ અમો, પોતાના માટે નહિ પણ પરમાર્થને ખાતર જીવતો મહાજનિયો પણ હવે હળવા દિવસો પસાર કરતો હતો.

એ ચરવા જતો નહિ એટલે લોકો પોતાની મેળે જ પુણ્યને ખાતર, ભાવિકપણાને સંતોષવા, એ મહાદેવજીના જીવતા પોઠિયા આગળ લીલું ઘાસ નાખી જતા. એ સર્વ પ્રતિ ઉદાસી રહેતો હતો એટલે સૌ એને પૂજતા. એને સ્વાર્થ નહોતો એટલે શ્રમ શા માટે કરે? એ કોઈ નો—કોઈની માલિકીનો—નહોતો એટલે સર્વ લોકોએ એને નિભાવવો જ જોઈએ. નિઃસ્વાર્થ, નિરીહ, વિરાગી રહ્યો એટલે નીરોગી અને પુષ્ટ રહે એ 'એકને એક બે' જેટલું જ સ્પષ્ટ હતું. એની નીરોગિતા અને પુષ્ટતાનો લાભ એ પોતાની ગોજાતિના ઉત્પાદનને ખાતર લોકોના આગ્રહથી લોકોને આપે, એમાં એના જીવનના સદુપયોગ સિવાય બીજું શું હતું? એને અંગત વાસના જેવું કશું હતુ જ નહિ.

ઘણાએ સાધુમહાત્માઓ, આવી જ રીતે લેશ પણ અંગત વાસના સિવાય ભાવિક ભક્ત-ભક્તાણીઓને પોતાની શક્તિનો લાભ આપે છે, છતા આજનુ અતિ ચતુર–શિખાવણુ જગત એમની તરફ શંકાની દૃષ્ટિથી જુએ છે, પણ આપણાં ઉત્તમ વેદાન્તમાં કેવી અજબ દલીલો છે એની આ જગતને માહિતી જ નથી. જે ખાય છે તે નથી ખાતો પણ બીજો જ ખાય છે; જે બોલે છે તે નથી બોલતો પણ બીજો જ બોલે છે.

આ બધું વેદાન્ત જાણતો હોય તેણે જ સર્વ જ્ઞાનને પારે પહોંચેલા આ મહાત્માઓ ઉપર ટીકા કરવા તૈયાર થવું, પણ એ જાણ્યા પછી તો જેની ટીકા કરવાની છે અને જે ટીકા કરે છે તે એક થઈ જાય છે એટલે ટીકાનો અવકાશ જ નથી રહેતો.

---

## એનાં સ્મરણોમાં

'કુસુમસ્થ'

અહીં તેનાં નાનાં શ્રમિત ચરણો નિત્ય ફરતાં,
અહીં તેના ફિક્કા અધર મૃદુ ઉચ્ચાર કરતા,
નિરાશા ધૈર્યે એ કરુણનયનો મંદ હસતાં,
અને ઊંડાં નાનાં હૃદયમય ભાવો ધડકતા.

મને તેથી આવું વિજન વન એ એક જ ગમ્યું,
કહે જે જે ધીમે પવન મૃદુ એ એ સ્વરગણું,
મને છાયા તેજો જીવનકથતાં એ નયનનું,
બધે એનાં ઊંડાં મૃદુ હૃદય–ભાવો અનુભવું.

ભલે હો ના આ કો' કુસુમિત નિકુંજો લહરતી,
પ્રકાશે રંગેલાં. અનિલવદને હર્ષિત થતી,
છતાં આ સ્થાને એ કરુણ સ્મરણો અંકિત થયાં,
સદા તેથી ચાહુ જીવનભર આમાં જ વસવા.

❦

# ઇંદોર પંચાંગસંશોધન પરિષદ

હરિહર પ્રા ભટ્ટ
મંત્રી, કાર્ય૦ મંડળ, અ ભા પ શ્રો મ પ ઇંદોર

[ ગયા અંકના પૃ ૧૮૦ થી ચાલુ ]

આ પરિષદના ઠરાવો હું અગાઉ આપી ગયો છું, તેના ગુણદોષની શાસ્ત્રીય ચર્ચા કરતા પહેલા આ ઠરાવો કેવા સંજોગોમા કરવામા આવ્યા હતા, તે જોવુ ઉપયોગી થઈ પડશે.

ઇંદોર સંસ્થાન તરફથી તેના રાજજ્યોતિષી દ્વારા જૂના વખતથી ગ્રહલાઘવીય પચાગ બહાર પાડવામા આવે છે ગ્રહલાઘવીય પચાગ આકાશ સાથે મળતું નથી એ વાત હવે બધે જાણીતી થઈ હોવાથી ઇંદોર સસ્થાને પોતાનુ પચાગ સુધારવા આજથી પાંચેક વર્ષ પહેલા 'ઇંદોર પચાગશોધન કમિટી' નીમી હતી તેણે કરેલા કાર્યનો 'રિપોર્ટ' તેણે છએક માસ પહેલા બહાર પાડયો હતો આ કાર્યના અનુસંધાનમા જ આ પરિષદ ભરવામા આવી હતી પરિષદના વહીવટ માટે નીમવામા આવેલા સ્વાગત મડળને હસ્તક બધુ કામકાજ હતુ, પણ તેની પાછળ સસ્થાનનુ જબરુ પીઠબળ હોવાને લીધે જ એ મડળ પરિષદ માટે જોઈતી સગવડ કરી શકયુ હતુ પરિષદની બેઠક માટેની જગા, ટાઉન હોલ, સંસ્થાનનુ અતિથિગૃહ, વગેરે સગવડ સસ્થાન તરફથી મળી હતી સ્વાગત મડળના પ્રમુખ ઇંદોરના જાણીતા શ્રીમત વ્યાપારી સર હુકમીચદ હતા

પરિષદના રીતસરના અધિવેશનમા સમયની કરકસર થાય એ હેતુથી પરિષદના મુખ્ય પ્રશ્નોને અગાઉથી છણી કાઢવા માટે જુદાજુદા પક્ષોના મુખ્ય માણસોને પરિષદની બેઠકથી દસ દિવસ અગાઉ બોલાવવામા આવ્યા હતા એમણે આ દસ દિવસની ચર્ચાને અંતે જે ઠરાવો ઘડ્યા હતા તે જ, લગભગ, પરિષદની રીતસરની બેઠકમા પસાર થયા હતા પણ વિધિ એ હતો કે આ ઠરાવોને પહેલા સ્વાગતમડળમા અને પછી ન્યાયમંડળમા પસાર કરવામા આવ્યા હતા

પ્રતિનિધિઓનો મોટો ભાગ એટલે લગભગ ૧૦૦ મધ્ય હિંદુસ્તાન, રજપૂતાના અને સયુક્ત પ્રાતમાથી હતા ગુજરાતમાથી ૧૫–૨૦, મહારાષ્ટ્રમાથી ૨૫–૩૦, પજાબમાથી ૨–૩, બગાળમાથી ૨ અને મૈસુરમાથી ૧ આવ્યા હતા પ્રતિનિધિઓનો સહુ મોટો ભાગ જૂની ઢબના પડિતો હતા, પરતુ ૧૦–૧૫ યુનિવર્સિટીના પદવીધારીઓ પણ હતા, અને નાગપુરના શ્રી દફતરી, પૂનાના શ્રી રા વિં પટવર્ધન, અહમદનગરના શ્રી પવાર વગેરે પંચાગવાદના ખા પણ આવ્યા હતા કુલ પ્રતિનિધિ ૧૫૧ હતા

પચાગસશોધન ઉપરાત જ્યોતિષના અન્ય વિષયોની પરિષદોની જાહેરાત અગાઉથી કરવામા આવી હતી પણ પાચ દિવસનો લગભગ બધો ભાગ પચાગસશોધન પરિષદમા જવાથી સિદ્ધાત પરિષદને એક કલાક અને હોરાપરિષદને બે કલાક જ મળી શકયા હતા અને બાકીની સહિતા અને નક્ષત્રવિજ્ઞાનની પરિષદો તો ભરી શકાઈ જ નહોતી

'ઇંદોર પંચાંગશોધન કમિટી'ના 'રિપોર્ટ' ઉપરથી જણાય છે કે કમિટીના અધ્યક્ષ શ્રી. દીનાનાથ શાસ્ત્રી ચુલેટે છેલ્લાં પાંચ વર્ષમાં કમિટી પાછળ ખૂબ મહેનત લીધી હતી. અને પરિષદ ભરાવવાના એમના આગ્રહને લીધે અને એ આગ્રહ પાછળની એમની મહેનતને લીધે જ મુંબઈની અખિલભારત પંચાંગ પરિષદ પછી ૩૦ વર્ષે પણ આખા હિંદુસ્તાનની પંચાગ પરિષદ ઇંદોરમાં મળી શકી.

- પ્રમુખ પં. માલવીયજીની કાર્યકુશળતા, અત્યંત ધીરજ, અને બને ત્યાં સુધી કોઈને પણ અસંતુષ્ટ ન રાખવાની એમની વૃત્તિને લીધે જ પરિષદને આટલી સફળતા મળી.

પરિષદના ઠરાવો અને તેના ગુણદોષ સમજવા માટે થોડા શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે તે ટૂંકામાં નીચે આપું છું:

આપણા માથા ઉપર આકાશનો જે ઘુમ્મટ દેખાય છે તે ખરેખરો નથી, પણ માત્ર ભાસરૂપ છે, પણ એવો ખરેખરો અર્ધગોળ ઘુમ્મટ કલ્પી લો અને તેવો જ સામો અર્ધગોળ પૃથ્વીની નીચે કલ્પી લો, તો તે બન્ને મળીને એક પૂરો ગોળો થશે; એને ખગોલ કહીશું.

પૃથ્વી સૂર્યની આસપાસ એક વર્ષમાં એક આંટો ફરે છે, તેથી આપણને સૂર્ય એક વર્ષમાં તારાઓમાં થઈને એક આંટો ફરતો દેખાય છે. ખગોલ ઉપરના જે માર્ગમાં તે આ પ્રમાણે ફરતો દેખાય છે તે માર્ગને ક્રાંતિવૃત્ત કહે છે. આ માર્ગ ખગોલ ઉપર દોરેલું એક વર્તુળ છે એમ માલૂમ પડે છે.

આ ઉપરાંત પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં એક આંટો ફરે છે, તેથી આપણને આકાશનો દરેક પદાર્થ આપણી આસપાસ ૨૪ કલાકમાં એક આંટો ફરતો દેખાય છે. પણ પૃથ્વીની ધરી સ્થિર રહે છે, તેથી તેના બંને છેડાની સામેનાં ખગોલ પરનાં બને બિંદુઓ (એટલે ધરીને બને બાજુએ લબાવીએ તો તે ખગોલને જે બે બિંદુમાં કાપે તે બે બિંદુઓ) સ્થિર દેખાય છે. આ બે બિંદુઓને ધ્રુવ કહે છે. ઉત્તર તરફનું તે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ તરફનું તે દક્ષિણ ધ્રુવ. ઉત્તર ધ્રુવની પાસે ધ્રુવનો તારો છે, પણ દક્ષિણ ધ્રુવની નજીકમાં કોઈ તારો નથી.

બન્ને ધ્રુવની વચ્ચોવચ્ચ (એટલે બન્ને ધ્રુવથી સરખે અંતરે) ખગોલ ઉપર એક વર્તુળ દોરીએ તે વિષુવવૃત્ત કહેવાય છે.

અહીં યાદ રાખવું કે આ બન્ને ધ્રુવો અને વિષુવવૃત્ત તે આકાશનાં બિંદુઓ છે અને તે પૃથ્વીના ધ્રુવો અને વિષુવવૃત્તથી જુદાં છે.

ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત એકબીજાને બે બિંદુમાં કાપે છે. આ બે બિંદુને સંપાત કહે છે. જે સંપાત આગળ સૂર્ય વિષુવવૃત્તની દક્ષિણેથી ઉત્તરે જાય છે તે વસંતસંપાત, અને જે સંપાત આગળ સૂર્ય વિષુવવૃત્તની ઉત્તરેથી દક્ષિણે જાય છે તે શારતસંપાત.

પૃથ્વીનો આકાર સંપૂર્ણ ગોળ નથી, પણ તે ધ્રુવો આગળ સહેજ ચપટી અને વિષુવવૃત્ત આગળ સહેજ ફૂલી ગયેલી છે, એટલે તેનો આકાર નારંગી જેવો સહેજ લંબગોળ છે. તેથી જેમ ભમરડો ફરતી વખતે તેની ધરી સ્થિર ન રહેતાં તેના ભ્રમણને લીધે એક શંકુ ઉત્પન્ન થાય છે, તેમ જ પૃથ્વીની ધરી પણ પોતાના મધ્યબિંદુની ઉત્તરે એક, અને તેની દક્ષિણે એક, એવા બે શંકુ ઉત્પન્ન કરે છે; તે બે શંકુની બે ટોચ ધરીના મધ્યભાગે જોડાયેલી રહે છે. ધરીનું પૂર્ણ ભ્રમણ, અર્થાત્ બન્ને શંકુઓનું પૂર્ણ સર્જન થતાં ૨૬,૦૦૦ વર્ષ લાગે

છે. આથી ઉત્તર અને દક્ષિણ ધ્રુવો ખગોલ ઉપર તેટલા જ વખતમાં એક વર્તુળ ફરતા દેખાય છે, અને તેઓની સાથે જ તેઓની વચ્ચોવચ્ચ રહેલું વિષુવવૃત્ત પણ તેટલા જ વખતમા એક પરિભ્રમણ કરતુ દેખાય છે, અને તેથી સ્થિર રહેતા ક્રાંતિવૃત્તને વિષુવવૃત્ત જે બે બિંદુમા કાપે છે તે બે બિંદુ, અર્થાત્ બન્ને સપાતો, પણ ક્રાંતિવૃત્ત ઉપર ૨૬,૦૦૦ વર્ષમા એક આટો ફરતા દેખાય છે આ ગતિ પશ્ચિમ તરફ છે હિસાબ કરતા માલૂમ પડશે કે આ ગતિ દર વર્ષે ૫૦ વિકલા છે (૧ વર્તુળ = ૩૬૦ અંશ ૧ અંશ = ૬૦ કલા ૧ કલા = ૬૦ વિકલા) અને સૂર્ય રોજ ૧ અંશ જાય છે, તેથી આટલુ અંતર જતા તેને ૨૦ મિનિટ કે ૫૦ પળ લાગે

સૂર્ય વસતસપાત ઉપર આવે ત્યારથી ફરીને તે વસતસપાત ઉપર આવે ત્યા સુધીના વખતને **સાયન વર્ષ** કહે છે, કારણ કે વસતસપાતથી ૯૦ અંશ પશ્ચિમે ઉત્તરાયણ અને વસંતસપાતથી ૯૦ અંશ પૂર્વે દક્ષિણાયન છે ઉત્તરાયણથી ઉત્તરાયણ સુધીનુ, અથવા દક્ષિણાયનથી દક્ષિણાયન સુધીનુ અથવા શરતસપાતથી શરતસપાત સુધીનુ વર્ષ પણ સાયન છે શિયાળો, ઉનાળો વસંત, શરદ વગેરે ઋતુઓનુ એક ચક્ર પણ સાયન વર્ષ છે

સાયન વર્ષ ઉપરાત એક બીજુ વર્ષ પણ છે અને તે નાક્ષત્ર વર્ષ સૂર્ય એક તારા આગળ આવે ત્યારથી તે ફરીને તે જ તારા આગળ આવે ત્યા સુધીનું વર્ષ તે **નાક્ષત્ર વર્ષ** આને કેટલાક નિરયન વર્ષ પણ કહે છે

ઉપર જણાવ્યુ તે પ્રમાણે સપાત દર વર્ષે સરાસરી ૫૦ (હાલમા ૫૦।) વિકલા પશ્ચિમ તરફ ખસતો હોવાથી અને તારાઓ સ્થિર હોવાથી અને સૂર્ય ક્રાંતિવૃત્તમા પશ્ચિમથી પૂર્વ તરફ જતો હોવાથી સાયન વર્ષ કરતા નાક્ષત્ર વર્ષ ૫૦। પળ મોટુ થાય છે

| | દિવસ | ઘડી | પળ |
|---|---|---|---|
| સાયન વર્ષ = | ૩૬૫ | ૧૪ | ૩૨॥ |
| નાક્ષત્ર વર્ષ = | ૩૬૫ | ૧૫ | ૨૩ |
| 'સૂર્યસિદ્ધાન્ત'મા આપેલુ વર્ષ = | ૩૬૫ | ૧૫ | ૩૧॥ |

અત્યારે આપણા પ્રચલિત પચાગો ઈ સ ની છઠ્ઠી સદીમા રચાયેના 'સૂર્યસિદ્ધાત' નામના ગ્રથના પાયા ઉપર રચાયેના ગણિત પ્રમાણે બનાવવામા આવે છે અને ઇંદોર પરિષદે પણ સૂર્યસિદ્ધાતમા કરેલુ આરભસ્થાન લેવાનું અને સૂ સિ મા આપેનુ વર્ષમાન સુધારીને લેવાનું કહ્યુ છે, તેથી સૂ સિ મા આપેલુ વર્ષમાન પણ ઉપર આપ્યુ છે ઉપર આપેના સાયન અને નાક્ષત્ર વર્ષ વચ્ચે ૫૦। વિકલાનો ફરક સ્પષ્ટ છે, પણ સૂ. સિનું વર્ષમાન શુદ્ધ સાયન કે શુદ્ધ નાક્ષત્ર વર્ષની બરોબર નથી, પણ તે શુદ્ધ સાયન કરતાં ૫૮॥ વિકલા મોટુ છે, અને શુદ્ધ નાક્ષત્ર કરતા ૮॥ વિકલા મોટુ છે આમ આકડા દ્વારા તો તે સાયન કે નાક્ષત્ર બેમાથી એક પણ સિદ્ધ થઈ શકતું નથી, પણ સૂ સિમા આપેલી વર્ષની વ્યાખ્યા અને ગણિત ઉપરથી સૂ સિ કારનો હેતુ સાયન વર્ષ કહેવાનો હતો એમ એક પક્ષ માને છે અને તે નાક્ષત્ર વર્ષ કહેવાનો હતો એમ બીજો પક્ષ માને છે આ બન્નેને આગળ ઉપર અનુક્રમે સાયનવાદી અને નાક્ષત્રવાદી કહીશુ

ઇંદોર પરિષદમા આવેલા કુલ ૧૫૬ પ્રતિનિધિઓમા સાયનવાદી ૧૧ અને નાક્ષત્રવાદી ૧૪૫ હતા ૧૧માથી એક હું હતો હું એ પક્ષ તરફથી કરવામા આવેલી દલીલો અહીં આપુ તો

બહુ જ વિસ્તાર થાય, તેથી તે આપતો નથી, તેમ જ સાયન અને નિરયનમાંથી શું ગ્રાહ્ય છે અને તે શા માટે ગ્રાહ્ય છે એ બાબતની સ્વતંત્ર રીતે ચર્ચા કરવા જતાં પણ બહુ વિસ્તાર થાય તેથી તે ચર્ચા પણ અહીં કરતો નથી. આ વિષયની એક જુદી જ લેખમાળા અથવા પુસ્તક થાય એટલો એ મોટો છે, તેથી એ ચર્ચા કોઈ બીજા પ્રસંગ ઉપર રાખું છું.

હવે આપણે ઇંદોર પરિષદના ઠરાવોની શાસ્ત્રીયતામાં સહેજ ઊતરીએ. પહેલો ઠરાવ આ પ્રમાણે હતો :—

'વર્ષમાન નાક્ષત્રસૌર સૂર્યસિદ્ધાન્તોક્ત લેવું. પ્રત્યક્ષ વેધથી તેમાં ફરક માલૂમ પડે તો તેટલો બીજસંસ્કાર દૃશ્ય કૃત્ય માટે આપવો.'

ન્યાયમંડળમાં ૩૯ નાક્ષત્રવાદી અને ૨ સાયનવાદી હોવાથી આ ઠરાવ ૨ વિરુદ્ધ ૩૯ની બહુમતીથી પસાર થયો હતો.

આ ઠરાવ નાક્ષત્રવાદીઓનું દૃષ્ટિબિંદુ રજૂ કરે છે અને તેથી 'સૂર્યસિદ્ધાન્તોક્ત વર્ષમાન નાક્ષત્રસૌર' છે એમ તે કહે છે.

'પ્રત્યક્ષ વેધ (અવલોકન)થી તેમાં ફરક માલૂમ પડે તો' આવું વાક્ય રાખવાનું કારણ એ કે અર્વાચીન સૂક્ષ્મ અવલોકનસામગ્રી દ્વારા સિદ્ધ થયેલ શુદ્ધ નાક્ષત્ર વર્ષમાન કરતાં સૂ. સિ. નું વર્ષમાન ૮।। પળ મોટું છે એ વિષે અર્વાચીન ખગોળશાસ્ત્ર જાણનારાઓને તો જરા પણ શંકા નહોતી, પણ જૂની ઢબના પંડિતોને શંકા હતી, કારણ કે તેઓને અર્વાચીન ખગોળશાસ્ત્રનું જ્ઞાન નહોતું.

'તેમાં તેટલો બીજસંસ્કાર આપવો' એટલે તેમાં તેટલો સુધારો કરીને તેને શુદ્ધ વેધસિદ્ધ નાક્ષત્રવર્ષમાનની બરોબર બનાવી લેવું.

આ સુધારો 'દૃશ્ય કૃત્યો'માં કરવો એમ કહ્યું છે, તેનો અર્થ શો એ હવે જોઈએ. ગ્રહણ વગેરે દૃશ્ય (પ્રત્યક્ષ દેખાતા) બનાવોનું ગણિત ચાલુ પદ્ધતિએ કરવાથી પ્રત્યક્ષ સાથે તે મળતું નથી, તેથી અર્વાચીન ગણિત પ્રમાણે તે સુધારી લેવું જોઈએ એટલું સ્વીકારવામાં જૂના પંડિતોને કંઈ હરકત લાગતી નથી. પણ સ્વર્ગમાં મળતા અદૃશ્ય ફળવાળાં એકાદશી જેવાં વ્રતોનું ગણિત અર્વાચીન પદ્ધતિએ કરવાથી તે અદૃશ્ય ફળ કદાચ નહિ મળે એવી તેઓને દહેશત હોવાથી તેઓએ આ 'અદૃશ્ય કૃત્યો'માં અર્વાચીન ગણિતનો સ્વીકાર ન કરતાં માત્ર 'દૃશ્ય કૃત્યો'માં તેનો સ્વીકાર કર્યો છે નવીન વિચારવાળાઓ આવો દૃશ્યાદૃશ્યનો ભેદ માનતા નહિ હોવાથી કુલ ગણિત અર્વાચીન પદ્ધતિએ ચલું જોઈએ એમ કહે છે.

હવે આ બાબતમાં સત્ય શું છે તે જોઈએ.

(૧) એક તો એ કે પંચાંગમાં અદૃશ્ય જેવું કંઈ જ નથી. પૌર્ણિમાએ પૂર્ણ ચંદ્ર અને અષ્ટમીએ અર્ધ ચંદ્રને પ્રત્યક્ષ બતાવનાર તિથિને અદૃશ્ય કોણ કહી શકે? કરણ તિથિનું અર્ધું હોવાથી તે પણ દૃશ્ય છે. બીજી રીતે કહીએ તો સૂર્યચંદ્ર વચ્ચેનું ૬ અંશનું અંતર તે એક કરણ અને ૧૨ અંશનું અંતર તે એક તિથિ હોવાથી અને સૂર્યચંદ્ર બંને દૃશ્ય વસ્તુઓ હોવાથી તિથિ અને કરણ બંને દૃશ્ય છે. તેવી જ રીતે આરંભસ્થાનથી આપેલાં સૂર્યચંદ્રનાં અંતરોનો ૧૩ અંશ અને ૨૦ કલાનો સરવાળો તે એક દૈનિક યોગ

હોવાથી તે પણ દૃશ્ય છે, અર્થાત્ પ્રત્યક્ષ સાધનો વડે માપી શકાય છે. તેવી જ રીતે નક્ષત્ર પણ પ્રત્યક્ષ છે.

( ૨ ) બીજું એ કે પંચાંગનું એવું એક પણ ગણિત નથી કે જેને સીધી રીતે કે આડકતરી રીતે અનુસરીને કોઈ પણ ધર્મકૃત્ય કરવાનું ન હોય ગ્રહણને જૂના મતવાળા ‘ દૃશ્ય કૃત્ય ’માં ગણે છે, પણ ગ્રહણમાં તો અત્યંત મહત્ત્વનાં ધર્મકૃત્યો કરવાનાં હોય છે. જેને જેને ‘ દૃશ્ય કૃત્ય ’ માનવામાં આવે છે તે દરેકને માટે આમ કહી શકાય. આ રીતે વિચાર કરીએ તો તો પંચાંગના ગણિતમાં એક રતી ભાર પણ સુધારો ન કરી શકાય.

( ૩ ) હવે ત્રીજી રીતે વિચાર કરો. ‘ સૂર્યસિદ્ધાંત ’ કરતાં વેદાંગ જ્યોતિષ વધારે જૂનું છે અને તે ધાર્મિક દૃષ્ટિએ વધારે પૂજ્ય ગણાય છે, પણ તેનું ગણિત સૂ. સિ. કરતાં વધારે સ્થૂળ છે. વેદાંગજ્યોતિષમાં બધી તિથિઓ મધ્યમ એટલે એકસરખા માપની ગણી છે અને એ તિથિઓ પ્રમાણે જ આપણે હજારથી દોઢહજાર વર્ષ સુધી આપણાં ધર્મકૃત્યો કર્યાં; પણ જ્યારે તેની સ્થૂળતા માલૂમ પડી, ત્યારે સૂ. સિ.નુ ગણિત રચાયું અને તે વધારે સૂક્ષ્મ હોવાથી તે પ્રમાણે ધર્મકૃત્યો થવા લાગ્યાં. આ જ પ્રમાણે આજે સૂ. સિ. ના ગણિતની સ્થૂળતા આપણા જાણવામાં આવી છે, તો તે સુધારીને અર્વાચીન વધારે સૂક્ષ્મ ગણિત પ્રમાણે આપણા ધર્મકૃત્યો કરાવાં જોઈએ.

( ૪ ) ખરી રીતે ધર્મશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર વચ્ચે વિરોધનો પ્રસંગ ઉદ્ભવી જ ન શકે, કારણ કે બનેના ક્ષેત્રો તદ્દન જુદાં છે. અમુક પ્રકારની ગ્રહસ્થિતિ હોય ત્યારે અમુક ધર્મકૃત્ય કરવાથી પુણ્ય થાય છે એમ ધર્મશાસ્ત્ર કહે છે, અને આવી ગ્રહસ્થિતિ ક્યારે આવશે તે અગાઉથી જણાવવાનુ કામ ગણિતશાસ્ત્ર કરે છે. સૂર્યચંદ્ર વચ્ચેનું ૧૨ અંશનું અંતર તે એક તિથિ અને આવી ૧૧મી અને ૨૬મી ( શુદ તથા વદ અગિયારશ ) તિથિએ ઉપવાસ કરવામા પુણ્ય છે એમ ધર્મશાસ્ત્રે કહ્યું છે. હવે આ ૧૧મી અને ૨૬મી તિથિ ક્યારે આવશે, અર્થાત્ સૂર્યથી ચંદ્ર પૂર્વમાં ૧૨૦ થી ૧૩૨ અંશ સુધીમાં અને ૩૦૦ થી ૩૧૨ અંશ સુધીમાં ક્યારે આવશે તે તો ગણિતશાસ્ત્ર જ કહી શકે. અમુક તિથિ ઉદયાત્ લેવી, કે રામનવમી મધ્યાહ્નને પહોંચતી લેવી, કે જન્માષ્ટમી મધ્યરાત્રિએ પહોંચતી લેવી કે દશમી ૫૫ ઘડી કરતાં વધારે હોય તો એકાદશીને બદલે દ્વાદશી લેવી, વગેરે જે કંઈ નિર્ણયો કરવા હોય તે કરવાને ધર્મશાસ્ત્રને સંપૂર્ણ અધિકાર છે, પણ અમુક તિથિ ઉદયાત્ છે કે નથી કે તે કેટલી ઘડી છે તે તો ગણિતશાસ્ત્ર જ કહી શકે.

(૫) હવે માત્ર એક જ શંકા આ બાબતમાં રહી શકે અને તે એ કે ગ્રહણ વગેરેના ગણિતમાં ચંદ્રને જેટલા સંસ્કાર આપવાના કહ્યા છે, તેમાંથી અમુક સંસ્કાર જ તે તિથિને આપવા શા માટે કહ્યા છે ? તેનો જવાબ એ કે તિથિના ગણિતમાં ઓછા સંસ્કાર આપવાથી પૂરતી સૂક્ષ્મતા આવી રહે છે. ત્યારે ગ્રહણના ગણિતમાં પૂરતી સૂક્ષ્મતા આણવા માટે વધારે સંસ્કારોની જરૂર છે. એક દાખલો લેવાથી આ વાત બરાબર સ્પષ્ટ થશે. ચંદ્રગણિતમાં પાંચ સંસ્કાર આપવાથી ચંદ્રમાં ૫ કલા કરતાં વધારે સ્થૂળતા આવતી નથી, પણ ૧૧ સંસ્કાર આપવાથી ૧ કલા કરતાં વધારે સ્થૂળતા આવતી નથી. હવે ચંદ્રમાં ૫ કલાની સ્થૂળતાથી ચંદ્રોદયમાં ૨૦ સેકંડની સ્થૂળતા આવશે અને તેટલી સ્થૂળતા ચાલે, પણ ચંદ્રમાં

૫ કલાની સ્થૂળતાથી ગ્રહણમાં ૧૦ મિનિટની સ્થૂળતા આવે તે ન ચાલે, પણ ચંદ્રમાં ૧ કલાની સ્થૂળતાથી ગ્રહણમાં ૨ મિનિટની સ્થૂળતા આવે તે ચલાવી શકાય. આથી અત્યારનો ગ્રંથકાર આમ લખી શકે છે કે ચંદ્રોદય માટે ચંદ્રના પાંચ સંસ્કાર આપવા અને ગ્રહણ માટે ૧૧ સંસ્કાર આપવા. પણ જો ભવિષ્યમાં એમ માલૂમ પડે કે આ પાંચ સંસ્કારો આપતાં છતાં ચંદ્રમાં ૧ અંશની સ્થૂળતા રહે છે અને આ રીતે ચંદ્રોદયમાં ૪ મિનિટનો ફરક આવે છે અને જો આટલો ફરક ચલાવી ન લઈ શકાય, તો ભવિષ્યમાં અમુક વધારે સંસ્કારો આપવા જોઈએ. સારાંશ એ કે અમુક સંસ્કારોથી પૂરતી સૂક્ષ્મતા આવશે એમ જૂના ગ્રંથકારોએ ધારેલું, માટે તેટલા સંસ્કાર આપવા એમ તેઓએ લખ્યું, પણ આજે આપણને માલૂમ પડે છે કે તેટલા સંસ્કાર પૂરતા નથી, તો આજે આપણે વધારે સંસ્કાર આપવા જોઈએ. વધારે સંસ્કારો આપીને વધારે સૂક્ષ્મતા લાવવાની વિરુદ્ધ જૂના ગ્રંથકારો નહોતા, પણ વધારે સંસ્કારોની જરૂર તેઓને જણાઈ નહોતી.

હવે આપણે બાકીના ઠરાવો તરફ વળીએ.

ઠરાવ બીજો: 'અયનગતિ વાસ્તવિક વેધસિદ્ધ લેવી' (સર્વાનુમતે પસાર)

વસંતસંપાત દર વર્ષે ૫૦ વિકલા ખસે છે તેથી તેનાથી ૧૮૦ અંશને અંતરે આવેલો શરત્સંપાત અને તેનાથી ૯૦ અંશને અંતરે આવેલાં અયનો પણ તેટલા જ ખસે છે આને અયનગતિ કહે છે. આ ગતિ વેધસિદ્ધ એટલે પ્રત્યક્ષ અવલોકન દ્વારા જેટલી આવે તેટલી લેવી એ બાબતમાં મતભેદ હોઈ જ ન શકે.

ઠરાવ ત્રીજો: 'રાશિચક્રનુ આરંભસ્થાન સૂર્યસિદ્ધાન્તોક્ત લેવુ.' (સર્વાનુમતે પસાર)

આમાં ગમ્મત છે. સૂ. સિ. સમત આરંભસ્થાન કયું એ વિષે તો ઝઘડો હતો. તે વસંતસંપાત છે એમ સાયનવાદીઓ કહેતા હતા, અને વસંતસંપાતથી ૧૯ કે ૨૩ અંશ પૂર્વમાં છે એમ નિરયનવાદીઓના જુદાજુદા પક્ષો કહેતા હતા. આ બાબતનો નિકાલ પરિષદમાં થઈ શક્યો નહિ, તેથી આવો મોઘમ ઠરાવ કર્યો છે, જેનો અર્થ ખરી રીતે કંઈ જ નથી, કારણ કે દરેક પક્ષ કહે છે કે પોતાનું આરંભસ્થાન સૂર્યસિદ્ધાન્તોક્ત છે.

ઠરાવ ચોથો: 'અયનાંશ વાસ્તવિક વેધસિદ્ધ લેવા.' (સર્વાનુમતે પસાર)

અયનાંશ એટલે વસંતસંપાત અને આરંભસ્થાન વચ્ચેનું અંતર. સાયન મતે આ અંતર હંમેશાં શૂન્ય હોય છે કારણકે વસંતસંપાત જ સાયનવાદીઓનું આરંભસ્થાન છે. નિરયનવાદીઓના જુદાજુદા પક્ષ પ્રમાણે તે અત્યારે લગભગ ૧૯ કે ૨૩ અંશ છે અને હમેશા વધતું જાય છે. આ ઠરાવમાં પણ ઉપરના ઠરાવ જેવી જ ગમ્મત છે, કારણકે તેમાંથી દરેક પક્ષને અનુકૂલ અર્થ નીકળી શકે છે, પણ ખરી રીતે આ ઠરાવનો અર્થ પણ કંઈ જ નથી, કારણકે અયનાંશ કેટલા એ બાબત તો ઝઘડો હતો.

ઠરાવ પાંચમો: 'પંચાંગમાં સાયન રાશિઓ પણ આપવી.' (સર્વાનુમતે પસાર)

આ બાબતમાં પણ મતભેદ ન હોઈ શકે, કારણકે ઉત્તરાયણ, દક્ષિણાયન અને ઋતુઓ સાયન સંક્રાંતિ પ્રમાણે જ આવે છે, નિરયન સંક્રાંતિ પ્રમાણે આવતા નથી, તેથી જો સાયન

સંક્રાંતિઓ આપવામાં ન આવે તો અયનો અને ઋતુઓનો નિર્ણય થઈ શકે નહિ. ચાલુ ગ્રહલાઘવીય પંચાંગોમાં અયનો અને ઋતુઓ નિરયન સંક્રાંતિઓ પ્રમાણે આપવામાં આવે છે તે ભૂલ છે, કારણકે તેથી તેમાં ૨૩ દિવસનો ફરક પ્રત્યક્ષ સાથે સરખાવતાં આવે છે એ મેં ગયા અંકના પૃ. ૧૭૮મે ઉત્તરાયણ ઉપરના મારા લેખમાં બતાવ્યું છે.

સારઃ પાંચે ઠરાવોનો સાર એ કે વર્ષમાન વેધસિદ્ધ નાક્ષત્ર રાખવું, પણ આરંભસ્થાન કયું તેનો નિર્ણય હજુ કર્યો નથી, તેથી આ ઠરાવનો વ્યાવહારિક ઉપયોગ અત્યારે તો થઈ શકે એમ નથી. પણ આરંભસ્થાનનો નિર્ણય આવતી પરિષદમાં થશે એવી આશા આપણે રાખીએ. પણ ઉત્તરાયણ, દક્ષિણાયન અને ઋતુઓ પૂરતો સુધારો તો પાંચમા ઠરાવ પ્રમાણે અત્યારે જ થઈ શકે એમ છે, કારણકે તેમાં મતભેદ નથી.

સાયનવાદીની દૃષ્ટિએ એમ લાગે કે સાયનને બદલે નાક્ષત્ર વર્ષનો સ્વીકાર એ અયોગ્ય દિશામાં ગતિ છે. પણ કોઈ પણ પ્રકારની ગતિ એ નિદ્રા કરતાં સારી છે. સૂ. સિ.નું વર્ષમાન નથી શુદ્ધ સાયન અને નથી શુદ્ધ નાક્ષત્ર, છતાં તે જ રાખવું અને શુદ્ધ સાયન કે શુદ્ધ નાક્ષત્રમાંથી એક પણ માન ન લેવું, એવો વિચિત્ર આગ્રહ આજથી ત્રીશ વર્ષ પૂર્વે મુંબઈની પરિષદમાં જૂના પંડિતો રાખતા હતા; તેને બદલે આજે તેઓ ભલે નાક્ષત્રમાન, અને તે પણ ભલે દશ્ય કૃત્ય પૂરતું પણ શુદ્ધ વેધસિદ્ધ લેવા તૈયાર થયા છે, તો ભવિષ્યમાં જો તેઓને સાયન માનની યોગ્યતા લાગશે, તો તેને પણ સ્વીકારશે એવી આશા સાયનવાદીઓ પણ રાખી શકે.

# શબ્દચર્ચા

પં.-બેચરદાસ જીવરાજ દોશી

૧. ખાંધ-ખંધોલો  ૨. કંધા

ડોકનું મૂળ અને હાથનુ બગલ ઉપરનું મૂળ એ બે વચ્ચેના મજબૂત હાડકાવાળા ભાગને ખાંધ કે ખંધોલો કહે છે. હિંદી ભાષામા આ જ અર્થમા કંધા શબ્દનો વ્યવહાર છે.

૩. ખૂંધ

બળદની પીઠની શરૂઆતમાં જે એક મોટો સ્થૂલ ઊંચો ભાગ હોય છે તે ખૂંધ છે. ખાધ અને ખૂંધ એ બન્ને શબ્દનો અર્થ તો એક જ છે. માત્ર ખાંધ મનુષ્યના તે અવયવ માટે વપરાય છે ત્યારે ખૂંધ પશુના અવયવ માટે પ્રચલિત છે. બળદ જે ભાગના બળથી ધોંસરું વહે છે તે આ જ ભાગ છે—ખૂંધ છે.

૪. ખૂંટ

ખૂંધ, જે બળદની અતિશય દૃઢ હોય તે ખૂંટ કહેવાય છે.

૫. ખૂંધ

માણસની પીઠ ઉપર, શારીરિક વિકારના કારણથી બળદની ખૂંધ જેવો જે ભાગ ઊપસેલો હોય છે તે ખૂંધના નામથી જાણીતો છે. આ ખૂંધને લીધે જ માણસ ઠીંગણો રહે છે તથા ટટ્ટાર—સીધો ચાલી શકતો નથી.

૬. કાંધ

શરીરના જે ભાગ ઉપર બળદ ધોંસરુ વહે છે અને ધોંસરું વહેતાં વહેતાં જે ભાગ રીઢો થઈ ગયો હોય છે તેને માટે 'કાંધ' શબ્દનો વ્યવહાર છે. 'બળદને કાંધું કે કાંધ પડચું' એવો વાક્યપ્રયોગ સુપ્રતીત છે.

૭. કાંધ

જે અર્થ ખાંધ શબ્દનો છે, તે જ અર્થ આ કાંધ શબ્દનો છે. માત્ર 'કાંધિયાનાં કાંધ ધોવરાવવા' એવા જ પ્રયોગમાં આ કાંધ શબ્દનો પ્રચાર છે.

૮. કાંધિયો-ખાંધિયો

મૂડદાને ખાંધ ઉપર વહનારા ચારે જણા કાંધિયા કે ખાંધિયા કહેવાય છે.

૯. કાંધું.

જ્યારે દેણદાર પૂરી રકમ એકસાથે નથી ભરી શકતો ત્યારે ભરવાની રકમને કટકે-કટકે ભરવાની પદ્ધતિને આપણી ભાષામાં કાંધું કહે છે. 'પાંચ કાંધાં ભર્યાં' એ પ્રયોગમાં કાંધુંનો અર્થ સુપ્રસિદ્ધ છે મારવાડી ભાષામાં 'કાંધું'ને બદલે 'ખધી'નો વ્યવહાર છે.

પ્રાકૃત ખંધ, કંધ વા સંસ્કૃત સ્કન્ધ શબ્દનો અર્થ જોતાં તો શરીરના અમુક એક ભાગનો દ્યોતક કંધ કે સ્કન્ધ શબ્દ ઉપર્યુક્ત નવે શબ્દોમાં મુખ્ય રીતે ઓતપ્રોત થયેલો છે.

આચાર્ય હેમચંદ્રે પોતાના સંસ્કૃત અનેકાર્થ કોશમાં સ્કંધ શબ્દના પ્રકાંડ, શરીર, અંસ, રાજા, સમૂહ અને વ્યૂહ અર્થો આપેલા છે. ઉપર, ગૂજરાતી જે શબ્દો જણાવેલા છે તે બધામાં 'અંસ' અર્થનો દ્યોતક સ્કંધ શબ્દ જ પ્રધાન સંબંધ ધરાવે છે.

૧. ખંધ-ખાંધ. ૨. કંધ-કંધા.

ખંધ+ઉલ્લ-ખંધુલ્લ-ખંધોલો. આમા જે 'ઉલ્લ' પ્રત્યય જણાવેલો છે તે માત્ર સ્વાર્થસૂચક છે.

૩. ખંધ-ખૂંધ

'ખંધ' શબ્દ, મનુષ્યના અવયવનો સૂચક છે. ત્યારે 'ખૂંધ' શબ્દ પશુના પણ તે જ અવયવનો બોધક છે. માણસ અને પશુના અવયવનો ભેદ બતાવવા 'ખંધ'નું 'ખૂંધ' ઉચ્ચારણ કરવામાં આવ્યું હોય.

૪. ખંધ-ખૂંધ-ખૂંટ

આમાં 'ખૂંટ'નું ટકારયુક્ત ઉચ્ચારણ ખૂંધનો પ્રકર્ષ બતાવવા અને એવી ઉત્કૃષ્ટ ખૂંધવાળાનો અર્થ સૂચવવા વ્યવહારમા ચાલુ થયું હોય.

૫. ખંધ-ખૂંધ

માત્ર કાંધના ઢોરાં જેવા ભાગની સમાનતાને લીધે જ ખૂંધિયા માણસની ખૂંધ માટે આ શબ્દ વાપરવામાં આવ્યો છે અને ખૂંધિયા લોકો વિશેષ સરળ નહિ જણાતા હોય એ આશયથી ખૂંધો વા ખંધો શબ્દ શઠ—લુચ્ચો અર્થમાં પણ આવેલો છે.

૬. કંધ-કાંધ

સ્કંધની આગળનો અને તદ્દન નિકટનો ભાગ તે પણ સ્કંધ—કાંધ કહેવાયો છે.

૭. કાંધિયાના કાંધ-

નો કાંધ શબ્દ, આખા શરીરનો સૂચક છે, પણ તે માત્ર સ્કંધના સંબંધને લીધે જ. સંભવ છે કે આ જ કારણથી સસ્કૃત કોશકારોએ સ્કંધનો શરીર અર્થ સૂચવેલો હોય.

૮. કંધિય-કાંધિયો ખંધિય-ખાંધિયો

સ્કન્ધેન વહતિ સ સ્કાન્ધિકઃ અર્થાત્ સ્કંધ વડે જે વહન કરે તે સ્કાંધિક. આવી વ્યુત્પત્તિ છતાં સ્કાંધિક—કંધિય—કાંધિયો શબ્દ માત્ર મૃતવાહક અર્થમાં જ રૂઢ થયેલો છે.

૯. કંધ-કાંધું

આ 'કાંધું'માં તો કંધ શબ્દનો માત્ર ખંડવિભાગ અર્થ જ રહેલો છે, અને 'કંધ'નો મુખ્ય અર્થ તિરોહિત થયેલો છે. જે અર્થમાં 'કાંધું' શબ્દ પ્રતીત છે તે અર્થ પણ કાંઈ આજકાલનો નવો નથી. મૃચ્છકટિક નાટકમાં 'સ્કંધ' શબ્દની વિકૃતિરૂપ 'ગધુ' શબ્દ, આ 'કાંધું'ના જ અર્થને બરાબર સૂચવે છે. એક હારેલા જુગારી પાસે બીજો લેણદાર જુગારી પોતાની રકમ એકસાથે માગે છે પણ પેલો હારેલો, તેને એકસાથે એ રકમ આપી શકતો નથી ત્યારે કહે છેઃ—'ભાઈ, કાંધું કર તો ઠીક.'

આ સબંધી મૂળ પાઠ આ પ્રમાણે છે :

माथुरक :—भले ! गधु कुलु कुलु ( स्कन्धं कुरु कुरु અર્થાત્ કાંધું કર, કાંધું કર. )

संवाहक :—अद्धस्सा गधु कलेमि (अर्धस्य स्कन्धं करोमि અર્થાત્ અડધી રકમનું કાંધું કરું છું.)

—[ પૃ૦ ૮૪-૮૫ : કલકત્તા આવૃત્તિ. ]

આમ આ એક કંધ ખંધ—સ્કન્ધ શબ્દની નવધા માયા રમૂજ પમાડે તેવી ખરી. વળી ખંડ, ગંડ વગેરે શબ્દો પણ કંધ-ખંધ-સ્કંધ શબ્દથી વિશેષ વિભક્ત જણાતા નથી. ઉચ્ચારણની માયા જ અગમ છે. તેથી વળી શબ્દોમાં પ્રાકૃત સંસ્કૃતનો વિભાગ કરવો વધારે કઠણ લાગે છે. એટલા માટે જ વૈયાકરણ ભર્તૃહરિએ શબ્દને બ્રહ્મ કહીને બધો ખુલાસો કરી નાખ્યો છે.

## ૨

**વલોણું—**

આ શબ્દ, દહીંમાંથી માખણ કાઢવાની ક્રિયા માટે ચાલુ છે. દહીંને મથવાની ક્રિયા માટે મૂળ ક્રિયાપદ 'વલોવવું' છે. આ ક્રિયાપદ અને 'વલોણું' શબ્દ, એ બન્નેનું મૂળ 'વિ+લોડ્' ધાતુમાંથી સાંપડી શકે છે 'વિ' ઉપસર્ગ સાથેના 'લોડ' ધાતુનો અર્થ વલોવવું—મથવું થાય છે. મહાકવિ માઘે 'વલોવવા' અર્થમાં જ 'વિલોડન' શબ્દ વાપરેલો છે એથી આ કલ્પના ટેકાવાળી છે. માઘનો ચૌદમા સર્ગના ૮૩મા શ્લોકમાં શ્રીકૃષ્ણની પ્રશંસા કરતાં કહ્યું છે—" तात ! नादधिविलोडन प्रति " અહીંનો 'विलोडन' શબ્દ 'વલોવવા'ના ભાવવાળો છે. વિલોડન—વિલોલણ-વલોણું. 'વિલોલણ' શબ્દમાં અંત્ય 'ણ' સાનુનાસિક છે તેથી તેની આગળનો 'લ' સાનુનાસિક થતાં ઉચ્ચારણમાં સરી ગયો જણાય છે. એકસાથે બે સાનુનાસિકોનું ઉચ્ચારણ થવું કઠણ પડે છે એટલે વિલોલણ-વિલોલઁણ-વિલોણ-વલોણું આમ ઘટના કરી શકાય. મારવાડીમાં 'વિલોણું' શબ્દ પ્રચલિત છે અને હિંદીમાં 'વિલોના' શબ્દનો વ્યવહાર જાણીતો છે. સંસ્કૃત કોશકારો 'ગોપ'ના અર્થમાં 'વલ્લવ' શબ્દ પણ આપે છે, અને માઘમાં પણ તે જ શ્લોકમાં 'વલ્લવ' શબ્દ 'ગોપ'ના અર્થમાં વપરાયેલો છે. સંભવ છે કે 'વલ્લવ' શબ્દ સાથે પણ આ 'વિલોણું' શબ્દ સંબંધ ધરાવતો હોય. પણ 'વલ્લવ'નું મૂળ મળે તો જ એ વિશે વિશેષ સ્પષ્ટ લખી શકાય.

## ૩

**દાંતિયો—**

એ જ માઘકાવ્યના પહેલા સર્ગના ૬૦મા શ્લોકમાં વાળ ઓળવાના સાધન અર્થમાં વપરાતા 'દાંતિયા' શબ્દ માટે 'दन्तपत्रिका' શબ્દ વપરાયેલો છે. કવિ એ શ્લોકદ્વારા રાવણના બળનો પ્રકર્ષ વર્ણવે છે. "ગણેશના હાથીના રૂપમાં દાંત તો બે હોવા જોઈએ. તેને બદલે એક જ કેમ દેખાય છે?' એ પ્રશ્નનું સમાધાન કરવા કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે ગણેશનો એક દાંત બળવાન રાવણે તોડી નાખેલો છે માટે જ તેનો આજ સુધી એક જ દાંત દેખાય છે. આ સંબંધે વળી, કોઈએ એમ તર્ક ચલાવ્યો કે રાવણે દાંત તોડવા બળ બતાવ્યું ત્યારે વળી એક દાંત શા માટે સુરક્ષિત રાખ્યો, એકસાથે બન્ને દાંતો કેમ ન તોડી નાખ્યા? ત્યારે કવિ જણાવે છે, કે બન્ને દાંતો તોડી નાખ્યા હોત તો આપણે માથું ઓળવાના દાંતિયા શેમાંથી બનાવત? આપણને માથું ઓળવાના દાંતિયા મળ્યા કરે એ હેતુથી જ રાવણે ગણેશનો એક દાંત કાયમ રાખ્યો છે. ટીકાકારે તો દંતપત્રિકાનો અર્થ 'કર્ણાભરણ' બતાવ્યો છે. પણ તે અર્થ ઠીક સંગત લાગતો નથી જેટલો 'દાંતિયો' અર્થ સંગત બેસે છે. દંતપત્તિઅ-દંતપતિઅ-દંતઉતિઅ-દંતુઇઅ-દતિઅ-દાંતિયો. આ ઘટના અટપટી તો છે, પણ

ખરી લાગે છે. દાંતાવાળો તે દાંતિયો એમ કલ્પી 'દંત' શબ્દના 'દાંતિક' રૂપ ઉપરથી સીધું 'દાંતિયો' રૂપ નિપજાવી શકાય ખરું, પણ 'દાંતિક' શબ્દ 'દાંતિયા' અર્થમાં વપરાયાનો સંવાદ તો જરૂર શોધી કાઢવો જોઈએ.

૪

સદ્‌ગત કવિરાજ દલપતરામભાઈની 'આબુ'ની કવિતામાં 'આબુ' પર્વતને હાથીનું રૂપક કરીને વર્ણવેલો છે. અને સૂર્યચંદ્રને, તે હાથીના બે ઘટ તરીકે કલ્પેલા છે એ ગૂજરાતી નિશાળની મારી સ્મૃતિ છે. આજે માઘકાવ્યને વંચાવતાં ફરી એ કલ્પના તાજી થાય છે. માઘના ચોથા સર્ગના ૨૦મા શ્લોકમાં ગિરનારને વર્ણવતાં કવિએ એ જ હાથીની અને એ જ સૂર્યચંદ્રના ઘટની કલ્પના યોજેલી છે મૂળ શ્લોક નીચે પ્રમાણે છેઃ

"उदयति विततोर्ध्वरश्मिरज्जावहिमरुचौ हिमधाम्नि याति चास्तम् ।
वहति गिरिरयं विलम्बिघण्टाद्वयपरिवारितवारणेन्द्रलीलाम् ॥"

અર્થાત્ ગિરનાર પર્વત હાથી જેવો લાગે છે, જ્યારે તે ઉદયવર્તી સૂર્ય અને અસ્તગામી ચંદ્રની વચ્ચે હોય છે.

૫

અર્હત્—

જૈનસંપ્રદાય અને બૌદ્ધસંપ્રદાયમાં 'અર્હત્' શબ્દ વિશેષ પ્રસિદ્ધ છે. જૈનસંપ્રદાયમાં તો તે 'તીર્થંકર' સિવાય બીજી વ્યક્તિ માટે વપરાતો જ નથી. પણ **ઋષિભાષિત** નામના પ્રાચીન જૈનગ્રંથમાં તે શબ્દ હરકોઈ પવિત્ર ઋષિના નામ સાથે વિશેષણરૂપે યોજાયેલો છે. ઉક્ત ઋષિભાષિત ગ્રંથમાં કુલ ૪૫ ઋષિઓનાં ભાષિતો વર્ણવેલાં છે તેમાં પ્રત્યેક ઋષિઓનાં નામ સાથે એ શબ્દ લગભગ લાગેલો જ છે. જેમકે—देवनारदेण अरहता इसिणा. वज्जियपुत्तेण अरहता इसिणा. **अंगरिसिणा** भारद्दाएण अरहता इसिणा. कुम्मापुत्तेण अरहता इसिणा. **मंखलिपुत्तेण** अरहता इसिणा. **मातंगेण अरहता** इसिणा. **पासेण** अरहता इसिणा. **वद्धमाणेण** अरहता इसिणा. अरुणेन महासालपुत्तेण अरहता इसिणा **सातिपुत्तेण** बुद्धेण अरहता. **दीवायणेण अरहता** इसिणा. ઇત્યાદિ અનેક નામોનો ઉલ્લેખ એ ગ્રંથમાં છે

આ નામોના વૈદિક શાખાનાં અંગિરસ અને દ્વૈપાયનને અરહત શબ્દથી સંબોધેલા છે, તેમ શાક્યપુત્ર બુદ્ધને તથા ભગવાન મહાવીરના સમોવડી મંખલિપુત્રને 'અરહત' વિશેષણથી નોંધેલા છે તથા મહાભારતપ્રસિદ્ધ માતંગ આખ્યાનવાળા માતંગ ઋષિને અને જૈનપરંપરાના ત્રેવીશમા અને ચોવીશમા તીર્થંકર પાર્શ્વ અને વર્ધમાનને પણ એકસરખી રીતે 'અરહત' શબ્દ લગાડેલો છે, એથી એમ સ્પષ્ટ જણાય છે કે 'અરહત' શબ્દનો જે પ્રચલિત અર્થ છે તે સંકીર્ણ છે અને પ્રાચીન સમયમાં તેનો અર્થ વિશેષ વ્યાપક હતો અને પ્રત્યેક પૂજ્ય પાત્ર વ્યક્તિને માટે તેનો પ્રચાર હતો. 'અરહત' શબ્દ જેમાંથી નીપજ્યો છે તે 'અર્હ' ધાતુનો અર્થ જોતાં તેનો પ્રાચીન અર્થ જ વિશેષ સંગત છે. આ જોતાં નવકારમાં જે 'નમો અરિહંતાણું' પદ આવે છે તેનો આ પ્રાચીન—વિશેષ વ્યાપક અર્થ જ ઘટાવવો જોઈએ.

# લોકચર્ચા

## મલબારના વેપારમાં ગુજરાતીઓ

ચંદ્રપ્રસાદ હ. દીવાનજી

શ્રી પરશુરામે શ્રીગોકર્ણક્ષેત્ર(ગોવા)થી કન્યાકુમારી સુધીનો પ્રદેશ બ્રાહ્મણોને દાન આપવા માટે વસાવ્યો એવી દંતકથા છે. એ પ્રદેશમાં નાળિયેર પુષ્કળ પાકતાં હોવાથી એનું નામ કેરલ યાને મલયાલમ ભાષામાં માલાવર અથવા મલબાર પડ્યું. મલબાર દેશ એ તદ્દન કિનારાનો પ્રદેશ હોવાથી અને તેમાં ખાસ કરીને તેજાના, નાળિયેર, મરી અને સોપારીનો પાક સારો થતો હોવાથી ગ્રીક, યહુદી, ચીન, આરબ, વગેરે પ્રજાઓનો એ ભાગમાં અવરજવર તો હતો જ, અને પાછળથી પોર્ટુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજ કાફલાઓ આવ્યા અને વેપાર સાથે પોતાની સત્તા પણ જમાવી. મલબારમાં બે અગત્યનાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે: કોચીન અને ત્રાવણકોર.

મલબારમાં હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી ત્રણે ધર્મોનું ચલણ સારા પ્રમાણમાં છે. લોકો ઘણી સાદી રહેણીકરણીવાળા છે અને સ્ત્રીઓ અને પુરુષોનાં ચારિત્ર બાબતમાં બહુ જ ઉદારવૃત્તિ એ પ્રદેશમાં જોવામાં આવે છે. ગુજરાતી ભાઈઓની વસ્તી મુખ્યત્વે કરીને બંદરો ઉપર જ છે, અને તેમાં પણ ખાસ કરીને મેંગલોર, કનાનોર, ટેલીચરી, બડાગરા, કાલીકટ, પોન્નાની, કોચીન અને એલપીમા જ. નદીનાળાં ઘણાં સારા પ્રમાણમાં હોવાથી અંદર ભાગોમાંથી માલ બંદરે લાવવો મુશ્કેલ પડતો નથી, અને તેથી ગુજરાતી ભાઈઓએ પોતાનો વસવાટ બંદરો પર જ જમાવ્યો છે.

ગુજરાતી વપારીઓમાં કચ્છ અને કાઠિયાવાડના જૈન વાણિયાઓ, મેમણો, વોરાઓ, ખોજાઓ, ભાટિયાઓ અને છુટાછવાયા અમદાવાદના કાપડના વેપારીઓ ઉપરાંત લોહાણા અને સારસ્વત બ્રાહ્મણો ખાસ નજરે પડે છે. મલબાર ખાતે પહેલા આવનાર લોહાણા ગૃહસ્થ ટીપુ સુલતાન અને અંગ્રેજ સરકારને ચાલતી લડાઈ વખતે કચ્છથી લશ્કર માટે જે ઘોડા આવ્યા હતા તેને અંગે આવેલા. તે સમયે મલબારનો પ્રદેશ એટલો બધો પછાત હતો અને ચોરીલૂંટફાટની એટલી બધી ધાસ્તી રહેતી હતી કે હાલની માફક મોટી દુકાન ન રાખતાં ઘરાકને જાળિયામાંથી જોઈ, એક ડોકાબારી ખોલી, પૈસા પહેલા લઈને, માલ તે ડોકાબારી મારફતે આપવામાં આવતો. જેમ સમય જતો ગયો અને પ્રદેશ સુધરતો ગયો તેમ પ્રથમ આવનારાઓએ વેપાર વધાર્યો અને પોતાના જ્ઞાતિભાઈઓની સારી સંખ્યા વેપારમાં દાખલ કરી દીધી. અત્યારે પણ મલબાર કિનારાના વેપારમાં લોહાણાભાઈનો હિસ્સો મોટા પ્રમાણમાં છે.

મલબાર પ્રદેશની કુલ વસ્તી ૩૦ લાખ ઉપરની છે. તેમાં લગભગ દસ ટકા ભણેલા છે અને એમાં ગુજરાતી બોલનારા ૧,૦૪૧ જણ છે. મુંબઈની મશહૂર ભાટિયા પેઢી,

મૂળજી જેઠાવાળાની આબાદી મોટે ભાગે મલબારને આભારી છે એ પેઢી કોચીનમાં સ્થપાયાને લગભગ ૯૦ થી ૯૫ વર્ષ થયાં એમનો મલબાર ખાતે શરૂઆતનો વેપાર કાથા (મીંદરીઓ)નો હતો એ વેપારમા બહુ સારો નફો મળતો અને એ વેપારમા એ પેઢી એટલી બધી મશહૂર હતી કે હજી પણ મલબારમા મૂળજી જેઠા કાથાવાળાને નામે જ ઓળખાય છે

મલબારના ૭ મુખ્ય બંદરો મેંગલોર, એલપી, કોચીન, કાલીકટ, પોન્નાની અને બડાગરામા જાઓ તો ગુજરાતીઓનો ભેટો થવાનો જ અને લગભગ બધા જ વેપાર કરનારા ગુજરાતીઓની આંટ ઘણી જ સારી છે અને તેથી શિનગપુરી અને મુલતાની બેંકરો જે મલબારમા મોટા પ્રમાણમા ધીરધાર કરે છે તે ગુજરાતી વેપારીઓને ઓછે દરે નાણા આપે છે મલબારના એક મોટા ગુજરાતી વેપારીને પૂછ્યુ કે આપની ફતેહની મૂળ ચાવી શુ છે? તો તે ભાઈએ કહ્યું કે એમના પિતાશ્રીએ એમને શીખવ્યુ હતુ કે ગમે તે ભોગે પણ આંટ સાચવવી અને એ આંટ સાચવવાનુ જ પરિણામ એમની વેપારની ફતેહનુ મૂળ કારણ છે

અનાજની આયાતનિકાસના વેપારીઓમા કચ્છ અને કાઠિયાવાડના મેમણો મોટા પ્રમાણમા છે કાથો, સિંગદાણા, રૂ વગેરેમા ભાટિયાઓ તેમજ અન્ય કોમો નજરે પડે છે, જ્યારે આડતના કામકાજમા જૈન વેપારીઓનું મોટું પ્રમાણ છે ટૂંકામા, ગુજરાતીઓના હાથમા આયાતનિકાસના વેપારનો સાઠ ટકાથી પણ વધારે હિસ્સો છે મલબાર ખાતે મરીનો પાક બહુ મોટા જથ્થામા થાય છે પણ ગુજરાતી ભાઈઓએ હજી એમા હિંમતથી ઝંપલાવ્યુ નથી

મલબારના ગુજરાતી વેપારીઓનો મોટો ભાગ, જેને લોકભાષામા 'ત્રણ લૂગડે આવીને લક્ષાધિપતિ થયેલા' કહે છે તેઓનો છે—એટલે ઘણાખરા જાતમહેનતથી જ વધેલાઓનો છે આપણને પ્રશ્ન થાય કે સ્થાનિક વસ્તીમા અક્ષરજ્ઞાન સારા પ્રમાણમા હોવા છતા, ગુજરાતી ભાઈઓ વેપારમા આટલા બધા ફાવ્યા છે તેનું કારણ શુ? એક તો ગુજરાતીઓની આંટ અને બીજું મલબારના સામાજિક રીતરિવાજો જે હિંદના બીજા ભાગો કરતા તદ્દન નીરાળા છે તે છે મિલકતનો વહીવટ મીતાક્ષરી કાયદાનુસાર ન હોતા મક્કત્તાયમ અને મરુમક્કત્તાયમ પદ્ધતિથી ચાલે છે મક્કત્તાયમ પદ્ધતિ એટલે પિતાનો વારસો પુત્રને મળે તે, અને મરુમક્કત્તાયમ એટલે પિતાનો વારસો પુત્રીના વશમા જાય તે મીતાક્ષરી કાયદા પ્રમાણે પણ પિતાનો વારસો પુત્રને મળે પણ એક મોટો ફરક એ છે કે પિતાની જાતકમાઈની મિલકતની વ્યવસ્થા તે પોતાની મરજી મુજબ કરી શકે છે અને મિલકત તેની હયાતીમા યા તો પછીથી તેની ઇચ્છા પ્રમાણે તે આપી શકે છે જ્યારે મક્કત્તાયમ કાયદા પ્રમાણે, કુટુંબના બધાની મિલકત હયાતીમા તેઓ પોતાની મરજી પ્રમાણે વાપરે પણ મૃત્યુ બાદ તે મિલકત આખાય કુટુંબની માલિકીની થાય છે મલબારમા એવા સંયુક્ત કુટુંબને તારવાડ કહેવામા આવે છે અને એ તારવાડનો વહીવટ કરતા તે કારવાન કુટુંબનો સૌથી મોટો હોય તે કારવાન થઈ શકે, પણ એ કારવાનના મૃત્યુ બાદ તેનાથી બીજા નંબરના ભાઈનો હક્ક થાય એટલે કારવાનની સ્ત્રી કે પુત્રોને કોઈ પણ જાતના ખાસ હકો રહેતા નથી મરુમક્કત્તાયમ પદ્ધતિ અનુસાર બધી મિલકત બહેનના કુટુંબમા જાય મલબારની સમાજવ્યવસ્થા આ બે

કાયદાનુસાર ચાલતી હોવાથી ગમે તેવો મોટો વેપારી હોય તે પોતાની જાતકમાઈની મિલકત પોતાની સ્ત્રીના નામ ઉપર રાખે છે, અને તેથી પણ ધીરનારને વ્યાજ વધારે અને જોખમ પણ વધારે ખેડવાનું હોય છે.

મલબારમાં ઊંચા ગણાતા નામ્બુદરી બ્રાહ્મણોમાં તો એવો રિવાજ છે કે કુટુંબનો સૌથી મોટો છોકરો જ બ્રાહ્મણમાં પરણી શકે. બાકી બીજા બધા ભાઈઓ જેને સંબંધ 'કલ્યાણમ' (લગ્ન) કહે છે તેવાં કરે, એટલે કે ઘણે ભાગે નાયર કોમની કન્યાને ઉપવસ્ત્ર ઓઢાડવાની વિધિ જાહેરમાં કરીને તેને પોતાની સ્ત્રી તરીકે સ્વીકારે છે. આ સંબંધ—કલ્યાણમ—થી જોડાયેલી સ્ત્રી અને તેની પ્રજાને નામ્બુદરી તારવાડનું વહીવટું કરવા સિવાય બીજો કોઈ જાતનો હક રહેતો નથી. નાયર કોમમાં તો એવો રિવાજ છે કે પત્ની પતિને ત્યાં ન જતાં પતિ પત્નીને ઘેર જઈ રહે છે. આવાં સામાજિક રીતરિવાજોને અંગે એવી પ્રથા પડી ગઈ છે કે દરેક પુરુષ પોતાની આવકનો મોટો ભાગ સ્ત્રીઓનાં વસ્ત્રાભૂષણ પાછળ જ ખર્ચે છે. આ રિવાજ હિંદુ તેમજ મુસલમાન બેઉ કોમોમા છે આથી જ કરીને નાણાંની જરૂર પડતાં લોકો દાગીનાં મૂકીને નાણાં ઉપાડે છે, અને તેથી મલબારમાં ફરતા માણસને ઠેકઠેકાણે નાની બેંકોના પાટિયાં દેખાશે એ નાની નાની બેંકો દાગીના પર જ ધીરવાનું કામકાજ કરે છે અને તેના પર વ્યાજ પણ સારા પ્રમાણમાં ઉપજાવી શકે છે. સ્થાનિક શરાફોનું અસ્તિત્વ જ ન હોવાથી, આવી નાની નાની અસંખ્ય બેંકો મલબારમા જામી પડી છે.

મલબારમાં વેપારનું ક્ષેત્ર ઘણુ વિશાળ છે અને આપણા ગુજરાતી વેપારીઓને સાહસિક વૃત્તિને લીધે સારો લાભ મળતો આવ્યો છે અને મળશે એ વાત ખાસ ધ્યાન રાખવા જેવી છે. કોચીનમાથી નીકળતા એક ગુજરાતી પત્રે—'મલબાર સમાચાર'—આ બાબતમાં 'મલબાર પ્રદેશની રૂપરેખા' નામનુ એક સચિત્ર પુસ્તક બહાર પાડીને એ બાબતમા ઘણી સારી માહિતી આપી છે. ગુજરાતીઓનો વેપાર ટકાવી રાખવા ઉપરાંત તે વધારવા માટે પ્રગતિશાળી ગુજરાતી વેપારી કોમોએ પોતાનો વધુ હિસ્સો આપવો જોઈએ, અને વેપાર ઉપરાંત મલબારના ઉદ્યોગ પણ ખીલવવા જોઈએ. પરદેશની આયાતનિકાસનો બધો વેપાર પરદેશીઓના હાથમાં છે; જ્યારે ગુજરાતીઓ તો તેમના આડતિયા અથવા દલાલ જ રહીને કામ કરે છે. આવી આયાતનિકાસની પેઢીઓ કાપડ, સાબુ, તેલ કાથા વગેરેનાં કારખાનાં વગેરેમા ગુજરાતી વેપારીઓના સાહસને ઘણી સારી તકો છે, અને પોતાની મૂડીના રોકાણને માટે સારી વળતર ઉપજાવી શકે છે.

એક વાત મલબારના વેપારમાં ખાસ ધ્યાન ખેંચે છે, અને તે એ કે, ગુજરાતના વેપારીઓમાં સૌથી સાહસિક પારસી કોમનું ધ્યાન એ બાજુ પર ખાસ હોય એમ લાગતું નથી. અને તેથી એકાદબે છૂટીછવાઈ દુકાનો સિવાય પારસીસાહસ આ બાજુ ઘણું ઓછું છે. મલબાર કિનારા પર પારસીઓનો વેપાર હતો અને તેથી જ પારસીઓમાં મલબારી કુટુંબો છે. એ દિશામાં ઘણાં અણખેડ્યા ક્ષેત્રો હયાત છે, એ તરફ એ કોમનું ધ્યાન ન હોય એમ પણ બનવાજોગ છે.




**સોવિયેટ નવજુવાની** —કર્તા બળવતરાય કલ્યાણરાય ઠાકોર મૂલ્ય રૂા ૧–૪–૦

રશિયન નાટ્યકાર વેલેન્ટાઇન કેટેયેવના Squaring the circle "વર્તુલમાથી સમચોરસ" એ પ્રહસનનું અંગ્રેજી ઉપરથી રૂપાન્તર "વર્તુલમાથી સમચોરસ" નો રૂઢાર્થ 'અશક્ય વસ્તુ' એવો થાય છે ગણિતની રીતે વર્તુલનુ બરાબર ક્ષેત્રફળ કાઢી શકાતું નથી અને તેથી તે જ ક્ષેત્રફળનો સમચોરસ બનાવવો એ અશક્ય છે અંગ્રેજીમા આ વાક્યપ્રા કહેવતરૂપ પામ્યો છે આ અશક્ય વસ્તુ જે આ નાટકનો વિષય છે તે લગ્નમા સાથીની પસંદગીની થયેલી ભૂલ સુધારવી એ છે એકવાર ખોટી વ્યક્તિ સાથે પરણાઈ ગયા પછી એ ભૂલ સાધારણ રીતે સુધારી શકાતી નથી સોવિયેટ કાયદામા, અને એ કાયદાએ ઉત્પન્ન કરેલ વાતાવરણમા ત્યાના નવજુવાનો એ ભૂલ સુધારે છે એ આ નાટકનો વિષય છે

નાટક એક પ્રહસન છે અને આવા વિષયનુ આવુ નાટક પ્રો ઠાકોરે પસદ કર્યું એ એમની પ્રયોગશીલતા અને વાઙ્મયના નવા નવા રૂપોની કદર કરવાની શક્તિ બતાવે છે નાટક આખુ પ્રહસન છે નાટકનુ દૃશ્ય નવા રશિયાના કામદારોને રહેવાના એક મોટા મકાનનો ઓરડો છે, જ્યા નાટકના બે નાયકો ભેગા રહે છે બન્નેને એક સાથે પરણવાનો તુક્કો ઊઠે છે, અને એક એક યુવતીને બીજા સાથીને ખબર આપ્યા વિના પરણી લે છે, અને ઓરડામા આવતા દરેક પુરુષને પોતાના સહવાસીને આ અગવડ આપતી નવી ઊભી કરેલી સ્થિતિની ખબર શી રીતે આપવી એ પહેલી મુશ્કેલી નડે છે, એ હાસ્યની પ્રથમ ભૂમિકા બને છે પછી દરેક જોડાને અદર અદર કલહ થાય છે, પોતાનો લગ્નમાથી ખોટો પસદ કર્યો છે એમ લાગવા માડે છે એ બીજી ભૂમિકા પછી ક્રમે જોડાતા, એક જોડાના સ્ત્રી ને પુરુષ ને બીજા જોડાના પુરુષ ને સ્ત્રી સાથે પ્રસગ પડતા, તેમની વચ્ચે પ્રેમ થવા માડે છે એ ત્રીજી ભૂમિકા પછી પ્રેમનુ ભાન થતા લગ્નના સાથીને પસદગીની ભૂલની ખબર આપી છૂટા શી રીતે થવુ તે મૂઝવણની ચોથી ભૂમિકા દરેક વ્યક્તિ, જાણે લગ્નસાથીને આવી ખબર આપતા તેના હૃદયનો ભાગીને ભૂકો થઈ જશે એવી દહેશત ગભીરપણે બતાવે છે, જ્યારે શ્રોતા એમના મનો વધારે સારી રીતે જાણતો હોઈ બધાની મૂર્ખાઈ ઉપર હસ્યા જ કરે છે આ લગ્નબહારની વ્યક્તિ સાથેની પ્રેમચેષ્ટા, બીજા એમના જેવા જ ઠોઠિયા મિત્રો જોઈ જતા વળી જુદા જ પ્રકારની પરિસ્થિતિ ઊભી થતા ફરી હાસ્યના મોજાં ઊછળવા માડે છે આગળ જતા દરેક લગ્નની પત્ની પોતાના પતિ સાથે રીસાઈને ચાલી જાય છે બન્ને પતિઓ ભેગા થઈ સામસામી પોતાની વહુઓની ખબર પૂછતા, તે ન મળતા, દ્વન્દ્વયુદ્ધ ઉપર ચઢે છે, એક હાથમા કોઈ વાદિત્ર ને બીજા હાથમા કઈ ભાગેલુ તૂટેલુ હથિયાર લઈ સામસામા ઊભા થાય છે એ પણ, પરિસ્થિતિ ને સ્વભાવથી ઓર જ હાસ્ય ઉત્પન્ન કરે છે.

છેવટે ચારેય સમજે છે કે પોતાનાં જુદી રીતે જોડાં ગોઠવાવાં જોઇએ. અને એ રીતે ગોળમાંથી ચોરસ' જેવી સામાન્ય રીતે અશક્ય નવી ઘટના યોજાય છે.

આખું નાટક ધમાધમીવાળા હાસ્યનું છે. એ હાસ્ય વિચિત્ર પરિસ્થિતિનું છે તેટલે જ અંશે વિચિત્ર માનસનું અને માનવ સ્વભાવમાં ઊંડી રહેલી કેટલીક વિચિત્રતાનું પણ છે. આખા નાટકની પછવાડેની ભૂમિકા હાલની રશિયાની છે.• અને આખા નાટકમાં દરેક જગાએ હાસ્ય હોવા છતાં તેમા તેનાં પાત્રો તરફ કે તેમની પાછવાડે રહેલી રશિયાની પરિસ્થિતિ તરફ દ્વેષ નથી. ઊલટું, પાત્રો તરફ સમભાવ છે. એ સમભાવ વિના આવો હાસ્ય ખીલી શક્યો હોત નહિ, અને નાટક રશિયાની પરિસ્થિતિ ઉપર જરાપણ ટીકારૂપ નથી, તેમાં હોય તો માણસ સ્વભાવની ટીકા છે—દરેક સાહિત્યકૃતિમાં હોય છે તેવી—પણ રશિયાની નથી. ઊલટું, રશિયાની નવી પરિસ્થિતિ તરફ માન છે.

કૃતિ નાની અને સુશ્લિષ્ટ છે. ઘણાં ઓછાં પાત્રોમાંથી અને એક જ દૃશ્ય રાખીને આટલો હાસ્ય નિષ્પન્ન કરવામા ઘણું કૌશલ જોઈએ. પરિસ્થિતિની એક એક ચીજનો લાભ લીધો છે, કોઈવાર બોલતો રેડિયો અને અંધારામા સૌને આડી આવતી બાઇસિકલ પણ લગભગ એક પાત્ર જેટલું કામ કરે છે. શૈલી હાસ્યની હોવા છતાં ક્યાંઈ કૃત્રિમ અતિશયોક્તિ થઈ ગઈ નથી.

વસ્તુ રશિયાનું હોવા છતાં ભાષાન્તરમાં તેને હાનિ નથી થતી, અને ભાષાન્તરમાં પાત્રોનાં વિશેષનામો બદલાવ્યાં છે છતાં નાટકની ભૂમિકા રશિયન જ દેખાય છે. નામનો ફેરફાર માત્ર રશિયન નામો ઉચ્ચારવાં અઘરાં છે તે માટે જ કર્યો છે, અને તે નાટકને હાનિ કરતો નથી હાસ્યમાં અમુક પ્રકારના ચમકા, ભાષાના લહેકા, ભાષાનું વિરૂપીકરણ કરવુ પડે છે તે આમાં ગુજરાતીમાં કરેલ છે તેમા ક્યાંઇ આપણી ભાષાને પ્રતિકૂલ પ્રયોગ થયો નથી તેમજ પાત્રાલેખનમા ક્ષતિ થઈ નથી.

અને છેવટે આ વાંચતાં એક તર્ક પણ લખી નાંખવાનું મન થાય છે. આપણા સાહિત્યમાં પણ જો કોઈ આવા હાસ્યને બહલાવનાર ખરો હાસ્યરસિક નાટક લખનાર અત્યારે હોત તો તે આપણી ભવાઈમાંથી જરૂર આવી કોઈ ભવાઈ ઉપજાવી શકત. આ નાટક ભવાઈની બહુ નજીક જાય છે—જો કે ભવાઈની રીતિ (Technique) આથી જુદી છે. હજી સુધી તો આવી ભવાઈનું કંઇક અનુકરણ માત્ર શ્રી જુગતરામ દવેએ 'આંધળાનું ગાડુ'માં કરેલ છે. પણ આ દૃષ્ટિએ આપણી ભવાઈ અભ્યાસ કરવા યોગ્ય અને ઉદ્ધારવા યોગ્ય છે.

**મ્હારાં સોનેટ**:—કર્તા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. કીંમત રૂ. ૧-૦-૦

કર્તાએ જુદે જુદે પ્રસંગે અત્યાર સુધીમા પ્રસિદ્ધ કરેલ સોનેટોનો આ સંગ્રહ છે. આ સંગ્રહ "જુદો છપાય છે વિવરણની ખાતર" 'ઉદ્દેશ આ, કે અધિકારી વાચક પોતાની મેળે સમજી જાય, તે બધું સમજી લેવાના અધિકારી ઘણાને બનાવવા......ઘણાને કેળવવા." અને આપણા ટૂંકભંડોળી વિવરણ સાહિત્યમાં અમે આ નાના પુસ્તકને હૃદયથી આવકાર આપીએ છીએ. આપણા સાહિત્યમાં પ્રો. ઠાકોર અમુક પ્રકારના કવિતાના પુરોગામી છે, અને કવિતાના સ્વરૂપ સંબંધી અમુક અભિપ્રાય ધરાવનારા છે આ સંગ્રહથી તેમના અભિપ્રાયોનું મૂર્ત સ્વરૂપ જાણવા મળે છે એ પણ એક વિશેષ ફાયદો છે.

આ સંગ્રહનું સૌથી પહેલું ધ્યાન ખેંચે એવું અંગ, પ્રો. ઠાકોરે આ પુનઃ પ્રકાશનમાં કાવ્યના પાઠમાં ફેરફાર કર્યા છે એ છે. તેના દાખલા તરીકે આપણે "ભણકારા' લઈએ, તે પહેલો સોનેટ છે માટે નહિ, પણ તેમાં, કરેલા ફેરફારનું રહસ્ય સમજાવવાને વધારે નિદર્શક દાખલા છે માટે —

| ભણકાર ભા. ૧ લાનો પાઠ | મ્હારાં સોનેટ નો પાઠ |
| --- | --- |
| આઘે ઊભાં તટ ધુમસ જેવાં દ્રુમો નીંદ સેવે, | આઘે ઊભાં તટ ધુમસ જેવાં દ્રુમો નીંદ સેવે, |
| વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતી શાન્ત રેવા સુહાવે; | વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતા શાન્ત રેવા સુહાવે; |
| ઊંચાં નીચાં સ્તન ધડકમા હાલતાં સુપ્ત વારિ, | ઊંચાં નીચાં સ્તન ધડક શાં હાલતાં સુપ્ત વારિ, |
| તેમાં ધીમે તલ સમ પડે ઊપડે 'નાવ' મ્હારી. | તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી. |
| માથે, જાણે નિજ નિરખતા નગ્ન કાંતિ કદાપિ | માથે જાણે નિજ નરિ જુવે કાન્તિ તો સૃષ્ટિ સૂતી |
| જાગે સૃષ્ટિ કુસુમવસને તેથી જ્યોત્સ્ના લપાતી; | ઝબ્કી જાગે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી; |
| ને બીડેલા કમલ મહીં બન્ધાઈ સૌંદર્ય—ઘેલો | ને બીડેલાં કમલમહિં બન્ધાઈ સૌંદર્યઘેલો |
| ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો. | ડોલે લોટે અલિ ખટ પદે, વાય આ વાયુ તવો. |
| ત્યાં સૂતેલો લવુ નવલ અર્ધો અનાયાસછન્દ, | ત્યાં સૂતેલો લવુ નવલ અર્ધો અનાયાસછન્દ, |
| કે ડોલન્તી ગતિ પર સજુ બીનના તાર મન્દ; | કે ડોલન્તી ગતિ પર સજૂ બીનના તાર મન્દ, |
| તેમાં ક્યાંથી—રજનિઉરથી, નર્મદા-નીરમાંથી, | તેમા ક્યાંથી, રજનિ ઉરથી, નર્મદા નીરમાંથી, |
| સ્વર્ગંગાની રજતરજ કે વાદળી ફેનમાંથી.— | સ્વર્ગંગાની રજતરજ કે વાદળી ફેનમાંથી, |
| પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની | પુષ્પે પાને વિમલ હિમ-મોતી સરે તેમ છાની |
| બાની મીઠી ઉર ભીંજવતી નીતરે શી સેહેની ? | બાની હૈયું ભિંજવિ ભરતી નીતરે શી—સેહેની ? |

અહીં આપણે 'તેમાં ધીમે' ને બદલે 'તેમા મેળે'ના પાઠાન્તરનું રહસ્ય જોઈએ. કોઈ સ્ત્રી સૂતેલી હોય અને તેના શ્વાસોચ્છ્વાસથી તેનું ઉર ધીમે ધીમે ઊંચેનીચે થતુ હોય, તે ઉર ઉપરનો તલ પણ તેની સાથે ઊંચો નીચે થાય, તેમ નર્મદાનાં નીર અને તેની સાથે નાવડી ઊંચેનીચે થતી હતી. એ પ્રો. ઠાકોરની ખરેખર એક સુંદર કલ્પના છે. એ શ્વાસોચ્છ્વાસ ઊંઘના છે, એટલે ધીમા તો હોય જ, તેનું ધીમેપણું 'સુપ્તવારિ'ના વ્યગ્યાર્થમાં આવી જાય છે, એટલે 'ધીમે' શબ્દ ન હોય તો ચાલે. અને 'મેળે' શબ્દ પાણી સાથે મેળમા નાવડી ઊંચીનીચી થાય છે એ ઉપરાંત તે આખા દૃશ્યનો સંવાદ-મેળ સૂચવે છે, અને એ રીતે પછી આવતી 'ડોલન્તી ગતિ' ને 'છાની બાની' ને માટે સહૃદયમા એક પ્રકારની અપેક્ષા ઉત્પન્ન કરે છે. એટલે એ પાઠાન્તર સમુચિત છે. એ જ રીતે 'નગ્ન કાન્તિ' ને બદલે 'નરી કાન્તિ' વધારે સારો પાઠ છે. 'નગ્ન' શબ્દ કંઈક અરુચિકર છે.[1]

---

૧ તદ્ભવ 'નાગો' અપવાદવાચક શબ્દ છે. આ રીતે ઘણીવાર આપણા કવિઓ ગુજરાતી શબ્દોને તેના સમાનાર્થ અગ્રેજી શબ્દોના વ્યગ્યાર્થમાં વાપરે છે તે ભૂલ છે. અંગ્રેજીમા 'પ્રેરણા ફૂંકવી' એ ઇશ્વરે મનુષ્યના નાકમા ફૂંક મારીને શ્વાસ પૂર્યો એ બાઈબલની માન્યતામાથી આવેલ છે. ગુજરાતીમા 'ફૂકવું' શબ્દ સારો નથી. 'ફૂંકી મૂકવું' અમગલ છે. અગ્રેજીમા 'સ્વપ્ન' શબ્દ સુંદરતા અને ઉચ્ચ આદર્શવ્યંજક થઈ શકે છે, ગુજરાતીમા સ્વપ્નનો વ્યગ્યાર્થ 'મિથ્યાત્વ' છે. આવા ઘણા દાખલા શકાય. આવા પ્રયોગોથી આપણી કવિતા ગુજરાતી શબ્દોનો વ્યગ્યાર્થ જાણનારને ઘણીવાર અજ થઈ પડે છે.

અંગ્રેજીમાં naked beauty ખરાબ નથી લાગતું—કદાચ માનવજાતિનાં આદ્ય માબાપ એ અવસ્થામાં હતાં એવી માન્યતાને લીધે. પણ ગુજરાતી 'નગ્ન' શબ્દ એટલો સારો નથી. અને વક્તવ્ય 'નરી કાન્તિ'. કહેવાથી કહેવાય છે—આપણે માનવજાતિ સૌન્દર્યનું નર્યું સ્વરૂપ ન સાંખી શકીએ! માત્ર 'જાગે' કરતાં 'ઝબકી જાગે' વધારે સારું છે કારણ તેનું ઉચ્ચારણ ઝબકવાના અર્થને પુષ્ટ કરે છે.

આ કાવ્યમાંથી એક બીજી ચર્ચા ઉત્પન્ન થાય છે તે તરફ પણ ધ્યાન દોરીએ. વિવરણમાં કહ્યું છે '...આછી વાદળીઓનો વિસ્તાર, તે જ્યોત્સ્નાએ ઓઢેલ કુસુમવસન—ફૂલની ચાદર". આ એક પ્રકારની જૂના આલંકારિકો કહે છે તેવી અતિશયોક્તિ કહેવાય. 'મેઘ જેવા શ્યામ કૃષ્ણ તમારું રક્ષણ કરો' એ ઉપમા, 'કૃષ્ણમેઘ તમારું રક્ષણ કરો' એ રૂપક, '...આવો આવો મેઘ તમારું રક્ષણ કરો' એ અતિશયોક્તિ, જ્યાં ઉપમેયનો ઉલ્લેખ જ નહિ, માત્ર ઉપમાનનો ઉલ્લેખ! પણ પ્રશ્ન થાય છે કે ભાષામાં કોઈ એક ઉપમાનવાચક શબ્દની ઉપમેયના ઉલ્લેખ વિના તેને સૂચવવાની શક્તિ કેટલી? અહીં 'કુસુમવસન' શબ્દમાં પ્રકરણબલે[2] એટલી શક્તિ છે? અલબત્ત જ્યોત્સ્નાને માટે આછા વાદળા સિવાય બીજું 'કુસુમવસન' ન હોઈ શકે છતાં એટલો અર્થગર્ભ વાચક ઉપર છોડવો ઇષ્ટ છે?

એક બીજો દાખલો લઈએ. 'પ્રેમની ઉષા'ની છેલ્લી પંક્તિ. મૂળ પંક્તિ આમ છે.

દહાડો ન્હે ત્યાં, નહિ પણ નિશા પ્રેમકેરી ઉષામાં.

નવો પાઠ—

ન્હે ત્યાં ચાંદા સુરજ હજિ એ પ્રેમ કેરી ઉષામાં.

જૂના પાઠ ઉપર ભણકારમાં વિવરણ છે: "આ ચિત્ર પ્રેમના દિવસનું નથી, પ્રેમની નિશાનું નથી, પ્રેમની ઉષાનું છે, એમ કહેવાનું શું તાત્પર્ય? આ કિશોર કિશોરીને એક બીજાના આકર્ષણમાં દિવસ ચાલે છે કે રાત તેનું ભાન રહેતું નથી, એ અર્થ તો જાણે છે જ, એ ઉપરાંત બીજો કંઈ આશય છે ખરો?" અહીં પ્રશ્ન કરીને છોડી દીધું છે. 'મ્હારા સૉનેટ'માં તેનો જવાબ છે: "આ અવસ્થામાં વિશુદ્ધ પ્રેમ પણ પ્રધાનપણે જાતિનિય (સેક્સ્યુઅલ) અને આવા (ઉષા જેટલા) પ્રકાશવાળો જ હોય." વગેરે. માટે કહ્યું છે કે આ નવપરિણીત યુગલના પ્રેમમાં ચન્દ્ર કે સૂર્યનો પ્રકાશ નથી, માત્ર ઉષાનું અજવાળું છે એ રીતે આ પાઠ નવપરિણીત યુગલના પ્રેમની મર્યાદા બતાવવા વધારે સારો ખરો. પણ એમ કરવા જતાં 'આ અભિનવ પ્રેમમાં સમયનું ભાન નથી રહેતું' એ અર્થ લગભગ જતો રહ્યો તેનું કેમ? અને હજી એક બીજો વાંધો. આ પ્રેમ પ્રૌઢપ્રેમથી ઓછા પ્રકાશવાળો એ કબૂલ, પણ એ મર્યાદા, અભિનવ પ્રેમનું મોહકત્વ દ્યોતવતા આવા કાવ્યમાં શા માટે? સહૃદયને આ કાવ્યમાં એ મોહકત્વનું માધુર્ય, તેની તલ્લીનતા માત્ર અનુભવવી છે, તેના તારતમ્યની મર્યાદાનું શાસ્ત્રીય સત્ય અહીં શાને?

હજી વિવરણમાં ઉપસ્થિત કરેલ એક પ્રશ્નને સ્પર્શી લઈએ. 'પરિવ્રજન'ના વિવરણમાં કર્તા કાલિદાસના મેઘદૂતમાં એક જગાએ મલ્લિનાથ સંભોગનો ધ્વનિ ઉમેરે છે, તેને દોષ ગણી, પોતાના સૉનેટના વિષયભૂત પૃથ્વી ગમનના પરિવ્રજનમાં "સંભોગ-

[2] પ્રકરણ એટલે આસપાસનો સંબંધ, context.

વર્ણનનો કોઈ પણ પ્રકાર આણવાનો ખ્યાલ સરખો" નથી એમ કહે છે, પણ કર્તાનો અભિપ્રાય સ્વીકારીને પણ આપણે પૂછી શકીએ ગગન "છાનો" શા માટે સરે છે? 'પરિષ્વજનચૂર' એમા ચૂર કેના પરિષ્વજન માટે કહી શકાય? પરિષ્વજન ગુપ્ત શા માટે? યુગલ 'ગળી' ગયા એનો ધ્વનિ શો? ભાષામા અનેક પ્રસગોમા શબ્દો વપરાઈ વપરાઈને વ્યગ્યાર્થ ભેગો કરે છે, 'યુગ્ત સગ્રામ' 'ધમતો ભાસે વીર કુશળ ગતિજગમા રે' વગેરે અનેક જગાએ અનેક સબધોમા આ અર્થના શબ્દો જે વસ્તુ વ્યક્ત કરવા વપરાયા હોય, અને એમ વપરાઈને જે વ્યગ્યાર્થ તે શબ્દો સાથે નિત્યસબદ્ધ થયો હોય તે પછી મહેનાઈથી દૂરી શકતો નથી અને ગગન પતિ, અને પૃથ્વી પત્ની એ કલ્પના આપણામા ગૃહ્યસૂત્ર જેટલી જૂની છે તેમા આવેલી 'આપણી લગ્નવિધિમા વર કન્યાને કહે છે 'द्यावह पृथिवी त्व, तावेह विवहावहै" હું દ્યૌ છુ તુ પૃથ્વી છે, આપણે બે લગ્ન કરીએ એટલે દ્યૌ અને પૃથ્વી ઘણા પ્રાચીન કાળથી પતિપત્નીના પ્રતીકો છે જ ગોટને શૃગારનો ધ્વનિ અહીં સ્વાભાવિક છ અને તેથી આ કાવ્યના અર્થને હાનિ થતી નથી વિવરણના પ્રારભમા સભોગ ક્ષણ' શબ્દ તો આ પરિષ્વજન માટે કર્તાએ પોતે વાપર્યો છે।

પ્રોફેસર ઠાકોરનુ આ વિવરણ માત્ર કવિતાના ઉપભોગને જ ઉપકારક થશે એમ નહિ તેથી કવિતાલેખનને પણ ઘણો ઉપકાર થશે એમની નિરૂપણ પદ્ધતિ માત્ર વિચારો આપે એવી નહિ પણ આપણને વિચાર કરતા કરે એવી છે આ વિવરણ વાચીને લેખક વાચક સ્વતત્ર વિચાર કરતા—પ્રો ઠાકોરની પેઠે જ, પ્રણાલિકાનુ રહસ્ય સમજતા છતા પ્રણાલિકાથી તણાઇ ન જતા—સ્વતત્ર વિચાર કરવા, સ્વતત્ર પણ કાવ્ય રહસ્યને અનુકૂળ પ્રયોગો કરવા પ્રેરાશે, અને એમા જ આનુ ખરુ સાફલ્ય છે એમ અમે માનીએ છીએ કવિતાલેખક વર્ગમા તો પ્રો ઠાકોર તરફ એટલુ આકર્ષણ છે કે તેને આ વાચવાની ભલામણ કરવાની જરૂર રહેતી નથી પણ વાચકવર્ગને અમે કહીશુ કે પ્રો ઠાકોરની શૈલીના અમુક લક્ષણ સામે ફરિયાદ ન કરતા તે સમજવાનો પ્રયત્ન કરવાથી તેને વધારે ફાયદો થશે આપણા થોડા સાગ બલિષ્ઠ ઘનિષ્ઠ ગદ્યશૈલીના લેખકોમા પ્રો ઠાકોરનુ અનન્ય સ્થાન છે અને ગુજરાતી ગદ્ય—જેનું ભવિષ્ય અમને હજી ઘણુ વિશાળ અને ઉજ્જ્વળ લાગે છે—તેમાં કામ કરનારને પણ તેમના ગદ્યની તાલીમની એટલી જ જરૂર છે

રા

**શ્રી મહેન્દ્ર જૈન પચાંગ**—કર્તા મુનિ વિકાસવિજયજી પ્રકાશક અમરતલાલ કેવળદાસ મહેતા, નાગજી ભૂધરની પોળ, અમદાવાદ ગુજરાતી આવૃત્તિ સ ૧૯૯૨ માટે અને હિંદી આવૃત્તિ શક ૧૮૫૮ (સં ૧૯૯૨–૯૩) માટે દરેકની કિં ૨ આના

અમે ભાગતરના અંકમા શ્રી હરિહરભાઈના 'પ્રત્યક્ષ પચાગ'ની સમાલોચના કરી છે આ પચાગનું અને 'પ્રત્યક્ષ પચાગ'નું ગણિત એક જ હોવાથી તે પચાગ માટેનો અમારો અભિપ્રાય આ પચાગને પણ સરખી રીતે લાગુ પડે છે આ પચાગના કર્તાએ શ્રી હરિહરભાઈ પાસેથી પચાગના ગણિતની પદ્ધતિ બરાબર સમજી લઈને તે પ્રમાણે ખૂબ કાળજીથી ગણિત કરેલુ હોવાથી ગણિતમા ખૂબ સૂક્ષ્મતા આવી છે જૈન સમાજ આ પચાગને પૂરેપૂરો આશ્રય આપીને કર્તાના અત્યત શ્રમને સાર્થક કરે એમ અમારી જૈન સમાજને આગ્રહપૂર્વક ભલામણ છે

રા

# મા, તારાં સંતાન!

રૂવજી અ. શેઠ

નવ કદિ યે શયતાનને આંગણ
મા! ઝોળી ધરીશું યે માંગણ
કિન્તુ ઉતરીશું સમરાંગણ

મા, તારાં સંતાન!

ખૂબ વહી શિરે બદનામી
ઝૂકી ઝૂકી કંઈ ભરી સલામી
હવે ન સહીશું ઘડી ગુલામી

મા, તારાં સંતાન!

તુજ પાયે નુપૂર ન રણુકે
લોહ તણી જંજીરો ખખડે
કેમ કરીને ધીરજ પકડે

મા, તારાં સંતાન!

સ્વતંત્રતાની પિપાસા લાગી
અન્ય કશાંનાં નવ અનુરાગી,
જોશું રિપુનાં કળ બળ તાગી

મા, તારાં સંતાન!

રોમે રોમે શૌર્યની રાતી
કંઈ કંઈ યે છોળો ઉભરાતી
આજ ઉછાળે ગજ ગજ છાતી

મા, તારાં સંતાન!

ભૂખી લોમ ધપીને પીતાં
શોણિતની જો વહે સરિતા
તો આ જગને બીજી ગીતા

દે તારાં સંતાન!
મા, તારાં સંતાન

# 'વલ્લતોલ'

ઇન્દ્રવદન વસાવડા

સાહિત્યથી જ પોતાના જીવનને બનાવ્યું સ્વયસાહિત્યને પણ નવું જીવન પ્રદાન કર્યું—આ જ સંક્ષેપમા કેરળના સુપ્રસિદ્ધ રાષ્ટ્રીય કવિ 'કવિ સાર્વભૌમ' વલ્લતોળ નારાયણ મેનનનો પરિચય છે ઇ સ ૧૮૭૮ના આક્ટોબરમા વેટ્ટુનાડુ નામના એક જીર્ણ ઘરમા તેમનો જન્મ થયો વેટ્ટુનાડુ પહેલા તો એક સ્વતત્ર રાજ્ય હતું અને ત્યાના અતિમ રાજાના મંત્રી વલ્લતોળના કુટુંબના એક વીરપુરુષ હતા વલ્લતોળના મામા સસ્કૃતના વિદ્વાન અને એક ઉદાર વૈદ્ય હતા તેમણે પોતાના ચતુર ભાણેજને આયુર્વેદ અને સસ્કૃતની શિક્ષા દીધી સસ્કૃત સાહિત્યનો, ખાસ કરીને કાલિદાસની રચનાઓનો બાળ વલ્લતોળ ઉપર ખૂબ પ્રભાવ પડ્યો અને તે બાલ્યાવસ્થાથી જ કવિતા કરવા પ્રેરાયો દસબાર વર્ષની નાની વયમા જ તે મલયાલમ અને સસ્કૃતમા લખવા લાગ્યો પોતાની કવિતાઓમા અર્થગાભીર્ય અને રચનાસૌષ્ઠવ સાથે સાથે તે વ્યાકરણની ભૂલો પણ ઠીક કરતો

તે દિવસોમા પણ કવિઓ અને વિદ્વાનોની ખોટ નહોતી, અને લોકો કોઈ કોઈ વખત ભેગા થઈ સાહિત્યચર્ચા પણ કરતા બાલક વલ્લતોળ પણ તેઓના એક 'સહૃદય સમેલન'મા નિયમિત રીતે જતો તેમા ભાગ લેતો, અને એક દિવસ તેણે એક પદને કે જેની ચર્ચા થઈ રહી હતી, તેનો અર્થ સમજવાના કારણે ફરીથી વાચી સંભળાવવા માગણી કરી, ત્યારે એક ઉપસ્થિત વિદ્વાને કહ્યુ 'કવિતા કરવી બસ નથી, ગ્રથોનું અધ્યયન કરવુ પણ આવશ્યક છે'

બસ, આ વાત બાલ કવિના હૃદયમા લાગી ગઈ તેણે તરત જ સસ્કૃત ગ્રથોનું અધ્યયન કરવુ શરૂ કરી દીધુ અને થોડા જ વર્ષોમા, સાહિત્યભંડારને લૂટી પોતાની જ્ઞાન સંપત્તિ ખૂબ વધારી

તે સમયના ઘણાખરા કવિઓ કવિતાને એક મનોરંજનની સામગ્રી સમજતા હતા અને યુવક વલ્લતોળ પણ તે જ રગમા રગાઈ કવિતા રચતો હતો આ કવિતાદ્વારા તેને થોડોઘણો આર્થિક લાભ પણ થયેલો કેરળના જૂના કુટુબની એવી વ્યવસ્થા હતી કે કુટુબનું પ્રત્યેક અગ પરિશ્રમ કર્યા વિના જ આનંદથી ખાઈપી રહી શકતુ માત્ર 'કારણવન' એટલે કુટુબના મુખ્ય સિવાય કોઈને રળવુ ન પડતુ વલ્લતોળ પણ એવા જ એક કુટુબનો અંગ હતો છતા પણ તે કોઈને બોજારૂપ થવા નહોતો માગતો તેથી તેણે પદ્યમા ચિકિત્સા સબધી અમુક ગ્રંથોની રચના કરી, થોડાઘણા પૈસા પેદા કર્યા, અને થોડા વખત બાદ પોતાનું ગામ છોડી તે ટ્રીચૂર ચાલ્યો ગયો અને 'કેરલકલ્પદ્રુમ' નામના છાપખાનાના મેનેજરનું કામ સંભાળવા લાગ્યો તે કામની સાથેસાથે તેમણે વાલ્મીકિ રામાયણનો મલયાલમમા અનુવાદ શરૂ કર્યો આ અનુવાદ બે વર્ષમા તૈયાર થયો, અને એક માસિકપત્રના રૂપમા

છપાવા પણ લાગ્યો. આથી મલયાલમ સાહિત્યનું મહત્ત્વ વધ્યું, અને સાથેસાથે લેખકને પણ લાભ થયો. કેરલમાં ભાગ્યે જ એવો બીજો કવિ ઉત્પન્ન થયો હશે જેણે પોતાની લેખિની-દ્વારા જ જીવનસંગ્રામમાં જીત મેળવી હોય. આ પ્રમાણે આશ્ચર્યજનક પ્રતિભાથી સાહિત્યસેવા કરતાં કરતાં, તેમણે જીવનમાં આગળ ધપાવ્યું.

બત્રીસ વર્ષની ઉંમરે તેમને ઓછુ સંભળાવા લાગ્યુ અને બે વર્ષ સુધી મોટામોટા વૈદ્યો અને ડાકટરો પાસે દવા કરાવી પણ કંઈ ફાયદો ન થયો. પછી તો તેઓ સાવ બહેરા જ થઈ ગયા. આવા ખરાબ દિવસોની અંદર પણ, કવિતાલેખન તથા સ્વાધ્યાય તો ચાલુ જ હતાં. આવા દુઃખના સમયમાં પણ તેમનુ કવિતાઝરણું સુકાઈ ન ગયું તે તો બમણે વેગે વહેવા લાગ્યું અને આ સમયનો તેમનો કવિતાસંગ્રહ 'બધિરવિલાપ'ના નામથી જ ઓળખાય છે. એક વખત તેમણે કહેલું: "મારા જીવનની સૌથી મોટી ઘટના તે મારુ બહેરાપણું છે. તેણે મને મૌનનું સુંદર સંગીત સમજાવ્યું છે."

આ સમયમાં કેરલના મુખ્ય પ્રકાશકોને પુરાણોનો ગદ્ય અનુવાદ કરવાની—કરાવવાની ઘેલછા લાગી હતી. અને આ મહત્ત્વપૂર્ણ અનુવાદનું કાર્ય વલ્લતોલ્લને સોંપવામાં આવ્યું હવે તેમને ગદ્યશૈલીના ક્ષેત્રમા પણ, પોતાની પ્રતિભા બતાવવાનો વખત મળ્યો. આઠ્કમ વર્ષના કઠિન પરિશ્રમ પછી 'માર્કંડેય' 'વામન' 'પદ્મ' 'મત્સ્ય' એ ચાર મોટા ગ્રંથો તૈયાર થયા. તેમની ગદ્યશૈલી એટલી સુંદર અને મધુર હતી, કે વાચકોને ખૂબ ગમી ગઈ. આ પ્રમાણે સાહિત્યના બન્ને ક્ષેત્રમાં તેમને વિખ્યાતિ મળી આ જ સમયમા તેઓ 'કેરલોદય' નામના સામાહિકના સહાયક તંત્રી હતા. અને તે સાથે 'આત્મપોષણી' નામના માસિકનું સંપાદન કરવા લાગ્યા. 'આત્મપોષણી' આખાય પ્રાંતનું મુખ્ય માસિક ગણાતું અને તે દ્વારા તેમણે મલયાલમના પદ્યસાહિત્યની ખૂબ સેવા કરી.

તેમની 'બંધનસ્થ અનિરુદ્ધન' 'ગણપતિ' 'શિષ્યનું મકનુ' નામની શૃંગારરસપ્રધાન રચનાઓ લોકપ્રિય થઈ પડી. તેઓ કેરલના સર્વોત્કૃષ્ટ કવિ ગણાવા લાગ્યા.

આ બધુ હોવા છતાં પણ, હજુ સુધી તેમની કવિતા વર્તમાન જગતને છોડી, પુરાણોની દુનિયામાં જ રમતી હતી. મનુષ્યના દૈનિક જીવન સાથે તેમને કાંઈ પણ સંબંધ નહોતો.

યુરોપનો મહાન વિગ્રહ ૧૯૧૪ માં થયો. આખાય જગતમાં વિપ્લવ મચાવનારી તોપોના ગડગડાટોએ, આ બહેરા કવિને પણ પોતાની કલ્પનાસૃષ્ટિમાંથી જગાડ્યો. તેમની આંખ ઊઘડી, અને જનની જન્મભૂમિ તરફ વળી. આજ સુધીની તેમની જન્મભૂમિ તરફની બેદરકારી તેમને કેટલી સાલતી હતી તે જાણવું હોય તો 'મારી કૃતજ્ઞતા' તમારે વાંચવી જોઈએ. ગદ્ગદ થઈ તે સમયે 'માતૃવંદન' નામનું ગીત જે તેમણે ગાયું તેણે બંકીમના 'વંદેમાતરમ્'ની જેમ આખા ય કેરલને જગાડી દીધું જનતા જાગૃત થઈ અને તેણે વલ્લતોલ્લને સાથ દીધો, અને તે દિવસથી તે ખરેખરો કેરલનો કવિ બન્યો.

આ જ સમયે, ૧૯૨૦–૨૧ ની અસહકારની લડત શરૂ થઈ. ગાંધીજીના શબ્દોની આ કવિ પર એટલી અસર થઇ કે તેમણે બાપુજીને પોતાના ગુરુ સ્વીકાર્યા. આ શિષ્ય ઉપર પોતાના ગુરુની કેટલી ઊંડી છાપ પડી હતી તે જાણવું હોય તો, તેની 'એંટે ગુરુનાથન્' (મારા ગુરુદેવ) નામની તેમની કવિતા વાંચવી. તેમણે ગાંધીજીના સત્ય અને અહિંસાનો

સંદેશ આખાય પ્રાંતને ગાઈ ગાઈને સંભળાવ્યો. આ પછી જ્યારે ગાંધીજી કેરલ પ્રાંત તરફ આવેલા ત્યારે ગુરુ–શિષ્યની ભેટ પણ થયેલી.

હવે વલ્લતોલ્લ દેશની સ્થિતિનો અભ્યાસ કરવા લાગ્યા. ભારતની પ્રાચીન સંસ્કૃતિનો નાશ થતો જાય છે તે જોઈ તેમને અત્યંત દુઃખ થયું અને તેથી પોતાની કવિતાઓમાં ભારતની પ્રાચીન સંસ્કૃતિનું દિગ્દર્શન પણ તેમણે કરાવવા માંડ્યું. આંગણામાં તુલસીના છોડનું માહાત્મ્ય, એક ઘરડી ડોસીનું સંધ્યાસમયે પોતાની જીર્ણ ઝૂંપડીના બારણે ઊભા રહી સંધ્યાવંદન કરવું, એક નાવિકની ગ્રંથ વાંચવાની આસક્તિ, નવા વાદળને જોઈ એક ખેડૂતનો આનંદ, શિકારીની ગોળીથી ઘવાયેલી ચકલી, યુવક જમીનદારથી દૂષિત અને દલિત ગ્રામ્યબાલાની ભાવનાઓ, જીવનથી નિરાશ થઈ આત્મહત્યા કરવા તૈયાર થયેલ યુવક અને તેનું ચિત્ર ઇત્યાદિ વિષયો આ વખતે તેમની કવિતામાં આવે છે.

થોડાં વર્ષો પહેલાં તો કેરલના કવિઓ સંસ્કૃત છંદોમાં રચનાઓ કરતા. તે માનતા કે દ્રાવિડ છંદ જરા શિથિલ હોય છે. શરૂમાં તો વલ્લતોલ્લ એમ માનતા, પણ થોડા જ વખત પછી તેમણે પોતાની ભૂલ સુધારી, અને આ તિરસ્કૃત છંદોનો સુંદર ઉપયોગ કરી કવિતાઓ લખવા લાગ્યા.

આ પ્રમાણે, તેમની રચનાઓએ મલયાલમ સાહિત્યમાં એક નવીન યુગનું સર્જન કીધું.

એમની વિખ્યાતિ એટલી વધી કે કોચીનના સ્વર્ગીય મહારાજાએ તેમને પહેલાં 'કવિતિલકન' અને પછી 'કવિસાર્વભૌમન'ની ઉપાધિ આપી, અને અમુક રકમ દર મહિને પેનશન તરીકે આપી.

વલ્લતોલ્લ જેટલા સાહિત્યપ્રેમી હતા તેટલા કલાપ્રિય પણ હતા. 'કથકલિ' નામના મૂક નૃત્યનો પુનર્જન્મ કોઈએ કર્યો હોય તો તે વલ્લતોલ્લે જ. 'કથકલિ'માં સંગીત, વાદ્ય, નૃત્ય, અભિનય અને વેષભૂષાનો સમાવેશ થાય છે. અને આજ તો રવીન્દ્રનાથ ટાગોરને લીધે આ 'કથકલિ' આખાય જગત ઉપર ખૂબ વિખ્યાતિ મેળવી ચૂક્યું છે.

અથાગ પરિશ્રમ પછી, મરી જતી આવી કલાઓના સર્જન અર્થે, વલ્લતોલ્લે 'કેરલ કલા મંડળ'ની સ્થાપના કરી. આજે તે ખૂબ સુંદર કામ કર્યે જાય છે.

આજે, આ કેરલના મહાકવિ કોચીન રિયાસતના મુલકુન્નતુકાવ નામના ગામમાં રહી પોતાનો વધુ સમય 'કલામંડલ'ની ઉન્નતિમાં લગાડી રહ્યા છે, અને કોઈ કોઈ સમય પોતાની મીઠી કાવ્યરાગીણી પણ સંભળાવે છે.*

# નોંધ

ચીમનલાલ ચકુભાઈ શાહ
એમ. એ.; એલએલ. બી. સોલિસીટર

## શહેનશાહ પંચમ જ્યોર્જ

શહેનશાહ પચમ જ્યોર્જનું તા. ૨૦-૧-૧૯૩૬ ને સોમવારને રોજ રાત્રે ૧૧-૫૫ કલાકે તેમના પ્રિય નિવાસ સેન્ડ્રીંગહામ ખાતે અવસાન થયુ. સમસ્ત બ્રિટિશ સામ્રાજ્ય અને બીજે દેશો પણ આ અવસાન માટે ઊંડો શોક પ્રદર્શિત કરી રહ્યા છે. હિંદુસ્તાનમાં પણ, રાજકીય મતભેદ ગમે તેટલો ઊંડો હોય છતાં, ગાંધીજી અને ટાગોર, રાજેન્દ્રબાબુ અને સર તેજ બહાદુરથી માંડીને સર્વે નેતાઓ અને કોમોએ પોતાનો ખેદ જાહેર કર્યો છે. એક રીતે તો આ અવસાન એ સુભગ છે. લાંબો સમય સુધી આવા મહાન સામ્રાજ્યનું રાજ્ય ભોગવી, પ્રજાનો પ્રેમ અને ભક્તિ છેવટ સુધી કાયમ એકધારા અનુભવી, વિશાળ કુટુમ્બથી વીંટળાયેલ અને પુખ્ત ઉંમરે શાન્તપણે મૃત્યુ થવું એ સદ્ભાગ્ય જ ગણાય. તે છતાં આ સર્જન અને પ્રજાવત્સલ રાજવીનુ સ્થાન માત્ર બ્રિટિશ સામ્રાજ્યમાં જ નહિ પણ દુનિયાભરમાં એવું અનન્ય હતુ કે તેમના વિદેહ થવાથી એક મહાન વ્યક્તિની દુનિયાને ખોટ પડે છે. આવું સ્થાન તેમણે પોતાના સૌજન્ય અને સાદાઈ, પોતાની મહાન રાજવી ફરજો નિષ્પક્ષપાતપણે અને પ્રજાહિતાર્થે અદા કરવાની ભાવનાએ પ્રજાના અત્યંત કટોકટીના પ્રસંગોએ અડગપણે અને ધૈર્યથી મોખરે ઊભા રહી, પ્રાપ્ત કર્યું હતું.

પ્રિન્સ જ્યોર્જ યુવરાજ તરીકે જન્મ્યા ન હતા વડીલબંધુના અકાળ અવસાનથી યુવરાજ-પદ તેમને મળ્યું હતુ. તેમને પ્રથમથી રાજ્યને યોગ્ય કેળવણી અપાઈ ન હતી, પણ નાવિક તરીકે કેળવણી મેળવી તેમણે જીવનની શરૂઆત કરી હતી. સામાન્ય નાવિક તરીકે ઘણું કઠણ જીવન ગુજારી તેમણે નૌકાશાસ્ત્રમાં ઊંડું જ્ઞાન મેળવ્યું હતુ દુનિયાભરની મુસાફરી કરી વિશાળ અનુભવ મેળવ્યો હતો અને સામ્રાજ્યની જાતમાહિતી પ્રાપ્ત કરી હતી.

૧૯૧૦માં રાજ્યારોહણ કર્યું ત્યારે ઘણા જટિલ અને વિકટ પ્રશ્નો તેમની સમક્ષ પડ્યા હતા. આમની સભા અને ઉમરાવો વચ્ચે અંતિમ સત્તા માટે છેવટનું યુદ્ધ લડાઈ રહ્યું હતું. નવો પાર્લામેન્ટ એક્ટ ઉમરાવ સભા નામંજૂર કરે તો પ્રધાનોની સલાહ મુજબ નવા ઉમરાવો નીમીને પણ તે કાયદો મંજૂર કરાવવો કે નહિ તે સમસ્યા કોઈપણ રાજવીને મૂંઝવે તેવી હતી. પણ એક બંધારણીય રાજાને છાજે તેવી નિષ્પક્ષપાત રીતે પ્રધાનોની સલાહ તેમણે માન્ય રાખી હતી. તેવી જ રીતે આયર્લેન્ડની સ્વાતંત્ર્ય લડતે ઘણું જ ઉગ્ર સ્વરૂપ લીધું હતું. લોર્ડ કારસની સરદારી નીચે અલ્સ્ટર યુદ્ધ માટે તૈયાર થઈ રહ્યું હતું અને ઇંગ્લાંડને માટે આંતર વિગ્રહના ભણકારા વાગી રહ્યા હતા. આવા અસાધારણ પ્રસંગે આ

રાજવીએ એક જ અસાધારણ પગલું લીધું. પોતે જ, વિષ્ટિકાર બની, બન્ને પક્ષોને બોલાવી સમાધાની માટે પ્રયત્નો કર્યા અને પોતાની અંગત લાગવગનું સઘળું વજન શાન્તિ માટે અજમાવ્યું. તેટલામાં જ વિશ્વવિગ્રહનો જ્વાળામુખી ફાટી નીકળ્યો. ઈંગ્લાંડના સર્વ પક્ષો મતભેદ ભૂલી રાજવીની સરદારી નીચે એકત્ર થયા અને આયર્લૅન્ડનો હોમરૂલ ઍક્ટ પાસ થયો. મહાન યુદ્ધ દરમ્યાન, અનેક વિકટ પ્રસંગોએ જાતે યુદ્ધક્ષેત્રો પર જઈ ને, ઘવાયેલ સૈનિકોની અંગત સેવા કરીને, સામ્રાજ્યનાં સૂત્રધારોને પોતાના સૂક્ષ્મ પણ સબળ નેતૃત્વે એકત્ર કરી, આ રાજાએ પોતાની ફરજો અદા કરી. દુનિયાએ નહિ જોએલી એવી ક્રાન્તિ જોઈ, અનેક મહાન સામ્રાજ્યો હતાં નહતાં થઈ ગયાં, અનેક શહેનશાહો કાળના ખપ્પરમાં ભોગ ધરાયા ત્યારે પણ બ્રિટનની રાજવી સંસ્થા કાયમ રહી, મજબુત થઈ, તેના રાજા પ્રત્યે તેની પ્રજાની માનબુદ્ધિ વધી.

સુલેહ પછી વિજયોન્મત્ત થઈ જે મહાન આશાઓ બંધાઈ હતી તે જ્યારે ભયંકર આર્થિક સંકડામણ સામે ભાંગીને ભૂકા થઈ ગઈ અને બેકારી અને વ્યાપારનાશ પ્રજા સમક્ષ ખડા થયાં ત્યારે પણ આ રાજવીએ પ્રધાનોને પોતાની સલાહથી મદદ કરી. સામ્રાજ્યના જુદા જુદાં અંગોને સ્વયનિર્ણયના સિદ્ધાંતે સંપૂર્ણ સ્વાતંત્ર્યની ભાવના જાગી, માતૃભૂમિથી દૂર થવાનો પ્રસંગ આવ્યો ત્યારે સામ્રાજ્યપરિષદો બોલાવી, સામ્રાજ્યના ઐક્યના ચિહ્ન તરીકે રજુ થઈ સ્વતંત્રતા આપવા, છતાં ય ઐક્ય જાળવી રાખ્યું. મજૂર પક્ષની બહુમતી થઈ ત્યારે નિડરપણે ૧૯૨૪માં રામસે મૅકડોનલ્ડને પ્રધાનમંડળ ઘડવા આમંત્રણ આપ્યુ. ૧૯૩૧મા ઇંગ્લાંડ માટે મહાન વિપત્તિ હતી. આર્થિક પરિસ્થિતિ અત્યંત વિકરાળ બની હતી. કોઈ એક રાજદ્વારી પક્ષ રાજ્યધુરા વહેવા તૈયાર નહોતો. તેવે સમયે પોતાની અંગત લાગવગે સર્વે પક્ષોને બોલાવી, રાષ્ટ્રીય સરકાર ઘડવાની હિંમત આપી.

બ્રિટિશ બંધારણની સ્થિતિસ્થાપકતાને કારણે જૂના નામરૂપો કાયમ રાખી તેમાં નવો પ્રાણ પૂરી શકાય છે. તેના વણલખ્યાં ભાગનો અસાધારણ ઉપયોગ સમયાનુકૂળ કરી શકાય છે. રાજવી હકો (Royal Prerogatives) આવો એક વણલખ્યો ભાગ છે. આ રાજવીએ તેનો અત્યત નિષ્પક્ષપાત અને જરૂરી ઉપયોગ કરીને પોતાની પ્રજાનું હિત જાળવ્યુ છે.

હિંદુસ્તાન માટે જ્યારે જ્યારે જાહેર રીતે બોલવાનો તેમને પ્રસંગ આવ્યો છે ત્યારે તેમણે પોતાનો સદ્ભાવ જાહેર કર્યો છે. ૧૯૦૬મા પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે હિંદુસ્તાનની લાંબી મુસાફરી કરી, અંગત અનુભવ મેળવ્યો હતો. ૧૯૧૧મા જાતે હિંદુસ્તાન આવી, રાજ્યારોહણ કર્યું હતુ. અને લૉર્ડ કર્ઝનના એ અળખામણા બંગભંગને રદ કરી સદ્ભાવ મેળવ્યો હતો. હિંદુસ્તાનની પ્રજા માટે તેઓએ સીધી રીતે કંઈ મહત્ત્વનું હિતકાર્ય કર્યું છે તેમ ન જ કહેવાય, છતા એક બંધારણીય રાજવીને શક્ય એવા પ્રયત્નો તેમણે કર્યા છે એવુ તેમને અંગત જાણનાર વર્ગ કહે છે.

આ રાજામા મહારાણી વિક્ટોરિયાની ભવ્યતા અથવા અડગ નિર્ણયશક્તિ નહતી; ઍડવર્ડ સાતમાની ભભક અને રસિકતા નહતી; તેઓ કાંઈક મિતભાષી અને અતડા ગણાતા; તેમનુ વાચન વિશાળ નહતું; સાહિત્ય, સગીત અથવા કળાનો બહુ શોખ ન ગણાય; તેમનો દરબાર ઝળજ્વલ્યમાન નહિ જ, તેમનો અનુભવ વિશાળ હતો; દૂરદેશીપણું, વ્યાવહારિક દૃષ્ટિ અને સાદાઈ એ તેમનાં ખાસ લક્ષણો હતાં. તેમનું ચારિત્ર્ય ઉચ્ચ હતું.

એક જ વખત તેમનાં ચારિત્ર્ય વિષે આક્ષેપ થયો હતો અને તેના નિવારણાર્થે તેઓએ જાહેર રીતે તે માણસ પર ન્યાયની અદાલતમાં ફરિયાદ કરી, તેનો આક્ષેપ પુરવાર કરવાની તેને તક આપી હતી અને સામાન્ય માનવી તરીકે ન્યાયાસન સમક્ષ ઊભા રહી, પોતાનું ચારિત્ર્ય ઉજ્જવળ બનાવ્યું હતું તેમના સૌજન્ય અને પ્રજાહિત માટેની સતત કાળજીને લીધે તેઓએ પ્રજાનો પ્રેમ અને ભક્તિ પ્રાપ્ત કર્યા હતાં. રાજાની હકોનો પ્રસંગાનુસાર જ ઉપયોગ કરવાથી પ્રધાનમંડળો સાથે તેમને ઓછામાં ઓછો મતભેદ હતો તેઓ કુટુંબપ્રેમી હતા અને રાજ્યભારથી અળગા થઈ પોતાના પ્રિય શાન્ત નિવાસસ્થાનમાં કુટુમ્બ સાથે રહેવામાં તેમને આનંદ હતો. શરીરસંપત્તિ ઘણી સારી હોવાથી તેમને રમતોનો (sports) ઘણો શોખ હતો.

આ રાજવીના અવસાનથી બ્રિટિશ સામ્રાજ્યને ખરેખર ખોટ પડી છે. હિંદુસ્તાનના રાજવીઓ આ રાજાનું અલ્પાંશે પણ અનુકરણ કરે તો હિંદુસ્તાનનો રાજકીય કોયડો વિશેષ સરળતાથી ઉકેલી શકે તે અનુકરણ કરવામાં જ રાજવી સંસ્થાના અસ્તિત્વની કાંઈક પણ આશા છે. નહિ તો રશિયાના ઝાર અને જર્મનીના કૈસરનું ભવિષ્ય એ જ રાજવી સંસ્થાનું ભવિષ્ય છે.

---

## બ્રિટનની પરદેશનીતિ

ભાવિ વિશ્વવિગ્રહના ભણકારા વાગી રહ્યા છે. દરેક મહાન રાજ્ય નખશિખ શસ્ત્રસજ્જ થઈ, હવા, સમુદ્ર અને જમીન ઉપરનો સઘળો સૈન્યસરંજામ અપરિમિત વધારી રહેલ છે. વિશ્વશાન્તિની વાતો ઘણી થાય છે, છતાં દરેક રાજ્યની સઘળી પ્રવૃત્તિ યુદ્ધની તૈયારી કરવા પ્રત્યે જ છે. દુનિયાના દરેક ભાગમાં વિસ્તરેલ પોતાના મહાન સામ્રાજ્યને ટકાવી રાખવા તથા સામ્રાજ્યહિતના રક્ષણ માટે બ્રિટન સઘળી તૈયારી કરી રહેલ છે. શસ્ત્રસજ્જ થવાનો વિશાળ કાર્યક્રમ બ્રિટનની પરદેશનીતિનું એક અંગ છે. બ્રિટનની શસ્ત્રસામગ્રી એટલી વધારી દેવી, કે જેથી કોઈપણ એક રાજ્ય બ્રિટન ઉપર આક્રમણ કરવાની હિંમત કરી જ ન શકે અને દરેક રાજ્યને બીજા રાજ્ય સાથેના વિગ્રહમાં બ્રિટનની સહાયની જરૂર જ રહે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી તે બ્રિટિશ મુત્સદ્દીઓનું લક્ષ્ય છે. બ્રિટનને યુદ્ધ નથી જોઈતું. તેને યુદ્ધ કરવાની જરૂર નથી. તેને તો પોતાનું સામ્રાજ્ય ટકાવી રાખવું છે અને પોતાના સ્થાપિત હકો જાળવી રાખીને વિશ્વશાન્તિ જોઈએ છીએ. પણ તે અશક્ય છે. તેથી વિગ્રહ અનિવાર્ય છે. તેવા ભાવિ વિગ્રહમાં બીજાં રાજ્યો એકત્રિત થઈ બ્રિટન વિરુદ્ધ ન થાય તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી તે બ્રિટિશ પરદેશનીતિનું બીજું મહત્ત્વનું અંગ છે. તેથી રાષ્ટ્રસંઘ અને તેની પ્રતિબંધનીતિને બ્રિટિશ સરકાર અત્યારે સ્વીકારે છે. કોઈપણ એક રાજ્ય બ્રિટિશ હિત ઉપર આક્રમણ કરે તો સામુદાયિક શાન્તિ (collective security) ને નામે રાષ્ટ્રસંઘ અને તેના રાજકીય તંત્ર (machinery) નો ઉપયોગ કરી તેવા રાજ્યને એકલું કરી મૂકાય તે માટે રાષ્ટ્રસંઘને હથિયાર બનાવવું જરૂરનું છે. સામાન્યપણે રાષ્ટ્રસંઘ અને તેની પ્રતિબંધનીતિ માટે બ્રિટિશ મુત્સદ્દીઓમાં ઘણો ઉત્સાહ ન હતો, પણ થોડા સમયથી રાષ્ટ્રસંઘને અતિ મહત્ત્વ આપવાની નીતિ ઈંગ્લંડે સ્વીકારી છે. તેમાં બે હેતુ સધાય છે. એક તો, જગતને બતાવી શકાય છે કે સહકારથી વિશ્વશાન્તિ માટે બ્રિટન તૈયાર

ડિસેમ્બર ૧૯૩૪ માં પટણામાં મળેલ કાર્યવાહક સમિતિની બેઠકમાં મહાસભાએ સંયુક્ત સમિતિના અહેવાલ વિષે પોતાના વિચારો દર્શાવતો ઠરાવ કર્યો હતો, જેમાં તેણે જાહેર કર્યું કે સયુક્ત સમિતિના અહેવાલમાં રજૂ થયેલ સુધારા તો શ્વેતપત્ર કરતાં પણ કેટલીક બાબતોમાં વધુ ખરાબ છે. તેમજ પરદેશી રાજ્યની ચૂડ આ દેશ પર વધારે દૃઢ થાય અને પ્રજાની લૂટ વિશેષ અસરકારક રીતે ચાલુ રહે એવા સ્વાર્થી હેતુઓ નવા સુધારા પાછળ રહેવાને લીધે, તે અત્યારના તત્ર કરતા વિશેષ ખરચાળ, વિનાશકારક અને ભયવાહક નીવડે એમ છે, માટે ધારાસભાએ એ યોજના ફેંકી દેવી ઘટે છે. સાથેસાથે કાર્ય-વાહક સમિતિએ જણાવ્યુ, કે ' આવો અસ્વીકાર કરતી વખતે સમિતિને ભાન છે કે ચાલુ રાજ્યતત્ર તો સડેલુ જ છે, પરતુ મહાસભાના ઠરાવ અનુસાર પ્રજાકીય બંધારણ સમિતિ નવું બધારણ ન ઘડે ત્યાં સુધી આવી અસહ્ય સ્થિતિ નિભાવી લેવી પડશે "

સર્વ રાજકીય પક્ષનો જે ' સુધારાઓ ' પ્રત્યે આટલા પ્રબળ વિરોધ હતો, તે ' સુધારાઓ 'એ કાયદાનું કાયમી સ્વરૂપ લીધુ ત્યારે આ પક્ષોનુ વલણ શું રહ્યું ? કેટલાક ધારાસભાના મહાસભાના સભ્યોએ એના બધારણમા હોદ્દા સ્વીકારવા કે નહિ તેની ચર્ચા શરૂ કરી. વિનીતોએ તો પોતાની હમેશની રીત મુજબ જેટલો ટુકડો મળ્યો તેટલો લેવાનો નિર્ણય જાહેર કર્યો અને વધારેને માટે ચળવળ ચાલુ રાખવાનું જાહેર કર્યું. નાગપુરમાં વિનીતોના અધિવેશનમાં નામદાર શાસ્ત્રીએ આ નીતિની તરફેણમાં વધુમાં વધુ અસરકારક ભાષણ કર્યું. વિનીતોમાં મતભેદ એટલો જ રહ્યો કે સુધારાઓનો અમલ કરવો ( work them) કે લાભ લેવો ( exploit them ) અને છેવટ માંડવાળ કરી તેનો ઉપયોગ કરવો ( utilise them ) એમ ઠરાવ્યુ. શબ્દોની મારામારી વિનીતો જેવી કોને આવડે છે? હવે સર્વ પક્ષનો સયુક્ત સામનો કરવાની વાતો શરૂ થઈ છે. શ્રીનિવાસ શાસ્ત્રીજીએ તેને માટે ચાર શરતો રજુ કરી છે (૧) મહાસભાએ પોતાનું પૂર્ણ સ્વાતંત્ર્યનુ ધ્યેય છોડી દઈ સાસ્થાનિક સ્વરાજ્યનું ધ્યેય સ્વીકારવુ, (૨) ધ્યેયપ્રાપ્તિ માટે સત્યાગ્રહના ઉપયોગને કાયમને માટે તિલાંજલિ આપવી અને બધારણસર ચળવળ કરવી; (૩) ખાદી પહેરવેશ; અને (૪) જાતમહેનતના ઠરાવોને રદ કરવા. કહેવાતી સહકારવૃત્તિ અને પ્રજાહિતના નામે નિર્બળતા અને દુષ્ટતાની કાંઈ હદ હોય છે! સદ્ભાગ્યે રાજેન્દ્રબાબુએ પહેલા બે મુદ્દાઓ વિષે તો સ્પષ્ટ જવાબ આપી દીધો છે, કે તેમા ફેરફાર અશક્ય છે.

પણ હકીકત એમ છે કે મહાસભા અત્યારે વિનીત પંથે છે. મહાસભા એક ક્રાંતિકારી સંસ્થા મટીને એક સામાન્ય રાજકીય સસ્થા જેવી થઈ રહી છે. મહાસભાના ઇતિહાસકાર ડૉ૦ પટ્ટાભી સીતારામૈયા કહે છે તેમ, મહાસભાને માટે આ સબૂરીનો સમય છે. ( Congress is marking time ) તેમ છતાં રાજકીય માંડવાળને પણ હદ હોય છે. ધારાસભા-પ્રવેશમાં ગાંધીજીને જ શ્રદ્ધા નહિ હોવા છતાં તેને પોતે મંજૂરી આપી.

તેનાં કારણોમા તેમણે જણાવ્યુ છે કે:

"હાલની પરિસ્થિતિમા ધારાસભાઓની ઉપયોગિતા વિશેના મારા વિચારો જાણીતા છે. ૧૯૨૦માં તે હતા તેવા જ આજે પણ છે. પણ મને લાગે છે, કે જે કોઈ મહાસભાવાદી એક કે બીજે કારણે સવિનય ભંગમાં ભાગ લઈ શકતો નથી અને જેને ધારાસભાપ્રવેશમાં શ્રદ્ધા છે તેણે ધારા

સભામા પ્રવેશ મેળવી પોતે જે કાર્યક્રમ દ્વારા દેશનું કલ્યાણ થશે એમ માનતો હોય તે કાર્યક્રમ અમલમા મૂકવા માટે પક્ષ સ્થાપન કરવો. એમ કરવાનો તેને હક છે, એટલુ જ નહિ પણ એ તેનો ધર્મ છે.

"પાર્લામેન્ટરી બોર્ડનો પ્રશ્ન હવે વિચારીએ. અસહકારની આખીયે યોજનાનો હું યોજક છું. છતાં આજના બદલાયેલા સંજોગોમા જ્યારે આપણી પાસે સવિનય પ્રતિકારનો એક્ય કાર્યક્રમ નથી ત્યારે, મહાસભાના અંગ તરીકે પાર્લામેન્ટરી પક્ષની આવશ્યકતા મેં કબૂલી લીધી છે."

મહાસમિતિએ સ્વરાજ પક્ષની સ્વીકૃતિ કરતાં મે ૧૯૩૪માં નીચે મુજબ ઠરાવ કર્યો હતો:

"દેશની ધ્યેયસિદ્ધિના માર્ગમાં ધારાસભામાં પ્રવેશ કરવાથી એક ડગલું આગળ જ વધારો અને તેથી તેમ કરવું જરૂરનું છે એમ માનનારાઓનો એક મોટો વર્ગ મહાસભાવાદીઓમાં હોવાથી આ મહાસમિતિ પાર્લામેન્ટરી બોર્ડ સ્થાપવા નિર્ણય કરે છે."

ધારાસભાઓને ગાંધીજીએ સરકારનાં માયાગૃહો કહ્યાં હતાં. તેમાં પ્રવેશ કરવાથી સરકારના રાજ્યતંત્રને પ્રતિષ્ઠા અપાય છે. તેનુ બધારણ જોતાં અને નવા બધારણમાં તેમાં જુદાજૂદા વિરોધી વર્ગોની ગોઠવણી જોતા ૧૯૨૪-૨૮માં અને ૧૯૩૫માં પણ જે કાર્ય થઈ શક્યું તે થવું અશક્ય છે, તે દીવા જેવુ સ્પષ્ટ છે. છતાં ધારાસભાપ્રવેશની વિરુદ્ધ તો મહાસભામાં કોઈ સક્રિય વિરોધ કરે તેવો પક્ષ નથી. જે છે તેવાઓ મૂંગે મોઢે રચનાત્મક કાર્યમાં દટાઈ જઈ પ્રજાશક્તિ ખીલવી, ભાવી યુદ્ધની તૈયારી કરવામાં માને છે. સમાજવાદી પક્ષ હજી અવ્યવસ્થિત, નિશ્ચિત ધ્યેય અથવા કાર્યક્રમવિનાનો લઘુમતિ પક્ષ છે. તે પક્ષે પણ ધારાસભાપ્રવેશનો સિદ્ધાંત સ્વીકાર્યો છે. શરૂઆતમાં વિરોધ કર્યા પછી બધારણને તોડી પાડવા, તેનો અમલ અશક્ય બનાવવાના ઇરાદે ધારાસભામાં પ્રવેશ કરવો તેમ તેનુ કહેવું છે. અને તે પક્ષ હોદ્દા સ્વીકારવાની વિરુદ્ધ છે. ખરી હકીકત એમ છે કે ધારાસભાપ્રવેશ અને હોદ્દાસ્વીકાર તે બેમા સિદ્ધાંતભેદ કાંઈ જ નથી. એક જ નીતિનાં બે અંગો છે. સમયાનુકૂળ એકને સ્વીકારીએ તો બીજું પગલુ શક્ય હોય તો અનિવાર્ય છે, આવશ્યક છે. એમ કહેવામાં આવે છે કે મહાસભાવાદીઓ હોદ્દા સ્વીકારશે તો સત્તાનો અને હોદ્દાની માયાનો તેમને એટલો મોહ લાગશે કે મહાસભાનું ધ્યેય ભૂલી સરકાર સાથે સહકાર કરવામાં પડી જશે અને નવા બધારણને તોડી પાડવાની અને તેનો અમલ અશક્ય બનાવવાની મહાસભાની નેમ બર નહિ આવે. આ દલીલમા ધારાસભાપ્રવેશ કરતા મહાસભાવાદીઓનો અણવિશ્વાસ રહેલો છે. તે દલીલ તદ્દન બિનપાયાદાર તો નથી જ, તો પણ જવાબ સ્પષ્ટ છે. ધારાસભાપ્રવેશ કરવા દેવા પૂરતો તમને વિશ્વાસ હોય તો હોદ્દાસ્વીકાર કરવા દેવા પણ વિશ્વાસ હોવો જોઈએ. મહાસભાની નેમ હોદ્દા સ્વીકારવાથી વિશેષ બર આવે તેમ હોય તો તેનો વિરોધ અર્થવિનાનો છે. ખરી હકીકત એમ છે કે જ્યાં સુધી રચનાત્મક કાર્ય કરવા માટે ગામડાઓમાં દટાઈ જવાની દઢ ધીરજ ન હોય, અથવા તાત્કાલિક અને ક્ષણિક લાભોને જતા કરી બીજા યુદ્ધ માટે તૈયાર ન થઈએ, ત્યાં સુધી ધારાસભાનો મોહ જતો કરવાની હિંમત ન હોય અને ધારાસભાપ્રવેશને સ્વીકારીએ તો હોદ્દા સ્વીકારવા કે નહિ તે ચર્ચાનો વિષય નથી રહેતો પણ સગવડનો અને મુત્સદ્દીપણાનો વિષય રહે છે.

વિનીતો સાથે મહાસભા એકત્ર થઈ શકે જ નહિ. થોડા સમય માટે અમુક મુદ્દાઓ વિષે સમજૂતી કરી સહકાર થાય પણ કાયમની સંધિ એ પક્ષો વચ્ચે અશક્ય છે. અત્યારે મહાસભા વિનીત પંથે છે ત્યાંસુધી મૂળગત સિદ્ધાંતોનો ભોગ આપ્યા વિના શક્ય હોય તેટલો સહકાર ઇષ્ટ છે.

સદ્ભાગ્યે, આ વર્ષને માટે મહાસભાનું સુકાન એક એવા સુકાનીને સોંપાયું છે કે જેનું નિશ્ચયબળ, સ્વાતંત્ર્ય પ્રેમ, સ્પષ્ટ અને સચોટ વિચારસરણી, સિદ્ધાન્તોને કોઈ પણ ભોગે વળગી રહેવાની તમન્ના, મહાસભાને વિશેષ વિનીત થતી અટકાવશે એમ આશા રહે છે.

## સર દોરાબજી તાતા સામાજિક કાર્ય શિક્ષણશાળા

કોઈ પણ સુવ્યવસ્થિત સમાજમાં સમાજસેવા માટે ઓછામાં ઓછી જરૂરિયાત હોય. દરેક વ્યક્તિને પોતાની જરૂરિયાતપૂરતું મળી રહેતુ હોય ત્યા સમાજસેવાનું ક્ષેત્ર અતિ સંકુચિત હોવુ જોઈએ. સમાજસેવા માટે સંસ્થાઓ હોવી તે સામાજિક વ્યવસ્થાની ખામી અને સડો સૂચવે છે. સમાજબધારણ અને વાતાવરણ એવું હોવું જોઈએ, કે જે કાંઈ અન્યોન્ય સહાયની જરૂર રહે તે આપોઆપ મળી રહે, અને તેને માટે ખરચાળ સંસ્થાઓ ચલાવવાની અગત્ય ન જ હોય.

આવુ આદર્શ સામાજિક બધારણ અને વાતાવરણ ઉત્પન્ન કરી શકાય ત્યારે ખરું. અત્યારે તો તે સ્થિતિ નથી. સામાજિક કાર્ય કરતી સંસ્થાઓ વધતી જાય છે સમાજસેવાનુ ક્ષેત્ર અનંત જણાય છે. તેવા સંજોગોમાં બિનઅનુભવી કાર્યકર્તાઓને હાથે તેવી સંસ્થાઓ રહેવા દેવી તે ગેરવ્યવસ્થા વધારવા બરાબર છે. સેવાધર્મ જ પરમગહન છે. ત્યા પણ અત્યારની અતિ જટિલ અને વિકટ સામાજિક પરિસ્થિતિમાં કુશળ અને નિપુણ કાર્યકર્તાઓની અગત્ય ઘણી છે. આ યુગ જ નિષ્ણાતોનો છે. આ ક્ષેત્રમાં પણ એવા નિષ્ણાત કાર્યકર્તાઓ સેવાભાવે કામ કરે, તો સમય, શક્તિ અને પૈસાનો ઘણો વ્યય અને વિનાકારણનું દુઃખ અટકાવી શકાય.

સામાજિક કાર્યકર્તામાં જ્ઞાન અને ચારિત્ર્ય બન્નેની જરૂર છે. તે સાથે વિવેકધર્મ અને અનુભવની જરૂર છે. સામાજિક કાર્યનો ક્ષેત્રવિસ્તાર જોતા ઘણા વિષયોનાં મૂળતત્ત્વોનું જ્ઞાન સમાજસેવક માટે આવશ્યક છે. સમાજની ઉત્પત્તિ અને વિકાસ, માનસશાસ્ત્રના સિદ્ધાન્તો, અર્થશાસ્ત્ર, મનુષ્યના સામાજિક વર્તનનાં ધોરણો, સામાજિક સંસ્થાઓની ઉત્પત્તિ અને વિકાસ, શહેરોની વ્યવસ્થા, બાળમાનસ અને ઉછેર, આરોગ્ય અને સ્વચ્છતા, સામાજિક સંસ્થાઓની વ્યવસ્થા અને બધારણો, સામાજિક પ્રશ્નોનો અભ્યાસ અને નિરાકરણની રીતો, જે સમાજમાં કાર્યકર્તા હોઈએ તેની સંસ્કૃતિ અને સામાજિક બધારણનો ઇતિહાસ, વગેરે ઘણા વિષયોનું સારું જ્ઞાન સામાજિક કાર્ય માટે આવશ્યક છે તે સાથે વ્યાવહારિક અનુભવ હોવો જોઈએ. માત્ર સિદ્ધાંતો જાણીને વેદિયાપણુ આવી જાય. સમયસૂચકતા, પરિસ્થિતિને અનુકૂળ થવાની કુનેહ, સ્વતંત્ર કાર્યશક્તિ વગેરે ગુણો અનુભવને પરિણામે જ વિકસે. સામાજિક કાર્ય વૈદકના ધંધા જેવું છે. શરીરને લગતાં શાસ્ત્રોનું જ્ઞાન જેટલું આવશ્યક છે, તેટલુ અને તેથી પણ વિશેષ તે જ્ઞાનનો સમયાનુકૂળ ઉપયોગ કરવાની કળા આવશ્યક છે. તેવી જ રીતે સામાજિક શાસ્ત્રોનું જ્ઞાન હોવું તે સાથે જ સામાજિક પ્રશ્નોના નિરાકરણમા તેનો વિવેકપૂર્વકનો ઉપયોગ કરવાની કળા બન્ને સમાજસેવા માટે અનિવાર્ય છે.

વળી પશ્ચિમનાં પુસ્તકો વાંચી પોપટિયું જ્ઞાન મેળવીને હિંદમાં સમાજસેવક થઈ ન શકાય. હિંદુસ્તાનની સંસ્કૃતિ, સામાજિક આર્થિક અને રાજકીય બંધારણ, આધુનિક પરિસ્થિતિ તે સઘળુ ધ્યાનમાં લઈને અત્યારના હિંદના સામાજિક પ્રશ્નોનો ઉકેલ લાવી શકાય.

તદ્ઉપરાંત સામાજિક કાર્ય એક ધંધો થઈ ન પડે, તે લક્ષમાં રાખવાની જરૂર છે. સેવાભાવે તે કાર્ય કરનારમાં ઉચ્ચ ચારિત્ર્ય અને સેવાની ભાવના સતત જાગ્રત રહેવી જોઈએ. વ્યવસ્થા અને બંધારણમાં સેવાભાવ દટાઈ જાય એવું ઘણી સંસ્થાઓમાં બને છે. તેમજ સામાજિક કાર્યકર્તાઓ સેવક મટી માલિક થઈ બેસે છે અને પૈસા કમાવાનું સાધન કરે છે.

ગાંધીજીએ છેલ્લાં ૧૭ વર્ષમાં આ પાઠો આપણને ઠીક પ્રમાણમાં શીખવ્યા છે. પણ સામાજિક કાર્યકર્તાઓને રીતસર કેળવણી આપવા માટે કોઈ સંસ્થા નથી. તે ખોટ પૂરી પાડવા સર દોરાબજી તાતાના ટ્રસ્ટીઓએ ઉપરની શાળા મુંબઈમાં સ્થાપી છે. ૧૯૩૬ના જૂન માસથી તેનું કામકાજ શરૂ થાય છે. શાળામાં દાખલ થવા માટે અરજદાર કોઈ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હોવો જોઈએ તદ્ઉપરાંત સામાજિક કાર્ય માટે તેને ધગશ અને લાયકાત હોવી જોઈએ. સ્ત્રી પુરુષ કોઈ પણ દાખલ થઈ શકે છે. બે વર્ષનો અભ્યાસક્રમ છે. જેમાં જ્ઞાન અને અનુભવ બન્ને મળે તેવો પ્રબંધ છે વાર્ષિક ફી રૂા ૧૫૦ છે. રૂા. ૨૫૦ની દસ છાત્રવૃત્તિઓ પણ છે. પ્રથમ વર્ષમા જરૂરી વિષયોનું સામાન્ય જ્ઞાન અને બીજા વર્ષમાં કોઈ પણ ખાસ વિષયોના વિશેષ અભ્યાસની યોજના છે. તે સાથે બન્ને વર્ષ દરમ્યાન અનુભવ આપવાની સગવડ છે.

સંસ્થા તરફથી બહાર પડેલ પત્રિકા જોતાં ઉપર જણાવેલ મુદ્દાઓ સંચાલકોના લક્ષમાં છે તે જણાઈ આવે છે.

### કોમી ધર્માદા

તા. ૨૦-૧-૧૯૩૬ને રોજ માટુંગામાં શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ કપોલ નિવાસ, શ્રી ભૂલાભાઈ દેસાઇને હાથે ખુલ્લો મૂકવામાં આવ્યો, ત્યારે પ્રમુખસ્થાનેથી શ્રી ભૂલાભાઈએ આ ધર્માદા માટે અભિનંદન આપતા એક મહત્ત્વનો વિચાર રજૂ કર્યો હતો. તેઓએ જણાવ્યુ કે હવે સમય આવી પહોચ્યો છે જ્યારે ધર્માદા કરતી વખતે માત્ર પોતાની જ્ઞાતિ અને કોમનો વિચાર કરવો આપણે છોડી દેવો દઈએ. હિંદુસ્તાન એક જ એવો દેશ છે કે જ્યાં કોઇ માણસને તેની જાત પૂછવામાં આવે તો પોતે હિંદી છે તે ન કહેતાં હિંદુ અથવા મુસલમાન, બ્રાહ્મણ અથવા વાણિયા છે તેમ કહેશે. અન્ય દેશોમાં ધર્મ, કોમ અથવા જ્ઞાતિથી પોતાની જાતને કોઈ ઓળખાવતુ જ નથી

આ વિચાર અતિ મનનીય છે. કોમીવાદનો જુવાળ અત્યારે દેશમાં ફાટી નીકળ્યો છે. તેમાં સીધી અથવા આડકતરી કોઈ રીતે ઉમેરો કરવો તે પાપ છે. કોમી ધર્માદાઓ કોમી ભાવ જાગ્રત રાખવાના સાધનો છે. કોમી નિવાસો, કોમી છાત્રાલયો, કોમી શિષ્યવૃત્તિઓ, કોમી મંદિરો, વગેરે દરેક કોમી ધર્માદા આ કોમી ભાવનાપોષક છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી એક યા બીજા કારણે, કોમી મડળો ઘણાં વધી પડ્યાં છે. સ્વાર્થને ખાતર કેટલાક વર્ગો આવાં મંડળો ઊભાં કરી પોતાનુ મહત્ત્વ વધારવા તેનો ઉપયોગ કરે છે. જ્યારે અજ્ઞાન અને

સંકુચિતતાને લઈને કેટલાક માણસો વિશેષ વિશાળ અને ઉદારદષ્ટિથી વિચાર કરી શકતા નથી.

અલબત, હરેક વ્યક્તિ ધર્માદા કરે ત્યારે પોતાની શક્તિ મુજબ અમુક મર્યાદામાં જ કરી શકે છે. અત્યારે કોમી ભાવ પ્રબળપણે આપણામાં વ્યાપેલો છે તેવો સડો કદાચ ન હોત તો આમ ધર્માદા સામે ખાસ વાંધો ન હોત. પણ અત્યારની પરિસ્થિતિ જોતાં આવા કોમી ધર્માદાઓ અનિષ્ટપરિણામી બને છે માટે તે અટકાવવા જોઈએ. ધર્માદાની મર્યાદા કરવી હોય તો બીજાં ઘણાં ધોરણે થઈ શકે છે: દાખલા તરીકે, સ્થાનિક અથવા આર્થિક, મર્યાદાઓ બાંધી શકાય. કોઈ ગામ અથવા શહેરને માટે, અથવા અમુક સ્થિતિના માણસો માટે, એવી મર્યાદાઓ બાંધી શકાય. કેટલાક ધર્માદાઓમાં ધાર્મિક મર્યાદા આવી શકે: દાખલા તરીકે, નિવાસો અને છાત્રાલયો હોય તો હિંદુઓ માટે, મુસલમાનો માટે વગેરે. કારણકે હજી આ ધર્માનુયાયીઓની રહેણીકરણી એટલી ભિન્ન છે. પણ જ્યાં ધાર્મિક બાધ ન આવતો હોય ત્યાં તે મર્યાદા ન બાંધવી એ ફરજ છે. જેવાં કે દવાખાનાં, પુસ્તકાલયો, શિષ્યવૃત્તિ વગેરે. તેમાય જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓની મર્યાદા તો કોઈ પણ સંજોગોમાં અનિષ્ટ છે.

દુર્ભાગ્ય એ છે કે અત્યારે કોમી સંસ્થાઓ સિવાય, એકત્ર થઈ વ્યવસ્થિત કાર્ય કરવાની બીજી કોઈ સંસ્થાઓ હજી ઉત્પન્ન નથી થઈ. કોઈ એક વ્યક્તિને ધર્માદા કરવો હોય ત્યારે તો તે તેની મર્યાદાઓ સ્વતન્ત્રપણે નક્કી કરી શકે છે. પણ સામુદાયિક મદદથી ધર્માદા કરવો હોય ત્યારે બંધારણસરની કોઈ સંસ્થા નહિ હોવાથી એકત્ર થવામાં અત્યંત મુશ્કેલી નડે છે. જુદીજુદી કોમો સાથે મળીને બિનકોમી ધર્માદા કરે એ અશક્ય છે. એવું માનસ જ આપણે નથી કેળવ્યું. અને એક જ કોમના માણસો ભેગા થઈ ધર્માદા કરે ત્યાં તેને બિનકોમી રાખવા તેમને સમજાવવા મુશ્કેલ પડે છે. અત્યારે તો એક જ ઉપાય જણાય છે, કે દરેક વ્યક્તિએ તો બિનકોમી ધર્માદા જ કરવો અને જ્યાં સામુદાયિક ધર્માદા કરવાનો પ્રસંગ આવે ત્યાં પણ તેને બને ત્યાં સુધી બિનકોમી રાખવો જ. પણ તે શક્ય ન હોય તોપણ તેના અમલમાં કોઈ પણ રીતે કોમી ભાવ ઉત્પન્ન થાય અથવા દઢ બને તેવું તત્ત્વ દાખલ થવા ન જ દેવું.

ભાઈબંધ સકલાતવાળા

શ્રી શાપુરજી સકલાતવાળાના મૃત્યુથી જગતનાં પીડિતોએ એક મહાન સાથી ગુમાવ્યો છે અને હિંદુસ્તાને એક સાચો સેવક ગુમાવ્યો છે. સકલાતવાળા કોઈ એક દેશ કે કોમના નહોતા. તેઓ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ હતા. જ્યાં પીડિતોનો આર્તનાદ હોય, ગરીબોની હાય હોય, એક વર્ગથી બીજા વર્ગનું અથવા એક પ્રજાથી બીજી પ્રજાનું ચૂસણ હોય, ત્યાં સકલાતવાળાનો આત્મા કકળી ઊઠતો. સ્વતન્ત્રતાની ઊંડી ધગશ તેમના જીવનનું સુકાન હતું. માત્ર રાજકીય સ્વતંત્રતા જ નહિ પણ આર્થિક સમાનતા તેમનું લક્ષ્ય હતુ.

સકલાતવાળા પ્રખ્યાત તાતા કુટુમ્બના હતા. મુંબઈમાં કેળવણી લઈને ૧૯૦૫માં તેઓ તાતાની પેઢી તરફથી ઈંગ્લંડ ગયા ત્યારથી જ રાજદ્વારી હિલચાલમાં ભાગ લેવો તેમણે શરૂ કર્યો. કામદારોની ચળવળમાં પહેલેથી જ રસ લેવો તેમણે શરૂ કર્યો, અને મજૂર પક્ષમાં જોડાયા. રશિયાની ક્રાન્તિ પછી તેઓ સામ્યવાદી થયા હતા અને અથાગ શ્રમ ઉઠાવી અનેક પ્રવૃત્તિમાં જોડાયા હતા. ૧૯૨૨મા એક જ સામ્યવાદી સભ્ય તરીકે પાર્લામેન્ટમાં દાખલ થયા

અને ૧૯૨૯ સુધી સભ્ય તરીકે રહ્યા. મજૂર પક્ષના વિરોધે પછીથી તેઓ પાર્લામેંટમાં દાખલ થઈ ન શક્યા. રશિયાની ક્રાન્તિએ તેમના વિચારોમાં ઘણું પરિવર્તન કર્યું હતું. પોતાના સિદ્ધાંતોને મક્કમપણે અને ગમે તે ભોગે વળગી રહેતા અને તેને લીધે જ ૧૯૨૫માં તાતાની પેઢી સાથેનો પોતાનો સંબંધ તેમને છોડવો પડ્યો. પોતાના વિચારો નિડરપણે તેઓ જાહેર કરતા અને માંડવાળ અથવા છૂટછાટ કરવામાં તેઓ માનતા નહિ.

હિંદુસ્તાનની સ્વાતંત્ર્યલડતમા ઈંગ્લંડમાં રહીને તેઓ મારો ભાગ લેતા હતા. હિંદુસ્તાન વિષે જે ભયંકર અજ્ઞાન છે તે દૂર કરતા અને હિંદુસ્તાન વિરુદ્ધ જે સ્વાર્થી અને અસત્ય પ્રચારકાર્ય થતું તેનો જબ્બર સામનો કરતા હિંદુસ્તાનની મજૂરવર્ગની લડતમાં તેઓ ખાસ રસ લેતા.

તેઓ એક સારા વક્તા હતા. સચ્ચાઈ, પ્રામાણિકપણું, નિડરતા, સિદ્ધાંત માટે કોઈ પણ ભોગ આપવાની તત્પરતા—એ તેમના મુખ્ય ગુણો હતા. તેમના રાજદ્વારી વિચારો અને રીતિઓથી જેઓને તેમની સાથે મતભેદ હતો તેઓને પણ તેમને માટે ઘણું માન હતું. અંગત જીવનમાં તેઓ સાદા, સ્નેહાળ અને નિખાલસ દિલના હતા તેઓ અથાગ પરિશ્રમ લઈ ખૂબ પ્રચારકાર્ય કરતા હતા.

છેલ્લા દિવસોમાં ઈંગ્લંડમાં વસતા હિંદીઓમા ઐક્ય કરવા પ્રયત્નો કરી રહ્યા હતા. તેમના અચાનક મૃત્યુથી હિંદુસ્તાન અને જગતના પીડિતો અને કામદારોને મોટી ખોટ પડી છે.

## મહાસભાનો સુવર્ણ મહોત્સવ

ડિસેમ્બર માસમાં ભારતવર્ષે રાષ્ટ્રીય મહાસભાનો સુવર્ણ મહોત્સવ ઊજવ્યો. દરેક શહેર અને ગામડામાં તે ઊજવાયો. મહાસભાના આ સબૂરીના વખતમાં પણ પ્રજાહૃદયમાં મહાસભાનું શું સ્થાન છે તેનુ માપ કાઢવાની આ તક હતી, અને તે કસોટીમાંથી પ્રજા બરાબર પાર ઊતરી. મહાસભા પ્રત્યેનો ઊંડો અને વ્યાપક પ્રેમ અને શ્રદ્ધા પ્રજાએ અચૂકપણે બતાવ્યાં.

વિધિની એ વિચિત્રતા છે કે જે સસ્થા ભારતના સ્વાતંત્ર્યની મૂર્તિમંત ભાવના ગણાતી હતી તેની સ્થાપના અંગ્રેજ અમલદારશાહીના એક અમલદારને હાથે, અને તે સત્તાના પ્રતિનિધિ ગવર્નર-જનરલની સલાહથી થઈ. બેમાંથી એકેયને સ્વપ્ને પણ કલ્પના નહિ હોય કે તેઓ બ્રિટિશ સામ્રાજ્યને હચમચાવી મૂકનાર સંસ્થાની સ્થાપના કરી રહ્યા છે. સરકારની નીતિ પર સતત ચોકી રાખનાર અને તેની ટીકા કરનાર તથા પ્રજામત રજૂ કરનાર વિરોધી પક્ષ પાર્લામેન્ટમાં હોય છે તેની ગરજ સારે એવું એક રાજદ્વારી મંડળ ઊભું કરવાના ઇરાદે મહાસભાની સ્થાપના થઈ. "આરંભમા તેનુ ધ્યેય અસ્પષ્ટ હતું. પરતુ દેશના લોકોને જવાબદાર તથા સર્વ કોમ તથા વર્ગોનું પ્રતિનિધિ એવા લોકતંત્રનો તેણે સદાય આગ્રહ રાખ્યો છે."

૧૮૫૭નો 'બળવો' પરદેશી સત્તાની ચૂડમાંથી મુક્તિ મેળવવાનો છેલ્લો હિંસક સશસ્ત્ર રાષ્ટ્રીય પ્રયત્ન હતો. ૧૮૫૭ થી ૧૮૮૫ માત્ર ૨૮ વર્ષ; પણ કેટલો ફેર! ૧૮૮૫માં પરદેશી સત્તા કાયમ થઈ હતી, તેને પ્રજાએ સ્વીકારી હતી; તેને આજીજી કરવી, અને અહીં-તહીં થોડા સુધારાઓ માંગતા ઠરાવો કરવા તે નીતિ પ્રજાએ સ્વીકારી હતી. મહાસભાની શરૂઆત "અંગ્રેજ રાજદ્વારીઓ તથા અંગ્રેજ સરકાર સમય વર્તશે અને દેશના હિતાર્થે શનૈ રાજ્યવહીવટ કરવાનો અધિકાર ભારતવાસીઓને આપનારી ખરી પ્રતિનિધિ સંસ્થાઓ

સંકુચિતતાને લઈને કેટલાક માણસો વિશેષ વિશાળ અને ઉદારદૃષ્ટિથી વિચાર કરી શકતા નથી

અલબત, દરેક વ્યક્તિ ધર્માદા કરે ત્યારે પોતાની શક્તિ મુજબ અમુક મર્યાદામાં જ કરી શકે છે અત્યારે કોમી ભાવ પ્રબળપણે આપણામા વ્યાપેલો છે તેવો સડો કદાચ ન હોત તો આમ ધર્માદા સામે ખાસ વાંધો ન હોત પણ અત્યારની પરિસ્થિતિ જોતાં આવા કોમી ધર્માદાઓ અનિષ્ટપરિણામી બને છે માટે તે અટકાવવા જોઈએ. ધર્માદાની મર્યાદા કરવી હોય તો બીજા ઘણા ધોરણે થઈ શકે છે દાખલા તરીકે, સ્થાનિક અથવા આર્થિક, મર્યાદાઓ બાંધી શકાય. કોઈ ગામ અથવા શહેરને માટે, અથવા અમુક સ્થિતિના માણસો માટે, એવી મર્યાદાઓ બાંધી શકાય. કેટલાક ધર્માદાઓમા ધાર્મિક મર્યાદા આવી શકે દાખલા તરીકે, નિવાસો અને છાત્રાલયો હોય તો હિંદુઓ માટે, મુસલમાનો માટે વગેરે કારણકે હજી આ ધર્માનુયાયીઓની રહેણીકરણી એટલી ભિન્ન છે પણ જ્યા ધાર્મિક બાધ ન આવતો હોય ત્યા તે મર્યાદા ન બાંધવી એ ફરજ છે જેવા કે દવાખાના, પુસ્તકાલયો, શિષ્યવૃત્તિ વગેરે. તેમાય જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓની મર્યાદા તો કોઈ પણ સન્જોગોમા અનિષ્ટ છે

દુર્ભાગ્ય એ છે કે અત્યારે કોમી સંસ્થાઓ સિવાય, એકત્ર થઈ વ્યવસ્થિત કાર્ય કરવાની બીજી કોઈ સંસ્થાઓ હજી ઉત્પન્ન નથી થઈ. કોઈ એક વ્યક્તિને ધર્માદો કરવો હોય ત્યારે તો તે તેની મર્યાદાઓ સ્વતન્ત્રપણે નક્કી કરી શકે છે. પણ સામુદાયિક મદદથી ધર્માદો કરવો હોય ત્યારે બધારણસરની કોઈ સંસ્થા નહિ હોવાથી એકત્ર થવામા અત્યત મુશ્કેલી નડે છે જુદીજુદી કોમો સાથે મળીને બિનકોમી ધર્માદો કરે એ અશક્ય છે એવુ માનસ જ આપણે નથી કેળવ્યુ અને એક જ કોમના માણસો ભેગા થઈ ધર્માદો કરે ત્યા તેને બિનકોમી રાખવા તેમને સમજાવવા મુશ્કેલ પડે છે અત્યારે તો એક જ ઉપાય જણાય છે, કે દરેક વ્યક્તિએ તો બિનકોમી ધર્માદો જ કરવો અને જ્યા સામુદાયિક ધર્માદો કરવાનો પ્રસગ આવે ત્યા પણ તેને બને ત્યા સુધી બિનકોમી રાખવો જ પણ તે શક્ય ન હોય તોપણ તેના અમલમા કોઈ પણ રીતે કોમી ભાવ ઉત્પન્ન થાય અથવા દૃઢ બને તેવુ તત્ત્વ દાખલ થવા ન જ દેવુ

### ભાઈબંધ સકલાતવાળા

શ્રી શાપુરજી સકલાતવાળાના મૃત્યુથી જગતના પીડિતોએ એક મહાન સાથી ગુમાવ્યો છે અને હિંદુસ્તાને એક સાચો સેવક ગુમાવ્યો છે. સકલાતવાળા કોઈ એક દેશ કે કોમના નહોતા. તેઓ આતરરાષ્ટ્રીય વ્યક્તિ હતા જ્યા પીડિતોનો આર્તનાદ હોય, ગરીબોની હાય હોય, એક વર્ગથી બીજા વર્ગનુ અથવા એક પ્રજાથી બીજી પ્રજાનુ ચૂસણ હોય, ત્યાં સકલાતવાળાનો આત્મા કકળી ઊઠતો સ્વતન્ત્રતાની ઊંડી ધગશ તેમના જીવનનું સુકાન હતું માત્ર રાજકીય સ્વતંત્રતા જ નહિ પણ આર્થિક સમાનતા તેમનું લક્ષ્ય હતુ

સકલાતવાળા પ્રખ્યાત તાતા કુટુમ્બના હતા. મુંબઈમા કેળવણી લઈને ૧૯૦૫મા તેઓ તાતાની પેઢી તરફથી ઇંગ્લડ ગયા ત્યારથી જ રાજદ્વારી હિલચાલમાં ભાગ લેવો તેમણે શરૂ કર્યો કામદારોની ચળવળમા પહેલેથી જ રસ લેવો તેમણે શરૂ કર્યો, અને મજૂર પક્ષમાં જોડાયા. રશિયાની ક્રાન્તિ પછી તેઓ સામ્યવાદી થયા હતા અને અથાગ શ્રમ ઉઠાવી અનેક પ્રવૃત્તિમા જોડાયા હતા. ૧૯૨૨મા એક જ સામ્યવાદી સભ્ય તરીકે પાર્લામેન્ટમાં દાખલ થયા

મહાસભાનું ધ્યેય માત્ર રાજકીય સત્તા હાથ કરવાનું નથી. હિંદની આર્થિક, સામાજિક, નૈતિક અને સાંસ્કારિક પાયમાલી થઈ છે, તેને નાબૂદ કરી હિંદને સંશક્ત, સ્વતંત્ર, એક અને અતૂટ રાષ્ટ્ર બનાવવાની તેની ભાવના છે. જીવનના દરેક ક્ષેત્રની પરાધીનતાનો નાશ કરી સ્વત્વનું ભાન કરાવી, એક રાષ્ટ્ર સ્થાપવાનું તેનું ધ્યેય છે. તેની દરેક પ્રવૃત્તિ હરિજનસેવા, ખાદી, ગ્રામોદ્ધાર, મદ્યનિષેધ, રાષ્ટ્રીય કેળવણી આ ધ્યેયને બર લાવવા માટે છે. ધારાસભા-પ્રવેશનો કાર્યક્રમ તે તેનો સાચો કાર્યક્રમ નથી. સક્રિય પ્રતિકારનું યુદ્ધ ચાલતું ન હોય ત્યારે સબૂરીના સમયના ઉપયોગપૂરતો તે કાર્યક્રમ છે.

મહાસભા પોતાના સ્વાતંત્ર્ય યુદ્ધમાં સફળ થાય કે નિષ્ફળ તે પ્રશ્ન જ અજ્ઞાન સૂચવે છે. તેને નિષ્ફળતા હોય જ નહિ. ૧૮૮૫થી ૧૯૩૫ સુધીનો તેનો ઇતિહાસ જાણનાર તેની પ્રગતિનું માપ દરેકે દરેક ક્ષેત્રમાં જોઈ શકે છે. મહાસભાના ઇતિહાસકાર કહે છે તેમ, આ પ્રગતિના આલેખમાં અનેક શિખરો અને ખીણો નજરે પડે છે. આ પ્રગતિના આલેખે ફરતી સીડીનો આકાર ધારણ કર્યો છે. એ આરોહનો ક્રમ ડુંગર પર ચડતી આગગાડીના જેવો છે. ઈંટચૂનાની ચણાતી ઇમારતના પાયાને અને ભોંયતળિયાને ઠરવાને માટે આપણે બેત્રણ વરસ રહેવા દઈએ છીએ, તો પછી સ્વરાજના પાયાને તેના પરની ઇમારતનો ભાર સહન કરી શકે એટલી મજબૂતી ધારણ કરવાને ઠરવા દેવાને કેટલો સમય જોઈશે?

શિક્ષિત અને શહેરી વર્ગને ગાંધીજીનાં કાર્યક્રમથી થાક લાગ્યો છે, તેણે તેને બરાબર ઝીલ્યો નથી તે સત્ય છે. ગાંધીજીએ તેને છોડી, પોતાની રીતે તેને કાર્ય કરવાની સ્વતંત્રતા આપી, હિંદનું સાચુ હૃદય જ્યાં ધબકે છે તેવા સાત લાખ ગામડાંઓના પુનરુત્થાનમાં પોતાની શક્તિઓ વહેવડાવી છે. પ્રજાની સાચી શક્તિ ખીલવીને મહાસભા ફરીથી યુદ્ધ આદરશે અને સ્વાતંત્ર્યસિદ્ધિ પ્રાપ્ત ન થાય ત્યા સુધી ભોગ અને બલિદાનની ધારા અસ્ખલિત વહાવશે

સમાજવાદી પક્ષની સ્થાપનાથી મહાસભાનો એક નવો યુગ શરૂ થાય છે, તેમાં એક નવું બળ ઉમેરાય છે. આ પક્ષને ગાંધીજીના તત્ત્વજ્ઞાન સાથે બહુ મેળ નથી. તે યુવકોનો પક્ષ છે જેને રાજકારણમાં ધર્મના પ્રયોગોની સૂગ છે તેને મન અર્થકારણ એ રાજકારણનું કેન્દ્ર છે અને સીધી રીતે રાજકીય સત્તા હસ્તગત કરવાના કાર્યક્રમને જ તે પક્ષ સ્વીકારે છે. પંડિત જવાહરલાલ સિવાય તે પક્ષને કોઈ લોકમાન્ય અને જાણીતા નેતા ન હોવા છતાં તે પક્ષે બહુ જ ટૂંક સમયમાં મહાસભામાં પોતાની વિચારસરણીના બળે અનન્ય સ્થાન પ્રાપ્ત કર્યું છું. તે પક્ષે મહાસભામાં રહીને જ પોતાના કાર્યક્રમનો અમલ કરવાનો નિર્ણય કર્યો છે. પંડિત જવાહરલાલે કહ્યું હતું તેમ, તે પક્ષે રાષ્ટ્રીયતા અને સમાજવાદનો સમન્વય સાધી મહાસભાને વિનીત પથે જતી અટકાવી તેને દેશના સ્વાતંત્ર્ય માટેની એક સાચી ક્રાન્તિકારી સંસ્થા તરીકે કાયમ રાખવાની છે.

મહાસભાના ઇતિહાસકાર ડૉ. પટ્ટાભિ સીતારામૈયા કહે છે તેમઃ "આમ ૧૮૮૫માં મુંબઈમાં મહાસભાના જે ઝરણાનો નાનો સરખો ઊગમ થયો તે અરધી સદી સુધી વહેતું રહ્યું—કોઈવાર તેનો પ્રવાહ સાંકડી નહેરમાંથી વહ્યો છે, તો કોઈવાર વિશાળ પટવાળી નદીને સ્વરૂપે દેખાય છે......આખરે પોતાની રાષ્ટ્રીય સંસ્કૃતિ આંતરરાષ્ટ્રીયતાના અથવા સમસ્ત માનવસમાજની બધી પ્રજાઓની વિશાળ સંસ્કૃતિના મહાસાગરમાં સમાવવાના ભાવિનો સાક્ષાત્કાર કરવાની અમર શ્રદ્ધા પર નિર્ભર રહીને આગળ વધતાં રહ્યાં છે."

સુવર્ણ મહોત્સવમાં એક અતિ મહત્ત્વનું કાર્ય થયું હોય તો તે મહાસભાના ઇતિહાસનું પ્રકાશન છે. આ ગ્રંથ એક મોટી ખોટ પૂરી પાડે છે. મહાસભાનો સાચો ઇતિહાસ લખવાનો સમય તો હજી દૂર છે. આપણે તેની નજીક એટલા બધા છીએ કે તેનું મૂલ્યાંકન કરવું લગભગ અશક્ય છે. ભવિષ્યનો ઇતિહાસકાર તે કાર્યને વધારે ન્યાય આપી શકશે. સરકારી કાયદાઓ પણ સાચો ઇતિહાસ લખવા દે તેવા નથી છતાં ડૉ. પટ્ટાભિ સીતારામૈયાનો ગ્રન્થ ઘણી રીતે અમૂલ્ય છે. ડૉ. પટ્ટાભિ ગાંધીજીના પરમભક્ત છે. ગાંધીજીનું જીવનનું તત્ત્વજ્ઞાન વિચારપૂર્વક જે થોડાઓએ સ્વીકાર્યું છે તેમાં તેમનું મહત્ત્વનું સ્થાન છે તેમની કુશાગ્ર બુદ્ધિ, ઊંડો અભ્યાસ, રોચક અને મર્માળી ભાષા, છેલ્લાં ૧૬ વર્ષની રાષ્ટ્રીય લડતમાં તેમણે પોતે ભજવેલ અગત્યનો ભાગ—આ દરેક વસ્તુ તેમને મહાસભાનો ઇતિહાસ લખવાને પૂરા અધિકારી બનાવે છે. અને એ દળદાર ગ્રથમાં આ ભવ્ય વિષયને તેમણે પૂરતો ન્યાય કર્યો છે તે તરી આવે છે.

## પૌરસ્ત્ય પરિષદ

પરિષદનું આઠમું અધિવેશન નાતાલની રજાઓમાં રાવબહાદુર ડૉ. કૃષ્ણસ્વામી આયંગારના પ્રમુખપણા નીચે થયું હતું. આ અધિવેશનના કાર્યક્રમના અહેવાલ ઉપરથી જણાય છે કે આ પરિષદ ઘણું મહત્ત્વનું કાર્ય કરી રહી છે.

આંતરરાષ્ટ્રીય પૌરસ્ત્ય પરિષદ (International Congress Orientalists)—ના એક અંગ તરીકે આ ભારતીય પરિષદની સ્થાપના ૧૯૧૯ના નવેમ્બરમાં ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરની પ્રેરણાથી થઈ હતી. તેનાં સાત અધિવેશનો આજ સુધીમાં થઈ ગયાં છે આ આઠમુ અધિવેશન હતુ સાતમું અધિવેશન વડોદરામાં થયેલુ તે સમયે પણ સારૂ કાર્ય થયેલું.

પરિષદના જુદાજુદા વિભાગોની નામાવલિ આપવાથી તેના કાર્યવિસ્તારનો કાંઈક ખ્યાલ આવશે. એકંદર ૧૨ વિભાગ હતાઃ (૧) વૈદિક; (૨) ઇરાનિયન; (૩) ઇસ્લામી; (૪) સંસ્કૃત; (૫) ધર્મ અને તત્ત્વજ્ઞાન, (૬) પ્રાકૃત; (૭) ઇતિહાસ; (૮) પુરાતત્ત્વશોધન; (૯) માનવવંશશાસ્ત્ર (Ethnology) અને લોકકથા, (૧૦) લલિતકળાઓ અને વિજ્ઞાન; (૧૧) ભાષાશાસ્ત્ર, અને (૧૨) કાનડી અને બીજી દ્રવિડ ભાષાઓ તથા આધુનિક હિંદી.

આર્ય સંસ્કૃતિનાં જુદાં જુદાં અંગોનો ઊંડો અને વ્યાપક અભ્યાસ કર્યો હોય તેવા પ્રખ્યાત વિદ્વાનો દરેક વિભાગના પ્રમુખ નિમાયા હતા.

વિભાગોના નામનિર્દેશથી જણાઈ આવશે કે આર્ય સંસ્કૃતિનું સાચું સ્વરૂપ, તેનો વિસ્તાર, તેની ઉત્પત્તિ અને ઐતિહાસિક વિકાસ તેના અંગે અંગનો ઊંડો અને વ્યાપક અભ્યાસ અને તેના અભ્યાસનાં પરિણામોનો સમન્વય અને સરખામણી—આ બધું પરિષદના કાર્યવિસ્તારમાં સમાય છે. છેલ્લાં ૧૫૦ વર્ષની શોધખોળને પરિણામે આ દરેક વિષયના જ્ઞાન માટે આપણને વિપુલ સામગ્રી મળી છે. આર્ય સંસ્કૃતિનું સાચું સ્વરૂપ સમજવાના આપણા પ્રયત્નમાંથી અન્વેષણને પરિણામે આર્ય સંસ્કૃતિના ભૌગોલિક વિસ્તારનો આપણને કાંઈક ખ્યાલ આવ્યો છે. ઉત્તરમાં ચીન, ઈરાન અને એશિયાના ઘણા દેશોમાં તેમજ દક્ષિણે

જાવા, સુમાત્રા, બાલી ટાપુઓ વગેરે દેશોમાં આર્ય સંસ્કૃતિનો વિસ્તાર અને ઊંડી અસર જણાય છે. તેમજ આર્યો હિંદુસ્તાનમાં આવ્યા તે પૂર્વે સદીઓ થયાં બીજી એવી જ પ્રતાપી સંસ્કૃતિ ભારતવર્ષમાં હતી તે પણ મોહેન-જો-ડારો અને હરાપ્પાના અવશેષો બતાવે છે. શોધખોળનું અનંત ક્ષેત્ર પડ્યું છે અને સરકારી તેમજ ખાનગી સંસ્થાઓ અને અન્ય વ્યક્તિઓ બધાની શક્તિ વ્યવસ્થિત રીતે તે કાર્યમાં જોડવાની અગત્ય છે.

પરિષદમાં વંચાયેલ અગત્યના કેટલાક નિબંધોની ટૂંકી નોંધ આપું છું.

વૈદિક વિભાગમાં રેવરન્ડ લેફેવરનો 'ઋગ્વેદમાં પાપની ભાવના' વાળો નિબંધ ધ્યાન ખેંચે છે. લેખકના મત મુજબ પાપ અને તેનાં પરિણામોનો ઋગ્વેદમાં પૂર્ણ સ્વીકાર છે પણ દેવો સમક્ષ પાપના એકરારમાં પશ્ચાત્તાપનો અંશ જણાતો નથી. બલ્કે પાપનાં ઐહિક અનિષ્ટ પરિણામો—જે પાપની શિક્ષા છે—તેમાંથી છૂટી જવાનો પ્રયત્ન છે. ઈશ્વરનો પોતાનો કાંઈ અપરાધ કર્યો હોય તેવી ઊંડી ખેદની લાગણી નથી. કાયદાનો ભંગ કરનાર ગુનેગારનો ન્યાયાધીશ સમક્ષ જે ભાવ હોય તેવો કાંઈક ભાવ જણાય છે.

લેખકના મત મુજબ આ વલણનું કારણ એમ છે કે ઋગ્વેદમાં પાપને દેવો સામે કરેલ કોઈ અપરાધ ગણવામાં નથી આવતો, પણ પાપ એ જગતના સાર્વભૌમ નૈતિક નિયમનું ઉલ્લંઘન છે, જે નિયમ દેવોથી પણ પર છે અને જેનો અમલ કરાવવો અને પાલન કરવું તે તેમની પણ ફરજ છે. તેવી જ રીતે પાપીનું દેવો પ્રત્યેનું વલણ માત્ર નહિ પણ તેની પાપની સમસ્ત ભાવના આવા જ ધોરણે સમજવાની જરૂર છે. નૈતિક બંધન એ કોઈ દેવોની ઇચ્છાનું પરિણામ માત્ર નથી પણ વિશ્વનો સાર્વભૌમ અને દેવોથી પણ પર એવો અવિચલ નિયમ છે.

સંસ્કૃત વિભાગમાં ઘણા મનનીય નિબંધો છે. કાલિદાસનો સમય, તેનો દેશ, તેનો સંદેશ વગેરે વિષયો ઉપર નિબંધો છે. કૌમુદી મહોત્સવ અને કાલિદાસના ગ્રંથોની સરખામણીથી એવું પુરવાર કરવા પ્રયત્ન થયો છે કે કાલિદાસનો સમય ઇ. સ. ૩૪૦ પૂર્વેનો હોવો જોઈએ. કાલિદાસના માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીયમાંનાં કેટલાંક સૂચનોથી લેખક એવું અનુમાન કરે છે કે કાલિદાસ આંધ્ર દેશનો રહીશ હોવો જોઈએ તેમજ તેમના મત મુજબ કાલિદાસ શૈવ જ હતો તેમ માનવાને પણ કાંઈ કારણ નથી.

'સંસ્કૃત નાટકોમાં કરુણાન્ત નાટકોનો કહેવાતો અભાવ અને તેનાં કારણો ચર્ચતા બે નિબંધો છે. ભાસનાં ઉરુભંગ, કર્ણભાર, તથા વેણીસંહાર, ચંદ્રકૌશિક કરુણાન્ત છે. શેક્સપિયર અને ગ્રીક કરુણાન્ત નાટકોની રચના અને તેના મુખ્ય પાત્રોનાં ચારિત્ર તથા કરુણાન્ત નાટકોનાં મુખ્ય લક્ષણોની ચર્ચા કરી, આ નાટકો સાથે તુલના કરી છે. સામાન્યપણે કરુણાન્ત નાટકોના અભાવનાં કારણો' જણાવ્યાં છે.

તત્ત્વજ્ઞાન અને ધર્મવિભાગમાં ઘણા મનનીય નિબંધો છે. ડૉ. બેલવેલકરનો 'પાતંજલ પૂર્વેનું યોગદર્શન' ઉપરનો નિબંધ, તેમની લાક્ષણિક રીતે, ઊંડો અભ્યાસ સૂચવે છે. તેમના મત મુજબ યોગદર્શન બુદ્ધધર્મ પૂર્વેનું છે અને ભગવદ્ગીતા, શ્વેતાંબર અને અન્ય ઉપનિષદો તેમજ પાતંજલ યોગભાષ્યના આધારે પાતંજલ પૂર્વેનું યોગદર્શનનું સ્વરૂપ

# રોજનિશી

## જાન્યુઆરી : ૧૯૩૬

તા. ૧૫ : શ્રી કૃષ્ણકાંત માલવીયાના વડા ધારાસભામાં આપેલા ભાષણને પ્રસિદ્ધ કર્યા બદલ 'અભ્યુદય' નામના હિંદી અઠવાડિક પાસે રૂા. ૫૦૦ની જામીનગીરી મંગાઇ.

તા. ૧૬ : શાપુરજી સકલાતવાળાનું લંડનમાં મૃત્યુ; મીરતમા શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપણા હેઠળ જુદાજુદા વિભાગોની કિસાન સંસ્થાના પ્રતિનિધિઓની પરિષદ ભરાઈ, મિસરવાસીઓએ રાજા ફુઆદને નિવેદન લખી જણાવ્યું કે અમને ૧૯૨૩નું બંધારણ ફરી અમલમા મૂકો: અમારી લાગણી સંતોષવાનો એ એક જ માર્ગ છે.

તા. ૧૭ : સર રેઝીઅલીનું જોહાનિસબર્ગમા એક હિંદુ કુમારિકા શ્રી. સ્વામી સાથે લગ્ન.

તા. ૧૮ : સુપ્રસિદ્ધ અંગ્રેજ કવિ રડયાર્ડ કિપલીંગનું લંડનમા અવસાન: અમદાવાદના જુવાન કલાકાર શ્રી. રસિકલાલ પરીખને મુબઇની આર્ટ સોસાયટી તરફથી ખુલ્લા મુકાયેલા પ્રદર્શનમા સર્વોત્તમ કલાકૃતિ માટે સુવર્ણચંદ્રક મળ્યો.

તા. ૧૯ : શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે મીરતમાં અખિલ હિંદ બીજી સમાજવાદી પરિષદની બેઠક ભરાઈ.

તા. ૨૦ - નામદાર સમ્રાટ જ્યોર્જ પાંચમાનું અવસાન.

તા. ૨૧ : નવા રાજા આઠમા એડવર્ડે વિધિપુરઃસર સત્તા હાથમા લીધી; અવિશ્વાસની દરખાસ્તના ભયે જાપાની સરકારે જાપાનની ડાયેટને વિખેરી નાખી.

તા. ૨૨ : દેશના તમામ પુરુષોને રણે ચઢવાની એબિસીનિયાના શાહની હાકલ; લગભગ ૩ લાખ માણસો ખડા કરવાની ધારણા; ફ્રાન્સની સરકારે રાજીનામું આપ્યુ.

તા. ૨૩ : હિંદી રાષ્ટ્રીય મહાસભા માટે એપ્રિલની તા. ૧૨, ૧૩ અને ૧૪મી તારીખ નિર્ણીત થઇ; લાહોરમા કિરપાણ સત્યાગ્રહ ચાલુ : ૧૭૧ શીખોને સજા.

તા. ૨૪ : ફ્રાન્સના વડા પ્રધાનપદે મો. સેરૂત નિમાયા; એબિસીનિયાના ૧૩ વર્ષના શાહજાદા લડાઈના મેદાનમા : ૧૦ હજાર સૈનિકોની સરદારી સોંપાઈ.

તા. ૨૫ : અમદાવાદની કોમર્સ કૉલેજને મુબઈ યુનિવર્સિટીની સેનેટે બહુમતિથી માન્ય કરી.

તા. ૨૬ : હિંદભરમા સ્વાતંત્ર્ય દિન તરીકે આ દિવસ ઊજવાયો; જવાહરલાલ નેહરુ લંડન ગયા ત્યાં તેમનો જાહેર ભવ્ય સત્કાર; મીરાખેડી (પંચમહાલ) મુકામે ગુજરાતના જુવાન નેતા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકની માતર તાલુકા ખેડૂત પરિષદના ભાષણ અંગે ઇમર્જન્સી પાવર્સ ઍક્ટ હેઠળ ધરપકડ.

તા. ૨૭ : પંડિત જવાહરલાલનું લંડનમા ભાષણ; બંધારણના કાયદાનો અંત આણવાની અપીલ તેમજ પાર્લામેન્ટના સભ્યોનું, ખુદ હિંદી વજીરનું પણ, હિંદના પ્રશ્નો વિશેનું અજ્ઞાન બહાર પાડયું; લાહોરમા કિરપાણ સત્યાગ્રહ ચાલુ શીખ સ્ત્રીઓ પણ મેદાનમાં: સ્ત્રીઓ સહિત ૧૮૦ શીખોની ધરપકડ.

તા. ૨૮ : કેરોમા (ઇજિપ્ત) વિદ્યાર્થીઓની ચુળવળ, પોલીસ અને વિદ્યાર્થીઓ વચ્ચે ઝપાઝપી, પોલીસે કરેલો ગોળીબાર: ૩ વિદ્યાર્થીઓના મરણ અને ૫૦ ઘાયલ.

તા. ૨૯ : હિંદી પરિસ્થિતિ વિશે શ્રી. જવાહરલાલના લંડનમા ઉદ્ગારો- મૂડીવાદી પદ્ધતિનો અંત લાવવાની હિમાયત કરી: ખાદીની ઉપયોગિતા, પણ તેના ટકાવની અસંભવિતતા દર્શાવી; એબિસીનિયાના લશ્કરે સંખ્યાબંધ તોપો હાથ કરી, અને એક ઇટાલિયન વિમાનનો નાશ;

તા. ૩૦: ઇજિપ્તની યંગ સોસાયટીના પ્રમુખ અહમદ હુસેને જીનીવા ખાતે રાષ્ટ્રસંઘના મંત્રીને એક યાદી મોકલી જણાવ્યું: ઇજિપ્તે રાષ્ટ્રસંઘનાં સભ્ય બનવું છે. બ્રિટન સાથે વાટાઘાટો માટે ઇજિપ્તની તૈયારીઓ: નહાસ પાશા સરદારી લેશે એવી વિગત બહાર આવી;

'અંતરની વાતો' નામનું પુસ્તક છાપવા બદલ ઊર્મિ પ્રિન્ટરી કરાચી પાસે ઈન્ડિયન પ્રેસ ઈમર્જન્સી પાવર્સ ઍક્ટ હેઠળ રૂા. ૫૦૦ની જામીનગીરી માગી.

તા. ૩૧ : લાહોરમાં કીરપાણ સત્યાગ્રહને અંગે ૫૦૦ શીખોને પકડવામાં આવ્યા.

## ફેબ્રુઆરી : ૧૯૩૬

તા. ૧ : આગામી મહાસભાના પ્રમુખ તરીકે પં. જવાહરલાલ નેહરુની ચૂંટણી જાહેર થઈ; બંગાળ પ્રાંતિક સમિતિમાંથી રાય પક્ષના પાંચ સભ્યોએ રાજીનામાં આપ્યાં.

તા. ૩ : ડબ્લિનમાં ડિ વેલેરા સાથે શ્રી. સુભાષ બોઝની મુલાકાત; હિંદના સ્વાતંત્ર્ય સંગ્રામ પ્રત્યે તેની હમદર્દી; આયરિશ કવિ ડબલ્યુ બી. યિટ્સ ઉપનિષદોને 'જગત-સંસ્કૃતિના શિરોમણિગ્રન્થ' તરીકે બહુમાન કરે છે; જવાહરલાલનું લંડનમાં ભાષણ, 'ઈંગ્લાંડના શાહીવાદી માનસ સાથે રાષ્ટ્રીય હિંદનું ઐક્ય અશક્ય છે.'

તા. ૪ : કલકત્તામાં આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદની બેઠક ભરાઈ.

તા. ૫ : આમની સભાના સભ્યો સમક્ષ પં. જવાહરલાલનું ભાષણ; શાહીવાદનો ઝંડો નૂતનહિંદને મંજૂર નથી; બ્રિટિશ સૈન્યની મદદ વિના પણ હિંદનો કારભાર ચાલી શકશે, ૩૫ દિવસની લડત પછી ભાવનગરની મિલ હડતાલનું માનભર્યું સમાધાન. શ્રમજીવીઓની માગણી કબૂલાય છે.

૬ : શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને ભરૂચ, પંચમહાલ, ખેડા અને સુરત જિલ્લામાં ન પ્રવેશવાનો તેમજ અમદાવાદ જિલ્લામાં સભામાં હાજરી ન આપવાનો મનાઈહુકમ સંભળાવી છોડી મૂક્યા.

૮ : મંદિરપ્રવેશનું બિલ વડી ધારાસભામાં લાવવાની રજૂ થયેલી સૂચના.

૯ : કેરલ કલામંદિરના કવિશ્રી વલ્લાથોલનું ગુજરાત સાહિત્ય સભા, ભારત કલામંદિર અને હિંદુસ્તાની સાહિત્ય સંઘ તરફથી અમદાવાદમાં સન્માન.

તા. ૧૦ : મુંબઇ કોરપોરેશન સમક્ષ ત્યાંના બેકારોને 'અમને અન્ન આપો, રહેવાને જગા આપો' દેખાવ કરતા અટકાવ્યા; 'અભ્યુદય'ની જામીનગીરી વિશે ધારાસભામાં ચર્ચા; ભાષણના સ્વાતંત્ર્યના હકમાં પ્રસિદ્ધિના હક સમાઈ જાય છે એવી એક સભ્યની દલીલ; સમાજવાદી મંત્રી શ્રી. મસાણીનું અમદાવાદમાં 'મારો યુરોપનો પ્રવાસ' એ ઉપર વ્યાખ્યાન.

૧૧ : અમેરિકન સેનેટર પીટમૅનની વૉશિંગ્ટનમાં ગર્જના : જાપાનની દમદાટીથી અમેરિકા ડરવાનું નથી; રશિયા અને ફ્રાન્સ વચ્ચે સંધિકરારો થયાની વિગત બહાર આવી.

૧૨ : એબિસીનિયાના રાજમહેલમાં એક ગુજરાતી શ્રી. મોહનલાલ પાનાચંદનું બનાવેલું ફરનિચર તેમજ રાજસિંહાસન હોવાની બહાર આવેલી ખબર; લંડનમાં નૌકા પરિષદની બેઠક શરૂ થઈ.

૧૩ : ઈંગ્લાંડ-ઇજિપ્ત કરાર માટે મંત્રણા; ઇજિપ્ત તરફથી પ્રતિનિધિ મંડળના પ્રમુખ તરીકે વફદ પક્ષના નેતા નહાસ પાશાની નિમણૂક; વડી ધારાસભામાં ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટ રદ કરવા બિલ પર ચર્ચા : પ્રમુખના વિરોધી મતથી બીજી કલમ ઊડી ગઈ; હબસી વીરાંગનાઓ રણમેદાન પર કૂચ કરે છે એવા સમાચાર પ્રસિદ્ધ થયા, સિંધ-ઓરિસ્સા પ્રાંતો છૂટા પાડવા માટે ઉમરાવોની સભાએ મંજૂરી આપી.

૧૪ : અખિલ હિંદ માટે એકલિપિપ્રચાર સારુ કાકા કાલેલકરે વડોદરાની મુલાકાત લીધી, વાઇસરૉય ટ્રેનની પર થયેલી વિમાની હરીફાઈ : મદ્રાસથી જુહુ ખાતે પ્રથમ શ્રી. મિસરીચંદ આવી પહોંચ્યા; ઇજિપ્તના વડા પ્રધાનને ઇગ્લંડ-ઇજિપ્ત મંત્રણા સંબંધી બ્રિટિશ કમિશનરના પત્રો : 'આખરી નિર્ણય તો અમે જ કરીશું.'

૧૪ : જાપાન લશ્કરી ખર્ચ માટે લાખો યેન મંજૂર કરી, જંગી લડાયક તૈયારીઓ કરી રહ્યાના સમાચાર બહાર આવ્યા.

૧૬ : દિલ્હીમાં નાo આગાખાનના પ્રમુખપદે મુસ્લિમ આગેવાનોની પરિષદ.

# અનુક્રમણિકા

પુ. ૨૧ મહા : ૧૯૯૨ અંક ૪


| | | |
|---|---|---|
| ૧ ઈશ્વર વિષે કેટલાક પ્રશ્નો ... | કિશોરલાલ ઘ મશરૂવાળા | ... ૨૯૭ |
| ૨ સનાતન શિશુ [કાવ્ય] ... | પૂજાલાલ ... ... | ... ૩૦૧ |
| ૩ કવિતાનો જન્મ ... | ધૂમકેતુ ... ... | ... ૩૦૨ |
| ૪ માગું બસ રાતવાસો જ હું [કાવ્ય]... | શેષ ... ... | .. ૩૦૪ |
| ૫ 'સ્નેહરશ્મિ'ની વાર્તા ... | નરહર લક્ષ્મણ આડવલે | .. ૩૦૫ |
| ૬ લતા શુ બોલે? [વાર્તા] | ગુલાબદાસ બ્રોકર ... | ... ૩૦૯ |
| ૭ અમર ઝુંડો [કાવ્ય] ... | સ્નેહરશ્મિ ... ... | ... ૩૧૫ |
| ૮ હું કેમ લખું છું? [વાર્તા] | હરિકૃષ્ણ વ્યાસ ... | .. ૩૧૬ |
| ૯ દેશદર્શન ... | સુમન્ત મહેતા ... | ... ૩૨૩ |
| ૧૦ કવિ અને બુલબુલ [કાવ્ય] | કાર્તિકેય ... ... | .. ૩૩૦ |
| ૧૧ એક સોનેટ ... ... | શામજી લવજી આલગિયા | ... ૩૩૨ |
| ૧૨ વિરહના ધખારા [કાવ્ય] | સરોદ ... ... | ... ૩૩૫ |
| ૧૩ સર્જન [કાવ્ય] ... | બલદેવ મહેતા ... | ... ૩૩૬ |
| ૧૪ શ્રીમતી નાથીબાઈ દા. ઠા. મહિલા વિદ્યાલય ... | ચીમનલાલ ચકુભાઈ ... | ... ૩૩૮ |
| ૧૫ વિચારચંક્રમણ ... | રામનારાયણ વિ. પાઠક | ... ૩૪૫ |
| ૧૬ ચર્ચાપત્ર ... | ... ... | ... ૩૫૧ |
| ૧૭ પ્રશ્ન [કાવ્ય] ... | પુરુષોત્તમ પંડ્યા | ... ૩૫૨ |
| ૧૮ મહાજનિયો [વાર્તા] ... | નાગરદાસ અ. પંડ્યા ... | ... ૩૫૩ |
| ૧૯ એનાં સ્મરણ [કાવ્ય] ... | રેવમરથ ... | ... ૩૫૭ |
| ૨૦ ઈંદોર પંચાંગ સંશોધન પરિષદ | હરિહર પ્રા. ભટ્ટ | ... ૩૫૮ |
| ૨૧ શબ્દચર્ચા ... | પ. બેચરદાસ જીવરાજ દોશી | ... ૩૬૫ |
| ૨૨ લોકચર્ચા ... | ચંદ્રપ્રસાદ હ દીવાનજી | ... ૩૬૯ |
| ૨૩ પુસ્તકપરિચય ... | ... ... | ... ૩૭૨ |
| ૨૪ મા, તારાં સંતાન! [કાવ્ય] | દેવજી અ મોઢા ... | ... ૩૭૭ |
| ૨૫ વલ્લતોલ્લ ... | ઇન્દ્રવદન વસાવડા ... | ... ૩૭૮ |
| ૨૬ નોંધ ... | ચીમનલાલ ચકુભાઈ શાહ | ... ૩૮૧ |
| ૨૭ રોજનીશી ... | ... ... | ... ૩૯૮ |


લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૨-૨-૧૯૩૬.





તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક.



૧૯૯૨ — વર્ષ ૧૧

ફાગણ — અંક ૫

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૧ · ફાગણ · ૧૯૯૨

# *આવીશ, આવીશ

પૂજાલાલ

આવીશ આવીશ તને શોધતો આવીશ હું
સુન્દર સોનેરી તારા ધામમાં:
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
છલકાતા જીવનના જામમાં.

અંતર છો ને અપાર
રોધી રહ્યું તારાં દ્વાર,
લોથપોથ શબ પાસે પથ કપાવીશ હું;
પડું નહી કાયર વિરામમાં. આવીશ૦

કાળની અઘોર ઝાડી,
દુ:ખના પ્રદેશ પ્હાડી,
અભય પગલે ધૈર્યવંત વટાવીશ હું,
નહીં જઉં આડો ક્યાં ઊક્રામમાં. આવીશ૦

ધખતાં શોકનાં રણે
મોત જ્યાં ઘડીઓ ગણે,
વારે ધાવા વાદળને નહીં બોલાવીશ હું,
અંગારા ગણું નહીં વિસાતમાં. આવીશ૦

---

*આ પદ્યબંધ અક્ષરમેળ છે. ચાર ચાર અક્ષરોના સંધિઓનો એમાં પ્રયોગ થયેલો છે

નિરાશાના ઊંડા ખાડા
માર્ગમાં પડેલા આડા
અશ્રુઓના ઓઘ ઠને નહીં પુરાવીશ હું;
મન દૃઢ રાખીશ લગામમાં. આવીશ૦

જોજનો પરે જોજન,
પતનો પરે પતન;
તોય ખડો થઈ થઈ અંતે તો આવીશ હું
સ્વપ્નમાં સ્ફુરંત તારા ધામમાં. આવીશ૦

લોચને મઢીશ તને,
હૈયા શું જડીશ તને,
જન્મારાના જ્વાળામુખી તહીં શમાવીશ હું
ઝબોળીને તારા સુધામર્મમાં. આવીશ૦

# કથકલી

કવિવર વાલાથોલ

અહો ! સહૃદય સભાસદો ! આ કોઈ કેરલવાસીની સ્નેહાદરભરેલી અંજલિ સદય સ્વીકારો !

દ્રવ્યવર્ષતી ઉદ્યોગદેવતાએ અહીંતહીંથી ખેંચીખેંચીને દૂર કર્યો છે એમ પરાસ્ત થયેલા દારિદ્ર્યઅંધકાર સમા યંત્રશાળાના ધૂમોથી જેનું આકાશમંડલ મેઘાચ્છાદિત થાય છે અને તેથી જેમાં વર્ષાકાળ ન હોવા છતાં પણ પોતાના સુંદર કલાપને વિસ્તારતા મયૂરો નાચી રહ્યા છે એવી આ અમદાવાદ નગરીમાં મારું આ પ્રથમ આગમન પૂર્ણ સંતોષ ઉત્પન્ન કરે છે. તેમાં પણ મનોજ્ઞશીલ સર ચિનુભાઈ મહોદયના મહારાજસદનસમા સુંદરોદાર મંદિરમા તેમના અતિથિ તરીકે નિવાસ, વળી આ સુમુહૂર્તમાં એકત્ર થયેલા આપ સૌ સાહિત્યકલાવિશારદોનું દુર્લભ સંદર્શન ! અહો ! પરિતોષનો પરિતોષ, સુખનું સુખ, સૌભાગ્યનું સૌભાગ્ય !—હું નિયતિના અનુકૂલ પ્રવાહથી પામ્યો છું !

મહાકવિ કાલિદાસ રઘુવંશમા રાવણના હણનાર રામ સાકેત (અયોધ્યા)માં પાછા આવ્યા તે પ્રસંગે ભરત સીતાના ચરણમાં માથું નમાવે છે તેને ઉદ્દેશીને કહે છે. "લંકાધિપતિની પ્રણયયાચનાના ભંગમાં જેનું વ્રત દૃઢ હતું એવું જનકાત્મજાનું વંદનીય ચરણદ્વંદ્વ અને આ સાધુપુરુષ—ભરત—નું જ્યેષ્ઠનું અનુવર્તન કરતા જટાધારી થયેલું વંદનીય શિર ભેગાં થતાં અન્યોન્યને પવિત્ર કરનારાં થયાં ! તેની જેમ—સ્વભ્રવતી સરિતાની પ્રકૃતિથી શુભ્ર તીરસ્થલી, અને તે મહર્ષિના પ્રશાંત આશ્રમ એકબીજાના પવિત્ર કરનારા થયાં છે ! એવા તે જગદ્‌ગુરુ ગાંધી મહાત્માના પરિપૂજ્ય પાદના સાષ્ટાંગ પ્રણામનું પુણ્ય જે મેં પેલે દિવસે તેમના અંતેવાસી દેશભક્ત વલ્લભભાઈ પટેલના પ્રસાદથી પ્રાપ્ત કર્યું—માનું છું કે તેનું આ તરત જ ઉત્પન્ન થયેલું ફળ !—કે જે અમદાવાદ નગરના મહાન ભારતકળામંડળ અને ગુર્જર સાહિત્ય સભા તરફથી નાનકડા કેરલકલામંડળનો મારા સરખો અધ્યક્ષ કે જે કેરલ સાહિત્યમાં પણ કિંચિજ્જ્ઞ છે એવો પણ આવી રાજોચિત આચારપદ્ધતિનો સત્કાર પામ્યો ! ક્યાં આપ સાહિત્યસંપન્ન કલાકોવિદો અને ક્યાં એકાદ અક્ષરની ખરબચડી રચના કરનાર આ ક્લિષ્ટ જન ! રે ! પળિયાથી શ્વેત થયેલા મારા ખલ્વાટ શિર ! કૃતજ્ઞતાથી આ મોટું બહુમાન કોઈ રીતે ધારણ કરી લે !

આપ સૌને એ જાણીતું છે કે કેરલમાં કથકલી નામનો એક નાટ્યનૃત્ય કલાપ્રકાર છે; જે દ્વારા ઐતિહાસિક અને પૌરાણિક પાત્રોનાં ચરિતો રંગભૂમિ ઉપર બતાવાય છે; રામ યુધિષ્ઠિર આદિનું દેવત્વ અને રાવણ સુયોધન આદિનું અસુરત્વ કલ્પી જેમાં અમાનુષીx રીતનું વેશવિધાન પ્રાચીનોએ સ્વીકાર્યું છે; જેમાં નટોનાં સંભાષણો વાણીથી નહિ પણ કેવળ શાસ્ત્રનિર્ણીત હસ્તમુદ્રાઓથી થાય છે. નળ અંબરિષ આદિ પુરાણપાત્રો કયી ભાષાથી વ્યવહાર

---

[અમદાવાદમા સન્માનાર્થે મળેલી જાહેર સભામા કવિવર વાલાથોળે કરેલા સંસ્કૃત પ્રવચનનો અનુવાદ ]

x પ્રબંધ પુ-(તા. ૧૦-૨-૩૬)મા 'મનુષ્યની રીતનું', છે તે ભૂલ છે.

કરતા હતા તેની અટકળ કરવી પણ જ્યારે અશક્ય છે ત્યારે તેનું અનુકરણ કરનારા નટો મૌનથી જ અનુષ્ઠાન કરે એ ઉચિત નથી? વિચારો! પંડિતપ્રવરો! કથકલીના પ્રણેતાઓની ઉચિતજ્ઞતા અને અગાધ ભાવનાચાતુરી! પાછળ ઊભા રહેલા બે ગાયકો શ્લોકો અને ગાયાઓ ગાય છે; નટો ગેયના અર્થાંતે અભિનયયુક્ત કરમુદ્રાઓથી પ્રકાશિત કરે છે અને ગીતવાદ્યાનુસારી અભિરામ અંગવિક્ષેપોથી નૃત્ય કરે છે. કથકલી વિદ્યામાં સર્વથા અભિનયનું જ પ્રાધાન્ય છે, નૃત્યનું નહિ. કથકલીના રાજ્યમાં રસસ્ફુરણ રાજા છે અને નર્તન સચિવ છે.

હૃદયહારી અભિનય, નયનને આકર્ષે એવા નર્તનપ્રકારો, કરશિલ્પ—કરવર્તના—કૌશલનું જાણે કે ઉદાહરણ અને અમાનુષીને વેશ પદ્ધતિ—એવું કોઈ જુદી જ જાતનું અદ્‌ભુત અલૌકિક પ્રેક્ષણક કથકલી નામનું છે! વિચિત્ર વેશોથી અને વિવિધ કથાસંદર્ભોથી પંડિતોની જેમ પામરોને પણ પરિતોષ આપતી, ઉમરાવો અને રાજાઓથી દીર્ઘકાળથી સેવાયેલી આ કલારાણી, અફસોસ! ઓગણીસમા સૈકાના મધ્ય ભાગમાં પોતાના સિંહાસનથી પરિભ્રંશ પામવા લાગી! આ કલાની દુર્દશાનું પ્રથમ કારણ પાશ્ચાત્ય વિદ્યાભ્યાસથી કેરલવાસીઓએ કરેલી પુરાણ અને ઇતિહાસની અવજ્ઞા. વિશ્વપૂજિત વિવેકાનંદ તીર્થપાદે કહ્યું છે કેઃ—

"આજની વિદ્યાશાળામાં પ્રવેશ પામેલ ભારતીય બાળકને સૌથી પ્રથમ એમ શીખવવામાં આવે છે કે તેના પૂર્વજો સંસ્કારવિહીન પશુ જેવા હતા"—આપણી વિદ્યાશાળાની આ ટીકા અક્ષરેઅક્ષર સાચી છે!

આ રીતે મૃતાવસ્થાને પામેલા આ ઉત્તમ પ્રેક્ષણકને સંજીવન ઔષધી કષ્ટપૂર્વક લાવી આપી હનુમાનની જેમ સેવા કરનાર આ સાત વર્ષના કલામંડળને પોતાના સુચરિતને અભિનંદવા દો. અથવા જવા દો અભિમાનને. જે નાશને યોગ્ય નથી તેનું સંરક્ષણ કોઈ ને કોઈ રીતે થાય છે.

આપને જાણીને સંતોષ થશે કે આ કલામંડળ કેવળ સ્વદેશવાસીઓના અનાદરને દૂર કરવા શક્તિમાન થયું છે એમ નથી, પણ વિદેશીઓના આદરને પણ અંકુરાવી શક્યું છે. અત્યારે તો આ નાટચવિદ્યાનો આદર કરવાને પાશ્ચાત્યો પણ નવી નવી સંસ્કારસમૃદ્ધિઓથી પૌર્વાત્યોને લોભાવતા પોતાના હાથ લબાવી રહ્યા છે. તેથી આ શોભન અવસરને વ્યર્થ નહિ કરીએ! આ કમનીય કલાને દ્વીપાંતરોમાં પણ પ્રકાશાવીશું. સમયની અનુકૂળતાથી ગ્રહણમાંથી છૂટેલા આ નાટચચંદ્રમાના કિરણો સમસ્ત ભૂભાગોને સુખ આપો! શતસહસ્ર સંવત્સરોથી જે મનસ્વિની વિવિધ કલાસંસ્કારના ઉપદેશથી લોકો ઉપર અનુગ્રહ કરતી હતી તે આપણી જનેતા ભારતધરિત્રી ફરીથી આ પુરાતન નાટચકલાને તે માગનારાઓને આપીને પોતાની અનન્યસાધારણ ઉદારતા જહલાવો!

આ અભિનયકલા અને તેની અનુગામી ગીત અને વાદ્યની વિદ્યાઓનાં ઉદ્ધાર, સંસ્કરણ, અને સમ્યગ્ અધ્યાપન, તથા કેવળ ભારતવર્ષમાં નહિ પણ દ્વીપાંતરોમાં તેમનો પ્રચાર ઇત્યાદિ અનેક અવશ્ય કરવાનાં કામો અત્યારે આ કલામંડળ પાસે ઊભાં છે. તેમને સિદ્ધ કરવા પ્રચુર ધનની અપેક્ષા રહે છે. અને કલામંડળનો કોશ પરિમિત છે. તેથી આપ સ્વરાજ્ય-પ્રેમીઓની ઔદાર્યલક્ષ્મી આ વિષયમાં પ્રસાદ કરો એમ અમે સવિનય પ્રાર્થના કરીએ છીએ.

ફરીથી આપ પરમઉદાર પંડિતપ્રવરોને અમે નમસ્કાર કરીએ છીએ.*

* મૂળ સંસ્કૃતના શબ્દો તથા રચના બને તેટલા સાચવી અનુવાદ કરવામાં આવ્યો છે. કવિવર વાલાથોલની સંસ્કૃત રચનાની પ્રૌઢી પણ અનુમાન ઉત્પન્ન કરે એવી છે-તે મૂળ ભાષણ સંસ્કૃતમાં સાંભળનારાઓને લાગ્યું હશે. તંત્રી.

# 'નવી લિપિ' વિષે આઠકલમી ચર્ચાપત્ર

બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર

'મુંબાઈ સમાચાર,' 'ગુજરાત' માસિક, અને બીજે પ્રસિદ્ધ કરવામાં આવેલી 'નવી લિપિ' જોઈતપાસીને તે વિષે એકબે મુખ્ય વાત લખુ છું, તે યોગ્ય લાગે તો આપના પત્રમાં પ્રકટ કરી આભારી કરશો. આ પ્રશ્નમાં રસ લેતા તમામ લોકોના જાણવામાં આવે એવા હેતુથી આ મારો કાગળ બીજાં છાપાંઓ પણ પોતાની સગવડ પ્રમાણે ઉતારી લેશે એવી આશા રાખું છું.

૧. જે ભલામણો કરવામા આવે છે તે ઘડવામા મુદ્રણ અને મુદ્રાલેખનની સુગમતા સાધવી તથા એમ આજના કરતાં ખર્ચ કમી કરવો, એ બે લક્ષ્યને મહત્ત્વ અપાયું છે. વળી આ સુગમતા અને ખર્ચમાં આ કરકસર શાને મુકાબલે વારુ, એ સવાલનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તો તેનો જવાબ એ પ્રકાશનોમાં ના જ હોય તેમાં નવાઈ જેવું નથી.

દેવનાગરીને મુકાબલે આ નવી લિપિ સુગમ અને સસ્તી પડે એ દાવો સ્વીકારી લઈશું પરંતુ ગુજરાત અને ગુજરાતીઓને માટે એ વાત અપ્રસ્તુત છે. હાલની ગુજરાતી લિપિ કરતા આ નવી લિપિ સુગમ અને સસ્તી પડે ખરી વારુ?—એ જ સવાલ મુદ્દાનો છે. અને એના જવાબમાં તો કોઈ પણ પ્રામાણિક માણસને નકાર જ ભણવો પડશે.

૨. આ આખા વિષયમા સર્વોપરિ મહત્ત્વનો મુદ્દો ત્રીજો જ છે. લિપિનો ઉપયોગ મુદ્રણ અને મુદ્રાલેખનમાં વધતો જાય છે પણ મુદ્રણ કે મુદ્રાલેખન હતાં જ નહિ તે સૈકાઓમાં અને તે વધી ગયાં છે એવા વર્તમાનકાલમાં પણ, લિપિનો સૌથી વધારે ઉપયોગ નિત્ય-નૈમિત્તિક ઘડીઘડીના લેખન માટે છે. લિપિઓના ગુણદોષની તુલના પ્રધાનપણે આ સામાન્ય હાલતાંચાલતાં અસંખ્ય હાથો વડે ચાલી રહેતાં લેખનની દૃષ્ટિએ જ થતી ઘટે. અને લખવામાં ઝડપ અને સુગમતાની સાથે દરેક અક્ષરનાં બીબાંનું વ્યક્તિત્વ જે લિપિ સ્પષ્ટ જાળવતી હોય, તે જ લિપિ ઉત્તમ. ટૂંકામાં, સુવાચ્ય સુરેખતા, લખવાની ક્રિયાનો વેગ અને લખવાની સુગમતા એ ત્રણેનો યોગ જે લિપિ જેટલો વધારે સાધી આપે, તેટલી તે લિપિ બીજી લિપિઓ કરતાં ચડે.

ગુજરાતી લિપિ દેવનાગરી કરતાં ચડિયાતી છે આ ત્રણે ગુણમાં: એટલી બધી ચડિયાતી છે કે બે વચ્ચે મુકાબલો પણ ન થઈ શકે.

નવી લિપિ આ ગુણોમાં દેવનાગરી કરતાં થોડીક જ ચડિયાતી માલૂમ પડશે; ગુજરાતી કરતાં તો ઘણી ઊતરતી છે જ. લખનાર નવી લિપિથી ટેવાઈ જાય ને પછી જ પોતે તે કેટલી ઝડપ અને સુગમતા અને સુરેખતાથી લખી શકે તે તેના લક્ષમાં આવે, એ જોકે દેખીતું છે, તોપણ એટલા વિલંબ વિના આજથી પણ કહી શકાય, નિઃશંક કહી શકાય, કે આ નવી લિપિ ગુજરાતીના જેટલી ઝડપ, સુરેખતા અને સુગમતા આપી જ શકવાની નથી,

૩. લિપિઓ ઘડાય છે લહિયાઓને હાથે લખાતાં લખાતાં. માત્ર બીબાંઓ જોઈને લિપિઓ વચ્ચે મુકાબલા કરવા વ્યર્થ અને અશાસ્ત્રીય છે. આ નવી લિપિ લખાતાં લખાતાં કેવાં રૂપાન્તરો અવશ્ય પામવાની, તેનો ખ્યાલ બાંધવો જોઈએ. દેવનાગરી ગ્ન બીબાંનું ગુજરાતી બીબું કેમ થવા પામ્યું ? દેવનાગરી ખ માંથી ગુજરાતી ખ કેમ અવતર્યો ?—એ સવાલો વિચારી જુવો. માથાં છોડી દઈને લખતાં, કલમ ઉપાડ્યા વિના અક્ષર સાંધીને લખવા જતાં, લેખક સુરેખતા જાળવીને, ઝડપ સાધવાની પ્રેરણાને પોતાનાં આંગળાં સોંપી દે તે ક્રિયા દરમિયાન કુદરતી રીતે ઉદ્‌ભવતા વળાંકોના સમુચ્ચયે, દેવનાગરી ક્ના બીબાનું, દેવનાગરી ખના બીબાનું કે જના બીબાંનુ રૂપાન્તર થઈ જઈને ગુજરાતી લિપિમાં એ અક્ષર માટે જે બીબાં ચાલે છે, તે જ પ્રકટ થવાનાં. બીબાંની સ્પષ્ટતા જાળવીને ઝડપ અને સુગમતા સાધવા મથતી લેખનક્રિયામા, કુદરતી સમુત્ક્રાન્તિ ( ઇવોલ્યૂશન )ના નિયમે જ દેવનાગરી ક ખ જ અ ફરી જઈને ગુજરાતી અવતાર પામેલા છે.

૪. દેવનાગરી લિપિ હાલ ચાલી રહી છે તે પ્રદેશમાં ( એટલે હિન્દી ભાષાનાં ક્ષેત્રમાં ) માથા છોડી દઈને લખવાનો નવો રિવાજ નીકળ્યો છે અને વધતો જાય છે, તો આ વિષયમાં રસ લેતા સૌની આગળ મારી નમ્ર વિનંતી આટલી જ છે, કે હમણાં આપણે એ નવા રિવાજને તે પ્રદેશોમા બને તેટલો ટેકો આપવો; બાળક નિશાળે બેસે ત્યારથી માથાં વિના જ લખવાને તે ટેવાય એવી વ્યવસ્થા આ આખા પ્રદેશની નિશાળોમાંથી જેટલીમાં બને તેટલીમાં શરૂ કરવી; અને લેખનસમુત્ક્રાતિનુ કુદરતી બલ, આ માથુ છોડી દેવાના એક જ પણ મૌલિક અને બહુફલપ્રદ સુધારામાથી દેવનાગરીમાં આપોઆપ કેટકેટલાં ફલ ઉપજાવી આપે છે, તે જ આપણે ધીરજથી જોવું. એ ક અ ખ જ નાં દેવનાગરી રૂપોમાંથી એ વિશાળ મુલકમા પણ આપણા ગુજરાતી અ ખ જ ક ના ઘાટ જ આપોઆપ ફૂટી નીકળશે એવી મારી તો ખાતરી છે. તો પછી આપણે ગુજરાતીઓએ આપણાં સમુત્ક્રાન્તિ-સિદ્ધરૂપો ત્યજી તેમને ઠેકાણે એ જૂનાં, અસમુત્ક્રાન્ત, અસુગમ અને લખવાની ક્રિયા ડગલે ડગલે ખાળે એવાં રૂપ ફરી અપનાવવાના દ્રાવિડી પ્રાણાયામનુ જેટલુ વ્યર્થ તેટલું નિષિદ્ધ તપ શાને કરવું વારુ ?

૫ નવી લિપિમાં બે એ અને બે ઓનો સમાસ રાખ્યો છે; બે અનુસ્વાર પણ રાખ્યાં લાગે છે: એ સર્વ સુધારાને આવકાર દઉં છું એટલું જ નહિ પણ ગુજરાતીમાં એ સુધારા આપણે કરી લેવા જ પડશે, એમ હું તો વર્ષોથી પ્રસંગે પ્રસંગે લખતો જ આવ્યો છુ આ સુધારા દેવનાગરીમાંથી ફૂટેલી તમામ લિપિઓએ અપનાવવા પડશે.

પણ કિ ખિ ને બદલે લઘુ ઇ નું ચિહ્ન વ્યંજન પછી કરવું, ગુરુ ઇ નુ થાય છે તેમ, એ ફેરફાર મુદ્રણ અને ( ખાસ ) મુદ્રાલેખનમાં ભલે સુધારા જેવો લાગે, લેખનની ઝડપ અને સુગમતા હાલની રીતમાં જેટલી છે તેટલી એ નવી રીતમાં કદાપિ સિદ્ધ થઈ શકવાની નથી. તથાપિ ભલે હાલ એક મોટી લિપિમાં એ નવી રીત અજમાવી જોવાય. અને માથાં છોડી દેવાનો મૌલિક સુધારો હિન્દીના ક્ષેત્રમાં ફેલાવવાનો છે જ, તો ભલે સાથેસાથે આ નવા અખતરો પણ ત્યા કરવામાં આવે બીજી કોઈ પણ લિપિએ અત્યારે એ અખતરો અજમાવવા ઉચિત નથી.

આંકડાઓના બીબા વિષે એટલુ જ કે ગુજરાતી પાવડો અને છગડો છોડીને પાછા દેવનાગરી અપનાવવા, એ પણ દ્રાવિડી પ્રાણાયામનો એટલે સમુત્ક્રાન્તિથી ઊલટો માર્ગ છે.

૬ વળી લિપિના પ્રકટ કરેલા નમૂનામાં અકારના (ન જાને શા સબબે) એક નહીં ને બે બીબાં આપ્યાં છે. એ બેમાંથી જમણા હાથ ઉપરનો અકાર માથા વગરનો દેવનાગરી અ છે, તેનાથી ડાબે આપેલો બીજો ઘાટ જૂની ગુજરાતી લિપિનો ત્રણ પાંખડિયો કે ત્રણ પૂછડિયો અકાર છે. દેવનાગરી અ માથું છોડી દઈ ને લખાતો થાય તો તેમાંની વચલી આડી રેખાનો ડાબો છેડો લેખક સુગમતા કારણે નીચે ઊતારવાનો જમણો છેડો સુગમતાને જ કારણે ઊંચે ચડાવવાનો; આ સૂક્ષ્મ ફેરફારોના સમુચ્ચયે માથાહીન દેવનાગરી અમાંથી જ આ નવી લિપિમાં અને સારુ પ્રથમ દર્શાવ્યો છે તે ઘાટ—જૂની ગુજરાતી લિપિનો ત્રણ પૂછડીઓ જ—ઊપજવાનો. મારા પિતામહની પેઢીમાં એટલે આજથી આશરે સાઠ વર્ષ ઉપર ગુજરાતીમાં આવો અ પણ ચાલતો, જો કે જૂનો ગણાતો, અને હાલનો એટલો જ સ્પષ્ટ તથા વધુ ઝડપી અને સુગમ અકાર તે વખતે પહેલાંથી પ્રકટ થઈ ચૂક્યો હતો. અને એનો (અતિ સુગમ વળાંક વડે સંધાયેલ દ્વિવર્તુલી) ઘાટ ગુજરાતીમાં શિલાછાપ શરૂ થઈ ત્યારે પણ વધારે લોકપ્રિય થઈ ચૂકેલો હતો. વારુ, શિલાછાપ પછી યાંત્રિક મુદ્રણ દાખલ થતાં જ તેમાં અના બીબાં લેખે આ સુગમસુરેખ દ્વિવર્તુલી ઘાટ જ સ્વીકારાયો, અને ઘરડાઓ મરી પરવારતાં એમનો જરીપુરાણો ત્રણ પૂછડિયો અ મુક્તિ પામ્યો. અથવા કહો કે ગુજરાતી લેખન એ ત્રણ પાંખડાથી મુક્ત થઈ એટલું વધારે સુગમ બન્યું. હવે હિંદી લેખકોની દૃષ્ટિ આગળ આ સુરેખસરલ ગુજરાતી અકાર છે જ, તેમને એનું સર્જન નવેસર ઊપજાવવાનું છે નહીં; એટલે લિપિકમિટિની આ ભલામણો પ્રમાણે જો હિંદી લેખકો ઘણી મોટી સંખ્યામાં લખતા થઈ જશે—નિશાળે દાખલ થતાં બાળકો પ્રથમથી જ માથા વિનાનો હિંદી અ લખતાં થઈ જશે, તો લેખનસમુત્ક્રાન્તિનાં કુદરતી બળે જ જરૂર તેમાંથી ગુજરાતી અકારનો જ ઘાટ પરિણમશે, ત્યારે આજના ગુજરાતી લેખકોને પણ હાલનો સુરેખસમુત્ક્રાન્ત અને સુગમ અકાર છોડી દઈ તેને ઠેકાણે પાછા મારા દાદાના વારાનો અરે તેથી પણ જૂનોપુરાણો અકાર લખવાની ભલામણ કરવી તથા તેઓ તેમ કરશે એવી આશા રાખવી, એ તો નેવે આવેલું પાણી પાછું મોભે ચડાવવા જેવી વાત લાગે છે. લેખનસમુત્ક્રાન્તિનાં કુદરતી બળનો આથી પણ વધારે ચોખ્ખો અને પ્રતીતિજનક બીજો તે કેવો પુરાવો આપી શકાય વારુ?

૭ દેવનાગરી ફકારનો વિચાર કરી જુવો. એ ફ ને માથું છોડી દઈ ને લખવા-લખાવવા મંડો, નવી નવી લેખક પેઢીઓ પાસે બચપણમાંથી જ માથા છોડાવી દો. અને જેમ અનું, જેમ બનું, જેમ જનું, જેમ કનું, તેમ ફનું બીબું પણ ગુજરાતી ફ કે ફમાં જ પરિણમવાનું. ચાલતી લીટીએ ઝડપથી અને સ્પષ્ટ લખવા ઇચ્છશે તેવા હજારોલાખોકરોડો હાથની લેખનપ્રવૃત્તિનું બીજું પરિણામ સંભવતું જ નથી. ળકાર માટે વૈદિક બીબું રાખવામાં કમિટિ ગંભીર ભૂલ કરે છે, ઝડપથી લખનાર એ બીબાનો ગુજરાતી ળ જ કરી નાખવાનો. અને ળ ઉચ્ચારણ માટે જ્યારે આ આકૃતિ જ ઉત્તમ તો ણકાર માટે પણ માથા વગરની દેવનાગરી આકૃતિ નભી શકે નહીં: દેવનાગરીમાં પણ જૂનીને બદલે ણ આકૃતિ વધારે વપરાતી થઈ ચૂકેલી છે. પ્રજાની અંતર્યામી સમૂહબુદ્ધિના કરતાં દેશનેતાઓની શુભહેતુપૂર્વક છતાં અશાસ્ત્રીય પ્રવૃત્તિઓમાં જેને વધારે વિશ્વાસ હોય, તેવા બંધુઓને મારે કશું જ કહેવું નથી. પરંતુ અત્યારે આપણા દેશમાં લેખન અને મુદ્રણ બને માટે એક જ લિપિ એવી જે સરલતા ચાલે છે, તે ઠેકાણે લેખન ચિહ્નોથી મુદ્રણચિહ્નો ભિન્ન પડી જાય એવું પરિણામ

ઊપજવાનો મોટો ગેરલાભ એમના પ્રયાસોમાં ગર્ભિત, તે પણ શું આ બંધુઓ પોતાની મેળે જોઈ શકતા નહી હોય વારુ ?

વળી વેદકાળથી માંડીને આજ લગીનું આપણું સંસ્કૃતપ્રાકૃત વાઙ્મય, આજ લગીનું આપણું હિન્દી વાઙમય પણ બધું યે જે મહાલિપિમાં છપાયું છે તે દેવનાગરી લિપિનો દરેક સુશિક્ષિત હિંદવાને સારો માવરો રાખવો જ પડશે જેમ ગુજરાતી નિશાળોમાં, તેમ હિંદી નિશાળોમાં માથા વગરની વધુ સરલ અને સમુત્ક્રાંત લિપિ સર્વોપરિ થઈ જાય તે પછી પણ, આ દેવનાગરી લિપિનું શિક્ષણ તો આપણે આપતા જ રહેવું પડશે. ત્યારે અદ્યતન અને ભાવિ હિંદીનાં પણ મુદ્રણમાંથી એ દેવનાગરી લિપિને જેમ બને તેમ જલ્દી ટાળી નાખવા માટે આટલી બધી ઉતાવળ કે અધીરાઈ શાને ભ ા ા ? માથા વગરની લિપિ એ પ્રદેશોમાં પણ સુપરિચિત થઈ જાય અને વધુ વધુ ફેલાતા પામે તેમ તેમ મુદ્રણમાં પણ એ નવી જામતી પરિસ્થિતિનું કુદરતી પરિણામ કાળપરિપાકે એની મેળે જે આવવાનું હોય તે ભલે આવે, એટલી ધીરજ શાને ન રાખવી ?

આપણી ગુજરાતી લિપિ પ્રજાના અન્તર્યામી સમૂહ માનસે સિદ્ધ કરેલી છે, દેવનાગરી લિપિમાંથી પરિણમેલી લિપિઓમાં સર્વશ્રેષ્ઠ છે, પાછળ રહી ગયેલ અથવા ખોટે રસ્તે ચડી ગયેલ લિપિઓને માર્ગદર્શક છે. અને લેખનસમુત્ક્રાન્તિના કુદરતી બલનો જેટલો સુશ્લિષ્ટ તેટલો સુંદર પરિપાક છે. એ લિપિ અકબંધ જળવાઈ હશે તો જ તેને જોઈ જોઈને ઉત્તર હિંદની પ્રજાઓ પોતપોતાની લિપિઓ સુધારવી હશે તો સુધારવી હશે તેટલી સુધારી શકશે. વણિગ્બુદ્ધિની જે સૂક્ષ્મ સમતોલ વ્યવહારુ—સાહસિક, ઉપયુક્તતા અને સુન્દરતાનો શક્ય તેટલો સમન્વય સાધનારી દૃષ્ટિએ ગુજરાતીઓને મોતી અને ઝવેરાતના ઝવેરી, પારેખ, પચ્ચીગર અને જડિયા બનાવ્યા, તે જ શક્તિઓએ આ અનુપમ લિપિને પણ ઘડીને આપણને વારસે આપેલી છે. સમગ્ર હિન્દનાં હિત સધાતા હોય તો ભોગ પણ આપવા, ખોબે ખોબે શું ગાડેગાડાં આપી દેવા, એ ઘણા ગુજરાતીઓને મંજૂર છે. પરંતુ તે હિતસાધનાના સાચા માર્ગ તો બીજા હોય, તથાપિ આપણે આપણું ફગવી દેવું છે, અને "આ લ્યો અમારો દેશહિતાર્થે ભોગ !" એમ વળી ફૂલાવું પણ છે ?

૮ ભ વિષે અને આ નવી લિપિની બીજી નવીનતાઓ વિષે હું નથી લખતો; આખા વિષયના નિરૂપણમાં 'અમે બહુ થોડા છેક ન જેવા ફેરફારની જ ભલામણ કરીએ છીએ અને ફાયદા મહામોટા અરે અમૂલ્ય અને અગણિત થઈ જશે'—'લિપિઐક્યથી બધી ભાષા બધા પ્રદેશની વસતિની સમઝણમાં "હાથવેંતમાં" આવી જશે'—વગેરે જે કંઈ પેચ લડાવ્યા છે, તે વિષે પણ નથી લખતો. આ કાગળ બને તેટલો ટૂંકો રાખવો એટલા સાદા પેચથી જ મને સંતોષ છે. થોડાક પણ મુદ્દાના દાખલા પકડીને જ જે દૃષ્ટિબિન્દુ હું રજૂ કરું છું તે જેની જેની સમઝમાં ઊતરશે તે તે આ લિપિની દરેક નવીનતા વિષે પણ આ કાગળમાંના દૃષ્ટિબિન્દુએ પોતાની મેળે સ્વતંત્ર વિચારણા કરી શકશે.

રાવપુરા, વડોદરા, તા. ૨૪-૧૨-૩૫.

# લિપિ અને ગુજરાતી સંસ્કૃતિ

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

[ મુંબઈની શ્રી તરુણ ગુજરાતી સાહિત્ય સભાના આશ્રય હેઠળ શુક્રવાર, તા. ૨૪-૧-૩૬ની સાંજે શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં મુંબઈના સાહિત્યરસિકોની એક મોટી જાહેર સભા મળી હતી, તેમાં શ્રી કાકા કાલેલકરે 'સુધારેલી નાગરી લિપિ' વિષે અસરકારક ભાષણ આપ્યું હતું. સભામાં ઘણા સુપ્રતિષ્ઠિત સાહિત્યકારો, લેખકો અને સાહિત્યરસિકો હાજર હતા. તે ભાષણનો સાર અહીં આપેલો છે.]

સુધારણા અને લિપિપ્રચારનું કાર્ય કેમ શરૂ થયું છે, એની થોડીક પૂર્વપીઠિકા કહી દઉં. ઇંદોરમાં થોડા સમય પહેલાં હિંદી સાહિત્ય સંમેલન ભરાયું હતું એની સાથે સ્વતંત્રપણે એક લિપિપરિષદ ભરાઈ. સંમેલનવાળાઓને થયું, કે નાગરી લિપિ સુધારવાના અને પ્રચાર કરવાના ઠરાવો આપણે આજ સુધી કર્યા છે, તો આ પરિષદનું કાર્ય આપણે હસ્તક થાય તો સારું. એટલે લિપિપરિષદની ભલામણ પ્રમાણે સંમેલને આ કામ માથે લીધું, અને એક સમિતિ નીમી. મહારાષ્ટ્રમાં લિપિસુધારણા અને લિપિપ્રચારનું કાર્ય સૌથી પ્રથમ શરૂ થયેલું. છેલ્લાં ચાલીસ વર્ષમાં અનેક વિદ્વાનોએ એ વિષેનો ઊંડો અભ્યાસ કરી સુધારાઓ સૂચવ્યા છે. બૅરિસ્ટર સાવરકર જેવાએ તો અમુક સુધારાઓ અમલમાં પણ મૂક્યા છે. એ સુધારાઓ મહારાષ્ટ્રમાં ધીમેધીમે ફેલાવા પણ લાગ્યા છે. લિપિસુધારણા એ વસ્તુ જ એવી છે, કે ફાવતી આવે, એટલે લોકો એની મેળે સ્વીકારી લે છે. બૅરિસ્ટર સાવરકરનું કહેવું છે, કે 'ચર્ચા કરવા બેસો, તો કોઈ કાળે કાર્યનો અંત—પાર નહિ આવે કરવા માંડો એટલે સુધારો સાચો હોય, તો લોકો ઘસડાઈ ને પાછળ આવવાના.' બીજા એક જણે કહ્યું છે, કે પંડિત લોકોને કોઈ પણ બાબતમાં નિર્ણય આવે એ સહન થતું નથી. કાર્યાનંદ કરતાં ચર્ચાનંદમાં જ એમને વધારે રસ હોય છે. કોઈ પણ ચર્ચાનો અંત આવે, એ એમને પ્રાણાન્તે પણ દુઃખકર થાય છે. દ્વૈતઅદ્વૈતના ઝઘડાઓ કોઈ કાળે મટવાના હતા ?

### જોડણીસ્થિરતા, અસંદિગ્ધતાની જરૂર

આપણી જોડણીની બાબતમાં આપણો અનુભવ એવો જ છે. જ્યારે ગાંધીજીએ મને સૂચવ્યું, કે જોડણીના સવાલનો ફેંસલ આણવાની તારી ફરજ છે, ત્યારે એનો અભ્યાસ મેં શરૂ કર્યો. ત્રીસચાલીસ વરસ થયાં આપણે ત્યાં એ સવાલની ચર્ચા ચાલે છે. મેં પ્રથમથી નિશ્ચય કર્યો કે મારો પોતાનો આગ્રહ ન રાખવો. બહુમાન્ય થાય તે જ આપણી જોડણી. જોડણી પાછળ ભાષાશાસ્ત્રના ચોક્કસ નિયમો હોય છે. શબ્દોનાં રૂપો બદલાય છે, એની પાછળ કુદરતી વલણ હોય છે, એટલે એ શાસ્ત્ર સમજી તો લેવું અને જળવાય તેટલી શાસ્ત્રીયતા જાળવવી. પણ જોડણીની બાબતમાં શાસ્ત્રીયતા મહત્ત્વની છે, તેના કરતાં જોડણીમાં સ્થિરતા અને અસંદિગ્ધતા ( નિશ્ચિતપણું ) આવે, એ જરૂરનું છે. અંગ્રેજ લોકોમાં જેટલો

પોતાની જોડણીની શુદ્ધિ વિશે આગ્રહ છે, તેટલો આગ્રહ આપણે ત્યારે જ કેળવી શકીએ કે જ્યારે આપણી પાસે બહુજનમાન્ય ચોક્કસ જોડણી આપનારો એક સંપૂર્ણ કોશ હોય. પ્રજાની સંસ્કારિતામાં ઉચ્ચારણશુદ્ધિ, લેખનશુદ્ધિ, અને વિવેક એ લગભગ ચારિત્ર્યશુદ્ધિ જેટલાં જ મહત્ત્વનાં છે. અમે છેલ્લાં ચાલીસપચાસ વરસથી થયેલી ચર્ચા ભેગી કરી. એમાંથી નીતરતા નિયમો તારવી કાઢ્યા. રૂઢ થયેલા અને રૂઢ થવા જેવા નિયમો ગ્રાહ્ય ગણી વિદ્વાનો, શાળાધિકારીઓ અને પ્રકાશકો વિગેરેની સંમતિ માગી, અને છેલ્લે જે નિયમોને અધિક રીતે ટેકો મળ્યો તે ગ્રાહ્ય તરીકે પ્રસિદ્ધ કર્યા. તેના ઉપર ગરમાગરમ ટીકા પણ થઈ. એ ટીકામાં જે ઉપયોગી સૂચનાઓ હતી, તે અમે સ્વીકારી, દાખલ કરી અને ગરમી હજમ કરી ગયા. પ્રકાશકો અને લેખકોએ એ જોડણી સ્વીકારી, શિક્ષણસંસ્થાઓએ સ્વીકારી, અને હવે મુંબઈની યુનિવર્સિટીએ પણ એ જ જોડણી પસંદ કરી છે. એટલે હવે એ સવાલનો આપણી પેઢી માટે તો ઉકેલ આવી ગયો.

### લિપિભેદનો ઇતિહાસ

લિપિનો સવાલ છેલ્લાં સો વરસથી ચર્ચાય છે. મિશનરી લોકો અને કેટલાક ગોરા અમલદારોએ એક લિપિ કરવા માટે ઘણો પ્રચાર કર્યો છે. આપણી પ્રજાને લેખન વિષે ઉદાસીનતા ઘણી છે. દશગ્રંથી બ્રાહ્મણો, ચાર વેદ અને એનાં વેદાંગો કંઠે કરે, પણ એમને સહી કરતાં ન આવડે. મોટામોટાં પુરાણો લખાતાં ખરાં, પણ પ્રાન્તપરત્વે લિપિભેદ થયો. મૂળ બ્રાહ્મી લિપિમાંથી અનેક લિપિઓ પેદા થઈ. જેવું લેખનસાહિત્ય તેવો લિપિમાં ફેરફાર કરવો પડ્યો. તાડનાં પાંદડા ઉપર અગણિત પોથીઓ લખાઈ છે, અથવા કોતરાઈ છે. તાડનાં પાંદડા ઉપર આડી લીટી સહેજે કોતરાતી નથી, એટલે ગોળગોળ લીટીઓ લિપિ માટે પસંદ કરવામાં આવી હતી. આજે પણ ઓરીસાની લિપિમાં શિરોરેખા નથણીના વાળાની પેઠે ગોળગોળ હોય છે લાકડામાં કે પથરા પર કોતરવું હોય, કપડાં પર કે ભોજપત્ર પર લખવું હોય, ત્યારે અમુક વસ્તુઓ સાચવતાં લિપિમાં ફેરફાર થઈ જ જાય છે. છાપવાની કળા આવ્યા પછી લિપિમાં અમુક ફેરફાર આવશ્યક જણાય છે. એ જો આપણે ન જ કરીએ, તો સાક્ષરતાપ્રચાર, અક્ષરજ્ઞાનનો પ્રચાર ઝપાટાથી ન થાય, અને એ કારણે આપણને ખમવું પડે જ્યારે હાથે પોથીઓ લખાતી, ત્યારે બારાક્ષરીની સ્વરસંજ્ઞાઓ એટલે કે કાનો, અળ્ળુ, વરડુ, માત્રા વગેરે અક્ષર ચારેકોર ફેલાવવામાં સગવડ અને સુંદરતા જણાઈ.

### પરિસ્થિતિ બદલાતાં ફેરફારની ઇષ્ટતા

આજે મુદ્રણમાં એ જ વસ્તુ વિઘ્નરૂપ થઈ છે. લેખનકળા ઉત્ક્રાન્ત થતાં લિપિએ એક દિશા પકડી મુદ્રણકળાની ઉત્ક્રાન્તિ દાખલ થતાં હસ્તલેખનની ઉત્ક્રાન્તિ જતી કરી મુદ્રણની દૃષ્ટિએ વિચાર કરવો આવશ્યક જણાયો. ગતકાળની સામાજિક ઉત્ક્રાન્તિ આજે કામ નહિ આવે. એ વખતની કેટલીક વસ્તુઓ છોડી દઈ મૂળ અસલી સમાજસ્થિતિમાંથી જ કેટલીક વસ્તુઓ ફરી દાખલ કરવી પડે. છે. બ્રાહ્મી લિપિમાં શિરોરેખા નહોતી. ત્રીજાચોથા સૈકા સુધી શિરોરેખા વગર જ આપણે ચલાવ્યું હતું આગળ જતા સુંદરતા ખાતર સેરીફ આવી. એ વધારીને એક છેડેથી બીજે છેડે સુધી એક લીટી દોરી એના ઉપર અક્ષરો ટિંગાડવાની પદ્ધતિ સમુત્ક્રાન્ત થઈ. નવા શિખાઉ લોકોને માટે આ લીટી બહુ ઉપયોગી હતી. દેવનાગરી

લિપિના ટાઈપ (બીબાં) તૈયાર થયા પછી અક્ષરદીઠ સ્વતંત્ર શિરોરેખા લખાવા લાગી. હવે તો આપણે પ્રથમ અક્ષર લખ્યા પછી એના પર એને મથાળે રેખાનો ભાર મૂકીએ છીએ આ પણ સમુત્ક્રાન્તિ જ હતી શિરોરેખા હવે અનાવશ્યક છે, કાલગ્રસ્ત છે એમ ઓળખી, એ કાઢી નાંખી આપણા બાપદાદાઓના વખતના શિરોરેખાવગરના અક્ષરો પાછા દાખલ કરવાનું ડહાપણ ગુજરાતે બતાવ્યું અને પાઘડીવગરના અક્ષરો ચલાવ્યા. જેને ઉત્તર હિંદુસ્તાનના લોકો ચીડમાં 'દ્રૌપદીવસ્ત્રહરણ' કહે છે, તે ક્રિયા—શિરોરેખા હટાવવાની ક્રિયા—ગુજરાતે ચૂપચાપ કરી અને દાદાના વખતના સાદા અક્ષરો સ્વીકાર્યા. કોઈકકોઈક-વાર જૂના કાળની વસ્તુઓ પાછી સ્વીકારવામાં સમુત્ક્રાન્તિ રહેલી છે, એટલું સમજવાનું ડહાપણ ગુજરાતીઓમાં છે પૌરાણિક સંસ્કૃતિના અમુક દોષો કાઢી નાંખી વૈદિક શુદ્ધિ ફરીવાર દાખલ કરવાની સૂચના કરનાર ઋષિ પણ ગુજરાતમાં જ જન્મ્યો હતો.

બીજો દાખલો આપું: જૂના વખતમાં ઉકારનું ચિહ્ન અક્ષરના પગ તળે ન લટકતાં કેડે વળગતું લખવામાં માણસે જોયું, કે ઉકારનું ચિહ્ન કેડે બાઝે એના કરતા પગે લટકે એ સારું. એટલે એટલો ફેરફાર થયો. પણ એક હ્રસ્વ રુની બાબતમાં ઉકારનું ચિહ્ન 'ર' ની કેડે જ ટકી રહ્યું. આપણા સાક્ષરશ્રી બલવન્તરાય ઠાકોરે સૂચના કરી કે આટલો અપવાદ પણ શા માટે રાખીએ ? ઉકાર પણ 'ર' ના પગ તળે જ ભલે આવે. 'નવજીવન' અને વિદ્યાપીઠવાળા-ઓએ એ સૂચના સ્વીકારી, અને બિચારો એકમાત્ર અપવાદ જે જૂની સ્થિતિનો સાક્ષી હતો, તે નીકળી ગયો. એક રીતે આ ઉત્ક્રાન્તિ થઈ. પણ જ્યારે આપણે જોયુ, કે મુદ્રણમાં ત્રણ મજલામાં બીબા ગોઠવવાની પદ્ધતિ અગવડભરેલી અને ખરચાળ છે, ત્યારે હવે આપણા પ્રયાસ ઉ, ઊ, અને ઋ ના ત્રણે ચિહ્નો નીચે—પાતાલમાં લટકતાં ન રાખતાં અક્ષરોની હારમાં એટલે મનુષ્યલોકમા મૂકી દેવાં જોઈએ. 'રુ' ની કેડે જે ઉકાર ચિહ્ન છે, એ જ પ્રમાણે બધે કરવું જોઈએ એમ આપણને હવે જણાયું છે. સમુત્ક્રાન્તિના ઇતિહાસમા આવા અસખ્ય દાખલાઓ છે. જેઓ કહે છે કે સમુત્ક્રાન્તિની ટોચે આપણે પહોચી ગયા છીએ, હવે કશો ફેરફાર થાય નહિ, તેઓ થાકેલા સતોષવાદી ગણાય સ્થિતિવાદી, ક્ષેમનિષ્ઠ ભલે આમ સતોષ માને; પણ જેમ પરિસ્થિતિ બદલાય છે, તેમ ઇષ્ટ ફેરફારો કરવા અને જરૂર જણાય ત્યારે કરેલા જૂના ફેરફારો તજી દેવા, એ જ સમુત્ક્રાન્તિનું લક્ષણ છે.

### રોમન લિપિની અકુદરતી હિમાયત

આ તો મેં કેવળ થોડાક દાખલા આપ્યા. આપણો પ્રયાસ શો છે એ પ્રથમ હું જણાવી દઉં. મિશનરી લોકો અને સરકારી અમલદારોએ વિચાર કર્યો, કે હિંદુસ્તાનમાં લિપિઓ ઘણી છે. એ બધી કાઢી નાંખી જે અંગ્રેજી ભાષા માટે વપરાય છે, તે રોમન લિપિ દાખલ કરીએ તો શું ખોટું ? એમને તો એ લિપિ સગવડભરેલી હતી જ. એમા અમુક ફેરફારો અને ઉમેરાઓ કરી હિંદુસ્તાની ભાષાને માટે એ ચાલતી કરવાનો એમણે પ્રયાસ કર્યો. પણ એમાં એ ન ફાવ્યા. આપણામાંથી કેટલાક લોકો એ સવાલનો અભ્યાસ કર્યા વગર કેવળ અભિમાનથી દોરાઈ જઈ અંગ્રેજી ભાષાની જોડણીનું જંગલીપણું સિદ્ધ કરી રોમન લિપિ ન વપરાય એવી દલીલ કરે છે. અંગ્રેજો પણ પોતે કહે છે, કે અમારી લિપિ અને અમારી જોડણી ઢંગધડા-વગરની છે, પણ નભાવી લઈએ છીએ. પણ અમારી જોડણીના દોષો એ લિપિના દોષો નથી. હિંદુસ્તાની કોઈ પણ ભાષા રોમન લિપિમાં અમુક ફેરફારો કરી એમા લખવી

લખાણી, જે જાહેર પત્રોમાં પ્રસિદ્ધ કરી છે. અનેક ગુજરાતીઓને પૂછતાં તેમણે કહ્યું, કે આ અક્ષરોમાં કોઈ વિજાતીય આકૃતિ આવીને બેઠી છે, એમ નથી લાગતું. આખું લખાણ ગુજરાતી જ લાગે છે. હવે એ જ લીટીઓ ગુજરાતી લિપિ નહિ જાણનાર અને કેવળ નાગરી અક્ષરો જ જાણનાર લોકો આગળ મૂકતાં તેઓ વગરમુશ્કેલીએ વાંચી શકતા. એટલે મને થયું કે કિશોરલાલભાઈની સૂચના હવે યોગ્ય રીતે અમલમાં મુકાઈ છે.

નાગરી લિપિની આ ગુજરાતી શૈલી લોકોને ગમશે અને પ્રચલિત થશે એવી આશા છે. લોકોને ન ગમે તોયે તે આગ્રહપૂર્વક ચલાવીશું એવું કંઈ નથી. એક લિપિમાં બે ભિન્ન પંથ પડે એ તો અનિષ્ટ જ છે. એટલે લોકોની આંખો આ વળાંકથી બરાબર ટેવાય ત્યાં સુધી અખતરો કરીશું. સારી હશે, તો એ પદ્ધતિ એની મેળે ફેલાવાની છે. તેમ ન થાય તો આ પદ્ધતિ પડતી મૂકી જે સાહિત્ય આખા દેશને વંચાય એમ આપણે ઇચ્છતા હોઈએ, તે શિરોરેખાવગરની રૂઢ દેવનાગરી એટલે કે બાળબોધ અક્ષરોમાં છાપીશું. જેથી ગુજરાતની વધતી પ્રતિષ્ઠાને લીધે ગુજરાતી સાહિત્ય તરફ અન્ય પ્રાંતોનું લક્ષ્ય દોરાયું છે, અને ગુજરાતી સાહિત્યનો પ્રચાર વધ્યો છે તે લિપિભિન્નતાને કારણે અટકી ન જાય. લિપિમાં મુદ્રણ અને મુદ્રાલેખન (type-writing)ની દૃષ્ટિએ જે ફેરફારો સૂચવ્યા છે, તેની ચર્ચા હવે પછી કોઈવાર કરીશુ.

આભાર!

જેઠાલાલ ત્રિવેદી

(મિશ્રજાતિ)

સ્વાતિતણી વરતી વાદળીઃ "માછલી ઓ!
"આ બુન્દ મોંઘું હઉં તે ઉપકાર મારો."
એ સાંભળી વદત મીનઃ "તું માન મારો
આભાર કે હું, જલકબુદધિમાં ક્ષાર થાતાં બચાવું."

# અગમ્ય ઝંખના

'સ્વમસ્થ'

આજ શ્રાવણનાં આભમાં ગાજે
મેઘ, આડંબર ઘોર;
વીજનાં નૃત્યનાં ઝાંઝર બાજે,
નીર કરે મૃદુ શોરઃ
રોતા હસી ગળકી ઊઠે મોર;
એવી ઉર ધૂન રમી રહીં ઓર.
ચાલને મનવા ડુંગર ઊભા છે,
અંધારે ભમવા અનંત;
પાછળ પથહીણુ જંગલ ઊભાં છે,
મીઠી ઓ શૂળ અસંખ્ય;
હસી રહેશે લોહીના રેલા રમ્યઃ
સહાતી ના ઝંખના ઓ રે અગમ્ય.
હુકકક બારે મેઘા ગડૂડે,
ધણુણુણુ ધ્રૂજે લોમ;
ડુંગરા રૂખડા કંપતા, દોડે,
નદિયું ગાજે ધપોમ;
સબાકે વીજ જલે કોટિ સોમઃ
લાગી તેજઝાળ મારે રોમરોમ.
હજી ઘેરાજે હો મેહુલા ઘેલા
તાં ડ વ માં ચ ક ચૂ રઃ
આજે અંતર મુક્ત હો ઘેલાં
જુગજુગનાં આડાંતુર;
આજ ભૂલી જા દૂર અદૂરઃ
રે હો આજ લીન સબ પ્રલયપૂર.
સૂર્ય નહીં, નહીં ચંદ્ર, ન તારા,
અંધાર ભારે લોમ;
પ્રકૃતિ પ્રાણને રૂંધતા આરા,
તૂટે, ચડે એ પ્રતિલોમ;
સનાતન શાંતિયે પીધો સોમઃ
વિલાપે વિરાટનાં રોમેરોમઃ
અનાદિ અનંત—'ૐ સદ્ ૐ.'

# પલટાતી સૃષ્ટિ ?

ગોવિંદભાઈ રામભાઈ અમીન

## અંક પહેલો

—પાત્રો—

| | |
|---|---|
| નીલકંઠરાય | બાળા |
| ડો. વ્રજકિશોર | ઊર્મિલા |
| જયકૃષ્ણ | ધમશો |

[ખુરશી, સોફા, તિપાઈ, રેડિયો, ચિત્રો, ઘડિયાળ, પડદા, ગાલીચાથી શણગારેલું દીવાનખાનું. તેને ત્રણ બારણાં છે, બે ડાબી બાજુ છે. ડાબી બારી સામા બારણાની બંને બાજુમાં છે. પડદાથી નહિ ઢંકાયેલા બારીના ભાગમાંથી બહારનો પ્રકાશ દેખાય છે.

ઘડિયાળમાં બે થવા આવ્યા છે. બહાર ગરમી પડે છે. કુદરત બળી ભસ્મ થઈ ગઈ હોય તેમ નિર્જીવ છે. બહારની ગરમી ખંડમાં દાખલ થઈ ચૂકી છે, પણ તેની અસર નીલકંઠરાય ઉપર દેખાતી નથી.

તે લગભગ પિસ્તાળીસ વરસની ઉંમરના છે. શરીરે સશક્ત છે. તે સોફા ઉપર બેઠા છે. તેમના ખોળામાં એક પત્રક છે, હાથમાં પેનસિલ છે. તેમની નજર સામે બેઠેલી બાળા ઉપર છે.

બાળા વીસેક વરસની યુવતી છે. તે બાળક જેટલી નિર્દોષ લાગે છે, તેમ જ તે બાળક જેટલી સમજવી મુશ્કેલ છે. તેના પોશાક પરથી લાગે છે કે તે આ મકાનની રહેવાસી નથી, પરંતુ આ મકાન તેને પરિચિત હોય તેવું તેનું વર્તન છે.

ડાબી બાજુનું બારણું ખૂલ્યાનો અવાજ આવે છે. અવાજમાંથી ઊર્મિલા નીકળી આવે છે. તેની ઉંમર કહેવી સહેલું નથી. એટલું સ્પષ્ટ છે કે તેને થયાં છે તેથી વધારે વરસ તેના ચહેરા પર દેખાય છે. તેનું મુખ ચિંતાગ્રસ્ત છે.]

ઊર્મિલા : (ઘડિયાળમાં જોઈ, તેને કોઈ સાંભળે છે કે નહિ તે ઉપર લક્ષ આપ્યા વિના) બે થવા આવ્યા!—કેમ ન આવ્યો ? (જનાગતની આશાએ નીલકંઠરાય તરફ જોઈને) કેમ, હજી કેમ ન આવ્યો ?

નીલકંઠરાય : (મોં કટાણું કરી) ગાડી મોડી થઈ હશે.

ઊર્મિલા : કેમ મોડી થઈ હશે ?

નીલકંઠરાય : (કડવાશથી) તમારે બધાનાં કારણ જોઈએ !

ઊર્મિલા : આજે મને કારણ જાણવાની પ્રચ્છા ન થાય ?

નીલકંઠરાય : આવી બાબતને કારણ શું હોય ?—રસ્તામાં વધુ રોકાય તો મોડી થાય.

ઊર્મિલા : (શંકાથી) અકસ્માત નહિ થયો હોય !

નીલકંઠરાય : રોજ અકસ્માત થતા નથી.

ઊર્મિલા : તેનું નસીબ અવળું છે તે એમ બનેયે ખરું !

નીલકંઠરાય : નસીબ !—આટલાં વરસ મારી સાથે રહ્યાં, છતાં તમારી અંગ્રેજ બુદ્ધિ ન ગઈ ! નકામી કચકચ કરી માથું ખાશો નહિ.

ઊર્મિલા : અકસ્માત થયો છે કે નહિ તેની તપાસ તો કરો !— આપણી ગાડીને કંઈ થયું હશે તો ! •

નીલકંઠરાય : ગાડીને શું થવાનું છે ? હમણાં નવી આણી છે. અને ગાડી બગડશે તો ભાડાની ગાડીમાં આવશે. ક્યાં નાનો કીકો છે કે આવી તપાસની જરૂર પડે ?

ઊર્મિલા : માંદું માણસ બાળક જેવું ગણાય એમ કહો કે તમને તેની લાગણી નથી ! બસ, તમે અને તમારી ચૂંટણી ! દીકરો નહિ હોય તો પછી તમે મોટા મેમ્બર થશો કે ગવર્નર થશો તોય શું !

નીલકંઠરાય : તેનું શરીર સારું નથી, તે મારે લીધે છે ?

ઊર્મિલા : શરીર સારું નહોતું, અને તમે તેને મુંબઈ શા માટે જવા દીધો ?

નીલકંઠરાય : શરીરમાં ખાસ શું ખરાબ હતું ? નિરાશાને લીધે જરા ઢીલો બની ગયો છે અને તે ગયો તે પોતાની મરજીથી ગયો હતો; મેં મોકલ્યો નહોતો.

ઊર્મિલા : તે જાય તેવી તમારી મરજી ખરી. હું સમજતી હતી પણ આ ઘરમાં મારું ક્યારે ચાલ્યું છે કે હું તેને જતો અટકાવું ? ત્રણ વરસ વિલાયત રહી શરીર ખરાબ કરી આવ્યો, અને તમે તેને બે માસ ઘેર રહેવા દીધો નહિ. ક્યાં ભૂખે મરી જતો હતો, તે નોકરીની આટલી ઉતાવળ કરી !

નીલકંઠરાય : એક વખત તમને કહ્યું કે તેના જવા માટે હું જવાબદાર નથી. મેં તેને જવાનું કહ્યું નથી. શરીર સાચવીને ન રહે તો સહન કરવું પડે !

ઊર્મિલા : તમારા શબ્દો કહે છે કે તમને તેને માટે લાગણી નથી !

નીલકંઠરાય : લાગણી ન હોય તો વીસ હજાર બગાડી ઇંગ્લંડ શા માટે મોકલું ?

ઊર્મિલા : તમારે મોટો સિવિલિયન બનાવવો હતો !

નીલકંઠરાય : તેની મરજી વિરુદ્ધ બનાવવો હતો ? નાપાસ થયો એટલે મારો દોષ નીકળવાનો ! પાસ થાત તો મારો દીકરો થાત !

ઊર્મિલા : મારો દીકરો મોટો રાજા થાય તે કરતાં સુખી થાય તે હું વધારે ઇચ્છું છું. તમારી માફક કોઈ પણ ભોગે મારે તેને મોટો માણસ બનાવવો નથી !

નીલકંઠરાય : (થાક દર્શાવી) ઠીક . . . હવે, મને કામ કરવા દેવું છે ?

ઊર્મિલા : મારા ના કહે તમે કામ કર્યા બંધ કરો તેવા છો ?

નીલકંઠરાય : (ચિડાઈને) બસ, બહુ થયું હવે, બોલશો નહિ . . . બાળા, આપણે ક્યાં સુધી આવ્યાં હતા ?

ઊર્મિલા : (વચ્ચે, તિરસ્કારથી) જહાનમ સુધી !

નીલકંઠરાય : તમે જાઓ છો કે નહિ ?

ઊર્મિલા : આ ચાલ્યાં !

[તે સામું બારણું ખોલી જાય છે, નીલકંઠરાય છૂટકારાનો દમ લે છે.]

નીલકંઠરાય : બધું મગજ ગૂંચવી નાખ્યું ! (પત્રક પર નજર નાખીને) . . . આપણે ક્યાં સુધી આવ્યાં'તાં ?

બાળા : મોહનલાલ કિરપાશંકર !

નીલકંઠરાય: હા. એ છેલ્લો માણસ છે, . . . તો કેટલા થયા? એક, બે, ત્રણ . . . વીસ. વીસથી વધારે મળે તેમ નથી.

બાળા: હા.

નીલકંઠરાય: આ વૉર્ડમાંથી ઓછામાં ઓછા પચાસ મળવા જોઈએ. (વિચારમાં પડ્યાનો દેખાવ કરી) બાળા, આ ચૂંટણીમાં તું અમને કંઈ મદદ કરી નથી.

બાળા: હું શું કરી શકું?

નીલકંઠરાય: (ખધાપણે) સ્ત્રી શક્તિ છે તે શું ન કરી શકે?

બાળા: (મલકમાં) સ્ત્રીઓ પોતાની શક્તિ પરોપકાર માટે વાપરતી નથી.

નીલકંઠરાય: તું જાણતી હોઈશ કે 'ડી' વૉર્ડમાં એક સમાજસુધારક મંડળ છે તે મંડળમાં તારે મિત્રો હશે.

બાળા: મેં કહ્યું કે સ્ત્રીઓ પરોપકાર માટે કામ કરતી નથી.

નીલકંઠરાય: આમાં પરોપકાર છે ક્યાં? તારા મિત્રનો પિતા ચૂંટાશે તેમાં તને લાભ છે.

બાળા: જ્યારે બે મિત્રના પિતા સામસામા ઊભા થાય ત્યારે કોઈની હારજીતમાં મને લાભહાનિ નથી.

નીલકંઠરાય: પ્રભાકરથી જયકૃષ્ણ તારો વધુ નિકટનો મિત્ર નહિ!

બાળા: આ બાબતમાં હું નિખાલસ બની નહિ શકું.

નીલકંઠરાય: ઠીક, તું ખુશ થાય તેમ કર.

[તે પત્રકમાં આંખ રાખી બેસી રહે છે. બાળા વિચારમાં પડે છે. સામું બારણું ખૂલે છે. ડૉ. વ્રજકિશોર આવે છે. તે નીલકંઠરાયના સમોવડિયા છે. પણ તેમનાથી વધુ ચપળ અને તંદુરસ્ત છે. ચહેરો હસમુખો છે. તેમની પચ્છળ ઊર્મિલા આવે છે. ડૉક્ટરના આવવાથી તેને ઓથ મળી હોય તેમ તે ઓછી ખિન્ન છે. તે ઊભી રહે છે. ડૉક્ટર બાળા પાસેની ખુરશી પર બેસે છે.]

ડૉ. વ્રજકિશોર: હલો, બાળા!

બાળા: (સ્વસ્થ બની) હલો.

ડૉ. વ્રજકિશોર: હમણાં કેમ દેખાતી નથી?

બાળા: રાજીખુશીથી તમારે ત્યાં કોણ આવે?

ડૉ. વ્રજકિશોર: સ્વાર્થ વિના કોઈ કોઈને ત્યાં જતું નથી.

બાળા: સ્વાર્થસ્વાર્થમાં ફેર હોય છે. કોઈને ત્યાં જઈએ તો ઘડી આનંદ થાય. તમારે ત્યાં આવીએ તો કદાચ રોગ મટે, પણ ખિસ્સાં ખાલી થાય ને!

ડૉ. વ્રજકિશોર: ડૉક્ટરને બૈરીછોકરાં હશે કે નહિ?

બાળા: બૈરીછોકરાંવિનાના માણસે જ ડૉક્ટર થવું જોઈએ. બીજા ડૉક્ટર કરતાં તે બાબતમાં તમે આગળ વધેલા છો પણ—

બાળા : ડૉક્ટર સાહેબ મહેરબાની રાખજો.

ડૉ વ્રજકિશોર : મહેરબાની લાયક ઉપર થાય. જાહેરમાં માફી માગવી સલાહભર્યું છે.

બાળા : હું તેના વિચારમાં છું.

ડૉ. વ્રજકિશોર : (વાત બદલી, ઊર્મિલાને) આજે જમવાનું શું કર્યું છે?

ઊર્મિલા : રોજ થાય છે તે.

ડૉ. વ્રજકિશોર : દીકરો ઘરે આવે અને સાદુ જમવાનું!

ઊર્મિલા. આ મિષ્ટાન્ન જમવાનો વખત છે?

ડૉ. વ્રજકિશોર : એટલે તમારે મને જમાડવો નથી!

ઊર્મિલા : તમે કેવા માણસ છો? દીકરો માંદો થઈ આવે અને તમે જમવાનું માગો છો?

ડૉ વ્રજકિશોર : કોઈ ગંભીર સ્થિતિનો દરદી હાથમાં આવે ત્યારે અમને ડૉક્ટરોને જમવાનું ખૂબ ભાવે!

ઊર્મિલા : બોલશો નહિ!

ડૉ. વ્રજકિશોર : ખરું કહું છું લોભની બાબત બાજુ પર રાખીએ તોપણ અમારે તે વખતે પેટ ભરી જમવું જોઈએ. તેમ ન કરીએ તો છરી કેવી રીતે ચાલે?

ઊર્મિલા : મને તમારા સ્વભાવની અદેખાઈ આવે છે. એક વકીલ અને એક ડૉક્ટર થયા તેને બદલે બંને ડૉક્ટર થયા હોત તો કેવું સારું?

ડૉ. વ્રજકિશોર : તેમાં તમે ફાવત નહિ. મારી માફક નીલકંઠરાય અત્યારે વિધુર હોત!

ઊર્મિલા : મશ્કરીએ ચડ્યા એટલે મશ્કરી ચાલવાની. મને તમારી મશ્કરી નથી ગમતી. હૃગાહસમાં તમે જયકૃષ્ણને બરાબર તપાસી નહિ શકો.

ડૉ વ્રજકિશોર : હું જયકૃષ્ણની દવા કરવાનો નથી.

ઊર્મિલા : કેમ?

ડૉ. વ્રજકિશોર : ડૉક્ટર તરીકે મેં સગાસ્નેહી પાસેથી કંઈ મેળવ્યું નથી અને ઘણું ગુમાવ્યું છે. બધાની દવા કરવી મેં બંધ કરી છે.

ઊર્મિલા : તમારે ફી લેવી હોય તો ફી લેજો.

ડૉ. વ્રજકિશોર : ફી લઉં તો તમે બદનામ કરો. કહો કે મિત્ર થઈ પૈસા લે છે!

ઊર્મિલા : એ બધા બહાનાં ચાલવાનાં નથી.

[બહારથી ગાડીનો અવાજ આવે છે. 'આવ્યો' બોલી ઊર્મિલા ઉતાવળી બારણા તરફ ધસે છે. નીલકંઠરાય પત્રકમાંથી ઊંચુ જુએ છે. બાળા ઊઠવું કે નહિ તેનો વિચાર કરે છે. ઊર્મિલા સાથે જયકૃષ્ણ આવે છે. તેનું મોં સુકાઈ ગયું છે. આંખો નિસ્તેજ છે. કોઈ પારકા મકાનમાં વણનોતર્યો દાખલ થતો હોય તેમ તેનાં પગલાં શિથિલ છે. . . . બધા જુદાજુદા આવકારના શબ્દ બોલે છે. જવાબમાં તે ટૂંકું નીચું નમાવે છે, અને પાસેની ખુરશી પર બેસી જાય છે. ઊર્મિલા તેની બાજુમાં ઊભી રહે છે. જયકૃષ્ણ બાળા તરફ નીચી નજરે જુએ છે. સહજ ઉત્સાહમાં આવી બોલવા જાય છે: અંદરથી કોઈ પકડી રાખતું હોય તેમ બોલી શકતો નથી.]

ઊર્મિલા : પાણી મગાવું ?

[જયકૃષ્ણ રોકાથી હા પાડે છે.]

ઊર્મિલા : (મોટેથી) ધમલા, પાણી લાવ !

[શાંતિ ફેલાય છે. ધમલો પાણી લઈ આવે છે. પગ રહી ગયો હોય, તેમ તે લંગડાય છે. દરેક ડગલે દુઃખ થતું હોય તેમ તેનું મો કટાણું બને છે.]

ધમલો : (પાણી આપી) ભાઈ આવ્યા કે ?

જયકૃષ્ણ : હા.

ધમલો : શરીર સારું છે ને ?

જયકૃષ્ણ : હા.

ધમલો : પણ ભાઈસાહેબ, મને ઠીક થતું નથી !

[તે ચોર નજરે ડૉક્ટર તરફ જુએ છે. ડૉક્ટર મૂછમાં હસે છે.]

ઊર્મિલા : અત્યારે તારા દુઃખ રડવાનો વખત છે ?

ધમલો : બા, બહુ દુઃખ થાય છે ! કાલ આખી રાત આંખ મીચી નથી ! શું દુઃખે છે—શું દુખે છે !—આહ ! પગ કાપી નાખવાનું મન થાય છે ! ડાક્ટરસાહેબ સારી દવા કરતા નથી કે ઠીક થઈ જાય.

ડૉ. વ્રજકિશોર : દવા ચોળે છે કે નહિ ?

ધમલો : દિવસમાં દસ વખત ! પણ દવા ચોળ્યે શું વળે ? પીવાની દવા આપો તો ફેર પડે.

ડૉ. વ્રજકિશોર : કોણે કહ્યું, પીવાની દવાની જરૂર છે ?

ધમલો : બધા રોગનું કારણ પેટ અને અશક્તિ. તેમાં ઠીક થાય તો રોગ મટે.

ડૉ. વ્રજકિશોર : તું અડધો ડૉક્ટર છે ? કહે શી દવા આપું ?

ધમલો : ભૂખ લાગે અને શક્તિ આપે તેવી. બજારમાં તૈયાર મળે છે તેવી નહિ; પણ—

ડૉ. વ્રજકિશોર : મકૃતિયા !

ધમલો : સાહેબ એ શું બોલ્યા !—એમ હોય તો આ રોગ પાછળ પાયસો રૂપિયા ખરચવા તૈયાર છું બધા વૈદદાક્તરોથી થાકી છેવટે તમારે આશરે આવ્યો છું. આજ દવાખાને આવું ?

ઊર્મિલા : જજે, એમા આટલી પચાત શી ?

ધમલો : અરે બા, હું જાઉં છું ત્યારે કમ્પાઉન્ડર બે ટીપાં તેલ આપી કાઢી મૂકે છે ! દાક્તરસાહેબને મળવાનું કહું છું ત્યારે કામમાં છે, બહાર ગયા છે, કાલે આવજે એવાં બહાનાં બતાવે છે !

ઊર્મિલા : હવે જયકૃષ્ણની દવા લાવવાની થશે. તેની સાથે તારી લાવજે.

ધમલો : તો ઠીક ! (ખુશ થતો જાય છે)

ઊર્મિલા : ડૉક્ટર, હવે જયકૃષ્ણને તપાસો.

જયકૃષ્ણ : (અચાનક) નહિ ! મારે દવા કરાવવી નથી !

ઊર્મિલા : કેમ શું છે ?

જયકૃષ્ણ : કંઈ નહિ, મારે દવા કરાવવી નથી. મારે કંઈ કરાવવું નથી.

હું મારી પોતાની રીતે મરવાનું—(હૂમો. લરાઈ આવે છે.)

[ બધાં સતેજ થઈ જાય છે. ]

ઊર્મિલા : શું છે !—એમાં રડે છે શા માટે ? સૌ સારું થઈ જશે ! દવા તો કરાવવી જોઈએ.

જયકૃષ્ણ : (હઠે ચડેલા બાળક માફક) નહિ ! નહિ ! દવા મને ફાયદો કરશે નહિ ! મને કઈ કહેશો નહિ. મારે કંઈ કરવું નથી. મને એકાંતની જરૂર છે.

[ બધાના આશ્ચર્ય વચ્ચે તે ઊભો થઈ જમણી બાજુના બારણામા ચાલ્યો જાય છે. ]

## અંક બીજો

[ દીવાનખાનું.

સોફા ઉપર જયકૃષ્ણ બેઠો છે તે ઉલ્લાસમા છે. ચહેરા પર લાલી દેખાય છે તેના હાથમાં મતપત્રક દેખાય છે. દૃષ્ટિ રેડિયો પર છે. રેડિયોમાથી સંગીત આવે છે. જયકૃષ્ણ સંગીતમા લીન હોય તેમ ડોલે છે.

બાળા દાખલ થાય છે. જયકૃષ્ણ સ્વસ્થ બની જાય છે. ]

બાળા : ઓહો ! - તમે સંગીતમાં રસ લો છો ! (નિર્દોષપણાથી) મેં આજે જ જાણ્યું !

જયકૃષ્ણ : ધમલાએ ચાલુ કર્યું હતું. ઊઠવાની આળસે બંધ કર્યુ નથી.

બાળા : તમે તેમાં તલ્લીન હતા ?

જયકૃષ્ણ : ખાસ નહિ. બંધ કરીને એમ.

બાળા : મને સંગીત ગમે છે. પૂરું થશે બંધ કરીશ.

[ બાળા ઊભી રહી ધ્યાનથી સંગીત સાંભળે છે. તેની વર્તણૂક સમજવા મથતો હોય તેમ જયકૃષ્ણ તેના મુખ તરફ જોઈ રહે છે. સંગીત બંધ થયે, રેડિયો બંધ કરી બાળા જયકૃષ્ણ પાસે આવી બેસે છે. ]

બાળા : મુંબઈથી આવ્યા પછી તમારામાં ઘણો ફેર પડી ગયો છે.

જયકૃષ્ણ : શરીરમાં સુધારો થયો છે.

બાળા : મનમાં પણ.

જયકૃષ્ણ : હં.

બાળા : (વાત બદલી) તમે મુંબઈ શું કરી આવ્યા તે તો કહેતા નથી.

જયકૃષ્ણ : એમા કહેવા જેવું શું છે ?

બાળા : કેમ નહિ ?

જયકૃષ્ણ : (પ્રશ્ન તરફ અણગમો બતાવી) અભ્યાસ કરી રહેલો માણસ મુંબઈ શા માટે જાય ?

બાળા : (ચમકતી આંખે) કદાચ મોજશોખ કરવા !

જયકૃષ્ણ : તું મારો સ્વભાવ જાણે છે. કોઈ જગાએ સ્થિર થયા વિના હું મોજશોખ કરું ?

બાળા : માણસ ક્યારે ફરે છે તે કહેવાય નહિ.

જયકૃષ્ણ: (સ્વર બદલી) તું પણ માણસમા આવી જાય છે.

બાળા: (સચેત બની) મારામાં કંઈ ફેરફાર થયો નથી

જયકૃષ્ણ: બીજા મનુષ્ય કરતાં તું પોતાને ઊંચી કક્ષાની માનતી હોઈશ!

બાળા: એમ નથી. મારામાં ફેરફાર થયો નથી, તે મારે કહેવુ છે.

જયકૃષ્ણ: કેટલીક બાબતો કલા કરતાં વર્તનથી સારી સમજાય છે.

બાળા: દાખલો આપશો?

જયકૃષ્ણ: મારી પરીક્ષાના પરિણામ પછી તારામાં થયેલા ફેરફારનો વિચાર કર.

બાળા: હું છું તેવી ને તેવી છું. પાસનાપાસની મને બહુ કિંમત નથી. બીજી સ્ત્રીઓ માફક હું વિજય પાછળ ઘેલી નથી.

જયકૃષ્ણ: તો પ્રભાકર પાછળ કેમ રીને . . .

બાળા: ઘેળો. બીજી સ્ત્રીઓ જેવી મને ગણી તમે ખોટું ભૂત મનમાં ઘાલ્યું છે! પ્રભાકર તરફ મારો ભાવ હતો તે છે. તમે બંને મારે મન સરખા છો. પણ આ ઉપરથી સાબિત થાય છે કે પ્રભાકરને તમે વિરોધીરૂપે જુઓ છો. તે રીતે જોવાનો તમને હક્ક નથી. સહાધ્યાયી તરીકે બને સાથે મારી મિત્રતા થયેલી. બંનેને મેં મિત્ર તરીકે જ લીધા છે; પ્રેમી તરીકે કોઈને નહિ. મારે પ્રેમી જોઈતા નથી, ત્યાં પ્રભાકર પર પક્ષપાતનો પ્રશ્ન ક્યાં રહ્યો? તમે તે વિચાર કાઢી નાખજો, અને સાથેસાથે ખ્યાલમાં રાખજો કે હું કોઈની પ્રિયા બનવા માગતી નથી!

જયકૃષ્ણ: (કટાક્ષથી) વધુમાં . . .

બાળા: તમારી બોલવાની રીત જોઈ મને દિલગીરી થાય છે. મારા શબ્દો તમને સાચા લાગતા નથી. તેને સાચા તરીકે લેવા તમારુ મન ઘડાયેલું ન હોય તો હું લાચાર છું.

[આગળ બોલ્યા વિના બંને બેસી રહે છે. સામુ બારણું ખૂલે છે. ડોકટર આવે છે. બંનેને વાતો કરતા દેખી તે અંચાય છે.]

ડૉ. વ્રજકિશોર: મારું આવવું વાધારૂપ નથી ને?

જયકૃષ્ણ: જરા પણ નહિ.

ડૉ. વ્રજકિશોર: જુવાન માણસ છો!

બાળા: મારે વાંધારૂપ છે. તે દર્શાવવા હું જાઉં છું. (ઊભી થાય છે.)

ડૉ. વ્રજકિશોર: તારે જવું હશે તે જતી હશે.

બાળા: નહિ, તમારુ આવવું મને વાંધારૂપ છે જ. સાહેબજી.

[બાળા જાય છે. ડોકટર જયકૃષ્ણ પાસે આવી બેસે છે.]

ડૉ. વ્રજકિશોર: શી વાત કરતાં હતાં?

જયકૃષ્ણ: કંઈ નહિ.

ડૉ. વ્રજકિશોર: તોપણ?

જયકૃષ્ણ: સામાન્ય.

ડૉ. વ્રજકિશોર: (મર્મમાં) યુવાનોની સામાન્ય વાતો ગૂઢ અર્થથી ભરેલી હોય છે.

જયકૃષ્ણ: ચૂંટણીની વાત કરતાં હતાં.

ડૉ. વ્રજકિશોર: વધારે નહિ!

જયકૃષ્ણ: ના.

ડૉ. વ્રજકિશોર : તને ખાનગીમાં એક ચેતવણી આપું: તે છોકરીને પરણવાની ઇચ્છા રાખવા કરતાં કુંવારા રહેવું વધારે પસંદ કરજે!

જયકૃષ્ણ: (આવેશથી) હું તમને જણાવું કે તેની સાથે પરણવાનું મન થાય તે કરતાં કુંવારા રહેવું હું વધુ પસંદ કરીશ!

ડૉ. વ્રજકિશોર: ઘણું સરસ. કોઈ પુરુષનો અમુક સ્ત્રી ઉપરથી રાગ ઊતરી જતો જોઉં છું ત્યારે મને તે પુરુષોનો ઉત્કર્ષ નજીક લાગે છે. પણ આ અચાનક ફેરફાર શાથી?

જયકૃષ્ણ. જે સ્ત્રી આપણી સ્થિતિ ફરે તેમ ફરે તે સબંધ રાખવા જેવી છે?

ડૉ. વ્રજકિશોર: તો તારો વિરાગ રોષ છે. બાળા પકડાઈ, પસ્તાઈ પાછી આવે એમ તું ઇચ્છતો હોઈશ.

જયકૃષ્ણ. નહિ—કદી નહિ! એવી અસ્વાભાવિક છોકરી સાથે મારે સંબંધ ન જોઈએ!

ડૉ. વ્રજકિશોર. અણબનાવ થયો એટલે તેનામાં ન રહેલા દોષો તને દેખાશે. તેનાથી છૂટા થવાનો એ ઉપાય સારો નથી. મારા દરદી તરીકે તને સલાહ આપું છું કે બાળા તરફ રોષની દૃષ્ટિથી ન જો. તેને એક સામાન્ય છોકરી તરીકે લે અને તેની સાથે જૂનો સંબંધ ન હોય તેમ વરત (તેમના બોલ્યાની અસર જયકૃષ્ણ ઉપર ન થતી દેખી તે ધીરેથી વાત બદલે છે.) ધમલાને કેમ છે?

[એકદમ ધમલો બારણું ખોલી આવે છે.]

ડૉ વ્રજકિશોર: તું એકદમ ક્યાંથી? બારણા પાછળ ઊભો રહી અમારી વાત સાંભળતો હતો ને?

ધમલો. ના, સાહેબ. હુ તમને પૂછવા આવતો હતો કે ચા સાથે કંઈ ખાવાનું લાવું?

ડૉ. વ્રજકિશોર: તું બહુ ઉસ્તાદ છે! તારા પગને કેમ છે?

ધમલો: એક આની ફેર છે.

ડૉ. વ્રજકિશોર: પંદર દિવસથી દવા લે છે અને એક આની ફેર! આ રીતે તને સારું થતાં એક વરસ થશે!

ધમલો: સાહેબ, બધા કહે છે કે ઘીદૂધ વધારે ખાધે આ રોગ વહેલો મટે. દેશી વૈદના જેવી કોઈ દવા આપોને!

ડૉ. વ્રજકિશોર: શીરો ખાવાનું મન થયું હશે!

ધમલો: સાહેબ, શું હું મારી જીભ માટે સારી દવા માગું છું? તમને એમ લાગતું હોય તો હું ફક્ત ઘી પીશ! સાહેબ, તમે એવી કોઈ દવા આપો કે આ ચૂંટણી પહેલાં સારુ થઈ જાય, અને મારાથી દોડાદોડ થાય.

ડૉ. વ્રજકિશોર: દોડાદોડથી જ તારો વા ભાગી જશે.

ધમલો: સાહેબ, એમ તે વા મટતો હશે!

ડૉ. વ્રજકિશોર: ખરું કહું છું. તારે કંઈ કામ કરવાનું નથી એ વા થવાનું કારણ છે. તારા પર મેદ ચડ્યો છે તે શું બતાવે છે? નહિ તો ચાકર માણસને કદી વા થાય? તારે વા જલદીથી મટાડવો હોય તો સવારમાં ઊઠબેસ કરવાનું શરૂ કરી દે. ખરી દવા એ છે.

ધમલો: સાહેબ, તમે દાઝ્યા ઉપર ડામ જેવું કરો છો! મારાથી ચાલી શકાતું નથી, ત્યાં ઊઠબેસ કરવાનું કહો છો! (રીસથી) મારે તમારી દવા કરવી નથી. હું કોઈ દેશી વૈદ્યને શોધી કાઢીશ.

ડૉ. વ્રજકિશોર: તો શીરો ખાવા મળશે? ઠીક, તેના આનંદમાં અમારા માટે ચા બનાવી લાવ.

[ડૉક્ટર ધીમું હસે છે. ધમલો ક્યવાને મને જાય છે. ઉતાવળા નીલકંઠરાય દાખલ થાય છે.]

નીલકંઠરાય: અરે, ડૉક્ટર, તમે અહીં શું કરો છો?—આ બેસી રહેવાનો વખત છે! તમે મજમુદારને મળ્યા'તા કે? (ડૉક્ટર પાસે બેસે છે.)

ડૉ. વ્રજકિશોર: એ લોક વિશ્વાસ રાખવા જેવા નથી. તમે તેઓના મત ગણતરીમાંથી કાઢી નાખજો.

નીલકંઠરાય: કંઈ વાંધો નહિ...તમારા પેલા 'ડી' વૉર્ડના બે દરદીની શી સ્થિતિ છે?

ડૉ. વ્રજકિશોર: એક સુધારા પર છે, બીજો મરવાની તૈયારી કરે છે.

નીલકંઠરાય: પ્રમિલાની શી સ્થિતિ છે?

ડૉ. વ્રજકિશોર: સુધારા પર.

નીલકંઠરાય: તો ઠીક. સાંભળ્યું છે કે તેનો પતિ ત્યાં બહુ લાગવગ ધરાવે છે અને તે એની લાડકી બેરી છે. ચૂંટણી સુધી તેની માંદગી ચાલશેને?

ડૉ. વ્રજકિશોર: કહેવાય નહિ.

નીલકંઠરાય: ત્યાં સુધી ચલાવજો. તેની ફી લેશો નહિ. કોઈ રીતે તેને આભાર નીચે રાખજો

ડૉ. વ્રજકિશોર: ઠીક!

નીલકંઠરાય: (ક્ષણુ થોભીને) જયકૃષ્ણ તારે એક કામ કરવાનું છે.

જયકૃષ્ણ: કરીશ.

નીલકંઠરાય: 'બી' વૉર્ડમાં સમાજસુધારક મંડળ છે તે તું જાણે છે ને?

જયકૃષ્ણ: હા.

નીલકંઠરાય: તેના મંત્રીને ઓળખે છે?

જયકૃષ્ણ: મારી સાથે અભ્યાસ કરતા હતા.

નીલકંઠરાય: તે સામા પક્ષ તરફથી કામ કરે છે. સાંભળ્યું છે કે તેને મહાસભા માટે લાગણી છે. પણ આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી તે સામા પક્ષનું કામ કરે છે. તારે તેની પાસે જવાનું. તેને સામા પક્ષ તરફથી શી મદદ મળે છે તે કઢાવવાનું, અને તેથી વધારે મદદ આપવાનું વચન આપવાનું. ચૂંટણી પછી તેને સારુ સારી નોકરીની વ્યવસ્થા થશે તેની ખાતરી આપજે.

જયકૃષ્ણ: સારું

નીલકંઠરાય: કામ અત્યારે કરવાનું. બને તો આજ રાત્રે તેને આપણે ત્યાં જમવા લાવજે. ન બને તો નોતરું દેતો આવજે.

જયકૃષ્ણ : સારું.

[ધમલો ચાની ટ્રે લઈ આવે છે. તે ટ્રે જયકૃષ્ણ પાસે મૂકે છે.]

નીલકંઠરાય : ધમલા, મહારાજને કહેજે કે રાત્રે દસ માણસ વધારે જમવાનાં છે !

[જવાબ આપ્યા વિના ધમલો જાય છે.]

નીલકંઠરાય : સાંભળ્યું કે ?

ધમલો : (જતાં જતાં) હં.

નીલકંઠરાય : ભાઈનો મિજાજ ઠેકાણે નથી.

ડૉ. વ્રજકિશોર : એને શીરો ખાવો છે !

ધમલો : (મોં કટાણું કરી) અહીં કોને શીરો ખાવો છે ! (જાય છે.)

નીલકંઠરાય : ડૉક્ટર ચૂંટણી સુધી તેને ભીડવશો નહિ

[ચા બનાવી જયકૃષ્ણ બંનેને આપે છે. બંને ચા પીએ છે ]

નીલકંઠરાય : ડૉક્ટર, રાત્રે જમવા આવશોને ?

ડૉ. વ્રજકિશોર : વખત હશે તો આવીશ.

નીલકંઠરાય : આવજો જ. સાથે ધીરજલાલ અને ભગવાનદાસને લેતા આવજો. તેમને નિમંત્રણ આપ્યું છે, પણ તમારા વિના તે આવશે નહિ. એમને આપણે બોલાવવા તો જોઈએ.

ડૉ. વ્રજકિશોર : તેમને લેતો આવીશ.

(શાંતિ)

નીલકંઠરાય : (જયકૃષ્ણને) બાળા આવી હતી ?

જયકૃષ્ણ : હા. મેં તેને વાત કરી નથી. હું તેની મદદ માગવાનો નથી. મેં તેની મિત્રતા છોડી દીધી છે

નીલકંઠરાય : આ વખત મિત્ર વધારવાનો છે કે ઓછા કરવાનો ?

જયકૃષ્ણ : મને બાળા બાબત કંઈ પૂછશો નહિ.

નીલકંઠરાય : શું થયું છે ?

જયકૃષ્ણ : કંઈ નહિ.

[જયકૃષ્ણને સમજવા માગતા હોય તેમ નીલકંઠરાય તેની તરફ જોઈ ચા પીએ છે. ચા પી રહી તે અને ડૉક્ટર ઊઠે છે.]

નીલકંઠરાય : હું જાઉં છું. તુ પેલા મંત્રીને મળવાનું ભૂલતો નહિ

જયકૃષ્ણ : હમણાં જ જાઉં છું.

[ડૉક્ટર અને નીલકંઠરાય જાય છે. જયકૃષ્ણ જમણી બાજુના ખંડમાં જાય છે. ધમલો આવી ટ્રે લઈ જાય છે. તેને સામી ઊર્મિલા મળે છે.]

ઊર્મિલા : બધા ગયા ?

ધમલો : હા.

ઊર્મિલા : જયકૃષ્ણ સુદ્ધાં ?

ધમલો : દેખાતા નથી.

ઊર્મિલા : (નિરાશાથી) ગયો હશે.

[તે વિચારમાં વ્યગ્ર ચિત્તે આંટા મારે છે. કપડામાં સજ્જ થઈ જયકૃષ્ણ આવે છે.]

ઊર્મિલા : ક્યાં ચાલ્યો !

જયકૃષ્ણ : એક માણસને મળવાનું છે.

ઊર્મિલા : ચૂંટણી માટે ?

જયકૃષ્ણ : હા.

ઊર્મિલા : હું જાણતી જ'તી તારા બાપુ તને તેમાં કામ કરાવવાના જ. તને ખબર છે કે તારે કોઈ જાતની લમણાઝીક, રખડપટ્ટી કે ફિકર કરવાની નથી ? ચૂંટણીમાં પડીશ એટલે એ બધું થવાનું !

જયકૃષ્ણ : બા, તમને ખબર છે, આ ચૂંટણી મારે મન કેટલી મહત્ત્વની છે ? ઇંગ્લંડથી આવ્યો ત્યારે મારી સ્થિતિ તમે જોઈ હતી. તે વખતે મારી બધી ભાવનાઓનો ભૂકો થઈ ગયો હતો. જીવન જીવવા કરતાં હું મરવા વધુ તૈયાર હતો. હું ઘરની બહાર નીકળી શકતો નહોતો. ચૂંટણીએ મારી ભાવનાઓ જાગૃત કરી છે. મને જીવનમાં રસ પડવા લાગ્યો છે. હું ઉત્સાહથી બહાર નીકળું છું. ચૂંટણીને ફત્તેહમંદ કરવા મારાથી બને તે મારે કરવું જોઈએ !

ઊર્મિલા : પણ શરીરનું શું થશે ?

જયકૃષ્ણ : શરીરને કંઈ થવાનું નથી. ચૂંટણી બાદ, ઇંગ્લંડ ગયો ત્યારે હતું તેવું શરીર થાય છે કે નહિ તે તમે જોજો. આટલા દિવસ હું ઘરમાં બેસી રહ્યો છું. છતાં ચૂંટણીમાં મારે શું કામ કરવું તેની રચના કરતો હતો, તેથી જ મારું શરીર સારું થયું છે. મારું શરીર તમારે સારું થવા દેવું હોય તો મને ચૂંટણીમાં કામ કરતાં રોકશો નહિ. મારે મોડું થાય છે. હું જાઉં છું.

[જયકૃષ્ણ જાય છે. ઊર્મિલા મૂંઝાતી ઊભી રહે છે.]

## અંક ત્રીજો

[દીવાનખાનું.

ધમલો સાફસૂફ કરે છે. તેનો વા રહ્યો નથી. તે સોફા એટલા જોરથી ખંખેરે છે કે આખા ખંડમાં ધમાલ થઈ રહે છે. આમ કરવામાં તેને મજા આવતી હોય તેમ તે કૂદતો જાય છે અને ફરનિચર ઝાપટતો જાય છે.

ઊર્મિલા આવે છે. ધમલો ધીમો પડે છે. ]

ઊર્મિલા : કેમ, આટલું બધું શું છે ?

ધમલો : બા, બહુ દિવસનો કચરો ભેગો થયો છે.

ઊર્મિલા : ધમાલ કરી સાફ કરાય ?

ધમલો : બરાબર ઝપટાય ત્યારે સાફ થાય ને ?

ઊર્મિલા : કે શીરાનું જોર આવ્યું છે ?

ધમલો : (હસી પડી) બા, એ વૈદની દવાએ મારા ઉપર વીજળી જેવી અસર કરી છે. જુઓ, વા કેવો ભાગી ગયો છે ! (પગ લાંબો કરી પછાડે છે)

ઊર્મિલા : બહુ સારું, તું ઝટ સાફ કર.

ધમલો : બા, મારું માનો તો ડૉક્ટરની દવા બંધ કરી જયકૃષ્ણભાઈની દવા વૈદ પાસે કરાવો.

ઊર્મિલા : વિચાર કરીશું

ધમલો : વિચાર શો કરવાનો છે? ડાક્ટર શીશીમાં પાણી ભરી આપે, તેની અસર થતાં પાંચ વરસ થાય! વૈદ સોનાચાંદીની ભસ્મો ખવડાવે અને માણસ લોખંડ જેવો થઈ જાય! કહો તો કાલે વૈદને આપણે ત્યાં બોલાવી લાવું?

ઊર્મિલા : બોલાવવા હશે ત્યારે કહીશું.

ધમલો : અને બા—(અટકી જાય છે)

ઊર્મિલા : શું છે?

ધમલો : સાહેબ ચૂંટાય ત્યારે મને કંઈ—

ઊર્મિલા : ચૂંટાવા તો દે!

ધમલો : ચૂંટાવાના જ. પા કલાકમાં જાણશે. જુઓ બા, આ ચૂંટણીમાં મેં ઓછું કામ કર્યું છે? હું કંઈ આશા—(મો કાંઈ કરે છે.)

ઊર્મિલા : આપીશું તારું કામ પૂરું કર! તેઓ આપવામાં છે.

ધમલો : બે મિનિટમાં કરી નાખ્યું જાણોને!

[ ઊર્મિલા સામા બારણામાં થઈ જાય છે. ધમલો ખંડ સાફ કરી જાય છે. ઊર્મિલા અને બાળા વાત કરતાં આવે છે. ]

ઊર્મિલા : બહેન, મારાથી એકાંત સહન થતું નથી. થાય છે કે શું થશે!

બાળા : અત્યાર સુધી તમે આગળ છો. મને લાગે છે કે તમે જીતશો.

ઊર્મિલા : સારું, તેમ થાય તો. નહિ તો જયકૃષ્ણનું શું થશે તે કહેવાય નહિ. સારું થયેલું શરીર તેણે પંદર દિવસમાં ખરાબ કરી નાખ્યું છે! છેલ્લા પાંચ દિવસથી ઊંઘ્યો નથી. મેં તેને ટાઉનહોલમાં જવા ના કહી પણ તેણે માન્યું નહિ—ડૉક્ટરનું સુદ્ધાં!

બાળા : તે માને તેવા નથી.

ઊર્મિલા : તું જાણે છે, આ બધું શા માટે છે?

બાળા. (ચોંકીને) એમાં મારો દોષ નથી.

ઊર્મિલા : તારો દોષ નથી! મોટા માણસ થઈ તને પરણવું એ તેની ભાવના હું સમજતી હતી, અને તું ન સમજે તે બને? તારે પરણવું નો'તું તો આટલો ઊંડો સંબંધ શા માટે થવા દીધો?

બાળા : સ્ત્રીને ફળરૂપે મેળવવા પુરુષ મોટો થવા યત્ન કરે છે, તેની મને ખબર નહોતી.

ઊર્મિલા : તે મોટો માણસ થાત તો તું પરણત ને?

બાળા. કદી નહિ. કોઈની મોટાઈમાં અંજાઈને પરણવામાં કે કોઈના કર્મના ફળરૂપે બનવામાં મને નાનમ આવે છે. જયકૃષ્ણભાઈ મને ફળરૂપે લેતા જાણતી હોત તો તેમની મિત્રતા ન કરત. વધુમાં, નિકટના સ્નેહી થવામાં રહેલા ભયનું ભાન મને તે વખતે નહોતું. આપણી પાસે અમુક આશા રખાય છે. આશા પૂરી ન કરીએ તો રીસનું કારણ બનીએ છીએ. પૂરી કરવા જઈએ તો કદાચ આપણું આ જગતમાં આવવું સફળ થતું નથી. થોડા વખતથી મારા ખ્યાલમાં આવ્યું'તું કે જયકૃષ્ણ અને પ્રભાકર બંને મારા તરફ અમુક આશાથી જુએ છે. તેમને ખોટું લગાડવાની બીકે તે આશા હું ભાંગી શકેલી નહિ. તેમ કરતાં હું વધુ સપડાતી ગઈ.

ઊર્મિલા : તેમની મિત્રતા શા માટે બાંધેલી?

બાળા : બધા મિત્ર બને છે તેમ.

ઊર્મિલા : તારા રૂપ પાછળ ઘેલા કરવા નહિ?

બાળા : મને મારા રૂપનો ખ્યાલ નથી, ત્યાં ઘેલા કરવાનું ક્યાં રહ્યું?

ઊર્મિલા : (ધીમી પડી) એમાંથી એકને તું પરણીશ ને?

બાળા : ના; એમાંથી એક પણ મારા માપમાં બેસતા નથી. એક એટલો બધો લાગણીપ્રધાન અને મહત્ત્વાકાંક્ષી છે કે તેની સાથે મારો સંસાર સ્વર્ગ કે નરક બને. બીજો એટલો વરેવાડુ અને હોશિયાર છે કે મને રેંટિયો કાંતતી ડોશી બનાવી દે! બીજી દષ્ટિથી જોતાં, કોઈની સાથે પ્રથમ દૃષ્ટિએ હું પ્રેમમાં પડી નથી. હું પ્રથમ દૃષ્ટિના પ્રેમને માનતી નથી. હૃદય પરણવા ઉશ્કેરતું નથી. મન હા કહેતું નથી. શા માટે પરણવું?

ઊર્મિલા : તો તું કુંવારી રહીશ?

બાળા : ના, હું ડૉકટરને પરણવા માગું છું!

ઊર્મિલા : (ચોંકીને) ડૉક્ટર!—ડૉક્ટર!—એ ચાલીસ વરસના ડૉક્ટર અને તું વીસ વરસની છોકરી! તેં અક્કલ ગુમાવી છે કે શું?

બાળા : તમને ડૉક્ટરની ઉમરનો વાંધો છે ને? તો હું જણાવું છું કે હું જૂના જમાનાની યુવતી નથી કે મને યુવાન પતિની જરૂર પડે! શરીર કરતાં મનના આનંદને હું વધુ મહત્ત્વ આપુ છુ એ બંને યુવાનો કરતા ડૉક્ટર મારે મન વધારે છે.

ઊર્મિલા : ડૉક્ટરે તને સ્વીકારી લીધી હોય તે રીતે તુ વાત કરે છે! જયકૃષ્ણ અને તારી મિત્રતા જાહેર થઈ ગયેલી હતી ડૉક્ટર તે સારી રીતે જાણે છે. ડૉક્ટરે જયકૃષ્ણને દીકરા જેવો ગણ્યો છે. તે જયકૃષ્ણ ઉપર પડે તેની જરા પણ શક્યતા છે?

બાળા : એ પ્રશ્ન છે તેનો ઉકેલ કેમ આણવો તે સમજાતું નથી.

ઊર્મિલા : તેં ડૉક્ટરને વાત કરી'તી?

બાળા : ના.

ઊર્મિલા : તુ એ આશા છોડી દે. છાનીમાની મારુ કહ્યું કબૂલ કર.

બાળા : નહિ. તમે મને આ બાબતમાં આગ્રહ કરશો નહિ. જરૂર પડશે હું કુંવારી રહીશ.

[ બહારથી ગડબડાટ આવે છે. પગલા સંભળાય છે. બારણું ખૂલે છે. સ્ટ્રેચર ઉપર જયકૃષ્ણને ઉપાડી ડૉક્ટર આવે છે. ધમલો આવે છે. ઊર્મિલા વિહ્વળ બને છે. ]

ઊર્મિલા : શું થયુ?

ડૉ. વ્રજકિશોર : કહું છુ. (કોચ ઉપર જયકૃષ્ણને સુવાડે છે. માણસો ચાલ્યા જાય છે.) બાળા, તું એક કામ કર મારા સુવાના ખંડના કબાટમા બે પીળા રંગની શીશી છે. બહાર ગાડી ઊભી છે. તે લઈ શીશી લઈ આવ, ઝટ જા!

બાળા : જાઉં છું.

[ ઉતાવળી જાય છે. ]

ડૉ. વ્રજકિશોર : ધમલા, તું આઈસબૅગ લાવ!

[ ધમલો જાય છે. ]

ઊર્મિલા : (અધીરાઈથી) શું થયું ?

ડૉ. વ્રજકિશોર : મનગણતરીમાં આપણે શરૂઆતમાં આગળ હતા.

ઊર્મિલા : હ.

ડૉ. વ્રજકિશોર : પછી પાછળ પડ્યા.

ઊર્મિલા : હેં !

ડૉ વ્રજકિશોર : પાછા આગળ આવ્યા.

ઊર્મિલા : પરિણામ શું આવ્યું ?

ડૉ. વ્રજકિશોર : પરિણામની ખબર નથી. ગણતરીમાં આગળ-પાછળ, આગળ-પાછળ થવાથી જયકૃષ્ણ ગભરાઈ ગયો અને બેભાન થઈ ગયો.

ઊર્મિલા : કંઈ વધારે થયું નથી ને ?

ડૉ. વ્રજકિશોર : ના.

[ ધમલો આઈસબૅગ લઈ આવે છે. ઊર્મિલા તે લે છે અને જયકૃષ્ણ પાસે બેસી તેના માથા પર મૂકે છે. તેમ કરતા તે જયકૃષ્ણના ચહેરા પર તાકી રહે છે. ]

ઊર્મિલા : ( ઢીલી બની જઈ ) ડૉક્ટર સાચુ કહો છો, તેને બીજું કંઈ થયું નથી ?

ડૉ વ્રજકિશોર . નથી થયુ.

ઊર્મિલા : જોજો, હોં !

ડૉ. વ્રજકિશોર : ગભરાશો નહિ.

ઊર્મિલા · બીજું કંઈ મગાવવુ છે ?

ડૉ. વ્રજકિશોર : ના

ઊર્મિલા : ધમલા તું બારણા પાસે ઊભો રહેજે.

[ ધમલો બારણા પાસે જાય છે. ઊર્મિલા આઈસબૅગ ફેરવે છે. જયકૃષ્ણ જાગૃત થઈ બેઠા થઈ જાય છે ]

જયકૃષ્ણ : ડૉક્ટર, શુ પરિણામ આવ્યુ ?

ડૉ. વ્રજકિશોર . પરિણામ આવશે ત્યારે કહીશ. હમણાં સૂઈ રહે.

જયકૃષ્ણ : ( આજુબાજુ જોઈ ) તમે મને અહીં શા માટે લાવ્યા ? એ લોક ગણતરીમાં ગોટાળો કરાવશે !

ડૉ વ્રજકિશોર : એમ કંઈ ગોટાળો કરી શકાતો હશે ? અને નીલકંઠરાય ત્યાં છે.

જયકૃષ્ણ : તે અંદર ધ્યાન આપી શકશે નહિ. ચાલો આપણે પાછા જઈએ ! (ઊભો થઈ જાય છે.)

ઊર્મિલા . (તેને પકડી રાખી) સૂઈ રહે ! નથી જવાનું ! તને અક્કલ છે કે નહિ ?

જયકૃષ્ણ : (તાણ કરી) મને સારું થઈ ગયું છે. મને જવા દો ! મારે જવું જોઈએ !—ઓહ, અરે ! આ શું થાય છે ! (લમણા પકડી પાછો પડે છે)

ઊર્મિલા : ( વ્યગ્ર બની ) ડૉક્ટર, શું થયું ?

ડૉ વ્રજકિશોર : તમે ગભરાશો નહિ. તેને પડી રહેવા દો. તેનુ મગજ નબળું થઈ ગયુ છે. ગણત આચકા તેનાથી સહન થતા નથી. બાબા દવા લઈ આવશે એટલે હુ તેને લાંબા સમય માટે ઉંઘાડી દઈશ.

આ બીજા કાળમાં સાંસ્થાનિક પ્રદેશો અને ગુલામ દેશોની આ હિલચાલ નિહાળવા જેવી છે. રાષ્ટ્રવાદના જુસ્સાથી અને સ્વરક્ષણના જોરે તે તે દેશની સત્તા પર આવવા મથતા વર્ગે આ હરીફાઈ શરૂ કરી

હવે શાહીવાદે જે નવો પલટો લીધો તે જોઈએ. ઐતિહાસિક ક્રમમાં આ ત્રીજો તબક્કો છે.

પ્રથમ કાળમાં આખા જગત પર સામ્રાજ્ય સ્થાપવાની તેને તક હતી, જેનો મૂડીદાર વર્ગે પૂરેપૂરો લાભ લીધો અને જ્યાં જ્યાં પહોંચી શકાયું ત્યાં તેણે પોતાની ધ્વજપતાકા ફરકાવી દુનિયા સમગ્ત ઉપર તેણે પ્રભુત્વ પાથર્યું. એટલે પોતાના દેશના કામદારવર્ગને શોષણમાં હિસ્સો આપ્યો અને સમજાવ્યો. ઇંગ્લંડનો કામદારવર્ગ આમ નાનો મૂડીદાર બની રહ્યો. હજી સુધી મૂડીદારી પ્રથામાં વિરોધી તત્ત્વો જન્મ્યાં નહોતાં. બીજા કાળમાં સાંસ્થાનિક પ્રદેશો એટલે કે હિંદ જેવા અને ચીન જેવા પછાત મુલકોમાં પણ નવી ઔદ્યોગિક પ્રથા શરૂ થઈ અને તેથી મૂડીદારી જગતમાં આંતરકલહ થયો. ઔદ્યોગિક યુગમાં મોડા સામેલ થયા હતા તે દેશોમાં તથા આ એશિયા અને પછાત દેશોમાં સ્વરક્ષણ એટલે કે સ્વદેશીનું વાતાવરણ જામ્યું.

આ ઇતિહાસના ત્રીજા તબક્કામાં એક નવો બનાવ એ બન્યો કે જૂના મૂડીદારોએ પોતાની મૂડી જ આ સાંસ્થાનિક દેશોમાં ઠાલવવા માંડી. ઓગણીસમી સદીમાં જેઓ માલ મોકલવામાં મોખરે હતા તેમણે હવે મૂડી મોકલી શાહીવાદનું નવું અને છેલ્લું સ્વરૂપ બતાવ્યું. ભાગીદારીના રૂપમાં આ આક્રમણ હતું અને છે. હિંદમાં હમણાં પોલાદનો ઉદ્યોગ અને મોટરોનો ઉદ્યોગ ખિલાવવા વિદેશી અને દેશી મૂડીના સહકારથી પ્રયાસ ચાલે છે તે આ ઐતિહાસિક ક્રમમાં છેલ્લો બનાવ છે. બીજું એક લક્ષણ હજી નોંધવાનું બાકી રહે છે, અને તે સ્વદેશી અને વિદેશી માલના ભાગલા પાડી લઈ, quota નક્કી કરી લઈ, વેપારને આગળ વધારવાના પ્રયાસ મોદી-લીઝ કરાર તેનો તાદૃશ નમૂનો છે. આમ જે બીજા કાળમાં સ્વદેશી મૂડીદારવર્ગ વ્યક્તિગત હરીફાઈમાં પડ્યો હતો અને થોડે અંશે પણ દેશની સ્વતંત્રતાની લડતમાં સાથે ઊભા રહેવામાં હિત સમજતો હતો તે આ ત્રીજા કાળમાં વિદેશી મૂડીદારો અને શાહીવાદના હાથારૂપ બની રહ્યો છે અને આત્મઘાતી વલણ રાખતો રહ્યો છે.

હવે કામદારવર્ગની દૃષ્ટિએ આ ઇતિહાસ તપાસવા જરાક વળી પાછા ફરીએ. અત્રે એટલું યાદ રાખવું જોઈએ કે આ ત્રણ તબક્કા કોઈ ચોક્કસ વર્ષ બતાવતા નથી. અભ્યાસ માટે જ આ કાળનિર્માણ કરેલાં છે. એટલે એક અને બીજા કાળના બનાવો એકમેક બની રહે છે.

ઉપર સૂચન કર્યું છે તે મુજબ શોષક દેશોના કામદારો જેમણે પોતાની સ્ત્રી અને બાળકોના અનન્ત દુઃખના દાવાનળ વચ્ચે મૂડીદારી પ્રથા પગભર કરી તેમને મૂડીદારી પ્રથામાં થોડોક હિસ્સો મળ્યો જેનો હજી પણ મૂડીદાર દેશના કામદારો લાભ લે છે અને મજૂરદ્રોહી તેમ સમાજદ્રોહી બની રહ્યા છે. પરંતુ જો ઇંગ્લંડ જેવા દેશોના કામદારોની સ્થિતિ પણ તપાસીશું તો એટલું તો સાફ જણાઈ આવશે કે તેમના પગાર અને કામગીરીનું ધોરણ નીચું છે. એમ કહેવાય છે કે આ દેશોમાં સરવાળે અમુક સુધી થવા આવ્યું છે (I.F.T U. ના છેલ્લા આંકડા). ઇંગ્લંડ અને બીજા આગળપડતા દેશોમાં કામદારમંડળોની હિલચાલ આમ પ્રગતિ કરતી બની ગઈ છે, એટલું જ નહિ પણ તેને નવા આક્રમણ સામે પીછે હઠ

ઇંગ્લંડ જે મૂડીદાર માલિક છે તેના હડધૂત થયેલા કામદાર મજૂર છીએ. એશિયા અને આફ્રિકાના પછાત પણ ગરમ પ્રદેશના કળદ્રૂપ દેશો યુરોપ અને અમેરિકાના આગળપડતા શાહુકારોના શિકાર થયેલા છે. જગતના આમ બે ભાગલા પડ્યા છે: મૂડીદાર અને કામદાર દેશો. અને હિંદુસ્તાન તેનો epitome છે.

હિંદુસ્તાનનો કામદારવર્ગ આ વાસ્તવિક પરિસ્થિતિના મધ્યમાં છે. અને ઉપર કહ્યું તે પ્રમાણે આ વસ્તુસ્થિતિમાં તેને રહેવું પડે છે આમ હોવાથી હિંદનો કામદારપ્રશ્ન અટપટો બને છે.

કામદારને એક બાજુએ નિત્યના આર્થિક અને કામગીરીના ઝઘડા અને ફરિયાદો મૂંઝવે છે, અને બીજી બાજુએ તેને અનેક રીતે અસર કરતી રાજદારી અને સામાજિક ક્રાન્તિની પરિસ્થિતિ બાબત મૂંઝવું રહે છે એટલે કે, કામદારપ્રશ્ન માત્ર આર્થિક નથી, પરંતુ આર્થિક વિકાસ માટે રાજનૈતિક બની રહે છે. અથવા તો એ એક મહાન સામાજિક ક્રાન્તિની હિલચાલનું મહત્ત્વનું અંગ બને છે.

આ વિચારને જરાક લખાવીએ

ઔદ્યોગિક ક્રાન્તિ એટલે કે કારખાનાંયુગના પરોઢમાં—હિંદુસ્તાન જગતમાં વેપારધંધા અને હાથવણાટના ઉદ્યોગમાં ગણીના સ્થાને બિરાજતું હતું. ઇગ્લંડની યાંત્રિક શાળા હિંદુસ્તાનના શોષણ અને ધનના ઢગે આરંભાઈ અને જોતજોતામાં આ દેશ આ ભયંકર શોષણક્રિયાથી ધોળી પૂણી જેવો થઈ ગયો—તેનું લોહી સુકાઈ ગયું. ઇગ્લંડ મૂડીદાર દેશોની શિષ્ટ ભૂમિ બની રહી. ધીરધીરે કારખાનાંયુગનો મધ્યાહ્ન તપવા લાગ્યો. જૂના જગતના યુરોપના બીજા દેશો અને નવા શોધાયેલા અમેરિકામાં કારખાનાં સ્થપાયાં અને પથરાયાં, અને આમ ક્રમેક્રમે મૂડીદારરૂપી રાક્ષસની ભૂખ વધતી જ ગઈ જગતમાં જ્યાં જ્યાં ખાદ્યખોરાક, કાચો માલ અને બજારો જડયાં ત્યાં એની હજાર ભુજાઓ લંબાઈ અને જૂની મધ્યયુગની ગુલામી દૂર થતા આ નવી જાતની ગુલામી 'સ્વાતંત્ર્ય વેપાર'ને નામે પથરાઇ.

ઔદ્યોગિક યુગના પ્રથમ કાળના અંતે આમ સાહીવાદના ઓળા જગત પર પથરાયા.

ઔદ્યોગિક યુગનો બીજો કાળ શરૂ થયો તે વેળા પેલા પછાત પ્રદેશો જાગ્યા હતા. યુરોપઅમેરિકામાં જે નવાં કારખાનાં સ્થપાયા તેની સામે હરીફાઈ કરવાનો આ પ્રયાગ હતો. મધ્યયુગની રૂઢિઓ અને આર્થિક પરિસ્થિતિ આ પછાત દેશોમા પ્રવર્તતી હતી તેમાંથી માર્ગ કાપી વ્યક્તિવાદના પાયા ઉપર નવા મૂડીદારોને કારખાનાં ચલાવવાનાં હતાં. આ પ્રદેશોમાં નવી લિમિટેડ કંપનીઓના બંધારણ મુજબ નવાં મૂડીદારી કારખાનાં ઊભાં થયાં, જોકે કાંઈક મધ્યયુગની રેખાઓ તેમાં રહી ગઈ (જેમકે અત્યારની એજન્સીની પ્રથા). આ પ્રમાણે જગતના ગુલામ દેશોમાં અને પછાત પ્રદેશોમાં આ નવી મૂડીદારી પ્રથા ધીરેધીરે જામતી ગઈ. ઔદ્યોગિક યુગમાં જેણે પહેલ કરી હતી તે દેશો સામે આ નવું આક્રમણ હતું. દુનિયાના બજારમાં હરીફાઈનું આ નવું તત્ત્વ હતું.

હિંદુસ્તાન શું કે ચીન શું, આ હરીફાઈની હરોળમાં ઊભું રહ્યું અને આમ મૂડીવાદી પ્રથાના અંતરંગમાં જે વિરોધી તત્ત્વો છે તેણે સ્પષ્ટ સ્વરૂપમાં દેખા દીધી અને મૂડીવાદના આત્મઘાતના કાળનો અમલ શરૂ થયો.

આ બીજા કાળમાં સાંસ્થાનિક પ્રદેશો અને ગુલામ દેશોની આ હિલચાલ નિહાળવા જેવી છે રાષ્ટ્રવાદના જુસ્સાથી અને સ્વરક્ષણના જોરે તે તે દેશની સત્તા પર આવતા મધ્યમ વર્ગે આ હરીફાઈ શરૂ કરી

હવે શાહીવાદે જે નવો પલટો લીધો તે જોઈએ ઐતિહાસિક ક્રમમાં આ ત્રીજો તબક્કો છે.

પ્રથમ કાળમાં આખા જગત પર સામ્રાજ્ય સ્થાપવાની તેને તક હતી, જેનો મૂડીદાર વર્ગે પૂરેપૂરો લાભ લીધો અને જ્યાં જ્યાં પહોંચી શકાયુ ત્યાં તેણે પોતાની ધ્વજપતાકા ફરકાવી દુનિયા સમસ્ત ઉપર તેણે પ્રભુત્વ પાથર્યું એટલે પોતાના દેશના કામદારવર્ગને લોપણમાં હિસ્સો આપ્યો અને અગાડ્યો ઇંગ્લંડનો કામદારવર્ગ આમ નાનો મૂડીદાર બની ગયો ૧૯૦૭ સુધી મૂડીદારી પ્રથામાં વિરોધી તત્ત્વો જન્મ્યાં નહોતાં બીજા કાળમાં સાંસ્થાનિક પ્રદેશો એટલે કે હિંદ જેવા અને ચીન જેવા પછાત મુલકોમાં પણ નવી ઔદ્યોગિક પ્રથા શરૂ થઈ અને તેથી મૂડીદારી જગતમાં આંતરકલહ થયો ઔદ્યોગિક યુગમાં મોડા આગળ થયા હતા તે દેશોમાં તથા આ એશિયા અને પછાત દેશોમાં સ્વરક્ષણ એટલે કે સ્વદેશીનુ વાતાવરણ જામ્યુ

આ ઇતિહાસના ત્રીજા તબક્કામાં એક નવો બનાવ એ બન્યો કે જૂના મૂડીદારોએ પોતાની મૂડી જ આ સાંસ્થાનિક દેશોમાં ઠાલવવા માંડી ઓગણીસમી સદીમાં જેઓ માલ મોકલવામાં મોખરે હતા તેમણે હવે મૂડી મોકલી શાહીવાદનું નવું અને છેલ્લું સ્વરૂપ બતાવ્યું સરકારીના રૂપમાં આ આક્રમણ હતું અને છે હિંદમાં હમણાં પોલાદનો ઉદ્યોગ અને મોટરોનો ઉદ્યોગ ખીલવવા વિદેશી અને દેશી મૂડીના સહકારથી પ્રયાસ ચાલે છે તે આ ઐતિહાસિક ક્રમમાં છેલ્લો બનાવ છે બીજું એક લક્ષણ હજી નોંધવાનું બાકી રહે છે, અને તે સ્વદેશી અને વિદેશી માલના ભાગલા પાડી લઈ, quota નક્કી કરી લઈ, વેપારને આગળ વધારવાના પ્રયાસ મોદી-લીઝ કરાર તેનો તાદૃશ નમૂનો છે. આમ જે બીજા કાળમાં સ્વદેશી મૂડીદારવર્ગ વ્યક્તિગત હરીફાઈમાં પડ્યો હતો અને થોડે અંશે પણ દેશની સ્વતંત્રતાની લડતમાં સાથે ઊભા રહેવામાં હિત સમજતો હતો તે આ ત્રીજા કાળમાં વિદેશી મૂડીદારો અને શાહીવાદના હાથારૂપ બની ગયો છે અને પ્રત્યાઘાતી વલણ દાખવી રહ્યો છે

હવે કામદારવર્ગની દૃષ્ટિએ આ ઇતિહાસ તપાસવા જરાક વળી પાછા ફરીએ અત્રે એટલું યાદ રાખવું જોઈએ કે આ ત્રણ તબક્કા કોઈ ચોક્કસ વર્ષ બતાવતા નથી અભ્યાસ માટે જ આ કાળનિર્માણ કરેલા છે એટલે એક અને બીજા કાળના બનાવો એકમેક બની રહે છે.

ઉપર સૂચન કર્યું છે તે મુજબ શોષક દેશોના કામદારો જેમણે પોતાની સ્ત્રી અને બાળકોના અત્યંત દુઃખના દાવાનળ વચ્ચે મૂડીદારી પ્રથા પગભર કરી તેમને મૂડીદારી પ્રથામાં થોડોક હિસ્સો મળ્યો જેનો હજી પણ મૂડીદાર દેશના કામદારો લાભ લે છે અને મજૂરદ્રોહી તેમ સમાજદ્રોહી બની ગયા છે પરંતુ જો ઇંગ્લંડ જેવા દેશોના કામદારોની સ્થિતિ પણ તપાસીએ તો સ્પષ્ટ તો માલૂમ જણાઈ આવશે કે તેમના પગાર અને કામગીરીનું યોગ્ય ધોરણ કે એમ કહેવાય છે કે આ દેશોમાં સગવડો અહીં સુધી થવા આવ્યું છે (IFTU ના છેલ્લા આંકડા) ઇંગ્લંડ અને બીજા આગળપડતા દેશોમાં કામદારમંડળોની હિલચાલ આમ પ્રગતિ કરતી થઈ ગઈ છે, એટલું જ નહિ પણ તેને નવા આક્રમણ સામે પીછે હઠ

કરવી પડી છે. અત્યારે ત્યાં આવી અવદશા છે તેનું એકમાત્ર કારણ એ છે કે આજે મૂડીદારીસમાજ વેગબંધ અધોગતિએ જઈ રહેલો છે, અને જે કામદારોએ અને તેમના સંઘોએ 'જોડે તરવું કે ડૂબવું' એમ માન્યું છે તેમણે આ વાસ્તવિક પરિસ્થિતિમાં આ અવનતિ કબૂલ કરી લીધે જ છૂટકો છે.

આ સ્થિતિ સહેજે સમજાય એવી પણ છે કામદારોનો પોતાનો સ્વાર્થ મૂડીદારના સ્વાર્થ સાથે સંકળાયેલો માની તેમણે ઔદ્યોગિક યુગની ચડતી 'કળા'એ પોતાના મહાજનો મારફતે લડી ઝઘડી પણ એકત્ર મસલત કરી તેમના નફામાં હિસ્સો પડાવ્યો. ત્યારબાદ જગતમાં ઉપર બીજો કાળ વર્ણવ્યો તેમ શાળ અને ત્રાકોની સંખ્યા વધતી ગઈ અને હરીફાઈ વધી તેમ ક્રમશઃ વધુ ને વધુ મંદીના ચકરાવામાં ઉદ્યોગ તેમ કામદારો ફસાતા ગયા. હવે જ્યારે ત્રીજા તબક્કામાં મૂડી પણ પ્રયાણ કરી ચાલી જવા લાગી, ત્યારે કપરામાં કપરો કાળ શરૂ થયો. મૂડીદારોના પગારકાપના આક્રમણ સામે સમાજના જૂના ચોગઠામાં થતું હોય તો તે આક્રમણને બને તેટલું ખાળી લઈ મૂડીદારને શરણે જવું જ રહ્યું. આ રીતે પગારકાપ અને રૅશનાલાઈઝેશનનો સિદ્ધાંત તેમ જ બીજા કામદારોએ સ્વીકાર કરવો પડ્યો.

કામદાર દેશોની સ્થિતિ તો એથી પણ વિકટ હતી ઇંગ્લંડ માફક હિંદમાં પણ ઔદ્યોગિક કારખાના સ્થાપવા માટે ભારેમાં ભારે ભોગ મજૂરને આપવા પડ્યા. સોળ સોળ કલાકની કામગીરી, સ્ત્રી અને બાળકો ઉપરના અત્યંત નામની ચિચિયારી વચ્ચે અહીં કારખાના નંખાયા દેશના ચારે બાજુના આર્થિક શોષણને લીધે બેકારી અને ભૂખમરો વધતાં જતાં હતાં, તે વેળા શહેરના કામદારોને પોતાના પગાર અને કામગીરીનું ધોરણ નિર્માણ કરવું કઠણ પડતું હતું આર્થિક પરિબળો સામે ઊભા રહેવા તેમણે પોતાના સંઘો સ્થાપ્યા અને કેટલેક અંશે જીવનના ધોરણ નક્કી કરવા પ્રયાસો કર્યા. આમ હિંદુસ્તાનમાં કામદાર હિલચાલ શરૂ થઈ.

કામદાર દેશોમાં નવી મૂડીદારી પ્રથા આરંભાઈ, પણ કેટલાંક મધ્યયુગને અનુકૂળ એવા તત્ત્વો હતાં. આ બધી પ્રત્યાઘાતી અસરો સામે પણ કામદારોને ઝૂઝવાનું હતું અને છે. આપણાં કારખાના એજન્સીની પદ્ધતિએ ચાલે છે એટલે તેનામાં તેના દોષો નજરે પડે છે. વંશપરંપરાગત પ્રથાના આ દોષો છે. લિમિટેડ કંપની આગળ વ્યક્તિગત સ્વાર્થ અને લોલુપતા આગળ તરી આવે છે, અને વહીવટ જૂના રાજના વખતમાં પોતપોતાની ધૂન ઉપર નભતો હતો તેમ થવાથી વિશાળ હિત અવગણાય છે.

ઉપર કહ્યું છે પણ ફરીથી ભાર મૂકવાની જરૂર છે કે કામદાર દેશોમાં જે મૂડીદારો વસે છે તેમણે (reactionary role) પ્રત્યાઘાતી વલણ અખત્યાર કરેલું છે. સ્વરક્ષણ અને સ્વદેશીના જમાનામાં કારખાનાંદારોને જે નફા થયા તે દેશની પરતંત્ર દશામાં ટકે એમ નહોતા ગુલામ દેશને પોતાની આર્થિક નીતિ ઘડવાની નથી હોતી, એને તો પરદેશી શાસકોની આર્થિક નીતિને શરણે થવાનું રહે છે એટલે હિંદના મૂડીદારોએ પરદેશી મૂડીદારો સાથે મળી જઈ અનેક કરારો કર્યા. પરદેશી મૂડી અને સ્વદેશી મૂડીનું આ લગ્ન મજૂર માટે મંગળદાયી નથી પણ શાપરૂપ છે.

દરમિયાન આર્થિક અવનતિ વધતી જ ગઈ દુનિયામાં હમેશબંધ માલ ઉત્પન્ન કરનાર કારખાનાં દેશેદેશ પથરાયાં અને આંતરિક હરીફાઈ અતીવ થઈ એ જ સમયે ગરીબ પ્રજાનું જીવનનું ધોરણ હલકું થતું ગયું જે માલ ખાનાર મોટો સમુદાય છે તેની માલ લેવાની શક્તિ ઘટી ગઈ આ સ્થિતિ ગુલામ દેશોમાં વધુ આકરી બની

પરદેશી સત્તા અને મૂડીના આક્રમણને લીધે સર્વત્ર આર્થિક અવનતિ (crisis) ના મૂડીદારી પ્રથાના સર્વ દેશો ધીરેધીરે નમતા ગયા આતંકવાદ અને આંતરહરીફાઈ અને ગરીબી વધી જગત સમસ્તના હલ્લા સામે સંરક્ષણની દીવાલ કેમ ઊભી રહે અને પરદેશી સત્તામાં તો કેમ જ ઊભી રહી શકે? એક આપઘાતક રસ્તામાંથી અનેક ચકરાવામાં મૂડીદારવર્ગ ફસાયો

એટલે હિંદુસ્તાનમાં પણ પગારકાપ અને રૅશનલાઈઝેશનની કામદારોને માથે દ્વિવિધ આપત્તિ ઊતરી અત્યારની મૂડીદારી પ્રથામાં બીજું શક્ય નહોતું

જો કોઈ એક બાબત છેલ્લા પાંચ વર્ષના આર્થિક ઇતિહાસમાંથી સ્પષ્ટ તરી આવતી હોય તો એ છે કે જગતમાં મૂડીદારી પ્રથા માટે કૃષ્ણપક્ષ શરૂ થયો છે, ક્ષય અને અધોગતિ શરૂ થયા છે, અને જો કામદાર હિલચાલ પોતાનું ભાવિ આ પ્રથા સાથે જકડાયેલું છે એમ માને તો તેનો વિનાશ જ છે અત્યારની કામદારોની આર્થિક અવનતિમાં આ નાશની નોબત વાગે છે

એમ કહેવાનો હેતુ નથી કે જૂની ઢબની કામદાર હિલચાલથી મૂડીદારોના નફામાં કાંઈ હિસ્સો નહિ પડાવાય બાબત શક્ય છે કે જગત ઉછાળો આવે, ચડતી આવે પણ જગતમાં તેમ હિંદમાં મૂડીદારી પ્રથાનો વળાંક નીચો ઊતરતો જતો છે અને તે એક ચોક્કસ વલણ છે નફામાં ભાગ મળે પણ એકંદરે આ સ્થિતિમાં મૂડી જોડે ઊભા રહેનાર મજૂરને ડૂબવાનું છે, તરવાનું નથી, નુકસાન જ છે

ત્યારે કામદારોએ પોતાની હિલચાલ કેમ ચલાવવી?

કામદાર સંઘનો પ્રધાન ઉદ્દેશ કામદારોની કામગીરીની સ્થિતિ અને જીવનનું ધોરણ ટકાવવા તથા ઊંચું લાવવાનો છે કામદારની આખી ચળવળ આ જ બાબત છે પ્રશ્ન એ છે કે કામદારો જીવનનિર્વાહનું ધોરણ નીચું ઊતરતા કેમ અટકાવવું? અત્યારની આર્થિક અવસ્થામાં વલણ તો એનાથી સર્વ રીતે વિરુદ્ધ જ છે, તો શું કરવું?

કામદાર પોતાનું સંગઠન કરીને એકત્ર સમજૂતથી જીવનનું ધોરણ કાંઈક સ્થિર રાખી શક્યો હતો હવે એ જ સંગઠનથી અને ક્રમેક્રમે અનેક ઉદ્યોગના કામદારોએ એક થઈ ભારેમાં ભારે સંગઠનશક્તિ ખીલવીને અત્યારના સંકટ વખતમાં પ્રગતિ કરવી જોઈશે સંગઠન જ એનું સર્વસ્વ છે

કામદારે જાણવું જોઈએ જ કે મૂડીવાદના આ અવનતિ કાળમાં તે તેની સાથે એકત્ર સમજૂતમાં ઊતરી જીવનનું ધોરણ ભાગ્યે જ ટકાવી શકશે એકત્ર સમજૂત એટલે collective bargaining જો મૂડીદાર સાથે ભેગા રહેવાનું હોય તો તેના નુકસાનમાં ભાગ લેવો જ જોઈએ તેથી કામદારની માગણી હમેશ living wage માટે—જીવનનિર્વાહના ધોરણ માટે—રહે કોઈ પણ સમજૂતની આ આરંભ પ્રથમ શરત હોવી જોઈએ કામદાર તે માટે લડે અને મરે કામદાર-સંગઠનની કસોટી, તેની સફળતાનિષ્ફળતાની આ એક કસોટીએ કરવી જોઈએ

આ વિચારણામાંથી એક બાબત ફલિત થાય છે, કામદાર સગઠને Economic જેને કહેવાય છે તેમાંથી નીકળી જવું પડશે, કામદારોએ નાની નાની ફરિયાદો, જે એમને માટે અલબત્ત મોટી છે, તેના મૂળ કારણમાં ઊતરવું જોઈશે. સાંસ્થાનિક દેશોને આપણે કામદાર દેશો તરીકે ઓળખ્યા છે. આવા ગુલામ દેશના એ ગુલામો છે અને તેથી દેશની પરિસ્થિતિથી વાકેફ રહી પૂર્ણ સ્વતંત્રતાની લડતમાં તેમણે આગળની હરોળમાં ઊભા રહેવું જોઈશે. કામદારો પોતે યાદ રાખશે કે જ્યાં દેશના કરોડો માણસો બેકારી અને ભૂખમરો વેઠી રહ્યા છે ત્યાં તેમના જીવનનાં ધોરણ ટકી શકવાનાં જ નથી. મૂડીદારો તો તેમને દેશમાં વધુમાં વધુ પગાર મળે છે એમ જ કહ્યાં કરશે.

શક્તિશાળી કામદાર સંગઠન તો હમેશ કહેશે કે અમે કામદારનું જીવનનું ધોરણ ઊતરવા નહિ દઈએ. ઉદ્યોગ સાથે અમારું હિત અવશ્ય સંકળાયેલું છે પણ મૂડીદારી ઉદ્યોગ જે હવે મરણના આરે આવી ઊભો છે તેની સાથે અમે તરીશું કે ડૂબીશું નહિ. અમે ઉદ્યોગને બચાવીશું. પણ ઉદ્યોગપતિ જેની કાર્યકુશળતા હલકા પ્રકારની સિદ્ધ થઈ છે, જે ઉદ્યોગપતિ મૂડીદારી અધોગતિનો એક અંશ છે તેની સાથે ડૂબીશું નહિ. ઉદ્યોગપતિ સાથે અમારે તકરાર નથી પણ તેની વ્યવસ્થાશક્તિમાં વિશ્વાસ નથી. અત્યારની economic crisisમાં કામદારહિતૈષીનું વલણ ઉપર મુજબનું જ હોય.

અલબત્ત, આનો અર્થ એ જ કે કામદારે જોકે અનેકવેળા બાંધછોડ કરવી પડશે છતાં મુદ્દાના પ્રસંગે ઝઘડવું પડશે. પણ તે વિના છૂટકો નથી. જેમ હિંદના વિનીત નેતાઓ પહેલાં મસલત અને છેલ્લી પણ મસલત એમ કહ્યા કરે છે અને ડાહી નીતિને વળગી રહી બ્રિટિશ સંબંધથી બને તેટલો લાભ ઉઠાવવા કહે છે, તેમ કામદાર મૂડીદારી સંબંધ વિષે નહિ કહે. કારણકે એ જાણે છે કે એનાં હિત પરસ્પરવિરોધી જ છે, અને જ્યાં આ સંબંધ જ સૌ ફરિયાદોનું આપત્તિઓનું મૂળ છે ત્યાં એ સબંધ માટે અને સંબંધ સાચવીને મસલત નહિ થઈ શકે. કામદારનું મહાન શસ્ત્ર હડતાળ છે તે એ કદી આવી crisisમાં નહિ ભૂલે. આ શસ્ત્રના ખણખણાટથી અને છેવટે તેના વપરાશથી તે પોતાનાં હિત આગળ ધપાવશે.

મૂડીદારી પ્રથાની અનેક કડીઓ નબળી પડી ગઈ છે. મજૂર કોઈવાર એવું નહિ કરે કે જેનાથી તેને જરા પણ બળ મળે. કામદારવર્ગ પોતાની આર્થિક લડત લડતે લડતે દેશની આઝાદી માટે ઝૂઝશે અને આઝાદીની આ લડતમાંથી પોતાની હંમેશ માટેની મુક્તિની લડતમાં ઝુકાવશે.

આ લડત પેલા બહુ ગવાયેલા સમાજવાદ માટેની હશે. કામદારો તેમાં મોખરે હશે એવી શ્રદ્ધા છે. કારણકે સમાજવાદના સર્જક તેઓ છે.

વળી આ સમાજવાદનું તૂત શું—કોઈ કહેશે. અત્યારની સમાજની વ્યવસ્થામાં આટલી બધી અવ્યવસ્થા, ગડબડ કેમ છે? કારણકે દરેકને પોતાનો અંગત સ્વાર્થ સાધવો છે. આમ અત્યારે કામદાર અને મૂડીદારનાં હિત વિરોધી બની રહે છે. જો મૂડીદારને સ્વાર્થ સાધવો હોય તો મોટો ભાગ મજૂરની મહેનતમાંથી એણે પચાવવો જ રહ્યો. માટે આટલી હરીફાઈ ચાલે છે. જો હરીફાઈને બદલે સહકાર લાવવા હોય તો ઉદ્યોગને સહકારના, પ્રેમના ધોરણ પર મૂકો. ઉદ્યોગને સમાજની મિલકત બનાવો. પણ તેમ ત્યારે જ

થઈ શકે જ્યારે સમાજમાં સર્વ સત્તા આમપ્રજાની, મોટા જનસમુદાય એટલે કે કામદાર-કિસાનની હોય. આમ આ વસ્તુ મૂળમાંથી પલટો—ફેરફાર—માગે છે.

ઉદ્યોગને સમાજની મિલકત કે રાષ્ટ્રની મિલકત બનાવવાની વાત અત્યારના મૂડીદારી સમાજમાં ભૂલાવો નાખનાર છે. સમાજનું આખું કલેવર ફરી જાય, સત્તાના કેન્દ્રો—જેમકે બેંકો, કારોબારી મંડળો, લશ્કર, પોલીસ ઇ૦—પર આમપ્રજાની હકૂમત બેસે તો જ ઉદ્યોગનું સમાજવાદી રૂપાંતર થાય. કામદાર હિલચાલનો અંતિમ ઉદ્દેશ આ છે અને તેમાં જ મજૂરોની મુક્તિ છે

આવી સમાજવાદી પ્રથામાં શોષણ માટે કારણ નથી અને સ્થાન નથી. તેમાં મૂડીદાર વર્ગનું અસ્તિત્વ નથી, કારણ સમાજવાદની સ્થાપના થતાં બધા વર્ગો—પરસ્પરવિરોધી ગંઠવો—આપોઆપ નિર્મૂળ થયા છે—એટલે કે આવા આદર્શ સમાજમાં જનસમુદાયનો સર્વનો ઉદય—સર્વોદય—સાચું કામદારસંગઠન આવા સમાજની સ્થાપના માટે જ છે.



## એક મુક્તક

પૂજાલાલ

(શાર્દૂલવિક્રીડિત)

આક્રંદે ભરતું દિગંત, અતિશે બેબાકળું ગાભરું
અશ્રુધાર વહાવતું, અહીંતહીં દોડી ભરે વાદળું.
ના આકાશ કરંત તેમ, અચળા શાંતિભર્યા મૌનમાં
એકાકી વિલસંત અશ્રુ ઝરતી એની મહા વેદના.

# કથકલી વિશે કંઈક

રામનારાયણ વિ. પાઠક

ગયે ફેરે પારસી સાહિત્ય સભા તરફથી કવિવર્ વલ્લતોલ્લને આમંત્રણ આપેલું હતું ત્યાં કથકલી વિશે કેટલીક ચર્ચા થઈ તે ઉપરથી આ કલા ઉપર કેટલોક વિશેષ પ્રકાશ પડે છે. કથકલીનો યૌગિક અર્થ 'કથાનો વિહાર' એટલે કે કથાની ક્રીડા, ખેલ એવો થાય છે. મલબારમા તે ૩૦૦ વરસ જેટલી જૂની ગણાય છે. પણ સંશોધન ઉપરથી તેની પરંપરા ૨૦૦૦ વરસ જેટલી જૂની મનાય છે તેના ઉદ્ભવ વિશે કાંઈ ખાસ દંતકથા નથી. ગુજરાતની ભવાઈ જેમ એક જ જાતની, ભવાયાની કલા ગણાય છે તેમ મલબારમાં કથકલીની કલા કોઈ અમુક જ જાતની નથી તેમ જ ગુજરાતમા જેમ ભવાઈ કરવાનો લાગો કેટલાંક કુટુંબો ઉપર હોય છે તેવું પણ આને વિશે નથી. કથકલી અસ્પૃશ્યો સિવાય બધી નાતના માણસો કરી શકે છે વરસાદ સિવાયની હરકોઈ ઋતુમાં તે થાય છે. તેનું વસ્તુ રામાયણ, મહાભારત અને પુરાણોમાથી લીધેલુ હોય છે.

છેલ્લાં પચાસ વરસમાં આના તરફ લોકોની ઉપેક્ષા થતી જતી હતી અને તેથી તે કલાહીન એક ફારસ જેવી થતી હતી. કવિવર વલ્લતોલ્લે તેને તેના પ્રાચીન શુદ્ધ રૂપમાં મૂકી તે સિવાય તેમણે પરંપરાગત કલામા કશો ફેરફાર કર્યો નથી. એટલુ જ નહિ, તેને તેના અસલ સ્વરૂપમાં સાચવી રાખવી જોઈએ એમ તેઓ માને છે.

કથકલી નૃત્ય કરનારા જે વેષ ધારણ કરે છે તે કયાંથી આવ્યો એમ પૂછતાં તેને માટે ખાસ ખુલાસો મળ્યો નહોતો. ધીમેધીમે અનુભવ ઉપરથી એનું સ્વરૂપ ઘડાતું ઘડાતું નક્કી થયું હશે. એ હાલ મલબારમા પહેરાતા કોઈ વેશ ઉપરથી તો નથી જ આવ્યો. અને એમ હોઈ શકે પણ નહિ. કારણ કે કથકલીમા મહાભારત, ભાગવત, રામાયણ વગેરેનું વસ્તુ ભજવવાનુ હોય છે. તેમા દેવો અને અસુરો જેવી ભૂમિકાઓ ભજવવાની હોય છે એટલે તેમાં માનવવેષનું અનુકરણ થતુ જ નથી. આ વેષ પાતાળથી ભિન્ન ભૂમિકા દર્શાવવાને જ યોજાયેલો છે. તેનાં ઘરેણા પણ મલબારમાં વપરાતા ઘરેણાં નથી. સ્ત્રીપુરુષ બન્ને બરડા ઉપર કસથી કપડાં બાંધે છે, તે સગવડ ખાતર જ હશે એમ જણાય છે. મલબારમાં ઘામ બહુ થાય છે એટલે શરીરને કપડાં જેમ ઓછાં તેમ સારું અને બરડાનો ભાગ છૂટા વાળથી હમેશા ઢંકાયેલો રહે છે તેથી ત્યા કપડાને બદલે કસ હોય તો ચાલે.

આ કથકલી નૃત્ય શાસ્ત્રીય નૃત્ય જ છે. તે અંગ્રેજીમા જેને folk dance કહે તેવું, માત્ર લોકોમાં ચાલતુ આવતું નૃત્ય નથી. બીજાં લોકનૃત્યોમાં અશ્લીલતા હોય છે તેની આમાં કદી હતી જ નહિ. કવિવરે કથકલીનો ઉદ્ધાર અને સંરક્ષણ ન કર્યું હોત તો કદાચ તે હલકુ થાત, પણ તે કદી એવુ હતુ તો નહિ જ. તેમાં આવતી મુદ્રાઓ હસ્તલક્ષણદીપિકા નામના પુસ્તક પ્રમાણે કરાય છે. એની ભાષા સંસ્કૃત છે, પણ તે મલયાલમ લિપિમાં પ્રસિદ્ધ થયું છે. તે પુસ્તકમાં આ નૃત્યપરંપરા ભરતનાટ્યશાસ્ત્રની હોવાની લખેલુ છે. ભરતનાટ્યશાસ્ત્ર કરતાં કયાંક મુદ્રામાં ફેર છે. એટલે આ કોઈ ભિન્ન શાખા કે સંપ્રદાય હશે, પણ મૂળ તો ભરતનાટ્યશાસ્ત્રની જ પરંપરા છે કથકલીની મુદ્રાઓ કે અંગવિન્યાસો કોઈ મંદિરોમાં છે એમ પૂછતાં કવિવરે જણાવેલુ કે મંદિરોમાં દેવો માત્ર ધ્યાનમુદ્રામાં હોય છે. તે સિવાય બીજી મુદ્રાઓ હોતી નથી. આ વિધાન માત્ર મલબારનાં મંદિરો વિશે ખરું છે. મલબારમાં મુખ્ય મૂર્તિ સિવાય, મંદિરમાં આસપાસ ચોતરફ મૂર્તિઓ જેવું કાંઈ હોતું નથી—જેવું

ગુજરાત, દક્ષિણ હિંદ વગેરેમાં છે તેવું. કવિવરે દક્ષિણ હિંદની મદુરા, વગેરેની મૂર્તિઓ જોઈ નથી એટલે તે વિશે વિશેષ કહી શક્યા નહિ. ગાયકવાડ સરકારના પૌરસ્ત્ય ખાતા તરફથી બહાર પડેલ ભરતનાટ્યશાસ્ત્રની આવૃત્તિનાં ચિત્રો બતાવી પૂછતાં તેમણે જણાવ્યું કે આ ચિત્રોમાંની ઘણીખરી મુદ્રાઓ કથકલીમાં આવે છે. ખાસ કરીને જેને મલબારમાં 'કલાસમ્'[1] કહે છે તે નાટ્યશાસ્ત્રનું कलशम् છે એમ એમણે કહેલું. અમે પતાકા કરી બતાવવાનું કહેતાં તેમણે જે મુદ્રા કરી બતાવી તે ભરતનાટ્યશાસ્ત્રની ત્રિપતાકા જણાતાં અમે તે તરફ ધ્યાન ખેંચ્યું. તો તેમણે કહ્યું કે હા એમ હશે! પછી ત્રિપતાકાથી તેમણે સિંહ, ગજ વગેરેની સંજ્ઞાઓ કરી બતાવી. પછી कर्तरी પણ કરી બતાવી. તેમના હાથની ગતિમાં ચોકસાઈ, નાજુકતા, સંગીતના બરાબર જોઈ શકાતા હતાં. કવિવર બિલકુલ સાંભળી શકતા નથી. તેમના મંત્રીશ્રીને અમે અંગ્રેજીમાં પૂછતા હતા તે તેઓ પોતાના હાથ પર આંગળીથી લખીને અથવા હોઠથી ઉચ્ચાર બતાવી સમજાવતા હતા. આટલી તકલીફ છતાં કવિવર બહુ ભાવથી, હોંશથી, રસથી ઉત્તર આપતા હતા. તેમની સાથે વાત કરવી ગમે, તેમની સંગાતે ગમે તેવી મધુરતા, ઋજુતા સરળભાવ તેમનામાં જણાતાં હતાં.

ફરી એકવાર કથકલીનું નૃત્ય જોવા મળ્યું ત્યારે કેટલુંક નવું જાણવા મળ્યું. કવિવરે પોતે એમની મંડળીમાંના એક ગૃહસ્થ અમને સમજાવવાને સોંપ્યા, તેથી વધારે સમજાયું. કવિવરે જે 'કલાસમ્' કહેલું તે બરાબર સમજાયું. અભિનયસંવાદમાં એક પાત્રની ઉક્તિ પૂરી થાય ત્યારે તે નૃત્ય કરે છે તેને 'કલાસમ્' કહે છે. 'કલાસમ્' ઘણું આકર્ષક અને મનોહર છે. અને તેમાં ઘણું વૈવિધ્ય છે. દાખલા તરીકે સીતા હનુમાનના સંવાદમાં સીતા અને હનુમાન બન્ને પોતપોતાની ઉક્તિ પૂરી થતાં જે કલાસમ્ કરે તે ભિન્ન પ્રકારનું હોય. નૃત્ય કરનાર વ્યક્તિ, તેના પ્રસંગનો ભાવ, અને તે સાથે વાગતા ઢોલનો તાલ, એ સર્વેને અનુકૂળ રીતે દરેક પાત્ર 'કલાસમ્' કરે.

આ પાત્રો રૌદ્રભાવ લાવવા આંખના પોપચામાં એક પ્રકારનું ઝીણું બિયું મૂકી આંખ લાલ કરે છે. અમે ઘણાઓની લાલચોળ આંખો જોઈ. એ બિયું પણ જોયું. ઘણું જ ઝીણું છે. તેનાથી આંખને કશું નુકસાન નથી થતું. વળી એ પણ જાણવા મળ્યું કે જેમ વધારે આસુરી સ્વભાવનું પાત્ર તેમ તેનો માથા પરનો મુગટ મોટો. અમે અત્યાર સુધી જોયેલાં દશ્યોમાં દુઃશાસનનો મુગટ સૌથી મોટો હતો. આસુરી પાત્રો ભયંકર દેખાવા માટે નાકના ટેરવા ઉપર વિચિત્ર ટોપકું મૂકે છે. બધાનાં શરીર ઘણાં સારાં હતાં. આ નૃત્યમાં પુષ્કળ કસરત મળે છે, અને શરીરને નૃત્યલાયક કરવા માટે શીતમાં એટલું સમજાય છે કે શરીર સુદૃઢ થાય જ. તેમના કલામંડળમાં આ નૃત્યશિક્ષણ ૭ વરસ લે છે. તેમાંનો થોડો સમય તો શરીર સમજાવવામાં જ જાય છે.

દાદરના કવિવરના વ્યાખ્યાનમાં 'ક્રોનિકલ'માં વાંચ્યું કે કવિવર કથકલી નૃત્ય સ્ત્રીઓ શીખે તેની વિરુદ્ધ છે. પણ તેમના મંત્રીશ્રી સાથે વાત કરતાં તેમણે કહ્યું કે કવિવરે એવો અભિપ્રાય આપેલ નહોતો. ઊલટું, તેમને તે ગમે વાંધો નથી, અને મલબારમાં સ્ત્રીઓ કથકલી નૃત્ય કરે છે એટલું જ નહિ, પણ તેઓ પુરુષનો પાઠ પણ લે છે. પરભાષા મારફત અને પરોક્ષ રીતે વાતચીત કરવામાં માત્ર ગેરસમજનો ઘણો જ સંભવ રહે જ છે.

---

૧ ઉચ્ચાર સાંભળ્યા પ્રમાણે અહીં લખેલો છે. મલયાલમના સ્વર વ્યંજનના ઉચ્ચારો આપણા ઉચ્ચારો કરતાં ભિન્ન હોય છે.

# વિદ્યાપીઠની આશા*

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

સ્નેહસંમેલન જેવા પ્રસંગે ભાષણની શરૂઆતમાં પોતાનો આનંદ વ્યક્ત કરવાનો રિવાજ હોય છે. એટલે જો હું કહું કે આજે અહીંના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે એક દિવસ ગાળતાં મને ખૂબ આનંદ થાય છે તો તમે તેને હંમેશનો સામાન્ય વિવેક ગણશો, પણ એવું નથી. જિંદગીમાં વિદ્યાર્થી તરીકે અને પ્રજાસેવક તરીકે અનેક સંસ્થાઓ જોડે મારો સંબંધ બંધાયો છે, પણ મારા હૃદય ઉપર સામ્રાજ્ય તો ચાર જ સંસ્થાઓનું છે. વિદ્યાર્થી તરીકે કારવારની હિંદુ સ્કૂલ અને પૂનાની ફર્ગ્યુસન કૉલેજ અને સેવક તરીકે વડોદરાનું ગંગનાથ વિદ્યાલય તથા આપણી ગૂજરાત વિદ્યાપીઠ. આ ચારેય સંસ્થામાં મેં મારું હૃદય કેળવ્યું છે. ગૂજરાત વિદ્યાપીઠ સાથે મારું હૃદય, મારી ઉચ્ચમાં ઉચ્ચ આકાંક્ષાઓ, મારા આદર્શો અને મારા સર્વોત્તમ સાથીઓની સેવાઓ વણાઈ છે સ્થાપનાના સંકલ્પથી માંડીને વિદ્યાપીઠમાં થયેલાં તમામ પરિવર્તનોનો હું સાક્ષી છું. આ એક પવિત્ર સંસ્થા છે. પૂજ્ય બાપુજીએ આપેલા રાષ્ટ્રીય કેળવણીના મહામંત્રનો વિનિયોગ આ સંસ્થામાં થયેલો છે. તેથી વિદ્યાપીઠના એક આદ્ય સંસ્થાપક તરીકે અને એના એક વખતના આચાર્ય તરીકે આ સંસ્થા પ્રત્યે મનમાં વાત્સલ્યભાવ હોવા છતાં એક જાતનો આદરભાવ પણ વસેલો છે.

હિંદુસ્તાનના જીવનવિકાસમાં રાષ્ટ્રીય શિક્ષણના આગેવાન પ્રયોગોમાં વિદ્યાપીઠનું સ્થાન અનેરું છે, તેથી વિદ્યાપીઠની સેવા કરતાં હૃદય જેટલું એકાગ્ર અને ઉન્નત થઈ શક્યું તેટલું બીજે થયું હોય એવું સ્મરણ નથી. અને કશા અભિમાન વગર હું કહી શકું છું કે વિદ્યાપીઠની સેવામાં ભક્તિના પુષ્પ તરીકે કોઈ પણ જાતનો ભોગ આપતાં હૃદયને સંકોચ થયો નથી; ઊલટી કૃતાર્થતા જ મેં અનુભવી છે. વિદ્યાપીઠના સંચાલનમાં ભાગ લેતાં અથવા એ સંચાલનનો ભાર છોડી દેતાં એ પ્રિય સંસ્થાની સેવાનો જ એક માત્ર વિચાર હૃદયમાં રાખ્યો છે અને તેથી દરેક પ્રસંગે મેં પ્રફુલ્લતા જ અનુભવી છે.

એવા મારા આ ગોકુળમાં મનની મોકળાશથી એક દિવસ ગાળવાનો મળે તો એનો આનંદ સામાન્ય ન હોય.

સ્નેહસંમેલનોમાં સંસ્થાના જૂના અને નવા વિદ્યાર્થીઓ મળે અને ભળે એ જ મુખ્ય ઉદ્દેશ હોય છે, પણ આપણે ત્યાં તો વિદ્યાર્થીઓ અને અધ્યાપકો વચ્ચે આપણે કોઈ કાળે હૃદયનું અંતર ઊભું થવા દીધું જ નથી અને જે કાંઈ અંતર સ્વાભાવિક રીતે રહે છે તે પણ આવે પ્રસંગે આપણે ઓછું જ કરી નાખીએ છીએ, તેથી આપણે ત્યાંના સ્નેહસંમેલનનો ઉદ્દેશ તો વિદ્યાપીઠના જૂના અને નવા વિદ્યાર્થીઓ તેમજ અધ્યાપકો અને અન્ય સેવકો કુટુંબભાવે ભેગા થાય અને ઉત્સવ કરે એ જ છે. એથી ઊતરતો હોઈ જ ન શકે. આવે પ્રસંગે આપણે આનંદ કરીએ, એક બીજાને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીએ, જૂનાં સંભારણાં જાગ્રત કરીએ, આશા અને આકાંક્ષાઓનો વિનિમય કરીએ, ભવિષ્ય માટેનાં સ્વપ્નાં ખીલવીએ અને એક દિવસને માટે હૃદયની અખાત્રીજ બનાવી મૂકીએ. હૈયામાં સ્નેહ અને ઉત્સાહની આજની ભરતી સૌથી મોટી હોય તો તેમાં આશ્ચર્ય શું! આદર્શના સૂર્યની અને સ્નેહના ચંદ્રની એ ઉત્તમ અસર છે, એથી કોણ મુક્ત રહી શકે!

---

કેટલાક લોકો આનંદને દિવસે છીછરી મોજમજાહનું વાતાવરણ જમાવે છે. જાણે જીવન એ એક ભાર છે અને એ નીચે ઉતારી બેજવાબદાર સ્થિતિનો એક દિવસનો આનંદ લૂંટવાનો હોય. યંત્રવાદ અને દ્રવ્યવાદની ગુલામી તળે, દહાડિયા મજૂર તરીકે જેઓ દબાઈ ગયા હોય તેઓ ભલે બેજવાબદાર સ્થિતિની છીછરી પ્રવૃત્તિનો શરાબી આનંદ એક દિવસ માટે માણે. આપણે તો કૌટુંબિક જીવનનું સ્નેહગંભીર વાતાવરણ હમેશાંને માટે ગંગાના પ્રવાહની માફક વહેવડાવવા માગીએ છીએ. આપણું સ્નેહસંમેલન જુદી જ જાતનું હોય. ઉછાંછળી વૃત્તિને કોઈ કાળે વશ નથી જ થવાના એમ હું નથી કહેતો, પણ માતાની મોડની હદ માણતી વખતે તો આપણે પ્રસન્નપવિત્ર અને ભક્તિનમ્ર જ થવાના. સોંઘી હસાહસ તો સ્વાભિમાની જીવનનો વિષાદ ઢાંકવા માટે હોય છે. એવું દુર્ભાગ્ય આપણા ઉપર આવી પડે તો એ ઇલાજ પણ અજમાવીએ, પણ ભારતીય સંસ્કૃતિના ભાગ્યમાં એ વિફળતા લખેલી નથી એવો મારો વિશ્વાસ છે આજને દિવસે આપણે આપણી સર્વોચ્ચ શક્તિ અને વૃત્તિનો અનુભવ અને કાંઈક પ્રદર્શન પણ જરૂર કરીએ. પ્રદર્શન એટલા માટે કે જેમ આપણી સાહિત્યશક્તિનો આપણા હસ્તલિખિત માસિકદ્વારા આપણે પરિચય કરાવીએ છીએ, તેમ આપણી ગૂઢ ભાવનાઓને, સંકોચનો પડદો સહેજ ખસેડીને, વ્યક્ત કરવાનો આ દિવસ હોય છે. સંસ્થાનો વાર્ષિક હેવાલ સંભળાવવો–સાંભળવો એ આજના દિવસનું સૌથી મહત્ત્વનું કાર્ય હોવું જોઈએ અને એની આસપાસ આપણી જીવનચર્ચા વણાવી જોઈએ. આપણું સામુદાયિક સર્જન પણ આજે આપણે પ્રદર્શનના રૂપમાં ગોઠવીએ. સ્નાતક સંઘના સભ્યોને તમે આમંત્ર્યા હશે જ અને તેમણે પણ પોતપોતાના પુરુષાર્થનું બયાન માતાને ચરણે આજે રજૂ કર્યું હશે સ્નાતક સંઘ એ પણ વિદ્યાપીઠનું એક અવિભાજ્ય અંગ છે.

૨

વિદ્યાપીઠ કાંઈ મામૂલી શિક્ષણસંસ્થા નથી એની પાછળ મહાન આર્ય આદર્શ છે એટલું જ નહિ પણ આજના પ્રબુદ્ધ ગુજરાતમાં અને મહાગુજરાતમાં લગભગ બધાં બળોનું તે એક કેન્દ્રીકરણ છે વિદ્યાપીઠના ધ્યાનમંત્ર સાથે આપણે વડના ઝાડનું પ્રતીક મૂક્યું છે. એનાં મૂળિયાં દૂર દૂર જઈ ત્યાંથી પોષણ લઈ આવે છે, એની વિસ્તીર્ણ ઘટા વિશાળ અને શીતળ છાયા ફેલાવે છે, એની વધતી જતી વડવાઈઓ નવેનવે ઠેકાણે જડ ઘાલે છે, અને એના ટેટાઓ કોણ જાણે કેટલે દૂર જઈ નવીનવી વસાહતો સ્થાપે છે. ખરેખર વટવૃક્ષ જેમ આપણી સંસ્કૃતિનું દ્યોતક છે તેમ આપણી સંસ્થાના આદર્શનું સૂચક પણ છે.

વિદ્યાપીઠની સ્થાપનાના દિવસો આજે યાદ આવે છે. તે વખતના વાતાવરણની સહેજ કલ્પના 'સાબરમતી'ની પ્રસ્તાવનામાં મેં આપી જ છે. ચોથી પ્રાંતિક પરિષદ અમદાવાદમાં ભરાઈ હતી ઘોર નિરાશામાંથી અમર આશામાં લઈ જનાર ઋષિ ગાંધીજીએ ગુજરાત દ્વારા ભારતવર્ષને નવો પંથ બતાવવાની શરૂઆત કરી હતી. સરદાર વલ્લભભાઈ, વૃદ્ધ જુવાન અબ્બાસ સાહેબ, ઉત્સાહમૂર્તિ ઇંદુલાલ, બધા ભેગા થયા હતા. કોઈ કે ત્રણ લાખ રૂપિયા આપવાની વાત કરી હતી થોડા જ દિવસ પહેલાં આણંદમાં આપણા બધા કેળવણીકારોનું નાનકડું સંમેલન ભરાયું હતું. ઇંદુલાલની પ્રેરણા અને રામનારાયણભાઈની આગેવાનીને લીધે કેળવણીને વરેલા એવા યુવાનોનું એક મંડળ બંધાયું હતું દક્ષિણામૂર્તિએ બાલમંદિરની સંપ્રદાયિકતા દીક્ષા કરવાની શરૂઆત કરી હતી શ્રી અનસૂયા બહેને મજૂર જાગૃતિ માટે રાત્રિશાળાઓ ખોલવાનો ઉપક્રમ કર્યો હતો. નવું લોહી અને નવો પ્રાણ ગુજરાતની નસેનસમાં સ્ફુરવા માંડ્યાં હતાં. એવે વખતે બાર જણની સમિતિ નીમી અને

વિદ્યાપીઠની સ્થાપના થઈ. આજે જ્યારે એ ભાર નામો ફરી જોઉં છું ત્યારે દેખાય છે કે એમાંનાં ઘણાંખરાં નામો એકેક સામર્થ્યશાળી સસ્થાઓ જેવા છે. અનેકાએ એક એક સ્વતંત્ર સંસ્થા ચલાવી પણ છે.

વિદ્યાપીઠની સ્થાપના વખતે કોણ નહોતું ? અમારું આશ્રમનું મંડળ તો ખરું જ. ઇંદુલાલ, યાજ્ઞિક અને એમનું રામનારાયણભાઈ આદિ કેળવણી મંડળ તરત ભળી ગયું. દક્ષિણામૂર્તિ પણ ભળવા માગતું હતુ, અને પોતાની મુશ્કેલીઓ સામે મોટી કુનેહથી ઝૂઝતું હતુ. સુરતના કલ્યાણજીદયાળજીની જોડીએ પોતપોતાનાં મંડળોનો કરભાર આપ્યો. ભરૂચમાં હરિભાઈ અમીને અને પુરાણીભાઈઓએ પણ ઝુકાવ્યું. સ્ત્રીકેળવણીને વરેલા ચંદુલાલ દવે તો એમાં હતા જ. આ અદ્ભુત પ્રવૃત્તિમાં જોડાઈને ભવિષ્યમાં ભૂસકો મારવાના જોખમમાં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલના માલિક બકુલભાઈ અને દિવાનનો ફાળો સૌથી મોટો ગણાયો એમાં અજુગતુ શું હતુ ? અને મુંબઈની જાગૃતિ તો ત્યાંના વિદ્યાર્થીઓને જ આભારી હતી. ત્યાંના વિદ્યાર્થીઓએ અસહકાર પોકાર્યો અને રાષ્ટ્રીય શાળાની માગણી કરવા તેઓ શંકરલાલ બેંકર પાસે ગયા. મુંબઈની રાષ્ટ્રીય શાળા વિદ્યાર્થીઓને હાથે સ્થપાઈ હતી એમ કહી શકાય. તેમા શંકરલાલભાઈનો ફાળો નાનોસૂનો નથી. સરદાર વલ્લભભાઈ પાછળથી જોડાયા પણ જોડાયા પછી એમણે એ આખી પ્રવૃત્તિ પોતાની જ કરી. વિદ્યાપીઠનુ ફંડ, એની જમીન, મકાન અને એની પ્રતિષ્ઠા બધું સરદારને જ આભારી છે એમ આપણે કહી શકીએ છીએ. મણિલાલ કોઠારીને સાથે લઈ તેઓ બૃહદ્ ગુજરાતમાં ઘૂમ્યા અને વિદ્યાપીઠની પ્રવૃત્તિ આખા ગુજરાતની છે એમ તેમણે સિદ્ધ કર્યું

પણ હું કાંઈ અહીં વિદ્યાપીઠનો ઇતિહાસ સંભળાવવા પ્રવૃત્ત થયો નથી આચાર્ય ગિદવાણીનો જમાનો અને ત્યાર પછી આવેલા મારા મિત્ર કૃપાલાની અને નાનાભાઈના જમાનાનો ઇતિહાસ લાંબો છે, વિવિધ છે, ઉજ્જ્વળ છે. વિદ્યાપીઠના કોઈ શ્રદ્ધાવાન સ્નાતકે એ લખવો જોઈએ મે તો અહીં સ્થાપના વખતનુ વાતાવરણ જેમ મનમા આવ્યું તેમ રજૂ કર્યું છે વિદ્યાપીઠની પ્રવૃત્તિમા વિષ્ણુદિગંબરનું ગાંધર્વ મહાવિદ્યાલય, ટાગોરનું શાંતિનિકેતન, બંગાળના ડૉ. સુરેશનો અભયાશ્રમ આદિ સસ્થાઓનો પણ થોડો ઘણો ફાળો છે એ આપણે ભૂલી ન જઈએ, અને વિદ્યાપીઠના કાર્યનો વિચાર કરતાં ગુજરાતની અનેકાનેક જાહેર પ્રવૃત્તિઓમાં વિદ્યાપીઠવાળાએ પોતાનો જે ફાળો આપ્યો છે એનો પણ વિચાર મનમાં આવ્યા વિના રહેતો નથી મજૂર મહાજન, ભીલસેવા મંડળ, અંત્યજસેવા મંડળ, નવજીવન અને આપણી અનેક રાષ્ટ્રીય શાળાઓ, બધે જ વિદ્યાપીઠની અસર પહોંચી છે. યુવક પ્રવૃત્તિ અને જ્યોતિસંઘ બંનેમાં વિદ્યાપીઠનું વાતાવરણ દેખાયુ છે. અનેક વેપારી પેઢીઓ અને ગુજરાતના જાહેર જીવનને વ્યક્ત કરનારા અનેક છાપાઓ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને સંઘરી મુક્ત કંઠે પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરે છે. ખરેખર વિદ્યાપીઠ આખા ગુજરાતની સસ્થા છે, અને પૂર્ણ સ્વરાજ્યની આપણી લડતને લીધે તો વિદ્યાપીઠ આખા ગુજરાત સાથે ઓતપ્રોત થઈ ગઈ છે. સમાજવાદ જેવી બળવાખોર પ્રવૃત્તિના સંચાલનમા પણ વિદ્યાપીઠના સ્નાતકો છે, એ આપણે ભૂલી શકતા નથી

વિદ્યાપીઠે પ્રથમ સિંધ, પંજાબ, યુક્તપ્રાંત, બંગાળ આદિ પ્રાંતોમાંથી કેળવણીકારો અને વિદ્વાનો આણ્યા. આજે વિદ્યાપીઠ અન્ય પ્રાંતોને એકેક બબ્બે સમાજસેવકો આપી શકે એવી સ્થિતિમાં છે. જીવનદૃષ્ટિ અને કેળવણીની દૃષ્ટિ આપી શકે એવા વિચારકો ગુજરાતમાં હવે પાકવા છે એ અભિનંદનીય વસ્તુ છે.

શક્તિ કેળવાય છે, એ છે. તમે રમતો છોડી દેશો તો જલદી ઘરડા થશો, અને હારજીતમાં સમાન રહેવાની અનાસક્તિ સહેજે કેળવવાની એક તક ગુમાવશો.

તમારી ચર્ચાપરિષદમાં સભાસંચાલનની કળા તમે કેળવશો તો જ તમારું સામાજિક જીવન ખીલશે, એ બરાબર ધ્યાનમાં રાખજો.

૬

આજકાલ તમે અહીં કયા કયા વિષયો ખીલવી રહ્યા છો એનો સ્પષ્ટ ખ્યાલ મને નથી, જો કે હમણાં તમારી એક અભ્યાસ સમિતિમાં બોલવાની તમારા આચાર્યશ્રીએ મને તક આપી હતી. એટલે મારે મન જે વિષયો અત્યંત મહત્ત્વના છે તેની તમારી આગળ ભલામણ કરી સંતોષ માનીશ.

હિંદુસ્તાનનું અને ગુજરાતનું જાહેર જીવન એટલા ઝપાટાથી વ્યાપક થતું જાય છે કે જેને મંડૂકજીવન ગાળવું નથી તેવા દરેક માણસે રાષ્ટ્રભાષા હિન્દી હવે ખૂબ કેળવવી જોઈએ અને પોતાની ગુજરાતી ભાષા પણ હવે પછી દેવનાગરી એટલે બાળબોધ લિપિમાં અમુક સુધારાઓ સાથે લખવાની ટેવ પાડવી જોઈએ. નાગરી અક્ષરો ઉપરની શિરોરેખા ધીમેધીમે કાઢી નાખવાના છીએ એ સાંભળી તમને હર્ષ થશે એ હું જાણું છું.

તમારે ત્યાં હવે સંગીત ખૂબ ખીલવા માંડ્યું છે. આપણા પંડિતજીની શુદ્ધ સાત્ત્વિક અને લાંબી તપશ્ચર્યા ફળીભૂત થવા લાગી છે એનો મને વિશેષ સંતોષ છે. આપણે ત્યાં ચિત્રકળા ખૂબ ખીલવાની જરૂર છે. ગૂઢ કાવ્યોની હરીફાઈ કરનાર ચિત્રકળાની હું વાત નથી કરતો. તે તો જેના ઉપર ઈશ્વરનો આશીર્વાદ હશે એ ખીલવશે, પણ હું અહીં સામાન્ય ચિત્રકળાની વાત કરું છું. જેમ દરેક માણસને લખતાં, વાંચતાં, ગણતાં, આવડવું જોઈએ, નહાતાં ધોતાં કે પેનસિલ ઘડતાં આવડવું જોઈએ અને આજકાલ જેમ દરેકને હાથે દાઢી કરતાં આવડવું જોઈએ તેમજ ગમે તે કલ્પના અને યોજના ચિત્રબદ્ધ કરવાની અને પ્રમાણમાપના નકશાઓ દોરવાની કળા આવડવી જોઈએ. ચિત્રકળા વિહોણી કેળવણી હવે પછી વિ-ચિત્રને નામે ઓળખાશે, અને જેને ભૂમિતિની આકૃતિઓ ગમે તે ક્ષણે કાઢી બતાવવાની હિંમત નથી હોતી તેને હવે પછી અભણ તરીકે જ ઓળખવામાં આવશે. ગુજરાતી ઉપરનો તમારો કાબૂ તમારા પૂર્વગામીઓ અને અધ્યાપકો કરતાં ઓછો ન જ હોવો જોઈએ. સુથારી, દરજીકામ, જિલ્દસાજી (ચોપડીઓ બાંધવાનો ધંધો) એ બધા ધંધાઓ તમે ખીલવતા હશો જ પણ એ બધા પાકવિદ્યા આગળ ગૌણ છે એ તમે ભૂલશો નહિ.

કોમી એકતા અને સર્વધર્મસમભાવ અમલમાં મૂકવામાં આપણી સંસ્થાનો ફાળો ઓછો નથી. આપણે ત્યાં આપણે એવા કોઈ જાતના ભેદભાવ સ્વીકાર્યા જ નથી. અસ્પૃશ્યતા નિવારણની બાબતમાં ગુજરાતે ઘણું કર્યું છે, છતાં મારે કહેવું જોઈએ કે જેટલું કરવું જોઈતું હતું એટલું હજુ નથી કર્યું. ગુજરાતમાં આર્યસમાજીઓએ અને વડોદરા રાજ્યે આ કામ પ્રથમ હાથમાં લીધું. રાજાની શક્તિ તો એ રાજ્યકર્તા છે એટલા માટે જ પરિમિત હોય છે. છતાં શ્રી સયાજીરાવે હિંદુસ્તાનની કોઈ પણ રાજ્યસત્તા કરતાં આ બાબતમાં વધારે કર્યું છે. ગુજરાતનો આર્યસમાજ આ બાબતમાં મોળો નીવડ્યો છે એવી છાપ મારા પર છાપ છે. ગુજરાતના આર્યસમાજીઓ પાસેથી ઋષિ દયાનંદ જેટલી અપેક્ષા રાખે એનો સોમો ભાગ પણ થયો નથી અને હરિજનોની તમામ હાડમારીઓ ક્યારની દૂર થવી જોઈતી હતી તે હજી આપણને ચિંતા કરાવે છે. આપણા આજના કાર્યકર્તાઓમાં કેટલાક બરાબર

મરણિયા થઈને અસ્પૃશ્યતા સામે ઝૂઝે છે એ જોઈ મને વિશ્વાસ થાય છે કે અસ્પૃશ્યતા રાક્ષસી હવે મરી ગઈ છે હવે ફક્ત એનું મડદું ગંધાય છે તે દાટવાની જરૂર છે. આ બાબત આપણે મોડું કરીશું તો તેનો કોહવાટ સમાજમાં બધે ફેલાઈને મરકી ફાટી નીકળશે. આપણા સમાજના ઘણા લોકો આ બાબતમાં જેટલા જાગૃત થવા જોઈએ એટલા નથી. જાગૃત ગુજરાત માટે આ સારું નથી. તમે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ કડ કસીને નીકળી પડો અને નિશ્ચય કરો કે પાંચ વર્ષની અંદર ગુજરાત માટે અસ્પૃશ્યતાનો સવાલ બાકી રહે નહિ એવું કરી મૂકીશું. આપણી લડત ચાલતી હતી ત્યારે કેટલાક લડતમાંથી બચી જવા માટે હરિજનનું કામ લઈ બેસતા જ્યારે કેટલાક ગ્રામસેવકો હરિજનનું કામ હાથમાં લઈ ખેડૂત પ્રજા વચ્ચે અકારા થવાની બીકે કહેતા કે અમે લડતના સૈનિક છીએ અમે હરિજનનું કામ નહિ કરીએ. મોળાપણું અનેક રીતે પ્રગટ થાય છે.

૭

આપણા એક બે સ્થાનિક પ્રશ્નો પણ આપણે એમને એમ રાખ્યા છે. એક છે ચોરોનો: આપણે ત્યાં ચોરો બરાબર પ્રથમથી આવતા રહ્યા છે. આપણે થોડા નિયમ ચોકી કરીએ છીએ અને પછી ચોરોને ભૂલી જઈએ છીએ પણ ચોરો આપણને ભૂલતા નથી. અંગ્રેજી રાજ્યમાં અદ્ભુત સુરક્ષિતતા છે એમ કહેનારા કહે છે. આપણે જાણીએ છીએ કે પ્રજામાં જ અમુક સજ્જનતા રહેલી છે માટે આપણા દેશમાં આટલી સુરક્ષિતતા છે. એ સજ્જનતાની સહેજ મદદ તરીકે જ રાજ્યસત્તાનો ઉપયોગ છે. ચોરો આપણે ત્યાં અવાર નવાર આવ્યા કરે છે તેથી આપણું નુકસાન થાય છે, એના કરતાં ચોરો બગડે છે એની ચિંતા મને વધારે છે. આપણા પડોશના દેશવાસીઓની હાલત ઉત્તરોત્તર બગડતી જાય એ દરેકને ચિંતાનો વિષય થવો જોઈએ. વિદ્યાપીઠે પોતાના અધ્યાપકો અને સ્નાતકોને આ ગંભીર સામાજિક વિષયનો અભ્યાસ કરી એના બનતા ઉપાય સૂચવવા માટે નોતરવા જોઈએ, અને જેનો નિબંધ સર્વોત્તમ નીવડે તેને સમાજશાસ્ત્ર પારંગતની પદવી આપવી જોઈએ. આપણું અહિંસા શાસ્ત્ર આ રીતે જ ખીલશે.

આપણો બીજો સ્થાનિક સવાલ તે કૂતરાનો. આશ્રમમાં તેમજ વિદ્યાપીઠમાં આ સવાલની ચર્ચા અનેકવાર થઈ છે. જ્યાં ગોરા લોકો રહે છે ત્યાં એટલે કે કેમ્પમાં કૂતરાંના સવાલનો ઉકેલ એ લોકો આણી શક્યા છે. આપણે એ જ સવાલનો ઉકેલ આવે એવું અહિંસાશાસ્ત્ર ખીલવવું જોઈએ. આપણે એ આખો સવાલ શાસ્ત્રીય રીતે ચર્ચી એના યોગ્ય અને અસરકારક ઇલાજો ગુજરાત આગળ મૂકવા જોઈએ. કશું ન કરવું અથવા જૈનો કરે છે તેમ કૂતરાંની પાંજરાપોળો સ્થાપન કરી બેસી જવું એ તો સામાજિક બુદ્ધિનું દેવાળું છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં આ સવાલ જ્યારે ચર્ચાય છે ત્યારે દયા જ છૂટે છે. વિદ્યાર્થીઓએ અને જૂના નવા સ્નાતકોએ આવાઆવા સામાજિક અગત્યના પ્રશ્નો હાથમાં લઈ એનું આંકડા વાર અધ્યયન કરી એનો ઉકેલ સૂચવવો જોઈએ.

૮

માતર તાલુકાની કેવળ આર્થિક તપાસ આપણે કરી; એ કામ સારું થયું. બારડોલીના ફરવેરાની તપાસ પણ બહુ ઉપયોગી નીવડી. હવે ગુજરાતના શહેરી તેમજ ગામડાંના કારીગરોની આર્થિક તપાસ થવી જોઈએ. ગુજરાતમાં ન્યાતોની અને પંથોની જૂની જાળ પથરાયેલી છે. ગુજરાતના સામાજિક જીવનના ગુણદોષો મોટે ભાગે તેને જ આભારી છે. ગ્રામસેવા મંદિરે અથવા સમાજવિદ્યા મંદિરે એ બધા પ્રશ્નો હાથમાં લેવા જોઈએ. હિંદુસ્તાનની સામાજિક સ્થિતિ વિષે અને લોકરૂઢિ વિષે પરદેશના લોકો આવી અધ્યયન ચલાવે

અને મોટામોટા ગ્રંથો લખે અને પછી તેનું જ આપણને અધ્યયન કરવું પડે અને મહાદેવભાઈ જેવા વૃત્તવિવેચકોને એમાંથી જ આંકડાઓ અને વચનો ટાંકવાં પડે એ આપણે માટે સારું નથી. પુરાતન, ભોગીલાલ ગાંધી, બબલભાઈ જેવાઓ પાસેથી આવાં અધ્યયનની અને દિશાદર્શનની મેં આશા રાખી છે. પરીક્ષિતલાલભાઈએ તો હવે આપણને એક સરસ હેવાલ આપવા જ જોઈએ.

આજે ગુજરાતમાં અનેક ઠેકાણે ગ્રામસેવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. જુગતરામભાઈ જેવા અને બબલભાઈ જેવા ગ્રામસેવકો એ નવું ક્ષેત્ર નિષ્ઠાપૂર્વક ખેડી રહ્યા છે. લડાઈમાં જેમ આગળ ધપનારી ટુકડીઓ મૂળ કેન્દ્ર સાથેનો પોતાનો સંબંધ અવિચ્છિન્ન રાખવા માટે પ્રાણપણે ઇન્તેજાર હોય છે તે જ પ્રમાણે તેમણે વિદ્યાપીઠ સાથેનો પોતાનો સંબંધ જીવતોજાગતો અને વધતો રાખવો જોઈએ પોતાનો અનુભવ વખતોવખત વિદ્યાપીઠ આગળ અને તમારી આગળ રજુ કરે, ત્યાં કયું જ્ઞાન અને કેવી આવડત આવશ્યક છે, કઈ વસ્તુ વગર કામ અટકે છે અગર બગડે છે એ બધું એમણે અહીં આવીને રજૂ કરવું જોઈએ અને પોતાને જોઈતું સાહિત્ય અને બીજી માહિતી અહીંથી મેળવવી જોઈએ. વિદ્યાપીઠે એમની પાસેથી શાસ્ત્રીય તપાસો કરાવી એ દુનિયા આગળ આકર્ષક રૂપમાં મૂકવી જોઈએ. હવે પછી કેવળ આર્થિક તપાસથી આપણે સંતોષ નહિ માનીએ પણ સામાજિક, ધાર્મિક અને લોકજીવન વિષયક શાસ્ત્રીય તપાસો કરવી જોઈશે દરવરસે જ્યારે તમે તમારું ભણતર પૂરું કરી જિંદગીમાં પ્રવેશ કરવાના હશો તે વખતે એ બધા કુશળ અને અનુભવી ગ્રામસેવકો તમને નોતરવા આવવાના અને પોતપોતાના ક્ષેત્રમાં ખેંચીને લઈ જવાના. તમારે એની તૈયારી રાખવી જોઈએ અને પ્રથમથીજ પોતાનું વલણ પણ જાહેર કરવું જોઈએ.

આપણે ભીલો, રાનીપરજ અને હરિજનોનો સવાલ હાથમાં લીધો છે. હવે બારૈયા, ઠાકરડા, દૂબળા, રેબારી, આહિર આદિ આપણા બધા પછાત ભાઈઓના સવાલ પણ આપણે હાથમાં લેવા જોઈએ. ગોકુળ વલ્લભવિદ્યાલય ખોલીને બેસી જઈ આપણે સંતોષ નહિ માનીએ. ઉજળિયાત કેળવણી એ અઢાર લાખ ગુજરાતીઓની કેળવણી છે, જ્યારે આપણે તો ૮૦ લાખ શ્રમજીવી ગુજરાતી માટેની કેળવણીનો સવાલ ઉકેલવાનો છે. તમે વિદ્યાર્થીઓ એ ક્ષેત્ર પોતાનું કરશો તો તમારે માટે સેવા અને આજીવિકાનું ક્ષેત્ર અઢળક છે. હજારની વસ્તી પાછળ એક શિક્ષકસેવક ગણી લઈએ તોય ૮૦૦૦ ને માટે આજ તુરતોતુરત કામ છે, અને તમે આજે ૮૦ એ નથી. એટલે જ્યાંસુધી તમારી સંખ્યા હજી સો ગણી થાય નહિ ત્યાં સુધી સેવાની ભૂમિ તરસી ને તરસીજ રહેવાની છે. આવી સ્થિતિમાં તમારામાંથી કોઈ પણ સેવાનો ખ્યાલ વિસારે મૂકી મોજમજાહ, કમાણી અને શહેરી પ્રતિષ્ઠાનો જ જો વિચાર કરશે તો આપણને માથું ઊંચું કરવાનો હક નહિ રહે.

તેથી જ પૂ. બાપુજીએ સૂચવ્યું છે કે હવે પછી વિદ્યાપીઠે દરેક રીતે ગામડાંનો જ વિચાર પ્રધાન બનાવવો જોઈએ. સંગીત હો કે લિપિ સુધારણા હો, સુથારી હો કે ચિત્ર[illegible] કામ હો, ગામડાંની ૮૦ટકા વસ્તીની ઉન્નતિ અને ઉદ્ધારનાંજ આપણને સ્વપ્નાં આવવાં જોઈએ.

ત્યારે શું ગામડાંમાં જઈને કામ કરવું ખરેખર આટલું અઘરું છે? [illegible] અને નાના રૂપમાં જ આપવો પડે છે. દુનિયાની મોટી વસ્તી ગામડામાં રહે છે. આરોગ્ય અને સમાધાની ગામડામાં જ વધારે હોઈ શકે છે. કુદરતનું સૌંદર્ય ગામડામાં જ સ્વાભાવિક રૂપમાં મળે છે. પશુપક્ષી અને ભોળા માણસનો સહવાસ ગામડામાં જ મળે છે. [illegible]

ફળ, ફૂલ, શાકભાજી અને કંદ બધાં ગામડાંમાંથી જ મૂળમાં પેદા થાય છે નાણાંનો પ્રપંચ શહેર કરતાં ગામડાંમાં ઓછો હોય છે. અને આજના વિદ્યાર્થીઓમાંથી મોટો ભાગ તમે ગામડાના જ રહીશ છો. ગામડામાં રહી લોકજીવનનો આનંદ લૂંટી ગ્રામસેવા કરવી એ તમારે માટે આનંદની પરમાવધી થવી જોઈએ. પણ એમાં એક મુશ્કેલી છે. શહેરી ટેવો એ એક ભારે ચેપીરોગ છે અને એ બહુ જલદ રીતે ફેલાય છે. તમે અહીં વિદ્યાપીઠમાં આવ્યા છો, શહેરથી દૂર છો પણ શહેરમાં જવાની, શહેરની ચીજો ખરીદવાની, આચરકુચર ખાવાની અને અવારનવાર સિનેમા જોવાની લત તમને ધીમે ધીમે લાગવા માંડી છે, એ વાત જો સાચી હોય તો તમે વિદ્યાપીઠના ભણતરથી ગ્રામસેવાની લાયકાત કમાઈ રહ્યા છો અને અહીંના તમારા જીવનથી તમારી સ્વાભાવિક લાયકાત ગુમાવી રહ્યા છો એમ કહેવું પડશે. ચડવાનું હમેશાં મહેનતનું અને કષ્ટપ્રદ હોય છે. ઊતરવું–પડવું, લપસી જવું–તો હંમેશ સહેલુ અને સજા પમાડતુ હોય છે એની સામે. જો કોઈ ચેતવણી આપે તે અકારું લાગે છે પણ જોગ તમારે ગામડામાં રહેવાનુ છે અને પ્રસગ પડ્યે ગામડાના લોકોમાં અકારા થઈને પણ સેવા કરવાની છે તેમજ તમારા અધ્યાપકોએ પણ પ્રસંગે અકારા થઈ તમને ગ્રામસેવાની દીક્ષા આપવી રહી. તમારાં માબાપો, તમારાં સગાસબંધીઓ અને તમારા સરદાર બધાએ લડતમાં ભાગ લીધો છે લડતમાથી જ ગ્રામકેળવણી અને ગ્રામસેવાનું મહત્ત્વ જોયું છે. બધાં એ રીતે તમારી તરફ જોઈ રહ્યાં છે—આશાથી જોઈ રહ્યા છે. તમારા સંકલ્પબળથી અને એમના આશીર્વાદોથી એમની મુરાદો બર આણશો અને દુનિયાના ઇતિહાસમાં ગુજરાતને સ્થાન મેળવી આપશે.

૯

વિદ્યાપીઠમાં બાળાઓની સંખ્યા પહેલા કરતાં ઘણી વધી છે એનો મને તો સંતોષ છે. બાળાઓની સખ્યા વધે એ કોકકોકવાર આચાર્યને અને ગૃહપતિને ચિંતાનો વિષય થઈ પડે છે. એવુ અહીં નથી એમ હું માનું છુ આશ્રમમાં પોતાની બધી તપશ્ચર્યા વાપરીને પૂ. બાપુજીએ વિવિધ પ્રાન્ત, ભાષા, ધર્મ અને પથના લોકો વચ્ચે કૌટુમ્બિક વાતાવરણ જમાવ્યું અને ત્યાં સહજીવન અને સહશિક્ષણનો પ્રયોગ ચલાવ્યો. એ પ્રયોગને કારણે પૂ. બાપુજીને ઘણું વેઠવું પડ્યું છે છતા સરવાળે એ શકળમા સફળ પ્રયોગ નીવડ્યો છે એવો મારો અભિપ્રાય છે. એ મૂડીનો લાભ લઈ આપણે હવે વિદ્યાપીઠમાં પણ બાળાઓની વધતી સખ્યાને વધાવી લઈએ છીએ. આમાની કેટલીક બાળાઓ આશ્રમમાં જ ઉછરેલી છે. બાપુજીએ બક્ષેલુ વાતાવરણ તેમણે અહીં સાચવવું અને ફેલાવવું જોઈએ. તેઓ જો આટલુ કરતાં ફાવ્યાં તો હિંદુસ્તાનની અને આજના જમાનાની એમણે કીમતીમાં કીમતી સેવા કરી ગણાશે. બાળાઓ માટે અહીં છાત્રાલય નથી, રમવાની સગવડ પણ નથી છતાં જેટલો વખત તેઓ અહીં ગાળે છે તેટલા વખતમા પણ તેઓ આશ્રમજીવનની સફળતા સિદ્ધ કરી શકે છે.

આ થઈ એમના જીવન પરત્વેની આશા પણ તેમની આગળ આથીયે મોટું કાર્ય છે. ઉજળિયાત કુટુંબોમાં નવા સંસ્કારો ફેલાવવાનું કામ તો તેઓ સ્વાભાવિક પણ કરશે પણ એ ક્ષેત્ર વ્યાપીને તેઓ શ્રમજીવી બહેનોના જીવનમાં પ્રવેશ કરશે અને તેમના ઉદ્ધાર માટે જીવન અર્પણ કરશે ત્યારે જ તેમની વિદ્યાપીઠની કેળવણી લેખે લાગી ગણાશે.

---

# ઈરાનની સ્વતંત્રતા કેમ રક્ષાઈ ?

ડુંગરશી ધરમશી સંપટ

## હિંદ અને ઈરાન વચ્ચે સરખામણી

હિંદ અને ઈરાન બન્ને પ્રાચીન પ્રજાઓ છે. હિંદ પરતંત્ર છે. એક પરતંત્ર દેશના રહેવાસી તરીકે—એક હિંદી તરીકે—ઈરાનની સ્વતંત્રતા જોઈ મારા દેશની પરતંત્રતા મને સાલે છે. ઈરાનની સંસ્કૃતિ હિંદની પેઠે પ્રાચીન છે. બન્ને દેશો ઉપર ઘણી પરદેશી સત્તાઓએ હલ્લા કર્યા હતા. બન્ને દેશ અનેક જાતનાં હવાનાં વાતાવરણો ધરાવે છે. સખ્ત ઠંડી અને સખ્ત ગરમી બન્ને દેશમાં અનુભવાય છે. પુષ્કળ વરસાદ અને સૂકો પ્રદેશ પણ બન્ને ધરાવે છે. બન્ને દેશોમાં ફળદ્રૂપ જમીન સાથે ડુંગરાઉ અને રેતાળ મોટા પ્રદેશો પણ છે. બન્ને દેશની ધરતીમાં પુષ્કળ ખનિજ પદાર્થો છે. બન્ને એશિયાના પ્રાંતો છે. બન્ને દેશને યશસ્વી ભૂતકાળ હતો. અવસ્તા અને વેદની ભાષા અને વિચારસામ્યને વિચારતાં બન્ને દેશના મૂળ વડવાઓ એક જ આર્ય જાતિમાંથી ઉત્પન્ન થયા હતાં. ગરીબાઈ બન્ને દેશમાં સમાન છે. વહેમો પણ તેટલાં જ છે.

પરંતુ એટલું સામ્ય છતાં મોટામાં મોટું હિંદ ઉપર પરતંત્રતાનું દૂષણ છે. તે સિવાય ઈરાનમાં લગભગ એક ધર્મ પ્રવર્તે છે. હિંદમાં અનેક ધર્મો છે. ઈરાનમાં રોટીબેટીનો ભેદ નથી; આ દેશમાં છે. નાતજાતનો કજાગરો રિવાજ ઈરાનમાં નથી. ધાર્મિક સંપ્રદાયો ત્યાં પણ છે. પરંતુ એ સર્વે લોઢાની સાંકળોથી લોકોની પ્રગતિને જકડી લેતા નથી. એક સમર્થ રાજકર્તાએ ઈરાનની પ્રજાનો ઉદ્ધાર કર્યો છે. ઈરાની પ્રજા સ્વતંત્ર પ્રજા તરીકે જગતની સ્વતંત્ર પ્રજાઓની હરોળમાં બેસી શકે છે. આપણે પાછલી ખુરસીમાં માથું નીચું કરી જગ્યા લીધી છે. ઈરાનનું ક્ષેત્રફળ હિંદના પ્રમાણમાં અર્ધું છે. એની વસ્તી મુંબઈ ઇલાકા જેટલી એટલે લગભગ બે કરોડની ગણાય છે.

ઈરાન પણ વીશ વરસ પહેલાં પરદેશી ગીધોનાં હાથમાં સપડાયું હતું. એની સ્વતંત્રતા મોટેભાગે છિનવાઈ ગઈ હતી. એના શાહો પરદેશીઓની આજ્ઞા મુજબ વર્તતા હતા. પશ્ચિમના બાજો એનાં અંગને ફોલી ખાવા તૈયાર થયા હતા. કોઈ ઈશ્વરી સંકેતથી એ બચી શક્યું છે.

## પ્રાચીન ઇતિહાસ: કાયાનિયન વંશ

ઈરાનનો જ્વલંત પ્રાચીન ઇતિહાસ હિંદના પ્રાચીન ઇતિહાસની પેઠે કાળના ગર્ભમાં છુપાયેલો છે. વેદધર્મ પ્રમાણે જ પ્રાચીન ઝરથોસ્તી ધર્મ દંતકથાઓના ઓથા હેઠળ ચિતરાયેલો છે. ઈ. સ. ની સદી પહેલાં ૭૦૦ની સાલમાં કાયાનિયન વંશનો કેકોબાદ બાદશાહ થયાનું જણાય છે. તે પછી તેનો પુત્ર કૈખુસરુ થયો. ઇ. સ. પૂ. ૫૬૧-૫૩૮માં સાઈરસ એ મહારાજ્યનો પાદશાહ થયો હતો. ને પછી કેટલાંક વરસો પછી દારા પાદશાહ આવ્યો, તેણે મોટા

વિજય મેળવ્યો. તેણે ઠેઠ હિંદનો પંજાબ પ્રાંત પણ જીતી લીધો ( સને પહેલાં ૪૯૦ ). એનો પુત્ર ઝરક્સીસ થયો. તેના પિતા દારાના સમયમાં જરથુસ્ત પયગંબરે ઇરાનને જરથુસ્તી મઝહબમાં આણ્યું હતું. ઝરકસીસને ગ્રીકો સાથેના યુદ્ધમાં થરમાપોલીમાં મોટી હાર ખાવી હતી. તેના પછી અરદેશરે ઇરાનની સત્તા વધારી હતી. ખ્રિસ્ત પહેલાં ૩૩૬ વરસમાં દારાબ ગાદીએ આવ્યો. એના સમયમાં મહાન સિકંદરે એને હરાવી ઇરાન જીતી લીધું. દારાબ યુદ્ધમાં પડ્યો. કાયાનિયન વંશનો અંત આવ્યો.

## સાશેનિયન વંશ

સેલ્યુકેશ (સિકંદરના સરદાર )ના વંશના હાથમાં ઇરાન ખ્રિસ્ત પહેલાના ૨૫૦ ની સાલ સુધી રહ્યું. તે પછી પાર્થિયનો આવ્યો. પાંચ સદી સુધી એ વંશના રાજાઓએ અનેક વિજયો ઇરાનને માટે મેળવ્યા. આખા જગતમાં કોઈએ રોમનોને હઠાવ્યા કે હરાવ્યા હોય તો તે પાર્થિયન નૃપતિઓ હતા. ઇરાનના એક સરદાર અરદેશરે ઈશુની બીજી સદીમાં ઇરાનનો કબજો લીધો. એ વંશના ૨૯ બાદશાહોએ ઇરાનને ખૂબ પ્રખ્યાત કર્યું. હિંદના મહાભારત જેવો જ યશસ્વી ઇતિહાસ 'શાહનામું' આ બાદશાહોનાં યશોગાન મુક્તકંઠે ફિરદોશી કવિ મારફતે ગવરાવે છે. જરથોસ્તીઓનો આ સમય સુવર્ણયુગ હતો. કળા, સાહિત્ય, યુદ્ધ, શિકાર, વિજયયાત્રા, ધર્મસંશોધન, દેશસુધારણા, શ્રેષ્ઠ મહાન અધિકારીઓ ઊભાં કરવામાં એ વંશ ભારે પ્રસિદ્ધ થયો છે નાશીરવાન જેવા જગપ્રસિદ્ધ બાદશાહ એ વંશમાં થયા છે. એ વંશ ૪૫૦ વરસ ચાલ્યો.

## આરબ વિજય

નવા ધર્મમાં સંગઠન થયેલા આરબો ખાલિફ ઉમરની પ્રેરણાથી એક હાથમાં તલવાર અને બીજા હાથમાં કોરાન લઈ જગતનો વિજય કરવા ધસ્યા. ઇરાન પણ તેમાં સપડાયું. આ ઝનુની પ્રજાની સામે કોઈ ઊભી શક્યું નહિ. ઇરાનમાં ઇસ્લામના વિજયડંકા વાગ્યા. બસો વરસ સુધી આરબોની સત્તા ઇરાનમાં ટકી. આઠમી સદીની મધ્યમાં જેકબ લીથે ઇરાન પચાવ્યું ત્રણ પેઢી પછી સામન વંશના હાથમાં ઇરાન આવ્યું. તેના પાંચ પાદશાહ થયા પછી ઇરાન મહમદ ગિજનીના જબરદસ્ત હાથમાં જિતાયું. સને ૧૦૩૨માં તે મરણ પામ્યો. તેની સાથે તેના વિજયોનું ગૌરવ પણ અસ્ત થયું.

## પરચૂરણ વંશો

સને ૧૦૪૨માં તોગરૂબ બેગ નામના તર્કોમાન સરદારે ઇરાન કબજે કર્યું. તેનો પુત્ર અલ્પઆરસલન અને પૌત્ર મલેકશાહ મોટા અને વિજયી બાદશાહો હતા. સને ૧૧૭૫માં છેલ્લો પાદશાહ સંજાર મરણ પામ્યો. તે પછી તરત જ ચંગીઝખાનના પૌત્ર હુલુખાને ઇરાન જીતી લીધુ. તે પછી નાના નાના રાજ્યોમાં ઇરાન વહેંચાયું. તેરમી સદીની આખરમાં તૈમુરે મોગલ ધાડાઓથી બીજાં રાજ્યો સાથે ઇરાનને જીતી લીધું. એના વંશજોએ માત્ર પચાસેક વરસ રાજ્ય કર્યું.

## સુફાવિયન વંશ

શેખ ઇસ્માઇલે સને ૧૪૯૯માં વિજયયાત્રા આરંભી. એના પછી શાહ તામાસ્પ આવ્યો. તેનો પુત્ર શાહ અબ્બાસ સને ૧૫૮૨માં ગાદીએ બેઠો. એણે ઇરાનને ઘણા વિજયો અપાવ્યા હતા. સને ૧૭૨૨ સુધી આ વંશ ચાલ્યો. શાહ અબ્બાસે હિંદના મોગલવંશના બાબરના પુત્ર હુમાયુને શિયા થવાની શરતે લશ્કરી મદદ આપી શેરશાહના વંશજો પાસેથી

હિંદનું રાજ્ય પાછું અપાવ્યું હતું તેમ બીજા આપાસના વખતમાં હિંદના શહેનશાહ શાહજહાન અનેક પ્રયત્નો કરી વારવાર આક્રમણો કર્યાં છતાં ઈરાનીઓ પાસેથી કંદહાર પાછું મેળવી શક્યો નહોતો. સુફાવિયન વંશ પાસેથી ઈરાન અફઘાનોએ લઈ લીધું તે ત્રણ પેઢી સુધી ભોગવી અનેક અત્યાચારો કર્યાં.

## નાદીરશાહ અને પછી

સત્તરમી સદીની શરૂઆતમાં અફસર જાતનો તબીરો નાદીરશાહ પોતાની શક્તિથી ઊંચે ચડતો અફઘાનોને હરાવી સને ૧૭૩૬માં ઈરાનની ગાદી ઉપર બેઠો. એણે હિંદ તથા ઈરાનની આસપાસના સર્વે દેશો ઉપર દિગ્વિજય મેળવ્યો. તે સાહસિક, બળવાન, ક્રૂર, અત્યાચારી અને અત્યંત જુલમી હતો. શહેરના શહેર તેણે ઉજ્જડ કરાવ્યા હતા. નાદીરના ખૂન પછી રાજ્યના ભાગલા થઈ ગયા. કરીમખાન કરી એક સમર્થ પુરુષે ઈરાનનો કબજો લીધો તેના પછી આગા મોહમદશા કાજારે ઈરાન લીધું. એ ભૂખ્યા વાઘ જેવો ક્રૂર હતો. અને ૧૭૯૧માં તેનું ખૂન થયું તે પછી ફત્તેહઅલી શાહનો ભત્રીજો ઈરાનની ગાદીએ આવ્યો. એની ત્રણ પેઢી રાજ્ય ચાલ્યું એનો છેલ્લો વારસ અહમદશાહ કાજાર પેરિસમાં એ વરસ ઉપર તદ્દન ગરીબીમાં મૃત્યુ પામ્યો હતો અને ૧૯૨૨થી ઈરાનની ગાદી ઉપર રેઝાશાહ પહેલવી છે ઈરાનની ગાદી ઉપર સશક્ત બળવાન અને સત્ત્વશાળી પુરુષ જ બેસી શકતો. નબળાને તરત મારી બીજો મજબૂત પુરુષ ગાદી પચાવી પડતો

## ઈરાનની પ્રાચીન સંસ્કૃતિ

ઈરાનમાં ઘણાં પ્રાચીન ખંડેરો છે. તેમાં પરસ્પોલીસનું ખંડેર ખૂબ જ પ્રાચીન છે, અને પરદેશી રાજાઓની કીર્તિનું સ્મરણચિહ્ન છે. ઈરાનના બાદશાહો ખૂબ યશસ્વી, રાજધીર, રાજનીતિજ્ઞ અને કળાપૂજક થઈ ગયા છે એમણે અનેક મહેલો, કીર્તિસ્થંભો, અગ્નિપૂજાના મંદિરો, અને ભવ્ય ઇમારતો બાંધી હતી તેના ખંડેરો આજ પર્યંત ઉપસ્થિત છે. આજે પણ એ ખંડેરો પારસી શાસનકર્તાઓની યશસ્વી કારકિર્દી અને કલાના ધામો તરીકે ઊભાં છે. મુસલમાની સમયમાં થોડી મસ્જિદો સિવાય કોઈ મોટાં અને જગપ્રસિદ્ધ બાંધકામો થયાં જણાતા નથી.

ઈરાન એ ફારસી ભાષાનું મથક છે એ ભાષા સાહિત્યની દૃષ્ટિએ ખૂબ ખેડાયેલી છે. તેમાં પણ કાવ્યસાહિત્યમાં ફારસી ભાષાએ સુંદર કૃતિઓ જગત સમક્ષ મૂકી છે. ફારસી કાવ્યનો પિતા ફિરદૌશી મોહમદ ગીઝનીના સમયમાં થઈ ગયો છે. એ વિજેતાના ઉત્તેજનથી સાઠ હજાર બેતોમાં એણે શાહનામું રચ્યું છે એ ઈરાનના ઇતિહાસમાં ૩૭૦૦ વરસનો ઇતિહાસ અપાયો છે. તેમાં પારસી પાદશાહોનાં શૌર્યની સુંદર કાવ્યોમાં ગાથાઓ ગૂંથી છે. એ કાવ્ય અનુપમ છે. બીજો કવિ નિઝામી થયો છે. તેનું સિકંદરનામું કાવ્યસાહિત્યમાં વખણાય છે. જામી કવિની યુસુફ અને ઝુલેખા સરસ પ્રેમકાવ્ય ગણાય છે, તે સિવાય હાતીફીની લીલા અને મજનુ તેમજ ખુશરૂ શીરીન એ પણ સરસ પ્રેમકાવ્યો છે. શેખ સાદી ઈરાનનો શેક્સપિયર છે તેના ગુલીસ્તા અને બોસ્તાં શ્રેષ્ઠ કાવ્યો અને નીતિગ્રંથો છે. સૂફી હાફીઝની ગઝલો જગમશહૂર છે. ગુજરાતીમાં પણ એની પ્રસાદી ઊતરી છે. ઉમર ખય્યામ પણ જગજાહેર છે. બીજા અનેક કવિઓ થઈ ગયા છે. ફારસી ભાષા પ્રાચીન ભાષાઓમાં અગ્રગણ્ય છે.

ઇરાનમાં હાથની કળાકારીગરી પ્રાચીન સમયમાં ઘણી શ્રેષ્ઠ પ્રકારની બનતી હતી. હજી પણ તેના અવશેષરૂપ થોડીઘણી કારીગરીની સુંદર વસ્તુઓ ઇરાનમાં બને છે. ઇરાનનાં ભરતભરેલા દુપટ્ટા બહુ જ સરસ થાય છે. ચિત્રકળા સાધારણ છે. સંગીતને મુસલમાન બાદશાહો બહુ ઉત્તેજન આપતા નહોતા, છતાં ફારસી સંગીત કર્ણપ્રિય છે. તલવારો ઇરાનની બહુ સારી થાય છે. કિનખાબનું કપડું પણ સારું થાય છે. રેશમનું કાપડ પણ સારું બને છે. દવાખાના હકીમોના છે, પ્રગતિશીલ નથી.

## આધુનિક ઇરાન

ઇરાનનો આધુનિક ઇતિહાસ બહુ રસિક છે. હિંદની પેઠે એની જમીનમાં ઘણા કિંમતી પદાર્થો સંતાયેલા છે. યુરોપના રાજ્યદ્વારીઓ એને ફોલી ખાવા તૈયાર થયા. શાહ મુઝફ્ફરદીન અને તેના કાઝાર વંશના શાહો નિર્બળ નીકળ્યા. એમને આપણા દેશી રાજાઓની પેઠે યુરોપની વસ્તુઓની મોહની લાગી હતી. શાહો વિલાસી જીવન ગાળવા લાગ્યા એટલે રાજ્યતંત્ર શિથિલ થયું અમલદારો ઉપલી સત્તાની નબળાઈથી લાંચિયા, જુલમી અને અંધેર કારભારવાળા થયા પ્રજાને ચૂસવાની નીતિ અમલમાં આવી. બે તીક્ષ્ણ નજરવાળા ગીધો એવા સમયની રાહ જોતા હતા. ઇરાનની ભૂમિમાં રહેલું કેરોસીન તેલ તેમને, લોહચુંબક જેમ લોઢાના ટુકડાને આકર્ષે તેમ, ખેંચતું હતું. બન્ને શિકારી પક્ષીઓ ચાણાક્ય વિદ્યામાં ચતુર હતા. કાવાદાવા, લાંચરૂશ્વત, ભેદનીતિ, કુટીલ મુત્સદ્દીગીરી અને ક્યાંક લાલ આંખ બતાવવાથી તેઓએ ઇરાનમાં સારો પગપેસારો કર્યો

## ઇરાન ઉપર પરદેશી નજર

ઇરાનમા તેમનો મોટો સંગ્રહ જમીનમાં છુપાયો છે એ વાત ભૂસ્તરવેત્તાઓએ બહાર પાડી. હિંદ તરફ પ્રયાણના મહામાર્ગમા સીધું ઇરાન આવી ગયું છે. તેમ એના મહાત થવાથી સમુદ્રમાં રશિયાને મોટો વિકાસ મળે તેમ હતું. આથી ઘંટીના બે ભારી પથ્થરો ઇરાનરૂપી અનાજને દળી નાખવા તૈયાર થયા. બ્રિટન અને રશિયારૂપી બે વરુઓ ઇરાની ઘેટા ઉપર દાઢ દબાવવા તૈયાર થયા. વિલાસમાં નબળા થયેલા શાહો ઉપર ભય, ઠપકા, સખ્તાઈઓ ધમકીઓ વર્ષવા લાગી. નજીવા કારણોને મોટું રૂપ આપી ઇરાનની સરકારને ડરાવી તેની મર્યાદાનો ભંગ કરાતો, તેની પાર્લામેંટને બરખાસ્ત કરવાની ફરજ પડાતી, તેના મોટા પ્રધાનોને રૂસ્વતો અપાતી, તેના હિતેચ્છુ પરદેશી સલાહકારોને કાઢી મૂકવાની ફરજ પડાતી. ઇરાનની જમીન ઉપર બાપીકી સત્તા હોય તેમ વગરકારણે વર્તાતું. દેશ જપ્ત કરાતો, લશ્કરની ભરતી કરાતી. આ રીતે બળિયાના બે ભાગ જેવી રીતે કરવામાં આવતું હતું. 'સમર્થકુ નહિ દોષ ગુંસાઈ.'

## ઇરાનમાં કેરોસીન તેલ

ઇરાનમાં તેલનો અખૂટ ભંડાર છે. ઉત્તરમાં ચારસો માઈલના વિસ્તારમા એટલે ખોરાસાના આસ્ત્રાબાદ, માઝાન્ડેરાન, ગીલાન અને આઝરબૈઝાન જિલ્લાઓમાં થઈને આ તેલનો પ્રવાહ આગળ વધે છે. દક્ષિણમા આઠસો માઈલના વિસ્તારની ભૂમિમાં એ પ્રવાહ પથરાયેલો છે. સને ૧૯૦૧માં મિ. ડી. આર્કી નામના અંગ્રેજને એ તેલભૂમિ વિકાસવાનો પરવાનો શાહે આપ્યો. ઇરાનને સુગમ ભક્ષ્ય જોઈ રશિયા અને બ્રિટન એને વહેંચી લેવાની ઉતાવળમાં પડ્યાં. પરંતુ એ બન્ને સમર્થ શિકારીઓ એક જ લક્ષ્યના હોવાથી લડી પડ્યાં.

ધૂરકાધૂરકી કરતાં બાંહો ચડાવવા મડ્યાં. રેલવે રેક ઇરાનની સરહદ સુધી બાંધવામાં આવી. લશ્કર જમાવવામાં આવ્યું પરતુ છેવટે આ ભક્ષ્ય સપસલાહથી ખાવા બને તે ફહાફ્યુભરેલું લાગ્યું. સંદેશાને અંતે સેંટપીટર્સબર્ગ અને લંડન વચ્ચે કરારનામું થયું. ઉત્તર ભાગ રશિયાને કાજે આવ્યો, દક્ષિણ ભાગ બ્રિટિશ સિંહની લાગવગ નીચે આવ્યો. વચલો ભાગ ઇરાનના શાહ નીચે રહ્યો. પરંતુ શાહથી કંઈ પણ કામ એ સમર્થ રાજ્યોની પરવાનગી વગર થઈ શકે નહિ; તેની સ્વતત્રતા પરાધીનતાના રેશમમાં બદલાઈ.

## શાહની નબળાઈ

મિ. સુસ્ટર નામના એક અમેરિકન નાણાંશાસ્ત્રીને ઇરાને ખજાનચી તરીકે પસંદ કર્યો એ ગૃહસ્થે ઇરાનના હિતની આર્થિક નીતિ ગ્રહણ કરી. આથી મહાગજ્યોના સ્વાર્થને નુકસાન પહોંચ્યું. તરત એને કાઢી મૂકવા શાહને આજ્ઞા થઈ. એને રજા અપાઈ. પ્રજાના દબાણથી શાહે ઇરાનની ધારાસભા—મજલિસ—ને બોલાવી. પરતુ એ રશિયાને રુચ્યું નહિ. તહેરાનથી માત્ર પદર માઇલ દૂર રશિયન સૈન્ય આવી પહોંચ્યુ શાહે હાથે તરણું લઈ મજલિસને હાંકી કાઢી, એટલુ જ નહિ પરતુ રશિયન લાગવગવાળા એક અમીરને પ્રધાનમંડળના વડા તરીકે તેમને સ્વીકારવો પડયો એક રશિયનને તેલ મેળવવાનો હક્ક પણ બક્ષવામાં આવ્યો. પરતુ કાયદા મુજબ મજલિસની સમતિ વગર તે હક્કની કિંમત રહી નહી. છતાં એંગ્લો–પરશિયન ઑઇલ કંપનીએ અગાઉ ડી આર્કીનો હક્ક ખરીદી લીધો હતો તેમ આ હક્ક પણ ખરીદી લીધો. ઇગ્લંડના મુખ્ય પ્રધાન લૉઇડ જ્યૉર્જે આ સમયે ભારે દીર્ઘ દૃષ્ટિ વાપરી પરશિયન ઑઇલ કંપનીમા મુખ્ય હિસ્સો ખરીદી લીધો.

## ઇરાન રશિયાની ધૂંસરીથી છૂટે છે

૧૯૧૭ના માર્ચ માસમાં રશિયામા ઝાર વિરુદ્ધ આંતરવિગ્રહ થયો લેનિનના અનુયાયીઓએ ઝાર, અમીરો, જમીનદારો, ધર્મગુરુઓ અને મૂડીવાદીઓનો કચરઘાણ કાઢી નાંખ્યો. સોવિયટે ઉદાર નીતિ ધારણ કરી, ઇરાન સાથે કરાર કરી ઉત્તર વિભાગમાંથી પોતાનું લશ્કર ખેંચી લીધુ તેણે ઇરાન ઉપરનો કરજો માફ કર્યો. ઇરાને સ્વતંત્ર થતાં જ 'મજલિસ'ને પાછી બોલાવી. તેણે પ્રથમ કાપ રશિયનને આપેલા તેલના હક્કને રદ કરવાનું કર્યું. અમેરિકાની સ્ટેન્ડર્ડ ઑઇલ કંપનીને એ હક્ક આપવા વાટાઘાટ ચલાવવા માંડી, બ્રિટિશ સિંહ આથી ખિજવાયો. રશિયા જેવો હરીફ દૂર થવાથી આખો રોટલો ખાઈ જવાનો મોકો કોણ ભૂલે ? એણે ઇરાનના પ્રધાનમંડળના કેટલાક પ્રધાનોને ફોડી પોતાના પક્ષમા લીધા. એમને પાઉંડ ૧,૩૧,૦૦૦ની રૂશ્વત આપી, અને ઇરાન સાથે નવી સંધિ કરાવી લીધી. આમાં બહારથી ઇરાનની સ્વતત્રતા સ્વીકારાઈ હતી, પરંતુ ઇરાનનું લશ્કર, પેદાશ, ઉદ્યોગો સર્વ બ્રિટિશ સલાહકારોના હાથમાં દેવાની સગવડ થઈ હતી. ઇરાનને હિંદના એક દેશી રાજ્ય જેવું રક્ષિત રાજ્ય બનાવ્યુ હતુ.

## અંગ્રેજો સાથે સંધિ તૂટે છે

આ સંધિ સામે ઇરાની પ્રજા ખળભળી ઊઠી. શાહ નાસીરદીન પણ સત્તાશાળી નહોતો. લશ્કરે આ સધિ માન્ય કરી નહિ. સૈયદ ઝિયાઉદ્દીનના વડપણ નીચે બળવો થયો. શાહની સરકાર ઉથલાવી નંખાઈ. ઝિયાઉદ્દીન મોટો પ્રધાન થયો એણે એંગ્લો–પરશિયન સંધિ જે ઑગસ્ટ ૧૯૨૧માં થઈ હતી તે રદ કરી બ્રિટિશ પરદેશ ખાતાએ પણ લોકલાગણી અને જગતલાગણી પ્રતિકૂળ જોઈ એ સંધિ પાછળ આંસુ ખેર્યાં નહિ. ઝિયા-

ઉદ્દીન ઉપર પણ બ્રિટિશ છાયાની અસરનો શક ગયો એટલે તેને ફરી એક પ્રતાપી પુરુષ પ્રજાની આગળ ધરી આવ્યો એનું નામ રીઝાખાન પહેલવી.

## રીઝાશાહનો ઉદય

રીઝાખાન પહેલવી બહુ ગરીબ માબાપનો પુત્ર હતો બાળપણથી ઘણાં સંકટો, દુ:ખો હેરાનગતિઓ સહન કરી તે લશ્કરી ખાતામાં સાધારણ સિપાઈ તરીકે દાખલ થયો ૭ ફૂટ ઊંચો, શરીરે કદાવર, ખડતલ નિર્ભય શૂરવીર અને સાથે દીર્ઘદૃષ્ટિવાળો એ સિપાઈ પોતાનું પાણી ઉપરના અધિકારીઓની દૃષ્ટિમાં લાવી શક્યો અનેક અંતરાયો અને હરીફોને ઓળંગીને તેની સજ્ઞાન શક્તિ પોતાનો માર્ગ શોધી પ્રગતિ કરતી રહી એની પ્રામાણિકતા સ્વચ્છ હતી. એનો લોભ અથાગ હતો એની મહેનત તેથી પણ ભારે હતી આવા ભયંકર સમયમાં એ એક પગથી ઓળંગતો અને બીજી ઉપર ચડતો ઠેઠ ઊંચી પદવી ઉપર આવ્યો ઝિયાઉદ્દીનને ઉખેડી એ સિપાહસાલાર થયો રાજ્યતંત્ર, પ્રધાનમંડળ અને શાહને એણે પોતાની મજબૂત મૂઠીમાં રાખ્યા અંગ્રેજી લશ્કરને ઈરાન છોડાવવામાં એ ફતેહમંદ થયો. અંતે પોતાની આશા પ્રમાણે એ ઈરાનમાં સરમુખત્યાર થયો

## ઈરાન સુધારણા

રીઝાખાને પહેલું કામ લશ્કરસુધારણાનું માથે લીધું ઈરાન મજબૂત થયા વગર પરદેશીઓના ડારનો જવાબ આપી શકાશે નહિ એ એણે સમજી લીધું એણે ઈરાનના લશ્કરમાંથી બધા પરદેશી અમલદારોને એકસાથે રજા આપી ઈરાની અમલદારોને તેમની સાથે ગોઠવ્યા. લશ્કરની નવેસર રચના કરવાનું મોટું કામ આરંભ્યું સખ્ત નિયમન, કવાયત, નવીન ઢબનાં હથિયારો, સખ્ત કસોટી અને જાતદેખરેખથી એણે લશ્કરને ખૂબ પ્રગતિશીલ બનાવ્યું. ઈરાનમાં જુદીજુદી તાયફાઓની જાતો વસે છે નબળા અમલમાં એ તાયફા જાતિઓના શેખો લુટારા બની મધ્યસ્થ સરકારને ગણકારતા નહોતા એમાંના ઘણા ખૂબ બળવાન અને મોટી લાગવગવાળા હતા મુસાફરોને, આસપાસના ગામડાઓને અને ખેડૂતોના અનાજના પાકોને એ લોકો લૂટી લેતા આખા ઈરાનને એ શેખોએ અસલામત જ બનાવી દીધું હતું આથી સરકારી મહેસૂલ વસૂલ થઈ શકતી નહોતી વેપાર ઉપર ભયંકર આઘાત થતો હતો રીઝાખાને લશ્કરને મજબૂત બનાવી આવા ખાનોને ઠેકાણે લાવવા પોતાની સર્વશક્તિ ખર્ચી. બળવાન શેખોએ તેને ઘણી અને ઘણા વરસો સુધી ચાલુ મહેનત આપી, પરંતુ રીઝાખાને છેવટે એ સર્વેને ભાંગી નાખી, તેમની ટોળીઓને વીખેરી, તાયફાવાળાઓને નમાવી દેશમાં શાંતિ સ્થાપી અને આખા દેશમાં મુસાફરો માટે રસ્તો સલામત કર્યો

## રીઝાશાહ જેહાદી સ્વીકારે છે

## આંતરવહીવટ સુધારે છે

રીઝાશાહે લશ્કરને મજબૂત કર્યું હતું. હવે આંતરવહીવટની સુધારણા ઉપર તેણે પોતાની શક્તિ ખર્ચી. તે સુધારક હતો. પરંતુ પ્રજા ઉપર બળજબરીથી લાદેલા સુધારાથી પ્રજા વિફરી સામી થાય છે, એ સાદી વાત તે સારી રીતે જાણતો હતો. એણે કેળવણી માટે શાળાઓ ઉઘાડી ઇરાની ખાસ ડ્રેસ તૈયાર કરાવ્યો. સૌ તેવાં જ વસ્ત્રો પહેરે એવી આજ્ઞા કાઢી. અભણ મનુષ્યો મુલ્લા થઈ શકે નહિ, વગેરે અનેક જાતના હુકમો ધીમેધીમે બહાર પાડતો ગયો. આખી મહેસૂલી પદ્ધતિને પોતાની જાતિદેખરેખ નીચે સુધરાવી, જૂના ભારે કરો દૂર કર્યા. રશિયાએ તો જૂનું કરજ માફ કર્યું હતું. બ્રિટનનું સાડ લાખ પાઉંડનું કરજ હતું તે ભરી આપ્યું. કાજી પાસે ન્યાય થતો તેને બદલે સરકારી ન્યાયાધીશો નીમ્યા. લશ્કર પોલીસનું કામ કરતું, તેને બદલે પોલીસનું ખાતુ જુદુ કરી તેની જુદી ભરતી કરવા માડી. જુદાજુદા જિલ્લાઓમાં પણ યુરોપની પેઠે જુદાંજુદાં ખાતાંઓ બનાવી તેને જુદાજુદા અમલદારો હેઠળ મૂકયા.

## વહીવટમાં વધારે સુધારો

અમેરિકન મિશનરીઓના સહકારથી ઊંચી કેળવણી આપવા કૉલેજો કાઢી. તેમાં પસાર થતા વિદ્યાર્થીઓને અધિકારો ઉપર નીમવા માંડયા. કેટલાક તેજસ્વી યુવકોને યુરોપ મોકલી ભણાવ્યા. એ રીતે જૂનાં અધિકારીમંડળમાં નવુ લોહી ભરી આખા અધિકારીવર્ગને સ્વચ્છ બનાવ્યો. શાહની એટલી મોટી દેખરેખ હતી કે દરેક ખાતું એની તીક્ષ્ણ ગરુડ જેવી આંખના તેજનો ભાર પોતાની સામે તાકેલો જોતો. ધર્મ, શિક્ષણ, મહેસૂલ, જાહેર બાંધકામ, વાણિજ્ય, આર્થિક ન્યાય એ સર્વે ખાતાંઓ ઉપર એની મરખી ગરુડદષ્ટિ રહે છે. પરંતુ સૌથી મુખ્ય દષ્ટિ પરદેશીઓની જાળમાંથી તદ્દન સ્વતંત્ર થવાની હતી. એણે રાજ્યની પરદેશી નીતિ પોતાને હસ્તક લીધી, પરદેશી સલાહકારોને રજા આપી. બધા મુખ્યમુખ્ય દેશો સાથે સંબંધ બાંધ્યો. શિક્ષિત એલચીઓને સર્વત્ર નીમી દીધા. ઇરાનની આબરૂ પરદેશોમાં વધારી. દેશમાં જુદેજુદે જરૂરનાં યોગ્ય સ્થાનોએ મજબૂત કિલ્લેબંધી કરી. સરહદો ઉપર નવાં થાણાં સ્થાપ્યાં. રેતીનાં રણોમાં રહેતા ધાડપાડુ તાયફાવાળાઓને એ સ્થાનોના રક્ષક બનાવ્યા. આખા દેશમાં એકતા આણી. ઇરાન ઇરાનીઓ માટે છે એ વાત જગતને જણાવી.

## પરશિયન ઓઈલ

રીઝાશાહે ઇરાનમાં એકતા આણ્યા પછી એક મોટું કામ ઉપાડયું. ઍંગ્લો-પરશિયન ઓઇલ કંપની સાથેનો ઝગડો સમ્યો નહોતો. તેણે ખરીદેલા હક્કોને ઇરાને સ્વીકાર્યા નહોતા. પરંતુ અંગ્રેજ સરકારના સામર્થ્યસ્વરૂપ એ કંપની ઇરાનને દાદ આપતી નહોતી. રીઝાશાહે સને ૧૯૩૦ લગભગ પોતાને સંપૂર્ણ બળવાન જોઈ એ કંપની સામે કબ્જો લઈ લેવાની નોટિસ કાઢી. આ નોટિસ યુદ્ધનાં આમંત્રણસ્વરૂપ જ ગણાય તેવું જણાતું હતું, પરશિયન ઓઇલ કંપનીએ અબજો રૂપિયાનો નફો તેલમાંથી કર્યો હતો. ઇરાનને નજીવી રકમ માત્ર ભેટ આપી હતી. એ સર્વે તેલની જમીન ઉપર સ્વતંત્ર કબજો અને ન્યાયનો અધિકાર તેમજ પોલીસનો અધિકાર એ કંપનીએ પોતાને હસ્તક રાખ્યો હતો. બળવાન અંગ્રેજ સરકારની

કંપની નિર્મળ ઇરાનની મરજીને રમકડાની પેઠે રમાડતી હતી રીઝાશાહની નોટિસે બ્રિટિશ રાજકીય મંડળમા બોમ્બનું કામ કર્યું નગરાગા વતમાનપત્રો બ્રિટિશ હક્કોની સામે આખ કરનારની આખ કાઢી લેવાની વાતો લખવા મડ્યા બ્રિટિશ સિંહ ગાજી ઊઠ્યો પરંતુ રીઝાશાહ મજબૂતીથી નોટિસને વળગી રહ્યો

## યુદ્ધ કે સંધિ?

યુદ્ધ કે સલાહ એ પ્રશ્ન બ્રિટિશ પ્રધાનમંડળ પાસે આવ્યો હવે વંશપરંપરાની દીર્ઘ રાજકીય દૃષ્ટિ બ્રિટિશ રાજ્યદ્વારીઓને વરી છે નિર્બળ ઉપર પ્રહાર કરવો દબાવવો, હક્કો મેળવવા અને પચાવી પણ પાડવુ એ માટે એ રાજ્યનીતિ વાંધો લેતી નથી પરંતુ સબળી સામે સામનો કરવો તે માટે આ રાજનીતિ લાખો વિચાર કરે છે એ રાજનીતિ પોતાની નબળાઈઓથી વાકેફ રહે છે મોટુ શહેનશાહત તેને સાચવવુ છે યુરોપના બળવાન રાજ્યો તેને પીંખી નાખવા તૈયાર છે ઇજિપ્ત હિંદ અને એવા બીજા ઘણાય દેશો તેના કબજાગાથી છૂટવા તૈયાર છે એને નકાઈ કરવી કેમ પાલવે? વળી લાખ ઇરાની સિપાઈઓ સાથે યુદ્ધમા વિજય મેળવવો એ સહેલી વાત નહોતી વિજય આધુનિક સાધનોથી શક્ય હતો પરંતુ આર્થિક અને મનુષ્યશક્તિમા નબળુ બનેલુ વિજયી બ્રિટિશ રાજ્ય પ્રજાસંઘમા છાતી કાઢી લાલ આખ કરી કેમ ઊભી શકે? તેના મોટા સામ્રાજ્યના ભડખોરો સામ્રાજ્ય નબળુ થતા તેની ઉપર તૂટી પડતા વાર લગાડે નહિ લડાઈ કરી પોતાનુ બળ વિખેરવા બ્રિટન તૈયાર થયુ નહિ સંદેશા અને સુલેહશાંતિથી વાટાઘાટ શરૂ થઈ જેમા નિશ્ચય હાર થાય તેનુ કામ કરવા રીઝાશાહ પણ રાજી નહોતો છેવટે નીચેની શરતોએ સુલેહ થઈ

### સંધિની શરતો

૧ દર વરસે રોકડા દશ લાખ પાઉંડ ઇરાનને મળે,
૨ કંપનીના નફામાથી સોળ ટકા ઇરાનને મળે,
૩ પોલીસ ઇરાન તરફથી નિમાય પોલીસતંત્ર ઇરાનિયન રહે,
૪ જમીન ઉપર રાજ્યદ્વારી હક્ક ઇરાનના રહે,
૫ થોડા નિષ્ણાત યુરોપિયનો સિવાય કુલ કનાર્કો મજૂરો, એંજિનિયરો એ સર્વે ઇરાનની પ્રજામાથી જ નિમાય, અને
૬ યુરોપિયનોનો ન્યાય પણ ઇરાની ન્યાયધીશ કરે

એ રીતે કુલસત્તા ઇરાનના હાથમા ગઈ કંપનીનો હિસાબ તપાસવાની સત્તા ઈરાનને મળી યુરોપિયનોએ મગાવેલા સામાન અને માલ ઉપર જકાત ઇરાનને લેવાની સત્તા મળી પોલીસ ઇરાની થઈ તેમના અધિકારીઓ બધા ઇરાનીઓ નિયુક્ત થયા પૈસા અને ભાગીદારી એ તો એટલી તકલીફભરેલી વાત નહોતી પરંતુ યુરોપિયન તરીકે શ્વેતદેવોનો અધિકાર જડમૂળથી ગયો, એ ભારે વાત થઈ

## પરદેશી આયાત ઉપર અંકુશ

જગતની ભારે મંદીથી ઘણાખરા દેશોનુ ચલણ વિકૃત અને અસ્થિર થઈ ગયુ છે સાચાકામનો સમૂહ રીતે ઉપયોગ કરી અનેક પાકી વસ્તુઓ કરોડોની સંખ્યામા બનાવી, જાપાન જેવા આદ્યોગિક દેશોએ જગતના બજારો ભરી મૂકી તે તે દેશોના ઉદ્યોગધંધાને સખ્ત ફટકા લગાડ્યા છે ઇરાને ઇસ્વી ૧૯૩૧ની સદી પહેલા જ અમેરિકન અર્થશાસ્ત્રી-

એને બોલાવી આ સર્વે તકલીફોમાંથી રક્ષણ મેળવ્યું છે. ઇરાનમાં ઇરાનીઓને ખાસ જિન્દગીની જરૂરિયાત સિવાયની બધી વસ્તુઓની આમદાની તદન બંધ કરી દીધી છે. મોજશોખ માટે તો બહારના પરદેશથી કોઈ વસ્તુ ઇરાનમાં આવી શકતી નથી. પરવાના પદ્ધતિ નીચે આખા વેપાર ઉપર સખ્ત અંકુશ મુકાઈ, આવક અને જાવક માલનું સુનિયમન કરાયું છે. કોલસા, ચોખા, ખાંડ, વગેરે વસ્તુઓ ઇરાનમાં થતી નથી, તે પરવાના નીચે નક્કી કરેલી સંખ્યામા આવવા દેવામાં આવે છે. પરન્તુ જે વેપારીઓ ઇરાનમાં પેદા થયેલ માલ બહાર નિકાસ કરે છે તેને બહાર પરદેશથી એટલી જ કિંમતનો માલ આયાત કરવાની રજા અપાઈ છે. આ રીતે વેપારીઓ અને અધિકારીઓની એક કમિટી આયાતનિકાસ વેપારના પલ્લાં સમતોલ રાખે છે. નિકાસ વેપારને ઉત્તેજન માટે જકાતમાંથી રિફંડ આપવામાં આવે છે.

## ચલણનો સુધારો આર્થિક સ્થિતિ

નાણાં ઇરાનના ચલણના કોન અને ટોમન ચાલે છે. એક કોનની કિંમત લગભગ રૂા ૦–૬–૬ આના છે. દશ કોનનો એક ટોમન ગણાય છે. જેટલો નિકાસ થાય તેટલીજ આયાત થતી હોવાથી હૂંડિયામણનું પલ્લું સમતોલ રહે છે આથી ઇરાનને આર્થિક નુકસાન થતું અટક્યું છે. તેણે પોતાની બેંક સ્થાપી છે. તેની શાખાઓ આખા રાજ્યમાં ફેલાયેલી છે. ચલણમાં નોટોનો સારો ફેલાવો છે ત્યાં સોનાનું ચલણ નથી. રૂપાનું ચલણ ઉપર મુજબ ચાલે છે. ઇરાનમા બીજું ચલણ ચાલતુ નથી. રાજ્યની મુખ્ય પેદાશ કસ્ટમમાંથી છે. બીજી પેદાશ તેલમાથી અંગ્લો-પરશિયન આઇલ કંપની આપે છે. ત્રીજી પેદાશ જમીનના મહેસૂલમાંથી મળે છે. આ કુલ પેદાશ વાર્ષિક દશ કરોડ રૂપિયા જેટલી ગણાય છે. ખર્ચો પણ લગભગ તેટલો જ છે. તેમા લશ્કર અને કિલ્લેબંધી કરવામાં રાજ્યને મોટી પેદાશનો ભોગ આપવો પડે છે. આ સમયે જગતમા અવ્યવસ્થા ચાલે છે, તેથી પોતાના રક્ષણમાં જરા પણ ગાફેલ ન રહેવુ એવી રીઝાશાહની માન્યતા છે. પ્રજા ઘણી ગરીબ છે, પરંતુ તે શૂરવીર, લડાયક, નિડર છે. ઇરાનને મન સાથી અગત્યનો પ્રશ્ન પોતાની સ્વાતંત્ર્યરક્ષાનો છે.

## ઇરાનની પ્રજા

ઇરાનમાં અનેક જાતિઓ વસે છે. બળવાન રીઝાશાહે એ સર્વે જાતિઓનું મજબૂત સંગઠન કર્યું છે. માહેમાહેના ફિસાદ, ઝગડા, ચોરી, લૂટ, ડાકાટી, મારામારી, બંડો, કાપાકાપી, લડાઈ એ સર્વે બંધ થયાં છે. થોડા જરથોસ્તી સિવાય બાકી બધી પ્રજા મુસલમાન છે. ખેતીવાડી ઉપર નભતી હોવાથી પ્રજાનો મોટો ભાગ ગરીબ છે; પરતુ ત્યાં બેકારી નથી. મોટી મોજશોખને રાહે અટકાવી છે, એટલે જમીન અને શિકારમાંથી જે મળે તે ઉપર પ્રજા જીવે છે. ઇરાનમાં સ્વરાજ્ય છે. એટલે પ્રજા જે કાંઇ પોતાની જમીન ઉપર ઉત્પન્ન કરે છે તે સંતોષથી ખાઈ જીવે છે. ધનવાન વેપારીઓ અને શ્રીમંતિવાન જમીનદારો ઘણા છે. પરતુ પ્રજા તો મોટા ભાગે તદ્દન ગરીબ છે વિવાદ આદિમાં થોડા ખર્ચો થાય છે. ગરીબ પ્રજામાં વહેમનું સામ્રાજ્ય રહે છે મુલ્લાઓનું જોર રીઝાશાહે ઓછું કર્યું છે, છતાં હજી ધાર્મિક અંધશ્રદ્ધા પુષ્કળ છે પ્રજામાં અજ્ઞાન પણ ઘણું છે. ગામાના શિક્ષણનો ફેલાવો ઓછો છે. પરતુ આખી પ્રજા લડાયક છે; હથિયારની છૂટ ધરાવે છે. હથિયારનો ઉપયોગ બાળકોને પણ આવડે છે.

## યંત્રયુગ તરફ અભાવ

રીઝાશાહ યંત્રો વસાવવાથી યુરોપિયનોની ગુલામગીરીમાં આવવાની શંકા ધરાવતો જણાય છે. એમણે રેલવે માટે કોંટ્રાક્ટ એક અમેરિકનની પેઢીને આપેલ; પરંતુ વાંધો પડતાં થોડા માઈલની રેલવે થયાં બાદ કામ બંધ રહ્યું. આથી ઈરાનમાં રેલવે નથી. મોટર બસો ખૂબ દોડે છે. ઈરાનની ગરીબ પ્રજા પોતાને જોઈતા જરૂરના પદાર્થો જાતમહેનતથી બનાવી વાપરે છે. એમાં આખી પ્રજાને કામ મળી રહે છે. મિલો, કારખાનાં અને યંત્રવાદથી એ સમતોલતાનો નાશ થશે એ માન્યતાથી સરકાર તેને ઉત્તેજન નથી આપતી. જો કોઈ ઈરાની દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે કાંઈક કરવા ધારે તો તેને છૂટ મળે છે. પરદેશીઓને જમીન લેવાની કે કાંઈ હક્ક આપવાની સખ્ત બંધી છે. ઈરાન સ્વસંતોષી છે. માત્ર સૈન્ય માટે યંત્રવાદની સર્વ રીતે છૂટ રાખી છે. પોતાના દેશમાં કારખાનાંઓમાં સૈન્યની યાંત્રિક વસ્તુઓ બનાવવા જેટલી ઈરાનમાં શક્તિ કે કળા નથી. તેથી સૌ લશ્કરી યંત્રની વસ્તુઓ પરદેશથી ખરીદવી પડે છે. હમણાં જ એટલે આ જાન્યુઆરી ૧૯૩૬માં રોઈટર સમાચાર જણાવે છે કે ઈરાનના શાહે બારસો ટેંકો (મશીનગન સાથેની બખ્તરવાળી મોટરો) અને સાત હજાર મશીનગનોની ખરીદી યુગોસ્લાવિયા અને રશિયા પાસેથી કરી છે. આવડી મોટી રકમ ઈરાની સરકારે ખર્ચવાથી આ આશ્ચર્ય ફેલાઈ રહ્યું છે. રશિયાની ઉદાર અને સ્વચ્છ વલણ જોઈ ઈરાનનો વેપાર તે દેશ તરફ ઢળ્યો છે.

## ખેતીવાડી અને બીજા સુધારા

શાહ ખેતીવાડીની આબાદી જોવાવધારવા ઈંતેજાર છે. તે પોતે તેના ઉપર લક્ષ આપી રહેલ છે. તેમની એ વિષયમાં ઠીક પ્રગતિ થઈ છે. શાહે એક ખેતીવાડીની કોલેજની યોજના પણ માથે લીધી છે. તેમાં ઈરાની યુવકોને છેલ્લામાં છેલ્લી ઢબની ખેતી શિખવાય છે. આ માટે છેલ્લી ઢબનાં ઓજારો પણ ખરીદાયાં છે. અંજુમને તજ્જાર એટલે વેપારી મંડળ પણ સ્થાપનામાં આવ્યું છે. ઐતિહાસિક પ્રાચીન સંશોધનો માટે પણ ગોઠવણ થઈ છે. છતાં પશ્ચિમના ધોરણે ઈરાન ઘણું પછાત છે. હિંદ કરતાં પણ પછાત ગણાય છે. ઈરાનની સરહદ અને પ્રજા મરીનતામાં રહેલી યુરોપિયન સામ્રાજ્યવાદની દૃષ્ટિથી ખૂબ ભડકે છે.

આમ, અજ્ઞાન નિરક્ષર હોવા છતાં ઈરાન સ્વતંત્ર છે. આધુનિક યંત્રવાદ ન હોવા છતાં તે સુખી છે. પોતાના સંજોગો, પ્રાચીન પરંપરા, પ્રજાની ખાસિયતો એ બધું જાળવી રાખીને એને અનુરૂપ રહીને, તે પ્રજા પોતાની પ્રગતિ કરી રહી છે, એ તેના દીર્ઘદષ્ટિવાળા શાહને આભારી છે.

# શબ્દચર્ચા

ડોલરરાય રંગીલદાસ માંકડ

## ૧. 'માણારાજ'

કાઠિયાવાડનાં લોકગીતો અને લગ્નગીતોમાં 'માણારાજ' શબ્દ ઘણીવાર સંબોધન તરીકે વપરાય છે.[૧] આ 'માણારાજ'નો અર્થ શો હશે?

મને લાગે છે કે એ 'મારા રાજ'નું બીજુ રૂપ છે. મારવાડી ગીતમાં એવું જ એક સંબોધન દેખાય છે. એ સંબોધન 'મ્હાંકારાજ' છે.[૨] આ 'મ્હાંકારાજ'નો અર્થ તો 'મારા રાજ' જ સ્પષ્ટ છે. એના સામ્ય ઉપરથી હુ એમ ધારુ છુ કે 'માણારાજ' કે 'માણાંરાજ'-નો અર્થ પણ એ જ હોવો જોઈએ. ખરી રીતે 'મ્હાંકા'માં ષષ્ઠીનો 'કા' પ્રત્યય લાગ્યો છે, તો 'માણા'માં ષષ્ઠીનો ણા' પ્રત્યય લાગ્યો છે. ષષ્ઠીનો 'ના' પ્રત્યય નામપરત્વે વપરાતો ગુજરાતમાં જાણીતો છે (દા. ત. છોકરાના વાળ). પણ સર્વનામની સાથે એ વપરાતો જાણ્યો નથી. અહીં મ્હા+નાનું મ્હાના થઈ મ્હાણા=માણા થયુ છે. 'રાજ'ના 'ર'ની સન્નિધિના આભાસથી 'ન' નો 'ણ' થયો હોય તોપણ ભલે, અથવા મૂળ 'નો—ની—નું—ના' પ્રત્યય પોતે 'ણો—ણી—ણુ—ણા'માંથી ઊતરી આવ્યા છે તે પૂર્વરૂપ 'ણા'જ આમાં જળવાઈ રહ્યું હોય તોપણ ભલે, પણ આ શબ્દમાં 'ણા' ષષ્ઠીનો પ્રત્યય છે એટલું તો સ્પષ્ટ છે.

આ વિચારણાથી સમજાશે કે ભાષાના વિકાસ દરમ્યાન અનેક વિચિત્ર પ્રસંગો બને છે. આ દાખલો જ વિચારો. મારો—મારી—મારુ—મારા, અમારો—અમારી—અમારું—અમારા, તારો—તારી—તારુ—તારા અને તમારો—તમારી—તમારુ—તમારા વગેરે રૂપોમા રો—રી—રુ—રા પ્રત્યયો પણ ષષ્ઠીના જ છે. એ પ્રત્યય આજે પણ મારવાડી, રાજસ્થાની અને બંગાળીમાં દેખાય છે; તેમ જ 'કા' પ્રત્યય પણ આમ મારા, માણા અને મ્હાકામાં 'મ્હા' ને કે 'મા'ને જ રા—ણા—કા જેવા ષષ્ઠીના પ્રત્યયો લાગ્યા છે. આખી ભાષામાં બીજે ક્યાંય નથી દેખાતો એવો 'ણા' પ્રત્યય અહીં જળવાઈ રહ્યો છે એ વિચિત્રતા જ ગણાય ને? આના ઉપરથી એ પણ સમજાશે કે આપણા પહેલા અને બીજા પુરુષના સર્વનામનાં મૂળભૂત અંગો મ્હ કે મ તેમજ અમ્હ કે અમ અને ત્હ કે ત તેમજ તમ્હ કે તમ ગણવાં જોઈએ.[૩] મારાથી, મારામાં, મારા માટે વગેરે શુદ્ધ રૂપો નથી, પણ બેવડાયેલા પ્રત્યયવાળાં રૂપો છે.

---

૧ જુવો મેઘાણી સંપાદિત 'ચુંદડી' ભાગ ૧, પૃ. ૬૫:

વેવાઈ મારા સૂતો છો કે જાગ
વેવાઈ મારા જાગો છો કે જાગ
—ભાઈ વરરાજે સીમડી ઘેરી માણારાજ!

૨ જુવો 'ઊર્મિ', આસો ૧૯૯૧, પૃ. ૬૯૫—૬૯૬.

૩ સરખાવો 'બૃહદ્વ્યાકરણ' પૃ. ૧૧૬.

## ૨. ઊભવું

રા. નરસિંહરાવ આને ક્રિયાપદ નથી ગણતા, પણ ઊભું વિશેષણને ऊर्ध्व ઉપરથી અવતારે છે. તેઓ લખે છે: ऊभुं is an adjective derived from Skr. ऊर्ध्वकं, Ap. उब्भउं. Now this word is mistaken in some parts of Kathiawad as a past participle of some root, on the analogy of लागु, वागु etc. which they have as past participle forms of √लाग्, √वाग् instead of लाग्यु, वाग्युं recognised as such forms in pure[४] Gujarati. They have thus created the root ऊभ् and have ऊभवुं, ऊभे छे, etc. as if it was a true verb."

રા. બ. કમળાશંકરે પણ ઊભું માટે ऊर्ध्वं સંસ્કૃત રૂપ આપ્યું છે.[૨]

આ ઊભું ને ऊर्ध्वमांથી અવતારવાને રા. નરસિંહરાવે 'સિદ્ધહેમ' ૮, ૨, ૩૯નું અવતરણ આપ્યું છે. ખરી રીતે હેમચન્દ્ર એને ક્રિયાપદ તરીકે જ ગણે છે. 'કુમારપાળચરિત'માં (૮, ૧૪) હેમચન્દ્રે उब्भिय રૂપ વાપર્યું છે એમ રા. નરસિંહરાવે પોતે જ નોંધ્યું છે.[૩] છતાં આમ લખે છે:[૩]

*"Only in one place do I find* उब्भिय *used by Hemacandra (Kumarapalacarita, VIII, 14) which may lend color to the idea that it has a verbal sense. But the Sanskrit gloss gives* ऊर्ध्वं *for it and not* ऊर्ध्वीकृत *or the like which shows that no idea of activity is instead in* उब्भिय, *a form not given in Si. He. at all, which must be regarded, therefore, a mere variation of* उब्भ *rendered necessary by the requirements of metrical compositions. In any case Gujarati proper has* ऊभु *and never* ऊभ्यु *which sets all doubts at rest."*

ऊब्भने બદલે उब्भिय વાપરવાને માટે રા. નરસિંહરાવ અહીં એક જ કારણ આપી શક્યા છે; પણ છન્દોમાપ માટે उब्भ अ કે એવો પાદપૂરક વાપરવાને બદલે उब्भिय એવું ભૂતકૃદન્તનો ભ્રમ ઉત્પન્ન કરે એવું (અને उब्भने ક્રિયાપદ ગણીએ તો તો ભૂતકૃદન્ત પોતે જ બને એવું) રૂપ વાપરવાનો હેતુ શો ભલા? આથી હું તો આ उब्भियના ઉપયોગથી उब्भनो ક્રિયાત્મક અર્થ હેમચન્દ્રના કાળમાં પ્રચલિત હતો એમ માનું છું.

ઊભ્નેને આજના કાઠિયાવાડીઓએ સર્જ્યું નથી, એ તો નીચેનાં અવતરણ ઉપરથી પણ સિદ્ધ થાય છે:

સમ્પ્રાસાલ સં. ૧૫૬૯ છે. તેથી એ મોડામાં મોડું સં. ૧૫૦૦ લગભગ રચાયું હોય એમ સમ્ભવિત છે. આમ આજથી ૫૦૦ વર્ષ ઉપર (નકલ કરનારો કાઠિયાવાડી ન હોય તો તો તળ ગુજરાતમાં પણ) ઊભવુંનો ક્રિયાપદ તરીકે ઉપયોગ થતો.

આમ બેદરકાર (?) કાઠિયાવાડીઓએ ભૂલથી ઉપજાવી કાઢેલ આ ક્રિયાપદ નથી. હેમચન્દ્રના વખતમાં (સં. બારમા સૈકામાં) એ ક્રિયાત્મક અર્થમાં વપરાતું સંતનના સોળમા સૈકાની શરૂઆતમાં તો એવું ભવિષ્યકાળનું રૂપ પણ મળે છે. આ એનો પ્રતિહાસ છે. વધુ શોધખોળ એની બીજી કડીઓ બતાવી શકે.

[ 'માળો'

શ્રી ડોલરરાયની શબ્દચર્ચા ઉપરથી ઘણા વખત ઉપર થયેલો તર્ક વિદ્વાનોની વિચારણા માટે રજૂ કરું છું. કાઠિયાવાડમાં આશ્ચર્યમાં, મમતામાં 'વોય માળો' એવો ઉદ્ગાર કાઢવાનો રિવાજ છે. આ 'માળો' તે 'મારો સાળો' એ વાક્યખંડના બે શબ્દોમાંના પહેલાનો પહેલો અને બીજાનો બીજો અક્ષર ભેગા કરી બનાવેલો છે એવો એક ખુલાસો સાંભળ્યો હતો, પણ એ તો અતિમુગ્ધ અને અશાસ્ત્રીય જણાય છે. એવી રીતે શબ્દો બનતા જાણ્યા નથી, બનાવવા હોય તો જુદો સવાલ) છતાં મારો તર્ક પણ આ ખુલાસાની ઘણી નજીક જાય છે. હું માનું છું કે 'માળો' એ 'મારો'નું જ કાઠિયાવાડી રૂપ છે, જેમ 'તારો'નું 'તાળો' ને 'તોળો' થાય છે તેમ. આ રૂપો શ્રી મેઘાણીની વાર્તામાં વારવાર વપરાય છે, ખાસ કરીને કાઠીની અને ચારણોની ઉક્તિઓમાં. 'ળ'નો 'ર' થતો તો આપણે જોઈએ છીએ, એ જિહ્વાદોષ પણ સુવિદિત છે, તેથી ઊલટો આ એક વાગ્વ્યાપાર હોઈ શકે,—જોકે તેના બીજા દાખલા ન મળી આવે ત્યાં સુધી આ તર્ક પૂર્ણસિદ્ધ ન થાય.

'વોય માળો!' એ ઉદ્ગારમાં પષ્ઠયન્ત સર્વનામ વાક્યાન્તે અધ્ધર રહી જાય છે તે થોડો ખુલાસો માગે છે. એનો ખુલાસો સહેલો છે. એ 'માળો' પછી 'બેટો!' કે 'સાળો!' કે એવો કોઈ પુલિંગ શબ્દ અધ્યાહાર છે એમ હું માનું છું, એટલે એ માળો વાક્યખંડ મૂળમાં તદ્દન અભાવ્ય નહિ એવી એક ગાળ છે. આપણામાં ગાળ માત્ર તિરસ્કારમાં કે શાપમાં જ નથી દેવાતી, પણ હર્ષમાં, આશ્ચર્યમાં, વહાલમાં, મમતામાં પણ દેવાય છે. 'મારો બેટો!' 'આવ, મારા બેટો કરું!' અને તેથી કંઈક ઓછે અંશે, 'માળો સાળો' હજી પણ હર્ષ, વહાલ, મમતા, આશ્ચર્યના ઓચિંતા આવેશમાં બોલાય છે. અને આપણામાં ગાળોમાંના અપશબ્દો છોડીને ષષ્ઠયન્ત સર્વનામ સુધીનો વાક્યખંડ પછી નિર્દોષ ઉદ્ગાર તરીકે વાપરવાની પ્રથા પણ છે. 'ઓત્ તારી!' એ મૂળમાં કોઈ ભૂંડી ગાળ છે, પણ એના અપશબ્દો ખરી ગયેલા હોવાથી હર્ષ કે આશ્ચર્ય કે જરા અણગમતી પણ આશ્ચર્યકારક લાગતી કોઈની ઉક્તિ કે ક્રિયા જોઈ બોલાય છે. તે પ્રમાણે મૂળ વાક્ય તો 'વોય માળો બેટો' કે એવું કાંઈ હશે, પણ અપમાનજનક 'બેટો' નીકળી જવાથી 'માળો' વધારે નિર્દોષ બન્યું ને છેવટે એક ઉદ્ગારરૂપ થઈ રહ્યું.*

રામનારાયણ વિ. પાઠક ]

* કાઠિયાવાડમાં 'વાળંદ' અને 'વાણંદ' એવા બન્ને શબ્દો છે, તે શ્રી ડોલરરાયના 'માળા' અને મેં આપેલ 'માળા'ને સાધનાર એક દાખલો મનાય.

# છત્રી

શામજી લવજી આલગિયા

**જ્યારે** હું નાનો હતો ત્યારે એકવાર મેં છત્રી ખોઈ નાખી. નાનો હતો એટલે ખોઈ નાખી એમ નહિ. એમ તો હજી પણ હું છત્રી કે બીજી કોઈ પણ વસ્તુ ખોઈ નાખવાની શક્તિ ધરાવું છું. પણ નાના હોઈએ ત્યારે કઈ ખોઈએ અને મોટા થઈને કઈ ખોઈએ તેમાં બહુ ફેર હોય છે.

એ છત્રી મારા બાપાએ મને આપી હતી. એટલે એ છત્રી ઉપર—તેમજ બાપાએ આપેલી બધી વસ્તુઓ ઉપર—મારો વાપરવાનો જ હક્ક હતો. અને તેની સાથે તેને સાચવીને વાપરવાની, બીજાને વાપરવા નહિ દેવાની, હિસાબ આપવાની અને ખોઈ નહિ નાંખવાની જવાબદારી હતી. મતલબ કે મારો કબજેહક્ક હતો અને બાપાનો માલિકીહક્ક એટલે છત્રી ખોઈ નાંખવામાં મેં મારી ઉપર્યુક્ત જવાબદારીનો ભંગ કરવા ઉપરાંત બાપના માલિકીહક્ક—કે જેની રૂએ બાપ જ એ છત્રી ખોઈ નાંખી શકે—ઉપર તરાપ મારી હતી.

પણ આ જો બાપના વાંચવામાં આવશે તો તેમને કદાચ ખોટું લાગશે. પણ તેમણે કઈ તેમ કરવાની જરૂર નથી. આ દુનિયા જ એવી છે. દરેક મફત કે ભેટ આપેલી વસ્તુ પરત્વે લગભગ એવા જ હક્ક અને એવી જ જવાબદારીઓ લાગુ પડે છે. પછી તે વસ્તુ મિત્રે મિત્રને આપી હોય કે પતિએ પત્નીને આપી હોય કે આમદાએ મામદાને આપી હોય. પતિને મારી ગમેલી અને તેણે પૈસા ખર્ચીને લાવી દીધેલી સાડી પત્નીને ન ગમતી હોય તોપણ પહેરવી જ પડે. આપણને કોઈ લેખકમિત્ર પોતાની લખેલી ચોપડી ભેટ આપે તો તેના પર આપણને કબજાહક્ક જ મળે છે. એ ચોપડી આપણે બીજાને ભેટ આપી શકીએ નહિ, વેચી શકીએ નહિ. અને એ ચોપડી કાળજીથી સાચવીને, એ મિત્ર આપણે ઘેર અવારનવાર આવે ત્યારે જુએ, અગર [illegible] બીજી ચોપડી શોધવાને મિષે જોઈ શકે તેવી રીતે કબાટમાં કે ટેબલ પર રાખવાની જવાબદારી ઉપરાંત એ ચોપડી વાંચવાની અને તેના પર અભિપ્રાય આપવાની પણ આપણી ફરજ હોય છે. આમાંથી કોઈ જવાબદારી અદા ન થાય તો મિત્રનો ભાવ આપણા ઉપર ઘટે છે.

એમ એક મિત્ર એકવાર મને ફરવા જતાં ભેગા થયા. તેમણે ખિસ્સામાંથી એક કાગળ કાઢીને કહ્યું:

"દોસ્ત, આ નાટકનો આજની રાતનો ઓરચેસ્ટ્રાનો પાસ છે. મેં મહામુશ્કેલીએ મેળવ્યો છે. પણ મારે પાછળથી કામ આવી પડ્યું છે, એટલે જઈ શકું તેમ નથી તો તમારે વાપરવો હોય તો વાપરો ને!"

આ દુષ્ટ મિત્રને પાસ મેળવતી વખતે એક ને બદલે બે મેળવવાનું ન સાંભર્યું. જો જવાયું હોત તો તો તેને એકલાને જ જવું હતું. આ તો નિરુપાયે કોઈના ઉપર ઉપકાર કરી નાંખવાની વૃત્તિ છે. પણ એ ભાઈનો સ્વભાવ હું જાણતો હતો. જો એ પાસ મારો નકામો જાય તો તેમને ઊંઘ ન આવે, એટલું જ નહિ પણ કાયમ એમને બળતરા થયા જ

કરે કે એકવાર ઑરચેસ્ટ્રાનો ફ્રી પાસ મહામુસીબતે મેળવ્યો હતો, પણ ન મારાથી વપરાયો કે ન કોઈ વાપરે એવો મિત્ર મળ્યો. તેથી તેમજ એમના વધુ વાણીપ્રવાહ—જો નથી જવું એમ કહું તો 'ખેલ બહુ સારો છે, અને ઍક્ટરો અને ગાયનો અને સીન-સિનેરીઓ...' એમ ગાળી નાંખવા માટે આગળ ચલાવે—થી બચવા અને તેમના ઉપર ઉપકાર કરવાની ખાતર જ મેં તે પાસ ખિસ્સામાં મૂક્યો અને ચાલતો થયો.

તે ઘડી વાર પાછું વળીને જોઈ રહ્યા. કેમ જાણે વિમાસતાં હોય નહિ કે "લુચ્ચો અમસ્તો કોઈ દિવસ ચાર આના ખર્ચીને પીટક્લાસમાં પણ નાટક જોવા નથી જતો. આજ મફત પાસ મળ્યો તે ખીસામાં માર્યો. પણ એ પાસના બદલામાં હું એની પાસેથી એક-વાર તો નાટક જોઈશ."

બીજે દિવસે એ ભાઈ મારે ઘેર સવારે આવ્યા, અને ઘડ જે ખીસામાં મેં પેલો પાસ મૂક્યો હતો તેમાં હાથ નાખ્યો. દેખીને તાડુક્યા

"તમે પણ કેવા મૂર્ખ છો! આવો મારો ખેલ અને ઑરચેસ્ટ્રાનો પાસ ને ન ગયા!"

પારકા ખીસામાં પૂછ્યા વગર હાથ નાંખવાનો ગુનો કરીને ઊલટો મને મૂર્ખ ઠરાવ્યો! તેને રાત્રે ઊંઘ આવે તે ખાતર તેના પર ઉપકાર કરીને મેં પાસ લીધો તેનો આ બદલો!

"પણ હું જાઉં કે નહિ તેની સાથે તમારે શી નિસ્બત છે? તમારે તો પાસ ઠેકાણે પાડવો હતો, અને એ ઠેકાણે પડી ગયો એમ જ માનો ને!" મેં કહ્યું.

"એમ તે કંઈ મનાય? પાસ તો સાવ નકામો જ ગયો ને? પણ તમે ગયા નહિ કેમ?"

"મારે પણ અચાનક કામ આવી ગયું."

"તો પછી તમારે મને પાછો આપી જવો હતો એટલે હું કોઈ બીજા મિત્રને આપત."

"એટલો ટાઈમ નહોતો. છેક છેલ્લી ઘડીએ કામ આવી પડ્યું."

"એવું શું કામ આવી પડ્યું?"

"ભાઈ, હું મૂર્ખ છું, કમઅક્કલ છું, તમારી સાથે વાત કરવાને લાયક નથી"

"એ બધું સાચું, પણ આ ચાર રૂપિયાની કિંમતનો ઑરચેસ્ટ્રાનો પાસ નકામો જવા દીધો તે કંઈ બહુ જરૂરી કામ આવી ગયું હશે ને?"

"એ બધું સાચું! સાચું તારા બાપનું કપાળ! મેં તો 'હું' 'તું' ના અર્થમાં વાપર્યો હતો. નીકળ મારા ઘરમાંથી ફરીવાર કોઈ દિવસ પાસ ન આપને જા."

બાપા! આમ આ મફત ભેટ આપેલી વસ્તુઓ ઉપર એકનો એક કાયદો લાગુ પડે છે. તેમાં તમારો કંઈ દોષ કે વિશેષતા નથી. માટે જે બનાવની શરૂઆતથી આ લખાણ શરૂ કર્યું હતું, તે બનાવ આગળ ચલાવું છું એ વખતે તમે જે સવાલો કર્યા હતા તેમાંના કેટલાકના મેં જવાબ દીધા નહોતા. તેથી તમે મને મીંઢો કહ્યો હતો. પણ એ વખતે મારા મગજમાં જે જવાબો સ્ફુર્યા હતા તે જવાબો મેં આપ્યા હોત તો તમે મને કદાચ મેથીપાક આપ્યો હોત! તે જવાબો અહીં 'સ્વગત' કરીને આપું છું. એથી આપ જોઈ શકશો કે મૂંગો રહેવામાં હું મીંઢો નહિ પણ ખરેખર બુદ્ધિશાળી હતો.

બાપા: "છત્રી કોને આપી આવ્યો?"

હું: (સ્વગત) "જાતે પલળીને આવું અને છત્રી બીજાને આપું એવો મહાપુરુષ હું હજુ થયો નથી." (મોટેથી) "છત્રી તો ક્યાંક ખોવાઈ ગઈ!"

બાપા: "ક્યાં ખોવાઈ ગઈ? જ્યાં ખોવાણી હોય ત્યાંથી અત્યારે ને અત્યારે શોધી લાવ."

હું: (સ્વગત) "શોધી શકાય તેમ હોત તો હું છત્રી વગર અને ભીંજાતે કપડે આપની પાસે રજૂ થાત જ નહિ." (મોટેથી) "વરસાદ વરસે છે એટલે આપની છત્રી લઈને જઉં?"

બાપા: "એટલે મારી છત્રી પણ ખોઈ નાંખવી એમને? પલળતો પલળતો જા, તો જ તને ખબર પડશે."

હું: (સ્વગત) "ખબર વળી શું પડવાની હતી? આપણી જાતને પલળતી અટકાવવા માટે છત્રી છે છત્રી માટે તમે મારી જાતને ભીંજવવા કહો છો. ખાનપાનને ખાતર જિંદગી છે કે જિંદગીને ખાતર ખાનપાન છે?"

એ સિવાય બાપાએ બીજા એચાર સવાલ પૂછ્યા હતા. અગાઉ મારાથી ખોવાયેલી ચીજો મને ગણાવી હતી, પણ મેં સાવ મૌન રાખ્યું હતું. છેવટે

બાપા: "જો કંઈ જવાબ આપે છે? સાવ મીંઢો જ છે. એને હવે બીજી છત્રી જ લઈ દેવી નથી."

હું: (સ્વગત) "પહેલી છત્રી મેં ક્યાં માગી હતી તમે જ પરાણે વળગાડી હતી. છત્રી તો મને જરાય ફાવતી નથી. છતાં તમે લઈ આપો છો તો તમારી બીકથી વાપરવી પડે છે. પણ જેમ તમે બે રૂપિયા આપીને તે હું એક દિવસમા વાપરી નાંખુ છું કે મહિનો પહોંચાડું છું એ જોતા નથી, અને મહિને દિવસે હિસાબ માગો છો અને મહિનાને અંતે જ બીજા બે રૂપિઆ આપો છે અને વચમાં મારી પાસે પૈસા છે કે નહિ એ તપાસતા નથી, તેમ જ તમારે છત્રીમાં રાખવુ જોઈએ. જો છત્રી બે વરસ સુધી ચાલે તેમ હોય તો બે વરસે નવી લઈ દેવી વચમા કંઈ પૂછપરછ ન કરવી"

મને થયું કે ફાવ્યા! છત્રીની ઉપાધિમાથી છૂટ્યા.

ખરેખર છત્રી એક ઉપાધિ જ છે. તેનાથી આપણે ભીંજાતા બચતા નથી. બહુબહુ તો એક માથા પર પાણી પડતું નથી પણ માથાને તો જલાભિષેકની ખાસ જરૂર છે. અને આ કળિકાળમા ક્યાં હાલતા ને ચાલતા વરસાદ આવે છે? એટલે છત્રી અગમચેતી તરીકે રોજ ફેરવીએ એટલુ જ. તેનો ઉપયોગ કરવાનો પ્રસંગ તો અવારનવારજ આવે. અને જ્યારે ઉપયોગ ન કરતા હોઈએ ત્યારે હાથમા ભારરૂપ થાય છે એટલું જ નહિ પણ તે કેવી રીતે રાખવી એ જ મહાપ્રશ્ન છે બગલમા રાખીએ કે ભરવાડો ખભે લાકડી રાખે છે એમ રાખીએ તો ઘણું જ સુગમ પડે. પણ એ રીત ફેશનમાં ગણાતી નથી, એ વાંધા ઉપરાંત એ રીતમાં ક્યારેક આપણે દિશા બદલીએ ત્યારે બીજાને વાગી બેસવાની અને પરિણામે તે આપણને વગાડી બેસવાની બીક રહે છે. હાથની ખીંટી બનાવીને કોણીએ લટકાવીએ તો ધોતિયાંમાં ભરાય છે અને વૉકીંગ સ્ટીક તરીકે ઉપયોગ કરીએ તો તેના કપડામાં પવન ભરાવાથી ફડફડ થાય છે અને સળિયા પણ ખડખડ થયા કરે છે.

વરસાદમાં પણ જ્યારે પવન હોય ત્યારે હાથને ઘણો જ શ્રમ પડે છે, અને શઠની જેમ આપણી કે પવનની દિશા બદલાતાં છત્રીની દિશા બદલવી પડે છે. અને તેમ છતાં કોઈવાર છત્રીનો કાગડો થઈ જાય છે, અને ભરબજારમા કેટલાય માણસો વચ્ચે આપણી દશા બેસી જાય છે. એ કાગડાની છત્રી બનાવતી વખતે આપણે એ પવનમાં ધોતિયાંનો કાગડો ન થઈ જાય તેની પણ કાળજી રાખવી પડે છે.

વળી વરસાદ આવતો હોય અને આપણી પાસે એક જ છત્રી હોય અને બીજા બેચાર ઓળખીતા અંદર ઘૂસે ત્યારે ચાલવામાં જે મુશ્કેલી પડે છે અને એકબીજાની કોણીઓ અને ગોઠણો અને બૂટની એડીઓ જે વાગે છે તેનાથી તો તોબા !

ત્યારપછી થોડા દિવસ હું છત્રી વગર મોજથી ફર્યો—વરસાદનો પ્રસંગ આવ્યો નહિ ત્યાં સુધી. વરસાદનો પહેલો જ પ્રસંગ આવ્યો અને મારા મગજમાં જે એક પ્રશ્ન ઘોળાતો હતો તેનો જવાબ મળી ગયો. આવી ઉપાધિમય છત્રી પર માણસો આટલા આફરીન કેમ હશે ? નારીજાતિ છે તેથી ? સ્ત્રીઓ છત્રી ઓછી વાપરે છે, માટે એમ હશે ? એ પ્રશ્ન હતો.

વરસાદ આવ્યો ત્યારે હું બજારમાં માણસો વચ્ચે હતો. જેટલા ઓળખીતા મળતા ગયા તે પૂછતા ગયા, "કેમ ભાઈ છત્રી વગર કપડાં બગડશે, શરદી લાગી જશે આવી વરસાદની સીઝનમાં છત્રી લઈને જ નીકળવું."

"અલ્યા તું સાવ બેકાર કેમ બની ગયો છે ? બાપા છત્રી પણ અપાવતા નથી ?"

"જોયો, આ જંગલી. વરસાદમાં કંઈ છત્રી કે ઓવરકોટ વગર આ ચાલ્યો."

આમ બેચાર ઓળખીતાની ટીકાઓ સાભળ્યા પછી મને થયું કે નહિ ઓળખનારાઓ પણ મારે વિષે જ વિચાર કરી રહ્યા છે, અને જુદીજુદી જાતનો અને મોટા ભાગે હલકો અભિપ્રાય મારે માટે બાંધે છે.

ત્યારે મને સમજાયું કે છત્રી નકામી છે—તેનાથી ભીંજાતા આપણે બચતા નથી પરંતુ દુનિયામાં આપણે ભીંજાતાં નથી એવો અને આપણે સારા માણસ છીએ એવો દેખાવ કરવા છત્રી ઓઢવાની જરૂર છે. જેમ આપણે દુનિયા આપણને પૈસાદાર જાણે તે ખાતર પૈસાદાર થવા ઇચ્છીએ છીએ, જેમ આપણે દુનિયા આપણને વિદ્વાન જાણે તે ખાતર વિદ્વાન થવા માગીએ છીએ અને દુઃખો વેઠીએ છીએ, તેમ આપણે છત્રીમાં પણ દુનિયાની ખાતર ઉપાધિ સહન કરીએ છીએ.

વાચક કહેશે કે છત્રીને બદલે વૉટરપ્રૂફ ઓવરકોટ વાપરીએ તો બિલકુલ ભીંજાઈએ નહિ અને આબરૂ પણ જાય નહિ. પણ એ ઓવરકોટના પૈસા સાધારણ રીતે મારી પાસે હોતા નથી, એટલું જ નહિ પણ એ અરધા મણ જેટલો ભાર ઉપાડવાની શક્તિ પણ હોતી નથી. વરસાદ ન હોય ત્યારે એ વજનદાર વસ્તુ ફેરવવાની અને કોઈ ઠેકાણે ભૂલી જઈ ખોઈ નાંખવાની છત્રીની પેઠે જ મુશ્કેલીઓ પડે છે. અને શરીરના જે ભાગ પર રાખીએ તે ભાગ બાફમાં શેકાઈ જાય છે. વળી ઓવરકોટની એક મોટી ખામી એ છે કે એ જ્યારે આપણે પહેરીએ ત્યારે એની નીચે આપણે કેવા સુંદર, કેવા કિંમતી અને કેવાં અપ–ટુ–ડેટ ફેશનેબલ કપડાં પહેર્યાં છે એ કોઈ જોઈ શકતું નથી.

જો કોઈ સાહસિક શોધક વૉટરપ્રૂફ કાગળના (કે ગમે તે વસ્તુના) દસથી વીસ તોલા વજનના, વરસાદ ન હોય ત્યારે સંકેલીને ખીસામાં મૂકી શકાય તેવા, અને વરસાદમાં પહેરીએ ત્યારે તેની નીચેના આપણાં કપડાં તેની આરપાર દુનિયા જોઈ શકે તેવાં પારદર્શક બેચાર કે છ આનામાં બનાવે તો આપણે છત્રીને બદલે વાપરવા ખુશી છીએ. પરંતુ જ્યાં સુધી એ ન બને ત્યાં સુધી અને જ્યાં સુધી દુનિયા દેખાવ ઉપર ચાલે છે ત્યાં સુધી દેખાવની ખાતર હું છત્રી વાપરીશ અને ખોઈશ. હવે તો હું છત્રી મારા પરસેવાના પૈસાની લઉં છું એટલે પરસેવાના પૈસાની અર્ધ ભાગીદારણનો ઠપકો કે જેની ખાસ દરકાર મને નથી એ સિવાય બીજું સાંભળવું પડતું નથી.

## મળવું જ નથી—

બલદેવ મહેતા

મારે માલિકને મળવું જ નથી,
હું તો થાકી ગયો એના પૂજનથી;
મારે માલિકને મળવું જ નથી.

મને જીવવા દેજો રે, નથી મારે શાન્તિ જોતી,
નથી મોક્ષની મમતા રે, એ તો બધી ભ્રાન્તિ હતી.

દૂર જાઓ તમે બધા આડતિયા;
એના નામે ભલે તમે ખૂબ રળ્યા;
મારા સંશય આજ બધાય ટળ્યા.

તમે ભાન ભુલાવી રે, કથીરને સોનું કીધું,
તમે આડત બાંધી રે, એને નામે પાપ કીધું.

આજ દિ' લગી ઢીંગલે ખૂબ રમ્યા,
મોટી આશે અમે મોં વકાસી રહ્યા;
રેતી ધોઈ સોનુ લેવા રોજ મથ્યા;

આજે આંખ ઉઘાડું રે, મને સાચું ભાન થયુ,
એવા માલિક મારે રે, મારુ જીવ્યું એળે ગયું.

જેણે આડત બાંધી હોય તમથી,
જેણે આમ ભમાવ્યા ખોટા ભ્રમથી,
એવા માલિકને મળવું જ નથી.

હું તો જીવતો હોંશે રે, મારું મને ક્ષેમ હજો,
મારો મારગ ન્યારો રે, ગમે તો આવી જજો.

*

# કંકાવટી

દુર્ગેશ શુક્લ

પીપળાની પ્રદક્ષિણા કરી, અત્યંત ભક્તિભાવપૂર્વક બે હાથ જોડી, સરલા મનમાં કંઈ ગણગણતી ઊભી; ત્યારે નાના પ્રસાદે પણ હાથ જોડ્યા અને હોઠ ફફડાવ્યા, 'મારી બહેનને સારો વર ને મોટુ ઘર મળજો.' શરમાઈને સરલાએ પ્રસાદના ગાલે ધીમી થપાટ લગાવી, અને ડોકે વળગી પડના ભાઈને પ્રેમથી ઊભરાતા હૃદયે ચૂમી લીધી.

'હુ કહું કે પ્રસાદ! મારા ભાઈને સારી વહુ મળજો,' સ્મિત કરતી સરલા શરમાતા પ્રસાદની આંખોમાં જોતી બોલી. પ્રસાદ શાન્ત રહ્યો: 'લે, ચાલ હવે. આવડો મોટો થયો તોય શરમાય છે કે? મોડા જઈશું તો બા વઢશે.'

ભાઈ બહેન વધેલી પૂજાની સામગ્રી થાળીમાં ભરવા લાગ્યાં. પૂજા ફળવાની હોય તેમ સૂચવતાં પીપળાના પાદડાં પવનમા ડોલતા સુરીલુ ગુંજી રહ્યાં. મહાદેવના મંદિરમાં ટનન્ કરતો ઘટનાદ થયો. શણુમોળા જાણે રિસાઈ ગયા બન્ને ઘર તરફ વળ્યાં.

થોડુંક ચાલી સરલા થંભી ગઈ.

'ભાઈ, મારી કંકાવટી ક્યાં? તેં લીધી નહોતી?'

'ના બહેન, ભૂલી ગયો. પીપળાની બખોલમાં મૂકી'તી ત્યાંથી લેવી રહી ગઈ.'

'ચાલ, લઈ આવીએ.'

'તું ઊભી રહે. હું આ લઈ આવું,' કહી પ્રસાદ દોડ્યો અને થોડીવારમાં કંકાવટી લઈ પાછો વળ્યો.

'લ્યો બહેન, આ રહી.'

'હાશ!' એની પ્રિય વસ્તુ જોઈ સરલા થનગની ઊઠી. કંકાવટી એને પ્રાણ સમાન વહાલી લાગતી. અત્યંત શ્રમ લઈ કંકાવટીની આસપાસ સરલાએ લાલલીલાં મોતી ભર્યાં હતાં. આ સુંદર કંકાવટી પડાવી લેવાની પ્રસાદની લુચ્ચાઈ સામે અનેકવાર સરલા મક્કમ રીતે સામનો કરતી હતી. આમ પ્રયત્નપૂર્વક જાળવેલી વસ્તુ પાછી જડી આવતાં સરલા હસતી થઈ. ઝડપથી પ્રસાદના હાથમાંથી કંકાવટી લઈ થાળીમાં મૂકી.

'ખોવાઈ ગઈ હોત તો!' જાણે કોઈ ભયાનક સ્થિતિ આવી પડી હોત તેવા સરલાના મોં પર ભાવ પથરાયા.

'તો બીજી લાવી આપત વળી,' પ્રસાદ બબડ્યો.

'હા, લાવી આપત,' સરલાને એ ન ગમ્યું. 'તું તો ભાઈ એવું બોલે છે ને!'

બહેનને ખોટું લાગે એ પ્રસાદથી સહન થતું નથી, 'સો બહેન! નહિ બોલીએ હવે. પછી કાંઈ?'

ભાઈના ભાવથી ઊભરાતી સરલા પ્રફુલ્લ બની એનાં નેત્રોમાંથી અમૃત વરસી રહ્યું. નાનો પ્રસાદ પણ થનગની ઊઠ્યો. હર્ષથી ઊછળતાં બન્ને ઘર તરફ વળ્યાં.

અને એવો જ સુમધુર આ બીજો પ્રસંગ. ભાઈબીજને પવિત્ર દિવસે સરલા વહેલી ઊઠી. નાહી, ધોઈ તુલસીક્યારે ઘીનો દીવો ટપકાવી રસોડામાં પેઠી. બાએ રસોડાનું સામ્રાજ્ય એને સોંપ્યું હતું, કેમકે આજે ભાઈને કસાર જમાડવા બહેનને હોંશ હતી. વિખૂટાં અંતર નજીક લાવી દે એવી ભાવભીની હિંદુ પ્રથા ઊજવવા સરલા તૈયારી કરી રહી.

પ્રસાદને પણ એણે વહેલો જગાડ્યો.

'ઊઠને પ્રસાદ.'

'ઊંહું,' પ્રસાદ પાસું બદલી સૂઈ ગયો.

'મારો ભાઈ છેને?' બહેને મનામણાં શરૂ કર્યાં.

'નવરાવે નહિ તો ઊઠું,' શરત રજૂ થઈ.

'નહિ નવરાવું. પછી કાંઈ? બધાં ઊઠ્યાં ને તારે હજી સૂઈ રહેવું છે? ઊઠ મારે પથારી ઉપાડવી છે.'

બબડતો પ્રસાદ ઊભો થયો. બહેન પાસેથી દાતણ લઈ કરવા બેસે તો ખાસો કલાક વિતાવનો, ત્યાં સરલાએ ગરમ પાણી કાઢ્યુ.

'જો પ્રસાદ. આમ ગંદા કંઈ જમવા બેસાય? જરા ખંખોળિયું ખાઈ લે,' સરલા બોલી.

'પણ નવરાવવાની તેં ના પાડી નો'તી?'

'ના તો પાડી હતી, પણ નહાયા વિના જમવા બેસાય? બાપુજીને ખોટું લાગે. ને આજ તો તને હું કસાર જમાડવાની છું.'

'તું તો બહેન, નવરાવ્યા વિના રહેતી જ નથી,' બબડતો પ્રસાદ નહાવા બેઠો.

નાહી, મોટી કોરની રેશમી મુગટી પહેરી પ્રસાદ પાટલે બેઠો. સરલાએ કંકાવટીમાં કંકુ પલાળ્યું. પ્રસાદે મોં ચડાવ્યુ. એને કપાળમાં ચાંલ્લો ગમતો નહિ

'મારે ચાંલ્લો નથી કરવો.'

'પણ ભાઈ...'

'ના, બસ. મારે એવું ટીલુ નથી કરવુ.'

'પણ માત્ર ટીલડી જેવો નાનો કરું પછી?'

'નહિ. મારે નથી કરાવવો.'

સરલાની આંખ ભીની થઈ, 'જો ભાઈ, આજ ભાઈબીજને દિવસે ના ન પડાય, હોં.'

'તું તો બહેન, ન ગમે તોય કરવાની,' બબડતો પ્રસાદ બહેનના આંસુથી વશ બન્યો.

ભાઈએ પોતાનુ માન્યું જોઈ સરલાના ગાલ પર સરી આસુનાં ટીપાં કંકાવટીમાં ઝીલાણાં. ભાઈના લલાટે ચાંલ્લો કરી, બહેને એના ભાણામાં કંસાર પીરસ્યો.

પ્રસાદના કોમળ હૃદયમાં બહેનની આંસુભરી આંખો કોતરાઈ ગઈ.

* * *

વર્ષો વીતી ગયાં હતાં. જીવનસરિતા કૈંક તાપતડકા તળેથી પસાર થતી, આગળ ને આગળ વહી જતી હતી. આવર્ત, બુદ્‌બુદ અને તરંગ સમા વિકારોથી હજીયે મનુવશજો મૂંઝાતા હતા. સર્વના હૈયા તળે વહેતું એક જ સરિતાનું જળ આ સર્વ વિકારો અનુભવે છે. તે વિસરી સૌ કોઈ પોતપોતાના હૃદયજળમાં પ્રગટતા વિકારોને મહત્ત્વ આપતાં જીવી રહ્યાં હતા.

સરલા અત્યારે નવનીતરાય સમા સંસ્કારવાંછુ અને સુધારક યુવકનાં ત્રણ બાળકોની

માતા હતી. બાળકોની સેવાશુશ્રૂષામાં પતિદેવની પ્રેમમાત્રા વધતીઘટતી તપાસવાની અને ફુરસદ પણ નહોતી. છતાં નવનીતરાય પ્રેમાળ હતા તેની ના નહિ. એ વિના અત્યંત આગ્રહનો સામનો કરી એમણે પત્નીની પહેલી સુવાવડ પોતાને ત્યાં જ કરાવી હશે ? એ વિના અસમૃત અને જંગલી પિયરના વાતાવરણથી એને દૂર રાખવા પ્રયત્ન કર્યો હશે? સહુને મન ફાવે તે ભલે બોલે, પણ નવનીનરાય પ્રેમાળ તો હતા જ.

પણ આજ વિચિત્ર પ્રસંગ ઉપસ્થિત થયો હતો. સરલાનો ભાઈ આટલી નાની ઉંમરે પરણવા તૈયાર થયો હતો અને તે પણ જરાય ફેરફાર વિના, ક્રાન્તિ વિના! ચોરીમાં છોકરી લાજ કાઢવાની હતી અને વરરાજા લગ્ન મહાલવા ઉત્સુક હતા! નવનીતરાયે નિર્માલ્ય યુવકો માટે ઊભરા કાઢ્યા, અને મક્કમ મન કરી સરલાને લગ્નમાં જવાની ના કહેવા નિશ્ચય કર્યો.

બપોરે ચાનો પ્યાલો લઈ સરલા એમના દીવાનખાનામાં આવી, ત્યારે નવનીતરાયે પોતાનો નિર્ણય સંભળાવ્યો: 'હું તને જવાની રજા નહિ આપી શકું, સરલા.'

સરલા ચમકી ગઈ. આંખમાં સહજ રોષની ચમક પણ આવી ગઈ.

'પણ ભાઈના લગ્નમાં હું ન જાઉં તો કેવું ખરાબ કહેવાય?' એ ધીમેથી બોલી.

'ખરાબ લાગે એ ખરું, પણ એવા અસરકારી વાતાવરણમાં જવું એથી પણ ખરાબ છે.'

સરલાએ નિશ્વાસ નાખ્યો 'જેવી મરજી તમારી,' એ બોલી.

નવનીતરાય બબડ્યા: 'એ જ આપણી રાક્ષસી લગ્નપ્રથા. અ'લીલ ફટાણાં ગાવાં, વિલાયતી કપડાંનું પ્રદર્શન કરવું, તે ઘરમાં હોય તે ખરચી ખાવા ધ્યાન રાખવું નહિ. એવા પ્રસંગોમાં તું ભાગ લે તે મારાથી સહન થતું નથી. પ્રમાદે કંઈ ક્રાન્તિ કરી હોત, સુધારો કર્યો હોત, તો આપણે બન્ને જાત.'

નવનીતરાયે કોઈ સભા સમક્ષ ભાષણ કર્યું હોત તો સારું થાત. પતિદેવની પ્રકૃતિથી સપૂર્ણ રીતે પરિચિત પત્ની માટે એ નિષ્ફળ હતું. ક્રાન્તિકારી પતિના વદન તરફ સહજ તુચ્છકારથી જોતી સરલા બોલી, 'તમે કર્યો એવો?'

નવનીતરાય ટાઢા થઈ ગયા; 'બાપાની વૃદ્ધાવસ્થા આડી આવી, નહિ તો...'

'મારા બાપુનેયે સાઠ તો પૂરાં થયાં.'

'મેં ના ન પાડી? તમારે નથી જવાનું'

સરલાની આંખમાં આંસુ ઊભરાયાં. પતિદેવને પ્રતાપે યૌવનમાંજ કરમાઈ ગયેલી દેહલતામાં ધ્રૂજારી આવી. પતિના સ્વભાવથી પરિચિત યુવતીને આગળ બોલવું ઉચિત ન લાગ્યું. પોતાના વિના પણ જીવી ન શકતા આ માનવમગતરા તરફ તિરસ્કારભરી દૃષ્ટિ નાખી સરલા ચાલી ગઈ.

* * *

પોસ્ટ ઑફિસના બારણા પાસે આતુર હૈયે ઊભલા વૃદ્ધે ટપાલીને પૂછ્યું, 'મારું પત્તું છે કે, જોઈતારામ?'

વૃદ્ધને ઓળખી જોઈતારામે સન્માનપૂર્વક જવાબ આપ્યો, 'હા છે દાદા. આયું હમણા.'

ટપાલીએ બે કાગળ કાઢી વૃદ્ધના હાથમાં મૂક્યા. ડોસા નાકની દાંડી પર ગોઠવાયેલાં ચશ્માંમાંથી અક્ષર ઉકેલવા પ્રયત્ન કરી રહ્યા. આ યુગનો સસરો જમાઈરાજના અક્ષરથી બહુ પરિચિત હોય છે, તેથી ડોસાને જમાઈરાજનો પત્ર તરત પરખાયો. પત્ર વાંચતા ડોસાના પગ ભાંગી ગયા. 'શિવશંભુ! શિવશંભુ!' એમ મોટેથી બોલાઈ ગયું.

જોઈતારામને આશ્ચર્ય થયું, 'કેમ દાદા? શું થયું?' એણે પૂછ્યું.

ડોસાએ અંગરખાની ચાળે આંખ લૂછી. 'વૃદ્ધ' હૈયાને પોતાના પર પડેલી કૌટુંબિક આપત્તિ સાર્વજનિક સહાનુભૂતિને યોગ્ય લાગે છે; એટલે કશુંય છુપાવવાની વૃત્તિ એને થતી નથી. ડોસા ઘેરે સાદે બોલ્યા, 'ભાઈના લગનમાં બહેન નહિ આવે, જોઈતારામ.'

'હેં! બહેનબા નથી આવવાના? કોનો નવનીતરાયનો કાગળ છે? ભારે થઈ, દાદા! શું લખે છે?' જોઈતારામને પણ દુઃખ થયું. કાગળ વંચાવવામાં વૃદ્ધને કંઈ ખોટું ન લાગ્યું નવનીતરાયે લખ્યું હતુ. 'આવા રૂઢિચુસ્ત લગ્નોમાં મારી પત્ની ભાગ નહિ લઈ શકે. મારા લગ્ન વિષેના વિચારો તમે જાણો છો. સરલા તથા બાળકો નહિ આવે, માફ કરજો.'

'અરરરરર, આ તે માણસાઈ કહેવાય?' જોઈતારામ બબડ્યો.

'હોય ભાઈ, જેવાં નસીબ આપણાં.'

વૃદ્ધ ધીમે પગલે જવા વળ્યા. પાછળ વાત થતી સંભળાણી.

'શું હતું જોઈતારામ?' તારમાસ્તર પૂછતા હતા.

'શું હોય સાહેબ! આ જમાઈ સુધરેલો મૂકો છે, તે સગા ભાઈના લગનમાં બહેનને મોકલવા ના લખે છે. શો કળજગ આવ્યો છે!'

નિશ્વાસ નાખી ડોસા આગળ વધ્યા. હૃદયમાં પારાવાર શોક જામી ગયો હતો. ભગા હજામથી શરૂ કરી રસ્તામાં જેટલા મળતા તેટલાને પત્રના સમાચાર આપી, સહાનુભૂતિ મેળવતા વૃદ્ધ ઘેર પહોંચ્યા, અને ખડકીમાં પગ મૂકતા બોલ્યા: 'બહેન નહિ આવે, ભાઈ. આ નવનીતરાયનો કાગળ આવ્યો.

પ્રસાદે દોડીને કાગળ લીધો, વાંચ્યો. પગથી માથા લગી ઝાળ લાગી ગઈ. પછી અશ્રુ ઊભરાયાં. સાંજે ચોરીમાં પગ મૂકનારો વરરાજા ક્રોધ અને શોકની લાગણીથી ઘેરાઈ ગયો.

બીજી ટપાલમાં બહેનનો કાગળ હતો. 'ભાઈને માલમ થાય કે ખોટું લગાડીશ નહિ. એમની પ્રકૃતિની તને ક્યાં ખબર નથી? હોય એ તો. બહેનની આશિષ તો ભાઈ જ્યાં જાય ત્યાં સાથે રહેવાની.' છતા નવનીતરાયને બીજે દિવસે તીખો અને તમતમતો, સખત ઝાટકણી કાઢતો પત્ર મળ્યો. પ્રસાદે લખ્યું હતુ. 'તમારે આંગણે હવે પગ નહિ મૂકું.'

પણ શું થાય?

ઉપવીત સંસ્કારને ત્રણ દિવસની વાર હતી. લમણે હાથ મૂકી, નવનીતરાય હીંચકા પર ચિંતાગ્રસ્ત બેઠા હતા. ઓસરીમાં સરલા પગના અંગૂઠે દોરી ભરાવી બાળકનું ઘોડિયું હિંચોળતી બેઠી હતી.

'પણ બટવાનું શું કરશું?' નવનીતરાય બોલ્યા.

'માંડી વાળીએ. એટલો નવો સુધારો!'

'પણ એ ચાલશે? બધાં અત્યારથી ચૂંટી ખાય છે મને.'

'મારા સગા ભાઈના લગ્નમાં મને જવા ન દીધી, હવે આપણે આંગણે શાના આવે? દરેકને પોતાનું સ્વમાન તો હોય ને!'

નવનીતરાય ચૂપચાપ સાંભળી રહ્યા. આજુબાજુથી વરસના પ્રહારોથી કંટાળી એમના મનસ્વી સ્વભાવે પ્રયાણ કર્યું હતું. નવનીતરાય ત્રાસ પામી ગયા હતા. કઈ રસ્તે આ ઊકલી જાય, એવી પ્રબળ ઇચ્છા દિલમાં પ્રગટી હતી.

'હવે મારું લોહી પીતું રહેવા દે. કંઈ કરતાં યે પ્રમાદ આવે એમ છે?' એ બોલ્યા.

સરલાનું હૃદય હલી રહ્યું. નવનીતરાયની સ્થિતિ બદલ મનમાં દયા ઊપજી. પણ રીસાયેલા પ્રસાદને બોલાવવો કેવી રીતે? ઝડપથી કંઈ સૂઝી આવતાં સરલા ઊભી થઈ. અંગૂઠાની દોરી છોડી, ઓરડામાં દોડી. આણામાં સાથે લાવેલો મોટો ટ્રંક ઉઘાડી અંદરથી ઝીણા મોતીએ ભરેલી કંકાવટી કાઢી. બહાર આવી નવનીતરાયના હાથમાં મૂકી સરલા બોલી, 'જુઓ તો, આ કંકાવટી ભાઈને મળે એમ સગવડ કરો તો.'

વિસ્મયથી નવનીતરાય પત્ની સામે જોઈ રહ્યા.

ત્રીજે દિવસે, પરોઢની પથરાતી ઉષાના અજવાળે, એક જુવાન ગાડીએથી ઊતરી ગામ ભણી ઝડપથી ચાલતો દેખાયો. નવનીતરાયની શેરીમાં એ વળ્યો, અને એમના જ ઘર પાસે આવી ઊભો. બારણામાં જ વહાલ નીતરતાં નયને આતુર સરલાને ઊભેલી જોઈ પેલો યુવાન એક નાના બાળક જેમ એના તરફ દોડી ગયો.

'બહેન!'

'ભાઈ!'

અપૂર્વ ભાવભર્યા ઉચ્ચારો હવામાં પળભર ગૂંજી રહ્યા. બહેનના ખોળે માથું મૂકી પ્રમાદ રડ્યો. હૈયું હળવું થતું ગયું. સરલા મીઠે અવાજે શાન્તિનો ભંગ કરી રહી.

'કેમ કેવું આવવું પડ્યું, ભાઈ?'

'તું તો બહેન તને ગમતું જ કરાવે છે મારી પાસે.'

'મારી કંકાવટી લાવ્યો છે ને પાછી?'

પ્રસાદના હોઠે સ્મિત પથરાયું. 'તે પાછી લઈ લેવી છે? મહામહેનતે હાથ પડી હતી ત્યાં?'

સરલાની આંખ છલકાણી, એનો હાથ ભાઈના માથે ફરી રહ્યો. એ બોલી, 'ના ભાઈ, હવે નહિ લઉં, હો. હવે તો એ તારી પાસે જ રાખજે... ને.. ને ભાઈ મારા, આ બહેનનો વાંક તારે મન વસે ને ત્યારે એના સામું જરાક જોજે. તારી બધી રીસ ઓસરી જશે.'

સરલાનાં નેત્રમાંથી ટપકતાં અશ્રુ પ્રમાદના વાળ ભીંજવી રહ્યાં. કોઈના રડવાનો અવાજ સાંભળી, દોડી આવતા નવનીતરાય આ સુભગ દર્શન જોતા, દૂર જ થંભી ગયા.

# પરીક્ષાવતરણ

જનાર્દન

અથ શ્રીપરીક્ષાસ્તોત્રં પ્રારભ્યતે.

પરીક્ષારૂપિણી દેવી છાત્રચિત્તેષુ સંસ્થિતા,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી મેદ-રક્ત-વિનાશિની,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી આ-કોકો-કોણી-દાયિની,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી રાત્રી-જાગર-કારિણી,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી ધ્રૂજ-જન્મ-પ્રદાયિની,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી આહાર-'કમ'-કારિણી,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી ચક્ષુ-'ગ્લાસ'-પ્રદાયિની,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી ચોટલી-દૃઢ-બાંધિની,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી છાત્રરક્ત-નિશોષિણી,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ
પરીક્ષારૂપિણી દેવી શીઘ્ર મોક્ષ-પ્રદાયિની
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમોનમઃ

ઇતિ શ્રીપરીક્ષાસ્તોત્રમ્.

અથ પરીક્ષાવતરણમ્ પ્રારભ્યતે.

જન્મેજય ઉવાચ—

સુણ્યાં આપ મુખે શાસ્ત્રો પુરાણો ગણના નહીં,
છતાં યે થાય ના તૃપ્તિ મારા આ મનની મહીં.
વેદોમાં યે નથી જે, જે નથી શાસ્ત્રપુરાણમાં,
કહો એવું પ્રભો! આજે, કહોને મુજ કાનમાં.

જે દેવીને ઉપાસે છે છાત્રો ને શિક્ષકો સહુ,
અને જે દેવીની સત્તા વ્યાપી વિશ્વ વિષે બહુ.
પ્રભો ! તે પ્રબળા દેવી અજ્ઞાતા મમ તે તણી
કથા આજે સુણાવો ને હજારો પાપનાશિની.

**વૈશંપાયન ઉવાચઃ—**

વત્સ ! આજે પૂછ્યો તેં જે પ્રશ્ન તે અતિ ગૂઢ છે,
નહીં પામે કદી પાર માનવો અતિ મૂઢ છે.
સાંભળે એકચિત્તે જે પરીક્ષાદેવીની કથા
વામે છે તેહની સર્વે આધિ વ્યાધિ તણી વ્યથા.
કાન માંડી હવે વત્સ, શ્રોતા તું બની જા ધીરો,
મન્મુખેથી વહે છે આ પરીક્ષાસ્તવનાં નીરો.

ઇતિ શ્રીપરીક્ષાવતરણે જન્મેજયપ્રશ્ન નામ પ્રથમોઽધ્યાયઃ સમાપ્તઃ

**વૈશંપાયન ઉવાચઃ—**

ત્રેતા યુગે થયો જ્યારે જન્મ ગોપાળકૃષ્ણનો,
ગોકુલે રાખિયા છૂપા—હતો વિદ્વેષ કંસનો.
છતાં યે કંસને વાર્તા કૃષ્ણજન્મ તણી મળી,
હજારો વિધિએ ચાહે કૃષ્ણને હણવા બળી.
મોકલ્યા અસુરો તેણે ગયા તે ગોકુળે અને
ઉત્પાતો કૈં કરે ત્યાં તો કૃષ્ણજી તેમને હણે.
પરિશેષે જઈ થાકી મોકલી નિજની સ્વસા,
ગઈ તે ગોકુલે બેઠી સંતાનોને ધવાડવા.
કૃષ્ણજીએ ચૂસ્યાં બન્ને સ્તનોનાં દૂધ એ રીતે
ચુસાયા પ્રાણ યે તેના, મરી ત્યાં ઝટ એ વિધે.
મરી તો યે છતાં કૃષ્ણ ચૂસતા સ્તનકી ટડી,
સ્વર્ગના માર્ગમાં તેથી પૂતના બહુધા પડી.
દૈવયોગે, લઈ વીણા મયૂરે થઈ આરૂઢ
સામેથી આવતાં દીઠાં વાગ્દેવી હસતાં ગૂઢ.

**પૂતના ઉવાચઃ—**

હસી લે તું, હસી લે તું, હસી લે જેટલું રુચે;
કહું છું હું, ફરીથી તું જીવને કદી ના હસે.

ઇતિ શ્રીપરીક્ષાવતરણે પૂતનાસરસ્વતીસંવાદ નામ દ્વિતીયોઽધ્યાયઃ સમાપ્તઃ

વૈશંપાયન ઉવાચ:—

યથાકાલે ગઈ પોં'ચી પૂતના સુરલોકમાં,
ગઈ સીધી પહેલી તે પરબ્રહ્મ સકાશમાં.

પૂતના ઉવાચ:—

કૃષ્ણની ઉદ્ધરી આવી, ઇચ્છા છે ફરી જન્મવા,
કૃષ્ણે ચૂસ્યા અસુ મારા, છાત્રોના તેમ ચૂસવા.
હસી માર્ગે મને પેલી પુત્રી તારી સરસ્વતી,
બતાવું તેહને હું યે જરા યે દૂબળી નથી.
વિશ્વમાં વિચરે સર્વે સ્થળે તેથી મદે ભરી,
ઉતારું હું મદે એનો તીણા કુઠાર ઘાતથી.

વૈશંપાયન ઉવાચ;—

વિરંચી ચિત્તથી ચોંકી વિચારે મનની મહીં,
રહેશે આ સ્વર્ગમાં તો કોઈયે જંપશે નહિ.
ભલે જાતી મનુજ્જોમાં, કરે જે મન ભાવતું,
સ્વર્ગ તો સુખમાં રે'શે, વિઘ્ન ના કંઈ આવતું.

બ્રહ્મા ઉવાચ:—

મર્ત્યમાં જન્મવા ઇચ્છા બતાવી તેં, કરું પૂરી,
છતાં યે ના તને આપુ કાયા માનવની બૂરી.
કાયાથી તું થશે બદ્ધ, પ્રવૃત્તિ રુદ્ધ સૌ થશે,
વિના દેહે સહુ દેહી તણી તું ઘાતિની થશે.
ચિરંજીવી થશે તું ને શક્તિ યે તુજ પારગા,
વિશ્વમાં ગુરુ ને છાત્રો વંદશે તુજને સદા.
એક બે દિન જા થોભી, પછી જા મર્ત્યલોકમાં,
હજી ભાઈ રહ્યો તારો ભગિની-મૃત્યુ-શોકમાં.

ઇતિ શ્રીપરીક્ષાવનરણે પૂતનાપ્રાર્થના નામ તૃતીયોઽધ્યાયઃ સમાપ્તઃ

વૈશંપાયન ઉવાચ—

દિન બે ના થયા ત્યાં તો પૃથ્વીમાં વિપ્લવો થયા,
હજારો રાજ્યના ભુક્કા ચૂરેચૂરા ઊડી ગયા!
દૂર કો સાગરો લંઘી આવિયા હિંદ દેશમાં,
કપિલ કેશ છે જેના ચક્ષુ માર્જારના સમાં,
મુખ મર્કટ સંકાશ, શક્તિ છે હનુમાનની—

જનમેજય ઉવાચ:—

પ્રભો ! થંભો ! સુણું આ શી વાત હું સ્વપ્નના સમી ?
એકબે દિનમાં કેવી રીતે આ સૌ બન્યું અહો !
સ્પષ્ટતાથી ધીમેધીમે એ બધું મુજને કહો.

વૈશંપાયન ઉવાચ:—

વત્સ ! કેમ ભૂલે છે તું, નથી આ દિન મર્ત્યના,
બ્રહ્માનો દી મનુષ્યોનાં વર્ષ કોટિ હજાર છે.
કાન માંડી હવે તાત, સુણ આ ગૂઢ વાતને,
નથી જે મેં કહી કોને, કહું છું આજ આ તને.
જે દેશે તું વસ્યો, તારા બાપનું રાજ્ય જ્યાં હતું,
નહિ તેને શકે શાસી વિદેશી કોઈ રીતથી.
થોડાં વર્ષો થયાં ત્યાં તો ભારતો બળવો કરે,
શ્વેતાંગોને જુએ ત્યાંથી ઝાટકે જીવડા હરે.
ચિંતાના સાગરે ઊંડા—જેનો પાર ન કો લહે—
પડ્યા મર્કટ મુખાત્મા દ્વિજનું શરણું ચહે.
દ્વિજ પાસે ગયા તેઓ, પાદ્ય અર્ઘ્ય સમર્પિયું,
અને રાજ્યતણું સ્થૈર્ય દૈન્ય દાખવી યાચિયું.
દયાસાગર તે દ્વિજે કહ્યું કે શંભુને ભજો,
દેવ ભોળા અમારા એ રીઝશે ઝટ, સૌ ત્યજો.
સહુ શ્વેતાંગ તો ચાલ્યા આવ્યા, કૈલાસ પર્વતે,
એકચિત્તે ભજે શંભુ: "શંભુ ઓ ! વરદાન દે !"
પુરા જેમ તપ્યાં દેવી ઉમા શંકર પામવા,
કલિકાલે તપ્યા તેમ શ્વેતાંગો વર પામવા.
ક્ષણો લાંબી વહે કષ્ટ સહે શ્વેતાંગ પ્રાણીઓ,
શંભુએ બે ઘડી વહેતાં વૃત્તાંત સહુ જાણિયો.
ગાંજાના ધૂમ્રગોટાને નિવારી નંદીને પૂછે,
"શાને કૈલાસપે આવી શ્વેતાંગો દેહને દમે ?"
મુખેથી નંદીએ ત્યારે વૃત્તાંત સઘળો કહ્યો,
શિવ ચાલ્યા લઈ ઝોળી, લાડુ ભાંગ તણો ગ્રહ્યો.
હતા જ્યાં તપતા ગોરા, આવિયા ત્યાં ઉમાપતિ,
જગાડ્યા શંખ ફૂંકીને ધ્યાનમાં તુરિયા ગતિ.

ઇતિ શ્રીપરીક્ષાવતરણે શ્વેતાંગકૃત શિવારાધના નામ ચતુર્થોઽધ્યાય: સમાપ્ત:

મહાદેવ ઉવાચઃ—

જોઈને આ તપશ્ચર્યા તમારી અતિ દારુણ,
થયો છું તુષ્ટ, તો ઊઠો, કહોને તપ કારણ.
કહો શું દુઃખ છે ભારે, જેનું થાયો નિવારણ,
હવે શાંતિ ધરો ચિત્તે, ત્યાગો ચિંતા અકારણ.

શ્વેતાંગ ઉવાચઃ—

દૂર દેશ થકી આવ્યા હિંદમાં વિપદો સહી,
તો યે આ દેશીઓ ભાળા વાત એ સમજ્યા નહિ.
સતાવે છે મહાદેવ! અમોને હિંદીઓ બહુ,
એક જીભે કહો કેવી રીત હું વર્ણવી કહું!
ઉપાય એક છે નાથ, રાજ્યને રાખવા તણો,
જાણીએ જાણીએ તો યે ઉપાય કપરો ઘણો.
એવું કાંઈ કરો નાથ, જેથી શૈશવકાળમાં,
સહુ હિંદી તણું સત્વ જળે પાવકજ્વાળમાં.
પ્રભો વાતો અમે જાણી, પૂતના જન્મવા ચહે,
જો આવે તો ફળે આશા, કૂમળાં બાલુડાં દહે.
ગોકુળે મારિયાં જેમ બાળકો લક્ષ કોટિને,
મારશે બાળકો તેમ આવશે લઈ જોડીને.
મારિયા અસુરો કૃષ્ણે મોકલે કંસ જેમને,
તેમને હે મહાદેવ! મોકલો જગને વિષે.
સહુ એ રાક્ષસો આવી મર્ત્ય થાશે પરીક્ષકો.
દયા કે સ્નેહના ભાવો જાણે ના લેશ માત્ર કો.
પૂતના અસુરો સાથે મળે તો તો ફળે પ્રભો!
અમારા આત્મની આશા—એ જ આપો તમો વિભો!

વૈશંપાયન ઉવાચ—

'તથાસ્તુ' કહીને શીઘ્ર શંભુ સ્વર્ગે સિધાવિયા,
શ્વેતાંગો હૃષ્ટ ચિત્તેથી ફરી હિંદે પધારિયા.
ઇતિ શ્રીપરીક્ષાવનરણે વરપ્રદાન નામ પંચમોઽધ્યાયઃ સમાપ્તઃ

વૈશંપાયન ઉવાચઃ—

બ્રહ્મા પાસે જઈ શંભુ વાત જે જે બની કહે,
બ્રહ્માયે શિર ધુણાવી વાત તે મનમાં લહે.
બોલાવી પૂતના બોલે શંભુ વક્ત્ર પસારીને,
"વત્સે! જા તું હવે મર્ત્યે બાંડુઓને સંહારીને.

તને છે માવરો ભારે બાલોના અસુપાનનો,
એ જ કાર્ય તને સોંપું, અસુ ભારત બાલના.

ઇતિ શ્રીપરીક્ષાવતરણે પૂતનાઆદેશ નામ ષષ્ઠોઽધ્યાયઃ સમાપ્તઃ

વૈશંપાયન ઉવાચ:—

પરીક્ષા હસ્ત બે જોડી વિનવે બ્રહ્મદેવનેઃ
"મર્ત્યમાં હું પ્રવેશું છું તમારા વરને બળે.
તે ક્ષણે વિશ્વમાં વ્યાપે એવું ગાઢ તિમિર કે
ન કોની દૃષ્ટિને સ્પર્શે સ્પર્શાયે રુહ માહરો.
કરો એવું કંઈ નાથ ! અલક્ષિત જઉં ભવે,
શ્વેતાંગો કાકદૃષ્ટિથી પ્રતીક્ષા માહરી કરે."
બ્રહ્માએ તે ક્ષણે પ્રેરી દૂતો ઇન્દ્ર બુલાવિયા,
હાથમાં વજ્ર ધારીને ઇંદ્ર સન્મુખ આવિયા.
બ્રહ્મા–આદેશ સુણીને ઇંદ્ર ચાલ્યા ફરી ગૃહે,
'બોલાવી લાવ વાયુને,' હરિનાથ કને કહે.
વાયુઓ આવીને ઊભા, હાથ જોડ્યા, પગે પડ્યા,
ઇંદ્રના ચક્ષુની સામે ચક્ષુ નિયોજીને રહ્યા.
વાસવે આગના દીધી, વાયુ સર્વ થયા ખડા,
બારે પર્જન્યનાં ટોળાં કડાક કરતાં ઊભાં.
આકાશે ઘોર અંધારાં ઘેરાયાં ક્ષણ એકમાં,
વજ્રપાતો થવા લાગ્યા નીચે માનવલોકમાં.
એ ક્ષણે પૂતના પોતે ત્યજીને સ્વર્ગલોકને,
વાયુરૂપે પરીક્ષા થઈ ઊતરે મનુભુવને.
ઝંઝાનિલો વહ્યા ઘેલા વીંટાઈ વિશ્વને વળ્યા.
વિશ્વનાં માનવો ત્યારે ઊંઘમાં ઘોરતાં હતાં.

ઇતિ શ્રીપરીક્ષાવતરણે પરીક્ષાવતરણ નામ સપ્તમોઽધ્યાયઃ સમાપ્તઃ

સમાપ્તમ્ ચ ઇદમ્ કાવ્યમ્

# જહાજો બાંધનાર એક પ્રખ્યાત પારસી કુટુમ્બ

શ્રીમતી વિજયા ઝીણાભાઈ દેસાઈ

[કચ્છ રાજ્યે 'રૂપમતી'ને તૈયાર કરી તરતી મૂકી એ આપણે માટે—આપણા આજના વહાણવટા માટે અતિ અગત્યની ઘટના છે એ પ્રસંગે આપણો દેશ આજથી થોડાક દાયકાઓ ઉપર એ કળામાં કઈ સ્થિતિમાં હતો એ બતાવતો નીચેનો લેખ ઘણો રસપ્રદ થઈ પડશે તાજેતરમાં બહાર પડનાર 'સાહિત્યપાઠાવલી' નામના શ્રી દેસાઈ અને બક્ષીકૃત એક પાઠ્યપુસ્તકમાંથી આ લેખ અત્રે ઉતાર્યો છે ]

**જહાજો બાંધવાની** કળા અને શાસ્ત્રનું ઘણા જૂના કાળથી હિન્દના લોકોને ઊંચા પ્રકારનું જ્ઞાન હતું એ વિદ્યામાં આ દેશના લોકો ખૂબ કુશળ હતા પ્રાચીન સંસ્કૃત ગ્રંથો, પુરાતન ગુફાઓના શિલાલેખો વગેરે પરથી આના અસંખ્ય પુરાવા મળે છે નૌકાશાસ્ત્રના ઇતિહાસનું કોઈ સ્વતંત્ર પુસ્તક આજ સુધી નહોતું એટલે એ કળા કેટલી ખીલી હતી એ જાણવાનું આપણી પાસે ખાસ સાધન નહોતું પણ તાજેતરમાં બંગાળના સુપ્રસિદ્ધ વિદ્વાન સંશોધક પ્રો રાધાકુમુદ મુકરજીએ 'ભારતીય નૌકાશાસ્ત્રનો ઇતિહાસ' નામનો એક સુંદર ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે એથી આપણા દેશમાં એ શાસ્ત્ર કેટલું બધું ખીલ્યું હતું, આપણા લોકો એમાં કેટલાક બધા કુશળ હતા તેની આપણને સારી સરખી માહિતી મળે છે

સાંચી, અજંટા, વેરુલ વગેરે સ્થળોની ગુફાઓમાં નૌકાઓના જુદાજુદા પ્રકારના ચિત્રો જોવા મળે છે અકબર બાદશાહના વખતના ઇતિહાસકાર અબુલ ફઝલે પણ પોતાના 'આઈને અકબરી' નામના ગ્રંથમાં નૌકાખાતાનો સ્વતંત્ર ઉલ્લેખ કરી તેના મુખ્યાધિકારી મીર બેહરીનું નામ પણ નોંધેલું છે વળી એ ખાતાના કાયદાકાનૂનનો પણ તેણે તેમાં સવિસ્તર હેવાલ આપેલો છે શિવાજીના રાજ્યમાં પણ એક સ્વતંત્ર નૌકાખાતું હતું શાહુના સમયમાં અલીબાગનો કાન્હોજી આંગ્રે આ મરાઠાઓનો બહુ સુપ્રસિદ્ધ નૌકાધિકારી થઈ ગયો મરાઠીમાં લડાઈના જહાજને 'આરમાર' કહે છે, અને તેથી નૌકાખાતાને તેઓ 'આરમાર ખાતું' એવા નામથી ઓળખે છે

આ કાન્હોજી આંગ્રેએ મરાઠાઓના પશ્ચિમ કિનારાનું બહુ સારી રીતે રક્ષણ કર્યું હતું કોંકણ કિનારા પર વિજયદુર્ગ નામનું બંદર જહાજો બાંધવાનું મુખ્ય ઠેકાણું હતું આ ઠેકાણે લડાયક જહાજો અને વેપારી વહાણો બાંધવામાં આવતાં હતાં ખુદ અંગ્રેજ લોકો પણ પોતાનાં જહાજો એક વખત હિન્દુસ્થાનમાં જ બંધાવી લેતા હતા હિન્દુસ્થાનમાં જહાજો બાંધવાની કળા આટલી ઊંચી સ્થિતિમાં પહોંચી હતી, પણ તેની હજુ ઘણાને માહિતી ન હોઈ કેટલાકને એ વાત કદાચ ખરી પણ ન લાગે

અઢારમી સદીના આરંભમાં મુંબઈ બંદરમાં વેપાર માટે મોટાં મોટાં વહાણો આવતાં હતાં, પણ તે બધાં મુંબઈમાં તૈયાર થયેલાં નહોતાં મોટે ભાગે તે બધાં સુરત બંદરમાં બંધાયેલાં હતાં તે વખતે સુરત અત્યંત પ્રસિદ્ધ બંદર હતું અને ત્યાં જહાજો બાંધવાનું બહુ મોટું અને વિશાળ કારખાનું હતું

ઈ. સ. ૧૭૩૫ પહેલાં મુંબઈમાં જહાજો બાંધવા માટે સારી ગોદી નહોતી તેથી મુંબઈમાં અંગ્રેજોને પોતાના જહાજો સુરતથી લાવવાં પડતાં. ઈ સ. ૧૭૩૫ના અરસામાં મુંબઈના ગવર્નરે મિ. ડડલી નામના એક માણસને 'ક્વીન' નામનુ એક આરમારી (યુદ્ધ માટેનું) જહાજ બંધાવવા માટે સુરત મોકલ્યો હતો. સુરતમાં એ વખતે ધનજીભાઈ નામનો એક પારસી ગૃહસ્થ જહાજો બાંધવાનું એક જબરદસ્ત કારખાનું ચલાવતો હતો. મિ. ડડલીએ પોતાની આરમાર તેની પાસે તૈયાર કરાવી. તે જહાજ એટલુ તો મજબૂત અને એવી ઉત્તમ કારીગરીવાળું બન્યું કે તે કારખાનામાં કામ કરનાર મુખ્ય કારીગર લવજી નસરવાનજીને મુંબઈમાં લાવવાનો અંગ્રેજોએ ઘણો જ પ્રયાસ કર્યો પણ લવજી પોતાના શેઠને છોડી મુંબઈ આવવા ગજી નહોતો. સુરતના જેવુ કારખાનું મુંબઈમાં શરૂ થાય એવી મુંબઈના ગવર્નરની ખાસ ઇચ્છા હતી; એટલે લવજીને કોઈ પણ ભોગે મુંબઈ લઈ જવાના પ્રયાસો ચાલુ જ રહ્યા. અંતે મિ. ડડલીએ મુંબઈ સરકારના મન પર ઠસાવ્યુ કે એ કામ ધનજીભાઈદ્વારા જ થઈ શકે એમ છે. એથી મુંબઈ સરકારે લવજીને મુંબઈ મોકલવા ધનજીભાઈને વિનતિ કરી. એટલે ધનજીભાઈની આજ્ઞાથી લવજી પોતાના માણસો લઈને મુંબઈ ગયો અને મુંબઈની જૂની ગોદીમાં તેણે પોતાનું કારખાનું ખોલ્યુ.

પણ લવજીની અગવડો અનેક હતી. મુંબઈમાં સાગનુ સારું લાકડું મળતું નહોતું એટલે આજુબાજુના ગામડાંના લોકો સાથે લાકડાનો વેપાર શરૂ કરવો પડ્યો, અને જગલમાંથી સારો માલ ખરીદવો પડ્યો. એ સગવડ થઈ ગઈ એટલે તરત જ તેણે નાનાં નાના વહાણો બાંધવાની શરૂઆત કરી દીધી. થોડા જ વખતમાં મોટા મોટાં વેપારી જહાજો પણ તેણે તૈયાર કરવા માંડ્યા. લવજીનું કારખાનુ ચારે બાજુએ મશહૂર બન્યું. સરકારી આરમારો પણ હવે તો દુરસ્ત થવા એના જ કારખાનામાં આવવા લાગી થોડા જ વખતમાં લવજી ખૂબ પ્રખ્યાત થયો અને ઠેરઠેર તેનું નામ ગવાવા લાગ્યું.

સન ૧૭૫૪માં મુંબઈ સરકારના મુખ્ય નૌકાધિકારીએ (સુપરિન્ટેન્ડન્ટ ઑફ મૅરિન) મુંબઈમાં એક પાણી વગરની ગોદી (ડ્રાયડૉક) બંધાવવાની મજબૂત ભલામણ કરી, અને લવજીની જહેમતથી બાર હજાર રૂપિયામાં એવી એક ગોદી તૈયાર પણ થઈ. આથી હવે લવજીની કીર્તિ સારા હિન્દુસ્થાનમાં ફેલાઈ. તેના બે દીકરાઓ—માણેકજી અને બમનજી—પણ બાપના ધંધામાં પડ્યા અને તેમની મદદથી લવજીનું કારખાનું પ્રચંડ અને વિશાળ બનતું ગયું. ૧૭૬૦માં લવજીએ બીજી ગોદી બંધાવી, અને થોડાં વરસમાં ત્રીજી ગોદી બંધાવવાને પણ સરકારે રજા આપી. જૂનાં લખાણોમાં એવો ઉલ્લેખ મળે છે કે સન ૧૭૭૧માં લવજીના પૌત્ર ફરામજી માણેકજી અને જમશેદજી બમનજી લવજીના કારખાનામાં માસિક રૂપિયા બારના પગારે સુથારી કામ કરતા હતા

લવજીના ગુજરી ગયા પછી તેના દીકરાઓએ તેનો ધંધો આગળ ધપાવ્યો. સન ૧૭૭૬ થી ૧૭૯૦ સુધી પશ્ચિમ કિનારા પર અંગ્રેજોની લડાઈ ચાલતી હતી તેથી જહાજો બાંધવાનું અને દુરસ્ત કરવાનું કામ ઘણું અગત્યનું બન્યું. તે બધુ કામ માણેકજી અને બમનજી જ કરતા હતા. તેમનાં બાંધેલા જહાજો મજબૂત, સુડોળ અને સુન્દર હતાં. યુરોપના મોટા મોટા કારીગરો પણ તેના મુક્તકંઠે વખાણ કરતા હતા. માણેકજી અને બમનજી પછી તેમના પુત્રો ફરામજી માણેકજી અને જમશેદજી બમનજીએ પોતાના બાપા અને દાદાએ ન બાંધ્યાં હોય એવાં મોટાં જહાજો બાંધી બાપદાદાએ રળેલી કીર્તિને વધુ ઉજાળી તેમણે

બાંધેલું કોર્નવાલીસ નામનું પચાસ તોપનું જહાજ (આગબોટ) એટલું તો પ્રસિદ્ધ થયું કે ઇંગ્લંડની આરમારે પણ મુંબઈમાં જ બંધાવવાનો ઠરાવ સન ૧૮૦૨મા થયો ઇંગ્લંડના પ્રધાનમંડળના મનમાં એવો એક વિચાર આવ્યો કે એક કુશળ અંગ્રેજ કારીગર મુંબઈ મોકલો અને તેની દેખરેખ નીચે લવજીના કારખાનામાં આરમારો તૈયાર કરાવવો, પણ નૌકાખાતાના એક ઓફિસર ટોમસ ટ્રૌબ્રીજે ખાતરી આપી કે લવજીના કારખાનામાં એટલાં તો સરસ જહાજ તૈયાર થાય છે કે તેને અંગ્રેજ કારીગરની સલાહ અથવા સહાયની જરા પણ જરૂર નથી ત્યારપછી બત્રીસ-છત્રીસ તોપવાળા બે લડાઈના જહાજો અને એક ૭૪ તોપવાળું લડાયક જહાજ તૈયાર કરવાની વરદી જમશેદજી અને રતનજીને મળી આ આરમારો એવી તો ઉત્તમ કારીગરીવાળી અને કોઈ પણ પ્રકારની ખામીવિનાની હતી કે નૌકાયુદ્ધખાતાના ખાસ માનપત્રો આવ્યા, અને એ કારખાનાનું નામ ગાજતું થયું યુરોપમાં બીજા દેશોના વેપારીઓ પણ જમશેદજીના કારખાનામાં પોતાના જહાજો બંધાવવા લાગ્યા એ જ અરસામાં ગુજરાતમાં મોટાં મોટાં વહાણો પણ બંધાવવામાં આવ્યાં

ઈ સ ૧૮૦૫મા મુંબઈના બીજી બે ગોદીઓ બંધાવવામાં આવી તે ગોદીમાં જમશેદજીના 'મીંડેન' નામનું ૭૪ તોપવાળું એક નમૂનેદાર જહાજ તૈયાર થયું તેની મજબૂતાઈ, કારીગરી અને બાંધણી જોઈને ઇંગ્લંડના નામાંકિત નૌકાપરીક્ષકોએ એવો અભિપ્રાય આપ્યો કે બ્રિટિશ નૌકાદળમાં 'મીંડેન'ની સરખામણી કરે એવું એક પણ જહાજ નથી આ જહાજની બધી મજબૂતાઈની પરીક્ષા કરવા માટે નૌકાયુદ્ધખાતાના સેનાપતિએ કૅપ્ટન હોગ નામના એક કાબેલ અને સમર્થ ઇજનેરની નિમણૂક કરી તેણે એવો અભિપ્રાય આપ્યો કે ઇંગ્લંડમાં તૈયાર થયેલા 'રમેન' જહાજ કરતાં 'મીંડેન' અનેક દૃષ્ટિથી અને અનેક ગણું ચડિયાતું છે ત્યારપછી વિલાયત સરકારે મુંબઈ સરકાર પાસેથી લવજીના કારખાના વિશે સવિસ્તર રિપોર્ટ મગાવ્યો તે રિપોર્ટમાં એવું જણાવવામાં આવ્યું કે લવજીનું કારખાનું મુંબઈ આવ્યું તેથી જ મુંબઈનો લાકડાનો વેપાર અતિશય તેજીમાં આવ્યો જહાજો બાંધવાની જમશેદજીની કુશળતા બાબતી એ રિપોર્ટમાં નીચે પ્રમાણેનો ઉલ્લેખ છે

"જમશેદજી બમનજીમાં ઉત્તમ જહાજો બાંધવા માટે જરૂરી કૌશલ્ય અને શક્તિ પૂર્ણપણે છે, અને જહાજો બાંધવાનું કામ તે અત્યંત યશસ્વી રીતે પૂરું કરી શકશે તેને માટે તેની પાસે બધાં સાધનો છે તેની સાથે તેનો છોકરો નવરોજી અને બીજા એક હજાર કારીગર કામ કરે છે"

એ વખતથી સન ૧૮૧૧ સુધી લવજી અને તેના વંશજોનું કારખાનું ઉત્તમ સ્થિતિમાં હતું એમ માલમ પડે છે આ જ કારખાનામાં ૧૮૧૬મા ૧૦૦૦ ટનનાં નવ જહાજો ૮૦૦ ટનનાં પાંચ, ૬૦૦ અને ૭૦૦ ટનનાં પાંચ અને તે સિવાય ૩૫ નાની હોડીઓ બાંધવામાં આવી હતી

સન ૧૮૨૯થી મુંબઈના બારામાં સ્ટીમરોનો પગરવ થવા માંડ્યો એટલે ધીરેધીરે વાડિયા કુટુંબનું જહાજો બાંધવાનું એ કારખાનું ખરાબ સ્થિતિમાં આવી પડ્યું, અને આજ તો લવજી અને તેના કારખાનાનું નામ પણ લોકો ભૂલી ગયા છે!

જે દેશ લવજી જેવા મહાન અને કાબેલ વહાણો બાંધનાર ઉત્પન્ન કરી શક્યો, જે દેશ માત્ર સો વર્ષ પહેલાં જહાજો બાંધવાની કળામાં દુનિયામાં મોખરે હતો, તે દેશ આજે પણ ધારે તો પોતાનું ગુમાવેલું સ્થાન પાછું ન મેળવી શકે?

# લોકચર્યા

વ્રજલાલ છગનલાલ જોષી

## નાઘેરની કેટલીક વિશિષ્ટતાઓ

નાઘેર, એ લીલા નાઘેર તરીકે કાઠિયાવાડના છેક દક્ષિણ કિનારા પરનો પ્રદેશ હોઈ, કુદરતની સર્જનતાના પક્ષપાત સમો કોઈ જુદી જ ભાત પાડે છે.

કેમકે ઈશ્વરની મહેરના તો મેઘ વરસ્યા હોય એટલું આ પ્રદેશનુ સૌંદર્ય છે. એ ધરતીમાતાના ફળદ્રુપ ખોળે અનેક રિદ્ધિઓ સમી વનરાઈ ઊભી છે. અનેક દુષ્કાળો ચક્કર ખાઈ ખાઈને ચાલ્યા ગયા છે, છતા એનો સ્પર્શ માત્રે ય આ નાઘેર પ્રદેશની લિલોતરીને થયો નથી.

એવા એ લીલા નાઘેરના ચરણે પવિત્ર રત્નાકર ઘૂઘવે છે, અને શિર પર લીલી વનરાઈથી શોભતા ડુંગરોની હારો ઊભી છે.

અનેક પ્રાચીન દેવસ્થાનો આ પ્રદેશમાં આવેલાં છે. ખરેખર દેવતાઈ વાસ હોઈ એની આ દેવભૂમિમાં મહાન જ્યોતિર્લિંગ સોમનાથ (પ્રભાસપાટણ) અને (પ્રાચીક્ષેત્રમાં) માધવરાય પ્રભુએ પોતાને રહેવા જ અહીં સ્વર્ગ ઉતાર્યું છે, એમ ઘડીભર માની લેવું પડે છે.

એવા એ નાઘેર પ્રદેશની ભાષા, રીતરિવાજ અને કેટલીક વિચિત્રતાઓ આ નીચે આપું છું.

### અપરિચિત શબ્દો

'નાનુ' અને 'મોટું' બદલે 'સાવરુ', 'વડુ', એવા શબ્દો નાઘેરમાં પ્રચલિત છે. એ કામ કાંઈ સાવરું નથી; એટલે કે નાનું નથી.

અત્યારે અથવા અત્રે એમ સર્વત્ર બોલાય છે. તેને બદલે અહીં 'અડવારે' એમ શબ્દનો ઉપયોગ થાય છે આ કામ 'અડવારે'જ કરવાનું છે; એટલે કે અત્યારે જ કરવાનું છે

જેને સોપો પડી ગયો, અથવા બહુ જ મોડું થયાનો સમય જે રાત્રીના દસ વાગ્યા પછીનો સૂચવાય છે, તેને અહીંયા 'અવરે' કહે છે. તેમા મોડાપણાનો અર્થ રહેલો છે. દા. ત., 'સાવરા ભાઈ અવરે જવું નથ.' એટલે સોપો પડી ગયો છે, તેથી જવું નથી

'નથી' એમ નકાર અર્થમાં વપરાય છે, ત્યારે નથીને બદલે 'નથ' એમ પ્રચલિત છે. 'પરબત ત્યાં નથ' એટલે પરબત ત્યાં નથી.

વચ્ચોવચને બદલે ગાતરોગાતર ઉચ્ચારે છે. 'એ નદીની ગાતરોગાતર ઊભો છે' એટલે નદીની મધ્યમાં ઊભો છે.

સડક શબ્દને બદલે 'સળડક' એમ અને 'પાણી'ને 'પાટો' કહે છે.

આપણે જેને ઉત્તર તરફ એમ કહીએ છીએ, તેને નાઘેરમા 'ડાંગરવું' કહે છે. કેમકે ઉત્તર તરફ ડુંગરા ને જંગલ આવેલ છે. તેથી ઉત્તર દિશાને 'ડાંગરવી' એ શબ્દથી ઓળખે છે.

અને તેવી જ રીતે દક્ષિણ દિશાને 'સોમદરવી' કે 'સોમદરવું'જ કહે છે. કેમકે દક્ષિણમાં સમુદ્ર આવેલો છે.

સોનીને 'સોનાર' અને દરજીને 'સુઈ' કહે છે

સર્વ, તમામ એમ સામાન્ય ગુજરાતીમા બોલાય છે તેને બદલે અહીં 'બધે' કે 'બધમા' એમ પ્રચલિત છે દા ત, આજનો વરસાદ 'બધમા' છે એટલે કે આજનો વરસાદ સર્વ સ્થળે છે

'શિદને ગયો હતો' તેને બદલે 'સદને' ગયો હતો ?'

વાવ કે કૂવા ગમે તે હોય પણ તે તમામને તેઓ 'વાવ' અને બહુવચનમા 'વાવડા' એમ બોલે છે

'ઘણુ જ સારુ થયુ' એમ બોલવાને બદલે 'ઠીકાઠીક' થયુ એમ કહે છે અતિ અતડા જેવો એક શબ્દ વપરાય છે ને 'મને'ને બદલે તેઓ સર્વ સ્થળે 'હુને' એમ વાપરે છે દા ત, 'હુને ખબર નહતી' 'હુને જવુ છે'

કહ્યુનો અર્થ કહેલુ એમ જ થાય છે કાઠિયાવાડમા તેને 'કીધુ' એમ વધારે ભાગ બોલે છે ત્યારે નાયેરમા કીધુ' એને ગાળ—બીભત્સ માને છે અને 'ના' ને 'મા' શબ્દમા પણ સમાવે છે 'તમે ઊઠશો મા'

કાઠિયાવાડમા અન્ય સ્થળે નાના બાળકના નામ પાડેલા નથી હોતા, તેને બચુ, બચી કહે છે, તેને અહીંયા 'ચીનકો' ને 'ચીનકી' એમ કહે છે

તાંબાની ગાગરનો ઘડો, પિત્તળના લોટા કે લોટીને કળસ્યો કહે છે કલ્લાને 'કડલી' કે 'કડલા,' પૈસાને કૂદિયુ, કાવડિયુ દોઢિયુ એમ પણ ઝાઝે ભાગે બોલે છે

## 'વિચિત્ર રિવાજો'

કાગડિયા રજપૂતમા કન્યાના લગ્ન થઈ જાય ને જાનમા બેસાડે ત્યારે એક અગત માણસ સાથે જાય છે તે વરકન્યા પોંખાઈ રહે કે તુરત જ કન્યા સાસરાના ઘેર પગ ન મૂકતા સાથે આવેલ માણસ તેના ગામમા જ રહેતા અન્ય સબંધીને ઘેર જ તેડી જાય છે અને ત્યા જ નાત રહી કન્યા સાસરે આવે છે આ પછી કન્યા મોટી ઉમરની થાય ત્યારે આણુ વળાવે છે, ત્યારે જ સાસરે જાય છે, રહે છે, અને આણા વખતે લગ્નોત્સવ જેવો આનદ અને ખર્ચ કરે છે

કેટલીક કોમોમા ગળથૂથીમા મૂત્ર પાય છે, એ સાવ સાચી વાત છે અને તે ખાઈ માણસનુ જ હોય છે

કાગડિયા, કોળી અને અત્યજ એ કોમમા હોકા નગરનુ ચર ભાગ્યે જ હશે, અને બુદ દારૂનો દાવો પણ ઊમરે ઊમરે થાય છે

એક તાજુબી પમાડે ને રમ મા આવે એવી પ્રથા નીચલા વર્ગોમા છે કોઈ માણસ ગુજરી જાય, અને અગ્નિસસ્કાર થાય તે જ વખતે એક બાજુ મડદુ બળતું હોય, ત્યારે બીજી બાજુ સ્મશાનમા જ ચિતાની અગારનો જ દેવતા સહજ દૂર લઈ જઈ તે પર ચોખા રાધે છે અને મોટા વાસણમા બાદ કે જ્યાં અગ્નિસસ્કારનો અતિમ વિધિ પૂરો થઈ રહે કે તુરત એ ચોખામા ઘીગોળ નાખી સ્મશાને આવનાર તમામ માણસો એ જમે છે

અત્યારે આ રિવાજ લગભગ નાબૂદ થતા આવ્યો છે, તે કોળી અત્યજ અને કોળીમા તો અદ્યાપિપર્યંત છે કહે છે કે પ્રથમ કાગડિયામા પણ આ રિવાજ હતો.

ઉપરના રિવાજને પુષ્ટિ આપતા એવા થોડાક સોરઠા સાંભળ્યા છે, જે કોઈ પણ સ્થળે સિદ્ધ થયા જાણ્યા નથી તેથી આપું છું:

જોયા દેશ નાઘેર, દારૂડિયાં ટાળે મળ્યાં;
ગળે ન કોઈને મેર, કાળજવનની જાતનાં.

*

હોકો હૈયાની સાથ, અધ ઘડીએ અળગો નહિ;
રોકયો જમણો હાથ, માળા શેણે ફેરવે?

*

બ્રાહ્મણનું અપમાન, બાવા ઘેર ઘેર ઘાલિયા;
કર્યો મુલક હેરાન, પાટપંથી પાપીએ.

*

નાહ્યા વિણ સૌ ખાય, અટકાવે પાળે નહિ;
જળ વિણ જંગલ જાય, નાઘેર દેશની બામની.

*

વળી x + + ની જાત, મસાણે ચોખા જમે;
કયાંથી થાય સજાત, મૂતરની ગળથૂથીમાં?

*

ધરમ સાથે વેર, અધર્મના બાયાત છે.
કર્યો છે કાળો કેર, પાખંડવાદી સાધુએ.

*

પાખંડીનું જોર ગામેગામ દેખિયું;
જાણે હરાયા ઢોર, ભેગા મળી ઓખર કરે.

*

સાચું કહેતા દુ:ખ, અભાગિયાં અવગુણ લે;
કયાંથી થાયે સુખ, હસા હસ નથી આ જગે.

સોરઠા મારા એક ભાઈબંધે મને સંભળાવેલા, ને કહેલું કે ફરીને જોઈ લો કે આમાંની કઈ વાત ખોટી છે?




**શકુન્તલારસદર્શન:**—કર્તા અને પ્રકાશક: બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા, ગોપીપુરા, સુરત., મૂલ્ય એક રૂપિયો.

કર્તા આ પુસ્તકનો ઉદ્દેશ એવો બતાવે છે કે શાકુન્તલના દુર્વાસાશાપ જેવા પ્રસંગો, અપ્સરાઓ જેવાં પાત્રો વગેરેથી કેટલાંકને "આ આપણું જગત નહિ" એમ લાગે છે અને તેથી "એ અપૂર્વ નાટક આપણા જીવનથી દૂર અતિ દૂર એમ એ લોકો માને છે, અને પરિણામે એનો વૈભવ, એની કલા, એનું સૌંદર્ય, એનું તપોબળ એ સર્વ એમનાં જીવનને સ્પર્શતું પણ નથી." એવાં અધિકારીઓને માટે કર્તાએ હાલના મોટર ઍરોપ્લેઇનના જમાનામાં શાકુન્તલને ઉતાર્યું છે. માટે આ કૃતિને તેઓ રસદર્શન કહે છે.

આમ કરવાને તેમણે મૂળમાં બે દૃષ્ટિએ ફેરફારો કર્યા છે. એક તો આ જમાનામાં જે ન બને તે કાઢી નાંખ્યુ છે. બીજુ ઔચિત્યની દૃષ્ટિએ પણ તેમને કાલિદાસની વસ્તુમાં કેટલાક ફેરફારો કરવા આવશ્યક લાગ્યા તે તેમણે કર્યા છે. ઉદાહરણ, શાકુન્તલમાં છઠ્ઠા અંકમાં રાજાનો અસ્વીકાર સહન કરીને શકુન્તલા પુરોહિતની પાછળ જાય છે. શકુન્તલામાં તેમને "આ પરાધીનતા યોગ્ય લાગતી નથી" એટલે તેઓ નરેન્દ્ર (દુષ્યત) આગળ એકલા સારંગધરને મોકલે છે.

અસ્તુ! પણ આ ફેરફારો કરવાનાં કેટલાંક પરિણામો રસને હાનિ કરે છે તેનું શું? શાકુન્તલનુ કરુણમાં કરુણ દૃશ્ય તેનો છઠ્ઠો અંક શેને લીધે? પતિ પરિણીતાનો અસ્વીકાર કરે તેને લીધે! એ દૃશ્યમાથી શકુન્તલાને લઈ લો એટલે એમાં કશું જ બાકી રહેતું નહિ. આ દૃશ્યનો કરુણ એટલો બધો આઘાતકારક છે, તીવ્ર છે, નિરાશામય છે કે એક દૃષ્ટિએ કાલિદાસને આ દૃશ્યદ્વારા ઘણું કહેવાનું હોય એમ અમને લાગે છે! અને એ સર્વ અણકથ્યું જ રહી જાય છે.

બીજી એક નાની બાબત જોઈએ. મૂળ શાકુન્તલમાં સાતમા અંકમાં માતલિ અને રાજા વાતચીત કરતા ઊતરે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જે કામ માટે ઇન્દ્રે દુષ્યતને બોલાવ્યો હતો તે કામ કરી રહ્યા પછી તેઓ પાછા ફરે છે. આ રસદર્શનમાં આવી સૂચના કરવાને કશું જ નથી. વાંચનાર આગળના અંકના અનુસધાનથી એમ પણ માની શકે કે હજી વિજયપુરનું કામ પત્યું નથી, અને રસ્તામાં તેમનું ઍરોપ્લેઇન ખોટકયું છે. અને તો આ દૃશ્યને માટે એ યોગ્ય વાતાવરણ કે પ્રસગ નથી જ. વળી આ અંકમાં દુષ્યતને સર્વદમનને જોતાં, છેક સામાન્યરૂપે વાત્સલ્યભાવ થાય છે, ધીમેધીમે સામાન્યમાથી એ ભાવ પુત્રભાવનું વિશિષ્ટરૂપ લે છે, એ કૌશલ આમાં આવતું નથી. ખેર! પણ એથી વિશેષ એ છે કે આ આખુ નાટક કર્તાએ શાકુન્તલની છાયારૂપે કર્યું છે એટલું જ નથી, તેમના રસદર્શનનાં પાત્રોએ શાકુન્તલ નાચેલુ છે. શકુન્તલાના સેવનના દૃશ્યમાં નરેન્દ્ર અને શકુન્તલા બન્ને કાલિદાસના શાકુન્તલનાં

આભારી જણાવેલાં છે. બન્ને ઉત્તમ, રમિક, સંસ્કારી છે. તો પ્રશ્ન થાય છે કે રસદર્શનની શકુન્તલા કાલિદાસની શકુન્તલાના વૃત્તાંતથી નરેન્દ્રને કંઈક વિસ્મરણ થયું હશે એમ ન કલ્પી શકે? એ વિસ્મરણ ટાળવા કંઈ ઉપાય પણ ન કરે? નરેન્દ્રને જો આખરે વીંટીથી શકુન્તલા યાદ આવી,[1] તો ફોટાથી પણ યાદ આવત, કોઈ પણ બીજી વાતથી યાદ આવત—અહીં કંઈ શાપ જેવો અફર ચમત્કાર નહોતો! અને તારટપાલ, એરોપ્લેઇનના જમાનામાં શકુન્તલાએ સારંગધરને મોકલ્યો તે પહેલાં નરેન્દ્ર જેવા મોટા અધિકારીની ઇજા, તેનાથી થયેલો સ્મૃતિભ્રંશ એ બધળું શકુન્તલાને પહોંચે એટલુ વર્તમાનપત્રોમાં ન આવી ગયું હોય? નરેન્દ્રની તબિયત જોવા તે જાતે ગઈ પણ ન હોય? તેણે તપાસ ન કરાવી હોય? એ કેમ બને? અને નરેન્દ્ર જેવા મોટા માણસને એ પત્ર પણ ન લખી શકે એ કેમ મનાય? "પત્ર કોઈના હાથમાં જાય માટે લખતી નથી," "એમની વૃદ્ધ માતાને આઘાત થાય માટે" વાત ગુપ્ત રાખી, આ આખી કથાના અત્યંત નબળા અંકોડા છે. નરેન્દ્ર જેવાને શરમાવનારા છે મહાભારતમાં દુષ્યન્તનું વર્તન શરમાવનારું હતુ. તેમાથી બચાવવા કાલિદાસે શાપનો ચમત્કાર આણ્યો, તો રસદર્શનકારે એ શરમ પાછી દુષ્યન્ત ઉપર ઓઢાડી! બીજુઃ સારનપુર લગ્ન નોંધાવી, શકુન્તલાથી જુદો પડી, વટગામ થઈ નરેન્દ્ર વિશાળગામ આવ્યો. વિશાળગામથી અસ્વારી કરી આવતો હતો ત્યાં અકસ્માતથી ઇજા થઈ. ત્યાં સુધીમા તેણે શકુન્તલાને એક પત્ર પણ ન લખ્યો હોય એમ બને? નવપરિણીત વર, આટલો ઉત્સુક પ્રેમી હમેશ એક પત્ર લખે તોપણ અતિશયોક્તિ ન ગણાય. ખરુ તો એ છે કે કર્તાને દુષ્યન્તની શાપજન્ય વિસ્મૃતિ અસંભવિત લાગી, એટલે એ છોડી દીધી પણ કર્તા હાલના જમાનામા તેને બીજી રીતે સંભવિત બનાવી ન શક્યા!

પ્રસ્તાવનામાં કર્તાએ શ્લોકોના અનુવાદોમાં ઝીણવટથી ચર્ચા કરી છે, અને સારી રસજ્ઞતા દર્શાવી છે પણ તેમના પોતાના શ્લોકોમાં વધારે પ્રસાદ કે કાવ્યત્વ તેઓ બતાવી શક્યા નથી. એટલે અમને આ પ્રયત્ન યોગ્ય દિશાનો જણાતો નથી શાકુન્તલ મનુષ્ય-સ્વભાવના મહાન અને નિત્યભાવોને વિષય કરે છે, તેથી ચિરજીવ છે; છતાં તે કાલિદાસે કલ્પેલી ભૂમિ ઉપર એટલુ દૃઢ ઊગેલુ છે, કે તેને ત્યાંથી ઉખેડીને બીજે વાવી શકાય એમ અમને નથી લાગતું. અને છતા શાકુન્તલ એટલું મહાન છે કે આ કૃતિ પણ અસલની છાયાને લીધે પોતાની રીતે રસિક અને સુવાચ્ય બની છે માત્ર એટલુ જ કે કાલિદાસના શાકુન્તલના રસપિપાસુએ સરકૃત ન આવડતુ હોય તો, તેના ભાષાંતરે જવુ જોઈશે. આ રસદર્શનથી અસલનો ખ્યાલ આવી શકે એમ અમે માનતા નથી. અને તેમાં પણ કર્તાની મર્યાદા કરતાં અમે એ પ્રયત્નની દુર્ઘટતા વિશેષ કારણભૂત માનીએ છીએ.

**ત્રણ નાટકો**—લેખક અને પ્રકાશકઃ રમણલાલ નરહરિલાલ વકીલ, એમ. એ., વિલ્સન કૉલેજ, મુબાઈ ૭, કિંમત એક રૂપિયો

આમાં 'પેટના ખાડા', 'ભાવનાની ભીતિ' અને 'ભવ સુધાર્યા' એ ત્રણ નાટકોનો સગ્રહ છે. આમા સાદી વસ્તુ લઈને, કલાની કોઈ મોટી પ્રતિજ્ઞા વિના, સાદી રીતે તેને

---

૧ શકુન્તલાની સ્મૃતિ થયા પછી નરેન્દ્ર જેવો વગવસીલાવાળો માણસ ખાનગી રીતે અને વર્તમાનપત્રોદ્વારા પોતાની વિસ્મૃતિનો ખુલાસો દર્શાવીને શકુન્તલાની ભાળ ન કઢાવી શકત!—કે શકુન્તલાના આશ્રમમાં ટપાલ, વર્તમાનપત્રો વગેરે જતું જ નહોતું!

વિદ્યાર્થીઓ ભજવી શકે એવી રીતે નિરૂપવાનો પ્રયત્ન છે. પહેલા નાટકમાં એક માહિત્યસેવક કવિ, પત્ની પાસેથી અથવા તે પોતે કહે છે તેમ તેના છોકરાની મા પાસેથી શીખે છે કે 'પેટના ખાડા' ખાલી રાખીને, પોતાની કૃતિઓથી બીજાઓને કમાવા દેવાનો કશો અર્થ નથી. બીજા નાટકમાં કંઈક હાલના કોલેજની કેળવણી લીધેલાની અવ્યવહારુપણાની મશ્કરી કરી છે, જોકે તેમાંની અતિશયોક્તિ સત્યથી વધારે દૂર ચાલી જાય છે. ત્રીજું નાટક હાસ્યની દૃષ્ટિએ વધારે સફળ ગણાય, જોકે ત્યાં પણ કેટલીક ઉક્તિઓ પાત્રના સ્વભાવમા વિસંવાદી ગણાય એવી છે આવી ઉક્તિઓ નાટકના મુખ્ય કાર્યને લગતી નથી, એટલે ફેરવી શકાય એવી છે. ભજવવામા પણ કદાચ આ છેલ્લી સૌથી વધારે સફળ નીકળે! કર્તા પોતે કહે છે તેમ આથી વધારે અપેક્ષા આ કૃતિઓમાં રાખવાની જરૂર નથી અને એમ અપેક્ષા ઉદ્ભવે નહિ એવી રીતે આ નાટકો મુકાયાં છે

ઘણીવાર હાઈસ્કૂલોના અને કોલેજોના વિદ્યાર્થીઓને ભજવવાને વસ્તુ મળતુ નથી. તેમણે આવાં નાટકો ભજવી જોવા જેવાં છે.

**મિરાતે અહમદી**, વૉ. ૨, ખંડ ૩:—અનુવાદક દી બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ; એલએલ બી; ભાગવત—રત્નેશ્વરકૃત, સ્કંધ ૧-૨:—સંપાદક કેશવરામ કાશીરામ શાસ્ત્રી; **હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ**, ઉત્તરાર્ધ:—ભાષાન્તરકર્તા છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી, એમ એ; **ધર્મ અને સમાજ**, પુ. ૨—સ્વ રમણભાઈ મહીપતરામ નીલકંઠ; **ગ્રંથ અને ગ્રંથકાર**, પુસ્તક ૬—તૈયાર કરનાર હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી એ; **અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન**, ખંડ ૧:—લેખક હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ દરેક પુસ્તકની કિંમત રૂ. ૧-૦-૦; **પ્રાચીન અને મધ્યકાલીન ભૌગોલિક કોશ**, ખંડ ૧'—લેખક ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી, કિંમત બાર આના, **વહાણવટાની પરિભાષા**—સગ્રાહક અને સંપાદક હરિલાલ રગીલદાસ માકડ બી એ, કિંમત આઠ આના, **ગુજરાતની વનસ્પતિઓ**—શ્રીયુત બાપાલાલ ગરબડદાસ વૈદ્ય, કિંમત ચાર આના, **કેળનું વાવેતર**—લેખક મગનલાલ ગજ્જર, કિંમત ચાર આના, છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ.

આ પુસ્તકોની અને તેના લેખકોની પસંદગી માટે સંસ્થાના કાર્યકર્તાઓને અભિનંદન ઘટે છે. 'મિરાતે અહમદી'નુ પ્રકાશન ચાલતા આવેલા પુસ્તકનો વિશેષ ખડ છે અને એ જ સમર્થ લેખકની એક વિશેષ સાહિત્યસેવા છે રત્નેશ્વરનુ ભાગવત પણ ઉપયોગી ગ્રથ છે, અને શ્રી શાસ્ત્રીને હાથે શાસ્ત્રીય રીતે સંપાદિત થયો છે. પદબધ જોતા એ વાત એકસાથે સમજાય છે કે રત્નેશ્વરને પદરચના ઉપર સારુ પ્રભુત્વ હતુ, અને સપાદન એવી રીતે થયુ છે કે સપાદિત પાઠમા પદબધનુ અણીશુદ્ધ સ્વરૂપ જોઈ શકાય છે. તે સમયની ભાષાના સ્વરૂપ ઉપર અને કંઈક પરોક્ષ રીતે રત્નેશ્વર અને પ્રેમાનંદના સબધ ઉપર પણ આ ગ્રથ સારો પ્રકાશ પાડશે. 'ગુજરાતની વનસ્પતિઓ'નો વિષય શ્રી બાપાલાલ જેવા યોગ્ય તદ્વિદ પાસે કરાવ્યો એ સારુ કર્યું આ વિષય વધારે લોકપ્રિય થવાની જરૂર છે 'કેળનું વાવેતર' પણ ઉપયોગી પુસ્તક છે. 'વહાણવટાની પરિભાષા' શાસ્ત્રીય પદ્ધતિથી આપણે આપણી ભાષા, ઇતિહાસ, શબ્દકોશ વગેરેની કેટલી સેવા કરી શકીએ તેનો દાખલો છે. આપણા શિક્ષક ભાઈઓ ધારે તો આવા અનેક વિષયો ઉપર શાસ્ત્રીય હકીકત ભેગી કરી શકે શ્રી હીરાલાલ

પારેખે ગુજરાતના અર્વાચીન ઇતિહાસનો વિષય હાથ લીધો તે અભિનંદનયોગ્ય છે. કેટલીક હકીકત ઘણી બોધપ્રદ અને રસિક છે.

'ગ્રંથ અને ગ્રંથકાર' ભાગ ૬ઠ્ઠામાં ૧૪ વિદ્યમાન અને ૯ વિદેહ સાક્ષરોની હકીકત આપવા ઉપરાંત નવા ઉપયોગી વિભાગો ઉમેર્યા છે. તેમાં ગુજરાતના ઇતિહાસને લગતાં ઉપયોગી પુસ્તકો અને લેખોની યાદી એ એક છે આવી યાદી પહેલાં સદ્‌ગત રણછોડરામ વાવાભાઈએ પ્રગટ કર્યાનું સ્મરણ છે. આવી યાદીઓ અંતરેઅંતરે પ્રગટ કરવી જોઈએ અને ઉપયોગી છે. બીજો એવો વિભાગ ગુજરાતનાં જૂનાં ખતપત્રો અને દસ્તાવેજો છે, જે શ્રી ભોગીલાલ જ. સાંડેસરાએ સંપાદિત કર્યો છે. એ જુવાન પુરાતત્ત્વસંશોધનના શોખીન પોતાની ઈષ્ટ પ્રવૃત્તિ વધારે છે એ જાણી સંતોષ થાય છે. તે ઉપરાંત ૧૯૩૪ની કવિતાનું સંપાદન શ્રી સુન્દરમ્‌ને હાથે કરાવેલું છે તે પણ યોગ્ય થયું છે. તે ઉપરાંત દી બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના બે લેખો અહીં છાપ્યા છે તે પણ યોગ્ય કર્યું છે એ રીતે આ ગ્રંથ અને ગ્રંથકારની માહીતી આપવાની મૂળ યોજના ઉત્તરોત્તર વિસ્તૃત થતી જાય છે એ જાણી હર્ષ થાય છે

બીજાં શરૂ કરેલાં પુસ્તકોના વિશેષ ભાગો છે તેને વિશે ખાસ કહેવાનું નથી. આ વર્ષથી ભૌગોલિક કોષ શરૂ થાય છે તે આવકારયોગ્ય છે. પણ આવું વધારે ઝીણવટથી લખાવાની જરૂર છે. એકબે દાખલાથી અમારું વક્તવ્ય સ્ફુટ થશે. પૃ. ૨ જે અજિનજી શબ્દ છે. એનું બીજું નામ 'અજિરાવતી' આપ્યું છે તેજ પૃષ્ઠ ઉપર થોડે દૂર અજિરવતી શબ્દ છે અને તેનો પર્યાય 'અચિરવતી' આપેલ છે. પણ 'અજિરાવતી' અને 'અચિરવતી' બન્ને શબ્દો આપ્યા નથી. પૃ ૫ ઉપર અંધ શબ્દ છે. તેના અર્થમાં 'આંધિલા નદી' આપેલ છે અને 'ચદ્રાવતી' શબ્દ જોવા કહેલ છે. પૃ. ૮૪ ઉપર ચન્દ્રાવતી શબ્દ છે, અને ત્યાં 'અંધા' શબ્દ જોવા સૂચવેલ છે. અર્થાત્ એક ને એક શબ્દ એક જગાએ અંધ અને બીજી જગાએ 'અંધા' લખે છે તેમાં સાચું શું? મોટા કોશમા આવી મુશ્કેલી વધતી જ જવાની. તેમા પણ જો અંગ્રેજી લિપિમા લખેલા પુસ્તકોનો આધાર આમાં લેવાતો હશે તો આવી ભૂલો પુષ્કળ થવાની, કારણકે અંગ્રેજીમા સંસ્કૃત શબ્દો લખવાને જુદાજુદા ગ્રંથકારે જુદી-જુદી સંજ્ઞાઓ વાપરી છે અને તે સંજ્ઞાઓ વાંચવામાં 'અ' ને 'આ' ની ભૂલો થવાનો ઘણો સંભવ છે. પહેલા પૃષ્ઠ પર અનસ્ત્યાશ્રમ શબ્દના પ્રમાણમાં 'ભાસનું અવિમારક' છે ત્યા 'અવિમારક' જોઈએ. આવી સર્વ ભૂલો આવા આકર ગ્રંથમાં ઘણી ભ્રામક નીવડે. પુસ્તકમા લખાયેલી પ્રમાણભૂત પુસ્તકોની અલ્પાક્ષરી સંજ્ઞાનો ખુલાસો સાથેસાથે ક્યાંક મૂકવો જોઈએ.

અમે આગળ સૂચના કરી છે કે આવી પ્રકાશક સંસ્થાએ પ્રૂફ જોનાર કોઈ નિપુણ માણસને રાખી લેવો જોઈએ. એમ નહિ થાય ત્યાં સુધી આવાં પુસ્તકોમાં આવું દૂષણ આવી પુસ્તકની ઘણી કિંમત ઓછી કરી નાંખશે.

**ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ, ૧૯૩૪**:—પ્રકાશક: પ્રાણલાલ કીરપારામ દેસાઈ, ગટુલાલ ગો. ધ્રુવ, ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાન, મંત્રીઓ, ગૂજરાત સાહિત્ય સભા, ગાંધીરોડ, અમદાવાદ. કિંમત ૧૨ આના.

આ પ્રમાણે વાર્ષિક કાર્યવહી પ્રગટ કરવાનો આ સભાએ નિયમ કર્યો એ સારું કર્યું. આનો સૌથી અગત્યનો વિભાગ ચોત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય છે, જેની સમાલોચના શ્રી જ્યોતીન્દ્ર હરિહરશંકર દવેએ કરેલી છે. આ સમીક્ષાના આરંભમાં તેમણે પોતાની લાક્ષણિક

રીતે 'ભોળા ભટ'નો દાખલો દઈ કહ્યું છે 'હું સમાલોચક ક્યારે થયો?' પણ આખો લેખ વાચી હરકોઈ કહી શકે કે એમની પસંદગીની બીનામા એમના કરતા એમની પસંદગી કરનારા વધારે સાચા પડ્યા છે આ આખી સમીક્ષાનો વિસ્તાર તેમના પરિશ્રમનો અને સમીક્ષાનુ વસ્તુ તેમની પરીક્ષાના ઊંડાણનો અને ન્યાયપણાનો સારો નમૂનો છે આની પરીક્ષામા ખાસ કરીને સર્જક સાહિત્યની સમીક્ષા વધારે સભાળથી કરવાની હોય છે તેમા લેખકે ગુણદર્શન સાથે ગુણમર્યાદાનો અને જરૂર પડે ત્યા સદ્‌ભાવપૂર્વક દોષનો નિર્દેશ પણ યોગ્ય રીતે કર્યો છે હાલના સાહિત્યના નવા બળો, અને તેના ભયસ્થાનો સૂક્ષ્મ રીતે દર્શાવ્યા છે, તેની નીચે રહેલા માનમત પૃથક્કરણ કરી બતાવ્યુ છે, અને રસદૃષ્ટિથી તેના દોષો પણ બતાવ્યા છે સમીક્ષાનો વિષય સામાન્ય રીતે ગભીર છે છતા તેમનો નર્મોપહાસ આખા વિષયમા અહીંતહીં કોઈવાર કરતો સ્મિત ઉપજાવ્યા વિના રહેતો નથી તેમના બધા અભિપ્રાયો સાથે બધા વિવેચકો મળતા થશે એમ તો ન કહી શકાય, પણ બધા વિવેચકોને એમનો અભિપ્રાય જાણ્યા વિના નહિ ચાલે એટલુ તો નહેજે કહી શકાય

તે ઉપરાંત આ પુસ્તકમા ડૉ હરિપ્રસાદે વાર્ષિક સામાન્ય સભામા આપેલા વ્યાખ્યાનો પણ સગ્રહી લીધા છે એ યોગ્ય કર્યું છે તેમના વ્યાખ્યાનોમા હમેશા તત્કાલને લગતુ અને સામાન્ય માણસ સમજીને રસ લઈ શકે અને સાહિત્ય તરફ વધારે આકર્ષાય, તેવુ ઘણુ હોય છે તે ઉપરાંત શ્રી અનતરાય મણિશકર રાવળનો 'ગુજરાતી નાટક સાહિત્ય રેખાદર્શન' નો લેખ ઘણી ઝીણી ઝીણી માહિતીથી ભરપૂર પરિશ્રમ લઈ કરેલા અભ્યાસનુ ફળ છે

આખુ પુસ્તક જોતા જણાશે કે આ સભા આજ બધી સભાઓમા વધારે ચેતનવન્ત ગણાય છે તે અકારણ નથી — ને કે અમે ઇચ્છીએ આ સભા વધારે વિષયો ઉપર વધારે શાસ્ત્રીય રીતે વધારે વ્યાખ્યાનો અપાવે એમ ઇચ્છીએ છીએ

**ઉત્તર હિન્દુસ્થાની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના** — વ્યાખ્યાતા પડિત વિષ્ણુ નારાયણ ભાતખડે, અનુવાદક સુન્દરલાલ હી ગાધી, પ્રકાશક ઉપર પ્રમાણે, કિ ૦-૧૦-૦

ગુજરાતમા સગીતનો શોખ અને તેની જિજ્ઞાસા વધતા જાય છે ત્યારે આ લેખનું ભાષાન્તર કરાવીને સાહિત્ય સભાએ ઘણુ ઉપયોગી કામ કરેલુ છે ઉત્તર હિંદના સગીતમાં શ્રીયુત ભાતખડે અનન્ય પ્રતિષ્ઠાવાળા છે અને પ્રસ્તુત પુસ્તકમા એ સગીતના ઇતિહાસની શાસ્ત્રીય પદ્ધતિએ સુંદર સમાલોચના કરી છે સગીત અમારો વિષય નથી પણ લેખ ઉપરથી કહી શકાય છે કે આ જુવાન ભાષાન્તરકારે વિષયને સમજાય એવો કરવા પૂરતી મહેનત લીધી છે શ્રીયુત રસિકલાલ પરીખના આમુખથી શ્રી ભાતખડેના જીવનકાર્યનો યોગ્ય ખ્યાલ વાચનારને આવશે આપણા અભ્યાસીઓ પણ આ દિશામા આગળ પ્રગતિ કરે એમ ઇચ્છીએ છીએ

આ સ્થાને, આવી બીજી સસ્થાઓને અમે જે સૂચના કરી છે તે આ સસ્થાને પણ કરીએ છીએ અને તે એ કે જોડણી એકધારી કરવા આવી સસ્થાએ ચીવટ રાખવી જોઈએ હવે તો મુબઈ યુનિવર્સિટીએ પણ વિદ્યાપીઠની જોડણી સ્વીકારી છે તો લેખકનો અન્યથા આગ્રહ ન હોય ત્યા વિદ્યાપીઠની જોડણી દાખલ કરવી જોઈએ

ચિમનલાલ ચકુભાઈ શાહ
એમ. એ., એલએલ. બી. સોલિસિટર

## ગ્રામોદ્ધાર

મુંબઈના મહાસભાના અધિવેશન પછી ગાંધીજીએ રાજકીય ક્ષેત્રસંન્યાસ લીધો; એક તરફથી સમાજવાદીઓને અને બીજી તરફથી ધારાસભાપ્રવેશ ઇચ્છતા મહાગણવાદીઓને પોતાના ધોરણે કાર્ય કરવાની તક અને સ્વતન્તતા આપી, પોતે રચનાત્મક કાર્યક્રમ હાથ ધર્યો અને ચરખાસંઘના પૂરક જેવા ગ્રામોદ્ધાર મંડળની સ્થાપના કરી તેનુ નેતૃત્વ લીધું. ત્યારથી આ પ્રવૃત્તિમાં ગાંધીજીએ પોતાની સઘળી શક્તિ અને સમય જોડી દીધાં છે. ગ્રામોદ્ધારનું ક્ષેત્ર અનંત છે; સંખ્યાબધ કાર્યકર્તાઓ તેમની આગેવાની નીચે ગામડાંઓમાં દટાઈ જઈ વિવિધ પ્રવૃત્તિઓ અને પ્રયોગો કરી રહ્યા છે. 'હરિજન'નાં પાનાંઓમાં દર અઠવાડિયે આ વિશાળ યોજનાની બોધપ્રદ અને રસિક હકીકતો રજૂ થઈ રહી છે. કાર્યકર્તાઓ પોતાના અનુભવો વર્ણવી સલાહ માગી રહ્યા છે અને પોતાના અનુભવોનો લાભ એકબીજાને આપી રહ્યા છે. હિન્દુસ્તાન તેનાં સાત લાખ ગામડામા જીવે છે એ સત્ય 'હરિજનબન્ધુ'નાં પાનાંઓમાં ફરીવાર પુરવાર થઈ રહ્યું છે

હમણા જ કવિવર ટાગોરના 'વિશ્વભારતી'ના ગ્રામોદ્ધાર વિભાગની સંસ્થા શ્રીનિકેતનના ૧૪ મા વાર્ષિક સમ્મેલન ઉપર, આપણી રાષ્ટ્રીય અને સર્જનાત્મક સર્વ પ્રવૃત્તિઓના પ્રેરક ઝરા સમી આપણી ગ્રામસંસ્કૃતિના પુનરુત્થાનના આપણા ધર્મનું ગુરુદેવે પુનઃ આપણને ભાન કરાવ્યુ છે.

ગાંધીજીના આ કાર્યક્રમથી ભારતમા એક નવો યુગ શરૂ થયો છે. આટલો સમય ગ્રામોદ્ધારની વાતો ઘણી થતી અને યોજનાઓ પણ અનેક રજૂ થઈ હતી. પણ ગાંધીજીએ જે રીતે તેને કાર્યમા પરિણમાવી છે તેવી રીતે કોઈએ પૂર્વે કર્યું નહોતું. આ યોજનાનું અનુકરણ સરકારથી માંડીને દરેક પક્ષ જે કોઈ પ્રજાને પોતાના પક્ષે રાખવા ઇચ્છે છે તે કરી રહેલ છે.

ગાંધીજીના આ પ્રયોગમાં જેને શ્રદ્ધા હોય તેવાઓને માટે તેમાં સમાજસેવા સાથે જીવનના સાહસ અને વૈવિધ્ય અનુભવવાની પણ અપૂર્વ તક છે. ગ્રામપુનર્રચનાનું ક્ષેત્ર અનંત છે. ગ્રામજનોનું અગાધ અજ્ઞાન દૂર કરવું, તેમને સ્વચ્છતા અને આરોગ્યના પ્રાથમિક અને સામાન્ય નિયમો શીખવવા, તેમનામાં સ્વમાન અને નિડરતા લાવવાં, અનિષ્ટ સામાજિક રીતરિવાજોની ચૂડમાંથી તેમને મુક્ત કરવા, શાહુકારોનાં દેવાંમાંથી છૂટવાનો માર્ગ બતાવવો, જમીનદારોનાં જુલ્મ અને ચૂસણમાંથી બચાવવા, ગ્રામપંચાયતો સ્થાપી ગ્રામજીવનને વ્યવસ્થિત અને સ્વાયત્ત બનાવવું, લવાદી પંચો નીમી કોર્ટોના ખરચાળપણામાંથી બચાવવા, ગ્રામ હુન્નરઉદ્યોગોને પુનર્જીવન આપી તેમની આવકમાં થોડો પણ ઉમેરો કરવો,

વગેરે અનેક પ્રશ્નોના નિવેડા માટે મધ્યાબંધ કાર્યકર્તાઓની જરૂર છે. ગામડાંઓની સર્વવિધ આર્થિક, સામાજિક, નૈતિક ઉન્નતિ કરવાની મહાન યોજના ગાંધીજીએ રજૂ કરી છે. દરેકને પોતાની રુચિ મુજબ કાર્ય કરવાની તક છે. કેળવાયેલ યુવકયુવતીઓ માટે વિશાળ ક્ષેત્ર છે. પુરુષો માટે જેટલું ક્ષેત્ર છે તેટલું જ અને તેથી પણ વિશેષ ક્ષેત્ર સ્ત્રીઓ માટે છે. ગ્રામ સ્ત્રીસમાજમાં એકરૂપ થઈ તેની સુધારણા સ્ત્રીઓ જ કરી શકે. એટલે પરિણીત સ્ત્રી-પુરુષો ગામડાંને પોતાના નિવાસ બનાવી તેના જીવનમાં ઓતપ્રોત થઈ જાય તો જ આ કાર્ય થઈ શકે

કેળવાયેલાઓની બેકારી દૂર કરવાનું એક સાધન પણ તેમાં રહેલ છે. પ્રામાણિકપણે સાદા જીવન માટે જોઈતી આજીવિકા જરૂર મળી રહે. શહેરી જીવનના ખ્યાલે આ કાર્યમાં જોડાઈ શકાય નહિ ગ્રામજનોને ઉપયોગી થવું હોય તો તેમના જેવું જીવન જીવીને જ થઈ શકાય.

પણ ગામડિયાઓ બધા આદર્શ, ધર્મભીરુ અને સ્નેહાળ મનુષ્યો હશે એવા કોઈ ખ્યાલે જનારનો ભ્રમ તુરત ભાગી જશે. ભૂખમરા અને ગરીબાઈએ ગામડિયાને દીન, હીન અને પામર બનાવ્યો છે. તેનાં પ્રમાદ અને દારિદ્ર્ય દયાજનક છે. તેનુ જીવન અનેક પ્રકારના ભયથી વિંટળાયેલ છે. તે જડ અને નિશ્ચેતન બન્યો છે પ્રેમ અને સ્નેહનાં તેનાં ઝરણાંઓ સુકાઈ ગયાં છે તેનામા સ્વમાન નથી, હિંમત નથી. તેનુ મનુષ્યત્વ હરાઈ ગયું છે. તેની સંકુચિતતા, ક્ષુદ્ર સ્વાર્થદૃષ્ટિ, ધર્માંધતા, કલહવૃત્તિ, દેખાતી નિષ્ઠુરતા અને સ્થિતિચુસ્તતા કરુણાજનક છે. પોતાની સ્થિતિ બદલવાનો વિચાર કરવા જેટલી શક્તિ પણ તેનામાં નથી તેમાં ફેરફાર થઈ શકે તેવી કલ્પના પણ તેનામા નથી રહી. કાર્યકર્તા પ્રત્યે શરૂઆતમાં શકાની દૃષ્ટિથી એ જુએ. એવાઓનું હૃદય જીતી લઇ, તેમને પુનર્જીવન આપવું, તેમની આર્થિક અને સામાજિક ઉન્નતિ કરવી, તે ભગીરથ કાર્ય છે પણ તે કર્યે જ છૂટકો છે. ગાંધીજીએ તે યજ્ઞ આદર્યો છે. તેમા ભાગ લેનારમા અખૂટ ધીરજ અને શ્રદ્ધા જોઈએ. એવી ધીરજ અને શ્રદ્ધાથી સંખ્યાબંધ કાર્યકર્તાઓ મૂગે મોઢે ગામડામાં દટાઈ ગયા છે અને ભારતનો પ્રાણ જગાડી રહ્યા છે; સાચા સેવકો થઇ ગામડાનું નેતૃત્વ લઈ રહ્યા છે.

થોડા સમયમાં પણ કેટલી પ્રગતિ થઈ છે તે હમણાં જ મહાસભાના સુવર્ણ મહોત્સવ સમયે મુબઈમાં ગ્રામ હુન્નરઉદ્યોગનુ પ્રદર્શન જેમણે જોયુ હશે તેમને ખ્યાલ આવી શકશે.

હિન્દુસ્તાનને રાજકીય સત્તા મળે અને મધ્યવર્તી સ્વરાજ્ય સરકાર સ્થાપી આમૂલાગ્ર આર્થિક અને સામાજિક પુનઃરચના આપણાથી થાય ત્યારે ખરી, પણ અત્યારે તો ગામડાંને પુનર્જીવન આપવાનો આ એક જ માર્ગ છે તેમાં જેટલો સહકાર આપણાથી આપી શકાય તેટલો આપવો, એ દરેકની ફરજ છે, ધર્મ છે. શહેરમાં રહેવાવાળા ઓછામા ઓછી એટલી મદદ આપી જ શકે કે ગ્રામ હુન્નરઉદ્યોગની વસ્તુઓ અને ખાદી ખરીદી ગરીબોની આર્થિક ઉન્નતિમા પોતાનો યત્કિંચિત્ ફાળો આપે. હિન્દુસ્તાનના ગામડાનો પ્રશ્ન મુખ્યત્વે અત્યારે તો ભૂખમરો ટાળવાનો છે. ખેડૂતની અને મજૂરની મામૂલી આવકમાં કાંઈ પણ ઉમેરો કરી શકાય તો દર્દ અને મૃત્યુને તેના દ્વારથી દૂર રાખી શકાય. અખિલ ગ્રામ-ઉદ્યોગોને ગ્રામોદ્ધાર સંઘ પુનર્જીવન આપી રહ્યો છે. ખાદી અને તેને અંગેની પ્રવૃત્તિઓ તો છે જ. આવા ગ્રામ હુન્નરઉદ્યોગની વસ્તુઓ અને ખાદી પ્રમાણમાં મોંઘી લાગે તોપણ

બીજી કરકસર કરીને ખરીદવાં એ ધર્મ છે; કારણ કે તેની દરેક પાઈ ગરીબોને અન્ન આપવામાં જાય છે.

## યુરોપનું રાજકારણ

યુરોપની રાજકીય પરિસ્થિતિ અતિ જટિલ અને વિકરાળ થતી જાય છે. ૧૯૧૪ પૂર્વે જે ભયભીત અને વ્યાકુલ વાતાવરણ હતુ તેથી અનેકગણું ભયભીત માનસ દરેક પ્રજાનું કેળવાઈ રહ્યું છે. વિનિપાત નજીક હોય ત્યારે વિવેકશૂન્યતા વધે તેવી સ્થિતિ યુરોપની છે. ભાવિ વિશ્વયુદ્ધની નોબતો વાગી રહી છે. દરેક રાજ્ય દીવાનાની પેઠે શસ્ત્રસરંજામ અપરિમિત ખડકી રહેલ છે. અબજોની દોલત તેમાં દટાય છે. નિ:શસ્ત્ર થવાનાં બધા સ્વપ્નાં પૂર્ણ નષ્ટ થયાં છે. નિઃશસ્ત્ર પરિષદનું નામનિશાન રહ્યુ નથી. નૌકા પરિષદ નિષ્ફળ નીવડી. રાષ્ટ્રસંઘ બેત્રણ મોટાં રાજ્યોનું હથિયાર થઈ રહ્યુ છે. સામુદાયિક સલામતીને બહાને રાષ્ટ્રસંઘનું રાજકીય તંત્ર તે બેત્રણ રાજ્યોએ પોતાને તાબે કરેલ છે. રાષ્ટ્રસંઘ પ્રત્યે મૌખિક વફાદારી છતાં અવિશ્વાસ અને ભયનુ સામ્રાજ્ય પૂરુ વ્યાપેલુ છે દરેક રાજ્ય પોતાની અંગત સલામતી માટે ગુપ્ત કાવાદાવા રમી રહેલ છે બીજા રાજ્યો પોતાની સામે એકત્ર ન થાય તે માટે સતત ચોકીપહેરો દરેક રાજ્ય રાખે છે, ખાનગી સંધિઓના દાવપેચ રમવામાં દરેક રાજ્યના ચાણક્યો પોતાની બધી કુનેહ વાપરી રહ્યા છે.

જર્મની આખા યુરોપનુ ભયસ્થાન છે.

વર્સેલની સંધિથી જર્મનીને નિ:શસ્ત્ર બનાવ્યુ હતુ, કરનો અસહ્ય બોજો તેના ઉપર લાદ્યો હતો, તેની પાંખો કાપી નાખી હતી, ફરી કોઈ દિવસ જર્મની સજીવન થવા જ ન પામે એવી ધારણા હતી, તેની બધી વસાહતો લગભગ પડાવી લીધી હતી, અને ચારે તરફથી તેને ઘેરી લેવામા આવ્યુ હતુ. પણ આ બધી રચના નિષ્ફળ નીવડી. જર્મની ફરીથી સશસ્ત્ર અને બળવાન બન્યુ છે. ફ્રાન્સ અને જર્મનીને હાડવેર છે, જર્મનીને સોવિયેટ રશિયાનો ભય છે. જર્મની પોતાની સરહદો અને વસાહતો પાછી માગે છે. સમાધાનીથી ન મળે તો જબરદસ્તીથી લેવાનો તેનો પડકાર છે.

વર્સેલની સંધિના કરારો અન્યાયી છે તે સૌ કબૂલ કરે છે. સમજૂતીથી તેમાં ફેરફાર થવો અશક્ય લાગે છે ઇટલીએ પોતાનો સામ્રાજ્યવિસ્તાર કરવાની શરૂઆત કરી છે. ફ્રાન્સ રશિયા સાથે પરસ્પર સહાયની સંધિ કરે છે. ઇગ્લંડ જર્મનીને રાજી રાખવા ફ્રાન્સથી ખાનગી નૌકાસંધિ જર્મની સાથે કરે છે. જર્મનીના ભયે ફ્રાન્સની ઇટલી તરફ સહાનુભૂતિ છે. ઇગ્લંડ ઇટલીને નાખુશ કરવા તૈયાર નથી, છતાં આફ્રિકામાં ઇટલીને વિશેષ પગપેસારો કરવા દેવા તૈયાર નથી. જર્મની અને ઇટલી પરસ્પર સહાય માટે સંધિ કરવા સંદેશા ચલાવી રહેલ છે. દરેક રાજ્ય પોતાની અંગત સલામતી શોધે છે, અને વાતો સામુદાયિક પગલાની કરે છે. તે વાતોમાં પોતાનો વિશ્વાસ નથી અને ઝઝૂમી રહેલ આક્રમણ સાથે શસ્ત્રસરંજામ વધારી રહેલ છે.

આ અતિ વિકટ પરિસ્થિતિનું કેવુ પરિણામ આવશે તે કહેવુ અશક્ય છે. બ્રિટન અને ફ્રાન્સને પોતાના સામ્રાજ્યો કાયમ રાખવા છે, જર્મની અને ઇટલીને સામ્રાજ્યવિસ્તાર કરવા છે. રશિયાની સ્થિતિ સૌથી વિચિત્ર છે મૂડીવાદી રાજ્યો વચ્ચે એક જ સામ્યવાદી સમાજને ટકવું છે. નાના રાજ્યોનુ ભાવિ અત્યંત અનિશ્ચિત છે. તેમનું વલણ પણ તેટલું

અનિશ્ચિત છે એક વસ્તુ સ્પષ્ટ છે કે શસ્ત્રસરંજામની અપાર તૈયારીઓનું પરિણામ અવશ્ય ભાવિ વિનાશ છે ભય અને અવિશ્વાસનું સામ્રાજ્ય જામ્યું છે આ બે વૃત્તિઓ મનુષ્ય પાસે વધુ ક્લેશ અનર્થો કરાવવા શક્તિમાન છે

## ધારાસભા અને મહાસભાપક્ષ

મહાસભાપક્ષે ધારાસભાપ્રવેશ કર્યો ત્યારે એવી આશા હતી કે કાંઈક અસરકારક કાર્ય કરી શકશે આટલા સમયની તે પક્ષની કારકિર્દી જોતાં તથા તેની નીતિ જોતાં તે આશા લગભગ નિષ્ફળ ગઈ છે એ કહેવું જ જોઈએ જે વચનો આપીને મહાસભાવાદીઓએ પ્રજાનો મત લીધો હતો તેમાંનું એક પણ તેઓ પૂર્ણ કરી શક્યા નથી તે પક્ષની નીતિ વિશેષ અને વિશેષ વિનીત થતી ગઈ છે તેનું લક્ષ્ય જીત ઉપર વધારે રહ્યું છે તે પક્ષની બહુમતી તો નથી જ એટલે જીત મેળવવા માટે બીજા પક્ષો સાથે સમજૂતી કરવાની તેને ફરજ પડે છે તે સમજૂતી કરવામાં સિદ્ધાંતોનો ભોગ અપાય છે સર્વ પક્ષને માન્ય હોય તેના ધોરણે જ આવી સમજૂતી થઈ શકે મહાસભાનું ધ્યેય અને ધારાસભાના બીજા પક્ષોનું ધ્યેય એ બે વચ્ચે એટલું અંતર છે કે તેઓ વચ્ચે સાંઠગાંઠ અશક્ય છે સરકારી સભ્યો અને સરકાર તરફથી નિમાયેલ—એકબે અપવાદો બાદ કરતાં—સભ્યો તો સરકારપક્ષે જ રહેવાના પછી રહ્યા મુસલમાનો, સનાતનીઓ, મૂડીવાદીઓ, અને કોમીવાદીઓ, જેમનું હિત એક યા બીજા કારણે સરકાર સાથે રહેવામાં જ છે એક સ્વતંત્ર પક્ષ છે મિ ઝીણાની સરદારી નીચે તે પક્ષ ખરેખર ‘સ્વતંત્ર’ છે તેના નેતા મિ ઝીણા અને ઉપનેતા સર કાવસજી વધારે વખત સામસામા પક્ષે જ હોય છે આવા સંજોગોમાં માત્ર જીત ઉપર દૃષ્ટિ રાખી કાર્ય લેવું તે મહાસભાના ધ્યેયને દ્રોહ કર્યા બરાબર છે ધારાસભાપ્રવેશથી સ્વરાજ મળી જવાનું નથી તેમ કોઈ માને છે તે પ્રવેશથી બે હેતુ પાર પાડવાની ઉમેદ હતી (૧) સરકારી તંત્રને બરાબર ઉઘાડું પાડી સરકારને પોતાનું સાચું પોત પ્રકાશવાની ફરજ પાડવી અને પ્રજામત કેળવવો, (૨) ધારાસભા પ્રજામતની સાચી પ્રતિનિધિ સંસ્થા નથી તે બતાવવું અને પ્રજાની સાચી માગણીઓ શી છે તે સ્પષ્ટપણે રજૂ કરવી

આ બન્ને હેતુ પાર પાડવા માટે મતગણતરીઓમાં જીત મેળવવાની પરવા કરવાની જરૂર ન રહે ધારાસભાનું બંધારણ જોતાં જ મહાસભાની સાચી માગણીઓ તેમાં મંજૂર કરાવી શકાય તેવું છે જ નહિ, અને કદાચ કોઈ ચમત્કારથી એકત્ર થઈ કોઈ દરખાસ્ત પાસ કરાવી જઈએ તોપણ વાઇસરૉયસાહેબને પૂરતી સત્તા છે કે તેવી દરખાસ્તોને અવગણી સરકાર પોતાની મરજી મુજબ તંત્ર ચલાવે

તેવા સંજોગોમાં જીત ઉપર દૃષ્ટિ ન રાખતાં, અમુક હાર છે જ એવું જાણવા છતાં પણ પ્રજાની માગણીઓને પૂરેપૂરી રજૂ કરવી અને હાર નોતરી લેવી તેમાં વિશેષ ગૌરવ છે અને સરકારી તંત્રને ઉઘાડું પાડવાની કોઈ તક જતી ન કરવી, એ ફરજ છે મહાસભાપક્ષનું અત્યાર સુધીનું કાર્ય જોતાં અને તેની નીતિ જોતાં તે પક્ષે ગૌરવભરી લડત કરતાં ગમે તેવી નાની જીતો મેળવવા ઉપર જ વિશેષ લક્ષ આપ્યું એમ કહેવું જોઈએ કદાચ તે પક્ષના ઘણાખરા સભ્યો પોતે પણ અંતરથી વિનીતો જ છે, અને વિનીતોની બંધારણીય લડતમાં જ માનવાવાળા છે તે આ નીતિનું ખરું કારણ હશે તે ગમે તેમ હો, પણ આવતાં અધિવેશન સમયે આ વસ્તુ ઉપર ખૂબ વિચાર કરવાની જરૂર છે

### શ્રીમતી કમલા નહેરુ

શ્રીમતી કમલા નહેરુના અવસાનથી ભારતવર્ષે એક સ્ત્રીરત્ન ગુમાવ્યું છે. એ વીરાંગનાએ રાષ્ટ્રસ્વાતંત્ર્યના યજ્ઞમાં મોખરે રહી ભારતના સ્ત્રીસમાજનું ગૌરવ વધાર્યું છે. વીર પતિની સાચી સહચરી તરીકે, ભારતના લાડીલા જવાહરલાલને એ પ્રેરણા આપતી. નહેરુ કુટુમ્બનું સ્વાર્પણ અને ત્યાગ અનન્ય છે. પંડિત મોતીલાલજીની ખોટ હજી પૂરી શકાઈ નથી. શ્રીમતી કમલા નહેરુએ દુર્બળ દેહે પણ અવિરત શ્રમ ઉઠાવી રાષ્ટ્રની લડતમાં પોતાનો ફાળો આપ્યો હતો. તેમણે બાદશાહી વૈભવમાં રહેવાવાળાં છતાં જેલનાં કષ્ટો વેઠ્યાં હતાં. ૧૯૩૦ની લડત દરમ્યાન મહાસભાની કાર્યવાહક સમિતિના તેઓ સભ્ય હતાં.

મહાત્માજીએ તેમને વિષે જે કહ્યું છે કે તેમના જેટલા સત્યપ્રિય, નિડર અને ધર્મભીરુ સ્ત્રી તેઓએ બીજાં જોયાં નથી તે શબ્દશઃ સત્ય છે.

તેમના અવસાનથી ભારતને મોટી ખોટ પડી છે. દેશભરમાં તેમના અવસાનના માટે શોક પ્રદર્શિત થઈ રહ્યો છે અને દરેક પક્ષ અને નેતા પોતાની સ્મરણાંજલિ આપી રહેલ છે તે તેમના પ્રત્યેનું ઊંડુ માન સૂચવે છે. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ ૧૧ મી માર્ચનો દિન 'શોક દિન' તરીકે જાહેર કર્યો હતો.

'પંડિત જવાહરલાલના આ દુખમાં પ્રજાની હાર્દિક દિલસોજી અને ઊંડી સહાનુભૂતિ છે. પંડિતજીને શ્રીમતી કમળા નહેરુ પ્રત્યે કેટલો પ્રેમ હતો, અને તેમની પ્રત્યે કેટલું માન હતું તે પંડિતજીએ તેમની પુત્રી ઇન્દિરા ઉપર લખેલ એક પત્ર ઉપરથી કાંઈક જણાશે. તેઓ લખે છે, "તું ઘણી ભાગ્યવંત છે કે તને એક અતિ બહાદુર અને અસામાન્ય સ્ત્રી તારી માતા તરીકે મળી છે. તું કોઈ વખત સંકટમાં હોય અથવા તને કાંઈ મૂંઝવણ હોય તો તારી માતાથી વિશેષ લાયક મિત્ર તને મળવો મુશ્કેલ છે આજે સવારમાં સમાચાર મળ્યા કે તારી માતાને પકડવામાં આવી છે અને જેલમાં લઈ ગયા છે. મારે માટે તો તે સમાચાર નૂતન વર્ષની સુંદર અને આનંદદાયક ભેટ હતી મને જરાય શંકા નથી કે તારી માતા પૂર્ણ આનંદમાં હશે."

સ્ત્રીના આદર્શ સમી, ભારતની ભાગ્યલક્ષ્મી શ્રીમતી નહેરુના આત્માને પ્રભુ શાન્તિ આપો.

### સર દિનશા વાચ્છા

સર દિનશા વાચ્છાનું ૯૨ વર્ષની પુખ્ત વયે અવસાન થયું. સર દિનશા અત્યારની પ્રજા માટે પુરાણપુરુષ જેવા હતા. તેઓ ગત યુગના હતા. મહાસભાના આદ્યસંસ્થાપકોમાંના એક, એઓ શ્રી દાદાભાઈ નવરોજી, સર ફિરોજશા મહેતા અને શ્રી ગોખલેના સાથી હતા. તેઓ વિનીતોના ઉત્તમ નમૂના અને વિનીત માનસના સાચા પ્રતિનિધિ હતા. વિનીતોનાં સર્વ લક્ષણો અને મર્યાદાઓ તેમનામાં હતા. રાષ્ટ્રીય દૃષ્ટિ, સરકારી તંત્રની કડક ટીકા અને દેખરેખ, ઊંડો અભ્યાસ, બંધારણીય ચળવળમાં જ શ્રદ્ધા, બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને જ હિન્દ માટે સાંસ્થાનિક સ્વરાજ લેવાની ભાવના, બ્રિટિશ પ્રજાની સાચી દાનતમાં વિશ્વાસ, કોઈ પણ પ્રકારના સક્રિય પ્રતિરોધ (Direct action)નો વિરોધ—વિનીતોનાં આ બધાં લક્ષણો અને મર્યાદાઓ તેમનામાં હતાં. અર્થશાસ્ત્ર અને નાણાના વિષયોનો તેમને ઊંડો અભ્યાસ હતો, અને આ વિષય તેઓ સરકારની સારી ઝડતી લઈ નાખતા. મહાસભાના

કલકત્તા અધિવેશનના પ્રમુખ તરીકે તેમણે સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. વર્ષો સુધી વડી ધારાસભાના અને ત્યારપછી કાઉન્સિલ ઑફ સ્ટેટના તેઓ સભ્ય હતા, અને પોતાની પ્રજા-સેવા કરતા હતા.

પોતે જ સ્થાપેલ મહાસભા બળવાન અને ક્રાન્તિકારી સંસ્થા બની સરકારને સીધી લડત આપતી થઈ ત્યારે તેનો ત્યાગ કરવાની તેમને ફરજ જણાઈ. વિનીતોની એ દશા દયાજનક છે.

મુંબઈના શહેરી જીવનમાં તેમનો ફાળો સર ફિરોજશાથી બીજે નંબરે જ હતો. મુંબઈની મ્યુનિસિપાલિટીમાં પોર્ટ ટ્રસ્ટ, ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ અને બીજી અનેક સંસ્થાઓમાં સર દિનશા સક્રિય ભાગ લઈ પોતાના અભ્યાસ અને અનુભવનો લાભ આપતા.

ઇમ્પીરિયલ બેંકના ઘણા વર્ષો સુધી તેઓ એક ગવર્નર હતા, અને હમણાં રિઝર્વ બેંકના બોર્ડના એક સભ્ય હતા.

અર્થશાસ્ત્ર અને નાણાવિષયક તેમજ મુંબઈના શહેરી જીવન વિષે તેઓએ ઘણાં પુસ્તકો લખ્યાં છે.

ખાનગી જીવનમા તેઓ સાદા, મહેનતુ, પ્રામાણિક અને સત્યનિષ્ઠ હતા. તેમની સાથે મતભેદ હતો એવાઓને પણ તેમને વિષે માન હતુ. મુંબઈમાં મહાસભાનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો, ત્યારે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ આ વયોવૃદ્ધ પુરોગામીને રાષ્ટ્રની અંજલિ આપવા ગયા હતા.

રાષ્ટ્રીય લડતના ઇતિહાસમા તેમનુ સ્થાન ઉચ્ચ અને ગૌરવભર્યું રહેશે.

### જાપાનમાં લશ્કરી બળવો

જાપાનમાં હમણા જ થઈ ગયેલ લશ્કરી બળવો જાપાનની સામ્રાજ્યવાદી ભૂખના ચિહ્નરૂપ છે. જાપાન પોતાનો સામ્રાજ્યવિસ્તાર કરવા અને ચીનને જાપાનની વસાહત બનાવવાને સઘળા પ્રયત્નો કરી રહ્યું છે મચુરિયા તાબે કર્યા પછી, ચીનની ઉત્તર સરહદમાં જાપાન પોતાનું લશ્કર જમાવી રહ્યુ છે. જાપાનની આ પ્રવૃત્તિ વિશ્વશાન્તિને ભયરૂપ છે. ગમે ત્યારે સોવિયેટ રશિયા અથવા અમેરિકા સાથે જાપાનને લડાઈ થવી જ જોઈએ એમ જણાય છે. જાપાનનો સામ્રાજ્યવાદ પૂર્વના દેશો માટે સતત ઝઝૂમતા આક્રમણના ભયરૂપ છે

જાપાનમાં લશ્કરની સત્તા પુષ્કળ છે. લશ્કરનું ધાર્યું ન થાય ત્યારે મોટા અમલદારોના ખૂન અને બળવો એ જાપાનના રાજકીય વાતાવરણનું અંગ બની રહ્યુ છે. આવા બળવા અને ખૂન અનેક થઈ ગયાં. આ વખતનો બળવો મોટા પાયા ઉપર અને વ્યવસ્થિત હતો. બળવો શમ્યો છે એમ ન જ કહેવાય. જાપાનમાં એક ઉદારમતવાદી પક્ષ છે જે લશ્કરની આ સત્તા સ્વીકારતો નથી. છેલ્લી ચૂંટણીમાં તે પક્ષને બહુમતી મળવાથી લશ્કરે આ બળવો કર્યો. બળવાખોરોને દાબી દેવાની રાજ્યની સત્તા નથી, કારણ કે લશ્કરના મોટા ભાગની તેમના પ્રત્યે સહાનુભૂતિ છે. હાલતુરત તો એક વિચિત્ર રીતે બળવાખોરોનો અંત આણ્યો છે. તેમાંના મુખ્ય નેતાઓએ "હારાકરી" કરી—એટલે કે આપઘાત કર્યો. પણ 'હારાકરી' એ સ્વાર્પણ ગણાય છે. મરનાર શહીદ બને છે. તેને ગુનેગાર ગણવામાં નથી આવતો. એટલે બળવો યોગ્ય હતો, જરૂરી હતો અને બળવાખોરો સ્વદેશાભિમાની શહીદો હતા, એમ થયું. લશ્કરની અત્યારે બે માગણીઓ છેઃ (૧) લશ્કરનો સંબંધ સીધી

રીતે શહેનશાહ સાથે જ રહે અને (૨) દેશના રક્ષણનો પ્રબંધ લશ્કરી અમલદારોના મત મુજબ થવો જોઈએ. આ બન્ને માગણીઓ પ્રધાનમંડળને કબૂલ રાખવી પડી છે, એટલે શબ્દથી નહિ પણ ખરી રીતે લશ્કરની સત્તા માન્ય રાખવી પડી છે. પ્રધાનમંડળે રાજીનામું આપ્યું છે અને લશ્કરને માન્ય હોય એવું પ્રધાનમંડળ હજી રચાયું નથી.

**વડી ધારાસભાની ચાલુ બેઠક**

ચાલુ બેઠકમાં પ્રજાપક્ષને જાણવાજોગ વિજય મળ્યો નથી બલકે સંગઠન અને વ્યવસ્થાની ખામીને લઈને કેટલીક બાબતોમાં પીછેહઠ કરવી પડી છે.

૧૯૩૩-૩૪ ના હિન્દુસ્તાન વિષેના સરકારી વાર્ષિક હેવાલમાં બિહાર ધરતીકંપ પરત્વે ગાંધીજી અને મહાસભાની ધરતીકંપ સમિતિ વિષે બિનપાયાદાર અને અણછાજતા આક્ષેપો કરવામાં આવ્યા છે પણ રાજેન્દ્રપ્રસાદે તેનો સવિસ્તર અને સચોટ જવાબ આપ્યો છે ધારાસભામાં આ મુદ્દાની ચર્ચા માટે સભા મુલતવી રાખવાની દરખાસ્ત રજૂ કરવામાં આવી હતી. પણ છેલ્લી ઘડીએ તે પાછી ખેંચી લેવામાં આવી હતી મહાસભાપક્ષના કેટલાક સભ્યોની ગેરહાજરી, નૅશનેલિસ્ટ અને સ્વતંત્ર પક્ષના સભ્યોના વલણની અનિશ્ચિતતા અને અન્ય કારણોને લઈને આ દરખાસ્ત પાછી ખેંચવામા આવી હતી તેનો ખુલાસો શ્રીયુત ભૂલાભાઈ તરફથી બહાર પડ્યો હતો. મુલતવી દરખાસ્તો રજૂ કરવામા જોઈતી ગભીરતા અને પૂર્વવિચારણા જણાતી નથી. દરેક પક્ષે પોતાની પરિસ્થિતિનો વિચાર કરીને જ આવી દરખાસ્તો રજૂ કરવામાં આવતી હોય તો અસતોષનું કારણ ન રહે અને આ આક્ષેપો વિષે તો એમ થાય છે કે મતગણતરીની હારજીતો ઉપર જ દૃષ્ટિ ન રાખતા, પ્રજાપક્ષે નિડરપણે રજૂ કરવાની તક લીધી હોત તો વિશેષ ઉચિત હતું

ઈટલી સામે પ્રતિબંધોને કાયદાનું સ્વરૂપ આપવા દરખાસ્ત રજૂ થઈ હતી તે સમયે રાષ્ટ્રસંઘમાં હિન્દના સ્થાન વિષે સારી ચર્ચા થઈ હતી હિન્દ રાષ્ટ્રસંઘમાં મૂળ સભ્ય હોવા છતા, હિન્દને કોઈ સ્વતંત્ર પરદેશનીતિ નથી. બ્રિટનના તાબેદાર તરીકે તેની મરજી મુજબ મત આપવા સિવાય રાષ્ટ્રસંઘમાં સભ્ય રહેવામા હિન્દને બીજી કાંઈ સાર્થકતા નથી સરકારી સભ્યોએ પણ કબૂલ કર્યું કે હિન્દની સ્થિતિ વિચિત્ર અને કઢંગી છે

ધારાસભામા થતાં ભાષણો વિષે અને છાપાંઓમા તેમને છાપવા વિષે સભ્યોનાં અને છાપાઓના હકની ચર્ચા કરવાની તક આ બેઠકમા મળી હતી પંડિત કૃષ્ણકાન્ત માલવીયનું એક ભાષણ તેમના પત્ર 'અભ્યુદય'માં પ્રકટ થયુ હતુ અને તે માટે સરકારે તે પત્ર પાસે જામીનગીરી માગી હતી. ધારાસભાના હોલમાં દરેક સભ્યને કાયદાથી વાણીસ્વાતંત્ર્ય છે ધારાસભામાં થતાં ભાષણો માત્ર તેના સભ્યોને સંભળાવવા માટે નથી હોતા, પણ જાહેરમત કેળવવા અને પ્રજાની જાણ માટે પણ હોય છે. વર્તમાનપત્રનો ચાલુ કાયદો જોતાં ધારાસભાના હોલમા એવું ઘણું કહેવાયું હોય કે જે બહાર બોલવામાં આવ્યુ હોય તો કાયદાને સપાટે ચઢી જાય. આવાં ભાષણો વર્તમાનપત્રોને પ્રકટ કરવાનો હક ખરો કે નહિ? તે હક ન હોય તો જે વાણીસ્વાતંત્ર્ય કહેવામાં આવે છે તે નિરર્થક જાય. ધારાસભાના સરકારી હેવાલોમાં તો આ બધુંય છપાય જ, તો વર્તમાનપત્રો તે છાપી શકે કે નહિ?

સરકાર તરફથી સર નૃપેન્દ્ર સરકારે પ્રસંગને છાજે તેવું ગૌરવભર્યું વિવેચન કરવા કરતાં ચર્ચાને અટકાવવા કાયદાના કેટલાક ક્ષુદ્ર અને નજીવા મુદ્દાઓ રજૂ કર્યા હતા. પ્રજા-

કલકત્તા અધિવેશનના પ્રમુખ તરીક તેમણે સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. વર્ષો સુધી વડી ધારાસભાના અને ત્યારપછી કાઉન્સિલ ઓફ સ્ટેટના તેઓ સભ્ય હતા, અને પોતાની પ્રજા-સેવા કરતા હતા.

પોતે જ સ્થાપેલ મહાસભા બળવાન અને ક્રાન્તિકારી સંસ્થા બની સરકારને સીધી લડત આપતી થઈ ત્યારે તેનો ત્યાગ કરવાની તેમને ફરજ જણાઈ. વિનીતોની એ દશા દયાજનક છે.

મુંબઈના શહેરી જીવનમા તેમનો ફાળો સર ફિરોજશાથી બીજે નંબરે જ હતો. મુંબઈની મ્યુનિસિપાલિટીમાં પોર્ટ ટ્રસ્ટ, ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ અને બીજી અનેક સંસ્થાઓમાં સર દિનશા સક્રિય ભાગ લઈ પોતાના અભ્યાસ અને અનુભવનો લાભ આપતા.

ઇમ્પીરિયલ બેંકના ઘણા વર્ષો સુધી તેઓ એક ગવર્નર હતા, અને હમણાં રિઝર્વ બેંકના બોર્ડના એક સભ્ય હતા.

અર્થશાસ્ત્ર અને નાણાવિષયક તેમજ મુંબઈના શહેરી જીવન વિષે તેઓએ ઘણાં પુસ્તકો લખ્યાં છે.

ખાનગી જીવનમા તેઓ સાદા, મહેનતુ, પ્રામાણિક અને સત્યનિષ્ઠ હતા. તેમની સાથે મતભેદ હતો એવાઓને પણ તેમને વિષે માન હતું. મુંબઈમાં મહાસભાનો કનકોત્સવ ઉજવાયો, ત્યારે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ આ વયોવૃદ્ધ પુરોગામીને રાષ્ટ્રની અંજલિ આપવા ગયા હતા.

રાષ્ટ્રીય લડતના ઇતિહાસમા તેમનુ સ્થાન ઉચ્ચ અને ગૌરવભર્યું રહેશે.

### જાપાનમાં લશ્કરી બળવો

જાપાનમાં હમણા જ થઈ ગયેલ લશ્કરી બળવો જાપાનની સામ્રાજ્યવાદી ભૂખના ચિહ્નરૂપ છે. જાપાન પોતાનો સામ્રાજ્યવિસ્તાર કરવા અને ચીનને જાપાનની વસાહત બનાવવાને મથળા પ્રયત્નો કરી રહ્યુ છે મંચુરિયા તાબે કર્યા પછી, ચીનની ઉત્તર સરહદમાં જાપાન પોતાનું લશ્કર જમાવી રહ્યુ છે. જાપાનની આ પ્રવૃત્તિ વિશ્વશાન્તિને ભયરૂપ છે. ગમે ત્યારે સોવિયેટ રશિયા અથવા અમેરિકા સાથે જાપાનને લડાઈ થવી જ જોઈએ એમ જણાય છે. જાપાનનો સામ્રાજ્યવાદ પૂર્વના દેશો માટે સતત ઝઝૂમતા આક્રમણના ભયરૂપ છે.

જાપાનમાં લશ્કરની સત્તા પુષ્કળ છે. લશ્કરનુ ધાર્યું ન થાય ત્યારે મોટા અમલદારોના ખૂન અને બળવો એ જાપાનના રાજકીય વાતાવરણનું અંગ બની રહ્યું છે. આવા બળવા અને ખૂન અનેક થઈ ગયા. આ વખતનો બળવો મોટા પાયા ઉપર અને વ્યવસ્થિત હતો. બળવો સમ્યો છે એમ ન જ કહેવાય જાપાનમાં એક ઉદારમતવાદી પક્ષ છે જે લશ્કરની આ સત્તા સ્વીકારતો નથી. છેલ્લી ચૂટણીમાં તે પક્ષને બહુમતી મળવાથી લશ્કરે આ બળવો કર્યો. બળવાખોરોને દાબી દેવાની રાજ્યની સત્તા નથી, કારણ કે લશ્કરના મોટા ભાગની તેમના પ્રત્યે સહાનુભૂતિ છે. હાલતુરત તો એક વિચિત્ર રીતે બળવાખોરોનો અંત આવ્યો છે. તેમાના મુખ્ય નેતાઓએ "હારાકરી" કરી—એટલે કે આપઘાત કર્યો. પણ 'હારાકારી' એ સ્વાર્પણ ગણાય છે મરનાર શહીદ બને છે. તેને ગુનેગાર ગણવામાં નથી આવતો. એટલે બળવો યોગ્ય હતો, જરૂરી હતો અને બળવાખોરો સ્વદેશાભિમાની શહીદો હતા, એમ થયું. લશ્કરની અત્યારે બે માગણીઓ છેઃ (૧) લશ્કરનો સંબંધ સીધી

રીતે શહેનશાહ સાથે જ રહે, અને (૨) દેશના રક્ષણનો પ્રબંધ લશ્કરી અમલદારોના મત મુજબ થવો જોઈએ. . આ બન્ને માગણીઓ પ્રધાનમંડળને કબૂલ રાખવી પડી છે, એટલે શબ્દથી નહિ પણ ખરી રીતે લશ્કરની સત્તા માન્ય રાખવી પડી છે. પ્રધાનમંડળે રાજીનામું આપ્યું છે અને લશ્કરને માન્ય હોય એવું પ્રધાનમંડળ હજી રચાયું નથી.

### વડી ધારાસભાની ચાલુ બેઠક

ચાલુ બેઠકમાં પ્રજાપક્ષને જાણવાજોગ વિજય મળ્યો નથી. બલ્કે સંગઠન અને વ્યવસ્થાની ખામીને લઈને કેટલીક બાબતોમાં પીછેહઠ કરવી પડી છે

૧૯૩૩–૩૪.ના હિન્દુસ્તાન વિષેના સરકારી વાર્ષિક હેવાલમાં બિહાર ધરતીકંપ પરત્વે ગાંધીજી અને મહાસભાની ધરતીકંપ સમિતિ વિષે બિનપાયાદાર અને અણછાજતા આક્ષેપો કરવામાં આવ્યા છે. બાબુ રાજેન્દ્રપ્રસાદે તેનો સવિસ્તર અને સચોટ જવાબ આપ્યો છે. ધારાસભામાં આ મુદ્દાની ચર્ચા માટે સભા મુલતવી રાખવાની દરખાસ્ત રજૂ કરવામાં આવી હતી, પણ છેલ્લી ઘડીએ તે પાછી ખેંચી લેવામાં આવી હતી. મહાસભાપક્ષના કેટલાક સભ્યોની ગેરહાજરી. નેશનેલિસ્ટ અને સ્વતંત્ર પક્ષના સભ્યોના વલણની અનિશ્ચિતતા અને અન્ય કારણોને લઈને આ દરખાસ્ત પાછી ખેંચવામાં આવી હતી તેવો ખુલાસો શ્રીયુત ભૂલાભાઈ તરફથી બહાર પડ્યો હતો. મુલતવી દરખાસ્તો રજૂ કરવામાં જોઈતી ગંભીરતા અને પૂર્વવિચારણા જણાતી નથી. દરેક પક્ષે, પોતાની પરિસ્થિતિનો વિચાર કરીને જ આવી દરખાસ્તો રજૂ કરવામાં આવતી હોય તો અસંતોષનું કારણ ન રહે. અને આ આક્ષેપો વિષે તો એમ થાય છે કે મતગણતરીની હારજીતો ઉપર જ દૃષ્ટિ ન રાખતા, પ્રજાપક્ષે નિડરપણે રજૂ કરવાની તક લીધી હોત તો વિશેષ ઉચિત હતુ

ઓટ્ટાવા સામે પ્રતિબંધોને કાયદાનું સ્વરૂપ આપવા દરખાસ્ત રજૂ થઈ હતી તે સમયે રાષ્ટ્રસંઘમાં હિન્દના સ્થાન વિષે સારી ચર્ચા થઈ હતી હિન્દ રાષ્ટ્રસંઘમાં મૂળ સભ્ય હોવા છતા, હિન્દને કોઈ સ્વતત્ર પરદેશનીતિ નથી. બ્રિટનના તાબેદાર તરીકે તેની મરજી મુજબ મત આપવા સિવાય રાષ્ટ્રસંઘમાં સભ્ય રહેવામાં હિન્દને બીજી કાંઈ સાર્થકતા નથી સરકારી સભ્યોએ પણ કબુલ કર્યું કે હિન્દની સ્થિતિ વિચિત્ર અને કઢંગી છે.

ધારાસભામાં થતાં ભાષણો વિષે અને છાપાંઓમાં તેમને છાપવા વિષે સભ્યોનાં અને છાપાઓના હકની ચર્ચા કરવાની તક આ બેઠકમાં મળી હતી. પંડિત કૃષ્ણકાન્ત માલવીયનું એક ભાષણ તેમના પત્ર 'અભ્યુદય'માં પ્રકટ થયુ હતુ અને તે માટે સરકારે તે પત્ર પાસે જામીનગીરી માગી હતી. ધારાસભાના હોલમા દરેક સભ્યને કાયદાથી વાણીસ્વાતંત્ર્ય છે. ધારાસભામાં થતાં ભાષણો માત્ર તેના સભ્યોને સંભળાવવા માટે નથી હોતા, પણ જાહેરમત કેળવવા અને પ્રજાની જાણ માટે પણ હોય છે. વર્તમાનપત્રનો ચાલુ કાર્ય જોતાં ધારાસભાના હોલમા એવું ઘણુ કહેવાયું હોય કે જે બહાર બોલવામા આવ્યું હોય તો કાયદાને સપાટે ચડી જાય. આવાં ભાષણો વર્તમાનપત્રોને પ્રકટ કરવાનો હક ખરો કે નહિ ? તે હક ન હોય તો જે વાણીસ્વાતંત્ર્ય કહેવામાં આવે છે' તે નિરર્થક જાય ધારાસભાના સરકારી હેવાલોમાં તો આ બધુ છપાય જ, તો વર્તમાનપત્રો તે છાપી શકે કે નહિ ?

સરકાર તરફથી સર નૃપેન્દ્ર સરકારે પ્રસંગને છાજે તેવું ગૌરવભર્યું વિવેચન કરવા કરતાં ચર્ચાને અટકાવવા કાયદાના કેટલાક ક્ષુદ્ર અને નજીવા મુદ્દાઓ રજૂ કર્યા હતા. પ્રકા

પક્ષના સભ્યો તરફથી, ખાસ કરી શ્રી ઝીણા અને શ્રી. ભૂલાભાઈ દેશાઈ—સુંદર ચર્ચા થઈ હતી. દુર્ભાગ્યે, કાયદાની અત્યારની સ્થિતિ જોતાં પ્રમુખશ્રીને પોતાનો નિર્ણય આવા હકોની વિરુદ્ધ આપવો પડ્યો છે, પણ સાથેસાથે કાયદામાં કેટલાક ફેરફારો કરવાની તેમણે સૂચના કરી છે આ વસ્તુ આટલેથી ન અટકે એમ ઇચ્છીએ છીએ.

દમનનીતિના કાયદાઓ રદ કરાવવા એ મહાસભાપક્ષના કાર્યક્રમનું એક મહત્ત્વનું અંગ છે. તે માટે શ્રી. બી દાસ તરફથી ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટ જેનાથી અમલદારશાહીને અનિયન્ત્રિત સત્તા આપવામાં આવી છે, તે રદ કરવા માટે બિલ રજૂ થયું હતું. છેલ્લી બેઠકમાં તેની ચર્ચા થયા બાદ તે મુલતવી રહ્યું હતું, જે ચર્ચા આ બેઠકમાં ચાલુ રહી હતી. શરૂઆતમા મહાસભા અને અન્ય પક્ષોના કેટલાક સભ્યોની ગેરહાજરીનો લાભ લઈ વિશેષ ચર્ચા બંધ કરવા સરકાર તરફથી દરખાસ્ત રજૂ થઈ હતી મહત્ત્વના પ્રશ્નોને આવી રીતે ઉડાવી દેવાનો આ પ્રયત્ન અત્યંત અનુચિત હતો. સરકારપક્ષે રહેવાવાળા સભ્યોને પણ તેમાં એટલી અયોગ્યતા લાગી કે તેમણે પણ પ્રજાપક્ષે મત આપી આ દરખાસ્ત ઉડાવી દીધી. સર કાવસજી જહાંગીરના એક મતે જ પ્રજાપક્ષને વિજય મળ્યો. સરકારી સભ્યોનો મિજાજ હાથ ન રહ્યો આવો અણધાર્યો બળવો કેમ સહન થાય ! એક સભ્ય સર કાવસજી તરફ ગાજી ઊઠ્યા, "ચાર આના આપી મહાસભામાં કેમ જોડાતા નથી ?" બીજાએ ઉમેર્યું, 'તમારી પાસે ન હોય તો ચાર આના હુ ઉછીતાં આપુ" ? બીચારા સર કાવસજી ! સરકાર પ્રત્યે ગમે તેટલી વફાદારી બતાવે તોપણ એક વખત તેમા ચૂક્યા તો જો ભોગ લાગ્યા છે ! કરોડપતિને ચાર આના ઉછીતા આપવા નીકળનાર સર કાવસજીનું કેટલું ભયંકર અપમાન કરે છે અને તેનામાં કેટલી તુંડમિજાજી હોવી જોઈએ ? પણ સર કાવસજીને ક્યાં અપમાન લાગે છે ? પોતાના વર્ગનુ હિત જાળવવું હોય તો તેમાં વળી સ્વમાન જેવા મનસ્વી તત્ત્વને કાંઈ સ્થાન અપાય ?

આ દરખાસ્ત ઉપરની મતગણતરીમા ભાઈ પરમાનંદની મનોદશા પણ નોંધવાજેવી છે. તેમણે સરકારપક્ષે મત આપ્યો ! શા માટે ? મહાસભાએ કોમી ચુકાદા સંબંધી જે વલણ લીધું છે તે સામે પોતાનો વિરોધ જણાવવા અને મહાસભાપક્ષને ઠેકાણે લાવવા માટે ! શી તેમની બુદ્ધિ ? આવા કોમીવાદીઓ હિન્દુસમાજના હક્કો જાળવવાનો દાવો કરે છે !

શ્રી. દાસના બિલની ચર્ચાને અંતે છેવટની મતગણતરીનુ પરિણામ પણ ઘણું બોધપ્રદ છે. બન્ને પક્ષના સરખા મત થયા. ૬૬ વિરુદ્ધ ૬૬ સ્વતંત્ર પક્ષે 'સ્વતંત્ર' પણે જ મતો આપ્યા. શ્રી. ઝીણા અને બીજાઓ પ્રજાપક્ષે આવ્યા, સર કાવસજી, સર હોમી મોદી વગેરે સરકારપક્ષે ગયા. સામ્યવાદ અને હિંસાવાદનાં ભૂતો ઊભાં કરી સરકાર હમેશાં આ મૂડીવાદીઓને પોતાના પક્ષે લઈ શકે છે. પણ જે વસ્તુ સૌથી વિચિત્ર હતી તે તો શ્રી. લાલચંદ નવલરાયનું વર્તન આ ભાઈ તટસ્થ રહ્યા ! પ્રજાપક્ષની વિનવણી તેમના દિલને પિગળાવી ન શકી. ૧૦ વર્ષની તેમની ધારાસભાની કારકિર્દી દરમ્યાન જવલ્લે જ શ્રી. લાલચંદ સરકારપક્ષે ગયા છે, સદાય પ્રજાપક્ષે રહ્યા છે. તેમના પોતાના નેશનેલિસ્ટ પક્ષે પ્રજાપક્ષે મત આપવા નિર્ણય કર્યો હતો. તેમને શી કુબુદ્ધિ સૂઝી કે પોતાની બેઠક ઉપર જડજ થઈ ગયા અને તેમના એકના કારણે પ્રજાપક્ષની આ કટોકટીને પ્રસંગે અને આ અતિ મહત્ત્વના મુદ્દામાં હાર થઈ ! શ્રી લાલચંદે પછી નિવેદન બહાર પાડ્યુ છે કે સિંધની પરિસ્થિતિ જોતાં

તટસ્થ રહેવાની તેમને ફરજ પડી. શી આ પરિસ્થિતિ છે તે તેમણે જણાવ્યું નથી. સિંધમાં કાંઈ સામ્યવાદ કે હિંસાવાદ નથી! સિંધના મતદારોએ શ્રી. લાલચંદના આ વર્તનને સખત રીતે વખોડી કાઢ્યું છે અને બીજી વખત ધારાસભામાં જવું તેમને માટે ભારે પડશે

આ સરખા મતને કારણે શ્રી. પ્રમુખસાહેબને માટે જીવનમાં જવલ્લે જ આવે તેવો પ્રસંગ આવ્યો. પણ બ્રિટિશ પાર્લામેન્ટના અનુકરણના ધોરણે પ્રમુખે જેવી છે તેવી જ પરિસ્થિતિ કાયમ રાખવાને માટે પોતાનો મત પ્રજાપક્ષની વિરુદ્ધ આપ્યો. સામાન્યપણે આ ધોરણ સ્વતંત્ર પ્રજા માટે યોગ્ય ગણાય. જ્યાં Government by consent--પ્રજાની સંમતિથી રાજ્યતંત્ર ચાલતું હોય ત્યાં પ્રજાપક્ષે સરખા મત થાય તો મતભેદ એટલો ઊંડો ગણાય કે પ્રમુખે પોતાના એક જ મતથી રાજ્યતંત્રમાં ફેરફાર કરવો એ અનુચિત ગણાય. પણ પરતંત્ર પ્રજાને આવું ધોરણ હોય? વળી જેવી છે તેવી સ્થિતિ ચાલુ રાખવી એટલે આ ક્રિમિનલ ઍમેન્ડમેન્ટ કાયદો રદ કરવો જોઈએ, કારણકે અસાધારણ સ્થિતિને કારણે આ અસાધારણ સત્તા સરકારે લીધી છે, અને મૂળ સ્થિતિ કાયમ કરવી તેમાં ઔચિત્ય હતું અને નહિ કે એક મતે સરકારને આ અનિયંત્રિત સત્તા આપવામાં શ્રી વિઠ્ઠલભાઈ પટેલ હયાત હોત તો તેમણે જુદું જ કરી બતાવ્યું હોત

મજૂરોની સ્થિતિ સુધારવા માટે અને તેમને નિયમિત પગાર મળે તે માટે મજૂર કમિશન (Labour Commission)ની ભલામણ મુજબ એક ખરડો સરકારે રજૂ કર્યો હતો (Payment of Wages Bill) પણ તેમાં સરકારે સર હોમી મોદીનો એક સુધારો કબૂલ રાખી તે ખરડાની સઘળી અસર નાબૂદ કરી છે એટલું જ નહિ પણ મૂડીવાદીઓને મજૂરો ઉપર વિશેષ સત્તા આપી છે તે સુધારો એવો છે કે જો ૧૦થી વિશેષ મજૂરો અગાઉથી ખબર આપ્યા વિના હડતાળ પાડે તો ૧૩ દિવસનો તેમનો પગાર કાપી લેવાનો મિલમાલેકને હક રહે આ સુધારો સરકારે કબૂલ રાખ્યો અને મહાસભાવાદીઓના વિચિત્ર માનસને કારણે, શ્રી. જોશી, ગિરિ અને રંગાના મજબૂત વિરોધ છતાં, ધારાસભામાં મજૂર થયો. કાઉન્સિલ ઑફ સ્ટેટમાં ૧૩ દિવસને બદલે ૮ દિવસનો સુધારો થયો છે, છતાં આવી સત્તા મિલમાલેકોને આપવી તે મજૂરોની ગુલામી વધારવા બરાબર છે અને અચાનક હડતાળો પાડવાનો તેમનો હક છીનવી લેવા બરાબર છે શ્રી જોશીએ કહ્યું હતું કે આવા સુધારા સાથે આ કાયદો થાય તે કરતાં તો કોઈ પણ કાયદો ન હોય તે વધારે સારું છે

ધારાસભા અને મહાસભાવાદીઓ વિષે અન્યત્ર નોંધ લખી છે તે માટે જણાવેલ વિચારના પુરાવાઓ ચાલુ બેઠકના કાર્યમાં મળી રહે છે.

**જોગેશચંદ્ર ચેટરજી**

રાજકીય કેદીઓની સ્થિતિ સુધારવા માટે શ્રી જોગેશચંદ્ર પોતાનું બલિદાન આપી રહ્યા છે. તા. ૧૩ મી નવેમ્બરથી તેમણે અન્નત્યાગ કર્યો છે અને તેમની શારીરિક હાલત અતિ ગંભીર છે તેમની માંગણીઓ નીચે મુજબ છે

(૧) રાજ્યદ્વારી કેદીઓનો જુદો વર્ગ કરવો; (૨) તેઓ સાથે રહી શકે તે માટે તેમને માટે અલગ જેલો કરવી, (૩) તેમના ખોરાક અને પહેરવેશનું એક જ ધોરણ રાખવું; (૪) તેમને કસરત અને રમત માટે સગવડ આપવી; (૫) તેમને પુસ્તકો, છાપાંઓ અને લખવાનાં સાધનો આપવાં; અને (૬) તેમની તન્દુરસ્તી માટેનાં સાધનો પૂરાં પાડવાં.

આ દરેક માગણી જીવનની પ્રાથમિક જરૂરિયાત જેવી છે. ખરી રીતે તો એ દરેકને મળવી જોઈએ. પણ રાજદ્વારી કેદીઓને તો અનસ્ય મળવી જોઈએ. રાજદ્વારી કેદીઓ સામાન્ય ગુનેગારો નથી. તેમાંનો મોટો ભાગ શિક્ષિત યુવકો છે. સામાન્ય ગુનેગારો સાથે તેમને રાખવા, તેમની શારીરિક જરૂરિયાતોને પણ પૂરી ન પાડવી, તેમને એકાંતમાં જુદા રાખવા, તે કોઈ પણ સુધરેલી સરકારને ન છાજે તેવું વર્તન છે. લડત દરમ્યાન હજારો યુવકયુવતીઓને જે અવર્ણનીય હાડમારીઓ ભોગવવી પડી હતી તે સુવિદિત છે. શ્રી જોગેશચંદ્ર જૂના રાજ્યદ્વારી કેદી છે. તેમને જેલજીવનનો લાંબો અનુભવ છે. ત્રણ માસના ઉપવાસ તેમને થયા છતાં સરકાર તરફથી તેમની આવી વાજબી માગણીઓ પૂરી પાડવાની કોઈ હિલચાલ થઈ નથી, તેમ થવાના ચિહ્ન પણ જણાતા નથી. એક માણસ આપી શકે તેવો વધારેમા વધારે ભોગ આ પ્રશ્નને માટે અપાય છે. છતાં સરકારનું રૂંવાડું ય ફરકતુ નથી માનવતાની ખાતર પણ કાઈક કરવાની પ્રજાની સયુક્ત માંગણીની સરકારે અત્યારસુધી તો અવગણના જ કરી છે. સયુક્ત પ્રાન્તની સરકારે હમણાં જ એક લાબુ નિવેદન બહાર પાડી જણાવ્યુ છે કે ભૂખ હડતાળ છોડે નહિ ત્યાં સુધી સરકાર કાંઈ પણ કરશે નહિ કાયદો અને વ્યવસ્થાની જૂની દલીલો અમલદારશાહી રજૂ કરે છે.

શ્રી ભૂલાભાઈ દેશાઈએ નિવેદન બહાર પાડ્યુ છે કે બાબુ રાજેન્દ્રપ્રસાદ સાથે મળીને તેઓએ આ સબધી તપાસ કરવા એક સમિતિ નીમી છે અને તેઓએ બાબુ જોગેશચન્દ્રને વિનતિ કરી છે કે ઉપવાસ છોડી દઈ, તેમના ધ્યેયની સિદ્ધિ માટે બનતા પ્રયત્નો કરવાની તેઓ સમિતિને તક આપશે. હજી સુધી શ્રી ચેટરજીએ ઉપવાસ છોડ્યાના સમાચાર મળ્યા નથી.

## રામકૃષ્ણ પરમહંસ

મેકોલેએ અંગ્રેજી કેળવણી દાખલ કરી અને તેનાથી અંજાઈ જઈ ભારતવાસીઓ પોતાનું સ્વત્વ ભૂલી જતા હતા તે જ સમયે બે મહાપુરુષો જન્મ્યા. કાઠિયાવાડમાં દયાનંદ સરસ્વતી, અને બગાળમા રામકૃષ્ણ પરમહસ. બન્ને અંગ્રેજી કેળવણીથી અલિપ્ત હતા બન્ને ભારતીય સસ્કૃતિના સાચા પ્રતિનિધિ હતા. બન્નેએ તે સસ્કૃતિને પોતાની લાક્ષણિક રીતે પુનર્જીવન આપ્યુ

દયાનંદ સરસ્વતીમા આર્યસંસ્કૃતિના તેજ અને પ્રતિભાના દર્શન થયાં. રામકૃષ્ણ પરમહસમા તેવુ શાન્ત અને સૌમ્ય ગૌરવ દીપી ઊઠ્યુ. દયાનદમા સુધારકની અસહિષ્ણુતા અને આક્રમણશીલતા હતી ગમકૃષ્ણ પરમહસમા ઋષિનો વીતરાગ અને સમભાવ હતો. દયાનંદ સ્વામીમા વેદધર્મ સિવાય અન્ય ધર્મો પ્રત્યે અસહિષ્ણુતા હતી. રામકૃષ્ણમાં સર્વ ધર્મો પ્રત્યે સમભાવ હતો. દયાનંદમાં બુદ્ધિ અને તર્કની અપ્રતિમ પ્રતિભા હતી. રામકૃષ્ણમા સિદ્ધની સંપૂર્ણતા અને ભક્તની શ્રદ્ધા હતી. બન્નેએ હિન્દુધર્મમાં સદીઓ થયાં જડ ઘાલી રહેલ સડાને દૂર કર્યો અને આર્યસંસ્કૃતિનુ સરક્ષણ કર્યુ, આપણા ભવ્ય ભૂતકાલના ગૌરવનુ ભાન કરાવ્યું, પરસસ્કારનો મોહ ઓછો કર્યો, અને આપણુ નૈતિક અને સાંસ્કારિક અધઃપતન અટકાવ્યું.

રામકૃષ્ણ પરમહંસની શતાબ્દી આ માસ ઉજવાઈ રહી છે. બગાળના એક ગામડામાં બ્રાહ્મણ કુળે જન્મી નાની વયે આજીવિકા કમાવા મોટા ભાઈ સાથે તે કલકત્તા આવ્યા.

રામકૃષ્ણ નિરક્ષર હતા. પણ શિશુવયથી તેમની વિલક્ષણતા જણાઈ આવી તેમની પ્રભુભક્તિ અદ્‌ભુત હતી. તેમની યોગશક્તિ અપૂર્વ હતી નાનપણથી જ તેમને સમાધિ થતી અને ભક્તિમાં એટલા લીન થઈ જતા કે બેભાન થઈ જતા. મોટાભાઈ કલકત્તાથી થોડે દૂર દક્ષિણેશ્વરમાં કાલિમાતાના પૂજારી નિમાયા તેમની સાથે પોતે પણ રહેતા. થોડા વખતમા જ વડીલ બંધુનું અવસાન થતાં પોતે પૂજારી નિમાયા. પણ તેમની ભક્તિ વધતી ગઈ. અને સમાધિયોગ વધી પડ્યો, તેમ કાલિ માતાની પૂજાવિધિ એક બાજુ રહી ગઈ. તેમને વૈરાગ્યમાંથી 'બચાવવા' સર્જનજૂનો ઉપાય અજમાવવાનું વડીલોએ નક્કી કર્યું અને લગ્ન લેવાયા. બાળકની પેઠે પોતાની હાથે જ કન્યા પોતે પસંદ કરી અને પહેલે જ દિવસે માતા કહીને તેને વંદના કરી. સદ્‌ભાગ્યે માતાજી પણ આ વિચક્ષણ પુરુષને અનુકૂળ થયાં અને એ રીતે સહધર્મચારિણી બન્યા.

પોતાની જીવનસાધનામાં આર્યોનાં મહાવ્રતો, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને રામકૃષ્ણે પ્રધાનપદ આપેલ છે. પોતે કાલિપૂજક અને માંસાહારી હોવા છતાં સાધના વધતી ગઈ તેમ અહિંસક ભાવ વિકસતો ગયો, તે છેવટ એટલે સુધી કે પૂજાનાં ફૂલ ચૂંટવામાં પણ તેમને હિંસા લાગતી અને તે બંધ કર્યું.

તેમના ઉપદેશમાં તર્ક અને દલીલને, બુદ્ધિના વિલાસને સ્થાન જ નહોતું તેમની વાણીમાં અનુભવની નિશ્ચલતા હતી, ભક્તની શ્રદ્ધા હતી ઉપદેશમાં મુખ્યત્વે અત્યંત સૂચક અને બોધએમતી ઉપમાઓથી જ તેઓ સમજાવતા. તેમાં પાંડિત્યનો ક્યાંય પણ દંભ નહોતો. ભાષા સામાન્ય જન સરલપણે સમજી શકે તેવી ઘરગથ્થુ જ વાપરતા.

અત્યારના યુગમાં સાચો ધર્મ ગરીબોની સેવા છે. ગરીબોને રામકૃષ્ણ સ્વામી દરિદ્રનારાયણ કહેતા. નારાયણનાં સાચાં દર્શન તેમા જ છે, અત્યારનો તે યુગધર્મ છે. તેમનો આ સેવાભાવ એટલો વધી પડ્યો કે પોતે ગમે તેટલુ કરે તોપણ તેમને સંતોષ થતો નહિ. ભંગીઓનાં પાયખાના પોતે સાફ કરતા અને ભંગીઓ તેમ કરવા નહોતા દેતા ત્યારે છાનામાના રાત્રે જઈ તેમ કરતા અને શાન્તિ મેળવતા. તેમની અંતિમ પ્રાર્થના હતી કે "હે ભગવાન દુર્ભાગી અને પીડિતની સેવા કરવાની મને જન્મોજન્મ તક આપજે કે જેથી મને ભગવાનનાં દર્શન થાય, કારણ કે નારાયણનો સાચો વાસ તેમનામાં જ છે."

આવી રીતે દરિદ્રનારાયણની સેવાનો યુગધર્મ પ્રકટાવી, ઉપદેશની અસ્ખલિત ધારા વહાવતા આ મહાપુરુષ ૫૦ વર્ષની વયે વિદેહ થયા અને ભારતવર્ષને સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ મઠની સંસ્થા આપતા ગયા.

### આધુનિક કેળવણી

આધુનિક કેળવણીના આદર્શ અને પદ્ધતિ પ્રત્યે દરેક વિચારવાન હિન્દીને ઊંડો અને વ્યાપક અસંતોષ છે. અંગ્રેજી કેળવણી દાખલ થયે એક સદી પૂરી થઈ. તેનાં પરિણામોનું સરવૈયું કાઢીએ તો તેનું દેવાળું દેખાઈ આવે છે. તેનો આદર્શ અને પદ્ધતિ બન્ને પરદેશી છે સરકારી તંત્ર માટે જોઈતા આજ્ઞાંકિત ગુમાસ્તા અને દુભાષિયા ઉત્પન્ન કરવા માટે આ કેળવણી દાખલ કરવામાં આવી હતી. આપણી સંસ્કૃતિ પ્રત્યે પૂરો અવિશ્વાસ અને અશ્રદ્ધા તેના મૂળમાં જ હતા. પરિણામ આજે આપણે અનુભવીએ છીએ. પરભાષા મારફત કેળવણી લેવાની ફરજ પડવાથી આપણામા તેજોવધના અને સ્વતંત્ર વિચારશક્તિનો

આ દરેક માગણી જીવનની પ્રાથમિક જરૂરિયાત જેવી છે ખરી રીતે તો એ દરેકને મળવી જોઈએ પણ રાજદ્વારી કેદીઓને તો અવશ્ય મળવી જોઈએ રાજદ્વારી કેદીઓ સામાન્ય ગુનેગારો નથી તેમાંનો મોટો ભાગ શિક્ષિત યુવકો છે સામાન્ય ગુનેગારો સાથે તેમને રાખવા, તેમની શારીરિક જરૂરિયાતોને પણ પૂરી ન પાડવી, તેમને એકાંતમા જુદા રાખવા, તે કોઈ પણ સુધરેલી સરકારને ન છાજે તેવુ વર્તન છે લડત દરમ્યાન દરજ્જે યુવકયુવતીઓને જે અવર્ણનીય હાડમારીઓ ભોગવવી પડી હતી તે સુવિદિત છે શ્રી જોગેશચન્દ્ર જૂના રાજદ્વારી કેદી છે તેમને જેલજીવનનો લાંબો અનુભવ છે ત્રણ માસના ઉપવાસ તેમને થયા છતા સરકાર તરફથી તેમની આવી વાજબી માગણીઓ પૂરી પાડવાની કોઈ હિલચાલ થઈ નથી, તેમ થવાના ચિહ્ન પણ જણાતા નથી. એક માણસ આપી શકે તેવો વધારેમા વધારે ભોગ આ પ્રશ્નને માટે અપાય છે છતા સરકારનું રુવાડુ ય ફરકતુ નથી માનવતાની ખાતર પણ કાંઈક કરવાની પ્રજાની સયુક્ત માગણીની સરકાર અત્યારસુધી તો અવગણના જ કરી છે સયુક્ત પ્રાન્તની સરકારે હમણા જ એક લાબુ નિવેદન બહાર પાડી જણાવ્યુ છે કે ભૂખ હડતાળ છોડ નહિ ત્યા સુધી સરકાર કાંઈ પણ કરશે નહિ કાયદો અને વ્યવસ્થાની જૂની દલીલો અમલદારશાહી રજૂ કરે છે

શ્રી ભૂલાભાઈ દેસાઈએ નિવેદન બહાર પાડ્યુ છે કે બાબુ રાજેન્દ્રપ્રસાદ સાથે મળીને તેઓએ આ સબધી તપાસ કરવા એક સમિતિ નીમી છે અને તેઓએ બાબુ જોગેશચન્દ્રને વિનતિ કરી છે કે ઉપવાસ છોડી દઈ, તેમના ધ્યેયની સિદ્ધિ માટે બનતા પ્રયત્નો કરવાની તેઓ સમિતિને તક આપશે હજી સુધી શ્રી ચેટરજીએ ઉપવાસ છોડ્યાના સમાચાર મળ્યા નથી

**રામકૃષ્ણ પરમહંસ**

મેકોલેએ અંગ્રેજી કેળવણી દાખલ કરી અને તેનાથી અંજાઈ જઈ ભારતવાસીઓ પોતાનુ સ્વત્વ ભૂલી જતા હતા તે જ સમયે બે મહાપુરુષો જન્મ્યા કાઠિયાવાડમા દયાનંદ સરસ્વતી અને બગાળમા રામકૃષ્ણ પરમહંસ બન્ને અંગ્રેજી કેળવણીથી અલિપ્ત હતા બન્ને ભારતીય સસ્કૃતિના સાચા પ્રતિનિધિ હતા બન્નેએ તે સસ્કૃતિને પોતાની લાક્ષણિક રીતે પુનર્જીવન આપ્યુ

દયાનંદ સરસ્વતીમા આર્યસસ્કૃતિના તેજ અને પ્રતિભાના દર્શન થયા રામકૃષ્ણ પરમહંસમા તેનુ શાન્ત અને સૌમ્ય ગૌરવ દીપી ઊઠ્યુ દયાનંદમા સુધારકની અસહિષ્ણુતા અને આક્રમણશીલતા હતી રામકૃષ્ણ પરમહંસમા ઋષિનો વીતરાગ અને સમભાવ હતો દયાનંદ સ્વામીમા વૈદિક ધર્મ સિવાય અન્ય ધર્મો પ્રત્યે અસહિષ્ણુતા હતી રામકૃષ્ણમા સર્વ ધર્મો પ્રત્યે સમભાવ હતો દયાનંદમા બુદ્ધિ અને તર્કની અપ્રતિમ પ્રતિભા હતી રામકૃષ્ણમા સિદ્ધની સંપૂર્ણતા અને ભક્તની શ્રદ્ધા હતી બન્નેએ હિન્દુધર્મમા સદીઓ થયા જડ ઘાલી બેઠેલ સડાને દૂર કર્યો અને આર્યસસ્કૃતિનુ સરક્ષણ કર્યુ આપણા ભવ્ય ભૂતકાળના ગૌરવનુ ભાન કરાવ્યુ પરસસ્કારનો મોહ ઓછો કર્યો, અને આપણુ નૈતિક અને સાસ્કારિક અધ પતન અટકાવ્યુ

રામકૃષ્ણ પરમહંસની શતાબ્દી આ માસ ઉજવાઈ રહી છે બગાળના એક ગામડામા બ્રાહ્મણ કુળે જન્મી નાની વયે આજીવિકા કમાવા મોટા ભાઈ સાથે તે કલકત્તા આવ્યા

રામકૃષ્ણ નિરક્ષર હતા. પણ શિશુવયથી તેમની વિલક્ષણતા જણાઈ આવી તેમની પ્રભુભક્તિ અદ્ભુત હતી. તેમની યોગશક્તિ અપૂર્વ હતી નાનપણથી જ તેમને સમાધિ થતી અને ભક્તિમાં એટલા લીન થઈ જતા કે બેભાન થઈ જતા. મોટાભાઈ કલકત્તાથી થોડે દૂર દક્ષિણેશ્વરમાં કાલિમાતાના પૂજારી નિમાયા, તેમની સાથે પોતે પણ રહેતા. થોડા વખતમાં જ વડીલ બંધુનું અવસાન થતાં પોતે પૂજારી નિમાયા. પણ તેમની ભક્તિ વધતી ગઈ. અને સમાધિયોગ વધી પડયો, તેમ કાલિ માતાની પૂજાવિધિ એક બાજુ રહી ગઈ તેમને વૈરાગ્યમાંથી 'બચાવવા' મર્જનજૂનો ઉપાય અજમાવવાનું વડીલોએ નક્કી કર્યું અને લગ્ન લેવાયાં. બાળકની પેઠે પોતાની હાથે જ કન્યા પોતે પસંદ કરી અને પહેલે જ દિવસે માતા કહીને તેને વંદના કરી. સદ્‌ભાગ્યે માતાજી પણ આ વિચક્ષણ પુરુષને અનુકૂળ થયાં અને એ રીતે સહધર્મચારિણી બન્યાં.

પોતાની જીવનસાધનામાં આર્યોના મહાવ્રતો, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને રામકૃષ્ણે પ્રધાનપદ આપેલ છે. પોતે કાલિપૂજક અને માંસાહારી હોવા છતાં સાધના વધતી ગઈ તેમ અહિંસક ભાવ વિકસતો ગયો, તે છેવટ એટલે સુધી કે પૂજાનાં ફૂલ ચૂંટવામાં પણ તેમને હિંસા લાગતી અને તે બંધ કર્યું

તેમના ઉપદેશમાં તર્ક અને દલીલને, બુદ્ધિના વિલાસને સ્થાન જ નહોતું તેમની વાણીમાં અનુભવની નિશ્ચલતા હતી, ભક્તની શ્રદ્ધા હતી. ઉપદેશમાં મુખ્યત્વે અત્યંત સૂચક અને બંધબેસતી ઉપમાઓથી જ તેઓ સમજાવતા. તેમાં પાંડિત્યનો ક્યાંય પણ દંભ નહોતો. ભાષા સામાન્ય જન સરલપણે સમજી શકે તેવી ઘરગથ્થુ જ વાપરતા.

અત્યારના યુગમાં સાચો ધર્મ ગરીબોની સેવા છે. ગરીબોને રામકૃષ્ણ સ્વામી દરિદ્રનારાયણ કહેતા. નારાયણના સાચાં દર્શન તેમાં જ છે, અત્યારનો તે યુગધર્મ છે. તેમનો આ સેવાભાવ એટલો વધી પડયો કે પોતે ગમે તેટલું કરે તોપણ તેમને સંતોષ થતો નહિ. ભંગીઓના પાયખાના પોતે સાફ કરતા અને ભંગીઓ તેમ કરવા નહોતા દેતા ત્યારે છાનામાના રાત્રે જઈ તેમ કરતા અને શાન્તિ મેળવતા. તેમની અંતિમ પ્રાર્થના હતી કે "હે ભગવાન દુર્ભાગી અને પીડિતની સેવા કરવાની મને જન્મોજન્મ તક આપજે કે જેથી મને ભગવાનના દર્શન થાય, કારણ કે નારાયણનો સાચો વાસ તેમનામાં જ છે."

આવી રીતે દરિદ્રનારાયણની સેવાનો યુગધર્મ પ્રકટાવી, ઉપદેશની અસ્ખલિત ધારા વહાવતા આ મહાપુરુષ ૫૦ વર્ષની વયે વિદેહ થયા અને ભારતવર્ષને સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ મઠની સંસ્થા આપતા ગયા.

### આધુનિક કેળવણી

આધુનિક કેળવણીના આદર્શ અને પદ્ધતિ પ્રત્યે દરેક વિચારવાન હિન્દીને ઊંડો અને વ્યાપક અસંતોષ છે અંગ્રેજી કેળવણી દાખલ થયે એક સદી પૂરી થઈ. તેના પરિણામોનું સરવૈયું કાઢીએ તો તેનું દેવાળું દેખાઈ આવે છે તેનો આદર્શ અને પદ્ધતિ બન્ને પરદેશી છે. સરકારી તંત્ર માટે જોઈતા આજ્ઞાંકિત ગુમાસ્તા અને દુભાષિયા ઉત્પન્ન કરવા માટે આ કેળવણી દાખલ કરવામાં આવી હતી. આપણી સંસ્કૃતિ પ્રત્યે પૂરો અવિશ્વાસ અને અશ્રદ્ધા તેના મૂળમાં જ હતા. પરિણામ આજે આપણે અનુભવીએ છીએ. પરભાષા મારફત કેળવણી લેવાની ફરજ પડવાથી આપણામાં તેજોવધના અને સ્વતંત્ર વિચારશક્તિનો

દૃષ્ટિબિન્દુ વચ્ચે અત્યારે તો એટલું અંતર જણાય છે કે આવું આમૂલાગ્ર પરિવર્તન સરકાર તુરતમાં કરશે તેમ માનવું મુશ્કેલ છે. તેમ ન થાય ત્યાં સુધી, આધુનિક કેળવણીનાં અનિષ્ટ પરિણામોમાંથી બચવા બનતા ઉપાયો લેવા અને જનતાને પ્રાથમિક કેળવણી આપવામાં વિશેષ શક્તિ ખરચવી એ જ ઇષ્ટ જણાય છે.

એવા ઉપાયોમાં સ્વભાષાદ્વારા શિક્ષણ આપવું એ પ્રથમ સ્થાન લે છે. શિક્ષણ આપણી સામાજિક અને આર્થિક જરૂરિયાતોને વિશેષ અનુરૂપ બનાવવું જોઈએ. શિક્ષણમાં કોમીભાવ અથવા પ્રાન્તીયતા ન આવે તે અટકાવવાની અગત્ય છે. સર મિરઝા ઇસ્માઇલે ઉસ્માનિયા યુનિવર્સિટી સમક્ષ ભાષણ આપતાં આ બે અનિષ્ટો પ્રત્યે ખાસ ધ્યાન ખેંચ્યું હતું

અલીગઢ યુનિવર્સિટી સમક્ષ ભાષણ આપતાં સર મિરઝા બાજપાઈએ સર સૈયદ અહમદનાં પ્રખ્યાત વચન યાદ કર્યાં હતાં, કે હિન્દુ અને મુસલમાન આપણી માતૃભૂમિનાં બે ચક્ષુઓ છે. સર મિરઝાએ આધુનિક કેળવણીમાં જે નિરર્થક સમય અને શક્તિનો વ્યય થાય છે તે દૂર કરવા સૂચવ્યું હતું. કેટલાય વિદ્યાર્થીઓ કાંઈ પણ ધ્યેય વિના આગળ અભ્યાસ કર્યે જ જાય છે! વિદ્યાર્થીઓની લાયકાત નક્કી કરવાના ધોરણો દાખલ કરવા જોઈએ અને માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રના નિયમોએ દરેક વિદ્યાર્થીની કેળવણી, તેની શક્તિઓને પૂરતી વિકસાવે, તેવી રીતે નક્કી કરવી જોઈએ.

પ્રાથમિક અને માધ્યમિક ભૂમિકામાં શારીરિક વિકાસ તરફ લક્ષ ખેંચવાની જરૂર ડૉ. તીરુમૂર્તિએ આંધ્ર યુનીવર્સિટી સમક્ષ ભાષણ આપતાં જણાવી હતી.

પટણા યુનિવર્સિટી સમક્ષ ડૉ૦ તેજબહાદુર સપ્રુએ અત્યંત મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. હિન્દુસ્તાન શિક્ષિત ભિખારીઓનો દેશ બને તે અમલ છે. જ્ઞાનને ખાતર જ્ઞાનની વાતો ઘણી કરી, સાસ્કારિક દૃષ્ટિ કેળવવાની અગત્ય પણ છે, છતાં કેળવણી અને આજીવિકાનો સબંધ ભૂલાવો ન જોઈએ. પ્રાથમિક કેળવણીથી જ આપણા ગ્રામજીવનની જરૂરિયાતો લક્ષમાં રાખી કેળવણીનું ધોરણ ઘડવું જોઈએ અને માધ્યમિક કેળવણીને ઉચ્ચ કેળવણીના માત્ર પગથિયા તરીકે જ ન ગણતા તેમાં બે વર્ગ રાખી એક વર્ગ માટે તેને પરિપૂર્ણ બનાવવી કે જેથી તે પૂરી થતાં જીવનની શરૂઆત કરી શકાય.

નાગપુર યુનિવર્સિટી સમક્ષ ભાષણ આપતાં શ્રી જયકરે પણ આ મતને ટેકો આપ્યો હતો. દરેક વિદ્યાર્થી ઉચ્ચ શિક્ષણ લેવાનો જ છે, એવા ધોરણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનો ક્રમ નક્કી કરવામાં સમય અને શક્તિનો વ્યય છે, અને તેથી વિદ્યાર્થી અણઘડ અને નિરુપયોગી રહે છે.

હુન્નર અને ઉદ્યોગોના શિક્ષણને વિશેષ સ્થાન આપી ગ્રામજીવનની અને આપણા ઉદ્યોગોની જરૂરિયાતો મુજબ શિક્ષણક્રમ ગોઠવવા તેમજ કેળવણી અને ઉદ્યોગ વચ્ચે અતિ નિકટનો સંબંધ બાંધી શિક્ષિતોની બેકારી દૂર કરવા સરકાર અને ઉદ્યોગપતિઓ તેમજ વેપારીવર્ગનો સહકાર હોય તો જ આ યોજના અમલમાં મૂકી શકાય એમ છે.

*

## હિંદ અને પ્રજાસંઘ [ એક રસપ્રદ ચર્ચા ]

વાહનવ્યવહારના વધતાં જતા સાધનોને લીધે જગત ઉત્તરોત્તર વધુ નજીક આવતું જાય છે, અને આંતરરાષ્ટ્રીય બનાવોનું મહત્ત્વ વધતું જાય છે. એક દેશમાં બનતા બનાવો કે

ઊથલપાથલની અસર બીજા દેશો ઉપર હવે ઘણી જ ત્વરાથી થાય છે; અને નાનામોટા ભૌગોલિક ભેદો છતાં આ વિશ્વ એક મહાન કુટુંબ છે, અને એક પ્રજાની ચડતીપડતી કે સુખદુઃખની અસર બીજી પ્રજાઓ ઉપર થયા વગર રહેતી નથી એ મહાન સત્ય હવે વ્યવહારદૃષ્ટિએ પણ સિદ્ધ થતું જાય છે.

છેલ્લા મહાન યુદ્ધ પછી પ્રેસિડેન્ટ વુડરો વિલ્સનના ઉચ્ચાશયોથી પ્રેરાઈને લીગ ઑફ નેશન્સ (પ્રજાસંઘ)ની સ્થાપના આજ પંદર વર્ષ થયાં થઈ છે હમણાં ચાલતા ઈટલી એબિસિનિયન યુદ્ધને લીધે પ્રજાસંઘની પ્રવૃત્તિ અને કાર્યવાહી લોકદૃષ્ટિએ વધુ ચડી જાય છે અને હિંદ પણ પ્રજાસંઘનું સભ્ય હોવાથી તેની ઉપયોગિતાનો પ્રશ્ન હિંદમાં ઠીકઠીક ચર્ચાય છે

• પ્રજાસંઘના ઇન્ફર્મેશન બ્યુરોના ડાયરેક્ટર મિ. પેલ્ટ જેઓ અંગ્રેજ છે, તેઓ તેમનાં પત્ની સાથે હાલ હિંદનો પ્રવાસ કરી ગયા છે, અને હિંદને પ્રજાસંઘના કાર્યમાં રસ લેતું કરવાનો તેમનો ઉદ્દેશ છે મુંબઈના ઑલ ઇંડિયા જર્નાલિસ્ટ એસોસિયેશન (પત્રકારમંડળ) તરફથી શનિવાર તા. ૭મી માર્ચના રોજ ફ્લોરેન્ટિયા હોટેલમાં મિ પેલ્ટના માનમાં 'એટ હોમ'નો મેળાવડો કરવામાં આવ્યો હતો તે પ્રસંગે મુંબઈના લગભગ બધા જાણીતા પત્રકારો ઉપરાંત શ્રી નરીમાન, લલ્લુભાઈ શામળદાસ, મુનશી દંપતી, શ્રી જમનાદાસ મહેતા, સર ગોવિંદરાવ પ્રધાન, શ્રી કે. નટરાજન વગેરે સભાવિત ગૃહસ્થોની પણ સારી હાજરી હતી. તે પ્રસંગે પ્રજાસંઘ હિંદને કેવું ઉપયોગી થઈ પડે તે બાબતની કેટલીક જાણવાજોગ ચર્ચા થઈ હતી.

આ પ્રસંગે 'ક્રૉનિકલ'ના તંત્રી શ્રી બ્રેલ્વી, શ્રી જમનાદાસ મહેતા અને કનૈયાલાલ મુનશીએ પ્રજાસંઘ વિષે હિંદ શું ધારે છે તે સંબંધી કેટલીક સાફ વાતો મિ. પેલ્ટને સંભળાવી હતી. તેમણે મિ. પેલ્ટને સ્પષ્ટ જણાવ્યું હતું કે હિંદના જાગ્રત પ્રજામતને પ્રજાસંઘ વિષે હવે જરાય ભ્રમણા રહી નથી પ્રજાસંઘ હિંદનું કાંઈ ભલું કરી શકે તે બાબતમાં હિંદને છેલ્લા બનાવો જોતાં બહુ ભરોસો રહ્યો નથી આંતરરાષ્ટ્રીય સમજૂતી અને સહકારથી કામ કરવાના મહાન સિદ્ધાંતો પ્રત્યે હિંદને ગમે તેટલી સહાનુભૂતિ હોય, છતાં જ્યાં સુધી હિંદ આઝાદ નથી, ત્યાં સુધી પ્રજાસંઘની કાર્યવાહીમાં તે કશો ઉપયોગી ફાળો આપી શકે નહિ, તેમજ પ્રજાસંઘ અત્યારની સ્થાપિત સરકારોને માન્ય કરીને પોતાની કાર્યવાહી ચલાવે અને ગુલામ પ્રજાઓને સ્વતંત્ર થવાની કશી જોગવાઈ લીગના બંધારણમાં ન હોય, ત્યાં સુધી હિંદને પ્રજાસંઘની કશી ઉપયોગિતા નથી. પણ ઊલટું પ્રજાસંઘ બ્રિટનની લાગવગ વધારવાનું તેમ જ હિંદ ઉપરની તેની શાહીવાદી ચૂડ વધુ મજબૂત બનાવવાનું સાધન બની રહે તેવો પૂરો ભય છે. કેમકે બીજી પ્રજાઓની માફક હિંદી સરકાર પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી નથી તેમજ પ્રજાસંઘમાં જે હિંદના પ્રતિનિધિઓ છે તેઓ બ્રિટનના જ ચૂંટેલા હોય છે, કે જે હિંદી પ્રજામતને રજૂ કરવા માટે ભાગ્યે જ યોગ્ય ગણાય હિંદમાં મહાત્મા ગાંધીજી જેવા એક જગતમાન્ય પુરુષની સરદારી નીચે જે વખતે મુક્તિસંગ્રામ ચાલતો હતો તે પ્રસંગે પ્રજાસંઘે હિંદની તરફેણમાં એક આંગળી પણ ઊંચી કરી નહોતી આ જોતાં હિંદ પ્રજાસંઘ વિષે જરા પણ ઉત્સાહી ન હોય તે તદ્દન સ્વાભાવિક છે.

મિ. પેલ્ટે આવી સાફ વાતો અને તેય આવા શુદ્ધ શબ્દોમાં સાંભળવાની આશા નહિ રાખી હોય. પોતે ઉદારમતવાદી છે એટલે હિંદના રાજકીય પ્રશ્નને કોઈ અંગ્રેજ કરતાં વધુ સહાનુભૂતિથી સમજી શકે તે તદ્દન સ્વાભાવિક છે. એટલે તેમણે પણ કેટલાક

સાફ એકરાર કરી નાખ્યો કે હિંદની રાજકીય ગુલામીનું નિવારણ હિંદીઓ સિવાય બીજું કોઈ કરી શકે એ કેવળ ભ્રમ છે, વધુપડતી આશા છે હિંદમાં જો બળવો થાય તો પ્રજાસંઘ વચમાં પડી શકે નહિ, કેમકે બીજા કોઈ પણ રાજ્યના આંતરિક રાજકારણમાં તે પડતું નથી. લીગ વચમાં પડે ખરું, પણ તે જો હિંદી સરકાર મદદ માગે તો જ.

આટલું સ્પષ્ટ કર્યા પછી મિ. પેલ્ટે જણાવ્યું હતું કે રાજકારણ સિવાયની બીજી કેળવણીવિષયક, મજૂરોની આબાદીને લગતા પ્રશ્નો, આરોગ્ય, તેમજ બીજા ઘણા સામાજિક પ્રશ્નોમાં પ્રજાસંઘ સાથેના સહકારથી હિંદ ઘણું મેળવી શકશે. લીગનો ૨૨ કલમવાળો કોવેનન્ટ તો માત્ર સ્થૂલ કવચ છે, પણ ખરી રીતે તો પ્રજાસંઘ એ દિવસેદિવસે વધતી જતી માનવસહકાર અને શુભેચ્છાનું મૂર્ત સ્વરૂપ છે. આજે પ્રજાસંઘને નિરુપયોગી ગણી કદાચ તોડી પાડવામાં આવે તો યે માનવસંસ્કૃતિ આજે વિકાસના એટલા તબક્કાએ પહોંચી છે કે તેને પરસ્પર આપ લે, સમજૂતી, સહકાર અને સમાધાનથી કામ લેવાની ભૂખ સંતોષવા માટે એક નહિ તો બીજું આવું મંડળ સ્થાપવું જ પડશે. અને છ્નીવા ખાતે જો હિંદી પત્રકારો રાખવામાં આવે તો હિંદના પ્રશ્ન અને તેની વિધવિધ ગૂંચો બીજી પ્રજા સમક્ષ ઠીક રીતે રજૂ થઈ શકે, અને પરિણામે બીજી પ્રજાઓનાં ડહાપણ અને અનુભવનો લાભ હિંદને મળે

જાણીતા પત્રકાર શ્રીયુત કે. નટરાજને બીજાઓથી જુદા પડતાં એવો અભિપ્રાય આપ્યો હતો કે પ્રજાસંઘ આપણું ધારીએ તેટલું ભલું ન કરી શક્યું હોય છતાં અન્યાય સામે, અત્યાચાર સામે આખા વિશ્વનો પ્રજામત જાગ્રત કરવાનું પ્રબળ સાધન છે. અત્યારે ઇટલીએ એબિસિનિયા ઉપર જે અન્યાયી આક્રમણ કર્યું છે, તે સામે આખા જગતનો પ્રજામત ઊભો કરવામાં લીગે મોટો ફાળો આપ્યો છે. લીગની સ્થાપના પહેલાં આથી વધુ ભયંકર બનાવો ઉપર પણ આટલી જાગૃતિ ન આવી હોત વ્યક્તિગત ગુલામી એ આજે ગુનો ગણાય છે. અને એક કાળ એવો પણ આવશે કે જ્યારે એક પ્રજા બીજી પ્રજાને ગુલામ રાખે તે આંતરરાષ્ટ્રીય ગુનો ગણાશે.

પશ્ચિમના ડહાપણનો હિંદને લાભ મળશે તેવી મિ. પેલ્ટની સૂચનાની શ્રી નટરાજને વાજબી ટીકા કરતાં જણાવ્યું હતું કે જ્યાં સુધી પશ્ચિમની પ્રજાઓ એવા ભ્રમમાં રહેશે કે હિંદને તો તેમણે શીખવવાનું છે ત્યાં સુધી સાચો સુમેળ કે આંતરરાષ્ટ્રીય વિકાસ શક્ય નથી પશ્ચિમની પાસેથી હિંદને ઘણું શીખવાનું છે એ શકવગરની વાત છે, પણ સાથેસાથ પશ્ચિમને આજે કેટલાય સામાજિક પ્રશ્નો મૂંઝવી રહ્યા છે, તેનો ઉકેલ હિંદમાં કેવી રીતે થયો છે, તે જાણવાથી તેમને નવો રાહ મળશે. આજે હિંદ ગુલામ છે, એટલે જગતસંસ્કૃતિમાં તે કેટલો ફાળો આપી શકે તેમ છે તે ભલે નજરમાં ન આવે, છતાં એક સમય એવો જરૂર આવશે કે આ બાબતમાં હિંદનું ઋણ બીજી પ્રજાઓએ મુક્તકંઠે સ્વીકારવું પડશે.

આખી ચર્ચાનો સૂર સુરુચિભર્યો છતાં માર્મિક હતો, અને હિંદ અને પ્રજાસંઘ વચ્ચેના સંબંધની તાત્ત્વિક અને વ્યવહારદૃષ્ટિએ ઠીક છણાવટ થઈ હતી એમ કહી શકાય.

એ. એલ. ટી. પાસ થયેલા યુવકની રૂા. ૧૩) ના માસિક પગારે લશ્કરી નોકરીમાં નિમણૂક થયાની હકીકત જાહેર થઈ.

તા. ૪ : રિઝર્વ બેંકના એક ડિરેક્ટર તરીકે અમદાવાદના જાણીતા મિલમાલેક શેઠ કસ્તુરભાઈ લાલભાઈની ચૂંટણી જાહેર થઈ, શ્રીમતી સરોજિની નાયડુની પુત્રી કુ. લીલાવતી નાયડુની હૈદ્રાબાદ નિઝામના પરદેશ ખાતામાં નાયબ પ્રધાનના હોદ્દા પર નિમણૂક થઈ.

તા. ૫ : ઇંગ્લંડે ૧૯૩૬ માટેના લશ્કરી ખર્ચ પાછળ ૫ કરોડ પાઉન્ડ ખર્ચવા બજેટ કર્યું; જાપાનમાં મિ. હિરોટાની વડા પ્રધાન તરીકે નિમણૂક જાહેર થઈ.

તા. ૬ : જાપાનનું પ્રધાનમંડળ રચવામાં મુશ્કેલી. પોતાની પસંદગીના માણસો પ્રધાનમંડળમાં મૂકવાની લશ્કરની જક.

તા. ૭ : લોકાર્નો કરારને ઠોકરે મારી જર્મન લશ્કરે રાઇનલૅન્ડના પ્રદેશ પર પ્રવેશ કર્યો—લોકાર્નો કરાર પર સહી કરનારા રાજ્યોમાં ગભરાટ.

તા. ૮ : જર્મનીના લોકાર્નો કરારભંગને પરિણામે ફ્રાન્સમાં ખળભળાટ. રાજ્યોનો સામનો કરવા માટે પ્રધાનોને ખાસ સત્તા અપાઈ.

તા. ૧૦ : લોકાર્નો કરાર પર સહી કરનારા, જર્મની સિવાયના બીજા રાજ્યોના પ્રતિનિધિઓની ઊભી થયેલી નવી પરિસ્થિતિને અંગે પેરિસમાં મંત્રણા; આખરે જાપાનમાં મિ. હિરોટાએ પ્રધાનમંડળ રચ્યું.

તા. ૧૧ : ન્યુ દિલ્હીમાં મળેલી રાજસભામાં લશ્કરી વ્યવસ્થા વિશે ચર્ચા ચાલતાં કમાન્ડર ઇન ચીફ સર રૉબર્ટ કેસલ્સ બોલ્યા: "સૈન્ય વ્યવસ્થાની બાબતમાં ઊંડા ઊતરવાનો સભ્યોને અધિકાર નથી।" એના જવાબમાં સપ્રુએ જણાવ્યું: "જો ધારાસભાઓને લશ્કરોને લગતી બાબતમાં આટલો બધો રોષ ખવડાવવામાં આવશે તો સંરક્ષણ ખાતા સામે તેઓને બંડ જગાવવું પડશે અને સરકારને પડખે તેઓ ઊભા નહિ રહે."

તા. ૧૨ : અમદાવાદમાં શ્રીમતી હંસા મહેતાના પ્રમુખપણા હેઠળ પ્રથમ ગુમાસ્તા પરિષદ ભરાઈ; રાઇનલૅન્ડના મેદાનોમાં નેવું હજાર જર્મનોની જમાવટ; ઇટલીની મિત્રાચારી મેળવવા ફ્રાન્સના વલખાં; બદલામાં પોતાની સામેના પ્રતિબંધો ખેંચી લેવાની ઇટલીની માગણી.

તા. ૧૩ : બ્રિટન, ફ્રાન્સ અને બેલ્જિયમના પ્રતિનિધિઓ વચ્ચે લંડનમાં મંત્રણા.

તા. ૧૪ : લંડનમાં લોકાર્નો પરિષદ શરૂ થઈ; ગુજરાત હરિજન પરિષદની અમદાવાદમાં બેઠક; પંડિત જવાહરલાલે એ. પી. ના પ્રતિનિધિને યુરોપની પરિસ્થિતિ વિશેના પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે 'મુખ્યત્વે કાચા માલની વહેંચણીનો આ ઝઘડો છે.'

તા. ૧૫ : ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકોનું કાકા કાલેલકરના પ્રમુખપણા હેઠળ સંમેલન.

તા. ૧૬ : નાશિકમાં પં. માલવિયજીનું પંદર હજાર માણસની મેદની સમક્ષ જોરદાર ભાષણ; પંડિતજીએ ચમારો, મહારો અને માંગો વગેરે જાતના ૧૫૦ અસ્પૃશ્યોને ધાર્મિક વિધિસર શિવમંત્રની દીક્ષા આપી

તા. ૧૭ : ન્યૂ દિલ્હીમાં ગાંધી–જવાહરની હૃદયભેદક દશ્યો વચ્ચે મુલાકાત અને એક કલાકની મંત્રણા; ફ્રાંકો—સોવિયેટ કરારને આંતરરાષ્ટ્રીય મંજૂરી અપાવવા યત્નો; લોકાર્નો કરારની સત્તાઓની પેરિસમાં ગુપ્ત મંત્રણાઓ.

તા. ૧૮ : 'અસલાલીના ખેડૂતો બેહાલ બન્યા છે; તેમની પાસેથી મહેસૂલ ઉઘરાવવા અમે અસમર્થ છીએ' એવી કેફિયત સાથે અસલાલીના પોલીસ પટેલ અને રેવન્યુ પટેલે પોતાની નોકરીનાં રાજીનામાં જિલ્લા કલેકટર પર મોકલી આપ્યાની હકીકત બહાર આવી, ગ્રીસના માજી પ્રધાન અને યુરોપના એક મહાન રાજદ્વારી વેનીઝેલોસનું અવસાન.

# અનુક્રમણિકા

પુ. ૨૧ ફાગણ : ૧૯૯૨ અંક ૫


| | | |
|---|---|---|
| ૧ આવીશ, આવીશ [કાવ્ય] | પૂજાલાલ | ૪૦૧ |
| ૨ કથકલી | કવિવર વાલાથોલ | ૪૦૩ |
| ૩ 'નવી લિપિ' વિષે આઠ કલમી ચર્ચાપત્ર | બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | ૪૦૫ |
| ૪ લિપિ અને ગુજરાતી સંસ્કૃતિ | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર | ૪૦૯ |
| ૫ આભાર ? [કાવ્ય] | જેઠાલાલ ત્રિવેદી | ૪૧૪ |
| ૬ અગમ્ય ઝંખના [કાવ્ય] | સ્વમગ્ન | ૪૧૫ |
| ૭ પલટાતી સૃષ્ટિ ? [વાર્તા] | ગોવિંદભાઈ રામભાઈ અમીન | ૪૧૬ |
| ૮ સાચું કામદાર સંગઠન | જીવણલાલ ક. ચાંપાનેરિયા | ૪૩૨ |
| ૯ એક મુક્તક [કાવ્ય] | પૂજાલાલ | ૪૩૮ |
| ૧૦ કથકલી વિશે કંઈક | રામનારાયણ વિ પાઠક | ૪૩૯ |
| ૧૧ વિદ્યાપીઠની આશા | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર | ૪૪૧ |
| ૧૨ ઇરાનની સ્વતંત્રતા કેમ રક્ષાઈ ? | ડુંગરશી ધરમશી સંપટ | ૪૫૧ |
| ૧૩ શબ્દચર્ચા | ડોલરરાય રંગીલદાસ માંકડ | ૪૬૧ |
| ૧૪ છત્રી | રામજી લવજી આલગિયા | ૪૬૪ |
| ૧૫ મળવું જ નથી—[કાવ્ય] | બળદેવ મહેતા | ૪૬૮ |
| ૧૬ કંકાવટી [વાર્તા] | દુર્ગેશ શુક્લ | ૪૬૯ |
| ૧૭ પરીક્ષાવતરણ [કાવ્ય] | જનાર્દન | ૪૭૪ |
| ૧૮ જહાજો બાંધનાર એક પ્રખ્યાત પારસી કુટુંબ | વિજ્યા ઝીણાભાઈ દેસાઈ | ૪૮૦ |
| ૧૯ પુસ્તકપરિચય | રા | ૪૮૬ |
| ૨૦ નોંધ | રાદ અને જ. | ૪૯૧ |
| ૨૧ રોજનીશી | | ૫૦૬ |


લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ०॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૪-૩-૩૬

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૧ ચૈત્ર · ૧૯૯૨

## અભીપ્સુ યૌવન

સુરક્ષક પિતા—પ્રચંડ ગિરિરાજની છાયમાં
સુમંદ મૃદુ ગાનની લહર માત્રમાં રાચતું,
સ્મિતોજ્જ્વલ સુખે શિલાંગણ પરે સુખે નાચતું,
ન બાલઝરણું હવે હું રમતું રમી પાયમાં.

હવે હુ નદરાજ ઝંખનભર્યો મહા પ્રાણના
પ્રવાહ ઘુઘવંત સાથ અનિરુદ્ધ આવેગથી
શિલા–ખડક તોડતો, તરુ ઉખેડતો ટેકથી
ઉછેલ પડછંદ; માનું તટબંધ ના આણ ના.

અબંધ ઉભરે ભલે પ્રકૃતિના મળો શ્યામળા,
ન લક્ષ મુજ ત્યાં, ઠરી સકલ એ જશે કાળમાં,
ધસી ભરતીની ઉછળતી મહાફાળમાં,
પ્રવેશું મુજ સ્વપ્નસિંધુ જહીં હાક દે આકળા.

તહીં પરમ રમ્ય નીલમમયી દ્યુતિસુંદરી,
અસીમ–શયનીયમાં લઈ મને સુખે દે ભરી.

# ગાંધીજી અને સમાજવાદ

**શ્રી ચિમનલાલ ચકુભાઈ શાહ**
એમ. એ., એલએલ બી.; સોલિસીટર

સમાજવાદી અને ગાંધીજીની વિચારસરણી તથા કાર્યપદ્ધતિનો ઊંડો અને વ્યાપક ભેદ સમજવાની અત્યંત જરૂર છે. એ વિરોધનું સમાધાન અશક્ય છે. માટે જ્યારે ત્યારે પણ પ્રજાએ પસંદગી કરવી જ પડશે. આ લેખમાં તેનો મુખ્ય મુદ્દો જ કહેવા માગું છું.

સમાજવાદી વિચારસરણીનો ઊગમ મૂડીવાદમાંથી થાય છે. મૂડીવાદની ઉત્પત્તિ યંત્રયુગથી થઈ છે. યંત્રની ઉત્પત્તિ વિજ્ઞાનથી થઈ છે.

જીવનની જરૂરિયાતોના ઉત્પાદનના સાધનો જ્યાં સુધી અણવિકસ્યાં અને જૂજ હોય છે ત્યાં સુધી ઉત્પાદન જરૂરિયાતપૂરતું જ હોય છે. તેની ઉત્પત્તિ જાતમહેનતથી હોવાથી મિલકત એકઠી થતી નથી. એટલે વહેંચણીમાં વિશેષ અસમાનતા અને અન્યાય થવો શક્ય નથી.

પણ ઉત્પાદનનાં સાધનો વિકસિત થાય, યંત્રબળે કરીને ઉત્પાદન અનંતગણું વધી જાય, ત્યારે જો તે સાધનોની માલિકી ખાનગી હોય તો વહેંચણીમાં અસમાનતા અને અન્યાય વધતો જાય અને છેવટ ગુલામી અને ભૂખમરો વધે.

તે દૂર કરવાના બે માર્ગો છે. એક તો ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીનો નાશ કરવો, અથવા ઉત્પાદન જેનાથી વધી પડી એકઠું થઈ શકે તેવાં સાધનોનો નાશ કરવો. એક માર્ગ સમાજવાદનો છે, બીજો માર્ગ ગાંધીજીનો છે.

સમાજવાદી, યંત્રોનો પૂરતો ઉપયોગ કરી, ઉત્પાદન જેટલું બને તેટલું વધારે અને જીવનનું ધોરણ ઉચ્ચ બનાવે—એટલે જીવનની જરૂરિયાતો વધારી ઉપભોગ વધારે, અને ઉત્પાદનનાં સાધનોની સામુદાયિક માલિકી બનાવી, અસમાન અને અન્યાયી વહેંચણી અટકાવે.

ગાંધીજી, યંત્રોનો ઉપયોગ બને તેટલો ઓછો કરી, જાતમહેનતથી દરેક જણ અને દરેક ગામ પોતાની જરૂરપૂરતું ઉત્પન્ન કરે અને મિલકત એકઠી થતી અટકાવે તે સાથે જીવનમાં અત્યંત સાદાઈ આણી, જીવનની જરૂરિયાતો ઓછી કરી, અસમાનતા અને અન્યાય અટકાવે.

આ બન્ને જીવનનાં ધોરણો અને તત્ત્વજ્ઞાનોને અનુરૂપ દરેકની સામાજિક અને આર્થિક વ્યવસ્થા થાય અને સામાજિક તત્ત્વજ્ઞાન ઘડાય તેની વીગતોમાં નહિ ઊતરું.

કયો માર્ગ શક્ય છે?

વિજ્ઞાન અને યંત્રને દૂર કરી ઉત્પાદન મર્યાદિત કરી શકીશું? જાતમહેનતથી જરૂર-પૂરતું જ ઉત્પન્ન કરવાનું ધોરણ સ્વીકારશું? ગાંધીજી એમ કહે છે કે હિંદુસ્તાનમાં કરોડો બેકાર પડ્યા છે ત્યાં યંત્રનો ઉપયોગ કરી બેકારી અને ભૂખમરો વધારવો એ પાપ છે. સમાજવાદી જવાબ આપે છે કે યંત્રો બેકારી અને ભૂખમરો વધારતાં નથી પણ યંત્રોની

ખાનગી માલિકી તેનું કારણ છે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીનો નાશ કરી, જીવનનું ધોરણ ઉચ્ચ બનાવો તો બેકારી અને ભૂખમરો ટળે. જીવનનું ધોરણ ઉચ્ચ બનાવવું કે સાદુ રાખવું? જીવનની જરૂરિયાતો વધારવી કે ઘટાડવી?

યંત્રની બનાવેલી વસ્તુ સસ્તી મળતી હશે ત્યારે હાથની બનાવેલી વસ્તુનો ઉપયોગ કરશો? લોટ હાથનો દળેલો વાપરશો કે સંચાનો? સૂપડું લોખંડનું વાપરશો કે હાથનું બનાવેલું? દાણા ભરવાની કોઠી કુંભારની હાથે બનાવેલી વાપરશો કે લોખંડની યંત્રમાં બનાવેલી? જોડા મોચીએ હાથે સીવેલા વાપરશો કે સંચે બનેલા? ખાટલો સંચે બનેલો લોખંડનો વાપરશો કે સુતારે હાથે બનાવેલો? યંત્રયુગ પહેલાં ઉત્પાદનનાં જે સાધનો હતાં તેજ કાયમ રાખશો કે વિજ્ઞાનની શોધખોળનો લાભ લઈ, ઉત્પાદનના નવીન સાધનો સ્વીકારશો?

મનુષ્યને યંત્રનો ઉપયોગ મળે પછી તે જાતમહેનત કરશે? તે કરવી જરૂરી છે? યોગ્ય છે? યંત્રની બનાવેલી અપરિમિત અને સસ્તી વસ્તુઓ સમીપ હાથની બનાવેલી થોડી અને મોઘી વસ્તુઓ હરીફાઈમાં ટકી શકશે? એ હરીફાઈ અટકાવી શકશો? ગ્રામ હુન્નરઉદ્યોગોને પુનર્જીવન આપશો કે યંત્રોનો ઉપયોગ કરી ઉત્પાદન વધારશો?

જો યંત્રોનો ઉપયોગ અનિવાર્ય હોય તો તેની મર્યાદા અશક્ય છે. તો પછી બે જ રસ્તા છે. મૂડીવાદ અથવા સમાજવાદ. મૂડીવાદ તો ગાંધીજીને પણ નથી જોઈતો. ગાંધીજી મૂડીવાદીને, રાજાને ને જમીનદારને પોતાની મિલકતના ટ્રસ્ટી થવા વીનવે છે. તેઓ થશે? ન થાય તો? શા માટે ટ્રસ્ટી થવા કહેવું? તેને સતત પ્રલોભન રહે એવી સામાજિક અને આર્થિક વ્યવસ્થા જ શા માટે રાખવી?

એટલું યાદ રાખજો કે સમાજવાદી પણ એક નવી માનવતા રચી રહ્યો છે, એક નવી સંસ્કૃતિ ઉત્પન્ન કરી રહ્યો છે. પણ મનુષ્યનું વર્તન અને તેનું માનસ તેના વાતાવરણ અને સામાજિક તથા આર્થિક બંધારણ ઉપર આધાર રાખે છે માત્ર હૃદયપલટો કર્યે ન ચાલે. પરિસ્થિતિના પલટા સિવાય એકલો હૃદયપલટો થઈ શકતો નથી. થાય તો ટકી શકતો નથી. હૃદયપલટો કાયમ ટકી શકે તેવું વાતાવરણ જોઈએ. સમાજવાદી પ્રથમ અત્યારના સામાજિક અને આર્થિક બંધારણની ક્રાન્તિ કરી, કેળવણીથી નવી માનવતા સર્જવા ધારે છે સમાજવાદ એ નવો ધર્મ છે. એ વિશ્વધર્મ થવાને શક્તિમાન છે.

આ પુનર્ઘટના રાજકીય સત્તા વિના અશક્ય છે. ગાંધીજી પણ જે પુનર્ઘટના કરવા માગે છે તે પૂરેપૂરી તો રાજકીય સત્તા વિના અશક્ય છે પણ તે રચના કેટલેક દરજ્જે રાજકીય સત્તા વિના થઈ શકે તેમ છે. તેથી ગાંધીજી રાજકીય કાર્યક્રમમાં આ વસ્તુઓ લાવે છે. સમાજવાદી માટે રાજકીય સત્તા પ્રથમ પગલું છે. તેની પ્રથમ લડત રાજકીય સત્તા માટે છે. તેથી જ સમાજવાદીને માટે મહાસભા એ કોઈ વ્યક્તિનો આધ્યાત્મિક વિકાસ સાધવાને ધર્મ અને નીતિના પ્રયોગો કરવાની સંસ્થા નથી. તેને માટે મહાસભા રાજકીય સત્તા પ્રાપ્ત કરવાને માટે સંસ્થા છે તેણે કલ્પેલ સામાજિક અને આર્થિક વ્યવસ્થા રાજકીય સત્તા હસ્તગત કર્યા સિવાય ઉત્પન્ન કરવી અશક્ય છે, તેથી તેને માટે કોઈ પણ રીતે રાજકીય સત્તા મેળવવી એ પ્રથમ અને અગ્રગણ્ય નેમ છે. તેને માટે મહાસભા પ્રજાને નૈતિક અને ધાર્મિક બોધપાઠો આપનારી અથવા વ્યક્તિગત અંતઃશુદ્ધિ કરનારી કોઈ સંસ્થા નથી.

મહાસભા સામાજિક સુધારણા કરવાવાળી પણ કોઈ સંસ્થા નથી. તેને માટે સામાજિક સુધારણા રાજકીય સત્તા મળ્યા વિના અશકય છે. તેણે કલ્પેલ સામાજિક અને આર્થિક વ્યવસ્થા રાજકીય સત્તાના બળે જ શક્ય છે તેથી મહાસભાને આ રાજકીય સત્તા પ્રાપ્ત કરવાના એક જ ધ્યેયથી દૂર લઈ જવાવાળી કોઈ પણ યોજના તેને અસ્વીકાર્ય છે અને અવળે રસ્તે દોરવાવાળી છે આ ધોરણે ગાંધીજીનો લગભગ આખો રચનાત્મક કાર્યક્રમ મહાસભાના રાજકીય ધ્યેયથી પર છે. સમાજવાદી સીધી લડત કરીને રાજકીય સત્તા હાથ કરવા માગે છે અને તે હાથ કર્યા પછી સામાજિક અને આર્થિક આમૂલાગ્ર પુનર્ઘટના રાજકીય સત્તાના બળે કરવાની ઉમેદ રાખે છે આ રાજકીય લડત અહિંસક જ હોવી જોઈએ તેમ નથી લડતની ગાંધીજીએ શીખવેલ ઘણી રીતોનો સફળતાપૂર્વક ઉપયોગ થઈ શકે છે. પણ સમાજવાદીનો રાજકીય કાર્યક્રમ હમણા હુ નથી ચર્ચવા માગતો.

ગાંધીજીના ધર્મ અને નીતિના બધા ઉપદેશો, શ્રી વલ્લભભાઈની દમદાટીભરી બધી ટીકાઓ અને કટાક્ષો, ડૉ. પટ્ટાભિસીતારામૈયા અને આચાર્ય કૃપાલાનીની બુદ્ધિ અને તર્કની બધી દલીલો, શ્રી. કુમારપ્પાના અર્થશાસ્ત્રના બધા આકડાઓ, આમાનુ કોઈ પણ હિંદુસ્તાનમાં સમાજવાદી વિચારણા ફેલાતી અટકાવી શકે તેમ નથી કારણ કે (૧) ગાંધીજીનું જીવનનુ તત્ત્વજ્ઞાન અને ધોરણ જે આર્ય સસ્કૃતિને અનુપમ કહેવાય છે, અને તેને અનુકૂળ ગાંધીજીએ કલ્પેલી સમાજરચના સમાજવાદીને—અત્યારની પ્રજાને—માન્ય નથી, (૨) મનુષ્યને વિજ્ઞાન અને યંત્રનો ઉપયોગ કરતો અટકાવવો અશક્ય છે તેના કારણે ઉત્પાદન અનંત થવાનું જ. તેમાં જો ઉત્પાદનના સાધનોની ખાનગી માલિકી રાખીએ તો મૂડીવાદ અનિવાર્ય છે. તો ઉત્પન્ન વસ્તુની વહેંચણી અસમાન અને અન્યાયી રહેવાની જ, અને વર્ગવિગ્રહ અને ગુલામી અચૂક જન્મે. તે અટકાવનારી એક જ સામાજિક અને આર્થિક વ્યવસ્થા છે અને તે સમાજવાદ.

સમાજવાદીને રાજકીય સત્તા લેતા અટકાવવા હિંદી મૂડીવાદીઓ, જમીનદારો અને રાજાઓ, અત્યારની પરદેશી સરકારને સહકાર આપશે, કારણ કે સમાજવાદી સ્વરાજમાં પોતાની મિલકત ગુમાવવી તેના કરતા પરદેશી સત્તાના આશ્રયે અને તેની મદદથી પોતાની મિલકત કાયમ રાખવાનુ તેઓ વધારે પસંદ કરશે એટલે સમાજવાદીએ પરદેશી સરકાર સાથે લડવાનુ છે, તે સાથે સ્વદેશી મૂડીવાદી, જમીનદાર અને રાજા સાથે પણ લડવાનુ છે. ગાંધીજીની યોજનાથી આ આંતરવિગ્રહ થોડો સમય અટકાવી શકાય તેમ છે, પણ અંતે તો તે પણ અનિવાર્ય છે, કારણ કે મૂડીવાદ, જમીનદારી અને રાજાની સંસ્થાનો નાશ અનિવાર્ય છે.

# ઓચિન્તી ઊર્મિ

અજાણી દિશથી આવી ઓચિન્તી ઊર્મિ વાયુની,
ઉઘાડે પોથી, વાસેલી જતને, ગત આયુની.

•

સન્ધ્યા જતાં કો પટ પૃથ્વીકેરો
વેરાન અંધાર મહીં ડૂબેલો,
વિયુક્ત ને દાઝલ કોઈ ઉર શો
જેમાં કશું કાંઈ ન ઓળખાયે
ને ઓળખ્યાની પરવા ન કોઈને;
ત્યાં પ્રાચીમાં પૂનમચન્દ્ર ઊગે,
ને પૃથ્વીને ઠેઠ છેડે—કિનારે,
શશાંકના ચિહ્ન શું બિંબમાં જડ્યું
દેખાય કો ઝાડનું દગ્ધ ઠૂંઠું.
ને એ પટે સ્પષ્ટ પ્રદીપ્ત ચન્દ્ર શું
પ્રકાશી ઊઠે કંઈ સદ્ય ચિત્તમાં!

•

દિનતણી નોંતરેલી પ્રભા થકી,
અગર અ ત ર ભા થ કી ઊજળું,
ગગન વા ગહને નિજ આત્મના
નજર નિશ્ચલથી નિરખી રહ્યું,
યાદ'વે છે તુજ મુખ સખી! આંગળી-હોઠ-મૂક્યું!
કયે દિને, કો અથવા પ્રસંગે,
કો સ્થાન, ને દૃશ્યની ભૂમિકા શી,
કો દૃષ્ટિબિન્દુ, એ કશું યાદ ના'વે—
યાદ'વે માત્ર તારું મધુર મુખ સખી! આંગળી-હોઠ-મૂક્યું!

•

ઓચિન્તી વાયુ ઊર્મિથી વાસેલી પોથી ઊઘડે,
પર્ણોમાં ગૂઢ ઢંકાયું, હિમબિન્દુ ખરી પડે!

૭

# 'પરીક્ષા'ની પરીક્ષા

'જિજ્ઞાસુ'

આ જમાનો પરીક્ષાઓનો છે. તમારે કોઈ પણ ધંધામાં આગળ વધવું હોય, સારી નામના મેળવવી હોય, તો એક કે બીજી રીતે પરીક્ષાનું પ્રમાણપત્ર તમને આવશ્યક જણાશે. પરીક્ષા એ આધુનિક સંસ્કૃતિનું લાક્ષણિક ચિહ્ન થઈ પડ્યું છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. આપણા દેશમાં હવે તો સૌ જાણે છે કે ડિગ્રીઓની મદદથી પહોંચી શકાય એવાં શિખરો બહુ ઓછાં રહ્યાં છે—બલકે, યુનિવર્સિટીના દરવાજાની બહાર નીકળતાં બીજા બધા દરવાજાઓ બંધ થયેલા દેખાય છે. આપણી કેળવણીની પદ્ધતિ એકમાર્ગી છે, સંકુચિત ભાવના અને આદર્શરહિત માનસનું એ સર્જન છે. પરિણામે શાળાઓમાં, કૉલેજોમાં, યુનિવર્સિટીમાં, બધે જ અસંતોષ ફેલાઈ રહ્યો છે. વિદ્યાર્થીઓને અભ્યાસમાં રસ રહ્યો નથી, માબાપોને મનેકમને અતિશય ખર્ચ કરવો પડે છે અને છેવટે તેનો બદલો મળતો નથી તેથી તેઓ પણ ઉદાસીન રહે છે. પણ કોઈ અફીણી જેમ પોતાનું વ્યસન સહેલાઈથી છોડી શકતો નથી તેમ આપણે પણ જૂની ગરેડમાંથી નીકળી શકતા નથી. સાધારણ ગ્રેજ્યુએટો માટે માગ નથી, દેશને વૈજ્ઞાનિકોની, કુશળ કારીગરોની, કેળવાયેલા ખેડુતોની જરૂર છે એમ જાણવા છતાં, કેવળ શૈથિલ્યને લીધે, नाशाय समृद्धवेगाः આપણે કૉલેજો તરફ ડિગ્રીના મોહમાં ધસ્યા જઈએ છીએ. અવારનવાર પદવીદાનસમારંભ વખતે કોઈ ને કોઈ વિદ્વાન આપણને ચેતવણી આપે છે. એ શબ્દો થોડા સમય માટે આપણા કાનમાં અથડાયા કરે છે, પણ બીજો માર્ગ સૂઝતો નથી એટલે ફરી—હિંદીઓને સુલભ એવું—'જેવું નસીબ' કરી આંખ મીંચી એ જ રસ્તે ચાલ્યા કરીએ છીએ. એટલું તો ચોક્કસ કહી શકાય કે આર્થિક પુનર્ઘટના જેટલો મોટો પ્રશ્ન કેળવણીપદ્ધતિની પુનર્ઘટનાનો છે. એ આખી ઇમારત છેક પાયાથી માંડી ફરી ચણવી જોઈશે. એ પ્રશ્ન પર યુનિવર્સિટીના સંચાલકોએ, વિચારશીલ નેતાઓએ અને ખાસ કરીને યુવકવર્ગે વિચાર કરી નવી પદ્ધતિની રૂપરેખા દોરી કાઢવાની આવશ્યકતા છે. જે નવા યુગને આજે આપણે 'સ્વરાજ્ય' શબ્દમાં સમાવી દઈએ છીએ તેને માટે તૈયારી કરવા દેશની સંસ્કૃતિને અનુકૂળ, પ્રજાની જુદીજુદી શક્તિઓ ખીલવનાર કેળવણીપદ્ધતિ આપણે યોજી શકીશું નહિ ત્યાંસુધી રાજદ્વારી ક્ષેત્રમાં આપણા પ્રયાસો ભાગ્યે જ સફળ થઈ શકશે. સ્વતંત્રતા માટેના યુદ્ધમાં, વિદેશી કે સ્વદેશી સરકાર નીચે[1] યુનિવર્સિટીમાં કેળવાયેલો યુવક હમેશ અગ્રસ્થાને રહેશે. ગાંધીજીની 'રાષ્ટ્રીય કેળવણી' માટેની હિમાયત આવા જ આશય પર ઘડાયેલી છે.

આપણી અત્યારની પદ્ધતિમાં આવા અનેક દોષો છે તે જાણીતા છે, પણ એ પદ્ધતિનાં

---

૧. 'સ્વરાજ્ય' મળતાં આપણાં બધાં દુઃખો અદૃશ્ય થઈ જશે, અથવા સ્વતંત્રતા હમેશ માટે આપણી થઈ રહેશે એ માન્યતા ભૂલભરેલી છે. સ્વરાજ્ય મળતાં 'દેવો અવતરશે' અને 'અપ્સરા ઉતરશે' એવો ભ્રમ કેળવવો ન જોઈએ. ખરું જોતાં, સ્વરાજ્યની જરૂર એટલા માટે છે કે આપણે મુશ્કેલીઓની ખરાબર સામે થઈએ અને આપણી રીતે એનું નિવારણ કરીએ.

આવશ્યક અંગરૂપ પરીક્ષાઓની પદ્ધતિ એકંદરે સંતોષકારક પરિણામ આપે છે કે નહિ તે વિષે આપણા દેશમાં ખાસ તપાસ થઈ નથી. 'રાષ્ટ્રીય કેળવણી'માં પણ પરીક્ષાઓ તો હાલ છે તેવી જ રહેશે એવી સામાન્ય માન્યતા છે. છતાં, પરીક્ષાઓ વિના આપણે ન જ ચલાવી શકીએ ?

૨

પરીક્ષાની પદ્ધતિમાં અમુક દોષો મૂળભૂત છે વિદ્યાર્થીઓની અંગત વિશિષ્ટતા કે વિલક્ષણતા તરફ એમાં કશું ધ્યાન અપાતું નથી, કેટલાક ઉમેદવારો સરસ જ્ઞાન ધરાવતા હોય છતા પરીક્ષાના હોલમાં સારું કામ બતાવી શકતા નથી કેટલાક માત્ર થોડાક જ સવાલના જવાબ ગોખી કાઢી પાસ થઈ જાય છે. જ્યા પરીક્ષાનું ધોરણ છે ત્યાં જ્ઞાનની લાલસાને બદલે માર્કનો લોભ જ અભ્યાસપ્રવૃત્તિનો મહાન હેતુ થઈ પડે છે પરીક્ષાનો અનુભવી કોઈ પણ કહી શકશે કે કેટલીક હકીકત પરીક્ષાના દિવસોમા મગજની ઉપરની સપાટી પર તરતી હોય છે, છેક ઊંડે ગઈ હોતી નથી, છતા માર્ક મેળવવામાં એ મદદરૂપ થાય છે અને પરીક્ષા પછી હમેશને માટે એ ભુસાઈ જાય છે પરીક્ષાનો ભય વિદ્યાર્થીને બીજી પ્રવૃત્તિઓમા ભાગ લેતા અટકાવે છે, તેથી સારા માર્ક અને પારિતોષિકો મેળવનારા વિદ્યાર્થીઓ ઘણેભાગે નિસ્તેજ અને નિરુત્સાહ, આખા જગતનો બોજો એમના પર આવી પડ્યો હોય એવા દેખાશે. વિદ્યાર્થિનીઓ પર પરીક્ષાની અસર તેથી પણ વિશેષ ખરાબ થતી હોય એમ કેટલાકને ભય છે. એ દોષો ઉપરાંત, પરીક્ષા ભાગ્યે જ વિદ્યાર્થીની ખરી શક્તિની કસોટી કરી શકે છે, તે ખાસ લક્ષમા લેવાનું જોઈએ. પરીક્ષા એ વિદ્યાર્થીની શક્તિનુ માપ નથી એમ તો ઘણા કહેશે, પણ સામાન્ય રીતે એવા અભિપ્રાય ધરાવનારાઓ કાં તો નાપાસ થયેલા હોય છે, અથવા એક કે બીજે કારણે કેળવણીમાત્ર તરફ તિરસ્કારની નજરે જોનારા હોય છે, તેથી એમના અભિપ્રાયને કોઈ ગણકારતું નથી. એ દૃષ્ટિએ, સર ફિલીપ હર્ટોગ અને ઇ. સી. રોડ્ઝનુ 'પરીક્ષાઓની પરીક્ષા'[1]'માં કરેલું પૃથક્કરણ ઘણુ મહત્ત્વનું ગણાશે.

૩

૧૯૩૧ના મેમાં ઇન્ટિઓર્નમા International Conference on Examinations ભરાઈ હતી તેનાં પરિણામરૂપે આ રિપોર્ટ છે. ઇંગ્લંડના જાણીતા કેળવણીકારોએ એ રિપોર્ટ તૈયાર કર્યો છે, એટલે એની અપ્રમાણતા દરેકોઈ સ્વીકારશે જ. પરીક્ષાઓમા એક જ વિદ્યાર્થીના એના એ જ જવાબ પર જુદાજુદા પરીક્ષકોના માર્કમા કેટલો ફરક પડે છે, એના એ જ પરીક્ષકો એ જ પેપર થોડા સમય પછી તપાસે તો કેટલો ફરક પડે છે, એ શોધી કાઢવાનો આ પ્રયાસ છે ઇંગ્લંડમા લેવાતી કેટલીક પરીક્ષાઓમાં લખાયેલા જવાબો અનુભવી પરીક્ષકોને અનુકૂળ સમયે, જૂના માર્ક તેમને જાણવા દીધા વિના, તપાસવા મોકલેલા. એવી રીતે અપાયેલા માર્કનું પૃથક્કરણ કરતાં જે પરિણામ જણાયુ છે તે પરીક્ષાની પદ્ધતિ વિષે સૌને સાશંક તો બનાવશે જ. અહીં થોડા દાખલા આપીશું.

[ અનુસંધાન પૃ. ૫૫૮

1. "An Examination of Examinations," by Sir Philip Hartog and E. C. Rhodes. 1935.

# આ ચિત્ર જુઓ

નગીનદાસ પારેખ

**આ**પણો દેશ ગરીબ છે, એવુ તો આપણે રોજ કહીએ અને સાભળીએ છીએ, પણ એ ગરીબાઈનો પૂરો ખ્યાલ ઘણા ઓછાને હોય છે આથી જ્યારે કોઈ કોઈ-વાર એ દારુણ ગરીબાઈના તાદૃશ વર્ણનો આપણે વાચીએ છીએ ત્યારે અસ્વસ્થ થઈ જવાય છે અને થાય છે—આટલી બીહામણી ગરીબાઈ! થોડા સમય ઉપર 'હરિજનબધુ'મા મામાસાહેબે ગોધરા તરફના ગામડાના અનુભવ લખેલા તે જેમણે ન વાચ્યા હોય તેમણે વાચી લેવા જોઈએ તેમણે દોરેલા ચિત્રો પણ ભેદક હતા આજે મેં બગાળના એકનિષ્ઠ સેવક શ્રી સતીશચદ્ર દાસગુપ્તનો એક લેખ વાચ્યો એમા એમણે બગાળની ભયકર ગરીબાઈનુ ચિત્ર આપ્યુ છે એમણે આપેલુ ચિત્ર આકડાઓ ઉપર રચાયેલુ હોઈ ખૂબ અસરકારક છે સૌ કોઈને વિચાર કરતા કરી મૂકે એવુ છે મેં તો એ વાચ્યુ ત્યારથી એ મારી નજર આગળથી ખસતુ જ નથી એથી જ એ ચિત્ર બને ત્યા સુધી એમના જ શબ્દોમા તમારી આગળ ખડુ કરવાનો પ્રયત્ન કરુ છુ

પણ એ ચિત્ર ઉપર આવુ તે પહેલા બે શબ્દો એના ચિત્રકાર વિષે શ્રી સતીશબાબુ આખા દેશભરમા વિખ્યાત થયેલ ખાદી પ્રતિષ્ઠાનના સચાલક છે બગાળની હરિજન પ્રવૃત્તિના પ્રાણ પણ એમને જ ગણવા પડે બગાળમા ગ્રામોદ્યોગ કે ગ્રામસેવાની પ્રવૃત્તિના પ્રેરક પણ એઓ જ છે હમણા સુધી ખાદી પ્રતિષ્ઠાન ગરીબ લોકો પાસે કતાવી વણાવી ખાદી ઉત્પન્ન કરી તે ખપાવવાનુ જ કામ કરતુ હતુ થોડો સમય થયા એમણે એ કાતનાર બાઈઓને પણ વસ્ત્રમા સ્વાવલબી થવાને લલચાવવા માડી છે અને તેમા સારી સફળતા મળવા માડી છે હમણા એમણે જુદાજુદા એકવીસ ગામોમા આ વસ્ત્રસ્વાવલબનની પ્રવૃત્તિ શરૂ કરી છે કામ શરૂ કરવા પહેલા તે તે ગામ વિષે પૂરી માહિતી ભેગી કરવાનો ક્રમ રાખ્યો હતો, અને એ માટે કાર્યકર્તાઓ ઘેરઘેર જઈ લોકોને સવાલો પૂછી નક્કી કરી રાખેલો કોઠો ભરી લાવતા એ કોઠામા આટલી વિગતો છે નામ, જાતિ, કુટુબના સ્ત્રી, પુરુષ અને બાળકોની જુદી જુદી સખ્યા, સ્ત્રી અને પુરુષોમાના કોણ શી રીતે કમાય છે, જમીન કેટલી છે મહેસૂલ કેટલુ કર કેટલો, ઉત્પન્ન થતા પાકની કિંમત, બીજી આવક, કુલ આવક દેવુ ઢોર, બળદ સાઢ, ગાય, વાછરડાની સખ્યા, રેટિયા ઢીંકણી, તાડ, કપાસના છોડ વગેરેની સખ્યા આ બધી નોધ થઈ ગયા પછી એમણે ગામની સરેરાશ કાઢી પછી જે પરિણામો આવ્યા તે જોઈને ખુદ કાર્યકર્તાઓ સુદ્ધા આભા બની ગયા એમાની કેટલીક વિચારવા જેવી બાબતોની ચર્ચા સરળતા ખાતર એક જ ગામને લક્ષમા રાખીને અહીં કરવા ધારી છે

બારાગોડિયા ગામ આત્રાઈ (રાજશાહી)થી પાચ માઈલ ઉત્તરે અને ઈ આઈ આર રેલવેના સ્ટેશન રઘુરામપુરથી ૧ માઈલ પૂર્વે આવેલુ છે ત્યા ૭૦ ઘરની વસ્તી છે ૩૪ ઘર મુસલમાનોના અને ૩૬ હિંદુઓના કુલ વસ્તી ૩૫૯ માણસોની છે તેમા દસ વરસથી ઓછી ઉંમરના બાળકોની સખ્યા ૯૬ છે

**જમીન**: ગામ લોકોની ૧,૧૨૧ વીઘાં ખેતીની જમીન છે એમાંથી ૨૮૦ વીઘાં તો ત્રણ મોટાં મોટાં હિંદુ કુટુંબોનાં ૨૨ માણસોના હાથમાં છે. મુસલમાનોમાં માથાદીઠ પોણાબે વીઘાં અને હિંદુઓમાં અઢી વીઘાં જમીન આવે છે.

**આવક**: ખેતીમાંથી અને બીજા ધંધામાંથી ગામની એકંદર આવક રૂા. ૯,૧૪૪ છે. મુસલમાનોની માથાદીઠ વાર્ષિક આવક રૂા. ૧૫ છે, અને હિંદુઓની રૂા. ૨૮ છે. આ આવકમાંથી જ મહેસૂલ અને ખેતીનો ખર્ચ પણ કાઢવાનાં

**કાંતણ**: મુસલમાનોનાં ૩૪ ઘરોમાંથી ૧૩ ઘરોમાં ૧૩ રેંટિયા છે. હિંદુઓનાં ૩૬ ઘરોમાંથી ૩૧ કુટુંબોમાં ૫૨ રેંટિયા છે, એટલે કે ૭૦ ઘરોમાંથી ૪૪ ઘરો વસ્ત્ર-સ્વાવલંબનને માર્ગે છે.

**રૂ**: ગામમાં આજે ૧૧૨ દેવ કપાસના છોડ છે. કેટલાક છોડોનાં ઉત્પન્નનો ખૂબ કાળજીપૂર્વક હિસાબ રાખ્યો છે નવ ફૂટ વ્યાસના એક છોડ ઉપર આ માગસર મહિનામાં ૪૦૦૦ કાલાં આવ્યાં હતાં. ૪૦ કાલાંમાંથી ૩ તોલા કપાસ નીકળે છે, અને તેમાંથી ૧ તોલો રૂ મળે છે. આ હિસાબે ૪,૦૦૦ કાલામાંથી સો તોલા અથવા સવાશેર રૂ ઊતરશે. એ કપાસને વરસમાં બે ફાલ આવે છે, એટલે એક છોડ અઢી શેર રૂ આવે છે. આવા છોડ એક વીઘામાં ૧૪૦ રહી શકે છે. એટલે એક વીઘામાંથી રૂા. ૧૪૦ની આવક થઈ શકે. ધારો કે ત્રીજા ભાગનો જ કપાસ ઊતરે તોયે વીઘાદીઠ રૂા. ૫૦ તો મળે જ. આટલી આવક આ તરફ ખેતીમાંથી થતી નથી.

**ડાંગર છડવી**: ગામનાં ૭૦ કુટુંબોમાંનાં ૬૭ કુટુંબોમાં ઢીંકણી છે. સૌ પોતપોતાને જોઈતી ડાંગર છડી લે છે. કેટલાક ડાંગર છડીને રોજી પણ મેળવે છે. પણ તેમને હંમેશાં પૂરતું કામ મળતું નથી. રંગૂનના ચોખા એટલા સોંઘા હોય છે કે ઘણી વાર તો છડવાની મજૂરી તો જતી કરવી પડે જ છે, ઉપરાંત ડાંગરના ભાવમાં પણ ખોટ ખાવી પડે છે! ગ્રામોદ્યોગની પ્રવૃત્તિને અંગે હાથછડના ચોખા ખાવાનો શહેરોમાં પ્રચાર કરવામાં છે, એટલે કદાચ આ લોકોને થોડી રોજી મળે એવો સંભવ છે.

**પાક**: આ અને એની આસપાસનાં ગામોમાં એક જ પાક થાય છે ડાંગર કે પાટ. રબિ પાક એ લોકો કરતા નથી. રબિ પાક કરતાં આવડતો નથી એમ નથી. પણ રબિ પાક થાય એવો સંભવ છે, એ જાણવા છતાં રબિ પાક લેતા નથી તેનું કારણ એ છે કે ડાંગર લઈ લીધા પછી બધા ઢોરને ખેતરમાં છોડી મૂકે છે. એવે વખતે કોઈ એક જણના ખેતરમાં પાક હોય તો ઢોરો ખાઈ જ જાય. આખું ગામ સંપ કરે તો જરૂર રબિ પાક થઈ શકે, પણ વહ દિન કહાં? ખાદી પ્રતિષ્ઠાનના માણસોએ થોડી જમીન લઈ તેના ઉપર રબિ પાક કરવા માંડ્યો છે, અને તે જોઈને લોકોમાં પણ એ સંબંધે ઉત્સાહ પેદા થયો લાગે છે જો એ લોકો રબિપાક લે તો તો અહીંના ખેડૂતોની આવક બમણી થઈ જાય. જેમની માથાદીઠ આવક રૂા. ૨૫) છે તેમને બીજા રૂા. ૨૫) મળે એ કાંઈ જેવી-તેવી વાત નથી.

**ઢોર**: આ ગામમાં ૨૫૧ ઢોર છે. તેમાં ૮૦ ગાય છે. કેટલાક ખેડૂતો ગાયને પણ હળે જોડે છે આથી બધી ગાયો દૂધ દેતી નથી, ગાભણી પણ થતી નથી. અહીંની દૂઝણી ગાયોના આંકડા મળ્યા નથી, એટલે પાસેના તિલાબદુરી ગામના આંકડા એટલા પૂરતા

વાપર્યાં છે. એ ગામમાં હિંદુમુસલમાન મળીને કુલ ૬૫૫ માણસની વસ્તી છે. તેમાં દસ વરસની અંદરનાં બાળકોની સંખ્યા ૨૫૩ છે ગામમાં ૧૭૦ ગાય છે. અહીં પણ કેટલાક લોકો ગાયને હળે જોડે છે. હિંદુઓ જોડતા નથી. હમણા માગસર મહિનામા ૧૭૦માંથી ફક્ત ૧૫ ગાયો જ દૂધ આપતી હતી બધી ગાયોનું દૂધ ભેગુ કરીએ તો પાકા પાંચ શેર થાય. એ ગામનાં ૨૫૩ બાળકોને એ દૂધ વહેંચીએ તો દરેક બાળકને ભાગે શું આવે ?

અહીંની જમીન ખૂબ નીચાણવાળી છે. એટલે વસવા માટે ખાડા ખોદી તેની માટીના ટગલા બનાવી તે ટેકરા ઉપર વાસ કરવો પડે છે. આને લીધે જગ્યાની ખૂબ તાણ છે. ગોચરની જમીન તો છે જ નહિ. શાકભાજી કરવાની જમીન પણ નહિજેવી જ છે લીલું ઘાસ તો ઢોર કદી દેખવા જ પામતા નથી ૭ મહિના તો જમીન ઉપર પાણી ફરી વળે છે; તે વખતે ઢોરને આગણામાં ફરવાહરવાની પણ જગ્યા રહેતી જ નથી. વૈશાખમા વાવણી થાય છે, એટલે ચરવાનું બંધ થઈ જાય છે પોષ, માઘ, ફાગણ અને ચૈત્ર એ ચાર મહિના ચરવા મળે. પણ એ વખતે ખેતરમાં ઘાસ હોતું નથી. થોડો વરસાદ પડે અને જો કંઈ ચાર ઊગે તો તે પૂરી ઊગે તે પહેલા જ સાફ થઈ જાય છે. અહીંની જમીન કદી હરિયાળી થવા જ પામતી નથી આમ ચારાને અભાવે અહીના ઢોર ખૂબ દૂબળા થઈ ગયેલાં છે અહીંના પુખ્ત ઉંમરના બળદના હાડપિંજરનું વજન કરી જોયુ તો ફક્ત છસાત શેર થયું. સામાન્ય રીતે બંગાળાના બળદના હાડપિંજરનું વજન તેરચૌદ શેર હોય છે. જ્યાં ઢોરની સારી સંભાળ લેવાય છે, ત્યા એવા સારા ઢોર પણ જોવા મળે છે. ઘાંચીના બળદ સારા હોય છે કારણુ તેની રોજીનો આધાર બળદના બળ ઉપર છે. અહીંની જમીન ખૂબ પોચી હોવાથી ખેડુત બળદ વિના પણ ચલાવી શકે એમ હોવાથી તે એની સંભાળ રાખતો નથી બળદના ચામડાનું વજન પણ કરી જોયુ છે જે ચામડાનું વજન ૭ શેર થવુ જોઈએ તેનું વજન ફક્ત ત્રણ શેર થયુ. આ અહીંનાં ઢોરોની દશા છે. એમની ઓલાદ સુધારવાનો તો પ્રશ્ન જ નથી. હમણાં તો એમને માત્ર જિવાડવાનો જ પ્રશ્ન છે.

**જીવે છે શી રીતે ?** આટલું વાચ્યા પછી ઘણાને સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થશે, કે આ લોકો જીવે છે શી રીતે ? એ લોકોની વાર્ષિક આવક ક્યાંક પદર તો ક્યાંક ત્રીસ રૂપિયા છે; અથવા માસિક આવક ગણીએ તો ક્યાક સવા રૂપિયો તો ક્યાંક અઢી રૂપિયા છે. વળી મહેસૂલ અને ખેતીની મજૂરી પણ આમાથી જ કાઢવાની, તો પછી એ લોકો મહિને એ અઢી રૂપિયામાં શી રીતે ગુજરાન ચલાવે છે ?

અહીંના લોકો ખૂબ ગરીબ છે, એ વિષે તો શકા જ નથી પણ અહીંનાં ઢોર જેમ કેવળ હાડચામ થઈ ગયાં છે, તેમ હજી માણસો થયા નથી. ઢોરો તો મરવા પડેલાં છે. પણ માણસો હજી જીવી રહ્યાં છે. ૧૭૦ ગાયોમાથી ફક્ત પંદર જ ગાયો દૂધ દે છે, એ ઉપરથી સાબિત થાય છે, કે ઢોરોની વંશવર્ધનશક્તિ પણ નાશ પામી ગઈ છે માણસોનું હજી હજી એવું થયું નથી હવે આપણે જોઈએ કે એ લોકો શી રીતે પોતાનું જીવન ટકાવી રહેલા છે.

એ લોકોનો મુખ્ય ખોરાક ચોખા જ છે. મોટી ઉંમરના દર માણસદીઠ રોજ ૧૧ છટાંક ( પાચ તોલા ) ચોખા વપરાય છે. આનો મહિને એક રૂપિયો થાય. દાળ તો એ લોકો ખાતા જ નથી કહીએ તોયે ચાલે. મહિનામાં ચાર દિવસ અથવા આઠ ટક મળીને

આઠ છટાંક દાળ ખાય છે. એ ઉપરાંત મીઠું, ગોળ, મરચાં, હળદ, શાકભાજી વગેરે બધું મળીને મહિને એક જ રૂપિયો બીજો થાય.

આ ખોરાકમાં સત્ત્વ (પ્રોટીન)ની ખામી છે. પણ તે એમને મચ્છીમાંથી મળી રહે છે. મચ્છી વેચાતી લાવવી પડતી નથી. દરેક કુટુંબને પોતાનું તળાવડું હોય છે ચોમાસું શરૂ થતા જ ખેતરો પાણીથી ઊભરાઈ જાય છે. શેઢેશેઢે જાતજાતની જાળ ગોઠવી એ લોકો મચ્છી પકડે છે. દરરોજ બંને વખતે ભોજનમાં મચ્છી હોય છે. પાણી ઓછું થવા આવે છે એટલે માછલી પણ વધીને મોટી થઈ હોય છે, અને પકડાય છે પણ પુષ્કળ એ વખતે લોકો થોડી માછલી સૂકવણી કરીને રાખે છે, અને થોડી જિવાડીને રાખી મૂકે છે માગશર સુધી જ્યાંત્યાં માછલા પકડવાનું ચાલે છે ત્યારપછી પોષથી તે વૈશાખ સુધી તળાવડા ઉપર જ આધાર રાખવો પડે છે ખેતરમાં પાણી ઓસરી જાય છે એટલે માછનાં તળાવડાંમાં આશ્રય લે છે. દર વરસે તળાવડાં ઊભરાઈ જાય છે. આ તળાવડાં એટલા ઊંડા હોય છે, કે ઘણુંખરામા તો વૈશાખની આખર સુધી પાણી રહેવા પામે છે, અને એમાનાં માછલા ઉપર સૂકી ઋતુ નીકળી જાય છે. જેમનાં તળાવ પૂરતા ઊંડા નથી હોતાં તેઓ આગણાંમા ખાડા કરી તેમાં માછલા જિવાડી રાખે છે, અને બબ્બે ત્રણત્રણ દિવસને આંતરે પાણી બદલ્યા કરે છે. આમ છતાં માછલાને પણ ખવડાવવાનુ કશુ હોતુ નથી, એટલે માછલાં જીવતાં રહે છે એટલું જ, તેમાં કંઈ માસ ઝાઝુ રહેતુ નથી.

ખોરાકમા માછલા ઉપરાત થોડી. શાકભાજી પણ જોઈએ. વળી જેઓ 'શૂંટકી' નામની માછલી ખાય છે, તેમને તો લિલોતરીની ભૂખ જ ઊપડે છે અહીં શાકભાજી ખૂબ મોંઘી મળે છે. જેઓને ઘેર શાકભાજી થતાં નથી તેઓ વેચાતાં લાવીને ખાય છે. એ લોકોને બળતણનું ખર્ચ હોતું નથી છાણા, અડાયા, કૂટો, કચરો વીણી લાવી ચલાવે છે. મહિને બે રૂપિયાનુ અનાજ અને ઉપરાત માછલા ખાઈ એ લોકો ગમે તેમ કરી જીવન ટકાવી રહે છે. પણ વરસે ચાર રૂપિયાનાં કપડા જોઈએ છે તેનુ શુ? કોઈ એ માટે ખોરાક ઉપર કાપ મૂકે છે, તો કોઈ દેવુ કરે છે. એટલે બે રૂપિયામાં ખોરાક અને પોશાક બને થતાં નથી એમ માનવુ પડે છે.

જો આ લોકો કપાસ કરે અને જાતે કાંતી લે તો વસ્ત્રપૂરતા એ લોકો સ્વાવલબી થઈ શકે. કેટલાક કુટુંબો એ પ્રમાણે કરવા લાગ્યા છે. રવિ પાક લેવાનો શરૂ કરે તો એ લોકોની આવક વધે અને ઢોરો પણ જીવવા પામે શહેરના લોકો હાથછડના ચોખા ખાવાનું શરૂ કરે તો તેથી એ લોકોને બે પૈસાની મજૂરી મળતી થાય. ઉપરાંત એઓ કાંતવાનું શરૂ કરે તો પોતાના વસ્ત્ર ઉપરાંતનુ સૂતર ખરીદનાર પણ ઊભા કરવાં જોઈએ.

આમ મરવા પડેલાં આ ગામડાને જિવાડવાના આપણને હજી બહુ જ થોડા માર્ગ મળ્યા છે. હમણા તો કાર્યકર્તાઓની નિષ્ઠા, કુશળતા, અને શહેરવાસીઓની સહૃદયતા ઉપર જ આ પ્રયત્નની સફળતાનો ઘણોખરો આધાર છે.

આવુંઆવું વાંચીએ છીએ ત્યારે ગાંધીજીએ શરૂ કરેલી ગ્રામોદ્યોગપ્રવૃત્તિનું મહત્ત્વ સમજાય છે.

વાપર્યા છે એ ગામમા હિંદુમુસલમાન મળીને કુલ ૯૫૫ માણુસની વસ્તી છે તેમાં દસ વરસની અંદરના બાળકોની સંખ્યા ૨૫૩ છે ગામમા ૧૭૦ ગાય છે અહીં પણ કેટલાક લોકો ગાયને હળે જોડે છે હિંદુઓ જોડતા નથી હમણા માગસર મહિનામા ૧૭૦માથી ફક્ત ૧૫ ગાયો જ દૂધ આપતી હતી બધી ગાયોનુ દૂધ ભેગુ કરીએ તો પાંચ પાચ શેર થાય એ ગામના ૨૫૩ બાળકોને એ દૂધ વહેંચીએ તો દરેક બાળકને ભાગે શુ આવે ?

અહીંની જમીન ખૂબ નીચાણવાળી છે એટલે વસવા માટે ખાડા ખોદી તેની માટીના ઢગના બનાવી તે ટેકરા ઉપર વાસ કરવો પડે છે આને લીધે જગાની ખૂબ તાણ છે ગોચરની જમીન તો છે જ નહિ શાકભાજી કરવાની જમીન પણ નહિજેવી જ છે લીલુ ઘાસ તો ઢોર કદી દેખવા જ પામતા નથી ૭ મહિના તો જમીન ઉપર પાણી ફરી વળે છે, તે વખતે ઢોરને આંગણામા ફરવાહરવાની પણ જગા રહેતી જ નથી વૈશાખમા વાવણી થાય છે, એટલે ચરવાનુ બંધ થઈ જાય છે પોષ માહ ફાગણ અને ચૈત્ર એ ચાર મહિના ચરવા મળે પણ એ વખતે ખેતરમા ઘાસ હોતુ નથી થોડો વરસાદ પડે અને જો કઈ ચાર ઊગે તો તે પૂરી ઊગે તે પહેલા જ સાફ થઈ જાય છે અહીની જમીન કદી હરિયાળી થવા જ પામતી નથી આમ ચારાને અભાવે અહીના ઢોર ખૂબ દૂબળા થઈ ગયેલા છે અહીંના પુખ્ત ઉમરના બળદના હાડપિંજરનુ વજન કરી જોયુ તો ફક્ત છસાત શેર થયુ સામાન્ય રીતે બંગાળના બળદના હાડપિંજરનું વજન તેરચૌદ શેર હોય છે જ્યા ઢોરની સારી સંભાળ લેવાય છે, ત્યા એવા સારા ઢોર પણ જોવા મળે છે ધાચીના બળદ સારા હોય છે કારણ તેની રોજીનો આધાર બળદના બળ ઉપર છે અહીની જમીન ખૂબ પોચી હોવાથી ખેડૂત બળદ વિના પણ ચલાવી શકે એમ હોવાથી તે એની સભાળ રાખતો નથી બળદના ચામડાનુ વજન પણ કરી જોયુ છે જે ચામડાનુ વજન ૭ શેર થવુ જોઈએ તેનુ વજન ફક્ત ત્રણ શેર થયુ આ અહીંના ઢોરોની દશા છે એમની ઓલાદ સુધારવાનો તો પ્રશ્ન જ નથી હમણા તો એમને માત્ર જિવાડવાનો જ પ્રશ્ન છે

**જીવે છે શી રીતે?** આટલુ વાચ્યા પછી ઘણાને સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થશે, કે આ લોકો જીવે છે શી રીતે ? એ લોકોની વાર્ષિક આવક ક્યાક પદર તો ક્યાક ત્રીસ રૂપિયા છે, અથવા માસિક આવક ગણીએ તો ક્યાક સવા રૂપિયો તો ક્યાક અઢી રૂપિયા છે વળી મહેસૂલ અને ખેતીની મજૂરી પણ આમાથી જ કાઢવાની, તો પછી એ લોકો મહિને બે અઢી રૂપિયામા શી રીતે ગુજરાન ચલાવે છે ?

અહીંના લોકો ખૂબ ગરીબ છે, એ વિષે તો શકા જ નથી પણ અહીંના ઢોર જેમ કેવળ હાડચામ થઈ ગયા છે તેમ હજી માણસો થયા નથી ઢોરો તો મરવા પડેલા છે પણ માણસો હજી જીવી રહ્યા છે ૧૭૦ ગાયોમાથી ફક્ત પદર જ ગાયો દૂધ દે છે, એ ઉપરથી સાબિત થાય છે, કે ઢોરોની વશવર્ધનશક્તિ પણ નાશ પામી ગઈ છે માણસોનું હજી એવુ થયુ નથી હવે આપણે જોઈએ કે એ લોકો શી રીતે પોતાનું જીવન ટકાવી રહેલા છે

એ લોકોનો મુખ્ય ખોરાક ચોખા જ છે મોટી ઉંમરના દર માણસદીઠ રોજ ૧૧ છટાક ( પાચ તોલા ) ચોખા વપરાય છે આનો મહિને એક રૂપિયો થાય દાળ તો એ લોકો ખાતા જ નથી કરીએ તોયે ચાલે મહિનામા ચાર દિવસ અથવા આઠ ટક મળીને

આઠ છટાંક દાળ ખાય છે. એ ઉપરાંત મીઠું, ગોળ, મરચાં, હળદ, શાકભાજી વગેરે બધું મળીને મહિને એક જ રૂપિયો બીજો થાય.

આ ખોરાકમાં સત્ત્વ (પ્રોટીન)ની ખામી છે. પણ તે એમને મચ્છીમાંથી મળી રહે છે. મચ્છી વેચાતી લાવવી પડતી નથી. દરેક કુટુંબને પોતાનું તળાવડું હોય છે. ચોમાસુ શરૂ થતાં જ ખેતરો પાણીથી ઊભરાઈ જાય છે. ઠેરઠેર જાતજાતની જાળ બેસાડી એ લોકો મચ્છી પકડે છે. દરરોજ બને વખતે ભોજનમાં મચ્છી હોય છે. પાણી ઓછું થવા આવે છે એટલે માછલી પણ વધીને મોટી થઈ હોય છે, અને પકડાય છે પણ પુષ્કળ એ વખતે લોકો થોડી માછલી સૂકવણી કરીને રાખે છે, અને થોડી જિવાડીને રાખી મૂકે છે માગશર સુધી જ્યાંત્યાં માછલા પકડવાનું ચાલે છે ત્યારપછી પોષથી તે વૈશાખ સુધી તળાવડા ઉપર જ આધાર રાખવો પડે છે ખેતરમા પાણી ઓસરી જાય છે એટલે માછલા તળાવડાંમાં આશ્રય લે છે. દર વરસે તળાવડા ઊભરાઈ જાય છે. આ તળાવડા એટલાં ઊંડાં હોય છે, કે ઘણાંખરાંમાં તો વૈશાખની આખર સુધી પાણી રહેવા પામે છે, અને એમાનાં માછલા ઉપર સૂકી ઋતુ નીકળી જાય છે. જેમના તળાવ પૂરતા ઊંડાં નથી હોતાં તેઓ આંગણાંમાં ખાડા કરી તેમા માછલા જિવાડી રાખે છે, અને બબ્બે ત્રણત્રણ દિવસને આંતરે પાણી બદલ્યા કરે છે આમ છતા માછલાને પણ ખવડાવવાનુ કશુ હોતુ નથી, એટલે માછલાં જીવતા રહે છે એટલુ જ, તેમા કઈ માસ ઝાઝુ રહેતુ નથી.

ખોરાકમાં માછલા ઉપરાન થોડી શાકભાજી પણ જોઈએ. વળી જેઓ 'શૂંટકી' નામની માછલી ખાય છે, તેમને તો લિલોતરીની ભૂખ જ ઊપડે છે અહીં શાકભાજી ખૂબ મોંઘી મળે છે જેઓને ઘેર શાકભાજી થતા નથી તેઓ વેચાતા લાવીને ખાય છે. એ લોકોને બળતણનું ખર્ચ હોતું નથી છાણા, અડાયાં, કૂટો, કચરો વીણી લાવી ચલાવે છે. મહિને બે રૂપિયાનુ અનાજ અને ઉપરાત માછલા ખાઈ એ લોકો ગમે તેમ કરી જીવન ટકાવી રહે છે. પણ વરસે ચાર રૂપિયાનાં કપડાં જોઈએ છે તેનુ શુ? કોઈ એ માટે ખોરાક ઉપર કાપ મૂકે છે, તો કોઈ દેવુ કરે છે. એટલે બે રૂપિયામા ખોરાક અને પોશાક બને થતાં નથી એમ માનવું પડે છે.

જો આ લોકો કપાસ કરે અને જાતે કાતી લે તો વસ્ત્રપૂરતા એ લોકો સ્વાવલંબી થઈ શકે. કેટલાંક કુટુંબો એ પ્રમાણે કરવા લાગ્યા છે. રવિ પાક લેવાનો શરૂ કરે તો એ લોકોની આવક વધે અને રોગ પણ ઓછા થવા પામે શહેરના લોકો હાથછડના ચોખા ખાવાનું શરૂ કરે તો તેથી એ લોકોને બે પૈસાની મજૂરી મળતી થાય. ઉપરાંત એઓ કાંતવાનું શરૂ કરે તો પોતાનાં વસ્ત્ર ઉપરાંતનું સૂતર ખરીદનાર પણ ઊભાં કરવા જોઈએ.

આમ મરવા પડેલાં આ ગામડાને જિવાડવાના આપણને હજી બહુ જ થોડા માર્ગ મળ્યા છે. હમણા તો કાર્યકર્તાઓની નિષ્ઠા, કુશળતા, અને શહેરવાસીઓની સહૃદયતા ઉપર જ આ પ્રયત્નની સફળતાનો ઘણોખરો આધાર છે.

આવુંઆવુ વાંચીએ છીએ ત્યારે ગાંધીજીએ શરૂ કરેલી ગ્રામોદ્યોગપ્રવૃત્તિનું મહત્ત્વ સમજાય છે.

# રિસાયેલી કવિતાને

પૂજાલાલ

રિસાઈ વ્હાલી કવિતા ગઈ, રે
સૂનો પડ્યો માનસમ્હેલ મારો!
અંધારઘેરી રજની રહી, રે
તારો છુપાતાં તમ હારનારો! ૧

વસંત તું અંતરકુંજમાંથી
અલોપ થાતાં, ધખતો ઉનાળો
આવ્યો લઈને રણપુંજમાંથી
શીપુષ્પની બાળત રુક્ષ ઝાળો ૨

વિહંગ આનંદ ભરત ગાને
ડોલાવતાં શાંતિભરી ઘટાઓ
ઊડી ગયાં કોક અગમ્ય થાને
સાથે લઈ નર્તનની છટાઓ. ૩

જે રંગઆમોદની સ્નિગ્ધ સેરો
રમાડતી ચિત્ત વિમુગ્ધ મારું,
ન તે હવે આવૃત લોલ લ્હેરો,
ક્યાં હું રમું? ક્યાં જઈ તાપ હારું? ૪

રિસાઈ વ્હાલી કવિતા ગઈ છે,
ધ્વને ન મીઠું પદઘૂઘરીઓ,
ધ્વનિવિહોણી મુજ સૌ થઈ છે
નિરાશ ઊંડી ઉરની દરીઓ! ૫

સાજુ શરીરે કિરણે વણેલો
ઝબૂકતી જ્યોત ન રમ્ય વેરે!
ચોપાસ મારી તમનો ચણેલો
છાયાભરે ઝૂંદત કોટ ઘેરે! ૬

તારા સ્મિતે સ્નેહલ ચંદ્રિકાઓ
કલા ખિલાવી ઉર ઉલ્લસાવે.
તેના વિના જીવનની નિશાઓ
વધારતી ગ્લાનિ મને સતાવે. ૭

અપૂર્વ ભંગે તવ અંગ અંગ
ઉમંગ સદ્દર્શનથી વધારતાં;
શ્રીલાસ્ય તારાં લજવે અનંગ,
નેત્રોત્સવાર્થે ક્યમ ના પધારતાં? ૮

તારાં નર્યાં નિર્મલ લોચનોએ
નિષ્પાપ તારા પુલકત પેખી
ઉવેખ્યુ મેં ઊંડણ અંબરોએ;
ક્યાં તે? નહીં આંખ કઈ અદેખી? ૯

ઊડી ઊડી જે અલકો સુહાગી
ચગાવતા કુંદન કલ્પનાને,
તેનો મૃદુ સ્પર્શ ચહું હું રાગી
વિમોચવા ગાનની જલ્પનાને. ૧૦

વ્હાલી! ઘટે આમ જવું ન છોડી;
શોષાઈ જાયે વિરહે રસો, જો!
શા વાંકથી નેહની ગાંઠ તોડી,
મારું કર્યું જીવન દુઃખઓલ્ને? ૧૧

શું માનવી દોષભર્યો સ્વભાવ
મારો તને કુત્સિત છેક લાગ્યો?
અસીમ ઔદાર્યતણો અભાવ
જોઈ તહીં આમ અભાવ જાગ્યો? ૧૨

માંગલ્યની મોહન મૂર્તિ મીઠી,
પવિત્રતામાં પદ રોપનારી,
અભદ્રતા ઘોર હુંમાં શું દીઠી
કે તું ગઈ લ્હાય વિલોપનારી? ૧૩

તું સ્વર્ગગંગાજળમાં હસંતાં
પદ્મો પરે શોભત શુભ્ર કાયે;
તેથી જ શું કર્દમમાં વસંતાં
મારા સમાં વર્જ્ય તને જણાયે? ૧૪

કે કામકોલાહલ કર્ણવેરી
મારે ગૃહે કર્કશતા વધારે;
રુચે તને નંદનસૂર-લ્હેરી,
તે શોધવા તું ગઈ સ્વર્ગધારે? ૧૫

હું માટીનો માનવ મર્ત્ય પંડે
મોહી રહ્યો, ના અમૃતાભિલાષી;
તું રાચતી શાશ્વત ને અખંડે,
કઈ અગાશી પર છે ઉજાશી? ૧૬

તારા વિના સોનલ સુપ્રભાતો
ન ચેતનામાં ચમકો વધારે;
દિનો દમે; દાબત ઘોર રાતો,
ન ચંદ્રના ચંદનલેપ ઠારે. ૧૭

તારી મહીં અંતરઆત્મ સક્ત,
ઝંખે તને હાર્દિક ભાવનાઓ,
ત્વદર્થ આક્રંદત નાડરક્ત,
પ્રત્યેક પ્રેમે જળતાં રુવાંઓ. ૧૮

દર્શાવ દોષો ઉપરે દયાની
ઉદારતા, સ્નેહલ શાંતિ દેતી,
લઈ પ્રસાદી ઋતસૂરતાની
તું આવ મંત્રધ્વનિએ વહેતી. ૧૯

અગમ્ય ધામે અકલંકતા જે
પૂર્ણેન્દુઓને પ્રસવંત પ્રેમે,
તારે મુખે તેહ અપૂર્વ રાજે,
ચૂમી લઈ એ ભરું આત્મખેમે. ૨૦

કલ્યાણિની! નૂપુરનૃત્યગાણે
રોમાંચકારી અનુભૂતિઓની
સમૃદ્ધિ આનંદક આણ પ્રાણે,
થા પર્વણી ઉત્સુક ઊર્મિઓની. ૨૧

તારી સમીપે મુજ ક્ષુદ્ર ભાન
ટળી જશે; ચેતન વિશ્વવ્યાપી
હૈયા વિષે ઘૂઘવશે ઘુમાન,
ડૂબી જશે ત્યાં સુર સૌ વિલાપી. ૨૨

તારો પ્રભાપાલવ પાંખ મારી
બની મને ઉન્નત વ્યોમમાળે
આલિંગનોની રસલ્હાણ ન્યારી
અર્પી સુખે સેરવશે અકાળે. ૨૩

વ્હાલી! વિલંબે દમ ના મને તું;
વીણા લઈ નાદતણી નિરાળી
મંત્રોર્મિલું સૂરનું પૂર વ્હેતું
શ્રુતિપ્રદેશે કર; પૂર્ણ ગાળી ૨૪

મારી બધી યે જડતા, સુધાના
શુચિ પ્રવાહે પરમાત્મસાગરે
પ્હોંચાડ, જ્યાં મુક્તિમયી મુદાના
ઝીલું તરંગો મનુજાત્મગાગરે. ૨૫

ભ ભ

# જૂની મૈત્રી

ગુલાબદાસ બ્રોકર

**સરખેસરખાની** મૈત્રી લાંબી ટકે છે નરોત્તમ અને માધવજી દરેક રીતે સરખે સરખા હતા ઉંમરે સરખા, મૂડીએ સરખા, સાહસે સરખા અને વિચારે પણ સરખા બન્ને સાધારણ સ્થિતિના હોવાથી તેમના માતાપિતા તેમને લાંબી કેળવણી નહોતા આપી શક્યા સત્તરઅઢાર વરસના થતા જ બન્નેને નોકરીએ ચડી જવુ પડેલુ નોકરીએ જાય તેટલો વખત બન્નેને એકબીજાથી જુદુ રહેવુ પડતુ પણ જેવા નોકરીએથી છૂટે કે પાછા બન્ને સાથે ફરતા જ હોય

નરોત્તમ અને માધવજી ઝાઝુ ભણ્યા નહોતા સંસ્કારનો લાંબો વારસો તેમને નહોતો મળ્યો સાહિત્ય અને રસસૃષ્ટિનો તો તેમને પરિચયે નહોતો પડ્યો પણ તે છતા બન્નેમા સાહસવૃત્તિ અખૂટ હતી આવા બે છોકરાઓનુ સાહસ હિમાલય ચડવાની કે ફ્લેન્ડર્સના રણમેદાનો ખૂંદી વળવાની કલ્પના ન ધરાવી શકે તે દેખીતુ છે તેમને તો મોટા વેપારી થવાની મોટીમોટી બજારો હાથ કરવાની, ભલભલા વેપારીઓને છક્કડ ખવરાવી દેવાની કલ્પનાઓ આવતી આ નાના ગામની નોકરી છોડી, વખત આવ્યે મુંબઈ જેવા શહેરમા પહોંચી જઈ, પોતાનું ભાગ્ય અજમાવવાના વિચારો બન્નેને ખૂબ આવતા

એક વિચારક કહે છે કે કાર્યમા ન પરિણમતો વિચાર ગર્ભપાત સમો હોય છે એ વિચારકનું વાક્ય તેમના બન્નેના વાચનમા નહોતુ આવ્યુ, આવા કોઈ સજ્જન પણ નહોતો, પણ તે વાક્યનું સત્ય તો તેમના જીવનમા વણાઈ ગયુ હતુ ખૂબ વિચારો કરી એક દિવસ તો તેમણે બન્નેએ મુંબઈ ચાલી જવાનુ નક્કી કર્યું અને ચાલી પણ નીકળ્યા

* * *

બેત્રણ વરસ આડાઅવળા અથડાયા પછી તેમણે બન્નેએ એક નાની કટલેરી અને પરચૂરણ સામાનની દુકાન કાઢી તેમાથી બન્ને પોતાનો રોટલો કાઢતા અને આરામથી રહેતા પણ વખત આવ્યે મોટા વેપારી થવાના તેમના સ્વપ્નો નાશ નહોતા પામ્યા

પરતુ જીવનના મહાસાગરમા મૈત્રીરૂપી અનેક વહાણો નાશ પામ્યા છે નરોત્તમ અને માધવજીને પણ અમુક નજીવા કારણસર એક દિવસ કંઈ બોલાચાલી થઈ સાધારણ વાતે ઉગ્ર સ્વરૂપ પકડ્યુ એક વખત સબધમા વિક્ષેપ પડે પછી સામા માણસની દરેક ક્રિયા વાંધાયોગ્ય લાગે છે એ ન્યાયે તેઓ એકબીજાનો દરેક બાબતમા દોષ જોવા લાગ્યા એ સ્થિતિ કેટલો વખત ટકે ? એકબીજાની સાથે જરા પણ સબધ ન રાખવાનો, એકબીજાની સામે પણ ન જોવાનો નિશ્ચય કરી બન્ને એકબીજાથી છૂટા પડ્યા

* * *

યુરોપમા મહાયુદ્ધ ચાલ્યુ ત્યારે અને ત્યારપછી જગતના બધા બજારોમા ખૂબ તેજી આવી હતી. મુંબઈમા તો સટ્ટાબજારો ખૂબ જ જોરમા ચાલતા હતા હાલતુચાલતુ દરેક

માણસ પોતાનું નસીબ અજમાવવા શેર, રૂ, ચાંદી, સોનું, વગેરે બજારોમાંથી કોઈ પણ બજારમાં ખેલી લેતા હતા, અને સોમાથી નેવું માણસો આ રીતે પોતાની રહીસહી પૂંજીનો સટ્ટા દેવતાને ભોગ ધરી દેતા હતા. પણ બાકી રહેલા દસ માણસોને કમાવાનો અવકાશ પણ રહેતો હતો. ખાસ કરીને શેર અને રૂમાં તો પૈસાની રેલ ચાલી રહી તે રેલને પોતા તરફ વાળવાની નરોત્તમ અને માધવજીને પણ ઇચ્છા થઈ. થોડા વર્ષોના ધંધાએ જે કંઈ બચાવ્યું હતુ તે બધું લઈ બન્ને શેરબજારમા આવ્યા અને પોતાનાં નસીબ અજમાવવાનો નિશ્ચય કર્યો. બન્નેનો એકબીજા સાથેનો સબંધ તૂટી જ ગયો હતો, પરંતુ બન્ને વચ્ચેના જે સામ્યે તેમની મૈત્રી જમાવી હતી તે જ સામ્ય તેમને શેરબજારમાં પણ સાથે ઘસડી લાવ્યું.

'અરેબિયન નાઈટ્સ'માં સિન્દબાદ જ્યા જાય ત્યા તેને ખૂબ દુઃખ પડે છે, પણ અંતે તો હીરા, મોતી, ઝવેરાત વગેરે ખૂબખૂબ મળે છે એ રીતે જ તે વર્ષોમાં ઘણા ભાગ્યશાળીઓનાં ભાગ્ય ઊઘડી ગયાં હતાં અત્યારે શેરબજાર આગળ ઊભી રહેતી મોટરોમાંના અનેકના માલિકો તે વખતે એકદમ સાધારણ સ્થિતિમાથી પસાર થતા હતા, પરતુ પાસાના સવળા દાવે તેમને લાખોના સ્વામી બનાવ્યા. નરોત્તમ અને માધવજી પણ સોમાંથી નેવુંમાં નહિ પણ દસમાં આવવા ભાગ્યશાળી બન્યા અને ખૂબ પૈસા કમાયા.

પૈસો પૈસાને ખેંચી લાવે છે. એક સફળ દાવ પડ્યો અને બીજો દાવ નાખવા પ્રેરાયા. તે પણ સફળ પડ્યો, અને બન્ને પૈસાવાળા થયા.

બન્નેને લાગ્યુ કે આ ધંધો સારો છે અને જો સમજીને વિચારપૂર્વક ધંધા તરીકે સ્વીકારવામાં આવે તો તેમાથી સારો પૈસો મેળવાય. બન્નેએ પોતા માટે શેરબજારનો એક્ક કાર્ડ લીધો અને દલાલ થયા.

* * *

એ વાતને વર્ષો વીત્યાં. ઉપર વર્ણવેલી બધી તો તેમના પૂર્વજીવનની વાતો થઈ. શેરબજારમાં કામ કરનારા ઘણા દલાલોને તો ખબર પણ નહોતી કે આ બે મોટા પ્રતિષ્ઠિત દલાલોનાં જીવનની શરૂઆતનાં વર્ષો આટલી મૂઝવણ અને ગરીબાઈમાં પસાર થયાં હશે. તેમને બન્નેને પણ એ વર્ષો હવે ક્વચિત જ યાદ આવતાં.

નરોત્તમ અને માધવજીએ સાથે શરૂ કરેલ ધંધામાંથી બન્ને વચ્ચે પેદા થયેલું વૈમનસ્ય આટઆટલા વર્ષો જતાં પણ બન્ને ભૂલી નહોતા શક્યાં. તે બન્ને પ્રતિષ્ઠિત દલાલો ગણાતા. તેમની સાથે સેંકડો શેરનો સોદો કરતાં કોઈ પણ દલાલ અચકાય નહિ. શેરબજારમાં ગમે તેવા મોટા ઉલ્કાપાત આવે, પણ દલાલોને તેમના ખાતામાંની લેવડદેવડ સંબંધી પેટમાં પાણી પણ ન હલે એવી તેમની આબરૂ હતી. ઘણા નાના નાના દલાલો તો તેમની પાસેથી દલાલી મેળવી પૈસાદાર થવાની આશા સેવતા. છતાં બન્નેનો એકબીજા પ્રત્યેનો વિરોધ એટલો સખત રહ્યો હતો કે તેમણે પોતપોતાના માણસોને હુકમ કરી રાખ્યો હતો કે સામેના પક્ષના માણસ સાથે એક શેરનો પણ સોદો ન કરવો. શેરબજારમાં કંઈ ઉલ્કાપાત આવતાં સામેનો પક્ષ ડૂબી જાય અને પોતાને નુકસાની સહન કરવી પડે એ ઉદ્દેશથી આ હુકમ નહોતો અપાયો. "મારે ચોપડે એનું નામ પણ ન જોઈએ," એ એક જ ઉદ્દેશ આ હુકમની પાછળ કામ કરી રહ્યો હતો કોઈ કોઈવાર બજારમાં મોટા સોદો

ઉતારવો હોય અને તેથી જાતે સોદો કરવા ગયા હોય ત્યારે એકબીજાનો બન્નેને ભેટો થઈ જતો હતો; પણ ત્યારે પણ એકબીજા સાથે બોલતા તો નહિ જ. ગામને સવાઅઢી રૂપિયે ઓછેવધતે તે લોકો શેરો આપતા અથવા લેતા, પણ એકબીજા સાથે તો કદાપિ સોદો કરતા નહિ જ.

બન્ને શ્રીમંત બન્યા, વગવાળા બન્યા, દરેક રીતે સુખી બન્યા તે ખરું, પણ માધવજી નરોત્તમ કરતા પૈસામા ઘણો આગળ વધી ગયો. તેણે ફક્ત દલાલી જ કરવી ચાલુ રાખી અને પોતાના જોખમે વેપાર કરવો બંધ કર્યો. તેને અંગે તેણે મેળવેલા પૈસા સચવાઈ રહ્યા અને દલાલીની જબરદસ્ત આવક પણ તેની સંપત્તિમાં વધારો કરતી જ ચાલી. નરોત્તમના સ્વભાવને એકલી દલાલીમાથી આવક મેળવવી રુચતી નહિ, અને તે સટ્ટો પણ સારા પ્રમાણમા ખેલી નાખતો તો તેમા પૈસા કોઈવાર આવે પણ ખરા અને જાય પણ ખરા. એથી જો નરોત્તમ પાસે સાતેક લાખ રૂપિયા થઈ ગયા હશે તો માધવજી પંદરેક લાખનો આસામી બન્યો

* * *

શેર બજારમાં ધૂમ સટ્ટો જામ્યો હતો. એક સટોડિયાએ પોતાનો હાથ ચારેદિશામાં ફેલાવ્યો હતો અને તેણે જાતજાતના શેરોના ભાવ ખૂબ વધારી દીધા હતા, ખાસ કરીને એક શેરનો તો તેણે 'કૉર્નર' કરવાનો વિચાર રાખ્યો હતો. 'કૉર્નર' કરવો એટલે જે જાતનો શેર 'કૉર્નર' કરવાનો વિચાર રાખ્યો હોય તે જાતના શેરો જેટલી સખ્યામાં હોય તેથી પણ વધારે સંખ્યામા તે શેરો બજારમાથી ખરીદવા અમુક પ્રમાણમાં લોકો શેરો આપી શકે, પણ મૂળ શેરો જેટલી સખ્યામા અસ્તિત્વ ધરાવતા હોય તે કરતાં વધારે સખ્યામાં જ જ્યાં શેરો લેવાયા હોય ત્યા શેરો લોકો કયાથી આપી શકે? વેચ્યા હોય એટલે લેનાર માગે ત્યારે આપવા તો જોઈએ જ. સટોડિયાએ ચીજનો ભાવ ખૂબ ઊંચો બોલાવી એ જ શેરો વેચનારાને આપે, અને તે લોકોએ ઊંચા ભાવે તેની પાસેથી શેરો લઈ તેને તે જ શેરો આપવા જોઈએ. પણ આ જાતની બાજી રમવામાં સટ્ટો ખેલનારા પાસે ખૂબ ધન જોઈએ અને પુષ્કળ કુનેહ જોઈએ. જો તેમાં તે અફળ જાય તો તેનુ આવી બન્યું સમજવું.

આ સટોડિયા પાસે પુષ્કળ ધન હતું. તેની સટ્ટાની કુનેહ માટે તે પકાયેલો હતો. દલાલો તેની દલાલી કરવા માટે હમેશાં ઉત્સુક રહેતા ચકોર માધવજી સમજતો હતો કે સટોડિયાની દલાલી કરવામા સોએ સો ટકાનું જોખમ આટલાં જોખમો ખેડીને એકઠી કરેલી મૂડી હવે તે સાચવી રાખવા માંગતો હતો, તેની દ્વારા કામ કરાવવા માટે ખુદ સટોડિયા તરફથી જ સૂચનો આવ્યા હતાં પણ માધવજી તે લાલચમાં જ પડ્યો જ નહોતો

નરોત્તમ આ વસ્તુને જુદા જ દષ્ટિબિન્દુથી જોતો. જોખમ ખેડી મેળવેલી પૂજી હજી વધારે જોખમ કરવામા વેડફાઈ જાય તો તેની તેને દરકાર નહોતી સટ્ટો ચલાવનાર માણસના જ સારા દલાલ ગણાનાર માણસની બજારમાં કેટલી કદર થાય છે તે તે પૂરેપૂરું જાણતો હતો. અને તે એકલી દલાલી નહોતો જ કરતો, તે તો ઘણીવાર પોતાનો સટ્ટો પણ ખેલી જતો. જે રીતે સટ્ટો ચાલતો હોય તેની દરેક માહિતી સટોડિયાના દલાલ થવાથી પોતાના હાથમા આવે એ માહિતીદ્વારા લાખો તો ઝપાટાબધ ઊભા કરી

શકાય. આવી તક જવા દે એવો દલાલ નરોત્તમ નહોતો. તેણે તો સટોડિયાની દલાલી કરવી શરૂ કરી દીધી, અને થોડા વખતમા તે તેના આગળપડતા દલાલોમાંનો એક ગણાવા લાગ્યો.

* * *

જે ચીજનો 'કોર્નર' કરવાનો ગોપાલદાસ શેઠે (સટોડિયાનું નામ ગોપાલદાસ હતું) વિચાર રાખ્યો હતો તે રૂનું હજારોની સંખ્યામા નરોત્તમને ત્યાં લેણુ થયું હતુ તેનો ભાવ રૂપિયા બસોની આસપાસનો સટ્ટો શરૂ થયા પહેલાં રહેતો હતો, તે આ જોરદાર સટ્ટાને અંગે લગભગ રૂપિયા પાચસો સુધી પહોચ્યો હતો. સટ્ટો પૂરજોસમાં જામ્યો હતો. બધાને લાગતું હતું કે આ વખતે આમાથી ગોપાલદાસ રૂપિયા પચીસથી ત્રીસ લાખ બનાવશે. તેવામાં જ કોઈ કારણથી અમેરિકામા રૂના ભાવ બેસી ગયા અને હિંદુસ્તાનના રૂના ભાવ પણ તેની સાથે જ નીચે આવ્યા સટ્ટો કરનાર માણસને એક બજાર પકડી બેસી રહેવાથી સતોષ નથી વળતો. તે તો દરેક બજાર પોતાનુ કરવા મથે છે ગોપાલદાસનું રૂમાં મોટુ લેણુ હતું અને ભાવ ઓચિંતા ગગડી જવાથી તેને ઘણુ મોટું નુકસાન સહન કરવું પડ્યુ. અહીં નરોત્તમને ખૂબ ભય લાગ્યો. ગોપાલદાસને રૂમા ખૂબ ખોટ આવી ગઈ તે વાત તો સર્વવિદિત થઈ ગઈ. તેના વિરોધીઓ જોરમા આવ્યા તેને વિષે ગમે તેવી સાચીખોટી વાતો ઊડવા લાગી. જો તે શૅરમા ન ઊભી શકે અને બજાર ન ટકાવી શકે તો પોતાની શી વલે થાય તે ખ્યાલ નરોત્તમને ભયરૂપ લાગ્યો. જોખમ તો આવવાનુંજ તે તે જાણતો હતો. પાણી પહેલાં પાળ બાંધવાનો તેણે નિશ્ચય કર્યો. ગોપાલદાસની સ્થિતિ જરા પણ નબળી પડે તો તેણે લીધેલા શૅરોના ભાવો પાણીવેગે નીચા ગગડી પડે તેની તેને ખાતરી હતી. તેને ત્યાં લીધેલા હજારો શૅરો વેચતા ગોપાલદાસને ખાતે ખોટના કેટલા રૂપિયા ઉધારવા પડે? અને પછી એ રૂપિયા ગોપાલદાસ આપે ક્યાથી? હવે તો ઉલટું જોખમ પણ ખેડી જ લેવું તેમ તેણે નક્કી કર્યું ગોપાલદાસના લેણના જેટલા શૅરો હતા તે તેણે પોતાના હિસાબે ને જોખમે બજારમા હજી ભાવો બરોબર ટકેલા હતા ત્યા વેચી નાખ્યા. જો ભાવ ગગડી પડે તો પોતે બધી ખોટમાથી બચી જાય અને ભાવ ટકી રહે તો શો વાધો? તે જોઈ શક્યો હતો કે હવે તો ગોપાલદાસના છેલ્લાં ફાંફા છે. બહુબહુ તો તે અમુક વખત સુધી ભાવ ટકાવી શકે, પણ ભાવને ઊંચે લઈ જવાની તો હવે આ રૂના માર પછી તેનામાં તાકાદ નહોતી. ભાવ ઊંચા જાય તો જ તેને નુકસાન આવે, અને તેમ થવું તો તેને શક્ય નહોતું લાગતું. એટલે શૅર વેચી નાખ્યા પછી તેને નિરાંત થઈ

ખાનગી રીતે તેણે શૅર વેચી નાખવાનુ કામ પતાવી નાંખ્યુ હતુ. ગોપાલદાસને તો તે વાતની ગંધ પણ ન આવવી જોઈએ. જેની પાસેથી હજારો રૂપિયા પોતે મેળવ્યા હતા તેને શકા પણ કેમ આવવા દેવાય કે પોતે તેનામાં વિશ્વાસ નહોતો મૂકતો? અને હજી તો ગોપાલદાસ સાખવાળો હતો. તેની સાથે તે બાબતમાં નફટ થઈ શકાય તેમ તો હતુંજ નહિ. પણ હવે મુબઈમાં રહેવામાં નરોત્તમ માટે જોખમ હતું. પોતે મુંબઈમાં હોય અને ગોપાલદાસ તેને બીજું લેણુ કરવાનું કહે તો તેને ના કેમ પાડી શકાય? નવો કંઈ પણ વેપાર કરવાની પોતાના વિશ્વાસુ માણસને મના કરીને, તેના હાથમાં કામ સોંપીને પોતે મુબઈ બહાર ચાલ્યા જવાની ગોઠવણ કરી. ગોપાલદાસને તેણે જણાવ્યું: "મારી તબિયત હમણાં બહુ અનિયમિત રહે છે તેથી મહિનોએક દિવસ બહાર ફરી આવુ. આપના ઊભેલા શૅરોની પતાવટ મારા માણસદ્વારા આપ કરી શકશો" તે મહિના દિવસ માટે બહાર ચાલી ગયો.

* * *

પોતાની જ સાથે કામ કરનાર માણસ ભાગ્યના એક સપાટે પોતાથી આગળ વધી જઈ જ્યારે પ્રથમ શ્રેણીની હરોળમા આવી ઊભે છે ત્યારે પાછળ રહી ગયેલા માણસોને તેની ઈર્ષ્યા થાય છે તે માણસ જ્યા સુધી જોરદાર હોય ત્યા સુધી તો તેને માન આપવુ પડે છે અને તેની 'હા'મા 'હા' મિલાવવી પડે છે, પણ તેની એકાદ નબળાઈ હાથ આવતા પાછળ રહી ગયેલાઓ તેને નીચે પાડવાનો પૂરતો પ્રયત્ન કરે છે બજારના ચકોર માણસો સમજી ગયા કે નરોત્તમે બજારમા વેચેલા હજારો શેરો ગોપાલદાસ શેઠના હિસાબના જ હોવા જોઈએ ચકોર વેપારીઓ ગમે તેના ખાનગી લેણદેણનો પત્તો મેળવે જ છે અને એમાથી નેવુ ટકા સાચો પત્તો મેળવે છે હજી ગોપાલદાસ ઊભો હતો બધાને લાગતુ હતુ કે તે હવે લાંબુ નહિ ટકી શકે પણ હજી તો તે પોતાની સાખ ટકાવી શકે એટલો જોરદાર હતો જ વિઘ્નસંતોષીઓને નરોત્તમની આ બાજી હાથ આવતા તેને નીચો પાડવાની સુંદર તક મળી તેનુ મુંબઈની બહાર ચાલી જવુ પણ તેમને બરોબર સમજાયુ આ તક ગુમાવવી તેમને યોગ્ય ન લાગી તેમણે ગોપાલદાસને બધી વાત કરી જેની દલાલીના હજારો રૂપિયા પોતાની તિજોરીમા પડ્યા હતા તેને ટેકો દેવો તો બાજુએ રહ્યો પણ તેના જ શેરો તેની સામે વેચવામા રહેલા વિશ્વાસઘાતની હીન મનોદશાનો તેમણે ગોપાલદાસને આબેહૂબ ખ્યાલ આપ્યો.

"શેઠ તો એવા ટકને ખાઈ જાય એવા છે," એકે કહ્યુ

"શેઠની શક્તિનો મૂર્ખાને ખ્યાલ નહિ હોય—આટલા વખતથી તેમનો દલાલ થઈ બેઠો છે ને?" બીજાએ કહ્યુ

"અરે, શેઠ! નરોત્તમ એવા તો અનેકને હેરાન કરી પોતે માલેતુજાર થઈ બેઠો છે. પણ આ વખતે તો તમે પણ તેને બતાવી દો" ત્રીજાએ સૂચના કરી

ગોપાલદાસ ઉશ્કેરાયા, પોતાની સામે થયેલો દગો કોઈ પણ સટોડિયો માફી શકતો નથી, પોતાના લેણ વચાણ ઉપર વેપાર કરી જનાર દલાલને આડોઅવળો ફસાવી તે અચૂક ખોટ ખવડાવે છે, અને આ તો તેમની સામે જ ખેલો થયો નરોત્તમને તો બરાબર હેરાન કરવો તેવો નિશ્ચય ગોપાલદાસે કર્યો

તેમને રૂમા ખોટ ખૂબ ગઈ હતી, શે બજારમા પણ લાંબો વખત ટકી રહેવુ તેમને માટે મુશ્કેલ હતુ તે તે જાણતા હતા પણ ગમે તે થાય આ નરોત્તમને તો સીધો કરવો જ જોઈએ તેમ તેમને લાગ્યુ

દીપક ઓલવાતા પહેલા પૂર્ણ પ્રકાશ પાથરી દે છે ગોપાલદાસે પણ સટ્ટામાથી રૂખસદ લેતા પહેલા બજારને ખૂબ ચમકાવી જે શેરનુ નરોત્તમે પોતાને હિસાબે ને જોખમે વચાણ કર્યું હતુ તે શેરનો ભાવ તેમણે ખૂબ વધારી દીધો નરોત્તમને દેશમા એક દિવસ ખબર આવ્યા કે તે શેરમા પચાસ રૂપિયા વધી ગયા છે બીજે દિવસે બીજા પચાસ વધ્યા ત્રીજે દિવસે મુંબઈથી તાર આવ્યો કે બજાર વધતી જ જાય છે અને તમે જલદી આવો

નરોત્તમની તબિયત આ ખબરો સાભળી સાચે જ બગડી ગઈ મુંબઈ જઈ શકાય તેવી તેની શારીરિક સ્થિતિ રહી નહિ છતા ગયા સિવાય છૂટકો જ નહોતો જિંદગીની કમાણી અને આબરૂ બને ગુમાવવાનો પ્રસગ આવ્યો હતો તે સાજના જ તે મુંબઈ માટે ઊપડી ગયો

તે મુંબઈ આવ્યો ત્યારે પોતાના વેચાણવાળા શેરમા રૂપિયા બસો વધી ગયા હતા.

ગોપાલદાસે પોતાને હેરાન કરવા આ દાવ અજમાવ્યો હતો તે સમજતા તેને વાર ન લાગી તેને ત્યા ગોપાળદાસે લીધેલા શેરો તે માગે તો તેને માટે લીધેલા ભાવે આપવા જ જોઈએ. તે શેર તો તેણે વેચી નાખ્યા હતા. વેચ્યા પછી તે શેરમા રૂપિયા બસો વધી ગયા હતા. વેચાણની સંખ્યા હજારો શેરની હતી. હવે તો વધેલા ભાવે શેર બજારમાથી ખરીદ કરી તેણે ગોપાલદાસને તેના લેણ ભાવે આપવા જોઈએ. બજારમા બધા જાણતા હતા કે નરોત્તમ શેર વેચી ફસાયો છે. તે શેર લેવા જાય તો તેને કોઈ શેર આપે નહિ અને ભાવમાં બીજા સોએક રૂપિયા વધી જાય. અને તો પછી પોતે એ ખાટને પહોંચી શી રીતે વળે? તપાસ કરતાં તેને ખબર પડી કે ગોપાલદાસ હજી એકાદ મહિના તો સલામત હતો. આ મામલાને શી રીતે પહોચી વળવુ? તેને કશી સમજ ન પડી.

એકેએક પળ કીમતી હતી. આવતી કાલે શુ થાય તે કોણ કહી શકે? આમા સલાહ પણ કોની લેવા જવાય? મદદ પણ કોણ કરી શકે? નરોત્તમને ખૂબ વિચારો આવ્યા. મુશ્કેલી-માથી કોઈ રસ્તો સૂઝતો નહોતો. એચિંતા જ, સહરાના રણમાં મુસાફરી કરનાર માણસને રેતીઓનાં થર ઉપર થર પથરાયેલા જણાતા હોય, ક્યાંય પણ આરામ માટેની જરા જેટલી જગ્યા દેખાતી ન હોય, અને તેટલામા, થોડે દૂર જતા લીલીછમ જગ્યા દેખાય, તેવી રીતે તેની મુશ્કેલીના સહરામા તેને એક જ લીલીછમ જગ્યા દેખાઈ—પહેલા તો તે વિચાર આવતા જ નરોત્તમ ચમકયો. જેની સાથે વર્ષો થયા અબોલા લીધા હતા, પોતાને ચોપડે જેનુ નામ ન આવે તેની ખાસ સભાળ લીધી હતી, તે માધવજી જ, જો કઈ કરી શકાય તો આમા કરી શકે તેમ હતો. તેની કુનેહ નરોત્તમથી અજાણી નહોતી. માધવજી એક કામ હાથમા લે તો પછી તન તોડીને પણ તે કામ પાર પાડવાનો જ તેને તેની ખાતરી હતી. પણ તેની પાસે શુ મોઢુ લઈને જઈ શકાય? ત્યાં જવા પગ જ કેમ ઉપડે? જૂનુ વૈમનસ્ય યાદ રાખી માધવજી પોતાને પાછો કાઢે તો? તે વિચાર જ અસહ્ય હતો? પરન્તુ બીજો કશો ઉપાય જ નહોતો. આવા વિચારોમા ગાળવા તેની પાસે લાંબો સમય પણ નહોતો. અને માણસને ગરજ પડે છે ત્યારે તેનાથી લાબો વિચાર કરવા કયાં થોભાય છે? તે ઝપાટાબધ માધવજીને ત્યાં ગયો.

નરોત્તમને પોતાને ત્યાં આવેલો જોતાં પહેલવહેલા તો માધવજીને આશ્ચર્ય થયું. પણ ચતુર વેપારી તરત તેના આગમનનું કારણ સમજી ગયો નરોત્તમે થોડી આડીઅવળી વાતો કરી, છેવટે હિંમત એકઠી કરી કહ્યુ.

"જો માધવજી, આટલાં વર્ષો તારી સાથે વેર રાખ્યું. સારો સમય આપણને બન્નેને આવ્યો, છતાં પણ હું તારાથી અલગ જ રહ્યો પણ અંતે જ્યારે આજે હું ફસાઈ પડયો છુ ત્યારે તારી પાસે આવ્યા વગર છૂટકો નથી રહ્યો. તુ એક જ માણસ એવો છે કે જે ધારે તો મને બચાવી શકે "

"તુ કઈ ફસાયેલો છે એમ તો મેં સાંભળ્યું છે, પણ છે શું તે મને પૂરેપૂરું સમજાવ," માધવજીએ કહ્યું.

નરોત્તમે અથથી ઇતિ સુધી બધી વાત તેને કહી સભળાવી. અત્યારના બજારભાવે તેને બધા શેરો મળી જાય તો ચારપાંચ લાખ રૂપિયા નુકસાની જાય. એ નુકસાની ભરી શકાય તેમ હતું. પણ ભાવ જો આથી વધી જાય તો તો પછી નુકસાની આપવાની પણ

તાકાત ન રહે મામલો કટોકટીનો હતો 'આટલી મુસીબતો વેઠી એકઠા કરેલા સંપત્તિ અને આબરૂ બન્ને ચાલી જવાની અણી પર હતા.

"તને હવે ખોટું શું કરવા કહું? ચારપાંચ લાખ ભરવા પડે તોપણ લાખ બે લાખ મારી પાસે રહે વધુ ભરવાની તાકાત છે જ નહિ આમાથી તું કોઈ ઉપાય શોધી કાઢે અને મને બચાવી લે તો જ આરો છે," નરોત્તમના અવાજમા કાકલૂદી આવી.

અમુક પળો માટે માધવજીને નરોત્તમ સામેનો જૂનો વિરોધ સાભર્યો 'બરાબર ફસાયો છે' તેના હોઠ એક ક્ષણ માટે એક અસ્પષ્ટ સ્મિતમા મરડાયા. 'આટલાં વર્ષો મારી સાથે વેર રાખ્યું અને હવે મારી પાસે નમતો આવતા શરમાતો નથી?' તેને થયું. અમુક પળો આવી વિચારશ્રેણીમા પસાર થઈ તેણે નરોત્તમ સામે જોયું અને તેને ભૂતકાળ સાભર્યો કેટલા વરસો સુધી બન્ને એકસાથે ફર્યા હતા! કેટલા નિર્મળ પ્રેમથી તેમણે એકબીજાને ચાહ્યા હતા? કેટકેટલી આશાઓ અને સ્વપ્નો તેમણે એકસાથે સેવ્યાં હતાં? ત્યારે એકબીજા માટે જાન પણ આપી દેવા બન્ને તૈયાર હતા પછી કંઈ બાધો પડ્યો બન્ને વચ્ચે અણુબનાવ થયો બન્નેની મૈત્રીઆડી અભિમાનની દીવાલો રચાઈ માધવજી ભૂતકાળના નરોત્તમને સભારી રહ્યો, અત્યારના નરોત્તમને વિસરી ગયો તેના તરફ તેને ફરી પ્રેમ જાગ્યો તે નરોત્તમ—તેનો બાલમાથી અને સખા—આજે મુશ્કેલીમા આવ્યો છે, પોતાની મદદ માગતો પોતાને આગણે આવી ઊભો છે, એવે વખતે જૂના વેરઝેર યાદ કરવામા દીનતા નહોતી? તેણે એકદમ નિશ્ચય કરી લીધો અને નરોત્તમને કહ્યું.

"તું જરા પણ ગભરાતો નહિ હું ગમે તેમ કરી તારી મુશ્કેલીનો અંત લાવી દઈશ અને ધાર્યા કરતા વધારે પૈસા જાય તો મારી પાસે ક્યાં નથી? કોણે ધાર્યું'તુ કે આપણે આટલા પૈસા કમાશું? કઈ રીતે આનો ઉકેલ આણવો એ જ વિચાર હું કરું છું."

નરોત્તમની આંખમા કૃતજ્ઞતા ઊભરાઈ જૂનો પ્રેમ તેની નજર સમક્ષ તરી રહ્યો આ એક બનાવે તેમના વર્ષોથી જુદા પડેલા હૃદયો એક કરી દીધા. તેમની વચ્ચે બધાયેલી વૈમનસ્ય, અભિમાન વગેરની પાળ તૂટી પડી, અને પાછા તેમની મૈત્રીના પાણી અવિચ્છિન્ન, એક અભગ રીતે વહેવા લાગ્યા બેત્રણ કલાક બન્ને સાથે બેઠા. પછી માધવજીને એક યુક્તિ સૂઝી આવી તેણે નરોત્તમને તે કહી સભળાવી, અને તે યુક્તિને સફળ કરવા માટે તે તરત જ ઊપડી ગયો

*                    *                    *

પેઢેથી ઊપડી માધવજી સીધો ગોપાળદાસ શેઠને બગલે ગયો માધવજીને જોતા ગોપાળદાસને અજાયબી થઈ ઘણી વખત માધવજી મારફત કામ કરવાની ગોપાળદાસે આ અગાઉ મથના કરી હતી, પણ માધવજીએ હસવામાં જ એ વાતને ઉડાવી દીધી હતી, તે ગોપાળદાસ બરાબર જાણતા હતા ત્યારે આજે માધવજી સામો પોતાને મળવા શા માટે આવ્યો હશે તે ગોપાળદાસ સમજી ન શક્યા માધવજી અને નરોત્તમનો એકબીજા પ્રત્યેનો વિરોધ આખી બજારમા જાણીતો હતો. ગોપાળદાસથી પણ તે વાત અજાણી નહોતી. તેથી નરોત્તમનું કામ કરી દેવા માધવજી પોતાને ત્યા આવે તેવો તો ખ્યાલ પણ ગોપાળદાસને ક્યાથી આવે?

ગોપાલદાસે માધવજીને માન આપ્યું, ચાપાણી પાયાં, પછી વાતો કરતાં કરતાં જ પૂછી લીધુ. "કેમ માધવજી શેઠ, અમસ્તા જ કે કંઈ ખાસ કામ હતું ?"

"શેઠ, આપ જેવાનુ કામ કોને ન પડે ?" માધવજીએ સાકર પીરસી.

"બોલો, શો હુકમ છે ?" ગોપાલદાસે પૂછ્યું

"શેઠ હુકમ તો આપ અમને કરો. અમે તો દલાલભાઈ. આ આટલો વખત થયા આપ બજારમાં લાખો રૂપિયા દલાલીમા ખર્ચ્યા છે, પણ હું એક સવા રૂપિયો પણ આપની પાસેથી નથી ખાટચો. મને એમ કે કયાં બીજા દલાલોની આડે આવવું ? પણ આજે હવે બધુ વ્યાજસહિત તમારી પાસેથી કમાઈ લેવુ છે—" માધવજીએ કહ્યું.

"અરે માધવજી, એવી શી વાત કરો છો ? તમને કામ આપવા મારી ના જ કયાં છે ? પણ તમને શો તોટો પડ્યો ?"

"ગોપાલદાસ શેઠ, આપ જેવા શેઠ માણસને ખબર ન પડે અમે દલાલ લોકો કયા આડાઅવળા કમાઈ જઈએ તે. નસીબમા હશે તો આપની દલાલી તો લાખો રૂપિયા કરશું, પણ શેઠ, કંઈ કમાણ જેવુ હોય તો જરા બતાવો કે જેથી થોડો વેપાર કરી લઈએ."

ગોપાલદાસને માધવજી જેવો દલાલ સામો આવી દલાલીની માગણી કરે છે તે જાણી ખૂબ આનંદ થયો. આવે વખતે તો તેમને સારા દલાલની ખૂબ જરૂર હતી. માધવજી જેવો દલાલ તેમનું કામ કરે છે તેમ બજારમા ખબર પડે તો તેમની ડગમગુ થયેલી આબરૂ ફરીથી મજબૂત બની જાય તેની તેમને ખાતરી હતી. માધવજીને ખુશ કરવાની આ તક જવા ન દેવાનો તેમણે નિશ્ચય કર્યો તેમણે કહ્યું·

"માધવજી, હુ તમને ખોટી રૂખ નહિ આપુ મને...શેરમાં બહુ તેજી લાગે છે," તેમણે નરોત્તમના વેચાણવાળા શેરનું નામ આપ્યુ. "તેમા ખોટાં વેચાણો પણ બહુ છે; અને ત્રણ દિવસમાં જ તેના ભાવમાં સારો વધારો આવશે"

સટોડિયો સાચી રૂખ ભાગ્યે જ કોઈને આપે છે; પણ ગોપાલદાસને તો માધવજીને વશ કરવો હતો. તેને એકવાર પોતાની રૂખથી કમાણી થઈ જાય તો તે પોતાના ઉપકારમાં આવી હમેશનો પોતાનો થઈ રહે તેમ તેમને ખાતરી હતી. ચતુર માધવજી તો આવી તકની જ રાહ જોઈ રહ્યો હતો. તેણે કહ્યું.

"શેઠ, આપની મહેરબાની મારા ઉપર ખૂબ છે. મને પણ એ શેરમાં ખૂબ તેજી લાગે છે. પણ મારે આપ આગળ આવ્યા પછી ખાલી હાથે પાછા જવું ? હું બજારમાં શેર લેવા જાઉં તો કેટલે ઊંચે ભાવે મળે ? આપ આગળ તો હજારો રોકનું લેણુ હશે. હુ તો આપની પાસેથી જ શેર લઈશ. આપ મારા ઉપર મહેરબાની રાખો છો તો આપ જ શેર આપોને. પાંચ લાખ નહોતા કમાયા જાણે. બોલો સોદો. બજારભાવથી આપને ઠીક લાગે તેટલો ભાવ આપને હુ વધારે આપું, પણ આ ભાવે બજારમાં હું લેવાલ થાઉં તો તો મારું આમકું ચિરાઈ જાય!"

શેઠને તો ગમે તે ભોગે માધવજીને વશ કરવો હતો. કોઈ જોરદાર દલાલના ટેકા સિવાય પોતે લાંબો વખત ટકી શકે તેમ નહોતા તેમ પોતે જાણતા હતા. માધવજીને બજારભાવે તે આંકડો મૂકે તેટલા શેર પોતે આપવા કબૂલ થયા. માધવજીને એ જ જોઈતું

હતુ. તેણે નરોત્તમના જેટલા શેરનું વેચાણ હતું લગભગ તેટલા શેર માગી લીધા. ચતુર સટોડિયો માધવજીને મેળવવાની પોતાની લાલચમાં અંધ બની ગયો હતો. તે ન સમજી શક્યો કે 'મારા દુશ્મનનું આમાં કામ થઈ જાય છે' તેણે સોદો કબૂલ રાખ્યો. માધવજી સમજતો હતો કે વેપારી બચ્ચો એકવાર સોદો કરી પાછો ફરી જતો નથી. હવે ગોપાલદાસથી ફરી જવાય તેવુ તો હતું જ નહિ. માધવજીએ તેમનો ખૂબ ઉપકાર માન્યો.

"શેઠ, આપને જ્યારે જરા પણ કામ હોય ત્યારે મને જરૂર જણાવજો. આપનો ઉપકાર નહિ ભૂલુ," કહી શેઠની રજા લઈ તે ચાલતો થયો.

માધવજીનુ વ્યક્તિત્વ અને તેની મીઠી વાણી ગોપાલદાસ પાસેથી દૂર થતાં ગોપાલદાસ વિચારે ચડ્યા. માધવજીના આ આચરણનો ભેદ સમજવા તેમનું મગજ વિચાર કરવા લાગ્યું. કોઈ દિવસ નહિ અને આજે માધવજી આમ આવે, તેમની પાસેથી શેરો પડાવી જાય, તેમની જાહોજલાલીના સમયમા નહિ પણ તેમની પડતીના સમયમાં તેમની દલાલી કરવા પણ તૈયાર થાય, તે બધાનો ભેદ ગોપાલદાસ ન ઉકેલી શક્યા. નરોત્તમ માટે તો આ ન કર્યું હોય? તેમણે પોતાની હિસાબનોંધમાં નરોત્તમને ત્યાં પોતાનુ કેટલું લેણુ હતુ તે તપાસ્યુ અને ચમક્યા. માધવજી તેમની પાસેથી જેટલા શેર લઈ ગયો હતો લગભગ તેટલા જ શેરનુ તેમનુ નરોત્તમને ત્યાં લેણુ નીકળતુ હતું. પણ એમ કેમ બને? તેમણે સાંભળ્યુ હતું કે નરોત્તમ અને માધવજીને તો ખૂબ અણબનાવ હતો. પણ તે બન્ને એક જ ગામના હતા ના? ગોપાલદાસને દલાલો વિષે એટલી ખબર તો રહેતી. તેમણે ટેલિફોન હાથમા લીધો અને પોતાના એક બીજા દલાલને જોડ્યો; પૂછ્યું:

"માધવજીને નરોત્તમ સાથે સંબધ ખરો?"

"નહિ શેઠ, તે બન્ને વચ્ચે તો અણબનાવ છે તેમ કહે છે," પેલાએ કહ્યું.

"પણ બન્ને એક ગામના તો ખરા ના? બન્ને એકબીજાને મુશ્કેલીમાં મદદ કરે ખરા કે નહિ?" ગોપાલદાસે ફરી પૂછ્યુ.

"એ તો કઈ ન કહેવાય, શેઠ કહે છે કે પહેલાં તો બન્ને ખાસ મિત્રો હતા, પછી કંઈ તકરાર પડી અને જુદા પડ્યા. ત્યારથી બન્ને વચ્ચે સખત અણબનાવ રહે છે. છતાં હું તપાસ કરીને કહીશ."

"ઠીક, સાહેબજી," ગોપાલદાસે ટેલિફોન મૂકી દીધો.

હવે ગોપાલદાસના મનમા રજ માત્ર શકા ન રહી કે માધવજી નરોત્તમ માટે જ આ બધી ધમાલ કરી ગયો હતો. તેમની જિતાયેલી બાજી હાથમાથી સરી પડી હોય તેમ તેમને લાગ્યુ તેમણે માધવજીને ટેલિફોન કર્યો.

"હલ્લો માધવજી, તમે તો મારે ત્યાં આવી નરોત્તમને છોડવી ગયા ના!" તેમણે પૂછ્યુ.

"અરે, એમા શું શેઠ, એ તો મારી ફરજ હતી ના? અમે બાળમિત્રો, સાથે મોટા થયેલા. આવે વખતે કામ ન આવીએ તો ક્યારે આવીએ?" માધવજીનો મીઠો અવાજ ટેલિફોનમાં રણકી રહ્યો

ગોપાલદાસે ધબ દઈ ને ટેલિફોન મૂકી દીધો।

# કૉન્ફ્યુશિયસ અને લ્સ્ઝે લુ

અનુ : રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ., એલએલ. બી.

કૉન્ફ્યુશિયસ અને લ્સ્ઝે લુ એક વખત સાથે મદિરાપાન કરતા હતા. તે વખતે લ્સ્ઝે લુએ કૉન્ફ્યુશિયસને કહ્યું: "કૉન્ફ્યુશિયસ કેવા માણસ છે, એમ શેરના ડ્યુક મને પૂછતા હતા, પણ મેં કાંઈ પણ જવાબ વાળ્યો નહોતો."

"તમારે શેરના ડ્યુકને કહેવું હતું કે—જ્ઞાનની શોધમાં હું ખાવાનું પણ ભૂલી જાઉં છું ને જ્ઞાન મેળવવા હું મારા વિષાદ વિસારી મૂકું છું. વાર્ધક્યની તો એ વેળા મને ઝાંખી પણ થતી નથી."

"પણ," લ્સ્ઝે લુ બોલ્યો, "માનવતા સર્જાઈ ત્યારથી તમારા જેવો કોઈ પાક્યો નથી ને પાકવાનોય નથી."

"અભ્યાસ માટે આ જીવન પચાસ વર્ષ લંબાય," કૉન્ફ્યુશિયસ લ્સ્ઝે લુ કહેવાને લાગ્યો, "તો મારામાં ઘણો સુધારો થઈ જાય. જોકે અત્યારે હું અક્ષરજ્ઞાનમાં તો બીજાનો સમોવડિયો છું પણ મહાપુરુષનું પદ હું પામી શક્યો નથી. મેં અંતિમ નિર્ણયો બાંધી દીધા નહિ હોય, હું એકતરફી અભિપ્રાયો ધરાવતો નહિ હોઉં, મારામાં હઠ કે અહંતા નહિ હોય, પણ એક પુત્રે પિતાની સેવા કરવી જોઈએ તેવી સેવા કરવાનું શીખ્યો નથી; એક અમાત્યે યુવરાજભક્ત રહેવું જોઈએ તેમ હું રહ્યો નથી, સહૃદયી મિત્ર સમી મૈત્રી દાખવી શક્યો નથી: મારાં કાર્યો જેવી મારાં વચનોને પ્રશંસા મળી નથી; મારાં કાર્યો મારાં વચનોને પહોંચી વળ્યા નથી. એટલે મહાપુરુષની સહૃદયતા મારામાં નથી ને છેવટે લ્સ્ઝે લુ! મેં આ દારૂની લત છોડી નથી. આજે પણ હું ભાનભૂલ્યો નથી બન્યો છતાંય મેં પીવામાં બાકી રાખી નથી."

"પણ," લ્સ્ઝે લુએ કહ્યું, "ઓ ગુરુવર્ય! આપે શીખવ્યાં છે તેનાં મહાન સત્યો કોઈએ પણ શીખવ્યાં નથી. વર્ષા, ધરણી ને ધાન્યની વેદીની પૂજા કરવા, પૃથ્વી, ગિરિમાળા ને સરિતાને બલિદાન ધરવા, આપે જ શિક્ષા આપી છે. પરમાર્થ એટલે વિશ્વબંધુત્વ અને જ્ઞાન એટલે સર્વજ્ઞતા એ સત્ય આપે જ શોધી આપ્યું છે. સ્ત્રીબાલકો સાથે સુખી સંયોગ સાંપડે તે બંસીગાન કે વીણાવાદન જેવું મધુર છે તે આપે જ સમજાવ્યું છે. સૌંદર્ય જેટલું જ સદ્‌ગુણનું સન્માન કરવું, અનાજમાં ભળી જાય માટે છોડને ઉખેડવાં, સચ્ચારિત્ર્ય કલંકિત કરે તે કરતાં બદીથી દૂર રહેવું અને સહૃદયતા સંતાપે એવી તીખી જીભ ન રાખવી વગેરે સત્યો આપે જ પઢાવ્યાં છે. સારું સંગીત મારું ન જાય માટે સંગીતવિહીન સ્થાનથી દૂર રહેવું એવું પણ આપે જ કહ્યું છે. ને આટલુંયે ઓછું નથી. ઓ ગુરુદેવ! આપે જ શીખવ્યું છે કે જ્ઞાન, પરમાર્થ ને ધૈર્ય ઉત્તમોત્તમ ગુણો છે. માયાનો બદલો માયાથી ને

હતુ તેણે નરોત્તમના જેટલા શેરનુ વેચાણ હતુ લગભગ તેટલા શેર માગી લીધા ચતુર મહેતિઓ માધવજીને મેળવવાની પોતાની લાલચમા અંધ બની ગયો હતો તે ન સમજી શક્યો કે ' માગ દુશ્મનનુ આમા કામ થઈ જાય છે ' તેણે સોદો કબૂલ રાખ્યો માધવજી સમજતો હતો કે વેપારી બચ્ચો એકવાર સોદો કરી પાછો ફરી જતો નથી હવે ગોપાલદાસથી ફરી જવાય તેવુ તો હતુ જ નહિ માધવજીએ તેમનો ખૂબ ઉપકાર માન્યો.

' શેઠ, આપને જ્યારે જરા પણ કામ હોય ત્યારે મને જરૂર જણાવજો આપનો ઉપકાર નહિ ભૂલુ " કહી શેઠની રજા લઈ તે ચાલતો થયો.

માધવજીનું વ્યક્તિત્વ અને તેની મીઠી વાણી ગોપાલદાસ પાસેથી દૂર થતા ગોપાલદાસ વિચારે ચડ્યા માધવજીના આ આચરણનો ભેદ સમજવા તેમનુ મગજ વિચાર કરવા લાગ્યુ. કોઈ દિવસ નહિ અને આજે માધવજી આમ આવે, તેમની પાસેથી શેરો પડાવી જાય, તેમની જાહોજલાલીના સમયમા નહિ પણ તેમની પડતીના સમયમા તેમની દલાલી કરવા પણ તૈયાર થાય, તે બધાનો ભેદ ગોપાલદાસ ન ઉકેલી શક્યા નરોત્તમ માટે તો આ ન કર્યું હોય ? તેમણે પોતાની હિસાબનોંધમા નરોત્તમને ત્યા પોતાનુ કેટલુ લેણુ હતુ તે તપાસ્યુ અને ચમક્યા માધવજી તેમની પાસેથી જેટલા શેર લઈ ગયો હતો લગભગ તેટલા જ શેરનુ તેમનુ નરોત્તમને ત્યા લેણુ નીકળતુ હતુ પણ એમ કેમ બને ? તેમણે સાભળ્યુ હતુ કે નરોત્તમ અને માધવજીને તો પૂરો અણબનાવ હતો પણ તે બન્ને એક જ ગામના હતા ના ? ગોપાલદાસને દલાલો વિષે એટલી ખબર તો હતી તેમણે ટેલિફોન હાથમા લીધો અને પોતાના એક બીજા દલાલને જોડ્યો, પૂછ્યુ:

'માધવજીને નરોત્તમ સાથે સબધ ખરો ?"

"નહિ શેઠ, તે બન્ને વચ્ચે તો અણબનાવ છે તેમ કહે છે," પેલાએ કહ્યુ

"પણ બન્ને એક ગામના તો ખરા ના ? બન્ને એકબીજાને મુશ્કેલીમા મદદ કરે ખરા કે નહિ ?" ગોપાલદાસે ફરી પૂછ્યુ

"એ તો કઈ ન કહેવાય, શેઠ કહે છે કે પહેલા તો બન્ને ખાસ મિત્રો હતા, પછી કઈ તકરાર પડી અને જુદા પડ્યા ત્યારથી બન્ને વચ્ચે સખત અણબનાવ રહે છે છતા હુ તપાસ કરીને કહીશ "

"ઠીક, સાહેબજી," ગોપાલદાસે ટેલિફોન મૂકી દીધો

હવે ગોપાલદાસના મનમા રજ માત્ર શકા ન રહી કે માધવજી નરોત્તમ માટે જ આ બધી ધમાલ કરી ગયો હતો તેમની જિતાયેલી બાજી હાથમાથી સરી પડી હોય તેમ તેમને લાગ્યુ તેમણે માધવજીને ટેલિફોન કર્યો

"હલ્લો માધવજી, તમે તો મારે ત્યા આવી નરોત્તમને છોડવી ગયા ના !" તેમણે પૂછ્યુ

"અરે, એમા શુ શેઠ, એ તો મારી ફરજ હતી ના ? અમે બાળમિત્રો, સાથે મોટા થયેલા આવે વખતે કામ ન આવીએ તો ક્યારે આવીએ ?" માધવજીનો મીઠો અવાજ ટેલિફોનમા ગણુઈ રહ્યો

ગોપાલદાસે ધમ દઈને ટેલિફોન મૂકી દીધો।

---

ફૂંક્યો. મારા હૈયામાં એ મંત્રને કાયમ કરવા વિનવ્યો. કોઈ કોયલના મીઠા ગીતને સત્કારીએ તેમ એ મંત્ર અપનાવી લેવા મને આગ્રહ કર્યો એમ કરવાથી જ હું પરમસત્ય પામીશ એમ તેમણે મને ખાતરી આપી. ને મારો માર્ગ નિષ્કંટક બનશે એમ સમજાવ્યુ. સાંભળ! ત્સ્ઝે લુ! પંખીઓ ઊડે છે, મત્સ્યો તરે છે, પ્રાણીઓ દોડે છે, વર્ષા વરસે છે, સૂર્ય પ્રકાશે છે, ધાન્ય ઊગે છે, મનુષ્યો પોષણ પામે છે ને રાજ્ય સલામતી પામે છે, કુટુંબો સુખી થાય છે ને ન્યાયી મનુષ્યો સારા કાયદા ઘડી શકે છે એ સર્વની નિયામક શક્તિને હું પિછાની શક્યો છું. પણ લાઓ ત્ઝુ એ કુમારિકાનો પુત્ર હતો એવી મને વાત મળી છે. ખરતા તારાના દર્શને એનો જન્મ થયો હતો. એ મારી કલ્પનામાં પણ નથી આવતું. લાઓ ત્ઝુ રાક્ષસ હતો. એ રાક્ષસ કેમ ઊડે તેની પણ મને ખબર નથી. પવનઘોડે એ કેમ પ્રયાણ આદરે તે પણ મને નથી સમજાતું. એને સ્વર્ગ કેમ સાંપડે તે પણ મારાથી નથી કળાતું. લાઓ ત્ઝુ જગતનો ભેદ છે. લાઓ ત્ઝુ અકલિત છે ને એનો પંથ પણ અણઉકેલ છે."

"એટલે જ," ત્સ્ઝે લુએ કહ્યુ, "આપણે હુઈ પાસે જઈએ. પેલી ગલી, સાંકડી નાળ વટાવી એની ગરીબાઈનાં દર્શન કરીએ."

પછી કૉન્ફ્યુશિયસ ને ત્સ્ઝે લુ હુઈના દર્શનાર્થે ગયા.

કૉન્ફ્યુશિયસ ને ત્સ્ઝે લુએ હુઈને પોતાની નાનકડી ગરીબાઈભરી ઝૂંપડીમાં બેઠેલો જોયો. ત્યા પાથરવાની એક સાદડી પણ નહોતી. એ ખંડમા મેજ પણ નજરે ચડતુ નથી—માત્ર વાંસની પતરાળી ને પડિયો. હુઈએ કૉન્ફ્યુશિયસને પિછાન્યો તેણે વંદન કર્યું. "પધારો ગુરુદેવ! મારી ઝૂંપડીમા આપનાં પુનિત પગલા ક્યાંથી?" તે બોલી ઊઠ્યો.

"આપ ગરીબાઈ કેવી રીતે વધાવી રહ્યા છો તે જોવા હું આવ્યો છું" કૉન્ફ્યુશિયસે ઉત્તર દીધો. "એ ગરીબાઈ, એકાંત ને જગતની બેપરવા વિષે મેં ઘણી ઘણી વાતો સાંભળી છે પણ આજે એનું પ્રત્યક્ષ પ્રમાણ મેળવવા આવ્યો છું."

"મારા ગુરુદેવ! લાઓ ત્ઝુની પેઠે હું પણ એકલવાયો જ છુ," હુઈએ કૉન્ફ્યુશિયસને કહ્યું, "હું અજ્ઞાન છુ, મૂર્ખ ને મૂઝાયેલો છું, મારા જીવનમાં હુ નિષ્ફળ ગયો છું. પણ મારી પાસે ત્રણ કીમિયા છેઃ દયા, નમ્રતા ને કરકસર. પરમસત્ય પારખી મેં મારી શાંતિ જાળવી રાખી છે. મૃત્યુ આવે કે ગમે તે થાય ગર્વને માટે હુ સર્વદા તૈયાર છું."

"ચીનમાં ભયંકરતા વ્યાપતી આપને નથી જણાતી?" કૉન્ફ્યુશિયસે હુઈને પૂછ્યું; "ધારાધોરણો વધી પડ્યા હોય એમ નથી લાગતું? અમલદારો કેટલા ઊભરાયા છે? કરબોજા ને જુલ્મ કેટલા વધ્યા છે? ગરીબાઈ ને લૂંટફાટનો શુમાર નથી."

"એ બધું જ મને ખબર છે," હુઈએ કૉન્ફ્યુશિયસને જવાબ વાળ્યો; "લાઓ ત્ઝુએ પણ એ સર્વ અનુભવ્યું હતું. અકિંચન પાસેથી પણ રહ્યુંસહ્યું પડાવી લેનાર મનુષ્યો તેમણે દીઠાં હતા. જરા પણ ઊણપ ન હોય એવા શ્રીમંતોની લક્ષ્મીમાં ભરતી થતી પણ તેમણે નિહાળી હતી. ભરતગૂંથ્યા ઝભ્ભા ને હીરાજડિત કૃપાણોઃ રમઝરતા ખાદ્ય પદાર્થો ને મીઠી મદિરા—બધું ય એમણે અનુભવ્યું હતુ છતાં તેમણે નિર્ણય આપ્યો હતો કે એમાંનું એક

પણ પરમસત્ય નહોતુ એમણે લોકોને ગરીબ ને ગરીબ બનતા જોયા અનેક રાજતંત્રો ને કાયદાની શબ્દજાળમા તેમને ફસાતા નિહાળ્યા કાયદાપોથી વધે તેમ ચોરલૂટારા પણ વધતા દેખાયા છતા તે કહેતા એ કામ મારુ નથી હુ શાંતિથી બધુ જોયા કરીશ લોકો જાતે જ સત્યને પરખશે, હુ વચમા આવુ નહિ મારુ તોર લોકો આબાદ થશે હુ કોઈ પણ પ્રકારની અભિલાષા ધરાવીશ નહિ ને લોકો સાદાઈ ગ્રહણ કરશે અમલદારો કરતી આવક રોકાયા કરે છે તેથી લોકો ભૂખે મરે છે જીવનની આડ આવતા કાયદાની હસ્તીને લીધે જ લોકો પર રાજ્ય કરવુ મુશ્કેલ બને છે પવિત્રતા ને ડહાપણનો ડોળ હુ દૂર કરીશ તો લોકોને લાભ થશે હુ મહત્ત્વતાનો દંભ ત્યાગીશ તે લોકો સ્નેહપથે પરખશે હુ યત્નો ને લોભની વાતો જતી કરીશ ને ચોર ને લૂટારા અદૃશ્ય થશે વિશ્વ એટલે પરમાત્માનુ રૂપ નિવાસસ્થાન જે હાથ મૂકે છે તે જુએ છે જે નામ કરે તે વિનાશ વહોરે છે જે સંતોષી છે તેને પૂર્ણતુ મળી રહે છે જે ડહાપણથી રાજતત્ર ચલાવવાનો દાવો નથી કરતો તે આશીર્વાદરૂપ બની રહે છે દરેક વસ્તુને તેની નૈસર્ગિક ગતિએ વહેવા દેવામા જ લાભ છે, કારણ કે તમે ઇચ્છો કે નહિ છતાય તેમની ગતિ નૈસર્ગિક જ રહેવાની છે એની આડે આવવાથી જ અધાધૂધી ને દુ ખ પ્રવર્તે છે

'એટલે કોન્ફ્યુશિયસ!' હુ કહેતો તમે ને મારા ગુરુદેવે એક જ પીડાઓ પારખી હતી મનુષ્ય ને રાજ્યમા એક જ પ્રકારના છિદ્રો દીઠા હતા પણ તમે કાયદાથી એને સુધારવા માગો છો, મારા ગુરુ ને નિવૃત્તિ સાધી એ પરિણામ જોતા મથતા"

તે એ નિવૃત્તિ ધાર્યુ પરિણામ શી રીતે લાવશે તે સમજાવો" કોન્ફ્યુશિયસે પૂછ્યુ

એ જ પરમ સત્યનો મર્મ ભેદ પાણી કરતા શુ જ સુવાળુ નથી, છતા કઠણ ને મજબૂત વસ્તુઓ પર પાણી કરતા વધારે અસર કોઈ જ કરી શકતુ નથી મનુષ્યને પોતાના હૈયામા જ પરમસત્ય સમજવા દો પછી કાયદાની જરૂર રહેશે નહિ ચીનમા શાંતિ વ્યાપશે'*

# પલટાતું ગૂજરાત—દિન-પર-દિન

સુમન્ત મહેતા

૧

અમદાવાદમાં ગુમાસ્તા પરિષદ ભરાઈ ગઈ, હવે ભાડૂઆત પરિષદ ભરાશે એવા ભણકારા હવામાં સંભળાય છે; વિદ્યાર્થી પરિષદ ભરાઈ ગઈ અને યુવક પરિષદ ભરવી એવી સૂચના થઈ ગઈ છે કડીમા છાત્ર અને છાત્રાલય પરિષદો ભરાઈ ગઈ; અમદાવાદમા મહાગૂજરાત હરિજન પરિષદનું કામ પૂરું થઈ ગયું છે. કાઠિયાવાડમા યુવક પરિષદ, મહિલા પરિષદ અને રાજકીય પરિષદ ભરવાના પ્રયાસો થયા હતા અને થયે જાય છે. ખેડૂતમંડળોની સભાઓ માતરમાં, પચમહાલમાં, ઉત્તર અને દક્ષિણ દશક્રોઈ તાલુકાઓમા, ભરૂચ જિલ્લામાં અને મહેસાણા પ્રાંતમાં ભરાઈ ગઈ છે અને ખેડૂતમડળોની સ્થાપના થાય છે અને થશે. અસ્પૃશ્યતા નિવારણની ઝુંબેશ આખા દેશમાં નરમ પડી છે,પણ જે ભંગીઓ મ્યુનિસિપાલિટીઓમાં કામ કરે છે તેમના પગાર વધારવા, તેમને વધારે સગવડો આપવાનો પ્રશ્ન જનસમાજની પાસે રજૂ થયો છે. આખા ગૂજરાતમા કયા પ્રકારનુ પરિવર્તન થઈ રહ્યું છે તેનુ દિગ્દર્શન કરવાની જરૂર છે. જે પ્રશ્નનો ઉકેલ એ જિલ્લામા શરૂ થયો હોય તે પ્રશ્ન જો દરેક જિલ્લામાં ઉપાડી લેવામા આવે તો પરિણામ સારું આવે. આજના યુગમાં પ્રજામતને ખૂબ અને વારવાર કેળવવાની જરૂર છે. પ્રશ્ન ગમે તેવો સાચો હોય તે છતા તેના ઉકેલ માટે માત્ર થોડો છૂટોછવાયો પ્રયત્ન થાય તો તે વખતે નિષ્ફળ જવાનો સંભવ છે. આપણા ગૂજરાતમાં જે પરિવર્તન થઈ રહ્યું છે, અને તેને અંગે જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેની ખબર દૈનિક વર્તમાનપત્રોમાં છપાય છે. વર્તમાનપત્રોમા છપાયેલી હકીકત અમુક એક પ્રસંગે જાહેર થાય છે અને પછી તેનું શું પરિણામ આવ્યું તેની માહિતી જનસમાજને ક્વચિત જ મળે છે અમુક પરિષદ કે પ્રવૃત્તિની માહિતી જનસમાજને ક્વચિત જ મળે છે અમુક પરિષદ કે પ્રવૃત્તિની પાછળ સ્થાયી બળ છે કે નહિ, જો હોય તો તે કેટલું અને કેવું છે એ બધુ આખા ગૂજરાતના વિચારકો તથા કાર્યકર્તાઓએ જાણવું જોઈએ. આખા ગૂજરાતની બધી માહિતી એક અમુક વ્યક્તિ કે સંસ્થાને મળે એવી વ્યવસ્થા આપણે આજ સુધી કરી શક્યા નથી. ગૂજરાત પ્રાંતિક સમિતિ એક મોટી સંસ્થા છે કે જ્યા દરેક જિલ્લાની રાજકીય અને કેટલીક બિનરાજકીય પ્રવૃત્તિની માહિતી એકઠી થતી હશે પણ ગૂજરાતમાં તો ૨૦૦-૩૦૦ દેશી રાજ્યો છે તેની માહિતી ત્યાં ક્વચિત જ જાય; અને ઘણી બિનરાજકીય પ્રવૃત્તિઓ એવી હોય છે કે જેની સાથે એ સંસ્થાને સંબંધ બહુ જ ઓછો હોય છે, અગર બિલકુલ હોતો નથી જે વ્યક્તિ આ પ્રકારની સમાલોચના કરે તે પૂરેપૂરી તટસ્થ રહી શકે નહિ તટસ્થ રહેવાનો પ્રયત્ન કરે તે છતાં તેના પૂર્વગ્રહોને લીધે તેના અભિપ્રાયો અને અનુમાનો રંગવિનાનાં રહેવાં ઘણાં અઘરાં છે. વળી અધૂરામાં પૂરું હાલનું વાતાવરણ એવા પ્રકારનું છે કે જ્યારે દરેક દિશામાં મતભેદો ખડા થયા છે અને વિચારસરણીમાં મતાગ્રહ તીવ્ર બન્યો છે તેવે વખતે રચનાત્મક ટીકા કરવાથી અગર સમાલોચના કરવાથી કોઈનાં દિલ દુખાવવાનો ભય રહે છે. તે છતા આ પ્રકારની રચનાત્મક ટીકાઓ આવશ્યક છે. જેમજેમ આપણું રાષ્ટ્રીય સંગઠન થતું જાય

છે, એ બે રમતો હાલમાં રમાય છે. સારી રીતે રમવા માટે જે સાધનો અને શિક્ષણ જોઈએ તે આપણા ગરીબ દેશને પોસાય નહિ, એ બધી દલીલો સાચી છે. ગામડાંઓમાં આ રમતો કદી પણ સારી રીતે રમાશે નહિ. સાથેસાથે એ પણ વિચાર કરવાનો રહ્યો કે ગેડીદડા જે રીતે રમાય છે તે રીતે હરીફાઈઓ થઈ શકે નહિ. ગામડાંમાં તો બોરડી કે રાયણના ઝાડમાંથી ગેડી કાપી લેવાતી અને દડો સીવી લેવાનો હોય છે. પણ જો રીતસર હરીફાઈ ગોઠવવી હોય તો ગેડી કેટલી લાંબી હોય, કેટલી પહોળી હોય, કેટલી ભારે હોય તે નક્કી કરવુ પડશે, દડો કેટલો મોટો હોય, કેટલો ભારે હોય તે પણ નક્કી કરવાનું. એટલે ગામડાંમા જે રીતે રમાય છે તે પ્રમાણે ત્યાં કે ગામોમાં રમી શકાશે નહિ. લાકડીઓ તૂટી ન જાય તેટલા માટે તેના હાથાની આસપાસ મજબૂત દોરી બાંધવી પડશે એટલે તે હૉકીની લાકડી જેવી જ થવાની છે. દડાનું પણ તેવું જ બનશે. અને પગના નળા ભાગી ન જાય તેટલા માટે વખતે રક્ષણનાં સાધનો—ગાર્ડ—બાંધવા પડશે. એટલે કૃષ્ણના યુગમાં જે સાદી રમત હશે તેવી જ આજના યુગમાં રમાશે કે કેમ તે વિશે મતભેદ હોઈ શકે.

વ્યાયામ મંડળ વિશે ઘણું કહેવાનું નથી. જે પ્રકારની સંકુચિત દૃષ્ટિ જૂના વખતમાં ઉસ્તાદી અખાડામાં આવી જતી હતી તેવી આજના કાર્યકર્તાઓમાં ન આવે એ જોવાનું છે. ઉસ્તાદી-બિનઉસ્તાદી પદ્ધતિના ભેદો કાઢી નાખવાની જરૂર છે. પ્રોફેશનલ એટલે ધંધાદારી મલ્લોના અખાડા જુદા રહે, ન્યાતજાત, ધર્મના ભેદો અખાડામાં ન હોય તો સારું. હમણાં કેટલાક અખાડામાં હનુમાનની પ્રાર્થના દાખલ કરીને અમુક કોમોને બાતલ કરવામાં આવે છે. વજ્રાંગનાં વખાણ કરી શકાય, પણ તેમાં ધાર્મિક તત્ત્વ ઘુસાડી દેવું ઇષ્ટ નથી. આખા ગુજરાતને માટે વ્યાયામ મંડળની જરૂર છે પણ જો એ મંડળ ઇન્દુલાલની પ્રવૃત્તિથી ગભરાતું હોય, ઇન્દુલાલની ધરપકડ થઈ ત્યારે સહાનુભૂતિનો ઠરાવ કરતાં અચકાતું હોય તો એવું મંડળ કયા પ્રકારનું વાતાવરણ ફેલાવશે ? આ વ્યાયામ મંડળને અંગે એક મધ્યસ્થ તાલીમવર્ગ નીકળે એ અત્યત જરૂરનું છે.

---

[ અનુષ્ટુપ ]

જાણું છું કૈંક છે એવા મઝાના સાધુ માણસો,
આત્માને ભ્રમણાદોરે બાંધી બેઠા હસી હસી,
કલહો પૃથવીના સૌ અવાસ્તવિક માનતા,
ચૂસે છે જિંદગીમાંથી રસાનંદો જ કોટિધા,
ચેનમાં હુંફમાં ડુબ્યા મૌજનાં મોજ માણતા.

વદે નિર્દોષ ભાવે એ: “દુઃખ તો અંગ જેવું છે
અસત્ય ભ્રમણાઓનું, તૃષા ને ભૂખનું, વળી
માનવી ઉરના ઉગ્ર સંગ્રામોનું, બધા જ એ
ઓછાયા વ્યાધિઓ કેરા આપણે સરજી રહ્યા.”
માણસે સરજ્યું જે કૈં કાળી મ્હેનત ને કરી,
તેને આરોગતા તાજા, આરામે અંગ ઢાળતા.

ભાગેડુ દુનિયામાંથી — કરે છે શું? જુઓ, જુઓ,
પોતાની દિવ્યતા કેરાં દુંદુભિ બજવે અને
પોતાની જ્ઞાનસિદ્ધિ ને આત્મસિદ્ધિ અલભ્યના.
વાઘામાં શોભતા કેવા પોતે સૌ કોકથી રૂડા!
જીવે છે એ મરેલા શા, ને એને જીવ્યું માનતા.

અરે ના યતતું ત્યાંથી, એવા એ સૂક્ષ્મ મૃત્યુને
લાદતા અન્યને માથે — કાયરા જે રહ્યા મથી
હવાઈ ઝાલવા સત્યો — શૂન્યનાં અન્ય નામ શાં

અરે હા, જાણું છું, હા, હું જાણું એ કેવું ભાખતા,
આ પવિત્ર મહાત્મા એ — મધુરું ઢંગહીણું કૈં —
આત્માને લગતી ખાલી વાતો — જે સાંભળી જનો
જગની વીસરી જાતા સત્ય ચિંતનકેડીને.

કેમકે આતમા એવો તેજ છે દારૂ કે પીધે
મગજે ચડતી ઘૂણી, નશાબાજ બની જતો
આદમી નિત્યનો, એના વિચારો — વચનો બને
ગુલાબી કાંચનાં ખોખાં, રાચે એ કલ્પનાઘડ્યાં
કથને — અરધા ખ્યાલે — વેરેલા દાખલા સમાં —
લાવ્યા એ સંધું ઊચેની અભાવાત્મક સૃષ્ટિથી.
નથી એ દેખાતા કે ત્યાં કેવી તીવ્ર અને મહા
જ્વલતી ચિંતનાઓ છે, જિન્દગીને વિકાસની.
મહા વાસ્તવિકતાઓ છે પડેલી જે અહીં સદા
એમના એદીવેડાની — ચેનની ક્રૂર શત્રુ શી.

જાણું છું દેવ લોકો છે કેટલાક, જરૂર એ
વધારે ભાવ પોતાનો અદૃશ્ય સહુને રહી
વર્ષોનાં વર્ષ, એકાંતે ત્યાગના નામથી વસી,
માનુષી કલહોથી ને આંસુથી દૂરદૂર જૈ,
ઓછા સંપર્કથી ભાસે લોકોનાં શૂન્ય ચિત્તને
દેવ શા, દૈવી તત્ત્વાર્થી થકી એ ભરપૂર શા!
માનવી બુદ્ધિને એની પડે ના ગમ, ને શનૈઃ
અન્ય ભક્ષક, ને મૂંગું રાજત્વ એમને વરે!
જુઓ ભાઈ, બધું આ છે આજે ગૈ કાલની કથા.
આવે એને ટપી જાતી ઘટનાનો સમો હવે,
ભ્રમણાભંગના કારી દિવસો આજ આવતા,
પોતાનું સ્થાન દૈ દે છે એને ઊઠી અનંતતા.
હવે ના કોઈની દેન ભ્રમણાને ટકાવવા,
ક્ષુધા ને રોગ દુષ્કાળો તણા પોકાર પાડતી
કરોડો માનવી ચીસો સામટી તોડી નાખશે,
ભરેલાં ભ્રમભેદોથી ટાઢાં આકાશને અને
બિચારા પ્રભુનું રાજ્ય પૃથ્વીમાં ભાંગી વેરશે.*



* શ્રી હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના ' Deserters 'નો અનુવાદ.

# બોલતા આંકડા

રામભાઈ પટેલ

આપણા દેશમાં સરકાર તરફથી અને વિલાયતમાં હિંદહિતૈષી અંગ્રેજો તરફથી જાહેરમાં અને સરકારી રિપોર્ટોમાં એમ જણાવવામાં આવે છે કે હિંદમાં બ્રિટિશ રાજ હિંદીઓના નૈતિક અને આર્થિક વિકાસ માટે જ (for the moral and material developments of Indians) છે, અને હિંદના હિતસંબંધોને સર્વાંશે નહિ તો બહુ અંશે લક્ષમાં રાખીને નેક દાનતથી સેવાભાવે નાનામોટા ગોરા અફસરો 'સરવિસ' કરે છે. હાલના ફિનાન્સ મેમ્બર સર જેમ્સ ગ્રીગના પુરોગામી સર જ્યોર્જ શુસ્ટરે પોતાની કારકીર્દિમાં પ્રથમ વર્ષનું બજેટ રજૂ કરતાં હિંદી વડી ધારાસભામાં કહ્યું હતું કે પોતે અધિક અંશે હિંદની પ્રજાના હિતસંબંધોને લક્ષમાં રાખીને જ પોતાની નોકરી કરશે.* અને આપણે જોયું કે એમની કારકીર્દિ દરમ્યાન હિંદના લાભમાં ઓટાવાના કરાર પર હિંદી ડેલીગેશને કેવા મેખ માર્યા હતા. અને એમના જ શુભ અમલમાં રૂપિયાને સ્ટર્લીંગ સાથે કેમ અને કેવી રીતે જોડવામાં આવ્યો હતો, અને આજ સુધીમાં લોકોએ સંઘરી રાખેલ સોનાનો કેટલો પ્રવાહ બહાર વહી ગયો છે (૨૬૦ કરોડ ૪૮ લાખ રૂ.નું ૩૧-૧-૩૬ સુધીમાં)! એમના અનુયાયી સર જેમ્સ ગ્રીગ પણ એમ જ બોલ્યા હતા કે પોતે હિંદી પ્રજાના પહેલા સેવક હશે અને પછી હિંદી સરકારના.

આપણા દેશમાં હજી કેટલાક ઉદારાત્માઓ પડ્યા છે જેઓ એમ માની રહ્યા છે કે બ્રિટિશ રાજ્યમાં હિંદ ભારે આર્થિક પ્રગતિ કરી રહ્યું છે, અને નવા બંધારણમાં તો લગભગ સ્વરાજ જ મળી ગયું હોવાથી નવા અમલમાં તો એ પ્રગતિની માત્રા ઘણી વધી જશે. આપણા ના. આગાખાન આવા એક વફાદાર અને વિશ્વાસુ સજ્જન છે. હમણાં જ એમની જ્યુબીલી વખતે કરાંચીમાં એમના ખોજા અનુયાયીઓ સમક્ષ એમણે જાહેર કર્યું છે કે નવા અમલમાં સિંધને અલગ પ્રાંત કરવામાં આવ્યો હોવાથી એની આર્થિક અને નૈતિક પ્રગતિ ખૂબ જ થશે!

જે ગોરા અમલદારો, પાર્લામેન્ટના સભ્યો, બ્રિટિશ કેબીનેટના પ્રધાનો અને હિંદના કારોબાર ઉપર અવારનવાર રિપોર્ટ ઘડવા બેસનાર મહાશયો આ જાતની વાતો કરે છે અને જે હિંદી ભદ્ર પુરુષો એ વાતોમાં માને છે એઓ અપ્રામાણિક છે એમ તો હું કેમ કહી શકું? પણ એ લોકો હિંદની પ્રગતિ કે પીછેગતિ તરફ કઈ બાજુએથી જુએ છે એ સમજવું જરા મુશ્કેલ તો છે જ. પણ જેઓ એમ કહે છે એમની સામે નીચેના આંકડાઓ બસ થશે!

અહીં એમ કહેવાનો તો હેતુ છે જ નહિ કે બ્રિટિશ અમલ દરમ્યાન હિંદની આર્થિક

* "If I have an ambition it is this, that whether we encounter bad seasons or good you should be able to say of me, when my work is done, that I served your country at least to the utmost of my powers and that in all that I did my main thought was that for the interests of the people of India."

પ્રગતિ થઈ જ નથી અમુક અંશે તો રાષ્ટ્રીય સંપત્તિમા વધારો થયો જ છે, પણ જે વધારો માલમ પડે છે એ આમવર્ગને ભોગે તવંગર વર્ગની સંપત્તિમા અનર્ગળ વધારો થયો છે આમવર્ગની આમદાનીમા જો કંઈ વધારો થયો હોય તો તે તદ્દન નજીવો જ છે દુનિયાના સ્વતંત્ર દેશોની પ્રજાએ છેલ્લા અડધાપોણા સૈકા દરમ્યાન પોતાની રાષ્ટ્રીય સંપત્તિમા અને માથાદીઠ આવકમા જે વધારો કર્યો છે તે સાથે આપણા દેશની આર્થિક પ્રગતિ બ્રિટિશ રાજ્યને અત્યંત શરમાવનારી જ ગણાય નીચેના આંકડાઓ ઉપરથી એ સાબિત થશે

*સમગ્ર જગત અને જગતના કેટલાક દેશોના કાચા માલ અને અનાજોના ઉત્પન્નનો વધારો—૧૯૧૩થી ૧૯૨૯ દરમ્યાન (૧૯૧૩=૧૦૦)




ઉપરની આકૃતિ ઉપરથી માલમ પડશે કે ૧૯૧૩થી ૨૯ સુધીમા બ્રિટિશ અમલમા બીજા દેશોને મુકાબલે આપણા દેશમા કેટલી આર્થિક પ્રગતિ થઈ! જ્યારે જગતની વસ્તીમા ૧૧%નો વધારો થયો ત્યારે ઉત્પાદનમા ૩૦%નો વધારો થયો અમેરિકામા એ જ ગાળામા વસ્તી ૨૭% વધી ત્યારે ઉત્પાદન ૩૩% વધ્યુ યુરોપના દેશો જોકે એ ગાળા દરમ્યાન વચ્ચે પાચ વર્ષ તો વિનાશક યુદ્ધમા સંડોવાયા હતા, તોપણ એ વિનાશને વટાવી જઈને પણ આખા યુરોપનુ ઉત્પાદન ૨૦% વધ્યુ જોકે વસ્તી તો ૯% જ વધી પણ સૌને આંટી દે એવી પ્રગતિ તો એ ગાળામા જાપાને કરી જાપાનની વસ્તીમા ૩૦%નો વધારો થયો (૧૯૩૩ ઑગસ્ટ સુધી) જ્યારે એણે પોતાનુ ઉત્પાદન એ જ ગાળા દરમ્યાન બમણુ કરી દીધુ! જ્યારે એક સ્વતંત્ર પ્રજા પોતાની આર્થિક ઉન્નતિ કરવાનો નિશ્ચય કરે છે ત્યારે આધુનિક વિજ્ઞાનના સાધનોની મદદ લઈને એ દાયકાથી પણ ઓછા વખતમા કેટલી પ્રગતિ કરી શકે છે તેનો જાપાન સચોટ દાખલો કહી શકાય

---

*આંકડા આખા ઉપલબ્ધ ન હોવાથી હિંદ અને જાપાનની બાબતમા અડસટ્ટો કરવામા આવ્યો છે, અલબત્ત, અડસટ્ટામા બને એટલી ચોકસાઈ જાળવી છે

પણ બ્રિટિશ અમલની શાંતિ ને સલામતીમાં એ વરસોમાં હિંદ શું કરી શક્યું?

હિંદની વસ્તીમાં ૧૩%નો વધારો નોંધાયો ત્યારે અનાજ અને કાચા માલના જથામાં ૧%નો ઘટાડો થયો. વસ્તીના વધારા સાથે મુખ્ય અનાજો (staple foods) અને તેલી બિયાંનું ઉત્પન્ન વધ્યું નથી. ચોખા અને તેલી બિયાંના ઉત્પન્નમાં લગભગ ત્રણ ટકાનો વધારો થયો. પણ એ વધારાને આંટી દે એવો વધારો એ જ ગાળા દરમ્યાન ચોખા અને તેલી બિયાંની નિકાસમાં થયો. ૧૯૧૨–૧૩માં ૧૭ કરોડના ચોખાની નિકાસ થઈ હતી. પણ ૧૯૨૯ની સાલમાં એ નિકાસ રૂ. ૩૪ કરોડ જેટલી વધી ગઈ હતી. ઘઉંના વાવેતરમાં ઘટાડો થવાને લીધે ઘઉંની પેદાશમાં એ ગાળામાં ૨૦%નો ઘટાડો થયો! આ વસ્તુ બતાવે છે કે આપણી વસ્તીનું પોષણ દિવસેદિવસે ઘટતું જાય છે. ચોખા, ઘઉં આપણા દેશની વસ્તીના અતિ મોટા ભાગનો ખોરાક ગણી શકાય. આ મુખ્ય ખોરાકની માથાદીઠ પેદાશ અને વપરાશ છેલ્લાં ૪૦ વર્ષમાં ઘટતી રહી છે. ૧૮૯૦થી ૧૯૧૦ સુધીના બે દશકામાં માથાદીઠ ચોખાની વપરાશ ૩·૪૪ મણથી ૩·૧૧ (૧૯૦૦), અને ૩·૧૧થી ૩·૦૪ (૧૯૧૦) મણ પર આવી ગઈ છે! (જુઓ. પ્રો. સી. એન. વકીલકૃત *Currency and Prices in India, p. 150.*)

૧૯૧૦ની સાલ પછી પણ ઘઉંચોખાનું વાવેતર કમી થતું ગયું છે અને એના ઉત્પન્ન સાથે માથાદીઠ વપરાશ પણ ઘટતો ગયો છે. આ ઉપરાંત ૧૯૧૩થી ૧૯૨૯નાં વરસો દરમ્યાન ઘઉંચોખા વગેરે અનાજની નિકાસ પણ વધી ગઈ.

આ આંકડા શું બતાવે છે? જો પ્રજાની સમૃદ્ધિ વધતી જતી હોય તો માથાદીઠ અનાજનો વપરાશ કેમ ઘટતો જાય છે? પ્રજાનું જીવનધોરણ જો ઊંચું જતું હોય તો મોટો ભાગ ઘઉં અને ચોખા છોડીને હલકાં અનાજો તરફ કેમ વળતો જાય છે?

૧૯૧૩થી ૧૯૨૯નાં વરસો આખા જગતને માટે વધારેમાં વધારે આર્થિક પ્રગતિનાં વરસો હતાં. એ જ વરસો દરમ્યાન આખા જગતનું સરેરાશ ઉત્પન્ન વસ્તીના કુલ વધારા કરતાં ઘણું વધી ગયું, અને આમ છતાં પણ હિંદી પ્રજાનું જીવનધોરણ જગતની સરેરાશ સાથે ન વધતાં પાછું હઠ્યું છે! તો પછી અમેરિકા, ઇંગ્લંડ, ફ્રાન્સ, જાપાન અને કૅનેડા જેવા અતિશય ઉદ્યોગપ્રધાન દેશોના જીવનધોરણ સાથે સરખાવવાની વાત જ શી કરવી?

પ્રજાસંઘે બહાર પાડેલા આંકડા પ્રમાણે ૧૯૧૩થી ૧૯૨૫નાં બાર વરસો દરમ્યાન જગતની વસ્તી ૬% વધી જ્યારે કાચા માલ અને અનાજનું ઉત્પન્ન ૧૭% વધ્યું; અને, ૧૯૨૫થી ૧૯૨૯નાં ચાર વરસો દરમ્યાનમાં જ જગતનું સરેરાશ ઉત્પાદન ૧૧% વધ્યું અને વસ્તી માત્ર ૪% વધી! પણ હિંદની નૈતિક ને આર્થિક પ્રગતિની બડાશના બણગાં ફૂંકનારા આપણા રાજકર્તાઓ કબૂલ કરશે કે એ જ ગાળા દરમ્યાન હિંદનું ઉત્પન્ન એક અને બે ટકાની વચ્ચે માંડમાંડ વધ્યું હતું, જ્યારે વસ્તી ૪½% જેટલી વધી ગઈ!

યુરોપના દેશનું ઉત્પન્ન એ ચાર વરસો દરમ્યાન ૧૯% વધ્યું, જ્યારે વસ્તી માત્ર ૪% જ વધી!

આ તો યુરોપ આખાની વાત થઈ, પણ કેટલાક દેશો છૂટાછૂટા લઈએ.

૧૯૨૫થી ૧૯૨૯નાં ચાર વરસોમાં પોલાંડનું ઉત્પન્ન ૩૮%, કૅનેડાનું ૫૪%, ફ્રાન્સનું ૩૦%, સ્વીડનનું ૨૭%, જર્મનીનું ૨૨%, યુ એસ એ. નું ૧૪%, ગ્રેટબ્રિટનનું ૧૩% સોવિયટ રશિયાનું ૧૧૦% (આશરે), અને ભારતવર્ષનું ઉત્પન્ન એકાદબેટ ટકા વધ્યું હોય તો ભલું!

નિત વધતાં જતાં કારખાનાં ને મિલો જોઈને આપણને મહેજે એમ લાગી જાય કે આપણે ત્યાં ઉદ્યોગવાદ પ્રસરતો જાય છે. હા, ઉદ્યોગવાદ અલ્પાંશે પ્રસરતો જાય છે, પણ લોકોનું શહેરીકરણ ( Urbanization ) વસ્તીના વધારાના પ્રમાણ સાથે વધતું નથી. પરિણામે દર વરસે જમીન ઉપર જીવનારી વસ્તીના ટકા વધતા જાય છે. અને આપણી ખેતી વૈજ્ઞાનિક ધોરણે અને યંત્રોની મદદથી થતી ન હોવાને લીધે ખેતીનું ઉત્પન્ન, જમીન ઉપર વધતા જતા દબાણને નિભાવી જનતાનું જીવનધોરણ ઊંચુ લાવવા તરફ જતું નથી. આથી ગામડાંની વસ્તીમા વરસોવરસ ગરીબાઈ વધતી જાય છે.

| વર્ષ | નાનામોટા ઉદ્યોગોમાં રોકાયેલી વસ્તી | કુલ વસ્તીના ટકા |
|---|---|---|
| ૧૯૧૧ | ૧૭,૫૦૬,૨૭૯ | ૫.૬ |
| ૧૯૨૧ | ૧૫,૭૧૪,૯૦૭ | ૪.૯ |
| ૧૯૩૧ | ૧૫,૩૫૧,૪૫૩ | ૪.૪ |

ઉપરના કોઠા ઉપરથી માલૂમ પડશે કે આપણા દેશની વસ્તીની આર્થિક અવનતિ વધતી જાય છે કારણકે જમીનના ખેડાણ અને ઉત્પાદનમાં વધારો થયા વિના વધતી જતી ગ્રામવસ્તીનુ જીવનધોરણ ઊંચું આવી શકે એમ નથી—જ્યા સુધી આ સ્થિતિ ઉલટાવી ન શકાય ત્યા સુધી.

બધી જાતના ઉદ્યોગોમાં મજૂરી કરનાર વર્ગ આપણા દેશમા કુલ વસ્તીના માત્ર ૧૦% છે, જ્યારે ગ્રેટબ્રિટનમા ૪૮%, યુ એસ એ. મા ૩૨%, કેનેડામાં ૨૫%, જર્મનીમાં ૪૨% ફ્રાન્સમા ૩૩% અને જાપાનમા ૨૦% છે.

આપણી વસ્તીનો મોટો ભાગ જમીનના નાના ટુકડા પર જીવતો હોવાથી, અને બહુ અલ્પાંશે વસ્તી ઉદ્યોગોમાં રોકાયેલી હોવાથી રાષ્ટ્રીય આવકમાં ઉદ્યોગોમાથી આવતી આવકનો ભાગ બહુ થોડો છે. ઔદ્યોગિક અને ખેતીની માથાદીઠ આવકનુ પ્રમાણ નીચે પ્રમાણે છેઃ

| દેશો | માથાદીઠ આવક રૂ.માં | | કુલ આવક રૂ. મા |
|---|---|---|---|
| | ઉદ્યોગોમાથી | ખેતીમાંથી | |
| હિંદ | ૧૨ | ૫૯ | ૭૧ |
| જાપાન | ૧૫૮ | ૫૭ | ૨૧૫ |
| સ્વીડન | ૩૮૪ | ૧૨૯ | ૫૧૩ |
| ગ્રેટબ્રિટન | ૪૧૨ | ૬૨ | ૪૭૪ |
| કેનેડા | ૪૭૦ | ૨૧૩ | ૬૮૩ |
| યુ. એસ. એ. | ૭૨૧ | ૧૭૫ | ૮૯૬ |

આ ઉપરથી માલૂમ પડી શકશે કે આપણી સરકાર આપણા દેશમા ઉદ્યોગોનો ઝડપી વિકાસ થાય અને રાષ્ટ્રીય આવક (National Dividend) પાશ્ચાત્ય દેશોની ગતિએ વધે એ તરફ કેટલી મોં ફેરવીને બેસી રહી છે! *

આધારગ્રંથ · League of Nation's World Economic Survey for the Years 1931, 1932, 1933, 1934; Statesman's Year Book, 1914, Japan Year Book, 1915. Cole's Review Guide through World Chaos.

---

* Recent Economic Developments in India નામના મારા Thesisના એક પ્રકરણ ઉપરથી.

# કલાસર્જન

વિશ્વમાં અસ્તિત્વ ધરાવ્યા બાદ મનુષ્યના જગત સાથેના સંબંધો અનેકવિધ છે. ક્ષુધા, તૃષા અને અન્ય શારીરિક જરૂરિયાતો સંતોષવા માણસ નિરંતર પ્રકૃતિના સંસર્ગમાં રહે છે, પરંતુ પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપો અને બાહ્ય ભિન્નતાનું સંકલન કરતા સિદ્ધાંતના અભાવે મનુષ્ય હૃદય જરૂર વિહ્વળ બને છે મનુષ્યપ્રજ્ઞાની રચના જ એવા પ્રકારની છે કે વસ્તુઓના સંશોધન ઉપરાંત તેના સંચાલનના નિયમો જાણવાની ખાસ જિજ્ઞાસા રહે છે. તેથી જ મનુષ્યે પ્રત્યક્ષ શરીર ઉપરાંત આત્મા જેવી પરોક્ષ વસ્તુની ભાવના જગાવી, અને તેની વિવિધતાનું તત્ત્વ જાણવા તેને નિરંતર, નિરાકાર અને સર્વાતિરિક્ત કલ્પ્યો; તેની ગૂઢતા અનંત, અમેય અને અપૃથક્કરણીય ધારવામાં આવી. અહીં વિજ્ઞાનથી કલા જુદી પડે છે. વિજ્ઞાન વસ્તુનું બાહ્ય સ્વરૂપ જોઈ વિરમે છે; જ્યારે કલા તેની ઉપર જઈ મનુષ્યસ્વભાવને અને આત્માને તે વસ્તુ શી પ્રતીતિ કરાવે છે તેનો તોડ કાઢે છે. અને 'કલા એટલે શું?' એમ પૂછીશું તો 'વિશ્વ એટલે શું?' એમ પૂછ્યા વગર ચાલશે નહિ.

ચેતનાશક્તિના અંતરપટમાંથી ઉદ્ભવ પામતી કલામાં મનુષ્યજાતિ પ્રાચીન સમયથી રસ લેતી આવી છે. કલાને વિજ્ઞાનની દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કરવો તે કલાનો ધ્વંસ કરવા બરાબર છે જીવન જેમ અજ્ઞેય છે તેમ જ કલા પણ. પ્રખ્યાત જર્મન સૌંદર્યમીમાંસક મિ. બોમગાર્ટનના સમયથી અત્યાર સુધી કલાની અનેક વ્યાખ્યાઓ આપવામાં આવી છે. પરંતુ तर्काप्रतिष्ठानात् (બ્રહ્મસૂત્ર. અધ્યાય ૨, તર્કનું ખંડન) એ નિયમાનુસાર સૌંદર્યવિવેચકો એકબીજાની વ્યાખ્યાનું ખંડનમંડન કરતાં સંતોષપૂર્વક કોઈ કલાની વ્યાખ્યા આપતા નથી. સૌંદર્યવિવેચકો વૃક્ષની વ્યાખ્યા આપવાના ઉત્સાહમાં પાંદડાઓ અને ડાળીઓ કાપી, થડનું પાટિયું બનાવી, વૃક્ષનું સ્વરૂપ સમજાવવા જઈએ, તેવી સ્થિતિ કલાની કરે છે. જે વસ્તુ પાછળ જીવનવિકાસતત્ત્વ સમાયેલું છે તે વસ્તુની ગણ્યાગાંઠ્યા શબ્દોમાં વ્યાખ્યા આપવી એ સૃષ્ટિપથનો સંકોચ કર્યા બરોબર છે.

મનુષ્ય અને પ્રાણીઓના માનસ વચ્ચે મહાન તફાવત એ છે કે પ્રાણીઓને હમેશાં પોતાની બધી શક્તિઓનો જીવનનિર્વાહ અને જાતિરક્ષણ માટે વ્યય કરવો પડે છે ચીચિયારીઓનાં ગાન અને માળાઓનાં સ્થાપત્ય મરજી તેઓ અટકે છે. જ્યારે મનુષ્યને આવી રીતે શક્તિ વ્યય કરતાં પણ બચત ખૂબ રહે છે. શક્તિઓના અતિરેકમાંથી કલાસર્જન થાય છે. વિશ્વનીય તેમજ માનુષી ઐશ્વર્યની ઉત્પત્તિ અતિરેકમાં જ છે.

અથર્વવેદના અગિયારમા કાંડના ચોથા અનુવાકમાંથી પણ આ જ ધ્વનિ ઊઠે છે:

उच्छिष्टे नाम रूप योच्छिष्टे लोक आहितः ॥
उच्छिष्ट इन्द्रश्चाऽग्निश्च विश्वमन्त समाहितम् ॥ १ ॥

सूनृता संनतिः क्षेमः स्वधाजमृत महः ॥
उच्छिष्टे सर्वे प्रत्यञ्च कामाः कामेन ता तृपुः ॥ १३ ॥

ऋतं सत्यं तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च ॥
भूतं भविष्यदुच्छिष्टे वीर्यं लक्ष्मीर्बलं बले ॥ १७ ॥

रीद्धिः प्राप्तिः समाप्तिर्व्याप्तिर्मह एधतुः ॥
अत्याप्तिरुच्छिष्टे भूतिश्चाहिता निहिता हिता ॥ २२ ॥

आनन्दा मोदा प्रमुदो भीमोदश्च ये ॥
उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिवि श्रिता ॥ २६ ॥

[ અનુઃ (૧) ઉચ્છિષ્ટમા નામ, રૂપ, લોક, ઇન્દ્ર, અગ્નિ, વિશ્વ, સમાયેલાં છે, (૧૩) રચિ, સંનતિ, ક્ષેમ, રૂદ્ધિ, વિશ્રાન્તિ, અમરત્વ અને સર્વ ઇચ્છાઓ ઉચ્છિષ્ટમાં જ તૃપ્ત થાય છે, (૧૭) ઋત, સત્ય, તપ, રાષ્ટ્ર, શ્રમ, ધર્મ, કર્મ, ભૂત, ભવિષ્ય, લક્ષ્મી, બલ (એ બધાં ઉચ્છિષ્ટમાથી જન્મે છે.); (૨૨) સાફલ્ય, પ્રાપ્તિ, સમાપ્તિ, વ્યાપ્તિ, અત્યાપ્તિ, સમૃદ્ધિ વગેરે ઉચ્છિષ્ટમાં સમાયેલાં છે (૨૬) આનન્દ, મોદ, પ્રમોદ અને રસિકતા ઉચ્છિષ્ટમાંથી ઉદ્ભવે છે, તેમજ આકાશમાં રહેતા સર્વ દેવતાઓ ઉચ્છિષ્ટમાંથી આનંદ મેળવે છે.]

આ પ્રમાણે જે આનંદ જરૂરનો છે તે પચી જાય અને બાકી રહે (ઉચ્છિષ્ટ) તેમાંથી ધર્મ, સંસ્કૃતિ, સૌદર્ય અને કલા ઉદ્ભવે છે. લોલુપતાથી લાધેલા આનંદમાં ઉચ્છિષ્ટ રહેતું નથી. અને પરિણામે સર્જનના અભાવે તે આનંદ વધ્ય રહે છે.

મનુષ્ય તેમજ પ્રાણીઓને આનદ, વિષાદ, ભય, ક્રોધ, અને પ્રેમની લાગણી વ્યક્ત કરવી પડે છે પ્રાણીઓમા આ લાગણી પોતાની જરૂરિયાત ઉપરાંત સહેજ દૂર ગયેલ છે. જ્યારે મનુષ્યમા જરૂરિયાત ઉપરાત ઊર્મિનુ ભંડોળ અગાધ છે. આ ઊર્મિના અતિરેકમાં કલાનાં બીજ રહેલાં છે જ્યારે એક વસ્તુ તીવ્ર ઊર્મિ અને ભાવના જગાડે છે ત્યારે તેનો પ્રત્યાઘાત આપણી તરફ વળે છે અને તેથી જ કલા વસ્તુનું નહિ પણ કલાકારના આત્માનું આવિષ્કરણ બને છે. વસ્તુઓનુ અપ્રત્યાઘાતી જ્ઞાન તે વિજ્ઞાન, અને તેમા મનુષ્યનો આત્મા આચ્છાદિત રહે છે કારણ કે ફક્ત જ્ઞાતા નહિ પણ સર્જક તરીકે જ મનુષ્ય પોતાનું વ્યક્તિત્વ બનાવી શકે છે સૂર્ય ગોળ છે, પૃથ્વીથી સાડા નવ કરોડ માઈલ દૂર છે, પૃથ્વી કરતા ૧૧૧ ગણો મોટો છે, પૃથ્વી અને બીજા ગ્રહો તેની આસપાસ ફરે છે, અને પોતે અક્ષરેખા ઉપર ૨૫ દિવસ ૧૪ કલાક અને ૪ મિનિટમાં ફરી વળે છે આ બધી વિજ્ઞાનની દષ્ટિએ સત્ય વસ્તુઓ છે. પરતુ ઋગ્વેદનું સુપ્રસિદ્ધ ઉષાવર્ણનઃ

चित्रंदेवानामुदगानीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ॥
आप्राद्यावा पृथिवीअंतरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

( અનુઃ અહા! દેવોનુ વદન, મિત્ર, વરુણ અને અગ્નિનું ચક્ષુ, સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષ આવર્તી રહેલુ, સ્થાવર અને જગમના આત્મારૂપ સૂર્ય ઊગ્યા.

આ કાવ્યમાં કોઈ અનેરું સત્ય માલૂમ પડે છે. કારણ કે સૂર્યના ઊગવાની ક્રિયા કરતાં તે ક્રિયાની મનુષ્યના માનસ પર થતી અકથ્ય આનંદની લાગણી વધુ સારી રીતે

સત્ય સમજાવે છે. અને તેથી જ બૃહદારણ્યકોપનિષદ્‌માં આવેલ "પ્રિય" બ્રાહ્મણમાં કહેવામાં આવ્યું છે કે:

आत्मनः कामाय सर्वं इदं प्रिय भवति ॥

( આત્માની ઇચ્છાને માટે આ બધું આનંદદાયક બને છે.)

સિતારનું વર્ણન કરીએ તો એક દંડ, નીચે તૂંબડું, તેના ઉપર વીસ પડદા, જે ઉપર સાત તારો ઘોડી ઉપર થઈને નીચે મળે—પહેલા મધ્યમમાં, બીજા બે ષડ્જમાં, ચોથો પાંચમો મધ્યમ અગર પંચમમાં, અને છેલ્લા બે ચિકારી—આ સિતારનું બાહ્ય વર્ણન વિજ્ઞાનની દૃષ્ટિએ. પરંતુ સિતારમાં સરતું મધુર સંગીત તો કોઈ અન્ય વસ્તુ જ છે, જેને બાહ્ય વર્ણન સાથે બિલકુલ સંબંધ નથી. હાલની સંસ્કૃતિ કલાને બુદ્ધિદ્વારા સમજવા યત્ન કરે છે. તેમ કરશું તો "કલા કલાને ખાતર"નો જ સિદ્ધાંત આવીને ઊભો રહેશે. કેમકે કલા બુદ્ધિ કરતાં હૃદયથી વધુ સ્પર્શી શકાય છે

મનુષ્યની શક્તિઓ સમાંતરે વહે છે: એક ઉપયોગિતાની અને બીજી આત્મવિલયની. અનંત વહનથી તે મળવા યતે છે અને ઉપયોગિતા ઊર્મિઓના સંસર્ગથી કલામય બને છે. અને તેથી જ આંગ્લ કવિ કીટ્સના "Grecian Urn" ઉપરના કાવ્યનો ઉદ્‌ભવ શક્ય છે. ઘણા યે યુરોપીય સૌંદર્યમીમાંસકોની માન્યતા છે કે સૌંદર્ય એ કલાનું ઉત્પત્તિકારણ છે. પણ કલાવ્યાખ્યાના ઉત્સાહમાં ભૂલી જવાય છે કે સૌંદર્ય કલાનું નિમિત્ત કારણ નહિ પણ ઉપાદાન કારણ છે સાકરના બાહ્ય સ્વરૂપ અને ગુણોના પૃથક્કરણથી મધુરતાના સ્વાદની ખબર પડતી નથી, તેવી રીતે ફક્ત વસ્તુના બાહ્ય જ્ઞાનથી વસ્તુકૃતિની સમજ પડતી નથી. વસ્તુ અને કૃતિ, કાર્ય અને ઉદ્દેશ, પુરુષ અને પદ્ધતિનું ઐક્ય ન સધાય ત્યાં સુધી કલા-સર્જન શક્ય નથી.

કલાકારને જ્ઞાતા કરતા દ્રષ્ટા થવાની ખાસ જરૂર છે સહાનુભૂતિ અને સહૃદયતાના ગુણોથી એક પણ વસ્તુ કે એક પણ ઊર્મિ કલાકારના હૃદયક્ષેત્રની બહાર ન જવી જોઈએ વસ્તુજ્ઞાન, વિચાર અને તર્ક, જે વિજ્ઞાનશાસ્ત્રીને સોંપવામાં આવ્યાં છે, તેનાથી તેણે પર રહેવું જોઈએ. તેના સાક્ષીઓ તો ભાવના, કલ્પના અને ઊર્મિઓ છે. તેનુ ધ્યેય તો અનુભૂતિ અને ઉપલબ્ધિ છે. જ્ઞાન જ્યારે સહૃદયતા અને સર્જનશક્તિને વિકૃત કરે ત્યારે જ્ઞાનને તરછોડવું જોઈએ. કલાકારને તો બુદ્ધિ કરતા હૃદય કેળવવાની ખાસ જરૂર છે. કલાકારનો ઉદ્દેશ કુદરતનુ અંધ અનુકરણ નથી, પરંતુ સ્પષ્ટીકરણ છે. વિશ્વની બાહ્ય વિવિધતામાંથી નિસર્ગના હાર્દનું સંશોધન કરી તેની પ્રતીતિ કરાવે તેનું નામ કલાકાર કુદરતનું વિસંવાદી તત્ત્વ આ પ્રસંગે ઓગળી જાય છે, સત્ય આત્મસ્વરૂપમાં પ્રકાશે છે, અને સત્, ચિત્ અને આનંદની સામ્યાવસ્થા પ્રગટ કરે છે.

જેમ લોહ ગરમ થતાં લાલ રંગનુ બની કોઈ પણ સ્વરૂપમા વળી શકવા સમર્થ બને છે, તેમ ઊર્મિલતા હૃદયને કલાસર્જન કરવા તત્પર બનાવે છે. આપણામાં અંત અને અનંત તેમ બેઉ વસ્તુઓ છે, જેમાંનું એક ક્ષણેક્ષણે ઉપયોગમાં આવતાં નાશવંત બને છે, જ્યારે બીજામાં આપણી આકાંક્ષાઓ, આનંદ અને ત્યાગ અમર બને છે. આ અનંત વસ્તુ કલામય સ્વરૂપમા આપણામાંથી બહાર આવે ત્યારે કલા અનંતતાના અમર તત્ત્વોથી રચાયેલી

હોય છે. કલાના સ્વર્ગમાં ઐહિક વસ્તુઓનો અભાવ હોય છે, અને છેવટે યજુર્વેદના ઉપનિષદોના શાન્તિપાઠમાં વર્ણવે છે તેમ:

પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે ।।

(આ સર્વ પૂર્ણ છે, અને પૂર્ણમાંથી ઉદ્ભવે છે.)

કલા પણ અનંત સૌંદર્યમાંથી ઉત્પન્ન થઈ સૌંદર્ય—અનંતમાં લીન થાય છે.

સત્ય, સૌંદર્ય અને સુગ્રુતાની જીવંત દુનિયા ઘડવાનો પ્રયાસ તે જ કલાનો માર્ગ. અને કલાસિદ્ધિ એટલે અલૌકિક આધ્યાત્મિકતા. આ જ વસ્તુ અંત, અનિત્યતા અને મૃત્યુનો સામનો કરી બહાર આવે છે. જે ગૂઢતા અનંતતા અને ઐક્યમાં એકતા પામે છે, જે શરીરમાં છે પણ શરીરને અતિક્રમે છે, જે મનમાં છે પણ મનની અભ્યંતર ભૂમિમાં રહે છે, જે વર્તમાનમા છે પણ ભૂત અને ભવિષ્યમાં વ્યાપ્ત છે, તે નથી મનુષ્યદેહ, પણ તે છે રસો વૈ સ. આપણો આત્મા—જે કલાસર્જનવડે પરમાત્માના પરિમિલનથી વિશ્વની અગણિત જડ વસ્તુઓના અંધકારમાં ચેતનાની ચિનગારી પ્રગટાવી ખલાંના અગમ્ય સૌંદર્યની પ્રતીતિ કરાવે છે.

# મહાભૂતસમાધિ

પ્રતાપરાય

तं वेधा विदधे नूनं महाभूतसमाधिना ।

कालिदास।

(૧)

પડે કરાડ, પથ્થરો
સહુ કરા ધરાધરો.
થાય 'કંપ' ને વિખાય
ગાત્રગાત્ર ને ઘડાય
છો નવીન દેહ આ.
ઘોરખોદિયા ખણે,
નવાં મકાન કો ચણે,
ન રાગ કે વિરાગ કૈં
ધરાતણા સ્વભાવમાં !

(૨)

ફરૂ અનેક દેશમા,
ઉગાડીં પોષકાન્નને,
પિવાડું જીવનસુતિ
પૃથ્વીથી અકાશ ઠેઠ
આસમાનથી જમીન
નિત્યની મુસાફરી
ન કોદી થીર
ઉચે ચડેલને ટપી,
લોકની ગણેલ નીચ-
કોટિમાં ગતિ કરે.
સ્વભાવસિદ્ધ, વારિમાં !

(૩)

અંધકાર દૂર થાય,
દુષ્ટ સત્ત્વ જો હણાય
ને જળાય સત્યમાગ.
કરે પ્રયાસ તત્ક્ષણે
અલક્ષ્ય લક્ષ મૈલમાં.
વિશ્વચક્ષુરૂપ તેજ,
તેજના સ્વભાવમાં !

(૪)

છો જવાય બાગમાં,
સુહાગ હર્મ્ય-ગર્ભમાં,
સુરમ્ય દેશપ્રાન્તમાં,
છો ફરાય પૂતિ-ગન્ધ-
વાસિત — સ્થલેસ્થલે :
ખાડમાં મસાણમાં—
વિરાગ ના કશાયમાં,
સમીરણ સ્વભાવમાં !

(૫)

અનંતકાય આશરો
ધ્વનિપ્રધાન પાથર્યો.
ભરેલ ભૂત-ભાવિ વિશ્વ
સર્વને ધરી રહ્યો.
સ્વલ્પ ના તથાપિ લિપ્ત
ક્ષિપ્ત વા ન કૈં સમીપ
વિપદ વિષે સ્વભાવથી !

(૬)

ભૂમિવારિ તેજ વાયુ-
આસમાનથી ઘડેલ—
દેહમાં શકે ધરુ :
સ્વભાવસિદ્ધ સર્વ આ !




'સ્વૈરવિહારી'

પ્રિય મિત્રવર્ય,

આ તું મને ઠીક મળી ગયો છે! 'આંધળી ભેંશે મોઢવું દીઠું!' તું એ કહેવત કે કટાક્ષનો અર્થ તો જાણે છે ને? અલબત તું સર્વજ્ઞ છે, છતા અથવા માટે જ, તે સાથે એટલો શિષ્ટાચાર પણ જાણતો હોઈશ કે કોઈ માણસ હોશથી કંઈ મશ્કરીનું વાક્ય કહેવા આવતો હોય તો તેને એમ જ કહેવાય કે હું એ મશ્કરી નથી જાણતો! એટલે તેનો અર્થ તને કહું: ભેંશને, પેટે ચેળ કરવા, ભીંત કે એવી કોઈ વસ્તુ સાથે ઘસાઈને ચાલવાની ટેવ હોય છે માટે જ પેલા મોચીએ ભેંશને એ પ્રમાણે પોતાની તકલાદી ભીંત સાથે પેટ ઘસતી અટકાવવાને અંદર રાપી ખોસી રાખી હતી અને ભેંશને લોહી નીકળ્યું ત્યારે કોઈએ કહ્યા વિના જ, પોતાના પેટમા (લાક્ષણિક અર્થમા) રાપી હતી એટલે એ બોલી ઊઠ્યો, "કોણ કહે છે આ રાપીનો ઘા છે?" એ રાપીવાળી ભેંશ તો દેખતી હતી, છેવટ આંધળી હતી એમ કહેવતમા તો નથી પણ આ તો આંધળી ભેંશ! અજાણતાં તેને છાણાંનું મોઢવું જડી ગયું! તે પછી હમેશ ત્યાં જ પેટ ઘસવા જાય! તેમ તું મને જડી ગયો છે! એટલે નાનાં છોકરાને નવું રમકડું મળે ને તેનાથી ખૂબ રમે તેમ હમણા તો તને જ લખ્યા કરવાનું મન થાય છે. અલબત નાના છોકરા રમકડું જૂનું થતાં તેને ખોઈ દે, તોડી નાંખે, તેમ તું પણ જૂનો થતાં તને છોડી દઉં તો માઠું ન લગાડીશ અમારે અહીં તો સ્ત્રી પણ જૂની થતાં તેને છોડી દેવાનો પુરુષને હક હોવો જોઈએ એવી ચર્ચાઓ થાય છે, તો તું તો પુરુષ છે! કેમ યાદ છે ને! ગયા પત્રમા જ મેં એકલાએ સર્વાનુમતે ઠરાવેલ કે તું પુરુષ છે!

આમ ગુજરાતી ભાષા ઉપર ભેંશનો ઘણો ઉપકાર છે! ઉપર એ કહેવતો તો ભેંશની આપી. તેવી જ બીજી 'મૂઈ ભેંશના મોટા ડોળા!' અને બીજી ઘણી હશે પણ બધી સંભારવા બેસતો નથી. પણ ભાષાશાસ્ત્ર ઉપર ભેંશે કરેલા ઉપકાર વિશે લખ્યા વિના કેમ ચાલે? આળસુ માણસ માટે કહેવાય છે કે "ડોબુ કહેવાય ત્યા સુધી ભેંસ કહે તેવો નથી!" 'ભેંશ'ના ઉચ્ચારમા આવતા મહાપ્રાણ અને ઉષ્માનો ઉચ્ચાર કરતા પ્રયત્ન કરવો પડે છે એ ભાષાશાસ્ત્રનો નિયમ આની નીચે રહ્યો છે. એટલું જ નહિ. અધ્યાત્મશાસ્ત્ર ઉપર

પણ ભેંશે ઉપકાર કર્યો છે! એક ગુરુ હતો. તે ચેલાને હમેશા બ્રહ્મનું ધ્યાન ધરવાનું કહે પણ ચેલો તદાકાર થઈ શકે નહિ! ગુરુએ ચાહીને પૂછયું "તને સંસારમાં કઈ ચીજ વહાલી હતી?" ચેલો કહે, "મારી ભેંશ." ગુરુ કહે, "ત્યારે એકવાર તુ પોતે ભેંશરૂપ છે એવું ધ્યાન ધરીને આવ." ૭ મહિને ચેલો પાછો આવ્યો. ગુરુએ તેને ઝૂંપડીમાં આવવા કહ્યું, એટલે કહે "શીંગડા પહોળાં છે તે ઝૂંપડીમા નહિ પેસી શકુ!" ગુરુ ખુશ થઈ ગયા કે ચેલાને એક આધ્યાત્મિક સિદ્ધિ મળી! આમથી ગુજરાતીઓને પ્રશ્ન થયો હશે કે "અક્કલ બડી કે ભેંશ?"

પણ માત્ર ગુજરાતી ભાષાએ જ ભેંશનુ માહાત્મ્ય નથી વધાર્યું. સંસ્કૃતે પણ વધાર્યું છે. સંસ્કૃતમા ભેંશને મહિષી કહેલી છે. ભેંશ અને રાજાની પટરાણી માટે એક જ શબ્દ! અથવા એમ હશે કે જૂના સંસ્કૃતકાલમાં પણ સોશિયાલિસ્ટ લોકો હશે અને એમણે ધંધો કર્યા વિના બેઠાં બેઠાં ખાનાર રાણીઓની મશ્કરી કરવા તેમને ભેંશનો શબ્દ આપ્યો હશે!

તને લાગશે કે મને આ ભેંશનુ લખવાનુ ક્યાંથી સૂઝયુ! તને યાદ છે ને આ મુંબઈમાં નવોસવો આવ્યો છુ. એ સંબંધી જે વિચારો અનુભવો થાય તે લખવા જોઈએ, અને એવા અનુભવો પત્રરૂપે જ લખાય એટલે તને શોધી કે કલ્પી કાઢયો છે! અને મુંબઈ વિશે લખતાં ત્યાંની ભૂમિદેવતાને તો પ્રથમ સ્મરવી જોઈએ ને! મુંબઈમા પરાની ભૂમિદેવતા ભૂંડ છે અને આખા મુંબઈની ભૂમિદેવતા ભેંશ છે! ભેંશનુ દૂધ અહીં બધા લે છે. જોઈ વળો આખી દુનિયામાં કોઈ શહેર આટલુ ભેંશનુ દૂધ નહિ વાપરતુ હોય! સાંભળ્યુ છે આટલુ મોઘુ દૂધ પણ દુનિયામાં બીજે ક્યાંય નથી. કદાચ દૂધ માટે ભેંશનો ઉપયોગ પણ આ ગોપૂજક હિંદે જ સાથી પ્રથમ શોધ્યો હશે! પણ એ તો ઇતિહાસવિદો જાણે.

થોડા દિવસ ઉપર કેપીટોલમાં જઈ ચડયો. હુ કથકલી વિશે નથી લખવાનો મિત્ર! એ કથકલી પણ હુ જોઈ આવ્યો અને એથી તો બે પ્રકારના મિત્રોએ મારો ત્યાગ કર્યો. એક પ્રકારના નવીનમતમાની મિત્રોએ, હું કથકલી જેવી પ્રાચીન કલામાં રસ લઉં છું માટે જૂનવાણી વિચારનો છુ એમ કરી મારો ત્યાગ કર્યો. બીજા પ્રકારના નવીનમતમાની લોકોએ, હું કથકલી અને ભવાઈ એક જ વાકયમાં બોલ્યો માટે મારામા કથકલી સમજવાનુ નવું દૃષ્ટિબિંદુ નથી એમ કહી મારો ત્યાગ કર્યો! તુ જાણતો નહિ હો, અહીં અમારે સાચા અને ખોટા મતો, પથ્ય અને અપથ્ય મતો, એવા વિભાગો જ નહિ, માત્ર નવીન અને પુરાણા એવા બે જ વિભાગો છે. કોઈ પણ માણસ જોગાનુજોગે જો પુરાણો ગણાઈ ગયો તો તેનું આવી બન્યુ. મારુ પણ તેવું થઈ ગયું. અને મુંબઈ જેવા ખીચોખીચ વસ્તીવાળા શહેરમા મિત્ર વિનાના થવું એટલે શું તે તુ જાણે છે? અમસ્તુ વગડામાં એકલાં રહેવુ એ સહેલું છે, પણ ભરવસ્તીમાં એકલાં રહેવું ઘણુ અઘરું છે. પણ હું જેમ એક અકસ્માતથી પુરાણો ગણાઈ ગયો હતો તેમ તેવા જ એક બીજા અકસ્માતથી તદ્દન આધુનિક રસિયો ગણાઈ ગયો. મેં એક નાનાસના મડળમા જાહેર કર્યું કે હુ કેપીટોલમાં રેવુ જોવા ગયેલો. મુંબઈમાં પણ વાતો ઠીકઠીક પ્રસરે છે. બીજે જ દિવસે મારો જેમણે ત્યાગ કર્યો હતો તે બધા મિત્રો બીજા દસ દસ મિત્રોને લઈને મને અપનાવવા હાજર થઈ ગયા!

બન્યું એમ, કે વર્તમાનપત્રોમા વાંચ્યુ કે એ રેવુ જોવા કંઈક અમુક લાખો માણસ જઈ આવ્યા! હમણા આંકડાનો ઉપયોગ વધ્યો છે જે અમારી અને જગતની વૈજ્ઞાનિક પ્રગતિ બતાવે છે. અમારે અહીં હવે બધુ આંકડાથી જ ચાલે છે. પહેલાંનાં ટૉનિકોમા બહુબહુ તો અંદરનાં તત્ત્વો અને તેના માપો બતાવાતા. હવે તો ટૉનિકની એક ગોળીમાં

વિટામિનનાં કેટલાં હજાર (શું કહુ) અણુ કે અંશ કે માત્રા કે એકમ છે તે બતાવેલું હોય છે! એક દવાના એક ટીપામા અમુક લાખ જંતુઓ એક સેકન્ડના અમુક શતાંશમાં મારવાની શક્તિ બતાવેલી હોય છે! એક હળની જાહેર ખબરમાં એક હળ કેટલા કરોડ દાણા—પછી બરાબર યાદ નથી કે વાવી શકે છે કે ઉગાડી શકે છે પણ કંઈક કરોડ લેખ્યા છે. અહીં એક ચીવડાવાળો પોતે કેટલા દાણા નિત્ય વેચે છે તેની જાહેરખબર આપી કમાય છે! તેમ હુ પણ એ જાહેરખબર વાંચી જોવા ગયો. ત્યાં ખેલ તો ઘણા જોયા પણ સૌથી વધારે જોવા જેવી વસ્તુ તો કંઈ ઓર જ હતી! થોડા (ગોડ બજાણિયા જેવા—કૌંસમાં લખું છું. વળી બજાણિયા સાથે સરખામણી કરું છુ એટલે કોઈ કહેશે મારી દૃષ્ટિ તો જૂની છે!) ખેલો થઈ રહ્યા પછી ખેલોનુ કામ થોડી વાર બધ રહ્યું. અને પછી તો બધાને બહુ મઝા પડી એવો કાર્યક્રમ આવ્યો! એક ગૈરી તખ્તા ઉપરથી નીચે ઊતરી અને શ્રોતા કે દ્રષ્ટાઓ બેઠેલા હતા તેમા ફરીને જેને ઇચ્છા હોય તેની પાસે ચુંબન કરાવવા લાગી! આખો શ્રોતા–દ્રષ્ટાવર્ગ એકપગે એકઆંખે થઈ રહ્યો! બધામાં કદી ન આવ્યું હોય તેવુ ચેતન આવ્યુ! મને લાગ્યુ કે આ લોકોએ ઠીક ક્રાઈસ્ટના વચનનો આધુનિક ઉપયોગ કર્યો! નથી કહ્યુ ક્રાઈસ્ટે કે 'તારા એક ગાલ પર તમાચો મારે તેને તું તારો બીજો ગાલ ધર'! આ લોકો ક્રાઇસ્ટના વચનથી પણ એક ડગલુ આગળ ગયાં! આ તો એક પણ તમાચા વિના ગાલ ધરે છે!—જોકે ચુંબન માટે! હવે ક્રાઈસ્ટના વચનના આ વિચિત્ર અનુસરણમા મને થોડુંક નથી સમજાતુ. 'બીજો ગાલ' ધરવાનો એક અર્થ મને એવો સમજાય છે કે ખુશીથી, મનની સ્વસ્થતાથી, દ્વેષ કરનાર તરફ પણ તટસ્થ ઉદાસીન વૃત્તિ રાખવાથી, સામેના માણસને મારવાનો રસ રહેતો નથી એટલે એમ ગાલ ધરવાથી કદાચ એ મારે જ નહિ પણ તે પણ મારે તે હુ સમજી શકુ છું. પણ છેક ઠંડી રીતે, જરા પણ ઓળખાણ કે પ્રેમ વિના, ઉદાસીનતાથી કોઈ ચુંબન માટે ગાલ ધરે તો ચુંબન કરવાનો રસ રહે એ હું સમજી શકતો નથી કોઈ પથ્થરનુ પૂતળુ એમ ગાલ ધરીને બેઠુ હોય ને કોઈ ચુંબન કરે એ પણ સમજી શકું છુ—કારણ કે એ પૂતળું પ્રેમપૂર્વક ગાલ ધરતુ બતાવેલુ હોય છે—પણ આ એક બાઈ ગાલ ધરે ને કોઈ પુરુષ ચુંબન કરે તે મને તો સમજાતુ નથી. વેશ્યાઓની વાર્તામાં (અમારે અહીં વેશ્યાઓ વિશે એટલી બધી વાતો લખાય છે, એટલી બધી વાતોના ભાષાન્તરો થાય છે કે અમારા જુવાનો આખું વેશ્યા-શાસ્ત્ર જાણતા થઈ ગયા છે!) વેશ્યા સુદ્ધાં પોતાના ઘરાકને 'હુ તને ચાહુ છું' એમ ખોટું કે સાચુ કહે છે કે એવો દેખાવ કરે છે! પણ આ તો પોતે ચાહે છે એવું જરા પણ કહેતી નથી! (પણ આ વાતને વેશ્યા સાથે સરખાવાય ખરી! તેમાં નવા જમાનાનો દ્રોહ નથી થતો!) છતા ત્યાં ઘણા પુરુષો ખુશખુશ થઈ જતા હતા. માત્ર પુરુષો જ નહિ. સ્ત્રીઓ પણ આ મહાન પરાક્રમ, મહાન આશ્ચર્યની વસ્તુ તરફ બહુ હર્ષથી જોતી હતી. એક વૃદ્ધ પારસી સ્ત્રી અને પુરુષ તો ખુરશી ઉપર કૂદાકૂદ કરતાં હતાં!

પણ મને એક વાતનો પૂરો સંતોષ થયો. ઘણાં વરસો ઉપર, કહો કે ચાલીસેક વરસ ઉપર, કોઈ યુરોપની બાઈ અહીં મુંબઈમાં નાચ કરવા આવવાની હતી એમ સંભળાયું. મુંબઈની યુરોપી પ્રજાએ તેની સામે એવો વાંધો ઉઠાવ્યો કે એવા ખુલ્લા વેષના નાચ હિંદ જેવા અસંસ્કારી દેશમાં લાવવાથી અહીંના લોકોના મન પર ખરાબ અસર થશે, યુરોપને માટે માન ઓછુ થશે, વગેરે વગેરે. તે વખતે આપણા કેટલાક દેશાભિમાની લોકોને અપમાન

લાગેલું કે "શું તમે જ એવા સંસ્કારી કે ખુલ્લો નાચ જોઈ શકો અને અમે એવા જંગલી કે ન જોઈ શકીએ?" ત્યારે વળી નટરાજને જુદી જ દલીલ કરેલી કે નીતિના ધોરણે એ બાઈને જોવી સારી નહિ! આપણે આપણી બહેન કે સ્ત્રીને એવો નાચ કરતી ઇચ્છીએ?—જો ન ઇચ્છીએ તો બીજી કોઈ બાઈ પણ એમ નાચ કરે તે ન ઇચ્છવાજોગ ગણાવું જોઈએ. સાંભળ્યું છે કે પછી એ બાઈ આપણા 'જંગલી' દેશમાં આવી નહોતી. હવે આવાં રેવુ થાય છે, થવા દે છે, એ આપણા દેશની પ્રગતિ બતાવે છે. એથી આપણે ખુલ્લો નાચ જોવાને યોગ્ય ગણાયા! કારણ કે ત્યાં કામ કરતાં સ્ત્રીપુરુષો ખરેખર વસ્ત્રાંબરી હતા કે દિગંબરી હતાં તે કહેવું મુશ્કેલ હતું! જેમ રાક્ષસોને મારવા ભગવાને નહિ નર કે નહિ પશુ, નહિ આ કે નહિ તે, એવાં અનેક દ્વંદ્વોથી પર રૂપ લીધું હતું, તેમ આ ખેલાડીઓએ પણ નહિ પહેરેલ કે નહિ ઉઘાડું એવું કો સ્વરૂપ ધારણ કરેલું હતું! અને હિંદની નવી લાયકાત યુરોપે સ્વીકારી તો કદાચ આપણને આપણા સુધરેલપણાને લીધે સ્વરાજ પણ આપી દે તો ના નહિ! અથવા આપણે હવે સ્વરાજ લેવાનું પણ કામ શું છે? આવા નાચો જોવા મળે, સુંદરીઓ જોવા મળે, ચૂમવા મળે, તો પછી સ્વરાજથી શું વિશેષ છે? સ્વરાજમાં તો કદાચને ગાંધીજી જેવાના હાથમાં સત્તા આવી જાય તો આ બધું બંધ કરે! આ તો વગર સ્વરાજે સ્વર્ગનું સુખ છે! સ્વર્ગ પણ છેવટ ઇચ્છાય છે તો હૂરીઓ કે અપ્સરાઓ માટે જ ને!

* * *

ઘણાઓ કહે છે કે જમાનો સ્ત્રીઓનો છે કે મજૂરોનો છે, કે બાળકોનો. છો! વાસ્તવિક રીતે આ જમાનો પ્રાકૃત જનનો—સાધારણ માણસનો છે એની સત્તા એક રીતે તો બહુ છે જ. કારણ કે તેની બહુમતી છે. પણ હવે તો તે આખી દુનિયાનો ડિક્ટેટર થવા માગે છે! સંગીત પરિષદમાં જાઓ. તો ત્યાં એ સામે ખુરશી પર બેઠોબેઠો કહેશેઃ "આવું સંગીત મારે ન જોઈએ તમે મને સમજાય તેવું ગાઓ આ તો સંગીત નથી, સંગીતની મલ્લકુસ્તી છે! તમે ભાવવાહી સંગીત ગાઓ, સારેગમપધ આટલું ઝડપથી નહિ બોલો." કોઈ ખરો સંગીતકાર પૂછે. "ભાવસંગીત કેવું હોય? સંગીતમાં ભાવ એટલે શું?" તો કહેશેઃ "તે હું ન જાણું!" 'ત્યારે પણ કેમ ગાવું?" "બસ, હું સમજું તેવું ગાઓ" ઇંગ્લંડના એક્વિટીના કાયદા સંબંધી એક મશ્કરી છે એક્વિટી—શુદ્ધ ન્યાય, એટલે શું? તેનો ન્યાયાધીશ ચાન્સલર જે માને તે! આ તો હાથના માપ માટે કોઈ અમલદારનો હાથ રાખવા જેવું છે! અમલદાર બદલાય તેમ હાથનું માપ બદલાય! પણ આ તો એથીય ભૂંડું છે! આ આવડી વસ્તીમાં સાધારણ બુદ્ધિનો માણસ કોણ? સાધારણ માણસ સમજે છે કે નહિ તેનું માપ શું? કોઈના કપાળ ઉપર લખેલું હોય છે કે એ સાધારણ માણસ છે? સાહિત્ય પરિષદમાં જાઓ. તો ત્યાં પણ "વિદ્વદ્‌ભોગ્ય સાહિત્ય નહિ જોઈએ. અમે સમજીએ તેવું સાહિત્ય આપો." પણ ભાઈ તમે એટલે કોણ? તમે શું સમજો છો ને શું નથી સમજતા? નથી સમજતા એટલે ક્યારે નથી સમજતા? અત્યારે નથી સમજતા, તે કાલ પણ નથી જ સમજવાના? કે નથી સમજતા એટલે સમજવાનું પસંદ નથી કરતા, કે કદી જ નથી સમજવાના? સંગીત પરિષદમાં તમે સમજો તે જ—બીજું નહિ, સાહિત્ય-પરિષદમાં તમે સમજો તે જ—બીજું નહિ, તો પછી તમે ન સમજો તેવા સંગીતે કે સાહિત્યે જવું ક્યાં? પણ નહિ—આ તો ડિક્ટેટરના દહાડા છે! મુસોલીનીની વિરુદ્ધ ન બોલાય, તેની વિરુદ્ધ મત ન અપાય, એટલું જ નહિ, તેનાથી જુદો વિચાર જ ન કરાય, તેનાથી જુદો વિચાર કરનાર ઇટલીમાં ન રહી શકે!—દુનિયામાં ન રહી શકે!

અને આ સાધારણ માણસ ભારે હોંશિયાર છે! સામ દાન ભેદ દંડ ચતુર્વિધ ઉપાય તે જાણે છે! ઘડીમાં કહે છે "અરેરે, અમે સાધારણ માણસ! અમારી કોઈ સંભાળ નથી લેતું! બધા મોટા મોટા થઈ પડ્યા છે!" ઘડીમાં કહે છે. "જાણો છો? ચાર જણા સમજ્યા તેમાં શું વળ્યું? તેમાં તમારું શું પાક્યું? કીર્તિ અમે આપી શકીશું! અમે કહીએ તે કરો." ઘડીમાં કહે છેઃ "પૈસા અમારી પાસે છે! પહેલા રાજાઓ તમને પાળતા પોષતા એ દી ગયા, હવે તો અમારા ઉપર આધાર! અને અમે સમજ્યા વિના કશું આપી દઈએ એવા બેવકૂફ નથી! અમે સમજીએ તે આપો તો કંઈક મળે. નહિતર ભૂખે મરશો!" કાયદામાં કહેવાય છે, 'કબજો એ કાયદાના નવ મુદ્દા બરાબર છે'! (Possession is nine points of law) પણ પૈસો એ દુનિયાના નવ્વાણું મુદ્દા બરાબર છે!

* * *

હમણા અમારે ત્યાં વાર્તા બહુ લખાય છે. એક બીજી વાતઃ હમણા અમારી ભાષા એટલી વૈજ્ઞાનિક થઈ છે કે અમે બધું વ્યાખ્યાની પરિભાષામાં બોલીએ છીએ. હવે આવે છે એ વાક્યથી તુ સમજીશ. વાર્તા એટલે યુવાને લખેલ વાર્તા! યુવાને લખેલી એટલે પ્રેમની વાર્તા! પ્રેમની એટલે દાંપત્યપ્રેમની! દાંપત્યપ્રેમની એટલે યુવાનોના પ્રેમની! યુવાનોના એટલે કોલેજમાં એક જ કલાસમાં—ઘણે ભાગે બી. એ. મા ભણતા યુવકયુવતીઓના! હવે આમાં બીજુ કંઈ નહિ, મને લખનારને માટે નહિ, વાચનારને માટે નહિ, એ તો બધા હોશિયાર છે, કુશળ છે પોતપોતાનું સાભળી લેશે, પણ એ વાર્તાનાં પાત્રોને માટે ચિન્તા થાય છે! આ એક જ કલાસમા ભણતાં સ્ત્રીપુરુષોમાં પ્રેમ થાય, તેમાં થોડો પ્રેમ થઈ પછી લગ્નમાં વિઘ્ન આવે, છોકરી સારા ભણેલા રસિકને છોડી દઈ કોઈ પૈસાદારને પરણી જાય ત્યા તો જાણે ઠીક! પણ બન્નેની વચ્ચે પ્રેમ કરાવી પરણાવીને લેખક છોડી મૂકે ત્યાં બિચારાંની શી દશા થાય! પ્રેમ કરાવતાં તો લેખકને જાણે મજા પડી બે જુવાન વચ્ચેની પ્રેમચેષ્ટામાં લેખક મશગૂલ થઈ ગયા. પણ બન્નેની ઉમ્મર દીઠી! આવા ભેગા ભણતાં યુવક યુવતીમા ઉમ્મર બન્નેની સરખી હોય—અને કોઈની મોટી હોય તોપણ તે સ્ત્રીની! કારણ, માબાપ છોકરીને ભણાવવાની ઉતાવળ કરતાં નથી! કામશાસ્ત્ર પ્રમાણે કન્યા કંઈક નાની જોઈએ અને આ તો મોટી! તમે તો પરણાવીને વાર્તા બંધ કરી પણ પછી? વરસો જતાં પુરુષ તો જુવાન થતો જવાનો અને સ્ત્રી—? સાચી દુનિયામાં કોઈ આમ પરણે તેનું મને નથી લાગતુ, કારણકે એક તો એ એમનો ખાનગી સવાલ છે, બીજું એ બન્ને સમજીને પરણ્યાં છે, બન્ને પોતાનું ભવિષ્ય નજરે જોઈ ને પરણ્યાં છે, વરસ એવાં માદી રીતે વધે છે કે એને માટે એમાથી કોઈએ ખાસ ગણિતશાસ્ત્રી હોવાની જરૂર નથી! પણ આમને તો બિચારાને પેલો નવલકથાકાર પરણાવીને અદ્ધર મૂકી દે છે! સાચા વિધાતા કરતાં પણ મને એ વધારે ક્રૂર લાગે છે! મારી વાર્તાકારોને એજ વિનતી છે—અને વાર્તા એ લગ્ન કરતા વધારે જાહેરની વસ્તુ છે માટે મને કહેવાનો હક્ક છે—બિચારાં પર દયા રાખો! દયા રાખો! જૂના વ્યવહારમા માબાપો નાની ઉંમરની દીકરીને મોટા વર સાથે પૈસા માટે પરણાવતાં, જે પૈસાનો થોડો ભાગ એ દીકરીને પણ મળતો, તેમાં, અને માત્ર તમારા માનસને તૃપ્ત કરવા માટે (જેની તૃપ્તિ એ તમારી માનસ પ્રજાને જરા પણ મળવાની નથી), બિચારાં યુવક યુવતીને ગમે તેમ તેમની ઉંમરનો વિચાર કર્યા વિના પરણાવી દો તેમાં, એ એમાં શો ફેર! જરા દયા રાખો, નવા વિધાતાઓ જરા દયા રાખો!

# બલૂન બંગલો

દેવજી રા. મોઢા

મિશ્ર

કો' પ્હાડની ટેકરી કેરી ટોચે,
જ્યાં માનવીની નજરે ન પોં'ચે,
ભૂખ્યો હવાનો ભૂપતિ કહાવે
એ બંગલો એક તહીં ચણાવે,
અંદાજ આણી ત્રણ ચાર લાખનો.

બેઠો અને ખાસ બલૂન ઘાટનો
બે પાંખ ને પાછળ એક પૂછડી
(જવાય જ્યાંથી સ્વરગે સીધું ચડી !
કૃત્યો પ્રમાણે ન વિમાન મોકલે
કદિક ને જો યમરાજ, તો વલે

થી થાય એ ભૂપશિરોમણિ તણી
જેણે ન પાડાની મુસાફરી કરી !)
એ બંગલાને નહિ બારી જેટલી
એથી વધુ તો મૂકવ્યાં છ બારણાં !
જે બારણાંયે નહિ એક જાતનાં:

કો' કાષ્ઠનાં, તો વળી કો'ક કાચનાં;
ને કાચ પાછા નહિ એક જાતના;
કો દેખતા, તો વળી કોક આંધળા!
પાંખો પરે મેડી કરાવી લીધી
ને પૂછડીમાં નળિયાં નખાવ્યાં,

ને જાળિયાં ભીંત વિષે રખાવ્યાં,
ને લાકડાંથી છતને મઢી લીધી,
ને રાખી ત્યાંથી લટકન્તી દોરીઓ,
ટાંગ્યાં મહીં હાંડી, અનેક ઝુમ્મરો
ભીંતે જડી લીધ પછી અરીસા

મૂકયા કબાટેય શરાબના સીસા !
શા ખંડખંડે છતરી પલંગો
ને ખાટખેચી પણ શાં મુકાવ્યાં !
કોચો અને ખુરશીઓ રખાવ્યાં
ખૂણે લીધી ગોઠવી ખૂબ મેળે.

નિસર્ગ ચોમેરનીને લજાવતો
વનશ્રીની સુન્દરતા દબાડતો
ઊડી જવા તત્પર પ્હાડ મોતો
એ બંગલો સાવધ ત્યાં ઊભો'તો
એ બંગલો જે દિ' રહ્યો ચણાઈ

ફર્નીચરો યે પણ ગોઠવાઈ
ગયાં પછી, તાળું લગાવી દ્વારે
બીજા દિના મંગળ એ સવારે
સોનાની ચાવીથી મૂકયો જ ખુલ્લો
ને નામ દીધું છ: બલૂન બંગલો.

વાત્સલ્યની ચાવી થકી ઉઘાડી
પ્રજાતણું દિલ નિહાળવા જરી
એ ભૂપતિને નવરાશ ના હતી !
મારાય દેશે પસરી છ વાયકા
હા ! બાપુએ કૈં બંગલો ચણાવ્યો !

જોવા દૂરેથી તહીં લોક આવતા
ને મુક્તકંઠે બંગલો વખાણતા
કૈં બાપુએ તો બંગલો ચણાવ્યો !
જોવા ગરીબો, અમીરોય આવતા
ને આવનારા મહીં આ ય હા ! હતા:

ગુકાવીને ખેતર મોલ જેમણે
આ વેઠની પાછળ વર્ષ ગાળ્યાં
બળદો તણે [illegible] ડાંખ પાડયાં
પાણા વ[illegible] નાણુ મહીંથી ગાળલે
એ ચીંથરેહાલ દરિદ્ર ખેડૂતો !

એ હાડ ને ચામ તણાં જ માળખાં
બની બિચારા નિજ ગામડે પૂગ્યા.
હાવાં જરી માંડ શરીર ટમટમ્યાં
ને આંખની કુંડલીઓ પુરાઈ
ત્યાં ખેપ ખેંચી દમણાર ગાઉની:

એ બંગલો નિરખવા જ આવિયા !
કો' બંગલેથી પથરો જ ચૂંટી લે
હા ! એટલે પાસ જવાની છે મના !
ને તેથી સૌ દૂર ઊભા ઊભા જુએ
એ બંગલાની લખલૂટ શોભા.

ને વાતવાતે જ વખાણવા જ મંડે
હા ! બાપુએ કૈં બંગલો ચણાવ્યો !
જોયા વિનાનો રદ ભાઈ માનજ્યો
હા ! બાપુએ તો બંગલો ચણાવ્યો !

અનુસંધાન પૃ. ૫૧૫ ]

(૧) સ્કૂલ સર્ટિફિકેટ (School Certificate) માટે ઇતિહાસ(History)ની પરીક્ષામાંથી પદર પેપર પસદ કરવામાં આવ્યાં. એ પંદરેને 'મધ્યમ' માર્ક મળેલા. એ પેપર જ્ઞાન અને અનુભવ માટે ખાસ પસંદ કરેલા પંદર પરીક્ષકોને ફરી તપાસવા મોકલ્યાં. પરિણામે, બધાને સરખા જ 'મધ્યમ' માર્ક મળવાને બદલે, ૯૬ ના કુલમાંથી, ૨૧થી ૭૦ સુધીની સખ્યાના એમને જુદાજુદા માર્ક મળ્યા. ત્યારબાદ, થોડા સમય પછી, એ જ પેપરને એ જ પરીક્ષકોને હાથે ૧૬ અને ૭૧ વચ્ચે માર્ક મળ્યા. આવી રીતે જુદે-જુદે સમયે અપાયેલા માર્ક વચ્ચે એક વિદ્યાર્થીને તો ૯૬ માથી ૩૦ માર્કનો ફેર પડયો હતો! એટલુ જ નહિ પણ અમુક વિદ્યાર્થીને નાપાસ, પાસ કે માન(credit)માં મૂકવો એ વિષે ૨૧૦ માંથી ૯૨ કેસમા પરીક્ષકોએ, બીજી તપાસે, પોતાનો મત બદલ્યો હતો અને એક પરીક્ષકે તો ૧૫માંથી ૮ વિદ્યાર્થીઓ વિષે પોતાનો અભિપ્રાય બદલ્યો હતો!

(૨) સ્કૂલ સર્ટિફિકેટ (School Certificate)ની લૅટિન (Latin)ની પરીક્ષાના પેપર તપાસતાં પણ એવુ જ પરિણામ આવ્યુ પદર પેપર પસદ કરી એ એક વખત એક બોર્ડને અને પછી બીજા બોર્ડને મોકલવામા આવેલા. પહેલા બોર્ડે એ વિદ્યાર્થીઓને ૨૮થી ૫૫ સુધી જુદાજુદા માર્ક આપ્યા, બીજાએ ૩૩ થી ૬૧ સુધી. ખરી પરીક્ષામાં બધાને સરખા 'મધ્યમ' માર્ક મળેલા. એક વિદ્યાર્થીના અમુક સવાલના માર્કમાં જુદાજુદા પરીક્ષકોએ આપેલા માર્કમાં (૬૦ ના એકદરમાથી) ૨૮નો એટલે ૪૭ ટકાનો ફરક હતો!

(૩) ઇગ્લીશના પેપરની તપાસનું પરિણામ એથી પણ વિશેષ ધ્યાન ખેંચનારું છે. ૪૮ વિદ્યાર્થીઓના પેપર સાત પરીક્ષકોને વારાફરતી તપાસવા મોકલતાં નીચે પ્રમાણે પરિણામ જણાયુ

| પરીક્ષક | નાપાસ | પાસ | માન (credit) સાથે | ખાસ માન (Special credit) સાથે. |
|---|---|---|---|---|
| ક | ૧ | ૧૬ | ૨૭ | ૪ |
| ખ | ૦ | ૨ | ૩૪ | ૧૨ |
| ગ | ૭ | ૩૦ | ૧૧ | ૦ |
| ઘ | ૦ | ૯ | ૩૬ | ૩ |
| ચ | ૫ | ૧૬ | ૨૭ | ૦ |
| છ | ૨ | ૭ | ૩૭ | ૨ |
| જ | ૧૯ | ૧૨ | ૧૭ | ૦ |

૪૮ વિદ્યાર્થીઓમાંથી એકનેજ કયા વર્ગમાં મૂકવો એ વિષે પરીક્ષકો એકમત હતા. ઉપરના આંકડાઓ પરથી જણાશે કે પરીક્ષક ખ અને ઘએ કોઈને નાપાસ કર્યો નહિ, કએ એકને અને છએ બેને નાપાસ કર્યા, જએ ૧૯ને નાપાસ ઠરાવ્યા!

આટલો ફરક તો માત્ર ૪૮ પેપરની તપાસણીમાંને અને તે પણ જ્યારે પરીક્ષકોએ સંભાળ-પૂર્વક નિરાતે તપાસેલાં ત્યારે. તો સેંકડો પેપર એક જ વખતે તપાસાતા હશે અને પરીક્ષકો રજાના દિવસોમાં માથેરાન ફરવા જવા ઉત્સુક થઈ રહેતા હશે, અથવા વર્ષ દરમ્યાનના કામમાથી કટાળેલા હશે, ત્યારે શું થતું હશે?

(૪) એ જ પરીક્ષામાં નિબંધ અને ટૂંકસાર (Precis)ના પેપરમાં ત્રણ વિદ્યાર્થીઓને સાત પરીક્ષકોને હાથે અનુક્રમે નીચે પ્રમાણે જુદાજુદા માર્ક મળેલા:

| | | | |
|---|---|---|---|
| વિદ્યાર્થી | કને | સોમાંથી | ૨૮, ૩૨, ૪૬, ૫૬, ૫૬, ૫૮, ૮૦ |
| ,, | ખને | ,, | ૨૪, ૪૬, ૪૮, ૬૦, ૬૦, ૬૪, ૭૦ |
| ,, | ગને | ,, | ૧૬, ૩૬, ૩૮, ૪૪, ૪૪, ૪૬, ૬૦ |

આવી રીતે એક જ વિદ્યાર્થીને અમુક જવાબ માટે એક પરીક્ષક ૨૮ માર્ક આપે, બીજો ૮૦ આપે; એક ૨૪ આપે, બીજો ૭૦ આપે; એક ૧૬ આપે, બીજો ૬૦ આપે; તો એકંદરે પરીક્ષામાં બેસનારા કેટલા વિદ્યાર્થીઓને આ પ્રમાણે કેવળ અકસ્માતથી સહન કરવું પડતું હશે?!

આ લિખિત પરીક્ષાઓ ઉપરાંત મૌખિક (viva voce) પરીક્ષાનાં પરિણામ તપાસતાં પણ પરીક્ષકો વચ્ચે એવી જ જાતનો મતભેદ જણાયો છે. લગભગ સરખી ઉંમરના, સરખી કેળવણી પામેલા વિદ્યાર્થીઓને પસંદ કરવા છતાં આવો ફરક રહે છે. એવી પરીક્ષાનો હેતુ વિદ્યાર્થીની સામાન્ય શક્તિ અને સામાન્ય જ્ઞાન—"alertness, intelligence and general outlook" તપાસવાનો હોય છે એ હેતુ પાર પડવા માટે વિદ્યાર્થીને છૂટથી પોતાના અભિપ્રાયો દર્શાવવાની તક મળવી જોઈએ. પણ સર હરટોગનો અનુભવ નીચે પ્રમાણે છે: "I came to the conclusion that, while the two Boards were equally skilful in cross-examining in such a way as to reveal the *weaknesses* of candidates, it was largely a matter of chance whether they struck on a topic in which a candidate felt so strongly that he was able to display his individuality." એટલે કે બન્ને બોર્ડ ઉમેદવારની નબળાઈ શોધી કાઢે એવી ઊલટતપાસમાં સરખાં જ કુશળ હતાં, છતાં જે વિષય પર વિદ્યાર્થીને મજબૂત અભિપ્રાય હોય, જેમાં એનું વ્યક્તિત્વ દેખાઈ આવે એવો સવાલ એને પુછાય કે કેમ એ એનાં 'નસીબ'ની વાત હતી.

## ૪

આ પ્રમાણે વિદ્યાર્થી જાણતો હોય તે લખી શકે નહિ, અથવા સમજ્યા વિના લખી કાઢે. એ મુશ્કેલી જવા દઈએ તોપણ પરીક્ષાની પદ્ધતિમાં અકસ્માત માટે ઘણો અવકાશ રહે છે. તેનાં કારણોમાં નીચેનાં મુખ્ય છે.

(૧) વિદ્યાર્થીના અક્ષર, જે એક પરીક્ષકને સુવાચ્ય હોય તે બીજો ઉકેલી શકે નહિ, વગેરે.

(૨) પરીક્ષક પાસે કોઈ ધોરણનો અભાવ· ગણિત જેવા વિષયોમાં માર્કમાં બહુ ફરક પડતો નથી, પણ બીજા વિષયોમાં પ્રમાણભૂત જવાબ (Standard answer) જેવું કંઈ નથી. તેથી (અ) પ્રમાણભૂત જવાબ (Standard answer) અને અમુક પેપર વચ્ચે કેટલો ફરક છે તે વિષે દરેકનો ક્યાસ જુદો હોય છે, એટલું જ નહિ પણ (બ) પ્રમાણભૂત જવાબ (Standard answer) કેવો હોય તે પણ અચોક્કસ રહે છે અને એકંદરે માર્કમાં મોટો તફાવત પડી જાય છે.

(૩) પરીક્ષકની શારીરિક અને માનસિક સ્થિતિઃ બધા પરીક્ષકોએ સાથે બેસી એક 'ધોરણ' નક્કી કર્યું હોય તોપણ પેપર તપાસવાના બધા દિવસો દરમ્યાન એમની શારીરિક અને માનસિક સ્થિતિ એકસરખી રહે નહિ. તેના અનેક કારણો હોઈ શકે. પરિણામે કોઈ પણ વ્યક્તિ જે ધોરણે તપાસવાનું શરૂ કરે તે ધોરણ છેક લગી જાળવી શકે નહિ

૫

ઉપરના પૃથક્કરણ પરથી 'પરીક્ષા નકામી છે' અથવા 'પરીક્ષાનાં પરિણામ પર બિલકુલ વજન મૂકી શકાય નહિ' એવું સિદ્ધ થતું નથી. એ પદ્ધતિમાં સમજપૂર્વક એવા ફેરફારો થવા જોઈએ કે જેથી અકસ્માતનું તત્ત્વ જેમ બને તેમ ઓછું થઈ જાય. મુંબઈ યુનિવર્સિટી કેટલીય પરીક્ષાઓ ગોઠવે છે, તેના પરિણામનું શાસ્ત્રીય પૃથક્કરણ થાય તો અવશ્ય તેમાંથી ઘણું જ જાણવાનું મળે છેવટે, કહેવું જોઈએ કે એક કે બીજા સ્વરૂપમાં પરીક્ષા વિના આપણે ચલાવી શકીએ એવો સંભવ તો નથી. છતાં, પદ્ધતિમાં જોઈતા ફેરફાર કરવા ઉપરાંત પરીક્ષાઓ ઓછી ન કરી શકાય? દાખલા તરીકે, મેટ્રિક્યુલેશન પછી અને ડિગ્રી પરીક્ષા પહેલાં કૉલેજના ત્રણ કે ચાર વર્ષ દરેક વિદ્યાર્થી એક ખાસ અધ્યાપકની દેખરેખ નીચે કામ કરે, એના એ કામની સંપૂર્ણ નોંધ કૉલેજ પાસે રહે અને વર્ષ દરમ્યાન એ પ્રમાણે [illegible]ક કામ કર્યું હોય તો વર્ષને અંતે પરીક્ષા જેવું ન રાખતાં દરેકને આગળ [illegible]? વર્ષ દરમ્યાન જેમણે પૂરેપૂરું કામ કર્યું ન હોય તેમને [illegible] અમુક સંજોગોમાં વર્ષને અંતે પરીક્ષા હોય તો ન ચાલે? જ્યાં સુધી પરીક્ષાઓને આપણી કેળવણીપદ્ધતિમાં આટલું અગત્યનું સ્થાન આપીશું ત્યાં સુધી વિદ્યાર્થીઓને પરીક્ષા સિવાય બીજી વસ્તુઓ તરફ જોઈતું લક્ષ આપવા સમજાવી શકીશું નહિ.

લંડન તા. ૨૫-૨-૨૯




## શ્રી ૧।

ઘણા વાચકોના જોવામા આવ્યુ હશે કે આપણામા લેખ-પત્ર વગેરેના પ્રારભમા **શ્રી ૧।** લખવાની એક રૂઢિ છે શ્રી માથે આ સવાનો આકડો શું કામ લખાય છે? એ વિષે કેટલાક તર્ક મેં સાભળ્યા છે હાલમા કેટલાક હિંદી હાથના લખેલા કાગળો જોવાથી મને એમ જણાયુ છે કે ઉત્તર હિંદુસ્તાનમા **શ્રી ૧।** નહિ, પણ **શ્રીશ** (=શ્રી ઈશ) લખવાની રૂઢિ પણ છે આ સમજી શકાય એમ છે હિંદી લેખકો 'શ' ને વચ્ચેની ગાઠ-વિનાનો જ લખે છે એટલે શ અને ૧। સરખા જ લખાય મને લાગે છે કે આમાથી **શ્રી૧।** ની રૂઢિ મૂલથી ઉત્પન્ન થઈ છે, અને ચાલી આવી છે

શ્રી ૫, શ્રી ૧૦૮ વગેરે લખવાની રીતો પણ છે પણ એ તો પાચ વાર, ૧૦૮ વાર શ્રી લખવાયોગ્ય તેની ૧છી જણાવેલી વ્યક્તિનો દરજ્જો છે એ બતાવવા માટે છે. એ આંકડા સ્વતત્ર રીતે કદી આવતા નથી **શ્રી૧।** તો મથાળામા સ્વતત્ર રીતે આવે છે પણ એ ઉપરથી એક એવો તર્ક પણ થઈ શકે છે કે **શ્રી૧।**મા છેલ્લી પાન ચતુર્થાશસૂચક નથી, વિરામચિહ્ન જ છે. એટલે કે **શ્રી૧** જ છે 'શ્રી'નો પોતાનો દરજ્જો તો એક નો જ હોઈ શકે આ એક તર્ક શક્ય છે, પણ મને ભાસે છે કે વાસ્તવમાં **શ્રીશ**માથી મૂળરૂપે **શ્રી૧।** ઉદ્ભવ્યુ છે

*

કિ૦ ઘ મ.

## મંદોદરી વિભીષણને પરણી હતી
## એ કથાનું પ્રમાણ?

આપણામા સામાન્ય રીતે મનાય છે કે રાવણના વધ પછી વિભીષણને લકાની ગાદી મળી અને રાવણની વિધવા મદોદરી વિભીષણને પરણી પણ આને માટે પ્રમાણ શુ છે? આ સબધી એક જગાએ ચર્ચા થતા વાલ્મીકિ રામાયણમા આ વાત નથી એમ એક પક્ષથી કહેવાયુ રામાયણમા આ પ્રસંગના નીચે આપ્યા છે એટલા જ શ્લોકો જાણવામા છે।

सूर्यशत्रुश्च निहतः महाशत्रुस्तथापरः ।
अथ मन्दोदरी नाम भार्या त पर्यदेवयत् ॥
सपत्नीना सहस्रेण साग्रेण परिवारिता ।
एतत्तु दृश्यते तीर्थं समुद्रस्य वरानने ॥

रामायण, युद्धकांड, सर्ग १२३ श्लोक १४, १५.

આ પ્રશ્ન ઉપર વધારે પ્રકાશની જરૂર છે.

સુ૦

# શબ્દચર્ચા

[ શબ્દચર્ચાના વિભાગમા આવી ચર્ચા પણ આવી શકે. તેમ જ અમુક અંગ્રેજી શબ્દનો સમાનાર્થ કયો ગુજરાતી શબ્દ છે એવી, અથવા સમાનાર્થ નવો ગુજરાતી શબ્દ યોજવાની ચર્ચા પણ આવી શકે તંત્રી ].

પ્રિય ભાઈ,

તમારો તીખી ટીકાવાળો કાગળ મળ્યો. તમે અને તમારા મિત્રો અધૂરી ચર્ચાનો રિપોર્ટ સાંભળી એ ઉપરથી મારા અભિપ્રાયો તારવવાની ઉતાવળ ન કરો એમ ઇચ્છું છું. તમારા કાગળમા જે પક્ષનો સખત વિરોધ છે તે પક્ષ (position) મારો નથી. મારી position તમને સમજાવું તે પહેલા તમારી જાણ ખાતર અને કઈક વિનોદ તરીકે તમને જણાવુ કે એક વખત વિજ્ઞાનવિભાગના પ્રમુખ કાન્તિલાલ પડ્યાએ પોતાના ભાષણમાં કહ્યું હતુ કે વિજ્ઞાન માટે જોઈતી પરિભાષા તૈયાર કરવાનું કામ કાકાસાહેબ જેવા કરે તો આપણુને સારા શબ્દો મળશે. એમના ચોક્કસ શબ્દો અત્યારે યાદ નથી, પણ ભાવ એ જ હતો. એટલે કેટલાક તો મારી પાસેથી આ જાતની પ્રવૃત્તિ ઇચ્છે છે, જ્યારે બીજા કેટલાક મને ડહાપણ વાપરી 'માથુ ન મારવાની' સલાહ આપે છે. મને લાગે છે કે આવા બન્ને જાતના મિત્રો પ્રત્યે આદરભાવ રાખી પોતાને ઠીક લાગે તેમ જ માણસે કરવું જોઈએ.

તમે તો પાશ્ચાત્ય પારિભાષિક શબ્દો કાયમ રાખી રાષ્ટ્રભાષામા દરેક વિષયના ગ્રંથો હવે લખાવા જોઈએ એટલુ ઇચ્છો છો. કેટલાક લોકો આને પણ અસ્થાની દેશાભિમાન ગણે છે અને દેશી ભાષા તો કેવળ ઘરના નોકરો, ગામડિયાઓ અને બાળકો સાથે વાતચીત કરવા પૂરતી જ રાખી પ્રાથમિકથી માડીને ઉચ્ચ કેળવણી સુધી અને બધા મહત્ત્વના વહેવાર માટે કેવળ અંગ્રેજી ભાષા જ વપરાય એમ કહેનારા છે. આવાઓની સખ્યા એક વખતે ઠીકઠીક હતી, આજે ઓછી છે. પણ એ ન જ વધે એવો વિશ્વાસ નથી બેસતો. એવાઓ આગળ તો તમે પણ ડેવા દેખાશો એની હુ કલ્પના કરુ છું.

હવે મૂળ મુદ્દા ઉપર આવીએ. રબર, સ્ટેશન, કેમેરા, ફાઈલ જેવા શબ્દોને પણ રાષ્ટ્રભાષામા છે તેવા ને તેવા જ રાખવાના પક્ષનો હું જ્યારે છુ ત્યારે પછી 'રેડિયમ'ને રેડિયમ ન કહેતાં બીજું કઈ કહીશ એવું તમે કેવી રીતે કહી શકો? જે વિશેષ નામો દુનિયાના ઘણા દેશોએ સમાનભાવે સ્વીકાર્યાં છે તે ફેરવવામા મેં કોઈ કાળે સાર જોયો નથી. હા, એક વાત છે. આપણી ભાષાની ઉચ્ચારપદ્ધતિ અને વર્ણોની વિશેષતા ધ્યાનમાં લઈ કેટલાક જડબાતોડ પરદેશી શબ્દોના ઉચ્ચારણમાં હું અવશ્ય ફેરફાર કરું. પાશ્ચાત્ય પરિભાષામાં મૂળ શબ્દો લૅટિન અને ગ્રીકમાંથી લેવાયા છે, પણ ઘણીવાર મૂળ ધાતુને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, રશિયન કે ઇટાલિયન પ્રત્યયો જ લગાડવામા આવે છે. તેથી તે તે ભાષાઓને અનુકૂળતા રહે છે, અને છતાં અન્ય ભાષીઓને શબ્દને પકડી પાડતાં મુશ્કેલી નથી આવતી. ગુજરાતીમાં જ્યાં તમે 'માણસાઈ' કહો છો ત્યાં અમે મરાઠીમાં 'માણુસપણુ' કહીએ છીએ. 'પણુ' અને 'પણુ' એક જ છે. હવે એ બે શબ્દો એક જ છે, છતાં દરેક ભાષા પોતાની ખાસિયત જાળવે છે. એ જ પ્રમાણે લૅટિન કે ગ્રીક ભાષામાંથી

ઉત્પન્ન થયેલા પારિભાષિક શબ્દોને કોઈકકોઈકવાર દેશી પ્રત્યયો લગાડીને હું નવા-નવા પારિભાષિક શબ્દો બનાવું, કોઈકકોઈકવાર કશો ફેરફાર કર્યા વગર છે એવા ને એવા જ લઈશ. આયોડીન, પ્લેટિનમ, એલ્યુમિનમ, સોડિયમ, વગેરે નામો ફેરવવાના પક્ષનો તમે ધારો છો તેમ હું નથી.

*આપણાં જૂનાં જેટલાં નામો જડે તેટલાં રાખવાં અને વાપરવાં. વપરાશમાંથી નીકળી* ગયાં હોય તો તેમને પાછાં વપરાશમાં આણવાં; ખાસ અગવડરૂપ હોય ત્યારે જ જતાં કરવાં.

હિંદુસ્તાનની પ્રાંતીય ભાષાઓમાં આજે અનેક શબ્દો તૈયાર કરાય છે અને રૂઢ થાય છે. એ બધાની શોધ કરી એમાથી જેટલા હળવા, સહેજે ભળે એવા શબ્દો હોય તે સાર્વત્રિક કરવા.

આમપ્રજા જેટલું વિજ્ઞાન જાણે છે અથવા નજીકના ભવિષ્યમાં જાણી શકે એમ હોય તેટલા વિજ્ઞાન માટે હળવા અને સહેલા સ્વદેશી પારિભાષિક શબ્દો તૈયાર કરવા અને વાપરવા, એ અમારી નીતિ હશે. ટૂંકામાં જેટલા ક્ષેત્રને પ્રજાકીય જીવન અને પ્રજાકીય કેળવણીની દૃષ્ટિએ પહોંચી વળાશે તેટલા પૂરતો જ દેશી ભાષા અને દેશી શબ્દોનો અમુક હદ સુધી આગ્રહ રાખવો, બહિષ્કાર ખાતર બહિષ્કારની વૃત્તિ કદી જ ન રાખવી. કેટલાક આર્યસમાજીઓ અને હિંદુસભાવાળા જેમ તમામ ઉર્દૂ, ફારસી, અરબી શબ્દોનો બહિષ્કાર કરવાનો આગ્રહ રાખે છે (અને મને કાકાસાહેબ કહેવાને બદલે કાકારાવ કહે છે) તેવો આગ્રહ હું પસંદ કરતો નથી. સ્વદેશી ભાષા તેમજ સંસ્કૃત, ફારસી, અરબી આદિ ભાષાઓનું અધ્યયન છોડી થઈ, એ ભાષાઓ પ્રત્યેનો પ્રેમ છોડી દઈ, વગરવિચારે, આંધળો થઈ કેવળ આળસથી અને જડતાથી જેઓ પાશ્ચાત્ય શબ્દો લીધા જ કરે છે તેમની સામે અમારો વાંધો છે.

હું સમજ્યો છું તે પ્રમાણે તમારો પણ એની સામે તો વિરોધ છે જ, એટલે પ્રત્યક્ષ કાર્યમાં આપણી વચ્ચે કશો જ ભેદ નથી. પણ દૃષ્ટિમા ભારે ભેદ છે એમ મને લાગે છે તે તમને સમજાવું તો જોશો કે ભેદ હોવા છતાં આપણી વચ્ચે વિરોધ આવવાનું કશું જ કારણ નથી.

તમારે પશ્ચિમમાંથી જેટલું વિજ્ઞાન મેળવી શકાય તેટલું મેળવવું છે અને નવી નવી શોધખોળ કરી પશ્ચિમની હારમા બેસી પશ્ચિમ સાથે સમાનભાવે આપ અને લે બને કરવાં છે તેથી ત્યાંની પરિભાષા વગર તમારું એક ક્ષણે ચાલવાનું નથી, એ હું સારી રીતે સમજી શકુ છું. તમારા એ આદર્શ સામે મારે કશુ કહેવાનુ હોય નહિ.

મારે મારી ભાષા ખીલવવી છે એ પાંગળી હશે તો ધીમેધીમે ચાલશે. તમારા જેવા વિજ્ઞાનવીરો પરદેશી ભાષાથી પણ ચલાવી લેશે, પણ હિંદુસ્તાનની આમપ્રજા સ્વભાષા અને રાષ્ટ્રભાષા મારફતે જેટલું મળી શકે તેટલું જ લેવાની છે. જૂનું ધર્મશાસ્ત્ર હો કે નવું વિજ્ઞાન હો, સસ્કૃત, અરબી અને અંગ્રેજી કે જર્મન, ફ્રેંચ ગરીબ ગામડિયા પ્રજા માટે નથી. સ્વભાષા ઉપરાંત રાષ્ટ્રભાષા તેઓ ઝીલી શકયા તો બહુ થયું. માટે એ બે ભાષાઓનું સામર્થ્ય વધારવાને નમ્ર પણ સબળ પ્રયત્નો કરીશું. જ્યાં મારી ભાષા ન પહોંચે ત્યાં જ તમારી પારકી અને જરૂરી જણાતી ભાષા ચલાવો, ત્યાં હું આડે નહિ આવું. પણ મારી ભાષા આજે પાગળી છે માટે હમેશને માટે પાંગળી રહેવી જ જોઈએ એવો નિયમ નથી. આજે એ પરદેશી પારિભાષિક શબ્દો લેશે તો આવતી કાલે પરદેશીઓને પારિભાષિક

શબ્દો આપશો પણ ખરા. આપણી પાસે પરદેશી ભાષાઓને આપવા લાયક શબ્દો અહિંસા, સત્યાગ્રહ, ધર્મ, નવાબ, કર્મ એટલા જ નથી. આપણો પુરુષાર્થ વધારો એટલે આપણા શબ્દો પણ દુનિયાની તમામ ભાષામાં દાખલ થવાના.

વિજ્ઞાન જો પ્રજા માટે હોય તો પ્રજાની ભાષામાં જ તે વ્યક્ત થવું જોઈએ. એની પરિભાષા પ્રજા માટે સહેલી અને ગ્રહણસુલભ હોવી જોઈએ, પછી એ પરિભાષાના શબ્દો ગમે તે ભાષામાંથી તૈયાર થતા હોય. આ છે મારી position. અને તમે પણ તે જ કહેવા માગો છો. આની સામે તમારે કે તમારા મિત્રોને કંઈ પણ કહેવું હોય તો મને જરૂર લખશો. વિદ્યાપીઠના સરનામે કાગળ લખશો તો હું જ્યાં હોઈશ ત્યાં મને મળશે.

૬૦૦૦ વર્ષની સંસ્કૃતિ વિષેની મારી દલીલ તમે અવળી સમજ્યા. હું એમ કહેવા માગતો નહોતો કે ૬૦૦૦ વર્ષની પારકી સસ્કૃતિ કોઈ પ્રજા પદર વર્ષમાં લઈ શકે છે. હું એમ કહું છું કે કોઈ અંગ્રેજ પોતાની ભાષા, સંસ્કૃતિ અને એનો અદ્ભુત વિસ્તાર અને એના વિસ્તારના તમે કહો છો તેવા લાખો પારિભાષિક શબ્દો, બધાનો વારસદાર પદર વર્ષની અંદર થઈ જાય છે. દુનિયાનું જ્ઞાન ગમે તેટલુ વધે તોયે દરેક જન્મેલા માણસને પોતાની જિંદગીના અમુક વરસોની અંદર જ એ બધાનો વારસાહક પચાવવાની શક્તિ મેળવવી પડે છે. તે જ પ્રમાણે આપણને પણ તમામ દુનિયાનું જ્ઞાન મેળવતાં સોબસો વરસ લાગવાની જરૂર નથી. જો બધા જ પુરુષાર્થ કરે તો એક કે બે પેઢીમાં આપણે દુનિયાની હારમાં સુખેથી આવી બેસી શકીએ છીએ તે દિવસે આથી વધારે કે આથી વિરુદ્ધ મારે કશું કહેવાનું નહોતુ.

લિ. સ્નેહાધીન,

કાકા કાલેલકરના વંદે માતરમ

*

## Expertનો સમાનાર્થ ગુજરાતી શબ્દ

સામાન્ય રીતે તજ્જ્ઞ ગણાય છે. એ ખરો છે પણ વાપરવામાં અઘરો છે. બોલવામાં તેથી પણ અઘરો છે. તેને બદલે સંસ્કૃત તદ્વિદ્‌નું ગુજરાતી તદ્વિદ કરીને વાપરીએ તો શું ખોટું ? એ અર્થમાં એ શબ્દ વપરાય પણ છે.

सूचकश्च हि श्रुतेराचक्षते च तद्विदः । ब्र. सू ३-२-४*

'સ્વપ્નસૂચક છે, એને શ્રુતિનુ પ્રમાણ છે, અને તદ્વિદો પણ એમ કહે છે' તદ્વિદો એટલે સ્વપ્નવિદો સ્વપ્નનું આખુ શાસ્ત્ર હતુ!

રા. વિ. પાઠક

*

*આ પ્રમાણને માટે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનો ઋણી છુ.



## (૧) નવા બંધારણનું મંત્રીપદ

**ન**વા બંધારણ નીચે પ્રાંતોમાં મંત્રીપદ સ્વીકારવાં કે નહિ એ આજે હિંદનો મહત્ત્વનો રાજકીય પ્રશ્ન છે. એ માટે ઘણી જ ગરમાગરમ ચર્ચા ચાલી રહી છે. મહાસભાના શુભેચ્છકોએ પોતાનો અભિપ્રાય આપવામાં પાછી પાની કરી નથી. શ્રીમાન શાસ્ત્રી અને જયકર જેવા પણ બોલી ચૂક્યા છે.

પરંતુ પ્રાથમિક તત્ત્વો સામે જોવાથી આ પ્રશ્નનો નિર્ણય આવે તેમ નથી. માત્ર એ તાત્ત્વિક પ્રશ્ન નથી પણ વ્યવહારુ રાજનીતિનો ઉકેલ આણવાનો છે: જમાઉધાર પાસાં સાચવીને મેળવવાના છે. મંત્રીપદ સ્વીકારવા કે નકારવા એમાં તાત્ત્વિક દૃષ્ટિએ ખરુંખોટું છે જ નહિ. ગમે તે માર્ગ ગ્રહણ કરવામાં આવે તેમાં લાભાલાભ અવશ્ય હોય જ.

મહાસભાએ બંધારણ ફેંકી દીધું એટલે મંત્રીપદ ન સ્વીકારાય એ સિદ્ધાંતે મહાસભાવાદીઓ મંત્રીપદ નકારે છે. નવા બંધારણની યંત્રરચનાનું ચક્ર બની તદ્રૂપ થવામાં એ ત્યાગનો કશો જ અર્થ રહેતો નથી. ધારાસભાપ્રવેશ વખતે પણ આ જ દલીલ રજૂ થઈ હતી. પ્રજાકીય તંત્રના બધા જ પક્ષો જે બંધારણ નીચે કામ કરે છે તેનાં મૂળતત્ત્વોનો તો સ્વીકાર કરે છે જ. ગઈ અને ચાલુ સદીમાં પ્રજાસત્તાક દેશોનો એ સિદ્ધાંત હતો, ને તેના ઉપર જ મહાસભાની દલીલ ઊભી થવા પામી છે. પ્રજાકીય દેશોના તમામ પક્ષો એમ જ માને છે કે જે બંધારણ નીચે તેઓ કામકાજ કરે છે તે સ્વદેશની જરૂરિયાતોને સંપૂર્ણ રીતે પહોંચી વળે એવું છે જ. જુદાજુદા પક્ષોની માન્યતા વચ્ચેનો ભેદ માત્ર એ બંધારણમાં આછાપાતળા ફેરફારો કરાવવા પૂરતો જ હોય છે અને દિનપ્રતિદિન ઘડાતી યોજનાઓનું લક્ષ્યબિંદુ દેશની પ્રગતિ જ હોય છે. એટલે એમાં ક્રાંતિકારી પક્ષ નથી. એમાં કોઈને તાત્ત્વિક ફેરફારો કરવાની અગત્ય નથી જ જણાતી એ સંયોગોમાં પ્રતિપક્ષ બંધારણની તેમજ સત્તારૂઢ પક્ષની સેવા જ કરે છે. સત્તારૂઢ પક્ષ હોદ્દા સ્વીકારી, નક્કી કરેલી રાજનીતિનો અમલ કરી બંધારણની સેવા બજાવે છે, ત્યારે પ્રતિપક્ષ વિરોધમાં ઊભા રહી ટીકાઓ કરી સત્તારૂઢ પક્ષને સંયમ શીખવે છે. બન્ને એક જ તંત્રના વિભાગો છે. તેથી જ એના જન્મદાતા ઇંગ્લંડમાં પ્રતિપક્ષ 'રાજ્યના પ્રતિપક્ષ' તરીકે ઓળખાય છે. અણીની પળે સત્તારૂઢ પક્ષ પ્રતિપક્ષની સલાહ લેવાને તેમજ તેના અભિપ્રાયને યોગ્ય વજૂદ આપવા બંધાયલો જ છે. કેટલીકવાર તો બધા જ પક્ષો એક થઈ જાય છે ને એક જ નીતિનો અમલ કરે છે. સામાન્ય મોટા ભયની સામે થતાં ખાનગી મનમતાંતરો વિસારી મુકાય છે દેશની રાજકીય સ્વતંત્રતા ભયમાં હોય કે સમાજના પાયા ધ્રૂજી ઊઠ્યા હોય ત્યારે એ પ્રસંગ

સાંપડે છે. પરંતુ સામાન્ય ભય નાબૂદ થતાં જ ફરીથી પક્ષો પડી જાય છે, ને દરેક પોતાની નીતિને વળગી રહી બંધારણીય યુદ્ધો લડ્યા કરે છે. પરંતુ બન્નેય પક્ષો બંધારણમાં રહીને જ વર્તે છે. તે બંધારણે ઘડેલા મૂળભૂત કાયદાઓને માન આપે છે. જ્યાં આર્થિક ને રાજકીય સંજોગો સ્થિર હોય ને સમાજના પાયા મજબૂત હોય ત્યાં આ રાજનીતિ સારી જણાય છે, ને તે માન્ય રાખવામાં ડહાપણ લેખાય છે.

પરંતુ છેલ્લા મહાયુદ્ધ પછી સ્થળેસ્થળે એવા પક્ષો ઉત્પન્ન થવા પામ્યા છે કે તે બંધારણના પાયા જ ખોદવા નીકળ્યા છે. રાષ્ટ્રનું રાજકીય, સામાજિક અને આર્થિક બંધારણ જેના પર રચાયું છે તે સિદ્ધાંતો જ એ પક્ષને માન્ય હોતા નથી. તે ક્રાંતિકારી પક્ષ લેખાય છે. પ્રજાના મત મેળવી તેઓ ધારાગૃહોમાં પ્રવેશે છે તે પૂરતા જ તેઓ પ્રજાકીય છે. મંત્રીપદ સ્વીકારવા જેટલી શક્તિ હોય છે ત્યારે તે પણ તેઓ સ્વીકારે છે, પરંતુ તેમનું ધ્યેય સમાજ કે બંધારણમાં ક્રાંતિ આણી પુનર્રચના કરવાનું જ હોય છે. તેઓ બંધારણનાં તત્ત્વો સ્વીકારતા નથી. સમાજના બંધારણનું પણ કાંઈ જ મૂલ્ય આંકતા નથી. કોઈ પણ હિસાબે સત્તા મેળવવા જ તેઓ ધારાસભામાં જાય છે. પોતાનો હેતુ પાર પાડવા તેઓ મંત્રીપદ પણ સ્વીકારે છે. છતાં તેઓને બંધારણ માટે બિલકુલ માન હોતું નથી. તેઓ બંધારણને પવિત્ર લેખતા નથી. પ્રજાતંત્રમાં પણ તેઓ માનતા હોય કે ન પણ હોય. સામાન્ય રીતે તે પ્રજાતંત્રમાં પણ માનતા નથી. રાજતંત્ર કે સમાજમાં તાત્ત્વિક ફેરફારો કરવા સત્તાની જરૂર છે એટલું જ તેઓ જાણે છે. તેઓ જાહેર હિતના સંરક્ષક છે એવું માને છે ને મનાવે છે, બને ત્યાં સુધી પ્રજાતંત્રની રીતથી સત્તા મેળવવાનું તે પસંદ કરે છે, પરંતુ જરૂર જણાયે એ રીત બાજૂએ મૂકીને પણ સત્તા હાથ કરે છે. અર્વાચીન બોલ્શેવિક ને નાઝી સરમુખત્યારી આ જ પ્રકારની છે. પ્રજાતંત્રનાં તત્ત્વોને માન આપીને નહિ પણ તેનો છડેચોક ભંગ કરીને જ એ બધા સત્તાધીશ થયા છે. જાહેર હિત એ જ તેમનો માર્ગદર્શક સિદ્ધાંત છે. પ્રજાતંત્રની રાજરમતના નિયમો એમને કોઈ પણ રીતે બાધક થઈ શકતા નથી. બોલ્શેવિકો, મુસોલિની, હિટલર અને કમાલપાશા દરેકે બંધારણને બાજૂએ મૂકીને જ સત્તા પ્રાપ્ત કરી છે. ઇટાલિયન સરમુખત્યારે પ્રજાતંત્રનો થોડોક દંભ સાચવ્યો છે, જ્યારે બોલ્શેવિકો ને નાઝીઓ એવા દંભમાં માનતા જ નથી. ડી વૅલેરાના આયર્લૅંડે પણ ધારાસભામાં પ્રવેશ કરી મંત્રીપદ સ્વીકાર્યાં હતાં પરંતુ એના બંધારણોમાં મૂંઝાઈ મરવા નહિ. લાગ મળે ત્યારે તેમને નાબૂદ કરવા. ક્રાંતિકારી પક્ષો અને સરમુખત્યારો બંધારણને ધ્યેય માનતા જ નથી. એને તો જાહેર હિત સાધવાનું માત્ર સાધન જ લેખે છે. બંધારણ જાહેર હિતની જો આડે આવતું હોય તો તે તજવાનું જ જોઈએ. રાજ્યતંત્રના તમામ પક્ષો બંધારણના તમામ સિદ્ધાંતો સ્વીકારીને જ કામકાજ કરે છે, એ યુરોપના પ્રજાતંત્રની જૂની માન્યતા આ પલટાયેલા જમાનામાં બિલકુલ વજૂદ ધરાવતી નથી. કદાચ પ્રજાતંત્ર આથી નમાગતું હગે, પરંતુ આજના ક્રાંતિકારીઓ તો પ્રજાતંત્રને પણ સાધન ગણે છે. જાહેર હિત જ સાધ્ય વસ્તુ છે. પ્રજાતંત્ર તેનું સ્થાન લઈ શકે જ નહિ. આ નવી ફિલસૂફી બધાને ગળે ન પણ ઊતરે, પરંતુ નવા વિચારોની પછી તે એકતાન અને તર્ક છે એની કોઈથી ના પડાશે જ નહિ. નવી ફિલસૂફી સુધારકના કે બદમાશના અર્થે સારે તે સામે જોવાનું નથી. પરંતુ સારા આશય સેવ તે તમામ ચીજને ખરાબ હસ્તે પડતાં પણ ઉપયોગી સાધન

નીકળશે જ, એટલે એની શક્તિમાં શંકા કરી શકાય જ નહિ એટલે રાજનીતિની સારાસારતા પરિણામથી જ નક્કી થશે

એટલે મહાસભાવાદીઓ ધારાસભાપ્રવેશ મંજૂર રાખે તો પુરાણા દૃષ્ટિબિંદુથી તેમની ન્યાયતુલા ન મપાય આજે એવી બાબતો કઈ કિંમતસૂરી પર અવલંબે છે તે વિચારવું રહે મંત્રીપદ સ્વીકારવાની વાત પણ એ જ નવા દૃષ્ટિબિંદુથી વિચારવી જોઈએ પ્રજાકીય રાજ્યતંત્રના નિયમમાંથી નહિ પણ દેશના ભલાની દીર્ઘદૃષ્ટિથી

એ દૃષ્ટિબિંદુથી પણ ધારાસભાપ્રવેશ કે મંત્રીપદસ્વીકાર દેશના હિતમાં યોગ્ય નથી એવું પણ સિદ્ધ કરી શકાય લાભાલાભનો આખરનો નિર્ણય થઈ ગયા પછી જ આજે મહાસભાએ ધારાસભાપ્રવેશ કર્યો હોત તો દેશને લાભ થાત એમ કહી શકાય છે ને તે ઉપરથી જ મંત્રીપદ સ્વીકારવાની ચર્ચા ઊભી થવા પામી છે

શ્રીમાન શાસ્ત્રી કહે છે કે બહુમતી તમારી હોય તો તમારે મંત્રીપણાનો સ્વીકાર કરવો જ જોઈએ એ પ્રજાતંત્રનો મૂળભૂત સિદ્ધાંત છે તમે મંત્રીપદનો અનાદર કરી શકો જ નહિ તમારી માગણીથી જ લોકો તમને સત્તારૂઢ કરે તો પાછા નહિ તમે એમ ન જ કહી શકો કે તમે એ સત્તા સ્વીકારવા માગતા નથી પરંતુ એ શ્રીમાન અર્વાચીન પરિસ્થિતિ ભૂલી જાય છે આજે એ દૃષ્ટિકોણ સાચો નથી આજે એ પ્રજાતંત્રનો સિદ્ધાંત ને વ્યવહાર નથી જળવાતો બહુમતીમાં હોય તેણે મંત્રીપદસ્વીકાર કરવો જ જોઈએ એટલે નવું બંધારણ પ્રજાકીય બંધારણ છે એમ તે મનાવે છે પરંતુ નવું બંધારણ તો રૂપ કે તત્ત્વમાં પણ પ્રજાતંત્ર નથી એ વાત તે વિસરી જાય છે પ્રજાતંત્રના કેટલા ગુણગાન તેણે ગાયા છે, પરંતુ પરદેશીઓના સ્વાર્થની વાત આવતાં જ તે તેને મુકાય છે તાત્ત્વિક દૃષ્ટિએ તે બંધનવિહોણી નોકરશાહી છે વળી મહાસભા કે કોઈ પણ રાજકીય પક્ષે નવા બંધારણના સિદ્ધાંતો સ્વીકાર્યા નથી દરેક રાષ્ટ્રીય પક્ષ એમ માને છે કે નવું બંધારણ દેશના હિતોમાં પ્રગતિ સાધશે નહિ એટલું જ નહિ પણ અત્યારની પરિસ્થિતિથી પણ પીછેહઠ કરશે પ્રજાતંત્ર નજીક આવવાને બદલે દૂર ને દૂર જતું જણાશે.

એટલે મહાસભાવાદીઓ બંધારણ અપનાવી લેવા પ્રજાનો મત માગતા નથી તેને ફેંકી દેવાના નિર્ણયને બળ આપવા જ તેઓ પ્રજાનો અવાજ સાંભળવા માગે છે એ ત્યાગમાં બળ પૂરવાના શ્રેષ્ઠ માર્ગ માટે અભિપ્રાયો ભિન્ન હોઈ શકે પરંતુ મતદારોને આપેલા વચનથી મહાસભાવાદીઓ મંત્રીપદ સ્વીકારવા કે નકારવા બંધાયેલા નથી જ વહેવારુ ડહાપણથી જ એ પ્રશ્નનો ઉકેલ આણી શકાય સાધ્ય કેવી રીતે સિદ્ધ થશે તે માટે મહાસભાવાદીઓએ ચોક્કસ ગણતરી કરવી પડશે કેટલાકે તો નિર્ણય કરી નાખ્યો હોય તેમ જણાય છે શ્રીયુત સત્યમૂર્તિ અને તેમના સાથીદારો મંત્રીપદસ્વીકારમાં જ મોક્ષ માને છે દેશના ભલા માટે નવા બંધારણને એ રીતે જ ફેંકી દેવાશે અને એથી જ દેશની સલામતી જલદી સચવાશે એમ ગણે છે કિડવાઈ જેવા બીજા સમાજવાદીઓ મંત્રીપદ નકારીને જ દેશની સાચી સેવા થશે અને વારણનો વધારે સચોટ બનશે એમ માને છે એટલે મહાસભાની કારવાહક સમિતિએ પોતાનો મત ઉચ્ચાર્યો જ નથી હજી લાભાલાભનો ચોક્કસ વિચાર થઈ શકે તેવી ઘડી આવી જ નથી, એવું તેને લાગે છે અત્યારની પરિસ્થિતિ

નાજુક છે તે એ મારી પેઠે સમજે છે. બન્ને મતવ્યોમા મહત્ત્વતા છે એવુ તે પિછાને છે. એ પરિસ્થિતિમા દેશને જ એ પ્રશ્નનું નિરાકરણ કરવા દેવુ એ ઉત્તમ છે. તેથી જ મહાસભાની ખુલ્લી બેઠકમાં જ એ પ્રશ્નનો નિર્ણય કરવાનું ઠરાવવામા આવ્યુ છે. લૂખી ચર્ચાઓમાં દેશની શક્તિ વેડફાઈ ન જાય તે માટે જ અત્યારે તેણે મૌન સેવ્યુ છે આ પળે તે પ્રજામતને એક યા બીજે માર્ગે દોરવા માગતી નથી.*

રમણીકલાલ દલાલ

## (૨) હિંદની આર્થિક પરિષદ

**હિંદની** આર્થિક પરિષદની ૧૯મી બેઠક પૂર્વ બગાળમા ઢાકા ખાતે આ માસની શરૂઆતમા મળી હતી હિંદભરના અર્થશાસ્ત્રીઓ વિચારોની આપલે અને નિબધો વાંચવા એકત્ર થયા હતા પ્રોફેસર મનોહરલાલે પરિષદના અધ્યક્ષપદેથી પોતાનુ મનનીય ભાષણ આપ્યુ હતુ. જગતની આર્થિક મદ હાલતનુ સિંહાવલોકન કરી હિંદની ગભીર આર્થિક નબળાઈઓ સબધી તેમણે ઠીક વિવેચન કર્યું હતુ હિંદી પ્રજાની ભારે વૃદ્ધિ, (સને ૧૯૪૧-માં ચાલીશ કરોડ વસ્તીગણત્રી થવાનો સભવ છે,) અને દિન પ્રતિદિન વધતી જતી દરિદ્રતા ઉપર તેણે ખાસ ભાર મૂક્યો હતો આખા જગતના સુધરેલા દેશો પોતાની પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવા માટે શાસ્ત્રીય રીતે તૈયાર કરેલી યોજનાઓ અમલમાં મૂકે છે, જ્યારે હિંદના ખજાનચી સર જેમ્સ ગ્રીગ એ દિશામા કાંઈ કરવા ચોખ્ખી ના પાડે છે. રગશિયું ગાડુ એમ જ પોતાની મેળે બળદો થાકે ત્યા સુધી ઘસડવા દેવા માગે છે, તે માટે તેમણે શોક જાહેર કર્યો હતો.

પરિષદમાં અનેક સુંદર નિબધો વચાયા હતા. પ્રોફેસર થોમ્સનો 'હિંદના ભાવી સમૂહ-તત્રની આર્થિક વિચારણા' એ નિબધ સરસ હતો, પણ તેની વીગતોમાં મતભેદને અવકાશ છે. સમૂહતત્ર આર્થિક સંકડામણમા સપડાશે અને તેને ભવિષ્યમા ગભીર હાલત ભોગવવાના સંયોગો પેદા થશે, એમ તે ધારે છે ફેડરેશન અમલમાં આવ્યા પછી દશ કરોડનો વાર્ષિક ખરચ નવા સુધારા પાછળ થવાનો સંભવ છે તે સિવાય ખાસ વધારાની જકાત (surcharges)-ને કાઢી નાખવાનુ વચન, ઓરીસા અને સિંધને વાર્ષિક મદદો, બ્રહ્મદેશને હિંદથી જુદો પાડવાથી આવનાર નુકસાન, રેલવેની તરફથી વાર્ષિક ફાળો મળવાની નિરાશા, વધતો જતો હિંદશાસનનો ખર્ચો વગેરે અનેક જોખમદારીઓ ભવિષ્યમાં લટકે છે. આથી ઇનકમટેક્સ પેદાશમાંથી પ્રાંતોને ફાળો મળે તેનો સંભવ નથી. બજેટના બે ટાંટિયા પૂરા કરવાની ભારે મુશ્કેલી નડશે.

પ્રોફેસર થોમ્સ હિંદની પ્રજા ઉપર વધારે કરોના બોજાની આગાહી કરે છે. તેના મતવ્ય પ્રમાણે પ્રજા અને વેપારઉદ્યોગ ઉપર હજી ભારે પ્રમાણમાં નવીન માર્ગોથી બોજા લાદી શકાય તેમ છે. હિંદની સિત્તેર ટકા પ્રજા ખેતી ઉપર જીવે છે. તેઓની પેદાશની કાચી વસ્તુઓના ભાવો તદન ગગડી ગયા છે, ખેતી ઉપર થતા ખર્ચા જેટલી પણ જમીન પેદાશ આપતી નથી. હિંદનો વેપાર પાત્રીશ ટકા માત્ર રહ્યો છે. ઉદ્યોગો પણ મરુંમરું

*Office under New Constitution, by J. B. Kripalani, *Daily Sun*, Sept. 21, 1935.

જેવાં માદા ચાલે છે. સરકારી ચલણનીતિ હિંદના આર્થિક દેહને ચૂમે છે. આમદાની માલ હિંદની બજારોમાં ખૂબ ભરાય છે. કરવેરા વધ્યા છે વધારે પ્રમાણમાં જનસખ્યાનો નિભાવ કરવો પડે છે. સરકાર સોનાની નિકાસ છૂટથી કરવા દે છે બીજા દેશો હિંદના કાચા માલને પોતાના દેશમાં આવતા અટકાવે છે. આ સર્વે કારણો જોતાં હિંદની પ્રજા વધારે કરનો બોજો સહન કરી શકે તેમ નથી. થોડાં દૂધવાળી ગાય પાસે કૃત્રિમ ઉપાયોથી વધારે દૂધ મેળવવાના પ્રયત્નો તેને કમાઈને ઘેર મૂકવાની જરૂર પાડે છે. પ્રોફેસર થોમ્સનો આશાવાદ ટેકો આપવા યોગ્ય કારણો ધરાવતો નથી.

પ્રોફેસર એલ. એ. નટેશન રેલવેની ભવિષ્યની આર્થિક સ્થિતિ ઉપર ચર્ચા કરે છે. રેલવેની આવક ખૂબ ઘટી ગઈ છે. વાર્ષિક સાડાપાચ કરોડનો ફાળો હિંદના નાણાશાસ્ત્રીને અપાતો તે છેલ્લાં પાંચ વરસો થયાં બંધ છે તે ઉપરાંત ત્રીસ કરોડની ખોટ રિઝર્વ ફંડમાંથી ઉછીની લેવામાં આવી છે. ટિકિટના ભાવો વધાર્યા છે માલ ઉપર નૂર પણ પ્રમાણથી વધારે છે. સ્ટીમરો સાથે રેલવે હરીફાઈમાં ઊતરી છે એ સર્વે પ્રયત્નો કર્યાં છતાં રેલવેની પેદાશ વધતી નથી. આઠ કરોડનુ કરજ કેમ ભરપાઈ થાય તે મહાપ્રશ્ન અનુત્તર રહેશે. રેલવેના ખર્ચા ઘટવાના ઉપાયો લેવા નથી. ભારે પગારોની સેંકડો નિમણૂંકોમા સારી કાપકૂપ થઈ શકે તે કરવા હિંદી સરકાર તૈયાર નથી ત્યારે રેલવે માટે ઊજળુ ભવિષ્ય કેમ ગણાય? ભવિષ્યમા નવી રેલવે સત્તા રેલવે પાસેથી વાર્ષિક ફાળાની આશા રાખે તેવો જરા પણ સંભવ નથી. વાર્ષિક ખોટ આ વરસે પણ બે કરોડ થવા હોઈ રેલવે કમિશનર ધારે છે. એટલે રેલવેને માટે આર્થિક સકડામણ અને મૂંઝવણ વારસામાં ચાલી આવે તેવાં સંજોગો દેખાય છે.

ડૉ. લોકનાથન મૅનેજિંગ એજન્સીના ગુણદોષ તપાસે છે. આપણા ઉદ્યોગોની મૅનેજિંગ એજંસી પદ્ધતિ ઉપર વહીવટ કરાવાય છે. માત્ર આખા જગતમા હિંદ આ પદ્ધતિ સ્વીકારી બેઠુ છે ઘણી કપનીઓમા મૅનેજિંગ એજંટો સામે પ્રજાની સખત ફરિયાદ છે. કોલસામાં કમિશન, સાચાકામમાં કમિશન, માલખરીદમા કમિશન એ રીતે ઠીક આડકતરો લાભ કમિશન એજંટોમાથી કેટલાક મેળવે છે. આ સર્વે પેદાશ ઉપર મૅનેજિંગ એજંટોની મોટરો, બગલા અને મોજશોખો પોષાય છે. આ આખો સવાલ હિંદી સરકાર તપાસે છે. કપનીસુધારણા ઉપર ખાસ અધિકારીએ રિપોર્ટ કર્યો છે. તે ઉપર વિચાર કરવાને વેપારી મડળને આવાહન અપાયું છે. શું સુધારણા થાય છે તે જોવાનુ છે.

બીજા પણ ઘણા જાણવાજોગ વિષયો ત્યાં ચર્ચાયા હતા.

## (૩) હિંદની પ્રજાવૃદ્ધિના પ્રશ્નની પરિષદ

**હિંદમાં** પ્રજાવૃદ્ધિનો પ્રશ્ન ગભીર બનતો જાય છે. હમણાં જ પ્રજાવૃદ્ધિ પરિષદની સભામા હિંદના અર્થશાસ્ત્રીઓએ આ પ્રશ્નનો ઠીક ઊહાપોહ કર્યો હતો. વિચારોની વિવિધતા એમા દેખાઈ આવતી હતી. હિંદની પ્રજાસખ્યાગણતીના ૧૯૩૧ના રિપોર્ટમા જણાવવામાં આવ્યું છે કે:

છેલ્લાં દશ વરસોમાં જ હિંદમાં ૩।। કરોડ મનુષ્યો વધ્યા છે. એ વૃદ્ધિગત સખ્યા ફ્રાન્સ અને ઇટલીની સમગ્ર જનસંખ્યા કરતાં જરૂર વધારે છે. પોલૅંડ અને સ્પેનની પ્રજા

કરતા એ તો કયાંયે વધી જાય છે. હિંદની જનસંખ્યા હવે ચીનને પણ આંટી જાય છે. આખા જગતમાં હિંદની પ્રજાસખ્યાનો નંબર પહેલો છે. આવડી પ્રજાવૃદ્ધિ ગંભીર ભય સમાન થઈ પડી છે.

સને ૧૯૪૧ની સાલમા હિંદી પ્રજા ચાલીશ કરોડનો આંકડો બતાવે તો કાંઈ નવાઈ નથી. હિંદીઓની વધતી જતી પ્રજાને માટે સસ્થાનો રૂપી મુક્તદ્વારનું સગ્ક્ષણ નથી. છેલ્લી વસ્તીગણતરી સમયે કોઈ ભયકર રોગ કે કુદરતી આફતે કરોડો મનુષ્યની હાનિ કરી નથી. ત્યારે આ ગભીર પ્રશ્નનુ શુ કરવું ?

પ્રતિનિધિઓને માન આપતાં ડૉ. પ્રાજ્પેએ આ પ્રશ્નની ગભીરતા તરફ ધ્યાન ખેંચ્યું હતુ. હિંદના આર્થિક, રાજકીય અને સામાજિક જીવન ઉપર આ સવાલ ભારે અસર કરે છે એમ જણાવ્યું હતુ. એમણે એ સવાલનું બે દૃષ્ટિબિંદુથી ધ્યાન ખેંચ્યું હતુઃ (૧) પ્રજાવૃદ્ધિ; (૨) જુદીજુદી જાતિની ઘટવધ. એ પ્રશ્નો ઉપર ચર્ચા કરી તેમણે હિંદી પ્રજામાં બીજા પ્રદેશો કરતાં ૪૦ અને ૫૦ વરસ વચ્ચેના મનુષ્યોનાં ઓછા પ્રમાણ વિષે ખાસ ધ્યાન ખેચ્યું હતુ. હિંદી પ્રજામાં મરણપ્રમાણ મોટુ છે જ્યારે માણસ પૂરો અનુભવી થાય તે ઉમરે તે મૃત્યુવશ થાય છે. આથી પ્રજાનો અનુભવ પરિપક્વ થતો નથી. હિંદી પ્રજા અલ્પજીવી છે.

પ્રોફેસર રાધાકમલ મુકરજીએ પોતાના વિચારો દર્શાવ્યા કે યુદ્ધ, વ્યાપક ચેપીરોગો અને દુકાળ જેવી આફતોથી વસ્તીવૃદ્ધિ ઉપર અંકુશ મુકાયાનો સિદ્ધાન્ત ખરો છે. પરંતુ હિંદ જેવા દેશમાં ભૂખમરો, બેકારી અને નબળી શરીરસંપત્તિ પણ પ્રજાકીય વૃદ્ધિમાં અંતરાય થઈ પડે છે. એમણે હમણાંના સયોગોને અનુકૂળ થઈ નવા સાધનોદ્વારા ખેતીની પેદાશ વધારવા, પ્રજાના ૮૮ ટકાનું અજ્ઞાન નાશ કરી અક્ષરજ્ઞાન આપવા, શારીરિક સંપત્તિ વધારવા અને સુખશાતિ તથા આરોગ્યના ઉપાયો લઈ પ્રજાવૃદ્ધિને રક્ષણ આપવા જણાવ્યું હતુ

પ્રોફેસર ચોમ્સ હિંદના પ્રજાવૃદ્ધિના પ્રશ્નને ગભીર ગણતા નથી. તેમણે જણાવ્યું કે છેલ્લા વસ્તીગણતરીના દાયકામાં અલબત વસ્તીનો વધારો ૧૦.૬ ટકા હતો. પરંતુ છેલ્લા ત્રીસ વરસોનું વધારાનું પ્રમાણ માત્ર ૧૯.૩ ટકા જ આવ્યું છે. ઇગ્લંડની પ્રજા સને ૧૮૦૦ અને ૧૯૦૦ની વચ્ચે ત્રણગણી થઈ ગઈ. તે જોતા આ પ્રમાણ ગભરાવે તેવું નથી. તે સિવાય ખેતીની પેદાશ પણ ૧૯૦૦–૦૪ થી ૧૯૨૫–૨૯ના તબકામાં ૨૯ ટકા વધી છે, જ્યારે વસ્તી માત્ર એ મુદતમાં તેર ટકા જ વધી છે માત્ર ખાદ્ય પદાર્થોની જ ગણતરી કરીએ તો ૧૯૧૧–૧૪ થી ૧૯૩૦–૩૪ સુધીના સમયમાં ૧૭ ટકા પેદાશ વધી છે. જ્યારે વસ્તી ૧૧ ટકા જ વધી થઈ છે. ઔદ્યોગિક પેદાશ એટલા ટૂંક સમયમાં ૭૪ ટકા વધી હતી આથી ગભરાઈ જવા જેવું બિલકુલ નથી. કૃત્રિમ પ્રજાવૃદ્ધિના ઉપાયો વિષે હમણાંહમણાં ઘણું બોલાય અને લખાય છે. પરતુ હિંદમાં એ કૃત્રિમ ઉપાયોની કાંઈ જરૂર જણાતી નથી. વસ્તીવૃદ્ધિનો પ્રશ્ન દેશ, કાળ સ્વયમેવ નિર્ણય કરી નાખે છે, એવો જગતનો ભૂતકાળનો અનુભવ છે.

## (૪) મુસ્લિમ રાજ્યોનું સંગઠન

યુરોપિયન રાજ્યો પોતાની વસ્તી વધે છે તેને માર્ગ કરી આપવા બીજી પ્રજાઓના દેશોને તાબે કરી પોતાની વધારાની પ્રજાને છૂટેલા દેશની સમૃદ્ધિ લૂંટવા સાધનો કરી આપે છે બ્રિટન, ફ્રાંસ, જાપાન, ઈટલી, જર્મની એ સર્વે સુધરેલા ગણાતાં મહારાજ્યોએ ગીધવૃત્તિ ધારણ કરી છે. પછાત દેશોને સુધારવાને બહાને તેમને પરતંત્ર બનાવી તે દેશનો બધો રસકસ ચૂસી લે છે મનુષ્યોનો સહાર કરનારી નવીન યાંત્રિક શોધો કરી એમણે પછાત પ્રજાના શૌર્યને નકામું બનાવી મૂક્યુ છે એમનું બળ નિરકુશ બની ગયું છે. એમનો સમૃદ્ધિલોભ ક્યારે પણ સંતોષાય તેમ નથી ઇરાનના રીઝાશાહ અને તુર્કીના સરમુખત્યાર આ સ્થિતિ સમજી ગયા છે અફઘાનિસ્તાન, ઇરાન, તુર્કી અને અરબસ્તાનનો ઇબ્નેસૌદ એ ચાર રાજ્યો સગઠન કરવાના સદેશા ચલાવી રહ્યા છે. ઇરાનનો પરદેશખાતાનો પ્રધાન સર્વે રાજ્યોની મુલાકાત લઈ આ સપને ચોક્કસ કરવા પ્રવાસે નીકળ્યો છે. મેસોપોટેમિયા, ઇજિપ્ત, ટ્રાન્સજોર્ડનિયા અને હેજાઝનો અમીર યાહિયા એ બ્રિટિશના લાગવગ નીચે છે એમનાથી સ્વતત્ર સંધિ થઈ શકે તેમ નથી. માત્ર ઉપલા ચાર રાજ્યો પૂરી સ્વતંત્રતા ધરાવે છે. તેમાં ઇરાન અને તુર્કીને રશિયનોની નિઃસ્વાર્થ મૈત્રી મળી છે આ સિવાય એબિસિનિયા ઉપર ઇટલીની ચાંચ બેઠી છે. ચીનનું સામ્રાજ્ય જાપાનની કરાળ દાઢો વચ્ચે ચવાય છે એટલે જગતમાં આ ચાર રાજ્યો સિવાય બાકી બધાં રાજ્યો શ્વેત ગીધોનું ભક્ષણ અને ચૂસણના વિષય બની રહ્યા છે.

*

## (૫) જાપાનનો સામ્રાજ્યવાદ

જાપાન ચીનને હાઉ કરવાની તૈયારીમાં છે ઉત્તર ચીન તેના કબ્જા અને વગ નીચે આવી ગયું છે. અંગ્રેજ સરકાર તેની ફોલી ખાવાની રાજનીતિને સમર્થન કરે છે. પ્રજાસંઘ જાપાનના દિગ્વિજય તરફ ઉદાસીન અને કર્તવ્યભ્રષ્ટ થયું છે જાપાન પાસે કાચાં દ્રવ્યો નથી. લોઢુ, કોલસા, તેલ, કપાસ, ઊન વગેરે જરૂરના પદાર્થો તેને પરદેશો પાસેથી ખરીદવાં પડે છે. પરતુ રાજાપ્રજાનું અદ્વૈત, સસ્તી મજૂરી, શરાફો, એંજિનિયરો, વિદ્યુચ્છાસ્ત્રીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ, વહાણવટીઓ, મ્યુનિસિપાલિટીઓ, કારખાનાંવાળા અને મૂડીવાદીઓના પરસ્પર સહકારથી જાપાને આખા જગતની બજારોનો દિગ્વિજય કર્યો છે હવે ચીનને જીતી મોટુ સામ્રાજ્ય સ્થાપવાની તે તૈયારીમાં છે. લશ્કર ઘટાડવાની યોજનાનો મોટાં સામ્રાજ્યોએ હાસ્યાસ્પદ રીતે ધુમાડો કર્યા પછી હમણાં દરિયાઈ મનવારો ઘટાડવાની યોજના રજૂ થઈ અને મોટા રાજ્યોની પરિષદ લંડનમાં મળી છે. બ્રિટન કહે છે કે અમારે સાત સમુદ્રોનું રક્ષણ કરવાનું છે, માટે અમે પણ તમારા જેટલું જ દરિયાઈ લશ્કર રાખીશું. આ મતભેદને લીધે જાપાન દરિયાઈ પરિષદમાંથી હઠી ગયું છે. જાપાન સમજે છે કે મારે તેની તલવાર છે અંદરઅંદર ઘૂરકતાં અને બાહુ ઉગામી તૈયાર રહેલાં યુરોપિયન રાજ્યો જાપાની ગીધને પોતાનો શિકાર છૂટથી ફોલી ખાવા દેશે

જાપાનનો લશ્કરી સત્તાવાદ પક્ષ હમણાં સૌ પક્ષોને દબાવી છાતી કાઢી આગળ આવ્યો છે. એના સામ્રાજ્યલોભનો પાર નથી. એની મહત્ત્વાકાંક્ષા એશિયા ખંડનો નાથ થવાની છે.

ખુશ્કી અને દરિયાઈ લશ્કર ઉપર છૂટથી નાણું ખર્ચવામાં આવે છે. દિનપ્રતિદિન સહાયક સાધનોને ખૂબ વધારવામાં આવે છે. હમણાં બહુ જ તાણાતાણી પછી જાપાનનું ૧૯૩૬-૩૭નું બજેટ પ્રજા સમક્ષ મુકાયું છે. નાણાંખાતાનો પ્રધાન ટાકાહાશી વચ્ચે અને લશ્કરના પ્રધાન જનરલ હાયાશીમા અને દરિયાઈ પ્રધાન એડમિરલ ઊસમી વચ્ચે ભારે ખેંચતાણ થઈ રહી હતી. છેવટે, જાપાનનું ૧૯૩૬-૩૭નું બજેટ યેન ૨,૨૭૨ ૦૦૦,૦૦૦નું પ્રધાનમંડળે કબૂલ રાખ્યુ છે. તેમા લશ્કર માટે યેન ૫૦૮,૦૦૦,૦૦૦ અને દરિયાઈ લશ્કર માટે યેન ૫૫૧,૦૦૦,૦૦૦ ખર્ચવામા આવશે. કુલ યેન એક અબજ અને દશ કરોડ આ મુજબ સહાયક તૈયારી માટે ખર્ચાશે દર વરસે જાપાન આ ખર્ચો કૂદકે અને ભૂસકે વધારતું જાય છે. બીજી તરફ ઔદ્યોગિક પ્રગતિ બહુ મોટે પાયે જાપાને કરી છે તેથી તેની આમદાની પણ સુધરી ગઈ છે દેશ સમૃદ્ધિમાં વધે છે. તે સર્વે આવકનો મોટો ભાગ એટલે સુડતાલીશ ટકા લશ્કરી ખર્ચ ખાઈ જાય છે. દરિયાઈ પરિષદમાંથી છૂટું પડ્યા પછી જાપાન બ્રિટન અને અમેરિકા જેટલુ જ દરિયાઈ બળ તૈયાર કરવા માગે છે, બ્રિટન અને અમેરિકા પણ શરતમાં જાપાનને હરાવવા માગે છે. પરિણામે, દરેક પ્રજા લશ્કરી ખર્ચ નીચે સારી પેઠે દબાશે

આ વરસે એટલે ૧૯૩૬-૩૭ના બજેટમા ગયા સાલથી ૮૯ા કરોડ યેનની વધારે આવક આડસટવામાં આવી છે. બજેટમા મોટા લશ્કરી ખરચાથી દર વરસે ભારી ઘાત આવે છે તે લોનો કાઢી કરજ કરી પૂરી કરવામાં આવે છે. પરંતુ જાપાનની પ્રજાની સમૃદ્ધિ એટલી વધી છે કે પરદેશોમા રાજ્યને કરજ કરવુ પડતું નથી પ્રજાના મૂડીદારો રાજ્યને જોઈતુ નાણુ ધીરે છે જાપાન ૧૯૩૬-૩૭માં કરજ માટે યેન ૬૦ કરોડની માત્ર નવી લોન કાઢશે.

જાપાનમા ઉદ્યોગ વધે છે, અને ઉદ્યોગો દેશમાં સમૃદ્ધિ લાવે છે. જાપાનમાં સમૃદ્ધિ વધવા સાથે પ્રજાનો પણ વધારો થાય છે. પ્રજાના વધારાને માર્ગ આપવા બીજા દેશોની જીત થાય છે. બીજા દેશો જીતવા માટે લશ્કર વધારવું પડે છે. લશ્કર વધારવાથી પ્રજા ઉપર કરોનો બોજો વધે છે. કરોનો બોજો વધવાથી તેટલું કમાવા પ્રજાને હમેશા જાગૃત રહી નવા નવા માર્ગો શોધવા પડે છે. આ રીતે કોરિયા જિતાયુ, મચુરિયા જિતાયુ, હવે ઉત્તર ચીન જીતાય છે. આવી રીતે બહારવટિયું બનેલું જાપાન કોઈની પરવા સિવાય ઉઘાડે છોગે નબળી પ્રજાના દેશો હાઉ કરી જાય છે જાપાનની પ્રજાની વસ્તીગણતરી હમણા છેલ્લા આક્ટોબરમાં થઈ હતી તે નીચે મુજબ છે.

| | |
|---|---|
| જાપાનના દ્વીપોની વસ્તી | ૬૯,૨૫૧,૨૬૫ |
| કોરિયાની વસ્તી | ૨૨,૮૯૮,૬૯૫ |
| ફોર્મોસાની વસ્તી | ૫,૨૧૨,૭૧૯ |
| કારફુટો (સાગલીન)ની વસ્તી | ૩૩૨,૫૪૯ |
| | ૯૭,૬૯૫,૨૨૮ |

જાપાનની પોતાની વસ્તી ૬૯,૨૫૧,૨૬૫ થઈ છે. આથી સને ૧૯૩૦ કરતાં અર્ધો કરોડ માણસો વધ્યા છે આમા ૩૪,૦૩૧,૩૬૦ માણસો છે, અને ૩૪,૫૧૯,૪૦૫ સ્ત્રીઓ છે. વસ્તીમાં વધારો હતો, જે ૧૯૩૦ કરતાં ૮.૧ ટકા વધારો બતાવે છે આ વસ્તીના વધારાને સ્થાન આપવા અમારે નવા દેશો જીતવાની ફરજ પડે છે એમ જાપાનનો દાવો છે.

પરદેશો જીતવા માટે દર વરસે લશ્કરી ખર્ચો વધારવો પડે છે. અને ૧૯૨૨-૨૩માં ૬૦ કરોડ યેનનો ખર્ચો, અને ૧૯૨૩-૨૪માં ૬૪॥ કરોડ યેન અને ૧૯૩૬-૩૭માં ૧૦૬ કરોડ યેનનો ખર્ચ કરવામાં આવશે. જાપાનનો સામ્રાજ્યલોભ કેટલી હદ સુધી પ્રજા ઉપર બોજો નાખશે તે ભવિષ્ય કોઈ અટકળી શકતુ નથી.

જાપાન સામે કેટલીક બજારો બંધ છે. ઇંગ્લંડ તો જાપાન પાસેથી કાંઈ માલ લેતું-વેચતું નથી. સિયામ ૨૦ કરોડ યેનનો માલ લે છે, માત્ર ૬૦ લાખ યેનનો માલ વેચે છે ઇંડો-ચાઈના ફ્રાન્સના હાથમા છે ત્યા જાપાનને પેસવા દેતા નથી. તુર્કી પણ જાપાનનો માલ લેતુ નથી. સિરિયા અને પેલેસ્ટાઈન ખાતે બે કરોડ યેનનો માલ જાય છે. હિંદ તો જાપાનીઝ માલ માટે છૂટથી વગડીઓ મૂકે છે પૂર્વના મુલકોમા જાપાન જ્યાં જગ્યા પણ માર્ગ છે ત્યા પગપેસારો કરે છે.

*

## (૬) સુધરેલા દેશોનું આર્થિક કોકડું મૂંઝાય છે

પરસ્પર અવિશ્વાસ, મોટાં ભયકર લશ્કરી ખર્ચા, નાણાના ચલણોની પરસ્પર કુદરતી હરીફાઈ અને અસહકાર, જકાતની ઊંચી અને અલઘનીય દીવાલો અને એકબીજાને આર્થિક શેહ આપવાની ઇચ્છાને લીધે ઘણાંખરા સુધરેલા રાજ્યો આર્થિક ગૂંચવણોમાં મૂઝાઈ ગયા છે. સુધારાના શિખરે પહોંચેલા આ ગીધો બીજી ગરીબ પ્રજાઓને કોલી ખાઈ પરસ્પર લડે છે. તેઓની આર્થિક સ્થિતિનો કાંઈક ખ્યાલ આપવાનો આ પ્રયત્ન છે.

ફ્રાન્સ સોનાનું ચલણ ધરાવે છે. પોતાના ચલણનુ સોનાના ધોરણે રક્ષણ કરવા માટે તેને ભગીરથ પ્રયત્નો કરવા પડે છે આર્થિક નીતિ બધી બેંક ઓફ ફ્રાન્સના હાથમાં છે. ફ્રેંચ સરકારને નાણાંની ભારે તગી ભોગવવી પડે છે અને ત્રણત્રણ માસે નાણાંના વિષય ઉપર પ્રધાનમડળો ભાગી પડે છે. અને ૧૯૩૬ માટે ૧૦,૦૦૦ દશ લાખ ફ્રાન્કો કરજે લેવાં પડશે. આ ઉપરાત રેલવેની ખોટ પણ ૩,૫૦૦ દશ લાખ ફ્રાંકો આવશે. તે સિવાય ૧૯૦૦ દશ લાખ ફ્રાન્ક પેદાશમાં ઘટાડો થવાની વકી છે અને ૧૯૩૫ની સાલમાં બજેટમાં ૬૫,૦૦૦ લાખ ફ્રાન્કની ઘટ આવશે. આ રીતે ૨૦,૦૦૦ દશ લાખ ફ્રાન્કો કરજે કાઢવાનાં રહ્યાં છે. પરદેશ એટલે લંડનમાંથી નાણાં કરજે લેવા આગ્રે જામીનગીરીમાં સોનું આપવું જોઈએ. પણ બેંક ઓફ ફ્રાન્સ તેનુ સોનું આપવા ના પાડે છે. તેનું બજેટ સમતોલ કરવાની શરત ફ્રેંચ પ્રધાનમડળ પાળી શકતું નથી કરેનો બોજો વધતો જાય છે. કરજ વધતું જાય છે. અમેરિકાનું લડાઈનું લેણુ આપવા ફ્રાન્સે ના પાડવાથી અમેરિકા ધીરે તેમ નથી. ઇંગ્લંડ પણ સોનાની જામીનગીરી વગર લોન આપશે નહિ. ખરેખર કોકડું ગૂંચવાયુ છે.

અમેરિકા પણ તેવી જ આર્થિક મૂઝવણમાં છે. અબજો ડોલરો ખર્ચી સોનાનો મદદાર લઈ પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે અમેરિકાની પુનઃરચનાની યોજનાઓ અમલમા મૂકી. હવે સુપ્રિમ કોર્ટના નવ ડાહ્યા ન્યાયમૂર્તિઓએ એક પછી એક મોટા ખર્ચ પછી અમલમાં આવેલી યોજનાઓ કાયદાવિરુદ્ધ જાહેર કરી બંધ કરવાની ફરજ પાડી છે. અમેરિકાનાં બંધારણના કાયદા મુજબ દરેક કાર્ય રાજ્યબંધારણ મુજબ થયું છે કે નહિ તેનો છેલ્લો અને છેવટનો

ચુકાદો સુપ્રિમ કોર્ટના હાથમા છે એના નામાંકિત ૭૯ જડજોએ પ્રેસિડેન્ટને ભારે ગૂંચવણમાં નાખી દીધા છે, આખા અમેરિકાનુ અર્થશાસ્ત્ર ભારે ગૂચવણમા પડી ગયુ છે. થોડા કલાક કામ કરવાની અને થોડી જમીન વાવવાની ગજાનગ યોજનાઓને સુપ્રિમ કોર્ટે ગેરકાયદેસર જાહેર કરવાથી હવે ખેડૂતોને બદલો આપવાનું બધ થયુ છે બે અબજ પાઉંડ એટલે છત્રીસ અબજ રૂપિયા ખેડૂતોને અત્યાર સુધી અપાઈ ચૂક્યા છે તે પણ પાછા કેમ લેવા એ મોટો સવાલ થઈ પડ્યો છે આ કામને માટે દશ કરોડ પાઉંડના કરો પણ હવે ઉઘરાવી શકાશે નહિ લાખો ગાંસડી કપાસ અને લાખો ટન ઘઉંના ઉપર ધીરેલા નાણા બાબતે શુ કરવુ તે પણ મોટી વિમાસણ ઊભી થઈ છે આ મોટી શકામાથી કેમ છૂટવુ તે પ્રેસિડેન્ટ રુઝવેલ્ટને સમજાણુ પડતી નથી રાજ્યબધારણ અમેરિકાના બધા પ્રાંતો એકમત થાય ત્યારે જ સુધરી શકે, પણ તેમ બનવુ મુશ્કેલ છે

ડોલરની સ્થિતિ બગડતી જાય છે બીજી વખત પણ ડોલરની કિંમત પ્રેસિડંટને ઘટાડવાના ભણકારા વાગે છે ચાંદીની ચાલુ ખરીદનો પ્રશ્ન પણ નિશ્ચય માગે છે અમેરિકાના ખેડૂતોનું શુ થશે તે પણ કોઈ કહી શકતુ નથી ચારે તરફથી ઝઝાવાત વાય છે

જાપાન આખ મીંચી ખર્ચ કરવા મડ્યુ છે સને ૧૯૧૪ પછી તેનો ખર્ચો ત્રણ ગણો થઈ ગયો છે યુદ્ધમાથી પાછળનો ખર્ચો પણ બેવડો થઈ ગયો છે તેને એશિયાની મહારાણી થવાની હોશ છે તેની જ બીજી મહેચ્છા સાગરની મહારાણી થવાની છે તે ખૂબ ખર્ચ કર્યા કરે છે તેને પરદેશમાથી નાણુ મળતુ નથી પોતાના રાજ્યમા નાણા મળવાની પણ મર્યાદા રહે છે પ્રજા ઉપર ભારે કરોનો બોજો ચાલુ છે કરજ કૂદકે અને ભૂસકે વધે છે એનુ આર્થિક બલૂન એટલુ ફૂલી ગયુ છે કે ક્યારેક ફાટવાનો ભય રહે છે

જર્મનીનો આર્થિક કારભાર નાઝીઓ કરે છે યુરોપના નાણા વ્યવહારના અધિષ્ઠાતા યહૂદીઓનો જર્મનીએ હડધૂત કરી બહિષ્કાર કર્યો છે તે જગી લશ્કરી ખર્ચ કર્યા જાય છે પરદેશો સાથેનો વહેપાર ઘટતો જાય છે એ દેવાળિયા દેશને કોઈ પણ દેશ એક રાતી પાઈ પણ ધીરે તેમ નથી આતરનુ કરજ વધ્યુ છે પેદાશ ઘટે છે એના નિકાશવેપાર ઉપર મોટા અતરાયો પરદેશોએ નાખ્યા છે હેર હિટલર પરિણામોની દરકાર રાખ્યા વગર આંધળિયા કરી ધપાવ્યે જાય છે

ઑસ્ટ્રિયાનુ નાણાપ્રકરણ તદ્દન બગડેલુ છે જેમતેમ ગાડુ ગબડાવ્યે રાખે છે

ઈટલીનુ અર્થશાસ્ત્ર અબિસીનિયાએ બગાડી મૂક્યુ છે દરરોજનો તેર લાખ રૂપિયાનો ખર્ચો કેટલા સમય સુધી નિભાવી શકશે ? એ દેશના અર્થશાસ્ત્રના સાધા ઢીલા પડી ગયા છે તે ક્યારે અટકી પડશે એ કહી શકાય નહિ

રશિયાના અર્થશાસ્ત્ર વિષે માહિતી મળી નથી પરતુ સારી હાલતમા હોવાના બાહ્ય ચિહ્નો જણાય છે

બ્રિટિશ—એ ખધુ શિયાળિયુ માત્ર બચ્યુ છે પરતુ તે પણ જખમી હાલતમા છે ભારે કરજમા મોટો વધારો થતો જાય છે બેકારી ઘટતી નથી પ્રજાની પેદાશનો પાચ આના ભાગ રાજ્ય તાણી જાય છે પાઉંડના ચલણનુ રક્ષણ મોટો ભોગ માગી રહ્યુ છે સ્વતંત્ર સસ્થાનો આર્થિક લાભો આપતા અટક્યા છે માત્ર હિંદ જ એકલુ એની શિકારભૂમિ

રહી છે. બીજાં સુધરેલાં રાજ્યો કરતાં એની નજર વધારે સૂક્ષ્મ અને દૂરદર્શી છે. એટલે એની મૂંઝવણો પ્રમાણમાં ઓછી છે.

ડેન્માર્ક, હોલેંડ, સ્પેન વગેરે સર્વે રાજ્યોમાં આર્થિક વિપ્લવ દુઃખકર્તા થોડેવત્તે અંશે થઈ પડ્યો છે. જ્યારે મોટી આગ લાગે ત્યારે સૌને આંચ લાગે છે; એ કોકડું તરત સુધરે તેવું નથી. એનાં ભવિષ્યનાં પરિણામો વધારે ખરાબ આવવા સંભવ છે.

*

## (૭) સુધરેલાં રાજ્યોની ભારે લશ્કરી તૈયારીઓ

યુરોપિયનો અને બીજાં સુધરેલાં રાજ્યોની ભવિષ્યની યાદવાસ્થળીની આગાહીસ્વરૂપ મોટી લશ્કરી તૈયારીઓ ચાલી રહી છે. આ ગીધોને પરસ્પર જરાયે વિશ્વાસ નથી. તેથી પોતાની ચાંચ અને પંજાને તીણા કરી રાખે છે એઓનાં હૃદયો મલિન છે એમની આંખો પીળી છે. એક બીજાને ફાડીને ફોલી ખાવા તૈયાર થઈ બેઠા છે તોપો, દારૂગોળો, લડાઈનાં વિમાનો, લડાઈની ટેન્કો, ઝેરી ગૅસો વિમાની ગોળાઓ, બખ્તરવાળી મનવારો, સબમરીનો એની જ મુખ્યત્વે તૈયારીઓ ચાલી રહી છે. કેવી રીતે ભયંકર મનુષ્યસંહાર થઈ શકે તેની જ યોજનાઓ અને ઉપાયો તૈયાર કરવા માટે વિજ્ઞાનવાદીઓનાં ઝૂંડનાં ઝૂંડ કામે લાગી ગયા છે. શ્રી ગીતામાં કહેલા 'હુ લોકોનો ક્ષય કરવા પ્રવૃત્ત થયેલો કાળ છું' એવો જાણે સમય આવી લાગ્યો છે.

હેર હિટલરને તો તોપો અને બંદૂકો ઉપર જ વિશ્વાસ છે એને સુલેહશાંતિ જોઈતી નથી. જર્મનીની મહાયુદ્ધમાં ઝૂંટવેલી જમીન—એનાં પ્રિય આફ્રિકાનાં સંસ્થાનો—એને પાછાં મેળવવાં છે. એ સંસ્થાનો સ્વીકારનાર રાજ્યો તેમને પાછાં આપવા તૈયાર નથી જર્મની આથી લશ્કરની ચારે તરફથી તૈયારી કરે છે. એણે છેલ્લાં ત્રણ વરસોમાં અબજ પાઉંડ લડાઈના સામાન પાછળ ખર્ચ્યા છે એનો ત્રણ હજાર લડાઈનાં વિમાનોનો કાફલો યુરોપનાં રાજ્યોને ડારી રહ્યો છે. એ નવી મનવારો બાંધે છે. દરેક યુવાનને યુદ્ધની કેળવણી આપે છે. એને ફ્રાન્સને નમાવવું છે રશિયા સામે મોરચા માંડી તેને જમીનનો ભાગ કઢાવવો છે. હેર હિટલર આંખો લાલ કરી, મૂઠી ઉગામી જમીન ઉપર પગ પછાડી, દાંત કચકચાવતો પ્લેટફોર્મ ઉપર ઊભી યુરોપનાં રાજ્યોનાં હૃદયમાં અશાંતિ પેદા કરે છે

ફ્રાન્સને જર્મનીનો ભારે ભય છે, જર્મનીને એકલુઅટૂલું કરી મૂકવું છે. છતાં જર્મનીની ભારે લડાયક તૈયારીઓએ ફ્રાન્સના રાજ્યદ્વારીઓની નિદ્રા ઉડાડી દીધી છે. પચીસ લાખ યુવકોને યુદ્ધમાં સામેલ કરી શકાય એવું લશ્કરી શિક્ષણ ફ્રાન્સે આપી દીધું છે. મોટું શ્યામ વર્ણનું મોરોક્કોવાસીઓનું લશ્કર પણ તેણે તૈયાર કર્યું છે. આજે જમીનના લશ્કરમાં ફ્રાન્સ જગતમાં અજોડ બળવાન છે. એણે અનેક રાજ્યો સાથે લશ્કરી સંધિ કરી પોતાનો સબળ પક્ષ યુરોપમાં ઊભો કર્યો છે. ફ્રાન્સ પગથી તે માથા સુધી હથિયારબંધ તૈયાર ઊભું છે. જર્મનીએ પોતાનું વિમાની સૈન્ય વધાર્યું તો ફ્રાન્સે પણ તેટલા જ પ્રમાણમાં પોતાના વિમાની સૈન્યનો વિકાસ કર્યો છે. એની પાસે ૮૯ સબમરીનો છે. છતાં ૯૭ બીજી મોટી રકમ સબમરીનો બાંધવા માટે ખર્ચવા તે તૈયાર છે. લીગ ઑફ નેશન્સમાં એ દેશ કર્તાહર્તા છે. ઈટલીને તેણે જર્મની સામે ગોઠવી એબિસીનિયા સામે રક્ષણ આપ્યું છે. અબજો ફ્રેંક ખર્ચી તેણે મોટી રકમે લડાઈની સામગ્રી તૈયાર રાખી છે.

જર્મનીના ઊભરાઓથી ગભરાઈને રશિયા પણ ભારે લડાયક તૈયારીમા પડયુ છે તેણે તેર લાખ મનુષ્યોનુ જંગી લશ્કર એ દિવસની નોટિસમા રણક્ષેત્રમા ઊભુ રહી શકે તેવી વ્યવસ્થા કરી છે જાપાનની આક્રમણનીતિનો પણ રશિયાને ભારે ભય રહે છે રશિયાએ સેકડો નવી બખ્તરવાળી મોટરો બાધવાનો પ્રોગ્રામ નક્કી કર્યો છે સબમરીનો પણ ઘણી બાધે છે આફિસરોને યુદ્ધવિષયમા શિક્ષણ આપના અનેક શાળાઓ ખોલી છે ઝેરી ગસ તૈયાર કરવાના કારખાના ખોલ્યા છે હવે તેનુ રિઝર્વ લશ્કર એક કરોડ જેટલુ મોટુ તૈયાર થયુ છે એક વરસમા જ તેણે ૩ ૬૦,૦૦૦ માણસો એટલે ૩૦ ટકાનુ લશ્કર વધારી દીધુ છે વિમાનો બાધવાના અને કારખાનાઓ પણ બાધ્યા છે રશિયાએ સ્ત્રી સૈનિકોની ટુકડીઓ ઊભી કરી છે

જાપાન તો ખરેખર સુધરેલા રાજ્યોમા મહારથિયુ બન્યુ છે યુરોપના મહા રાજ્યોને પોતાના કલહ અને ઝગડાઓમા પડેલા જોઈ જાપાન કાઈ પણ અટકાવ વગર ચીનને ગ્રામી જવા તૈયાર થયુ છે ઉત્તર ચીન તેણે લઈ લીધુ છે મોગોલિયા તરત લેવા ધારે છે રશિયા સામે તેણે મુક્કી ઉગામી છે અમેરિકા સામે ડોળા તાણે છે એ દેશ [illegible] ને યુદ્ધજ્વર ચડયો છે જાપાનની પ્રજા પોતાના બળને જીરવી શકતી નથી તેના યુદ્ધમય માનસને બહાર ની જવાનુ દ્વાર જોઈએ છે જાપાન યુદ્ધઘેલુ બન્યુ છે તેણે લશ્કર વધાર્યુ છે વિમાનોના લશ્કરને શિક્ષણ આપે છે લડનમાની દરિયાઈ પરિષદમાથી તે નીકળી ગયુ છે તેને અગ્રેજ અને અમેરિકન દરિયાઈ બળ જેટલુ જ બળ બાધવુ છે તેણે નવા નેવુ દરિયાઈ બારકસો ૨૨૦૦૦૦ ટનના બાધવાના છે તેમાથી ૨૨ બારકસો તો બધાઈ ગયા છે તે પોતાની અર્ધી પેદાશ લડાયક સામગ્રી અને તૈયારી પાછળ વાપરે છે

આ સર્વ તૈયારીઓ જોઈ સૌ મહારાજ્યોમા ખધુ ઇગ્લડ પણ પોતાના સામ્રાજ્યના રક્ષણ માટે ભારે ખર્ચ કરી રહ્યુ છે તેણે પોતાના મથકો સિંગાપુર એડન, એલેકઝાડ્રિયા, જિબ્રાલ્ટર વગેરે સ્થાનો ઉપર ત્રણગણુ લશ્કર તૈયાર રાખ્યુ છે નવી મનવારોનો મોટો પ્રોગ્રામ રચાય છે ત્રણ હજાર બખ્તરવાળો વિમાની કાફલો તૈયાર થઈ ગયો છે નવા અદાજપત્રમા કરજે નાણા લઈ મોટી લશ્કરી તૈયારી કરવાની ગોઠવણ થઈ રહી છે. સિંગાપુરની સરકારે ત્રીજી વખત પાચ લાખ ડોલરો લડાયક સરજામ માટે આપ્યા છે કેનેડાએ પદર લાખ ડોલર વિમાની કાફલાને મજબૂત બનાવવા ખર્ચ્યા છે ઑસ્ટ્રેલિયા ૭૫ લાખ પાઉડ વધારે લશ્કર ઉપર ખર્ચવા તૈયાર થયુ છે

અમેરિકા પણ પોતાનુ દરિયાઈ અને વિમાની બળ ખૂબ વધારવા ઇચ્છા રાખી બીજા અબજો ડોલરો ખર્ચવા તૈયાર થયુ છે તેને જાપાનનો ભય છે

અબિસીનિયામા રોકાઈ ગયેલા ઇટલીનો ભય હજી અગ્રેજોને મટયો નથી ડેન્માર્ક, સ્વિટ્ઝર્લેન્ડ, બેલ્જિયમ વગેરે સર્વે મહારાજ્યો પોતાનુ લશ્કરી બળ વધારવાને મોટી નાણાની રકમો ખર્ચે છે

યુરોપના દોઢ કરોડ સેનારોમાની મોટી સખ્યા યુદ્ધસામગ્રી બનાવવા રોકાઈ ગઈ છે!

ડુગરશી ધરમશી સપટ

*

(૮)

सुखं वा यदि वा दुःखं प्रियमप्रियमेव वा ।
प्राप्तं प्राप्तमुपासीत हृदयेनापराजितः ॥

—महाभारत

સુખ કે દુઃખ જે જેમ, પ્રિય અપ્રિય જેમ જે ।
આવે તેમ ઉપાસી લ્યો, હૈયે હામ ન હારતાં ॥

—મહાભારત

[ ઉપરનો શ્લોક લોકમાન્ય તિલકને અતિ પ્રિય હતો ર. સિ. ]

*

## (૯) હિંદના ક્ષાત્રતેજના હ્રાસનું નિદાન

જો કોઈ મુશ્કેલી આવી તો બીજા તે દૂર કરશે, જો કોઈ દગો થયો હશે તો બીજા તેને દબાવી દેશે, જો કોઈ ભય ઉપસ્થિત થયો તો બીજા તેનો સામનો કરશે, જો દેશ ઉપર આફત આવી પડી તો બીજા તેનો બચાવ કરશે—જ્યારે લોકમાનસ આવું થઈ જાય ત્યારે સમજવું કે તેઓ એવી ભૂમિકાએ પહોંચ્યા છે કે તેમનામાંથી નાગરિક જવાબદારીની ભાવના કચરાઈને નીકળી ગઈ છે, અને જે રાજતંત્ર આવા માનસ માટે જવાબદાર હોય તે સાધારણ મનુષ્યના સ્વમાનને પ્રતિકૂળ છે.

—લોર્ડ સિંહ

બંગાળના પ્રાંતોએ પૂર્વ દેશોના ઇતિહાસમાં જેનો દાખલો ન જડે એટલા લાંબા સમય માટે શાન્તિ ભોગવી છે. તેથી સામાન્ય જનતાની સ્થિતિમાં સુધારા થયા નજરે પડે છે. જોકે પરદેશી રાજ્યને અનિવાર્ય એવી રાજનીતિને લીધે કેટલાક વર્ગોને દબાયેલાં રહેવું પડ્યું છે. આપણી પરિસ્થિતિના સંજોગો એવા છે કે જાહેર નોકરીની, લશ્કરી અને રાજકીય શાખાઓમાં દેશીઓને ઊંચે ચડવાને બહુ થોડો અવકાશ રહે. ખરું કહીએ તો મોગલ શહેનશાહતમાં પણ આ ખાતાની ઊંચી પદવીઓ પરદેશીઓ જ ભોગવતા પણ નિર્બળનું જુલમથી રક્ષણ કરવું, અને દરેક વ્યક્તિને પોતાના ઉદ્યોગનું ફલ 'મળે' એવો બંદોબસ્ત રાખવો એ હાલના કાયદાતંત્રનો ઉદ્દેશ હોવાથી ખેતી અને વેપારને દરેક પ્રકારનું ઉત્તેજન મળેલું છે. દેશે આ રીતે ત્વરિત પ્રગતિ અને સાધારણ રીતે આવા સંજોગોમાં જેટલી આશા રાખીએ તેટલી ઉન્નતિ બતાવી આપી હતી

—*Stewart : History of Bengal*

આપણે દેશીઓને જે અધોગતિની સ્થિતિમાં રાખીએ છીએ તે જ આપણા તંત્રની મુખ્ય ખામી છે. . .આપણે તેઓને વિશ્વાસ અને સારી આવકની દરેક પદવીથી દૂર રાખીએ છીએ. ભાગ્યે જ ભરણપોષણ થાય એવી હલકામાં હલકી જગ્યામાં રાખી મૂકીએ છીએ, અને તે પણ નછૂટકે! કારણ કે એવી જગ્યાઓ માટે યુરોપિયનો મળી શકતા નથી જાણે એ કોઈ હલકી મનુષ્યજાતિના હોય તેવું આપણે તેમની સાથે વર્તન રાખીએ છીએ. દેશી રાજ્યતંત્રમાં જે માણસો ઊંચામાં ઊંચી પદવી ભોગવે, જેઓ પ્રાન્તની સૂબાગીરી કરી

શકે, તેમને આપણે હમાલ કરતાં ભાગ્યે જ વધારે ઊંચા ગણીએ છીએ. આપણે જ તેમની આવી અધમ દશા કરી મૂકીએ છીએ. અને પછી જાણે તેઓ ઊંચી પદવીને નાલાયક હોય એ પ્રમાણે તિરસ્કારની દૃષ્ટિથી તેમની અવજ્ઞા કરીએ છીએ. ત્યારે તેમનામાંથી એક પણ માણસને સત્તાની જગા સોંપી ન શકાય એવી નિકૃષ્ટ સ્થિતિમાં તેમને રાખવા છે?— આપણે જે કાયદા માટે અભિમાન ધરાવીએ છીએ તેનું છેવટનું પરિણામ શું આ જ થવાનું? "વિગતની બાબતો સિવાય તેમને ક્યાંય નોકરીમાં ન રાખવા એ જ જો સરકારની ચિંતા અને સંભાળનો વિષય હોય" તો આપણી પ્રજાને આટલી અપમાનકારક અને આપણને આટલી નુકસાનકારક રાજનીતિ છોડી દેવાનો અને વધારે ઉદાર રાજનીતિ અંગીકાર કરવાનો સમય આવી લાગ્યો છે એમ કહેવું જોઈએ. પોતાની પ્રજાનું ચારિત્ર ઉન્નત થાય એ બ્રિટિશ સરકારની રાજનીતિ છે. અને એ પરિણામ લાવવાને તેઓને પોતાની કદરમાં ઊંચા ચડાવવા અને સત્તા અને વિશ્વાસની જગ્યાઓ આપવી એના જેવી બીજી કોઈ સારી પદ્ધતિ નથી.

—Sir Thomas Munro

દેશી રજવાડાના અધોગતિએ પહોંચેલા વિલાસ અને અર્થતંત્રના વૈભવના સબંધમાં એટલું જ સમજવાનું કે રાજાઓને પોતાની જવાબદારીનું ભાન નથી એટલે એવાં પરિણામ અનિવાર્ય છે. પ્રાચીન કાળમાં પ્રજાને પીડનારો કોઈ આપખુદ રાજા અને માત્ર ભોગ-વિલાસનો જ વિચાર કરનાર કોઈ સ્વચ્છંદી રાજા ટકી શકયો નથી બહારની ચડાઈ અથવા તો આંતરિક વિગ્રહથી તેની સત્તાનો અંત આવતો. પણ અંગ્રેજ સરકાર તો, જ્યાં સુધી રાજ્યકર્તા સંધિની શરતોને વફાદાર હોય અને સુધરેલા રીતરિવાજોનો બહુ ખુલ્લી રીતે ભંગ ન કરતો હોય, ત્યાં સુધી તેઓને રક્ષણ આપે છે. આવી પરિસ્થિતિમાં રાજ્યકર્તાને પોતાના ભોગવિલાસ માટે ગમે તેટલી હદ સુધી પોતાની પ્રજાને લૂંટવાની અને ખજાનાનો ગમે તે ઉપયોગ કરવાની છૂટ રહે છે.

—Mr. Pinnker

ખરાબ રાજ્યકારભારના સામાન્ય રીતે બે જ ઉપાયો છેઃ રાજદરબારમાં થતી શાન્ત ઊથલપાથલ કે બહારથી થતી ક્ષોભકારક ક્રાન્તિ. પરંતુ દેશી રાજાને પરદેશના તેમજ સ્વદેશના શત્રુઓ સામે બ્રિટિશ સરકારની હયાતીને લીધે રક્ષણ આપવામાં આવે છે, તેથી આવા દરેક ઇલાજ નિષ્ફળ નીવડે છે. અને સરકાર, તેઓની સલામતી માટે અને ધનલોભ માટે પારકા લોકમાં વિશ્વાસ મૂકવો એ નિર્ભય છે અને આમ કરવામાં પ્રજાના ધિક્કારની પણ દરકાર કરવાની જરૂર નથી એમ તેઓને શીખવે છે.

Sir Thomas Munro




**લેનિન**:—લેખકઃ નીરુ દેસાઈ; પ્રકાશકઃ રણછોડલાલ નારણદાસ પટેલ, નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ, છૂટક કિંમત ૧-૮-૦, વાર્ષિક ફાળો ૦-૧૨-૦.

આપણા જમાનાના એક ઘણા જ પ્રભાવશાળી સફળ ક્રાન્તિકાર પુરુષનું આ જીવન-ચરિત્ર છે. એક આદર્શને માટે તેણે કેટલું સહન કર્યું, કેટલો સતત પ્રયત્ન કર્યો અને કેટલી સચ્ચાઈથી પુરુષાર્થ કર્યો એ એના જીવનમાંથી સર્વત્ર નીતરતું સત્ય છે. તેની સફળતા જેટલી તેના પ્રયત્નને આભારી હતી તેટલી જ પોતાની પરિસ્થિતિના પ્રત્યક્ષ અને સર્વાંગ પરિચય અને અભ્યાસને પણ આભારી હતી આપણા યુવાનો પણ આપણા દેશની પરિસ્થિતિને આ રીતે સમજે, તેમાથી જ પોતાનો આદર્શ ઘડે, અને એ આદર્શને સચ્ચાઈથી વળગી તેને પાર પાડવાનો પાઠ આમાંથી લે એમ ઇચ્છીએ છીએ. પુસ્તક દરેક યુવાને અને અભ્યાસીએ વાંચવા લાયક છે

**ભૂખમરાનો ઉપાયઃ**—મૂળ લેખકઃ પીટર ક્રોપોટકિન; અનુવાદકઃ શંકરદત્ત શાસ્ત્રી, સચાલક અને પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; ૨-૦-૦.

અત્યારની દુનિયાનો મોટામા મોટો પ્રશ્ન ભૂખમરાનો છે. જગતનું રાજ્યપ્રકરણી તેમજ સામાજિક જીવન અત્યારના અર્થપ્રકરણને જ અધીન છે, અને તેથી અત્યારના વિચારકોએ આ પ્રશ્ન ઉપર પુષ્કળ વિચાર કરેલો છે. પ્રિન્સ ક્રોપોટકિન એવો એક વિચારક છે. તેના વિચારો સર્વત્ર સ્વીકારાયા નથી, રશિયાનું હાલનું બંધારણ તેની ફિલસૂફી ઉપર રચાયું નથી. પણ ક્રોપોટકિનના વિચારો વિષયને સમજવાને જરૂરના છે, અને તે આ મહાન પ્રશ્નનું એક પાસું બહુ વિચક્ષણ રીતે બતાવે છે. અત્યારે ગુજરાતમા નવા વિચાર કરનારો વર્ગ ઊભો થતો જાય છે, તે આ પુસ્તક તરફ પણ સંપૂર્ણ ધ્યાન આપશે એમ આશા રાખીએ છીએ.

**યુગાવતાર ગાંધી**. ખંડ પહેલો:—લેખક તથા પ્રકાશક. રામનારાયણ નાગરદાસ પાઠક; લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા કાર્યાલય, પોરબંદર, કિંમત ૦-૭-૦; ટ ખ. ૦-૨-૯, પ્રતિનિધિ પાસેથી ૦-૮-૦ની કિંમતે મળશે.

લેખકે મહાત્માજીનું જીવનચરિત્ર ત્રણ ભાગમાં યોજેલું છે અને તેમાંનો આ પહેલો ભાગ છે. મહાત્માજીએ પોતે પોતા વિશે લખેલું છે તે ન સમજી શકે તેવા વર્ગો અને હરિજન વગેરે તથા નાનાં બાળકો સમજી શકે તેવું જીવનચરિત્ર લખવાનો આ પ્રયાસ છે. 'આત્મકથા,' 'દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ' વગેરેને ટુંકાવીને આ લોકગમ્ય ભાષામા લખેલું છે. શ્રી રામનારાયણને કાઠિયાવાડી વાર્તા ટુચકા વગેરે કહેવાનો અભ્યાસ છે, અને આ પુસ્તક તેને નજીકની શૈલીમાં લખેલું છે. પુસ્તકની કિંમત પડતખરચ ઉપર જ રાખેલી

છે અને ચિત્રો આપ્યા છે એ જોતા ઘણી ઓછી ગણાય આ સાહસને સફળતા મળે એમ ઇચ્છીએ છીએ

**કાળાપાણીને પેલે પાર.**—લેખક રામનારાયણ ના પાઠક, પ્રકાશક ઇશ્વરલાલ મોહનલાલ દવે, અજલિ ગ્રંથમાળા ડેન્સો હોલ, કરાચી, છૂટક કિંમત કાચુ પૂઠુ ૦-૪-૦, પાકુ પૂઠુ ૦ ૬-૦

ઘણી જ આકર્ષક સીધી વહેતી વેગવાળી શૈલીમા અહીં બ્રહ્મદેશનુ બયાન ૭ પત્રોરૂપે આપેલુ છે શ્રી રામનારાયણ શુ જોવુ તે સમજે છે અને જોયેલાને સરાબર લખી શકે છે નાનામોટા સર્વ એકસરખા રસે વાચી શકે તેવુ પુસ્તક છે વિદ્યાર્થીઓને અને યુવાનોને અમે ખાસ વાચના ભલામણ કરીએ છીએ

**દરિયાના સામલા**—લેખક ચારુદત્ત, પ્રકાશક ક્ષેમશકર મોહનલાલ દવે, અજલિ ગ્રથમાળા, ડેન્સો હોલ કરાચી

ભૂગોળમા રસ ઊપજે એટના માટે અહીં એક દરિયાઈ સાહસની વાર્તા યોજેલી છે પણ ભૂગોળ કરતા તેમા ખાનાનુ જીવન જ વધારે આકર્ષક લાગે છે અને પ્રાધાન્ય પણ એનુ જ છે આવી વાર્તાની હકીકતમા વસ્તુ કે બનાવ સર્વ શાસ્ત્રીય દૃષ્ટિએ કહેવા જોઈએ જૂલે વર્નની સાહસવાર્તાઓ આનો સારો નમૂનો છે

**સ્મરણમંજરી:**—લેખક અને સપાદક રતુભાઈ દેસાઈ, મૂલ્ય ૫ આના

વિલેપારલેની રાષ્ટ્રીય છાવણીમા કામ કરતા એક ઉત્સાહી યુવાન ભાઈ મણિલાલના અકાળ અવસાનને નિમિત્તે તેમના મિત્રો પરિચિતો અને મુરબ્બીઓએ તેમના સ્મરણ સઘરવા આ નાનું પુસ્તક લખેલુ છે શ્રી મશરૂવાળા જેવાએ તેમના જીવનની રૂપરેખા લખી છે એટલે બીજા આવા સ્મરણોમા અત્યુક્તિ આવી જાય છે તેવી આમા એક જણાતી નથી અને એ અત્યુક્તિવિનાનુ જીવન વાચતા ખરેખર સદ્ગતને માટે માન થાય છે કેટલી હાડમારી, દુખ, કમનસીબીમાથી સદ્ગત જે પ્રગતિ કરી છે તે જોતા ખરેખર તેમને એક દાખલા લેવા યોગ્ય પુરુષાર્થી પુરુષ કહેવા જોઈએ પુસ્તક બધી રીતે સુવાચ્ય છે

**ફોરમ લહરી ૧ થી ૫**—લેખક શારદાપ્રસાદ વર્મા, પ્રકાશક યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત, કિંમત રૂ ૧-૦-૦, **ફોરમ લહરી ૬ થી ૯**—લેખકપ્રકાશક ઉપર પ્રમાણે.

બાળકોને માટે ટૂકા જીવનચરિત્રો અથવા તો કે આપણા દેશના મોટા માણસોના જીવનના ધ્યાન ખેંચે એવા પ્રસગો આમા મહેલા છે અનલત, આ પુસ્તકો આપણા બાળકોને માટે પથ્ય વાચન પૂરુ પાડે છે આપણા બાળકોને હાલની કેળવણીથી જે એવા જ સસ્કારો પડે છે કે આપણે ત્યા મોટા માણસો થયા જ નથી તેને બદલે આ વાચનથી બાળકો દેશ માટે મમતા અને અભિમાન ધરાવશે

ભાષા સાદી છે શૈલીને હજી અમે વધારે સીધી લખાય એમ ઇચ્છીએ અને નામ છેલ્લે જ આવે કે એવી કોઈ પણ એક રીત ન સ્વીકારતા માત્ર હકી તને વધારે સ્પષ્ટ કરી અસરકારક કરવા પ્રયત્ન થાય એમ અમે ઇચ્છીએ છીએ આ માળા ઉત્તેજનને લાયક છે

**કાશીનાથ**—અનુવાદકો રમણલાલ મોની અને ભોગીલાલ ગાધી, કિંમત ૧-૮-૦, **દેવદાસ**—અનુવાદક ભોગીલાલ ગાધી, ૦-૧૪-૦, સોલ એજન્ટ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ

'કાશીનાથ' ૭ વાર્તાનો સગ્રહ છે, જેમાની ઘણીખરી લગ્નપ્રેમની છે દરેક વાર્તા જુદી-

જુદી રીતે લગ્નપ્રેમના સ્વરૂપનું નિરૂપણ કરે છે 'દેવદાસ' તો ઓલપટમાં પ્રસિદ્ધ થયેલ જ વાર્તા છે. તે એક મુગ્ધ પ્રેમની કરુણકથા છે. બધી વાર્તાઓ મોહક શૈલીમાં છે અને બધી જુદીજુદી પરિસ્થિતિની છે શરદ્બાબુની બીજી વાર્તાઓ જેટલી જ આ પણ આકર્ષક થશે.

**ગુજરાતની વનસ્પતિ**—લેખક અને પ્રકાશક સુરેશ દીક્ષિત, એમ. એ., એમ. એસસી.; ત્રિજોરીવાળા બિલ્ડિંગ, સાન્તાક્રૂઝ.

આ નાના પુસ્તકને આવકાર ઘટે છે. ગુજરાતકાઠિયાવાડની વનસ્પતિ ઉપર હજી વિજ્ઞાનદૃષ્ટિએ કાંઈ લખાયું નથી કર્તાએ પુસ્તકના પ્રારંભમાં આપણા દેશમાં આ વિષય ઉપર પહેલાં કોણે કોણે લખ્યુ છે તે બતાવ્યુ છે. તે જોતાં આપણને શરમ આવે છે કે બધું જ પરદેશીઓએ લખ્યુ છે, તેમા માત્ર એક ઉજ્જ્વલ અપવાદ મરૂગત જયકૃષ્ણ ઇન્દ્રજીનો છે જેમને ગુજરાતે ઓળખવાની પણ દરકાર કરી નથી. આ પુસ્તકમા ગુજરાતના ભૂમિ અને હવા અને તેના ભૂસ્તરબંધારણ વિશે પણ ટૂંકાં પ્રકરણો છે તે બોધક થશે. પુસ્તકમાં ગુજરાતી નામ સાથે તેનું પારિભાષિક લાટિન નામ પણ આપેલ છે અને વનસ્પતિની ટૂંકમા ઓળખ આપી છે. આપણા ગામડાઓ, ઠાકોરો, શ્રીમંતો કે સાધારણ સ્થિતિના પણ નવરાશ મેળવી શકનારા આવા કોઈ વિષયનો શોખ ધરાવે અને પ્રો. દીક્ષિત જેવા સાથે સંબંધ રાખી કામ કરે તો આ વિષયમા ઉપયોગી સશોધન ઘણું થાય.

**ગુજરાતનો ફૂલબાગ**—લેખક મગનલાલ દેશાઈ, પાલણપુર, પ્રકાશકઃ આર રોય ઍન્ડ કો; મુબઈ ૪, કિંમત આઠ આના.

ફૂલઝાડ ઉગાડવા સબધી આમા હકીકત છે તેમા નાના ગુલાબ, મોગરા જેવા છોડો અને બોરસલી જેવાં વૃક્ષો પણ આવે છે. ફૂલ ઉપર કવિતાઓ મૂકી છે તેમાંની કેટલીક ન મૂકી હોત તો ચાલત. આસોપાલવને અશોક કહેલુ છે પણ બન્ને જુદાં વૃક્ષો છે, અને ફૂલઝાડોના વર્ણનોમા શિરીષ ( કાળિયો સરસ ), કદબ, વગેરે પણ આપવાં જોઈએ. તોપણ જે આપેલ છે તે ઉપયોગી છે, અને તેથી ગુજરાતમાં બાગનો શોખ વધે એમ આશા રાખીએ છીએ.

**ખેડૂત પાઠમાળા : પહેલી ચોપડી**.—લેખક ઇશ્વરલાલ ક. જોશી, મુખ્ય શિક્ષક ખેડૂતશાળા જેસીંગપરા, અમરેલી, પ્રકાશક રામજી હસરાજ, પ્રમુખ, ખેડૂતશાળાસમિતિ, જેસીંગપરા, અમરેલી; મૂલ્ય રૂા ૦-૨-૬.

આ નાની ચોપડીને આવકાર ઘટે છે. આપણા દેશની એક જરૂરિયાત તે ખેતીને વધારે લાભકારક કરવી એ છે એને માટે એક બાજુ અખતરા કરી બતાવવા જોઈએ અને બીજી બાજુ તેનું શિક્ષણ આપવુ જોઈએ. આ પુસ્તકની પ્રકાશક સંસ્થાએ બન્ને કામ હાથમાં લીધાં છે.

ખેડૂત પાઠમાળામાં બધા જ પાઠો ખેતીના મૂકવાની જરૂર નથી, બીજા સાહિત્યના અને ઉપયોગી પાઠો સામાન્ય જ્ઞાન અને સંસ્કારો માટે જોઈએ. પણ આવી શાળામાં જો તેને માટે ચાલુ પાઠ્ય પુસ્તકોમાંથી કોઈનો ઉપયોગ થતો હોય તો આ પાઠમાળા છે તે સ્વરૂપમાં યોગ્ય છે.

**જીવનવેદ**—ઉપદેશકઃ બ્રહ્મર્ષિ કેશવચન્દ્ર સેન; ભાષાન્તરકર્તા અને પ્રકાશકઃ ભાઈ મણિલાલ છોટાલાલ પારેખ; ભાગવત ધર્મ પ્રચારગૃહ, મદર રાજકોટ; કિંમત કાચુ પૂંઠું ॥॥ રૂપિયો, પાકુ પૂઠું ૧ રૂપિયો, ઉત્તમ પાકુ પૂઠૂ અને ઍન્ટિક કાગળ ૧॥ રૂપિયો.

આ પુસ્તકમા બ્રહ્મર્ષિ કેશવચન્દ્ર સેનના પોતાના ધર્મજીવનના અનુભવનાં વ્યાખ્યાનો છે તેમા તેમનુ ધર્મજીવન તેમણે કેવી રીતે ઘડ્યુ તે જણાય છે આ જોતા એટલુ તો અમને જણાય છે કે તેમના ધર્મજીવનમા, કેટલાક હિંદુ સન્તોના જીવનમા જે સ્વસ્થતા, શાન્તિ, પ્રાણીમાત્ર સાથે સમભાવ જણાય છે તે નથી, પણ જે કેટલાક ક્રિશ્ચન સંતોમા અંતપરિતાપ, અસ્વસ્થતા, ઐહિક જીવન તરફનો દ્વેષ, તેનો ભય જણાય છે એમા કંઈક અમને આ ધર્મ હિંદ ભૂમિમા ઊંડા મૂળ કેમ ન ઘાલી શક્યો તેનો ખુલાસો દેખાય છે પણ તે સાથે કહેવુ જોઈએ કે એકનો ધર્માનુભવ બધી પ્રકૃતિને માર્ગદર્શક ન થઈ શકે તોપણ તે બીજી અનેક રીતે બોધક અને પ્રેરણાદાયક થાય છે, અને આ પુસ્તક પણ ધર્મજિજ્ઞાસુએ વાચવા યોગ્ય છે બ્રહ્મર્ષિ આપણા દેશની એક અર્વાચીન કાન્તની વિભૂતિ છે, અને તેમનુ ધર્મજીવનનુ ઘડતર અનેકને રસપ્રદ થશે પુસ્તકના પ્રારભમા કર્તાએ કેશવચન્દ્ર સેનનુ ટૂકામા જીવનચરિત્ર આપ્યુ છે તે પણ સુવાચ્ય છે

**બ્રહ્મબોધ ભાગ ૧ લો**—ઉપદેશક મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, ભાષાન્તરકર્તા અને પ્રકાશક ઉપર પ્રમાણે, કિંમત કાચુ પૂઠુ ૧૨ આના પાકુ પૂઠુ એક રૂપિયો

બ્રાહ્મસમાજના ઇતિહાસમા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનુ અનન્ય સ્થાન છે આ પુસ્તકમા તેમના ધર્મવિષયના પ્રવચનો છે તેમના પ્રવચનોમા ઉપનિષદની વાણીની સરલ ગભીરતા આવેલી છે દેવર્ષિનુ જીવન પણ જાણવા જેવુ છે, અને તેમનો ટૂકો પરિચય, જે આ ભાષાતરકર્તાએ આપેલો છે તે, સુવાચ્ય છે બન્ને પુસ્તકો ભાષાન્તરકર્તાએ ગુજરાતીમા સુગમ કરી આપી જિજ્ઞાસુઓની સેવા કરેલી છે

**મેવાડપ્રતિષ્ઠા અથવા મહારાણા રાજસિંહ**:—પ્રણેતા મૂ મા યાજ્ઞિક બી એ, મૂલ્ય રૂ ૧-૦-૦

આ કર્તાના 'હર્ષદિગ્વિજય' વગેરે નાટકોની શૈલીનુ આ નાટક છે કર્તાએ ટોડ 'રાજસ્થાન'માથી ઔરંગઝેબની સામે થઈ રૂપનગરના રૂપસિંહ રાઠોડની કન્યા પ્રભાવતીનું રક્ષણ કરનાર ને ઔરંગઝેબને હરાવનાર રાજસિંહનું વૃત્તાત લઈ અહીં નાટકમા ગૂથેલુ છે અલબત કર્તાની શૈલી શુદ્ધ છે પણ એટલી સસ્કૃતમય છે તથા નિરૂપણપદ્ધતિ એવી છે કે આપણા વર્તમાન જીવનને અને સર્વ સમાજને તે સ્પર્શ કરે એમ જણાતુ નથી

**શ્રી શુકરભા આખ્યાન અથવા બ્રહ્મચર્યવિજય**:—રચનાર તથા પ્રકાશક રાવસાહેબ પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ, બી એ, એલએલ બી, પારેખ ફળિયુ રાદેર, હાલ ખભાત, કાચુ પૂઠુ રૂા ૦-૧૨-૦, પાકુ પૂઠુ રૂા ૧-૪-૦

શુકરભાસવાદ અને તેનુ વૃત્તાત અહીં આખ્યાનશૈલીમા ગૂથેલુ છે આ શૈલીમા તેમણે જૂની દેશીઓ સાથે સસ્કૃત વૃત્તો અને મનહર જેવા છન્દોનો પણ ઉપયોગ કરેલો છે પરન્તુ પસદગીમા મુખ્ય મુશ્કેલી એ છે કે વસ્તુ ઘણુ જ નાનુ છે, આછુ છે, અને ઉપદેશાત્મક છે છતા આવા પુસ્તકમા રસ લેનારને પુસ્તક ઉપયોગી છે

**બાલબાલિ**—(ચતુર્દશ સાનેટ ગુચ્છ), પુસ્તક ૨, **સુમતિ** (ચતુર્દશ સૉનેટ ગુચ્છ) પુ ૧, દ્વિતીય આવૃત્તિ—લેખક અને પ્રકાશક ડૉ ધનવત એમ શ્રોફ જૂનું એરોડ્રોમ ઓમરી, સાન્તાક્રુઝ, મુબઈ, મૂલ્ય ૦-૧૨-૦

આ લેખક જો કાવ્યપ્રવૃત્તિના આ સ્વરૂપને જ ધ્યેય માનતા હોય તો અમે તેમને

અભિનન્દન આપી શકતા નથી કેવળ અછાન્દસ રચનાઓ, વ્યાકરણ, તત્સમની જોડણીની છૂટો અને કેટલીક જગાએ તો જોડણીનું કેવળ અજ્ઞાન, આ સર્વ કાવ્યનાં અપલક્ષણો છે અને કોઈ પણ સારું કાવ્ય લખાય તે પહેલાં તે નીકળી જવાં જોઈએ. સાચું કાવ્ય, આવવું હોય તો, તે પછી જ આવી શકે

**ચમકાર:**—લેખકઃ જેહાંગીર માણેકજી દેશાઈ એમ. એ.; મૂલ્ય રૂ. ૧-૦-૦, પોસ્ટેજ જુદું; પુસ્તક મળવાનાં ઠેકાણાં (૧) કર્તા પાસેથી, દેસાઈવાડ, નવસારી, (૨) જેહાંગીર ખી કરાણીના છોકરાઓ, કોટ, મુંબઈ ૧.

આ કાવ્યના પુસ્તકને આચાર્યશ્રી આનન્દશંકરભાઈએ પ્રસ્તાવનાથી મઢાર્યું છે. પ્રસ્તાવનામાં તેમણે સારું ગુણદર્શન કરાવ્યું છે. તે ઉપરાંત આખો સંગ્રહ જોતાં એટલું કહેવાની અમને જરૂર જણાય છે કે આ કાવ્યોના ઉત્સાહી લેખક સૂક્ષ્મવિવેચક પણ થાય અને પોતાના કાવ્યોને પોતે જ વિવેચનાની બારીક ચાળણી સોસગાં કાઢે તો તેમની કૃતિને ઘણો લાભ થાય. શ્રી આનંદશંકરભાઈએ તેમને હાસ્યના કાવ્યોનો પ્રયોગ કરવાની સૂચના કરી છે તેમા અમે અમારો મત પણ ઉમેરીએ છીએ.

**ગરવી ગુજરાત:**—લેખક · રસિકલાલ જ. જોશી, કિંમત ૦-૭-૦; **જગતનાં જંગલમાંથી**—પરિચય કરાવનાર· પ્રિયવદન ગિરધરલાલ બક્ષી, કિંમત પાચ આના, **કીર્તિ-મદિર:**—લેખક. કેશવલાલ લ. શાહ, કિંમત ૭ આના, સંપાદકઃ રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ શંભુલાલ જગશી, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ.

આ બાળકોને માટે લખાયેલી ગુર્જર બાલ ગ્રંથાવલિના વર્ગ ૨ ના પુસ્તકો ૩-૪-૫ છે. બહારનો આકાર બાળકોને ગમે તેવો છે. બાળકોને સારા વિચારો આપવાનો આમાં સારો પ્રયત્ન કર્યો છે પણ હજી અમે એવા વિચારો ઉપદેશરૂપે ન આપતાં વસ્તુમાંથી પ્રતીત કરી આપવાને વધારે પ્રયત્ન થવો જોઈએ એમ માનીએ છીએ. જયશિખરની વાતને ઇતિહાસની આપણી જૂની સામગ્રીમાંથી વધારે તાદૃશ અને રસિક બનાવી શકાત 'જગતના જગલમાથી' એ પુસ્તકમા જુદાજુદા દેશનાં પ્રાણીઓનાં વર્ણનો છે આમા ક્યાંક-ક્યાંક ભાષાદોષો રહી ગયા છે તે સુધારવા જોઈએ. છેલ્લા 'ગરવી ગુજરાત'ના પુસ્તકમાં ભાષા કૃત્રિમ થઈ ગઈ છે તે અમે પસદ કરતા નથી. અશોકને ધર્મદીક્ષા પહેલા આટલો બધો ક્રૂર ચીતરવાની જરૂર નથી. આવી બાબતમાં ઇતિહાસશુદ્ધ દૃષ્ટિ વાપરવી જોઈએ.

આ ગ્રંથાવલિને અમે સફળતા ઇચ્છીએ છીએ. રા.



## સર મનુભાઈ ઇનામી નિબંધની હરીફાઈ

વડોદરા સાહિત્ય સભા તરફથી ચાલુ વર્ષે સર મનુભાઈ ઇનામી નિબંધ માટે 'ગ્રામ-પુનર્ઘટના' એ વિષય હરીફાઈ માટે પસંદ કરવામાં આવ્યો છે. તે વિષય ઉપર ગુજરાતી ભાષામાં ફૂલ્સકેપ સાઈઝનાં ૭૫ થી ૧૦૦ જેટલાં પૃષ્ઠો લખી મોકલી હરીફાઈમાં ઉત્તીર્ણ થનારને રૂ ૧૦૦ અંકે રૂપિયા સો રોકડા ઇનામ આપવામાં આવશે. નિબંધ તા. ૩૧ ઑગસ્ટ, ૧૯૩૬ પહેલા મત્રીઓને મળી જવો જોઈએ વધુ શરતો માટે લખોઃ શ્રી. બાલુભાઈ ઈ. દેસાઈ, મત્રી સાહિત્ય સભા, ઠે. શિયાપુરા, આમલીફળિયા, વડોદરા.

# નોંધ

ચિમનલાલ ચકુભાઈ શાહ
એમ. એ., એલએલ. બી. સૉલિસીટર

## લૉર્ડ વિલિંગ્ડનની વિદાય

૧૮મી એપ્રિલને રોજ વાઇસરૉયસાહેબ મુંબઈનો કિનારો છોડી સ્વદેશ સિધાવશે. તેમના જવાથી કોઈ હિન્દીને દિલગીરી થાય તેમ નથી છતા શિરસ્તા મુજબ સરકારના ખુશામતિયાઓ તરફથી લૉર્ડ વિલિંગ્ડનસાહેબને વિદાયના માનપત્રોની પરમ્પરા શરૂ થઈ ગઈ છે તેમની પ્રશંસા સાંભળીને તેમને ગાલે શરમના શેરડા ઊઠતા હોવા જોઈએ. આ પ્રશંસાપરમ્પરાની હકીકતમા કોનો નંબર પહેલો મૂકવો તે કહેવુ ઘણુ અઘરુ થઈ પડે છે. આ વાઇસરૉયની કારકિર્દીની સાચી કિમ્મત તો ભવિષ્યનો ઇતિહાસકાર આંકશે. તેમણે હિન્દુસ્તાનમા પગલા કર્યા ત્યારે પ્રથમ બંધારણીય ગવર્નર જનરલ (first constitutional Governor General) થવાની તેમને ઉમેદ હતી પણ પરિણામમા સર્વપક્ષોએ વખોડી કાઢેલ હિન્દુસ્તાનને બે ડગલા પીછે હઠ કરાવનો કાયદો તેઓ આપતા જાય છે તે કાયદામા બ્રિટિશ મુત્સદ્દીઓએ ડુમિનિયન સ્ટેટસનું નામ ઇરાદાપૂર્વક છોડી દીધુ છે છતા જતા જતા વાઇસરૉયસાહેબ એમ કહેવાની હિમ્મત કરે છે કે તે કાયદો હિન્દુસ્તાનને ડુમિનિયન સ્ટેટસને પથે લઇ જનાર એક સીમાસ્થંભ છે. તેમની કારકિર્દી દરમ્યાન હિન્દુસ્તાને દમનનીતિનુ પૂરે પૂરુ અનુભવ્યુ છે પણ હિન્દુસ્તાનમા કાયદો અને શાન્તિ સ્થાપવાનુ અભિમાન તેઓ સાહેબ લઈ શકે છે

છેલ્લે છેલ્લે ધારાસભાએ મંજૂર કરેલ નાણાબિલ (Finance Bill)ને તેઓ મંજૂરી આપતા ગયા છે અને સુભાષચંદ્ર બોઝને કાંઈ પણ તપાસ વિના જેલમા પૂરવાનુ માન લેતા જાય છે !

અને તેઓ સાહેબ પોતાની પ્રશંસા કરવાનુ પણ ભૂલ્યા નથી ધારાસભા સમક્ષના તેમના છેલ્લા ભાષણમા પોતાની ભારોભાર પ્રશંસા કરવામાં તેમને ખોટી શરમ નડી નથી તેમને માત્ર દિલગીરી એટલી જ રહી કે જ્યારે જ્યારે તેઓ સાહેબે ધારાસભાને ભાષણ આપ્યુ છે, અથવા પોતાની સલાહ અથવા સંદેશા મોકલાવ્યા છે ત્યારે મહાસભાના સભ્યો ખાસ નિશાળિયાની પેઠે ગેરહાજર જ રહ્યા છે ! પણ લૉર્ડ વિલિંગ્ડન શી રીતે સમજે કે તેમાં નિશાળિયા કરતા 'મહેતા'નો વધારે વાંક છે ખાસ મહેતાજી વિષે કહેવાય કે 'મહેતો મારેય નહિ ને ભણાવેય નહિ !' આમણે તો ભણાવ્યા નથી, ને એકલા માર્યા જ છે ! પણ જેમ ખરાબ મહેતાજી છતા હમેશા નિશાળિયા પોતાની મેળે ભણીને હોશિયાર થાય છે, તેમ પરીક્ષાનો નિકાલ બતાવશે કે આ નિશાળિયા પણ તેમના સમયમા પુષ્કળ ભણ્યા છે !

અલિગઢ યુનિવર્સિટીએ તેઓ સાહેબને 'ડૉક્ટર ઑફ લૉઝ'ની માનવની પદવી આપી છે. આ પદવી માટે લૉર્ડ વિલિંગ્ડનની શી લાયકાત છે તે તો તે યુનિવર્સિટીના સમાલકો જ

જાણે. પણ જો કોઈ સાર્થક પદવી વાઇસરૉયસાહેબને આપવી હોય તો હિન્દુસ્તાનની પ્રજા 'ડૉક્ટર ઑવ ઑર્ડિનન્સીઝ'ની પદવી તેમને જરૂર એનાયત કરશે. તેઓ સાહેબના અમલ દરમ્યાન જેટલા બિનકાયદેસરના કાયદા થયા છે તેટલા કોઈ વાઇસરૉયના સમયમાં નથી થયા અને તેનું માન તો જરૂર તેઓ સાહેબને મળવું જોઈએ.

## બાબુ સુભાષચંદ્ર બોઝ

૨ જી જાનુઆરી, ૧૯૩૨ને રોજ સુભાષબાબુને કાંઈ પણ કારણ જણાવ્યા વિના પકડવામાં આવ્યા, અને કોઈ પણ તપાસ વિના જેલમા રાખ્યા. નાદુરસ્ત તબિયતને કારણે યુરોપ જવાની તેમને રજા આપી, પણ ડિસેમ્બર ૧૯૩૪માં તેમના પિતાશ્રીની માંદગીને કારણે તેમને હિંદુસ્તાન પાછા આવવાની જરૂર પડી ત્યારે જે થોડો સમય તેમને વતનમા રહેવા દીધા તે દરમ્યાન તેમના ઘરમા તેમને કેદી તરીકે જ રાખ્યા અને ટૂંક મુદતમાં તેઓને યુરોપ પાછા જવું પડયુ. તેઓ સ્વદેશ પાછા આવવાના છે તેની ખબર પડતાં ૧૨મી માર્ચ, ૧૯૩૬ને રોજ સરકારે તેમને નોટિસ આપી કે જો તમે દેશ પાછા આવશો તો જેલબહાર રહેવાની આશા રાખશો નહિ.

ચાર ચાર વર્ષથી કોઈ પણ કારણ જણાવ્યા વિના અને અદાલતમા છડેચોક આરોપ મૂકી તપાસ કરવાના પ્રાથમિક હકને છીનવી લઈને સરકારે આ દેશભક્તને દેશવટો દીધો છે. સુભાષબાબુને આ અસહ્ય થઈ પડયું. મિત્રોની સલાહ વિરુદ્ધ, અનારોગ્ય છતા કારાવાસના કષ્ટો સહન કરવાના જોખમે તેઓ સ્વદેશ આવ્યા. સરકારે પોતાનું વચન પાળ્યું અને સ્ટીમરમાથી હિંદુસ્તાનની ભૂમિ ઉપર પગ મૂક્યો એટલે તેમને ઝડપી લીધા.

ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવાનુ બ્રિટિશ સરકારને અભિમાન છે. છતાય કાંઈ પણ આરોપ અથવા તપાસ વિના દેશના હજારો પાણીદાર યુવકોને જેલમાં ગોંધી રાખવાનું સરકારને જરૂરી જણાય છે. સરકારના આ મનાઈ હુકમ સામે ધારાસભામા મુલતવી દરખાસ્ત લાવી આ પ્રશ્નની ચર્ચા થઈ ત્યારે સરકારી સભ્યોએ લાંબો ઇતિહાસ રજૂ કર્યો. સુભાષબાબુની બંગાળના હિંસક પક્ષને મદદ છે અથવા તેના પ્રત્યે સહાનુભૂતિ છે તેમ માનવાને સરકારને કારણો છે તેવો બચાવ રજૂ કર્યો. કારણો સબળ હોય તો ન્યાયની અદાલતમાં આરોપ મૂકી દેશના સામાન્ય કાયદા મુજબ શા માટે સજા ન કરાવી શકાય?

હમણાં જ ખબર પડી કે બીજાઓએ ભલે સાવચેતી તરીકે સુભાષબાબુને ઉતાવળ ન કરવાની સલાહ આપી હોય, પણ જવાહરલાલે તો તેમને દેશ આવવાની સલાહ આપી હતી. સુભાષબાબુની આ ધરપકડનો દેશભરમાં પ્રચંડ વિરોધ થયો છે અને મહાસભાની વિષયવિચારિણી સમિતિએ વિરોધનો પ્રસ્તાવ કર્યો છે અને સરકારના આ વર્તનને સામ્રાજ્યવાદની દમનનીતિના એક વિશેષ પુરાવા તરીકે જાહેર કર્યું છે.

## વડી ધારાસભાની બેઠક

આ બેઠક દરમ્યાન પ્રજાકીય પક્ષને કેટલાક જાણવાજોગ વિજય મળ્યા છે. પણ તે દરેક વિજય પરિણામે નિષ્ફળ ગયો છે. વાઇસરૉયને ગહેલ અસાધારણ સત્તાનો દરેક વખતે ઉપયોગ કરી સરકારે પોતાનુ ધાર્યું જ કર્યું છે. મિ. ઝીણાએ કહ્યું હતુ તેમ મહત્ત્વની એક પણ પ્રજાકીય માગણી ઉપર સરકારે પ્રજામત માન્ય રાખ્યો નથી. બિનજવાબદાર કારોબારી પ્રજાકીય મતની અવગણના કરવામાં પોતાની કૃતકૃત્યતા સમજે છે. આ બેઠક

દરમ્યાન અમલદારશાહીએ પોતાનો મિજાજ પણ સારા પ્રમાણમા બતાવ્યો છે, અને તેમાં સરકારના નાણા ખાતાનો પ્રધાન સર જેમ્સ ગ્રીગનો મોખરે પહેલો નબર આવે છે. એક સરકારી અમલદારને કાંઈક અન્યાય થયો કહેવાય છે તે માટે એક સભ્યે કેટલાક પ્રશ્નો કર્યા. સર જેમ્સનો મિજાજ હાથ ન રહ્યો. સરકારી નોકરો ધારાસભા મારફત પોતાની ફરિયાદ રજૂ કરી દાદ માગે તો સરકારી તત્રનુ શુ થાય? તેની શિસ્ત જાય! સર જેમ્સને આ એકજ દાખલા પૂરતો જવાબ આપવાથી સંતોષ ન થયો, પણ સામાન્યપણે ધારાસભાના સભ્યો ઉપર ગભીર આક્ષેપ મૂક્યો કે ખોટી હકીકતો લઈને આવા પ્રશ્નો પૂછવાની સભ્યોને ટેવ પડી ગઈ છે! આ બધા સભ્યોનુ અપમાન હતુ, અને તે અસહ્ય હતુ. તેને માટે ખાસ મુલતવી દરખાસ્ત રજૂ થઈ. સામાન્યપણે સરકારપક્ષે રહેવાવાળા સભ્યોએ પણ આવા ગંભીર આક્ષેપ માટે દિલગીરી જાહેર કરવા સરકારી સભ્યોને ભલામણ કરી, પણ અમલદારશાહી તેમ મચક આપે તેમ નહોતુ. દિલગીરી તો જાહેર ન કરી, પણ પોતે કરેલ આક્ષેપ સકારણ છે તેવો બચાવ કરી અપમાન ઉપર લાત મારી!

આ બેઠકમા મુખ્ય કામ આગામી વર્ષ માટે ખર્ચની અને કરવેરાની મંજૂરીનું હતુ. સરકારે રજૂ કરેલ બજેટમા નવા કરવેરા કાંઈ નહોતા તો ચાલુ કરવેરામા કોઈ જાણવાજોગ રાહત પણ નથી. અસહ્ય લશ્કરી ખર્ચ કાયમ રાખે ત્યા કરવેરામા ક્યાથી રાહત આપી શકે? માત્ર આવકવેરામા ઓછામા ઓછી રૂ. ૧૦૦૦ની આવક ઉપર કર લેવાતો તેને બદલે પ્રથમ હતુ તેમ રૂ. ૨૦૦૦ની મર્યાદા બાંધી અને મોટી આવક ઉપર જે ખાસ કર લેવાતો તે ઓછો કર્યો. એક સભ્યે કહ્યું હતુ તેમ આ આખુ બજેટ પૈસાદારનુ બજેટ છે, તેમા ગરીબોનુ 'ચૂસણ' ચાલુ જ રહ્યું છે. જમીન ઉપર અસાધારણ અને અસહ્ય કરનો બોજો જરા પણ ઓછો નથી થયો. આવકનો મોટો ભાગ—લગભગ અર્ધો—લશ્કરી ખર્ચમા તણાઈ જાય અને સરકારી અમલદારોને દુનિયાના કોઈ રાજ્યમા ન મળે એવા મોટા પગારો મળે ત્યા ગરીબોને રાહત ક્યાથી મળે? પ્રજાકીય અને રચનાત્મક કાર્ય માટે પૈસો ક્યાથી બચે?

સરકારી નીતિનો વિરોધ જાહેર કરવાની એક રીત તે સરકારની ખર્ચની માગણી નામંજૂર કરવી તે છે. ધારાસભાએ લશ્કરી ખર્ચ માટેની માગણી અને કારોબારી સભાના ખર્ચની માગણી બન્ને નામંજૂર કરી સરકારી નીતિ સામેનો પોતાનો વિરોધ જાહેર કર્યો. પણ સરકારને શી પરવા છે? સરકારી સભ્યોના ખર્ચની માગણી નામંજૂર કરી તેનો જવાબ સરકારના ધારાપ્રધાન સર નૃપેન્દ્ર સરકારે પરિહાસથી વાળ્યો. પોતાનો બચાવ કરવાની પણ તેમને પરવા નહોતી. વાઇસરૉયસાહેબે પોતાની સત્તાનો ઉપયોગ કરી બન્ને ખર્ચ મંજૂર કર્યા. સરકારને તો રાજ્ય ચલાવવુ છે ને!

કરવેરામાં પ્રજાકીય પક્ષે બે મહત્ત્વના અને ગરીબોને રાહત આપતા મુદ્દાઓ રજૂ કર્યા. મીઠા ઉપરનો કર નાબૂદ કર્યો અને પોસ્ટકાર્ડની કિંમત ત્રણ પૈસાના બે પૈસા કર્યા. પણ સરકાર આવી માગણીઓ કેમ મંજૂર રાખી શકે? આવક ઓછી કરો તો ખર્ચ કેમ નભાવવું? સીધો જવાબ તો છે કે ખર્ચ ઓછુ કરો, પણ તે તો કેમ બને? રાજ્ય ચલાવવુ છે ને? વાઇસરૉયસાહેબે બન્ને કર કાયમ રાખવા ધારાસભાને ભલામણ કરી, પણ ધારાસભાએ તે ભલામણ નામંજૂર રાખી. સરકારના નાણાંપ્રધાને નફટાઈથી જણાવી

દીધું કે કરવેરા નાખવામાં કારોબારીનો મત છેવટનો ગણાવો જોઈએ. ધારાસભાને નાણાં-પ્રધાનની આ શિખામણની કાંઈ જરૂર નહોતી. કરવેરાનું આખુ બિલ તેણે ફગાવી દીધું. કાંઈ નહિ. રાજ્ય સભા ( કાઉન્સિલ ઑફ સ્ટેટ ) તો છે જ, ત્યાં તો સરકારની બહુમતી છે. કેટલાક પ્રજાકીય સભ્યોએ રુદન કર્યું પણ બિલ મજૂર થયું

આ બેઠકમાં એક મહત્ત્વનુ કાર્ય થયુ તે ઓટાવા કરવાની ચર્ચા. ૧૯૨૯ની ભયંકર આર્થિક મંદી શરૂ થઈ તે પછી બ્રિટને પોતાનો વ્યાપાર ચાલુ રાખવા જે અનેક યોજનાઓ કરી તેમાં ઓટાવા કરાર મુખ્ય છે. સામ્રાજ્યનાં બધા અંગો વચ્ચે આ વ્યાપારી સંધિ થઈ અને અન્યોન્ય સહાય માટે રચના કરી હિંદ પણ સામ્રાજ્યનું અંગ છે ને ! હિંદને લાભ થશે તેવી લાલચ આપી આ કરાર કર્યો, અને બ્રિટિશ માલને હિંદના બજારમાં પ્રથમ સ્થાન (preference) આપ્યું. પ્રજાકીય સભ્યોએ તો ત્યારે પણ આ કરારનો વિરોધ કર્યો હતો. પણ પોતે નીમેલ હિંદના પ્રતિનિધિઓ મારફત સરકારે આ કરાર હિંદ ઉપર લાદી બેસાડ્યો પરિણામે હિંદને લાભ તો ન જ થયો પણ મોટુ નુકસાન ગયું ૧૯૩૨ની ચર્ચા દરમ્યાન સરકારે જાહેર કર્યું હતું કે ત્રણ વર્ષ પછી આ કરારના પરિણામોની ફેરતપાસ થશે અને તે ઉપર ધારાસભા જે મત આપશે તે સરકાર મજૂર રાખશે. તે મુદત પૂરી થતાં આ બેઠકમાં એક તપાસ પચ નીમવા સરકારે દરખાસ્ત રજૂ કરી પણ ધારાસભાને એવી તપાસ પંચની કાંઈ જરૂર નહોતી. ઓટાવા કરારનાં પરિણામો આંધળો પણ વાંચી શકે તેવાં છે. એટલે સરકાર પક્ષની બધી દલીલો છતા ધારાસભાએ બહુમતીથી ૨૫૪ મત જાહેર કર્યો કે આ કરાર રદ કરવા અને હિંદને લાભકારક થાય તેવા વ્યાપારી કરારો કરવા. આ ઠરાવનો પ્રથમ ભાગ—ઓટાવા કરાર રદ કરવા વિષે—અમલમા મૂકવા સરકાર પોતાના વચનથી બધાઈ ગયેલ છે. પણ બીજા ભાગમાં રહેલ ભલામણનો અમલ કરવા સરકાર વચનથી બધાયેલ નથી. કોઈ પણ પ્રજાકીય સરકાર તો બધાયેલ હોય જ, એટલુ જ નહિ પણ તેની ફરજ ગણાય. પણ આ વિદેશી સરકારને તેવી ફરજ નથી

સરકાર આ ભલામણનો શો અમલ કરે છે તે જોવાનું રહ્યુ.

જાપાન અને રશિયા

પૂર્વમાં યુદ્ધના વાદળ ઘેરાયાં છે. જાપાનની સામ્રાજ્યભૂખ અને તેના લશ્કરી-વાદને માટે યુદ્ધ અનિવાર્ય થઈ પડ્યુ છે. મચુરિયા અને ચીનના ઘણા પ્રદેશને સર કરવા છતાં જાપાનનું ખપ્પર ભરાયું નથી, ભરાય તેમ નથી. મોગોલિયાના પ્રદેશ ઉપર આક્રમણ શરૂ કર્યું છે, પણ ત્યા રશિયાની સરહદ આવે છે. રશિયાને કોઈ યુદ્ધ કરવું નથી. પણ પોતાના બચાવ માટે અને બીજાઓને આક્રમણ કરતા અટકાવવા માટે તેની સંપૂર્ણ તૈયારી છે. પોતાથી બને ત્યાં સુધી યુદ્ધ અટકાવવા તેના પ્રયત્નો છે. પણ જાપાન બહાનાં શોધે છે. રશિયાનું સૈન્ય જાપાની સરહદમાં દાખલ થાય છે, તેવા આક્ષેપો જાપાન તરફથી થાય છે. તેમાં કેટલુ સત્ય હશે તે તો આપણે સમજી શકીએ છીએ મોંગોલિયાના સીમાપ્રાન્તે રશિયા અને જાપાનની સરહદ મળે છે. કરારોથી આ સરહદ ચોક્કસ થઈ હોવા છતા જાપાન તેમાં છિદ્રો શોધે છે અને યુદ્ધ આમત્રે છે સ્ટેલિને સ્પષ્ટ ચેતવણી આપી દીધી છે કે રશિયા જાપાનને એક ઇંચ પણ આગળ વધવા દે તેમ નથી રશિયા કાંઈ પરાધીન અને છિન્નભિન્ન ચીન નથી. મૂડીવાદ અને તેને પરિણામે નીપજતો સામ્રાજ્યવાદ પૂર્વનો

હોય કે પશ્ચિમનો, બન્નેનું ભાવિ એક જ છે જગતની શાન્તિનો એક જ ઉપાય છે, અને તે સમાજવાદ.

## યુરોપનું રાજકારણ

જર્મનીએ વર્સેલ્સની સંધિના ક્રમેક્રમે ફાડીને ચીથરા કર્યા છે તે કાર્ય હિટ્લરે થોડા સમય પહેલાં પૂરું કર્યું

વિજેતાઓએ પરાજિત જર્મની ઉપર ઠોકી બેસાડેલી તે સંધિ હતી તેમાં ફ્રાન્સનો મુખ્ય ફાળો હતો તે સંધિથી જર્મનીને નિઃશસ્ત્ર કર્યું તેના ઉપર લડાઇના બદલાનો અમલ બેજો લાદ્યો, તેની સઘળી વસાહતો ખૂંચવી લીધી, ફ્રાન્સ અને જર્મની વચ્ચેનો 'હ્રાઇનલેંડ'નો પ્રદેશ બિનલશ્કરી રાખવાનો કરાર કર્યો અને જર્મનીને યુરોપનું અત્યજ બનાવ્યું તેની સઘળી પાંખો કાપી નાખી જર્મનીફરતા મવાળા સમ્પોની સાથે સંધિઓ કરી ફ્રાન્સે જર્મનીને એકલું કરી મૂક્યું જર્મનીને આ બધું સહન કરવું પડ્યું આ સંધિ થઈ ૧૯૧૮માં, પણ આવી સ્થિતિ ક્યાં સુધી ચાલે?

૧૯૨૩માં કરનો બોજો જર્મનીને અસહ્ય થઈ પડ્યો તેણે કર ભરવાની અશક્તિ જાહેર કરી ફ્રાન્સને વેર લેવું હતું જર્મનીના રુહર પ્રદેશનો ફ્રાન્સે કબજો લીધો ૧૯૨૫માં લોકાર્નોના કરાર થયા જર્મની પ્રજાસંઘમાં દાખલ થયું હ્રાઇનલેંડ બિનલશ્કરી રાખવાનું સ્વેચ્છાએ કબૂલ કર્યું અને કર ભરવામાં છૂટ મળી સ્ટ્રેસમેનની સરદારી નીચે પોતાથી બને ત્યાં સુધી વર્સેલ્સ અને લોકાર્નોના કરારો અમલમાં મૂકવાના જર્મનીએ પ્રયત્ન કર્યા

આક્ટોબર ૧૯૨૯માં સ્ટ્રેસમેન મરણ પામ્યો જગતે નહિ અનુભવેલ એવી આર્થિક મંદી શરૂ થઈ જર્મનીને માટે આ બન્ને બનાવો સૂચક હતા

૧૯૩૦માં કર ભરવાની પુનર્વિચારણા થઈ યંગ યોજના (Young plan) થઈ પણ તે યોજના મુજબ પણ કર ભરવો જર્મની માટે અશક્ય હતો ૧૯૩૧માં હુવરે દેવાદાર દેશોને મુદત આપી છેવટે ૧૯૩૨માં લોસાં કરારથી કરવેરાની છેવટ દફનક્રિયા થઈ વર્સેલ્સની સંધિમાં આ પહેલું ગાબડું પડ્યું

૧૯૩૩ની શરૂઆતમાં હિટલરે સરદારી લીધી, અને યુરોપના રાજકારણમાં પલટો થયો નિઃશસ્ત્ર, કચડાયેલ જર્મનીએ સમાન હકની માગણી કરી તે ન મળતાં, તેણે પ્રજાસંઘમાંથી રાજીનામું આપ્યું અને પોતાની લશ્કરી તૈયારી શરૂ કરી એમ વર્સેલ્સના કરારનું એક વધુ પાનું તેણે ફાડી નાખ્યું

પછી ઝપાટાબંધ બનાવો બનતા ગયા ફ્રાન્સે ઉત્પન્ન કરેલ મિત્રમંડળીમાંથી પોલેંડે પહેલું ભગાણું પાડ્યું અને જર્મની સાથે પરસ્પર સહાયની સંધિ કરી ફ્રાન્સ ગભરાયું અને મૂડીવાદના કટ્ટા દુશ્મન અને ત્યાં સુધીના યુરોપના અત્યજ રશિયા સાથે સંધિની વાટાઘાટ શરૂ કરી પરિણામે ફ્રાન્સ-રશિયા વચ્ચે સંધિ થઈ

સશસ્ત્ર જર્મનીને માટે આ મહાનું પગલું હતું હ્રાઇનલેંડમાં પોતાનું લશ્કર દાખલ કર્યું વચનભંગ કર્યો વર્સેલ્સની સંધિ તો જબરદસ્તીથી ઠોકી બેસાડેલ હતી તેથી બંધનકર્તા ન ગણાય, પણ લોકાર્નોનું શું? હ્રાઇનલેંડને બિનલશ્કરી રાખવાનું જર્મનીએ સ્વેચ્છાએ નહોતું કબૂલ્યું? હા, પણ કોણે કબૂલ્યું હતું? હિટલરે? નાઝી જર્મનીએ? નહિ જ નિઃશસ્ત્ર

પરાજિત જર્મનીના નેતા સ્ટ્રેસમેને વચનભંગનો જર્મની ઉપર આરોપ મૂકનાર ફ્રાન્સ અને મિત્રરાજ્યોએ વચનભંગ નથી કર્યો? વર્સેલ્સની સંધિથી દરેક રાજ્યે નિશસ્ત્ર થવાનું કબૂલ કર્યું હતું. નિઃશસ્ત્ર પરિષદનું નામનિશાન પણ નથી રહ્યું, અને અસીમ શસ્ત્રતૈયારી દરેક રાજ્ય કરી રહેલ છે.

હવે વર્સેલ્સનું છેલ્લું પાનું ફાડી નાખવું બાકી રહ્યું છે. જર્મની પોતાની વસાહતો પાછી માગે છે. રાજીખુશીથી આ વસ્તુ કદી બને તેમ છે જ નહિ. સુલેહનો કાંઈક માર્ગ કાઢવાની યોજનાપરમ્પરાના બહાના નીચે દરેક રાજ્ય ભાવિ યુદ્ધની પવન વેગે તૈયારી કરી રહ્યું છે. જર્મનીની તૈયારી પૂરી થાય તેટલી વાર છે મૂડીવાદને માટે સર્વવિનાશક યુદ્ધ અનિવાર્ય છે સામ્રાજ્યવાદી રાજ્યો પોતાના સામ્રાજ્ય કાયમ રાખીને જગતમાં શાંતિ ટકાવી ન જ શકે. યુરોપના આગેવાનોની બધી ગમત આ નગ્ન સત્ય સામે ધૂળ મળવાની છે.

ભાવિ યુદ્ધની અચૂક નિશાની તરીકે જુદાં જુદાં રાજ્યોના લશ્કરી અધિકારીઓ વચ્ચે મંત્રણાઓ થઈ રહી છે અને તેને પરિણામે લાખો નિર્દોષ મનુષ્યોનો મૃત્યુઘંટ વાગશે

મૂડીવાદને માટે બે જ માર્ગો છે—દેવાળુ અથવા યુદ્ધ. પછી ભલે તે જર્મની હોય કે બીજો કોઈ દેશ હોય. મૂડીવાદને ટકાવી રાખવા માટે આ સામ્રાજ્યવાદી યુદ્ધ થાય છે, તેમાં ગરીબોને, મજૂરોને, ખેડૂતોને ભોગ થવું પડશે. જગતના કામદારો અને પીડિતો એકત્ર થઈ આ યુદ્ધનો વિરોધ કરે તે એક જ ઉપાય છે. હિંદી મહાસભાએ બ્રિટન આવા કોઈ સામ્રાજ્યવાદી યુદ્ધમા સંડોવાય તો તેમા ભાગ લેવાની માફ ના પાડી આ કાર્યની પહેલ કરી છે.

### ઇટલી–એબિસીનિયા

યુરોપની આ પરિસ્થિતિનો પૂરતો લાભ ઇટલીને મળ્યો છે અને એબિસીનિયામા ઇટલીને વિજય મળી રહ્યો છે. બહાદુર હબસીઓ મરણિયા થઈ લડે છે, પણ ઇટલીના આધુનિક શસ્ત્રસરંજામ સામે તેમની બહાદુરી અને વીરતા ટકે તેમ નથી એબિસીનિયાને સંસ્કારી અને સુધરેલ બનાવવાનું બહાનું શોધનાર ઇટલીએ આ યુદ્ધમાં ક્રૂરતાની અવધિ કરી છે. ઝેરી વાયુનો ઉપયોગ કરી, આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષ અને બાળકો ઉપર બૉમ્બનો વરસાદ વરસાવ્યા છે. પ્રજાસંઘ તથા યુરોપીય રાજ્યોને કરેલી એબિસીનિયાની બધી વિનવણીઓ નિષ્ફળ ગઈ છે. કાળી પ્રજાનો ગોરી પ્રજા ઉપર વિજય થાય તો તેની ઊંડી નૈતિક અસરથી બ્રિટિશ સામ્રાજ્યને ધોકો પહોંચે તે ભય યુરોપના દરેક રાજ્યને છે. તે સાથે ઇટલીની સત્તા ભૂમધ્ય સમુદ્રમા કોઈ ધોરણે વધવી ન જોઈએ તેની ઇંગ્લંડને ખાસ કાળજી છે જર્મની સામે ઇટલીની મદદ મેળવવા માટે ફ્રાન્સ ગુનાહિત બેપરવાઈ અને ભયકર નફટાઈથી એબિસીનિયાનો પક્ષ છોડી છડેચોક ઇટલી પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી રહેલ છે, અને પ્રજાસંઘ મારફત ઇટલી સામેની જે કાંઈ થોડી પ્રતિબંધનીતિ ધારણ કરાઈ હતી તે પણ બધ પડી છે. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ પણ કબૂલ કર્યું છે કે એબિસીનિયા માટે પ્રજાસંઘ ભાગેલા વાંસ બરાબર છે એબિસીનિયા ખરી રીતે જગતની પરાધીન પ્રજાઓનું યુદ્ધ લડી રહેલ છે, અને સીધી રીતે હિંદુસ્તાન તેને મદદ કરી શકે તેમ નથી તોપણ હિંદુસ્તાનની સંપૂર્ણ સહાનુભૂતિ એબિસીનિયા પ્રત્યે છે અને તે સહાનુભૂતિ દર્શાવતો પ્રસ્તાવ મહાસભાએ કર્યો છે.

# રોજનીશી

## માર્ચ ૧૯૩૬

તા ૧૯ વડી ધારાસભામા મિ જોષીએ સૂચના રજૂ કરી કે બજેટમાની ફાજલ પુરાતનો ઉપયોગ ઉદ્યોગોના વિકાસ માટે તેમજ ગરીબોને રાહત આપવા પાછળ ખર્ચાવી જોઈએ અમેરિકામા જલપ્રલયથી જાનમાલની ગજબ ખુવારી ૧૫ કરો' ડોલરનુ નુકસાન, ૮૪ માણસોના મરણ અને બે લાખ માણસોએ ઘરબાર ગુમાવ્યા યુરોપની શાતિ જાળવવા માટે આતરરાષ્ટ્રીય પરિષદ ભરવાની લડનમા વિચારણા

તા ૨૦ અસલાલીના પાક વિશે અમલદારોએ તપાસ કરી અને તે પછી ૪૦ ખેડૂતોનુ ડેપ્યુટેશન કલેકટરને મળ્યુ પણ વસૂલાતના હુકમોમા ફેરફાર કરવાની કલેકટરે સાફ ના પાડી, રિઝર્વ બેક ઓફ ઇંડિયાના ડિરેક્ટર તરીકે શેઠ કસ્તુરભાઈ લાલભાઈ ચૂટાયાની જાહેરાત પ્રસિદ્ધ થઈ વડી ધારાસભામા મીઠા પરનો કર નાબૂદ કરવાને લગતી શ્રી નીલકઠદાસની દરખાસ્ત બહુમતીથી પસાર થઈ નાશિકમા એક જાહેરસભામા શ્રીમદ્ શકરાચાર્યે સનાતનીઓને ઉદ્દેશીને જાહેર કર્યું 'ઉચ્ચ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અસ્પૃશ્યતાનુ અસ્તિત્વ જ નથી'

તા ૨૧ વડોદરામા શ્રીમાન આત્મારામજી મહારાજનો શતાબ્દીમહોત્સવ ઊજવાયો અમૃતસરમા પૂ કસ્તુરબાના પ્રમુખપણા હેઠળ અસ્પૃશ્યોદ્ધાર પરિષદ મળી

તા ૨૨ અખિલ હિંદ મહિલા પરિષદની આવતી બેઠક અમદાવાદમા ભરવા માટે મહિલા પરિષદની ગુજરાત શાખાએ આમત્રણ કર્યું ઓદ્ધાસ્વીકારના પ્રશ્ન પર દિલ્હીમા રાષ્ટ્રનેતાઓની લાબી ગુફતેગો

તા ૨૩ જકાતોમા ફેરફાર કરતુ સુધારેલુ ટેરિફ બિલ વડી ધારાસભામા પસાર થયુ પોસ્ટકાર્ડનો દર અર્ધો આનો કરવાનો સુધારો મોટી બહુમતીથી પસાર થયો બાર વર્ષથી નીચેના છોકરાઓને દુકાનોમા નોકરીએ રાખવા માટે પ્રતિબધ મૂકતુ અને દુકાનમા કામ કરવા માટે કલાકો પર મર્યાદા નક્કી કરતુ બખ્ખે બિલ મુબઈની ધારાસભામા સિલેક્ટ કમિટીને સોપવાની દરખાસ્ત મતગણતરીમા ઊડી ગઈ શ્રી શકરાચાર્ય સાથે નાશિકમા પડિતોની અસ્પૃશ્યતા વિશે શાસ્ત્રચર્ચા

તા ૨૫ કવિવર ટાગોર અને મહાત્માજીની દિલ્હીમા હૃદયસ્પર્શી મુલાકાત જગતના ત્રણ મહા રાજ્યોએ નૌકાકરાર કર્યા એબિસીનિયામા હિંદીઓની મિલકત પર બોમ્બનો મારો, ચીનમા પાચ હજાર સામ્યવાદીઓનો બળવો બે અગત્યના મથક કબજે કર્યા

તા ૨૬ મીરજના મિશન હૉસ્પિટલના સુપ્રસિદ્ધ ડૉક્ટર વેઈલનુ અવસાન શ્રી હુસેનભાઈ રહીમતુલ્લાની મુબઈ કાઉન્સિલના અધ્યક્ષ તરીકે ચૂટણી થઈ

તા ૨૭ રાવલપીંડીથી એ પી નો તાર કે બેકારીના કારણે એક આખા કુટુબે—ત્રણ જુવાન પુત્રીઓ સાથે પિતાએ—રેલવેના પાટા પર પડી આપઘાત કર્યો 'પરદેશની આઝાદી કરતા સ્વદેશની જેલ હુ વધારે પસદ કરુ છુ એવો નિર્ણય કરી શ્રી સુભાષ બોઝે વિમાનદ્વારા હિંદ આવવાનો પોતાનો વિચાર તા ૯ના જાહેર કર્યો કલકત્તા કૉરપોરેશનની ૬૫ જગામાથી ૪૦ જગા મહાસભાપક્ષે કબજે કરી

તા ૨૮ કોઈ પણ જર્મન વિમાની બીનસત્તાવાર રીતે ફ્રેંચ, બેલ્જિયમ અને બ્રિટિશ પ્રદેશ ઉપર ભવિષ્યમા ઊડતો માલૂમ પડશે તો તેના ઉપર ભયકર રાજદ્રોહના ગુનાસર કામ ચલાવવામા આવશે અને તે મોતની સજાને પાત્ર બનશે—એવી ચેતવણી જર્મન સરકારે બહાર પાડી ઇટાલીએ ૧૨ હજાર વિમાનીઓનુ ગજબનુ સૈન્ય તૈયાર કર્યાના સમાચાર બહાર આવ્યા, કવિવર ટાગોરનુ દિલ્હીમા વ્યાખ્યાન 'મનુષ્યો વચ્ચેનું નૈસર્ગિક ઐક્ય મને સૂઝ્યુ

અને તેને શાંતિનિકેતનના હૃદયમા પોષણ આપ્યું.' દિલ્હીમા અખિલ હિંદ મુસ્લિમ પરિષદની છઠ્ઠી બેઠક શ્રી. અબદૂલ્લા હારૂનના પ્રમુખપણા હેઠળ ભરાઈ; લખનૌમાં મહાત્માજીએ ખાદી અને ગ્રામોદ્યોગ પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા કરી.

તા. ૨૯ : ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી "કવિ ફિરદૌસીએ બજાવેલી પારસીઓની સેવા" એ વિષય ઉપર પ્રો. ફિરોઝ કા દાવરનું જાહેર ભાષણ; ઓદાલમા સ્વામી આનંદના પ્રમુખપણા હેઠળ હરિજન સંમેલન ભરાયું

તા. ૩૦ : "ઓટાવા કરાર ચાલુ રાખવા હોય તો ઇગ્લાંડે હિંદ સાથે સાચી મિત્રતાભરી વર્તણૂક બતાવવી જોઈએ; કરારોથી હિંદી વેપારને જરા પણ લાભ નથી"—વડી ધારાસભામા મિ. ઝીણાનું વ્યાખ્યાન.

તા. ૩૧ : પોસ્ટકાર્ડ અને મીઠાવેરાના ઘટાડાની દરખાસ્ત ઊડી ગઈ, અસાબના સુલતાનની રાજધાની સારડો ઇટાલિયનોના કબજામા ગઈ; ઓસ્સાના રાજમહેલ પર ઇટલીનો ત્રિરંગી ધ્વજ ચડાવ્યો; ઇરાનના શાહ તરફ અસભ્યતા બતાવતા લેખો અમેરિકાના વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થયાના પરિણામે અમેરિકામાના તમામ ઇરાની એલચીખાતાઓ ઇરાન સરકારે બંધ કર્યા, વિશ્વશાંતિ માટે વિશ્વપરિષદમા હાજરી આપવા મહાત્મા ગાંધી અને પં. જવાહરલાલને રોમા રોલાનું આમંત્રણ, રશિયાના કોઝેક ઘોડેસ્વારોએ સોવિયેટ લાલ લશ્કરને પોતાની સેવા આપવા જાહેરાત કરી અને પોતાની સેવા સ્વીકારવા સ્ટોલનને વિનંતિ કરી.

## એપ્રિલ : ૧૯૩૬

તા. ૧ : મહાત્માજીની પ્રેરણાથી બોમ્બા બ્રધર્સે કવિવર ટાગોરને તેમના વિશ્વભારતી શાંતિનિકેતન માટે રૂા. ૬૦ હજારની શાહી સખાવત કરી; મુંબઈના ટેક્સી ડ્રાઈવરોની હડતાલ; જર્મની સાથેની સંધિ પડી ભાગે તો આક્રમણ સામે ફ્રાન્સ અને બેલ્જિયમને મદદ આપવાની બ્રિટને તે રાજ્યોને બાહેધરી આપી; સિંધ અને ઓરિસ્સાનો નવા સ્વતંત્ર પ્રાંતો તરીકે રાજકારભાર શરૂ થયો.

તા ૨ : ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ બનારસ યુનિવર્સિટીમાથી છૂટા થયા ત્યારે તેમના માનમા વિદાયનો મેળાવડો થયો, ત્યારે પં માલવીયાજીએ તેમને અર્પેલી અંજલિ' 'હિંદુ વિશ્વવિદ્યાલયમાથી આજે એક દિવ્ય જ્યોતિ વિદાય લે છે." મુંબઈ કોરપોરેશનના મેયર તરીકે શ્રી. જમનાદાસ મહેતાની ચૂંટણી થઈ; પટણામા રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુનું જાહેર સન્માન, એબિસીનિયાની મહાન જીત—૪ કિલ્લા કબજે કર્યા;

તા. ૪ : ફેડરેશન ઓફ ઇંડિયન ચેમ્બર ઓફ કોમર્સ અને ઈન્ડસ્ટ્રીઝ સસ્થાની દિલ્હીમાં મળેલી બેઠકે સરકારની વર્તમાન અર્થનીતિ સામે વિરોધ જાહેર કર્યો; હિંદી ક્રિકેટટીમ દિગ્વિજય માટે વિલાયત ગઈ

તા ૬ : હિંદભરમા જલિયાનવાળા બાગની પવિત્ર સ્મૃતિ અર્થે સપ્તાહની ઊજવણી, બટવાના ખેડૂતો કમિશ્નરની મુલાકાતે આવ્યા—પણ કમિશ્નરે મુલાકાત આપી નહિ; ગાંધીજીએ અલાહાબાદમા અખિલ હિંદ હિંદી સાહિત્ય સમેલનનુ પુસ્તકાલય અને સગ્રહસ્થાન ખુલ્લું મૂકયુ, અલાહાબાદમા મહાસભાની કારોબારી કમિટીની સભા, ઓદ્ધારસ્વીકારનો પ્રશ્ન પર મહાસભાના મહારથીઓની ચર્ચા, બગાળામા સખત વાવાઝોડું ને બરફનું તોફાન. ટીસ્ટાનો પુલ તૂટી પડયો અને અનેક માણસોને ઇજા થઈ, સંખ્યાબંધ મકાનો તૂટી પડયા; વડોદરા સરકારે કાવસિયા પત્રકમાથી ઠાકરડાઓને મુક્તિ આપવાની જાહેરાત કરી.

તા. ૭ : પાર્લમેન્ટરી બોર્ડ નાબૂદ કરવાનો ઠરાવ મહાસભાની કારોબારી કમિટીએ પસાર કર્યો; વડી ધારાસભાની બેઠકમા ગૃહમંત્રી સર હેનરી ક્રેઈકે મહાસભા સામે આકરા આક્ષેપો કર્યા: અત્યાચાર ચળવળ દાબી દેવામા મહાસભાએ સાથ આપ્યો નથી, તેમજ અહિંસાની તમામ દલીલો સરકાર વ્યર્થ માને છે, સ્પેનિશ પ્રજાતંત્રના પ્રમુખ મિ. ઝામોરાએ રાજીનામું આપ્યું; મહાસભાની કારોબારી સમિતિએ ઓદ્ધારસ્વીકારનો પ્રશ્ન મોકૂફ રાખવાનો ઠરાવ પસાર કર્યો.

——o——

# અનુક્રમણિકા

પુ. ૨૧ ચૈત્ર : ૧૯૯૨ અંક ૬


| | | |
|---|---|---|
| ૧ અભીપ્સુ યૌવન [કાવ્ય] | પૂજાલાલ | ૫૦૯ |
| ૨ ગાંધીજી અને સમાજવાદ | ચિમનલાલ ચકુભાઈ શાહ | ૫૧૦ |
| ૩ ઓચિન્તી ઊર્મિ [કાવ્ય] | શેષ | ૫૧૩ |
| ૪ 'પરીક્ષા'ની પરીક્ષા | 'જિજ્ઞાસુ' | ૫૧૪ |
| ૫ આ ચિત્ર જુઓ | નગીનદાસ પારેખ | ૫૧૬ |
| ૬ રિસાયેલી કવિતાને [કાવ્ય] | પૂજાલાલ | ૫૨૦ |
| ૭ જૂની મૈત્રી [વાર્તા] | ગુલાબદાસ બ્રોકર | ૫૨૨ |
| ૮ કૉન્ફ્યુશિયસ અને લ્સ્ત્રે લુ | રમણીકલાલ જયચંદભાઈ દલાલ | ૫૩૧ |
| ૯ પલટાતું ગૂજરાત—દિન-પર-દિન | સુમન્ત મહેતા | ૫૩૫ |
| ૧૦ ભાગેડુઓ [કાવ્ય] | સુન્દરમ્ | ૫૪૧ |
| ૧૧ બોલતા આંકડા | રામભાઈ પટેલ | ૫૪૩ |
| ૧૨ કલાસર્જન | હરકાન્ત શુક્લ | ૫૪૭ |
| ૧૩ મહાભૂત સમાધિ [કાવ્ય] | પ્રતાપરાય | ૫૫૧ |
| ૧૪ સ્વૈરવિહાર | સ્વૈરવિહારી | ૫૫૨ |
| ૧૫ બલૂન બંગલો [કાવ્ય] | દેવજી રા. મોઢા | ૫૫૭ |
| ૧૬ ચર્ચાપત્ર | | |
| ૧ થી ૧૧ | કિ. ઘ. મ | ૫૬૧ |
| ૨ મેંદાદરી વિભીષણને પરણી હતી ? | સુ | ૫૬૧ |
| ૧૭ શબ્દચર્ચા [એક પત્ર] | કાકા કાલેલકર; રા. વિ. પાઠક | ૫૬૨ |
| ૧૮ જ્ઞાનગોચરી | | ૫૬૫ |
| ૧૯ પુસ્તકપરિચય | રા | ૫૭૯ |
| ૨૦ નોંધ | ચિમનલાલ ચકુભાઈ શાહ | ૫૮૪ |
| ૨૧ રોજનીશી | | ૫૯૧ |

(૧) નવા બંધારણનું મંત્રીપદ
(૨) હિંદની આર્થિક પરિષદ
(૩) હિંદની પ્રજાજ્હદિનાં પ્રજાની પરિષદ
(૪) મુસ્લિમ રાજ્યોનું સંગઠન
(૫) જાપાનનો સામ્રાજ્યવાદ
(૬) સુધરેલા દેશોનું આર્થિક કોકડું મૂઝાય છે
(૭) સુધરેલા રાજ્યોની ભારે લશ્કરી તૈયારીઓ
(૮) એક સુભાષિત
(૯) હિંદના ક્ષાત્રતેજના હ્રાસનું નિદાન


શુદ્ધિ

ઓચિન્તી ઊર્મિ નામનું કાવ્ય (પૃ ૫૧૩)
"વેરાન અંધાર મહીં ડૂબેલો" એ લીટી નીચે મુજબ સુધારો :
"વેરાન અંધાર મહીં વિંટાતો,"

લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી દેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૨-૪-૩૬

# અનુક્રમણિકા

પુ. ૨૨ વૈશાખ : ૧૯૯૨ અંક ૧


૧ તારલી [ કાવ્ય ] ... ... બાદરાયણ ... ... ... ૧
૨ લખનૌ મહાસભા ... ... ગુલાબદાસ બ્રોકર ... ... ૨
૩ કણિકા [ કાવ્ય ] .. ... પૂજાલાલ ... ... ... ૧૧
૪ શ્રી રમણલાલ દેસાઈની નવલકથાઓ
—ઊડતી નજરે ... ... રમણીક મણિભાઈ દેસાઈ ... ૧૨
૫ લતા [ વાર્તા ] .. ... ... ત્રિશૂળ ... ... ... ૨૦
૬ ઉદધિને [ કાવ્ય ] ... ... શેષ ... ... ... ૩૧
૭ સામ્રાજ્યને ઘડતાં ને તેથી
ઘડાતાં બળો ... ... ક. ... ... ... ૩૨
૮ પ્રણયોર્મિ [ કાવ્ય ] ... ... કાર્તિકેય ... ... ... ૩૭
૯ ચીન સ્વતંત્રતા કેમ ખૂવે છે? ... ડુંગરશી ધરમશી સંપટ ... ૩૮
૧૦ લખનૌનું અધિવેશન ... ... ગોકુળભાઈ ભટ્ટ ... ... ૪૫
૧૧ તું અછૂત [ કાવ્ય ] ... ... બાલમુકુન્દ દવે ... ... ૫૫
૧૨ પરદેશી વનસ્પતિ ... ... સુરેશ દીક્ષિત ... ... ૫૬
૧૩ વ્રતવિચાર ... ... ... શામજી લવજી આલગિયા ... ૫૯
૧૪ દિવ્ય કીમિયો [ કાવ્ય ] ... ... ... ... ... ... ૬૨
૧૫ વીણા : પ્રાચીન અને અર્વાચીન ... હરકાન્ત શુક્લ ... ૬૩
૧૬ પ્રભાતવર્ણન [ કાવ્ય ] ... ... નરેશચંદ્ર વી. પંડિત ... ... ૬૭
૧૭ શબ્દચર્ચા ... ... ... પંડિત બેચરદાસ જીવરાજ દોશી ૬૮
૧૮ લોકચર્ચા ... ... ... ... ... ... ...
શ્રી હરભાઈનો પત્ર ... ... ... ... ... ૭૧
૧૯ જ્ઞાનગોચરી ... ... ... ... ... ... ૭૪
( ૧ ) મરાઠી વાઙ્મયમાં નવીન પ્રવૃત્તિ ... ... ...
( ૨ ) રશિયા ... ... ... ... ... ...
( ૩ ) નક્ષત્રોની જન્મકથા ... ... ... ...
૨૦ પુસ્તકપરિચય ... ... ... રા. ... ... ... ૮૭
૨૧ નોંધ ... ... ... ... ચિમનલાલ ચકુભાઈ શાહ ... ૯૧
૨૨ રોજનીશી ... ... ... ... ... ... ... ૯૮


લવાજમ હિંદમાં રૂા ૫ પરદેશમાં રૂા. ၊ાા છૂટક અંક રૂા ၊ાા

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી 'પ્રસ્થાન કાર્યાલય' પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૧-૫-૩૬

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૨ વૈશાખ · ૧૯૯૨ અંક ૧


## તારલી


बादरायण


આકાશ સાગર સંગમભોમમાં
  સન્ધ્યાની જ્યોત રમી વિરમે,
અંધારનાં પડ વિશ્વને આવરે
  આકાશે તારલી એક ઝગે,
  વ્યોમ વિરાટમાં એ ન ડૂબે.

એવી વસી મારે અન્તર તારલી,
  એનાં યે તેજ અનસ્ત રહ્યાં;
વિશ્વને ઘેરતાં, ઘૂમરી ઘૂમતાં
  એને ન વાદળ કોઈ નડયાં,
  તેજ એનાં ન જરી પલટયાં.

સૂરજચન્દ્રનાં તેજ તણી મારે
  હૈયે જરી નહિં આશ ધરું;
તારલી નાનીશી તેજ ઝીણું ઝરે,
  અન્તર એ જ ઉજાસ ભરું,
  અંધાર સાથ એ તેજે લડું,
  જીવનમાર્ગ ન ભૂલો પડું.

# લખનૌ મહાસભા

(થોડાં સંસ્મરણો)

ગુલાબદાસ બ્રોકર

ધૂળના ગોટાઓ ઊડે છે ધૂળ ને ધૂળ, જ્યાં જુઓ ત્યાં ધૂળ નહાઈધોઈ કપડાં પહેરવા માંડો ત્યાં ધૂળ કપડાંમાં ચોંટી જ હોય જમવા બેસો તો ખાવાના સાથે એકાદ તોલો ધૂળ તો પેટમાં જાય જ શ્વાસ વાટે જઈ ધૂળે ફેફસાંને કેટલાં હેરાન કર્યાં હશે તે તો ડૉક્ટરને બતાવીએ ત્યારે ખબર પડે લખનૌ મહાસભાની ખાસ યાદ રહી જાય તેવી જો કોઈ પણ ચીજ હોય તો તે આ તેની ધૂળ

અને બીજી યાદગાર વસ્તુ ત્યાંની સ્વાગત સમિતિની અવ્યવસ્થા જ્યાં જુઓ ત્યાં બધે જ અવ્યવસ્થા કોઈ કોઈનો ભાવ પૂછનાર મળે નહિ, કોઈ કોઈની ફરિયાદ સાંભળનાર મળે નહિ પૂછપરછના દફતર (Enquiry office)માં જઈએ ત્યાં વિનયપૂર્વક તે લોકો કહે "આઈયે જનાબ, તશરીફ ફરમાઈએ" આપણે જરા તેમના વિનયથી આનંદિત થઈ તેમને પૂછીએ

"ઈધર ધોબી વગૈરાકા કુછ પ્રબંધ હૈ કિ નહિ?"

"વો મુઝે પત્તા નહિ, જનાબ!" એટલી જ મીઠાશ અને વિનયપૂર્વક ઉત્તર મળે

આપણને અજાયબી થાય કે આપણે કોઈ બીજી ઑફિસમાં તો નથી ચાલી આવ્યા ને? પાટિયું જોતાં મોટા અક્ષરે (Enquiry office) લખેલું દેખાઈ આવે

આટલી ધૂળ, આટલી અવ્યવસ્થા અને ઋતુની આટલી આટલી અજાયબીઓ છતાં હરેક દિવસે અને હરેક ટ્રેને લખનૌમાં પ્રાંતેપ્રાંતમાંથી સ્ત્રીઓ અને પુરુષોની કતારોની કતારો ચાલી આવતી હતી ત્યાં હિંદુસ્તાનનું ભાવિ ઘડાવાનું હતું, રાષ્ટ્રને નવી દોરવણી મળવાની હતી, એ વિચારે અને એ ભાવનાએ એ સ્ત્રીઓ અને પુરુષોનાં ટોળાં એ ભાવિ ઘડવામાં હાથ દેવા, અથવા તો, ઘડાતા ભાવિની ક્રિયાને નજરોનજર નિહાળવા લખનૌ ચાલી આવતાં હતાં

*

વિષયવિચારિણી સમિતિની બેઠક શરૂ થઈ હતી લોકોને જવાહરલાલને જોવાની બહુ જ ઇંતેજારી હતી અને તેનાં કારણો હતાં ત્યાં આવેલા ઘણાઓએ ઘણીવાર જવાહરલાલને જોયા હતા, છતાં આ વખતે તેમને નિહાળવાની બધાને ખાસ ઉત્સુકતા રહેતી તેમનો આ ખામોશીના સમયનો લાંબો જેલનિવાસ, લોકોનો સમભાવ તેમના તરફ ખૂબ જ તીવ્રતાથી પ્રેરતો હતો અને કમલાના અવસાનની છેલ્લી આફત તો લોકોને ઘરની આફત જેવી જ લાગતી હતી તે આઘાત પછી જવાહરલાલ કેવા લાગતા હશે, તેમના ચહેરા ઉપર દુઃખ કોતરાઈ ગયું હશે કે નહિ, વગેરે વગેરે જોવાની અપાર ઉત્કંઠા લોકોને જવાહરલાલના—કમલા વિનાના જવાહરલાલના દર્શન કરવા પ્રેરતી હતી

જવાહરલાલ તો એના એ જ લાગતા હતા. એ જ ચપળ, તેજસ્વી આંખો, નિશ્ચયમાં બિડાયેલા એના એ જ ઓષ્ઠો અને પળવારમાં ચમકારા કરી દેતી તેમની બુદ્ધિપ્રતિભા એની એ જ હતી. બારીકાઈથી તેમની સામે જોઈ રહેનારને કદાચ એ આંખોમા થોડી એકલતાનો, અને એ ચહેરામા થોડી ફિક્કાશનો ભાસ થાય. બાકી તો એ એના એ જ હતા

જવાહરલાલ માટે માન ન હોય એવા માણસો હિંદુસ્તાનમાં બહુ જ થોડા હશે,— મહાસભામાં તો એક પણ નહિ હોય. પણ દરેક માણસની એમના તરફની એ માનની વૃત્તિમાં વધારો કરે એવું વર્તન લખનૌ મહાસભાના પ્રમુખ તરીકેનું તેમનું હતું. તે તેમની નિડરતા માટે જાણીતા છે. રાષ્ટ્રયજ્ઞના બલિ બનવાની તેમની અવિરત તૈયારી સર્વના લક્ષમાં છે. છતાં પણ જો કોઈને તેમની નિડરતા અને તેમની બલિદાનની શક્તિ વિષે પુરાવો જોઈતો હોય તો તે તેમના જુદેજુદે પ્રસંગે બોલાયેલા પ્રમુખ તરીકેનાં વાક્યો પૂરો પાડે છે.

સુભાષબાબુને સરકારે જણાવ્યું કે: "તે હિંદુસ્તાનમા સ્વતંત્ર રીતે રહેવાની આશા ન રાખે" તે વિષે બોલતાં શ્રી. જવાહરલાલે કહ્યું. "અને તે આશા તો કોઈ પણ હિંદી ન રાખી શકે, કારણ કે હિંદુસ્તાનીઓ માટે કઈ સ્વતંત્રતા એવી છે જેથી એ લોકો માથું ઊંચું રાખી ફરી શકે?"

એ જ વિષે બોલતાં તેમણે જણાવ્યું. "અલબત્ત, આ સમય ખામોશીનો છે. ખામોશી અમે અવશ્ય રાખીએ પણ છીએ, પરંતુ આ ખામોશીમાથી લોહ તો વારવાર ઝર્યા જ કરવાનું."

સુભાષબાબુએ યુરોપથી અહીં આવતાં પહેલાં તેમની સલાહ માગી. જવાહરલાલ માટે આનો જવાબ વાળવો એ એક વિકટ કોયડો થઈ પડ્યો વર્ષો સુધી જેલ ભોગવી તદુરસ્તી વેડફી દેનાર માણસ વર્ષો પછી અનેક ઉપચારોએ થોડોઘણો સાજો થયો હોય, હિંદુસ્તાન પાછા આવતાં તે કંઈ કરી શકવાનો તો હોય જ નહિ. માત્ર તેને માટે જેલ અને ફરી બિનતદુરસ્તી સરકારે નક્કી કરી રાખી હોય, તેવાને પોતાથી એમ સલાહ તો કેમ જ દેવાય કે: "હા, હા, તું ચાલ્યો આવ, જેલમા ફરી પાછો બેસી જા?" એવું લખતાં જવાહરલાલનું મન માન્યું નહિ. તેમણે તો સુભાષબાબુને લખી દીધું કે "હમણાં ન આવો, ત્યા જ રહો."

તાર મૂકતાં તો મુકાઈ ગયો અને ફરી પાછુ મન ચગડોળે ચડ્યું એક માણસ દેશને માટે, સ્વમાનને માટે, પોતાના દેશમાં જ રહેવાનો પોતાનો હક્ક સિદ્ધ કરવા માટે, જાનની કુરબાની કરવા તૈયાર થયો હોય, તે આવા વિકટ સંયોગોમાં પોતાની સલાહ માગે, તેને આવી નબળી, પોચી સલાહ પોતે કેમ આપી શકયા? એની જગ્યાએ પોતે હોય તો શું કરે? નાર્મદની જેમ પરદેશમાં જીવન વિતાવે? નહિ, નહિ, ભૂલ થઈ ગઈ. બીજે જ દિવસે તેમણે ફરી સુભાષબાબુને તાર કર્યો: "ગમે તે થાય તમે અહીં જ આવો."

આ બધું શ્રી. જવાહરલાલે એક નાના છતાં સુંદર, સચોટ ભાષણમા કહ્યું. તેમના હૃદયમાંથી નીકળતા એ વખતના ઉદ્ગારો અને તેમની વાણી અને હૃદયના ભાવોને વ્યક્ત કરતી તેમની મુખચેષ્ટા અત્યારે પણ હૃદયમાં રમી રહે છે.

કાર્યવાહક સમિતિએ બધારણમા અમુક સુધારાવધારા કરવાનો નિર્ણય કર્યો છે તે નિર્ણય તે વિષયવિચારિણી સમિતિ આગળ મૂકે છે તેમા એક કલમ એવી છે કે જેથી મુબઈની મહાસભાએ સ્વીકારેલા પ્રમાણસરના પ્રતિનિધિત્વનો (proportional representation) નાશ થાય છે કાર્યવાહક સમિતિને લાગ્યુ છે કે મત લેવાની આ રીત થોડા મતદારો હોય એવી જગ્યાઓએ અગવડ અને ગૂચવણભરેલી નીવડી છે પરતુ એ રીત ચાલુ રહે તેમા લઘુમતીવાળા સમાજવાદી પક્ષને ફાયદો છે પોતાની લઘુમતી હોવા છતા પણ એ લઘુમતીમા પણ પોતાનુ પ્રતિનિધિત્વ આ રીતથી સમાજવાદી પક્ષ મહાસમિતિમા અને બીજી ચૂટાયેલી સસ્થાઓમા જાળવી રાખે છે તે પક્ષને ભય છે કે આ રીત કાઢી નાખવાથી લઘુમતી તરીકે પણ કોઈ સમિતિમા કે કશેય તે લોકોનો એક પણ માણસ ચૂંટાઈ શકશે નહિ તેમને ગધ આવે છે કે આ સુધારો મૂકવામા કાર્યવાહક સમિતિનો તેમને નિર્મૂળ કરવાનો હેતુ પણ હોય તેમના પક્ષનો એક પછી એક વક્તા આ શકને ચોખ્ખા શબ્દોમા સભા સમક્ષ મૂકે છે લઘુમતીઓના વિષયમા મહાસભાની નીતિ સ્પષ્ટ છે જો કોઈ પણ લઘુમતીને મહાસભાની કોઈ પણ નીતિથી પોતાને અન્યાય થતો લાગતો હોય અને તેમા કોઈ મોટા સિદ્ધાતનો સવાલ સમાયો ન હોય તો મહાસભા તે લઘુમતીને મનગમતુ કરવા તૈયાર જ હોય છે જવાહરલાલ પણ પ્રમુખ તરીકે સભાને એ જ વસ્તુની યાદ દે છે આ વસ્તુ માટેનો આગ્રહ કાર્યવાહક સમિતિએ છોડી દેવો જોઈએ એમ તેમને લાગે છે, અને તે કહે છે પણ ખરા પણ તેમના અને કાર્યવાહક સમિતિના વિચારો વચ્ચે મહાન અતર પડી ગયુ છે સિદ્ધાતોની ઘણી બાબતોમા પણ બન્ને એક દૃષ્ટિથી નથી જોઈ શકતા આ બાબત એવા કોઈ સિદ્ધાતની નથી છતા કાર્યવાહક સમિતિ પોતાના નિર્ણયને વળગી રહે છે પ્રમુખની સૂચના વિરુદ્ધ કાર્યવાહક સમિતિનો સુધારો વિષયવિચારિણી સમિતિમા બહુમતીએ પસાર થઈ જાય છે પારકાઓને પ્રમુખ અને કાર્યવાહક સમિતિ વચ્ચેનુ અતર આગળી ચીધી બતાવવાનો સુયોગ પ્રાપ્ત થાય છે પણ અતે તો ન્યાયની જ જીત થાય છે મહાસભાની ખુલ્લી બેઠક સમક્ષ આ સુધારો આવતા પ્રમુખના એક પણ શબ્દ બોલ્યા સિવાય મહાસભા કાર્યવાહક સમિતિના આ સુધારાને ફેંકી દે છે. મહાસભાની દરેક પક્ષને ન્યાય આપવાની સુરીતિને મહાસભા વળગી જ રહે છે.

*

જવાહરલાલને શિસ્તપાલન અતિ પ્રિય છે શિસ્તનો ભગ તે સાખી શકતા નથી પછી તે ભગ તેમના પક્ષનો માણસ કરે કે સામેના પક્ષનો આ પ્રમાણસરના પ્રતિનિધિત્વ (proportional representation)ના મુદ્દા પર જ ચર્ચા ચાલે છે શ્રી નરીમાન કાર્યવાહક સમિતિના ઠરાવનો બચાવ કરી જાય છે જેવા તે બધ થાય છે કે તરત જ શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય ઊભા થઈ જઈ કહે છે "જ્યારે જ્યારે સમાજવાદી પક્ષને કઈ પણ કહેવાનું હોય છે ત્યારે ત્યારે તેને આમ rule out કરી નાખવામા આવે છે" આ બિનજવાબદાર ઉક્તિ પ્રમુખશ્રીને જરા પણ રુચતી નથી સફાળા તે ઊભા થઈ જાય છે "શુ rule out થયુ? કોણે તે કર્યું? મારા સિવાય કોઈનો તેમ કરવાનો હક્ક નથી, અને મેં તો તે કર્યું પણ નથી હમેશને માટે એકવાર આજે હું સાફ કહી દેવા માગુ છુ કે

આવા આવા ખોટા આક્ષેપો હું નહિ ચલાવી લઉં" એક શબ્દ પણ બોલ્યા વિના શ્રીમતી કમલાદેવી જ્યાં ઊભાં હતાં ત્યાં ને ત્યાં જ બેસી જાય છે.

અને બીજો એક એવો જ પ્રસંગ. મહાસભાની ખુલ્લી બેઠકમાં શ્રી અમૃતલાલ શેઠ રાજસ્થાનોની બાબતમાં કાર્યવાહક સમિતિના ઠરાવ ઉપર એક સુધારો રજૂ કરી ગયા છે. કાર્યવાહક સમિતિના ઠરાવનો બચાવ કરવા અને ચર્ચાનો જવાબ વાળવા શ્રી. વલ્લભભાઈ પટેલ તખ્તા ઉપર આવે છે સરકારની સામે વપરાય ત્યારે મીઠી સાકર જેવી લાગતી તેમની કુહાડાના ઘા કરનારી વાણી આપણા જ માણસો સામે વપરાતા ખૂબ કડવાશ ફેલાવે છે. પ્રેક્ષકોને પણ થાય છે કે આમાં સુરુચિનો ભંગ થાય છે. નીચે ઊભા રહી શ્રી. અમૃતલાલ તેમને જવાબ વાળે છે. ઉપરથી શ્રી વલ્લભભાઈ એક પછી એક ઘા કર્યે જાય છે. પ્રમુખશ્રી ઊભા થઈ જાય છે. શ્રી. વલ્લભભાઈને કંઈ કહે છે લાઉડ સ્પિકરમાંથી ન બોલતા હોઈ શું કહે છે તે સંભળાતું તો નથી જ, પણ એ જરૂર જણાઈ આવે છે કે પછી શ્રી. વલ્લભભાઈ મુદ્દા ઉપર જ બોલે છે.

તેમનો શિસ્તપાલન માટેનો આ તીવ્ર પક્ષપાત કોઈ કોઈ વખત તેમને ગરમ બનાવી દે છે. કોઈ વખત કોઈને અપમાન લાગે તેવું વર્તન પણ તેમનાથી થઈ જાય છે. પણ જરીક જ કલ્પના દોડાવતા તેમનો એ દોષ સહેજે માફ થઈ શકે. જ્યારે હિંદુસ્તાન આખું બહાર રહી આનંદ કરતું હતું ત્યારે આ માણસ જેલની આગ દીવાલોની વચ્ચે પુરાઈ વર્ષો પૂરાં કરતો હતો. તેમના દ્વિતીય હૃદય જેવી તેમની કમલા બિમાર પડી. મરણની અત્યંત નજીક આવી ત્યાં સુધી તો સરકારે હમેશની તેની વધતી જતી નાદુરસ્તીના ખબરો જ સાંભળવાની યાતના તેને સહન કરાવી. અંતે તેને મુક્તિ મળી. ગમે તેવી સારવાર કરવા છતાં પણ એ પ્રિય પત્નીને તો ગુમાવવી જ પડી. એ વસ્તુ તો પ્રયત્ન છતાં પણ હરઘડી તેમના મગજમાં રમતી જ હોય. અને બીજું પણ. પોતે યુરોપમાં બેઠા હોય અને અહીં પ્રમુખની ચૂંટણી થાય. સર્વાનુમતે પોતે ચૂંટાઈ જાય. પોતાને ખબર પણ ન હોય કે પોતાના દૃષ્ટિબિંદુ અને કાર્યવાહક સમિતિના સભ્યો તેમ જ બીજા દેશનેતાઓનાં દૃષ્ટિબિંદુઓમાં કેટલો મોટો તફાવત હશે. અહીં આવે ત્યારે દરેકે દરેક મોટા પ્રશ્ન પર તેમને એ તફાવત દેખાઈ આવે. એ બધું દુઃખ તેમના હૃદયમાં ભર્યું હોય એ બધાને અંગે કોઈ કોઈવાર જ્યારે તે મગજ ગુમાવી બેસે ત્યારે તે દોષ ક્ષમાને યોગ્ય તો ગણાય જ. એવી કોઈ પળે તેમણે શ્રી. અમૃતલાલનું તથા શ્રી સત્યમૂર્તિનું અપમાન કરી નાખ્યું. તેમનો સ્વભાવ ગમે તેટલો ગરમ હોય છતાં તેમનું હૃદય તો સોનાનું જ છે. છેલ્લે દિવસે બધા સભ્યોને વિદાય આપતી વખતે તેમણે તે બન્નેની આંસુભર્યે ચહેરે ક્ષમા યાચી. એમનાથી નાનો માણસ કદાચ આવાં અપમાનો ન કરી શકે, પણ જો કરે તો આવી મહદય, ખુલ્લી ક્ષમા તો ન જ યાચી શકે.

*

કટાક્ષ તો આચાર્ય કૃપાલાનીને જ વરેલ છે. વિરોધીને છાતીસોસરો ઘા કટાક્ષથી જ થઈ શકે તેમ તે માને છે, અને લોકોમાં તેની મશ્કરી કરી તેને હલકો પાડી શકાય છે તેમ પણ તે બરોબર જાણે છે. પ્રમાણસરના પ્રતિનિધિત્વ વિષે ચર્ચા ચાલતી હોય છે ત્યારે તે આ રીત અજમાવવા જાય છે અને કહે છેઃ "આ રીતે તો નાચનારીઓ પણ પ્રમાણભાન

પ્રતિનિધિત્વ માગી શકે, સહુ કોઈ માગી શકે." પણ જવાહરલાલ આગળ તેનો સુંદર જવાબ આપે છે "જો નાચનારીઓ પણ હિંદુસ્તાનની આઝાદી માટે મહેનત કરતી હોય તો જરૂર તે પણ પ્રમાણસરનું પ્રતિનિધિત્વ માગી શકે." કૃપાલાની ચૂપ થઈ જાય છે.

*

મારી બાજૂમા બેઠેલા મિત્ર જવાહરલાલને પ્રમુખ તરીકે પહેલી જ વાર જુએ છે. મને તે પૂછે છે. "જવાહરલાલ કોઈક જ વાર હસતા હશે." "અરે! તેમની હાસ્યવૃત્તિ તો ઘણી સતેજ અને તીવ્ર છે," હુ કહું છુ જાણે એ કથનની સાક્ષી પૂરતા હોય તેમ જવાહરલાલ કૈંક એવું બોલે છે જેથી આખી સભા અને પેલા મિત્ર પણ ખડખડાટ હસી પડે છે.

એક પ્રસ્તાવ પર આવેલા સુધારાઓ જવાહરલાલ ગણાવે છે. તેમાંના ઘણાખરા તો મૂકનારાઓએ પાછા ખેંચી લીધા હોય છે એક સભ્યે તેમનો સુધારો હજી પાછો નથી ખેંચ્યો જવાહરલાલ કહે છે કે તે ભાઈ સુધારો પાછો ખેંચવો કે નહિ તે હજી સુધી નક્કી નથી કરી શકયા. પેલો વિરોધમા કઈ અસ્પષ્ટ બબડે છે. જવાહરલાલ હસતા હસતા કહે છે "હ, હ પાછો ખેંચી લેવાનું તો તેમણે નક્કી કરી નાખ્યું છે, પણ એ નિશ્ચય જાહેર કરવો કે નહિ તેજ નક્કી નથી થયું." બધાં હસી પડે છે—પેલા સભ્ય પણ.

શ્રી. પ્રકાશમ્ મહાસભાની ખુલ્લી બેઠકમાં જે પ્રસ્તાવને ટેકો આપવા ઊભા થયા છે તે પ્રસ્તાવથી તદ્દન અપ્રસ્તુત એવી ઘણીઘણી વાતો કર્યે જાય છે. પ્રમુખશ્રી ઊભા થઈ લાઉડ સ્પિકરમાથી કહે છે "મૂળ પ્રસ્તાવની સાથે સંબધ ન ધરાવતી એવી ઘણીઘણી દિલચસ્પ વાતો સભ્યો કરી શકે છે. પણ અહીં તો કૃપા કરી મુદ્દા ઉપર જ ચર્ચા કરવી." લોકોના હાસ્ય વચ્ચે શ્રી. પ્રકાશમ્ તુર્ત જ મુદ્દા ઉપર આવી જાય છે.

અને સંકટ સમયે પણ તેમની હાસ્યવૃત્તિ તેમને છોડી જતી નથી. સનાતનીઓ કઈ તોફાન મચાવવાના છે તેમ તેમને ખબર મળી છે. બહાર ઘોઘાટ થાય છે. લોકોને શાન્ત રહેવાનું સમજાવી, રાજેન્દ્રબાબુના હાથમાં સુકાન સોંપી લોકોની "તમે ન જાવ, તમે ન જાવ" એવી બૂમો છતા પણ જવાહરલાલ તોફાનનો સામનો કરવા બહાર ચાલી જાય છે. ઘોડીવારમાં બધુ શાંત પડી જાય છે. પ્રમુખશ્રી પાછા પોતાની જગ્યાએ બેસતા બેસતાં કહે છેઃ "મૈં કોરા બાપિસ આ ગયા."

*

વધુમાં વધુ રસપ્રદ, તાત્ત્વિક ચર્ચા તો—વિષયવિચારિણી સમિતિમાં અને મહાસભાની ખુલ્લી બેઠકમાં પણ—પદવીસ્વીકારના પ્રશ્ન ઉપર થઈ. હિંદુસ્તાનનું નવુ બંધારણ હિંદુસ્તાનમાં કોઈને ગમ્યું નથી વિનીતો, કોમીવાદી મુસ્લિમો, તથા કોમીવાદી હિંદુઓ—દરેકે આ બંધારણને વખોડી કાઢયુ છે અને નિરાશાજનક જાહેર પણ કર્યું છે. ત્યારે મહાસભા એનો તીવ્ર વિરોધ કરે તેમાં નવાઈ શી? શ્રી. રાજેન્દ્રબાબુ કાર્યવાહક સમિતિ તરફથી આ બંધારણનો વિરોધ અને અસ્વીકાર જાહેર કરતો એક પ્રસ્તાવ સભા સમક્ષ રજૂ કરે છે. સર્વ પક્ષો બંધારણના વિરોધ અને અસ્વીકારના પ્રસ્તાવની તરફેણમાં છે. પણ તે પ્રસ્તાવનો છેવટનો ભાગ વિવાદાત્મક છે. નવા બંધારણમાં પદવી સ્વીકારનો પ્રશ્ન મુબઈ, પટણા, મદ્રાસ વગેરે જગ્યાએથી ઠેલાતો ઠેલાતો નિર્ણય માગતો છેક લખનૌ સુધી આવી પહોંચ્યો

છે. સમાજવાદી પક્ષ, પદવી લેવાનો વિરોધ કરનારો પક્ષ, અને પદવી સ્વીકારી લેવાની ખ્વાહિશ ધરાવનારો પક્ષ, એ બધા પક્ષો એમ માને છે કે આ પ્રશ્નનો નિર્ણય હાલ અને અત્યારે જ થવો જોઈએ. પણ હમણાં હમણાં કાર્યવાહક સમિતિની નીતિ બધી વસ્તુઓ આગળ ઉપર ઠેલી દેવાની જ રહી છે. બર્નાર્ડ શૉ એના એક નાટકમાં કહે છે કે "જગતમાં બધા માણસો પોતાનો બોજો બીજાના શિર ઉપર લાદવા ઇંતેજાર રહે છે" એ સત્યને આ પ્રસ્તાવથી કાર્યવાહક સમિતિ સિદ્ધ કરે છે.

બાબુ રાજેન્દ્રપ્રસાદ ટૂંકા, સાદા, સચોટ શબ્દોમાં પોતાના પ્રસ્તાવના મુદ્દાઓ સમજાવે છે. જે વસ્તુ વિવાદ ઉત્પન્ન કરે એવી છે એ વિષે ચર્ચાનો જવાબ વાળતી વખતે બોલવાનું બાકી રાખી તે બેસી જાય છે.

અને વિરોધનો વંટોળ ઊપડે છે. જુદાજુદા સુધારાઓ એ પ્રસ્તાવ પર રજૂ કરવામાં આવે છે. "નવું બંધારણ ચલાવવું અશક્ય થઈ પડે એવું વર્તન રાખવું" એ, અને "મહાસભાવાદીઓએ હોદ્દા સ્વીકારવા જ નહિ" એ બે સમાજવાદી સુધારાઓ ઉપર ખૂબખૂબ ચર્ચા થાય છે.

પદવી સ્વીકારવાના પક્ષના જબરજસ્ત લડવૈયા શ્રી સત્યમૂર્તિ છે. પરંતુ કદાચ સત્ય તેમના પક્ષમાં ન હોય તે કારણે હોય કે ગમે તેમ પણ આ વખતે તેમનું ભાષણ સાવ ફિક્કું, મોળું માલમ પડે છે. તેમણે કહેલી બેચાર વાતો—"અમે પ્રધાનો થઈએ તો શાળાઓ ઉપર રાષ્ટ્રીય ઝંડા ફરકાવીએ, શાળાઓનાં બાળકો પાસે રાષ્ટ્રીય ગીતો ગવડાવીએ" વગેરે વગેરે—ખૂબ જ હાંસીપાત્ર બની રહે છે. વિરોધ પક્ષનો એક પછી એક વક્તા આવી એ વસ્તુની અર્થહીનતા બતાવી મશ્કરી કરી જાય છે.

આ પ્રસંગ જવાહરલાલ માટે ઘણી મુશ્કેલીનો છે આ પ્રશ્ન ઉપર કાર્યવાહક સમિતિમાં પણ તેમને ખૂબ માથાફોડ કરવી પડેલી. તેમની દૃષ્ટિ વિશદ છે. તેમનું ધ્યેય ભ્રમજાળોથી વિંટાઈ નથી ગયું. પદવી સ્વીકારથી ગમે તે થાય કે ન થાય, પણ રાષ્ટ્રને ક્રાંતિ તરફ કૂચ કરાવનારું પગલું તે નથી જ તેમ તે માને છે. પ્રમુખ તરીકે તે કંઈ ચર્ચામાં ભાગ પણ ન લઈ શકે તે રૂઢિ છે પણ આવો પ્રસંગ ઉપસ્થિત થશે જ તેની તેમને ખાતરી હતી અદૃશ્ય અને અદૃષ્ટ રહ્યા છતાં જેમની પ્રેરણા મહાસભાને હરહમેશ મળતી જ રહે છે એવા 'બાપુ' પાસે જઈને એ રૂઢિ તોડવાનો આદેશ જવાહરલાલ લાવ્યા જ હોય છે. પણ જો બધા બોલી ગયા પછી પોતે બોલે તો પોતાના પદનો તેમણે ગેરઉપયોગ કર્યો ગણાય. તેમની ન્યાયવૃત્તિને એ વાત રુચતી નથી. ચર્ચાની અધવચમાં જ પોતાનો મત પોતે જણાવી દે છે. એક મતઉચ્ચારણ પૂરતો જ તે રૂઢિનો ભંગ કરે છે. ચર્ચાની ગરમી તે પોતાના શબ્દોમાં લાવતા નથી. એકવાર, એક પળ માટે ગરમી આવી જતાં, પોતે લગામ ખેંચી પાછા પૂર્વવત્ શાંત થઈ જાય છે તે છતાં તેમના હૃદયનાં મથનો, તેમના અવાજ અને તેમની આંખો દ્વારા બહાર દેખાઈ આવે છે અને પોતાને જે કહેવાનું છે તે શાંત છતાં ચોક્કસ શબ્દોમાં તે કહી તો દે જ છે.

"આપણે એક જ વસ્તુ નક્કી કરવાની છે કે આપણે શું જોઈએ છે? ક્રાંતિ (revolution) કે સુધારાવૃત્તિ (reformism)? જો ક્રાંતિ જ જોઈતી હોય તો સુધારાવૃત્તિવાળાઓની બધી આશાઓને જમીનદોસ્ત કરી નાખવી જોઈએ."

ચર્ચા આગળ વધે છે. સમાજવાદીઓ ઝળકી નીકળે છે. તેમનો સિદ્ધાંત (theory)નો અભ્યાસ સુંદર હોય છે. તેમની દલીલોમાં ખૂબ જ વજૂદ હોય છે. પણ સૌથી સુંદર તો શ્રી. પટવર્ધન અને આચાર્ય નરેંદ્રદેવ બોલે છે. આચાર્ય નરેંદ્રદેવનું વિષયવિચારિણી સમિતિમાં અપાયેલુ ભાષણ તો હૃદય હલમલાવી નાખે છે. તેમની નાદુરસ્ત તબિયતને અંગે તેમને ખુરશી ઉપર બેસાડવામાં આવે છે. તેમનો અવાજ શાંત, પ્રવાહી, એકધારો વહી જાય છે, તેમનું દુઃખ તેમની આંખોમાં, તેમના હાવભાવમાં, તેમના અવાજોના ફેરફારોમાં જણાઈ આવે છે "હિંદુસ્તાને જગતના પીડિત, પરશાસિત રાષ્ટ્રોને મુક્તિની ઝાંખી કરાવવી છે, તેમનામાં ક્રાન્તિની આતશ જગાવવી છે જ્યારે એ બધા દેશો તમારી આગેવાનીની રાહ જોઈ બેઠા છે ત્યારે તમારા વલણને મોળુ પાડી, તમારા ક્રાન્તિના ધ્વજને નીચો નમાવી તેમને દગો ન દેશો—" તે કહે છે.

ડૉ પટ્ટાભી સીતારામૈયા નવા બંધારણનું આર્થિક, રાજકીય, કાયદાપુરઃસર અને બંધારણીય બધી દષ્ટિઓથી પૃથક્કરણ કરી, તોડી, ફોડી, બતાવી દે છે કે એ બંધારણમા પદવી સ્વીકારી કંઈ પણ કરી શકવાની આશા મૃગજળ સમાન છે. નવા બંધારણમાંના વાઇસરૉયને તે ચતુર્મુખી બ્રહ્મા સાથે સરખાવે છે. અને છેવટે "લાભાલાભૌ જયાજયૌ" વાળો ગીતાનો શ્લોક બોલી ગમે તે સ્થિતિમા પણ આ બંધારણમાં પદવી ન જ સ્વીકારવી જોઈએ તેવુ સિદ્ધ કરી તખ્તા પરથી તે ઊતરી જાય છે. અભ્યાસથી પરિપૂર્ણ અને દલીલની સચોટતાભર્યું જો કોઈએ ભાષણ કર્યું હોય તો તે ડૉ. પટ્ટાભીએ જ.

છતાં કાર્યવાહક સમિતિને ભય નથી, કારણ કે તે નથી કહેતી કે પદવી સ્વીકારો કે તે નથી કહેતી કે પદવી સ્વીકારો નહિ. તે તો ફક્ત થંભી જવાનું, નિર્ણય મોકૂફ રાખવાનું કહે છે. અને તેને માટે જ તેની ઉપર ખૂબ આક્ષેપો થયા છે શ્રી સંપૂર્ણાનંદે કહ્યુ છે કે "કાર્યવાહક સમિતિએ પોતા ઉપરનો વિશ્વાસ ગુમાવી દીધો છે." શ્રી પટવર્ધને કહ્યું છે કે "કાર્યવાહક સમિતિની આખી કાર્યવાહી નિર્ણય ઉપર આવી શકવાની અશક્તિ જ બતાવે છે. ખૂબ વિચાર કરી કરીને અંતે તે કંઈ પણ નિર્ણય ન કરવાના નિર્ણય ઉપર આવી છે."

એ બધા આક્ષેપોનો અને દલીલોનો જવાબ વાળવા રાજેન્દ્રબાબુ ઊભા થાય છે. આ વખતનું તેમનું ભાષણ ઘણુ જ અસરકારક છે ઘણી વાતોથી તેમને ખૂબ જ દુ ખ થયું છે તે દેખાઈ આવે છે. ક્રાંતિ ( revolution ) અને સુધારાવૃત્તિ ( reformism ) ની પુનરુક્તિ વાતો તેમને દુઃખ ઉપજાવે છે તેમ તે કહે છે. તેમના ઉદ્ગારો હૃદયસ્પર્શી છે. હૃદય જ ખુલ્લું કરી બોલનારો માણસ આવી રીતે બોલી શકે તેમનાં વાક્યોમા દ્વેષ કે દ્વેષ નથી. તેમના ઉચ્ચારણમાં ઉગ્રતા કે ક્રોધ નથી. વિદ્યાપીઠની દરેક પરીક્ષામા પહેલે નંબરે ઉત્તીર્ણ થનાર તે માણસ કહે છે. "હું કંઈ મોટો વાચક નથી મારું પુસ્તકોનું જ્ઞાન નહિ જેવુ જ છે. મે કંઈ પણ વાંચ્યું હોય તો તેને વીસ વીસ વર્ષો વીતી ગયાં છે, અને એ બધું તો હું લગભગ ભૂલી પણ ગયો છું. પરંતુ મે હિંદુસ્તાનના માણસોને નજરોનજર જોયાં છે. તેમનાં સુખદુઃખોની વાતો મેં કાનોકાન સાંભળી છે. ગામડાંઓમાં રખડતાં રખડતાં તેમનાં ભૂખના દુઃખે શિથિલ અને કૃશ થયેલાં ગાત્રો મે મારી નજરે નિહાળ્યાં છે. હાડકાંના માળખા જેવી હિંદી માનવાકૃતિઓ મારી નજરે મેં નીરખી છે. એ બધા અનુભવો ઉપરથી અમને દેશના હિતના માટે જે ઠીક લાગે છે તે દેશ માટે અમે કરી છૂટીએ છીએ. ખબર નથી

પડતી કે આ પુસ્તકો વાંચી દેશને દોરનાર માણસો દેશને ક્યાં લઈ જશે!" છેલ્લી અતિ સુંદર અસર સભા ઉપર પાથરી દઈ તે બેસી જાય છે. તેમનો પ્રસ્તાવ બહુમતીએ વિષય-વિચારિણી સમિતિમાં અને ખુદ મહાસભામાં પણ પસાર થઈ જાય છે.

*

જવાહરલાલની બુદ્ધિ અને તેમનો આત્મા પ્રમુખ તરીકેના તેમના ભાષણમાં નિચોવાયો છે મહાસભાનાં પ્રમુખોના અત્યારસુધીના ભાષણોમાં તેમનું આ ભાષણ અદ્વિતીય છે. તેમણે ખાસ કંઈ નવું કહ્યું નથી, પણ તેમનું પૃથક્કરણ વૈજ્ઞાનિક અને સંપૂર્ણ છે. તેમને મોટા વક્તા ન કહી શકાય. પણ અઢી કલાક સુધી તે ભાષણ વાંચતા હોય છે ત્યારે પચીસેક હજાર માણસની મેદની મંત્રમુગ્ધ બની તેમનું ભાષણ ધ્યાનપૂર્વક સાંભળ્યે રાખે છે રૂઢિના ભંગની બાબતમાં પણ આ ભાષણ બીજા પ્રમુખોના ભાષણોથી જુદું પડે છે તેમાં કાર્યવાહક સમિતિના નિર્ણયોથી પોતાનો નિર્ણય જુદો હોવાનો તે નિડરતાથી સ્વીકાર કરે છે પોતે મહાસભામાં લઘુમતીમાં છે, તે સ્વીકારતા તે અચકાતા નથી તેમની બોલવાની શૈલી સીધી, સાદી, સરળ હોય છે. વક્તૃત્વકળા દેખાડવાની તેમને હોંશ હોય તેમ લાગતું નથી. કોઈ-કોઈવાર એક ને એક શબ્દના પહેલા અમુક અક્ષરો તેમને આખો શબ્દ યાદ આવે તે પહેલાં તે પાંચછવાર બોલી દે છે. બીજા માણસમાં કદાચ આ દોષ ગણાઈ ગયો હોય, પણ તેમની આ ત્રુટિ તેમને તો પ્રજાના વધારે પ્રેમપાત્ર જ બનાવે છે.

*

લખનૌ મહાસભાનું વિશિષ્ટ લક્ષણ વધુ ને વધુ જામતું જતું સમાજવાદીઓનું જોર હતું. તેમની દલીલોમાં એટલું ચેતન અને જોમ હતું કે તેની સામે કાર્યવાહક સમિતિના મહારથીઓને જવાબ આપવા ઊભા રાખવા પડતા. તાત્ત્વિક ચર્ચામાં પણ તે લોકો વિજયી તરી આવતા દેખાતા હતા. શ્રી કૃપાલાનીની મશ્કરીઓ અને શ્રી રાજેન્દ્રબાબુની મહત્તા-ભરી સચોટ દલીલોનો તે લોકો બરાબર જવાબ વાળી શકતા મતગણતરીમાં પણ તેમનું વધતું જતું જોર જણાઈ આવતું હતું. હજી બેથી અઢી વર્ષ પહેલાં સ્થપાયેલો પક્ષ આ વખતે મતગણતરીમાં વિજયી પક્ષના પચાસ ટકા જેટલા મત મેળવી શકે એ નાનીસૂની વાત ન ગણાય આ રીતે ચાલ્યું જાય તો થોડાં વર્ષોમાં બહુમતીને પણ મૂંઝવી નાખનારી બહુ જોરદાર લઘુમતી સમાજવાદી પક્ષ થઈ જાય તો નવાઈ નહિ. અને તેમના આ વિજયની ચાવી તેમણે પોતાના પક્ષપ્રહારના સામ્રાજ્યવાદવિરોધી તત્ત્વોનો મેળવેલો સાથ છે

છતાં પણ સમાજવાદી પક્ષના શબ્દો અને વિચારો હિંદુસ્તાનનો કિસાન કે મજૂર સમજી શકે તેવા નહોતા. યુરોપના રાજકારણના અને રાજકીય સિદ્ધાંતોના અભ્યાસીઓને તે બધું બહુ સુંદર લાગે, ઘણું જ અભ્યાસપૂર્ણ લાગે, પરંતુ હિંદુસ્તાનના કિસાન, મજૂરને કે વચલા વર્ગના સાધારણ માણસને પણ તે બધું સમજવું મુશ્કેલ થઈ પડે.

તોયે ભવિષ્ય તેમના હાથમાં છે હિંદુસ્તાનના રાજકીય જીવનની વાસ્તવિકતાઓનો સંપર્ક તેમને હિંદુસ્તાનના મજૂરો અને કિસાનો સમજી શકે તેવી ભાષા બોલતા અને તેવા વિચારો રજૂ કરતાં શીખવશે અને તેમના સુંદર સિદ્ધાંતો એથીયે અધિક સુંદર કાર્યમાં પરિણમશે એવી આશા દરેક સમભાવી હિંદી રાખી શકે

*

# શ્રી. રમણલાલ દેશાઈની નવલકથાઓ—ઊડતી નજરે

રમણીક મણિભાઈ દેશાઈ
એમ. એ.

શ્રી. નંદશંકરે 'કરણઘેલો' લખી ગૂજરાતી ભાષામાં નવલકથાસાહિત્યની શરૂઆત કરી; અને તે પછી એ સાહિત્યપ્રકાર સાહિત્યકોને અને પ્રજાને એવો તો ગમી ગયો છે, કે અનેક નાનામોટા લેખકોએ નવલકથાદ્વારા સાહિત્યસેવા કરવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે અંગ્રેજી સાહિત્યના જે સમ્પર્કે ગૂજરાતી ભાષામા નવલકથાને જન્મ આપ્યો, તેણે જ એને પોષણ પણ આપ્યુ સસ્કૃત સાહિત્યના આપણી ભાષાને અર્થગંભીર અને અર્થવાહી બનાવના અભ્યાસે, અને પશ્ચિમના પ્રચડ પવનથી આપણા સમાજના સ્થિર જળમાં વારવાર ઊઠના સક્ષોભનોએ આપણી નવલકથાને કઈક વિવિધતા અને વેગ અર્પ્યા. કવિતા સામાન્ય જનતામાં બહુ પ્રવેશ કરી શકતી નથી; જૂની કથાવાર્તાઓ તરફનો સદ્‌ભાવ સામાન્ય રીતે ઘટતો જાય છે, આખા સમાજને આકર્ષી શકે એવી રગભૂમિ આપણે ત્યાં નથી, અને જાગૃતિના આ જમાનામા હળવાં વાચનની ઇચ્છા પ્રમાણમા ખૂબ વધી છે, આવા કારણોને લીધે સમાજને ચીતરનાર, સમાજને આકર્ષનાર, અને સમાજના વાચનારાઓની ભૂખ મટાડનાર આપણો આ એકપૂરો સાહિત્યપ્રકાર વધારે ખેડાય એ સ્વાભાવિક છે. આજે નવલકથા (અને નવલિકા) જેટલો ખેડાયેલો સાહિત્યપ્રકાર આપણે ત્યાં બીજો નથી, એ સ્પષ્ટ છે.

પરતુ જ્યારે આપણે ગૂજરાતી નવલકથાલેખકો તરફ નજર નાખી તેમનામાંથી જેમણે અમર કે ચિરજીવ સ્થાન સર કર્યું હોય તેવા લેખકોને શોધવા જઈએ છીએ ત્યારે માત્ર ત્રણ નામ નજરે ચડે છે—શ્રી. ગોવર્ધનરામ, શ્રી. મુનશી અને શ્રી. રમણલાલ દેશાઈ. એમા પણ શ્રી. ગોવર્ધનરામની સાહિત્યસેવા તો તેમના જીવનની સાથે સમાપ્ત થઈ ગઈ છે. શ્રી. મુનશીની લેખનપ્રવૃત્તિ ચાલુ હોવા છતાં એમની સર્જકતાને હવે નવલકથા અનુકૂળ આવતી હોય એમ લાગતુ નથી; જ્યારે શ્રી. દેશાઈની નવલકથાઓ નવી તેમજ નવા રૂપરગમા જૂની એકસરખી પ્રકટ થતી જાય છે.

શ્રી. દેશાઈની નવલકથાઓ ગૂજરાતમાં ખૂબ લોકપ્રિય થઈ પડી છે. 'સરસ્વતીચંદ્ર'ની માફક એ નવલકથાઓ માત્ર વિદ્વદ્‌ભોગ્ય બની ગઈ નથી. શ્રી. મુનશીની નવલકથાઓની માફક એ જ્યાં ને ત્યાં ખળભળાટ જગાવી વિરોધીઓ ઊભા કરતી નથી. શ્રી. દેશાઈની નવલકથાઓ તો વિદ્વાનોમાં તેમજ સામાન્ય જનતામાં એકસરખા આદરને પાત્ર થઈ ચૂકી છે, અને માત્ર લોકપ્રિયતા પરથી જો કોઈ લેખકની મહત્તા મપાતી હોય તો શ્રી. દેશાઈ પોતાના બન્ને મહાન પુરોગામીઓ કરતાં નિઃસંશય વધારે મહાન છે.

પરન્તુ લોકપ્રિયતાનું માપ એ હમેશા સાચું કે સચોટ માપ નથી. લોકપ્રિયતાની વેળુ ઉપર ઊભા રહેનારની સ્થિરતા હોતી નથી. અને સરકવાનો સંભવ વધારે હોય છે. વળી

સાહિત્ય એ એક કળા છે, અને જીવનનું નિરૂપણ અને સૌન્દર્યનું સર્જન એ એની પ્રધાન પ્રવૃત્તિઓ છે જેટલા પ્રમાણમા એ નિરૂપણ કે એ સર્જન વધારે સૂક્ષ્મ કે વધારે ઉદાત્ત તેટલા પ્રમાણમાં એ વાચનાર પાસે વધારે કેળવણી અને સંસ્કાર માગી લે છે એ સંસ્કાર અને એ કેળવણી સામાન્ય વાચનાર વર્ગમાં ન હોવાથી એવુ સાહિત્ય લોકપ્રિય કે લોકભોગ્ય બની શકતુ નથી.

એટલે આપણે સૌથી પહેલાં તો શ્રી દેશાઈની નવલકથાઓની અજબ જેવી લોકપ્રિયતાના થોડાં મુખ્ય કારણો તપાસીશુ.

શ્રી દેશાઈ બહુ સરસ રીતે વાર્તા કહી શકે છે, એ કહેવાની તો ભાગ્યે જ જરૂર હોય. મોહક અને મુગ્ધ બનાવતી શૈલીમા એ વાર્તા કહે છે એવી રીતે કહેવાતી વાર્તાઓમાં બીજાં કેટલાંક, રમને વધારે એવા વિશિષ્ટ તત્ત્વો એ ઉમેરે છે. પછી એ વાર્તાઓની લોકપ્રિયતામાં શી ઊણપ રહે?

પ્રેમ એ તો સાહિત્યનો સનાતન વિષય યુગે યુગે એ અવનવે સ્વરૂપે સાહિત્યમાં અવતરે છે. જૂના છતા નિત્યનવીન રહેતા પ્રેમનુ જીવનમા અને સાહિત્યમા સ્થાન મનુષ્યમા મનુષ્યના ગુણો છે ત્યાં સુધી તો અચળ છે શ્રી દેશાઈની બધી નવલકથાઓમા પ્રેમ મધ્યવર્તી વિષય છે, પણ વાર્તાના બીજા અગોની સાથે એ એવી રીતે વણાયેલો છે કે એ નવલકથાઓને (કદાચ 'સ્નેહયજ્ઞ' સિવાય) ભાગ્યે જ પ્રેમકથાઓ કહી શકાય આ અતિ આકર્ષક વિષયને શ્રી. દેશાઈ કેટલીક ગૂચો (complications)ની મદદથી વધારે આકર્ષક બનાવે છે. એમની લગભગ બધી નવલકથાઓમા એક સ્ત્રી બે પુરુષનું, કે એક પુરુષ બે સ્ત્રીનુ પ્રેમપાત્ર બને છે, અને પરિણામે પ્રેમમાં પ્રતિસ્પર્ધા ઉત્પન્ન થાય છે. એમાં પણ કંઈક નવીનતા તો છે જ. પ્રેમના એ પ્રતિસ્પર્ધાઓમા અદેખાઈ હોતી નથી, અથવા ન જેવી અને ક્ષણજીવી જ હોય છે. સામાન્ય રીતે તો પોતાના સંતોષને બદલે પ્રેમીનુ સુખ એ જ લક્ષ્યબિન્દુ હરીફ પાત્રોની સમક્ષ હોય છે. આથી એ હરીફાઈમાં હાર પામેલી વ્યક્તિ ઘણી જ સહેલાઈથી હસતે મોઢે પોતાની હાર સ્વીકારી લે છે, અને એ નિષ્ફળ પ્રેમમાં વિકૃતિ કદી આવતી નથી. 'જયંત'મા કટાર લઈ ખૂન કરવા નીકળેલી દક્ષા છેવટે તો પશ્ચાત્તાપ કરી જયંતની છબીવાળા લોકેટથી સતોષ માને છે. 'દિવ્યચક્ષુ'માં રજન અને પુષ્પા વચ્ચેની અદેખાઈ એકબીજા તરફ સૂચક દૃષ્ટિપાતથી આગળ વધતી નથી, અને પાછળથી તો બંને બહુ સહેલાઈથી અરુણની આપલે કરે છે. મીનાક્ષીને મેળવવામાં નિષ્ફળ નીવડેલો કિરીટ સર સુરેન્દ્રનો અને સમાજનો શત્રુ બને છે ખરો, પરન્તુ ત્યાં પણ નિષ્ફળ પ્રેમની ઝનૂન કરતાં સમાજે દઝેલા અને દુભવેલા એક ગરીબ પણ તેજસ્વી વીરનો વૈરાગ્નિ જ વધારે હોય એમ લાગે છે. અને શ્રી દેશાઈની બધી નવલકથાઓમાં પ્રતિસ્પર્ધીઓ છેવટે તો એકબીજાના મિત્રો જ રહે છે. 'સરસ્વતીચંદ્ર' અને 'જયા-જયંત'માંથી દેહલગ્નથી પર એવા આત્મલગ્નની ભાવના જેને પરિચિત છે એવા ગૂજરાતને સ્વાર્થના જરા પણ અંશ વિનાની આ નવલકથાઓમાંથી નીકળતી પ્રેમની ભાવના ગમી જાય એમા નવાઈ નથી.

શ્રી દેશાઈની નવલકથાઓનું બીજું આકર્ષણ તે એમના બધા નાયકોની પ્રવૃત્તિઓ. એ પ્રવૃત્તિઓ કોઈ ઉચ્ચઆદર્શ સાધવા માટે હોય છે, અને એ આદર્શ પણ આપણી વર્તમાન જરૂરિયાતના કોઈક પરિચિત પ્રશ્ન વિષેનો જ હોય છે. ગૂજરાતમા અનેક જાતની પ્રવૃત્તિઓ—

રાજકીય, આર્થિક, ધાર્મિક અને સામાજિક વિષયોમાં ચાલી રહેલી જણાય છે. અને પરસ્પરવિરોધી જણાતા આદર્શો અને ફૂટ પ્રશ્નો પ્રજા આગળ સ્વીકાર અને ઉકેલને માં પડેલા છે. મયદાનવના માયાવી મહેલમા જળને સ્થળ ગણી ચાલનારના જેવી સ્થિતિ કોલાહલમાં સામાન્ય ગૂજરાતીની છે એમ કહેવામા કઈ અતિશયોક્તિ નથી. અને એ વખતે પોતાની એક પછી એક પ્રકટ થતી નવલકથાઓમાં શ્રી. દેશાઈ અત્યારે ગૂજરાતમાં ચાલતી કે ચર્ચાતી પ્રવૃત્તિઓમાંથી એકેક ઉપાડીને રજૂ કરે છે. કિરીટ સમાજવાદી અને એનાર્કીસ્ટ છે. જગદીશ મોટી મગરૂરી નોકરી છોડીને અસહકારી બનેલો યુવાન છે. પતિત બહેનોનો ઉદ્ધારક અવિનાશ, અનર્ગળ દ્રવ્યના માલિકનો એકનો એક પુત્ર હોવા છતાં આપબળે પૈસા મેળવવા મથતો શિરીષ, હિંસા–અહિંસા વચ્ચે ઝોલાં ખાતો અને સ્વરાજ્યની ચાવી શોધતો અરુણ, અખાડાપ્રવૃત્તિ ઉપાડીને ગૂજરાતને તે દ્વારા મરદાઈના પાઠ શીખવતો હૃદયનાથ અને ગ્રામલક્ષ્મીના દર્શન કરી ખેડૂતોમા ભળી જવા ઇચ્છતો અશ્વિન—આ બધા નાયકોએ ગૂજરાતમા મહાત્મા ગાંધીજીની સીધી કે આડકતરી પ્રેરણાથી ચાલતી અનેક પ્રવૃત્તિઓમાંથી એકેક ઉપાડી લીધી છે. આ બધા નાયકો સાદા અને એકમાર્ગી આત્માઓ છે, અને પોતાનું ધ્યેય નક્કી કરી તેને સિદ્ધ કરવાના પ્રયત્નો તરત જ કરવા માંડે છે, અને તેમ કરતાં જે ભોગ આપવો પડે તે આપવા તેઓ હમેશાં તૈયાર હોય છે. આવા યુવકોની આવી પ્રવૃત્તિઓ જેમાં આલેખાયેલી હોય એવી નવલકથાઓને પ્રજા વધાવી લે એ યોગ્ય છે.

અને આ યુવકોને એમની પ્રવૃત્તિઓમાં સહચાર આપતી, એમના એકમાર્ગી જડસુપણામાં વિવિધતા આણતુ ચેતન પૂરતી, અને એમની બાળસુલભ સરલતા પર મોહ પામી ગમે તે ભોગે એમનુ રક્ષણ કરવા તત્પર થતી, આજની ગૂજરાતણોની આદર્શમૂર્તિઓ જેવી, સુશિક્ષિત અને ભાવભરી સ્ત્રીઓ વડે શ્રી દેશાઈની નવલકથાઓ વધારે આકર્ષક બને છે. રંજન, પુષ્પા, દક્ષા ને જ્યોત્સ્ના, તારા ને કુસુમ, વિજયા ને કોકિલા, સોહિણી ને વીણા — આ જુદીજુદી નવલકથાઓમા આવતી અને 'સરસ્વતીચંદ્ર'ની કુસુમ–કુમુદની યાદ આપતી સ્ત્રીઓની સૃષ્ટિ મેઘધનુષના રંગો જેવી મનોહર છે.

વિજ્ઞાનના આ જમાનામા પણ માણસની અદ્ભુતતાની ભૂખ મટી નથી; એટલે શ્રી દેશાઈની લગભગ બધી નવલકથાઓમાં રહેતી એકાદ ભેદી વ્યક્તિની હાજરી વાંચનારની જિજ્ઞાસાને ઉશ્કેરતુ આકર્ષણ બને છે. જેનાં કાર્યો ખાસ કરીને તો વાર્તાનાં પાત્રોને સમજાતાં નથી, અને છતા જે પોતાની વર્તમાન પ્રવૃત્તિઓથી બધાં પાત્રોના ગાઢ સંસર્ગમાં આવે છે એવી વ્યક્તિ લગભગ બધી વાર્તાઓમાં છે, અને દરેક વાર્તાની મુખ્ય પ્રવૃત્તિઓમાં પણ તેનો સબળ ફાળો હોય છે.

પરન્તુ સ્વાસ્થ્યપ્રેમી ગૂજરાતને ખૂબ ગમી જાય એવું તત્ત્વ તો શ્રી. રમણલાલની નવલકથાઓમા રહેલો કટુતા કે તીવ્ર નિરાશાનો સંપૂર્ણ અભાવ છે. એમનાં પાત્રો કોઈ કોઈ વાર દુઃખમાં આવી પડે છે ખરાં, પણ કોઈ પાત્રની દશા વાંચનારના હૃદયને હચમચાવી મૂકે એવી થતી નથી. એમનાં મુખ્ય પાત્રોની મુશ્કેલીઓ ઘણી વખત તો હાથે વહોરી લીધેલી હોય છે, અને એનો સ્વીકાર પણ તેઓ એવી રીતે કરે છે કે મુશ્કેલી મુશ્કેલીરૂપ જ રહેતી નથી. જગદીશની ગરીબાઈ, સોહિણીનો વિયોગ, શિરીષની લાખ રૂપિયા ભેગા કરવાની ...

પડેલો જ્વાલાપ્રસાદ, કે કૃષ્ણકાંતને જતી જબરી ખોટ—આ બધી મુશ્કેલીઓમાં soul-stirring grief જેવું કંઈ જ નથી. માત્ર કિરીટમાં કંઈક ઝનૂન અને અરુણની આંખનો નાશ, એ બે વસ્તુઓ કંઈક દુ:ખદ કે કરુણ છે, પણ ત્યાંયે ખાસ 'ટ્રેજેડી' જેવું તો કંઈ જ નથી લાગતું 'ખાધું, પીધું ને રાજ કર્યું'ના અંતવાળી વાર્તાઓ આપણને છેક નાનપણથી જ મળે છે, અને પરિણામે કરુણાન્ત કે ઘેરા વિષાદવાળી વાર્તાઓ કરતાં શ્રી. દેસાઈની છે તેવી સુખી અંતવાળી વાર્તાઓ ગુજરાતમાં વધારે આદરને પાત્ર થાય એ સમજાય એવું છે.

અને આ તીવ્ર દુઃખના અભાવ સાથે શ્રી દેસાઈની નવલકથાઓનું મોહક અને સુગંધી વાતાવરણ atmosphere મૂકવું જોઈએ. એમની બધી નવલકથાઓ તદ્દન ગુજરાતી સ્ત્રી-પુરુષોની વાર્તાઓ છે, અને એ સ્ત્રીપુરુષો પણ અર્વાચીન—વીસમી સદીના ત્રીજાચોથા દશકાના સ્ત્રીપુરુષો છે. આ શુદ્ધ ગુજરાતીપણું અને અર્વાચીનતા એમની વાર્તાઓને ખૂબ આકર્ષક બનાવે છે. અને એની સાથે શ્રી દેસાઈની ઉચ્ચ અને સસ્કારી રસિકતાનો યોગ એ સુવર્ણ અને સુગંધના જેવો સુભગ યોગ છે. બધી વાર્તાઓ નાનાંમોટાં અનેક પ્રસંગ-ચિત્રોથી ભરપૂર હોય છે તદ્દન સસ્કારી અને સ્વાભાવિક અને લાગણીના થડકારવાળી ભાષામાં લખાયેલા એમનાં પાત્રોના સવાદો ખરેખર આજના સસ્કારી કુટુંબોમાં સભળાતા વાર્તાલાપો છે. અનેક ફળફૂલથી લચી પડતા વૃક્ષો અને વેલીઓની ઘટાઓથી સુશોભિત કિનારાઓ વચ્ચે વહી જતી મનોહર સરિતાના જેવી શ્રી. દેસાઈની સરળ અને સંસ્કારી શૈલી સુપ્રસન્ન રીતે એમનાં અનેક મનોહર પ્રસગચિત્રોમાંથી વહે છે એમની સંસ્કારી રસિકતા, એમનાં આપણા નાનામોટા અનેક રિવાજોનાં સાચાં, સચોટ, અને માર્મિક વિવેચનો, ઘણુંખરું વિષયાંતરો હોવા છતાં પણ તેમની અંતર્ગત કિંમતને લીધે ખૂબ ગમી જાય એવાં છે.

પશ્ચિમના સુધારાને વખોડવાની આપણને ટેવ પડી ગઈ છે, છતાં આપણે તેની અસર નીચે હજી પણ આવતા જઈએ છીએ એ કબૂલ કરવું જોઈએ. એ સુધારાની અસર આપણા સમાજજીવનને ઘડતી એક પ્રચંડ શક્તિ છે, અને શ્રી. દેસાઈ પોતાની નવલકથાઓમાં એ અસરની માત્ર ઊજળી બાજુ બતાવે છે જે આરસો આપણને આપણું મો હોય તેનાં કરતાં વધારે સુન્દર બતાવે છે તે આપણને પ્રિય થઈ પડે છે, અને એ જ ન્યાયે શ્રી દેસાઈની નવલકથાઓમાં પણ જે કેળવણી અને જે નવાજૂના સંસ્કારો આપણને મળે છે તે જ કેળવણી અને તે જ સંસ્કારો પામેલાં સ્ત્રીપુરુષોની ઉચ્ચ માનવતા જોઈને આપણું હૈયું રાચે છે. શ્રી. દેસાઈના બધા પાત્રોને ઉચ્ચ પાશ્ચાત્ય શિક્ષણ મળેલું હોય છે, છતા કોઈનામા કંઈ વિકૃતિ આવી નથી. બધાં પાત્રો હૃદયમા સાચા હિન્દીઓ રહી શક્યાં છે, એટલુ જ નહિ પણ પાશ્ચાત્ય કેળવણીને પ્રતાપે તેઓ વધારે સારાં કે સાચાં હિન્દી થઈ શકયા હોય એવું પણ કેટલીક વખત લાગે છે

આમ પ્રેમમા હરીફાઈ, ઉચ્ચ આદર્શ અને તે માટે જીવનસમર્પણ સુધીની મુખ્ય પાત્રોની તૈયારી, ભેદી વ્યક્તિની હાજરી, સુન્દર અને સંસ્કારી અર્વાચીન ગુજરાતી જીવન, કડુતા શોક કે વિષાદનો સમૂળગો અભાવ, સરસ અને રસમય વિષયાંતરો, ગુજરાતની પાશ્ચાત્ય અસર નીચે આવેલી છતા વિશુદ્ધ રહેતી આર્યતા, અને સરળ શૈલી—આ અને આવાં અનેક કારણો શ્રી. દેસાઈની નવલકથાઓને ખૂબ લોકપ્રિય બનાવે છે. ગુજરાતમાં

હમણાં વાચનની જે ભૂખ ઊપડી છે તે માગ વાચનને અભાવે ગમે તેવુ વાચન ઝડપી લે એવી તીવ્ર છે, એવે સમયે શ્રી દેશાઈ આટલા વિપુલ પ્રમાણમા શિષ્ટ અને સસ્કારી, ઉચ્ચ પ્રકારની ગમિકતાવાળુ સાહિત્ય ગૂજરાતને પીરસી રહ્યા છે, એ ગૂજરાતનુ સદ્ભાગ્ય છે

૨

પરતુ આ અને આવા કારણો જાણ્યા છતા પણ શ્રી દેશાઈની એકે નવલકથા વાચીને આપણે કોઈ મહાન નવલકથા વાચ્યાનો સતોષ અનુભવતા નથી એમની નવલકથાઓ આપણને ખૂબ આનદ આપે છે ખરી, પરન્તુ પ્રથમ દર્શનનો એ આનદ પૂરો થતા એમની નવલકથાઓમા કઈક અધૂરાપણુ, કઈક સામાન્યતા (commonplace) જેવુ લાગ્યા કરે છે, અને કઈક તરત ન સમજાય એવો અસતોષ થાય છે અને આમ થવાના કારણો શોધવાનો પ્રયત્ન કરતા જે કારણો જડે છે તેમના પર તો શ્રી દેશાઈની લોકપ્રિયતા પણ નિર્ભર છે એ સમજાતા સખેદાશ્ચર્ય થાય છે

નવલકથાનુ વિવેચન કરતા એના ચાર અંગો પર ખાસ ધ્યાન આપવુ જોઈએ સૌથી પ્રથમ તો નવલકથા એક વાર્તા છે, અને વાર્તા એટલે અમુક કાર્ય એ કાર્ય (action) મનુષ્યો વિના બનતી હોઈ શકતુ નથી, એટલે નવલકથાનુ બીજુ અગ તે એના પાત્રો વિવિધ પ્રકારના સ્વભાવ અને વર્તનવાળા આ પાત્રો પરસ્પરના પ્રસગમા આવે છે, અને આઘાત-પ્રત્યાઘાતના સર્વવ્યાપી નિયમ પ્રમાણે એકબીજા પર પોતપોતાના સ્વભાવની અસર કરે છે આ રીતે એ પાત્રોનુ સઘટ્ટન (conflict) શરૂ થાય છે, અને છેવટે એનુ પરિણામ સુખદ કે કરુણ આવે છે આ પછી વાર્તાના બનાવો, પાત્રોના ગુણદોષ અને વાર્તાનો અત, એ ત્રણેનો સાથે વિચાર કરતા આપણને નવલકથાનુ ત્રીજુ મહત્ત્વનુ અગ જડે છે એ અગ તે નવલકથાની (અથવા તેના લેખકની) જીવન પ્રત્યેની દૃષ્ટિ (philosophy of life) જીવન તરફ કર્તા કઈ રીતે જુએ છે, મનુષ્યોના અને તેમના કૃત્યોના એ કેવા મૂલ્ય આકે છે, નીતિ-અનીતિ ધર્મ-અધર્મ, અને માનવને માથે આવી પડતા એવા બીજા અનેક ફૂટ પ્રશ્નો પ્રત્યે કર્તાનુ વલણ કેવુ છે, એ બધુ નવલકથામા સ્પષ્ટ શબ્દોમા કહેવાયુ નથી હોતુ છતા નવલકથામા આલેખાયેલા જીવનને સમગ્રપણે વિચારતા સમજાય છે અને નવલકથાનુ ચોથુ અગ તે એની શૈલી

આ ચારે અગો એકબીજા સાથે બહુ ગાઢ સબધથી સકળાયેલા છે, છતા આપણે એમ કહી શકીએ કે વાર્તા (plot) અને શૈલીને નવલકથાના કલેવરની સાથે સીધો સબધ છે સાહિત્ય એક કળા છે, અને તેથી સાહિત્યના એક પ્રકાર તરીકે નવલકથા પણ એક કળાકૃતિ છે અને એ રીતે એના કલેવરનો, એના અગપ્રત્યગની પ્રમાણબદ્ધ ગોઠવણીનો, અને એ ગોઠવણીમાથી નિષ્પન્ન થતી સુન્દરતાના આનદનો વિચાર પણ નવલકથાના વિવેચનમા અગત્યનો છે નવલકથાના આ કલેવરમા રહેલા આત્માનુ ભાન આપણને એના પાત્રો અને એની જીવનફિલસૂફીનો વિચાર કર્યાથી થાય છે અને આ રીતે સાહિત્યની બે પ્રધાનવૃત્તિઓ—સૌન્દર્યનુ સર્જન અને જીવનનુ નિરૂપણ—એ નવલકથાની પણ પ્રધાન-વૃત્તિઓ બને છે

શ્રી દેશાઈની શૈલી વિષે બે મત હોઈ શકે એમ નથી એમની શૈલી અત્યત મનોહર, સસ્કારી અને કોઈ નાની પણ સ્વચ્છ સરિતાના જેવી રમતિયાળ છે એ શૈલીની મોહક

અસર આપણા પર એટલી બધી થાય છે કે આપણને વસ્તુસંકલનાની શિથિલતા અને એવી ખામીઓ પહેલે વાચને તો જણાતી પણ નથી. પરંતુ એવી ખામીઓ પાછળથી ધ્યાનમાં આવે છે ત્યારે દરેક સમભાવવાળા વાચકને (અને કયા વાચકને શ્રી. દેસાઈ તરફ સમભાવ નહિ હોય?) એક જાતની તીવ્ર નિરાશા થાય છે

વસ્તુસંકલનામાં નવલકથાકારની કલાકાર તરીકેની કુશળતાની કસોટી થાય છે. એ કુશળતા, એ *architectonic skill* શ્રી. દેસાઈમાં પૂરતા પ્રમાણમાં નથી નવલકથાને એક લેખક જીવનનો એક ટુકડો a slice of life કહે છે. અને જીવન તો અનંત છે, એટલે નવલકથાકારને પોતાની વાર્તાની શરૂઆત પહેલા બનેલી અને વાર્તાના વર્તુળમાં ન આવતી એવી કેટલીક વીગતો આપવાની જરૂર હમેશા પડે છે આ અનિવાર્ય આવશ્યકતાની અસર વાર્તાની શરૂઆત પર બહુ મોટી હોય છે ઘણુખરુ તો વાર્તાની શરૂઆત કર્યા પછી જ શરૂઆતની પણ પહેલા બનેલી વીગતો નવલકથાકાર રજૂ કરે છે ટૂંકી વાર્તાઓમાં તેમજ નવલકથાઓમા આ યુક્તિ ખૂબ પ્રચલિત છે, અને લેખકોનો હેતુ એ યુક્તિદ્વારા પહેલે પગલેથી જ વાચકની જિજ્ઞાસા ઉશ્કેરીને ઉત્તેજિત રાખવાનો હોય છે. પણ આ હેતુ કંઈ હમેશા પાર પડતો નથી. પહેલા પ્રકરણમા વર્ણવાતો બનાવ આખી વાર્તામા ખૂબ મહત્ત્વનો, એક (*crucial point*) જેવો, અને અનેક જાતના પ્રશ્નો તથા સૂચનોથી વાચનારની જિજ્ઞાસા અને કલ્પનાને ઉત્તેજિત કરે એવો હોવો જોઈએ. વાંચનારની કલ્પના એ વાચ્યાને ઉત્તેજિત બને છે, નવલકથામાં હવે પછી આવનારા બનાવો વિષે તેના મગજમા સ્પષ્ટ કે અસ્પષ્ટ આગાહીઓ થાય છે, અને વાર્તા વચાતી જાય છે, તેમતેમ એ આગાહીઓ ખરી કે ખોટી પડતા વાચનાર પણ સંતોષ કે આશ્ચર્યની સાથે આનંદ મેળવતો જાય છે. અને આ રીતે નવલકથામા તે સાચો રસ લઈ શકે છે. અને આ રીતે જ એ રસાસ્વાદનો અનુભવ એક અને સળંગ અનુભવ બને છે

શ્રી. દેસાઈની નવલકથાઓના પહેલા પ્રકરણો બહુ રસમય હોય છે ખરા, પરંતુ ઘણી વખત તેમા વર્ણવાયેલા બનાવનુ વાર્તાની દૃષ્ટિએ બહુ મહત્ત્વ દેખાતુ નથી. 'હૃદયનાથ'માં પહેલા પ્રકરણમાં હૃદયનાથ પોતાના મોટાભાઈ અરવિંદને સભાનુ પ્રમુખસ્થાન લેવા માટે તેડવા આવે છે. એ પછી કર્તા આગળની વીગતો આપે છે અને તે વાંચતાં પહેલાં પ્રકરણની સભાને તો વાંચનાર સદતર ભૂલી જાય છે 'શિરીષ'માંના પ્રથમ પ્રકરણના નૌકાવિહારના પ્રસગ માટે પણ એવું જ કહી શકાય એથી ઊલટુ 'સરસ્વતીચંદ્ર'નું છે શરૂઆતનાં એક-બે પ્રકરણોમા સરસ્વતીચદ્ર અને કુમુદ વિષે પૂરી નહિ પરંતુ જિજ્ઞાસા ઉશ્કેરે એવી અધૂરી માહિતી આપણને આપીને કર્તા બુદ્ધિધનની રાજખટપટમા પડે છે. પરંતુ પૈસા અને પદવી પ્રાપ્ત કરવાના એ બધા પામર પ્રયત્નોની પાછળ સરસ્વતીચંદ્ર અને કુમુદનો વિરલ સ્નેહસબધ એક અતિભવ્ય પશ્ચાદ્ભૂમિ તરીકે રહેલો છે અનેક સૂચનો અને અનેક નાનામોટા બનાવોથી એ સંબધ આપણા મન આગળ ખડો રહે છે યોગ્ય સમયે એ સબંધની સપૂર્ણ હકીકત આપણને મળે છે અને પછી વાર્તા આગળ વધે છે. શ્રી. દેસાઈની નવલકથાઓમાં આવું કંઈ જ બનતુ નથી એમના રસમય અને કેટલેક ઠેકાણે તો નાટ્યચમત્કૃતિવાળાં (dramatic) પ્રથમ પ્રકરણોના પણ આપણા કુતૂહલને ઉશ્કેરે, કે આપણને ભવિષ્યની કલ્પના કરવાને પ્રેરે એવા કંઈ જ સૂચનો મળતા નથી. આવાં સૂચનોને અભાવે એ પ્રકરણો

અને એમની પછી આવતા અને આગલી વીગતો વર્ણવતા પ્રકરણો વચ્ચે કોઈ જાતનો સબંધ રહેતો નથી પરિણામે પહેલા બનાવનુ લગભગ સપૂર્ણ વિસ્મરણ થાય છે, અને એનો એ બનાવ એના સપૂર્ણ વર્ણન સાથે યથાસમયે ફરીથી આવે છે ત્યારે એ બન્ને વસ્તુત એક જ છે એની પણ ઘણાને ખબર પડતી નહિ હોય આ રીતે જોતા શ્રી દેશાઈની ઘણી વાર્તાઓના પ્રથમ પ્રકરણો વસ્તુસકલનામા તદ્દન હેતુવિનાના અને વધારાના કે ઉપવકિયા જ લાગે છે, અને એથી નવલકથાની શરૂઆતમા જ એક ન પુરાય એવી તડ પડે છે

વાર્તાની શરૂઆત પહેલા બનેલી અને વાર્તાના વર્તુળમા ન સમાતી કેટલીક વીગતો નવલકથામા અનિવાર્ય હોવા છતા બહુ આકર્ષક લાગતી નથી વાર્તામા બનતા બનાવો બરાબર સમજી શકાય, અને પૂરી માહિતીને અભાવે રસક્ષતિ ન થાય એ માટે એ વીગતોની આવશ્યકતા છે, અને વાચનાર પણ આ દૃષ્ટિથી જ એ વીગતો વાચે છે સુદર અને અનેક સૂચનોથી ભરેલા શરૂઆતના એકબે પ્રકરણોથી મૂળ વાર્તા પર વાચનારનુ ધ્યાન સતત કર્યા પછી લેખકો આ વીગતો રજૂ કરે છે અને આપણી ઉત્તેજિત થયેલી જિજ્ઞાસાના જોરે આપણે એ વાચી જઈએ છીએ પછી પાછી શરૂઆતના બનાવોની યાદ આપીને લેખક વાર્તા આગળ ચલાવે છે, અને વાચક પણ 'હવે જ ખરી નવલકથા શરૂ થાય છે' એવા ભાવથી અને ઉત્સાહથી એ પછીના પ્રકરણો વાચવા માડે છે શ્રી દેશાઈની વસ્તુસકલનામા રહેલી સૌથી વધુ ગભીર ખામી અહીં માલૂમ પડે છે વાર્તાની શરૂઆતના પ્રસગ અને વાર્તાના અંતની વચ્ચે બહુ થોડુ અતર અને બહુ થોડા પ્રસગો બને છે 'દિવ્યચક્ષુ'મા ધ્વજવદન અને અહિંસાની પ્રતિજ્ઞા એ વાર્તાની સાચી શરૂઆત છે એ પ્રકરણ પહેલુ આવે છે અને પછી અરુણ, કૃષ્ણકાંત અને તેનુ કુટુબ, જનાર્દન અને તેનો આશ્રમ, ધનસુખલાલ અને એની પુત્રીઓ, વગેરેની લબાણ માહિતી મળે છે પછી પાછી પ્રતિજ્ઞાના દૃશ્યની યાદ અપાય છે, અને હવે ખરી વાર્તા શરૂ થતી હોય એમ લાગે છે પરતુ શરૂઆત પછી અત પણ તરત જ આવી પહોચે છે સરઘસ, લાઠીમાર અને જેલ, જેલમા આગ અને અરુણની આખનો નાશ, અને છેવટે અરુણરજનના હૃદયલગ્ન—આટલા જ બનાવો બને છે 'દિવ્યચક્ષુ'નું પૂર્ણાહુતિનું પ્રકરણ 'કૌમુદી'મા ચાલી ઘણાને નિરાશા અને અજાયબી આ જ કારણે થઈ હતી 'શિરીષ', 'હૃદયનાથ' અને કેટલેક અશે 'સ્નેહયજ્ઞ'મા પણ આવો જ અનુભવ થાય છે, ને ટૂકી વાર્તાને ખેંચીને લાબી વાર્તા બનાવી હોય એવુ લાગે છે આગલી વીગતો ટૂકાણમા આપવાને બદલે અતિ લબાણથી આડકથા કે ઉપકથા જેવી બની જાય છે, અને મૂળકથા ઘણી નાની બની જાય છે આમ પ્રમાણ જળવાતુ નથી, અને નવલકથાની સળગતા- (unity)નો નાશ થાય છે

૧ / આ સળગતાનો વિચાર કરતા શ્રી દેશાઈની નવલકથાઓમા ડગલે ને પગલે જે સુન્દર વિષયાન્તરો આવે છે તેનો ઉલ્લેખ જરૂરી છે એ વિષયાન્તરો ખૂબ સુન્દર, માર્મિક અને મનોહર હોય છે, અને શ્રી દેશાઈની નવલકથાઓની લોકપ્રિયતાના એક કારણરૂપ બને છે પરતુ વાર્તા કે વાર્તાલાપના એકધારા પ્રવાહમા એવા વિષયાન્તરોથી ખૂબ અડચણ આવે છે નવલકથા અને નાટકમા પાત્રો અને પાત્રોનું કાર્ય એટલે વાર્તા એ બે બાબતો તો સામાન્ય હોય છે, પરતુ પાત્રોના પહેરવેશ કે વાર્તાના સ્થળકાળ વગેરે આપણને રગભૂમિની રચનાથી સમજાય છે, અને નટલોકોનો અભિનય પણ ખૂબ ઉપયોગી નીવડે છે.

આથી પોતાના પાત્રો અને જોનારની વચ્ચે કંઈ સમજૂત આપવાને નાટયકારને જાતે આવવાની જરૂર રહેતી નથી. પરંતુ રંગભૂમિ તેમજ અભિનયકળાથી થતું બધું કાર્ય નવલકથાકારને તો જાતે વર્ણનોદ્વારા કરવું પડે છે, અને એટલે અંશે નાટયકાર કરતાં એની સ્વતંત્રતા વધારે છે. વાર્તાનાં પાત્રોને બાજુએ ખસેડી પોતે ઘડીભર વાંચનારાઓને સંબોધી શકે છે. પણ આ હકનો ઉપયોગ બહુ સાવચેતીથી થવો જોઈએ. વાંચનાર વાર્તાના બનાવોને કે પાત્રોને વધારે સારી રીતે સમજી શકે, તેમજ નવલકથાના રસાસ્વાદમાં તેને મદદરૂપ થઈ પડે એવું કર્તા કહે તે તદ્દન યોગ્ય છે. પરતુ શ્રી. દેસાઈનાં ઘણાં વિષયાન્તરોને વાર્તાના બનાવો કે પાત્રોની સાથે કશો જ સંબંધ હોતો નથી. એમના શબ્દો અવલોકનથી સમૃદ્ધ અને મર્માળાં હાસ્યરસથી ઊભરાતા છતા વાર્તાની અને વાર્તાલાપની સળંગતા તોડે છે, અને ઘણીવાર તો પાંચછ પાનાં વાંચ્યા પછી પણ વાર્તા કે વાતચીત આગળ વધતી જણાતી નથી. શ્રી. ગોવર્ધનરામ પોતાની આખી જિંદગીમાં મેળવેલા અનુભવ અને જ્ઞાનને 'સરસ્વતીચંદ્ર'માં કોઈ પણ રીતે દાખલ કરવાની વૃત્તિને રોકી શકયા નહિ. પોતાની આજુબાજુ જિવાતા જીવનના સામાન્યમાં સામાન્ય બનાવો તરફ પણ રમૂજમાં જોવાથી ઊપજતા વિચારો કોઈ પણ રીતે પોતાની વાર્તાઓમા દાખલ કરવાનો લોભ શ્રી. રમણલાલ પણ રોકી શકતા નથી. 'અચકો મચકો કારેલી' જેવી લીટી પરનું એમનું વિવેચન, તેમજ ચા પીવાની રીતનું, કે નોકરોને બોલાવવાની ઘટડીનું સુન્દર વર્ણન આ શંકા વધારે દૃઢ કરે છે. શ્રી. ગોવર્ધનરામની આ ખોડ જેટલા જોરથી યાદ કરવામાં આવે છે તેટલા જોરથી શ્રી. દેશાઈની આ ટેવ સામે પોકાર થતો નથી, તે એકનાં વિષયાન્તરો અતિ ભારે અને બીજાનાં રમૂજી અને હળવાં છે એ કારણને લીધે.

વળી તદ્દન સામાન્ય લેખકોની વાર્તાઓમાં માલૂમ પડતી યુક્તિઓ શ્રી. રમણલાલ પોતાની વાર્તાના વસ્તુઉકેલને માટે વાપરે છે, એ એમની કલાને શોભારૂપ નથી. 'કોકિલા'માં રમેશને હાથે કુસુમ અને સર વિહારીલાલનો આગમાથી બચાવ, અને રશ્મિ, નાથાબાવા ને જુગલકિશોરનો ન મનાય એવો ભેદ, 'હૃદયનાથ'માં સાહેબની ગાડીને શશીરેખાના બારણામાં જ, તેમજ વૃદ્ધા અને કોલીન્સની હોડીને નદીમાં હૃદયનાથની હાજરીમાં જ નડતો અકસ્માત, 'દિવ્યચક્ષુ'માં જેલમાં આગ, 'સ્નેહયજ્ઞ'માં કિરીટના કાવતરામાં પોલીસ અમલદારની સામેલગીરી, શિરીષને મળતી મધ્ય એશિયા જવાની સવડ વગેરે બનાવો કૃત્રિમ જેવા લાગે છે, અને જે કુદરતી રીતે વસ્તુઉકેલ થવો જોઈએ તે રીતે થતો નથી. આવા પ્રસંગોને લીધે કેટલીકવાર એક જાતનો રસ નિષ્પન્ન થાય છે ખરો, પરતુ તેમાં લાગણીના કૃત્રિમ અતિરેકનું (melodramatic) તત્ત્વ પ્રધાનપણે હોય છે.

# લતા

ત્રિશૂળ

[ 'પ્રસ્થાન'ના ગયા માહના અંકમા શ્રી. ગુલાબદાસ બ્રોકરની 'લતા શું બોલે ?' એવી એક વાર્તા બહાર પડી છે તે વાર્તા સંપૂર્ણ અને સ્વતંત્ર જ હતી, પણ શ્રી. 'ત્રિશૂળ'ને તે વાર્તા આગળ ચલાવવાનું સ્ફુર્યું, તેમણે તેનું આગળ એક પ્રકરણ લખી મોકલ્યું, અને બીજા મિત્રો જો એ પ્રમાણે વાર્તા ચલાવે તો પ્રસિદ્ધ કરવા આપ્યું. બીજા મિત્રોએ એ પ્રમાણે સહકાર આપવા કહ્યાથી હવે આ આખી વાર્તાનું નામ 'લતા' રાખી તેનું બીજું પ્રકરણ અહીં પ્રસિદ્ધ કરવામા આવે છે. તંત્રી ]

'લતા શું બોલે ?'નો સાર

સુરેશ અને નિરંજન બાળમિત્રો હતા એકાદ વર્ષ પહેલા સુરેશના લગ્ન થયા તેની પત્ની લતા પણ તેમની મૈત્રીમા જોડાઈ અને તેમની મૈત્રીનું વર્તુળ પહોળું થયું.

લતા સાતેક ચોપડી ભણી હતી. ખૂબ વાચેલું નહિ, પણ જિજ્ઞાસા પુષ્કળ. નિરંજન સાહિત્યનો અભ્યાસી હતો, રસિક હતો. સુરેશ તો વિજ્ઞાનનો વિદ્યાર્થી રહ્યો. લતાની જિજ્ઞાસા નિરંજન પોષતો.

સુરેશ અને નિરંજન વચ્ચે ઘણી વખત ચર્ચા થાય. લતા અચૂક નિરંજનનો પક્ષ ખેંચે. વિજ્ઞાન જેવા સુક્કા, લુખ્ખા વિષયમા શો રસ હશે તે તેને સમજાય નહિ.

નિરંજન અને લતાની મૈત્રી વધતી ચાલી સુરેશ ન હોય ત્યારે પણ બન્ને સાથે કાવ્યો વાચે, હસે, બોલે, સાથે બેસે. તેમની મૈત્રીમાથી આકર્ષણ જાગ્યું. અમુક પ્રસંગો બનતા બન્નેને પોતાના આકર્ષણનું ભાન થયું. તેને દાબી દેવા બન્નેએ નિશ્ચય કર્યો.

પરંતુ તેનું જોર અદમ્ય હતું. મિત્ર-પ્રેમ કે પતિ પ્રત્યેની વફાદારી તેને ટાળવા અસમર્થ નીકળ્યા. બન્નેએ ચેતીને ચાલવા માડ્યું. એકાતમા તો ન જ મળવું તેવો નિશ્ચય કર્યો.

છતા અનિવાર્ય સંજોગોમા બન્ને એક વખત એકલા મળી ગયા. નિરંજને જવાની ઉતાવળ કરતા લતાએ બાર વાસી દીધા. જે વસ્તુનો ભય હતો તે બની ગઈ.

પોતાના કાર્ય માટે પરબારું નિરંજન ગામ છોડી કોઈને ખબર આપ્યા વિના ચાલી ગયો. તેને ઘેર તપાસ કરતા ત્રણેક દિવસ થયા તેના ચાલી જવાની સુરેશ અને લતાને ખબર પડી. સુરેશ કંઈ સમજી ન શક્યો. તેણે લતાને પૂછ્યું :

'લતા, નિરંજને આવું કેમ કર્યું હશે ?'

લતા શું બોલે ?

હવે આગળ વાંચો.

*

## સુરેશ બોલ્યો

લતા ન બોલી, ન ચાલી.

લતાએ કંઈ જવાબ ન આપ્યો. સુરેશ બારણું ધકેલી ઓરડામા પેઠો. નિરંજન વિના ઓરડો નિર્જીવ લાગ્યો. આમતેમ નજર નાખી તે ખિન્ન હૃદયે બારણા તરફ વળ્યો. તેણે જોયું કે લતા પણ અંદર આવી હતી અને ઉત્સુકતાથી આમતેમ જોતી હતી.

'અહીં હવે કંઈ નથી, ચાલો,' સુરેશે કહ્યું; અને બારણા બહાર ગયો. પણ લતાને કોઈ શુભ આશા પ્રેરતી હતી. તેણે ગોખલાના ખૂણા તથા હાટિયાના ખાનાં જોવા માંડયાં અને એક ખાનામાંથી કોઈ પ્રેમપત્ર કરતાં પણ કીમતી વસ્તુ મળી આવી. એ હતી કાગળની એક લાંબી કાપલી. અને તેના ઉપર લતાનું નામ કેટલીયે વાર લખાયેલું હતું. અક્ષરો નિરંજનના જ હતા.

લતાને રોમાંચ થયો, અને તેના મનને કોરી રહેલી એક શંકા નીકળી ગઈ. પોતે જેટલી આતુરતાથી નિરંજનને ઝંખ્યો હતો તેટલી જ આતુર ઝંખના નિરંજનમાં પણ હતી. પોતાને કોઈ ચાતકની પેઠે ઝંખે છે ખરું ' તેનું હૃદય ઉલ્લાસ પામ્યું. પણ બીજી જ પળે ત્યાં એક શિલા ઊતરી. નિરંજન ક્યાં? લતાનું મન અનેક અમંગલ શંકાઓ કરી રહ્યું. એ કદીય હવે ન આવ્યો તો? અને સુરેશને આ ખબર પડી તો? નવી જ દિશામાંથી ભયે તેના પર આક્રમણ કર્યું. પણ લતાને લાગ્યું કે એની સામે રક્ષણ કરવાની ઘણી શક્તિ પોતામાં હતી. ખરી મૂંઝવણ તો જેની સામે કશું કરી ન શકાય તેવા નિરંજનના નાસી જવા વિષે હતી. એને ખોળવો ક્યાં? હવે નિરંજન વિના? નિરંજન હતો તો જ જીવનમાં કંઈક મીઠાશ, બીનાશ અને મધુરપ આવી હતી.

'ચાલ, લતા!' સુરેશનો ધીમો અવાજ આવ્યો તે અવાજમાં હમેશાં મજાક રહેતી, પણ તે કદી કડવો બનતો નહોતો પણ લતાને તે આજે કડવો અળખામણો લાગ્યો. જાણે તેને કોઈ અપ્રિય પ્રદેશમાં ન ખેંચી જતું હોય તેમ ફરીથી અવાજ તેના મનમાં રણક્યો, 'ચાલ, લતા!' તેને થયું, જો મારી પાસે જાદુ હોય તો અહીંથી જ ઊડીને નિરંજન પાસે ચાલી જાઉં.

કાપલીને ગજવામાં ખોસી લતા નીકળી. સુરેશ હાથમાં ટોપી રમાડતો ઊભો હતો. તેણે પૂછ્યું, 'શું હતું?'

'કશું નહિ.'

'ત્યારે આટલો વખત શું કરતી હતી?'

લતાએ જવાબ ન આપ્યો તે સુરેશ સાથે આ પહેલાં કદી જૂઠું બોલી નહોતી. તેને થયું કે પોતે રડી પડશે. તેણે મન કબજે રાખ્યું. ડોક ટટાર કરી, અને બોલી. 'કશું નહિ; ચાલો.'

'તળાવ પર જઈશું ને?'

'ના, ઘેર.'

પત્નીને નારાજ ન કરવી જોઈએ એ વાત સુરેશના મનમાં જાણે નવેસરથી ઊગી. પોતે ઘરથી કંટાળ્યો હતો, ત્રણત્રણ દિવસ નિરંજન વિના શુષ્ક રીતે ગાળ્યા હતા, છતાં તે ઘર તરફ વળ્યો એ હૃદયમાં અસ્વસ્થતા અનુભવી રહ્યો. 'નિરંજન ક્યાં ગયો હશે! શા માટે જતો રહ્યો હશે?' અને નિરંજન જાણે મરી ગયો હોય તેટલો શોક તેને થયો.

લતા ઘેર આવીને સૂઈ ગઈ થોડા વેપારના કાગળો લખી સુરેશ તેની પાસે આવ્યો. ધીરેથી તેણે લતાના ગાલને સ્પર્શ કર્યો. શરીર ગરમ લાગતું હતું. વધારે ખાતરી કરવા તેણે લતાના હૃદયને સ્પર્શ કર્યો. લતાના ગજવામાં તેને કંઈક ખૂંચ્યું. સહજ કુતૂહલથી તેણે તે તપાસ્યું અંદરથી એક કાપલી અને નિરંજનના અક્ષરોમાં લતાની નામમાળા! લતા ઊંઘતી હતી. પ્રશ્ન પૂછતો હોય તેમ તે તેના મોં તરફ જોઈ રહ્યો.

ઊંઘમા લતા કેવી મનોહર લાગતી હતી ! આવી દ્વિધાભરી મનોદશાથી તેણે લતાને પહેલા કદી નિહાળી નહોતી લતાના ચપળ નેત્રો અને મજ્જતા હોઠ શાંત બની ગયા હતા તેના ભવા ઊંઘમા ખેંચાતા હતા, જાણે કોઈ પ્રબળ આવેગને તે દાબી રાખતી હોય અને તેને નિરંજન યાદ આવ્યો તેની અને લતાની વચ્ચેના હાસ્યવિનોદ, તેમની ગભીર ચર્ચાઓ, તેમની ખેંચાખેંચીઓ તેને યાદ આવ્યા તેને સહસા ભાન થયુ કે આ બધામા તેનો પોતાનો કેટલો ઓછો ભાગ હતો પોતે તો તેમની આ પ્રવૃત્તિની આજ લગી ઉપેક્ષા, અવગણના અવમાનના જ કરી હતી

અને લતાએ તથા નિરંજને પોતાને માટે સુરેશથી અલગ એક જુદુ જીવન ઉપજાવ્યુ હતું નિરંજનની ગેરહાજરીથી એનુ મહત્ત્વ હવે સ્પષ્ટ સમજાવા લાગ્યુ રસ્તા પર ચાલતા જાણે લતાએ આવીને તેનો હાથ ઝાલ્યો હતો, અને તેની ગતિ મદ દેખતા તેનો હાથ છોડી નિરંજન સાથે ચાલવા લાગી હતી પોતે જાણે બનેથી પાછળ પડતો ગયો હતો અને તે આગળ ને આગળ વધ્યે ગયા હતા

એ સ્થિતિનુ શુ પરિણામ આવે ? તેણે જાગૃત થવુ જોઈએ લતાની આકાક્ષાઓ અને આવશ્યકતાઓને સમજી તેને પૂરી પાડવી જોઈએ નહિ તો ક્ષુધાતુરાણા ન ભય ન લજ્જા એ ન્યાયે શ ઘટનાઓ ઘટી ન જાય ?

લતા ઊંઘતી હતી સુરેશ પેલી કાપલીને જોઈ રહ્યો નિરંજન લતાનું નામ રટે છે ! અને લતા ? એ પ્રશ્નનો જવાબ ખોળવાને કે પામવાને તે તૈયાર નહોતો તેણે કાપલી ધીરેથી લતાના ગજવામા મૂકી દીધી લતા સળવળી

લતા, શરીર સારુ નથી ?'

'સારુ છે મને ઊંઘવા દો '

સુરેશને લાગ્યુ લતા જાણે તેની નજીક જવાના પોતાના પ્રયત્નને તરછોડી રહી હતી તેણે પોતાનો હાથ ખેંચી લીધો

ડૉક્ટરને બોલાવ્યો, અને લતા તરફ વધારે ધ્યાન આપવાને તેની વિવેકબુદ્ધિ તેને શિખામણ દઈ રહી

નિરંજનના ગયા પછી લતામા ઝડપી ફેરફાર થવા લાગ્યા તેની શારીરિક બીમારી તો થોડા જ દિવસમા મટી ગઈ પણ તેની પ્રસન્નતા અને ઉલ્લાસ જતા રહ્યા સુરેશ નિરંજન સાથે તે શુ વાચતી તે પૂછતો તેની સાથે પુસ્તકો વાચવા પ્રયત્ન કરતો સુરેશ પુસ્તક ઉઘાડી થોડુક વાચે અને લતા કહેતી

'રહેવા દો, હવે કટાળો આવે છે '

સુરેશ નિરાશ થઈ પુસ્તક મૂકી દેતો, અને લતા સામે જોતો લતા તેના તરફ ઘડી જોઈ નજર ફેરવી લેતી

સુરેશના આવા પ્રયત્નોના જવાબમા લતાનુ ઉદાસ મો તેને કહેતું લાગતું, 'તમે બહુ મોડા પડ્યા છો '

તેઓ ફરવા જતા તો ત્યાથી લતા જલદી પાછી ફરવા ઇચ્છતી નવા મગાવેલાં પુસ્તકો વાચ્યા વિના પડી રહેતા નિરંજન હતો ત્યારે જે દિલરૂબા તે રોજ વગાડતી તેને હવે અડતી જ નહોતી નિરંજન સાથે અતિ રસપૂર્વક વારવાર વાચેલી ચોપડી તેની ગેરહાજરીમા

વાંચતાં સાવ નીરસ લાગતી એ તો સુરેશને પણ સમજાતું. નિરંજનની અંદર જ કંઈ એવું હતું જે પુસ્તકોને જીવતાં કરી શકતુ, ફરવા જવાના સ્થળોને ઉલ્લાસમય કરી શકતુ. તેની સાથેની પ્રત્યેક ક્ષણુ નવી દૃંક પ્રગટાવતી હતી. લતા આ વસ્તુઓને મૂંગીમૂંગી અનુભવી રહી હતી. સુરેશને નિરંજનની ખોટ પૂરી પાડવાના પોતાના પ્રયત્નો વધારે ને વધારે અસફળ દેખાવા લાગ્યા તેને લાગ્યું, પોતે લતાને કદી પહોંચી શકશે નહિ તેને મોટો ભય તો એ હતો કે લતા તેના પોતાના જીવનની ગતિ જ કદી રોકી તો નહિ પાડે?

બાહ્ય સગવડો વધારી તેણે લતાને રાજી રાખવાના પ્રયત્નો કરવા માંડ્યા. ઘરમાં નવુ ફર્નિચર આવ્યું, મોટું ઘડિયાળ, આખા આરસા આવ્યા, ગ્રામોફોન આવ્યું, અને વસ્ત્રો તથા ભૂષણો પણ આવ્યાં. છતાં લતા એની એ રહી, ઉદાસ અને વિમુખ.

આ સંજોગોમા સુરેશે એક બીજી વસ્તુ જોઈ નિરંજનનો તે જ્યારે ઉલ્લેખ કરતો ત્યારે લતા ચિડાતી. તેની આંખોમા શંકા અને ભય સુરેશ વાંચી શકતો. આમ શા સારુ? નિરંજનના કંઈ કાગળ તો નહિ આવતા હોય? કંઈ ગભીર બન્યુ તો નહિ હોય? પણ લતાની ચોકી કરવા જેટલી કૃપણતા તે કેળવી શક્યો નહોતો તેને લાગ્યુ, લતા પોતાનાથી દૂર ને દૂર ચાલી જાય છે અને તેને રોકવાનો એકે ઇલાજ તેની પાસે હવે નથી

દિવસેદિવસે અસહ્ય થતી જતી પરિસ્થિતિમાં કંઈ વિવિધતા આવે એ દૃષ્ટિએ સુરેશે આબુ જવાનો વિચાર કર્યો, અને લતાને તે વિચાર જણાવ્યો

'મારે ક્યાંય જવુ નથી,' કોઈ પ્રબળ ભાવિની સામે આડ બાંધતી હોય તેમ લતા બોલી.

'પણ આબુ તો તને ખૂબ ગમે છે જો ને કેવી થઈ ગઈ છે તું!'

જવાબમા લતા પોતાના પીળા થતા જતા હાથ તરફ નજર નાખી બોલી, 'બધું ગમતુ કરવા દેવાની ટેવ મને ના પાડશો.'

આખરે સુરેશના આગ્રહથી લતા તૈયાર થઈ. આબુનુ નામ સાંભળી તેને છૂપો આનંદ તો થઈ રહ્યો. પણ કોઈ અરોચક અગમ્ય ભાવ તેના હૃદયને ગભરાવી રહ્યો

સુરેશની સજ્જનતા તેને વસમી લાગવા માંડી હતી નિરંજન તરફ ધસ્યે જતા હૃદયને તે બળપૂર્વક પાછું ખેંચતી હતી તે વિચારતી, 'સુરેશ, તુ જરા દુષ્ટ બન મને રસ્તો સૂઝે' અને તેનું મન નિરંજનને શોધવા જતુ. આકાશમા ઊડતો નિરંજન હાથ જ આવતો નહોતો તે હતાશ બની કપાળ કૂટતી

*

તીવ્ર આવેગથી ઘર છોડી નાઠેલા નિરંજનને ક્યાં જવું તેની જ કશી ખબર પડી નહિ ટ્રેન આવી પહોંચી છતાં તે કશું નક્કી ન કરી શક્યો. ત્યાં એક અકસ્માત બન્યો. તેનો એક મિત્ર હવા ખાવા આબુ જઈ રહ્યો હતો તેની સાથે તેની માસી અને તેમની દીકરી હતા. તેણે તેને આગ્રહ કરી સાથે લઈ લીધો. મિત્રની સાથે તેને બધી મદદ આબુમા મળી રહી. એ આરામભરી દશામાં તેનું ચિત્ત વધારે નવરું પડ્યુ, અને લતા સાથે બની ગયેલી ઘટના તેના મનમાં વટોળિયા પેઠે ચકરાવા લાગી.

જીવનમા સ્ત્રીની સાથે આ તેનો પહેલો પ્રસંગ હતો મનની શિથિલ ક્ષણોમાં જે વિચારને તેણે પોતાના પર સ્વાર થવા દીધેલો તે છેવટે ઘટનારૂપે બની ગયો! જીવનમાં જે સ્નેહનું-સ્વર્ગ તે કલ્પતો હતો તે એક ઘડી પર પૃથ્વી પર ઊતરી આવ્યું હતું. વટોળિયો

આવીને પાંદડાને ઉપાડી ઊંચે ઉડાડી જાય, ત્યા ઘુમાવે અને છેવટે નીચે નાખી દે, તેમ આ બની ગયુ હતુ. અને પરિણામે ?

એક બાજુ હૃદય એને ડંખ્યા કરતુ હતુ, અને બીજી બાજુ એ જ અનુભવને માટે તેનું આખુ ઉરતંત્ર ઝંખતું હતુ. સુરેશની અને લતાની સાથેના લાંબા મીઠા સંબંધનો આવો જ અંત ! પોતાનુ હૃદય તેને ઘણીવાર અક્ષમ્ય દોષયુક્ત લાગતુ, અને સુરેશને પત્ર લખી બધી વાતથી તેને માહિતગાર કરી દોષમુક્તિ મેળવવા તેને મન થતુ. પણ તરત જ તેને લતાનો ખ્યાલ આવતો. એમા લતાની કેટલી કફોડી સ્થિતિ થઈ જાય ! એ જાણ્યા પછી સુરેશ તેના તરફ ક્રૂર બન્યો તો ! તેને માટે જીવતુ નરક ઊભું કરી દીધુ તો ! વળી લતાના આ કૃત્ય માટે તેની પોતાની જવાબદારી પણ ક્યા ઓછી હતી ? એવી ઝંખના લતામા પ્રગટી તેના કારણમા શુ પોતે જ નહોતો ! તો એ જવાબદારીના પરિણામ પોતે જ વહવા જોઈએ. પણ બધી જવાબદારી પોતે લઈ લે છતા લતાની સ્થિતિ સુરેશના ઘરમા ચિંતાજનક જ રહે. લતાને માટે બીજુ આશ્રયસ્થાન શોધ્યા પછી જ સુરેશની સાથે આ ઘટનાનો સ્ફોટ કરી શકાય

આ કાર્યની યોગ્યતાઅયોગ્યતાનો તેણે ઘણો વિચાર કર્યો સુરેશને આ બાબતથી અજાણ્યુ તો ન જ રાખવા જોઈએ એમ તેના મનમા દૃઢ થવા લાગ્યુ પણ સુરેશને જણાવતા પહેલા લતાને પૂછી લેવુ જોઈએ અને લતા શુ કહેશે ! લતાને લખવુ કે ન લખવુ ? એ પ્રશ્નની ગડમથલમા તેણે દિવસો કાઢ્યા. આમ કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય કરવામાં તેની બુદ્ધિ ગૂંચાયેલી રહેતી, ત્યારે તેનુ હૃદય, ફાગણની શાંત સંધ્યાઓમાં અને મીઠી રાત્રિઓમા લતાને પૂરા જોરથી ઝંખી રહેતુ તેવે વખતે, સુરેશ ચંદ્રના તેજમા શુક્ર ઢંકાય તેમ તેના હૃદયઆકાશમાં ઢંકાઈ જતો, અને લતા સોળે કળાએ પ્રકાશી રહેતી. જગતમાંથી બધો ભૂતકાળ લુપ્ત થતો. એની ભાવનાઓ, એના કર્તવ્યાકર્તવ્યના ખ્યાલો, પવિત્રતાઅપવિત્રતાના વિચારો લુપ્ત થતા, અને એક એકલ જીવ બીજા જીવને ઝંખી રહેલો નિરંજનનુ જીવન કોઈ ઊંચો ગગનગામી હીંચકો લેતુ અને આખી દુનિયા તેના ખાડાટેકરા સાથે ઊંડા અવકાશમા સરી જતી.

પણ એમ દુનિયાને મહાની દેવી રાક્ષસ તેમ નહોતુ તેનો હીંચકો જ્યારે નીચે ઊતરતો ત્યારે તે સુરેશનુ ઘર પોતાની હસીને મશ્કરી કરતો સુરેશ, આકર્ષક બનતી જતી લતા, અને તેમનો કુટુંબી જેવો પોતે બધુ તેને યાદ આવતુ. શુ આવી મિત્રતામા વિષવૃક્ષ રોપાવાનુ હતું ? કે એમાથી કોઈ કલ્પવૃક્ષ ઊગવાનુ હતુ !

તે વળી વિચારતો, લતા પોતાના તરફ શાને આકર્ષાઈ ? એક ક્ષણની એ ચંચલ મનોવૃત્તિ હતી કે કોઈ જીવનવ્યાપી પ્રબળ ઝંખના હતી ? ચંચલતાનો તો વિચાર જ ન કરવો ઘટે. પરપોટા પેઠે એને ઊડીને સમતા વાર ન લાગે પણ જો પ્રબળ ઝંખનાએ લતાનો કબજો લીધો હોય તો ! તો તો એ મહાગભીર પ્રશ્ન થઈ પડે અને તે પ્રશ્ન તેણે તથા સુરેશે બને મળી ઉકેલવો જોઈએ, જો બને ખરેખરા લતાના કલ્યાણકામી હોય તો. પણ લતામાં ચંચલ મનોવૃત્તિ હતી કે દૃઢ ઝંખના હતી તે કોણ નક્કી કરે ? લતા જ. અને એનો ઉકેલ ! કોક જાણે બોલ્યુ, 'એ પણ લતા જ કરે !'

પણ નિરંજન આટલો બધો તટસ્થ બની લતાના કલ્યાણનો જ વિચાર ન કરી શકતો તેની પોતાની લાગણીઓ પણ તેની પાસે જવાબ માગતી તેના પોતાનામાં ચંચલ—ક્ષણિક વૃત્તિ

હતી કે ઊંડી અનિવાર્ય ઝંખના? લતાની સાથેના સંબંધનો આખો પટ તેના મન આગળ ઊકલતો. નાનામોટા પ્રસંગો તાજા થતા. ક્ષિતિજને સામસામે છેડે ઊભેલાં એ કેવી રીતે અન્યોન્યની નજીક આવતાં ગયાં હતાં, તે બધાં પગથિયા તેને સ્પષ્ટ થયાં. નિરંજનને પોતાની સર્વ ઝંખના લતામાં પરિસમાપ્ત થતી લાગી. પણ લતાને મન શું? એનો જવાબ તેની પાસે નહોતો. પોતાને ખાતર તે કશું કરવા તૈયાર નહોતો તેમનાથી છૂટો રહી તે એકલ વિચરવા ઇચ્છતો હતો. પણ વિધિ તેને માટે નવી સાંકળો તૈયાર કરી રહ્યો હતો.

આબુમાં આવેલાં સુરેશ અને લતા, ઉતારામાં સામાન વગેરેની વ્યવસ્થા કરી સાંજે ફરવા નીકળ્યાં. નવો પ્રદેશ તેની નવીનતાથી જૂના જગતને ઘડીવાર ભુલાવતો હતો. લતા નવાં ઝાડ, ઊંચાનીચા રસ્તા, અને પર્વતનુ માર્દવ જોઈ રાજી થતી હતી. તેઓ ફરતાં ફરતા એક નાની ખીણની ટોચે આવ્યા અને થંભ્યા કોઈ ઝરણ વહી જતુ હોય તેવું એક મધુર ગીત નીચેથી આવતુ હતુ તેમણે નીચે કેટલાક માણસોને બેઠેલા જોયા. તેઓ ઊતરવા લાગ્યા. દૂરથી એક નાનો ઝરો પણ વહી આવતો હતો, અને પેલુ ગીત સ્પષ્ટ થતુ જતુ હતુ.

સુરેશ થભ્યો. 'અવાજ ઓળખીતો લાગે છે'

લતા પણ થભી. તેના શરીરમાં કંપ આવી ગયો.

'નિરંજન તો ન હોય!' તેને વિચાર આવ્યો

તેઓ આગળ ચાલ્યા

'અરે, આ તો નિરંજન જ!' સુરેશ બોલી પડ્યો તેના પગ રોકાઈ પડ્યા. અજાણ્યો ભય તેના હૃદયમાં વ્યાપી રહ્યો

'અહીં પણ નિરંજન? નસીબ માત કરવા આગળ ને આગળ.' પણ તે વધુ વિચાર કરે તે પહેલા તેઓ અને ચાલતાં ચાલતાં પેલી ટોળી પાસે આવી પહોંચ્યાં

ગીત અટકી ગયું, અને આ નવા આવનાર તરફ બધાં ફર્યા. નિરંજને બંનેને ઓળખ્યાં. તે સહેજ ફીકો પડ્યો. સુરેશ જ બોલ્યો, 'નિરંજન! તુ અહીં!'

'હા,' નિરંજન એટલુ જ બોલી લતાને જોઈ રહ્યો. આ બેનુ અચાનક આગમન તેને અસ્વસ્થ કરી રહ્યું અને એટલા બધા વિચારો તેના મનમાં આવી ગયા કે પોતે શુ અનુભવી રહ્યો છે તેની જ ખબર ન રહી. તેણે પ્રયત્નપૂર્વક સ્વસ્થતા મેળવી અને નવા મિત્રોની નિરંજને પરસ્પરને ઓળખાણ કરાવી

'આ સુધાકર મારો દૃઢ મિત્ર, આ તેમના માસી રેવાબહેન, અને આ કુસુમ તેમની દીકરી'

કુસુમ સુરેશ સામે જોઈ રહી, અને પછી લતા પર નજર ફેરવી રહી—જાણે પોતાથી કઈ બાબતમાં આ ચડિયાતી કે ઊતરતી છે તે નક્કી કરતી ન હોય!

સુધાકરનો ઉતારો તેમની નજીક જ હતો નિરંજનને પોતાને ત્યાં આવી જવાનો સુરેશે આગ્રહ કર્યો. પણ તે સુધાકરને ત્યાં જ રહ્યો. બધા એકબીજાને ત્યાં જતાંઆવતાં, સાથે ફરવા જતા, રમતો રમતા, ગપ્પાં હાંકતાં પણ સુરેશ જોઈ શક્યો કે નિરંજન પહેલાંની મોકળાશથી હળતોમળતો નહોતો. નિરંજન શા માટે અચાનક ચાલ્યો ગયેલો, તે અર્થના પોતાના પ્રશ્નનો જવાબ આપતાં તો તે કેવો ફીકો થઈ ગયો હતો! અને હવે જાણે તેમનાથી ભાગતો ફરતો હોય તેમ તે લાગતો.

પણ તેમ છતાં સુરેશને નિરાંતે રહેવા લાગી. લતામાંથી ઉદાસીનતા અને ગ્લાનિ ઓછી થવા લાગી હતી. સુધાકર ચર્ચાનો અને પુસ્તકોનો ભંડાર હતો. ઉદ્દામમાં ઉદ્દામ વિચારો તે પોતાના હોય તેમ જાહેર કરતો. અને દરેક બાબતમાં કોઈ નવું જ દૃષ્ટિબિંદુ તે રજૂ કરતો. એ ચર્ચાઓ, પુસ્તકો, સુધાકર, અને નિરંજન વગેરેમાં લતા જાણે મગ્ન થઈ ગઈ હતી. સુરેશના હૃદયે આરામનો શ્વાસ લીધો. લતાને સારી રીતે ઘેર લઈ જવાય તો જગ જીત્યા!

લતાની જિજ્ઞાસા અને નવા વિષયોમાં રસ લેવાની શક્તિ જોઈ સુધાકર રાજી થયો. 'લતા પોતાની શિષ્યા છે,' એમ કહી નિરંજન ગૌરવ લેતો. એ ગૌરવ પચાવી પાડવાનું સુધાકરે નિરંજનને ચૅલેંજ દીધું, અને રોજ તે નવાનવા પુસ્તકોમાંથી કાંઈક અવનવું કાઢતો.

કુસુમને થોડા દિવસ નિરંજન ખૂબ ગમ્યો હતો, પણ પાછળથી તે તેનાથી કંટાળવા લાગી. રેવામાસીને છોકરીની આ ગાંડાઈની બીક લાગી હતી. પણ પછી તેમને નિરાંત થઈ. કુસુમને ક્યાંક મારે ઘેર કામ પાડવાની તો હતી જ, પણ નિરંજન સાથે તો નહિ જ. તેનું કુળ, પૈસો, વગેરેની વાત સુધાકર પાસેથી જાણી લીધા પછી નિરંજનને તેમણે આદર્શ વર તરીકે નાપાસ કર્યો. અને સુધાકરને તો તે કુંવારો રહે એવો જ શાપ આપતા. તેમને તો જોઈતો હતો પૈસાવાળો, રૂઆબદાર અને નિરંજનના જેવી કશી લપછપ વિનાનો, સાદો, સીધો, કુસુમને વહુ કરીને જ રાખે એવો માણસ. આ નવા જમાનાના છોકરાંના ગાંડા તેમને ન ગમતા. અને કુસુમ એવું કહી દેતી ત્યારે તે કહેતા 'બેસ, બેસ, ડાહલી. જરા ભાગમાં તો રહે. વહુ થઈને જવાનું છે તારે. આપણાથી કંઈ વહી જવાવાનું છે?'

રેવામાસીએ સુરેશને જોયો ને તેના પર તેમની નજર ઠરી ગઈ. 'કેવો ઠરેલ છોકરો! પણ પરણેલો છે!' રેવામાસીએ કપાળ કૂટ્યું. સુરેશ દિવસેદિવસે તેમને વધારે ને વધારે ગમતો ગયો. તેમણે મન સાથે નક્કી કર્યું. 'સુરેશ હા પાડે તો કુસુમને શોક્ય ઉપર પણ નાખવી.' પણ એમની આકાંક્ષાઓ તેમને ભાર લાગી. 'આજના છોકરા માબાપનું શેના માને હવે?' અને તેમને સુધાકર ખૂબ ઉત્સાહથી એક ચોપડી વાચતો તે યાદ આવી— 'પેલી બાયડીની અદલાબદલીવાળી.' પહેલા જ્યારે એ વાત સાંભળી ત્યારે તો તે મો ફાડીને જોઈ જ રહ્યા. 'શું કહે છે, તું સુધાકર! એવું તે બને?'

'હા માસી રોજ બને છે. પચીસ વરસ પછી જોજોને આપણે ત્યાં એવું થશે.'

'ઓ બાપ! ભાવડાને સૂતો મેલી બાયડી બીજાને ચાલી જાય! હડહડતો કળજુગ!' તેમનો સતયુગમાં રહેનારો જીવ ગભરાયો. તેમની કલ્પનામાં ઘડીભર એકએક ઘર ખાલી થતું લાગ્યું. પરણેલી કે કુંવારી કોઈ કશાનો વિચાર કરતી નહોતી. એમાં પોતાની કુસુમ અને પેલી લતા પણ ચાલી જતા દેખાયા. તેમનું હૃદય જાણે બેસી ગયું. 'કુસુમ! મારી કુસુમ નાસી ગઈ એમ કહેવાય? હું શું મોઢું લઈને જીવું?' ત્યાં કલ્પનાએ બીજી બારી ખોલી. 'ઓ લતા ચાલી!' સુરેશનું ઘર ખાલી પડ્યું. 'કુસુમ રે કુસુમ, ચાલ જલદી રથમાં ઉતાવળે કુસુમ... નેતર ઓઢાડવાનું પોતે કરે છે. પણ ત્યાં તો કુસુમ નાઠી! ક્યાં? કોની સાથે? આ ગામ! આ જમાનો? કોણ કોનું સગું રહેશે? ભગવાન એ દહાડો ન બતાવે તો સારું. અલ્યા સુધાકર!' તેમણે બૂમ પાડી. સુધાકર પણ ઉત્ક્રાન્ત માનવજાતિ

પેઠે જતો રહ્યો હતો. તેમણે વિચાર ઓથારને બળાત્કારે હઠાવ્યો, અને ધ્રૂજતે હાથે તેમણે માળા ફેરવવા માંડી રામરામ! આ એક મણકો નવો ખાંડો થઈ ગયો!

૬

'અલ્યા નિરંજન, તું શું કાલે જાય છે?' અંબાજીના વાઘની પેઠે સુરેશે નિરંજન પર તરાપ મારી.

સુરેશને ઉતારે ખુરસીમાં પત્ર લઈને બેઠેલો નિરંજન તેના સામે જોઈ રહ્યો. તે જરા હસ્યો ને બોલ્યો, 'કોણે કહ્યું?'

'કોણે? તે તારી કાકીએ!' અહીં કોઈ નિરંજનની કાકી હતી નહિ. સુરેશના અવાજમાં મજાક હતી કે રોષ હતો તે તેને સમજાયું નહિ. તેણે માત્ર રેવામાસીને જ વાત કરી હતી. લતાની સાથે એ દિવસ પર, જ્યારે બધાં અંદર પત્તાંની રમતમાં પડ્યાં હતાં, ત્યારે બહાર કૂવા પર જે બીના બની ગઈ તે જોતા અહીંથી હટી જવું જ તેને સલામત લાગ્યું. પોતાના મિત્રનું ઘરભંગ થતું, અને તે પોતાને જ હાથે, તે કદી સહન કરી શકે તેમ નહોતું. નીકળી જવાનો નિશ્ચય કરી તે મળવાને બહાને લતાનું છેલ્લું દર્શન કરી લેવા સુરેશને ત્યાં આવ્યો હતો. લતા અંદર જ બેસી રહી હતી. પણ સુરેશના મોટા અવાજથી તે બહાર આવી. અને બારણામાં, છબીમાં મઢેલા ચિત્ર જેવી, ઊભી રહી. નિરંજન તેને જોઈ રહ્યો અને સુરેશને સંબોધી બોલ્યો, 'જાઉં પણ ખરો!'

'તો અહીં જમવા નહિ આવે?' સુરેશે શાંતિથી કહ્યું.

'તારા એકલાને નોતરે હું કેમ કરી આવી શકું?' નિરંજને કહ્યું. તેના મનમાં થયું, પોતે કેટલો જુઠ્ઠો છે! જેનું નિમંત્રણ તે મોંથી માગતો હતો તેનું તો સોગણું નિમંત્રણ હતું.

'આવો ને!' લતા ધીમેથી બોલી. અને તેણે બન્ને પુરુષો તરફ જોયું નિરંજને સુરેશ અને લતા સામે જોયું.

'આવીશ,' તેણે હા પાડી. અને રેલવે ટ્રેનના ટાઈમ અને મોટરોની ચર્ચા ચાલી રહી.

સુરેશને ત્યાં સુધાકર, કુસુમ, રેવામાસી અને નિરંજન બધાંનું જમણ થયું. જમી કરીને ખૂબ ગપ્પાં હંકાયાં. સુધાકર ક્યાંકનું ગ્રામોફોન લઈ આવેલો તે વગાડ્યું. 'ચંડીદાસ' અને 'દેવદાસ'માં આવતાં સાયગાલનાં ગાયનો તો કેટલીય વાર વાગ્યાં.

'પ્રેમનગરમેં બનાઉંગી ઘર મૈં'ની રેકર્ડથી મોડી રાતે મહેફિલ પૂરી થઈ; ખાવામાં પ્રેમ અને પીવામાં પ્રેમ, પ્રેમ ઓઢવાને અને પાથરવાને એવા અર્થની કડીઓ ઉપર સુધાકરે મજાક પણ ઠીક ઉડાવી. છતાં સંગીતની માદક અસર બધા પર ફરી વળી હતી. વાતાવરણમાં પ્રેમના સૂર ગુંજતા રહ્યા અને બધાં વેરાયાં.

મોડી રાતે સુરેશ જાગ્યો ત્યારે લતાની પથારી તેણે ખાલી જોઈ. પાયખાને ગઈ હશે માની તે ઊંઘી ગયો. પા કલાકે ફરી તેની આંખ ઝબકી. હજી પણ પથારી ખાલી જ હતી. તેના હૃદયમાં એક આશંકા આવી ગઈ. તેનું મગજ ચકરાયું. માથે હાથ દઈ તે ઘડીવાર પડી રહ્યો. પછી ધીરેથી બેઠો થયો અને આંગણામાં ફરવા લાગ્યો. 'ક્યાં ગઈ હશે?'

મકાન પાછળથી તેને અવાજ આવતા સંભળાયા. તે ધીરેથી ભીંતને ખૂણે વળ્યો. તારાઓના પ્રકાશમાં બધું સ્પષ્ટ હતું. એક ઝાડની નીચે બે આકાર ઊભા હતા. અવાજ લતા

ખાતર એ પોતે જનતુ બધું કરી ચૂક્યો હતો, તે જ નિરંજનને ફરજ પાડતી હતી જાણે. પણ આટલો વખત આમ શાંતિથી જીવન ગાળતી લતામાં એકાએક આ શું ? કે આ શાંતિ ઉપરઉપરની જ હતી ? શું નિરંજનનું સાંનિધ્ય જ એને શાંતિ અને પ્રસન્નતા આપતું હતું ? હા, લતા જ્યારથી આવી ત્યારથી જ નિરંજન ઘરમાં હતો. નવા વિદ્યાર્થીને ઉત્સાહી શિક્ષક સંભાળી લે તે રીતે તેણે લતાને સંભાળી લીધી હતી. તેના મનમાં દુષ્ટ હેતુ હોય જ નહિ. ત્યારે લતા જ દુષ્ટને ? ના, ના, જીવનમાં છુપાયેલી ઝંખનાઓની એ બિચારીને પણ ક્યાંથી ખબર ? એની જાગેલી ભૂખ અત્યારે તો નિરંજનને ઝડપી રહી હતી. પોતાને જાણે એ કશા લેખામાં જ ગણતી નહોતી. ક્યાંથી ગણે ? પોતે એના પતિ થવા સિવાય બીજું શું કર્યું હતું ? પણ બીજું શું થવું જોઈએ '' જવાબમાં નિરંજન સુરેશના મનમાં ખડો થયો. એના સ્વાભાવિક સ્મિતથી હસતો, અને પછી એકાએક કરમાઈ જતો, શાને ? મિત્રદ્રોહના ભાનથી ? સુરેશને વિચાર આવ્યો, 'પોતે નિરંજન થઈ શકે તેમ નહોતું ? લતાએ પોતે છે તેવો જ તેને સ્વીકારવો જોઈએ નહિ તો..'

'નહિ તો શું ? ન સ્વીકારે તો સ્વીકારાવવું જોઈએ. બળથી ? જબરદસ્તીથી ? બળાત્કારથી ? મારપીટથી ? પુરુષ તો નાથ છે જેની સ્ત્રી બીજાને જાય તેનો સત્યાનાશ જ છે ! લતા શું સમજે એના મનમાં ? એને શા માટે પૂરી ન રાખવી ?' સુરેશનું મન જૂની કેડીએ ચડી ગયું. અને એક અનિચ્છાભરી સ્ત્રીને વશ રાખવાના છલાજોની ચિત્રાવલિ તેના મનમાં પ્રગટ થઈ રહી લતાને પથારીમાંથી ઢંઢોળી બેઠી કરી બધું પૂછવાનો તેને આવેશ આવ્યો તે બેઠો થયો

લતાની પથારી બે હાથ જ દૂર હતી. તે બીજી બાજુ પડખું ફરીને સૂતી હતી. તેની સમુદ્રની લહર જેવી ઊંચીનીચી થતી દેહરેખા આછા વસ્ત્રમાં ઢંકાયેલી હતી. ખુલ્લી આંખે લતાને જોતાં તેનો આવેશ ઓસર્યો.

'હું શું કરવા જાઉં છું ?' સુરેશ મનમાં બોલ્યો. 'હું માણસ મટી જવાં તો નથી માગતો ને ?' હાથની મુઠ્ઠીથી મગજને દાબતો તે પથારીમાં ઢળ્યો. 'જીવતા મડદાને ઘરમાં રાખીને તું શું કરીશ ?' તેને કોઈ કહી ગયું અને નિદ્રાપ્રિય દુનિયાની આંગળીઓ તેના તરફ ચીંધાવા લાગી 'આ પેલો. .એની બૈરી...' મગજમાં આવતા વિચારોને ઝંટકાવવા તેણે માથાને બે હાથમાં દાબ્યું. પણ વિચારો ઊભરાતા જ રહ્યા. 'ભલે જાય...' છટકવા કરતી પોલાદની કમાનને વધારે વાર દબાવી શકવાની અશક્તિ જોતાં માણસ હાથ ખેંચી લે તેમ સુરેશના મનમાં ઉદ્ગાર પ્રગટ્યો દબાયેલી કમાન ઊછળીને છટ કરતી દૂર પડી. લતા ચાલી...ચાલી.

સુરેશનું થાકેલું મગજ ઘેનમાં પડ્યું. વિચારમાળા ભયભરેલાં સ્વપ્નો ઉપજાવતી હતી. જીવન ખાલી થતું જતું હતું. ત્યાં બુઝાવા માંડેલો દીવો પાછો તેલ પુરાતાં તેજ થાય તેમ ત્યાંથી તેને શાંતિ મળવા લાગી. જો એમ જ હોય કે પોતાને અનુકૂળ સાથી દરેક શોધી શકે તો પછી કોણે ગભરાવાનું રહ્યું ? શું મારી માથે જીવનનો આનંદ લેવા ઇચ્છનાર કોઈ નહિ મળી રહે ? હવે જરા વિચારીને પગલું ભરવું એ શીખવાનું. નવા જીવનના નવા ગણેશ ! ક્યા ઘા રુઝાતા નથી ? પૃથ્વી પર વિજ્ઞાને પ્રગતિ કરી છે. નહિ કરી હોય તો કરશે. સ્વપ્નો, વિચાર, તરંગો ભર્યા, આછા આશ્વાસનો સુરેશના ઊંઘતા જીવને ચગડોળે ચડાવી રહ્યા. તે ઘડીભર શૂન્ય થઈ ગયો.

સુરેશ વહેલો ઊઠીને ચાલ્યો ગયો, અને આખો દિવસ ઇરાદાપૂર્વક બહાર રહ્યો સાંજે આવ્યો ત્યારે ઉતારાનું બારણું ખાલી વાસેલું હતું બારણું ઠેલી અંદર પેઠો રોજ અવ્યવસ્થિત રહેતો ઓરડો અત્યંત વ્યવસ્થિત હતો વચ્ચેના ટેબલ પર લવંડર રંગનું લતાના હાથનું ગૂંથેલું ટેબલક્લોથ હતું તેના પર એક બંધ કાગળ હતો, અને તે પર હંસના આકારની પીતળની ચળકતી કાગળદાબણી હતી સુરેશ ખુરસીમાં બેઠો ટેબલની આજુબાજુની ખુરસીઓ ખાલી હતી આ જ ખુરસીઓ ભરાયેલી રહેતી, લતા, નિરંજન, સુધાકર, કુસુમ બધાં એમના અહીં કલ્લોલ થઈ રહેતા હશે.

કાગળમાં શું હતું તે તે જાણતો હતો કાગળને બદલે તે દાબણીના હંસને નિહાળી રહ્યો દમયંતીને લગ્નનું નોતરું દેવા જનારો હંસ આજે શાની કંકોતરી લાવ્યો છે? સુરેશ મ્લાન રીતે હસ્યો એને હૃદય પરથી ભાર હળવો થતો લાગ્યો હંસને ડોકું પકડી તેણે દૂર બેસાડ્યો અને કાગળને વાંચ્યા વિના જ ખિસ્સામાં મૂક્યો હંસ તરફ જોઈને તે પાછું મ્લાન સ્મિત કરી રહ્યો તે ઊઠ્યો અને ચપલ પહેરતાં તે ઓરડાને જોઈ રહ્યો શું આ વ્યવસ્થા લતાનું છેલ્લું ગૃહિણીકાર્ય હતું? હૃદય તેને ખાલી થતું લાગ્યું ચક્કર ખાતા મગજને શાંત થવા દેવા તેણે બારસાખ ઝાલી લીધી મગજ શાંત થયું, અને જે વિચારને તેણે પાસે આવવા દીધો નહોતો તેને હવે તેણે આવકાર્યો ખાલી હૃદય તેને કશાકથી ભરાતું લાગ્યું તે સુધાકરના ઉતારા તરફ ચાલ્યો

રેવામાસી ગૌમુખીમાં માળા ફેરવતા હતા સુરેશ તેમની પાસે આવીને બેઠો જૂની વત્સલતાથી રેવામાસીએ તેને બોલાવ્યો, 'આવો, સુરેશ'

'એક વાત કહેવા આવ્યો છું,' માથાની ટોપીને હાથમાં રમાડતા સુરેશે કહ્યું

'કહો ભાઈ'

સુરેશની જીભ અચકાઈ કાગળ વાંચ્યા વિના નિર્ણય કરવામાં પોતે કંઈ ભૂલ તો નથી કરતો? ગતની ઘટના સાચી ન હોય તો? લતા ફેર આવી ગઈ હોય તો? તોય શું? હવે ઘટનાના ચક્ર પાછાં ફેરવાય તેમ હતું? ઘાયલ થયેલો માણસ ફરતા ઘાને દબાવતો, દાક્તર તરફ જે સ્મિત કરે તેવા પીડાભર્યા કઠોર સ્મિતથી સુરેશે 'વાત' કહેવા માંડી

'કોઈ કન્યાની શોધમાં રહેજો, માસી પણ આપશે .....'

સુરેશ આવ્યો તે પૂર્વે રેવામાસી માળા ફેરવતા ફેરવતા સુરેશની ગૃહિણી તરીકે કુસુમને કલ્પના આનંદ અનુભવી રહ્યા હતા. એકવાર પણ સુરેશને કાને વાત નાખી હોય તો? ત્યાં જાણે તેમનો જ બોલાવ્યો આવતો હોય તેમ સુરેશ સામે દેખાયો હાથમાં માળા થંભી ગઈ સુરેશ તરફ તે મીઠાશથી જોઈ રહ્યાં અને સુરેશે તરત જ વાત કહેવા માંડી

રેવામાસીના મનમાં પણ પ્રશ્નો આવ્યા તે બોલવા ગયા, પણ તેમને સાથે આનંદનો ઊભરો જાગ્યો જો તેરવામાં હાથમાની ટોપીને માથા પર દાબીને સહેજ વાંકી મૂળીને સુરેશ જ આગલા વાક્યની ધારેથી પૂર્ણાહુતિ કરતો, તેમના તરફ જોઈને બોલ્યો

'પણ આપનું માત્ર સામાન્ય હો!'

---

# ઉદધિને

મને ઉદધિ ! માન છે-પૃથિવી આખી વીંટી વળી
અગાધ, ગરજ્યા કરે તું અવિરામ કો ઘોષણા !
ઉરે પ્રગટિયા પ્રચંડ અનલો કંઈ ઢાંકીને
સદા ઉપર તો અનંત લહરી સ્મિતોની ધરે !

વસ્યાં તુજ નિવાસથી કંઈ ઊંચે શું એ ગર્વથી
કદી તું પર આક્રમે જગતનાં બીજાં ભૂત તો,
બધી ખળભળાવી નાંખી દુનિયા મહાગર્જને
ગિરિગિરિ સમા તરંગ ઉપરે તરંગો તણાં
ભયંકર ઉછાળી લશ્કર, ટકી નિજ સ્થાન રહે !

મને છ બહુ માન એનું ! પણ સ્નિગ્ધ આશ્ચર્ય કે-
--સદા વિહસતો મહાન શશિ સૂર્ય ને તારલા—
અતિ હલકી નાની શી ફરતી નાવડીનીય તું
ધરે વિરલ સૌકુમાર્ય થકી સ્પર્શરેખા ઉરે !

# સામ્રાજ્યને ઘડતાં ને તેથી ઘડાતાં બળો

(૬)

## એક દૃષ્ટિ

સામ્રાજ્યવાદનો તો આપણને પૂરો પરિચય છે. જેમ ઔદ્યોગિક ક્રાંતિનો વિકાસ જાણવા માટે ઇંગ્લંડનો ઇતિહાસ વાંચવો જોઈએ તેમ સામ્રાજ્યવાદનો વિકાસ સમજવા માટે આપણો ઇતિહાસ વાંચવો જોઈએ. આપણા ત્યાં એકસો ને સિત્તેર વર્ષથી અંગ્રેજી અમલ છે ને તેમાં આપણને જૂના ને નવા બે પ્રકારના સામ્રાજ્યવાદનો અનુભવ થઈ ગયો છે.

ક્લાઈવ હિંદમાં આવ્યો ત્યારે અંગ્રેજોને હિંદનો વેપાર હાથ કરવાની લાલચ હતી. હિંદની રાજસત્તા હાથમાં આવે તો જ વગરવિઘ્ને હિંદના વેપારનો ઇજારો ભોગવી શકાય એ વર્ગદૃષ્ટિ ક્લાઈવે દાખવી. રાજસત્તા મેળવનાર ઇંગ્લંડના વેપારી વર્ગે ક્લાઈવની યોજનાને પૂરેપૂરો ટેકો આપ્યો. તે વખતે અંગ્રેજોના ત્રણ હરીફો હતા પણ ત્રણે નબળા હતા. ડુપ્લેએ રાજસત્તા હાથ કરવા લડાઈઓ લડવા માંડી, પણ ફ્રાંસની હજુય રજવાડી રહી ગયેલી રાજસત્તાએ બિલકુલ મદદ ન કરી. પોર્ચુગીઝો વેપારને બદલે ધર્મ પ્રચારમાં મંડી પડ્યા, ને તેમાં વેપાર ને રાજસત્તા બન્ને ખોઈ બેઠા. હિંદી વેપારીઓ જુદાજુદા સેંકડો રાજ્યોને લીધે હજુ વર્ગ તરીકે અસંગઠિત હતા. એમનામાં વેપારને ખાતર રાજસત્તા હાથ કરવાની વર્ગદૃષ્ટિ ખીલી નહોતી એટલે એમણે અંગ્રેજોનો બિલકુલ વિરોધ ન કર્યો. પરિણામે ક્લાઈવે સામ્રાજ્યના મંડાણ માંડ્યાં ને ઈસ્ટ ઇંડિયા કંપનીનું રાજ્ય રહ્યું ત્યાં સુધી અંગ્રેજોનો વેપાર અખંડિત રાખવા હેસ્ટીંગ્સની સોટી ચારે દિશામાં ચમચમી રહી.

આ જાતનો વેપારી સામ્રાજ્યનો જમાનો હવે વહી ગયો છે. હવે તો ઔદ્યોગિક સામ્રાજ્ય જમાવવાનો વારો છે. સંસ્થાનોને કાચો માલ ઉત્પન્ન કરવાના મથક તરીકે ને તૈયાર માલ વેચવાના બજાર તરીકે હમેશને માટે રાખવા, એ આ નવા સામ્રાજ્યવાદનો હેતુ છે.

ઇંગ્લંડમાં છેક અઢારમી સદીના છેવટના ભાગથી કારખાનાવાળાઓ વેપારીઓને રાજસત્તામાંથી હટાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. જેવા ઉદ્યોગપતિઓ રાજસત્તામાં આવ્યા કે એમણે ઈસ્ટ ઇંડિયા કંપનીનો—વેપારીઓનો ઇજારો તોડી નાખવાના રસ્તા શોધવા માંડ્યા. પણ હિંદુસ્તાનનો ઇંગ્લંડના ઉદ્યોગ માટે રીતસર ઉપયોગ થવા માંડ્યો ૧૮૫૭થી. રાણી વિક્ટોરિયાએ એ બળવા વખતે તક જોઈ હિંદનું રાજ્ય વેપારીઓ પાસેથી લઈ લીધું અને ઉદ્યોગપતિઓની સરકારના સીધા અમલ નીચે મૂક્યું.

વેપારી સામ્રાજ્યવાદના વખતમાં સામ, દામ, ભેદ અને દંડમાંથી ચૂગલનીતિ ટકાવી રાખવા દંડનો જ ઝાઝો ઉપયોગ થતો હતો. ચેતસિંગે નક્કી કરેલી ખંડણી ન આપી એટલે હેસ્ટીંગ્સે જરાય સંકોચ રાખ્યા વગર એના રાજ્યમાં લશ્કર ખડું કરી દીધું. અયોધ્યાની બેગમ પાસેથી જોઈએ તેટલા પૈસા ન મળ્યા એટલે ધોળે દિવસે મહેલમાં લૂટ ચલાવી. ઢાકાના વણકરોએ અમુક ભાવે કાપડ વણી આપવાની ના પાડી એટલે એમના અંગૂઠા છેદાવ્યાં. કંપનીએ નબળા પડી ગયેલા દેશી રાજ્યોને ચોખ્ખેચોખ્ખું કહી મોકલ્યું, કે "અમારું લશ્કર

તમારા ખર્ચે સ્વીકારશો 'નહિ તો ચડી આવવાને તૈયાર છીએ " ડલહાઉસીએ હિટલરની અદાથી હુકમ છોડ્યો, કે "જે રાજા છોકરા વગરનો મરશે તેના રાજ્યની સંભાળ કંપની સરકાર લેશે." તે વખતે રાજ્યો જીતવાને સંસ્કૃતિપ્રચાર (civilizing mission)ની વાતો કરવાની જરૂર નહોતી પડતી કે રાજાને ઉઠાડી મૂકવાને રાજ્યોમાં તોફાન કરાવવાની જરૂર નહોતી પડતી આ નગ્ન બળજબરીનું પરિણામ એ આવ્યું કે માંહોમાંહ્ય લડી મરતા રજવાડાંને ઝઝૂમી રહેલા ભયનું ભાન થયું. આગ લાગી ને મકાન તારાજ થવાનો વખત આવ્યો, ત્યારે રજવાડાઓએ કૂવો ખોદવો શરૂ કર્યો જે રીતે નાનાસાહેબને મદદ મળી તે પરથી અંગ્રેજોને ખાતરી થઈ કે ધૂળ પર ચણેલું સામ્રાજ્ય આ વખતે તો સાચવી રાખ્યું છે પણ આવો બીજો ધરતીકંપ થયો તો એના ભુક્કા ઊડી જતાં વાર નહિ લાગે. અનુભવથી શીખેલા અંગ્રેજોએ ૧૮૫૭થી સામ્રાજ્યના મૂળ નાખવા શરૂ કર્યા પહેલું કામ તો સળગેલી આગને પૂરેપૂરી હોલવી નાખવાનું હતું ગણી વિક્ટોરિયાએ ઢંઢેરો પીટ્યો, કે "રજવાડાંના હક્કો પર કાપ મૂકવામાં નહિ આવે ને પ્રજાના ધર્મમાં ખલેલ નહિ કરવામાં આવે " આ ઢંઢેરાએ બળવાનો આધાર તોડી નાખ્યો.

પણ કામ આટલેથી જ અટકે એમ નહોતું અંગ્રેજો બરાબર જાણતા હતા કે એમના અમલ નીચે હિંદની જમીન હમેશ ક્રાંતિ માટે ફળદ્રુપ રહેશે. એટલે એમણે એક બાજુથી એક નવી નેતાગીરી—જેનો સ્વાર્થ એમની જ સાથે સંકળાયલો રહે એવી—ઊભી કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો ને બીજી બાજુથી બીજી કુદરતી રીતે ઊભી થાય જ નહિ ને થાય તો તદ્દન નિર્વીર્ય થાય એવાં પગલાં ભરવા માંડ્યાં આ નવો નેતાવર્ગ ઊભો કરવાને ઉદાર સરકારે ઠેરઠેર નિશાળો ને યુનિવર્સિટીઓ સ્થાપી દીધી આ પાઠશાળાઓમાં અપાતી કેળવણીની નેમ આ હતી—જેમ બને તેમ ઉપરછલ્લું જ્ઞાન આપવું, ને તે પણ એવી રીતે આપવું કે વિચાર કરવાની વૃત્તિ જ મરી જાય। અંગ્રેજી ચીજોનું જ અંગ્રેજીમાં આપવું, હાથે કરીને હિંદના સવાલોથી એમને અંધારામાં રાખવા, અને જ્યાં એમને એ સવાલોથી પરિચિત કરવા પડે ત્યાં ઊંધો જ પરિચય આપવો. આ કેળવણીપદ્ધતિ આપણે ત્યાં અત્યાર સુધી ચાલે છે. આપણી યુનિવર્સિટીઓના અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો તે પરદેશી યુનિવર્સિટીઓના અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો સાથે સરખાવી જોતાં આ બાબતનો તરત ખ્યાલ આવશે. અર્થશાસ્ત્રના પ્રદેશમાં જ્યારે નવાનવા સિદ્ધાંતોનું પ્રતિપાદન થઈ રહ્યું છે ને તેમનું જ્ઞાન પરદેશના વિદ્યાર્થીઓને અભ્યાસક્રમમાંથી જ તાબડતોબ મળે છે, ત્યારે મુંબઈની યુનિવર્સિટી ટાઉસીગની બે ચોપડીઓથી ચલાવી લે છે. આપણે ત્યાંના બી. એ.ને લંડનમાં મેટ્રિકની કક્ષામાં મૂકે છે એમાં રંગદ્વેષની જ ગંધ નથી, ઊતરતા પ્રકારની કેળવણીનો ઘણો દોષ છે ચારચાર વર્ષ બાપના પૈસા ને પોતાનો સમય બગાડીને હિંદમાં અર્થશાસ્ત્રમાં પહેલા વર્ગમાં આવેલો વિદ્યાર્થી શરૂઆતના ચારપાંચ મહિના લંડન યુનિવર્સિટીનો ઇન્ટર સાયન્સ ઇકોનોમી (અર્થશાસ્ત્ર)નો અભ્યાસ કરતાં ભૂલભુલામણીમાં પડ્યો હોય એમ અનુભવે છે. જે ગંભીર વિચાર કરતાં આખા જન્મારામાં શીખ્યો નથી તેને ગંભીર વિચાર કરવાનો પહેલવહેલો પ્રસંગ આવે ત્યારે બીજા શા હાલ થાય? પરદેશમાં જરા સમજ નહિ પડે ને પ્રોફેસરને પૂછવા જાય તો પ્રોફેસર એના પર પુસ્તકોની યાદી પર યાદી ખડકાવે છે. હિંદમાં, જેમ મુંબઈની એક જાણીતી કૉલેજના પ્રોફેસરે પોતાના વિદ્યાર્થીને કહ્યું તેમ, "Oh, do not

worry about other books Read my notes That's all " (અરે, બીજી ચોપડીઓની ચિંતા ન કરો મારી નોટો વાંચો એટલે થયું !) એવી વસ્તુસ્થિતિ છે, હિંદની કેળવણીપદ્ધતિમાં પ્રોફેસરને જ્ઞાન આપવાની પડી નથી ને વિદ્યાર્થીને મેળવવાની પડી નથી બન્ને વેઠ ઉતારે છે મેકૉલે ધાર્યા પહેલાં હતી તેના કરતાં આજે વસ્તુસ્થિતિમાં જરા જેટલો ફેર પડ્યો છે કૉલેજ ને શાળાની બહાર ચાલતાં પ્રચંડ રાજકીય આંદોલનોની વિદ્યાર્થીના માનસ પર અસર થઈ છે ને તેથી અનાયાસે પોતાની મહેનતથી નહિ, પ્રનાવના એકાદબે કિરણો બુદ્ધિની જડતા ભેદીને પેસે છે ને એમની વિચાર કરવાની વૃત્તિને જાગૃત કરે છે પણ જ્યાં સુધી આ પ્રજાના આત્માનો વિકાસ હણનારી આ કેળવણીપદ્ધતિ સામે સીધી જેહાદ પોકારવામાં નહિ આવે ત્યાં સુધી એ હિંદને ગળે ઘંટીના પડની માફક રહેશે ને પ્રગતિના માર્ગમાં હમેશ નડ્યા કરશે

૧૮૫૭ પછી આ વિદ્યા—ઉપરછલ્લી—કેળવણીના ફળરૂપ જે વર્ગ ઉત્પન્ન થયો તેને હિંદ વિષે ખોટું જ્ઞાન હતું હિંદનો ઇતિહાસ, સામાજિક ને રાજકીય સંસ્થાઓ ને મહાપુરુષો એમને મન થયા જ નહોતા અંગ્રેજી જેવી કઠણ, અને પરદેશી ભાષામાં બિનઉપયોગી રસવગરના વિષયો શીખીને જે બુદ્ધિમાં જડતા આવી ગઈ હતી તેને લીધે અંગ્રેજી ઇતિહાસ ને સાહિત્યનું જેટલું જ્ઞાન મળતું હતું તેમાંથીયે એમણે પ્રેરણા ન લીધી. ઊતરતી હીન વૃત્તિની ગ્રંથિ ( Inferiority complex ) પેદા થઈ આ મહાન નરો અંગ્રેજો તરફ નજર કરતા ત્યારે એમના મુખડાં દીન થઈ જતાં, પોતાની જાતને આ કમનસીબ દેશમાં જન્મ પામ્યા માટે ક્ષુદ્ર ને અભાગી ગણતા જ્યારે હિન્દ તરફ તેઓ નજર કરતા ત્યારે એમનું મોં મચકોડાતું પોતાની જાતને સંસ્કારી ગણતા ને અજ્ઞાન તથા વહેમના મહાસાગરમાં ખદબદતા તેત્રીસ કરોડ માનવજન્તુઓ કદીય ઉદ્ધાર પામશે કે નહિ એવી શંકા અનુભવતા કલ્પનાશક્તિ વગરના આ માનવીઓમાં દૃષ્ટિ (Vision) જેવી ચીજ નહોતી. સાધારણ જનતાના ધંધાઓ ખેતી ને વેપાર તરફ તેમને તિરસ્કાર હતો એમના જીવનની એક જ મહત્ત્વાકાંક્ષા હતી—સરકારી નોકરી, જેને લીધે જનતાના 'અસરકારી' ગંદા વાતાવરણમાંથી દૂર રહીને પોતે 'સરકારી' જીવન ગાળી શકે સામ્રાજ્યવાદી મેકૉલેની ભવિષ્યવાણી ખરી પડી નિ:સત્ત્વ બાબુઓનો જેમનો સ્વાર્થ સરકારના ચરણ સેવવામાં જ રહેલો છે તેમનો વર્ગ ઊભો થયો મિ હ્યુમ અને મિ વડરબર્ને ૧૮૮૭માં કૉંગ્રેસ સ્થાપીને આ વર્ગને નેતાગીરી સોંપી પણ અંગ્રેજી માલ પર કમિશન મેળવી કરીને વેપારીઓએ જે મૂડી ભેગી કરી હતી તેણે નવા સામાજિક બળોને જન્મ આપ્યો એક નવો આદર્શ જન્મ્યો—ઉદ્યોગનો સરકારી નોકરીવાળાના ટોળામાં આ નવા આદર્શ તરફ ઢળેલા ઘૂમવા લાગ્યા ને થોડાં જ વર્ષમાં કૉંગ્રેસ સરકારની અણમાનીતી થઈ ગઈ

આ નોકરીયાતો સિવાય અંગ્રેજોના સ્વાર્થે એક બીજા વર્ગને પણ જન્મ આપ્યો. સામ્રાજ્યવાદનો હેતુ ઉદ્યોગ થયો એટલે હિંદી ઉદ્યોગોનો નાશ કરવો શરૂ કર્યો હિંદી ઉદ્યોગોના નાશ સાથે એના પર નભતા હિંદી વપારી વર્ગનો પણ નાશ થયો આને બદલે અંગ્રેજી માલ—પરદેશી માલ—વેચનાર નવો વેપારી વર્ગ ઊભો થયો અંગ્રેજી માલ પર એમની આજીવિકા આધાર રાખતી હતી, એટલે કુદરતી રીતે એમના અને અંગ્રેજોના

સ્વાર્થનું ઘર્ષણ નહોતુ થતુ. હિંદી ક્રાંતિનો નેતા આ વર્ગ થાય એવી પણ વકી નહોતી. પણ આ વર્ગમાથી જ નવો ઉદ્યોગપતિઓનો વર્ગ ઊભો કદાચ થાય તો તે તદ્દન નિર્વીર્ય ને નિષ્ક્રિય થાય તે ખાતર અંગ્રેજ સામ્રાજ્યવાદીઓએ પાણી પહેલા પાળ બાંધી રાખી હતી. આ બાબતમાં પણ એમણે કેળવણીપદ્ધતિનો ઉપયોગ કર્યો. નવી કેળવણી ઉદ્યોગ ઊભા કરવાની મહત્ત્વાકાંક્ષા જ પેદા ન કરે, અને તે છતાય એવી મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થાય તો જબરા કરવેરાથી ઉદ્યોગો ગૂગળાઈ મરે, અને તે છતાંય ઉદ્યોગપતિઓનો વર્ગ ઊભો થાય તો તેને સરકાર સાથે લડવાને જનતાની મદદ ન મળે, એવી બાજી રચી રાખી હતી. ઉપલા વર્ગોને જનતા વચ્ચેનો સબધ તોડવામાં એમની કેળવણીપદ્ધતિ ને એ પદ્ધતિએ ઊભી કરેલી ઉપલા વર્ગની નિષ્ક્રિયતાએ મદદ કરી. અસલ ગામેગામ ધાર્મિક નિશાળો હતી. આ ને બીજી એવી ધાર્મિક પ્રચારની સસ્થાઓની મારફતે ઉપલા વર્ગો ને રજવાડા જનતાને દોરવી શકતા; અંગ્રેજી શિક્ષણની કિંમત વધવાથી આ સસ્થા તૂટી પડી. અંગ્રેજી ભણેલા ઉપલા વર્ગમાં તો જનતા કે તેના દુ ખો માટે ઉદાસીનતા ઊભી થઈ હતી તે આપણે જોયુ. પ્રજાની સંસ્કારિતાના અર્કરૂપ કેળવણી જ અગ્રેજીમા અપાતી હતી, એટલે સ્વદેશી ભાષાનો ઉપયોગ ઓછો થયો ભાષા અણખેડાયલી રહી નવા વિચારો સ્વભાષાના સાહિત્યમા ઉતારવાનું અંગ્રેજી ભણેલાઓને સૂઝ્યુ નહિ, એટલે અંગ્રેજી નહિ ભણેલા ઉપલા વર્ગો પણ વિચારદરિદ્ર રહ્યા. જનતા પર ઉપલા વર્ગનો પ્રભાવ જાળવી રાખે એવા બે રસ્તા—જનતાને સ્પર્શ કરે એવી સસ્થાઓ ને સ્વભાષા—બધ થઈ જવાથી ઉપલા વર્ગનો જનતા સાથેનો સબધ કપાઈ ગયો. કોઈ પણ નવા વર્ગને જનતાને પોતાની પાછળ લેતાં પહેલાં આ દિશામાં મહાભારત કામ કરવુ પડે એવી સ્થિતિ ઉત્પન્ન થઈ ગઈ

જનતામા આર્થિક ચૂસણના ભારે બોજાથી પોતાની મેળે જ જ્વાળામુખીઓ ફાટી નીકળે તો રાજસત્તાને ભયરૂપ થાય, માટે બીજી બાજુથી હથિયારબધીનો કાયદો અમલમા ક્યારનોય આવી ગયો હતો તે ઉપરાત કેટલીક વસ્તુઓને લીધે જનતાને રાજસત્તા માટે પ્રીતિ પણ બધાઈ હતી સરકારે બાંધેલી રેલવેને લીધે તેમના માલની ખપત ને હેરફેર વધી હેરફેરમાં જૂનાં સાધનોથી પડતો ત્રાસ ઓછો થયો નવા રાજઅમલથી અંધાધૂધીના સમયમાં થતી ચોરી, લૂંટફાટો પણ ઓછી થઈ. લોકોને ઘરોરોજગાર કરવાની શાંતિ મળી. વળી એમને જગલી જાનવરનો ત્રાસ ઊભો થતો ત્યારે પણ રાયફલ લઈ ને અંગ્રેજ બચ્ચો મદદે ધાતો. અંગ્રેજી ભણેલા પોતાના સરકારમા મસ્ત હતા, ને અંગ્રેજી ભણતર વગરના ઉપલા વર્ગો જનતાના સીધા ચૂસણમા મસ્ત હતા. બેમાંથી એકકેને એમના દુઃખ દૂર કરવાની પડી નહોતી. આવી વસ્તુસ્થિતિને લીધે જનતાના મનમાં સરકારે 'માબાપ'નુ સ્થાન લીધું. આ અનુભવને લીધે જ અંગ્રેજો આજે પણ કહે છે, કે "What the masses want is good government, and not self-government." લોકોને સારુ રાજ્ય જોઈએ છીએ—નહિ કે સ્વરાજ!

અત્યારે આપણી સ્થિતિ જુદી છે. ગમે તેટલા પ્રયત્નો છતા પણ સામાજિક બળોને કોઈ પણ રાજસત્તા અટકાવી નથી શકતી. નવા બળો ઉત્પન્ન ન થાય તે માટે અનેક અવરોધો છતાંય વેપારીઓની અકળાતી સંચિત મૂડીએ ઉદ્યોગ તરફ જ દૃષ્ટિ નાખી. જે ક્રિયાને ઈસ્ટ ઇંડિયા કંપનીએ ૧૭૫૭માં સામ્રાજ્યનું મડાણ માંડીને તોડી નાખી હતી

ને જ ક્રિયાને આજે મરડી તોડી નાખવાની હિંમત કરે એમ નથી કારણ કે આ ક્રિયાનો જન્મ અંગ્રેજી માલના વેચાણમાં જ રહેલો છે જ્યાં સુધી અંગ્રેજોને પોતાનો માલ વેચવાનો સ્વાર્થ છે ત્યાં સુધી હિંદી વેપારી વર્ગની જરૂર પડશે જ, અને એમના હાથમાં જે મૂડી ભેગી થશે તેને રોકવાના બીજા માર્ગો ખીચોખીચ ભરાઈ જવાથી ઉદ્યોગમાં રોકાણ માગશે જ અને અહીં હિંદી ને અંગ્રેજી મૂડી વચ્ચે વધણ જાગશે હિંદી મૂડીદારો અંગ્રેજી મૂડી સામેની લડતમાં જનતાનો સાથ મેળવવાનો પ્રયત્ન કરશે આ પ્રયત્નોથી જનતામાં ક્રાંતિકારી આંદોલનો ઊભાં થશે આ આંદોલનોથી જનતાને પોતાના સ્વાર્થનું એ ભાન થશે ને એક વખત એવો આવશે કે અંગ્રેજી સામ્રાજ્યવાદ ને હિંદી મૂડીવાદ બન્ને ઊખડી જવાના ભયમાં આવી પડશે

આપણો છેલ્લા બે દાયકાનો ઇતિહાસ આપણે ત્યાં આવી ઐતિહાસિક ક્રિયાઓ થઈ રહી છે તેની સાક્ષી પૂરે છે ઉપર કહ્યું તેમ કોંગ્રેસ નોકરીવાંછુઓની મટીને વધારે ને વધારે ઉદ્યોગપતિઓના હાથમાં આવતી ગઈ કોંગ્રેસ જેવી જબરી રાજકીય સંસ્થા મારફતે જ પોતાનાં દુ ખ રડવામાં ઉદ્યોગપતિઓનો લાભ સમાયેલો હતો ધીમેધીમે દુ ખ રડવાથી ફાયદો નહિ દેખાયો એટલે લડીને પોતાના હક્કો ખરા કરવાની ભાવના ઉત્પન્ન થઈ ગઈ આ ભાવના સાથે જનતાને પોતાની પાંખમાં લેવાની કિંમત સમજાતી ગઈ આ નવી સમજને બહુ જ હોશિયારી ને ખંતથી અમલમાં મૂકનાર મહાત્મા ગાંધી ચરખા ને અહિંસાના નામ નીચે એમણે જનતામાં પ્રચંડ આંદોલનો ઊભાં કર્યાં લોકોને પોતાનાં દુ ખ દૂર કરવા કોંગ્રેસ સામે નજર કરતાં શીખવ્યું—કોંગ્રેસની નેતાગીરી એમના પર સ્થાપી જનતામાં પ્રગટેલા આ વર્ગનો એમણે ૧૯૧૫ ને ૧૯૨૦થી ૩૦–૩૧–૩૨ ની ઉદ્યોગપતિ-ઓની લડતમાં ઉપયોગ કર્યો જેમને જનતાનો ઉદ્યોગપતિઓની લડત માટે ઉપયોગ થયો, એ કથનની શંકા આવતી હોય તેમણે ઇતિહાસને ફક્ત એક જ પ્રશ્ન પૂછવાની જરૂર છે "આ લડતથી ફાયદો કોને થયો?—ખેડૂતોના કરવેરા કે દુ ખો ઓછાં થયાં? કામદારોને વધારે પગાર મળવા લાગ્યો કે કોઈ પણ રીતે લડતને લીધે એમની સ્થિતિ સુધરી? રજવાડા ને જમીનદારોને ફાયદો થયો? વેપારી વર્ગને વર્ગ તરીકે ફાયદો થયો?" ના ત્યારે કોને થયો? એક જ જવાબ છે સ્વદેશી માલ બનાવનારાઓને કાપડની મિલો ડગલે ને પગલે વધી ને ગતદિવસ ચાલવા લાગી બીજા નાનામોટા ઉદ્યોગો સ્થપાયા ને ફાલ્યા. બોયકોટના પ્રહારથી થોડોઘણો પરદેશી માલ હિન્દના બજારમાંથી ગયો ને તેની જગ્યા સ્વદેશી માલે લીધી

ઉદ્યોગપતિઓએ જનતામાં જે સામ્રાજ્યવિરોધી આંદોલનો ઊભાં કર્યાં છે તેમાં જરાય ખોટું નથી ફક્ત ખોટું એ જ છે કે એ લોકો જનતાને પૂરેપૂરી જાગૃતિ આપવા નથી માગતા જો પૂરેપૂરી જાગૃતિ આપે તો જરૂર જનતા એમને બદલે પોતાની સત્તા સ્થાપે જનતામાં પૂરેપૂરી જાગૃતિ લાવવી એ કામદાર પક્ષોનું કામ છે. એમણે સામ્રાજ્યવાદવિરોધી દરેક સંસ્થા સાથે મળીને કામ કરવું જોઈએ, ને એ રીતે જનતા સાથે સંબંધ લાવી સમાજવાદી વિચારસરણીનો ફેલાવો કરવો જોઈએ આ જ કારણસર ત્રીજી ઇન્ટરનેશનલની છઠ્ઠી તે સાતમી પરિષદે કામદાર વિચારસરણીને અનુસરતો સ્વતંત્ર પક્ષ સ્થાપવાની અને આવા પક્ષે દેશમાં ચાલતી સામ્રાજ્યવાદવિરોધી ચળવળ સાથે મળીને કામ કરવાની સલાહ આપી છે

# પ્રણયોર્મિ

**કાર્તિકેય**

(ખંડ શિખરિણી)

સરી હું તો ધીમે પ્રિયતમ તણા હાથમહીં, ને,
પડી થભીને ત્યાં, પ્રિતમ મુખની માધુરી પીતી.
મળી આંખો બન્ને,
ઊડ્યા આત્મા સાથે,
વિરાટે એ ત્યાંથી. પ્રસરી સહુ બ્રહ્માંડ ભરતા.
સમર્પાયા બન્ને પ્રિય પરમ દૈવી હૃદયને,
ચિદાનંદે રાજી શરીર-મનથી જે પર રહે.
અનન્તે એ કાલે,
લવ્યા હૈયાં સાથે,
"અહા! હોયે રાત્રી સકળ જગના લગ્ન તણી આ."

૧૯-૨-૧૯૨૮

મૅાડ મેકાર્થીના કાવ્ય Love* નો અનુવાદ, જે Modern Review સપ્ટેમ્બર ૧૯૧૧મા પા૦ ૨૮૧મે છાપેલું છે

---

*Love

I slip'd into my well-beloved's arms,
And lay there stilly, watching his dear face—
And as his eyes met mine,
Our spirits roll'd together,
And spread themselves out mightily in space.

We gave ourselves unto that dearest Heart,
Beyond the body and the mind's delight,
And in that timeless hour,
Each sigh'd within the other:
"Oh that it were the whole world's bridal night."

—Maud MacCarthy

# ચીન સ્વતંત્રતા કેમ ખૂવે છે?

ડુંગરશી ધરમશી સંપટ

ભૂમિકા

પરદેશી તંત્ર નીચે પોતાના હિંદીઓને ચીનની પાયમાલીનો ઇતિહાસ જરૂર જાણવો ગમશે નબળાનો બેલી કોઈ થતો નથી પરતુ ગીધો અને શિયાળો તેને ફોલી ખાવા ઊભે પગે તૈયાર બેઠા હોય છે. તે ચીનનો ઇતિહાસ સચોટ રીતે બતાવે છે એ વૃદ્ધ વડલાની ડાળો પરસ્પર લડે છે, એની વૃદ્ધાવસ્થામા સ્ફૂર્તિ નથી, હમેશનુ બળવાન એ હવે ખૂબ નિર્બળ થયુ છે એની સ્વતંત્રતા સૂની થઈ ગઈ છે એ મહાન રાજ્ય હવે કાળના ગર્ભમા અસ્ત થવાની તૈયારીમા છે એ હવે પવનના સપાટા ઝીલી શકે તેમ નથી કોઈ પળમા ભૂમિશયન માટે એના દુષ્ટ ગ્રહોરૂપી પરદેશીઓ એને ખેંચે છે

## ચીન અને હિંદ વચ્ચે સામ્ય

ચીન અને હિંદ બન્ને સામ્રાજ્યો છે, મહાન વિસ્તારમા ફેલાયેલા પ્રદેશો છે બેઉ જગતની અર્ધી વસ્તી ધરાવવાનો દાવો કરે છે ચીનમા પચાસ કરોડ અને હિંદમા ચાળીસ કરોડ મનુષ્યો વસે છે બેઉ અતિ પ્રાચીન સંસ્કૃતિ ધરાવે છે જ્યારે યુરોપની પ્રજા જંગલી અને અસંસ્કૃત હાલતમા હતી ત્યારે આ બે દેશો ભારે ઉન્નતિના શિખરે પહોંચેલા હતા હવે આ વૃદ્ધ વડલાઓ વૃદ્ધત્વના ભાર નીચે દબાય છે હુન્નર, કળા, સગીત, સાહિત્ય, નાદર કારીગરી, સ્થાપત્ય અને વિજ્ઞાન એ સર્વેમા બે દેશોએ મહાન પ્રગતિ કરી હતી. બેઉ દેશોની પ્રજાઓ કર્મવાદી હોવાથી એમની પ્રગતિ અટકી પડી છે પરાધીનતાનો મહાન મિત્ર કુસપ બન્ને દેશની પ્રજાઓ વચ્ચે પોતાનું સામ્રાજ્ય ફેલાવી બેઠો છે. બેઉ દેશોના કારીગરો વ્યક્તિગત કળામા ચતુર છે સમષ્ટિગત ક્રિયાશક્તિનો બેઉમા સરખો અભાવ છે બે દેશો ખેતીપ્રધાન છે પ્રજાનો મોટો ભાગ ખેતી ઉપર જીવે છે બેઉ દેશોમા ગામડાઓ ફેરફારવગરના આજ પાચ હજાર વરસોથી ચાલ્યા આવે છે બેઉ દેશોના શહેરોમાં આધુનિકતા, યંત્રયુગ, સામુદાયિક ઉદ્યોગો આવ્યા છે પણ ગામડાઓ એ સર્વેથી અસ્પૃશ્ય છે બેઉ દેશોમા પ્રજાના વધારાના દબાણથી ખેતીના નાના નાના જમીનના ટુકડા બની ગયા છે આથી ગરીબાઈ ખૂબ વધી છે ગરીબાઈને અંગે વહેમ, ખોટી માન્યતાઓ, ભૂત, પલીતો, અજ્ઞાનતાના સામ્રાજ્ય વધ્યા છે.

## વધુ સરખામણીઓ

બન્ને વિચારપ્રધાન દેશ છે, કાર્યપ્રધાન નથી બન્ને પરદેશીઓની કબ્જામા સપડાયેલા છે બન્નેનુ પરદેશી સાથેનુ વાણિજ્ય પરદેશીઓના હાથમા છે. શરાફી, વહાણવટુ, યંત્રો, તાર, ટેલિગ્રાફ, રેડિયો, વિમાનો એ સર્વે પરદેશીઓએ દાખલ કરી પોતાનો લાભ ચૂસવા પ્રયત્ન કર્યો છે બન્ને દેશો જૂની સંસ્કૃતિને વળગી રહેનાર છે નવીનતા અને આધુનિકતા બન્નેના અંગોમા તરત પ્રવેશી શકતી નથી. બન્ને દેશો કુદરતની ઉપાધિઓ, અત્યાચારો જેવા

કે દુકાળ, પાણીની રેલો અને ભયંકર ચેપી રોગોથી પીડાયેલાં છે અને દેશોની પ્રજામાં મરણ પ્રમાણ ભારે છે. અને પ્રાચીનતા ઉપર જીવનારી પ્રજા છે. અને પ્રજાઓ દુઃખ, શોક, ચિંતા, રોગ અને પરાધીનતાની હેઠળ આવતાં ગુલામી માનસ પેદા કરે છે; અને પ્રજાઓ અને સંસ્કૃતિઓને સમાવનારી એ બે પ્રજાઓ હીન અને મોળી સ્થિતિને પ્રાપ્ત થઈ છે. એમના સૂર્ય ઉપર વાદળા છાઈ ગયા છે

### અસામાન્યતાઓ

ચીન હજી સ્વતંત્ર છે, હિંદ પરતંત્ર છે ચીન ધર્મઘેલું નથી, હિંદ ધર્મઘેલું છે ચીનમાં ધર્મગુરુઓ કે પીરોનો ત્રાસ નથી, હિંદમા છે ચીનમા નાતજાતનો ભેદ અસ્પૃશ્યતા અને અસહિષ્ણુતા નથી, હિંદમાં એ સર્વે ઉપાધિઓ છે ચીનને ઇસ્લામી સંસ્કૃતિએ કે આક્રમણે સ્પર્શ સુધ્ધાં કર્યો નથી. હિંદે એક હજાર વરસો સુધી એના આઘાતો સહ્યા છે. ચીને પરદેશી આક્રમણ કરનારાઓને ચીના બનાવી દીધા છે હિંદની ઇસ્લામી સંસ્કૃતિએ સ્વતંત્ર જીવન પ્રવાહ વહાવ્યો છે ચીનમાં એક ભાષા, એક લિપિ છે હિંદમા અનેક ભાષાઓ અને અનેક લિપિઓ છે. ચીન મોંગોલિયન પ્રજા છે, હિંદીઓ આર્ય પ્રજા છે. ચીનમા સ્ત્રીઓ પડદો રાખતી નથી, હિંદમા સ્ત્રીઓને અધૂરી સ્વતંત્રતા છે.

### ચીનનો પ્રાચીન ઇતિહાસ

હિંદનો પ્રાચીન ઇતિહાસ અનુમાનો, તામ્રપત્રો જીર્ણ અવશેષોથી અટકળાય છે, પરંતુ ચીનનો ઇતિહાસ લગભગ પાચ હજાર વર્ષોનો મળી શકયો છે ચીનની સંસ્કૃતિ સ્વયંભૂ અને સ્વતંત્ર છે એના ઉપર સુમેરિયન કે ખાલ્ડિયન કે બેબીલોનિયન સંસ્કૃતિની અસર હોય એવાં ચિહ્નો મળ્યા નથી. એની પ્રજાએ પોતાનું ઘડતર સ્વયમેવ કર્યું છે. ઇશુ પહેલાં ૨,૧૦૦ વરસોથી ચીનની સુંદર સંસ્કૃતિ અનેક પ્રત્યાઘાતી બળો અને હલ્લાઓ સામે વિજયી થઈ ઝળકી રહી છે. ઇશુ પહેલા ૨૪૦૦ થી ૨૭૦૦ વરસોમાં હિંદુઓનાં પુરાણોના સમ્રાટો જેવા પાચ પૌરાણિક સમ્રાટોનો ઉલ્લેખ ચીનમા મળે છે, પરતુ તેમને માનવ કરતા દૈવી જીવો તરીકે ગણવામાં આવતા હતા. તે પછી અનેક નાનાં નાનાં રાજ્યોથી ચીન ઊભરાઈ ગયું પરંતુ છેવટે ઇશુ પહેલા ૧૭૫૦ મા 'સેંગ' વંશ આવ્યો. એ વંશના સમયમાં ચીનમાં મધ્યસ્થ સામ્રાજ્યની સત્તા જામી હતી. આ લેખને માટે એ વંશોનું વર્ણન બહુ લબાણ ઉત્પન્ન કરે તેથી વંશોનાં નામમાત્રથી જ સંતોષ લેવાનું પ્રાપ્ત થાય છે. છસો વરસના સામ્રાજ્ય પછી 'ચૌ' વંશ ઈ. સ. પૂર્વે ૧૧૨૫માં ચીનમાં સ્થપાય છે એ વંશનો વિસ્તાર નવસો વરસો સુધી ચાલ્યો મધ્યસ્થ 'ચૌ' સામ્રાજ્યને ૫૦૦૦–૬૦૦૦ નાના રાજ્યો ખંડણી ભરતા હતાં. 'ચૌ'નું ચક્રવર્તી રાજ્ય હતું પરતુ ચીનનું સામ્રાજ્ય અનેક ખડિયા રાજ્યોમા વહેંચાયેલું હતુ. એનો પહેલો સમ્રાટ 'વુવેંગ' બહુ પરાક્રમી થઈ ગયો છે.

### પ્રાચીન ચીનની સંસ્કૃતિ

ઇશુ પહેલાંનાં બે હજાર વરસના 'સેંગ' વંશના રાજ્યથી જ ચીનમાં સંસ્કૃતિ અતિ ઉચ્ચ હોવાનું જણાય છે. નાદર ઉચ્ચ કારીગરીવાળા 'સેંગ' સમયનાં વાસણો હજી મળે છે. એક ભાષા, એક લિપિ, એક પ્રજા અને એક શાસન નીચે ચીનની સંસ્કૃતિ-

એ બહુ પ્રાચીન કાળથી જ ઊર્ધ્વગમન કર્યું છે. ઇશુ પહેલાં પાંચસો વરસોના પૂર્વકાળમાં લોઢાનો વપરાશ છૂટથી હોવાનું જણાય છે.

## પછીનાં રાજ્યશાસનો

ઇશુ પહેલાં ૨૫૦ વર્ષે 'ચૌ' વંશ પૂરો થયો. રસ્ટીન વંશનું સામ્રાજ્ય શરૂ થયું તેનો મુખ્ય સમ્રાટ સી હવાંગટીએ ચીનની એક સામ્રાજ્ય તરીકે સ્થાપના કરી હૂણ લોકોના મોટા હલ્લાઓ એણે મારી હટાવ્યા તેમનાથી ચીનનું રક્ષણ કરવા ચીનની ચૌદસો માઈલ લાંબી અને ૭ ઘોડા સાથે દોડી શકે તેટલી પહોળી દીવાલ કિલ્લેબંધી સાથે બાંધી. એ દીવાલ સંસારની સાતમી અજાયબી ગણાય છે ઇશુ પૂર્વે ૧૦૦ વર્ષે હાન વંશ આવ્યો. એના સમયમાં ચીનનું સામ્રાજ્ય ખૂબ વ્યાપક બન્યું. ટિબેટ અને પશ્ચિમ તુર્કસ્થાન જીતી લેવાયા. યુરોપ અને ઈરાન સાથે વેપારી સંબંધ બંધાયો એ વંશના સમયમાં ચીનમાં વહાણવટાએ ભારે પ્રગતિ કરી હતી, સાહસિક ચીનાઓએ સંસ્થાનો વસાવવાનું શરૂ કર્યું હતું હાન વંશનું સામ્રાજ્ય ૨૨૯ વરસો સુધી ટકી રહ્યું

## ચીનનાં ચાર વર્ણો

હિંદની પેઠે ચીનમાં પણ પ્રાચીન કાળથી જ ગુણકર્મવિભાગથી ચાર વર્ણો સ્થાપવામાં આવ્યાં છે

૧ સંસ્કૃત અધિકારી વર્ગ—સાહિત્ય અને બીજી લલિત કળાઓમાં ઉચ્ચ પરીક્ષાઓ આપી મૈંડેરીન અથવા અધિકારી બનાવવાનો ચીનમાં પ્રાચીન કાળથી જ રિવાજ છે. અતિ ઊંચી સંસ્કૃતિ એ વર્ગ હમેશા ધરાવતો આવ્યો છે. એ ચીનનો બ્રાહ્મણવર્ગ છે. હજારો વર્ષોથી ચીન જે ઉચ્ચ સંસ્કૃતિ ભોગવતું આવ્યું છે, તેનું સમર્થન આ અધિકારી વર્ગથી જ થતું આવ્યું છે એ વર્ગે દેશને અવિકૃત અને એકતાપીમાં રાખવામાં મોટો ફાળો આપ્યો છે

૨. વૈશ્ય અથવા વાણિજ્યજીવી વર્ગ—આ વર્ગ ખૂબ સાહસિક છે એશિયા, અમેરિકા, યુરોપ બધે સ્થળે આ વર્ગ પ્રગતિમાન છે

૩. ખેડૂત અને મજૂર વર્ગ—ચીનની પ્રજાનો મોટો ભાગ એનો બનેલો છે એઓની ખેતી ભારે સરસ છે જમીનમાંથી કસ કાઢવાની એની અલૌકિક મહેનત છે. એ ભારે મહેનતુ વર્ગ ગીચ વસતીને લીધે જેમતેમ કરી નાના નાના જમીનના ટુકડામાંથી ઉદર-નિર્વાહ કરી લે છે

૪. કારીગર વર્ગ–સુથાર, સોની, કુંભાર, મિસ્ત્રી વગેરે ચીના કારીગર વર્ગ વંશ-પરંપરાગત હુન્નરમદીની વસ્તુઓ બનાવે છે આજે ચાર હજાર વર્ષો થયા એમના ચીની કામ, રેશમનું ભરત, ચિત્રકામ, લાકડાની નાદર કારીગરીના નમૂનાની બનાવટ જગત આખામાં વખણાઈ છે વ્યક્તિગત ચીની કારીગર ઉદ્યોગી, હોમીલો, મરમ કારીગર અને એકચિત્તથી કામ કરનારો ગણાય છે.

## હાન વંશ

સાડાત્રણસો વરસો સુધી ચીનનું શાસન કરી હાન વંશ પૂરો થયો દરેક વંશની શરૂઆતમાં ઝળકતી અને ઉજ્જવલ કારકિર્દી અને દરેક વંશના અંતે અંધાધૂંધી એ સામાન્ય વસ્તુ હતી. છતાં ઇશુ પછીના ૨૨૦ વરસો (ઈ. સ. ૨૨૦ સુધી) ચીન

ચીન સુશાસિત હતું. જગતભરમાં તે મહાન શક્તિશાળી સામ્રાજ્ય પ્રજાની સુખ-શાંતિ તથા સમૃદ્ધિ માટે પ્રખ્યાત હતું. હુન્નર, કળાકારીગરી, વિદ્યા, સાહિત્ય, ચિત્રકળા, સંગીત, એ સર્વે લલિત કળાઓ ચીનમાં ખૂબ વિકાસ પામી હતી. ચીન સ્વસંતોષી રહ્યું, છતાં તેના વિજયી સેનાધ્યક્ષોએ મોટા વિજયો મેળવ્યા હતા. ક્યાંય પણ ચીની સૈન્ય હાર પામતું નહિ. હૂણોનાં ભટકતાં ટોળાંઓ તે સમયે જગતના ઘણાખરા દેશોમાં પોતાનાં મનુષ્યોના ભારે બળથી વ્યાપી ગયાં. એમના અપ્રતિહત વેગને કોઈ ખાળી શક્યું નહિ. વિજયો પછી વિજયો મેળવતા ગયાં. માત્ર ચીને તેમને ખાળ્યાં એટલુંજ નહિ પરંતુ તેમને હાંકી કાઢ્યાં. જે ચીનમાં રહી ગયાં તેમને ચીને ચીના બનાવી મૂક્યાં.

### હાનવંશ પછી

સને ૨૨૦માં હાનવંશનો અંત આવ્યો ચીન નાનાનાના રાજ્યોમાં વહેંચાઈ ગયું. સોય વંશના સમ્રાટોએ દક્ષિણ ચીન ફરી પાછું સામ્રાજ્ય સ્થાપ્યું ચીનમાં પુસ્તકો મુદ્રણ કરવાની કળા આ સમયે અસ્તિત્વમાં આવી હતી. લાકડાના બીબાં બનાવીને તે ઉપર કાગળ છાપીને પુસ્તકો બનાવવાનો હુન્નર જગતમાં સૌથી પ્રથમ ચીને શોધી કાઢ્યો. યુરોપમાં તો બારસો વરસો પછી એ હુન્નર દાખલ થયો સોય વંશના સમ્રાટના મહેલના પુસ્તકાલયમાં આ સમયે ૫૪,૦૦૦ ગ્રંથો હતા પુસ્તકોની મુદ્રણકળા આવતા જ ગ્રંથો લખવાનો મહિમા વધી પડ્યો. સાહિત્ય, કાવ્ય, વાર્તાઓ, ધર્મ, વિજ્ઞાન, કળા, તત્ત્વજ્ઞાન એ સર્વે વિષયો ઉપર વ્યાપક સાહિત્ય લખાયું. પીવાની ચા પણ આ સમયે પહેલવહેલી ચીનમાં જ શોધી કાઢવામાં આવી.

### ટૅંગવંશ

ઈ. સ. ૬૨૭માં ટૅંગવંશના સમ્રાટોએ ચીનના સામ્રાજ્યનું શાસન કરવાનું શરૂ કર્યું. એ વંશે સને ૯૬૦ સુધી એટલે લગભગ ૩૪૦ વરસો સુધી ચીનને અનેક મહાન સમ્રાટો આપ્યા. એ ચીન માટે ઉજ્જ્વળ જમાનો હતો. એક પછી એક સમર્થ તેજસ્વી અને ઓજસ્વી સમ્રાટો એ વંશમાં નીપજ્યા હતા એમણે લોકોનાં સુખશાંતિ, તેજ, બળ, શક્તિ અને સાહસને વધાર્યાં એ સમ્રાટોએ સાહિત્ય, ધર્મ, ઉદ્યોગ, કાયદાકાનૂનો, કળામાં પ્રજાને ભારે ઉત્સાહન આપ્યું. એમના ઉત્સાહથી ચીનાઓએ વાણિજ્ય, પ્રવાસ, સમુદ્રમંથન અને સંસ્થાનો વસાવવાનું વ્યાપક રીતે શરૂ કર્યું એ સમ્રાટોના સેનાધ્યક્ષોએ અનેક વિજયો મેળવી સામ્રાજ્યને ખૂબ વિસ્તાર્યું. દક્ષિણ આફ્રિકામાં, ઓસ્ટ્રેલિયામાં, ન્યુઝીલંડમાં, અમેરિકાનાં મેક્સિકોમાં પણ ચીના લોકો તથા તેમના વહાણોનાં ચિત્રો પાર્વતીય પ્રદેશોમાં હમણાં પ્રાપ્ત થયાં છે. એ સર્વે પ્રદેશોના પહેલા શોધકો ચીનાઓ હતા એ હવે નિર્વિવાદ વાત છે. ચીનાઓ જગતભરમાં સર્વશ્રેષ્ઠ પ્રજા તરીકે વખાણાયા. એમની સ્થિતિ અદ્વિતીય હતી.

### સંગવંશ અને મંગવંશ

સને ૯૬૦મા સંગવંશના સમ્રાટોનું ચીન ઉપર શાસન થયું. સને ૧૨૭૯ સુધી એટલે સવા ત્રણસો વરસો સુધી એ વંશના સમર્થ બાદશાહોએ ચીનની દરેક દિશામાં પ્રગતિ કરવામાં ઉત્સાહથી ભાગ લીધો. એક એક સમ્રાટનું રાજ્ય ચીનને આગળ પ્રગતિમય બનાવતું હતું, અને ૧૨૮૦ થી સને ૧૩૬૮ સુધી ૮૮ વરસો પર્યંત જંગીસખાનના વંશજોએ

'યુઆનવંશ' તરીકે ચીનનું રાજ્ય કર્યું. જંગીસખાન મંગોલિયાના આકારાપૂજક મંગોલો અથવા મોઘલોનાં અસખ્ય ધાડાં લઈ જગત જીતવા નીકળી પડ્યો. ચીન, તુર્કી, ઇરાન, મધ્ય એશિયા અને ઠેઠ યુરોપ સુધી મોઘલ ધાડાંઓએ દિગ્વિજય કર્યો. નેપોલિયન સિઝર, સિકન્દર, આરબ અને ઇરાનની જીતો અને દિગ્વિજયો જંગીસખાનની જીતો આગળ ઝાંખી પડતાં હતા જંગીસખાનનો પૌત્ર કુબ્લેખાનના સમયમાં મોઘલો ચીના બની ગયા હતા. અઠયાસી વરસ સુધી નિભેલા એ રાજ્યના પાંચે સમ્રાટોને ચીનાઓ પોતાના તરીકે એટલે ચીની રાજાઓ તરીકે સ્વીકારે છે.

### મંગ વંશ

સને ૧૩૬૮થી ચીની મગવશના સમ્રાટો ચીનની ગાદી ઉપર આવ્યા. એ વંશે લગભગ ત્રણસો વરસો સુધી ચીનનુ શાસન કર્યું. સને ૧૬૪૪ સુધી એ વશના સમ્રાટોએ ચીનને ઐશ્વર્ય, વિભૂતિ અને ચડતીની છેલ્લી ટોચ સુધી પહોંચાડ્યુ. એ ચીન માટે સુવર્ણયુગ હતો. પ્રજા માટે સ્વર્ગીય દિવસો હતા. રોમન, ગ્રીક, ઇસ્લામી કે ખ્રિસ્તીઓના હલ્લાઓથી ચીન અસ્પૃશ્ય હતુ. જગત આખામાં એનો ભારે ધાક હતો. જગતનાં મહારાજ્યો ચીનના નામથી ધડકતા હતાં. જગતમાં સૌથી પહેલા છઠ્ઠા સૈકામાં ચીને દારૂગોળો, બંદૂકો અને તોપોનો ઉપયોગ કર્યો હતો. શોધો તો બહુ અગાઉથી જ થઈ હતી એ સમય પહેલાં કોલસા તથા ગ્યાસનો ઉપયોગ ચીનાઓ જાણતા હતા. એમને નદીઓ ઉપર પુલો બાંધતા આવડતા હતા. એમનામાં અનેક વિચક્ષણ ઇજનેરો પેદા થયા છે. એનામલ તથા લેકરનુ રંગીન કામ ચીનાઓએ બીજા દેશોની પ્રજાને શિખવાડ્યુ હતું ચીનનુ રેશમ જગતભરમાં વખણાતુ હતું ચીનમાં ચીની કામના નમૂના માટે આજે પણ યુરોપિયન શોખીનો એક એક વસ્તુના હજારો રૂપિયા આપી જાય છે સને ૧૧૯૨માં ઇગ્લડના રાજા પહેલા જ્યોર્જે મંગવશના સામ્રાટ ચીએન લંગને ભેટ તરીકે અનેક અંગ્રેજી વસ્તુઓ મોકલી, તેનો સ્વીકાર કરતાં સમ્રાટે જવાબ આપ્યો, કે "આવી વસ્તુઓની અમારી પ્રજાને જરૂર નથી અમારી પ્રજા સુખશાંતિ અને સુલેહસંપમા આનદથી રહે એ જ અમારું કર્તવ્ય છે તમે અમારી છાયામા હમેશા આધીન ભાવે રહો એ જ અમે ઇચ્છીએ છીએ" પોર્ટુગીઝ, સ્પેનીશ, ફ્રેંચ અને અંગ્રેજ સાહસિકો સૌ દેશોમાં ઘુસ્યા. પરતુ ચીનનો ધાક સૌને ભારે હતો

### ચીનના ધર્મો. કનફ્યુશિયસ

ચીનના સમ્રાટો પ્રાચીન કાળમાં પૂજાતા, તેઓ ઇશ્વરી અંશના રાજા અને ધર્મગુરુઓ તરીકે આહુતિ લેતા. ચીનનો મહાન ધર્મસસ્થાપક કનફ્યુશિયસ ઇશુ પહેલાં છઠ્ઠી સદીમાં થયો હતો. એક ખંડિયા નાના રાજ્યમાં કુલીન પણ ગરીબગૃહમા તેનો જન્મ થયો હતો. એ ખંડિયા રાજાનો પ્રેમ મેળવી મોટા અધિકાર ઉપર આવ્યો. રાજકર્તાની અપ્રીતિથી તે નિવૃત્ત થયો. તેના મુખ્ય શિષ્યોના સ્વર્ગવાસથી તેનું મન બહુ ખાટું થઈ ગયું. એણે શિક્ષક અને પ્રવાસી તરીકે ભારે અનુભવ મેળવ્યા હતા. કનફ્યુશિયસે ધર્મ સ્થાપ્યો નથી, પણ નીતિનાં સૂત્રો પ્રબોધ્યાં છે. સચ્ચરિત અને સદ્વ્યવહારનો એ ઉચ્ચ આદર્શ સસ્થાપે છે સારાં નાગરિકો ઉત્પન્ન કરવાનો એ માર્ગ બતાવે છે. પરલોકનાં સુખો તરફ તેની દૃષ્ટિ નથી. તે આ લોકનાં સજ્જન જીવન તરફ આકર્ષાય છે. તેની મુખ્ય કહેવત છે, કે "જગલનાં

પશુપક્ષીઓ સાથે સંપર્ક રાખી એકાંત સેવવા કરતાં દરિદ્રનારાયણની સેવા શ્રેષ્ઠતર છે. જીવનને નીતિના માર્ગે વાળી વ્યાવહારિકતા અને કર્તવ્યપરાયણતા મેળવવાનો એ માર્ગ છે." વિવેક, વિનય, સ્વાભાવિક ઋજુતા, આતિથ્ય અને સ્વભાવમાધુર્ય વધારવાને માટે એનાં સૂત્રો છે. ચીનની પ્રજા ઉપર આજ દિવસ સુધી તેની જબરદસ્ત અસર રહી છે.

## બુદ્ધ ધર્મ અને લાઓત્સે ધર્મ

હાન વંશના સમ્રાટ્ મીંગ–ટીના સમયમાં એટલે ઇ. સ. ૬૪માં હિંદના પંડિત કાશ્યપ અને તેનો શિષ્યવર્ગ બુદ્ધ ધર્મના પ્રચાર માટે હિંદથી ચીનમાં આવ્યો. સમ્રાટ અને પ્રજાને એ ધર્મની ઊંચી નીતિ અને તત્ત્વજ્ઞાન ગમી ગયાં. ત્યારથી બુદ્ધ ધર્મે ચીની પ્રજાનાં અંતરમાં પ્રવેશ કર્યો છે. છઠ્ઠી સદીમાં હ્યુએન સંગ હિંદમાં પ્રવાસ કરી બુદ્ધધર્મનાં અનેક પુસ્તકો ચીન લઈ ગયો હતો. ફાહ્યાન ચોથી સદીમાં હિંદ આવ્યો હતો. ચીન હંમેશાં હિંદ તરફ પૂજ્ય અથવા મિત્રભાવ દર્શાવતું આવ્યું છે. નજદીકનો પાડોશી છતાં એણે હિંદ ઉપર ભારે જાહોજલાલીના સમયમાં પણ આક્રમણ કર્યું નથી. હિંદથી હંમેશાં ભિક્ષુઓ મોટી સંખ્યામાં ચીન જતા હતા. લાઓત્સે ચાઉ સમ્રાટનો પુસ્તકાધ્યક્ષ હતો. તેણે બેદરકારીભરેલું મોજી જીવન ગુજારવાનો ઉપદેશ આપ્યો છે. તેના ઉપદેશમાં પાછળથી વહેમો, મંત્રો, દોરા તથા ક્રિયાકાંડ ઘૂસ્યાં છે. ચીનના અનેક ભાગોમાં મુસલમાનોએ પ્રવેશ કર્યો હતો, એટલે ચીનમાં મુસલમાનોની સંખ્યા સારી પણ ન ગણાયેલ છે. ખ્રિસ્તી ધર્મ પણ ચીનમાં ઠીક પ્રવેશ્યો છે. ચીનાઓ ધર્મ સંબંધી બહુ ઉદારતા અને સહિષ્ણુતા ધરાવે છે, તેમને ધર્મદ્વેષ નથી.

## ચીનની ભાષા, સાહિત્ય, લિપિ

જગતની કોઈ પણ ભાષા કરતાં ચીની ભાષા સ્વયંભૂ અને સ્વતંત્ર છે. એની રચના અટપટી અને ગુંચવાડાભરેલી છે. એમાં જુદાજુદા શબ્દોને માટે જુદાજુદા સંકેતો છે. હજારો શબ્દો માટે હજારો સંકેતો એમાં બનાવેલા છે. એથી એ ભાષા સંપૂર્ણ જાણવી મહા-મુશ્કેલ થઈ પડે છે. ચીની ભાષા મોટા વિદ્વાન જ પૂરી રીતે સમજી શકે છે. જનસમૂહને માટે એ ભાષા અગમ્ય છે. એમાં વિશાળ સાહિત્ય અસ્તિત્વમાં છે. એનો વિશ્વકોષ ૧૩,૦૦૦ પુસ્તકોમાં સમાયલો છે. આખા ચીનમાં પ્રાંતીય ઉચ્ચારભેદો સાથે માત્ર એક જ લિપિ અને ભાષા પ્રવર્તે છે. ચીની ભાષામાં કાવ્યસમૂહ સમૃદ્ધ છે. વાર્તા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાનનાં અનેક પુસ્તકો ચીનીમાં રચાયાં છે. રાજાપ્રજા બંને સાહિત્યરસિક છે.

## છેલ્લો મંચુ વંશ

મંચુરિયાનો મંચુ વંશ સત્તરમી સદીમાં ચીનમાં આવ્યો. એ વંશના સમ્રાટોના અંતિમ સમયમાં ચીનની પડતી થઈ. એમણે ચીનાઓને ચોટલીઓ રાખતા કર્યા. અફીણનું વ્યસન પણ એમનાં સમયમાં જ વધ્યું. કુસંપ, અરાજકતા, રાજ્યત્રાસ, અત્યાચારો પણ એમના સમયમાં જ વધ્યા. ખ્રિસ્તી મિશનરીઓ એ મંચુ સામ્રાજ્યના સમયમાં વ્યાપક બન્યા. ધર્મ-સહિષ્ણુ ચીનાઓએ તેમને સન્માન આપ્યું, પરંતુ એ મિશનરીઓએ ચીનની નબળાઈઓ અને વૃદ્ધત્વ પ્રકાશમાં આણ્યાં. યુરોપિયન વેપારીઓ અને છેવટે ખાસ હક્કો અને તેના માટે લશ્કર ચીનમાં આવ્યાં.

## ચીનની પડતી

ચારચાર હજાર વર્ષોની સ્વતંત્રતા ભોગવ્યા પછી છેલ્લા સૈકાથી ચીનની પ્રજાની પડતી થઈ છે યુરોપિયન ગીધો અને જાપાન તેને ચીંથી ખાય છે વારંવાર ચંચુઓના પ્રહારો કરી એના વૃદ્ધ શરીરને જખ્મોથી ભરી મૂક્યુ છે જાપાને પશ્ચિમાત્ય સંસ્કૃતિ સ્વીકારી પોતાના ગુરુઓથી પણ પ્રગતિ કરી વિચારક ચીનાઓએ જૂની ઘરેડને વળગી નવીનતા અને આધુનિક વિજ્ઞાનનો તિરસ્કાર કર્યો કુસપ, અફીણ અને ક્રિયાશક્તિની શિથિલતામા ચીનાઓ સપડાયા ચીનની સસ્કૃતિ, ઓજસ શક્તિ સર્વે મોટી અવગતિને પામ્યા ટોચ ઉપર ચડેલ ઠેઠ નીચે પટકાયો, ગીધોનો શિકાર બન્યો આખા જગતના દેશોના ઇતિહાસોમા આવડી લાબી સ્વતંત્રતા અને સુદર સસ્કૃતિ કોઈ ગજાએ ભોગવ્યા જ નથી છતા તે હવે પડ્યુ

## આધુનિક ઈતિહાસ—અફીણ યુદ્ધ

સને ૧૮૦૦મા ચીન સામ્રાજ્યે અફીણના ઉપયોગની બંધી કરી. સને ૧૮૩૪ સુધી અફીણ ચોરીછૂપીથી ચીનમા મોટી રકમે દાખલ થવા લાગ્યુ ચીને સખ્ત ઉપાયો લઈ કેન્ટોન ખાતે વીશ હજાર પેટી ચોરીથી દાખલ થયેલ અફીણને બાળી નાખ્યુ આ અફીણ અગ્રેજ વેપારીઓનુ હોવાથી સ્વમાનરક્ષાના બહાના હેઠળ અગ્રેજોએ ચીન સાથે યુદ્ધ જાહેર કર્યું ચીની શહેનશાહે વીક્ટોરિયા રાણીને સીધો પત્ર લખી આ ભયકર કુટેવમાથી ચીની પ્રજાને રક્ષણ આપવા સાથ દેવામા વિનતિ કરી પરતુ તે વ્યર્થ ગઈ સમુદ્રયુદ્ધમા ચીનની હાર થઈ નામોશીભરેલી સધિ કરવી પડી અફીણ નાશ કર્યાની કિંમત તથા યુદ્ધખર્ચો ચીનને ભરી દેવો પડ્યો નાનકીગની શરતો નીચે ચીનના પાચ બદરો પરદેશીઓના વેપાર માટે ખુલ્લા મૂકવાની ચીનને ફરજ પડી બ્રિટને હોગકોગનો કબજો લીધો, યુદ્ધખર્ચો વસૂલ કર્યો. ચીનમા પરદેશીઓનો પ્રવેશ થયો યુરોપિયન પ્રજા ઉપર ચીની ન્યાય કોર્ટોનો અધિકાર છીનવી લેવામા આવ્યો ખ્રિસ્તી ધર્મમા વટલેલા ચીનાઓને પણ ચીનની સત્તાથી બહાર મૂકવામા આવ્યા

## ટેપીંગ બળવો

સને ૧૮૫૦મા કોઈ ખ્રિસ્તી ધર્મમા વટલેલા ચીના હગ સીન ચુઆને 'મૂર્તિપૂજકોને કાપી નાખો' એવી બૂમ સાથે ધર્મયુદ્ધ ઉપાડ્યુ તેના સાથીઓએ બૂમ સાથ આપ્યો ચીનની સરકાર બળવો બેસાડી શકી નહિ અર્ધ ચીન ઉજ્જડ થયુ બે કરોડ ચીનાઓની કતલ થઈ મિશનરીઓએ શરૂઆતમા એ બળવાને આશીર્વાદ આપ્યા હતા ભયકર સ્વરૂપ પકડતા તેના પ્રત્યે તિરસ્કાર બતાવ્યો હતો શાહીવાદના એજટો તરીકે મિશનરીઓ પ્રત્યે ચીની પ્રજા અત્યત કડવી ઊઠી એક અગ્રેજ લેખકના શબ્દો પ્રમાણે પ્રથમ મિશનરીઓ, પછી મનવારો અને છેલ્લે જમીનની ખૂચવણી એ નીતિ ચાલી આવે છે [અપૂર્ણ]

# લખનૌનું અધિવેશન

એક નોંધ

ગોકુળભાઈ ભટ્ટ

રાષ્ટ્રીય મહાસભા ભારતવર્ષની રાષ્ટ્રવ્યાપી સંસ્થા છે. પ્રવૃત્તિ, પ્રગતિ અને પરિવર્તન એ એના વિશિષ્ટ લક્ષણો છે. જન્મથી તે આજ સુધીની એની અવસ્થા સમયાનુકૂલ જાગૃતિના માર્ગદર્શનમાં એણે વ્યતીત કરી છે. આ સંસ્થા પોતાના સભાસદોના મોટા પ્રમાણ ઉપર જ નભતી નથી. એનાં વાર્ષિક અધિવેશનો જ એના મહત્ત્વનાં પ્રતીક નથી. ગરીબની ઝૂંપડીમાં સુખસગવડ પહોંચાડવાની સક્રિય યોજનાઓ ઘડવામાં અને તેવી યોજનાઓને મૂર્તિમંત કરવામાં એ પ્રામાણિક યત્નપ્રયત્નો કરે છે. આવી રીતે તે પોતાનું પ્રાતિનિધિક સ્વરૂપ ઘડે છે અને જનતાના હાર્દને પિછાની તેમના દર્દોને, કષ્ટોને, અગવડોને દૂર કરવાના મનોરથો સેવે છે. એના નેતાઓ, કાર્ય કરનારાઓ, સ્વયંસેવકો પૂર્ણ ભલે ન હોય, પણ એના મુખ્ય મુખ્ય સંચાલકો અને એમના માર્ગદર્શક ગાંધીજીને હૃદયે ભૂખે મરતા, સબડતા સમાજની જે દાઝ છે તે ઇતરમાં બહુ જ ઓછા પ્રમાણમાં દેખાય છે.

આ સંસ્થાનો નાનામાં નાનો સેવક અનેક ઊણપોવાળો હોય છે છતાંય અજાણ્યા પ્રદેશમાયે આદર પામે છે, અને લોકો એની પાસેથી કાંઈક સારાની આશા રાખે છે. રાષ્ટ્રીય મહાસભાએ આવી પ્રતિષ્ઠા મેળવી છે તે છેલ્લાં પંદર વર્ષનો ફાલ છે એમ કોઈ ન સમજે. અનેક મહાપુરુષોએ આ સંસ્થાદ્વારા હિંદની સેવા કરી છે અને એ મહાનુભાવો—મહાજનો—ધન્ય બની સંચર્યા અને આપણને આ મહાન સંસ્થા મારફત ભારતમૈયાનાં બંધન તોડવાનો આદેશ આપી ગયા. આ આપણી સંસ્થાના વાર્ષિક અધિવેશનો છેલ્લાં પંદરસોળ વર્ષથી તો ખાસ આકર્ષક બન્યાં છે. અધિવેશન સમયે ઊભરાતી મેદની, કે પ્રદર્શનનો ભપકો, કે ઇંદ્રપ્રસ્થ સરખાં પાંચપંદર દિવસ સારુ ઊભા થતાં નગરો, કે રોશની એ અંગો જ લોભામણાં નથી. એના વાર્ષિક અધિવેશન સમયે જે ઠરાવો છણાઈ છણાઈને ઘડાય છે તે હિંદનું વાયુમાન છે. ઠરાવો તો તીખી તમતમતી ભાષામાં અનેક રીતના ઘડી શકાય, પણ આ સંસ્થાના ઠરાવોની પાછળ સંકલ્પ છે. જેટલી તાકાત સંસ્થામાં હોય તે હદમાં રહીને જ વેણ ઉચ્ચારવું એ છેલ્લાં પંદર વર્ષની એની પ્રથા છે; અને એ હિતકર રૂઢિ અત્યારસુધી પળાતી આવી છે. કોઈકોઈકવાર કોઈક અધીરો વીર આગળપડતું બોલવા લાગે છે, ત્યારે એને નિરાશ થઈ બેસી જવું પડે છે.

દરેક અધિવેશન અપૂર્વ અને મહત્તાવાળું ગણી શકાય. લખનૌનું અધિવેશન જવાહરલાલજીને કારણે વિશેષ ગૌરવવાળું અને અગત્યનું બન્યું. નવાં પાણી વહેણમાં ભળ્યાં—ભળવા લાગ્યાં છે. એ મેળાપ કેવો નીવડશે એની આગાહી કરવાનું સામર્થ્ય નથી, પણ મૂળ પ્રવાહની પાચનશક્તિ જબરી છે એટલે કાંઠાઓની ભાંગતોડ કર્યા વિના પ્રવાહ વધારે ઊંડો થશે એમ લાગે છે.

લખનૌ સંયુક્ત પ્રાંતોનું પાટનગર સમું છે. રામાયણ સમય પછીની દંતકથા એવી છે

કે રામચંદ્રજી અયોધ્યાના રાજા હતા ત્યારે લક્ષ્મણજી લખનૌના રાજ્યતંત્રી હતા ગોમતી નદીને તીરે 'લછમન ટિલા' ('મચ્છીભવન') એ ઉપરની દંતકથાનો પુરાવો છે ઐતિહાસિક દૃષ્ટિએ મહમૂદ ગઝનીના કાળથી આ સ્થળ પ્રસિદ્ધ થવા લાગ્યુ સુજા-ઉદ્-દૌલાના દીકરા અસફ-ઉદ્-દૌલાએ લખનૌને વધારે ઉન્નત બનાવ્યુ એ પાટનગર બન્યુ અસફના ઔદાર્ય વિષે એટલે સુધી કહેવાતુ કે 'જિમકો ન દે મૌલા (ખુદા) ઉસકો દે અસફ-ઉદ્-દૌલા' અસફે કલાની, આબાદીની દૃષ્ટિએ લખનૌને મશહૂર બનાવ્યુ સન ૧૭૮૪મા દુષ્કાળ પડ્યો હતો ત્યારે કારીગરો, મજૂરોને, અને ગરીબોને (બેકારોને) પોષવા માટે એણે અત્યારે જે 'બડા ઇમામબાડા' કહેવાય છે તે ભવ્ય ઇમારત બધાવી હતી એ ઇમારત અનેક રીતે જોવાલાયક છે એનો સભામંડપ અને એને ફરતી અદ્ભુત ગૅલરી સ્થાપત્યનું અને કલાનુ ભાન તે સમયે કેટલુ હતુ તે સિદ્ધ કરે છે અસફને આ જ મહેલાતમા દાટવામા આવ્યો હતો એ સમયના રાજ્યમકાનો ઉપર માછલી પ્રમુખસ્થાને છે માછલી શુભ શુકન છે એટલા માટે જ નહિ પણ આયુધ વરો માછલીને પોતાનુ રાજ્યચિહ્ન બનાવ્યુ હતુ મોગલ બાદશાહોને માછલીઓનો ભારે શોખ હતો, એમના મહેલોમા પણ ઠેરઠેર મચ્છીભવનો હોય છે, અને આ આયુધવશ મોગલોને વફાદાર એટલે એણે સ્વામીનુ અનુકરણ કર્યું હશે બીજા કેટલાક ઐતિહાસિક સ્થળોની, કે ત્યાની કાગળની મિલ કે જે હિંદુસ્તાનમા મોટામા મોટી કહેવાય છે તે કારખાનાની, કે લખનૌના અત્તરની, ત્યાની કુંભારકૃતિઓની, વામણોની વાતો છોડી દેવી પડશે લખનૌની વસ્તી ૧૯૩૪ની સ્થાનિક ગણતરી પ્રમાણે લગભગ ૪॥ લાખ છે આમા હિંદુ, મુસલમાનનુ પ્રમાણ ૫૫-૪૫ ટકા જેટલુ હશે ગુજરાતીઓમા માત્ર બેએક ઘર છે, નાગર, કચ્છી, વાણિયા જુદાજુદા ભાગમા વહેંચાયલા છે દક્ષિણી સમાજ પેઠે ગુજરાતીઓએ ખાસ મડળ જમાવ્યુ લાગતુ નથી લખનૌની ભાષા મીઠી રસિક હિંદુસ્થાની લખનૌ ઉર્દૂ સાહિત્યનુ એક મુખ્ય મથક છે, એટલે સાહિત્યસેવકો ઘણા પણ એમના પુસ્તકાલયો! એમની નજરે બહુ મોટા! સંગીત એ તો લખનૌનુ જ એ કલાને સરક્ષણ તથા ઉત્તેજન અહીં એક સગીત મહાવિદ્યાલય છે, જ્યા વિદ્યાર્થીઓ આજે શિક્ષણ મેળવે છે લખનૌની કડક રેવડી ખાધા વિના કોઈ પાછો વળે તો લખનૌની મઝા એણે અધૂરી માણી કહેવાય સંયુક્ત પ્રાંતોમા અને બિહારમા કકડી એ એક અદ્વિતીય ફળી ચીજ છે આપણી બાજુ થતી કાકડીઓ કે સૂરતના આરિયા એ કકડીઓ પાસે પાણી ભરે પાક ઝાઝો, પણ મોંઘાઈ પણ એટલી જ, કારણકે એ શોખની વસ્તુ છે, પણ સાથેસાથે આરોગ્યવર્ધક છે જેમ પાતળી તેમ એની વિરૂપ ઓછી ઉનાળાના આકરા તાપથી, લૂથી બચવા માટે લકડી, સેતૂ જેવા સીધા સાદા ફળો લખનૌની સ્મૃતિ કાયમ રખાવે એવા છે સયુક્ત પ્રાતોમા શેરડી જોઈએ તેટલી એટલે ગોળ સસ્તો પણ અજાણ્યો માણસ ગોળની પસંદગીમા છેતરાઈ જાય એવો સભવ જેમ ગોળ પુષ્કળ તેમ ખાંડ (ચીની) પણ વિપુલ કોઈક દુકાનદારને ત્યા એક સોદાગર ગયો એણે ખાંડ માગી દુકાનદારે સ્વદેશી ખાંડના જુદાજુદા નમૂના દેખાડ્યા સોદાગરે પરદેશી ખાંડનો આગ્રહ કર્યો વ્યાપારીએ તે એક દૂરના ખૂણેથી લાવી દેખાડી કહ્યુ, 'આ પરદેશી ખાંડ તો મોંઘી મળશે મોંઘાઈ એની જાતની ગુણવત્તા ઉપર નથી, પણ અહીં આ શેરડીની ભૂમિમા બહારનો માલ ટકી જ ન શકે' આવુ અહીં છે આપણે ત્યા કદાઈને ત્યાથી મીઠાઈ લેતા પહેલા સ્વદેશી સાકરખાંડની ખાતરી કરાવી લેવી પડે છે, ત્યારે ત્યા સ્વદેશી ખાંડ જ ઇસ્તેમાલ કરાય—વપરાય પણ આ રીતની આપણી વાતો મુખ્ય વિષયને ભુલાવી દેશે

એપ્રિલ, મે, જૂન એ ઉત્તરના પ્રાંતો માટે આકરા મહિના કહેવાય.' તાપ તો સખ્ત પણ વંટોળિયા તોબા પોકરાવે. લખનૌ મ્યુનિસિપાલિટીએ સરકારની શેહમાં ન દબાતાં મહાસભાને પાણી વગેરેની સારી સગવડ કરી આપી હતી. જુદાજુદા જિલ્લાઓના સ્વયંસેવકો ડૉ. હાર્ડીકર પાસેથી તાલીમ પામી કામે ચડયા હતા, પણ મુંબાઈના કેટલાંય વર્ષોની તાલીમ મેળવનાર નૅશનલ ગાર્ડની હરોળમાં એ ક્યાથી આવે? મુંબાઈની બેઠકમાં યુક્ત પ્રાંતોનું નિમંત્રણ સ્વીકારાયું ત્યારપછીના દિવસોમાં બેઠક ક્યાં ભરવી, કોણ મુખ્ય સંચાલન કરે, વગેરે વાદોમા કાર્યકર્તાઓ ગુંચવાયા હતા, એટલે છેવટ સુધી એ વાદોએ પરોક્ષ રીતે 'ઇન્તેઝામ' (વ્યવસ્થા)મા ખલલ પહોંચાડી. પ્રદર્શનની સફળતા કે બધા કાર્યક્રમોનુ પાર ઊતરવું એ ભાગ લેનારની સહનશક્તિ ઉપર વધારે નિર્ભર હતા રસોડામાં જઈએ તો અંધેર, કોઈ કચેરીઓમા તપાસ કરીએ તો વિચિત્ર જવાબો મળે, બહુ ઓછા કાર્યકર્તાઓને જવાબદારીનુ પૂરુ ભાન હતું, અને જ્યાંત્યાં 'ઇન્તેઝામ હો રહા હૈ, ઇન્તેઝામ હો જાયગા' એવા જ શબ્દો સાંભળવા મળે. 'ઇન્તેઝામ' એ બહારના મહેમાનો માટે વિનોદનો વિષય હતો આના શોખીનોને તો ઠેઠ ચારબાગ સ્ટેશને જવું પડતું, અને પોતાની આદતોને સંતોષવી પડતી. એટલે વ્યવસ્થાની દૃષ્ટિએ આશાવાદી પીઢ કાર્યકર્તા ડૉ. મુરારિલાલ કે નવજુવાનોના અગ્રણી અજબ ઉત્સાહવાળા શ્રી. ચંદ્રભાણ ગુપ્તા એકલા શુ કરી શકે? ડૉ મુરારિલાલની વ્યવસ્થાશક્તિ કાનપુરની બેઠકથી જાણીતી છે, પણ આ સમયની તેમની અવસ્થા, બીજા ઝઘડાઓ વગેરે આગળ એ ડોસાને આક્ષેપો સહન કરતાં કરતાં હડે પેરે કામ ધપાવવા સિવાય બીજો માર્ગ જ નહોતો. એ ડોસા કોઈક મકાનમા સૂઈ રહેતા; ઊઠીને દાતણપાણી કરી બહાર નીકળતા તે કોઈકવાર ત્રણ વાગે રસોડે આવે. ભલુ તે રસોડુ—રસોડાં. નિશ્ચિત સમયે પણ સારા ભોજનની વ્યવસ્થા ન હોય, ત્યા કટાણે આવેલ આ ડોસાને ઠંડો ભાત, અને ચવડી રોટીઓ સિવાય શું મળે? એ ભલો ડોસો જે મળે તે ખાઈ લે અને કૉંગ્રેસને કામે પાછો વળગે. 'વ્યવસ્થા'નું આછું દર્શન કરીને આપણે પ્રદર્શન ભણી વળીએ.

મોતીનગર (કૉંગ્રેસનગર)ની રચના ઐશબાગને રસ્તે હતી જગ્યા વિશાળ પણ ખાડાઓવાળી, એટલે નગરની રચના અમુક ભાગમા સુંદર તથા અમુક ભાગમાં બેડોળ. મોતીનગરના ત્રણ દરવાજાઓને કમલા નેહરુ, શેરવાણી અને ગણેશ શંકર વિદ્યાર્થીના નામો મળ્યાં હતાં. રસ્તાઓનાં જુદાંજુદાં નામો હતાં. પ્રતિનિધિના ડેરાને દરવાજે સુભાષબાબુ હતા આ નગરનું મુખ્ય આકર્ષણ પ્રદર્શન હતું પ્રદર્શનનો દરવાજો અવનવો હતો. હળ, ગાડાનાં પૈડાં, ઓરણી, વગેરે આકૃતિઓનો આ દરવાજો બન્યો હતો. કેટલાંય ઉપલક દૃષ્ટિવાળાંએ આકાશ ખેડતાં હળને ગરૂડ ગણ્યા આ દરવાજાની દીવાલો ઉપર કલકત્તાના જયમની બાબુએ ગ્રામઉદ્યોગની દૃષ્ટિએ જે સાદાં, આંખે બાઝે એવા ચિત્રો દોર્યા હતાં એ પ્રદર્શન તરફનો પ્રેક્ષકોને આવકાર હતો. પ્રદર્શનનું કામ મુંબાઈના ઠરાવ પ્રમાણે ચરખાસંઘે તથા ગ્રામઉદ્યોગ સંઘે કરવાનું હતુ. શ્રી શંકરલાલ બૅંકર કેટલાય મહિનાઓથી લખનૌ જઈ બેઠા હતા. પ્રસંગેપ્રસંગે આકરા, અધીરા, નિરાશ બનતા શંકરલાલને કામ કરનારાઓ ઘણા મળ્યા હતા, અને તેથી આખરે પ્રદર્શન દીપી નીકળ્યુ અને પ્રદર્શનમાં ગધ્ધાવૈતરાં કરનાર સૌ કાર્યકર્તાઓ શાબાશી મેળવી શક્યાં પ્રદર્શનની દુકાનોમાં ભપકો નહોતો, દૂરથી જોનારને દોરે એવું દેખાતુ નહોતુ કોઈક મહેલાણી 'What is this ? This is no exhibition,'

એવા ઉદ્ગાર કાઢતા, તો કોઈક રસપૂર્વક હાથકારીગીરીઓનું અવલોકન કરવામાં સમય વ્યતીત કરતો. કોઈક મનમોહન લડુ ખાવા જ આવતા, તો કોઈક મોંઘાબીન રેસ્ટોરન્ટની સ્વાદિષ્ટ વાનીઓ ચાખવા સારુ આના ખરચી પ્રદર્શનમાં દાખલ થતાં. સાંજની લટાર મારવા નીકળેલા યુવાનો પણ દેખાતા હતા. લખનૌનો અમીર વર્ગ તેમજ લખનૌનો સામાન્ય સમાજ પ્રદર્શનનો પ્રેક્ષકવર્ગ હતો. આ પ્રદર્શનને આકર્ષક બનાવવા માટે આતશબાજી (દારૂખાનું ફોડવાનું) રાખવી પડી હતી નાટ્યપ્રયોગોમાં સાર નહોતો. રામકૃષ્ણ બ્રહ્મચારીના તથા મારવાડી મલ્લના વ્યાયામપ્રયોગો સારા હતા. કવિ વલ્લાથોલ અને તેમનો કલા-સમાજ ઝાઝી અસર ન કરી શક્યો. કદાચ એ કાર્યક્રમની જાહેરાત બરાબર થઈ નહિ હોય. પ્રકાશન વિભાગ બહુ સામાન્ય કામેલિયતનો ગણાય; કારણ કે ઘણી ઘણી સાદી વસ્તુઓ મુત્સદ્દી પ્રચારકોને હાથે ચડે તો સાતમે આસમાને જઈ બેસે. જ્યારે અહીંના પ્રદર્શન કે મહાસભા કે એને અંગેના બીજા કાર્યક્રમો જાહેરાતની ઊણપને કારણે મોળા દેખાયા. પ્રદર્શનના મનોરંજનકાર્યક્રમમાં કવિસંમેલન અને મુશાયરા આ બે પ્રસંગો મુખ્ય હતા. રાષ્ટ્રભાષાના કવિઓ એક દિવસ ભેગા થયા હતા. શ્રોતૃસમાજ પણ મોટો હતો. આ સંમેલનોમાં બને છે તેમ જેનો અવાજ ઊંચો મીઠો અને લહેકાવાળો તે ગાયક ફાવે. વળી આવા પ્રસંગોએ કલ્પનાના ઉડ્ડયનો સહજમાં સમજાતા ન હોવાથી નીરસ બને છે. ઝડઝમક, પ્રાસાનુપ્રાસ જેવી તુકબંધી રચનાઓ વધારે લોકપ્રિય થાય છે. મૈથિલીશરણ ગુપ્તના જાણીતા ભાઈ સિયારામશરણજીને મેં પૂછ્યું કે આપે કેમ આપનું કોઈ રાષ્ટ્રપ્રેમી કાવ્ય ન વાંચ્યું? "મને આવા સંમેલનોની રચના પસંદ નથી, એમાં કવિતા કરતાં ગાન વધારે આકર્ષક બને છે," આ એમનો ઉત્તર ઘણે અંશે સાચો છે. વળી સાંભળનારા ચિત્તમાં રહી ઉપભોગ કરતા નથી. કવિસંમેલનમાં ઘણાએ કવિઓએ, ગાયકોએ ભાગ લીધો હતો. 'નામાવલિ આપે શો ફાયદો?' આ સંમેલનમાં ખાસ ધ્યાન ખેંચે એવી એક વાત એ હતી કે કવિઓ પોતાના દર્દ પોતાની બોલીમાં કહેતા હતા, અને એ દર્દના નિવારણ માટે ગાંધીજી અને એમના પ્રાંતના દુલારા લાલ જવાહરની આશા રાખતા હતા. જવાહરભક્તિ વાયુમંડળમાં પ્રસરતી હતી. પણ આશ્ચર્યની વાત એ છે કે 'ઝંડા ઊંચા રહે હમારા' એ ગીતને બદલે બીજું રાષ્ટ્રગીત મહાસભાએ સુવર્ણ મહોત્સવ પ્રસંગે ગાયું હતું તે સમજાયું નહોતું. ગીતોના કે કાવ્યના શબ્દોની રાષ્ટ્રીયતામાં સ્વદેશપ્રેમ ઝગમગતો હોતો નથી, પણ લેખકનો આત્મા જ્યારે દિવ્ય બને છે ત્યારે સ્વદેશાભિમાનનો સાદ નીકળે છે અને એ પુનિત પ્રપાતમાં પણ કોઈ ઝીલવા મોં લલચાય છે.

'જહાં તક યહ દમ મેં દમ હૈ
ઝંડા નહીં ઝૂકેગા
ઝંડા નહીં ઝૂકેગા'

એ ગીતમાં પ્રાણ હતો, પણ એની અમુક જ પંક્તિ કવિતા નામને યોગ્ય હતી. લગભગ પાંચેક કલાક સુધી આ સંમેલન ચાલ્યું. અને જો સમય અનિયંત્રિત ચાલ્યું હોત તો કદાચ આખી રાત નીકળી જાત. બીજે દિવસે મુશાયરાનો ક્રમ હતો. શ્રીમતી સરોજિની દેવીને પ્રમુખપદે એ મુશાયરો હતો. આ પ્રસંગે ઉત્તર હિંદના ઘણા મોટામોટા કવિઓ આવી પહોંચ્યા હતા. સંમેલનમાં અપૂર્વ શાંતિ અને નિયમન હતું. આ સંમેલન કુલ ચાલ્યું સાતેક કલાક. આ મુશાયરામાં એક સરસ કવિનાં દર્શન થયાં. આપણા બાલાશંકર

એવા જ મસ્ત હતા કે ? 'જિગર' એમનું ઉપનામ છે; મોરાદાબાદના એ રહીશ છે. આ કવિના ચહેરા ઉપર જ કવિતા—મહોબ્બત—તરવરતી હતી એમનું હલનચલન, એમના હાવભાવ અને જિગરમાંથી નીકળતી પંક્તિઓ મહોબ્બતની કવિતા શી વસ્તુ છે એનો પ્રત્યક્ષ અનુભવ કરાવતી હતી. આ કવિ વિષે કોઈક બીજે પ્રસંગે સવિસ્તર લખવા ઇચ્છું છું, એટલે અત્યારે તો એમના નામમાત્રનો ઉલ્લેખ બસ થશે. પ્રમુખશ્રીએ જ્યારે એમ ઉચ્ચાર્યું, કે 'Poetry must be the living voice of the times,' ત્યારે 'જિગરે' મસ્તીમાં આવી જઈ કહ્યું, કે 'શાયર કોમ યા વતન કા નહીં હૈ મહોબ્બત કા.' આપણે વાદમાં ઊતરવાનુ નથી 'બિસ્મિલ' કવિથી આપણે કાઈક પરિચિત છીએ. 'સરફરોશી કી તમન્ના' એ એમનું પ્રસિદ્ધ ગીત આપણે નહિ વિસરીએ એ કવિ બહુ ઊચી પંક્તિના છે; પણ એમનો વારો આવ્યો ઘણો મોડો પણ એમની મોટાઈ આડે આવી નહિ એના શબ્દે-શબ્દે 'ખૂબ', 'ખૂબ' (સરસ, સરસ) 'ફિરસે એકવાર'ના ઉદ્ગાર નીકળતા, અને આ સાદા, હિંદુ કવિ ઝૂકી ઝૂકીને ધન્યવાદ ઝીલતા, ત્યારનુ દૃશ્ય મનોહર હતું. 'મજૂરની ઈદ,' 'સાગર'નુ 'જમના' જેવા કેટલાક કાવ્યોનો હું સ્વાદ ચખાડી શકતો હોત તો કેવુ સારું! હશે. આપણે ત્યા આવા કવિસંમેલનો ક્યારે થશે? કાઈક પ્રયાસો થાય છે, પણ આપણા કવિઓ એમને મુકાબલે રડતી સૂરત લાગે છે, જોકે આપણા કેટલાક કવિઓના મૂલ્ય એમના કરતા વધારે. 'સાગર'ને સાંભળતા ત્યારે આપણા શાયર મેઘાણી યાદ આવતા, એ બન્નેમા ઘણુ સામ્ય લાગ્યુ. કવિસંમેલનના સંયોજક 'સનેહી' દરેક કવિનો ટૂંકો પરિચય લાક્ષણિક શૈલીમાં આપતા. એમના અવાજનો આરોહઅવરોહ તેમજ એમની મોટી આંખોના હાવભાવ ખાસ ધ્યાનમા રાખવા જેવા. મુશાયરાના સંયોજક 'મુલ્લા' (હિંદુ) વિશેષ ધન્યવાદને પાત્ર થયા. કવિઓએ આપણને આડે માર્ગે વાળ્યા. પ્રદર્શનના મનોરજનવિભાગની ઝીણવટમા ઊતરવુ અનાવશ્યક છે

'હરિજન' તથા 'હરિજનબંધુ'માં પ્રદર્શનનાં વિસ્તારી અવલોકનો આવ્યા છે પાટણનાં પટોળાંની કલા, સોપારીમાથી બોરિયા, કકાવટી વગેરે ચીજો પત્ર જેટલી જ સફાઈથી બનાવનાર મરહૂમનુ કૌશલ, સખ્ત પથ્થરમાથી વાસણો કોતરનાર ગહગાનપુરી કારીગરો, છોકરાની સ્લેટવાળા (જેણે પોતાના નામના પાટિયામાંથે આમકિક્રોઝ દેખાડ્યો હતો એટલે કે પાટીઓ જ એવી રીતે રાખી હતી કે ને પાટિયાની ગરજ સારે અને તે પાટીઓ ઉપર ખડીથી પોતાની જાહેરાત કરી હતી), લોખંડમાથી તતુવાદ્યોના તાર બનાવનાર, પથ્થરમાંથી ચશ્માના કાચ બનાવનાર, લગભગ રદ્દી ગણાતાં પશુનાં શિંગડાંઓમાંથી અનેક ઉપયોગી જણસો—દાંતિયા, હાથા, પેટી—બનાવનાર કલીકટના બાહોશ કારીગરો (મહાત્માજી જ્યારે ચર્માલય જોવા ગયા ત્યારે દાતિયો બનાવનાર કારીગરે જે ઝડપ અને ખૂબી દેખાડી હતી તે જોઈને એમ જરૂર થઈ જાય કે માનવી પોતાના દેહરૂપી યત્રનો કેમ વિકાસ નથી કરતો!?), તિનાવેલીના સુદર મુલાયમ ઘાસમાંથી ચટાઈઓ બનાવનાર મલબારીઓ (આ ચટાઈઓ—આરામાં સારી ચટાઈની કિંમત રૂ. ૩૫ થાય, જોકે બધી એટલી મોંઘી નહિ જ—વાળીને ખીસામાં રાખી શકાય એવી હોય છે, વાણામાં ઘાસ ને તાણામાં હાથે કાતેલ સૂતર), ૫૮ ઈંચ પનાનું કાપડ વણનાર બિહારી વણકર, કાગેટામાંથી સૂતર કાઢવાની ક્રિયા, કાશ્મીરના વિખ્યાત કલાકારો વગેરેની યાદી માત્રથી આપણને સંતોષ થશે.

માઈસોરનું હાથીદાંતનું કામ, શાંતિનિકેતનનું ચામડા ઉપરનુ ચિત્રકામ, બિહારનું રંગકામ વગેરે પણ પ્રશંસાપાત્ર અંગો હતા નન્દલાલ વસુ અને એમના સાથીઓએ જે કલાભવન ઊભુ કર્યું હતું તેની રચના અત્યંત સાદી છતાંય કમનીય હતી ચિત્રોની ગોઠવણીમા રાજપૂત, મોગલ બૌદ્ધકાલીન કલાની સરખામણી હતી, કલાના વિષયપરત્વે પણ ઝીણવટભર્યા અભ્યાસનું દર્શન થતુ હતુ ઉપરાંત અવનીન્દ્રનાથ, રવિબાબુ વગેરેની અને મુબઈના કલાકારોની કૃતિઓ તથા શિલ્પના કેટલાક નમૂના આ કલાવિભાગમા હતા કાગળ બનાવવાની ક્રિયા મધપૂડાઓની રચના, ચર્માલય અને કૃષિ એ ખાસ વિભાગો કૃષિવિભાગ હજી તો શાસ્ત્રીય રીતે ગોઠવાવો જોઈશે દુધવિભાગમા ગોરક્ષાનુ તત્ત્વ બરાબર જળવાવુ જોઈશે ઘાણી, ઘંટીઓ વગેરે તો હતા જ પણ એ બધુ 'સરપ્રેકા ખેન જેવુ' ઇંદોરના એક શાસ્ત્રીજી નની ઘંટીની પાછળ પડ્યા છે આપોઆપ જ દળાય, ભેગુ થાય એ યત્ર કેટલે અંશે ગ્રામઉદ્યોગોને ઉત્તેજન આપનારુ બનશે એ જોઈશુ અને આ સધાની વચ્ચે મહાલતી ખાદી—ખાદીભવનમા આનંદતી રેલતી હતી પ્રાંતેપ્રાંતે પ્રગતિ જણાય છે—માલમા અને ભાવમા મજૂરીના નવા દરો સહેજસાજ ભારે પડશે પણ દેશને ચાહનાર એ વધારાના ભાવોની પરવા નહિ કરે ખાદીઉત્પત્તિના સાધનોનો પરિચય આપવામા આવ્યો હતો વનસ્થલીવાળો ચાર આનાનો કલાકે ૧૦૦૦ તાર સૂતર આપનાર રેંટિયો અજમાવવા જેવો ખરો, પણ વનસ્થલીમા ચાર આને પડે, સ્થળેસ્થળે લાકડા અને મજૂરી ઉપર એની કિંમતનો આધાર છે બે ત્રાકવાળો મગન રેંટિયો હવે સફળતાને કિનારે આવી પહોચ્યો છે પણ એ કાતતી વેળાએ શરીરને જે વધુપડતો શ્રમ પડે છે, કરોડને જે ધસારો લાગે છે તથા કાતનારને ખૂંધ પ્રાપ્ત થવાનો ભય છે, એ મુસીબતો ટાળવી જોઈએ

મહાત્માજીને હાથે પ્રદર્શન તા ૨૮ મીએ ખુલ્લુ મુકાયુ ઉદ્ઘાટન પહેલા આ ચતુરસુજાણે પ્રદર્શન ઉપર નજર ફેરવી લીધી હતી અને ભાષણમા એમણે પ્રદર્શન સાથેનો પોતાનો આત્મૈક્ય ભાવ પ્રકટ કર્યો તથા ટૂકમા ગ્રામઉદ્યોગ તથા ખાદીને તથા પ્રદર્શનમા આવીને અભ્યાસ કરીને પ્રદર્શનને પોષવા આગ્રહભરી વિજ્ઞપ્તિ કરી

લખનૌની બેઠકમા હાજરી આપવા સિવાય મહાત્માજીએ પ્રત્યક્ષ કાઈ ભાગ રાજકારણમા લીધો નથી, પણ એમની સલાહ ઘણી બાબતોમા લેવાતી અને કોઈક કોઈક સમયે એમના ઘણા કલાકો અગ્રણીઓ સાથેની મંત્રણામા જતા પણ એમનુ દિલ પ્રદર્શન ઉપર ચોટ્યુ હતુ પ્રચારદૃષ્ટિએ વ્યાખ્યાનમાળા ગોઠવવી જોઈએ, જેવી સૂચનાઓ એઓ આપ્યા કરતા વરસાદ ને વટોળિયાથી શુ શુ નુકસાન થયુ છે તે જોવા રાત્રે મહાદેવભાઈને ખાસ મોકલતા એ રીતે પ્રદર્શનની ચિન્તા કરનાર બાપુ લાગલાગટ ત્રણ દિવસ સવારના ૭ વાગે પ્રદર્શનમા આવતા અને લગભગ ૯-૯ાા સુધી બધુ નિહાળતા, છતાંય એ ધરાતા નહિ અવલોકનની એમની શક્તિ અજબ છે એકાદ પ્રશ્નમા આખો ઇતિહાસ કઢાવી લે સામાન્ય કે અસામાન્ય એકેએક દુકાન એમણે નિહાળી એક અત્તરવાળાને ત્યા એઓ જઈ પહોચ્યા, એટલે અત્તારી તુર્ત જ ઊભો થઈને સુવાસિત જળ છાંટવા માડ્યો 'અરે આપ ભી બુઢ્ઢે, ઔર મૈં ભી બુઢ્ઢા, હમ ઐસ ચીઝો કો ક્યા કરેંગે,' એમ કહી બાપુએ એ મુસ્લિમ સિરદારને ખૂબ હસાવ્યો મોરાદાબાદની ધાતુના વાસણોની કારીગરી જોઈને 'Who

can beat this?' એ એમના ઉદ્‌ગારમાં સ્વદેશના કૌશલ્ય વિષે પોતાનું હૈયું કેવું છલકાતું હતુ એ પ્રતીત થતુ હતુ અમુક હારમા ફરતા ફરતા એકએ દુકાનો ભોમિયા—વિઠ્ઠલદાસ જેરાજાણી—ભૂલ્યા એટલે એ દુકાનવાળાઓને કેટલુ દુઃખ થયુ હશે! એમાંથી એક દુકાનદાર—કારીગર—નો છોકરો આંધ્ર દેશનો હતો, છતાંય બહુ સરસ હિંદી બોલતો હતો તે બાપુ પાસે દોડી ગયો. બાપુનો એણે હાથ પકડ્યો અને કહ્યુઃ 'હમારી દુકાન ક્યોં છોડ દી, આપ કો હમારી દુકાન પે ચલના હોગા' કોઈક દુકાન છૂટી ગઈ છે એ જાણતા જ એમને આઘાત લાગ્યો 'આપણે તો એક એક દુકાન જોવી છે, જોજો કોઈ રહી ન જાય,' એવી ચેતવણી ભોમિયાને આપીને પેલા બાહોશ છોકરાને કહ્યુ 'હાં, આપકી દુકાન ઝરૂર દેખેંગે." આ છોકરો માત્ર વાચાળ જ નહોતો પણ એનામા વ્યાપારીની બીજી શક્તિઓ પણ હતી. એની દુકાને જે જાય તે એના સીસમના ચમચા કે એવી બીજી નાની-મોટી વસ્તુ લીધા વિના પાછો વળી જ ન શકે. માઈસોર તથા ત્રાવણકોર રાજ્યોએ હાથકારીગીરીને ઉત્તેજન આપવામાં ક્યારનીયે પહેલ કરી છે આ રાજ્યો તરફની દુકાનો હતી. મહાત્માજી એમના કામથી ખૂબ જ પરિચિત હતા જાણ્યું કે ગઈ કાલે અમુક ચીજ બનાવી શકાતી નહોતી અને આજે તે બનાવી શકાઈ અને આવતી કાલે શું નવુંનવું દાખલ કરી શકાય એ રીતે વાતો ચાલતી હતી. એ દુકાને લાખનુ હોલ્ડર જેવી વસ્તુ ખાસ આકર્ષક હતી અને જ્યારે બનાવટી ફળો દેખાડવામા આવ્યા ત્યારે એમણે કહ્યુ 'હાં, દાક્ષ ખાનેકો દિલ ચાહતા હૈ લેકિન નહીં ખાયેંગે.' એવી રમૂજો થતી જાય અને આગળ વધતા જાય ત્યાં આવે વાંસની લાકડીવાળાની દુકાન મહાત્માજી પોતે પોતાની પાસે બે પૈસાના દામની વાંસની લાકડી લાવ્યા હતા આ દુકાનદારે વાંસને જે ઓપ ચડાવ્યો હતો તે ભુલાવામા નાંખે એવો હતો. બાપુને એણે એક લાકડી ભેટ આપવા માડી ત્યારે કહ્યુ કે મારી પાસે આ છે, પણ પેલાનો આગ્રહ એટલે ભેટ સ્વીકારવી પડી અને પછી એ દંડો લીધો બાપુના દરોગા જમનાલાલજીએ હાથમા અને સૌને એઓ હાકલતા જાય, 'દેખો, બાપુકા અગાઅર દેખને દો બાકી દેખને દો જેરાજાણીજી, અભ આધા ઘંટા બાકી હૈ.' વગેરે વગેરે. બનારસનો કીમતી વણાટ તથા પાટણના પટોળાનો વણાટ જોઈને 'ધીરજના નમૂના છે એ બધા' એ ઉચ્ચાર્યું. કલાભવનમાયે એમણે ઘણો સમય વિતાવ્યો. ચિત્રોની લગોલગ લોકો ન પહોંચી જાય એ માટે સાદા બાબુનો કઠેરો કર્યો હતો તેનો અમુક ભાગ કપડાવાળો અને બીજો ભાગ કપડાવગરનો જોતાં જ 'શું તમને પૂરતી ખાદી નથી આપવામા આવી કે આ કઠેરો બાકી છે?' વસ્તુસ્થિતિ જુદી હતી. જ્યાં જ્યા નમૂનાના નાનાં કબાટો હતાં ત્યાં ત્યાં સૂચનારૂપે કઠેરાનો એટલો ભાગ કપડાવાળો રાખવામાં આવ્યો હતો. કલાભવનમા પાણીના ઘડાઓ અમુકઅમુક અંતરે રાખવામાં આવ્યા હતા. 'આ કુંભારકલા દેખાડવા માટે છે કે?' ભોમિયાએ કહ્યુ, કે નંદલાલબાબુ તો કલાકાર એટલે અકસ્માત સમયે પાણી હાજર જોઈએ એ માટે એમણે આ ઘડાઓ ગોઠવ્યા છે. અને ઘડાને ઠેકાણે એક બાલદી જોઈએ એટલે આ વિવેચકે પૂછ્યુ 'નવીનતા આણવા આ બાલદી કે?' સર્પોનો સંગ્રહ દેખાડવા એના નિષ્ણાત શ્રી. ફૌલે મહાત્માજીને ઘણું દેખાડ્યું ઝેર વિનાના સર્પોની માહિતી અને એવા સર્પો બહાર કાઢીને સૌને હાથમાં આપ્યા વગેરે વાતો જતી કરીએ. 'ચક્રવ્યૂહ'—ભૂલભૂલૈયા—માં મહાત્માજી અને જમનાલાલજી ગયા. પછીથી એમની સાથે માર્ગદર્શક પણ ગયો, નહિ તો સમય આખો જાત. પણ સાત કોઠા ફરવામા પા કલાક લાગ્યો. પણ એ સમયે એકએક પ્રેક્ષક તથા પોતે

જે વિનોદ અનુભવી રહ્યા હતા તેનું ચિત્ર મન ઉપર જ જડાયેલું રહી શકે. અને પછીથી તો ભૂલભૂલૈયાવાળાને જે પ્રસિદ્ધિ મળી તેથી એને ઘણો ફાયદો થયો.

મુલાકાતો, વાતો વગેરેના સારરૂપે મહાત્માજીએ પ્રદર્શનને વધારે સરસ બનાવવાનો વિચાર રાખ્યો છે અને તેથી બીજા પ્રદર્શન સમયે તેઓ પોતે જ પ્રદર્શનને મુકામે એ મહિના પહેલા બેસવા ઇચ્છે છે. અને પ્રદર્શનને ગુરુનું મૂક વ્યાખ્યાન બનાવશે. ખાદીના ભાવિ વિષે વાત કરતા ખાદીમા કામ કરનારાઓને એમણે ઝઝૂમતા વાદળોથી તથા આગામી સંકટોથી ચેતવ્યા હતા, 'તમારી શ્રદ્ધાના અને કામના પ્રમાણમા ખાદી આગળ વધશે.' અલાહાબાદની સ્વદેશી પ્રચારક સભાના ચિત્રો ને આલેખો, તામિલનાડનાં દારૂનિષેધપ્રવૃત્તિના કટાક્ષચિત્રો, પ્રદર્શનના હિંદી લિપિમા લખાયેલ કેટલાય આલેખો વગેરે વગેરે જોતાં આપણે થાકી જઈએ એમ હતુ.

તા ૮મી એપ્રિલ આવી પહોચી. અલાહાબાદની કારોબારી સમિતિની મંત્રણા અધૂરી રાખીને નેતાઓ મોતીનગરમા આવી પહોચ્યા અને તે દિવસથી નગર વધારે પ્રવૃત્તિમય, ચેતનપ્રદ અને જાગૃત બન્યુ. રાષ્ટ્રપતિની સૂચના અનુસાર સરઘસ બહુ સાદુ રાખવામા આવ્યુ હતુ રાષ્ટ્રપતિ પગપાળા ઠેઠ મોતીનગર પહોચવા ઇરાદો રાખતા હતા, પણ તેમ કરવુ અશક્ય થયુ. સ્વયંસેવકને ઘોડે ચડવુ પડ્યુ લાહોરના ઘોડેસ્વાર જવાહરલાલ આજે એ દસ્માં નહોતા, પણ રાષ્ટ્રતેજ તો એ જ હતુ લખનૌએ રાષ્ટ્રપતિને યોગ્ય રીતે સન્માન્યા.

બપોરના વિષયવિચારિણી સમિતિ મળે અને સવારસાંજ કારોબારી સમિતિ ઠરાવો ઘડે. આમ તા. ૮થી તે ઠેઠ ૧૩ સુધી ચાલ્યા જ કર્યું. રસાકસી હતી. મતફેર હતો. વિચારણામા ક્યારેકક્યારેક વિખવાદ ચાલતો. ક્યારેકક્યારેક કામ સ્થગિત કરવાના પ્રસંગો આવતા, ત્યારે મોતીનગરથી લગભગ ચાર માઈલ દૂર વસતા હિંદના સલાહકાર મહાત્માજી પાસે નેતાઓ દોડી જતા. અને આ નિત્યનવીન બુઢ્ઢો સૌનું સાંત્વન કરી શકતો

વિવાદગ્રસ્ત પ્રશ્ન મુખ્ય હતો ઓદ્ધાસ્વીકારનો પ્રધાનપદોનો પ્રશ્ન રાષ્ટ્રપતિની ઇચ્છાને ખાતર આઘો ઠેલાયો. એનો નિર્ણય—ઘણુખરુ સ્વીકારની તરફેણમા જ થાત—થયો હોત તો પરિસ્થિતિ બદલાઈ જાત, તડા પડત અને જવાહરલાલને ભારે આઘાત પહોચત! અને એ પ્રશ્ન આટલો બધો મહત્ત્વનો શા માટે લેખાવો જોઈએ ? 'આ વિષયમા સત્યમૂર્તિ જેવાને સાંભળવાનો અમૂલો અવસર કોઈ ન જ ચૂકે. ક્વીશ્વર સાર્દૂલસિંહજી, આચાર્ય નરેંદ્રદેવ, બાબુ સંપૂર્ણાનંદ, અચ્યુત પટવર્ધન જેવાને સાભળવામાં મજા પડતી હતી. પણ આચાર્ય કૃપાલાની, ડૉ. પટ્ટાભિ- સીતારામૈયા કે શ્રી. જયરામદાસ દોલતરામ ઊભા થાય ત્યારે શ્રોતૃવર્ગ ચેતનવતો થઈ જતો. ખાદીનો નિયમ કાઢી નાંખવાના સુધારાનો વિરોધ કરતી વેળાએ કે મહાસભા જનતાની છે એ પુરવાર કરતી વેળાએ જયરામદાસની હૃદયછટા મુગ્ધ કરનાર હતી. એમના વાક્યે- વાક્યે ઓજસ હતુ, એમના શબ્દેશબ્દે સ્વરાજ્યની સાધના હતી. આચાર્ય કૃપાલાની એટલે કુહાડો—કુહાડી. પણ જોઈતુ જ પ્રમાણસર ચીરે. દલીલમા કે છટામા એમને આપણે ઘણે ઊંચે આસને બેસાડીશું. વિષયવિચારિણી સમિતિમાં કે ખુલ્લી બેઠક સમયે જે જે વક્તાઓના ભાષણો થયા એ ઉપરથી એક વાત એ પણ સિદ્ધ થઈ કે ભલે વાક્યાવલિઓ લડાવતા, અંગચેષ્ટાઓ કરતા કૃત્રિમ મહાન વક્તાઓ આપણે ત્યા ન હોય, પણ સમર્થ વક્તાને ટક્કર

માટે એવાં હૃદયગમ ભાષણો કરનાર રાષ્ટ્રસેવકો તો છે જ. ખુલ્લી બેઠક વેળાએ ખેડૂતનો ઠરાવ રજૂ કરતાં ભૂલાભાઈએ જે વાગ્ધારા વહેવડાવી હતી તેથી કેટલાય શ્રોતાઓ ખૂબ રાજી થયા અને ભૂલાભાઈને સાંભળવાનો પ્રસંગ મળવા માટે ઈશ્વરનો પાડ માન્યો.

આ વેળાએ મુખ્ય ઠરાવ રજૂ કરવાનું કામ શ્રદ્ધેય રાજેન્દ્રબાબુને સોંપવામાં આવ્યું હતું. રજૂ કરતી વેળાએ એમનું બોલવું સામાન્ય કોટિનું, પણ ચર્ચાને સમેટતાં એઓ જે સ્રોત વહેવડાવતા તે પુનિત પ્રવાહ હતો. એમની ખૂબી માત્ર એમની દલીલોમાં કે સાદી હિંદી ભાષામાં નહોતી, પણ સામનો તોડવામાં એઓ જે મીઠાશ વાપરી શકતા તે આપણા સરદાર વલ્લભભાઈમાં હોત તો સરદારના ભાષણ પ્રત્યે જે થોડોક અણગમો પેદા થયો તે ન થવા પામત. પણ સરદારના અને રાજેન્દ્રબાબુના સ્વભાવમાં ફરક છે એવું પણ ખરું કે સરદારની તીખી જીભ ન હોય તો કેટલાક મર્યાદાઓ ઓળંગવામાં મણા જ ન રાખે. ખુલ્લી બેઠક વેળાએ દેશી રાજ્યોને અંગેના ઠરાવની ચર્ચાનો ઉત્તર જે રાજેન્દ્રબાબુએ આપ્યો હોત તો સામા પક્ષમાં આજે દેખાતી ક્ષણિક કડવાશ આવવા ન પામત. દેશી રિયાસત વિષેની ચર્ચામાં બન્ને પક્ષે કેટલુંક કેટલુંક અપ્રસ્તુત બોલાતું હતું એમ પણ થતું કે સરદારના ભાષણની વચ્ચે સવાલજવાબો શોભતા નહોતા. મહામના માલવીયજીનું આ બેઠકમાંનું નાનું ભાષણ અસંગત હતું. એટલે સરદારે એમનો જે જવાબ આપ્યો તે બહુ કડક હતો કે સત્યથી વેગળો નહોતો. ગોવિંદવલ્લભ પંત, અબુલ કલામ, જમનાલાલજી વગેરેના ભાષણોની વીગતવાર ચર્ચા શું કામ કરીએ? બંધારણમાં ફેરફાર, મહાસભામાં મજૂરોને—ખેડૂતોને તેમનાં મંડળોને સીધેસીધું પ્રતિનિધિત્વ અપાવવા વિષેનો કેટલાક મિત્રોનો આગ્રહ, એ સિવાય બીજા ચર્ચાના વિષયો નહોતા. કરાચી મહાસભાએ સ્વરાજ્યની વ્યાખ્યા સમાન જે એકવીસ કલમી ઠરાવ ઘડ્યો હતો તેને જ અનુરૂપ ખેડૂતો વિષેનો ઠરાવ આ સમયે થયો છે. એ ઠરાવ મહત્ત્વનો છે જ. સુભાષબાબુની ગિરફતારીના સમાચાર પહેલે જ દિવસે આવ્યા અને રાષ્ટ્રપતિએ એ સંબંધી જે ઉદ્‌ગારો કાઢ્યા તે સૌને સંતોષ આપનારા હતા એટલું જ નહિ પણ બંગાળના પ્રતિનિધિઓના મનમાં જવાહર-બોઝ વિષે જે ગેરસમજો હતી તે એ ઉદ્‌ગારોથી નાબૂદ થઈ.

મહાસભાનો ભવ્ય મંડપ (?)—સભાપટ—હજી રચાતો હતો. એનું મુખ્યદ્વાર સ્વરાજ્ય-સોપાન શું રચવામાં આવ્યું હતું. એના ઉપરની સાદી ચિત્રકલા આર્યાવર્તની ભૂત, વર્તમાન અને ભાવિ દશાની સૂચક હતી. દરેક થાંભલે ત્રિરંગી છત્રીઓ કલાદૃષ્ટિએ દીપતી હતી. રાષ્ટ્રધ્વજોની હાર, સૂત્રાવલિઓ, વ્યાસપીઠ, વક્તાપાટ વગેરે હમેશ મુજબનાં પ્રમુખોના સરઘસમાં મહાત્માજી કેવી રીતે આવી શકયા? એઓ તો અત્યારે મહાસભાના સભાસદ નથી. રાષ્ટ્રપતિ તથા મહાત્માજીની શરતચૂક થઈ હશે? સ્વાગત ગીત, ઇતર ગીતો ગવાયાં. ત્રણે દિવસ જવાહરપ્રશસ્તિઓ હતી. પ્રમુખની દરખાસ્ત મૂકવાની રીત તો નીકળી ગઈ એટલે કાશીના પંડાજી શ્રીપ્રકાશજીએ પોતાનું સ્વાગતાધ્યક્ષ તરીકેનું ટૂંકું, મુદ્દાસરનું ભાષણ વાંચ્યું અને પછી રાષ્ટ્રપતિએ પોતાનું લાંબું, અભ્યાસપૂર્ણ ભાષણ શરૂ કર્યું. લગભગ સવા બે કલાક સુધી રસ ન ટકી શકે એ દેખીતું છે. એમના ભાષણની સમાલોચના જુદો વિષય છે. સ્પષ્ટતા અને હૃદયશુચિતા, હિંદનેતા પ્રત્યેનો પોતાનો આદર વ્યક્ત કરતી વેળાનો એમનો ગદ્‌ગદિત થતો કંઠ, અને એ જ મહાન પુરુષના વિચારોથી ભિન્ન મતપ્રદર્શન સમયની એમની

હિંમત, દેશની પરાધીનતાથી થતી મૂંઝવણ બેબાકળાપણું એ એમના ભાષણના વિશિષ્ટ લક્ષણો.

વિવાદગ્રસ્ત વિષયો ઉપર બન્ને પક્ષના ભાષણોની સમતુલા જળવાઈ રહે એ માટે એઓ જે ક્રમ ગોઠવતા હતા તે ન્યાય્ય હતો, મતગણતરીમાં એઓ કાળજી રાખતા તે સ્તુત્ય હતી, સનાતની ભાવનાથી આવાનું બાધવ્ય કદાચ થશે તે સમયે શિસ્તનો જે પાઠ એમણે પ્રેક્ષકોને ને સ્વયંસેવકોને ભણાવ્યો તે સ્મરણીય રહેશે. કોઈકોઈકવેળા એઓ આકરા થઈ જતા, સહેજ અજુગતું કરી બેસતા. એ સિવાય એમની કાર્યપદ્ધતિ આદરણીય હતી. ત્રીજે દિવસે મોડી રાત સુધી કામ ચાલ્યું. છેવટના ઠરાવને અંતે બેઠકના ઉપસંહારનું ભાષણ કરવાને બદલે એમણે એકાદબે વાક્યોમાં બેઠકનો અંત આણ્યો એ આશ્ચર્ય ઉપજાવનારું હતું, એમાંય પોતા વિષે Now going into oblivion એ ઉદ્ગાર કાઢ્યો તે સાંભળનારને ખૂંચ્યો. શું જવાહરને ઠરાવોથી સંતોષ ન થયો? શું એકબીજા પરસ્પરના વિચારોનો સમન્વય કરીને કામ નથી કરી શકવાના?

હવેથી બેઠકની ઋતુ બદલાશે, ફેબ્રુઆરી–માર્ચને બદલે ડિસેંબર. રાતની બેઠકોમાં કાંઈ ફેરફાર થશે? રાતની બેઠકોમાં પ્રતિનિધિઓમાંનો મોટો ભાગ ચર્ચા સમયે કાં તો વાતો કરતો જણાય છે અથવા ઊંઘતો દેખાય છે. બહુ જ ઓછા પ્રતિનિધિઓ ચર્ચાઓ પચાવીને મત આપે છે. બંગાળના પ્રતિનિધિઓનો મોટો ભાગ કારોબારી સમિતિ મારફત વિષય વિચારણી સમિતિમાં જે ઠરાવો મંજૂર થયા હોય તેનો વિરોધ કરવાનો સંકલ્પ કરી બેઠો હતો, અને તેથી મતગણનાના સમયે બે ભાગ પાડવા પડતા હતા. પણ આવું તો થયા જ કરે. ઘર્ષણ અંગારો પાડશે અને એમાંથી જ્વાલા ઊઠશે કે જે પારતંત્ર્યનું ભક્ષણ કરી સ્વાતંત્ર્ય મંદિરે આરતી સમી ઓપશે.

સન ૧૯૩૫ બેઠકવગરનું ગયું. ૧૯૩૬માં બે બેઠકો—એપ્રિલની થઈ, અને ડિસેંબર માસમાં મહારાષ્ટ્ર પ્રાંતમાં થશે. જોઈએ છીએ, મહારાષ્ટ્ર બેઠકમાં કેવી વ્યવસ્થા રાખે છે? લખનવી, મુસાફરી, કરાચી જેવી, કે અમદાવાદની ૧૯૨૧ની બેઠક વેળાની, કે પોતાના પ્રાંતની ભાત પાડતી મહારાષ્ટ્રી? આશા છે કે દિનપ્રતિદિનની બેઠકો વધારે ફળપ્રદ નીવડે તથા જે ઉદ્દેશો સૌ સૂઝી ગયા છે તે આશય વહેલો પાર પડે. ઈશ્વરની દયા ને માનવ પ્રયત્ન કાર્ય સિદ્ધ કરો.*

* મહાસભાની બેઠક સમયે તે જ સ્થળે કિસાન પરિષદ, રાજકીય કેદી પરિષદ જેવી સભાઓ ભરાઈ હતી. સમયાભાવે એ બધું પડતું મૂકવું પડે છે. —લેખક

# તું અછૂત

બાલમુકુન્દ દવે

(ગુલબંકી)

તું અછૂત ?
એક બાપનો જ બેટડો તું માનવી અછૂત ?
લખ્યું ન કોઈ ગ્રન્થમાં—
'અછૂતને અડાય ના',
કુરાનમાં, પુરાણમાં, ન વેદ ધર્મશાસ્ત્રમાં.
દલીતને દબાવવા ?
ગરીબને સતાવવા ?
ધર્મરૂપ ઢાલથી જ અધર્મને નિભાવવા ?
મળી ઘણા ઝરેઝરા—
વહે સરિત્ નિર્મળા;
ઝરા, સરિત્, સિન્ધુ સર્વ ગાય ગાન ઐક્યનાં.
પુષ્પને દ્વિરેફ ગેલ,
વૃક્ષને વિંટાય વેલ,
ઊજવે ઉજાણી નિત્ય સહુ મળી સમૂહમાં.
પાંખ પાંખ જોડતાં,
ચાંચ ચાંચ પ્રોવતાં,
બેવડો સુરમ્ય સાદ સારસાં ગજાવતાં.
સજીવમાં, અજીવમાં,
બધેય બન્ધુભાવના,
મરે શું કામ માનવી તું એકલો ગુમાનમાં ?
છૂટા પડી કુવાય ના,
જુદા થઈ જિતાય ના,
એક માત, એક તાત, તે છતાંય અડાય ના !

# પરદેશી વનસ્પતિ

મુકેશ દીક્ષિત
એમ. એસ. સી, એમ. એ.

આપણા દેશમા હજારો વર્ષથી નવીનવી પ્રજા પરદેશથી વેપારવણજ કે ગુજરાન કરતી વસી ગઈ છે. સમય જતા એ પ્રજા પરદેશી મટી સ્વદેશી પણ બની ગઈ છે. તે જ પ્રમાણે અગાધ કાળથી જીવતા પ્રાણી અને ઝાડપાન એક દેશમાથી બીજા દેશમા અનેકાનેક રીતે પ્રસરી ગયા છે. આપણા ગુજરાતમા એવા કેટલાય છોડ અને વૃક્ષ છે કે જે પરદેશી મટી સ્વદેશી બની ગયા છે. કુદરતી રીતે ફળઝાડ જળવાટે, પવનવાટે કે જીવતા પ્રાણીની મદદથી જુદેજુદે સ્થળે પહોંચી જાય છે. બીજી રીતે માણસજાત બુદ્ધિપૂર્વક ઝાડપાન અને પ્રાણી શોખ, ઉપયોગ કે ઉદ્યોગ સારુ દેશાવરથી લાવી વસાવે છે.

આપણા દેશમા આગેથી માંડી અંગ્રેજ પ્રજા સુધ્ધાએ નવીનવી વનસ્પતિ દાખલ કરી છે. ખાસ કરીને સોળમી સદીમા જગતમા ઠેકઠેકાણે ફરતા પોર્ટુગીઝ લોકોએ જૂના અને નવા દેશોની વનસ્પતિનો અજબ ફેલાવો કર્યો છે. ઝાડપાનના આવા ફેલાવાનો ઇતિહાસ રસમય હોય તેટલો જ ચમત્કારિક પણ છે. છતાં આ સ્થળે એનો જરાય લાંબો ઉલ્લેખ કરી શકાય એમ નથી. ગુજરાતના જીવનમા વણાઈ ગયેલી કેટલીક પરદેશી વનસ્પતિનો ઝાંખો અને આછો ઇતિહાસ અહીંજ દોરવાનો પ્રયત્ન કર્યો છે. આ વનસ્પતિમા ઘણી તો આપણને દરરોજની ઉપયોગી છે અને કેટલીક અણગમતા વણનોતર્યા મહેમાન જેવી બનીને આવી વસી ગઈ છે. જગતની બધીય વનસ્પતિ કોઈ એક પણ દેશમા ઊગી જ ન શકે. ખાસ કરીને ઠંડા પ્રદેશના છોડ ગરમ પ્રદેશમા ભાગ્યે જ ઊગે. એ જ પ્રમાણે ગરમ પ્રદેશના છોડ શીત પ્રદેશમા ન ફાલે. આબોહવા વનસ્પતિનુ જીવન નિર્માણ કરે છે.

ગુજરાતમા દક્ષિણ અમેરિકાના ઉષ્ણ પ્રદેશના ઘણા છોડ આવ્યા છે. એમાના ઘણાખરા ઉછરતા ચાલ્યા. રણમા આવતા છે. સીતાફળ જેવુ સ્વદેશી મનાતુ ઝાડ સોળમી સદીમા પોર્ટુગીઝ લોકોએ બ્રાઝિલથી આણી વસાવ્યુ છે. તે જ પ્રમાણે મકાઈ, તમાકુ, બટાટા અને શક્કરિયા પણ એ જ લોકો અમેરિકાથી લેતા આવેલા. તમાકુનો પહેલો દમ અકબર બાદશાહે માર્યો એમ કહેવાય છે. તમાકુ ગુજરાતના ખેડૂતનો ધંધો અને ઘણા માણસનું વ્યસન થઈ પડી છે. પરંતુ બટાટા તો તેથી પણ ચડી ગયા છે. એકાદશીમા તે ખાઈને ઉપવાસ કરી શકાય છે. બટાટા શબ્દ અરબી છે. એ ઉપરથી તે મુસલમાની સમયમાં દાખલ થયા હોય. પોર્ટુગીઝોએ આ ઉપરાંત કાજુ, પપૈયો, પીળી કરેણ, ચીકુ અને નેપાળો ( Jatropha ) અમેરિકાનાં વતની છે. ઉપલા ઝાડપાન આપણને ઉપયોગી છે, પરંતુ નાગફેણ થોર ( Opuntia-cactus ) પણ નવા અમેરિકાનો વતની છે. એ થોર આખાય હિંદુસ્તાનમા જડ ઘાલી બેઠો છે. કેટલાક પ્રદેશમા એને વધતો અટકાવવા ઓસ્ટ્રેલિયાથી 'કોચનિયલ' જીવડો આયાત કરવો પડ્યો છે. આ જીવડો એના

રસને ચૂસી લઈ તેનું સત્યાનાશ કાઢે છે એનું લાલ ફળ કેટલેક સ્થળે ખવાય છે. આજ પ્રમાણે 'એગેવ'ના છોડ આ દેશમાં ગમે ત્યાં ઊગી ગયા છે.

અમેરિકાના મેક્સિકો પ્રદેશમાંથી જાતજાતના છોડ આવેલા છે. રામબાવળ (Parkinsonia), વિલાયતી આમલી (Pithacolobium dulce), જામફળ અને બુગનવેલિયાના ઉપયોગી છોડ એ દેશના વતની છે ગમબાવળના છોડ કચ્છમાં બહુ છે વિલાયતી આમલીના બી ઉપરનું જાવત્રી જેવુ સફેદ પડ ખવાય છે એની ઘણી સારી જાત વડોદરામા થાય છે. જેમ મોટા માણસના ટોળામા એકાદબે ચોર અને બદમાશ પણ આવે તેમ વગરકામના ઉપદ્રવ જેવા એકબે છોડ પણ આવેલા છે. આ બે છોડ તે દારૂડી (Argemone mexicana) અને વિંછુડી (Martynia diandra). દારૂડીને કેટલાક 'હેમપુષ્પા' જેવુ અલકૃત નામ આપે છે એના ફૂલને હાથ અડકાડતાં જ તેની પીળી પાંખડીઓ ખરી પડે છે એ છોડ અફીણના વર્ગનો છે. વિંછુડાના ફળને વાઘના જેવા બે નહોર હોય છે. પપૈયાનો છોડ બ્રાઝિલથી આવ્યો છે. એના દૂધમાથી 'પેપસીન' નામની દવા નીકળે છે. પપૈયામા નર અને માદા છોડ ઘણુખરુ જુદા હોય છે બગીચામાં વવાતો ગુલબાસ નામનો છોડ પેરુથી આવેલો છે એને અંગ્રેજીમાં 'પેરુની અજાયબી' (Marvel of Peru) અથવા 'ચાર વાગ્યાનો છોડ' (4 o'clock plant) કહે છે.

જગતના ઘણા દેશોમાંથી બીજા જાણીતા છોડ આવેલા છે અંજીરનો છોડ પેલેસ્ટાઇનથી આવ્યો છે. એનું વાવેતર પૂનામા થાય છે, અને ગુજરાતમા થઈ શકે એમ છે પહેલાના વખતમા એક જૂની કહેવત હતી કે 'જે જાય જાવે તે પાછો ના'વે; અને આવે તો પરિયાના પરિયા ખાય એટલુ લાવે' ધન માટે તો આ કહેવત વેપારી જાણે, પરન્તુ એટલું તો ખરુ છે કે ઘેરઘેર માડવા ઉપર ચડાવાતી રગૂનવેલ અને આકૃતિમાં ચકલેચકલે કપાતું ભુરું કહોળું જાવાથી આવ્યા છે—અને પરિયાના પરિયા તે ઉછેરે છે અને ભોગવે છે તે જ પ્રમાણે જુરી અથવા કેઝ્યુરીનાનુ ઝાડ ઓસ્ટ્રેલિયાથી આયાત થયુ છે એ ઝાડ ઉપયોગી છે. એના કોલસા સારા થાય છે ઘણુખરું દરિયા પાસે ઊગે છે. તોરુદત્તે આ ઝાડને 'Old Casurina Tree' નામની કવિતામા અમર કર્યું છે. 'આકાશ લીંબડો' (Millingtonia) લીબડાના વર્ગનું નથી, પણ બૂચના વર્ગનું છે એનાં ઝાડ ઘણાં ઊંચાં અને એનાં સફેદ ફૂલ ઘણા સુવાસિત હોય છે આ ઝાડ મલાયાથી મુસાફરી કરતું આવ્યું છે. એનાં ફૂલની સુવાસ એટલી મધુર આવે છે અને એની ઊંચાઈ એટલી હોય છે કે એને જોતાં આકાશ તરફ જોઈ રહેવાય છે. ઉનાળે પાંદડા ખેરવી લાલચોળ ફૂલોથી ઊભરાઈ જતું ગુલમહોરનું વૃક્ષ માડાગાસ્કરથી અઠાવનના બળવા પહેલા આવ્યુ છે.

ગુજરાતની વનસ્પતિને અરેબિયા–આફ્રિકાની વનસ્પતિ જોડે જેટલું સામ્ય છે તેટલું ચીન–મલાયા સાથે નથી. છતાય ઇજિપ્ત–આફ્રિકા અને અરબસ્તાનના ઘણા જ થોડા છોડ બુદ્ધિપૂર્વક લવાયા છે. આફ્રિકાથી આવેલા છોડમાં ચોરઆમલીનુ (Adansonia digitata) મહાવૃક્ષ આરબ લોકોએ કાઠિયાવાડમા દાખલ કર્યું છે. આ વૃક્ષ બહુ લાંબા કાળ સુધી જીવે છે, અને એના થડનો ઘેરાવો (૩૦ ફૂટ) પાંચ માણસની બાથમાં આવે એટલો મોટો હોય છે બ્રાયોફાયલમનો બગીચામા વવાતો છોડ પણ આફ્રિકાનો વતની છે. આ છોડનાં પાદડાંની ધારમાથી નવા છોડ ઉત્પન્ન થાય છે, એ એની અજાયબી છે.

આ ઉપરાંત તડબૂચ અને દિવેલી (એરંડી) એ જ દેશના અસલ વતની છે અળસીનો છોડ ઇજિપ્તથી આવેલો છે ભાંગનો છોડ અસલ મધ્ય એશિયાનો વતની છે, પરન્તુ આજે તો સાધુબાવાથી માંડી મહાદેવ સુધ્ધાને સોમરસની ગરજ સારે છે લાલ કરેણ (Nerium) નો છોડ એશિયા માઇનરનો રહેવાસી છે એ છોડનું દૂધ ઝેરી છે

આપણે જો આપણા આહાર તરફ નજર કરીશુ તોય તેમા ઘણા પરદેશી તત્ત્વો દેખાશે કુમી ફ્લૉવર, ટામેટા (અમેરિકા), ફુદીનો (ઇરાન) વગેરે જાતજાતના છોડ પરદેશી છે એકંદરે દેશી કરતા પરદેશી શાક આપણને વધારે આકર્ષે છે છેવામા છેલ્લે હમણા જ મનુગિયાથી 'મેવાગીન' નો છોડ ગુજરાતમા વસાવવા આણ્યો છે એનુ વાવેતર પણ થઈ ચૂક્યુ છે જતે દિવસે એ છો તદન સો ટકા સ્વદેશી થઈ જાય તો અજાયબ થઇશે નહિ

પરદેશી વનસ્પતિનુ આક્રમણ આપણા દેશ ઉપર થાય છે એવુ કાંઈ જ નથી વિના યતમા તો સારા સારા છોડ અને તેના બી એકઠા કરવા દૂરદૂરના પ્રદેશમા માહમિકો (explorers) મોકલાય છે કાશ્મીર અને હિમેરના કેટલાય છોડ ઇંગ્લંડમા વસી ગયા છે કાશ્મીરનો પચોલીનો છોડ ફ્રેંચ લોકો ફ્રાંસ લઈ ગયા છે અને ફ્રાન્સમા તે એટના પ્રમાણમા ઉછેરવા માડ્યો છે કે પચોલીનુ અત્તર, તેલ અને પાંદડા આજ ફ્રાન્સ નિકાશ કરે છે હજુ આપણા લોકોનું લક્ષ દેશપરદેશથી ઉપયોગી છોડ લાવી ઉછેરવા તરફ દોરાયુ નથી દેશને તાલેવંત બનાવવા વનસ્પતિ કુદરતી સાધન છે જેણે આપણા દેશમા ચોખાનો કે કપાસનો પહેલો છોડ ઉછેર્યો હશે તેણે લક્ષ્મીના છોડ વાવ્યા એમ ગણાય પરદેશથી આયાત થતો નિર્જીવ માલ વપરાઈ જતા ફરી આયાત કરવો પડે છે પરન્તુ પ્રાણી અને છોડ એક વખત આયાત કર્યા પછી યાવચ્ચન્દ્રદિવાકરૌ આપોઆપ ટકે છે દેશની ગરીબી ટાળવાનો આ એક મહેલો ઉપાય છે

પરદેશી વનસ્પતિ આયાત કરતા પહેલા તેની ઉપયોગિતા અને આપણા દેશના બીજા ઉપયોગી છોડ ઉપર થનારી અસર વિચારવી જોઈએ પરદેશના—ઇરાન અફગાનસ્તાન, ઇરાક, આફ્રિકા અમેરિકા અને ઑસ્ટ્રેલિયાના ઘણા છોડ ગુજરાતમા વસાવી શકાય એમ છે સુરેનીપ્ટસ (Eucalyptus citriodora) જેવુ ઝાડ બગલામા ઊગી શકે તો આપણે ત્યા પણ ફાલી શકે તેવી જ રીત કનાય (Populus alba) અને ખુજાર (Zizyphus Spina-christi)ના ઝાડ પણ રોપી શકાય જરદાલુ ખજૂર અંજીર દ્રાક્ષ ઑલિવ પીચ પીસ્તા અને ક્વીન્સના ફળઝાડ પણ ઉછેરી શકાય એમ છે આ ઝા ગરમ અને સુક્કા પ્રદેશના છે આવા ઉપયોગી છોડથી પૈસાનો વધારો અને લોકોની તંદુરસ્તી ઉપર જે અસર થાય છે તે હજારો લોકસેવનથી પણ નહિ થઈ શકે વનસ્પતિ એ પ્રજાની સંસ્કૃતિનું એક માપ છે પરથી સત્તરમી સદી સુધીનુ યુરોપિયન પ્રજાનુ હિંદ ઉપર આક્રમણ તેજાના ગળી અને આ જેવી વનસ્પતિ માટે જ હતુ

# વ્રતવિચાર

શામજી લવજી આલગિયા

વ્રત વિષે બે જ માણસોએ વિચાર કર્યો છે એક ગાંધીજીએ અને બીજા મેં. ગાંધીજીના વિચાર જેણે વાંચ્યા હોય તેને સુવિદિત છે. મારા વિચાર જે વાંચે તેને વિદિત કરવાની રજા લઉં છુ.

ગાંધીજીના વિચાર અને મારા વિચારને કંઈ સંબંધ નથી તેથી અમારા બંનેના વિચારોનો તુલનાત્મક અભ્યાસ કોઈએ કરવો નહિ. તેમજ ગાંધીજીના વિચાર વાંચ્યા, હવે આવા રેંજીપેંજીના વિચારો શું વાંચવા, એમ ગણીને તમે આ નહિ વાંચો તોપણ ગેરલાભ તમને જ થશે. ગાંધીજીએ જીવનનાં અનિવાર્ય વ્રતો શીખવ્યાં હશે, તો હું એ અનિવાર્ય વ્રતોને પાળવાના કિમિયા શીખવવા માગું છું

માર્ક ટ્વેને એક દિવસ એવું વ્રત લીધું કે દિવસમાં એક જ બીડી પીવી, અને તે રાત્રે સૂતી વખતે પીવી. રાત્રે સૂતી વખતે પીવી એ તો ઊંઘ સારી આવે એટલા માટે. બાકી; એ કંઈ વ્રતનો વિભાગ નહોતો.

તે ઝીણી સિગરેટ વાપરતો. બેત્રણ દિવસ આમ ચાલ્યું. પછી તેણે વિચાર્યું કે એક જ બીડી પીવી એવું મારું વ્રત છે, તેથી કાંઈ આ નાનકડી સિગારેટ જ પીવી એ કંઈ જરૂરનું નથી. એટલે ચોથા દિવસથી તેણે મોટી સિગારેટ શરૂ કરી રાત્રે સૂતી વખતે તે એક જ સિગાર પીતો; પરન્તુ તે એકવાર અરધી અને બાકીની અરધી કલાકને અંતરે. પછી તો આ વિચારને તેણે વિકસાવ્યા કર્યો અને બીડીનું કદ વધારતો ગયો. અઠવાડિયા પછી તેણે એક મોટો ટોટો લેવો શરૂ કર્યો. તે સાંજના ચાર વાગ્યે પા, છ વાગે પા, નવ વાગ્યે પા અને અગિયાર વાગ્યે પા, એમ એક જ બીડી પીતો અને વ્રત પાળતો. એમ બીડીનું કદ વધારતાં તો એવડું મોટું થઈ ગયું કે પછી બીડીનો વૉકીંગ સ્ટીક તરીકે ઉપયોગ પણ થઈ શકે. એ લાકડી જેવડી બીડી તે આખો દિવસ ચાલુ પીધા કરતો અને એક જ બીડી પીવાના વ્રતનું તેણે છેવટ સુધી પાલન કર્યું હતું.

વાચકને થશે કે ધન્ય માર્ક ટ્વેન તારી અનન્ય બુદ્ધિને! પરન્તુ તેની બુદ્ધિ અનન્ય નથી. એટલી બુદ્ધિ તો અમારા ગામની ડોશીઓમાં પણ છે.

અમારા ગામની ડોશીઓ ઘણા તહેવારોમાં એક જ વખત જમવાનું વ્રત પાળે છે. હવે 'એક જ વખત જમવું' એ અનિશ્ચિતાર્થ પ્રયોગ છે એ શબ્દસમૂહમાં 'વખત' શબ્દ તો સાવ નકામો છે. 'એક જ વખત જમવા'ને અને 'વખત'ને કંઈ સંબંધ નથી. એક માણસ પાંચ મિનિટમાં જમી રહે અને બીજો માણસ પચાવન મિનિટમાં જમી રહે, તો પહેલો એક વખત જમ્યો અને બીજો અગિયાર વખત જમ્યો? અથવા પહેલો માણસ પાંચ મિનિટમાં જમી, ગામમાં જઈ, પોણી કલાકે પાછો આવે અને ફરીવાર જમવા બેસે અને ફરી પાંચ મિનિટમાં જમી રહે ત્યારે હજ બીજો માણસ પોતાનું પંચાવન

મિનિટનું જમણુ પૂરુ કરે તો પેલો માણસ બે વખત જમ્યો અને બીજો માણસ એક જ વખત જમ્યો ? ત્યારે 'વખત' શબ્દ આપણને આમાં ઉપયોગી થતો નથી. એમ કહેવામાં આવે કે પહેલો માણસ વચમાં પોણી કલાક પરચૂરણ કામ કરી આવ્યો અને પછી ફરી વાર જમવા બેઠો માટે તે બે વખત જમ્યો તો ધારો કે તે કોઈ માણસ પાંચ મિનિટ નાનમાં જમ્યા પછી અરધી કલાક સુધી કોઈ ફરીથાર પીરસવા આવે ત્યાં સુધી પંક્તિમાં જ બેસી રહ્યું અને અરધી કલાકે ફરીથાર પિરસાય ત્યારે જમવાનું ફરી શરૂ કરે તો તે બે વખત જમ્યો ?

ત્યારે એક વખત જમવાને અને જમવામાં લગાડવામાં આવતા વખતને તેમજ જમવા દરમિયાનના કોઈ પણ બે કોળિયા વચ્ચેના વખતના અંતરને કંઈ સંબંધ નથી અમારા ગામની ડોશીઓ તેનો એ જ—અને સાચો—અર્થ કરે છે કે એક જગ્યાએ બેસીને જમવું અને તે જગ્યાએથી ઊભું થયા પછી કે આઘુંપાછું ખસ્યા પછી તે જ દિવસે ન જમવું તેથી તેઓ એકટાણું કરવા માટે સવારમાં નવ વાગે ગાદલું પાથરી એક જગ્યાએ બેસી જાય છે, અને સંતોષ થાય તેટલું જમી ત્યાં ને ત્યાં બેસી રહે છે, ત્યાં ને ત્યાં જ બોપોરે ફરીથી બે વાગે જરા ક નાસ્તો જમે છે, અને એવી રીતે એકટાણું કરવાનું વ્રત પાળે છે છતાં ભૂખી રહેતી નથી ! બુદ્ધિનો કંઈ માફક ટનેને જ ઇજારો રાખ્યો નથી !

વળી 'એક વખત જમવા'માં 'જમવા' શબ્દનો પણ અર્થ અનિશ્ચિત હોઈ તેનો અમારી ડોશીઓએ એવો અર્થ કર્યો છે કે જેમ શ્વાસોચ્છ્વાસથી આપણને પોષણ મળે છે છતાં તે જમવામાં નથી ગણાતું તેમ જ જેમ પાણી જમવામાં નથી ગણાતું, તેમ અમુક બેત્રણ અનાજ અને મીઠા સિવાયની વસ્તુ ખાવામાં આવે તો તે જમવામાં ગણાય નહિ. વળી જે વસ્તુ પોષણ આપતી નથી—જેમકે દવા—અને જે વસ્તુ ઊલટી માંદા પાડે છે તેવી વસ્તુઓ જેવી કે પેંડા, બરફી રંધાતા કેળા, વાસી પપૈયા સડી ગયેલા કાજુ વગેરે વસ્તુ ખાવામાં આવે તો તો તે જમવામાં ગણાય જ શેની ? તેથી એક વખત જમવાના વ્રતમાં તેમજ આખા નિયમના અપવાસના વ્રતમાં એ બધી વસ્તુઓ ખાઈને તેઓ પેટમાંના જીવડાને મરવા નહિ દેવાનું અને વ્રતપાલનનું એમ બમણું પુણ્ય એકીવખતે સંપાદન કરે છે

મારા એક મિત્રે પરદેશી ખાંડ ખાવી નહિ એવું વ્રત લીધું હતું પછી તેઓ પરદેશી સાકર ચામાં વાપરતા તેમના અકલના દેવાળા ઉપર મને દયા આવી મેં તેમને સમજાવ્યા કે તમે તો પરદેશી ખાંડ ખાવી નહિ એવું વ્રત લીધું છે, અને ચામાં તમે ખાંડ ખાતા નથી પરંતુ પીઓ છો, માટે તમારે સાકર વાપરીને વધારે ખર્ચ કરવાની જરૂર નથી ત્યારે તેમણે મારી સલાહ માટે મારો એટલો બધો આભાર માન્યો કે મારે ખુશ થઈને તે જ વખતે તેમને ખાંડની ચા બનાવીને પાવી પડી

વ્રત કોઈ દિવસ લેવું નહિ અને લેવું તો તે ભાંગવું નહિ કારણ કે વ્રત ભાંગવામાં આવે ત્યારે જે મોટો કડાકો થાય છે તેથી આત્માને ઘણી જ હાનિ થાય છે આપણને આપણા વ્યવહારમાં વ્રતની દીવાલ આડી આવે તો તેની નીચેથી કે તેની ઉપરથી

ઉપલા બુદ્ધિશાળી સ્ત્રીપુરુષોની જેમ સમજી જઈને આપણો વ્યવહાર ચલાવવો, પણ આત્માને નુકસાન પહોંચવા દેવું નહિ

પરંતુ વ્રત લેવાયાં જ લેવાતાં નથી. બ્રાહ્મણને આભડછેટનું વ્રત જન્મથી જ ચોંટે છે. જૈન સાધુને અકસ્માત રીતે ગરમ કરેલું પાણી પીવાનું વ્રત દીક્ષાની સાથે જ ચોંટે છે. પેટને માટે નોકરી કરીએ તેમાં વખતસર અને નોકરીના પૂરા કલાક નોકરી પર હાજર રહેવાની ફરજ એ પણ એક જાતનું વ્રત જ છે. એ બધાં અને બીજાં ઘણાં વ્રતો હોય છે કોઈ પણ માણસ વ્રતવગરનો નથી. વ્રત એ આ દુનિયાનો શાપ છે. પરંતુ બુદ્ધિથી વ્રતની દીવાલો ઓળંગી શકાય છે, અને આત્માને માજોતાજો અને આબરૂને આખી ને આખી રાખી શકાય છે.

સ્વેચ્છાથી સ્વીકારેલા વ્રતને જ અખંડ રાખવાનું આવશ્યક છે પરાણે લાદેલા વ્રતને ખાનગીમાં ભાંગી શકાય છે કારણ કે પરાણે લાદેલા વ્રતમાં આપણો આત્મા સહમત હોતો નથી તેથી તે વ્રતોમાં ફક્ત આબરૂનો જ પ્રશ્ન હોય છે બ્રાહ્મણ ખાનગીમાં ઢેડનું પાણી પીએ તો અભડાતો નથી આપણે આપણી નોકરી ઉપર ગેરહાજર રહીએ, પરંતુ તે બાબતની આપણા ઉપરિઅધિકારીને ખબર ન પડે, તો આપણે આપણી નોકરી પર હાજર હતા. જોકે ઘણા માણસો સ્વેચ્છાથી સ્વીકારેલા વ્રતની બાબતમાં પણ પરાણે લાદેલા વ્રતના જેવો વર્તાવ રાખે છે, અને કેટલાએક માણસો પરાણે લદાયેલા વ્રતને પણ સ્વેચ્છાથી આત્માની સંમતિ સાથે સ્વીકારેલા વ્રત તરીકે ગણે છે.

જો તમે ચા નહિ પીવાનું વ્રત લીધું હોય અને તમારી પત્ની તમને 'આ કૉફી લ્યો' એમ કહીને ચાનો કપ આપે અને તમે તે પીઓ અને તમને લાગે કે આ ચા છે તો પછી જો તે ચા ભાવતી હોય તો તે પી જવી કારણ કે કોને ખબર છે કે તમને ચા નહિ પીવાની ટેવને લીધે તમારી જીભે ચાના અને કૉફીના સ્વાદનો ભેદ પારખવાની શક્તિ ગુમાવી હોય અને તમને ચા તરીકે જણાતી વસ્તુ કૉફી જ હોય!

ખરી રીતે તો આ જગત માન્યતાનું જ છે. જેમ સુખદુઃખનું કારણ મન છે, તેમ વ્રતનું પાલન થયું છે કે વ્રતનો ભંગ થયો છે તેની માન્યતાનું કારણ પણ મન જ છે. સ્વદેશી ખાંડના વ્રતધારીને પરદેશી ખાંડના લાડવા ખોટું બોલીને ખવરાવવામાં આવે તો તેથી તેના વ્રતનો ભંગ થયો છે એમ તે માનતો નથી. પરંતુ ચુસ્ત બ્રાહ્મણ ભૂલથી પણ ઢેડનું પાણી પિવાઈ ગયું હોય તો તેને માટે પ્રાયશ્ચિત્ત, ઉપવાસ, વગેરે નવાં વ્રત કરીને ભાંગેલું વ્રત સાંધે છે.

આમ જગત માન્યતામાં જ અસ્તિત્વ ધરાવતું હોવાથી વ્રતપાલનનો સહેલામાં સહેલો રસ્તો તો એ છે કે વ્રતપાલન કરવું નહિ અને છતાં મનમાં તો દૃઢપણે માનવું કે આપણે વ્રતપાલન કર્યું જ છે. પરંતુ આ ઉપાય સ્વેચ્છાએ સ્વીકારેલા ખાનગી વ્રતને લાગુ પડે છે. બીજાં વ્રતોમાં એ લાગુ પાડવામાં આવે તો પરિણામ બહુ ખરાબ આવે, સિવાય કે તમારામાં ગમે તે પરિણામ આવે તે સારું જ છે એવું માનવાનું દૃઢ મનોબળ હોય. દાખલા તરીકે, નોકરી ઉપર હાજર રહેવાનું વ્રત તમે ભાંગો અને ઘેર બેઠાબેઠાં દૃઢ સંકલ્પ કરો કે આપણે નોકરી ઉપર હાજર જ છીએ, તો પછી તમને નોકરીમાંથી રૂખસદ મળે ત્યારે બીજો દૃઢ સંકલ્પ કરવો જોઈએ કે આપણે હજુ નોકરી ઉપર જ છીએ, અને તમને પગાર ન મળે અને ભૂખ્યા રહો છતાં તમારે દૃઢ સંકલ્પ કરવો પડે કે આપણને પગાર મળ્યા કરે છે

અને આપણે જમ્યા છીએ, અને છોકરાં દૂધ વિના બૂમો પાડે ત્યારે દૃઢ સંકલ્પ કરવો જોઈએ કે એ તો ગાણાં ગાય છે.

તેવી જ રીતે બજારમા કપડાં પહેરીને જ નીકળવાનુ જે વ્રત આપણા ઉપર લાદવામા આવેલું છે તેનો તમે ભગ કરો તો તમે માર ખાઓ અને તમારા પર કોર્ટમાં ફોજદારી ગુનાનું તોહમતનામુ ફરમાવવામા આવે ત્યારે તમારે મનમાં માનવુ જોઈએ કે આ માર નથી પણ ફૂલ છે અને આ તોહમતનામું નહિ પણ માનપત્ર વાચી સંભળાવવામાં આવે છે. આમ પરાણે લાદેલા એક વ્રતનુ ફક્ત મનથી જ પાલન કરવાથી બીજી ઘણી વસ્તુઓનુ પણ મનથી જ માની લેવુ પડે છે.

પરંતુ ખાનગી સ્વેચ્છાનુ વ્રત હોય, જેવુ કે દરરોજ સવારમાં ચાર વાગે નહાવુ, તો તમે ચોટલી પલાળીને કે શરીર પર જલનું ટચલી આગળીવતી પ્રોક્ષણ કરીને કે કંઈ પણ કર્યા વગર પથારીમા ઊંઘતા રહીને પણ તમે મનથી માની લો કે હું નાહ્યો છું તો તેથી કશો વાંધો આવે નહિ; સિવાય કે તમને કોઈ પૂછે કે આજે નાહ્યા છો કે નહિ ત્યારે તમારે જૂઠું બોલીને હુ સત્ય બોલુ છુ એમ મનને મનાવવુ પડે. પરંતુ મનથી માની લેવાની સઘળી બાબતોમાં જૂઠુ બોલીને આપણે સત્ય જ બોલીએ છીએ એમ માની લેવાની વાત સૌથી સહેલી છે.

---

# દિવ્ય કીમિયો

નિગૂઢતમ મૌનની અગમ કો ગુહાની મહીં
કરી પ્રકટ અગ્નિ ઊર્ધ્વશિખ આત્મવેદી વિષે,
અલૌકિક પ્રયોગ એક કિમિયાગરે આદર્યો
દીસે, ભુવન મર્ત્યની જડસ્વભાવ માટી લઈ
સમર્પી જ્વલમાન શુદ્ધિકર દિવ્ય એ અર્ચિષે,
પ્રશાંત વદને અને અચલ મેરુશ્રદ્ધાભર્યો,
ઉષા કનકરૂપમાં હ્ય પલટાવવાનાં વ્રતો
ફળીભૂત બનાવવા અણુનિમેષ એ જાગતો.
મહામલિન મૃત્તિકા-કઠિન કાલિમા કાલની
યુગોથી હૃદયે ભરી, સતત પીડિતા મોતથી
અવિદ્ધ હજુયે સુવર્ણ રવિરાજની જ્યોતથી.
હવે પરમ ભાગ્યરેખ અતિહીન એ ભાલની
પરે ઊઘડશે, પ્રદીપ્ત નવ સ્વર્ણકાયામહીં
થઈ પ્રકટ દિવ્યતા વિહરશે સદાયે અહીં.

# વીણા : પ્રાચીન અને અર્વાચીન

હરકાન્ત શુકલ
બી એ, એલએલ. બી.

સ્વરાજ્ય અને સ્વતંત્રતાની પ્રાપ્તિના પ્રયત્નો સાથે સ્વકીય સંસ્કૃતિના સંરક્ષણ અને પુનરુત્થાન માટે પણ પ્રયત્નો થતા રહેવા જોઈએ, એ મહત્ત્વનું સૂત્ર આપણા તનતોડ સંગ્રામમાં આપણે ઘણી વખત ભૂલી જઈએ છીએ અને એમાંય આપણે ત્યાં કલાકારો માટે એક પ્રકારની સૂગ બંધાઈ ગઈ છે કે કલાકારો અવ્યવહારુ તથા સંગીતકારો મનસ્વી હોય છે. માત્ર કોઈકોઈ વખત આપણી આ ભ્રમણાને ઓગાળી નાખે એવી વાત આપણે સાંભળીએ છીએ, કે પિયાનાની દુનિયાનો યુગસ્રષ્ટા પૅડરવેસ્કી પોલંડનો મુખત્યાર બન્યો હતો, તથા આધુનિક યુરોપનો લોખંડી પુરુષ સિનોર મુસોલિની સુન્દર વાયોલિનિસ્ટ છે વગેરે. પણ આવા ચળકતા સિતારાઓ સિવાય આપણા પોતાના ઈંદોરના લતીફખાન, ગ્વાલિયરના વહીદખાન તથા હમીદખાન, કલકત્તાના કુદ્રતુલ્લાખાન તથા ઇનાયતહુસેન, મહીસૂરના શેષન્ના, ભગવથાર, અને ત્રિવેન્દ્રમના કૃષ્ણાપ્પા જેવા વીણાનો એકહથ્થુ પરવાનો મેળવી પોતાની સ્વર્ગીય સૃષ્ટિના બળ પર જ મુસ્તાક રહેનારા, અને માનવહૃદયને ડોલાવવાના પોતાના એ નિશ્ચિત ક્ષેત્રની બહાર પગ નહિ મૂકનારા કલાકારોનાં નામ આંતરરાષ્ટ્રીય શિષ્ટ પત્રોના કાન સુધી ભાગ્યે જ પહોંચે છે. આ સ્થિતિમાં આર્યાવર્તનો રૂઢિચુસ્ત સ્વભાવ જ માત્ર હજુ ઘણીય પુરાતન વસ્તુઓને તેના તે જ સ્વરૂપમાં આપણે માટે જાળવી રાખી શક્યો છે. આમ આપણી અક્ષમ્ય બેદરકારી વચ્ચે પણ કાંઈક આપણા સમાજનાં રૂઢિચુસ્ત થરોમાંથી પોષણ મેળવીને, અને કાંઈક પોતાના સત્ત્વના જોરે જીવવા પામેલ, આપણા પુરાતન સંગીતનાં પરિપાકસમુ એક જ્વલંત પ્રતીક વીણા છે. આજે પણ સંસ્કૃત પુસ્તકોમાં આપેલ વર્ણન પ્રમાણે જ વીણા તથા તેનાં સબંધી વીણાવહ અને તમ્બૂર જોવામા આવે છે. આ સર્વમાં વીણા તંતુવાદ્યોમા સૌથી ઉત્તમ, સંપૂર્ણ, સ્વતંત્ર અને માનનીય વાજિંત્ર છે, તેમ જ ભારતીય સંગીતની સુમધુરતા અંશતઃ ઉત્પન્ન કરવા માટે અદ્વિતીય અને અજોડ છે.

વીણાના વિકાસક્રમમા તેનુ પકવ મહિતનુ સ્વરૂપ સ્થાયી થયા પહેલા 'વીણાવહ'ની ઉત્પત્તિ થઈ જોવામાં આવે છે વીણાવહને પ્રાચીન પુસ્તકોમાં પિનાક તરીકે ઓળખાવવામાં આવેલ છે. કાલાંતરે રાવણની શંકરસ્તુતિની કથા બાદ વીણાવહ 'રાવણાસ્ત્ર' તરીકે ઓળખાવા લાગ્યું, અને આજે પણ આપણે તેને 'રાવણહથ્થા'ના અપભ્રંશ થયેલા નામથી પિછાનીએ છીએ. આ વાજિંત્રનો પ્રચાર હાલ તો ફક્ત કાઠિયાવાડના અમુક બાવાઓમાં તથા સિલોનના કોઈ કોઈ ભાગમા જોવામાં આવે છે. પણ એ કુટુંબમાંથી વીણાને હૂબહૂ મળતું આવે એવું વાજિંત્ર તો 'જંતર' છે. આ વાજિંત્ર પણ મુખ્યત્વે કાઠિયાવાડની કોઈ કોઈ યાચક કોમો જ અત્યારે તો બજાવે છે. તે બીનની જેમ સ્વતંત્ર વાજિંત્ર તરીકે બજાવાતું નથી, પરંતુ કર્ણાટકી પદ્ધતિ પ્રમાણે ગાવામાં સાથ તરીકે બજાવાય છે. જંતરના પડદાઓ બિલાવલ થાટની સારીગમ પ્રમાણે નથી હોતા, પરંતુ સાધુઓમાં પ્રચલિત સુંદરીની જેમ ભજન તથા લોકગીતોના રાહો મેળવવા અમુક જરૂરી સ્વરોના પડદાઓ પૂરતી ગોઠવણ તેમા હોય છે.- બીજી- રીતે

પડદા હોવા જોઈએ; અને એ રીતે બે સપ્તકના કુલ મળી ૪૪ પડદા થાય. પરંતુ આ વસ્તુ સામાન્ય દષ્ટિએ અશક્ય લાગે છે. કારણ કે એક રીતે જોતા આવી રીતે વધેલી પડદાની સંખ્યા વાદનમાં અનુભવથી જ સમજી શકાય એવી કેટલીક ગુચવણો અને મુશ્કેલીઓ ઊભી કરે છે, એટલું જ નહિ પણ બીજી દષ્ટિએ જોઈએ તો જે સ્વરો અને શ્રુતિઓનો આજન્મ ઉપયોગ નથી તે સ્વરના અથવા શ્રુતિના પડદા વીણા અથવા કોઈ પણ વાદ્ય પર હોવાનું કાંઈ કારણ નથી અને એ તો સ્પષ્ટ છે કે જેટલી શ્રુતિઓ છે એ બધી પ્રત્યક્ષ સ્વર તરીકે ઉપયોગમા આવતી નથી આથી વસ્તુત ભૂતકાળના સગીતમા કેટલા સ્વરો ઉપયોગમા આવતા તે જાણીએ તો ભરતવીણા પરના પડદાઓની રચના વિશે સહજ અનુમાન કરી શકાય.

સદ્ભાગ્યે તે સમયના સંગીતમા જે જે કોમળ, તીવ્ર કે શુદ્ધ સ્વરો ઉપયોગમાં આવતા તે બધાને સ્વતંત્ર નામ છે, અને એ નામથી જ સ્વરોનુ ગાયન, વાદન અને શાસ્ત્રવ્યવહાર થાય છે. ભરતે આવા ચૌદ સ્વરો માન્ય કર્યા છે કૈશિકી નિષાદ, કાકલી નિષાદ, ચ્યુત ષડ્જ, ષડ્જ, ઋષભ, ગાંધાર, સાધારણ ગાંધાર, અંતર ગાંધાર, ચ્યુત મધ્યમ, મધ્યમ, ચ્યુત પચમ, પચમ, ધૈવત, અને નિષાદ. રત્નાકરે આ ચૌદના ઓગણીશ સ્વરો કરી બતાવ્યા છે. આ સ્વરાવલિમાંના ચ્યુત ષડ્જ અને ચ્યુત મધ્યમ બહુધા વપરાતા નથી. તેથી તે બે સ્વરોને ન ગણીએ તો બાર સ્વરોનો જ પ્રચાર તે સમયમા પણ હશે એમ અનુમાન કરી શકાય; અને તેથી ભરતવીણામા પણ આ સ્વરો પ્રમાણે સપ્તકમા બાર પડદા હશે એમ ફલિત થાય છે.

હવે આ સ્વરોની શ્રુતિઓમાં થતી વહેંચણીની ચર્ચા કરવાનું પ્રાપ્ત થાય છે. ભરતે ૨૨ શ્રુતિ માન્ય કરેલી છે તેમાથી ૪થી ઉપરથી 'સા', ૭મી ઉપરથી 'રી', ૯મી ઉપરથી 'ગ', ૧૩મી ઉપરથી 'મ', ૧૭મી ઉપરથી 'પ', ૨૦મી ઉપરથી 'ધ', અને ૨૨મી ઉપરથી 'ની' સ્થાપિત થયા હોય એમ માલૂમ પડે છે આ શ્રુતિઓના નામ, ૧લી 'તીવ્રા', ૨જી 'કુમુદ્વતી', ૩જી 'મદા', ૪થી 'છદોવતી' એમ રત્નાકરે માનેલ છે ભરત–રત્નાકરનું સપ્તક ૧લી શ્રુતિના આરંભથી ૨૨મી શ્રુતિના અંત સુધી બનેલુ છે, જેથી છદોવતી ષડ્જ થાય છે અને ૨૨મી શ્રુતિ પર સપ્તક પૂરુ થાય છે સપ્ત સ્વરનો આરંભ ષડ્જથી થાય છે, અને તે પછીની ૩જી શ્રુતિ સહિત પ્રથમ સ્વર છે. આ ઉપરથી ભરતવીણાનો ૧લો પડદો ૧લી શ્રુતિ તીવ્રાનો હશે એમ કલ્પી શકાય છે આ ૧લી શ્રુતિનું નામ કૈશિકી નિષાદ છે, જ્યારે બીજો પડદો કાકલી નિષાદ જેને કુમુદ્વતિ કહેવામાં આવે છે તે શ્રુતિનો છે. ત્રીજો ચ્યુત ષડ્જ મંદાનો છે, અને ચોથો ષડ્જ ઉપર જણાવ્યા પ્રમાણે છદોવતીનો છે, એમ મળી એકદર ચૌદ પડદા થાય છે. આ ચૌદ પડદાનો ઉપયોગ, આગળ જણાવેલા ચાર મુખ્ય તારોથી, ચાર પ્રકારનાં સપ્તક યોજવામા થયેલ છે આવી રીતે પડદા ગોઠવાય એટલે પહેલો તાર નિષાદનો છે એમ સ્વત. સિદ્ધ થાય છે તેમજ મધ્યમગ્રામના ધૈવતનો પડદો ષડ્જગ્રામના ચતુઃશ્રુતિ ગાંધારને ઉપયોગી થાય છે. આ ઉપરથી બીજો તાર મધ્યમનો હોવો જોઈએ. આ બીજા તાર ઉપરથી તથા ૧૪ પડદા ઉપરથી ભરતના બેઉ ગ્રામના સ્વરો, સ્વર–સાધારણના સ્વરો, તથા ગ્રામ–સાધારણનુ સ્વરસપ્તક યોગ્ય રીતે કલ્પી શકાય છે. તેથી જ ભરતવીણામાં બે સપ્તક વગાડવા પૂરતી દાંડી હોય છે અને એ બે સપ્તકના ૨૮ પડદાઓ હોવા જોઈએ એમ પણ અનુમાની શકાય આમ ભરતવીણા આંખ સામે પ્રત્યક્ષ કરીએ તો માલૂમ પડે

છે કે શ્રુતિ અને સ્વરોના મળીને ત્યાં પડદા છે, અને તે ખાસ કાળના, ગ્રામમૂર્છનાના, અને વિકૃત સ્વરસપ્તકના વ્યવહાર માટે છે

પ્રાચીન અને અર્વાચીન વીણાની આ પ્રમાણે સમ્યક્તુલના કરતા માલૂમ પડે છે કે પ્રાચીન વીણાને ૧૪ પડદા છે, ત્યારે અર્વાચીન વીણાને ૧૭ પડદા છે અર્વાચીન વીણામા બધા ૧૨ પડદાથી વગાડનાનો પહેલો તાર, મધ્યમનો તાર, અને બીજા તારો પહેલા બે પડદા પર વાગી શકે છે ભરતવીણાના તારો અગર ચિકારીઓ ફેરવીને હરવખત આરંભ સ્વર બદલવો પડે છે, જ્યારે અર્વાચીન વીણામા આ ફેરફાર કરવાની જરૂર રહેતી નથી પ્રાચીન વીણામા પહેલો પડદો કાકલી નિષાદનો છે, જ્યારે અર્વાચીન વીણામા પહેલો પડદો તીવ્ર 'મ'ના સૂરનો છે પ્રાચીન વીણામા કાકલી નિષાદ ચ્યુત ષડ્જ, ચ્યુત મધ્યમ સાધારણ ગાંધાર તથા ચ્યુત પંચમના પડદાઓ શ્રુતિના છે અર્વાચીન વીણામા આ પડદાઓનો સદંતર અભાવ છે, કોઈ પણ પડદો શ્રુતિનો નથી અને બધા પડદા સ્વરના જ છે પ્રાચીન વીણાની મિલાવટ મધ્યમ-નિષાદની છે, જ્યારે આધુનિક વીણાની ષડ્જ-પંચમની છે પ્રાચીન વીણામા ષડ્જ-મધ્યમ સ્વરોને જ ૨-૩ સંવાદ સાથી ગણવામા આવ્યા છે, જ્યારે અર્વાચીન વીણામા સ્વરની અંદર પ્રત્યેકને ૨-૨ સંવાદ સાથી ગણવામા આવ્યા છે પ્રાચીન વીણાનો વ્યવહાર અલગઅલગ સ્વરોના આરંભથી થાય છે, જ્યારે અર્વાચીન વીણાનો ફક્ત ષડ્જથી જ આરંભ થાય છે ભરતવીણામા જાતિરાગના પ્રત્યક્ષ કોમળ તીવ્ર પડદા નથી, જ્યારે અર્વાચીન વીણામા રાગપ્રચાર પ્રત્યક્ષ કોમળ તીવ્ર પડદાથી થાય છે પ્રાચીન વીણામા ષડ્જ-પંચમ અચલ નથી જ્યારે અર્વાચીન વીણામા ષડ્જ-પંચમ અવિકૃત છે

ઉપરની તુલના ઉપરથી માલૂમ પડે છે કે અર્વાચીન વીણામા વાદનપ્રચાર શ્રુતિ-નિર્દિષ્ટ પડદા ઉપરથી નથી પ્રાચીન વીણામા શ્રુતિને સ્વર ગણી લેવાથી તે સ્વરોના ગ્રામ-મૂર્છના માટે તથા વિકૃત સ્વરસપ્તક માટે ભાગ પાડ્યા, એટલે શ્રુતિઓને સ્વર ગણી લઈ તેના વીણા પર પડદા બાંધી દીધા અર્વાચીન વીણાને આ પ્રસંગ જ નથી શ્રુતિ રાગોપયોગી સ્વર તરીકે લીધેલી નથી તેથી શ્રુતિના પડદાઓનો અર્વાચીન વીણા ઉપર અભાવ જોવામા આવે છે ભરતરત્નાકરની ૨૨ શ્રુતિઓ કેવળ શ્રવણાર્થે છે એમાથી ૧૪ શ્રુતિઓનો જ પ્રત્યક્ષ ઉપયોગ થાય છે

હાલમા વીણા બનાવવાના પ્રખ્યાત મથકો મિરજ, જયપુર તાંજોર અને મહીસૂર છે તાંજોર અને મહીસૂરમા બનતી વીણા કર્ણાટકી વીણા તરીકે ઓળખાય છે, અને તેનો આકાર ઉત્તર હિંદુસ્તાનની બીન કરતા જુદો છે જોકે બેઉમા બજાવવાની પદ્ધતિ એક જ છે, છતા બાહ્ય સુંદરતામા મહીસૂરી વીણા વધુ આકર્ષક છે આધુનિક સમયમા વીણાના બજવૈયા અત્યંત જૂજ છે, કેમકે વર્ષોના અવિરત શ્રમ પછી વીણા સાધ્ય બને છે તેથી કદાચ આધુનિક દોડદોડ અને યંત્રોના યુગમા વીણાની ઉપાસના માટે જીવન ટૂંકુ લાગતુ હોય તો છેવટે સિતાર, જે વીણાની ઠીક અનુકૃતિ છે, તેની સાધના પણ આપણા જીવનમાથી ઓસરતી જતી કલાને સાચવી રાખી શકશે

# પ્રભાતવર્ણન

નરેશચન્દ્ર વી. પંડિત

(વસન્તતિલકા)

ધીરેધીરે તિમિરનો પડદો વિંટાય,
રાત્રીતણો પ્રથમ અંક સમાપ્ત થાય;
ને, પાત્ર નૂતનદિનાંક તણા બધાંય
આછા પ્રકાશ પડદામહીંથી જણાય. ૧

(વૈતાલીય માલ્યભારિણી)

નભધુમ્મટરત્નદીપકો
થઈ નિસ્તેજ ધીરેધીરે બુઝાતા;
ચળકન્ત તુષારબિન્દુઓ
તૃણુ, પર્ણો, કુસુમો પરે છવાતાં. ૨

(ચન્દ્રવર્ત્મ સ્વાગતા)

દૂરથી મધુર સંગીત સરતું,
વાયુપાંખ પર નર્તન કરતું,
રમ્ય શૈશવતણાં સ્મરણાં શું
આવતું ઘડીક ને વહી જાતું ૩
ઉષાતણું કોમલ તેજ વિસ્તર્યું
ઉલ્લાસ ચૈતન્ય પ્રસન્નતાભર્યું.
આકાશનાં દર્પણમાં હસી રહ્યું
× × ×
સરી જતા સ્વપ્ન સમું ઊડી ગયું ૪

(પ્રભાવતી)

આકાશનાં ગહન વિશાલ વારિમાં
અભ્રો તરે હિમમય પર્વતો સમા.
તે, શોભતાં અરુણતણા પ્રકાશમાં,
જ્વાલામુખી ગિરિ સમ દીપ્તિ ધારતાં. ૫

(ચન્દ્રવર્ત્મ સ્વાગતા)

વ્યોમમાં રવિ ઊગ્યો ઝળહળતો
દેવના કનકકન્દુક સરખો.
ને, સુવર્ણ કિરણો પ્રસરાવી
સ્વપ્ન શી કનક સૃષ્ટિ સુહાવી. ૬

# શબ્દચર્ચા

પંડિત બેચરદાસ જીવરાજ દોશી

(૧)

જેમનાથી સર્વ પ્રકારના શબ્દો નીપજે છે એવા ધાતુઓની સંખ્યા લગભગ ૨,૨૦૦થી વધારે નથી. પાણિનીય, ચાંદ્ર, જૈનેંદ્ર વગેરે પ્રાચીન વ્યાકરણોમાં તેમ હેમચંદ્રના વ્યાકરણમાં પણ એટલા જ ધાતુઓ નોંધાયેલા છે. હેમચંદ્રનું ધાતુપારાયણ કે માધવીયા ધાતુવૃત્તિ જોતાં ઉક્ત હકીકતનો સંવાદ થાય છે. ૨,૨૦૦માં પણ એકસરખા ઘણા ધાતુઓ છે. માત્ર ગણભેદને લીધે તેમનાં રૂપો ભિન્નભિન્ન થાય છે. તેમ ઉચ્ચારણભેદને લીધે તેમનો ભેદ થયેલો જણાય છે.

એક અસ્ ધાતુ બીજા ગણમાં છે તેવો જ અસ પહેલા ગણમાં અને ચોથા ગણમાં પણ છે. દેવ અને ઢેવ બન્ને પહેલા ગણના છે. હ્રાદ્ અને હ્લાદ્ બન્ને પહેલા ગણના છે. કણ્ ધાતુ ૧લા અને ૧૦મા ગણનો છે. પહેલા ગણમાં પણ 'કણ્' ધાતુ બે છે. ઘ્રણ્, ઘ્રાણ્ અને ધ્રાણ્ એ ત્રણે ધાતુ એક જ અર્થમાં પહેલા ગણના છે. આમ અનેક ઉદાહરણોથી સ્પષ્ટ જણાય છે કે મૌલિક ધાતુઓ ૨,૨૦૦ કરતાં પણ ઓછા હોવા જોઈએ. ત્યારે કાર્યકારણના ધોરી નિયમ પ્રમાણે તે ૨,૨૦૦માંથી નીપજતા શબ્દો ૨૨,૦૦૦થી પણ ઘણાય વધારે છે. શબ્દો ગમે તેટલા વધારે હોય તોપણ જગતમાં જેટલા પદાર્થો છે તેટલી સંખ્યામાં તો શબ્દો નથી જ એ સુનિશ્ચિત છે. આમ છે માટે જ એક જ શબ્દના અનેક અર્થો ગોઠવવા પડ્યા છે, અને કેટલાક શબ્દો તો તદ્દન નવા જ પેદા કરવા પડે છે. શબ્દની અલ્પ સંખ્યાને લીધે જ લક્ષણા, ઉપચાર વગેરે શક્તિઓ હયાતીમાં આવી છે. પ્રત્યેક પદાર્થ વા પ્રત્યેક વૃત્તિ માટે તદ્દન સ્વતંત્ર એકએક શબ્દ મળતો હોત તો લક્ષણા વગેરેની જરૂર જ નહોતી. શબ્દો ઓછા અને અર્થો વધારે હોવાથી જ શબ્દ અને અર્થ વચ્ચેના સંબંધમાં કેટલાક પ્રાચીન શબ્દશાસ્ત્રીઓમાં મોટો મતભેદ ઊભો થયેલો છે. આ મતભેદ બાબત તો વળી પ્રસંગે વાત, પણ અત્યારે તો એક જ ધાતુમાંથી નીપજેલો એક શબ્દ ભિન્નભિન્ન અર્થને ધારણ કરીને આપણા મુખ-વિવરમાંથી કેવી રીતે ખરી રહ્યો છે તેની જ વાત કરીશ.

ટાઢું, ટાઢો, ટાઢ (સ્ત્રીલિંગ), ઠડું, ઠડો, ઠડી, થભ, થાંભલો, થૂણ એ બધાં નામોનું મૂળ એક જ ધાતુમાં છે. થભવું, થામવું, થોભવું, દીવાને ઠારવો, ઠાર મારવું, ઠારવું એ બધાં ક્રિયાપદો પણ એક જ ધાતુનાં સંતાન છે. ઓઢુ, ઠાડો (હિંદી) ["સૂરદાસ દ્વારે ઠાડો આંધરો ભિખારી—આશ્રમ ભજનાવ૦ પૃ૦ ૯૬, ૨૬] એ શબ્દો પણ થભના સહોદરભાઈ છે. મરાઠીની 'થાંબણે' ક્રિયા પણ 'થભવું'ની સગી બહેન છે.

આ૦ હેમચંદ્ર, પોતાના ધાતુપારાયણમાં સ્તંભ્, સ્તુમ્ભ્ અને સ્કમ્ભ્ ધાતુઓને 'સ્તંભ' અર્થને સૂચવનારા જણાવે છે. 'સ્તંભ'નો અર્થ 'ક્રિયાનિરોધ' બતાવે છે. ક્રિયાનિરોધ એટલે ક્રિયા—પ્રવૃત્તિ—વિનાની સ્થિતિ.

'સ્તભ્' ધાતુનું ભૂતકૃદન્ત 'સ્તબ્ધ' થાય છે. આ 'સ્તબ્ધ'ને મળતું પ્રાકૃત 'ठड्ढ' છે. 'ટાઢો' અને 'ઠડો' એ બન્ને શબ્દો આ 'ठड्ढ'ના જ રૂપાંતર છે.

**ટાઢો**—જે મનુષ્ય, ક્રિયાચપલ ન હોય તેને આપણે 'ટાઢો' કહીએ છીએ, એમાં 'સ્તભ્'નો મૂળ ક્રિયાનિરોધનો ભાવ ટકી રહેલો છે.

**ટાઢું**—શબ્દ પણ ક્રિયાચપલતાના અભાવને સૂચવે છે અને જે પદાર્થમાં શીતસ્પર્શ હોય તેના વિશેષણ તરીકે પણ એ શબ્દનો ઉપયોગ છે. ટાઢું પાણી. ટાઢી વસ્તુના સ્પર્શથી શરીર થીજી જાય છે અને ક્રિયારહિત સ્થિતિ સુધી પહોંચે છે. બરફના સ્પર્શથી આપણે એ ક્રિયારહિત સ્થિતિને બરાબર અનુભવીએ છીએ. આ જ કારણથી શીતસ્પર્શવાળી વસ્તુ માટે 'ટાઢું' શબ્દનો વ્યવહાર થયો છે.

**ટાઢ**—શિયાળામાં જે ઠંડી પડે છે તે માટે આ શબ્દનો ઉપયોગ છે ઠંડી પડતાં—લાગતાં—શરીર ઠુંઠવાઈ જાય છે—ઠૂંઠા જેવું ક્રિયારહિત બની જાય છે, માટે જ 'ઠંડી'ને સારુ 'ટાઢ' શબ્દનો પ્રયોગ થયો છે.

स्तब्ध—ठड्ढ—ટાઢું, ટાઢો, ટાઢ.

ઠંડું, ઠંડો, ઠંડી — આ ત્રણે શબ્દોની વ્યુત્પત્તિ પણ પૂર્વ પ્રમાણે છે, અને એ ત્રણેમાં ક્રિયાનિરોધના ભાવની સમજ પણ પૂર્વોક્ત રીતે ઘટાવવાની છે.

સ્તબ્ધ—ઠડ્ઢ—ઠંડું, ઠંડો, ઠંડી.

થંભ, થાંભલો — માં તો ક્રિયાના નિરોધનો ભાવ તદ્દન સ્પષ્ટ જ છે स्तम्भ—થંભ

स्तम्भ—થંભ+લ (स्वार्थिक)—થાંભલો

**થૂભ**—પણ સ્તંભની જેવો જ હોય છે એટલે તેની વ્યુત્પત્તિ, શબ્દ અને અર્થદૃષ્ટિએ બન્ને રીતે 'સ્તભ્' ધાતુમાંથી જ થાય એ વ્યાકરણની રીતે ઉચિત છે આચાર્ય હેમચંદ્ર, થૂભની વ્યુત્પત્તિ, સ્તવન અર્થવાળા 'स्तु' ધાતુમાંથી કરે છે. જે સમયે બુદ્ધ વગેરેના થૂભો સ્તવાવા લાગ્યા—સ્તુત્ય કોટિના થયા તે સમયની સ્થિતિ સ્તૂપ—થૂભની એ વ્યુત્પત્તિમાં પ્રતિબિંબિત થાય છે. શુદ્ધ શબ્દવિજ્ઞાનની દૃષ્ટિએ જોઈએ તો 'સ્તૂભ'ની વ્યુત્પત્તિ, સ્તુમ્ ધાતુ સાથે જ વિશેષ બંધબેસતી છે.

**ઠૂંઠું**—શબ્દ પણ તેનો અર્થ જોતાં અને શબ્દરચનાની સમાનતા જોતાં પૂર્વોક્ત સ્તુભ્‌ના ભૂતકૃદંત 'ઠુડ્ઢ'ની સાથે જ મેળ રાખે છે અને 'ઠૂંઠવાવું' ક્રિયા પણ એ રીતે જ એમાંથી નીકળી જણાય છે.

સ્તુભ્ ઉપરથી ઠુડ્ઢ અને 'ઠુડ્ઢ' ઉપરથી ઠૂંઠું, ઠુંઠવાવું, ઠૂંઠો, ઠોઠ, ઠોઠો, ટોઠી વગેરે અનેક શબ્દો નીપજેલા છે. એ બધા શબ્દોમાં ક્રિયાનિરોધનો ભાવ તો રહેલો છે જ. 'ઠૂંટિયું,' 'ઠૂંટિયાં વાળવાં'ના 'ઠૂંટ' શબ્દનો સંબંધ પણ ઉક્ત 'ઠૂંઠ' સાથે જ બંધબેસે છે.

થંભવું, થાંભવું — આ બન્ને ક્રિયાપદો સ્તમ્ભ્—થંભ્—ધાતુ ઉપરથી નીકળેલાં છે. અને વળી 'થાંભણું'નો મૂળ સંબંધ પણ 'સ્તભ્' ધાતુ સાથે છે. સ્તંભ—સ્તંભન—થંભણ—થાંભણું

થોભવું, થોભો, થોભા — —ક્રિયાપદ 'સ્તુભ્'માંથી ઉપજેલું છે. સ્તુભ્—થુભ—થોભવું અને થોભો, થોભા વગેરે શબ્દો પણ એ જ ધાતુની ઓલાદ છે. થોભો એટલે ટેકો.

થોભા એટલે મૂછના થોભા—મૂછને વળ દઈને ગુચ્છા જેવી સ્થિર રાખવી તે

ઠાઠો—એટલે સ્થિર બેઠેલો આ શબ્દ પણ સ્તબ્ધના ઠઠ્ઠનો જ ઔરસ છે. સ્તબ્ધ—
ઠઠ્ઠ—ઠાઠો.

ઓઠું—શબ્દ 'અવષ્ટમ્ભ'ના 'ઓટ્ઠભ'માથી નીકળેલો છે. 'ઓટ્ઠભ'ના 'ઓઠ'મા સ્થિરતાનો ભાવ તો તદ્દન સ્પષ્ટ છે

ઠારવું—ક્રિયાપદ પૂર્વોક્ત 'ઠઠ્ઠ'ના ઠાઠ ઉપરથી નીકળ્યુ જણાય છે, અને પછી તેનો 'ઠાર મારવુ', 'દીવો ઠારવો', 'પાણી ઠારવુ' વગેરે એમ અનેક રીતે પ્રયોગ થયેલો છે,
ઠઠ્ઠ—ઠાઢ—ઠાડ—ઠાર—ઠારવુ

જેમ 'થાભવા' અર્થમા થભ, થાભલો વગેરે શબ્દો છે, તેમ તે જ અર્થમા ખભો, ખભી, ખાભી, ખાભો શબ્દો વપરાયા છે, તો તે 'ખ'આદિવાળા શબ્દોની પણ વ્યુત્પત્તિનો વિચાર કરી લઈએ

આચાર્ય હેમચંદ્રે તો પોતાના પ્રાકૃતવ્યાકરણમા 'સ્તમ્ભ'ના 'સ્ત'નો 'ખ' કરવાનું કહી 'ખભ' શબ્દની ઉત્પત્તિ બતાવી છે પણ, તે ઉચ્ચારણશાસ્ત્રને અનુકૂળ નથી 'સ્તભ'નો ઉચ્ચાર કરતા, બોલનારો, 'સ્ત'નો 'ખ' શી રીતે બોલે? એ જ વિચારણીય છે 'સ્ત'નો 'થ' ઉચ્ચાર તો 'સ્ત' અને 'થ'ના સમાનસ્થાનને લીધે વૈજ્ઞાનિક છે પણ 'ખ' ઉચ્ચાર તેવો નથી

ખરી રીતે તો 'ખભ' શબ્દની વ્યુત્પત્તિ 'સ્તભ્' ધાતુથી ન કરતા 'સ્કભ' ધાતુથી જ કરવી જોઈએ જે અર્થમા 'સ્તભ્' ધાતુ છે તે જ અર્થમા આ૦ હેમચંદ્રે 'સ્કભ્' ધાતુ પણ બતાવેલો છે, એટલે 'સ્કમ્ભ'માથી 'ખભ' થવુ સ્વાભાવિક છે 'સ્ક'મા 'ક' કઠ્ય હોવાને લીધે તેનો 'ખ' ઉચ્ચાર બરાબર વૈજ્ઞાનિક છે કારણ કે 'ખ' પણ કઠ્ય જ છે, અર્થાત્ 'સ્તભ' શબ્દ દ્વારા 'ખભ'ને નિપજાવવો બરાબર નથી, પણ 'સ્કમ્ભ' શબ્દમાથી જ તેને ખેંચવો યુક્તિયુક્ત છે, અને એ 'ખભ'માથી જ ખાભી, ખભો, ખાભો અને ખભી વગેરે શબ્દ નિપજાવવાના છે

ખડા—હિંદી શબ્દમા ક્રિયાના નિરોધનો ભાવ છે 'ખડા રહો' એટલે 'હાલચાલ ન કરો પણ સ્થિર ઊભા રહો' આ 'ખડા' શબ્દ ક્રિયાના નિરોધવાચક 'સ્કભ' ધાતુના ભૂતકૃદન્ત 'સ્કબ્ધ'ને મળતા પ્રાકૃત 'ખદ્ધ'માથી નીપજેલો લાગે છે
સ્કબ્ધ—ખદ્ધ—ખડ્ડ—ખડા.

ખમવું—ક્રિયા, ક્ષમા અર્થમા છે અને 'થોભી જવા—અટકી જવા' અર્થમા પણ છે ક્ષમા અર્થને સૂચવનારી 'ખમવુ' ક્રિયાનો સબધ ક્ષમ્—ખમ્—ધાતુ સાથે છે અને થોભી જવુ—અટકી જવુ—અર્થવાળી 'ખમવુ' ક્રિયાનો સંબધ આ 'સ્કભ્' ધાતુ સાથે છે, સ્કભ્—ખભ્—ખમ—ખમવુ

આ રીતે 'સ્તભ', 'સ્તુભ' અને 'સ્કભ' ધાતુમાથી તેના મૂળ અર્થને બાધ ન આવે એ રીતે અનેક શબ્દો નીકળી પડ્યા છે

# લોકચર્યા

## શ્રી હરભાઈનો પત્ર

ભાઈશ્રી,

આપણી સંસ્થાના ફાળા માટે મધ્ય પ્રાંતના થોડાએક પ્રદેશોમાં હું ફરવા ગયો હતો. આપણા કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના ભાઈઓ, જેમ બીજાં અનેક સ્થળોએ વેરાયેલા પડ્યા છે તેમ જ આ ભાગમા પણ પુષ્કળ આવી વસેલા છે. આપણા પ્રાંતનાં આ બધાં કુટુંબો પોતાના મૂળ ઘરથી ઘણે દૂર જઈ વસેલા હોવાથી અને કેટલાકોએ તો દશકાઓ થયા ત્યાં પોતાનો વસવાટ કરેલો હોવાથી તેમની ત્યાંની સ્થિતિનો અભ્યાસ મને રસિક અને ઉપયોગી માલૂમ પડ્યો છે બહુ જ થોડા દિવસો એ પ્રદેશમાં ફર્યો તેથી, તેમજ મારું મુખ્ય કામ દક્ષિણામૂર્તિ માટે ફંડ ઉઘરાવવાનું હતું તેથી, ત્યાંની ગુજરાતી સમાજનો ગાઢ પરિચય સેવી શકાયો ન કહેવાય છતાંયે પૈસા માગવાના કારણે વિધવિધ પ્રકારના સ્વભાવના મનુષ્યો સાથે સંપર્કમાં આવવાનુ બનવાથી જે કાંઈ હું થોડુંઘણું જોઈ શક્યો છું તે આપણા બધાય માટે વિચારવાજેવું લાગ્યું છે.

આપણા ત્યાંના ભાઈઓને હું ત્રણ વર્ગોમા વહેંચી નાખુ છું. એક વર્ગ છેક જ સામાન્ય માણસોનો. આ ભાઈઓ દેશમાં ક્યાંઈએ રોટલો મેળવવામાં નહિ ફાવવાથી આ તરફ ચાલ્યા આવ્યા હોય છે. એમનું ભણતર સાધારણ કક્ષાનું હોય છે. તેઓ પચીશ-પચાસ રૂપિયાની નોકરી કરતા હોય છે આ ભાઈઓની સ્થિતિ એકંદરે સુખી ગણી શકાય નહિ. રોટલો કમાવાના સાધન માટે આટલે દૂર આવ્યા પછી જરૂરી એટલી કમાણી ન થતી હોવાથી એમનું જીવન મોટે ભાગે અસંતોષમાં જતું હોય છે. પોતાની મૂળ નોકરીમા તેમને ઘણો વખત આપવો પડતો હોય છે, જે થોડોઘણો વખત એમની પાસે ફાજલ રહે તેનો ઉપયોગ પણ થોડા વધારે પૈસા કમાવાની નાનીમોટી પ્રવૃત્તિઓ શોધવા પાછળ તેઓ કરતા હોય છે. આ વર્ગના ભાઈઓમા સંસ્કાર બહુ ઓછા હોય છે. જે થોડુંઘણું શિક્ષણ લઈને તેઓ આ તરફ આવ્યા હોય છે તે પણ થોડા વખત પછી કટાઈ જાય છે. પોતાના સંસ્કારબળને વધારવા માટે તેમની પાસે કશું સાધન હોતું નથી. તેવું બળ વધારવાની વૃત્તિ મરી ગઈ હોતી નથી ત્યા સુધી નાનામોટા અનેક પ્રસંગો એવી સંસ્કારિતા વધારવા માટે તેઓ શોધતા જ ફરતા હોય છે. તેમની આ વૃત્તિને લીધે જ આપણા પ્રાંતમાંથી જે કોઈ પણ એકાદી સંસ્કારી પ્રવૃત્તિ માટે એ તરફ જાય તેમના તરફ તેઓ ખૂબ સદ્ભાવ અને પ્રેમ દર્શાવે છે, સભાઓમાં આવા ભાઈઓની હાજરી જ મોટા પ્રમાણમાં હોય છે. આવનાર વ્યક્તિનું આતિથ્ય કરવામાં તેઓને ઘણો આનંદ પડે છે. તેવા આતિથ્ય-દ્વારા પોતાની સંસ્કારવાંછનાને પોષવાના તેમના મનોરથો હોય છે

બીજા પ્રકારના ભાઈઓ તે મોટા ભાગના આપણા વેપારી ભાઈઓ છે. આપણો પ્રાંત વેપારને માટે મશહૂર છે. કેટલાકો તો કહે છે કે દુનિયાનો કોઈ પણ ખૂણો એવો નહિ હોય કે જ્યાં વેપારની શક્યતા હોય અને આપણા ભાઈઓ પહોંચ્યા નહિ હોય!

ઇતર પ્રાંતીય લોકો આપણા વેપારની સર્વવ્યાપકતા માટે હવે તો આપણને નિંદે છે મારે કહેવું જોઈએ કે આપણા ભાઈઓમાં વેપારની જે કુનેહ દેખાય છે તે બીજા પ્રાંતના લોકોમાં નથી દેખાતી તેથી જ તો આપણા ભાઈઓ દુનિયાના પડ ઉપર જ્યાં પહોંચે ત્યાં વેપારના ક્ષેત્રમાં પોતાનો માર્ગ સરલતાથી કરી લે છે મધ્ય પ્રાંતમાં વસતા આપણા આ વેપારી ભાઈઓની સ્થિતિ સૌ કોઈને વિચાર કરાવે તેવી છે ત્યાં તેઓ પૈસા ખૂબ કમાય છે એ પ્રાંતના વેપારના સારા સારા ક્ષેત્રો તેમણે હાથ કરેલા છે પરંતુ ગુજરાતથી ઘણા દૂર પડેલા હોઈને અને સ્વાભાવિક રીતે કેળવણી ઓછી લીધેલી હોઈને ગુજરાતી તરીકેની અસ્મિતા તેમના મનમાંથી ધીમેધીમે ઓછી થવા લાગી છે થોડાએક બ્રાહ્મણ કુટુંબો મને એવા જોવા મળ્યા કે જે પેઢીઓ સો વર્ષથી ગુજરાતમાંથી ત્યાં જઈ વસ્યા છે અને આજે નથી ગુજરાતી રહ્યા કે નથી તે પ્રાંતના બની શક્યા આ વર્ગને કેવળ વેપાર કરવાનો જ હોવાથી ત્યાંની આમ પ્રજા સાથે તેમજ મજૂર વર્ગ સાથે વ્યવહાર કરવાનો હોય છે આના પરિણામે એમની રહેણીકરણી વિચિત્ર મિશ્રણવાળી બની ગઈ છે. ભાષાનો ઉપયોગ તો કેવળ વ્યાપાર ચલાવવા માટે હોવાથી તેમની આજની ગુજરાતી ભાષા આપણને વિચારતા કરી દે તેવી છે આ બીજો વર્ગ પ્રાંતીય અસ્મિતાથી પરેવા વર્ગ કરતા ઝપાટાબંધ દૂર ખસવા લાગ્યો છે એમની વાણી, એમનો પોશાક, એમનો ખોરાક એ બધુંય ગુજરાતને પરાણે વળગી રહેવા મથતું હોય તેવું લાગે છે વેપારમાં ખૂબ મશગૂલ રહેવા હોવાથી એમને તો ગુજરાત તરફ આવવાનું પણ ઘણે લાંબે કાળે બને છે. એવા બહુ જ થોડા કુટુંબો છે કે જે પાંચ વર્ષે એકાદ વાર ગુજરાતમાં આવતાં હોય આને પરિણામે ગુજરાતના રીતરિવાજો અને બદલાતા જતા જીવનવ્યવહારથી તેઓ વેગળા પડતા જાય છે પૈસા કમાવા એ જ એમનો ઉદ્દેશ હોવાથી સંસ્કારિતા ગ્રહણ કરવા તરફ એમનું ઝાઝું લક્ષ રહેતું નથી

ત્રીજો વર્ગ તે સરકારી ખાતાઓમાં નોકરી કરતો નોકરિયાત વર્ગ છે આ વર્ગ સારા પ્રમાણમાં શિક્ષિત હોય છે તેમને સરકારી ખાતામાં નાનામોટા હોદ્દાની નોકરી મળી હોય છે સરકારી નોકરી જ એવી છે કે એ નોકરી કરનારને આમવર્ગ સાથે કે મધ્યમવર્ગ સાથે મોટે ભાગે ભળવા જ ન દે મધ્ય પ્રાંતનો આવો નોકરિયાત વર્ગ ત્યાં વસતી આપણી આમપ્રજાથી ઠીક પ્રમાણમાં અલિપ્ત રહેતો મને દેખાયો આ નિયમને થોડાએક અપવાદો છે ખરા આ નોકરિયાત વર્ગ સરકારી ખાતાનું તંત્ર ચલાવતો હોવાથી વિવિધ પ્રકારના માણસોની સાથે સંપર્કમાં આવતો હોય છે આને લીધે આપણા ગુજરાતી ભાઈઓનું એમને મન ખાસ વૈશિષ્ટ્ય નથી હોતું કેટલાક અમલદારો પૈસાદાર વેપારીઓના કુટુંબ સાથે ભળતા જણાયા છે પરંતુ તેમ ભળવાનું કારણ પોતે એકલા ન પડી જાય તે છે, તેમજ પૈસાદાર વર્ગની સાથે સંબંધ રાખવાનો શોખ એ હોય છે આ વર્ગના ભાઈઓને મોટા ભાગનો વ્યવહાર ત્યાંની પ્રાંતીય ભાષામાં અને અંગ્રેજી ભાષામાં કરવાનો હોય છે. ગુજરાતી ભાષા સાથે તેમને નામનો જ સંબંધ હોય છે પોતે ભણેલાગણેલા હોવાથી અને કુટુંબની સ્ત્રીઓ તેમજ બાળકો ઉપર સારા સંસ્કાર પડતા રહે તેવી ઇચ્છા હોવાથી ગુજરાતી ભાષા સાથે ઉપરછલ્લો પરિચય રાખવાનો પ્રયત્ન કરતા હોય એવું લાગ્યું છે ગુજરાતી ભાષાના શિષ્ટ ગ્રંથો ને સામયિકો આવા કુટુંબમાં ક્વચિત્ક્વચિત્ નજરે પડતા હતા પરંતુ એનો લાભ લેવાતો હશે કે કેમ એ શંકાનો વિષય છે

આ ત્રણ વર્ગો ઉપરાંત ત્યાં સ્ત્રીઓને ચોથા વર્ગમાં મૂકવા હું લલચાઉં છું. ખરી રીતે તો સ્ત્રીઓ પણ આ ત્રણ વિભાગમાં જ વહેંચાઈ જવી જોઈએ, પરંતુ ગૂજરાતની બહાર વસતા આપણા ગૂજરાતી ભાઈઓની વસતિમાં સ્ત્રીઓનો એક જુદો જ વિભાગ પડી ગયો છે. બહેનો શિક્ષિત હોય કે અશિક્ષિત, પરતુ જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેતી ભાગ્યે જ માલૂમ પડે છે. જે જે મિત્રોનાં ખાનગી ઘરોમાં જવાનું બન્યું ત્યાં ત્યાં તેમજ મારા નિમિત્તે જેટલા જાહેર કાર્યક્રમો યોજાયા ત્યાં ત્યાં આપણી બહેનોને ક્યાંય જોઈ નહિ કોઈ નજીકના મિત્રને ત્યાં જમવા જતાં સામાન્ય કુટુંબી જનની માફક કોઈ એકાદ બહેન થોડીઘણીક ક્ષણ મળે તે જુદી વાત છે. બહેનોને માટે મોટે ભાગે ઘરમા ગોંધાઈ રહેવાનું જ આ ભાગમાં જોવામાં આવ્યુ

મધ્યપ્રાંતમાં વસતા આપણા ગૂજરાતી કુટુંબોની આજની આ સામાન્ય સ્થિતિ મને દેખાઈ છે. એ ભાગમાં ફર્યો તે દરમ્યાન આ પરિસ્થિતિ ઉપર ખૂબખૂબ વિચારો આવ્યા છે. આપણા ભાઈઓ કમાવાને માટે કે નોકરી કરવાને માટે ઇતર પ્રાંતમા જઈને વસે તેમાં કશો જ વાધો નથી. પરતુ તેથી કરીને ગૂજરાતની સસ્કૃતિને જાળવી રાખવાનું તેમજ એકબીજા પ્રાંતોની સસ્કૃતિઓનો સુદર સુમેળ સાધવાનું આપણા ભાઈઓનું કર્તવ્ય ઘટતું નથી પણ વધે છે. આ દિશામાં પ્રયત્ન કરવા માટે જુદાજુદા પ્રાંતોમાં વસતા આપણા ભાઈઓએ ખાસ ઉપાયો હાથ ધરવા જોઈએ, એમ મને લાગ્યું છે. સામાન્ય રીતે નાનામોટાં મંડળો ઊભાં કરાય એ તો બને જ છે અને બનવું જોઈએ, પરંતુ આ ઉપરાંત શાળાઓ ફેલાવવાની પ્રવૃત્તિ અને વાચનાલયો તેમજ પુસ્તકાલયો ઊભાં કરવાની પ્રવૃત્તિ તાત્કાલિક હાથ ધરવી આવશ્યક દેખાય છે. સસ્કારિતા જાળવી રાખવા માટે શાળાઓ અને વાચનાલયો ઘણું કામ કરી શકે છે જે જે સ્થળે નાની શાળા પણ ઊભી કરી શકાય તેટલાં બાળકોની સંખ્યા મળી શકે એમ હોય તે તે સ્થળોએ બાલમંદિરો, પ્રાથમિક શાળાઓ તેમજ માધ્યમિક શાળાઓની યોજનાઓ કરવી ઘટે છે આવી શાળાઓમાં શિક્ષણની રીતસરની તાલીમ લીધેલા ભાઈબહેનોને શિક્ષકશિક્ષિકા તરીકે બોલાવી શકાય. પ્રાથમિક શાળાઓ તેમજ માધ્યમિક શાળાઓમાં શિક્ષક તરીકેનું કામ કરીને મે કહ્યુ તે પ્રકારના સંસ્કારો જાગૃત રાખવાનું અને વધારવાનું કામ આપણી ગૂજરાત વિદ્યાપીઠમાંના સ્નાતકો બહુ સુંદર રીતે કરી શકે તેમ છે જ્યાં જ્યા એવા સ્નાતકો પડ્યા હોય ત્યા ત્યાંથી તેમને પકડી પકડીને આવાં સ્થાનોએ લાવવા જોઈએ. પુસ્તકાલય અને વાચનાલયની પ્રવૃત્તિ પણ ગૂજરાત બહાર વસતા ભાઈઓ માટે તેટલી જ સસ્કારપોષક છે. સારુ પુસ્તકાલય અને સારું વાચનાલય ઊભું કરવા માટે જેટલાં નાણાંની જરૂર પડે તેટલાં નાણાં તો આવા ભાઈઓ બહુ જ સહેલાઈથી ઊભા કરી શકે તેમ છે. વાચનાલયમા ગૂજરાતના દૈનિક પત્રો ઉપરાંત શિષ્ટ માસિકો અને ત્રૈમાસિકોને મૂકીને વાચનની ભૂખ સારી રીતે પોષવી જોઈએ

હજી તો હું બહુ થોડાં ગામો ફર્યો છું. એટલુ ફરવામા પણ આટલું કરવાની આવશ્યકતા મને તો સ્પષ્ટ દેખાઈ છે. હજી જેમજેમ વધારે ફરતો જઈશ, તેમતેમ મારી આ માન્યતા વધારે દૃઢ થતી જશે તેમાં મને શંકા નથી.




## (૧) મરાઠી વાઙ્‌મયમાં નવીન પ્રવૃત્તિ

મરાઠી ભાષા અને ગુજરાતી ભાષાને નિકટનો સંબંધ છે. ગુજરાતી પ્રજા અને ગુજરાતી ભાષા મહારાષ્ટ્રના મોટા ભાગમાં વ્યાપેલ છે, એમ કહેવામાં કાંઈ હરકત નથી. આ દૃષ્ટિએ મરાઠી ભાષા ગુજરાતીને જેટલી નજીક છે, એટલી બીજી કોઈ પણ ભાષા નજીક નથી, એમ કહીશું તો ચાલશે.

મહારાષ્ટ્રીઓમાં દક્ષિણી અને કોંકણી એવા બે વિભાગ પાડીએ. કોંકણી લોકોને ગુજરાતી લોક અને તેમની ભાષા બદલ સહાનુભૂતિ હોય છે. મહારાષ્ટ્રમાં ઘાટની ઉપર અને ઘાટની આસપાસ જે લોકો વસે છે, તેમને હું દક્ષિણી કહું છું. પરન્તુ પશ્ચિમ ભાગમાં રહેનારા લોકોને 'કોંકણી' નામથી ઓળખવામાં આવે છે. અને આ ભાગનો કેટલોક ભાગ ગુજરાતનો જ ભાગ છે એ આપની જાણમાં હશે. આ ભાગમાં મુખ્યત્વે કરીને મરાઠી, ગુજરાતી અને કાનડી એવી ત્રણ ભાષાઓ બોલાય છે પરન્તુ કોંકણ વિભાગમાં સાહિત્યકારોને મરાઠી જેટલું જ ગુજરાતી અને કાનડી ભાષા બદલ અભિમાન હોય છે.

મહારાષ્ટ્રીય સાહિત્યકારોમાં આજકાલ પોતપોતાનામાં વાડાબંધી કરીને રહેવાની વૃત્તિએ ઘર ઘાલ્યું છે. સંકુચિત મનોવૃત્તિથી તેઓ ઘેરાયેલા હોવાથી સાહિત્યને ઘણું નુકસાન થઈ રહ્યું છે. આવા સમયે તરફ ગુજરાતી સાહિત્ય સભા તરફથી આન્તરપ્રાન્તીય સાહિત્ય સંમેલન ભરવાનો આ પ્રયાસ થયો છે, તે સાહિત્યકારોમાં વ્યાપેલી ભેદભાવના અને મત્સર-વૃત્તિ નષ્ટ કરવાની દૃષ્ટિએ ઘણો જ ઉપયુક્ત છે

ગુજરાતી સાહિત્યમાં વિચાર અને આચારનો બરાબર મેળ દેખાય છે. પરન્તુ અમારા મહારાષ્ટ્રમાં તેમ નથી. આચાર અને વિચારનો ઉચ્ચાર કરવામાં મહારાષ્ટ્ર અગ્રેસર હોય છે, પરન્તુ વિચાર પ્રમાણે આચાર—કૃતિ—માં લાવવામાં તે તેટલોજ પછવાડે છે. નવો વિચાર, નવી કલ્પના મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થાય છે, પણ તેને કૃતિમાં આણવાની બાબતમાં તે સર્વની પછવાડે છે.

ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારોમાં સારી રીતે પ્રામાણિકતા જણાય છે, પરન્તુ મહારાષ્ટ્રીઓમાં એમ નથી હાથમાં હાથ મિલાવી કામ કરવાની નીતિ મહારાષ્ટ્રીઓમાં નથી. ગુજરાતીમાં ઉત્તમ પ્રકારનું સાહિત્ય નિર્માણ થાય છે, ગુજરાતીમાં ઉત્તમ સાહિત્યકારો છે, એ વાતની ઘણાખરા મહારાષ્ટ્રીય સાહિત્યકારોને બિલકુલ માહિતી નથી. આવું જો તેમને કહેવામાં આવે, તો તેઓ કહેશે, "શું ગુજરાતી સાહિત્ય છે? કોણ સાહિત્યસેવકો છે?"

લઘુકથા—નવલિકા—લેખક ગુજરાતી સાહિત્યકારોમાં થોડા છે, પરન્તુ તે ઘણીજ સુન્દર લઘુકથાઓ લખે છે. તેમની લઘુકથા—નવલિકામાં 'તંત્ર' ઉત્કૃષ્ટ રીતે રચવામાં આવે છે.

તેમાં સંબોધતા અને વિવિધતા ઘણી હોય છે. મહારાષ્ટ્રીય નવલિકાકારો આજકાલ ખૂબ જ વધી પડયા છે, પરન્તુ તેમાથી સુન્દર નવલિકાલેખકો તો આંગળીને વેઢે ગણાય એટલા જ છે. એ લઘુકથાલેખકો એક જ ઘરેડની લઘુકથાઓ સર્જે છે પ્રસંગની, અનુભવની, ભાવનાની, પાર્શ્વભૂમિની વિવિધતા મહારાષ્ટ્રીય લઘુકથામા બિલકુલ હોતી નથી

કાવ્યવિભાગમાં ગુજરાત મહારાષ્ટ્રની આગળ છે. કેટલાક વર્ષ પૂર્વે સુપ્રસિદ્ધ ગુજરાતી કવિ ‘ કલાપી ’એ ગુજરાતી કાવ્યસાહિત્યમા નવો યુગ શરૂ કર્યો હતો. ગુજરાતી કવિતા-સાહિત્યમા તેણે ઉત્કૃષ્ટ કવિતાઓ લખી છે. પ્રસિદ્ધ મરાઠી સાહિત્યકાર રામગણેશ ગડકરી ઉર્ફે ગોવિન્દાગ્રજની માતૃભાષા ગુજરાતી જ હતી. કલાપીની કવિતાએ તેમની ઉપર ઘણી જ અસર કરી હતી તેમણે પોતાની કવિતાની રચના, લઢણ, કલ્પના વગેરે કલાપીનાં કાવ્યોમાથી જ મોટા પ્રમાણમાં ઊંચકી લીધી હતી આ રીતે તેમની કવિતાઓ તે કાળના લોકોને નવીન લાગી અને ગમી ગઈ. મરાઠી સાહિત્યકારોને ગુજરાતી સાહિત્યનો સંપૂર્ણ અનુભવ અને ઓળખ ન હોવાને કારણે ગડકરીનું આ નવીન વલણ કયાથી આવ્યુ એનો પત્તો હજી સુધી લાગ્યો નથી.

અશ્લીલતાવાદ, નવનીતિવાદ અને કલાવાદ આ ત્રણે વાદોએ મહારાષ્ટ્રસાહિત્યમાં હાલમાં ઘર ઘાલ્યુ છે લગભગ બધા સાહિત્યવિષયક સભાસંમેલનોમાં આ વિષયોનો ઊહાપોહ થાય છે.

મહારાષ્ટ્રમા તરુણ સાહિત્યકારોની પ્રવૃત્તિ આજકાલ સ્વતંત્ર અને નવા વિચાર-વાઙ્મયદ્વારા આગળ આવવાની છે. જે લાગે તે સ્પષ્ટપણે વાઙ્મયદ્વારા જનતા સમક્ષ રજૂ કરવાની તેમને વધુ આકાંક્ષા છે. પરન્તુ જૂની પેઢીના સનાતની સાહિત્યકારોને આ પસંદ નથી. તેથી જૂની પેઢી કોઈ પણ લખાણ પ્રસિદ્ધ થાય તો તેમાં કયાય અશ્લીલતા છે કે, એ પ્રથમ શોધી કાઢશે. અને જો ન હોય તો દ્રાવિડી પ્રાણાયમથી પણ શોધીને તે લેખકોને પાછા પાડશે. કયાંય ટાંણા મારવાનુ મળે છે કે નહિ, એ મરાઠી સનાતની સાહિત્યકારોની પ્રવૃત્તિ આજકાલમાં છે આ પ્રકારની તરુણ સાહિત્યકારોને પછવાડે ખેંચવાની પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યસેવકોમાં નથી

વિશ્વવિદ્યાલયોમાં જુદીજુદી ભાષા શિખવવામાં આવે છે, તેમના અધ્યાપકો અને અધિકારીઓ સર્વ ભાષાનું પરસ્પર સંગઠન થાય અને ભિન્નભિન્ન ભાષાઓનાં સાહિત્ય અને સાહિત્યકારોનો સંબંધ નિકટનો સધાય એવી વ્યવસ્થા કરે, તો હિન્દના બધા પ્રાન્તોની ભાષા અને સાહિત્ય વચ્ચેનો ભેદભાવ નષ્ટ થતાં સામુદાયિક પ્રગતિ સાધવામાં ઘણી જ સફળતા મળે*

## (૨). રશિયા

### પૂર્વ પશ્ચિમની તુલના કરી વર્તે છે

**દોઢસો** કે તેથી વધારે વર્ષોથી રશિયા પૂર્વ પશ્ચિમ વચ્ચે ઝોલાં ખાઈ રહ્યુ છે, એવી રાજનૈતિક માન્યતા બધાઈ છે મહાન કેથેરીનના વખતમાં તેનુ લક્ષ્ય પૂર્વમાં

* તરુણ ગુજરાતી સાહિત્ય સભાના વાર્ષિક ઉત્સવ પ્રસંગે શ્રી વરેરકરે આપેલ વ્યાખ્યાનનો સાર.

કોન્સ્ટેન્ટીનોપલ તરફ હતુ પછી તેની નજર એશિયાના વધારે ઊંડાણમા ઇરાન, મધ્ય એશિયા, અફઘાનિસ્તાન ને છેવટે ચીન ઉપર પડી એ નીતિને પહેલો પ્રહાર ઇસ્વી સન ૧૯૦૪–૫મા રશિયા ને જાપાન વચ્ચેના યુદ્ધમા ઝીલવો પડ્યો એટલે પછી એ નજર પશ્ચિમ તરફ વળી ને ઓસ્ટ્રિયા હંગરીની વિરુદ્ધ સર્બિયાને પાનસ્લેવિક ટેકો આપતા તે અત્યાર આની છેલ્લા જગયુદ્ધનુ એ અગત્યનુ કારણ હતુ એટલાર ફરીથી લશ્કરી પરાજયે પૂરી કરી એટલે ધારણા મુજબ રશિયાએ ફરી પૂર્વ તરફ ઝૂલો ખાધો ને પાશ્ચિમાત્યો ધારે છે તે કરતા તેમા તેને વધારે સફલતા મળી માત્ર ફ્રેંચ લેખક માલરો જ એ સત્ય પારખી શક્યો ઇસ્વી સન ૧૯૨૬–૨૭મા થયેલા ક્રાતિકારી ચીનના વિજયનુ રહસ્ય તે સમજ્યો રાષ્ટ્રીય ચીની હિલચાલ ને બોલ્શેવિઝમમા કાંઈ જ અતર રહ્યુ નહોતુ ‘અસમાન સધિ’ઓમાથી ચીનને સદતર મુક્તિ અપાવવાનુ તેનુ લક્ષ્ય હતુ ‘પાશ્ચિમાત્ય વિદેશી ભૂતો’ને નાબૂદ કરવાની તેમની ધારણા હતી

ચીન સોવિયેટ સંબધ બધાતા એ બાબતનો સ્પષ્ટ ફેંસલો થયો સાત વર્ષ પહેલા વોરસોએ શીખવેલો પાઠ રશિયાએ ચિનાઈ પ્રકરણમા અમલમા મૂક્યો વિસ્તાર વધારવા ખુલ્લી રીતે કૂદી પડવુ એ મૂર્ખાઈ હતી, એટલુ જ નહિ પણ તેમા જોખમ હતુ, એમ તેને સમજાયુ આ રાજકીય તત્ત્વ અગીકાર કર્યા પછી ટ્રોટસ્કીનુ પતન અકસ્માત નહિ જ લેખાય વિદેશી રાજનીતિમા એ ખુલ્લી ક્રાતિકારી ચળવળ ઉઠાવવાના મતનો હતો. પણ રશિયાએ પોતાની પ્રથમ પચવર્ષીય યોજના અમલમા મૂકી ને પોતાની જ જમીન ખેડી ખાવાનુ દુરસ્ત ધાર્યું પૂર્વ કે પશ્ચિમમા પગલા માડવાના વિચારો તાત્કાલિક મોકૂફ રાખ્યા ટ્રોટસ્કી જે ન જોઈ શક્યો તે સ્ટેલીન સમજ્યો સોવિયેટ રાજ્ય હજી ઊગતુ હતું વિદેશી સાહસો ખેડવા માટે હજી તેનામા કચાશ હતી એના પોતાના હાડકા મજબૂત થવાની જરૂર હતી એની નવી આર્થિક નાણાવિષયક ને સામાજિક પ્રવૃત્તિઓ પાકી થવાની જરૂર હતી

એટલે ઇસ્વી સન ૧૯૨૭ થી ૧૯૩૪ સુધીનો સમય સોવિયેટ વિદેશી રાજનીતિમા એકદરે શાતિનો હતો અગર તો વધારે સ્પષ્ટતાથી કહીએ તો એની ખુલ્લી ક્રાતિકારી નીતિને બદલે બીજા મૂડીદાર રાજ્યો અખત્યાર કરે છે તેનાથી ઝાઝા ભેદવિનાની રાજ નૈતિક અને આર્થિક રીતિથી સોવિયેટ અસર વધારવાના ધીમે પણ સચોટ રીતે પ્રયત્નો શરૂ થયા. આ ગાળામા રશિયામા પણ અનેક મુશ્કેલીઓ હતી, તે પણ ભૂલવુ જોઈતું નથી પછાત ને અવિકસિત પ્રદેશને ઉદ્યોગી બનાવવામા, અભૂતપૂર્વ મૂડી રોકવામા અને એટલા જ પછાત તેમજ જરાક સ્થિતિસ્થાપક ખેડૂતવર્ગને એકોકસમે સમાજવાદી બનાવવામા ભારે જહેમત ઉઠાવવાની હતી એટલે પ્રથમ તો સોવિયેટની પરદેશનીતિ સ્વસરક્ષણની દૃષ્ટિએ ઘડાતી વિસ્તાર વધારવાની વાત બાજુએ મુકાઈ હતી છતાય એની ઝૂલા ખાવાની ટેવ તો ચાલુ જ રહી. ઇસ્વી સન ૧૯૨૭મા ચીનમા પાછા પડ્યા પછી રશિયાએ ફરી પશ્ચિમ તરફ ઝૂલો ખાધો. હિટલર સત્તા પર આવવાથી આ વલણ ખાસ વધ્યુ જોકે રાષ્ટ્રસઘમા સોવિયેટ સરકાર જોડાઈ, ફ્રાન્સને ઝેકોસ્લોવાકિયા સાથે ખાસ કરારો કર્યા. એ રીતે પણ રશિયાએ જર્મનીના આક્રમણ સામે જરૂરી તૈયારીઓ કરી જ લીધી છે ને પૂર્વ કરતા પશ્ચિમમા તે વધુ ધ્યાન આપી રહ્યુ છે તેની પ્રતીતિ કરાવી છે.

આ આખાય ગાળામાં સોવિયેટ પોતાની લશ્કરી નિર્બળતાથી વાકેફ હતુ. રશિયાના નસીબે જ ઇસ્વી સન ૧૯૩૨–૩૩મા સોવિયેટ જાપાનીઝ સંબધ ઉગ્ર થવાની પળ જાપાન સાથે મળી ને તે પણ જર્મની રશિયા પર હુમલો કરવા તૈયાર થાય તે પહેલા આવી. ઈસ્વી સન ૧૯૩૫ સુધીમા તો સોવિયેટ સંરક્ષણનુ પૂર્વ પશ્ચિમનુ તંત્ર એટલુ તો બધું મજબૂત થઈ ચૂક્યુ છે કે ઇસ્વી સન ૧૯૨૧ પછી પહેલી જ વાર સોવિયેટ સરકારને યુદ્ધના ભણકારા વાગી રહ્યા છે સામાન્ય વિગ્રહનો ભય વધી પડયો છે તે તેમની ધ્યાનબહાર નથી. છતાંય રશિયા પર આક્રમણ થાય તો શુ પરિણામ આવે તેની બીક તો ભાગી છે જ. હજી પણ સોવિયેટ દૃષ્ટિબિંદુ પશ્ચિમ પર જ ઠરેલુ છે એમ ન માનીએ તો ખોટું છે, છતાં યુરોપ સાથે બાથ ભીડવા રશિયા મજબૂત બન્યુ છે એ પણ એટલું જ સાચુ છે ને ભવિષ્યમાં પણ એ મજબૂતાઈ મચોટ કરવાનું જ ચાલુ રાખશે એમા કાંઈ શકા નથી બાકી, ચાલુ બનાવો એમને વધારે સતેજ બનાવે તો કાંઈ કહેવાય નહિ. રશિયાની આ મજબૂતાઈ ને લશ્કરી રાજકીય ને આર્થિક પ્રગતિએ પૂર્વના દેશો તરફના સોવિયેટ વલણમા દેખીતો ફેર પડયો જ છે.

પૂર્વ તરફની પ્રગતિ ચાલુ થઈ છે એમ સ્પષ્ટ ન કરીએ તોપણ એટલુ તો આપણે કહી જ શકીએ કે મોસ્કોને હવે ચીનની પીછેહઠ ખૂંચે છે ને એ દિવસો હવે પૂરા થઈ ગયા છે એમ તે માને છે: ને જાપાન સાથે કામ લેવામા હવે પ્રથમના જેવી સાવચેતી વાપરવાની ઝાઝી જરૂર રહી નથી. એટલે ક્રેમલીનની ધારણા મુજબ ચીનના છેક પશ્ચિમના છેડાનો રસાળ પ્રદેશ સીનકિયાંગ કુદરતી રીતે જાતીય ભેદભાવથી અસલ ચીનથી છૂટો જ પડી ગયેલો છે તે સોવિયેટની આર્થિક ઘૂસણપદ્ધીને લલચાવનારો પ્રદેશ છે ને તુર્કી ને ઇરાનમાં પણ સોવિયેટ ઉદ્યોગોને તે દ્વારા માથુ મારવામાં ગજ ખાય તેમ છે ટૂંકામા રશિયાની પૌર્વાત્ય વિદેશી રાજનીતિ સ્થિતિસ્થાપકતા મૂકી હવે આગળ વધી રહી છે.

## સોવિયેટ જાપાનીઝ સંબધ

છતાંય રશિયા ને જાપાન સાથે હજી સંબધ જળવાઈ રહ્યો છે. પોતાની જમીનના એક પણ ઇંચનો આક્રમણથી બચાવ કરવા સોવિયેટ હથિયાર પકડશે એવી સ્ટેલીનની જાહેર ઘોષણા છતાં રશિયાની જાણીતી શાંતિપ્રિયતા હજી અગત્યનો ભાગ ભજવે છે. મંચુકુઓ અને કોરિયાની સરહદમા સોવિયેટ એક જબરદસ્ત લશ્કરી થાણુ ને અર્વાચીન હવાઈ કાફલો નભાવે છે તે પણ એટલુ જ સાચુ છે, છતાં ચિનાઈ પૂર્વ રેલવે પાણીના ભાવે જવા દીધી, એ બીના જ જાપાન ચિનાઈ પ્રદેશમા ઘૂમશે ત્યાં સુધી ઉત્તર ચીનની જાપાનીઝ મહત્ત્વાકાંક્ષાઓની આડે રશિયા આવશે નહિ એ વીગત સ્પષ્ટતાથી પુરવાર કરે છે. એ રેલમાર્ગનું વેચાણ ને ત્યાં કામ કરનાર સોવિયેટ પ્રજાને પાછી બોલાવી લેવાનું પગલુ જ રશિયા જાપાનની મંચુરિયન મહત્ત્વાકાંક્ષાના હરીફ તરીકે ઊભું રહેવા માગતું નથી તે ખુલ્લુ દર્શાવે છે, એટલુ જ નહિ પણ જાપાન કે તેના રમકડા મચુરિયા સાથે વાતાવરણ ગરમ થાય એવા પ્રસગો ટાળવાને રશિયા અત્યત આતુર દેખાય છે. જાપાનીઝ છાપાં ને મચ્છીની વેપારી મડળીઓ કબૂલ કરે છે તે મુજબ મચ્છીના વેપાર બાબતમાં પણ ગયા વર્ષમાં ખાસ મતભેદો પડયા નથી, જોકે સામાન્ય રીતે તો રશિયા ને જાપાન

વચ્ચે મચ્છીનો વેપાર તો રોજનો બળતો પ્રશ્ન થઈ રહેલો છે. ટૂંકામા બેત્રણ વર્ષ પહેલાનું ગરમ વાતાવરણ અત્યારે તો નરમ પડી ગયેલુ જણાય છે

જાપાનમાં સંખ્યાબલમાં નાનું પણ વગવસીલામા મજબૂત એવુ એક એવું જૂથ છે કે જે ઉત્તર ચીનમા જાપાનની 'શાંતિપ્રચારક પ્રગતિ' (મંચુરિયાની લશ્કરી વસાહત સુધ્ધાંત) રશિયાની લશ્કરી ને હવાઈ સામગ્રી જ્યાં સુધી મચુકુઓના ઉત્તરના પ્રદેશમાં અર્ધચંદ્રાકારે પથરાઈ રહી છે ત્યા સુધી સલામત નથી એવું માને છે. વળી મોંગોલિયાના અંદરના વિભાગને સરક્ષણ આપવાની નીતિ જાપાન નિશ્ચયાત્મક રીતે જાહેર કરે છે તે પણ આ બીનાને ટેકો આપે છે, કારણ કે મચુકુઓના જેવો જ દરજ્જો તેને મળતાં સોવિયેટથી રક્ષાયલા બાહ્ય મોંગોલિયા સાથે તકરાર ઊભી થવાની જ મોંગોલિયાના આંતરિક તેમજ બાહ્ય વિભાગની સ્પષ્ટ સરહદ નક્કી થયેલી જ નથી. એટલે આવી મુશ્કેલી ઊભી થવાનો પાકો સભવ છે જ. પણ બાહ્ય મોંગોલિયાની સરકારે સોવિયેટ સલાહને અનુસરીને જાપાનીઝ મચુકુઓની ભેગા પ્રતિનિધિમંડળથી સરહદ નક્કી કરવાનું કબૂલ કર્યું છે. એ મંડળે મચુલીમાં કેટલાક માસ ગાળ્યા પણ છે, છતાં કાંઈ જ જાણવાજેવુ પરિણામ આવ્યું નથી. આ બધી ધારણાઓ કદાચ ખોટી ઠરે, છતા બે વાત નક્કી કહી જ શકાય' વાણી ને કરણીથી સ્પષ્ટ થયેલી સોવિયેટ શાંતિપ્રિયતામાં જાપાનને શ્રદ્ધા છે, એટલે એની ધારણામાં સોવિયેટ નજીકના ભવિષ્યમા આડે આવશે એવી એને શકા નથી. જાપાન ચીન સાથે એવુ ગુંચવાયેલું છે કે રશિયા સાથે વિખવાદ કરે જ નહિ. જાપાનીઝ વસાહતનાં પહેલાં બેત્રણ વર્ષના ગાળામા જાપાને પોતાની પ્રવૃત્તિ ઉત્તર તરફ વધારી હોત ને બળજબરાઈથી રશિયન પ્રાતો હાથ કર્યા હોત કારણકે તે વખતે રશિયા આજના કરતાં વધારે નિર્બળ હતુ, પણ ઊલટુ તેણે દક્ષિણનો ને પશ્ચિમનો માર્ગ ગ્રહણ કર્યો છે. જેહોર, અહાલ ને જગવિખ્યાત ચિનાઈ દીવાલની અગ્નિકોણની ધારે દલાઈ નોર અને આતર મોંગોલિયાના પ્રદેશમા પોતાની સત્તા વધારતુ ગયુ છે. આથી ઉત્તર ચીનમાં જાપાનની સત્તા મજબૂત થઈ છે. પાઇપીંગ અને ટીનસીનમા જાપાનીઝ થાણાં નંખાયા છે.

**ચીન જાપાનનો સંબંધ**

ગઈ સદીમાં તુર્કી 'યુરોપના બીમાર મનુષ્ય'ની દશા ભોગવતુઃ યુરોપી રાજ્યો તેના નામે ચૂથણા ચૂંથતા ને તે સલામત રહી જતુ. 'એશિયાના બીમાર મનુષ્ય' ચીનની લગભગ એવી જ દશા છે. તુર્કી સ્વાતત્ર્યને ભયમાં મૂકનાર રશિયા સામે તુર્કી હમેશા એના કાયમના હરીફ ગ્રેટબ્રિટનને ધરતા અને ઓગણીસમી સદીના અંતમા જર્મનોને આગળ કરતા. ચિનાઈ સ્વાતંત્ર્યને સચોટ ટેકો આપવા હજી રશિયા તૈયાર નથી. જર્મની, ફ્રાન્સ ને ઈટલી પોતપોતાની મુશ્કેલીઓમાં પડયા છે. ગ્રેટબ્રિટન ઉપર ચીને એકવાર સહાયની આશા રાખી હતી. શાગહાઈને યાન્ત્સેનાં બ્રિટિશ હિતો સાચવવા એ આશા વધારેપડતી પણ નહોતી. તીનસીન ને પાઈપીંગની વાત જુદી, પણ બ્રિટન હમણાં પૂર્વ ભૂમધ્ય ને રાતા સમુદ્રમાં ગુંચવાયું છે. પૂર્વમાંનાં દૂરના સાગરોમાંથી તે પોતાના નૌકાસૈન્યને પાછું બોલાવી રહ્યુ છે. જાપાને એબીસિનિયા સાથે રાજકીય પ્રતિનિધિઓની આપલે કરી એ કાંઈ અકસ્માત નથી. જાપાનીઝ પ્રતિનિધિમંડળ ને જાપાનીઝ દારૂગોળો એડીસઅબાબા પહોંચી રહ્યો છે એ બીનામાં પણ તથ્યાંશ નથી એમ નહિ. આમા પૌર્વાત્ય પ્રકરણના ઝાઝા પૃથક્કરણની

પણ જરૂર પડે તેમ નથી. ઈટલી એબિસિનિયા પ્રત્યેની બ્રિટિશ રાજનીતિને નૈતિક ને પછી વ્યાવહારિક જેટલો ટેકો જાપાન આપશે ને ચીનમાંનાં બ્રિટિશ હિતો સાચવવાનું વચન આપશે, તેટલો છૂટો હાથ તે તેની ચિનાઈ મહત્ત્વાકાંક્ષા પૂરી કરવામાં બ્રિટન તરફથી મેળવી શકશે. મોસ્કો સત્ય કહે છે કે બ્રિટન સાથીદારો વધારવાની પુરાણી રમત જ રમ્યા કરે છે. ભવિષ્યના વિગ્રહમાં એને મિત્રરાજ્યોની ઝાઝી જરૂર નથી એ તો મહકાર સાધી એમને સંતોષવા માગે છે.

હવે યુનાઇટેડ સ્ટેટ્સની વાત રહી ચીનમાં ખુલ્લા વેપારની એકવાર હિમાયત કરનાર એ વીર તરફથી હવે ચીનને ઠંડુ સાંત્વન જ મળે તેમ છે આજે યુનાઇટેડ સ્ટેટ્સ પોતાનાં બે સાગરોની વચ્ચે સલામત છે. અત્યારે તે તટસ્થનીતિ જ અખત્યાર કરી રહ્યું છે. દૂરની ધમપછાડા કરતી વિદેશી સત્તાઓમાં વચ્ચે પડવા કરતાં રશિયા કરતાં પણ વધારે શાંતિપ્રિયતાને તે વધાવી રહ્યું છે. ધર્મપ્રચારકો કે રાગફેલો ટેકો મેળવી અત્યારસુધી ચીન અમેરિકાની સહાનુભૂતિ ને સહાયની શ્રદ્ધા પામી શકતુ હવે તો એ દિશામાં પણ આશા નથી.

એટલે હવે ચીનને પોતાના જ પગ ઉપર ઊભા રહેવાનો વખત આવ્યો છે. ચીની પ્રજાને આત્મનિર્ણય કર્યા વિના છૂટકો નથી. જાપાનની સામે થવુ કે નહિ, અને થવુ તો કેવી રીતે થવું, તે ચીને પોતે જ નક્કી કરવાનુ છે. આમ ચિયાંગ કાઈ શેકની હિલચાલ રસિક થઈ પડી છે. એ ચિનાઈ સેનાપતિ આ પરિસ્થિતિથી સંપૂર્ણ વાકેફગાર છે. જાપાનીઝ સૈન્યની સામે થવું અશક્ય નથી પણ મુશ્કેલ તો છે જ એ તે ઘણી જ સારી રીતે સમજે છે. એથી જ મહિનાઓ સુધી તેણે જાતે સેનાનાયક બની ચીનના દક્ષિણના પ્રાંતોમાં સમાજવાદીઓ સામે જંગ મચાવી આંખઆડા કાન કર્યા છે. કદાચ શાહુંગમાં જાપાન નવી જ પ્રગતિશીલ હિલચાલ શરૂ કરે એવા ભણકારા વાગી રહ્યા છે. કદાચ શાંગહાઈ પણ એ પ્રવૃત્તિઓનું કેન્દ્ર બને. કદાચ બન્ને સ્થળે એકીસાથે ચળવળ ઊપડે જાપાન શાંગહાઈ કબજે કરવા ધારે છે. પરદેશી પ્રજાને વર્તમાનપત્રોએ આ વાત ભયજનક રીતે વધારી વિરોધના સૂર સંભળાવ્યા છે એટલે ચિયાંગ કાઈ શેકે જાપાનને નમતું આપવું કે નહિ તેનો જલદી નિર્ણય કરી નાખવો પડશે. જો એ નમતુ આપે તો એનુ સર્વાંશે પતન થાય એમાં શક નથી. બીજી નજરે કઈ રીતે જાપાનની સામે થવુ તેનો નિર્ણય પણ મુશ્કેલ છે. જાપાનના બહિષ્કારની ચળવળ ફરી ઉપાડવામાં આવે, આખું રાષ્ટ્ર એક-સામટો સત્યાગ્રહ આદરે તો તેનું અસરકારક પરિણામ આવે કે ન આવે, પણ જાપાન કદાચ ધાર્યા કરતા વધારે જલદ પગલાં લે એટલુ તો નક્કી જ છે. ચિનાઈ સરદાર પોતાની બાધી મૂડી ખુલ્લી ન થઈ જાય તે માટે વચલો રસ્તો કાઢવા મહેનત તો કરશે જ; પણ પોતાના પક્ષનાં રાષ્ટ્રીય અને ઉદ્દામ તત્ત્વોને અને ખાસ કરીને જાપાનીઝ ધૂંસરી ગળે ભેરવવી તે કરતા મૃત્યુ ને વિનાશ સારા એમ દલીલ કરનાર જુવા-નિયાઓને કાબૂમાં રાખવાનું મુશ્કેલ પડશે ચિયાંગ કાઈ શેકે સમાજવાદીઓ સામે હાથ ઉગામ્યો તેથી આ વલણ મજબૂત બનવા પામ્યુ હતુ સમાજવાદીઓ હારે કે નબળા પડે તો આડકતરી રીતે કુઓમીંટાંગમા ઉદ્દામવાદીઓનુ જોર વધે તેમ છે, કારણ કે સમાજવાદીઓ સ્પષ્ટ રીતે જાપાનના કટ્ટા વિરોધી છે.

આ લડાયક પ્રવૃત્તિના હેવાલો હંમેશની પેઠે પરસ્પરવિરોધી ને ગૂંચવણિયા આવે છે. છતાં એક વાત નક્કી છે કે લાલ પક્ષ ચોક્કસ પરાજય નહિ પામ્યો હોય તો તેણે પીછેહઠ તો કરી જ છેઃ પશ્ચિમમાં ઘણા માર્ગો તેઓ પાછા પડ્યા છે તે વાત ચોક્કસ છે. આમાં જરા ઊંડા ઊતરવાનું અગત્યનું છે. જો તેઓને પશ્ચિમ તરફ હાંકી કાઢવામાં આવ્યા હોય તો ચિયાંગ કી શેકને વિજય મળેલો હોવો જોઈએ, અને તેઓ જેમજેમ કેન્દ્રથી દૂર જતા જાય તેમતેમ તેને લાભ છે. સમાજવાદીઓ ઝેકવાન તરફ પશ્ચિમમાં પોતાની જાતે પણ પાછા હટ્યા હોય અને ચિયાંગ કી શેક એ બીનાને પોતાના વિજયો લેખતો હોય તે માત્ર નામની જ આગેકૂચ હોય ને તે સમાજવાદીઓની જાળમાં ફસાતો જતો હોય ટૂંકામાં જુદાંજુદાં સમાજવાદી મંડળોની એ લાંબી ગૂંચવણભરી બાજી જ છે. બંગછોકરા, પ્રજા, લશ્કર બધા જ પોતપોતાનાં ફુકેઈન, હુનાન, હુપી વગેરે પશ્ચિમનાં મથકોમાંથી ધમાધમ કરી રહ્યા છે. તેથી જ ચિયાંગ કી શેકને અગ્નિકોણના મધ્ય પ્રાંતોમાંથી સમાજવાદીઓને સાફ કરવામાં આવ્યા છે એવી બડાઈ મારવાની તક મળે છે ને ત્યાં સલાહશાંતિ પ્રસરી છે એમ તે કહી શકે છે. બીજી બાજુ, સંખ્યાબલમાં વધારે હોવાથી ને કેટલેક સ્થળે કવાયતી ને શસ્ત્રસરંજામસજ્જિત હોવાથી લાલ લશ્કર વાયવ્યમાં ઝેકવાન સુધી ધસી જવામાં સફલ થયું છે, ને પાડોશના કન્ઝુના પ્રાંતમાં ને વધારે વાયવ્યમાં ઘૂસવા મથી રહ્યું છે. પરસ્પરવિરોધી હેવાલો મળે છે એટલે લાલ લશ્કર હાલ ચોક્કસ રીતે ક્યાં છે તે કહેવું મુશ્કેલ છે. એમની હિલચાલ ચાલબાજી છે કે તેઓ ખરેખર પાછા હઠે છે તે નક્કી કહી શકાય તેમ નથી. પણ એ ચાલબાજી છે એમ માનવાને વધારે કારણો છે કારણ કે ચિયાંગ કી શેકની હિલચાલથી તેઓ ઘણે દૂર છે એ તો સ્પષ્ટ જ છે. એટલે હવે જાપાન વિષે નિર્ણય કરવાનું તેને બિલકુલ કારણ રહેતું નથી.

પણ હવે જાપાન શું પગલું લેશે તે ઉપર ઘણો આધાર રાખે છે. ચીનના દેશીઓ અને વિદેશીઓના મત પ્રમાણે જાપાન પગલાં લીધા વિના રહેશે જ નહિ એમ લાગે છે. પરંતુ નાણાંવિષયક, આર્થિક ને રાજનૈતિક પગલાં તથા લશ્કરી હિલચાલમાં દેખીતો તફાવત નજરે ચડે છે. જાપાનનું લશ્કર ચીનનો વધારે ને વધારે પ્રદેશ કબજે કરતું જાય છે. શાંટુંગ ને કુકેઈનનાં કિનારાનાં શહેરો પર તેનો ડોળો ઠર્યો હોય તેમ જણાય છે. એ માટે બહાનું શોધતાં વાર લાગે તેમ નથી કેટલાક તો એમ પણ માની રહ્યા છે કે નજીકના ભવિષ્યમાં જ નવાજૂની થશે પણ જાપાન કદાચ ચિયાંગ કી શેકને પરાણે એ માર્ગે વાળે એવો સંભવ થોડો છે. ઘણુંખરું તે આર્થિક, રાજનૈતિક ને નાણાંવિષયક બાબતોમાં જાપાનનું સર્વોપરિપણું જાતે જ સ્વીકારે એવો રસ્તો ઉતારશે. પરંતુ જાપાન એકલેહાથે ચીનમાં ચૂમબુનીતિ ચલાવી શકે એટલાં તેની પાસે નાણાં ફાજલ નથી. વળી શાંગહાઈના ચાલાક નાણાશાસ્ત્રીઓ નાછૂટકે જ મદદ આપશે તેની પણ તેને ખાતરી છે આમ જાપાનની દશા પણ ત્રિશંકુ જેવી છે. લશ્કરી જોહુકમીથી ચીનમાં અંધાધૂંધી પ્રવર્તે અગર તો ત્યાંથી પ્રજા અત્યંત નિરાશાથી બહિષ્કાર કે વિરોધ ઉઠાવે, છતાંય જાપાનને પોતાનું ધ્યેય પૂરું પાડવાનું લશ્કરી બળ વાપર્યા વિના બની શકે તેમ નથી પશ્ચિમની ગૂંચવણો ને અમેરિકાની તટસ્થતાથી પોતાને જે તક મળી છે તેનો જાપાન પૂરેપૂરો લાભ ઉઠાવવા માગે છે એ વાત તો ચોક્કસ જ છે. ચીન પર કાબૂ મેળવવાની એ મહત્ત્વાકાંક્ષા સેવે છે જ.

## ચીન સોવિયેટ સંબંધ

' સમાજવાદી પ્રદેશો ને સમાજવાદી લશ્કરનું અસ્તિત્વ ઘડીભર એમ મનાવે કે નાનકીંગની સરકાર અને રશિયા વચ્ચે મજબૂત આડખીલી ઊભી કરે. ઇસ્વી સન ૧૯૩૫ના ઉનાળામાં ચિયાંગ કે શેકની નીતિનું લક્ષ્યબિંદુ લાલ લશ્કરને દબાવી દેવાનુ હતું એમ ઉપરછલ્લુ લાગે અને તેથી ચીનના સમાજવાદીઓ તરફ ચોક્કસ પક્ષપાત ધરાવતી રશિયન સરકાર એની કટ્ટર શત્રુ હોવાનુ સમજે. પરતુ પરદેશીઓએ ચીનમાં કે રશિયામાં નજર કરતા પહેલાં એક વાત ખાસ લક્ષમા રાખવાની જરૂર છે કે ઉપરછલ્લી દેખાતી વીગતો બહુ માનવા જેવી નથી પૌર્વાત્ય રાજનીતિ ઘણી જ ગૂચવણભરેલી છે. ઉપર દેખાતી બીનાઓથી સાવ વિરોધી છૂપી સંધિઓ થાય છે એ બીના તો ચીનના ઇતિહાસ જેટલી જૂની છે. ચિનાઈ સમાજવાદીઓ પશ્ચિમ તરફ વળ્યા એ ચિયાંગ કે શેક ને મોસ્કોને દિઙ્મૂઢ કરી મૂકે એવી બીના છે એમા સશય નથી. એની લશ્કરી હિલચાલમાં જ એ આશ્ચર્ય દષ્ટિગોચર થાય છે સમાજવાદીઓએ પોતાની હિલચાલનુ મથક પશ્ચિમમાં ખસેડ્યું છે એ વાત જો સાચી હોય તો નાનકીંગ ને મોસ્કો બન્નેને આનંદ પામવાનુ છે એથી બન્ને દેશો વચ્ચેની મુખ્ય આડખીલી દૂર થશે, કારણ કે નાનકીંગ એમ ચોક્કસ સમજે છે કે પશ્ચિમના પ્રાતો પર એનો દાબ માત્ર નામનો જ છે

સીનકિયાગના રણનો લાંબો ને ભયકર માર્ગ લેવાનુ ચિનાઈ સમાજવાદીઓ જોખમ વહોરવા માગે છે એમ કહી શકાય તેમ નથી. પણ ચીનમા બધું જ બની શકે છે એ અશક્ય જણાતો માર્ગ અનેક લશ્કરો ખૂદી વળ્યા છે એટલે આ પ્રયત્ન પહેલો હોય તેમ પણ નથી. એવા જોખમી કાર્યમા જો સફલતા મળે તો લાલ સૈન્ય ફળદ્રૂપ, સમભાવી ને સલામત પ્રદેશમા પહોચી જાય એમાં શક નથી ગજબ અતરો કાપ્યાં હોય તો એ હિલચાલ મફત ઉપાડી છે ને માત્ર લશ્કરી દબાણનુ જ પરિણામ છે એવુ કલ્પવું પણ કઠિન પડે.

શીમ્બુન રેંગોની જાપાની અર્ધસત્તાવાર વાદીએ સીનકિયાગમા ઉરૂમ્ચીમા રાજધાની સ્થાપી સોવિયેટ સરકાર ચાલુ કરવામા આવી છે એવો હેવાલ બહાર પડેલો તે ખોટો હોવાનુ હમણા જ રશિયાએ જાહેર કર્યું છે ઉરૂમ્ચી સીનકિયાંગ પ્રાંતનું મુખ્ય શહેર પ્રથમથી છે જ સોવિયેટ નકાર નિશ્ચયાત્મક મનાવા માટે સહજ વધારે કપરો હતો છતાં જાપાની હેવાલ, ' એક સોવિયેટ સરકાર સ્થાપવામા આવી છે ને તેણે સીનકિયાગને રશિયા સાથે જોડી દેવા માગણી કરી છે ' તે, પણ અસત્ય છે. વધારેમાં વધારે જો કાંઇ પણ સંભવ હોય તે સીનકિયાગમા પ્રજાતંત્ર સ્થપાય ને તે બાહ્ય મોગોલિયાના પ્રજાતંત્ર જેવું હોય એટલે અર્ધ સોવિયેટ પ્રકારનુ જ—રશિયાના એક ભાગ તરીકે તો નહિ જ. રશિયા સાથે એ મિત્રાચારી ધરાવે ને તેની તરફ રક્ષણ માટે મીટ માંડી રહે એ સ્વાભાવિક છે. વર્તમાન સ્થિતિમા તો જાપાની હેવાલ અધકચરો ને વિઘાતક છે એમ માનવાને કારણ છે જાપાનને ન ગમે એવા પ્રસંગનો જાપાની ભણકાર એમા કર્ણપથે પડે છે આ હેવાલ-દ્વારા બને તો એ પ્રસંગને તેઓ દૂર રાખવા મથે છે

પરતુ છેલ્લા થોડાક વર્ષોમાં ચિનાઈ તુર્કસ્થાનમા રશિયાનુ જોર વધ્યું છે એ વાત નક્કી છે ઇસ્વી સન ૧૯૩૦ સુધી મર્જિયાપોલ ને કઝાકસ્તાન સુધી નિયમિત મોટર વ્યવહાર ચાલુ હતો ને તે છેક ઉત્તર સીનકિયાંગમા ચુગુએક શહેર સુધી લબાયો હતો. સોવિયેટ ને ચિનાઈ સરહદ વચ્ચેના આ વ્યવહારમા માત્ર અડતાળીસ કલાક લાગતા. વળી ચુગુઆક ને ઉરૂમ્ચી વચ્ચે પણ એવો વ્યવહારી સબધ બધાયો હતો અત્યાર ઉરૂમ્ચીના

હાકિમને પાઈપીંગ જવા વિચાર થયો ત્યારે ગોબીના રણનો ભયંકર માર્ગ લેવાને બદલે સર્જિયોપોલ થઈ, વેરનેદ્દાગ સેમીપાલટીન્સ્ક અને પાઈપીંગનો માર્ગ તેણે પસંદ કર્યો. સર્જિયોપોલ આવી તેણે રશિયન પત્રકારોને જાહેર કર્યું કે ઉરુમ્ચીથી પાઈપીંગ સોવિયેટ પ્રદેશમાં થઈ પહોંચવા બે અઠવાડિયાંથી વધુ લાગતાં નથી ને રસ્તો તદ્દન સલામત છે ગોબીના રણનો રસ્તો લેતાં ૭ અઠવાડિયાં થાય છે ને ઓછામાં ઓછા બસો અંગરક્ષકોને સાથે રાખવા પડે છે ઇસ્વી સન ૧૯૩૦થી સોવિયેટ સરકારે પ્રસિદ્ધિ પામ્યા વગર રસ્તા બાંધ્યા છે. દક્ષિણ કઝાકસ્થાનની મધ્યમાંથી મધ્ય સીનકિયાંગ જવાય છે ને ત્યાંથી સીધા કાશગર પહોંચાય છે

ઇસ્વી સન ૧૯૩૨ની શરૂઆતથી ૧૯૩૪ની પાનખર સુધીમાં સીનકિયાંગમાં આંતરવિગ્રહ ને અંધાધૂંધી પ્રવર્તી રહી હતી. પરિણામે નાનકીંગ સરકારે જેની સરમુખત્યારી નક્કી હતી અને રશિયાને જેની સાથે મિત્રાચારી નહોતી તે પક્ષની જીત થઈ. જાપાની અને ચિનાઈ સરકારના વિરોધી દેખાવો બહાર પડ્યા છતાં સોવિયેટે છૂપી કે જાહેર રીતે સીનકિયાંગની ચળવળને ટેકો આપ્યો નહોતો. કદાચ પહેલાંના લગભગ પંદરસો માણસોનું રશિયન લશ્કર સોવિયેટ સરકારની વિરુદ્ધ ગયું હશે, કારણ કે તેઓ બાલ્ટ મોંગોલિયાના ઉન્ગર્ન સ્ટેર્નબર્ગના જૂના લશ્કરીઓ હશે બીજી વિશ્વાસપાત્ર બાતમી અનુસાર આ લશ્કરના કેટલાક અમલદારોને ચિનાઈ હાકિમના અંગરક્ષક તરીકે કામ કરવાથી કેટલુંક દ્રવ્ય ને સલામત વિદાય આપવામાં આવી હશે ને તેથી બાકીના લશ્કરે સોવિયેટ વિરોધી સત્તાને ટેકો આપવા પોકાર ઉઠાવ્યો હશે હજારોના બીજા ચિનાઈ લશ્કરે પણ આવી જ બળતી વાત કરી હશે એ સેનાનીઓએ ઇસ્વી સન ૧૯૩૧–૩૨ના શિયાળામાં મંચુરિયામાં જાપાન વિરુદ્ધ સેનાપતિ મામાએ દાખવેલા વિરોધમાં મદદ આપી હતી ને તાબે થવાને બદલે તેઓ પીછેહઠ કરી સોવિયેટ પ્રદેશમાં વિખરાઈ ગયા હતા ત્યાંથી કેટલાક સમય બાદ તેઓ સર્જિયોપોલ થઈ સીનકિયાંગ પહોંચી શક્યા હતા ગમે તેમ હોય પણ સોવિયેટની આર્થિક ને સાંસ્કૃતિક અસર વૃદ્ધિ પામે છે એ વાત નક્કી છે. કાશગરમાં ઘણાં વર્ષોથી બ્રિટિશોનું જોર હતું કારણ કે ને ચિત્રાલ નજીક આવ્યું આ અગત્યના સ્થાને નિમાયેલા બ્રિટિશ અફસરોના સદ્‌ભાવનું પણ એ પરિણામ હતું. છતાં અત્યારે ત્યાંના જ બ્રિટિશરો ખાતે કબૂલ કરે છે કે સોવિયેટ પ્રતિનિધિ જ અત્યારે ત્યાં અગત્યનું સ્થાન ધરાવે છે સોવિયેટ પ્રદેશમાં હમણાં એક નવું વિદ્યુત સ્ટેશન બંધાયું ત્યાંથી તેમણે બત્તી ને પાણી માટે વીજળી પૂરી પાડવા બ્રિટિશરોને સગવડ આપી હતી

વળી સીનકિયાંગ નાનકીંગની સત્તાથી એટલું બધું દૂર છે કે ત્યાં સોવિયેટ પક્ષી સ્વતંત્ર સરકાર સ્થપાય તોપણ નાનકીંગને કાંઈ પણ તાત્કાલિક ભય નથી. આડખીલી થવાને બદલે ઉલટું એ તો નાનકીંગ ને મોસ્કો વચ્ચે એક સાંકળ સમોવડું બની રહે. રશિયન ને ચિનાઈ રાજનીતિમાં એક ચીજ સામાન્ય છે. બન્ને દીર્ઘદૃષ્ટિ ધરાવે છે. નાનકીંગ સારી રીતે સમજે છે કે અત્યારે જાપાનના હુમલા સામે રશિયન મદદ મેળવવાની આશા નિરર્થક છે. પણ પાંચેક વર્ષ પછીની વાત જુદી છે. એટલે ભવિષ્યના સાથીદાર તરીકે રશિયા સાથે સીનાઓ સ્નેહસંબંધ ટકાવી રાખવા આતુર છે. *

રમણીકલાલ દલાલ

* Russia watches East as well as West, by Walter Duranty; Asia: February, 1936.

## (૩) નક્ષત્રોની જન્મકથા

**દૂરબીનની** મદદ વડે આકાશના જુદાજુદા ભાગોમાં ઘણી નિહારિકાઓ જોઈ શકાય છે જોતાં જાણે આકાશમાં અસ્પષ્ટ ધવલ મેઘ ઘેરાયો હોય તેવો દેખાવ લાગે છે. આ નિહારિકા નક્ષત્રમંડળના યૂથ જેવી નથી હોતી. મોટા દૂરબીન વડે પણ નક્ષત્રો તો બિંદુ જેવા જ દેખાય છે. પણ આ નિહારિકાઓમા અનેક સ્થળે મોટામોટા પ્રકાશખંડો જોઈ શકાય છે. વસ્તુત. આ નિહારિકાઓ વિસ્તીર્ણ બાષ્પપુંજોની સમષ્ટિ જ હોય છે. બાષ્પીય પદાર્થનો કોઈ પણ નિર્દિષ્ટ આકાર હોતો નથી, તે પ્રમાણે નિહારિકાઓનો પણ નિર્દિષ્ટ આકાર નથી. એમાની કોઈ કોઈ ગોળ, કોઈ કોઈ લાંબી અને કોઈ કોઈ કુંડલીના આકારવાળી હોય છે. ગ્રહના જેવી એક પ્રકારની ગોળાકૃતિવાળી નિહારિકાની વાત પણ પ્રકાશમા આવી છે. તેને નિહારિકા ગ્રહ (Planetary nebula) કહે છે.

આ નિહારિકા રાશિમાથી જ આપણું સૌર જગત અને બીજા જગતો પ્રગટયાં છે. જર્મન દર્શનવેત્તા કાન્ટે સૌથી પ્રથમ સૃષ્ટિતત્ત્વની આલોચનામા આ નિહારિકાઓ બાબત આભાસ આપેલો પાછળથી વિખ્યાત ગણિતવેત્તા લાંલાસે આ મતને વધારે સ્પષ્ટ કર્યો હતો સૌર જગતની ઉત્પત્તિ વગેરે બાબતમાં હાલ અનેક મતભેદ ચાલે છે. પરતુ વિશ્વ-સૃષ્ટિના મૂળમાં આ નિહારિકાઓ હતી તે વાતમા સૌ એકમત છે

બધા આરંભોને પણ આરભ હોય છે આ નિહારિકાઓનો આરભ કયાંથી થયો? વિખ્યાત જ્યોતિર્વિદ જીન્સે (Jeans) આની સ્પષ્ટ મીમાંસા કરેલી છે.

પ્રસારણ એ બાષ્પનો સામાન્ય ગુણ છે. ઘરના એક ભાગમા થોડી વરાળ રાખતાં તે આખા ઘરમા ચારે બાજુ પ્રસરવા માડશે કારણ બાષ્પકણો ચચળતાથી અહીંતહીં દોડાદોડ કરે છે. એ બાષ્પકણોનુ અરસપરસ આકર્ષણ બહુ જ સામાન્ય હોવાથી, બાષ્પ-કણોની સ્વાભાવિક ગતિને તે રોકી શકતુ નથી. આથી જ બાષ્પનું પ્રસારણ થાય છે. આપણી પૃથ્વીને જે વાયુમંડળે ઘેરી છે, તે લાખો વર્ષથી સ્થિર છે. તેનું કારણ પૃથ્વીનું મધ્યાકર્ષણ છે. એ મધ્યાકર્ષણ વાયુકણોને જ્યાંત્યા સરકી જવા દેતુ નથી પણ પૃથ્વી તરફ જ ખેંચીને બધનમાં રાખે છે. અલબત, વાયુમડળના છેક ઉપલા થરના કણો કાંઈક છૂટા પડી જાય છે ખરા.

સૂર્ય પણ એક તપ્ત બાષ્પરાશિની સમષ્ટિ છે. એ વિરાટ બાષ્પમંડળમાં પણ મધ્યાકર્ષણ તપેલા બાષ્પકણોને પ્રતિરોધ કરી ગતિમાન થતા અટકાવી રાખે છે. ચદ્રની ચારે બાજુ વાયુમંડળ નથી તેનું કારણ એ જ કે ચદ્રનુ મધ્યાકર્ષણ ઘણું ઓછું છે. બુધ ગ્રહનું મધ્યા-કર્ષણ પૃથ્વીથી થોડુંક જ કમી હોવા છતાં, ત્યાં પણ વાયુમંડળ નથી. તેનું કારણ પણ સ્પષ્ટ છે. બુધ ગ્રહ સૂર્યની નજીક હોવાથી બહુ તપેલો રહે છે, તેથી વાયુકણો પણ ગરમીથી વધારે ચંચળ બને છે; અને બુધ ગ્રહનું મધ્યાકર્ષણ તે વાયુકણોની ચચળતાને રોધી શકે તેટલું પ્રબળ નહિ હોવાથી ત્યાં વાયુમંડળ રહી શકતું નથી. આ ઉપરથી એમ કહી શકાય કે, બાષ્પમંડળ સ્થિરતાથી પુઞ્જાકારે રહી શકે તે માટે, મધ્યાકર્ષણ અને બાષ્પકણોના વેગનું બળ સપ્રમાણ હોવું જોઈએ. એ કહેવાની જરૂર નથી, કે મધ્યાકર્ષણનુ પ્રમાણ બાષ્પખંડના આયતન અને ભાર ઉપર આધાર રાખે છે. આથી એટલું સ્પષ્ટ થાય છે કે, કોઈ પણ

બૃહસ્પતિની પેઠે ઉત્તર દક્ષિણ છેડા દબાયેલા અને કટિપ્રદેશ કંઈક ઊપસેલો હોવાની સંભાવના છે આવર્તન તેથી પણ વધારે દ્રુત હોય તો નિહારિકાનો આકાર તેથી પણ વધારે પ્રલંબિત બની, બંને છેડા પાતળા બનશે આવી જુદાજુદા આકારની નિહારિકાઓ આકાશમા ઠેકઠેકાણે દેખાઈ આવી છે આવર્તન જો ઉપર જણાવ્યા કરતા પણ વધુ દ્રુત હોય તો નિહારિકાના કટિપ્રદેશમા એક પ્રાતરેખા દેખાઈ નિહારિકાના બંને છેડાની બાષ્પરાશિ ઊડીને પ્રાનરેખા પર પડશે. આ જાતની નિહારિકાનુ દૃષ્ટાંત કન્યારાશિની નિહારિકા છે જે રીતે અખડ બાષ્પમડળમાથી નિહારિકાઓનુ સર્જન થાય છે, તે જ ન્યાયે પ્રક્રિયા થના નિહારિકાઓમાથી બાષ્પરાશિ જુદા પડી જ્યોતિષમંડળના નક્ષત્રો સરજાય છે.

નિહારિકાઓના આવર્તનના પરિણામે નક્ષત્રનો જન્મ થાય છે. તેથી તેની જ રીતે નક્ષત્રોમા પણ આવર્તન હોવાનો સંભવ છે અને તેથી તે આવર્તનના પરિણામે નક્ષત્રોમાથી પણ નાના નાના જ્યોતિષ્કો સરજવાની સભાવના જણાય છે લાપ્લેસે આ જ રીતે સૂર્યમાંથી ગ્રહોની ઉત્પત્તિની કલ્પના કરી હતી પરતુ હવે સાબિત થયુ છે, કે નક્ષત્રમાથી બાષ્પ છૂટી પડે તોપણ તે પુનઃકાઉ સ્થાયી બની શકે નહિ એ રીતે નક્ષત્રમાથી ફેકાયેલા કે છૂટા પડેલા બાષ્પરાશિ નક્ષત્રના પ્રમાણમા એટલા નાના હોય છે, કે તેમનુ મધ્યાકર્ષણ અતિ અલ્પ હોય છે

નક્ષત્રોનું આવર્તન જોઈ શકાય છે સૂર્ય પણ એક મહાન નક્ષત્ર છે. સૂર્યનું આવર્તન તેના ડાઘા (Sunspots)ની પરીક્ષા પરથી જોઈ શકાય છે. સૂર્યના એક આવર્તનને લગભગ ત્રીસ દિવસ લાગે છે.

યુગલ નક્ષત્રોનુ સર્જન એ પણ નક્ષત્રોના આવર્તનની પરોક્ષ સાબિતી છે. આકાશમાં ઠેકઠેકાણે અનેક યુગલનક્ષત્રો જોઈ શકાય છે યુગલ નક્ષત્ર એકબીજાની ખૂબ પાસે હોય છે તથા એકબીજાની ચારેબાજુ ભમે છે કોઈ પણ નક્ષત્ર જ્યારે બાષ્પની સ્થિતિમાંથી ઠડુ પડતા પડતા તરલ અવસ્થા પામે છે, ત્યારે તે પ્રવાહી અવસ્થામાં થતાં વધારે ઝડપી આવર્તનને લીધે, યુગલનક્ષત્રનો જન્મ થાય છે, એમ જીન્સ માને છે. તરલ પદાર્થ જ્યારે આવર્તિત થાય છે, ત્યારે પ્રથમ તો જરાક પ્રલંબિત થાય છે તે વાત સાચી છે પણ જેમ-જેમ આવર્તનની વૃદ્ધિ થાય છે તેમતેમ તેનો મધ્યભાગ પાતળો પડે છે, અને આવર્તન તેથી પણ વધારે ઝડપી બનતા તેના બે ભાગ પડી જાય છે. આ બે ભાગ એકબીજાની ચારે બાજુ પ્રદક્ષિણા કરે છે. બન્ને ખડ નાનામોટા હોવા છતાં તેમના આવર્તનમાં બહુ ફેર પડતો નથી.

બે ભાગમાં વહેંચાતી વખતે યુગલનક્ષત્રના અભ્યંતરમાં પ્રચડ વિક્ષોભ થતો હોવો જ જોઈએ એ આતરિક ચાંચલ્યને લીધે જ કદાચ યુગલનક્ષત્ર સરખી રીતે પ્રકાશ આપી શકતું નહિ હોય આ બાબતમાં હજી શકા રહે છે. પરતુ કુતૂહલની વાત એ છે, કે અનેક યુગલનક્ષત્રોની ઉજ્જ્વળતા સ્થિર રહેતી નથી. અમુક અમુક નિર્દિષ્ટ સમયને અંતરે તથા કોઈ કોઈવાર અનિયમિતપણે તે એકદમ ઉજ્જ્વળ બની જાય છે. આવાં પરિવર્તનશીલ નક્ષત્ર પણ ઘણાં હોય છે જ્યોતિષીઓ એ ઉજ્જ્વળતાના પરિવર્તન બદલ અનેક કારણો બતાવે છે. તરલ (પ્રવાહી) નક્ષત્ર (Liquid Star) ભાંગીને બે ખંડ થતાં પહેલાં નક્ષત્રના

અભ્યન્તરમા થતો વિક્ષોભ કદાચ આ ઉજ્જ્વલતાના પરિવર્તનનુ એક કારણ હશે પ્રશ્ન થાય છે કે, સીફીડ (Cepheid) નામનુ પ્રસિદ્ધ પરિવર્તનશીલ નક્ષત્ર યુગલમૂર્તિ બનવાના પૂર્વ-મુહૂર્તને પ્રાપ્ત થયુ છે એ યુગલમૂર્તિનો આવિર્ભાવ પ્રત્યક્ષ કરવા દીર્ઘકાલ ગર્દ જોવી પડશે નક્ષત્રજીવનના એકએક મુહૂર્તમા કેટલા હજાર વર્ષ વીતી જતા હશે તે કોણ જાણે છે?

યુગલનક્ષત્રોની વિવર્તનધારામા કેટલીક સમજવાજેવી વાતો છે તે એકબીજાની એટલા પાસેપાસે હોય છે કે, તે બનેમા પ્રબલ આકર્ષણને લીધે થોડાઘણો જુવાળ ઉત્પન્ન થવો જ જોઈએ એ જુવાળને લીધે બન્ને ઘૂર્ણાયમાન નક્ષત્રોની શી ગતિ થાય છે, તેનો ગતિશાસ્ત્ર જવાબ આપે છે પ્રથમ બન્નેનુ પરસ્પરનુ વ્યવધાન ક્રમશ વધશે તથા આવર્તનનો વેગ પણ આ જુવાળને લીધે ક્રમેક્રમે સરખો થઈ જશે છેવટે લાખલાખ વર્ષો વીતતા બન્ને નક્ષત્રોનો આવર્તનકાલ તથા પ્રદક્ષિણાકાલ સરખો બની જશે ગતિશાસ્ત્રના એ સિદ્ધાન્ત અનુસાર, દૂરના ભવિષ્યમા યુગલનક્ષત્ર પૈકીનુ દરેક એકબીજાની તરફ માત્ર એક જ બાજુ ફેરવીને એકબીજાની ચારેબાજુ ઘૂમશે

આ ભવિષ્યવાણી એક દિવસ સાચી પડશે તેનુ પ્રમાણ એ, કે સૂર્ય અને બુધ ગ્રહ વચ્ચે આવી જ ઘટના આજ સુધીમા બની છે તેથી બુધગ્રહે આજે સૂર્ય તરફ તેનુ એક જ બાજુ ફેરવ્યુ છે જોકે સૂર્ય અને બુધનો સબધ યુગલનક્ષત્રનો સબધ નથી, તોપણ બુધગ્રહ સૂર્યની અત્યત નિકટ હોવાથી, યુગલનક્ષત્રની પેઠે તેઓમા પણ એક પ્રબલ જુવાળ એક દિવસ પ્રગટી ગયો હતો તેના જ પરિણામે ટૂંક સમયમા બુધગ્રહનો પ્રદક્ષિણાકાળ અને આવર્તનકાળ સરખો થઈ ગયો છે, તેમા સદેહ નથી

આપણી પૃથ્વી અને ચદ્રમા એવી જ પ્રક્રિયા ચાલે છે પૃથ્વીની એક પ્રદક્ષિણા કરતા ચદ્રને લગભગ સત્તાવીશ દિવસ લાગે છે, અને લગભગ તેટલા જ વખતમા ચદ્ર પોતે પણ એકવાર આવર્તિત થાય છે ચદ્રનો આવર્તનકાલ તથા પ્રદક્ષિણાકાલ સરખો થવાથી, આજે આપણે ચદ્રની એક જ બાજુ જોઈ શકીએ છીએ પૃથ્વી અને ચદ્રની સખ્ત હજી પણ જુવાળ-એતન ચાલે છે પૃથ્વીનુ આવર્તન જુવાળને લીધે ક્રમશ કમી થાય છે ભવિષ્યમા એક દિન એવો આવશે કે જ્યારે પૃથ્વીનો આવર્તનકાલ અને ચદ્રનો પ્રદક્ષિણાકાલ સરખો થઈ જશે ત્યારે પૃથ્વીના અધા ભાગના લોકો કદી પણ ચદ્રનુ મુખ જોઈ શકશે નહિ ગણિતજ્ઞ કહે છે કે, ૫૦૦ કોટિ વર્ષ પછી એવો બનાવ એક દિન બનશે જ્યોતિર્વિદો આમ ૫૦૦ કરોડ વર્ષ અગાઉ આકાશના ગ્રહોના દર્શન માત્રથી પૃથ્વીના એક ગોળાર્ધના માણસો ચદ્રની કૌમુદી વગરના બનશે એ કહી શકે છે

કોટિકોટિ વર્ષો સુધી તેજ આપ્યા પછી યુગલનક્ષત્રોના તાપ ક્રમશ ઘટવા માડે છે, તેમા સદેહ નથી તેના પરિણામે પરસ્પરનુ આકર્ષણ પણ ઘટવા માડે છે વિવર્તનને લીધે યુગલનક્ષત્રો ફરી પણ અલગ થતા હોવાની વાત છે આકાશમા હજારોબંધ જે ત્રણચાર નક્ષત્ર એકઠા દેખાય છે, તે આ યુગલનક્ષત્રોમાથી જ જન્મેલા છે

[અપૂર્ણ] [illegible] ... 

દે. વિ




**ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૨જો.**—સંગ્રહ કરનાર, આચાર્ય ગિરજાશંકર વલ્લભજી બી. એ , એમ. આર. એ. એસ., કયુરેટર આર્કિયોલૉજિકલ સેકશન, પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈ; કિં. રૂ ૪–૮–૦

**હવામાન શાસ્ત્ર અને ગુજરાતની આબોહવા**—કર્તાઓ, ડૉ ભીમભાઈ નીચ્છાભાઈ દેસાઈ, બી. એ. એલએલ બી , એમ એસસી , પી એચ ડી , એફ આર. એમ. ઈ. અને રા. સા. મુકુન્દ વી. ઉનાકર, બી એ. સરકારી વાયુચક્રખાતાના અધિકારીઓ; મૂલ્ય રૂ. ૧–૦–૦.

**જીવન અને ઉત્ક્રાન્તિ:**—લેખક ભીમભાઈ લાલભાઈ દેસાઈ એમ. એસસી., મૂલ્ય રૂા. ૦–૧૨–૦; પ્રકાશક શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, રા. રા. અંબાલાલ બુ જાની. બી. એ., સહાયક મંત્રી.

આ ત્રણેય પુસ્તકોને માટે આ સભાના કાર્યકર્તાઓને અભિનંદન ઘટે છે. ગુજરાતના ઐતિહાસિક લેખોના પુસ્તકથી ગુજરાતના ઇતિહાસનું એક અતિ મહત્ત્વનું સાધન સર્વને સુલભ થશે. અમે આશા રાખીએ છીએ કે માધ્યમિક શિક્ષણના ધોરણોમા શિક્ષકો વિદ્યાર્થીઓને આ સાધનોથી અત્યારથી પરિચિત કરે જેથી ઇતિહાસનું ચિત્ર વિદ્યાર્થીઓને વધારે સ્ફુટ રૂપે મૂર્તિમન્ત થાય. સભાએ વિજ્ઞાનનાં પુસ્તકો બહાર પાડીને આપણા સમાજની એક ખાસ જરૂર પૂરી પાડવા યોગ્ય પ્રયત્ન કર્યો છે. પુસ્તકો યોગ્ય અધિકારી પાસે તૈયાર કરાવ્યાં છે, અને તેમા ગુજરાતની હકીકતને યોગ્ય રીતે લક્ષમાં રાખેલી છે.

**હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ:**—સંશોધક અને સંપાદક, શ્રીયુત શંકરપ્રસાદ છગનલાલ રાવલ; પ્રકાશક ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

નાકરયુગના કવિ મધુસૂદન વ્યાસની આ પદબંધ વાર્તા છે. પ્રતો એટલી જૂની છે કે તેમાં જૂની ભાષા સચવાઈ રહેલ મળી આવે છે શ્રી રાવળે સંપાદન એવું ધ્યાનપૂર્વક કરેલું છે કે આ પુસ્તકની ભાષા આપણી જૂની ગુજરાતીનું અમુક સમયનું યથાતથ સ્વરૂપ ગણી શકાય. આવા પુસ્તકો અભ્યાસક્રમમાં આવે તો વિદ્યાર્થીઓને આપણી ભાષાના જૂના સ્વરૂપનો બોધ પહેલેથી થાય અને એ રીતે ભાષાના અભ્યાસની ભૂમિકા વહેલી બંધાવી શરૂ થાય. આ પુસ્તકની નોંધો પણ જોઈએ તેટલી અને વિદ્યાર્થીને અભ્યાસમા મદદ કરે તેવી છે

**Bhagvat-Gita:**—by C. Rajagopalachari, Published by Hindustan Times Ltd, Delhi Available in Bombay (1) Navajivan Book Shop, Princess Street, (2) Principal Khadi Bhandars, (3) Village Industries Depot, Sandhurst Road, and (4) Samarth Book Depot, Girgaum, Six Annas [ પ્રાપ્તિસ્થાન: નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબાઈ તથા મુખ્ય ખાદી ભંડારો ]

આ નાનું પણ સુંદર પુસ્તક છે. તેમાં ભગવદ્ગીતામાંથી રહસ્યભૂત શ્લોકો તારવી તેમાંથી જીવનની ફિલસૂફી ઘટાવી છે શ્રી રાજાજીની વિશદ શૈલી, વિશાલ વાચન, ગહન મનન, એ સર્વનો લાભ આ પુસ્તક વાચનારને મળશે અને પ્રાચીનને વફાદાર રહેવા સાથે આધુનિક જમાનાના માણસને ઉપયોગી થાય એવી રીતે આમાં વિષયનિરૂપણ કરેલું છે આવા પુસ્તકનું ગુજરાતી થવું ઘટે છે અમે સર્વને આ વાચવાની અને મનન કરવાની ભલામણ કરીએ છીએ

**શ્રી વિજયાનંદસૂરિ**—લેખક સુશીલ, પ્રકાશક શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર (કાઠિયાવાડ)

શ્રી વિજયાનંદસૂરિ જેઓ શ્રી આત્મારામ મહારાજના નામે વધારે પ્રસિદ્ધ છે તેમની શતાબ્દિ જયંતી ઉપર આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે શ્રી આત્મારામજી મહારાજ જૈનશાસનના એક ઘણા ઓજસ્વી પુરુષ હતા જૈન સાધુઓના આચારવિચારમાં પેસી ગયેલી જડતા ગતાનુગતિકતા, શિથિલતા, વહેમ અજ્ઞાન એ સર્વને એમણે સાફ કર્યા તેઓ સદ્ગત સ્વામી દયાનંદના સમકાલીન હતા, અને બન્નેનું કેટલુંક સામ્ય ધ્યાન ખેંચે એવું છે બન્ને શરીરના બળવાન અને સ્વભાવના ઉગ્ર હતા બન્નેએ પોતપોતાના ક્ષેત્રમાં ધર્મના મૂળ પુસ્તકોના અધ્યયનથી તેના આસપાસ જામેલા જાળાનો નાશ કર્યો શ્રી આત્મારામજીનું જીવન જેટલું મળી આવ્યું છે તેટલું પણ આકર્ષક છે એ જમાનો સાહસીઓનો હતો, અને શ્રી આત્મારામજી પણ પોતાના શાસનમાં એક સાહસવીર હતા અત્યારનો જૈન સમાજ પણ તેમને પગલે ચાલી પ્રગતિ કરે એમ ઇચ્છીએ છીએ

**શ્રી રાયપસેણઇય સુત્ત**—અનુવાદક પંડિત બેચરદાસ જીવરાજ દોશી, પ્રકાશક નાથાલાલ ડાહ્યાભાઈ શાહ વ્યવસ્થાપક પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલય, લીંબડી મૂલ્ય ૧૦ આના

આ સુત્ત શ્વેતાંબર જૈનો—સ્થાનકવાસી અને દેરાવાસી બન્નેમાં બહુ મહત્ત્વનું મનાય છે તેમાં એક ક્રૂર મનાતા રાજા પએસીએ તેના મંત્રી ચિત્તની યુક્તિથી કેશી મુનિરાજનો ઉપદેશ પામી જૈનશાસન પ્રમાણે પોતાનું જીવન ઘડવા માંડ્યું કથા એવી છે કે સંસારનો મોહ તેને એટલો બધો ઊતરી ગયો કે છેવટે તેની રાણીએ તેને ઝેર દીધું

ભાષાન્તર પંડિત બેચરદાસજી જેવા વિદ્વાન પાસે કરાવ્યું છે એટલે શાસ્ત્રીય પદ્ધતિએ થયું છે તેમજ આ કથાના જેવી જ બૌદ્ધ ધર્મપરંપરાના 'દીઘનિકાય' પુસ્તકમાં 'પાયાસી'ની કથા દર્શાવેલી છે એ તુલના ખાસ જ ધ્યાન ખેંચે એવું છે એ એમ બતાવે છે કે કથા કેટલીક ધર્મકથાઓ સમસ્ત શ્રમણધર્મની પરંપરાની હતી ભાષાન્તરની પાછળ અભ્યાસકોને માટે ટિપ્પણી આપી છે, જેમાંના કેટલાક સમાધાનો કેટલાક તર્કો અને કેટલાક મુદ્દાઓ ખરેખર પંડિતજીની વિચક્ષણતા બતાવે છે ધર્મપુસ્તકોને આવી શુદ્ધ વિશાલ નજર અને ખુલ્લી વિવેચનશક્તિથી જ પ્રકાશિત કરવાં જોઈએ અને એમ કરવાથી જ ધર્મપ્રવાહ શુદ્ધ તાજો અને સમાજમાન્ય બનશે

**નવયુગનો જૈન**—લેખક મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, પ્રકાશક [illegible] ધીરજલાલ ટોકરશી શાહ માલિક જ્યોતિ કાર્યાલય, [illegible] ની પોળ, રતનપોળ અમદાવાદ મૂલ્ય રૂ ૧-૦-૦

આવતા ભવિષ્યમાં જૈનધર્મ અને ખાસ કરીને તો જૈન સંઘ તેની વ્યવસ્થા અને તેનો આચાર કેવું સ્વરૂપ લેશે તેની ચર્ચા આ પુસ્તકમાં કરી છે. પણ તેનો અર્થ એવો નથી કે એમ થશે જ. ખરું તો લેખકે જૈનધર્મનો પોતાનો ભવિષ્યનો આદર્શ અહીં રજૂ કર્યો છે.

આ પ્રકારનાં પુસ્તકો ઘણીવાર શુભ આદર્શ દૃષ્ટિથી લખાય છે અને આ પુસ્તક પણ ઉદારતા, શ્રદ્ધા અને આદર્શ દૃષ્ટિથી લખાયેલુ છે. પણ તેમ છતાં આવું પુસ્તક લેખકના દૃષ્ટિબિન્દુથી સમાજના એક અંગને જ લક્ષતુ—સંપ્રદાયલક્ષી બને છે. ખરું તો એ છે કે ધર્મમાં તત્ત્વદૃષ્ટિથી સાર તારવીએ, બાહ્યાચારનો આગ્રહ છોડી દઈએ એટલે બ્રાહ્મણ, જૈન, હિન્દુ, મુસલમાન જેવો ભેદ રહી જ શકે નહિ જગતના નવા અર્થપ્રકરણને લીધે જેમ હવે એવો સમય આવ્યો છે જ્યારે દેશાભિમાન એ જગતની પ્રગતિને બાધક નીવડે, તેમ જ, હવે ધર્મમાં પણ એવો સમય આવ્યો છે જ્યારે જગતે વિશાળ અને ઉદાર ધર્મદૃષ્ટિ કેળવવી જોઈએ, અને સંપ્રદાયોના અભિમાન છોડી દેવા જોઈએ. અમે લેખકની પેઠે માનીએ છીએ કે ભવિષ્યની પ્રગતિને જૈનધર્મ ઘણુ આપી શકે, પણ જગત જ્યારે એવાં તત્ત્વો ગ્રહણ કરવા તત્પર હશે ત્યારે જૈન અજૈન જેવો ભેદ નહિ હોય. લેખકે પુસ્તકને જૈનલક્ષી કરવાને બદલે સમાજલક્ષી કર્યું હોત તો વધારે ઉપયોગી થાત. પણ છે તેવા સ્વરૂપે પણ જૈનો તેનો વિચાર કરી ઉદારદૃષ્ટિ થાય એમ ઇચ્છીએ છીએ.

**જૈન ધર્મનું ઉત્કૃષ્ટ સ્વરૂપઃ**—પ્રકાશક, યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર.

સ્વ. જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજીને જર્મન વિદ્વાન હર્મન જેકોબી સાથે માંસાહાર-પરિત્યાગ વિશે પત્રવ્યવહાર થયેલો તે મૂળ, શ્રી ગિરધરલાલ ડુગરશી શેઠે કરી આપેલા ગુજરાતી અનુવાદ સાથે અહીં પ્રસિદ્ધ કરેલ છે બન્નેનાં દૃષ્ટિબિંદુ સમજવા આ પત્રવ્યવહાર ઉપયોગી છે.

**શ્રી જૈનધર્મ પ્રકાશકઃ**—સુવર્ણ મહોત્સવ વિશેષાંક; શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર.

પ્રાચીન કવિતા, ઐતિહાસિક લેખો, આધુનિક કાવ્યો, જૈનધર્મવિષયક લેખો વગેરે સામગ્રીથી ભરેલો આ અંક છે. પુષ્કળ આકર્ષક ચિત્રો છે.

**મરણ પછીની જિંદગી**—લેખક રમણલાલ સોની કિંમત એક આનો. સો પ્રત રૂા. ૫) ડૉ. એની બેસંટ અને બિશપ લેડબિટરના લેખોને આધારે લખેલો નિબંધ.

**પ્રાકૃત ભાષાની ઉપયોગિતાઃ**—લેખક પં લાલચંદ ભગવાનદાસ ગાંધી, પ્રકાશિકા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

એક મનનીય નિબંધ

**રાજરક્ષક**—લેખક રણછોડજી મહિડા, સાન્તાક્રુઝ, પ્રકાશકઃ ગુર્જર બાલકવિ સાહિત્ય સભા તરફથી કાન્તિકુમાર વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, મંત્રી, અમદાવાદ, વડોદરા; કિં ૦-૧-૬

કાઠના વીરભક્ત જીવણજીની શૌર્યકથા અહીં રસિક રીતે કહેલી છે. કિશોરો અને યુવાનો આને રસથી વાંચશે

**ઈશ્વરતત્ત્વવિચારણા અને બીજા લેખોઃ**—લેખક ગણેશ બળવંત પિંટે મૂલ્ય ૦-૬-૦ ઈશ્વરતત્ત્વ અને તેને લગતા બીજા વિષયો ઉપર નિબંધો અને વિચારો.

**ચાલો ગાઈએ**—ગવગાવનાર ભાઈ મધુકાન્ત જી મહેતા (પ્રણય) રોલા ડુંગરી, સૂરત જિલ્લો.

બાળકોને ગાવા યોગ્ય નાનાં કાવ્યોનો સંગ્રહ

**કુમારિકાની કીર્તિકથાઓ**—મૂલ્ય રૂ ૦-૨-૦

**ભગવાન મહાવીર**—મૂલ્ય ૦-૩-૦, લેખક તથા પ્રકાશક માવજી દામજી શાહ, મુખ્ય ધર્મશિક્ષક બાબુ પી પી જૈન હાઈસ્કૂલ, મુંબઈ.

**મહારાજા સયાજીરાવ ગાયકવાડ**—લેખક ધીરજલાલ ટોકરશી શાહ

મહારાજા સયાજીરાવનું જીવનચરિત્ર અહીં ટૂંકામાં લખેલું છે શ્રીમતના જીવનના કેટલાક પ્રસંગો રસિક છે અને તે આકર્ષક રીતે અહીં કહેવાયા છે.

**રાજ્યશ્રી**—અનુવાદક, રમણીક હીરાલાલ મહેતા, સોલ એજન્ટસ દિવેટિયા એન્ડ સન્સ, પાનકોર નાકા, અમદાવાદ, ૭ આના

શ્રી જયશંકર "પ્રસાદ" ની નાટ્યકૃતિનો ગુજરાતી અનુવાદ.

**બાળશિક્ષાગે ઊગતો સૂર્ય**—લેખક દીનશાહ નગરવાનજી દસ્તૂર; મળવાનું ઠેકાણું શ્રી જમનાદાસની કુ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, પાકું બાઈન્ડિંગ રૂ. ૧-૪-૦, કાગળનું બાઈન્ડિંગ રૂ ૧-૦-૦.

દારૂ અને સટ્ટાની બદી વગેરે અનિષ્ટો બતાવતું ત્રિઅંકી નાટક

**कांग्रेस के इतिहास में काशीका स्थान**—रचयिता कमलापति त्रिपाठी, प्रकाशक मंत्री शहर कांग्रेस कमेटी, बनारस मूल्य ०)-

હિંદી ભાષામાં લખેલો સુવાચ્ય નિબંધ

**ગ્રામસુધારણા**—અહેવાલ બીજો, વીરચંદ પાનાચંદ શાહ, સમઢીઆળા (કાઠિયાવાડ)

આ અહેવાલ વાંચતા સંતોષ થાય છે વીરચંદ જેવા પોતાની કાર્યદક્ષતાનો લાભ દેશને અને સમાજને આપે તો સમાજની પ્રગતિ થાય આ સમાજસેવા દાખવો લેવાજેવી છે તે બાજુ ફરતા વિચારકો વિદ્યાર્થીઓ સર્વને આ જોવાની અમે ભલામણ કરીએ છીએ

આ સેવાસંસ્થાને પ્રગતિ અને સફળતા ઇચ્છીએ છીએ.

**સેવાસંઘ રાજકોટ**—બીજો અહેવાલ વર્ષ ૪ થું, ૧૯૩૪ ના ડિસેમ્બરથી ૧૯૩૫ ના વર્ષો સુધી

આ સંસ્થાને પણ અમે પ્રગતિ ઇચ્છીએ છીએ

# નોંધ

ચિમનલાલ ચકુભાઈ શાહ
એમ. એ., એલએલ બી. સોલિસીટર

## મહાસભાનું અધિવેશન

લખનૌનું અધિવેશન અનેક રીતે ઐતિહાસિક છે. સામાન્યપણે મહાસભાના દરેક અધિવેશનને આ વિશેષણ લગાડવામાં આવે છે, પણ લખનૌનુ અધિવેશન તો યથાર્થ રીતે ઐતિહાસિક છે. મહાસભાના જીવનમાં નવો યુગ શરૂ થાય છે એક નવું બળ તેમાં દાખલ થાય છે.

બે વિરોધી વિચારસરણીઓ અને કાર્યપદ્ધતિઓનું ઘર્ષણ થયું ગઈ કાલનો ક્રાંતિકારી આજનો વિનીત કહેવાયો. તેમાં વ્યક્તિઓનો અંગત વિરોધ કાંઈ નહોતો, સિદ્ધાંતોનો ઊંડો ભેદ જ હતો. ઐક્ય જાળવી રાખવાના દરેક પ્રયત્ન છતા હાલતુરત દેખીતી રીતે ઐક્ય જળવાઈ રહ્યુ છે તે છતાં ઊંડો અને વ્યાપક મતભેદ તરી આવ્યો. બેમાંથી એક માર્ગની પસંદગી અનિવાર્ય છે.

પંડિત જવાહરલાલની સ્થિતિ વિચિત્ર અને કફોડી હતી. સામાન્યપણે પ્રમુખને બહુ માનીતો સાથ હોય અને તેમના વિચારો સાથે સમતિ હોય; તેમજ પ્રમુખ નિષ્પક્ષ હોય આ અધિવેશનમાં જવાહરની વિચારસરણી અને કાર્યપદ્ધતિનો મહાસભાના મુખ્ય અધિકારીઓ અને અત્યારના નેતાઓએ વિરોધ કર્યો. જવાહરલાલનું સાચુ સ્થાન પ્રમુખ તરીકે નહિ પણ લઘુમતીપક્ષ—સમાજવાદીઓ—ના નેતા તરીકેનું હતું. જવાહરલાલ પ્રત્યે પૂર્ણ પ્રેમ અને સન્માન છતાય તેમની બધી મુખ્ય દરખાસ્તોનો વિરોધ થયો. તેમને પોતાના પ્રધાનમંડળની ચૂંટણી કરવામા પણ આવી ચૂંટણીના સામાન્ય સિદ્ધાંતો દૂર કરવા પડયા. તેમના પ્રધાનમંડળનો મોટો ભાગ તેમના વિચારોનો વિરોધી છે અને આપણી કહેવત પ્રમાણે 'આ સઘ દ્વારકા કેમ પહોંચશે, એવો ભય બિનપાયાદાર તો ન જ ગણાય.

બન્ને પક્ષની ઊંડી દેશભક્તિ અને કેટલેક દરજ્જે ધ્યેયના ઐક્યને કારણે અત્યારે ઐક્ય જળવાઈ રહ્યુ છે; પણ સમાજવાદી પક્ષનું બળ વધતું જાય છે, તેમ જુદા પડવાનો સમય નજીક આવતો જાય છે,

મહાસભા સર્વપક્ષોની સસ્થા છે એવો દાવો કરવામાં આજ સુધી અભિમાન લેવાતું. હવે તેવો દાવો કરવાની જરૂર નથી; મહાસભા મૂડીવાદીઓની નથી, રાજાઓની નથી, જમીનદારોની નથી, કોમીવાદીઓની નથી, મહાસભા જનતાની છે; ખેડુતોની, કામદારોની છેઃ પછી તે હિન્દુ હો, મુસલમાન હો, ગમે તે કોમનો હો. મહાસભાને જનતાની, ગરીબોની, દલિતોની, પીડિતોની સાચી પ્રતિનિધિ સસ્થા બનાવવા તેનું બંધારણ ફેરવવામાં આવ્યું છે. આટલો સમય કેળવાયેલ, પૈસાદાર અને મધ્યમ વર્ગે જનતાનું પ્રતિનિધિત્વ રાખ્યું છે, તેનું હિત જાળવવાનો દાવો કર્યો છે તે દાવો અને પ્રતિનિધિત્વ હવે ચાલે તેમ નથી. જનતાનો સબંધ સીધી રીતે મહાસભા સાથે બાંધવાની જરૂરિયાત સ્વીકારાઈ છે. જે વર્ગ આજ

સુધી જનતાનું પ્રતિનિધિત્વ લઈ બેઠો હતો તેનું હિત જનતાના હિત સાથે એક નથી તે સ્પષ્ટ થતું જાય છે.

જવાહરલાલના વ્યાખ્યાનમાં સ્પષ્ટ અને સચોટ વિચારસરણી અને ઊંડો અભ્યાસ જણાઈ આવે છે. તેમની સાથે જેમનો મતભેદ છે તેવાઓને પણ તેમની પારદર્શક સચ્ચાઈ પ્રામાણિકતા અને દેશાભિમાન માટે સન્માન છે. હિંદુસ્તાનની સ્વતંત્રતાનો પ્રશ્ન માત્ર એક દેશનો નથી પણ આંતરરાષ્ટ્રિય છે તે વસ્તુ તેમણે સરસ રીતે રજૂ કરી છે. મૂડીવાદ અને સામ્રાજ્યવાદ જેમ વિશ્વવ્યાપી છે તેમ તેનો ઉપાય સમાજવાદ પણ વિશ્વવ્યાપી છે, અને તેથી હિંદુસ્તાનની સ્વતંત્રતા મેળવવા માટે સમાજવાદ એક જ ઉપાય છે તે મંતવ્ય જવાહરલાલે સચોટપણે રજૂ કર્યું. દેશી રાજ્યો, ખાનગી મિલકતની સંસ્થા, અને મૂડીવાદનો નાશ અને સમાજવાદની સ્થાપના—જેમાં જનતાનું સાચું સ્વરાજ્ય છે—મહાસભાનું એક-માત્ર ધ્યેય છે, બીજાં બધાં ગૌણ છે. ગ્રામ હુન્નરઉદ્યોગો અને ખાદી સંક્રાંતિ સમય દરમ્યાન તાત્કાલિક ઉપાય તરીકે ઠીક છે, પણ છેવટ તો યંત્ર અને મોટા હુન્નરઉદ્યોગોથી જ સમાજવાદી રીતે સામાજિક અને આર્થિક પુનર્ઘટના કરવી રહી.

લખનૌના સમગ્ર વાતાવરણમાં સામ્રાજ્યવાદ અને મૂડીવાદના વિનાશના પડઘા પડતા હતા. સામ્રાજ્યવાદના વિરોધી બધાય બળોને એકત્રિત કરવાનો મહાન પ્રયત્ન શરૂ થયો કહેવાય. બ્રિટન તેના સામ્રાજ્યહિતના રક્ષણ અર્થે કોઈ યુદ્ધમાં સંડોવાય તો તેમાં કાંઈ પણ ભાગ ન લેવાની દૃઢ જાહેરાત કરી. પ્રાથમિક નાગરિક હકો એક યા બીજી રીતે છીનવી લેવાયા છે અને દમનનીતિ અનેકવિધ વધતી જાય છે તેનો વિરોધ કર્યો, એબિસીનિયા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી.

તાત્કાલિક પ્રશ્નોમાં હોદ્દાસ્વીકારનો સવાલ મુખ્ય હતો. બન્ને પક્ષોએ પોતાનું બળ એકઠું કર્યું હતું, પણ હોદ્દાસ્વીકારના વિરોધી પક્ષે જોઈએ તેટલી તૈયારી કરી નહોતી તેમ લાગતું હતું. જવાહરલાલનો સક્રિય વિરોધ ન હોત તો કદાચ હોદ્દાસ્વીકાર પક્ષ તેની તરફેણમાં ઠરાવ કરી જાત. હાલ તો મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો છે અને ભવિષ્ય ઉપર નિર્ણય છોડ્યો છે. પણ પાર્લામેન્ટરી બોર્ડ રદ કરી ધારાસભાના કાર્યક્રમનો મહાસભાએ સીધો કાબૂ મેળવ્યો છે. નવું બંધારણ કોઈ પક્ષને માન્ય નથી અને તેનો અમલ અશક્ય બનાવવો તે ધ્યેય છે. પણ તે ધ્યેય બર લાવવાની પદ્ધતિમાં ઊંડો મતભેદ છે. ચૂંટણી પછી પરિણામ શું આવે છે તે ઉપર નિર્ણયનો આધાર છે. તેટલા સમયમાં તો કદાચ યુરોપનો દાવાનળ સળગી ઊઠ્યો હોય અને નવું બંધારણ કાગળ ઉપર જ રહે!

દેશી રાજ્યોની પ્રજા પ્રત્યેનું મહાસભાનું વલણ ભારે ખેદ ઉપજાવે તેવું છે. તેમાંય વલ્લભભાઈનો દમદમાટ હદ કરે છે. સમાજવાદીઓ અને દેશી રાજ્યની પ્રજાના કાર્યકર્તાઓ વલ્લભભાઈને ખૂબ ખૂંચતા લાગે છે. તેમના પ્રત્યેના સન્માનને લઈને તેમના તરફનો વિરોધ આટલો સમય દબાઈ રહ્યો હતો તે હવે બહાર આવે છે. પંડિત જવાહરલાલના અસદિગ્ધ વક્તવ્ય છતાંય વકીલો તેમનું ધાર્યું કરી ગયા છે, અને દેશી રાજ્યની મૂંગી પ્રજાને રાજાઓની દયા ઉપર છોડી દે છે.

કોમી ચુકાદાના પ્રશ્નને, હિંદુ મહાસભાના નેતાઓને નાખુશ કરીને પણ ઉવેખવાની

ના પાડવામાં મહાસભાએ દીર્ઘદષ્ટિ વાપરી છે પંડિત જવાહરલાલે કહ્યું તેમ બરાબર વિચાર કરવામાં આવે તો આ પ્રશ્ન ખરી રીતે ગૌણ છે.

કરાંચીમાં 'સ્વરાજ્ય'ની ઝાખી કરાવતો પ્રાથમિક હકોનો પ્રસ્તાવ થયો હતો તેને સ્પષ્ટ સ્વરૂપ આપવા, આર્થિક કાર્યક્રમ ઘડવા, લખનૌમાં પ્રયત્ન થયો, પણ એકમત થવાયું નહિ તેથી કમિટી નીમી વિશેષ વિચારણા મુલતવી રહી. પણ રજૂ થયેલા વિચારો ઉપરથી સ્પષ્ટ હતુ કે ખેડૂતો, કામદારો અને ગરીબોનુ શોષણ હવે વધારે વખત મહાસભા સહન કરે તેમ નથી

પંડિત જવાહરલાલની સરદારી નીચે ૧૯૨૯માં મહાસભાએ પૂર્ણ સ્વાતંત્ર્યનુ ધ્યેય જાહેર કર્યું. તેના અનેક સંદિગ્ધ અર્થો કરવામા આવતા હતા તે બધા સાફ કરી લખનૌમાં જાહેર કર્યું કે પૂર્ણ સ્વાતન્ત્ર્ય એટલે બ્રિટિશ સંબંધનો આત્યંતિક નાશ, પૂર્ણ સ્વાતંત્ર્ય એટલે આર્થિક સ્વાતંત્ર્ય, પૂર્ણ સ્વાતંત્ર્ય એટલે જનતાનુ સ્વાતંત્ર્ય, કોઈ એક વર્ગનું નહિ અને તેનો એક જ ઉપાય સમાજવાદ.

## નવા વાઇસરૉય લૉર્ડ લીનલીથગો

હિન્દુસ્તાનના નવા વાઇસરૉય લૉર્ડ લીનલીથગોને હિન્દુસ્તાનના પ્રશ્નોનો સારો અભ્યાસ છે, ખેતીવાડી કમિશનના પ્રમુખ તરીકે હિન્દુસ્તાનના ખેડૂતોની સ્થિતિ અને જમીન-મહેસૂલની પદ્ધતિનો તેમણે અનુભવ મેળવ્યો છે. સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિના પ્રમુખ તરીકે નવા બંધારણના ઘડતરમા તેમનો ફાળો છે.

તેઓ સાહેબને જેમણે સાભળ્યા છે—અને મે રેડિયો ઉપર બેવાર સાંભળ્યા છે—તેમના મન ઉપર એક ઊંડી છાપ તો જરૂર પડી હશે કે તેઓ મક્કમ વિચારના અને સ્પષ્ટવક્તા છે. હિન્દુસ્તાનના ખેડૂતોની સ્થિતિ સુધારવાની તેમની ખાસ ઉમેદ છે. દરેક વાઇસરૉય કાંઈને કાંઈ ખાસિયત લઈને આવે છે, અને તેના આધારે આશામિનારા ખડા કરે છે. પાચ વર્ષ પૂરાં થયે વિદાયવેળાએ પછી કોઈ હિસાબ કરતુ નથી.

વાઇસરૉયપદ ધારણ કર્યા પછી હિન્દુસ્તાનની પ્રજા(શબ્દશ: હિન્દુસ્તાનના લોકો: Peoples of India' વાઇસરૉયસાહેબે આ શબ્દ બેત્રણ વખત વાપર્યો છે અને તે સરતચૂક નથી લાગતી, તેમને મન હિન્દુસ્તાનમા એક પ્રજા નથી પણ અનેક લોકો છે તેવી કોઈ તેમની માન્યતા હોય તો ગભીર ભૂલ છે તે તેમને તુરત જણાશે )જોગ સંદેશો આપ્યો છે. તે સદેશો કેટલીક રીતે જાણવાજોગ છે તેની ભાષામાં પ્રજા સાથે સીધો સબધ બાંધવાની અભિલાષા જણાય છે—હું અને તમે એવા શબ્દપ્રયોગોથી અંગત સંબંધ જણાવ્યો છે તેમા કાંઈક ધાર્મિક ભાવ (લૉર્ડ ઇરવીનના Christian spirit જેવો) જણાય છે. એકબે વખત પ્રભુનુ નામ પણ લીધુ છે, અને પાચ વર્ષો તનમનથી હિન્દુસ્તાનની સેવામાં અર્પણ કરવાની ભાવના જાહેર કરી છે, એટલુ જ નહિ પણ તે માટે આપણી પ્રાર્થનામા તેમને યાદ કરવાની વિનંતિ કરી છે હિન્દુસ્તાનની સર્વ કોમોને પોતાનાં બાળકોની પેઠે સમાન ગણવાનું વચન આપ્યુ છે. (આથી મુસલમાનો છેડાઈ પડ્યા છે. કારણ કે માનીતા બાળક તરીકે વધારે ભાગ લેવાના તેમના હક ઉપર ત્રાપ પડી છે!). સર્વપક્ષના નેતાઓ સાથે વિનાસંકોચ સમાનભાવે મંત્રણા કરવાની તેમની ઉમેદ છે.

આમપ્રજા તેમનો સંદેશો સાંભળે તે માટે ખાસ કાળજીપૂર્વક તેનું હિન્દી કરાવી રેડિયો ઉપર તુરત સંભળાવવાની ગોઠવણ કરવાનું પણ તેઓ ભૂલ્યા નહોતા અને ઉત્તરમાં તેઓ નામદારે ખાતરી આપી છે કે તેઓ આપણી પ્રામાણિકતા અને સચ્ચાઈમાં કોઈ દિવસ શંકા નહિ લાવે તેમ આપણે પણ તેમનામાં વિશ્વાસ રાખવો

આ સંદેશામાં તરી આવતું સ્પષ્ટ વક્તૃત્વ અને અંગત ભાવ (Personal touch) આવકારલાયક છે પણ તેનો સાર શો? શરૂઆતમાં જ નામદાર શહેનશાહ પ્રત્યે કાયમ વફાદાર રહેવા આપણને ભલામણ છે, અને આપણી વફાદારીની તારીફ કરી છે અમલદારશાહી, લશ્કર, પોલીસ વગેરેને શાબાશી આપી છે અને તેમની અનન્ય સેવાની તારીફ કરી છે નવું બંધારણ કાયમ છે અને રહેશે તે સ્વીકાર્યું છે તેમાં કાંઈ પણ ફેરફાર થઈ શકે તેવી કોઈ આશા આપી નથી દમનનીતિનો દોર ઓછો કરવાની કોઈ અભિલાષા દર્શાવી નથી ગરીબો પરના કરવેરાનો બોજો કાંઈ ઓછો થશે તેવું જણાવ્યું નથી દેશના હજારો પાણીદાર યુવકો કાંઈ પણ આરોપ અથવા તપાસ વિના જેલમાં સડે છે, તેમની મુક્તિ માટે શબ્દ પણ નથી ટૂંકામાં, મીઠા શબ્દો અને સંદિગ્ધ વચનો સિવાય કાંઈ જ નથી બલ્કે, બ્રિટિશ સામ્રાજ્યને વફાદાર રહેવા આપણને ભલામણ છે દેશની અજ્ઞાનતા જે આપણી દુર્દશાનું મૂળ છે તે દૂર કરવાને અથવા ઓછી કરવાને તેમણે કાંઈ પણ આશા આપી નથી

હકીકત એમ છે કે વાઇસરૉયસાહેબ સારા હોય તોપણ ભલી લાગણી દર્શાવવા સિવાય હિન્દુસ્તાનનું કાંઈ ઉકાળી શકે તેમ નથી જે લોખંડી ચક્રના આરા તરીકે તેઓ દાખલ થાય છે તેની તેઓ એક ખીલી પણ ખસેડી શકે તેમ નથી બલ્કે, તેમના સામ્રાજ્યની અને તેમના શહેનશાહની સેવા કરી હિન્દુસ્તાનની ગુલામી કાયમ કરવા સિવાય તેઓ કાંઈ કરે તેમ નથી

## ઇટલી એબિસીનિયા

કાંઈ ચમત્કાર ન બને તો એબિસીનિયાનો પૂર્ણ પરાજય થોડા સમયની અંદર થશે એમ જણાય છે ઉત્તર અને દક્ષિણ બન્ને બાજુથી ઇટાલિયન સૈન્ય પૂરવેગથી ધસી રહ્યું છે ચોમાસું શરૂ થાય તે પહેલાં એબિસીનિયાનો પૂરો કાબૂ મેળવી લેવો ઇટલી માટે આવશ્યક છે બહાદુર હબસીઓ મરણિયા થઈ સામનો કરી રહ્યા છે, પણ આધુનિક યુદ્ધમાં શારીરિક વીરતાને બહુ સ્થાન નથી દક્ષિણે હરારનો કબજો લેવાઈ ગયો છે અને રાજધાની એડીસઅબાબા ઉપર બન્ને બાજુથી ધસારો ચાલુ છે

વિજયોન્મત્ત ઇટલીને આ વિજયની કિંમત ભારે દેવી પડશે એ નિશ્ચિત છે, પણ કદાચ મુસોલિનીને અત્યારે તેનો હિસાબ નથી એક વસ્તુ દીવા જેવી સ્પષ્ટ છે રાષ્ટ્રસંઘ અને તેની સામુદાયિક સલામતીના સિદ્ધાંતો ઉપર વિશ્વાસ રાખી એબિસીનિયાએ ઇટલીનો સામનો કર્યો યુરોપિયન રાજ્યોએ—અને ખાસ કરીને બ્રિટન અને ફ્રાન્સ આ વિશ્વાસનો નિર્લજ્જ રીતે ભંગ કરીને એબિસીનિયાને ઇટલીનું ભોગ બનાવ્યું જો આવી આશા એબીસીનિયાને અપાઈ ન હોત અથવા તેમના ઉપર વિશ્વાસ મૂક્યો નહોત અને પ્રથમથી જ સીધી રીતે ઇટલી સાથે વાટાઘાટ કરી સમાધાની કરી હોત તો એબિસીનિયાની આટલી ખૂરી દશા ન થાત. કુદરત તો જરૂર આનું વેર યુરોપીય રાજ્યો ઉપર વાળશે અને બીજી પ્રજાઓને

આ બોધપાઠ—મોંઘો પણ—જેવોતેવો નથી. યુરોપનાં રાજ્યોની સ્વાર્થી અને કુટિલ નીતિ ઉઘાડી પડવા ઉપરાંત પરાધીન પ્રજાએ પોતાના રક્ષણ માટે મોટી પ્રજા ઉપર ભરોસો ન રાખવો તે આ યુદ્ધ હિન્દને શીખવે છે ઇટલીની મુશ્કેલીઓ વિજય પૂરો થયે શરૂ થશે. ઇતિહાસ સાક્ષી પૂરે છે, કે આવો વિજય વિનાશનું પ્રથમ પગથિયું છે. એબિસીનિયાનું નિર્દોષ બલિદાન યુરોપના વિનાશનું કારણ બનશે.

## જવાહરલાલનું વ્યાખ્યાન અને તેનાં પરિણામો

મહાસભાના વ્યાસપીઠ પરથી જવાહરલાલે સમાજવાદની ઘોષણા કર્યાને એક માસ પણ નથી થયો તેટલામા તો દેશભરમા ખળભળાટ થયો સામ્રાજ્યવિરોધી બળોએ તે ઘોષણા ઉપાડી લીધી છે અને તેમા ઝંડા નીચે એકત્ર થવાની યોજનાઓ શરૂ કરી છે જ્યારે મૂડીવાદીઓ અને સનાતનીઓએ તેનો વિરોધ શરૂ કર્યો છે. મહારાષ્ટ્ર વ્યાપારી મંડળના પ્રમુખસ્થાનેથી શ્રી. વાલચંદ હીરાચંદે તથા ઇન્ડીયન મરચન્ટ્સ ચેમ્બરની ત્રૈમાસિક બેઠક વખતે તેના ઉપપ્રમુખ મિ૰ એ. ડી. શ્રોફે એક યા બીજી રીતે સખત વિરોધ જાહેર કર્યો છે. જવાહરલાલના વિચારોમા તેમને અરાજકતા અને અંધાધૂધીના ભણકારા વાગે છે અને તે વિચારોથી વિનાવિલંબે અને સ્પષ્ટપણે અળગા થવા મહાસભાને વિનંતિ કરે છે. બહુ જ ઉદારતાથી મૂડીવાદી આર્થિક રચનાની કેટલીક ખામીઓ તેઓ કબૂલ કરે છે અને તેને સુધારવાની જરૂર સ્વીકારે છે, પણ સમાજવાદથી તો વર્ગવિગ્રહ, ઝેરવેર હિંસા અને આંતરવિગ્રહ થશે તેથી તેનાથી દૂર રહેવા ગભીર ચેતવણી આપે છે. શ્રી ઘનશ્યામદાસ બીરલાનું પત્ર ‘હિન્દુસ્તાન ટાઇમ્સ’ અને વિનીતોનું મુખપત્ર ‘લીડર’ પણ એ જ સૂરો પૂરે છે. શ્રી. ચિન્તામણિને જવાહરલાલના સમાજવાદમા નર્યો જડવાદ અને નાસ્તિકતા જણાય છે, અને તેમની આધ્યાત્મિકતા અને ધાર્મિક વૃત્તિને સખત આઘાત થાય છે સમાજવાદમાં તેઓ ધર્મ અને નીતિ લગ્ન અને કુટુમ્બની સંસ્થાઓનો નાશ જુએ છે. વ્યક્તિસ્વાતંત્ર્ય, ખાનગી મિલકત અને તેનો સ્વતન્ત્ર ઉપયોગ આ બધા હકો ઉપર તેમને તરાપ પડતી ભાસે છે. આવા સમાજવાદ કરતા તો ગાંધીનો અસહકાર અને સત્યાગ્રહ—વિનીતોના ડહાપણ મુજબ હિન્દને અવળે રસ્તે લઈ જવાવાળો હતો છતાં પણ—હજાર દરજ્જે સારો હતો. તેમના ડહાપણના ભંડારમાંથી બધારણીય ચળવળનો ‘રાજમાર્ગ’—સ્વતંત્રતા મેળવવાનો એક જ ઉપાય—તેમને સૂઝે છે

કોઈ પણ પક્ષનો વિરોધ કરવો હોય તો ઇચ્છાઅનિચ્છાએ, જાણેઅજાણે, તેના વિચારોનો અવળો અર્થ કરવો તે પુરાણી રીત છે. આ ભદ્રલોકોના ધર્મ અને નીતિ બહુ સુવાળા અને નાજુક હોય છે. ઘડીઘડીમા તેનો નાશ—અરાજકતા અને અંધાધૂધી તેઓ નજરે જોવા માડે છે! મૂડીવાદને જીવતો રાખવામા ખરા મૂડીવાદીઓ જેટલુ નથી કરતા તેથી વિશેષ લક્ષ્મીની પૂજા કરવાવાળા આ ભદ્રલોકો કરે છે.

તેમનો વિરોધ કેટલેક દરજ્જે સકારણ પણ છે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલેકી રાખીને બીજા વર્ગોનું શોષણ જે રીતે મૂડીવાદીઓ કરી રહ્યા છે અને સામાજિક પ્રતિષ્ઠા અને આધિપત્ય ભોગવી રહ્યા છે તેનો નાશ અચૂક છે. પણ આ વિરોધ ઘણે દરજ્જે અજ્ઞાન અને તજ્જનિત ભય ઉપર રચાયેલો હોય છે તે જોઈને દિલગીરી થાય છે સમાજવાદ અને તેની સામાજીક અને આર્થિક રચના બરાબર સમજવા પ્રયત્ન કર્યા વિના

નામમાત્રથી ભડકી જવાની મનુષ્યની ટેવ તેની પ્રગતિની વિરોધક બની છે. સમાજવાદી નવી માનવતા સર્જી રહેલ છે અને જગતે નહિ જોયેલ એવો મહાન્ પ્રયોગ કરી રહેલ છે, તે જાણવાની જરૂર છે. જે ધોરણે અને જેવી રીતે રશિયામા વિપ્લવ થયો તેવી જ રીતે હિન્દુસ્તાનમાં થશે તેમ માનવાને કાંઈ કારણ નથી. પોતાની પરિસ્થિતિ અને સંસ્કૃતિને અનુરૂપ, ઇતિહાસના બોધપાઠો ધ્યાનમાં લઈને, હિંદુસ્તાન પોતાનું ભાવિ ઘડશે. સમાજવાદ એટલે એક વસ્તુ નિઃશંક છે કે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલેકીનો નાશ તે કેવી રીતે થશે, ક્યારે થશે અને તે થયા પછી તેને અનુરૂપ સામાજિક અને આર્થિક રચના કેવી થશે તે બધુ કાળના ગર્ભમાં છે. સમાજવાદ નવો ધર્મ છે અને તે નવી માન્યતા સર્જશે.

## યુરોપનું રાજકારણ

ફ્રાન્સમા 'ચેમ્બર ઓવ ડેપ્યુટીઝ'ની ચૂંટણીને કારણે યુરોપનુ વાતાવરણ કાંઈક શાંત છે અને દરેક રાજ્યે સબૂરી પકડી છે ફ્રાન્સમા સંખ્યાબંધ પક્ષો છે અને કોઈ એક પક્ષને સારી બહુમતી નહોતી. આ વખતે મૂડીવાદના વિરોધી પક્ષો એકત્રિત થયા અને તેમણે સારી બહુમતી મેળવી છે વેપારીઓ અને નાણાં ધીરનારાઓના સ્વાર્થનો રાજ્યનીતિ ઉપરનો કાબૂ ઓછો થશે તેમ જણાય છે મૂડીવાદીઓ ઇટલી અને જર્મનીમા કાબૂ જાળવી રહ્યા છે તેવુ ફ્રાન્સમા નહિ બને તેમ જણાય છે. યુરોપીય રાજ્યપ્રકરણમાં તેના પરિણામો અસરકારક નીવડશે જર્મની તરફનો ફ્રાન્સનો વિરોધ વધશે અને રશિયા સાથેની મૈત્રી કાયમ થશે. છેવટનો વિગ્રહ મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે છે તેમા ફ્રાન્સમાં મૂડીવાદનું જોર કાંઈક ઓછું થશે તેમ જણાય છે.

સ્પેનમા પણ સમાજવાદીનો વિજય થયો છે અને રાજસત્તા તેમણે હાથ કરી છે

ઇટલી અને જર્મનીમાં મુસોલિની અને હિટલરે સમાજવાદીઓને અને દરેક મજૂર-નેતાને વીણીવીણીને દૂર કર્યા છે. તે સામે સમાજવાદીઓનો ફ્રાન્સ અને સ્પેનમા આ વિજય અતિ મહત્ત્વનો છે

ઇગ્લેંડમાં મિ ચેમ્બરલેને પોતાનું બજેટ રજૂ કર્યું ઇગ્લંડની વેપારી આબાદી પુષ્કળ થઈ છે, અને આવક ધાર્યા કરતાં પણ વિશેષ થઈ છે. છતાં નાણાપ્રધાન કરવેરામા કાંઈ પણ રાહત આપી શક્યા નથી તેટલું જ નહિ પણ કેટલાક કરવેરા નવા નાખ્યા છે, અને હજી પણ નવા પડશે એવી આગાહી કરી છે. લશ્કરી ખર્ચ અનહદ વધી પડવાથી આવકનો કોઈ ભાગ ગરીબોને મળતો નથી આ આખા બજેટને ફરી શસ્ત્રસજાઈનુ (Re-armament Budget) જ કહ્યું છે, અને આ તો હજી પહેલો હપ્તો છે. શસ્ત્રસરંજામ તૈયાર કરવાના ઉદ્યોગને કારણે હાલતુરત સંખ્યાબંધ માણસોને રોજી મળશે અને આબાદી જણાશે પણ તેની હદ થશે ત્યારે તે જ માણસોને તેમણે જ બનાવેલી તોપો અને મશીનગનોના મુખે ધરવા સિવાય બીજો ઉપાય રહેશે નહિ.

મધ્ય યુરોપમા ભેદી લશ્કરી હિલચાલ થઈ રહી છે. જર્મની બાવેરિયામાં લશ્કર એકઠું કરે છે. ઑસ્ટ્રિયા જર્મન સરહદ ઉપર લશ્કર મોકલે છે. હંગરીમાં નાઝીઓનો બળવો અને અચાનક મારવા ધારેલ છાપો અકસ્માત તૂટી પડ્યો છે. ઑસ્ટ્રિયા યુરોપનું નવુ ખાજ છે. યુરોપનો માંદલો ( Sick Man of Europe )—પ્રથમ તુર્કી હતુ, હવે ઑસ્ટ્રિયા થયુ છે. અને એક તરફથી જર્મની અને બીજી તરફથી ઇટલી તેના ઉપર તરાપ મારી રહેલ છે.

હ્રાઈનલેંડમાં જર્મન લશ્કર કાયમ થયું છે અને હિટલર પોતાની કિલ્લેબંધી ઝપાટાબંધ કરી રહેલ છે. હિટલરે મોકલેલ સુલેહની શરતોનો વિચાર કરવાના બહાના તળે ઇંગ્લંડ સમય ગાળે છે અને અંદરખાનેથી પોતાની તૈયારી કરે છે. ફ્રાન્સની નવી સરકાર નિમાયે શું થાય છે તે જોવાનું છે. હિટલરનું અનુકરણ કરી કમાલપાશા ડાર્ડેનલ્સનો કાબૂ પાછો માગે છે અને ભૂમધ્ય સમુદ્રની દરિયાઈ વાટના કાબૂ માટે જુદી રાજરમતો રમાય છે.

## ઇજિપ્ત

ઇજીપ્તના રાજા ફુઆદનું ૨૮ મી એપ્રિલે મૃત્યુ થયું. નવો રાજા સગીર છે, એટલે રાજ્યસમિતિ ( Council of Regency ) નિમાશે. રાજા ફુઆદના મૃત્યુથી ઇજિપ્તવાસીઓને બહુ દિલગીરી થાય તેમ નથી બ્રિટનના રમકડા તરીકે રાજા ફુઆદે પોતાની પ્રજા ઉપર રાજ્ય કર્યું છે. ૧૯૨૨માં ઇજિપ્તને સ્વતંત્રતા મળી, નવું બંધારણ મળ્યું ૧૯૨૩ની ચૂંટણીમાં રાષ્ટ્રીય વફદ પક્ષની ઝગલૂલપાશાની સરદારી નીચે બહુમતી થઈ તે બ્રિટનથી ન સહેવાયું. ઇજિપ્તના હાઈ કમિશનરની સલાહથી રાજા ફુઆદે નવું બંધારણ અભરાઈએ ચડાવ્યું અને પાર્લમેંટ રદ્દ કરી રાજસત્તા હાથ કરી મુંબઈના એકબેના પ્રખ્યાત લૉર્ડ લોઈડની સલાહ મુજબ પ્રજામત વિરુદ્ધ રાજ્ય ચલાવવાની શરૂઆત કરી

ત્યારપછી તો પ્રજામતનું જોર વધ્યું અને તે સાથે દમન વધ્યું. વિદ્યાર્થીઓએ હડતાળો પાડી અને બ્રિટનને ફરી મંત્રણા કરવાની ફરજ પડી. હાલ સર્વ પક્ષોના એકત્રિત ડેપ્યુટેશન સાથે મંત્રણાઓ ચાલી રહી છે તે સાથે નવી ચૂંટણી પણ ચાલે છે. ઇટલીએ એબિસીનિયાનો કાબૂ મેળવ્યો તેથી કોકડું ગુંચવાયું છે ભૂમધ્ય સમુદ્ર અને તે મારફત પૂર્વની દરીયાઈ વાટનું આધિપત્ય કાયમ રાખવા ઇંગ્લંડને ઇજિપ્તનો લશ્કરી કાબૂ અને સુદાનનું તંત્ર હાથ રાખવાં છે જ્યારે ઇટલી ઇજિપ્તવાસીઓને પોતા તરફથી અભય આપી તેમની મૈત્રી આમંત્રે છે ચૂંટણી પછી શી પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે તે જોવાનું છે.

## પૂનામાં કોમી રમખાણ

મસ્જિદ પાસે સંગીત ફરીથી એક કોમી રમખાણનું કારણ બન્યું છે પૂનામાં હિંદુ-મુસલમાન વિરોધ બિલકુલ નહોતો તે શરૂ થયો તેથી ખરેખર દિલગીર થવા જેવું છે મુસલમાનોની અસહિષ્ણુતા અને દાદાગીરી હદ કરે છે તેમ કહ્યા વિના રહેવાતું નથી. પંજાબમાં શહીદગંજમાં પણ છડેચોક તેમનો દોષ હોવા છતાં મહિનાઓ સુધી કેર વર્તાવ્યો અને પોતાના નેતાઓની સલાહ માનવાની પણ ના પાડી. મુસલમાનોનું કોમી ઝનૂન વધતું જાય છે તે ખેદજનક છે મિ. ઝીણા જેવા પણ એક યા બીજી રીતે મુસલમાનોના આ કોમી ભાવ વધારવામાં જાણેઅજાણે કારણભૂત બને છે. સર ફઝલી હુસેન અને સર મહમદ યાકુબ જેવા તો ખુલ્લી રીતે નવા પક્ષો ઊભા કરી પૂરતો લાભ લઈ રહ્યા છે અને સરકારનો સાથ મેળવે છે. સરકારની માનીતી કોમ તરીકે વિશેષ લાભ મેળવવાનો નણે તેમને પટ્ટો મળ્યો છે ભાઈ પરમાનંદ અને ડૉ મુંજે જેવા આનું અનુકરણ કરી સરકારની ખુશામત કરે છે અને સરકાર તો પોતાની હમેશની રીત મુજબ આપણામાં ફૂટ પડાવી પોતાની સત્તા કાયમ કરે છે।

———o———

# રોજનીશી

## એપ્રિલ : ૧૯૩૬

તા. ૮ લખનૌમાં મહાસભાના વરાયેલા પ્રમુખ પં. જવાહરલાલનું સ્વાગત સરઘસ; અર્ધો લાખ માણસની મેદની; ૧૮૧૮ના રેગ્યુલેશન હેઠળ શ્રી સુભાષ બોઝની સ્ટીમરમાંથી ઊતરતાં જ મુંબઈના કિનારે ધરપકડ; સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકતો રાખવાનો તેમનો સંદેશો; જિનીવામાં મળેલી રાષ્ટ્રસંઘની કમિટીમાં બ્રિટિશ પરદેશખાતાના પ્રધાન મિ. ઍડનનું ભાષણ ઈટલી-એબિસીનિયા વચ્ચેની લડાઈ હવે તો અટકવી જ જોઈએ ! વડી ધારાસભામાં લૉર્ડ વિલિંગ્ડનનું આખરી ભાષણ, મહાસભાપક્ષે ગેરહાજર રહીને ઇરાદાપૂર્વક અવિનય બતાવ્યો છે; નરેન્દ્રમંડળના ચાન્સેલરપદનું પતિયાળાનરેશે આપેલું રાજીનામું મંજુર થયું.

તા. ૯ લખનૌમાં મહાસભાની વિષયવિચારિણી સમિતિની બેઠક મળી; શ્રી સુભાષ બોઝની ધરપકડ સામે તેણે જાહેર કરેલો વિરોધ, વિષયવિચારિણી કમિટીમાં શારીરિક શ્રમની કલમ બહુમતીથી રદ થઇ; ખાદી પહેરવવાની કલમ રદ કરાવવા સમાજવાદીઓની ભારે ઝુંબેશ પણ આખરે હાર; મહાસભામાં ખેડૂતો અને કામદારોને સીધું પ્રતિનિધિત્વ આપવા માટે વિષયવિચારિણી સમિતિમાં લાંબી ચર્ચા; સંયુક્ત પ્રાંતની સરકારે પ્રાંતમાંના તમામ જિલ્લા અને પોલીસ અમલદારો જોગ એક સરક્યુલર બહાર પાડી પં. જવાહરલાલના તમામ ભાષણો સંભાળપૂર્વક બારીકાઈથી જોઈ જઈ પોતાની ટીકા સાથે સરકાર પર મોકલી આપવાનું ફરમાવ્યું હોવાની વીગત બહાર આવી.

તા. ૧૦ લખનૌ વિષયવિચારિણી સમિતિમાં મહત્ત્વના પ્રશ્નો ઉપર ચર્ચા; એબિસીનિયા પ્રત્યે સહાનુભૂતિનો ઠરાવ પસાર થયો; કારોબારીના બંધારણીય સુધારાને મંજૂરી--સપ્રમાણ પ્રતિનિધિત્વની બાબતમાં સમાજવાદીઓને હાર.

તા. ૧૧ હોદ્દાસ્વીકાર સામે પં. જવાહરલાલનો પ્રખર વિરોધ હોદ્દાસ્વીકારથી ક્રાંતિકારી મનોવૃત્તિ નાશ પામશે; લખનૌમાં કિસાન પરિષદ.

તા. ૧૨ લખનૌ મહાસભાનું પં. જવાહરલાલ નહેરૂના પ્રમુખપણા હેઠળ અધિવેશન; સમગ્ર જગતની પરિસ્થિતિનું અને તેમાં હિંદનું સ્થાન વૈજ્ઞાનિક અને રજૂ કરતું પંડિતજીનું નેમાં ઐતિહાસિક ભાષણ; શ્રી શંકરાચાર્ય ડૉ. કુર્તકોટિનો શીખ પરિષદને સંદેશ, શીખધર્મ પણ હિંદુધર્મ જ છે. હરિજનો તેનો સ્વીકાર કરે તેથી હું ઘણો ખુશી થઈશ મહાસભાની ખુલ્લી બેઠકમાં મહાત્માજીએ પ્રેક્ષક તરીકે ટિકિટ ખરીદી હાજરી આપી; સ્વ. શ્રીમતી કમલા નેહરૂનું કાયમી સ્મારક કરવાની યોજના તૈયાર થઈ.

તા. ૧૩ શ્રી સુભાષ બોઝની યરોડા જેલમાં ફેરબદલી.

તા. ૧૪ મહાસભાની બેઠકમાં, દરિયાપાર વસતા હિંદીઓને સહાય કરવાને લગતો, મહાસભા અને આમવર્ગ વચ્ચે નિકટનો સંસર્ગ સાધવાને લગતો, કિસાનોને લગતા કાર્યક્રમને મંજૂરી આપતો તેમજ દેશી રાજ્યોની પ્રજા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતો મહાસભાના બંધારણમાં ભારે ફેરફાર સ્વીકારતો વગેરે ઠરાવો પસાર થયા; પં. જવાહરલાલ અને મહાત્માજીને લખનૌ જિલ્લાબોર્ડના માનપત્રો, હિંદી નરેન્દ્રોને લૉર્ડ વિલિંગ્ડનની વિદાયવેળાની ચેતવણી; 'નવા બંધારણને સાથ નહિ આપો તો આફતમાં મુકાશો !'

તા. ૧૫ મહાસભાની આવતી બેઠક ડિસેમ્બરમાં મહારાષ્ટ્રમાં ભરવા ઠરાવ થયો. રાત્રે દોઢ વાગે મહાસભાની બેઠકની પૂર્ણાહુતિ થઈ, લૉર્ડ વિલિંગ્ડનની દિલ્હીથી વિદાયગીરી.

તા. ૧૬ પંડિત જવાહરલાલે નવી કારોબારી કમિટીના સભ્યોની નીચે મુજબ ચૂંટણી જાહેર કરીઃ શેઠ જમનાલાલ બજાજ, આચાર્ય કૃપાલાની, મૌલાના અબદુલ કલામ આઝાદ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, સરદાર વલ્લભભાઈ, ખાન અબદુલ ગફારખાન, શ્રી. રાજગોપાલાચાર્ય, સુભાષચંદ્ર બોઝ,

નરેન્દ્રદેવ, જયરામદાસ દોલતરામ, શંકરરાવ દેવ, જયપ્રકાશ નારાયણ, ભૂલાભાઈ દેસાઈ, અચ્યુત પટવર્ધન; મહાસભાના રાષ્ટ્રીય પક્ષે નવી ચૂંટણીમાં ભાગ લેવાનો નિર્ણય કર્યો.

તા. ૧૭ હિંદના નવા વાઇસરૉય લૉર્ડ લિનલિથગોનું મુંબઈમાં આગમન; હિંદી વિમાની સાહસિકોના સરદાર શ્રી. વિનાયક મહેતા હિમાલય પર ચડવાની ટુકડીની સરદારી લેવા આલ્મોરા જવા મુંબઈથી ઊપડયા; એબિસીનિયાના શહેનશાહ ભેદી રીતે ગુમ થયાના સમાચાર પ્રગટ થયા; પંડિત જવાહરલાલનું નિવેદન; શહેનશાહની મુલાકાતના આમ ત્રણનો ઇનકાર;

તા. ૧૮ નવા વાઇસરૉયને રાજધાનીમાં તેમને છાજતુ માન, ૩૧ તોપોની સલામી; યુદ્ધમાં ઝેરી ગૅસના ઉપયોગ સામે ઇંગ્લંડના વડા પ્રધાનની ચેતવણી; જો ઝેરી ગૅસનો ઉપયોગ કરવામાં આવે તો બીજું યુદ્ધ સંસ્કૃતિનો અંત લાવી મૂકશે.

તા. ૧૯ હિંદથી કેપટાઉન અને ત્યાંથી સફર પૂર્ણ કરીને પાછા આવતા હિંદી વિમાનીઓનું મુંબઈમાં જાહેર સ્વાગત.

તા. ૨૦ નરેન્દ્રમંડળની કાયમી કમિટીમાંથી સભ્ય તરીકેનું બિકાનેરના મહારાજાનું રાજીનામું ઇટલી સામે કેસરિયા કરવા ૫૦૦૦ હબસીઓ તત્પર બન્યા; આચાર્ય કૃપાલાનીના શ્રીમતી સુશીલા મઝુમદાર સાથે સિવિલ મૅરેજ કાયદા અનુસાર થયેલા લગ્ન.

તા. ૨૧ મૅટ્રીકની પરીક્ષાના અંગ્રેજી પ્રશ્નપત્ર સામે વિદ્યાર્થીઓનો ઉગ્ર વિરોધ; એબિસીનિયાના પાટનગર પર ઇટલીનો ધસારો; સુભાષ બોઝની ગિરફતારી સામે બ્રિટનમાં ભારે વિરોધ; યુદ્ધના મોરચા ઉપર હબસી વીરાંગનાનું પરાક્રમ—છ કલાક સુધી દુશ્મનોનો સામનો.

તા. ૨૨ રંગપુર જિલ્લામાં ચાલતી ટ્રેને ટપાલની લૂંટ; ભરૂચના ભંગી કામદારોની હડતાળ તરફ વધતો વિરોધ; જેરુસલેમ પર હુમલો કરવાનો આરબ આગેવાનોનો પ્રયાસ, અનેકના મરણ.

તા. ૨૩ ઇટલીનું યુદ્ધ અંગેનું ખર્ચ—૧૬,૨૦,૦૦,૦૦૦ પાઉંડ; હેબ્રોનમાંથી યહૂદીઓની હિજરત, યહૂદી આરબ ઝઘડામાં ૨૧ મરણ અને ૫૭ ઘાયલ.

તા. ૨૪ હવાફેર માટે મહાત્માજી મૈસૂર જશે, મૈસૂર સરકાર તરફથી બાંગ્લોરથી ૪૦ માઈલ દૂર આવેલી નાન્દી ટેકરીઓ ઉપરના બંગલામાં તેમના ઉતારાની ગોઠવણ.

તા. ૨૫ એડીસઅબાબા તરફ ઇટલિયનોની નિર્ભય કૂચ

તા. ૨૬ અખિલ હિંદ મુસ્લિમ લીગની કાઉન્સિલની બેઠકનો અંત, મુસ્લિમ મધ્યસ્થ પાર્લામેન્ટરી બોર્ડ સ્થાપવાની યોજના.

તા. ૨૭ વર્ધા ખાતે મહાસભાની કારોબારીની અગત્યની મંત્રણા, પરદેશખાતું ખોલવાનો ઠરાવ.

તા. ૨૮ ઇજિપ્તના રાજા ફુઆદનું અવસાન; મ્યુ. શાળાઓના અભ્યાસક્રમમાં રાષ્ટ્રભાષાની ઊણપ, તે સંબંધમાં રિપોર્ટ મંગાવવાનો અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલબોર્ડનો ઠરાવ: મહાસભાની કારોબારીમાં મતભેદ, મહાત્માજી જાતે હાજર થયા.

તા. ૨૯ મહાસભાની કારોબારીના મહત્ત્વના ઠરાવો; કામદાર સમિતિ અને પાર્લામેન્ટરી કમિટીની નિમણૂક ઑગસ્ટની આખર પહેલાં નોંધાયેલા સભ્યોને મત આપવાનો અધિકાર; સર હરિશંકર પોલ કલકત્તા કૉર્પોરેશનના મેયર તરીકે ચૂંટાયા; હંગેરીના પાટનગર પર ઓચિંતા હુમલાનું નાઝીઓનું કાવતુ પકડાયું, ૧૮ નાઝી આગેવાનોની ધરપકડ.

તા. ૩૦ મારવાડના ખેડૂતોને રાહત આપવા સરકારની સાફ ના; નરેન્દ્રમંડળની ચ્યાંચૂધી સામે પતિયાળા નરેશના રોદણા, 'મંડળ માટે કોઈને દરકાર નથી, નાણાં પણ નથી,' રાજ્ય સામેના અસંતોષના પરિણામે લોહારમાં પ્રજાજનોનો બળવો, નાશી જતા હબસીઓનો ભયંકર સંહાર, દાસનસીયુની મજબૂત કિલ્લેબંધી તરફ ઇટલિયનોની કૂચ

## મે : ૧૯૩૬

તા. ૧ આસામમાં ભયંકર વાવાઝોડું: લાખોનું નુકશાન, હજારો માણસોનો નાશ, સંખ્યાબંધ ગામો ઉપર આફત; એબિસિનિયાના શાહે પાટનગર છોડયું; જગતના નૌકાસૈન્યમાં મોખરે આવવા

અમેરિકાની તૈયારીઓ. નૌકાજૂથને સજાવવા મજૂર થયેલો ખરડો, અમદાવાદમા શ્રી. ડાંગેના પ્રમુખપણા નીચે મળેલી પહેલી મજૂર પરિષદ

તા ૨ એડિસઅબાબામા અંધાધુધી, શાહી મહેલ લૂટાયો

તા ૩ મુબઇ યુનિવર્સિટીની મેટ્રીકની વધારાની પરીક્ષા ૨૬મી ઑક્ટોબરે શરૂ થશે એવી થયેલી જાહેરાત, ફ્રેન્ચ એલચીખાતા ઉપર હબસી યુવકોનો હુમલો

તા ૪ સરદાર વલ્લભભાઈ પટેલનુ અમદાવાદમા આગમન, તેમણે કરેલી 'કમલા જ્યોતિહાર'ની ઉદ્ઘાટનક્રિયા, શાસતફારીની પેલેસ્ટાઇન તરફ સહકુટુંબ રવાનગી

તા ૫ કડોરમા વડોદરા રાજ્ય પ્રજામડળના તેરમા અધિવેશનની શરૂઆત ગુલામી મનોદશા મૂળમાથી મિટાવા માટે પ્રમુખ ડૉ સુમન્ત મહેતાની હાકલ, શાસતફારી જીબુટી ખાતે ફ્રેન્ચ સરકારના મહેમાન, ઇથિયોપિયાની રાજધાનીમા ઇટલિયનોનો પ્રવેશ, તા ૮મી મેનો દિવસ એબિસિનિયા દિન તરીકે પાળવાનુ રાષ્ટ્રપતિનુ ફરમાન યુદ્ધના અત વિશેની મુસોલીનીની રોમમા જાહેરાત

તા ૬ ભરૂચની ભગી હડતાળ વિશે ગુજરાત પ્રાંતિક સમિતિનો નિર્ણય શ્રી ઠક્કર બાપાનો નિર્ણય સ્વીકારવાની ભલામણ, એડિસઅબાબામા 'માર્શલ લૉ'ની જાહેરાત પછી શાત વાતાવરણ

તા ૭ હિંદમા હબસી દિનની ઉજવણી સામે કલકત્તા ખાતેના ઇટેલિયન એલચીએ જાહેર કરેલો વિરોધ

તા ૮ પ્રાંતિક ધારાસભાની ચૂટણી માટે લડતના મોરચા મુબાઈ, મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટક એ ચારે પ્રાતો માટે સલાહકાર કમિટિની થયેલી નિમણૂક.

તા ૯ હિન્દભરમા ઉજવાયેલો અબિસિનિયા દિન, સક્કરમા ઘટેલો બોમ્બ, 'તલવારની ધારે ઇટલિ એબિસિનિયા સાચવશે' એવી રોમમા મુસોલિનીની સિંહગર્જના

તા ૧૦ ચાલુ ટ્રેને રાતના સાડાબાર વાગે ડૉ અનસારીનુ એકાએક અવસાન દેશભરમા શોકની લાગણી, ચુસ્ત રાષ્ટ્રવાદી મહાન દેશભક્ત ડૉ અનસારીને આગેવાનોની અજલિ, તા. ૧૭મી મેનો દિવસ 'અનસારી દિન' તરીકે પાળવા રાષ્ટ્રપતિની જાહેરાત

તા ૧૧ ભરૂચના ભગીઓ માટેની જાહેરસભામા ધાધલ, કિશનગઢ જેલમા ગયા ડિસેમ્બર માસથી અપવાસ કરતા શ્રી પ્રફુલ્લ નારાયણ મલિકે અપવાસ છોડ્યાની બહાર આવેલી હકીકત અબિસિનિયાનો પ્રશ્ન ચર્ચવા માટે રાષ્ટ્રસઘમા ઇટલિનો સાફ ઇનકાર

તા ૧૨ ભયકર આગમા ૫ જણનુ એક નુહગામ નામનુ આખુ ગામ સપડાયુ

તા ૧૩ મુબાઈમા ભયકર આગથી ૨૫ લાખનુ નુકશાન ઇટલિ સાથે અબિસિનિયાને જોડી દેવા સામે બ્રિટનમા વિરોધ નાયકવાડી જુવાનોને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિ ઉપાડી લેવા માટે ડૉ સુમન્ત મહેતાની હાકલ

તા ૧૪ કડી તાલુકામા ધાડપાડુઓએ વર્તાવેલો ભયકર કેર, એક જણ ઠાર થયો ૨૧ ઘાયલ થયા ઑસ્ટ્રિયાના નવા પ્રધાનમડળમા પ્રિન્સ સ્ટારહેમબર્ગને મળેલી હાર, ઇંગ્લડમા નોર્ધમ્પ્ટન શાયર સામે હિંદી ટીમે નોધાવેલો ૪૭૫ રનનો જગી જુમલો મર્ચંટ, નાયડુ, અમરનાથ અને અમરસિંગની ફાંકડી રમત ગુલામ રીમે અદામાનની પોતાની મુલાકાતનુ બયાન આપતા જણાવ્યુ કે 'દુનિયાપરનુ નર્ક હોવાને બદલે એ તો કેદીઓનુ સ્વર્ગ છે', જાહેર રસ્તા અને બગીચા સાથે ડૉ અનસારીનુ નામ જોડવાનો દિલ્હી મ્યુનિસિપાલિટીનો ઠરાવ ઇટલિયન સરદાર માર્શલ બેડોગ્લીઓની અબિસિનિયાના વાઇસરોય તરીકે નિમણૂક

તા ૧૫ મુબઈના નાગરિકો તરફથી રાષ્ટ્રપતિનુ ભાવભીનુ સ્વાગત છાપાના પ્રતિનિધિઓને આપેલી મુલાકાતમા જણાવ્યુ કે 'મહાસભા પર સમાજવાદ લાદવા હુ માગતો નથી', નડિયાદમા આરબો અને પોલીસ વચ્ચે અથડામણ મુબાઇમા રાષ્ટ્રપતિની પ્રેરક વાણી હિન્દી રાજેન્દ્રોને ચેતવણીના સ બળાવેલા સૂર, 'આઝાદી હાસલ થતા સુધી આપણી કૂચ કોઇ અટકાવી શકશે નહિ' એવી કરેલી ઘોષણા, ઉત્તર ચીનમા જપાનની લશ્કરી હિલચાલ

# અનુક્રમણિકા

પુ. ૨૨ જેઠ : ૧૯૯૨ અંક ૨


| | | | |
|---|---|---|---|
| ૧ | આતમરામ [કાવ્ય] ... | શેષ ... | ૧૦૧ |
| ૨ | હિંદનું નવું રાજ્યાયતંત્ર ... | છોટાલાલ ઘીવાળા ... | ૧૦૩ |
| ૩ | સુનીલા [વાર્તા] ... | ગુલાબદાસ બ્રોકર ... | ૧૧૬ |
| ૪ | રસો વૈ સઃ [કાવ્ય] ... | પિનાકિન્ ત્રિવેદી ... | ૧૨૫ |
| ૫ | સમાજવાદ વિષે છૂટક વિચાર ... | મગનભાઈ દેશાઈ ... | ૧૨૬ |
| ૬ | શ્રી રમણલાલ દેસાઈની નવલકથાઓ —ઊડતી નજરે. ... | રમણીક મણિભાઈ દેસાઈ ... | ૧૩૧ |
| ૭ | કવિનાં કુસુમો [કાવ્ય] ... | ગુલાબદાસ બ્રોકર ... | ૧૩૭ |
| ૮ | લગ્નસંસ્થા ... | પિપાસુ ... | ૧૩૯ |
| ૯ | ગુણરજુવાદની દૃષ્ટિએ અનુવંશશાસ્ત્ર ... | નગીનભાઈ માધવભાઈ પટેલ ... | ૧૪૩ |
| ૧૦ | જૈનશાસનમાં સ્ત્રીનું સ્થાન ... | પોપટલાલ પૂંજાલાલ શાહ ... | ૧૫૧ |
| ૧૧ | હિંદી સરકારના બજેટની નીચે | રામભાઈ પટેલ ... | ૧૫૪ |
| ૧૨ | ફાંસીથીયે હીણી હાર ! ... | અમૃતલાલ નાથાલાલ મોદી ... | ૧૫૮ |
| ૧૩ | અજાયત મન ... | નરોત્તમભાઈ પટેલ ... | ૧૬૭ |
| ૧૪ | લતા [વાર્તા] ... | યશવંત પંડ્યા ... | ૧૭૩ |
| ૧૫ | શબ્દચર્ચા ... | | ૧૮૩ |
| | પરદેશી 'ફ' ઉર્ફે દન્તોષ્ઠ્ય 'ફ' | પ્રતાપરાય ... | |
| | 'ગાતાજેને' ... | મીઠાલાલ દામોદરદાસ પરીખ ... | |
| ૧૬ | ચર્ચાપત્ર ... | | ૧૮૩ |
| | શ્રીના વિષે એક ખુલાસો ... | રામનારાયણ વિ. પાઠક ... | |
| | કાલિદાસ અને જ્યોતિષ .. | પ્રતાપરાય ... | |
| ૧૭ | લોકચર્ચા ... | | |
| | મદુરાના સૌરાષ્ટ્રીઓ ... | ચિમનલાલ એ. પરીખ ... | ૧૮૫ |
| ૧૮ | જ્ઞાનગોચરી ... | | |
| | (૧) દર્ભોનો સમારૂ ઓટીલા ... | વિઠ્ઠલદાસ ... | ૧૮૮ |
| ૧૯ | પુસ્તકપરિચય ... | દુર્ગાશંકર કે. શાસ્ત્રી ... | ૧૯૪ |
| ૨૦ | નોંધ ... | ચિમનલાલ ચકુભાઈ શાહ ... | ૧૯૯ |
| ૨૧ | રોજનીશી ... | ... | ૨૧૧ |


## જાહેર નિવેદન

'પ્રસ્થાન'ના તંત્રી શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક મુંબઈ રહેતા હોવાથી અવલોકન માટેનાં પુસ્તકો, 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરવા માટેના લેખો, વગેરે નીચેને સરનામે તેમને પરભાર્યાં મોકલવા વિનંતિ છે.

સરનામું
શ્રી. રામનારાયણ વિ. પાઠક
લજપતરાય રોડ : વિલેપારલે [વેસ્ટ]

વ્યવસ્થાપક
'પ્રસ્થાન'

લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ ૦॥

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૨ · જેઠ · ૧૯૯૨

## આતમરામ

[ ભજનની ઢાળે ]

હજી યે ન જાગે મારો આતમરામ!
મારો આતમરામ!

સમુંદર ઘૂઘવે છે દૂર, વાયુ સૂસવે ગાંડોતૂર,
સમજું ન ભરતી કે આ તે આવે છે તુફાન!
આ તે આવે છે તુફાન!
હજી યે ન જાગે મારો આતમરામ!
મારો આતમરામ!

સઢ બંધા ફડફડે, દોર ઘિંગા કડકડે;
હાજર સૌ ટંડેલ એક આ સૂનાં છે સુકાન!
મારાં સૂનાં છે સુકાન!
હજી યે ન જાગે મારો આતમરામ!
મારો આતમરામ!

# પ્રસ્થાન

વહાણ શાને નાંગરેલું, વેપાર શી રીતે ખેડું ?
સવાયા થાશે કે જાશે, મૂળગાય દામ !
મારાં મૂળગાય દામ !
હજી યે ન જાગે મારો આતમરામ !
મારો આતમરામ !

હવે તો થાય છે મોડું, વીનવું હું પાયે પડું,
મારે તો થાવા બેઠો છે ફેરો આ નકામ !
મારો ફેરો આ નકામ !
જાગોજી જાગોજી મારા આતમરામ !
વ્હાલા આતમરામ !

# હિંદનું નવું સમવાયતંત્ર (Federation)

[એક અવલોકન]

છોટાલાલ ધીવાળા

## ૧

કોઈ પણ બંધારણનું સાચું મૂલ્ય આંકવા માટે તેનો અભ્યાસ સામાજિક, આર્થિક, રાજકીય એમ જુદાજુદા દૃષ્ટિકોણથી થવો જોઈએ. સામાન્યપણે રાજ્યબંધારણ એટલે શાસનતંત્રના વિભાગોનું વર્ણન એવો સંકુચિત અર્થ કરવામાં આવે છે. પણ રાજ્યપ્રકરણ-(Politics)ની દૃષ્ટિએ વર્ણનાત્મક અભ્યાસથી આગળ વધી તંત્રના જુદાંજુદાં અંગો, તેનો આંતરસંબંધ, વાસ્તવિક રીતે સમાજના ક્યા વર્ગમાં સત્તા કેન્દ્રિત થઈ છે વગેરે પ્રશ્નોનો અભ્યાસ થવો જોઈએ. ઓગણીસમી સદીના પ્રજાતંત્રમાં હવે કોઈને વિશ્વાસ રહ્યો નથી. પશ્ચિમના દેશોનાં પ્રજાતંત્રોમાં મહાન ઊથલપાથલો થઈ રહી છે. પરિણામે કાં તો સરમુખત્યારીનો અમલ (Dictatorship), અથવા તો ઠેરઠેર સમાજવાદી આન્દોલનો જોવામાં આવે છે. અત્યારના મૂડીવાદી પ્રજાતંત્ર (Capitalist Democracy)માં દંભ, છેતરપિંડી અને ગમે તે પ્રકારે ઊભું કરેલું સખ્યાબળ અનિવાર્ય થઈ પડયાં છે. આ સ્થિતિમાંથી ઊગરવાનો એક જ માર્ગ હોઈ શકે—ફક્ત રાજકીય તંત્ર નહિ પણ આપણું સામાજિક અને આર્થિક તંત્ર પણ પ્રજાકીય ભાવનાને આધારે રચાવું જોઈએ.

આપણા રાજકર્તાઓએ ૧૯૩૫માં ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ પસાર કરી હિંદને એક નવું બંધારણ આપવું એમ નક્કી કર્યું છે. એ બંધારણ ક્યા સિદ્ધાંતો પર રચાયેલું છે, એ સ્વીકારવાથી હિંદની રાજકીય પ્રગતિ સાધી શકાશે કે કેમ, અને એ બંધારણદ્વારા આપણે સામાજિક અને આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકીશું કે નહિ વગેરે પ્રશ્નો સહજ આપણી સમક્ષ ખડા થાય છે. આ સર્વ પ્રશ્નોની ચર્ચા એક જ લેખમાં કરવી શક્ય નથી આ લેખનો મુખ્ય હેતુ જે સિદ્ધાંતોને આધારે નવું બંધારણ ઘડવામાં આવ્યું છે તેની ચર્ચા કરવાનો છે.

હિંદના રાજકીય વિકાસમાં નવા બંધારણનું સ્થાન સમજવા માટે ૧૯૧૭ થી ૧૯૩૫ સુધીના ઇતિહાસનું ટૂંક અવલોકન કરવું આવશ્યક છે. ૧૯૧૪-૧૮ના શાહીવાદી યુદ્ધ દરમ્યાન યુરોપનાં સત્તાકાંક્ષી રાષ્ટ્રો સામ્રાજ્યોની ઘેલછામાં મદાન્ધ થઈ અન્યોન્યનો વિનાશ કરવા તત્પર થયાં હતાં. જર્મનીને મહાત કરવા બ્રિટને પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર હતું. પણ યુદ્ધમાં ઊતરવા માટે કંઈક નૈતિક બચાવ રજૂ કરવો જોઈએ એટલે બેલ્જિયમ જેવાં નાનાં રાષ્ટ્રોની સ્વતંત્રતાનું રક્ષણ, દરેક પ્રજાનો આત્મનિર્ણય કરવાનો હક્ક, વગેરે અનેક સિદ્ધાંતો બ્રિટને રજૂ કર્યા હતા. 'સિદ્ધાંત' ખાતર લડાતા આ યુદ્ધમાં સામ્રાજ્યનાં સંસ્થાનોએ અને હિંદે લશ્કરી તેમજ આર્થિક મદદ કરી હતી. યુદ્ધ દરમ્યાન રશિયામાં

થયેલી મહાન ક્રાન્તિને પરિણામે ઝારશાહીનો અંત આવ્યો અને સમાજવાદી, પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ. દરેક પીડિત પ્રજા આત્મનિર્ણયની માંગણી કરી રહી હતી! આ જ સમયે દેશમાં હોમરૂલની ચળવળ ભારે વેગથી ચાલી રહી હતી. હિંદના પ્રજામતને સંતોષવા ૧૯૧૭ના ઓગસ્ટમાં મોન્ટેગ્યુએ હિંદના રાજકીય ધ્યેય પરત્વે ઇંગ્લંડની નીતિ વિષે એક સત્તાવાર જાહેરાત બહાર પાડી, જેના મુદ્દા નીચે પ્રમાણે હતાઃ

(૧) હિંદ ક્રમશઃ જવાબદાર રાજતંત્ર પ્રાપ્ત કરી બ્રિટિશ સામ્રાજ્યનો એક સર્વાંગસપૂર્ણ ભાગ થાય એવી નીતિ બ્રિટિશ સરકારની હિંદ પ્રત્યે રહેશે.

(૨) આ દિશામાં શરૂઆત કરવા માટે ક્રમેક્રમે સ્વરાજ ભોગવતી સંસ્થાઓનો વિકાસ કરવામા આવશે,

(૩) પણ, હિંદના કલ્યાણ અને પ્રગતિની અંતિમ જવાબદારી બ્રિટનની સરકારને શિર હોવાથી જવાબદાર રાજતંત્રનો વિકાસ કેટલા પ્રમાણમા સધાયો છે, નવા સુધારા માટે હિંદ કેટલા પ્રમાણમા લાયક છે અને તેને અનુકૂળ સમય કયો હોઈ શકે, એ નક્કી કરવાની સત્તા બ્રિટનની સરકારના હાથમાં રહેશે

આ જાહેરાતનુ પાલન કરવા આપણને ૧૯૧૯ના સુધારા મળ્યા સુધારા પહેલેથી જ અસંતોષકારક અને નિરાશાજનક હતા. એના પદર વર્ષના અમલ દરમ્યાન આપણે એ શબ્દ-જાળ પાછળ રહેલી સત્તાનું સાચું સ્વરૂપ ઓળખી શક્યા. જે પ્રગતિની આપણને આશા આપવામાં આવી હતી એ નિષ્ફળ નીવડી, એટલુ જ નહિ પણ હિંદની પ્રજાને સામ્રાજ્યની સત્તા કેટલી ભયકર છે તેનું ભાન થયુ નોકરશાહીના ભીષણ સ્વરૂપને પ્રજાએ ઓળખ્યું અને એ લોખડી પ્રજા આગળ કહેવાતા સુધારાની નિર્માલ્યતાની પણ પ્રજાને પ્રતીતિ ગઈ. એ રાજતંત્રથી હિંદનુ કલ્યાણ અને પ્રગતિ સધાવાને બદલે દેશમાં ગરીબી અને ભૂખ-મરો વધતાં ગયાં. ગાંધીજીએ સ્પષ્ટ રીતે જગતને બતાવી આપ્યું કે આ તત્રનો હેતુ પ્રજાને કાયર, અસહાય અને ગુલામ બનાવવાનો છે. બ્રિટિશ સત્તાના નૈતિક મૂળમાં સડો પેઠો છે, કારણ કે પોતાના અસ્તિત્વ માટે કેવળ પશુબળ પર તે આધાર રાખે છે.

બ્રિટિશ સામ્રાજ્યના નૈતિક આદર્શ વિષે અચળ શ્રદ્ધા સેવનાર વિનીત પક્ષના સભ્યોને પણ સ્વીકારવું પડ્યુ કે દ્વિમુખી સત્તાનો અખતરો નિષ્ફળ નીવડ્યો છે. પ્રધાનહસ્તક સોંપાયેલા વિષયો પરત્વેની કોઈ પણ યોજના પાર પાડવા માટે હમેશાં નાણાંની તગી પડતી. મેસ્ટનના ફાળાની યોજનાને પરિણામે પ્રાંતોને પોતાની શક્તિ ઉપરાત મધ્યસ્થ સરકારને ફાળો ભરવો પડતો, જેથી રાષ્ટ્રોપયોગી, ખેતી અથવા કેળવણી સબધી કોઈ પણ યોજનાનો અમલ થઈ શકતો નહિ જે શાસનપદ્ધતિમા લગભગ ૮૫ ટકા જેટલી આવક પર પ્રજાને કોઈ પણ હક્ક ન હોય તે તત્રમાં જવાબદાર રાજતંત્રનો વિકાસ સભવી જ કેમ શકે? જ્યાં રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ બિનજરૂરી એવા લશ્કરી ખર્ચમાં દેશની લગભગ અડધી આવકનો વ્યય કરવામાં આવતો હોય, જ્યાં જગતમાં સૌથી ખર્ચાળ એવી નોકર-શાહી પોષાતી હોય, ત્યાં પ્રજાને નશીબે આર્થિક શોષણ અને ભૂખમરા સિવાય બીજું શું હોય? અર્થપ્રકરણી સ્વતંત્રતા[1] પણ એક પ્રકારની શબ્દજાળ હતી. હિંદનો પ્રજામત અને બ્રિટિશ સામ્રાજ્યના પ્રતિનિધિઓ એકમત કેમ થઈ શકે? હિંદનું અને બ્રિટિશ મૂડીદારોનું હિત

1. *Fiscal Autonomy.*

પરસ્પરવિરોધી ન હોય તો ગવર્નર-જનરલને સર્ટિફિકેશનની અસાધારણ સત્તા શા માટે આપવી પડે?

હવે નવું બંધારણ કયા સંજોગોમાં ઘડાયું તેનું ટૂંકમાં અવલોકન કરીએ. ૧૯૨૭માં સાયમન કમિશનની જાહેરાત કરવામાં આવી. આ કમિશનનો ઉદ્દેશ ચાલુ રાજતંત્રના અમલની તપાસ કરી, જવાબદાર રાજતંત્રનો સિદ્ધાંત વિકસાવવાને માટે હિંદ કેટલા પ્રમાણમાં લાયક બન્યું છે, અથવા તો એને સંકુચિત કરવાની જરૂર છે કે નહિ,- તે નક્કી કરવાનો હતો. આખા દેશમાં આ કમિશન સામે સાર્વત્રિક વિરોધ ઊઠ્યો. મહાસભાની બહારના પક્ષોને પણ આ અપમાન સાલ્યું, કારણ કે એક પણ હિંદીને આ કમિશનમાં નીમવામાં આવ્યો નહોતો. છેવટે દેશનું સ્વમાન સાચવવા મહાસભાએ કમિશનનો અનેક રૂપમાં અને દરેક પગલે અસરકારક બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો. પણ હિંદના આ સાચા હિતૈષીઓ પ્રજામતની ગણના કરે એમ નહોતું. અનેક મુશ્કેલીઓ અને અગવડો છતાં, 'સાયમન, પાછો ફર'ની દેશભરમાં ઘોષણા સાંભળતાં સાંભળતાં, એઓએ દેશની પરિસ્થિતિનો અભ્યાસ કર્યો. અને પરિણામે પોતાનો રિપોર્ટ અને સૂચનાઓ પાર્લામેન્ટ સમક્ષ રજૂ કર્યા.

૧૯૨૯ના જૂનમાં ઇરવિન ઇંગ્લંડ ગયા અને હિંદની રાજકીય પરિસ્થિતિની ચર્ચા કરી, હિંદ તરફ પાછા ફર્યા. ૩૧મી ઑક્ટોબરની જાહેરાતમાં એમણે બે વસ્તુઓ જણાવી: એક તો રાઉંડ ટેબલ કોનફરન્સની સૂચના અને બીજું બ્રિટિશ સરકારની નીતિ હિન્દને ડુમિનિયન સ્ટેટસની પ્રાપ્તિ થાય એવી રાજકીય પ્રગતિ કરવાની છે એ વિષેનો સત્તાવાર ઉલ્લેખ. ગાંધીજીએ ડુમિનિયન સ્ટેટસનો અર્થ શો હોઈ શકે એ વિષે પોતાનો મત જાહેર કર્યો.

હિંદ જ્યારે ઇચ્છે ત્યારે બ્રિટિશ સામ્રાજ્યમાંથી છૂટી શકે. સામ્રાજ્યમાં જોડાવાનો ઉદ્દેશ સામ્રાજ્યવાદની ચૂસણનીતિમાં ભાગીદાર થવાનો ન હોઈ શકે, પણ જગતમાં શાંતિ અને ભ્રાતૃભાવની લાગણી વિકસાવવાનો જ હોઈ શકે.

ગાંધીજીનો આશય સામ્રાજ્યની નીતિમાં મૂલપરિવર્તન કરવાનો હતો, પણ સામ્રાજ્યની પીડિત-પ્રજાની સેવામાં પોતાનું જીવન સમર્પણ કરનાર દીનબંધુ ઍંડ્રુસને સતત આત્મમંથનને પરિણામે ખાતરી થઈ કે બ્રિટિશ સામ્રાજ્ય ગોરી પ્રજાના આધિપત્ય અને પૂર્વની પ્રજાના શોષણ માટે જ નભી રહ્યું છે. પૂર્ણ સ્વાતંત્ર્ય સિવાય બીજો કોઈ પણ માર્ગ હિન્દ માટે હવે રહ્યો નથી[1] ઇતિહાસના ઊંડા અભ્યાસી પંડિત જવાહરલાલને સામ્રાજ્યવાદ અને

(1) "The truth is that the British Empire with its Indian appendage is a monstrosity" p. 65. "It is rather a sordid commercial conquest and exploitation, in which process the 'white' race prejudice forms an integral part" p. 3 "If India remained within the British Empire, as an integral part of that Empire, this foreign economic invasion and exploitation would never cease. It would become perpetual" p. 60. "The goal of Indian freedom lies outside the British Empire...Now; the freedom must be absolute, the Independence must be complete...The spell of weak dependence and languid indifference must be cast off ..No less a goal than Independence can give that freedom which she so passionately desires" p 20: *The Claim for Independence.*

વિશ્વશાંતિની સ્થાપનાના આદર્શ વચ્ચેના પરસ્પરવિરોધનું પણ તીવ્ર ભાન હતું. એમણે પણ સ્પષ્ટપણે જાહેર કર્યું કે હિન્દનો પ્રશ્ન કેવળ મીઠા શબ્દોથી ઊકલી શકે એમ નથી. સ્વતંત્ર હિન્દમાં મધ્યકાલીન યુગની આપખુદ સત્તાનો અમલ કરનાર દેશી રાજ્યોને તેમજ કિસાન અને મજૂરવર્ગનું શોષણ કરનાર બ્રિટિશ કે હિન્દી મૂડીવાદને સ્થાન ન હોઈ શકે. હિન્દના પ્રશ્નનો ઉકેલ એક જ માર્ગે થઈ શકે, અને તે સમાજવાદી પ્રજાસત્તા સ્થાપી, સામાજિક અને આર્થિક પુનર્ઘટનાદ્વારા. ત્યારપછી પૂર્ણ સ્વાતંત્ર્યની જાહેરાત બહાર પડી અને આપણા રાષ્ટ્રીય જીવનમાં એક નવું પ્રકરણ શરૂ થયું. પણ પ્રજાને હજુ અનેક આંદોલનોમાંથી પસાર થવાનું હતું. ૧૯૩૦ની મહાન લડત, દાંડીની ઐતિહાસિક કૂચ, મીઠાના કાયદાનો વિધિપૂર્વક ભંગ, એ સર્વેના પ્રત્યાઘાતરૂપે સરકારની દમનનીતિ અને 'અમાનુષ' ત્રાસ વગેરેનું વર્ણન કરવું મુશ્કેલ છે પછી સ્લોકોમ્બ, સપ્રુ-જયકરના દૂતકાર્યની શરૂઆત થઈ. આ જ સમયે પંડિત મોતીલાલના મૃત્યુથી રાષ્ટ્રે એક મહાન નેતા ગુમાવ્યો.

૧૯૩૧ના ફેબ્રુઆરીમાં પ્રથમ ગોળમેજી પરિષદમાં ગયેલા હિન્દના પ્રતિનિધિઓ પાછા ફર્યા સરકારને તેમજ આ મધ્યેઓને એમ લાગ્યું કે મહાસભાની હાજરી પરિષદમાં આવશ્યક છે એટલે વળી પાછું સમાધાનીનું કાર્ય શરૂ થયું ગાંધીજી અને ઇરવિન વચ્ચેની સતત ચર્ચા પછી ગાંધી-ઇરવિન કરારનામું બહાર પડ્યું. કાર્યવાહક સમિતિએ નક્કી કર્યું કે ગાંધીજી એકલા હિંદના પ્રતિનિધિ તરીકે લંડન જાય. પણ સંધિની શરતોનો ભંગ નોકરશાહી અનેક રીતે કરી જતી હતી, એટલે આ સંજોગોમાં ગાંધીજીએ ઇંગ્લંડ જવા ના પાડી. અનેક ચર્ચાઓ અને વાટાઘાટ પછી નક્કી થયું કે ગાંધીજીએ લંડન જવું અને ગોળમેજી પરિષદમાં ભાગ લેવો એનું પરિણામ સર્વને વિદિત છે. ગાંધીજીએ બ્રિટિશ મુત્સદ્દી અને બીજા પ્રતિનિધિઓને સ્પષ્ટ રીતે બતાવી આપ્યું કે બ્રિટન અને હિન્દની સાંસ્થાનિક સ્વરાજ્યની કલ્પના વચ્ચે મહાન અંતર છે. કોમી મતભેદને હિમાલય જેટલું વિરાટ સ્વરૂપ આપી નવા તંત્રના અગત્યના પ્રશ્નો પર ઢાંકપિછોડો કરવાના અનેક પ્રયત્નો કરવામાં આવ્યા. છેવટે ગાંધીજી પાછા ફર્યા અને હિંદમાં ચોમેર દમનનીતિનો દોર જોતાં લડતની ફરી શરૂઆત કરી. ત્યારપછી અમુક કારણોસર લડત પાછી ખેંચાઈ લખનૌના અધિવેશન વખતે રાષ્ટ્રપતિ પં. જવાહરલાલે સમાજવાદના આદર્શ તરફ કૂચ કરવા પ્રજાને કરેલી હાકલના સ્મરણો હજુ તાજા છે.

ઉપરના ટૂંક અવલોકન પરથી સ્પષ્ટ થયું હશે કે નવા રાજ્યબંધારણના ઘડતરમાં પ્રજાનો કોઈ પણ જાતનો હિસ્સો નહોતો. ઊલટું, પ્રજામતની અવગણના અને અપમાન કરી આ બંધારણ આપણે માટે નક્કી કરવામાં આવ્યું છે. ગાંધીજી પાછા ફર્યા અને સમિતિઓ-દ્વારા બંધારણનું કામ આગળ ચાલ્યું. સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિનો રિપોર્ટ તૈયાર થયો, એની સૂચનાઓમાં કેટલાક નજીવા સુધારા કરી એને કાયદાનું મૂળ સ્વરૂપ આપવામાં આવ્યું. ૧૯૩૫ના જુલાઈમાં એ બિલને શહેનશાહની મંજૂરી મળી અને હિંદની પ્રજાના ભાવિની દિશા પણ નક્કી થઈ.

૨

આ સર્વ ખચોળ તપાસ અને દમનનીતિને પરિણામે બ્રિટને આપણને એક મહાન રાજકીય આદર્શ આપ્યો. એને આધારે આપણું રાજતંત્ર ઘડાયું છે. એ આદર્શ તે સમવાયતંત્ર

અથવા—ફેડરેશન; ભારતવર્ષની એકતાનું ભવ્ય સ્વપ્ન! હવે આપણે સમવાયતંત્ર એટલે શું અને હિંદની રાજકીય પરિસ્થિતિને એ કેટલા પ્રમાણમાં અનુકૂળ થશે તે વિષે ચર્ચા કરીશું. એકતંત્ર (Unitary) અથવા સમવાયતંત્ર જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં તે ઐતિહાસિક અને રાજકીય પરિસ્થિતિને અંગે ઉપસ્થિત થયેલાં જોવામાં આવે છે. ઇંગ્લંડનું રાજતંત્ર ત્યાંની ઐતિહાસિક સ્થિતિને અનુરૂપ ઘડાતું આવ્યું છે; એ દૃષ્ટિએ એ પ્રજાના રાજકીય વિકાસનું સાતત્ય અસ્ખલિત રહ્યું છે. ક્રોમવેલના અમલના ટૂંકા સમય સિવાય, ફ્રેંચ પ્રજાએ કર્યું છે તેમ, કોઈ ચોક્કસ સમયે આખું બંધારણ ઘડવાનો પ્રયાસ ઇંગ્લંડની પ્રજાએ કદી કર્યો નથી. ઐતિહાસિક પરિસ્થિતિ અનુસાર ઇંગ્લંડમાં એકતંત્રનો વિકાસ થયો. હવે કેનેડા, ઑસ્ટ્રેલિયા કે અમેરિકાનો વિચાર કરીશું તો આપણને સહજ માલૂમ પડશે કે ઐતિહાસિક સંજોગો અનુસાર તે દેશોએ પોતાને અનુકૂળ એવાં સમવાયતંત્રો મેળવ્યાં છે. આ સંસ્થાનોના વિભાગોની રચના જુદેજુદે સમયે થઈ હતી. એ વિભાગો પ્રથમ સ્વતંત્રપણે પોતાનો વહીવટ અને અમલ ચલાવતા. સમય જતાં સંસ્થાનના જુદાજુદા વિભાગોને ભાન થયું કે આપણા આર્થિક તેમજ રાજકીય હિતની દૃષ્ટિએ બધા વિભાગો સાથે મળી કોઈ પ્રકારના સમવાયતંત્રદ્વારા જો વહીવટ ચલાવે તો દરેક વિભાગને અંતે ફાયદો થાય અને અનેક જટિલ આર્થિક મુશ્કેલીઓનો ઉકેલ કરી શકાય. એથી શરૂઆતમાં સ્વતંત્ર અને છૂટા એવા વિભાગો, સ્વતંત્ર અને સમાનહક ધરાવનાર ભાગીદાર રાજ્ય તરીકે સામાન્ય હિતની સિદ્ધિ અર્થે સમવાયતંત્રમાં જોડાવા નિશ્ચય કરે છે. આવા સમવાયતંત્રમાં દરેક સ્ટેટને પોતાની સાર્વભૌમ સત્તાનો ભોગ આપવો પડે છે અને સમવાયનું સાર્વભૌમપણું સ્વીકારવું પડે છે. દરેક ભાગીદાર રાજ્ય પોતાના આંતર પ્રશ્નોને માટે સર્વ સત્તા ભોગવી શકે, પણ જ્યારે સમગ્ર સમવાયને સ્પર્શતા પ્રશ્નો ઉપસ્થિત થાય ત્યારે સમવાયતંત્રની સાર્વભૌમ સત્તા માન્ય કરવી પડે. આ ઉપરથી જોઈ શકાશે કે જ્યાં જ્યાં સમવાયતંત્ર સ્વીકારવામાં આવ્યું છે ત્યાં ત્યાં રાજકીય એકતાનું ભાન બહુ જ પ્રાથમિક સ્થિતિમાં હતું. એગરટન કહે છે તે પ્રમાણે સમવાયતંત્ર તદ્દન છૂટાપણું અને રાષ્ટ્રની અવિભાજ્ય એકતા વચ્ચેની સમાધાની સૂચવે છે.[1] પ્રજામાં પ્રાંતીય સંકુચિતતા હોય, રાષ્ટ્રીય એકતા પૂર્ણપણે વિકસી ન હોય પણ એનું આછુંઆછું ભાન થયું હોય તેવી સ્થિતિમાં સમવાય બંધારણ સ્વીકારવાની ફરજ પડે. આ સંજોગોમાં પણ છેવટનો આદર્શ તો સર્વ પ્રકારની સંકુચિતતા દૂર કરી સામાજિક, આર્થિક અને રાજકીય ઐક્ય સાધવાનો જ હોઈ શકે. રાજ્યબંધારણમાં એ વિકાસને અવકાશ રહેવો જોઈએ.

એક વખત સમવાયતંત્રમાં દાખલ થયા પછી વિભાગોને સાર્વભૌમ (Sovereign) ન કહી શકાય. એક જ તંત્રમાં બે સાર્વભૌમ સત્તાઓ રહી ન શકે. સમવાય એ નવું જ સાર્વભૌમ રાજ્ય બની જાય છે. સમવાયતંત્રનું મુખ્ય લક્ષણ, રાજ્યબંધારણનું સર્વોપરિપણું, બંધારણના અર્થનું સ્પષ્ટીકરણ સુપ્રીમ કોર્ટદ્વારા જ થઈ શકે.[2] તે ઉપરાંત બંધારણમાં ફેરફાર કરવાની પદ્ધતિ સરલ હોતી નથી. ટૂંકમાં કોઈ પણ ફેરફાર સામાન્ય બહુમતીથી થઈ શકતો નથી. આ કારણથી સમવાયમાં એક જાતની જડતા આવી જવાનો સંભવ વધારે હોય છે.

૧. સરખાવો: A Federal Union "may be looked upon as the half-way house between total separation and perfect union."

*'Federations and Unions in the British Empire:'* p. 8.

૨. Dicey: 'Law of the Constitution:' p. 140.

તેમાં વિકાસને અવકાશ થોડો રહે છે. ભૂતકાળ ભવિષ્યનાં વિકાસની આડે આવે છે.[1] ફ્રીમેન પણ સમવાયતંત્રને એક એવા પ્રકારની સમાધાની તરીકે વર્ણવે છે કે જેમાં એનાં જુદાંજુદાં અંગો કેટલેક અંશે અન્યોન્યથી પરાંગમુખ રહી સહકાર સાધવા પ્રયત્ન કરે છે. સમવાયતંત્રના સમાધાનપ્રધાન તત્ત્વ તરફ જોતાં એટલું સ્પષ્ટ થશે કે આ તંત્રમાં કેન્દ્રગામી અને કેન્દ્રાપસર્પી બળોનું સામસામી દિશામાં ખેંચાણ હંમેશાં ચાલુ રહેશે. આ ઉપરથી સમવાયતંત્રનાં લક્ષણોનો ખ્યાલ આવી શકશે.

હવે હિંદની રાજકીય પરિસ્થિતિને સમવાયતંત્ર કેવી રીતે વધુ અનુકૂળ થશે તે વિષે આપણે વિચાર કરીએ. આપણને રાજતંત્રના કેવળ એક પ્રકાર તરીકે સમવાયતંત્ર પ્રત્યે કોઈ પણ પ્રકારનો વિરોધ નથી. અમુક રાજકીય પરિસ્થિતિને અંગે એ સ્વીકારવાની જરૂર પણ હોઈ શકે. પ્રો. લાસ્કી રાજપ્રકરણના વિષયમાં એક પ્રખર ઉદ્દામ વિચારક તરીકે જાણીતા છે. એઓ અનેકતંત્રવાદી (Pluralists) છે, અને સમવાયના હિમાયતી છે.[2]

1. "Amidst the constant change of phenomena, a rigid constitution necessarily represents the past, not the present."

Bryce: Studies in History and Jurisprudence: Vol. I.

૨. નોંધ:—"The community is a federal process and the division of power is achieved by the natural expression taken by man's gregarious impulse. To limit his rights to the single category which membership of the state involves is to destroy his personality and not to preserve it", p. 97. "The structure of social organization must be federal, if it is to be adequate" p. 262: 'Grammar of Politics.'

પૃથક્ત્વ પર વધુ ભાર મૂકવા જતા, પ્રો. લાસ્કી અહીં ભૂલી જાય છે કે જેવી રીતે આદર્શ અને સંવાદી વ્યક્તિત્વ વિકસાવવા માણસના અનેકવિધ વ્યાપારો અને પ્રવૃત્તિઓનો સમન્વય સાધવો પડે છે તેવી જ રીતે સમાજના કે સંસ્થાઓના અનેકદેશીય વ્યાપારો વચ્ચે સંવાદીપણું લાવવા સમન્વય સાધવાની જરૂર રહે છે.

પ્રો. લાસ્કીના મતને રાજપ્રકરણમાં અનેકતંત્રવાદ (Pluralism) તરીકે ઓળખવામાં આવે છે. હેગલ, બોસાન્કે, વગેરેના રાજપ્રકરણી આદર્શવાદ સામેના પ્રત્યાઘાત તરીકે અનેકતંત્રવાદનો વિકાસ થયો છે. પ્રો. લાસ્કી આ વિચારસરણીને પોતાનાં પુસ્તકોમાં બહુ જ સુંદર અને સચોટ ભાષામાં રજૂ કરે છે. અહીં ઊંડી તાત્ત્વિક ચર્ચામાં ઊતરવાને અવકાશ નથી, પણ એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે આ લેખકના મત પ્રમાણે, જે રીતે અનેકતંત્રવાદી સાર્વભૌમ સત્તા (Sovereign State)નો વિનાશ કરવા મથી રહ્યા છે તેમાં તેઓ ફળીભૂત થઈ શક્યા નથી અને કદાચ થઈ શકશે નહિ. સમાજની રચના એકસત્તાક કે વિભક્તસત્તાક હોવી જોઈએ એ તત્ત્વજ્ઞાનનો અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. અનેકતંત્રવાદ એક વાદ તરીકે ઉપયોગી નીવડે, કે ન નીવડે; પણ એ પાછળ રહેલી પ્રયોજનવાદી પદ્ધતિ (Pragmatic Method) એક બહુ જ ઉપયોગી દૃષ્ટિબિન્દુ રજૂ કરે છે એ નિઃશંક છે.

વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાજનો સર્વાંગ ઉત્કર્ષ એ અવશ્ય રાજ્યની ફરજ હોવી જોઈએ. જેટલા પ્રમાણમાં રાજ્ય આપણને એ સિદ્ધિથી દૂર રાખે તેટલા પ્રમાણમાં આપણી સંપૂર્ણ વફાદારી મેળવવા માટે એ નાલાયક છે એમ કહેવું ખોટું નથી. પણ આ ઉપરથી એમ ફલિત થતું નથી કે રાજ્યની સાર્વભૌમ સત્તાનો વિનાશ જ થવો જોઈએ. એથી ઊલટું, સાર્વભૌમ સત્તાને એવી રીતે વ્યવસ્થિત કરવી જોઈએ કે જેથી એ હંમેશાં સમાજના સર્વદેશીય ઉત્કર્ષ માટે જ વપરાય. અને એ ઉત્કર્ષ તે કોઈ મુઠ્ઠીભર મૂડીદારોનો કે કોઈ ધાર્મિક સંપ્રદાયનો નહિ પણ સમસ્ત સમાજનો જ હોવો જોઈએ. Miss M. P. Follett એના 'The New State' નામના પુસ્તકમાં કહે છે તેમ આ આખો પ્રશ્ન સાર્વભૌમ સત્તાના વિનાશનો નથી પણ તેના નવા સર્જનનો છે.

એમના મત પ્રમાણે સમાજનું બંધારણ તત્ત્વતઃ સમવાયી હોવું જોઈએ; માટે રાજકીય બંધારણ પણ તેને અનુરૂપ સમવાયી જ હોઈ શકે. સમાજનું બંધારણ સમવાયી સિદ્ધાંતને આધારે રચવાથી, વ્યક્તિસ્વાતંત્ર્ય તેમજ સામાજિક પ્રવૃત્તિઓને પરિણામે સ્થાતી આર્થિક, બૌદ્ધિક, સાહિત્યક, વૈજ્ઞાનિક, વગેરે સંસ્થાઓની સર્જકતાને વિકસવાને અવકાશ મળશે. પણ આપણને જે સમવાયતંત્ર આપવામાં આવે છે તે આવા હેતુથી પ્રેરાઈને આપવામાં આવતું નથી, અને એમાનો એક પણ આદર્શ એ દ્વારા સિદ્ધ થઈ શકે એમ નથી એથી ઊલટું, આપણને આપવામાં આવેલા તંત્રથી આપણુ રાજકીય જીવન કેવુ ઘડાશે તે નીચેની ચર્ચા પરથી બધું સ્પષ્ટ થશે આપણે તો એટલું જ તપાસવાનું છે કે આપણે અત્યારસુધીનો વિકાસ અને રાજકીય પરિસ્થિતિ ધ્યાન લેતા જે પ્રકારનું સમવાયતંત્ર આપણને આપવામાં આવે છે તે કેટલા પ્રમાણમાં ઇચ્છવાયોગ્ય કહી શકાય એ સ્વીકારવાથી જે આદર્શસિદ્ધિની ઝખના આપણે કરી રહ્યા છીએ એ પ્રાપ્ત કરી શકીશું કે નહિ?

૩

પહેલો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે ઐતિહાસિક સંજોગોને લઈને અમેરિકા, કેનેડા, ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા વગેરે સામ્રાજ્યના વિભાગોને સમવાયતંત્ર સ્વીકારવાની જરૂર પડી એ સંજોગો હિંદુસ્તાનમા પણ અત્યારે છે? ૧૯૧૯ના સુધારા ફક્ત બ્રિટિશ હિંદ માટે ઘડવામા આવ્યા હતા પ્રાંતીય સ્વ-તંત્રના આદર્શનું એમાં સૂચન હતું. પણ સમવાયતંત્રનો ક્યાંયે ઉલ્લેખ અથવા ગર્ભિત સૂચન આપણા જોવામા આવતું નથી. આ વાતનો સર ફ્રેડરિક વ્હાઈટ પોતાના 'India, A Federation?' નામના પુસ્તકમાં સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર કરે છે' "The Indian constitution, embodied in the Government of India Act, is essentially that of a Unitary State. (p. 297)' ૧૮૩૩થી આપણા રાજ્યબંધારણનો વિકાસ તપાસતા માલમ પડશે કે પ્રાંતોને કારોબારી, ધારા તેમજ નાણા સંબંધી છૂટ (Devolution) મળવા છતા આપણા વિકાસનું વલણ પ્રધાનપણે એકતંત્ર (Unitary) તરફનું રહ્યું છે. પોતાની સત્તાનો દોર શિથિલ ન થાય એ કારણથી પરદેશી સત્તા માટે આ નીતિ અનિવાર્ય હોય છે. આપણા ઇતિહાસ પરથી જોઈ શકાશે કે આપણા સામાજિક અને રાજકીય જીવનમાં કેન્દ્રગામી અને કેન્દ્રાપસર્પી બલો વચ્ચે હમેશા સંઘર્ષણ ચાલુ રહ્યુ છે અને તેમા પણ કેન્દ્રાપસર્પી બલોનુ ખેંચાણ વિશેષ પ્રમાણમાં રહ્યુ છે તેથી હિંદ જેવા વિશાળ દેશની રાજકીય એકતા સાધવા માટે કેન્દ્રગામી તત્ત્વોને વધુ બળવાન કરવા જોઈએ આખા હિંદ પર પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપવા જતા અનેક જ્ઞાતિઓ, જાતિઓ, ધર્મો અને પ્રાંતોને એક શાસન હેઠળ એકત્રિત કરી બ્રિટને આપણી પર એક રીતે ઉપકાર કર્યો કહેવાય. આથી આપણને આપણી રાષ્ટ્રીય ભાવનાના વિકાસમા પરોક્ષ રીતે પ્રોત્સાહન મળ્યું. સાંસ્કૃતિક એકતા, સમસ્ત દેશમા કાયદાનો એકધારો સમાન અમલ, તેમજ દેશની ભૂતકાળની ભવ્યતા અને પરરાજ્યની ધૂંસરી હેઠળ રહી પ્રજાની થયેલી સામાજિક, આર્થિક, અને નૈતિક અધોગતિ અને તે સાથે પરાધીનતાનું તીવ્ર ભાન, એ સર્વને પરિણામે હિંદમાં રાષ્ટ્રીય ભાવનાનો વિકાસ ઘણા જ વેગથી આગળ વધ્યો આપણા ઐતિહાસિક વિકાસની આ ભૂમિકા ધ્યાનમાં લેતાં આપણને એવા રાજબંધારણની જરૂર છે કે જેથી પ્રાંતીય

સંકુચિતતા પર અંકુશ મૂકી રાષ્ટ્રીય એકતાની સિદ્ધિ થઈ શકે. અલબત્ત, પ્રત્યેક પ્રાન્તને તેના સ્વતંત્ર વિકાસ માટે સંપૂર્ણ છૂટ મળવી જોઈએ. ગુજરાત, મહારાષ્ટ્ર, કે બંગાળ દરેક પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ જરૂર વિકસાવે, એથી રાષ્ટ્રનું જીવન વધુ વૈવિધ્યવાળું અને સમૃદ્ધ થશે બંધારણમાં સત્તાના [1]ક્ષેપણની નીતિ સ્વીકારવાથી આ સ્વતંત્રતા જરૂર પોષી શકાશે ત્યારે એકાએક સમવાયતંત્ર નક્કી કરવાની આવશ્યકતા શી? ગોળમેજી પરિષદમાં પ્રજાના પ્રતિનિધિઓને (?) અચાનક સ્ફૂરણા થઈ આવી કે જ્યારે હિંદુસ્તાનનું ભાવિ નક્કી કરી રહ્યા છીએ ત્યારે દેશી રાજ્યોને બહાર કેમ રાખી શકાય? હિંદુસ્તાનના ભાવિ વિકાસમા દેશી રાજ્યોનો પણ સાથ હોવો જોઈએ. એકતાનું ભવ્ય સ્વપ્ન? અત્યારની પરિસ્થિતિમા એ સ્વપ્ન ભવ્ય કે ભયંકર નીવડશે તેનો વિચાર પાછળથી કરીશુ હવે આપણે સમવાયતંત્ર તરફ વળીએ

આપણે ઉપર જોઈ ગયા કે સમવાયતંત્રનું એક આવશ્યક લક્ષણ એ છે કે એ તંત્રમાં જોડાનાર વિભાગો સ્વતંત્ર અને સમાન ભાગીદાર તરીકે પોતાની સંમતિથી સમવાયતંત્રમાં જોડાય. પરસ્પરસંમતિ વિના સમવાયતંત્ર રચવુ અશક્ય છે આ સંમતિનું તત્ત્વ હિંદના નવા બંધારણમા ક્યાંયે આપણા જોવામા આવતુ નથી અમેરિકા, કૅનેડા, કે ઑસ્ટ્રેલિયા માટે આ શક્ય હતું પણ હિંદુસ્તાનને તો એના કલ્યાણ અને પ્રગતિ માટે એના બ્રિટિશ ટ્રસ્ટીઓ જે વ્યવસ્થા અને બંધારણ નક્કી કરે તે સ્વીકારવુ જ રહ્યું. ઉપર ઐતિહાસિક અવલોકનમાં આપણે જોઈ ગયા તે પ્રમાણે આ નવી યોજનામાં પ્રજાની સંમતિને સ્થાન જ નથી. એટલું જ નહિ પણ આ યોજના ઘડતી વખતે સાચા પ્રજામતની અવગણના પણ કરવામા આવી છે આત્મનિર્ણયના હક્ક માટે યુદ્ધમા ઊતરનાર બ્રિટન હિંદની પ્રજા જ્યારે આત્મનિર્ણયના હક્કની માગણી કરે ત્યારે તેને દેશદ્રોહી અને બંડખોર ગણે એ આશ્ચર્ય નથી! બિચારો વિનીત પક્ષ આવા આશ્ચર્યોથી કદાચ મુઝાય પણ જેઓ સામ્રાજ્યવાદનું ભીષણ સ્વરૂપ સમજી શકે છે તેને આમા કંઈ આશ્ચર્ય જેવુ નથી પણ આ તો સમસ્ત પ્રજાની સંમતિની વાત થઈ હવે સમવાયતંત્રના વિભાગોની સંમતિનો વિચાર કરીએ. આપણા પ્રાંતો સ્વતંત્ર સત્તાઓ તરીકે સમવાયતંત્રમા જોડાય એ સ્થિતિ નથી ત્યારે બ્રિટિશ મુત્સદ્દીઓએ ઇતિહાસમા જેનો દાખલો ન મળે એવી અજોડ પદ્ધતિ યોજી કાઢી. સમવાયતંત્રમા જોડાનાર મુખ્ય વિભાગો બે —એક દેશી રાજ્યો અને બીજો બ્રિટિશ હિંદના પ્રાંતો આપણું સમવાય એવું અપૂર્વ અને અજોડ બનવાનું છે કે એમાંના એક વિભાગને—પ્રાંતોને—પસંદગી અથવા સ્વેચ્છા જેવું કંઈ હોઈ જ ન શકે. કોઈ પ્રાંત સમવાયતંત્રમાં જોડાવાની ના ન પાડી શકે, એટલુ જ નહિ પણ એમ કહેવા જેટલી હિંમત પણ ન કરી શકે કે અમે અમુક શરતે આ તંત્રમા જોડાવા તૈયાર છીએ. ત્યારે પ્રાંતો સમવાયતંત્રમાં કઈ રીતે જોડાશે? આનો તોડ મારાશાહીઓની ચપળ બુદ્ધિએ શોધી આપ્યો છે. જ્યા સુધી દરેક પ્રાંતમાં 'સ્વતન્ત્ર' ન સ્થપાયુ હોય, ત્યા સુધી તેઓ સમવાયમાં દાખલ ન થઈ શકે; એટલે એમ નક્કી કરવામા આવ્યુ છે કે સમવાય સ્થપાય તે પહેલા દરેક પ્રાંતમા સ્વન્તત્ર* સ્થાપી દેવુ આ માટે ૧૯૩૭ ના એપ્રિલ સુધીનો સમય પણ નક્કી કરવામાં આવ્યો છે.

1. Decentralization

* 'સ્વન્તત્ર' = Autonomy.

પ્રાંતોમાં 'સ્વ-તંત્ર' સ્થપાતાં, સત્તાના કેન્દ્રમાં ફેરફાર કરવો પડશે. અત્યાર સુધી સેક્રેટરી ઑફ સ્ટેટની સત્તા કાયદામા સર્વોપરિ ગણાતી, ગવર્નર-જનરલ તેમજ ગવર્નરને પ્રત્યેક કાર્ય માટે તેની સંમતિ લેવી પડતી પણ નવા બંધારણમાં સેક્રેટરી ઑફ સ્ટેટનુ સ્થાન અને દરજ્જો બદલવામાં આવ્યા છે. કદાચ એની સત્તાનું બાહ્ય સ્વરૂપ બદલાશે, પણ એની સત્તાનું મહત્ત્વ એટલુ ને એટલું જ રહેશે. કાયદાની દૃષ્ટિએ ગવર્નર-જનરલ તેમજ ગવર્નર બેઉને, તાજ (Crown)ના પ્રતિનિધિઓ તરીકે સત્તા સીધી રીતે મળશે. જ્યાં સુધી ગવર્નર-જનરલ પોતાના પ્રધાનમંડળ સાથે સમત થઈ રાજ્યવહીવટ ચલાવી શકે ત્યાં સુધી સેક્રેટરી ઑફ સ્ટેટ કોઈપણ પ્રકારની સત્તા ચલાવી શકે નહિ પણ જ્યાં જ્યાં ગવર્નર-જનરલ પોતાની વિવેકબુદ્ધિથી દોરાઈ અથવા પોતાના વ્યક્તિગત અભિપ્રાયને માન આપી[1] પ્રધાનમંડળથી વિરુદ્ધ નીતિ સ્વીકારે ત્યાં ત્યા સેક્રેટરી ઑફ સ્ટેટની સત્તાનો અમલ થયો છે એમ અવસ્ય માનવુ. આ જ નિયમ પ્રાંતીય સરકારને પણ લાગુ પાડવામાં આવશે. સમવાયતંત્રની યોજનામાં મધ્યસ્થ તેમજ પ્રાંતીય સરકાર માટે સત્તાનુ કેન્દ્ર તાજ જ હોઈ શકે, "Both must derive their powers and authority from a direct grant by the Crown." (J. P. C. Report, p 86) આ ફેરફાર પ્રમાણે પ્રથમ સેક્રેટરી ઑફ સ્ટેટ, ગવર્નર-જનરલ, અને પ્રાંતીય સરકાર પાસેથી સર્વ સત્તા પાછી ખેંચી લઈ મધ્યસ્થ અને પ્રાંતીય વિભાગો વચ્ચે ફરીથી વહેંચવામાં આવશે.

પ્રાંતોમા સ્વ-તંત્ર દાખલ થતાં કાયદાની દૃષ્ટિએ કયા ફેરફારો થશે તે વિષે ઉપર વાત થઈ. હવે, વાસ્તવિક રીતે સ્વતંત્રનો અર્થ શો તેનો વિચાર કરીએ. સામાન્યપણે એ શબ્દમાં જવાબદાર રાજતંત્રનો સમાવેશ થાય છે એમ સૌ કોઈ માને છે. પણ સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિના રિપોર્ટમા એમ સૂચન કરવામાં આવ્યુ છે કે બ્રિટિશ પ્રજાએ વિકસાવેલી પ્રજાકીય તંત્રની ભાવનાનાં મુખ્ય લક્ષણો જેવા કે (૧) બહુમતી પક્ષદ્વારા ચાલતુ તંત્ર, (૨) બહુમતીના નિર્ણયો અને નીતિને માન આપવાની લઘુમતી પક્ષની તૈયારી, (૩) કોમી અથવા એવા કોઈ સંકુચિત તત્ત્વ પર નહિ, પણ રાજકીય અને આર્થિક સિદ્ધાંતોના મતભેદ પર રચાયેલી પક્ષપદ્ધતિ, અને (૪) શિક્ષિત અને કેળવાયેલો પ્રજામત હિંદની પ્રજામા નથી. બ્રિટનની રાજકીય પદ્ધતિ એ કંઈ સનાતન આદર્શ નથી, અને હવે તો પ્રો. લાસ્કી અને પ્રો. જેનિંગ્સ જેવા વિચારકો સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે ઇંગ્લંડનું બંધારણ વીસમી સદીના જટિલ પ્રશ્નોનો ઉકેલ કરવા માટે અસમર્થ છે વળી સૌ કોઈ જાણે છે, કે દ્વિ-પક્ષ પદ્ધતિ ઇંગ્લંડના રાજકીય જીવનમાથી વર્ષો થયાં અદશ્ય થઈ છે, છતા આપણા ઉપર વર્ષો સુધી અમલ કર્યા પછી, અને પ્રજાતંત્રના પાઠ શિખવવાની જવાબદારી પોતાના શિર પર લીધા પછી, આપણા રાજ્યકર્તાઓ પોતાની નિષ્ફળતાને આપણો દોષ ગણાવી આપણી સ્વતંત્રતાની નાલાયકી ઠરાવે છે. સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિના મત પ્રમાણે હિંદની સ્થિતિ એવી વિચિત્ર છે કે રાજપ્રકરણમાં માન્ય અને સ્વીકારાયેલા સિદ્ધાંતોને આધારે એનું બંધારણ ઘડી ન શકાય. હિંદની વાસ્તવિક સ્થિતિ ધ્યાનમાં લેતાં, દરેક પ્રાંતને જે સ્વ-તંત્ર અપાવુ જોઈએ તેના લક્ષણ જુદા હોવાં જોઈએ. સામાન્ય રીતે પ્રાંતીય સ્વ-તંત્ર એટલે

૧. હિંદના રાજતંત્રના અભ્યાસીને 'in his discretion,' 'in his discretion after consultation,' 'excercising his individual judgement' વગેરે બંધારણમા ઠેરઠેર વેરાયેલા માલમ પડશે. એનો અર્થ બ્રિટનના સ્થાપિત હિતોનું સંરક્ષણ અને હિંદના પ્રજામતની અવગણના.

પ્રાંતોમાં પ્રજાતંત્રની સ્થાપના એમ કરવામાં આવે. પણ સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિ કહે છે કે હિંદ માટે એનો એવો અર્થ ન થઈ શકે.[1] જ્યારે ૧૯૧૯ના સુધારા વખતે આ આદર્શ જાહેર કરવામાં આવ્યો હતો ત્યારે પણ તેઓ કહે છે કે તેઓનો આદર્શ પ્રાંતોમાં પણ સંપૂર્ણ જવાબદાર તંત્ર દાખલ કરવાનો નહોતો. આપણા રાજપ્રકરણના ફિલસૂફોના મત પ્રમાણે એનો અર્થ તો મધ્યસ્થ સરકારની દખલગીરીમાંથી મુક્તિ એટલો જ હોઈ શકે, અને નહિ કે પ્રાંતિક પ્રજામતની સ્વતંત્રતા! હિંદનો અજ્ઞાન પ્રજામત રખે ભૂલમાં પડે તે માટે સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિએ સૂચના કરી હતી કે કારોબારીની નિરંકુશતા અને સ્વતંત્રતાનો સિદ્ધાંત નવા બંધારણમાં સ્પષ્ટપણે દાખલ કરવો. આ ઉદ્દેશથી, પ્રાંતના વડા તરીકે ગવર્નરની અનેક જવાબદારીઓ ધ્યાનમાં રાખી, એને અનેક રીતે અસાધારણ સત્તા સોંપવામાં આવી છે. પ્રજાતંત્ર ભોગવવાને હિંદ હજુ લાયક બન્યું નથી એવી સ્થિતિમાં જો સંપૂર્ણ સત્તા પ્રજાના હાથમાં સોંપવામાં આવે, તો હિંદ ક્રાન્તિકારક બળો અને અરાજકતાનો ભોગ થઈ પડે! પ્રજામત અવળે રસ્તે દોરાતો હોય, પ્રધાનમંડળને દેશમાં ઉપસ્થિત થયેલી અસાધારણ સ્થિતિનું ભાન ન હોય, ત્યારે કોઈ તો સર્વજ્ઞ તારણહાર હોવો જોઈએ!

વળી, એક બીજો પ્રશ્ન બ્રિટનને મૂંઝવી રહ્યો હતો: હિંદ જેવા વિશાળ દેશમાં આર્થિક, ભૌગોલિક અને જાતિવિવિધતાની દૃષ્ટિએ પ્રાંતો અને પ્રાંતો વચ્ચે ઘણી ભિન્નતા છે. પ્રત્યેકનો સર્વાંગ વિકાસ થવો જોઈએ, અને તે સાથે તેઓનું વિશિષ્ટ વ્યક્તિત્વ સચવાવું જોઈએ. આ પ્રશ્નના ઉકેલ માટે એમ નક્કી કરવામાં આવ્યું કે અત્યારના પ્રાંતોની રચનામાં ફેરફાર થવા જોઈએ. આપણા પ્રાંતોની રચના જાતિ, ભાષા, સંસ્કૃતિ એવા કોઈ પણ સિદ્ધાંતને આધારે થઈ નથી એ સૌ કોઈ જાણે છે. જેમજેમ એક પછી એક રાજ્યો જિતાતાં ગયાં તેમતેમ વહીવટની સગવડ ખાતર પાસેના કોઈ પ્રાંત સાથે તેને જોડી દેવામાં આવ્યાં. જો કોઈ પણ સિદ્ધાંતને અનુસરવો હોય તો અત્યારના પ્રાંતોની પુનર્ઘટના જ કરવી પડે. પણ આવા હેતુથી નવા બંધારણના ઘડનારાઓ પ્રેરાયા હોય એમ લાગતું નથી. ફક્ત એટલું નક્કી કરવામાં આવ્યું છે કે સિંધ અને આસામને જુદા પ્રાંતો તરીકે સ્થાપવા જોઈએ. આ પ્રાંતોની વ્યવસ્થા કેવી રીતે કરવામાં આવી છે, તેનો વિચાર પાછળથી કરીશું. અત્યારે તો સિંધને એક જુદા પ્રાંત તરીકે સ્થાપવામાં કઈ પરિસ્થિતિ ઊભી થશે તેનો વિચાર કરીએ. સિંધના વહીવટ માટે નવી તૈયારીઓ થઈ ગઈ છે, તેમજ ગવર્નરની નિમણૂક પણ થઈ છે. આ વિષે વધુ ઊંડાણથી તપાસતાં માલમ પડશે કે કોમીવાદ આ માટે કેટલેક અંશે જવાબદાર છે. કમનસીબે આપણા રાજ્યકર્તાઓને કોમીવાદ સિવાય હિંદના રાજકીય વાતાવરણમાં બીજું કંઈ દૃષ્ટિગોચર થતું જ

1. સરખાવો એને મળતો સર રેજિનાલ્ડ ક્રેડૉકનો અભિપ્રાય:

"Most Indian controversialists employ it to describe both the freedom of the provincial Government from external control by the Government of India and the internal political condition of representative and responsible Government. The true meaning of the word lies in the former interpretation. Provincial Autonomy does not of necessity tell us anything of the condition of domestic Government prevailing in any Province or State."—*India, A Federation?* p. 295.

આ સાથે સરખાવો ૧૯૧૭ના જાહેરનામાની ભાષા!

નથી રાષ્ટ્રીય જીવનમાં આ અનિષ્ટ વધુ ને વધુ પ્રમાણવાને સીધી તેમજ આડકતરી રીતે અનેક પ્રયાસો ચાલી રહ્યા છે. સિંધને એક સ્વતંત્ર પ્રાંત બનાવવાની યોજના આ વાતની સાક્ષી પૂરે છે. હિંદુઓ એકંદરે આ યોજનાની વિરુદ્ધ છે, ત્યારે મુસલમાનો એની તરફેણમાં છે. આ પ્રશ્નનો રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર થવાને બદલે એક કોમી પ્રશ્ન તરીકે એનો વિચાર કરવામાં આવ્યો છે. જ્યાંત્યાં કોમી બહુમતી અને લઘુમતી, એક તરફ હિંદુ અને બીજી તરફ મુસલમાન એમ સર્વ પ્રશ્નો રજૂ કરવામાં આવે છે. જાણે કે રાષ્ટ્રના હિતમાં, હિંદુમુસલમાનનું હિત ન જ આવી શકતું હોય! આ સ્થિતિ માટે કોમી મતાધિકાર જવાબદાર છે એ વિષે બેમત ન હોઈ શકે. પરિણામે, આપણું માનસ એટલું બધું વિકૃત અને અધમ બની ગયું છે કે હિંદુ મુસલમાન, બેઉ અન્યોન્યની સામે શકાની નજરથી જોતાં થઈ ગયા છે. આરા રાષ્ટ્ર સમક્ષ ગરીબાઈનો પ્રશ્ન ખડો છે. છતા ત્યાંથી ધ્યાન ખેંચી લઈ કોમી વિખવાદમા સર્વશક્તિનો વ્યય કરાવવાની આ ઉત્તમ યુક્તિ સરકારે ગ્રહણ કરી છે. સિંધને જુદું પાડવામાં આ તત્ત્વને જેટલા પ્રમાણમાં મહત્ત્વ અપાયું છે તેટલા પ્રમાણમા રાષ્ટ્રીય એકતાનું સ્વપ્ન નષ્ટ કરવામાં આવ્યું છે.

થોડા સમય પહેલા સમવાયતંત્રની નાણાંસંબંધી વ્યવસ્થાને લગતો નિમેયર (Niemeyer) રિપોર્ટ બહાર પડી ચૂક્યો છે. આર્થિક સ્વાતંત્ર્યની લેશ પણ આશા રાખવી એ વ્યર્થ છે, એ આ રિપોર્ટ પરથી સ્પષ્ટ થાય છે. હિંદ માટે મુખ્ય પ્રશ્ન ગરીબાઈ અને ભૂખમરો ટાળવાનો છે પણ આ રિપોર્ટ કહે છે કે અત્યારના કરોમાંથી પ્રજાને કોઈ પણ પ્રકારની રાહત મળી શકે એમ નથી, તેમજ આપણો લશ્કરી કે નોકરશાહીનો ખર્ચ ઓછો થઈ શકે એમ નથી. સમવાયને અસ્તિત્વમાં લાવવા માટે પ્રાંતોમાં સ્વતંત્ર સ્થપાઈ જવું જોઈએ, અને એ માટે શરૂઆતમાં પ્રાંતોને નાણાં સબંધી યોગ્ય રાહત મળવી જોઈએ. વળી સિંધ જેવો નવો પ્રાંત આર્થિક દૃષ્ટિએ પોતાના પગ પર ઊભો રહી શકે એ સ્થિતિમાં નથી. આ સંજોગોમાં નિમેયર રિપોર્ટ એમ સૂચના કરે છે કે મધ્યસ્થ સરકાર તરફથી સિંધને પહેલા દશ વર્ષ સુધી ૧૦૫ લાખનો ફાળો મળવો જોઈએ, અને તે ઉપરાંત પોતાના ઈન્કમટેક્સમાંથી ૨ ટકાનો હિસ્સો અપાવો જોઈએ. સિંધને પોતાને આથી બહુ મોટી રાહત મળશે એવી આશા નથી. નવા સુધારા સાથે વધેલી આર્થિક જવાબદારીઓ ધ્યાનમાં લેતા જોઈ શકાશે, કે રાષ્ટ્રીય પ્રગતિની આશા રાખવી વ્યર્થ છે. પ્રાંતોમાં સ્વતંત્ર સ્થપાશે, પ્રધાનના હાથમાં સત્તા સોંપાશે, પણ જ્યારે રાષ્ટ્રોપયોગી કોઈ પણ યોજના પ્રધાન રજૂ કરશે ત્યારે એક જ જવાબની આશા રાખી શકાય: નવા કર નાખી નાણાં ઊભાં કરો! કરના અસાધારણ બોજા હેઠળ કચડાયેલો ખેડૂત નવા કરો ખમવાની શક્તિ હજુ ધરાવે છે? એટલે આ રાજ્યતંત્ર તો આપણે હાથે આપણું શોષણ અને ગરીબાઈ વધારવાને માટે જ ઘડાયું છે.

આ ચર્ચા પરથી સ્પષ્ટ થયું હશે કે સમવાયતંત્રદ્વારા હિંદની એકતાનું જે સ્વપ્ન રજૂ કરવામાં આવ્યું છે તે કેવળ આકાશકુસુમવત્ છે. એનું વાસ્તવિક પરિણામ તો એ આવશે કે પ્રાંતો અને પ્રાંતો વચ્ચે અતડાઈ, ઈર્ષ્યા, અને સંકુચિતતા વધશે. જ્યાંત્યાં રાષ્ટ્રના હિતને બદલે પ્રાંતીય હિત અને સ્વાર્થ રજૂ કરવામાં આવશે. જ્યાં સુધી નવા બંધારણમાં કોમીવાદને રાજકીય સ્વરૂપ અપાયું છે ત્યાંસુધી આપણું રાષ્ટ્રીય જીવન સંવાદી બની શકવાનું નથી. આ તો હાલની એક બાજુ રજૂ થઈ. હજુ આપણે સમવાયતંત્ર અને દેશી રાજ્યોનો વિચાર કરવો રહ્યો.

આપણે જ્યા સુધી દેશી રાજ્યોના ગુંચવાડાભરેલા પ્રશ્નનું નિરાકરણ નહિ કરીએ, ત્યા સુધી હિંદના સ્વાતંત્ર્યના પ્રશ્નનો ઉકેલ નહિ આવે દેશી રાજ્યોનો વિસ્તાર તેમજ તેની વસ્તીનો વિચાર કરતા બ્રિટિશ હિંદ એ પ્રશ્નની અવગણના કરી શકે એમ નથી વળી દેશી રાજ્યો અને બ્રિટિશ હિંદ એકમેકની સાથે સસ્કૃતિ સબધી સામાજિક તેમજ આર્થિક દૃષ્ટિએ એટલા બધા ગાઢ સબધથી જોડાયેલા છે કે અનેક મહત્ત્વના પ્રશ્નોમા બેઉનુ હિત સરખુ ગણી શકાય રાષ્ટ્રીય પ્રગતિ સાધવી હોય તો બેઉને માટે સમાન સામાજિક, આર્થિક અને રાજકીય વાતાવરણ હોવુ જોઈએ હિંદની એકતાના હિમાયતીઓએ ઓછામા ઓછી એવી સ્થિતિ લાવવી જોઈતી હતી કે વિસ્તાર અને વસ્તીની દૃષ્ટિએ મોટા ગણી શકાય એવા સસ્થાનોએ જવાબદાર રાજતંત્ર સ્વીકાર્યુ હોય અને બાકીના સેંકડો નાના સસ્થાનોના રાજ્યકર્તાઓને પેનશન આપી તેઓને વધારે ઉપયોગી શહેરી બનવાની તક આપી હોત[1] બ્રિટન પાસે આટલી સારી આશા રાખવી એ પણ વ્યર્થ છે હિંદના ભાવિ પ્રજાસત્તાક રાજ્યમા દેશી રજવાડાના આ પટાવતી અવશેષને સ્થાન નજ હોઈ શકે એઓ કદી સ્વતંત્ર રાજ્યો ન કહી શકાય બ્રિટિશ સામ્રાજ્યથી વિરુદ્ધ બીજા કોઈ રાજ્ય સાથે મિત્રાચારીનો સબધ દેશી રાજ્યો સાધી શકતા નથી બ્રિટનની સાર્વભૌમ સત્તા એઓને સ્વીકાર્યે જ છૂટકો હિંદમા એઓનુ સ્થાન સામ્રાજ્યના એક સ્તભરૂપ છે આ કારણથી શાહીવાદની ચૂડમાથી સ્વતંત્ર થવા ઇચ્છતા હિંદને એના ભાવી પ્રજાસત્તાક રાજ્યમા નવુ 'અલ્સ્ટર' બનાવવાની જરૂર નથી

હવે નવા બધારણમા દેશી રાજ્યોનું શુ સ્થાન છે અને તેઓ શો ભાગ ભજવશે તે વિષે વિચાર કરીએ દેશી રાજ્યોને સમવાયમા જોડાવા માટે અમુક પ્રકારની છૂટ આપવામા આવી છે એઓ પોતાની સ્વેચ્છાથી જોડાઈ શકે છે જ્યારે પ્રાતોને માટે સમવાયમા જોડાવુ ફરજિયાત છે ત્યારે દેશી રાજ્યો માટે એ પ્રશ્ન મરજિયાત છે "There can be no question of compulsion so far as States are concerned Their rulers can enter or stand aside from the Federation as they think fit" એથી દેશી રાજ્યોને સમવાયમા દાખલ કરવા માટે એક નવી પદ્ધતિ યોજવામા આવી છે એને એક પ્રકારનુ કરારનામુ કહી શકાય[2] પ્રત્યેક દેશી રાજ્ય પોતાની શરતો રજૂ કરી શકે છે સમવાયી સત્તા સાથે પોતે ક્યા પ્રકારનો સબધ રાખવા ઇચ્છે છે અને મધ્યસ્થ સરકારની કેટલા પ્રમાણમા દરમ્યાનગીરી સ્વીકારવા તૈયાર છે એ સર્વ પોતાના શરતનામા દ્વારા દરેક દેશી રાજ્ય સ્પષ્ટ કરી શકે છે અમુક દેશી રાજ્યે રજૂ કરેલી શરતો કેટલા પ્રમાણમા સ્વીકારવા યોગ્ય છે કે નહિ તે નક્કી કરવાની છેવટની સત્તા તાજ પાસે છે જો શરતો અસંતોષકારક હોય તો અમુક દેશી રાજ્યને સમવાયમા દાખલ થવાની તાજ ના પાડી શકે છે આનુ પરિણામ એ આવશે કે સમવાયી અધિકાર પ્રાતો પર એકસરખો રહેશે ત્યારે દરેક દેશી રાજ્ય પર શરતનામા પ્રમાણે જુદોજુદો રહેશે

તે ઉપરાત દેશી રાજ્યો સમવાયમા જોડાય માટે એઓ માટે ખાસ અધિકાર નક્કી કરવામા આવ્યા છે જ્યા સુધી બધા દેશી રાજ્યોની કુલ વસ્તીમાથી લગભગ અડધી વસ્તીનું

(૧) સરખાવો Garratt An Indian Commentary, p 193
(૨) " Instrument of Accession

પ્રમાણ ધરાવનારાં દેશી રાજ્યો સમવાયમાં જોડાવાની સમતિ જાહેર ન કરે અને સમવાયના ઉપલા દિવાનમાં પર સરયાનોના રાજ્યકર્તાઓ પ્રતિનિધિઓ નીમી ન શકે ત્યાં સુધી સમસ્ત હિંદનું સમવાય અસ્તિત્વમાં ન આવી શકે. દેશી રાજાઓ સમવાયમાં જોડાવા જલદીથી પ્રેરાય એટલા માટે એઓ તરફ અનેક રીતે પક્ષપાત બતાવવામાં આવ્યો છે. દેશી રાજ્યોનું વસ્તીપ્રમાણ બ્રિટિશ હિંદ કરતાં ઓછું હોવા છતાં, તેઓએ સમવાયના ઉપલા તેમજ નીચલા દિવાનમાં ૨/૫ અને ૧/૩ એમ અનુક્રમે પ્રતિનિધિત્વનું પ્રમાણ આપવામાં આવ્યું છે. કાઉન્સિલ ઑફ સ્ટેટમાં ૨૫૦માંથી ૧૦૦ અને એસેમ્બલીમાં ૩૭૫ માંથી ૧૨૫ ના પ્રમાણમાં દેશી રાજ્યોને બેઠકો આપવામા આવી છે. પણ આટલેથી આપણા સમવાયના વિચિત્રપણાનો ખ્યાલ આવે એમ નથી, એનો પૂરો ખ્યાલ તો આ પ્રતિનિધિઓ મોકલવાની પદ્ધતિનો વિચાર કરીએ ત્યારે આવશે. બ્રિટિશ હિંદના પ્રાંતોમા થોડેઘણે અંશે પ્રજાતંત્રનો અમલ કરવામાં આવ્યો છે. પ્રાંતોના પ્રતિનિધિઓ પ્રજાના પ્રતિનિધિઓ કહેવાશે, ત્યારે દેશી રાજ્યોમાં ઉપર કહ્યું તેમ પ્રજાતંત્ર કે પ્રજામતને સ્થાન જ નથી. દેશી રાજાઓ પોતાના નિયુક્ત કરેલા માણસોને મોકલી શકશે. વળી દેશી રાજાઓમાં પણ માંહેમાંહે ક્યાથી સમાનતા હોય? સયુક્ત સમિતિએ એવા સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે કે જેથી દેશી રાજાઓનો દરજ્જો સાચવી શકાય. આ દરજ્જો નક્કી કરવા માટે વશપરંપરાથી અમુક સલામ સ્વીકારવાનો હક્ક એક માપ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. ખરેખર આપણાં રાજપ્રકરણમાં પણ ઐતિહાસિક ડંકાસને સ્થાન છે! આ અન્યાય આટલેથી અટકતો નથી. પ્રજાના પ્રતિનિધિઓ અને રાજાઓ તરફથી નિયુક્ત થયેલા સભાસદો બેઉને સમાન સત્તા આપવામાં આવી છે. દેશી રાજ્યોના પ્રતિનિધિઓ કોઈ પણ સામાજિક તેમજ આર્થિક સુધારાની યોજનાને સાથ આપશે એવી આશા સેવવી એ વ્યર્થ છે. એઓનુ કાર્ય તો સ્થાપિત હિત (Vested Interests) અને મૂડીવાદને મદદ કરવાનુ જ હોઈ શકે. પ્રજામતને કચડી નાખવા સરકાર આ સંખ્યાબળનો સહેલાઈથી ઉપયોગ કરી શકશે. હિંદમાં શોષણનીતિ ચાલુ રાખવા માટે બ્રિટિશ સામ્રાજ્યના હાથમાં એક સંગીન હથિયાર તરીકે રહેશે. વધુમાં જો કેટલાંક દેશીરાજ્યો સમવાયમાં જોડાવાની ના પાડે તો તેઓની ખાલી રહેલી બેઠકની સખ્યાનો અડધો ભાગ સમવાયતત્રમાં જોડાયેલાં દેશીરાજ્યો પૂરી શકશે. બ્રિટનની કુટિલ મુત્સદ્દીપણાનો આ સુંદર નમૂનો!

ટૂંકમાં, રાજસ્થાની પ્રજાને અરાજકતા, નિરકુશ આપખુદી અને શોષણમાંથી મુક્ત થવાનો માર્ગ આ બધારણમાં નથી. આપણે જોઈ શકયા છીએ કે નવાં સમવાયમાં એક બાજુ અનિયન્ત્રિત આપખુદી સત્તાઓ અને બીજી બાજુ મર્યાદિત પ્રજાતંત્ર ભોગવતા પ્રાંતો એવા પરસ્પર વિરોધી તત્ત્વોનો સમાવેશ કરવામાં આવ્યો છે આ બધારણના ઘડતરમાં બ્રિટિશ હિંદની અથવા દેશી રાજ્યોની પ્રજાની સમતિ લેવામાં આવી નથી અનિયન્ત્રિત સત્તા ભોગવવાને ટેવાયેલા અને વિલાસી વાતાવરણમાં ઉછરેલા દેશી રાજાઓ અપ્રગતિશીલ, સ્થિતિચુસ્ત અને આપખુદી સત્તાના પોષક જ હોઈ શકે. દેશીરાજ્યો આ સમવાયતંત્રને લીધે બ્રિટિશ હિંદના પ્રગતિના ઉપાયો સામે આવી શકશે, તે ઉપાયોને રદ કરી શકશે, ને બ્રિટિશ હિંદ દેશીરાજ્યોની અંધાધૂંધીને જરાપણ દૂર કરી શકશે નહિ

# સુનીલા

ગુલાબદાસ બ્રોકર

અવિનાશે મુન્શીની 'કાકાની શશી' વાંચી કે તરત જ તેને લાગ્યું કે સુનીલાનો આત્મા પણ વેશ્યાનો આત્મા હતો. તે પણ બધાને બોલાવતી, હસાવતી, નચાવતી, નયનનાં આમંત્રણોએ મુગ્ધ રાખતી, પ્રેરણા આપ્યાનો દંભ સેવતી. જો તેનાથી કોઈને કંઈ પણ પ્રેરણા મળતી હોય તો તે તેની સાથે ખરાબ થવાની. તેને મળ્યા પહેલાં અવિનાશને પોતાના કામમાં જે રસ આવતો, તેમાં જે તન્મયતા સધાતી, તે ઊડી ગઈ હતી. સાચી પ્રેરણાદાયિની સ્ત્રી હોય તો તો તેના સાહચર્યથી પોતાના કામમાં વધુ રસ આવે, તન્મયતા સધાય, અને સુંદર પરિણામો પેદા કરી શકાય ના? આ તો સુનીલાની સાથે વધુમાં વધુ સમય ગાળવો અને તેની નજરમાં વધુમાં વધુ આકર્ષક દેખાવું તે સિવાયનો બધો જીવનવ્યવહાર જાણે શૂન્યમય, અર્થવિહીન થઈ ગયો હોય તેમ તેના આવ્યા પછી અવિનાશને લાગતું. અને તેના આવ્યા પહેલાં? અવિનાશ થોડાં વર્ષો થયાં જ રાજ્યમાં એન્જિનિયર તરીકે નિમાયો હતો. પરંતુ એ થોડા વખતમાં તેણે પોતાની શક્તિનો સુંદર પરિચય આપી દીધો હતો. કોઈ કવિ એકાદ મૃદુલ, સુંદર કાવ્ય રચવામાં જેટલો રસ લે, અને તે કાવ્યનું સર્વાંગ સુંદર સર્જન થતાં તેમાં જેટલો આનંદ અનુભવે તેટલો રસ અને તેટલો આનંદ તે પોતાના પ્લાનો દોરવામાં અને તેને સિદ્ધ કરવામાં લેતો. પણ હવે તે બધો રસ ઊડી ગયો હતો. જૂની કીર્તિ સાચવી રાખવા પ્રેરણા ઊડી ગઈ હોય છતાં પણ કવિ કાવ્ય બનાવે તે પ્રમાણે નોકરીમાં રહેલો હોવાથી અને નોકરી ટકાવવી જ જોઈએ તેવું જાગ્રત ભાન હોવાથી તે પોતાનું કામ કર્યે જતો.

અને તેના એકલામાં જ એવો ફેર પડ્યો હતો એવું કંઈ નથી તેનો મિત્ર અશ્વિન પણ સુનીલાના આવ્યા પછી સાવ બદલાઈ ગયો હતો. અશ્વિન ગામમાં આદર્શ શિક્ષક ગણાતો. કદાચ તે એક જ એવો શિક્ષક હતો કે જેને પોતાના કામમાં ખૂબ રસ હોય. છોકરાં ભણાવવાં એટલે ખાલી વહીતરું કરવું કે વેઠ ઉતારવી તેમ તે નહોતો માનતો. તેને તો તેમાં નૂતન પ્રજાના સર્જનનો ઉલ્લાસ માણવા મળતો, અને તે ઉલ્લાસથી શાળાનો એકેએક કલાક તે વિદ્યાર્થીઓ માટે રસમય કરી શકતો. પરંતુ તે બધી તો ભૂતકાળની વાતો થઈ. સુનીલાના આવ્યા પછી તો તેના તે રસમાં પણ ફરક પડી ગયો દેખાતો. અન્ય શિક્ષકોને અને વિદ્યાર્થીઓને હમણાંહમણાં લાગતું કે જેમ હોમરને પણ કોઈ કોઈવાર ઝોકું આવી જાય છે તેમ અશ્વિનભાઈ પણ હાલમાં કંઈ અગમ્ય કારણોથી તેમના માનીતા વ્યવસાયમાં ઝોકાં ખાતા હતા!

અવિનાશ અને અશ્વિન એ બે જ માણસો એવા નહોતા કે જેમનો રસ સુનીલાના આગમનથી પોતપોતાના કામમાંથી ઊડી ગયો હોય. એવા તો અનેક હતા. આ તો માત્ર

એકસામટાં આટલાં બધાં હૃદયોમાં આટલો તરખાટ મચાવનારી એ સુનીલા કોણ હતી? તે ગામના નવા આવેલા દીવાનસાહેબની પુત્રી હતી. છએક મહિનાથી જ સુનીલાના પિતાશ્રી એ રાજ્યમાં દીવાન તરીકે નિમાયા હતા. દીવાનસાહેબ ખૂબ જ કેળવાયેલા હતા અને એટલા જ સંસ્કારી હતા. તે સ્ત્રીકેળવણીમાં ખૂબ માનતા અને તેમણે સુનીલાને તેની ઇચ્છા પ્રમાણે અભ્યાસ કરાવ્યો હતો. સ્ત્રીસ્વાતંત્ર્યના તેમના વિચારો એકદમ અદ્યતન હતા, અને તે વિચારોને વળગી રહી સુનીલાના સ્વાતંત્ર્યમાં તે વિક્ષેપ નહોતા નાખતા. સુનીલાનાં મિત્રો—પુરુષો કે સ્ત્રીઓ—તેને મળવા આવે તેમાં તે કશો વિરોધ નહોતા બતાવતા કે વિરોધનું કંઈ કારણ નહોતા જોતા સુનીલાને વાચન અને વિચારની બધી સગવડ તે પૂરી પાડતા. છેલ્લા વરસેક દિવસથી તેમને લાગતુ હતું કે જરા આરામ મળે તેવી નોકરી મળી જાય તો સ્વીકારી લેવી અને મુંબઈની હાડમારીથી દૂર જવું. છએક મહિના પહેલાં આ દેશી રાજ્યમાં દીવાનની જગ્યા ખાલી પડી અને તેમણે તે પદવી સહર્ષ સ્વીકારી લીધી

સુનીલા એકદમ અર્વાચીન સ્ત્રી હતી છેલ્લામા છેલ્લી ઢબની મિલાઈના ચમોચમ પહેરેલા બ્લાઉઝમાંથી તેના દેહનુ યૌવન ઊપસી આવતુ હતુ તેના સુંદર, ઘાટીલા હાથ બાંયોવિનાના તે બ્લાઉઝમાથી પોતાનું નગ્ન સૌંદર્ય બતાવી જગતને મુગ્ધ કરતા હતા. વેણીવિનાના, બૉબ્ડ કરેલા વાળમાં પણ સ્ત્રી સૌંદર્યને સાચવી શકે છે તે વાત તેના એકદમ અર્વાચીન રીતે કાપેલા વાળ પુરવાર કરી આપતા હતા તેની ઊંચી અને સુરેખ દેહલતાની ઉપર તેના મુખનું સૌંદર્ય ઓર ઝળકતું. તેની આંખોની ચમક, ઓષ્ટની મૃદુતા અને દંતાવલિની સુરેખતા ગમે તે સમાજમાં સુનીલાનું સ્થાન અજોડ રાખતાં. અને, ગમે તે કારણે હોય—પોતાના સૌંદર્યના વખાણ સાંભળીસાંભળીને કે ગમે તેમ—પણ સુનીલા પોતાના સૌંદર્યનો ઉપયોગ કરતાં શીખી હતી. એ સૌંદર્યદીપક આસપાસ અથડાતા અને બળી મરતાં પતંગિયાં જોવાનો તેને શોખ હતો. તેને પોતાના સૌંદર્યનું અને તેના આકર્ષણનું પૂરેપૂરું ભાન હતુ. તે કૉલેજના પોતાના વર્ગમા બેઠી હોય ત્યારે કેટલી આંખો પોતા ઉપર મંડાઈ છે તેનો પૂરેપૂરો ખ્યાલ રાખતી. કોઈની સામે તે જરા હસે, પેલો વધારે સંબંધમાં આવવા પ્રયત્ન કરે, તેની સાથે વાતચીત કરતાંકરતાં એકાદ ક્ષણ માટે નયનમાં એવો ચમકારો મૂકે કે પેલો મહિનાઓ સુધી તેની આસપાસ કૂદકી ફર્યા જ કરે! અને અંતે નિરાશા જ પામે. એવાંએવા તો ઘણાં પરાક્રમો તે કરી શકી હતી, તેના સૌંદર્યદીપકમાં ઘણાં પતંગોનો ભોગ ધરાતો અનુભવી ચૂકી હતી.

છેલ્લા છએક મહિનાથી પોતાના પિતાની સાથે સુનીલાને પણ અહીં આવવું પડ્યુ હતું. દેશી રાજ્યમા મુંબઈ જેવી મોજ ક્યાથી પડે? પણ તેને પોતાના સૌંદર્યમાં વિશ્વાસ હતો તે દ્વારા અમુક હૃદયો ભાંગવાની અકથ્ય અને અકલ્પ્ય મોજ મેળવી શકવાની તેને ખાતરી હતી.

વીસ વર્ષે તો સાધારણ રીતે કોઈ પણ સ્ત્રી આકર્ષક લાગે, ત્યારે આ તો ખરેખર સુંદરી જ હતી. દીવાનસાહેબની પુત્રી એટલે રાજ્યના અમલદાર વર્ગમાંથી લગભગ બધા જ તેના પરિચયમાં આવે. અને અવિનાશ પણ રાજ્યનો એક અમલદાર જ ગણાય ના? અવિનાશ જુવાન હતો, શક્ત હતો, સુંદર હતો વ્યાયામથી ઘડાયેલું તેનું શરીર ઘણુ જ છટાદાર હતું. તેને જોતાં જ સુનીલાને થયુ કે આ શિકાર ઠીક હાથમાં આવ્યો. સુનીલાને

હજી સુધી પરણવાનો વિચાર જ નહોતો આવ્યો, અને આવ્યો હોય તોયે અવિનાશને તો પરાણે ગણાય તેમ હતું જ નહિ કારણકે તે પરણેલો હતો. પરતુ થોડા વખતમાં જ બન્ને વચ્ચે સારી મૈત્રી બંધાઈ. અવિનાશ તો તે નવીન મૈત્રીના પૂરમાં તણાયો. સૌંદર્યના જાદુ કોણે અનુભવ્યા નથી હોતા? પોતાનો માનીતો વ્યવસાય, સ્ત્રી, મિત્રો વગેરે બધું તેની નજરમાં ગૌણ થઈ પડ્યું પણ સુનીલાનું ગમે તેટલું આકર્ષણ હોય છતાં પણ એક મિત્રને તે ભૂલ્યો નહોતો કે તેને ગૌણ સ્થાને બેસાડી નહોતો શક્યો

તે મિત્ર તે અશ્વિન અશ્વિન અને અવિનાશ બાળપણથી મિત્રો હતા. સાથે ભણ્યા હતા, સાથે રમ્યા હતા. સાથેસાથે જ બન્નેએ કિશોરાવસ્થાના સ્વપ્નશીલ આદર્શો સેવ્યા હતા. શરીરને સુદૃઢતા આપવા સાથેસાથે જ બન્નેએ અખાડાની માટીઓથી શરીરને વિભૂષિત કર્યું હતું. તેના લગ્ન થયા, અને જુદીજુદી જાતના જીવનવ્યવસાયમાં પડ્યા હોવાથી કાર્ય અને ક્ષેત્રો પણ જુદાજુદા પડ્યા, પરતુ એકબીજા પ્રત્યેની મૈત્રીમાં તો જરીકે ફેર નહોતો પડ્યો. તેમને ખાતરી હતી કે જગતમાં કોઈ પણ એવી વસ્તુ નહોતી કે જે તેમની મૈત્રીની આડે આવી શકે.

સુનીલા અવિનાશનો અશ્વિન પ્રત્યેનો ભાવ જોઈ શકી. ઘણી વખત બન્ને સાથે બેઠાં હોય, ખૂબખૂબ વાતો કરતા હોય ત્યાં ઓચિંતો જ અવિનાશ કહે

"હવે હું જાઉં હોં! અશ્વિનને આવવાનો સમય થયો. હું નહિ હોઉં તો પાછો ચાલ્યો જશે."

અથવા

"બસ કાલે હું અહીં રોકાઈ ગયો તેમાં અશ્વિનને મળી શકાયું નહિ."

આ માણસના હૃદય ઉપર આટલી સત્તા ધરાવનાર અશ્વિન કેવો હશે તે જાણવાનું સુનીલાને મન થયું તેની સ્વાભાવિક અભિમાનવૃત્તિ પણ અવિનાશના અશ્વિન પ્રત્યેના આ ભાવથી ઘવાઈ "હું એને રોકી રાખી શકું નહિ? અશ્વિનનો સમય સાચવવો જ જોઈએ? શું મારામાં એટલી શક્તિ નથી કે એને પણ એ થોડા વખત માટે તો વિસરી જાય?" એવાએવા તો ઘણા વિચારો તેના મગજમાંથી પસાર થઈ ગયા "આ અશ્વિનને પણ ઓળખવો તો જોઈએ," એમ તેને લાગ્યું તેને વિષે તપાસ કરી, પોતાના પિતાજીને કહી પોતાની નાની બહેનને શિક્ષણ આપવા માટે અશ્વિનને પોતાને ઘેર તેણે આવતો કર્યો.

સુનીલાને ખાતરી હતી કે જેની મૈત્રી તે પોતે પ્રચ્છતી હોય તે તેનો મિત્ર થવાની ના પાડે જ નહિ એવો કશો સંભવ જ નહોતો અશ્વિનની સાથે પણ ધીમેધીમે તે મૈત્રી સાધતી હોવાનો દેખાવ કરવા લાગી. અશ્વિનની શિક્ષણપ્રણાલી, શીખવવાના વિષય સાથે તથા શીખનાર બાળક સાથે એકતા સાધી લેવાની તેની આવડત, શિક્ષણના વિષય ઉપરનું તેનું પ્રભુત્વ વગેરે વસ્તુઓ ઉપર તે મુગ્ધ થઈ ગઈ હોય તેવું અશ્વિનને બતાવવા લાગી. અશ્વિનને પણ પોતાને કોઈ સમજી શકે છે એ જાણી આનંદ થયો. જો એટલું જ હોત તો તો અશ્વિન પોતાના વિષયમાં વધારે રસમય બની શકત, પરતુ તેને પ્રોત્સાહન અને અભિનંદન આપતાં આપતાં કોઈકોઈવાર સુનીલા પોતાની આંખોમાં એવી કોઈ ચપળતા આણતી, પોતાના હાસ્યમાં એવી કોઈ વિદ્યુત અને એવું કોઈ આકર્ષણ મૂકતી કે અશ્વિન બીજું બધું ભૂલી જતો. તેની સાથે વાતો કરવામાં જ જીવનનું સાર્થક થતું હોય એમ તે માનવા માંડતો.

અને છતાં અશ્વિન-અવિનાશની મૈત્રી અતૂટ, અખંડ હતી. તે બન્ને મિત્રોનો એવો નિયમ હતો કે સાંજના કામકાજથી પરવાર્યા પછી બન્નેએ સાથે ફરવા જવું. કોઈકવાર કંઈ ખાસ કામ હોય તો જ આ નિયમમાં ભંગ પડતો, નહિતર તો બન્ને મિત્રો આ નિયમને અચૂક પાળતા. હવે તો સુનીલા પણ આ બન્ને મિત્રોને બરોબર ઓળખી ગઈ હતી, એટલે કોઈ કોઈ વખત તે પણ બન્નેની સાથે ફરવા જતી.

ત્રણે સાથે ફરવા જતા ત્યારે શરૂશરૂમાં તો બન્ને મિત્રોને ખૂબ મોજ આવતી. કુદરતી રીતે જ રસ્તામાં વાતો કરવાનો ઇજારો સુનીલા પોતાના હાથમાં રાખતી અને ઘડીમાં એક, તો ઘડીમાં બીજા મિત્ર જોડે ન્નતજાતના તડાકા મારતી. તેનો મંજુલ, કર્ણમધુર સ્વર સાંભળતાં બન્ને મિત્રો નવી લાગણીઓ અનુભવતા અને આનંદ મેળવતા. પણ સુનીલા લુચ્ચી હતી બેમાંથી એક મિત્રને કોઈકોઈવાર તે ખૂબ ચડાવતી. પેલો ખૂબ રસમાં આવી વાત કર્યે જતો હોય ત્યાં અધવચમાં જ બીજા તરફ ફરી સુનીલા તેને પૂછતી:

"કેમ અશ્વિનભાઈ, તમે કેમ મૂગા છો? કંઈ બોલતા જ નથી"

"તમે વાત કરો છો તે હુ સાંભળુ છુ," પેલો જવાબ દેતો અને ઓચિંતું જ તેને ભાન થતું કે આ બન્નેની વાતોમાં પોતે તો માત્ર પ્રેક્ષકરૂપે જ ફરી રહ્યો છે.

એટલું પૂછી, પેલાની લાગણી વધુ તીવ્ર કરી, ફરી પાછી સુનીલા અવિનાશની સાથે વાતે વળગી જતી. તે સાંજે અશ્વિન ગમે તેટલો રસ લઈ એ લોકોની વાતોમાં ભળવા માંડે તોપણ પછી તેનાથી ભળી નહોતું શકાતુ. કોઈકવાર અશ્વિનનો એવો વારો આવે, તો કોઈકવાર અવિનાશનો એવો વારો આવે.

સુનીલાનુ આકર્ષણ વધ્યે જતું હતું હવે તો તે બન્ને મિત્રોની સાથે ઘણી વખત ફરવા જતી હતી તે લોકો ફરતાં હોય ત્યારે પવનની એકાદ લહરી સુનીલાના વાળની લટને તેના કપોલ ઉપર પાથરી દે ત્યારે બન્ને મિત્રો તેના ચહેરા સામું જોઈ રહેતા. કોઈકોઈવાર તેને જ નિહાળી રહેલા તે બન્નેની આંખો એક થતી અને તરત જ કંઈ ચોરી પકડાઈ ગઈ હોય તેવા ભાવથી પાછી ખેંચી લેવાતી.

અને કોઈકવાર જ્યારે સુનીલા ઘણી જ મધુર લાગતી હોય, તેના હાસ્યમાંથી જ્યારે અમી નિગળતું હોય, ત્યારે બન્નેને એમ લાગતુ કે આવી રીતે સુનીલા સાથે એકલા ફરતા હોઈએ તો કેવો આનંદ આવે! આવો ભાવ કોઈકવાર, એકબીજા પ્રત્યે પૂર્ણ લાગણી હોવા છતાં પણ, બન્નેનાં હૃદયમાંથી પસાર થઈ જતો.

સુનીલા બન્નેના તેમને મોઢે અને બેમાંથી એકની પણ હાજરીમાં ખૂબ વખાણ કરતી. તેમનો મિત્રસ્નેહ વખાણતી. આવા મિત્રો મળે એ પણ જીવનનુ એક મહાભાગ્ય ગણાય તેમ પણ કહેતી. પરંતુ પોતા તરફ ખેંચાયેલો તેમનો એક પણ દૃષ્ટિપાત તેની નજરબહાર નહોતો રહેતો. પોતા તરફ તાકી રહેલી તેમની આંખો એક થતાં કેવી ચોરી કરી હોય તેવા ભાવથી પાછી ખેંચાઈ જતી તે પણ તેની નજરબહાર નહોતું. અને તેમાં જ તેને પોતાનો વિજય દેખાતો.

તે અવિનાશ પાસે અશ્વિનના અને અશ્વિન પાસે અવિનાશના ખૂબ જ વખાણ કરતી. પરંતુ કોઈકોઈવાર તે હિંમત કરી, પોતાના શબ્દોની પૂરેપૂરી અસર તપાસવા કહેતી:

"અવિનાશભાઈ, અશ્વિનભાઈ આમ તો દરેક રીતે સંપૂર્ણ લાગે, પણ તેના સાહિત્યના વધુપડતા અભ્યાસને અંગે હો કે ગમે તેમ હો, પણ જરાક વેદિયા જેવા લાગે છે કે નહિ?"

બેએક મહિના પહેલાં તેણે આમ કહ્યું હોત તો તો અવિનાશ તેનો એકદમ વિરોધ કરત પણ હવે તો તે એટલું જ કહેતો·

"ના, ના; એવુ કંઈ નથી. એ તો તમને એમ લાગે છે."

અશ્વિન પાસે સુનીલા કહેતી

"અશ્વિનભાઈ, અવિનાશભાઈ ગમે તેટલા હોશિયાર એંજિનિયર હશે, પણ સાહિત્યના વિષયમા આખી ચાચ ડુબાડતા હોય તેમ દેખાતુ નથી."

અવિનાશને સાહિત્યનો કેટલો રસ હતો તે અશ્વિન બરાબર જાણતો. પુરુષોનાં હૃદયો સાથે રમત કરતા કરતા બચાવેલા સમયમાથી સુનીલાએ મેળવેલા સાહિત્યના જ્ઞાન કરતાં અવિનાશનુ તે વિષયનુ જ્ઞાન વધારે સચોટ અને સરસ હતુ છતાં તેનાથી કહેવાઈ જતુંઃ

"એમ અવિનાશને સાહિત્યનો શોખ તો ખરો, પણ એંજિનિયરિંગમાં એ બધુ કેમ પાલવે?"

આવાઆવા મોળા જવાબો સુનીલાને પોતાના વિજયના ચિહ્નરૂપ લાગતા.

* * *

એક દિવસ સુનીલા અને અવિનાશ બેઠાબેઠાં પ્રેમની ફિલસૂફી ચર્ચતાં હતાં. વાત છેક કાવ્યની કોટિએ પહોંચી ગઈ હતી. ત્યાં ઓચિંતા જ સુનીલાએ કહ્યુંઃ

"અવિનાશભાઈ, આજે આપણે બે જ જણા સાથે ફરવા જઈએ તો? ખૂબ ચર્ચા કરીશુ. અશ્વિનભાઈ આવે તો મને ખાસ વાંધો નથી, પણ આવીઆવી ચર્ચાઓ કરવાનું મને તમારી એકલાની જોડે વધારે ફાવે." બોલતા બોલતાં તેના ઓષ્ઠ ઉપર એક નાનું સ્મિત પથરાયુ, અને પ્રેમની ચર્ચા કરતાં તેની આંખમાં જે દીપ્તિ આવી હતી તે તો કાયમ જ રહી.

આ માગણીથી અવિનાશે ગર્વ અનુભવ્યો. આવી સુંદર સ્ત્રી પ્રેમ જેવા નાજુક વિષયની ચર્ચા પોતાની એકલાની સાથે કરવા માગે છે તે જાણી તેને ખૂબ હર્ષ થયો. છતા સાથેસાથે જ અશ્વિનનો વિચાર આવતાં તે મૂઝાયો. અશ્વિનને ખબર પડે કે સુનીલાની સાથે એકલા ફરવાના લોભે અવિનાશ તેને સાથે લીધા વિના ચાલી ગયો તો તેને કેટલું દુઃખ થાય? પણ એ બધા વિચારોએ આવી સુંદર તક જવા દેવી અવિનાશને વાજબી ન લાગી. તેણે કહ્યુ·

"ભલે, પણ અશ્વિનને ખરાબ લાગશે હોં!"

"એમાં શાનું ખરાબ લાગે? એક દિવસ માટે પણ તમારી મરજી પડે તેની સાથે એકલા ફરવાની પણ તમને છૂટ નહિ? એવી તે કઈ મૈત્રી હોય?" સુનીલા અશ્વિન ઉપર રોષ દર્શાવતી બોલી.

"ના, ના; એ તો ચાલશે. એ તો હું એને સાચવી લઈશ," કદાચ વધારે ચર્ચા કરતાં આ તક હાથમાંથી ચાલી જાય એ ભયે અવિનાશે ટૂંકમાં પતાવ્યું.

તે સાંજે અશ્વિન ફરવા જવા માટે અવિનાશને ઘેરે તેને બોલાવવા ગયો ત્યારે તેને કહેવામાં આવ્યું, કે "તે તો આજે વહેલા નીકળી ગયા છે માટે તેની રાહ ન જોવી.'

અશ્વિનને થયું કે કંઈ કામ આવી પડ્યુ હશે તેથી અવિનાશ ક્યાંક ચાલી ગયો હશે. તે એકલો ફરવા નીકળ્યો.

તે એકલો હતો એટલે જરા ઝડપથી ચાલતો હતો. થોડે દૂર નીકળી ગયા પછી તેને લાગ્યું કે તે લોકોના હંમેશના ફરવા જવાના રસ્તા ઉપર પોતાથી થોડે દૂર સુનીલા અને અવિનાશ ચાલ્યાં જતાં હતાં. પહેલાં તો તેને પોતાની દૃષ્ટિનો ભ્રમ લાગ્યો, પણ જરી નજીક પહોંચતાં તે વિષે કશી શકા ન રહી ક્ષણભર તો તેને થઈ ગયું કે બન્નેને બૂમ પાડી ઊભાં રાખું, પણ તરત જ અવિનાશને ઘેરથી તેની રાહ ન જોવા વિષે કહેલુ તે તેને યાદ આવ્યું. વળી અવિનાશ અને સુનીલા એકબીજાની વાતોમાં એટલાં લીન થઈ ગયેલાં લાગતાં હતાં, એકબીજાની એટલી અડોઅડ ચાલતા દેખાતાં હતા કે તેમને બોલાવવાની અશ્વિનમાં વૃત્તિ ન રહી. કોઈ ન સમજાય એવા આવેગે તેના પગને પાછા ફેરવ્યા અને કંઈ વિચાર કરી શકે તે પહેલા તો તે ત્વરિત ગતિએ ઘર ભણી ડગલાં માંડી રહ્યો.

તેને અવિનાશ પર ઘણો ક્રોધ આવ્યો તે ક્રોધમાં ઈર્ષ્યાનું તત્ત્વ કેટલુ હશે અને અપમાનના ભાનનું તત્ત્વ કેટલુ હશે તે તો તે બાબતનુ કોઈ યંત્ર નીકળે તો ખબર પડે. તેને ખાતરી થઈ ગઈ કે સુનીલા સાથે આમ એકલા જવા માટે જ અવિનાશે આજે તેને લટક આપી હતી. અને ...... અને અવિનાશ સુનીલાની કેટલી નજદીકમાં ચાલતો હતો? જાણે કોઈ પ્રેમી-પ્રિયતમાની જોડલી હોય ના? એવી બધી તે શી વાત કરતાં હશે? તેને બહુ માઠું લાગ્યું!

બીજે દિવસે અવિનાશ તેને મળ્યો ત્યારે અશ્વિને તેને જણાવ્યું કે પોતાને હમણા શરદી થઈ હોવાથી આઠેક દિવસ તે તેની સાથે ફરવા આવી શકશે નહિ. અવિનાશે તેની તબિયત વિષે પૂછપરછ કરી પણ તેને ફરવા આવવા સંબંધી કંઈ ખાસ દબાણ ન કર્યું. ઊલટું તેના ચહેરા ઉપર જગતરા આનંદની રેખાઓ પથરાયેલી અશ્વિન જોઈ શક્યો.

અવિનાશને આનંદ થવાનું કારણ તો દેખીતું જ હતું. આગલી સાંજે તેને સુનીલા સાથે ફરવાની એટલી મઝા આવી હતી કે એ મઝા ફરીથી નહિ માણી શકાય એ વિચારે જ એને દુઃખ થતુ હતુ. સુનીલા કેવી સુંદર હતી? કેવી મધુર તેની વાણી હતી? અને તેના વિચારોમાં પણ નવીનતા હતી. કેટલી છૂટથી તે પ્રેમ જેવા સૂક્ષ્મ ચર્ચા માગતા વિષય ઉપર વાતો કરતી હતી? શરમ કે સંકોચ તેની આંખોમાં પણ નહોતા દેખાતાં. અને વાતો કરતાં કરતા એક પળ માટે તો તે તેની કેટલી નજીક આવી ગઈ હતી? તેના વાળો તો પોતાના ઓષ્ટ સુધી આવી ગયા હતા. એ વાળોમા પોતાના ઓષ્ટને દાબી દેવાની વૃત્તિ રોકવાને કેટલો સબળ પ્રયત્ન કરવો પડ્યો હતો? અને હવે પછી આમ એકલાં ફરવાની તક તો ન જ સાંપડેના? હમેશા કંઈ અશ્વિનને મૂકીને આમ ચાલ્યા જવાય? અશ્વિન થોડો વખત બહારગામ જાય તો? વગેરે વગેરે પ્રશ્નોએ અને વિચારોએ તેને આખી રાત ખૂબ મૂંઝવ્યો હતો. તેમા આ છૂટકારાનું અનાયાસે જ કારણ મળી ગયુ, એટલે તેના ચહેરા પર તે દેખાઈ આવે તેમાં નવાઈ શી?

અશ્વિને તેના ચહેરા પરની તે રેખાઓ વાંચી, અને તેને સખત આઘાત લાગ્યો. તેને લાગતું હતું કે અવિનાશ પોતે કાલે એકલો ચાલી ગયો એ માટે દુઃખ બતાવશે અને પોતાને શરદી થઈ છે એમ અશ્વિન કહેતો હતો તે નહિ માની તેના મનને થયેલું દુઃખ

ફર ફરશે પણ આ તો ઊંધુ જ થયુ પોતે અવિનાશ સાથે ન જઈ શકે તેથી અવિનાશને આનંદ થાય! અને તે પણ સુનીલા જેવી એક સ્ત્રીની સાથે એકલા ફરી શકાય તે માટે! અશ્વિન મનમા જ ઘા ખાઈ બેસી રહ્યો

ત્રણચાર દિવસ એમ નીકળી ગયા અવિનાશ અને સુનીલા સાથે ફરવા જતા અવિનાશ અશ્વિનની તબિયતના સમાચાર પૂછી જતો, પણ તે ફરવા જવામા ફરીથી પોતાની સાથે ક્યારે જોડાશે તે વાત તો ઉચ્ચારતો જ નહિ અશ્વિન એ બરોબર સમજતો

પાચમે દિવસે સુનીલાની નાની બહેનને અશ્વિન ભણાવતો હતો ત્યા સુનીલા આવી ભણાવવાનું ખતમ થઈ ગયા પછી અશ્વિનની સાથે વાતે વળગી ખૂબખૂબ વાતો કરી કવિતા અને સાહિત્ય પણ ખૂબ ચર્ચ્યા ઓચિંતી, તેમાથી જ પ્રેરણા મળી હોય તેમ તે બોલી

' અશ્વિનભાઈ, આજે સાજે આપણે બાગમા ફરવા જઈએ તો? ત્યા તળાવની પાળ ઉપર બેસી તમે મને 'વસંતવિજય' ન સંભળાવો? તે મારુ માનીતુ કાવ્ય છે, પણ તમારા જેવા સાહિત્યરસિકને મોઢેથી એ સાભળવામા કેટલો આનંદ આવે?"

"પણ અવિનાશ તમારી રાહ જોશે તો!" તે અવિનાશે દાખવેલી બેદરકારી ભૂલી નહોતો શક્યો

' તે તો ભલે આજે એકલા પણ તમે હમણા કેમ ફરવા નથી આવતા? મને વારે-વારે પૂછવાનું મન થતુ હતુ પણ ભુલાઈ જતુ હતુ ' સ્વરમા એકદમ લાગણી પરોવી સુનીલાએ પૂછ્યુ

' મને હમણા જરા શરદી થઈ છે તેથી નહોતુ આવી શકાતું ' અશ્વિન ખરુ કારણ કેમ આપી શકે?

' એમ કે? મને તો ખબર જ નહિ નહિતર તમારે ઘેર ખબર કાઢવા ન આવત? અવિનાશભાઈ તો કંઈ બોલ્યા જ નહિ કંઈ નહિ તમને શ્રમ ન પડે એટલા માટે હુ બાપુજીને કહુ છુ તે જોષ ગાડી મોકલે જરૂર સાજના આવજો હો! જરા વહેલા નીકળશુ જેથી ત્યા બાગમા ફરી પણ શકાય ' સુનીલાએ કહ્યુ

"ભલે,' અશ્વિને કહ્યુ અને તે પોતાને ઘેર ગયો

અશ્વિનને અવિનાશ ઉપર ખૂબ રોષ ભરાયો હતો તેમા ઈર્ષાની અસર નહોતી તેમ પણ ન કહી શકાય પોતાના મનથી પણ પોતાને થઈ ગયુ હતુ કે સુનીલા અવિનાશ તરફ વધારે પક્ષપાત દેખાડે છે એથી તેનું પુરુષ તરીકેનું અભિમાન પણ ઘવાયુ હતુ આજે તેને એ બધાનો બદલો લેવાનો યોગ પ્રાપ્ત થયો તે સાજે વહેલોવહેલો તે સુનીલાને ઘેર ગયો અને તે પહેલાં એવી ગોઠવણ કરતો ગયો કે જેથી અવિનાશને ખબર પડે કે અશ્વિન સુનીલા સાથે બાગમા ફરવા ગયો હતો

અવિનાશને એ ખબર મળતા જ તેને કંઈનુ કંઈ થઈ ગયુ "અશ્વિનને મારી સાથે ફરવા આવવામા શરદી લાગતી હતી અને સુનીલા સાથે જવામા સાજો થઈ ગયો!" તેને વિચાર આવ્યો બાગમા જવાની ઇચ્છા દાબવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ તે દબાઈ નહિ અને ઉતાવળોઉતાવળો તે બાગમા ગયો

પોતે દેખી શકે પણ દેખાઈ ન શકે એવી જગાએ ઊભા રહી તેણે અશ્વિન અને સુનીલાને બાગમા તળાવની પાળ પર બેઠેલા જોયા અશ્વિન કંઈ વાચતો હતો, સુનીલા

સાંભળતી હતી. તે વાચનના રસમાં તરબોળ થઈ ગયેલી સુનીલા, અને વાંચવામાં ખૂબ રસ લઈ રહેલો અશ્વિન અવિનાશને દેખાયાં. તેનાથી એ સહન ન થયું. ત્યાંથી તે ચાલ્યો ગયો.

બીજે દિવસે અશ્વિન સાથે વાત કરતા કરતાં તેણે તેને કહ્યુ:

" તને એમ નથી લાગતુ, અશ્વિન, કે ઘણીવાર જૂના મિત્રો સાથે ફરતાં શરદી ત્રાસ આપે છે, પણ સુંદર સ્ત્રી સાથે ફરવાનું મળતાં બધું મટી જાય છે?"

અશ્વિન બરોબર સમજ્યો અને તેણે જરા બેફિકરાઈથી જવાબ આપ્યો.

" એ તો એમ જ હોય જૂના મિત્રોની માંદગી પણ સુદર સ્ત્રીઓનો સહચાર મેળવવામાં ઘણીવાર મદદરૂપ થઈ પડે છે," એટલુ કહી તે ખડખડાટ હસી પડ્યો.

તેમની મૈત્રીના સુંદર, નિર્મળ વહેનમાં ધૃસી ગયેલો મેલ આ રીતે પ્રથમ જ વાર દેખાઈ આવે તેવી રીતે બહાર આવ્યો.

* * *

અને પછી તો આવા પ્રસંગો ઘણીવાર બનવા લાગ્યા. સુનીલા પોતાની એકલાની સાથે ફરે એટલા માટે બન્ને મિત્રો એકબીજા પ્રત્યે અનેકાનેક બહાનાંઓની જાળો રચવા લાગ્યા. સુનીલા તો બન્નેને તાવતી હતી. ઘડીમાં અશ્વિન તરફ સ્નેહથી ઊભરાતી આંખો ઢાળતી, તો ઘણીવાર અવિનાશને સ્મિતના સૌંદર્યથી મુગ્ધ રાખતી. બન્ને મિત્રો સાંજના સાથે ફરવા જવાનું તો લગભગ વિસરી ગયા હતા. બન્ને ઘણી વખત સુનીલાને ત્યાં ભેગા થઈ જતા અને ઘણીવાર એકબીજાને ઘેરે પણ જતા, પણ તેમાં જૂનો ઉત્સાહ કે સ્નેહ નહોતો દેખાઈ આવતો.

અને બાકી રહ્યુ હશે તે છેવટના એક પ્રસંગે પૂરું કર્યું અવિનાશ પોતાને અમુક સમયે આજે મળવા આવવાનો છે તે સુનીલાને ખબર હતી અશ્વિન તો ત્યાં આવ્યો જ હતો. તેની પાસે અવિનાશ ત્યા આવવાનો છે તે વિષે સુનીલા કંઈ જ બોલી નહિ. બન્ને જણાં વાતો કરતાં કરતાં સુનીલાના ઓરડામાં બેઠાં. બેત્રણ વખત અશ્વિને ઊઠવાનું મન કર્યું પણ સુનીલાએ તેને રોકી રાખ્યો. પછી, ઘણો વખત બેસી રહ્યાથી થાક લાગ્યો હોય તેમ બતાવી તે પોતે બેઠી હતી તે કોચ ઉપર આડી થઈ. પાસેની જ ખુરશી ઉપર બેઠેલો અશ્વિન તેના દેહનો વળાંક લાલચુ આંખોએ જોઈ રહ્યો. સુનીલાએ વળાંકને ઓર સૌંદર્યમય બનાવ્યો, જરા તેની ખુરશી તરફ વધારે ઢળી, અને કંઈક ખાસ વાત કહેવાની હોય તેમ તેની વધારે નજદીક પોતાનું શરીર લઈ ગઈ. હજી કંઈ વાતચીત એ સ્થિતિમાં તે કરે તે પહેલાં તો ઓરડાનું બારણું ઊઘડ્યુ અને અવિનાશ દાખલ થયો. એક ક્ષણ તો તે બારણા પાસે ઊભો રહ્યો અને પછી જરા પાસે આવ્યો છોભીલી પડી ગઈ હોય તેવી છટાથી સુનીલા એકદમ બેઠી થઈ ગઈ. અવિનાશે અશ્વિન સામે જોયું. તેણે કંઈક ગુનો કરી નાખ્યો હોય તેવા ભાવ તે અશ્વિનના મોઢા ઉપર વાંચી શક્યો. સુનીલા બોલી

" આવો, આવો, અવિનાશભાઈ, તમે તો બરોબર કહેલા સમયે જ આવી પહોંચ્યા હો! બેસો તો ખરા!"

" ના, ના," અવિનાશ ઊભોઊભો જ બોલ્યો, " હુ બેસીશ નહિ. હું તો ખાસ એટલું જ કહેવા આવ્યો હતો કે મારે ખાસ કામે આજે બહાર જવાનું હોવાથી હું તમારી

સાથે આજે નહિ રોકાઈ શકું. ચાલો, સાહેબજી." કહી, અશ્વિન સામે એક તિરસ્કાર ભરી નજર નાખી, તેની સાથે એક શબ્દ પણ બોલ્યા વગર અવિનાશ ત્યાંથી ચાલ્યો ગયો.

"અવિનાશ, ઊભો રહે હું આવું છું," બોલી અશ્વિન ઊભો થયો, પણ સુનીલાએ તેને નયનના એક પલકારાથી ત્યાં જ જડી રાખ્યો. અશ્વિન અવિનાશ સાથે જઈ ન શક્યો!

થોડીવાર અશ્વિન સાથે આડીઅવળી વાતો કરી સુનીલાએ ઓચિંતું કોઈને મળવા જવાનું યાદ આવ્યાનું જણાવી અશ્વિનને ત્યાંથી રજા આપી!

* * *

અવિનાશને અશ્વિન ઉપર તથા સુનીલા ઉપર ખૂબ ક્રોધ ચડ્યો. સુનીલા તો ગમે તે કરે, તેને શું? પણ અશ્વિન? તેના સગા ભાઈ જેવો તેનો જૂનો મિત્ર? સ્વાર્થ અને ઘવાયેલું અભિમાન તેને ભુલાવી દેતું હતું કે જે આકર્ષણથી પોતે પ્રેરાઈ અશ્વિનને દૂર કરવા મથ્યો હતો તે જ આકર્ષણ અશ્વિનને પ્રેરે તેમાં નવાઈ શી? અશ્વિનની મૈત્રી ઉપરથી તેનો મોહ તથા તેની શ્રદ્ધા ઊડી ગયા. અને છતાં સુનીલાનો મોહ એવો ને એવો રહ્યો.

છેવટે બેએક મહિના પછી જ્યારે સુનીલાના પિતાશ્રીનું હૃદય ઓચિંતું બંધ પડી જતાં તેમના નિપજેલા મૃત્યુને અંગે સુનીલાને તે ગામ છોડી મુંબઈ જવું પડ્યું ત્યારે અશ્વિન અને અવિનાશ એકબીજાને ઓળખતા ભૂલી ગયા હતા.

* * *

સુનીલાના ગયા પછી અશ્વિનની એકલતા વધી પડી. અશ્વિન અને પોતે સાથે ફરતા હતા તે દિવસો તેને યાદ આવ્યા. કેટલો નિર્મળ, નિઃસ્વાર્થ તેમનો પ્રેમ હતો? હવે અશ્વિન સાથે ફરીથી એ પ્રેમસંબંધ ક્યાંથી બંધાય? એ વાતમાં કંઈ અર્થ નહોતો. સુનીલા નજરથી દૂર થતાં તેનુ આકર્ષણ ઓછું બન્યું. તેને વિષે તે શાંતિથી અને સ્થિર મને વિચાર કરી શક્યો. તરતમાં જ વાંચેલી 'કાકાની શશિ'એ તેના મનમાં નક્કી કરી બેસાડ્યું કે સુનીલાનો આત્મા વેશ્યાનો આત્મા હતો. તેને અંગે પોતે પોતાના કામમાંથી રસ ગુમાવી ચૂક્યો હતો. અશ્વિન અશ્વિનના કામમાંથી. એ ભાન થતાં તેને અત્યંત દુઃખ થયું. પણ હવે શો ઉપાય? તેમની મૈત્રીની રાખમાંથી કંઈ ફરી મનોરમ મંદિર બાંધી શકાય તેમ હતું? અવિનાશનો મોહ નષ્ટ થઈ સ્મૃતિ અતિ મોડી લાધી.

# रसो वै सः

પિનાકિન્ ત્રિવેદી

[ પૃથ્વી ]

"ભલે ઝગડતા બધા ધરમના મહાપંડિતો,
છતાં અમર સત્ય કે સકળમાં તું વ્યાપી રહ્યો
સદા રસરૂપે; વૃથા વિવિધ ભેદ છે વિશ્વમાં
અહર્નિશ વધી રહ્યા પ્રગતિ પંથને રોધતા.
જનો સ-રસ આત્મના પરમરૂપને ભૂલતા
થયા નીરસ, શોધતા જગતમાં ફરે શાંતિને.

પિતા! વિપુલ વિશ્વનો મહદ ભાર તારે શિરે,
હું તો શિશુ છતાં સહાય કરવા સદા ઇચ્છતો.
વિભો! હું રસરેલથી જગવતો મહાઐક્યને,
મને બલવતો કરી ગરવ અંતરે પામજે.
પ્રસન્ન તુજને ચહું કુસુમમાલથી રાખવા
અને નિતનવાં નિવેદન ધરી ભજું ભક્તિથી."

કરી અગરધૂપ, દીપ નિજદેવના ગોખમાં
દુકાનપતિ તાડીનો પ્રતિદિને કરે પ્રાર્થના.

# સમાજવાદ વિષે છૂટક વિચારો

મગનભાઈ દેસાઈ

સમાજવાદી શાસ્ત્રમાં ધર્મને અફીણ જેવી અમલી ચીજ કહી છે, અને સામાન્ય સમાજવાદીને જો તમે સાંભળો તો આ વાત એના કંઠમાં, કેટલાક ગીતા ઘડીએ-ઘડીએ ટાંકે એની પેઠે, આવ્યા કરે છે અને આ વાત એ કેટલીકવાર માર્ક્સ અને લેનિનના નામ સાથે પણ કહે જ છે સમાજવાદી શાસ્ત્રનો આ અણગમો ને ધર્મ પ્રત્યે ઘૃણા છણીને જોવા જેવા છે

૧

સમાજવાદીને મન સામાન્ય નીતિધર્મ પણ—જે ધર્મનું ખાસ અંગ છે, અને બીજા અંગે વપરાયેલો પણ ઉપયુક્ત શબ્દપ્રયોગ અહીં કરવા દો તો, તેનું 'steel frame' છે—આ અમલી ચીજમાં જ ખપે છે કે કેમ એમ કોઈ ચોખ્ખા કહેનાર સાંભળ્યા નથી એ વિષે એના શાસ્ત્રકારો ને વાર્તિકકારોનો શો મત છે એ જો કોઈ જાણકાર કહેશે તો ઉપકાર થશે શ્રી જવાહરલાલજી એકવાર સાફ કહેતા સાંભળ્યા છે કે, નીતિધર્મને વિષે ઉપરનું વિધાન છે જ નહિ સત્ય, સજ્જનતા, નિર્વ્યાજતા, આર્જવયુક્ત હિંમત વગેરે ગુણો તો માણસાઈના જ છે, એને ધર્મ સાથે સંડોવવાની જરૂર નથી, એમ પણ એ કદાચ કહે અને એ સાચી મીમાંસા છે, જો એક વાત ગૃહીત કરીને ચાલો તો, કે ધર્મ નામ લાવ્યા વગર એ સમજવવાના છે અને આજે એક એવા પ્રકારનું મનોવલણ ચોક્સ જોવામાં આવે છે કે, વૈયક્તિક વસ્તુઓને સામાજિક પરિભાષામાં જોવી ને વિચારવી

તો પછી કયા ધર્મનો વિરોધ કરવામાં આવે છે? એક ઉઘાડો ને સર્વમાન્ય થાય એવો ઉત્તર તો છે જ કર્મકાંડી વિધિધર્મનો, ને ખાસ કરીને તેની પાછળ રહેલી વહેમી મનોભૂમિ ને લાલચુ વૃત્તિઓની ક્ષુદ્રતાનો પણ આ જાતનો વિરોધ ખાસ સમાજવાદી જ કરે છે એમ ન કહેવાય હિંદનો એકેએક વિચારી પુરુષ નવા જમાનામાં વર્ષોથી આ વિરોધ નથી કરતો આવ્યો? સુધારપંથીનું તો એ શાસ્ત્રવાક્ય જેવું નથી સમજાતું? અને આ વસ્તુ જેમનામાં કશી જાતની ધર્મધૃતિનો ભાવ નથી રહ્યો એવા જ કહે છે એમેય નથી. આ જમાનામાં જે જાતનું ધર્મદર્શન ધીમેધીમે પણ ચોકસરૂપે આપણી આગળ આવતું જાય છે એના એક ભાગરૂપે જ આ માન્યતા ઘર કરતી જતી લાગે છે બુદ્ધિથી પર એવું એકે વિધાન આજના શિક્ષિત વર્ગને ઓછું જ અપીલ કરે છે એ વાત પણ રહેલી છે કહેવાની મતલબ, આ વિધાન ખાસ સમાજવાદી છે એમ ન કહેવાય

## ૨

ત્યારે સમાજવાદ કઈ વસ્તુને 'અમલી વ્યસન' કહે છે એ પ્રશ્ન તો ઊભો જ રહે છે. એક વિચારદિશા તાજેતરમાં જવાહરલાલજીએ ક્યાંક કહ્યા ઉપરથી મળે છે. તેમણે કહ્યું, "ગાંધીજીનું પણ એક પ્રકારનું socialism છે, પણ તે 'vague' છે." અથવા એની શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો, તે 'utopian' છે, 'scientific' નથી. અને એમાં શું utopian અથવા vague છે એમ પૂછો તો તે 'religious' છે—ધર્મના પાયા પર રચાયેલું છે એમ જવાબ મળે છે આ ટીકાવિધાન જરા વધારે તપાસવું ઘટે, એ આશાએ કે એમાંથી કાંઈક આપણી મૂળ વિચારણા વિષે જાણવાનું નીકળી આવે.

આચાર્ય ધ્રુવ આ વેળાના 'વસંત'ની પ્રાસંગિક નોંધમાં એક નિરૂપણ કરે છે તે આ અંગે મદદરૂપ છે. (ખેડૂત અને મજૂર વર્ગને સગઠિત કરી સુખી કરવાનો પ્રયત્ન) 'ગાંધીજી ધાર્મિક દૃષ્ટિથી, દુઃખી બધુઓ પ્રત્યે સૌહાર્દ અને અનુકંપાથી આ કાર્ય કરી રહ્યા છે અને સ્વરાજસિદ્ધિ માટે આ આવશ્યક અંગ છે એમ માને છે .પં. જવાહરલાલને ખેડૂત અને મજૂર વર્ગ માટે દિલસોજી છે, પણ તે ધાર્મિક કરતાં રાજકીય દૃષ્ટિએ છે...' આચાર્યજીની આ મહત્ત્વની નોંધમાંથી આપણા ઉપયોગપૂરતાં જ બે વાક્યો અહીં ઉતાર્યાં છે. અને એમાં ગાંધીજીના કાર્યને ધાર્મિક જ કહ્યું છે. ઘણા સમાજવાદીઓને—સાચા અને ફેશનેબલ બધાને—આમ કહીને ગાંધીજીના કાર્યને ઉપેક્ષ્ય ઠરાવવાની (ઓછામાં ઓછું પોતાના જીવનપૂરતું તો જરૂર) સામાન્ય ફેશન પણ જોઈ છે. એટલે, મને લાગે છે કે, ધર્મ સામે સમાજવાદી કટાક્ષનો કાંઈક મર્મ આમાંથી મળે ખરો.

આ. ધ્રુવ ઉપરની નોંધમાં એ દર્શાવવા ચાહતા લાગે છે કે, ખેડૂતમજૂરોની સેવા ગાંધીજી માટે એક ઉપાસનારૂપ છે—જીવનમાંથી જ ફૂટતા એક કાર્યરૂપે છે· આંતરજીવનની અને બાહ્ય જીવનની બેઉ આકાંક્ષાઓ એક મૂળમાંથી એકીકૃત કરે છે. પરંતુ સામાન્યતઃ શાસ્ત્રશુદ્ધ સમાજવાદીની ભાવના આતરજીવન જોડે બહુ લેવાદેવાની પંચાત નથી રાખતીઃ એમ લેવાદેવા હોવી જોઈએ એને જ કદાચ એ 'ધાર્મિક' કહેતો હોય.

આ જ રહસ્યની દ્યોતક વાત ચૈત્રના 'પ્રસ્થાન'માં છે તે અહીં ઉતારવી ઠીક થશેઃ "સમાજવાદી માટે રાજકીય સત્તા પ્રથમ પગલું છે. તેની પ્રથમ લડત રાજકીય સત્તા માટે છે. તેથી જ સમાજવાદીને માટે મહાસભા એ કોઈ વ્યક્તિનો આધ્યાત્મિક વિકાસ સાધવાને ધર્મ અને નીતિના પ્રયોગો કરવાની સંસ્થા નથી..." આમાં રહેલો નિરર્થક કટાક્ષ છોડી દઈએ, કેમકે કોઈને મન (ગાંધીજીને મન તો નથી જ એ એમણે વારવાર સાફ કહ્યું છે.) મહાસભાનું હિતધ્યેય જોયા વિના પોતાની ગરજ સારવાનું સાધન નથી જ. પરાયા દેશનો સમાજવાદી પ્રયોગ અહીં ઠઠાડવાનો સફળ કટાક્ષ કદાચ ઊલટો શકચ નથી? પણ એ વસ્તુમાં પડી આડા ન ફાટીએ.

ક્યા ધર્મ વિષે કટાક્ષ કરવામાં આવે છે એ જરાક સ્પષ્ટ થાય છેઃ આપણી બાહ્ય પ્રવૃત્તિઓ માનવહૃદયની મૂળ વૃત્તિઓ સાથે સલગ્ન હોવી—આપણું સમગ્ર જીવન,—રાજકીય સામાજિક, આર્થિક, ધાર્મિક,—એક ઉદાત્ત જીવનધર્મથી એકીકૃત વહેવું અને એ દૃષ્ટિએ

with their lot (જુઓ बुद्धिभेदं न जनयेत् એ શ્લોક) is not a method which the Gita would sanction." (જનતાને દોરવાનો ને ઊંચે લાવવાનો માર્ગ ગીતાનુસાર શિષ્ટાચાર છે. એટલે, દાખલા તરીકે, તમને સમાજવાદ ગમે છે તો તમારે પહેલાં તે આચરવા લાગવું જોઈએ. પણ એ જનતામાં પ્રબોધવા લાગો ને બુદ્ધિભેદ કરી તેમને અસંતુષ્ટ કરી મૂકો એ ગીતામાન્ય માર્ગ નથી.)

લાગે છે કે ગાંધીજીનેય ગીતાનું આ વિધાન માન્ય હોય. સમાજવાદી શાસ્ત્ર આનો સાફ ઇનકાર કરે છે. ગાંધીજીની વાતને 'ધાર્મિક', 'vague', 'utopian' કહેવામાં કદાચ આ રહસ્ય પણ રહ્યું હોય આદર્શ અનુસાર બાહ્ય પરિસ્થિતિ ઘડવી, લોકાચાર નિર્માણ કરવો, લોકમતનું બળ સગઠિત કરવું, અને એ રીતે લોકમાનસને જાગ્રત કરી કામ લેવાના તો ગાંધીજી આચાર્ય છે. એટલે કોઈ એમ આક્ષેપ ન કરે કે, બધા મહાત્મા થાય ત્યારે એ તો બને. એવી ક્ષુલ્લક ટીકા કરવામાં આવતી સાંભળવાથી આ ચેતવણી કરવી પડે છે. સામાજિક પરિવર્તનો અંતે પાર્થિવ ક્રિયા નથી, પણ ચેતન છે. તેનું મૂર્તિમત સૂક્ષ્મ બીજ કોઈ યુગપુરુષ નિર્માણ કરે છે, પછી જ ઇતિહાસચક્ર ફરે છે. આ વિધાનં સમાજવાદી કદાચ ભૂલતો હોય. કેમકે, એ એમ માને છે કે પરિસ્થિતિ બદલો એટલે બધું ઠીક થાય છે. કાયદાનું બળ ઉપયોગી છે, માનવસમાજનુ એક કીમતી ધારક બળ છે. કાયદાની કિંમતની સામાજિક શોધ આપણા દેશમાં કામની છે. પરતુ એના પર જ અવલબન એ જો scientific હોય ને બાકી 'vague', તો, મને લાગે છે, શબ્દોના અર્થો ફરી તપાસવા પડે.

આ છૂટક વિચારો સામાજિક પ્રવાહદિશાને અંગે છે. એક ચોક્કસ નવમાનસ આપણે ત્યાં ઘડાઈ રહ્યું છે તેવે વખતે આપણે જાગ્રતિભેર વિચાર કરીએ એ આશાએ આ લખ્યા છે. આશા છે કે એ ભાવથી એ આવકાર પામશે.

# શ્રી. રમણલાલ દેશાઈની નવલકથાઓ—ઊડતી નજરે

રમણીક મણિભાઈ દેશાઈ
એમ. એ.

૨

**શ્રી.** દેશાઈની એક નવલકથા વાંચીને બેસી રહીએ તો એનાં પાત્રો આપણને ખરેખર મોહ પમાડે છે. એમની વાંચેલી નવલકથા ભૂલી જઈને એમની બીજી નવલકથા વાંચીએ તો તેનાં પાત્રોની અસર પ્રથમના જેટલી જ સબળ નીવડે છે. પરંતુ એમની એક નવલકથા વાંચતાં બીજી બધી વાંચવાની ઉત્કંઠા થાય છે, અને તે બધી વાંચતી વખતે તેમનો તુલનાત્મક વિચાર ન કરવાનું અશક્ય બને છે. અને એમ થતાં એમની વાર્તાઓ અને એમનાં પાત્રોમાં રહેલો વિવિધતાનો સંપૂર્ણ અભાવ આપણને સાલ્યા વિના રહેતો નથી. જે પ્રેમની પ્રતિસ્પર્ધા એકાદ નવલકથામાં આકર્ષક નીવડે તે જ જ્યારે દરેક નવલકથામાં રજૂ થાય છે ત્યારે, આપણે ત્યાં ફરીફરીને આવતા પરોણાથી આવે એવો કંટાળો આવે છે. દરેક નાયકની પ્રવૃત્તિ જુદીજુદી હોય છે ખરી, પરન્તુ આ પ્રેમની હરીફાઈનો વિષય જ દરેક વાર્તામાં પ્રધાનપદે હોય છે, અને પરિણામે વિવિધતા આવતી અટકી જાય છે. એમના નાયકો લો. જયંત અને જગદીશ, અરુણ, અશ્વિન અને અવિનાશ, શિરીષ, સુરેન્દ્ર અને હૃદયનાથ: આમાંના દરેકમા બાકીના બીજામા ન હોય એવા વ્યક્તિગત વિશિષ્ટ ગુણો માલમ પડે છે ખરા? બધા સુખી કુટુબમા જન્મેલા, બધા ઉચ્ચ કેળવણી અને ઉચ્ચ સંસ્કાર પામેલા, શરીરે સશક્ત અને સ્વભાવે માધ્યમિક ગર્ભશ્રીમન્તના ગુણો જેમનામાં રહેલા છે એવા આ નાયકોનો સામટો વિચાર કરતાં શ્રી. દેશાઈની પાત્રાલેખનની મર્યાદા સમજાય છે. દરેકમાં કંઈક વિચાર કે વર્તનનુ જુદાપણું અવશ્ય છે, પરન્તુ તે માત્ર તેમની જુદી પ્રવૃત્તિઓને લીધે આવતું ઉપલકિયા જુદાપણુ છે. મગદળ ફેરવવા જન્મેલો હૃદયનાથ ઘડીભર સ્ત્રીઓથી ભડકે, કે સંગીતપ્રેમી શિરીષ સંગીતની જીવત મૂર્તિ સમી સ્ત્રીઓમાં સહેલાઈથી ભળે એમાં નવાઈ કે નવીનતા કંઈ જ નથી. અને એ જ પ્રમાણે બીજા નાયકોના સ્વભાવમાં ને વર્તનમાં ફેર તો માલમ પડે છે. પરન્તુ એ નાયકોમાંથી એકમેકની ફેરબદલી કરતાં શ્રી. દેશાઈની કોઈ પણ નવલકથા તૂટી પડવા સંભવ જણાતો નથી, કારણ કે તાત્ત્વિક ભેદ—સ્વભાવ કે શક્તિનો—એ નાયકોમાં છે જ નહિ, અથવા બહુ ઓછો છે.

શ્રી. દેશાઈની પાત્રસૃષ્ટિનો સામટો વિચાર કરતાં આપણને અમુક પ્રકારનાં માણસો જ માલમ પડે છે. કેટલાક સરળ, સુખી અને સંસ્કારી, પરન્તુ એકાદ ધૂનવાળા યુવકો; એ યુવકોના એવા સ્વભાવથી મોહ પામતી અને તેમના પર પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરવા તત્પર થતી કેટલીક યુવતીઓ; જેમના જીવનમાં કંઈક ભેદ—ઘણુંખરું નિષ્ફળ પ્રેમ કે કલંકનો—છુપાઈ રહ્યો છે એવા કેટલાક સાદાં કે ભગવાં વસ્ત્રોમાં ફરતા સાધુપુરુષો,

જેમનું હાસ્ય કદી ઊડતું નથી, અને પરિસ્થિતિ જેમને કદી ડરાવતી નથી એવા નાયકોથી વધુ વ્યવહારકુશળ નાયકમિત્રો; અને કડવી વાણી અને સ્નેહાળ હૃદયનો સુન્દર મેળ મેળવતા કેટલાક મુરબ્બીઓ ઉપરાંત બહુ થોડાં અગત્યનાં પાત્રો માલમ પડે છે. અને આ બધાં પણ જો દૈવયોગે એક જ ઠેકાણે—વાંચનારના મગજ સિવાય બીજું ઠેકાણું શક્ય તો નથી લાગતું—એગાં મળે તો શેક્સપિયરના 'Comedy of Errors' નાં પાત્રોને થાય છે તેવો કડવો અનુભવ એમને પણ થયા વિના નહિ રહે. શ્રી. ગોવર્ધનરામે સર્જેલી સૃષ્ટિમાં જેવું માનવસ્વભાવના ખૂણેખૂણાનું પ્રતિબિમ્બ દેખાય છે, તેવું દેશાઈની દુનિયામાં માલમ પડતું નથી. સમાજ કંઈ આટલાં જ કે આવા પ્રકારનાં જ માણસોનો બનેલો નથી. અને છતાં શ્રી. દેશાઈની એક પછી એક નવલકથા વાંચ્યા પછી આથી વિશેષ પ્રકારનાં માણસો આપણને મળતા નથી, ત્યારે શ્રી. દેશાઈનું જીવનનું નિરીક્ષણ એટલું અધૂરું એમ સ્વીકારવું પડે છે. આપણા સમાજનો, આપણા એકધારા જીવનનો પણ દોષ છે એમ એમની સાથે કબૂલ કર્યા પછી પણ એક પ્રશ્ન તો ઊભો જ રહે છે. જે સમયે ગૂજરાતનું સમાજજીવન અત્યારે છે તેનાથી પણ વધારે જડ કે વધારે એકધારું હતું તે સમયે પોતાની નવલકથાઓ લખતા શ્રી. ગોવર્ધનરામ અને શ્રી. મુનશીની પાત્રસૃષ્ટિમાં જો આટલી વિવિધતા આવી શકે, તો શ્રી. દેશાઈની આ નવયુગના પ્રભાતમાં લખાતી અને ગાંધીજીના અપ્રતિમ સાહસને માંગતા ગૂજરાતને આલેખતી નવલકથાઓમાં આવું એકધારાપણું કેમ આવે છે?

શ્રી દેશાઈનાં આ બધાં પાત્રો આકર્ષક છે, છતાં પાત્રાલેખનની દૃષ્ટિએ અમર પાત્રો થઈ શક્યાં નથી. સારામાં સારા સદ્ગુણો અને શક્યતાઓ હોવા છતાં એમનામાં સાચું અને સજીવ વ્યક્તિત્વ વિકસતું નથી એ શ્રી. દેશાઈની કળાની એક કરુણકથા છે. એ બધાં સીધાં અને સરળ, complexity of character વિનાનાં પાત્રો છે; અને બધાં જ પાત્રો સારા માણસો છે, એટલે જીવન એ એમને માટે રમત છે, સંગ્રામ નથી. આપત્તિ કે tragedyનો જે અભાવ આ નવલકથાઓની લોકપ્રિયતાનું એક કારણ છે, તે જ અભાવને લીધે આ પાત્રો પણ સુન્દર પડછાયા જેવાં, 'shadows not substantial things' જેવાં બની જાય છે. શ્રી દેશાઈની દરેક નવલકથાનો નાયક કંઈ ને કંઈ ક્રાન્તિકારી પ્રવૃત્તિ ઉપાડે છે છતાં, અને લગભગ દરેક નાયક પ્રેમની વિચિત્ર હરીફાઈમાં સપડાયેલો હોય છે તોપણ એકકને કંઈ જ મહન કરવું પડતું નથી બધું કામ એટલું સીધું અને સરળ ચાલે છે કે અલાદીનના જાદુઈ ફાનસ જેવી કોઈ શક્તિથી બધું ચાલી રહ્યું છે કે શું એવી શંકા થાય છે. શિરીષની મોટામાં મોટી આપત્તિ તે પિતાના પૈસા લીધા વિના લાખ રૂપિયાની જમીનગીરી અદા કરવાની; પરન્તુ ત્યાં તો લાખ લાખ રૂપિયાની થેલીઓનો વરસાદ વરસે છે. હાથે સ્વીકારેલી અને દિવસેદિવસે કારમી થતી જતી ગરીબીના કાંટા કોકિલાની સ્નેહભરી સંભાળને લીધે જગદીશને બહુ લાગતા નથી અને જ્યારે એના પર ચોરીનો આરોપ આવે છે, ત્યારે પ્રથમ મિટ્ટી, પછી વિજ્યાની મોટરકાર, પછી નાયબાવા અને છેવટે તેમની સાથે ઓમકારિયા તરફ પ્રયાણ—આમ એક પછી એક મદદ તૈયાર જ હોય છે. પરિણામે એ આખો ચોરીનો પ્રસંગ માત્ર નવલકથાનાં બધાં પાત્રોને ઓમકારિયાના મઠમાં ભેગાં કરવાને જ યોજાયો હોય એમ લાગે છે. જયંત અને જ્વાળાપ્રસાદની લડાઈ તો હસવાજેવી જ લાગે છે. હૃદયનાથની મોટી આપત્તિ તે વૃન્દાનો મેળાપ અને એ

આપત્તિમાં છેવટે હૃદયનાથનો પરાજય થાય છે, પરન્તુ એ પરાજયથી એને કે આપણને દુઃખ થવાનું કારણ રહેતું નથી. કિરીટ આખા હિંદમા યોજાયેલા અને ન કલ્પી શકાય એવા ષડ્યંત્રનો સૂત્રધાર છે, પરન્તુ ષડ્યંત્રને અંગે તો એને કોઈ મુશ્કેલી નડતી જ નથી. એની મુશ્કેલી તો એની મીનાક્ષી સાથેની ફરી સજીવન થતી મિત્રતા છે. એક 'દિવ્યચક્ષુ'માં અરુણ આંખ ગુમાવીને બેસે છે. પરન્તુ ત્યાં પણ અહિંસાના અદ્ભુત પ્રયોગની સફળતા સાબિત કરવા યોજાયેલી એક યુક્તિનો જ ભાસ થાય છે. અરુણની અંધતા એના પોતાના સંજોગોને લીધે અનિવાર્ય એવી આપત્તિ નથી એમ ઘણી વખત લાગે છે.

પરન્તુ જીવન એ સંગ્રામ છે, રમત નથી પરિસ્થિતિ સાથે લડાઈ કરવી અને જીવવું એ મનુષ્યને લલાટે લખાયેલો વિધિલેખ છે અનેક બાજુથી સંજોગોના આક્રમણ વચ્ચે સપડાતું માનવહૃદય ઘણી વખત પ્રચંડ ઝંઝાવાતોમાં ભરદરિયે ઝપડાયેલાં અને સુકાનભાગેલાં વહાણની દશા અનુભવે છે. પરન્તુ આ પરિસ્થિતિ સાથેની લડાઈ કરતા પણ વધારે ભયાનક એવી મનુષ્યને પોતાની જાત સાથે લડવી પડતી લડાઈ છે મનુષ્યનું હૃદય એ જ કુરુક્ષેત્ર છે; અને એ ધર્મક્ષેત્ર પર મનુષ્યમા રહેલી આસુરી સંપત્તિ અને દૈવી સંપત્તિનું સતત સંઘર્ષણ ચાલે છે. એ સંઘર્ષણનું, એ મનોમંથનોનું આલેખન આપણને સાહિત્યના અમર સ્વામીઓની કૃતિઓમા જ મળે છે શેક્સ્પિયરના હૅમ્લેટ, ઑથેલો, અને લિયર વગેરેનાં તુમુલ મનોમથનો, 'Crime and Punishment'ના નાયકની દિલકપાવતી મનોવેદના, વિક્ટર હ્યુગોના Jean Valjeanના અપૂર્વ બલિદાનોની પરપરાની પાછળ સતત રહેલુ મનોયુદ્ધ, કે 'સરસ્વતીચંદ્ર'માં કુમુદનો પોતાના પરનો અપ્રતિમ વિજય—આવા પ્રસગોમાં જ આપણને માનવહૃદયનાં ઊંડાણોનું, એમા ઊઠતા પ્રચંડ તોફાનોનુ, અને એમાં રહેલી વડવાનળ સમી ભવ્ય પણ ભયાનક શક્તિનું ભાન થાય છે. મનુષ્ય એ માત્ર મગતરું નથી એવી શ્રદ્ધા પણ ત્યારે જ આપણા હૃદયમાં જાગે છે

મનુષ્યજીવનની આ બન્ને અનિવાર્ય બાબતો નવલકથામાં આલેખાય એ તદ્દન સ્વાભાવિક છે. પરિસ્થિતિ સાથેની લડાઈ તો દરેક મનુષ્યને લડવી પડે છે, અને તેથી એ લડાઈ તો બધી નવલકથામાં ઓછામા ઓછી આવશ્યકતા જેવી છે. મનોમંથનોની અગ્નિ-પરીક્ષામાંથી જેમ વધારે સસ્કારી અને વધારે માનસિક વિકાસવાળા મનુષ્યોને જ પસાર થવું પડે છે, તેમ સામાન્ય લેખકોને માટે તો એ મનોમથનોનું આલેખન ગજાઉપરાતની વસ્તુ છે. આ બન્ને દશાનુ, કે બેમાંથી એકનુ આલેખન નવલકથામાં અત્યત આવશ્યક એવાં સંઘટ્ટન conflictને ઉત્પન્ન કરે છે, અને નવલકથામાં જે રસ નિષ્પન્ન થાય છે તે આ સંઘટ્ટનનું જ સ્પષ્ટ પરિણામ છે.

શ્રી. દેસાઈ આપણને અગમ્ય એવા કોઈ કારણસર એમની દરેક નવલકથામાં આ સઘટ્ટનને શૂન્યવત્ બનાવી મૂકે છે. એમનાં બધા પાત્રોની સ્થિતિ કે સંજોગો એવા હોય છે કે તેની સાથે તેને આકરી લડાઈ લડવી પડતી જ નથી અને પરિણામે, એમની પ્રત્યવાય-વિનાની પ્રવૃત્તિઓ એમની સ્થિતિનાં માણસોને પાલવે એવી રમતો જેવી જ લાગે છે વળી એ નાયકોને જેમની સાથે અથડામણમા આવવું પડે એવા કુટિલ પ્રતિનાયકોને તો આ નવલકથાઓમાં સ્થાન જ મળતુ નથી. જ્વાળાપ્રસાદ, કનક, મહેશચંદ્ર, રાજ્ઞીની શેઠ કે વૈકુંઠરાય જેવા માણસો કુટિલ ગણાય ખરા, પરન્તુ તેઓ ( કદાચ જ્વાળાપ્રસાદ સિવાય )

નાયકની સાથે સીધી અને જીવસટ્ટાની લડાઈમાં ઊતરતા નથી. આવી લડાઈમાં કુટિલ પાત્રો સારાં પાત્રોની અંતર્ગત સાધુતાને વિકસવાની તક આપે છે, અને પોતાની સરખામણીમાં તેમને વધુ ઉજ્જવલ બતાવે છે. શ્રી. દેશાઈની નવલકથાઓમાં આવી લડાઈ પણ નથી અને તેના પરિણામ પણ નથી. અને આ જેવાં છે તેવાંતેવાં કુટિલ પાત્રો પણ નવલકથામાં બહુ મહત્ત્વનું સ્થાન ભોગવતાં નથી.

પોતાનાં પાત્રોના જોખમને હળવું કરી નાખવાની શ્રી. દેશાઈમાં કોઈ અજબ જેવી ઉત્સુકતા દેખાય છે. કિરીટના ષડ્યન્ત્રમાં જોખમ છે, હિંદમાં ન કલ્પી શકાય એવા એક પ્રચંડ કાવતરાનો એ સચાલક છે, એ ભાન એ ષડ્યંત્રની તપાસ કરવા નિમાયેલો પોલીસ ઇન્સ્પેક્ટર એનો શાર્ગિદ છે એમ જણાતાં ઊડી જાય છે, અને પરિણામે એ આખા કાવતરા તરફ અને તેનું સચાલન કરવાની કિરીટની શક્તિ માટે આપણાં હૃદયમાં અશ્રદ્ધા જાગે છે. ડૉ. સુકુમાર અને અવિનાશ જ્યારે પતિત ગણાતી સ્ત્રીઓને પરણવાનું જોખમ લેવા તૈયાર છે, ત્યારે તે કાન્તા અને રાજેશ્વરી બન્ને તદ્દન શુદ્ધ ચારિત્ર્યવાળી અને મૂળ ઉચ્ચ કુટુંબની પુત્રીઓ જ નીકળે છે. ભણેલોગણેલો અશ્વિન ગામડામાં ભળે છે, ત્યારે એ એ ગામડિયાઓને તો શ્રી દેશાઈ તેમને તેવા કહે છે તેથી જ ગામડિયા ગણવા પડે છે; બાકી, એ ગામડિયાઓમા તો ગ્રામ્યતા કરતાં નાગરિકતા (urbanity) વધારે છે.

આમ પરિસ્થિતિ સાથે આથડવાની એકે નાયકની જરૂર પડતી નથી. અને મનોમંથનો માટે પણ ઝાઝો અવકાશ હોતો નથી. પ્રેમની હરીફાઈ દરેક નવલકથાનો મધ્યવર્તી વિષય છે પ્રેમીને માટે બલિદાન આપવાની ભાવના જેટલી આહ્લાદક છે, તેટલી જ ઉદાત્ત પણ છે. પરન્તુ એ બલિદાન ખરેખર બલિદાન હોવું જોઈએ, રમત નહિ હસતે મોંએ અપાતાં બલિદાનની પાછળ પણ અણકથી વેદના અને અણદીઠાં આંસુ તો છે જ એ ભૂલવું ન જોઈએ શ્રી. દેશાઈએ યોજલા પ્રેમની પ્રતિસ્પર્ધાના આ બધા પ્રસગોમાં આ જાતની તીવ્ર પરન્તુ ગુપ્ત (સાથીના પાત્રથી ગુપ્ત, વાંચનારથી નહિ) એવી મનોયાતના ક્યાંય દેખાતી નથી. રંજન અને પુષ્પા જે સહેલાઈથી એકબીજાને અરુણની આપલે કરે છે તે જરા વિચિત્ર છે. પુષ્પાની રંજનના પ્રથમ બાળકની માગણીમાં કે દક્ષાની જયતની છબીવાળા લૉકેટની માગણીમા એ બન્નેની ઝખનાની ઝાંખી થાય છે ખરી, અને એ માગણીઓ કરુણ છે એ વાત પણ સાચી. પણ એ છતાંય ઊણપ તો લાગે જ છે બીજી બધી નવલકથાઓમાં પ્રેમીઓ એટલા ઉદાર હોય છે કે હરીફાઈ જેવું કશું રહેતું જ નથી, તો પછી તીવ્ર સંવેદન કે યાતના જેવુ તો ક્યાંથી જ હોય? આ રીતે આદર્શ અને સ્વાર્પણી પ્રેમને આલેખતા શ્રી દેશાઈ પોતાની એ સુન્દર ભાવનામાંથી 'બલિદાન' નું તત્ત્વ હળવુ કરી નાખે છે. અને જેવું પ્રેમમા તેવું જ બીજે બધે હૃદયનાથની કુંવારા રહેવાની પ્રતિજ્ઞા વૃંદાના નીચલા હોઠનો ચાળો જોયા પછી ભયમાં આવી પડે છે સ્ત્રીઓથી ભડકતા એ અખાડાવીરને આ નવીન અનુભવથી સહેજ ગભરામણ થાય છે, થોડાં દંડબેઠક વધારે ખેંચી એ મનની સમતુલા જાળવી રાખે છે, અને છેલ્લે વૃન્દાને પરણી જાય છે. કિરીટની મીનાક્ષી તરફની વૃત્તિ મીનાક્ષી સુલભ્ય બનતાં બદલાય છે મીનાક્ષીને માથે લોકાપવાદ ન આવે એવા તેના હિતના પ્રશ્નથી જ એ વૃત્તિ બદલાય છે એમ જાણ્યા છતાં પણ કિરીટ સ્નેહના યજ્ઞમાં બલિદાન આપતો હતો એવુ લાગતું નથી. જેણે પોતાને તરછોડ્યો હતો તે જ

પાછી પોતાની પાસે પસ્તાતી આવે, એથી કિરીટનું પૌરુષ સંતોષાય અને વધારે આગળ જવાની, મીનાક્ષીને હજી પણ પોતાની કરવાની અને એ રીતે સર સુરેન્દ્ર પર વેર લેવાની વૃત્તિ શમી જાય એવી શંકા છેક અસ્થાને નથી. કિરીટનો સ્નેહ તો સાચો હતો, પણ આવી શંકાને આટલો મોટો અવકાશ રહે એ શ્રી. દેસાઈની કળાની ખામી એમના પાત્રને તો એ અન્યાય જ કરે છે, અને એ અન્યાય આ યાતનાવિનાનાં બલિદાન આલેખવાનું પરિણામ છે. દૈવી વિશ્વપ્રેમથી ઊભરાતા અને સમસ્ત માનવજાતિના કલ્યાણને માટે વધસ્તંભ પર ચડવાને તત્પર થતા ઇસુખ્રિસ્તે પણ પ્રભુને બને તો એ કડવો પ્યાલો પોતાને ન પાવાની પ્રાર્થના કરી હતી. એ પ્રાર્થનાથી, એ વેદનાથી, તો તેમનું બલિદાન વધારે પવિત્ર અને વધારે જ્વલંત બને છે.

આમ શ્રી. દેસાઈની નવલકથાઓમાં નથી પરિસ્થિતિની સાથેની પાત્રોની લડાઈ, કે નથી તેમનાં મનોમથનો, એટલે પાત્રોનું જે સંઘટ્ટન નવલકથાના રમને ઉત્પન્ન કરે છે તે સંઘટ્ટન અહીં ઉત્પન્ન થતુ જ નથી. અને પરિણામે આખી નવલકથામા ન કલ્પેલી સામાન્યતા આવી જાય છે. આ વસ્તુસ્થિતિને માટે શ્રી. દેસાઈનાં ભૂલભર્યાં પાત્રાલેખન જ જવાબદાર છે.

જ્યા સંઘટ્ટન નથી ત્યા બે સામસામી બાજુઓ શેની હોય? અને એવી સામસામી બાજુઓ જ ન હોય તો પછી કર્તાનુ દૃષ્ટિબિન્દુ શી રીતે સમજાય? આથી શ્રી. દેસાઈની. નવલકથાની જીવનફિલસૂફી નક્કી કરવાનુ કામ કઠણ બને છે. હા, એક સૂચન અવશ્ય છે જ્યાં વેર લેવાની વૃત્તિ છે ત્યા તે વૃત્તિનુ સ્નેહમા પરિવર્તન થાય છે. કિરીટનું વેર સુરેન્દ્ર અને મીનાક્ષીને એક કરવામા શમે છે. નાયબાવાને અને જ્વાળાપ્રસાદને વેર ભૂલીને વૈરી સાથે સ્નેહથી ભળવુ પડે છે અરુણના હૃદયની અંગ્રેજો તરફની વૈરવૃત્તિ નાશ પામે છે. આ રીતે વેરની જીવનના ક્રમમા નિષ્ફળતા બતાવવામાં આવે છે. વળી સ્નેહથી સર્વત્ર છવાઈ રહેલી પૃથ્વીનુ સુભગ દર્શન પણ આપણને થાય છે. પરન્તુ એ સ્નેહ કંઈક અવાસ્તવિક unreal કે airy બની જાય છે. પ્રેમમા અનવધિ ઉદારતા શ્રી. દેસાઈ આલેખે છે તેવી હમેશાં હોય છે. પણ તે જ પ્રમાણે જેને માટે પ્રેમ હોય તેને પોતાના બનાવવાનો પ્રચંડ જુસ્સો પણ હોય છે. એ જુસ્સાનું વિકૃત સ્વરૂપ તે ઈર્ષ્યા. એ જુસ્સો વિકૃતિ ન પામ્યો હોય ત્યારે પ્રેમી આત્મબલિદાન હસતે મોએ પણ ચિરાતે હૃદયે આપે છે. શ્રી. દેસાઈની નવલકથામાં ઈર્ષ્યા છે જ નહિ, અથવા ન જેવી જ છે. પ્રેમ અત્યંત ઉદાર છે, એટલે સુધી કે તેમા નિષ્ફળતાનુ પણ દુઃખ નથી માનવસ્વભાવની વિરુદ્ધની આ વાત હોવાથી આ અતિ ઉદાર પ્રેમનું આલેખન અભિનવ અને તાઝગીભર્યું હોવા છતા તેમાં એક પ્રકારની અવાસ્તવિકતા આવે છે.

બીજી એક વીગત પણ નોંધી લઈએ. જ્યાં સ્રીપાત્રો પ્રેમનાં પ્રતિસ્પર્ધી હોય ત્યાં આર્યભાવનાવાળા શ્રી. દેસાઈ હારેલી હરીફને જીવનભર કુમારી રહેવા દે છે. જ્યાં પુરુષપાત્રો હારે છે, ત્યાં તેમને યોગ્ય પત્ની, કિરીટને ચમેલી મળી તેમ, મળી રહે છે. આ જાતની ભિન્ન વ્યવસ્થા પણ શ્રી દેસાઈની પ્રેમની ફિલસૂફીને સ્પષ્ટ સમજવામાં હરકત કરે છે. વિધવાવિવાહ કે પતિત બહેનોના ઉદ્ધારના પ્રશ્નો પર એમના વિચારો મોળા સુધારકો જેવા લાગે છે. કાન્તા અને રાજેશ્વરી શીલવતી અને મૂળ ઉચ્ચ કુટુંબના પુત્રીઓ નીકળે છે, અને વિધવા રમા એ લગ્ન શું છે તે સમજ્યા પહેલાં થયેલી બાળવિધવા છે.

આમ ઊડતી નજરે શ્રી. દેસાઈની નવલકથાઓને જોયા પછી મનમાં તીવ્ર વિષાદ થયા વિના રહેતો નથી. જીવનની સપાટી પર જ તર્યા કરવાને બદલે શ્રી. દેસાઈ જરા વધારે ઊંડા ઊતર્યા હોત તો? બાકી એમનામાં શું નથી? એમની મનોહર લેખનશૈલી, એમની સુકુમાર કલ્પના, એમની ઊંચી અને કટુતાવિનાની હાસ્યરસિકતા, પ્રસંગચિત્રો દોરવાની એમની સુન્દર કળા, એમની સહૃદયતા, જીવન પ્રત્યે સમભાવવાળી એમની અમીદષ્ટિ, અને એ દષ્ટિમાંથી ઉત્પન્ન થતો એમનો આહ્‌લાદક આશાવાદ, એમની આર્યતા, એમની સંસ્કારિતા અને નાગરિકતા, પાશ્ચાત્ય જ્ઞાન અને આર્યભાવના બન્ને સરખા પ્રમાણમાં હોય તો પરિણામ અતિ સુન્દર છે એવી માન્યતા—આ અને એવું ઘણું શ્રી. દેસાઈમાં છે. પણ જીવનમાં ઊંડાં ઊતરવાની, માનવહૃદયનું વધારે સૂક્ષ્મ અન્વેષણ કરવાની એમને જરૂર જણાતી નથી. એવું અન્વેષણ કરવાને જોઈતી બધી શક્તિઓ એમનામાં છે; પરન્તુ તેને માટે જોઈતો સમય કદાચ એમની પાસે નહિ હોય. ગમે તેમ હોય, પરન્તુ પરિણામે આ બધી શક્તિઓના ઉપયોગ છતાં એમની એક પછી એક પ્રગટ થતી નવલકથાઓ સામાન્યતામાં સરકી પડે છે. એમની નવલકથાઓની સુન્દરતા ઝાકળનાં મોતી જેવી આકર્ષક પણ અલ્પાયુષી નીવડે છે. શક્યતા અને વસ્તુસ્થિતિ સરખાવતાં શ્રી. દેસાઈના કોઈ પણ વાચકને એક પ્રકારની sense of wasteથી આ શક્તિઓ નિરર્થક નીવડે છે એ ભાનથી દુ:ખ થાય છે.

અને શ્રી. દેસાઈની, એમની નવલકથાઓની, અને સાથે ગૂજરાતી સાહિત્યની, એ એક કરુણકથા છે.

# કવિનાં કુસુમો

ગુલાબદાસ બ્રોકર

કવિશ્રીએ કાવ્ય ઘણાં બનાવ્યાં
કો પુષ્પની સૌરભ સ્નિગ્ધ જેવાં,
ને અંતમાં કોઈ પ્રિયા રિઝાવા
રચ્યું 'પ્રિયા કાજ મધુર કાવ્ય.
તે કાવ્યની પ્રાણ બની પ્રિયા જે
સૌંદર્ય તેને અદકું વર્યું'તું,
ને વાણી જે કાવ્ય મહીં જ શકય
તે વાણીથી વર્ણન રૂપકેરું
પ્રિયાતણા, તે કવિએ કર્યું'તું.

એ રૂપરાજ્ઞી સમીપે કવિશ્રી
ધરી શકે શો ઉપહાર રમ્ય
સિવાય કે પુષ્પ તણાં જૂથોને
ગૂંથી ધરે કાવ્ય મહીં અનેરા?

ગુલાબ લીધું, બટમોગરો, ને
ચંપો, ચમેલી, જુઈ, મોગરો, ને
ડાલે પ્રિયા સૌરભ જેની લેતાં
તેવું ભર્યું ડોલર કાવ્યમાંહે.
અને બીજાં અન્ય અસંખ્ય પુષ્પો
જેનાં નહીં નામ કદા હું જાણું
તેવાં બધાં કાવ્યમહીં કવિએ
ભરી, પ્રિયાને ઉપહાર આપ્યો.
ને અંતમાં 'આ ઉપહારનો શો
રહ્યો પ્રિયે! અર્થ તમે કદાપિ
આ પ્રેમીને અંતર જો ન આપો,
જેનું વહે અંતર આપ માટે?'
એવું લખ્યું કૈંક અને પ્રિયાની
કને જઈ કાવ્ય દીધું સ્વહસ્તે.

એ વાંચી સૌંદર્ય વધે પ્રિયાનું
ઓષ્ઠે રમી રહે સ્મિત એક છાનું.

*

અસંખ્ય પુષ્પો વનરાજિ મધ્યે
ખીલી રહ્યાં, જેમ સુરમ્ય ઓષ્ઠે
આછાં સ્મિતો કો નવયૌવનાનાં,
વસંતની કોઈ પ્રભાતવેળા.
એ પુષ્પની સુંદરતા ભુલાવે
સૌંદર્ય એવું નિજમાં ભર્યું'તું,
એવી પ્રિયા ને કવિ તે રસજ્ઞ,
ત્યાં એકદા તે સ્થળમાંહીં આવ્યાં.

'પ્રિયે! હશે સુંદર તું વધુ કે
નિસર્ગની સુંદરતા બધી આ?'
વદી, પ્રિયાના મુખને નિહાળે
ગુલાબનાં પુષ્પ રમી રહે ત્યાં.

હતું ત્યહીં સુંદર એક પુષ્પ
એ પુષ્પના ગુચ્છમહીં પડેલું.
ઔત્સુક્યથી તે સહસા ઉપાડયું
અને ધર્યું તે કવિનેન સામે.
'નિસર્ગની સૌરભથી ભરેલ
આ પુષ્પનું નામ નહીં હું જાણું
કહો, વસે એ તમ કાવ્યદેશે.'
વદી, પ્રિયા એ કવિને નિહાળે.

'એ પુષ્પનું નામ હું યે ન જાણું.'
'ને આ?' પ્રિયા પુષ્પ બીજું બતાવે.

'નહીં,' 'ન આ ?' 'ના, નહિ એય જાણું,'
આશ્ચર્યમુગ્ધા બની તે રહે ત્યાં.

'તમે લખો કાવ્ય નિસર્ગકેરાં
પુષ્પો વડી એ સઘળાં ભરેલાં
ને પુષ્પને ઓળખી યે શકો ના ?'
પૂછે પ્રિયા વિસ્મિત ચારુ નેત્રે.
'ના, નામ એ તો સઘળાં અમોએ
ગૂંથ્યાં મહીં, કાવ્ય સુશોભનાર્થ.
માધુર્ય જે શબ્દ ભરે બીજનાં
કાવ્યોમહીં, શબ્દ જ તે ગ્રહીને
માધુર્ય માટે અમ કાવ્યકેરાં
અમે અમારાં પદમાં સુહાવીએ.
સબંધ એ શબ્દ અને પદાર્થનો
જાણ્યે પ્રિયે ! લાભ કશો થવાનો ?

'શું એમ ? એ કાવ્ય સુશોભનાર્થ
વહી ગયા નામપરંપરાઓ
પુષ્પોની, ને એ ઉપહાર આપ્યો
તમે પ્રિયાને ? બસ, એ જ જ્ઞાન ?
કાવ્યોમહીં શબ્દ તણી મીઠાશ
રહે, શું એ માટ જ પ્રેમ વ્હાલો ?
ને જેમ જાણો નહિ પુષ્પ જોતાં
શું તેમ ના પ્રેમ કદા પિછાનો ?

પુષ્પો ધરો કિન્તુ ન પુષ્પ જાણો
તે પ્રેમને પ્રેમરૂપે પિછાનો ?
એ પ્રેમ તો કાવ્ય સુશોભનાર્થ,
પ્રિયા ઉરે એ ઝીલવો ન શક્ય.
"ઉરો પ્રવાહી કરી પ્રેમકેરી
નદી વહાવું પ્રિય પાત્ર માટે"
એ સર્વમાં શબ્દતણી મીઠાશ,
ભલે હશે કાવ્ય, ન પ્રેમ કિન્તુ.'

વદી, બની ક્રુદ્ધ, સુરૂપ બાલા
વહી ગઈ ત્યાં કવિને મૂકીને,
ને એકલો તે કુસુમો નિહાળે
પ્રભાતમાં ત્યાં કુસુમો હસી રહે.

# લગ્નસંસ્થા

'પ્રિયાસુ'

દુનિયાએ ન સાંભળેલું, ન કલ્પેલું એવું રશિયામાં આજે ઘણું બધું બની રહ્યું છે. રશિયાની રાજકીય અને સામાજિક ક્રાન્તિએ દુનિયાને આશ્ચર્યમાં નાંખી દીધી છે. સમસ્ત જગત આજે રશિયા તરફ મીટ માંડી જોવા લાગ્યું છે. લગ્નનો પ્રશ્ન રશિયા ગજબ રીતે છણી—ઉકેલી રહ્યું છે. સામાજિક બંધનોની અતિશયતાએ કરીને હિંદુસમાજમાં પણ આજે લગ્નસંસ્થાનાં બંધનો શિથિલ થવા લાગ્યાં છે. આજે આંતરજાતીય કે આંતરવર્ણીય લગ્નો થયાના સમાચાર અવારનવાર આપણા કાને અથડાવા લાગ્યા છે. તો સંક્રાન્તિકાળમાં લગ્ન વિશે આછો દૃષ્ટિપાત કરવો અસ્થાને ન ગણાય

પ્રાણીમાત્રમાં કેટલાંક કુદરતી પરિબળો (insticts) રહેલાં છે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખી પોતાનો વંશ વધારવાની વૃત્તિ ઊંડેઊંડે પણ દરેક પ્રાણીમાં રહી છે. એમાંથીજ વાત્સલ્ય (paternal) અને જાતીય (sex) પરિબળને પોષણ મળે છે. કેટલાક માનસશાસ્ત્રીઓ વાત્સલ્યભાવનાને જ મહત્ત્વની માની દુનિયાની હસ્તીના કારણરૂપ લેખે છે મહાન માનસશાસ્ત્રી મૅકડુગલ એને કુદરતની અદ્‌ભુત અને અનુપમ શોધ તરીકે ગણે છે. તો બીજા કેટલાક ફ્રૂઈડ જેવા માનસશાસ્ત્રીઓ જાતીય પરિબળને જ સમસ્ત પ્રવૃત્તિના કારણરૂપ માને છે. છતાં બધા જ સ્વીકારે છે કે આ બંને પરિબળોનો દુનિયાની હસ્તીમાં ભારે મોટો ફાળો છે. આ બન્ને પરિબળોને પૂરતું પોષણ આપવા માટે કુદરતે પોતાના સર્જનમાં સમૂહ-ટોળા (herd)ની ભાવના મૂકી છે, ને એને લીધે પ્રાણીમાત્રને પોતાની ઓલાદથી વિખૂટા રહેવું ગમતું નથી.

આમ છતા મનુષ્યપ્રાણી બુદ્ધિ અને વિચારશક્તિને લીધે બીજાં પ્રાણીઓથી જુદું પડે છે, ને એ કુદરતના સર્જનોમાં ઊંચી કોટિનું સર્જન મનાયુ છે. મોટે ભાગે મનુષ્યેતર પ્રાણીઓ જાતીય પરિબળને કાર્યકારણના બુદ્ધિપૂર્વકના જ્ઞાન વિના આપમેળે કુદરતી રીતે વશ વર્તે છે છતાં એમના એ વશવર્તીપણાની પાછળ કુદરતના સ્થળકાળના નિયમો રહેલા હોય છે ખરા; જ્યારે મનુષ્ય તો પોતાની વિચારશક્તિનો ઉપયોગ કરવા જેટલો સ્વતંત્ર છે, પોતાના બુદ્ધિબળને લીધે ઇતર પ્રાણીઓ પર સત્તા ચલાવવા જેટલો એ શક્ત પણ છે. આને લીધે અનુભવે માનવીને બીજાં પ્રાણીઓની જેમ જાતીય સબંધ જારી રાખવાનું ન પાલવ્યું અનુભવ અને ચિન્તનના પરિણામે એની બુદ્ધિ તેમજ વિચારશક્તિએ જાતીય સંબંધમાં પણ નિયમનની જરૂરિયાત જોઈ, ને વધુમાં એ પ્રેમ, લાગણી, સદ્‌ભાવ, માયા, મમતા, સહાનુભૂતિ વગેરે હૃદય અને બુદ્ધિના ગુણોનો ભેદ સમજવા લાગ્યો. લાંબા કાળ સુધી ટકે એવાં સુખ, આનંદ ને સંતોષની એને ભૂખ લાગી, અને ઇતર પ્રાણીઓથી પોતે કઈ-કઈ રીતે જુદો પડે છે તે એ વિચારવા લાગ્યો. ને પરિણામે લાંબા કાળે માનવ-સમાજમાં વાત્સલ્યભાવનામાંથી કુટુંબસંસ્થા ઊભી થઈ અને જાતીય પરિબળમાંથી લગ્નસંસ્થા

ઉદ્ભવી આમ માનવીએ દીર્ઘ આનંદ, દીર્ઘ સંતોષ અને દીર્ઘ શાન્તિનો ખ્યાલ રાખી, સ્થળકાળનો વિચાર કરી લગ્નસંસ્થા ઊભી કરી એટલે મૂળ ઉત્પત્તિકાળ સમયે તો માનવી ઇતર પ્રાણીઓની જેમ જ વર્તતો હતો, પણ માનવીએ પોતે બુદ્ધિ અને વિચારશક્તિના પરિણામે પ્રાણીઓથી જુદાઈ જોઈ અને લગ્નસંસ્થા ઊભી કરી

જે નિયમ કે જે વહેવારને અનુસરવામા માનવસમાજને સરવાળે સુખ, આનંદ ને શાન્તિ મળે, ઊંડો આત્મસંતોષ થાય તે નીતિ ને લાંબા અનુભવે એ નીતિ ધર્મનું રૂપ પામે વળી સુખ, શાન્તિ ને સંતોષ આપનાર નિયમ કે વહેવાર લાંબા અનુભવ અને ચિંતન પછી બુદ્ધિવાન ને દીર્ઘદૃષ્ટિવાન જ નક્કી કરે જો સમાજના નીતિ ને નિયમોનો યોજક માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસી હોય તો તે નીતિ ને નિયમોની હસ્તી લાંબા સમય સુધી ટકે. આમ અપૂર્ણ માનવીએ ઊભી કરેલી લગ્નસંસ્થા અપૂર્ણ હોય એ તો સ્વાભાવિક છે ને એમા પણ કાળાનુસાર ફેરફારો થતા રહ્યા છે

જે સમાજે, જે પ્રજાએ પોતાની લગ્નસંસ્થા નીતિધર્મના પાયા પર ચણી તે સમાજ, તે પ્રજા લગ્નક્રિયાને ધાર્મિક ક્રિયા ગણે છે જ્યારે જે પ્રજાએ માત્ર સરળ વ્યવહારને આગળ કરી લગ્નસંસ્થા ઊભી કરી તે પ્રજા લગ્નક્રિયાને એક ધાર્મિક વિધિ તરીકે નથી સ્વીકારતી જેમકે હિંદુઓ લગ્નક્રિયાને ધાર્મિક વિધિ ગણે છે, જ્યારે સમાજવાદીઓ એને ધાર્મિક કાર્ય ન ગણતા માત્ર સામાજિક કરાર (social contract) તરીકે લેખે છે પરંતુ એ સૈકાઓજૂની લગ્નસંસ્થા અદ્યાપિ પણ સમાજજીવનમા મહત્ત્વનુ સ્થાન લઈ રહી છે ને કેટલાક વર્ગમા તો આપણે એટલે સુધી જોઈએ છીએ કે માબાપો પોતાના બાળકોને ગમે તેમ કરી પરણાવી દેવામા જ પોતાની ફરજની પૂર્ણાહુતિ માને છે—પોતાની ફરજ અદા થયેલી સમજે છે

સ્થળકાળની અસર લગ્નસંસ્થા પર થતી આવી હોવાથી આપણે ભિન્નભિન્ન સમાજોમા જુદાજુદા સમયે જુદીજુદી લગ્નપ્રથાઓ જોતા આવ્યા છીએ વધુમા સ્ત્રી અને પુરુષની સત્તા, મોભો સ્વાધીનતા તેમજ ધર્મગુરુઓની સત્તાને લીધે પણ લગ્નપ્રથામા ફેરફારો થતા રહ્યા છે જે કાળમા સ્ત્રી પુરુષના જેટલા જ હક્કો ભોગવતી બલ્કે પુરુષ ઉપર *સરસાઈ ભોગવતી તે સમયે તે પોતાનો પતિ પોતે પસંદ કરી લેતી, તે સમયમા સ્વયંવર* પ્રથા હતી વળી સ્ત્રીનુ સ્વાતંત્ર્ય જેમજેમ ઓછુ થતુ ગયુ ને પુરુષ વધુવધુ સત્તાધીશ બનતો ગયો, તેમતેમ સ્વયંવર પ્રથા નાબૂદ થતી ગઈ અને સ્ત્રીને માટે ગાયની જેમ જ્યા દોરે ત્યા જવાનો સમય આવ્યો આધુનિક કાળમા સ્ત્રી સમાનતા માગી રહી છે માનસશાસ્ત્રીઓ પણ અનુભવ અને અખતરા—પ્રયોગો—પરથી કહે છે કે સ્ત્રી બુદ્ધિબળમા પુરુષ કરતા કોઈ રીતે ઊતરતી નથી એટલે આજે મોટા ભાગનુ જગત સમાનતાને સિદ્ધાન્ત તરીકે સ્વીકારવા લાગ્યુ છે પણ એ સિદ્ધાંતને વ્યવહારમા મુકાતા હજી તો વર્ષો લાગે

પરંતુ આ ઉપરાંત લગ્નસંસ્થાને લગતા વ્યવહારમા સમાજરચનાની અસર ઘણી વધારે છે એટલે કે લગ્નપ્રથામા સમાજરચના મોટો ભાગ ભજવે છે જેમ વાત્સલ્યભાવનામાથી કુટુંબસંસ્થા જન્મી તેમ સમૂહજીવનની ભાવનામાથી માનવીએ સમાજસંસ્થા ઊભી કરી એ સમાજસંસ્થા પર સ્થળકાળની ભારે અસર રહેલી છે તદુપરાંત ધીમેધીમે સરકાર અને સંસ્કૃતિએ સમાજરચના પર પ્રભુત્વ મેળવ્યુ પણ સમયના વહેવા સાથે રૂઢિવશ માનવી

સંસ્કૃતિ પર ફરી વળેલી રાખને કેળવણીથી, જ્ઞાનથી, બુદ્ધિથી દૂર ન કરી શક્યો તેના પરિણામે એની દૃષ્ટિ પણ સંકુચિત બની, ને તે સાથે સમાજવ્યવસ્થામાં પણ કહેવાતી કુલીનતાએ ઘર કર્યું, અને આરીય સમાજસંસ્થા ઊંચનીચના ભેદના કારણે નાનામોટા અનેક વાડામાં વિભકત બની. દુર્ભાગ્યે બીજા સમાજો કરતાં હિંદુ સમાજના એ ઊંચનીચના ભેદો પરિસીમાએ પહોંચ્યા ને હિંદુ સમાજ અસંખ્ય કૃત્રિમ વાડાઓમાં વિભકત બન્યો. એની ચાર વર્ણોની પ્રાચીનતમ વર્ણવ્યવસ્થા આજે ભુલાઈ ગઈ. એનાં કડવાં ફળો આજે આપણે બધા જ ચાખી રહ્યા છીએ, કેમકે એ બધા વાડાઓ—નાનીમોટી જ્ઞાતિ, પેટાજ્ઞાતિઓ—આપણા વ્યક્તિગત વિકાસ કે સમૂહગત વિકાસના પોષક નથી રહ્યા પરન્તુ ઊલટાં આપણા વિકાસમાર્ગમાં નડતરરૂપ બન્યા છે.

મુસલમાનોના આગમનને લીધે આપણા સમાજમાં બાળલગ્નની પ્રથા દાખલ થઈ. એ પ્રથાએ પ્રજાના નૂરને ઝાંખું કર્યું. પણ સદ્‌ભાગ્યે આજે હિંદુસમાજમાં બાળલગ્ન ઘણા પ્રમાણમાં ઓછાં થયાં ને આરીય સમાજ બાળલગ્નની પ્રથાનો વિરોધ કરતો થયો. પરન્તુ હિંદુસમાજના ઉચ્ચ અને મધ્યમ વર્ગોમાં વરવિક્રય અને કન્યાવિક્રયની લગ્નના આદર્શનું ખૂન કરતી પ્રથાઓ રૂઢ થઈ બેઠી છે. જે વર્ગમાં વરવિક્રયનો ચાલ છે તે વર્ગમાં કન્યાનાં માબાપના દુઃખની વાત કહી જાય એમ નથી સુરત જિલ્લાના કેટલાક અનાવિલોમાં તેમજ ખેડા જિલ્લાના કેટલાક દેશાઈ પાટીદારોમાં વરવિક્રયના ત્રાસે કેટલાંય સુમધુર જીવનોનો અકાળે અંત આણ્યો છે. કેટલીય બાળાઓ બચપણમાં જ મૃત્યુવશ બનતી આવી છે. બંગાળ તેમજ બીજા વિભાગો પણ આ પ્રથાથી મુકત નથી. પારસી કોમ પણ એ સડાનો ભોગ બનેલી છે. પિતાને વરવિક્રયની પ્રથાના ભારમાથી મુક્ત કરવા માટે ચાર યુવતીઓએ ઝેર લીધાનો કમકમાટીભર્યો બનાવ તાજેતરમાં જ બંગાળમાં બન્યો છે. એ વાંકડાની રકમની કશી હદ જ નથી રહી પાંચસોથી માંડીને વીસ હજાર સુધી માગણી થતી રહી છે. વરવિક્રયની પ્રથા જેટલી નુકસાનકારક અને અનીતિકર છે તેટલી જ નુકસાનકારક અને અનીતિકર કન્યાવિક્રયની પ્રથા પણ છે. પરન્તુ એ પ્રથા બહુ ઓછી કોમોમાં છે. વળી કોઈકોઈ કોમમાં સાટાંત્રેખડાની પ્રથા પણ છે, અને એની જોડે સંબંધ ધરાવતો 'ધડા'નો ચાલ પણ છે. આ પ્રથામાં સામાન્ય રીતે તો છોકરી આપીને છોકરી લેવાનો રિવાજ છે. ને સાટાંમાં તો મુખ્યત્વે કરીને, ગામડી ભાષામાં કહીએ તો, 'બહેન આપીને બૈરી' લાવવા જેવું છે. જો બંને છોકરીઓ નાનીમોટી હોય તો બંનેનું પ્રમાણ સાચવવા મોટી છોકરીઓવાળા પક્ષને નાની છોકરીઓવાળા પક્ષે અમુક રકમ આપવી પડે છે. એ રકમ ધડા તરીકે ગણાય છે. આ બધું કૃત્રિમ ધોરણ પર રચાયેલી સમાજરચનાનું પરિણામ છે. વળી આજનો હિંદુ કાયદો લગ્નના આદર્શનો, સ્ત્રીપુરુષના સમાન વિકાસનો વિરોધી છે, કૃત્રિમ સમાજરચનાનો નગ્ન પુરાવો છે સ્ત્રી અને ખાસ કરીને વિધવાને હિંદુ કાયદાથી થતો અન્યાય સાચે જ અસહ્ય છે. ટૂંકમાં હિંદુ કાયદો પુરુષને સ્વેચ્છાચારી ને સ્વચ્છંદી બનવાની છૂટ આપે છે, જ્યારે સ્ત્રી પાસે બળાત્કારે સંયમ પળાવે છે.

પશ્ચિમની પ્રજાના સમાગમમાં આવતાં આપણી દૃષ્ટિમર્યાદા વિસ્તૃત બની. જે થોડી-ઘી ઊંચી કેળવણી આપણે લઈ શકયા તેને લીધે આપણે આપણી ત્રુટિઓ જોઈ શકયા. સ્ત્રીને ઘરના ખૂણામાં રાખી પુરુષ એકલો ઝાઝો આગળ નથી વધી શકતો એ આપણે અનુભવ્યું. એ સાથે જ લગ્નજીવનનો અસંતોષ પીડાકર થઈ પડચો. કેળવાયેલા પતિને

બિનકેળવાયેલી પત્ની મળી, કેળવાયેલી યુવતીને અભણ યુવાન સાથે પરણવું પડ્યું. આમ સ્ત્રીપુરુષના અસમાન યોગો અસહ્ય થઈ પડ્યા, જ્ઞાતિનાં બંધનો વસમાં લાગવા માંડ્યાં. એમાં વળી યુગપલટાની અસરથી વધારો થયો. સ્ત્રીપુરુષને જીવનવ્યવહારમાં એકસાથે ઝૂઝવાનું આવ્યું. પરિણામે સ્ત્રી સ્વાતંત્ર્ય અને સમાનતા માગવા બેઠી. સમજુ પુરુષવર્ગ તો એ સમાનતાની વાત સ્વીકારવા લાગ્યો. જ્ઞાતિનાં બંધનો શિથિલ થવા લાગ્યાં, લગ્નમાં માબાપનું ચલણ ઓછું થવા લાગ્યું. પરણનાર યુવકયુવતીઓ પોતે સ્વતંત્ર હોવાં જોઈએ એ સિદ્ધાંતનો સ્વીકાર થવા લાગ્યો. પરન્તુ હિંદુસમાજે હજી તો ઘણું કરવાનું છે. જ્ઞાતિનાં મૂળ ઘણાં ઊંડાં જઈ બેઠાં છે. લગ્નસમયના અને લગ્ન પછીના રૂઢિનાળો સમાજનું શોષણ કરી રહ્યા છે. યુવકયુવતીની કેળવણીને અંગે પણ ઘણું કરવાનું છે, અને ચાલુ ઘરેડમાંથી બહાર ન નીકળવાની સમાજની મનોદશામાં હજી ઇચ્છાયોગ્ય ફેરફાર નથી થયો. વળી યુવાનોના પોકાર તરફ વડીલોની સાચી સહાનુભૂતિ નથી. આ સ્થિતિમાં એકલું બુદ્ધિબળ ઝાઝું નહિ કરી શકે. કેમકે મનોબળવિનાનું બુદ્ધિબળ વ્યક્તિના જીવનમાં કે સમાજજીવનમાં ક્રાન્તિ ન કરી શકે.

છોકરીની પસંદગીને લગતી આધુનિક મનોદશા વિશે સહેજ વિચારીએ. બેચાર છોકરીને એકસાથે ઊભી રાખી સવાલો પૂછી પસંદગી કરવા બેસનારો યુવક સમગ્ર સ્ત્રીસમાજનું અપમાન કરે છે અને માનસશાસ્ત્રને ઉવેખે છે. તે ઘણીવાર નાપસંદ કરેલી યુવતીઓને અને તેનાં વડીલોને સમાજદૃષ્ટિએ અને વ્યવહારદૃષ્ટિએ ખરાબ પરિસ્થિતિમાં મૂકે છે. પત્નીની પસંદગી કરવાની છૂટનો વિરોધ ન કરી શકાય. પણ પતિની પસંદગી કરવાના પત્નીના હક્કનું શું? એવો વિચાર પત્નીની પસંદગી કરવા નીકળનાર યુવકે કરવો રહ્યો.

સ્ત્રી અને પુરુષ પરસ્પરના ભાવોના, લાગણીના—સ્નેહના આકર્ષણને વશ બની સંબંધ બાંધે અને જીવનમાં સુખ તથા આનંદ અનુભવે, એ જ લગ્નધર્મ. જ્યાં સ્નેહ નથી, એકબીજા પ્રત્યે લાગણીની ઉત્કટતા નથી, પરસ્પરની વેદનાની પડી નથી, ને એકબીજાને હરકોઈ સ્થિતિમાં સહન કરવાની તૈયારી નથી, ત્યાં સાચો લગ્નસંબંધ નથી, સાચો મૈત્રીસંબંધ પણ નથી. આ જોતાં સ્ત્રીજાતિના સમાનતા માટેના દાવામાં પુરવાર કરવાપણું જ નથી રહેતું. પરન્તુ આધુનિક મનોદશા (કેટલાકની દૃષ્ટિએ એ વિકૃત મનોદશા છે)ને અંગે સહેજ વિચારવું જરૂરી છે. સ્ત્રીસમાનતા અને સ્ત્રીબહુમાન (chivalry towards fair sex) સાચે જ પરસ્પરવિરોધી છે. પાઠશાળામાં કે સભામંડપમાં કોઈ યુવતીનો રૂમાલ પડી ગયો હોય તો તે આપવા માટે બેચાર યુવકો દોડે યા તો યુવતીઓ મોડી આવે ત્યારે તેમને માટે ખુરશી છોડી યુવકો જગા કરી આપે એ અને એવું ઘણું બધું કેટલે સુધી ચલાવી લેવાય એ વિચારવાજેવું છે. સ્ત્રી અને પુરુષ બન્નેએ ધ્યાનમાં રાખવું જોઈએ કે સ્ત્રીબહુસન્માન અજાણતાં પણ પુરુષના વિકારનું પોષક ને ઉત્તેજક ન બને. બીજું, સ્ત્રીજાતિની શારીરિક અશક્તિ પ્રતિ દુર્લક્ષ ન રાખવું ઘટે. છતાં એને પૂજવાની કે એના તરફ બહુમાનની વૃત્તિને પોષતાં જતાં આપણે એને વધુ પાંગળી તો ન જ બનાવીએ એ માટે સદાય જાગ્રત રહેવાની જરૂર છે.

આમ, આપણો આદર્શ લગ્નસંસ્થાના માર્ગે હજી ઘણો લાંબો પથ કાપવાનો છે.

—o—

# ગુણરજજુવાદની દૃષ્ટિએ અનુવંશશાસ્ત્ર*

[ એક લેખમાળા ]

નગીનભાઈ માધવભાઈ પટેલ

## પ્રાસ્તાવિક

આપણામાં કહેવત છે કે 'વડ તેવા ટેટા' અને 'બાપ તેવા બેટા' (Like begets like). આમ માતાપિતા અને સંતાન વચ્ચે સંકળાયેલા આનુવંશિક ગુણો (Hereditary Characters)નું સામ્ય પેઢીગત ચાલ્યા કરે અને ઉત્તરોત્તર જેમજેમ વંશવેલો વધતો જાય તેમતેમ તે વંશની દરેક વ્યક્તિમાં તે વ્યક્ત થાય—આ પ્રકારની આપણી માન્યતા એ કેટલાયે કાળના અનુભવ અને નિરીક્ષણથી ઘડાયેલી અને પ્રબળ થયેલી હવે માત્ર માન્યતા જ રહી નથી, પણ તેને હાલના સંજનનશાસ્ત્ર (Genetics) કે અનુવંશશાસ્ત્ર-(Heredity)ના પ્રયોગોથી એક સિદ્ધાંતના રૂપમાં રજૂ કરવામાં આવી છે. આ સ્થળે 'વડ તેવા ટેટા'માં એક બીજો સૂચક અર્થ પણ આવી જાય છે; વડ વડને જ ઉત્પન્ન કરશે એ એક સમધર્મ; અને વડ (Ficus elastica) પીપળા (Ficus religensa)ને નહિ ઉત્પન્ન કરે એ એક વિશિષ્ટધર્મ (Specificity). આમ સમધર્મ અને વિશિષ્ટધર્મ, સામ્ય (similarity) અને વિશિષ્ટતા (Specificity) આ બન્ને અંગ અનુવંશશાસ્ત્ર સાથે સંકળાયેલા છે. અને આને જીવંત વ્યક્તિના ઉત્ક્રાન્તિવાદ (Theory of Organic Evolution) સાથે સીધો સંબંધ છે; સંજનન અને ઉત્ક્રાન્તિ હાલની વૈજ્ઞાનિક દૃષ્ટિથી કેટલા વ્યાપક ક્ષેત્રમાં એકબીજાં ઉપર અવલંબી રહ્યાં છે તે પણ નિરખવા જેવું છે. એટલે આ સ્થળે સંજનનશાસ્ત્ર કે અનુવંશશાસ્ત્ર અને ઉત્ક્રાન્તિને તેના વિવિધ રૂપમાં ચર્ચવા મારો વિચાર છે.

## ૧. મેન્ડેલવાદ

વીર્ય (Seminal fluid)ના એક બિંદુમાં હજારો વીર્યકણો (Spermatozoa) હોય છે, તે ઉપરથી ખબર પડશે કે પ્રજનન (Reproduction)નો ભૂમિપ્રદેશ કેટલો સૂક્ષ્મ છે. પેઢી દર પેઢી વંશવેલો વધારવાના સાધન તરીકે પુખ્ત ઉંમરની વ્યક્તિઓ વચ્ચે પુરુષનું વીર્યકણ અને સ્ત્રીનું અંડ (Ovum) આ બે વિજાતીય જનનકોષો (Sexual germ cells

---

* 'ગુણરજજુવાદની દૃષ્ટિએ અનુવંશશાસ્ત્ર' (Chromosome Theory of Heredity)—આ મથાળા નીચે લેખમાળા લખવામાં મારા ત્રણ હેતુ છે: (૧) સંજનનશાસ્ત્ર (Genetics) જેવું તદ્દન આધુનિક વિજ્ઞાન ગુજરાતીમાં સ્વતંત્ર રીતે ઉતારવું; (૨) સંજનનશાસ્ત્રના વૈજ્ઞાનિક—પારિભાષિક શબ્દકોશની પણ અંદર જ સંકલના કરવી; અને (૩) ભવિષ્યમાં જ્યારે આપણાં રાષ્ટ્રીય વિદ્યાલયો અને ખાનગી શિક્ષણસંસ્થાઓ સ્વભાષા (ગુજરાતી)દ્વારા જ વૈજ્ઞાનિક શિક્ષણ આપવા નક્કી કરે ત્યારે આ લખાણ એક પાઠ્યપુસ્તક તરીકે કામ લાગે.

—Gametes) જ, બે સમુદ્રોને જોડતી સામુદ્રધુની કે બે ખંડોને જોડતી સંયોગીભૂમિની માફક, માતાપિતા અને સંતાન વચ્ચે હોય છે (Narrow Hereditary Bridge) આ બે જનનકોષોના સંયોગથી ગર્ભકોષ (Zygote) ઉત્પન્ન થાય છે આ ગર્ભકોષમાંથી પૂર્ણ વિકસિત, સાંગોપાંગ મનુષ્ય કે પ્રાણી (પ્રાણ ધારણ કરનાર—Organism) ઉદ્ભવે છે. આ પ્રકારના વિજાતીય તત્ત્વોના આકર્ષણથી થતા ઉત્પત્તિકાર્ય—પ્રજનન (Sexual reproduction)માં જ કે આ જનનકોષોમાં જ એક એવું અજ્ઞાત બળ, સંસ્થા, શ્રેણી કે સાધન રહેલું છે કે જેને લઈને વંશાનુગત દરેક વ્યક્તિ અસ્તિત્વ ધરાવી શકે અને પોતાનામાં રહેલા વિશિષ્ટ ગુણધર્મો જાળવી શકે આધુનિક સજનનશાસ્ત્ર (સ—સુ, જનન—ઉત્પત્તિ) કે અનુવંશશાસ્ત્ર આ અજ્ઞાત બળ, સંકલના, શ્રેણી કે સાધનની હિમાયત કરે છે આ વિજ્ઞાનના ઉત્ક્રાન્તિકાળમાં, વિકાસ દરમિયાન, એક વખત એવો પણ હતો કે જ્યારે જૂનવાણી વૈજ્ઞાનિક તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ (Orthodox scientific philosophy) તત્ત્વજ્ઞાનના કોઈ પણ સિદ્ધાન્તને કે કોઈ પણ પ્રકારના પ્રચલિત તર્ક (Hypothesis)ને પ્રયોગાત્મક પ્રમાણ ન મળી શકતાથી, માણસના વીર્યકણમાં માણસ સમાયેલો છે (Homunculus) —એમ માનતી અને કોઈ પણ જાતના પ્રયોગ, પ્રમાણ કે પુરાવા સિવાય વાઈઝમેન (Weismann) જેવા માત્ર પ્રખર બુદ્ધિવાદથી 'જનનરસના સાતત્યવાદ'—(Germplasm Theory)—નો વૈજ્ઞાનિક સિદ્ધાંત દુનિયા આગળ રજૂ કરી શકતા, કે જેમાં આજે પણ હાલના આપણા વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ (Scientific Outlook)થી જોતાં આપણને સત્ય સમાયેલું માલમ પડ્યા વગર રહેશે નહિ પણ સુનો, ચેકોસ્લોવેકિયાના પેલા સંત ગ્રેગર મેન્ડેલે (Gregor Mendel) આપણને પહેલવહેલું બતાવ્યું કે વ્યક્તિમાં રહેલા વિશિષ્ટ ગુણોનો વંશાનુગત આવિર્ભાવ (Expression of hereditary characters) કેવો હોય છે, ક્યા સિદ્ધાંતને અનુસરે છે આજે એ જ અનુવંશશાસ્ત્રને મેન્ડેલવાદ (Mendelism)-ના નામથી આખીયે વૈજ્ઞાનિક દુનિયા જાણે છે ફૂલબાગ માટેની વટાણાની એક જાત (Pisum sativum) ઉપરના પ્રયોગો ઉપરથી એણે સાબિત કરી આપ્યું કે જનક-વ્યક્તિઓ—માતાપિતામાં રહેલા ગુણદોષ (આમ દ્વન્દ્વની કલ્પના અહીં પણ અનિવાર્ય છે, પણ અહીં દ્વન્દ્વના એ બે ગુણ અને દોષ—વિરોધી તત્ત્વો નથી પણ એક જ ગુણના બે જુદાજુદા આવિર્ભાવો—expressions—છે)નો આવિર્ભાવ ગણિતગણતરી જેટલો જ સરળ અને નિયામક છે મેન્ડેલે વટાણાના છોડમાં સાત ગુણદ્વન્દ્વો (Allelomorphic pairs of characters) લીધા હતા (૧) છોડનું કદ નીચું–ઊંચું, (૨) પુષ્પની સ્થિતિ, છોડને ટોચે (Terminal) અથવા તો પાંદડાની દાંડી આગળ રહેતી 'આંખ' આગળ (Axillary), (૩) સિંગ પોચી કે નક્કર એટલે ભરાવદાર, (૪) સિંગનો રંગ લીલો–પીળો, (૫) બી–વટાણાનો રંગ પીળો કે રંગિત, (૬) વટાણો સુંવાળો કે ખડબચડો એટલે ચિમળાઈ ગયા જેવો, અને (૭) બીજપત્ર (Cotyledons)નો રંગ લીલો કે પીળો આ સાતે ગુણદ્વન્દ્વો માટે મેન્ડેલે સાત જુદાજુદા પ્રયોગો કર્યા, પણ જો એક જ પ્રયોગમાં આ સાતેને મેન્ડેલે પરખ્યાં હોત તો એમ માનવામાં આવે છે કે મેન્ડેલ ગુણદ્વન્દ્વોના આવિર્ભાવની ભૂલભૂલામણીમાં ગૂંચવાઈ જાત અને કશું જ તારતમ્ય ન કાઢી શકત મેન્ડેલે આવા ગુણદ્વન્દ્વોવાળા છોડનું સંકરણ (Hybridization) કર્યું એટલે કે ઊંચા છોડના સ્ત્રીકેસરાગ્ર (Stigma) ઉપર નીચા છોડની પરાગરજ (Pollen grains) ખંખેરી, અને તેથી ઉત્પન્ન

નીચા છોડના સ્ત્રીકેસરાગ્ર ઉપર ઊંચા છોડની પરાગરજ ખખેરી, જે બી ઉત્પન્ન થયાં તેને બીજે વર્ષે વાવ્યાં અને તેનું સ્વજનિત * (selfed) બી મેળવી ત્રીજે વર્ષે વાવ્યાં; આમ સાતે પ્રયોગોમાં સીધુ સંકરણ (Straight crossing) અને વિપરીત (સ્ત્રીસ્થાને પુરુષ લઈને) સંકરણ—Reciprocal crossing—કર્યું તેનું પરિણામ આ પ્રમાણે આવ્યુ:

| ગુણદ્વન્દ્વોનું સંકરણ | પ્રથમ સંકરવંશમાં ગુણાવિર્ભાવ | દ્વિતીય સંકરવંશમાં ગુણાવિર્ભાવનું પ્રમાણ |
|---|---|---|
| ૧. ઊંચો છોડ × નીચો છોડ | ઊંચો | ૩ ઊંચા : ૧ નીચો |
| ૨. 'આંખ' આગળ × ટોચે ફૂલ | 'આંખ' આગળ | ૩ 'આંખ' આગળ : ૧ ટોચે |
| ૩. ભરાવદાર × પોચી સિંગ | ભરાવદાર | ૩ ભરાવદાર : ૧ પોચી |
| ૪. લીલી × પીળી સિંગ | લીલી | ૩ લીલી : ૧ પીળી |
| ૫. રંગિત × ધોળો દાણો | રંગિત | ૩ રંગિત ૧ ધોળો |
| ૬. સુવાળો × ખડબચડો દાણો | સુવાળો | ૩ સુવાળા : ૧ ખડબચડો |
| ૭. પીળુ × લીલું બીજપત્ર | પીળુ | ૩ પીળા : ૧ લીલુ |

× ચોકડી એ સંકરણની સૂચક નિશાની છે અને તેની ડાબી બાજુનો એટલે પહેલો છોડ સ્ત્રીસ્થાને અને જમણી બાજુનો બીજો છોડ પુરુષસ્થાને લેવાની હાલમા સરળતા ખાતર પ્રથા પાડવામા આવી છે. અને તે વાસ્તવિકતાએ સત્ય છે, કારણકે સ્ત્રીનો ક્ષેત્રધર્મ છે, પુરુષનો બીજધર્મ છે.

દ્વિતીય સંકરવંશમાં મેન્ડેલે ઘણા છોડ, હજારોનુ નિરીક્ષણ કર્યું હતું. પણ અહીં આગળ તે શા પ્રમાણમાં આવ્યું તેજ માત્ર રજૂ કર્યું છે. આ ઉપરથી જણાશે કે પ્રથમ સંકરવંશના છોડમાંથી સ્વજનિત (એટલે કે એક જ ફૂલના સ્ત્રીકેસરાગ્ર ઉપર તે જ ફૂલની પરાગરજ પડે અને તેમાંથી બી ઉત્પન્ન થાય તે, જ્યા નરપુષ્પ અને સ્ત્રીપુષ્પ બી જુદા જુદાં એક છોડ કે બે જુદાજુદા છોડ ઉપર હોય છે, દાખલા તરીકે, મકાઈ કે પપૈયો, ત્યાં સ્વજનનની રીત જુદી છે તે આગળ ઉપર વિચારીશુ માણસ અને પશુપક્ષીઓ આ બીજા વર્ગમાં આવી જાય છે.) બી મેળવી વાવવાથી દ્વિતીય સંકરવંશમા સંકરમાં રહેલા ગુણો-વ્યક્તિવ્યક્તિ વચ્ચે નિયમિત ૩ : ૧ના પ્રમાણમાં વહેંચાઈ જાય છે. એટલે કે ઊંચા છોડ અને નીચા છોડનું સંકરણ કર્યું ને બી વાવ્યુ, તેમાંથી જેટલા છોડ મળશે તે બધા જ

---

* જોકે મેન્ડેલે સ્વજનિત—એટલે કે એક જ ફૂલના પોતાના જ સ્ત્રીકેસરાગ્ર ઉપર પોતાની જ પરાગરજ પડવાથી ઉત્પન્ન થતુ બી નહોતુ મેળવ્યું; તેણે તો પ્રથમવંશના સંકરની અંદરઅંદર આપસઆપસમાં સંકરણ કર્યું હતુ. આ બન્નેમા માત્ર પદ્ધતિ—Technique—મા જ ફેર પડે છે, પરિણામમાં કશો જ ફેર પડતો નથી. સરળતા ખાતર સ્વજનન (selfing)થી બી મેળવવાની પદ્ધતિ અહીં રજૂ કરી છે. પ્રથમવંશના સંકરનું સ્વજનિત બી મેળવી તે બી વાવવાથી બીજા સંકરવંશમાં આનુવંશિક ગુણોનું પ્રમાણ કાઢવા માટે વધારેમા વધારે છોડ કે વ્યક્તિઓ જોઈએ તે આ સ્વજનનની રીતથી સહેલું પડી જાય છે, માટે જ હાલના વૃક્ષછોડ કે પાકની સંકરણની પદ્ધતિથી સુધારવાના પ્રયાસમા આજ સ્વજનનની રીત બહુ કામ લાગે છે સ્વજનનથી જેટલું બી મેળવી શકાય તેટલું સંકરણથી નથી મેળવી શકાતું, ગુણાવિર્ભાવનું પ્રમાણ કાઢવા હજારો છોડ જોઈએ. આ બધી પદ્ધતિઓનો આપણે આગળ ઉપર વિચાર કરીશુ.

ઊંચા હશે; તેનું સ્વજનિત બી વાવ્યું તેમાંથી ધારો કે ૧૬૦૦ છોડ મળ્યા તો તેમાં ૧૨૦૦ છોડ ઊંચા અને ૪૦૦ છોડ નીચા મળશે, એટલે કે ૩ ઊંચા : ૧ નીચા આ પ્રમાણમાં મળશે. ગુણદ્વન્દ્વના વંશાનુગત આવિર્ભાવને નીચે પ્રમાણે રજૂ કરવાથી વધારે સરળતાથી સમજી શકાશે. ધારો કે ઊંચા છોડનું બંધારણ ક્ષક્ષ છે અને નીચા છોડનું બંધારણ અઅ છે. તો—

| | |
|---|---|
| જનકછોડ | સ્ત્રી ક્ષક્ષ ઊંચો × પુરુષ અઅ નીચો |
| જનનકોષો ( Gametes) | ક્ષ × અ |
| પ્રથમ સંકરવંશ | ક્ષઅ ઊંચો |
| સંકરનાં જનનકોષ | પું : ક્ષ અને અ |
| | સ્ત્રી ક્ષ અને અ |

આ બન્ને પ્રકારના જનનકોષોના સંયોગીકરણથી ઉત્પન્ન થતો દ્વિતીય સંકરવંશ :

| જનનકોષ પુ<br>સ્ત્રી | ક્ષ | અ |
|---|---|---|
| ક્ષ | ક્ષક્ષ | ક્ષઅ |
| અ | ક્ષઅ | અઅ |

આનુ વર્ગીકરણ કરીશુ તો જણાશે કે.—

3 { ૧ ક્ષક્ષ બંધારણવાળો મૂળ જનક જેવો ઊંચો
  { ૨ ક્ષઅ પ્રથમવંશના સંકર જેવા ઊંચા
૧ અઅ મૂળજનક જેવા બંધારણવાળો નીચો.

આ ૧ ૨ : ૧ નુ પ્રમાણ બંધારણની દૃષ્ટિથી થયુ, એટલે એને આપણે બંધારણીય ગુણાવિર્ભાવનુ પ્રમાણ ( Genotypic ratio ) કહીશુ. પણ બાહ્ય દૃષ્ટિથી તો ૩ ઊંચા અને ૧ નીચો આ જ પ્રમાણમાં છોડ ખેતરમાં આપણને મળી આવશે. આને આપણે બાહ્યગુણાનિર્ભાવનું પ્રમાણ ( Phenotypic ratio ) કહીશું. આ ઉપરથી વાચક જોઈ શકશે કે સંકરણ કર્યા પછી પ્રથમ વંશમાં બધી જ વ્યક્તિઓ સોએ સો ટકા સંકર જ હશે અને બીજા વંશમા ૫૦ ટકા વ્યક્તિઓ સંકર હશે. ગીતામાં કહેલા ' કુલઘ્ન ' તે સંકર અને ' કુલક્ષય ' તે સંકરણ આ દૃષ્ટિએ જોતાં વાસ્તવિક છે, કારણ કે એકવાર સંકરણ શરૂ થયું એટલે અંદરઅંદર, દરેક વંશમાં સંકરણ થયા જ કરવાનું. 'સ્વજનન' કે સગોત્ર લગ્ન ન થવાથી સારોય જનસમૂહ સોએ સો ટકા સંકર જ રહેવાનો. સંકરવ્યક્તિઓ ' કુલક્ષય ' કે વ્યક્તિનો અધ:પાત આ સિવાય બીજી કઈ રીતે કરે છે તે આગળ ઉપર જેમજેમ વિષયપ્રવેશ વધારે ઊંડો થતો જશે તેમતેમ વિચારીશું સંકરજનકોની પ્રજા વિવિધ ગુણોવાળી થાય છે તે આ ઉપરથી સમજાશે.

પણ મેન્ડેલવાદ આટલેથી અટકી નથી જતો. આપણે અહીં જોયુ કે આ ગુણદ્વન્દ્વો જનનકોષોમાં રહેલા છે. આવા ગુણદ્વન્દ્વોમાંનો એક જ ગુણ એક જનનકોષમાં અને બીજો ગુણ બીજા જનનકોષમાં હોય છે. એક જ જનનકોષમા બન્ને ન હોઈ શકે, છતાં સંકરમા

કે વ્યક્તિમાં બન્ને સાથે રહી શકે છે. એટલે કે વ્યક્તિઓ સંકર હોઈ શકે પણ જનનકોષો સંકર ન હોઈ શકે ( Purity of gametes ). સંકરમાં એક ગુણ વ્યક્ત (Dominant)–પ્રબળ અને બીજો ગુણ અવ્યક્ત ( Recessive )—આચ્છાદિત હોય છે. પણ જ્યારે સંકર પોતે જનનકોષો ઉત્પન્ન કરે છે ત્યારે તે ગુણદ્વન્દ્વ જુદાજુદા જનનકોષોમાં જતા રહે છે. અને એટલા માટે જ પ્રથમ વંશનો સકર अઅ બે જાતના જનનકોષો अ અને અ ઉત્પન્ન કરે છે. મેન્ડેલનું આ સંશોધન લગભગ ૩૫ વર્ષ સુધી અંધારામાં જ રહ્યું. બ્રુનોના સ્થાનિક પત્રમાં આ પરિણામનો હેવાલ છાપવામાં આવ્યો હતો. તેને ૧૯૦૦ની સાલમાં પાછું ખોળી કાઢવામાં આવ્યું. એટલે સંજનનશાસ્ત્ર તદ્દન આધુનિક છે.

ઉપરના દાખલામાં આપણે એક ગુણદ્વન્દ્વ લીધું અને તે ગુણદ્વન્દ્વ વંશાનુગત કેવી રીતે વ્યક્ત થાય છે તે જોયું. આથી અધિક બે, ત્રણ કે વધારે ગુણદ્વન્દ્વો લઈ શકાય. મેન્ડેલના જ વટાણાનો દાખલો લઈએ. સુંવાળો અને રંગિત દાણો अअबब અને ખરબચડો અને ધોળો દાણો અઅબબ.

જનકછોડ अअबब × અઅબબ

જનનકોષ अब × અબ

પ્રથમ વંશનો સકર अઅबબ સુંવાળા–રંગિત દાણાવાળો.

સકરના જનનકોષ પુ : अब, अબ, અब, અબ ( પરાગરજ )

સ્ત્રી अब, अબ, અब, અબ ( અંડકોષ )

આનું સંયોગીકરણ કરવાથી દ્વિતીય સકરવંશ નીચે પ્રમાણે મળશે:

| જનનકોષો પું<br>સ્ત્રી | अब | अબ | અब | અબ |
|---|---|---|---|---|
| अब | अअबब<br>(૧) | अअबબ<br>(૨) | अઅबब<br>(૩) | अઅबબ<br>(૪) |
| अબ | अअबબ<br>(૨) | अअબબ<br>(૫) | अઅबબ<br>(૪) | अઅબબ<br>(૬) |
| અब | अઅबब<br>(૩) | अઅबબ<br>(૪) | અઅबब<br>(૭) | અઅबબ<br>(૮) |
| અબ | अઅबબ<br>(૪) | अઅબબ<br>(૬) | અઅबબ<br>(૮) | અઅબબ<br>(૯) |

આ પ્રમાણકોઠા ( Checkerboard )માંથી નીચે પ્રમાણે વ્યક્તિઓનું પ્રમાણબદ્ધ વર્ગીકરણ મળી આવશે:

૯ {
૧ अअबब – મૂળ જનક જેવો સુંવાળો-રંગિત (૧)
૨ अअबબ – સકર સુંવાળા-રંગિત (૨)
૨ अઅबब – સકર સુંવાળા-રંગિત (૩)
... જેવા સુંવાળા-રંગિત (૪)

૩ { ૧ અઅબબ – નવીનરૂપ – સુંવાળો-ધોળો (૫)
  { ૨ અઅબબ – ,, – સકર સુંવાળો-ધોળો (૬)
૩ { ૧ અઅબબ – ,, – ખડબચડો-રંગિત (૭)
  { ૨ અઅબબ – ,, – સકર ખડબચડો-રંગિત (૮)
૧ અઅબબ – મૂળ જનક જેવો ખડબચડો-ધોળો (૯)

વ્યક્ત-અવ્યક્તનો• નિયમ લાગુ પાડતાં બીજા વંશના સંકરના નીચે પ્રમાણે જુદા-જુદા વિભાગ પડશે: —

૯ સુંવાળા-રંગિત
૩ સુંવાળા-ધોળા
૩ ખડબચડા-રંગિત
૧ ખડબચડા-ધોળા.

એક ગુણદ્વન્દ્વ લેતાં બંધારણની દૃષ્ટિથી દ્વિતીય સકરવંશમાં સંકરનાં ત્રણ વિભાગ પડતા હતા અને બાહ્ય દૃષ્ટિએ બે વિભાગ પડતા હતા. બે ગુણદ્વન્દ્વો લેતાં બંધારણની દૃષ્ટિથી નવ વિભાગ પડે છે અને બાહ્ય દૃષ્ટિથી આખોયે દ્વિતીય સંકરવંશ ચાર વિભાગમાં વહેંચાઈ જાય છે. આમાં (૧) (૫) (૭) અને (૯) આ સંખ્યાવાળા સકર સ્વજનનના કાર્યમાં એક જ પ્રકારના જનનકોષો ઉત્પન્ન કરશે. એટલે ઉત્તરોત્તર પોતાનું આનું આ જ બંધારણ કાયમ રાખશે અને એ જ રીતે વ્યક્ત થશે અને એ રીતે સમધર્મી—Breeding true to type—રહેવાના. આમાં સંયોગીકરણથી ઉપસ્થિત થતાં નવીન રૂપો આપણું ખાસ ધ્યાન ખેંચે છે, તેમાંયે (૫) અને (૭) અંકવાળાં વંશાનુગત છે તે જ રૂપમાં કાયમ રહેવાનાં.

મેન્ડેલના પ્રયોગો ત્યારપછી જુદાજુદા વૈજ્ઞાનિકોએ જુદેજુદે સ્થળે તે જ વટાણા ઉપર ફરીથી કરી જોયા છે અને તેનું તે જ પરિણામ આવ્યું છે. અને આ જ મૂળતત્ત્વો ઉપર હાલમાં આપણાં ધન કે ધાન્યતૂલોનું સકરણ કરીને સુધારવાના પ્રયાસો સૈદ્ધાંતિક દૃષ્ટિથી કે વાસ્તવિકતાએ પણ રચાયા છે દાખલા તરીકે, તમાકુની એક જાતમા ઉતાર વધારે હોય ત્યારે પાંદડાંનો આકાર કે નસો કે તેમાં રહેલો તમાકુનો અર્ક (Nicotine) હલકા પ્રકારનાં હોય કે તેમાં ગુંદર જેવા પદાર્થો (Resinous substances)નું પ્રમાણ વધારે હોય, અને બીજી જાતમાં ઉતાર સારો ન હોય પણ પાંદડાંનો આકાર, નાની સીધી નસો, તમાકુના અર્કનુ પ્રમાણ કે પ્રકાર સારાં હોય, ગુદર જેવા સહેલાઈથી ન બળે એવા પદાર્થોનું પ્રમાણ નહિ જેવુ હોય તો આ બે જાતોનુ સકરણ કરવાથી સકર પ્રજામાથી કોઈ પણ છોડ મારો જોઈતા ગુણવાળો મળી જ આવવાનો તેમા માત્ર આ બધા ગુણો ઉપલબ્ધ (Acquired) ન હોવા જોઈએ, પણ પેઢીગત ઊતરી આવે તેવા આનુવંશિક (Heredi-

• 'વ્યક્ત-અવ્યક્ત'થી વૈજ્ઞાનિકો 'અસ્તિ-નાસ્તિવાદ' (Presence and Absence Hypothesis) ન સમજે. એ વાદ તો માત્ર વિચારવાણિજ્ય જ છે. સંજનનશાસ્ત્રની દૃષ્ટિથી નાસ્તિ (Absence) જેવું કશું જ નથી. વ્યક્ત-અવ્યક્ત અહીં Dominant (પ્રબળ) અને Recessive (આચ્છાદિત)ના અર્થમાં વાપર્યા છે. સંજનનશાસ્ત્રની પરિભાષામાં અંગ્રેજી શબ્દપ્રયોગ કરતાં વ્યક્ત અને અવ્યક્તના શબ્દપ્રયોગમાં અર્થગાંભીર્ય વધારે છે. મારું આ સમર્થન આનુવંશિક ગુણોના આવિર્ભાવના બીજા અસાધારણ પ્રમાણોનો, ક્ષેપક મેન્ડેલવાદનો, જ્યારે આગળ ઉપર, ત્રીજા લેખાંકમા, વિચાર કરીશું ત્યારે મારા વૈજ્ઞાનિક બંધુઓને પ્રતીત થશે.

tary) હોવા જોઈએ. સંકરણથી તૂલ સુધારવાના મૂળ સિદ્ધાતમાં આ મેન્ડેલવાદ જ છે. ઉપરના તમાકુના દાખલામાં આવું એકાદ ઉપયોગી નવીન રૂપ મળશે જ એ દઢ નિશ્ચયથી જ સંકરણ કરવામાં આવે છે, નહિ કે 'સંકરણ કરી તો જોઈએ, જોઈતું રૂપ કે જોઈતી જાત મળશે તો સારું, નહિ તો કંઈ નહિ' આવાઆવા કેટલાયે પ્રયોગોના સમર્થનથી સંકરણથી તૂલ સુધારવાની પ્રથા પડાઈ છે. 'ભાવિ'થી જ, 'ભાવિઅભાવિ'થી નહિ.

હું જે અર્થમાં 'સજનનશાસ્ત્ર' (Genetics) વાપરું છું તે જ અર્થ 'અનુવંશશાસ્ત્ર' (Heredity: Vererbungslehre)માં પણ આવી જાય છે. આ બન્ને શબ્દો એક જ અર્થનું સૂચન કરે છે. પણ 'અનુવંશશાસ્ત્ર' વધારે વ્યાપક છે. તે પેઢી દર પેઢી ઘણા લાંબા કાળનું સૂચન કરે છે, જ્યારે 'સજનનશાસ્ત્ર' એક પદ્ધતિ–સંકરણની અને સજનન—ની હિમાયત કરે છે. પણ આ પદ્ધતિથી જ અમુક સિદ્ધાંતો ઘડાયા છે. પેઢીગત ગુણાવિર્ભાવનું જ્ઞાન આપણે જાણીએ છીએ કે 'માંજરી આંખ' પેઢીગત ઊતરી આવે છે, પણ તે કેવી રીતે કેવા પ્રમાણમા ઊતરી આવે છે તે 'અનુવંશશાસ્ત્ર'થી હાલ સુધી નક્કી થયું નહિ તે 'સંજનનશાસ્ત્ર'થી, એક પદ્ધતિથી, નક્કી થયું. એ જ 'સજનનશાસ્ત્ર'ની પદ્ધતિથી તારવેલા સિદ્ધાંતો સુપ્રજનનશાસ્ત્ર (Eugenics)ને લગાડવાથી આપણે અનુવંશશાસ્ત્ર સારી રીતે સમજી શકયા. એટલે 'અનુવંશશાસ્ત્ર'નો અર્થ વ્યાપક હોવાથી મેં આ લેખમાળાના મથાળે તે વાપર્યો છે. વાસ્તવિકતાએ સજનનશાસ્ત્ર વાપરવો જોઈએ, પણ તેની પરિમિતતા-( limitations )ને લઈને જ ન વાપર્યો; છતાયે બન્નેનું અર્થસૂચન એક જ છે, અર્થક્ષેત્ર માત્ર લાંબુટૂંકું છે.

ઉપરના ૯ : ૩ : ૩ : ૧ પ્રમાણવાળા બાહ્ય દૃષ્ટિથી રચાયેલા વર્ગીકરણમાં પણ સુંવાળા અને ખડબચડા ૩ : ૧ (૧૨ : ૪) અને રંગિત અને ધોળા પણ ૩ : ૧ (૧૨ : ૪), આ બન્ને ગુણદ્વન્દ્વો એકબીજાથી સ્વતંત્ર રીતે ગણવા જતા પણ ૩:૧ ના પ્રમાણમાં માલુમ પડશે. આમ વધારે ગુણદ્વન્દ્વો એકસાથે લેવા છતા પણ દરેક ગુણદ્વન્દ્વ ૩:૧ ના પ્રમાણમાં વહેંચાઈ જતું લાગે છે અને આપણે ગુણદ્વન્દ્વોનું સ્વતંત્ર વિભાજીકરણ (Independent assortment) કહીશું. ત્રણ ગુણદ્વન્દ્વો લઈશું તો ૨૭ . ૯ : ૯ . ૯ , ૩ : ૩ ' ૩ : ૧' આ પ્રમાણમાં ગુણોના આપસઆપસના સંયોગીકરણથી દ્વિતીય સંકરવંશમાં સંકરના વિભાગ પડી જશે આ જાતનું પ્રમાણ કે ગુણદ્વન્દ્વોના આવિર્ભાવના પ્રકાર બીજગણિતનું એક વ્યવહાર્ય રૂપ (Applied form) છે. ધારો કે એક ગુણદ્વન્દ્વ માટે (અ+અ)$^{૨}$ = ૧ અઅ : ૨ અઅ : ૧ અઅ; બે ગુણદ્વન્દ્વ માટે (અ+અ+ગ+ગ)$^{૨}$ અને ત્રણ ગુણદ્વન્દ્વ માટે (અ+અ+ઘ+ગ+ક+ક)$^{૨}$ લઈશું તો બીજી સંકરપેઢીમાં ઉપર કહ્યા મુજબ સંકરનું પ્રમાણ જડી આવશે. બીજગણિતના રૂપકનો આ સિદ્ધાંત વધારે વ્યાપક છે. વ્યક્ત અને અવ્યક્તનો નિયમ હમેશાં લાગુ નથી પણ પડતો હોતો. ધોળાં અને લાલ ફૂલવાળી કોઈ બગીચાની ફૂલની જાતનું સંકરણ કરશો તો પ્રથમ વંશનો સંકર ગુલાબી મળવાનો ઘણો સંભવ છે. અને દ્વિતીય સંકરવંશના સંકર ૧ લાલ : ૨ ગુલાબી : ૧ ધોળો આ રીતે વહેંચાઈ જશે આમાં બાહ્ય દૃષ્ટિએ કયો સંકર છે, અને તેનું બંધારણ કેવું હશે તે પણ જાણી શકાય. [illegible] લાલ અને ધોળાનું મિશ્રણ એટલે નહિ લાલ કે નહિ

ધોળો, પણ મધ્યમ ગુલાબી (Llend). ખરી રીતે આમાં નીચે પ્રમાણે બને છે. ધારો કે એક ચોરસ ઇંચ ક્ષેત્રફળ ઉપર ધોળા કાગળમાં લાલ શાહીથી ૫૦૦ ટપકાં કરવાનાં છે. તે વખતે તે ભાગ બધો લાલ જ દેખાશે. પણ તેમાં જો ૨૫૦ ટપકાં કરવાનાં હોય તો તે લાલાશ ઝાંખી પડી જશે. આમાં કંઈ ત્રીજું રૂપ, રંગના મિશ્રણથી જેમ થાય છે તેમ, નથી થતું પણ વ્યક્ત આવિર્ભાવ ઝાંખો પડી જાય છે, આવા પ્રકારનો આવિર્ભાવ 'Dilution Theory' મદદીકરણથી સમજાવવામાં આવે છે આમા સંકર પ્રશ્ન તરત જુદી પડી જાય છે. ઉપર કહેલાં બીજગણિતનાં રૂપકો આવા મધ્યમવર્ગી કે પછી વ્યક્તઅવ્યક્ત ભાવવાહી બન્ને પ્રકારની વ્યક્તિઓને સર્વસામાન્ય રીતે લાગુ પાડી ગુણાવિર્ભાવનું પ્રમાણ સમજી શકાય, અને તેથી જ એ રૂપકો વધારે વ્યાપક છે. ધારો કે જુવારના પાકમાં પ્રકૃતિથી જ, નૈસર્ગિક રીતે પીળા અને લાલ પુંકેસરાગ્રકણ (Anthers)વાળી જાતો વચ્ચે સંકરણ થયાં કરે છે. અને તે એના સંકરના પુંકેસરાગ્રકણ ગુલાબી છે, તો ઉપરની લાલ પુંકેસરાગ્રકણવાળી કે પીળા પુંકેસરાગ્રકણવાળી જાતોને શુદ્ધ રાખવા માટે બહુ મોટા પ્રયાસ—જેવા કે ડૂંડા ઉપર કોથળીઓ ચડાવવાના (Bagging) કે તેને છેટેછેટે વાવવાના (Spatial isolation)—ન કરવા પડે. આવા સંકરને ઉખેડી નાખવાથી બી ધાર્યું ચોખ્ખુ, બધારણની દૃષ્ટિથી અને બાહ્યગુણાવિર્ભાવથી પણ, રાખી શકાય. જ્યાં બહુ મોટા પ્રમાણમાં બી મેળવવું પડતું હોય છે ત્યાં આવા જ ઉપાયો યોજાય છે. જ્યાં એક જ જાતનું બી બહુ બહોળા પ્રમાણમાં વવાતું હોય ત્યાં (one variety community) તો નૈસર્ગિક રીતે સંકરણ થયા કરવાનો પ્રશ્ન રહેતો જ નથી. પણ જ્યાં 'વિવર્તનો' (Mutations) થયા કરતાં હોય ત્યાં બી ચોખ્ખુ રાખી શકાતુ નથી. દાખલા તરીકે, ઘણે મોટે ભાગે છોડના પરિવેષ્ટન (Environments)ના ફેરફારને લઈને જ પીળાં ફૂલવાળા કપાસની જાતમાં બીજા બધા ગુણો તેના તે જ કાયમ રહે અને માત્ર ફૂલ ધોળુ થઈ ગયું હોય તો આ એક જાતનું અચાનક અણચિંતવ્યુ અજ્ઞાત રીતે એક 'વિવર્તન' ઉપસ્થિત થયું એમ કહેવાય; અને ત્યારપછી નૈસર્ગિક રીતે ધોળાં અને પીળાં ફૂલવાળી જાતનું સંકરણ થયા કરવાથી જાત બગડી જવા પામે. આ ઉપર આપણે 'વિવર્તવાદ' (Mutation Theory)-ની ચર્ચા કરતી વખતે વધારે ઊંડો વિચાર કરીશુ.

આ સ્થળે કોઈ પ્રશ્ન કરશે કે આ બધા દાખલા તો વનસ્પતિમાંથી લીધા છે. તો પ્રાણીઓ અને માણસ વગેરે બીજાનું શું ? વૃક્ષ શુ કે છોડ શું, પશુ શુ કે પક્ષી શું, વાનર શું કે નર શું, નાનામાં નાના એકકોપી જીવનથી શરૂ કરી મોટામાં મોટી વ્યક્તિને, સજીવ સૃષ્ટિની દરેક જીવત વ્યક્તિને આ નિયમો લાગુ પડે છે. આગળ ઉપર જ્યારે આપણે જીવનરસ (Protoplasm) વિષે વિચાર કરીશુ ત્યારે આ સમજાશે.

ચાલુ ]

——o——

# જૈનશાસનમાં સ્ત્રીનું સ્થાન

પોપટલાલ પૂંજાલાલ શાહ

સુપ્રસિદ્ધ વિચારક કાકા કાલેલકરે એકવાર 'પ્રસ્થાન'માં લખેલા એક લેખમાં હિંદુધર્મમાં સ્ત્રીના સ્થાન સંબંધી ઉલ્લેખ કર્યો છે, તેમાં તેમણે બૌદ્ધધર્મ પરત્વે ઉલ્લેખ કર્યો છે.

હિંદુધર્મ એટલે હિંદુઓનો ધર્મ. તેમાં જૈનોનો પણ સમાવેશ થઈ જાય. આજ પણ દરેક જૈન પોતાને હિંદુ કહેવડાવે છે અને માને છે—ભલે પછી જૈનોની વસતિગણતરી જુદી થતી હોય.

આર્યાવર્તની આર્યસંસ્કૃતિ કેટલાક ફેરફાર ને રૂપાંતર પામતી પામતી હિંદુસંસ્કૃતિ બની. એમ હિંદુસંસ્કૃતિનું મૂળ તો આર્યસંસ્કૃતિમાં જ છે, અથવા ખરું કહીએ તો આર્ય-સંસ્કૃતિ અને હિંદુસંસ્કૃતિ એ બે પર્યાયવાચક શબ્દો જ છે

પ્રત્યેક સંસ્કૃતિને બે પાસાં-બે બાજુ હોય છે, તેમ આર્યસંસ્કૃતિને પણ બે બાજુઓ હતી—છે. બ્રાહ્મણોએ, પતિતપાવન વ્યવહારકુશળ ઋષિઓએ ઉત્પન્ન કરી તે ઋષિ-સંસ્કૃતિ બની.

સાથેસાથે જ ઉત્કટ વૈરાગ્ય, શાંતિ અને અહિંસા ઉપર રચાયેલી બીજી બાજુ ઉદ્‌ભવી, તે શ્રમણસંસ્કૃતિ.

પહેલી બાજુ વિકસી વેદાંતમાં, અને બીજી બાજુ વિકસી જૈનશાસન અને બૌદ્ધધર્મમાં.

આમાંથી જૈનશાસને સ્ત્રીને કેવું કેટલું સ્થાન આપ્યું છે તે આપણે જોઈએ. પ્રથમ તો જૈનશાસને સ્ત્રીને હીણી ગણી છે કે કેમ તે જોઈએ

સ્ત્રીને નરકની ખાણ, માયા, મોહિની, વગેરે વિશેષણોથી જૈનસાહિત્યે પણ નવાજી છે.

છતાં સૂત્રોમાં સ્ત્રીની હિણપતનાં એટલાં બધાં માઠાં ગાણાં નથી. સૂત્રો સિવાયના બીજા ગ્રન્થોમાં અને યતિઓએ લખેલા લોકસાહિત્યમાં સ્ત્રીનિંદા વિશેષ છે. પછી તેનું કારણ બ્રાહ્મણધર્મની અસર હોય કે અતિ વૈરાગ્ય સેવતી એકલતા હોય.

લોકસાહિત્યમાં સ્ત્રીત્વને હલકું સ્થાન અપાયું છે. સૂત્રોમાં પણ સ્ત્રીવેદને હલકો ગણ્યો છે. દિગમ્બર મતમાં તો સ્ત્રીનો ધાર્મિક અધિકાર પણ બહુ જ ઓછો ગણાયો છે. તે મત પ્રમાણે સ્ત્રીને સ્ત્રીવેદમાં મોક્ષ નથી; અને આધ્યાત્મિકતાની એકલતા પણ એ મતમાં વધારે ખેડાઈને કેળવાઈ છે.

વૈરાગ્યના રંગમાં અને ત્યાગના માર્ગમાં વિલાસની કે સુખની વસ્તુ તરફ દુર્લક્ષ કે બેદરકારી નહિ પણ ઘણીવાર ઘૃણા ઉત્પન્ન થાય એવો ઉપદેશ દેવાય છે. વળી માનવ-સ્વભાવ પોતે સ્વનિયમન ન કરી શકે ત્યાં સામાજિક નિયમન ઉપરાંત, નિયમન તોડનારી વસ્તુઓ તરફ તિરસ્કાર ને ભય પેદા કરે છે જરૂર આ માનવસ્વભાવની નિર્બળતા જ છે.

વૃત્તિને ન જીતી શકાય ત્યાં પ્રલોભનોથી દૂર રહેવું એ ન્યાયપુરઃસર ગણી શકાય, પણ એટલા માટે પ્રલોભનોને ઘૃણાત્મક અને ભયપ્રદ ચીતરી દેવાં એ વાજબી ગણાય?

છતા પણ સ્ત્રીને જ્ઞાનથી કે મોક્ષપ્રાપ્તિથી વંચિત રાખવામાં આવે એવું જૈન-શાસનનું વિધાન નથી.

પ્રથમ તો જૈનશાસનની સંઘરચના કે જે ધાર્મિક નજરે પણ સામાજિક વ્યવહારનીજ રચના છે તેમા પણ સ્ત્રીને તેનું યોગ્ય સ્થાન અપાયું છે.

સંઘને તીર્થંકર ભગવાન પણ નમન કરે અને "नमो तीथस्स" કહીને પછીજ દેશના (ઉપદેશ) આપે.

એ સંઘ હમેશા ચતુર્વિધ સંઘ તરીકે ઓળખાય છે, અને એનું જ બીજું નામ જૈનશાસન.

સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એવા ચાર પ્રકારનો કે ભાગનો બનેલો સંઘ તે ચતુર્વિધ સંઘ

તેમાં સાધ્વી અને શ્રાવિકાનો પણ અધિકાર છે, અને સંઘરચનામાં અને શાસન-સંચાલનમાં તેમને પણ સ્થાન છે

તીર્થંકર એકલા સાધુના કે શ્રાવકના કે સાધુ શ્રાવકના બનેલા સઘને નમતા નથી, પણ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે અંગના બનેલા શાસનને વંદે છે.

સ્ત્રીને મોક્ષનો અધિકાર પણ પુરુષ જેટલો જ છે, એ વાત જૈનશાસને ગાઈ વગાડીને કહી છે, એટલુ જ નહિ પણ જૈનત્વના ઓગણીશમા તીર્થંકર એક સ્ત્રી છે.

તીર્થંકરપદ એ જૈનત્વનું ઊંચામા ઊંચુ એક પદ છે. કેવળ જ્ઞાની મહાત્માઓમા પણ તીર્થંકરપદ વધારે ઉન્નત, વધારે વંદનીય અને વધારે પૂજ્ય છે. કારણકે તીર્થંકરજ લોકસગ્રહનુ, સંઘનું, શાસન રચે છે અને એમ લોકોપકાર કરે છે

આવુ સ્થાન પણ જૈનત્વ એક સ્ત્રીને આપવામા આનાકાની કરી નથી. છતાં એટલું તો સાચુ કે ચોવીસમાંથી સ્ત્રી એક જ.

હવે ધાર્મિક ઇતિહાસ તપાસીએ. પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાને બ્રાહ્મી અને સુન્દરી એ બંને બહેનોને કશી આનાકાની વગર દીક્ષા આપી હતી.

ત્યારપછી પણ પ્રત્યેક તીર્થંકરની સાધુસાધ્વીની સંપદામાં સાધ્વીની ગણના હતી, અને તેમાંથી ઘણી સાધ્વીઓએ મોક્ષપ્રાપ્તિ પણ કરેલ છે.

ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથ ભગવાન પોતે મલ્લિકુમારી હતાં. બાવીશમા તીર્થંકર ભગવાન નેમનાથના પત્ની—જેમનો તે તોરણથી જ ત્યાગ કરી ગયા હતા તે—ભગવાન નેમનાથના એક પરમશિષ્યા બન્યાં હતા, એટલુંજ નહિ પણ તેમણે પોતાના દિયર રથનેમીને સવળે માર્ગે ચડાવ્યા હતા.

ચોવીસમા તીર્થંકર ભગવાન મહાવીરે ચન્દનબાળાને દીક્ષા આપીને સાધ્વીઓમાં પ્રમુખ તરીકે સ્થાપ્યા હતાં, તેઓ પણ કૈવલ્ય પામી મોક્ષ ગયાં છે.

ધાર્મિક વિધિસ્મરણમા પણ સ્ત્રીને સ્થાન અપાયુ છે—જેમ સીતાનું, દમયંતીનું કે દ્રૌપદીનું કે રાધાજીનું સ્મરણ આપણે કરીએ છીએ તેમ જ નહિ, પણ તેથીયે વધારે અધિકારપૂર્વક જૈનવિધિમાં સ્ત્રી મહાત્માનાં સ્મરણ મોજૂદ છે.

"ભર હેસર બાહુ બલિ" નામક સૂત્ર પ્રતિક્રમણવિધિમાં બોલાય છે. એ સૂત્ર મહાત્મા સ્ત્રીપુરુષોનું સ્મરણસૂત્ર છે. તેમાં મોટાંમોટાં પવિત્ર સ્ત્રીપુરુષોનાં નામ છે. એકલા પુરુષોનું જ નહિ, પણ સ્ત્રીઓનું પણ એમાં સ્મરણ છે. અને એ સૂત્ર

પ્રાતઃસ્મરણીય સૂત્ર છે. તેમાં સોળ સતીઓ ઉપરાંત બીજી સ્ત્રીઓના પણ નામ છે. ભગવાન સ્થૂલીભદ્રની સાત બહેનોને * અને એવી બીજી સ્ત્રીઓને એમાં પ્રાતઃવંદન કરેલ છે.

આ સૂત્ર રોજ દરેક પ્રતિક્રમણ કરનાર શ્રદ્ધાળુ જૈન બોલી જાય છે.

કેળવણી પરત્વે પણ સ્ત્રીને કેળવણી આપવાના ઉલ્લેખ સ્થળેસ્થળે નજરે પડે છે. બ્રાહ્મી અને સુંદરીને સંસારીપણે પણ લિપિ અક્ષરજ્ઞાન અને કેળવણી આપ્યાનો શાસ્ત્રોલ્લેખ છે. એનાં બીજાં પણ અનેક ઉદાહરણો છે

લગ્નની બાબતમાં જૈનશાસનમાં લગ્ન તેમજ પુનર્લગ્ન બન્નેને એક જ ગણ્યાં છે એમ સ્વ. વાડીલાલ શાહ કહે છે, તે પણ યોગ્ય જ છે. જૈનશાસન પુનર્લગ્નને નિંદ્ય ગણતું નથી. એ બાબતમાં કશો પણ વિધિનિષેધ નથી

ધાર્મિક ક્રિયામાં ખુદ પ્રભુપૂજા, જેમ પુરુષ કરી શકે તેમ જ તે જ વિધિથી, તેટલા જ અધિકારથી સ્ત્રી પણ પ્રભુપૂજા કરી શકે છે અને જિનભગવાનને ચરણે પડી શકે છે.

પૂજા, પ્રતિક્રમણ (પ્રાયશ્ચિત્ત) વગેરે સર્વ વિધિમાં જેટલું પુરુષને સ્થાન છે તેટલું જ સ્ત્રીને પણ છે. સધવા કે વિધવા હરકોઈને એ અધિકાર છે દીક્ષાનો પણ સ્ત્રીને પુરુષ જેટલો જ અધિકાર છે. સ્ત્રીનો વ્યાખ્યાન કે ઉપદેશ આપવાનો અધિકાર મૂર્તિપૂજક જૈનો સ્વીકારતા નથી, પણ કાળક્રમે એમાં પણ પલટો થવા લાગ્યો છે અને કોઈ કોઈ વિદુષી સાધ્વીઓ વ્યાખ્યાન આપે છે. સ્થાનકવાસી સંપ્રદાય, સાધ્વીઓનો વ્યાખ્યાન આપવાનો અધિકાર સ્વીકારે છે અને સાધ્વીઓ વ્યાખ્યાન ઉપદેશ આપે છે

આમ સ્ત્રીને સૂત્રગત, શાસ્ત્રસમત અને લોકમતાશ્રિત અધિકાર જૈનશાસને આપ્યા છે. પણ તેનો સાચો ઉપયોગ કે ઉપભોગ થતો નથી. કારણકે સ્ત્રીઓ હજી અજ્ઞાનાવસ્થામાં છે, અને તેમના મત શાસ્ત્રના સિદ્ધાંતો કરતાં રૂઢિને અને રિવાજને વધારે વશ છે.

વળી આપણા આચારવિચારમાં આજ કેટલાંય રૂપાંતરો થઈ ગયાં છે. એકબીજા સંપ્રદાયની અન્યોન્ય અસર પણ સારી રીતે થઈ છે તેથી આજ શુદ્ધ તાત્ત્વિક વ્યવહારુ માન્યતાઓને માથે પણ રૂપાંતરના, એની અસરના, રૂઢિના અને એવા અનેક થર ચડી ગયા છે. એમાંથી જૈનશાસન વિમુક્ત નથી જ.

આ જ કારણને લીધે જેમ અસ્પૃશ્યતા જૈનત્વમાં ન હોવા છતાં તેમાં ઘૂસી ગઈ છે તેમ સ્ત્રીત્વની અમુક ભાવના પણ ઘૂસી ગઈ છે. તેમ જ સૈદ્ધાંતિક તત્ત્વમાં સાવ દેખાય એવી વાત હોવા છતાં અને અમુક અંશે એની વ્યવહારમાં ગતાનુગતિકતાથી કેટલીક જાળવણી થતી હોવા છતાં આજ જૈનશાસનના વ્યવહારમાં સ્ત્રીત્વની દૃષ્ટિએ રૂઢ રહ્યો નથી.

* સ્થૂલભદ્રની બહેન ગૌરી નહિ જ. તેને એક નહિ પણ સાત બહેનો હતી. સાતેએ દીક્ષા લીધી હતી.

પકવનાર ખેડૂતોની આવકમાં એ પ્રમાણે ઘટાડો થયો હતો. સામાન્ય રીતે એમ કહી શકાય કે 'The price fall of agricultural commodities in the average in India during the years of depression was 55%' એટલે કે ખેડૂતોની આવકમાં પણ સરેરાશે ૫૫ ટકાનો ઘટાડો થયો ગણાય. એ હિસાબે એમની ખરીદશક્તિ ૫૫ ટકા ઘટી. એ જ મુદ્દા ઉપર એમની કર ભરવાની શક્તિ પણ (Taxable capacity) ૫૫ ટકા ઘટી.

હવે એ જ ખેડૂતોનું દેવું જોઈએ. સેન્ટ્રલ બેંકિંગ ઇન્કવાયરી કમિટીએ ખેડૂતોના દેવાનો પ્રાંતવાર નીચેનો આંકડો મૂક્યો છે:

| | | | |
|---|---|---|---|
| આસામ | : | ૨૨ | કરોડ રૂપિયા |
| બંગાળ | : | ૧૦૦ | ,, |
| બિહાર-ઓરિસ્સા | : | ૧૫૫ | ,, |
| મુંબઈ | . | ૮૧ | ,, |
| બર્મા | | ૫૦-૬૦ | ,, |
| સેંટ્રલ પ્રદેશો | : | ૧૮ | ,, |
| સી. પી. | : | ૩૬ | ,, |
| મદ્રાસ | : | ૧૫૦ | ,, |
| પંજાબ | : | ૧૩૫ | ,, |
| યુ પી | : | ૧૨૪ | ,, |

આ આંકડા ૧૯૨૯ની સાલના છે. હવે ૧૯૨૯ અને ૧૯૩૩ની સાલ દરમ્યાન ખેડૂતોની આવક અડધી થઈ ગઈ હતી એટલે દેવાનો ભાર બમણો થઈ ગયો. જેટલો માલ આપીને હિંદી ખેડૂત ૧૯૨૯મા સો રૂપિયાનુ દેવું ભરી શકતો તે દેવું ૧૯૩૩માં ભરવા માટે એને બમણો માલ આપવો પડ્યો. એ જ હિસાબે જમીનમહેસૂલ અને મીઠાનો કર, જેવા સીધા અને આયાતી જકાત જેવા આડકતરા માલ ઉપરની જકાતનો ભાર પણ એને માથે બમણો થઈ ગયો. આમજનતાના હિત માટેની કોઈ પણ સરકારે ખેડૂતની આવી કપરી કસોટી વખતે જમીનમહેસૂલ અડધું કરી નાખ્યું હોત. મીઠાનો દર નાબૂદ નહિ તો અડધો કરી નાખ્યો હોત. દરો ઓછા ન કર્યા હોત તો વધાર્યા તો ન જ હોત. આયાતી માલની જકાત અડધી કરી નાખી હોત, જેથી પ્રજા પોતાને જરૂરની વસ્તુ સોંઘી ખરીદી શકી હોત. પ્રજાની કર ભરવાની શક્તિ અર્ધી થઈ જતાં સરકારે મહેસૂલ ઓછું કરી નાખ્યું હોત. પણ એને બદલે આપણે શું જોઈએ છીએ?

હિંદી સરકારનું રેવન્યુ: લાખ રૂપિયામાં

| | ૧૯૩૦-૩૧ | ૧૯૩૧-૩૨ | ૧૯૩૨-૩૩ | ૧૯૩૩-૩૪ | ૧૯૩૪-૩૫ |
|---|---|---|---|---|---|
| કસ્ટમ્સ | ૪,૬૮૧ | ૪,૬૪૪ | ૫,૨૨૯ | ૪,૬૮૭ | ૪,૪૬૨ |
| ઇન્કમટેક્સ | ૧,૬૦૦ | ૧,૭૪૫ | ૧,૭૭૦ | ૧,૭૧૩ | ૧,૭૨૫ |
| મીઠાવેરો | ૬૮૩ | ૫૫૮ | ૧,૦૩૮ | ૮૫૫ | ૮૭૩ |
| અફીણ | ૨૫૩ | ૨૦૭ | ૯૫ | ૧૫૯ | ૯૫ |
| પરચૂરણ | ૨૦૩ | ૨૦૯ | ૧૯૧ | ૧૮૬ | ૧૮૨ |
| | ૭૪૨૦ | ૭૩૬૩ | ૮૩૨૩ | ૭૬૦૦ | ૭૩૩૭ |

જે પ્રમાણે ખેડૂતોની આવક (gross income) અડધી થઈ ગઈ તે જ પ્રમાણે વ્યાપારીવર્ગની કમાણી (profit) પણ અડધી થઈ ગઈ હતી. ગયા વર્ષની એમની 'બજેટ સ્પીચ' દરમ્યાન હિંદી સરકારના અર્થસચિવે જણાવ્યું હતું કે હિંદમાં કંપનીઓ અને રજિસ્ટર્ડ પેઢીઓને ૧૯૩૦ની સાલ પહેલાંનાં આઠ વર્ષનો સરેરાશ ૫૩ કરોડનો નફો ઘટીને ૧૯૩૨–૩૩ના વર્ષમાં ૨૯ કરોડ થઈ ગયો હતો

આ પ્રમાણે જ્યારે આખી પ્રજાની સરેરાશ આવક અડધી થઈ ગઈ હતી તે વખતે હિંદી સરકારના કસ્ટમ્સ, આવકવેરો, અને મીઠાવેરામાં અને પ્રાંતીય સરકારોના જમીન-મહેસૂલમાં કઈ ખાસ ઘટાડો નથી થયો, એ ઉપરના કોઠા ઉપરથી માલૂમ પડશે.

આમ જ્યારે હિંદી આમજનતા આર્થિક વિનાશના ખાડામાં ધકેલાઈ ગઈ હતી તે વખતે એણે સરકારનો ધારો શી રીતે ભર્યો? એનો જવાબ હિંદમાંથી એ વરસો દરમ્યાન થયેલ સોનાની નિકાસનો જથો આપે છે. છેલ્લા પાચ વર્ષમા હિંદી ગરીબ પ્રજાએ પોતાના દરદાગીના વેચીને કર ભર્યા છે આજ સુધીમા હિંદી પ્રજાએ ૨૭૦ કરોડનુ સોનું (distress gold) નિકાસ કરીને કરનુ ભારણુ વહન કર્યું છે

અને આ રીતે હિંદી સરકારે પોતાના બજેટનો વધારો બતાવ્યો છે ને આંટ સાચવી છે. લશ્કરી ખર્ચ અને મોટા પગારો ને હોમ ચાર્જિસમા ખાસ ઘટાડો નથી કર્યો, કારણકે હિંદની બધી ઊંચી જગાઓ heaven born જગાઓ ગણાઈ છે. બીજી બાજુ જાહેર-સુખાકારીના ને કેળવણીના સાધનોનો ખર્ચ સારી પેઠે ઘટાડ્યો છે જ્યારે અમેરિકામા રૂઝવેલ્ટના આવ્યા પછી ૧૯૩૩ના વર્ષમાં પબ્લિક વર્ક્સ ખાતે ત્યાની સરકારે ૩,૬૧૦ દસ લાખ ડૉલરની ગંજાવર રકમ કાઢી હતી, ૨,૦૦૦ લાખ ડૉલર દેવામા ડૂબેલા ખેડૂતોની તણાઈ ગયેલી જમીનો છોડાવવા નહિ જેવા વ્યાજે ખેડૂતોને લોનમાં આપ્યા હતા, ૫૦૦ લાખ ડૉલર ખેતીવાડીને પાણી પાવાનાં સાધનો સમારવા માટે જુદા કાઢવામાં આવ્યા હતા.

અને આ બધી રકમ અમેરિકન સરકારે મોટા મૂડીદારોના ઉપર આવકવેરો વધારીને અને ઉછીની લઈને મેળવી હતી ઉપરાંત મોટા પગારની જગાઓમા કાપ મૂકીને ખર્ચ ઘટાડીને પણ એ ખાતે રકમ ખરચવામા આવી હતી.

હિંદી સરકારે આમાંનુ કઈ જ નથી કર્યું ખેડૂતોનું દેવું ઓછુ કરવા, ખેતીના ઉત્પન્નની કિંમત વધારીને એમની આવક વધારવા કે એમને માટે કેળવણી અને જાહેર સુખાકારીનાં સાધનો વધારવા માટે પણ કઈ નથી કર્યું એમ કહેવાય આમવર્ગ દાગીના વેચે છે ને જેમતેમ કરીને બજેટ મેળવે છે. ત્યારે અર્થસચિવ કહે છે કે હવે તો આર્થિક 'રીકવરી' (સુધારણા)નો સમય આવ્યો છે. કારણકે સરકારની આવક વધતી જાય છે ને? 'India had a *marvellous power of recuperation from economic troubles*'[1] એમ કહીને સર જેમ્સે પોતાનો આનંદ વ્યક્ત કર્યો, કારણ આ વરસે પણ બજેટમાં વધારો હતો. અને જે સરકારના બજેટમાં વધારો નીકળે એ કેટલી સધ્ધર ગણાય? પછી આમપ્રજા ગમે તે સ્થિતિમાં જીવતી હોય કે મરવા વાંકે જીવતી હોય એની હિંદના વાલેશીઓને શી ચિંતા?

---

૧ 'આર્થિક મુશ્કેલીઓમાથી સાજા થઈ જવાની હિંદમા અજબ શક્તિ હતી.'

# ફાંસીથીયે હીણી હાર!

અનુ૦ : અમૃતલાલ નાથાલાલ મોદી

પશ્ચિમનું કંઈ બધું જ ખરાબ નથી પૂર્વ પોતાની આધ્યાત્મિકતા માટે ભલેને ગમે તેટલુ મગરૂર થયા કરે, પણ પશ્ચિમમાંય વાસ્તવિક દૈવત તો છે જ. જો એવું કશું જ ન હોય તો એ આટલું શક્તિશાળી ન હોઈ શકે, દુનિયાને શાસન કરવાના કોડ ન સેવી શકે. સાહસ અને પ્રયત્નથી મનુષ્ય શું શું કરી શકે તેમ છે, એનો પદાર્થપાઠ પશ્ચિમે જગતની પ્રજાઓને શીખવ્યો છે. મનુષ્યના અંત પ્રદેશની ખોજ કરવાનું પૂર્વે બતાવ્યું તો બાહ્ય જગત પર પ્રભુત્વ મેળવવા માટે જ મનુષ્ય જન્મ્યો છે તેમજ પ્રકૃતિનાં બળોને મનુષ્યની સેવાઅર્થે નિયત્રિત કરવાની કોઈ નિશ્ચિત મર્યાદા પણ ન આંકી શકાય, એ વાત પશ્ચિમે બતાવી છે. પરિણામે પ્રકૃતિનાં રહસ્યો વધારે ને વધારે પ્રકટ થતા જાય છે, અને પશ્ચિમવાસીઓ એટલા બધા શક્તિશાળી થતા જાય છે કે એમનામાંના કેટલાક તો પરમેશ્વરને તેની ગાદી પરથી ધકેલી પાડીને પોતે જ એ પચાવી પાડવાની મહેચ્છા સેવે છે. કારણ કે મડદાં સજીવન કરવાના અખતરાઓ કરવાનો વિચાર અતિસામાન્ય થઈ પડ્યો છે, અને જો એ શક્ય બને તો પરમેશ્વરની સત્તા સ્વીકારનારો મનુષ્યનો છેલ્લો આંકોડો તૂટી જશે અને પછી માણસ પરમેશ્વર વિના તદ્દન ચલાવી શકે એવો બનશે.

આથી એમ કહેવાનો ભાવ નથી કે પશ્ચિમમાં મુદ્દલેય આધ્યાત્મિકતા નથી જ. આદર્શવાદ આધ્યાત્મિકતાનુ પારણુ છે. અને એ આદર્શવાદનુ પ્રમાણ પશ્ચિમમાં ઘણું વધારે છે. નિઃસ્વાર્થતા અને અંગત હિતને ફગાવી દેવાની શક્તિ ત્યાંના ઘણા લોકોમાં સારા પ્રમાણમાં દૃગ્ગોચર થાય છે, જગતના લાભ અર્થે જ્ઞાનનો કોઈ પણ પ્રદેશ ખેડવા માટે તેઓ ગમે તેટલાં કષ્ટો ઉઠાવવા ભોગ આપવા સદા તત્પર હોય છે. મહાસાગરનાં ઊંડાણો ખેડતાં ખેડતાં તેમજ હવાઈ પ્રદેશમાં મનુષ્યસત્તાનો જમાવ કરતાં કરતાં કેટલાંય બલિદાનો અપાયાં છે, અને હજુ અપાઈ રહ્યાં છે. આટલી સહેલાઈથી તેઓ જીવનસમર્પણ કરી શકે છે તેનું કારણ તો સમજવું જોઈએ ને? મનસ્વી સૃષ્ટિના સાક્ષાત્કારની ઝંખના જ તેમનું જીવન ટકાવી રાખે છે. કોઈ પણ ક્ષેત્રમાં પરાજય સ્વીકારવાનું તો તે જાણતા જ નથી. કોઈ પ્રકારની આસક્તિ એમના સાહસ કે ઉત્સાહને પરિમિત કરી શકતી નથી. ખૂબીની વાત તો એ છે કે જે પૂર્વમાં હરહમેશ ઈશ્વર, જીવ, આત્મા વિષે વાતો તો થયા કરે છે, ત્યાં લોકો કંજૂસના ધનની પેઠે જીવનને વળગી રહે છે; જ્યારે પશ્ચિમમા આ જગત અને આ જિંદગી પછી કશું છે જ નહિ એમ છડેચોક કહેવા છતાં પણ દેહાસક્તિને અંગે ઉપસ્થિત થતી તમામ શૃંખલાઓ તેઓ છેદી નાખે છે. પરિણામ એ આવ્યું છે કે પોતાના વિજયવંતા ગૌરવના મદમાં લોહીતરસ્યા રાની પશુઓની માફક પશ્ચિમ વધારે ને વધારે માટે ધમપછાડા કરે છે, અને સ્વપ્નાં સેવતા પૂર્વની આંખો પશ્ચિમની એ સિદ્ધિથી અંજાઈ જાય છે.

કોઈના વિજયની પ્રશંસા કરવી એટલે એ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી, અને એવી ઇચ્છા રાખવી એ તે પ્રાપ્ત કરવાની પદ્ધતિનું અનુકરણ કરવાનું માત્ર એક પગથિયું જ છે. એટલે પૂર્વમાં પશ્ચિમનું અનુકરણ કરવાની વૃત્તિ વધતી જતી જોઈએ છીએ. પૂર્વના ઘણાખરા દેશો પર પશ્ચિમની અસર થઈ છે, અને એ એટલી હદ સુધી ગઈ છે કે ઘણાને તો બિલકુલ ભાન જ નથી કે પોતાની પાસે સ્થાયી કિંમતવાળી કશી થાપણ જ છે કે કેમ, અને નવા સિક્કા મેળવવાના ઘેલા લોભમાં પોતાનાં અણમૂલા રત્નો પણ તેઓ ફેંકી દે છે.

પણ અનુકરણ એટલે જ મોત. પોતાની જાતને બેવફા નીવડનાર મનુષ્ય જેમ કશું જ પામી શકતો નથી, તેમ જે પ્રજા પોતાને વફાદાર નથી રહેતી તે વિદેશી સંસ્કારિતાના સાણસામાં જલદી સપડાઈ જાય છે અને જોતજાતામાં તેની છાયા તળે આવી જાય છે. જે પ્રજા આત્મવિશ્વાસ ગુમાવીને પરપ્રજાના વિજયની અવિચારી ઈર્ષા કરે છે તે પ્રજા ટૂંકા સમયમાં જ પેલી પ્રજાને હાથે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી મટી જાય છે. અત્યારે પૂર્વના ઘણાખરા દેશોને માથે આ સંકટ ઝઝૂમી રહ્યું છે. બીજાઓની શક્તિની કદર કરવા જેટલું તેમજ જીવનમાં સફળ થયેલાઓનાં દૃષ્ટાંતોમાંથી લાભ ઉઠાવવા જેટલું મન જરૂર ઉદાર થવું ને હોવું જોઈએ, પણ એ જ પદ્ધતિનો આપણા જીવન માટે ઉપયોગ કરતી વખતે આપણે એને આપણી પોતાની કરી લેવી જોઈએ, નહિ કે અંધ અનુકરણ જ કરવું જોઈએ. જેટલું પચી જાય છે તેટલું જ શક્તિ ને સામર્થ્ય અર્પે છે. પણ જે આપણા સત્ત્વ સાથે નથી ભળી જતું, એ લાભ તો નથી જ કરતું, પણ ઊલટો રોગ કરે છે. પૂર્વની પ્રજાઓ આટલું સાદું સત્ય ભૂલીને પશ્ચિમની વસ્તુઓ પાછળ ઘેલી બનીને દોડયા કરે છે.

અને આ દિશામાં આપણું ભારત કંઈ અપવાદ ઓછું જ છે! શાસિત પ્રજા હોવાને કારણે શાસન કરતી સત્તાની સંસ્કારિતાનો દુઃખદ ભોગ થઈ પડવાનો તેને માથે વધારે ભય રહેલો છે. જ્યારે જ્યારે કોઈ બળિયો નબળાના વધારે ગાઢા પરિચયમાં આવે છે ત્યારે સામાન્યતઃ નબળાનું વ્યક્તિત્વ પેલા બળિયાનામાં લુપ્ત થઈ જાય છે. જ્યારે એક પ્રજા બીજી પ્રજાને જીતે છે ત્યારે જિતાયેલી પ્રજા જીતનારી પ્રજાના જેવી હરેક રીતે ઘડાય એવી મહેચ્છા સેવતી હોય છે. વર્તમાન હિંદ આ દુઃખદ દશ્યનું સુંદર દૃષ્ટાંત છે. કેટલાક સર્પ માટે એવું કહેવાય છે કે તેઓ પોતાના શિકાર પર ત્રાટક સાધીને તેમને નિશ્ચેષ્ટ કર્યા પછી મારી નાંખે છે. શાસન કરતી પ્રજાની સંસ્કૃતિ અને સંસ્કારિતા શાસિત પ્રજાની સંસ્કૃતિ ને સંસ્કારિતાને બરાબર એ જ રીતે ઓહિયા કરી જાય છે. આક્રમણ કરનારાઓ એકદમ નવી સંસ્કૃતિ નથી સ્થાપતા. પહેલાં તો ઠરીને રહે છે, પછી પોતાપૂરતું રાજતંત્ર ઊભું કરે છે, અને તેને નભાવવાપૂરતું આર્થિક ખોખું પણ તૈયાર કરે છે. પછીથી ધીમેધીમે તેમની સંસ્કારિતાનાં કિરણો શાસિત પ્રજાને આંજવા માંડે છે. આ શાસિત પ્રજા તો આ શક્તિસંપન્ન પ્રજાના તેજમાં એવી તો અંજાઈ ગઈ હોય છે કે તેની સામે થવાની તેનામાં વૃત્તિ જ થતી નથી, અને તેથી શાસન કરતી પ્રજા તરફથી જે કંઈ રજૂ કરવામાં—આપવામાં આવે છે તે બધું ઈશ્વરદત્ત બક્ષિસ તરીકે સ્વીકારવામાં આવે છે; એટલું જ નહિ પણ હળાહળ ઝેર તેય નંદનવનનું અમૃત માનીને ગળે ઉતારવામાં આવે છે. હિંદમાં આ પદ્ધતિનું આવર્તન થઈ રહ્યું છે. હિંદમાં બ્રિટિશ અમલની શરૂઆતના વર્ષોમાં બ્રિટિશ સંસ્કારિતા પ્રત્યે શંકાની દૃષ્ટિથી જોવાયેલું, અથવા તો તેનો પ્રચંડ વિરોધ થયેલો. પણ ક્રમશઃ અંગ્રેજોનાં મૂળ હિંદની ધરતીમાં ઊંડાં ઊતરતાં ગયાં અને વિજેતાની બાહ્ય શક્તિની મહત્તા ઘણા લોકો

વિજ્ઞાનમાં હતું, મેરેસન લોકો ગણિત, રસાયન, અને વૈદકશાસ્ત્ર હિંદુઓ પાસેથી શીખી ગયેલા. હિંદુઓએ જ ગણિત, તેના અંક અને દશાંશ પદ્ધતિ પહેલવહેલા શોધી કાઢેલાં, અને તેઓ જ બીજગણિતના પણ સાચા સર્જક ને શોધક હતા. ભૂમિતિ ને ત્રિકોણમિતિ હિંદુ ભેજાંમાંથી જ જન્મેલી. ભાસ્કરાચાર્ય ન્યૂટનના પુરોગામી હતા; અને તેવી જ રીતે ગાણિતિક ચોકસાઈવાળાં બીજાં શાસ્ત્રોમાં હિંદે ઘણું સિદ્ધ કર્યું છે, વગેરે વગેરે. પણ આ બાબતો જાણવાની વૃત્તિ પણ હમણાંથી જ વધતી જાય છે. પોતાના વડવાઓ ભૂતકાળમાં શું શું કરી ગયા છે એની ખબર પણ લોકોને સૈકાઓ સુધી તો નહોતી. તેમજ ભૂતકાળમાં પ્રજાએ શું શું કર્યું હતું એ ગૌણ મુદ્દો છે, પણ ભૂતકાળનો જ્ઞાનપ્રવાહ વર્તમાન કાળમાં કેમ કરીને વહેવડાવવો એ જ મૂળ મુદ્દાનો પ્રશ્ન છે. પશ્ચિમનું વિજ્ઞાન અંગ્રેજી શિક્ષણદ્વારા અહીં આવ્યું એની ના નથી. પણ અંગ્રેજી શિક્ષણના બીજા કેટલાય લાભ લક્ષમાં રાખીએ તોપણ એનાથી જે પારાવાર નુકસાન થયું છે અને થઈ રહ્યું છે તેના કરતાં લાભ વધારે થયો છે કે કેમ એ શંકાસ્પદ છે. કારણ કે આત્માવિનાના ખોળિયાને શણગારવાથી શો લાભ? હિંદનું અત્યારે થયું છે તો એવું જ! પરદેશી શિક્ષણપદ્ધતિથી તેનો પ્રાણ ગુંગળાઈ ગયો છે, પરદેશી સંસ્કારિતાની ખાતર તેની પોતાની સંસ્કારિતા ઉપેક્ષિત થઈ છે. એક શબ્દમાં કહીએ તો એ પોતાનો પ્રાણ ગુમાવી બેસવાની સ્થિતિમાં છે હવે આને મુકાબલે અંગ્રેજી શિક્ષણથી બાહ્ય દૃષ્ટિએ મોહક ને આકર્ષક લાગતા જે થોડાઘણા લાભ મળ્યા હોય તેના શા વિસાત?

૯

જે કોઈ દેશમાં નવીન સંસ્કારિતા દાખલ કરવી હોય ત્યાં સૌથી પહેલાં તેને અનુરૂપ નવીન ભાષા દાખલ કરવી જોઈએ. નવીન સંસ્કૃતિના આક્રમણનો સામે ઝીલવાની જે દેશના હાડમાં તાકાત ન રહી હોય તે દેશમાં પરદેશી ભાષા યમરાજના પ્રથમ દૂતની ફરજ બજાવે છે—કારણ કે એ ભાષાદ્વારા નવીન વિચારો અને વિચારબળો, આશાઓ, ઉમેદો ને મહત્ત્વાકાંક્ષાઓ પ્રજામાનસમાં પગપેસારો કરવા માંડે છે. અને એમ થવાથી ધીરેધીરે લોકો સ્વબુદ્ધિથી વિચાર કરવાનું પણ ભૂલી જાય છે, અને માત્ર સાંભળેલું જ પચી જનારાં ગ્રામોફોન બની જાય છે. વર્તમાન હિંદની આ સ્થિતિ થઈ છે. કેટલાક પ્રાંતોમાં પ્રાંતીય ભાષાની ઉપેક્ષા થઈ રહી છે અને તેનું સ્થાન અંગ્રેજીને મળ્યું છે. ખૂણાખાંચરાના પણ અંગ્રેજી ગ્રંથકારો અને તેમના સાહિત્ય વિષે લોકો વધારે માહિતી ધરાવતા હોય છે, જ્યારે પોતાના નાલાયક અને બેવકૂફ વારસોને માટે તેમના વડવાઓ માતૃભાષામાં કેટલા ને કેવા ઉમદા વિચારોનો અમૂલ્ય ખજાનો મૂકી ગયા છે એ વિષે લોકોને ઓછી માહિતી હોય છે. માતૃભાષા કરતાં લોકો અંગ્રેજીમાં વધારે લખે છે, વધારે વાતો કરે છે અને વધારે વિચાર કરે છે. અંગ્રેજી ભણેલા હિંદીઓમાંના બહુ થોડા માણસો પોતાની માતૃભાષામાં લખાતા સાહિત્યના અભ્યાસી હોય છે, અથવા તો તેનો ગાઢ પરિચય રાખતા હોય છે. અને પોતાની માતૃભાષામાં લખી શકે એવા તો વળી એથીયે બહુ ઓછા નીકળે. પરિણામે પોતાની સંસ્કારિતાથી વિમુખ બની જવાને લીધે તળપદી આદર્શો, વિચારો ને મહત્ત્વાકાંક્ષાઓને બદલે પશ્ચિમના આદર્શો, વિચારો ને મહત્ત્વાકાંક્ષાઓનાં પ્રેરણાજળ તેઓ પી રહ્યા છે. અંગ્રેજી શિક્ષણનો વીસેક વર્ષનો એકાદ ગાળો જ કોઈ પણ માણસને પોતાના કુટુંબ, સમાજ, રાષ્ટ્ર અને પ્રજાની ભૂતકાલીન પરંપરા, ધર્મ અને સંસ્કારિતાના મૂળમાંથી તદ્દન વછોડી નાખવા માટે પૂરતો સમય છે. અને તેથી જ આપણા દેશના અત્યારના ઘણાખરા ભણેલાઓને ઓછુંવત્તું પરોપ-[illegible] વર્ષોથી કેટલાક લોકોમાં પરિવર્તન થવા પામ્યું

છે, પણ મોટેભાગે એ ઉપરછલ્લું જ છે. પોતાની જ વસ્તુઓ માટેનો વાસ્તવિક, હાર્દિક અને ગાઢ પ્રેમ તો બહુ જ થોડામાં છે. ઘણા લોકો જોરશોરથી કહેશે કે હિંદ એક મહાન અધ્યાત્મવાદી પ્રજા છે. પણ કદાચ ભાગ્યે જ તેમણે વિચાર્યું પણ હોય કે સાચી આધ્યાત્મિકતા એ શી ચીજ છે, અથવા તો જે સંસ્કૃત ભાષાદ્વારા ભારતનાં શાસ્ત્રોમાં ચચુપ્રવેશ થઈ શકે તેમ છે તેનું એકાદ પુસ્તક પણ વાંચવા જેટલી તકલીફ લીધી હોય! એવું બોલનારા ઘણાય મળશે કે ભારતનો ભૂતકાળ અતિ યશસ્વી ને ઉજ્જ્વળ હતો, પણ એવી ઘોષણા ને ગર્જના કરવા છતાં પણ જ્યાં એ ભૂતકાળમાંથી એમને કશી જ પ્રેરણા મળતી નથી ત્યાં એ આદર્શ ભૂતકાળને અનુરૂપ વર્તમાન ઊભું કરવાની ઉત્કટ મહેચ્છા રાખવાની તો વાત જ ક્યાં કરવાની? એમનો રસ એક પુરાતત્ત્વના સંશોધક જેવો છે. આમાં પણ લોકો ઉચ્છિષ્ટ માહિતીથી સંતોષ માની લે છે. ભારતનો ભૂતકાળ પશ્ચિમના લોકોએ વખાણવા માંડ્યો છે, માટે તેઓ પણ વખાણે છે જ્યારે બીજી પ્રજાઓ જન્મી પણ નહોતી, અથવા તો અજ્ઞાનાધકારમાં ફાંફાં મારતી હતી ત્યારે ભારતે શું શું કર્યું હતું એ જાણવાની તકલીફ લેવા કેટલા તૈયાર છે? ભારતના ભૂતકાલીન પ્રતિહાસ, ધર્મ અને સંસ્કારિતા સમજવા માટે દૂર દૂર નિવાસ કરતા વિદ્યમાન અને સ્વર્ગસ્થ પ્રાચ્યપ્રેમી વિદ્વજ્જનોએ જે જહેમત ઉઠાવી છે તેવી જહેમત આપણામાંના કેટલાયે ઉઠાવી છે? વર્તમાન શિક્ષણથી રંગાયેલા આપણા લોકોના વ્યક્તિત્વનાં મૂળ તેમની પોતાની સંસ્કારિતામાં નથી નખાયાં તેમજ બીજી કોઈ સંસ્કારિતામાં પણ પોતાનાં મૂળ નાખી શક્યા નથી, તેઓ ત્રિશંકુવત્ હવામાં ઝોલાં ખાધા કરે છે. અને છતાં અંગ્રેજી શિક્ષણ માટે આપણને ઘણો જ વ્યામોહ છે, અને જરાતરા બે અક્ષર અંગ્રેજી બોલતાં આવડતા વેંત જ એ બાળક બગડી જાય છે.

ભારતમાં નિરક્ષરતાનો વિષય બહુ ચવાય છે, પણ કેળવણી અને નિરક્ષરતા વચ્ચેનો ભેદ સમજવો જરૂરી છે. અભણ ગામડામાં વસતા હિંદીઓમાં એવાં ઘણાંય માણસો મળી આવશે કે જેમનામાં આપણા કહેવાતા શિક્ષિત સંસ્કારી લોકોના કરતાં શિક્ષણજન્ય સંસ્કારો વધારે સારા પ્રમાણમાં નજરે પડશે. વર્તમાન શિક્ષણપ્રણાલિથી રંગાયેલામાં વધારે જરૂરિયાતો ઊભી કરતી અને સદા અતૃપ્ત રહેતી અસંતુષ્ટ વૃત્તિ જાગ્રત કરી છે. અને એ વૃત્તિ તૃપ્ત કરવા ખાતર દ્રવ્યોપાર્જનની એક પણ અંધારી ખીણ ખેડતાં કે પરોક્ષ યુક્તિ-પ્રયુક્તિ અજમાવતાં જેમને લેશે તલપૂર પણ આંચકો આવતો નથી એવા ભણેલાઓના કરતાં પેલા અભણ લોકો પરમેશ્વરથી વધારે બીને ચાલનારા, વધારે પ્રામાણિક, સત્યપ્રિય, દયાળુ ને પરોપકારી વૃત્તિવાળા હોય છે. વર્તમાન શિક્ષણથી રંગાયેલાઓમાં ગુનાનું પ્રમાણ વધતું જાય છે એ હરેક ઠેકાણે જણાયા કરે છે. વર્તમાન ભારતમાં પણ એમ જ થઈ રહ્યું છે. એક ગામડામાં એક વકીલ પેઠો એટલે સમજી જ લેવાનું કે ત્યાંના ગામડિયાઓમાં પરસ્પર દાવાદૂવી ને ખોટી મહીસાક્ષીના કિસ્સાઓ વધ્યા જ છે. કોઈ ભોળા પ્રામાણિક ખેડૂતનો છોકરો પણ જો થોડાં વરસ કોઈ નિશાળમાં ભણશે, તો આખા ગામની શાંતિનો જરૂર ભંગ કરવાનો. કારણ કે કોઈ એક પક્ષના ભોળપણનો લાભ લઈને તે પક્ષનો એ વકીલ બનશે ને પોતાની હોશિયારી બતાવશે ને અંદરઅંદર ઝગડાઝાઝી વધારશે. આ ઉપરથી જ આવા માણસોને માટે કહેવત પડેલી કે 'ભણ્યો ગણ્યો ટટ્ટુ બોજો!' ગામડાંના ચિકિત્સક અભ્યાસીને આવો અનુભવ પણ જરૂર થાય છે.

હર્બર્ટ સ્પેન્સરનું તો એ મન્તવ્ય હતું કે શિક્ષણદ્વારા નીતિનું ધોરણ ઉચ્ચ થવાને બદલે ઊલટું વધારે નીચું પડ્યું છે. વાસ્તવિક અનુભવ પણ એનું સમર્થન કરે છે. પહેલાના

વખતમાં હિંદમાં આ સ્થિતિ નહોતી. તેનું કારણ એ છે કે વર્તમાન શિક્ષણ ભૌતિક વૈભવ વધારવા તરફ લક્ષ રાખે છે. બીજા શબ્દોમા કહીએ તો સ્વાર્થી વૃત્તિ પેદા કરવી અને વૈયક્તિક મોજશોખ માટેની તૃષ્ણા ઉત્પન્ન કરવી એ વર્તમાન શિક્ષણનું ધ્યેય છે; જ્યારે પ્રાચીન કાળમા નૈતિક અને ધાર્મિક વિકાસ સાધવાનું ધ્યેય હતુ. શિક્ષણના ક્ષેત્રમાં ભૌતિક હેતુને નૈતિક અને આધ્યાત્મિક હેતુઓ આગળ ગૌણ સ્થાન અપાતું હતું. એમ કહેવાનો આશય નથી કે તે વખતે ક્ષતિઓ નહોતી, અથવા તો બધા જ સંત હતા. પણ સામાન્ય વલણ જ એ પ્રકારનું હતું કે એ વખતના શિક્ષણથી લોકોમાં ગુના પ્રત્યે તિરસ્કારની ભાવના આપોઆપ જાગતી અને સદ્‌ગુણ, સત્ય અને આવા બીજા નૈતિક ને ધાર્મિક ગુણો પ્રત્યે પ્રેમની ભાવના જાગતી. ભૂતકાળને આદર્શ ચીતરી મારવાનો આમાં હેતુ નથી પણ હકીકત તદ્દન સાચી છે એ વાત મેગેસ્થેનીસ અને બીજા પરદેશી મુસાફરોએ તે વખતની દેશની હાલતનું જે બયાન આપ્યુ છે તેમાથી તરી આવે છે. એ પ્રાચીન શિક્ષણપદ્ધતિ ઓછીવત્તી જ્યાં સુધી ચાલી આવી ત્યા સુધી કંઈક અંશે પણ ઉપર્યુક્ત ધ્યેય સચવાયા કર્યું; પણ એની અવેજીમાં જ્યા વર્તમાન શિક્ષણપદ્ધતિ દાખલ થઈ એટલે આપણી વસ્તુમાં પરિવર્તન થઈ ગયું અને તેથી એકેએક વિવેકી વિચારકને દુઃખ થયું. અને અત્યારે આપણે ક્યારનાય સાંભળ્યા કરીએ છીએ કે આ આત્મઘાતક પ્રણાલિનો હવે તો જલદી અંત આવે તો સારુ.

અત્યારની કેળવણીએ તો લોકોનાં મોજશોખ ને એશઆરામ માટેની તૃષ્ણા જગાડી છે, ગજાઉપરાંત ખર્ચ કરીને રહેતાં શીખવ્યું છે, પરદેશી વસ્તુઓનો શોખ કેળવ્યો છે, અને પરિણામ એ આવ્યું છે કે અતિશય દારિદ્રના ભરડામાં ભિંસાતા ભારત ઉપર પરદેશી વેપાર ચડી વાગ્યો છે. જેમજેમ શિક્ષણપ્રચાર વધતો જાય છે તેમતેમ લોકો દેશની મૂળભૂત બાબતોથી તેમજ જીવનની સાદાઈથી દૂરદૂર ખસતા જાય છે અને દેશની આર્થિક ઘોર ઊંડી ને ઊંડી ખોદાતી ચાલે છે. લોકોની વૃત્તિ કેટલી બધી વિપથગામી થતી જાય છે, તે સમજવા માટે સર જ્યૉન વુડરોફે આપેલુ એક દૃષ્ટાંત આંખો ઉઘાડી નાંખે તેવુ છે. તેમના એક અંગ્રેજ થયેલા હિંદી સ્નેહીએ અમેરિકાથી આવેલા 'મમરા ચાખવા' તેમને આમંત્રણ આપ્યું, પણ તરત જ ખબર પડી ગઈ કે એ તો આપણા રોજના દેશી તિરસ્કારપાત્ર મમરા જ હતા, અને છતાંય એટલા સારા કે એવી ઊંચી જાતના પણ નહોતા, પણ એ અમેરિકાથી આવ્યા હતા! અને પછી સખેદ જણાવે છે કે આવા 'મમરાના દાખલાઓ ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, કળા, વિજ્ઞાન, સંસ્થા અને રીતભાત બધાંમાં નજરે પડે છે.'

૫

પરદેશી સંસ્કારિતાનાં આક્રમણની વધારેમા વધારે ભયાવહ અસર ધર્મ ઉપર થઈ છે પાશ્ચાત્ય સંસ્કૃતિનું પહેલવહેલું મોજુ દેશ પર અથડાતાં વેંત જ દેશ પર ભયંકર પ્રત્યાઘાતી અસર થઈ. પોતાના બાપીકા ધર્મમાંથી ભાગી છૂટવું એ સંસ્કારિતાની પગથાર મનાવા લાગી અને જુવાનિયાઓને પકડવા પાથરેલી પરધર્મરૂપી જાદુઈ જાળમાં કેટલાંય માછલાં સપડાયાં. ખ્રિસ્તી ધર્મોપદેશકોનો એ વસંત-કાળ હતો. શિક્ષિત લોકો ખ્રિસ્તીધર્મની એટલી બધી છાપા તળે આવી ગયેલા કે તેમનામાં જેમણે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર ન કર્યો એવા કેટલાક ખ્રિસ્તીધર્મની આવૃત્તિ જેવો હિંદુધર્મ જ જોકે એક કણગો-એક તરીકે ... કેશવચંદ્ર સેન વિષે કહ્યું છે કે જો એ થોડું વધારે

જીવ્યા હોત તો આપોઆપ ખ્રિસ્તી થઈ જવાનો તેમને માટે વધારે સંભવ હતો. તે વખતે જેમણે ખ્રિસ્તીધર્મનો અંગીકાર કર્યો, અથવા તો જેમના ઉપર તેની અસર થઈ તેવામાના કેટલાકે આદર્શ જીવન ગાળેલુ અથવા તો તેમ કરવા શુદ્ધ ભાવે પ્રયત્ન કરેલો. પણ હવે તો ખ્રિસ્તીધર્મ મારે પણ પ્રત્યાઘાત થઈ ચૂક્યો છે, અને પરિણામે આપણા ઘણાખરા શિક્ષિત લોકો જીવનમાથી ધર્મને સમૂળગો દેશવટો આપવાની તૈયારી કરી રહ્યા છે. જગતમા આજે ' ધર્મ ન જોઈએ ' નો જે પવન વાઈ રહ્યો છે તેની અસર ઘણાને થઈ છે અને એ લોકો એમ માને છે કે દેશના અધઃપતનનું કારણ જ ધર્મ છે અને રાષ્ટ્રના વિકાસમા મોટી આડખીલી પણ ધર્મ જ છે તેઓ કહે છે કે ધર્મે દેશમા નિરાશાનુ વાતાવરણ પેદા કર્યું છે અને લોકોને પ્રભાવશાળી બનાવવાને બદલે પ્રારબ્ધવાદી બનાવી મૂક્યા છે જે ધર્મ નિર્ભીકપણે માનવ ને બ્રહ્મની એકતાની ઘોષણા કરે છે, જે ધર્મે કર્મનો સિદ્ધાંત એટલે કે વર્તમાન મનુષ્ય તેના ભૂતકાલીન કર્મોનુ જ સીધુ પરિણામ છે અને તેથી તેના ભાવિનો આધાર પણ તેને મળેલી વર્તમાન તકનો જેવા તે ઉપયોગ કરે તેના ઉપર જ સંપૂર્ણ રીતે અવલંબે છે—એ સિદ્ધાંત શોધી કાઢ્યો છે તે ધર્મને નિરાશાવાદી પ્રારબ્ધવાદી વગેરે વગેરે કહીને વગોવવા એ બરાબર છે કે ? એટલે કે આ પ્રકારનુ વલણ સંપૂર્ણ અજ્ઞાનનુ જ પરિણામ છે એ એક વાત અને બીજી વાત એ કે આપણે બીજાની આંખે જોતા શીખ્યા છીએ સાચો ધર્મ શુ છે એ તપાસ કરવાની વૃત્તિ પણ લોકોમા નથી જ્યા જગતરા ભણે છે કે તરત જ એમ માની બેસે છે કે ધર્મની ભાંજગડમા પડવા જેવુ જ કઈ ન મળે અને ઘરમા જે કઈ ધર્મ જેવુ દેખાય છે એ તો બધુ વહેમ ને શિક્ષણના અભાવનુ જ ફળ છે પહેલાના વખતમા તો બાળકો જન્મથી જ ધાર્મિક વાતાવરણમા ઊછરતા, કારણ કે પોતાની માતા તેમજ કુટુંબની વડીલ સ્ત્રીઓને અવારનવાર ધાર્મિક ક્રિયાઓ કરતી જોવાનુ મળતું, પણ પાશ્ચાત્ય પદ્ધતિથી રચાયેલા સ્ત્રીશિક્ષણના પ્રચારથી એ દિશા પર હલ્લો આવ્યો છે, પહેલાના લોકોને પૂજનઅર્ચન આદિમાથી પ્રેરણા મળતી તેને બદલે હવે નવલકથાઓ અને પશ્ચિમની નકલોના અતિ હલકા અનુકરણવાળા હલકા સાહિત્યમાથી પ્રેરણા મેળવવા નિષ્ફળ ફાંફાં માર છે હિંદુધર્મવિરોધી ચોપડીઓ ફેલાવવામા ખ્રિસ્તીધર્મપ્રચારક સંસ્થાઓ અતિશય મદદગાર નીવડી છે કારણ કે એ દ્વારા આપણા યુવાનોના મગજમાં પોતાના ધર્મ પ્રત્યે જરા પણ ભાવ ન રહેવા દે એવા પ્રકારનો પ્રયત્ન વિચારપૂર્વક કરવામા આવે છે, અને પરિણામે આ નવ્યાનિયાઓ ' ઈશ્વર ન જોઈએ ', ' ધર્મ ન જોઈએ ' એવી ભાવનાઓ અને વૈયક્તિક મોજશોખ અને ઇંદ્રિયજન્ય સુખોપભોગની લાલસાઓ સેવતા થાય તો તેમા કશી જ નવાઈ નથી ધર્મ એ આપણા કણીની માફક ખૂંચે છે તેનુ ખાસ કારણ તો એ છે કે ધર્મ એટલે સયમી જીવન અને એ જીવનના સાતત્યના વિચાર સાથે જરાય અનુરૂપ થતું નથી અત્યારનુ સાતત્ય મોટાઓની સામે થઈ જવામા, પુરાણી પરંપરામાથી સાવ છૂટી જવામા અને એકએક બાબતમા નિરંકુશ વર્તનમા પરિણામ પામ થાય છે. સ્વાતંત્ર્ય ને સંયમી જીવન શો એનો મેળ ખાય ત્યારે ખરો

ઉપર જણાવી તેવી સ્વતંત્રતાની દુઃખદ અસર કૌટુંબિક અને સામાજિક જીવનમા તરી આવે છે વ્યક્તિના નામે લોકો કોઈપણ બંધનનો અંકુશ સ્વીકારવા ઈચ્છતા નથી પરિણામે આટલા વર્ષોના પ્રહારો સહન કરતી આવતી આપણી અવિભક્ત કુટુંબભાવના હવે છિન્નભિન્ન થવા માંડી છે, એક કુટુંબના બે માણસો હવે ભેગા રહી શકે તેમ રહ્યુ

નથી. વાતવાતમાં ટંટો થઈ જાય છે અને કુટુંબની શાંતિ તરત જ સુકાઈ જાય છે. અને એ જ ભાવના શિક્ષિત દંપતીઓમાં દૃગ્ગોચર થાય છે તેઓ એક સામાન્ય ધ્યેય—ધર્મ—નો સાક્ષાત્કાર કરનાર સહભાગી ન રહેતાં, પશ્ચિમના ધોરણે પોતપોતાની રીતે જ આગળ ધપવાને સદા આતુર રહે છે. પરિણામે પશ્ચિમના સામાજિક જીવનનાં પૈશાચિક દૃશ્યોની આવૃત્તિ આપણા દેશોમાં પણ કોઈકોઈવાર થાય છે એ છાપામાં પ્રકટ થતા કેટલાક છૂટા-છેડાના કિસ્સાઓ ઉપરથી સમજાય છે અમારા કહેવાનો એ આશય નથી કે આપણા વિવાહિત જીવનમાં ન ઇચ્છવા જેવાં તત્ત્વો નથી કે જેના ઉપર પશ્ચિમના શિક્ષણની અસર ન થાય. પણ એક અનિષ્ટ દૂર કરવાનો અર્થ એવો તો ન જ હોય કે તેની બદલીમાં બીજું અનિષ્ટ ઘુસાડી આપવું.

ફરજ અને ત્યાગના ભારતીય આદર્શને બદલે હક અને ભોગતૃપ્તિ માટે ઊહાપોહ થઈ રહ્યો છે. ત્યાગનો વિચાર જ ઉપહાસનો વિષય થઈ પડ્યો છે અને આધુનિક વિચાર પ્રમાણે તો ત્યાગની ભાવના વિકાસમાત્રની વિરોધી છે. પણ એમને ખબર નથી કે ભોગેચ્છા પરિતૃપ્ત કરવાની ચચળ દોડાદોડી કરતાં ત્યાગની ભાવના દૃઢ કરવા માટે ચારિત્ર્યબળ અને મનોબળની ખૂબ જ વધારે જરૂર છે. અને ભોગેચ્છાની આકંઠ તૃપ્તિ ક્યારે થશે એની કશી જ મર્યાદા ન હોવાથી લોકો ઇંદ્રિયજન્ય વિષયોપભોગ પાછળ મંડ્યા મચ્યા રહે છે; પરિણામે આ જીવનમાં તો તેમને જરાય આરામ મળતો નથી જ અને ભવિષ્યમાં પણ કશું સુખ કે શાંતિ મળવાની આશા પણ હોતી નથી હક માટે જો દરેક માણસ એટલો જ આગ્રહી બને તો સામાજિક શાંતિ વાતવાતમાં ક્ષુબ્ધ થયા સિવાય ન રહે એથી ઊલટું, ફરજનો વિચાર મનસ્વી તરંગો પર સારો અંકુશ રાખે છે અને સમાજમાં ગાંભીર્ય પણ વિશેષ રહે છે. યુદ્ધમાં જો દરેક પોતપોતાની જગાએ દૃઢતાથી ઊભા રહીને પોતાની ફરજ અદા કરે તો વિજયનો સંભવ વધારે રહે છે; પણ સાથેના સૈનિકો કરતાં પોતાને વધારે અગવડો છે અને એ દૂર કરાવવા માટે દરેક જણ એકસરખો જ આગ્રહી બને તો લશ્કર છિન્નભિન્ન થઈ જાય છે. તે જ પ્રમાણે હકના વિચારને વધારાપડતું મહત્ત્વ આપવાથી સમાજમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા ઉપસ્થિત થઈ છે. જુદીજુદી કોમોમાં અસંતોષ અને કડવાશની લાગણી દિનપ્રતિદિન વધતી જાય છે ઠેકાણેઠેકાણે ક્રાન્તિનું વાતાવરણ દેખાયા કરે છે. આ પણ જો આપણા પોતામાંથી જ અતિ મથનને પરિણામે ઉપસ્થિત થયું હોત તો તો એને પણ વધાવી લેત. પણ આ તો થવા પામ્યું છે વાંદરિયા અનુકરણને લીધે

અનુકરણ એ જ જીવનનો નિયમ થઈ પડ્યું હોય એમ ઠેકઠેકાણે દેખાય છે. પોતાના દેશ અને પોતાની સંસ્કારિતા પ્રત્યેના સાચા પ્રેમને બદલે પશ્ચિમના વિચારોથી દોરવાઈ જઈને જ ઘણે ઠેકાણે રાજકારણનો મામલો વિફરેલો છે એટલે પ્રજાનું અને સમસ્ત દેશનું સત્ત્વશાળી કલ્યાણ કરવાને બદલે લોકો સરકારની સામે મોરચા માંડવાના ઘણા રસિયા થયા હોય એમ લાગે છે. રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની અભિલાષા સેવવી એ કોઈ રીતે ખોટું નથી, પણ જો લોકો દેશનું સાચું હાર્દ સમજશે જ નહિ તો પછી એ સ્વાતંત્ર્યને સાચી દિશામાં કેમ કરીને વાળી શકવાના? એટલે આપણા દેશનું ભાવિ પશ્ચિમના ધોરણ પર ઘડવાનો ને હિંદને પશ્ચિમની પ્રજાનો એક બીજો નમૂનો બનાવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. કોઈ અમને એમ પણ કહેશે કે રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યા પછી જ આપણા દેશને સાચી દિશામાં વાળવાની સ્થિતિમાં આવીશું એ જાણે યથાર્થ કથ્યું છે કે પરદેશી શાસન-

કર્તાની સંસ્કૃતિનો અંગીકાર કરવાથી કદાચ રાજકીય સ્વરાજ્ય ( Home rule ) પ્રાપ્ત પણ થાય; પણ એ વખતે રાજ્ય કરવાનું Home જ નહિ હોયઃ તે વખતે તો જેઓ પોતાનું રાજતંત્ર ચલાવતા હશે તેઓ વિયુક્ત થયેલા શાસનકર્તાનું પ્રતિસ્વરૂપ જ હશે "પોતાનો આત્મા ગુમાવી બેઠેલાઓ માટે રાજકીય સ્વાતંત્ર્ય અર્થહીન છે." અરે! કદાચ તે વખતે તો સાચી દિશા કઈ તેનું વાસ્તવિક ભાન જ નહિ હોય! કારણ કે સાચો દેશ શું છે, ક્યાં છે ને કેવો છે એ સમજવા માટે દીર્ઘકાળ પર્યંત ઉદાસીનતા સેવી છે સ્વરાજની લડત ચાલી રહી છે, પણ સ્વરાજ્યના રહ્યાસહ્યા અવશેષનું રક્ષણ કરવાનો અથવા તો ગામડાંમાં તે ભાવના ફરીથી જાગ્રત કરવાનો કશો જ પ્રયત્ન થતો નથી. ભારતને એક સ્વતંત્ર પ્રજા બનાવવા માટે લડત ચાલુ રહી છે, પણ એકેએક ક્ષેત્રમા ભારતીય આદર્શનું સ્વાતંત્ર્ય મૃતપ્રાય થયુ છે, ભારતીય આદર્શો ધૂળભેગા થવા લાગ્યા છે પરદેશી ધૂંસરીમાંથી મુક્તિ મેળવવાના પ્રયત્નમાં પણ આપણે પરદેશી વાતાવરણમાથી પ્રેરણા ઝીલીએ છીએ. એક લોકવાણી એવા ભાવની છે કે જેનાથી ભૂતને શીશામાં ઉતારવાનું છે એ જો ભૂતનું ખામ રહેઠાણ જ હોય તો પછી આશાનું કિરણ દેખાવાનો સંભવ બહુ ઓછો રહે છે.

૬

ખરી વાત તો એવી છે કે પરદેશી સંસ્કારિતાની ઝેરી અસર આપણા રાષ્ટ્રશરીરની રગેરગમાં વ્યાપી ગઈ છે અને આપણાં મર્મસ્થાનો કોરી રહી છે આપણે ત્યાં મુસલમાની રાજ્ય હતું ત્યારે વસ્તુસ્થિતિ જુદી હતી. કેટલાક મુસલમાન બાદશાહો બેહદ ધર્માંધ પણ હતા અને જહાંગીરી અમલ પણ ચલાવતા એ વાતનો ઇનકાર કરી શકાય તેમ નથી; છતા દેશનું સાચુ હૃદય અસ્પૃષ્ટ રહ્યું હતુ ગામડાંમા લોકો પોતાનો પુરાણો જીવનક્રમ ચાલુ રાખી રહ્યા હતા અને જ્યા સુધી તેઓ કરના પૈસા ભર્યે જતા ત્યાં સુધી તેમનુ કોઈ નામ નહોતું લેતું. અલબત્ત, ઘણા લોકો મુસલમાન થઈ ગયા. પણ સમાજે તરત જ કડકાઈ વાપરેલી ને પોતાના આદર્શોનુ રક્ષણ કરવા કેડ બાંધેલી વળી મુસલમાનો એશિયાવાસી હતા ને આપણા જ દેશમા વસ્યા. સર કરેલા દેશની સંસ્કારિતાની તેમના પર ઘણી અસર થઈ, પણ દેશને તેઓ ઝાઝું નુકસાન ન કરી શક્યા પણ હવે તો તદ્દન વિરોધી પ્રકૃતિની પરદેશી સંસ્કૃતિનું આપણે પાન કરી રહ્યા છીએ. એનો સ્વભાવ જ બીજાનું ઝીલવા કરતા પોતાનું બીજાને આપવાનો છે. અંગ્રેજો સ્વભાવે અતડા છે, અને આપણા દેશના લોકો સાથે તેઓ છૂટથી હળી ગયા નથી, તેમજ આપણા સામાજિક જીવનના ગાઢ સંપર્કમાં પણ તેઓ આવ્યા નથી. એટલે તેઓ હિન્દમા જેટલો વખત રહે છે તે દરમ્યાન પણ હિન્દના આદર્શથી તદ્દન અલિપ્ત રહે છે પણ તેમના ભૌતિક વૈભવના તેજથી અંજાઈ જઈને શાસિત પ્રજા તેમના જીવનની રીતિનીતિ અને આદર્શો સ્વીકારવા માટે લોભાયા કરે છે.

જગતના તમામ પ્રાચીન દેશોમાં ભારત એકલો જ દેશ એવો રહ્યો છે કે જે પોતાનું વ્યક્તિત્વ અદ્યાપિ પર્યંત પણ જાળવી રહ્યો છે. પણ હવે વધુ વખત એ જાળવી શકશે ખરો? બધા ચેનચાળા તો શુભ નથી લાગતા. આ બધી બાબતો ઉપર શાંત સ્વસ્થ ચિત્તે વિચાર કરનાર ચિંતકને શક આવ્યા કરે છે કે પરદેશી સંસ્કૃતિના અગ્રણીરૂપ ગણાતા અંગ્રેજી શિક્ષણના આ દેશમાં દાખલ થવાથી જે પ્લાસીના યુદ્ધ પછીથી ભારત નવી સત્તાના તાબામાં ગયું તે પ્લાસીના યુદ્ધ કરતાંય વધારે હીણી હાર સહન કરી રહ્યું છે! *

* 'પ્રબુદ્ધ ભારત'ના વિદ્વાન તંત્રી સ્વામી શ્રી પવિત્રાનંદના 'Worse than the Battle of Plassey'નો ભાવાનુવાદ.

# અજાગ્રત મન

નરોત્તમભાઈ પટેલ

**જે** સ્થિતિમાં આપણને આજુબાજુની પરિસ્થિતિનું પૂરેપૂરું ભાન હોય છે તે સ્થિતિને આપણે સામાન્યતઃ જાગ્રત અવસ્થા કહીએ છીએ, અને એ સ્થિતિમાં ઇરાદાપૂર્વક કામ કરીએ છીએ એમ માનીએ છીએ એ સિવાયની બીજી સ્થિતિ કે જેમાં આપણે ઇરાદાપૂર્વક કામ કરતા નથી, શું કામ કરીએ છીએ એનું પૂરેપૂરું ભાન હોતું નથી, આપોઆપ કામ થઈ જાય છે તે સ્થિતિને અજાગ્રત અવસ્થા કહીએ છીએ. વળી બીજી એક સામાન્ય માન્યતા એવી છે કે જાગ્રત અવસ્થામા કરેલા કામ માટે જ વ્યક્તિ જવાબદાર છે. અજાગ્રત અવસ્થામાં જે કામ થાય છે તેને મનુષ્યના જીવન સાથે કઈ સબંધ નથી, કારણ કે એ વખતે એણે પોતાના મગજ પરનો કાબૂ ગુમાવ્યો હોય છે. આ જુગજૂની માન્યતાને માનસપૃથક્કરણશાસ્ત્ર પ્રાણઘાતક ફટકો લગાવે છે; કારણ કે આખું માનસપૃથક્કરણશાસ્ત્ર અજાગ્રત મનના પાયા ઉપર રચાયેલુ છે. અજાગ્રત મન મારફત જ મનુષ્ય પોતાના નગ્ન સ્વરૂપમાં દેખા દે છે. સંસ્કૃતિ, રૂઢિ, પ્રચલિત નીતિ, વહેમ, માન્યતા વગેરેના વાઘામા સજ્જ થયેલા જાગ્રત મન મારફત તો આપણે મનુષ્યના સાચા સ્વરૂપનો આઠમો ભાગ પણ જાણી શકતા નથી.

જાગ્રત અને અજાગ્રત મન વચ્ચે એટલો બધો ગાઢ સંબંધ છે અને એનો સૂક્ષ્મ ભેદ છે કે જીવનમાં કેટલીક વખત જાગ્રત મનની અસર અને અજાગ્રત મનની અસર ઓળખવી મુશ્કેલ થઈ પડે છે. અગાધ સમુદ્રમાં મોજાનું પાણી ક્યાં સુધી અને મોજાં સિવાયનું શાંત સ્થિર પાણી ક્યાંથી શરૂ થાય છે એ કહેવુ જેટલું મુશ્કેલ છે, તેટલું જ કેટલીક વખત જાગ્રત મનનું કામ ક્યાં સુધી અને અજાગ્રત મનનુ કામ ક્યાથી શરૂ થાય છે એ કહેવુ મુશ્કેલ છે. ઉપલક દૃષ્ટિએ જોતાં આપણને એમ લાગે છે કે જીવનમાં જાગ્રત મન જ મુખ્ય ભાગ ભજવે છે, પરંતુ ખરી વસ્તુસ્થિતિ એથી ઊલટી જ છે. મન સમુદ્રમાં તરતા બરફના પહાડ જેવું છે. પહાડનો $\frac{7}{8}$ ભાગ પાણીમાં ડૂબેલો હોય છે અને ફક્ત $\frac{1}{8}$ ભાગ પાણીની સપાટી ઉપર ડોકિયાં કરે છે, તેથી કરીને આપણે એમ માની લેતા નથી કે બહાર દેખાય છે એટલો જ બરફનો પહાડ છે. જે કપ્તાન આવી અજ્ઞાનતામાં રહે છે તે પોતાના જહાજને બરફના પહાડ સાથે અથડાવી ભાંગીને ભૂક્કા કરી નાખે છે. મનુષ્યના મનનો મોટો ભાગ બરફના પહાડની પેઠે અદૃશ્ય રીતે કામ કરે છે, જ્યારે જીવનની સપાટી ઉપર તરતો ભાગ તો પ્રમાણમાં બહુ થોડો જ છે. જે મનુષ્ય અજ્ઞાનતાથી ભૂલમાં ભમે છે તેના જીવન-જહાજને પહાડના અદૃશ્ય ભાગ સાથે અથડાઈને ભાંગીને ભૂક્કા થઈ જવાનો સંભવ રહે છે

અજાગ્રત મન મારફત જ માનસપૃથક્કરણશાસ્ત્રની શોધ થઈ.

દા. બ્રુઅરે આ શાસ્ત્રની શોધ કરી અને દા. ફ્રોઇડે એને જગત સમક્ષ શાસ્ત્રીય રીતે રજૂ કર્યું તે પહેલાં પણ અજાગ્રત મન વિષે કેટલાક તત્ત્વજ્ઞાનીઓનું ધ્યાન ખેંચાયુ

હતુ કેન્ટ અને વિલિયમ જેમ્સ જેવા તત્ત્વજ્ઞાનીઓએ પોતાના પુસ્તકોમા એ વિષે ઇસારા કર્યા છે, અને વોન હાર્ટમેને તો ઘણી માહિતીથી ભરપૂર એક આખુ પુસ્તક લખ્યુ છે પાતંજલ યોગદર્શનમા પણ એ વિષે ઇશારા મળી આવે છે હિંદુ તત્ત્વજ્ઞાનમા કર્મ પર ભાર મૂક્યો છે મનુષ્ય જે કામ કરે છે એને માટે એના આગળના કરેલા કર્મો જવાબદાર છે એ આખા વાદને અજાગ્રત મન સાથે સરખાવી શકાય આગળના કરેલા કર્મોની અસર અજાગ્રત મન પર રહે છે, અને અજાગ્રત મન મનુષ્યના જીવનના એકેએક કામ પર અસર કરે છે અસલના વખતમા ભલે એક યા બીજે નામે અજાગ્રત મન વિષે લખાયુ હોય અથવા વિચારાયુ હોય, પરતુ એટલુ તો ચોક્કસ છે કે આખુ શાસ્ત્ર અત્યારે જેટલી શાસ્ત્રીય અને બુદ્ધિગમ્ય રીતે મુકાયુ છે એવી રીતે અસલના વખતમા મુકાયુ નહોતુ અર્વાચીન યુગનો માનવી દરેક વસ્તુને બુદ્ધિની કસોટી પર કસીને કિંમત આંકે છે, ત્યારે અસલના વખતમા ધર્મ, સામાજિક નીતિના બંધનો, પ્રથા અને વહેમ વગેરે પર જાણ્યે અજાણ્યે ઝોક રહેતો

અજાગ્રત મન એટલે શુ એ જરા વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે પ્રચલિત નીતિ અને રૂઢિવિરુદ્ધના વિચારો અને ઇરાદાપૂર્વક દાબી દીધેલા વિચારો, ઘણો સમય થવાથી જાગ્રત મનની બહાર ચાલ્યા ગયેલા વિચારો અને વંશપરંપરાથી ઊતરી આવતી પ્રજાકીય યાદગીરી એ બધાનુ નિવાસસ્થાન અજાગ્રત મન છે કેટલેક ઠેકાણે જૂના વિચારની ડોશીઓ જે વસ્તુ હાથમા આવે તે—પછી ભલે તે કામની હોય કે નકામી—નો સંગ્રહ કરવાની ટેવ હોય છે સઘરેલો સાપ પણ કામનો એ કહેવત તે પોતાના સમર્થનમા ટાંકે છે તેવુ જ અજાગ્રત મન વિષે છે એને કોઈ પણ વિચાર સામે સૂગ નથી જેને સમાજ ધિક્કારે, નીતિવાદીઓ માઈલો દૂર રાખે જાગ્રત મન દરવાજા આગળથી જ હાંકી કાઢે એના બધાય પીડિતોનું એ આશ્રયસ્થાન છે—યુરોપમાં દેશનિકાલ થયેલા માટે સ્વીટ્ઝર્લૅન્ડ છે તેમ અજાગ્રત મનની વખારમા ડોશીની પોટલીની પેઠે હજારો સારીનરસી ચીજો હોય છે એક વખત મનમા દાખલ થયેલા વિચારો કદી ભૂલી જવાતા નથી, પરતુ એ બધાય અજાગ્રત મનના સંગ્રહસ્થાનમા એકઠા થાય છે, અને હમેશા જાગ્રત મનમા દાખલ થવાનો લાગ જોયા કરે છે તક મળે કે તુરત તે જાગ્રત મનમાં દાખલ પડી જાય છે

અજાગ્રત મનના મુખ્ય બે પ્રકાર છે એક તો વ્યક્તિગત અજાગ્રત મન અને બીજુ સામુદાયિક અજાગ્રત મન મનુષ્યના જન્મથી માંડીને મરણ સુધીના વ્યક્તિગત બનાવો અને વિચારની અસર વ્યક્તિગત અજાગ્રત મન પર થાય છે, અને પ્રજાકીય યાદગીરીની અસર સામુદાયિક અજાગ્રત મન ઉપર થાય છે ડા ફ્રૉઇડ અને ડા ઍડ્લર વ્યક્તિગત અજાગ્રત મન ઉપર ભાર મૂકે છે, જ્યારે ડા યુગ વ્યક્તિગત અજાગ્રત મન ઉપરાંત સામુદાયિક અજાગ્રત મન ઉપર પણ ભાર મૂકે છે અને પોતાના મતના સમર્થનમાં *Psychology of the Unconscious* [અજાગ્રત મનનું માનસશાસ્ત્ર] નામનું પુસ્તક લખ્યુ છે

અજાગ્રત મન જીવનમા કયા કયા સ્વરૂપે દેખા દે છે એ વિચારવુ જરૂરી છે પ્રચલિત નીતિ, રૂઢિ, પ્રથા વગેરેની વિરુદ્ધના વિચારો સામે જાગ્રત મને મોટી પાળ બાંધી દીધી છે પરતુ પાણીનો જથ્થો જ્યારે વધી જાય છે અને નીકળવાનું સ્થાન મળતું નથી ત્યારે પાળ તોડીને ગમે તે દિશામાં વહી જાય છે શિક્ષકની કડી નજર હોવા છતાં તોફાની અને

બંડખોર વિદ્યાર્થી શિક્ષકની નજર ચુકાવીને છટકી જાય છે, એવું જ ઉપર જણાવેલા વિચારોનું છે. અટકાવેલા અને દાબી દીધેલા વિચારો ગોંધી રાખેલા પાણીની પેઠે પાળ તોડીને ગમે તે દિશામાં મનસ્વી રીતે વહી જાય છે, બંડખોર વિદ્યાર્થીની પેઠે શિક્ષકની નજર હેઠળથી છટકી જાય છે આવી કયી ડોકાબારીઓ છે કે જેમાંથી આવા વિચારો પહેરા હેઠળથી પણ છટકી જાય છે?

મનુષ્ય સમૂહમાં રહેનારું પ્રાણી છે. સમૂહમા શાંતિથી રહેવા માટે કેટલાક સામાન્ય નિયમોનું બધાએ પાલન કરવુ પડે છે. શિસ્ત માટે ઘડાયેલા કેટલાક નિયમો અત્યારે જરૂર ન હોવા છતાં પણ રૂઢ થઈ ગયા છે. સામાજિક પ્રથાની અસર મનુષ્યના જીવન' ઉપર એટલી જબરદસ્ત હોય છે કે એની સામે થવાને ભારે હિંમતની જરૂર છે. એ સિવાય મનુષ્યમા કેટલીક સ્વાભાવિક લાગણીઓ પણ રહેલી છે. બીજી બધી દિશામાં મનુષ્યે ભલે પ્રગતિ કરી હોય પરતુ આ સ્વાભાવિક લાગણી ત્યાની ત્યા જ છે. ફક્ત એને વ્યક્ત કરવાની રીત સુધારેલા સમાજે બદલી છે. સ્ત્રીને આકર્ષવા માટે પ્રાથમિક યુગનો માનવી ભયકર અને વિચિત્ર ચિચિયારી પાડીને નાચ કરતો હશે, જ્યારે વીસમી સદીમાં સ્ત્રીનું માનસ ઓળખીને ધીરેધીરે આકર્ષવાનો પ્રયત્ન કરે છે. જાતિની સ્વાભાવિક લાગણી તો ત્યારે પણ હતી અને અત્યારે પણ છે. ભાવનાથી ઊભા કરેલા આદર્શોને સામે રાખીને સાથેસાથે સ્વાભાવિક લાગણીઓને દાબી દેવાનો પ્રયત્ન સૈકાઓ થયા ચાલુ છે. દૈવી સ્વભાવના આદર્શ સામે ધાર્મિક પ્રચારકો અને નીતિવાદીઓએ સ્વાભાવિક લાગણીઓને પશુસ્વભાવ તરીકે સામાન્ય જનતા સમક્ષ રજૂ કરી છે. સ્વભાવિક લાગણીઓને યોગ્ય માર્ગ મળતો ન હોવાથી તે વિકૃત રૂપે દેખા દે છે. વ્યક્તિએ કેવો વિચાર કરવો અને કેવો ન કરવો એ પણ સામુદાયિક શિસ્તને નામે સમાજે નક્કી કરી રાખ્યુ છે. મહાન પુરુષોએ જગત સમક્ષ રજૂ કરેલા નીતિના આદર્શોને હમેશાં આગળ ધરવામાં આવે છે, કેટલાક સંજોગોમાં તો પરાણે લાદવામાં આવે છે. નીતિના આદર્શોને આગળ ધરે એની સામે કંઈ વાંધો નથી; પરતુ કેટલીક સ્વાભાવિક લાગણીઓ, જેવી કે જાતિની લાગણી, તરફ ધૃણાની નજરે જોવામાં આવે છે, તેથી કરીને યોગ્ય માર્ગને અભાવે લાગણીની વિકૃતિ થાય છે. આવા વાતાવરણની અસર સામાન્ય મનુષ્યના મન ઉપર ભારે થાય છે. એની વિરુદ્ધના વિચારને તે કદી સ્થાન આપવા માગતો નથી, હમેશાં દાબી દેવાનો પ્રયત્ન કરે છે, છતાં વિચારો આવાં બંધનો સ્વીકારતા નથી. એ તો એવા બંડખોર હોય છે કે બધા બંધનો તોડીને મનમાં પ્રવેશ કરે છે. આવા બંડખોર વિચારોને ઠેકાણે રાખવા માટે જાગ્રત મનમાં નીતિ, સમાજનાં બંધનો અને કેટલાંક બળો હથિયાર સજીને તૈયાર જ હોય છે. આ વિચારો જેવા જાગ્રત મનમાં પ્રવેશવાનો પ્રયત્ન કરે કે તરત જ એને—બળવાખોર સેતાન અને એના સાથીઓને નરકમાં હાંકી કાઢવામાં આવ્યા હતા તેવી રીતે—એક ખૂણામાં આવેલા અજાગ્રત મનમાં હાંકી કાઢવામાં આવે છે. આ વિચારોનો સમૂળો નાશ થતો નથી. આવા બધાય અસ્પૃશ્ય ગણાતા વિચારો અજાગ્રત મનમાં એકઠા થાય છે. આ વિચારો કેવી રીતે જાગ્રત મનમાં દાખલ થઈ જાય છે એને માટે એક રૂપક આપુ. અજાગ્રત મહાશયનો એક મોટો ઓરડો છે, એની પાસે જ જાગ્રત મહાશયનો એક નાનો ઓરડો છે અજાગ્રત મનના બધાય વિચારો જાગ્રત મહાશયને મળવાને આતુર હોય છે. અજાગ્રત મનના ઓરડામાંથી જાગ્રત મનમાં જવાને

માટે એક જ દરવાજો છે એ દરવાજાને એક નાનીમરખી ડોકાબારી છે એ ડોકાબારી આગળ એક પડછંદકાય ભૈયાને કડિયાળી ડાંગ લઈને બેસાડવામાં આવ્યો છે ભૈયો મોઢું જોઈ જોઈને વિચારોને જાગ્રત મહાશયની મુલાકાતે જવા દે છે પેલા અસ્પૃશ્યોને તો લાગ મળે જ ક્યાંથી? જાગ્રત અવસ્થામાં તો એને લાકડીના ગોદા મારી મારીને દૂર જ રાખવામાં આવે છે સારો સિનેમા કે નાટક હોય ત્યારે દરવાજા આગળ લોકોની જેવી ઠઠ જામે છે તેવી જ વિચારોની ભીડ જાગ્રત મહાશયના ઓરડાના દરવાજા આગળ જામે છે બળવાન માણસો ધક્કા મારીને આગળ જગ્યા મેળવી લે છે તેવી જ રીતે મજબૂત વિચારો અજાગ્રત મનમાંથી ધક્કામુક્કી કરતા કરતા જાગ્રતના ઉંબરા (Preconscious) ઉપર આવી લાગે છે ડોકાબારી આગળ બેસાડેલો ભૈયો ચોવીસે કલાક એકધારું કામ નથી આપતો રાતના નિદ્રાદેવી જ્યારે પોતાનો દોર અજમાવે છે ત્યારે ચોકીનું કામ ઢીલું પડે છે, અને જાગ્રતના ઉંબરા ઉપર એકઠા થયેલા અસ્પૃશ્ય વિચારો વાગોળતી આગલા દિવસના વિચારો ભેગા જાગ્રત મનમાં દાખલ થઈ જાય છે. આવી રીતે સ્વપ્ના મારફત આપણને ખ્યાલ ન હોય એવા વિચારો અજાગ્રત મન સીધી રીતે રજૂ કરે છે, એટલે કે સ્વપ્ના એ અજાગ્રત મનનો અવાજ છે

કેટલાક માણસોને ઊંઘમાં અથવા તો બેભાન અવસ્થામાં બડબડાટ કરવાની ટેવ હોય છે સામાન્ય રીતે આપણે એને લવારામાં ગણી કાઢીએ છીએ અને કંઈ મહત્ત્વ આપતા નથી પરંતુ ખરું જોતા લવારા મારફત અજાગ્રત મન માણસને સાચા સ્વરૂપમાં રજૂ કરે છે આ વખતે પેલો ભૈયો ડાંગ જમીન પર મૂકીને નિરાંતે નસકોરાં બોલાવતો હોય છે ચોકી ઢીલી થવાથી જાગ્રત મનના ઉંબરા આગળ એકઠા થયેલા વિચારો ધીરેધીરે ચૂપચાપ જાગ્રત મનમાં ધૂસી જાય છે એક દાખલો આપવાથી વધારે સ્પષ્ટ થશે એક ભાઈનું જીવન બનાવ બન્યાના લગભગ એક વર્ષ પહેલા તદ્દન બદલાઈ ગયું હતું હમેશા નીતિના આદર્શને પહોંચી વળવાનો એમનો તનતોડ પ્રયત્ન હોય બ્રહ્મચર્ય ઉપર ખૂબ ભાર મૂકે કોઈ પણ ખરાબ વિચાર મનમાં દાખલ ન થાય એવી પાળ બાંધી હતી એમનું ખાનગી અને જાહેર જીવન જોતા આપણને એમને માટે સાચે જ માન ઉત્પન્ન થાય એક દિવસ એમને તાવ આવ્યો હતો તાવ વખતે જ્યારે ભાન ભૂલે ત્યારે બડબડાટ કરવાની ટેવ એમના આગલા જીવનની મને ખબર ન હોવાથી બડબડાટ સાંભળીને મને નવાઈ લાગી જે વિચારોને હાંકી કાઢવાનો એ ભાઈ હમેશા પ્રયત્ન કરતા હતા તે વિચાર એકેએક વાક્યે રજૂ થતો હતો ગામની જુવાન છોકરીના રૂપગુણના વખાણ અને બીજી બીભત્સ વાતોથી ભરપૂર એમનો બડબડાટ હતો પાછળથી તપાસ કરતા મને ખબર પડી કે આ બડબડાટમાં આગલા દિનાડેના જીવનનું પ્રતિબિંબ પડતું હતું પાછળના જીવનમાં પોતાની જીવનશક્તિ ઉચ્ચ ધ્યેય સિદ્ધ કરવા માટે કામે લગાડ્યા છતાં અજાગ્રત મનમાં પહેલાના રહી ગયેલા વિચારો પડ્યો પડ્યા કરતો હતો જીવન સાથે વધારેમાં વધારે ગાઢ સંબંધ ધરાવતી વાતને બડબડાટ કેમ કહી શકાય? કેટલાક માણસો છૂપામાં છૂપી બાબતો અને યુક્તિઓ ઊંઘમાં કહી દે છે આ બધી વસ્તુઓને નિરર્થક કેમ ગણી શકાય? એ દરેક પાછળ અર્થ રહેલો છે

જાગ્રત અવસ્થામાં પણ જીવનના નાનામોટા પ્રસંગોમાં દરરોજ અજાગ્રત મન આપણી

નજર ચૂકવીને કામ કર્યે જ જાય છે. આપણે ઇરાદાપૂર્વક જે કહેવા માગતા હોઈએ એનાથી વિરુદ્ધ બોલીએ, લખીએ, વાંચીએ કે સાંભળીએ એ બધાને સામાન્ય રીતે ભૂલના છત્ર હેઠળ ઢાંકી દેવામાં આવે છે. ખરું જોતાં એ ભૂલ નથી, પરંતુ ભૂલ મારફત ઇચ્છા વ્યકત થાય છે. અજ્ઞાનતામૂલક ભૂલ, અને ખબર હોવા છતાં આપોઆપ, અજાણતા થઈ જતી ભૂલમાં, ફેર હોય છે. મારા એક મિત્રનું અવસાન થયુ એ બીનાની એક બીજા મિત્રે મને ખબર આપી. મારા મિત્રના કાગળનો જવાબ આપતાં મેં લખ્યુ: "તમે લખો છો કે... ભાઈનું અવસાન 'નથી' થયું." આ વાકય મારાથી લખાઈ ગયુ. ફરીથી કાગળ વાંચતી વખતે મેં 'નથી' છેકી નાખ્યું. આમા મારી અજ્ઞાનતા ન હતી. 'નથી' સબ્દનો કયા ઉપયોગ કરવો અને કયાં ન કરવો એની મને ખબર હતી. પરંતુ મારી ઇચ્છા એવી હતી કે...ભાઈનુ અવસાન ન થયુ હોત તો સારું.' અને એ ઇચ્છા અજાગ્રત મને વ્યકત કરી. પરીક્ષાના પ્રશ્નપત્રોના જવાબ આપતા વિદ્યાર્થીઓ ઘણી વખત 'નથી' અને 'છે'ના ઉપયોગમાં લોચો વાળી દે છે. એને અજાગ્રત મનનો અવાજ રખે ગણતા એમાં વિદ્યાર્થીઓની ઇચ્છા રજૂ થતી નથી. આપણા નજીકમાં નજીક સગાનું મરણ થાય એવી ઇચ્છા પ્રદર્શન કરતું વાકય કેટલીકવાર નીકળી પડે છે તરત જ એને ભૂલના ઓઠા હેઠળ ઢાંકીને સુધારી દેતાં આપણે વાર લગાડતા નથી. જ્યારે એની પાછળ ઈર્ષા અથવા મિલકતનો એકલો ભાગીદાર થાય એવા વિચારો હોઈ શકે છે. કેટલીક વસ્તુઓ અને નામો ભૂલી જઈએ છીએ. શા માટે ભૂલી જવાય છે? પ્રિય વસ્તુઓને આપણે કેમ ભૂલતા નથી? ઈર્ષા, અણગમો, અંગત ખટકો વગેરે તત્ત્વો એની પાછળ કામ કરતાં હોય છે ડા. ફ્રોઇડે ટાંકેલો એક દાખલો આપું. એક માણસે પોતાના નજીકના સગા ઉપર કાગળ લખ્યા પછી કેટલાય દિવસ સુધી પોસ્ટમાં નાખવાનું ભૂલી ગયો. બીજે પ્રસંગે ખાસ યાદ રાખીને ટપાલપેટીમા નાખી આવ્યો, પરંતુ સરનામુ કરવાનું ભૂલી ગયો. ત્રીજી વખતે ટિકિટ ચોડ્યા વિના પેટીમા નાખી આવ્યો. આ ભૂલોની પરંપરા કેમ થતી હતી? વાત એમ હતી કે કાગળ મોકલવા સામે જ એને વાંધો હતો, સંબધી તરફ અણગમો હતો જો એ જ માણસને પોતાની પ્રિયતમા પર કાગળ લખવાનો હોય તો ખાસ ધ્યાનપૂર્વક સરનામુ કરીને, સરનામુ બરોબર કર્યું છે કે નહિ તે બેત્રણ વખત ઉથલાવીને જોયા પછી, ટિકિટ ચોડીને, તે જ વખતે જાતે જઈને ટપાલપેટીમાં નાખી આવ્યો હોત. આવા નાના જણાતા બનાવોને આપણે 'ભૂલ' તરીકે પસાર કરી દઈએ છીએ. પરંતુ ખરું જોતાં આવી નજીવી ભૂલો મારફત દાબી દીધેલી અને અટકાવી રાખેલી વૃત્તિઓ ડોકિયા કરે છે આવી કહેવાતી ભૂલોમાં ખાસ હેતુ હોય છે અને એની પાછળ ચોક્કસ અર્થ રહ્યો હોય છે

જ્ઞાનતંતુની નબળાઈને લીધે થતા માનસિક રોગો જેવા કે હિસ્ટીરિયા, ગાંડપણ વગેરે પાછળ પણ અજાગ્રત મન જ કામ કરે છે. ગયા મહાન યુદ્ધમાં આવા દરદીઓની સંખ્યા વધારે હતી. આમાંના મોટા ભાગના સામાન્ય સિપાઈની માનસિક વિકૃતિ કરવામાં મોટો ભાગ ભયે ભજવ્યો હતો. જ્ઞાનતંતુઓને સખત આંચકો લાગે એટલે આખી ક્રિયામાં પરિવર્તન થાય છે. જાતિના અસંતોષને લીધે પણ હિસ્ટીરિયા આવે છે. માનસિક રોગોના દરદીઓ અને સામાન્ય માણસમાં શો ફેર? સામાન્ય માણસો જાતિનો વિચાર નથી કરતા? સામાન્ય માણસો નથી ડરતા? સામાન્ય માણસો વિચારોની લહરીમાં નથી ધસડાતા?

કેટલાય માણસો ગાંડા માણસો કરતાં ચડી જાય એવા હવાઈ કિલ્લાઓ બાંધે છે, કેટલાય માણસો બાળકોની પેઠે તરંગોમાં જ આનંદ લે છે. માનસિક વિકૃતિવાળા માણસોની જીવન-શકિતનો પ્રવાહ એક જ દિશામાં વહ્યો જાય છે. એના જીવનમાં મેળ પડતો નથી. પૈસા વિષે ખૂબ વિચાર કરવાથી અથવા ધારેલા એટલા પૈસા ન મળવાથી ગાંડો થઈ ગયેલો માણસ પેટી પાસે જઈ ને હમેશાં તાળું જ ખખડાવ્યા કરે છે, અથવા તો આખો દિવસ કાંકરા જ ગણ્યા કરે છે. જાતિના અસંતોષને લીધે હિસ્ટીરિયા આવતી સ્ત્રી મોટે ભાગે એ એ વિષે જ વિચાર કર્યા કરે છે. જીવનશક્તિ (libido)ને યોગ્ય પ્રવાહ ન મળવાથી રેલથી ઊભરાતી નદી આજુબાજુનાં ગામડાં ઘસડી જાય તેવી રીતે ગમે તે દિશામાં વહેતી જીવનશક્તિ જીવનમાં તોફાન મચાવી મૂકે છે. સામાન્ય મનુષ્ય વિચારના પ્રવાહને એક જ દિશામાં વહી જવા દેતો નથી, જીવનશક્તિને એળે જવા દેતો નથી, પરંતુ બીજાં કાર્યોમાં એ શક્તિનો ઉપયોગ કરે છે.

આવી રીતે સ્વપ્નાં, બેભાન અવસ્થા અને ઊંઘમાં બકવાદ, બોલવામાં અને લખવામાં થતી નાનીમોટી ભૂલો અને માનસિક રોગો મારફત અજાગ્રત મન પોતાનું અસ્તિત્વ સીધી રીતે જાહેર કરે છે. આડકતરી રીતે તો લગભગ દરેક કાર્યમાં જાણભેદુઓને પણ ન માલૂમ પડે એવી રીતે અજાગ્રત મન વ્યક્ત થાય છે.

સામુદાયિક મન ઉપર પ્રજાકીય યાદગીરીની અસર હોય છે. કેટલીક વખતે માણસને એવાં સ્વપ્નાં આવે છે કે જેને વ્યક્તિગત જીવનના કોઈ પણ પ્રસંગ સાથે સીધો કે આડકતરો જરાય સંબંધ હોતો નથી. બાળક તરંગો કરવામાં મઝા લે છે એ તરંગોને વ્યક્તિગત જીવનના ભૂતકાળના દાબી દીધેલા વિચારો સાથે કશો સંબંધ હોતો નથી. દા. ફ્રોઈડ એને મારી મચડીને જાતિસૂચક પ્રતીક સ્વપ્નાં (sexual symbolic dream)ની કોટિમાં મૂકવાનો પ્રયત્ન કરે તો બેહૂદું લાગે. સમસ્ત પ્રજાની સંસ્કૃતિની છાપ લઈને બાળક જન્મે છે. સામુદાયિક અજાગ્રત મન ભૂતકાળના લોકોના માનસને વર્તમાન યુગના માનસ સાથે બાંધનાર સાંકળનું કામ કરે છે. આ પ્રજાકીય વારસાની અસર અજાગ્રત મન મારફત મનુષ્યના જીવન ઉપર પડે છે. આની સાબિતી માટે દા. યુંગ જુદાજુદા દેશોના ધર્મગ્રંથોનો આશરો લે છે.

સ્વાભાવિક લાગણીઓને દાબી ન દેતાં યોગ્ય દિશામાં વાળવામાં આવે તો ઘણી વિકૃતિઓ ઓછી થવાનો તેમજ અજાગ્રત મન ઉપરનો કામનો બોજો ઘટવાનો સંભવ છે. માનસિક રોગોનું પ્રમાણ પણ ઘટે જ.*

## *આધારરૂપ લીધેલાં પુસ્તકો

(૧) Instinct and Unconscious (Rivers)
(૨) Introductory Lectures on Psycho-analysis (Freud)
(૩) The Recreating of the Individual (B. M. Hinkle)
(૪) Psychology of the Unconscious (Jung)

# લતા

યશવંત પંડયા

આગલાં પ્રકરણોનો સાર :

સુરેશ અને નિરંજન બાળમિત્રો હતા. બેએક વર્ષ પહેલાં સુરશના લગ્ન થયા. તેની પત્ની લતા પણ તેમની મૈત્રીમા જોડાઈ અને તેમની મૈત્રીનું વર્તુળ પહોળુ થયું.

લતા સાતેક ચોપડી ભણી હતી ખૂબ વાચેલું નહિ, પણ જિજ્ઞાસા પુષ્કળ. નિરંજન સાહિત્યનો અભ્યાસી હતો, રસિક હતો. સુરેશ તો વિજ્ઞાનનો વિદ્યાર્થી રહ્યો. લતાની જિજ્ઞાસા નિરંજન પોષતો.

સુરેશ અને નિરંજન વચ્ચે ઘણી વખત ચર્ચા થાય લતા અચૂક નિરંજનનો પક્ષ ખેંચે. વિજ્ઞાન જેવા સુકા લુખ્ખા વિષયમા શો રસ હશે તે તેને સમજાય નહિ.

નિરંજન અને લતાની મૈત્રી વધતી ચાલી. સુરેશ ન હોય ત્યારે પણ બન્ને સાથે કાવ્યો વાંચે, હસે, બોલે, સાથે બેસે. તેમની મૈત્રીમાથી આકર્ષણ જન્મ્યુ. અમુક પ્રસગો બનતાં બન્નેને પોતાના આકર્ષણનું ભાન થયુ. તેને દાબી દેવા બન્નેએ નિશ્ચય કર્યો.

પરંતુ તેનું જોર અદમ્ય હતું. મિત્રપ્રેમ કે પતિ પ્રત્યેની વફાદારી તેને ટાળવા અસમર્થ નીકળ્યા. બન્નેએ ચેતીને ચાલવા માડ્યું. એકાતમા તો ન જ મળવું તેવો નિશ્ચય કર્યો.

છતાં અનિવાર્ય સજોગોમા બન્ને એક વખત એકલા મળી ગયા. નિરંજને જવાની ઉતાવળ કરતાં લતાએ બાર વાસી દીધાં. જે વસ્તુનો ભય હતો તે બની ગઈ

પોતાના કાર્ય માટે પસ્તાઈ નિરંજન ગામ છોડી કોઈને ખબર આપ્યા વિના ચાલી ગયો. તેને ઘેર તપાસ કરતાં ત્રણેક દિવસ થયા તેના ચાલી જવાની સુરેશ અને લતાને ખબર પડી. સુરેશ કંઈ સમજી ન શક્યો. તેણે લતાને પૂછ્યુ :

'લતા નિરંજને આવું કેમ કર્યું હશે?'

લતા શુ બોલે?

*

નિરંજનના ગયા પછી લતા ખૂબ બેચેન અને ઉદાસ રહેવા લાગી. તેને પહેલાના જેવી પ્રસન્ન કરવાના સુરેશના પ્રયત્નો નિષ્ફળ ગયા. છેવટે સુરેશ તેને લઈ હવાફેર માટે આબુ ગયો.

ઘર છોડીને ગયેલા નિરંજનને સ્ટેશન પર જ એક જૂનો મિત્ર સુધાકર એ જ ગાડીમા આબુ જતો મળી ગયો. તે નિરંજનને પોતાની સાથે આબુ ઘસડી ગયો. આબુમા નિરંજનના મનમા લતા સાથેના પ્રસગ વિષે તથા પોતાની લાગણીઓ વિષે પુષ્કળ મનોમથનો ચાલુ રહ્યાં.

નિરંજન અને સુરેશ તથા લતા આબુમાં ફરી મળે છે. સુધાકર અને તેની રેવામાસી તથા તેમની દીકરી કુસુમ સાથે પણ આ નવા બેનો પરિચય થાય છે રેવામાસીને સુરેશ ગમી જાય છે. પોતાની કુસુમ સુરેશ સાથે પરણી હોત તો કે પરણી શકે તો કેવું સારુ એમ તેમને થાય છે.

નિરંજન તરફનું જૂનુ આકર્ષણ લતામા બળપૂર્વક જાગે છે. તે સુરેશને તજી નિરંજન સાથે ચાલી જવા ઉત્સુક બને છે. એક રાતે તે નિરંજનને પોતાના ઉતારાની પાછળ મળે છે. સુરેશ તેમનો વાર્તાલાપ સાંભળે છે. મિત્રદ્રોહના ભાનથી દુભાતો નિરંજન, સુરેશને બધુ જણાવવાની જ શરતે, લતા સાથે જવા તૈયાર થાય છે સુરેશ પોતે સાભળ્યુ છે તેની ખબર પડવા નથી દેતો. બીજે દિવસે તે આખો વખત બહાર જાય છે.

સાંજે ઘેર આવતા સુરેશને ટેબલ પરથી લતાનો બીડેલો કાગળ મળે છે. કાગળમા શું લખેલું છે તે તે જાણતો હોવાથી કાગળને વાચ્યા વિના ખિસ્સામા મૂકી રેવામાસીને ત્યા જાય છે. જો લતા જવાની જ હોય તો ફરીથી લગ્ન કરવાનો આછો વિચાર તેનામા સ્ફૂરે છે. રેવામાસીને તે ગર્ભિત રીતે પોતાને માટે કન્યા શોધવાનું કહે છે.

હવે આગળ વાંચો.

# ૩ લતા ચાલી

નિરંજન નીકળી પડ્યો, જાણે કોઈ ભયંકર નાગની ચૂડમાંથી છટકીને એનાથી એ દૂર ને દૂર નાસતો હોય તેવી તેના પગલામાં ત્વરા હતી. મૂઠીઓ વાળીને ઊંધું ઘાલીને એ ઘડી ચાલતો, ઘડી દોડતો હતો. આમ ને આમ તેણે કેટલો પથ કાપ્યો હશે તેનો તેને ખ્યાલ નહોતો. વચ્ચે કેટલો સમય વીત્યો હશે, તે પણ તે કહી શકે તેમ નહોતો. તારલિયાના ઝાંખા તેજને હરી લેતી મહાવડની છાયા આવી ત્યારે એ ઊભો રહ્યો. એને ખાતરી થઈ કે ત્યાંથી અને સ્ટેશન વચ્ચે આવતા ગામની ભાગોળમાં એ આવી ગયો હતો. આમ તેમ નજર નાખી અને કોઈને જ્યારે ન જોયું ત્યારે તેના મોંમાંથી 'હાશ' એવો શબ્દ સરી પડ્યો. તેને શાન્તિ થઈ કે લતા એટલી હદ સુધીની સ્વાર્થીલી ન નીવડી કે પોતાની માફક સ્વજનોને સૂતા રાખી કોઈને મળ્યા નાગ્યા વિના કોઈ અહીં ! અને ત્યાગ ગહને સામે સર્વસ્વ ઝગની ?

આ વડના થડની આસપાસ રૂપાળો એવો ચોતરો હતો. દુખિયા ને દુભાયેલાનો એ વિસામો ગણાતો, કેમ કે કંઈ સ્ત્રીપુરુષો એની નીચે તનની ને મનની ઠીકાશ અનુભવતા. જે એને આશરે આવે તેની જરૂરત મુજબ સદા તેણે શીતળતા કે હૂંફ પૂરી પાડી હતી.

એમ કહોને કે નિરંજન પણ આજે એને આશરે આવી પહોંચ્યો હતો. સૌનું જ્યાં શ્રેય થતું ત્યાં નિરંજનનુંય થવાનું જ એમાં આશ્ચર્ય શું? કુદરતી રીતે જ એ ચોતરા પાસે ગયો અને ધૂળ ઝાપટીને બેઠો. એનું મગજ અનેકાનેક વિચારોથી ઘેરાતું હતું પણ વાતાવરણ એટલું આહ્લાદક હતું કે કલાકોના કલાક સુધી ત્યાં બેસી રહેવાનું બને તોય અણગમાને અવકાશ નહોતો.

પહેલી પળે નિરંજનને પોતા પ્રત્યે તિરસ્કારની લાગણી પ્રગટી. અરેરે નિરંજન તું શું હતો?—શું થઈ ગયો?—શું થવા મથતો છે? લતા ને સુરેશના જીવન જે માંડ જોડાયા હતા તેના પવિત્ર અંકોડા જેવો તું હતો. તેં ધાર્યું હોત તો તેમના દામ્પત્યજીવનમાં સુખની રેલમછેલ કરી મૂકી હોત. જગત ઈર્ષ્યા કરતું કરતું એ જોત ને જાણત કે સ્થળે સ્થળે વિષના ઘૂંટડા ભરવાના નથી હોતા. ક્યાંક ક્યાંક અમૃતના છાંટણાંય અનુભવાય છે, અને એથી જ જગતમાં જીવવા જેવું રહ્યું છે—પણ નિરંજન, તેં તો બગાડ્યું જ કર્યું.

ડાળી પરથી એકાદ પંખી પાંખો ફફડાવતું અને ચાંચો પાડતું ઊડી ગયું. જેમ એ પંખી પોતાની નિદ્રામાંથી જાગી ગયું હશે તેમ નિરંજન પોતાની વિચારતંદ્રામાંથી જાગી ગયો. ચોતરાની કિનારી પર તે બેઠો હતો તેને બન્ને લાંબા પગ કરીને વડના ઘુમ્મટમાં નજર પરોવીને ઉઘાડી આંખે જોઈ રહ્યો. તારલિયાનું તેજ ત્યાં ચળાઈ ચળાઈને એટલું ઓછું આવતું હતું કે સામાન્ય જીવનમાં ક્યારેક અને ઘડી-બે ઘડી આવતી સુખની ક્ષણોનું એથી સ્મરણ થતું. પશ્ચાત્તાપના પૂરમાં તણાયેલો નિરંજન પણ એનાથી પર ન રહી શક્યો. આંખોમાં ઝળઝળિયાં આવ્યાં અને અને લતા સાંભરી. લતા સાથેનો સહવાસ સાંભર્યો. લતા સાથેના સહચારના સ્મરણે એ વિહ્વળ બની ગયો. જળવિનાની માછલીની જેમ લતાવિનાના નિરંજનમાં નખશિખ કંપારી થઈ આવી અને આમતેમ લતાને તે શોધવા લાગ્યો. પણ હવે અહીં લતા ક્યાં? દૂર દૂર, ભલે ને નાખી નજર પહોંચે એટલે દૂર, એ નિહાળે તોય લતા નીકળવાનો સંભવ નહોતો. તેને નામ સાંભર્યું 'નિરંજન!' જે લતાથી છૂટા પડતાં તેણે છેલ્લો સાંભળ્યો.

હતો. ત્યારે લતા શું તેને એવા પરમ પ્રેમથી ચાહતી હતી કે સુરેશને ભૂલીને, સુરેશને—ભૂલીનેય એ આખર પોતાની સાથે નાસી છૂટી હોત?

જરૂર. નિરંજનને લાગ્યું કે જે બળ પોતે એકેએક લખેલી લતાની નામમાળામાં હતું એથી અનેકગણું બળ લતાના આ એક શબ્દમાં હતું તો પછી શા સારુ એ ન સાંભળ્યું કરી પોતે નાસી છૂટ્યો? સુરેશ પ્રત્યે એની જે ફરજ હતી તે તો તે એવી રીતે ભૂલ્યો હતો કે કોઈ કાળે સુધારી સુધરે એમ નહોતી. આવી ભારે ભૂલમાંથી લતા પ્રત્યેની ફરજ એણે ઊભી કરી હતી. એ પણ હવે ભૂલવા માગતો હતો! એ ભૂલ્યે પહેલવહેલી ભૂલનું પ્રમાણ જરા જેટલુંય ઘટે એમ હતું? એ અશક્ય હતું તો પછી લતાને સાથે લઈ લીધી હોત તો? અરે, લતાને સાથે લેવાનીય નહોતીઃ એ આવવા ચાહતી હતી. નિરંજનની આંખ આગળ બરાબર દૃશ્ય ખડું થયું લતા આગળથી એ ચાલી નીકળ્યો ત્યારે બિચારીએ નિરાધારીથી હાથ ઊંચો કર્યો હતો, જેને પોતે પડછાયામાં દીઠો હતો અને તોયે જેની પરવા કરી નહોતી. હૃદય પર રહેલા હાથના આંગળા નિરંજનના કપાળ પર પહોંચ્યા એ ગણગણ્યોઃ 'નિરંજન, તારે કાજે કયું વિશેષણ વાપરવું ઘટે—મિત્રદ્રોહી કે મૂર્ખ?'

એ આડું પડખું ફર્યો પાસે એક ગાય વાગોળતી બેઠી હતી અને એના પડખામાં પડી હોય તેમ એની વાછડી નાની સૂતી હતી નિરંજનને એમની ઈર્ષ્યા આવી. જગતમાં પ્રાણી આટલાં સંતોષી અને સુખી અને માત્ર માનવીને માથે દુઃખનાં ઝાડ!

આવા આડાઅવળા અને અસંબધી વિચારોથી એ ગુંગળાઈ જવાની અણી ઉપર આવ્યો ત્યાં કેટલેક દૂર જમીન પરનાં પાંદડાં ખડખડ થયાં અને હોશભર્યો નિરંજન સફાળો બેઠો થઈ ગયો. કોઈકનાં ઉતાવળાં પગલાંનો એમાં અવાજ હતો. નિરંજને માની લીધું કે લતા હોવી જોઈએ. હા; લતા વિના નિરંજનની દુનિયામાં રહ્યું હતું કોણ? નિરંજન રાજીરાજી થઈ ગયો. આનું નામ નારીહૃદય! પ્રેમમાં પડતાં અને પડ્યા પછી એમાં પાર ઊતરતાં એને જ આવડે છે: પુરુષ તો પતંગિયાં છે.

સાચું પૂછો તો નિરંજન એવા અજબ આનંદમાં આવી ગયો હતો કે વીજળીની ત્વરાથી એના વિચારો વહેતા અને બદલાતા હતા એકને શબ્દનું રૂપ આપે એ પહેલાં તો અનેકનું આક્રમણ આવતું! લતાને શા શબ્દોથી સત્કારવી એની સમજ ન પડતાં તેને સાદી રીતે સંબોધવાનું પણ પોતાથી વિસરાઈ ગયું આટલી વિવેકની વાત એના લક્ષમાં આવવા પામે એ પહેલાં તેના મનમાં બીજા બેત્રણ પ્રશ્નોએ ઘેરો ઘાલ્યો. લતાએ નિરંજનનો પત્ર સુરેશને સોંપ્યો હશે? સોંપ્યો હશે ત્યારે જ આમ તરતોતરત નીકળી ગઈ હશે ને? પોતે તો પત્રમાં બને તેટલી, બલ્કે બને તેટલીથીય વિશેષ સ્પષ્ટતા કરી હતી અને સુરેશની વળી વળીને ક્ષમા ચાહી હતી. પણ આ પછી સુરેશ સાથે લતા રહે એ અશક્ય હતું, અસહ્ય જ હતું.

નિરંજનના હૃદયના ઊંડાણમાં સોનેરી આશા કોતરાઈ ગઈ. પોતે અને લતા આખર એક થશે કે શું? તો તો જગતમાં બીજું જોઈતું'તું શું?

પાંદડાં એટલાં પાસેથી ખડખડ્યાં કે નિરંજન એકદમ ઊભો થઈ ગયો. આવનાર વ્યક્તિ પણ એ જોઈ એટલી ગભરાઈ ગઈ કે તેના કંઠમાંથી કારમી ચીસ નીકળી ગઈ. નિરંજન ડઘાઈ ગયો. અરે આ સાદ લતાનો નહિ!

ત્યારે એ કોણ હતું? નિરંજને આંખો ચોળી પેલી વ્યક્તિએ સ્વસ્થતા મેળવી. આશ્ચર્ય [illegible] ઓળખાયાં

'અહો નિરંજનભાઈ? અહીં? અટાણે?'

'હા,' ઉત્તર આપવાની અનિચ્છા છતાં નિરંજને આવો અધૂરો ઉત્તર આપ્યો. ખરે ક્યાં લતાની કલ્પના અને ક્યાં લલિતમોહનનો અનુભવ? મુસાફરી વખતે કે હવા ખાવાના સ્થળોમાં સાથે રહેવાનું આપડતાં ઘણીવેળા જે જાતની પિછાન જેવું રચાઈ જાય છે તેવું નિરંજન અને લલિતમોહન વચ્ચે આછું આછું રચાઈ ગયું હતું. પરંતુ આવી પિછાન પ્રાસંગિક હોતાં સ્થળસમય પલટાયા પછી તેની કદર કે ગરજ કોઈકને જ રહે છે. નિરંજને પણ એ અનુભવ્યું. નખી તળાવ પર સંધ્યાસમયે સાથે તડાકા મારવાનું મટાડ્યું એ સમજ્યા જાણે. પણ ભલા, લલિતમોહન અહીં અત્યારે કંટાળારૂપ થવાનું કાંઈ કારણ? નિરંજનને એનું અપમાન કરી નાખવાનું મન થયું, પણ એ પહેલાં તો પ્રશ્ન છૂટ્યો: 'નિરંજનભાઈ, તમે ભલી કરી અરવાડિયામાં ઓછામાં ઓછું આઠ શેર વજન વધ્યું લાગે છે. ખોટું હોય તે કહો. એ હારી જવા તૈયાર છું.'

નિરંજનની મુશ્કેલી વધી પડી. લલિતમોહને આગળ ચલાવ્યું: 'વજન કેમ ન વધે? છે કાંઈ અમારી જેમ બૈરાંછોકરાંની ફિકરચિંતા?'

નિરંજન વાસ્તે આ પ્રશ્ન નહોતો, કારી ઘા હતો. છતાં એ સહેવાનો હોય તેમ મૂંગો રહ્યો. મનમાં તો ઘણું થયું કે રે અબુધ, બૈરાંછોકરાંની જ આ ફિકરચિંતા છે, એ નથી એની આ ઉપાધિ છે.

લલિતમોહને ખીસામાંથી કવર કાઢ્યું. નિરંજનને પળભર થઈ ગયું કે લતાએ પત્ર પાઠવ્યો હોય તો કેવું સારું? એને ભાન ન રહ્યું કે એ બનવું શી રીતે હતું? 'જુઓ ભાઈ, આ તાર આવ્યો અને ગતોગત નીકળવું પડ્યું. અમારે અરવિંદને રોગી વરતાણા છે એને ઘરમાંથી તાર કર્યો છે.'

નિરંજનને સહાનુભૂતિના બે શબ્દ સરખા સૂઝ્યા નહિ.

'પણ ભાઈ, તમે કઈ તરફ?'

નિરંજનના મનમાં આ બાબત ઘોળાતી હતી. કઈ તરફ જવું? પાછા ફરવાનું ઘણું મન થયું. લતાને મળાય, સુધાકર અને કુસુમની રીતસરની રજા લેવાય, અને જે કાંઈ થાય તે જોઈવિચારીને થાય. પણ લતાએ સુરેશને પત્ર આપ્યો જ નહિ હોય તો? પોતે એવી રીતે એને અળગી કરીને નીકળી ગયો હતો કે લતા વાસ્તે ઉત્તમ માર્ગ સુરેશની મેનાનો રહ્યો હતો. મનને મનાવીને કે મારીને એણે એ મહણું કેમ ન કર્યો હોય? વળી કુસુમ અને સુધાકર તો અમસ્તાં ઓળખીતાં થયાં હતાં. એમની સાથે પૂરેપૂરો વિવેક ન વપરાયો તોય શું?

એટલે નિરંજને પાછા ફરવાનું મન મારી વાળ્યું. ત્યારે હવે?

'નિરંજનભાઈ, ચાલો મારી સાથે આનંદ આવશે.'

જે લલિતમોહન પ્રત્યે નિરંજને જુદીજુદી જાતની માઠી લાગણી અનુભવી હતી તેને વાસ્તે આખર એને થોડુંક માન થયું. બાકીની બધી દિશાઓ પોતાને માટે બંધ હતી. એક ટક લલિતમોહન સાથે ગાળી નાખવામાં તેની મદદ પણ સચવાતી હતી. મુંબઈ માટે રાતની ગાડી મળે એ વચ્ચેના વખતમાં એ કોઈને મળવા માગતો નહોતો. એટલે, જાણે ઉપકાર સ્વીકારતો હોય તેમ, માથું નમાવી તેણે લલિતમોહનને સંમતિ સૂચવી.

*

બપોરના બાર વાગવા હતા. માનવીના પડછાયા એમના પગ નીચે રમતા હતા. આવે સમયે લતા પણ જાણે પોતાના આત્માને પગ નીચે કચરીને સ્ટેશન પર આમથી તેમ આંટા

ફરતી હતી. એણે આખુ છોડયુ હતુ. આજની સવારે એણે જોઈ લીધું હતુ કે સુરેશના વર્તનમાં અજબ પરિવર્તન થઈ ગયું હતું. લતા ચા તૈયાર કરીને લાવી પછી કેટલીયે વાર સુધી સુરેશ કપને અડકયો નહોતો પછી એ અડકયો ત્યારે પાણી પીતો હોય તેમ આખો કપ એ ગટગટાવી ગયો હતો. લતાને શકા પેઠી કે સુરેશને ઝાઝી નહિ તો જરા જેટલી પણ વાતની ગંધ આવી ગઈ હોવી જોઈએ અને જો એમ જ હોય તો આ હકીકત તો એવી હતી કે એમાં ઝાઝુ શું અને જરા જેટલુ શુ!

લતાએ સુરેશને છાપુ આપ્યુ અને એ જ્યારે તેણે વાચ્યા વિના નીચે મૂકી દીધું ત્યારે લતાનાં ગાત્ર ગળી ગયા. સુરેશ ભયકર તો નહિ બની બેસે?

સુરેશ મૂંગોમૂગો ઊભો થયો અને હળવે પગલે લતા પાસેથી, જમીનમાં જોતો, પસાર થયો લતાને જાણે ધ્રાસ્ક ગઈ

એક ખભે કોટ લટકતો રાખી, ટોપી અડધે માથે મૂકી, સુરેશ ઉતારા બહાર નીકળી ગયો. લતા સાથે એ શબ્દ સરખો બોલ્યો નહોતો જાણે જીવનભરના અબોલા લેવા એ તૈયાર હોય એટલી દ્દઢતા એના પ્રજતા નીચલા હોઠમા જણાતી હતી.

લતા દિઙ્મૂઢ બની ગઈ એનુ હૃદય એટલુ ધમકધબક થતુ હતુ કે એનુ શરીર આખુ એથી ધ્રૂજતુ હતુ. બેબાકળી બનેલી લતાએ માડમાડ નિરજનનો પત્ર વાંચ્યો અને વાચ્યો એવો ફાડી નાખ્યો. એમાં જે કહ્યુ હતુ તે તો સુરેશે જાણ્યુ હતુ એ જાણ્યુ નહોતુ તો અન્ય કયા કારણે સુરેશનું દિલ આમ ઉશ્કેરાય એમ હતુ?

લતાને લાગ્યુ કે હવે સૌથી સારુ એ કહેવાય કે સુરેશથી અળગા થઈ જવું. સુરેશની જીભે એ કહ્યું નહોતુ પરતુ એનુ હૃદય એ માગતુ હતુ એ સ્પષ્ટ હતુ લતાથી સુરેશની કશી સેવા થઈ શકે એમ હોય તો તે આટલી જ હતી—કે તેની નજર આડે આવ્યા કરવાને બદલે નજરે ન ચડાય એટલે આઘે ચાલ્યા જવુ એ અમલમા મૂકવું આકરું હતુ, પરતુ એથી જો સુરેશનુ જીવન ઓછુ અકારુ થાય એમ હોય તો એણે એ અવશ્ય કરવું જોઈતું હતુ

એટલે નછૂટકે લતાએ ત્યાથી નીકળી જવાનો નિર્ધાર કર્યો નિરજને પત્રમાં પેલા ન બનવા જોઈતા પણ બની ગયેલા પ્રસંગોની કબૂલત કરી હતી એટલુ જ નહિ પણ અપ્રાસગિક એવો હવે પછીનો તેનો કેટલોક કાર્યક્રમ પણ જણાવ્યો હતો. એટલે નિરજનને પકડી પડાય એમ હતો. લતાને સમજાયુ કે કદાચ એ લોભે જ નિરજને આ બધું જણાવ્યું હશે.

અને લતા ચાલી. ઝાઝી તૈયારી કરવી તેણે યોગ્ય ન ધારી. સુરેશ કદાચ પાછો આવી જાય તો વળી બાજી બગડી જાય. અતિ તરફડાટ વચ્ચે એણે આટલુ લખી નાખ્યું:

'હુ જાઉં છું: મારુ કર્મ મને ધમડી જશે ત્યા—લતા.'

કાપલી કવરમાં બીડીને વચ્ચેના ટેબલ પર કાગળદાબણી નીચે મૂકી દીધી. પછી જાણે સાવ સામાન્ય ખરીદીએ નીકળી હોય તેમ હાથમાં ખાદીની થેલી રાખીને ચાલી નીકળી 'થેલીમાં એક જોડ કપડાં અને અંદરની રકમ જાણ્યા વિનાના પાકિટથી વિશેષ લતાએ કશુ' નહોતુ લીધું

આમ ને આમ એ સ્ટેશન પર પહોચી અને આગળ આવી ગયું તેમ આમથી તેમ આંટા ફરતી હતી થોડી વારે ટ્રેન આવી. સ્ત્રીઓના ડબા તરફ તેણે નજર નાખી, પણ તેમા બેસવાનુ માડી વાળ્યુ એને ખબર હતી કે ત્યાં સંસારના ને કુટુંબના એવા પ્રશ્નો પુછાય છે કે પોતાની વર્તમાન સ્થિતિમા તેના ઉત્તર અશક્ય હતા. એટલે એ પુરુષોના

ડબ્બામાં ચડી રજાઈને બેવડી કરીને આખા પાટિયા પર પાથરીને લગભગ પચાસે પહોંચેલા એક ખાદીધારી ભાઈ બારીએ અઢેલીને કંઈક વાંચતા હતા. લતાની બંગડીના રણકારે એમની આંખો પુસ્તકના ક્ષિતિજને વટાવીને ઉપર આવી. જોનારને એમના લંબાયેલા પગ ટૂંકા થયા. નમસ્કાર કરવા માટે પુસ્તકને નીચે મૂકવું પડ્યું.

લતાએ સામેથી નમસ્કાર કર્યા અને રજાઈને અડધા પાટિયા સુધી ઠેલીને પોતે ખાલી કરેલી જગા પર ગોઠવાઈ ગઈ.

પડખેના પાટિયાવાળાને તો જાણે નાટક જોવાનું મળ્યું હોય તેમ બધા એકીટશે અહીં જોતા હતા. કેટલાક સામસામી આંખો મીંચતા હતા. એકબે વળી અંદરઅંદર તાળી દેવા લાગ્યા. આટલું ઓછું હોય તેમ કોઈક જુવાને ગુણગણ્યું, "એમાં ટીકી ટીકીને શું જુઓ છો? હિંદુસમાજમાં આવા કજોડાનો ક્યાં દુકાળ છે?"

એ જણ સિવાય ડબ્બામાં બધા જ ખડખડાટ હસી પડ્યા.

લતા આ સાંભળી રહી, પણ પ્રાણલાલભાઈથી આ સહન ન થયું. એટલે તડૂકી ઊઠ્યા: "ખબરદાર! જોતા નથી કે બહેન આ સ્ટેશનથી જ બેઠાં છે અને હું તો અડતાલીસ કલાકથી અહીંનો અહીં મૂવો છું?"

મારું થયું કે આનો ઉત્તર વાળે એટલી વકીલબુદ્ધિ ત્યાં કોઈનામાં નહોતી. એથી થોડી જ વારમાં શાન્તિ પથરાઈ ગઈ. ફરી ટીકા ન થાય એટલા ખાતર પ્રાણલાલભાઈએ પુસ્તક ઉઘાડ્યું. લતા પાકિટ ઉઘાડીને પૈસા ગણવા લાગી. ખૂબીની વાત એ થઈ કે એક બાજુ લતાના પાકિટનો બંધ થવાનો ટીક અવાજ આવ્યો અને બીજી બાજુ પ્રાણલાલભાઈના પુસ્તકના અડધિયા એકમેક સામે અથડાયા. એ બન્નેને પણ એવું આશ્ચર્ય થયું હોય તેમ પલવાર એઓ સામસામું જોઈ રહ્યા અને આખરે લગીર હસી પડ્યા.

પ્રાણલાલભાઈમાં આથી હિંમત આવી. એમણે સીધો સવાલ કર્યો: "બહેન, તમારું નામ?"

લતાને આંચકો લાગ્યો. અત્યારના સંજોગો એવા હતા કે પોતા વિષે કોઈને કશું સાચું કહેવામાં શી ગોળા હતી? વળી ડર એ કે નજીકનું ઓળખાણ ટપકી પડે તો ક્યાં જવું?

લતાએ નામ ન કહ્યું. એથી પ્રાણલાલભાઈ નિરાશ ન થયા. એમણે પોતાની ઓળખાણ આપવી શરૂ કરી: "હું પ્રાણલાલ. ઓળખતાપાળખતા લાડથી મારા નામ પાછળ ભાઈ શબ્દ લગાડે છે. મારું નામ તો તમે સાંભળ્યું હશે?"

લતાને નિરાંત થઈ. પ્રાણલાલભાઈને ઓળખવામાં એને કશો વાંધો નહોતો. એણે આતુરતા દેખાડી પૂછ્યું: "ક્યા પ્રાણલાલભાઈ?"

આછા મલકતા હાસ્ય સાથે ઉત્તર આપ્યો: "ન ઓળખ્યો? ગુજરાતના કાર્યકર્તાઓમાં પ્રાણલાલ ક્યાં ઝાઝા છે? મારે હસ્તક ચાલતા ગ્રામસેવાસંઘનું નામ નથી સાંભળ્યું?"

"સાંભળ્યું છે."

"બસ એ જ. એને મેં મારું જીવનધન કર્યું છે. અભણ અને અકિંચન ગામડિયાના જીવનને ઉચ્ચ કક્ષાએ લઈ જવાનો મારો આદર્શ છે. એમને શિક્ષણ આપી શકાય એટલા સારું આજે દોઢ મહિને નાણાં ઉઘરાવીને હું પાછો ફરું છું."

લતાને આશ્ચર્ય થયું કે જ્યારે પોતાને પૈસાની તાણ હતી ત્યારે પ્રાણલાલભાઈ પાસે પોતા ઉપરાંત પારકા માટે પણ જોગવાઈ હતી.

એમણે આગળ લંબાવ્યું: "મારે જરૂર હોય તો કેટલા એકનિષ્ઠ સેવકોની એ મળે, તો હું શું શું ન કરું?"

લતા લલચાઈ. નિરંજન ન મળે તો પછી આ શું ખોટું હતું? પણ આ સેવાસંઘમાં સ્ત્રીઓને સ્થાન હશે? હશે તો શી શરતોએ?

વળી વાગ્ધારા વહેવા લાગી: 'દેશને કામ છે તમારા જેવા મૂંગા સેવકોનું. પડખે રહેતો પાડોશી પણ ન જાણતો હોય કે શી શી પ્રવૃત્તિઓમાં તમે સક્રિય ફાળો આપી રહ્યાં છો.'

લતાને એક બાબત ચોક્સાઈથી સમજાઈ. દેશની સેવા વાસ્તે તો તેનાં નીવડ્યે વખાણ થાય એમ હતાં; પણ મૂગી તો એ જરૂર જ હતી.

પણ હવે એને ઉમળકો આવ્યો; એનાથી પૂછી જવાયું: 'તમારા સંઘમાં બહેનોને સ્થાન છે?'

લતા આ પહેલાં એટલું પણ ભૂલી ગઈ કે મૂંગા સેવકોનું મૂલ્ય સમજનાર જાતે બહુ બોલતા કેમ હતા!

'બહેનોને શા સારુ સ્થાન ન હોય? છે જ. જગતમાં સર્વત્ર એમને સ્થાન છે, તો અમારા સંઘમાં કેમ નહિ? હા; એટલા પૂરતું અમે બંધન સ્વીકાર્યું છે કે જે કોઈ બહેન દાખલ થાય તેમના પતિ પણ સાથોસાથ દાખલ થવાના હોય તો તેમને અમુક નિયમો પાળવા પડે.'

આ નિયમો કયા હતા તે લતા પૂછશે એવી પ્રાણલાલભાઈને આશા હતી. લતાને જાણવાનું મન પણ હતું, પણ પૂછીને જાણવા જેટલું નહિ.

આવી વાતો થતી હતી ત્યાં મોટું સ્ટેશન આવ્યું અને લતા કૂદીને બારી પાસે પહોંચી. નિરંજનના પત્ર પ્રમાણે આ ગાડીમાં અહીંથી એ બેસવાનો હતો અને મુંબઈ પહોંચી સીધો આફ્રિકા ભણી ઊપડી જવાનો હતો. આ કાર્યક્રમમાં નિર્વાહ કરતાં બીજો ઉદ્દેશ મુખ્ય હતો—એ કે આમ દૂર જાય એટલે લતા અને સુરેશનો છિન્નભિન્ન થયેલો સંસાર, વખત વીતતાં, ફરી સ્થિર અને સુખી થાય.

ગાડી સ્ટેશનમાં દાખલ થઈ કે તરત લતાએ નિરંજનને દીઠો. એણે ઇશારત કરી દીધી કે મળે ત્યારે મૂગો રહે.

તોય નિરંજનથી મૂગા ન રહેવાયું: 'હું તો ધારતો હતો કે તું સ્ત્રીઓના ડબામાંથી નીકળીશ એટલે છેક છેડે ઊભો હતો.'

લતા કાંઈક કહે એ અગાઉ પ્રાણલાલભાઈએ ઝુકાવ્યું. 'આજના યુવાનોની આ જ મોટી ભૂલ છે. પોતાને એક વીસમી સદીના મનાવે છે અને પોતાની પત્નીઓને પિંજરના પંખી માને છે.'

નિરંજનને સમજ ન પડી. એની આંખો કૂદાકૂદ કરવા લાગી. લતાએ શું પહેલેથી નિરંજનને પતિ તરીકે ઓળખાવી લીધો હશે? મનમાં અનેક ઊભરાઓ આવતા હતા. પણ રખે વળી ઊંધું વળી જાય એ બીકે બધું બળપૂર્વક તેણે દાબી દીધું.

લતા થેલી લઈ ડબા બહાર આવી. નિરંજન જેવી બીક તેના મનમાં પણ પેઠી હતી. એટલે એણે નિરંજનને આઘો લઈ જઈ સ્થિતિ સમજાવવાનું ઉત્તમ ધાર્યું. ડબાથી થોડેક દૂર, પણ સાવ સામે, એક બાકડો હતો ત્યાં બન્ને ગયાં અને વાતોએ વળગ્યાં. પ્રાણલાલભાઈને એક પ્રસંગ સાંભર્યો. જેલમાં એમના પત્ની મુલાકાત માટે આવતાં ત્યારે આવું જ કાંઈક રચાતું. પણ ત્યારે એમનું પાત્ર પ્રેમાળ પતિનું રહેતું; અત્યારે છૂપામૂપા પોલીસનું હતું!

લતા અને નિરંજન મળ્યા. લાંબી વાતો કરવાનો સમય નહોતો એટલું એઓ સારી રીતે સમજતાં હતાં. તરત તેમણે નક્કી કરી નાંખ્યું કે થયું એ થઈ ગયું માનીને આવતી કાલનો માર્ગ આજ ને આજ, અત્યારે ને અત્યાર, તેમણે ઘડી લેવો ઘટે. લતાએ

સેવાસંઘનું સૂચન કર્યું. નિરંજનને થયું કે થોડા દહાડા માટે એનો અખતરો ખોટો નહોતો. આને માટે એક જ બાબત આવશ્યક હતી' પતિપત્ની તરીકે એઓ ન ગણાવે તો રમત બરાબર ગોઠવાતી નહોતી.

ગ્રામસેવાસંઘ નાનકડી સંસ્થા હતી. છાપાંઓમાં મોટાં મથાળાં નીચે અઠવાડિયે એકવાર અચૂક, એની વિવિધ પ્રવૃત્તિઓના અહેવાલ આવતા. તે જો ખોટા નહોતા તો સાચા પણ નહોતા. જે સભા ગંજાવર રીતે ભરાયેલી ગણાવાતી તેમાં ક્યારેક પ્રાણલાલભાઈ, એમના પત્ની રતનબહેન અને બીજા એકબે જણ હાજર હોતાં. ઠરાવો સઘળા સર્વાનુમતે પસાર થતા અને સંઘનું કાર્ય નિર્વિઘ્ને ચાલ્યે જતું!

નિરંજન સંઘને છાપાઓદ્વારા ઓળખતો હતો. એણે માન્યું કે ઊતરવાને સ્ટેશને આજે લોકોની ઠઠ જામી હશે અને 'પ્રાણલાલભાઈની જય'થી વાતાવરણ ગાજી ઊઠશે. સ્ટેશન આવ્યું એ પહેલાં નિરંજને આ વાત લતાને કાનમાં કહી અને બન્ને ઈર્ષ્યાની નજરે પ્રાણલાલભાઈ સામું જોઈ રહ્યાં. આશ્ચર્યની વાત ગણો કે ન ગણો, પણ પ્રાણલાલભાઈની મુદ્રામાં એક કરચલીનો પણ ફરક નહોતો પડ્યો

ગાડી ઊભી રહી સ્ટેશન સેવાભાવીઓથી સૂનું હતું. એક મજૂર આવ્યો તેણે પ્રાણલાલભાઈને સલામ ભરી. એમણે એ સંતોષથી ઝીલી

લતાએ નિરંજનને કહ્યું: 'શી સાદાઈ!'

નિરંજને લતાને કહ્યું' 'નવાઈ!'

સંઘનું સ્થળ એકાદ માઈલ દૂર હતું પ્રાણલાલભાઈ ચાલવા લાગ્યા એટલે લતા અને નિરંજન માટે બીજો ઉપાય નહોતો. બન્નેએ સામસામાં મોં મચકોડ્યાં.

સંઘમાં પહોંચ્યા ત્યાં રતનબહેન સામાં મળ્યાં પ્રાણલાલભાઈએ ઉત્સાહપૂર્વક ઓળખાણ કરાવી આપી અને પોતે ઘણા દિવસથી પડેલી ટપાલ વાંચવામાં પરોવાયા જરો વારે રતનબહેન રાંધણિયામાં ગયાં. લતા અને નિરંજન ઓરડામાં એકલાં પડ્યાં.

જે એકલતા ખાતર બન્નેએ બહુ બહુ પ્રયાસ કર્યા હતા તે આવી મળતાં બન્ને અવાક્ થઈ ગયાં. નિરંજને લતા સામે જોયું તો તેની આંખમાંથી દડદડ આંસુ ખરતાં હતાં આમ કેમ? વળી શું થયું? લતા હજુ શું સુરેશને ચાહતી હશે? તો પછી તે નિરંજનની પાછળ કેમ આવે? રાત્રે તો તે જ આવવાનું કહેતી હતી! અને અહીં જાણે એ લતા જ નહિ!

નિરંજન અકળાયો. લતા સાથે શી રીતથી શરૂઆત કરવી તે તેને ન સૂઝ્યું. બોલવું શું, તેની ગમ પડતી નહોતી. સ્પર્શથી શાન્તિ આપવાની તેનામાં હિંમત નહોતી આશ્વાસનના શુભ આશયથી અડકાડેલા હાથ સામે પણ લતા વિફરી બેસે તો? નિરંજન ઊભો થયો અને આંટા મારવા લાગ્યો. એથી પણ જ્યારે એ થાકી ગયો ત્યારે લતાથી બને તેટલું નજીક પણ ભૂલથીય અડકી ન જવાય એટલે દૂર બેઠો અને બસ બેસી જ રહ્યો.

લતાએ આંસુ લોહ્યાં અને દયામણે ચહેરે નિરંજન સામે નિહાળ્યું. એનો ચહેરો પણ ફિક્કો પડી ગયો હતો. બન્નેનાં હૃદયના ફટકી ગયેલા રંગના પ્રતિબિંબ જાણે ત્યાં પડતાં હતાં. થથરતી જીભે લતાએ પૂછ્યું: 'નિરંજન! આપણને આ શું સૂઝ્યું?'

નિરંજનના અંતરના ઉકળાટને આથી જરા ટાઢક વળી. આખર લતા બોલી? સારું થયું. વાતચીતથી હવે જાણી શકાશે કે લતાના મનમાં શું શું રહ્યું છે. એ આશાથી નિરંજને ઉત્તર વાળ્યો: 'અવળું સૂઝ્યું.'

લતાએ પૂછ્યું' 'હવે શું કરવું?'

'સુખ શોધીએ છીએ અને મુશ્કેલીઓ મળતી જાય છે. અહીંથી નીકળીએ નહિ ત્યાં લગી આપણે પતિપત્ની મટી શકીએ એમ નથી '

લતાના અંગમાંથી જાણે વીજળી પસાર થઈ ગઈ. એ ફ્ટ ઊઠી. નિરંજનના ખભા સાથે તે ઓચિંતી અથડાઈ ગઈ. બન્નેએ એની ત્રાસતી લાગણી અનુભવી.

ચારે જણ જમવા બેઠાં પ્રાણલાલભાઈનો ઉત્સાહ સાગર સમો હતો. રતનબહેનમાં હોંસ નહોતી એમ તો ન કહેવાય. લતા અને નિરંજન તો બેમનું જોઈ એ એટલે બેઠાં હતાં. એમના ચહેરા પરની ફિકાશ એમની જીભ પર પણ આવી વસી હતી લતાને તો જમીને ઊઠતાં ઊલટીય થઈ.

પછી પ્રાણલાલભાઈએ નિરંજનને પોતા પાસે બોલાવ્યો અને રતનબહેનને કહ્યું: 'તમે જરા બહેનને મેં કહી હતી તે હકીકત સમજાવશો ?' એ હકીકત એમણે નિરંજનને કહી. જાણે કેવડો મોટો પથ્થર માથા પરથી ખસી ગયો હોય તેમ નિરંજને નિરાંતનો શ્વાસ લીધો.

રવેશમાં બે ખાટલા પાથરેલા હતા તેમા પ્રાણલાલભાઈ અને નિરંજન પડ્યા

'ભાઈ, માફ કરજો પણ બ્રહ્મચર્યપાલન આ સંસ્થાના ઉદ્દેશોની પહેલી કલમ છે.'

નિરંજને હસીને કહ્યું: 'બહુ સરસ વાત છે '

પાંચેક મિનિટમાં પ્રાણલાલભાઈના નસ્કોરા વાતાવરણની શાન્તિ હરી લેવા લાગ્યાં. નિરંજનને આટલી જલદી ઊંઘ આવે એમ નહોતી. ખાટલા પરથી ઊભા થઈ એ પગથિયે મૂકેલી માટલીમાંથી પાણી પીવા ગયો, ત્યારે અંદર થતી વાતોના શબ્દો એને સંભળાયા. પગથિયા ચડી એ ભીંત પાસે પહોંચ્યો અને બારીએ કાન દઈ સાંભળવા લાગ્યો. .

લતા પૂછતી હતી· 'રતનબહેન, તમે પરણ્યાં ત્યારથી આમ જુદાં છો ?'

'શુ કહું, બહેન ? અમારે એમની વાત નોખી છે હું તો બીજીવારની છું અને કપાળે ટીલી લખાવતી આવી છું. આગલી તો રૂપાળી બે છોડીઓ મૂકતી ગઈ છે અને એ છોડીઓને ઘેર પણ છોકરાં છે !'

નિરંજન ચિડાઈ ગયો: આનું નામ બ્રહ્મચર્યપાલન ? આનુ નામ ગ્રામસેવા ? પોતાનું ઘર સળગતુ રાખીને કોઈનાથી પારકું ઘર ઠારી શકાવાનું હતુ ? આના પર નિરંજન વિચાર લખાવી શકે એ પહેલાં અંદરની વાતો આગળ વધી

'બહેન, તમને પરણ્યા કેટલો વખત થયો ?'

'બે વરસ '

'એકે બાળક બોહુ થયુ ?'

'ના, ના,' લતાએ બીતા બીતાં બોલી નાખ્યુ

'પણ તમને તો માગશો ત્યારે મળી રહેશે માત્ર મને. . . .'

અને બાકીના શબ્દો રતનબહેને ઉચ્ચાર્યા વિનાના રાખ્યા. આ વખતે પ્રાણલાલભાઈ ને ઉધરસ આવી અને નિરંજન પોતાના ખાટલામા જઈ સૂઈ ગયો.

સવાર પડી ત્યારે પ્રાણલાલભાઈએ બીજી માફી માગી. અહીંઆં ચાની મનાઈ હતી. એને બદલે તાજું દૂધ મળતુ. એ પીને વળી લતા ને નિરંજન એકલાં પડ્યાં.

નિરંજનને રાતની વાતચીત સાંભરી આવી. એને આધારે લતાની મશ્કરી કરવાનું તેને મન થયું. એટલે પૂછ્યું 'લતા, બાળક માગ્યુ મળતું હશે ?'

લતાને ફાળ પડી. નિરંજને બધી વાતચીત સાંભળી હશે તો ? સાંભળી હોય કે નહિ, પણ હવે છૂપી રાખીને શું કરવું હતું ?

લતાએ હળવેથી પણ હિંમતથી કહ્યું: 'હા, મળે.'

નિરંજનને હસવું આવ્યું, પછી હેતથી પૂછ્યું: 'લતા, તો તને ક્યારે મળશે?'

લતા ગભીર બની ગઈ કહેવું કે ન કહેવું? પણ કાં ન કહેવું? એટલે એણે કહ્યું: 'મને તો માગ્યા પહેલાં મળી ગયુ લાગે છે.'

નિરંજનને પોતાનો લતા પરનો માલિકી હક્ક સરી જતો જણાયો. તેણે તાબડતોબ પૂછ્યું: 'કોણે કહ્યુ?'

'રતનબહેને કાલે મને જોઈ એથી એમને શકા ગઈ હતી. રાતે કેટલીય પૂછપરછ પછી ખાતરીથી કહ્યુ'

નિરંજન હતાશ થઈ ગયો

પ્રાણલાલભાઈ અહીં આવી પહોચ્યા આવીને તરત તેમણે શરૂ કર્યું 'મારે તમારી ત્રીજી માફી માગવાની છે મને ખબર પડી છે કે તમે બેઉ બ્રહ્મચર્ય પાળો કે ન પાળો તે સરખુ છે. એવી સ્થિતિના સભ્યો સેવાગ્રહ સ્વીકારી શકે તેમ નથી. અમારી પહેલી જ કલમનું એથી ઉલ્લઘન થાય છે એટલે સાજ સુધીમા અહીંથી નીકળી જશો તો સંસ્થા પર ઉપકાર થશે.'

અને ઉત્તરની અપેક્ષા વિના પ્રાણલાલભાઈ ત્યાંથી નીકળી ગયા.

'નિરંજન, શુ કરીશુ?'

નિરંજન શો ઉત્તર આપે? તેણે સામો પ્રશ્ન કર્યો 'લતા, ત્યારે ક્યાં જવુ છે?'

લતાની બુદ્ધિ કહ્યું કરતી નહોતી એવી હદ આવી પહોચી હતી કે જેથી આગળ વધવાની તેનામાં હિંમત કે હોંશ નહોતી તો પછી શુ સુરેશને શરણે પાછા જવું? એના અંતરની એ ઇચ્છા હતી· પણ સુરેશ તેને સ્વીકારશે કે કેમ? એ હેતાળ હૃદયને એણે કેટકેટલુ દુ:ખમાં ડુબાડ્યુ હતુ! એ આખુ ભૂલી જઈને સુરેશ શુ એને 'આવ' એમ કહેશે? લતાને લાગ્યુ કે પોતે સુરેશને અન્યાય કરવામાં સીમા નહોતી રાખી. એટલે સુરેશ જે કંઈ સામેથી કરે તે તેણે મૂગે મોએ સાખી લેવુ જોઈતું હતુ સુરેશને મળવા જાય અને એને જોતાં વેંત સુરેશ બારણાં બંધ કરી દે તો તે સહન કરવાની તૈયારી પણ તેનામાં હોવી જોઇએ. પણ સુરેશ નુ એટએટલો ક્રૂર કદી થઈ શકે એમ હતો? ના, ના

નિરંજને ફરી પૂછ્યુ· 'લતા, મન કયા જવાનુ કહે છે?'

'બીજે કયા? બાળકના પિતાને ત્યાં!'

'સાચી વાત, તમારા છૂટા પડેલા અકોડા એ સાધી આપશે.'

લતાના હૃદયમા કંઈક હામ આવી

'અને તારે ક્યાં જવુ છે?'

'ગમે ત્યા, જગતમા ઊભા રહેવાની જગા મળે ત્યા. માત્ર એક સ્થળે નહિ—સુરેશ અને લતા હોય ત્યા નહિ'

લતા ન બોલી શકી, ન કાંઈ ભાવ બતાવી શકી

'કેમ કબૂલ છે ને, લતા? તો સુરેશને તાર કરીએ.'

લતાએ નાનો શો શબ્દ ઉચ્ચાર્યો: 'ભલે.'

અને નિરંજન તરત તાર ઑફિસ તરફ નીકળી પડ્યો. લતાની આખોમાંથી ફરી દડદડ આંસુ ખરતાં હતાં. એ હર્ષના હશે કે બીજા કશાનાં?

—o—

## શબ્દચર્ચા

### પરદેશી 'ફ' ઉર્ફે દન્ત્યૌષ્ઠ્ય 'ફ'

**સંસ્કારી** ઉચ્ચારણના દરેક ભેદમ માટે અક્ષરની યોજના આપણી વર્ણમાળામા છે એમ આપણો દાવો છે. વર્ણમાળાની આવી સંપૂર્ણતા જાળવી રાખવા ખાતર આપણે મૂર્ધન્યતર 'ડ', 'ल' જેવા કેટલાક વ્યજનોને લિપિધારણમા સ્થાન આપ્યુ છે એક નવો અતિથિ છે: 'દન્ત્યૌષ્ઠ્ય ફ.'

અંગ્રેજી F નો ઉચ્ચાર કેટલાક પરિચિત શબ્દોમા (જેમ કે of, father) દન્ત્યૌષ્ઠ્ય[1] થાય છે, એટલું જ નહિ પણ ઓષ્ઠ્ય ઉચ્ચારણ અંગ્રેજોને મતે અપ્રચારી છે. ઉર્દૂ અને આરબી ભાષામા તો બહુધા દંત્યૌષ્ઠ્ય 'ફ' જ શ્રુતિગોચર થાય છે. આ ભગિની ભાષાઓની અસર ગુજરાતી ઉપર એટલી બધી છે કે આપણે પણ 'ફ' ને દન્ત્યૌષ્ઠ્ય બોલતા થઈ ગયા છીએ. જો કોઈ વાચક કુતૂહલવૃત્તિથી સારાસારા વક્તાઓના 'ફ'ના ઉચ્ચારણ ઉપર ધ્યાન આપશે તો છેવટે તે પણ આ વાત સ્વીકારશે

એ પણ નોંધવાજેવું છે કે આ દન્ત્યૌષ્ઠ્ય 'ફ', દન્ત્યોષ્ઠ્ય 'વ' થવાની પૂર્વતૈયારીમાં છે—'વ' તરફ પ્રયાસ કરી રહ્યો છે સ્થાનસંક્રમણ કરનાર આવા પ્રવાસીને ભાષાના બંધારણ સામેના બાખોરા તરીકે ગણવો કે નવા અતિથિ તરીકે આવકારવો, એ ભાષાવિશારદોની ન્યાયબુદ્ધિ ઉપર અવલબે છે

પ્રતાપરાય

×

### 'માતાજેન'

**સાહેબ,**

**અમારી** બાજુ જ્યારે સ્ત્રીઓ અંદરઅંદર તકરાર કરે છે ત્યારે 'રાડ', 'બોડી', 'માતાજેન' વગેરે શબ્દોથી ગાળો દે છે.

'રાડ' એટલે વિધવા. વળી 'બોડી' એટલે મુડન કરાવેલી, એટલે કે વિધવા.

હવે 'માતાજેન' શબ્દનો અર્થ ગો તે બરોબર સમજ પડતી નથી. પણ હું ધારું છુ કે તે શબ્દ 'માતાજણ' શબ્દનો અપભ્રંશ હોવો જોઈએ અને તેનો અર્થ વેશ્યાપુત્રી થતો હોવો જોઈએ.

'માતાજણ' એ માતા+જણ એમ બે શબ્દોનો બનેલો છે.

હવે 'માતાજણ' એટલે સમાજ જેને માતાથી જણેલી એટલે માતા મારફતે જ ઓળખે છે તે.

આપણા સમાજમાં કોઈ પણ પુરુષ કે સ્ત્રીની ઓળખાણ જાહેરમાં તેની માતા મારફતે અપાતી નથી, તેના બાપ મારફતે જ ઓળખાણ અપાય છે. ફક્ત વેશ્યાનાં સંતાનો જ તેની માની મારફતે ઓળખાય છે

ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડેલા શબ્દકોશમા આ શબ્દનો અર્થ આપેલો નથી.

કોઈ ભાઈ આ બાબતનો સંદેહ દૂર કરશે તો આભાર માનીશ

મીઠાલાલ દામોદરદાસ પરીખ

---

[1] અંગ્રેજી 'નેવ્યૂ' nephew શબ્દની જોડણીમા ph એટલે 'ફ' આવે છે એ અને જર્મન વિશેષ નામોમાં આવતો von શબ્દનો ઉચ્ચાર 'ફોન' થાય છે એ અહીં યાદ આવે છે. તે તે ભાષાના આ વિષયના તદ્વિદો આ ઉપર પ્રકાશ પાડે એ ઉદ્દેશથી આ ટીપ લખેલી છે. રા. વિ. પા.

# ચર્ચાપત્ર

## શ્રી ૧। વિષે એક ખુલાસો

ગયા ચૈત્રના અંકમાં શ્રી કિશોરલાલ મશરૂવાળાએ શ્રી ૧। વિશે કેટલાક તર્કો કર્યા હતા. મારા સમજવા પ્રમાણે એ ૧। (સવા)નો આંકડો જ છે. તે મુખ્યત્વે વેપારીઓ વાપરે છે અને તેનો મુખ્ય અર્થ લાભ થાય. આપણામાં વેપારીઓને વેપારમાં ધર્મદૃષ્ટિએ મૂળના સવાયા કરવાનો હક ગણાય છે. એટલે સવા એટલે લાભ, નફો, વૃદ્ધિ. તે પછી તેનો લાક્ષણિક અર્થ મંગલ અને પ્રગતિ એવો પણ થયો. 'બાપથી સવાયો પુત્ર થાય,' એ શબ્દપ્રયોગ પણ આમાંથી આવ્યો. સરખાવો:

આપ રળેલુ ખાય બાપથી કરે સવાઈ

એ શામળની પંક્તિ. બહુ લાભવાળી, ખાતરીવાળી સલાહને માટે લોકો કહે છે "હું કહું તે વીસ આના," તો પણ તેનો એ જ અર્થ કારણ કે વધારેમાં વધારે વીસ આના, એટલે સવાયા દામ થઈ શકે—એટલે કે સૌથી સારી સલાહ—સૌથી લાભવાળી સલાહ.

અનાયાસે શ્રી મેઘાણી સાથે આ સબંધી ચર્ચા થતાં તેઓએ પણ આ જ અર્થ જણાવ્યો.

રામનારાયણ વિશ્વનાથ પાઠક

*

## કાલિદાસ અને જ્યોતિષ

કાલિદાસનો સમય નક્કી કરવામાં, કેટલાક વિદ્વાનો, એ મહાકવિએ જ્યોતિષ સંબંધે કરેલાં કેટલાંક વિધાનોને આધાર તરીકે લે છે. 'રઘુવંશ'માંનો छाया हि भूमेः વાળો શ્લોક એ અંગે ઠીક ચર્ચાયો છે, પણ એમાં યતિભંગનો દોષ દર્શાવી, એ શ્લોક કાલિદાસનો હોવા બદલ કેટલાક શંકા ઉઠાવે છે જોકે એ શ્લોકનો સયતિક અન્વય છે ખરો.

તજ્જ્ઞો માટે એક બીજો શ્લોક રજૂ કરું.

'કુમારસંભવ'માં હિમાચલનું વર્ણન કરતાં કવિ કહે છે કે હિમાલયના અગ્ર-સરોવરોમાં ઊગતાં કમલો પર સૂર્યનાં ઊર્ધ્વગત કિરણો પડે છે (અધોમુખ કિરણો નહિ). આનો ખુલાસો ટીકાકાર એમ કરે છે કે મેરુ આસપાસ સૂર્યમંડલ ફરે છે અને હિમાલય તો મેરુ કરતાં પણ ઊંચો છે માટે કાલિદાસ આમ કહે છે. ટીકાકારનો આ ખુલાસો મેરુપર્વત જેવો જ કાલ્પનિક છે.

ખરી વાત તો એમ છે કે સૂર્યનાં કિરણો ફક્ત કર્કવૃત્ત સુધી જ લંબરૂપે પડી શકે. તેથી ઉત્તરમાં આવેલા બધા પ્રદેશને સૂર્યનાં ઊર્ધ્વમુખ કિરણો જ મળે. દાખલા તરીકે, સૂર્ય સંપાતબિન્દુએ હોય ત્યારે હિમાલયના પ્રદેશમાં રહેનાર લોકોને સૂર્ય ૩૦° નીચો રહી હિમાલયની પ્રદક્ષિણા કરતો હોય એમ ભાસે, ડિસેંબરમાં તો દૃષ્ટિમર્યાદા—ક્ષિતિજ—થી ફક્ત ૩૬° ઊંચો રહીને પરકમ્મા કરતો હોય તેમ જણાય.

કાલિદાસે આ વિધાન જ્યોતિષના નિયમોનો અભ્યાસ કરીને કર્યું છે એમ માનનારને ઉપલી ચર્ચા ઉપયોગી થઈ પડશે એમ માની રજૂ કરી છે બાકી તો જ્યોતિષ સંબંધેનાં તેમાં ઘણાં વિધાનોને એક જ યુક્તિથી પાંગળાં કરી શકાય કે આ વિધાનો તેણે જ્યોતિષના જ્ઞાનથી નહિ પણ અનુભવથી કર્યાં છે.

પણ એમ દલીલ ઉડાવવા જતાં, સાથોસાથ તેના વાસસ્થાનનો પણ નિર્ણય થઈ શકે. વિશેષ ચર્ચા અભ્યાસીઓ ઉપર છોડું છું.

પ્રતાપરાય

## મદુરાના સૌરાષ્ટ્રીઓ

ચિમનલાલ એ. પરીખ

પ્રાચીન પવિત્ર મદુરા નગરમા એક આગળ વધેલી મહત્ત્વાકાંક્ષી 'સૌરાષ્ટ્ર' નામે જાતિ વસે છે. ગુજરાતના સૌરાષ્ટ્ર ઉર્ફે સોરઠ પ્રાન્ત જે કાઠિયાવાડનો એક ભાગ છે, ત્યાંથી આ લોકોનું આગમન થયેલું છે. આ લોકો દક્ષિણ હિંદમા તામિલ ભાષામાં પટ્ટનૂલકાર નામે પ્રસિદ્ધ છે. તેઓ પટ્ટનૂલી ઉર્ફે ખાત્રી ઉર્ફે સૌરાષ્ટ્રી નામે ગુજરાતી ભાષાને મળતી ભાષા બોલે છે. પટ્ટનૂલકારનો અર્થ રેશમી, સુતરાઉ કાપડ બનાવનાર એવો થાય છે. પટ્ટ=રેશમ; નૂલ=સૂતર; કાર=વાળા અગર તો બનાવનારા.

ઈ. સ. સાતમા સૈકામા સૌરાષ્ટ્ર નામે રાજ્ય હિંદના છપ્પન મોટા રાજ્યોમાંહેનું એક હતું. આ રાજ્યનો વિસ્તાર, ગુજરાતના દક્ષિણ દ્વીપકલ્પ (કાઠિયાવાડ), પશ્ચિમ રજપૂતાના, માલવા અને ખંભાતના અખાતની આજુબાજુના પ્રદેશ પર્યંત હતો. માલવાનો પ્રદેશ અસલના સૌરાષ્ટ્ર પ્રદેશની પૂર્વ દિશામા કેટલેક દૂર આવેલો છે સિંધિયા રાજ્યના મંદસોરમાં આવેલા કુમારગુપ્ત અને બધુવર્મનના શિલાલેખો ઉપરથી માલમ પડે છે કે તે પ્રદેશમાં દશપુરા શહેર રેશમના વણકરોના ઉદ્યોગને લીધે ઘણુ આબાદ બન્યું હતું, અને આ વણકરોએ ધન અને સમૃદ્ધિના પ્રતાપે શ્રીસૂર્યનારાયણનુ પ્રસિદ્ધ દેવળ બંધાવ્યું હતું. આથી જણાય છે કે વણકરોનાં થોડાંક કુટુંબો શરૂઆતમા મદસોર તરફ ગયાં હશે. મુસલમાનોના સૌરાષ્ટ્ર પ્રાંત ઉપરના પ્રથમ આક્રમણ વખતે આ વણકરોને ઘણી હાડમારી અને દુઃખ ભોગવવાં પડ્યાં, અને તે લોકોમાંના ધર્મચુસ્ત માણસોએ સ્થળાંતર કરવાનો વિચાર કર્યો. મહારાજા કુમારગુપ્તે આ વણકર લોકોને પોતાના માલવા પ્રદેશમાં આવીને વસવાનુ આમત્રણ આપ્યું, અને તેઓ થોડાંક સૈકા સુધી માલવા પ્રદેશમા જઈને વસ્યા અને તે દેશને પોતાના હુન્નરઉદ્યોગથી સમૃદ્ધ કર્યો

મુસલમાનોના માલવા ઉપરના બીજા આક્રમણે આ વણકર લોકોને ગુપ્તવંશના રાજાઓના મુરબ્બીવટ અને રક્ષણ વગરના કરી નાંખ્યા, અને તે લોકોએ રક્ષણ મેળવવા ખાતર દેવગિરિના રાજ્યનું શરણ લીધું. અહીં પણ મુસલમાનોના આક્રમણથી હેરાન થઈ મધ્ય હિંદમા પોતાને પૂરતું રક્ષણ મળશે નહિ તેમ જાણી આ વણકરોએ દક્ષિણના વિજયનગરના મહારાજ્યનો આશ્રય લીધો. યુરોપીય લેખક રોબર્ટ સિવેલના લેખોથી આપણને આ વિજયનગર મહારાજ્યની સમૃદ્ધિ અને વિસ્તાર વિષે ઘણું જાણવાનું મળે છે. ઈ. સ. ૧૪૨૦–૨૧ના અરસામાં ઇટાલિયન મુસાફર નિકોલોએ આ રાજ્યની મુલાકાત લીધી હતી. આ મુસાફર વિજયનગરના રાજ્યનાં દરબારગૃહ, સમૃદ્ધિ, વેપાર અને દબદબાનું સારુ વર્ણન કરે છે. ત્યારબાદ સને ૧૫૨૦ના અરસામાં ડોમિંગો પાયસ નામનો મુસાફર

આવેલો તે કહે છે કે વિજયનગર રાજ્યની સ્ત્રીઓ સુંદર, કિંમતી બારીક વસ્ત્રો પરિધાન કરતી હતી, અને ત્યાંના ઘોડાઓ પણ સોનારૂપાના તારથી વણાયેલ રેશમી કપડાથી શણગારેલા હતા આ રાજ્યમાં રહીને આ સૌરાષ્ટ્રી વણકરો વેપારધંધામાં ઘણા સમૃદ્ધ થયા, અને તેઓને રાજ્ય તરફથી સારું સન્માન મળતું વિજયનગર રાજ્યની પડતીના વખતે આ લોકોની નાની નાની ટુકડીઓ અને ૧૫૬૫ના અરસામાં વેપારઅર્થે છેક દક્ષિણમાં સેલમ, કુંભકોણમ, અને મદુરા પર્યંત ગઈ અને ત્યાં પોતાની વસાહત વસાવી તે વખતે મુસલમાની રાજ્યોએ એકસંપી કરીને તે વખતના વિજયનગરના હિંદુ રાજા રામરાય (રામરાયા) ને હરાવી, કેદ પકડી તેનો શિરચ્છેદ કર્યો તથા મુસ્લિમ લશ્કરે રાજ્યધાની લૂંટી અને તેનો દરેકેદરેક સિપાઈ સોનું, રૂપું, ઝવેરાત, તંબૂ, અસબાબ અને ઘોડાઓની લૂટથી પૈસાદાર થયો આ જ વખતે સૌરાષ્ટ્રી વણકરો હજુ છેક દક્ષિણ તરફ મોટા પ્રમાણમાં જવા નીકળી પડયા, કેમકે મધ્ય હિંદમાં તેમના જાનમાલની સહીસલામતી જણાઈ નહિ

આ સૌરાષ્ટ્રી લોકોના વિજયનગરના વસવાટ દરમિયાન તેમણે પોતાની સોરઠી ઉર્ફે પટ્ટનૂલી ઉર્ફે ખાત્રી ભાષામાં તેલુગુ અને કાનડી ભાષાનો શબ્દભંડોળ ભેગો કર્યો વિજયનગરના વસવાટ દરમિયાન ત્યાંના સૂબાઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તેમને સુંદર બારીક રેશમી જરિયાન કપડાંની જરૂરિયાત પડતી, તેથી તેઓ આ સોરઠી વણકરોને પોતાની સાથે લઈ જતા, અને તેથી તેઓએ કાવેરી અને વૈગેઈ નદીના રસાળ પ્રદેશમાં પોતાનો વસવાટ કર્યો મૈસૂરના સુલતાન હૈદર પણ તેમને પોતાના રાજ્યમાં બોલાવી વસાવ્યા હતા અને રાજ્યની પૂરતી મદદ આપી હતી હાલ પણ મૈસૂર અને બેંગલોરમાં કેટલાક સૌરાષ્ટ્રી કુટુંબો વસે છે

મદુરાના સૌરાષ્ટ્રોમાં એક પ્રથા લગ્નના વખતે ચાલુ છે, તે એ કે વરપક્ષના માણસો કન્યાને ત્યાં કન્યાના હાથનું માગું લઈને જાય છે ત્યારે પૂછે છે કે તેઓ એટલે કન્યા પક્ષવાળાઓ કોણ છે અને ક્યાંથી આવ્યા છે, અને તેના જવાબમાં કન્યાપક્ષવાળા કહે છે કે તેઓ અસલ સોરઠના વતની હતા, અને દેવગિરિ આવેલા, ત્યાંથી વિજયનગર ગયેલા, અને ત્યાંથી મદુરા આવેલા છે એવી જ રીતે કન્યાપક્ષવાળા વરપક્ષને ત્યાં જઈને સવાલો પૂછે છે અને તેના ઉત્તર જણાવ્યા પ્રમાણે જવાબો અપાય છે આ લોકો પોતાને બ્રાહ્મણ તરીકે જણાવે છે તથા તે પ્રમાણે ગણાવે છે આચારવિચારમાં તેઓ ઘણા જ ધાર્મિક શ્રદ્ધાવાળા અને રહેણીકરણીમાં દક્ષિણી મહારાષ્ટ્રીઓના જેવા છે દક્ષિણ હિંદના બ્રાહ્મણોની હરોળમાં રહેવાને ખાતર કેટલોક વખત થયા સૌરાષ્ટ્રીઓ પોતાના નામની પાછળ અય્યર, અય્યાન, આચારી, આયગાર, રાવ એવા વિશેષણો લગાડે છે અગાઉના સરકારી દફતરોમાં તેમને શેઠી તરીકે નોંધતા હતા જનોઈ પહેરવી, સંધ્યાવંદન કરવું, એવા બ્રાહ્મણના લક્ષણો પણ તેઓ રાખે છે

સત્તરમી સદીમાં મદુરાના તિરુમલ નાયકે આ સૌરાષ્ટ્રી વણકરોને વિજયનગરથી બોલાવીને વસવાટ કરાવ્યો, પરંતુ તે બાબતના ઐતિહાસિક લેખો મળી શકતા નથી મદુરાની વસતિનો ૪૦ ટકા ભાગ સૌરાષ્ટ્રીઓનો છે સત્તરમી સદી પહેલા કેટલા કુટુંબો અહીં આવ્યા તેની વીગત મળી શકતી નથી પરંતુ સને ૧૮૫૦-૫૧ના વસતિપત્રકની ગણતરી વખતે તેમની વસતિ મદુરા જિલ્લામાં ૨૧,૫૪૬, અને ૧૮૯૧માં ૨૨,૬૦૭ અને

મદ્રાસ ઇલાકામાં ૯૨,૮૪૦ અને સને ૧૯૨૧માં ૯૦,૮૨૧ હતી. મદુરા જિલ્લામાં સને ૧૯૧૧માં ૪૩,૪૩૧ હતા, અને સને ૧૯૩૫ની સૌરાષ્ટ્રીઓની પોતાની કૉન્ફરન્સની ગણતરી પ્રમાણે હાલ મદુરા ગામ માત્રમાં સૌરાષ્ટ્રોની વસ્તિ ૪૧,૫૧૪ની છે. આ લોકોમાં મુખ્ય ધંધો વણાટ, રંગાટ, ખેતી અને મજૂરીનો છે. પુરુષવર્ગ ઉપરાંત સ્ત્રીઓ પણ ઉદ્યોગી હોઈ નવરાશના વખતે કાપડ ઉપર બાંધણી એટલે કે ચુનડીઓ બાંધવાનું કામ કરે છે અને પોતાની સ્વતંત્ર આજીવિકાનો સેતુ પેદા કરે છે. મદુરા શહેર તળપદમાં સૌરાષ્ટ્ર લોકોની કાપડ વણવાની સાળો લગભગ ૫,૦૦૦ હશે, પરંતુ હાલમાં જાપાનીઝ કાપડ, મિલ બનાવટનું કાપડ વગેરેની હરીફાઈને લીધે કેટલીક સાળો બંધ પડતી જાય છે અને હાથવણાટનો ઉદ્યોગ દિવસેદિવસે ઓછો થતો જાય છે રંગારી લોકો જે પહેલાં હાથવણાટનું કાપડ રંગતા હતા તે છેલ્લાં પાંચછ વરસથી જાપાનીઝ લૉંગક્લોથ અને મલમલ તથા મિલ-વણાટનું કાપડ રંગે છે. કેમકે તે કાપડ તેમને હાથવણાટ કરતાં પણ ઘણું સસ્તું પડે છે

હાથવણાટની મુખ્ય ચીજોમાં સૌરાષ્ટ્રી વણકરો બારીક સુતરાઉ તથા રેશમી જરીની સાડીઓ, શેલાં, રૂમાલ, ફેંટા, ધોતીજોટા, ઓઢણીઓ, ઉપરણાં, દુપટ્ટા વગેરે તદ્દન હલકા ભાવમાં આઠ આનાથી માંડી નંગ ૧ દીઠ રૂા. ૧૫૦ સુધીની કીમતી ચીજો બનાવે છે, અને તેમા કિનારો વગેરે જુદીજુદી તરેહની નકસીદાર જરી તથા રેશમી તારની વણે છે. બારીક સૂતર વિલાયતી તથા જાપાનીઝ, રેશમ ઇટાલી તથા ચીન અને જાપાનનુ અને જરી ફ્રાન્સની અને ઘણા થોડા પ્રમાણમા સુરતની બનાવટની વપરાય છે. આજથી દોઢસો વરસ પહેલા અહીંની બનાવટનુ કાપડ દરિયાપાર વિલાયત, યુરોપ, અરબસ્તાન, વગેરે સ્થળે જતું હતુ, હાલમાં માત્ર સિલોન, પિનાંગ, સિંગાપુર અને કેટલેક અંશે ફીજી ટાપુઓ કે જ્યાં તામિલ લોકો જઈને વસેલા છે ત્યાં નિકાસ થાય છે હિંદમા તો મુંબાઈ, કલકત્તા, દિલ્હી તરફ મદુરાનુ જરિયાન કાપડ મુલકમશહૂર છે.

સૌરાષ્ટ્ર લોકોને શરૂઆતમાં મદુરા અને આજુબાજુના પ્રદેશમાં આવેલાં મંદિરોમાં પ્રવેશ કરવા નહોતા દેતા પરંતુ તેઓએ પોતાનું સંઘબળ જમાવી મદુરામાં પોતાનું મંદિર કૃષ્ણકોવિલ બધાવ્યું છે, તથા તેમના સૌરાષ્ટ સભા મંડળની મારફત તેનો ઘણો ઉત્તમ વહીવટ કરે છે તથા દરેક ઉત્સવ ઘણા ઠાઠમાઠથી ઊજવે છે એક જ સાંસ્થાનિકો તરીકે એમની એક જ જાત પરાવલબી નહોતાં દરેક જાતના ધંધામાં બનતા લગી પોતાની જ જાતના માણસો કામ લાગે તેવી રીતે વ્યવસાય ચાલે છે. કેટલાક લોકો પુરોહિત, કેટલાક શિક્ષક, કેટલાક વેપારી, કેટલાક રંગારા, કેટલાક વણકર અને દૈનિક વ્યવહારમાં કામ લાગે તેવા ધંધા જેવા કે સોની, લુહાર, કડિયા, સુતાર વગેરે ધંધાઓ કરે છે. અન્ય વર્ગ ઉપર તેમને બિલકુલ આધાર રાખવો પડતો નથી.

આમાંની કેટલીક હકીકત મદુરાની અમેરિકન કોલેજના અર્થશાસ્ત્ર તથા ઇતિહાસના અધ્યાપક આલ્બર્ટ જેમ્સ સૉન્ડર્સ, એમ એ, પિએચ ડી, એફ્ આર ઇ ના સૌરાષ્ટ્ર જાતિના નિબધમાથી થોડેક અંશે અને બાકીની હકીકત મારા અત્રેના વસવાટ દરમિયાન સૌરાષ્ટ્રીઓની સાથેના વેપારી સબધને અંગે એક બીજાને પૃચ્છા કરવાથી મળેલી છે.



## (૧) હૂણોનો સમ્રાટ્ એટીલા

ઇતિહાસમાં સૌથી સમર્થ સમ્રાટ્નો ભેદ કદાચ કદી નહિ ઉકેલી શકાય.

બરાબર ૧૫૦૯ વર્ષ પહેલાં હૂણોનો સમર્થ સમ્રાટ રૂમ મરણ પામ્યો એમ બાયઝેન્ટિયમના શહેનશાહ થિયોડોશિયસ બીજાએ સાંભળ્યું ત્યારે નિરાંતની લાગણી અનુભવી. થિયોડોશિયસે આશા રાખી હતી કે જે નવું રાજ્ય ઊભુ થયું છે એ એના સ્થાપનારના અપુત્ર મરણ પછી તૂટી પડશે. એ સમયથી આશરે સિત્તેર વર્ષ પહેલાં લૂંટફાટ કરતા અને માર્ગમાં આવતા લોકોને તાબે કરતા ચીનની પ્રખ્યાત ભીંતોની નજીકના પ્રદેશમાંથી નીકળીને એશિયા અને યુરોપમાં હૂણો ફરી વળ્યા હતા, અને આવા અજાણ્યા જંગલી ટોળાંઓના રાજ્યકર્તાને વર્ષેવર્ષે ૩૫૦ રતલ શુદ્ધ સોનાની ખંડણી આપવી પડતી હતી તેમાંથી એ મુક્ત થશે એમ એણે માન્યું.

આવા વિકરાળ જંગલીની સત્તા હેઠળ રહેવાથી પુરાણી સંસ્કૃતિએ પહોંચેલા એવા બાઈઝેન્ટિયમના શહેનશાહના ખીસા ઉપર કાપ પડતો હતો, એટલું જ નહિ પણ એનું અંતઃકરણ પણ ખૂબ ઉદ્વેગ પામતુ હશે. એણે આશા રાખી હતી કે રૂસના દરબારમાં ગયેલા પોતાના એલચીઓ એવી ખબર સાથે પાછા ફરશે કે હૂણો પોતાના સરદારના મરણ પછી પોતાના ઘોડાના મુખ ફેરવીને ત્યાંથી એ લોકો આવ્યા હતા અને જ્યાંના એ લોકો વતની હતા એ એશિયાના અંધારા અજ્ઞાત પ્રદેશમાં પાછા ફર્યા છે પણ રૂસના બે જુવાન ભત્રીજા એટીલા અને બુદાએ સામ્રાજ્યનો કારભાર પોતાના હાથમાં લીધો, રૂઆ કરતા એ બન્ને વધારે કઠણ કોયડા નીવડ્યા

બાઈઝેન્ટિયમના એલચીઓ પોતાની કીમતી ભેટો સાથે આવી પહોંચ્યા. પોતાના દરજ્જા પ્રમાણે એમનું સ્વાગત થશે એવી એમણે આશા રાખી હતી. એટીલા કદે ટૂંકો, વિશાળ વક્ષઃસ્થળવાળો અને મજબૂત માણસ હતો. એની ચામડી પીળી હતી અને એની આંખો મંગોલ પ્રજા જેવી હતી આવા એટીલાએ ઘોડા ઉપરથી જ આ એલચીઓનું સ્વાગત કર્યું અને ઘોડા પરથી ઊતર્યા વગર જ તેમની સાથે કરારો વિશે વાતચીત કરી લીધી.

આમ કરવાથી હૂણોમા શિષ્ટાચારનો ભંગ ગણાતો નહિ. ઘોડાની પીઠ ઉપર રહેવું એ લોકોને સ્વાભાવિક હતુ તેઓ પોતાના ટૂંકા પગવાળા, આશ્ચર્યકારક સહનશીલતાવાળા નાના ઘોડાઓ સાથે એકજીવ જેવા હતા.

હૂણો ઘોડાની પીઠ ઉપર બેઠા બેઠા જ ખાતા, વાતો કરતા અને પોતાના માલના સાટાં કરતા અને ઘણીયે વાર એ નાના મંગોલિયન ઘોડાની કેશાવલિવાળી ગરદન ઉપર વાંકા વળીને સૂઈ જતા.

પણ ચાલવાને એ જાતે ટેવાયેલી નહોતી. જોડા જેવું કશું એ પહેરતા નહિ, પણ ચામડાના ટુકડાઓ માત્ર પગ ઉપર બાંધતા.

ઘોડા ઉપર વધારે આરામ રહે તે માટે રકાબ અથવા પેંગડાની શોધ હૂણોને આભારી છે એમ મનાય છે. પોતાના ઘોડાની સંભાળ પોતાના જેટલી જ લેતા અને જેવું પોતે પહેરતાં તેવાં જ કઠણ ચામડાનાં બખ્તરથી ઘોડાને સજતા અને ઘોડાના કપાળ ઉપર આવેલી અણીવાળી ઢાલનું પણ એ બખ્તર વડે રક્ષણ કરતા

## બમણી ખંડણી

થિયોડોશિયસના એલચીઓને એમની તરફનું આ જાતનું વર્તન પસંદ પડયું નહિ. આગલી ખંડણી કરતા બમણી અને બીજે વર્ષે ચોગણી રકમ ભરવી એ ફરમાનથી તો ખૂબ જ માઠું લાગ્યું આપણા હાલના ધોરણ પ્રમાણે એટીલાના દરબારમા દરવર્ષે પદરથી વીશ લાખ રૂપિયાનું સોનુ બાઈઝેંશિયમના એલચીઓએ ભરવાનું હતુ. બાઈઝેંશિયમના સૈન્યના સેનાપતિ તરીકેની બિનવેતન સેવાની કદરના સબબ સિંધ હેઠળ એ લેવામાં આવતું. વાસ્તવિક રીતે તો એટીલા જો ધારે તો બાયઝેંશિયમના આખા લશ્કરને પોતાના ખીસામાં ઘાલી દે.

## ભેદી ટોળીઓ

પોતાના ભાઈ બુદાના અકાળ મરણ પછી એ ઉગ્ર હૂણોનો એટીલા એકલો રાજ્યકર્તા રહ્યો. એ પ્રજાની ઉત્પત્તિ અણઉકલી રહી છે ઇતિહાસકારો અને પુરાતત્ત્વવેત્તાઓ આ લોકો એશિયાના અત્યત મધ્યવિભાગમાથી આવ્યા એ વિશે સંમત છે. જે મોટાં ટોળાં સામે સંરક્ષણ માટે ચીનની પ્રસિદ્ધ ભીંતિ બાધવામા આવી તેમાંની તે એકાદ મોટી ટોળી હોય એવો સંભવ છે.

હૂણોની ચાર મોટી શાખાઓ હતી એમ મનાય છે ઇસ્વી સન પછી ત્રીજી કે ચોથી શતાબ્દિમાં યુરોપ જીતવા નીકળી અને હુણોના નામથી પ્રસિદ્ધ થઈ તે પહેલી શાખા જેમાંથી હાલના મગ્યારો કે હંગેરિયનો ઉત્પન્ન થયા તે બીજી શાખા. એ શાખા ઘણે મોડે સુધી એશિયામાં રહી, અને ક્રમેક્રમે પોતાના જાતભાઈઓને પગલે આગળ વધી એ શાખા હમેશા નવા ચારણના સ્થલોની શોધમા રહેતી, અને નવમી સદીની આખેરીમાં હાલના હંગેરીમા કાયમ માટે સ્થાયી થઈ તે પહેલાં કેટલાંક સૈકા સુધી વોલ્ગા નદીનાં સપાટ મેદાનોમાં અને કાળા સમુદ્રના કિનારા ઉપર વસી હતી.

ત્રીજી શાખા 'ગોરા' હૂણોની હતી. એટીલા પોતાની વિજયકૂચો યુરોપમાં કરતો હતો એ જ સમયે એ શાખાએ ઇરાન જીતી લીધું, અને ચોથી શાખાએ હિંદુસ્થાનના ઘણાક ભાગનો કબજો મેળવ્યો હતો.

## એટીલાનું ચારિત્ર્ય

હંગેરીની ફળદ્રુપ સપાટ ભૂમિ ઉપર એટીલાના હૂણો સ્થાયી થયા, અને સો વર્ષ કરતાં વધારે સમય સુધી પોતાના મુખ્ય મથક તરીકે એને જાળવી ગમ્યુ જોર્ડાન્સ અને પ્રીસ્કસ રહેટોર જેવા લેટિન લેખકોએ આ અમસ્કારી (?) રાજ્યકર્તાના વ્યક્તિત્વ વિશે અને એના દરબાર વિશે ઘણુ લખ્યુ છે એ લેખકો એના શરીરનું વર્ણન કરતાં લખે છે કે એનું કાઠુ બેડોળ જેવું હતુ પણ એ પુષ્કળ બળવાન હતો. એ ખૂબ ગંભીર તથા પ્રતિભાવાળો હતો.

એની જાતના લોકો એનાથી ખૂબ ડરતા અને એ એમનું માન સંપાદન કરી શક્યો હતો, એટલું જ નહિ પણ કેળવાયેલા પરદેશીઓ પણ એને માન આપતા. ડેન્યુબ અને ટીઝા નદીઓની વચ્ચેની સપાટ ભૂમિ ઉપર એણે પોતાનો પડાવ નાખ્યો હતો અને એ

પડાવની રચના નોમેડીક (ભટકતી) ટોળીઓના રથના પડાવોને મળતી હતી. પણ રાજાનો પોતાનો મહેલ એના ભવ્ય અને સુંદર તખ્તની આસપાસ પુષ્કળ કારીગરીવાળા તથા સોનાના ઓપવાળા કઠેડાથી શોભી રહ્યો હતો. એ તખ્તના સ્તંભો તથા દરવાજાઓ પણ સુંદર કોતરકામ તથા સુવર્ણના ઢોળવાળા હતા.

અપાર દ્રવ્ય રાજાના તખ્તમાં ભેગુ થયુ હતુ. મહેમાનો ચાંદી તથા સોનાની થાળીઓમાંથી ઊંચાં મિષ્ટાન્નો આરોગતા. પણ રાજા અને લડવૈયાઓ સાદો ખોરાક લેતા અને ઘોડીના દૂધમાંથી બનાવેલુ ખમીર બાઈઝેંટિયમના મહેમાનોને સોનાના પ્યાલામાં પીરસવામાં આવતું ત્યારે એટીલા પોતે પોતાનું એ રાષ્ટ્રીય પીણુ લાકડાના પ્યાલામાંથી પીતો.

પોતાની પ્રજાની કલ્પનાશક્તિને કેમ દોરવવી એ એ બરાબર જાણતો હતો. એના મોટા ધર્મગુરુઓએ એવી કથા ફેલાવી હતી કે પરમેશ્વરે સ્વપ્નમાં એને સાક્ષાત દર્શન આપીને કહ્યુ કે કોઈ એક જગ્યાએ એક જૂની તલવાર છે એ લઈને તુ પુષ્કળ દેશો જીતજે અને ઘણીય પ્રજા ઉપર રાજ્ય કરવામા એનો ઉપયોગ કરજે. એટીલાને જમીનમાંથી આ કટાએલી તલવાર મળી આવી હતી અને ત્યારપછી એણે કદી પરાજય અનુભવ્યો નહોતો

આવી અમાનુષી શક્તિ અને 'ઈશ્વરનો કોરડો' એવું જે ઉપનામ એણે પોતાને આપ્યું હતું તેથી લોકો ઉપર એની સત્તા ઘણી વધી અને એ દેવતુલ્ય મનાવા લાગ્યો. જંગલી પ્રજાનો આ સમર્થ રાજકર્તા એની પછવાડે લોકોએ એને જેવો ચીતર્યો છે તેવો કોઈ પણ રીતે લોહીતરસ્યો કે ઘાતકી જુલમગાર નહોતો. દાખલા તરીકે, એના સમકાલીન ગોથ અને વેન્ડાલ લોકોએ સુલેહને વખતે કે યુદ્ધમાં જંગલી ઘાતકીપણાથી વગોવાયેલા હૂણો કરતાં ઘણા વિશેષ અત્યાચારો કર્યા છે.

એટીલાએ પોતાની સત્તા નીચે આણેલા અસંખ્ય મનુષ્યો ઉપર એક દક્ષ રાજનીતિજ્ઞ જેમ રાજ કર્યું આજે આપણે જેને મધ્ય યુરોપ અને જર્મની તરીકે ઓળખીએ છીએ એ પ્રદેશ અને તેમા વસતી અનેક નાનીમોટી જાતો એની સત્તા હેઠળ હતાં; હૂણો, આલન, વેન્ડાલ, વીસીગોથ અને જેનાં નામો આજે ભુલાઈ ગયા છે પણ જેની સંતતિ આજે પણ યુરોપમાં વસે છે એ બધી જાતો એના તરફ પોતાના નેતા જેમ જોતી

## અખૂટ ભંડાર

મધ્ય યુગ ઊગતા આ બધી જાતો અને ટોળીઓ જ્યા આ રાજા યુદ્ધો વચ્ચેના વિરામકાળ દરમ્યાન પોતાનો દરબાર ભરતો તે આજના હંગેરીમાંથી પસાર થઈ હતી. અને આ કારણથી હંગેરીની ભૂમિ તે કાળના અવશેષોનો ભવ્ય ભંડાર છે. જ્યારે પ્રજાઓ એક દેશમાંથી બીજા દેશમા પ્રવેશ કરી રહી હતી તે કાળના સંસ્મરણોથી હંગેરી જેટલો ભરપૂર કોઈ પણ દેશ નથી એ સૈકાઓ દરમ્યાન એશિયાની અનેક જાતો અને ટોળીઓ યુરોપમાં દાખલ થઈ, અને રોમની સામ્રાજ્યસત્તાને ઢીલી કરીને ત્યા એ ટોળીઓએ પોતાનો નિવાસ કર્યો અને નવી દુનિયાનો પાયો નાંખ્યો.

બાઈઝેંટિયમ પછી એટીલાને રોમન સામ્રાજ્ય સાથે કજિયો શોધવાનું રહ્યું હતુ. ઇતિહાસકારો એવું પ્રતિપાદન કરે છે કે વેન્ડાલોના કુનેહબાજ રાજા ગેન્સેરીકે એટીલા સાથે કરાર કર્યો તે કારણથી એટીલાએ રોમ ઉપર હુમલો કર્યો. રોમન સૈન્ય એટીલા સાથે લડવામાં રોકાયેલું રહે અને વેન્ડાલો એ સમયે આફ્રિકાને કબજે કરે એવી ગેન્સેરીકની વેતરણ હતી.

પણ એટીલાને રોમ સાથે લડવાનું બહુ સરસ બહાનુ હતુ. શહેનશાહ વેલેન્ટીનિયા-

નસને હોનોરિયા નામની રૂપવતી બહેન હતી એ રૂપવતી બહેન પરણે નહિ એની એ હમેશાં સાવચેતી રાખતો, કારણ કે એને ભય હતો કે રખેને એનો પતિ એની રાજગાદી ઉપર પોતાનો દાવો કરે અને એને માર્ગમાંથી ખસેડી નાખે. અને એવા પ્રસંગો રોમન શહેનશાહોના દરબારમાં અસાધારણ નહોતા આવો સભવ ઊભો ન થાય તેટલા ખાતર હોનોરિયાને બાઈઝેંશિયમના શહેનશાહ થિયોડોશિયમના દરબારમાં મોકલી અને ત્યાં તેર વરસ સુધી તે વસ્તુત તાળાકૂચી તળે રહી.

બાઈઝેંશિયમમાં હોનોરિયાએ આ જગલી રાજ્યકર્તા એટીલા વિશે ભયાનક વાતો સાંભળી હતી કદાચ આ વાતોથી એના મન ઉપર ઊંડી છાપ પડી હોય, કે બદીખાનામાંથી છૂટવાને એ સારુ સાધન માન્યુ હોય, ગમે તેમ હોય પણ રોમના શહેનશાહની બહેને પોતાનો પ્રેમ તથા હાથ ભયાનક હૂણોના જગલી રાજ્યકર્તાને અર્પવાનુ કહેણ મોકલ્યુ તથા એક વફાદાર વ્યઢળ નોકર સાથે એક વીંટી મોકલાવી. એટીલાએ પહેલા તો પોતાના અભિમાનને તૃપ્ત કરનારા કહેણની કશી દરકાર કરી નહિ પણ રોમને જીતવાના દાવમાં હોનોરિયા સાથે લગ્ન કરવાની ઘડ બેસતી દેખાઈ કે તરત જ એને એ વીંટી યાદ આવી અને એ વીંટી સાથે એણે રોમમા પોતાના દૂતો મોકલ્યા

એણે જાહેર કર્યુ કે એનો વિવાહસબધ હોનોરિયા સાથે નક્કી થયો હતો. એણે એના હાથની માગણી કરી તથા દાયજામા રોમન સામ્રાજ્યનો અડધો ભાગ માગ્યો. એણે એવી પણ માગણી કરી કે રોમન શહેનશાહની પુત્રીના પતિ તરીકે જંગલી અમરફારી પ્રજાના રાજા અને 'ઈશ્વરના કોરડા' એટીલાને પણ રોમના શહેનશાહ તરીકે રાજ્યાભિષેક કરવો અને રોમન સામ્રાજ્ય ઉપર વેલેન્ટીનિયાનસની સાથેસાથે જ રાજ્ય ચલાવવું.

## સામ્રાજ્યનો ગભરાટ

શહેનશાહ વેલેન્ટીનિયાનસે સભ્યતાપૂર્વક પણ દ્દઢતાથી અસ્વીકાર કરતો પ્રત્યુત્તર વાળ્યો. રાજપુત્રી હોનોરિયાને ઉતાવળે ઈટલીમા બોલાવી લેવામાં આવી. ફરીને એના હાથ ઉપર પોતાનો દાવો કોઈ ન કરે એ હેતુથી કોઈ અજાણ્યા ઉમરાવ સાથે એને પરણાવી દેવામાં આવી. વળી 'ઈશ્વરના કોરડા'ને પ્રેમના સંદેશા મોકલવાની સજા તરીકે એ વહાલા ભાઈએ એને ભીંતમા જીવતી ચણાવી દેવા ફરમાન કર્યું

એટીલાને હવે રોમ સાથે યુદ્ધનુ બહાનુ મળ્યુ. એના મિત્રો વેન્ડાલોએ આફ્રિકામા રોમને માટે ઉપાધિ ઊભી કરી અને એટીલાના ઘોડેસ્વારો હાલના જર્મની અને ફ્રાન્સને કચડતા ડેન્યુબને કિનારેથી નીકળીને ધસી આવ્યા. ન માની શકાય એટલા ટૂકા સમયમાં ફ્રાન્સનાં શહેર અને વિશાળ પ્રદેશો એટીલાએ સર કર્યા. દતકથા તો એવી છે કે ફ્રાન્સની દેવી સેંટ જીનીવીવે આ જંગલીઓના ટોળા સામે પેરિસનુ રક્ષણ કર્યું, પણ ફ્રાન્સના બીજાં બધા શહેરો એટીલાનો શિકાર બન્યાં

રોમ તરફથી સેનાપતિ ઍટિયમ હતો. એ એટીલાના જ દરબારમાં મોટો થયો હતો, અને હૂણોના લડાઈના ગુપ્ત ભેદો જાણતો હતો. એલોન્સ–સુર–માર્ન, જેને રોમન કાળમા કેટેલોનમ કહેતા હતા, એના મેદાનમા બને વિશાળ સૈન્યો સામસામાં મળ્યા. તવારીખના લેખકોના આધારે મધ્ય યુગના આ સૌથી મોટા યુદ્ધમાં પાચ લાખ કરતાં વધારે સૈનિકોએ બને પક્ષ મળીને ભાગ લીધો હતો.

## માર્નની પહેલી લડાઈ

કેટેલોનમની લડાઈ, જેને માર્નની પહેલી લડાઈ કહી શકાય, એક દિવસ ચાલી. તેમાં

બન્ને પક્ષોના મળીને એક લાખ પાંસઠ હજાર માણસો માર્યા ગયા, પણ પરિણામ અનિશ્ચિત રહ્યું. બંને પક્ષોએ પોતાના મથકો જાળવી રાખ્યાં. એ સમયે તો એટીલાની પ્રગતિ અટકી એમાં શકા નથી.

બીજે વર્ષે એણે રોમ પાસેથી કુંવરી હોનોરિયાનો દાયજો પોતાનું એની સાથે સગપણ થયું છે એ હક્ક ફરીને માગ્યો. ફરીને એ માગણીનો અસ્વીકાર થયો. એટલે એટીલા આલ્પ્સ પર્વત ઓળંગીને ઈટલીમા દાખલ થયો, ઉત્તર ઈટલીમાં એડ્રિયાટિક સમુદ્રને કિનારે આવેલા સૌથી મહત્ત્વના અને રિદ્ધિસિદ્ધિવાળા કિલ્લા એક્વિલિયાને સર કર્યો થોડા જ વખતમા આ જંગલીઓનું પ્રચંડ સૈન્ય રોમના દરવાજા પાસે પહોંચી ગયુ. રોમન સેના પતિ હૂણોની લડાયક પદ્ધતિથી પરિચિત હોવા છતાં આ ટોળાઓના ધસારા સામે ટકી શક્યો નહિ હોય એમ લાગે છે

શહેનશાહ વેલન્ટીનિયાનસે એટીલાની છાવણીમાં પોતાના પ્રતિનિધિઓનું મંડળ મોકલ્યું. આ મંડળના સભ્યો રોમના ઘણા જાણીતા નાગરિકો હતા, અને એની સરદારીએ રોમનો બીશપ હતો એ રોમના બીશપની ગાદીએ આવનારાઓ પાછળથી પોપ કહેવાવા લાગ્યા. એટીલાને પાછા ફરવાની તથા રોમને મુક્ત કરવાની એ લોકોએ યાચના કરી અને ખૂબ મોટું નજરાણુ કર્યું.

દંતકથા કહે છે કે એપોસ્ટલ પીટર અને પોલે રોમનુ રક્ષણ કરતા ઉઘાડી તલવારે એટીલાને માથે દર્શન દીધા અને આ દિવ્ય દર્શનથી એટીલાએ રોમનો ઘેરો ઉઠાવી લેવાનું કબૂલ કર્યું અને ડેન્યુબ અને ટીઝા વચ્ચે આવેલા પોતાના મથક ઉપર પાછો ફર્યો. હૂણો ગરમ આબોહવાથી ટેવાયેલા ન હોવાને લીધે આ લાબ' ચાલેલા યુદ્ધમાં લશ્કરમાંથી ઘણાય ગરમીના ભોગ થયા હશે. તેથીએ 'ઈશ્વરના કોરડા'એ માન સહિત મોટું નજરાણુ લઇ રોમને મુક્ત કરી પાછા ફરવાનો નિશ્ચય કર્યો હશે

ઈલ્ડીકો

એટીલાને વતન તરફ પાછા ફરવાનુ બીજું પણ કારણ હતુ. બર્ગન્ડીના રાજાની કુંવરી ઈલ્ડીકો સાથે એના લગ્નનો દિવસ નજીક આવતો હતો. ઈ. સ. ૪૫૩માં આ લગ્ન ખૂબ ઠાઠમાઠથી ઉજવવામા આવ્યું. લગ્નની રાત પછીની સવારે એ 'ઈશ્વરનો કોરડો' લોહીના ખાબોચિયામાં મરેલો પડયો હતો, અને એની પાસે એક રાત ખાતર પરણેલી ઈલ્ડીકો વિલાપ કરતી હતી. ઐતિહાસિક સશોધનથી એમ જણાય છે કે કોઈ રક્તવાહિની ફૂટવાથી એટીલા ગુગળાઈ ગયો હતો. પણ સૈકાઓ સુધી દન્તકથાએ તો એમ જ પ્રતિપાદન કર્યુ છે કે એની જુવાન પત્ની ઈલ્ડીકોએ મધ્ય યુગના સાથી સમર્થ રાજ્યકર્તાનો શસ્ત્ર ભોંકીને ભોગ લીધો હતો.

એટીલાના શબનો અંત્યેષ્ટિસંસ્કાર થઈ શકે એટલા ઠાઠથી અને ખાનપાનની વિધિથી કરવામાં આવ્યો. એની કબરના સ્થાન વિષે ઘણીય વાતો પ્રચલિત છે મોટા ભાગની માન્યતા એવી છે કે ટીઝા નદીને બંધ બાંધીને એનો માર્ગ બીજી તરફ વાળી દેવામાં આવ્યો હતો.

રાત્રિના અંધારામાં મશાલોના અજવાળાથી સેંકડો ગુલામોએ નદીના પટમાં પ્રચંડ મોટી કબર એટીલા માટે ખોદી. આ કબરમાં 'ઈશ્વરના કોરડા'નું શબ ત્રણ કફનની અંદર દફનાવવામાં આવ્યું. પહેલું કફન શુદ્ધ સોનાનું, બીજુ ચાંદીનું તથા ત્રીજું લોખંડનું હતું.

અપાર દ્રવ્ય, સોનું, રૂપુ અને ઝવેરાત આ મહાન રાજ્યકર્તાના કફનમાં એની સાથે મૂકવામાં આવ્યું હતું. એનો લાકડાનો પ્યાલો, એનાં ધનુષ્યબાણ અને જે શસ્ત્રો એ યુદ્ધમાં રાખતો તે પણ કફનમાં સાથે મૂકવામાં આવ્યાં હતાં, કે જેથી હૂણોની માન્યતા પ્રમાણે એને પરલોકમા એ વસ્તુઓની ખોટ ન રહે.

### દફન પછીની કતલ

નદીના પટમા કફનને દફનાવ્યા પછી જે દાસોએ દફનક્રિયામા મદદ કરી હતી એ બધાની કતલ કરવામાં આવી કે જેથી એ મહાન રાજકર્તા તથા એનો ખજાનો ક્યાં દટાયેલા છે એ કહેવાને કોઈ જીવતો ન રહે. ત્યારપછી નદીના પાણી પાછા મૂળ પટમાં વાળવામાં આવ્યાં અને ટીઝાનાં ધોળાં પાણીમાં આ પૌરાણિક કબરની બધી નિશાનીઓ ધોવાઈ ગઈ.

બીજી માન્યતાઓ પ્રમાણે હંગેરીના નીચા પ્રદેશમા ડેન્યુબ અને ટીઝાની વચ્ચે એટીલાની કબરનું સ્થાન જુદાજુદા વિભાગમા બતાવવામા આવ્યું છે.

ટીઝા ધીમી વહેતી અને ઘણી વાંકીચૂંકી નદી છે અને સૈકાઓ દરમ્યાન એણે પોતાનો પટ ઘણીવાર બદલ્યો છે ઓગણીશમી સદીના પાછળના પચાસ વર્ષ દરમ્યાન નદીના પટમાં મોટા ફેરફારો થયા છે જો દંતકથા સાચી હોય અને ખરેખર જ એટીલાને નદીના પટમાં દાટવામા આવ્યો હોય તો એ સ્થાન કોઈ સૂકા ભાગમા હોય એવો પૂરો સંભવ છે. સેંકડો વર્ષો થયા સ્વપ્ન સેવનારાઓએ અને પુરાતત્ત્વવેત્તાઓએ એટીલાની કબર અને તેના કાલ્પનિક દ્રવ્યની ખૂબ શોધ કરી છે.

### સ્મરણમહોત્સવની યોજના

હંગેરીમાં તાજેતરના ખોદકામમા મધ્ય યુગના અલંકારો અને ઓજારોના સુંદર નમૂનાઓ પ્રકાશમાં આવ્યા છે. અને એ દેખાડે છે કે યુદ્ધપ્રિય હૂણો, બેદી કેસ્ટ લોકો અને લાંબા વખતથી વિસ્મરણે ચડેલા આવર લોકો જોકે ઘોડાની પીઠ પર જ રહેતા, અને બાંધેલા ઘરમા રહેવાથી મળતી કમજોર કરનારી સુખસગવડ વિગેરે અજ્ઞાત હતા તોપણ હાલના પુરુષો જેમ જ એ સૌ પોતાના સ્ત્રીવર્ગને લાડ લડાવતા.

જેની સમસ્ત ગેમ ધ્રુજતુ હતુ એવા એ 'શ્વાનમુખી' હૂણોની સ્ત્રીઓ યુરોપમા કોઈ પણ પ્રખ્યાત ઝવેરીની પ્રદર્શનની બારીને શોભાવે એવા બ્રુચ, કડાં, વીંટીઓ અને કંદોરા પહેરીને એક તંબૂમાંથી બીજા તંબૂમા ગાડાંઓની કિલ્લેબંધી વચ્ચેથી મળવા જતી હશે અને પાર્ક એવેન્યુનુ કોઈ પણ ટ્રેબલનુ ખાણુ જેની ગરસાઈ ન કરી શકે એવા રત્નજડિત સુવર્ણ પાત્રોમાં પોતાની ઘોડીનું બપોરે દૂધ પીતી હશે. રોમન લેખક પ્રીસ્કસ કહે છે કે એટીલાનું સિંહાસન કલાપૂર્ણ કોતરકામવાળું અને ઊંચા પ્રકારનો ઢોળ ચડાવેલું હતું.

એટીલા ગાદીએ બેઠો એની પંદરસોમી સંવત્સરી હંગેરીમાં વિવિધ પ્રકારના ઉત્સવોથી ઉજવવામા આવશે. એ જ દેશમાં એ 'ઈશ્વરના કોરડા' એ પોતાનુ મુખ્ય મથક સ્થાપ્યું હતું અને ત્યાંથી અડધા યુરોપ ઉપર રાજ્ય કર્યું હતું

જો આ વખતે એટીલા આકાશમાંથી પૃથ્વી તરફ જુએ તો પોતાને એક અત્યંત મોટી ફિલ્મમાં દર્શાવવામા આવતો જોઈ અજાયબ થાય. બુડાપેસ્ટમા આવી એક કંપની તરતમાં જ સ્થાપવામાં આવી છે અને હંગેરીના ફિલ્મના ઊગતા ઉદ્યોગમાં એટીલાની આ ફિલ્મને લાક્ષણિક બનાવવાનો ઇરાદો છે.

બુડાપેસ્ટમા ડેન્યુબ નદીની વચ્ચે એક સ્તંભ ઉપર એટીલાનું પ્રચણ્ડ પૂતળુ ઊભું કરવાની પણ યોજના છે. એની કબર શોધવા ખોદકામો નવા ઉત્સાહથી ચાલુ છે, જોકે એ શોધની સંભાવના શંકામય છે. પણ ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ મહત્ત્વવાળી કીમતી વસ્તુઓ પ્રકાશમાં આવે છે એ એનુ શુભ પરિણામ છે. પંદરસો વર્ષ વહી ગયાં છતાં 'ઈશ્વરના કોરડા'ના ગજબના ચિરસ્થાયી અવશેષો હંગેરીમા નક્કી રહેલાં છે.

'ઈલસ્ટ્રેટેડ વીકલી' — વિઠ્ઠલદાસ




**ખંભાતનો ઇતિહાસ:**—લેખક ગ. રત્નમણિરાવ ભીમરાવ જોટે બી. એ; પ્રસિદ્ધકર્તા નેકનામદાર હિઝ હાઈનેસ નજમુદ્દૌલા મુમતાઝ ઉલમુલ્ક મોમીનખાન બહાદુરના હુકમથી રાવસાહેબ પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ બી. એ., એલ.એલ. બી., ઓફિશિયેટિંગ દીવાન, ખભાત સ્ટેટ: સં. ૧૯૯૧, કિં. રૂ. ૪-૮-૦

પણ આટલેથી આ પુસ્તકનું વર્ણન પૂરું નથી થતુ "ગૂજરાત સાહિત્ય સભાએ ગૂજરાતનાં ઇતિહાસપ્રસિદ્ધ શહેરોનો ઇતિહાસ લખાવવાની યોજના નક્કી કરી" પહેલુ પુસ્તક 'ગૂજરાતનું પાટનગર—અમદાવાદ' બહાર પાડ્યું, અને સભાના કાર્યવાહકોને એ જ વિદ્વાન લેખકને ખભાતના નવાબસાહેબ તરફથી 'ખંભાતનો ઇતિહાસ' તૈયાર કરવાનુ કામ સોંપવામા આવ્યુ છે એમ ખબર પડતા નામદાર નવાબસાહેબને તે વખતના દીવાનસાહેબ દી. બ. નર્મદાશંકરભાઈ મારફત આ ઇતિહાસ તૈયાર થાય ત્યારે તેની પાચમો નકલ ગૂજરાત સાહિત્ય સભાને મળે એવી વિનતિ કરી. અને નામદાર નવાબસાહેબે તેનો સ્વીકાર કર્યો એટલે ગૂજરાત સાહિત્ય સભાના મત્રીઓએ પોતાની નકલોમાં, ઉપરની હકીકત દર્શાવતુ ટૂકુ આભારદર્શન ઉમેર્યું. મને મળેલી નકલ ગૂજરાત સાહિત્યસભાવાળી અને તે સભાના મત્રીઓ તરફથી મળેલી છે

સં. ૧૯૯૧ના ગુજરાતી પ્રકાશનોમા આ 'ખભાતનો ઇતિહાસ' એક ઉત્તમ પુસ્તક છે, એમા સંદેહ નથી છપાઈ, કાગળ, પૂઠુ, ચિત્રો વગેરે બાહ્યાંગોમાં આ પુસ્તક સર્વથા સુશોભિત છે. મુદ્રક કુમાર પ્રિન્ટરી અને પ્રકાશક ખભાતના નવાબસાહેબ હોય ત્યા ગ્રન્થની સુશોભિતતામા પૂછવુ જ શુ હોય? પણ આ પુસ્તકના અંતરગની શોભા આગળ બાહ્યાંગની આ બધી શોભા ગૌણ થઈ જાય છે. આ પ્રકારના ગ્રન્થના સિદ્ધહસ્ત લેખક તરીકે અમદાવાદના પુસ્તકથી જ ગુજરાતમા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે અજોડ તરીકે પ્રખ્યાત થઈ ગયા છે. અમદાવાદ શહેરના અસાધારણ મહત્ત્વથી એમના પુસ્તકને મહત્ત્વ મળ્યું હશે એવી કલ્પના કોઈને પહેલાં આવી હોય, તો એનો સંપૂર્ણ નિરાસ આ ખંભાતના પુસ્તકથી થઈ જશે. આ પુસ્તકની મહત્તા સ્થાનોત્પન્ન નથી, પણ ગ્રન્થકર્તાએ પ્રકટીકૃત છે. આ પુસ્તકમાં ખંભાતનો જ ઇતિહાસ નથી પણ સરસ્વતી નદીના પ્રાચીન પ્રવાહનું, ખભાત નામના વિચારમાંથી પ્રાપ્ત લિંગપૂજાના મૂળનું, અસુર જાતિના ગૂજરાતના કિનારા સાથેના સબધનું અને પૌરાણિક ભૂગોળનુ—ખાસ ભોગવતી પાતાલનુ—ઐતિહાસિક અન્વેષણ છે. આમાં ઘણી વાત સ્વતત્ર અને નવી છે અલબત્ત, શ્રી. જોટેના આ વિષયોના ઘણાં અનુમાનો હજી સદિગ્ધ અને ચિંતનીય કોટિનાં છે, એટલું જ નહિ પણ એમના આધારભૂત કેટલાક ગ્રન્થોનાં કેટલાક વિધાનો પણ હજી તદ્વિદોમા સર્વમાન્ય થયાં નથી. પણ આ વિષયોની

સંદિગ્ધતા ગ્રંથકર્તાના ખ્યાલમાં હોવાથી એમણે એની ચર્ચા પરિશિષ્ટોમાં કરી છે. (જુઓ ભૂમિકા પૃ. ૧૯) આ પરિશિષ્ટો સ્વતન્ત્ર ગ્રંથ જેવાં છે. એમાંની ઘણી ચર્ચાને હાલના ખભાતનો ભલે કાંઈ સબધ ન હોય અથવા દૂરાકૃષ્ટ અને અત્યલ્પ સંબધ હોય, પણ ગુજરાતની ઐતિહાસિક વિચારણામાં એ ચર્ચા ઘણી ઉપયોગી છે અને આ પરિશિષ્ટોમાં દોરેલાં કેટલાંક અનુમાનો ભવિષ્યમા કદાચ તથાર્થ ન ઠરે, તોપણ તદર્થે અતિ પરિશ્રમથી અને વિવિધ મૂળમાથી સંગ્રહેલી વીગતો ભવિષ્યના અભ્યાસીની ઘણી મહેનતને બચાવશે અને આ પ્રકારની ચર્ચાની સૂચકતા તથા પ્રેરકતા તો નિઃસંદેહ છે.

આ પુસ્તકમા ૧૮ પ્રકરણોમા વહેંચાયેલા ૧૫૬ પૃષ્ઠોમાં પ્રાગૈતિહાસિક કાળથી તે છેક વર્તમાન સમય સુધીનો ખભાતનો ઇતિહાસ યથાયથોપલબ્ધ આપ્યો છે. પછીનાં ૮૦ પૃષ્ઠોનાં ચાર પરિશિષ્ટોમાં પહેલા ચાર પ્રકરણોના સંદિગ્ધ વિષયોની વિસ્તારથી ચર્ચા કરી છે. પાંચમા પરિશિષ્ટમા ખભાતના રાજવંશની વંશાવળી, છઠ્ઠામા ખભાત રાજ્યનાં ગામોની યાદી અને સાતમા પરિશિષ્ટમા ખભાત સંસ્થાનમાથી મળેલા જૂના સંસ્કૃત લેખો, ફારસી લેખો અને ખંભાત સંસ્થાનની બાદશાહી સનદો અને છેલ્લા આઠમા પરિશિષ્ટમા સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી આધારભૂત ગ્રન્થોની યાદી આપી છે પાચ પાનાં (પૃ. ૨૭૨ થી ૨૭૬)ની યાદી જોવાથી જ ગ્રન્થકર્તાએ કેટલી વિદ્વત્તા આ ગ્રન્થ પાછળ ખર્ચી છે એનો ખ્યાલ આવશે.

ગ્રન્થના આરંભમાં પુરોવચન, પ્રસ્તાવના, વિષયાનુક્રમણિકા, ચિત્રોનો ક્રમ, શુદ્ધિપત્ર અને ભૂમિકા એટલું છે. આવા ઉત્તમ ગ્રન્થમાં શબ્દાનુક્રમણિકા નથી એ કેટલાકને ખૂંચવાનો સંભવ છે અને કુમાર પ્રિન્ટરીમાં છપાયેલા ગ્રન્થ માટે અશુદ્ધિ પણ વિશેષ ગણાય.

હવે જરા વીગતવાર અવલોકીએ. હાલના ખંભાત સંસ્થાનનો ઇતિહાસ તો હાલના રાજકુટુંબના વંશકર્તા નજમુદ્દૌલાના સસરા મોમીનખાન દહેલવીદ્વારા ઇ. સ. ૧૭૨૦ થી ૧૭૩૦ની વચ્ચે ખંભાતના સ્વતન્ત્ર સંસ્થાનનો પાયો નખાયો ત્યારથી શરૂ થયો ગણાય. (જુઓ પ્રકરણ આઠમુ પૃ ૯૦ થી ૯૭) આ પછીનાં ત્રણ પ્રકરણોમાં ખભાતનો આજ સુધીનો ઇતિહાસ આપ્યો છે. જેને અંગે ઈ. સ ૧૭૮૧માં ફૉર્બ્સે પ્રત્યક્ષ જોઈને કરેલુ એ વખતના નામદાર નવાબસાહેબ મોમીનખાન બીજાનું ચિત્ર, ફૉર્બ્સના 'ઓરિયેન્ટલ મેમોઇર્સ (ગ્રન્થ ૨ પૃ. ૧૭)માંથી ઉતારેલુ ઈ. સ. ૧૭૭૨મા ખંભાત શહેરના દક્ષિણ બાજુના દેખાવનું ચિત્ર અને આ જ ગ્રન્થમાથી ઉતારેલુ દિલખુશ બગીચાના દેખાવનું વગેરે કીમતી સામગ્રી છે. અગિયારમા પ્રકરણમાં ખભાતમાં સ્થાપાયેલ અંગ્રેજી કોઠીનો ઇતિહાસ આપ્યો છે તે ઘણી રીતે વાંચવાલાયક છે. એને અંગે ખભાતની ઇસ્ટ ઇંડિયા કંપનીની જૂની કોઠીનાં ચિત્રો પણ આપ્યાં છે.

પ્રકરણ બારમું ખભાતના સ્થાપત્ય સંબધી છે. ખભાતમાં હિંદુ સમયનું કાંઈ સ્થાપત્ય જળવાયું નથી ગ્રંથકર્તા કહે છે (પૃ ૧૦૦) તેમ, "ખભાત શહેરના અનેક અવતાર થઈ ગયા છે. નગરાની જગ્યાએ આવેલા શહેરની રચના કેવી હશે અને ત્યા કેવાં મકાનો હશે એ જાણવા માટે તો કલ્પના સિવાય કાંઈ સાધન રહ્યુ નથી." પણ મુસ્લિમ સ્થાપત્યના જે નમૂનાઓ હાલમા ખભાતમાં છે તેમાં મુખ્ય અને શ્રેષ્ઠ ખભાતના દરિયા તરફના કોટની પાસે રાજગઢની બાજુમા આવેલી અને ગૂજરાતની સર્વથી જૂની મસ્જિદોમાંની એક

છે અને લકુલીશના જન્મ સમયથી એટલે ઇ. સ. બીજા શતકની આસપાસથી[1] તો એ પ્રદેશમા લિંગપૂજા પ્રચલિત હોવાનો જરૂર સભવ છે, જોકે એ સૈકાઓની કોઈ નિશાનીઓ મળતી નથી. અને પ્રાગૈતિહાસિક મોહેન્જોડેરોના સમયમાં સર જોન માર્શલ જેને સિંધુ સંસ્કૃતિવાળી પ્રજા કહે છે તે સરસ્વતીને કાંઠે ઊતરીને ગુજરાતના પશ્ચિમ કિનારા ઉપર કોઈ કાળે વસતી હોય તેમાં અસભવિત જેવું કાંઈ નથી, અને એને જ પુરાણોક્ત અસુર માનવાથી દેવાસુરસંગ્રામ વગેરે સંબધી ઘણી પૌરાણિક કથાઓનો કાંઈક ખુલાસો થઈ શકે છે મોહેન્જોડેરોમાં લિંગપૂજા પ્રચલિત હતી તેમ આ ભાગમાં પણ પ્રચલિત હોવાનો સંભવ છે, પણ આ વિષયનો નિર્ણય તો મોહેન્જોડેરોમાંથી મળી આવી તેવી કાંઈક નિશાનીઓ ગુજરાતમાંથી મળે ત્યારે જ થાય અત્યારે તો ખભાત નામના મૂળમાં જે ગૂઢ પ્રમાણ રહેલુ છે, તેને પૌરાણિક કથાઓ અને ઉલ્લેખોના આધારે વિકસાવી ગુજરાતના ઇતિહાસને ભૂતકાળમા ઘણે દૂર સુધી ખેંચી જવાનો અને એ રીતે ભારતીય ઇતિહાસમા ગુજરાતને અતિ સ્પૃહણીય સ્થાન અપાવવાનો શ્રી. જોટેએ પ્રયાસ કર્યો છે તે વિચારણીય જ નહિ પણ મારા નમ્ર મતે સ્તુત્ય અને ગ્રન્થકર્તાને ઉચ્ચ સ્થાન અપાવે એવો છે. ગુજરાતી સાહિત્ય આવાં ગ્રન્થરત્નોથી જ વધારે ને વધારે ગૌરવવન્તુ થતુ આવે છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

મે. તંત્રીશ્રી,

**'પ્રસ્થાન'**

**અમદાવાદ.**

નીચેની હકીકત આપના પત્રના આવતા અંકમાં છાપી આભારી કરશોજી.

"૧૯૩૬ના વર્ષમાં પ્રગટ થયેલ ગૂજરાતી વાઙ્‌મયની સમીક્ષાનું કામ, ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી આ વખતે શ્રી. ડોલરરાય ર માંકડને સોંપવામાં આવ્યું છે. તો આથી પુસ્તક પ્રકાશન મદિરો અને લેખકોને ખાસ વિનતિ છે કે તેઓએ પોતાના પુસ્તકો શ્રી. માંકડને નીચેના સરનામે મોકલી આપવા કૃપા કરવીઃ

**શ્રી. ડોલરરાય ૨. માંકડ**

ગુજરાત નગર : કરાંચી · [સદર]

જો આટલો સહકાર ગૂ. મા. સભાને આપના તરફથી મળશે તો તે માટે સભા આપનો ઉપકાર માનશે"

લિ.

**ચૈતન્યપ્રસાદ દીવાન**

માનદ મંત્રી,

ગૂજરાત સાહિત્ય સભા

**અમદાવાદ.**

તા. ૩૦—૪—૩૬

---

૧ જુઓ મારો 'શૈવધર્મનો સક્ષિપ્ત ઇતિહાસ,' આવૃત્તિ બીજી.

# નોંધ

ચિમનલાલ ચકુભાઈ શાહ
એમ. એ., એલએલ. બી.; સોલિસીટર

## પંડિત જવાહરલાલ અને સમાજવાદ

લખનૌ અધિવેશનના પ્રમુખસ્થાનેથી સમાજવાદનો ઝંડો ફરકાવીને પંડિત જવાહરલાલે દેશમાં અનેક આંદોલન અને નવા બળો ઉત્પન્ન કર્યા છે. આથી સામ્રાજ્ય-વિરોધી બળોને એકત્રિત થવાની તક મળી છે, જ્યારે મૂડીવાદીઓ અને વિનીતોએ જોરથી સમાજવાદનો વિરોધ કર્યો છે સામાન્ય જનતા કાંઈક કૌતુકથી અને કાંઈક માનપૂર્વક પંડિતજીનો આ નવો પ્રયાસ નિહાળી રહી છે. પંડિતજીની મુંબઈની મુલાકાત દરમ્યાન સમાજવાદનું દૃષ્ટિબિન્દુ જનસમાજને સમજાવવાની, વિરોધીઓનો વિરોધ ઉઘાડો પાડવાની, અને મહાસભાનું ધ્યેય અને સમાજવાદ સાથેનો તેનો સંબંધ સ્પષ્ટ કરવાની તેમણે તક લીધી. સંખ્યાબંધ સભાઓ અને ખાનગી મુલાકાતોના વિચારવિનિમયદ્વારા પોતાનું દૃષ્ટિબિન્દુ પંડિતજીએ સ્પષ્ટ કર્યું.

હિંદુસ્તાનની ગરીબાઈ, ભૂખમરો અને બેકારી માટે સમાજવાદ એક જ અંતિમ અને કાયમી ઉપાય છે તે પોતાની શ્રદ્ધા પંડિતજીએ દૃઢતાપૂર્વક જાહેર કરી. સમાજવાદનો છેવટ વિજય નિઃશંક છે. સમાજવાદ એ સામાન્ય સુધારો નથી; સમાજવાદ એ આર્થિક અને સામાજિક ક્રાન્તિ છે, અને આમૂલાગ્ર પુનર્ઘટના માગે છે. સમાજવાદ મુખ્યત્વે કરીને આર્થિક અસમાનતાઓ દૂર કરવાનો ઉપાય છે. પણ સમાજનું આર્થિક બંધારણ તદ્દન નવેસરથી ઘડતા રાજકીય, સામાજિક, અને નૈતિક ભાવનાઓ અને સંસ્થાઓ તદનુરૂપ ઘડાવી જ જોઈએ સમાજવાદી સમાજરચના મનુષ્યે ઉત્પન્ન કરેલી આર્થિક અને સામાજિક અસમાનતાઓ અને અન્યાય દૂર કરવા માગે છે. મૂડીવાદ અને સામ્રાજ્યવાદ જગદ્વ્યાપી છે. તેનો એક જ ઉપાય સમાજવાદ છે, અને તે પણ જગદ્વ્યાપી છે. ઉત્પાદન અને વ્યવહારનાં સાધનોની ખાનગી માલેકી અને હરીફાઈથી અંગત સ્વાર્થ માટે વ્યાપાર એ બે વસ્તુઓ જગતની આર્થિક ગૂંચવણો, અશાંતિ, ભૂખમરો અને યુદ્ધનાં મુખ્ય કારણો છે તે બે વસ્તુઓ જડમૂલથી ઉખેડી નાંખવામાં ન આવે ત્યાં સુધી આ ચકરાવામાંથી માનવજાતિ છૂટી શકે એમ નથી. આ વિજ્ઞાન અને યંત્રયુગમાં આર્થિક પુનર્ઘટનાના ઉત્તમોત્તમ સિદ્ધાંતો સમાજવાદ રજૂ કરે છે. ઉત્પાદન અને વ્યવહારના સાધનોની જાહેર માલેકી અને સહકાર અને જનકલ્યાણના ધોરણે જગતનો આર્થિક વ્યવહાર એ જ માનવજાતિના સુખનું સાધન છે. એ ધોરણ સ્વીકારવામાં નહિ આવે ત્યાં સુધી બેકારી, ભૂખમરો અને સતત વિગ્રહ અનિવાર્ય છે. આ નવરચના વ્યક્તિગત સુધારાથી નહિ, પણ સમગ્ર સમાજની સામુદાયિક ક્રાન્તિથી બની શકે.

મહાસભાનું વલણ સ્પષ્ટ કરતા પંડિતજીએ જણાવ્યું કે પોતે સમાજવાદી છે, પણ મહાસભાએ હજી સમાજવાદ સ્વીકાર્યો નથી તેમજ જબરદસ્તીથી પોતાનો મત મહાસભા ઉપર ઠોકી બેસાડવાનો તેમનો બિલકુલ ઇરાદો નથી. પ્રચારકાર્યથી તેમજ સમજાવટથી તેઓ જનતાને સમાજવાદ પ્રત્યે ખેંચશે. મહાસભાએ સમાજવાદ સ્વીકારનો કોઈ પ્રસ્તાવ કર્યો નથી મહાસભાનુ એક જ ધ્યેય દેશની રાજકીય સ્વતંત્રતા છે. દેશ સમક્ષ તે એક જ પ્રશ્ન છે. સમાજવાદ એ તુરતનો પ્રશ્ન નથી. સમાજવાદી ક્રાન્તિ રાજકીય સત્તા મેળવ્યા પછી જ થઈ શકે. રાજકીય સત્તાના બળે જ તે ક્રાન્તિ શક્ય છે, એટલે રાજકીય સત્તા પ્રાપ્ત કરવી એ એક જ ધ્યેય અત્યારે દેશનું છે, અને રહેશે. મહાસભા સર્વ પક્ષોની સસ્થા છે, અને જનતાનુ હિત તેનું મુખ્ય ધ્યેય છે.

જો સમાજવાદ એ મહાસભાનું ધ્યેય નથી, અને રાજકીય સ્વતંત્રતા મળ્યા પછી જ એ અમલમા લાવી શકાય એવો આદર્શ છે, તો અત્યારે શા માટે તેનો પ્રચાર કરવો અને વિરોધ ઉત્પન્ન કરી મતભેદ જગવવો, તેના જવાબમા પંડિતજીએ જણાવ્યુ કે જનતાને સમાજવાદી ક્રાન્તિ માટે તૈયાર કરવા પ્રચારકાર્ય જરૂરનું છે રાજકીય સત્તા પ્રાપ્ત કરીને તે સત્તા મૂડીવાદીઓના હાથમા જતી અટકાવવા માટે જનતાને સમાજવાદી બનાવવાની આવશ્યકતા છે હિંદુસ્તાન રાજકીય સ્વાતંત્ર્યની લડત મૂડીવાદીઓને માટે નથી લડતું. ગોરા મૂડીવાદીની જગ્યાએ કાળો મૂડીવાદી લાવવા માટે આઝાદીની લડત નથી પણ જનતાના હિત અને કલ્યાણ માટેની એ લડત છે આર્થિક સમાનતાવિનાની રાજકીય સ્વતંત્રતા નિરર્થક છે, એટલુ જ નહિ પણ હાનિકારક થઈ પડે, અને આર્થિક સમાનતા માટે સમાજવાદ એક જ ઉપાય હોવાથી રાજકીય સ્વતંત્રતાની લડત લડવા સાથે સમાજવાદી ક્રાંતિ માટે તૈયારી જ કરવી જોઈએ કે જેથી વિજયનો લાભ મૂડીવાદીઓ લઈ ન જાય તેમા કેટલાક મૂડીવાદીઓનો વિરોધ અનિવાર્ય છે. પણ તે વિરોધ રોકી શકાય તેમ નથી. મહાસભા જેમજેમ જનતાના હિત પ્રત્યે વિશેષ લક્ષ આપતી થશે તેમતેમ એ હિતની સાથે જેનો વિરોધ છે એવા વર્ગો મહાસભાથી દૂર થઈ સામ્રાજ્યવાદીને મળવાના જ. જનતાનુ શોષણ એ સામ્રાજ્યવાદી અને મૂડીવાદીનો ધંધો છે, અને જનતાને તેનું ભાન થશે અને તે શોષણ દૂર કરવા પ્રયાસ કરશે એટલે છુપાઈ રહેલો વર્ગવિગ્રહ બહાર આવશે જ. સ્વરાજ્યની વ્યાખ્યા કરવાનો સમય આવશે એટલે જનતાનુ જેઓએ આજ સુધી શોષણ કર્યું છે તેમના તે હકો કાયમ ન જ રહેવા દેવાય.

પંડિતજીના આ સમાજવાદી વિચારોનો મુંબઈના કેટલાક અગ્રણી વેપારીઓ અને વિનીતોએ વિરોધ કર્યો છે. સામાન્ય જનતા ઉત્સુકતાથી આ નવુ બળ જોઈ રહી છે અને સમજવા પ્રયત્ન કરે છે. કેટલોક વિરોધ અજ્ઞાન અને તજ્જનિત ભયને લીધે છે. મનુષ્ય સામાન્યપણે સ્થિતિચુસ્ત હોય છે અને સુધારામા રહેલ જોખમો ખેડવા તૈયાર નથી હોતો. સમાજવાદી ક્રાંતિનું સાચુ સ્વરૂપ નહિ જાણવાથી અને વિરોધીઓના પ્રચારકાર્યે ભોળવાઈ જઈ તેમણે ઉત્પન્ન કરેલ ભૂતોથી ભડકી જાય છે તેવાઓનુ અજ્ઞાન અને ભય દૂર કરવા તે સમાજવાદી પ્રચારકાર્યનું અતિ મહત્ત્વનું અંગ છે.

મૂડીવાદીઓ અને વિનીતો ઘણે દરજ્જે અંગત સ્વાર્થથી વિરોધ કરે છે. પણ દલીલની ભ્રમજાળ ઉત્પન્ન કરી નવા જ મુદ્દાઓ રજૂ કરે છે. તેમના મુખ્ય મુદ્દાઓ બે ગણાય:

(૧) સમાજવાદી ક્રાંતિથી હિંસા, અરાજકતા અને ઝેરવેર થશે, (૨) સમાજવાદથી ધર્મનું પાલન ભયમાં આવી પડશે

પહેલા મુદ્દાના બે જવાબ છે. પંડિત જવાહરલાલે સ્પષ્ટ કહ્યું છે કે સમાજવાદી ક્રાંતિ ક્યારે અને કેવી રીતે થશે તે પોતે કહી શકતા નથી. હાલતુરત ક્રાન્તિ થઈ શકે તેવું માનવાની અને ઉપદેશવાની કોઈ મૂર્ખાઈ કરતું નથી. અત્યારે તો સમાજવાદનો આદર્શ, તેની વિચારસરણીથી જનતાને પરિચિત કરવાનો એક જ માત્ર ઉદ્દેશ છે. પોતે હિંસાથી દૂર રહેવા માગે છે. બને ત્યાં સુધી શાન્તિથી, સમજાવટથી કામ લેવા ઉમેદ રાખે છે. મનુષ્ય-સ્વભાવમાં વિશ્વાસ રાખી સ્વાર્થ છતાંય તેની પરમાર્થબુદ્ધિમાં શ્રદ્ધા રાખવાની ધીરજ ખોઈ બેસવાની જરૂર નથી. જે મનુષ્યે સંસ્થાઓ ઘડી અસમાનતાઓ ઉત્પન્ન કરી છે, તે જ મનુષ્ય બીજી જાતની સંસ્થાઓ ઘડી પોતે ઉત્પન્ન કરેલી અસમાનતાઓ દૂર કરી શકે છે. આપણે એમ જરૂર આશા રાખીએ કે મનુષ્યની માનવતા તેનામાં જાગ્રત થશે અને હિંસક વિગ્રહ અટકાવશે. પણ આ પ્રશ્નો જ હજી તો અનુપસ્થિત છે. સમાજવાદી આદર્શ શો છે તે જ જનતાને સમજાવવાનો હાલ ઉદ્દેશ છે. તે આદર્શ અમલમાં કેમ આણી શકાય તે ભિન્ન પ્રશ્ન છે. માનવજાતિનો આજ સુધીનો ઇતિહાસ એમ કહે છે કે સ્વતન્ત્રતા માટે વિગ્રહ એક જ ઉપાય છે. હિંદુસ્તાન માટે સ્વાતંત્ર્યયુદ્ધ ધર્મ છે. તેને માટે મહાસભાએ શાન્તિપૂર્વકના ઉપાયો લેવાનું સ્વીકાર્યું છે. ગાંધીજીએ તેવો માર્ગ જગતને બતાવ્યો છે. હાલ-તુરત તેમાં નિષ્ફળતા મળી હોય તેમ જણાય છે, પણ શાંત છતાંય અસરકારક માર્ગે સ્વતંત્રતા મેળવવાની હિંદની ઉમેદ છે. સામાન્યપણે એમ કહી શકાય કે જે માર્ગે હિંદ રાજકીય સ્વતન્ત્રતા મેળવી શકશે, તે જ માર્ગે હિંદ સમાજવાદી ક્રાન્તિ કરી શકશે. પરદેશી સામ્રાજ્યવાદી સાથેના યુદ્ધમાં અને સ્વદેશી મૂડીવાદી સાથેના યુદ્ધમાં કાંઈ ખાસ ભેદ નથી. કોઈ હોય તો મૂડીવાદી આપણો દેશભાઈ છે અને તેનું અને આપણું એક લોહી છે. રાજકીય સ્વતન્ત્રતા મેળવવી એ હિન્દને માટે ધર્મ છે, અને હિંસા અને અરાજકતાના ભયે જો એ યુદ્ધ આપણે જતું ન જ કરીએ તો સમાજવાદી ક્રાંતિ પણ ધર્મ છે, અને હિંસા અને અરાજકતાનાં ભૂત ઉત્પન્ન કરી તે દૂર ન જ રાખી શકાય. હિંસા અને અરાજકતા કોઈને નથી જોઈતા. અને મનુષ્યનો સ્વાર્થ તેની પરમાર્થબુદ્ધિને જડ નહિ બનાવે, તો આ ક્રાંતિ પણ શાંતિથી કરવાની આપણે આશા રાખીએ.

બીજો મુદ્દો હાસ્યાસ્પદ છે. ધર્મ એટલે શું? જમાનેજમાને જીવનના મૂલ્ય આંકી આપે તે ધર્મ. આવા મૂલ્ય સમાજવાદમાં છે. સમાજવાદ નવો ધર્મ છે અને નવી માનવતા સર્જવા માગે છે. મનુષ્ય મનુષ્યને ગુલામ બનાવે, લોભથી પોતાના બાંધવોને ભૂખે મરવા દે, અને લાખોના સંહાર કરે એ જો ધર્મ હોય તો તેનો નાશ આવશ્યક છે. કહેવાતા ધર્મ અને નીતિને નામે મનુષ્ય મનુષ્યનું ભક્ષણ કરે તો ઉચ્છેદ એ જ ધર્મ છે. આજના મૂડીવાદીનું વર્તન ધર્મ અને નીતિમય છે? શું મોઢું લઈને તે ધર્મના ભયની વાતો કરે? જ્યારે તેનું વર્તન અને વ્યવહાર સાચા ધર્મ અને નીતિમય બનશે ત્યારે તેને પૂજશું. ધર્મને નામે ધનસંચય કરી તેના બળે મનુષ્યોને ગુલામો બનાવવાનો પરવાનો તો જરૂર તેને નહિ દઈએ. સમાજવાદીનું દૃષ્ટિબિન્દુ, અલબત, વૈજ્ઞાનિક અને બુદ્ધિવાદી છે. તેને કોઈ અતિપ્રાકૃત (supernatural) તત્ત્વમાં શ્રદ્ધા નથી. પણ હું ફરીથી પૂછું છું: ધર્મ એટલે શું? જો ધર્મ

એટલે લોભનો નાશ, પરિગ્રહનો ત્યાગ, મનુષ્યપ્રેમ, સેવાભાવ, સમાજકલ્યાણની ભાવના એ હોય તો સમાજવાદ નવો ધર્મ છે, તે માનવધર્મ છે

છેવટ પંડિત જવાહરલાલે એક વસ્તુ કહી છે તે ખાસ યાદ રાખવાની જરૂર છે માર્ક્સના બધા સિદ્ધાન્તોને તેઓ સ્વીકારતા નથી રશિયાનું આંધળું અનુકરણ હિન્દમા કરવાની કાઈ જરૂર નથી માર્ક્સના મુખ્ય સિદ્ધાતો સ્વીકારી તદનુસાર અહીંની પરિસ્થિતિ સમજવાની અગત્ય છે અને હિન્દે પોતાની સસ્કૃતિ અને સજોગોને અનુરૂપ પરિવર્તન કરવુ પડશે સમાજવાદી ક્રાન્તિ જગતે પૂર્વે કદી નહિ જોયેલો એવો અપૂર્વ પ્રયોગ છે. તેમા ભૂલનો સભવ છે એટલે ઇતિહાસના બોધપાઠ લક્ષમા લઈ, રશિયાના અનુભવોનો લાભ લઈ, હિન્દુસ્તાને પોતાનો આદર્શ અને તેને અમલમા લાવવાની રીત પોતે ઘડવી જોઈશે

## પંડિત જવાહરલાલ મુંબઈમા

રાષ્ટ્રપતિની મુબઈની મુલાકાત ઘણી યાદગાર રહેશે પાચ વર્ષ પછી જવાહરલાલે મુબઈની મુલાકાત લીધી મુબઈની પ્રજાએ અત્યત ભાવભીનો અને ગજવી સત્કાર આપ્યો દરેક વર્ગમા રાષ્ટ્રપતિનુ સન્માન કરવા સ્પર્ધા થઈ વાતાવરણ ગાજી રહ્યુ હતુ અને ઉત્સાહ અપૂર્વ હતો ૧૯૩૦ના દિવસોની યાદ આપે એવી જગી સભાઓ થઇ જવાહરલાલે પણ અવિરત પરિશ્રમ લઈ કોઈ આમત્રણનો અસ્વીકાર કર્યો નહિ જનતાને મહાસભાનો અને સમાજવાદનો સદેશ સુણાવ્યો લખનૌ અધિવેશનના પ્રમુખસ્થાનેથી સમાજવાદની ઘોષણા કરી ત્યારપછી મૂડીવાદીઓ અને વિનીતોએ તેનો વિરોધ કર્યો તેથી તે સદેશ વિશેષ દૃઢતા પૂર્વક સુણાવવાની રાષ્ટ્રપતિએ આ તક લીધી વિરોધીઓને ઉઘાડા પાડ્યા, તેમની સ્વાર્થજાળ ખુલ્લી કરી તે સાથે ઘણી ગેરસમજણ દૂર કરી અને મહાસભાનુ વલણ સ્પષ્ટ કર્યું ખાનગી ચર્ચાઓ, પ્રશ્નોત્તરી અને જાહેર સભાઓ મારફત દરેક પ્રશ્નનો ઝીણવટ અને સચોટતાથી જવાબ આપ્યો વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ કામદારો મુસલમાનો વેપારીઓ સમાજવાદી અને કોંગ્રેસના કાર્યકર્તાઓ, દરેકને મળ્યા અને સમાજવાદ અને મહાસભાનો સદેશ સમજાવ્યો, અને અનેક પ્રશ્ન ઉપર સલાહ આપી કેટલાક મોટા વેપારીઓ અને મૂડીવાદીઓએ સમાજવાદનો વિરોધ કર્યો તેમને સચોટ રદિયા આપ્યા

સમાજવાદના સદેશથી વેપારીવર્ગ મહાસભાથી અળગો થઈ જશે એવો ભય બિન પાયાદાર છે તે પુરવાર કરવા સખ્યાબધ વેપારી સસ્થાઓએ પડિતજીને માનપત્રો આપી મહાસભા પ્રત્યેની પોતાની વફાદારી મક્કમપણે જાહેર કરી છ દિવસના ભરપૂર કાર્યક્રમમા લગભગ ૬૦ સભાઓમા હાજરી આપી મુબઈની જનતામા ઉત્સાહ પ્રેર્યો

કામદારસઘના અધિવેશનમા હાજર રહી તેના જુદાજુદા વિભાગોમા એકતા કરાવી અને મહાસભાનો સદેશ સુણાવી તેની સાથેનો તેમનો સબધ સીધો અને દૃઢ બનાવવા પગલા લીધા નાગરિક સ્વાતંત્ર્યસઘની સ્થાપના માટે સર્વ પક્ષના નેતાઓને મળી વિચાર-વિનિમય કર્યો અને એક કામચલાઉ સમિતિ નીમી

## ઑલ-ઇંડિયા ટ્રેડ યુનિયન કૉંગ્રેસ

આ કોંગ્રેસની એક બેઠક હાલમા જ મુબઈમા મિસિસ મણિબહેન મૂલજીના પ્રમુખ-સ્થાને મળી હતી પડિત જવાહરલાલ આ બેઠકમા હાજરી આપવા માટે જ ખાસ મુબઈ આવ્યા હતા પડિતજી એક વખત ટ્રેડ યુનિયન કૉંગ્રેસના પ્રમુખ હતા મહાસભાએ કામ-

દારો અને ખેડૂતો સાથેનો સંબંધ ગાઢ કરવાની યોજના કરી છે તેનો અમલ કરવાની શરૂઆત થાય એ ઇરાદે મહાસભાના ઘણા કાર્યકર્તાઓ આ બેઠકમા હાજર હતા. કામદાર-વર્ગ આટલો વખત એક યા બીજે કારણે મહાસભાથી દૂર રહ્યો છે એટલુ જ નહિ પણ તેના નેતાઓએ મહાસભાને મૂડીવાદીઓની સંસ્થા માની તેનો વિરોધ પણ કર્યો છે મહાસભાનું આજ સુધીનુ તત્ર અને નેતૃત્વ આવા વિરોધને કારણ આપનારું હતુ પણ પડિત જવાહરલાલની સમાજવાદની ઘોષણાથી આ વિરોધ બિનજરૂરી થયો હતો, એટલું જ નહિ પણ કામદારોએ મહાસભામાં જોડાવુ એ અતિ અગત્યનુ થયું. સમાજવાદી ક્રાન્તિને માટે કામદારસંગઠન એ અગત્યનુ છે. એટલુ જ નહિ પણ તેનું પ્રથમ પગથિયું છે અને તેનો પાયો છે. સંગઠિત કામદારવર્ગ એ જ સમાજવાદી ક્રાન્તિનો મુખ્ય આધાર છે, હિન્દુસ્તાનમા કામદારસગઠન હજી ઘણી જ પ્રાથમિક દશામા છે. ગરીબ અને અજ્ઞાન મિલમજૂર સગઠનની કિંમત સમજે અને તેને માટે જોઈ તો ભોગ આપી શકે તેવી તેની શક્તિ પણ હજી નથી તેના નેતાઓને એક યા બીજે કારણે જનતાનો જોઈએ તેવો સાથ નથી. તેના નેતાઓની નીતિ મહાસભાની નીતિથી કેટલેક દરજ્જે વિરોધી હોવાથી જનતાએ આ વર્ગની અવગણના કરી છે પણ સમાજવાદી ક્રાન્તિઓ અને કામદારસગઠન એક જ ધોરણે થતુ હોવાથી હવે આ વર્ગનુ સંગઠન દૃઢ થશે એમ માનવાને કારણ છે તેમનામાં પણ મતભેદ અને ફાટફૂટ છે. ખાસ કરીને બે મુખ્ય સંસ્થાઓ છે એક આ કોંગ્રેસ અને બીજું નેશનલ ફેડેરેશન, જે બેની એકતા આવશ્યક છે. ટ્રેડ યુનિયન કોંગ્રેસ ઉદ્દામ પક્ષની સંસ્થા છે નેશનલ ફેડેરેશન વિનીત પક્ષની સસ્થા છે તેમનાં ધ્યેય અને કાર્યક્રમમાં ઘણું અંતર છે. છતાં પણ એકતા માટે આ વખતે સફળ પ્રયાસ થયો, અને પંડિત જવાહરલાલની દરમ્યાનગીરીથી એકતા થશે તેમ જણાય છે. આ અધિવેશનમાં મહાસભા સાથે જોડાવાનો પણ પ્રસ્તાવ થયો, અને કામદારવર્ગ હવે વધતી જતી સંખ્યામાં મહાસભામા જોડાશે તેમ લાગે છે. તે જોડાણ કેવી રીતે થાય તે વિષે મહાસભામાં પણ હજી મતભેદ છે વ્યક્તિગત રીતે કામદારો જોડાય કે તેમની સંસ્થા મારફત તે બાબત વિચારણા ચાલી રહી છે અને મહાસભાએ એક પેટાસમિતિ નીમી છે કામદારો અને કિસાનોના સંઘો સ્થાપી તેમને મહાસભામા દાખલ કરવા એવુ ધ્યેય મહાસભાએ સ્વીકાર્યું છે.

અલબત, તે સઘો પોતાનાં હિત માટે મહાસભાથી અલગ રહેવાના જ. 'કામદારો અને કિસાનોના ઘણા એવા પ્રશ્ન છે કે જેમા મહાસભા સીધી રીતે વચ્ચે ન પડી શકે. તેમજ મહાસભા સર્વપક્ષોની સંસ્થા હોઈ તેનુ દૃષ્ટિબિન્દુ કાઈક જુદુ રહે તે દેખીતુ છે પણ મહાસભાની સહાનુભૂતિ વધતા પ્રમાણમા કામદારો અને કિસાનો પ્રત્યે રહેશે એ નિ:શક છે, અને સંગઠિત અને બળવાન કામદાર અને કિસાનસઘો મહાસભાના મુખ્ય આધાર થશે.

## નાગરિક સ્વાતંત્ર્યસંઘ

દરેક મનુષ્યને સુધરેલા સમાજના શહેરી તરીકે કેટલાક પ્રાથમિક હકો હોય છે, જેનો ઇન્કાર કોઈ સ્વમાની શહેરી સહન કરી ન શકે. તેમજ કાયદાઓના અમલમા પણ કેટલીક સર્વમાન્ય મર્યાદાઓ હોય છે, જેનો ભગ કરવાનો કોઈ પણ સરકારને અધિકાર નથી અને જેનુ

પાલન કરાવવું દરેક શહેરીની પવિત્ર ફરજ ગણાય હિન્દી સરકારે અખત્યાર કરેલ વ્યાપક અને હજી કદી અમલમાં નહિ આવેલી એવી દમનનીતિ કોઈ પણ સ્વમાની શહેરીને ખૂંચવી જોઈએ દમનને સુવડે ને આરોપ અથવા તપાસ વિના મરજીમા આવે તેટલી મુદ્દત સુધી કારાવાસમાં પૂરી રાખવા, અમલદારશાહીએ અનહદ સત્તા ધારણ કરી ન્યાયની અદાલતોનાં ઘણા કર્તવ્યો પોતે હાથ કરવા, અને કાયદાના અમલમાં સામાન્ય મર્યાદાઓ પણ ઉલ્લંઘવી તે આ દમનનીતિનાં સામાન્ય અંગો થઈ પડ્યા છે

આવી પરિસ્થિતિ સામે સતત જાગૃતિ રાખી તેનો વિરોધ કરવો તે ગમે તેવા રાજકીય મતભેદો હોય તોપણ દરેક પક્ષની ફરજ થઈ પડે છે. તેવા સર્વપક્ષીય સઘો અન્ય દેશોમાં છે અને મહત્ત્વનુ કાર્ય કરી રહ્યા છે તેના ધોરણે અહી પણ એવો સંઘ સ્થાપવા માટે રાષ્ટ્રપતિ જવાહરલાલે સર્વ પક્ષોને આમંત્રણ કર્યું તે આમંત્રણનો કેટલાક વિનીતો તરફથી મળેલ જવાબ, તેમા જો અત્યત કરુણાભરી ન હોત તો, ખરેખર હાસ્યાસ્પદ છે મર તેજ બહાદુર સપ્રુ, મર ચિમનલાલ સેતલવડ, મર શિવસ્વામી અય્યર શ્રી મિ વાઈ ચિન્તામણિ—આ વિનીત નેતાઓએ એક જ ઢબના જવાબો આપ્યા છે આવા સંઘની જરૂરિયાત તેઓ સ્વીકારે છે, પણ પોતાના ડહાપણના ભડારમાંથી કોંગ્રેસને ઉપદેશ આપવાની તક તેઓ જવા દે એમ નથી. સરકારની દમનનીતિ માટે કોંગ્રેસને જવાબદાર ગણે છે, અને કોંગ્રેસ અને તેમના ધ્યેય અને કાર્યક્રમમા અંતર હોવાથી આવા સઘમાં જોડાવાની ના પાડે છે. જવાહરલાલે સ્પષ્ટ કર્યું હતુ કે આ સઘને કોઈ રાજકીય પક્ષ અથવા મત સાથે નિસબત નથી તેનુ કર્તવ્ય તો સર્વમાન્ય હકોના રક્ષણ માટે સતત જાગૃત રહી સાચી હકીકતો ભેગી કરી જ્યા જ્યા સરકાર એવા હકોનું ઉલ્લંઘન કરે અને કાયદાના અમલમા સામાન્ય મર્યાદાઓ પણ છોડી જાય ત્યા કાયદાપૂર્વક તેની નીતિનો વિરોધ કરવો તેટલુ જ રહેશે અને જવાહરલાલે એમ પણ સૂચવ્યુ હતુ કે મહાસભા સાથે જોડાવા તેમનો વિચાર ન હોય તો તેઓ અલગ સઘ કરે તોપણ આવકારલાયક છે. પણ ખરી હકીકત એમ છે કે આ વિનીતોના હક ક્યા ખુચવાયા છે? તેમના ઉપર શુ દમન થયુ છે? તેમણે શા માટે મહાસભાને મદદ કરવી? સીધી યા આડકતરી રીતે પણ મહાસભાના ધ્યેય અથવા નીતિને સમર્થરૂપ ગણાય એવા કોઈ પણ કાર્યમા તેઓ જોડાય જ નહિ સ્વતત્રતા તેમને કદાચ પ્રિય હશે, પણ મહાસભાવાદીઓ માટે તો નહિ જ. તેમના માનમની પામરતાની તો શી વાત કરવી! તેમના જવાબમાં કેટલાકે કહ્યુ છે કે સરકાર પ્રાથમિક હકો ઉપર ત્રાપ મારે છે તેમ મહાસભા પણ વ્યક્તિસ્વાતન્ત્ય ઉપર જુલમ કરે છે અને મહાસભાના આ જુલમથી રક્ષણની જરૂર છે!

સયુક્ત પ્રાન્તના વિનીતોએ સુભાષબાબુની કેદની ધરપકડનો વિરોધ કર્યો છે. નાગરિક સ્વાતત્ર્યસઘની જરૂર બતાવતો આ એક સરસ દાખલો છે. વિનીતોએ જ કહ્યુ છે તેમ સુભાષબાબુ હવે પછી કેવી પ્રવૃત્તિમા જોડાવાના છે તે જાણ્યા વિના જેલમાં પૂરી દેવા એ અન્યાય છે. આવા સમયે સગઠિત સર્વપક્ષીય નાગરિક તો તેનુ વજન પડે. તેમાં જોડાવાની ના પાડનાર વિનીતોના આવા વિરોધનો સરકાર તેની કિંમત બરાબર જાણે છે.

પણ આ વિનીતોના નેતાઓએ આવા સઘમા [illegible]ની ના પાડી છે.

ઘણા બિનમહાસભાવાદી નાગરિકોએ તેવા સંઘની અગત્ય સ્વીકારી તેમાં જોડાવાને સંમતિ આપી છે. સર વઝીર હુસેન જેઓ આઉધ કોર્ટના પૂર્વના ચીફ જસ્ટીસ હતા તેઓએ આવા સંઘને આવકાર આપી તેમાં જોડાવાની સમતિ આપી છે પંડિત જવાહરલાલ આવો સંઘ સ્થાપવા બનતા પ્રયત્નો કરી રહ્યા છે.

### માર્ક્સનો કોમ્યુનિસ્ટ મેનીફેસ્ટો (Communist Manifesto)

અલાહાબાદ હાઈકોર્ટે હમણાં એક અગત્યનો ચુકાદો આપ્યો છે લેનિનનું એક પુસ્તક 'સામ્રાજ્યવાદ, મૂડીવાદનું અંતિમ શિખર—' (*Imp rialism, the Highest Stage of Capitalism*) અને કાર્લ માર્ક્સનો પ્રખ્યાત 'સમાજવાદનો સંદેશ' ((*Communist Manifesto*) આ પુસ્તકના હિંદીમાં અનુવાદો થયા છે જે સંયુક્ત પ્રાન્તની સરકારે જપ્ત કર્યા છે આ જપ્તીહુકમો સામે અનુવાદકોએ કોર્ટની અરજી કરી જેમા કોર્ટે લેનિનના પુસ્તક સામેનો હુકમ રદ કર્યો છે પણ માર્ક્સના પુસ્તક સામેનો હુકમ કાયમ કર્યો છે. પણ કોર્ટનાં કારણો જાણવાજેવા છે. આખો ચુકાદો તો અમારી સમક્ષ નથી, પણ છાપાઓમાં તેનો અહેવાલ આવ્યો છે.

સરકાર તરફથી બે મુદ્દા રજૂ કરવામાં આવ્યા હતા એક તો, આ બન્ને પુસ્તકો હિંદી સરકાર અથવા બ્રિટિશ શહેનશાહત સામે ફિતૂર ફેલાવનાર હતા અને હિંસાનો ઉપદેશ આપનાર હતાં, તેમજ હિંદી પ્રજાના જુદાજુદા વર્ગો વચ્ચે દુશ્મનાવટ અને ઝેરવેર (Enmity and Hatred) ફેલાવનાર હતા, તેથી જપ્ત થવા જોઈએ

કોર્ટે ચુકાદામાં જણાવ્યું કે આ બન્ને પુસ્તક લખનારમાંથી કોઈને પણ હિંદી સરકાર અથવા બ્રિટિશ શહેનશાહત સામે ખાસ કહેવાનુ હતુ જ નહિ તે બન્ને પુસ્તકો કામદારોનું શોષણ કરતા કહેવાતા મૂડીવાદીઓ સામે હતાં અને હિંદી સરકાર અથવા બ્રિટિશ શહેનશાહ સામે ફિતૂર ફેલાવવાનો તેનો ઇરાદો હતો અથવા તેનુ એવુ સીધું પરિણામ આવવું જ જોઈએ તેમ માનવાને કાંઈ કારણ નથી તેમજ અનુવાદકોએ પણ એવા કોઈ ઇરાદે અનુવાદો કર્યા હોય તેમ માનવાને કારણ નથી કોઈ પણ રાજકીય મત, તે ગમે તેટલો ઉદ્દામ હોય તોપણ, જો સીધી રીતે તેમાં હિંસા અને બળવાનો ઉપદેશ ન હોય તો, તેનો પ્રચાર કરતા કાયદાનો કોઈ પણ બંધન નથી. લેનિનના પુસ્તકમાં હિંસા અથવા બળવાનો કાંઈ સીધો ઉપદેશ હોય તેમ કોર્ટને નિશ્ચયપૂર્વક લાગ્યુ નહિ અને તેથી તે પુસ્તક સામેનો મનાઈહુકમ રદ કર્યો. માર્ક્સના પુસ્તક વિષે કોર્ટને સ્થિતિ કાંઈક જુદી લાગી. તેમાં સમાજવાદના વિચારોનો પ્રચાર છે તેટલુજ નહિ પણ તેને અમલમા લાવવા માટે ચોક્કસ કાર્યક્રમ રજૂ કરવામા આવે છે તેમા સીધી રીતે બળવાનો ઉપદેશ છે. અને તેને પરિણામે, કોર્ટના મત મુજબ, જુદાજુદા વર્ગો વચ્ચે દુશ્મનાવટ અને ઝેરવેર થવાનો સંભવ છે.

માર્ક્સનું પુસ્તક ૧૮૪૮માં પ્રસિદ્ધ થયુ તે એક ઐતિહાસિક ગ્રન્થ છે. જગતની દરેક ભાષામાં તેનો અનુવાદ થયો છે. અસંખ્ય નરનારીઓએ તેનો સંદેશ સાંભળ્યો છે. અંગ્રેજી ભાષામાં ૧૮૪૮થી તે પુસ્તક વંચાતું આવ્યુ છે. હિંદુસ્તાનમાં પણ અંગ્રેજી પુસ્તક સામે કાંઈ જપ્તીહુકમ નથી. કોર્ટને પણ વિચિત્ર લાગ્યું તો ખરું કે મૂળ પુસ્તક વાંચી શકાય પણ અનુવાદ ન વાંચી શકાય એ કેવુ! પણ કોર્ટે એમ અનુમાન કર્યું કે મૂળની જે

વ્યાપક અમર ન થાય તે કદાચ અનુવાદથી થાય અને તેથી મૂળ જે જપ્ત થયું ન હોય તેનો અનુવાદ જપ્ત ન જ થાય તેવી કોઈ વ્યાપ્તિ બાંધી શકાય નહિ. અલબત, એ એક સરકારી નીતિનો પ્રશ્ન છે કે અનુવાદો જપ્ત કરવા કે નહિ, તે સાથે કોર્ટને કાંઈ નિસબત નથી. કોર્ટે તો કાયદાનો અમલ કરવાનો છે અને જો કોર્ટને એમ લાગે કે કાયદાપૂર્વક તે પુસ્તક જપ્ત કરી શકાય તો કોર્ટે તો તે હુકમ કાયમ કરવો રહ્યો.

જગતની જનતાએ આ પુસ્તક વાંચ્યું છે અને કોઈ સરકારને તે જપ્ત કરવાની જરૂર જણાઈ નથી. પણ કદાચ સરકારને મન હિંદુસ્તાનની જનતા કોઈ જુદી ધાતુની બનેલી હશે અને કોર્ટને તેમ લાગ્યું હશે! કાયદાની પણ વિચિત્રતા છે અને આપણી સરકારની. પણ પરાધીન પ્રજાએ આવા ઐતિહાસિક પુસ્તકોથી વંચિત રહેવું તે પરાધીનતાનો એક વિશેષ દંડ છે.

હિંદુસ્તાનની પ્રજાના કયા વર્ગો વચ્ચે આ પુસ્તકથી વેરઝેર થશે તે તો અમે જાણતા નથી. અને કોર્ટે પણ કહ્યું છે કે એવા કોઈ નિશ્ચિત વર્ગો છે તેમ કહેવાય નહિ, પણ કાયદાની બારીમાં આવવાને કોર્ટના મત મુજબ, એવા નિશ્ચિત વર્ગો હોવાની જરૂર નથી. એટલું સિદ્ધ થયું કે સમાજવાદી જ માત્ર વર્ગવિગ્રહની વાતો કરે છે તેમ નથી, પણ સરકાર અને અદાલતોને મન પણ એવા વર્ગ છે જેની વચ્ચે વિગ્રહ સંભવે છે, પણ આ ચુકાદાથી એક વસ્તુ તો નિશ્ચિત છે કે સમાજવાદી વિચારસરણી ગમે તેટલી ઉદ્દામ હોય તોપણ તેનો પ્રચાર કરવાનું કાયદામાં કાંઈ પણ બંધન નથી. પણ જવાહરલાલે તે શરૂ કર્યું એટલે મૂડીવાદીઓ અને વિનીતોએ તેનો પ્રચાર પણ બંધ કરાવવાના પ્રયત્નો આદર્યા છે. સરકાર તેમને કેટલો સાથ દેશે તે જોવાનું છે

## વીરમદ–કરમસદ જોડાણ જ્ઞાતિસંસ્થાનું ભાવિ

કેટલાક વર્ષોથી કરમસદ, નડિયાદ, ભાદરણ, ધર્મજ, સોજિત્રા અને વસોના પાટીદારોનો ગોળ છે જે મુજબ કન્યાનું લગ્ન તે ગોળબહાર થઈ શકે નહિ. હાલમાં કરમસદના રહીશ શ્રી ઈશ્વરભાઈ પટેલે પોતાની કન્યાનું લગ્ન ગોળબહાર જઈને વીરસદના રહીશ શ્રી શંકરભાઈ અમીનના પુત્ર સાથે કર્યું. ઈશ્વરભાઈ પટેલ સરદાર વલ્લભભાઈના ભાઈના પુત્ર છે શ્રી. શંકરભાઈ અમીન મુંબઈમાં સોલિસીટર છે અને તેમનું કુટુમ્બ જાણીતું અને ખાનદાન છે લગ્ન દરેક રીતે યોગ્ય છે તે સૌ કોઈ જાણે છે પણ કેટલાક સનાતની પાટીદારોને તેમાં જ્ઞાતિનો નાશ લાગ્યો મુંબઈમાં એક વિરોધ સભા થઈ, પણ સભા બોલાવનારાઓના દુર્ભાગ્યે સભામાં સરદાર આવી ચડયા અને પછી તો, આપણી કહેવત છે તેમ, કોની માએ શેર સૂંઠ ખાધી છે કે આવી જાય સરદારે પોતાની લાક્ષણિક રીતે ખૂબ પ્રહારો કર્યા અને સંભળાવી દીધું કે બ્રહ્મા આવે તોપણ આ લગ્ન અટકાવી ન શકે! વિરોધ સભાએ અભિનંદનનો ઠરાવ કર્યો અને લગ્નને આશીર્વાદ આપ્યા પણ વીર પાટીદારો કાંઈ ખાધા જાય તેમ છે? કરમસદમાં 'અપૂર્વ ઉત્સાહી વાતાવરણ વચ્ચે વિરાટ સભા ભરી,' સરદારના 'ઉશ્કેરનારા પ્રવચન'નો વિરોધ કર્યો, તેમના ભાષણને 'જુલમ' કહ્યો અને અભિનંદન કરાવને 'ગેરકાયદેસર' જાહેર કર્યો

આ તો જાણે ઠીક, પણ એક બીજો ઠરાવ કર્યો સભાએ સ્વીકાર્યું કે 'છ ગામોના અને બીજાં ગામોના હાલના ગોળના સંકુચિતપણાને લીધે કન્યાની આપલેની નડતી

મુશ્કેલીથી આ સભા પરિચિત છે.' આ ગાન ક્યારે આવ્યું? આજ સુધી શું કર્યું? કન્યાના માબાપોની મુશ્કેલીઓ જાણો છો? કન્યાઓના ભવ બગડે છે તે ખબર છે? કરમસદમાં મળેલા ડાહ્યા પાટીદારોએ આજ સુધી કાંઈ કર્યું? તેમણે મત જાહેર કર્યો કે "છ ગામોનો ગોળ પરસ્પરસમજૂતીથી બાર ગામના અસલના ગોળમાં વિસ્તરે એવું આ સભા ઇચ્છે છે." પરસ્પરસમજૂતી! કેવો સુંદર શબ્દ! આપણી જ્ઞાતિઓ પરસ્પરસમજૂતી કરી શકે એવું કોઈ દિવસ જાણ્યું છે? ઇચ્છે છે! હા, પણ વર્તનમાં શૂન્ય. સભાએ વિશેષ બ્રહ્મવાક્ય ઉચ્ચાર્યું, 'ગોળના વિસ્તારનો પ્રશ્ન ઉકેલવાનું કાર્ય છૂટીછવાઈ વ્યક્તિઓનું નહિ પણ સમસ્ત જ્ઞાતિનું છે, અને જ્ઞાતિને યોગ્ય લાગે ત્યારે આ દિશામાં સામુદાયિક પગલાં ભરશે એવો આ સભાને પૂર્ણ વિશ્વાસ છે' આ વાક્યનો શબ્દેશબ્દ આપણી પામર દશા સૂચવે છે. છૂટીછવાઈ વ્યક્તિઓને સુધારો કરવાનો હક જ નથી! સરકાર પણ એમ કહે છે કે અમને યોગ્ય લાગશે ત્યારે સુધારો કરીશું. સત્યાગ્રહ કરવાનો, વ્યક્તિનો હક છીનવી લેવાનો કોઈને અધિકાર છે? તેમ કરીને જ્ઞાતિ દંડ કરશે તે સહન કરવો અને તેનો આત્મા જગાડવો એ અમોઘ શસ્ત્ર છે. ગુજરાતને હવે તે શીખવવું પડે તેમ નથી. સાચા સુધારા માત્ર વ્યક્તિઓના આવા બલિદાનો જ થાય છે 'જ્ઞાતિને યોગ્ય લાગે ત્યારે આ દિશામાં સામુદાયિક પગલાં ભરશે.' કેટલી આત્મવંચના! જ્ઞાતિને કોઈ દિવસ યોગ્ય લાગવાનું છે? આપણી જ્ઞાતિઓ સામુદાયિક સુધારો કરી શકે એવું જાણ્યું છે? 'પૂર્ણ વિશ્વાસ છે'!

આપણી જ્ઞાતિઓ આવા ગોળકુંડાળાં કરતા જ જીવે છે તેનો જેટલો જલદી નાશ કરીએ તેટલો જલદી આપણો ઉદ્ધાર છે બીજી કોઈ પણ તેની ઉપયોગિતા રહી નથી. તે ગોળકુંડાળાં તોડી નાખીએ એટલે આપોઆપ જ્ઞાતિઓનો અંત આવે છે અને આપણી પ્રગતિ છે. ગુજરાતમાં આવા આંતરજ્ઞાતીય લગ્નો વધતાં જાય છે અને તે સઘળાં આવકારલાયક છે વડોદરા સરકારે જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ કરીને જ્ઞાતિઓની સત્તા ખેંચી લીધી છે અને નામની જ કરી મૂકી છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં એવા કાયદાની જરૂર છે.

આ બનાવને અમે આટલું મહત્ત્વ આપ્યું છે તેનું કારણ એટલું છે કે કરમસદની સભાનું માનસ આપણી દરેક જ્ઞાતિનું છે અને તેનો જેટલો અંત લાવીએ તેટલું સારું છે, અને તે કરવામાં જે કોઈ ફાળો આપે તે અભિનંદનને પાત્ર છે.

### ડૉ. અનસારી

ડૉ. અનસારીના અવસાનથી હિંદે એક સાચો રાષ્ટ્રસેવક ગુમાવ્યો છે. હિંદુમુસ્લિમ ઐક્ય તેમનું જીવનધ્યેય હતું, અને હકીમ અજમલખાન અને ડૉ. અનસારી આ બે નામીઓએ આ કાર્યમાં ગાંધીજીને વધુમાં વધુ મદદ કરી છે. ડૉ. અનસારીમાં કોમીવાદની ગંધ પણ નહોતી અને કટોકટીને પ્રસંગે પણ તેઓએ મહાસભાને સાથ આપ્યો છે. ડૉ. તેજ બહાદુર સપ્રુએ કહ્યું હતું તેમ, ડૉ અનસારી સાચા રાષ્ટ્રવાદના આદર્શ નમૂના હતા મહાસભાની આઝાદીની લડતમાં તેઓએ આગળપડતો ભાગ લીધો છે સત્યાગ્રહની રીતમાં તેઓની પૂરી સંમતિ ન હોવા છતાં મહાસભાએ યુદ્ધ શરૂ કર્યું પછી મતભેદને દૂર મૂકી યુદ્ધમાં જોડાયા હતા. સ્વભાવે કદાચ તેઓ વિનીત હતા અને ૧૯૩૨ની લડતમાં નિષ્ફળતા મળી એટલે ડૉ. બી. સી. રૉય અને શ્રી. ભૂલાભાઈ દેસાઈ સાથે મળીને ધારાસભા-

પ્રવેશનો કાર્યક્રમ તેમણે ગાંધીજીને રજૂ કર્યો અને ગાંધીજી પાસે સ્વીકારાવવામાં તેઓ કારણભૂત હતા. કોંગ્રેસ પાર્લામેંટરી બોર્ડના પ્રમુખ તરીકે તે કાર્યક્રમ અમલમાં લાવવા તેમણે ખૂબ પરિશ્રમ લીધો હતો. છેલ્લા એકએ વર્ષથી રાજકીય પ્રવૃત્તિમાંથી તેઓ નિવૃત્ત થયા હતા.

તબીબ તરીકે તેઓ પ્રખ્યાત હતા, અને ગરીબ અને તવગર દરેકને એકસરખી રીતે તેમનો લાભ મળતો. તેમની ઉદારતા વિશાળ હતી, અને, ગાંધીજીએ કહ્યું તેમ, "ઘણાં ગરીબોને ઈશ્વરમાં શ્રદ્ધા હોય કે નહિ, પણ ડૉ. અનસારીમાં તો શ્રદ્ધા હતી જ. તેમના મૃત્યુથી ઘણાને તેઓ ખરેખર નિરાધાર કરી ગયા છે. તેઓ સાચા સદ્‌ગૃહસ્થ હતા, પાક મુસ્લિમ હતા અને રાષ્ટ્રપ્રેમી હતા"

### શહીદગંજ-શીખ મુસ્લિમ ઝઘડો

આ ઝઘડાએ મહિનાઓ સુધી લાહોરમાં અશાંતિ ફેલાવી હતી અને હિંદુમુસ્લિમ લાગણી ઉશ્કેરી હતી, જેની અસર આખા પંજાબમાં થઈ છે, અને હજી પણ વાતાવરણ શાન્ત થયું છે તેમ ન કહેવાય. સદ્‌ભાગ્યે મુસલમાનો આ ઝઘડો ન્યાયની અદાલતે લઈ ગયા અને કોર્ટે પોતાનો ચુકાદો શીખોના તરફેણમાં આપ્યો છે. તેને અંગે બે કેસો હતા અને બન્નેમાં કોર્ટે શીખોની તરફેણમાં ચુકાદો આપ્યો છે. ફેસલો સંભળાવતાં શરૂઆતમાં ન્યાયાધીશે જણાવ્યું હતું કે જે કાંઈ ફેસલો તે આપે તેથી કોઈ કોમની લાગણી નહિ દુભાય અને બન્ને કોમો વચ્ચે ઊંચા દિલ નહિ થાય તેમ તે આશા રાખે છે આપણે પણ તેવી આશા રાખીએ. પણ મુસલમાનોનું ઝનૂન તેવી આશા સફળ થવા દે તેમ જણાતું નથી. એક યુરોપિયન ન્યાયાધીશે લાંબી સુનાવણી પછી નિષ્પક્ષ ફેસલો આપ્યો તેને માન આપવાનું મુસલમાનો સ્વીકારે તો કેટલું સારું ! કોમેકોમ વચ્ચેના ઝઘડાઓ બને ત્યાં સુધી આવી રીતે ન્યાયની અદાલતે અથવા લવાદીથી અંત લાવવાનું આપણે શીખીએ તો કેટલી શાન્તિ થાય અને સ્વરાજ્યના પથે કેટલું આગળ વધાય. પણ દુર્ભાગ્યે મુસલમાનોએ ચળવળ શરૂ કરી દીધી છે કે આ ચુકાદો ઇસ્લામી કાયદાની વિરુદ્ધ છે સરકારને શાન્તિ જાળવવા સખત પગલાં લેવાં જ પડશે. આ ઝઘડો સમજવા માટે તેની હકીકતો જાણવાજેવી છે. લાહોરમાં શહીદગંજમાં ભાઈ તારાસિંહ ગુરુદ્વાર છે. તેના આંગણામાં એક જૂનું મકાન હતું જે મકાન મુસલમાનોના કહેવા મુજબ મસ્જિદ હતું અને ત્યાં પીર કાકુશાહની દરગાહ હતી. આ મકાન શીખોએ તોડી પાડ્યું છે. આ જમીન અને મકાન સન ૧૭૬૨થી શીખોના કબજામાં છે. શીખોના કહેવા મુજબ ત્યાં મસ્જિદ અથવા દરગાહ હતી જ નહિ મુસલમાની રાજ્ય સમયે તે કહેવાતા મકાનનો ઉપયોગ હિંદુઓને જબરદસ્તીથી મુસલમાન બનાવવા માટે કરવામાં આવતો હતો અને તેવી રીતે શહીદ બનેલ હિંદુઓના સ્મારક તરીકે શીખોની સત્તા દરમ્યાન તે મકાનની બાજુમાં ભાઈ તારાસિંહ ગુરુદ્વાર બનાવવામાં આવ્યું હતું, જે ૧૭૬૨થી શીખોના કબજામાં છે ત્યાં કોઈ દરગાહ હતી જ નહિ પણ એક ઓટલો માત્ર હતો.

મુસલમાનોએ બે કેસ કર્યા હતા એક ફોજદારી, જેમાં દરગાહ ખોદી કાઢી મુસલમાનોની લાગણી દુભાવવાનું ૧૧ શીખો ઉપર તહોમત હતું. નીચલી કોર્ટે તહોમત પુરવાર થયું ઠરાવી, દરેકને વધતીઓછી સજા કરી હતી અપીલ કોર્ટે ઠરાવ્યું કે ત્યાં કોઈની દરગાહ હતી તેવું પુરવાર થયું નથી, અને કોઈને દાટવામાં આવેલ હોય તોપણ પીર

કાકુશાહની દરગાહ હતી તેવું માનવાને કાંઈ કારણ નથી, અને દરેક તહોમતદારને છોડી મૂક્યો હતો.

બીજો કેસ દાવાની દાવો હતો. તેમાં એવી માગણી હતી કે શીખોએ મસ્જિદ હતી તેવી ફરી ચણાવી આપવી, અને મુસલમાનોને ત્યાં નમાઝ પઢવાનો હક છે અને તે હક કાયમ કરવો અને તેમ કરતાં અટકાવવા સામે કાયમનો હુકમ આપવો. કોર્ટે નિર્ણય આપ્યો કે સન ૧૭૬૨ની સાલથી તે મકાનનો મસ્જિદ તરીકે ઉપયોગ થયો જ નથી. તેમજ ગુરુદ્વારને લગતા કાયદા મુજબ આ જમીન શીખોની માલેકીની જાહેર કરવામાં આવી ત્યારે તે કાયદાની રૂએ આ કહેવાતી મસ્જિદના કબજા માટે મુસલમાનોએ અરજી કરી હતી, જે અરજી, સુનવણી પછી નામંજૂર કરવામાં આવી હતી અને તે ફેંસલો મુસલમાનોને બંધનકર્તા છે.

આવા સ્પષ્ટ ચુકાદા છતાં પણ કોમી ઝનૂનની કાંઈ હદ હોય છે! મુસલમાનો ગુરુદ્વારને લગતો કાયદો જ રદ કરાવવાની વાતો કરે છે!

## રાષ્ટ્રસંઘનું ભાવિ

એબિસીનિયાનો સંપૂર્ણ પરાજય થયો. આફ્રિકાના છેલ્લા સ્વતંત્ર રાજ્યનો અંત આવ્યો. તેનો શહેનશાહ ભાગી ગયો. ઈટલીએ એબિસીનિયાને ખાલસા કર્યું અને ઈટલીનો રાજા એબિસીનિયાનો શહેનશાહ જાહેર થયો. હવે શું? કહેવાય છે કે એબિસીનિયાનો શહેનશાહ (પણ એને હવે શહેનશાહ કહેવાય જ કેમ? તે તો હવે એક સામાન્ય માનવી રહ્યો. ઈટલિવનો તેને મિ. તફારી જ કહે છે) રાષ્ટ્રસંઘને પોતાની દાદ સંભળાવવા અને ન્યાય મેળવવા જીનીવા જશે. પણ કાયદાના પંડિતો કામે લાગી ગયા છે. હવે એબિસીનિયા રાષ્ટ્રસંઘનું સ્વતંત્ર સભ્ય ગણાય જ નહિ, અને એબિસીનિયા તરફથી ઈટલી સિવાય કોઈને રાષ્ટ્રસંઘમાં પ્રતિનિધિત્વનો હક જ નથી ઈટલીના પ્રતિનિધિએ એબિસીનીયાના કહેવાના પ્રતિનિધિ સાથે એક ટેબલ ઉપર બેસવાની માફ ના પાડી. આ નિર્દય પરિહાસનું નાટક પણ ભલે ભજવાય! પોતાના એક સભ્યને મનસ્વી આક્રમણ (wanton aggression) નો ભોગ બનાવી, મદદનો દિલાસો આપી, દ્રોહ દીધો અને હવે તેને સાંભળવાની પણ ના પાડવી તેમાં જ રાષ્ટ્રસંઘના પાયા મજબૂત થશે! હવે એક વર્ગ ઇંગ્લંડમાં ગંભીરતાથી પૂછે છે કે શું ખરેખર એબિસીનિયા બચાવવા યોગ્ય હતું? તેને માટે શું યુરોપમાં આપણે આંતરવિગ્રહ કરવાની જરૂર છે? રોમન શાન્તિ શું એબિસીનિયા માટે વધારે ઉત્તમ નથી? નિર્લજ્જ ધૃષ્ટતા!

હવે રાષ્ટ્રસંઘનું શું? ક્યાં પ્રેસિડન્ટ વિલસને કલ્પેલ રાષ્ટ્રસંઘ અને ક્યાં આ નમૂનો? મુસોલિની હડે કલેજે હવે કહે છે કે તેને શાન્તિ જોઈએ છે! ઈટલી રાષ્ટ્રસંઘના સભ્ય તરીકે રહેવા માગે છે—જો રાષ્ટ્રસંઘ તે અશક્ય ન બનાવે તો! એટલે કે એબિસીનિયાને ઈટલીની વસાહત તરીકે સ્વીકારે તો! ઇંગ્લંડને તે લાલચ આપે છેઃ જો ઇંગ્લંડ આ બાબતમાં વચ્ચે ન પડે તો ઇંગ્લંડના આફ્રિકા, ઈજિપ્ત તથા પૂર્વના હકોની સલામતી માટે ઇટલી ખાતરી આપવા તૈયાર છે. ઇંગ્લંડમાં એક વર્ગ આ ધોરણ સ્વીકારવા તૈયાર છે. ઈટલી સામેના પ્રતિબંધો ઉઠાવી લેવા તેનો આગ્રહ છે. તેના મત મુજબ બની ગયેલ બનાવો પ્રત્યે માત્ર ભાવનાની દૃષ્ટિથી જોઈ આવેશમાં ઈટલી સામે પ્રતિકાર કર્યે કાંઈ લાભ નથી. વાસ્તવિક રીતે જોતાં હવે એબિસીનિયાને બચાવી શકાય તેમ છે જ નહિ,—સિવાય કે મહાન્

યુરોપીય યુદ્ધ આદરીને, અને તેમ કરવુ મૂર્ખાઈ છે બીજો વર્ગ હજી પ્રતિબંધોને વિશેષ દૃઢ બનાવવાના વલણવાળો છે ફ્રાન્સમા નવુ રાજ્યતત્ર થયુ તે પણ કદાચ આ મતનુ ગણી શકાય પ્રતિબંધનીતિનો દ્રોહ કરી એબિસીનિયાનો પૂર્ણ પરાજય થતા હઈને હવે ફ્રાન્સ પ્રતિબંધોની વાતો કરે છે ! એકદર એમ લાગે છે કે ઈટલીનો આ વિજય બધા રાજ્યો સ્વીકારશે અને તેના ઉપર સમતિની મહોર મારશે

હવે રાષ્ટ્રસઘની ઉપયોગિતા શી ! શા માટે તે સસ્થા રાખવી અને ખર્ચ રાખવા ? રાષ્ટ્રસઘ લડાઈ અટકાવી શકે તેમ નથી, નાના રાજ્યોનુ રક્ષણ કરી શકે તેમ નથી, આતરરાષ્ટ્રીય નીતિનો ભગ અટકાવી શકે તેમ નથી, પોતાના કાયદાનો અમલ કરાવવાને તેની પાસે સત્તા નથી, તેના સામુદાયિક સલામતીના સિદ્ધાતોમા કોઈને વિશ્વાસ નથી, એક વર્ગ રાષ્ટ્રસઘનો અત લાવવાના મતનો છે, બીજો વર્ગ એમ કહે છે કે આ બધુ સત્ય છે છતા તે સસ્થા ઘણુ ઉપયોગી કાર્ય કરી શકે તેમ છે કેટલુક જનકલ્યાણનુ કાર્ય તે કરી રહેલ છે આતરરાષ્ટ્રીય પ્રશ્નોની વિચારણા માટે આ એક જ સસ્થા છે તે અસ્તિત્વમા હશે તો કોઈ દિવસ પણ તેનો આદર્શ સિદ્ધ કરી શકાશે ૧૫ વર્ષના સતત પ્રયત્ને જે સસ્થા ઘડી છે તેને એકદમ નિરાશાના આવેશમા આવી જઈ તોડી પાડવાની જરૂર નથી તેના તરફથી જે મહાન્ આશાઓ રાખી હતી તે ફળીભૂત ન થઈ, તોપણ જેટલો લાભ તેની મારફત મળી શકાય તે પણ જતો કરવો તેમા મૂર્ખાઈ છે રાષ્ટ્રસઘનુ ભાવિ તોળાઈ રહ્યુ છે

હિંદુસ્તાને શા માટે તેના સભ્ય રહેવુ ? હિંદુસ્તાનને શો લાભ છે કે તેનુ ખર્ચ ઉપાડવુ ? રાષ્ટ્રસઘમા હિંદુસ્તાનને કોઈ સ્વતત્ર નીતિ નથી હિંદુસ્તાનની સ્વરાજની લડતમા રાષ્ટ્રસઘ કોઈ દિવસ મદદ કરી શકે તેવી આશા નથી મિ બટલરે હમણા જ પાર્લામેંટમા કબૂલ્યુ કે નજીવી બાબતો સિવાય હિંદી સરકારનો રાષ્ટ્રસઘ સાથેનો બીજો બધો વ્યવહાર હિંદી મત્રી મારફત જ થાય છે તેવા સજોગોમા હિંદે શા માટે આ ખર્ચ ભોગવવુ ? હિંદનુ સભ્ય તરીકે રાજીનામુ આપવા માટે ધારાસભાની સભામા ઘણા સભ્યોએ આગામી બેઠકમા ઠરાવ લાવવા નોટિસ આપી છે ડૉ આર પી પરાજપેએ એવી સૂચના કરી છે કે હિંદે પોતાના ખર્ચનો ફાળો આપવો બધ કરવો પણ સભ્ય તરીકેનુ રાજીનામુ આપી સબધનો તદ્દન અત ન આણવો

## સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પડ્યાનુ અવસાન

ગઈ તા ૨૩ મી મેના રોજ સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પડ્યાનુ અવસાન નોંધતા અમને ખેદ થાય છે સદ્ગત વિદ્વાન સાક્ષર હોવા ઉપરાત સારા કેળવણીકાર હતા. તેમણે કરેલો બાણની કાદબરીનો અનુવાદ આપણા સાહિત્યમા તેમનો ચિરજીવ ફાળો છે માત્ર તેમના જવાથી નડિયાદને નહિ પણ આખા ગુજરાતને ખોટ પડી છે સદ્ગતે ઉદ્યોગી અને કર્તવ્યપરાયણ સાક્ષરજીવનનો એક સારો દાખલો પોતાની પાછળ મૂક્યો છે, અને અન્ય સાહિત્યકારો તેમના જીવનમાથી એ ધડો લેશે એમ આશા રાખીએ છીએ

---

# રોજનીશી

**મે : ૧૯૩૬**

તા. ૧૬ પં. જવાહરલાલના મુંબઈના ટ્રેડ યુનિયન મંડળોમા એકતા સ્થાપવાના પ્રયત્ન; ઓટાવા કરારનો અંત લાવવા માટેની નોટિસ અપાયાની સિમલાથી સત્તાવાર ખબર બહાર આવી; ફ્રાન્સ પાસેથી જીબુટી (એબિસીનિયા) બંદરની ઇટાલીએ માગણી કરી; લશ્કરી ખર્ચો માટે અમેરિકાએ ૫૭ કરોડ ડોલર મંજૂર કર્યા.

તા. ૧૭ હિંદભરમા 'અનસારી દિન' પળાયો; મુંબઈમા અખિલ હિંદ ટ્રેડ યુનિયન પરિષદની ૧૫મી બેઠક ભરાઈ: પં. જવાહરલાલની હાજરી.

તા. ૧૮ હિંદી વેપારીઓના એક સમેલન સમક્ષ પં. જવાહરલાલનુ વ્યાખ્યાન : 'સરકાર અને મહાસભાને ખુશ રાખવાની વેપારી નીતિ સ્પષ્ટ કરવાનુ' આહવાન.

તા. ૧૯ પં. જવાહરલાલની સમાજવાદની હિમાયત સામે મુંબઈના ૨૧ આગેવાન વેપારીઓએ જાહેરનામું બહાર પાડયું; મુંબઈના ટ્રેડ યુનિયન મંડળોમા ઐક્ય અને મહાસભા સાથે હાથ મિલાવી કાર્ય કરવાનો નિર્ણય

તા. ૨૧ આમની સભામા વડા પ્રધાન મિ. બોલ્ડવિને ખુલ્લી ચેતવણી આપી : 'ઇજિપ્તના પ્રશ્નોમા માથું મારનાર કોઈ પણ સત્તા સામે બ્રિટન યુદ્ધે ચડશે.'

તા. ૨૩ નડિયાદના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. છગનલાલ હરિલાલ પંડ્યાનું નડિયાદમા અવસાન.

તા. ૨૪ કલકત્તા યુનિવર્સિટીમાં એક અંધ વિદ્યાર્થી એમ. એ. પાસ થઈ, વધુ અભ્યાસ માટે યુનિવર્સિટીની મદદથી પરદેશ જશે અને તે આંધળાઓને કેમ શિક્ષણ આપવું તેનો અભ્યાસ કરશે.

તા. ૨૫ બેલ્જિયમમા જાહેર ચૂંટણીમા સમાજવાદી પક્ષને ફતેહ મળી, ભરૂચના ભંગીઓની હડતાળનું સમાધાન : શ્રી. અમૃતલાલ ઠક્કરની લવાદી બન્ને પક્ષે સ્વીકારી; જેરૂસલેમમાં આરબોનો બળવો; લશ્કર સામે ખુલ્લો પડકાર, પાંચ આરબ નેતાઓ ગિરફતાર; શહીદગંજને લગતા દીવાની દાવાનો ચુકાદો 'શહીદગંજ મસ્જિદને ૧૭૨૬ની સાલથી મસ્જિદ તરીકે વાપરવામાં આવી નથી તેથી શીખોના કબજાહકનો અદાલત સ્વીકાર કરે છે.'

તા. ૨૬ હિંદી સરકારે કાઢેલી ૧૯૪૮-૫૨મા પાકતી ૨॥। ટકાની રૂા ૧૨ કરોડની નવી લોન પાચ જ મિનિટમા ભરાઈ ગઈ; હિંદના નાણાવિષયક ઇતિહાસમા આટલા નીચા વ્યાજના દરની અને આટલા ટૂંક સમયમા ભરાયેલી લોન બીજી નથી નીકળી, બર્લિનની ઓલિમ્પીક રમતોમા ગુજરાતના પ્રતિનિધિ તરીકે શ્રી હરિસિંહ ઠાકોર અને શ્રી ચીનુભાઈ શાહની ચૂંટણી.

તા. ૨૭ તા. ૧-૪-૩૭ થી હિંદમા સમવાયતંત્ર દેઠળનુ બંધારણ અમલમા આવશે એવી જાહેરાત થઈ; ઉત્તર હિંદમા ઠેરઠેર ધરતીકંપના આચકા લાગ્યા, ઓટો નિમિયરના રિપોર્ટને હિંદી વજીરે બહાલી આપી.

તા. ૨૮ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ સવિનય ભંગની ચળવળને અંગે રૂા. નવ લાખની ગ્રાંટ સરકારે રોકી રાખી છે તે બે માસમા ભરી દેવા માટે હિંદી વજીરને નોટિસ આપી; આયરિશ પાર્લામેન્ટમાં સેનેટને રદ કરવાની મિ. ડી વેલેરાની દરખાસ્ત પસાર થઈ.

તા. ૩૦ ઉત્તર ચીન અને જાપાન વચ્ચે અથડામણના પ્રસંગો, લંડનમા સર પોચ્ખાનાવાળાને હસ્તે હિંદી એક્સચેંજ બેંક ખુલ્લી મુકાશે એવી જાહેરાત થઈ.

તા. ૩૧ મુંબઈમાં મહાર પરિષદે હિંદુ દેવોનું પૂજન નહિ કરવાનો અને ધર્મપરિવર્તનનો નિર્ણય જાહેર કર્યો, પેલેસ્ટાઈનમાં યાત્રિક તોપના મારાથી બેના મરણ; ચાર મેયરોની પરિષદે, હાઈ કમિશનરની મુલાકાત લીધી.

## જૂન : ૧૯૩૬

તા. ૧ ઇમર્જન્સી પાવર્સ ઍક્ટ હેઠળ મુંબઈ સરકારે પૂનાના 'લોકસંગ્રહ પ્રેસ'ની રૂા. ૩,૦૦૦ની જામીનગીરી જપ્ત કરી; બેલ્જિયમની મૂંઝવણ : મિ. વેન્ઝીલેન્ડની પ્રધાનમંડળ રચવાની ના; દેશમાંનું તમામ અનાજ ખરીદી લેવાની ઇટાલિયન સરકારે વ્યવસ્થા કરી દીધી જાહેર કરી; હિંદી યુનિવર્સિટીની તબીબી ડિગ્રીઓ માન્ય રાખવાનો બ્રિટિશ મેડિકલ કાઉન્સિલે નિર્ણય કર્યો.

તા ૨ લાહોરના પત્રકારો સાથેની મુલાકાતમાં 'સમાજવાદથી મહાસભા મજબૂત બનશે' એવો અભિપ્રાય પં. જવાહરલાલે વ્યક્ત કર્યો, શ્રી હરિલાલના ધર્મપલટા વિશે ગાંધીજીએ નિવેદન બહાર પાડયું; કન્ટોન સરકારે ચીનની મધ્યસ્થ સરકારને જાપાન સામે યુદ્ધની તત્કાળ જાહેરાત કરવા અલ્ટીમેટમ આપ્યાની ખબર બહાર આવી, બંગાળ મહાસભાના ઝઘડાની તપાસ કરી, મહાસભાની કારોબારીના આગલા નિર્ણયો રાજેન્દ્રબાબુએ માન્ય રાખ્યાનો ચુકાદો જાહેર કર્યો; ફ્રાન્સમાં પ્રધાનમંડળની પુનર્રચના : પ્રધાનમંડળમાં બે સ્ત્રીસભ્યોનો સમાવેશ કર્યો; પેરિસમાં સ્ટે-ઈન (કારખાનામાં કામકાજ કર્યા વિના ધામા નાખી પડી રહેવાની) પદ્ધતિથી કામદારોએ હડતાળ પાડેલી તેનો વધુ ફેલાવો

તા ૩ વર્ધાની આજુબાજુના ૫૦ ગામના ખેડૂતો પોતાની ફરિયાદો કહેવા માટે ડે. કમિશનર પાસે પહોંચી ગયાની હકીકત બહાર આવી, પૅલેસ્ટાઇનમાં ઇમર્જન્સી કાનૂનોનો અમલ શરૂ થયો; મહંમદ પેગંબરની જન્મતિથિ દેશભરમાં ઉજવાઈ, ઈરાન અને અફઘાનિસ્તાન વચ્ચે લાંબી મસલતને અંતે વેપારી કરાર પર સહીઓ થઈ. ઍબિસિનિયાના રાજા નેગસ લંડન ગયા, ફ્રાન્સના અઢી લાખ હડતાલિયાઓએ ત્યાંના ૨૩૦ કારખાનાઓનો કબજો લીધો.

તા. ૩ સોવિયટ રશિયાના બંધારણમાં અગત્યના ફેરફારો થયા; પાર્લમેન્ટ અને ખેડૂતોને કામદારોની સમાનતાએ જે મતાધિકાર આપવાનો નિર્ણય થયો.

તા. ૫ ફર્સ્ટ લોર્ડ ઑફ ઍડમિરલ્ટી તરીકે સર સેમ્યુઅલ હોરની નિમણૂકને ના. ગવર્નરશાહે બહાલી આપી, સિનોર મુસોલિની અને ડૉ. સુરતીગ વચ્ચે બે કલાકની મંત્રણા.

તા. ૬ જાવાની મદીને લીધે મુંબઈ સરકારે જમીનમહેસૂલમાં છૂટછાટ મૂકવાની જાહેરાત પ્રસિદ્ધ થઈ; પૅલેસ્ટાઈનમાં ચાલુ તોફાન, ફ્રાન્સના શ્રમજીવીઓની માગણીઓનો નિકાલ લાવવા એક લવાદ કમિટી નીમવાની વડા પ્રધાને જાહેરાત કરી.

# અનુક્રમણિકા

પુ. ૨૨ અષાઢ : ૧૯૯૨ અંક ૩


| | | | |
|---|---|---|---|
| ૧ | જન્મદિન [કાવ્ય] ... ... | પૂજાલાલ ... ... ... | ૨૧૩ |
| ૨ | કેળવણી અને અહિંસા ... ... | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ... | ૨૧૭ |
| ૩ | નરમ અને ગરમ ... ... | આચાર્ય કૃપાલાની ... ... | ૨૨૧ |
| ૪ | બીજો દિન [કાવ્ય] ... ... | મનસુખલાલ ઝવેરી ... ... | ૨૨૯ |
| ૫ | પલટાતું ગુજરાત – દિન પર દિન | ... ... ... ... | ૨૩૩ |
| ૬ | સમાજવાદ આવે છે? ... ... | મગન પ્ર. દેશાઈ ... ... | ૨૩૯ |
| ૭ | વીસ વર્ષ પૂરે [કાવ્ય]... ... | હરિહર ભટ્ટ ... ... ... | ૨૪૪ |
| ૮ | પન્ના [કાવ્ય] ... ... ... | પતીલ ... ... ... | ૨૪૫ |
| ૯ | ઓટાવા કરારની જાળ ... ... | રામભાઈ પટેલ ... ... | ૨૪૯ |
| ૧૦ | લતા [વાર્તા] ... ... | રમણલાલ સોની ... ... | ૨૫૪ |
| ૧૧ | આફ્રનેસી ભેટ ... ... | कार्तिकेय ... ... .. | ૨૬૨ |
| ૧૨ | ગુણસૂત્રવાદની દૃષ્ટિએ અનુવંશશાસ્ત્ર | નગીનભાઈ માધાભાઈ પટેલ ... | ૨૬૪ |
| ૧૩ | વાહલાંને વિદાય [નાટક] ... | લીલા પાઠક ... ... ... | ૨૭૩ |
| ૧૪ | રાજમાતાનો ઉપાલંભ ... ... | જેઠાલાલ ત્રિવેદી ... ... | ૨૮૨ |
| ૧૫ | મોતિયો [વાર્તા] ... ... | માલ્કમ એ. આલ્ફ્રેડ ... ... | ૨૮૪ |
| ૧૬ | ચીન સ્વતંત્રતા કેમ ખૂવે છે? ... | ડુંગરશી ધરમશી સંપટ... ... | ૨૮૯ |
| ૧૭ | આત્મરતિ [કાવ્ય] .. ... | 'ભા' ... ... ... | ૨૯૫ |
| ૧૮ | શબ્દચર્ચા ... ... .. | ડોલરરાય રંગીલદાસ માંકડ ... | ૨૯૬ |
| ૧૯ | પુસ્તક પરિચય ... ... | દુર્ગાશંકર કે. શાસ્ત્રી ... ... | ૨૯૯ |
| ૨૦ | નોંધ .. ... ... | ... ... ... ... | ૩૦૦ |
| ૨૧ | રોજનીશી ... ... ... | ... ... ... ... | ૩૧૧ |




## જાહેર નિવેદન

'પ્રસ્થાન'ના તંત્રી શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક મુંબઈ રહેતા હોવાથી અવલોકન માટેનાં પુસ્તકો, 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરવા માટેના લેખો, વગેરે નીચેને સરનામે તેમને પરભાર્યાં મોકલવા વિનંતિ છે.

સરનામું
**શ્રી. રામનારાયણ વિ. પાઠક**
લજપતરાય રોડ : વિલેપારલે [વેસ્ટ]

વ્યવસ્થાપક
**'પ્રસ્થાન'**

લવાજમ હિંદમાં રૂા ૫ પરદેશમાં રૂા. ૬॥ છૂટક અંક રૂા. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી· પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી· અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૩–૭-૩૬

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૨ અષાઢ · ૧૯૯૨ અંક ૩

# જન્મદિન

પૂજાલાલ

[ શાર્દૂલવિક્રીડિત ]

અંધારા અણુજાણુ ઘોર ગહને હું ગૂંગળાયો ઘણો,
રુંધાયેલ ગળે કરંત અરવા આર્ત્તિભરી પ્રાર્થના.
અંતે એ ફલિતા થઈ: પ્રણયના હુંફાળ હૈયાતણો
લા'વો વત્સલ માત દે અનુપમા આનંદફુલ્લાનના.

[ ઉપજાતિ ]

પ્રકાશ દીઠો પૃથિવી પરે મેં;
ઉષાતણી ખેલ નિહાળી રમ્યઃ
પ્રાચી વિષે એક હસંત હેમે,
બીજી મુખે માતતણા સુગમ્ય.

[ વસંતતિલકા ]

કૈં કાળનાં અસહ કષ્ટ વિટંબણાઓ
ભૂલી ગયો ક્ષણમહીં મધુ માતખોળે;
આશ્ચર્યથી છલકતી સઘળી દિશાઓ
મેં જોઈ મુગ્ધ નયને બીજી હર્ષછોળે.

[ સ્રગ્ધરા ]

ઊંચે આકાશ ઘેરું લસબસ કરતા નીલમોએ મઢેલું,
કોટિ જ્યોતિર્ગણોનાં કિરણ કરત ક્રીડા વિમુક્તસ્વચ્છટાએ.
પૃથ્વીના પુણ્યપાને થનગન કરતા પ્રાણરંગે બઢેલું
દેખા દે ચિત્ર સ્વપ્નું: અકલનુ ? નહિ મારું જ એ તો જણાયે.

[ શાલિની-સ્રગ્ધરા ]

આનંદે કૈં ઝૂલતાં વૃક્ષ વેલો,
પંખી ઝંખાગાન આલાપનારાં,
પ્રાણીઓનો મોદ માણંત મેળો,
ને તે મધ્યે નિરાળા મનુજ ગગનને વામથી માપનારા.

[ અનુષ્ટુપ ]

જોયું, જોયા કરું જાણે એવું મમત્વ ઊપજ્યું ;
ઉજ્જ્વલ અભિલાષાનુ હૈયુ લીલાંગણે બન્યુ.

[ મન્દાક્રાન્તા ]

'પૃથ્વીપાટે હક અસલનો માહરો માનવીનો'
એ સંસ્કાર પ્રગટ ઉરપાને પડચો પ્રેરનારોઃ
પૃથ્વી તો શું ગહન ગગને રાજતા રાજવીનો
તાજે મારો અમર લસતી રિદ્ધિઓ વેરનારો.

[ શાર્દૂલવિક્રીડિત ]

માનો નૈન હકાર મૂક ભણતાં હેતે મને નીરખે;
તાજા વાયુતરંગથી મુજ મને ઊંચા તરંગો ચડે;
રાતે તારક સ્વપ્નના સદનમાં મંત્રાક્ષરોએ લખે
સૂતા માનવનો અમાપ મહિમા આકાશને ચોપડે.

[ વંશસ્થ ]

યુગાંતરોનાં તપ માનવે કરી
લભેલ લાખો પુરુષાર્થ સિદ્ધિઓ;
બધીથી એ મેં નિધિ ભાગ્યનો ભરી
ચહી નવી ભવિ પ્રજાર્થ રિદ્ધિઓ.

[ પૃથ્વી ]

અખંડ ઉરમંથનો નવલ મંગલે ખીલતાં;
ભવાબ્ધિપટ પે તરંગ સુખદુઃખના, તે પરે
મલીલ સરતાં બધાં સપનનૂં માહરાં ઝીલતાં
વસંત શુભ મોતીઆંય ઊછળંત રત્નાકરે.

વસંત વિષ કાળકૂટ પણ રૂહે ઉરે જાગતી
સ્મૃતિ પ્રથમની અખંડ અણબૂઝ કો જ્યોત શીઃ
ચઢું પડું, સિતાર આશતણી ઉલ્લસી વાગતી,
નિરાશ અથવા દશા નડત દુર્મુખા મોત શી.

બને સુપથ મોકળો, વિષમ વા વિરોધો વડે
રુંધાયઃ પથના પહાડ હડસેલવાને મથું
બધી ય મુજ આય સાથ; મુજ ભાગ્યલેખે પડે
જયો, જબર યા પરાજય સમૂહ સાથે બધું.

પરંતુ સ્મૃતિનું રસાયન ભરે મને શક્તિએ
નજીવ નબળાઈ કાયર સ્વભાવકેરી ગળે,
ભરાય ઉર સ્વપ્નસિદ્ધિતણી ભાવુકા ભક્તિએ,
પ્રમાર પુરુષપ્રભાવ પ્રખર પ્રભાએ ઝળે.

[ અનુષ્ટુપ ]

જન્મનો દિન તાજી એ સ્મૃતિને સોગણી કરે,
મંદા બનેલ હૈયાને ઉત્સાહે અદકું ભરે.

[ માલિની ]

વિરલ મનુજકેરો જન્મ આ જન્મ માળે,
પ્રભુ ખુદ નિજર્ને જે રૂપબીબે જ ઢાળે;
અમર ભુવન કેરી ઊણપો ભૂલવાને
સુર પણ પૃથિવીએ ઊતરે ઝૂલવાને.

[ પુષ્પિતાગ્રા ]

અલભ મનુજદેહલાભ પામી
નહિ મરણોન્મુખ માટીમાંહી રાચું;
હૃદયભર ભરેલ જાડ્ય વામી
અમૃત હું ચિન્મય રૂપ સાધું સાચું.

[ વિયોગિની ]

ક્ષણભંગુર ખોળિયે ચહું
પ્રભુની અક્ષરતા ચિરંતના,
મરણાલયમાંય હું લહું
અમૃત પ્રાણ અનાદ્યનંતના.

પણ કેળવણીનો ખરો ઉદ્ભવ જ ધર્મમાંથી છે ધર્મસંસ્થાના બધા દોષો કેળવણીમાં આવવાના. રાજ્યસત્તાએ ધર્મતંત્ર બગાડ્યુ તેમ કેળવણીનુ તંત્ર પણ પ્રથમ ધર્મતંત્ર મારફતે અને પાછળથી સીધી રીતે ખૂબ બગડ્યુ છે

કોઈ પણ તંત્ર ગોઠવવા જતાં કાર્યની, ઉદ્દેશની અને સાધનોની વિભાગણી કરવી પડે છે આ પૃથક્કરણપદ્ધતિથી જીવન અંતે નિઃસત્વ થાય જ. પૃથક્કરણથી તે તે વિભાગના તજ્જ્ઞો પેદા થાય છે આ વિશેષજ્ઞો સ્વાભાવિક રીતે અજ્ઞ અને અલ્પજ્ઞ લોકો ઉપર સરસાઈ ભોગવે છે. જ્ઞાની અને કુશળ માણસને અજ્ઞાની અને અણઘડ માણસ ઉપર સરસાઈ ભોગવવાની તક જે મળે છે તે તકનો લાભ લેવાની લાલચ હકૂમતથી ટેવાયેલા માણસને છોડી શકતી નથી અને જે સરસાઈ ભોગવવા કે ટકાવવા માગે છે તે કેળવણીકાર મટી જ જાય છે કોઈના અજ્ઞાનનો અને કફોડી દશાનો લાભ લેવાની ઇચ્છા સમાજદ્રોહી છે. એમા નરી પિશુનતા છે. એમાથી જ સામ્રાજ્યભાવ પેદા થાય છે એ કેવળ નૈતિક સામ્રાજ્ય હોય અને લગભગ નિર્દોષ હોય તોય એનાથી ચેતીને જ ચાલવુ જોઈએ. નીતિમા પણ સ્વરાજ્ય સારુ, સામ્રાજ્ય નહિ નૈતિક સામ્રાજ્યમા સુરક્ષિત તત્ત્વ એટલુ જ છે કે ભૌતિક સામ્રાજ્યો જેમ એકસામટા એક રહી શકતા નથી, તેમ એમનુ નથી હોતુ નીતિતત્ત્વો પરસ્પરાનુકૂળ હોવાથી અને એમનુ સ્વરૂપ આધ્યાત્મિક હોવાથી તે એકસામટા એક ઠેકાણે રહી શકે છે. બે ફાનસમાથી ભિન્નભિન્ન રંગના મયૂખો એકબીજાને કાપતા નાખીએ તોય જ્યાં એમનો છેદ છે ત્યા એકબીજાને નડ્યા વગર તે આરપાર જઈ શકે છે અને પોતાનુ કાર્ય કરી શકે છે નૈતિક સામ્રાજ્યો અહિંસક હોવાથી આમ એકબીજાની સાથે ઓતપ્રોત થવા છતાં પોતપોતાનું અસ્તિત્વ જાળવી શકે છે.

૨

અહિંસા એ જ નીતિ છે, એ જ સદાચાર છે, એ જ ખરુ જીવન છે અહિંસા વગર કેળવણી સંભવે જ નહિ જ્યા ભેદ, વિરોધ છે ત્યા એનો નાશ કરવા માટે ભિન્ન વસ્તુને કા તો હિંસાથી આત્મસાત્ કરાય અથવા તો અહિંસાથી પરસ્પર ઓતપ્રોત થઈ અથવા આપભોગથી આત્મવિલોપન કરી જીવનધર્મનો વિજય સધાય. કેળવણીએ બીજી પદ્ધતિ સ્વીકારવાની રહી હકૂમતમા પહેલી પદ્ધતિ પ્રધાનપણુ ભોગવે છે. રાજ્ય અને સ્વતંત્ર કેળવણી એ પરસ્પરવિરોધી તત્ત્વો છે.

હવે આપણે કેળવણીનાં ક્ષેત્રો કયાં કયાં છે એ તપાસીએ કેળવણીની મારફતે આપણે જે જે સાધવા માગીએ છીએ, જે જે આદર્શો સિદ્ધ કરવા માગીએ છીએ તેને એકવાર ગણાવીએ.

કેળવણી મારફતે આપણી જીવનકળા—જીવવાની અને ફાવવાની કળા સૌથી પ્રથમ કેળવવા માગીએ છીએ આપણને આરોગ્ય જોઈએ છે, સામર્થ્ય જોઈએ છે, એને માટે જ્ઞાન જોઈએ છીએ જ્ઞાનદ્વારા આપણે પ્રગતિ સાધવા માગીએ છીએ. પ્રગતિથી સામર્થ્ય વધશે. સામર્થ્ય વધવાથી સંપૂર્ણતા આવશે સંપૂર્ણતા એ જ મોટો આનંદ હોઈ એ જ કૃતાર્થતા છે. એનું આચરણ તે જ સદાચાર, ધાર્મિકતા, અને શાંતિ છે.

આ કેળવણીનું મુખ્ય સાધન લેખનવાચન, પઠનપાઠન કે શ્રવણશ્રાવણ એ નથી પણ નિરીક્ષણપરીક્ષણ, પ્રયોગ અને ધ્યાન, રચના અને યોજના એ જ મુખ્ય સાધનો છે. એ બધામાં જો અહિંસા ઓતપ્રોત થઈ જાય તો જ એ કેળવણી પરમકોટિએ પહોંચી શકવાની છે. આજના પરીક્ષણ અને પ્રયોગો એવા નથી તેથી જ કુદરતનું વિજ્ઞાન વધ્યા છતાં હૃદયની શક્તિ કે કેળવણી અધૂરાં જ રહ્યાં છે.

૩

શરીર એટલે હિંસા. અહિંસા એટલે આત્મા. કેમકે શરીર હિંસાને ઓળખે છે, હિંસાને જવાબ દે છે, હિંસાથી જ પુષ્ટ થાય છે. આત્માનો સ્વભાવ જ અહિંસા છે. આત્મા સર્વત્ર એક જ રૂપે અનુસ્યૂત છે. તે એક જ છે. એ ભિન્નભિન્ન દેખાય છે એનું કારણ સ્થૂળ સૂક્ષ્માદિ શરીરોના અંતરાય છે. આત્મા અહિંસાને ઓળખે છે, અહિંસાને જવાબ દે છે, અહિંસાથી જ પરિપુષ્ટ થાય છે. આહાર એ હિંસા છે, માર એ હિંસા છે, ભય એ હિંસા છે, મૈથુન એ હિંસા છે, પ્રજોત્પાદન એ હિંસા છે, લોભ એટલે જ ભય, એટલે જ હિંસા. નાસ્તિકતા એ પણ હિંસાનો જ એક પ્રકાર છે. કેમકે એમાં આત્માનો ઇનકાર રહેલો છે.

એ હિંસામાંથી બચી જવું એનું નામ કેળવણી. તમામ હિંસા પર ક્રમશઃ વિજય મેળવવો એ કેળવણી. અજ્ઞાનમાંથી ઊગરી જઈ જ્ઞાનપ્રાપ્તિ કરવી, દુર્બળતામાંથી ઊગરી જઈ સામર્થ્ય-પ્રાપ્તિ કરવી અને અસંતોષમાંથી ઊગરી જઈ સમાધાનપ્રાપ્તિ કરવી, એ કેળવણીનાં મુખ્ય અંગો છે. બધા માટે જ્ઞાન, સામર્થ્ય અને સમાધાનની શક્યતા કરવી હોય તો તે અહિંસાથી જ ઉદ્‌ભવે. અહિંસક સામર્થ્યને આપણે કૌશલ્ય કહીએ છીએ.

૪

આ અહિંસામૂલક કેળવણીનો ઉદ્દેશ અહિંસક હોવો જોઈએ. કેળવણીની પદ્ધતિઓ પણ અહિંસક હોવી જોઈએ. એનાં સાધનો અહિંસક હોય, કેળવણીનો વ્યાપાર અહિંસક હોય અને મસાલો પણ અહિંસક હોય. આમ બધે અહિંસા સાર્વભૌમ હોય તો જ કેળવણી કૃતાર્થ થાય. અધ્યાત્મમાં શું અને કેળવણીમાં શું, છેવટે સાધ્ય, સાધક અને સાધના ત્રણે એક જ થઈ જાય છે.

આને માટે અધ્યાપક સાચો વિદ્યાર્થી હોવો જોઈએ બધા વિદ્યાર્થીઓનો એ સાથી હોવો જોઈએ—સાથી, સહયાત્રી અને મિત્ર. આવા અધ્યાપક પાસે આગ્રહ પૂરેપૂરો હોવા છતાં ધીરજ અને સહિષ્ણુતા પૂરેપૂરી હશે. એનામાં જબરદસ્તીનો લવલેશ પણ ન હોય. આજનો જમાનો અહિંસક આગ્રહને સમજી શકતો નથી. નિરાગ્રહી માણસ ઉદાર જેવો દેખાય છે, પણ ખરું જોતાં એ કોઈકોઈવાર નાસ્તિક હોય છે ઘણીવાર નિર્વીર્ય હોય છે પ્રસંગે મતલબધર્મી પણ હોય. અનિશ્ચયી, સંશયાત્મા અને આત્મહન્ માણસ પણ નિરાગ્રહી જેવો દેખાય. પોતાના વ્યક્તિત્વની—અધ્યાત્મની જે ચોરી કરે છે તે સમાજદ્રોહી છે એવાને અધ્યાપકને સ્થાને ન જ મૂકવો જોઈએ.

જો અધ્યાપક ખરેખરો અહિંસક હોય તો એના આગ્રહમાં વિદ્યાર્થીઓના વ્યક્તિત્વનો નાશ નથી થતો, ઊલટું એમનું વ્યક્તિત્વ ઘડાઈ ને ખીલી ઊઠે છે. ઉનાળામાં સૂરજ પૂર-

જોશમાં તપે છે તેથી કાદવ, છાણાં સુકાઈ જાય છે, ઈંટો પથ્થર જેવી થાય છે, છતાં એ જ તડકામાં જીવતાં ફૂલો હસતાં જ હોય છે, ડોલતાં જ હોય છે જીવનરસ મળે ત્યાં સુધી તડકાને કારણે તે કરમાતાં નથી અહિંસક આગ્રહની અસર આવી જ હોય છે.

આજની હિંસામિશ્રિત મનોવૃત્તિ શુદ્ધ અહિંસક આગ્રહને સમજી શકતી નથી, તેથી પારવગરની ગેરસમજ પેદા થાય છે અને ફેલાય છે એ ખરું પણ એનો ઇલાજ એ નથી કે આગ્રહમાત્ર છોડી દેવો એ ગેરસમજને વટાવી ગયે જ છૂટકો ત્યારપછી જ અહિંસાની અસર અને એની સુવાસની ખબર પડશે જીવનમાં જો ગેરસમજ દૂર ન થઈ તો મરણથી તો થશે જ અહિંસા એટલે કુરબાની (martyrdom)

અધ્યાપક, ધર્મસંસ્થાપક અને જન્મદાત્રી મા આ ત્રણે અહિંસામૂર્તિ હોય જીવતાં ક્ષમાવાન નબળાં દેખાય છે પણ મરી ગયા પછી એ જ સર્વસમર્થ થઈ જાય છે અહિંસાની એ શક્તિ છે—એ પરિણતી છે

આવા અધ્યાપકે પોતાની પદ્ધતિમાં કેટલીક વસ્તુઓ ખાસ ટાળવાની હોય છે જે સાચો અહિંસક હશે તેને તો આ વસ્તુઓ અંદરથી જ ઊગી જશે વિદ્યાર્થીઓને સરકસના કે શરતના ઘોડા બનાવવા નથી શરતમાં રસાકસી હોય છે, હરીફાઈ હોય છે, સરસાઈ મેળવવાની હોય છે, એમાં આત્મપરાયણતા નથી હોતી, કૃતાર્થતા નથી હોતી કેળવણી મારફતે કેવળ 'એફિશિયન્સી'ની પૂજા પણ ન કરાય માણસની સર્વ શક્તિઓ ખીલે એની જરૂર છે પણ એ શક્તિને પ્રભાવી બનાવવાના ખોટા પ્રયત્નમાંથી હિંસાની જ દીક્ષા મળે છે પ્રભાવિતા ગમે તેટલી આકર્ષક હોય તોયે તે આત્માને કેળવી શકતી નથી જ્યાં પ્રભાવિતાની પૂજા આવી ગઈ ત્યાં આત્માની કેળવણી અટકે જ છે વિદ્યાર્થીનો વાચનપ્રવાહ, જીવનપ્રવાહ અથવા અભિરુચિપ્રવાહ ભિન્ન દશામાં વહેતો હોય તો અધ્યાપકે ખૂબ ધીરજ રાખવી ઘટે છે ઉતાવળ કરે, અધીરો થાય તે કેળવણીકાર નથી મતભેદ પ્રત્યે આદર રાખવો અને આપણાથી જુદા પડનારની પણ શ્રેષ્ઠતા ઓળખવી એ આર્યવૃત્તિની નિશાની છે કોઈકોઈવાર કેટલાક વિદ્યાર્થીઓની પ્રગતિ બહુ ધીમી ચાલે છે મંદગતિ વિદ્યાર્થી મંદમતિ છે એમ માનવાની ભૂલ અધ્યાપકે ન કરવી ઘટે અને વિદ્યાર્થી મંદમતિ હોય તોયે એનો ધિક્કાર તો ન જ કરાય, એની નિંદા ન કરાય ધિક્કાર અને નિંદાથી આત્મા હણાય છે, વિકાસ અટકે છે અને પછી જાતજાતની વિકૃતિઓ પેદા થાય છે કઈ વસ્તુ, કઈ રીતે અને કયે ક્રમે કેટલા પ્રમાણમાં વિદ્યાર્થીઓ આગળ રજૂ કરવી જોઈએ એ જાણવા જેટલો અધ્યાપક મુત્સદ્દી હોવો જોઈએ

ઘણીવાર વિદ્યાર્થી અધ્યાપકને તરત ઓળખી શકતો નથી માણસ જેમ અનુભવે જ કુદરતને ઓળખે છે, તેમ વિદ્યાર્થી પણ અનુભવે જ શિક્ષકનો સ્વભાવ ઓળખે છે. ત્યાં સુધી શિક્ષકે કુદરતની ધીરજ ધારણ કરવી જોઈએ એ જ એની મુખ્ય કુરબાની છે. વિદ્યાર્થીને આપવાનો મુખ્ય ખોરાક છે સમભાવ અને આદર એમાંય આદર એ જ વધારે મહત્ત્વનો છે

# નરમ અને ગરમ*

આચાર્ય કૃપાલાની

કેટલાક આપણા ભણેલા મિત્રો અનુભવી કે અભ્યાસી કોઈ જેની ના નથી પાડતું એવી વાતો, લાંબું પીંજણ કરીને, સાબિત કરવા પ્રયત્ન કરે છે. એક રીતે જોઈએ તો, તેઓ આસ્તિકને આસ્થા આપવા નીકળી પડ્યા છે! દેશમા ગરીબાઈ, બેકારી અને નાણાંભીડ છે એ એકમતે સ્વીકારાયેલી વાત છે અને સ્પષ્ટ એવા આ વિધાનની પણ કોઈ ના ન કહી શકે કે ખેતી અને ઉદ્યોગમા યન્ત્રશકિત દાખલ કરાય તો પેદાશ ખૂબ વધારી શકાય. એક દલીલને ખાતર એ પણ આપણે માનવા તૈયાર થઈએ, કે આ છેલ્લી વસ્તુ સમાજવાદી સરકારથી સરસમાં સરસ રીતે સંધાઈ શકે. પરન્તુ, જાણવા જેવું તો આપણે માટે એ છે કે આ ઇષ્ટ પરિવર્તનો કરવાં કેવી રીતે—આ ઉદ્દેશ સાધવાને માટે જરૂરી સત્તા ને સાધન આપણે કેમ કરીને મેળવવાં. જરૂરી સત્તા ને સાધન નથી એ સૌ સ્વીકારે છે. એટલે, તે કેમ કરીને મેળવવાં એ જ પ્રશ્ન છે. ઉદ્યોગધંધાનો વધારો, સમાજસત્તાની સ્થાપના, જામી પડેલાં અંગત અર્થતંત્રોનું ઉત્થાપન, નાણાંની છતની સાથે પેદાશવૃદ્ધિ, અને બેકારીનો ઉકેલ—આ પ્રશ્નો તાત્ત્વિક કે પાંડિત્યવિલાસી (academic) નથી. રાજકીય વ્યવહારમાં ઊતરેલા એ પ્રશ્નો છે, અને આપણા હાથમાં સરકારી સત્તા કે તંત્ર ન આવે ત્યાં સુધી એ બધા નથી ઉકેલી શકાવાના. રશિયાની વિદ્યુત્વેગી પ્રગતિ લેનિનને પ્રથમ રાજસત્તા મળ્યા પછી થઈ શકી છે, અને એના અનુયાયીઓ આજ ઉદ્યોગો અને ખેતીમા યન્ત્રશક્તિનું સંસ્થાપન કરી રહેલ છે તે તેમની નિર્વિવાદ સરમુખત્યારી સિવાય ન કરી શકત.

દાખલા તરીકે, આપણા ઉદ્યોગધંધા કેમ સહજ રીતે ખીલતા નથી? જ્યાં જાઓ ત્યાં તમને રસ્તામાં વિઘ્ન જ માલૂમ પડે છે. અને એ તત્ત્વતઃ લાગે છે એમ નહિ, વસ્તુત વ્યવહારમાં પડેલાં છે. એટલે કાંઈક કરવા માટે પહેલા એ હટાવવાં જોઈએ. આ વિઘ્નોનું જાડુ વર્ગીકરણ કરીએ તો તે રાજકીય, આર્થિક અને સામાજિક છે. ઊંડે જઈને જોઈશું તો, આપણને ખબર છે કે, આપણી આર્થિક મુશ્કેલીઓ આપણા રાજતંત્રની ઢાલ નીચે સુસ્થિર છે. એટલે, નોંધવાલાયક કાંઈક આર્થિક પ્રગતિ કરવી હોય તો આ રાજતન્ત્રની ઢાલ કાંઈક હઠવી જોઈએ. અને હમણાં આપણે જોયું કે, રાજસત્તા વગર આપણાં કોઈ મહત્ત્વનાં સામાજિક અનિષ્ટો પણ ન કાઢી શકીએ. અસ્પૃશ્યતા ફગાવી દેવા દેશ તૈયાર હોવા છતાં, તેમ કરવામાં આ કે તે બહાને સરકારી કાયદો આડો આવે છે. મદ્યનિષેધ કરવા જઈએ તો કાયદો કાંઈ મદદ ન દે. સાક્ષરતાનો પ્રચાર કરવો હોય, પણ રાષ્ટ્રપોષક કામો માટે સરકાર પૈસા ન કાઢે એ આડું વિઘ્ન. સારાંશ કે, સરકાર પોતે હાથમા ન લે; કે કાંઈ

---

* 'વિશ્વભારતી', ઑગસ્ટ–ઑક્ટોબર, ૧૯૩૫ના અંકના 'Left Wing and Right Wing' એ અંગ્રેજી લેખ પરથી.

મદદ અને મનોરંજન—આ બધું જોતાં બીજે બધે કરતાં હિંદી મજૂર ઘણો પછાત છે. એનું ખરાબમાં ખરાબ ચૂસણ થતા પણ રાષ્ટ્ર એને બચાવી શક્યો નથી અને તે ચૂસણ બીજા દેશોમાં અર્ધ સૈકા પર જાણીતું હતું—આજ નામશેષ છે.

ખેતીનો દાખલો લો. ઘરમાં ને ઘરમાં જમીનના ટુકડા પડતા જાય છે. કેટલાક પ્રાંતોમા ટુકડો સરેરાશે બે એકરથીય નાનો પડે છે. એનો અર્થ એટલો જ કે હજારોની જમીન તો પા–અર્ધા એકરથીય ઓછી હશે. અને આ ટુકડા તો હજી પડતા જ ચાલે છે, એને રોકવા માટે કશો કાયદો નથી. એવા કાયદાથી ખેડૂતકુટુંબના જેમને જમીનવારસો ન મળે તેમને બીજે ક્યાંક ઠેકાણે પાડવાનો પ્રશ્ન આવે એટલે જે સરકાર આ પ્રશ્નનો ઉકેલ કરી શકે એવી જ આને અંગે કાયદોય કરી શકે. અને આ ઠેકાણું તો વેપાર કે ઉદ્યોગ-ધંધામા જ થઈ શકે. સરકાર એ બરોબર જાણે છે, અને તેથી આ ટુકડાટુકડી રોકવા કાંઈ નથી કરતી.

આ ટુકડાઓ નાનાનાના છે જ, પણ એકસાથે લૉટમાં પણ નથી, છૂટાછૂટા ને સેળભેળ છે. એવામાં બીચારો ટ્રૅક્ટર પણ શું કરી શકે? એટલે નાની માલકીના ખેતરો સારા, કે લૉટબંધ ખેતી સારી, જમીનની ખેડૂતમાલકી (peasant proprietorship) વધારે લાભકારી, કે રાષ્ટ્રમાલકી (' nationalization ), આ પ્રશ્ન તત્ત્વચર્ચાનો નથી. આ પ્રશ્ન તો ખેતીમાં આ કે તે ક્રાંતિ કરી શકવાની રાષ્ટ્રની શક્તિનો છે, કેમકે મારો એ મત છે કે, વર્તમાન પરિસ્થિતિમા બેઉ બાબતો ક્રાંતિકારી પરિવર્તનો છે, જે કરવાને માટે સુધારકના હાથમાં આખા દેશ પર રાજકીય અને આર્થિક મુખત્યાર સત્તા જોઈએ આ બેમાથી એક વાત અમુક પ્રકારની આર્થિક યોજના વગર ન થઈ શકે. પરંતુ, સત્તા વગર આર્થિક યોજનાઓની વાત કરવાનુ તો, સાચી વસ્તુ જાણતાં છતાં તે કહેવા નાહિંમતવાન અને તોપણ પંડિતાઈ અને 'અપ–ટુ–ડેટ'–પણાનો ડોળ ને ઇચ્છા રાખવાનું ગુમાન ધરાવનાર બેજવાબદાર અર્થશાસ્ત્રપંડિતોમાત્રની પરિષદોમા જ થઈ શકે

એટલે, હિંદમા પહેલો પ્રશ્ન ક્રાંતિકારી પુનર્ઘટનાકાર્યનો, (અને ઉદ્યોગધંધાસ્થાપન ને સમાજવાદમા જ આ કરવાનો અર્થ રહેલો છે) નથી, પરંતુ સત્તા મેળવવા માટે મૌલિક સાધન યોજવાનો છે. એ સત્તા ન મળે ત્યા સુધી બીજા બધા સામાજિક ને આર્થિક કાર્યક્રમો સામાન્ય સુધારણાના ગુણવાળા જ હોઈ શકે

એમની ખાસ ધૂનની વાત બાજુએ મૂકો, પરંતુ ગાંધીજી દેશ આગળ રાજસત્તા ને રાજ્યતંત્રની મદદ વિના જે થઈ શકે એવાં કાર્યો મૂકે છે તેમા આવા કાંઈક કારણો રહેલાં છે. ખાદી ને ગ્રામોદ્યોગના એમના આખા કામની પાછળ આ આર્થિક ને રાજકીય ભૂમિકા છે. હમણા એક સમાજવાદી લૉર્ડ ફેરિંગડન ગાંધીજીને મળવા આવેલો. આ ગૃહસ્થે ગ્રામોદ્યોગના સંઘના સાચા ઉદ્દેશ વિષે પ્રશ્ન કર્યો. ગાંધીજીને તે દિવસે મૌનવાર હતો, એટલે એમણે લખ્યુ, "ધૂળમાથી ધાન કેમ કરવું એ પ્રજાને બતાવવુ." પેલા લૉર્ડે પૂછ્યું, "ગ્રામીણ દેવાદારીનો પ્રશ્ન તમે કેવી રીતે ઉકેલવા ઇચ્છો છો?" એનો ઉત્તર એમણે લખ્યો, "એ અમે નથી હાથ ધરતા. એને માટે સરકાર મદદમાં જોઈએ. આજ હુ એવી ચીજો શોધુ છું કે જે લોકો તેના વિના સાધી શકે. પણ સરકારમદદ મારે નથી જોઈતી એમ તો

નથી જ પણ મારી સગવડ તે મને આજ નથી મળનાર એ હું જાણું છું" થોડા સૂચક શબ્દોની અંદર, આમાં ગાંધીજીના કાર્યક્રમનો આખો આર્થિક પાયો પ્રગટ થયેલો છે. એ એક સમાજવાદી જોડે વાત કરતા હતા, તે કદાચ એમની હમેશની આધ્યાત્મિક પરિભાષા કે સાદાઈ અને ઐચ્છિક ગરીબાઈના એમના વિચારો ન સમજી શકે એટલે, એક પરદેશી સમજી શકે એવી સરળ રાજકીય અને આર્થિક પરિભાષામાં એમણે વાત કરી રાષ્ટ્રના ધૂળ જેવા નકામામાંથી ધાન નિપજાવવાના ગાંધીજીના પ્રયત્નને માટે, કોઈ અર્થશાસ્ત્રી કહેવાતો માણસ એમનો વિરોધ ન કરી શકે આ મુલાકાતમાં એમણે એ પણ કહેલું કે, અને આ સિવાય રાષ્ટ્ર પાસે બીજો રચનાત્મક કાર્યક્રમ છે જ નહિ

હું માનું છું કે, વર્તમાન રાજકીય વ્યવસ્થામાં કોઈ રચનાત્મક કાર્યક્રમ ક્રાંતિકારી ન હોઈ શકે, તે બધો સુધારણાના ઢગનો જ હોવાનો—" ધૂળમાંથી ધાન " કરવાનો તેનાથી માત્ર હળવી વસ્તુઓ જ તે મર્યાદામાં રહીને જ થઈ શકવાની અને સમાજવાદીઓથી કશો રચનાત્મક કાર્યક્રમ નથી યોજાતો તે આ હકીકતને લીધે તેઓ આપણને એમના ઉદ્દેશો જણાવે છે અને શું ચાહે છે તે કહે છે,—પેદાશના બધા સાધનોને સમાજમાલકીના કરવા, જેનો અર્થ એ જ કે ઉત્પત્તિ, વહેંચણી, વિનિમય, ને વાપરવી બધી જ આર્થિક ક્રિયા સરકારે નિયંત્રિત કરવી, અર્થાત્ સરકાર જરૂર ઉત્પાદકોની—એટલે કે આમવર્ગની—એમના હિતમાં કામ કરતી હોવી જોઈએ સમાજમાલકી કરવા પહેલાં, આમવર્ગે કે એમના વતી કોઈ કે કોઈ રાજકીય પક્ષે પ્રથમ રાજસત્તા હાથ કરવી જોઈએ શાસ્ત્રીય સમાજવાદનો આ ઉદ્દેશ છે તેથી સાચા સમાજવાદીઓને મજૂર મંડળવાદીઓ ( trade unionists )નું કામ નથી રુચતું તેઓ કહે છે કે, મજૂરોની નાની મુશ્કેલીઓ માટે સુધારા કરવાના મનમનામણાં માત્ર એ છે કોઈક વાર આને એ સહી લે છે, તે એમ વિચારીને કે, આખરી સંવિગ્રહ કરવા માટે જનતાને આવશ્યક તાલીમ આપનારું જે હડતાલ સાધન છે તેની શરૂઆતનું આ કામ છે મોટે ભાગે તો તેઓ આવી મજૂરમંડળની હિલચાલને તુચ્છકારે છે તેઓ એમ માને છે કે, મજૂરોને કાંઈક વધુ આરામ પહોંચાડીને તે આખરી સંગ્રામનો ક્રાંતિદિન દૂર કરે છે—આવા સરળ સુધારાઓથી અસંતોષની માત્રા મંદ પડે છે, ઉદ્યોગમાં મંદી હોય ત્યારે, આ શાસ્ત્રીય સમાજવાદીને ખબર છે કે, હડતાલ યશસ્વી ન થઈ શકે માલિકો કેટલીક વાર તો એને આવકારે છે, ઊભી કરવા પ્રેરે પણ છે છતાં, ઉદ્યોગની આવી મંદીમાં પણ, શાસ્ત્રીય સમાજવાદીઓ હડતાલ પડાવવા પાછું નથી જોતા,—એમ જાણતા છતાં કે, તે નિષ્ફળ જવાની ને મજૂરોને અપાર પીડા ને ક્લેશ થવાના તેઓ માને છે કે આવી પીડા ને ક્લેશ અનિવાર્ય છે ક્રાંતિની હિંમત તો આપવી જ પડવાની, વ્યક્તિઓ સામુદાયિક પ્રયત્નનું સાધન જ હોઈ શકે વ્યક્તિ તરીકે વ્યક્તિનું કાંઈ વજન કે કિંમત નથી આમપ્રજા હમેશની સામ્રાજ્યવાદી ને મૂડીવાદીની સેના બની સરતી જ આવી છે તો જો તેઓ ક્રાંતિના કાજે ખપી મરે તો ઓછામાં ઓછી ભવિષ્યની પેઢીઓને તો વધારે સુખ મળશે જ

બીજી તરફ, મનો મજૂરમંડળવાદી હડતાલના વિજયની આશાના લેખા માટે છે, નરીનો મ મ અપન નરીક ત્યાગ ખરાબ એ એને નથી જોઈતું એને લાગે છે કે, સમૃદ્ધ-સ્તાન ઉપરાંત અહિન્દુસ્તાન જેવી વસ્તુ રહે છે એમના વર્ણિક સુખદુઃખો ને ગાઢ-

કારણો સાચાં છે. ગમે તેવા સામાન્ય દરજ્જાનું તોય તેમનું જીવન પોતે જ એક સાધ્ય વસ્તુ છે. એટલે વિજયની આશા ન હોય તો એ શાંત બેઠો રહે છે. એને મન, હડતાલ એટલે મજૂરોના દશાસુધારનું સાધન. વર્ગવિહીન સમાજ સ્થાપવા માટે, વર્ગ વર્ગ વચ્ચેની કાતીલ લડાઈનો આખરી દાવ ખેલવાની તૈયારી કરવાની તાલીમલાજી તરીકે હડતાલની હોડમાં ઊતરવાના પક્ષનો એ નથી.

એટલે શાસ્ત્રીય સમાજવાદી શહેરી આમવર્ગમાં જો કાંઈ રચનાત્મક કામ કરવા ચાહે, તો એના તત્ત્વની કડકાઈને કાંઈક નરમ કર્યા વગર કે વ્યવહારદૃષ્ટિ વિચારીને એને કામચલાઉ ઊંચે મૂક્યા વગર કોઈ રીતે તે ન કરી શકે. અને જો શહેરમાં કાંઈ કામ ન કરી શકે તો ગામડાંમાં સવિશેષે ન કરી શકાય. ગામડાના પ્રશ્નોમાં જ એ ખોવાઈ જાય. એ પ્રશ્નો એવા સ્થાનિક ને નાનકડા છે કે એમના ઉકેલ માટે મથવામાં વિશાળ 'જગતદૃષ્ટિ'વાળા એમને મુશ્કેલ પડવાનું; જો તે નિરર્થક ન લાગે તો વળી સારું. એને લાગવાનું કે, ક્રાંતિને યોગ્ય પરિસ્થિતિ પેદા કરવા સારુ આવા સુધારણીય પ્રયત્નો કદી જો ફાવે પણ તોય તેને રુચે જ જોઈશે. એટલે ગુસ્સાનો માર્યો જ એ આ કામ ફેંકી દેવાનો. એટલે પછી, અહીં એને માટે કામ નિદર્શનો (demonstrations) ગોઠવવા માત્રનું હોઈ શકે આ કામ અલબત્ત સામયિક હોઈ શકે. ખેતીની ઋતુ શરૂ થઈ કે, ગામડાના લોક દાતરડું ને હળ લેવાના જ; એનું ગમે તેવું ક્રાંતિનું ઝનૂન કે આવનારા વર્ગરહિત સમાજનું સ્વર્ગચિત્ર એમને નહિ રોકી શકે, એ એને જણાશે. અને આવાં નિદર્શનો મોટા પાયા પર ન હોય તો તેમા કશો ગુણ કે અસર નથી આવતા; એટલે જો મોટા પાયા પર તે કરવાનાં હોય તો આ સામયિક નિદર્શનો ઓછાં ને ઓછાં હોવાનાં જ. સભા કે નિદર્શન માટે ગ્રામવાસીઓ મળે—ધારો કે ૫૦,૦૦૦ કે ૧૦,૦૦૦ લોક પણ—તો તેમણે સાંજના ત્રણ વાગ્યા પહેલાં તો વેરાવુ જોઈએ. ચાલતા બધા આવ્યા હોય, એટલે અંધારુ થતા પહેલાં તો ઘેર પહોચવુ રહ્યુ. એક દહાડા માટે પણ આવડા સમૂહની સરભરા કરવાનુ—૧૦,૦૦૦ની જ નહિ તો ૫૦,૦૦૦ની તો વાત જ શી?—કોઈ ગામડાથી બની ન શકે. એટલે આવા ટોળાં આકસ્મિક, નજીવી સગઠનશક્તિવાળાં અને કશાકેય રચનાત્મક પ્રયત્નને માટે નકામાં હશે. કાંઈક થોડાઘણા મર્યાદિત પ્રચાર કે નિદર્શન પૂરતાં જ એ કામનાં હોઈ શકે.

એટલે, શાસ્ત્રીય સમાજવાદીનું સમગ્ર કામ (શહેરમાં કે ગામડાંમાં) પ્રચાર, નિદર્શન ને સમાજવાદી વિચારસરણીનુ વ્યાખ્યાન, એ જ હોઈ શકે. છેલ્લુ વ્યાખ્યાનકાર્ય થોડાક ને ખાસ બુદ્ધિશાળીઓનું જ હોવું જોઈએ. ફાલતુ ગમે તે બધાના હાથમાં મુકાય, શહેર કે ગામડાના સ્વયંસેવકના હાથમાં સોંપાય, તો એ જ પરિણામ આવે કે એક વહેમની જગાએ બીજો વહેમ ને એક અંધ-ઝનૂન (fanaticism)ની જગાએ બીજું બેસશે. શાસ્ત્રીય સમાજવાદની બધી વાતો આમ ઊંધી જ વળવાની તો પછી સામાન્ય સમાજવાદી દલ શું કરે?

ગાંધીજીએ પોતાના આવા સામાન્ય સેવકદલનો પ્રશ્ન ઉકેલેલો છે. રાજદ્વારી બેકારવર્ગને માટે સામયિક કામગીરીનો એમણે સફળ ઉકેલ કરેલો છે. એમના રચનાત્મક કાર્યક્રમથી નેતાવર્ગને જ નહિ, આ સામાન્ય સેવકવર્ગને્ય કામ મળી રહે છે. બધાંને રોજિંદું કામ મળી જાય છે, ગરીબ રાષ્ટ્ર ખુશીથી જે પૈસો આપે છે એને યોગ્ય એમને કાંઈક મહેનતાણું

આ બધી શક્તિઓનો સંગ્રહ કરવો જોઈએ અને એને એકકેન્દ્રિત કરી એક ધ્યેયસિદ્ધિ સારુ—એટલે કે રાષ્ટ્રની રાજદ્વારી મુક્તિ મેળવવા માટે—એકાગ્ર કરવો જોઈએ. વર્તમાન પ્રજાઓના માનસમાં રાષ્ટ્રભાવ ખચીને રહેલો છે. તે એવું ઘસાઈ ગયેલું અંગ નથી કે જેથી ભિન્નભિન્ન મંડળોએ એકત્રિત થવું, એનો આધાર લેવો, અસંભવિત લેખાય. આપણા કેટલાક ઊગતા સમાજવાદીઓને એ કબૂલ કરતાં શરમ લાગતી હોય એમ દેખાય છે, છતાં રશિયન સામ્યવાદીઓ પણ આ રાષ્ટ્રભાવનાથી સાવ મુક્ત નથી.

જગતભરમાં બીજા દેશોની રાષ્ટ્રીય ને પ્રજાકીય હિલચાલો બતાવે છે કે, એકસમાન ઉદ્દેશસિદ્ધિને સારુ બધાં ભિન્નભિન્ન પ્રજાકીય તત્ત્વો એકત્રિત થયેલાં છે. હોલંડ, ઇંગ્લંડ, અમેરિકા, ઈટલી, ફ્રાન્સ, અને રશિયામાં પણ એકરૂપ બની આખી પ્રજા દેશી કે પરદેશી ઝૂંસરી ફગાવી દેવા ઊઠેલી છે. એ ખરું કે, આમજનતાનો એમાં ભાગ, એમનું સહન ને એમનાં બલિદાન વધુમાં વધુ હતાં, જોકે એ બધી ક્રાંતિઓથી પરિણમતી સત્તા એમના હાથમાં હમેશ આવેલી છે એવું નથી. આમાંની સર્વશરૂની ક્રાંતિઓમાં સત્તા હાથ આવેલી પૈસાદાર જબરા મધ્યમ વર્ગના હાથમાં, જે વર્ગ તે દહાડાઓમાં જનતાનો સ્વાભાવિક નેતા-વર્ગ હતો. ફ્રાંસમાં પ્રયત્ન થયેલો કે, રાજા અને ઉમરાવો પાસેથી છીનવેલી સત્તા જનતાને આપવી, પરંતુ તે નિષ્ફળ ગયો, અને તે મધ્યમ વર્ગની વધારે સારી શક્તિ, આગેવાની ને સંગઠનને લીધે રશિયામાં પણ, ઝારને ઉથલાવી દીધા પછી શક્તિ આવેલી મધ્યમ મંડળના હાથમાં; પરંતુ લાંબો વખત તેને તે સાચવી શકે એવું પૂરતું સગઠિત ને જીવત તે નહોતું. અને આવશ્યક એવો નેતા પણ એને નહોતો. સામી બાજુ, બોલ્શેવિક દળ વધુ સુસંગઠિત, વધુ ધસારાદાર, પોતે શું ચાહે છે એના વિશદ ભાનવાળું, અને ઉત્તમ શક્તિવાળા આગેવાન-વાળું હતું એટલે તરત તેઓ બીજી ક્રાંતિ કરી શક્યા, જેને લઈ ને તેઓ આમજનતાના રક્ષક તરીકે સત્તારૂઢ થયા. રશિયન નોકરશાહી ને ઝારને પદભ્રષ્ટ કરનાર પહેલી ક્રાંતિવેળાએ બોલ્શેવિકો દૂર બેઠા દેખતા નહોતા રહ્યા, જૂના તંત્રને ફગાવી દેવા તાકનાર ને કામ કરનાર સૌની સાથે એમણે પણ હાથ દીધેલા. કટોકટીને સમયે ઇંગ્લંડમાં શું બને છે? જ્યારે જ્યારે એ રાષ્ટ્ર કટોકટીના મામલામાં સપડાય છે ત્યારે ત્યારે બ્રિટિશ પ્રજાના રાજકીય સ્વભાવમાંથી સહેજે રાષ્ટ્રીય સરકારનો જન્મ થાય છે: તે વખતપૂરતા ભિન્ન પક્ષોના ભેદો ભુલાય છે. એટલે બધી ક્રાંતિઓમાં પ્રજાનાં પ્રગતિમાન અને અસરકારક અંગો એક થાય છે. વિજયમાળા મળે છે એ પક્ષને કે જે તેને માટે વધારેમાં વધારે તૈયાર અને સુસંગઠિત હોય, અને ખાસ તો જેની આગેવાની આવા પ્રસંગને માટે આવશ્યક ગુણોવાળી હોય; કેમકે કટોકટીમાં ફાવવાનો ઘણો આધાર આગેવાન કેવો છે તેના પર રહે છે.

અને એની સાથે હવે આ જુઓ કે જ્યાં દરેક મંડળ બીજાની શંકા કરે છે ને પોતે શુદ્ધ ને ચોખલિયું રહેવા ચાહે છે સમાજવાદી મંડળ લઈએ. તે કહે છે, જમીનદાર ને મૂડીવાદી કદી સ્વાતંત્ર્યયુદ્ધમાં જોડાનાર નથી. છેવટની ઘડીએ એ સટકી જવાનો, કેમકે એને લાગશે કે પરદેશી સરકાર જ પોતાના ખાસ હકોનો આધાર છે. આમ જો હોય તો, ઉપલા મધ્યમ વર્ગને પણ આ જ દલીલ લાગુ પડે, અને વકીલ, દાક્તર, પ્રોફેસર જેવા બધા બુદ્ધિજીવી ધંધાદારીને પણ લાગુ પડે. નીચલો મધ્યમ વર્ગ, ઈટલી ને જર્મનીમાં સાબિત

આ તેનો રથ ખૂંદીને ખડકો શબનાં ધસે,
ને તેનાં જ શબો તેની પાસે દુર્ગ નવા રચે. ૧૪
એવા દુર્ગમ દુર્ગોને વેગથી એ વટાવતો,
સેના કૌરવની આજે શતધા સંહરી રહ્યો. ૧૫

ઝંઝાના ઝાપટે જેવાં તરુઓ ઊખડી પડે,
શાખાઓ ને પ્રશાખાઓ કડૂડી ભોંય પે ઢળે, ૧૬

ત્રસ્ત પવરયોકેરી ચિચિયારી તહીં મચે,
ને હૈયે ધરતી કેરા ધ્રાસકા ભયના પડે; ૧૭

ભીમના ઝાપટે તેમ સૈન્ય કૌરવનું ઢળે,
ને કાળી કિકિયારીનો કકળાટ તહીં મચે. ૧૮
અટ્ટહાસ તહીં રેલી વીરકર્મો વૃકોદર,
પાંડૂના પ્રબળા નાદે ગાજતો ગર્વનિર્ભર. ૧૯
તેવામાં ક્યાંકથી આવે ધસી રાજા કલિંગનો,
ને વડાં નિજ સૈન્યેથી ઘેરે છે માર્ગ ભીમનો. ૨૦

પણ શીર્ષ કરી ઊંચું, જરી ગૌરવભેર ત્યાં
ભીમ એ સૈન્યને ન્યાળે નયને મદથી ભર્યાં. ૨૧
ન્યાળે વનગજોકેરાં યૂથને જેમ કેસરી
ગર્વભેર હલાવીને સટા યાળતણી જરી, ૨૨
ને ભરી ફાળ, યુક્તિથી કરકૌશલ્ય ચૂકવી
કરીનૂં, કુમ્ભને ભેદી નાખે નિજ પ્રહારથી; ૨૩
તેમ એ સૈન્યને ન્યાળી, ગદા તોતિંગને ધરી,
રહ્યો ચોમેર ઘૂમી ત્યાં પાર્થનો કુલકેસરી. ૨૪
ને તોળી તોળીને ઝીંકે ગદા નિજ પ્રચંડ ત્યાં
વજ્ર શા અસ્થિબન્ધોયે અરિના ચૂર્ણ થૈ જતા. ૨૫
ખુંદાયાં શત શીર્ષોની ખોપરી રવટે રહ્યું,
તે પરે નાચતો, ઝીંકી ગદા સર્વત્ર એ રહે. ૨૬

એનાં વજ્ર્ર અંગોમાં ખૂંપે ના શર શત્રુનાં,
રહ્યું વ્યાયામથી એનાં અંગ ના લેશ ઓસર્યાં. ૨૭
અને ઘૂમી રહે ઘેલો એકલો અરિસૈન્યમાં,
એકલો તોય ગાળન્તો ગાત્રો શતસહસ્રનાં ૨૮
નાસે ચોમેર ત્રાસેલા સૈનિકો સૌ કલિંગના,
પ્રવેશે કોણ સ્વેચ્છાથી મૃત્યુની વજ્રદાઢમાં? ૨૯

પણ એક ન નાસ્યો ત્યાં રાજપુત્ર કલિંગનો,
વીરશ્રી વરવા જેને અભિલાપ ઉરે થયો. ૩૦
નસેનસમહીં એની નવું યૌવન નાચતું,
રોમેરોમ રહ્યું એનું વીરકર્તવ્ય ઝંખતું. ૩૧
ભીમની ભયપ્રેરન્તી ડણુકેય ન એ ડરે,
ને સજી ચાપ કોડીલો વૃકોદર ભણી ધસે. ૩૨
ને કાપી શરધારાથી અશ્વસારથિ ભીમના,
હર્ષને નિજ રેલી એ રહે છે વીર ઘોષમાં. ૩૩
વૈરાનલભર્યો દોડે તહીં વેગે વૃકોદર,
ને ધીંગા ઘાવથી એને ઢાળી દે છે ધરા પર. ૩૪
ને છતાં નવ વિલાઈ એનાં સ્મિતતણી પ્રભા;
લોપી ભીષણ મૃત્યુ શે શકે સ્મિત કૃતાર્થનાં? ૩૫
પુત્રનાં વૈરથી દાઝ્યો તહીં નૃપ કલિંગનો,
ગજારૂઢ ધસે વેગે ગાળવા ગર્વ ભીમનો. ૩૬
અને એ પાર્થિવે સામો લઈને ખડ્ગ દોડતો,
પગલે પગલે એનાં ધરા ધમધમાવતો. ૩૭
આમથી ધસતો આવે કરીવર કલિંગનો,
ને ધસે આમથી સામો પ્રતાપી પુત્ર પાંડુનો. ૩૮
ચડી વંટોળની પાંખે, મહીધર સમા મહા
મેઘ બે આવરે અંગેઅંગ આભ અનન્તનાં, ૩૯
ને ધસે સામસામા એ પાથરી શ્યામળી પ્રભા,
તેમ એ મેઘ શા બન્ને સામસામા ધસી રહ્યા. ૪૦
આ બન્ને આથડ્યા! ને આ સરી ગહન ગર્જના!
ત્રાટકી વીજ આ! ને આ પ્રલેપૂર ફરી વળ્યાં! ૪૧
એમ ઔત્સુક્યના ભાવે સૈન્ય બન્ને ભરાય છે,
ને બન્ને પર સૈન્યોનાં નયનો સ્થિર થાય છે. ૪૨
ફૂંફાડો ગજકેરો ને ભીમના ખડ્ગની પ્રભા
મળ્યાં, નવ મળ્યાં ત્યાં તો, અચિન્ત્યું શુંય થાય આ? ૪૩
કલિંગેશતણો ક્યાંથી બીજો આ પુત્ર આવતો,
ગજમાથે ચડી, આંહી ભીમનો માર્ગ રોકતો? ૪૪
નવી જ મદરેખાથી સોહતા ગજબાળ શો,
ફૂટતા મૂછને દોરે સોહે રાજકુમાર શો! ૪૫

તાજાં યૌવનનાં તેજે તગે છે દેહ એહનો,
વીરશ્રીનો થયો એને હજી સ્પર્શ નવોસવો. ૪૬
એને આ વચમાં ન્યાળી ભીમની ભીમ વાટમાં,
સૈન્યો બેય તણાં હૈયાં ભયથી થડકી રહ્યાં. ૪૭
ને સર્યો, ન સર્યો તેણો સૈન્યના મુખથી, તહીં
સિંહનાદ કરી એના ગજે ભીમ ગયો ચડી. ૪૮
મહાનદતણો જેવો ચડે પ્રવહ પ્રાવૃષે,
ફાટફાટ થતો, તોડી ફોડી ઉભય તીરને, ૪૯
ઘૂઘવી ઘૂઘવી ઘેરુ, માર્ગના શૈલની પરે,
ફીણફીણ થઈ એને જળબંબોળ એ કરે; ૫૦
તેમ ભીમ ચડ્યો કૂદી ગજ માથે કુમારના,
હાહાકારતણા ઊઠ્યા શોર ત્યાં તો અનીકમાં. ૫૧
ને કાપી શીર્ષ એનુ ત્યાં તરસ્યાં નિજ ખડ્ગથી,
કૂદી ભીમ ધસ્યો પાછો ગજ સામે કલિંગના. ૫૨
ખડ્ગના પ્રબળા એક પ્રહારેથી કરીન્દ્રનો
કાપે છે કર, ને બીજા પ્રહારે કુમ્ભ ભેદતો. ૫૩
ગજરાજ ઢળ્યે નીચ, નરનાથ કલિંગનો
જાય ઊભો થવા ત્યાં તો પડે છે ઘાવ ભીમનો. ૫૪
વીજળી પડતાં જેવો ઢળી જાય તરુવર,
તેવો ભીમપ્રહારેથી ઢળ્યો નીચે નરેશ્વર. ૫૫
અને કૌરવસેનામાં મગ્યાં આક્રન્દ કારમાં,
તે મહીં હાંકતા ભીમે રેલિયા નાદ પૌંડ્રના. ૫૬
હણીને મૃગયૂથોને ડણકે જેમ કેસરી,
તેવો આ રણની વચ્ચે ગાજતો નરકેસરી. ૫૭
ત્યાં તો અન્ધારના ઓળા પૂર્વના ક્ષિતિજે ચડે,
અને અસ્તાચળે આછી પ્રભા રવિની આથમે. ૫૮
આમ યુદ્ધતણો બીજો થયો દિવસ પૂર્ણ ને
થાકેલાં સૈન્ય બન્ને એ શિબિરે નિજના પળે. ૫૯

# પલટાતું ગુજરાત—દિનપરદિન

## મજૂરોનું સંગઠન

યુરોપઅમેરિકામા મજૂરોના સંગઠન, ટ્રેડ યુનિયન એટલે 'મહાજન'ની મારફત ઘણા વર્ષોથી થઈ રહ્યાં છે. હિંદી મહાજનોમાં પ્રતિનિધિત્વનુ ધોરણ સચવાય છે કે વય, પ્રતિષ્ઠા અને મોટી પાઘડીને લીધે એ સ્થાન મળે છે એ પ્રશ્ન વિચાર કરવા જેવો છે. યુરોપઅમેરિકામાં તો ચૂંટણી થાય છે. આપણે ત્યા નગરશેઠનો મોટો છોકરો નગરશેઠ થાય અને મહાજનોનો પ્રમુખ ગણાય, એ પ્રકારનુ પ્રતિનિધિત્વ અને નેતૃત્વ આજના યુગમાં ટકી શકવાનુ નથી

આપણા દેશમા મિલમજૂરોનાં યુનિયન સ્થપાવાને ઠીકઠીક વર્ષો થયાં છે. પણ યુરોપની મોટી લડાઈ ચાલતી હતી અને આપણી મિલોને મારી કમાણી થતી હતી, તે વખતે મજૂરોએ પોતાની સ્થિતિ સુધારવા માટે લડત શરૂ કરી અને હડતાલના સાધનનો ઉપયોગ કરવા માડચો ગુજરાતમા એટલે અમદાવાદમાં મોટી હડતાલ ૧૯૧૮ની સાલમાં પડી, અને તેમા જે ભાગ ગાધીજીએ ભજવ્યો હતો તેને લીધે એ પ્રસંગ ઐતિહાસિક બની ગયો. મિલમાલિકો અને મિલમજૂરો વચ્ચે મતભેદ થાય ત્યારે તેનો તોડ આણવા માટે એ બન્ને પક્ષોના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટ થવી જોઈએ, અને તે પ્રમાણે મિલ ઓનર્સ એસોસિયેશન અને મજૂર મહાજન સ્થપાયા.

દસ વર્ષની અંદર એટલે ૧૯૨૮ ની સાલ સુધીમાં આવા મજૂર યુનિયનોમાં પુષ્કળ જોર જામ્યું હતુ કાપડની મિલોના મજૂર ઉપરાંત, રેલવેના તથા ગોદીના મજૂરોનું સંગઠન થઈ રહ્યુ હતુ, અને આવાં યુનિયનોમા સમાજવાદ અને સામ્યવાદના તત્ત્વોની વિચારસરણી પ્રવેશ કરી રહી હતી. આ વિચારોનો ફેલાવો ગુજરાતના મિલમજૂરોમાં પણ થયો હતો અને તેને લીધે અમદાવાદ તથા વડોદરામાં એકબે પ્રયત્નો લાલવાવટાવાળી ચળવળ, એટલે વધારે સ્વાશ્રયી અને વધારે લડાયક વૃત્તિવાળી ચળવળ, દાખલ થઈ હતી આવી ચળવળ તરફ પોલીસની દેખરેખ સખત હોય તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી અને મિલ-માલિકો પણ આવાં મંડળોથી ગભરાય અને સાથ ન આપે, અને તેથી આવી ચળવળની જિંદગી શરૂઆતમાં ટૂંકી હોય. ઑર્ડિનન્સના રાજ્યઅમલમાં આવાં મંડળો બંધ કરી દેવાં પડ્યા.

જ્યારે અમદાવાદમાં કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ (કૉં-સો) પક્ષની સ્થાપના થઈ ત્યારે તેણે મજૂરોમાં કામ કરવાનું શરૂ કર્યું. મજૂર મહાજનથી અલગ રહીને કામ કરવાની જરૂર હતી કે કેમ એ પ્રશ્ન સહજ ઊભો થાય છે. કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ પક્ષના સભ્યોને મજૂર મહાજન કામ ન કરવા દે એ સમજી શકાય એવુ છે. મજૂર મહાજનનું લક્ષ મજૂરોને સ્વાશ્રયી કરવા તરફ હોય કે ન હોય, તોપણ પરિણામ એ આવ્યું કે આટલાં બધાં વરસો થઈ ગયાં તે છતાં એ મડળનુ તંત્ર શ્રી. નંદા અને શ્રી. ખંડુભાઈના હાથમાં છે. મજૂરોમાંથી એક પણ

સભ્ય નેતૃત્વ લઈ શકે એવો આગેવાન પેદા થયો નથી, એવો તેના પર આક્ષેપ છે મિલ-માલિકો આ મહાજનના સભ્યોની ફી ઉઘરાવી આપે એ તત્ત્વ વાંધાભર્યું છે. મિલમજૂરો તરીકે યુનિયન નહિ પણ જુદાજુદાં ખાતાદીઠ મહાજન કાઢીને એક વર્ગમાં ભાગલા પાડી દીધા છે, વ્યક્તિગત રાજીનામાં આપવાની મુશ્કેલી છે, એવા એવા અનેક આક્ષેપો આ મહાજન પર મુકાય છે. વર્ગવિગ્રહની ભાવનાને વિશે એવું કહેવાય છે કે મહાજનના ચલાવનારાઓને અહિંસામાં પૂરેપૂરી શ્રદ્ધા છે. મજૂરો હજી ઘણાં વરસો સુધી એવા નેતા પેદા કરી શકશે નહિ એટલે પોતાના મંડળની આગેવાની લેવા માટે લાયક નિવડશે નહિ. હિન્દી લશ્કરને માટે બધા લાયક હિન્દી અફસરો મળતાં ૭૦૦ વરસો થશે એમ કહેવાય છે, તે પ્રમાણે મજૂર મહાજનનું તંત્ર ૭૦૦ વર્ષે મજૂરોના હાથમાં જશે કે કેમ એ શંકાસ્પદ છે.

જ્યારે કોંગ્રેસ સોસ્યાલિસ્ટ પક્ષે મજૂરોમાં કામ કરવા માંડ્યું ત્યારે બન્ને પક્ષ વચ્ચે ઠીક કડવાશ ઉત્પન્ન થઈ. નવા કાર્યકર્તાઓ અને ખાસ કરીને યુવાન કાર્યકર્તાઓ એવું માને છે કે પોતે આવ્યા ત્યાર પહેલાં સૂરજ ઊગતો નહોતો અને સર્વત્ર ગાઢ અંધકાર પ્રવર્તી રહ્યો હતો, તેથી તેમને અંધકાર મિટાવવાની ધગશ હોય છે. એક મહોલ્લામાં નવો કૂતરો આવ્યો હોય અને જે પ્રમાણે જૂના અને નવા કૂતરા વચ્ચે જંગ જામે છે તે પ્રમાણે મજૂરપ્રવૃત્તિમાં જંગ જામ્યું. ગણાતા અહિંસાવાદી અને કહેવાતા હિંસાવાદી એ બન્ને પક્ષો તરફથી આક્ષેપો અને ગાળોની નદીઓ વહી, પણ અંતે વાતાવરણ શાંત થઈ ગયું છે. કારણ કે દરેકે પોત-પોતાનું જોર માપી લીધું છે કોંગ્રેસ સોસ્યાલિસ્ટ પક્ષ એમ ધારતો હશે કે એમના યુનિયનમાં હજારો સભ્યો નોંધાશે તો તેમ થયું નથી. મહાજન એમ ગભરાતું હતું કે એની પ્રતિષ્ઠા તૂટી પડશે તો તેમ થયું નથી. મહાજનમાં નવું ચેતન આવ્યું છે અને પોતાની ખામીઓ દૂર કરવાની ઇચ્છા થઈ છે એ લાભ પણ ઓછો ન કહેવાય. બાકી, સુધારક પક્ષ અને લડાયક પક્ષ વચ્ચે હંમેશાં મતભેદો રહેવાના છે. અમુક વિચારસરણી ફેલાશે કે નહિ તેનો આધાર ફેલાવનારના વ્યક્તિત્વ પર ઓછો હોય છે, પણ તે સાચી છે કે નહિ તે ઉપર હોય છે વિજ્ઞાનની દૃષ્ટિએ એ વાત સાચી હોય તો જ પ્રજા તેને સ્વીકારે છે.

## 'હરિજન' નહિ પણ 'કામગર'

કોંગ્રેસ સોસ્યાલિસ્ટ પક્ષના થોડા ભાઈઓએ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં કામ કરતા ભંગીઓમાં કામ શરૂ કરી દીધું હતું નડિયાદ મ્યુનિસિપાલિટીના ભંગીઓએ પોતાનું મંડળ કાઢ્યું હતું અને તેની મારફત થોડો લાભ મેળવવામાં સફળ નીવડ્યા હતા. આ ભંગીઓના પગાર ઘણા ઓછા હોય છે, કામ કરે કે નહિ પણ ઘણા કલાકો સુધી હાજરી આપવી પડે છે, મુકાદમો તેમની પાસેથી નાણાં પડાવે છે, શાહુકારો તેમને નાણાં ધીરીને ભારે વ્યાજ લે છે, એવી એવી એમની બૂમરાણ હોય છે. એ લોકોને 'હરિજન' કહેવાથી એમનો ઉદ્ધાર થઈ જતો નથી. દરેક કામગરની માફક આ વર્ગને વધારે પગાર અને કામ કરવાના કલાકોમાં ઘટાડો કરાવવાની જરૂર છે. મજૂર મહાજને અમદાવાદના ભંગીઓનો પ્રશ્ન થોડાં વર્ષો પહેલાં હાથમાં લીધેલો, પણ અંદરની ફાટફૂટને લીધે કે બીજા કોઈ કારણસર એ પ્રશ્ન પડતો મૂકેલો. ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિકે ભંગીઓમાં ફરવા માંડ્યું. એ લોકોનું સંગઠન થાય અને પોતાના મંડળ મારફત પોતાના હક્કો મેળવે એવી તાકાદ કેળવવાની સલાહ આપવા માંડી. ઇન્દુલાલે બન્ને પક્ષના કાર્યકર્તાઓને સાથે રાખીને સંગઠન શરૂ કર્યું અને

થોડા જ વખતમાં જોઈ લીધું કે 'સંયુક્ત સામનો' શક્ય નથી. સુધારક પક્ષ પોતે જ આગેવાન થઈને સત્તાધીશ (મ્યુનિસિપાલિટી) પાસે અરજીઓ અને માગણીઓ કરવામાં માને છે, જ્યારે બીજો પક્ષ પોતાનું બળ કેળવીને પોતાની 'શરતો' રજૂ કરે છે. હડતાલનો ઉપયોગ બન્ને પક્ષ કરે છે. એમ કહીએ તો ચાલે, કે એક પક્ષ છૂરીને બગલમાં સતાડી રાખે છે અને બીજો પક્ષ તલવારનો ખખડાટ કરે છે. મજૂરની પ્રવૃત્તિની માફક એક લડતમાં સ્વાશ્રય નથી, પણ બિનમજૂરની આગેવાની છે; બીજામાં સ્વાશ્રય અને પોતાની આગેવાની આવે છે.

આ વખતે જે અનુભવો થયા તેનું વીગતવાર વર્ણન ભાઈ ઇન્દુલાલ સિવાય બીજા કોઈ કરી શકે એમ નથી. બન્ને પક્ષોને સાથે રાખવાને બદલે, બન્ને પક્ષે એમના તરફ અવિશ્વાસથી જોવા માંડ્યુ. ભંગીમંડળ સ્થાપવા માટે એમણે જે ખરડો તૈયાર કર્યો હતો તે મહાસભાના અથવા હરિજન સેવા સંઘના મિત્રોએ નામંજૂર કર્યો એ મિત્રોએ જે સાથ આપવાનું કબૂલ કર્યું હતું તે રદ થયું અને આગેવાની માટે ખેંચતાણ શરૂ થઈ. મજૂર મહાજનની માફક જૂના અને નવા, મોળા અને જલદ એ પક્ષોની વિચારસરણી જુદી પડી. એક તરફ ભૂતકાળના કામની પ્રતિષ્ઠા અને નાણાં હતા, બીજી તરફ જ્વલંત ઉત્સાહ અને સાચી વિચારસરણી( idealogy )નું બળ હતુ મ્યુનિસિપાલિટીના ભંગીઓની માગણી શી હોવી જોઈએ તેના બે ખરડા પ્રગટ થયા છેઃ મવાલ અને જહાલ, અને તેની અસર ગુજરાતના ઠેકઠેકાણેના કાર્યકરો પર થઈ છે. ન થઈ હોય ત્યાં હવે થઈ જવી જોઈએ.

અસ્પૃશ્યતાના કલંકને હિન્દુસમાજમાંથી નાબૂદ કરવા માટે હરિજન સેવા સંઘની સ્થાપના થઈ હતી. જે લોકોને હાલમાં 'હરિજન' કહેવામાં આવે છે, તેમને માટે જુદા કૂવા બાંધવામાં મદદ કરવી, થોડી શાળાઓ ચલાવવી, એ કોમ માટે મંદિરો બંધાવવાં ( જેમાં એ લોકોને જવાની દરકાર નહિ જેવી છે ), થોડી શિષ્યવૃત્તિઓ અપાવવી, એ સંઘનુ કર્તવ્ય થઈ પડ્યુ છે આવાં મોળા કામો માટે સંઘ મ્યુનિસિપાલિટીને, લોકલબોર્ડોને તથા સરકારને અરજીઓ કર્યે જાય છે, પણ ભંગીમંડળો સ્થાપીને પગારના વધારા અગર બીજી માગણીઓ કરે અને તેનો સ્વીકાર ન થાય તો હડતાલના જેવી 'હિંસાત્મક' ધમકીનું બળ વાપરે તેને આ સંઘ પાપરૂપ માને છે. આ અહિંસાત્મક, સુધારક અને સાત્વિક ચળવળને અંગે અસ્પૃશ્યતાનિવારણ માટે મંદિરો ખુલ્લા મુકવાનું ચાલ્યું, થોડા કૂવા અને મંદિરો હરિજનો માટે ખુલ્લા મુકાયાં અને આજે થોડા જ સમય પછી હિન્દુસમાજ આ નાટકિયા ઊભરાને ગળી ગયું અને અસ્પૃશ્યતાનો ભેદ જેવો હતો તેવો રહ્યો—અથવા કોઈ ઠેકાણે કાંઈક વધારે કડક થયો—એ કડકાઈ આજે ગૂજરાતના કોઈ પણ ગામડામાં જોઈ શકાશે

ગુજરાતમાં આજે ક્યાં કયા બળો કામ કરી રહ્યાં છે, સમાજનું, મહાસભાના કાર્યકરોનું અને સમાજવાદીઓનુ વળણ કેવું છે એ બધી ચીજનો અભ્યાસ ગુજરાતી જનસમાજે કરવાનો હોય. ભાઈ ઇન્દુલાલે આશા રાખેલી કે રાજકીય લડતનો પ્રશ્ન જુદો રાખીને જુદી-જુદી જાતના કામગરોની આર્થિક લડત લડવામાં 'સંયુક્ત સામનો' કરવો એટલે બધા પક્ષોની સહાનુભૂતિ મેળવવી, પણ એ ચીજ અશક્ય જણાઈ છે. સ્થિતિચુસ્ત સંસ્થા પર જ્યારે વધારે આગ્રહી સંસ્થાના પ્રહાર થાય છે ત્યારે તે લગામ જરા ઢીલી મૂકીને આગળ દોડે છે તેવું ગુજરાતમાં આજના વાતાવરણમા થયું છે મહાસભાના થોડા સમાજવાદી

જુવાનોએ કેટલીક ઊંઘતી સંસ્થાઓને જાગૃત કરવા પ્રયત્ન ચલાવ્યો છે પરિણામ એ આવ્યું કે ઘણી પ્રવૃત્તિઓમા નવું જોર આવ્યુ છે જૂના અને નવા પક્ષના મતભેદોને જરા બારીકાઈથી તપાસીએ તો જણાશે કે (૧) આપણી સામાજિક કે રાજકીય પ્રવૃત્તિને આર્થિક ધોરણ પર લઈ જઈ ને અસંતોષના કારણો સમજાવી, સંગઠન કરીને લડત ઉપાડવાની શકિત ખીલવવી એવું સમાજવાદીઓ માને છે, બીજો પક્ષ વર્ગવિગ્રહ ન થાય એવી રીતે પોતે વચમા પડીને સમજૂતી કરી આપવામા માને છે સત્યાગ્રહીને માટે આ બે વિચારસરણીમા ભેદ નહિ જેવો છે એ ચીજ હદે ચડેલા માણસો સમજતા નથી (૨) સમાજવાદીઓના સંગઠનની પાછળ સત્યાગ્રહની ધમકી છે, કારણ કે હડતાલ એ સત્યાગ્રહી સાધન હોઈ શકે બીજો પક્ષ એવુ માને છે કે સમાધાનીથી એ જ પરિણામ આણી શકાય છે અને સત્યાગ્રહનુ હથિયાર ક્વચિત જ વાપરવાનુ છે એટલે ખરુ જોતા જે ભેદ છે તે સ્વભાવનો છે મતેએ છેવટે એક જ માર્ગ લેવાનો છે સ્થળ અને સમયની બાબતમા મતભેદ છે

## કિસાન—ખેડૂત

જેને વધારે દુ ખ પડે છે તે વહેલો બૂમ પાડે છે ગુજરાતનો ખેડૂત દુ ખી છે, કંગાલ છે, પણ બિહારનો ખેડૂત વધારે કંગાલ છે તેથી તે મહાસભાનુ શરણ શોધે છે, અને આજે સમાજવાદી કિસાન સભામા જોડાય છે ગુજરાતના પાંચ જિલ્લાઓમા પંચમહાલના ભીલો વધારેમા વધારે ગરીબ અને કંગાલ છે, અને ગયા વર્ષે વરસાદ જોઈએ તેટલો પડ્યો નહોતો એ લોકોને રાહત આપવા માટે જેટલી જેટલી રીતસર અરજીઓ અને આજીજીઓ કરવાની હોય તેટલી થઈ રહી હતી ભીલોની પરિષદ બોલાવવી ને તેની મારફત ઠરાવો સરકાર તરફ મોકલાવી આપવાની યોજના કોંગ્રેસ સોસ્યાલિસ્ટ પક્ષને ઠીક લાગી, તેથી એ પક્ષે પરિષદ બોલાવવાની તૈયારી કરી

એમ કહેવાય છે કે ભીલ સેવા મંડળે મદદ ન કરી એટલુ નહિ, પણ પરિષદથી ભીલોને નુકસાન થશે એવો પ્રચાર કર્યો એ મંડળે હાલમા સરકારની સોડમા ભરાવાનું ઉચિત ધાર્યું છે એટલે આવુ વર્તન મતભેદના કારણે થયુ હશે માતર તાલુકામા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકે જઈ ને જાગૃતિ આણી અને લોકોને સભારણપૂર્વક માગણીઓ સરકાર તરફ મોકલવાની સલાહ આપી. જ્યારે એ લોકોએ મહાસભાના કાર્યકર્તાઓને વાતો કરી ત્યારે એમ કહેવામા આવ્યુ કે એવી માગણીઓ અને આજીજીમા અમે તમને મદદ કરી શકીશું નહિ હાલમા સરકારની સાથે કોઈ પણ પ્રકારના સંસર્ગમા આવવાનું નથી એવી પૂરેપૂરી નિષ્ક્રિયતા એમના કાર્યક્રમમા જણાતી હતી પણ જ્યારે એ લોકોએ જોયુ કે જો પોતે આગેવાની નહિ લે તો કોંગ્રેસ સોસ્યાલિસ્ટ પક્ષના કોઈ કાર્યકર્તા આવશે એટલે પોતે જાગૃત થઈ ગયા ઇન્દુલાલને ખેડૂતો તરફથી સંદેશો મળ્યો કે એમણે હવે તસ્દી લેવાની જરૂર નથી, અને શ્રી દાદુભાઈ દેસાઈ જેવા જમીનદારના પ્રમુખપદે પરિષદ ભરાઈ ત્યારપછી ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ અને અન્ય સ્થળોએ સભાઓ ભરાઈ હતી. વસ્તુસ્થિતિ એવી છે કે ખેડૂતોને દુઃખ છે, મહેસૂલ ભરવાના નાણા મળતા નથી, મહાસભાની સમિતિઓ ઉદાસીન વૃત્તિ કેળવે છે, માત્ર ભય એ છે કે હવે ઉદાસીનતા પાલવશે નહિ કારણ કે જ્યા ઉદાસીનતા હશે ત્યા કોંગ્રેસ સોસ્યાલિસ્ટ પેસી જશે આ જાતનુ વિચિત્ર વાતાવરણ ખેડૂતોના પ્રશ્નને વિષે છે

## કારકુનવર્ગ

કારકુન શબ્દનો અર્થ 'કામ કરનારો' એવો થાય છે. ગુમાસ્તા કરતાં એ શબ્દ વધારે સારો છે, વધારે વ્યાપક પણ છે. કામગર અગર કામકર એ શબ્દનો અર્થ પણ તેવો જ થાય છે. મુંબઈની ધારાસભામાં રા બખલેએ ગુમાસ્તાના રક્ષણ માટે બિલ આણ્યું હતું તેને લીધે મુંબઈ તથા અમદાવાદ જેવાં ગામોમાં આ વર્ગમાં જાગૃતિ આવી અને તેમની જાગૃતિને પોષે અને સારે માર્ગે ચડાવે એવા સહાયકો પણ મળી ગયા. અમદાવાદમાં વેપારીઓને ત્યાં કામ કરતા ગુમાસ્તા, વીશી તથા હોટેલોમાં કામ કરતા છોકરાઓ વગેરે માણસોને ભયકર હાડમારી વેઠવી પડે છે. સવારથી રાત સુધી કામ કરવું પડે, પગાર ટૂંકા હોય છે, આરામ જોઈએ તેટલો મળતો નથી, રજાઓના દિવસો મુકરર થયા નથી, અને આ વર્ગમાં સંગઠન ન હોવાને લીધે તેમના હકોને માન અપાતું નથી. જ્યારે આ લોકો પણ મહાસભાવાદીઓ પાસે ગયા ત્યારે એવી સલાહ આપવામા આવેલી કે ગુમાસ્તા-ઓમાં સગઠન ટકી શકે એ અશક્ય છે, સારામાં સારો માર્ગ એ છે કે બજારના સંચાલકોને સમજાવવા માટે કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થ પ્રયત્ન કરે તો પરિણામ સારું આવશે. મજૂર મહાજનને વિશે પણ જે મનોદશા જણાવી છે તે અહીં જોવામા આવે છે, જે તે વર્ગનાં સંગઠન કરવા કરતા લાગવગવાળા ગૃહસ્થોની દરમ્યાનગીરીથી મેળવાય તેટલું મેળવવું, પણ પોતાના બળ પર ઝઝૂમવાનું કરવું નહિ, કારણકે જો તેમ કરવા જાય તો વર્ગભેદની અસ્મિતા જાગે, વર્ગવિગ્રહ થવાનો સંભવ રહે, સ્વાર્થબુદ્ધિ જાગૃત થાય, સર્વોદય થવાને બદલે એક પક્ષનુ હિત સાધવાનો 'હિંસાત્મક' વિચાર સૂઝે. આ ગુમાસ્તાઓએ પોતાનું મંડળ સ્થાપ્યુ છે અને એપ્રિલની અધવચમાં પરિષદ ભરી. પ્રમુખપદે મુબઈના શ્રીમતી હસાબહેન મહેતા આવ્યાં હતાં. બખલે બિલ તો ગુજરી ગયું છે, પણ આ પ્રશ્ન દટાઈ જશે કે કેમ એ જોવાનું રહ્યું. આ ગુમાસ્તાવર્ગ તદ્દન ચુસાયેલો અને દુઃખી છે, એ વિશે જરા પણ શંકા ન હોય પણ નાનો દુકાનદાર મૂડીદાર મોટી દુકાનવાળાની હરીફાઈમાં ટકી શકશે કે કેમ, એ પણ મોટો પ્રશ્ન છે—ન ટકી શકે તો ગુમાસ્તાને ભોગે અને બલિદાનથી ટકે એવું આપણે કોઈ ઇચ્છીએ નહિ

અને હોટેલ તથા વીશીમાં જે કુમળી વયના છોકરાઓ કામ કરે છે તેમની સ્થિતિ કમકમા છૂટે તેવી છે. એવા છોકરાઓ કુમાર્ગે ચડતા હશે એવું માનવાને સબળ કારણો છે. વહેલી સવારે તેમનું કામ શરૂ થાય છે, મોડી રાત્રે પૂરું થાય છે. ગમે તેવું વધેલું ખાય છે, ગમે ત્યાં સૂએ છે. બખલે બિલ મરી જાય તે છતાં આ વર્ગના રક્ષણ માટે ખૂબ દેખરેખ અને તપાસ રાખવાની જરૂર છે. આ પ્રશ્ન નવો જન્મ પામે છે, અને અમદાવાદના યુવાન ભાઈઓએ અને વિદ્યાર્થીમિત્રમડળ અગર સઘના સભાસદોએ આ પ્રશ્ન ઉપાડી લેવાની જરૂર છે સુરત તથા વડોદરા જેવાં ગામોમાં પણ આ જાતની જાગૃતિ આણવાની જરૂર છે.

## મહાગુજરાત દલિત (હરિજન) પરિષદ

આ નામની એક પરિષદ અમદાવાદમાં ભરાઈ ગઈ સમસ્ત ગુજરાત અને મહા-ગુજરાત એ શબ્દોમાં શો ફેર ગણ્યો છે તે હું જાણતો નથી. એના રિપોર્ટમાં એક ઠેકાણે

સમસ્ત ગુજરાત એ શબ્દ વાપર્યો છે. દલિત શબ્દમાં બીજી અનેક કોમોનો સમાવેશ થઈ શકે છે તે પણ ભુલાયું છે, અને 'હરિજન' શબ્દ તો કોઈ પણ વૈષ્ણવને લાગુ પડે છે. મુખ્ય હેતુ પહેલા ઠરાવમાં જણાઈ આવે છે કે 'ધર્મપરિવર્તન કરવું ડહાપણ તથા ગૌરવભર્યું નથી,' અર્થાત્ ડૉ. આંબેડકરના અભિપ્રાયનો વિરોધ કરવા માટે આ પરિષદ ભરવામાં આવી હોય એવું જણાય છે. આવી પરિષદોથી જેતે કોમને લગતા પ્રશ્નોની માહિતી ઠીક પ્રમાણમાં ફેલાય છે અને હિંદુ પ્રજા અસ્પૃશ્ય ગણાતી કોમોને અન્યાય કરી રહી છે તે તરફ તેનું લક્ષ પણ દોરાય છે. હિંદુ પ્રજા જડ અને નઠોર થઈ ગઈ છે એટલે તેને ઠોંસું મારવાથી તેની ગતિ વધશે કે કેમ એ કહી ન શકાય. જાણીતા લેખક પાનીકરે એક પુસ્તક પ્રગટ કર્યું છે તેમાં ડેમોક્રેસી (લોકશાસન) અને ન્યાત વિશે ચર્ચા કરી છે, અને એ એવા અભિપ્રાય પર આવ્યા છે કે ડેમોક્રેસી અને ન્યાતની ભાવના અન્યોન્યવિરોધી છે, અને જ્યાં સુધી ન્યાતનો સદંતર નાશ થાય નહિ ત્યાં સુધી હિંદમાં સાચી ડેમોક્રેસી ખીલી શકવાની નથી.

આ લેખ પક્ષાપક્ષીની દૃષ્ટિએ લખાયો નથી.

ગાંધીયુગની જાગૃતિનો લાભ ગુજરાતે ઘણો મેળવ્યો છે. ગુજરાતમાં ઘણા કાર્યકર્તાઓ બહાર પડ્યા છે. જ્યા સુધી એ કાર્યકરો સંપથી કામ કરશે ત્યાં સુધી ગુજરાતની પ્રવૃતિ સારા હિંદુસ્તાનમાં શોભી નીકળશે. પણ એ સંપનો આધાર આગેવાનોની ઉદારવૃત્તિ તથા ડહાપણ પર રહેલો છે. વિચારશ્રેણીમાં ફેર પડ્યો છે એ વાત દબાવી દેવામાં ડહાપણ નથી. આજના જમાનામાં કોઈ પણ વિચારશ્રેણી કે વ્યક્તિને પણ દબાવી દેવાય એ લગભગ અશક્ય છે.

આજે ગુજરાતમાં સેંકડો સ્થળોએ કોઈ ને કોઈ કાર્યકર મૂંગે મોઢે કામ કરી રહ્યો છે. મોટે ભાગે એ વેતન વિના, સ્વાર્થ વિના, માત્ર સેવાધર્મને અધીન થઈને કામ કરે છે. ગુજરાત ખરેખર ઝડપથી પલટાતું જાય છે.

# સમાજવાદ આવે છે?

મગન પ્ર. દેસાઈ

આજકાલ બહુ સાંભળવામાં આવે છે કે, સમાજવાદ તો તમે રોકો તોય આવતો રોકાનાર નથી—એનો જુઆળ ચડયે જ જવાનો છે. લોકમાનસના વિદ્યાર્થીઓ જાણે છે કે આવા પ્રસંગો લોકજીવનમાં આવે જ છે. એવો જ પ્રસંગ આજ સમાજવાદ માટે છે કે નહિ તે કોણ જાણે, પરંતુ ઉપર્યુક્ત લોકમાનસસ્થિતિ આવી શકે છે એ વાત સાચી છે. અને એના સાચા અભ્યાસી તરીકે આપણે તે નિહાળતા રહેવું જોઈએ કે આ વસ્તુ-સ્થિતિ ક્યારે સંભવે છે? એનું પૃથક્કરણ કરી જોઈએ તો શા વિચાર પર આવી શકાય છે? અહીં આગળ એક વિચારપદ્ધતિ રજૂ કરવા ધારું છું.

૧

કેટલાક શબ્દો જ એવી અજબ શક્તિ ધરાવે છે કે તમે તેનો અર્થ ન સમજવી શકો છતાં તેનો પ્રભાવ પડે જ. જેમકે, ઈશ્વર, દૈવ, સ્વાતંત્ર્ય એનો અર્થ કરવો એટલે એક સનાતન યુદ્ધ જ જાણે ક્રાંતિ આજકાલ એવો શબ્દ થઈ પડેલો છે. એનો અર્થ નક્કી તપાસવા જાઓ તો તે વાપરનારા પણ ન બતાવી શકે, અને છતા ભારેભારે વ્યવહારના નિર્ણયો એ શબ્દ પર કરે! એનો અર્થ કે, કાંઈક ક્રાંતિનો અર્થ એમના સુપ્ત ખ્યાલમાં પડેલો છે, જે પોતે જ જાણતા નથી—મનોવ્યાપારને માટે જાણવા જરૂરે નથી, કેમકે એ તો ફિલસૂફોનું કામ, ખીચડી પકવવા માટે એનું વિજ્ઞાન જાણવા ઓછી જ જરૂર છે?

ક્રાતિની એક વ્યાખ્યા મને સૂઝે છે. તે પ્રસ્તુત વિચારને અંગે સ્પષ્ટ કરીને આગળ ચાલીએ. ક્રાંતિ એક દર્શનનું બાહ્ય પરિણામ છે બુદ્ધ ભગવાને પોતાના અનુભવમાંથી માનવ-જીવનનો મોટામાં મોટો પ્રશ્ન જોઈ કાઢયો—ત્રિવિધ આફત છે તે દૂર કર્યા વિના છૂટકો નથી. અને એનો ઉકેલ પણ મેળવ્યો. એનો અર્થ એમ નથી કે એમણે જ પ્રથમ મેળવ્યો, એમની પહેલાં કોઈને નહિ મળેલો. આ એમનું 'દર્શન' થયું, પણ ક્રાંતિ તો હવે પછી આવે છે. આ દર્શનને સમાજગત કરતાં ક્રાતિશક્તિ ઊપજી. બુદ્ધ ભગવાને (૧) એમના દર્શનનું સામાજિક સ્વરૂપ અહિંસા—અવેર બતાવ્યુ, અને (૨) **સમાજને** એ સમૂહરૂપે ગમ્યું ત્યારે તેમાંથી ક્રાંતિરૂપી વિદ્યુતશક્તિ ઉત્પન્ન થઈ. સમાજનાં અંગાંગમાં નવી દૃષ્ટિ આવી, ને તેને લઈને આપોઆપ તેમાં નવઘટના થવા લાગી. આને ક્રાંતિ કહેવાય. એની એક બહુ સચોટ અને સરળ વ્યાખ્યા અંગ્રેજ લેખક ડેલાઈલ બર્ન્સે આપેલી છે તે જોવા-જેવી છે:

"વ્યક્તિના ચારિત્ર્ય પર અસર કરનારુ, સામાજિક અનિષ્ટનો નાશ કરનારું અને જીવનકળા પર સ્વામિત્વમાં વધારો કરનારુ, પ્રથમ વ્યગ્રતા ઉત્પન્ન કર્યા વગર કે સામાજિક બુદ્ધિશક્તિ અથવા કલ્પનાબળની જરૂર ઘટાડયા વગર થનારું, તાત્કાલિક ને મૌલિક જે સામાજિક પરિવર્તન તે ક્રાંતિ છે." ૧

---

૧ 'સત્યાગ્રહની મીમાંસા' પા. ૨૮૭ પર ટાંકેલું ત્યાંથી.

લગભગ આવી જ ક્રાંતિ બુદ્ધે કરી અને, મને લાગે છે, એના લક્ષણ ઉપર્યુક્ત વ્યાખ્યામાં નિર્દેશેલાં છે તેવાં જ હતાં એ સાફ જણાય છે

૨

સમાજવાદી સિદ્ધાંતને માન્ય થાય એવી એક વસ્તુ પણ ક્રાંતિનું આવશ્યક અંગ છે તે સ્વતંત્ર જોતા જઈએ દર્શન તો ગમે તેને ગમે તેવાં થશે ને થયેલાં છે અને એમ નથી કે તે તત્ત્વતઃ સાચાં ને મહત્ત્વનાં નહોતાં—કદાચ વધારે મહત્ત્વનાં પણ હોય પણ તે બધાં જ સમાજગત થતાં જોવામાં નથી આવતાં અને ઉપર જોયું કે તેમ ન થાય તો ક્રાંતિનું એક લક્ષણ ખૂટ્યું દર્શન દર્શનદશામાં જ શમી ગયું તેમાંથી જ્વલંત ક્રાંતિ ન નીપજી હા, વૈયક્તિક જીવનમાં જરૂર ક્રાંતિ નીપજી જ હશે, કેમકે દર્શન કે સત્યનો જ મૂળ સ્વભાવ ક્રાંતિ છે અગ્નિ બળે ને ઉષ્ણતા ન લાવે એમ બને? પણ, સમાજક્રાંતિ થવા માટે દર્શને સમાજગત મનના જેટલું વ્યાપક સ્થૂળ રૂપ ધારવું જોઈએ એ દર્શનની સામાજિક અપીલ હોય તો તેમાંથી સમાજક્રાંતિ જન્મે બુદ્ધના જમાનાનો સમાજ યજ્ઞહિંસાથી ત્રાસ્યો હતો યજ્ઞમાં માત્ર હિંસા ને માંસભક્ષણ જ તત્ત્વ રહેલું, એટલે તેની સત્યશક્તિ ક્ષીણ થઈ હતી વિધિ માત્ર રહેલા, તેથી સમાજને બૌદ્ધ દર્શન એકદમ ગમ્યું પણ એથી એમ કોઈ કહે બુદ્ધ તે જમાનાનું જ માત્ર સર્જન હતા, તો જરા વિચિત્ર થાય[1] મૂળ દર્શન બુદ્ધનું જ હતું તેનું અંગત રૂપ એમના જમાનાની ભૂમિકાનું હતું એ રૂપ લોકોને ગમ્યું તે દર્શન સમાજે અપનાવ્યું ને સમાજક્રાંતિ પણ શરૂ થઈ

સત્ય સાથે ક્રાંતિને જો આમ સંબંધ ન હોય તો ક્રાંતિમાં આટલી તાકાત કેમ આવી શકે? આ સમજ મનમાં રાખી આપણા થોડા વર્ષોના ઇતિહાસ પર ઊડતી નજર નાખી જઈએ

૩

૧૮૫૭ની વિષમ પરિસ્થિતિ કાંઈક શમી ને લોક સ્થિર નજરે તે જોતા થયા, તેમાંથી મહાસભાનો જન્મ થયો (૧૮૮૫), એટલે કે, એક પેઢી પછી આ પેઢીએ આટલું સમાધાનથી સ્વીકાર્યું કે, રાજભક્તિપૂર્વક અંગ્રેજ રાજનો સ્વીકાર એ હવે 'settled fact' છે જરા કાંઈક સુધારણા તો કરવી જોઈએ આ 'દર્શન' કહેવાય, એમાં સત્યાંશ હતો—સમાજે જ એ સ્વીકારેલું હતું, કોઈ વ્યક્તિનું નહોતું, એટલે સમાજગત જ નહિ, સમાજ-

૧ અહીં આગળ C E M Joad પ્રો રાધાકૃષ્ણની ધર્મની ફિલસૂફી સમજાવતાં લખે છે તે સરખાવવા જેવું છે There is the fact of religious experience This is in the nature of an instinctive flash, rarely of a prolonged vision, which may be led up to but is logically divorced from the years of personal training and centuries of collective tradition may precede it"

વળી આ પણ જુઓ (રાધાકૃષ્ણના શબ્દોમાં) : "The soul is in contact with a mighty spiritual power other than its normal self The contact means the beginning of the creation of a new self"

દર્શનેય પણ હતું. આમાં એક પેઢી લગભગ વીતી. એનું શુદ્ધ સ્વરૂપ પણ તે જમાનાના આપણા નાયકોએ વર્ણવ્યુ કે, "અંગ્રેજ હિંદનો સંબધ ઈશ્વરરચિત છે. એમાં આપણો સંપૂર્ણ લાભ છે, પ્રગતિ શક્ય છે."

પણ, એમાં આ પણ દર્શન થયું; "ના, હિંદી પ્રજાને હિંદી સંસ્કૃતિ સ્વતંત્ર વસ્તુ છે. એ આમ ઓશિયાળાં વેડે તેમા અપમાન તો છે જ, એમાં અહિત પણ છે, અને તે દેશનું જ નહિ, જગતનું પણ. આપણે તો સ્વરાજ જ જોઈએ—આપણો હકનુ તે છે." છેલ્લી પેઢીથી આપણે આ દર્શનની સૃષ્ટિ રચવા મથી રહ્યા છીએ. એનો માર્ગ શો ? ગઈ પેઢીએ એ માર્ગ લીધેલો કે સરકાર આગળ દાખલાદલીલ કરી તેમને સમજાવવુ ને ગળે ઉતારવું, અને એ રીતે કામ લેવું. એ પેઢીના દર્શન માટે એથી જલદ રસ્તાની જરૂર પણ નહોતી. નવા દર્શનની સાથે નવા રસ્તાની જરૂર ઊભી થઈ દાખલાદલીલ કર્યે પણ કોઈ પોતાનો જ સ્વાર્થ ઓછો જ રદ કરે ! એ તો બુદ્ધિથી પર એવી ભૂમિકાએ પહોંચ્યે જ બની શકે.—એનો 'હૃદયપલટો' સાધ્યે જ બને—યા તો તે એવો નિઃસ્વાર્થદૃષ્ટિ બને કે જેથી એટલો ત્યાગ કરે, જે માણસમાં રહેલી ધર્મશક્તિથી જ જગતમા શક્ય થયું છે, અથવા, એની પશુપ્રેરણાને પહોંચ્યે બની શકે, એટલે કે, એને 'માન્યા' કહેવડાવવાનો કંઈક રસ્તો શોધ્યે, યા તો એને મારી, ઠોકી હરાવીને, અથવા એવી શક્તિ ઉત્પન્ન કર્યે કે જેથી એનો સ્વાર્થ જ ન સધાઈ શકે. પ્રચલિત ભાષામાં કહું તો, સશસ્ત્ર બળવાથી કે 'બેઠા બળવા'નો કોઈક પ્રકાર નિયોજીને. આપણે સદ્‌ભાગ્યે, આપણી નવી પેઢીને આ નવા દર્શનનો અનુકૂળ રસ્તો પણ મળી ગયો, ને એમે જ આભારી આજની આપણી જે સ્થિતિ છે તે છે. અને એ દુઃખકર કે નિરાશક તો નથી જ, અને આજ આ તબક્કે આવીને આપણે પહોંચ્યા છીએ. એને જરાક વધારે ઊંડા ઊતરીને જોવાની જરૂર છે.

## ૪

એ તો વાચક સમજ્યો જ હશે કે આ તબક્કો તે ગાંધીજીના સત્યાગ્રહયુગનો છે. એમા આગલી પેઢીના રસ્તાનુ રહસ્ય પણ સમાઈ જાય છે. દાખલાદલીલાદિની મૂળ શક્તિ, તે કેટલાં સાચાં છે તેમાં રહેલી છે. અને 'સત્ય' એ ગાંધીજીના રસ્તાનું પ્રથમ સ્થાન છે. એમની કાર્યપ્રણાલીમાં જો જોઈશું તો, સ્વ. ગોખલેના જેવી શાસ્ત્રીય કિતાબી ને દાખલાદલીલ વગેરેની ઝીણવટ ને છણાવટ પણ રહેલી જોવા મળે છે અને એમના એ રાજકીય ચેલા પણ નથી ? પણ ઉપરાંત એમનામાં નવી પેઢીનું લક્ષણ હતું, જેથી તે તેમની ભારતસેવકસમાજમાં ન સમાઈ શક્યા. દાખલાદલીલોની શક્તિ એક હદે આવીને ખૂટે છે, એ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં પ્રત્યક્ષ જોયું હતુ અને એ શક્તિ તો સત્યનો એક પ્રાથમિક અંશ માત્ર છે, એ એમના સત્યદર્શનને પ્રતાપે એમને પ્રત્યક્ષ હતું. સત્યની શક્તિ તો ખૂટે જ નહિ. તે ખૂટે તો માનવજીવનમા શ્રદ્ધા જ ન ખૂટે ?—એ એમની ધાર્મિક દૃષ્ટિની પ્રતીતિ હતી. એવી જાતની પ્રતિભામાથી એમણે સ્વાર્થને પ નમાવવાને માટે સત્યનિષ્ઠ એવું 'શસ્ત્ર ખોળી કાઢ્યું', અને તે સત્યના અડગ આગ્રહમાંથી ઉત્પન્ન થતું અમોઘ બળ—સત્યાગ્રહ.

અને આ દર્શનની હિંદુસ્તાનને સચોટ અપીલ પણ થઈ શકે એવી સ્થિતિ હતી.

મારા પુસ્તક 'સત્યાગ્રહની મીમાંસા'માંથી જ અહીં લાગુ પડતો ભાગ ઉતારું "ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારના રાજકારણ તરફ જોવાથી જણાય છે કે, ત્યારે પરિસ્થિતિ જ એવી હતી કે સત્યાગ્રહ જેવા શસ્ત્ર વિના રાજદ્વારી ગાડું આગળ ન ચાલે........ કોઈક એવી યુક્તિ હવે જોઈતી હતી કે જેથી આમપ્રજાને જગવીને તેને સ્વરાજનો પ્રશ્ન સમજાવાય અને એ બધું કરવાને માટે જાહેર સંગઠિત પ્રવૃત્તિ આમ પ્રજામાં ચલાવવાનું શક્ય હોવું જોઈએ સત્યાગ્રહ બરાબર આવી પ્રવૃત્તિ હતી"[1] આથી કરીને એક દોઢ દાયકાની અંદર જ ગાંધીજીનું સત્યાગ્રહદર્શન સમાજગત થઈ ગયું ને જગતની આંખે પણ ચડ્યું આ દર્શનની સાથોસાથ ધર્મદર્શન, અર્થદર્શન વગેરેમાં પણ આપોઆપ શક્તિસંચાર થયો છે એ તો એની મૌલિક ક્રાંતિકારિતા બતાવનારું માન છે

અને આની સ્થૂલ ક્રાંતિ પણ જાગી—૧૯૩૦ થી ૩૪ સુધી એક ભારે અખતરો આપણે કર્યો એ સ્થૂળ સફળતા ન પામી શક્યો, એનાં કારણો આપણે અહીં જોવાં નથી એમતાં પણ, દરેક યુદ્ધને અંતે 'depression' (મંદી) આવે છે (વેપારના જેવી પ્રજાકીય જીવનમાં પણ તેજીમંદી હોય), તે આપણે ત્યાં આજ આવ્યું છે અને એનાં એક લક્ષણરૂપે 'સમાજવાદ' 'સામ્યવાદ' વગેરે જાગ્યા છે એનું કાંઈક પૃથક્કરણ, ઉપર જે દૃષ્ટિથી આપણે જોતા આવ્યા છીએ એ દૃષ્ટિએ, કરવાનું આ લેખનું પ્રયોજન છે.

## ૫

આ મંદી કોઈ તત્ત્વની ઊણપને કારણે છે? ૧૮૮૫ પછીની પેઢીની પદ્ધતિ (આપણે એને સ્વાતંત્ર્યયુગની પ્રથમ પેઢી કહી શકીએ,) તત્ત્વથી ઊણી હતી—દલીલ થોભી, સામાવાળો ન માની, તો હાથ જોડીને બેસી રહો એ વસ્તુસ્થિતિ આવી જતી હતી, ને તેથી નવા જ દર્શનની, નવા તત્ત્વની ઉમેરણીની જરૂર હતી આજને તબક્કે આવી જાતની તાત્ત્વિક ઊણપ છે? તેને કારણે શું આ જ મંદી છે? આપણી નજર સામે તૈયાર થઈ રહેલી પેઢીને કોઈ નવો પ્રશ્ન પેદા થયો છે? એનો કોઈ પ્રતિનિધિ-પુરુષ જાગ્યો છે જેણે નવું દર્શન કર્યું છે? અને એ દર્શનને, આજનો સમાજ ક્યારે ઓળખી પડવાથી, અપનાવવાને તત્પર છે શું? ખરેખર, સમાજ કોઈ એવા તત્ત્વને અભાવે જ ખોટકી પડ્યો છે કે પોતાની શક્તિ જ ખૂટવાથી રોકાઈ પડેલો છે? મંદી એ કારણે પણ આવી શકે છે અને વ્યક્તિની જેમ લોકમાનસ પણ ભ્રમમાં પડી, પોતાને દોષે પરાયા બાહ્ય એવા તત્ત્વને દંડે છે આનો ઉત્તમ નમૂનો યુરોપીય યુદ્ધ પછીની પરિસ્થિતિનું નિરૂપણ કરતા પ્રખ્યાત લેખક જોડ કહે છે તે, અહીં પણ, યોગ્ય રૂપાંતર કરીને, લાગુ નથી પડતું? તે કહે છે

"What shall I do to be saved? The question is implied in what in America is called 'the depression,' which is a condition of mind even more than a condition of markets It is implicit in the armed fear of Europe and in the defeatism which lies like a black cloud over the Western world It expresses the

---

૧. આ પ્રશ્નના વિસ્તૃત નિરૂપણ માટે વાચક તે પુસ્તકનું પાન ૮૮ ને તેની આસપાસની ચર્ચા જુએ.

fundamental need of contemporary civilization, a shorn lamb to whom God has not yet tempered the wind of truth. It is the cry of children who, having outgrown their old toys, have not yet learnt the use of new ones...'We are taught to fly in the air like birds, and to swim in the water like fishes; but how to live on the earth we do not know.'"[1]

પશ્ચિમને માટે કહેલું ને તે પૂર્વની સાથેનો ભેદ દર્શાવવા,—અહીં આ જ લાગુ જ કરવું વિચિત્ર નથી? પરંતુ, સમાજવાદ વગેરેની વાતો જોતા આપણને એમ નથી લાગતું, પરંતુ એ દિશામાં સરી ન પડીએ

મને લાગે છે કે, આજ આપણે ત્યાં મંદીનું કારણ તત્ત્વની ઊણપ નથી, પરંતુ આપણા સમાજની નબળાઈને કારણે જ આપણે ભાંગી પડ્યા છીએ; બાકી, આપણું શસ્ત્ર તો સામે પડેલુ છે—એનુ પાણી નથી ઊતર્યું, એ પકડનાર હાથ આજ ઢીલો થઈ ગયો છે. [ તેનાં કારણ ગમે તે હશે. હુ વસ્તુ માત્ર કહું છું. ]

અને સમાજવાદની કાર્યપદ્ધતિ આજ જે અખત્યાર થતી જોવામાં આવે છે તે પરથી એક વિચાર આવતો નોંધીને આ લાંબુ ટૂંપણુ પૂરું કરીશ. એમ કહેવામા આવે છે કે, સમાજવાદ અત્યારે તો કશુ કરી શકે એમ નથી; રાજસત્તા આવ્યે કરવાની વાતો એ છે, આજ તો વિચારસરણી ( ideology ) વ્યપાડતા જાઓ, કાર્યમાં કોઈ કરે તેનો કશો અર્થ નથી, વગેરે, વગેરે. આ પરથી મને ગીતાનો શ્લોક યાદ આવ્યો:

ન બુદ્ધિભેદં જનયેદજ્ઞાનાં કર્મસંગિનામ્ ।
જોષયેત્ સર્વકર્માણિ વિદ્વાન્ યુક્તઃ સમાચરન્ ॥

"જે વિચારો કરો, આદર્શો ઘડો તે જો કરો નહિ તો તમે વિદ્વાન પ્રાકૃત લોકનો બુદ્ધિભેદ જ કરવાના. લોકસંગ્રહ કરનાર પ્રજાસેવક આવું ન કરે. તેનો માર્ગ તો શિષ્ટાચાર-સ્થાપનનો છે. એ માર્ગે લોકસંગ્રહનું કામ થઈ શકે છે" ગીતા (અ. ૩–૨૪–૨૬)ના શ્લોકો પ્રજાકીય કાર્યપદ્ધતિના અનુભવસિદ્ધ સત્ય નિરૂપનારા છે સમાજવાદી પદ્ધતિ બરાબર એની સામે જતી લાગે છે.

મૂળ પરીક્ષણ આપણું એ હતું કે, સમાજવાદ આવે છે તે કાંઈ સબળ પાયા પર, સબળ કારણે? એવો કોઈ આધાર નથી મળતો. એ આવે છે તો એક મંદીના લક્ષણ તરીકે. એ મંદીમાં પણ જે સત્યાંશ છે તે પૂરતું આ લક્ષણ ધ્યાન દેવા લાયક ને બોધક છે, અને એમાંથી ચોક્કસ છેવટનું કાંઈક આપણો સમાજ, જ્ઞાને અજ્ઞાને, શીખી પણ લેશે પરંતુ, મને કમનેય આપણે માટે પદ્ધતિ તો ઘડાઈ ચૂકેલી છે.

આજકાલ સમાજવાદની સાથે યુરોપીય-પરિસ્થિતિનો લાભ લેવાની વાટ જોવાનું પણ આવ્યું છે. એ આપણી જૂની, કોઈ પડેલી પરાવલંબી કે દૈવવાદી વૃત્તિના ચોકઠામાં

1. Joad's 'Philosophy of Radhakrishna' pp. 28 પર જુઓ. છેલ્લુ વાક્ય રાધાકૃષ્ણના ફરી આપી છે.

એવી ન પડે તો સારું. બાકી, એક દક્ષ રાજપુરુષે પોતાની પરિસ્થિતિનો પૂરો લાભ લેવા ન ચૂકવું જોઈએ. એ જો એનું રહસ્ય હોય તો એ નવું નથી, ચાલુ પેઢીના નાયકોની નજરબહાર નથી. પણ એને કહેવામાં આવે છે ને એના પર લેખો મંડાય છે ત્યારે ઉપરની બીક અકારણ ઠરે છે અને સામાજવાદી પદ્ધતિની બુદ્ધિભેદનીતિ અવિશેષ ગોટાળો કરનારી લાગે છે. પરંતુ, લાંબા લેખને અંતે બીજા અનેક ચર્ચાસ્પદ પ્રશ્નો છેડીને છોડી દેવા ન જોઈએ, એટલે અહીં અટકું છું.



## વીશ વર્ષ પૂર્વે

હરિહર ભટ્ટ

લગનગાંઠ નવી જ વળી હતી,
હૃદયગાંઠ નવી જ પડી હતી;
કથન અર્ધ જ વ્યક્ત મુખે થતું,
અરધ તો મનમાં જ રહી જતું.

હૃદય બેઉ સમીપ ખડાં હતાં,
શરમથી તુજ નેન ઢળ્યાં હતાં,
વદન લજ્જિત ચૈ નમતું જતું,
અતિ મૃદુ સ્મિત ઓષ્ઠ પરે થતું.

છાપ એ સ્મિતની ઊંડી તે સમે હૃદયે પડી,
વીશ વર્ષ થયાં તોયે વારેવારે થતી ખડી.

લગ્નની ૨૦મી વર્ષગાંઠ,
વૈશાખ વદી ૧૧, ૧૯૯૨

## :: વૈતાલીય ::

૧

લઈ પાલવ આંસુ લૂંછતી,
નિજ નિદ્રાવશ પુત્રને તને
કર ફેરવતી, વિમાશની
હતી પન્ના ભવને નરેન્દ્રને,

૨

સ્થિર ચિત્ત સમેત સાધવી
કપરી હાલત કિંકરત્વની;
નહિ શકય વિશેષ લાધવી
ભવમાં, ભિત્તિપરે ભવિષ્યની,

૩

ગત અર્ધ થઈ હતી નિશા,
ઉલુકે શબ્દ કર્યો અભાવતો;
હતી ભીષણ ભાસતી દિશા,
ગઢ જાણે શું ચિતોડ ચાલતો!

૪

અબળા રહી આમ ઓચરી
હતી, વ્હાલા નિજ આત્મજ પ્રતિ;
"નરખી તુજને ફરીફરી,
જતી મારી બદલાઈ સંમતિ!

૫

"નવ ચાહી શકયું હતું તને
મુજ હૈયું જ્યમ આજ ચાહતું;
જનનીપદ પ્રાપ્ત આ મને
થયું આજે, ઉર એમ લાગતું.

૬

"કહું શું, મુજ લાડીલા, તને?
નગરીમાં રમનાર સ્વપ્નની!
મૂકી તેં દીધી આજ છે મને
વચમાં સ્નેહ અને સ્વધર્મની.

૭

"નૃપનંદનની બિછાતમાં
કરતા સેવન નિંદનું સુખી,
રહી છે વસી શા ઉચાટમાં
તુજ માતા અહીં આ અધોમુખી?

૮

"શણગાર કુમારના સહુ
કરીને ધારણ અંગ તાહરે
બની રાજકુમાર કૂબહુ
વસતો અલ્પ ન ચિત્ત માહરે.

૯

"કરવા થઈ સજ્જ છું, છતાં
પણ તારું અપરોક્ષ કૈતવે;
શ્રવણે મુજ શબ્દ આવતા,
બલિ માગ્યો તુજ કાલભૈરવે!

૧૦

"ઊગશે ઉદયાચળે રવિ
કરશે ધારણ કૈરવી[1] કળા;
ગત આપ્તજનોની માનવી
શકશે ભેટ ન સાધી બાપલાં."

---

૧. ચંદ્ર. બંને લીટીનો ગદ્યપાઠઃ—(અસ્તમાં ગયેલો) રવિ ઉદયાચળે (ફરી) ઊગશે; (અને કલાવિહોણો થયેલો) કૈરવી (ફરી) કળા ધારણ કરશે.

૫

એસી ન પડે તો સારું બાકી, એક દક્ષ રાજપુરુષે પોતાની પરિસ્થિતિનો પૂરો લાભ લેવા ન ચૂકવું જોઈએ એ જો એનું રહસ્ય હોય તો એ નવું નથી, ચાલુ પેઢીના નાયકોની નજરબહાર નથી પણ **એને કહેવામાં** આવે છે ને એના પર **લેખાં મંડાય** છે ત્યારે ઉપરની બીક સકારણ ઠરે છે અને સમાજવાદી પદ્ધતિની બુદ્ધિભેદનીતિ સવિશેષ ગોટાળો કરનારી લાગે છે પરંતુ, લાંબા લેખને અંતે બીજા અનેક ચર્ચાસ્પદ પ્રશ્નો છેડીને છોડી દેવા ન જોઈએ, એટલે અહીં અટકું છું

---

# વીશ વર્ષ પૂર્વે

હરિહર ભટ્ટ

લગનગાંઠ નવી જ વળી હતી,
હૃદયગાંઠ નવી જ પડી હતી,
કથન અર્ધ જ વ્યક્ત મુખે થતું,
અરધ તો મનમાં જ રહી જતું.

હૃદય બેઉ સમીપ ખડાં હતાં,
શરમથી તુજ નેન ઢળ્યાં હતાં,
વદન લજ્જિત વૈ નમતું જતું,
અતિ મૃદુ સ્મિત ઓષ્ઠ પરે થતું.

છાપ એ સ્મિતની ઊંડી તે સમે હૃદયે પડી,
વીશ વર્ષ થયાં તોયે વારેવારે થતી ખડી

લગ્નની ૨૦ મી વર્ષગાંઠ,
વૈશાખ વદી ૧૧, ૧૯૯૨

## :: વૈતાલીય ::

૧

લઈ પાલવ આંસુ લૂંછતી,
નિજ નિદ્રાવશ પુત્રને તને
કર ફેરવતી, વિમાશતી
હતી પન્ના ભવને નરેન્દ્રને,

૨

સ્થિર ચિત્ત સમેત સાધવી
કપરી હાલત કિંકરત્વની;
નહિ શકય વિશેષ લાધવી
ભવમાં, ભિત્તિપરે ભવિષ્યની,

૩

ગત અર્ધ થઈ હતી નિશા,
ઉલુપે શબ્દ કર્યો અભાવતો;
હતી ભીષણ ભાસતી દિશા,
ગઢ જાણે શું ચિતોડ ચાલતો!

૪

અબળા રહી આમ ઓચરી
હતી, વ્હાલા નિજ આત્મજ પ્રતિ,
"નરખી તુજને ફરીફરી,
જતી મારી બદલાઈ સંમતિ!

૫

"નવ ચાહી શકયું હતું તને
મુજ હૈયું જયમ આજ ચાહતું;
જનનીપદ પ્રાપ્ત આ મને
થયું આજે, ઉર એમ લાગતું.

૬

"કહું શું, મુજ લાડીલા, તને?
નગરીમાં રમનાર સ્વપ્નની!
મૂકી તેં દીધી આજ છે મને
વચમાં સ્નેહ અને સ્વધર્મની.

૭

"નૃપનંદનની બિછાતમાં
કરતા સેવન નિંદનુ સુખી,
રહી છે વસી શા ઉચાટમાં
તુજ માતા અહીં આ અધોમુખી?

૮

"શણગાર કુમારના સહુ
કરીને ધારણ અંગ તાહરે
બની રાજકુમાર હૂબહુ
વસતો અલ્પ ન ચિત્ત માહરે.

૯

"કરવા થઈ સજ્જ છું, છતાં
પણ તારું અપરોક્ષ કૈતવે;
શ્રવણે મુજ શબ્દ આવતા,
બલિ માગ્યો તુજ કાલભૈરવે!

૧૦

"ઊગશે ઉદયાચળે રવિ
કરશે ધારણ કૈરવી[1] કળા;
ગત આપ્તજનોની માનવી
શકશે ભેટ ન સાધી બાપલાં."

---

૧. ચંદ્રઃ બંને લીટીનો ગદ્યપાઠ.—(અંથમાઇ ગયેલો) રવિ ઉદયાચળે (ફરી) ઊગશે; (અને કલાવિહોણો થયેલો) કૈરવી (ફરી) કળા ધારણ કરશે.

૧૧

શઘડી પર, મધ્ય તાપમાં
ચડતું ઓદન હોય પાત્રમાં
હતી દાઝતી તેમ તે, છતાં
બની સ્વસ્થ ક્ષણ એક માત્રમાં.

૧૨

શ્રુતિએ, કયમ કે પડ્યો નહીં
પગનો ઘોલ પ્રસહ્ય લાગતો;
જઈ આગળ તે ઊભી રહી,
નિરખ્યો ત્યહં વનવીર આવતો.

૧૩

કરમાં ચળકાવતો અસિ
મદિરાસકત મદાંધ તે ધસ્યો,
નરપન્નગ, ક્રોધમાં હસી:
ઉદરે સ્વાર્થ અનિષ્ટ છે વસ્યો.

૧૪

"ભગવત," કહી પગે પડી,
"કરશોજી અવિવેકને ક્ષમા;
ઘટિકા પર ઘોર આવડી
થઈ સ્વારી કયમ ભૃત્યલોકમાં ?"

૧૫

ભલી આગળ બોલી ભામિની,
સજીને સાવધતા વધુ જરી,
"ગત છે થઈ અર્ધ યામિની;
કયમ નિદ્રા નહિ દેવને વરી ?

૧૬

"કરમાં તરવાર શોભતી
કરી છે ધારણ કેમ આ ક્ષણે ?
રણધીર, રણે જવા મતિ
ઊપજી શે ઉરમાં અટાંકણે ?"

૧૭

"લવવું તજી," રાય ઉચ્ચર્યો,
"સુણવાને ફરમાન સર્જ્યું થા;
કય, કયાં છ કુમાર નીંદર્યો ?
મુજને રોક ન વાતમાં વૃથા.

૧૮

"ઘટતો મુજ રોષ તેહને
સમજી લે તુજ શીર્ષ ઊતર્યો,
શિશુ એ બતલાવતાં મને
ક્ષણકેરોય વિલંબ જો કર્યો."

૧૯

કરી લાગણી માનની બધી
નૃપ માટેની અદૃશ્ય સામટી,
"બન માનવ" આમ તે વદી,
બન ના કેવળ કાળસોગટી.

૨૦

"વનિતા, વસુ ને વસુંધરા
સ્થિરતાને વશ છે ન, જાણવું;
ઉપયોગથી શોભતું ખરા
ત્રય એ આ જગમાં, પ્રમાણવું.

૨૧

"ભરમાઈ વિભૂતિના મદે
કર ના સાહસ સંશયે ભર્યું;
પડતી મળતી પદે પદે,
અવિવેકે યદિ કૃત્ય આદર્યું.

૨૨

"ત્યજ દુર્મતિ દુઃખદાયક,
છળ શૂરા જનને ન શોભતું,
કરવા, વ સુ ધા વિ ના ય ક,
નહિ ધા પાતક આ અઘોર તું.

૨૩

"ઝૂંખડી ગઈ કૈંક આલમો
નહિજેવા નબળા પ્રમાદથી;
કરનાર અનંત વિક્રમો
ખપી તે સાથ ગયા મહારથી.

૨૪

"જડતાં નથી નામ જેહનાં
જડ એવા કંઈ છે ગયા મરી,
વહનાર સુગૌર દેહના,
કરુણાયુકત વિપાકેથી કરી.

૨૫
"નહિ સેવક, ના રહ્યાં સગાં
કરવા શોક, નિવાપ અર્પવા;
ગઈ દોલત ને ગઈ જગા,
રહી આગે નહિ હાડ બાળવા !"
૨૬
"કુલટે !" કહી ભૂપ ગર્જતો
કરીને આકૃતિ કોપવર્ષતી;
"ઉપદેશ નથી હું ઇચ્છતો,
અસતી જીવન વેતનો વતી !
૨૭
"શુંય શાસન શીખવે મને ?
સહુ છે શાસન આત્મશક્તિમાં;
બતલાવી દઈ કુમારને
પછી થા રજા સ્વકર્મભક્તિમાં.
૨૮
"શિશુ તો પણ સાપનો કણો,
કયમ તેને પરિપોષી હું શકું ?
યદપિ નબળો દીસે ઘણો,
રિપુ ના રક્ષણયોગ્ય હું લખું.
૨૯
"કરું જો નહિ અંત એહનો,
મુજ છે અંત જરૂર કાલ, તો;
નહિ સંશય છે સુલેહનો
કરું કાંટા દૂર જો હું સાલતો."
૩૦
"પણ જે સમયે ઉતારશે
તુજને પ્રાકૃત ભૂમિએ જનો,
નહી અલ્પ, મહીપ, સાલશે
તુજને બોજ કરેલ પાપનો.
૩૧
"કહું છું વળી, સેવિકા છતાં,
કર તે કાયમ કોરી અંતરે;
"દુનિયા મહીં આવતી જતાં
કરશે વ્યર્થ વિષાદ આખરે.
૩૨
"નહિ શક્ય થશે સુધારવું
વણસી જે ગયું આજ તે અમે;
નથી રહેતું પછી વિચારવું,
કર્યું આમંત્રણ જ્યાંય છે યમે,
૩૩
"જગને શઠ છેતરી જશે;
નહિ કો છેતરશે પરેશને.
કહ્યું મારું ન આજ માનશે,
નહિ અકલેશ કદી હશે તને !
૩૪
"દિન કર્કશ, રાત કારમી
નહિ આ ક્રૂર કુયોગથી કમા;
"ગળશે દિલ તાહરું ગમી
થઈને જીવનની મહીં જમા.
૩૫
"મતિ જાતી અનર્થથી મરી,
ધનનો જેમ પ્રણાશ અવ્યયે;
અધિકાર અયુક્ત વાપરી,
નહિ જા, અંધ, અધીર અત્યયે !"
૩૬
હતી આગળ બોલવા જતી
પણ બોલી શકી ના જ કિંકરી;
ગરજી વસુધાતણો પતિ
ઊચર્યો વાણી, પ્રકોપ વેખરી !
૩૭
"વૃષલી, જડવસ્તુ—વેતરી !
બસ તારા કર બોધ ચારણી;
લઈ જા અહીંથી ત્વરા કરી
મુજને, રાજકુમારની ભણી."
૩૮
"અહીં છે, ભગવાન, એ સુતા,"
વદી પન્ના, બતલાવી પુત્રને
અહીંયાં જ, પ્રજાતણા પિતા,
પ્રભુને કારણ રક્ષ એહને !

૩૯

"સુખ નિદ્રિત સૌમ્ય પુષ્પ એ
 નહિ આવી વિધ રેંસવું ઘટે;
"ઋજુ આત્મ—નિહાળ એહને
 કયમ તેના પર આ થયુ ઘટે?

૪૦

"કરી એહ પરે શકે કૃપા,
 મુજ તો પ્રાણ અહીં હુ પાથરું;
મુજ છેલ્લી જ હોય આ ક્ષપા
 નહિ તેનો લવ શોચ હુ ધરું!"

૪૧

ક્ષિતિપાલક ના શક્યા સહી
 ઉર જે નિશ્ચય એહ સૌતમ,
વદતો . તહીં તે ઊભો રહી,
 અહ! સાક્ષાત શું હોય ના યમ!

૪૨

"કહું છું હું પરિગ્રહે કરી
 સુણ તે સ્વસ્થ થયેલ ત્યાં મને;
કરમાંહી કૃપાણ આ ધરી
 તુજ હાથે હણ તું કુમારને."

(પુષ્પિતાગ્રા)

ઉડુગણ ગગનને કટાક્ષ લેખે
 કરી ઉપહાસ રહેલ જે નિગૂઢ
નરવર વનવીર તે ન દેખે,
 જડમતિ, લોભથકી વિવેકમૂઢ! ૪૩

ઉદયરતન રક્ષનાર નારી
ઉદરની દોલત હારતી બિચારી!
ચકચક થતું ખડ્ગ હસ્ત ધારી,
ઊભી રહી જ્યાં હતી પુત્રની પથારી. ૪૪

# ઓટાવા કરારની જાળ

રામભાઈ પટેલ

મહાભારત યુદ્ધ પછી ગ્રેટબ્રિટન આંતરરાષ્ટ્રીય વેપારમાં પોતાની યુદ્ધ પૂર્વેની સર્વોપરિતા મેળવી શક્યું નહિ. આંતરરાષ્ટ્રીય બજારમાં યુદ્ધ પછી યુ. એસ. એ. અને જાપાન એના બે જબરા હરીફો તરીકે બહાર આવ્યા.

યુદ્ધ પછી આંતરરાષ્ટ્રીય વેપારમાં પોતાનું સ્થાન અને મહત્ત્વ ( relative position and importance ) ગુમાવતું જતું હતું એમ ગ્રેટબ્રિટને જોયું, એટલે એણે પોતાની 'ફ્રીટ્રેડ'ની ઘણા વખતથી સ્વીકારેલી નીતિ બદલવાની જરૂર જોઈ જગતના બીજા દેશોમાં પોતાનો વેપાર ઓછો થતો જોઈને સામ્રાજ્યનો વેપાર પોતાના હાથમાંથી સરકી ન જાય એ માટે બ્રિટિશ રાજ્યધુરાવાહકોએ 'શાહી પસંદગી' ( imperial preference )નો સિદ્ધાન્ત જોરશોરથી ઉપદેશવા માંડ્યો. અને સામ્રાજ્યના જુદાજુદા ભાગો એ નવો સિદ્ધાંત સ્વીકારે એટલા માટે ૧૯૨૩મા, ૧૯૨૬મા, ૧૯૩૦મા અને છેલ્લે ૧૯૩૨માં ઇમ્પીરિયલ કૉન્ફરસો ભરી. ઓટાવા કરાર એ છેલ્લી ઇમ્પીરિયલ કૉન્ફરન્સનું પરિણામ.

૧૯૨૯ના સપ્ટેમ્બર માસમાં અમેરિકન શેરબજારમાં ધડાકો થયો ( Wall street crash ), ત્યારથી જગતમાં અનનુભૂત અને અપૂર્વ આર્થિક મંદી શરૂ થઈ. વસ્તુના ભાવ અસાધારણ રીતે ઘટી ગયા. આંતરરાષ્ટ્રીય વેપાર એ ત્રણ વર્ષમાં અડધાથી પણ ઓછો થઈ ગયો.

જે દેશોની આર્થિક આબાદીનો આધાર પોતાના આયાતનિકાસ માલના ઉપર મોટે ભાગે આધાર રાખતો હોય એ દેશો સ્વાભાવિક રીતે આંતરરાષ્ટ્રીય વેપાર મંદીમાં સપડાય ત્યારે આર્થિક સંકડામણમાં આવી પડે. ગ્રેટબ્રિટનની મંદીઆબાદીનો મુખ્યતમ આધાર એના પરદેશ સાથેના વેપારની ચડતીપડતી ઉપર હોવાથી આર્થિક મંદીને લીધે એને ભારે સોસવું પડ્યું.

૧૯૨૯થી ૧૯૩૨નાં ચાર વર્ષમાં આખા યુરોપના નિકાસ વેપારમાં ૫૮%નો, અને જગતના નિકાસ વેપારમાં ૬૨%નો ઘટાડો થયો, ત્યારે ઇંગ્લંડના નિકાસ વેપારમાં ૬૪%ની ઘટ થઈ. આ ઉપરથી સમજાશે કે ગ્રેટબ્રિટનની સ્થિતિ કેવી કફોડી હતી. આ કફોડી સ્થિતિમાંથી નીકળવા માટે એણે ૧૯૩૦ અને ૩૨માં સામ્રાજ્યની આર્થિક પરિષદ ભરી, અને ઇમ્પોર્ટ ડ્યુટીઝ ઍક્ટ કરીને આયાતી માલ પર અંકુશ મૂકી સ્વદેશી ઉદ્યોગોને રક્ષણ આપ્યું. ઓટાવાના કરારને આ ઇમ્પોર્ટ ડ્યુટીઝ ઍક્ટના સ્વરૂપ ગણી શકાય.

મહામંદીની અસર પોતાના દેશમાં ઓછામાં ઓછી થાય એવા પ્રયત્નો દરેક દેશની ( અલબત, સ્વતંત્ર દેશની ) સરકાર કરવા લાગી. ગ્રેટબ્રિટને ૧૯૩૨માં ઓટાવાની શાહી પરિષદ ભરીને બ્રિટિશ સામ્રાજ્યને આંતરરાષ્ટ્રીય વેપારનું ઘટક ( Economic bloc of the Empire ) બનાવવાનો નુસખો શોધી કાઢ્યો. બ્રિટિશ મુત્સદ્દીઓ સામ્રાજ્યને આર્થિક ઘટક બનાવવામાં સામ્રાજ્યને કેવા જબરા લાભ થશે એ વિશે બહુ મોટી વાતો એ વખતે

કરવા લાગ્યા પણ એમની એ ઊંચી વાતોની ભીતરમા એમનો ચોખ્ખો સ્વાર્થ હતો કે નિકાસી અને આયાતી માલ ઉપર જનતા ગ્રેટબ્રિટનના હાથમાથી ચાલ્યો જતો વેપાર માત્રાન્ય પૂરતો પણ શી રીતે અટકાવવો પણ જેવા બ્રિટિશ મુત્સદ્દીઓ પક્કા ને કાબેલ હતા તેના જ સંસ્થાનોના રાજપુરુષો પણ પક્કા હતા ઓટાવા કરારમાથી એ લોકોએ બ્રિટન પાસેથી વધારેમા વધારે અનુકૂળ શરતો કરાવી લીધી ઓટાના પરિષદમા ભેગા થયેલા સામ્રાજ્યના જુદાજુદા ઘટકના પ્રતિનિધિઓમાથી હિંદના જ પ્રતિનિધિઓ એવા નીવડયા કે જેમણે હિંદને લાભ કરતા હાનિ વધારે કરતી શરતો પર મતુ માર્યું અને ચાર વર્ષ સુધી હિંદને આર્થિક હાનિના ખાડામા ધકેલી મૂક્યુ અને છતા વડી ધારાસભામા સર અબ્દુલ રહીમ જેવા સભ્યોએ એ કરારનો વિરોધ કર્યો ત્યારે હિંદી સરકાર તરફથી એમ કહેવામા આવ્યુ હતુ કે એ કરાર હિંદના લાભની દૃષ્ટિ ધ્યાનમા રાખીને જ કરવામા આવ્યા છે હિંદી પ્રજામત એ કરારના વિરોધમા લગભગ એકમત હતો આમ છતા પણ એ પ્રજામતને હેમ મારીને વ્હાઈટ હોલના ભણાવ્યા પાઠ ભણતી હિંદી સરકારે હિંદને દરવરસે પસાત કરોડના ખાડામા ઉતાર્યું છતા સીમલાની દેવસભાના દોરીસચાલકો હજી સુધી એમ જ કહ્યા કરે છે કે એથી હિંદને લાભ જ થયા કરે છે પણ એમ તો આખી હિંદી સરકારની સમગ્ર કારકીર્દિ હિંદના બેનમૂન લાભ માટે જ છે એમ ક્યા નથી કહેવામા આવતુ?

બ્રિટિશ રાજ્યધારણમા રાજા વિશે એવુ કહેવાય છે 'The king can do no wrong' હિંદી સરકાર વિશે પણ એમ કહી શકાય કે The Government of India can do no wrong એવા એક પણ દાખલો હિંદી સરકારની કારકીર્દિમા મને યાદ આવતો નથી કે જે વખતે હિંદી સરકારે નિખાલસ દિલે પોતાની ભૂલ કબૂલ કરી હોય હવે ઓટાના કરારની આલોચના કરી લઈએ

૧૯૩૨મા ગ્રેટબ્રિટને આયાતી માલ પર અંકુશ મૂકવા માટે 'ઇમ્પોર્ટ ડ્યુટીઝ એક્ટ' કર્યો એ વખતે હિંદી સરકારને જણાવવામા આવ્યુ કે બધા આયાતી માલ ઉપર બ્રિટન ૧૦%ની સામાન્ય જકાત નાખે છે પણ અમુક હિંદી માલ ઉપર એ જકાત નહિ નાખવામા આવે, ને સામે પક્ષે હિંદ નક્કી કરેલા બ્રિટિશ માલની આયાત ઉપર બીજા દેશોના માલની અપેક્ષાએ એટલી જકાત ઓછી નાખે આ રીતે હિંદ બ્રિટન પરસ્પરના માલ સબધે 'પ્રેફરેન્સ્યલ ડ્યુટીઝ'ના કરાર કરે સામ્રાજ્યના બીજા દેશો અને આર્જેન્ટાઈનને પણ એ જાતની ખબર આપવામા આવી અને ઓટાના શાહી આર્થિક પરિષદ મળી હિંદી સરકારના પ્રતિનિધિ મડળના નાયક મિ (હવે સર) ષણ્મુખમ્ ચેટ્ટી હતા સામ્રાજ્યના બીજા ઘટકો તો સ્વતંત્ર હોવાથી ઓટાવા કરાર વખતે ગ્રેટબ્રિટન પાસે આકરામા આકરી વેપારી શરતો સ્વીકરાવીને એની સાથે કરાર કર્યો, પણ બ્રિટનના પાછાયા સમા હિંદને સ્વતત્ર કરાર કરવાનો હક્ક નહોતો હિંદી સરકારે પોતાના વળના માણસોને હિંદી સરકારના—હિંદના નહિ—પ્રતિનિધિમંડળને મોકલ્યુ અને વ્હાઈટ હોલના આદેશાનુસાર હિંદી સરકારે પોતાના પ્રતિનિધિઓ પાસે બ્રિટન સાથે ચાર વર્ષ માટે 'A mill-stone hung round India's neck' નુ કાર્ય સાર્થક કરાવ્યુ જગતને ઉપરથી એમ બતાવવાનો પ્રયત્ન કરવામા આવે છે કે ઓટાવા કરાર હિંદી સરકારે બ્રિટનના દબાણ વિના સ્વતંત્ર રીતે કર્યા છે પણ ભીતરની કોણ જાણે? હિંદના સમગ્ર પ્રજામતને હેમે ચડાવીને જે કરાર કરવામા આવ્યા, એ કરારમા એવો તે શુ દલ્લો હિંદવાસીઓને બ્રિટન તરફથી મળવાનો

હતો કે એ જબરો લાભ નહિ સમજતાર બાળક જેવી હિંદી પ્રજાની માબાપ સરકારે એ કરાર કર્યા ? અને ખરી ખૂબી તો એ છે કે જે વખતે રાષ્ટ્રીય મહાસભાએ સમસ્ત બ્રિટિશ માલનો બહિષ્કાર પોકાર્યો હતો તે વખતે શાહી પસંદગીની એ ઓટવાની યોજના હિંદી સરકારે હિંદને ગળે ટાંગી દીધી, ને હિંદીઓ બબડતા જ રહ્યા.

હવે આપણે ઓટાવાની યોજનાને ટૂંકમાં તપાસીએ. ઓટાવાની યોજના એટલે હિંદના પરદેશો સાથેના વેપારમાં સામ્રાજ્ય બહારના દેશો કરતાં સામ્રાજ્યની અંદરના અને ખાસ કરીને બ્રિટનના માલની આયાતનિકાસની બાબતમાં ચોક્કસ ધોરણે પસંદગી. આમ હોવાથી છેલ્લાં થોડાં વરસનો હિંદનો પરદેશો સાથેના વેપારના આંકડા જોવા જોઈએ.

હિંદનો પરદેશી વેપાર લાખ રૂપીઆમાં

| | નિકાસ | પુનર્નિકાસ | આયાત | વેપારનું પાસું |
|---|---|---|---|---|
| ૧૯૨૯–૩૦ | ૩૧,૦૮૦ | ૭૩૧ | ૨૩,૮૯૫ | +૭,૯૯૮ |
| ૧૯૩૦–૩૧ | ૨૧,૦૪૯ | ૫૧૪ | ૧૬,૩૫૮ | +૮,૨૦૫ |
| ૧૯૩૧–૩૨ | ૧૫,૫૮૯ | ૪૬૬ | ૧૨,૫૭૨ | +૩ ૪૮૩ |
| ૧૯૩૨–૩૩ | ૧૩,૨૪૩ | ૩૨૨ | ૧૩,૨૨૭ | +૩૫૮ |

ઉપલા કોઠા ઉપરથી માલમ પડશે કે મંદીના પહેલા વર્ષ ૧૯૨૯–૩૦માં હિંદની કુલ નિકાસ ૩૧૭·૯૩ કરોડ રૂપિયા હતી એ ઘટીને ૧૯૩૨–૩૩મા ઓટાવાના કરાર થયા એ વર્ષમાં ૧૩૨·૪૩ કરોડ થઈ ગઈ એટલે કે ત્રણ વર્ષમાં હિંદના નિકાસ વેપારમાં ૬૦%નો ઘટાડો થયો. એ જ પ્રમાણે આયાત વેપાર મદીના પ્રથમ વર્ષમાં ૨૩૮·૯૫ કરોડ રૂપિયા હતો, એ ઘટીને ૧૯૩૨–૩૩માં ૧૩૨·૨૭ કરોડ થઈ ગયો. એમ ત્રણ વર્ષમા ૫૧%નો ઘટાડો થયો. આ પ્રમાણે હિંદનો નિકાસ વેપાર વધારે ટકા ઘટ્યો. ઓટાવા કરાર વખતે સરકાર-પક્ષ તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે આ કરારથી હિંદના નિકાસવેપારને મહામંદીથી લાગેલા ફટકાની ખોટ ઠીક અંશે પુરાશે. બીજી વસ્તુ એ કહેવામાં આવી હતી કે બીજા દેશના માલની અપેક્ષાએ હિંદમા આયાત થતા બ્રિટિશ માલના ઉપર આયાત જકાત ઓટાવા કરારની રૂએ ઓછી થવાથી બીજા દેશો એનો જવાબ હિંદી માલની આયાત પોતપોતાના દેશમાં ઓછી કરીને વાળશે. આ જાતના બચાવ માટેના પગલા—retaliative measures—બીજા દેશોને લેવાને કંઈ કારણ નહિ હશે અને જો કોઈ દેશ એવુ પગલું લે અને એ રીતે હિંદી માલની નિકાસને ખાંચો લાગે તો એનો બદલો ગ્રેટબ્રિટન હિંદી માલની આયાત પર દશ ટકા જકાત (સામ્રાજ્ય બહારના દેશોના માલની અપેક્ષાએ) ઓછી કરીને વાળી આપશે એમ કહેવામા આવ્યું. પણ આ જાતનો સરકારપક્ષનો દાવો કેટલો ભ્રમમૂલક અને નાબુનિયાદ પુરવાર થયો એ નીચે જોઈએ.

ઓટાવા કરાર એ સિદ્ધાંત ઉપર કરવામાં આવ્યા કે બ્રિટિશ કોમનવેલ્થનો દરેક દેશ સામ્રાજ્યના માલની આયાત ને બીજા માલની અપેક્ષાએ ઓછી આયાતજકાતથી પસંદગી આપે. પણ વસ્તુસ્થિતિ એવી છે કે સામ્રાજ્યના દરેક દેશની આયાતનો મોટો ભાગ બ્રિટિશ માલનો હતો ઊલટપક્ષે સામ્રાજ્યના (અને ખાસ કરીને હિંદના) દરેક દેશની નિકાસ—મોટે ભાગે કાચો માલ હોય છે—તો મોટો ભાગ સામ્રાજ્ય બહારના દેશોમા જાય છે. આ રીતે હિંદ સામ્રાજ્ય બહારના પોતાના કાચા માલના ગ્રાહકો થોડેઘણે અંશે ખોઈને પોતાનો કાચો માલ બ્રિટનની બજારમાં વેચવા માટે સખત હરીફાઈની આંધીમાં ઓટાવા

કરારને લીધે અટવાયુ આયાત માલ માટે સામ્રાજ્યને પસદગી આપવી એનો અર્થ હિંદ માટે એટલો જ કે બ્રિટનને પસદગી આપવી કારણ હિંદની આયાત બહુધા તૈયાર માલ —finished goods ની હોય છે, અને તૈયાર માલ કઈ હિંદમા કેનેડા, ઓસ્ટ્રેલિયા કે સાઉથ આફ્રિકા મોકલતા નથી ઓટાવા કરાર પ્રમાણે બ્રિટન શાહી માલને પસદગી આપે એટલે કે સામ્રાજ્યના દરેક દેશ (અને આર્જેન્ટાઇન પણ)ના કાચા માલની આયાતને પસદગી આપે હવે બ્રિટનની આયાતનો મોટો ભાગ (કાચો માલ) સામ્રાજ્યના દેશો મો લે છે એટલે કે હિંદને ગ્રેટબ્રિટનમા વઉં વેચવા માટે ઓસ્ટ્રેલિયા અને કેનેડા સાથે હરીફાઈ કરવી પડે કારણ બ્રિટન હિંદને એકલાને નહિ પણ સામ્રાજ્યના માલને પસદગી આપે છે આ જ રીતે કૉફી, ચા વગેરેના પણ હિંદે સામ્રાજ્ય બહારના બજારો કેટલેક અશે ગુમાવ્યા અને સામ્રાજ્યના બજાર પોતાને હાથે ન જ આવી શકે એમ હતું એ નીચેની હકીકત ઉપરથી સ્પષ્ટ થશે

હિંદે સામ્રાજ્ય બહારની આયાત પર વધારે જકાત નાખી એટલે જર્મનીએ એના બદલામા પોતે જે હિંદી કાચો માલ ખરીદતુ હતુ એ બીજેથી લેવાનું કર્યું જેમકે ૧૯૨૯–૩૦મા જર્મનીએ ૨૬ ૬ કરોડ રૂપિયાનો હિંદી કાચો માલ ખરીદ્યો હતો મદીને લીધે ૧૯૩૧–૩૨મા એ રકમ ૧૦ ૩ કરોડ રૂપિયાએ આવી ગઈ પણ ઓટાવા કરાર થયા પછી ૧૯૩૪–૩૫મા જર્મનીની ખરીદ ૭ કરોડ જેટલી થઈ ગઈ જર્મનીના આ જાતના વલણ સબધે હમ્બર્ગ (જર્મન)મા રહેતા હિંદી ટ્રેડ કમિશનર એમના ૧૯૩૪–૩૫ના રિપોર્ટમા લખે છે કે “She (Germany) is now obtaining large quantities of raw materials which she formerly bought from India, from countries with which she has clearing agreements’ એક બાજુ હિંદી સરકારનો ટ્રેડ કમિશનર આમ લખે છે ત્યારે બીજી બાજુ હિંદી સરકાર કહે છે કે ઓટાવા કરારને કારણે કોઈ યુરોપિયન દેશ હિંદ સામે બહિષ્કારનું પગલુ લેતો નથી

ઓટાવા કરાર પછી ફ્રાન્સ અને ઇટલી પહેલા જે માલ હિંદ પાસેથી ખરીદતા હતા એમાનો ઘણો જથ્થો પોતાના સસ્થાનો (ફ્રાન્સને પક્ષે ફ્રેન્ચ વેસ્ટ આફ્રિકામાથી) પાસેથી ખરીદવો શરૂ કર્યો છે

ફેડરેશન ઑવ્ ઇંડિયન ચેમ્બર્સની કમિટી ઓટાવા કરાર વિશે પોતાની નોધમા એ અભિપ્રાય જણાવે છે, કે ‘ઓટાવા કરારને કારણે યુનાઇટેડ કિંગ્ડમમા હિંદી કાચા માલની નિકાસમા કઈ ખાસ વધારો નથી થયો, કારણકે જે પસદગી હિંદી માલને બ્રિટનની બજારમા આપવામા આવી હતી એજ પસદગી સામ્રાજ્યના બીજાં રાષ્ટ્રોને મળી હતી જેમની સ્થિતિ હિંદના કરતા બ્રિટનમા વધારે મજબૂત હતી ”

“સામ્રાજ્યને જ એક આર્થિક ઘટક Economic blæ બનાવવાના બ્રિટનના પ્રયત્નને કારણે આતરરાષ્ટ્રીય વ્યાપારને ભારે ધક્કો લાગ્યો છે અને એના આ અતિતીવ્ર આર્થિક રાષ્ટ્રવાદને કારણે સામ્રાજ્યબહારના કેટલાક દેશોને ઇમ્પોર્ટ લાઇસેન્સીઝ ક્વોટા રીસ્ટ્રીક્શન્સ અને એક્સચેંજ કટ્રોલ જેવા પગલા લેવાની ફરજ પડી હતી એમના આ પગલાને લીધે એ દેશો સાથેના હિંદી નિકાસ વેપારને માઠી અસર થઈ છે’ કમિટીનો આ મત ઇંડિયન ચેમ્બર ઑવ્ કૉમર્સે (કલકત્તા) હિંદી સરકારના કૉમર્સ ડિપાર્ટમેન્ટને એક ખરડો મોકલી આપ્યો હતો એ સ્પષ્ટ કરે છે એમા જણાવવામા આવ્યુ છે કે

“જ્યારે ઓટાવા કરારે ગ્રેટબ્રિટનને દેખીતો અને તાત્ત્વિક ફાયદો કર્યો છે ત્યારે સામી બાજુ હિંદને જો એથી લાભ થયો હોય તો બીજા દેશે બચાવ માટે લીધેલા પગલાને લીધે એ લાભ ગેરલાભના રૂપમા ફેરવાઈ ગયો છે

"જ્યારે કરારની યોજનાની ૧૯૩૨માં ઓટાવા પરિષદમાં વિચારણા થતી હતી, ત્યારે સરકારપક્ષવાદી તરફથી ખાતરી આપવામાં આવી હતી કે એને લીધે હિંદના નિકાસ-વેપારમાં સુધારો નહિ થાય તોપણ એમાં એથી બગાડો તો નહિ જ થાય.

"એમાં વધારો થયો ? કે ઘટાડો થયો છે ? ૧૯૩૧-૩૨ માં હિંદનો કુલ નિકાસ-વેપાર ૧૬૧ કરોડ રૂપિયા હતો જે કરારનાં વર્ષમાં (૧૯૩૨-૩૩) ૧૩૬ કરોડ પર આવી ગયો.

આગળ ચાલતાં ચેમ્બરનો ખરડો કહે છે, કે "ઉપલી દલીલના જવાબમાં એમ કહેવામાં આવે કે જગતવ્યાપી મંદીને કારણે જગતનો વેપાર ઘટી ગયો છે એટલે હિંદનો નિકાસ-વેપાર પણ એ રીતે ઘટે એ અનિવાર્ય હતું અને ઓટાવા કરારને નિકાસવેપારના ઘટાડાને માટે જવાબદાર ગણી શકાય એમ નથી. પણ એ દલીલ સાચી છે ? ના. એ માટે આયાત વેપારની બાજુ જુઓ. જો આર્થિક મંદીનાં કારણોની અસર જગતવ્યાપી હતી અને તેની અસર હિંદના નિકાસવેપાર પર અનિવાર્ય રીતે પડી તો એ જ અસર આયાતવેપાર પર પણ પડવી જોઈએ અને આયાતવેપાર ઘટવો જોઈતો હતો. પણ ઓટાવા કરાર પછી મંદીની અસર હોવા છતાં પણ હિંદમાં આવતી માલ વધ્યો છે."

૧૯૩૧-૩૨ માં આયાતવેપાર ૧૨૬ કરોડ હતો, એ ૧૯૩૨-૩૩મા રૂા. ૧૩૨ કરોડ થયો. (રૂ૦ ૬ કરોડનો વધારો.)

૧૯૩૧-૩૨ માં નિકાસવેપાર રૂ૦ ૧૫૫૳ કરોડ હતો, એ ૧૯૩૨-૩૩માં રૂા. ૧૩૨ કરોડ પર આવી ગયો. (રૂ૦ ૨૩૳ કરોડનો ઘટાડો!)

હવે બ્રિટને કેવો લાભ ઉઠાવ્યો તે જોઈએ.

૧૯૩૧-૩૨ માં હિંદના આયાતવેપારમા ઇંગ્લંડનો ફાળો ૩૫.૫% હતો. બીજા દેશોનો ફાળો ૫૫.૩% હતો. ઓટાવા કરાર પછી ઇંગ્લંડનો ફાળો વધીને ૧૯૩૨-૩૩ માં ૩૬.૯%, ૧૯૩૩-૩૪ માં ૪૧.૧% અને ૧૯૩૪-૩૫ માં ૪૦.૬% થયો; જ્યારે ૧૯૩૩-૩૪ અને ૧૯૩૪-૩૫નાં બે વરસમાં બીજા દેશોનો ફાળો ૫૫.૨% અને ૫૦.૬% જેટલો ઘટયો. ઇંગ્લંડે પોતાનો ફાળો ૪ ટકા જેટલો વધાર્યો, જ્યારે બીજા દેશોનો ફાળો ૫ ટકા ઘટયો! બ્રિટનના માલની હિંદમાં આયાત ૧૯૩૨-૩૩ માં રૂ૦ ૪૮.૮ કરોડ હતી એ વધીને ૧૯૩૪-૩૫માં રૂ૦ ૫૩.૭ કરોડ થઈ.

જર્મની, નેધર લૅંડઝ અને ફ્રાન્સ સાથેનો હિંદનો નિકાસવેપાર વેપાર લગભગ ૮ કરોડ જેટલો ઓછો થયો. જોકે જાપાન સાથેના વેપારી પૅક્ટ પછી જાપાન સાથેના નિકાસ-વેપારમાં થયેલો ઘટાડો ઓછો થઈને વધારા તરફ ત્રાજવું નમ્યું હતુ

ઓટાવા કરારની ઝીણી વીગતોમા ઊતરીને હિંદને છેતરવાની સામ્રાજ્યવાદી જાળ હજી વધારે બતાવી શકાય, પણ એ માટે આ જગ્યા નથી *

---

* નોંધ:—એ આનંદપ્રદ બીના છે કે વડી ધારાસભામા આ વખતે મહાસભાપક્ષે ઓટાવા કરારની સારી ઝાટકણી કાઢી હતી. ઓટાવા કરાર ચાલુ રાખવા એ સંબંધે મત લેવાના ૫ વધુ મતે પ્રજાપક્ષે સરકારને હાર આપી હતી. એટલે હવે માની લઈએ, કે આવતા નવેમ્બર પછી ઓટાવા

એકાએક કંઈ યાદ આવ્યું હોય તેમ માસીએ બૂમ મારી: 'કુસુમ, [illegible] પૂજામાં નાળિયેર વધેર્યું હતું તેની શેષ તો સુરેશને આપ. સવારની રાખી [illegible]'

સત્તરઅઢાર વરસની કુસુમ પચરંગી સાડીમાં ઝગમગતી બારણામાં [illegible] રહી. સુરેશે મોં ઊંચુ કરી એની સામે જોયું. આ એ કુસુમ! જે પોતાના [illegible] પડેલું સ્થાન પૂરવા આવે એમ એને લાગ્યું! રોજ કુસુમને તેણે જોઈ હતી, [illegible] વાતોચીતો, હાસ્યવિનોદ ને ઠઠ્ઠામશ્કરીઓ એની સાથે કર્યાં હતાં. પણ આજે [illegible] જોઈને એની જીભ બંધ થઈ ગઈ!

સુરેશે એક બળવાન પ્રયત્ન કર્યો, પણ કંઈ બોલી શક્યો નહિ; તેમ નજર [illegible] ખસેડી લઈ શક્યો નહિ.

"ઓહો! સુરેશભાઈ! આજે તો આખો દિવસ કંઈ દેખાયા જ નહિ! બોલો, એ શી સજા કરું?" આમ કહી કુસુમે નાળિયેરની શેષ હથેલીમાં લઈ માથું ડોલાવતાં ડોળા [illegible] કહ્યું: "ચાલો, મો ફાડો, મોં ગળ્યું કરાવું."

એકદમ જાણે કોઈએ આંચકો મારી ઉછાળી મૂક્યો હોય તેમ સુરેશ ટટાર [illegible] ગયો. એકવાર માશી તરફ ને પછી કુસુમ તરફ ઝડપથી તેની નજર ફરી ગઈ. ખોળામાં સૂતેલી ટોપી માથે ચડી ગઈ ને તે ઊભો થઈ ગયો.

"માશી, કુસુમ! હું જાઉં છું."

માળા એક તરફ મૂકી ઊભાં થવાનું કરતા માશી બોલ્યાં: "બેસને, એવી શી ઉતાવળ [illegible]"

પણ સુરેશે કંઈ જવાબ દીધો નહિ. તેણે જવા માટે બે ડગલા ભર્યા પાછળથી કુસુમે બૂમ મારી: "ઊભા રહો, નથી જવાનું."

"તો શું અહીં રહેવાનું છે?" સુરેશથી બોલી જવાયું.

"આ પ્રસાદ લેતા જાઓ."

માશીને શી ખબર, કેવી રીતે એકાએક કંઈ કામ સાંભર્યું, "હે! હુંયે મૂઈ કેવી ભૂલકણી છું; હજી તો મારે—" કહી અધૂરું વાક્ય મૂકી બરાબર આ જ પળે સાંભરી આવેલું 'કામ' કરવા તેઓ બીજા ઓરડામાં ચાલ્યાં ગયાં.

સુરેશે પ્રસાદ લેવા બોલ્યા વગર જ હાથ લાંબો કર્યો.

"મને દાન આપતાં નથી આવડતું. હું એ શીખી નથી," કુસુમે કહ્યું.

"તો શું આવડે છે?"

"પહેલાં તો આ ખુરશીમાં બેસો, પછી આમ ઊંચું જુઓ ને બત્રીસે દાંત દેખાય એમ મોં ફાડો એટલે કહું," કુસુમે મસ્તીમાં કહ્યું.

"કુસુમ! તને રોજ મશ્કરી સૂઝે છે!" સુરેશે સહેજ રોફ દાબી કહ્યું. પણ તેના અવાજમાં કઠોરતા સાથે કરુણા મિશ્રિત થઈ ગઈ હતી. કુસુમ તે જોઈ શકી નહિ.

"હા, મને મશ્કરી સિવાય ક્યાંયે કશું સૂઝતું નથી."

"તો ભલે, પણ કૃપા કરી મારી મશ્કરી હવે કરીશ નહિ."

"ઓહો, એ જ ને! પણ બેસો તો ખરા. પછી તમારી અરજનો વિચાર કરું," કુસુમે હસતાં હસતાં કહ્યું.

સુરેશ પાસેની ખુરશીમાં બેસી પડ્યો. ઘણીવાર કોઈ બોલ્યું નહિ. કુસુમનું ધ્યાન

સુરેશના મુખ પર આ વખતે બરાબર સ્થિર થયુ એ નવાઈ પામી ગઈ! સુરેશ સામાન્ય રીતે બહુ ઓછું બોલતો, પણ તેને વાતો કરતાં નહોતી આવડતી એવું નહોતુઃ પણ આજે તો તે જાણે હોઠે આવતા શબ્દોને બળપૂર્વક અંદર ધકેલી દઈ શાંત થવાનો પ્રયત્ન કરતો હોય એમ શુદ્ધ દેખાતો હતો!

કુસુમને સુરેશની આ સ્થિતિ અસ્વાભાવિક લાગી. એટલી બધી અસ્વાભાવિક લાગી કે તેને એકદમ હસવું આવી ગયુ છતાં પણ જ્યારે સુરેશે તેના સામુ જોયુ નહિ, ત્યારે તેને ખરેખર મશ્કરી કરવાનુ મન થઈ આવ્યુ તે ઊઠી. નાળિયેરની શેષ રકાબીમાં પાછી મૂકી દીધી. પછી પાસેના ગોખલામાંથી રેશમી પૂઠાવાળી એક ચોપડી લાવી ધીરેથી સુરેશના હાથમા મૂકી દઈ બોલીઃ "લ્યો, વાંચો—હજી ગઈ કાલે જ ટપાલમા આવી છે. આખીયે ચોપડી વિજ્ઞાનપ્રયોગોથી ભરપૂર છે. તમારા બોઝ રામન તે શુ?"

વિજ્ઞાનનુ નામ સાંભળી સુરેશની આંખ ચમકી તેણે ચોપડીનું પૂઠું ઉઘાડી નામ વાંચ્યુઃ "ચોરાશી વૈષ્ણવની વારતા"

કંઈ પણ બોલ્યા વગર ચોપડી બધ કરી ધીરેથી નીચે મૂકી દઈ કુસુમ સામે પળવાર એક સ્થિર નજર કરી લઈ સુરેશ પહેલા જેમ જ મૂગો થઈ ગયો.

કુસુમ ખડખડાટ હસી પડી, નાચી ઊઠી ઓરડાની દીવાલો સુધ્ધાં જાણે એ હાસ્યમાં ભળી હોય એમ સુરેશને લાગ્યું

ખરેખર મશ્કરી! સુરેશનો ઘુઘવાયેલો જીવ હવે ન સહી શક્યો. "હવે તો લેશો ને આ શેષ!" કહી કુસુમ રકાબી લઈ પાસે આવી રકાબીને જોરથી એક ધક્કો મારી સુરેશ ઊભો થઈ ગયો કુસુમના હાથમાંથી રકાબી ખણખણ અવાજ સાથે દૂર જઈ પડી. રકાબીમાંની શેષ ભોંય પર ચિત્રવિચિત્ર રીતે વેરાઈ પડી. કુસુમનું મસ્તીનુ ઘેન પલકમાં ઊતરી ગયું. સુરેશ કંઈ પણ બોલ્યા વગર મક્કમ પગલે ત્યાંથી ચાલી નીકળ્યો.

"સુરેશભાઈ! સુરેશભાઈ! કાલે," કુસુમે દોડી બારણા ભણી જઈ બૂમ મારી, પણ તેનું વાક્ય પૂરું થયુ નહિ, કારણ કે સુરેશ તે સાંભળવા થોભ્યો નહિ

કુસુમ ઓરડામાં પાછી આવી. એનુ અભિમાન ઘવાયું હતું. તેને લાગ્યું કે સુરેશે આજે જાણી જોઈને તેનુ અપમાન કર્યું છે. પણ એ શા સારુ અપમાન કરે? અપમાન તો પોતે જ એનું કર્યું હતું. એ ગમગીન હતો, વિચારલીન હતો, છતાં પોતે શા સારુ એની મશ્કરી કરવા ગઈ? એ શું અત્યાચાર નહોતો?

પાલવ વડે આંખો લૂછી નાખી કુસુમ ઊભી થઈ, ત્યારે ઓરડામાં અંધારું જામી ગયું હતું. એને લાગ્યું, અંધારામા બારણા આગળ ઊભેલું કોઈ ઘરમાં જતું રહ્યુ. શું તે સુધાકર હશે? મારી આ દશા જોઈ એણે શું ધાર્યું હશે?

રકાબી ને શેષ ભોંય પર જેમનાં તેમ પડયાં હતા. અંધારે અંધારે કુસુમ ઓરડો સાફ કરવા લાગી ગઈ.

*

બીજે દિવસ કુસુમની જન્મગાંઠ હતી. રેવામાશીએ સુરેશને ત્યાં જમવાનું કહેવા તેને મોકલી હતી. બેસવાના ઓરડામાં પ્રવેશ કરતા તેણે જોયું તો ઓરડો ખાલી હતો. ટેબલ ઉપર એકએ નહિ, પણ સામટાબંધ ચોપડીઓનો ઢગલો હતો. સુરેશ લતાને આનંદમા

રાખવા માટે ઘેરથી લેતો આવેલો તે બધાં જ પુસ્તકો જાણે 'મને જુઓ, મને જુઓ' કરતા બેઠા હતા. એમા કાવ્યનું એક પુસ્તક હતુ, નવલકથા પણ હતી ને ફિલસૂફીના પણ એકબે પુસ્તકો હતા. કાવ્યનું ને વાર્તાનુ પુસ્તક અડધું ઉઘાડી ઊંધુ મૂકેલુ હતું. ફિલસૂફીના પુસ્તકને બરાબર વચ્ચેથી પહોળુ કરી હસદાબણી મૂકેલી હતી.

પાસેના ટેબલ પર લેમ્પ હજી બળતો હતો. દિવસ આટલો ચડ્યો છતા હજી તેને હોલવવાની કોઈને ફુરસદ નહોતી મળી એ શું? બત્તી હોલવી નાખી તેણે બૂમ મારીઃ

"ભાભી!"

જવાબમાં ભીંતે ભેરવેલી સ્વામી વિવેકાનંદની છબી પાછળથી એક ચકલી પાંખો ફફડાવી ઊડી ગઈ

કુસુમે શરમાતા સંકોચાતાં અંદરના ખંડમાં ડોકિયુ કર્યું. પણ બીજી જ પળે તે આભી બની ગઈ. અંદર કોઈ નહોતુ?

કુસુમ પળવાર સ્થિર થઈ ઊભી રહી. પછી તેણે અંદર પ્રવેશ કર્યો. ઓરડા વચ્ચોવચ્ચ એક—એક જ પથારી કરેલી પડી હતી. કુસુમ તે પથારી ભણી જોઈ જ રહી.

આખી રાત પથારીમા કોઈ સૂતુ હોય એમ લાગ્યું નહિ. ચાદરના ચારે છેડા ચસોચસ ખેંચાયેલા હતા. માત્ર ઓશિકું વાંકુચૂકું ગમેતેમ મૂકેલું હતુ. અને એ ઓશિકા પર ઇંડીપેન પડેલી હતી! ઇંડીપેન સુરેશની જ હતી, એ ઓળખવું અઘરુ નહોતું. આખી રાત સૂતા વગર સુરેશે પથારીમાં બેઠાંબેઠાં શું લખ્યા કર્યું હશે? સુરેશની આ એકસામટી વિચિત્રતાઓ જોઈ કુસુમનુ મન વિચારે ચડી ગયુ; પણ તેને કંઈ સમજ પડી નહિ. આ વિચિત્રતા અને ગઈ કાલની સુરેશની ગમગીનીને કંઈ સંબંધ છે કે નહિ તે તેને સમજાયુ નહિ.

પથારીની બીજી તરફ એક છબી ઊંધી પડી હતી. કુસુમે તે ઉપાડી જોઈ. સુરેશ અને લતાએ લગ્ન પછી તરત જ પડાવેલી તે છબી હતી પણ એ તો રોજ પણે બારી ઉપર ટિંગાડેલી રહેતી. આજે અહીં ક્યાંથી? અને એનો કાચ ક્યાં? જોયું તો ઓરડાને એક ખૂણે કાચનો ઢગલો પડ્યો હતો. કુસુમે ધાર્યું, કદાચ છબી પડી જવાથી કાચ ફૂટી ગયો હશે, પણ પેલી ભીંત પરથી છબી આ ખૂણામાં આવી કેવી રીતે પછડાઈ ભાગી શકી? ત્યારે શું કોઈએ જાણી જોઈને તે ભાગી નાખી હશે? સહેજ ધ્યાનપૂર્વક જોતાં કુસુમને જણાયુ કે છબીમાંથી લતાના ફોટાવાળો ભાગ ઉખાડી નાખવાનો કોઈએ પ્રયત્ન કર્યો હોય એમ લાગતુ હતુ, પણ પછી આખી છબી ફાટી જશે એવો ભય લાગવાથી એ પ્રયત્ન પડતો મુકાયો હશે.

કુસુમે છબી હતી તેમ મૂકી દીધી.

પાસે જ રસોડું હતુ. ઊઠીને તે જોવાનું તેને મન થયુ. તે ઊઠી. રસોડામાં પગ મૂકતાં જ તેને ખબર પડી કે ઓછામાં ઓછા બેત્રણ દિવસથી અહીં કોઈનો પગ પડ્યો નથી. એટલે જ આટલી ધૂળ ચડેલી છે વાસણકૂસણ વગેરે બરાબર જેમનાં તેમ ગોઠવેલાં હતાં. સતાભાભીની જ એ ગોઠવણ હતી

તે પાછી આવી. આ વખતે તે પથારી પર બેસી પડી. બીજી જ પળે તે સહેજ આડે પડખે થઈ ગઈ. સવારના પહોરમાં નોતરું દેવા આવેલી તેને આમ એકાએક પારકી પથારીમાં

આડે પડખે થવાનું કયાંથી થઈ આવ્યું તેનો વિચાર આવતાં તેનો ચહેરો ફિક્કો પડી ગયો. તેને પોતાની જાત પર જાણે ક્રોધ ચડયો તે એકદમ સફાળી બેઠી થઈ ગઈ; હોઠ દાબી મનમાં ને મનમાં બોલી: પોતે તો અહીં સુરેશ વગેરેને નિમંત્રણ કરવા આવી છે, હવે જલદી પાછા જવું જોઈશે. તે ઊભી થઈ ગઈ. પણ સુરેશ તો હતો નહિ ફરવા ગયો હશે; તે આવે ત્યા સુધી થોભવું પડશે, થોભવાનું જ છે, તો પછી શા સારુ આ અવ્યવસ્થામાં થોડી વ્યવસ્થા આણવી નહિ એવો એક વિચાર તેના મનમાં ત્વરાથી પસાર થઈ ગયો.

તેણે પથારી વાળવા માંડી. પથારીનો ઓશિકા તરફનો છેડો જરા ઊંચકતાં જ તેની નીચેથી ફાડેલા કાગળની મોટી મોટી કાપલીઓ નીકળેલી જોઈ તેને અચંબો થયો. શાની કાપલીઓ હશે તે જાણવાનું તેને મન થયું. પારકાના કાગળ વાંચવાની જિજ્ઞાસા દબાવી દેવાનો તેણે બહુ પ્રયત્ન કર્યો. પણ કાપલીઓ એવડી મોટી અને સહેલાઈથી ગોઠવી શકાય તેવી હતી કે તેનો દાબ ટકયો નહિ. થોડાક લાલ કકડા તેમા જુદા તરી આવતા હતા. પ્રથમ તેણે તે ગોઠવી જોયા, એ તો ચેક નીકળ્યો. લતાના નામ પરે સુરેશે ચેક ભર્યો હતો. કુસુમને હસવું આવી ગયું ખરા દેખાય છે સુરેશભાઈ તો! લતાભાભીને કોરો ચેક લખી આપે છે—ઓહો!

ચેકમાથી ગંમત નીકળી એટલે બીજી કાપલીઓ પણ ઉત્સાહમાં આવી ગોઠવી કાઢી. તે પત્ર હતો. નીચે ઉપર કઈ નામઠામ નહોતું. એટલે કોણે કોના ઉપર લખ્યો તે કહી શકાતુ નહોતું. પણ ચેકના લખનારે જ તે લખ્યો હશે ને!

કુસુમે તે વાંચવા માંડયો:

"બાંધી રાખેલુ પાણી પાણી મટી જાય છે, એટલે વિજ્ઞાનના રસિયાને તો તેનું સ્વાભાવિક વહન જોઈ શોક ન થવો જોઈએ. છેલ્લું પગથિયું ઊતરતાં મારું હૃદય તને રોકવા આડા હાથ ધરી ન ઊભુ, તેમ હવે તને ખેંચવા પણ એ નહિ મથે.

'જાઉં છું' કહેનારને એ જવા દે છે—'આવુ છું' કહેનાર ભલે કોઈ ન હોય.

'પણ, ચાર વર્ષથી તારે નામે ને તારી ખાતર બચાવેલા રૂપિયા—તારાં કપડાંલત્તાં ને ઘરેણાં તું મને શા સારુ દાન કરતી જાય? તમને એ કામ લાગશે. પણ કયાં મોકલું? તેટલો વખત ગળે વીંટાયેલા ઝેરી સાપ જેમ એ મારે ત્યા અનામત રહેશે."

કાગળ વાંચી કુસુમની 'ગંમત' કયાંય ઊડી ગઈ. તેના ચહેરા પર ફિકાશ ફરી વળી. લતાને જ આ પત્ર લખાયો છે એ એ સ્પષ્ટ સમજી ગઈ. પણ છેલ્લી લીટીઓમાં 'તું'-માંથી 'તમને' શા માટે? લતાની સાથે શું બીજુ કોઈ—આગળ વિચાર કરવાની એની હિંમત ચાલી નહિ, એને ગમ્યુંયે નહિ.

ઝટપટ તમામ કાપલીઓ તેણે પથારીતળે મૂકી દીધી પછી બહારના ખંડમાં આવી આરામ ખુરશીમાં પડી ટેબલ પરથી એક ચોપડી લઈ વાંચવાનો મિથ્યા ઢોંગ કરતી બેસી ગઈ.

સુરેશ તરફ કુસુમનેય ખૂબ લાગણી હતી. રેવામાશીએ તો સુરેશને કેવળ એક એક મૂરતિયા તરીકે જોયો હતો, કુસુમે તેને લતાના સ્નેહાળ પતિ તરીકે જોયો હતો. સુધાકરની વાચાલતા અને જે તે બાબતમાં દિંગ કરવા ખાતર જ ઉદ્દામ વિચારો પ્રકટ કરવાની વૃત્તિથી તેને કોઈ કોઈવાર એક કંટાળો આવતો. નિરંજનની ગંભીરતાએ તેને આકર્ષી

હતો, તેને વિષે એકબે સુકોમળ કલ્પનાઓ પણ તેને નહોતી આવી એમ નહિ; પણ એ બધામાં સુરેશના વર્તમાને તેના પર પાડેલી છાપ ખૂબ ઊંડી ને સચોટ હતી આજે એ છાપમાં એક વિશેષ તત્ત્વ ઉમેરાયું

કુસુમ માનતી હતી કે લતા ને સુરેશનો પ્રેમ અત્યારસુધી એકસરખો જ વહી રહ્યો છે, બંને એકબીજાનાં સુયોગ્ય પૂરક છે, અને એકબીજાથી સંપૂર્ણ સંતુષ્ટ છે પણ આજે તેણે જોયું કે લતા સુરેશને છોડી જઈ શકી છે—અને સુરેશે એ વિશે એક શબ્દ કોઈની પાસે ઉચ્ચાર્યો નથી, બિલકુલ નિરાધારી બતાવી નથી, નહિ તો કેટલીય દોડધામ કરી મૂકી હોત—પોતાની નિરાધારી ટાળવા, પોતાનો સ્થાપિત હક સિદ્ધ કરવા.

તેના હાથમાંથી ચોપડી પડી જતાં એકાએક તેની વિચારતંદ્રા તૂટી જોયું તો સુરેશ આવી પહોંચ્યા હતા અને ટેબલ પરથી પુસ્તકો લઈ આલમારી પર ગોઠવી રહ્યો હતો તેનો ચહેરો સવાર જેવો ખેંચાયેલો નહોતો, પણ તેના પર શાંત સ્વસ્થતા સ્પષ્ટ તરવરતી હતી

"ક્યાં ગયા હતા, સુરેશભાઈ? હું ક્યારની આવીને બેઠી રહી છું," કુસુમે કહ્યું થોડી વાર સુરેશ સામે જોઈ રહી વળી તે બોલી "જુઓ આજે મારો જન્મદિન છે, તમારે ને લતાભાભીએ મારે ત્યાં જમવાનું છે"

"હં," બોલી સુરેશ ચૂપ થઈ ગયો

"અને લતાભાભી પણ," સુરેશના મુખમાંથી લતા વિશે કશો ઉલ્લેખ ન નીકળવાથી કુસુમે લતા શબ્દ પર ભાર દઈને કહ્યું

"એ તો ગામ ગઈ છે," તરત જ સુરેશ બોલી ઊઠ્યો

"ક્યારે, કયે ગામ? શું કરવા? હું તો કંઈ જાણતી નથી!" કુસુમે આશ્ચર્ય પામી એકસામટા પ્રશ્નો પૂછી નાખ્યા

"હું પણ નથી જાણતો"

"હજીયે નથી એમ કહો ને."

"તું શું અત્યારમાં જ ઝઘડો કરવાનું લઈને આવી છે, કુસુમ? ગઈ છે, ગામ ગઈ છે, બે દિવસ થયા ગઈ છે—જવાની વાત બધાને જ શું કહેતા જવી પડતી હશે?" સુરેશે જરા ઊંચા સ્વરે કહ્યું પાછો થોડી વાર ચૂપ રહીને બોલ્યો "તો કહું છું કે હું પણ આજે જાઉં છું"

કુસુમ સમજી પણ ન શકી, શા માટે, એવું કંઈ પૂછવા જાય તે પહેલાં તો સુરેશના નામની બૂમ દેતો તારવાળો ત્યાં આવી પહોંચ્યો

સુરેશે તાર લીધો, ફોડ્યો ને વાંચ્યો. વાંચતાં વાંચતાં એના કપાળ પર કરચલીઓ પડી વળી કાગળનો ડૂચો વાળી ગજવામાં મૂકી દીધો. પછી બોલ્યો "કુસુમ, માસીબાને કહેજે, હું જમવા નહિ આવી શકું મારે બપોર પહેલાં જ અહીંથી નીકળી જવું જોઈશે"

"શું કંઈ ખાસ —"

"ના"

"તો"

"પણ લતા તારે ત્યાં જમવા આવી શકશે"

આને વખતે પણ કુસુમને હસવું આવી ગયું ને બોલી: "શું બોલો છો તમે! લતાભાભી તો ગામ ગયાં કહો છો ને!"

"હા, પણ એ આજે અહીં આવે છે."

"તો, હું તમને નહિ જવા દઉં."

"શું કરીશ ?"

"બાંધી રાખીશ," કહી તે હસવા લાગી. સુરેશ તેની સામે જોઈ રહ્યો, જાણે તેના ચહેરા પરથી કંઈ અર્થ ખોળવાનો પ્રયત્ન કરતો હોય તેમ.

"જુઓ મારી જન્મગાંઠને દિવસે મારું નિમંત્રણ નકારે તો હું એવું શું કરું ? જાણો છો ?" કુસુમ ફરી મસ્તીમાં આવી જતી હતી. લતાના જવાની વાત સાથે જે અરુચિકર કલ્પના તેના મનમાં ઉદ્ભવી હતી તે લતાના આવવાની વાત સાભળી ડોલવા માંડી હતી. લતા પર તે ખરેખર ખૂબ ભાવ રાખતી હતી, એટલે તેના નામ પાછળ આવું અસ્વચ્છ કૂંડાળું રચવું તેને ગમ્યું નહોતુ.

સુરેશ સ્વસ્થ બની સાંભળી રહ્યો.

કુસુમ ખડખડ હસી પડી.

બીજો કોઇ પ્રસંગ હોત તો સુરેશને પણ આ વિનોદમાં ભાગ લેવાનું ગમ્યું હોત, પણ આજે તેનુ મન અનેક પ્રકારના વિચારોથી ઘેરાઈ ગયુ હતું. આખી રાત તેણે જાગતાં પસાર કરી હતી ને સવાર થતા ઘરમાંથી નીકળી પડયો હતો. નખી તળાવને કાંઠે લાંબા પગ કરી બેસી પ્રાતઃકાળના ધુમ્મસમાં પોતાની અસ્વસ્થતાને ધોઈને તે હમણા જ આવ્યો હતો. તેણે નિર્ણય કર્યો હતો કે લતાના જવાની વાત કોઈને જેવી છે તેવી કહેવી નહિ, અને બને તેટલા જલદી પાછા અમદાવાદ પહોંચી જઈ ધધામાં ચિત્તને પરોવી દેવું—લતાનો કે કુસુમનો—કોઈનો જ કશો વિચાર હમણા કરવો નહિ—મનમા ઉત્પન્ન થવા દેવો નહિ.

આવો વિચાર કરીને તે આવ્યો, પણ કુસુમની પ્રશ્નાવલિ અને લતાના આગમનના તારે તેને ફરી અસ્થિર કરી મૂક્યો. એક પળમાં તેણે વિચાર કરી લીધો કે પોતે તો અહીંથી જવું જ—લતાને પોતે ગમે તેટલો ચાહતો હોય, પણ લતાના આંતરપ્રવાહથી એ બહુ દૂર રહી ગયો હતો, અને એથી જ હવે એ એનાથી આઘો રહેવા ઇચ્છતો હતો. અલબત, પોતે તેને ચાહતો હતો એટલા પૂરતું ફરજનું બંધન સ્વીકારીને.

અને કુસુમ વિષે ? કુસુમ પોતાનું સામ્રાજ્ય સ્થાપીને બેસી શકે એટલું સ્થાન હજી પોતાના જીવનમાં એને તૈયાર થયેલુ નહોતુ લાગ્યું—એના ભાનથી જ તો એ રેશમાશી સાથે વાત કરતાં ચૂપ થઈ ગયો હતો.

કુસુમ કંઈ બદલાઈ નહોતી. પણ સુરેશને મન હવે તે જુદી જ દેખાવા લાગી હતી. અજાણે તેનાથી લતાની સાથે તેની સરખામણી થઈ જતી હતી. એક વખતે લતા ચડિયાની લાગતી, તો બીજી પળે કુસુમ વધારે અનુકૂળ લાગતી. અત્યારે કુસુમ ખડખડ હસી પડી ત્યારે પણ તે લતાની સાથે તેની સરખામણી કરી બેઠો. ને બોલ્યો, "કુસુમ ! તુંયે સાવ સાધારણ નથી હો !"

# આફાનેસી ફેટ

[ ૧૮૨૦-૧૮૯૨ ]

कार्तिकेय

કાવ્યદેહની સુંદરતાને વરેલા ફ્રેંચ પાર્નાસિયનો ( Parnassions )નો એ અનુગામી છે જીવનના પ્રશ્નોને કવિતાથી દૂર રાખવા જોઈએ એમ એ કહેતો પ્રણય-કાવ્યો અને નિસર્ગદર્શનના એના કાવ્યોની સ્વરમાધુરીથી આકર્ષાઈ ચૈકોવસ્કી જેવા નામાંકિત સંગીતકારે એના કાવ્યોને સંગીતમાં ઉતાર્યાં છે

એના પિતાનું નામ શેનશીન હતું પણ એની જર્મન માનું નામ ફેટ ( Foeth ) હતું એમના લગ્ન રશિયામાં થએલા ન હોવાથી એને ફેટ નામ રાખવું પડ્યું અને એથી ઉંમરે પહોંચ્યો ત્યાં સુધી રશિયન નાગરિકના હક મેળવી શક્યો નહોતો એના પિતાનું નામ અને રશિયન નાગરિકના હક મેળવવાનું એને ખૂબ મન હતું મોસ્કોમાં ભાષા અને સાહિત્યનો અભ્યાસ પૂરો કરી એણે લશ્કરી શિક્ષણ લીધું લશ્કરમાં સારી જગા (Captain of the Guards) મેળવી ભદ્રલોકમાં સ્થાન મેળવ્યું, પણ પિતાનું નામ તો છપ્પનમે વર્ષે અને તે પણ એનાથી પરિચિત ઝારના હુકમનામાથી જ મેળવી શક્યો

જવાનીમાં અને ત્યારપછી જીવનના છેવટના વર્ષોમાં એણે કાવ્યો લખ્યાં છે વરજિલ, હોરેસ અને બીજા નામીના લેટિન કવિઓના એણે ભાષાંતર કર્યાં છે વળી શોપેનહાર તથા લિયો ટોલ્સ્ટોયની સૂચનાથી ફૉસ્ટ ( Faust )નું ભાષાંતર પણ કર્યું છે

એનું જીવન સુખી હતું શ્રીમંત પિતાની જાગીરમાં એણે ઘણો ઉમેરો કર્યો, અને પાછલાં વર્ષોમાં સ્ટેપનોવકા છોડીને ટસ્કર નદીને કિનારે વેરોબિયેવકામાં આવીને રહ્યો

એના કાવ્યોના સુંદર તત્ત્વોને ટોલ્સ્ટોય તુર્ગેનેવ જેવા લેખક વિવેચકોએ પારખ્યાં હતાં પણ પ્રજાજીવનમાં ઓતપ્રોત થએલા નેક્રાસોવના વાસ્તવદર્શી કાવ્યો જનતાને વધારે ગમતાં ઝાર એલેકઝાન્ડરનો ભાઈ ગ્રાન્ડ ડ્યૂક કૉન્સ્ટેન્ટાઇનનો એ મિત્ર હતો સ્વાતંત્ર્યની પ્રવૃત્તિ તરફ એને અણગમો હતો અને તેથી સ્વાધીનતાની ઝંખના કરતા યુવાનવર્ગને એ અપ્રિય થઈ પડ્યો

નિસર્ગદર્શનના એના કાવ્યોમાં વિવિધ રમણીયતા છે બાલસૂર્યથી રંગાયેલું આકાશ અને ચાન્દ્રતેજથી સુવર્ણરંગિત કિરણોના એનાં વર્ણન મોહક છે

"પુનરપિ શારદી ઉષા આકાશમાં અગ્નિશિખા ફેંકે છે અને પક્ષીઓ દૂર જવા સવારમાં ઊડવાની તૈયારી કરે છે

"ઉદધિની તરંગમાળાનું નાદ સંગીત અને ઘુઘવાટ એને ગમગીન બનાવે છે

' તરંગમાળા ધસી આવે છે, અને ફુત્કાર કરતા એ મોટા મોટા વજનદાર હથોડાના જોરથી કિનારા પર ઝીંકાય છે '

' સન્ધ્યાસમે ગગનમાં ઊભરે તુફાન
ને ક્ષુબ્ધ આ ઉદધિનો ઘુઘવાટ ભારી
તોફાન આ ઉદધિનું પ્રતિબિંબ ઘેરા
પ્રેરી વિષાદ ઉરમાં ભરતા અરાતિ

પ્રો. એલ્ટન એના વિષેના નિબંધમાં લખે છે:

"એનાં કાવ્યોમાં શબ્દ સંગીતની મખમલ પર તરંગનુ ભરત ઊંચે ઊડતી કલ્પનામાં વિરામે છે" જેવાં કે:

'ઝાંખી સવારનો હિમોચ્છ્વાસ ઝીલવાને એના રાતા હોઠ ઉઘાડે છે ત્યારે આ શરદની કથામાં પેલા ગુલાબનું સ્મિત વિચિત્ર લાગે છે!'

પ્રણયકાવ્યો વિશેષે કરીને ભાષાન્તરકારોને આકર્ષે છે એનું કાવ્ય *Whispers, Timid breathing*નો પાંચ જાણીતા કવિવિવેચકોએ અનુવાદ કરેલો છે. એ બધામા સામ્ય નથી એ બતાવે છે કે એ ઘણો દુર્ગીલ (illusive) છે.

થોડા વિશેષ નમૂના:

## બાજ

એ પિચ્છનો ભૂખરરંગ સુહાવવાને
નો'તા તહીં કુસુમકોમળ હાથ કોઈ,
આવ્યુ ન કો શિશિરમાં ઉર ચાંપવાને
કે નર્તને નવવસંત મહીં ન આવ્યુ. ૧
પૃથ્વી પરે કરચલાં રમતાં, વિશાળું
આકાશ છાયુ ઉપરે, વડમાં ભરાઈ
ભૂખે તપ્યો, નિડર, જોબનવંત શૂરો
તોફાન સૌ અવગણી લડતો, ન થાક્યો. ૨
ડાર્યો તને રવિકરે નહિ, તું ખગેન્દ્ર,
ઝીલી સુવર્ણરજ વર્તુલ દોરતો તું.
મોંઘી ક્ષણો ગગનમાં ઊડવા નિમંત્રે
ઘૂમી પતંગ સમ પાંખ પ્રસારતો ને
આકાશના ઉર પ્રદેશ પરે સુહન્તો.[1] ૩



દુઃખી શાને થાવું હૃદયભર આક્રોશ કરવો
રહેવા દો, ભૂલો સ્મરણ, પ્રિય છોડો પ્રણયને;
જિતાયેલો આત્મા મૂરત મુજ સર્જે અવનવી.
વળી સ્વપ્નાર્થી શેં નયન સમીપે મૂર્તિ રચવી
નહિ પાસે હાવા, દૂર દૂર ભમું આ રુદન શાં! ૧
સુધાંશુને જોઈ જલમહીં, કૂદે બાલ હરખે,
ધ્રૂજંતા વારિમાં શશિ સરકતો એ નવ મળે;
શિશુ ભોળા પ્રેમી, નયનનિર લૂછો, સ્વપનમાં
ડૂબો શાને સ્વર્ગે શશિ વિહરતો, ના અવનિમાં.[2] ૨

---

૧ The Hawk at Libertyનો અનુવાદ.

૨ Melodies No. XXXVIનો અનુવાદ.

# ગુણરજ્જુવાદની દૃષ્ટિએ અનુવંશશાસ્ત્ર

નગીનભાઈ માવજીભાઈ પટેલ

## ૨

### મેન્ડેલવાદનો વધુ વિકાસ

ગુણરજ્જુવાદ ઉપર આવતા પહેલા મેન્ડેલવાદની પૂર્ણવિકસિત ભૂમિકા ઉપસ્થિત કરવી અનિવાર્ય લેખાય છે. ત્યારે તેમાનો થોડોક ભાગ કે જે કોષવિદ્યા (Cyttology)ના ક્ષેત્રમાં આવે છે તેટલો ભાગ તો આગળ ઉપર મુલતવી રાખવો જ પડશે. પહેલા પ્રકરણમાં આપણે મેન્ડેલના પ્રયોગો અને તે ઉપરથી ઘટાવી કાઢેલાં તારતમ્યો જોયાં. એ જ પ્રયોગોનું હોલંડ, જર્મની, ઇંગ્લંડ, અમેરિકા વગેરે જગ્યાએ પુનરાવર્તન થયુ છે, અને મેન્ડેલનાં તારતમ્યોને પ્રયોગાત્મક બીજો વધારે પુરાવો મળવાથી સિદ્ધાંત તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. મેન્ડેલે બતાવ્યું કે (૧) લક્ષણો આનુવંશિક તો છે જ, પણ એકબીજાથી સ્વતંત્ર રહી વંશાનુગત ઊતરી આવે છે મેન્ડેલની પહેલા એમ માનવામાં આવતુ કે વ્યક્તિનાં બધાંય લક્ષણો એક સમૂહમાં વંશાનુગત ઊતરી આવે છે. એટલે કે દરેક વ્યક્તિ જે એકબીજાથી જેટલા પ્રમાણમાં ભિન્ન હોય તેટલા પ્રમાણમાં તેનુ જનન સબંધી બંધારણ જુદું હોવાનું પણ મેન્ડેલે લક્ષણો સ્વતંત્ર, એકાકી છે, અને તે રીતે એકબીજાથી સ્વતંત્ર રહી ઊતરી આવે છે એમ બતાવી આપ્યુ આવા એક બીજાથી સ્વતંત્ર, એકાકી લક્ષણો ( Unit characters ) માટે મેન્ડેલે લક્ષણાંક (Factor), લક્ષણનિયામક કે ઘટક (Determiner)ની કલ્પના કરી. આપણે તેને બારાખડીના અક્ષરોથી આલેખી છે. પાશ્ચાત્ય ભાષાઓમાં લક્ષણાંકનું આલેખન બહુ સહેલું છે. પણ આપણી ભાષાઓમા જોડાક્ષર અને તેથી વધારે તો વ્યંજનો સાથે સ્વરસંકલનાને લઈને તે પદ્ધતિ આપણે નથી ગોઠવી શકતા. દાખલા તરીકે, ઊંચો–નીચો આ ગુણદ્વન્દ્વના ઊંચા માટે 'Tall' અંગ્રેજી શબ્દનો T ( મોટો ) અને નીચા માટે t ( નાનો ) મૂકી Tt ગુણદ્વન્દ્વ કરી શકાય.' પણ તે વિચાર જણાવવા માટે આપણે બાળબોધ અને ગુજરાતી અક્ષરોનું ગુણદ્વન્દ્વ બનાવ્યું હતું. પણ શબ્દનો પહેલો અક્ષર આપણે ઉપરનાં બે કારણોને લઈને નથી સ્વીકારી શકતા. (૨) ગુણદ્વન્દ્વનું સંકરમાં સમિશ્રણ, સંકલન ( Aggregation ) થાય છે, અને સંકરની પ્રજામાં પૃથગ્વિધાન, વિકલન (Segregation ) થાય છે. એટલે જ સંકરની પ્રજા એકસરખાં લક્ષણોવાળી નથી હોતી. (૩) પૃથગ્વિધાનમાં નિયમબદ્ધતા છે. સંકર પ્રજામાં એકબે કે વધારે ગુણદ્વન્દ્વો લઈએ તો તેનું પૃથગ્વિધાન અમુક નિયત પ્રમાણમાં જ મળી આવે છે. માત્ર વ્યક્તિસમૂહ ઘણો મોટો હોવો જોઈએ (૪) ગુણદ્વન્દ્વમાંનો એક ગુણ ઘણે મોટે ભાગે પ્રબળ કે વ્યક્ત ( Dominant ) હોય છે, અને બીજો અવ્યક્ત કે આચ્છાદિત ( Recessive ) હોય છે. સંકરવ્યક્તિમાં જ બન્ને એકસાથે હોઈ શકે. જનકો સમબીજધર્મી ( Homozygous )— એટલે કે એક જ પ્રકારના જનનકોષો ઉત્પન્ન કરે તેવા, અને સંકર વિષમબીજધર્મી ( Heterozygous )—એટલે કે જુદાજુદા પ્રકારના જનનકોષો ઉત્પન્ન કરે તેવા પણ હોય

છે. સમબીજધર્મી જનકો માટે આપણે બન્ને લક્ષણાંક એકસરખા અઅ અથવા અઅ રાખ્યા, અને વિષમબીજધર્મી સકર માટે બન્ને લક્ષણાંકો જુદાજુદા અઅ રાખ્યા. (૫) સમબીજધર્મી પ્રબળ વ્યક્તિ દ્વિલક્ષણાંકિત (Duplex) અઅ હોય છે, વિષમબીજધર્મી સકર એકલક્ષણાંકિત (Simplex) અઅ, અને આચ્છાદિત ગુણધર્મી વ્યક્તિ વિલક્ષણાંકિત (Nulliplex) અઅ કહેવામા આવે છે. દ્વિલક્ષણાંકિત વ્યક્તિ સમબીજધર્મી (જનક) કે વિષમબીજધર્મી (સકર) હોઈ શકે.

મેન્ડેલના સિદ્ધાંતની આટલી મૌલિક ભૂમિકા છેલ્લાં પાંત્રીસ વર્ષોમાં ઘણી વિકસવા પામી છે. છતાંયે તેની મૌલિકતા તેની તે જ કાયમ રહેવા પામી છે. મેન્ડેલની પહેલાં કેટલાયે સકરણ થયા છે, પણ તે પ્રયોગોમાં સિદ્ધાંતદૃષ્ટિએ આટલી મૌલિકતા નહોતી, એટલે જ અંતિમ જશ તો મેન્ડેલને જ મળે છે. સકરણની પદ્ધતિમાં ફેરફાર થયા જ કરે છે, તેમજ સ્વજનનની પદ્ધતિમા પણ ફેરફાર થયા કરે છે મેન્ડેલે પ્રથમ સંકરવંશની વ્યક્તિઓમાં આપમઆપનમાં સકરણ કર્યું હતુ, એટલે સકર અને સકરનુ સકરણ કર્યું હતું. હાલમાં ગુણાવિર્ભાવનું પ્રમાણ ખોળવા માટે પ્રથમ વરાના સકરનું સ્વજનિત બી મેળવવામા આવે છે. સજનનશાસ્ત્રમા પૂર્વસકરણ (Backcrossing)ની પદ્ધતિ બહુ વ્યાપક છે. અમુક વરાની કોઈ પણ વ્યક્તિ સમબીજધર્મી કે સકર (વિષમબીજધર્મી) છે તે જાણવું હોય તો પૂર્વસંકરણ કરવામા આવે છે. પૂર્વસંકરણ એટલે જનકોમાની જે વ્યક્તિ આચ્છાદિત ગુણધર્મી હોય તેની સાથે અમુક વંશની જે વ્યક્તિનું જનન સંબંધી બંધારણ (Genetic constitution) જાણવુ હોય તે વ્યક્તિનું સંકરણ કરવું તે. આવુ પૂર્વસંકરણ મેન્ડેલે પણ કરેલું. ઊંચો × નીચો → ઊંચો. આપણે જાણીએ છીએ કે આ ઊંચો છોડ સંકર છે, પણ તેની ખાતરી કરવા પૂર્વસંકરણ કરી જોઈએ, અને તે પણ નીચા છોડ સાથે, કારણ કે જનકોમાંની વ્યક્તિ આચ્છાદિત ગુણધર્મી છે. પ્રબળ ગુણધર્મી જનક સાથે પૂર્વસંકરણ કરવાથી બધી જ વ્યક્તિઓ ઊંચી મળી આવશે, તેમાં કેટલીક સમબીજધર્મી અને કેટલીક વિષમબીજધર્મી હશે, પણ તે આપણે બહારના દેખાવ ઉપરથી જાણી શકીએ નહિ. એક પેઢી વંશવેલો આગળ વધે અને પૃથક્કરણ થાય છે કે નથી થતુ તે જાણીએ ત્યારે જ ખબર પડે. પણ જ્યારે આચ્છાદિત ગુણધર્મી જનક સાથે પૂર્વસંકરણ કરીશું ત્યારે:—



તેમાંથી જે સંતાન થશે તેમાંના ઉપર બતાવ્યા પ્રમાણે અર્ધાં ઊંચાં અને અર્ધાં નીચાં, એટલે કે ૧ ઊંચા : ૧ નીચા આ પ્રમાણમાં વ્યક્ત થશે, એટલું જ નહિ પણ બધી જ ઊંચી વ્યક્તિઓ વિષમબીજધર્મી એટલે કે સંકર હશે અને જેટલી વ્યક્તિઓ નીચી તે બધી જ સમબીજધર્મી હોવાની. કારણ કે જે ગુણ કે લક્ષણ અવ્યક્ત—આચ્છાદિત હોય તે જ્યારે વ્યક્ત થાય ત્યારે તે વ્યક્તિ હમેશા સમબીજધર્મી હોઈ શકે. પૂર્વસંકરણના બે અર્થ છે (૧) જનક જેવા જનનસંધારણવાળી વ્યક્તિ સાથે સંકરણ કરવું તે, અને (૨) જનક સાથે સંકરણ કરવું તે પિતૃસંકરણ. જેમ સંકરજનકોની એક પેઢી દૂર છે તેમ પૂર્વસંકરણ કરતી વખતે જનકોની પણ એક પેઢી આગળ ચાલવી જોઈએ. એકલિંગી (Unisexual) વ્યક્તિ જેવી કે પશુ પક્ષી, માનવ વગેરેમાં આ શક્ય નથી. પણ દ્વિલિંગી (Hermaphrodite) વ્યક્તિ (જે વ્યક્ત થાય તે—Organism) વનસ્પતિમાં આ શક્ય છે. સ્વજનિત (Selfed) બી મેળવી જનકોની એક પેઢી આગળ વધારી શકાય. એટલે ધારો કે આપણે ૧૯૩૬ની સાલમાં સંકરણ કર્યું, અને જનકોનું સ્વજનિત બી પણ મેળવ્યું. આવતી સાલ ૧૯૩૭માં સંકર બી વાવ્યું ને થયો પ્રથમ સંકર વર્ગ અને સાથે-સાથે જનકોનું સ્વજનિત બી પણ વાવ્યું. આ પછી તે જ સાલ, ૧૯૩૭માં, સંકરનું જનનસંધારણ જાણવા પૂર્વસંકરણ કર્યું અને તે બી ૧ : ૧ જાતી આવશે. ઢોરની ઓલાદ સુધારવા માટે પિતૃસંકરણ કરવામાં આવે છે. અહીં મૂળ જનક જ વાપરવામાં આવે છે. સાંઢ પાડા સંઘરવા ઘેટા કે બકરાથી જે પ્રજા ઉત્પન્ન થઈ હોય તે પ્રજાની ઓલાદ ઉત્તરોત્તર સુધારવા માટે તે જ જનકને વાપરવામાં આવે. આને પિતૃસંકરણ કહેવામાં આવે છે. આ પદ્ધતિ ઓલાદ સુધારવા માટે (Grading) વાપરવામાં આવે છે, વ્યક્તિનું જનનસંધારણ જાણવા માટે નહિ. કારણ કે સંકરણથી ઉત્પન્ન થતી પ્રજા વિષમબીજધર્મી (સંકર) જ હોય એ નિર્વિવાદ છે, માત્ર જનકો સમબીજધર્મી હોવા જોઈએ.

એકબીજાથી સ્વતંત્ર એકાકી દરેક લક્ષણ માટે એક ઘટક કે નિયામક હોવો જોઈએ એ પ્રકારની સરળ વિચારસરણી હમેશા નથી કામ લાગતી. એકાકી લક્ષણોના નિયામકો, બે—ત્રણ કે તેથી વધુ—એકાધિક નિયામકો (Multiple factors) પણ હોય છે. આવા નિયામકોને આપણે એકાધિક નિયામકો (Multiple factor અથવા Polymeric genes) કહીશું. વ્યક્તિના અમુક લક્ષણોનો વિકાસ કે આવિર્ભાવ તે બધા જ નિયામકો ઉપર અવલંબી રહેલો હોય છે. તેમાંથી એકાદ ખૂટતો હોય તો તે લક્ષણ કે ગુણ પૂર્ણપણે નહિ વિકાસ પામે. આથી ઊલટું એક જ નિયામક એકથી વધારે લક્ષણોના આવિર્ભાવ માટે જવાબદાર હોય છે (Multiple effect of a single gene). વ્યક્તિમાં રહેલા મેય (Quantitative) લક્ષણો કે ગુણોનો આવિર્ભાવ એકાધિક નિયામકો ઉપર નિર્ભર છે. માણસનું વજન, ઊંચાઈ, છોડનું ઉત્પન્ન, કે બીજાં આર્થિક દૃષ્ટિએ ઉપયોગી વૃક્ષ-છોડના લક્ષણો જેવા કે તેલી બિયામાં રહેલા તેલનું પ્રમાણ, ધાન્યકૂળોના બીમાં રહેલા નત્રિલ પદાર્થો (Proteins)નો જથો, ચરબી, કાંજી જેવા પદાર્થો (Starch) વગેરે ગુણો ઘણે મોટે ભાગે એકથી વધારે નિયામકો ઉપર અવલંબી રહ્યા છે. આનું જનનિક પૃથક્કરણ (Genetic analysis) કરવું બહુ વિકટ છે, કારણ કે પ્રાણીઓના (પ્રાણ—life) મેય લક્ષણો વિવિધાત્મક (variable) હોવાને લીધે ક્યાં ભેદરેખા દોરવી તે અઘરું થઈ

પડે છે. આને માટે સજીવનગણનાશાસ્ત્ર (Biometry) નામની ખાસ અંકપદ્ધતિ (Statistical method) ખીલવવામાં આવી છે.

આપણે આગળ જોયું કે જે ગુણો વંશાનુગત ઊતરી આવે છે તે ગુણો દ્વન્દ્વના રૂપમાં રજૂ કરવામાં આવ્યા છે. સજીવ સૃષ્ટિમાં એક ગુણના બે જ જુદાજુદા આવિર્ભાવ હોય એમ હમેશાં નથી બનતું. એક જ ગુણના ત્રણ, ચાર કે વધુ આવિર્ભાવ પણ હોય છે. આના દાખલા ખાસ કરીને ફૂલબાગના છોડની જાતોમાં મળી આવે છે. એક જ જાતના ફૂલના વિવિધ રંગોનાં કેટલાંયે ગુણદ્વંદ્વો આપણે ઊભાં કરી શકીએ. આવાં બહુવિધ ગુણદ્વન્દ્વો (Multiple allelomorphs—allelomarph ને allele ના ટૂંક નામથી પણ ઓળખવામાં આવે છે), ચડતીઊતરતી શ્રેણીમાં, પહેલા પ્રકરણમાં જોયું તે પ્રમાણે, ૩ : ૧ ના પ્રમાણમાં ઊતરી આવે છે; અને એવી શ્રેણી ગોઠવ્યા વિના પણ તેમાંના કોઈ પણ બે ગુણોનું સંકરણ કરવાથી એક ગુણદ્વન્દ્વના આવિર્ભાવનું પ્રમાણ ૩ : ૧ ગણી આવે છે. વનસ્પતિ, પ્રાણીઓ, પશુપક્ષીઓ અને જીવજંતુઓ જેવાં કે કીટકો, ફૂદાં વગેરેમાં આના ઘણા દાખલા મળી આવે છે. પણ તેને ન લેતાં હું અહીં મનુષ્યની જાતો, માનવશાસ્ત્રે (Anthropology) ઉત્થાન, કદ, રંગ, રૂપ, આકૃતિ, સંસ્કૃતિ વગેરે ઉપરથી પાડેલી માનવજાતો નહિ, પણ જીવશાસ્ત્ર (Biology)ની દૃષ્ટિથી તેમના 'લોહી' ઉપરથી કરેલા વર્ગીકરણથી, મનુષ્યની જાતોનો દાખલો લઈશ 'ગોત્રતા' તો આપણામાં વેદકાળ જેટલી જૂની છે. એક જ પ્રકારના લોહીવાળા બધી જ વ્યક્તિઓના સમૂહને 'ગોત્ર' [Blood group] કહીશ. અથવા તો અનુવંશશાસ્ત્રની દૃષ્ટિએ જે બધી વ્યક્તિઓમાં થોડેઘણે અંશે એક જ આદિપુરુષનું લોહી હોય તે જનસમૂહ—સ્ત્રી કે પુરુષ. 'થોડેઘણે અંશે' કહેવાનો અર્થ એટલો જ કે જે વ્યક્તિઓ આદિપુરુષથી વધારે નજીક તેનામાં આદિપુરુષનું લોહી વધારે પ્રમાણમાં કે પ્રબળ, અને જે વ્યક્તિઓ વંશાનુગત આદિપુરુષથી વધારે દૂર તેમાં આદિપુરુષનું લોહી ઓછું. ફ્રાન્સીસ ગાલ્ટન નામના વૈજ્ઞાનિક ગણિતશાસ્ત્રીએ આ વિચાર સમજવા માટે એક સમીકરણ [Formula] આપ્યું છે તે આ પ્રમાણે છે:—$\frac{૧}{૨}+\frac{૧}{૪}+\frac{૧}{૮}+\frac{૧}{૧૬}+\frac{૧}{૩૨}\ldots\ldots\frac{૧}{૨^{ન}}=૧$ (ન=જેટલી પેઢી વંશવેલો આગળ વધ્યો હોય તે અંક) જોકે આ પ્રમાણે એકનો સરવાળો મેળવતાં છેલ્લામાં છેલ્લો જે અપૂર્ણાંક હોય તેટલી ત્રૂટિ રહે છે છતાંએ તે અપૂર્ણાંક જેમજેમ સમીકરણ આગળ વધતું જાય તેમતેમ બહુ નાનો થતો જાય છે, અને છેવટે નહિ જેવો થઈ જાય છે. એટલે સરવાળે એક આવી રહે છે આ સમીકરણમાં જોતાં જણાશે કે વ્યક્તિમાં પહેલે વંશે અર્ધું, બીજે વંશે ૧/૪, ત્રીજે વંશે ૧/૮, ચોથે વંશે ૧/૧૬ આ પ્રમાણે આદિપુરુષનું લોહી ઊતરી આવે છે, કારણકે વિગોત્ર-પરગોત્ર લગ્ન કરવાની પ્રથામાં દર વંશે અર્ધુંઅર્ધું લોહી માતૃપક્ષનું ઉમેરાય છે ગોત્રમાં 'કુળ'ની કલ્પના કરીએ તો એક જ ગોત્રના બધાં જ કુળના વંશવેલા એકસરખી રીતે આગળ ન પણ વધવા પામે કેટલાંક કુળ આદિપુરુષની નિકટ હોય, કેટલાંક થોડીક પેઢી આગળ પણ વધી ગયાં હોય ભત્રીજા કરતાં કાકા નાના ઘણી જગ્યાએ નથી હોતા? આટલા માટે જ 'થોડેઘણે અંશે લોહીનું પ્રમાણ' ઉપર લખવું પડ્યું છે. ઉપરના સમીકરણને બીજી રીતે વાંચતાં જણાશે કે ચાલુ વંશની કોઈ પણ વ્યક્તિમાં પિતા તરફથી અર્ધું, પિતામહ તરફથી ૧/૪, પ્રપિતામહ તરફથી ૧/૮, અને આદિપુરુષ તરફથી છેવટનો જે અપૂર્ણાંક હોય તેટલું લોહી વારસામાં મળે છે અને સરવાળે એકમ એટલે વ્યક્તિ ઉપસ્થિત થાય છે. ચાલુ વંશની વ્યક્તિમાં ½ પિતા તરફથી અને

રૂ. માતા તરફથી લોહી ઊતરી આવે છે. બન્નેમાંથી જેનું લોહી પ્રબળ તે સંતાનોમાં વ્યક્ત થશે. પિતાપક્ષ તરફથી ચાલુ વંશની વ્યક્તિને જે અર્ધું લોહી મળે તેમાંનું અર્ધું—એટલે એક ચતુર્થાંશ—પિતામહ તરફથી આ રીતે પિતાપક્ષ તરફથી લોહી ઊતરી આવે છે.

આ ઉપરથી સમજાશે કે જેમ વંશવેલો આગળ વધતો જાય છે, તેમ આદિપુરુષનું લોહી ઘટતું જાય છે. આ પ્રકારના ગુણાવિર્ભાવમાં પહેલેથી એમ માની લીધેલું જ હોય છે કે જે પ્રકારની ગુણસંકલના (character complex) પિતા તરફથી વારસામાં મળે છે તેનાથી જુદા જ પ્રકારની ગુણસંકલના માતા તરફથી મળે છે, અને પિતાપક્ષનું લોહી પ્રબળ છે. વાસ્તવિકતાએ એમ નથી બનતું. માનવજનતાના કેટલાયે ગુણો દરેક વ્યક્તિ—સ્ત્રી કે પુરુષ—માં એકસરખા સર્વસામાન્ય હોય છે. આવા સંયોગોમાં ગુણાવિર્ભાવ જુદી રીતે થાય છે માત્ર એક જ પેઢીનો ઉલ્લેખ કરીએ તો—

> The son is the half-brother to his father, by,
> another half to his mother. —ડેવનપોર્ટ

હવે 'ગોત્રતા'ની મૂળ વસ્તુ ઉપર આવીએ બહારનો કોઈ પણ નત્રિલ પદાર્થ (Protein) પ્રાણીના લોહીમાં સિંચવામાં આવે (inject), ત્યારે તે નત્રિલ પદાર્થનો સામનો કરે, પ્રતિકાર કરે એવો એક પદાર્થ, જેને આપણે પ્રતિકારદ્રવ્ય (Antibody) કહીશું, તે પ્રાણીના લોહીમાં સ્વયં ઉપસ્થિત થાય છે. જ્યારે આવો સિંચિત પદાર્થ કોષોના રૂપમાં હોય છે ત્યારે તે કોષો ઝૂમખાના રૂપમાં બાઝી જવા પામે છે (Agglutination). આવા નત્રિલ પદાર્થ અને પ્રતિકારદ્રવ્યના એક બીજા પ્રત્યેના વિકાર (Reaction)ને લઈને જીવશાસ્ત્રમાં 'ગોત્રતા' (Blood groups)નો વિચાર ઉદ્‌ભવવા પામ્યો છે. એક વ્યક્તિનું લોહી બીજી વ્યક્તિને આપવામાં આવે તો જો બન્ને વ્યક્તિઓ 'સગોત્ર' હશે તો તો તેમના લોહીમાં કોઈ પણ જાતનો વિકાર નહિ થવા પામે; પણ જો તે 'વિગોત્ર' હશે તો તેમાંથી એકનું લોહી કે બીજાનું લોહી—આપનારનું લીધેલું લોહી કે લેનારનું પોતાનું લોહી—જે લોહી લે તેમાં કરી જવા પામે છે, અને લોહી લેનાર વ્યક્તિને નુકસાન થશે. વ્યક્તિના લોહીમાં બે પ્રકારના નત્રિલ પદાર્થો શોધી કાઢવામાં આવ્યા છે અ નત્રિલ અને બ નત્રિલ પદાર્થ આ બે વ્યક્તિમાં ભેગા હોઈ શકે અથવા બેમાંનો ગમે તે એક અથવા બન્નેનો અભાવ પણ હોય. લોહીમાં લોહીનાં કોષ (Blood corpuscles) અને કોષવાહક રસ (Blood serum) આમ બે વસ્તુઓ હોય છે. અ નત્રિલ જો કોષોમાં હોય તો કોષવાહક રસમાં ન હોઈ શકે નહિ, તો લોહી બાઝી જાય, એટલે કે એક જ પ્રકારનું નત્રિલ આ બન્નેમાં હોય એવી વ્યક્તિ ન સંભવી શકે દાખલા તરીકે, નીચે આપેલા કોઠામાં અ નત્રિલવાળી બીજા ગોત્રની વ્યક્તિનો લોહીવાહક રસ ત્રીજા અને ચોથા ગોત્રની વ્યક્તિનાં લોહીકોષોને હાની દેશે; અને તેથી ઊલટું પહેલા અને ત્રીજા ગોત્રના લોહીવાહક રસથી બીજા ગોત્રની વ્યક્તિનું લોહી બાઝી જશે. અ નત્રિલ પદાર્થવાળી વ્યક્તિને આપણે અ ગોત્રની કહીશું; અ ગોત્રની બધી જ વ્યક્તિઓ 'સગોત્ર' લેખીશું. બ નત્રિલવાળી વ્યક્તિને બ ગોત્રની અને અ ગોત્ર સાથે સરખાવતાં 'વિગોત્ર'ની છે એમ સમજીશું. જેનામાં બન્ને નત્રિલ પદાર્થો છે તેને અબ ગોત્રની અને જેનામાં એકે નત્રિલ નથી તેને ૦ગોત્રની લેખીશું અહીં મેં 'ગોત્ર' શબ્દ અમુક અર્થમાં વાપર્યો છે. પરાપૂર્વથી ચાલતો આવેલો વંશ—આવા અર્થમાં નહિ; પણ 'લોહીના વિકાર' (Blood reaction)થી

જે જે વિભાગ પાડી શકાય તેવો માનવસમુદાય—આ અર્થમાં વાપર્યો છે. જોકે અનુવંશની દૃષ્ટિએ જોવા જતાં દુનિયા ઉપરની જે જે માનવજાતોનું ઉત્થાન એક જગ્યાએથી કે એક જનકોમાંથી થયું છે અને પછી જીવનવિગ્રહ ( Struggle for existence )ને લઈને પર્યટન ( Emmigration ) કરી જુદીજુદી જગ્યાએ જઈને રહેવું પડ્યું - તે બધી જાતિઓનું 'ગોત્ર' એક જ છે એમ સમજી શકાય.

જનનબંધારણની દૃષ્ટિથી માનવસમુદાયનાં નીચે પ્રમાણે ચાર ગોત્ર પાડી શકાયઃ

| | ૦ ગોત્ર | अ ગોત્ર | ब ગોત્ર | अब ગોત્ર |
|---|---|---|---|---|
| | ૧લુ ગોત્ર | ૨જું ગોત્ર | ૩જું ગોત્ર | ૪થું ગોત્ર |
| જનનબંધારણ | અઅ | अअ | અ$^{ब}$અ$^{ब}$ | अઅ$^{ब}$ |
| | | अઅ | અ$^{ब}$અ | |
| ગુણનિયામક | અ | अ | અ$^{ब}$ | अઅ$^{ब}$ ( ભેગા ) |

અહીં એક જ લક્ષણ માટે ચાર જુદાજુદા આવિર્ભાવ છે અને તેમાં કોઈ પણ ગુણદ્વન્દ્વ લઈ તેનો અનુવંશ કાઢી શકાય. આની બહુવિધગુણદ્વન્દ્વની શ્રેણિ ( Multiple allelomorphism ) નીચે પ્રમાણે ઊભી થશે-

૧ અઅ
૨ अઅ
૩ अअ
૪ अઅ$^{ब}$
૫ અ$^{ब}$અ$^{ब}$
૬ અ$^{ब}$અ

આમા ૧,૩ અને ૫ અંકવાળી વ્યક્તિઓ સમબીજધર્મી અને ૨,૪ અને ૬ અંકવાળી વિષમબીજધર્મી છે. નીચેના કોઠામાં જનકો, પહેલી પેઢીના સંતાનનું બંધારણ અને અમુક પ્રકારના બંધારણવાળાં બાળકો ન જ ઉત્પન્ન થઈ શકે તે આપવામાં આવ્યું છે.—

| | જનકો | સંતાનનું ગોત્ર | સંતાન આ ગોત્રનું ન હોઈ શકે. |
|---|---|---|---|
| ૧ | ૧ ગોત્ર × ૧ ગોત્ર | ૧ ગોત્ર | ૨,૩,૪ ગોત્ર |
| ૨ | ૧ ગોત્ર × ૨ ગોત્ર | ૧,૨ ગોત્ર | ૩,૪ ગોત્ર |
| ૩ | ૧ ગોત્ર × ૩ ગોત્ર | ૧,૩ ગોત્ર | ૨,૪ ગોત્ર |
| ૪ | ૧ ગોત્ર × ૪ ગોત્ર | ૨,૩ ગોત્ર | ૧,૪ ગોત્ર |
| ૫ | ૨ ગોત્ર × ૨ ગોત્ર | ૧,૨ ગોત્ર | ૩,૪ ગોત્ર |
| ૬ | ૨ ગોત્ર × ૩ ગોત્ર | ૧,૨,૩,૪ ગોત્ર | — |
| ૭ | ૨ ગોત્ર × ૪ ગોત્ર | ૨,૩,૪ ગોત્ર | ૧ ગોત્ર |
| ૮ | ૩ ગોત્ર × ૩ ગોત્ર | ૧,૩ ગોત્ર | ૨,૪ ગોત્ર |
| ૯ | ૩ ગોત્ર ×,૪ ગોત્ર | ૨,૩,૪ ગોત્ર | ૧ ગોત્ર |
| ૧૦ | ૪ ગોત્ર × ૪ ગોત્ર | ૨,૩,૪ ગોત્ર | ૧ ગોત્ર |

આમાં સંતાન એકથી વધારે ગોત્રનાં હોઈ શકે તેનું કારણ એક જ છે: જનકો જો સમબીજધર્મી હોય તો સંતાન જનકોના જેવા જ બંધારણવાળાં હોય, પણ જ્યાં જનકો વિષમબીજધર્મી હોય ત્યાં વિકલન થવાથી જનકોથી ત્રીજા જ વર્ગનાં સંતાન પણ હોઈ શકે; દાખલા તરીકે,

૧ ગોત્ર × ૪ ગોત્ર

| | | |
|---|---|---|
| જનનિક બંધારણ | અઅ | $અ^{ય}$**અ** |
| જનનકોષો | અ | $અ^{ય}$ અને **અ** |

સંતાન

| | $અ^{ય}$ | **અ** |
|---|---|---|
| અ | $અ^{ય}$અ | **અ**અ |

આ બે પ્રકારનાં સંતાન, **અ**અ ૨જા ગોત્રનું, અને $અ^{ય}$અ ૩જા ગોત્રનું, ઉત્પન્ન થશે, અને તે બન્ને સંકર જ હશે.

૨ ગોત્ર × ૩ ગોત્ર

**અઅ** $અ^{ય}અ^{ય}$

અથવા અથવા

**અ**અ $અ^{ય}$અ

આમાં બન્ને જનકો સમબીજધર્મી કે વિષમબીજધર્મી કે એક જનક સમબીજધર્મી અને બીજું વિષમબીજધર્મી હોઈ શકે. સમબીજધર્મી હોય તો:

૨ ગોત્ર × ૩ ગોત્ર

| | | |
|---|---|---|
| | **અઅ** | $અ^{ય}અ^{ય}$ |
| જનનકોષ | **અ** | $અ^{ય}$ |
| સંતાન | **અ**$અ^{ય}$ ૪થા ગોત્રની વ્યક્તિ. | |

જનકો વિષમબીજધર્મી હોય તો:

૨ ગોત્ર × ૩ ગોત્ર

**અ**અ $અ^{ય}$અ

| | | |
|---|---|---|
| જનનકોષો | **અ** અને અ | $અ^{ય}$ અને અ |

સંતાનઃ

| | **અ** | અ |
|---|---|---|
| $અ^{ય}$ | **અ**$અ^{ય}$ ૪થું ગોત્ર | અ$અ^{ય}$ ૩જું ગોત્ર |
| અ | અ**અ** ૨જું ગોત્ર | અઅ ૧લું ગોત્ર |

આ વંશમાં ચારે ગોત્રનાં સંતાન મળી આવશે, કારણકે બન્ને જનકો વિષમબીજધર્મી એટલે કે સંકર હતા.

આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે એક જનક અને એક સંતાનનું ગોત્ર ખબર પડે તો બીજા જનકનું ગોત્ર કાઢી શકાય; અથવા વધારે વ્યાપક રીતે કહીએ તો બે જનક ("જનક"ને ઉભય જાતિવાચક અર્થમાં હું વાપરું છું) અને એક સંતાન—આમ ત્રણ વ્યક્તિમાંથી ગમે તે બેનું ગોત્રબધારણ જાણીતું હોય તો ત્રીજાનું ગોત્ર બહુ સહેલાઈથી જાણી શકાય. નીચેના કોઠામાં આ આપવામાં આવ્યું છે:

| સંતાનનું ગોત્ર | બે જનકોમાંના એકનું ગોત્ર | બીજું જનક આ ગોત્રનું ન હોઈ શકે. |
|---|---|---|
| ૧ | ૧ | ૪ |
| ૧ | ૨ | ૪ |
| ૧ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૧,૩ |
| ૨ | ૩ | ૧,૩ |
| ૩ | ૧ | ૧,૨ |
| ૩ | ૨ | ૧,૨ |
| ૪ | ૨ | ૧,૨ |
| ૪ | ૩ | ૧,૩ |
| ૪ | ૪ | ૧ |

બે માતા અને એક બાળકની વાતમા ન્યાયાધીશે વાત્સલ્યભાવ ઉપરથી 'આ છોકરું આનું છે' એવો ન્યાય આપ્યો તે કંઈ ખોટો નથી; પણ જો કૃત્રિમ રીતે બીજી બાઈને ભાવ પ્રદર્શિત કરતાં આવડયો હોત તો ચુકાદો બહુ અઘરો થઈ પડત. વિજ્ઞાન આ બાબતમાં મદદ કરી શકે એમ છે ધારો કે એક મોટા પ્રસૂતિગૃહમાં બે બાળકો અદલ-બદલ થઈ ગયાં તો ઉપર બતાવ્યા પ્રમાણે લોહીવિકાર ઉપરથી ખરી વસ્તુ નક્કી કરી શકાય. અથવા તો કોઈ પિતા એમ કહે કે 'આ મારું ઔરસ સંતાન નથી' તો છોકરું, છોકરાની મા, અને ઇનકાર કરતા પિતાનું લોહી તપાસવાથી ખરી વસ્તુ જાણી શકાય. અને અમેરિકામાં આ રીતનો ન્યાય અપાયો પણ છે. જ્યાં એકથી વધારે શક્યતાઓ હોય ત્યાં પ્રશ્ન ઘણો વિકટ થઈ જાય છે.

ગોત્રતા સિવાયના ઘણા નાના નાના ભેદ જેવા કે આંત્રરસ, લાળ, પદાર્થોના નત્રિલમાં હોય છે. તેથી સંતાનનો અનુવંશ નક્કી કરી શકાય છે ઉપર કહ્યાં તેવાં અ અને બ જાતનાં નત્રિલ સિવાય બીજાં બે નત્રિલો ન અને મ પણ વ્યકિતના લોહીમાંથી શોધી કાઢવામાં આવ્યાં છે. આ પણ વ્યક્તિનો અનુવશ નક્કી કરવાના કામમાં લગાડી શકાય છે

માનવજાતોના ચામડીના રંગનો આવિર્ભાવ—ગોરી કે ઘઉંવર્ણી, કાળી કે રાતી—ઘણે મોટે ભાગે બહુવિધ ગુણદ્વન્દ્વથી થાય છે ચામડીમાં રહેલો રંગ કે રંગકણ (Colour pigments) ચામડીના રંગના આવિર્ભાવમાં, રંગના અભાવ ઉપર, કાળી–રાતી–ગોરી–અને ધોળી–આ શ્રેણિમાં પ્રબળ હોય છે.

આવા બહુવિધ ગુણદ્વન્દ્વની શ્રેણિ સસલાની ચામડીના રંગ માટે પણ ખોળી કાઢવામાં આવી છે. ચાર પ્રકારના રંગનાં સસલા હોય છે: (૧) કાળું, (૨) ચિંચીલા, (૩) હિમાલયી, અને (૪) ધોળું. ચિંચીલા ભૂખરા રંગનું અને હિમાલયીમાં પગ, કાન, મોઢું, પૂછડી વગેરેની

રોચે કાળા રંગનાં ચાઠાં અને બીજો બધો ભાગ ધોળો હોય છે. આ ચાર જાતનાં સસલાંનું જનનિક બંધારણ નીચે પ્રમાણે છે:—

| (૧) | | (૨) | | (૩) | | (૪) |
|---|---|---|---|---|---|---|
| સસ<br>સઅ$^{ચ}$<br>સઅ$^{ક}$<br>સઅ | કાળુ | અ$^{ચ}$અ$^{ચ}$<br>અ$^{ચ}$અ$^{ક}$<br>અ$^{ચ}$અ | ચિંચીલા | અ$^{ક}$અ$^{ક}$<br>અ$^{ક}$અ | હિમાલયી | અઅ—ધોળું. |

બહુવિધગુણદ્વન્દ્વની શ્રેણિના આલેખન ( Nomenclature )માં મૂળ ગુણદ્વન્દ્વ કાયમ રહે છે. પણ તેમાના અવ્યક્ત ગુણનિયામક ઉપર એક બીજો અક્ષર ચઢાવવામાં આવે છે. આ ઉપરથી જણાશે કે જ્યાં સ છે ત્યાં તે ગુણ વ્યક્ત અથવા પ્રબળ હોય છે અને શ્રેણિના બીજા બધા ગુણ ઢંકાયેલા—અવ્યક્ત રહે છે. અ$^{ચ}$ માત્ર સ સિવાયના બધા ગુણને ઢાંકી દે છે. અ$^{ક}$ તેની ઊતરતી શ્રેણિના ગુણને—ધોળા રંગને—ઢાંકી દે છે. ધોળા રંગને તેનાથી ચડતી શ્રેણિના બધા જ ગુણ ઢાંકી દે છે. ડ્રોસોફીલા નામની માખીમાં, ગેશિયાના કપાસની જાતોનાં પાંદડાંના આકારમાં આ પ્રકારની બહુવિધગુણદ્વન્દ્વની શ્રેણિ ખોળી કાઢવામાં આવી છે.

વ્યક્તિની અમુક પ્રકારની ચેષ્ટા ( behaviour ) ખાસ લક્ષણ કે ગુણ તરીકે ન લઈ શકાય, તે ઘણે મોટે ભાગે બાહ્ય ઉત્તેજનના પ્રત્યુત્તરરૂપ ( Response to external stimuli ) હોય છે. વ્યક્તિની અભિવૃદ્ધિ ( growth ) કે વિકાસ ( development ) વગેરેની બાબતમાં આખોયે જીવનરસ ( Protoplasm ) અને જનનરસ (Germplasm) જવાબદાર હોય છે. આ ઉપરાંત ગુણશૃંખલના ( linkage ), ગુણરજ્જુવંશ વિનિમય ( Crossing-over ), લિંગ સાથે સંકળાયેલાં ( sex-linked ) અને અનુજાતિય કે લિંગાનુવર્તી ( જાતિની પાછળપાછળ આવતાં ) લક્ષણો (sex-limited characters) વગેરે મેન્ડેલવાદના વધુ વિકાસમાં જ આવે છે, પણ તેને આપણે જુદાંજુદાં ચર્ચીશું.

# વહાલાને વિદાય*

લીલા પાઠક

પાત્રો

| | |
|---|---|
| મિસીસ સ્લેટર<br>મિસીસ જોર્ડન | બે બહેનો |
| હેનરી સ્લેટર<br>બેન જોર્ડન | એમના પતિ |

વિકટોરિયા સ્લેટર, દસ વર્ષની છોકરી.

એબલ મેરી વેધર—બહેનોનો પિતા

બનાવ કસ્બામા શનિવારે બપોરે બને છે.

[ દૃશ્ય: મધ્યમ વર્ગથી નીચેના લોકો રહેતા હોય એવી કસ્બાની એક પોળના નાના ઘરનો બેઠકનો ઓરડો. પ્રેક્ષકની ડાબી બાજુએ સહેજ ઉપર પડદાવાળી બારી છે. જમણી તરફ સગડી છે, ને તેની પાસે આરામખુરશી છે ભીંતની વચ્ચે, પ્રેક્ષકોની સામે, 'પેસેજ'મા જવાનું બારણું છે. બારણાની ડાબી બાજુએ એક સસ્તુ, ગંદૂ કબાટ છે. અને જમણી તરફ ડાઇનીંગ ટેબલ છે. ઓરડાની વચમા ટેબલ છે, તેની આજુબાજુ ખુરશીઓ મૂકેલી છે. શોભાના રમકડા ને એક સસ્તું અમેરિકન ઘડિયાળ છાજલી ઉપર છે, અને સગડી ઉપર ચાદાની છે ડાઇનીંગ ટેબલની બાજુમા ભપકાદાર કતાનની સ્લીપરની જોડ છે. ટેબલ ઘણે ભાગે ચા માટે ગોઠવેલુ છે, અને જમવા માટેની જરૂરી વસ્તુઓ ડાઇનીંગ ટેબલ ઉપર છે. વળી સાજનુ વર્તમાનપત્ર 'ટિટ્–બિટસ્' અને 'પિયર્સનના અઠવાડિક'ની કોપીઓ પણ પડેલી છે. બારણાંમા થઈ ને ડાબી બાજુ ફરતા તમે મુખ્ય દ્વારે જઈ શકો છો, ને જમણી બાજુએ માળ ઉપર પેસેજમા હેટ-સ્ટેન્ડ દેખાય છે.

જ્યારે પડદો ઊપડે છે, ત્યારે મિસીસ સ્લેટર ટેબલ ગોઠવતી દેખાય છે. તે જોરાવર, માંસલ, લાલ ચહેરાવાળી, હલકટ સ્ત્રી છે. અને એ વાત કરતા ગમે તેમ છોડા પાડીને પોતાનું ધાર્યું કોઈ પણ હિસાબે કરે તેવી દેખાય છે. એ કાળા પોશાકમાં છે, પણ શોકના બધાં કપડાં પહેર્યા નથી. તે થોડી વાર કંઈક સાંભળતી હોય એમ દેખાય છે, પછી બારી પાસે જાય છે અને શેરીમા ઘાંટો પાડે છે. ]

મિસીસ સ્લેટરઃ (તીણે ઘાંટે) વિક્ટોરિયા, વિક્ટોરિયા! સાંભળે છે કે? અંદર આવ, આવે છે કે નહિ?

[ મિસીસ સ્લેટર બારી બંધ કરે છે, પડદો ઠીક કરે છે, ને ટેબલ પર પોતાના કામે લાગે છે. એની વયના પ્રમાણમા વધારે બુદ્ધિશાળી એવી દસ વર્ષની છોકરી વિક્ટોરિયા રંગબેરંગી કપડામાં પ્રવેશ કરે છે. ]

મિસીસ સ્લેટર તને જોઈ ને મને નવાઈ લાગે છે, વિક્ટોરિયા! ખરેખર! તારા દાદાનું ઉપર મડદુ પડ્યું છે ને તુ શેરીમાં આમતેમ કયાથી રખડે છે એ મને સમજાતું નથી! જા હવે, અને તારી માસી એલિઝાબેથ ને માસા બેન આવે તે પહેલાં કપડા બદલી નાંખ! રંગબેરંગી કપડાં પહેર્યા હોય, તે એમની આગળ નહિ ચાલે.

વિક્ટોરિયા: તેઓ શા માટે આવવાનાં છે? એ લોકોને અહીં આવે તો જુગો વીતી ગયા!

* સ્ટેનલી હાઉટનના 'Dear Departed' એ હાસ્યરસપ્રધાન એકાંકી નાટકનો અનુવાદ.

મિસીસ સ્લેટર : એલિઝાબેથ એટલી તો ઉસ્તાદ છે, કે મારો જીવ એ ટેબલમાં છે એમ એને ખબર પડશે એટલે એના સાટામાં એ કંઈ ભારે ચીજ માગશે. અરેરે, આવો લોભિયો જીવ કેમ હશે !

હેનરી : કદાચ ક્યારતીય એની નજર એ ટેબલ પર ચોંટી હશે.

મિસીસ સ્લેટર : દાદાએ ખરીદ્યુ ત્યારપછી એ આવી જ નથી. અરે જો એમની ઓરડીમાં છે તેના બદલામા અહીં નીચે જ હોત તો એને ખબરે ન પડત કે એ આપણુ નથી.

હેનરી : ( ચમકીને ) એમિલિયા ! ( તે ઊઠે છે. )

મિસીસ સ્લેટર : હેનરી, આપણે એ ટેબલ હમણા જ નીચે લાવીએ તો કેમ ? આપણે એ લોકો આવે તે પહેલા કરી નાખીશુ

હેનરી : ( મૂઢ થઈને ) હું કંઈ એમ ન કરુ.

મિસીસ સ્લેટર . હવે ગાંડા ન થાઓ. શુ કામ નહિ ?

હેનરી : ગમે તેમ પણ એ સારુ નથી લાગતું.

મિસીસ સ્લેટર . આપણે પેલું ગંદુ જૂનું કબાટ એની જગ્યાએ મૂકી શકીએ. પછી ભલે એલિઝાબેથ એ લઈ જતી, મારી એ કાઢી નાખવાની ઇચ્છા જ હતી! ( તે કબાટ તરફ આંગળી કરે છે )

હેનરી . ધારો કે આપણે ફેરવતા હોઈએ ને એ આવી ચડે તો ?

મિસીસ સ્લેટર : હું આગલું બારણુ બંધ કરીશ. કોટ કાઢી નાખો, હેનરી ! આપણે બદલી, કાઢીએ.

[ મિસીસ સ્લેટર આગલું બારણું બંધ કરવા જાય છે, હેનરી પોતાનો કોટ કાઢી નાખે છે. મિસીસ સ્લેટર પાછી આવે છે. ]

મિસીસ સ્લેટર . હું દોડતી જઈને વચ્ચેથી ખુરશીઓ બાજુએ કરી લઉં.

[ વિક્ટોરિયા પ્રવેશ કરે છે, તેણે માની સૂચના પ્રમાણે કપડા પહેર્યાં છે ]

વિક્ટોરિયા : મા, મારુ ફ્રૉક પાછળથી બાંધશો ?

મિસીસ સ્લેટર : મારે કામ છે, તારા બાપાને કહે.

[ મિસીસ સ્લેટર જલદી ઉપર જાય છે, અને હેનરી ફ્રૉક બાંધે છે. ]

વિક્ટોરિયા : બાપા, તમે કોટ કેમ કાઢી નાખ્યો છે ?

હેનરી : તારી મા અને હું પેલુ દાદાનું ટાળિયાવાળું ટેબલ નીચે લાવીએ છીએ.

વિક્ટોરિયા . ( થડી વિચાર કર્યા પછી ) એલિઝાબેથ માસી આવે તે પહેલાં આપણે તફડાવવાનું છે ?

હેનરી : ( આઘાત પામીને ) ના, મારી દીકરી. દાદાએ મરી ગયા પહેલાં તારી માને એ આપ્યું હતું.

વિક્ટોરિયા : આજે સવારે ?

હેનરી : હા.

વિક્ટોરિયા : અરે! આજે સવારે તો એ પીધેલા હતા !

હેનરી : ચૂપ, એ પીધેલા હતા એવું કદી હવે તારાથી ન કહેવાય.

[ હેનરીએ ફ્રૉક બાંધી લીધુ છે. મિસીસ સ્લેટર બગલમાં એક સુંદર ઘડિયાળ સાથે પ્રવેશ કરે છે.]

મિસીસ સ્લેટર: મને એમ કે જોડજોડે આ પણ નીચે લેતી આવું (તે અભરાઈ પર મૂકે છે.) આપણું ઘડિયાળ તો કંઈ કિંમતનું નથી, અને મને હમેશાં આ ગમતું હતું.

વિક્ટોરિયા. આ તો નાનાનું ઘડિયાળ છે.

મિસીસ સ્લેટર: ચૂપ! મૂગી મર! એ તો હવે આપણું છે. હેનરી, આવો આ છેડો ઊંચો કરો. વિક્ટોરિયા, આ ઘડિયાળ અને ટેબલ વિશે એક શબ્દ પણ તારી માસી આગળ કાઢવાનો નથી.

[તેઓ બારણામાંથી ટેબલ લઈ જાય છે.]

વિક્ટોરિયા: (સ્વગત) મને લાગતું જ હતું કે તફડાવવાનું છે

[થોડીવારે આગળના બારણે ધીમો ટકોરો સંભળાય છે.]

મિસીસ સ્લેટર. (ઉપરથી) વિક્ટોરિયા, જો એ તારાં મામામામી હોય તો તારે બારણું ઉઘાડવાનું નથી.

[વિક્ટોરિયા બારણામાંથી ડોકિયું કરે છે.]

વિક્ટોરિયા: મા, આ તો એ લોકો જ છે!

મિસીસ સ્લેટર હું નીચે ન આવું ત્યાં સુધી તારે બારણું ઉઘાડવાનું નથી (વારવાર ટકોરા થાય છે.) છો ખખડાવે.

[ધબાક દઈને અવાજ થાય છે.]

હેનરી! ભીંત સંભાળજો.

[ખૂબ ગરમ તથા લાલ થઈ ગયેલા હેનરી અને મિસીસ સ્લેટર એક સુંદર, જૂના ઘાટનું, તાડું મારેલું, દાળિયાવાળું ટેબલ લથડિયા ખાતા લાવે છે. તેઓ તેને કબાટની જગ્યાએ મૂકે છે. તેનાં રમકડાં ઠીકઠાક કરે છે, વગેરે. ટકોરા ચાલુ જ છે.]

મિસીસ સ્લેટર કંઈ મુશ્કેલ નહોતું. વિક્ટોરિયા, બારણું ઉઘાડ તો. હેનરી, હવે તમારો કોટ પહેરી લો. (તે એને મદદ કરે છે)

હેનરી: ભીંતનું પ્લાસ્ટર બહુ ઊખડી ગયું?

મિસીસ સ્લેટર: તેનું કંઈ નહિ. હું ઠીક લાગું છું? (અરીસા પાસે વાળ સરખા કરતા) આપણે શોકના અડધાપડધા કપડાં પહેર્યાં છે એ જ્યારે એલિઝાબેથ જુએ, ત્યારે એનું મોં જોજો. ('ટિટ્ બિટ્સ્'નાખતા) આ લઈને બેસી જાઓ. જાણે આપણે એમની ગદ જ જોતાં હોઈએ એમ દેખાવાનો પ્રયત્ન કરો.

[હેનરી આરામખુરશીમાં બેસે છે, અને મિસીસ સ્લેટર ટેબલની ડાબી બાજુએ બેસે છે. તેઓ વાચવાનો ડોળ કરે છે. વિક્ટોરિયા, બેન અને મિસીસ જોર્ડનને અંદર લાવે છે. બીજી જાડી, આત્મસંતોષી, અક્કડ ચહેરાવાળી, અને પોતે જાણે હમેશાં ખરી છે એવા ડુંગરાયેલા દેખાવવાળી સ્ત્રી છે. તેણે સંપૂર્ણ છેલ્લી ઢબનો નવો શોકનો પોશાક, પીંછાવાળી કાળી ટોપી, મોજાં ને કાળા પટાવાળી હેટ પહેર્યાં છે. તે જરા આનંદી, મશ્કરી કરવાની ટેવવાળો, પણ અત્યારે પ્રસંગાનુસાર ગંભીર થવાને પ્રયત્ન કરતો નાનકડો માણસ છે. તેનો અવાજ ઝીણો અને આનંદી છે મિસીસ જોર્ડન ધીમેથી ઓરડામાં આવે છે. ગંભીરતાથી મિસીસ સ્લેટર તરફ જાય છે ને તેને ચૂમે છે. પુરુષો હસ્તધૂનન કરે છે. મિસીસ જોર્ડન હેનરીને ચુંબન કરે છે. બેન મિસીસ સ્લેટરને ચૂમે છે. એક પણ શબ્દ ઉચ્ચારાતો નથી. મિસીસ સ્લેટર ચોકીઝપથી શોકનાં નવા કપડા તપાસે છે.]

મિસીસ જોર્ડન: વારુ, એમિલિયા, આખરે એ ગયા!

મિસીસ સ્લેટર: હા, મરી ગયા! પંદર દિવસ પહેલાંના રવિવારે એમને બોનેર થયા!

[ આંસુ ખંખેરે છે. મિસીસ જોર્ડન ટેબલની ડાબી બાજુ બેસે છે. મિસીસ સ્લેટર જમણી તરફ છે. હેનરી આરામ ખુરશીમા છે. બેન વિક્ટોરિયને પાસે લઈને સોફા પર બેસે છે.]

બેન : ( મોજથી ) હવે એમિલિઆ,'તમારે આમ ઢીલાં ન થઈ જવું જોઈએ. બધાંને એકવાર મરવાનું તો છેજ ને? આથી વધારે ભૂંડું થયું હોત તો!

મિસીસ સ્લેટર : એટલે?

બેન : આપણામાંથી કદાચ કોઈ ગયુ હોત!

હેનરી : એલિઝાબેથ, તમને અહીં આવતા બહુ વાર લાગી?

મિસીસ જોર્ડન : અરે, હું ન ફરી શકી ખરેખર, માગથી એમ ન થયું!

મિસીસ સ્લેટર : ( શકાથી ) શુ ન થયું?

મિસીસ જોર્ડન : શોકના કપડા વગર માગથી ન નીકળી શકાયુ! ( પોતાની બહેન તરફ નજર કરતાં )

મિસીસ સ્લેટર અને અમારા અમે કરાવવા નાખ્યાં છે તેની ખાતરી રાખજે. ( કડવાશથી ) તૈયાર કપડા લેવાની તો મને કલ્પનાય ન આવે

મિસીસ જોર્ડન : નહિ? મને શોકનાં કપડાં મોડા પહેરાય તો લાગી આવે. અને હવે તમે અમને એમના વિશે બધુ કહો. દાક્તરે શુ કહ્યું હતુ?

મિસીસ સ્લેટર : અરે, એ તો આવ્યાય નહોતા.

મિસીસ જોર્ડન : આવ્યા જ નહોતા?

બેન : ( એકીવખતે ) તમે તુરત બોલાવવા નહોતા મોકલ્યા?

મિસીસ સ્લેટર : મે મોકલ્યા'તા. તમે શું મને મૂર્ખી ધારો છો? મેં તરત જ દાક્તર પ્રૉંગલને બોલાવવા હેનરીને મોકલ્યા હતા, પણ એ બહાર ગયેલા હતા.

બેન : તો તમારે બીજાને બોલાવવા જોઈતા હતા અરે, એલિઝા!

મિસીસ જોર્ડન : હા; ખરી વાત આ ભૂલ તો જીવલેણ કહેવાય!

મિસીસ સ્લેટર : એ તો દાક્તરી ધંધાનો નિયમ જ છે. એમના જીવતાં પ્રૉંગલની દવા કરી અને હવે મૂવા પછી કઈ બીજાને બોલાવાય?

બેન : તમારી વાત તમે જાણો, પણ—

મિસીસ જોર્ડન : હારતો, જીવલેણ ભૂલ તો ખરી જ.

મિસીસ સ્લેટર : હવે આવુ મૂર્ખા જેવું બોલવુ રહેવા દે, એલિઝાબેથ! દાક્તર શું સારું કરી શકયા હોત?

મિસીસ જોર્ડન : માણસ મરી ગયો છે એમ માને ને કલાકો પછી જીવતો થાય એવા ઘણાય દાખલા બને છે!

હેનરી : એ તો માણસ જ્યારે ડૂબીને મરી ગયો હોય ત્યારે. તમારા બાપુ કંઈ ડૂબીને નહોતા મરી ગયા, એલિઝાબેથ!

બેન : ( ટોળ કરતાં ) એવી બીક રાખવાનું કંઈ જ કારણ નહોતું. પાણી તો એમને દીઠું ન ગમતુ! ( એ હસે છે, પણ કોઈ હસતું નથી.)

મિસીસ જોર્ડન : ( દુઃખથી ) બેન! ( બેનનું મો એકદમ પડી જાય છે. )

મિસીસ સ્લેટર : ( દુઃખથી ) એ નિયમિત રીતે નહાતા તો હતા!

મિસીસ જોર્ડન પણ એ તો કોઈનાર છાટાય પાણી વધારે થયુ હોય તો વળી ન- યે નહાય ! પણ અત્યારે એવુ આપણાથી ન બોલાય

મિસીસ સ્લેટર બાપા આજે સવારે આનદી હતા તે સવારના નાસ્તા પછી તરત જ પોતાના વીમાનો હપ્તો ભરવા ગયા હતા

બેન હુ કહુ છુ, એમણે એ બહુ જ સારુ કર્યુ

મિસીસ જોર્ડન એમ તો એ જરાય અવિચારી નહોતા તે એટલા તો પ્રતિષ્ઠિત હતા કે હપ્તો ભર્યા વગર મરે જ નહિ

મિસીસ સ્લેટર : વારુ, પછી એ રિંગ-ઓ—બેલ્સ ગયા હશે,—કેમકે એ પાછા આવ્યા ત્યારે ફેરિયાના જેવા આનદી હતા મે કહ્યુ, 'હેનરી આવે એટલી જમવાની વાર છે' 'જમવાનુ —તેમણે કહ્યુ, 'મારે જમવુ નથી હું તો ઊંઘી જાઉં છુ !'

બેન ( માથુ ધુણાવતા ) અરે ! વહાલા સસરા !

હેનરી અને હુ જ્યારે આવ્યો, ત્યારે તો મેં એમને બગાબર કપડા બદલીને નિરાંતે પથારીમા પડેલા જોયા

મિસીસ જોર્ડન : ( નિશ્ચયપૂર્વક ) હા, ત્યારે તો એમને ચેતા પહોંચેલા મને એની ખાતરી છે એમણે તમને ઓળખ્યા હતા ?

હેનરી હા એ મારી જોડે બોલ્યા હતા

મિસીસ જોર્ડન: એમને ચેતા પહોચ્યા છે એમ એમણે કહ્યુ હતુ ?

હેનરી ના તેમણે કહ્યુ 'હેનરી મારા બૂટ જરા કાઢી નાખશો; હુ પથારીમા પડ્યો તે વખતે ભૂલી ગયો '

મિસીસ જોર્ડન એ લવારી કરતા હશે

હેનરી ના, બૂટ એમના પગમા જ હતા

મિસીસ સ્લેટર અને અમે જમી રહ્યા એટલે મને થયુ કે લગાર કઈ એમને માટે થાળીમા લઈ જાઉ ત્યા તો પોતે જાણે ઊંઘી ગયા હોય તે પ્રમાણે બરાબર સૂતા હતા તેથી મે થાળી હાળિયાવાળા ટેબલ પર ( પોતાની જાતને સુધારતા ) ખાનાવાળા કબાટ પર મૂકી અને એમને જગાડવા ગઈ ( અટકીને ) તદ્દન ટાઢા પડી ગયા હતા !

હેનરી પછી મેં એમિલિયા ને મને બોલાવતા સાંભળીને હુ ઉપર દોડ્યો

મિસીસ સ્લેટર હારતો અમે કાંઈ કરી ન શક્યા !

મિસીસ જોર્ડન તે મરી ગયા હતા ?

હેનરી એમા કઈ શક જ નહોતો

મિસીસ જોર્ડન મને લાગતું જ હતું કે આખરે એ આમ અચાનક જશે

[ અટકીને તેઓ આસુ ખેરવે છે ને આખો લૂછે છે ]

મિસીસ સ્લેટર ( આખરે એકદમ ઊઠતા તદ્દન વેપારીશાઈ અવાજથી ) વારુ, તમે એમનું મો જોવા ઉપર જશો કે આપણે ચા પી લઈએ ?

મિસીસ જોર્ડન તમે શું કહો છો !

બેન. મને કઈ ખાસ વાધો નથી

મિસીસ જોર્ડન ( ટેબલ તરફ નજર કરતા ) ત્યારે, જો, ચાદાની તૈયાર હોય તો આપણે પહેલા ચા પીએ

[ મિસીસ સ્લેટર ચાદાની સગડી પર મૂકે છે, ને ચા તૈયાર કરે છે.]

હેનરી: છાપાંમાં કેવી રીતે જાહેર કરવું એ વાત પણ આપણે સાથેસાથે નક્કી કરી નાંખીએ.

મિસીસ જોર્ડન: હું તેતો જ વિચાર કરતી હતી તમે કેવી રીતે મૂકશો?

મિસીસ સ્લેટર: એમની દીકરીને ઘેર ૨૩૫, અપર કોર્ન બેક સ્ટ્રીટ વગેરે.

હેનરી: જરા કલ્પનામય લાગે એવું કંઈ નથી લખવું?

મિસીસ જોર્ડન. મને 'ચિરસ્મરણીય' ગમે છે. શોભે એવું છે.

હેનરી: હા, પણ એ શબ્દનો ઉપયોગ કઈ બીજે જ દિવસે થઈ શકે?

બેન: બીજે જ દા'ડે કોઈ કંઈ મૂએલાને ભૂલી જાય?

મિસીસ સ્લેટર: 'પ્રેમાળ પતિ, માયાળુ પિતા, અને વિશ્વસનીય મિત્ર' આ જ શબ્દો મારી કલ્પનામાં તો રોજ આવતા.

બેન: (શંકાથી) તમને એ ખરુ લાગે છે?

હેનરી: એના સાચાખોટા સાથે અહીં કઈ સબધ નથી

મિસીસ જોર્ડન: ના, એ તો મારુ દેખાય એ માટે છે

હેનરી: કાલે સાંજના વર્તમાનમા મે એક કવિતા જોઈ. બરાબર કાવ્ય હતુ. પ્રાસ બરાબર મળતો હતો. (તે છાપુ લે છે ને વાંચે છે.)

"વિસ્મૃતિ કે અવગણનાને ભલે પામે તું કોકથી,
ભૂમિ જે ધારતી તુને મનાયે તીર્થ અમથી*

મિસીસ જોર્ડન. એ નહિ ચાલે. આપણે એમ બોલતા નથી કે 'મનાયે તીર્થ અમથી.'

હેનરી: છાપામા એમ છે તે.

મિસીસ સ્લેટર: તમે બોલવામા એમ ન કહો. પણ કવિતામા એથી જુદું હોઈ શકે.

હેનરી: કવિઓની નિરકુશતા તમે જાણો છો.

મિસીસ જોર્ડન: ના, એ કદી નહિ ચાલે. આપણે તો એવુ જોઈએ કે જેમાં આપણે એમને કેટલાં બધાં ચાહતાં હતાં, અને તેમનામાં કેટલા બધા ગુણ હતા, ને એમના મૃત્યુથી આપણને કેવી ભારે ખોટ ગઈ, એ બધું આવી જાય.

મિસીસ સ્લેટર. લાગે તો આખું કાવ્ય જોઈએ. પણ એમાં તો ઠીકઠીક ખર્ચ આવશે

મિસીસ જોર્ડન: વારુ, એનો આપણે ચા પીધા પછી વિચાર કરીશું. ને પછી એમની જે પરચૂરણ વસ્તુઓ છે તે જોઈ લઈ એક યાદી કરશું.

હેનરી: ઝવેરાત કે એવી કંઈ કીમતી વસ્તુઓ છે નહિ.

મિસીસ જોર્ડન: એમના સોનાના ઘડિયાળ સિવાય. ને એ તો એમણે મારા જીમીને આપવાનું વચન આપ્યું હતુ

મિસીસ સ્લેટર: તારા જીમીને આપવાનું વચન આપ્યું હતું! મેં તો કદી સાંભળ્યુ નથી.

મિસીસ જોર્ડન: અરે એમિલિયા, એ તો જ્યારે અમારી સાથે રહેતા હતા, ત્યારે આપ્યું હતુ મારો જીમી એમને બહુ વહાલો હતો.

---

* "Despised and forgotten by some you may be,
But the spot that contains you is sacred to me."

મિસીસ સ્લેટર: ઠીક (આશ્ચર્યથી) મને તો ખબર નથી!

એન: ગમે તેમ, એમના વીમાના પૈસા પણ છે. આજે સવારે જે હપ્તો ભર્યો તેની પહોંચ તમારી પાસે છે?

મિસીસ સ્લેટર: મેં જોઈ નથી.

[વિક્ટોરિયા સોફા પરથી કૂદકો મારે છે ને ટેબલની પાસે આવે છે.]

વિક્ટોરિયા: મા, મને લાગતું નથી કે દાદા આજે સવારે વીમાનો હપ્તો ભરવા ગયા હોય.

મિસીસ સ્લેટર: તે બહાર ગયા હતા.

વિક્ટોરિયા: હા. પણ એ શહેરમાં નહોતા ગયા, તે બુઢ્ઢા ટેટરસોલને નીચે શેરીમાં મળ્યા ને સીધા સેન્ટ ફિલીપના ચર્ચને વટાવી ગયા.

મિસીસ સ્લેટર: રોગ-ઓ-એરમ્સ તરફ જ—હું ખાતરી આપું.

એન: રોગ-ઓ-એરમ્સ?

મિસીસ સ્લેટર: પેલી વાંઢી જોન રોગોકની વિધવા ચલાવે છે તે. હમેશા ત્યાં પડી રહે છે. અરે! જો એમણે એમનો હપ્તો નહિ ભર્યો હોય—

એન: તમે માનો છો કે તેમણે નથી ભર્યો? વધારે વખતથી ચડી ગયો હતો!

મિસીસ સ્લેટર: હું માનું છું કે ચડી ગયો હતો.

મિસીસ જોર્ડન: મને સંદેશો જણાવે છે કે, તેમણે નથી ભર્યો. મારું મન એમ કહે છે, મને ખાતરી છે, એમણે નથી ભર્યો.

એન: ભિખારી, દારૂડિયો ડોસલો!

મિસીસ જોર્ડન: તેણે જાણી જોઈને આપણને હેરાન કરવા એમ કર્યું છે.

મિસીસ સ્લેટર: અને ત્રણ વરસ સુધી અમે એને ઘરમાં રાખ્યા, ને બધું કર્યા પછી? આ ઉતરપિંડો નહિ તો બીજું શું!

મિસીસ જોર્ડન: મેં પાંચ વરસ રાખ્યા'તા!

મિસીસ સ્લેટર: અને એ બધા દા'ડા તમે તો એને અમારે ઘેર ધકેલી દેવા પ્રયત્ન કરતાં હતાં.

હેનરી: પણ આપણને ખાતરી ક્યાં છે કે એમણે હપ્તો નથી જ ભર્યો?

મિસીસ સ્લેટર: વિક્ટોરિયા ઉપર જઈને દાદાના ડ્રેસિંગ ટેબલમાંથી ચાવીઓનો ઝૂમખો લઈ આવ તો.

વિક્ટોરિયા: (બીકથી) દાદાની રૂમમાં—

મિસીસ સ્લેટર: હા.

વિક્ટોરિયા: મા—મારે નથી જવું.!

મિસીસ સ્લેટર: હવે મૂર્ખ ન થા. ત્યાં કોઈ તને ખાઈ જવાનું નથી. (વિક્ટોરિયા કમને જાય છે) આપણે જોઈએ કે એમણે પહોંચ હાળિયાવાળા ટેબલમાં તો નથી મૂકી.

એન: એમાં? આમાં? (તે ઊઠે છે ને ટેબલ તપાસે છે.)

મિસીસ જોર્ડન: (તે પણ ઊઠતાં) એમિલીયા, તું આ ક્યાંથી ઉપાડી લાવી? હું ગઈ વખતે આવી, ત્યારે તો આ નહોતું!

[તેઓ બરાબર તપાસે છે.]

મિસીસ સ્લેટર: અરે! હેનરી એક દહાડો ઉપાડી લાવ્યા.

મિસીસ ગ્રોર્ડન: મને ગમે છે. કલાત્મક છે. તમે લિલાંઉમાંથી લીધું હતું?

હેનરી: હેં! એમિલીયા મેં ક્યાંથી લીધું હતું?

મિસીસ સ્લેટર: હાં, લિલાંઉમાંથી.

બેન: (નિરાશાથી) અરે, સેકન્ડ હેન્ડ.

મિસીસ ગ્રોર્ડન: હવે તમારું અજ્ઞાન ન બતાવશો, બેન! બધી કલાત્મક ચીજો સેકન્ડ હેન્ડ જ હોય છે. જૂના કલાકારોની કૃતિઓ તરફ નજર કરો ને.

[ખૂબ ભયભીત થયેલી વિક્ટોરિયા પાછી આવે છે, તે પોતાની પાછળ બારણું બંધ કરે છે.]

વિક્ટોરિયા: મા! મા!

મિસીસ સ્લેટર: શું છે બેટા?

વિક્ટોરિયા: દાદા તો ઊઠે છે!

બેન: શું?

મિસીસ સ્લેટર: તું શું કહે છે?

વિક્ટોરિયા: દાદા તો ઊઠે છે!

મિસીસ ગ્રોર્ડન: છોકરી ગાંડી થઈ ગઈ છે!

મિસીસ સ્લેટર: મૂર્ખા જેવું ન બોલીશ. તને ખબર નથી કે દાદા તો મરી ગયા છે?

વિક્ટોરિયા: ના, ના; તે તો ઊઠે છે! મેં એમને જોયા!

[બેન ને મિસીસ જોર્ડન ટેબલની ડાબી તરફ; વિક્ટોરિયા મિસીસ સ્લેટરને ટેબલની જમણી તરફ વળગી પડી છે, ને હેનરી સગડી પાસે—એમ તેઓ આશ્ચર્યથી ચબી ગયા છે.]

મિસીસ જોર્ડન: એમિલિયા, તું જાતે જ જઈ ને જોઈ આવે, તો વધારે સારું.

મિસીસ સ્લેટર: અહીં—હેનરી મારી સાથે ચાલો.

(હેનરી ભયભીત થયેલો તેની પાછળ ખેંચાય છે.)

બેન: (એકદમ) શ...શ...સાંભળો!

# રાજમાતાનો ઉપાલંભ

જેઠાલાલ ત્રિવેદી

"શું છે આજે બેટા, કુરુભવનમાં પર્વ ઊજળું,
"ધર્યાં જેથી અંગે નવલ્ડ હીરનાં આ ચીર સહુ?"
પૂછે છે ગાંધારી કિલકિલ સૂણી હાસ્યરમણા
વધૂઓનાં કંઠે, છૂપવી ઉરમાં દુ:ખ-ભ્રમણા.

ભાનુમતી સજતી આભરણો રૂપાળાં,
ઓઢયાં હતાં ન જીવને કદી જે સુંવાળાં;
ટોળે મળી સકળ હર્મ્યની સુંદરીઓ,
રેલાવતી મધુર હાસ્યની વાંસળીઓ.

ત્યાં આવી પ્રશ્ન ગાંધારી-રાજમાતા પૂછે ધીમે,
પામે સંકોચ નારી સૌ, શોભે ભાનુમતી નમે.

નત કરી મુખ ભાનુમતી વદે:
"પ્રણમું માતતણાં શુચિ હું પદે,
"કુરુકુલે ન શું માત મહા ઘડી
"પરમ શત્રુ જતાં વનમાં રડી?"

"અરર, આમ ન દીકરી બોલ તું,
"વચનથી તવ, આ ઉર ફાટતું;
"નવ સુયોધન ધર્મ જુદા ગણું,
"દ્રુપદબાળ મને પ્રિય તું સમી.

"તજી સુયોધન ધર્મ, અધર્મથી
"જગતદંડ કરે ધરવા ચહે;
"સ્વજન શત્રુ ગણી કુરુવંશને
"ચિર કલંકિત આજ કરી રહે."

"રાજસૂત્રોતણી ચર્ચા, રાજમાતા કરે ભલે;
"અધિકારી ન હું એની, ક્ષમા માતા, કરો મને.
"દિવ્ય વસ્ત્રો મણિમાળા વિરલાં દ્રૌપદી તને
"શોભતાં તે ધરી આજે, આનંદું કાં ન માત હું?"

" પાંચાળીના તનેથી વસ્ત્ર મણિ ન વા વસ્ત્રએ ઊતર્યાં છે,
" નારી હૈયાતણી એ વિષમ કકળતી લાહ્યની નાગણીઓ
" ફૂંફાડા મારતો, ના તન પર ધરજે દીકરી મોહ પામી,
" અંગે તારે અડંતાં તુજ હૃદયનું એ સ્વત્વ દેશે વિદારી.

" માતા સુયોધનતણી, પણ શું ન હું સ્રી ?
" પત્ની સુયોધનતણી, પણ શું ન તું સ્રી ?
" પામી સુયોધન કરે અપમાન આખા
" આ વિશ્વકેરી લલના કયમ તે ભૂલે તું ?

" ભૂલી યદા દ્રુપદની તનયા સભામાં,
" નારીજનો સહુ તદા અપમાન પામ્યાં,
" વિશ્વે ભૂલે કયમ કરી રમણી કદા કો
" દુઃશાસને કિધ મહા અપમાન-કાંપો ?

" તે તું ભૂલી દ્રુપદની તનયાતણાં આ
" આભૂષણો નિજ શરીર ધરંતી મોદે
" નારી છતાં ધિક ! તને; રમણી તણાં ના
" ઊંડાં દુઃખો હૃદયને જરીયે હલાવે !"

# મોતિયો

માલ્કમ એ. આલ્ફ્રેડ

પેલો ફકીર!

એક હાથમાં વાંકડિયો ડંડો, બીજા હાથમાં ભીક્ષાપાત્ર અને માળા. માળાના મણકા એ ધીમેધીમે ફેરવતો જાય છે, અને મોંએથી એક ગઝલ લલકારતો જાય છે. એના ગળામા અજબ મીઠાશ છે એની વાણીમા અદ્ભુત પ્રભુત્વ છે.

ગઝલના અસ્ખલિત વહેતા સ્વપ્રવાહમાં લક્ષ્મી તણાતી જતી હતી—અન્ય શ્રોતાઓની જેમ. મતલબી દુનિયાની બેવફાઈ વિષે એ ગઝલ ગવાઈ હતી.

બેવફા!

અત્યારે તો લક્ષ્મી સુખી અને આદર્શ ગૃહિણી હતી. પણ એ પહેલાં? એ પહેલાં શું તેની ગણના 'બેવફા'માં થઈ શકે એમ નહોતું? લક્ષ્મીને તેનું પૂર્વજીવન યાદ આવ્યું. ગઝલના તાનમા ઝીણી થયેલી તેની આંખોના પડળ સહેજ વધુ બિડાયાં. તેની નજર સામે અંધકાર ફેલાયેલો લાગ્યો. અંધકારનો એ પડદો થોડીવારે ચિરાયો, અને પાછળ પાંચ વર્ષ પૂર્વેની લક્ષ્મી દેખાઈ.

× × ×

તેના પિતાના ખેતરના એક છેડે આવેલી નાનીશી ઝૂંપડીમા તે વાસીદુ વાળતી હતી. ધૂળના ઊડતા રજકણો ઉપર પ્રભાતના સૂર્યના સુંવાળી બાલકિરણો પડતાં હતાં, અને દૃશ્યને મોહકતા અર્પતા હતા

સાવરણીની એકાદએ ઝાપટ મારી તે માથુ ઊંચુ ઘાલી વાળવા મંડી પડતી ઝૂંપડીમા તેના સિવાય કોઈ નહોતુ. બધા ખેતરમા ગયા હતા. થોડીવાર પછી ઘરનું કામ પૂરૂ કરી તેને પણ પાછળ જવાનુ હતુ.

ત્યાં દૂરથી મોટરના હોર્નનો અવાજ સંભળાયો.

અને લક્ષ્મીના હૃદયના ધબકારા વધ્યા. તેના રૂપાળા, લંબગોળ મુખારવિંદ પર રતાશ છવાઈ ગઈ. સહજ કાંપતો સાવરણીવાળો હાથ ઝટઝટ આમતેમ ફરવા લાગ્યો.

મોટર ઝૂંપડી પાસે આવીને ઊભી રહી. અંદરથી એક જુવાન નીચે ઊતર્યો—પાતળો અને લાંબો એનુ ખુલ્લુ માથુ સુઘડતાથી ઓળાયેલુ હતુ લીલો ચેસ્ટરનો કોટ, ગ્રે ફ્લેનલની પેન્ટ, રેશમી મફલર, એ ભભકાદાર કપડાં એના રૂપની સૌંદર્યમા વધારો કરતા હતા. એ જ્યાં જતો ત્યાં પોતાની સાથે સેન્ટની સુવાસ પ્રસરાવતો જતો.

તે શહેરી હતો.

એનું નામ મધુકુમાર.

છીંડાનો લાકડાનો દરવાજો ઉઘાડી તે અંદર પેઠો અને લક્ષ્મીની સામે આવીને ઊભો.

"મહેરબાની કરી મને પાણી પાશો કે?" આજુબાજુ જોઈ આંખ મિચકારતા તેણે પૂછ્યુ

અને તે હસ્યો. સફાઈથી 'ક્લીન શેઈવ' કરેલા તેના મોં ઉપર ઉલ્લાસની રેખાઓ તરવરી ઊઠી.

અને લક્ષ્મી ?

ઓઢણી નીચે પડી જવા દઈ તે પગના અંગૂઠાથી જમીન ખણતી ઊભી રહી ગઈ. તેણે આ શહેરી સામે અડધી ક્ષણ માટે જોયું અને પછી પાછા નેત્રો ઢાળી દીધાં; ધ્રુજતા હાથે આંખ ઉપર આવેલી વાળની વાંકડી લટ સરખી કરી

"કોઈ નથીને ?" શહેરીએ ધીમેથી પૂછ્યું

"ના."

"તૈયાર છેને ?"

"અં..."

"ગભરાય છે ?"

"હું આવું છું," કહી લક્ષ્મી ઘરમાં ગઈ થોડીવારમા તે એક પોટકું લઈ બહાર આવી.

"એ શું ?"

"મારાં—મારાં એ કપડાં." લક્ષ્મીના ગાલે શરમના શેરડા પડ્યા.

ગાલ પર છવાયેલી એ મોહક રતાશને શહેરી અનિમિષ નયને નીરખી રહ્યો. એની આંખમાંથી પ્રણયનો સ્રોત વહેવા લાગ્યો. તે તેની લાક્ષણિક ઢબ પ્રમાણે પોતાનો નીચલો હોઠ આગળ લાવ્યો. પછી સહેજ ઊંડો શ્વાસ લઈ તે બોલ્યોઃ

"ગાંડી રે ગાંડી ! એની શી જરૂર છે ?"

"પછી મને...મને-"

"તને હું સાડીઓના ઢગલામાં દાટી દઈશ ! મૂકી દે એને !"

અને તેઓ ચાલી નીકળ્યા.

લક્ષ્મી મોટરમાં બેઠી. તેણે બારીમાંથી બહાર ડોકું કાઢ્યું.

એક બાજુ ચારપાંચ નાળિયેરીનું જૂથ, બીજી બાજુ નાનકડો બગીચો; પાછળ આમલીનું બુઝર્ગ વૃક્ષ; અને વચમાં એની પ્રિય ઝૂંપડી. ઉપર સહેજ ઊંચે આસમાની આકાશમાં સૂર્ય તપતો હતો. એ જ વાતાવરણમાં અઢાર વર્ષથી ઊછરેલી લક્ષ્મીને આજે તેમાં અજબ માધુર્ય, અજબ દિવ્યતા, અજબ કુમાશ ભરેલાં લાગ્યાં.

પેલા શહેરીને માટે તે એના ઘરનો—વતનનો ત્યાગ કરતી હતી. શહેરીના માટે કે શહેરીના પ્રેમ માટે ! પ્રેમ ? ખરે, પ્રેમ અભાગિયો છે. છતાં જેણે પ્રેમને અનુભવ્યો નથી તે ખરેખર કમનસીબ જ છે. પણ પ્રેમમાં નાસીપાસ થવું એ તો કમનસીબીની હદ જ છે, એના જેવું અન્ય દુ:ખ છે જ નહિ. અને જો લક્ષ્મી પણ નાસીપાસ થાય તો ? લક્ષ્મી કંપી ઊઠી.

ઘર્‌ર્‌ર્‌ર્‌ર ! મોટરનાં પૈડાં ફરતાં રહ્યાં.

ઝૂંપડું દોડીને મોટર પાછળ છુપાઈ ગયું. સીમનાં અન્ય વૃક્ષો પણ દોડી દોડીને મોટર પાછળ સંતાઈ જવા લાગ્યાં બીકથી ? કે શરમથી ?

દૂર એક ટેકરી દેખાઈ ટેકરી ઉપર એક ઝૂપડુ હતુ એમા કિસન રહેતો હતો. કિસન એ લક્ષ્મીનો પતિ જુવાન અને તદુરસ્ત પણ એનામા એક ખામી હતી તે જરા મિજાજી હતો

લક્ષ્મી અને કિસન નાનપણમા એક જ નિશાળમા ભણેલા બન્ને નાનપણથી જ એક-બીજાને ચાહતા. કિસન અઢારેક વર્ષનો થતામા તો તેની મા અને બાપ બન્ને સ્વર્ગધામ સિધાવી ગયા એકલાને સહજ મુશ્કેલી તો પડવા લાગી મગાવહાનાઓ તેને પરણી જવા માટે દબાણ કરવા લાગ્યા લક્ષ્મીનો હવે તેને વિચાર આવવા લાગ્યો.

એ વરસે શિયાળામા પડેલા હિમે પાકનુ સત્યાનાશ વાળી દીધુ લક્ષ્મીના માતાપિતા તગીમા આવી પડ્યા કિસનના માબાપની સ્થિતિ સધ્ધર હતી. તેઓ પોતાની પાછળ સારી પૂજી મૂકી ગયા હતા કિસને લાગ જોઈ લક્ષ્મીના હાથનુ માગુ કર્યું બદલામા બમો ને એક રૂપિયા આપવાનુ પણ કબૂલ્યુ

અને લક્ષ્મી તેને ઘેર આવી ત્રણેક મહિના સુધી તો ઘરનુ ગાડુ બરાબર ચાલ્યુ પણ પછી તેઓ લડી પડ્યા કઈ ખાસ કારણ હતુ નહિ છતાય તેઓ લડ્યા—પ્રેમીઓ લડે છે તેમ પ્રથમ તો વાતાવરણ સ્વચ્છ હતુ—નીલુ આકાશ, પછી પવન, પછી વાદળ અને વીજળી, અને પછી વાવાઝોડુ વળી પાછુ આસમાની આકાશ, પણ એથી પ્રેમની પૃથ્વી પર પુષ્કળ ફેરફાર થઈ ગયો

લક્ષ્મી પિયેર આવી વિચાર કરી જોતા તેને લાગ્યુ કે વાક તો પોતાનો જ હતો. કિસનની લાગણીઓને તેણે જ ઉશ્કેરી મૂકી હતી તેને પસ્તાવો થયો, અને તેના પતિ પાસે પાછા જવા માટે તેણે નિશ્ચય પણ કર્યો પણ ..પણ તેમ કરતા તેને તેનું ગર્વિષ્ટ હૃદય રોકતું હતુ તેના હૃદયમા મથન ચાલુ થયુ

તે દરમ્યાન એક બનાવ બની ગયો ગજ્ન પસાર કરવા આવેલા એક ગોકુળના ફરજન્દ—મધુકુમારને ત્યા તે દૂધ આપવા જતી હતી દૂધ દેતા, ભૂલતી દિલ પણ દેવાઈ ગયુ! એમ કેમ બનવા પામ્યુ તેની લક્ષ્મીને પોતાને જ ખબર પડી નહિ વાત એટલે સુધી વધી કે તે મધુકુમાર સાથે મુબઈ નાસી જવા પણ તૈયાર થઈ

અને આગળથી કરેલી ગોઠવણ મુજબ તે આજે મધુકુમાર સાથે નાસી જતી હતી

પર્ર્ર્ર્ર !

મોટર ટેકરીની નજીકમા આવી ઝૂપડુ સ્પષ્ટ દેખાવા લાગ્યુ ઝૂપડાના ઊંબરામા એક મદમસ્ત આદમી બદન વાળી ઊભો હતો એ જ લક્ષ્મીનો કિસન—અગ્નિદેવની સાક્ષીએ થઈ ચૂકેલો એનો પતિ લક્ષ્મીના હૃદયમા મૂઝાઈ રહેલો પ્રેમનો ઝરો જોસમા ઊછળવા લાગ્યો. એને કિસનની બાથમા લપાવાનુ મન થઈ આવ્યુ પણ તેમ કરતા તેનુ સ્વમાન ઘવાતું હતું સ્વમાન! એ જ સ્વમાનને લીધે તે ન કરવાનું કરવા તૈયાર થઈ હતી

પર્ર્ર્ર્ર!

મોટરનો અવાજ સાભળી ઝૂપડા આગળ ઊભેલો એક કૂતરો જોરથી ભસવા લાગ્યો ભસતો ભસતો તે નીચે દોડી આવ્યો એ જ લક્ષ્મીનો મોતિયો અરે! આટલો બધો મોટો થઈ ગયો? તેને લાવ્યાને હજુ પાચેક મહિના તો માડ થયા હતા બે દિવસના ગલૂડિયા

તરીકે લક્ષ્મી-કિસનના કુટુંબમાં પ્રવેશ કરેલો. એને કિસન લઈ આવેલો. લક્ષ્મી કિસનને કદી કદી કહેતી, "તમે સીમમાં જાઓ છો, તે મને એકલીને આખો દહાડો સોરવતું નથી." કિસનની માન્યતા હતી કે પત્ની પાસે ઘરકામ સિવાય બીજું કામ કરાવવું, તે પતિ માટે નામોશીભર્યું છે. તેથી લક્ષ્મીની ફરિયાદ સાંભળી વહાલસોયો કિસન પોતાની જુવાન પત્નીની એકલતાના નિવારણાર્થે પેલા મોતિયાને લઈ આવ્યો. અને ખરેખર, મોતિયાની સોબતમાં લક્ષ્મીનો દહાડો જોતજોતામાં પસાર થઈ જતો!

મોતિયો ભસતો ભસતો ટેકરી પરથી ઊતરી આવ્યો. જોસમાં ને જોસમાં તે નીચે આવતાં વાર જ ગુલાટિયું ખાઈ ગયો અને ..

અને મધુકુમાર મોટર થોભાવે તે પહેલાં તો તે ઝડપથી ફરતા પૈડાની નીચે આવી ગયો!

કાંઉ – કાઉ – કાઉ!

ઘર્ર્ર્ર્ર્ર્!

"આ...હ!" લક્ષ્મીથી તીણી ચીસ પડાઈ ગઈ.

"મોટર ઊભી રાખો, કુમાર! કુમાર, મોટર થોભાવો!" તે મધુકુમારનો ખભો હલાવીને કહેવા લાગી. પણ મધુકુમારે તો મોટર દબાવીને વધુ જોસમાં મૂકી.

"મહેરબાની કરીને, કુમાર! ઊભી રાખોને!"

"શું કામ?"

"પેલો કૂતરો—"

"ચગદાઈ ગયો! મોટર ઊભી રાખવાથી શો ફાયદો થશે?"

"પણ તમે ઊભી તો રાખો."

"અહ! વળી કૂતરાના માલિક સાથે તકરાર થાય."

"તમને મારા સમ છે, કુમાર!"

"નાદાન!" મધુકુમાર બબડ્યો. મોટર તો હજુ દોડયે જ જતી હતી.

'મધુકુમાર!"

"ના ન કર્યું!"

"હું હુકમ કરું છું કે મોટર ઊભી રાખો."

મધુકુમારની આંખો ફાટીઃ "આ 'નાદાન' છોકરી શું બકી ગઈ?"

તેણે મોટરની ઝડપ ઓછી કરી, અને લક્ષ્મી સામે કરડાકીથી જોયું.

"તું શું કહેવા માગે છે!"

"મોટર થોભાવો. મારે જવું છે."

"જવું છે! ક્યાં?"

લક્ષ્મીએ જવાબ ન આપ્યો. ને ગભરાયેલી હરિણી જેમ આમતેમ જોવા લાગી.

"મુંબઈ નથી આવવું?" ધીમે રહીને મધુકુમારે પૂછ્યું.

"ના!"

"વળી શું થઈ ગયું?" શહેરીને લાગ્યું કે તે બાજી ગુમાવતો હતો.

"ગમે તે, મારે પેલી ટેકરી પરને ઘેર જવું છે."

મધુકુમારે પાછળ નજર ફેરવી

"ત્યા કોણ રહે છે?"

"મારો! મારો ધણી," કહેતામા તો લક્ષ્મીનુ હૃદય જોરથી ધબકી ઊઠ્યુ

"તારો ધણી! તુ પરણી છે?"

"ગામડામાં મારી ઉમ્મરની કોઈ કન્યા કુમારી રહેલી સાભળી છે? હુ જાઉં છુ "

"પણ—પણ લક્ષ્મી! સાભળ તો ખરી!"

બારણુ ખોલ્યા વગર જ લક્ષ્મી કૂદીને બહાર પડી અને પોતાના પતિના ઘર તરફ દોડવા લાગી એક નાની અને મોટી ભૂલના પરિણામે નાસીપાસ થયેલો મધુકુમાર તેને જતી જોઈ રહ્યો મોટરથી ઊડેલી ધૂળના ગોટા પાછળ લક્ષ્મીની આકૃતિ અદૃશ્ય થઈ ગઈ

હાફતી હાફતી તે અકસ્માતની જગ્યાએ આવી પહોચી પણ મોતિયો ત્યા નહોતો ઝાડપરથી તેણે ઉપર જોયુ ત્યાથી 'કાઉ-કાઉ'નો ધીમો અને દર્દભર્યો અવાજ આવતો હતો

ઉતાવળથી તે ઉપર ચડી ગઈ ઝૂપડી પાસેના પાણીના એક નાનકડા ખાબોચિયા પાસે અદૂકડો પડીને કિમન મોતિયાનો ઘા ધોતો હતો

કિમનને જોતા વળી તેનુ સ્વમાન ઘવાયુ તેને પાછા જવા મન થઈ આવ્યુ એકાદ બે ક્ષણ ઝાડની પાછળ છુપાઈને તેણે મધુ જોવા કર્યું છેવટે તેણે પાછા જવા પગ માડયા પણ એ જ ક્ષણે કિમન ઊભો થયો અને પાછો ફર્યો, અને–

–અને બન્નેની દૃષ્ટિ મળી એ દૃષ્ટિમા અજાણતા જ અમૃત છલકાયુ

"લક્ષ્મી!" કિમનના હોઠ આછા સ્મિતમા સહેજ મરડાયા

"કિમન!" લક્ષ્મીના રોમરોમ પુકારી ઊઠ્યા

મોતિયાએ 'કાઉ' કરીને પૂછડી હલાવી ઝાડમા બેઠેલી કોયલ કુઉ-ઉ-ઉ કરીને ઊડી ગઈ સૂર્યદેવ હસતા હસતા એક ક્ષણને માટે એક વાદળીમા છુપાયા

* * *

લક્ષ્મીના શરીરમાથી આનદની ધ્રુજારી પથરાઈ ગઈ

પેલા ફકીરને જોઈ મોતિયો ભસતો હતો

ફકીરે હવે ગીત બદલ્યુ હતુ તે ગાતો ગાતો જતો હતો, અને ઘણે દૂરદૂર સુધીથી તેના ગાયનનો લલકાર લક્ષ્મી સાભળતી રહી

"મન ચલ બસ પ્રેમનગરમે,
પ્રેમનગર અતિ સુદર કહીએ,
રખિયો અપની નજરમે
મન ચલ બસ પ્રેમનગરમે."

# ચીન સ્વતંત્રતા કેમ ખૂવે છે?

ડુંગરશી ધરમશી સંપટ

### યુરોપિયન ગીધોનો ચીનમાં પ્રવેશ—બીજું અંગ્રેજ યુદ્ધ

ટેપીંગ બળવાથી ચીન ભારે નબળું બની ગયું. છેવટે લીહંગચંગે એ બળવો મજબૂત હાથે દાબી દીધો. પણ ચીન નિર્બળ બની ગયું નાનકીંગની સંધિથી અંગ્રેજોને હક્કો મળ્યા ત્યારે ફ્રાંસે અને અમેરિકાએ બૂમ નાખી, અમને શું? ચીનને ગળે નખ દાબી એમણે પણ વેપારી સંધિઓ કરાવી લીધી. સને ૧૮૫૬માં કેન્ટોનના વાઇસરોયે એક ચીની વહાણના ચીના ખલાસીઓને ચાંચિયાગીરીના અપરાધ માટે પકડી સજા કરી. આ વહાણે અંગ્રેજી ધ્વજ ફરકાવી હતી તે માટે તમે અમારી આબરૂ ઉપર હાથ નાખ્યો છે, એ ઘેટાં અને વરુના જેવા બહાના હેઠળ અંગ્રેજોએ યુદ્ધ જાહેર કર્યું. એક ફ્રેંચ મિશનરીનું ખૂન થયું છે, એ બહાના હેઠળ ફ્રેંચોએ પણ યુદ્ધ જાહેર કર્યું. ચીન યુદ્ધ માટે તૈયાર નહોતું. ફરી નવી સંધિઓ, નવા હક્કો, ચીની જમીનો યુરોપિયનોએ કબજે લેવા માંડી. લૂંટ શરૂ થઈ ગઈ. અને યુરોપિયન મહારાજ્યોને જમીનરસ્તે સંધિ કરવા પેકીંગ આવવા જણાવ્યું. અમેરિકા અને રશિયાએ કબૂલ કર્યું. પરંતુ ફ્રેંચ અને અંગ્રેજોએ બળજોરીથી નદીમાર્ગે પ્રયાણ કર્યું. નદીની કિલ્લેબંધી ને ટેપીંગ બળવાને લીધે કોઈને આવવા દેવાની મનાઈ હતી. ચીનને અવગણી આવતાં અંગ્રેજ અને ફ્રેંચો ઉપર તોપોનો મારો થયો. એ છમકલાથી ફરી યુદ્ધ જાહેર થયું. સને ૧૮૬૦માં પેકીંગનો કબજો લઈ ત્યાંનો શહેનશાહી 'ગ્રીષ્મ મહાલ' લૂંટવામાં આવ્યો. હજારો વર્ષોની જૂની કારીગરીની સુંદર વસ્તુઓના મોટા સંગ્રહને લૂંટી યુરોપ પહોંચતો કરવામાં આવ્યો. ચીન પાસેથી નવા હક્કો પડાવવામાં આવ્યા. રશિયાએ કાંઈક ધમકીને સમજાવટથી વ્લાડીવોસ્ટકનો આખો પ્રાંત ચીન પાસેથી પડાવી લીધો.

### પતન પછી પતન

સને ૧૮૬૦માં યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાએ ચીન સાથે સંધિ કરી લાખો ચીની મજૂરોને કપાસ તથા ઘઉંનાં ખેતરોમાં મજૂરી કરવા બોલાવ્યા. પરંતુ પાછળથી આ સસ્તી મજૂરી અમારા મજૂરોને પાયમાલ કરે છે, એ બહાના હેઠળ ચીનાઓને આવતા બંધ કર્યા. આથી ચીનાઓએ અમેરિકાના માલનો બોયકોટ કર્યો. ચીનમાં મંચુ સમ્રાટો સામે ખૂબ રોષ ફેલાઈ રહ્યો હતો. હજારો ખાનગી મંડળો સ્થપાયાં. સામ્રાજ્ઞી ટ્ઝુસીએ છત્રીસ વરસની ઉમ્મરે ચીનનું સુકાન હાથમાં લીધું. તેની મજબૂત નીતિથી ચીન કાંઈક ટકી શક્યું હતું. બાકી ચારે તરફથી તેની જમીન દબાવવાના પ્રયત્નો ચાલુ જ હતા. સામ્રાજ્ઞીએ ૪૭ વરસ રાજ્ય કર્યું હતું. યંત્રયુગ અને ઉત્કૃષ્ટ લડાયક શસ્ત્રો સામે ચીન ટકી શક્યું નહિ.

### જાપાનનો પ્રવેશ

યુરોપના યંત્રવાદ, ઔદ્યોગિક પદ્ધતિ અને ભયંકર શસ્ત્રોને જાપાને પોતાનાં તરીકે સ્વીકાર્યાં. ચીનને યુરોપિયનો ખાઈ જાય તે જાપાનને પસંદ પડ્યું નહિ. તેણે પોતાના દાવો

અજમાવના માંડ્યા અને ૧૮૭૪મા મચ્છીમારોના સહેજ ઝગડા માટે જાપાને ચીન સામે યુદ્ધ જાહેર કર્યું આ સમયે ચીન પોતાના અનામ પ્રાંત માટે ફ્રેંચો સાથે લડતુ હતુ એટલે જાપાનની માગણીઓને ચીનને સ્વીકારવી પડી નબળાઈ બતાવવાથી પ્રતિસ્પર્ધીનો લોભ વધે છે જાપાને ચીનના ખંડિયા રાજ્ય કોરિયાને ગ્રસવા શરૂ કર્યું પ્રથમ ભારે દંડ લીધા પછી ચીન પાસેથી કોરિયાના શાસનમા અર્ધો ભાગ મેળવ્યો સને ૧૮૯૪મા કોઈ ઉપજાવી કાઢેલ બહાના હેઠળ ચીન સાથે યુદ્ધ જાહેર કર્યું મશીનગનો, યાંત્રિક ટોપો અને મનવારો પાસે ચીન હારી ગયુ જાપાને કોરિયા પોતાના દેશ સાથે જોડી દીધુ જર્મનીના બે મિશનરીઓ માર્યા ગયા તે માટે જર્મનીએ કિયાચાઉ લઈ લીધુ, તે જોઈ રશિયાએ પોર્ટઆર્થર લીધુ અંગ્રેજો કાંઈ નવરા બેસે ? એમણે વી-હાઈ-વેનું બંદર કબજે કર્યું હવે ખુલ્લી રીતે લૂટ ચાલુ થઈ કાંઈ પડદો કે બહાનું દેવાની જરૂર નહોતી માત્ર યુનાઈટેડ સ્ટેટ્સે સંયમ કેળવ્યો હતો

## બોક્સર બળવો

આઇ-હો-ટુવાન (સુમેળના મંડળો) સામ્રાજ્ઞીના ઉત્તેજનથી ચીનમા સ્થપાયા યુરોપિયનોએ ઉચ્ચારભેદથી એમને બોક્સરો કહેવાનુ શરૂ કર્યું પરદેશીઓની હાંઉ કરી જવાની નીતિ સામે આ પ્રત્યાઘાત હતો ચીના ખ્રિસ્તીઓ અને મિશનરીઓ સર્વ અનાર્થનુ મૂળ હોવાનુ ચીનાઓ માનવા લાગ્યા આ હિલચાલ ખૂબ પ્રસરી દંગાફિસાદો થયા કેટલાક યુરોપિયનો માર્યા ગયા ઘણા ચીના ખ્રિસ્તીઓના ખૂન થયા હિલચાલે જબરદસ્ત સ્વરૂપ લીધુ યુરોપિયન રાજ્યોની મનવારો ચિનાઈ બંદરોમા લાગરી, લશ્કર ઉતર્યું જર્મન શહેનશાહે પોતાના લશ્કરને ખુલ્લી રીતે હૂણોની ક્રૂરતાથી આ બળવો બેસાડી દેવા કહ્યું જર્મન સરદારી નીચે યુરોપિયનોએ પેકીંગ તરફ કૂચ કરી ભયકર અત્યાચારો થયા, અનેકાનેક ચીના સ્ત્રીપુરુષોની કતલ થઈ પેકીંગને લૂટવામા આવ્યુ ચીનની શ્રેષ્ઠ વસ્તુઓ લૂટી લેનાર લુંટમનો પાર નહોતો અત્યાચારોની ઝડી વરસી મહારાજ્યોની પરસ્પરની હરીફાઈ અને અમેરિકાના સંયમથી ચીનના ભાગલા થતા અટક્યા છતા ચીનને બેઇજ્જત કરવાનો દરેક ઉપાય લેવાયો બોક્સર હિલચાલના સ્વદેશપ્રેમીઓને પકડાવી દેહાંત સજા કરાવાઈ નવા હકો, લડાઈના ખર્ચો દંડના પૈસા ચીન પાસેથી નિચોવવામા આવ્યા અમેરિકાની દયાથી ભવિષ્ય માટે રાખવા દંડના પૈસા મિત્ર રાજ્યોએ ચીનના ઉદ્ધારકામ માટે આપી દીધા

## જાપાન-રશિયા યુદ્ધ

ચીનમા બોક્સર યુદ્ધ ચાલતુ હતું તે દરમ્યાન એ તકનો લાભ લઈ રશિયાએ મંચુરિયા અને કોરિયામા પગપેસારો કર્યો જાપાને ઇંગ્લંડ સાથે સને ૧૯૦૨મા સંધિ કરી રશિયા સામે યુદ્ધ જાહેર કર્યું જાપાને રશિયાને હરાવ્યુ પોર્ટઆર્થર લીધુ રશિયન કાફલાને સમુદ્રશયન કરાવ્યુ ઝારની અધાધૂધીભરેલી લશ્કરી તૈયારીઓ જાપાનના જાગ્રત સ્વાયત્તી અને મરણભયરહિત સૈન્ય પાસે હારી ગઈ અમેરિકાએ બંને પ્રતિસ્પર્ધીઓને પોર્ટસ્માઉથ ખાતે આમંત્રણ આપી સને ૧૯૦૫ની સંધિ પર સહી કરાવી જાપાન પોર્ટઆર્થર, લિઓટગનો દ્વિપકલ્પ, સેખાલીનનો અર્ધો ટાપુ અને મંચુરિયાની રેલવેનો કેટલોક ભાગ મેળવ્યો જાપાન મહારાજ્ય બન્યુ

## ચીન પ્રજાતંત્રવાદી બને છે

જાપાને કોરિયા ચીન પાસેથી ઝૂટવી પોતાના સામ્રાજ્ય સાથે જોડી દીધુ ત્યાંની પ્રજાની આત્મભાવના અને સ્વતંત્રતાને જાપાને ક્રૂરતાથી કચરી નાખી. અનેક કોરિયન

બળવાઓ જાપાને અતિક્રૂરતાથી દબાવી નાખ્યા. ચીનમાં હવે લોકોમાં જાગૃતિ આવવા માંડી. સને ૧૮૪૪માં ડો. સુનયાત સેને 'ચીનોદ્ધાર મંડળ' સ્થાપ્યું. મંચુ સમ્રાટોની વિરુદ્ધ ભારે શોર થઈ રહ્યો. વૃદ્ધા સામ્રાજ્ઞીનો સ્વર્ગવાસ થયો. બાળક યુવરાજ સમ્રાટ્ થયો. અને ૧૯૧૧માં યુવાન શિકાઈના સહકારથી બળવો થયો. બાળસમ્રાટ્‌ને પદભ્રષ્ટ કર્યો. ડો. સુન યાટ સેન પ્રજાતંત્રનો સને ૧૯૧૨મા અધ્યક્ષ બન્યો. ઉત્તરમાં પોતાના બળવાન લશ્કર સાથે યુવાન શિકાઈ ડિક્ટેટર બન્યો. દક્ષિણમાં સુન યાટ સેને પ્રજાતત્રવાદ સ્થાપ્યો. યુવાન શિકાઈએ શહેનશાહ થવાનું ચોક્કસ કર્યું. એટલામાં તેનું મરણ થયું. યુવાને પરદેશીઓ પાસેથી ધન લઈ પ્રજાસ્વતત્રવાદને કચરવા સમર્થ પ્રયત્નો કર્યા હતા

## જાપાનની ભારે ભૂખ

મહાયુદ્ધમાં જાપાને મિત્રરાજ્યો સાથે પોતાનું નસીબ જોડ્યું તેને ચીનને હાઉ કરવું હતું. તેણે જર્મનો પાસેથી કિયાચાઉનુ ચીની બદર છીનવી લીધું. સાથે આખા શિટુંગ પ્રાંત ઉપર પણ કબજો મેળવી લીધો. જાપાનને ઇંગ્લાંડનો ટેકો હતો. તેને ચીનમાં સર્વોપરિ થવાની મહાકાંક્ષા હતી. મચુરિયામાં જાપાન પોતાની લાગવગ વધાર્યે જતું હતું. ચીનાઓએ આથી ખૂબ રોષ દર્શાવી જાપાની માલનો સખ્ત બૉયકોટ કર્યો. ચારે તરફથી ભારે હિલચાલ થઈ રહી. છેવટે સને ૧૯૨૨માં સૌ મહારાજ્યો વૉશિંગ્ટન ખાતે ભેગાં મળ્યાં. ચાર મહારાજ્યોનું એક લખત થયું કે ચીનમાં કોઈએ એકબીજાના હક્ક ઉપર તરાપ મારવી નહિ. બીજાં નવ મહારાજ્યોનું લખત થયું, તેમાં પહેલી જ કલમ ચીનના પ્રદેશને છછેડવો નહિ, એમ જાપાન સુધ્ધા નવ રાજ્યોએ સ્વીકાર્યું. શિટુંગ પ્રાત જાપાનને પાછો ઓકવો પડ્યો.

## સોવિયટ રશિયાનો પ્રવેશ

સોવિયટ કાંઈ પણ સ્વાર્થ અને લાલચ વગરની શરતોવાળી ચીન સાથે સને ૧૯૨૪માં, મિત્ર રાજ્યોની ભારે વિરોધતા છતાં, સંધિ કરી સોવિયટ યુરોપનુ હરિજન હતું તેને પૌર્વાત્યો સાથે મૈત્રીસંબધ બાંધવો હતો. કેન્ટોનની પ્રજાતત્રવાદી સરકાર સાથે સોવિયટે મૈત્રી કરી સુન યાટ સેને રશિયાને આવકાર આપ્યો અને ૧૯૨૫ના માર્ચ માસમા ચીનના ઉદ્ધારક સુન યાટ સેનનો સ્વર્ગવાસ થયો. અમેરિકા અને બ્રિટનને ડૉક્ટરે ચીનનો ઉદ્ધાર કરવા અપીલ કરી, પરતુ તે બહેરા કાનો ઉપર અથડાઈ પરતુ સોવિયટે ચીનને સાથ આપ્યો.

## પ્રજાતંત્રવાદની પ્રગતિ

રશિયન સલાહકાર બોરોડીનની સલાહથી પ્રજાતત્રવાદે કચરાયેલા ખેડૂતોને પચીસ ટકા મહેસૂલ ઘટાડી ઉપર આણવા કોશિશ કરી. આઠ કલાક કામ કરવાનો મજૂરોને માટે નિર્ણય થયો. શિક્ષણમાં ધાર્મિકતાને દૂર કરવામાં આવી. ખેડૂતોનાં મંડળો સ્થપાયાં. આથી પ્રજાતંત્રને ખેડૂતો અને મજૂરો તરફથી સહાય મળી રશિયાની પેઠે મંદિરોને શિક્ષણસંસ્થાના રૂપે ફેરવી નાખ્યા. ધર્માધતા અને ધર્મઘેલાપણું દબાવવા મંડળો સ્થાપાયાં. સને ૧૯૨૫માં શૅંગાઈની કાપડની મિલોમાં હડતાળ થઈ. એક મજૂર માર્યો ગયો. વિદ્યાર્થીઓએ તેના માનમાં જલસો કર્યો. એક અંગ્રેજ અમલદારે શીખોને આ વિદ્યાર્થીઓ ઉપર ગોળીબાર કરવા આજ્ઞા આપી કેટલાક વિદ્યાર્થીઓ માર્યા ગયા. કેન્ટોન ખાતે પણ વિદ્યાર્થીઓનો સહાર અંગ્રેજ ઉત્તેજનથી થયો, એવી માન્યતાથી અંગ્રેજી માલનો ચીને સખ્ત બૉયકોટ કર્યો. હોંગકોંગના અંગ્રેજી વેપારને સખ્ત આઘાત પહોંચ્યો.

## લશ્કરી સરદારોને વશ કર્યા

નબળા દેહને ઘણી બળાઈઓ વળગે છે, તે મુજબ જુદાજુદા બળવાન સરદારોએ લશ્કરી ટુકડીઓ ઊભી કરી પોતાના વર્તુલમા કરો ઉઘરાવી પરસ્પર લડવા માડ્યુ વારવાર એ સરદારોના સમૂહો સ્થપાઈ તેમા ફેરફાર થઈ પરસ્પર યુદ્ધો થતા આ સરદારોની ટોળીઓ લૂટો મચાવતી, પ્રજા ઉપર અમાનુષિક જુલમો ગુજારતી હતી. પ્રજાતત્રનુ સૈન્ય આ બળવાખોર યુવાન અથવા સૈન્ય પક્ષોને વશ કરતુ દક્ષિણથી ઉત્તરમા આગળ વધ્યુ લોકોએ હર્ષથી એમનો સત્કાર કર્યો પોણો ભાગ ચીન તે સૈન્યે એકતત્ર નીચે કોઈ જાણવા-જોગ યુદ્ધ વગર સ્વાધીન કર્યો પ્રજાતત્રો પોતાની રાજ્યધાની કેન્ટોનથી હેન્કન લઈ ગયા. પ્રજાતત્રની એકતા જોઈ બ્રિટિશે નમતુ આપી હેન્કનનો પોતાના કબ્જાનો ભાગ ચીનને લઈ લેવા આપ્યો

### ચેંગ કે શેખ

એ પ્રજાતંત્રનો સેનાધ્યક્ષ હતો સૌની સલાહ વિરુદ્ધ શંઘાઈ ઉપર હલ્લો લઈ જઈ શંઘાઈના ચીની વસ્તીવાળા ભાગને સ્વાધીન કર્યો યુરોપિયન ભાગમા સખ્ત લશ્કરી ચોકીઓ મહારાજ્યોએ મૂકી પ્રજાતત્રના જહાલ અને મવાલ પક્ષો વચ્ચે કુસંપ થયો ચેંગે બળવો કરી પોતાની સ્વતત્ર સત્તા જમાવી હેન્કનની સરકારને તેણે તરછોડી નાખી હવે એણે પોતાનુ સમગ્રબલ સોવિયટ વિચારના કૉમ્યુનિસ્ટોને કચરવામા વાપર્યું રશિયાની સાથે સંબધ તોડી તેના એલચીખાતા લૂટી લેવાયા. હજારો માણસોની કતલ થઈ મહારાજ્યોનું આમા ઉત્તેજન હોવાની માન્યતા છે શંઘાઈના ધનવાન ચીનાઓ કિસાન અને મજૂરપક્ષથી ડરતા હતા તેમણે ચેંગને આર્થિક સહાય આપી પ્રજાતત્રના બે ભાગો થયા કુસપથી અવગતિ શરૂ થઈ ફરી ચીનમા અરાજકતા ઊછળી લશ્કરી સરદારોની ટોળીઓ અત્યાચારો કરવા માટે ચાલુ થઈ ગઈ તેમાના કેટલાક સરદારોને જાપાનનો ટેકો હતો.

### જાપાન ફરી આક્રમણ કરે છે—મંચુરિયા સ્વાધીન લે છે

જાપાને ૧૯૨૪મા નવ મહારાજ્યોની સાથે ચીનને ન સ્પર્શવાની સધિ કરી હતી પરતુ થોડા વરસો સંયમ પાળી એણે મચુરિયા ઉપર ડોળો તાક્યો મચુરિયા ચીનનો પ્રાત હતો તેમા ૯૫ ટકા વસ્તી ચીની છે જાપાને લૂટારુઓ અમારી પ્રજાને લૂટે છે એવુ નજીવૂ બહાનુ કાઢી મચુરિયાનુ આક્રમણ કર્યું. ત્રણ કરોડની વસ્તીનો એ પ્રદેશ જાપાન ધમી લેવા તૈયાર થયુ ચીને પ્રજાસઘ પાસે વિરોધ જાહેર કર્યો પરતુ નબળાની બૂમ કોણ સાભળે? ચીને જાપાનીઝ માલનો બહિષ્કાર જાહેર કર્યો અંગ્રજોએ તો જાપાન સાથે છૂપી સધિ કરી રાખી હતી પ્રજાસઘમાં ચીનનો આર્તનાદ કોણ સાભળે? મચુરિયામા તેઓએ ચીનના પદભ્રષ્ટ રાજાનો રાજ્યાભિષેક કરી તેને એક ઓળા તરીકે સ્થાપ્યો બધી સત્તા જાપાનીઓના હાથમા રહી ચીનના ચોરોને પ્રજાસઘે આવકાર આપ્યો નહિ અંગ્રેજો ત્યા સર્વશક્તિમાન છે. અંગ્રેજોના મિત્ર જાપાનને કોણ સ્પર્શી શકે? બન્ને દેશો વચ્ચે યુદ્ધ નહિ હોવા છતા જાપાન ચીનને ખાઈ જાય છે

### જાપાન ચીનની જમીન હાઉ કરે છે

જાન્યુવારી ૧૯૩૪મા ઓચિંતું, કારણવગર જાપાનીઝ લશ્કર શંઘાઈ પાસે ઊતર્યું. શંઘાઈ પાસેના ચીનના મોટા વિસ્તાર ઉપર દારૂગોળાનો સતત મારો ચલાવ્યો હજારો બિનલશ્કરી ચીનાઓ વગરવાકે માર્યા ગયા ચીનાઓમા ભારે ગુસ્સો ઊભરાયો ચગ

કે શેખે શેંગાહીના રક્ષણ માટે સૈન્ય મૂક્યું નહિ પરંતુ યુવકોનાં ટોળાંઓએ જાપાનીઓનો સામનો કરી ભારે પાણી બતાવ્યું. જાપાનીઝોને પાછા જવાની ફરજ પડી. પરતુ જાપાને બીજી દિશામાં આક્રમણ કર્યું. અને ૧૯૩૩માં જાપાને ચીનની મોટી દીવાલ પાસેના શહેર સ્ટાન હેકવાન ઉપર હલ્લો કર્યો અને તેને બાળી નાખ્યું; ચીનના આખા 'જેહોલ' પ્રાંતનો કબજો લઈ લીધો. ચીનાઓએ બહાદુરીથી સામનો કર્યો. પરતુ છેલ્લામાં છેલ્લાં શસ્ત્રો ધરાવનાર જાપાન સામે કેવી રીતે ટકી શકે? જાપાને પ્રજાસંઘનો ત્યાગ કર્યો છે. અંગ્રેજોનો તેમની સાથે સહકાર છે ફ્રેંચ અને ઇટાલિયનોને એણે સમજાવી લીધાં છે. માત્ર અમેરિકા એકલું મજબૂત વાંધા લે છે. પરતુ જાપાન તેને હસી કાઢે છે. મંગોલિયા—ચીનનો મોટો પ્રાંત—રશિયન અસર નીચે છે. તેના ઉપર ડોળો રાખી જાપાને મોટી લશ્કરી તૈયારીઓ કરી છે. પરતુ રશિયાએ પણ તેવી જ ગજાવર તૈયારીઓ કરી જાપાનને મચક આપી નથી. પ્રજાસંઘે નાન્યતર જાતિની વલણ લીધી છે. નબળી પ્રજાને રક્ષણ મળે તેમ નથી. એ ફ્રેંચ અને અંગ્રેજ મુત્સદ્દીગીરીની ક્રિડાભૂમિ છે.

## ચીનના ભાગલા

કોરિયા અને મંચુરિયા જાપાન પચાવી ગયુ છે. જેહોલ પ્રાંત તેણે જીતી લીધો છે. મંગોલિયા સ્વતત્ર થઈ રશિયન અસર નીચે છે. શેંગાહીનું મોટુ બંદર પરદેશીઓના હાથમાં છે. હોંગકોંગ તો અંગ્રેજોનુ મહાન બદર છે. ટીબેટ સ્વતંત્ર થયું છે. જાપાન તક શોધી ચીનનો બીજો પ્રદેશ દબાવશે. અંગ્રેજોએ તેમને ચીનમાં રમવાની છૂટ આપી છે. ચીનમાં કુસંપ અને ભાગલા છે. જાપાન તેને ઓહિયા કરી જાય તેમાં હવે કોણ રોકનાર રહ્યું છે? ચીનના કાસગર પ્રાંત અને ચિનાઈ તુર્કસ્તાનમાં ચાલુ બળવા થાય છે તેમાં મહારાજ્યોનો બળવાખોરોને સહકાર હોય તે પણ બનવાજોગ છે.

## ચીનમાં જુદીજુદી સત્તાઓ

ચેંગ કે શેખ નેનકીંગના પ્રજાસત્તાક રાજ્યનો ખ્રિસ્તી મુખત્યાર છે. તેના વિભાગને મહારાજ્યોએ ચીન તરીકે સ્વીકાર્યો છે. ઉત્તરમા તેની સત્તા છે. તે મહારાજ્યો સાથે હાથ મિલાવી રહે છે. તેની પાસે સારું સૈન્ય અને થોડી મનવારો છે. તેને પોતાની સત્તા જમાવવાનો લોભ છે. સમગ્ર ચીનના ભલામા તેની દષ્ટિ ન હોવાનુ કહેવાય છે દક્ષિણમાં કેન્ટોનનું સુન યાટ સેને સ્થાપેલું પ્રજાસત્તાક રાજ્ય છે. તે પોતાના વર્તુલમા રહે છે. એ પ્રાંતની પ્રજા કાંઈ સુખી ગણાય છે. ચીનના મધ્ય ભાગમા નવેંબર ૧૯૨૭ થી હૈંકૈંગ સોવિયટ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ છે. તેનો વિસ્તાર અઢી લાખ ચોરસમાઈલનો છે. ચીનનો છઠ્ઠો ભાગ એ કોમ્યુનિસ્ટ સરકારના કબજામા છે. તેનું ચાર લાખ માણસોનું લાલ લશ્કર ગણાય છે. નેનકીંગ અને કેન્ટોનની સરકારે એ કોમ્યુનિસ્ટ સરકારને કચરી નાંખવા ભારે પ્રયત્નો કર્યા હતા. પરંતુ કોમ્યુનિસ્ટ સરકારનો પ્રદેશ ખૂબ અંદરના ભાગમાં હોવાથી તેના ઉપર આક્રમણ થઈ શક્યું નથી આ સિવાય ઉપર મુજબ પરદેશીઓના હાથમાં ચીનના મોટા વિભાગો છે. તે સિવાય ચીનના સત્તાનાશરૂપ લશ્કરી સરદારો અને લૂટારુઓની ટોળીઓ જુદાજુદા પ્રદેશોમાં પોતાની સત્તાઓ બેસાડી કરો વસૂલ કરે છે. આ સર્વે ભેગાં મળી ચીનના ખેડૂતોને કચરે છે.

## ચીનની આર્થિક સ્થિતિ

ચીનની જુદીજુદી સરકારોનાં પેદાશ, ખર્ચ, લશ્કર, મનવારો સંબંધી કાંઈ પણ હકીકત પ્રકટ થઈ નથી. પરંતુ એ ખેતીપ્રધાન દેશના ખેડૂતો બહુ દુઃખી છે. નાનકીંગની

સરકારે ચાંદીનું ધોરણ બંધ કરી નોટોનું ધોરણ સ્થાપ્યું છે. શૅંગાહીના મોટા ચીની શાહ• સોદાગરોના ટેકાથી નાનકીંગ સરકારનું ગાડું ગબડે છે. ચીનાઓની થોડી કાપડની મિલો છે. વધારે મિલો જાપાનીઓની છે ચીન આર્થિક પરાધીનતામાં પૂરેપૂરૂ છે. અફીણના યુદ્ધ પછી બંદરો પરદેશીઓની અધિનતામાં આવ્યા પછી પરદેશનો વેપાર ઘણોખરો યુરોપ અને જાપાને પચાવી પાડ્યો છે. શૅંગાહી, હોંગકોંગ વગેરે બંદરોદ્વારા પરદેશીઓ પોતાની પાકી વસ્તુઓથી ચીનના બજારો ભરી મૂકે છે. ચીનની આર્થિક સ્વતન્ત્રતા તો પોણોસો વરસો થયાં જ નાશ પામી છે. હવે જાપાન બાકીનુ ચીન પરતંત્રતા નીચે ક્યારે મૂકે છે તે સમય બતાવશે. ચીનમા હિંદી સરકારે અફીણ મોકલવું બધ કર્યુ છે. પરતુ ચીનમા તેની વાવણી થાય છે.

## ચીનની પ્રજા

મોટે ભાગે ખેડૂતો છે. જમીનના બહુ નાનાનાના ટુકડા થઈ ગયા છે. પ્રજા વધે છે. તેને માટે ચીનમા માર્ગ નથી. છેલ્લાં આઠ વરસમા ૦।। કરોડ ચીના મચુરિયામાં સોયા બીન્સની ખેતી કરે છે. ઇન્ડો ચાયના, સિયામ, મલાયાશિયા અને ઠેઠ બ્રહ્મદેશ સુધી ચીનાઓએ મોટાં સંસ્થાનો સ્થાપ્યા છે એનો કારીગર વર્ગ ભારે ચતુર અને સુંદર કામ કરનાર છે. યુરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને આફ્રિકામાં પગદડો કરવાનો તેને હક્ક નથી. પ્રતિબંધો મુકાયા છે. ચાર હજાર વરસો સુધી જગતમાં સૌથી શ્રેષ્ઠ પ્રજા ગણાઈ હવે છેલ્લાં એકસો વરસો થયા ચીનાઓ ઉપલી સીડીથી ઠેઠ નીચેનાં પગથિયે પડ્યાં છે. સાધારણ પ્રજાવર્ગ બહુ દુ:ખી અને દીન છે વહેમો અને અજ્ઞાનતામા પીડાય છે કુદરતી દુકાળ, પાણીની રેલ, ચેપી રોગો પણ ગરીબ અને દીન પ્રજાને ભારે પીડે છે. પૂરતું અનાજ ચીનમાં પાકતું નથી. તેથી પ્રજા સર્વભક્ષી—ઉંદર, કીડા, રાઈ જીવજંતુભક્ષી—બની ગઈ છે. જમીન ઉપર ઘીચ વસ્તી હોવાથી પ્રજાનો મારો ભાગ સમુદ્રકિનારે નૌકાઓમાં રહે છે. એ સંકીર્ણ પ્રજાએ વડીલોનાં સમયના ઉદ્યોગહુન્નરોમાં સુધારો નહિ કરવાના ભારે આગ્રહથી પછાતપણુ મેળવ્યુ છે. હિંદની પેઠે ચીનમા બહુ મોટો પણ સખ્યામાં નાનો ધનવાન વર્ગ છે. પરતુ સામાન્ય પ્રજા દીન, દુર્બળ હાલતમા રહે છે. સ્ત્રીઓમાં પડદો નથી, પરંતુ સ્વતંત્રતા પણ પૂરતી નથી

## ચીનમાં શિક્ષણ

યુરોપ, અમેરિકા અને જાપાનમા હજારો યુવકોએ નવીન શિક્ષણ મેળવ્યું છે એટલે એઓ સ્વતત્રતા અને સ્વદેશીની કિંમત સમજે છે. જાપાન સામે એ યુવકોએ સફળ મોરચો શૅંગાહી ખાતે માડ્યો હતો ચીનમા એ યુવકો લોઢાની થાળીમા સોનાની મેખ જેવાં છે. એમનુ સ્વદેશાભિમાન ભારે પ્રજ્વલિત હાલતમા છે પ્રાચીન ચીનની સાહિત્ય સંબધી પરીક્ષાઓ રદ કરી હવે આધુનિકતામાં એ યુવકો પ્રગતિ કરી રહ્યા છે. ચીનમા અનેક તત્ત્વજ્ઞાનીઓ, વિચારકો, અને વિદ્વાનો છે શિક્ષણની પ્રગતિ ભારે છે. ઔદ્યોગિક પ્રગતિ પણ ચાલુ છે. ચીનને આત્મસતોષી થવું છે. પરદેશીઓના માલના ચીનાઓએ ભૂતકાળમાં સમર્થ બૉયકૉટો કર્યા હતા ચીનને આર્થિક પરદેશી ધૂંસરીમાથી છૂટવું છે. તે માટે તેના પ્રયત્નો ઠીક પ્રમાણમાં ચાલુ છે.

## ચીનનું સ્થાપત્ય

ભારે સુદર અને બારીક નાદર કારીગરીવાળા પ્રાચીન મદિરો, મહેલો ચીનના જુદા-

જુદા પ્રદેશમાં અસ્તિત્વ ધરાવે છે. ચીનાઓ મનુષ્યની સુખસગવડ માટે શ્રેષ્ઠ બાધકામો કરી શકયા છે. સ્થાપત્યકલામાં ચીની પદ્ધતિ બહુ ઉચ્ચકળાએ પહોંચી હતી.

### ચીનનો ઇતિહાસ હિંદને શું શીખવે છે?

ચીનનો અર્વાચીન ઇતિહાસ હિંદીઓને નીચે મુજબ પાઠ શીખવે છેઃ

૧ પ્રજાની પડની કુસંપથી થાય છે; અંદરના કુસંપથી થાય છે. અંદરના કુસંપથી બહારના શત્રુઓને ફોલી ખાવા ભાર ઉત્તેજન મળે છે.

૨ પરદેશીઓ સામેના રક્ષણ માટે તેમના યન્ત્રવાદ અને ઉદ્યોગવાદને જરૂર સ્વીકારવા જોઈએ. જાપાનની પેઠે પરદેશીઓના જ શસ્ત્રોથી તેમના ઉદ્યોગવાદ સાથે લડવું જોઈએ. આધુનિકતાને સંપૂર્ણ રીતે વરવું જોઈએ. પ્રાચીનતાના ભારથી દબાવું જોઈએ નહિ.

૩ સ્વદેશી અને આત્મસંતોષથી પરદેશીઓની ગીધવૃત્તિ કુંઠિત થાય છે.

૪ ધર્મઘેલછા, શાસ્ત્રઘેલછા અને નાના રાજાઓ તથા જમીનદારી પ્રજાના ઐક્યની વિરોધી છે.

---

## આત્મરતિ

'ભા'

સૌ સ્નેહ સૌન્દર્યતણા પ્રવાહો,
શમો તમે જીવનને દઝાડતા;
કર્તવ્યને યન્ત્ર અધીન થૈને,
આ કાલકેરે રણપન્થ કાપવો.

કઠોર હું? ના, ન કઠોરતા કદી,
વા માર્દવે મેં ઉરમાંહીં સંઘર્યું;
ઘડી શમી જાગ્રત કો ઘડી થતા,
એવા ગુણોની મુજને નહીં તમા.

અચલ એક જ રંગ થવું ગમે,
પ્રગટ રૂપ ભલે નવ દર્શને;
મુજ ઉરે થઈ સિદ્ધ વસી રહ્યો,
મુજ ઉરે લય પામી ભલે જતો.

મને ન આનન્દ જગે ભરેલ આ
દેખાય કોદી—નવ એમ પૂછશો.
મારે ઉરે હર્ષ અખંડ જે ભર્યો,
તેનો ન અંશે તમ વિશ્વમાં મળે.
તો વિશ્વકેરા ક્ષર હર્ષશોકને,
શા ઢૂંઢવા અક્ષરને વિસારી?



ડોલરરાય રંગીલદાસ માંકડ

## કયો—કઈ—કયું

અંગ્રેજ પ્રશ્નાર્થવાચક which માટે ગુજરાતીમા આપણે કયો—કયી(કઈ)—કયું શબ્દો વાપરીએ છીએ. દા. ત., કયો છોકરો? કઈ (કયી) છોકરી? કયું છોકરુ? આ શબ્દોને બદલે આપણા કેટલાક સાક્ષરો કિયો—કિ (?)—કિયું જેવાં રૂપો પણ વાપરે છે, અને બોલીના વપરાશમા આ બન્ને જાતના શબ્દરૂપો ગુજરાતના જુદાજુદા ભાગમાં સભળાય છે ગુજરાતી જોડણીકોશે પહેલી જોડણી સ્વીકારી છે. તો આ બેમાથી સાચી જોડણી કઈ?

એ વાતનો નિર્ણય કરવાને માટે આ શબ્દની વ્યુત્પત્તિ તપાસવાની જરૂર છે. આપણા સાક્ષરોમાથી કોઈએ એની તપાસ કરી હોય એમ મારી જાણમાં નથી.

સસ્કૃતમાં આવી જગ્યાએ किम्‌નાં રૂપો જ વપરાતાં. પ્રાકૃતમાં આ किम्‌માંથી 'क', અને 'कि' અને 'कु' એમ ત્રણ જાતિવાર શબ્દો બન્યા છે. અને આના આ શબ્દો આજે ગુજરાતીમાં પણ વપરાય છે એમ કહી શકાય ખરૂ. એવુ માનનારાની દલીલ કંઈક આવી હોય. ક+ઓ (પુંલ્લિંગ પ્રત્યય જેમકે છોકર+ઓ વગેરે)નું કો થવાને બદલે કઓ—કયો થઈ ગયુ. અલબત્ત આમ કહેનારાઓ ઘોટકમાંના કની હાજરી અહીં પણ સ્વીકારશે. તેથી 'કયો'નું પૂર્વરૂપ कक: થશે, તેમાંથી कओ વગેરે ક્રમથી કયો થશે. આવી એક દલીલ થવાનો સંભવ છે. પણ મને લાગે છે કે આ પ્રશ્ન એમ સહેલાઈથી પતાવી દેવાય તેવો નથી.

આ 'કયો'નો વપરાશ જુદી સ્થિતિ બતાવે છે. જૂની ગુજરાતીમાં આવાં સ્થળોએ જે શબ્દ વપરાતો હોય તેને તપાસવાથી આ પ્રશ્ન ઉપર વધુ અજવાળુ પડશે, એમ ધારીને એના થોડાક પ્રયોગો નીચે નોધું છું:

(૧) માન રચુ કિસ્યા કારણિ? વસંતવિલાસ[1] પૃ. ૧૭, લી. ૨૪

(૨) પૂરવિ શૂ હૂતું એહનૂ નામ? કર્મ કર્યું તે કીહૂં ઠામ?

ભાલણ—કાદમ્બરી (પૂર્વ) પૃ. ૩૦, લી. ૧૩

(૩) દશરથ રાઈ શ્રવણ મારિઉ તે કહુ કેહા દોસિ?

સીતાહરણ[1] કર્મણ, પૃ. ૪૦, કડી ૧૫૯.

(૪) અંગદ જઈ વિભીષણ પૂછુ "કહુ, કેહાં ઊગરરિસઈ?"

એ જ, પૃ. ૫૪, કડી ૨૮૪.

(૫)......કુઅરી કિહિ પિરિ વર પામ્યાં?

ઉષાહરણ,[1] પૃ. ૮૫, લી. ૧૪

---

૧ કે. હ. ધ્રુવસંપાદિત 'પ્રાચીન ગુર્જરકાવ્યો'માંના પૃષ્ઠો પ્રમાણે.

(૬) કુળવંશ ? કેહુ વિશ્રામ ? ઠાકુર કુણ, કેહુ તસ નામ ?
અનિરુદ્ધહરણ, ઊર્મિ કાવ્યાંક, ૧૯૯૨, પૃ. ૧૬૨, લી. ૪

(૭) અતિથિ ભ્રત જઈ લોપીઈ તુ દુર્જડિ કિસ્યઉ ઉપાય ?
સગાળશા આખ્યાન[૨] કનક સુંદરકૃત, પૃ. ૩૪, લી. ૩

(૮) જે જે સેક કિસ્યઉ સતવત ! એ જ, પૃ. ૪૮, લી. ૨

(૯) તું તો ગયો કીહું ગામ ?
સગાળશાખ્યાન,[૨] ઢૂંઢણકૃત, પૃ. ૯૯, લી. ૧૬

(૧૦) કોમલ કાયા નર તણી કો કેહ્વી વીધ કાપે ?
સગાળશાખ્યાન,[૨] જનીકૃત પૃ. ૧૧૫, લી. ૧૨

આ ઉપરાંત 'કવણ' 'કયો'ના અર્થમાં જૂનાં ગુજરાતી સાહિત્યમાં વપરાતો દેખાય છે, પણ તેની નોંધ અહીં નથી લીધી, કેમકે એ તો 'કોણ'નું મૂળ છે. એટલે હવે ઉપલાં દૃષ્ટાન્તો તપાસીએ. (૧), (૨), (૬), (૭) અને (૯)મા કાળા છાપેલા શબ્દોના અર્થ કયો—કયી—કયુ જ છે એમા શંકા નથી. (૩)માં 'કેહા દોષિ ?'નો અર્થ 'કયા દોષે' થાત, પણ 'કેવા દોષે' કરવો હોય તોપણ કરાય. (૪)માં 'કેહાં'નો અર્થ 'કયાં' (where) લાગે છે, પણ 'કેવી રીતે,' કે 'કયી રીતે' અસંભવિત નથી (૫)માં 'કયી રીતે' કે 'કેવી રીતે' એમ બન્ને અર્થો સંભવિત છે (૮)માં 'કેવો' અર્થ અભિમત લાગે છે.

આ દૃષ્ટાંતો અને તેના ઉપર આપેલા અર્થો ઉપરથી એમ સૂઝે છે કે 'કયો—કયી—કયું' ને 'કેવો—કેવી—કેવું' સાથે સંબંધ હતો. આમ જો હોય તો આ શબ્દોના અર્થમા સરખામણીના પ્રશ્નનું તત્ત્વ વિકાસક્રમ મુજબ હતું એમ કહેવું જોઈએ. માટે ઉપર નોંધેલ कः-વાળી વ્યુત્પત્તિ બરાબર નથી એમ લાગે છે

બીજી વ્યુત્પત્તિ કઈ હશે તે શોધવા જવું પડે તેમ નથી. ઉપરના દાખલાઓમાથી (૧) (૭) અને (૮) સંખ્યાંકમાં 'કિસ્યઉ' શબ્દ વપરાયો છે. આ શબ્દ 'કેવો' અને 'કયો' એમ બન્ને અર્થમાં વપરાયેલો મળે છે, અને એ શબ્દનું મૂળ कीदृशः છે એ તો દેખીતું જ છે. આમ कीदृशःમાંથી ઊતરી આવેલ 'કિસ્યઉ' ઉપરથી કિસ્યૂ—કિહૂ—કીહૂ રૂપો બન્યાં હોય એમ લાગે છે. અને આ કિહૂ—કીહૂમાંથી કિયો વગેરે રૂપો આવ્યાં હોય એમ પણ લાગે છે.

આ કયો—કયી—કયુનો મૂળ અર્થ ઔપમ્યવાચક હતો એ બીજી રીતે પણ સંભવિત બને છે. સિંધીમાં તથા કચ્છીમાં આ શબ્દોને બદલે 'કેહ્‌ડો—કેહ્‌ડી' 'કેડો—કેડી' શબ્દો વપરાય છે તેના, 'કેવો—કયી' એમ બન્ને અર્થો થાય છે. અને આ 'કેહ્‌ડો' પણ कीदृश-માંથી જ ઊતરી આવ્યો છે તે બતાવવું પડે તેમ નથી.

આમ ઔપમ્યવાચક પ્રશ્નાર્થનું તત્ત્વ આ શબ્દોના વપરાશમાં મળે છે તેથી બીજી વ્યુત્પત્તિ (कीदृश વાળી) મને વધુ સાચી લાગે છે.

એટલે એની વ્યુત્પત્તિનો ક્રમ આમ થશે. કીદૃશઃ—કિસ્યઉ—કિસ્યૂ—કિહૂ—કીહૂ—કીઉ—કિયુ—કિયો—કયો. અને આ છેલ્લાં બે રૂપોની જોડણી આજે આપણે ત્યાં પ્રચારમાં છે. આમ આ પ્રશ્નની તપાસ કર્યા પછી એમ કહેવાનું રહે છે કે કિયોવાળી જોડણી સાચી છે, પણ આજે વપરાશમાં લગભગ ભુંસાઈ ગઈ છે તો એને ફરીથી ચાલુ કરવાની

૨ મંજરાવ મુ. દેસાઈ સંપાદિત આવૃત્તિ.

જરૂર નથી. બીજી જોડણીમાથી 'કર્યો' અને 'કર્યું' એ બે રૂપો તો બરાબર છે, પણ 'કર્યી'ની બાબતમાં આજે 'કઈ' ઉચ્ચાર થતો ચાલ્યો છે અને ઉચ્ચારવલણ તપાસતાં એ જ ઉચ્ચાર ચાલુ રહેશે એવો સભવ છે તેથી એની એ જોડણી જ ચાલુ રાખવી જોઈએ. આમ કર્યો—કઈ—કર્યું જોડણી વાપરવી ઠીક લાગે છે[1] પણ 'કયે'ને નપુંસક બહુવચન 'કયાં' ને લખવામાં તેમજ છાપવામાં ધ્યાન રાખવાની જરૂર રહેશે. આપણાં બીબામાં જોડાક્ષર ય ચાંચવાળો હોય છે તેનો વપરાશ બરાબર નથી થતો, તેથી ઘણીવાર ક્યાં (where) અને કયાં (which) વચ્ચે અભેદ થઈ જાય છે. માટે લખવામાં તેમજ છાપવામાં આ મુદ્દો ધ્યાનમા રાખવો જોઈએ.

## પૂર્તિ

(૧) એચાર વર્ષ પહેલાં 'પ્રસ્થાન'માં મેં 'કાઠિયાવાડી બોલીની કેટલીક વિશિષ્ટતાઓ' વિશે એક લેખ લખ્યો હતો, તેમા કાઠિ૦ સર્વનામ 'ઈ'ને વેદકાળના એક સર્વનામના અવશેષરૂપે મે સ્વીકાર્યું હતુ અહીં વધુ નોધવાની રજા લઉં છું કે સસ્કૃત શબ્દો इयत् અને इदक्ष માં પણ આ 'ઈ' સર્વનામ પ્રથમપદ તરીકે હાજર છે એટલે વેદકાળમાં એની હેયાતી ચોક્કસ બને છે.

(૨) 'પ્રસ્થાન'ના ફાગણ અંકમાં મેં 'ઊભવુ' વિશે એક નોધ લખી છે. 'ઊભવુ'ની મૂળ વ્યુત્પત્તિ ऊर्ध्व હોય કે કઈ બીજી, મારુ વક્તવ્ય તો એટલું જ છે કે એનો ક્રિયાત્મક અર્થમાં વપરાશ આપણાં સાહિત્યમાં ઘણો જૂનો છે, કાઠિયાવાડીઓએ એ અર્થ ઉપજાવ્યો છે એમ નથી. એનો એક વિશેષ પુરાવો અહીં નોધું છું:

"રામચન્દ્ર નઈ લક્ષ્મણ **ઊભાં** ભરથરાજ સિણિ દીધૂ[2]"

સીતાહરણ—કર્મણ, પૃ. ૨૦

અહીં 'ઊભાં'નો કૃદન્તાત્મક ઉપયોગ સ્પષ્ટ છે.

---

[1] વ્યવહારમાં આના ઉચ્ચાર કયો—કઈ—કયુ એમ જોઈને પણ થાય છે. એ ટેવને ભણેલાઓએ સુધારવી જોઈએ અને લખાણને અનુરૂપ જ ઉચ્ચાર રાખીને સંદિગ્ધતા ઉપજતી ટાળવી જોઈએ.




અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત:—લેખક: વિદ્યાવલ્લભ ઇતિહાસતત્ત્વમહોદધિ આચાર્ય શ્રી વિજયેંદ્રસૂરિ; પ્રકાશક: શ્રી યશોવિજય જૈનગ્રન્થમાળા, ભાવનગર, ઈ. સ. ૧૯૩૬, કિંમત ચાર આના.

આ નાના પુસ્તકનું, એમાં સાચી ઐતિહાસિક દૃષ્ટિ હોવાને લીધે, અમે ઘણું મૂલ્ય આંકીએ છીએ. વડોદરાના ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહે 'પ્રાચીન ભારતવર્ષ' નામનું પુસ્તક લખ્યું છે, જેમાં આ દેશના પ્રાચીન ઇતિહાસની સુવમાન્ય માન્યતાઓને છલપ્રચુર દલીલોથી ઉલટાવવાનો ગ્લાનિજનક પ્રયાસ કરવામાં આવ્યો છે ઉપલા પુસ્તકના લેખક આચાર્ય વિજયેન્દ્રસૂરીજી સાચું જ કહે છે કે "દાક્તરસાહેબનાં જેવાં પુસ્તકો બહાર પાડવાથી જૈનોને લાભ થવાને બદલે ઊલટી હાનિ થવાનો સંભવ છે" ( જુઓ 'કિંચિદ્ વક્તવ્ય' પૃ. ૩ ). મતલબ કે ડૉ. ત્રિભુવનદાસ શાહની પ્રવૃત્તિ ઇતિહાસને તથા જૈનોને હાનિકારક જ છે.

ડૉ. ત્રિભુવનદાસ શાહના 'પ્રાચીન ભારતવર્ષ' નામના પુસ્તકની સમાલોચના કરવા માટે આચાર્યશ્રીએ અસલ અને પ્રમાણભૂત ઐતિહાસિક સામગ્રીઓ એકઠી કરવા માંડી હતી, પણ એ અરસામાં 'જૈન રૌપ્ય મહોત્સવ અંક' માં ડૉ શાહનો જ 'સંપ્રતિ મહારાજના શિલાલેખો કિંવા પદચ્યુત સમ્રાટ્ અશોક' નામનો લેખ તેઓએ જોયો અને તેનો જ પ્રતિવાદ પ્રથમ કરવાનું એમને ઇષ્ટ જણાતાં આ લઘુ પુસ્તક બહાર પાડ્યું. જો કે ડૉ. શાહના ઉપર્યુક્ત પુસ્તકની સમાલોચનાનો ગ્રન્થ પ્રગટ કરવાનો એમનો વિચાર છે જ,

ડૉ. શાહે અશોકના પ્રસિદ્ધ શિલાલેખોને સંપ્રતિ મહારાજાના ઠરાવવા માટે જે ખોટી અને ભ્રામક દલીલો કરી છે તેનું આ પુસ્તકમા વીગતવાર નિરસન કરવામાં આવ્યું છે. જેઓને ઐતિહાસિક વિવેચનોનો અભ્યાસ નથી તેવાં સામાન્ય માણસો ઐતિહાસિક રૂપનો આભાસ આપતી તથા ઐતિહાસિક વિદ્વાનોના નામોથી છેતરતી વાતોમાંથી સત્યાસત્યનો વિવેક કરવા અસમર્થ હોય છે. તેમા પણ પોતાના ધર્મને કે સ્વધર્મના પ્રભાવક મહાપુરુષને મહત્ત્વ મળતું જુએ ત્યારે એ મહત્ત્વ સાચું મળે છે કે ખોટું મળે છે એ જોવા જેટલી સૂક્ષ્મ દૃષ્ટિ વગરના માણસો જરૂર તણાઈ જાય આ સ્થિતિમાં આચાર્યશ્રીનું આ પુસ્તક ઘણું ઉપકારક છે. એમાં ડૉ. શાહના વિધાનોનું પોકળપણ બહુ સ્પષ્ટ રીતે બતાવ્યું છે, અને સાચી ઐતિહાસિક વિચારણાની પદ્ધતિ પણ રજૂ કરી છે.

ટૂંકામાં, આ પુસ્તક પ્રગટ થવાથી અજ્ઞાન લોકોમાં ઐતિહાસિક ભ્રમણા ફેલાતી અટકશે એ જોઈને અમને હર્ષ થાય છે. આ પુસ્તકના લેખક જૈનધર્મના પ્રસિદ્ધ આચાર્ય હોવાથી એમના લખાણ ઉપર એ સાંપ્રદાયિક દ્વેષમૂલક હોવાની શંકા ઉત્પન્ન થવાનું કારણ નથી. તેઓ ખરું જ કહે છે, કે "આજના પ્રકાશમય ઐતિહાસિક ક્ષેત્રમાં અંધકાર માની જનતાની આંખે પાટા બાંધવાનો અને એ વિધર્મી રાજાઓના લેખોને પોતાના ધર્મના રાજાના લેખો મનાવી બીજાની સંપત્તિ સ્વકીય સંપત્તિ મનાવવાનો દાક્તરસાહેબે વિચિત્ર પ્રયત્ન કર્યો છે" ( પૃ. ૫૯ ) અલબત્ત, આચાર્યશ્રી કહે છે તેમ "તેમની મુરાદ પાર પડી નથી એમ તો જરૂર કહી શકાય. અને એટલું આપણું સદ્ભાગ્ય છે એમાં શંકા નથી." ખરી વાત છે કે જૈનસમાજમાં આવા 'સાચા ઇતિહાસહૃદયકોવિદ આચાર્ય' જાગૃત છે એ જૈનસમાજનું જ નહિ પણ ગુજરાતનું સદ્ભાગ્ય છે, એમ આ સ્તુત્ય અને અંતરના ઇતિહાસપ્રેમથી પ્રેરિત પ્રયાસને જોઈને કહ્યા વગર રહી શકતા નથી.

- દુર્ગાશંકર કે શાસ્ત્રી

## અમદાવાદ કેળવણી મંડળ

૧૯૩૪માં સ્થપાયેલ આ મંડળે સારી પ્રગતિ કરી છે અને મંડળ તરફથી આ વર્ષે કોમર્સ કોલેજ શરૂ કરવામાં આવી છે. મંડળને મળેલ આર્થિક દાન અમદાવાદ શહેરના પ્રમાણમાં સંતોષકારક ન જ ગણાય, છતાં ગુજરાતમાં આવી પદ્ધતિ નવી છે તે જોતાં આ મંડળનું ભવિષ્ય ઉજ્જ્વળ છે. સુરતમાં દીવાન બહાદુર ચુનીલાલ ગાંધીના અથાગ પરિશ્રમે સાર્વજનિક સોસાયટીએ સારી પ્રગતિ કરી છે અમદાવાદ પાસે તેથી વિશેષ આશા રાખવી વધારે ન ગણાય.

આ મંડળને અંગે એકબે સૂચનાઓ સહેજ સ્ફુરે છે. મહારાષ્ટ્રમાં આ પ્રણાલિકા ઘણી જૂની છે આવાં મંડળોની શરૂઆત કરી તેમને લોકોપયોગી બનાવવામાં પૈસા ઉપરાંત તપની જરૂર છે ડેક્કન કેળવણી મંડળમાં લોકમાન્ય તિલક, આગારકર, ચિપલૂણકર વગેરે આદર્શ કેળવણીભક્તોનું તપ હતું. તેમાં જ્ઞાનયજ્ઞની ભાવના હતી. માત્ર કેટલાક વકીલો કે પૈસાદાર વ્યક્તિઓ ભેગી થઈ ધન એકઠું કરે તેથી કેળવણી મંડળ સ્થપાતું નથી. બ્રાહ્મણપરંપરા પેઠે તેમાં જ્ઞાનયજ્ઞનું તપ જોઈએ જેમ પૈસા આપનાર વર્ગ જોઈએ તેમ જ જ્ઞાનને માટે જીવન અર્પનાર વર્ગ જોઈએ. પણ તેનો અર્થ એમ નથી કે તેવા વર્ગને ધનસંકોચમાં જ રહેવું જોઈએ. આવા મંડળ ચલાવવાવાળા કાર્યકર્તાઓની ફરજ છે કે સારા વિદ્વાનોને પૂરતો બદલો આપીને આકર્ષવા જોઈએ અત્યારે એક પ્રથા પડી ગઈ છે કે ઓછામાં ઓછા પગારે શિક્ષકોને રાખવા. તે પ્રથા ખરેખર નિંદ્ય છે. શિક્ષકને ધનનો લોભ ન જોઈએ, પણ જ્ઞાનનો પ્રેમ જોઈએ, તેમ તેને સાદુ પણ સંસ્કારી જીવન ગાળી શકાય તેટલી આવક ચિન્તા વિના મળવી જ જોઈએ કેટલાંક કેળવણી મંડળો હાલની બેકારીનો લાભ લઈ શિક્ષકોને પેટપૂરતો પગાર પણ આપતાં નથી. ગુજરાતે આ બન્ને પરંપરા ઉત્પન્ન કરવાની છે ગુજરાતમાં સ્વતંત્ર યુનિવર્સિટી સ્થાપવાની ભાવનાને લક્ષમાં રાખી કેળવણી મંડળે સારા વિદ્વાનોને મેળવવા દરેક પ્રયત્ન કરવો જોઈએ. તે સાથે ધનનો લોભ છોડી દઈ વિદ્વાનોએ ગુજરાતને પોતાના જ્ઞાનનો લાભ આપવાની ફરજ સમજવી રહી.

## જૈન યુવક પરિષદ

આ પરિષદનું દ્વિતીય અધિવેશન અમદાવાદમાં થયું. સ્વાગતાધ્યક્ષ તરીકે પંડિત સુખલાલજી અને પ્રમુખ તરીકે શ્રી૦ પરમાનંદ કુંવરજી કાપડિયા જેવા ગૃહસ્થો મેળવવામાં આ પરિષદ ખરેખર ભાગ્યશાળી ગણાય સ્થિતિચુસ્તતાનું મોટું ધામ અને જૂનવાણીનો મોટો દુર્ગ એવા અમદાવાદ શહેરમાં આ પરિષદનું અધિવેશન ફતેહમંદ રીતે ભરવા માટે કાર્ય-

કર્તાઓને અભિનંદન ઘટે છે સ્વાગતાધ્યક્ષ અને પ્રમુખશ્રી બન્નેનાં વ્યાખ્યાનો ધાર્યા મુજબ અત્યંત મનનીય છે તેમજ પરિષદની કાર્યવાહી વ્યવહારુ અને માર્ગદર્શક છે.

પંડિત સુખલાલજીએ જૈન યુવકમાં જોઈતાં ત્રણ લક્ષણો પ્રત્યે ધ્યાન ખેચ્યું છે, તે ત્રણ લક્ષણો—નિવૃત્તિલક્ષી પ્રવૃત્તિ, નિર્મોહ કર્મયોગ અને વિવેકી ક્રિયાશીલતા. જૈનધર્મ નિવૃત્તિમાર્ગી છે. ભગવાન મહાવીરની સાચી નિવૃત્તિ ભુલાઈ ગઈ છે અને સાધુવર્ગ અનધિકાર ઉપદેશ આપી સાચા ધર્મથી વિમુખ થયો છે અને સમાજને વિમુખ બનાવે છે. ગૃહસ્થવર્ગ પોતાનો અધિકાર અને શક્તિ વિચાર્યા વિના આવા નિવૃત્તિમાર્ગી ઉપદેશના ભ્રમમાં તણાઈ જાય છે અને પરિણામે ધર્મ અને વ્યવહાર વચ્ચે અમર્યાદ અંતર ઉત્પન્ન થયું છે. પંડિત સુખલાલજીએ આ વસ્તુ તરફ સવેળા ધ્યાન ખેંચ્યું છે. જૈન સાધુઓ અનધિકારે એકાંત નિવૃત્તિનો ઉપદેશ આપી રહ્યા છે અને સામાજિક ફરજો પ્રત્યે ભયંકર બેદરકારી કેળવે છે, તેનો જેટલો વિરોધ કરીએ તેટલો ઓછો છે.

સાધુસંસ્થા, તીર્થો અને મંદિરો, શાસ્ત્રો અને આગમો એ દરેક પ્રત્યે પંડિત સુખલાલજીનું વલણ મધ્યમમાર્ગી છે. તેના એકાંત વિરોધનો તેઓ વિરોધ કરે છે.

શ્રી૦ પરમાનંદ કુંવરજી કાપડિયા આ બાબતમાં અતિ ઉદ્દામ વિચારો રજૂ કરે છે. તેમને મન સમગ્રપણે વિચાર કરતાં આખો સાધુવર્ગ કોઈ કાળે નવા વિચાર સાથે ગતિ કરી શકે તેમ છે જ નહિ. અમે આ મત સાથે સંમત છીએ. સાચા સાધુઓ જગતના કલ્યાણકારક છે તે વિષે શંકા નથી, છતાં અત્યારે પ્રજામાં વેશપૂજાનો જે ભારે મહિમા વર્તે છે અને પ્રજા તેની પછવાડે ગાડી બની છે એ મોહિનીમાંથી લોકોને મુક્ત કરવા જ જોઈએ. સાધુજીવનની કલ્પનાઓ આજે મૌલિક સંશોધન માગે છે, અને તેના આચારમાં ભારે પરિવર્તનની જરૂર છે સાધુઓનું જે આધિપત્ય આજે પ્રજામાનસ ઉપર છે, તેમાંથી પ્રજાને છોડવ્યે જ છૂટકો છે.

શ્રી. કાપડિયાએ આવી પરિષદોના કાર્યવિસ્તાર અને મર્યાદાઓ વિષે સુંદર ચર્ચા કરી છે કોમીવાદ આપણામા ફાટી નીકળ્યો છે ત્યારે આવી કોમી પરિષદો મારફત કોમી ભાવને જરા પણ ઉત્તેજના ન મળે તે અતિ અગત્યની વસ્તુ છે. તેમજ શ્રી કાપડિયાએ દેશની સઘળી પ્રવૃત્તિઓની ટૂંકી રૂપરેખા રજૂ કરી તેમા જૈનોનું સ્થાન અને તેમનું કર્તવ્ય બતાવ્યાં છે. આપણા અંગત પ્રશ્નોને વિશાળ ભાવનાઓ અને કલ્પનાના ધોરણે વિચારી શકીએ અને આપણે કોઈ કાળે દેશહિતના ભોગે કોમનો સ્વાર્થ સાધવાની સંકુચિત મનોદશાના ભોગ બનવા પામીએ નહિ, તે માટે આપણા દેશના ભાવિની કલ્પના આપણને હોવી જોઈએ, અને એવું સ્વરાજ્ય નિપજાવવા આપણા વિભાગમાં રહીને આપણું કર્તવ્ય આપણે વિચારવું જોઈએ. તે ધોરણે સામાન્ય ગણાતી ઘણી પ્રવૃત્તિઓ—અસ્પૃશ્યતાનિવારણ, સ્વદેશી, કેળવણીનો પ્રચાર, બેકારી દૂર કરવાના ઉપાયો, સ્ત્રીઓની પ્રગતિ, આરોગ્યરક્ષણ, શારીરિક વિકાસ, વગેરે અનેક પ્રવૃત્તિઓ આવી પરિષદોએ હાથ ધરવી જોઈએ. તદુપરાંત પોતાના વિભાગને લગતા ખાસ પ્રશ્નો જે આવી પ્રવૃત્તિઓના બાધક હોય તેનો નિકાલ લાવવો રહ્યો

જૈનોએ ધાર્મિક અને વ્યાવહારિક એવા જીવનના બે વિભાગ પાડી દીધા છે અને અહિંસાને નામે અનેક અનિષ્ટ રીતરિવાજો અને કર્તવ્યવિમુખતાએ જૈનોમાં ઘર કર્યું છે.

અહિંસાની સમજણમાં ક્રાન્તિ થવાની જરૂર છે. તેવી જ રીતે તીર્થો અને મંદિરોનો વહીવટ, દેવદ્રવ્યનો ઉપયોગ, ત્રણ ફિરકાનું ઐક્ય, સાધુજીવન માટે વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ ફેરફારો આ બધા પ્રશ્નો ઉગ્ર વિચારણા અને ક્રાન્તિ માગે છે.

... શ્રીયુત કાપડિયાના ઉદ્દામ વિચારોએ સનાતનીઓમાં મોટો ખળભળાટ મચાવ્યો છે, અને તેમને સંઘબહાર મૂકવા પ્રયત્નો થઈ રહ્યા છે અમે શ્રીયુત કાપડિયાના વિચારોને આવકાર આપીએ છીએ, અને પોતાની જાતને યુવક કહેવડાવતા દરેક જૈનને તેમનું વ્યાખ્યાન ધ્યાનપૂર્વક વાંચી જવા આગ્રહ કરીએ છીએ.

### શ્રીમતી નાથીબાઈ સ્ત્રી વિદ્યાલય

આ વિદ્યાલયના આ વરસના પદવીદાન સમારમ્ભ સમયે સર મનુભાઈ મહેતા મુખ્ય વક્તા હતા. તેમણે સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. આ વિદ્યાલયને ૨૧ વર્ષ પૂરાં થયાં. તેના ભૂતકાળની ટૂંકી સમાલોચના કરતા સર મનુભાઈને આ વિદ્યાલયનું ભવિષ્ય અતિ ઉજ્જવલ જણાય છે. આ વિદ્યાલયની જુદીજુદી કૉલેજોમાં કુલ ૨૨૦ અને સ્કૂલોમાં કુલ ૩૮૨૬ કન્યાઓ અભ્યાસ કરે છે. આ વરસે કુલ ૨૮૭ વિદ્યાર્થિનીઓ પ્રવેશક પરીક્ષામાં બેઠી. તેમાંથી ૧૧૧ પાસ થઈ અને કુલ ૧૦૫ માધ્યમિક શાલાન્ત પ્રમાણપત્ર (Secondary school certificate )ની પરીક્ષામા બેઠી, તેમાથી ૫૨ પાસ થઈ છે. ગૃહિતાગમાની પદવી માટે ૮૫ વિદ્યાર્થિનીઓમાંથી ૫૫ પાસ થઈ છે. વિદ્યાલયની ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી છે અને અનંત કાર્યવિસ્તાર તેની સમક્ષ ખડો છે.

સ્ત્રીકેળવણી પ્રત્યે ભૂતકાળની આપણી ભયંકર બેદરકારી પ્રત્યે લક્ષ ખેંચી આપણા કર્તવ્યનું સર મનુભાઈએ ભાન કરાવ્યું હતુ તે સાથે સરકારની બેપરવાઈ માટે ઊંડો ખેદ જાહેર કર્યો હતો.

સ્ત્રીઓ માટે જુદા વિદ્યાલયની જરૂરિયાત છે કે નહિ તે પ્રશ્ન ચર્ચતાં સર મનુભાઈએ જણાવ્યું હતું કે સ્ત્રી અને પુરુષનો શારીરિક ભેદ જોતાં તેમની કેળવણી ભિન્ન રહેવાની જ. સ્ત્રીપુરુષને એકબીજાના હરીફ બનાવવા એ કેળવણીનો ઉદ્દેશ નથી, પણ કુદરતી રીતે તેઓ એકબીજાના પૂરક છે તેથી તેમના કાર્યવિભાગને લક્ષમાં લઈ તેમનું કેળવણીનું ધોરણ નક્કી કરવાની જરૂર છે. સહશિક્ષણના કેટલાક દેખીતા લાભો છે, છતાં આપણા સમાજની અત્યારની પરિસ્થિતિ જોતાં, સ્વતન્ત્ર સ્ત્રી વિદ્યાલયને સ્થાન છે, અને તેની જરૂર છે. આમપ્રજાનો વિશ્વાસ મેળવી શકીએ તો જ સ્ત્રીકેળવણીનો પ્રચાર શકય છે અને તેવો વિશ્વાસ સંપાદન કરવા સ્વતન્ત્ર સ્ત્રી વિદ્યાલયની અગત્ય છે.

શિક્ષણનું વાહન સ્વભાષા એ આ વિદ્યાલયનું એક મુખ્ય લક્ષણ છે. આ વિષયે સર મનુભાઈએ રજૂ કરેલ વિચારો સાથે અમે સહમત થઈ શકતા નથી—શિક્ષણ (Instruction) અને કેળવણી વચ્ચે તેઓ ભેદ પાડે છે, અને એમ માને છે કે સ્વભાષા દ્વારા શિક્ષણ આપવુ શકય છે પણ ઉચ્ચ કેળવણી માટે અંગ્રેજી ભાષા જ યોગ્ય છે. આ મતના સમર્થનમાં સર મનુભાઈએ વિચિત્ર દલીલો રજૂ કરી છે. તેમને મન ગણિત અને ભૂગોળ જેવા વિષયો સ્વભાષાદ્વારા શીખવી શકાય પણ ઇતિહાસ, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, વિજ્ઞાન વગેરે વિષયો અંગ્રેજી મારફત શીખવવાનો તેમનો આગ્રહ છે. ઇંગ્લંડ અથવા રોમના ઇતિહાસનું રહસ્ય, મેકોલે અથવા ગીબન મૂળમાં વાંચવાથી જ સમજી શકાય. કોઈ

અંગ્રેજે હિન્દુસ્તાનનો ઇતિહાસ જાણવા માટે હિન્દી મારફત જ શીખવું જોઈએ! શું જાપાનીઓ વિજ્ઞાન, માનસશાસ્ત્ર, ઇતિહાસ, સાહિત્ય, વગેરેથી વંચિત રહ્યા છે? સર મનુભાઈ માને છે કે કદાચ ૫૦ વરસે સ્વભાષાદ્વારા કેળવણી ( એમના અર્થમાં ) શક્ય થશે! માટે અકાળે સ્વભાષા દાખલ કરી કેળવણીને વક્ર ન બનાવવી!! સર મનુભાઈને અમે એટલું જ કહીશું કે તમે આ યુગની પાછળ પડી ગયા છો અને તમારે હજી મિલ, સ્પેન્સર અને મિલ્ટન વાંચવાના રહ્યા છે. સર મનુભાઈ એ પણ ભૂલી જાય છે કે આ વિદ્યાલયમાં ત્રણ વરસ દરમ્યાન અંગ્રેજી ફરજિયાત છે અને સામાન્યપણે વિદ્યાર્થિનીઓનું અંગ્રેજીનું જ્ઞાન સંતોષકારક રહે છે. પણ તે ગમે તેમ હો, છતાં અંગ્રેજી મારફત જ કેળવણીનો આગ્રહ રાખવો તેમાં હવે તો માત્ર પૂર્વગ્રહ જ છે.

## મૅટ્રિકની પરીક્ષાનું પરિણામ

મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાનું પરિણામ દર વર્ષે ઉત્તરોત્તર ખરાબ આવતું જાય છે તેમાં આ વર્ષે હદ કરી છે. માત્ર ૨૮ ટકા પરિણામ આવ્યું છે. પરીક્ષાનાં પરિણામો વધારે કડક બનાવવાથી યુનિવર્સિટીની પ્રતિષ્ઠા વધે છે અને તેની પદવીઓની કિમ્મત વધે છે તેમ માનવામાં ભૂલ છે. પરીક્ષા વિદ્યાર્થીના જ્ઞાનનું માપ કાઢવાની એક અતિ અસંતોષકારક રીત છે, અને પરીક્ષાને મહત્ત્વ આપવામાં કેળવણીનું ધ્યેય ભુલાઈ જાય છે. અત્યારની પરીક્ષા લેવાની રીત એક લૉટરી જ છે અને ભવિષ્યનો અને વિદ્યાર્થીઓના જીવનનો જરા પણ વિચાર કર્યા વિના પરીક્ષાનાં ધોરણો સખત બનાવવામાં મોટી હાનિ રહી છે.

એમ કહેવાય છે કે આ વર્ષે પરિણામ ખરાબ આવવાનું કારણ એમ છે કે ઘણી સ્કૂલોએ મૅટ્રિકની પરીક્ષા માટે લાયક ન હોય તેવા ઘણા વિદ્યાર્થીઓને પરીક્ષામાં બેસવા દીધા છે. પણ તેમાં કોનો દોષ છે?

આ વરસે જાનેવારીની શરૂઆતમાં યુનિવર્સિટીએ સરક્યુલર કાઢ્યો હતો કે એપ્રિલ ૧૯૩૬ અથવા તે પૂર્વે જેઓ પરીક્ષામાં બેઠા હતા તેમને જ ઑક્ટોબરની પરીક્ષામાં બેસવા દેવામાં આવશે. તેથી સ્કૂલોએ વિદ્યાર્થીઓને વિશેષ સંખ્યામાં મોકલાવ્યા. માર્ચની શરૂઆતમાં બીજો સરક્યુલર કાઢ્યો કે કોઈ પણ વિદ્યાર્થીને ઑક્ટોબરની પરીક્ષામાં બેસવા દેવામાં આવશે. ત્યારબાદ કેટલીક સ્કૂલોએ વિદ્યાર્થીઓના ફૉર્મ અને ફી પાછા માગ્યાં, પણ યુનિવર્સિટીએ પાછાં આપવાની ના પાડી શા માટે? યુનિવર્સિટી એક નફો કરવાવાળી સંસ્થા થઈ પડી છે. હાથમાં આવેલ પૈસા પાછા ન આપવા એવી વણિકવૃત્તિ કેળવણીની સંસ્થાને નાલાશીરૂપ થઈ પડી છે. પણ મુંબઈ યુનિવર્સિટી એક વેપારરૂપ થઈ પડી છે.

આ વર્ષનો અંગ્રેજીનો પેપર વિચિત્ર હતો. મિ. હેમીલે કબૂલ કર્યું કે તે પેપર તદ્દન નવીન ઢબનો જ હતો અને યુનિવર્સિટીના ધોરણથી વિરુદ્ધ હતો. મિ. હેમીલ વિચિત્ર વિચારો ધરાવે છે, અને એવા પરદેશી માણસોના હાથમાં આપણું કેળવણીનું તંત્ર છે ત્યાં સુધી સહાનુભૂતિની આશા રાખવી વ્યર્થ છે.

ઘણા વિદ્યાર્થીઓ એકએ માર્ક માટે નાપાસ થાય છે. પરીક્ષામાં નાપાસ થવાથી વિદ્યાર્થીને જે તેજોવધ અને સ્વમાનહાનિ થાય છે તેનું જરા પણ જેને ભાન હોય તેવાઓ આવાં ધોરણો બાંધે જ નહિ: પરીક્ષા એક અડસટ્ટાઉ ( Rule of the Thumb ) કસોટી છે. તેમાં પરીક્ષકને પુષ્કળ છૂટ હોવી જોઈએ. પણ યુનિવર્સિટીએ પરીક્ષકોનાં કાંડાં કાપી

લીધાં છે. ગયે એક વર્ષે એક વિદ્યાર્થી ૨૪ માર્ક માટે નાપાસ થયો. એક યુવકનું આખું વર્ષ આવી નમાલી બાબત માટે વ્યર્થ જાય તેનો જરાય વિચાર છે? માર્કો કેમ અપાય છે, પેપર કેમ તપાસાય છે તેનો જરાય અનુભવ જેને છે તેવાઓને આખા ધોરણો ઉપર તિરસ્કાર થાય. પણ ભવિષ્યની કલ્પના જ તેમને નથી. મોટા માણસોના હાથમાં યુનિવર્સિટીનું તંત્ર છે, જેઓ શિસ્ત અને કાયદો જાળવવામા જ યુનિવર્સિટીની પ્રતિષ્ઠા માને છે. વિદ્યાર્થીઓના આટલા ઊહાપોહની તેમને કાંઈ અસર જ નથી અને સત્તાના મદમાં ટૂંકી દૃષ્ટિવાળા એ સત્તાધીશોને યુવાનોના જીવનને ધૂળધાણી કરતા હૃદયને જરા પણ આંચકો લાગતો નથી.

કેળવણીના ધોરણો અને મુબઈ યુનિવર્સિટીનુ આખુ બંધારણ આમૂલાગ્ર પરિવર્તન માગે છે મિ. હેમીલે ફરિયાદ કરી કે સ્કૂલોનો ગફ્ડો ફાટ્યો છે અને કેળવણીનું ધોરણ ઘણુ નીચુ ગયુ છે. તેમા કોનો દોષ છે? યુનિવર્સિટીએ તેમાં શુ કર્યુ છે? સરકારે શુ કર્યુ છે? વિદ્યાર્થીઓને નાપાસ કરવાથી આ અનિષ્ટ દૂર થાય તેમ છે?

**વડોદરા રાજ્ય પ્રજામડળ**

કઠોર પરિષદના પ્રમુખસ્થાનેથી ડૉ. સુમન્ત મહેતાએ વડોદરા રાજ્યની અમલદારશાહી સામેનુ તહોમતનામુ નિર્ભયપણે સુણાવ્યુ ત્યારથી અમલદારશાહીનાં કબૂતરખાનાં ફફડી ઊડ્યા છે. શ્રીમત સરકારે, થાકેલ યોદ્ધાની પેઠે નિરાશ થઈને, રાજ્યની લગામ પરદેશી અમલદારોને સોંપી દીધી છે, અને પોતાના વતનમા તેઓ પરદેશી જેવા થઈ રહ્યા છે. શ્રીમત પ્રત્યે પ્રજાને પૂર્ણ માન અને પ્રેમ છે પ્રજામડળ સરકારની વિરુદ્ધ નથી. સરકારને પોતાની દાદ સુણાવવા અને સરકાર સાથે સહકાર કરવા પ્રજામડળના કાર્યકર્તાઓ ઉત્સુક છે, પણ પ્રજામડળના જન્મથી જ અમલદારશાહીએ સરકાર અને પ્રજામડળ વચ્ચે સહકાર થવા દીધો જ નથી. પ્રથમથી જ પ્રજામડળ પ્રત્યે અણવિશ્વાસ અને હદપાર શકાશીલતાથી જોયુ છે. પ્રજામડળ એ આખા રાજ્યનું પ્રતિનિધિમડળ છે તે સ્વીકારવાને બદલે તે કોઈ થોડાક ચળવળિયાઓની મડળી હોય તેવા પ્રકારનું તેના પ્રત્યે વર્તન રાખ્યુ છે.

એક જમાનો એવો હતો કે જ્યારે વડોદરાનું રાજ્ય પ્રગતિશીલ ગણાતું હતું! શ્રીમંત સરકારે અનેકવિધ સુધારણાની યોજનાઓ રજૂ કરી અને કાયદાઓ કર્યા. પણ માવજત અને જળસિંચનના અભાવે દરેક ચીજ વાંકી ઊગી છે. હૃદયની લાગણીના અભાવે દરેક ખાતું જડ, નિષ્ક્રિય અને નમાલું બન્યું છે. ડૉ. સુમન્ત મહેતા પૂછે છે, વડોદરા રાજ્યને શો રોગ લાગુ પડ્યો છે? અને નિદાન કરે છે કે 'એનાં આંતરડાં અને લોહીમાં જંતુ પાક્યા છે, એ જંતુ બધું લોહી પી જાય છે અને પાંડુ રોગ પેદા કરે છે.

ડૉ. મહેતાને જેઓ જાણે છે તેમને અનુભવ છે કે તેઓ દરેક વાક્ય વિચારીને બોલવાવાળા છે. તેમની વાણીમાં સંયમ છે: તેમનો અનુભવ વિશાળ છે, અને તેઓ સાચા સમાજસેવક છે. આવેશમાં અતિશયોક્તિભર્યાં વર્ણનો કરવાં તે તેમનું લક્ષણ નથી. તેમને વડોદરા રાજ્યની પ્રજાની સ્થિતિ કેમ લાગે છે? "ગામડિયા પ્રજાની સ્થિતિ એવી છે કે આખમાંથી લોહીના આંસુ પડે. પ્રજાના પોણા કરતાં વધારે ભાગને પૂરતો ખોરાક મળતો નથી........ખેડૂતની સ્થિતિ ખરેખર ભયકર છે." "વડોદરા શહેરના આડંબરી તમાશા નીચે, તેના કીર્તિમંદિરો, રાજમહેલો, બાગ અને બગીચા નીચે, ભૂખમરો અને

બેકારી છે. લાખો માણસો દુઃખી, ભૂખ્યા, રોગગ્રસ્ત અને અભણ રહે છે. રસ્તામાં ધૂળ ફાકે છે, ઘરમાં ગંદવાડ ભોગવે છે અને ઉકરડાની ગંધથી ત્રાસ પામે છે. તેમની સારામાં સારી સગવડ દારૂતાડીની દુકાનો અને તાડીના માંડવાઓ છે." આ ચિત્રમાં જરાય અતિશયોક્તિ નથી

અમલદારશાહી લાંચરૂશ્વતખોરીમાં સડે છે તેનામાં હૃદયની લાગણી નથી, પ્રામાણિક કામની ધગશ નથી. પ્રજાને અપંગ, અબોલ, અને અમંગલિત રાખવામાં જ તે પોતાની કૃતકૃત્યતા માને છે. કલમને ગોદે સામાજિક સુધારા થઈ શકતા નથી.

આખા રાજ્યનો ખેડૂત દુઃખી છે પણ ખેડૂતને તેનું પૂરેપૂરું ભાન નથી. એ ભાન કરાવ્યા વિના ખેડૂત પોતાની સ્થિતિ સુધારવાના પ્રયાસો કરવાનો નથી. પણ અમલદાર-શાહી ખેડૂતને આવું ભાન થવા દેવા તૈયાર નથી પ્રજામંડળના કાર્યકર્તાઓને એવો કાંઈ પણ પ્રયત્ન કરતાં અટકાવવા અમલદારશાહી તત્પર થઈ રહી છે, અને પ્રજામંડળના મુખ્ય કાર્યકર્તાઓ ઉપર મનાઈહુકમો કાઢયા છે.

પ્રગતિશીલ કહેવાતા રાજ્યોની આ દશા છે, તો દેશી રાજ્યોની સુધારણાની આશા રાખવી કેટલી વ્યર્થ છે? પંડિત જવાહરલાલે કહ્યું છે તેમ, તેનો વિનાશ એ એક જ ઉન્નતિનો માર્ગ છે. ભલે સરદાર વલ્લભભાઈ માનતા હોય કે મિત્રતાભરી રીતે અને નૈતિક દબાણથી તેઓ દેશી રાજ્યમાં સુધારા કરાવી શકશે. અમને એવો કાંઈ ભ્રમ નથી.

## પોલાદી ચોકઠું

નવા સુધારા હિંદુસ્તાનમાં દાખલ કરતા પહેલાં રખેને સત્તાનું કોઈ અંગ હિંદીઓના હાથમાં ચાલ્યુ જાય તે અટકાવવા બ્રિટિશ રાજનીતિજ્ઞોએ બનતાં બધાંય પગલાં લીધાં છે, અને બંધારણમાં નવાનવા પ્રયોગો કરી એક એવું અટપટું બંધારણ ઉત્પન્ન કર્યું છે કે જેનો અમલ અત્યંત ખર્ચાળ થવા ઉપરાંત, પરિણામ કેવું આવશે તે કહેવું મુશ્કેલ છે. રિઝર્વ બેંક અને રેલવે બોર્ડ કરી નાણાવિષયક બધી સત્તા હાથ રાખી અને નાણાં સંબંધી ધારાસભાઓનો અંકુશ નજીવો કર્યો પરદેશનીતિ અને લશ્કર મર્યાદિત ગવર્નર જનરલની હકૂમતમાં જ રાખ્યુ આવકના ૮૦ ટકા જેટલા ભાગનો ઉપયોગ કાયદાથી નિશ્ચિત કરી મૂકયો અને પ્રગતિશીલ ખાતાઓ માટે ૨૦ ટકા જેટલી આવક રાખી ચૂંટાયેલ પ્રધાનોને પ્રજાને જવાબ આપવાની જવાબદારી સોંપી કોમી ચુકાદો આપી આપણને છિન્નભિન્ન કર્યા અને રાજાઓને સમવાય તંત્રમાં દાખલ કરી પોતાની સત્તા કાયમ કરી. ગવર્નર જનરલ અને ગવર્નરોને ખાસ સત્તાઓ આપી અણધાર્યા પ્રસંગે પોતાનો કાબૂ કાયમ રાખવાની ચાવી હાથ રાખી. પણ આટલેથી સંતોષ ન થયો એટલે અમલદારશાહી પણ રખે કાળાન્તરે હિંદી થઈ જાય અને એ પોલાદી ચોકઠું નરમ થાય ને ભયે તેમાં બ્રિટિશોનું પ્રમાણ વધારવા નવી નીતિ અખત્યાર કરી.

સિવિલ સર્વિસ એ 'બ્રિટીશ રાજસત્તાનું અભિમાન છે.' તેની કાર્યકુશળતાની પ્રશંસા કરવામાં તેઓ કદી મણા રાખતા નથી. સિવિલ સર્વિસમાં હિંદીઓનું પ્રમાણ વધારવા માટે હિંદીઓએ પહેલેથી સતત માગણીઓ કરી છે. શરૂઆતમાં તેને માટે નિમણૂકનું ધોરણ હતું તે દૂર કરી લાયકાત મુજબ પરીક્ષાથી ચૂંટણી નક્કી કરી અને ઘણી ચળવળ પછી હિંદુસ્તાનમાં પરીક્ષા લેવાનું સ્વીકાર્યું હિંદુસ્તાનમાં લેવાતી પરીક્ષા કરતાં ઈંગ્લંડની

પરીક્ષાનુ ધોરણ મહેતુ છે તે સૌ જાણે છે બ્રિટિશોનુ પ્રમાણ જાળવી રાખવા જગતમા ન્યાય નહિ એવા ખોટા પગાર તેમને આપ્યા અને તેના હક્કો કાયમ રાખવા બધારણમા ખાસ કાયદા કર્યા છતા પણ બ્રિટિશોનુ પ્રમાણ ઘટતુ રહે છે અને અંગ્રેજ યુવકોને હિંદુસ્તાન માટે આકર્ષણ રહ્યુ નથી બ્રિટિશોનું પ્રમાણ જાળવી રાખવા સરકારે હવે નવી નીતિ અખત્યાર કરી છે ખુલ્લી હરીફાઈમા પરીક્ષા આપી લાયકાત પુરવાર કરવાની હવે તેમને જરૂર નથી અને હવેથી અમુક પ્રમાણમા તેમની નિમણૂક હિંદી સચિવ કરશે તે ઉપરાત હિંદીઓને ઇગ્લડમા લેવાતી પરીક્ષાઓમા દાખલ થવા નહિ દેવાય જેથી અગ્રજો માટે હરીફાઈ પણ ઓછી થાય

સાગર ખાનદાન લાયક અગ્રજો હિંદુસ્તાનની સેવા કરવા હિંદમા આવે છે એવો દાવો હવે તો કરી શકાય તેમ નથી લાયકાતનુ ધોરણ દૂર કરતા, રગે તેના માણસોને હિંદીઓ ઉપર રાજ કરવાની સત્તા મળશે અને પોતાની કાર્યકુશળતા ( efficiency ) માટે પ્રખ્યાત આ પોતાની ચોખ્ખુ હવે માત્ર હિંદીઓ ઉપર કાબૂ કાયમ રાખવાના એક જ ધોરણે ઘડાશે

યુરોપનું રાજ્યપ્રકરણ

રાષ્ટ્રસઘની નિષ્ફળતાથી યુરોપનુ વાતાવરણ વિશેષ ભયકર અને વિકરાળ બનતુ જાય છે ૧૯૧૪ પૂર્વેનુ ભયભીત વાતાવરણ જામ્યુ છે આતરરાષ્ટ્રીય વ્યવહારમા પશુ બળને સ્થાને નૈતિક બળ સ્થાપવાની સર્વ આશાઓ પડી ભાગી છે, અને દરેક રાજ્ય હવે બીજા રાજ્યને પોતાનુ દુશ્મન માને છે સામુદાયિક સલામતીની યોજનાને સ્થાને ચાણક્ય નીતિથી રાજ્યો વચ્ચે ખાનગી સધિઓનો રાફડો ફાટ્યો છે ફ્રાન્સને જર્મનીનો ભય તેથી ઇટલીની મદદ માગે, બ્રિટનને ઇટલીનો ભય તેથી જર્મનીને રાજી રાખવા પ્રયત્ન કરે, ઇટલી અને જર્મનીને રશિયાનો ભય તેથી એકબીજા મજબૂતી કરવા પ્રયત્ન કરે, છતા આસ્ટ્રિયાને કારણે પૂરો અણવિશ્વાસ, આવી રીતે કોકડુ ગુચવાતુ જાય અને અણવિશ્વાસ અને ભય વધતા જાય છે

જર્મની યુરોપનુ ખરુ ભયસ્થાન છે પશુબળથી સામ્રાજ્યવિસ્તાર થઈ શકે છે તે જાપાન અને ઇટલીએ સિદ્ધ કર્યું એટલે જર્મની પોતાની વસાહતો પાછી માગે છે આજે શાન્તિ જાળવવા માટેની કિંમત વધતી જ જાય છે જર્મનીની આસપાસ લાખો જર્મનો અન્ય રાજ્યોની હકૂમતમા છે તેમને પાછા મેળવવા અને જર્મન સામ્રાજ્ય સ્થાપવા નાઝી નેતાઓ ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે

ઇગ્લડનું પ્રધાનમડળ નિર્બળ છે, અને હોકાયત્ર વિનાના નાવ પેઠે તેની નીતિને કાંઈ ખાસ ધોરણ નથી ઇગ્લડની પરદેશ નીતિને કોઈ ચોક્કસ ધ્યેય નથી, અને જે કાંઈ છે તે પોતાના સામ્રાજ્યને કોઈ પણ ભોગે કાયમ રાખવાનું જ

ફ્રાન્સમા સમાજવાદી પ્રધાનમડળે અગત્યના ફેરફારો હાથ ધર્યા છે મૂડીવાદના બે મહાન દુર્ગો–ફ્રાન્સની બૅક અને શસ્ત્રવ્યાપાર બન્નેમા પરિવર્તન કરવાની યોજના હાથ ધરી છે ફ્રાન્સની બૅક અમુક મૂડીવાદીઓના હાથમા જ છે અને મૂડીવાદીઓના સ્વાર્થ માટે ફ્રાન્સની સમગ્ર આર્થિક નીતિ ઘડાય છે તેને પ્રજાસત્તાક બનાવવી, તેમજ યુદ્ધનું એક મુખ્ય શસ્ત્ર— શસ્ત્રસરજામનો ખાનગી વ્યાપાર છે તેને રાજ્યની માલિકીનો બનાવવો પોતાના સ્વાર્થ માટે મૂડીવાદી વ્યાપારીઓ યુદ્ધો જગવે છે, તે અટકાવવાનો એક જ ઉપાય એ વ્યાપારની

ખાનગી માલિકી નાશ કરવાનો છે. ફ્રાન્સની સમાજવાદી સરકાર આ કાર્ય કરી શકે, તો વિશ્વશાન્તિમાં મોટો ફાળો આપ્યો ગણાય.

તુર્કસ્તાન ડાર્ડેનલ્સ અને બોસ્ફરસના કિનારે સશસ્ત્ર થવાની માગણી કરે છે, અને તે માગણી સ્વીકારાશે તેમ જણાય છે. તેની માગણીઓ ચાલુ છે, પણ ઈટલીની ગેરહાજરીમાં ચોક્કસ નિર્ણય થઈ શકે તેમ નથી. અને રશિયા જે માંગણીઓ કરે છે તે ઈટલી કબૂલ કરે તેમ નથી. ફ્રાન્સ જર્મનીના ભયે રશિયાની માગણીને ટેકો આપે છે, પણ ભૂમધ્ય સમુદ્રની દરિયાઈ વાટના ઉપરનું આધિપત્ય જરા પણ ન જોખમાય તે માટે ઇંગ્લંડને આ માગણીઓ પ્રત્યે સહાનુભૂતિ નથી.

### રાષ્ટ્રસંઘ

એબિસીનિયાની લૂંટ ઉપર છેલ્લો પડદો પાડી રાષ્ટ્રસંઘે સ્વહસ્તે પોતાની દફનક્રિયા કરી છે રાષ્ટ્રસંઘના દરેક સભ્ય સામેનું અને ખાસ કરીને મોટાં રાજ્યો સામેનું તહોમતનામું નિગુસે પોતે જાતે જગતને સુણાવ્યું.

"જગતના સૌથી સમર્થ રાજ્યોએ મળીને મને વિશ્વાસ આપ્યો કે ઈટલીનું આક્રમણ આંતરરાષ્ટ્રીય નીતિ વિરુદ્ધ હોઈ તેને ફતેહમંદ થવા નહિ દઈએ, અને તે વચનમાં વિશ્વાસ રાખી ઈટલીની બધી શરતો મેં મંજૂર રાખી. આ વચનનો વિશ્વાસઘાત કરી કેટલાંક રાજ્યોએ પ્રતિબંધ ન સ્વીકાર્યા. જ્યારે કેટલાકે દેખાવની ખાતર પ્રતિબંધ સ્વીકારવા છતાં તેની અસર ન થાય તેવાં પગલાં લીધાં, અને પરિણામે ઈટલીનો વિજય થયો અને હબસીનિયાનો પરાજય થયો. આર્થિક મદદ માટે માગણીનો અસ્વીકાર કર્યો, અને જે રેલવેનો મને ઉપયોગ કરવા ન દીધો તે જ રેલવેનો ઈટલી ઉપયોગ કરી રહેલ છે. મારી પ્રજાને બચાવવા હું રાષ્ટ્રસંઘને વિનંતિ કરું છું. ઈશ્વર અને ઇતિહાસ તમારી પાસે જવાબ માગશે."

ઈશ્વર અને ઇતિહાસ તો જવાબ માગે ત્યારે ખરું, પણ રાષ્ટ્રસંઘના સભ્યોએ જવાબ આપી દીધો છે. ઈટલી ઉપરના પ્રતિબંધો રદ થયા છે અને તેની લૂંટ ઉપર મહોર મારી છે.

### પેલેસ્ટાઇન

મહાયુદ્ધ પૂરું થયા પછી જર્મની અને તુર્કસ્તાનની વસાહતોનું શું કરવું તે પ્રશ્ન મિત્રરાજ્યો સમક્ષ ખડો થયો. જનરલ સ્મટ્સના ફળદ્રૂપ ભેજામાંથી એક યોજનાનો જન્મ થયો તે 'મેન્ડેટ' (Mandate)ની યોજના. મુખ્ય મિત્ર રાજ્યોએ આ વસાહતો વહેંચી લેવાનું કાવતરું કર્યું અને રાષ્ટ્રસંઘના નામે તેને 'મેન્ડેટ' એવું નામ આપ્યું. રાષ્ટ્રસંઘની નામની દેખરેખ નીચે મુખ્ય મિત્ર રાજ્યોએ આ વસાહતો વહેંચી લીધી. નીતિના બધાય સિદ્ધાંતોના નિબંધો જેવા ઠરાવો અને કરારો કર્યા અને પોતે જાણે પછાત પ્રજાઓને માટે ઉદારતાથી બોજો સ્વીકારતા હોય તેવી રીતે જુદાજુદા પ્રદેશોનો વહીવટ મુખ્ય મિત્ર રાજ્યોએ માથે લીધો, તેમાં પેલેસ્ટાઈન ઇંગ્લંડને ભાગે આવ્યું.

આરબ પ્રજાનું હિત લક્ષમાં રાખી તે હિતને માટે જ રાજ્યબંધારણ અને વહીવટ કરવાનું માથે લઈ અંગ્રેજોએ આ જવાબદારી સ્વીકારી. પણ સાથેસાથે યહૂદીઓને અહીં કાયમની વસાહત કરી આપવાનું વચન આપ્યું, અને લડાઈ દરમ્યાન યહૂદીઓએ કરેલ મદદનો બદલો વાળવાની તક લીધી. આરબ અભણ અને સંગઠનરહિત છે. યહૂદી અત્યંત કુશળ,

ફરફસરવાળો અને કેળવાયેલ છે. હજારો યહૂદીઓએ પેલેસ્ટાઈનમાં ઘર કર્યું અને પોતાની કુનેહથી તેના વ્યાપાર અને ઉત્પત્તિનાં સાધનો હાથ કર્યાં. ઇંગ્લંડની મદદથી આ થતું હોવાથી સ્વાભાવિક રીતે યહૂદીઓનું મધણું વલણ અંગ્રેજો પ્રત્યે રહ્યું. આરબ પોતાના દેશમાં જ પરદેશીનો ગુલામ બન્યો. આરબને તેનું ભાન થયું ત્યારથી આરબની સ્વાતંત્ર્ય-લડત શરૂ થઈ. પણ અંગ્રેજના બળથી યહૂદીઓ પોતાની સત્તા કાયમ કરી રહેલ છે. સ્થાનિક પ્રજા અને યહૂદીઓ વચ્ચે સંપૂર્ણ નિષ્પક્ષ રહેવાનાં વચન છતાં અંગ્રેજનું વલણ યહૂદી પ્રત્યે રહે તે દેખીતું છે. રાષ્ટ્રસંઘે જે જે જવાબદારી અંગ્રેજને સોંપી તેનો હિસાબ લેવાની તેનામાં શક્તિ નથી. પેલેસ્ટાઈન ઇંગ્લંડને માટે સામ્રાજ્યવાદી શેતરંજનો એક દાવ છે, અને યહૂદીઓને મદદ કરી પોતાની સત્તા કાયમ કરવાની તક ઇંગ્લંડ જવા દે તેમ નથી. જર્મનીના યહૂદીઓ પ્રત્યેની જેહાદને લીધે પેલેસ્ટાઈનમા યહૂદીઓની સખ્યા વધતી જ જાય છે અને આરબની ગુલામી વધતી જાય છે પેલેસ્ટાઈનમાં આરબ-યહૂદીનું યુદ્ધ ચાલુ જ છે અને ઇંગ્લંડ તેમા નિષ્પક્ષ રહી શાન્તિ સ્થાપવાનો દાવો કરે છે છેલ્લા ૭ માસથી આરબોએ બળવો કર્યો છે અને લશ્કરને બળે ઇંગ્લંડ બળવો દબાવી દેવા તત્પર બન્યું છે. ઉત્તર આફ્રિકામા ઈટલીની વધતી જતી સત્તા સામે પેલેસ્ટાઈનમાં પોતાની સત્તા કાયમ કરવી ઇંગ્લંડને માટે જરૂરી થઈ પડ્યું છે અને મેન્ડેટનો મૂળ ઉદ્દેશ દૂર રહી હવે તો સામ્રાજ્યના રક્ષણ માટે આરબોના સ્વાતંત્ર્યની લડતને દાબી દેવી એ જ ઇંગ્લંડની નીતિ થઈ છે.

આરબોની આ સ્વાતંત્ર્યલડતમા આપણી રાષ્ટ્રીય મહાસભાએ પોતાની મહાનુભૂતિ જાહેર કરી છે.

ચિમનલાલ ચકુભાઈ શાહ

## શ્રી. અબ્બાસ તૈયબજી

**ન્યાયમૂર્તિ** બદરૂદ્દીન તૈયબજી આપણી રાષ્ટ્રીય મહાસભાના છેક શરૂઆતમાં એક આગેવાન હતા અલીગઢના સર સૈયદ અહમદે જ્યારે મુસલમાનોને સલાહ આપી કે તેમણે એ રાષ્ટ્રીય સસ્થાથી અલગ રહેવું, ત્યારે બદરૂદ્દીન તૈયબજી તેમની સામે થયેલા. ત્યાર-પછીથી ન્યા બદરૂદ્દીન તૈયબજીના બહોળા કુટુંબના ઘણા સ્ત્રીપુરષોએ મહાસભા તરફ મહાનુભૂતિ બતાવેલી શ્રી. અબ્બાસ તૈયબજી તેમના ભત્રીજા અને જમાઈ થાય. તેમણે ઇંગ્લંડ જઈને અભ્યાસ કર્યો અને વડોદરામા ન્યાયાધીશ થયા એમના નોકરિયાત જીવન વિશે એક જ વાત કહેવા જેવી છે કે એમણે વડોદરાના સામાજિક જીવન (Social life)ને ઘડવામા મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. નવા જુવાન અમલદારો આવે તેમને પોતાને ત્યા બોલાવતા એમને ત્યા દર બુધવારે રમવાનું, ખાવાનું, મળવાનું મળતુ. એમને ત્યાં યુરોપિયન સ્ત્રીપુરષો પણ આવતા. યુરોપમાં ભણી આવેલા નવા અમલદારો માટે એમનું ઘર મોટી ક્લબ જેવુ થઈ રહેલુ. એમની બે પુત્રીઓ ઉત્તમ પ્રકારનું સગીત જાણતા ગુજરાતી હિન્દુ સન્નારીઓએ ત્યા ગરબા પાર્ટીઓ કરેલી બર્નાડ શૉ જેવા નાટ્યકારોનાં નાટકો ત્યાં અમલદારો ભજવતા. વડોદરામા એમના જેવા બીજા કેટલાક રસિક અમલ-દારોને લીધે સારી સાહિત્ય સભા સ્થપાઈ હતી આવી રીતે શિષ્ટાચાર અને સભ્યતા, એક પ્રકારના સુસંસ્કારોનો ફેલાવો આ સાચાળુ કુટુંબની મારફતે વડોદરાની જનતાના થોડા

ભાગમાં થઈ રહ્યો હતો. આ સંસ્કારો અંગ્રેજી સભ્યતાથી રંગાયેલા હતા. આ આચારો ખર્ચાળ હતા, એમાંથી આમવર્ગને સ્પર્શ થતો નહોતો, એ બધી વાત સાચી; પણ તે વખતના વાતાવરણને, આજના આદર્શોથી ઘડાયેલા પ્રમાણોથી માપી શકાય નહિ. એ જમાનામાં શિક્ષિત વર્ગ માંહેમાંહે અંગ્રેજી ભાષામાં બોલતો અને લખતો અને અંગ્રેજી રીતરિવાજોને પસંદ કરતો હતો.

જ્યારે ત્રીસ વરસ ઉપરાંતની નોકરી કરીને અબ્બાસસાહેબ છૂટા થયા ત્યારે તેમની ખ્યાતિ માત્ર વડોદરા શહેરમાં હતી એમણે મુસલમાનો અને ખાસ કરીને વ્હોરાઓનાં કુટુંબોમાં શાળાઓ કાઢેલી. વડોદરામાં જૂની જુમા મસ્જિદ હતી તેને મરામત કરીને તથા તેનો વિસ્તાર કરીને મોટા શહેરને શોભે એવી બનાવવામાં આગળપડતો ભાગ લીધેલો અને પોતાના ઘરને એક સામાજિક મેળાપસ્થાન (Social centre) બનાવ્યું હતું. રાષ્ટ્રીય મહાસભા સુરતની બેઠક પછી ગરમ થઈ તેમાં એમની સમતિ નહોતી. અને પછી તો સત્યાગ્રહનો જમાનો આવ્યો. પણ જલિયાંવાલા બાગની કતલની તપાસણીમાં એમને એક સભ્ય તરીકે નીમ્યા ત્યારથી મિ. તૈયબજી પાછા મહાસભામાં આવ્યા અને ગાંધીજીના મદદગાર તરીકે રહ્યા એમને લીધે એમનું લગભગ આખું કુટુંબ રાજકીય લડતથી રંગાયું અને અબ્બાસસાહેબનું નામ ગુજરાતમાં ઘરગથ્થુ થઈ ગયું. મહાસભાએ વડોદરા શહેરને ખેડા જિલ્લામાં ગણ્યું છે તે દૃષ્ટિએ એ ખેડા જિલ્લામાં પ્રમુખ થયા અને તિલક સ્વરાજ્ય ફંડના ફાળાને એકડો કરવા માટે ઠેરઠેર ફર્યા વયને લીધે એમના ઘૂંટણમાં સોજા હતા તે આ ફેરણીમાં ઓગળી ગયા. ઘણા નિવૃત્ત થયેલા અમલદારો ચોક્કસ નિર્ણીત કામના અભાવને લીધે વહેલા મરી જાય છે. પણ અબ્બાસસાહેબને કામ મળી ગયું હતું, એટલે એમનું આયુષ્ય લંબાયું અને સ્વાસ્થ્ય સુધર્યું. જ્યારે નાણાં ઉઘરાવવાં હોય અગર પ્રતિષ્ઠિત વ્યક્તિની જરૂર હોય ત્યારે તેમને ત્યાં બધા દોડી જતા.

બારડોલીની લડત વખતે એમણે થોડા ગામડાનું થાણું હાથમાં લીધું હતું, અને મીઠાના કરની લડતમાં ગાંધીજી પકડાઈ ગયા ત્યારપછીની ટુકડીને મોખરે અબ્બાસસાહેબની નિમણૂક થઈ હતી, અને તેને અંગે જેલમાં ગયા હતા ૧૯૩૨ની સાલમાં પણ એમને પકડીને છોડી દીધેલા. ૧૯૩૩ની દિવાળી પછી એમણે વડોદરા પ્રજામંડળનું પ્રમુખપદ સ્વીકાર્યું, અને છેક ૧૯૩૬ના મે મહિનાની શરૂઆત સુધી એ સ્થાન પર હતા ૮૧–૮૨ વર્ષની વૃદ્ધ વયે પણ અજબ ઉત્સાહથી પોતે અને એમના સાથીઓએ ગામડેગામડે પર્યટન કર્યું, પ્રજામંડળનો પ્રચાર કર્યો, નાણાં ભેગાં કર્યાં, અને પ્રજાનું સંગઠન કર્યું. અને આ કાર્યમાંથી છૂટા થયા પછી ભાગ્યે જ એક માસ પછી એમનું અવસાન થયું. એમને માટે એમ કહી શકાય કે છેવટ સુધી લડતાં લડતાં એમનું મૃત્યુ થયું એ ગર્ભશ્રીમંત હતા અને અમલદારીની સાથે અમીરી ભોગવી હતી તે છતાં એમને જર્જરિત ચોરામાં ઉતારો હોય તો મહેલ જેવો માનતા—ખાવાનું એક કલાક, બે, ત્રણ કલાક મોડું મળે તો વાતો અને મશ્કરીમાં ગાળતા. સ્વભાવે આનંદી અને ટીખળી હતા. બધાની સાથે સમાનભાવે વર્તતા જેમજેમ વૃદ્ધ થયા તેમતેમ એમની નિર્દોષતા, મનની ઉદારતા અને નિખાલસતા વધ્યાં એમનું ભોળું હૃદય ગરીબોનાં દુઃખ જોઈને દુઃખી થતું. છેલ્લાં બે વર્ષની અંદર એમને જે અનુભવ ગામડિયા જીવનનો થયો તેવો કદી થયેલો નહિ. લાખો અને કરોડો યુવાનોએ પણ આવો

પ્રત્યક્ષ અનુભવ લીધો નથી. ગામડાંના યુવકોને પોતાની દુઃખદ સ્થિતિનું પૂરું ભાન હોતું નથી. અમલદારી તોર, બેપરવાહી અને અન્યાય એ બધું જોયું અને તે દૂર કરવાની મુશ્કેલી પણ અનુભવી.

હિંદુમુસ્લિમ એખલાસની પ્રવૃત્તિમાં એમણે ગાંધીજીને સાથ આપ્યો હતો. એમનાં પુત્રી કુ. રહેના તો હિંદુમુસ્લિમ જુદાઈમાં બિલકુલ માનતાં નથી, અને તેમનાં પૌત્રીની પણ તેની જ મનોદશા છે. આ કુટુંબ હજી ઘણાંયે વર્ષો સુધી ગુજરાતની સામાજિક અને રાજકીય પ્રવૃત્તિમાં અગ્રગણ્ય ભાગ લેશે અને અબ્બાસ સાહેબનું સ્મરણ તાજું રાખશે, એવી આગાહી કરી શકાય.

**સુમંત મહેતા**

---

## સ્વ. સુશીલાબહેન નરસિંહરાવ દીવટિયા

### "તમારો જય હો"

જીવનસગાથીને પોતાના ચાલ્યા ગયા પછી કાંઈ અગવડ વેઠવી ન પડે એવી માંદગીને બિછાને પડ્યા પડ્યા પણ ચીવટ રાખનાર આપણા વિદ્વાન કવિ નરસિંહરાવ ઉપર આકસ્મિત આફત ઊતરી.

મોટા માણસો જે કાંઈ કરી શકે છે તે માત્ર પોતાના બળને લીધે નહિ. એમના ખગ મહાયકોમાના મુખ્ય એમના સહધર્મચારિણી હોય છે. શ્રી. નરસિંહરાવના ભક્ત-હૃદયની સભાળ સ્વ. સુશીલાબહેને ન રાખી હોત તો? જીવન આખુ જેણે પતિને સમર્પી દીધું હતું તે આદર્શ આર્યનારીની અવસાન નોંધ લેવી ઘટે. સ્વ. સુશીલાબહેને સાહિત્યમા ઉમેરો નથી કર્યો એ સાચુ, પણ શ્રી. નરસિંહરાવના સાહિત્યફાલનો કંઈક યશ એમને પણ પરોક્ષ રીતે મળવો જોઈએ. પતિનો વિદ્યાવ્યાસંગ કંઈક અંશે એમને લાગ્યો હતો; અને પતિની ઈશ્વરશ્રદ્ધા પણ એમનામાં જાગી હતી. એ જો ન હોત તો એ બન્નેએ પોતાનાં સતાનોના અવસાન જે રીતે ઝીલ્યાં તે રીતે જીરવી શકાત કે? એમના અવસાનનિમિત્તે મહાત્મા ગાધીજીએ શ્રી. નરસિંહરાવને જે લખ્યું છે તેનો પ્રસ્તુત ભાગ ઉદ્ધૃત કરી શ્રી નરસિંહરાવના દુ:ખમા સમભાગી થવાની આકાંક્ષા મેલી એ નોધ પૂરી કરીએ:

"સુજ્ઞ ભાઈશ્રી,

.. .. .. .. ........... તમારી આગળ ખરખરો શો? તમારી માંદગીના ખબર મને મળ્યા કરતા હતા. સુશીલાબહેન વિષે તો મને કંઈ જ ખબર નહોતી. ખરે જ, ઈશ્વર પોતાના ભક્તોને તાવે છે! તમે તો ઘણી તાવણીમાંથી પસાર થયા. તમારે બધી પરીક્ષામાં પાસ થયા જ કરવું છે. ઈશ્વર જેને તાવે છે તેને તાપ સહન કરવાની શક્તિ પણ આપતો લાગે છે. નાસ્તિક પણ તમને જોઈ આસ્તિક થાય એવી તમારી શ્રદ્ધા છે. તમારો જય હો.

સેગાવ, વર્ધા,
તા. ૧૦-૭-૩૬

તમારો
મોહનદાસ"

ગો૦

---

# રોજનીશી

## જૂન : ૧૯૩૬

તા. ૭ ફ્રાન્સના નવા વડા પ્રધાન મો. બ્લુમના પ્રયત્નથી મોટા પાયા ઉપર હડતાલોનો અંત આવ્યો;

તા. ૮ ૬૨ા હજાર ખેડૂતોની પરિષદે ઊનાવામા ઠરાવ પસાર કર્યો કે જમીનદાર પદ્ધતિ નાબૂદ થવી જોઇએ.

તા. ૯ ગુજરાતના રાજદ્વારી બુઝર્ગ સન્યાસી શ્રી. અબ્બાસ સાહેબ તૈયબજીનું અવસાન;

તા ૧૦ ઇટલી સામેના પ્રતિબંધો દૂર નહિ થાય તો ઈટલી રાષ્ટ્રસંઘમાથી ખસી જશે એવી ધમકી ઇટલિયન પ્રતિનિધિએ ઈંગ્લાંડની પરદેશ ખાતાની કચેરીમાં જાહેર કરી;

તા. ૧૨ રશિયામા, નવા દાખલ થયેલા બંધારણ મુજબ હવેથી ૧૮ વર્ષની વયના દરેક નાગરિકને મત આપવાનો હક રહેશે,

તા. ૧૩ ડૉ. કુર્તકોટી શંકરાચાર્યે ડૉ. આંબેડકરને સલાહ આપી કે 'હિંદુ ધર્મમા રહી તેમા બુદ્ધિગમ્ય હોય તે જ સ્વીકારો.' શ્રી ભુલાભાઈનું ઇંડિયન સ્વરાજ લીગના આશ્રય હેઠળ લંડનમા ભાષણ : દમનનીતિ છતા હિંદી પ્રજાનો જુસ્સો અખંડ છે.

તા. ૧૪ ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ સાહિત્યકાર મિ. જી. કે. ચેસ્ટર્ટનનું લંડનમાં અવસાન;

તા. ૧૫ ચાલુ વર્ષે મેટ્રિકનું પરિણામ ખૂબ ઓછું આવ્યુ હોવાને લીધે, તે પ્રત્યે વિરોધ દર્શાવવા મેટ્રિકના વિદ્યાર્થીઓએ મુંબઈ યુનિવર્સિટીના મકાન આગળ દેખાવો કર્યા. સ્વીડનની સરકારે રાજીનામુ આપ્યું; બેલ્જિયમમા ખાણના એક લાખ કામદારો હડતાળ પર ગયા;

તા. ૧૬ મુંબઈ યુનિવર્સિટીના ચોગાનમા પ્રવેશ કરવાનો પ્રતિબંધ જાહેર કરી સેનેટ હૉલની આસપાસ આસપાસ લાઠીધારી પોલિસ મૂકી; મુંબઈ યુનિવર્સિટીએ ૧૯૩૬-૩૭મા રૂા. ૧,૧૫,૨૪૦નો વધારો જાહેર કર્યો; ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના ભત્રીજા શ્રી. સૌમેન્દ્રનાથ ટાગોરની રાજદ્રોહ માટે મુંબઈમા ધરપકડ;

તા. ૧૮ આયર્લૅંડની ડેઈલમા ડિ વેલેરાએ એક ભાષણમાં જણાવ્યુ કે રાષ્ટ્રસંઘે દુનિયાભરના લોકોનો વિશ્વાસ ગુમાવ્યો છે, આમની સભામા બ્રિટીશ પરદેશમંત્રી મિ. એડને જાહેર કર્યું કે એબિસીનિયા હાર્યું છે એટલે હવે ઈટલી સામેના પ્રતિબંધો નકામા છે;

તા. ૨૦ અમદાવાદમા શ્રી. પરમાનંદ કુંવરજી કાપડિયાના પ્રમુખપદે જૈન યુવક દ્વિતીય પરિષદ ભરાઈ·

તા. ૨૧ અમદાવાદમા હ. લ. કૉલેજ ઑફ કૉમર્સની સર પુરષોત્તમદાસ ઠાકુરદાસના હસ્તે ઉદ્‌ઘાટનક્રિયા;

તા. ૨૩ ઈટલી અને જર્મની વચ્ચે વેપારી કરાર થયા; આમની સભામાં સરકાર સામે ઠપકાની દરખાસ્ત રજૂ થઈ · 'બ્રિટનની સરકારે એબિસીનિયાને દગો દીધો છે' પણ આખરે દરખાસ્ત ઊડી ગઈ!

તા. ૨૪ સરકારે ટેરીફ બોર્ડની ભલામણોનો સ્વીકાર કર્યો હોવાની જાહેરાત થઈ : બ્રિટીશ કાપડના માલની જકાતમા ઘટાડો થયો; કલકત્તાના એક પત્રામા ૧૪૪મી કલમ જાહેર થઈ;

તા. ૨૫ અમદાવાદ મીલમાલિક મંડળના પ્રમુખ શેઠ કસ્તુરભાઈએ ટેરીફ બોર્ડની ભલામણો અને બ્રિટીશ કાપડની જકાતોના ઘટાડા સામે ઉગ્ર વિરોધ દર્શાવતુ નિવેદન બહાર પાડ્યું; એબિસીનિયાના માજી શહેનશાહ નેગસ લંડનથી જીનિવા જવા ઊપડ્યા;

તા. ૨૬ બંગાળના પ્રતિષ્ઠિત આગેવાન હિંદુઓએ સંયુક્ત મતાધિકાર અને વધારે પ્રતિનિધિત્વની માગણી કરતું એક નિવેદન હિંદી વજીર ઉપર મોકલી આપ્યુ; વડોદરા સરકારની ડૉ સુમન્ત મહેતાને વડોદરામા ભાષણ કરવાની મનાઈ · ભાષણની નકલ અગાઉથી મોકલવા સૂચના;

તા. ૨૭ બેકારી દૂર કરવા માટે પોલાંડની સરકારે સાત કરોડ પાઉંડના ખર્ચવાળી એક વિશાળ યોજના ઘડી કાઢી,

તા. ૨૮ રાષ્ટ્રપતિ જવાહરલાલે 'સિઅરૂઓની નીતિ રાષ્ટ્રહિત માટે નુકસાનકારક છે' એમ જાહેર કર્યું;

તા. ૨૯ વર્ધામાં મહાસભાની કારોબારી સભા મળી : તમામ ધારાસભાઓ કબજે કરવા માટેની વ્યૂહરચના ઘડી કાઢી; પૂનાના હરિજનોએ શ્રી. શંકરાચાર્યને માનપત્ર આપ્યું;

તા. ૩૦ વર્ધામાં ગાંધીજી અને રાષ્ટ્રપતિ વચ્ચે અગત્યની મંત્રણાઓ થઈ; હબસી શાહ રાસતફારીએ રાષ્ટ્રસંઘમાં ભાષણ કરતાં છેવટે દર્દભરી અપીલ કરી : "રાષ્ટ્રસંઘના પર દેશોએ, મારી પીઠ થાબડી હતી તેમણે, એબિસીનિયાના ભલા માટે શું કર્યું? જવાબ આપો – મારા પ્રજાજનોને હું શો દિલાસો આપું?"

જુલાઈ : ૧૯૩૬

તા. ૧ વર્ધામાં ગંભીર મંત્રણાઓ પછી કારોબારી સમિતિની બેઠક પૂરી થઈ : સરદાર વલ્લભભાઈના પ્રમુખપણા હેઠળ પાર્લામેન્ટરી કમિટીની સ્થાપના થઈ; ન્યૂ દિલ્હીમાં ટાંગાવાળાઓ અને ઘોબીઓની જંગી હડતાલ, બંગાળ પ્રાંતિક સમિતિ તરફથી ડૉ. પટ્ટાભિસીતારામૈયા લિખિત 'મહાસભાનો ઈતિહાસ' વિશેનો અભિપ્રાય વ્યક્ત થયો 'એ પુસ્તકમાં બંગાળને ન્યાય મળ્યો નથી.'

તા. ૨ જીનિવામાં ઈટલી સામેના પ્રતિબંધો ખેંચી લેવા કે નહિ એ વિશેની ચર્ચા; બ્રિટનના વડા પ્રધાન મિ. બૉલ્ડવિને લંડનમાં જાહેરમાં કહ્યું કે "પ્રતિબંધો ચાલુ રાખવાથી ભયંકર વિશ્વયુદ્ધ ફાટી નીકળવાનો ભય રહે છે."

તા. ૩ લંડનમાં ના. ગાયકવાડ સરકારના પ્રમુખપણા હેઠળ સર્વધર્મ પરિષદ મળી; હિંદમાં ૧૯૩૭ની ૧લી એપ્રિલથી નવા બંધારણનો અમલ થશે એ વીગતને ના. શહેનશાહે બહાલી આપી; સ્પેનમાં ખુનખાર આંતરવિગ્રહ;

તા. ૪ અમદાવાદમાં ગુજરાત યુવક પરિષદની બેઠક શ્રી. અચ્યુત પટવર્ધનના પ્રમુખપણા હેઠળ ભરાઈ; રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીએ જીનિવામાં એબિસીનિયા પ્રકરણ બંધ કરવાનો ઠરાવ પસાર કર્યો;

તા. ૫ ગુજરાત યુવક પરિષદના પ્રમુખશ્રી ઉપસંહાર : દેશની આઝાદીને કાર્યક્રમમાં મોખરે રાખો, જ્યાંસુધી પૂર્ણ સ્વાતંત્ર્ય નથી મેળવ્યું ત્યાંસુધી બીજા સવાલો ઉકેલી શકાવાના નથી; ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સમક્ષ કર્મવીર લોકસેવક શ્રી. રવિશંકર વ્યાસનું પ્રવચન; હિંદુસ્તાનની સેવા કરવી હોય તો સુંવાળા ન રાખો, ગાંધીજીના પ્રમુખપણા હેઠળ વર્ધામાં ભારતીય સાહિત્ય પરિષદની બેઠક મળી; અમદાવાદમાં પ્રગતિશીલ લેખક મંડળની બેઠક મળી;

તા. ૬ હિંદના મુખ્ય આગેવાન પ્રાંતોમાં હિંદીનો પદ્ધતિસર પ્રચાર કરવાની યોજના વર્ધામાં વિચારાઈ; એબિસીનિયામાં ભર રાત્રિએ ઈટાલિયનોની ભયંકર કતલ;

તા. ૭ સરદાર વલ્લભભાઈએ મહાસભાની ચૂંટણીની ઝુંબેશ મુંબઈમાં શરૂ કરી;

તા. ૮ બ્રિટનનું ૩ કરોડ સ્ટરલિંગની માગણી કરતું વધારાનું લશ્કરી બજેટ બહાર પડ્યું વીમાની દળનાં બળમાં જંગી વધારો કરવાની બ્રિટનની યોજના; ડોમિનિયન્સ પરિષદની બેઠક મોન્ટ્રીઆમાં મળી;

તા. ૯ પંજાબના કેળવણી ખાતાના પ્રધાન સર ફઝલી હુસેનનું લાહોરમાં અવસાન; હિંદ–જાપાન નવા વેપારી કરાર માટે જાપાની પ્રતિનિધિમંડળ મુંબઈ આવ્યું; ભૂમધ્ય સમુદ્રના કરારોમાંથી ફ્રાન્સ છૂટું થયું; ભૂમધ્ય સમુદ્રમાંથી બ્રિટન જહાજો ખસેડી લેવાની જાહેરાત થઈ;

તા. ૧૦ બ્રિટન તરફના ઈટલી સામેના પ્રતિબંધનોનો અંત લાવવાને લગતા ઑર્ડર ઈન કાઉન્સિલને શાહી બહાલી અપાઈ;

તા. ૧૧ બ્રિટનના રક્ષણ માટે મજબૂત લડાયક કાફલો હોવાની જરૂરિયાત સર સેમ્યુઅલ હોરે વ્યક્ત કરી; ગરમીના મોજાંથી અમેરિકામાં ૧૪૩૧ મરણ થયાની અને કરોડો ડૉલરની ખુવારી થયાની હકીકત બહાર આવી; ઑસ્ટ્રિયા અને જર્મની વચ્ચે સુલેહના કરાર થયા; ફ્રાન્સના રાજદ્વારીઓ એથી ચોંકી ઊઠ્યા; એથી રોમમાં ખુશાલી; રાષ્ટ્રસંઘમાં હિંદી પ્રતિનિધિ તરીકે વડોદરાના દીવાન સર વી. ટી. કૃષ્ણમાચાર્યની નિમણૂક જાહેર થઈ

## અનુક્રમણિકા

પુ. ૨૨ શ્રાવણ : ૧૯૯૨ અંક ૪


| | | | |
|---|---|---|---|
| ૧ | લોકમાન્ય | સ્વામી આનંદ | ૩૧૩ |
| ૨ | શાસ્ત્રીજી [વાર્તા] | ધૂમકેતુ | ૩૨૧ |
| ૩ | આદર્શ આગેવાનોનો સંઘ | સુમન્ત મહેતા | ૩૨૭ |
| ૪ | વ્યર્થ કદંપન [કાવ્ય] | ગુલાબદાસ બ્રોકર | ૩૩૪ |
| ૫ | ગાંડાઓનું ડહાપણ | બકુ પારેખ | ૩૩૫ |
| ૬ | વહાલાંને વિદાય [નાટક] | લીલા પાઠક | ૩૪૨ |
| ૭ | અમર આશા [કાવ્ય] | પ્રબોધ | ૩૪૮ |
| ૮ | સ્વપ્નસૃષ્ટિ અને તરંગસૃષ્ટિ | નરોત્તમભાઈ પટેલ | ૩૫૦ |
| ૯ | મેક્સિમ ગોર્કી | નગીનદાસ પારેખ | ૩૫૯ |
| ૧૦ | મેક્સિમ ગોર્કી | ઉમાશંકર જોશી | ૩૭૦ |
| ૧૧ | લતા [વાર્તા] | જેઠાલાલ ત્રિવેદી | ૩૭૨ |
| ૧૨ | એકમાંથી [કાવ્ય] | હરિહર ભટ્ટ | ૩૮૧ |
| ૧૩ | શબ્દચર્ચા | રા. વિ. | ૩૮૨ |
| ૧૪ | સમાજવાદ વિશે કેટલાક ભ્રમો | જીવણલાલ ચાપાનેરિયા | ૩૮૪ |
| ૧૫ | ચર્ચાપત્ર | કમળાશંકર પંડ્યા | ૩૯૧ |
| ૧૬ | ડાર્વિનીઝમ ઇતિહાસ અને રાજપ્રકરણની દૃષ્ટિએ | વિ. સુ. વસુ | ૩૯૨ |
| ૧૭ | નોંધ | | ૩૯૭ |
| ૧૮ | રોજનીશી | | ૪૦૮ |


### જાહેર નિવેદન

'પ્રસ્થાન'ના તંત્રી શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક મુંબઈ રહેતા હોવાથી અવલોકન માટેના પુસ્તકો, 'પ્રસ્થાન'મા પ્રસિદ્ધ કરવા માટેના લેખો, વગેરે નીચેને સરનામે તેમને પરબાર્યા મોકલવા વિનંતિ છે.

સરનામુ
શ્રી. રામનારાયણ વિ. પાઠક
લજપતરાય રોડ : વિલેપારલે [વેસ્ટ]

વ્યવસ્થાપક
'પ્રસ્થાન'

લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ০॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૮-૮-૩૬

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૨ શ્રાવણ : ૧૯૯૨ અંક ૪


## લોકમાન્ય*

સ્વામી આનંદાનંદ

રાષ્ટ્રના મહાન પુરુષોની જયંતીઓ ઊજવવાની આપણે એક પરંપરા ઘડી રહ્યા છીએ. આમ કરવાનો દરેક પ્રગતિશીલ અને અભ્યુદયવાંછુ પ્રજાને હક છે. કોની જયંતીઓ ઊજવવી એ સંબંધે જેલોમાં અમારે ત્યાં ઘણીવાર મીઠા કજિયા થતા. જેલનું જીવન સાંકડું, તેમાં દરેક ફિરકાવાળાને—પછી તે ધાર્મિક હો, સામાજિક કે રાજદ્વારી—પોતપોતાના આગ્રહ હોય જ. જન્માષ્ટમીએ કૃષ્ણજયંતી, રામનવમીએ રામજન્મોત્સવ, બુદ્ધજયંતી, પછી પેગંબર, મહાવીર, જરથુસ્ત્રની કાં નહિ? એના હિમાયતીઓ નીકળી જ પડે. પછી દયાનંદ, રામકૃષ્ણ, વિવેકાનંદ; પછી રામમોહન, પછી ગાંધીજયંતી, તિલકજયંતી. પછી વળી લોલક પાછળ ચાલે અશોક, અકબર, શિવાજી, પ્રતાપ, ગુરુગોવિંદ, નાનક, કબીર, રામદાસ, તુકારામ કાં નહિ? તો પછી હનુમાનજયંતી, ગણપતિઉત્સવ કાં નહિ? વળી પાછા નવલોહિયાઓ સામા થાય. કહેશે: Down with old gods; we do not belong to the past dawns, we belong to the noons of the future. અમે તો લેનિનજયંતી ઊજવીશું, માર્ક્સની ઊજવીશું, વિલિયમ લોઇડ ગૅરિસનની, વિલબર્ફોર્સની, ગૉર્કીની, રોમે રોલાંની. જેલજીવનના ઘાયલો વળી કહે: 'જેલોમાં જતિન દાસ સિવાય બીજી કોઈ જયંતી ઊજવવાની ન હોય'—આમ દર વેળાએ રસાકસી ચાલે પૌરાણિક, ઐતિહાસિક, આધુનિક એમ દળબંધી થાય અને મર્યાદાની લીટી દોરવી મુસીબતનું કામ થઈ પડે. એકવાર અમે આવો ફેંસલો કરેલો : પૌરાણિક ગીતાકાર શ્રીકૃષ્ણ, ઐતિહાસિકમાં બુદ્ધ; આધુનિક રાષ્ટ્રીય વિભૂતિઓમાં તિલક, ગાંધી, જેલોની શહાદત ઊજવવા સારુ જતીન દાસ

* ગઈ તિલક જયંતીપ્રસંગે થાણા વીલેપારલે ખાતે શ્રી સ્વામી આનંદે આપેલાં બે વ્યાખ્યાનો ઉપરથી સંકલિત.

મને લાગે છે કે જૂની વ્યક્તિઓ કે વિભૂતિઓ—પછી તે ઐતિહાસિક હોય કે પૌરાણિક—ના જીવનમાંથી પ્રેરણા મેળવવાનો દરેક પ્રજાનો વારસાહક છે આ હક આપણે આગ્રહપૂર્વક બજાવીએ અને વર્ષોવર્ષ એ વિભૂતિઓના જીવન, કાર્ય તેમજ શિક્ષણને વિવિધ દૃષ્ટિએથી તપાસનારા અને તેના વિવિધ પાસા રજૂ કરનારા દુભાષિયાઓ ( interpreters )ને આપણી વચ્ચે નોતરીને આપણે નવી પ્રેરણા મેળવીએ, એ ઘણુ આવકારલાયક છે એવી કોઈ સમર્થ વ્યક્તિને તમે આજે આ પ્રસગે નોતરી હોત તો મને પણ લાભ થાત; પણ ગોકુળભાઈએ ઘરદીવડો તમારી આગળ ધર્યો તો હવે હુ તમારી આગળ યથામતિ યથાશક્તિ મારુ કામ બજાવીશ

લોકમાન્યને આપણી વચ્ચેથી ચાલ્યા ગયાને સોળ વર્ષ વીત્યા એનો જ્યારે હું વિચાર કરુ છુ, ત્યારે સાચે જ આજે મને ઇતિહાસની વાતો કરવા બોલાવ્યો છે એ વસ્તુનુ મને ભાન થાય છે આજે અહીંયા આટલા બધા કિશોરો બેઠા છે તેમા ઘણાખરાને તો સાચે જ લોકમાન્ય એ એક ઐતિહાસિક વિભૂતિ છે તેમના પાઠ્યપુસ્તકોમા તેમનુ નામ આવે છે. અને છતા આપણામાંથી કેટલા બધાએ લોકમાન્યને આપણી વચ્ચે હરતાફરતા જોયેલા ! શાતારામની ચાલની સભાઓ, બેનારીસ રોડ ઉપરનો હાજી આ હાજી ખરેનો બગલો, કો-ઓપરેટિવ અને કક્કન સ્વદેશી સ્ટોર અને સરદારગૃહ કે ઓરીઅંટલ આગળ ‘ઓ પેલા તિલક,’ ‘પેલા જાય,’ ‘બળવતરાવ ચાલ્યા,’ ટૂકી ચાલ, ઢીલી કાછડી, ઠીંગણુ કદ, લાલ ચણોઠી જેવી દક્ષિણી પાઘડી દરેક મુબઈવાસી, દરેક ઘાટી, દરેક વિક્ટોરિયાવાળો, દરેક પોલીસ, દરેક હમાલ ઓળખે

અને કેમ ન ઓળખે ? દેશની આઝાદીને નામે અગ્રેજી હકૂમતની સામા થઈ ને, લડીને, દુ ખ ખમીને સહ્યા રહેવાનો રવૈયો બળવા પછીની આધુનિક શિક્ષિત હિંદી પ્રજામા લોકમાન્યે જ પસેલરેલો પાડ્યો—જે હિંદી આઝાદીની લડત પાછળ આજે નહિ નહિ તો તેના પચીસ હજાર પુત્રપુત્રીઓ અને કુટુંબો ફના થયા છે એ ફનાગીરીની, કુરબાનીની અને શહાદતની પરપરા આજથી ચાળીસ વર્ષ પૂર્વે લોકમાન્યે જ પ્રથમ પોતાની ધીરગભીર અનુદ્વિગ્ન કુરબાનીઓથી બાધી અને મોઝીઝની પેઠે પોતાના આખા રાષ્ટ્રકુળને પોતાની પાછળ દોર્યું એમ કહી શકાય તે કાળે આ કામ કેટલુ કપરુ હતુ એનો આજે આપણને ખ્યાલ જ ન આવી શકે આથી જ લોકમાન્યના જીવન અને કાર્યથી જાણ્યેઅજાણ્યે ઇચ્છાએ-અનિચ્છાએ પણ આખુ હિંદુસ્તાન ભાવભીનુ થયુ શ્રીરામકૃષ્ણ–વિવેકાનદની આધુનિક હિંદુ-સમાજ ઉપરની અસર વિષે કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે ૧૯૦૫થી ૧૯૧૫ સુધીનો દાયકો એવો ગયો કે તેમના જીવન તમજ શિક્ષણ ( લખાણો )થી ભાગ્યે જ કોઈ શિક્ષિત હિંદુ બચી ગયો હોય બલ્કે હિંદુસમાજની બહાર પણ તેમના શિક્ષણ તેમજ લખાણોએ અસર કરી હિંદુસસ્કૃતિ તેમજ વ્યાતનુ તેમણે પોતાના જીવન તેમજ ઉપદેશ વડે અજબ નૂતન સંસ્કરણ કર્યું પ્રજાકીય અસ્મિતા અને આત્મભાનની મસ્તીનો જાણે એક પ્રચડ જુવાળ આખા હિંદી સમાજ ઉપર જાણે તે કાળે ફરી વળ્યો “ Oh India ! Forget not ”વાળા ફકરાઓ દરેક શિક્ષિત જુવાનની જીભે ચડ્યા વિવેકાનદ–રામતીર્થના લખાણોથી મહારાષ્ટ્રના અગ્રગણ્ય ખ્રિસ્તી કવિ રેવરડ ટિળક જેવા પણ ઘડીભર ચકચૂર બન્યા “ પુરે જાહુનો મીચ માઝે બલ” એ રેવરડ ટિળકનુ તે કાળે લખાયેલુ કાવ્ય આધુનિક વેદાતના

એ નીશાનુ ફળ છે રોમે રોલાએ એને strong wine (જલદ શરાબ) કહ્યો છે એણે વિવેકાનંદચરિત લખ્યુ તેમા વેદાંતના આ વિવેકાનંદી ધમાગ વિષે એક જગાએ ચેતવણી પોકારી છે, અને તે પ્રકરણને નામ પણ Cave Canem ' ' ' કાવિરાથી સંભાળજે ' ( Beware of the dog ) એવુ આપ્યુ છે આવુ જ કઈ રાજદ્વારી તખ્તા ઉપર લોકમાન્યની હિંદી પ્રજાજીવન ઉપરની અસર વિષે કહી શકાય એમ હુ માનુ છુ રાજદ્વારી બાબતો વિષે કંઈ પણ નિસ્બત ધરાવનાર દરેક વ્યક્તિ તે કાળે કા તો તિલકના પક્ષમા હતી કા તો વિરુદ્ધ જેમ આજે ગાંધીજી વિષે છે કોઈ એમના મર્મ અને પ્રવૃત્તિઓથી ઉદાસીન રહી ન શકતુ તે કાળના રાજદ્વારી નેતાઓને લોકમાન્યનુ શિક્ષણ, કાર્ય અને પ્રવૃત્તિઓ strong wine લાગતા

સાચે જ તમે મારી સામે બેઠેલા બધા નૌજુવાન મિત્રોને આશ્ચર્ય થશે પણ એવુ જ હતુ આજની તમારી દૃષ્ટિએ લોકમાન્યની તે કાળની પ્રવૃત્તિઓ બહુ સામાન્ય કે કેટલીક તો મોળી જેવી પણ ભાસ ઘણી બાબતો વિષે લોકમાન્યના તે કાળના વિચાર આજે તમને માત્ર common place (સાધારણ) લાગે કેટલીક બાબતો વિષેની તેમની વલણ તમને મોળી લાગે પણ તે તો આજે તમે જે સમાજની વચ્ચે હરોફરો છો ને રાજનુ જીવન વિતાવો છો તે લોકસમાજ તેમની જ અને તેમની પ્રેરણા લીધેલાઓની જીવનભરની તપશ્ચર્યાઓને પરિણામે કેટલો આગળ નીકળી આવ્યો છે તેનો ખ્યાલ તમને ઝટ દઈને નથી આવતો તેવી પિસ્તાળીસ વરસની વાત પર વિવેકાનંદ અમેરિકાની સર્વધર્મ પરિષદમા ગયા ત્યારનુ અમેરિકન લોકસમાજનુ વર્ણન તમે વાચો તો તમને એવુ જ લાગે ક્યા આજનો અમેરિકન સમાજ અને ક્યા તે કાળની સ્થિતિ ! અમારા બચપણમા લોકમાન્યના ૧૮૯૭ના જેલ જીવનની વાતો અમારા ટોળો વરસમા કરતા તે મને બરાબર યાદ છે જાણે ચોમેર પોલીસ ખડી સંગીનોથી પહેરો કરી રહી હોય તેવી ગભરામણથી કાનોકાન ગુસપુસ વાતો ચાલે— ઓ પણ ભાગે જ ફફડતા દેખાય "સરકારે કેદમા પૂર્યા છે—ભાઈ એ તો કારાગૃહ નહિ કાળા ગૃહ—કાળા ગ્રહ—હાથ હાથ કેમા રાખે, પથરા ફોડાવે, બેડી પહેરાવે, બોજા ઉચકાવે, જમીન ખોદાવે, હાથે ફોલ્લા પડે—કોને કહેવાય ? કેમ સહેવાય ?" આવાઆવા વાર્તિક ચાલે અમે નાના બાળકો દરિયાપારના દેશોની વાર્તાઓ સાભળતા હોઈએ તેમ ઊંચી ડોક કરી કરીને છાનામાના સાભળીએ અને ફરીફરી કઈ કઈ બહાને આસપાસ ફેરા મારી જઈએ 'કેદમા પુરાયેલો વાઘ સરકારને ખાતો હતો પાજરામા પૂર્યો છે, નીકળશે ત્યારે પાછો સરકારને ફાડી ખાશે' આવાઆવા અર્થ અમે કાઢીએ અને પાજરુ તૂટવાના ને વાઘ બહાર નીકળ્યાના દિવસની ખબરો આવ્યાની આતુરતાથી વાટ જોઈએ

તે કાળ પછી તો આજે વરસોના પુલ હેઠળથી કંઈક પાણી વહી ગયા અને પુલ પણ બદલાઈને નવા થયા આજે તો જેલો ભાઈબંધો થઈ પડી છે દર અઠવાડિયે ઢગલાબંધ હિંદી દેશભક્તો જેલોમા પુરાય છે ને રોજ કોઈ ને કોઈ ફરીવાર જવા બહાર પણ આવે છે જેલભરતીના જુવાળો પણ આવ્યા ને જેનો ઊભરાઈ ગઈ ને વળી સાથ પણ થઈ ફાસી, માર્શલ લૉ, કાળા પાણી, જપ્તી, મનાઈહુકમો, ઇન્ટર્નમેન્ટ, એક્સટર્નમેન્ટ, ઓર્ડિનન્સો, લાઠીમારો, લશ્કરો ગણ્યા ગણાય નહિ, કહ્યા જાય નહિ, સહ્યા જાય નહિ એવા કંઈક આફતના તાર આજની પ્રજા ભાળી ચૂકી, અને તે બધુ એક રીતે તેના હાડવોહીને હવે સદી જવા

આવ્યું એમ પણ કહી શકાય—નામર્દીથી, હતાશ થઈને નહિ, પણ મરદાનગીથી સમજણપૂર્વક, સ્વેચ્છાથી ખમીખમીને.

એ આઝાદીની યાત્રાનો—એ કુરબાનીના રાજકારણનો ચીલો લોકમાન્યે પ્રથમ પાડ્યો. તેથી આજે આપણે એમનાં ગુણકીર્તન કરવા મળ્યા છીએ. આજની પ્રજાને એમણે ઘડી. એમની ખેડેલી ભૂમિ ઉપર કેટકેટલાએ એમની સાથે સાથી રહીને અને પાછળથી ખેતી કરી પાક ઉતાર્યા. જે કાળે એ ઊગ્યા ને સહ્યાદ્રિના ઘાટમાથા પરથી આગલુંપાછલું અવલોકન કરતા ઊભા રહ્યા તે કાળ બળવા પછીની ત્રસ્ત દશાનો હતો. દરિયામાં ખસખસ જેટલા અંગ્રેજોએ જે રીતે બળવાના દાવાનળમાથી મુસીબતે પોતાની આત્મરક્ષા કરી અને મહેજ વિશ્વામ આવતા જ જે રીતે અખત્યાર કરીને ફરી એકવાર દેશભર પોતાની સત્તા જમાવી તેની કાળી સ્મૃતિઓ લોકોના હૈયામા તાજી હતી. સત્તાધારીઓ પણ આભના તારા ભાળીને શાણા થયા હતા તેમણે જોયુ કે કલાઈવ, ડેલહૌસીની રીતે કામ નહિ ચાલે. આ તો સુરંગ ઉપર બેઠા છીએ. એમણે નવો અવતાર અનુભવ્યો ને અનુભવથી શીખીને હિંદીઓને કેળવી શીખવીને તેમના ઉપર બૌદ્ધિક દોર જમાવવાનો તેમણે નિશ્ચય કર્યો. મનબુદ્ધિથી હિંદીઓ અગ્રેજોના અંકિત ન થાય ત્યા સુધી હિંદમા અંગ્રેજી સત્તાને સ્થિરતા નથી એમ એમણે જોયુ, અને એમણે હિંદમાના એમના તમામ વહેવાર કારોબારનો આખો ઢગ બદલ્યો. આ જ રીતે અહીના ખાનદાન, સરકારી, પેઢીદરપેઢીની અમીરાતો ભોગવનાર રાજારજવાડા, શાહુકાર, સોદાગરો જોડે પરદેશી ફેરિયા સમા વેપારીઓ ભલે રાજખટપટમાં પડ્યા હતા તોયે હિંદુસ્તાનમા અહીંના સ્વાભાવિક સત્તાધીશો આગળ તેમનો inferiority complex (હીનતાની ગાંઠ) ગયો નહોતો સ્વદેશ જઈને પોતાના લોકો આગળ કે પોતે લખેલા ગ્રથો કે ડિસ્પેચોમા ભલે પોતાના અને પોતાના દેશ કે પ્રજાના ચડિયાતાપણા વિષે તેમણે બણગા ફૂક્યા હોય, છતા અહીંની સુસસ્કૃત, ખાનદાન, સત્તાધારી અગર વેપારી આલમ જોડે જ્યાં જ્યાં તેમને પ્રસગ પડતો ત્યાં ત્યાં તેમને મળતા આતિથ્ય, ભલમનસાઈ, ઇત્યાદિથી તેઓ અંજાતા અને પોતાને મન અહીના હિંદી જન આગળ પોતે પોતાને નાના દેખાતા. તેમણે જોયુ કે સામ્રાજ્ય અને સંસ્કૃતિ બેનો મેળ નહિ ખાઈ શકે. યુરોપી પ્રજાઓ દુનિયાભર સોનું અને સામ્રાજ્યની શોધમા નીકળી પડી હતી. હિંદમા સામ્રાજ્ય સ્થાપવું હશે, તો પ્રજાના નીચલા વર્ગો ઉપર, શ્રમજીવી ગામડિયાઓ ઉપર નહિ પણ ઉપલા વર્ગો ઉપર દોરદમામ જમાવવો પડશે અને ઉચ્ચતાના તમામ સસ્કાર માત્ર બ્રિટિશ પ્રભુઓ પાસેથી જ મેળવી શકાય એ વૃત્તિ એ વર્ગોમા પણ ઈજેક્ટ કરીને ખીલવવી પડશે એમ તેમણે જોયું. અને આ વસ્તુને બની શકે તેટલી આકર્ષક અને મોહક બનાવીને હિંદીઓના ભલાનો સ્વાંગ પૂરો ભજવી શકાય તેટલા સારુ હિંદમા યુનિવર્સિટીઓની સ્થાપના થઈ. અંગ્રેજી ભણેલા અને બુદ્ધિથી અંગ્રેજી સસ્કારો તેમજ દૃષ્ટિને અંકિત થયેલા સસ્તા દેશીઓ અંગ્રેજોની હાથહેઠળનાં હળવા કામો કરવાને સારુ મળવાથી રાજકારોબારમાં તો પૂરી મદદ થવાની જ હતી.

આ બધુ વિચારીને યુનિવર્સિટીઓ સ્થપાઈ, અને મુબઈમાં સ્થપાયેલી યુનિવર્સિટીનો પહેલાં થોડાં વર્ષનો જે પાક ઊતર્યો તેમાં ભાંડારકર, રાનડે, ચંદાવરકર, તિલક વગેરે પાક્યા. આ બધા યુનિવર્સિટીઓના પ્રથમ પદવીધારીઓ મુબઈ ઇલાકામાં શું, બગાળમા શું કે બીજા પ્રાંતોમાં શું ઘણા ભાગે અને નામાંકિત પુરુષો નીવડ્યા

પણ ઇંગ્લંડથી ખાસ ચૂંટીને આણેલા શિક્ષણકાર્યને અને શિક્ષણની પશ્ચિમની પરંપરાઓને વરેલા એવા ઉચ્ચ કોટિના અંગ્રેજ બ્રાહ્મણો હતા તેથી આ પરિણામ સ્વાભાવિક હતું. પણ કહે છે કે અસુર જે વર મેળવીને પોતાની અંતિમ કારકીર્દિની સામગ્રીની જમાવટ કરે છે તેના જ ગર્ભમાં તેના નાશનું બીજ પણ રહેલું હોય છે. જેમ કંસે યશોદાકન્યાને પટકીને જ્યારે પોતાને સુરક્ષિત માન્યો તે જ ક્ષણે તેને મારનાર જન્મ્યાની ઘોષણા થઈ, તેમ બ્રિટિશ સામ્રાજ્યના પાયા ધરખમ કરવાની નેમથી જે શિક્ષણસંસ્થાઓ આ દેશમાં રાજ્ય-કર્તાઓએ સ્થાપી તેના જ પ્રથમ પરિપાકમાં એમની સામે આજીવન ઝૂઝવાનો સંકલ્પ કરીને તેને જિન્દગીભર ગુપ્તપણે વળગી રહેનાર અને પોતાને પથે ચાલનારાઓની પરંપરા બાંધી દઈને મહતનતના પાયા હચમચાવનાર પુરુષ પાકે એવી વિધિની યોજના હતી.

તે કાળે જે બધા અગ્રણીઓ અંગ્રેજી કેળવણીના સંસ્કાર પામીને નીકળ્યા તેમનામાં એક વસ્તુ સર્વસામાન્ય એવી જોવામાં આવી કે તેઓ બધા લગભગ અપવાદ વિના બ્રિટિશ સામ્રાજ્ય હેઠળ હિંદનું રહેવું એ વિધિના લેખ સમાન ( Divine Dispensation ) માનવા લાગ્યા. તેમના અગાઉની પેઢી તથા કે તેમના હમઉમર સમકાલીન લોકો જેઓ અંગ્રેજી કેળવણી અને સંસ્કારોથી અસ્પૃષ્ટ હતા તેઓ તો હજુ બળવાના દિવસો યાદ કરતા, હિંદની સ્વતંત્રતા લૂંટાઈ ગઈ—હિંદુ મુસલમાન બધા એક આરે under Government established by law in British Indiaની રૈયત બન્યા એ તેમને સાલતું, અને ગુલામીની આ નવી ઝૂંસરી ફગાવી દેવાનો ૧૮૫૭નો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો તે માટે તે હાયહાય કરતા, તો વળી બીજા કોઈ કોઈ પોતાની દૃષ્ટિ પ્રમાણે અને આવડતહુશિયારી પ્રમાણે નવાં બંડ-બળવાના કંઈ કંઈ મનસૂબા રચતા. મહારાષ્ટ્રમાં આવા છમકલાના પ્રયત્નો પણ થયા. વાસુદેવ બળવંત ફડકે પૂનાની કોઈ સરકારી આફિસનો બ્રાહ્મણિયા કારકુન હતો, એણે શિવાજીના માવળાઓને ભેગા કર્યા, અંગ્રેજો સામે બંડ પોકાર્યું, ને એકએ કાળી ગોરી અંગ્રેજી પલટનોને થોડો સમય સારી પેઠે હંફાવી.

નવાજૂનાના આ બે વર્ગોથી એક તૃતીય પંથી હતા અંગ્રેજ પ્રભુ આ દેશ ઉપર પરમેશ્વરે હિંદનું ભલું વિચારીને મોકલેલો ફિરસ્તો છે, અને "હવે યાવચ્ચંદ્રદિવાકરૌ" હિંદ તેના છત્રછાયા હેઠળ ત્રિવિધતાપ ટાળીને ચારે પુરુષાર્થની સિદ્ધિ પામવાનું છે, એમ માનવા તે ખુશી નહોતા. આવું માનનારાઓ પ્રત્યે તેમને હસવું આવતું, રોષ ચડતો, દયા આવતી. અંગ્રેજોએ આપણને ગુલામ બનાવ્યા એટલું જ નહિ પણ હવે એ ગુલામીને વજ્રલેપ કરવા સારું બૌદ્ધિક ગુલામગીરીની, અસહાયતાની, બુદ્ધિભેદની જાળ પાથરી પ્રજાને પામર, ભીરુ અને 'પરપ્રત્યયનેયબુદ્ધિ' બનાવવા માગે છે, એ વાતની એમને અહોરાત્ર ઝાંઝ ચડતી. એ અંધાંમણમાંથી છૂટવાનો માર્ગ એઓ શોધતા વાસુદેવ બળવંતનો રસ્તો નિરર્થક હતો એ તો તેઓ સમજી ચૂક્યા હતા પ્રજા નિઃશસ્ત્ર થઈ ચૂકી હતી મૂગી પ્રજા ઉપર ચોમેર અંગ્રેજોનો દોરદમામ બેસી ગયો હતો રાજકારોબારના એકેએક અંગના વહીવટના ઝીણામાં ઝીણી વીગતો લગીના મેન્યુઅલો તૈયાર થવા લાગ્યાં હતાં, અને બુદ્ધિમાન વર્ગ અંગ્રેજપ્રભુઓની કારકુની કરતા શીખીને એ મેન્યુઅલોથી લીટીએ લીટી અને અક્ષરે અક્ષરને વળગીને પ્રજાવહીવટના સંચાને ચલાવવામાં અંગ્રેજ હાકેમોની તાબેદારી કરી રહ્યો હતો બીજીવાર ૧૮૫૭ કે વાસુદેવ બળવંતનો તરીકો અખત્યાર કરીને કંઈ વળે તેમ નહોતું

લોકમાન્યે જોયું કે શિક્ષણમાં જ પ્રજાનો તરણોપાય છે. શિક્ષણ દુનિયાની ભાંજગડો

(વડામોડી)નુ પશ્ચિમી પ્રજાઓના ઇતિહાસ અને પરંપરાઓનુ બ્રિટિશ સભ્યતા અને સંસ્થાઓનુ બ્રિટિશ સ્વતંત્રતાની રાજદ્વારી પ્રથાપ્રણાલિકાઓ અને વહીવટી તંત્રોનુ—ગણુ અંગ્રેજો આ દેશની પ્રજાઓને શીખવવા માગતા હતા તેનાથી અવળી દૃષ્ટિ પકડી "साहेब जे काहीं म्हणतो त्याच्या उलट भूमिकेंत आमचें हित समजायचें साहेबानें शाबासकी दिली म्हणजे समजावें कीं आमचें कुठ तरी चुकलें खास" આ એમના હમેશની વાતચીતમાના વાક્યોમા એમની આખી લવણ સમજાઈ જાય છે આવુ 'અવળુ' શિક્ષણ સરકારથી સ્વતંત્ર રહીને જ તો આપી શકાય આપનારા વિદ્વાન, ચારિત્ર્યવાન, ત્યાગી અને કર્તવ્યપરાયણ જોઈએ તેમણે અંગ્રેજોએ શિક્ષણકાર્યને માટે આ દેશમા આણેલા "જેસુઈટ" પથી લોકો જોયા અને તે તેમની નજરમા ભરાયા—પૂરા વ્યાસંગી ત્યાગી અવિવાહિત અને કર્તવ્યપરાયણતામા એક્કા

તિલક, આગરકર, ચિપળુણકર વગેરે આ નવા શિક્ષણસંપ્રદાયના પ્રણેતા અને પાદરી મન્યા ફર્ગ્યુસન એજ્યુકેશન સોસાઈટીની સ્થાપનાના મૂળમા 'જેસુઈટ" પથી લોકોનો ત્યાગ વ્યાસંગ અને પરાયણતાને આદર્શ સ્થાને રાખી પ્રજાશિક્ષણના કામમા જૂજ આજીવિકા લઈ ને જીવનભર સેવા આપનારા લોકોનો સંઘ અને તેવી જ બની શિક્ષણસંસ્થાઓ ચલાવવાનો સંકલ્પ હતો પૂરી દિલોજાનીથી લોકમાન્યે તેમજ તેમના સાથીઓએ તેમા ઝપલાવ્યુ દેશ આખામા તેમની બોલબાલા થઈ અને તેમના ત્યાગ અને આદર્શવાદીપણા પ્રત્યે સૌ કોઈને માન ઉત્પન્ન થયુ અંગ્રેજી ભણી યુનિવર્સિટીની પદવી લઈ મોટા વકીલ, મુનસફ મામલતદાર, જડજ કે સરકારી અમલદાર થઈ ને રૈયત ઉપર રાજ કરવાની ચાલતો કરતા આવતી લક્ષ્મી જેવી તકોને ઇરાદાપૂર્વક ફેંકી દઇ ૫૦–૭૫ માસિક વેતન ઉપર જિંદગી આખી પંતુજીનું કામ કરવાનો નિશ્ચય કરવો એ કઈ તે કાળે નાનીસૂની વાત નહોતી પ્રજા ચકિત થઈ મુગ્ધ થઈ.

ત્યાગ, અપરિગ્રહ અને પરાયણતાનો એ આદર્શ અમુક સમય પછી મોળો પડતો જણાયો પરિગ્રહ ખાનગી મિલકત વગેરે બાબત સભ્યોમા મતભેદ ઊઠ્યા અને આદર્શ સરતો જણાયો, ત્યારે લોકમાન્ય તેમાથી છૂટા પડ્યા અને પ્રજાકેળવણીના તે કાળે નવી પણ પશ્ચિમી પ્રજાના જીવનમા અતિ મહત્ત્વનું સ્થાન ભોગવતી નવી સંસ્થા તેમણે સ્થાપી એ સંસ્થા એટલે છાપુ 'કેસરી' અને 'મરાઠા' છાપાની ઉત્પત્તિનો ઇતિહાસ જાણીતો છે તિલક આગરકરે તેમા લખવા માડ્યુ અને એમની તેજસ્વી કલમથી પ્રજામા જાણે સામાજિક શિક્ષણનુ વીજળી ઘર શરૂ થયુ તમામ જાહેર પ્રશ્નોની ચર્ચા 'કેસરી'ની કલમોમા આવ એંગ્લો-ઇન્ડિયન છાપાઓમા અજ્ઞાનપૂર્ણ ઝેરી અને હિંદીઓની બદનક્ષીભર્યા લખાણો આવે તેના રદિયા અપાય 'કેસરી' નામ પણ એમ જ શોધાયેલુ એ જાણીતી વાત છે મુંબઈના 'ટાઇમ્સ'પત્રમા તે કાળે કોઈ હિંદદ્વેષી અંગ્રેજ કે અર્ધઅંગ્રેજ Elephantosના તખલ્લુસથી હમેશા અઘટતા લખાણો કરતો આ મદોન્મત્ત હાથીના કુંભસ્થળ ફાડી નાખવા તિલક આગરકરે 'કેસરી'ની યોજના કરી અને છાપા ઉપર અગ્રલેખના ચોકઠા પર દર અઠવાડિયે પ્રખ્યાત સુભાષિત ધ્રુવપદ તરીકે ટાકવાનો શિરસ્તો પાડ્યો

स्थितिं नो रे दध्याः क्षणमपि मदान्धेक्षण सखे
गजश्रेणीनाथ त्वमिह जटिलायां वनभुवि ।
असौ कुम्भिभ्रान्त्या खरनखरविद्रावितमहा
गुरुग्रावग्रामः स्वपिति गिरिगर्भे हरिपतिः ॥

આજે તમને આશ્ચર્ય થાય અને હસવું પણ આવે, કારણ આજે ભલભલા ચમરબંધી ગોરાઓ બકબોલે છે તેથી આપણું રૂંવાડું સરખુ હાલતું નથી. પણ તે કાળે તો કોઈ કાણી કોડીનો ગોરો અધગોરો કે પાદરી કઈક લખેકરે તેના ઉપર આગેવાન હિંદીઓ ચિપળુણકર, બંકિમચંદ્ર જેવા મહિનાઓ સુધી પોતાના માસિકોમાં જવાબની લેખમાળાઓ લખતા: તિલક આગરકર પણ આવાં લખાણોના જવાબો આપે છાપાંના તંત્રીઓ તરીકેની ફરજે અદા કરે. પથારીના વીંટાનુ મેજ બનાવી લેખો લખે, હાથે બીબાં ગોઠવે, છાપે, સિરનામાં હાથે લખે, ટપાલ ચોડે ને ડિસ્પેચને દિવસે ગાંસડો માથે ઊંચકીને ટપાલ ઑફિસમાં જઈ નાખી આવે! દોઢ રૂપિયો વાર્ષિક લવાજમ ઘરાકો પાસેથી લે તે એમ પ્રજાનું શિક્ષણ ચલાવે! આ ત્યાગ અને તપશ્ચર્યા પાછળ પ્રજા મુગ્ધ બની.

જાહેર હિતની રક્ષા અને પ્રજાનું યોગ્ય દિશાએ માર્ગદર્શન એ કામોની ધમાચકડીમાં લોકમાન્યનું જીવન એક ખાસ સગ્રામભૂમિ બનીને વીત્યુ. તેમા ખાનગી જીવનને ઘણો ઓછો અવકાશ હતો એમ કહી શકાય. લોકમાન્યના ગૃહજીવન અને વ્યક્તિગત ખાસિયતો વિષે પ્રમાણમાં ઘણી ઓછી વીગતો મળે. ખાનગી જીવન જાહેર જીવનમા સમાઈ ડૂબી ગયુ હતું, એમ કહીએ તો ચાલે. આજે એ વસ્તુ નવાઈની નથી રહી, પણ તે કાળે જરૂર એ આશ્ચર્યનો વિષય હતી. તેના નમૂનાઓ ઘણા ઓછા હતા.

જાહેર જીવનને અંગે લોકમાન્યને દુ:ખ ખમવાના પ્રસગો અનેકવાર આવ્યા કોલ્હાપુર પ્રકરણને અંગે પ્રથમ તિલક આગરકરનો ૧૦૮ દિવસનો કારાવાસ, ૧૮૯૭નો રાજદ્રોહનો પ્રસિદ્ધ ખટલો અને કારાવાસ જેમાં ન્યાયમૂર્તિ સ્ટ્રેચીએ રાજદ્રોહની વ્યાખ્યા 'પ્રીતિનો અભાવ' એવી કરીને પોતાનુ નામ અમર કર્યું તાઈ મહારાજ કેસ તો જાણે એની જિંદગીની પનોતી જ નીવડી. ૧૯૦૫થી ૧૯૦૮ સુધી બગભંગ અને સ્વદેશીની ચળવળથી પ્રથમવાર હિંદમાં રાષ્ટ્રીય પક્ષનો ઉદય થયો. Divine Dispensationવાળુ રાજકારણ લુપ્ત થયું ને હરકોઈ પ્રજાને સ્વતંત્રતાનો હક જન્મસિદ્ધ છે એ મત્રની ગોપણા થઈ આ નવા યુગના અધ્વર્યુ હતા અરવિન્દ ઘોષ તિલકે તેમને દિલોજાનીભર્યો સાથ આપ્યો અને આખા મહારાષ્ટ્રભર બગભગ, સ્વદેશી, બૉયકૉટની ચળવળ ઉપાડી લીધી લોકમાન્યની એક ખાસિયત જીવનભર રહી કે કોઈ પણ હિલચાલ પછી તે ગમે તે પ્રાંતમાં કે ગમે તેના તરફથી ઉપાડવામાં આવી હોય—તે રાષ્ટ્રીય સ્વરૂપની છે અને પ્રજાનું બળ તેનાથી વધવાનું છે એટલી ખાતરી થાય તે જ ઘડીથી પોતાના તમામ સામર્થ્ય સાથે તેઓ તેની પડખે ઊભા રહેતા. તેમનામા પ્રાંતીય અસ્મિતાનુ સાકડાપણું કે મિથ્યાભિમાન નહોતુ. વ્યક્તિના કરતાં પ્રજારૂપી વિરાટ પુરુષ એને મન મુખ્ય હતો. જનતારૂપી જનાર્દનના એ પૂજારી હતા એ જનતામા, પ્રજામા બળ અને ચેતન આણનાર હરકોઈ હોય તેના વાવટાતળે ઊભા રહેવામા, તેની ખાધેખાધ આપીને પ્રજાકીય આદોલનનો રથ ખેંચવામાં તેમને કદી નાનમ ન લાગતી. એ જ રીતે તેમણે મોતીલાલ ઘોષ અરવિન્દ ઘોષ, લાજપતરાય, ગાંધીજી, બિપિનચંદ્ર પાલ, મિસીસ બેસટ એવા એવા અનેક પરપ્રાંતીય નેતાઓને સાથ અને સામર્થ્ય આપ્યાં, અને તેમની ચળવળોને ધગતીધખતી કરી મૂકી લાજપતરાયને તો સામાજિક ક્ષેત્રમાથી રાજદ્વારી તખ્તા ઉપર લોકમાન્યે જ ખેંચી આણ્યા. 'તમારા જેવા રાજદ્વારી કામથી અલિપ્ત રહી નર્યું આર્યસમાજનું, શિક્ષણ કે સમાજસુધારાનુ કામ કર્યા કરે તે કેમ પાલવે? તમે જોશો કે બીજા બધા સુધારા આપણી રાજદ્વારી દીનદશાને કારણે અટકયા છે' આ

દલીલથી ૧૯૦૫ની બનારસ કોંગ્રેસમાં તેમણે લાલાજીને પ્રેર્યા. ગોળાબારૂદ તો તૈયાર હતું, જામગરી જ ચેતવવાપણું હતું

૧૯૦૬માં કલકત્તામાં હિંદના દાદા મહર્ષિ દાદાભાઈએ નવા રાષ્ટ્રીય પક્ષને આશીર્વાદ આપ્યો, અને પોતાને મોઢે જ કોંગ્રેસના પ્રમુખપદેથી સ્વરાજની કોંગ્રેસના ધ્યેય તરીકે ઘોષણા કરી; સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ લોકમાન્યે તેને સ્વરાજ્યની ચતુઃસૂત્રી કહી અને દેશભર આખું વર્ષ તે ઉપર આંદોલન કર્યું. વળતે વર્ષે સૂરતમાં વિનીત પક્ષે પોતાનો વાડો બાંધ્યો અને નવલોહિયાઓને કોંગ્રેસ બહાર કાઢ્યા અગર કહો કે પોતે બહિષ્કૃત થયા કારણ પ્રજા તો નવા રાષ્ટ્રીય પક્ષ જોડે જ હતી ને તેને સાથ આપતી રહી. ૧૯૦૮માં ઇટલીના પેગમ્બર મૅઝીની અને બીજા રશિયન ક્રાંતિવાદીઓનું રાજકારણ હિંદમાં આવ્યું અને બૉમ્બે પ્રથમવાર દેખા દીધી. સરકાર લોકમાન્યને ન જીરવી શકી, અને લોકમાન્યે ૭ વર્ષ માંડલેમાં ગાળ્યાં. આ કારાવાસ વેળા તેઓ વનમાં પેસી ચૂક્યા હતા, શરીર થાક્યું હતું, ને રોગે પણ ઘર કર્યું હતું, છતાં આ દેશવટો ધૈર્ય અને દૃઢતાથી તેમણે ભોગવ્યો તે એમના આખા પૂર્વજીવનને અનુરૂપ જ હતો. એટલું જ નહિ બલ્કે આ દેશવટાનું બીજું અમૂલ્ય ફળ પ્રજાને મળ્યું તે ગીતા ઉપરનું લોકમાન્યનું મહાભાષ્ય. આ ભાષ્ય એમના ૪૦ વરસના ગીતાચિંતનના નવનીતરૂપે હતું જેલજીવનનો અભ્યાસ તેમજ ગ્રંથ-લેખનમાં ઉપયોગ કરી બતાવવાનો શિરસ્તો પણ આ દેશમાં તો હું ધારું છું ત્યાં સુધી લોકમાન્યે જ પાડ્યો અને આજે આપણે તેનાં સુપરિણામ આખી પ્રજાના જીવનમાં ચોમેર નિહાળીએ છીએ.

માંડલેનો દેશવટો પૂરો કરીને આવ્યા ત્યારે લોકમાન્ય સાઠ લગભગ થવા આવ્યા હતા, છતાં ત્યારપછીનાં તેમના આયુષ્યના છેલ્લાં ૭ વર્ષ હિંદી પ્રજાના ભારતવ્યાપી અગ્રનેતા તરીકે તેમણે સતત ઉદ્યોગમાં ગાળ્યાં યુરોપની જાદવાસ્થળી ચાલુ થઈ ચૂકી હતી અને હિંદભરમાં અનેક નવા પ્રશ્નો રાજદ્વારી તખ્તા ઉપર ઉપસ્થિત થયા હતા. લોકમાન્યે પોતાના અનુભવનો લાભ ગાંધીજી, બેસન્ટ વગેરે નવા નેતાઓને આપ્યો અને પોતે દિલોજાનીપૂર્વક તેમને સાથ આપ્યો. સંકટકાળે સલ્તનતની મદદ કરવામાં પોતે કોઈની પાછળ ન રહ્યા, પણ પોતે ૪૦ વરસના નિકટ વહેવાર પછી, હાથના આગળાં દઝાડી દઝાડીને અનુભવી થયા હતા તે અનુભવને પરિણામે આવેલી સલ્તનતના વાયદાઓ અને કારવાઈઓ પ્રત્યેની પોતાની અનાસ્થા તેઓ ઢાંકી શક્યા નહિ. છતાં છેવટ સુધી પ્રજાકીય નેતાઓને તેમણે સાથ આપ્યો. વૃદ્ધવયે ચિરોલ બદનક્ષી કેસમાં વિલાયત ગયા, હાર્યા અને પાછા આવ્યા. ગયા ત્યારે કેસમાં જીતવાની કંઈ એમને ખાસ ઉમેદ હતી એવું તો હતું જ નહિ, પણ એ કેસ પણ એઓ વ્યક્તિગત સ્વરૂપે નહિ પણ પ્રજાકીય દૃષ્ટિએ જ લડતા આવ્યા હતા. તેથી એમણે જયપરાજયને એકસરખા માનીને નરી કર્તવ્યભાવનાથી છેવટ સુધી પોતાનો ભાગ બજાવ્યો. મહાભારતમાંનો એમનો પ્રિય શ્લોક આ હતોઃ

सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाऽप्रियम् ।
प्राप्तं प्राप्तमुपासीत हृदयेनाऽपराजितः ॥

અંતરથી સદાય અપરાજિત રહીને અંત લગી પ્રાપ્ત કર્મ તેમણે કર્યાં, અને તેમના પ્રિય ગ્રંથ ભગવદ્‌ગીતાને પ્રત્યક્ષ રહેણીમાં ઉતારી.

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૩૮૮

# શાસ્ત્રીજી

[ બનેલા સાચા બનાવો ઉપરથી ]

ધૂમકેતુ

ટીખળીમાં ટીખળી – અને એની મશ્કરી પણ લગભગ અનીતિના સીમાડા સુધીની, અને એ અનીતિનો સીમાડો પણ લગભગ નાસ્તિકતા સુધીનો – મોહનલાલને આજે કલાસમાં શાંત બેઠેલા જોઈને ઘણાને આશ્ચર્ય થયું હતું. કલાસમા જ્યારે શાસ્ત્રીજીનો 'પીરિયડ' આવે ત્યારે ન હોય ત્યાંથી મોહનલાલ પહેલી પાટલી ઉપર આવીને બેસે. પહેલાં તો શાસ્ત્રીજી પણ ભુલાવામા પડ્યા હતા કે મોહનલાલ એક ખરેખર વિદ્યારસિક વિદ્યાર્થી છે, અને તેથી બીજા છોકરાઓના તોફાનમાથી બચવા માટે પહેલી પાટલી ઉપર આવીને બેસે છે. બીજા બધા – મારા જેવા પણ – શાસ્ત્રીજીની મશ્કરી કરતા ત્યારે મશ્કરી ઉઘાડી પડી જતી. એક માત્ર મોહનલાલ બહુ જ ગભીરતાપૂર્વક એવી સુંદર મશ્કરી કરી શકતા કે ખુદ મશ્કરીપ્રવીણોને પણ આશ્ચર્ય થતું કે માણસ આટલે સુધી ગભીર રહીને મશ્કરી કરી શકે એ મન ઉપરનો અજબ કાબૂ ગણાય. કેટલાક મશ્કરી કરે છે પણ ટકાવી શકતા નથી. થોડીવારમાં જ એમનો ચહેરો કે આંખ મશ્કરીને ખુલ્લાં પાડી દે છે પણ મોહનલાલને પોતાના પર અજબ કાબૂ હતો એક વખત તો એણે એક પ્રિન્સની મશ્કરી કરેલી. એ પ્રિન્સને જોડાનો બહુ જ શોખ હતો. બીજેત્રીજે પારસલ આવીને ઊભું જ હોય. એટલે એક દિવસ મોહનલાલે બરાબર પારસલ બનાવી, ટિકિટો ચોડી, પોસ્ટ આવવાના વખતે જ પોતે ઉતાવળે કામમા હોય તેમ આવીને 'સાહેબ! આપનું પારસલ મેં લઈ લીધુ છે,' કહીને પ્રિન્સના હાથમા પારસલ આપ્યુ મોહનલાલ ચાલ્યો ગયો. પારસલ ઉઘાડ્યું તો અંદરથી જૂનાં ખાસડાં નીકળ્યાં! એક વખત મોહનલાલે પોતાની રૂમમાં 'ટીપાર્ટી' રાખી હતી રૂમ નાની એટલે ચારપાચ ખુરશીઓ બીજી રૂમમાંથી લાવીને ભેગી કરી હતી. મિત્રમડળ ભરાયું કેટલાક ખુરશી પર, કોઈ ટેબલ ઉપર, કોઈ નીચે એમ ગોઠવાયા હતા. મોહનલાલ ને બીજા ત્રણ મિત્રો એક ખાટલા ઉપર ચારે ખૂણા સાચવીને બેસી ગયા હતા. એટલામાં પેલા પ્રિન્સ આવ્યા. બીજે જગ્યા નહોતી એટલે ખાટલા ઉપર બેસવા ગયા — પણ જેવા બેઠા તેવા જ નીચે! મોહનલાલ ને ત્રણે મિત્રો ઊભા થઈ ગયા હતા — ને એ ચાર જણાએ ખેંચી રાખેલો તગ ઓછાડ ઊડી જતાં, પાટી વિનાના ખાટલામાં બેઠેલા પ્રિન્સ નીચે પડ્યા હતા.!

એ મોહનલાલ આજે શાસ્ત્રીજીના 'પીરિયડ'માં શાંત હતા તેથી આશ્ચર્ય થયું.

પહેલાં તો એક વખત શાસ્ત્રીજી 'સુરતસંગ્રામ' એ શબ્દનું સ્પષ્ટીકરણ કરતા જરાક ગૂંચવાયા હતા ત્યારે તરત મોહનલાલ ઊભા થયા હતાઃ 'સાહેબ! સુરત ગામ ઈ. સ. દસમીઅગિયારમી સદીનું છે કાલિદાસ એ વખત પહેલાંનો. છતાં સુરત પાસેના સંગ્રામનો

મોહનલાલ નમ્ર બની ગયો. એટલામાં વળી એક ત્રીસએકત્રીસ વર્ષનો જુવાન પણ શાસ્ત્રીજી સાથે થઈ ગયો. એનો વેશ પણ શાસ્ત્રીજી જેવો હતો. તેણે મોહનલાલને જોઈને હાથ જોડચા. મોહનલાલે સામે હાથ જોડચા. એટલે પેલાએ ફરી હાથ જોડચા. ત્રીજી વખત મોહનલાલ હાથ જોડે છે, ત્યાં શાસ્ત્રીજી બોલ્યા.

'એ મારો પુત્ર છે. ઘણાં વર્ષ થયા ગાંડો થઈ ગયો છે. ઋણાનુબંધ!'

છેલ્લા શબ્દો શાસ્ત્રીજી એટલી નિખાલસતાથી – એટલી બધી સ્પષ્ટાર્થ વાણીથી બોલ્યા કે મોહનલાલના અંતર ઉપર ઊંડી અસર થઈ ગઈ. કદાચ સંસ્કૃતની આટલી પ્રેમભરેલી સ્પષ્ટાર્થ વાણી એણે આજે પહેલવહેલાં જ સાંભળી. એવી વાણી કે જેમાં બોલનાર અર્થ સમજતો હોય ને હરક્ષણે અનુભવતો હોય

'સાહેબ! ઋણાનુબંધ – એ વાત સાચી હશે?' મોહનલાલ જરાક ગંભીર બની ગયો. બચુ શાસ્ત્રીજીની આંગળી ખચી રહ્યો હતો.

'ખોટી – સાચી કોણ જાણે – પણ અંતઃકરણને નિર્ભય કરીને આશ્વાસન આપવા માટે એ સાધન ખોટું નથી. પણ બોલો, કયું સિનેમા આજે સારું હશે?'

શાસ્ત્રીજીને બિચારાને સિનેમા અને નાટકના ભેદની પણ પૂરી ગમ ન હતી. કેવળ પોતાના દીવાના છોકરા માટે અને દીવાનાના અર્ધ દીવાના માટે પોતે પચાવનછપ્પન વર્ષે, પોતાનો જૂનવાણી ભેખ તજીને સિનેમા તરફ ચાલી રહ્યા હતા.

મોહનલાલ આજે શાસ્ત્રીજીની મશ્કરી કરી શકયો નહિ.

'સાહેબ! પણ તમારા આ દીવાના પુત્રને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલોને – કદાચ સારું થઈ જાય'

શાસ્ત્રીજીથી એ વિચાર જ સહન થઈ શકચો નહિ'

'મોહનલાલ! ઘણી વખત દીવાના માણસો કાંઈક અદ્ભુત ને સુંદર જોવાથી પણ સારા થઈ જાય છે. સિનેમામાં નૃત્ય વગેરે આવે છે. નાટકમાં પણ શૃંગાર આવે છે. વખત છે ને ચિમનલાલને સારું થઈ જાય. ચમન!' શાસ્ત્રીજીનો મોટો છોકરો પોતાનું નામ સાભળતા જ હસવા માંડ્યો – ને મોહનલાલને ફરીફરી હાથ જોડીને નમવા માંડચો.

મોહનલાલ એ ત્રણે જણાને સિનેમાગૃહ સુધી મૂકી આવી પાછો ફર્યો ત્યારે એના અંતઃકરણમાં એક જાતની ન સમજી શકાય એવી નમ્રતા વસી રહી હતી. અને ત્યારપછી કલાસમાં મોહનલાલ શાંત બેસતો મશ્કરી લગભગ અદશ્ય થઈ ગઈ હતી.

૩

એક દિવસ મોહનલાલ રહી શકચો નહિ, એટલે શાસ્ત્રીજીને ત્યાં ગયો.

ત્યાં જઈને મોહનલાલ દિઙ્મૂઢ બની ગયો. આખા ઘરમાં માત્ર એક બે ચટાઈ પડી હતી. ઠંડા પાણીનું માટલું – ને એક લોટો ને એક પ્યાલો; બીજું કાંઈ ન મળે. એક આંધળી જેવી બાઈ એક ખૂણામાં બેસીને માળા ફેરવી રહી હતી: જાણે બેદરકારી ભરેલી ભયંકર ગરીબી હોય!

# આદર્શ આગેવાનોનો સંઘ

સુમન્ત મહેતા

## કૉમ્યુનિસ્ટ પાર્ટી

ભણેલા અને વાંચનારા લોકોમાંથી ઘણા જાણતા નથી કે કૉમ્યુનિસ્ટ પાર્ટી એટલે શું ? રશિયાના રાજબંધારણમાં કૉમ્યુનિસ્ટ પાર્ટીનું નામનિશાન નથી, એ સૌ કોઈ ભાગ્યે જ જાણતા હશે. એ પાર્ટીના સભ્યો એમ કહેતા નથી કે સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક છે. એ લોકો સિદ્ધ કરી આપે છે કે સ્વરાજ્ય મેળવવા માટે તેમને આગેવાનો તરફથી જે કામ સોંપવામાં આવે તેનો અમલ કરવા માટે જ જીવન છે. તે કામ કરતાં કરતાં મરવું પડે, તો તેમની મરવાની તૈયારી હોય છે. આ પાર્ટી રાજકીય ખૂનામરકીમાં માનતી નથી, એવા ખૂનોથી સ્વરાજ્ય મળતું નથી તેવી એ પાર્ટીની માન્યતા છે, અને તે છતાં ઘણાય લોકો માની લે છે કે કૉમ્યુનિસ્ટો પાર્ટી તરીકે હિંસાવાદી છે.

કૉમ્યુનિસ્ટ રાજ્યવ્યવસ્થા સ્થપાયાને આજે ૧૯ વર્ષ પૂરાં થયાં છે, તે છતાં પાર્ટીમાં માત્ર ૨૦ થી ૩૦ લાખ સભ્યો છે. જ્યારે કૉમ્યુનિસ્ટ પાર્ટીના સભ્ય થવામાં પકડાઈ જવાનો ડર હતો તે વખતે સંખ્યા ઘણી જૂજ હતી. એ જૂજ સંખ્યા હોવા છતાં એ પાર્ટીએ આખા રાજ્યનું તંત્ર કબજે કર્યું એ તેની શક્તિનું માપ બતાવી આપે છે. દૃઢનિશ્ચયી, ડિસીપ્લીન-વાળા થોડા માણસોનું જૂથ શું કરી શકે તેનો ખ્યાલ આ પાર્ટીમાંથી આવે છે. દરેક દેશમાં મહત્ત્વના પ્રસંગે આવું જૂથ ખડું થાય છે એવી જ રીતે મુગલોએ હિંદ દેશ કબજે કર્યો, મરાઠાઓએ મુગલ સલ્તનત તોડી પાડી, શીખ પ્રજાએ સત્તા મેળવી, અને થોડા અંગ્રેજોએ હિંદ દેશ પર સામ્રાજ્ય જમાવ્યું હિંદી સ્વાતંત્ર્યના ઇતિહાસમાં સત્યાગ્રહીઓએ એવો જ ભાગ ભજવ્યો છે, અને ભવિષ્યની લડતમાં વધારે માણસો, વધારે આગ્રહી અને વધારે તાલીમવાળા સંઘ કે જૂથમાં જોડાશે ત્યારે જ જીત મેળવી શકાશે.

આ પાર્ટી (સંઘ) આમવર્ગની આગેવાની લઈને તેનું માનસ બદલે છે, નવા સંસ્કાર રેડીને સાચું સમાજવાદી તંત્ર ( Socialist state ) ઉત્પન્ન કરે છે. રશિયામાં રાજ્યતંત્ર બદલાયું છે. તેને કાયમ રાખવું અને સુધારવું એ હવે તેનું કામ છે. પણ આટલા બધા સભ્યો કરે છે શું ? એવો પ્રશ્ન સહેજે પુછાય.

આ વર્ગમાંથી અડધો ભાગ કારખાનાં, ખાણો, ઘાસલેટનાં કારખાનાં, ખેતરો, રેલવે, ટપાલખાતાં, વીજળીનાં કારખાનાં વગેરેમાં મજૂરી કરે છે. સંઘના સભ્યો તરીકે એમનું કર્તવ્ય એ છે કે એમના કર્તવ્ય તથા જીવનની છાપ સંઘબહારના સભ્યો પર એવી પડે કે જેથી લોકોને શારીરિક શ્રમ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય. પોતાની એટલે સમસ્ત પ્રજાની કારીગરીમા પોતાની બધી શક્તિ ખર્ચવાની ઊર્મિ સ્વાભાવિક થઈ જાય, તેથી તેમને બીજા લોકો કરતાં વધારે ઉદ્યમી, ઉમંગી, ઉત્સાહી અને વધારે કાર્યદક્ષ થવું પડે છે. દરેક સભ્ય ઉત્તરોત્તર

વધારે જ્ઞાન મેળવવાનો સતત પ્રયાસ કરે છે અને પોતાને સોંપાયેલું કામ વધારે સારી રીતે થાય તેટલા માટે કળા અને હુન્નર મેળવી લે છે પોતાના કારખાનામાં સામ્યવાદી સિદ્ધાંતો અને સોવિયેટ પદ્ધતિ શીખવા માટે, પોતાની મેળે એમને આગેવાની લેવાની હોય છે, બીજા એટલે સામ્યવાદની બહારના (બિનસામ્યવાદી)ની સંખ્યા દશવીશગણી વધારે હોય તે છતાં આ લોકો તેમની દોરવણી હાથમાં લે છે, અને ધીમેધીમે સામ્યવાદના સંસ્કાર પાડે છે. ટ્રેઇડ યુનિયનમાં કે ખરીદદારની સહકારી મંડળીઓમાં, સંયુક્ત ખેતરમાં કે કારખાનાનાં મહાજનમા પોતાના જેવા સંઘના બીજા સભ્યોની સાથે રહીને એ લોકો આ સંસ્થાઓના વહીવટમા આગળપડતો ભાગ લે છે, અને બીજાઓને ભાગ લેવાનો રસ પાડે છે. અને પાર્ટીના ઉપરના નિયમો અથવા હુકમોને અનુસરીને સોશિયાલિસ્ટ સ્ટેટ સામ્યવાદી તંત્ર–કેવી રીતે મેળવવા સિદ્ધ કરવું તેનુ તેઓ પ્રત્યક્ષ જ્ઞાન આપે છે. તેમને લીધે આખા કારખાના કે ખેતરોમા કેવી રીતે કામ વધારે ઝડપથી કરવું, કેવી રીતે વધારે સારુ કામ કરવુ, બગાડ ઓછો કરવો, અમુક ચીજ પેદા કરવાનો ખર્ચ ઘટાડવો એના પદાર્થ-પાઠ શિખવાય છે આવા કાર્યકર્તાઓની હરીફાઈમા સ્વાર્થના લાભના પ્રશ્નો તો હોય જ નહિ, એટલે બીજાં કારખાનાઓ સાથે કાર્યદક્ષતા અને કાર્યકુશળતા વધારવાને માટે જ અને દેશને લાભ કરી આપવા માટે હરીફાઈ થાય છે. તેઓ પોતાના બચત વખતમાં સાર્વજનિક સંસ્થાઓનુ કામ ઉપાડી લે છે દાખલા તરીકે, સમિતિઓના મંત્રી, ક્લબના વહીવટ, વિમાની ઑફિસ વગેરેમા સેવાભાવથી કામ કરીને પોતાની ઉપયોગિતા વધારે છે, અને લોકોનો પ્રેમ જીતીને તેમને દોરવવાની લાયકાત મેળવે છે. તેમનું બધુ કામ શિખવણી, સમજાવટ અને સલાહથી જ કરવાનુ હોય છે, કારણ કે તેમને કોઈ પણ પ્રકારની ખાસ સત્તા આપવામાં આવતી નથી કોઈ સંસ્થાના પાર્ટી મેમ્બરો પોતાની સાથે કામ કરતા કામગરોને કે સંચાલકોને હુકમ આપી શકતા નથી. કાર્યપદ્ધતિનો નિર્ણય કરવાની હકૂમત તેમના હાથમા નથી. એ લોકો માત્ર પોતાના સહચારીઓની મનોવૃત્તિ બદલી શકે પણ આવી સરળ રીતે, ચૂપકીદીથી, દસ લાખ માણસો જનસમાજનુ માનસ અમુક દિશામા દોરવાનો પ્રયત્ન કરે, તેની અસર અજબ થાય છે. લગભગ ૪૦ ટકા જેટલા સભ્યો રાજ્યવ્યવસ્થા, ટ્રેઇડ યુનિયનો, અને કોઓપરેટિવ તથા બીજી સાર્વજનિક સંસ્થાઓમાં વેતનદાર નોકરીમા જોડાય છે કારખાનાના કામગરોમા, ફરજિયાત સૈન્યમા, ખરીદનારની સહકારી મંડળીઓના દસ લાખ કામગરોમાં, પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના પાંચ લાખ શિક્ષકોમાં, એંશી હજાર દાક્તરોમાં, વકીલો, કારકુનો, ટાઇપિસ્ટો, અને નોકરોમાં આ પાર્ટીના મેમ્બરોની સંખ્યા જૂજ છે એ પણ જાણી લેવાની જરૂર છે. એટલે પાર્ટીની બહારના માણસો જબરી બહુમતિમા હોય છે. ગામગામડાંઓની ગ્રામપંચાયત અગર સોવિયેટમાં ૨૦ લાખ મેમ્બરો છે, તેમાંથી સાડાસાત લાખ પાર્ટીના સભ્યો આજે છે.

## આદર્શ નાગરિકો

કોમ્યુનિસ્ટ પાર્ટી એ આદર્શ નાગરિકોનું જૂથ છે. એ નેતૃત્વ અગર આગેવાની માટે તાલીમ મેળવીને આખા રશિયન સમાજને કોમ્યુનિસ્ટ નાગરિક બનાવવા મથી રહ્યું છે. એ સમાજથી અલગ નથી જેવી રીતે અમલદારી વર્ગ આજે સમાજથી અલગ છે તે પ્રમાણે તે ધંધાથી એટલે શારીરિક શ્રમથી મુક્ત નથી, માત્ર સ્વેચ્છાથી તાલીમ સ્વીકારીને

સંયોજના ચેતનરૂપ થવાય એવું જીવન ગાળે છે. માર્ક્સ એમનો 'ધર્મ'ગુરુ છે, લેનિન અને સ્ટાલિન એમના પયગંબર છે આ લોકો ફકીરીમાં માનતા નથી, સામાન્ય સુખ-સગવડો ભોગવે છે, પણ તેમનામાં ધાર્મિક ઝનૂનનાં જેવાં આત્મસમર્પણ અને કર્તવ્ય-નિષ્ઠા હોય છે.

આ કોમ્યુનિસ્ટ સંઘના સભ્યો શિસ્તપાલન ન કરે તો તેમને ઠપકો અપાય અગર કાઢી મુકાય; તે સિવાય કોઈ પ્રકારની સજા કરવાનો અધિકાર સંઘને નથી. સંઘના સભ્યો તરીકે તેમને ખાસ લાભ કે સત્તા મળતા નથી દેશના કાયદાની દૃષ્ટિએ એ લોકો બાર કરોડ રશિયનોના જેવા જ હક્કો અને અધિકાર ભોગવે છે, વધારે નહિ કોઈ નિયમ કે કાયદામાંથી તેમને છૂટ કે મુક્તિ મળતી નથી. જે સત્તા ભોગવે છે તે પોતાના ચારિત્ર્યબળના પરિણામને લીધે, અને પોતાના મિત્રો તથા સહાયકોના ટેકાને લીધે. એ લોકો એક પ્રકારના મિશનરી થઈ ગયા છે અને સેવા કરીને પ્રેમ તથા આગેવાની મેળવી લે છે. શરૂઆતમા તેમનું મુખ્ય કર્તવ્ય વિપ્લવ માટે યોગ્ય વાતાવરણ પેદા કરવાનુ હતુ, હવે નવો સમાજ, નવા આદર્શો, નવી સંસ્કૃતિ પેદા કરવામાં પોતાની શક્તિ ખર્ચે છે ટૂંકામા આ સંઘમાથી આદર્શ આગેવાનો અને સેવકો પેદા થાય છે.

લેનિને જોઈ લીધુ કે સાધારણ સહાનુભૂતિ ધરાવનારા માણસો, અથવા જેમને સામ્યવાદમાં પૂરી શ્રદ્ધા નથી તેની વ્યક્તિઓ, અથવા જે માણસો ધર્મ અગર દયાની લાગણીથી જોડાતા હોય તેવા માણસો બહુ કામ લાગતા નથી. એને તો થોડા મરણિયાનો સંઘ જોઈતો હતો. થોડા માણસો પણ પૂરેપૂરા ભરોસાદાર, જે સોંપેલું કામ કર્યા વિના રહે જ નહિ તેવાની ટોળી જોઈતી હતી. જેવા પાચ મરણિયામાથી ગુરુ ગોવિંદસિંહે શીખ મરણિયાનું સૈન્ય ખડું કર્યું તેવા તેમનો 'ધંધો' જ વિપ્લવ કરવાનો હોય તેમની માન્યતા, સિદ્ધાંતો અને કાર્યક્રમ એક જ હોય, અને તે રાજકીય વિપ્લવનોનું. ૧૯૦૦થી ૧૯૧૬ની સાલ સુધી જે જે લોકો આગળ વધવાને અશક્ત હતા તેમને એણે સંઘમાથી કાઢી મૂક્યા. એવે એક વખતે લઘુમતી (મેન્શેવિક)ને હાંકી કાઢવા. ને બહુમતી (બોલ્શેવિક) આગળ વધ્યા. સુધારક પક્ષ કે જરા મોળા પડીને સમાધાની કરનારા પક્ષનું એને કામ નહોતુ. તદ્દન મક્કમ, માર્ક્સ અને પોતે નક્કી કરેલા એક જ માર્ગે જનારા માણસો એના સંઘમા ટકી શકતા. જુદા વિચારના બીજા માણસો હતા તેમને તેમના વિચારો અને કાર્યક્રમ મુબારક હોય, એ તેની દરકાર કરતો નહિ, પણ તે લોકો સંઘમા રહી શકે નહિ જ ઘણી ધીરજથી એ પોતાની વિચારસરણી બહારના લોકોને સમજાવતો

સંખ્યા માટે એને દરકાર નહોતી પોતાના સંઘમા મતભેદ માટે સ્થાન નહોતું, શંકા માટે સ્થાન નહોતું. હુકમ મળે એટલે બધા એકીવખતે તેનો અમલ કરે એવા કેસરિયા રાજપૂતોનો સંઘ તૈયાર કર્યો બધા ત્યાગી મિત્રો, જેલ અને ગોળી ઝીલનાર, અગવડો સહન કરનાર સહચારીઓ હતા રાજકીય પક્ષ (પાર્ટી) નહિ પણ એક ઊંચા ધ્યેયને પહોંચનાર મિશનરીઓનો સંઘ પેદા થયો. ૧૯૧૭ની સાલમા બે લાખ સભ્યો હતા, ત્યાર-પહેલાં એ સંખ્યા ઘણી જૂજ હોવી જોઈએ.

## સભ્યો

કોઈ પણ માણસને આ સંઘમા જોડાવાનો હક્ક નહોતો. સંઘના નિયમો એવા હતા

કે જેમાં કોઈ પણ વ્યક્તિ, ગમે તેટલી મોટી હોય તેને માટે અપવાદ નહોતો. સંઘમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવાર સામ્યવાદમાં પૂરેપૂરો માનનારો અને લેનિન જેવા આગેવાનોની વિચારસરણીને કબૂલ રાખનાર હોવો જોઈએ. પોતાના ધંધા ઉપરાંત સંઘનું કામ ઉપાડી લઈને તેના અમલ માટે સતત પ્રયાસ કરીને તે પોતાની ઉત્સુકતા પુરવાર કરી આપનાર હોવો જોઈએ. પોતાની મેળે રાજીખુશીથી બીજું કામ તેણે સેવાભાવે ઉપાડી લેવું જોઈએ. ધર્મના ધતિંગથી તે મુક્ત હોવો જોઈએ. એ શોષિત વર્ગનો (પાદરી કે પૂજારી, સાધુ, જમીનદાર કે શાહુકાર વર્ગનો, મૂડીવાદી શેઠિયો કે વેપારી) હોય તો કદી દાખલ થઈ શકે નહિ. ખોટા ગેહિયા જેવી એની વિચારસરણી ન પાલવે. અને તેણે અંગત માલિકી માટે આગ્રહ કે પ્રેમ ન રાખવા જોઈએ.

આવા કલંકવિનાના ઉમેદવારને ત્રણ કે પાંચ સંઘના સભ્યો રીતસર ટેકો આપે તો તેનું નામ ઉમેદવાર તરીકે દાખલ થાય. *ટેકો આપનારા માણસો ગફલત કરીને* કે નિષ્કાળજીથી અયોગ્ય ઉમેદવારનું નામ સૂચવે તો તેમને શિક્ષા થાય, અગર સંઘમાંથી કાઢી મુકાય એટલી સખ્તાઈથી પરીક્ષા કરાય છે. દરેક માણસને એક કે બે વર્ષ સુધી ઉમેદવાર રહેવું પડે. એ (પગારના પ્રમાણમાં) પોતાની ફી આપે, તેને બધી સંઘની ખુલ્લી સભાઓમાં આમંત્રણ મળે, તેનો અભિપ્રાય લેવાય, પણ મત નોંધાય નહિ. એના મિત્રો તેના પર સખત દેખરેખ રાખે, વખતોવખત તે વિશે નિવેદન કરે, અને જો તેની વર્તણૂક પૂરી સંતોષકારક ન જણાય તો કાઢી મૂકે અથવા ઉમેદવારીનો વખત લંબાવે. તેનું વય, ધંધો અને પૂર્વસંસ્કારના પ્રમાણમાં ઉમેદવારી લંબાવાય ૧૮–૨૮ વર્ષના લોકોને વધારે લાયક ગણવામાં આવે, ખેડૂત અગર મજૂરનાં છોકરાંને દાખલ થવું સહેલું પડે, અગર લાલ લશ્કરમાં સિપાહીઓ હોય તેને ભારી સગવડ મળે ઘણાખરા સભ્યો જુવાન હોવા જોઈએ. કોમ્સોમોલ એટલે યુવકસંઘના જુવાનોને સહેલાઈથી દાખલ કરાય છે.

## નિયમો

(૧) સામ્યવાદી સિદ્ધાંતો અને સોવિયેટ પદ્ધતિ જે વખતોવખત બદલાતી જાય તેમાં તેમને સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ. તેનાથી વધારે મોળા કે વધારે જલદ થવાય નહિ. નવા પ્રશ્નો ખડા થાય તે બાબત અને જે વિષયોમાં સંઘે છેવટનો ફતવો પ્રગટ ન કર્યો હોય તેવી બાબતમાં સંઘના સભ્યોને પણ ચર્ચા કરવાની (ખાનગી તથા ખુલ્લી), પૂરી સત્તા રહે છે એવી છૂટ વખત વર્ષો સુધી ચાલુ રહે, પણ જ્યારે સંઘ તરફથી નિર્ણય થઈને હુકમ પ્રગટ થાય એટલે તેની વિરુદ્ધ ચર્ચા કે વર્તન થઈ શકે નહિ

(૨) બીજું સંઘ તરફથી જે કામ સોંપાય તે માથે ઉપાડી લેવું જોઈએ. એને જ્યાં મોકલે ત્યાં તરત, વગરવિલંબે, જવું પડે; જે ધંધો સોંપે તે કરવો પડે, જ્યાં રહેવાનો હુકમ થાય ત્યાં રહેવું પડે. અને સંઘ કહે તે પ્રમાણે ખુશીથી વર્તવું જોઈએ

(૩) એ સભ્યોની તવંગરી નથી, પણ એને જે પગાર આપે તેનાથી સંતોષ માનવાનો છે, અને સામાન્ય રીતે ભાગ લેનારા કારીગરને વેતન મળે તેના જેટલું જ વેતન સંઘના સભ્યોને મળે છે. આમ કરવાથી અમલદારી કામગીરી (ઓફિસિંગ) કામગરોના જ

હાથમા રહે છે, અને પૈસાદારને અપાતી નથી. જો કોઈ વ્યક્તિઓ પગાર ઉપરાંત ચોપડીઓ લખીને કે પેપરોમા લખીને કમાણી કરે તો તેમને ૨૦–૩૦ થી ૫૦ ટકા જેટલી કમાણી સંઘને આપી દેવી પડે છે.

સંઘની ફીનું ધોરણ નીચે પ્રમાણે છે (૧૦૦ કોપેકનો ૧ રૂબલ)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | રૂબલ | સુધીની | આવક પર | દરમહિને | ૨૦ કોપેક. |
| ૧૦૦ થી ૧૫૦ | ,, | ,, | ,, | ,, | ૬૦ ,, |
| ૧૫૧ થી ૨૦૦ | ,, | ,, | ,, | ,, | ૧ રૂબલ |
| ૨૦૦ થી ૨૫૧ | ,, | ,, | ,, | ,, | ૧.૫ ,, |
| ૨૫૧ થી ૩૦૦ | ,, | ,, | ,, | ,, | ૨ ,, |
| ૩૦૦ થી ૫૦૦ | ,, | ,, | ,, | ,, | ૨ ટકા |
| ૫૦૦ થી ઉપરાત | | | | | ૩ ,, |

આ ઉપરાંત દાખલ ફી તરીકે તે વખતના પગારના ૨ ટકા લેવામા આવે છે.

પોતાને સોંપેલા કામને અંગે જે ખર્ચ થાય તે સંઘ આપે છે, તેમા મોટર પણ હોય અને એરોપ્લેન પણ હોય. રહેવાને ઘરની સગવડ પણ સારી મળે.

## પંચાયતોમાં

કોઈ પણ પચાયતોમા સંઘના ત્રણ કે તેથી વધારે સભ્યો હોય, તો તેમણે જૂથ સ્થાપવું જોઈએ, બીજા સભ્યોની સખ્યા ગમે તેટલી હોય તે છતાં. પચાયતમા કેવી રીતે મત આપવો, પોતાના વિચાર પ્રમાણે કેવી રીતે પચાયત કામ કરે તેની વ્યૂહરચના આ જૂથે વખતોવખત નક્કી કરવાની હોય છે આ જૂથમા મતભેદ કદી હોઈ શકે જ નહિ. બધાએ એકત્ર થઈને એક જ દિશામા કામ કરવું અને પોતાની વિચારસરણીને ટેકો મળે એવી સમજાવટ કરવી જોઈએ. સંઘબળને લીધે, દઢતા અને આગ્રહને લીધે, બધી શક્તિ ધારેલા કામને પાર પાડવામાં વાપરવાને લીધે, અને સંઘની પ્રતિષ્ઠાને લીધે આવાં જૂથ આખી સસ્થાને સંઘે નક્કી કરેલા માર્ગે દોરી શકે છે. તેથી કરીને મજૂર મહાજનો, કારીગરોના મહાજનો, અનેક પ્રકારની સહકારી મંડળીઓ, કારખાનાઓ વગેરેમાં આ સંઘના સભ્યોની સંખ્યા ખૂબ વધતી જાય છે અને જેમજેમ ઉપર ચડે તેમતેમ તેમનું પ્રમાણ વધે છે. ગામ-સમિતિમાં ઓછું, તાલુકામાં વધારે, પ્રાતમાં તેથી વધારે, કારણ કે આ સભ્યો વધારે ઉત્સાહી, વધારે નિષ્ણાત, વધારે સપીલા, વધારે સમય આપનારા અને શક્તિ ખર્ચનારા હોય છે. હવે રાજ્યવ્યવસ્થામા પણ તેમની સખ્યા વધી ગઈ છે, અને ઘણીય સમિતિઓમાં લગભગ બધા સભ્યો સંઘના હોય છે. લશ્કરમાં પણ તેમ જ હોય છે, અને હવે તો વૈદક સંસ્થાઓમાં, પુસ્તકાલયોમાં, કોલેજોમાં, નાટકશાળાઓમા અને સંસ્કાર આપવાની પ્રવૃત્તિઓમા સંઘના સભ્યો અગ્રભાગ ભજવે છે. આવી રીતે આમવર્ગની સત્તા આખા દેશ પર ફેલાઈ રહી છે.

## શા માટે જોડાય ?

જે લોકો સામ્યવાદ તરફ શંકાશીલ દૃષ્ટિથી જુએ છે ને અને સામાન્ય રીતે અન્ય

માણસો પૂછશે કે સામ્યવાદી સંઘમાં ઉચ્ચ વર્તન રાખવું પડે છે, ઉપરી સંઘ તરફથી મળતા હુકમોને એકદમ માથે ચડાવવા પડે છે, સખત ડિસીપ્લીન જાળવવી પડે છે, નાણાં ભેગાં કરવાની વૃત્તિનો ત્યાગ કરવાનો છે, તો પછી એ સંઘમાં કોઈ શા માટે જોડાય ? એમાં દાખલ થવાની ધગશ શા માટે હોય ?

(૧) પહેલું કારણ તો ધાર્મિક મિશનરીઓને જે શ્રદ્ધા હોય છે તેવા પ્રકારની (પણ ધાર્મિક નહિ) એક અચળ શ્રદ્ધા કે જનસમાજમાં નવી ન્યાયી વર્ગવિનાની વ્યવસ્થા કરવાનો આ એક જ માર્ગ છે, અને તેમાં પોતે થોડેઘણે અંશે કારણભૂત છે તેનો આત્મસંતોષ. આવી મિશનરી ઉત્સુકતાનું પૃથક્કરણ કરવું મુશ્કેલ છે. આવી સમાજ રશિયામાં ઊભી કરવાની છે એવી માન્યતા નથી પણ જગતભરમાં આણવાની છે, એટલે જેવી રીતે બૌદ્ધ, ખ્રિસ્તી, અને ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવાની તમન્ના હતી અને તેને માટે માથું આપવાની તૈયારી હતી તેવી તમન્ના આ સામ્યવાદી સંઘમાં છે.

(૨) દરેક વ્યક્તિમાં પોતાની શક્તિને ખીલવીને સત્તા જમાવવાની ઊંડી ઇચ્છા હોય છે; પોતાના વ્યક્તિત્વથી સેવા કરવાની, બીજાઓ પર છાપ પાડવાની, મહત્ત્વની જવાબદારી વહોરી લેવાની ભાવના હોય છે, તે આવી રીતે સંતોષાય છે. આજે રશિયામાં જેટજેટલી કેળવણી અપાય છે તેનો ઉદ્દેશ દરેક છોકરાનું વ્યક્તિત્વ વધારવા માટે, દરેક માણસની શક્તિ વધે, વધારે ઉપયોગી કામ કરે, ચારિત્ર્યબળથી બીજાને આગળ પાડે, ચેતન મેળવે અને ચેતન રેડે તે પાર પાડવા માટે છે.

છેલ્લા ૧૮ વર્ષમાં જે ચેતન આવ્યું છે તે પુરવાર કરે છે કે લાખો લોકો, લગભગ કરોડો વ્યક્તિઓ માટીમાંથી ‘ મરદ, ’ પુરુષાર્થી બની છે. સ્ત્રીઓ તેમજ પુરુષો, યુરોપિયન અને એશિયાટિક, શહેરના, ગામડાનાં, જંગલના, તથા રણમાં અને ખાણમાં રહેનારાં, અને બરફની ભૂમિમાં અલગ રહેનારી પ્રજામાં અજબ ચેતન આવ્યું છે અને તેમનું વ્યક્તિત્વ ખીલ્યું છે, તેમનું મનુષ્યત્વ વધ્યું છે. જૂના યુગોમાં ધર્મોએ આવું જ પરિવર્તન કર્યું હતું. આ ધર્મ નહિ તો નવી સંસ્કૃતિ છે, શ્રમવર્ગનું, શ્રમજીવીઓનું ‘સ્વર્ગ’ સ્થાપવાનો મહાન પ્રયોગ છે.

શું આ સંઘમાં લુચ્ચા કે આળસુ, ઢોંગી કે સ્વાર્થી લોકો નથી ? આવા માણસો દાખલ થયા વિના રહે જ નહિ. સતત દેખરેખને લીધે આવા માણસોને વીણી કાઢવાનો પ્રયત્ન ચાલુ છે. આને માટે કોઈ કોઈ ચેતવણી, ઠપકો, શિખામણ, ટૂંકા વખતને માટે કે હંમેશને માટે બરતરફીનાં પગલાં લેવાય છે. અયોગ્ય માણસોની તપાસ ખુલ્લી રીતે થાય છે અને આક્ષેપો અને બચાવ જાહેર રીતે થઈને ફેંસલો આપવામાં આવે છે. પ્રશ્ન વાતાવરણનો છે. જે સંસ્થા આજે સારામાં સારી રીતે ચાલે છે તેમાં ભવિષ્યમાં સડો પેસે અને મૂડીવાદી જગતમાં જે ગોટાળા, કે અન્યાય, જે ચારિત્ર્યની નબળાઈઓ કે અવ્યવસ્થા પ્રવર્તી રહ્યાં હતાં તે વખતે ઘૂસી જાય, પણ આજે તો એમ માનવાને સબળ કારણ મળે છે કે આ સામ્યવાદી સંઘે પોતાની સંખ્યા અત્યંત થોડી છતાં આખા દેશની સત્તા કબજે કરી રશિયાનો ઇન્કિલાબ ફતેહમંદ કર્યો, અને સામ્યવાદી વિચારસરણી તથા કાર્યપદ્ધતિનો બહોળો ફેલાવો કરીને એટલે લગભગ આખા રશિયાનાં શહેરો તથા ગામડાંઓમાં ફેલાઈ કે રેડાઈ જઈને સામ્યવાદી સિદ્ધાંતો, વિચારો, આદર્શો, ટેવોનો પ્રચાર કરીને પ્રજામાં નવા

ઉચ્ચ મસ્તકે રહેતા, અને એવું વાતાવરણ પેદા કર્યું કે જેમાં દરેક વ્યક્તિ શ્રમિત જીવન ગાળે છે એટલું નહિ પણ શ્રમજીવનમાં મોટાઈ માને છે, પોતાનું કર્તવ્ય ગણે છે, ધાર્યા કરતાં વધારે કામ આપવું એ પોતાનો ધર્મ ગણે છે ત્યાં ન્યાત, રંગ, કોમ, દેશના ભેદો ભુલાઈ ગયા છે, ત્યાં સ્ત્રીઓ અને પુરુષો સૌ સાથે કામ કરે છે, જૂની જવાબદારીઓ ભૂંસી નાખીને નવી જવાબદારીઓ ખડી કરી છે, અને પૃથ્વીના પાંચમા ભાગ પર સાચું સ્વરાજ્ય સ્થાપી, મનુષ્યોને ઊંચું જીવતર જીવતાં શીખવ્યું છે ત્યાં જ્ઞાન વધ્યું છે, લલિત કળાનો પ્રચાર દેશભરમાં ફેલાયો છે, ત્યાં બેકારી ઘટાડી દીધી છે, કંગાલિયત અને નિરક્ષરતા નાબૂદ કર્યાં છે દરેક વ્યક્તિ પોતાનો ધર્મ સમજે એવું શિક્ષણ આપવામાં આવે છે દરેક વ્યક્તિનો આત્મવિકાસ થાય, દરેક વ્યક્તિ પોતાની ફરજ—આખા જનસમાજ તરફની—સમજે અને સમજણપૂર્વક તેનો અમલ કરે એવા સુસંસ્કારો ઝીલી રહી છે આવી રીતે નવી સંસ્કૃતિ જન્મ પામે છે

પણ એમ ધારો કે રશિયાનો અખતરો આટલો બધો સફળ થયો નથી, તોપણ શું બીજા દેશોની જોડે કેળવણી, સ્વતંત્રતા, તાલીમ, ઉદ્યોગની ખિલવણી, ઉચ્ચ ભાવના વગેરેની સરખામણી કરીને માપ કાઢી જુઓ જે જે સુધારણા થઈ છે આપખુદ સત્તા તોડીને સોવિયેટ રાજ્ય સ્થાપ્યું, મૂડીવાદી તંત્રમાંથી ખાનગી માલિકીની ઇજારાવિનાની પ્રજા બનાવી, એશિયાઈ રશિયા અને પાસેના પ્રદેશોમાં જંગલી રિવાજોવાળી પ્રજાને સંસ્કારી બનાવી તેનું માન એક નાના, દબાયેલાકચડાયેલા નામિત સંઘને આભારી છે એ સર્વે જો ફતેહ મેળવી તેમાંથી દરેક હિંદી યુવકને ઘણું જાણવાનું મળશે દરેક દેશની પરિસ્થિતિ, પ્રજાની શક્તિ, તેના સંસ્કાર જુદા હોય છે, એ બધી ચીજોને લાગુ પડે તેવી રીતે એક સક્રમ, નિશ્ચયી, આત્મશ્રદ્ધાવાળા, સમજણિયા માણસોનો નાનો સરખો પણ એક મતનો સંઘ કેવી રીતે વાતાવરણ બદલી શકે છે તે આ સંઘની કાર્યવાહી પરથી સમજી શકાય છે *

* સોવિયેટ કૉમ્યુનિઝમ—એક નવી સંસ્કૃતિ: સિડની અને બિએટ્રીસ વેબકૃત એ પુસ્તક પરથી સૂચિત

## વ્યર્થ કલ્પના

ગુલાબદાસ બ્રોકર

જોઉં તને, હૃદયતાર હલીજ જાય,
પૂછું તને, અજબ 'ભક્તિ' પ્રદીપ્ત થાય;
ચાહું તને, હૃદય અન્ય ન વ્યક્તિ ચાહ્ય,
ધ્યાઉં તને, ત્યહીં તું કેમ વિલુપ્ત થાય ?

સૌંદર્ય ક્યાંય દગ મુગ્ધ કરી રહેજો,
આત્મા કદા અમર નાદથકી હલેજો;
તોયે બધું તુજ વિના નહિ પૂર્ણ લાગે,
જ્યાં તું નહીં હૃદય ત્યાં થકી દૂર ભાગે.

શકુંતલા ઉષા બન્ને, ઉર્વશી વળી મંજરી;
સર્વ રૂપવતી જોઈ, તોયે ક્યાંય ન તું મળી.

માથું મૂકું ચરણ પર, ને ઊર્ધ્વ જોઉં તને ત્યાં,
હાસ્યો વેરે મુખથી, ખરતાં પુષ્પ જેવાં ઉષામાં;
અર્પું માળા મધુર ફૂલની હસ્ત ઊંચો કરીને,
વાળી ગ્રીવા, નયન નચવી, તું ગ્રહે પ્રેમથી તે.

ચુમ્બે તું તે મુજ હૃદયના વહાલની સાક્ષી લેખે,
દાબે ઓષ્ઠે, અહહ! મધુરા, વેણ વહાલા કહીને.
તે હું જોઉં, તુજ સ્મિતથકી તારલાતેજ ઝીલું,
ત્યારે જાણે ચરણ ધરતો સ્વર્ગભૂમિમહીં હું.

આ સર્વ કલ્પનથકી અનુચિન્તવ્યો હું,
જાગી જતાં નહિ નહિ ક્યહીંયે તું ભાસે!
હા! શૂન્ય આ જગ વિષે અટૂલો હું લાગું,
ને દૂરદૂર પણ ના નિરખું તને હું!

# ગાંડાઓનું ડહાપણ

અકા પારેખ

ગાંડપણ સમજવા માટે આપણે પણ સમજવું જોઈએ કે દરેક જણને 'સુખ' એ એક જ ધ્યેય હોય છે, અને તેની જ શોધમાં તે ફરે છે. કોઈ બે જણ એક જ માર્ગ પસંદ કરતાં નથી, અને માર્ગનો અંત ઘણી વખત દુ:ખ અને શોકથી ઢકાયેલો હોય છે; પણ મૂળ ધ્યેય તો એક જ હોય છે. નેપોલિયન યુરોપ ઉપરની સત્તાથી સુખી થયો નહિ અને સેન્ટ હેલીનાએ તેની સુખની શોધનો અંત આણ્યો. 'સીંગસીંગ'[1]માં આવતો ગુનેગાર સુખની શોધમાં ત્યાં આવ્યો હોય છે તેને તે સ્થિતિમા સુખ લાગતું હોય છે. માટે તે તે સ્થિતિમાં હોય છે. સાધારણ નાગરિક અત્યારે જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તે સુખની શોધ કરતો કરતો આવી ચડયો છે. અને ભવિષ્યમાં તે ગમે ત્યા જાય જ નહિ, પણ સુખની શોધમાં જ તે જવાનો છે. માનસશાસ્ત્રમાં આને આપણે 'સુખાન્વેષણનો સિદ્ધાંત' કહીશું.

ગાંડા માણસોને જો આ સુખાન્વેષણની સિદ્ધિની દૃષ્ટિએ જોઈશુ તો આશ્ચર્ય થશે કે બધાં માણસોમાં ગાંડા માણસો ડાહ્યા છે. એક વર્ગ તરીકે તેઓ સંપૂર્ણ સુખી છે. તમારા શહેરની ગાંડાની હોસ્પિટલમાંનો એક નમૂનારૂપ 'નેપોલિયન'નો વિચાર કરો. તે પોતાના મગજમાં એક મહાન નેપોલિયન જ છે. તમે માગશો તો તમારે માટે તે ૧,૦૦૦,૦૦૦, ડૉલરનો ચેક લખશે અથવા ફ્રાન્સમાં જાગીર આપશે. એટલું ચોક્કસ છે, કે નેશનલ બેંક અથવા ફ્રેન્ચ સરકાર એ તરફ ઝાઝું ધ્યાન નહિ આપે, પણ તે પોતાના મનમા દ્રવ્યવાન અને મોટો સત્તાધીશ છે. તમે કહેશો. 'બિચારો ગાંડો છે!'

પણ તમે તમારા જ દાખલાનો વિચાર કરો. થોડુંઘણું બચાવીને શહેરના 'મેયર' થવા માટે તમે આખી જિંદગી પુષ્કળ મહેનત કરો છો. પછી જ્યારે અક્ષરના અનુક્રમે ચૂંટણી થાય છે, ત્યારે તમને દૂર ફેંકી દેવામાં આવે છે, અને તમારું દ્રવ્ય શહેરની બેંકના મેનેજર ખાઈ જાય છે. આપણો 'નેપોલિયન' તમારા જેવી નાચીઝ વ્યક્તિનો વિચાર કરે તો તે પણ એમ જ કહે: 'બિચારો ડાહ્યો!'

ગાંડાઓને સમજવા માટે આપણે જુદા માનસશાસ્ત્રની જરૂર નથી. આપણા માનસની માફક જ તેઓનું માનસ કામ કરે છે—માત્ર જરા વધારે કે જરા ઓછું. આ પછી આવતાં પાનાંમાં તમે તમને પોતાને દર્પણના સરકસમાં જોશો. એમાં કયાંક કોઈ અંગ વાંકુચૂકું કે મોટુંનાનું થઈ ગયુ હશે, પણ તેમાં તમારી પરિહાસમુદ્રા દેખાશે તો ખરી જ! તમે કહેશો: "એ જ, પણ ઈશ્વરકૃપાએ હું બચી ગયો!"

---

[1] ગાંડાની હૉસ્પિતાલનું નામ છે.

માણસ જ્ઞાન લેવાનું વહેલું શરૂ કરે છે અને જલદી શીખે છે, અને તે કારણે જ આપણે ગાંડાની હોસ્પિટલો રાખવી પડે છે. આ બાબતમાં બિલાડી ને કૂતરાં કરતાં માણસની સ્થિતિ વધારે ગેરલાભવાળી છે. તે કદી ગાંડાં થતાં નથી! ભાગ્યે જ ગાંડા થાય છે. માણસને આ બાબતમાં ઘણો જ ગેરલાભ થાય છે. પણ આપણે ને પશુઓને પણ ગાંડાં થતાં શીખવી શકીએ ખરા. તમે તેની સાથેના વર્તનથી તેને એવો કરી મૂકી શકો કે તમે તેને પપાળો ત્યારે તે કરડે, તેને ટાકણી ખોસો ત્યારે પૂછડી હલાવે, તે ગંધાતી માછલી ઉપર નિર્વાહ કરે, ને તાજું માંસ ન ખાય. તે કોરું પાંજરું છોડીને કચરામાં પડી રહે! પ્રાણીશાસ્ત્ર ઉપરથી આપણે જાણીએ છીએ કે આવા દાખલા શક્ય છે, જોકે સાધારણ બનતા નથી.

પ્રાણીઓ પોતાની સાહજિક શક્તિઓ પ્રમાણે વર્તતાં જિંદગી ગુજારે છે અને તેમનામાં ફેરફાર થતા નથી 'તેઓ ફ્રેન્ચ રાજાઓ માટે કહેવાતું તેવાં છેઃ "તેઓ કાંઈ શીખતા નથી અને ભૂલતા પણ નથી" મનુષ્ય વધુ બુદ્ધિથી શાપરૂપ થયેલો છે—છતાં વિદ્યાર્થીઓ એમ માને છે કે સાધારણ મનુષ્ય પોતાના ભલા માટે જ શીખે છે પણ માણસ પોતાનું ભલું સાધિત કરવા જતા જ ગાંડો બને છે મનુષ્યની દરેક પ્રવૃત્તિ જ્ઞાનના પ્રત્યાઘાત ઉપર અવલંબી રહી છે માનસશાસ્ત્ર કહેશે કે એક જ બાળકને બોલ્શેવિક, ફેસીસ્ટ, અથવા તો જાપાનના રાજ્યનો રાજ્યસેવક એક જ સરખી રીતે કેળવી શકાય. નીગ્રો, સ્વતંત્ર રાજ્ય, પ્રજાસત્તાક રાજ્ય આપણને પસંદ કે નાપસંદ હોય છે, પણ તે માત્ર આપણા શિક્ષણને લીધે જ હોય છે. અમુક કોમ તરફ બેદરકારીપણું એ આપણામાં જન્મસિદ્ધ નથી હોતું. એ બધું વાતાવરણને અંગે જ હોય છે. આપણા કુટુંબને લીધે પણ કાંઈ હોતું નથી માનસશાસ્ત્ર માનસિક રોગોમાં વારસાને સ્થાન નથી આપતું

મુખ્ય વસ્તુ નીચે પ્રમાણે છે. વિષયનો બરાબર ખ્યાલ આવે માટે તેને વિષે સાદા અને સ્પષ્ટ દાખલા જોઈએ મનુષ્યનું માનસ 'કૅમેરા' જેવું છે. માત્ર એટલું જ કે તેને કોડાક કરતાં એક વિશેષ લાભ છે. તે એ કે તેનું સંસ્કારગ્રાહક તત્ત્વ ઘણું જ નાજુક છે એટલું નાજુક કે કૅમેરા માટે એ મળી શકતું હોય તો કોઈ પણ કૅમેરા કંપની એને માટે અનહદ ધન આપે એ સંસ્કારગ્રાહક તત્ત્વ તે બીજું કાંઈ નહિ પણ દરેકાઈ પ્રસંગની લાગણી છે. એ લાગણીને લીધે મગજની અંદર 'પહેલી સંસ્કાર' ઝીલનારી તખ્તી બહારના સંસ્કાર ઝીલવાને અનેકગણી નાજુક બની જાય છે. લાગણી જેમ વધારે તીવ્ર, તેમ આ કૅમેરા વધારે સંસ્કારગ્રાહક. આને લીધે આપણા ઘણા હેતુઓ સધાય છે. કારણ કે આપણે જે જ્ઞાન શીખવવાનું હોય છે તે ભય અને બીજી લાગણીઓ મારફતે હોય છે. પાંચ વર્ષના છોકરાને દસબાર સમજાવતા તમારી જીભનો કૂચો થઈ જાય, છતાં તેની કાંઈ અસર થશે નહિ. પણ પાડોશમાં તેના તરફ એક જ વખત કૂતરો ઘૂરકે તો તે કદી ભૂલે નહિ આ આમ જ હોવું જોઈએ, કારણ ભય તરફ બેધ્યાન ન જોઈએ. ભય વગરનું બાળક જીવી જ શકે નહિ

કમનસીબે લાગણી એ 'બેધારી તરવાર' છે, અને એને લીધે ઘણી વસ્તુઓ જે અવિચારી હોય તે પણ આપણે શીખી જઈએ છીએ. દા. ત. બાળક હાથ કાપે છે તેને ડૉક્ટર પાસે લઈ જવામાં આવે છે અને તે બેભાન કરવાની દવા આપ્યા વગર ઘા પર ટાંકા મારે છે. કહેવાની જરૂર નથી કે બાળક બહુ જ ગભરાય છે—બી જાય છે તેનું માનસ આવી અસરોથી નાજુક બની જાય છે. તેનું ધ્યાન ડૉક્ટરની કાળી બેગ કે જેમાંથી તે

હથિયારો ઓજારો લે છે તેના પડે છે. પાછળથી એવી બેગ માટે એનામાં એક જાતનો ભય—બીક—પેસી જાય છે. આવી અસરનુ કારણ 'ઑપરેશન' બને, અને પછી તે બીક સાથે જોડાઈ જાય છે અને બાકીની જિંદગીમાં તેને હમેશ કાળી બૅગની બીક લાગ્યા કરે છે. આ ઘણો જ નજીવો દાખલો છે, પણ સહેલાઈથી સમજી શકાય એવો છે અને આ જ રીતે બીજા દાખલાઓ બને છે.

દાખલા તરીકે, એક બાળક ખરાબ જાતીય ટેવો અને ચોરી કરતાં એક માણસ પાસેથી શીખે. જાતીય ઉશ્કેરણી મગજને લાગણીવાળુ કરે અને તેનાથી સૂક્ષ્મગ્રાહક થયેલા મગજ પર ચોરીના અલોપ્ય સંસ્કાર પણ પડે. પરિણામ એ આવે કે એ ચોરીની ઘેલછાવાળો છોકરો પોલીસના દેખતા ગમે તેવી નકામી ચીજોની પણ ચોરી કરશે. આવી જ રીતે લાય લગાડવાની ઘેલછા પણ લાગે છે એક બીજો દાખલો એક બાળકને એક અંધિયાર ખૂણામાં ભયાનક કૂતરા સાથે પૂર્યો છે તે અતિશય ભયભીત થાય છે. આનુ પરિણામ વિચિત્ર આવે છે. તેને કૂતરાની બીક નથી લાગતી, અંધિયાર જગાની બીક લાગે છે. એક ગોલંદાજ લડાઈમાં એક તોપ ચલાવવાનુ પૈડું ફેરવતો હોય છે, એટલામાં એક ગોળો પડીને ફાટે છે, અને તેમાંથી તેના સિવાયના બધા મરી જાય છે. પરિણામ એ આવે છે કે એ ગોલંદાજ પૈડુ ફેરવ્યા જ કરે છે. તેનાથી બંધ રખાતું નથી કારણ કે ભયને લીધે તેનુ મગજ સંસ્કાર-ગ્રાહક થયુ, તે વખતે તેમાં પૈડુ ફેરવવાનો સંસ્કાર પડેલો હતો, તે સંસ્કાર પછી કાયમ થઈ જાય છે અને તે પૈડુ બંધ કરી શકતો નથી.

ઉપર જણાવેલા દાખલાઓ સમજવા માટે સહેલા છે, અને તે ગાંડપણનુ નરમ રૂપ બતાવે છે. આવી જાતને આપણે મગજના તંતુઓની ખોડ કહીએ છીએ તેઓ કાંઈ સુખાન્વેષણના સિદ્ધાંતને લીધે ગાંડા હોતા નથી. એવા ગાંડાઓ હૉસ્પિટલમાં જોવામાં પણ આવતા નથી. કારણ કે તેઓ પોતાની સંભાળ લઈ શકે છે, અને સમાજને ભારરૂપ હોતા નથી. જેને આપણે ગાંડા કહીએ છીએ એવી વ્યક્તિઓ અમુક માનસિક રોગને લીધે જ એવી હોય છે. આવી વ્યક્તિ પોતે પોતાની દરકાર લઈ શકતી નથી અને ઘણી વખત સમાજને ભારરૂપ થઈ પડે છે. અને છતાં એમ થવાનુ કારણ જાણ્યા પછી આશ્ચર્ય લાગશે કે એના કાર્યો ઘણાં વિચારપુરઃસર કરેલા હોય છે આવા ગાંડાઓના ભયંકર દાખલાઓમા તેનુ કારણ જાણ્યા પછી આપણને લાગશે કે તેનુ ચારિત્ર્ય ઘણું બુદ્ધિપૂર્વક ઘડાયેલું હોય છે.

પણ અહીં ખરુ ગાંડપણ સમજવા માટે સુખાન્વેષણ સિદ્ધાત કામે લગાડવો પડશે એ સિદ્ધાન્તનો વ્યાપાર તરત નજરે પડે તેવો હોય છે. દા. ત., શારીરિક દૃષ્ટિએ માણસ જાણી જોઈને ખીલી ઉપર ચાલશે નહિ. તે હંમેશ દુઃખ દૂર કરશે અને સુખ શોધશે. અલબત્ત, તે કોઈવાર રાજીખુશીથી તાત્કાલિક પીડા સહન કરશે પણ તે ભવિષ્યના સુખને માટે—જેમ કોઈ ડેન્ટિસ્ટનો ચીપિયો સહન કરે છે તેમ.

માનસશાસ્ત્રીઓ કહેશે કે આ સુખાન્વેષણ સિદ્ધાન્ત માનસિક મનોવ્યાપારમાં પણ કામ કરે છે. આપણે દુઃખનો વિચાર દૂર કરી સુખનો જ કરીએ છીએ. તમે આ નાકબૂલ કરશો; કારણ તમારા ઘણા વિચારો અસુખ ઉત્પન્ન કરનારા હોય છે. આ કદાચ ખરું હોય, પણ જો બારીકાઈથી જોશો તો નીચેના પેરાગ્રાફ ઉપરથી જરૂર લાગશે કે તમારા ઘણા વિચારો અસુખ ઉત્પન્ન કરનારા હોય છે, છતાં સુખ આપે છે. તમે અપમાનનો વિચાર

કરો છો કે જે કદાચ અસુખ ઉત્પન્ન કરનારો છે ૧૯૨૯થી તમારા કુટુંબની આર્થિક પરિસ્થિતિ અને મુશ્કેલીઓનો તમે વિચાર કરો, તો દુઃખ થાય પણ સાથેસાથે તમે તમારા પર દયાભાવથી જુઓ અથવા તમે પોતાને બહાદુર સૈનિકની દૃષ્ટિએ સ્વાત્માભિમાનથી જુઓ તો તમને કદાચ બહુ સંતોષ મળે છતા બધા જ વિચારો સુખ આપનારા છે એમ આપણે નહિ કહીએ માત્ર એટલું જ કહીશ કે મનુષ્યને અસુખ દૂર કરવાની અને સુખનો વિચાર કરવાની વૃત્તિ ઘણી જ હોય છે

આ કહેવાતો 'સુખાન્વેષણ સિદ્ધાન્ત' ગાંડાઓનું વિચિત્રપણું સમજવાની ચાવી છે આ સુખની શોધ—જે સર્વવ્યાપી છે—તેનો સંતોષ મેળવવાની દૃષ્ટિએ જ આપણે એમ કહી શકીએ કે ગાંડાઓ ડાહ્યા છે 'ડીમેન્શિઆ પ્રીકોક્સ' નામનું દરદ હોય એવી એક વ્યક્તિનો દાખલો લઈએ આવા માણસોનું ગાંડપણ અસાધ્ય હોય છે માણસ એક ઓરડાના ખૂણામા બેસી રહે છે, અને પોતે પોતાની સાથે વાત કરે છે કોઈ વખત હસે છે તે દુનિયાથી તદ્દન સંતુષ્ટ થઈ ગયો હોય છે એની સાથે વાત કરો અને કદાચ તે જવાબ નહિ આપે પણ કદાચ જવાબ આપે તો તમને જણાશે કે તેની અંદરની બાજુ બધી નક્કર સોનાની છે, અથવા તે મંગળના ગ્રહની સાથે વાતો કરે છે, અથવા તે મહાન મિસરનો બાદશાહ છે અને શત્રુઓના દાવપેચથી અહીં આવી પડ્યો છે—તમે તેને છૂટવાની સગવડ આપો તો તે આખો ઇરાન દેશ પણ તમને આપી દે!

પણ નક્કી માનજો કે તે ખરેખર સુખી છે એ સ્વપ્નસૃષ્ટિમા રહે છે પણ આ સ્વપ્ન તેને મન ખરું છે અને તે કારણે જ તે અસાધ્ય છે તે ગાંડો થવામા આનંદ માને છે અને અનેક રીતે તે તેમ રહેવાનું પસંદ કરે છે તેને સુધારવાનું કરો, એના જેવી એને મન બીજી બૂરી વસ્તુ નથી વિકૃત માનસના ઘણા દાખલાઓમા આવી સ્થિતિ મૂળભૂત હોય છે અને તે માત્ર સુખાન્વેષણની ઇચ્છામાથી જ પરિણમી હોય છે ગાંડા, હિસ્ટીરિયાવાળા, ગુનેગારો વિકૃત માનસવાળા, પોતાની ઇચ્છાથી જ તેવા હોય છે તેઓ નીરોગી થવા માગતા નથી, પણ માત્ર જે કાર્ય કરે તેના પરિણામમાથી બચવા જ માગે છે ઘણાઓ પશ્ચાત્તાપને પકડાઈ ગયા માટેની સજા કરે છે!

ઉપર જોયું તે ઉપરથી તરત સમજાશે કે 'સુખાન્વેષણ' ઉપર આરમેલા માનસિક રોગો ઘણે ભાગે અસાધ્ય થાય છે બાળક પોતાનો હાથ કાપે છે, અથવા કૂતરાથી બીએ છે, તેને એમા આનંદ નથી પડતો એ વ્યક્તિ પછી ફરીએ ભૂલ ફરી કરશે નહિ તેમ બાળક હાથને ટાંકા મરાવવા માટે હાથને ફરી કાપશે નહિ, અને કૂતરા પોતાને કરડાવવા માટે ફરી બહાર કૂતરાની શોધમા નીકળશે નહિ અને છતા ગાંડાઓ આ જ માર્ગથી એ જ રસ્તે ચાલ્યા કરે છે

અનુભવો સુખવાળા અને દુઃખવાળા પણ હોય છે કોઈ પણ વસ્તુ વૃત્તિ સાથે જોડાઈ જાય તો તે વસ્તુ સુખકારક લાગે, તેથી તેને તક મળે ત્યારે તે પોતાનો અનુભવ ફરી અનુભવવા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરે છે એ સંસ્કાર અવેષ્ય થાય તેને માટે તે સાધન રાખે છે છતા આ સ્વતન્ત્ર વૃત્તિ ઉપર વધાર ભાર ન દેતા જોઈએ માનવું કે તે સિવાય પણ બીજી સુખકારક વૃત્તિઓ હોય છે

દા. ત., જોહોનીને સ્કૂલે જવું નથી. તે થોડું પેટમાં દુઃખવાનું બહાનું કાઢે છે, અને તેના તરફ આપવામાં આવતા ધ્યાનથી તેને સુખ થાય છે પેટમાં દુઃખવાનું સ્વરૂપ આથી ગંભીર થાય છે. અને તેને ઘેર રહેવાની છૂટ મળે છે. તે આથી ઘણુ શીખે છે, કે પેટમાં દુઃખવાની વસ્તુ અજબ છે અને તેને પોષવી જોઈએ તેથી બીજાને મૂર્ખ બનાવી શકાય છે. જોહોની માંદા પડવાની કળા શીખે છે, અને પછીથી તે તેને સહજ થઈ જાય છે. જ્યારે તે કોઈ પણ પ્રતિકૂળ વાતાવરણમાં મુકાય છે, ત્યારે તેની પાચનક્રિયા બગડી જાય છે. જેમજેમ તે મોટો થાય છે તેમ તેમ તેને ચિત્તભ્રમ થાય છે, અને તે હિસ્ટીરિયાવાળો માણસ બને છે. મૂળ બનાવ સુખ આપતો હતો, અને તેથી મગજ ઘણુ સૂક્ષ્મગ્રાહક થયુ. તે સુખને લીધે તે બનાવો વધુ ને વધુ ફરી થતા ગયા, અને તે એટલે સુધી કે તે અસાધ્ય થઈ ગયા !

આ અને બીજા દાખલાના સંબંધમાં એ મુદ્દા ઉપર ધ્યાન રાખવાની જરૂર છે. મૂળ વસ્તુ કદાચ તદ્દન ભુલાઈ જાય છે અને તેનો પ્રત્યાઘાત ટેવરૂપ થઈ જાય છે. આ તરત સમજી શકાય એવી વસ્તુ છે. તમે પાણીમાં પડો અને તરો છો, પણ તમે તેનો વિચાર કરતા નથી. બાઈસિકલનાં માત્ર તમે પૈડાં ફેરવો છો. તમારા હાથમાં પેન પકડો છો, અને લખવાનું શરૂ કરો છો. તમે ભૂલી ગયા છો, અને તમે યાદ પણ નહિ કરી શકો કે કેટલા વખતથી અને કયા સંજોગોમાં એ બધુ તમે શીખ્યા

બીજુ કે આવી જાતની વ્યક્તિઓ ઘણી વખત હોશિયાર હોય છે તમે તેને દયાજનક અવાજે મૂર્ખ કહેશો, પણ ખરું તો એ તમને મૂર્ખ કહી શકે એવી સ્થિતિ હોય છે ! તમારે જ્યારે કોઈ પ્રતિકૂળ કામ કરવાનુ હોય ત્યારે તમે ખૂબ પ્રયત્ન કરો છો, અથવા તો ઘણી મહેનત લો છો, પણ એ એવી આડકતરી રીતે કરે છે કે દરેક જણ તેની દયા ખાય છે અને તેની મદદે જાય છે ! આ દૃષ્ટિએ તમને ગાંડા કહી શકાય, અને આ રીતે આપણે તેઓ તરફ જોઈએ તો ગાંડાઓ તદ્દન ડાહ્યા છે, એમ કહેવું જોઈએ.

બૉમ્બ ફાટવાથી આઘાત થયેલાના દાખલા લો. તેમની બાબતમાં આ સુખાન્વેષણ સિદ્ધાન્ત પૂરો ખુલાસો કરી આપે છે. એનાં કારણો સમજવામાં રસ પડે એવા છે. તે ગોલંદાજ બે આફતો વચ્ચે આવી પડ્યો હતો. તેને પોતાની જાતને બચાવવી હતી, અને તે સાથે ફરજેતીથી પણ બચવુ હતું. તેના તોડની સાદાઈ ખરેખર સુંદર છે. 'ચાલો આપણે માંદા પડીએ, કારણ કે માંદો માણસ લડી શકે નહિ. અને માંદા પડવા માટે કોઈ દોષ પણ ન દે !' ઘણી પ્રબળ લાગણીઓને લીધે તેનુ મગજ તો પ્રથમથી જ અત્યંત સૂક્ષ્મગ્રાહી થઈ ગયું હતું. તે વખતે ધારો કે એક ગોળો નજીક પડીને ફાટ્યો અને તેમાં તે દટાઈ ગયો. તેને ખોદીને બહાર કાઢ્યો ત્યારે તેનો જમણો પગ ખૂબ ખરડાયેલો હતો. ત્યાં ઓચિંતો તેના મનમાં અંગ ઝલાઈ ગયાનો વિચાર ઝબક્યો અને તે સાથે તેને વિચાર આવ્યો કે હવે તો લડાઈથી તે દૂર ગયો છે અત્યંત ભય અને જીવવાની તીવ્ર ઇચ્છાથી તેને જોઈતી સ્થિતિ મળી ગઈ, અને તેનો પગ સાચે જ ઝલાઈ ગયો.

આવા કેસો જાણવાજેવા હોય છે. ગળાના નાના ઘાથી વાત નથી કરી શકાતી, લમણા પર જરા છોલાવાથી બહેરા થવાય છે, અથવા બૉમ્બના ઝબકારાથી આંધળા થવાય

ન થયું! એટલે એક દિવસ તેનો પિત્તો ઊછળી આવ્યો. તેણે બંદૂક લીધી ને બહાર નીકળીને નજીકના દાક્તરને ઠાર કર્યો! વળી એ એમ પણ કહેવાનો કે તેમાં તેણે કશું ખોટું નથી કર્યું? તમે તેના મનની વાત સ્વીકારો તો એ સાચું પણ છે! સ્પષ્ટ છે કે આ બધામાં એ સુખ મેળવવા જ પ્રયત્ન કરતો હતો. પોતે મહાન છે, તેમ વિચારવામાં જ ઉત્તમ સુખ તેને મળતુ હતું. આખા દેશના દાક્તરો તેના વિરુદ્ધ કાવતરું કરે છે એવો મહાન એ છે, એમ વિચારવામાં તેને સુખ લાગે છે. તે એમ માને છે અને તેમાં સુખી છે.

એમ જ બધી વાત ચાલે છે. અહીં આ બ્રિટાનિયા છે—દરિયાની રાણી! તેને અમેરિકાનાં એક દરિયાઈ અમલદારના જુલમને લીધે અહીં રહેવું પડે છે! બીજા એક પાસે આખા અમેરિકાને બરફ પૂરો પાડવાની યોજના છે. નહેરોથી તે ઉત્તર સમુદ્રનો બરફ ન્યૂયોર્કના ચોકમાં લાવી શકે એમ છે! અલબત્ત, તેથી બરફનાં કારખાનાંવાળાને દેવાળાં કાઢવાં પડે અને એટલા માટે એમણે તરકટ કરીને તેને ગાંડાની ઇસ્પિતાલમાં નંખાવ્યો છે. એક છોકરો એક ખૂણામાં બેઠો બેઠો દિવસ આખો દાંતિયા કરે છે. બીજો તાણીને બૂમો પાડ્યા કરે છે કે પોતે જ્હોન ધ બેપ્ટિસ્ટ છે, અને અરણ્યમાં ઉપદેશ આપે છે. બન્નેને આમાં બહુ જ મઝા પડે છે! આવા શેકબંધ દાખલા મળે તે બધામાં આ જ વાત નીકળવાની.

આપણને દરેકને જીવનનું પ્રયોજન હોય છે. માનસશાસ્ત્રની ભાષામાં આપણે કહી શકીએ કે એ સુખાન્વેષણ છે. કેટલાક પૈસા માટે, કેટલાક કીર્તિ માટે, કેટલાક સત્તા માટે પ્રયત્ન કરે છે. પણ ગાંડાઓએ જીવનનો કોયડો ઉકેલી કાઢ્યો છે, "ઈશ્વરી રાજ્ય તમારા પોતામાં છે" એ ક્રાઈસ્ટનું વચન તેમણે સાચું પાડ્યુ છે! તમારે પૈસા જોઈએ છે? તો તે તેમની પાસે છે. તમારે સત્તા જોઈએ છે?—તો આ છોકરો નેપોલિયન જ છે. તમે હસીને કહેશો એ તો ગાંડો છે. પણ તમે પણ ઇચ્છતા શું હતા? સુખ જ ને? તમને તે મળ્યું છે? બહુ તો થોડુંક મળ્યુ હશે, અને તમે તો એકંદર દુઃખી જ છો! પણ એ પોતાની સ્થિતિમાં એટલો સુખી છે કે તમારી સાથે વાત કરવામાં પણ વખત ન ગાળે. તમે એના અભિપ્રાયમાં એક જન્તુ છો, અને તે પણ તદ્દન બેવકૂફ જન્તુ! તે અસાધ્ય છે, કારણ કે તેને સાજા નથી થવું! ગમે તે કરો, પણ શું તે તદ્દન ડાહ્યો નથી? તમે મહેનત કરો છો, વૈતરું કરો છો, ચિંતા કરો છો, અને આખી જિંદગી ગરીબાઈમાં ગાળવાના! તેને કામ કરવું પડતું નથી ખાવાનું મળી રહે છે; અને ચિંતા તો એને ક્યાંય આડી આવતી નથી! તે મરતી

[ મિસીસ સ્લેટર હેનરી પાસેથી સ્લીપર એ થી લે છે, ને એબલને આપે છે, એબલ એ પહેરે છે ને આરામખુરશીમાં બેસે છે.]

મિસીસ જોર્ડન : ( બેનને ) ઠીક, મરી ગયેલા માણસના જોડા આટલી જલદીથી પહેરવા એ કઈ સારું ન કહેવાય.

[ હેનરી બારી તરફ જાય છે, ને પડદો ખસેડે છે. વિક્ટોરિયા એબલ તરફ જાય છે, તેના પગ પાસે જમીન પર બેસી જાય છે.]

વિક્ટોરિયા. ઓ, દાદા, તમે મરી નથી ગયા તેથી હું એટલી રાજી થઈ છું.

મિસીસ સ્લેટર : ( દાઝમાં ધીમેથી ) મૂંગી મરને, વિક્ટોરિયા.

એબલ : હેં ? . . . એ શુ કહ્યું ? કોણ મરી ગયુ છે ?

મિસીસ સ્લેટર : ( જોરથી ) વિક્ટોરિયા કહે છે કે તમારુ માથુ દુ:ખે છે તેથી એ દિલગીર છે.

એબલ . આહ, તારો આભાર માનુ છુ. વિકી, પણ હવે મને સારું છે

મિસીસ સ્લેટર ( મિસીસ જોર્ડનને ) એમને વિક્ટોરિયા એટલી વહાલી છે.

મિસીસ જોર્ડન : ( મિસીસ સ્લેટરને ) હા, ને એમને મારો જીમી પણ બહુ વહાલો છે.

મિસીસ સ્લેટર : એમણે જો તારા જીમીને સોનાનુ ઘડિયાળ આપવાનું વચન આપ્યું હોય તો તુ પૂછી જોને.

મિસીસ જોર્ડન : ( પડી ગયેલે ચહેરે ) હમણાં જ હું નહિ પૂછી શકું, મારામાં એટલી ધૃષ્ટતા નથી.

એબલ : બેન, તમે શોકનાં કપડાંમાં કેમ છો ? અને લીઝી પણ ! અને મિલિયા ને હેનરી ને નાની વિકી પણ ! કુટુંબમાં કોઈ મરી ગયું લાગે છે. ( મૂછમાં હસે છે. )

મિસીસ સ્લેટર : બાપા, તમારી ઓળખાણનું કોઈ નહિ. એ તો બેનના સગામા.

એબલ : અને બેનને શું સગા થાય ?

મિસીસ સ્લેટર : એમના ભાઈ.

બેન : હત, મારે હતો જ ક્યાં !

એબલ : અરેરે ! અને બેન એમનું નામ શુ હતુ ?

બેન : ( ગુચવાઈને ) અં . . . અં . . . ( તે ટેબલ આગળ જાય છે. )

મિસીસ સ્લેટર : ( ટેબલની જમણી તરફથી શિખવાડતાં ) ફ્રેડરિક.

મિસીસ જોર્ડન. ( ટેબલની ડાબી તરફથી શિખવાડતાં ) આલબર્ટ

બેન : અં . . . ફ્રેડ . . . આલ્બ . . . આઈ઼઼ઝેક.

એબલ. આઈઝેક ? ને તમારા ભાઈ આઈઝેક ક્યાં મરી ગયા ?

બેન : એ . . . ઑસ્ટ્રેલિયામાં.

એબલ : અરે, બિચારા . . . હે તે એ તમારાથી મોટા હતા ?

બેન. હા, પાંચ વરસે.

એબલ : હં . . . હં. તમે શ્મશાનયાત્રામા જવાના છો ?

બેન : હાસ્તો.

મિસીસ સ્લેટર ને મિસીસ જોર્ડન. ના, ના.

( તે ડાબી તરફ જાય છે. )

બેન: ના, નહિ જ.

એબલ. (ઊઠતાં) વારુ, હું ધારું છું કે ચા માટે તમે મારી જ રાહ જોતાં હતાં. મને ભૂખ લાગી છે.

મિસીસ સ્લેટર: (ચાદાની લેતાં) હું ચા બનાવીશ.

એબલ: ચાલો, હવે તમે બધાં બેસી જાવ, જરા આનંદ કરીએ.

[એબલ ટેબલની મધ્યમાં ચેકફાયરની તરફ મેં રાખીને બેસે છે. બેન ને મિસીસ જાર્ડન ડાબી તરફ બેસે છે. વિક્ટોરિયા ખુરશી લાવે છે ને એબલની બાજુએ બેસે છે. મિસીસ સ્લેટર અને હેનરી જમણી તરફ બેસે છે. બને સ્ત્રીઓ એબલની નજીક છે.]

મિસીસ સ્લેટર: હેનરી, દાદાને થોડી જીભ આપો.

એબલ: તમારો આભાર માનું છું. હું શરૂ કરીશ.

(તે બ્રેડ ને માખણ ખાવું શરૂ કરે છે.)

(હેનરી જીભ પીરસે છે ને એમિલિયા ચા રેડે છે. માત્ર એબલ જ આનંદથી ખાય છે.)

બેન: તમારી તબિયત સારી નથી છતાં તમને ભૂખ લાગે છે તે જોઈને હું ખુશ થયો છું, મિસ્ટર મેરી વેધર.

એબલ: ખાસ કંઈ નથી. હું જરા પડી રહ્યો હતો.

મિસીસ સ્લેટર: દાદા, તમે ઊંઘી ગયા હતા?

એબલ: ના, હું ઊંઘી નહોતો ગયો.

મિસીસ સ્લેટર ને હેનરી: અરે!

એબલ: (ખાતા અને પીતા) મને બધું બરાબર યાદ આવતું નથી, પણ હં! મને યાદ છે કે જરા ખાધા જેવો થઈ ગયો હતો. એક તસુ પણ હું મારા હાથપગ ખસેડી શકતો નહોતો.

બેન: મિસ્ટર મેરી વેધર, તમે જોઈ અને સાંભળી શકતા હતા?

એબલ: હા, પણ મેં કંઈ ખાસ જોયું હોય એવું મને યાદ નથી આવતું. બેન, જરા મરી. (બેન મરી આપે છે)

મિસીસ સ્લેટર: જરૂર, નહિ જ દાદા. એ તો ખોટી તમારી કલ્પના હતી. તમે ઊંઘતા જ હશો.

એબલ: (તડાક લઈને) હું કહું છું કે હું ઊંઘી નહોતો ગયો, મિલિયા, હત તેને મને ખબર તો પડે જ ને!

મિસીસ જોર્ડન: હેનરીને ને મિલિયાને તમારી રૂમમાં આવતાં તમે જોયાં નહોતાં?

એબલ: (માથું ખંજવાળતાં) મને જરા વિચાર કરવા—

મિસીસ સ્લેટર: એલિઝાબેથ, હું એમને દબાણ કરવા નથી માગતી. તું દબાણ ન કરીશ.

હેનરી: ના, હું પણ એમને તસ્દી આપવા નથી માગતો.

એબલ: (એકદમ યાદ આવતાં) ઓ, મારા ભગવાન! મિલિયા, હેનરી, તમે જૂતા જેવાંઓ મારું દાળિયાવાળું ટેબલ મારા સૂવાના ઓરડામાંથી ઉપાડી લાવ્યા એનો શો અર્થ?

[હેનરી અને મિસીસ સ્લેટર મૂંગાં બની જાય છે.]

મિસીસ સ્લેટર (હુક્મ ખાતા) હા!

એબન મારી માનમતા વહેંચવાની શરૂઆત કરતા તમને વાર ન લાગી!

મિસીસ જોર્ડન ના, બાપા, તમે એવા વિચાર ન કરશો એ તો માત્ર એમિલિયા પોતાની જાતેજ વસ્તુઓનો કબજો લેતી હતી!

એબન એમિલિયા, તુ હમેશા પહોચેલી હતી મને લાગે છે કે તને એમ થયુ કે વીલ બરાબર નથી

હેનરી તમે વીલ કર્યું હતુ?

એબન હા, મારા હાથીવાળા ટેબલના તાળામા મૂકેલુ છે

મિસીસ જોર્ડન અને તેમા શુ હતું, બાપા?

એબન હવે એનું કઈ નથી હુ એનો નાશ કરવા માગુ છુ ને બીજુ કરવાનો છુ

મિસીસ સ્લેટર દાદા તમે મારી તરફ કઠોર નહિ થાઓ

એબન મિલિયા હુ તને બીજા રૂપ માટે તરફી આપીશ, જે આકરના ગાગડા ને ખૂબ દૂધ

મિસીસ સ્લેટર: ખૂબ આનદથી બાપા (તે ચા રેડે છે)

એબન હુ કોઈના તરફ કઠોર થવા નથી માગતો હુ શુ કરવા માગુ છુ તે તમને કહીશ જ્યારથી તમારી મા મરી ગઈ ત્યારથી થોડો વખત મિલિયા હુ તારે ઘેર રહ્યો, અને થોડો વખત લીઝી તારે ઘેર વારુ હવે હુ મારુ નવુ વીલ એવુ કરીશ કે હું મરતી વખતે જેને ઘેર હોઉ તેને મારી માલમિલકત મળે કેમ તમને એ કેવુ લાગે છે?

હેનરી એ જરા લાટરી જેવુ છે

મિસીસ જોર્ડન અને હવે પછી તમે કોની સાથે રહેવા માગો છો?

એબન (ચા પીતા) હમણા હુ એ પર જ આવુ છુ

મિસીસ જોર્ડન બાપા, તમે જાણો છો કે તમને ફરી અમારે ઘેર રહ્યા બહુ લાબો વખત થયો અમે તમારી સુખસગવડ બરાબર સાચવીશ

મિસીસ સ્લેટર ના એ અમારી જોડે તમારા જેટલુ રહ્યા નથી

મિસીસ જોર્ડન કદાચ હુ ખોટી પણ હોઉ પણ હુ માનતી નથી કે આજે જે બન્યુ છે તે પછી બાપા તારે ઘેર રહે

એબન ત્યાર લીઝી તુ મને રાખીશ એમ ને?

મિસીસ જોર્ડન તમે જાણો છો કે તમને ગમે ત્યા સુધી અમારુ તમારુ જ બનાવવા અમે તૈયાર છીએ

એબન: એમિલિયા, તુ આ વિશે શુ કહે છે?

મિસીસ સ્લેટર: મારે તો એટલુ જ કહેવાનુ છે કે અતિઆગ્રહે આ બે વર્ષમા એનું મન બદલ્યુ હોય તો કોણ જાણે! (ઊભા થતા) બાપા તમે એ જાણો છો કે અમારી વચ્ચે શા માટે ઝગડો થયો હતો તે?

મિસીસ જોર્ડન, એમિલિયા, હવે મૂર્ખી ન થા, બેસી જા

મિસીસ સ્લેટર ના, જો મારી જોડે ન રહે તો તારી જોડે પણ નહિ રહે એણે એમ કહ્યુ કે ગમે તે બોલે એ હવે તમને નહિ રાખે—અને એથી અમે લડ્યા તેણે

કહ્યું—એ જિંદગીભરની તમારાથી ધરાઈ ગઈ છે, ને પછી અમારે તમને રાખવા પડ્યા.

એબલ: મને લાગે છે કે તમે જે રીતે મારી સાથે વર્તન કર્યું છે, તે પરથી તો બેમાંથી એકેયને એ માટે અભિમાન લેવા જેવું નથી.

મિસીસ સ્લેટર: મેં જો કાંઈ ખોટું કર્યું હોય તો હું ખાતરીપૂર્વક કહું છું કે હું દિલગીર છું.

મિસીસ જોર્ડન: ને હું એનાથી વધારે કંઈ કહી શકતી નથી.

એબલ: હવે એમ કહેવું એ જરા મોડું છે. તમારા બેમાંથી એકેયની મને રાખવાની દરકાર નહોતી.

મિસીસ સ્લેટર, મિસીસ જોર્ડન. ના, ના, દાદા.

એબલ: હ. . . . હું પૈસા કઈ રીતે મૂકી જવાનો છું, એ મેં તમને કહ્યું છે તેથી તમે બન્ને એમ બોલો છો. વારુ, જો તમારે મારી જરૂર ન હોય, તો જેને મારી છે તેની પાસે જઈશ.

એન: રાખો, મિસ્તર મેરી વેધર, તમારી એક દીકરી સાથે તો તમે રહેશો જ ને!

એબલ: હું શું કરવાનો છું તે હું તમને કહીશ. સોમવારે હું ત્રણ બાબતો કરવાનો છું: વકીલની પાસે જઈને વીલ બદલવાનું; પછી ઇન્સ્યુરન્સ ઑફિસમાં જઈને મારો હપ્તો ભરવાનો; ને સેન્ટ ફિલિપના ચર્ચમાં જઈને લગ્ન કરવાનો.

એન અને હેનરી. શું!

મિસીસ જોર્ડન: પરણવાના!

મિસીસ સ્લેટર: એની અક્કલ ગુમ થઈ ગઈ છે.

[બધામાં ભંગાણ પડે છે.]

એબલ: હું કહું છું કે હું પરણવાનો છું.

મિસીસ સ્લેટર: કોની સાથે?

એબલ: રીંગ-ઓ-બેલ્સ રાખે છે તે જોન શોરોકની વિધવા સાથે. અમે ઘણા વખતથી નક્કી કરી રાખ્યું હતું, પણ અચાનક બધાને આશ્ચર્યચકિત કરવા માટે હું છુપાવતો હતો. (તે ઊઠે છે.) મને લાગ્યું કે હું તમને જરા ભારરૂપ થઈ પડ્યો છું, તેથી મારી સંભાળ રાખવામાં જેને આનંદ આવે એવું મેં કોઈ શોધી કાઢ્યું. તમે લગ્નની વિધિ વખતે આવશો, તો અમે ખુશી થઈશું. (તે બારણા તરફ જાય છે.) ત્યારે સોમવાર સુધી સેન્ટ ફિલિપના ચર્ચમાં બાર વાગ્યે. (બારણું ઉઘાડતાં) મિલિયા, તું ઢાળિયાવાળું ટેબલ નીચે લાવી તે સારું કર્યું. સોમવારે રીંગ-ઓ-બેલ્સ લઈ જવામાં સગવડ પડશે.

# અમર આશા

પ્રબોધ

ચિન્તનમાં કંઈ કાળ વિતાવ્યો,
સ્મરણોમાં દિન ગાળ્યા;
આજ હવે આશા નહિ અન્તર
તેં તુજ બોલ ન પાળ્યા;
ઉરનાં સ્વપ્ન બધાં ઓલાયાં
નિરખી જીવન એકલવાયાં.

*

હળવેહળવે બાર ઉઘાડ્યાં
નિરખ્યાં આગણ મારાં,
સ્તબ્ધ સમી ઓસરીએ, ફળીએ
વરસે ધોમ ધખારા.
ઘરની એકલતા કહનારાં
ખરતાં પાન બધે પથરાણાં.
આંહીં ઊભાં તુજ પથ નિહાળું
દૂર સુદૂર જનારા,
પ્રકટી આજ તૃષા ઉર અન્દર,
"જાય ભલે જનમારા
તુજને વિશ્વ ભમી લઈ આવું;"
નહિ હું જોઈ શકું ઘર આવું.
ગળગળતાં હૃદયે મેં આખર
વાસ્યાં બારણુબારી,
પંથ જતાં પળ જોઈ રહ્યો હું
સાવ પડ્યાં ઘર ખાલી;
ધગશે ધોમ અહીં ઉનાળા,
તપશે થાંભલીઓના ગાળા.
આશાની સરિતાને છોને
નિષ્ફળતાના કિનારા,
જોવા લાગ્ય સિતારા;
વહવું નિષ્ફળ આશા ધારી
એથી નગ્ન નિરાશા સારી.

*

પાદરના સહુ પંથ વટાવ્યા,
ચાલ્યો જાઉં બપોરે;
ધગધગતી ધરણીમાં આશા
ક્યાં તુજ દર્શન દોરે!
કરથી આશાના સુર વાતી
ફરતી ગાન નિરાશા ગાતી.
એક દિને નીકળી તું જ્યારે
ત્યારે કાળા ઉનાળા,
મારગમાંના પથ્થર પથરે
જલતી એક જ જ્વાલા;
ખખડે ગાડાનાં પઈ, તારાં,
સુણતો ક્યાંય સુધી ભણકારા.
આજ અહીં પણ આ બળબળતા
જળતા પથ્થર કાળા,
જાય કરાડ કરાડ શિખાઓ
સળગે ડુંગર ગાળા;
ફરતી નિર્જનતા ને વગડો
વચમાં એકલ હું પગપાળો.
બાવળની બળતી ડાળખીએ
સુઘરીઓના માળા,
લૂઝરતા વગડાના વાયે
ખખડે આવળ ઝાળાં,
સવળે, દૂર જતાં પગ તારા,

આ તપમાં અથડાતી પળ તો
વારે વાદળ કાયા,
ડુંગરના ઢળના ઢળ ઉપર
દોરે એ પડછાયા,
પડતા જાય દ્વિરંગિત પાસા
દઈને દાવ લઈ લે પાછા.

*

દૂર જતાં ડુંગર પછવાડે
વૃક્ષ જરા હલતાં'તાં,
કર્ણ પડ્યા સુર, ત્યાં નિર્મળ જળ
ખળખળતાં વહેતાં'તા,
ઉરની સુપ્ત સુ આશા જાગી
બનતો ભક્ત ફરી, વૈરાગી.

આંબાની મંજરીઓ ડોલે,
ડોલે ડાળ છટામાં,
સત્કારે મુજને શરમાતી
કોયલ ક્યાંક ઘટામાં;
વહતું નિત્ય નિસર્ગિક વાણી
વહતું જાય પ્રબન્જિત પાણી.
આંહીં હશે પળ તે પણ લીધા
જાતા પંથક પોરા;
આતપને શમવા કરગરતાં
ગાળ્યા આંહીં બપોરા;
વળતી ટાઢક સે'જ શરીરે,
ઢળતી પાંપણ શીત સમીરે.
આજ વસન્ત વદે, વદતા પણ
ઝૂલે મોર મજાના;
કોયલ એ જ કહે ટહુકારે,
પવનો ને વન છાનાં—
વદતાં પથ્થર ને પણ પાણી
"કરતો જીવન કાં ધૂળધાણી?"
આજ તમે રસમત્ત દશામાં
માનો વાત ન મારી,
આશાનાં નિષ્ફળ જળ આંખો
જોઈ શકે ન તમારી;
નયને સ્વપ્ન સુરમ્ય ભરેલાં;
બળતાં ભગ્ન વિકલ્પન મારાં.
આ વન આમ નિરુત્તર રાખી
પડતો પંથક મારે,
શીતળ વાત, મનોહર છાયા,
બનતા કાં પગ ભારે!
નિરખી સે'જ લઉં સુખિયારાં-
વનને, યાદ કરી સુખ તારાં.

પાછળ મેં પળ એક નિહાળ્યું
આમ ધરી ઉર આશા.
વ્યર્થ: બધે ધગધગતી ધારે
નર્તતી ત્યાંયે નિરાશા
સુખને શોધી રહ્યું જગ સારું;
મળશે શું! સમજે ન બિચારું.

*

વરષોનાં વરષો ભટકાવ્યો
ડુંગર દિધું નાળાં,
જીવનને ભમતાં શિખડાવ્યું
તોય શમ્યા ન ઉછાળા.
નિરખે પ્રાણ નિરંતર મારા
સઘળે સ્વપ્ન જ્વલંતન તારાં.

આખર તો આશા! રઝળાવ્યો;
દર્શન દુર્લભ તારાં;
જેમ હવે જાવા નહિ આગળ,
સાંભરતાં ઘર મારાં
નિરખી લોક કટાયલ તાળાં
વદશે "કોઈ નહિ ઘરવાળાં"

*

આજ ફરી મુજ બારણું આવ્યો
વીતતાં કંક ઉનાળા;
આથમતી ગમગીન દિશા ને
ઓસરતાં અજવાળાં;
ત્યાં મુજ પાયતણે પછવાડે
દીઠા નાજુક પાય રૂપાળા.

*

# સ્વપ્નસૃષ્ટિ અને તરંગસૃષ્ટિ

નરોત્તમભાઈ પટેલ

સ્થૂલ દેહ પથારીમા પડી રહેવા છતા પણ પોતે નિદ્રામા જુદેજુદે સ્થળે ફરી આવે છે, જુદીજુદી પ્રવૃત્તિઓમા ભાગ લે છે, એ વસ્તુ પ્રાથમિક યુગના મનુષ્યને ભારે આશ્ચર્યમા ગરકાવ કરી મૂકતી પછી તો એણે કલ્પના કરવા માડી ઊંઘમા પર્વત, જગલ, નદી નાળા વગેરેમા ફરવા જાય અને શિકાર તથા બીજી પ્રવૃત્તિઓમા ભાગ લે, એવો શરીરની અંદર અગૂઠા કરતા પણ નાનો માણસ રહે છે આ નાનો માણસ આખી રાત મરજી પડે ત્યા ફરે છે સવાર થવા આવે અને આપણે જાગીએ તે પહેલા આવીને શરીરમા ભરાઈ જાય છે તેથી કરીને જ ઊંઘમાથી ઊઠ્યા પછી આપણને લાગે છે કે આપણે જુદી-જુદી જગ્યાએ જુદીજુદી પ્રવૃત્તિઓમા સક્રિય ભાગ લઈ આવ્યા. પ્રાથમિક યુગના મનુષ્યની આ દુગજની માન્યતાને આજે કોઈ માનવા તૈયાર નથી એમ છતા પણ સ્વપ્ના વિષે સામાન્ય જનતામા કેટલાય ભ્રામક વિચારો જડ ઘાલી બેઠા છે.

ઘણાખરા સ્વપ્નામા કઈ ખાસ અર્થ નથી એવી મોટા ભાગના લોકોની માન્યતા છે. અશક્ય બનાવની કોઈ વાતો કરે તો સામાન્ય રીતે કહેવામા આવે છે કે 'સ્વપ્નુ તો નથી જોયુ ને?' એનો અર્થ એમ થયો કે સ્વપ્નામા અશક્ય, અસંબધ, કાલ્પનિક અને અદ્ભુતથી બનાવો દેખા દે છે. સ્વપ્નસૃષ્ટિને અને જાગ્રત અવસ્થામા બનતા બનાવો વચ્ચે જાણે કે કઈ જ સબધ નથી. વળી કેટલાક એમ માને છે કે ઘણાખરા સ્વપ્ના ખોટા હોય છે, પરતુ પાછલી રાતના આવતા સ્વપ્ના સાચા પડે છે અને કેટલીક વખત ભવિષ્યના બનાવની આગાહી કરે છે અભિમન્યુ મહાભારતના યુદ્ધમા જવાનો હતો તે પહેલા ઉત્તરાને ભયંકર બનાવની આગાહી કરતુ સ્વપ્ન આવ્યુ હતુ એ સ્વપ્ન ઉત્તરાને પાછલી રાતે આવ્યુ હતુ, એના સમર્થન માટે વલ્લભ વ્યાસનો મહાભારતનો ચોપડો લઈ ને પાના ઉથલાવનારા હજુ પડ્યા છે મારી દાદીમાએ પણ પાછલી રાતના સ્વપ્નાં સાચા પડે છે એ વાતને ટેકો આપ્યો હતો, અને એના સમર્થનમા જ્યારે એ નાના હતા ત્યારે એમની દાદીમાએ નીચે મુજબના સાભળેલા બનાવની વાત કહી હતી 'એક માણસને અમુક જગ્યાએ સોનામહોરના ચરુ દાટ્યા છે એવુ સ્વપ્નુ પાછલી રાતે આવ્યુ તુરત જ ઊઠીને સ્વપ્નામા જોયેલી જગ્યાએ ખોદતા સોનામહોરના ૭ ચરુ મળ્યા ' મેં પણ થોડા દિવસ પહેલા જ એક વાર્તામાં એવુ વાચ્યુ હતુ, એટલે દાદીમાની વાત સોએ સો ટકા સાચી માની લીધી. ત્યારપછી કેટલાય દિવસ અને મહિનાઓ સુધી સૂતી વખતે કોદાળી ક્યા છે એ જોઈ ને સૂઈ જતો કે જેથી આવુ સ્વપ્નુ આવે તો જગ્યા ભૂલી જવાય તે પહેલા કોદાળી વતી ખોદીને સોનામહોરથી ભરેલા ચરુ તુરત કાઢી શકાય પરતુ હજુ સુધી મને એક ચરુ મળ્યો નથી!

બીજી એક માન્યતા એવી છે કે તંદુરસ્ત મનુષ્યને સામાન્ય રીતે સ્વપ્નાં આવતાં નથી. સ્વપ્ના આવવાં એ એક જાતની માનસિક નબળાઈ છે ઊંઘ તો એવી ઘસઘસાટ આવવી જોઈએ કે એક પણ સ્વપ્નું ન આવે જે મનુષ્ય તંદુરસ્ત ન હોય, જેને રાત્રે ગાઢ નિદ્રા આવતી ન હોય એને જ ઊંઘમાં વારંવાર સ્વપ્નાં આવે છે અને ખલેલ પહોંચે છે.

ઇતિહાસ અને પુરાણમાં અમુક બનાવની આગાહી કરતા સ્વપ્નાના છૂટાછવાયા દાખલા મળી આવે છે ઉત્તરાને આવેલા ભયંકર સ્વપ્નામા અભિમન્યુના મરણની આગાહી હતી. એ સિવાય રામાયણ અને મહાભારત તેમ જ પુરાણોમાં આવી રીતના આગાહીસૂચક સ્વપ્નાંઓનો ઉલ્લેખ આવે છે. જે યુગમા સાહિત્ય લખાયું હોય તે યુગના લોકમાનસનું પ્રતિબિંબ તેમાં પડે છે જ, એટલે ઐતિહાસિક દૃષ્ટિએ એ સ્વપ્નાં સાચે જ આવ્યા હતાં કે નહિ એ પ્રશ્ન બાજુએ મૂકીને આપણે એટલુ તો કહી શકીએ કે એ યુગના મનુષ્યને પણ સ્વપ્નામાં કંઈક અમાનુષી શક્તિપ્રેરિત આગાહી સમાયેલી હોય છે એવો ખ્યાલ હતો, અને તેથી એમાં કંઈક અર્થ રહ્યો છે એમ માનતા. એ સિવાય મધ્યયુગના કેટલાક રાજપૂત રાજાઓને રાત્રે સ્વપ્નામા આરાધ્યદેવ કે દેવીએ દર્શન આપીને મગજને ગૂંચવી રહેલો કોયડો ઉકેલી આપ્યાના દાખલા પણ મળી આવે છે. દેવ અને દેવીના તત્ત્વને બાદ કરતા જે પ્રશ્ન દિવસે મગજમાં ગુંચવાઈ રહ્યો હતો, તે જ પ્રશ્ન ઉપર રાત્રે વિચાર આગળ ચાલ્યો અને કોયડો ઉકેલાઈ ગયો.

આ અને બીજી કેટલીય જુદીજુદી માન્યતાઓના મૂળમા એ વસ્તુ તરી આવે છે કે મોટે ભાગે સ્વપ્નામાં કંઈ અર્થ રહેલો નથી, અને જો કદાચ કંઈક હોય તો એને માટે મનુષ્ય જવાબદાર નથી કારણ કે એવાં સ્વપ્નાં તો કોઈક અમાનુષી શક્તિની પ્રેરણાથી આવે છે એટલે ખરુ જોતાં સ્વપ્નની દુનિયાને અને આ જગતમા બનતા બનાવોને સીધો કે આડકતરો સંબંધ નથી. બન્ને સૃષ્ટિઓ જુદી જ છે.

સ્વપ્નાંનું શાસ્ત્ર હજુ ઘણુ અપૂર્ણ છે. મોટામોટા માનસપૃથક્કરણશાસ્ત્રીઓ વચ્ચે ભારે મતભેદો છે. છતાં અત્યારસુધીમાં વિકસિત થયેલા શાસ્ત્રના આધારથી પણ જૂની માન્યતાને જબરદસ્ત ફટકો પડે છે. આધુનિક માનસપૃથક્કરણશાસ્ત્રીઓના મત પ્રમાણે દરેકે દરેક સ્વપ્નાની પાછળ અર્થ રહેલો છે. તંદુરસ્ત મનુષ્યને પણ સ્વપ્ના આવે છે. જેવી રીતે ઊંઘ અનિવાર્ય છે તેવી જ રીતે સામાન્ય માણસને માટે સ્વપ્નાં પણ અનિવાર્ય છે. યોગી અને સિદ્ધ પુરુષો સામાન્ય મનુષ્યની કોટિમાં નથી ગણાતા. એટલે એ કદાચ અપવાદરૂપ હોઈ શકે. મનુષ્યનો સાચો સ્વભાવ પારખવાનુ એક સાધન સ્વપ્ન છે. જાગ્રત અવસ્થામાં તો આપણે ઘણુય છુપાવી શકીએ, સામા માણસને ભૂલમાં પણ નાંખી શકીએ, પરંતુ અજાગ્રત અવસ્થામા વિચારો પરનો જાપ્તો ઢીલો થાય છે અને સ્વપ્નાં મારફત માનસ પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરે છે.

સ્વપ્ના વિષે ઘણા પાશ્ચાત્ય વિચારકોએ મનનીય પુસ્તકો લખ્યા છે. પરતુ સ્વપ્નાના આખા શાસ્ત્રને વ્યવસ્થિત રીતે જગત સમક્ષ પ્રથમ મૂકનાર તો દા. ફ્રોઈડ જ છે. એણે ઈ. સ ૧૯૦૦માં આ વિષય ઉપર પ્રકાશ પાડતુ '*Interpretation of Dreams*' 'સ્વપ્નાનો ઉકેલ' એ નામનું પુસ્તક બહાર પાડ્યું એ પુસ્તકમા પુસ્તક લખાયું ત્યાં ... પાશ્ચાત્ય સ્વપ્નશાસ્ત્રીઓએ એ વિષય ઉપર લખેલાં પુસ્તકોમાં પ્રતિપાદન

કરેલા વિચારોનું દોહન આપ્યું છે અને આખા શાસ્ત્રને ફ્રૉઈડ જે નવા દૃષ્ટિબિંદુથી જુએ છે એ વખાણથી સમજાવ્યુ છે. આ પુસ્તક લખાયા પછી સીલ્બરર, મીડર (Maeder), સ્ટીકલ, મોર્ટન પ્રિન્સ, અર્નેસ્ટ જોન્સ, રીક અને બીજા ઘણા વિદ્વાનોએ આ વિષય ઉપર પુસ્તકો લખ્યા છે. કેટલાકે પોતાનાં જુદા મતવ્યો પણ રજૂ કર્યા છે. એ બધાંના દૃષ્ટિબિંદુની ચર્ચામા અહીં ન ઉતરીએ. ડા. ફ્રોઈડ સ્વપ્નાને ખૂબ મહત્ત્વ આપે છે અને માનસિક રોગથી પીડાતા દરદીની સારવાર સ્વપ્નાની ચિકિત્સાથી શરૂ કરે છે દરદીને આવતા સ્વપ્નાઓને આધારે રોગનુ મૂળકારણ શોધી કાઢે છે. હવે સ્વપ્નાના જુદાજુદા પ્રકારો કયા છે અને સ્વપ્નાની પાછળ શુ કારણો રહ્યા છે એ તપાસીએ

આજુબાજુના વાતાવરણમા થતા અવાજની અસર મન ઉપર થાય છે અને કેટલીક વખતે એને લીધે સ્વપ્ના આવે છે ઘડિયાળના ટકટક અવાજ અને ઘટડીના અવાજની આસપાસ એક બનાવ ગૂંથાઈ જઈને સ્વપ્ના આવ્યાના દાખલા બને છે શરીરના અવયવ ઊંઘમા કયી રીતે પડ્યા છે એના પર કેટલીક વખત સ્વપ્નાનો આધાર રહે છે. ચત્તા સૂતા હોઈએ અને છાતી પર હાથ પડ્યો હોય તો લૂટારુની ટોળી બારણા તોડીને ઘરમા પેસી ગઈ છે, એક લૂટારુ છાતી પર ચડી બેસીને માર મારે છે અને પોતાનામાં બોલવાની હોશ પણ નથી એવી રીતનુ સ્વપ્ન આવે છે કેટલીક વખત પાંચમાન મણનો વજનદાર પથ્થર છાતી ઉપર મૂક્યો હોય એવુ સ્વપ્ન આવે છે. ઓઢ્યા વિના સૂઈ જઈએ અને સવાર થતા ટાઢ લાગવા માડે ત્યારે ઓછા કપડા પહેર્યાં હોય એવું સ્વપ્નું આવે છે એક માણસને સ્વપ્નામા ક્રાન્તિની ચળવળમા ભાગ લેવા માટે મોતની સજા થઈ. એને ઠરાવેલે વખતે વધસ્થળ ઉપર લઈ જવામા આવ્યો જલ્લાદે એના માથાને ધડથી જુદુ કરવાને માટે આગળથી બરાબર ઘસીને તૈયાર રાખેલો ચકચકિત છરો ગળા ઉપર મૂક્યો એ ભયથી કંપી ઊઠ્યો એની ઊંઘ ઊડી ગઈ. ભયથી શરીરે પસીનો વળી ગયો સ્વસ્થ થઈને જોતા માલૂમ પડ્યુ કે ગળાના જે ભાગ ઉપર સ્વપ્નામા છરી પડી હતી તે જ જગ્યાએ પથારીનો એક છેડો આવી રહ્યો હતો પથારીનો છેડો ગળાના ભાગને અડવાથી આખુ ભયકર સ્વપ્નુ એ બનાવની ફરતે વણાઈ ગયુ હતુ

દિવસના જે કામ કરીએ, જોઈએ અથવા વિચારીએ એમાથી મોટે ભાગે સ્વપ્નાની વસ્તુઓ તૈયાર થાય છે દિવસના તરગો અને વિચારોનો વેશપલટો કરીને નિદ્રાની રગભૂમિ ઉપર પાઠ ભજવે છે. સ્વપ્નાની વસ્તુઓ તૈયાર થવામા મોટે ભાગે આગલા દિવસના વિચારો અને કામોની છાપ હોય છે. મોડી રાત સુધી ભયકર સાપ વિષે વાતો કર્યા પછી સૂઈ જઈએ તો સાપના ભયકર સ્વપ્ના આવ્યાના ઘણા દાખલા બને છે. મતલબ કે ભયસૂચક વિચારો અને વાતો સ્વપ્નાંરૂપે જલદી દેખા દે છે આગલા દિવસના બનાવોના ભેળા ઘણા દિવસો અથવા વર્ષો પહેલા બનેલા બનાવો અને વિચારેલા વિચારો દાખલ પડી જાય છે આખા ને આખા બનાવો અથવા તો પદ્ધતિસરના વિચારો સ્વપ્નામા દેખાતા નથી પરતુ ઘણી વખત સંસ્કૃત સૂત્રોના જેવા ટૂંકા થાય છે. કેટલીક વખત સ્વરૂપ બદલાઈ જાય છે, અને કોઈ કોઈ વખત એક વ્યક્તિ અને બીજી વ્યક્તિ, એક બનાવ અને બીજો બનાવ, એક જગ્યા અને બીજી જગ્યાની અદલબદલ થઈને એવો શભુમેળો થાય છે કે ઘણી વખત આપણે ગુચવાડામા પડી જઈએ છીએ જુદીજુદી વીગતો અને જગ્યાનો

લોચા-થઈને સ્વપ્નાં એવી રીતે દેખા દે છે કે એનો ઉકેલ કેમ કરવો તેની સમજ પડતી નથી.

જે બનાવે મન ઉપર વધારે છાપ પાડી હોય એ સ્વપ્નામાં ફરીફરીથી દેખા દે છે. મારા અનુભવનો એક દાખલો આપું. બંગાળમાં અજય અને દામોદર નદીઓમાં ગયા ચોમાસામાં ભારે પૂર આવ્યું હતુ રેલનુ પાણી ફરી વળ્યું હતું એ પ્રદેશમાં જઈ આવ્યા પછી લગભગ દોઢેક માસ સુધી મને વારવાર રેલ વિષે સ્વપ્નાં આવતાં હતાં કોઈક વખતે હું સ્વપ્નાવસ્થામા ગામડામા ફરતો હોઉં, અને ઘોડાપૂર આવે એટલી ઝડપથી સુસવાટા કરતું પાણી ચડવા માડે રેલથી બચવા માટે હું ઊંચી જગ્યા તરફ નાસવા માંડુ, તોય પાણી મારી પૂઠે પડે ને પકડી પાડે. આખરે ગભરાયેલી સ્થિતિમા મહામહેનતે તરીને હું જીવ બચાવુ. બીજી વખતે હું તાપી નદીના કિનારા પર ચાલતો હોઉં એવું સ્વપ્નું આવે. ભાગ્યુ દેખાય એટલાં પાણી હોય તે એકદમ ચડવા માડે. જોતજોતામાં બન્ને કાંઠા ઊભરાઈ જાય અને મને પણ ઘેરી વળે આ વખતે પણ ગમે તે રીતે હું નાસી છૂટું. ત્રીજી વખતે હું રેલના પાણીથી ઘેરાઈ ને એક ભાંગેલા મકાનમાં ત્રણ દિવસ સુધી ભૂખ્યો ને તરસ્યો પડ્યો રહું. આવી જાતના બીજાં કેટલાય સ્વપ્ના આવ્યા હતા જે માણસે ખૂન કર્યું હોય તેને ખૂન કર્યા પછી ભયકર સ્વપ્ના આવવા માડે છે. નીરોને પોતાની માતાનો વધ થયા પહેલાં સ્વપ્ના આવતાં નહોતા એમ કહેવાય છે. માતાના વધ પછી એને ભયકર સ્વપ્ના આવવા માંડ્યાં. એટલે કે જેને બિલકુલ સ્વપ્નાં યાદ ન રહેતાં હોય અને પોતે પ્રામાણિકપણે માનતો હોય કે સ્વપ્ના નથી આવતા, તેને પણ આવા બનાવો પછી સ્વપ્નાં યાદ રહે છે અને પોતાને પણ સ્વપ્નાં આવે છે એમ લાગે છે. ભયસૂચક સ્વપ્નાં ખાસ કરીને ફરીફરીને દેખા દે છે.

ફ્રોઈડ એમ માને છે કે સ્વપ્નાં મોટે ભાગે મનોરથ પૂરાં પાડનારાં હોય છે. એટલે કે આપણા મનમા રહેલી ઇચ્છા—કા તો પ્રગટ હોય કે અપ્રગટ, બીજાને બતાવવા માગતા હોઈએ કે કોઈ ન જાણે એવી રીતે છુપાવી રાખવા માગતા હોઈએ—સ્વપ્નારૂપે પૂરી પડે છે. એ ઇચ્છા ઘણી વખત દાબી દીધેલી હોવાને લીધે જાગ્રત અવસ્થામાં છુપાયેલી રહે છે; પરતુ સ્વપ્નામા એ વિચારો, કાર્યો અને જુદીજુદી વસ્તુઓનાં ચિત્રોની હારમાળા મંત્રારૂપે દેખા દે છે. સ્વપ્નામાં પિતાને મરી ગયેલા જોઈએ તો ફ્રોઈડ કહેશે કે પિતાનું મૃત્યુ થાય એવી તમારી ઇચ્છા હતી. સમાજમા ખોટુ દેખાય એ ડરને લીધે તમે એ ઇચ્છા બહાર વ્યક્ત કરી શક્યા નહોતા. ઓડીપસ રાજાએ જાણી જોઈને પિતાને મારી નાખ્યો. તમારા મનમા પણ એ જ ઇચ્છા રહેલી છે. તમે ઇચ્છો છો કે પિતા મરી જાય તો સારું, એટલે જ સ્વપ્નામા પિતાનુ મરણ થયુ. સ્વપ્નાંઓ ઇચ્છા પૂરી પાડે છે એનો અર્થ એમ નથી થતો કે આગલે દિવસે અથવા તો બેપાંચ દિવસ પહેલા કે પાંચસાત માસ પહેલાં મનમાં ઉત્પન્ન થયેલી ઇચ્છા સફળ થાય છે. કેટલાંય વર્ષો પહેલાં ઉદ્ભવેલી ઇચ્છા પણ આજે સ્વપ્ના મારફત સંતોષાય. ફ્રોઈડ એને માટે એક દાખલો આપે છે. એક સ્ત્રીએ સ્વપ્નામાં પોતાની સત્તર વર્ષની ઉંમરની એકની એક લાડકવાયી છોકરીનુ મૃત્યુ થાય એવી ઇચ્છા કરી. સ્વપ્નાનો ઉકેલ કાઢતા અને આગળનો ઇતિહાસ તપાસતાં માલૂમ પડ્યુ કે દુઃખી લગ્નનું એ બાળક હોવાથી એક વખતે માતાએ સાચે જ એના મરણની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. પોતાના પતિ સાથે તકરાર થતાં એ સ્ત્રીએ જ્યારે છોકરી ગર્ભમાં

હતી ત્યારે ગુસ્સામાં ને ગુસ્સામાં ગર્ભમાંના બાળકને મારી નાંખવા માટે પેટમાં મુક્કીઓ પણ મારી હતી

'ઇચ્છા'ના તત્ત્વને ફ્રોઇડ ખેંચીને ઘણે દૂર લઈ જાય છે અને બધાં જ સ્વપ્નાંને એ જ ઢાળણીમાં ઢાળવા પ્રયત્ન કરે છે. હિંદુ તત્ત્વજ્ઞાનમાં પણ એમ કહેવામાં આવ્યું છે કે સ્વપ્નાનું મૂળ 'વાસના' છે, પરંતુ હિંદુ તત્ત્વજ્ઞાનની 'વાસના' અને ફ્રોઇડની 'ઇચ્છા'માં ભેદ છે. એ ચર્ચામાં આપણે ન ઊતરીએ. આમ છતાં પણ સીધી રીતે સ્વપ્નામાં ઇચ્છા સફળ થવાના દાખલાઓ બને છે. નાનાં બાળકોને ઇચ્છા પૂરી પાડનારાં સ્વપ્નાં ઘણીવાર આવે છે. રમકડાં, ફળ, મીઠાઈ, સારાસારાં કપડાં, નવી ચોપડી, નવી પથ્થરપાટી વગેરે મેળવવાને માટે બાળકને ખૂબ ઇચ્છા થાય છે, ત્યારે કેટલીક વખત સ્વપ્નમાં ઇચ્છા ફળીભૂત થાય છે. જેલમાં સામાન્ય કેદીઓની વાતનો વિષય મોટે ભાગે ખોરાક હોય છે. ગુનેગાર કેદીઓને માટે બીડી, તમાકુ, ચરસ વગેરેનું તત્ત્વ ઉમેરાય છે. કેદીઓને જેલની અંદર ખોરાકનો બહુ અસંતોષ હોય છે વ્યસનો પર પૂરો જાપ્તો હોય એટલે આ વસ્તુઓ મેળવવાની ઇચ્છા તીવ્રતર બને છે. આને લીધે સામાન્ય રીતે સારો ખોરાક ખાવાની અને તમાકુ, બીડી વગેરે મેળવવાની ઇચ્છા રહે છે. સારો ખોરાક મેળવવાની અને વ્યસનોને સંતોષવાની કેદીઓને ઇચ્છા હોય છે અને તેથી કરીને જ એ વિષે વધારે સ્વપ્નાં આવે છે. બત્રીસ પકવાન જમ્યાનું સ્વપ્નું રસપૂર્વક કહેતા કેદીઓને સાંભળ્યા છે જેલમાં ધારીપ્રેમીઓને રાત્રે ધારી અને સેવગાંઠિયા ખાધાના સ્વપ્નાં આવે છે. પરિણામે બીજે દિવસે સવારની કાંજી અને બપોરના કાચાપાકા રોટલા ખાવા તરફ અણગમો વધવાના દાખલા બન્યા છે. 'રાત્રે આમતેમ ફરતી વખતે જાણે કે કોઈએ સંકેત મુજબ પોતાના ઉપર તંબાકુ અથવા તો બીડીનું પોટલું ફેંક્યું હોંશમાં ને હોંશમાં પોટલું લઈ ને મિત્રો પાસે ગયો. બધાએ ભેળા મળીને ખૂબ બીડી પીધી અને બાકી વધી તેનો વેપાર કરવા માંડ્યો' આવાં સ્વપ્નાં કેદીઓને, ખાસ કરીને જેલના દાદાઓને, આવે છે બાળકને મીઠાઈના ઢગલા પર બેસીને મીઠાઈ ખાવાનાં સ્વપ્ના આવી શકે છે. સ્વપ્નાને સમય કે સ્થળની દીવાલો રોકી શકતી નથી. બાળપણથી માંડીને અત્યારસુધીમા ગમે તે સ્થળે બનેલા બનાવો સ્વપ્નામાં આવી શકે છે સ્વપ્નાનું ક્ષેત્ર વિશાળ છે કલ્પના એને મદદ કરે છે, અને એની મદદથી જુદીજુદી જગ્યાએ સ્વચ્છંદે વિહરી શકાય છે

કોઈ કોઈ વખતે મનમાં નક્કી કરેલો કાર્યક્રમ હોય ત્યારે આગાહીસૂચક સ્વપ્નું આવે છે એક માણસ પોતાની પ્રિયતમાનો કાગળ ન આવ્યો એના વિચારમાં ઊંઘી ગયો. દરેક પળે એ કાગળની આશા રાખતો હતો. એને સ્વપ્નું આવ્યું, સ્વપ્નામાં પત્ર મળ્યો અને એ પત્ર લઈ ને નક્કી કરેલી જગ્યાએ ઊપડ્યો. થોડી વારમાં ઊંઘ ઊડી ગઈ. અને જાગીને જોયું તો પથારી પાસે પોતાની માતા જે કાગળની આશા રાખતો હતો એ જ કાગળ લઈ ને ઊભી હતી. આવા દાખલા બહુ જ જવલ્લે બને છે, એટલે દરેક જણ આવી રીતે મુરાદ ફળીભૂત થવાની રખેને આશા રાખે.

જે રીતે દિવસે બનાવો બને, તે રીતે જ સીધા સ્વપ્નામાં ભાગ્યે જ રજૂ થાય છે. પ્રથમ તો એ બહુ જ ટૂંકા થઈ જાય છે. સ્વપ્નાના એક વાક્યનો પૂરો અર્થ કાઢવા માટે ભૂતકાળના બનાવોનો કેટલોય ઇતિહાસ ઉકેલવો પડે. કેટલીક વખતે સ્વપ્નાં તદ્દન જુદી જ રીતે રજૂ

થાય છે, અમુક સંજ્ઞારૂપે વાક્યો આપણી સમક્ષ રજૂ થાય અને એનો અર્થ શોધી કાઢવો પડે. આવા સ્વપ્નાં symbolic dreams લાક્ષણિક સ્વપ્નાં કહેવાય છે લાક્ષણિક સ્વપ્નાનો ઉકેલ કરવામાં પણ જુદાજુદા માનસપૃથક્કરણશાસ્ત્રીઓ વચ્ચે મતભેદ છે. ફ્રોઈડના મત પ્રમાણે મોટા ભાગના લાક્ષણિક સ્વપ્નાં જાતીય સ્વપ્નાં છે. આવી જાતનાં સ્વપ્નાંનો ઉકેલ લાવવાનું કામ ફ્રોઈડ કે એના અનુયાયીઓને સોંપવામાં આવે તો નીતિપ્રીય માણસને ચોંકાવી નાખે અને સામાન્ય માણસના કદી ખ્યાલમાં ન હોય એવું જાતિનું તત્ત્વપૃથકરણ કરીને કાઢી બતાવશે. આવા સ્વપ્નાંના ઉકેલ માટે, જુદીજુદી સંજ્ઞાઓના અર્થ ઘટાડવાને ફ્રોઈડે જુદો જ શબ્દકોષ ઘડી કાઢ્યો છે

સ્ત્રી કે પુરુષ પુખ્ત ઉંમરે પહોંચે એટલે જાતીય સ્વપ્નાં સીધી કે આડકતરી રીતે આવે છે જ. આડકતરી રીતે આવેલાં જાતીય સ્વપ્નાં લાક્ષણિક હોય છે. ખાસ કરીને જાતીય સ્વપ્નાં આવે તે વખતે મન પર બિલકુલ લગામ રહેતી નથી મનુષ્યના સ્વભાવનુ સાચુ પ્રતિબિંબ આવાં સ્વપ્ના મારફત જ પડે છે. સમાજે જેની સાથે જાતીય સબંધ બાંધવાનો નિષેધ મૂક્યો હોય એવી વ્યક્તિ સાથે પણ સ્વપ્નામા નિષેધોની દીવાલો તોડીને જાતીય સંબંધ બાંધ્યાના અને કામોત્તેજક ચેષ્ટા કર્યાના દાખલા—જો સાચું બોલવાની હિંમત હશે તો—ઓછા ન મળે.

સ્વપ્નાં અપવાદ વિના બધાને જ આવે છે એમ કહીએ તો ખોટું નથી, પરંતુ યાદ રહે કે નહિ એનો જ સવાલ રહે છે. દિવસના મન કાંઈ ને કાંઈ વ્યવસાયમાં રોકાયેલું હોય છે, અક્રિય કામ કરવામાં પરોવાયેલું હોય છે, વિચારમાં મગ્ન હોય છે, તરંગમા આનંદ લેતું હોય છે કે દિવાસ્વપ્નની મોજ માણતુ હોય છે, પરતુ તદ્દન આરામ લેતું નથી. હંમેશા કંઈ ને કંઈ કામ કરતુ એ મનનો ધર્મ છે. દિવસના કામથી થાકેલા અવયવો રાત્રે આરામ લે છે. એટલે કે સ્થૂલ દેહ આરામ કરે છે, પરતુ મન તો એની ફરજ ચોવીસે કલાક બજાવ્યે જ જાય છે. એને કંઈ ને કંઈ કામ જોઈએ જ. મનના રાતના કામને આપણે સ્વપ્નાં કહીએ છીએ. આ ઉપરથી એમ માનવાને કારણ છે કે સ્વપ્નાં તો આખી રાત એક પછી એક ચિત્રપટનાં ચિત્રોની પેઠે આવ્યા જ કરે છે. દિવસના મન જાગ્રત હોય છે અને રાત્રે અજાગ્રત હોય છે, એટલો જ ફેર. પરતુ એ ફેર કંઈ નાનો નથી ઊંઘમાં કરેલા વિચારો જ્યારે જાગીએ ત્યારે પણ ઘણા યાદ રહેતા નથી. આ ઉપરથી તદુરસ્ત માણસને સ્વપ્નાં ન આવે એ વહેમ કાઢી નાંખવા જેવો છે. એ વાત ખરી કે જ્યારે માણસ ભરઊંઘમાં હોય છે ત્યારે જે સ્વપ્નાં આવે છે તે યાદ રહેતાં નથી, અને જો કદાચ યાદ રહે તો તે પણ અસંબદ્ધ રીતે, છૂટકછૂટક વાક્યોરૂપે યાદ રહે છે. એ વાક્યો પણ ઊંઘમાંથી જાગ્યા પછી થોડા સમયમાં ભૂલી જવાય છે. ભરઊંઘમાં ચોકીનું કામ ઘણુ ઢીલું પડી જાય છે, એટલે તાજા બનાવનાં સ્વપ્નાં નથી આવતાં. પરંતુ ઘણો સમય થયા અજાગ્રત મનમાં થોભી રહેલા લાંબા વખત ઉપર બનેલા બનાવો અને વિચારેલા વિચારો સ્વપ્નારૂપે દેખા દે છે, અને તેથી સ્વપ્ન એવું ઝાંખુંઝાંખુ યાદ રહે છે કે મેં કયુ અને સાચું કયું એ શોધી કાઢવું મુશ્કેલ થઈ પડે છે. ઘણાખરા લોકો સ્વપ્નામાં રસ લેતા નથી, એટલે જ ઘણું કરીને આખુ સ્વપ્ન ભૂલી જવાય છે. જો રસ લેવાનું શરૂ કરે તો સ્વપ્ના યાદ રહેવા માંડે છે અને ખૂબ રસ લે તો એટલા વખત પૂરતા વારંવાર

મહેનતથી સ્વપ્ના યાદ રાખી શકે છે. સવારે જ્યારે ઊંઘમાંથી જાગીએ કે તુરત જ યાદ કરી લીધા હોય તો સ્વપ્નાની મોટાભાગની વીગત ખ્યાલમા આવી જાય છે. ઊંઘમાંથી જાગ્યા પછી તુરત જ પથારીમા સૂતાસૂતા આંખો મીંચીને સ્વપ્ના યાદ કરી લીધા હોય તો લગભગ બધા સ્વપ્ના અને ખાસ કરીને થોડી મિનિટ પહેલા આવી ગયેલુ સ્વપ્ન યાદ કરી શકાય છે. આમ છતા પણ આખુ સ્વપ્ન તો તાદશ થતુ નથી જ, પરતુ જેટલો ભાગ યાદ રહે છે એટલો અર્થ ઘટાવવાને માટે પૂરતો છે. સ્વપ્ના આવતાં ન હોય એમ લાગતુ હોય તે ઉપર જણાવેલી સૂચના ધ્યાનમા લે તો બીજે દિવસથી સ્વપ્ના આવે છે એવુ લાગવા માંડશે. કેટલાક માનસપૃથક્કરણશાસ્ત્રીઓ કહે છે કે સ્વપ્નું સેવવાની ઇચ્છા પણ સ્વપ્ના આવે છે એમ લાગવાનુ એક કારણ છે. સ્વપ્નુ યાદ ન રહેવામાં પોતાની અજ્ઞાનતા અને ઇચ્છા બન્ને કામ કરે છે એમ વિચાર કરતા લાગે છે.

આ ઉપરથી આપણે જોયુ કે સ્વપ્ના તો બધાને આવે છે, તો પછી સ્વપ્ના ઊંઘના રક્ષક છે કે ખલેલ કરનાર? કેટલીક વખત ઊંઘમા તરસ લાગે છે, ત્યારે પાણી પીધુ હોય એવું સ્વપ્નુ કેટલાકને આવે છે; અને આથી કરીને જાગી જવાનો સમય લંબાય છે. પેશાબ કરવાના થઈએ તો જાણે કે પેશાબ કર્યો છે એવુ સ્વપ્નુ આવે છે, અને પરિણામે ઊંઘનો સમય લંબાય છે. આવા અને બીજા કેટલાક સ્વપ્નાઓના દાખલા પરથી ફ્રોઈડ એમ માને છે કે સ્વપ્ના ઊંઘના રક્ષક છે. પરતુ ભરઊંઘમાંથી ભયંકર સ્વપ્નાને લીધે ચોંકીને જાગી ઊઠવાના દાખલા ક્યા નથી બનતા? ઘનઘોર જગલમા એકલા મુસાફરી કરતા હોઈએ ત્યારે ધારિયા લઈને લૂંટારુ ફરી વળે એવુ સ્વપ્નુ આવે છે ત્યારે ઊંઘમાંથી સફાળા જાગી ઉઠાય છે. આ પરથી એમ લાગે કે સ્વપ્ના ઊંઘમા ખલેલ પણ પહોંચાડે છે. પરતુ ફ્રોઈડ કહે છે કે સ્વપ્ના તો ઊંઘના પહેરેગીર એટલે એનું રક્ષણ કરે છે. આવા સ્વપ્ના ભારે ખલેલ પહોંચાડે તે પહેલા જાગ્રત કરી દે છે. રખવાળો પણ લૂટારુ ઘરમાં ભરાઈ જાય તે પહેલા માલિકને ક્યા જગાડતા નથી? વધારે ખલેલમાંથી બચાવવાને માટે ઓછી ખલેલ પહોંચાડે છે. જાગ્યા પછી જુએ કે ઊંઘમા બનેલો બનાવ સાચો નહોતો, પરતુ સ્વપ્નુ જ હતુ એટલે એના દિલને શાંતિ વળે છે. આ પરથી આપણે એમ કહી શકીએ કે સ્વપ્નાં સામાન્ય રીતે ઊંઘના રક્ષક છે.

આ બધી ચર્ચાનો સારાંશ કાઢતા એમ કહી શકાય કે ખાસ કરીને ભૂતકાળમાં બની ગયેલા બનાવો, જોયેલા દેખાવો અને વિચારેલા વિચારો સ્વપ્નામાં જુદાજુદા વેશ ધારણ કરીને નાટકના પાત્રોની પેઠે દેખા દે છે. નિદ્રા મનની રંગભૂમિ છે. એ રંગભૂમિ ઉપર જેને સ્વપ્નું આવ્યુ હોય, એ માણસ પણ પાત્ર તરીકે કામ કરે છે અને ઘણી વખત મુખ્ય પાત્રનું કામ કરે છે.

કેટલીક વખત સર્જનાત્મક સ્વપ્ના આવે છે. જેને વિષે આપણે ભૂતકાળમાં વિચાર્યું ન હોય, એવા અવનવા બનાવો પણ સ્વપ્નામા આવી ખડા થઈ જાય છે. આવી જાતનાં સ્વપ્નાંમા ખાસ કરીને સામાજિક અજાગ્રત મનનો પડઘો પડે છે. સમસ્ત જાતિમાં માનસના પ્રતિનિધિરૂપ એ સ્વપ્ન હોય છે. વાસ્તવિક સ્વપ્નાં કેટલીક વખત આગાહી કરે છે એમ કેટલાક માનસપૃથક્કરણશાસ્ત્રીઓ માને છે. પરતુ આ કોટીમાં ઊભા રહેનાર સ્વપ્નાંની સંખ્યા બહુ જ થોડી હોય છે, અને એ મતનું સમર્થન કરનારા પણ થોડા જ છે.

સ્વપ્ન અને તરંગો વચ્ચે ગાઢો સંબંધ છે. સ્વપ્નું તૈયાર થવા માટે બધી વિગતો તરંગમાંથી મળી રહે છે. તરંગો દિવસના જાગ્રત અવસ્થામાં મનનો કબજો લે છે, જ્યારે સ્વપ્ન નિદ્રિત અવસ્થામાં દેખા દે છે. તરંગો સ્વપ્ના જેટલા અસંબદ્ધ લાગતા નથી. તરંગો સ્વપ્નાની ભૂમિકા તૈયાર કરે છે. દિવસના મગજમાં આવેલા તરંગો ટૂંકા થઈને, એનું સ્વરૂપ થોડુંઘણું બદલાઈને સ્વપ્નાના રૂપમાં દેખા દે છે. ટૂંકમાં કહીએ તો સ્વપ્નાને મોટા ભાગનો મસાલો તરંગોમાંથી મળી રહે છે.

તરંગો કેવી રીતે ઉત્પન્ન થાય છે એ વિજ્ઞાનીઓ શીખવી ન શકે, ત્યાં આગળ વિજ્ઞાનના હાથ હેઠા પડે છે. એ જાણવું હોય તો કવિઓ કે નવલકથાકારો પાસે જવું પડશે. કવિ કે નવલકથાકારની તરંગસૃષ્ટિ બહુ વિશાળ હોય છે. એ સૃષ્ટિમાં પોતે આનંદ લે છે અને બીજાને પણ તરબોળ કરે છે. તરંગવૃત્તિ બધામાં સામાન્ય હોય છે, એટલે કવિ કે નવલકથાકાર વાચકોનું દિલ હલાવી શકે છે, જ્યારે વિજ્ઞાનીઓ દિલ હલાવી શકતા નથી. સામાન્ય મનુષ્ય પણ તરંગની પાંખો પર બેસીને કવિની સાથે જુદાજુદા પ્રદેશોમાં વિહરી શકે છે. વિજ્ઞાનની પાંખો કેળવણીથી પ્રાપ્ત થાય છે, જ્યારે તરંગની પાંખો તો નાના કે મોટા, ગરીબ કે તવંગર બધાને જન્મથી જ પ્રાપ્ય છે. બાળક જન્મતાની સાથે જ તરંગમાં આનંદ લેવા માંડે છે. એને કોઈ શાળા કે મહાશાળામાં પાઠ લેવા જવું પડતું નથી.

તરંગ અને જ્ઞાનતંતુની નબળાઈ એમાં ભેદ છે. જ્ઞાનતંતુની નબળાઈ તો પ્રાપ્ય વસ્તુને મેળવવામાં નિષ્ફળ થયેલો પ્રવાહ છે, જ્યારે તરંગ તો ઉજ્જ્વળ ભવિષ્યના સ્વપ્ન સેવતો વિચાર છે. તરંગમાં વધારે આનંદ લેનાર મગજનો કાબૂ ગુમાવે છે જ એવું નથી બનતું. કેટલીક વખત તો તરંગ સર્જનાત્મક હોય છે એમ ડૉ. યુંગ કહે છે. એ ફક્ત ઇચ્છા જ બતાવતા નથી પરંતુ કંઈક વધારે સૂચન કરે છે. યુંગની માન્યતા પ્રમાણે પુરાતન કાળના લોકોના આત્મલક્ષી તરંગો અર્વાચીન કાળના બાળકોમાં અને જંગલી લોકોમાં માલૂમ પડે છે. બાળકના વિચાર અને સ્વપ્ન એ પુરાતન કાળના લોકોના સ્વપ્ના અને વિચારોનો પ્રતિધ્વનિ છે. પૌરાણિક વાતો એ સમયના લોકોનું સામુદાયિક સ્વપ્ન છે, અને સ્વપ્ન એ વ્યક્તિની પૌરાણિક વાત છે.

જુદીજુદી જાતના સ્વપ્નાનું આપણે વિહંગાવલોકન કર્યું. તરંગ, દિવાસ્વપ્ન, આગલે દિવસે બનેલા બનાવો તથા કેટલાય વર્ષો પહેલાના વિચાર સ્વપ્નાનું માળખું તૈયાર કરવામાં કેવો ભાગ ભજવે છે એ પણ જોયું. આવી જુદીજુદી વસ્તુઓના સંમિશ્રણથી ઉત્પન્ન થયેલાં સ્વપ્નો કેવી રીતે ઉકેલી શકાય અને જુદાજુદા માનસપૃથક્કરણશાસ્ત્રીઓ કેવી રીતે સ્વપ્નમાંથી અર્થ બતાવે છે એનો વિચાર હવે પછી કરીશું.*

*અભ્યાસરૂપે લીધેલાં પુસ્તકો:

| | |
|---|---|
| Interpretation of Dreams | (Fraud) |
| Lectures on Psycho-anlysis | |
| New Psychology | (Tansley) |
| Psychology of the Unconscious | (Jung) |

# મૅક્સિમ ગોર્કી

નગીનદાસ પારેખ

'મને યાદ આવે છે કે એક નાના અંધારા ઓરડામાં બરાબર બારી નીચે પગથી માથા સુધી એક જાતનો વિચિત્ર સફેદ પોશાક પહેરીને બાપુ સૂતા હતા. પગ અડવાણા હતા અને બંને હાથ છાતી ઉપર ક્રૂસના આકારમાં ગોઠવેલા હતા. મોટામોટા સફેદ દાંત અંધારામાં ચમકતા હતા. .

મા પાસે બેસીને કાંસકી વડે તેમના લાંબા વાળ હોળતી હતી. મને યાદ છે કે તે રડતી હતી. તેના ગાલ ઉપર થઈને અશ્રુધારા સતત વહી રહી હતી... થોડી વાર પછી મારાં આજીએ આવી મને ઉપાડી બાપુની પાસે બેસાડ્યો અને કહ્યું: "એક વાર 'બાપુ' કહીને બોલાવ. પછી બોલાવવા નહિ મળે અને બોલાવશે તોયે જવાબ નહિ મળે!"

આમ જેણે પોતાના આત્મચરિતની શરૂઆત કરી છે, એવા ઍલેક્સી મૅક્સિમોવિચ પેશ્કોવનો જન્મ એક ગરીબ મિસ્ત્રીના ઘરમાં ૧૪મી માર્ચે ૧૮૬૮ના રોજ નિજ્નીનોવગોરોડ શહેરમાં થયો હતો. બાપ તરફથી વારસામાં મળેલી એક માત્ર વસ્તુ જે નામ તે પણ એણે મોટપણે છોડી દીધું અને ગોર્કી નામે જ પ્રસિદ્ધ થયો. સમજણો થવા પહેલાં જ એને ખબર પડી કે હું અનાથ છું.

પિતાના મૃત્યુ પછી તેને એક માત્ર તેની આજીનો આશરો હતો, કારણ મા તો ફરી પરણી ગઈ હતી. આ અનાથ બાળક ઉપર આજીને સ્વાભાવિક વહાલ હતું, અને ગોર્કીનું પહેલું આત્મચરિત 'માઈ ચાઈલ્ડહુડ' (મારું બાળપણ) વાંચતાં આપણને ખબર પડે છે કે બાળકને એ આજીની ખૂબ જરૂર હતી. કારણ એ આજીને ખૂબ વાતો કરવાનો શોખ હતો અને ગોર્કી તેમનો રસિયો શ્રોતા હતો. આજીનો વારતાનો ભંડાર અખૂટ હતો, પણ એમની વાતો પરીની ને રાજાની નહોતી. એ તો રોજરોજના માનવજીવનની વાતો કહેતી હતી. બાળક ગોર્કી આશ્ચર્યમુગ્ધ બની એ બધા અદ્‌ભુત માણસોની વાતો સાંભળતો. એનાં બાળચિત્તમાં અતિશય કુતૂહલ જાગતું અને માનવચરિત્ર વિશે અજબ પ્રશ્નો પણ જાગતા. શ્રોતાના માનસિક અનુભવનો વિચાર કર્યા વિના આજી પોતાના અનુભવની વાતો કહ્યે જતાં. એ ઉપરાંત આજીની બીજી એક ખાસિયત હતી — તક મળતાં જ ચા પીતાં હોય એમ વોડકા (રશિયન દારૂ) પીતાં.

એક દિવસ બાળકે પ્રશ્ન પૂછ્યો: 'તું આટલો બધો દારૂ કેમ પીએ છે?'

ચાની કીટલીમાં સંતાડેલો વોડકામાંથી એક ઘૂંટડો લઈને આજીએ કહ્યું: 'અમથી જ! એ તો તું જ્યારે મોટો થશે ત્યારે તને સમજાશે! હવે સાંભળ — આજે શાની વાત કહું?'

'મારા બાપુની.'

'તારા બાપુની? કોઈ દિવસ મેં તને કરી નથી; આજ કહું છું, સાંભળ. તારા બાપના બાપ હતા તે સિપાઈની નોકરી કરતા હતા. બહુ મોટા અને પુરુષાર્થી માણસ હતા.

પોતાના જ પ્રયત્નથી સામાન્ય સિપાઈમાંથી વધીને અમલદાર થયા હતા. પણ તેમનું વર્તન ખૂબ નઠોર હતું. પોતાના હાથ નીચેનાં માણસો સાથે ખૂબ કઠોર રીતે વર્તતા. આથી જ તેમને જીવનમાં કઠોર સજા ભોગવવી પડી. તેમને સાઇબીરિયામાં દેશપાર કરવામાં આવ્યા હતા. ત્યાં સાઇબીરિયામાં તારા બાપનો જન્મ થયો હતો. એનું બાળપણ ખૂબ દુઃખમાં ગયું. ઘરમાંથી તે વારંવાર નાસી જતો. તે નાસી જતો કે તરત તેની પૂંઠે કૂતરાં દોડાવતા... તે મોટા ઉમ્મરનો થયો ત્યારે તે આ નિઝની શહેરમાં આવ્યો. અહીં સુથારનું કામ શીખ્યો ... મેળામાં આજળા માણસોને દોરી લઈ જતો.. તેમાંથી પણ કંઈક પૈસા મળતા... આમ તે પોતાનો ગુજરાન ચલાવતો ધીમેધીમે તે સુથારના કામમાં પાવરધો થઈ ગયો . અને ફર્નિચર બનાવનારના એક કારખાનામાં તેને નોકરી મળી.

હું જે કારખાનામાં તે કામ કરતો હતો તેની જોડે જ અમારું ઘર હતું. વચમાં માત્ર એક વાડ હતી. વાડની પેલી બાજુ નાનો સરખો બગીચો હતો અને બગીચામાં અમારું ઘર હતું ત્યારે અમારી સ્થિતિ પણ સારી હતી. . એક દિવસે તે બગીચામાં તારી મા અને હું ગાણું વીણતા હતા એવામાં જોડ નો એક માણસ વાડ કૂદીને ઉતાવળોઉતાવળો અમારા તરફ દોડતો આવતો હતો... મને તો ખૂબ બીક લાગી. વેરિયાના સામી જોયું તો ખામી હસતી હતી ..

'તે માણસ અમારી સામે આવ્યો એટલે મેં પૂછ્યું: "તું તે કેવો જંગલી છોકરો છે? વાડ કૂદીને અહીં શું કરવા આવ્યો છે?'

'એકદમ તે મારી સામે ઘૂંટણીએ પડી મને આજીજી કરી કહેવા લાગ્યોઃ "આકુલિના, મારું મન અહીં પડ્યું છે એટલે આવ્યો છું... વેરિયાને હું પરણવા ચાહું છું... હવે વિલંબ કરવો બરાબર નથી". એ જ તારા બાપુ. લગ્ન તો થયાં, પણ તારા આજાની મરજી વિરુદ્ધ તેમણે તો દીકરીજમાઈને મો મળ્યાં જોય નહિ'

આ વાતોમાં વર્ણવેલો બાળક એ પોતે જ છે એ બાળપણમાં એવો તો ગંભીર અને અને ઉદાસીન રહેતો કે એક દહાડો તેના ઘરડા આજાએ એને પૂછ્યું, 'અલ્યા, તું આમ મૂંગોમૂંગો કેમ બેસી રહે છે?'

બાળકે જવાબ આપ્યો, 'મને આમ શાંત થઈ ને બેસી રહેવાનું ગમે છે. કેમ શું વળી?'

બાળકના મોં તરફ જોઈ ડોસો મનમાં ને મનમાં બબડતો: 'આપણે થોડા ભદ્રલોક છીએ? આપણને ભણાવવાની કોને પડી છે? એ લોકોનાં છોકરા માટે નિશાળ ખૂલે, ચોપડીઓ લખાય, આપણા છોકરાની કોઈ દરકારે રાખતું નથી. આપણો મારગ તો આપણે જાતે જ કરી લેવાનો'

ગૉર્કીને પણ પોતાનો મારગ જાતે જ કરી લેવો પડ્યો હતો. થોડા સમય પછી તેની માતા પણ પરલોક સિધાવી જગતમાં પછી એ ડોસાડોસી અને આ એક બાળક રહ્યા. એ બે ડોસાને તો પૂરું ખાવા મળતું નહોતું, પછી આ બાળકની સંભાળ કોણ રાખે?

એક દહાડો વૃદ્ધ આજાએ ગૉર્કીને પાસે બોલાવીને કહ્યું, 'બાપ, હવે તું તારો રસ્તો ખોળી લે અમે તને હવે ખવાડી શકીએ એમ નથી'

તે જ દિવસે એ રસ્તો ખોળી લેવા ઘર છોડી નીકળી પડ્યો. આખા વિશ્વમાં એના જેવો અટૂલો ભાગ્યે જ કોઈ હશે. એણે ચાલવા માંડ્યું રશિયાના આ છેડાથી પેલા છેડા સુધી તેણે ભટકવાનું શરૂ કર્યું. અનેક માનવચિત્તને તીર્થે તેણે યાત્રા કરી

અહીંથી એના બીજા આત્મચરિત 'ઇન ધ વર્લ્ડ'નો આરંભ થાય છે કોઈવાર કુલી બનીને, કોઈવાર મજૂર બનીને, કોઈવાર ચાકર થઈ ને તો કોઈવાર નોકર રહીને જ્યારે જેવા પ્રસંગ અને તક મળે તે પ્રમાણે બે મૂઠી અન્ન મેળવતો આ બાળક વિશ્વપથનો પથિક બની ચાલવા લાગ્યો. એને ઘર તો હતું જ નહિ, કેવળ રસ્તો જ હતો એવામાં વોલ્ગા નદીના એક જહાજમાં એને 'બોય'ની નોકરી મળી ગઈ એને 'સ્મૅયર' નામે એક બબરચી ભેગાં રહેવાનું હતું. અહીં જ આ બબરચીકામ કરતા કરતા એને પુસ્તકનો પ્રથમ પરિચય થયો. એણે વાંચવાનું શરૂ કર્યું. સ્મૅયર પાસે બે ચોપડી હતી એક 'લાઇવ્સ ઑવ મેર્ટિર્સ' અને બીજી 'ગોગોલ'ની ગ્રંથાવલિ. આ ગોગોલની વાતોએ બાળકના ચિત્તને હલમલાવ્યું

થોડા સમય પછી એ નોકરી પણ ચાલી ગઈ ફરી પાછો એ રસ્તા ઉપર ભટકતો થયો. એક શહેરથી બીજે શહેર, અજ્ઞાત જીવનના એક ઘરમાંથી બીજા ઘરમાં, કોઈવાર કડાકા કરતો તો કોઈવાર અર્ધું પેટ ભરતો, કોઈ વાર બાગમાં અફડાતો તો કોઈ વાર રશિયાના અફાટ મેદાનમાં વાવાઝોડાની ગર્જનાથી ગાજતી રાત્રિના કાળા ઘોર અંધકારમાં આથડતો તે જીવનમાર્ગમાં ભટકવા લાગ્યો.

ડોમગિંક સ્ટેશનના ગોદામમાં એને નોકરી મળી એ કહે છે:

"સાંજના છથી સવારના ૭ સુધી લાઠી હાથમાં લઈ ને ગોદામની ચારે કોર ફર્યા કરતો. દૂરદૂર ક્ષિતિજ સુધી વિસ્તરેલા અંધકારમાં પવન સુસવાટા કરતો વહ્યા કરતો, અને પવન સાથે જ રૂના જેવો ઝીણો બરફ વેરાયા કરતો.

કોઈ કોઈવાર માલ ગાડીને એંથી જતાં એંજિનનો શબ્દ કાને પડતો અને આખી રાત કોઈ પૃથ્વીને લોખંડની જંજીર પહેરાવતું હોય એવું લાગ્યા કરતું.

એક દિવસ જોઉં છું તો અર્ધા અંધારામાં ગોદામને એક ખૂણે બરફના વંટોળમાં

જે માણસો ઊભેલા હતા મને જોતા જ તેઓ ઓથે લપાઈ ગયા એ લોકો કોઝાક હતા. લોક ચોરી કરવા આવ્યા હતા

અંધકાર ભેદીને એક અવાજ આવ્યો ભિક્ષુકની પેઠે કરગરતો જાણે કોઈ ભીખ માગતું હતું કશો જવાબ ન મળ્યો એટલે તે અવાજે અર્ધો રૂબલ લાંચ આપવાનું કહ્યું

મેં જવાબ દીધો, 'એ બધું મારી આગળ નહિ ચાલે'

ત્યારપછી બધું શાંત થઈ ગયું એનો એ અંધકાર, એનું એ વાવાઝોડું અને એનો એ બરફ હું જાણતો હતો કે આ લોકો ભૂખના માર્યા ચોરી કરવા નહોતા આવતા, પણ એ લોકો તો વોડકા અને વિષયસેવન માટે પૈસા મેળવવા ચોરી કરવા આવતા હતા

આ રીતે કાર્ય ન બનતું તો એ લોકો બીજી વ્યવસ્થા કરતા આંકાસા નામે એક પચરન રીતે મોકલી આપતા એકમે થેલા મેનને માટે તે પોતાનો દેહ વેચવા તૈયાર થતી તેનો દેહ પથ્થર જેવો બનાઈ ગયેલો હતો તેનું મન પણ પથ્થર જેવું નિર્લજ્જ હતું

મને તે ઘણીવાર મળતી, પણ મારી આગળ તેનું કશું ચાલતું નહિ બીજા ચોકીદારો સાથે સમજી લેવાનું બની જતું મેં તેને બાગ બાગમાં ન આવવાનું કહી કાઢી મૂક્તો તોપણ કોણ જાણે કેમ તે વારંવાર બાગ જ વાડામાં આવતી—ચોરી કરવા માટે નહિ, ગમેતેવો લવારો કરવા માટે હું મૂંગો મૂંગો સાંભળ્યા કરતો

એક દિવસે રાત્રે મેં જોઉં છું તો એક ખૂણામાં તે ઊભી હતી ગોદામમાં મને જોતા તે પોતે જ બોલી ઊઠી 'ગભરાઈશ નહિ, ચોરી કરવા નથી આવી જરા ફરવા નીકળી છું'

આકાશના તારા તરફ જોઈને મેં અનુમાન કર્યું મધરાત થઈ હશે 'ફરવા નીકળતા જરા મોડું થઈ ગયું લાગે છે, નહિ?'

હસી તેમની તેમ ઊભી રહી તે બોલી 'આમ મધરાતે જ અમારો સૂરજ ઊગે!'

ત્યારપછી મારી સામે આવી સ્પષ્ટ ઠપકાભર્યા અવાજે મને કહે 'ઊંઘે છે શાનો? તને એ લોકો ઊંઘવા માટે પગાર થોડો જ આપે છે?'

ગલ્લામાંથી મૂઠી ભરીને ચણા ખાતી ચાલતી ચાલતી બોલી 'હારું તને ખબર છે, કેનાલ શહેર ક્યાં આવ્યું?'

મેં ના પાડી. ખેદ પામી તે બોલી, 'હું જેની જેની સાથે હળુભળું છું તે બધા જ ગરજી થાય છે. પણ તું........'

તેને આઘાત ન લાગે એવી રીતે મેં તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે તેની બીભત્સ નિર્લજ્જતા જોઈને મને દુઃખ થાય છે.

મારી વાતમાં રહેલું સત્ય તે સમજી હોય એવું લાગ્યું. ને બોલી, 'હું કાંઈ પહેલેથી જ આવી નહોતી. આ વૈવિધ્યશૂન્ય જીવનમાં બધી લાજશરમ કોણ જાણે ક્યાં ઊડી જાય છે!'

ત્યારપછી ઊઠીને તે ઊભી થઈ મને સંભળાય એમ બોલી, 'જાઉં, ત્યારે સ્ટેશન-માસ્ટર પાસે'

ધીરેધીરે રાત્રિમાં તે અલોપ થઈ ગઈ

તે વખતે સાચે જ હું સમજતો નહોતો કે જેઓને રશિયાના વેરાન મેદાનોમાં જન્મીને ત્યાં જ પોતાનું જીવન વિતાડવું પડે છે, તેમના જીવન કેટલા નીરસ ને વૈવિધ્યશૂન્ય હોય છે રશિયાના એ અફાટ વેરાન મેદાનોની શૂન્યતામાં જીવનની હેતુશૂન્યતા સૂર્યના પ્રત્યેક કિરણમાં પ્રગટી ઊઠે છે. એ શૂન્યતામાં એવું કશું જ નથી જે માણસને જીવતો રહેવાને પ્રેરી શકે

તે સમયે મારી આસપાસના જે ચિત્રવિચિત્ર સ્ત્રીપુરુષો ક્ષણિક પરિચયના પ્રકાશથી મારા અંતરમાં જાતજાતની છાયા પાડી જતાં તેમને ખબર નહોતી કે એ છાયાનાં ઝાંખવાંમાં કેવા ગૂઢ પ્રકાશનો મર્મ શોધવા મારું મન મથી રહ્યું હતું અને કેટલી વેદના અને ક્ષોભ અનુભવતું હતું.

માણસને જાણવાની ઉગ્ર ઇચ્છા ઉત્કટ નશાની માફક મને વળગી હતી મારી આસપાસ હું જોતો હતો કે માણસ અને પશુ વચ્ચે કેવું ભીષણ યુદ્ધ મચી રહ્યું હતું

ડોબરિંક સ્ટેશન પરનું જીવન ધીમેધીમે મારે માટે અસહ્ય થઈ પડ્યું. પ્રયત્ન કરીને મેં એક બીજા સ્ટેશન ઉપર સામાનનો હિસાબ રાખવાનું કામ મેળવ્યું. એ ભગ્નસામાનનો પહેરો ભરતા ભરતા મારું મન સુંદરતર જીવનનાં—મહત્તર અસ્તિત્વના સ્વપ્ન જોતું ગતના ગજવામાંથી શેક્સપિયર અને હાઈનની જૂની ચોપડીઓ કાઢી વાંચ્યા કરતો. ઉદાસ શાંતિમાં શેક્સપિયર વાંચતાં વાંચતાં એકાએક મારું મન પણ ઉદાસ થઈ જતું, અને શૂન્ય દૃષ્ટિથી બહાર મીટ માંડીને હું જોઈ રહેતો. અંધકારમાં મને એવું લાગતું, જાણે મારી ચારે બાજુએ મરેલાં માણસોનો અનંત અશાંત કોલાહલ મચી રહ્યો છે, લાખો ચિત્તોની અપ્રગટ મૌન વ્યથાથી રશિયાની રાત્રિ એક પ્રકારની અપૂર્વ નિઃશબ્દતાની કરુણ રાગિણીથી છવાઈ રહી છે. ...ચારે કોર અજ્ઞાન અને વ્યભિચાર—જીવન, યૌવન અને કામનાનો

શહેરની સ્ત્રીઓ દર અઠવાડિયે પાદરીને તેડાવીને ધર્માનુષ્ઠાન કરાવતી. શું કરવા?—શહેરના કૂવાઓમાંથી ભૂત ભગાડવા.

નિશાળના શિક્ષકો વિદ્યાર્થીઓને મારીને ધરાતા નહિ એટલે ઘેર આવી સ્ત્રીને મારતા અભાગી સ્ત્રી મારથી બેબાકળી અને નવસ્ત્રી થઈને ઘરની બહાર ભાગી આવતી મહોલ્લાના લોકો ટોળે વળી એ નવસ્ત્રી સ્ત્રીને માસ્તર મારતો તે જોઈ રહેતા. એક દહાડો હું પણ હાજર હતો મેં જોયું કે લોકો પરમ આનંદપૂર્વક આ તમાશાની મોજ માણી રહ્યા છે. મેં એક જણને આ ભારે નિર્લજ્જતા માટે ઠપકો આપ્યો, એટલે તે મારા ઉપર ચિડાઈ ગયો.

બોલ્યો એમા ગુસ્સે થવાનુ શુ છે? જેવાનો સૌને હક્ક છે અને તે ઉપરાંત મોસ્કો ગયા પછી કાંઈ આવુ જોવા મળવાનુ નથી!

રેલવેના જે અમલદાર સાથે હું રહેતો હતો તેની સાથે એક દહાડો મારે ખૂબ ચર્ચા થઈ તે મને એમ સમજાવવાનો પ્રયત્ન કરતો હતો કે યહૂદીઓ માત્ર જુગારીઓ હોય છે એટલુ જ નહિ પણ તે લોકો નપુંસક પણ હોય છે હુ જેમજેમ એને સમજાવવા મથુ તેમતેમ તે ચિડાતો જાય આખરે તેને વહેમ ગયો કે હુ જ યહૂદી હઈશ તે જ દિવસે રાત્રે હુ ઊંઘતો હતો ત્યાર બીજા બે જણને સાથે લઈને હુ યહૂદી છુ કે નહિ એ જોવા માટે તે આવ્યો હતો!

એક દિવસ રોમસ મને કહ્યુ દુનિયાની બધી વસ્તુઓ જોવી જોઈએ બધી વસ્તુનો અનુભવ લેવો જોઈએ જીવનનુ કંઈ સાર્થક્ય હોવુ જોઈએ નહિ તો જીવનનો કંઈ અર્થ જ રહેતો નથી અને જ્યા જઈએ ત્યા શોધીને જોવુ કે અંધકારમા શુ છુપાયુ છે! અને જો જીવનને સમજવુ હોય સત્યનો જો અનુભવ કરવો હોય તો બેધડક ચિત્તે જીવનને સ્વીકારવુ જોઈએ જો આપણે જીવનને સ્વીકારી શકીએ તો આપણને માલમ પડે, કે ખરાબ કંઈ છે જ નહિ બીભત્સ કંઈ છે જ નહિ, જે આપણને બીભત્સ લાગે છે, તેને સમજવાનો પ્રયત્ન કરતા જ આપણને સમજાશે કે એ ભયાવહ નથી

રોમસની આ સલાહ હુ જીવનમા ભૂલ્યા નહિ અને તેથી જ હમેશા જાગ્રત રહીને જીવનની પ્રત્યેક અંધારી ગુફામા હુ બેધડક ચિત્તે ઊતરી પડતો માણસોને મે કુત્સિતરૂપે જોયા છે એટલા કુત્સિત કે ઘૃણા થયા વિના રહે જ નહિ પણ છતા મને લાગ્યુ છે કે મનુષ્યના કરતા વધુ પવિત્ર અને મહાન સમસ્ત વિશ્વબ્રહ્માંડમા બીજુ કંઈ જ નથી માણસના અતરમા એક અપૂર્વ મૃતસંજીવની રહેલી છે, જેને બળે એક જ જીવનમા લાખ્ખો મરણોને વટાવી જઈને તે જીવનના અમૃતનો આસ્વાદ લઈ શકે છે'

મક્સિમ ગાર્કીનુ જીવન અને તેનુ સાહિત્ય આ જ વસ્તુ સુંદર રીતે પ્રતિપાદિત કરે છે

[ ૨ ]

આમ બાળપણથી માંડીને પાત્રીસ વર્ષનો થતા સુધી ગૉર્કીએ પગે માપીને રશિયાની પરિક્રમા કરી પણ છે અને એ પરિક્રમા કેવળ માર્ગો અને શેરીઓની જ નહોતી, તે સ્થળ એક મનથી બીજે મને પરિવ્રાજકરૂપે ભટક્યો છે અને એથી જ એના આત્મચરિતમા આપણને માનવચિત્તતીર્થનો અપૂર્વ પરિચય મળે છે બાળપણથી જ તેણે માનવચિત્તરૂપી તીર્થની યાત્રા કર્યા કરી છે પછી એ તીર્થ ગમે એટલુ દુર્ગમ હોય તોયે શુ થયુ? મોટે ભાગે માણસો જ્યાથી નિષ્ફળ થઈને કે ઘૃણા અથવા ભયને લીધે પાછા ફર્યા હતા, ત્યા તે કરુણા અને સ્નેહસંજીવિત શિખા લઈને પહોચી ગયો છે

કોઈ પણ શાળા કે કૉલેજમા કોઈ પણ પ્રકારનુ શિક્ષણ તેને મળ્યુ નહોતુ જુવાનીની શરૂઆતમા એણે કઝાન વિદ્યાપીઠમા અભ્યાસ કરવા માટે થોડા દિવસ પ્રયત્ન કર્યો હતો પણ તેના અંતરની ભટકવાની વૃત્તિ તેને ત્યાથી તાણી ગઈ આમ તેણે જગતના સર્વશ્રેષ્ઠ શિક્ષકને હાથે તાલીમ લીધી હતી અને તે શિક્ષકનુ નામ છે જીવન આથી જ એણે પોતાની જુવાનીના સમયના આત્મચરિતનુ નામ 'માઈ યુનિવર્સિટી ડેઝ' રાખ્યુ છે

એ દિરલીમ સ્ટેશને નોકરી કરતો હતો તેવામા એને પોતાના જીવનના અનુભવ

તે દિવસે છૂટા પડતી વખતે કોરોલેનકોએ કહ્યું, 'ત્યારે, યાદ છે ને મેં કહ્યું તે? એક સાચી, પૂરી વાર્તા—લાંબી વાર્તા લખવી જ જોઈએ.'

તે દિવસે જ ઘેર આવીને ગૉર્કીએ 'ચેલખાસ' લખી નાખી. 'ચેલખાસ' વાંચીને કોરોલેનકોના આનંદનો પાર ન રહ્યો. તે અપૂર્વ વાર્તા વાંચીને તે દિવસે કોરોલેનકોએ ગૉર્કીની સાહિત્યરચના સંબંધે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેને આપણે ગૉર્કીના સાહિત્યની સંક્ષિપ્ત પણ શ્રેષ્ઠ સમાલોચના કહી શકીએ.

ગૉર્કીને ઉદ્દેશીને તેમણે કહ્યું.

"You know to create characters, the people with you speak and act for themselves from their own essence, you manage not to mix in the stream of their thought the game of their feelings. Not everyone succeeds in this! And the best thing of all is that you appreciate a man such as he actually is"

'તને પાત્રો સર્જતાં આવડે છે. તારાં માણસો સ્વતંત્ર રીતે બોલે છે અને વર્તે છે. તું તેમની લાગણીના વેગમાં કે વિચારના પ્રવાહમાં તણાઈ જતો નથી. આવું કોઈક જ કરી શકે છે. અને સૌથી સરસ વાત તો એ છે કે માણસ જેવો હોય તેવો ને તેવો જ તું તેને સમજી શકે છે!'

કોરોલેનકોએ પોતે પ્રયત્ન કરીને તે સમયના રશિયાના સર્વશ્રેષ્ઠ માસિક Russkoje Bogatstvo-માં શ્રેષ્ઠ રચના તરીકે આ વાર્તા પ્રસિદ્ધ કરાવી. 'ચેલખાસ' પ્રકટ થતાંની સાથે જ તેની ખ્યાતિ ચારે કોર ફેલાવા લાગી. રશિયાના સાહિત્યકો સમજી ગયા કે એક નવો સૂર્ય ઊગી રહ્યો છે.

એક પછી એક વાર્તા પ્રકટ થવા માંડી. દલિતપીડિત, વંચિત, ઉપેક્ષિત, મૂક માનવતાને આત્મપ્રકાશ માટે નવી ભાષા મળી ગઈ. 'ધ લોઅર ડેપ્થ્સ' નાટક પ્રકટ થયા પછી ગૉર્કીનું નામ આખા જગતમાં જાણીતું થઈ ગયું. જગતના સર્વશ્રેષ્ઠ નાટ્યપ્રયોજક મેક્સ રાઈન હાર્ટે બર્લિનમાં એ ભજવ્યું. ઉપરાઉપરી પાંચસો રાત્રિ એનો અભિનય ચાલ્યો.

દીનદલિતો પ્રત્યેની એની લાગણી કેવળ કલમ પુરતી જ નહોતી. વિચારના ક્ષેત્રમાં તેણે જેમ તેની બધી રચનામાં તે નવજાગૃતિના પ્રાણને સજીવન કરવા મથ્યો છે, તેમ કર્મક્ષેત્રમાં પણ તેણે ગયા જમાનાના રશિયાના સ્વાતંત્ર્યસંગ્રામમાં પૂરેપૂરો સાથ આપ્યો. તો ૧૯૦૫માં રાજદ્રોહના ગુના માટે તેને કેદમાં પૂરવામાં આવ્યો. પણ બીજે જ વર્ષે પાછો છોડી મૂકવામાં આવ્યો. છુટકારો થતાં જ તે ઝારના તંત્ર સામે પ્રચાર કરવા માટે અમેરિકા ઊપડી ગયો. પણ ત્યાં તેને માથે નવી જ આફત આવી પડી. તેની વિરુદ્ધ કેટલાક લોકોએ ત્યાં એવો લોકમત ઊભો કર્યો હતો કે ત્યાંથી એને પાછા ફરવું પડ્યું. છાપાંઓ જાહેર કરવા લાગ્યાં કે ગૉર્કી તો એનાર્કિસ્ટ (અરાજકતાવાદી) છે અને તેનો પ્રચાર કરવા માટે અમેરિકા આવ્યો છે. પરિસ્થિતિ એટલી વિકટ થઈ પડી હતી કે અમેરિકાના એક અગ્રગણ્ય ન્યાયાધીશે ગૉર્કીનું નામ સાંભળતાં જ એવાં વચનો ઉચ્ચાર્યાં હતાં કે That man ought to have been kicked out of the country. એને તો દેશમાંથી લાત મારીને હાંકી કાઢવો જોઈતો હતો.

અમેરિકાથી પાછા આવીને તેણે કેપરીમાં વાસ માંડ્યો. જ્યારે મહાયુદ્ધ શરૂ થયું ત્યારે ઉશ્કેરાઈ જઈને બીજા માણસોની પેઠે એ પણ લશ્કરમાં જોડાયો. ગેલીસિયાના યુદ્ધમાં ખૂબ ઘાયલ થયો એટલે એને યુદ્ધક્ષેત્ર ઉપરથી પાછા આવી રહેવું પડ્યુ. પાછા આવીને એણે બોલ્શેવિક ચળવળમા ભાગ લેવા માડ્યો. પોતાની પ્રાણવાન ભાષામાં તેણે સામ્યવાદનો પ્રચાર કરવા માંડ્યો પણ ધીમે ધીમે તેને અનેક વિષયોમાં લેનિન સાથે મતભેદ પડવા લાગ્યો. બોલ્શેવિકોની ચડતીના આરંભના કાળમા જ્યારે પાગલ બનેલી જનતાના અનાચારનો અગ્નિ બોલ્શેવિક નેતાઓની સમ્મતિથી વધુ વિફરતો ગયો ત્યારે ગોર્કીએ લેશ પણ ડર રાખ્યા વિના બેધડ રીતે દૃઢ વાણીથી તેનો વિરોધ કર્યો. તેના પત્રના ફેલાવા ઉપર તે સમયની બોલ્શેવિક સરકારે અંકુશ મૂક્યો પણ તેને પોતાને કશી સજા કરવાની બોલ્શેવિકોની હિંમત ચાલી નહિ, કારણ દીનહીનોને જગાડનાર તરીકે ગોર્કીનું નામ લોકહૃદયમાં અપૂર્વ સ્થાન પામી ચૂક્યુ હતુ.

લાંબા કાળ સુધીના અનેક પ્રકારના અત્યાચાર અને અનાચારથી ત્રાસી ગયેલી રશિયન જનતાએ જે દિવસે એ બધા સામે પહેલવહેલું માથું ઊંચુ કર્યું, તે દિવસે એ વિચારવિવેક ભૂલી ગઈ હતી અને માત્ર એક વાતનું ભાન હતુ કે મારે અત્યાચારીનો નાશ કરવો છે. અત્યાચારીને જે જે વસ્તુ ગમતી હતી—સાહિત્ય, કળા, સંસ્કૃતિ, શિલ્પ એ બધુય તેમને પોતાના ઉપર ગુજારેલા અત્યાચારના પ્રમાણ જેવુ લાગ્યુ, અને એ બધાંનો પણ ભયંકર વિનાશ શરૂ થયો. મોટાંમોટાં પુસ્તકાલયો અગ્નિદેવને સ્વાધીન થયાં, અનેક કળામય મૂર્તિઓના ભાંગીને ભૂકા ઉડાવી દીધા, અનેક ચિત્રોને કાડીતોડીને ફગાવી દીધાં. ધીમેધીમે કલા ઉપરનો આ રોષ કલાકાર ઉપર પણ ઊતર્યો, અને મગજનું સમતોલપણું ગુમાવી બેઠેલી એ અંધ તામસી જનતાએ રશિયાના અનેક ગુણી, પંડિત, વિદ્વાન અને કલાકારોને યમસદન પહોંચાડી દીધા. આ ભયંકર પ્રલયકાંડ જ્યારે ભજવાતો હતો ત્યારે કોઈની મગદૂર નહોતી કે એ સામે એક હરફ સરખો પણ ઉચ્ચારે. પણ એ વિકટ પરિસ્થિતિમા ગોર્કીનો આત્મા કકળી ઊઠ્યો એનાથી ન રહેવાયુ અને એણે એક કડક પત્ર જાહેર રીતે લેનિનને ઉદ્દેશીને લખ્યો. એ પત્રે બોલ્શેવિક આગેવાનોની આંખ ખોલી નાખી અને તેમણે કલા અને સંસ્કૃતિનું સંરક્ષણ કરવાનો ભાર એ ગોર્કીને જ સોંપ્યો. એણે તે ઉપાડી લીધો અને બોલ્શેવિક સરકારને ખર્ચે પેટ્રોગ્રાડમાં House of Savant (વિદ્યામંદિર) નામે એક સંસ્થાની સ્થાપના કરી, રશિયાના સાહિત્યકારોને ભેગા કર્યા, અને જગતનું શ્રેષ્ઠ સાહિત્ય લોકોને પોતાની માતૃભાષામા જ વાંચવા મળે એવી પ્રવૃત્તિ શરૂ કરી. ચારે દિશામાં વ્યાપેલા વિપ્લવના ઉન્માદની વચમા એણે નવસર્જનનો યજ્ઞ આરંભ્યો. આ સમયના ગોર્કીનુ ચિત્ર બર્ટ્રાન્ડ રસેલ પોતાના 'થિયરી એન્ડ પ્રેક્ટિસ ઑવ બોલ્શેવિઝમ' નામના પુસ્તકમા આ રીતે આપે છેઃ "સમસ્ત રશિયામા આ જ એક માણસ (ગોર્કી) મેં એવો જોયો જેણે સાહિત્ય અને શિક્ષણનું સંરક્ષણ કર્યુ હતુ."

બોલ્શેવિક સત્તાની શરૂઆતમા જ રશિયામાં ભયંકર દુકાળ પડ્યો. એવા દુકાળ આખા જગતના ઇતિહાસમાં ખૂબ ઓછા પડ્યા હશે. એ દુકાળપીડિત દેશબાંધવોની મદદ માટે નાણાં ભેગાં કરવા તે યુરોપમાં ફરવા નીકળ્યો. પણ એ કામમાં સુધ્ધાં તેને અનેક મુશ્કેલીઓ નડી અને અધૂરામાં પૂરું શરીર બિલકુલ ભાંગી પડ્યું ફેફસાંનું દરદ ખૂબ વધી ગયું અને તે પાછો રશિયા પણ જઈ શક્યો નહિ. સારવાર માટે પ્રાગ શહેરમાં જ રોકાઈ જવું પડ્યુ

અને ત્યાંથી ફરી તે ઇટલીના નાપલ્સના કેપ્રી બેટમાં ગયો. ૧૯૨૬માં શરીર જરા સુધર્યું, એટલે યુક્રાયેન તરફ પહાડી પ્રદેશમાં જઈને થોડું રહ્યો. ૧૯૨૮માં ફરી રશિયા ગયો, પણ મોસ્કોમાં થોડા દિવસ રહ્યો એટલામાં જ ફરી શરીર બગડી ગયું અને તે પાછો કેપ્રી આવ્યો. ૧૯૨૯માં ફરી સાજો થઈને એ રશિયા ગયો. આ વખતે એને આવકાર આપવા માટે સમસ્ત દેશમાં ભારે ઉત્સવ કરવામાં આવ્યો અને તેની જન્મભૂમિ નિજની-નોવગોરોડનું નામ બદલીને ગોર્કી રાખવામાં આવ્યું. સોવિયેટ સરકારે તેને નામે પાંચ શિષ્યવૃત્તિઓ પણ કાઢી. ગોર્કીની વિરુદ્ધ પ્રચાર કરનાર થોડા માણસો હતા ખરા, પણ મજૂરોએ ગોર્કીને જે માનપત્ર આપ્યું તેમાં તેમણે એ બીજાને સખત ચેતવ્યા હતા. The labouring masses of U S S R will not let anyone offend Gorki—their own Gorki! Hands off Gorki!

સાચે જ તે લાખોનો સૌનો સ્વજન હતો. ડોનની સોનાની ખાણનો મજૂર હોય કે સરહદના મજૂરો હોય, યુક્રાયેનનો કોઈ તરુણ સાહિત્યકાર હોય કે રશિયાનો કોઈ ખેડૂત હોય, સૌને જ તે પોતાનો માણસ લાગતો. સૌ એને પોતાના વ્યક્તિગત જીવનની મૂંઝવણો લખી મોકલતા અને સલાહ માગતા અને એ સઘળાને પોતે પોતાને હાથે જવાબ લખી મોકલતો. આ સંબંધમાં 'સોવિયેટ કલ્ચર બુલેટિન' લખે છે:

"At a time when he is engaged in summing up the results of his great experience in a long novel, he still finds leisure, not only to respond to all the most important events of the day in his published letters, but also to carry on personal correspondence with a tremendous number of people. Letters and answers fly back and forth like a flock of birds and not one of these letters ever remains unanswered."

જીવનને એણે જે રીતે જાણ્યું હતું, માણસને એણે જે રીતે જોયા હતા તે જોતાં તો જીવન અને માણસ પ્રત્યે એને ભારે ઘૃણા જ પેદા થવી જોઈએ. પણ તેના સાહિત્યમાં અને તેના જીવનમાં સૌથી મોટી વસ્તુ એ જ છે: To know life and yet to love it.[1] જીવનની કોઈ પણ કઠોરતાએ, કોઈ પણ નિષ્ફળતાએ તેના માનવપ્રેમને લેશ પણ મોળો પાડ્યો નથી.

ગોર્કીએ પોતાના સાહિત્યમાં દરિદ્ર લોકોને નારાયણ બનાવી તેમને માટે દયાનાં ઝરણાં વહાવ્યાં નથી. માણસની ઉદાસીનતા, અજ્ઞાન અને અપ્રેમને લીધે માણસે માણસનો કેવો ભયંકર સર્વનાશ કર્યો છે, તે બતાવી આપવું એ જ એક એનું ધ્યેય હતું. મનુષ્યની અંદર રહેલા રાક્ષસને એણે રાક્ષસરૂપે જોયો હતો, તોપણ એના અંતરમાં એવો વિશ્વાસ સદા જાગ્રત હતો કે એ માટે તે પોતે જવાબદાર નથી, અને જીવનવ્યાપી અનુભવે તેની એ માન્યતાને દૃઢ કરી હતી. જેઓને નીચ કરીને, દાનવ કરીને, હેવાન કરીને સભ્ય સમાજે જીવનમાંથી દેશવટો દીધો છે તેઓનાં એ રૂપ સાચાં નથી એવું ગોર્કીએ જોયું હતું. એ લોકોમાં એટલું બધું પરિવર્તન થઈ ગયું હોય છે કે તેમનામાં માનવતા એકાએક શોધી

૧ રોમાં રોલાં

જડતી નથી; છતાં ધ્યાનપૂર્વક શોધ કરીએ તો તેના ચિહ્નો જરૂર મળી આવશે ગોર્કીએ એ ઉપેક્ષિતોનાં અંતરમા શોધ કરીને તેમના અવશિષ્ટ માનવઅંશનો ઉદ્ધાર કર્યો છે. ગોર્કીના સાહિત્યમાં મૃત્યુને આપણે માતાની પેઠે જીવનને હિંચોળતુ જોઈએ છીએ, પરતુ એમાં થઈ ને લેખકના બલિષ્ઠ હૃદયની મગલ કામનાના સૂર ઊંચે આકાશમાં ચડતા લાગે છે અને તે એક જ વાણી ઉચ્ચારે છે: *It will pass away*—આ કાળરાત્રિ પણ વીતી જશે.

રોમે રોલાંએ ગોર્કીને અર્પેલી અંજલિમાના એટલા ફકરા ઉતારી હુ આ લેખ પૂરો કરુ છું:

"He was the first among the world's greatest artists, who, after clearing the path towards the proletarian revolution, brought to it their entire concurrence, and lent to it the prestige of their glory and their rich experience

A man, who, from childhood, had known the misery and the indignities of the enslaved proletariat, a man who, like Dante, came out of Hell, but who did not emerge from it alone, but who led out of it his companions in sorrow and who saved them.

Never did a great writer play a nobler part. He was as it were a Superintendent of Literature and of the Arts and Sciences in the U S S R, their guide, their taskmaster, and their defender. The Soviet Governments who honoured him and whose chiefs were his personal friends, profited by his great intelligence and his unbounded goodness"

પ્રોલિટેરિયન વિપ્લવનો માર્ગ સાફ કર્યા પછી તેના પ્રત્યે જગતના સર્વશ્રેષ્ઠ કલાકારોનો સમભાવ જીતનાર અને તેમના ગૌરવ અને સમૃદ્ધ અનુભવની પ્રતિષ્ઠા અપાવનાર એ જ પહેલો કલાકાર હતો.

ગુલામીમા સબડતી જનતાનાં દુખોનો અને અપમાનોનો એને બાળપણથી જ અનુભવ હતો, ડાન્ટેની પેઠે એ નરકાગારમાથી બહાર આવ્યો હતો પણ તેમાંથી એકલા જ બહાર ન આવતાં પોતાના સાથીઓને પણ એ નરકાગારની ગ્લાનિમાંથી બહાર ખેંચી લાવ્યો અને તેમનો ઉદ્ધાર કર્યો

આથી ઉન્નત કાર્ય કોઈ મહાન લેખકે કદી કર્યું નથી સોવિયેટ રશિયામાં તે સાહિત્ય, કળા અને વિજ્ઞાનના નિરીક્ષક સમો હતો, એ જ તેનો માર્ગદર્શક, નિયામક અને સરક્ષક હતો. જે સોવિયેટ સરકારોને એને વિશે આદર હતો, અને જેના આગેવાનો એના અંગત મિત્ર હતા તેમને એની મહાન બુદ્ધિ અને અનંત સૌજન્યનો ખૂબ લાભ મળ્યો છે

# મૅક્સિમ ગૉર્કી*

[એક સંસ્કારનેતા]

ઉમાશંકર જોશી

ગૉર્કી મહાન કલાકાર હતો તે કરતાં વધારે મહત્ત્વની અને આનંદની વાત તો એ છે કે તે માત્ર સાહિત્યકાર નહોતો, એક મહાપુરુષ પણ હતો. 'જન્મીને બે પગ ઉપર ઊભા રહેતા શીખ્યો ત્યારથી પ્રથમ પહેલી ફરજ તો માણસની, માણસ થવાની છે.' સાહિત્યકાર થવું કે નૌકાપતિ થવુ એ તો જે બની આવે તે ખરું. અમુક જ થવું એવું કોઈને લખી આપ્યું નથી. પણ એક માણસ થવું એ તો સૌના હાથની વાત છે. ગૉર્કી પોતે કહેતો: અંગ તરીકે મને પૂછો તો મને કદી લાગ્યું નથી કે હું માત્ર સાહિત્યનો માણસ છું. સારી ઝિંદગી હું તો કંઈ ને કંઈ સામાજિક પ્રવૃત્તિમાં પરોવાયેલો જ રહ્યો છું. અને આ ક્ષણ સુધી મારી એ વૃત્તિ કાયમ જ છે' રશિયન સાહિત્ય અને સંસ્કૃતિ ગૉર્કીની માનવતાને અપાર આભારી છે.

ગૉર્કીએ જૂના સાહિત્યકારોને સજીવન કર્યા ને લોકપ્રિય બનાવ્યા, નવાઓને અપનાવ્યા અને પાટે ચડાવ્યા છેલ્લાં દસ વરસમા જૂના રશિયન લેખકોની જેટલી નકલો ગઈ છે તેટલી ભાગ્યે જ ત્યાં સુધીના સમગ્ર સમયમાં ગઈ હશે. ચેખોવ-એન્ડ્રીવને પરદેશમાં વધારે ઓળખાવવામાં ગૉર્કીનો અગત્યનો ફાળો છે. એન્ડ્રીવની પ્રથમ વાર્તા બહાર પડી ત્યારે એણે તાર કરી ખબર કરાવેલી કે આ માણસ કોણ? આટલો એ પ્રતિભાપૂજક હતો. બુનિન, રશિયાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર છે એમ કહેનારો પણ ગુણદર્શી ગૉર્કી. ક્રાન્તિ પછી તો સોવિયેટ રશિયાના સેંકડો જુવાન સાહિત્યકારો એને પોતાની હાથપ્રતો અને પ્રકાશનો મોકલતા. ગૉર્કી બધાનો અભ્યાસ કરીને યોગ્ય સૂચનાઓ આપવાનું ચૂકતો નહિ. ઇવાનોવ જેનો ગૉર્કીએ જ એક રખડુ સરકસમાંથી ઉદ્ધાર કરેલો તે, હમણાં જ લેખક ગડળ આગળ કહેતો હતો કે ગૉર્કીની સૂચનાથી એનું નાટક ખરાખે ચડતુ અટક્યુ. સૂચનાઓ મળતા જ પોતે છાપખાને જઈને હાથપ્રત પાછી લઈ આવ્યો ને સુધારવા મંડી પડ્યો ગૉર્કીનું એક કાર્ટૂન બહુ લોકપ્રિય છે. એમાં એને એક મરઘી કરીને બેસાડ્યો છે, અને એની આજુબાજુ બચ્ચાંની ભારે ભુંજાર છે. એ બચ્ચાંમાં ઘણા અત્યારના રશિયન સાહિત્યકારોનાં નામ છે, જેમની કૃતિઓ અનેક પરભાષાઓમાં ઉતારવામાં આવી છે.

જુવાન લેખકોને હંમેશાં ગૉર્કી આગ્રહપૂર્વક કહેતો કે જે જીવનનો ચિતાર આપવા તમે ઇચ્છતા હો તેની ઝીણામાં ઝીણી વીગતનો ચીવટથી અભ્યાસ કરી લો. શોલોખોવ, ફદિયેવ અને લિયોનોવ તથા ફેદિનને ગૉર્કીના વાસ્તવવાદનો, જરી ક્રાંતિની ખુમારીને લીધે

* જુલાઈ ૩૧ મીએ પ્રગતિવાદી ગુજરાતી લેખક મંડળે મુંબઈ ખાતે તરુણ ગુજરાતી સાહિત્યસભાના સહકારથી ગૉર્કીદિન ઊજવ્યો તે વખતના વ્યાખ્યાનનો અંતભાગ.

આવતી આસમાનીની છાંટવાળા વાસ્તવવાદનો, સીધો સહિત્યક (મૂડીવાદી પરિભાષા વાપરીએ તો ) વારસો મળ્યો છે, એમ કહી શકાય.

રશિયાના બહારના કલાપ્રેમીઓએ બૂમ પાડવામાં બાકી રાખી નથી કે સોવિયેટ તંત્ર આવ્યું ત્યારથી રશિયન કલાકારોના ભોગ મળ્યા કલાકારો પણ જાણે ચોક્કસ બીબાંમાં ઢાળીને યાંત્રિક રીતે તૈયાર કરવામાં આવતા હોય એમ આ રશિયા વિષે કલ્પના કરતું. કેટલેક અંશે સાચુ પણ છે શરૂઆતમા Artists in Uniform બહાર પડવા લાગ્યા ત્યારે સાચા કલાકારોને ખરેખર રિબામણી થઈ હતી. પણ કલાકારો પર અંકુશ મૂકતી પેલી નામચીન સંસ્થા (R. A. P. E.)ને ઉખેડી નિર્મૂળ કરી નાખવામાં આવી. છતાં હમણાં રશિયાના આ પ્રખ્યાત લેખકને એક પ્રશ્નાવલિ પહોંચાડવામાં આવેલી એમાં એક પ્રશ્ન એમ હતો કે તમને સોવિયેટ રશિયામા મુક્તિનુ વાતાવરણ મળે છે કે કેમ ! વધારે પ્રખ્યાતના જવાબોનો અર્ક એ હતો કે 'અમારે મન સોવિયેટ તંત્ર નીચે રહેવા મળે એ જ મુક્તિ છે.' રશિયાનો કર્ણધાર સ્ટેલીન કહે છે તેમ સાહિત્યકારો એ તો 'ચેતનના ઘડનારા' છે. ચેતનને ઘડવાની ઉનમ તક અર્વાચીન રશિયામાં છે એટલી ભાગ્યે જ બીજે ક્યાંય કહેવાતા લોકશાસન તળેના દેશોમા પણ હશે. આ સમય દરમ્યાન ગૉર્કીએ રશિયામાં Independence of Thought—વિચારની સ્વતન્ત્રતા સાચવવા પોતાથી બનતુ કર્યું હતું. રોમે રોલાં અને હેન્રી બાર્બુઝ વચ્ચે એ વિષય પર ચર્ચા ઉપડી ત્યારે ગૉર્કીએ રોમે રોલાંને કાગળ લખીને એના વિચારની સ્વતન્ત્રતાને અનુમોદન આપ્યું હતું.

રશિયાના આન્તરવિગ્રહનો ઇતિહાસ, શ્વેત સમુદ્ર, બાલ્ટિક કેનાલનો ઇતિહાસ અને એવા બીજાં કારખાનાંઓના ઇતિહાસો રચાવવામાં ગૉર્કીનો મુખ્ય હિસ્સો છે. યુવકોનો ઇતિહાસ: એ માળા પણ એણે શરૂ કરાવેલી. અનેક પત્રોને શરૂ કરવામાં અને ચલાવવામા એણે મદદ કરી. સુકા ખાડની ગજીઓ કરવા વિષે અને બાળકો માટે રમકડાં બનાવવા ઉપર પણ એણે લેખો લખ્યા છે. એ બતાવી આપે છે કે મનુષ્યોની આ દુનિયામાં એક જીવંત મનુષ્ય થઈ રહેવાનો એને કેટલો અભખરો હતો.

એના ઉપનામ ( ગૉર્કી=કડવો, દુ:ખી ) ઉપરથી કલ્પના કરીને રખે કોઈ એને નિરાશાવાદી ગણવાની ઉતાવળ કરી બેસે. એવા ભ્રમવિરુદ્ધ લાંબી ચર્ચા કર્યા સિવાય માત્ર, એણે પોતે એકવાર ચેખોવ આગળ વાંચેલો 'વાસ્કા બુસ્લેવ' નામના નાટકમાંનો વાસ્કાના આત્મસંલાપણવાળો ભાગ જોવો બસ થઈ પડશે.

વાસ્કાનું વક્તવ્ય તે ગૉર્કીનું પણ છે:

અરે, જરીક જ માત્ર મને જો મળી હોતને શક્તિ વધુ,<br>
ઉષ્ણ કાઢી ઉચ્છ્વાસ પિગાળી તરત દેત હું બરફ બધું.<br>
પૃથ્વીની ચોમરદમ ઘૂમી ખૂણેખૂણો ખેડી વળતે,<br>
વરસોનાં વરસો લગ અણગણ નગરો હું બાંધ્યાં કરતે.<br>
દેરેદેર વિસામા સ્થાપી<br>
રચત અગીચા દિશદિશ વ્યાપી.<br>
પૃથ્વીને શણગારત જાણે હોય ન શું કો સુકુમારી!<br>
બાહુ વિષે બીડી દાખત ના જાણે પ્રણયવધૂ મારી!

એકવાર સુરેખા અને લતા એકાંતમાં વાતોના ગપાટા હાંકતાં બેઠાં હતાં કે પછી ગપાટાઓના બળે તે પોતે હકાતા હશે. ગપાટાને હાંકનાર માણસ ઘણીવાર પોતે ક્યાં હાંકાઈ જાય છે તેનુંય એને ભાન નથી રહેતું. એટલે ઘણુંખરું તો માણસો વિમાનમાં ચડે છે તેમ ગપાટે ચડે છે, ને સ્વૈરવિહારનું સુખ માણે છે.

વાતવાતમાં સુરેખા બોલી : "લતાબહેન, તમે આમ ગભીર કેમ લાગો છો! સુરેશભાઈની રસિકતાય તમે આમ તો ઠારી દેશો."

"કોણ કોની ઠારે એ તો જાણે ત્યારે ખબરે પડે," લતા—નિરંજનના જ વિચારોથી ઘેરાયેલી લતા—થી બોલી જવાયું; પણ બોલ્યા પછી તે વિમાસણમાં પડી

"ઘેલાં છો લતાબહેન! ઘેલાં! બિચારા સુરેશભાઈ તમારો પડતો બોલ ઝીલે છે એમના જેવો સરળ હ્રદયનો પતિ મળે તો તેના તો બહેન ધનભાગ્ય," લતાના અંતરથી તદ્દન અજાણ સુરેખાએ કહ્યું.

લતાને પણ આ સાંભળીને સુરેશની નમ્રતા અને સરળતાનું સ્મરણ થયું. પણ નિરંજનની મોહક મૂર્તિ તેના હ્રદયઊંડાણમા કોતરાઈ રહી હતી તેનું તરત જ સ્મરણ થયું. તે ફિક્કુ હસી. ભૂલ સુધારતી હોય તેમ સ્વાભાવિક બોલીઃ "બહેન, મને ઘેલી કહે છે પણ તું જ ઘેલાં નથી કાઢતી? રસિકતાનું કંઈ વારે ઘડીએ પ્રદર્શન કરીએ તો જ સાર્થક થાય? એ મને જે અંતરના ઊંડાણથી ચાહે છે તે હું જ જાણુ છું. પણ એમનો આટલો બધો સ્નેહ જ મને ગંભીર બનાવી દે છે. હુય જો એમના મારા પ્રત્યેના પ્રેમભર્યા પ્રત્યેક વર્તનનો પડઘો પાડ્યા કરું તો કદાચ બહેન, અમે બંને કૃત્રિમતાની ખાઈમાં ઢળી પડીએ એવી મને બીક લાગે છે. આથી જ હું મારી ગભીરતાનો દોષ એમને દઉં છુ. એ પુરુષો થોડા કઠોર બનતા હોય તો કેવુ? એમ થાય તો..."

લતાને વચ્ચે જ બોલતી અટકાવી સુરેખા હસી પડી, "ઓ બાપ, લતાબહેન! તમે તો ભારે ગહન છો. પ્રેમની આવી ફિલસૂફી તો તમારી જ જાણી તમે મારે ત્યાં બહુ આવતાં નથી તે ઠીક નહિ. મારે તમને મારાં ગુરુ બનાવવા પડશે." સુરેખાને ક્યા ખબર હતી કે લતાને ગુરુ બનાવી તેના પથે પળવું તેને માટે અશક્ય હતુ?

"મારી ચેલી થનારને ઘરબાર છોડવાં પડે છે," મજાકમાં નયન નચાવી લતા બોલી એને પણ તે વખતે તો ભાગ્યે જ ખબર હશે કે પોતે થોડા જ વખતમા એ પ્રમાણે ઘરબાર છોડી ચાલી નીકળશે.

"તો ગયું તમારી ચેલી થવાનું! પણ ગુરુ થનારે પહેલાં એ બધું કરી બતાવવુ જોઈએ," લતાના વાંસામાં હસતા હસતાં સુરેખાએ ટાપલી મારી

"ગુરુની ટીકા શિષ્યથી થાય નહિ, નરકમા પડાય," ગંભીર થઈ લતા બોલી ને સુરેખાના મધુર હાસ્યથી ફરી ઓરડો ભરાઈ ગયો.

*

આવી ચબરાક લતાની પ્રશંસા સુમનરાયે તેમની પત્નીને મુખે સાંભળી હતી, તેમ મિત્રે પોતે પણ લતાની કુશળતા [illegible] બગલામાં જ સુરેશ તથા લતા સાથેના

રસ્તો ખોળી લેશે. લતાએ આવીને શું કર્યું તે જાણવાની સુરેશની ગુપ્ત હૃદયકામનાએ પણ આ વાતને ટેકો આપ્યો.

લતાથી દૂર રહ્યા છતાંય લતાની પ્રવૃત્તિ જાણવાની કંઈક ઊંડીઊંડી ઇંતેજારી સુરેશના મનમાં હજી કાયમ રહેતી. તે ઘણીવાર તે ઇંતેજારી દૂર કરવા યત્ન કરતો, પણ સફળતા ન મળતી. વળી કુસુમને પણ તે હવે ખાસ તરછોડવા ઇચ્છતો નહોતો. આજે તેની વર્ષગાંઠના પ્રસંગે ગેરહાજરે રહેવું તેને ખટકતુ હતુ પણ ચાર દિવસ બાદ ફરી આવીને તેનું પ્રાયશ્ચિત્ત કરી લેવાશે. એ વિચારે તેને સંતોષ થયો. આ પ્રમાણે મન સાથે પ્રતિકૂળતાને અનુકૂળતામાં ફેરવતાં સુરેશને વાર ન લાગી. ખરેખર માણસનું મન એ અજબ વસ્તુ છે. એનું પૃથક્કરણ કરવું એ એક મહાન જટિલ કાર્ય છે. ઘડી જ પહેલાં આબુથી દૂર ભાગવાના નિશ્ચયવાળો સુરેશ પાછો ડગ્યો, અને તેમાંય તેના મનને થોડીક અનુકૂળતાઓ શોધી લેતા વાર ન લાગી.

સુરેશે સુમનરાયને વાતવાતમાં લતા અહારગામ ગયાની વાત કહી, તે ક્યારે પરત આવશે તે અચોક્કસ હોવાનું જણાવ્યુ. પોતે આજ અમદાવાદ જઈ ત્રણચાર દિવસ બાદ પરત આવી સુરેખાબ્હેનના કાર્યક્રમમાં ચોક્કસ જોડાશે એમ પણ તેણે જણાવ્યું. પછી બંને જણા આબુનાં હવાપાણી, દશ્યો, ઋતુ વગેરેની વાતોમાં પડ્યા ને થોડીવારે તે મસાલો ખૂટી જતાં સુમનરાય ઊભા થયા ને 'લો સાહેબજી, ચાલ સ્નેહલતા' કહી સ્નેહલતાની આંગળી પકડી ચાલતા થયા.

સુરેશ નિરુદ્દેશભાવે સ્નેહલતા તરફ જોઈ રહ્યો ને મનમાં નિરર્થક બબડ્યો. "સ્નેહલતા કે વિપલતા!"

સુરેશને ફરી વિચારોએ ઘેરી લીધો. લશ્કરી ઘેરા કરતાંય વિચારોનો ઘેરો મહા વિકટ છે. એણે સુરેખા, કુસુમ, રેવામાસી વગેરેના ભાતભાતના વિચારો મનમાં કર્યા. પોતે હવે અહીં તો તમાચો મારી મોં લાલ રાખી રહ્યો હતો. એવી સ્થિતિમાં અહીં ફરી આવવાનું શા માટે કબૂલ કર્યું તે તેને ન સમજાયું. આજે તેના ગયા પછી લતા આવીને ફજેતી કરશે તો? તે જરા પસ્તાયો. પણ લતાનો માની સ્વભાવ તેને યાદ આવ્યો. લતા ગમે તે ગમ્મેગોમાં પોતાનું ને સામાનું સ્વમાન સાચવી લે તેટલી ચતુર હતી. એટલે એ બાબત તેણે માંડમાંડ મન મનાવી લીધું. પોતાનો બંગલો પૂર્વવત્ ચાલુ રાખી તેણે ફરી આવવાના નિશ્ચયથી થોડોક જ સામાન—એક બેગ ને બિસ્તરો લઈ, અમદાવાદ જવા ઝડપભેર તૈયારી કરી.

સુરેશને સદ્ભાગ્યે ચાલુ મોટર તેને મળી ગઈ અને ધારેલે સમયે રેલ્વે સ્ટેશને આવી પહોંચ્યો. શાંત વાતાવરણમાંથી ગીચ માનવતામાં આવતાં તેના નિરાશ મનને કંઈક ભાર લાગવા માંડ્યો.

સુરેશનું મન પ્રમત્ત બની વિચારોની ડાળો પર કૂદાકૂદ કરી રહ્યું હતું. તેને પોતાને પણ એ વિચારો વગર બીજું કંઈ કરવું—છાપું લઈ વાંચવું કે ચાપાણીમાં વખત કાઢવો વગેરે, નીરસ લાગવા માંડ્યું. અત્યારે કોઈ પરિચિત માણસ ન મળે તો સારું એમ તેના મનમાં થઈ ગયું. વેઈટીંગ રૂમમાં બેસી આગગાડીની રાહ જોતાં તે ખૂબ વિચારોને અંતે બબડ્યો: "અમદાવાદ! અમદાવાદ જઈનેય શું કરીશ?"

અમદાવાદ જવાથી પોતે વધુ અજાણ બનશે એમ તેને લાગ્યું પણ બીજે ક્યાં જવું? હવે ત્યાં જવાનું ધારી નીકળ્યો જ હતો તો બે દહાડા જઈ આવું એમ મનને મનાવી, પૅસેંજર ટ્રેન આવતાં તે સ્વસ્થ થયો. ટ્રેનમાં કોઈ ઓળખીતું મળી જવાની બહુ બીક હતી. ચોરની પેઠે તે સેકન્ડ ક્લાસના નાના ખાનામાં ઘૂસ્યો. તેમાં એક માણસ બેઠેલો હતો, તે તેને અનુકૂળ લાગ્યું. ત્યાં બીજા મોટા ખાનામાં જવાની તો તેની ઇચ્છા જ નહોતી, એટલે તે ત્યાં જ બેસી ગયો.

આગગાડી ચાલવા લાગી ને સુરેશના મનની આગગાડી પણ ચાલવા લાગી. પેલા માણસની હાજરીમાં પણ તેના મને તેને અનુકૂળ એકાંત રચી આપ્યું. પેલો બેસારુ પણ તેને અનુકૂળ થવા ખાતર જ જાણે ચૂપ બેસી રહ્યો.

સુરત જે ગાડી પકડી હતી તે ગાડીનો આગળના એક સ્ટેશને જે બીજી ગાડી સાથે ક્રોસિંગ થવાનું હતું તે જ ગાડીમાં લતા આવવાની હતી. લતાને દૂરથી જોઈ લેવાની ઊંડી ઊંડી ઇચ્છા હૃદય ગુપ્ત ગણી રહ્યો હતો. લતા પોતાને ન જુએ—પોતાને ન મળી શકે પણ તે તેને જોઈ શકે એવી આકાંક્ષાને તે નિવારી શક્યો નહોતો. આ આકાંક્ષાના મૂળમાં શું હતું તેનું સાચું પૃથક્કરણ તે નહોતો કરી શક્યો. તેથી જ તેણે આ જ જાણી જોઈને આ ટ્રેન પકડી હતી, અને હવે તે ટ્રેનમાં બેઠા પછી તેને સામેની ટ્રેનમાં આવતી ગૌરી લતાની જ કલ્પનાઓ આવવા લાગી.

રાખતુ હોય તેમ જોવા લાગ્યું. એ આંખોની વીજળી પોતા પર પડી, એમ ગભરાટ અનુભવતા સુરેશે વર્તમાનપત્રમાં મુખ નાખી દીધું. ગરીબ બિચારો સુરેશ! જ્યારે વીજળી ખરેખરી તૂટી પડે ત્યારે ગોદડાં ઓઢવાથી તે કાંઈ બચી જવાતુ હશે!

પોતાની ટ્રેન ઝટપટ ઊપડે તો ઠીક એમ સુરેશને થયુ, પણ બીજા ઘણા ચાપાણી પીતા મુસાફરોને ટ્રેન હજુ વધુ થોભે એમ ઈચ્છા હતી. એટલે કોનું કહ્યું માનવું એ વિચારે દ્વિધા બનેલી ટ્રેન એન્જિનરૂપી મુખવડે વિશ્રાંતિની 'હા...આ...આ...આ...શ' લેતી ઊભી રહી. લતાએ પોતાને જોયો કે નહિ તેની સુરેશને ખાતરી નહોતી. પણ હવે તે ખાતરી કરવાની હિંમત તેનામા નહોતી. સુરેશે લતાવાળી ટ્રેન તરફ વર્તમાનપત્ર પહોળુ કરી ધરી રાખ્યું. અને તે હાલવાચાલવા વગર ટ્રેન ઊપડવાની પ્રતીક્ષા કરતો બેસી રહ્યો.

વર્તમાનપત્રની આડ તેનુ અડધુંપડધુ અંગ જોઈને પણ લતાએ પોતાના વર્ષોના સહચરને તુરત ઓળખી કાઢ્યો ને સુરેશને ઓળખતી હતી વખતે તે આ ટ્રેનમાં જ અમદાવાદ ભાગી જતો હોય, એવી તેને આશંકા હતી, ને તે ખરી પડી

સુરેશના કપાળનુ દ્વાર ખુલ્યુ ને તુરત બંધ થયુ કોણ તાજુબ થયુ ને જોતા તેણે ધીમેથી આંખ ઊંચકી ને સામે જ લતા તેની સામે ઊભેલી જણાઈ સુરેશને શું બોલવુ તે સમજ્યુ નહિ. તેણે પેલા ઉતારુને શોધવા નજર કરી, તો તે તેમજ તેની બેગ પણ ત્યાં નહોતી લતા ધીમેથી સુરેશની લગોલગ બેસી ગઈ તુરત જ ટ્રેનની જે સિસોટીની સુરેશ રાહ જોતો હતો તે વાગી. પોતે ટ્રેનમાંથી ઊતરી પડે તો કેમ, એવો સુરેશને વિચાર આવ્યો. પણ નિર્ણયપૂર્વક તેનો અમલ તે કરી શકે તે પહેલા ટ્રેન ઊપડી ચૂકી હતી!

---

## એકમાંથી

હરિહર ભટ્ટ

જાગ્યું ના કાં જીવન સઘળું એક એ તત્ત્વમાંથી ?
માગ્યું ના કાં જીવન સઘળું એક આનંદમાંથી ?
ધાર્યું ના કાં જીવન સઘળું એક એ આશમાંથી ?
તાર્યું ના કાં જીવન સઘળું એક વિધાનમાંથી ?

# શબ્દચર્ચા

'પ્રસ્થાન'ના તંત્રી સાહેબ,

અમદાવાદ

થોડાક વખત ઉપર આપે એક નવો શબ્દપ્રયોગ યોજ્યો હતો Expert=તદ્વિદ. આજે હું એક બીજો નવીન શબ્દપ્રયોગ આપના વાચકો સમક્ષ ધરું છું. એવા એકાદ શબ્દની જરૂર મને ઘણા સમયથી લાગતી હતી. આપ પણ એની આવશ્યકતા સ્વીકારશો જ.

આપણા સાહિત્યમાં 'તફડંચી' શબ્દ અત્યંત પરિચિત થઈ ગયો છે. ક્વાપિ અને નર્મદાશંકરના કાવ્યો તથા મણિલાલના 'ગુલાબસિંહ'થી શરૂ કરી આધુનિક કવિઓ અને નવલકથાકારોની કૃતિઓમાં 'તફડંચી'ની હસ્તી જોવાનો આપણને હવે મહાવરો પડી ગયો છે. હવે જેણે જાણ્યે અજાણ્યે આવો હાથ માર્યો હોય તે વ્યક્તિના નામ સાથે 'તફડંચી' નામ જોડવો એ વાસ્તવિક હોય પણ સભ્યતાનું સૂચન તો નથી જ. સંસ્કૃતિના શિખરે પહોંચેલા આ યુગમાં, આવો ગ્રામ્ય પ્રયોગ તજી દઈ, આપણે એકાદ એવો શબ્દ વાપરવો જોઈએ કે જે 'હાથ મારવા'ના ધર્મનો બોધક છતાં સુરુચિનો અભિનંદક (નાગર પ્રયોગ) હોય.

અને આવો શબ્દ તે **कन्थाकवि**.

આ સર્વાંગસુન્દર કાવ્યમય પ્રયોગના પિતૃત્વનું માન, ગુજરાતના આંગણે આવી ગયેલા સુજાણ કાશ્મીરી કવિ બિલ્હણાચાર્યને ઘટે છે. કોણ જાણે કેમ પણ પ્રાચીન કવિઓમાં સૌથી વધારે કડવો અનુભવ આ જ કવિને થયો હશે એમ, એના 'વિક્રમાંકદેવચરિત' કાવ્ય વાંચનારને લાગે છે. એની પ્રસ્તાવનારૂપે જે શ્લોક મૂક્યા છે એમાં એણે ચારે તરફ ખબર લઈ નાખી છે.

એ કાવ્યમાં જે સ્થળે એણે તફડંચીકારના ગુણગાન કરતાં આ શબ્દપ્રયોગ કર્યો છે તે શ્લોક આ રહ્યો:

> કાષીયસા પ્રાદુરસુખેન સુસ્તા
> કે કે અપૂર્વા: પરકાવ્યખંડ: ।
> આડમ્બરં યે વચસાં વહન્તિ
> તે ઽપિ **कन्थाकवयो** ભવન્તિ ॥

એના પ્રતિકાર અર્થે ડિંડિમ વગાડીને એ પૂર્તિ કરે છે:

> સાહિત્યપાથોનિધિમન્થનોત્થ
> કર્ણામૃત રક્ષત હે કવીન્દ્રા: ।
> યદસ્ય દૈત્યા ઇવ લુણ્ઠનાય
> **काव्यार्थचोराः** પ્રગુણી ભવન્તિ ॥

ટીકાકારોને સંતાપ દેનાર આ ઉત્તમ કવિએ તફડંચી કરનારને **कन्थाकवि** જેવા કાવ્યમય નામે સંબોધ્યા છે, એ ઓછું ન કહેવાય.

હરિનારાયણ આચાર્ય

✿

શ્રી. પાઠક સાથે ઉપરના કન્યાકવિ શબ્દ વિષે ચર્ચા થતાં મનેયે એમાં થોડો ભાગ લેવાનું મન થયું. (૧) કાવ્યની તફડંચી કરનાર વિષે તો બિલ્હણકવિએ વાપરેલો કન્યાકવિ શબ્દ કદાચ ચાલે, પણ ગદ્યની તફડંચી કરનારને એ લાગુ નહિ પડે. (૨) બિલ્હણ પેઠે જ કાશ્મીરના કવિ ક્ષેમેન્દ્રે ઔચિત્યવિચારચર્ચામાં તફડંચી કરનાર માટે ઉપજીવી શબ્દ વાપર્યો છે. જુઓ તેનો નીચેનો શ્લોક :

पादोपजीवी पदकोपजीवी छायोपजीवी सकलोपजीवी ।

भवेदथ प्राप्त कवित्वजीवी स्वोन्मेपतो वा भुवनोपजीव्यः ॥

આ શ્લોકમાં કહેલ 'છાયોપજીવી' શબ્દ પદ્ય ગદ્ય બેયનું અપહરણ કરનારને લાગુ પડી શકે અને વળી એ દાખલા પ્રમાણે વાર્તોપજીવી વગેરે અનેક શબ્દો યોજી શકાય નાં? અલબત્ત ચલણમાં કેમ ફાવે છે તે તો વ્યવહારથી જ સમજાય.

હ. કે. શાસ્ત્રી.

તા. ક. – ઉપલો શ્લોક સ્મરણ ઉપરથી લખ્યો છે. એટલે શુદ્ધિ વિષે પૂરી ખાતરી નથી.

હ. કે.

*

આવી 'તફડંચી' વિશે કાવ્યમીમાંસામાં ત્રણ અધ્યાયો છે. અગિયારમો शब्दहरणम्, બારમો शब्दार्थहरणेषु कविप्रभेदाः प्रतिबिम्बकल्पविकल्पस्य च समीक्षा, અને તેરમો अर्थहरणेषु आलेख्य प्रख्यादिभेदाः. આ મીમાંસાકારે કેવાં અપહરણો થઈ શકે, કેવાં ન થાય, અપહરણ છતાં તદ્દન સ્વતંત્ર કાવ્ય થઈ શકે, વગેરે પુષ્કળ દાખલા આપી બતાવેલું છે. દાખલા ઘણાખરા સુંદર છે, પણ બધા જ સંસ્કૃત હોવાથી ભાષાન્તરનું કામ ઘણું અઘરું બને છે. છતાં કોઈ ગુજરાતી સમજાય તે રીતે ભાષાન્તર કરી આપે તો આ પ્રશ્ન ઉપર સરસ પ્રકાશ પડે.

રા. વિ.

# સમાજવાદ વિષે કેટલાક ભ્રમો

જીવણલાલ ચાંપાનેરિયા

'પ્રસ્થાન'ના જેઠ માસના અંકમાં મારા મિત્ર શ્રી મગનલાલ દેસાઈએ 'સમાજવાદ વિષે છૂટક વિચારો' એ શીર્ષક હેઠળ કેટલીક મીમાંસા કરી છે. એક ચોક્કસ જનમાનસ આપણે ત્યાં ઘડાઈ રહ્યું છે તેવે વખતે આપણે જાગ્રતિભેર વિચાર કરીએ તે હેતુથી આ મીમાંસા થઈ છે. છતાં મને એ જોઈને દિલગીરી થાય છે કે ભાઈ મગનલાલ દેસાઈ જેવા વિદ્વાન મીમાંસક સમાજવાદ વિષેના કેટલાક ખ્યાલો અને કાચીપાકી માન્યતાઓ જે કેટલીક દિશામાં પ્રવર્તે છે તે પરથી પોતાના વિચારો બાંધે છે અને તેની ભૂમિકા ઉપર પોતાની મીમાંસા રચે છે. અત્યારની મૂડીવાદી સમાજરચનામાં યુનિવર્સિટીના અધ્યાપકો અને આચાર્યો અને ફિલસૂફો જેઓ objective પરાનુલક્ષી હોવાનો દાવો કરે છે તેઓ પણ તે સમાજરચનાને પોષનારા, અન્યાય અને અસમાનતાને છેવટે ઉત્તેજન આપનારા બની રહે છે તે અજાણ્યું નથી. સમાજવાદ વિષે ભ્રમો ફેલાવવામાં તેમણે ઓછો ફાળો આપ્યો નથી. આ ભ્રમો જનમાનસમાંથી દૂર કરવાનું પ્રથમ કર્તવ્ય પ્રગતિશીલ સાહિત્યનું છે.

૧

ગ્રેટ બ્રિટનના પ્રખ્યાત ધારાશાસ્ત્રી અને સરકારી વકીલ મિ. લૅંગફર્ડ જેમ્સે સમાજવાદ સામે પેલું પ્રખ્યાત classical તહોમતનામું રજૂ કર્યું ત્યારથી સમાજવાદ સામે વેળાકવેળા કહેવાયું છે કે, સમાજવાદ ધર્મ સામે છે, સમાજવાદથી કુટુંબસંસ્થા નાશ પામશે, સમાજવાદથી નીતિ રસાતાળ જશે. લૅંગફર્ડ જેમ્સે વળી કહ્યું હતું, 'સમાજવાદ સંસ્કૃતિનો મોટામાં મોટો દુશ્મન છે, આજે સમાજના ધારક બળો છે તેનો વિનાશ સમાજવાદમાં રહેલો છે. Socialism is against every thing decent. સમાજમાં જે કાંઈ સારું છે તેને ફના કરવું હોય તો સમાજવાદમાં શ્રદ્ધા આરોપો' એ તહોમત છે અને 'સમાજવાદી શાસ્ત્રમાં ધર્મને અફીણ જેવી અમલી ચીજ કહી છે,' એવા વિધાનથી આરંભ કરી શ્રી મગનલાલ દેસાઈએ વાચકોમાં પૂર્વગ્રહ ઊભો કર્યો છે. સમાજવાદ કઈ વસ્તુને 'અમલી વ્યસન' કહે છે તેનો જવાબ એમણે પોતાની મેળે આપ્યો છે, અને તેના જવાહરલાલજીનું એક કથન વચ્ચે લાવવામાં આવ્યું છે 'ગાંધીજીનું પણ એક પ્રકારનું સોશિયાલિઝમ socialism છે, પણ તે તરંગી utopian છે અને એમાં શા અસ્પષ્ટ અને તરંગી છે એમ પૂછો તો તે religions–ધર્મના પાયા પર રચાયેલું છે, એમ જવાબ મળે છે' એમ શ્રી દેસાઈ કહે છે. આ ટીકાવિધાન લેખકને ક્યાંથી મળ્યું તે તેઓ જણાવતા નથી, પણ પોતાના જવાબને મદદરૂપ આચાર્ય ધ્રુવની 'વસંત'ની એક પ્રાસંગિક નોંધ તેમણે ટાંકેલી છે. પરંતુ આમ લેખક પ્રમાણસિદ્ધ કથન ઉપર પોતાની મીમાંસા રજૂ નથી કરતા, એ પુરવાર કરતાં આપણે આડા ન ફાટીએ. સમાજવાદ ધર્મને અમલી વ્યસન કહે જ છે, અને આ ખાસ સમાજવાદી વિધાન છે, એ સર્વાંગે સાચું છે. તેથી સમાજવાદ કેમ આ માન્યતા ધરાવે છે અને આ વિધાનનો અર્થ શો તે વિચારીએ.

કોઈ પણ જીવનફિલસૂફી આકાશમાંથી નથી ઊતરતી. દરેક જીવનફિલસૂફી સામાજિક પરિસ્થિતિમાંથી જન્મે છે. તત્ત્વજ્ઞાન તે તે કાળના સમાજધર્મોમાંથી પરિણમે છે. ધર્મ કાળથી

અબાધિત એવી કોઈ વિચારસરણી નથી હોતી. સમાજમાં દરેક કાળે ઉત્પાદન અને ઉત્પાદનમાંથી ઊપજતા માનવવ્યવહારો વિશિષ્ટ પ્રકારના હોય છે, અને આ વિશિષ્ટ વસ્તુસ્થિતિ, આ objective, realistic, materialistic માનવવ્યવહારો જ તે તે કાળની વિચારસરણી, તે તે સમાજધર્મોના ગર્ભમાં છે. આ વિચારસરણી, આ જ સમાજધર્મોની વાહક ઉદાત્તમાં ઉદાત્ત જીવનફિલસૂફી છે. ધર્મ શું, તત્ત્વજ્ઞાન શું, નીતિ વિષેના વિચારો શું, સામાન્યમાં સામાન્ય જીવનઆદર્શોના મૂળમાં આવું સાદામાં સાદું જીવનતત્ત્વ રહેલું છે.

સામાજિક પદ્ધતિ કાળે કાળે બદલાય છે ઉત્પાદન તથા તેને અંગેના માનવવ્યવહારો પલટાતા જાય છે તેમતેમ તેનાં સ્વરૂપ નવીન ઘડાય છે. હમણા જે સામાજિક પદ્ધતિનો મનુષ્યવ્યવહાર પર અંકુશ છે અને જે મનુષ્યવ્યવહારને પરિમિત કરી રહી છે તેને સામાન્યત. મૂડીદારી પ્રથા કહે છે આ મૂડીદારી પ્રથાનો સૂરજ તપતો હોય તેવો ભાસ થાય છે. પરંતુ મૂડીદારી અર્થશાસ્ત્રીઓએ પણ તેમનો વિશ્વાસ ખોયો છે. અનેક આંતરરાષ્ટ્ર સમિતિઓ, world conferences તેને પગભર કરવા ઉપાયો શોધવામાં નિષ્ફળ નીવડી છે. આમ મૂડીવાદી પ્રથાના ઊતરતા પાણી થયા છે, વેગબંધ તેની અવગતિ થઈ રહી છે. સાચી વસ્તુસ્થિતિ આ છે.

ગાંધીજીનો 'સમાજવાદ' (એ સમાજવાદ નથી, કારણકે ગાંધીજીની સમાજ વિષેની ચિકિત્સા તથા તેમના 'વાદ'નાં લક્ષણો તદ્દન નિરાળાં છે.) કેમ 'તરંગી' છે? કારણકે ઉપર વર્ણવેલાં મૂડીદારી પ્રથાનાં અંગઉપાંગોને અનુલક્ષીને આ વિચારસરણી રચાયેલી નથી. આ સમજવા માટે ગાંધીજીના ઔદ્યોગિકવાદના વિચારો સ્મરણમાં રાખવા પડશે ગાંધીજી યંત્રમાં નથી માનતા એમ હું નથી કહેતો પ્રશ્ન એ છે કે Big industries મોટા ઉદ્યોગો જે આજના માનવસમાજના હૃદય સમા છે અને જે સામાજિક હૃદયમાંથી આખા સમાજશરીરમાં લોહી વહે છે તે સાચી—અણગમતી પણ સાચી—વસ્તુસ્થિતિ તથા તેને લીધે ઊપજતું જીવનનિયંત્રણ—આ સઘળાના સ્વીકાર પર આ વિચારસરણી ઘડાયેલી છે? તેમ નથી. મધ્યયુગની મહાજનવ્યવસ્થા, મનુષ્યવ્યવહારો અને માનવજીવનની સામાજિક વસ્તુસ્થિતિ પર આ વિચારસરણી ઘડાયેલી છે. ગાંધીજીના અર્થશાસ્ત્રના પ્રશ્નો અને તેનો ઉકેલ, સમસ્યાઓ, ગડમથલો અને તેના નિવારણ માટેના આદર્શો આ મૂળ પાયા પર ઊભેલા છે સમાજવાદના પાયામાં જુદી જ સ્થિતિનો સ્વીકાર છે સમાજવાદ કહે છે, કે મૂડીવાદી પ્રથા મૃતપ્રાય થયેલી છે, અને નૂતન સમાજના જન્મ માટે વખત પરિપક્વ થયો છે. અને તેની સાક્ષીમાં મૂડીવાદી સમાજમાં આજે જે આંતરવિરોધો જાગેલા છે, તીવ્રતર બનતા જાય છે તે તરફ સમાજવાદી આંગળી ચીંધે છે, અને આ સમાજમાંથી આ antithesis માંથી જે નવો જન્મ થવાનો છે, જે સમન્વય synthesis પરિણમવાનો છે તે તરફ તે મીટ માંડે છે સમાજને ખાસ કરીને મધ્યમવર્ગ જે નિર્ણય કરવાની ગડમથલમાં પડેલો છે તેને તે સ્થિતિ સમજવા, તપાસવા અને નવરચનાની પૂર્વતૈયારી કરવા તે આગ્રહ કરે છે

અને આને જ શાસ્ત્રશુદ્ધ સમાજવાદ કહે છે. સમાજવાદ આ છે, બીજા બધા બીજા 'વાદ' છે, અગર ખરુ પુછાવો તો મિથ્યા નિરર્થક તરંગો છે. અને કવિની રમ્ય કલ્પના જેમ મેઘધનુષ્યના વિવિધ રંગો ઉપજાવી શકતી નથી તેમ આ નિરર્થક તરંગો નવીન, રમ્ય, ક્ષણે ક્ષણે નવીનતા ઉપજાવનાર સમાજજીવન નહિ ઉપજાવી શકે. આપણું રાજકારણ,

આપણું અર્થશાસ્ત્ર અત્યારના માનવજીવનની grim ભયંકરમાં ભયંકર વસ્તુસ્થિતિ મૂડીદારી-પ્રથાના સ્વીકાર અને તેના 'ધર્મો'ના શાસ્ત્રશુદ્ધ જ્ઞાન પર ઘડવું જોઈશે.

## ૨

હવે ધર્મને 'અમલી વ્યસન' તરીકે કેમ ઉપાલંભ સમાજવાદીઓ આપે છે તે સમજાશે. આ વિધાન ખાસ સમાજવાદી જ છે, એ યાદ રાખવું ઘટે, અને આ વિધાન religion-ના જન્મના ઊંડામાં ઊંડા પૃથક્કરણ પર ઘડાયું છે. અહીં માત્ર ધર્મવૃત્તિનો ભાવ નથી રહ્યો. અત્યારના જમાનામાં જે જાતનું ધર્મદર્શન આગળ આવતું કેટલાકને ભાસે છે તેનો પણ આ એક ભાગ નથી અત્યારના જમાનામાં શું ધર્મદર્શન આગળ આવે છે? એ તો આમ-જનતાનો પ્રગડ પ્રવાહ upsurge છે. ઘુઘવાતા માનવસાગરનો, મુક્રમિલ આઝાદીનો, upsurge છે, અને તેનું દ્યોતક આ 'ધર્મદર્શન' છે, એ કોઈ રખે ભૂલે.

અને આજની ધર્મસંસ્થા કેમ સડી ગઈ છે? કારણ કે તે સડી ગયેલી જીવનવ્યવસ્થાને ટકાવવા છેલ્લા શ્વાસ લે છે. મૂડીવાદી યુગને પડતો બચાવવા છેલ્લું શરણું મૂડીવાદીઓએ વેગબંધ અવગતિ પામતી સામાજિક પદ્ધતિ અને તેના માનવવ્યવહારોના અવલંબન પર ઘડાયેલી ધાર્મિક પદ્ધતિના 'અમલી વ્યસન'મા અલબત્ત લીધેલું છે નવું ધર્મદર્શન કહો કે નવો માનવવ્યવહાર કહો—માનવવ્યવહાર કહેવા યોગ્ય થઈ પડશે—સમાજવાદી સિદ્ધાંતો પર ઘડાશે.

સત્ય, સજ્જનતા, નિર્વ્યાજતા, આર્જવયુક્ત હિંમત વગેરે ગુણોનો સાક્ષાત્કાર કાળેકાળે વિધવિધ રીતે થયેલો છે અને તેને અલબત ધર્મ સાથે સાંકળવાની જરૂર નથી. આચરણ (mode of conduct) અને ધર્મ (religion)નું ઝીણું પૃથક્કરણ અહીં કરવાની આવશ્યકતા નથી

## ૩

લેખકે 'પરાધીન પરિસ્થિતિના દેશને અંગે વિચારાયેલી રાજનીતિરીતિ' વિષે તથા દેશના પ્રશ્નો પુસ્તકો પરથી ઉકેલવાના ફેશનેબલ અને ફૂટકળ આક્ષેપો કર્યા છે તેનો ભાગ્યે જ ઉલ્લેખ અહીં કરવો ઘટે હિંદુસ્તાનના જુદાજુદા પ્રાંતોના કિસાનોને મૂંઝવતા સવાલો, જમીનદારી તાલુકદારી અને રૈયતવારી પ્રથામાં સબડતા ખેડૂતોના જુદાજુદા પ્રકારના પ્રશ્નો, કામદારના, કારખાનાના, કામગીરીના, તથા પગારકાપ, રેશનાલાઈઝેશનના પ્રશ્નો, મધ્યમવર્ગની બેકારીની મૂંઝવણ આ બધાનો અભ્યાસ, તેનું પૃથક્કરણ અને તેમાંથી માર્ગ શોધવાનો પ્રયાસ—આમાં કઈ પરાધીન પરિસ્થિતિ અથવા પુસ્તકિયા બાબત આવી એ કોઈ કહેશે? જવાહરલાલ કહે છે કે, સમાજવાદ સિવાય આનો ઉકેલ બતાવો.

## ૪

'રશિયામાં ઓળખીતાને માટે પાસ વગેરે હોય છે' એવી વર્ણીજીની માહિતી પર આધાર રાખી 'સમૂહગત પરિગ્રહવ્યવસ્થા'નો ઉલ્લેખ લેખકે કરેલો છે. સમાજવાદી તંત્ર-રચનામાં સ્વાર્થ, પક્ષપાત, લાંચરુશ્વત વગેરે નોકરશાહી દોષો નહિ હોય? આ પ્રશ્ન અલબત્ત અગત્યનો છે, પણ તેનો જવાબ મોન મહેલો છે, અને તે આગળ કરેલી ચર્ચામાંથી મળી રહે છે. આજનો પ્રવર્તક હેતુ motive power શો છે? મૂડીવાદી સમાજનું મધ્યબિંદુ એ છે કે, અત્યારની પ્રથામાં ઉત્પાદન અને તેનાથી ઊપજતો માનવવ્યવહાર અંગત લાભાલાભ, નફાખોરી, વ્યાજખાઉપણું ટૂંકમાં વૈયક્તિક સ્વાર્થ માટે ઘડાયેલો છે. પોતાના સ્વાર્થ માટે, અને નહિ કે સમાજસેવાના વિચારથી જીવનવ્યવહારના દરેક અંગઉપાંગ રંગાયેલ

છે. કરોડો માનવીઓ આ ભીષણ પ્રથાના ભોગ બનેલા છે અને માનવતાનો હ્રાસ થઈ રહ્યો છે. ત્યાં Personality વ્યક્તિત્વના વિકાસની વાત જ ક્યાં રહી? સમાજવાદી નવરચના એટલે મૂડીવાદી પ્રથાનો યાંત્રિક (mechanical) પલટો નહિ; એ તો સમસ્ત જીવનપરિવર્તન છે. અને આવી સામાજિક ક્રાંતિ થતાં મૂલ્યપરિવર્તન થશે. માનવપ્રાણી જેવું છે એથી જુદા પ્રકારનું થઈ જશે? એમ પુછાય છે, તો તેના જવાબમાં એમ કહેવું જ જોઈએ, કે સ્વાર્થ, પક્ષપાત લાચારૂસ્વતમા મૂળ પલટો ન થયેલો હોય તેવી ક્રાંતિની કલ્પના સમાજવાદી અવશ્ય નથી કરતો. યાંત્રિક (mechanical) નહિ પણ સમસ્ત જીવનક્રાંતિની કલ્પના સમાજવાદના મૂળમાં છે. સમાજનો પ્રવર્તક હેતુ માત્ર બદલાતાં નવા જ માનસનો જન્મ સહેજે થશે. વેલ્સે એક જગ્યાએ સાચું જ કહ્યું છે, 'the nature of human nature is that it always changes.' આવો પલટો શક્ય છે, એટલું જ નહિ પણ આજનું pot bellied માનવપ્રાણી ચિરકાળ જીવશે એવી કોઈ નિરાશાવાદી પણ કલ્પના નહિ જ કરે.

૫

છેલ્લો આક્ષેપ સમાજવાદ ઉપર નહિ પરંતુ સમાજવાદી પર કરવામાં આવેલો છે. 'He should first socialise himself'—'તમને સમાજવાદ ગમે છે માટે તમારે પહેલાં તે આચરવા લાગવું જોઈએ,' એમ કહ્યું છે. જેમ મધ્યયુગની ઉત્પાદનપ્રથા અને તેમાંથી ઊપજતા માનવવ્યવહારોમાંથી ક્રાંતિ થઈ અને મૂડીવાદી ઉત્પાદનનો યુગ આવ્યો અને નવા માનવવ્યવહારો પરિણમ્યા તેમ મૂડીવાદના આપઘાતમાંથી સમાજવાદી પ્રથા જન્મવાની છે અને તેવી ક્રાંતિને સમાજવાદી ક્રાંતિ કહેવામાં આવે છે. સમાજવાદી પ્રથા એ તો નક્કર વસ્તુસ્થિતિ છે, એ તો નૂતન સામાજિક પદ્ધતિ છે, એ કોઈ આચારધર્મ નથી. It is a system of society, not a mode of conduct. એટલે આ સમાજવાદ આચરવાની બાબત આ આખા પ્રશ્નને ખોટા દૃષ્ટિબિંદુથી રજૂ કરે છે. સમાજવાદી જો ક્રાંતિનો સાચો ધ્વજધારી હશે તો તેના જીવનમાં ક્રાન્તિ માટે સઘળો આપભોગ આપવાની તમન્ના હશે અને આપણા દેશમાં સમાજવાદી કાર્યકરો પર ખાસ કરીને જે રીતે જુલમ (persecution) થઈ રહ્યો છે, અને અનેક મુશ્કેલીઓ તથા સામાજિક ત્રાસનીતિ સામે થઈ તેઓ ક્રાંતિની આરાધના કરી રહ્યા છે તે જોતાં સમાજવાદ 'આચરવાની' ક્રૂર મશ્કરી એક જ રણસંગ્રામના સાથી ન જ કરે, તે ઉચિત ગણાય.* નવમાનસ ઘડાઈ રહ્યું છે તે વેળા આપણે તેનાથી પર રહેવું ઘટે.

છેવટે એક વાત. યુગપુરુષની ઉપેક્ષા સમાજવાદી હરગિજ નથી કરતો. સામાજિક પરિવર્તનો પાર્થિવ ક્રિયા નથી. ઇતિહાસચક્ર ફેરવનાર યુગપુરુષ છે, પરંતુ આ ચેતનવની ક્રિયા ક્રાન્તિકારી પરિસ્થિતિમાંથી જ જન્મે છે. ક્રાન્તિનો વાહક યુગપુરુષ છે, અને તેની જન્મદાતા આ આખરી ફેંસલો માગતી પરિસ્થિતિ છે. માર્ક્સ અને લેનિન અમુક પ્રકારની સામાજિક ભૂમિકામાંથી જન્મ્યા અને એકે નવી વિચારસરણી સર્જી તો બીજાએ રશિયામાં નવું જીવન નિર્માણ કર્યું. યુગપુરુષની ઉપેક્ષા સમાજવાદી કેમ કરે?

પરંતુ સમાજવાદના કેટલાક ભ્રમો અને વહેમોનાં જાળાં સાફ કરતાં આપણે આ આખી નૂતન ફિલસૂફીના ઊગમ સુધી પહોંચ્યા. એનો સંભાળપૂર્વક અભ્યાસ જ સઘળી શંકાઓ દૂર કરી શકે. આવા અભ્યાસની તૃષા જગાડવા માટે જ ઉપરની થોડી ચર્ચા આવશ્યક ધારી છે.

* કમભાગ્યે, આવો જ અણછાજતો આક્ષેપ 'જુલાઈના 'સર્વોદય'માં તેના તંત્રીએ કર્યો છે, એટલે તે પણ દિલગીરીભર્યું લાગે છે! જુઓ 'સર્વોદય' પાનું ૩૯૭.

અર્થમાં મનાય છે તેવા ઈશ્વરમાં લોકમાન્ય માનતા કે નહિ એ વિષે મને શક છે. પ્રજા, જનતા એ જ એમને મન ઈશ્વર હતો. પુરુષસૂક્તમાં વર્ણવેલા વિરાટપુરુષનો એ એવો જ અર્થ કરતા. એ વિરાટપુરુષ, એ જનતાનો ઈશ જ એમની ધ્યાનમૂર્તિ હતો. એને જ એ ઓળખતા; એને જ એમનું શિર નમતું. તુલસીદાસે બાંસરીવાળાને નમવા ના કહી અને 'ધનુષ્યબાણુ લો હાથ' તો જ તુલસી મસ્તક નમે એમ કહ્યું. તેમ ઈશ્વર લોકમાન્યની પાસે બીજા કોઈ પણ લેબાસમાં આવી ઊભત તો તેને ઓળખવા તેમણે ના પાડી હોત અને હિંદી જનતાના લેબાસમાં જ આવવા તેમણે કહ્યું હોત. તેથી જ ગીતાગ્રંથની અર્પણપત્રિકા ઘડવાનો પ્રસંગ ઊભો થયો ત્યારે આવો વેદાંતગ્રંથ તો પ્રભુપ્રીત્યર્થે જ હોય એ વિચારે ઈશ્વરને જ અર્પણ કરવાનો એમણે ફેંસલો કર્યો, પણ 'તત્સત્ બ્રહ્માર્પણમસ્તુ' એ ફોર્મ્યુલા એમને મોળો લાગ્યો. એમનું ચિત્ત એમાં રમ્યું નહિ અને સમર્પણના શ્લોકોમાં 'શ્રીશાય જનતાત્મને' એવો શબ્દસમુચ્ચય ગોઠવી જનતાના આત્મા એવા શ્રી ઈશને તેમણે ગીતા-ગ્રંથ અર્પણ કર્યો.

આવા જનતાના પૂજારી લોકમાન્યના આપણે વારસ છીએ. રાજ્ય જેમને માને છે તે રાજમાન્ય કહેવાય છે. આ દેશમાં રાજમાન્ય પદવી અભિમાનનો વિષય નથી. એવી પદવી પોતાના નામની આગળ લાગે એ ભૂષણ નથી. લોકમાન્યની આગળ કોઈએ આ વિષયની ચર્ચા કરી અને પ્રજાકીય આગેવાનોને કાગળપત્ર લખવામાં કે તેમનો જાહેર ઉલ્લેખ કરવામાં ઊભી થતી અડચણ રજૂ કરી. પ્રજાને પણ આ બાબતમાં દોરવી જોઈએ અને ખોટા ચાલા ભૂસવા જોઈએ એવી દલીલ કરી. લોકમાન્યે તુરત જવાબ વાળ્યો જેને રાજ્ય માને તે રાજમાન્ય, જેને લોકો માને તે લોકમાન્ય. આપણે લોકમાન્ય લખવાનો રિવાજ પાડી શકીએ. આ સૂચવતી વખતે લોકમાન્યના એ ધ્યાનમાં નહિ રહ્યું હોય કે એ પદવી વિશેષ નામરૂપે એકમાત્ર પોતાને જ રહી જવાની છે પણ જો તેમ થયું તો તે યથાર્થરૂપે જ થયું અને આજે લોકમાન્ય એટલે એક જ વિભૂતિ આપણે સૌ સમજીએ છીએ અને સમજીશું. લોકે માન્યા છે તેથી લોકમાન્ય થયા. એ લોકોના—એ જનતાના નીચલામાં નીચલા થર સુધી પહોંચીને જો આપણે લોકસેવા કરીશું તો તે સેવા જનતાના ઈશને ત્યાં રજૂ થશે અને લોકમાન્યના વારસાને આપણે શોભાવ્યો ગણાશે.




શ્રી. તંત્રીજી,

'પ્રસ્થાન', અમદાવાદ

વિ. પ્રસ્થાનના અષાઢ અંકમા 'પલટાતુ ગુજરાત' એ લેખમાં ૨૩૬ મા પાને એમ લખ્યું છે કે "ભીલોની પરિષદ બોલાવવી ને તેની મારફતે ઠરાવો સરકાર તરફ મોકલાવી આપવાની યોજના કૉન્ગ્રેસ સોશિયાલિસ્ટ પક્ષને ઠીક લાગી."

આ સંબંધમાં મારે જણાવવાનું કે સરકારને અરજી કરવામા મહાસભા સમાજવાદી પક્ષ માનતો નથી, પણ કોઈ પણ ચળવળના પાયા તરીકે sanctions ઉત્પન્ન કરવા માટે આમપ્રજામાં જાગૃતિ લાવવામા માને છે. ભીલ કિસાનો ઉપરના આર્થિક, રાજકીય, અને સામાજિક અન્યાયો પ્રત્યે તેમને ભાન થાય અને વર્ગીય અસ્મિતા આવે, તેમનું સંઘબળ કેળવાય અને તેનાથી આંદોલન ઊભું કરવાના હેતુથી જ દાહોદ–ઝાલોદ ખેડૂત પરિષદ બોલાવવામાં આવી હતી. પરિષદમાં કિસાનોએ પોતાના હક્કો અને માગણીઓનું જાહેરનામું ઘડી કાઢ્યું હતું, અને તે સરકાર પર મોકલવાના ઇરાદાથી નહિ પણ તેમનામાં સંગઠન ઊભું કરવાના મૂળભૂત સિદ્ધાંતરૂપે જ.

દાહોદ–ઝાલોદ ખેડૂત સંઘ તથા ગુજરાત મહાસભા સમાજવાદી પક્ષ વિષે ગુજરાત–કાઠિયાવાડની પ્રજામાં ગેરસમજ ઊભી ન થાય એ હેતુથી આ ખુલાસો પ્રકાશન માટે મોકલ્યો છે.

આ ખુલાસો સત્તાવાર ગણશો, કારણ હું એ બન્ને સંસ્થાઓનો મંત્રી છું.

દાહોદ, તા. ૨૯–૭–૩૬

કમળાશંકર પંડ્યા
મંત્રી, દાહોદ–ઝાલોદ ખેડૂતસંઘ,
દાહોદ.

ડૉ. અંબેડકરે ધર્માન્તરની ધમકી ઘણા વખતથી આપી છે. હરિજનોના મોટા ભાગે એ પ્રવૃત્તિને વખોડી કાઢી છે એટલુ જ નહિ પણ તેમાં હરિજનોનું અહિત છે તેમ જાહેર કર્યું છે. ડૉ. અંબેડકર કોઈ આધ્યાત્મિક દષ્ટિએ, આત્મવિકાસ અર્થે ધર્માન્તર કરતા હોય તેવું તો નથી જ. સામાજિક અને આર્થિક લાભને ખાતર આ સોદો તેઓ કરી રહ્યા છે, અને કઈ કોમ વધારે કિંમત આપવા તૈયાર છે તેની બરાબર વણિક વૃત્તિથી તુલના કરી આ સોદા માટે વાટાઘાટ કરી રહ્યા છે. ધર્માન્તરને આવી બજારુ રીતે સોદાનો વિષય ગણુનારની કેટલી કિંમત મૂકવી તે કહેવું જરૂરનું નથી. ઘણા કોમીવાદીઓ ડૉકટરની ભિકારસ કરી રહ્યા છે અને અનેક પ્રલોભનો આપે છે ઇસ્લામ, ખ્રિસ્તીધર્મ, બુદ્ધધર્મ, શીખપંથ–આ દરેક ધર્મના લોકો ડાક્ટરને પોતાના પંથમાં આકર્ષવા કેટલાય કાવાદાવા કરે છે.

ડૉકટર અંબેડકર હિન્દુઓને ધમકી આપી રહ્યા છે કે તેમની માગણીઓ સંપૂર્ણ રીતે તુરતમાં સ્વીકારવામા નહિ આવે તો સાત કરોડ હરિજનો હિન્દુધર્મ છોડી અન્ય ધર્મમાં ભળશે જેથી હિન્દુઓનુ સંખ્યાબળ ઘટતાં ને એક લઘુમતી કોમ થઈ જશે. તેઓ સાહેબ માની બેઠા છે કે સાત કરોડ હરિજનો તેમની આજ્ઞાની જ રાહ જોઈ બેઠા છે, અને તેઓ આંગળી ઊંચી કરે તેટલી જ વાર છે! માણસની ધૃષ્ટતા અને ગેખ્યાઈ ને કંઈ હદ છે! અને આવી ધમકીઓને વધુપડતુ મહત્ત્વ આપી ડૉ. મુંજે અને ભાઈ પરમાનંદ જેવા હિન્દુ મહાસભાના 'નેતાઓ' ડૉકટર અંબેડકરને હિન્દુધર્મમાં રાખવા મહાન પ્રયત્નો કરી રહ્યા છે.

પણ ડૉકટર અંબેડકરને ધર્માન્તર કરવામાં મહાન વિઘ્ન નડે છે હરિજન તરીકે પૂનાના કરાર મુજબ જે ખાસ હકો હરિજનોને મળ્યા છે તે ધર્માન્તર કરવાથી નષ્ટ થાય છે ડૉક્ટર અંબેડકરે તેમના અનુયાયીઓને આશા આપી છે કે તેઓ ધર્માન્તર કરે તોપણ તેમના તે હકો કાયમ રહેશે દીવા જેવી ખુલ્લી વાત છે કે હરિજનોને માટે સવર્ણોએ ભોગ આપી જે ખાસ હકો આપ્યા છે તે હરિજનો ધર્માન્તર કરે તો ન જ રહે છતા ડૉકટર સાહેબ પોતાના અનુયાયીઓને અવળે માર્ગે દોરી રહ્યા છે.

તાજેતરમાં જ ડૉ. મુંજે અને ડૉ. અંબેડકર વચ્ચે આ સબંધે થયેલ સમજૂતીની ચોંકાવનારી વીગતો બહાર આવી છે. ડૉ મુંજેએ એમ કબૂલ કર્યું કહેવાય છે કે જો ડૉ. અંબેડકર અને તેમના અનુયાયીઓ ઇસ્લામ અથવા ખ્રિસ્તીધર્મ ન સ્વીકારતાં શીખપંથ સ્વીકારે તે હરિજનોને મળતા ખાસ હકો કાયમ રહે તેમ ડૉ. મુંજે હિન્દુ મહાસભા વતી કબૂલ થશે આ યોજનાને શ્રી. રાજગોપાલાચારીએ યોગ્ય રીતે જ દુષ્ટ (Diobolical) કહી છે. હિન્દુ મહાસભાના ધર્મધુરંધરો આ કબૂલ રાખે તોપણ આવો કરાર સમસ્ત હિન્દુઓને કેવી રીતે બંધનકર્તા થાય તે તો ડૉ મુંજે જાણે. તેમ હિન્દુ મહાસભા કબૂલ કરે તેથી પૂના કરારમાં કેમ ફેરફાર થાય તે સમજવું મુશ્કેલ છે. પૂના કરારથી હિન્દુઓએ મોટો ભોગ આપ્યો છે અને બંગાળના હિન્દુઓને તો મહા અન્યાય થયો છે, તેમજ બ્રિટિશ સરકારના કોમી ચુકાદામા હરિજનોને માટે નિયત કરેલ કરતાં બમણી સંખ્યામા પ્રતિનિધિઓ ધારાસભામાં મોકલવાનો તેમને હક મળ્યો છે તે બધો ભોગ હરિજનોના ધર્માન્તરથી વ્યર્થ જાય, છતાં તે હકો તેમ ને તેમ કાયમ રહે તે કેમ બને?

અને ધર્માન્તર કરાવીને પણ શું હરિજનોની સ્થિતિ સુધારવાની છે? રાજકીય દૃષ્ટિએ જે ખાસ હકો તેમને મળે છે તે નાબૂદ થશે. શું સામાજિક અને આર્થિક દૃષ્ટિએ તેમને વિશેષ લાભ મળે તેમ છે? પછાત વર્ગના લાખો હિન્દુઓએ ધર્માન્તર કર્યું છે, ઘણા ખ્રિસ્તી થયા છે, ઘણા મુસલમાન થયા છે. તેમની સ્થિતિ હતી તે કરતાં પણ વિશેષ કફોડી છે તે જેને અનુભવ છે તે જાણે છે. મુસલમાન અથવા ખ્રિસ્તી થવાથી હરિજનોનો સામાજિક દરજ્જો વધવાનો નથી, તેમને આર્થિક લાભ થવાનો નથી.

ડૉ. આંબેડકરની કૃતઘ્નતાને હદ નથી. છેલ્લાં ૧૫ વર્ષમાં ગાંધીજીએ જે ક્રાન્તિ કરી છે અને હજી જે મહાન પરિશ્રમે હિન્દુઓનો આત્મા તેઓ જાગૃત કરી રહ્યા છે તેની ડૉ. આંબેડકરને કિંમત નથી. છતાં તેમનો બળવો આપણને યાદ દેવડાવે છે કે હિન્દુઓએ આ પાપને નાબૂદ કરવા હજી ઘણું કરવું બાકી છે.

## આગામી ચૂંટણી

નવા બંધારણનો અમલ કરવાનું કોઈ પણ ભોગે સરકારે નક્કી કર્યું અને એક પછી એક પગલાંઓ તેને માટે લેવા શરૂ કર્યાં. પાર્લામેન્ટના ખાસ સંખ્યાબંધ હુકમો કાઢીને બધી મુશ્કેલીઓ અને કાયદાની બારીઓને પહોંચી વળીને નવા બંધારણના અમલ માટે તૈયારીઓ કરી. નવું બંધારણ એક અતિ વિચિત્ર પ્રયોગ છે. તેના બે મુખ્ય ભાગો—પ્રાન્તિક અને મધ્યસ્થ સમવાય તંત્ર—બન્ને એકબીજાથી ખૂબ સંકળાયેલ છે. આર્થિક દૃષ્ટિએ પ્રાન્તિક અને મધ્યસ્થ સરકારની વચ્ચે અનેક ગૂંચવણો છે અને તેના ઉકેલ લાવવા સિવાય બંધારણનો સરળ અમલ થવો મુશ્કેલ છે. તે ઉકેલ બરાબર આવે તે માટે બન્ને વિભાગનો અમલ સાથે થવાની અગત્ય છે. સમવાય તંત્ર સ્થાપવાને હજી ઘણો સમય લાગશે તે ખુલ્લી વાત છે, છતાં પણ પ્રાન્તિક બંધારણનો અમલ કરવાનો સરકારે નિશ્ચય કર્યો છે; અને એપ્રિલ ૧૯૩૭થી નવા બંધારણ મુજબની પ્રાન્તિક ધારાસભાઓ સ્થપાશે.

સરકારનો આ નિર્ણય જાણી દરેક રાજકીય પક્ષે પ્રાન્તિક ધારાસભાઓનો કબજો લેવા તૈયારીઓ શરૂ કરી છે. કોંગ્રેસે બંધારણનો અસ્વીકાર કર્યો છે, છતાં તેણે ધારાસભાપ્રવેશ સ્વીકાર્યો છે. કોંગ્રેસનો ધારાસભાપ્રવેશ બંધારણનો અમલ અશક્ય બનાવવા માટે છે, બંધારણને તોડી પાડી તેને રદ કરવા માટે છે. પણ અન્ય પક્ષો થોડેઘણે અંશે બંધારણનો અમલ કરવા તત્પર છે, અને તેનો બને તેટલો લાભ લેવાનો ઇરાદો રાખે છે. કોંગ્રેસ અને અન્ય સર્વ પક્ષો વચ્ચે મોટો ભેદ છે. કોંગ્રેસ બંધારણનો અમલ અશક્ય કેવી રીતે બનાવશે તે હજી જાણવાનું બાકી છે. એક પક્ષ હોદ્દાસ્વીકારથી તે કાર્ય સાધવાની ઉમેદ રાખે છે. બીજો પક્ષ એમ માને છે કે હોદ્દાસ્વીકારથી બંધારણનો અમલ થાય છે અને કોંગ્રેસ અને અન્ય પક્ષના વલણમાં કાંઈ તાત્ત્વિક ભેદ રહેતો નથી. કોંગ્રેસે પોતાની નીતિ હજી આ પ્રશ્ન વિષે જાહેર નથી કરી. તે પ્રશ્ન ઘણા વખતથી કોંગ્રેસ મુલતવી રાખતી આવી છે. કેટલાકને મન આ અનિશ્ચિતતા અનિચ્છનીય છે, અને મતદારોને કોંગ્રેસે પોતાનું મંતવ્ય સ્પષ્ટપણે રજૂ કરવું જોઈએ. પણ કોંગ્રેસ તાજેતરમાં કાંઈ ચોક્કસ નિર્ણય ઉપર આવે તેવું જણાતું નથી. તેનું એક કારણ તો એમ છે કે ચૂંટણીનું પરિણામ કેવું આવશે તે ઉપર આ નિર્ણયનો આધાર રહે છે. વળી આ નિર્ણય એક યા બીજી રીતે તુરતમાં કરવાથી કોંગ્રેસમાં બે પક્ષો પડી જવાનો સંભવ છે. તેથી તે નિર્ણય મુલતવી રાખવો આવશ્યક થઈ પડ્યો

છે. કોંગ્રેસને માટે બીજો મહત્ત્વનો પ્રશ્ન કોમી ચુકાદાનો છે. કોંગ્રેસને કોમી ચુકાદો માન્ય નથી કોમી ચુકાદો નવા બંધારણનું એક અંગ છે. અને કોંગ્રેસે નવા બંધારણનો અસ્વીકાર કર્યો છે, એટલે આપોઆપ કોમી ચુકાદાનો પણ અસ્વીકાર થાય છે, અને નવું બંધારણ રદ થતાં કોમી ચુકાદો રદ થશે. છતાં કોંગ્રેસે કોમી ચુકાદાનો અસ્વીકાર જાહેર કર્યો નથી પણ તટસ્થતા જાહેર કરી છે. મુસલમાનોનો મોટો ભાગ કોમી ચુકાદાને સ્વીકારે છે. કોંગ્રેસ સારા હિન્દની પ્રતિનિધિ સંસ્થા હોવાનો દાવો કરે છે, એટલે હિન્દુ મુસ્લિમોના આ મતભેદમાં કોંગ્રેસે તટસ્થ રહેવું ઉચિત ધાર્યું છે. આ વલણ ન્યાયસંગત નથી જ. કોમી ચુકાદો અરાષ્ટ્રીય છે તે સૌ કોઈ સ્વીકારે છે. છતા તે પ્રત્યે તટસ્થ રહેવામા કોંગ્રેસનુ વલણ સ્પષ્ટપણે અસગત થાય છે આ મતભેદને કારણે પંડિત માલવીયજી અને શ્રીયુત અણેનો નેશનેલીસ્ટ પક્ષ, બંગાળ પંજાબ અને મહારાષ્ટ્રના હિન્દુઓનો મોટો ભાગ કોંગ્રેસથી દૂર રહે છે, અને કોંગ્રેસનુ સગઠન નિર્બળ બને છે એમ માનવાને કારણ છે કે નેશનેલીસ્ટ પક્ષ અને કોંગ્રેસ વચ્ચે સમાધાની થઈ જશે. કાં તો કોંગ્રેસ કોમી ચુકાદા પ્રત્યેનો પોતાનો દેખાવ ફેરવશે અથવા નામની ખાતર ચાલુ રાખશે. તોપણ નેશનેલીસ્ટો જો કોંગ્રેસમાં જોડાય તો કોમી ચુકાદાના વિષયમાં તેની વિરુદ્ધ આંદોલન કરવા અને મત આપવા તેમને સ્વતંત્રતા આપવામાં આવશે

કોંગ્રેસની તૈયારીઓ બીજા દરેક પક્ષ કરતાં ઘણી જ મોટા પાયા પર અને સંગઠિત છે. કોંગ્રેસ પાસે વિશાળ વ્યવસ્થા (organisation) છે, જે બીજા કોઈ પક્ષ પાસે નથી. સરદાર વલ્લભભાઈ અને બાબુ રાજેન્દ્રપ્રસાદે ચૂંટણીના કાર્યની સરદારી લીધી છે. દેશની ભક્તિ કોંગ્રેસ પ્રત્યે અનંત છે. ધારાસભા પ્રવેશ વિષે કોંગ્રેસમાં મતભેદ નથી એક વખતના નાફેરવાદીઓ જ અત્યારે તેની પાકી હિમાયત કરે છે એટલે કોંગ્રેસનો વિજય અચૂક છે. છતા દરેક પ્રાન્તમાં બહુમતી મેળવવામા કોંગ્રેસની મુશ્કેલીઓ ઓછી નથી. કોંગ્રેસનાં વિરોધી બળો ઘણાં છે. નવા બંધારણનુ તત્ર જ એવું છે કે આપણામા ભેદો પડે. તદુપરાંત ઘણા પક્ષો એક યા બીજે કારણે સરકારના પક્ષે રહે. કોંગ્રેસ પાસે પણ દૃઢ કોંગ્રેસવાદીઓની સંખ્યા દરેક પ્રાન્તમાં બહુમતી મેળવી શકાય તેટલી તો નથી જ. એટલે મૂળ પૂરા કોંગ્રેસવાદી ન હોય એવા ઘણાઓને કોંગ્રેસે પોતામાં લેવા રહ્યા. ત્રિચીનોપોલી મ્યુનિસિપાલિટીમાં જે સ્થિતિ થઈ તે કેટલેક દરજ્જે આગાહીરૂપ છે, એટલે કોંગ્રેસને પણ ઘણી જ સાવચેતી અને દૃઢતાપૂર્વક કામ લેવાનું છે. છતાં કોંગ્રેસની તૈયારી વિરોધીઓને અદેખાઈનું કારણ થઈ પડે તેવી છે.

કોંગ્રેસના વિરોધી પક્ષોમાં પંજાબમા યુનિયનીસ્ટ પાર્ટી છે. સર ફઝલી હુસેનના અવસાન બાદ સર સિકંદર હયાતે આજે તેની સરદારી લીધી છે. મુસલમાનોનો મોટો ભાગ તથા કેટલાક જમીનદારોનો તેમને સાથ છે. સર ફઝલી હુસેનની કુનેહ સર સિકંદર હયાતખાનમાં છે તેમ તો ન કહેવાય, છતાં તે પક્ષનું બળ ઠીક ગણાય. પણ જો કોમી ચુકાદાની બાબતમાં શીખોને સંતોષ આપી શકાય તો કોંગ્રેસને બહુમતી મળવા સંભવ છે. સંયુક્ત પ્રાન્તમાં એગ્રીકલ્ચરીસ્ટ પક્ષ (Agriculturist Party)નું બળ ઠીક છે આ આ એક કોમી પક્ષ કરતા વિશેષ જમીનદારોનો પક્ષ છે. પણ સયુક્ત પ્રાન્તમાં તો કોંગ્રેસનું બળ ઘણુ સારુ છે. બંગાળમાં મુસલમાનો અને અંગ્રેજો એક થયા છે, અને પૂના કરારને લઈને હિન્દુઓનું સંખ્યાબળ ઘણુ ઓછું રહેશે. મહારાષ્ટ્રમાં અણ્ણાબાબુ પક્ષમાં ભાગ પડી

ગયા છે, અને મુસલમાન વર્ગ આખો કોંગ્રેસને પક્ષે છે. જો કોમી ચુકાદા બાબતમાં સમાધાની થઈ જાય અને તે થવા ઘણો સંભવ છે, તો નૅશનૅલીસ્ટ અને ડેમોક્રેટીક પક્ષો કોંગ્રેસમાં જોડાશે તેમ જણાય છે. દક્ષિણમાં અબ્રાહ્મણ અને જસ્ટીસ પક્ષોનું જોર ઠીક હતું, પણ હવે તેમનું ગાડું ફાવે તેમ નથી. શ્રી રાજગોપાલાચારી અને સત્યમૂર્તિની સરદારી નીચે કોંગ્રેસનો વિજય નિશ્ચય લાગે છે. મિ. ઝીણા મુસ્લિમ લીગ મારફત મુસલમાનોને સંગઠિત કરી રહ્યા છે અને તેમની સારી તૈયારીઓ છે પણ તેમના તરફથી કોંગ્રેસને બહુ ભય રાખવાનું કારણ હાલ જણાતું નથી. તેમનું વલણ કોંગ્રેસ સાથે સહકારથી કામ કરવાનું જણાય છે. કાયમ બને છે તેમ તેમના અનુયાયીઓ એક ઉપયોગી લઘુમતી પક્ષ થશે, જેથી તેમના હાથમાં સત્તા ઘણી રહેશે અને કોંગ્રેસે તેમને મનાવવા રહેશે.

વિનીતો સોલાપુરમાં સર કાવસજીના પ્રમુખપદે મળ્યા. સર કાવસજીએ પંડિત નેહરુને ઝાટકી કાઢી કોંગ્રેસને ઉપદેશ આપવાની આ તક જતી કરી નથી. પણ વિનીત પક્ષ હવે નષ્ટપ્રાય છે અને તેના જ સભ્યો પોતાના પક્ષની નિર્બળતાના કકળાટ કરી ઊઠ્યા હતા.

ડૉ. આમ્બેડકરે નવો પક્ષ કરવાની જાહેરાત કરી છે, પણ તેઓ એવા ઘણાય ધતિંગો કરી જાણે છે જેની કોઈ કિંમત નથી.

કોંગ્રેસે હજી મતદારો જોગનું પોતાનું નિવેદન બહાર પાડ્યું નથી. તે ઘડાઈ રહ્યું છે અને આ અઠવાડિયામાં જ મુંબઈમાં મળેલ બેઠકમાં તે નક્કી થશે. પણ તેમાં કોઈ નવીન નીતિ હોવાનો સંભવ નથી. કોંગ્રેસની નીતિ જાણીતી છે. તે નીતિનો અમલ ધારાસભાઓમાં કેટલે દરજ્જે અને કેવી રીતે થાય છે તેમાં જ કોંગ્રેસની કસોટી છે અને ધારાસભાપ્રવેશની સાર્થકતા અથવા નિરર્થકતા છે.

## સ્પેનમાં આંતરવિગ્રહ

સ્પેનના આંતરવિગ્રહે ભયંકર સ્વરૂપ લીધું છે. હજારો માણસોની કતલ થઈ છે, અને તેના આંતરરાષ્ટ્રીય પરિણામો વ્યાપક આવશે એવું દરેક ચિહ્ન છે. તટસ્થતા જાળવવા માટે ફ્રાન્સે દરેક યુરોપીય રાજ્યને પુછાવવું શરૂ કર્યું. દરેક રાજ્યે મોઢેથી તટસ્થતાના સિદ્ધાંતને સ્વીકારવા છતાં વર્તનમાં તટસ્થતા જાળવી નથી. સ્પેનનો આંતરવિગ્રહ ખરી રીતે ફેસીઝમ અને નાઝીઝમ તથા સમાજવાદ વચ્ચેનો વિગ્રહ છે. એક યા બીજા પક્ષના વિજયથી યુરોપીય રાજકારણમાં ઊંડી અસર થાય તેમ છે. એટલે કોઈ રાજ્ય વાસ્તવિક રીતે તટસ્થ રહી શકે તેમ છે જ નહિ. ફ્રાન્સમાં સમાજવાદી પ્રધાનમંડળ છે, પણ તેની પૂરી બહુમતી નથી, એટલે ફ્રાન્સ સીધી રીતે સ્પેનને મદદ કરી શકે તેમ નથી છતાં સ્પેનના આ વિગ્રહના એક યા બીજા પરિણામની સૌથી વિશેષ સીધી અસર ફ્રાન્સને થાય તેમ છે. તેથી જ ફ્રાન્સે તટસ્થતા જાળવવા માટે તુરતમાં જ પગલાં લીધાં. પણ હજી રાષ્ટ્રીય મંત્રણાઓ ચાલી રહી છે તેટલામાં તો સ્પેનમાં ઘણા ફેરફારો થઈ ગયા અને તટસ્થતા જાળવવી મુશ્કેલ થઈ પડી છે. સ્પેનનો બળવાખોર પક્ષ મુખ્યત્વે લશ્કરી પક્ષ છે, અને ફેસીઝમમાં માનનારો છે, એટલે ઇટલી અને જર્મનીની તે પક્ષને પૂરી મદદ છે. સ્પેનની અત્યારની સરકાર પ્રજાવાદી અને કેટલેક દરજ્જે સમાજવાદી છે, એટલે તેને રશિયાની અને અંદરખાનેથી ફ્રાન્સની મદદ છે. ઇંગ્લંડે દેખીતી તટસ્થતા જાળવી છે, પણ તેમાં સિદ્ધાંતની ખાતર તટસ્થતા

જાળવવાની ભાવના કરતા પલટાતી પરિસ્થિતિના પ્રેક્ષક તરીકે રહી જરૂર પડચે પોતાના હિતના રક્ષણ માટે યોગ્ય પગલાં લેવાની તૈયારી છે. બ્રિટનની અત્યારની સરકારનુ વલણ એકંદરે સ્પેનની પ્રજાવાદી સરકાર પ્રત્યે સહાનુભૂતિનું તો ન જ ગણાય. બ્રિટનના મજૂરપક્ષનું વલણ સ્પેનની સરકાર પ્રત્યેનું ખરું, પણ બ્રિટનમાં મજૂરપક્ષ તેમજ સમાજવાદીઓનું હાલ કાંઈ બળ નથી. હજી સુધી કોઈ રાજ્યે ખુલ્લી રીતે પોતાના રાજ્ય તરફથી સ્પેનના કોઈ પક્ષને મદદ કરી નથી કારણ કે એવી ખુલ્લી દરમ્યાનગીરીનાં ભયકર પરિણામોનો દરેક રાજ્યને ભારે ડર છે. છતાં કોઈ રાજ્ય માટે તટસ્થ રહેવું અશક્ય છે અને જર્મની અને ઇટલીએ બળવાખોર પક્ષને ઘણી મદદ કરી છે તે ગણાતુ છે.

આ આંતરવિગ્રહનુ પરિણામ કલ્પવુ મુશ્કેલ છે બહાર આવતા સમાચાર ઉપર પાકી ચોકી છે, અને દુનિયાને મળતા સમાચાર એક યા બીજા પક્ષ તરફથી અપાયેલ હોય છે છતા બળવાખોર પક્ષનુ બળ પુષ્કળ જણાય છે, અને તે બળ વધતુ જતું જણાય છે સ્પેનનુ ભાવિ તોળાઈ રહ્યુ છે, અને તેના ભાવિ ઉપર યુરોપીય રાજકારણનુ ભાવિ પણ અવલબે છે.

સ્પેનનો આ આતરવિગ્રહ કોઈ અકસ્માત નથી. મહાયુદ્ધ પછીના સ્પેનના ઇતિહાસનું એ પરિણામ જ છે. મહાયુદ્ધ પહેલાનુ સ્પેન એટલે જમીનદારો, લશ્કર અને રોમન કૅથોલિક ધર્મનુ સ્પેન તે મુખ્યત્વે ખેતીપ્રધાન, અને જમીનદારો, લશ્કર અને ધર્મસસ્થા (church) એ રાજ્યી સસ્થાના મુખ્ય આધાર. ધર્મસસ્થાનુ પૂબ જોર. જમીનનો મોટો ભાગ તેની માલિકીનો, અને કેળવણીનુ આખુ તત્ર તેના કાબૂમા હતુ. વિરોધી પક્ષમાં કેટલાક પ્રોફેસરો (Intellectuals), સ્પેનના જુદાજુદા પ્રાન્તોની પ્રાન્તીય પ્રવૃત્તિઓ અને નહિ જેવો મજૂરપક્ષ. "Such was the condition of Spain in 1914: a poor sparsely populated country owned by conservative landowners and capitalists, taught by a conservative church, policed by a conservative army and threatened by radical professors, regionalists and bitterly divided workers. The strength of the monarchy lay in the fact that its allies were united and its enemies were not."

મહાયુદ્ધથી આ સ્થિતિમાં મહાપરિવર્તન થયુ. સ્પેન મહાયુદ્ધમા તટસ્થ રહ્યુ અને સમૃદ્ધ થયું. લડાઈ પછી સ્પેન પુષ્કળ આબાદ હતુ. લડાઈ દરમ્યાન સ્પેનમાં ઔદ્યોગિક પ્રગતિ ઘણી થઈ અને મજૂરવર્ગનું જોર વધ્યું. લડાઈ પછી મદી આવી અને મજૂરવર્ગની માગણીઓ સંતોષવી મુશ્કેલ થતા અસંતોષ વધ્યો. રાજા આલ્ફોન્ઝોએ પ્રજાનું ધ્યાન બીજી તરફ ખેંચવા મોરોક્કો સામે યુદ્ધ આદર્યું, પણ સખ્ત હાર ખાધી. રાજાએ કુનેહથી દૂર ખસી જઈ લશ્કરના એક સેનાપતિ પ્રાઈમો ડી રીવેરાને શાન્તિથી રાજ્યસત્તા લેવા દીધી. ૧૯૨૩ થી ૧૯૨૯ સુધી રીવેરાની સત્તા રહી, અને એકંદરે સ્પેનમાં શાન્તિ થઈ. પણ તે ટૂંક સમયની હતી. તેને પ્રજાનો સાથ નહોતો. લશ્કર, જમીનદારો, મૂડીવાદીઓ અને ધર્મગુરુઓની મદદથી તેણે સત્તા જમાવી હતી. પણ ૧૯૨૯ની મહાન મદી શરૂ થતાં ક્રાન્તિના ભણકારા વાગ્યા. સમાજવાદી પક્ષનુ જોર વધ્યું. અને રીવેરાની સત્તાનો અંત આવ્યો. રાજા આલ્ફોન્ઝોને સ્પેન છોડવું પડ્યુ અને કંઈ પણ લોહી રેડ્યા વિના શાન્ત ક્રાન્તિ થઈ.

પ્રજાતંત્ર (Republic)ની સ્થાપના થઈ. નવું તંત્ર ખરું સમાજવાદી નહોતું—નથી. પણ માત્ર Republican છે. તેણે લશ્કર, જમીનદારો અથવા ધર્મસંસ્થા ( church )નો સદંતર નાશ નથી કર્યો, પણ તેમની સત્તા ઓછી કરી છે નવા તંત્રના પ્રમુખ આઝાના કુશળ રાજનીતિજ્ઞ પુરુષ છે. જમીનદારો વગેરેને તેમણે કાબૂમાં રાખ્યા તેમ સામ્યવાદી અને વિપ્લવવાદીઓને પણ કાબૂમાં રાખ્યા. ૧૯૩૩–૩૪ માં પ્રજાતંત્રનું બળ ઓછું થયું. લશ્કર અને ધર્મગુરુઓનું જોર વધ્યું. બીજી બાજુ વિપ્લવવાદીઓનું સંગઠન વિશેષ થયું, અને ૧૯૩૪ની શરૂઆતની લગભગ સ્પેનમાં આંતરવિગ્રહના ભણકારા વાગતા હતા અને તૈયારીઓ થતી હતી. છેવટ ત્રણ અઠવાડિયા પહેલાં જનરલ ફ્રેન્કોએ લશ્કરી બળવો જાહેર કર્યો. આ આંતરવિગ્રહ એ એક તરફથી લશ્કર, જમીનદારો, મૂડીવાદીઓ અને ધર્મગુરુઓ અને બીજી તરફથી મજૂરો, ખેડૂતો, સામ્યવાદીઓ અને વિપ્લવવાદીઓનો આંતરવિગ્રહ છે. ટૂંકામાં મૂડીવાદ અને સામ્યવાદનો વિગ્રહ છે. આ વિગ્રહ આખા યુરોપમાં છે અને યુરોપના દરેક દેશે લડવો રહ્યો. છેવટનો મહાદાવાનળ અનિવાર્ય છે. અત્યારે એક તરફ જર્મની અને ઇટલી છે, બીજી તરફ રશિયા છે. બ્રિટન હજી દેખીતી સ્થિરતા જાળવી રહેલ છે. ફ્રાન્સમા હાલ સમાજવાદી પ્રધાનમંડળ છે. સ્પેન આંતરવિગ્રહ લડી રહ્યું છે છેવટનું યુદ્ધ કોઈ રાજ્ય રાજ્યનું નહિ પણ જગતના મૂડીવાદીઓ અને મજૂરો અને ખેડૂતોનું છે.

## વિદ્યાર્થી પરિષદ

ડૉ. સુમન્ત મહેતાના પ્રમુખપદે તાજેતરમા મુબઈમા વિદ્યાર્થી પરિષદનું અધિવેશન થયુ. મૅટ્રિકની પરીક્ષાનુ પરિણામ તો માત્ર નિમિત્ત જ હતુ તે એક જ કારણ નહોતુ, મુખ્ય કારણ પણ નથી વિદ્યાર્થીજીવનના અનેક પ્રશ્નો પ્રત્યે બેદરકાર રહેવામાં સામાજિક દ્રોહ છે અને આ પરિષદ મારફત તે પ્રત્યે રાજ્ય, સમાજ, માબાપો અને વડીલોનું ધ્યાન ખેંચવાનું મુખ્ય કાર્ય હતુ આધુનિક કેળવણી અતિ ખરચાળ અને ઘણે દરજ્જે અનુપયોગી છે. રાજ્ય, સમાજ અને સામાજિક પરિસ્થિતિ અને વિદ્યાર્થી જીવન વચ્ચે સુસંગતતા રહી નથી. તેનુ વિસંવાદીપણું (maladjustment) ભવિષ્યને માટે અતિ હાનિકારક છે વિદ્યાર્થી ભવિષ્યનો શહેરી છે એટલુ જ નહિ પણ તેને પણ સ્વતંત્ર વ્યક્તિત્વ છે, તે વસ્તુ જ ભુલાઈ ગઈ છે. કેળવણીની સંસ્થાઓની બેદરકારી તો છે જ, પણ સમાજ અને માબાપોની બેદરકારી પણ કંઈ ઓછી નથી. વિદ્યાર્થીઓ સામાજિક અને રાજકીય ક્રાન્તિમાં મોટો ફાળો આપી શકે છે, તે અન્ય દેશની પ્રવૃત્તિ ઉપરથી આપણે જાણીએ છીએ. યુવક-પ્રવૃત્તિની પુરોગામી અને તેની તૈયારી તરીકે વિદ્યાર્થીપ્રવૃત્તિ આવશ્યક છે.

ડૉ. સુમન્તનુ ભાષણ મનનીય છે. આ પ્રવૃત્તિનુ મુખ્ય ધ્યેય તેઓ વિદ્યાર્થી અને તેની સામાજિક પરિસ્થિતિ વચ્ચે સુસંગતતા લાવવાનુ માને છે. આ પ્રવૃત્તિ રાજકીય હોવાની જરૂર નથી. જોકે હિન્દુસ્તાનના અત્યારના સજોગોમા વિદ્યાર્થીઓ રાજકીય પ્રશ્નોથી દૂર રહી શકે, તે અશક્ય છે. વિદ્યાર્થીના ગૃહજીવન અને સમાજના વાતાવરણ વિષે તેમણે મત જ કહ્યુ છે કે તે એવા પ્રકારનું છે કે જેથી વિદ્યાર્થી એક પાંજરાપોળ પશુ જેવો આસક્તિ અને નમ્ર બને છે અને કોઈ ને કોઈ પરીક્ષા પાસ કરી નોકરી શોધે છે. તેનામાં સ્વતંત્રતા,

હિંમત એવા કોઈ ગુણ કેળવાતા જ નથી. વડીલોને પગલે ગાડરિયા પ્રવાહ પૌ ચાલવું એમાં જ તેની કૃતકૃત્યતા રહે છે. અને કહાંય વહેલા લગ્ન થઈ જાય એટલે આ કરુણ કથા પૂરી થાય છે.

પણ તેમણે સાથેસાથે સાચે જ કહ્યું છે કે આમાં વિદ્યાર્થીનો દોષ પણ ઓછો નથી. વિદ્યાર્થીમાં ઉત્સાહ, જવાબદારીનું ભાન, કોઈ ધ્યેય, પોતાનુ વ્યક્તિત્વ કેળવવાની તમન્ના કાંઈ છે? સામાજિક રૂઢિઓના બંધનો સામે બળવો કરવાની શક્તિ છે? તેઓ ધારે તો કયાં ઓછું કરી શકે તેમ છે? પોતાના વર્તનમાં, વડીલોની ખફગી વહોરી લઈને પણ તેઓ રૂઢિઓનાં બંધનને તાબે થવાની ના પાડે, તો ક્રાન્તિ નજીક આવે. આપણી મુંબઈ યુનિવર્સિટી અને કેળવણીની સંસ્થાઓની ખામીઓ તેમણે બરાબર બતાવી છે. યુનિવર્સિટી સેનેટની ખટપટ અને ઉચ્ચ વાતાવરણનો અભાવ જાણીતો છે. " It is a notorious fact that many senators have grouped themselves into factions which are perpetually manoering and waging war against each other." યુનિવર્સિટી ઉપર સરકારી કાબૂ પુષ્કળ છે. ગવર્નર તેના ચાન્સેલર અને સરકારથી નિમાયેલ વાઈસ ચાન્સેલર હોય તેમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ કેળવણીની યોજનાની આશા કેમ રખાય? સેનેટના સભ્યોમા કેટલા કેળવણીકારો અને સમર્થ વિદ્વાનો છે? વિદ્યાર્થીને કોઈ પદવી મળી જાય પછી તેનું શુ થાય છે તે જાણવાની યુનિવર્સિટીને કયાં પરવા છે?

મેટ્રિકની પરીક્ષાના પરિણામ સામે વિદ્યાર્થીઓએ કરેલા વિરોધને તેઓ ટેકો આપે છે અને તાત્કાલિક પરિણામ કાંઈ ન આવે તોપણ પ્રજામત કેળવાયો અને ભવિષ્યમાં તેવું થાય તોપણ તે વિરોધ સાર્થક હતો.

અંતમાં વિદ્યાર્થીઓને તેમની ફરજ અને જવાબદારી તેમણે યાદ દેવડાવી હતી, શિસ્ત અને સંયમની જરૂરિયાત તરફ ધ્યાન ખેચ્યું હતું, અને ભવિષ્યના સંહેરી તરીક અને સંસ્કૃતિના વારસદાર તરીકે તેમણે પોતાની ફરજો અદા કરવી જોઈએ તે ઉપર ભાર મૂકયો હતો.

આ પરિષદ તરફથી એક (Thesis) નિબંધ બહાર પાડવામાં આવ્યો છે, જેમાં વિદ્યાર્થી જીવનનું અને તેની જરૂરિયાતોનુ સારું વિવેચન કર્યું છે. પ્રજામત કેળવવા માટે અને આ વિષયે વિચાર કરવાની ફરજ પ્રત્યે ધ્યાન ખેચવા આ નિબંધ ઉપયોગી છે.

આ વિદ્યાર્થીપ્રવૃત્તિ વિશેષ સંગઠિત અને ભારતવર્ષીય બનાવવાની અગત્ય છે. આ પરિષદ પછી તરત જ લખનૌમા ભારતવર્ષીય વિદ્યાર્થી પરિષદ મિ. ઝીણાના પ્રમુખપદે મળી. એમાં પંડિત જવાહરલાલે વિદ્યાર્થી આલમને પ્રેરક સંદેશ આપ્યો હતો. આ ભિન્ન પ્રાન્તીય પ્રવૃત્તિઓને સંગ્રિત કરી એક વ્યાપક હિલચાલ થાય એમ અમે આશા રાખીએ છીએ.

# રોજનીશી

## જુલાઈ : ૧૯૩૬

તા. ૧૨ આયર્લૅંડમાં હિંદી ટીમનો વિજય; અમદાવાદમાં મેટરનીટી અને નર્સિંગ હોમની સરદાર વલ્લભભાઈએ કરેલી ઉદ્‌ઘાટન ક્રિયા.

તા. ૧૩ યુક્તપ્રાંતમાં જળપ્રકોપ રામગંગા અને ગોમતીમાં ભયંકર રેલ : ૬૦૦ મકાનો તારાજ; સ્પેનીશ રાજદ્વારી નેતાનું ખૂન : પોલિસ અમલદારોની ધરપકડ.

તા. ૧૪ હિંદસેવક સમાજના પ્રમુખ પંડિત હૃદયનાથ કુંઝરુએ અમદાવાદમાં હરિજનવાસની લીધેલી મુલાકાત, દિલ્હીના સમાજવાદી સીનેતા શ્રી સત્યવતી ઉપર દિલ્હી મ્યુ. હદમાં પ્રવેશવાનો મનાઈ હુકમ, ગરમીના મોજાંને પરિણામે અમેરિકામાં બે હજારના મરણ અને એક અબજ ડૉલરની ખુવારી, સીંગાપુરનું લશ્કરી મથક ગમારવા માટે વીસ લાખ પૌંડ ખર્ચાશે એવી બહાર આવેલી હકીકત.

તા. ૧૫ અમદાવાદ મ્યુ. ની હદ વધારવા બાબત પ્રમુખે સમજાવેલી યોજના; ગાંધીજીને નામે જુઠ્ઠાણું ચલાવી પં. જવાહરલાલને હલકા પાડવાની અમેરિકામાં ચાલી રહેલી બાજી સબંધે શ્રી મહાદેવ દેસાઈએ બહાર પાડેલું નિવેદન, પ્રેમી ચુકાદો રદ કરવાનો આગ્રહ કરતા નિવેદનને ટેકો આપવા કલકત્તામાં ડૉ. ટાગોરના પ્રમુખપણા નીચે મળેલી જંગી સભા; લડાઇના હેતુઓ માટે રૂમાનિયા અને ઝેકોસ્લોવેકિયા વચ્ચે થનારું રેલવે જોડાણ.

તા. ૧૬ અમદાવાદ મ્યુનિસિપલ ચૂંટણી માટે મહાસભાની તૈયારી શહેર સમિતિએ મહાસભાપક્ષની કરેલી સ્થાપના, સ્પેનમાં ચાલુ રહેલો ઉશ્કેરાટ, સાબરમતી જેલમાંથી નાસવાનો પ્રયાસ કરતાં રિવાલ્વર ફોડતા બે કેદીઓની થયેલી ધરપકડ; નામદાર શહેનશાહનો જાન લેવાનો પ્રયાસ : તેમનો થયેલો બચાવ હથિયાર ફેંકનારની થયેલી ધરપકડ.

તા. ૧૭ કાનપુરના મી. કે. એલ. ગૌબાને અર્ધા લાખના જામીન લઈ છોડ્યા; કડી તાલુકામાં ધાડો પાડનાર લૂંટારુ નટવર રંજનની થયેલી ગિરફતારી, ગુજરાત વિદ્યાપીઠ મંડળે પાઠ્ય પુસ્તક સમિતિની કરેલી નિમણૂંક; બિયાવરમાં દશહજાર મિલમજૂરોની જંગી હડતાળ

તા. ૧૮ શેઠ પટ્ટાભી સીતારામૈયાના પ્રમુખપદે કરાચીમાં રાજસ્થાન પ્રજાપરિષદની બેઠક : પ્રમુખે પોતાના ભાષણમાં મહાસભા અને રાજસ્થાની પ્રજાના સબંધની કરેલી સુંદર મિમાંસા; રશિયામાં જંબો રેલવે અકસ્માત ૫૧ ઉતારુઓના મરણ; કરાચીમાં રાજસ્થાન પ્રજા પરિષદમાં રાષ્ટ્રપતિ જવાહરલાલનું ભાષણ; "મહાસભાની સંપૂર્ણ હમદર્દી છતાં તમારી આઝાદી માટે તમારે જ ઝુઝવું જોઈશે" એવો આપેલો ઉપદેશ; ઑલિમ્પિક રમતોમાં ભાગ લેવા હૈદ્રાબાદના પહેલવાન વિમાનમાં ઉપડ્યા.

તા. ૧૯ મોરોક્કોમાં સ્પેનીશ સરકાર સામે ખુલ્લો બળવો. આખરે બળવાખોરોનો પરાજય.

તા. ૨૦ સ્પેનમાં બળવાની ફેલાતી આગ : ગંભીર પરિસ્થિતિ; આગામી મહાસભાની બેઠક ફૈઝપુરમાં ભરવાનો ઉપરનો નિર્ણય; ઈન્ડોજાપાનીઝ કરારો અંગે સીમલામાં શરૂ થયેલી વાટાઘાટો.

તા. ૨૧ એબિસિનિયામાં હબસી લશ્કરોનો ખુનખાર જંગ : પાટનગર તરફ બન્ને બાજુએથી ધસારો ઉત્તર બિહારમાં રેલ સંકટનો ભય; હિમાલયના શિખરો ચઢવા જુવાન જાપાનીઓ કલકત્તા ઉતર્યા

તા. ૨૨ પં. જવાહર સાથેના મતભેદો વિષે મહાત્મા ગાંધીજીએ કરેલી સ્પષ્ટતા, સ્પેનમાં બળવાખોરોની આગેકૂચ; મૈસુર નરેશને સમ્રાટે આપેલી મુલાકાત, વડોદરામાં આગથી આખી ઑઈલ મિલ તારાજ : પચાસ હજારનું નુકશાન.

તા. ૨૩ બારડોલીમાં ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક. કિસાનોના પ્રશ્ન અને સ્વયંસેવક દળ અંગે

સમિતિએ કરેલા અગત્યના નિર્ણયો; સરદાર વલ્લભભાઈને નાક્નું ઉપરેલું દર્દ; માડ્રિડ ખાતે ભીષણ યુદ્ધની વકી.

તા. ૨૪ કલકત્તામા કાપડ બજારમાં ભયકર આગ: કહેવાતુ પંદર લાખનું નુકસાન; ઓટાવા કરારના સ્થાને નવા કરાર કરવા બ્રિટનની ઇચ્છા; સ્પેનમાં બળવાખોરોએ સરકારી લશ્કરને આપેલો પરાજય; અગત જીવનમાં રહેલી અશુદ્ધિઓ માટે શ્રી. અમૃતલાલ શેઠનો પશ્ચાતાપ : જાહેર જીવનમાંથી દૂર થતા બહાર પાડેલું નિવેદન

તા. ૨૫ સિદ્ધપુરમા વિસનગરના નાયબ સુબાએ શાળાની લીધેલી મુલાકાત : હરિજન વિદ્યાર્થીને વર્ગ બહાર બેસાડવા સામે જાહેર કરેલો વિરોધ.

તા. ૨૬ હિંદના નવા બધારણનુ ભયકર સ્વરૂપ સમજાવતું ડૉ પટ્ટાભી સીતારામૈયાનું અમદાવાદમા ભાષણ; ડૉ. ચકુલાલ દેસાઇએ અમદાવાદમા મિશન ડેન્ટલ હોસ્પિટલની કરેલી ઉદ્ઘાટન ક્રિયા; પાર્લામેન્ટરી કાર્યક્રમને ટેકો આપવા માટે પંડિત ગોવિંદ પંતે બહાર પાડેલી અપિલ; ગુજરાતમા ધારાસભાની ચૂંટણીના જંગ માટે પ્રચારકાર્યની શરૂઆત : સરદારનું સુરતમા સણસણતું ભાષણ

તા. ૨૭ જિબ્રાલ્ટર આગળ સ્પેનિશ બળવાખોરો સાથે ખુનખાર જંગ.

તા. ૨૮ સ્પેનનો ગભીર મામલો પાટનગર કબજે કરવા માટે બળવાખોર સરદારની કૂચ: જનરલ અવારીનો અભિપ્રાય 'બધા 'વાદો' છોડી સયુક્ત મોરચાની જરૂર: 'પહેલાં સ્વરાજ પછી વાદ' એમની ચર્ચાનો પ્રધાન સૂર; જાહેર જીવનમાથી નિવૃત્ત થતા શ્રી અમૃતલાલ શેઠે મુબઇ છોડયું

તા. ૨૯ મેટ્રિકનું કડક પરિણામ વિદ્યાર્થીઓને અન્યાય : સેનેટ પરના મ્યુ. પ્રતિનિધિને અમદાવાદ મ્યુ. નો ટેકો, લડાયક જહાજો માટે બ્રિટનની તૈયારી ' આમની સભામાં સર સેમ્યુઅલ હોરની જાહેરાત જહાજોનું બાધકામ તાબડતોબ શરૂ કરવાનો હુકમ.

તા. ૩૦ બ્રિટન અને રશિયા વચ્ચે અગત્યના કરારની જાહેરાત. રશિયા એક વર્ષમાં કરોડ પૌંડના ઓર્ડરો બ્રિટનને આપશે · સ્પેનિશ સરકાર અને બળવાખોરો વચ્ચે અણનમ જગ · બન્ને પક્ષો સરખા ઉતર્યા; મોધીર નજીક બે હોડી ઊંધી વળવાથી ગગા નદીમા પચીસ માણસોની જળસમાધિ; ભાગલપુર વિભાગની માધુપુર મ્યુનિસિપાલિટી રદ કરવાનો બિહાર સરકારનો નિર્ણય; ગુજરાતના નાનાનાના દશ ઠાકોરો ગાયકવાડ સરકાર સાથે જોડાયા.

તા ૩૧ જૂના અભ્યાસક્રમ પ્રમાણે મેટ્રિકની આવતા ઓક્ટોબરમા લેવાનારી પરીક્ષા ઉપરાંત બીજી એક વધુ પરીક્ષા ૧૯૩૭ ના માર્ચમા લેવાશે એવી યુનિવર્સિટી તરફથી જાહેરાત; લખનૌમા શિયા અને સુન્ની મુસ્લિમોની અથડામણ અંગે ઊભી થયેલી પરિસ્થિતિના પ્રતિબંધ છતા સુન્ની મુસ્લિમોએ સરઘસ કાઢ્યુ; યુક્ત પ્રાત પર કુદરતનો કોપ ' રેલસકટમાં હૃદયદ્રાવક દૃશ્યો ગંગા ગોમતીમા પ્રલયના પૂર; ઓલિમ્પિક રમતોમા હાજરી આપવા માટે શ્રીમત સયાજીરાવ લંડનથી વિમાનદ્વારા ઉપડયા

## ઓગસ્ટ ૧૯૩૬

તા. ૧ વીરમગામ તાલુકાના પગડી ગામમાં મુસ્લિમો વચ્ચે મારામારી ' એકનું ખૂન અને ૭ ઘાયલ. દક્ષિણ ચીનમા શરૂ થયેલો ખૂનખાર આંતરવિગ્રહ મધ્યસ્થ સરકાર સામે ઉમરાવોનો ખુલ્લો બળવો : નાનકીંગથી લશ્કરોની તાકીદે રવાનગી.

તા ૨ સરહદના ગાધીનો છુટકારો : વર્ધા તરફ રવાનગી ; સરહદ પ્રાતો અને પંજાબમા પ્રવેશ બંધીનું ફરમાન, દમન સામે ઝઝુમવા દોઆબના કિસાનોને રાષ્ટ્રપતિની સલાહ.

તા. ૩ એકાએક હૃદય બધ પડવાથી શ્રી. નાથદ્વારાવાળા શ્રી. દામોદરલાલજીનું અવસાન; શ્રીમંત સયાજીરાવ સામે સિદ્ધપુરની જાહેર સભામા વેપારીઓનો ઉકળાટ. રાજ્યમાં અમલદારો મરજી મુજબ વર્તતા હોવાની ફરિયાદ.

અમદાવાદમા એક મિલ બધ થતા હજારો કારીગરો બેકાર

તા. ૪ અમદાવાદમા જગી પાર્ક બાવવાની મ્યુનિસિપાલિટીની યોજના જમીનખરીદી માટે

તા. ૫ અમદાવાદમા જગી પાર્ક બાવવાની મ્યુનિસિપાલિટીની યોજના જમીનખરીદી માટે સવા ત્રણ લાખ રૂપિયાની મજૂરી ગુજરાતમા ભડખતો દુકાળનો હાઉ ખેડૂતોનુ મરસુ રૂદન, સરહદના ગાધીને માસિક સો રૂપિયાના એલાવન્સને સરકારી મજૂરી

તા. ૬ ઈંગ્લાંડમા કોલસાની ખાણમા ધડાકા સાથે ૬૩ જણ દટાઈ મર્યાની બહાર આવેલી હકીકત, ચીનમા જબીર લડાઈ ફાટી નીકળવાનો ભય

તા ૭ હિંદુ વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપતુ બિલ ત્રાવણકોરની ધારાસભામા રજૂ થયુ માહિંડ પર હુમલો કરવા બળવાખોરોની જગી તૈયારીઓ

તા ૮ અમદાવાદમા નવી આર્ટ્સ કોલેજ એજ્યુકેશન સોસાયટી તરફથી યુનિવર્સિટીમા થનારી અરજી નરિાયા અને જાપાનના લશ્કરોની મચુકુઓની સરહદ પર દોડાદોડ લાહોરમા ગભીર બનાવ રમત રમતમા ખરેખરી ફાસી દેવાઈ

તા ૯ મહેમદાવાદ તાલુકાના પોલિસ સબઈન્સ્પેકટર, મિ પટેલને હાલ તુરત સસ્પેન્ડ કર્યાની બહાર આવતી હકીકત મુસ્લિમને મારેલા કહેવાતા મારનુ પરિણામ

તા ૧૦ લખનૌમા ભારે વરસાદ પૂરથી ચાર હજાર મકાનો તારાજ

તા. ૧૧ સ્થાનિક તેમજ બહારની મહાસભાસમિતિ સાથેનો સબધ બધ કરવાની જાહેરાત કરતુ શ્રી રાજાજીનુ ચોકાવનારુ નિવેદન મ્યુનિસિપલ પ્રમુખની ચૂટણીમા બે મહાસભાવાદી ઉમેદવારોની હરિફાઈનુ પરિણામ, ડૉ મુજેનુ અમદાવાદમા આગમન, સુકતપ્રાતના નામચીન ધાડપાડુની અમદાવાદ નજીક ધરપકડ

તા ૧૨ પાર્લામેન્ટરી બો. અને મહાસમિતિમાથી રાજાજીનુ રાજીનામુ રાજાજીના નિર્ણયથી સરદારને થયેલો આઘાત

તા ૧૩ હિંદુ લશ્કરી શાળા વિશે ડૉ મુજેનુ અમદાવાદમા જાહેર ભાષણ ભાષણ દરમિયાન શાળાના મોટા ખચ વિશે યુવકોએ પૂછેલા પ્રશ્નો

તા ૧૪ પડિત જવાહરલાલ નેહરુએ સુકત પ્રાતના રાહત કાર્ય માટે નાણા ભરવા કરેલી અપિલ, પાટણમા સનસનાટી હુલ્લડખોરોની કતલ કરનાર ટોળી જિલ્લાદાર આખા દેશની વિનતિ છતા રાજાજી તેમનો નિર્ણય નહિ ફેરવે એવી બહાર આવેલી વિગત

તા ૧૫ મુબાઈમા બેકાર બાપના નમાયા બે છોકરાનો આપઘાત, પોર્ટુગાલમા આતરવિગ્રહ ફાટી નીકળવાનો ઊભો થયેલો ભય, આજે, યોગી શ્રી અરવિંદઘોષની ૬૫ મી વર્ષગાઠ હોઈ એકાતમાથી બહાર આવ્યા

તા. ૧૬ તામિલની મહાસભાસમિતિના ઉપપ્રમુખ શ્રીમતી લક્ષ્મી પથીએ આપેલુ રાજીનામુ

તા ૧૭ પગાર કાપની નોટીસો પાછી ખેંચાશે નહિ તો પરિણામ ગભીર આવે તેમ છે એવી મતલબનો ગેટ કસ્તુરભાઈ ઉપર ગાધીજીએ કરેલો તાર, સ્પેનમા ભયકર માનવસહાર માત ગયા પરથી વીસ વીસની ટુકડીઓ ગોળીથી ઠાર પ્રચડ આગમા બાળી દેવાયલી સખ્યાબધ લાશો.

તા. ૧૮ અમદાવાદના મિલમાલિકોનો ગાધીજીને જવાબ શ્રી રાજાજીના રાજીનામાને મહાત્માજીનો ટેકો રાષ્ટ્રપતિનુ મુબાઈમા આગમન બે જણાનુ ખૂન કરનાર અને ગઢવાલ રાજ્યની તિજોરી લૂટનારની અમદાવાદમા થયેલી ધરપકડ, મુબઈમા પાર્લામેન્ટરી સમિતિની શરૂ થયેલી બેઠક ચૂટણીના જગ માટે મહાસભાની પ્રચડ તૈયારીઓ તમામ મતદાર મડળો માટે મહાસભા ઉમેદવારો ઊભા કરશે એવી બહાર આવેલી હકીકત

તા. ૧૯ વરસાદ વગર ગુજરાતના પાકની ભયકર ખુવારી સરકાર ના ભયકર દગ્ધો વચ્ચે સરહદના ગાધીનુ મુબાઈમા આગમન

તા. ૨૦ મહાસભાની કારોબારી સમિતિએ રાજાજીના રાજીનામાનો કરેલો સ્વીકાર, સિમલામા પતિયાળા નરેશના પ્રમુખપણા નીચે પચજના દેશી રાજ્યોની ત્રણ દિવસ માટે પરિષદ ભરાયાની બહાર આવેલી હકીકત

`

'કિશોર' માસિક મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી મંજૂર થયું છે.

અનેકવિધ સાહિત્ય અને

સુંદર ચિત્રોથી સમૃદ્ધ

ગૂજરાતના કિશોર વિદ્યાર્થીઓનું

માસિક




તંત્રી

નગીનદાસ પારેખ

જીવનચરિત્રો

ઐતિહાસિક લેખો

પ્રવાસવર્ણનો

ખગોળની વાતો

વિજ્ઞાનના લેખો

વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિની વાતો

યંત્રો અને યાંત્રિક શોધખોળની માહિતી આપતા લેખો

આરોગ્યવિજ્ઞાનને લગતી લેખમાળા

દેશ અને દુનિયાની આજની પરિસ્થિતિ અને પ્રશ્નોની ચર્ચા વગેરે

**કિશોરોની જિજ્ઞાસાને ઉત્તેજે સંતોષે એવી અનેકવિધ સામગ્રી આપવામાં આવે છે**

લવાજમ રૂા. ૪ પરદેશમાં રૂા. ૬

## આવકાર

"...પાઠક, નરહરિભાઈ, કાકા કાલેલકર, ક્ષિતિમોહનસેન, વગેરેની કલમો 'કિશોર'ની ભવિષ્યની કાવકાઈની આગાહી આપે છે. ચિત્રો જરૂર પૂરતા જ, છપાઈ સાફ અને છૂટક છૂટક. નકામી નખરાખોરી નથી. ભાષાદૃષ્ટિએ કિશોર ગમતું થશે કેમકે સુરુચિને બગાડ્યા વગર એ સરળ બની શકશે" —જન્મભૂમિ

"... એની ભાતભાતની વાનીઓ વિદ્યાર્થી-વર્ગની જુદી જુદી જરૂરિયાતો અગર ઇચ્છા પરિપૂર્ણ કરે એમ છે. અને તેથી આખાય વિદ્યાર્થી વર્ગને એ પ્રિય થઈ પડશે જ, એ નિઃશંક બાબત છે. મારા જેવા વિદ્યાર્થી-શિક્ષકને પણ એમાંથી ખૂબ ખૂબ રસ અને આનંદ મળે છે. મને તો પૂરતી ખાત્રી છે કે તમારું આ નવીન માસિક દરેકદરેક બાળક જોડે પ્રિય થઈ પડશે"

**શ્રી શંકરપ્રસાદ શુક્લ, પ્રિન્સિપાલ ફેલોશિપ સ્કૂલ**

"**વિષયવિવિધતા સારી રીતે જળવાઈ છે. અને બધા વિષયો કિશોર-જીવનને બરાબર લક્ષમાં રાખીને સ્વીકારાયા છે."

— **વિશ્વનાથ મ. ભટ્ટ**

"કિશોરનો પ્રથમ અંક હું વાંચી ગયો છું. મને અંક ગમ્યો છે. કિશોરોને જોઈએ તેવી ને રચે, તે પ્રકારે તમે સામગ્રી પીરસી છે. જે ઈષ્ટ હોય છે તે ઘણીવાર મિષ્ટ નથી લાગતુ અને મિષ્ટ ક્વચિત જ ઈષ્ટ નીવડે છે. કિશોરોને ઈષ્ટ હોય એવું મિષ્ટ રીતે તમે આપી શક્યા છો એ પ્રશંસનીય છે."

—**જ્યોતીન્દ્ર હ. દવે**

**હમણાં બીજું વર્ષ ચાલે છે. બીજા વર્ષના ગ્રાહક થનારને પહેલા વર્ષના બાર અંકો માત્ર બે રૂપિયામાં મળશે.**

કિ શો ર કા ર્યા લ ય : પારસી અગિયારી સામે : અ મ દા વા દ

[ મુંબઈ શાખા પ્રિન્સેસ સ્ટ્રીટ ] [ સુરત શાખા : કેળાપીઠ ]

# અનુક્રમણિકા

પુ. ૨૨ ભાદ્રપદ : ૧૯૯૨ અંક ૫


| | | | |
|---|---|---|---|
| ૧ | રણવાસનાં રીસામણાં-મનામણાં ... [નાટક] | કેશવલાલ હ. ધ્રુવ ... ... | ૪૧૧ |
| ૨ | ચારિત્ર્યશુદ્ધિ ... ... ... | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ... | ૪૨૪ |
| ૩ | તારકશુચિતાને—[કાવ્ય] ... ... | પૂજાલાલ ... ... ... | ૪૨૮ |
| ૪ | હુસેનચાચા [ વાર્તા ] ... ... | વૈકુંઠ ચુનીલાલ શાહ ... ... | ૪૨૯ |
| ૫ | જવાહરલાલની આત્મકથા ... | ગુલાબદાસ બ્રોકર .. ... | ૪૩૯ |
| ૬ | દિવાસ્વપ્ન [કાવ્ય] ... ... | મિત્રાવરુણૌ... ... ... | ૪૫૦ |
| ૭ | સત્યનું કેન્દ્ર-અર્થ .. ... | રામભાઈ પટેલ ... ... | ૪૫૨ |
| ૮ | પહેલી ગાડીમાં જવા વિષે ... | ન. ... ... ... | ૪૫૬ |
| ૯ | રજોદર્શન ... ... ... | બાપાલાલ ગ. વૈદ્ય ... ... | ૪૫૮ |
| ૧૦ | રાસ [ કાવ્ય ] ... ... ... | શેષ ... ... ... | ૪૬૩ |
| ૧૧ | શ્રીમદ્ રાજચંદ્ર ... ... | રસિકલાલ છો. પરીખ ... | ૪૬૪ |
| ૧૨ | લતા [ વાર્તા ] ... ... ... | ચન્દ્રવદન મહેતા ... ... | ૪૭૧ |
| ૧૩ | એ બંસરી આજ ન કેમ વાજતી ? | જટિલ ... ... ... | ૪૭૭ |
| ૧૪ | ચર્ચાપત્ર ... ... ... | રાવજીભાઈ નાથાભાઈ પટેલ ... | ૪૭૮ |
| ૧૫ | જ્ઞાનગોચરી ... ... ... | ... ... ... ... | ૪૮૦ |
| | (૧) ભારતીય સંગીત સંબંધી થોડાક વિચાર ... | મંજુલાલ ર. મજમુદાર ... | |
| | (૨) એવરેસ્ટ-આરોહણ ... | જેઠાલાલ ત્રિવેદી ... ... | |
| | (૩) નવા બંધારણમાં બધતોની પરંપરા | છોટાલાલ માનસિંગ કામદાર ... | |
| ૧૬ | નોંધ ... ... .. | ચિમનલાલ ચકુભાઈ શાહ ... | ૪૮૮ |
| ૧૭ | રોજનીશી ... ... ... | ... ... ... ... | ૫૦૧ |




## જાહેર નિવેદન

'પ્રસ્થાન'ના તંત્રી શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક મુંબઈ રહેતા હોવાથી અવલોકન માટેનાં પુસ્તકો, 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરવા માટેના લેખો, વગેરે નીચેને સરનામે તેમને પરભાર્યાં મોકલવા વિનતિ છે.

સરનામું
શ્રી. રામનારાયણ વિ. પાઠક
લજપતરાય રોડ : વિલેપારલે [વેસ્ટ]

વ્યવસ્થાપક
'પ્રસ્થાન'


લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ
મુદ્રક · મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ

#卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૨ ભાદ્રપદ • ૧૯૯૨ અંક ૫


## રણવાસનાં રીસામણાં—મનામણાં

કૃષ્ણસુત પ્રેમાનંદ ભટ રચિત

### રોષદર્શિકા સત્યભામાખ્યાન, અંક ૬,

દૃશ્ય ૫-૭


સંશોધક : કેશવલાલ હ. ધ્રુવ.


પુરોલેખ

ગત અંકની વાત છે—આગમચથી કહાવી મૂકૃયા પ્રમાણે કૃષ્ણદેવની પધરામણી ન થયાથી વિમાસણમાં પડી ખબર કાઢવા નીકળેલી સત્યભામા પતિને રુક્મિણીની વેણી ગૂંથી નારદે આપેલા પારિજાતક પુષ્પથી શણગારતા જોઈ ઘવાતી ને ધ્રગતી ધમધમાતી ચાલી ગઈ. એ વકરાયલી વાઘણને વશ કરવા કૃષ્ણદેવે શ્રીદામાને મોકલ્યો તેની વિષ્ટિ નિષ્ફળ ગઈ. રોષ વીલે મ્હોએ લીલે તોરણે પાછો આવ્યો તે એનૂ વીતક વર્ણવી રહ્યો, તેવે છત્રપતિ મહારાજનું કહેણ મળ્યૂ કે 'વત્સ! વ્હેલા આવો આકાશમાર્ગે પ્રાગજ્યોતિષથી તમારા ઉપર પત્ર છે.' તે જ ટાણે સત્યભામાના મંદિરેથી નાગરિકા હાફળીફાફળી આવી તે ભારે ગભરાયલી અને ચિંતાગ્રસ્ત દેખાતી હતી નમન કરી અંજલિ જોડી આડૂ જોઈને ગચકાં ખાતી તે બોલી 'દેવીના મંદિર સુધી દેવ પધારવાની દયા કરો તો સારૂ ' તેના આર્ત સ્વરમાં 'લઘુદેવી રોષમાં કંઈ ન-કરવાનૂ કરવા બેઠા છે' એવો ભાન દીસી આવતો હતો એ બહારના દેખાવની પાછળ, શ્રીદામાને ધૂતકારી કાઢ્યા પછી કૃષ્ણદેવના પ્રાસાદમાં શું બન્યું, તેની બાતમી મેળવવાનો મુદ્દો રહ્યો હતો એ કામે જ તે સત્યભામાની મોકલી આવી હતી. 'આ હૂ માતામહ પાસે થઈ હાલ આવ્યો' એવો કૃષ્ણદેવનો ઉત્તર મળતાં તે પાછી વળી પછી, રાજસભામાં ઉગ્રસેન મહારાજ વાટ જોતા હતા, તેમને તે મળ્યા, એમણે આપેલો પત્ર વાંચ્યો, અને 'અરે! આવતી કાલે ભૌમાસુર સોળ સહસ્ર રાજકન્યાઓનો વધ કરનાર છે!' એવા દારુણ સમાચાર નિવેદન કરી અબળાઓની વ્હારે જવા માટે મંત્રીઓ સાથે મંત્રણા કરી યુદ્ધવાદ્યના નિર્ઘોષથી અનુજ્ઞા આપવા વીનવી કૃષ્ણદેવ શસ્ત્રાસ્ત્ર સજેલા સત્યભામાને મનાવી લેવા તેને મંદિરે પધાર્યા એ પછીનો વૃત્તાંત અહીં ઉતારેલા દૃશ્યોમાં છે.

## રણવાસમાં રીસામણાં–મનામણાં

દશ્ય ૫

વિકરાળ વેશ ધારણ કરી સત્યભામા પ્રવેશ કરે છે.

૪૭ સત્યભામા—અરે! પહોર રાત જવા આવી; પણ હજી આર્યપુત્ર આવ્યા નહિ. વાટ જોનારને વેળા લાંબી થાય, એમ મને નહિ થતું હોય? કદી કાલની પેઠે બારોબાર જ પકડાઈ ગયા હશે તો?

એવે કેશપ્રસાધનનું સાહિત્ય લેઈ નાગરિકા પ્રવેશ કરે છે.

૪૮ નાગરિકા—સખિ! કહ્યા પ્રમાણે સહુ દીવા ઝાંખા કરવાની યોજના સાધી છે. [1]હું એ કામમાં રોકાઈ'તી; તેથી મને આવતાં વાર થઈ[1]. હવે આર્યપુત્રને આવવાની વેળા થઈ છે, માટે તું વેણી બાંધી ચંદ્રક ચોડી સત્વર સજ થા.

૪૯ સત્યભામા—અલિ નાગરિકા! તું તો ક્યારે સમજણી થઈશ? આજ તે વેણીચંદ્રક હોય?—અને એ તે હું મારા કિયા હૈડાને હરખે કરૂં? કોણ જાણે, આવે છે કે એમની વહાલીને ત્યાં જાય છે? જા જા, તું તારે જઈ કહ્યા પ્રમાણે બારણા આગળ બેશ. [2]જો એ આવતા જણાય, તો મને કોઇ ન જાણે તેમ જણાવજે.

૫૦ નાગરિકા—વારૂં, બ્હેન, તેં કહ્યું તેમ કરૂં છું. પણ મારૂં કહેવું ખોટું નથી, હો. પતિને રીઝાવી કંઇ કામ કાઢી લેવું હોય, ત્યારે રીસની સાથે શરીરની શોભા પણ કરવી જોઈએ. કંઇ [3]બીજું ન કરીએ; પણ સ્વામીનું સારૂં વાંચી ચાંલ્લોચોટલો તો કરવો પડે.

૫૧ સત્યભામા સકોપ—જા જા. તને કોણ ડાહી કરે છે, કે ડાહી ડાહી વાતો કરવા લાગી? [4]તું તારે[4] કહ્યું છે તે જ કરય. એટલે તેં સહુ એ કર્યું એમ હું જાણીશ.

૫૨ નાગરિકા—વારૂ, બ્હેન, હું એમ કરૂ છું. (જઈ બારણા આગળ બેસે છે)

[5]શસ્ત્રાસ્ત્ર સજી યુદ્ધમાં જવાને વેશે કૃષ્ણદેવ પ્રવેશ કરે છે.

૫૩ કૃષ્ણદેવ ચકિત થઈ—અરે! પ્રકાશમાં પ્રભાકરને લજવે એવું આ મંદિર કિયા અભ્રથી છવાયલું છે? જેવું મેં કોઇ દિવસ નહિ જોયલું, તેવું આજ મારી દૃષ્ટિએ કેમ પડે છે? નથી દ્વારપાલિકા કે નથી[6] અંતઃપુરપાલિકા; તેમ નથી પ્રિયાની પ્રિય સખી નાગરિકા પણ કહીં[7] જોવામાં આવતી.

---

તજી દીધેલા પાઠ

દશ્ય—૫

૧–૧ આ વાક્ય સંસ્કરણમાં હસ્તિને છેદે છે  ૨ અને જો  ૩ કંઈ બીજું ધારી  ૪–૪ તને તારે  ૫ સર્વાસ્ત્ર  ૬ નથી જણાતી  ૭ કંઇ

(આમતેમ જોઈ) શું, [૮]ઋતુનો તો બાધ નથી? ના ના, એમ હોય અને હું ન જાણું, [૯]એ કેમ [૧૦]બને? (એવે ચપટી વાગી તે સાભળી) આણીપા કોઇ હોય તેમ લાગે છે. (તેણીપા જતા નાગરિકાને જોઈ) કોણ, નાગરિકા કે? કેમ આજ આમ છે? તારી સખીની પ્રકૃતિ તો ઠીક છે ને?

૫૪ નાગરિકા ઊભી થઈ નમન કરી—આર્યપુત્ર! [૧૧]મારી વયસ્યા પણે બેઠી છે. (એટલું કહી ચાલી જાય છે.)

૫૫ કૃષ્ણદેવ—અરે! આ કઇ અવનવો ખેલ દેખાય છે! શ્રીદામાએ કંઇ લાકડે માંકડું તો વળગાડ્યું નથી? વારૂ, ચાલ્ય, જઈ જોઉં તો ખરો. (એમ કહી મદિરમા પ્રવેશ કરી વિચિત્ર વેશે સૂતેલી સત્યભામાને જાગ્રત કરતા) અયિ પ્રિયે! આજ આમ કેમ?

શિખરિણી

[૧૨]રસાલે હે બાલે! [૧૩]નિલવટ નલે ચંદ્રક નથી.
કપોલે હસો જે, નયન નિરખુ ના; કહુ કથી.
સુવાસી તાંબૂલે વર [૧૪]ન અધરે રંગિત દીસે.[૧૪]
અરે હા! આ શું છે? હૃદય ધડકે શે વિણુ મિષે?

શાર્દૂલવિક્રીડીત

ચંદ્રે આ ચતુરા! કરી પૌંડ તને શું, નિષ્કલંકી લહી?
ચક્રે ભેદું [૧૫]અભેદ્ય એહ અરિને, જાણે નહે [૧૬]જે વહી.
કામે [૧૭]લાજ લોંપે તને[૧૭] દુ:ખીં કરી? તો હું હણું [૧૮]એ. પ્રિયા!
બાળા! બોલય રસાળ વેણુ. વધ ને; કોણે કરી આ ક્રિયા?

(એટલુ કહી અગને સ્પર્શ કરવા જાય છે.)

૫૬ સત્યભામા એકદમ બેઠી થઈ જઈ—જાવ જાવ. તમે તમારી વાત જાણ્યા, જો મને અડક્યા તો. હું તમારૂં નામ દેતી નથી.

૫૭ કૃષ્ણદેવ—પણ, પ્રિયા, આટલું બધું [૧૯]કોના ઉપર[૧૯]?

૫૮ સત્યભામા—મારા જીવ ઉપર; કંઇ તમારા ઉપર કે કોઇના ઉપર નથી.[૨૦]

૫૯ કૃષ્ણદેવ—અરે પ્રિયા! આમ વાંકું શું પાડે છે? હું તો કહું છું, કે એવું શું છે કે [૨૧]તને આટલું બધું થઈ આવે?[૨૧]

૬૦ સત્યભામા—આટલું બધું થાય મારી બલારાતને; જેને થવાનું હશે તેને જ થશે! [૨૨]જો અમે એવાં કરમ કરતાં હઈશું અને અમને થશે, તો

૮ કંઈ ઋતુ આદિકનો ૯ એમ ૧૦ થાય ૧૧ ઓ મારી ૧૨ મરાલે ૧૩ નિરમલ ૧૪-૧૪ અધરને રગ ન દીસે ૧૫ અભેદ ૧૬ એ ૧૭-૧૭ લજ્જિત શુ થઈ ૧૮ જો ૧૯-૧૯ શા ઉપર ૨૦ અહી ઉક્તિને છેડે સસ્કરણમા નીચલૂં વાક્ય વધારે છે:—તમારાથી જે થાય તે કરી નાખજો ૨૧-૨૧ તને આટલું બધુ થઈ આવવાનું કારણ શું છે? ૨૨ અને જો

તમે તમારે જોવા આવશો નહિ. પણ વેળા કવેળાએ એવો શાપ શાં કાજે દ્યો છો?

૬૧ કૃષ્ણદેવ—અયિ પ્રિયે! હું શું તારો વૈરી છું કે તને શાપ દેઉં?

૬૨ સત્યભામા—વેરી તો સારો કે એક-જ-વારકું માથું કાપી આપો રહે.

૬૩ કૃષ્ણદેવ—પણ અમે એવું શું કર્યું છે કે [૨૩]આટલી ગુરુ ઉપમાને ઘટિત થઈ પડયા?

૬૪ સત્યભામા હાથના ચાળા કરી—અરેરે! આ તે કંઇ જાણો[૨૪]છો? હૈયામાં[૨૪] હાથ મૂકયો હોય, તો કોરોકટ નીકળે! હજુ જરા વધારે અજાણયા થાવ, એટલે ઠીક પડશે!

૬૫ કૃષ્ણદેવ—શું, પ્રિયા, હું [૨૫]આ બધાને[૨૫] યોગ્ય છું? (એટલું કહી હાથ ઝાલે છે)

૬૬ સત્યભામા ઝાલેલો હાથ તરછોડી નાખી—જેને ઉઘાડાંઢાંકયાં આપતા હો, તેનો જઈ હાથ ઝાલો. જો મોટા હાથ ઝાલનારા ન દીઠા હોય; તો! ભાગી રાતે ભવાડા કરી મને દુઃખણીને દુઃખી શે કરો છો?

૬૭ કૃષ્ણદેવ કેટલીક વાર સ્તબ્ધ થઈ—ત્યારે શું અમે દુઃખી કરનાર જ કે?

૬૮ સત્યભામા—એક વાર નહિ; સત્તર વાર, સો વાર, સાતસેં વાર.

૬૯ કૃષ્ણદેવ—[૨૬]કઇ એક વારે[૨૬] દુઃખી કર્યા તે બતાવશો? વધારે વાર તો રહી.

૭૦ સત્યભામા—સવળે હાથે ગોર પૂજી હોય, તો બતાવવાનુ હોય ની! જ્યાં નર્યાં જ કાંકરા, ત્યાં વીણામણ શું?

૭૧ કૃષ્ણદેવ—પ્રિયા! હવે અતિ થયુ.

મદિરા

ભારતીં આરતિ ધારતીં, જો કદીં વાદ વિવાદ વદે[૨૭] વઢવા.
થાય બૃહસ્પતિની ગતિ દીન; બને મતિહીન હુંથી ચડવા.
બાલ, યુવા, યુવતી! વયવૃદ્ધ ન કોઇ સમાન સુને અડવા.
[૨૮]પ્રેમ-અખંડિત-પંડિત[૨૮], માનિનીં, ખંડિત આ હું પૂરો ઘડવા.

૭૨ સત્યભામા—મહારાજ! એમ મ્હોનાં મીઠડાં શેનાં કરો [૨૯]છો?પ્રેમમાં[૨૯] પીયૂષ તો પ્રેમવાળીને ત્યાં જ ઢળે છે. જેને બોલે બંધ નહિ, તેની સાથે તે ક્યાં [૩૦]પાનું [૩૦]પડ્યું!

---

૨૩ આટલી બધી ૨૪–૨૪ આ બે શબ્દ વચ્ચે સસ્કરણમા નીચેનુ વાક્ય વધારે છે—મારે મ્હોઢે કઢાવવું હશે, કેમ? ૨૫–૨૫ આટલી બધી શુભોપમાને ૨૬–૨૬ કયી એક વાર ૨૭ વદે ૨૮–૨૮ પ્રેમ અખંડિત ખંડિત ૨૯–૨૯ આ બે શબ્દ વચ્ચે સસ્કરણમા નીચલો ભાગ વધારે છે—પ્રાણે નો પ્રેમમા પહો ભિડી ગયો છે અને ૩૦–૩૦ પાના પરથા

૭૩ કૃષ્ણદેવ—હવે થયું તે અન્યથા થવાનું છે?

એટલું કહી કૃષ્ણદેવ સત્યભામાને ગળે હાથ નાખે છે; અને તે આઘી ખસી જાય છે તેણે કરી હાથ જોરથી પર્યંક પર પછડાય છે.

૭૪ સત્યભામા—અબળાની આંતરડી કકળાવનારને આવી આવી અનેક પીડાઓ [31]થજો! હું તમારૂં નામ દઉં છું કે તમે મને અડકવા આવો છો?

૭૫ કૃષ્ણદેવ બીજે હાથે હાથને દબાવતા—દગ્ધ પર લવણ નાખતાં તો ઠીક આવડે છે!

તોટક

[32]અતિશે અબળાનું કૂંળું ઉર છે.[32]
કુચ ભેદ કરે, તવ [33]નિષ્ઠુર તે;[33]
પતિને ન ગણે રતીમાત્ર પ્રિયા.
ગતિબંધ [34]સ્મરાંધ બન્યા ન કિયા?

૭૬ સત્યભામા—એવું જાણ્યા છતાં જુહલતા શે હશે?

૭૭ કૃષ્ણદેવ સકોપ—[35]મનસ્વીપણે ગમે તેમ બોલવાનો નિર્ધાર કર્યો છે, તો પછે જેટલું આવડે તેટલું બોલી નાખો. બેસો. હવે અમે જઈશું. (એમ કહી ઊઠી ચાલવા માંડે છે.)

૭૮ સત્યભામા પકડી રાખી સજળ નેત્રે—જાવ છો [36]ક્યાં? જ્યારે[36] આમ કરવું'તું, ત્યારે મને શા કાજે ખાંજરે નાખી?

૭૯ કૃષ્ણદેવ અશ્રુ લુછી નાખી—પ્રિયા! આ બધું કરવાનુ કારણ શું છે? તારી [37]ઇચ્છાને ક્યારે આડો આવ્યું છુ, કે આમ ઉભયને શોકકારી કૃત્ય [38]કરે છે?[38] હું તો [39]તારૂં કહ્યું કરનાર છુ.[39]

૮૦ સત્યભામા—આર્યપુત્ર! તમે મારૂં કહ્યું કરનાર છો, એવી વાતો કરી કોને સમજાવો છો? સુખ [40]ભોગવવાને શોક્ય અને સમ ખાવાને [41]હું! મહારાજ, તમે બોલશો નહિ. મારાં તો અંગેઅંગ ભડકે બળી રહ્યાં છે. બળતીને વધારે બાળી તમારા હાથમાં શું આવવાનું છે? (એટલું કહી મોટેથી રૂદન કરે છે.)

૮૧ કૃષ્ણદેવ—પ્રિયા! આમ દીર્ઘ સ્વરે [42]રુદન કરવું અને તે પરિજન શ્રવણ કરે, એ આ સ્થિતિને ઘટિત થતું નથી. સુખ ભોગવવાને એ હોય અને સમ ખાવાને તું હોય, એમ થાય જ કેમ?

---

૩૧ થશો ૩૨-૩૨ અબળા અતિ અતર કોમળ છે ૩૩-૩૩ નિષ્ફળ છે ૩૪ સુઅધ ૩૫ અહીં હસ્તિના આરંભે સસ્કરણમાં નીચલો ભાગ વધારે છે—અલમ્. હવે અતિ વિસ્તારનું પ્રયોજન નથી. ૩૬-૩૬ આ બે બોલ વચ્ચે મસ્કરણમા નીચલુ વાક્ય વધારે છે:—આ છવ લેઇ જવું હોય, તો ક્યારે જાવ. ૩૭ ઇચ્છાનુરૂપ વર્તવા ૩૮-૩૮ કરવા સજ્જ થાય છે ૩૯-૩૯ ૦ ૪૦ ભોગવનારી ૪૧ સોંપી ને સફરી હું ૪૨ રોદન

૮૨ સત્યભામા—જો આમ જૂઠું જ બોલવાનું પણ લેશો, તો જીવ આપવાનેય કોણ પાછી પાન્હી કરે તેલું છે? હું કંઇ કોઇની કહેલી વાત કહેતી નથી. મેં તો કાને સાંભળ્યું છે અને આંખ્યે જોયુ છે. મેં તે [૪૩]કયા જન્મમાં કાળા તલ[૪૩] ચોર્યા'તા, કે તમે મને દુઃખ દેવાને જ સરજ્યા?

૮૩ કૃષ્ણદેવ—પ્રિયા! મેં એને સુખ થવા તારા સમ તો ખાધા નથી જ, તેમ એમ કરવાનું કંઇ કારણ પણ નથી. તથાપિ જો તું કહે છે તેમ થયું હોય, તો પછે થઈ ગયાનો શોચ કરવામાં શો લાભ છે?

૮૪ સત્યભામા—હાય હાય! પૃથ્વી મને [૪૪]માગે શે નથી આપતી, કે હુ માંહી સમાઈ જઉં? પ્રભુ! જૂઠા સાથે જીવતર કાઢવાનું માથાના વાઢનારને ય આપીશ નહિ.

૮૫ કૃષ્ણદેવ—વારૂ, તું કહે છે તેમ થયું હોય, તો હું એવી ભૂલ ન [૪૫]કરવાના શપથ લઉં.[૪૫] પછે કેમ?

૮૬ સત્યભામા—સમ[૪૬] ખાય તે સદાય જૂઠું હોય!

૮૭ કૃષ્ણદેવ—ત્યારે તે અસત્યવાદીએ [૪૭]શપથ લીધેલા[૪૭] એ અસત્ય હોય; તો પછે અસત્ય છે એમ જાણ્યા છતાં કલેશ કરવો, એ કોના ઘરની રીત?

૮૮ સત્યભામા—મારે શું?—જૂઠા થાવ કે સાચા થાવ! [૪૮]પણ સ્વર્ગનુ જોવા જોગ ફૂલ એને જ આપી આવો અને તેની એક પાંખડી એ અમારે કાજે [૪૯]નહિ, એ અમને ન લાગે કે?

૮૯ કૃષ્ણદેવ—વળી એ શું [૫૦]નવીન જાગ્રત [૫૧]થયુ? જેને કલેશ જ કરવો છે, તેને એક નહિ તો અન્ય નિમિત્ત ક્યાં નથી [૫૨]જડતું?

૯૦ સત્યભામા દાત પીસી માથુ કૂટી—શું! ત્યારે હું ખોટુ કહુ છું અને લડવા જ બેઠી છુ? જેની રગે રગ જૂઠી, તેનો તે કિયે ભવ છૂટકો થવાનો છે? હું તો કહું છું કે નાગરિકા અને શ્રીદામાનો દીકરીએ દીવો ય ન રહેશે! બને જણે મળી મને ધોળે દહાડે કૂવામાં નાંખી!

૯૧ કૃષ્ણદેવ નિશ્વાસ નાખી—એવા[૫૩] અધમ શબ્દો, શ્રવણ કરવાની મારી ઇચ્છા નથી.

૯૨ સત્યભામા—શેની હોય? એમ તમને તમારાં મારે ગરચાં લાગે છે, તો અમને [૫૪]અમારાં માટે[૫૪] કેમ કંઇ ન [૫૫]લાગે? મેં તો તમારા કાજે

૪૩-૪૩ કયા જનમના તમારા કાળા તલ ૪૪ માગે ય ૪૫-૪૫ કરવા પ્રતિજ્ઞા કરૂં ૪૬ સોગન ૪૭-૪૭ પ્રતિજ્ઞા લીધેલી ૪૮ પણ શું ૪૯ નહિ કે? ૫૦ કઈ નવીન ૫૧ થયું કે? ૫૨ નીકળતું ૫૩ હવે પછી એવા ૫૪-૫૪ સસ્કરણમા 'અમારા માટે' એ બે બોલ છે નહિ. ૫૫ થાય

માંરાં સહુ એ [૫૬]ટાળ્યાં, તેનો[૫૬] તમને કંઇ એ ગુણપાડ છે?

૯૩ કૃષ્ણદેવ વિચાર કરી—ઓહો ! એક પુષ્પને કાજે તે આટલું બધું હોય ! લે, એને એક આપ્યું, તો તને બે ત્રણ ચાર કે તું કહે તેટલાં આપુ. (એટલું કહી સત્યભામા ન દેખે તેમ વનમાળા મંયેથી કુસુમ કાઢી તેને આપવા જાય છે)

૯૪ સત્યભામા પુષ્પને જોઈ—એને ચૂલામાં નાખો. એવાં ફૂલ તો મેં મારા બાપને ત્યાં પગે પીલી નાખ્યાં છે. શું, ન્હાના છોકરાને સમજાવો છો? તે ય પૈસો અને ફૂકો પરખી કાઢે છે. આર્યપુત્ર! તમારી ઠગાઈથી ઠગાનારી હું નો'ય.

૯૫ કૃષ્ણદેવ—[૫૭]જેને લઢવું જ, તેને શું? કેમ, તે કુસુમ કાંચને મઢેલું હતું અને આ કથીરે મઢેલું [૫૮]છે? જ્યાંત્યાં[૫૮] ક્લેશ વધારી હૃદય શેકવાની વાત[૫૯] છે, તો પછે હવે તારે જે કરવું હોય તે કરારે કર્.

૯૬ સત્યભામા માથાના વાળ તોડતી અને કપાળ કૂટતી ઊભી થઈ—હાય હાય! હાડોહાડ જૂઠી વાત કરવી અને ખરૂં કહેનારની હેરે આવવું! એવાની સાથે જીવતર ગાળવામાં ય શો [૬૦]અર્થ છે? મહારાજ! તમે મારા જીવના તરસ્યા છો, તો તે લીધા પછે નીરાંતે સુખ ભોગવજો. હવડાં જ હું જઈ ગોમતીમાં પડું છું. એટલે તમારે બત્રીસે કોઠે દીવા થશે. (એટલું બોલી ત્યાંથી ઉતાવળી ચાલી જાય છે.)

૯૭ કૃષ્ણદેવ પાછળ દોડતા દોડતા—હાં હાં, આ તે શું? એમ તે થાય? વિનોદાર્થે થતા હાસ્યમાં ય સમજે છે કે નહિ? લે, હું તને [૬૧]એવું જ પુષ્પ આપુ છું.[૬૧] (એમ બોલતા પાછળ પકડવા દોટે છે.)

દૃશ્ય ૬

"વાસુદેવ વિઠ્ઠલ, વાસુદેવ વિઠ્ઠલ" એમ બોલતા અને વીણા વગાડતા નારદ પ્રવેશ કરે છે.

૯૮ નારદ સખેદ—અરેરે! વિઠ્ઠલ વનિતાને વા'શે. એ સ્રીએ પારિજાતક [૧]પુષ્પ જોયું નથી; અને[૧] મારાથી, તે પૃથ્વીમાં થતું નથી, એમ સમજાવાયુ નથી. મેં એને પ્રથમ એ પુષ્પ બતાવ્યું હોત, તો કેવું સારૂ થાત! સુરે મને કાર્ય સોંપ્યુ અને તેમાં હું નારદ નિષ્ફળ થયો! નારાયણ આગળ નારદ તે શા લેખામાં? અરે! પણ જો હું એમ દૃઢતાનો ત્યાગ કરીશ, તો પછે મને નારદ કહી કોણ બોલાવશે? નારદવેડા એ મારા જ નામથી અંકિત [૨]છે. (વિચાર કરી) હાં હાં, જો હું આમ કરૂં, તો યોગ આવી જાય ખરો. અરે!

---

૫૬-૫૬ આ બે શબ્દ વચ્ચે સસ્કરણમા નીચલૂં વાક્ય વધારે છે.—અને એકલી બાવળિયા જેવી થઈ ૫૭ ઉક્તિના આરભે આના પૂર્વે સસ્કરણમા નીચલૂ વાક્ય વધારે છે—હું તો ધુપરીઓવાળું પુષ્પ લે એવી છે ૫૮-૫૮ આ બે શબ્દ વચ્ચે સસ્કરણમા નીચલૂ વાક્ય વધારે છે:—જાત તેવી ભાત ૫૯ દાનત ૬૦ માલ ૬૧-૬૧ એવા જ પુષ્પ આપુ છુ, આપુ છુ

દૃશ્ય—૬

૧-૧ નિહાળી જોયું નથી. ફે ૨ થયેલું છે

પણ અર્ધ રાત્રિ ગઈ છે! ૩ભલે, તેની ચિંતા શી? બ્રહ્મકુમારને પ્રત્યવાય શો? (એમ વિચાર કરતા રુક્મિણીના મંદિર કને આવે છે.)

૯૯ દ્વારપાલિકા નમન કરી—ભગવંત! શી આજ્ઞા ૪છે? ૪દેવી ૫પોઢી ગયાં છે.૫

૧૦૦ નારદ—૬દ્વારપાલિકે! અમારે૬ અધુના ભિષ્મકનંદિનીને દર્શન દઈ પૂજા ગ્રહણ કરવી છે.

૧૦૧ દ્વારપાલિકા—ભગવંતની જેવી ઇચ્છા. દેવર્ષિ, હું જઈ દેવીને બ્રહ્મ-કુમારનું ૭આગમન વિદિત કરી આવું, ત્યાં સુધી આ આસન પર બિરાજો.

૧૦૨ નારદ—દ્વારપાલિકે, જા, ૮તું તેમ કર્ય.

૧૦૩ દ્વારપાલિકા—વારૂં, ભગવંત. (જાય છે અને ઉતાવળ. કનકમાલિકાને મુનિ કને મોકલે છે.)

૧૦૪ કનકમાલિકા નમન કરી—ભગવંત ૧૦ભલે પધાર્યા.૧૦

૧૦૫ નારદ—અહો કનકમાલિકે! તમારી દેવી પર વાસુદેવની અમીદૃષ્ટિ તો છે ને?

૧૦૬ કનકમાલિકા—ભગવંત! આપ જેવા ૧૧દેવર્ષિની કૃપાથી દેવી નિરંતર સ્વામિસેવામાં આસક્ત રહે છે.

એવે દ્વારપાલિકા દોડતી આવે છે.

૧૦૭ દ્વારપાલિકા—ભગવંત! દેવી આપનાં દર્શન કરવા આ આવ્યાં. (એમ કહી દ્વારે જઈ ઊભી રહે છે.)

એવે પૂજાના સાહિત્ય સાથે રુક્મિણી આવે છે અને નારદ મુનિ સામા જઈ આશીર્વાદ દે છે.

૧૦૮ રુક્મિણી નમન કરી, પૂજન કરી—ભગવંત! આજ મારા પર કૃપા કરી મને કૃતકૃત્ય કરી.

૧૦૯ નારદ—અહો ભીષ્મકનંદિનિ! (અંગુલિ વડે બતાવી) આ પુષ્પ કાજે વાસુદેવ મહા સંકટમાં આવી પડ્યા છે; અને એ માટે સત્રાજિત્‌સુતા તેમને વિવિધ દુઃખ દે છે તે અમારાથી સહન ન થયું, ત્યારે અમે અહીં આવ્યા છિયે.

દ્રુતવિલંબિત

પતિ સુખી કરવા હરવા પીડા,
રતિવતી ૧૨તરુણી! તજ તું વ્રીડા.૧૨
અતિ કુડી ગતિ તો થઈ છે તહીં,
૧૩મતિમતી! વિચરી દુઃખ દે દહીં.૧૩

---

૩ ૦ ૪-૪ આ બે શબ્દ વચ્ચે સં શારદાપ્રભમાં નીચલા બોલ વધારે છે—દેવથી સત્યભામા દેવીને મંદિર પધાર્યા છે અને અમારાં ૫-૫ સૂઈ રહ્યાં છે ૬-૬ આ બે શબ્દ વચ્ચે સં શારદાપ્રભમાં નીચેના બોલ વધારે છે—ભદ્રં ભવતુ ભદ્રં। ૭ આગમ ૮ ૮ જઈ ૯ મહારાજ ૧૦-૧૦ બ્રહ્મકુમાર! પધારો પધારો ૧૧ મહર્ષિની ૧૨-૧૨ જઈ તું કર્યું ત્યાં ક્રીડા ૧૩-૧૩ મતિવરે! નિરખી દુઃખ દે સદી

અપિચ—

સ્રગ્ધરા

સ્વામીનું સ્વામિનીએ [૧૪]અસુખ સુણ્યું કદી સુખથી ના સૂવાયે.
ચંદ્રિકા ચંદ્ર સાથે, દિનકર નિરખી, તેજથી ભ્રષ્ટ થાયે.
તે રીતે [૧૫]ચક્રવાકી પતિગતિ શિથિલે કષ્ટ અંગે સહે છે.
નિદ્રા [૧૬]ન્હોયે નિરાંતે ધવ દુઃખ ડૂબતાં, પુષ્પ શીર્ષે રહે શે ?[૧૭]

એટલુ કહી નારદ મુનિ સ્વર્ગ પ્રતિ ગમન કરે છે.

૧૧૦ રુક્મિણી સખેદ—સખી કનકમાલિકા ! આ પ્રદ્યુમ્નકુમારનું વચન સત્ય જ હશે. મેં ક્યાં પુષ્પ લઈ દેવને દુઃખી કર્યા ? કોણ જાણે, શું ય કર્યું હશે !

૧૧૧ કનકમાલિકા—વયસ્યા ! એ તો મહા રીસનું જાણું [૧૮]છે.

૧૧૨ રુક્મિણી—સખિ ! મારો જીવ અતિ ઊંચો થયો છે; મન [૧૯]ચિંતામાં પડ્યું છે[૧૯] અને જંપ વળતો નથી માટે, ચાલ્ય, જઈ દેવને જોઈ આવિયે.

૧૧૩ કનકમાલિકા—તમે તહીં જશો, તો દેવને મૂકી[૨૦] તમારા [૨૧]પર ઉતરી પડશે.

૧૧૪ રુક્મિણી—ગમે તે થાય, પણ હવે તો દેવનાં દર્શન કર્યા વગર મારાથી રહેવાશે [૨૨]નહિ. ચાલ્ય[૨૨] ઉતાવળી. [૨૩]પણ રહે, જોઉં કે મારા માથામાં પારિજાતક છે કે નહિ ? (હાથ વડે જુએ છે)[૨૩]

૧૧૫ કનકમાલિકા—[૨૪]છે, છે. વયસ્યા ! એ ફૂલે જ આટલો ધાસ્કો પાડ્યો, ખરૂં ની ?

૧૧૬ રુક્મિણી—હાસ્તો. ચાલ્ય ચાલ્ય ઉતાવળી.

બન્ને જણ જાય છે.

---

૧૪ અહિત ૧૫ જો ચક્રારી ૧૬ આ રીતે ૧૭ છે ૧૮ અહીં હસ્તિને છેડે સંસ્કરણમાં નીચલું વાક્ય વધારે છે—એમનું તો મ્હો ઉઘાડવામાં માલ જ નથી ૧૯–૧૯ કચવાય છે ૨૦ પડ્યા મૂકી ૨૧ ઉપર જ ૨૨–૨૨ આ બે શબ્દ વચ્ચે સંસ્કરણમાં નીચલો ભાગ વધારે છે—જે થવાનુ હશે તે થશે માટે ૨૩–૨૩ (હાથ વડે લેઇ) લો, મારા માથામાં ફૂલ તો છેકની. ૨૪ ૨૫ હા

૨

૪૭ કેશપ્રસાધન—સુવાસિત તેલ, કાંશકી, વેણીપુષ્પ વગેરે કેશસંસ્કારનાં અને કેશપાશના શણગારનાં સાધન.

૪૮ ચંદક—સ્ત્રીઓના કપાળે ચોઢવાનો ચાંદલો.

૫૦ વાંચવું (સ. વાञ्छ्)—ઇચ્છવું.

૫૩ પ્રભાકર—સૂર્ય અભ્ર—વાદળ ઋતુ—પ્રતિમાસ સ્ત્રી વેગળી બેસે છે તે પ્રસંગ. બાધ—અડચણ, અટકાવ.

૫૪ લાકડે માંકડું વળગાડવું—આ વચન બે નિરનિરાળા પ્રસગમાં વપરાય છે કોઇક વર અને કોઇક કન્યાને લગનની ગાંઠથી જોડી ઘર ચાલતું કરવું, એ એક પ્રસંગ. એમાં વ્યવહારની વાણીમાં ઘંટીનો આરોપ કરાય છે. નીચલા પડનો ખીલડો, તે બહુધા લાકડાનો હોય છે ઉપલા પડની મધ્યોમધ્ય ઘંટીનું મ્હો હોય છે, તેમાં એક લાકડાનો કડકો ગોઠવાય છે. તેના મધ્ય ભાગમાં ખીલડો રમતો રહે એવું બાકું હોય છે. આ લાકડાના બાકાવાળા કડકાને માકડી કહે છે. ખીલડારૂપ લાકડું અને આ માકડી જોડાઈ ઘંટી ચાલે છે, તેમ વર અને કન્યા જોડાઈ ઘરસંસાર ચાલે છે બીજો પ્રસંગ માકડાંના ખેલનો છે. એમાં માંકડીને માકડો મનાવે છે, પણ તે મનાતી નથી; ત્યારે તેને ચૌદમું રતન આપી મનાવવા માટે મદારી માંકડાને લાકડી પૂરી પાડે છે આ બે પ્રસગનો ભેદ ભૂલાયાથી એક જ વચન બંને પ્રસંગમાં વપરાય છે ખરી રીતે પહેલા પ્રસંગમાં 'માંકડી' બોલનો પ્રયોગ ઇષ્ટ છે. બીજો પ્રસગ ફેરફાર માગતો નથી; શાથી જે નપુંસકલિંગે 'માંકડું' બોલ નરનો તેમ જ માદાનો બોધક છે. પ્રસ્તુત ઉક્તિમાં શ્રીદામો મદારી સમજાય છે. સામાન્ય 'માંકડું' બોલનો પ્રયોગ આરોપનો અતિદેશ થતો અટકાવવાને કર્યો હોય એમ જણાય છે. એ અતિદેશ કરવાથી પ્રધાન પાત્ર મર્કટ મર્કટી બને.

૫૫ રમાલે હે બાલે—હે મીઠી મુગ્ધા. હસ—હસતી કેસર કે કસ્તૂરીનાં ટપકાંથી આંકેલી આકૃતિ. કહું કથી—એકેએક વિગત વર્ણવીને કહુ છૂ. રંગિત—રાતા રંગાયલા. હૃદય—સત્યભામાનું હૃદય

પૂર્વ શ્લોકમા પરિચિત તિલક પત્રભંગ અને મુખવાસના પરિત્યાગનું નિરૂપણ છે. ઉત્તર શ્લોકમાં ચંદ્રના ઉદયથી પ્રગટેલા સંતાપની લજ્જાળુપણાને લીધે કપટને—ના-કહેવાતી પ્રેમપીડાની કલ્પના છે ચંદ્રે તને સતાપી હોય, તો એ કલકી છે અને તું નિષ્કલંક છે તેની ઈર્ષાને લીધે હશે; આવી અત્રે સંભાવના છે. આકાશગામીપણાને લીધે પોતાને અભેદ્ય માનનારા ચંદ્રને કૃષ્ણદેવ ચક્રથી ભેદવા તત્પરતા જણાવે છે; અને પ્રેમપીડા ઊપજાવનાર કામને પણ હણવા માગે છે. અહીં અસ્વસ્થતાના કારણભૂત ઔત્સુક્ય અને વ્રીડા એ સંચારી ભાવો અલકારના ભાર નીચે દબાઈ ગયા છે.

૫૭ આટલું બધું—(૧) રોષ, (૨) દમદાટી. કોના ઉપર—(૧) કોના પ્રત્યે, (૨) કોના બળથી સૂઝીને.

૫૯ વાંકૂ પાડો છો—ખોટું લગાડો છો. આટલુ બધું—(૧) ઉગ્ર માઠી લાગણી; (૨) ગભીર માંદગી.

૬૦ બલારાતને—શત્રુભૂત (ગૂ. રાત, સં. अराति) બલાને; જુઓ ભૂતરાત, દૈવરાત. વેળા કવેળા—કવેળાભૂત વેળા, કારમી પળ. શાપ—જુઓ ઉક્તિ પદના છેલ્લા વાક્યમાંથી છૂટા પાડેલા 'તને આટલું બધુ થઈ આવે' એ બોલ.

૬૨ આઘો રહે—પ્રાણ ગયા પછી શત્રુના મૃત દેહ ઉપર વીર પુરુષ ઘા કરતા નથી.

૬૪ હાથ કેરિકટ નીકળે—સરખાવો પાણી ભરવું.

૬૬ ઊઘાડ્યાં ઢાંક્યા—ઊઘાડાં ઉપરાંત છાનાંછપનાં. હાથ ઝાલો—વ્હાલ કરો.

૭૦ વીણામણ—વીણવાની ક્રિયા; બહુ ઘઉં વગેરેમાંથી એકાદ કાંકરો હોય તે વીણી કાઢવો તે.

૭૧ ભારતી—સરસ્વતી. આરતિ (સં. आर्ति)—દુઃખ આરતિ ધારતી—દુઃખ પામે. વાદ વિવાદ વદે—પોતાના પક્ષના મંડન(વાદ)મા અને સામાના પક્ષના ખંડન(વિવાદ)મા ઊતરે. વઢવા—વાગ્યુદ્ધમાં. દીન—લાચાર. હુથી ચડવા—મારાથી ચડિયાતા થવામા. બાલ—બાલક. યુવા (સં युवन्)—જુવાન. વયવૃદ્ધ (સં वयोवृद्ध)—ઘરડું. આ ત્રણ વિશેષણનૂ વિશેષ્ય મનુષ્ય (અર્થાત્ સ્ત્રી કે પુરુષ) અધ્યાહાર છે. યુવતી—અહો યૌવનવતી (સત્યભામા). મુને અડવા—મારી સાથે વાદવિવાદનો કે રૂસણાનો અડો ઘાલવા, હઠ કરવા. પ્રેમ અખંડિત પંડિત—પ્રેમની વિદ્યામા અર્થાત્ કામકળામા કોઇથી કદી હારે નહિ એવો વિદ્વાન (હુ) ખંડિત—પરાજિત છુ; હારી ગઈ છુ. તને પૂરો પાડવા—તને મ્હાત કરવામાં, તારી સાથે સ્પર્ધામાં. માનિની—અહો રૂસણ લઈ બેઠેલી (સત્યભામા.)

૭૨ પ્રેમના પીયૂષ૦—પારિજાતક પુષ્પની વ્હાલભરી ભેટ લક્ષિત છે. પ્રેમવાળી—વગરદીકે પ્રેમપંત્રથી જેના ઉપર તમારૂ વ્હાલ ઊભરાઈ ગયૂ હતૂ તે રુક્મિણી.

૭૩ થયુ તે ન થયુ થવાનું નથી—પારિજાતક પુષ્પ અપાઈ ગયૂં તે અપાઈ ગયુ; એની તથા અવસ્થા છે.

૭૪ આતરડી—(સં. अन्तःकरण, ગૂ. અંતર; તેના ઉપરથી સ્વાર્થવાચક પ્રત્યયથી થયેલૂં રૂપ)—હૃદય.

૭૫ કુચ ભેદ કરે, તવ નિષ્ઠુર તે—જ્યારે સ્તન ખીલી નીકળે છે, એટલે કે યૌવન પ્રાપ્ત થાય છે, ત્યારે તે હૃદય કોમળ લાગણી વગરનુ(નિષ્ઠુર) બને છે અહીં 'બને છે' કે 'થાય છે' ક્રિયાપદ અધ્યાહાર છે ગતિબંધ (સં. बद्धगति)—ગતિહીન, નિરુપાય, લાચાર; સરખાવો મનભગ, આશાભંગ.

૭૬ જુહલવૂં (સં. युग ધૂસરૂં; વર તોરણે આવે, ત્યારે તેને પોંખી લેવાના ઉપકરણોમાં ધૂસરમુસલનો સમાવેશ થાય છે.)—વરરાગ્ન બનવૂ.

૭૭ નિર્ધાર (સં. निस्+धार् નિશ્ચય કરવો)—નિશ્ચય, ઠરાવ.

૮૨ પણ (પ્રા. पइण्णा, સં. प्रतिज्ञा)—પ્રતિજ્ઞા. કિયા જન્મના—કયા જન્મે, કયા ભવે. કાળા તલ—એનૂ દાન લેવૂ નિષિદ્ધ છે, એની ચોરી તેથી પણ વધારે નિષિદ્ધ.

૮૩ થઈ ગયાનો શોચ કરવામાં શો માલ છે?—જુઓ નીચેનૂ વચન—नष्टं मृतमतिक्रान्त नानुशोचन्ति पण्डिता: ।

૮૯ જાગ્રત થયું—જાગ્યું, નીપજ્યું, પ્રગટ્યું. નીપજવાના અર્થનું જાગ ક્રિયાપદ પ્રા. જાઅ, સં. જાત ઉપરથી થયું લાગે છે. નાટકકારે નિદ્રાત્યાગના અર્થના સં. જાગૃ ધાતુ સાથે સંબંધ જોડ્યો છે તે કલ્પિત છે.

૯૧ અધમ શબ્દ—અણછાજતું વચન.

૯૬ ખરૂં કહેનારની હેરે આવવું—રસ્તે જનારને જેમ ભૂત વળગે છે તેમ, ખરૂં કહેનાર સાથે ભાઝવું. હેર, સેર, શેરડી, સેરડો એક કુટુંબના શબ્દો છે. તે સં. 'સૃ જવું' ઉપરથી થયા છે; અને 'કેડી, મારગ' એવો અર્થ છે.

૯૭ એવું જ પુષ્પ—રુક્મિણીને આપ્યું તેવું જ, અર્થાત્ પારિજાતક.

૯૮ વનિતાને—સત્યભામાને. કાર્ય—નરકાસુરવધ વ્હેલો નીપજવવાનું કામ. નારાયણ—કૃષ્ણદેવ. દડના—કૃષ્ણદેવ અને સત્યભામા વચ્ચે ચકમક કરાવવાની ખટપટમાં મંડ્યા રહેવું તે, પારિજાતક પુષ્પ માટે તેમને લડાવી મારવામાં મગ્નપણું. નારદ ( સં. नर મનુષ્ય, नार મનુષ્યનું જૂથ; दो કાપવું, ભાગ પાડવા, ઐક્ય તોડવું )—મનુષ્યોને લડાવી મારનાર, લડાઈ લગાવનાર. આ કલ્પિત વ્યુત્પત્તિ નારદ સંજ્ઞા સાર્થક કરવા યોજેલી છે. નારદવેડા—મનુષ્યોમાં કલહ કરાવવામાં ગમ્મત માણવાની પ્રકૃતિ, કલહપ્રિયતા. પ્રત્યવાય—બાધ, અવરોધ.

૧૦૪ ભલે પધાર્યા—આ પ્રયોગ સં. स्वागतम् । નો અનુવાદ છે.

૧૦૫ અમીદષ્ટિ વિશે પ્રશ્ન છે, તેનો ઉત્તર સેવાસક્તિરૂપ કારણના નિર્દેશથી વાળ્યો છે.

૧૦૮ કૃતકૃત્ય—કૃતાર્થ, સફળજન્મવાન.

૧૦૯ સંકષ્ટ—મહાકષ્ટ, મોટી સંકડામણ. દુઃખ દે છે—મર્મવાણીથી પીડા ઊપજાવે છે. રતિવતી—પરમપ્રેમાળી. ક્રીડા—શરમ, સત્યભામાના અંતઃપુરમાં મોડી રાતે કેમ જવાય એવો સંકોચ. ગતિ—વાસુદેવની દશા; કૃષ્ણદેવની સ્થિતિ. મતિમતી—બુદ્ધિશાળી, ડાહી. ચંદ્રિકા—ચાંદની. ચંદ્ર સાથે ભ્રષ્ટ—ચંદ્ર તેજોભ્રષ્ટ થવાની સાથે તેજોભ્રષ્ટ. દિનકર નિરખી—પ્રભાત થતાં. ભ્રષ્ટ—તેજોભ્રષ્ટ, નિસ્તેજ. ચક્રવાકી—ચકવી. નો'યે(ન હોયે) —ન ઘટે. ધવ—પતિ. પુષ્પ શીર્ષે રહે શે?—પારિજાતક ફૂલ કેમ માથે ધરી રખાય? સત્યભામાને મંદિર જઈ ફૂલ માથેથી કાઢી આપવાનું અહીં સૂચન છે. ક્ષણમાત્ર પણ ઢીલ કરવા જેવું નથી એમ બતાવવા ઉક્તિ પૂર્વે નારદ રુક્મિણીના સામા જાય છે અને ઉક્તિ પછી તત્ક્ષણ ચાલ્યા જાય છે.

## પાઠચર્ચા

દશ્ય–૫

૪ 'તને તારે' પ્રયોગ અહીં વ્યાકરણની દૃષ્ટિએ દૂષિત છે. ૧૨ 'મહાલે' બોલનો પ્રયોગ અહીં પ્રયોજનરહિત છે. ૧૩ પ્રસ્તુત 'કપોલ' અને 'અધર'ના પ્રયોગને અનુસરી મેં 'નિલવટ' પાઠ યોજ્યો છે. ૧૪ રચના કિલષ્ટ હતી, તે સહેજ ફેરફારથી સરળ કરી છે. ૨૦ તમારાથી થાય તે કરી નાખજો–આ ધમકી વધારા-પડતી છે; માટે મેં ક્ષેપક ગણેલ છે. ૨૪-૨૪ મારે ગ્હેરે કઢાવવું હશે, કેમ?–આ વાક્ય વચમાં મૂકવાથી એના પૂર્વના અને પછીના વાક્યનો સંબંધ તૂટી જાય છે. તે કારણથી મેં તે તજી દીધું છે. ૨૫ ૨૫ પુનરુક્તિ ટાળવા પાઠ ફેરવ્યો છે, જુઓ ઉક્તિ ૬૩ ૨૯ મારે તો પ્રેમમાં પૂળો–આ વચન અણછાજતું હોવાથી મેં તજી દીધું છે. ૩૨-૩૩ કોમળું હૃદય નિષ્કળ થવું અથવા હૃદયની કોમળતા નિષ્ફળ થવી, એનો કંઇ અર્થ નથી. આ કારણથી નિષ્ફળને બદલે નિષ્ઠુર પાઠ કલ્પ્યો છે તેની સાથે પ્રાસ મેળવવા પ્રથમ ચરણમાં સહેજસાજ ફેરફાર કરવા પડ્યા છે. ૩૫ અલમ્. હવે અતિવિસ્તારનું પ્રયોજન નથી,–હાસ્ય ઊપજાવે એવું આ વાક્ય મેં તજી દીધું છે. ૩૬ 'આ જીવ લેઈ... જાવ' આ વાક્ય વચ્ચે ઘૂસવાથી એના પૂર્વના અને પછીના વાક્યનો આત્યંતિક સંબંધ તૂટી જાય છે. તે કારણથી પ્રક્ષિપ્ત વાક્ય તજી દેવામાં આવ્યું છે. ૫૬ ઘરેણાં વગરના અડવા સ્ત્રીશરીરને બાવળિયાની ઉપમા અપાય છે. અહીં એવું કંઇ સામ્ય છે નહિ. તે કારણથી વાધા પડતા શબ્દ મૂકી દીધા છે. ૫૭ આની પૂર્વે ઉક્તિના આરંભે 'તું તો ધુધરીઓવાળું પુષ્પ લે એવી છે' એ વાક્ય ઉક્તિ પછીના એકાંતરે આવેલા વાક્યથી ગતાર્થ છે. અર્થાત્ એ ત્યાજ્ય છે. ૫૮ 'જાત તેવી ભાત,'–સત્યભામાને ઉદ્દેશીને કૃષ્ણદેવના મુખમાં આ વચન અણછાજતું છે ૬૧ ઉક્તિ ૧૧૭ ઉપરથી જોવામાં આવશે કે કૃષ્ણદેવ સત્યભામાને અનેક નહિ, એકજ પુષ્પ પારિજાતકના નામે આપે છે. આ કારણ એકવચનાત્મક પાઠ મેં યોજ્યો છે.

દશ્ય ૬

૧ ધારીને જોવાનો અર્થ અભિપ્રેત નથી; તે કારણથી 'નિહાળી' બોલ મેં તજી દીધો છે. ૪ રુક્મિણી દેવી સૂઈ ગયા છે, આજ્ઞા કરો તો એમને આપના આગમનની ખબર આપું' આવું કંઇક દ્વારપાલિકા કહેવા માગે છે. તેમાં ભેગું 'દેવશ્રી સત્યભામા દેવીને મંદિર પધાર્યા છે' તે પણ ભરડી નાંખવું બરાબર નથી. તે કારણથી પાઠટિપ્પણીમાં નોંધેલા વધારાના બોલ મેં તજી દીધા છે. ૧૦ પ્રવેશ કરતી વ્યક્તિ પ્રત્યે 'પધારો' કહેવાય. પરંતુ નારદ તો પ્રવેશ કરી આસને બિરાજ્યા પણ છે. તે પછી કનકમાલિકા આવે છે; તેણે 'ભલે પધાર્યા' બોલથીજ સ્વાગત કરવું જોઈએ. ઉતારનારે વગર-સમજ્યે 'પધારો પધારો' લખ્યું લાગે છે. ૧૨, ૧૩ પાઠ બહુ ભ્રષ્ટ છે. 'ક્રીડા'(૧૨) અને 'દુઃખ લે ચઢી' (૧૩)નો પ્રયોગ કોઇ રીતે ઘટાવી શકાતો નથી. આથી સંગતિ ધ્યાનમાં રાખી નવા પાઠ યોજ્યા છે. ૧૪ સુખનો પ્રતિવાદી બોલ અહિત નહિ પણ અસુખ કહેવાય. તે મેં પ્રસંદ કર્યો છે. ૧૫ એકના દુઃખે બીજું દુઃખી એવી જોડી તો ચકવાચકવીનીજ પ્રસિદ્ધ છે, ચકોરચકોરીની જાણવામાં નથી. ૧૮ રુક્મિણી સત્યભામાને મંદિરે જવાનો વિચાર જણાવે તે પહેલા મેં તજી દીધેલા વધારાના વાક્યને સ્થાન નથી. ૨૨ રુક્મિણીના મનની અધીરાઇ સાથે આ વાક્ય સુસંગત નથી. અધીરા મનમા પરિણામનો વિચારજ આવતો નથી.

(દશ્ય ૭ હવે પછીના અંકમાં.)

# ચારિત્ર્યશુદ્ધિ

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

યુરોપના મહાયુદ્ધ પછી સ્ત્રીપુરુષસંબંધ અને માણસમાં રહેલી સાર્વભૌમ કામવૃત્તિ વિષે લોકોનું વલણ ઘણું બદલાયું છે. યુરોપઅમેરિકાના લોકો આજે દુનિયાના લોકમતના આગેવાન છે, જબરદસ્ત પ્રચારક હોઈ પોતાની [illegible] બધી વસ્તુઓ દુનિયાના સમાજ આગળ તેઓ આદર્શ તરીકે આકર્ષક રૂપમાં મૂકે છે. વિષયવિકારની મૂંઝવણો દુનિયાને દરેક જમાનામાં પીડતી આવી જ છે, પણ જૂના જમાનામાં વિકાર વિષે સમાજનો અભિપ્રાય નિશ્ચિત બંધાયેલો હતો. વ્યસનો વધે તોયે સમાજના જવાબદાર લોકો એને વ્યસન તરીકે ઓળખતા હતા. વિવાહસંબંધના નિયમો અને બ્રહ્મચારીએ પાળવાની મર્યાદાઓ સમાજ પરત્વે જુદીજુદી હોવા છતાં એમનામાં કેટલોક સર્વસામાન્ય આદર્શ મહત્ત્વનું સ્થાન ભોગવતો હતો, અને તેથી સમાજને દોરવાનું કામ કાંઈક સહેલું રહેતું. આજે એ સ્થિતિ બદલાઈ છે. આજે એકેએક માન્યતા ફરી મૂળથી તપાસવાની વૃત્તિ જાગી છે. આવી આમૂલાગ્ર તપાસવાની વૃત્તિ ખોટી નથી હોતી. પણ એ તપાસનાર વ્યક્તિ કે સમાજ બધી બાજુથી અને દીર્ઘદૃષ્ટિથી જોવાની શક્તિ ધરાવતો હોય તો જ એ મહત્કૃત્ય એ કરી શકે. નહિ તો વાંદરાના ઘા જેવી સ્થિતિ થઈ જવાની. શાસ્ત્રીય શોધખોળ કરનાર અને સમાજને દોરનાર માણસ દીર્ઘદર્શી, પક્ષપાતરહિત અને વિજિતવિકાર હોવો જોઈએ. રાગદ્વેષથી ભરેલો, વિકારોથી આંધળો થયેલો અને તુરતના સ્વાર્થ માટે કાયમના હિતનો ભોગ આપનારો માણસ શાસ્ત્રીય કે સામાજિક પ્રયોગો ન કરી શકે, લોકોને માટે ધર્મ નક્કી ન કરી શકે. ધર્મબોધ તો ન જ આપી શકે. આજના જમાનામાં જે લોકો વિષયવિકારની નવી વ્યવસ્થા કરવા માગે છે અને જૂના બંધનોમાંથી કશું જ રાખવા માગતા નથી, તેમનામાં શાસ્ત્રીય તટસ્થતા અને સમાજના આત્યંતિક હિતની દૃષ્ટિ છે એવી હજી ખાતરી થતી નથી. અને છતાં મનુષ્યજીવનના આ પાયાનો હવે ઊંડો વિચાર કર્યા વગર છૂટકો નથી.

આપણા સમાજમાં પહેલાં છાત્રાલયો નહોતાં. ગુરુકુળો અને ગુરુગૃહવાસની વાતો પુરાણોમાં અને સાહિત્યોમાં ઘણી છે. એ ગુરુકુળો સાર્વત્રિક હતાં કે નહિ અને જ્યાં હતાં ત્યાં કેવાં હતાં એને વિષે ઐતિહાસિક માહિતી આપણી પાસે બહુ થોડી છે. સંન્યાસીઓના મઠોનો અહીં વિચાર નહિ કરીએ. કેવળ વિદ્યાર્થીઓનો જ અહીં વિચાર કરવો છે. હાલમાં યુરોપની પબ્લીક સ્કૂલની ઢબે છાત્રાલયો વધવા લાગ્યાં છે. કેળવણીની સગવડ અમુક અમુક કેન્દ્રોમાં જ ખીલેલી હોવાથી અને માબાપોને નોકરી કે વેપારને અર્થે દૂર દૂર રહેવું પડતું હોવાથી છાત્રાલયોની વ્યવસ્થા અપરિહાર્ય થઈ પડી છે.

છાત્રાલયોમાં ખોરાકનો સવાલ, ખર્ચમાં કરકસર, ધાર્મિક કેળવણી અને વૈયક્તિક નીતિમત્તાનું વાતાવરણ એ સવાલો મુખ્ય હોય છે. એ બાબતમાં હજી આપણા લોકોએ પૂરતો વિચાર નથી કર્યો. સમાજના આગેવાનોએ આને માટે ખાસ કમિશનો નીમી તપાસ કરી હોય તો કાંઈક અજવાળું પડે. પણ આજના વિચારના અગ્રગણ્ય દેશોમાં અને નવા

તથા જૂના વચ્ચેની તાણાતાણીના દિવસોમાં કમિશનમાં કોણ કામ કરે, કોને પસંદ કરવા એ પણ સવાલ છે. પણ સમાજે જાગૃત થઈ પોતપોતાની દૃષ્ટિએ આમાં આગળ વધ્યે જ છૂટકો. અજ્ઞાન અને બેદરકારી એ કાંઈ સલામતીનાં તત્ત્વો નથી.

છાત્રાલયોમાં તરુણ વિદ્યાર્થીઓ ચોવીસે કલાક સાથે રહે છે, એકબીજાના પ્રસંગમાં આવે છે. એમનું ચારિત્ર્ય દૃઢ કરવા માટે ઘરમાં માબાપોએ કશો જ પ્રયત્ન કરેલો હોતો નથી. સમાજમાં એની મેળે જે કાંઈ ટકયું હોય તે આપણું ચારિત્ર્ય. ભલભલા લોકો પણ બાહ્ય દેખાવ અને સામાજિક વિવેક જળવાય એટલું જ પૂછે છે, અથવા એટલાથી જ સંતોષ માને છે. કુટુંબોમાં વાતાવરણ સ્વાભાવિક હોય છે અને તેથી છાત્રાલયમાં જેવા સવાલો ઉત્પન્ન થાય છે તેવા કુટુંબોમાં મોટે ભાગે નથી હોતા તે કારણે પણ માબાપો છોકરાંને છાત્રાલયમાં મોકલતા પહેલાં બધી બાજુનો વિચાર કરતા નથી.

છાત્રાલય ચલાવવાનું કામ માથે લેનાર શિક્ષકો અને ગૃહપતિઓ પણ તે તે સમાજના સામાન્ય કોટિના માણસો હોય છે એમની ખાસ તૈયારી પણ નથી હોતી. અને લાયકાતની કસોટી તો શી રીતે કરાય? અણઘડ, અમર્યાદી માણસની નાલાયકી સહેજે વર્તી શકાય પણ ધૂર્ત, દંભી અને મિથ્યાચારી એટલે કે ચારિત્ર્ય જાળવવાનો મોળો પ્રયત્ન કરનાર આત્મવંચક એ લોકોની નબળાઈ અથવા લુચ્ચાઈ સહેજે પરખાતી નથી.

આવી સ્થિતિમાં જો બાહ્ય વર્તનના સર્વમાન્ય નિયમો હોત અને કડકાઈથી તેમનું પાલન થયું હોત તોયે સામાન્યપણે અથવા સ્થૂલપણે વાતાવરણની સ્વચ્છતા જળવાઈ રહેત. પણ જૂના વહેમી લોકોએ વગરવિચાર્યે વિચિત્ર અને આકરા નિયમો બાંધ્યા, અને તેથી નવા સ્વચ્છંદી લોકોને એમની સામે બળવો કરીએ છીએ એમ બતાવી પોતાના સ્વચ્છંદને અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની તક આપી. સામાન્ય સમાજમાં એક બાજુ પડદાની પ્રથા છે, તો બીજી બાજુ સ્ત્રીપુરુષના સહવાસમાં કશી જ મર્યાદા ન હોવી જોઈએ, દરેક માણસની સજ્જનતા અભેદ્ય છે એમ માનીને જ ચાલવું જોઈએ એવો આગ્રહ ઉત્પન્ન થયો છે. છાત્રાલયોમાં હજી છોકરાછોકરીઓ એકત્ર રાખવાની પ્રથા દાખલ થઈ નથી, નહિ તો સહશિક્ષણના સવાલ સાથે સહજીવનના સવાલો પણ વધી પડત.

છાત્રાલયના વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ માટે સલાહ આપવાનું પણ ઘણું અઘરું કામ છે. મોટી ઉંમરનો કોઈ માણસ આડે રસ્તે જતો હોય તો આપણે એને સલાહ આપીએ છીએ કે પરણીને ઠરીઠામ થા. પણ પંદરવીસ વરસના છોકરાઓ જ્યારે બગડી બેસે છે ત્યારે એમને શી સલાહ આપીએ? એમને ઘેર મોકલવા એ અપરિહાર્ય ભલે હોય, પણ એ કાંઈ માણસને સુધારવાનો ઇલાજ નથી. કેટલાયે યુવાનોએ છાત્રાલયોમાં અનાચાર શીખી એ સડો ઘરમાં દાખલ કર્યો છે. એટલે આ વિષયનો ઉકેલ બધી બાજુનો વિચાર કરીને જ આણી શકાય એ આપણે જાણવું જોઈએ.

કેટલાંક છાત્રાલયોમાં એક મોટા દીવાનખાનામાં બધા છોકરાઓ અલગઅલગ પાટ ઉપર પૂરતે અંતરે સૂઈ જાય, ગૃહપતિ એમની વચ્ચે એક ઊંચા પાટ ઉપર સૂઈ જાય, આખી રાત દીવાનખાનામાં એક અથવા અધિક ફાનસ બળતાં રહે, બધા વિદ્યાર્થીઓ સૂતા પહેલાં પેશાબ કરવા જઈ આવ્યા છે કે નહિ તેની પૂછપરછ થાય અને સવારે ચાર વાગ્યે વહેલા ઊઠે જ એવો નિયમ રહે એવી વ્યવસ્થા હોય છે. કોઈ પણ વિદ્યાર્થીને કે ગૃહપતિને

કોઈ કાળે એકાન્ત કરવાની તક જ ન મળે એ જાતનું છાત્રાલયનું જીવન અને કાર્યક્રમ ગોઠવેલા હોય છે. વિદ્યાર્થીઓ શું વાંચે છે એના તરફ ગૃહપતિની નજર હોય છે. બે બે વિદ્યાર્થીઓ એકાન્તમાં બેસીને વાતો કરે એવી સગવડ જ ન રહે એવો કાર્યક્રમ આગ્રહપૂર્વક જાળવેલો હોય છે, અને આળસુ એદી માણસના કલ્પનાતરંગને ઉત્તેજન ન મળે એવું વાતાવરણ રખાય છે. આખો દિવસ કાંઈ ને કાંઈ પ્રસન્ન કાર્યક્રમ રહે અને સાંજે શરીરની તમામ શક્તિ કસરતમાં વપરાઈ છોકરાઓ થાકના પરસેવાથી લોથપોથ થઈ જાય અને પૂરતા સાત કે આઠ કલાક ગાઢ સુષુપ્તિનો અનુભવ કરે એટલી કાળજી રખાય છે. અનુભવી લોકોનું કહેવું છે કે આટલી વ્યવસ્થાથી ઘણે ભાગે ચારિત્ર્ય જળવાય જ છે આથી વધારે માણસ કશું કરી ન શકે. ચારિત્ર્યનો આગ્રહ ધાર્મિક જીવનમાંથી જ જન્મે છે અને ધાર્મિક જીવનથી જ એ ટકી શકે છે ધર્મની ભાવના, અખંડ ઉદ્યોગ, જીવનની પ્રસન્નતા અને એકાન્તનો અભાવ એ જ ચારિત્ર્ય દૃઢ કરવાની સાધનચતુષ્ટયી છે

જે લોકો આજે સવાલ ઉઠાવે છે કે ચારિત્ર્ય કોને કહેવાય એ જ પહેલાં નક્કી કરો; મનુષ્ય પોતાના સ્વભાવને વશ થાય અને કોઈને નુકસાન થાય નહિ તો એમાં સમાજનું શું બગડ્યું, તેમને એટલું જ કહેવાનું કે ચારિત્ર્યના નિયમો અને વિષયસેવનનું નિયંત્રણ સમાજે હજારો વરસથી ચલાવ્યું છે અને એનો એટલો બધો આગ્રહ રાખ્યો છે અને એને જ ચારિત્ર્યની કસોટી કહ્યું છે તે અમસ્તું નથી. આ નિયમોમાં ઘણા ભૂલભરેલા હશે. નવી પરિસ્થિતિમાં એ જ આદર્શ જુદી રીતે પાળવો વધારે સગવડભરેલું હશે. પણ નિયંત્રણની આવશ્યકતા અને ચારિત્ર્યશુદ્ધિનો આગ્રહ એ વસ્તુ ફેંકી દેવા જેવી નથી. જ્યાં જ્યાં શિથિલતા નભાવવામાં આવી છે ત્યાં ત્યાં ખૂન, આત્મહત્યા, શરાબખોરી, દગો, જુગાર અને રોગો વધ્યા છે એવો સાર્વત્રિક અનુભવ છે. જ્યાં બાહ્યાચારમાં ચારિત્ર્ય સચવાયું છે પણ મનમાં અનાચારને છૂટોદોર અપાયો છે, ત્યાં પણ માનસિક રોગો એટલા બધા વધ્યા છે કે એથી તન્દુરસ્તી તો કથળી જ છે પણ માણસ માણસ વચ્ચેનો વ્યવહાર પણ સરળ રહ્યો નથી. વિષયસેવનની બાબતમાં જ્યાં વિકૃતિ આવી ત્યાં જીવનના બધા જ વ્યવહાર વિકૃત થવા લાગે છે, અને પછી મન કઈ દિશામાં વહેશે, કયે વખતે કયો વિચાર કરશે એનો કાંઈ હિસાબ જ રહેતો નથી. મન તરંગી અને વહેમી થઈ જાય છે. શરાબી માણસની મનોવૃત્તિની પેઠે આશાનિરાશા ઉન્માદ, અવસાદ, નિંદા અને દગો એનાં ગોથાં એક પછી એક આવતાં જ જાય છે અને કોઈ પણ જાતનું સામર્થ્ય રહેતું નથી. આને જો નુકસાન ન કહો તો સમાજમાં બાકી શું રહ્યું? રોગ જેમ સ્પષ્ટ વરતાય છે, તેમ અનાચાર પણ એના ફળથી સ્પષ્ટ વરતાય જ છે. અને તેથી જ ચારિત્ર્ય વિષે આટલો આગ્રહ રખાય છે ચારિત્ર્યનાશના પરિણામ તરત ન દેખાય એ ખરું, પણ તેથી જ એ બાબતમાં વિશેષ સાવચેત રહેવાની જરૂર છે.

જૂના વખતમાં સાસુ વહુ પ્રત્યે જેમ કઠોર રીતે વર્તતી તેમ શિક્ષકો પણ વિદ્યાર્થીઓ પ્રત્યે ખૂબ કડકાઈ રાખતા. એમાંથી ઘણા દોષો ઉત્પન્ન થતા એ ખરું. પણ આજની પંપાળવાની પ્રથામાં પણ ઓછા દોષો નથી કોઈ છોકરો દુ:ખી થયો હોય, પશ્ચાત્તાપથી પીગળી ગયો હોય અને ગૃહપતિ પાસે આશ્વાસન મેળવવા હૃદય ખુલ્લું કરતો હોય તો તે જ વખતે ગૃહપતિ પણ પીગળી જઈ પોતાના ચારિત્ર્યનો વિચાર ભૂલી જઈ વિદ્યાર્થીને અણછાજતી રીતે પંપાળવા માંડે છે અને એમાંથી જ અનાચારની શરૂઆત થાય છે. એવા

દાખલા સંખ્યાબંધ મળી આવે છે. કોઈ છોકરો છાત્રાલયમાં આવ્યા પછી પૈસેટકે મૂઝાતો હોય, છાત્રાલય અને કેળવણી છોડી ઘેર જાય તો દીર્ઘ કાળ સુધી સેવેલી પોતાની મહત્ત્વાકાંક્ષા જતી કરવી પડે એ અસહ્ય લાગવાથી બીજા સારી સ્થિતિવાળા વિદ્યાર્થી પાસે અથવા કોઈ મોટેરા પાસે સલાહ અને મદદ માગવા જાય એમાંથી જ અત્યંત નિકટનો સંબંધ ઉત્પન્ન થાય છે અને એમાંથી અનાચારમાં લપસી જવાય છે એવા દાખલા પણ ઓછા નથી. માંદગીની શુશ્રૂષામાંથી પણ ચારિત્ર્ય ઓગળી ગયાના દાખલા પણ જડી આવે છે. જ્યાં એક જ વિદ્યાર્થીને લાંબા વખત સુધી અને બધી જાતની છૂટ સાથે ભણાવવાનો પ્રસંગ આવે છે ત્યાં શિક્ષક-વિદ્યાર્થી વચ્ચેનું અંતર ટકતું નથી. જીવનના નાજુકમાં નાજુક સવાલો પણ ચર્ચાય છે, અને પછી જો ચારિત્ર્યની દૃઢતા ન હોય તો એમાંથી એકબીજાની નબળાઈને પોષવાનું વાતાવરણ જામતા વાર નથી લાગતી. એકબીજા પ્રત્યેની નિષ્ઠા આવે પ્રસંગે બન્નેને ચડાવવાને બદલે પાડે છે. આજકાલનું રસિક સાહિત્ય અને એનું વિવેચન પણ ઘણીવાર પોતાનો ભાગ ભજવે છે, અને જ્યાં મલિનતા સુપ્ત હોય ત્યાં એને જગાડે છે.

કોકકોકવાર યુવાનોમાં મલિનતા ન હોવા છતાં યૌવનસહજ જબરદસ્ત જિજ્ઞાસા એને આડે રસ્તે લઈ જાય છે. દરેક વસ્તુ જાણવી જોઈએ, દરેક વસ્તુનો અનુભવ કરવો જોઈએ અને એ પુરુષાર્થ માટે ગમે તે ભોગ આપવો પડે તો તેની તૈયારી હોવી જોઈએ એ જાતની વૃત્તિથી પણ યુવાનો પડ્યા છે. જૂના ધર્મસંપ્રદાયના કેટલાક આચાર્યોએ જેમ લોકોની અનન્ય ભક્તિનો ગેરલાભ લીધો છે તેમ જ કેટલાક પ્રભાવશાળી બુદ્ધિવર્ચસવાળા લોકોએ યુવાનોની નિષ્ઠાનો ગેરલાભ લીધો છે જ્યાં ભક્તિ જામી ત્યાં સર્વસ્વ અશેષ અર્પણ કરવું એ જાતની મનોવૃત્તિ માણસને સ્વાભાવિક છે. સ્ત્રીઓમાં અને યુવાનોમાં એ વધારે હોય છે. એ પવિત્ર ભાવનાનો દુરુપયોગ કરવો એના જેવો સમાજદ્રોહ બીજો કયો?

આટલું વાતાવરણ આપણી આસપાસ છે એમ સમજી છાત્રાલયોના નિયમો અને આદર્શો આપણે ઘડવા રહ્યા. જો આપણે રાષ્ટ્રને સમર્થ બનાવવું હોય તો કૌટુમ્બિક જીવન કરતાં વ્યાપક જીવન ઊભું કર્યે જ છૂટકો છે પણ ગમે તેવી મોટીમોટી સંસ્થાઓ ઉત્પન્ન કરીને અને સારીસારી નિયમાવલિઓ અને રિપોર્ટો પ્રસિદ્ધ કરીને એ ન થાય. કુટુમ્બસંસ્થા બંધાઈ એની પાછળ હજારો વર્ષોનો મહાપ્રયત્ન, સતત તપશ્ચર્યા અને કરોડો લોકોનો આપભોગ પડેલા છે. વિદ્યાપ્રાપ્તિ અને સમાજસેવાને અર્થે મોટીમોટી સંસ્થાઓ કાઢીએ એના પાયામાં પણ સમયનો અને જીવનનો, ધ્યાનનો અને પરિશ્રમનો આપભોગ હોવો જ જોઈએ. ઢાંકપિછોડો કર્યે ચારિત્ર્ય જળવાવાનું નથી. વહેમી વૃત્તિ રાખી જાપ્તા જેલનું વાતાવરણ ઊભું કર્યે પણ ચાલવાનું નથી. કેળવણી જેવા પવિત્ર કામમાં પડેલા લોકો આખું તંત્ર અને હૃત્તંત્ર અંદરથી સુધારતા જાય ત્યારે જ. આમાં આપણે ફાવવાના છીએ. ક્ષણે ક્ષણે ક્રૂસ ઉપર ચડ્યા વગર આ થવાનું નથી. ચારિત્ર્ય જાળવવા માટે કેવા કેવા આપભોગ આપવા જોઈએ અને એ શક્તિ કેટલે સુધી કેળવી શકાય છે એનો ખ્યાલ આપણને આપણી ભારતીય મહિલાઓએ સૈકાઓના મૂક બલિદાનથી આપ્યો છે. એમને પેટે જન્મ લઈ આપણે આપણા રાષ્ટ્રીય મોક્ષને માટે અને સર્વાંગી કલ્યાણને માટે એ શક્તિ ન ખીલવીએ?*

* તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ 'જીવનવિકાસ'માંથી.

# તારકશુચિતાને—

પૂજાલાલ

[ મનહર છંદ ]

તારકશુચિતા ! તારી કુમારી ભૂમિકામાંથી
કાળકલુષિત લોકે ક્યારે તું પધારશે ?
સ્મિતજ્યોત્સ્ના ધારે ધોઈ મલિન પંકિલાં ઉર
અમલતાના આનંદ-ઉત્સવો વધારશે ?

જગતનાં જીવનજળ કામનાના આવેગોએ
ડહોળાયેલા જોઈ ઊંડું મન પીડા પામતું,
સ્વર્ગની શારદ શોભા—સ્વચ્છ, શીળી, શાંત દ્યુતિ
ઝારી ઝારી મેલાં વારિ કાચ શાં બનાવ તું.

મોહની આંધીએ છાયું આકાશ અનંતતાનું,
અમૃતના ચંદ્રમાનું મુખડું દેખાય ના;
ગર્જતાં કાળાં દળોની ઝબૂકતી જીભ જોઈ
ત્રસિત અંતર થાતું, ધીરજ ધરાય ના;

આવ તું અમૃતજ્યોતિનાં અનેરાં અસ્ત્ર લઈ
આવરણ દારી પ્રેમપૂર્ણિમા ખિલાવ તું;
તારામય દેહકોપો આનંદરતને ભર,
મુક્ત કર આત્મગાન દિશાઓ ડોલાવતું.

તારકશુચિતા ! ઊંચી અટારીએ ઊભી રહી
મૂગા જાદુએ નીંદરે સ્વપ્નાં કાં જગાડતી ?
આવ રે અવની પરે, પ્રવેશ મલિન ઘરે
હીરકોની દીપમાળે અંધારાં ભગાડતી.

# હુસેનચાચા

વૈકુંઠ ચુનીલાલ શાહ

શહેરના ટપાલખાતાની આજીવન સેવા કરનારા હુસેનચાચા એકલા હતા. સાડત્રીસ વર્ષની સતત સેવાથી હુસેનચાચા શહેરના ભોમિયા બની ગયા હતા. શહેરનો એકેય રસ્તો એવો નહોતો કે જ્યાં ચાચાએ એક યા બીજે સમયે કામ કર્યું ન હોય.

વર્ષોની નોકરીએ હુસેનચાચાને ઘડયા હતા. સવારના સાડાસાતને ટકોરે અસાધારણ નિયમિતતાથી ચાચા પોસ્ટઑફિસને ઊંબરે પગ માંડતા. ટપાલના કોથળા આવીને ખડકાય કે તુરત કાગળોની લત્તાવાર વહેંચણીનું કામ શરૂ થઈ જતું. ટપાલીઓના હાથ ઝડપથી અને અચૂક રીતે ફરતા અને કાગળોનો મોટો ઢગ થોડીવારમા હાથમાંથી સરી જતો. ક્વચિત્ કોઈકનું સરનામુ અપૂર્ણ હોય ત્યારે હુસેનચાચાને પૂછવામાં આવતું. ચાચા માથું ખંજવાળતા, સહેજ ગભીર બનતા અને છેવટે ધરતા રગ સાથે પત્તો આપતા. સાડાઆઠ–નવ થાય એટલે હાથમાં કાગળોનો થોકડો લઈ, સાથે મોટી ખાખી પાઘડી પહેરી, કાને પેનસિલ ભેરવી અને ચશ્મા નાકની દાંડી સુધી ઉતારી હુસેનચાચા શેરીમાં દાખલ થતા ત્યારે નાનામોટા છોકરાઓ 'ચાચા' 'ચાચા' કહી તેમને વિંટાઈ વળતા. ચાચા સૌ તરફ વહાલથી જોતા અને એકાદ છોકરાને ગાલે ધીમી ટપલી મારી આગળ ચાલતા.

ફક્ત લાંબા સમયની નોકરીએ હુસેનચાચાને માનીતા બનાવ્યા નહોતા. હુસેનચાચાની શીતળાના ડાઘવાળી, સામાન્ય કદ્રુપતાવાળી મુખાકૃતિમાં કંઈ વિલક્ષણ અમૃત વ્યાપેલું હતું. ગમે એવા લોહી ઉશ્કેનારા પ્રસંગે હુસેનચાચા અનહદ શાંતિથી વાત કરતા અને છતી લેતું હાસ્ય હસી વાદવિવાદ કરતા. બાળક સાથે વાત કરતાં તેમનામાં બાળકની નિર્દોષતા આવતી, યુવાન સાથે વાત કરતા પિતાનું વાત્સલ્ય અને અર્થગાંભીર્ય દેખાતાં અને સમોવડિયા સાથેના વાર્તાલાપમાં અનુભવના પાણીથી પીઢ બનેલી વિચારશક્તિ અને કાર્યદક્ષતા તરી આવતાં.

હુસેનચાચાના હાથ નીચેથી (સાચુ જોતાં તેમના માથા ઉપરથી) ઘણાયે પોસ્ટમાસ્તરો આવી ગયા. પોસ્ટમાસ્તરની માનભરી ખુરશીનું ગૌરવ અણીશુદ્ધ જાળવવાનો સંકલ્પ કરી આવેલો નવજુવાન પોસ્ટમાસ્તર આવતાંવેંત પોસ્ટઑફિસમાં વ્યાપેલું હુસેનચાચાનું નૈતિક શાસન જોઈ ચાચા તરફ તીખી નજરે ટીકતો, પણ વરસ બે વરસ પછી બદલી થતી ત્યારે હુસેનચાચા માટે મુક્તકંઠે પ્રમાણપત્ર વેરતો જતો.

卐

શહેરમાં પાશવતા વ્યાપી રહી. હિંદુ મુસલમાનને જોઈ હાથ ઉઠાવતો અને મુસલમાન હિંદુને જોઈ દાંત પીસતો. ચારે તરફ ખૂન અને હુલ્લડના હદયદ્રાવક અવાજો આવવા લાગ્યા. જંગલમાં પશુઓ એકએકનો સંહાર કરે તેમ હિંદુમુસલમાને મનુષ્યત્વનો ધ્વસ કર્યો.

એક નાની ઓરડીમા, સફેદ દૂધ જેવી દાઢીવાળો બુઝર્ગ મુસ્લિમ સામે બેઠેલ તેની ઘરડી પત્નીને ચિંતાભર્યા મુખે આશ્વાસન આપતો હતો અને પપાળતો હતો વચ્ચે વચ્ચે 'મારો, મારો' ના અવાજ સભળાતા અને વૃદ્ધ સકીનાને કપારી છૂટતી હતી .

' સાચે જ કહુ છુ, આ લોહીતરસ્યા હિંદુઓ આપણા બાળકને જીવતો રહેવા નહિ દે

' સકીના, ખુદામા આકીન રાખ..."

"હિંદુની આખી જાત " પુત્રની કુશળતાની ચિંતામા સકીના આખી હિંદુ જા પર પ્રહાર કરતી હતી પણ અબ્દુલે તે કડવી વાણી અટકાવી.

"સકીના, આ હુલ્લડ એ તો થોડા અજ્ઞાનીનુ કામ છે. તેમા આખી હિં કોમનો વાક ન કાઢ"

"પણ તમે જ કહો, હુસેનને દૂધ લેવા મોકલ્યાને દોઢ કલાક થઈ ગયો જરૂર મ તો લાગે છે ' અબ્દુલે ફરીથી સકીના સામે જોયુ અને સકીના નેથી અટકી ગ "મને ખુદાએ ક્યા એવી બુદ્ધિ આપી કે મેં હુસેનને દૂધ લેવા મોકલ્યો !"

"પરવરદિગારની ઇચ્છા હશે તેમ થશે. ."

"પણ મોટી ઉંમરે બાળક થાય તેનુ આવુ મોત કેમ જોયુ જાય?" સકીના ચોક રડી પડી અબ્દુલ પર પણ ગ્લાનિનુ પ્રચડ મોજુ ફરી ગયુ

હુલ્લડની હોળી પૂરા ત્રણ દિવસ સળગી અસખ્ય માણસો ઘવાયા કઈક સ્ત્રીઓ પ વિનાની થઈ કેટલીયે માતાના પહાડ જેવા પુત્ર ગુમ થયા અગણિત ઘરમા આસુ વહેવા લાગ

અબ્દુલ અને સકીના હુસેનને પાછો મેળવવાની આશા છોડી બેઠા હતા, એવા બારણુ ખખડ્યુ અબ્દુલે તે ખોલ્યુ અને સન્નિપાતનો એકાદ ઉછાળો હોય તેમ બોલી ઊઠ "મેરા બેટા" અને નાના હુસેનને ઊચકી લીધો. સકીના પણ ઉપરણો ફેંકી અબ્દુલ પ દોડી ગઈ અને હુસેનને ખેચી લીધો

હર્ષાવેશમા પતિપત્નિ પાસે ઊભેલા હિંદુ નોકરને અને તેના તરફની કૃતજ્ઞતાને ભૂલી ગ

"મારા દીકરા ક્યા હતો?"

"શેઠને ત્યા "

સકીના તો હુસેન સાથે લાડ કરવામા મશગૂલ હતી

"બેટા ભૂખ્યો છે ને !"

"ના અમ્મા, મેં તો બહુ મીઠાઈ ખાધી "

પણ અબ્દુલ દુન્યવી વ્યવહાર ચૂકે એવો નહોતો.

"તારા શેઠ કોણ છે?"

"દયારામશેઠ "

"હિંદુ છે?"

"હા, ચાચા "

"જોય સકીના, આખી હિંદુ જાતનો દોષ કાઢી તે આ ભલા શેઠને કેટલો અન્યાય કર્યો

"મને શી ખબર ?"

અબ્દુલ નોકર તરફ વળ્યો

"તારા શેઠ આવ્યા હોત તો હુ આ ગરીબ ઘરમા મહેમાનગીરી કરતને?"

"શેઠ તો ખાટલામાં પડ્યા છે."

"કેમ બિમાર છે?"

"તમારા બચ્ચાને બચાવતા મવાલીનો ઘા લાગી ગયો છે."

"અરર!" આઘાતથી ચાચાની આંખ મિચાઈ ગઈ. "બહુ લોહી નીકળ્યુ હશે."

"પહેલાં ઘણુ નીકળ્યુ, હવે તો આરામ છે."

"ચાલ સકીના," અબ્દુલે પત્નીને સંબોધી કહ્યુ 'આપણે એ ભલા હિંદુને ત્યાં જઈએ. જીવના જોખમે આપણા હુસેનને બચાવનારનો આપણે કેમ બદલો વાળશું?"

卐

અબ્દુલ અને સકીનાએ દયારામશેઠનો ઉપકાર જીવનભર ન ભૂલવાનો સંકલ્પ કર્યો. અબ્દુલ દયારામ શેઠને ત્યાં પ્રત્યેક સવારે જઈ અને ઘણાંયે નાનામોટા કામ કરી, શેઠના કુટુંબને સેવારૂપ બની, માનીતો થઈ ગયો.

અબ્દુલચાચા મરણપથારીએ પડ્યા. તેમની આંખમાનુ નૂર ઊડી ગયુ, અને જીભ તોતડાવા લાગી. બુઝાતા દીપકના છેવટના ભડકા સકીના ચેતી ગઈ, અને ભાવિના વિચાર કરતી અબ્દુલ પાસે બેઠી.

સહાબળ આણી અબ્દુલચાચાએ આંખ ખોલી.

"હુસેન."

સકીના હુસેનને બોલાવી લાવી અને અબ્દુલ પાસે ઊભો રાખ્યો.

"બેટા, તુ હજી નાનો છે પણ એ વાત તને કહું છુ તે સાંભળી લે હવે હુ વધારે જીવવાનો નથી. તુ મારી નજર આગળ છે, એટલે મારી આંખને ઠંડક છે. પણ તારા હિંદુચાચા ન હોત તો તુ આજે મારી સામે નહિ હોત. માટે હિંદુચાચાને કદી ભૂલીશ નહિ. એમને કે એમના કુટુંબને મદદ કરવા માટે તારુ લોહી રેડતા પણ અટકતો નહિ. અને તારી ઘરડી માને દુઃખ દેતો નહિ."

અબ્દુલની લાંબીલાંબી વાત હુસેને આશ્ચર્યથી સાંભળી, અને બાપની વિશાળ છાતી પર માથુ મૂકી સૂઈ રહ્યો.

卐

અબ્દુલચાચાના મરણ પછી દયારામશેઠના કુટુંબ સાથે સકીનાનો સબંધ બદલાયો નહિ. ઘણીયે વાર સકીના દયારામશેઠને ઘેર જઈ બેસતી અને વાતોના તડાકા મારતી.

સમયની છાયા પથરાતી ચાલી. હુસેન ચૌદ વરસનો થયો. તેની શાદી થઈ, ત્યારે સકીનાનું મો આનંદથી મલકાયું. શાળાનું જીવન હુસેનને માફક આવતું નહોતું અને અભ્યાસ તરફ તેનું દુર્લક્ષ સાવ દેખીતું હતું. વિધવા માતાના એકના એક લાડકવાયાએ માતા પાસે ભણવાની અનિચ્છા સ્પષ્ટ કરી અને સકીનાએ તે સ્વીકારી. શાળામાં વીતતો સમય હુસેને ફરવામાં ગાળવા માંડ્યો. અબ્દુલચાચા કપાળે પરસેવો ઉતારી હજારેક રૂપિયા સકીનાને આપી ગયા હતા તે રૂપિયા હુસેને અમનચમનમાં ઉડાવવા માંડ્યા.

"હુસેન, મે તો આખો દિવસ તારુ મોં સરખુંયે જોયુ નથી."

"અમ્મા, હું તો નોકરી શોધવા ગયો હતો."

"તને પાંચ રૂપિયા આપ્યા હતા તેમાંથી શું પાછુ લાવ્યો?"

"અમ્મા, નોકરી શોધવા કચેરીઓમા ફરવુ પડે છે તેમા રૂપિયા કયા ખરચાઈ ા છે તે સમજાતુ નથી "

એક રાતે નણ વાગ્યે સકીનાએ દયારામશેઠના ઘરનુ બારણુ ઠોકયુ રાતના આવા ખતે કોણ આવ્યુ હશે તે જોવા દયારામશેઠ મેડીએથી ઝડપભેર નીચે ઊતર્યા સકીનાને રણામા રડતી ઊભેલી જોઈ દયારામશેઠ વિસ્મય થયા

"કેમ અત્યારે?"

"કાલ રાતે હુસેન ઘેર આવ્યો નથી"

કયા ગયો છે?'

'નોકરીનુ નામ દઈ એક મહિનાથી કોણ જાણે કયા રખડે છે તે સમજાતુ નથી"

"કઈ લત લાગી છે?"

'મને વહેમ છે કે હુસેન શરાબ પીએ છે"

"વહેમ આવ્યો છતાય વાર્યો નહિ!"

"ચાચા, એકનો એક"

"બૈરાઓ છોકરાને આમ જ બગડવા દે છે"

હાથમા કદીલ લઈ દયારામશેઠ અને સકીના શહેરમા ઘણે ઠેકાણે ફર્યા અને છેવટે નીસ ચોકીમા હુસેનનો પત્તો મેળવ્યો

"આ છોકરાને શા માટે પકડયો છે?'

"રાતે બજારમા ધાધલ કર્યુ હતુ"

બીજે દિવસે જાહેર જગ્યામા ગેરવર્તણૂક કરવા માટે હુસેન પર મુકર્દમો ચાલ્યો ારામશેઠ જાતે અદાલતમા હાજર રહ્યા અને હુસેનની સદ્વર્તણૂક માટે બાહેધરી આપી, ને એક વર્ષ માટે બસો રૂપિયા રોકડા જામીનગીરીના મૂકયા હુસેનને છૂટો જોઈ રડતી કીના હસી શકી

એ પછી દયારામશેઠ હુસેન અને સકીનાને ઘેર લઈ ગયા, અને શરાબની બદી ડવા શિખામણ આપી પોલીસ ચોકીમા એક રાત વિતાવ્યા પછી હુસેનની આખના ળ ખૂલી ગયા હતા શેઠની માયાભરી સલાહે દારૂ પ્રત્યે હુસેનની વૃત્તિમા ઉપયોગી પરિ- ર્તન કર્યુ દયારામશેઠે હુસેન પાસે હાથમા કુરાન લઈ દારૂને કદી સ્પર્શ ન કરવા ાગદ લેવડાવ્યા

શેઠની ભલમનસાઈ એટલેથી અટકી નહિ બીજે દિવસે શેઠે પોતાની લાગવગથી સેનને ટપાલખાતામા નોકરી અપાવી



એ દિવસથી હુસેનની જિંદગી ફેરવાઈ ગઈ શરાબ છોડી દેવાના સોગદ લઈ હુસેન ગયો પછી તેની આખ પરનુ આવરણ ઊડી ગયુ પિતાના મૃત્યુ વખતે ખોખરાતા વાજે પિતાએ આપેલી સલાહનુ આછુ સ્મરણ હુસેનને થઈ આવ્યુ સકીનાએ દયારામશેઠના કારની વાત કહી પછી હુસેનની કૃતજ્ઞતા જાગૃત થઈ આવી શેઠની અહેસાનમદીની વધુ વધુ કદર થઈ

તે પછી કોઈ રવિવારે હુસેન દયારામશેઠને ઘેર જવા ચૂક્યો નહિ. રવિવારે સવારે ટપાલ ન હોય ત્યારે હુસેન દયારામશેઠને ત્યાં જતો અને શેઠના ત્રણ છોકરાઓને મીઠાઈ આપતો. છોકરાઓની મા કહેતી.

"હુસેન, દરરોજ કંઈ મીઠાઈ અપાય?"

"અમ્મા, તમને ક્યાં ખબર છે કે આ છોકરાઓના બાપ ન હોત તો હુસેન જિંદગીભર મીઠાઈ દેખતે નહિ!"

એ પછી તો ગામની નદીએ કાંઠા પરની કેંક રેતી ધોઈ નાંખી. સકીનાના નિષ્કલંક આત્માએ દેહ છોડ્યો. દયારામશેઠના ત્રણે નાના છોકરાઓ નવજુવાન થયા અને શેઠે એક પછી એક ત્રણેનાં લગ્ન કર્યાં. એક સવારે હુસેનના પિતાતુલ્ય દયામૂર્તિ દયારામશેઠ બહોળો કુટુમ્બવિસ્તાર મૂકી સ્વર્ગે સિધાવ્યા.

પણ શેઠ ગયા એટલે શેઠનું ઘર ભાંગી પડ્યુ. ત્રણે દીકરાઓ વચ્ચે મિલકત બાબતમાં તકરાર પડી. ત્રણે છોકરાઓ અને વહુઓ લડવા લાગ્યા માના કાલાવાલા કોઈએ ગણકાર્યા નહિ. છેવટે માલમિલકતના ભાગલા પડ્યા. બે ભાઈઓએ રોકડ રૂપિયા લઈ ગામ છોડ્યુ. સૌથી નાનો છોકરો મુકુન્દ ઘર અને વેપાર સભાળી ગામમા રહ્યો

પણ આ કુટુમ્બકલહથી હુસેનના વર્તનમાં ફેર ન પડ્યો. મુકુન્દને ઘેર જવાનો અને તેના છોકરાઓને રમાડવાનો તે નેમ ચૂક્યો નહિ

卐

એક દિવસ હુસેનચાચા વાદળથી ઢંકાયેલા આકાશ નીચે સૂતા હતા. પોહ ફાટવાની તૈયારી હતી. ચાચા જાગ્યા હતા પણ આળસ મરડતાં પડી રહ્યા હતા.

"ચાચા," કોઈ બાળકનો તીણો અંતરમા પેસી જતો અવાજ સંભળાયો. ચાચાએ આછું ઓઢણ ધકેલી ચમકીને જોયું.

મુકુન્દની મોટી છોકરી સુપ્રભા ચાચાના આંગણામાં ઊભી હતી.

"કેમ બેટા," ચાચાએ ઊઠીને સુપ્રભાને હાથમા લઈ લીધી.

"ચાલો, ચાચા, જલદી ચાલો, મારી બા બોલાવે છે"

"મને?"

"હા, હા, તમને"

"ભૂલતી હશે, બરાબર પૂછી આવ."

"બરાબર કહું છું. મને કહ્યું કે હુસેનચાચાને જલદી બોલાવી લાવ." હુસેનચાચા અચંબો પામ્યા પણ સપાટ પહેરી ઊઠ્યા અને મલમલનું લાંબું ઝીણું પહેરણ પહેરી, માથે ચારણી જેવી નાની સફેદ ટોપી મૂકી સુપ્રભા સાથે ચાલ્યા સુપ્રભા રમતીકૂદતી આગળ ચાલી પણ હુસેનચાચાની ઉત્કંઠા વધુ ને વધુ જાગ્રત થઈ.

"પરભા," હુસેનચાચાએ પોતાની રીતે સુપ્રભાને સબોધી, "બા શું કરે છે?"

"કોણ જાણે શું થયું છે તે રડ્યાં જ કરે છે."

"ભાઈ શું કરે છે?"

"બહાર ગયા છે."

સુપ્રભાને વધુ પૂછવું નિરર્થક છે એમ સમજી હુસેનચાચા મૂગા થયા. એટલામાં મુકુન્દનું ઘર આવી લાગ્યું.

હમેશ પ્રમાણે હુસેનચાચા ઊંબરમાં જ ઊભા પગ રાખી બેઠા.

"કેમ બેટા!"

મુકુન્દની સ્ત્રી હસમુખ ધ્રૂસકેધ્રૂસકે રડતી હતી.

"હસમુખ, તારે તે રડવાનું હોય?" વર્ષોના વાયરા છતાં મજબૂત રહેલી દાઢી પસવારતાં ચાચાએ પૂછ્યું. "મુકુન્દભાઈ ક્યાં ગયો?" હુસેનચાચાના મુકુન્દ પ્રત્યેના સંબોધનમાં માન અને વાત્સલ્ય બન્ને હતાં.

"ચાચા, એ માટે જ તમને બોલાવ્યા છે," રડવું ખાળતાં હસમુખે કહ્યું.

"ક્યારનો બહાર ગયો છે?"

"રાતે બહાર ગયા છે તે આવ્યા જ નથી."

"હજી એમાં રડે છે શું?" હુસેનચાચાએ કહ્યું. "વેપારધંધાનું કામ છે. ક્યાંક રોકાઈ ગયો હશે."

હસમુખ કંઈ બોલવા જતી હતી પણ તેણે બોલને ગળામાં જ રોકી દીધો.

"મહારગામ ગયો છે?"

હસમુખ કંઈ બોલી નહિ.

"કંઈ કહીને નથી ગયો?" હસમુખને મૂગી જોઈ ચાચાએ બીજો પ્રશ્ન કર્યો.

કંઈક ઉદ્‌ગાર કાઢવાને હસમુખે બે વૃથા પ્રયત્ન કર્યા.

"તું કેમ બોલતી નથી? બેટા, દયારામશેઠને તો સાગ પર બહુ જ આકીન હતી."

"ચાચા, ઘરની વાત કોને કહીએ?" હસમુખે લૂગડાના પાલવથી આંખના ખૂણા લૂછ્યા. "છેલ્લા બે વરસથી વેપારધંધાને પૂળો મૂક્યો છે."

હસમુખની વાત સાંભળી ચાચાની જીભ બહાર નીકળી અને આંખ ફાટી ગઈ.

"કોણ મુકુન્દભાઈ! આમ કરે છે?"

"હા ચાચા, કોઈને મોઢે વાત કરું તો ઘરનું નાક જાય. બે વરસ પર વેપારમાં મોટી ખોટ ગઈ પછી કોણ જાણે શી લત લાગી છે તે આખો દિવસ અને મોડી રાત સુધી ક્યાં જાય છે તે ખબર નથી પડતી." હસમુખને રુદનનો બીજો ડૂમો ભરાઈ આવ્યો. હુસેનચાચા આ વાત સાંભળી અવાચક બની ગયા.

"હું બાઈ માણસ બીજું શું કરું? જગદીશના સોગંદ આપી મેં બધી વાત છોડી વેપાર કરવા કહ્યું પણ કંઈ ધ્યાનમાં ઊતરતું નથી."

"વેપારધંધાની વાત પણ બાજુએ રહી," હુસેનચાચાના અંતરનું દુઃખ તેમના મોઢા પરથી સ્પષ્ટ દેખાતું હતું. "દયારામશેઠના દીકરાને ત્યાં ખાવાનું ખૂટવાનું નથી."

"ચાચા, તમે મારા બાપ જેવા છો એટલે કહું છું. સમરાજીના સમયની લીલાલહેર યાદ કર્યે શો ફાયદો? આજે તો ઉધાર માગી અનાજ લાવીએ છીએ."

"આ મોટું ઘર..."

"એ તો ભૂતકાળનો ભડકો છે. અમે તો આજે અર્ધું ભાડું આપી રહીએ..."

"અરર, એટલું બધું! બેટા હસમુખ! તેં મને કેમ વાત ન કરી? હું મુકુન્દભાઈને ગમે તેમ કરી સમજાવત, એમને પગે પડી વીનવત. પણ તેં મારે મને વાત સરખી પણ ન પાડી!"

"ચાચા, ઘરની વાત બહાર શી રીતે કરાય ?"

"પણ બહેન, મારી સાથે જુદાઈ ? દયારામશેઠે મારા પર જે ઉપકાર..."

"ચાચા, એ કેમ નહિ આવ્યા હોય ?" મુકુન્દની ગેરહાજરી હસમુખને પુનઃ યાદ આવી

"એ વાત પહેલી, મુકુન્દભાઈને ક્યાં શોધવા જાઉં ? એના કોઈ સોબતીને તું ઓળખે છે?"

હસમુખ વિચારમાં પડી.

"સોબતી તો રામ જાણે. પણ શાંતિલાલ નામનો માણસ હમણાંહમણાં બહુ આવે છે."

"ક્યાં રહે છે તે જાણે છે ?"

"સાકડી શેરીમાં."

"ઠીક, હું જાઉં છું. તપાસ કરું છું ચિંતા ન કરતી. ખુદા કરશે તો હું જઈશ કે તરત ભાઈ આવી લાગશે

"તમારા મોંમા સાકર," જરા હસી હસમુખે બારણું બંધ કર્યું

હુસેનચાચા પૂછતાપૂછતા મુકુન્દના મિત્રને ઘેર ગયા, અને મુકુન્દનો પત્તો પૂછ્યો.

"રાતે આઠ વાગ્યે અમે છૂટા પડ્યા તે પછી મને કંઈ ખબર નથી."

"બેટા, મુકુન્દભાઈની વહુએ તો રડી રડીને આંખ સુજાડી છે. જરા બરાબર વાત કર."

"સાચુ કહુ છું, ચાચા, આઠ વાગ્યે અમે છૂટા પડ્યા."

"તે પછી મુકુન્દભાઈ ક્યાં જવાનો હતો ?"

શાંતિલાલ જરા અચકાયો

"પઠાણને ત્યાં."

ચાચાની આંખ ચમકી "કેમ પઠાણને ત્યાં ?"

"રૂપિયાની કંઈ ગડબડ હતી."

"પઠાણનું ઘર જાણે છે ?"

"કસાઈવાડને નાકે, નીચી બારણીનું. . ."

હુસેનચાચા ઝડપભેર ઊઠ્યા મુકુન્દે પઠાણ સાથે ધીરધાર કરી એ સાંભળતાં ચાચાની અનુભવી આંખે સૂચના મેળવી. ઘેર જઈ ચાચાએ શુદ્ધ મુસલમાની કપડાં પહેર્યાં, અને કસાઈવાડા તરફ સ્ફૂર્તિથી પગ ઉપાડ્યા શાંતિલાલે આપેલી એંધાણીવાળું ઘર પણ તરત જડ્યું. ચાચાએ આંખ અને કાન બન્ને સતેજ રાખ્યા. પઠાણના ઘર પાસે ત્રણચાર પઠાણોની મસલત જામી હતી. ચાચા તેમની પાસેથી પસાર થયા પણ 'હિંદુ' એ શબ્દ સિવાય તેમને કંઈ સમજાયુ નહિ. હુસેનચાચા એક ચાહની દુકાનમાં પેઠા અને એક મુસ્લિમને પૂછતા જણાયું કે રાતે નવ વાગે એક હિંદુને પઠાણો સાથે ખૂબ તકરાર થઈ હતી. હિંદુનું દેહવર્ણન મુકુન્દ સાથે બરોબર મળતુ આવ્યું; ચાચાના હૃદયમાં અંભાપ ચિંતા પેઠી. હિંદુ સાથેના ઝઘડાનો અંત શો આવ્યો તે કોઈ જાણતું નહોતુ વધુ તપાસ કરવી દુર્ઘટ હતી.

ચાચા ઘેર ગયા અને ટપાલીનો પોશાક પહેર્યો અને ફરી કસાઈવાડે ગયા. ટપાલીના સાજમાં તેમને પઠાણોમાં ભળવાનું સુલભ પડ્યુ. મુકુન્દને છોડાવવા ચાચાએ એક મોટી ભૂમિકા ભજવવી શરૂ કરી. બનાવટી નામ આપી તેમણે ઘણા મુસલમાનના પત્તા પૂછ્યા, પણ પઠાણોએ તે દરેક વ્યક્તિ માટે અજ્ઞાન જ બતાવ્યું.

"ઠીક ત્યારે, હવે હિંદુ લોકમાં જવાનું છે. મુકુન્દરાયનો મનિઑર્ડર મોટો છે એટલે પહેલો આપી દઉં," ચાચાએ ઊઠતાં ઊઠતાં કહ્યું.

પઠાણોએ આંખના ઇશારા શરૂ કર્યા.

"ચાચા, બેસો બેચો, ચા પીશો ?"

"નહિરે, ભાઈ, ઘરડે ઘડપણ ચાહ પીઉં તો પગ ન ચાલે."

"તમે ક્યા હિંદુનું નામ દીધું ?" બીજા પઠાણે વાત ઉપાડી.

"મુકુન્દરાય દયારામ."

"એ તો અમારો દોસ્ત," એક અક્કલમદ પઠાણ બોલી ઊઠ્યો; "હમણા ઉપર જ બેઠો છે."

"ચાલો મારો ફેરો બચ્યો. બોલાવો મુકુન્દરાયને."

"કેટલા રૂપિયા છે ?"

"હજાર."

હજાર રૂપિયાની રકમ સાભળી પઠાણ પીગળ્યો. પણ મુકુન્દને બતાવવામાં સમાયેલું જોખમ બીજો પઠાણ ચેતી ગયો.

"ચાચા, ચાલો હોટલમાં જઈએ."

પઠાણની વાત હુસેનચાચાને માફક આવી. પઠાણ સાથે ચાચા થોડે દૂર નીકળી ગયા અને એક હોટલમાં ગયા બાળકને રમાડતો હોય એવી રીતે પઠાણે વાત કરવા માંડી પણ હુસેનચાચાએ જુદી જ વાત કરી.

"પઠાણસાહેબ, આ કાંઈ બચ્ચાખેલ નથી. તમારી બધી બાજી જાણું છું. કાલે રાતે આ હિંદુને તમે પૂરી રાખ્યો છે. એને છોડી નહિ દેશો તો સરકારના મહેમાન થવુ પડશે"

પઠાણની આખમાં ખુન્નસ ઝબક્યું.

"બુઢ્ઢા, પોલીસ તો આવશે ત્યારે આવશે, પણ તે પહેલાં તું કશે પુરાઈ ન જાય એ જોજે."

તે જ વખતે ચાચાનો ઓળખીતો એક પોલીસ ઇન્સ્પેક્ટર હોટલમાં આવ્યો. ચાચાએ તેને ચાહીને બેસાડ્યો અને ચા આપી

ઇન્સ્પેક્ટર ગયા પછી ચાચાએ હસીને પૂછ્યું

"ઓળખ્યો, આ ઇન્સ્પેક્ટર માલુદ્દીન જેના નામથી ભલભલા દાદાઓ થથરે છે. એ મારો વેવાઈ થાય, એ તો મે એને હજી વાત કરી નથી. મારાથી બને ત્યાં સુધી કરવીય નથી. પણ એક સુખન કહું તેટલી જ વાર છે"

પઠાણને શરીર પરસેવો વળ્યો.

"હિંદુ સાથે તારે દુશ્મનાવટ છે !"

"મારા પૈસા આપતો નથી."

"કેટલા ?"

"પાંચસો."

"હિંદુને છોડી મૂક."

"મારા પૈસા મળે તો છોડી મૂકુ. પૈસા ન મળશે તો સતાવીશ."

"હું કહું છું કે છોડી મૂક."

"મારા પૈસા?"

"પહેલા છોડી મૂક, પૈસાની વાત પછી"

"હમણાં છોડી મૂકુ છું પણ તમે રૂપિયા આપશો?"

"હા, હું આપીશ પણ હિંદુને બરાબર ઘેર પહોંચવા દે. અને હવે પછી તેની સામે નજર પણ માડશે તો ઇન્સ્પેક્ટર સાલુદ્દીન"

પઠાણ જરા થથર્યો અને ઊઠી ગયો, અને જતાં જતા હુસેનચાચાનો પત્તો માંગી લીધો.

પઠાણ ગયા પછી ચાચા હોટલમા બેસી રહ્યા. થોડીવારે ચાચાએ મુકુન્દને જતો જોયો. તે પછી તેમણે સંતોષ અનુભવતા પોસ્ટ ઑફિસ તરફ પગલાં ભર્યા અને મનિઑર્ડર અને રજિસ્ટર્ડ કાગળો લીધા અને કામે લાગ્યા કામ પૂરુ થયું પછી ચાચા મુકુન્દને ઘર ગયા.

"બહેન, કંઈ પત્તો નથી."

"એ તો આવી ગયા, ચાચા, હમણા જ આવ્યા. નહાવા બેઠા છે. બેસોને, હમણાં બોલાવું," હસમુખ ઘેલી થઈ હતી.

"આવ્યો એટલે નિરાત, બીજી કોઈવાર આવીશ."

× × ×

મુકુન્દ ક્ષેમકુશળ ઘેર આવ્યા એટલે હુસનચાચા રાજી થયા. પણ પઠાણોએ ફેરા મારવા શરૂ કર્યા હતા. આઠ આના માટે પણ જાન લેવા ન ચૂકતા પઠાણોના જાતિસ્વભાવને ચાચા ઓળખતા હતા

મુકુન્દના છૂટકારાના દિવસ પછી ચાચાના અંતરમાંથી એવો જ સ્વયંસ્ફૂર્તિ ધ્વનિ નીકળતો હતો કે પઠાણના આવાસમાં એક કપરી રાત કાઢયા પછી મુકુન્દ બધી લત છોડી વેપારધંધે વળગશે એટલે પઠાણોની કનડગતમાંથી તેને મુક્ત કરવાની ચાચાને વધુ જરૂર જણાઈ. પોસ્ટ ઑફિસના ટૂંકા પગારમાથી ચાચાએ પચાસ રૂપિયાનીયે મૂડી બનાવી નહોતી. પઠાણો ઉઘરાણી કરતા હતા. બે વખત મીઠી જબાન વાપરી ચાચાએ તેમને પાછા મોકલ્યા હતા. ત્રીજે વાયદો ખાલી જાય એ ઠીક નહોતુ. મોટી ઉંમરે કોઈ પૈસા ધીરે એમ નહોતુ. પ્રશ્ન વિકટ હતો.

× × ×

પોસ્ટ ઑફિસના ચેતનવિહોણા અને એકધારા કાર્યક્રમમાં પણ હુસેનચાચા પ્રેમ અને અને લાગણીના મજબૂત બંધન બાંધી શક્યા હતા. ત્રણ દિવસથી ચાચા બિમાર હતા, અને પોસ્ટ ઑફિસના જડ વાતાવરણમાં તેમની સલામતી માટે શકા ઊપજવા માંડી હતી. પોસ્ટમાસ્તરથી માંડી નાનકડા હમાલ સુધી સૌ કોઈ ચાચાને ઘેર જઈ તપાસ કરી આવ્યુ હતું.

આજે ચાચાની માંદગીને પાંચ દિવસ થયા હતા. સહુના મુખ પર ગ્લાનિ છવાઈ હતી. એવામાં બહારગામથી કોઈ તાર આવ્યો. તાર વાંચતા પોસ્ટ માસ્તરની ભમરો ઊંચી થઈ. તેમણે જલદીથી મનિઑર્ડરના જૂનાં ફારમ ઊથલાવવા માંડયાં.

"અરર, અંતને સમયે ચાચા ઉપર આ શી આફત આવી?"

"શું થયું?" એક મદદનીશે પૂછ્યું.

"પેશાવરના એક લક્ષાધિપતિના મનિઓર્ડરના પૈસા કોઈએ ખોટી સહી કરી લીધા."

"કોણે આપ્યા?"

"ચાચાએ."

"રામ રામ, ચાચાને ઘરડેઘડપણ આ શું!"

"ચાચા કોઈની પાઈ લે એવા નથી," પોસ્ટમાસ્તરે કહ્યું.

પોસ્ટમાસ્તરે પોલીસ અમમલદારને ખબર આપી. પોલીસ અમલદાર આવ્યો અને કામ હાથમાં લીધું. અમલદારે ચાચાના હસ્તાક્ષરનો નમૂનો માગ્યો. પોસ્ટમાસ્તરે તે આપ્યો કે તરત અમલદાર બોલી ઊઠ્યો.

"આપણે વધારે તપાસ કરવાની જરૂર નથી. રૂપિયા તમારા ટપાલીએ જ લીધા છે."

"અશક્ય, હું રૂપિયા લઉં એ માની શકાય, પણ ચાચા લે એ બની શકે નહિ."

"મિ વ્યાસ, ઘણા માણસોનાં દેખાવ અને વર્તન જુદા હોય છે"

"પણ ચાચાએ અહીં સાડત્રીસ વર્ષની નોકરી કરી છે."

"ઘડપણમાં જ માણસની બુદ્ધિ બગડે છે."

"પણ"

"એમાં વિચારવા જેવું કંઈ નથી. આ બે અક્ષર તમે જોશો તો તમે પણ કબૂલ કરશો"

卐

ચાચાને શ્વાસ લેતા રોકાણ થતું હતું અનુભવભરી જિંદગીમાં જાણે મૃત્યુનો પણ અનુભવ થયો હોય એમ ચાચા મૃત્યુ કળી ગયા હતા. ચાચાને કોઈ સગાસુહૃદ નહોતાં. પણ અંત પહેલાં મુકુન્દને મળવાની તીવ્ર ઇચ્છા તેમને થઈ આવી મુકુન્દ આવ્યો ત્યારે તેમની જીવનજ્યોત બુઝાવાની અણી પર હતી.

"મુકુન્દભાઈ, મરતાંમરતાં આ બુઢ્ઢાના શુકન રાખજે," ચાચાનો શ્વાસ શબ્દેશબ્દે ઘુંટાતો હતો "દયારામશેઠ જેવા પાક દિલના નામને ડાઘ લાગે એવું કંઈ કરનો નહિ."

"ચાચા, હવે એ વાતની ચિંતા નથી."

"મારા દુવા છે," ચાચાના મોં પર સ્મિત ફરક્યું અને તેમણે દેહ છોડ્યો.

બાપસમા મુસ્લિમ બુઝર્ગના મૃત્યુથી મુકુન્દ ગમગીન થઈ ઊભો હતો એવામાં બહાર-શોરબકોર સંભળાયો. સૌએ બહાર ડોકિયાં કર્યાં

એક પોલીસ અમલદાર પોસ્ટમાસ્તર સાથે ચાચાને આંગણે ઊભો.

"કેમ શું છે?"

"ચાચા ક્યાં છે?" અમલદારે તુમાખીથી કહ્યું. "એમણે મનિઓર્ડરના પાંચસો રૂપિયા ઉચાપત કર્યા છે."

મુકુન્દ આભો બની સાંભળી રહ્યો.

# જવાહરલાલની આત્મકથા

ગુલાબદાસ બ્રોકર

જાતજાતની વાતો થાય છે જાતજાતની કલ્પનાઓ રચાય છે. કોઈ કહે છે કે પંડિત મોતીલાલ નહેરુ કપડા પૅરિસ ધોવા મોકલતા, કોઈ કહે છે કે જવાહરલાલ અને શહેનશાહ એડવર્ડ સાથે અભ્યાસ કરતા. ઘણા કહે છે કે મોતીલાલજી કરોડોની મિલકત ધરાવતા અને બીજી એવી અનેક વાતો થાય છે જેને કલ્પના સિવાય બીજે કશે સ્થાન ન હોય છતા તે બધુ રસથી કહેવાય છે, અને અત્યત રસપૂર્વક એના સત્ય વિષે કશી પણ શકા વિના મેળાય છે

અને એનાં કારણો છે આજે વર્ષો થયા નહેરુ કુટુબે હિંદુસ્તાનની પ્રજાની કલ્પના ઉત્તેજી છે. તેનો ત્યાગ અદ્ભુત છે. તેની રહેણીકરણી રાજશાહી છે તેની સુદરતા વિશિષ્ટ પ્રકારની છે. તે કુટુબની એકેએક વ્યક્તિ વીરતા દાખવવામા જરા પણ પાછી પાની કરતી નથી.

સામાન્ય લોકો, સાધારણ રીતે, નિર્બળ હોય છે, અસુંદર હોય છે. પોતાની નિર્બળતા ભૂલી જવા, પોતાની અસુંદરતાનુ વિસ્મરણ કરવા તેઓ કોઈ વીરમૂર્તિ અને સૌંદર્યમૂર્તિ કલ્પી કાઢે છે એ વીરની વીરતા તેમને પ્રેરણા આપે છે. એ સૌંદર્યમૂર્તિનુ સૌંદર્ય તેમને રોમાંચ ઉપજાવે છે

પરતુ કલ્પનાના ક્ષેત્રમા નહિ પણ જીવનના ક્ષેત્રમાં જ હિંદુસ્તાનના લોકોને નહેરુ કુટુંબમાં આ વીર અને સુંદરનો સગમ સાપડયો, પછી તે કુટુબની વ્યક્તિઓની આસપાસ કલ્પનાના પુંજો ખડકાય તેમા નવાઈ શી ?

રોમન સમ્રાટ જેવા લાગતા મોતીલાલજી, પોતાની સહનશક્તિ અને ત્યાગથી બધાને આશ્ચર્યમુગ્ધ કરી નાખનાર જવાહરલાલ, નાજુક કુસુમ જેવી કોમળ કમળા, જે પવનના એક જોરદાર ઝપાટે ખરી જાય છતા પણ પોતાની સુગધ તો ચારે દિશામાં પ્રસરાવી જાય, છટાદાર સૌંદર્ય ધરાવતી વિજયાલક્ષ્મી, યૌવનભરપૂર કૃષ્ણા, પ્રિયદર્શિની ઇંદિરા, અને પોલીસના મારથી રસ્તા વચ્ચે લોહીલૂહાણ બની જનાર માતા સ્વરૂપરાણી—આ બધાં વિષે કૈં ને કૈં જાણવાની, તેમના જીવનની નાનીમોટી વીગતોમા ઊતરવાની લોકોને હમેશાં ઉત્કંઠા રહેતી.

અને એમાંથી એકના—પ્રજાના સર્વથી માનીતા જવાહરલાલનાં—જીવન અને મનન વિષે જાણવાની તક પ્રજાને સાંપડી એ દ્વારા એ કુટુબની બીજી વ્યક્તિઓ વિષે પણ થોડું-ઘણુ જાણવાનુ મળ્યુ અને પ્રજાની ઉત્કંઠા સંતોષાઈ.

એ તક તે જવાહરલાલની આત્મકથાનું પુસ્તક. સરળ, વાચક સાથે વાતો કરતા હોય એવી શૈલીમાં તેમનુ એ પુસ્તક લખાયેલુ છે. તેમાં દંભ નથી વાણી, વ્યક્તિઓ અને સસ્થાઓ વિષે કડકમા કડક શબ્દોમાં તેમાં તેમણે વાતો કરી છે અને અભિપ્રાયો આપ્યા

છે, પણ તેમાં દ્વેષનો તો અંશ પણ નથી આત્મકથાના સાહિત્યમાં બે દોષોમાં મહેલાઈથી લપસી જવાય દંભ અને દ્વેષ પોતે ન હોય તેવા દેખાવું અને પોતાના વિરોધીઓને ગમે તે રીતે ઉતારી પાડવા એ બન્ને વસ્તુઓ કરવાનું સામાન્ય માણસના હાથમાં આત્મકથા એ એક અનેરું સાધન છે એમાંથી બચી જનાર માણસમાં સાચકલાઈ (sincerity અને હૃદયની ઉદારતા જોઈએ જવાહરલાલના પુસ્તકના છસો પાનાં વાચનારને ખાતરી થાય છે કે તેમનામાં બન્ને છે

અને આ પુસ્તક વાંચતાં જવાહરલાલ વિષે એક ભ્રમ ભાંગે છે નાનપણથી જ રાજકારણમાં પડનાર આ માણસના સાહિત્યના જ્ઞાન વિષે લોકોને—ભણેલાગણેલા લોકોને હમેશાં શંકા રહેતી ઘણાખરા તો એમ પણ માનતા કે તે ઉદ્દામવાદી વિચારો ધરાવે છે એટલું જ, બાકી રાજકારણમાં પણ સિદ્ધાંતોનો અને વાસ્તવિકતાઓનો તેમને ઊંડો અભ્યાસ નથી આ બન્ને માન્યતાઓને તેમણે ખોટી પાડી છે તેમના અભ્યાસની બારીકી વિષે તો જગતઇતિહાસના તેમના પુસ્તકોના બે ભાગો બહાર પડતાં જ લોકોને ખાતરી થઈ અને આ આત્મકથાનું પુસ્તક વાંચતાં તેમના સાહિત્યના અભ્યાસ અને સાહિત્યપ્રેમ સંબંધી કશી શંકા રહેતી નથી તેમની કલમમાં ઓજસ છે, ગૌરવ છે, કોમળતા છે, કવિમયતા છે તેમનો કટાક્ષ સામાને છાતીસોંસરો વીંધી નાખે એવો છે, અને વચ્ચેવચ્ચે સુંદર કેશકલાપને વિવિધરંગી પુષ્પોથી ભરી દીધો હોય એવાં કાવ્યોનાં ટાંચણો વસ્તુને રસમય કરી મૂકે છે

છતાં કોઈ કોઈવાર એમાં ક્ષતિઓ દેખાઈ આવે છે સાહિત્યની દૃષ્ટિએ અને બીજી દૃષ્ટિએ પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી છસો પાનાના લાંબા પુસ્તકમાં એવું બને એ સ્વાભાવિક જ છે આ પુસ્તકના લેખકની પરિસ્થિતિ અને સંજોગોનો વિચાર કરતાં એ અતિ સ્વાભાવિક લાગે છે. પુસ્તક જેલમાં લખાયેલું કોઈવાર આનંદ અને કોઈવાર નિરાશા કોઈવાર મુક્તિની કલ્પના ને કોઈવાર સિદ્ધિની પ્રાપ્તિની નજદીકતા આવા અને એવા બીજા ભાવો અનુભવવા એ કેદીના જીવનની હરહમેશની દશા છે કયા વખતે કયો ભાવ અનુભવાતો હોય તે તો તે જ જાણે એ એ ભાવોની છાયા તેના લખાણોમાં આવે તે સ્પષ્ટ છે. તેથી કોઈ કોઈવાર વાચકને લાગે કે આ ભાગ વધારે સારી રીતે, વધારે સૌમ્યતાથી લખી શકાયો હોત આ ભાગ છેક છાપાઓના લખાણો જેવો ન બની ગયો હોત તો ઠીક

આ પુસ્તકના અવલોકનકારોએ—દેશી અને પરદેશી, સ્વપક્ષી અને પ્રતિપક્ષી—તેને માન આવકાર આપ્યો છે પુસ્તક બહાર પડતાની સાથે જ છ વાર તો તેને ફરી છાપવું પડ્યું છે આવું દળદાર પુસ્તક, જેના વાચનને હળવું વાચન ન કહી શકાય, આટલી બધી પ્રસિદ્ધિ કેમ પ્રાપ્ત કરી શક્યું? મહાત્માજીની આત્મકથા પછી કોઈ પણ હિંદીનું લખેલું પુસ્તક પરદેશમાં આટલું વંચાયું અને વેચાયું હોય તો તે આ જ. એનું કારણ શું?

એનું કારણ સ્પષ્ટ છે અત્યારના હિંદુસ્તાનના જીવનની એ એક મહાકથા (Epic) છે એમાં વીરરસ છે, કરુણરસ છે વાચનારને, અવલોકનારને, લેખકના પૃથક્કરણમાં અને તેમના નિર્ણયોમાં શ્રદ્ધા હોય કે ન હોય, પણ લેખકની પોતાની પોતાના કાર્યમાં શ્રદ્ધા,

તે લખે છે:

"કારાવાસમાં મેં ગાળેલાં વર્ષો! એકલે બેઠે બેઠે, મારા વિચારોથી ઘેરાયેલો મેં કેટલીકેટલી ઋતુઓને અનંતતામા સરી જતી જોઈ છે! કેટલાકેટલા ચંદ્રોને મેં વિકાસ પામતા અને ઘસાઈ જતા નિરખ્યા છે; અને અટક્યા વિના, ગૌરવાન્વિત રીતે વ્યોમમાં વિહાર કરતા તારાઓના કેટલાંકટલાં નાટકો મેં નિહાળ્યાં છે! મારા યૌવનની કેટલીકટલી ગઈ કાલો અહીં દટાયેલી પડી છે, અને કોઈકોઈવાર આ મૃત્યુ પામેલી ગઈ કાલોના ભૂતોને, હૃદયભેદક સ્મૃતિઓને જાગૃત કરતા, ફરી ઊભા થતા હું જોઈ રહુ છું. તેઓ મને કાનમા પૂછે છે 'આ બધામાં કંઈ અર્થ હતા?' એના ઉત્તર વિષે કશું અચકાવાનુ નથી. મારા અત્યારના જ્ઞાન અને અનુભવ ઉમેરીને ફરી મને મારુ જીવન જીવવાની તક આપવામા આવે તો જરૂર મારા અંગત જીવનમાં ઘણા ફેરફારો કરવાનો હુ પ્રયત્ન કરું; મેં પહેલાં જે જે કર્યું હોય તેમાં ઘણા સુધારા કરવાના પ્રયત્નો કરુ. પણ જાહેર જીવનમાના મારા ઉપયોગી નિર્ણય તો અણસ્પર્શ્યા જ રહે. ખરેખર, હુ તે ફેરવી જ ન શકું, કારણ કે મારા કરતાયે તે બળવાન હોય છે, અને મારી સત્તાથી પર એવું કોઈ બળ મને તે તરફ ખેંચી ગયું હોય છે" (પૃષ્ઠ ૫૯૮).

આમા પોતાના કાર્યપરત્વે કેટલી શ્રદ્ધા તરવરી આવે છે! મૂળ લખાણની સુંદરતા ભાષાંતરમાં ઓછી થઈ જાય છે. મૂળની સુદરતા તેને સાહિત્યમાં સારું સ્થાન અપાવી શકે તેવી સરસતાથી તે લખાયું છે

જવાહરલાલ વીર છે, પણ પોતાની વીરતાનું તેમને અભિમાન નથી. પોતાની નિર્બળતાઓ છુપાવવા તે જરા પણ પ્રયત્ન કરતા નથી. તેમના પુસ્તકની આ નિખાલસતા (frankness) એક મોટો ગુણ છે. પોલીસના હાથની બે લાઠી ખાઈ આવનાર માણસને આપણે કહેતાં સાંભળીએ છીએ કે તેને કશો ડર નહોતો લાગતો. ૭ મહિના જેલમાં જનાર ઘણા માણસો કહે છે કે તેમને ત્યાં આનદ જ આવતો, કંટાળો કે થાક જણાતો જ નહોતો. પરંતુ જવાહરલાલ તો અત્યત સચ્ચાઈથી અને નિરભિમાનપૂર્વક માર ખાતી વખતની પોતાના લાગણીઓનું અને જેલની અંદર પોતાના ઘડીઘડી ફેરવાતા મનોભાવોનું પૃથક્કરણ કરે છે. એમની એ નિખાલસતા આપણા હૃદયને સ્પર્શે છે, અને આ નિર્ભય ગણાતો પુરૂષ પણ કાઈ કોઈવાર ભય અનુભવી શકે છે એ જાણી આપણને જરા સંતોષ થાય છે. માર ખાવાના પહેલા પ્રસગ વિષે તે લખે છે:

"જ્યારે ઘોડાઓને મેં અમારી ઉપર ધસી આવતા જોયા ત્યારે મારા હૃદયના કોઈ ભાવે મને સલામતી શોધવા લલચાવ્યો હતો. તે દેખાવ જ નાહિંમત કરી દે તેવો હતો. પરતુ મને લાગે છે કે હૃદયના કોઈ બીજા ભાવે મને મારી જગ્યાએ જ જકડી રાખ્યો અને મારી પાછળ રહેલા સ્વયંસેવકોથી રોકાઈ ગયેલા પહેલા ધસારામાંથી તો હું બચી ગયો. ઓચિંતા જ મને જ્ઞાન થયું કે રસ્તાની વચ્ચોવચ્ચ હું એકલો ઊભો હતો. મારાથી થોડા જ વાર છેટે ચારે દિશામાં પોલીસના માણસો અમારા સ્વયસેવકોને ફટકાવતા હતા. કુદરતી જ હું એકલો જ તરી ન આવું એ ઇરાદાથી હું રસ્તાની બાજુ તરફ ધીમેધીમે ચાલવા લાગ્યો. પણ ફરીથી હું અટક્યો અને મારા મન સાથે થોડો વિવાદ કરી લીધો અને નિશ્ચય

કર્યો કે ત્યાંથી હઠી જવું, એ તો મારે માટે સારું નહિ લાગે. આ બધું બનતાં તો થોડી પળો માત્ર લાગી, પરંતુ મારા હૃદયની અંદરના મથનની, અને હું નામર્દ જેમ વર્તું તે સહન ન જ કરી શકાય એવા અભિમાનથી પ્રેરાઈ કરેલા નિર્ણયની મને પૂરેપૂરી યાદ છે છતાં નામર્દી અને હિંમત વચ્ચેની રેખા ઘણી પાતળી હતી, અને હું તેની બીજી બાજુએ પણ ચાલ્યો ગયો હોત " (પૃ. ૧૭૭-૭૮.)

અને જેલમા જતી વખતના તેમના ભાવોનું, તેમાંથી છૂટા થતી વખતના ભાવોનુ, તથા જેલનિવાસ દરમ્યાન અનુભવાયેલા ભાવોનુ પણ તે અત્યંત નિખાલસતાથી વર્ણન કરે છે. નિર્બળ કે નાનો ગભરાઈશ તેવો ભય તેમને સ્પર્શતો જણાતો નથી એ તોતીંગ દરવાજાની પાછળ દટાઈ જતાં થતા દર્દનું વર્ણન રસિક છે. ત્યાંથી બહાર આવતી વખતના આનંદનું વર્ણન તેથીયે રસિક છે તે જાણે છે કે બહાર તો થોડો સમય જ રહેવાનું છે ઝાઝો સમય તો જેલમા જ ગાળવાનો છે છતાં દરેક વખતે જેલમાંથી બહાર આવતી વખતે જે આનંદ થાય છે, તે તો અવર્ણનીય છે. જેલની અંદર ઘેરી લેતી નિરાશાઓનું કોઈ કોઈ વખત થઈ આવતા નિષ્ફળતાના ભાનનું, ત્યાંની નાની નાની પીડાઓનું, અને ઘણી વખત ત્યાં અનુભવી લેવાતા આનંદનું પણ તે સુંદર ચિત્ર દોરે છે અને એ બધાની નિખાલસતાને અંગે એ આપણને પ્રિય થઈ પડે છે.

એ નિખાલસતા એમના જીવનની દરેક દિશાના વર્ણનને વળગી રહે છે. નાભાની જેલમાં એક વખત જઈ આવ્યા પછી અમુક વખત પછી તેના સાથીદાર પાછા પણ ત્યાના કેદી બને છે. જવાહરલાલને લાગે છે કે પોતાની ફરજ છે કે પોતાના સાથીને ફરી પણ સાથ આપવો. તે જવા તૈયાર થઈ જાય છે. તેમને બધાં વિનતિ કરે છે કે તેમણે ત્યાં ન જવું. બહુ સમજાવટ પછી પોતે સમજી જાય છે, અને આ સમજણને પોતાની નિર્બળતા તરીકે સ્વીકારતાં જરા પણ સંકોચ કે શરમ દાખવતા નથી (પૃ. ૧૧૬)

નાનપણના પ્રસગોનુ સ્મરણ કરતી વેળા પણ એ નિખાલસતા તેમને વળગી રહે છે. ચૌદ વર્ષની વયે જાતીય અસ્તિત્વનો પ્રથમ ઉદ્‌ભવ થાય છે. કાશ્મીરી મહોલ્લાઓમાં, જ્યા સુંદર છોકરીઓનો તોટો ન હોય ત્યાં, અથવા બીજી જગ્યાઓએ, નાનોશો સ્પર્શ અથવા એકાદ આખ એમને ઝણઝણાટ ઉપજાવતી તેમ તે આપણને કહે છે (પૃ. ૧૬).

સતત પરિશ્રમશીલ રાજકીય જીવન ગમે તેને થકવી નાખે — જો એ જીવન 'જીવનારમાં તીવ્ર અને સચોટ હાસ્યવૃત્તિ ન હોય તો. નાના બાળકની સાથે મસ્ત બની ખિલખિલાટ હસી શકનાર મહાત્માજીની હાસ્યવૃત્તિ જાણીતી છે. મહાસભાને ઉપયોગી નિર્ણયો કરતી વખતે પણ તેમણે ખડખડાટ હસાવ્યાના દાખલાઓ પ્રસિદ્ધ છે જવાહરલાલમાં પણ એ હાસ્યવૃત્તિ પુષ્કળ ભરી છે. એમના અંગત જીવનની વીગતો કરતાં હિંદુસ્તાનના રાજકીય જીવનની વીગતોથી ભરેલી આ આત્મકથા આ હાસ્યવૃત્તિ વિના ભારેખમ બની જાત. ગમે તે પરિસ્થિતિમાંથી જવાહરલાલ હાસ્ય નિષ્પન્ન કરી શકે છે. વિરોધીઓ વિષે કટાક્ષ કરીને એ હાસ્ય ઉપજાવે ત્યારે કોઈને તે ગમે અને કોઈને ન પણ ગમે. પણ તે તો પોતાની મશ્કરી પણ કરી શકે છે, અને ત્યારે નિર્દોષ, મુક્ત હાસ્ય છૂટે છે. 'શિર્પામિન વિષેનું એક જ વાક્ય તેમની આ જીવનમાંથી હાસ્ય મેળવી શકવાની શક્તિનું સૂચક છે (પૃ. ૩૯૭). એમના પિતાની ફાઉન્ટન પેન લઈને પાંચેક વર્ષની ઉમ્મરે પોતે

કેવા મુશ્કેલીમાં આવી પડ્યા હતા, તેનું વર્ણન ખૂબ જ હાસ્યપ્રેરક છે (પૃ. ૭). હિંદુસ્તાન જ્યારે તેમને માન આપતું હતું ત્યારે તેમની બહેનો, પત્ની, પુત્રી વગેરે બધાં તેમને 'ત્યાગમૂર્તિ' 'ભારતભૂષણ' વગેરે કહી કેવા ચીડવતા હતા? પણ તે હાસ્યની સાથે કલમના એક જ ઝપાટે તેમણે માતૃહૃદયના કોમળ ભાવો વણી લીધા છે. પુત્રની પ્રશસ્તિમાં માતાને મશ્કરી કરવાનું ન સૂઝે. તેનું હૃદય તો સ્નેહથી એટલું ભરપૂર હોય કે તેને આવી મશ્કરીઓ યોગ્ય પણ ન લાગે. એ બધું કેટલી સરળતાથી છતા કેટલી સરળ રીતે મુકાયેલું છે? (પૃ ૨૦૭)

જવાહરલાલ જ્યાં જાય ત્યા તેમને માનપત્રો મળે, સરઘસો ગોઠવાય, સભાઓ થાય. એ બધું ઘણીવાર ઘણુ કૃત્રિમ લાગે જવાહરલાલની હાસ્યવૃત્તિ ઉત્તેજિત થઈ જાય. તેમને ખડખડાટ હસી પડવાની, જીભ બહાર કાઢી હલાવવાની અથવા માથા ઉપર ઊભા થઈ જવાની અને એ બધાની અસર લોકો ઉપર શુ થાય છે તે જોવાજાણવાની અદમ્ય વૃત્તિ થઈ આવે (પૃ. ૨૦૬). એમની પ્રતિષ્ઠાના અને હિંદુસ્તાનના જાહેર જીવનના સદ્ભાગ્યે તે વૃત્તિને દબાવી દે પણ એ વૃત્તિઓનું વર્ણન આપણે તો ચહેરા પર સ્મિતની આછી રેખાઓ સહિત વાચીએ અને આનદ અનુભવીએ.

અને તેમનુ હાસ્ય જ્યારે કટાક્ષનું રૂપ ધારણ કરે છે ત્યારે તો વિરોધીઓને છાતીસોંસરો ઘા જ કરતું જાય છે. તેનો એક જ દાખલો બસ થશે:

"બહાદુર માણસો, વ્હાઈટ પેપરની ગુગળાવનારી શરતોથી ભય પામ્યા વિના, દરિયાઈ અથવા હવાઈ મુસાફરીનાં જોખમો ખેડવાને અને લંડનમાં રહેવાનું તેથી યે વધુ જોખમ ખેડવાને તૈયાર થયા હતા. એમ કરવામાં એમનો ઉદ્દેશ તેમની સર્વ વક્તૃત્વશક્તિ અને સમજાવવાની શક્તિઓનો ઉપયોગ કરી વ્હાઈટ પેપરની શરતોમાં ફેરફાર કરાવવાનો હતો એ લોકો જાણતા હતા અને કહેતા પણ હતા કે એ કાર્ય લગભગ અસંભવિત જ હતુ, પણ એ લોકો એમ મેદાન છોડી જનારા નહોતા, અને તેમને સાભળનાર ભલે કોઈ પણ ન હોય છતાં તેઓ તો તેમને કહેવાનું હતુ તે કહેવાના જ. એમાંના એક, રિસ્પોન્સિવિસ્ટોના નેતા, બધા ચાલી ગયા પછી પણ, છેક છેવટ સુધી ત્યાં જ પડ્યા રહ્યા કદાચ લડનના સત્તાશીલ માણસો સાથે મુલાકાતો અને ખાણાઓ લેતાં લેતાં તેમના ઉપર પોતાના અભિપ્રાયોની અને પોતાને કયા પ્રકારના રાજકીય ફેરફારો જોઈતા હતા તેની અસર પોતે ઉપજાવી શકે તે ઇરાદાથી તેમણે એમ કર્યું હોય. છેવટે જ્યારે એ સ્વદેશ પધાર્યા ત્યારે આશા રાખતી જનતાને તેમણે જણાવ્યુ કે મરાઠાઓની પ્રસિદ્ધ ચીવટાઈપૂર્વક તે તો પોતાના કાર્યને વળગી રહ્યા હતા, અને છેવટ સુધી પણ પોતાનુ કહેવાનુ કહી નાખવા માટે લડનમાં જ રોકાઈ ગયા હતા" (પૃ. ૩૮૭).

ઘણા રસઝરતી કોમળ લાગણીને દૂભવે એવો, છતા પણ ઘણી જ સચોટ રીતે લખાયેલો હોય એવો ભાગ તે વિનીતો વિષેની ચર્ચાનો છે લગભગ પુસ્તકની શરૂઆતથી તે લગભગ પુસ્તકના અંત સુધી તેમનો વિનીતો સામેનો વિરોધ સ્પષ્ટ દેખાઈ આવે છે જવાહરલાલે સત્યાગ્રહના યુદ્ધ દરમિયાન એક વખતે કહેલું, "જે લોકો અમારી સાથે નથી તે લોકો અમારી વિરુદ્ધ છે." તેમને વચગાળાનો કોઈ માર્ગ જ દેખાતો નથી. નમ્રતાપૂર્વક સરકારની ભૂલો દેખાડ્યે રાખવી, ગમે તેવો વિરોધ કરવા છતાં સરકારને સહકાર તો આપ્યે જ રાખવો,

હિંદુસ્તાનની પ્રજા ત્યારે સરકાર સામે જંગ ખેલી રહી હોય ત્યારે નિષ્પક્ષી દેખાવા પોતાની જ પ્રજાના દોષોનું વધારે પડતું વર્ણન કરવું અને ટીકા કરવી એ મનોદશા પ્રયત્ન કરે તો યે તેમનાથી સમજી શકાતી જ નથી વિનીતોને અન્યાય કરવાનો, તેમનું દૃષ્ટિબિંદુ ન જ સમજવાનો, તેમનો ઇરાદો હોય એવું આ પુસ્તક વાચતાં જણાતું નથી, પરંતુ જ્યાં વિરોધ સ્વભાવસિદ્ધ જ હોય, એ દૃષ્ટિબિંદુ સમજી શકવાની જ અશક્તિ હોય, ત્યાં બીજા શેની આશા રાખી શકાય? અને એ તો હિંદુસ્તાનના અત્યારના રાજકારણ વિષે લખે છે તેને ઘડતા અને તેથી ઘડાતા બળોનું પૃથક્કરણ અને ચર્ચા કરે છે અમુક વસ્તુઓ કે અમુક વ્યક્તિઓની પોતા ઉપર કેવી છાપ પડી તે આત્મકથાના વાચનદ્વારા આપણને જણાવે છે ત્યારે તેમાં તેમના અંગત મતભેદો કાર્યકારણ સહિત રજૂ કરે તેમાં નવાઈ શી? સૂક્ષ્મ કલા માગતા વિષયોમાં—નાટક કે નવલોમાં પણ—લેખક ઘણી યે વાર પોતાની અંગત માન્યતાઓને બહાર રાખી શકતો નથી, અનિચ્છાએ પણ તે અંદર ઘુસી જાય છે, ત્યારે આ તો આત્મકથા છે, અને તેમાં યે વળી ચાલુ રાજકારણની ચર્ચા છે, તેમાં આવું થાય એ સ્વાભાવિક છે

શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી વિનીતોના જબરજસ્ત નેતા છે તેમનું રાજકીય જીવન વર્ષો-જૂનું છે તેમની વિદ્વતા જાણીતી છે અત્યારના હિંદુસ્તાનમાં વક્તૃત્વકળામાં તેમને આંટી દે એવો એક પણ રાજકીય નેતા નહિ હોય હિંદુસ્તાનનું ભલું કરવાની જ તેમની નેમ હોય તે વિષે કોઈ ને કશી શંકા નથી છતાં જવાહરલાલનો વધુમાં વધુ રોષ તેમના ઉપર ઊતર્યો છે તે (શાસ્ત્રી) વિનીતોમાં યે વિનીત છે જવાહરલાલને જેમ વિનીતોનું રાજકારણ નથી સમજાતું તેમ શાસ્ત્રીને બંધારણ બહારનું અથવા બંધારણ વિરોધી રાજકારણ નથી સમજાતું તે બંધારણ પ્રજાનું ઘડેલું હોય કે પરદેશી રાજકીય સત્તાએ લાદી દીધેલું હોય તેની તેમને પડી નથી તેમનું રાજકારણીય વાચન તેમની જુવાનીમાં વાચેલા તેમના મીલ કે બેન્થામની ફિલસૂફીથી આગળ વધ્યું હોય તેમ જણાતું નથી બીજાઓની ફિલસૂફી વાચી હોય તો તે વિષે તેમણે જરા પણ સમભાવ કેળવ્યો નથી

બાવીસ વર્ષ પહેલાની વિદ્યાર્થીઓની એક સભા જવાહરલાલ યાદ કરે છે જવાહરલાલ ત્યારે તાજા જ વિલાયતથી અભ્યાસ સંપૂર્ણ કરી હિંદ આવેલા શ્રી શાસ્ત્રીએ તેમની વક્તૃત્વકળાથી ભરપૂર વાણીમાં વિદ્યાર્થીઓને સલાહ આપી કે તેમણે એકબીજાના દોષો સત્તાધારીઓને તરત જ જણાવી દેવા જવાહરલાલને આ સાંભળી અત્યંત દુઃખ થયું (પૃ ૩૧) આ વસ્તુ રાજકારણને સ્પર્શતી પણ નહોતી છતાં બંનેની મનોદશાના અંતરની સૂચક તો આ વાત જરૂર હતી

કેટલાક કહે છે કે બાવીસ વર્ષ પહેલાં સાંભળેલા વ્યાખ્યાન ઉપરથી શ્રીનિવાસ શાસ્ત્રી જેવા માણસને આજે ન્યાય આપવા બેસીએ તો અન્યાય પણ થઈ જાય એ સ્મૃતિ ઝાંખી પણ હોય અને કદાચ અર્થનો અનર્થ પણ થયો હોય પણ એ દલીલમાં ઝાઝું વજૂદ નથી જવાહરલાલ ત્યારે બાળક નહોતા અમુક વસ્તુઓની છાપ આપણા હૃદય ઉપર એવી પડી ગઈ હોય છે કે તે વર્ષો જતાં પણ ભૂંસાતી નથી ગઈ કાલે સાંભળેલું આપણે ભૂલી જઈએ, પણ વર્ષો પહેલાં બનેલો પ્રસંગ એવો ને એવો સ્મૃતિમાં તાજો રહ્યો હોય બારતેર વર્ષ પહેલાં વાચેલી શ્રી મુનશીની 'પાટણની પ્રભુતા'... 

અને પાછળથી પણ એવું કશુ ન બન્યું જેથી શ્રી. શાસ્ત્રીની અને બીજા વિનીત નેતાઓની પડેલી છાપ ભુસી શકે. ત્યારે તો હિંદુસ્તાનના રાજકારણમાં વિનીતોનું જ જોર હતું. જુવાન જવાહરલાલને એ બધા કાર્યક્રમમાં કૈં ને કૈં ખામી દેખાતી, પણ નવો માર્ગ સૂઝતો નહોતો. એવામાં આફ્રિકામાં સફળ જંગ મચાવી આવેલા શ્રી. મોહનદાસ ગાંધી હિંદમાં આવ્યા. તેમણે હિંદુસ્તાનનુ રાજકારણીય જીવન પલટાવી નાખ્યું. લડત લડવાની અને જીવન જીવવાની તેમણે એક નવીન જ દૃષ્ટિ આપી. પણ વિનીતો તો એના એ જ રહ્યા. તેમની દૃષ્ટિ ન ફેરવાય એ સ્વાભાવિક હતું વર્ષો સુધી અખત્યાર કરેલી નીતિરીતિ ફેરવવી સહેલી નથી હોતી. પણ કોઈ પણ નવી ચીજને તે લોકો સમભાવપૂર્વક જોઈ પણ ન શકયા. પ્રજાપક્ષ છોડીને તે લોકો સરકારપક્ષની તરફદારી વધારે કરવા લાગ્યા. મહાસભાને વખોડવામાં તે લોકો શબ્દોનો બચાવ જ નહોતા કરતા.

વિનીતો વચલા માર્ગમા રહેવામાં માને છે. તે લોકો એકદમ આગળ ધસી જવા નથી માગતા—મહાસભા સાથે—કે એકદમ પાછળ રહી જવા નથી માગતા—સરકાર સાથે. બે છેડાઓની વચ્ચે તે લોકો પોતાનુ સમતોલપણું જાળવી રાખવા માગે છે. એમના આ વર્તન વિષે જવાહરલાલ લખે છે:

> "પૃથ્વી ગોળ છે કે સપાટ એ વિષે જો વિવાદ ઊભો થાય તો કદાચ તે લોકો (વિનીતો) આ બન્ને અંતિમ દૃષ્ટિવાળા પક્ષોને તિરસ્કારે, અને કૈં નક્કી થાય ત્યાં સુધી તે ચોરસ કે લબગોળ હશે તેમ માનવા સૂચના કરે." (પૃ. ૪૧૦)

જવાહરલાલ તો માને છે કે "વિનીત પક્ષ" એ નામ જ ભૂલમાં નાખે એવું છે. વિલાયતમાં અને બીજા દેશોમા, ખાસ કરીને વિલાયતમાં તો, વિનીત પક્ષ કોઈ આર્થિક નીતિને વળગી રહેવા અને વૈયક્તિક સ્વાતંત્ર્ય અને શહેરી સ્વાતંત્ર્યનુ રક્ષણ કરવાના અમુક આદર્શને પાળવા ઊભો થયેલો હોય છે. પરંતુ હિંદુસ્તાનના વિનીત પક્ષને તો આવું કોઈ મૂળ છે નહિ તે લોકોની આર્થિક નીતિમા કૈં દમ નથી, અને હાલના બનાવોએ બતાવી આપ્યું છે તેમ શહેરી સ્વાતંત્ર્યને એ લોકો ઝાઝી ઉપયોગિતા અર્પતા નથી. તેમને માટે સત્ય બે અંતિમ દૃષ્ટિઓની વચ્ચે આવેલુ હોય છે. જે જે વસ્તુને તે લોકો અંતિમ દૃષ્ટિવાળી માને તેની ટીકા કરીને એ લોકો પોતાને ડહાપણવાળા, મધ્યમમાર્ગ પકડવાવાળા અને સારા માનવાની લાગણીનો અનુભવ કરે છે (પૃ. ૪૧૦).

અત્યારના આ પક્ષનું નામ વિનીત પક્ષ (Liberal Party) છે, પણ જવાહરલાલ તો માને છે કે તેમનું પહેલાનુ નામ મવાલ પક્ષ (Moderate Party) હતું તે જ બરોબર હતું. એ નામ જ તેમને યોગ્ય હતુ. ઇંગ્રેજી કવિતાની તેમણે ટાંકેલી બે લીટી વિનીતોને ઠીક ઠીક લાગુ પાડી શકાય:

> "In moderation placing all my glory
> "While Tories call me Whig and Whigs a Tory."
>
> (પૃ. ૪૧૧)

ગમે તે સંજોગોમાં વિનીતોએ સરકારને મહકાર આપ્યાના દાખલા શોધવા માટે લાંબે જવું પડે તેમ નથી ત્રીજી રાઉન્ડ ટેબલ પરિષદમાં તો વિલાયતના મજૂર પક્ષે પણ ભાગ લેવો યોગ્ય નહોતો ધાર્યો. વિલાયતના અમુક માણસોએ તો આપણા વિનીત નેતાઓને

વિલાયત ન આવવાની વિનતીઓ કરી હતી દેશમા ચારે તરફ દાવાનળ સળગ્યો હતો, જીવન અને મૃત્યુનો જંગ હિંદુસ્તાનની પ્રજાએ સરકારની સામે મુક્તિ માટે માંડ્યો હતો. પણ વિનીતો માટે એ બધાનો કશો અર્થ નહોતો તે તો ત્યા ગયા જ. (પૃ ૪૧૨)

અને એ સબંધમા જવાહરલાલ એક સુદર ફકરો લખે છે

"નિસર્ગના ગૃઢ જીવનની અમર પારખવી, આપણા કાનની પાસે જ તેનો ગુંજારવ સાભળવો, એના સ્પર્શે આપણે ઝણઝણી અને ધ્રૂજી ઊઠવુ, એ કમભાગ્યે, આપણામાથી ઘણાખરા માટે નથી એ દિવસો તો ગયા જ. પરતુ જો કે નિસર્ગમાંના દૈવી તત્ત્વના દર્શન આપણે પહેલા કરી શકતા હતા તેવા હવે નથી કરી શકતા તોયે માનવજીવનની ભવ્યતા અને કરુણતામા, તેના બળવાન સ્વપ્નો અને આતરમથનોમાં, તેના દર્દો અને નિષ્ફળતાઓમા, મહાન ભાવિ વિષેની તેની શ્રદ્ધામા અને એ સ્વપ્નોની સિદ્ધિમા આપણે એ તત્ત્વને શોધવા મથ્યા છીએ આવી શોધ કરનારાઓને ભાગ્યે આવના હૃદયભેદક તત્ત્વો આપણે સહન કર્યા છે, અને ઘણીયે વાર આપણે જીવનની ક્ષુદ્રતાઓથી પર બની ગયા છીએ પણ ઘણાઓએ આ શોધ માથે લીધી નથી, અને જૂની રીતિઓથી દૂર થઈ ગયા હોઈ, વતમાન માટે તેમને કોઈ માર્ગ સૂઝતો નથી તે સ્વપ્નો સેવતા નથી કે કાર્ય કરતા નથી મહાન ફ્રેંચ ક્રાતિ કે રશિયન ક્રાતિ જેવા માનવ ઉલ્કાપાતોની તેમને સમજણ નથી વર્ષોથી દબાયેલી માનવ આકાક્ષાઓ વિચિત્ર, ઝડપી અને ક્રૂર રીતે બહાર ધસી આવતા તેઓ ભય પામે છે. તેમને માટે બાગ્ટીલ હજી પડયુ જ નથી " (પૃ ૪૧૪)

મધ્યમ માર્ગ પકડવો એ બરોબર છે લાગણીઓને કાબુમા રાખી ઉતાવળુ પગલુ ન લેવુ એ બરાબર છે એ સસ્કારિતાની નિશાની પણ છે પણ કાબુમા રાખવા માટે એવી જબરજસ્ત લાગણીઓ તો જોઈએ ના ? લગામ ખેચી રાખવી બરોબર છે, પણ તોફાની ઘોડો તો જોઈએ ના ? એ સબધમા દક્ષિણ આફ્રિકાના નવલકથાકારો વિષે રોય કેમ્પબેલે લખેલી કવિતાની ચાર લીટીઓ લેખક ટાકે છે

" They praise the firm restraint with which you write
I'm with you there, of course
You use the snaffle and the curb all right,
But where's the bloody-horse ?"

[ " તમે લખો સયમથી, વખાણે
બધાય તે, ને હુંય તે વખાણુ
લગામ ને જોર કરી ય ખેચો
પરતુ ઘોડો જ તુફાની ક્યા એ ? " ]

' But where's the bloody horse ?" એ એક જ લીટી આપણા વિનીત મિત્રોને બરોબર લાગુ પાડી શકાય

અને રાજકીય પક્ષાપક્ષીમા વિરોધી દષ્ટિબિંદુને જ સમજી શકવાની અશક્તિમાં, કોઈ-વાર કોઈ સ્હેજ કહેવાઈ જાય કોઈને અન્યાય થતો હોય તેમ લાગી જાય તો તેમા આશ્ચર્ય પામવા જેવુ નથી હજુ ગઈ કાલે જ સર કાવસજી જહાગીરે જવાહરલાલે સભા

મોઢે ચડાવી બગાડેલું બાળક (the spoilt child of the Congress)" નહોતા કહ્યા? વળી જવાહરલાલના ઉદ્દામ વિચારો તો જાણીતા છે. તેમને આવા મવાલ વિચારો ન પાલવે કે ન પોષાય અને તેનો અત્યંત વિરોધ કરતાં વાક્યો તે લખે તે વસ્તુનો વિરોધ કરવો એમાં જવાહરલાલને જ અન્યાય થાય તેમ નથી લાગતું?

છતાં જેમને દોષ જોવા હોય તેમને દોષ તો મળી જ રહે છે. આ વિનીતોની આત્મકથામાં તેમનો દોષ તે લોકો કાઢી શકે. પુસ્તકની લગભગ શરૂઆતમાં (પૃ. ૨૭) તેમણે વર્ણવેલા ગોખલે અને ભુપેન બસુના નિર્દોષ પ્રસંગમાં પણ તે લોકો તેમના ઉપર અનુચિત વાત લખવાનો આરોપ મૂકી શકે અને એ શોધનારને તો એવા અનેક બીજા પ્રસંગો મળી જાય. પરંતુ તે નિષ્પક્ષ જોનારને એ બધામાં ઝાઝો દોષ જણાવા સંભવ નથી.

પરંતુ જવાહરલાલનો રોષ એકલા વિનીતો ઉપર જ ઊતર્યો છે એવું નથી. તેમનાથી યે વધારે દોષિત તો તે હિંદુ અને મુસ્લીમ કોમીવાદી નેતાઓને ગણતા જણાય છે. વિનીતોમાં તો રાષ્ટ્રવાદ પણ હોય છે, ફક્ત તેમની દૃષ્ટિ ટૂંકી અને મર્યાદિત હોય છે; તેમની વૃત્તિ સુધારક વૃત્તિ હોય છે, ક્રાંતિકારી નહિ, પણ આ કોમીવાદી નેતાઓ તો પ્રત્યાઘાતી જ હોય છે. તે લોકો રાષ્ટ્રવાદનું નામ લ્યે એ તો આ તેમના તીવ્ર પ્રત્યાઘાતીપણાને છુપાવવાના ઢાંકપીછોડા પૂરતું જ. એ લોકોની સ્થિતિની કરુણતા તો એ છે કે જે લોકો પોતપોતાની કોમને વધારે અધિકારો અને દરજ્જાઓ મળે એટલા ખાતર દેશને સરકારની પોતાની ઝૂમરી નીચે વધારે ને વધારે દબાવી દેવાની તક આપે છે, તે લોકો તો કોઈ પણ રાષ્ટ્રીય તત્ત્વના વિઘાતક જ છે. એ કોમને માટે બોલે છે, પણ તેમાં પણ હિત તો કોમના ઉપલા થરની, અમુક વ્યક્તિઓનું જ સરવાનું હોય છે.

અત્યારે હિંદુસ્તાનનો સવાલ કોમી નથી, રાજકીય અને આર્થિક છે. હિંદુસ્તાનની પુનર્ઘટનામાં સમૂળગો ફેરફાર થાય તો જ તેની પ્રજાના દુઃખ જરા જરા પણ ટળી શકે. સફેદ અમલદારોની જગ્યાએ ભુરા અમલદારો આવવાથી હિંદને મૂંઝવતા એક પણ પ્રશ્નનો ઉકેલ થઈ શકવાનો નથી. વિનીતો એમ માને છે એથી તો એમની દૃષ્ટિ એટલી બધી ટૂંકી લાગે છે, પણ આ લોકોને તો અમુક હિંદુ કે અમુક મુસલમાન અમલદારો આવે એ જ જોઈએ છે. તેમની માગણીઓ સંતોષાય પછી તેમને પરદેશીઓ કેટલા પ્રમાણમાં સત્તા ભોગવે તેની પડી નથી.

એ લોકો મોટી મોટી વાતો કરે છે, રાષ્ટ્રીયતાનાં બણગા ફૂંકે છે, પણ એ બધાંમાં કશો અર્થ હોતો નથી. તેમનો કોમી સ્વાર્થ જરા પણ કચડાતાં, તેમને જોઈતી બેઠકોમાંથી એક બે બેઠકો ઓછી કરવાનું કહેતાં, તેમનું ઉગ્ર કોમી સ્વરૂપ પૂર્ણ પ્રકાશથી પ્રગટી ઊઠે છે, અને તે બધામાં રાષ્ટ્રીયતા તો શોધી પણ જડતી નથી.

અને એ બધામાં પરદેશીઓને મોટો ફાયદો થઈ જાય છે. તે લોકો એક બીજી કોમોને પરસ્પર વિરોધી સ્થિતિમાં મૂકી, તે લોકોનો ઝઘડો નિરંતર ચાલુ રાખી, પોતાનું કાર્ય સાધી જાય છે. તમારી રાષ્ટ્રીય માગણીઓને એ તમાશામાં સંપ નથી એમ કહી ઉવેખે છે. કોમી સ્વાર્થી લોકો કોમોને એક થવા દેતા નથી. સરકાર એક પક્ષને જરા વધારે લાભ આપે છે, એ લાભ બીજી કોમના નેતાઓને ખૂંચે છે. તે લાભ દૂર કરાવવા અને પોતા માટે એવો લાભ મેળવવા એ લોકો મથામણ કરે છે. એને અંગે રાજકીય પરિવર્તન વિષેની માગણીમાં

પણ એ લોકો એકમત થઈ શકતા નથી સરકાર કહે છે કે તમારે શું જોઈએ છે તેની તમને પણ ખબર નથી ત્યાં અમે શું કરીએ ? કોમી બાબત સંબંધી પણ એકમત થઈ માગણી કરશો તો અમે તે પૂરી પાડશું તેમ સરકાર કહે છે એ જાણે છે કે એમ કદિ બનવાનું નથી એટલે તે નિર્ભય !

હિંદુસ્તાનની આ ભયંકર દશાનું નાટક તો રાઉન્ડ ટેબલ પરિષદો વખતે ભજવાયું અને સાથે સાથે કોમનું જ હિત જાળવી રહેતા કહેવાતા નેતાઓનું કોમી નહિ પણ પ્રત્યાઘાતી સ્વરૂપ પણ ત્યાં ખુલ્લું પડ્યું હિંદને સ્વતંત્રતા મળે એમાં સ્થાપિત હક્કો ( Vested interests ) વાળા અમુક માણસોને તો નુકશાન છે જ અને કોમી નેતાઓનો મોટો ભાગ આ વર્ગમાંથી આવેલો છે ખાસ કરીને પરિષદોમાં તો આ જ માણસોને કોમી નેતાઓ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા હતા

બિલાડીને ચારે તરફથી ઘેરી લઈ તેના ઉપર હુમલો કરો ત્યારે તે તેના ખરા સ્વરૂપમાં પ્રગટ થાય છે આ લોકો પણ કોમી હિતની જ વાતો કરતા હતા, પણ રાજકીય પ્રત્યાઘાતીઓ તરીકેના પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશમાં આવતા નહોતા એક પ્રસંગે જ તેમના સાચા સ્વરૂપ ઉપર પૂર્ણ પ્રકાશ પાથર્યો

બ્રિટિશ મુત્સદ્દીઓએ પોતાની જાળ બિછાવી દીધી હતી માખીઓની જેમ તેમાં કોમીવાદી હિંદુ અને કોમીવાદી મુસ્લીમ સપડાયે જતા હતા, નાની નાની વિગતોની ચર્ચા થતી હતી પણ મૂળને તો કોઈ સ્પર્શતું પણ નહોતું ચારે તરફ અંધકાર પ્રસરેલો હતો એ અંધકારમાં પ્રકાશની એક માત્ર રેખા સમા ગાંધીજી અનેક મથનો અનુભવતા હતા તેમની સ્થિતિ કફોડી હતી મહાસભાના એક માત્ર પ્રતિનિધિ તરીકે મહાસભાને શું કહેવું છે તે જણાવવા તે છેક વિલાયત ગયા હતા ત્યાંથી કંઈ મેળવી શકાય એ આશા તો નિરર્થક હતી પરિષદની ઘટના (composition) જ એવા પ્રકારની હતી કે તેમાં ગાંધીજી એકલા જ પડી જાય ત્યાં થતી વાતો અને ચર્ચાઓ હૃદયવિદારક હતી છતાં આશ્ચર્યચકિત કરી દે એટલી ધીરજથી ગાંધીજી બધું સહન કર્યે જતા હતા, સાંભળ્યે જતા હતા મુસ્લિમ પ્રતિનિધિઓની કોમી માગણીઓ તો ગાંધીજીના રાષ્ટ્રવાદી મુસ્લિમ મિત્રોના કહેવા પ્રમાણે પણ સ્વાતંત્ર્ય અને પ્રગતિના માર્ગમાં આડખીલી રૂપ હતી છતાં ગાંધીજીએ તેમની દરેકે દરેક માગણી તે લોકો મહાસભાની રાજકીય માગણીઓમાં અને પૂર્ણ સ્વતંત્રતા સંબંધીની માગણીઓમાં તેમને સાથ આપે તો સ્વીકારી લેવાનું મહાસભા તરફથી કબૂલ કર્યું (પૃ ૨૯૪) તેમણે કહ્યું કે એ વચન તેમનું અંગત હતું પણ મહાસભા પાસે એ પસાર કરાવવા પોતે તનતોડ મહેનત કરશે અને ગાંધીજીને જાણનાર બધા જાણતા હતા કે એ કહે તેમ મહાસભા કરવાની જ

તેમની બધી માગણીઓ મનાવાય છતાં પણ મહાસભાની રાજકીય માગણીઓમાં સાથ આપવાનું મુસ્લિમ પ્રતિનિધિઓએ ન સ્વીકાર્યું તેમણે બતાવી આપ્યું કે પરિષદ પાસે કોમી પ્રશ્ન વિરાટ સ્વરૂપ લઈને ઊભો હતો છતાં પણ ખરી મુશ્કેલી કોમી મુશ્કેલી નહોતી. પ્રગતિ અટકાવતું અને કોમી પ્રશ્નના આશ્રય નીચે ઢંકાઈ જતું ખરું તત્ત્વ તો રાજકીય પ્રત્યાઘાતનું જ હતું ( પૃ ૨૯૪ )

( જે નિર્ભયતાથી જવાહરલાલ વિનીતો વિષે લખે છે, ' અમે અને એ લોકો જુદી જુદી

દુનિયાઓમાં વસીએ છીએ, જુદી જુદી ભાષાઓ બોલીએ છીએ," એ જ નિર્ભયતાથી તે કોમી તત્ત્વનો સામનો કરે છે. હિંદુ કે મુસ્લિમ કોઈપણ કોમીવાદીને તે પોતાના હુમલામાંથી બચાવતા નથી. રાષ્ટ્રીયતાના બહાના નીચે પોતાનું કોમી તત્ત્વ છુપાવી રાખનાર હિંદુ મહાસભાની ઉપલા વર્ગના હિંદુઓના સ્વાર્થ કચડાતી વખતે કોમી નીતિ કેવી બહાર આવી જાય છે તે તેમણે ખુલ્લે ખુલ્લું બતાવ્યું છે. (પૃ. ૪૬૮) મુસલમાનો વિષે પણ એવું કહેવામાં કંઈ બાકી રાખી નથી. જ્યાં એ કોમીવાદની મૂળમાં રહેલું પ્રત્યાઘાતી તત્ત્વ તેમણે પેલા રા. ટે. પરિષદની મુસ્લિમ માગણીઓ અને ગાંધીજીનો દાખલો આપી બતાવ્યું છે. (પૃ ૨૯૪) અને બન્ને પક્ષો, હિંદુ અને મુસ્લિમ, જ્યારે કોઈ પણ પ્રત્યાઘાતી તત્ત્વ દેશ સમક્ષ આવે ત્યારે કેવા એકત્ર થઈ જાય છે તેનો દાખલો ઓટાવા કરાર વખતના તેમના વલણ અને તેમના પરસ્પર મદદકારના દાખલાથી તે આપે છે. (પૃ. ૪૬૮)

હમણાં હમણાં 'હિંદુ સંસ્કૃતિ' અને 'મુસ્લિમ સંસ્કૃતિ' અને તેની જાળવણી અને એ બધી નવી વાતોથી કોમી તત્ત્વને ઉશ્કેરવાના પ્રયત્નો કરવામાં આવે છે. તે વિષે જવાહરલાલ કહે છે:

"રાષ્ટ્રીય સંસ્કૃતિઓના દિવસો પણ નાશ પામતા જાય છે અને આખું જગત એક સંસ્કૃતિનું એકમ બનતુ જાય છે. (પૃ. ૪૬૯)

"પણ આ મુસ્લિમ સંસ્કૃતિ છે શી? આરબ, ઈરાની, તુર્ક વગેરેના મહાન કાર્યોની જાતિય સ્મૃતિની એક જાત તે છે શું? કે ભાષા છે? કે કળા અને સંગીત છે? કે રીતરિવાજો છે? કોઈને પણ હાલની મુસ્લિમકળા કે હાલના મુસ્લિમ સંગીત વિષે વાત કરતાં મેં સાંભળ્યો નથી....." (પૃ. ૪૭૦)

પરંતુ એ સંસ્કૃતિની વાતોનો વિરોધ કરવામાં ભૂતકાળની ભવ્યતાનો વિરોધ નથી આવી જતો.

"મારે કહેવું જોઈએ કે હમેશાં ભૂતમાં જ દૃષ્ટિ નાખનારા, પોતાના હાથમાંથી સરી જતી વસ્તુઓને જ વળગી રહેવા પ્રયત્ન કરનારા હિંદુઓ અને મુસ્લિમોનો દેખાવ ખરેખર કરુણ હોય છે; હું ભૂતકાળનો તિરસ્કાર કરવા કે તેનો અસ્વીકાર કરવાની ઈચ્છા નથી રાખતો કેમકે ભૂતકાળમાં એવી ઘણીયે વસ્તુઓ છે જે અતિ સુંદર હોય એ સુંદર તત્ત્વ તો ચિરંજીવ રહેવાનું જ તે વિષે મને શંકા નથી. પરંતુ આ લોકો જેને વળગી રહેવા માગે છે તે તે સુંદર તત્ત્વ નહિ પણ એવી ચીજ છે જે ભાગ્યે જ વળગી રહેવા જેવી હોય, અને મોટે ભાગે તો નુકશાનકારક જ હોય." (પૃ. ૪૭૧)

ચાલુ]

# દિવાસ્વપ્ન

'મિત્રાવરુણૌ'

[ પૃથ્વી ]

હતા ભરબપોર ઘામ ધખતા જ વૈશાખના,
નિવૃત્તિ-ઉરમાં હતું તડફતું જગત-માછલું;
વિશાળ ખુરશીમહીં નિકટ બારીની હું પડ્યો,
મહોદધિ તરંગખેલમહિં મસ્ત હું ન્યાળતો.

સમીપ જ પડ્યાં હતાં સરસ કાવ્યનાં પુસ્તકો,
પરન્તુ મુજ નેન તો પવન ફરફરે પરવર્યાં
નવીન જ પ્રદેશમાં; ત્યહિં થયો ચમત્કાર શો !

યુવાન હું મટી ગયો, સરક્યું જ્ઞાનગાંભીર્ય સૌ,
કિશોર હું ફરી થયો, થનગનાટ પામ્યો પુનઃ;
સુરેશ, મનુ, બિન્દુ સાથ બસ ખૂબ મસ્તી મચી,
થઈ તુરત ત્યાં શરૂ રમત આંબલાપીપળી;
ઉટાંગ સમ કૂદતા વિટપ વૃદ્ધ વડલાતણા,
અધો શિર બની વળી વડજટાલટે હીંચતા;
થયો કડડડાટ શો ? વડ ઢળ્યો ! અમે યે પડયા !

ગયાં નયન ઊઘડી સ્વપનસૃષ્ટિ પામી વિલય;
ફરી નજર બહાર — બે ઝબકતા હતા આગિયા.

# સત્તાનું કેન્દ્ર – અર્થ

રામભાઈ પટેલ

માનવ સમાજશાસ્ત્રની તવારીખ જોતાં માલૂમ પડશે કે ઘણી પ્રાચીન સમાજ-અવસ્થામાં જુદેજુદે સ્થળે નાનીમોટી રાજકીય વ્યવસ્થામાં સંઘબદ્ધ થયેલી માનવપ્રજા એક રાજકીય અમલ નીચે પણ જુદાજુદા વર્ગોમા વિભક્ત થઈ ગઈ હતી. માર્ક્સીસ્ટ દષ્ટિબિંદુ ( Production relations determine classes ) જો આપણે કબૂલ કરીએ તો ભૂતકાળની માનવસમાજની વર્ગવ્યવસ્થાઓ આજના જેટલી અટપટી અને ગૂંચવણભરી નહોતી. એનું કારણ એ હતુ કે તે વખતના સમાજોની અર્થવ્યવસ્થા તદ્દન સાદી, સ્થાનિક અને સ્વયંપૂર્ણ હતી, એટલે આવી સાદી અર્થવ્યવસ્થામાં ઊભા થતા વર્ગસંબધો પણ સાદા હતા.

વરાળવીજળીથી ચાલતાં યંત્રોથી ઉત્પાદન થવાનું શરૂ થયા પછી અને જગદ્વ્યાપી વાનવાહન અને સંદેશાઓનાં યાંત્રિક સાધનો થવાને લીધે પ્રાચીન અને મધ્યયુગી ઉત્પાદન અને વહેંચણી, વિનિમયવ્યવસ્થાનાં ઉપર ગણાવ્યાં એ ત્રણ લક્ષણોમાં મૂળગત ફેરફારો થઈ ગયા. સમાજમાં સ્વયપૂર્ણ, સાદી અને સ્થાનિક અર્થવ્યવસ્થા ( local economy )ને બદલે ધરાતલવ્યાપી, સમજણ ન પડે એવી અટપટી જગદ્વ્યાપી અર્થવ્યવસ્થાએ ( world economy ) સ્થાન લીધુ. 'ઉત્પાદનસંબંધો' એ જ રીતે બદલાવા. અને એની સાથે વર્ગોના પ્રકારો ને ગુણ પણ બદલાવા. છતા પણ એમ કહી શકાય કે વસ્તુઉત્પાદનના બિંદુ ( production point ) આગળ નીચી સપાટી ઉપર મજૂર ને કિસાન અને ઊંચી સપાટી ઉપર મૂડીદાર, જમીનદાર હોય છે આ છેક નીચા અને ઉપરના થર ( layer ) ની અંદર જેના હિતસંબંધો પરસ્પરથી સહેજ જુદા પડતા હોય એવા સંખ્યાબંધ વર્ગો યંત્રયુગી ઉત્પાદન વિનિમય અર્થવ્યવસ્થામા પડી ગયા. છતા સામાન્ય રીતે આધુનિક સમાજને આપણે ત્રણ વિશાળ વર્ગમાં વહેંચી શકીએ. કામદાર, મૂડીદાર અને બન્નેની વચ્ચે, અને જેના હિતસંબધો નીચલા થર ઉપર ઊભના કામદાર—શોષિત વર્ગ-અને ઉપલા થર ઉપર ઊભના મૂડીદાર—શોષનાર વર્ગ-સાથે સંકળાયેલા હોય એનો મધ્યમ વર્ગ. જે વસ્તુ ટ્રોટ્સ્કીએ કિસાનવર્ગ માટે કહી હતી એને આપણે સહેજ ફેરવીને મધ્યમવર્ગ વિશે કહી શકીએ કે મધ્યમવર્ગ હંમેશાં દ્વિમુખી હોય છે. એક મુખ શ્રમજીવી વર્ગ તરફ અને બીજું ભદ્રલોક તરફ વળેલું હોય છે.[1]

આજના જગતમાં કોઈ પણ રાષ્ટ્રની સમાજપદ્ધતિ અને વ્યવસ્થા જોતાં જણાશે કે એ રાષ્ટ્રમાં વસતો માનવસમૂહ નાનામોટા સંખ્યાબધ વર્ગોમાં સામાન્ય રીતે વહેંચાઈ ગયેલો હોય છે. એ વર્ગોનું પૃથકત્વ મુખ્યત્વે પોતાના આર્થિક હિતસબધોના રક્ષણ અને વૃદ્ધિના પાયા ઉપર ગોઠવાઈ ગયું છે. ટ્રેડ યુનિયનો અને મજૂર યુનિયનો, કિસાન સંઘો, ખેડૂતોની

---

1 'The middle class has always two faces' one turned towards the proletariat and the other towards the bourgeoisie.'

અને કલ્ચરનાં શસ્ત્રોનો ઉપયોગ એમણે જવાહર છાપના સમાજવાદ સામે જ્ઞાત રીતે પોતાના હિતોનાં રક્ષણ માટે કર્યો હતો; નહિ તો ગરીબ હિંદમાં જ્યુટ મિલો ઊભી કરી દેશની દોલત લૂંટવાનો ધંધો કરવામા અનેક સાધનો વાપરવામાં એ સાધનો આ દેશની traditions, culture અને genius ને કેટલું નુકસાન કરતા હશે એનો આંક મેળવવાનો ભાગ્યે વિચાર કરનાર માણસે જવાહરલાલના માત્ર સમાજવાદ ઉપદેશતા ભાષણથી આટલા ભડકી ન જાય!

સંપ્રદાય અને ભૂતકાળનું ભારણ વહી લાવતી રૂઢિઓ કોઈ પણ રાષ્ટ્રમાં વ્યક્તિઓના અને વર્ગોના સંબંધની આંતરવર્ગીય દષ્ટિ અને મનોવલણ પર થોડીવધારે જરૂર અસર કરે જ છે એ ધ્યાનમા રાખીને હવે આગળ ચાલીએ.

ભૂતકાળમાં રૂઢિ અને ધર્મ કે સંપ્રદાયસંસ્થાના બળ અને અસર જબરાં હતાં સમાજનો મોટામાં મોટો આપખુદ સત્તાધારી રાજા પણ રૂઢિ અને ધર્મસંસ્થાની સત્તાથી દબાયેલો રહેતો હતો એમ ઇતિહાસ કહે છે. આજે યંત્રયુગી રાષ્ટ્રોમા સત્તાના સ્થાનો અને મૂળ બદલાઈ ગયા છે. આજના રાષ્ટ્રમા આર્થિક સત્તા (economic power) અને રાજકીય સત્તા (political power) એ બે મુખ્ય થઈ પડ્યા છે. જોકે હકીકત તો એ છે કે લગભગ અપવાદ સિવાય સર્વત્ર આર્થિક સત્તાને અધીન રહીને અને મોટે અંશે રાષ્ટ્રમાં આર્થિક સત્તાધારી વર્ગના સીધા યા આડકતરા ડિક્ટેશન પ્રમાણે રાજકીય સત્તાનાં ભિન્ન-ભિન્ન અંગો કામ કરે છે.

પાશ્ચાત્ય દેશોમાં જ્યા મૂડીવાદે ભયાનક સંગઠન અને બળવાન સ્વરૂપ ધારણ કર્યું છે ત્યાં રાજકીય સત્તા ઉપર એટલે કે દેશની સરકારના જ્યુડિશ્યલ, લેજિસ્લેટીવ, પોલિટિકલ અને એક્ઝીક્યુટીવ અને એડમિનિસ્ટ્રેટીવ વિભાગોનુ ચલન આર્થિક સત્તાધારી નાનકડાં વર્ગ (Cleaque of plutocrats) ના જબરા અંકુશમાં રહીને કામ કરે છે એની કેટલીયે ચોંકાવનારી હકીકતો નિષ્પક્ષ લેખકોએ બહાર પાડી છે આર્થિક સત્તા અને આર્થિક સત્તા-ધારી વર્ગની સામાન્ય વ્યાખ્યા કરી લેવી જરૂરી છે (કારણ હવે હું એ વિધાન કરવા માગું છું કે માનવસમાજ ચક્રનું કેન્દ્ર–hub–અર્થ છે). ઉત્પાદનનાં અને વસ્તુવિનિમયનાં સાધનોને હાલનાં યુગમાં આર્થિક સત્તાનાં શસ્ત્રસાધન કહી શકાય અને એ સાધનોનો કબજો ધરાવનાર વર્ગ આર્થિક સત્તાધારી વર્ગ કહી શકાય. જે કોઈ વર્ગ એ સાધનોનો કબજો-ભોગવટો લે કે જેની પાસે એ કબજોભોગવટો હોય એ વર્ગના હાથમાં સમાજસત્તાની લગામ આવે છે, અને પછી એ સ્વાભાવિક છે કે એ વર્ગ—પછી તે મજૂર હોય કે મૂડીદાર હોય—પોતાનાં હિત માટે જ મોટે ભાગે બીજી સત્તાઓ વાપરે. ડૉ. હેકરની ગણતરી પ્રમાણે પશ્ચિમ યુરોપ અને ઉત્તર અમેરિકામાં સમાજનાં બે ટકા ભાગનાં હાથમાં આર્થિક સત્તા–(national wealth ના અર્થમાં)નાં સાધનોનો ⅔ થી પણ વધારે ભાગ છે અને ⅔ ભાગ આઠ ટકાનાં હાથમાં એટલે સમાજનો દશ ટકો ભાગના હાથમાં એ દેશોમા રાષ્ટ્રીય સંપત્તિનો ૮૩% જેટલો ભાગ છે, અને બીજા નેવુ ટકાનાં હાથમાં બાકીના સત્તર ટકા! હવે આપણને આશ્ચર્ય નહિ થાય કે ઇંગ્લંડ, અમેરિકામા પુખ્ત વયનો સાર્વત્રિક મતાધિકાર હોવા છતાં ત્યાં પ્રજાતંત્રનું આખું કમઠાણ મોટે ભાગે રાષ્ટ્રીય સંપત્તિનો ⅔ ભાગની કબજેમાલિકી ધરાવનાર બે ટકા વર્ગના હિતમા એમના નિયંત્રણ પ્રમાણે જ કેમ ચાલે છે.

ઉપર જણાવ્યુ એ પ્રમાણે યત્રયુગી સમાજમા વર્તુળમા ચાલતી બધી ઘટનાનું કેન્દ્ર અર્થ—economics—છે સમાજવર્તુળના પરીઘની બહાર ઊભા રહીને આપણે જોઈએ તો એ બધી ઘટનાની ગતિ મધ્યબિંદુ તરફ ગતિમાન થતી (કેન્દ્રાનુગામી) અને એના બિંદુ ઉપર ઊભા રહી જોતા કેન્દ્રમાથી બહાર જતી લાગશે આમ જ્યાથી જોઈશુ ત્યાથી એ બધી ઘટનાના મૂળ અર્થના કેન્દ્રમાથી ફૂટતા જણાશે સમાજમા જુદાજુદા વર્ગોની પરસ્પરમા મેળ અને વિરોધસૂચક બધી ઘટનાઓ તો આગ ને દાતા સમાન હોય છે એ ઘટનાઓનુ અતિમ ઉદ્‌ભવસ્થાન અર્થનુ મધ્યબિંદુ હોવાનુ

આજના સમાજમા માલમ પડતા જુદાજુદા વર્ગોનુ વિભાગીકરણ અને સયોગ વિશાળ આર્થિક સમાન હિતસબધોને ધોરણે આખા જગતમા થાય છે, જેમકે ખેડૂત, કિસાન અને કામદાર વર્ગો કોઈ સમાન આર્થિક પાયાની હિલચાલ ચલાવવા ભેગા થઈ જાય મિલમાલિકોનુ મડળ અને જમીનદારોનુ મડળ મજૂરકિસાનની આર્થિક સમતા માગતી રાજકીય હિલચાલનો સામનો કરવા ભેગા થઈ જાય જોકે છેલ્લા બને વર્ગનો સ્વાર્થ ઘણીવાર એકબીજાનો વિરોધક હોય છે, દા ત, ઇંગ્લૅંડમા ગયા સૈકાની મધ્યમા કૉર્ન લૉઝ રાખવા અને રદ કરવાની બાબત કારખાનાદારો અને જમીનદારોને એકબીજાને આર્થિક રીતે વિરોધક અસર કરતી હોવાથી બને વર્ગો વચ્ચે ભારે ઘર્ષણ થવા પામ્યુ હતુ મહાયુદ્ધ પછી યુ એસ એ મા પણ કારખાનાદારો ઊંચી જકાતી દીવાલોની નીતિ અખત્યાર કરવા માગતા હતા, ત્યારે મોટા ખેડૂતો ઊંચી જકાત રદ કરવાની નીતિ માટે મથતા હતા અને બન્ને વર્ગ વચ્ચે ઘર્ષણ ઊભુ થયુ હતુ પરતુ મધ્યકાલના અવશેષ સમા જમીનદારોના કરતા યત્રયુગમા પેદા થયેલ કારખાનાદાર વર્ગ વધારે સગઠિત, આર્થિક સત્તાધારી, અને કાબેલ હોવાથી આના વધણમા હમેશા એ જ જીતી જાય છે ઇગ્લડમા એ વર્ગે જમીનદારોનો વિરોધ છતાં કૉર્ન લૉઝ રદ કરાવ્યા હતા અમેરિકામા મોટા ખેડૂતોનો વિરોધ છતા યુદ્ધ પછીના વરસોમા કારખાનાદાર વર્ગે જગતમા ઊંચામા ઊંચી જગાતી દીવાલની નીતિ રાજ્ય પાસે ચાલુ રખાવી હતી

આજના રાષ્ટ્રોમા આ પ્રમાણે ઘણા વર્ગો માલૂમ પડે છે રાષ્ટ્રમા બે જબરી સત્તા—આર્થિક સત્તા અને રાજકીય સત્તા—ની ઊપર પ્રભુત્વ મેળવી પોતાની રીતે એ સત્તાઓ કામ કરે એ માટે દરેક વર્ગની અરસપરસ એકબીજા સાથે સતત અથડામણ ચાલી રહી છે વર્ગમેળના કરતા વર્ગવિરોધ એ આજના સમાજનુ લક્ષણ થઈ પડયુ છે એ વર્ગ વર્ગ વચ્ચેના વિરોધક હિતોને કારણે પેદા થતી આ અથડામણ દહાડેદિવસે વધારે ઉગ્ર થતી જાય છે, એમા પણ શકા નથી સમાજમા સર્વ સત્તાના ફણગા અર્થની જમીનમાથી ફૂટ્યા હોય છે એ મધ્યબિંદુ છે એના ઉપર કાબૂ મેળવી એનુ નિયત્રણ કરવા માટે આજે બધા વર્ગો અથડામણ કરી રહ્યા છે આ ચોમેરના બળો—parallelogram of forces—ની નિરતર ચાલતી અથડામણભરી ખેચતાણમાથી એક જગ્યાએ સમતોલપણુ જળવાય છે અલબત, એ સમતોલપણુ વારવાર સ્થાન બદલે છે દરેક વર્ગ એ સમતુલાને સ્થાનચ્યુત કરી પોતાની રીતે ગોઠવવા મથે છે અને આગલા જે વર્ગ કે વર્ગોએ મોટે ભાગે એ સમતુલાસ્થાન પોતાની હિતવૃદ્ધિ ને રક્ષણ માટે ગોઠવી હોય છે એ વર્ગ એ તુલાનુ સ્થાન બદલવા માગતા વર્ગ કે વર્ગોની (કારણ કે ઘણીવાર નાનાનાના વર્ગો પરસ્પરના નાના વિરોધો, મોટા દુશ્મનનો

સામનો કરવા ભૂલી જાય છે ) ચેલેંજ કરતી હિલચાલને દબાવવા માટે પોતાના અસર-કારક સત્તાધારી સ્થાન ઉપરથી બળવાન સાધનો વાપરે છે. આ સ્થિતિ અતિ ઉગ્ર બને છે અને આર્થિક સત્તાધારી વર્ગ પોતાના સ્થાપિત હિતોને ભયંકર રીતે જોખમાતી જુએ છે, ત્યારે હિંસક સાધનોનો આશરો લે છે, સમતોલપણુ તૂટે છે અને આંતરવિગ્રહ, રાજકીય ને આર્થિક ક્રાંતિ થાય છે. એ વિગ્રહ વખતે પરિસ્થિતિ પ્રમાણે, તટસ્થ રહેલો વર્ગ કોઈ પણ એક બાજુનો પક્ષ લે છે. આ વિગ્રહને અંતે વત્તેઓછે અંશે જીતનાર વર્ગ સત્તા ધારણ કરે છે અને ફરી એક સ્થાને પાછી સમતુલા આવે છે ને નવી અથડામણની શરૂ-આત થાય છે. આ અથડામણની સ્થિતિ આજના સ્વરૂપમા વર્ગો રહેશે ત્યા સુધી ચાલુ રહેવાની એમ કહીએ તો ખોટુ નથી

આર્થિક અસમતા, રાજકીય અને આર્થિક ખાસ હક્કો નાના વર્ગના હાથમા મૂકે છે એ ખાસ હક્કો–સત્તા અને જબરો અન્યાય જન્માવે છે આ બેના સમોગને કારણે મોટો આમવર્ગ સહન કરે છે અને એમાથી અસંતોષ જાગે છે. એ અસતોષની માત્રા જેમ વધારે ઉગ્ર અને તીક્ષ્ણ તેમ વર્ગવર્ગ વચ્ચેની અથડામણ વધારે વ્યાપક અને ઊંડી થાય છે અને વર્ગવિરોધમાથી વર્ગવિગ્રહ જન્મે છે. આ વિષમ સ્થિતિ દૂર કરવા માટે અન્યાય અને અસમતા સહન કરતો વર્ગ મથામણ કરે છે અને એ સ્થિતિ એમ જ રાખવા માટે પ્રભુત્વ ભોગવતો વર્ગ—dominant class—સામી મથામણ કરે છે. આ વિષમ સ્થિતિ દૂર કરી સમધારણ સ્થિતિ લાવવા માટે બળનો ઉપયોગ થાય છે

આજના રાજ્યમા ઉપરના વર્ગો કામદારવર્ગની સામે જે આર્થિક અને રાજકીય સત્તાનુ સંયોગીકરણ ખડુ કરે છે, તેણે રાજકીય અને આર્થિક સત્તાના સંયોગબળથી જ તેનો સામનો કરવો જોઈએ.[1]

નીચલા વર્ગે ને પક્ષે રાજકીય અને આર્થિક સત્તાનું જોડાણ, ઉપલા વર્ગના એવા જોડાણનો સામનો કરવા માટે, કઈ જાતનુ હોય છે એ વસ્તુ જોવી રહી સામનો કયા પ્રકારનો હોવો જોઈએ એ માટે પણ ઘણો મતભેદ છે.

આ પ્રમાણે અર્થ અને આર્થિક સત્તા એ આજની સમાજરચનાના ચક્રનું કેન્દ્ર–hub છે અને બીજી બધી વસ્તુ એમાંથી ઊગતા રોપા છે એ સ્પષ્ટ થતું જાય છે. નાના વર્ગના હાથમાંથી આ અર્થસત્તા મોટા વર્ગમા શી રીતે લઈ જવી કે લઈ જવી કે નહિ એ આજનાં રાષ્ટ્રોમાં સમાજશાસ્ત્રનો સળગતો પ્રશ્ન થઈ રહ્યો છે.

---

1 "The combination of economic and political power, which the dominant classes set against the worker in the modern state must be met by a combination of political and economic power."—Niebuter. *Moral Man and Immoral Society.* p. 201.

# વહેલી ગાડીમાં જવા વિષે

અકાળે ઊઠવું એ અકાળે મરવા કરતાંયે વધારે વસમું છે. રાતની ત્રણચાર વાગ્યાની ગાડીમાં જવાનું જેઓને બન્યું હશે તેઓ આ વાત કબૂલ કરશે. રાતે બારએક વાગ્યા સુધીમાં જ ગાડી જતી હોય તો તો ઠીક, ત્યાં સુધીનો વખત વાતચીત કે વાચનમાં જ વિતાવી યોગ્ય સમયે ગાડીભેગા થઈ જવાય. પણ એથી મોડું, એટલે કે લગભગ બેત્રણ–ચાર વાગે જવાનું હોય ત્યારે ખૂબ આકરું લાગે છે. ભવિષ્યની ચિંતા પ્રથમથી જ ઘર ઘાલે છે. આગલી સાંજથી જ આપણું મન ઊંચું થઈ જાય છે. આપણે જે સ્થળ છોડવાનાં છીએ ત્યાંથી આપણું ચિત્ત ઊઠી જાય છે; જ્યાં જવાના હોઈએ છીએ ત્યાંના તો આપણે હોતા જ નથી. એટલે આપણા મનની સ્થિતિ ધોબીના કૂતરા જેવી થાય છે– ન ઘરના, ન ઘાટના; ન અહીંના, ન ત્યાંના. રાતે નવદશ વાગે સામાન બંધાઈ જાય. ઘરની વસ્તુઓથી અલગ મુકાએલો સામાન પણ જાણે સમાજથી હડધૂત થયેલ કોઈ અનાથ ને અસહાય બાળક હોય તેમ પડેલો હોય છે. સ્વજનો સાથે સામાન્ય રીતે આપણે "આપણો" "આપણું" એવી રીતે વાતચીત કરતા હોઈએ તેને બદલે તેઓને હવે "તમે" "તમારું" એવી રીતે બોલાવીએ છીએ. સ્વજનોની વિદાય, ક્ષમાયાચના, ભલામણ, લેવીદેવી વગેરે કામ પતાવી લઈએ. ગાડી ચાર વાગે જતી હોય તો અઢીત્રણ વાગે એલારામ મૂકી, ઘડિયાળને ઓશિકા પાસે રાખી જેટલું વધારે ઉંઘાય તેટલું ઊંઘી લેવાના ઇરાદાથી આપણે દસ વાગે પથારીભેગા થઈએ. બરાબર તે જ વખતે પાડોશના ગ્રામોફોન ઉપર 'વહાલું વતન' એ ગીત શરૂ થાય. વતન આપણને ખૂબ વહાલું હોય છતાં એ ગીત બહુ જ અકારું લાગે અને એ વાજાની તાવડીને તોડવા માટે તનમનધન ઓવારી નાખવાનું મન થાય!

થોડી વારે માંડમાંડ આંખ મળે.

*  *  *

ચાલતી ગાડીનો છૂક છૂક અવાજ અને ઉપરાઉપરી થતી વ્હીસલો સાંભળતાં આપણે ઝબકીને જાગીએ—હાંફળાફાંફળા બનીએ. આપણને થાય કે આપણે ઊંઘતા જ રહ્યા અને ગાડી ઊપડી ગઈ કે શું? ઝટ ઊઠીને ઘડિયાળ સામું જોઈએ;—માત્ર સાડાદસ થયા હોય. ઘડિયાળ તરફ શકાની નજરે જોવા લાગીએ તેવામાં પડોશના ગ્રામોફોન ઉપર નવી રેકર્ડ શરૂ થાય: 'પિયુ પહેલી પેસેંજરમાં આવજો.' એ સાંભળીને આપણા મનમાં ખાતરી થાય કે અત્યારે સાચેસાચ સાડા દસ જ થયા છે અને આ આપણે જવાની ગાડી નહિ, પણ રાતે આવતી છેલ્લી પેસેંજર જ છે વળી પાછા આપણે સૂઈએ. ઊંઘની સાથે જ ભયકર સ્વપ્નો આવવા શરૂ થાય. સામાન્ય રીતે ગાડી ચૂકી જવાનાં સ્વપ્નો જ આવે. જાણે કે આપણો સામાન ગાડીમાં મૂકી પાણી પીવા ગયા ત્યાં ગાડી ઊપડી ગઈ. આપણે

સહકુટુંબ ક્યાંય જતા હોઈએ. સ્ટેશને જઈએ અને એક બાળકને લઈ પત્ની ગાડીમાં માંડમાંડ ચડે ત્યાં ગાડી ઊપડી જાય અને બીજા બાળક સાથે આપણે મોઢું વકાસતા પ્લેટફૉર્મ પર જ રહી જઈએ; કોઈવાર વળી એવું પણ સ્વપ્ન આવે કે કોઈ આપણા આત્માને ઉઠાવી જાય છે, અને દેહને પાછળ મૂકતું જાય છે. આવું સ્વપ્ન આવતું હોય તે વખતે કોઈની કારમી પોક સભળાય; આપણે ઝબકીને જાગીએ; આપણને ઘડીભર કુશંકા થાય કે શું ખરેખર આપણો આત્મા કોઈ ઉઠાવી ગયું છે ને તેની પાછળ કોઈ પોક મૂકે છે! પણ જરા વધારે શુદ્ધિમા આવતાં ખ્યાલ થાય કે એ અવાજ તો ઠંડીની ફરિયાદ કરતા કોઈ કૂતરાનો છે! આવડે તેવી ગાળો તેને દઈ, જાગી ગયા તેનો લાભ લઈ ઘડિયાળમાં વખત જોઈએ—બરાબર બે કે સવાબે થયા હોય. પણ થોડો વખત જે વધારે ઉંઘાય તે ઊંઘી લેવાનું નક્કી કરી આપણે સૂઈએ તરત જ ધમધસાટ સ્વપ્ન વગરની ઊંઘ આવી જાય—જાણે કે નિર્વિકલ્પ સમાધિ!

* * *

પ્રલયકાળ આવતો હોય તેવો ભયકર કોલાહલ થાય ને આપણે જાગી ઊઠીએ; ભાનમા આવીએ એટલે પ્રલય ગર્જનને બદલે આપણા કાન ઉપર એકનો એક જ પ્રશ્ન પૂછ્યા કરતા જક્કી બાળક જેમ વાગતો એલારામ સંભળાય. મહિનાઓ સુધી ગર્ભવાસની એકલતા અને શાંતિ અનુભવ્યા પછી દુનિયામાં પ્રવેશ કરતા બાળકને બહારનો કોલાહલ સાંભળી જેમ ગભરામણ થતી હશે તેવો ગભરાટ ઘડીભર આપણને થાય છે. મનમાં "મૂંગી મર" કહેતા ઘડિયાળનો ઘંટ બધ કરવા આપણે અંધારામાં આમતેમ ફાંફાં મારીએ છીએ; માંડમાંડ એલાર્મ બંધ થાય છે. ઘડિયાળનો ઘા કરી દેવાનુ મન થાય છે, પણ દુર્ભાગ્યે તે આપણી પોતાની જ હોય છે. એલાર્મ બધ કરી 'હમણાં ઊઠીશ' એમ કરી આપણે જરા આળોટીએ છીએ ને તેમ કરતાં નસકોરાં બોલવા લાગે છે, ત્યા જ ઘરડાં ડોશીમા કે ચિંતાતુર પત્ની આપણને ઢંઢોળી જગાડે છે. રાતે ગાડી ચલાવવામા રેલવેવાળાઓની મૂર્ખાઈ, ઠંડી અને ઉજાગરાને લીધે ડ્રાઈવરો, ગાર્ડ, સ્ટેશનવાળાઓને પડતી તકલીફ, વહેલા ઊઠવામાં પેસેંજરોને પડતી હાડમારી—વગેરે ઘણી બાબત ઉપર વિચાર કરતા આપણે અનિચ્છાએ ઊઠીએ છીએ. આજુબાજુના બીજા લોકોને પોતપોતાના ઘરમાં શાંતિથી ઊંઘતા જોઈ આપણને તેઓની અદેખાઈ થાય છે ટાંગામાં બેસી સ્ટેશનભેગા થઈએ છીએ. સ્ટેશને પહોંચતાં સુધી મનમાં ગુસ્સો અને અસંતોષ વ્યાપી રહેલા હોય છે. ત્યાં ગયા પછી આ બધા ભાવો પલટાય છે. બીજા મુસાફરોને પોતે ક્યારે ઊઠ્યા, કેવી મુશ્કેલી પડી વગેરે વસ્તુઓનું વર્ણન કરતાં સાંભળી આપણે મનમાં સતોષ પામીએ છીએ.

# રજોદર્શન

[એક પત્ર]

બાપાલાલ ગ. વૈ

પ્રિય બહેન,

ઘણે દિવસે આ પત્ર લખવા બેઠો છું. તારા ઘણા પ્રશ્નોના જવાબ મારે લખવા છે એ હું ભૂલી નથી ગયો.

તારા અનેક પ્રશ્નોમાંથી બધાને પડતા મૂકી આજે તો રજોદર્શન વિષે જ લખીશ. કેટલે અંશે મારું આ લખાણ તારી શંકાઓનું સમાધાન કરશે તે તો તું લખીશ ત્યારે જાણીશ. પણ આ પત્ર ઉપરથી તું સમજી શકીશ કે બધા પ્રશ્નોમાં આ સૌથી પહેલું લેવો જોઈએ.

રજોદર્શન એ સ્ત્રીમંદિરનો પાયો છે અને દરેક સ્ત્રીને માતા થવાનો આધાર તે પ રહેલો છે. પરંતુ શોકની વાત છે કે આજકાલની યુવાન સ્ત્રીઓમાંથી મોટા ભાગનીને રજો દર્શન સાફ આવતું જ નથી. એક પ્રતિષ્ઠિત સ્ત્રીશિક્ષણસંસ્થાના કાર્યકર્તાએ મને જણાવ છે કે આજકાલની ઘણીખરી (૧૪ થી ૧૮ વર્ષની) છોકરીઓને સાફ અટકાવ નથી આવતે આ વિદ્વાને મારી પાસે આનાં કારણો માગ્યાં હતાં. હું તેમને સંતોષી નથી શક્યો. રજોદર્શ સાફ ન આવવામાં ઘણાં કારણો—શારીરિક અને માનસિક—અગત્યનો ભાગ ભજવે છે. અત્યા જેમ ખોરાકમાં વિટામિન્સની બોલબાલા છે તેમ રોગોમાં અંતઃસ્રાવિ ગ્રંથિઓ (એન્ડોક્રાઇ ગ્લેન્ડ્ઝ)નું મહત્ત્વ વધ્યું છે. કોઈ એવો રોગ નથી જેમાં આ ગ્રંથિઓ ભાગ ભજવતી હોય. રજોદર્શનમાં પણ આ અંતઃસ્રાવિ ગ્રંથિઓ ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે. ત ખબર તો છે જ કે આપણા શરીરમાં અનેક, નાની ગ્રંથિઓ છે. આ ગ્રંથિઓ છે ત નાની, પણ તે ખૂબ જ મહત્ત્વનાં કાર્યો કરતી જણાઈ છે. મગજમાં પિચ્યુઇટરી નામ ગ્રંથિ છે તેના પાછા એન્ટીરીયર (આગલો) અને પોસ્ટીરીયર (પાછલો) એવા બે વિભા છે. ગળામાં થાઈરાપડ નામની ગ્રંથિ છે છાતીની બખોલમાં થાઈમસ નામની ગ્રંથિ (મોટી ઉમરે આ ગ્રન્થિ અદશ્ય થઈ જાય છે.) મૂત્રપિંડમાં સુપ્રારેનલ નામની ગ્રંથિ આ બધી ગ્રંથિઓની લીલા વિદ્વાનોએ અનેક જાતના અટપટા પ્રયોગો કરીને જોઈ છે અ આધુનિક વિજ્ઞાનના આ અખતરાઓને ખોટા કહેવાની ધૃષ્ટતા તો કોઈથી શે થાય? આ નાની ગ્રંથિઓ ઉપર મોટા ગ્રન્થો લખાયા છે પશ્ચિમના વિદ્વાનો આ નાની શી ગ્રંથિ ઓની ગહનતામાં અવગાહન કરવા બેહદ શ્રમ ઉઠાવી રહ્યા છે અને આને લીધે ઘણી ન વાતો પર પ્રકાશ પડ્યો છે—પડવા માંડ્યો છે.

નાની શી પિચ્યુઈટરી ગ્રંથિના સ્રાવની અસર તે સ્રાવ આગલા (એન્ટીરિયર) ભા માંથી આવે છે કે પાછલા (પોસ્ટીરિયર) ભાગમાંથી આવે છે તેના પર આધાર રાખે

જો પિચ્યુઈટરીના આગલા ભાગનો સ્રાવ અલ્પ હશે તો જનનઅવયવોના વિકાસને તે રુંધશે, શરીરમાં ચરબી વધશે અને સ્થૂલતા જન્મશે. આ જ આગલા ભાગનો સ્રાવ જો વધુ પ્રમાણમાં થતો હશે તો જનનઅવયવો ઘણી ઝડપથી વધશે અને મોટા થશે. પાછલા ભાગનો સ્રાવ જો વધુપડતો સ્રવતો હશે તો લોહીનું દબાણુ (બ્લડ પ્રેસર) વધશે અને ગર્ભાશયના સંકોચવિકાસને ઉત્તેજિત કરી અટકાવ વધારે લાવશે.

સુપ્રારેનલ ગ્રંથિની અપૂર્ણતાથી અથવા ઓછા સ્રાવથી અલ્પપીડિતાર્તવ જન્મે છે અને ગર્ભાશયનો હ્રાસ (એટ્રોપી) થાય છે. આ સુપ્રારેનલ ગ્રંથિઓના વધુપડતા સ્રાવથી પણ નષ્ટાર્તવ અને વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. થાઈમિમના અતિ સ્રાવથી પણ નષ્ટાર્તવ અને જનનઅવયવોનો અલ્પ વિકાસ થાય છે. આ બધી વાતો હવે લગભગ સિદ્ધ થઈ ચૂકી છે એટલે તુ જોઈ શકીશ કે અત્યાર સુધી જે એમ મનાતુ હતું કે રજોદર્શન કેવળ બીજકોષોના સ્રાવ (ઓવેરિયન સિક્રેશન) પર નિર્ભર છે તે હવે સાચુ રહ્યું નથી. *બીજકોષ, ગર્ભાશય, ઉપર્યુક્ત બધી ગ્રંથિઓ—આ બધાના સામંજસ્ય અને ઐક્ય પર જ* રજોદર્શનની ક્રિયા નિર્ભર છે. રજોદર્શન કેમ નથી આવતુ તેના કારણો સમજવાં—સમજાવવા કેટલું મુશ્કેલ કામ છે તે તું સમજી શકીશ.

વળી બીજકોષના અંતઃસ્રાવો (હોર્મોન્સ) પર હમણાંહમણા થોકબંધ લેખો પ્રગટ થતા જોવામાં આવે છે અને બીજકોષના અંતઃસ્રાવોની અવ્યવસ્થા પર જ રજોદર્શનની અવ્યવસ્થા નિર્ભર છે એમ આપણને સમજાવવામાં આવે છે. બીજકોષના બે મુખ્ય અંતઃસ્રાવો. (૧) ઈસ્ટ્રીન અથવા ફોલીકયુલીન અને (૨) પ્રોજિસ્ટીન. ઈસ્ટ્રીન એ પરિપકવ થયેલ બીજપુટકો (ગ્રાફીઅન ફોલીકલ્સ) માંથી તૈયાર થાય છે, જ્યારે પ્રોજિસ્ટીન એ બીજકિણુપુટો (કોર્પસ લ્યુટીઅમ) નો પરિપાક છે. અને આ ઈસ્ટ્રીન અને પ્રોજિસ્ટીન બન્ને ઉપર પિચ્યુઈટરી વગેરે ગ્રંથિઓની ઓછીવત્તી અસર છે. આવી અગમ્ય લીલા છે એટલે જ હું રજોદર્શનની અવ્યવસ્થાના કારણો તને કે બીજા કોઈને સમજાવી શકતો નથી. તું જ કહે, આ ગ્રંથિઓમાંથી કયી ગ્રન્થિનો સ્રાવ અલ્પ યા વધુ છે, એ પારખવું એ કેટલું મુશ્કેલ કાર્ય છે. વિમલવિપુલ બુદ્ધિવાળા વિદ્વાનોની બુદ્ધિને પણ આકુલ કરે એવો આ વિષય છે, તો પછી મારા જેવા અલ્પબુદ્ધિવાળાનું આ વિષયમાં ચંચુપાત કરવાનુ શું ગજું? છતાં ધૃષ્ટતા તો કરીજ છે. આ અગત્યનો વિષય ચર્ચા માગે છે, વિશાળ વાચન માગે છે. આ વિષયના પંડિતો કંઈક લખે તો વધુ સારું. પણ આપણા હિંદી ડૉકટરોનું જ્ઞાન સ્વભાષામાં ઊતરી શકયું નથી નો પછી તે સમાજગત તો કયાંથી જ થાય? માટે જ મારા જેવા અનધિકારીને આવી ચેષ્ટા કરવી પડે છે શો ઉપાય?

એક બીજી વાત પણ કહી નાખું. ઉપર્યુક્ત ગ્રંથિઓ અને તેના સ્રાવોની અસરના પ્રયોગો મુખ્યત્વે પશુઓ પર થયેલા છે. પશુઓને રજોદર્શન થતુ હોય એવું હજી મારા જાણવામાં નથી આવ્યું. (અલબત્ત, કેટલાંક વાંદરાંને રજોદર્શન થયાના દાખલા નોંધાયેલા છે.) વળી પશુઓની અંતઃસ્રાવિ ગ્રંથિઓ પણ સ્ત્રીની અંતઃસ્રાવિ ગ્રંથિઓ કરતાં તદ્દન નિરાળી—ભિન્ન છે. એટલે પશુઓ પરના અખતરાઓ મનુષ્યશરીર ઉપર ઘટાવવા એ ઠીક નથી એમ હું માનું છું. પ્રખ્યાત ક્ષયચિકિત્સક ડૉ. મુથુએ તેમના 'પલ્મોનરી ટયુબરક્યુલોસીસ' નામના રસિક ગ્રન્થમાં આ પશુઓ ઉપર થતા અને મનુષ્યશરીર પર ઘટાવાતા અતિખર્ચાળ અને

અટપટા પ્રયોગો તરફ પોતાની નાપસંદગી બતાવી છે અને આ નીચેનો ફકરો એક વિદ્વાનનો તું વાંચીશ એટલે આ અંતઃસ્રાવિ ગ્રંથિઓને જે સાતમે આસમાને ચડાવેલી છે તેની નિરર્થકતા તું સમજી શકીશ. હું આ ફકરો ન ટાંકત, પણ તું જાણે છે (તેં જ મને હોમોટોન વિષે પુછાવ્યું હતુ તે યાદ હશે.) કે આજકાલ આ ગ્રંથિઓના સ્રાવોનું જ સામ્રાજ્ય પ્રવર્ત્તી રહ્યું છે અને સ્ત્રીઓના રજોદર્શનના અનેક વ્યાધિઓ પર આ ગ્રંથિઓની અંતઃસ્રાવોની ભિન્નભિન્ન બનાવટો—દવાઓ—અતિ મોંઘા મૂલે આજે હિંદમાં વેચાઈ રહી છે, ડોકટરો વાપરી રહ્યા છે પિચ્યુઈટરી, થાઈરોઈડ વગેરે ગ્રન્થિઓ રજોદર્શનમાં અગત્યનો ભાગ ભજવે છે એટલે હવે આ બધી ગ્રંથિઓની બનાવટોની દવાઓનો છૂટથી ઉપયોગ આપણા ડોકટરો કરી રહ્યા છે તું પોતે હોમોટોન વાપરીને થાકી ગઈ છું અને હવે દેશી દવા માગે છે; પરતુ મારી પાસે અટકાવ સાફ લાવે એવી અથવા રજોદર્શનના અનેક વિકારોને મિટાવી દે એવી રામબાણ દવા[1] છે જ નહિ. એક વિદ્વાન સર્જ્જને મને આ ગ્રંથિઓની બનાવટો (ગ્લેંડ પ્રોડક્ટ્સ) વિષે મારો અભિપ્રાય પુછાવ્યો છે, અને આ દવાઓને સ્થાને કયી દેશી દવાઓ વાપરવી એ પુછાવ્યું છે. હું શુ લખું? નિશ્ચયાત્મક અભિપ્રાય શો આપુંય? મને આ ગ્લેંડની બનાવટો માટે સારો અભિપ્રાય નથી. મારુ ચાલતુ હોય તો આ મોંઘી દવાઓને—જેમાની ઘણીખરી કશું જ કામ નથી કરતી, હુ હિંદમાં જ ન આવવા દઉં. પરતુ મારુ રાજ્ય ઓછું જ છે? અને અંગ્રેજ સરકારના રાજ્યમાં આ કચરા જેવી અનેક દવાઓને રોકનાર કોણ છે? ઠીક, પેલો ફકરો ટાંકુ છુ:

"Endocrine therapy is coming to bear a suspicious resemblance to mediæval magic=the savage believes that eating the heart of his enemy, will confer on him the virtues of his enemy, and the most enthusiastic vendors of endocrine remedies suggest that the consumption of practically any organ will cure disease in that organ." પ્રાચીન જગલી મનુષ્ય પોતાના દુશ્મનનું હૃદય ખાવાથી દુશ્મનના બધા સદ્‌ગુણો પોતામા આવે છે એમ માનતો બરાબર તે જ રીતે આજના આ ગ્રંથિસ્રાવ-પ્રતિપાદક ઉત્સાહીઓ માને છે કે ગમે તે ગ્રંથિની બનાવટવાળી ગોળી ખાઈ જવાથી તે ગ્રન્થિમાં અથવા તે ભાગમાં જે રોગ હશે તે મટી જશે.

ટીકા જરા વધુપડતી છે પરંતુ સાવ ખોટી તો નથી જ જરા આકુઅનળુ જવાય છે એ હુ જાણું છું. પરતુ તને આ ગભીર વિષયનો કઈક ખ્યાલ આપવા માટે આમ કરવું પડે છે.

શુદ્ધ અને નિયમિત ઋતુદર્શન નીચેની ચાર બાબતો પર નિર્ભર છે—(૧) જનન-અવયવો બરાબર હોવાં જોઈએ. (૨) રુધિરાભિસરણ ક્રિયા બરાબર હોવી જોઈએ અને

૧ એકલી દવાઓથી રજોદર્શનને લગતા રોગો જલદી મટતા નથી. કેટલાક આસનો અથવા નિયમિત સૂર્યનમસ્કાર જેવી કસરતો સ્ત્રીઓ હમેશા કરતી થઈ જાય અને પ્રફુલ્લિતમા રહે અને સાથેસાથે યોગ્ય આહારવિહાર રાખે તો જ આમા સારો ફાયદો જણાય છે અટકાવ લાવનાર દવાઓ ઘણી છે, પરતુ દવાઓ પર આધાર બહુ ન રાખતાં યોગ્ય આસનો, કસરત, આહાર પર વધુ ધ્યાન દેવાની જરૂર છે.

લોહીનો જથ્થો અને ઘટના બરાબર હોવાં જોઈએ, (૩) જ્ઞાનતંતુઓ (નર્વસ સિસ્ટમ)ની ક્રિયા બરાબર ચાલવી જોઈએ—માનસિક કારણોને લઈને જ્ઞાનતંતુઓ પર અસર થાય છે; અને (૪) બીજકોષ અને પિચ્યુઈટરી ઇત્યાદિ ગ્રંથિઓમાંથી યોગ્ય સ્રાવ ચાલુ રહેવો જ જોઈએ.

ઠીક. હવે તારો બીજો મુદ્દો ચર્ચું છુ. "રજોદર્શન વખતે આટલી બધી આભડછેટ શાથી? જો રજોદર્શન એ સ્ત્રીશરીરની સ્વાભાવિક જ ક્રિયા છે તો પછી તે વખતે તેને અડકવું નહિ, તેથી અભડાઈ જવુ, એ બધું શાથી?..." આ પ્રશ્નનો ઉત્તર જરા લબાણથી આપવો પડશે. આ પ્રશ્ન તુ જ પૂછે છે એમ નથી, ઘણાયે સુશિક્ષિતો પણ પૂછે છે, અને આજની ભણેલી સ્ત્રીઓ પણ પૂછે છે. મારા 'અભિનવ કામશાસ્ત્ર'માં મેં આનો ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો છે છતાંય જરા વિસ્તારથી આપણે આ વિષયને છેડીશું.

સારા સંસારની સકલ પ્રજાઓ રજોદર્શનના ચાર દિવસોને પરાપૂર્વથી અપવિત્ર ગણતી આવી છે. પૃથ્વીના પડ ઉપર એવી એક પણ પ્રજા, શુ સુધરેલી કે શું પછાત, નથી જે આ ચાર દિવસોને બરાબર પાળતી ન હોય. હિંદુ* અને પારસી તો આ ચાર દિવસો બરાબર પાળે છે તે તુ જાણે છે એટલે એ વિષે કંઈ પણ કહેવું અનુચિત છે. યહૂદી, મુસલમાન, ખ્રિસ્તી, બૌદ્ધ અને બધી જ જગલી જાતો (aborigines)—આ ચાર દિવસો વિવિધ રીતે પાળે છે તે બતાવવા થોડોક ઇતિહાસ આપુ છું. તને કટાળો તો નહિ આવે ને?

---

* प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी पुंसा यथा वर्ज्या तथाङ्गना ॥

ભાવમિશ્રનો આ શ્લોક રજસ્વલા સ્ત્રીને પહેલે દિવસે ચાંડાલી, બીજે દિવસે બ્રહ્મઘાતિની અને ત્રીજે દિવસે ધોબણ કહીને વર્જ્ય કરવા યોગ્ય ગણે છે. આ ચિત્ર આ યુગમા ઘણાને બેહૂદુ લાગશે પરતુ મનુષ્યસ્વભાવના અભ્યાસકોએ હેતુપુરઃસર આટલી સખતાઈ દર્શાવી લાગે છે.

પારસી ધર્મશાસ્ત્રોમા લખ્યુ છે કે 'રજસ્વલાએ પવિત્ર અગ્નિથી ૧૫ કદમ દૂર રહેવુ જોઈએ. સતપુરુષોથી ત્રણ કદમ દૂર રહેવું જોઈએ. રજસ્વલાએ કોઈ પણ જાતના ઘરના કામકાજમા ભાગ લેવો ન જોઈએ. કોઈ મનુષ્ય જો પ્રાર્થના કરતો હોય અને રજસ્વલા બાઈની તેની પર દષ્ટિ પડે તો તે મનુષ્યે ફરીથી પ્રાર્થના કરવી જોઇએ......રજસ્વલા સાથે જે કોઈ પુરુષ સમાગમ સાધશે તે ખરી રીતે પોતાના નવા જન્મેલા બાળકને બાળશે (ભ્રૂણહત્યા કરશે).

આ જ મતલબનો સુશ્રુતનો અભિપ્રાય જુઓ:

"રજસ્વલા સ્ત્રીમા પ્રથમ દિવસે મૈથુન કરવામાં આવે તો પુરુષના આયુષ્યની હાનિ થાય છે, અને જો તેથી ગર્ભ રહે તો તે જન્મતા જ મરી જાય છે. બીજે દિવસે જો સયોગ સાધે તો પુરુષના આયુષ્યની હાનિ થાય છે અને ગર્ભ રહે તો તે પણ જન્મતા જ મરી જાય છે અથવા જન્મ્યા પછી ૧૦ દિવસમા સૂતિકાગૃહમા મરી જાય છે. ત્રીજે દિવસે મૈથુન કરવામા આવે તોપણ એમ જ થાય છે અને કદાચ ગર્ભ જીવે તોપણ અપૂર્ણ અગોવાળો અથવા અલ્પ આયુષ્યવાળો થાય છે. ચોથા દિવસના સહવાસથી જો ગર્ભ રહેશે તો ગર્ભ સપૂર્ણ અંગોવાળો તથા લાંબા આયુષ્યવાળો થાય છે". (સુશ્રુત. શારીરસ્થાન, અ. ૨)

યહૂદી લોકોમાં એવું વિધાન છે કે, રજસ્વલા પાણી પાસે, કૂવા ઉપર, સમુદ્રકિનારે, અગ્નિ નજીક, રસોડા પાસે, અનાજના ખેતરોમાં, ફલઝાડવાળા બાગોમાં જઈ શકે નહિ તેમ તે દોરને કે ખાદ્ય પદાર્થોને કે ફરનિચર અને પૈસાને અડકી શકે નહિ. સીરિયાના યહૂદીઓ તો રજસ્વલા સ્ત્રીઓને એક અલાયદા મકાનમાં જ રહેવાની ફરજ પાડે છે. એ ઘરમાંથી તે બાઈ, ચાર દિવસોમાં, કઈ પણ બહાર જઈ શકે નહિ. તે કદાચ બહાર જાય તો તેના પગ નીચે જે જે ચીજો આવી હોય તેને બાળી નાખવામાં આવે છે. તે કોઈ પણ સાથે વાતચીત પણ ન કરી શકે અથવા કોઈ પુરુષ તેની સાથે વાતચીત ન કરી શકે તે અથાણાની બરણીઓ નજીક ન જઈ શકે, રખેને અથાણાં તેના વડાથી બગડી જાય.

લેબેનોનના ગામડિયાઓ તો એટલે સુધી માને છે કે રજસ્વલાનો પડછાયો પડવાથી વેલા ઉપરના ફળ કરમાઈ ને ખરી પડે છે. રજસ્વલા જો ઘોડા પર સવારી કરે તો તે ઘોડો પણ મરી જાય અથવા કાયમ માટે નકામો થઈ જાય છે. હજી પણ ઇરાક અને પેલેસ્ટાઇન જેવા યહૂદીઓના મુખ્ય મથકોમાં જે યહૂદીઓ યુરોપિયનોની અસર નીચે આવ્યા નથી તેઓ શાસ્ત્રોક્ત રીતે રજોદર્શનવિધિ પાળે છે

આરબો અને મુસલમાનો પણ રજોદર્શન બરાબર પાળે છે. યહૂદીઓની પેઠે આરબો પણ રજસ્વલાઓને જુદા ઘરમાં રાખે છે.

ભૂતિયા, સિક્કીમીઝ અને ટિબેટનિવાસીઓ પણ નેપાલી સ્ત્રીઓ પેઠે જુદા ઘરમાં રજસ્વલાને રાખે છે જો જુદુ ઘર રાખી શકે એવી સ્થિતિમાં ન હોય તો જે ઘરમાં તે રહેતી હોય તે જ ઘરમાં એકાદ ઓરડી તેને અલગ આપવામાં આવે છે. ઘર સાથે આ ઓરડીને કઈ પણ સંબંધ હોતો નથી ઘરને ફક્ત એક નાની બારી હોય છે, અને આ બારીથી જ તેને ખોરાક પહોંચાડવામાં આવે છે. રજસ્વલા પોતાના નાના બાળકને ધવડાવી શકે નહિ, બીજી સ્ત્રીઓ આ બાળકને ધવડાવે છે. તે ઘરમાંથી બહાર જઈ શકતી નથી, અથવા પ્રાર્થના કે અન્ય સામાજિક વિધિમાં ભાગ લઈ શકતી નથી.

ચીનના બૌદ્ધધર્મીઓ પણ આ જ રીતે રજોદર્શન પાળે છે. કોચીનચીન અને સિયામની સ્ત્રીઓ પણ રજોદર્શન વખતે અલાયદાં ઘરોમાં રહે છે, તે રાંધતી કે ધોતી નથી.

ઘણાએ અસંસ્કૃત જાતો—જંગલીઓ—પણ આ આચાર બરાબર પાળે છે અને જ્યારે સુધારાના સંસ્પર્શથી તદ્દન અલિપ્ત અથવા દૂર રહેતા આ અસંસ્કૃત મનુષ્યોમાં આ આચાર ખૂબ જ ચીવટાઈથી પળાય છે તો પછી અનુભવથી એ લોકો રજોદર્શનના દોષો જાણી શક્યા હશે જ એમ માનવું પડે. આફ્રિકાના મોટા ભાગમાં ત્યાંના અસલ વતનીઓ રજોદર્શનના નિયમો ચુસ્ત રીતે પાળતા જણાય છે. દક્ષિણ આફ્રિકાની રજસ્વલા સ્ત્રીઓ ગાયને દોહી શકતી નથી. ઘણાંખરાં સ્થળે તો રજસ્વલાઓ જુદી જ ઝૂંપડીમાં રહેવા જાય છે.

અમેરિકામાં રેડ ઇન્ડિયનની સ્ત્રીઓ રજોદર્શન વખતે પોતાનો હાથ માથાને અડકાડી શકતી નથી. માથુ ખંજોળવું હોય તો સળી લેવી પડે છે. ઘણીખરી, એ વખતે, જુદાં જ ઘરોમાં વસવાટ કરે છે.

ચાલુ ]

## શેષ

[ રાહ—સાહેલી મોરી રે ગોકુળ તે ગામને ગોદરે,
વ્હાલો ઝીણી વગાડે વાંસ, અલબેલો
છેલછબીલો કાનૂડો—ટેક ]

સાહેલી મોરી રે કાળી કાલંદરીને કાંઠડે,
રાસ ખેલે છે ગોપીઓની સંગ, અલબેલો
વેણુ વગાડતો કાનૂડો !

સાહેલી મોરી રે ડોલે છે કાન ને મોરલી,
કાંઈ ડોલે છે ગોપી અંગ અંગ, અલબેલો
વેણુ વગાડતો કાનૂડો !

સાહેલી મોરી રે ડોલે છે ચન્દ્ર ને તારલા,[1]
તાલ દે છે મહીં મેઘ મૃદંગ, અલબેલો
વેણુ વગાડતો કાનૂડો !

સાહેલી મોરી રે ડોલે કાલંદરીનાં પાણીડાં,
કાંઈ ડોલે છે કાલિય ભુજંગ, અલબેલો
વેણુ વગાડતો કાનૂડો !

સાહેલી મોરી રે ડોલે ગગન દેવ દેવીઓ,
કાંઈ ડોલે છે શંભુ ને અનંગ, અલબેલો
વેણુ વગાડતો કાનૂડો !

સાહેલી મોરી રે રમવા ચાલો ને એ રાસમાં,
જહીં રાસ રમે ગોપીઓની સંગ, અલબેલો
વેણુ વગાડતો કાનૂડો !

---

૧ વધારે અનુકૂળ પડે તો ગાવામાં 'તારલિયા' લેવું.

# શ્રીમદ્ રાજચંદ્ર

[પર્યુષણ પર્વના છેલ્લા દિવસે અમદાવાદમાં આપેલું વ્યાખ્યાન]

વ્યાખ્યાતા : રસિકલાલ છોટાલાલ પરીખ

સન્નારીઓ અને સજ્જનો,

આજે આપની સમક્ષ વ્યાખ્યાન આપતા મને સ્હેજ સંકોચ થઈ જાય છે. પર્યુષણ પર્વ ધર્મપર્વ છે—અને તેના પર્વમા ધર્મકથા થાય એ ઉચિત છે. પણ મને સંકોચ અને કંઈક સંક્ષોભ પણ ધર્મકથા કરવાના મારા અધિકારપરત્વે થાય છે. ધર્મકથા કરવાનો અધિકાર જેણે ધર્મ જાણ્યો છે અને આચર્યો છે તેને છે. મને પોતાને મારા વિશે આવા જ્ઞાન કે આચરણ હોવાનુ ભાન નથી; અને તેથી ધર્મકથા કરવાનો અધિકાર હોય તેમ પણ લાગતુ નથી છતાં, આપની સમક્ષ આ સંવત્સરીના દિવસે કાઈક બોલવા ઊભો થયો છું. તેમા મને બળ તે 'શલાકા પુરુષ'નુ છે જેણે ધર્મને જાણ્યો હતો અને આચર્યો હતો. તે પુરુષ વિશેની મારી જિજ્ઞાસા એ જો ધર્મપર્વમાં મારી બોલવાની યોગ્યતા ગણાય તો ગણો.

જૈનધર્મના પર્વોમા પર્યુષણનુ પર્વ વિશિષ્ટ છે, અને તે પર્વના સપ્તાહમાં આજના અંતિમ દિવસનુ—સંવત્સરીનુ મહત્ત્વ અદ્વિતીય છે.

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमतु मे।
मित्ती मे सव्वभूएसु वेर मज्झ न केणइ।

ખમાવુ સર્વ જીવોને, સર્વ જીવો ખમો મને;
મૈત્રી મે સર્વ ભૂતોમા, વેર મારે ન કોઈથી.

—આ સર્વધર્મના રહસ્યસમુ રહસ્ય ભાવવાનો દિવસ છે. તે દિવસે જેણે આવું જીવન જીવ્યુ હતુ અને કવ્યુ હતું તે યુગધર પુરુષનું સ્મરણ પાવક—પાવન કરનારું—છે એ બુદ્ધિ પણ આજે મને આપની સમક્ષ કાઈક બોલવા પ્રેરે છે.

અંગત પ્રશ્નથી મારા વક્તવ્યનો પ્રારંભ કરું છું

મને આ પુરુષ વિશે જિજ્ઞાસા કેમ થઈ? આવા પુરુષને વિશે જિજ્ઞાસા હોવી એ આજના જમાનામાં 'ફેશનેબલ' નથી! કેટલાકને શ્રીમદ્ રાજચદ્ર વિશે જિજ્ઞાસા પૂ. ગાધીજીએ શ્રીમદ્ વિશે જે પૂજ્યભાવ બતાવ્યો છે તેને લઈને થઈ છે. હુ એ દાવો કરી શકતો નથી! મારા માતપિતાને શ્રીમદ્ રાજચદ્ર ગ્રથ વાંચતા બાળપણમાં જોયેલા સ્મરણમાં આવે છે અને તેમને મુખે બોલાયેલી શ્રીમદ્ના એક પદની એક પંક્તિ—

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે

બાળપણથી સ્મરણમાં રહી ગયેલી છે આ સંસ્કાર હતો છતાં અભ્યાસકાળ દરમ્યાન કે શ્રીમદ્ રાજચદ્ર જ્ઞાનભંડારનો સગ્રહ કરનાર પુરાતત્ત્વ મંદિરનો મંત્રી હતો તે, દરમ્યાન

પણ, શ્રીમદ્ વિશે જિજ્ઞાસા થયેલી નહિ. સહજ આદરભાવ 'હતો એટલું જ. વાંચવાનું મને વ્યસન હતું છતાં શ્રીમદ્ વિશે જિજ્ઞાસા થયેલી નહિ ૧

સાહિત્ય, કલા, ઈતિહાસ, ફિલસૂફી—ના ગોચરમાં ચરવાનો શોખ હોવો એ આજના યુગમાં સાધારણ છે. સાહિત્ય, કલા અને ઈતિહાસને જાણનારા અને શોધનારાનો પરિચય અને સંગ મળે છે ફિલસૂફી—તેમાંયે આપણા પ્રાચીન દર્શનો—બુદ્ધિને કસે, તર્કને પટુ કરે, 'અને ઉત્પ્રેક્ષણો ઉત્પન્ન કરે—દરેક પદાર્થમાં સંશય ઉત્પન્ન કરી તેનું નાસ્તિત્વ બનાવે એ' રીતે જાણવાના પ્રસંગો પણ પ્રાપ્ત થાય છે. પણ આવા અભ્યાસમાં, આવા વાચનમાં એક જિજ્ઞાસા અતૃપ્ત રહે છે—અતૃપ્ત રહે છે કારણ કે તર્ક તે તૃપ્ત કરી શકે એમ નથી હોતો. ચાર્વાકને બાદ કરીએ તો બધા દર્શનો પોતાને મોક્ષપરત્વે જણાવે, બધાં આત્માની, પરમાત્માની, પુનર્ભવ ઈત્યાદિની ચર્ચા કરે. બ્રેડ્રાન્કવેટ જેવા અંગ્રેજ ફિલસૂફ Religion—ધર્મ—ની વાત કરતાં નીતિથી પર એવા તત્ત્વની વાત કરતાં Release—મોક્ષ—ને ધર્મનું લક્ષણ કહી તેનું પ્રતિપાદન કરે.* પણ આ બધા વિષયો એવા કે જેમાં કેવળ તર્ક અસ્તિ-નાસ્તિ બન્ને પક્ષ સાધવા અને તોડવા સમર્થ. બધાંએ દર્શનો આગમ પ્રમાણનું બળ મેળવે, તર્કને ગૌણ ઠરાવે, અને છેવટે અનુભવનો વિષય કહી છોડી દે

આવી સ્થિતિમાં સહજ રીતે મન બે માર્ગ લે છે આ બધી બુદ્ધિની ગમ્મત છે, એમ માની પૂરતી 'ગમ્મત' લઈ આ પ્રશ્નોને છોડી દે છે; અથવા કોઈ એવો પુરુષ શોધી કાઢવા ઉત્સુક થાય છે કે જેણે આ તત્ત્વોનો અનુભવ કર્યો હોય અથવા કરવા પ્રયત્ન કર્યો હોય. સંક્ષેપમાં, જ્ઞાની પુરુષની શોધ કરવાનું પ્રાપ્ત થાય છે—જ્ઞાની પુરુષ જે આત્માને, સંસારને, ઈશ્વરને, પરમાત્માને—મોક્ષને જાણે છે, શાસ્ત્ર વચનની શ્રદ્ધાથી જાણે છે એવા પુરુષોથી આ જિજ્ઞાસા તૃપ્ત નહિ થાય, અનુભવથી જાણે છે એવા પુરુષની પ્રતીતિ આ તત્ત્વો વિશે પ્રતીતિ કરાવવા સમર્થ થાય ૨

૧ [ ] આ જાતના કૌંસમાં મૂકેલું નિબંધ વાંચતી વેળાએ સ્પષ્ટીકરણ માટે જે વધારાનું કહેલું તેનો સાર છે.

[આ આદરભાવ ટકવામાં—જ્યારે આવા અનેક આદરભાવો ગલિત થતા હતા ત્યારે આ આદરભાવ ટકવામાં—પૂજ્ય ગાંધીજી વિશેનો આદરભાવ એક મુખ્ય કારણ હતું. જેને વિશે આપણને પૂજ્યભાવ હોય, તેને જેના વિશે પૂજ્યભાવ હોય તેના ઉપર પ્રત્યક્ષ નહિ તો પરંપરા પૂજાભાવ રહે છે એ ન્યાયથી. પિતા રૂઢિધર્મના પૂજારી ન હતા છતાં શ્રીમદ્‌ના ભક્ત હતા તે સ્મરણ પણ આવો આદરભાવ ટકવામાં આધારભૂત હતું ]

* 'What Religion Is'

૨ [શાસ્ત્રવચનની શ્રદ્ધાથી અને ઉપપત્તિના સાંમંજસ્યથી આવાં તત્ત્વોનું પ્રતિપાદન કરનારા પુરુષો પણ મળી આવે છે. એવા અનેક પંડિતો, સંન્યાસીઓ અને શ્રમણ સાધુઓનો સમાગમ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય છે જેમની પાસેથી સાંખ્ય, વેદાન્ત, દ્વૈત અને બૌદ્ધ સિદ્ધાન્તો જાણવાનું સુલભ થાય છે પણ આજના યુગમાં આવી ફક્ત માહિતી આ તત્ત્વોની પ્રતીતિ કરાવવા પર્યાપ્ત થતી નથી. આત્મા, પરમાત્મા આદિને અનુભવથી જાણવા કોઈ પ્રયાસ કરનારા છે કે નહિ એવી શોધ આવા પદાર્થ વિષે જિજ્ઞાસા તૃપ્ત કરવા કરવી બાકી રહે છે.]

આવા કુતૂહલમાંથી શ્રીમદ્ રાજચંદ્ર વિશે જિજ્ઞાસા થઈ.

પ્રાચીન કાળથી આર્યાવર્તમાં એક ઘોષણા સતત થતી આવે છે; જે ઘોષણા યાજ્ઞવલ્ક્યે પોતાની પ્રિયા* મૈત્રેયીને કહી હતીઃ

आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेयि ! आत्मनि खलु अरे दृष्टे श्रुते मते विज्ञाते इदं सर्वं विदितम् ।

અરે આત્માનું શ્રવણ કરવું જોઈએ, મનન કરવું જોઈએ, નિદિધ્યાસન કરવું જોઈએ, મૈત્રેયિ ! આત્માનું દર્શન થતાં, શ્રવણ થતાં, મનન થતાં, વિજ્ઞાન થતાં આ બધું વિદિત થશે. જૈન આગમ પણ એ જ ઘોષણા કરે છેઃ एगं जाणइ सो सव्वं जाणइ' આ સતત ચાલતી ઘોષણા સાંભળનારાની, તે પ્રમાણે ભાન આવતા મનુષ્યભવનો ઉપયોગ કરનારાની પરંપરા આર્યાવર્તમા ચાલુ રહી છે વર્તમાનયુગમા ગુજરાતમાં આ ઘોષણા શ્રીમદ્ રાજચંદ્રે સાંભળી, શ્રીમદ્ રાજચંદ્રે મનુષ્યભવનો ઉપયોગ આત્મસિદ્ધિ માટે કર્યો.[3]

આમ માનવાનું શું પ્રમાણ ?

શ્રીમદ્‌ના પ્રત્યક્ષ સમાગમનો મને લાભ નથી મળ્યો. એક મુરબ્બી મિત્રને મળવા જતાં શ્રીમદ્‌ના જ્ઞાનબીજના ધારક શ્રી. લઘુરાજ સ્વામીનાં દર્શન કરવાનો અનાયાસે લાભ મને મળ્યો હતો. ત્યારપછી શ્રીમદ્‌નાં કેટલાંક લખાણો વાંચવા પ્રેરાયો. આ લખાણો એવાં સ્વરૂપના છે કે જેવા મેં અન્ય કોઈને વિશે જાણ્યા જોયાં નથી. કોઈ દેહીની પોતાની

* 'પ્રિયા' જેવા નાટકી શબ્દપ્રયોગ કરવા માટે આપને અરુચિ ન થાય તેટલા માટે જણાવું છુ કે યાજ્ઞવલ્ક્ય પોતે જ મૈત્રેયીને प्रिया वै खलु नो भवती (બૃ. આ. ૪-૫) એમ ઉદ્બોધન કરે છે.

૩ [આ સ્થળે હું મારું વક્તવ્ય જરા વધારે સ્પષ્ટ કરું. આજના યુગમાં પ્રાચીન આર્ય સંસ્કૃતિનું—પ્રાચીન ઋષિઓના ધર્મતત્ત્વોનું આપણા વર્તમાનયુગના વ્યવહારને અનુકૂળ થાય તે રીતે વિવરણ કરવામા આવે છે આવું વિવરણ કરનાર પુરુષો બહુમાન યોગ્ય છે. છતાં નમ્રભાવે હું જણાવવાની રજા લઉં છુ કે અમુક દેશકાલની જરૂરિયાત પૂરી કરવા જતાં કેટલાક સનાતન ધર્મતત્ત્વો અન્યથા રજૂ થઈ જાય છે

આપણે પરતંત્ર પ્રજા છીએ, તેથી વ્યવહાર ધર્મોમાં આપણો પ્રથમ ધર્મ સ્વરાજ પ્રાપ્ત કરવાનો છે. આવા સ્વરાજમા પ્રચલિત આર્થિક વિષમતાઓ મૂડીનું તત્ત્વ રાખી અથવા કાઢી દૂર કરવાનો ધર્મ પણ એટલો જ મહત્ત્વનો છે. ધર્મ અર્થ કામ આ ત્રિવર્ગના વ્યવહારમાં આ સૌથી પ્રથમ ધર્મો છે આ મને માન્ય છે. પણ મોક્ષ પુરુષાર્થ પણ આ રીતે જ સધાય—તેનો પણ આ જ માર્ગ છે, આત્માનું રૂપ સમજવું, પરમાત્મા રૂપ થવું, સત્ ચિદ્ આનંદ સ્વરૂપમા લીન થવું—એ ભાવોના પણ આ માર્ગ છે—અને આ વ્યવહાર સાધ્યા વિના મોક્ષમાર્ગે પ્રયાણ અસંભવિત છે એમ માનવામા મને બુદ્ધિવ્યામોહ થતો લાગે છે. હું એ પક્ષ પણ સમજી શકું છું કે આ આત્મા મોક્ષ આદિની વાત ગપ છે, આવી બાબતોનો વિચાર એ સમયનો અપવ્યય છે. આ લોકમાં આત્માર્થી કોઈક વિરલ જ હોય છે, મોટો ભાગ અર્થ અને કામ સાધનાર લોકાયતિક જ છે—એ પણ કબૂલ છતાં ત્રિવર્ગની સાધનાને મોક્ષની સાધનારૂપે સમજવામાં બુદ્ધિવ્યામોહ થતો દેખાય છે

શ્રીમદ્ રાજચંદ્રે જે ઘોષણા સાંભળી, સ્વામી રામકૃષ્ણ પરમહંસ આદિએ જે ઘોષણા સાંભળી તે ઘોષણાઓ આ ન હતી. ]

આત્મસાધનાની આવી રોજનીશી જેમાં આત્મજ્ઞાનની ધગશ, તે તરફ થતી પ્રગતિ, તેમાં આવતાં વિઘ્નો, ચમત્કાર સમા સાક્ષાત્કારો આવી સળંગ રીતે મળતા હોય તેની મારા જાણવા જોવામાં નથી આવી।

આત્મા છે, કે નહિ, પુનર્જન્મ છે કે નહિ, મોક્ષનું સ્વરૂપ કેવું છે, આત્મા પૂર્ણ સ્વરૂપને પામે તે પહેલાં ક્યાં ક્યાં અવસ્થાન્તરો પામે—આ પ્રશ્નોનું અનુભવની શૈલીએ થતું વિવરણ શ્રીમદ્ રાજચંદ્રમા જોયુ.૪

---

૪ [ આ સ્થળે શ્રીમદ્‌ના જીવન વૃત્તાન્તની વિગતો રજૂ કરી કાલક્ષેપ નહિ કરુ* ફક્ત એક બે બાબતો આપની સમક્ષ રજૂ કરુ છું શ્રીમદ્‌ની બુદ્ધિશક્તિ અસાધારણ હતી, મહાન બુદ્ધિમાનોના આ યુગમા પણ એ અસાધારણ ભાસે છે. બુદ્ધિને ગ્રહણ ધારણ અને મનનરૂપ સમજીએ તો આ ત્રણે શક્તિઓ શ્રીમદ્‌મા અનન્યસાધારણ હતી. તેમના શતાવધાનના પ્રયોગો અત્યારે એ જાતના પ્રયોગો થાય છે તેનાથી જુદી જાતના હતા. તેમની આ શક્તિનો વિચાર કરતા મને એમ લાગ્યુ છે કે હાલના યુગના કોઈપણ વિદ્યાવિષય ઉપર પ્રભુત્વ મેળવવુ તેમને સહજ હતુ. આમ છતાં તેમણે જાણી જોઈને નિશાળનું શિક્ષણ અટકાવી દીધું.× શ્રીમદે પોતાની અનન્ય સાધારણ શક્તિઓ યોગ, સ્મરણ, ધારણ, મનન આદિનો આત્માને ઓળખવા જ ઉપયોગ કર્યો એ વિશેષતા ઉપર—મને તો ચમત્કારી લાગે છે એવી વિશેષતા ઉપર--આપનું ધ્યાન ખેંચુ છુ + ]

---

* શ્રી. ગોપાલદાસ પટેલે યોજેલા 'શ્રીમદ્‌ની જીવનયાત્રા' અને 'શ્રી. રાજચંદ્રના વિચારરત્નો' એ બે ગ્રન્થો વાચવાની ભલામણ કરુ છુ તે ઉપરાંત, શ્રીમદ્ રાજચંદ્રની નવી આવૃત્તિમા 'અંગત-વ્યક્તિગત લેખો' નામનો ચોથો ભાગ મનન કરવાનું સૂચવુ છું.

× "શિશુ વયમાથી જ એ વૃત્તિ (વિવેક,-વૈરાગ્ય અને મુમુક્ષુતાની વૃત્તિ) ઉદયવાથી કોઈ પ્રકારનો પરભાષાભ્યાસ ન થઈ શક્યો (કે) અમુક સંપ્રદાયથી શાસ્ત્રાભ્યાસ ન થઈ શક્યો . . . અને તે ન થઈ શક્યો તેની કાંઈ ચિંતા નથી કારણ એથી આત્મા અધિક વિકલ્પી થાત, અને વિકલ્પાદિક ક્લેશનો તો નાશ જ કરવો ઇચ્છયો હતો એટલે જે થયુ તે સારું જ થયું."

વિદ્યા વિશે એમની બીજી નોધ:

"જે વિદ્યાથી ઉપશમ ગુણ પ્રકટયો નહિ, વિવેક આવ્યો નહિ, કે સમાધિ થઈ નહિ તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી."

અંગત અને વ્યક્તિગત પૃ. ૪૦

+ પૂજ્ય ગાધીજી જે શ્રીમદ્‌ના અંગત પરિચયમાં આવેલા તેમણે તેમની બાહ્યાકૃતિનું સુભગ અને સુરેખ વર્ણન કર્યુ છે, તે આ ભાષણના વાંચનાર માટે ઉતારુ છું; ભાષણ સમયે ટાંકી શકયો નહતો.

"તેમની ચાલ ધીમી હતી અને જોનાર સમજી શકે કે ચાલતા પણ પોતે વિચારમાં ગ્રસ્ત છે આખમા ચમત્કાર હતો ' અત્યંત તેજસ્વી, વિહ્વળતા જરા યે નહતી. આખમા એકાગ્રતા લખેલી હતી. ચહેરો ગોળાકાર, હોઠ પાતળા, નાક અણીદાર પણ નહિ; ચપટુ પણ નહિ. શરીર એકવડું, કદ મધ્યમ, વર્ણ શ્યામ, દેખાવ શાંત મૂર્તિનો હતો. તેમના કંઠમા એટલું બધું માધુર્ય હતું કે તેમને સાભળતા માણસ થાકે નહિ. ચહેરો હસમુખો ને પ્રફુલ્લિત હતો. તેની ઉપર અતરાનંદની છાયા હતી. ભાષા એટલી પરિપૂર્ણ હતી કે તેમને પોતાના વિચારો બતાવતા કોઈ દિવસ શબ્દ ગોતવો પડયો છે એમ મને યાદ નથી કાગળ લખવા બેસે ત્યારે ભાગ્યે જ શબ્દ બદલતા મેં તેમને જોયા હશે; છતાં વાચનારને એમ નહિ લાગે કે ક્યાયે વિચાર અપૂર્ણ છે કે વાક્યરચના તૂટેલી છે, અથવા શબ્દની પસંદગીમા ખોડ છે."

શ્રીમદ્‌ની જીવનયાત્રા પૃ. ૧૦૪

કઠોપનિષદ્‌મા અને એનો એ જ શ્લોક મુંડકોપનિષદમાં આવે છે કે

> नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
> यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ।

(કઠ૦ ૨, ૨૩, મુ. ૩, ૨ ૩)

આ આત્મા પ્રવચનથી મળવાનો નથી, ન મેધાથી કે ન બહુશ્રુતથી, જે એને વરે છે તેને તે મળે છે, તેને આત્મા પોતાનુ તનુ પોતે ઉઘાડુ કરી બતાવે છે

સન્નારીઓ અને સજ્જનો, શ્રીમદ્‌ની આત્મકથા ઉપરથી પ્રતીત થાય છે કે તેઓ આત્માને વર્યા હતા, ઉપનિષદ્‌ના પ્રમાણે કહી શકાય કે આત્મા પોતાનું તનુ તેમની આગળ ખોલતો હતો! ઘૂઘટનો પટ ખુલતો હતો!

શ્રીમદ્ રાજચદ્રના જીવન અને કવનમાથી આ રીતે અભ્યાસ કરવાથી બહુવિધ લાભ થાય તેમ છે* છતા તેમની વિશેષતા આત્મતત્ત્વના જિજ્ઞાસુને છે આથી બીજા પાસાઓ ઉપર ધ્યાન ન આપતા તેમની બ્રાહ્મી વેદના કેવી હતી તે ઉપર જરા વિગતથી ફકરા વાચી બતાવુ છુ આપનામા જે સાહિત્યરસિક હશે તેમને જણાશે કે ગુજરાતી ભાષામા આવી ગદ્યકૃતિઓ બહુ નહિ મળે

"૧ જેને લાગી છે, તેને જ લાગી છે, અને તેણે જ જાણી છે, તે જ 'પિયુ પિયુ' પોકારે છે એ બ્રાહ્મી વેદના કહી કેમ જાય કે જ્યા વાણીનો પ્રવેશ નથી? વધારે શુ કહેવુ? લાગી છે તેને જ લાગી છે તેના જ ચરણસંગથી લાગે છે અને લાગે છે ત્યારે જ છૂટકો હોય છે એ વિના બીજો સુગમ મોક્ષમાર્ગ નથી (૨૨-૨૪)

"૨ રોમરોમ ખુમારી ચડશે, અમરવરમય જ આત્મદૃષ્ટિ થઈ જશે, એક 'તુહિ' મનન કરવાનો પણ અવકાશ નહિ રહે, ત્યારે અમરવરના આનંદનો અનુભવ થશે અત્ર એ જ દશા છે રામ હૃદે વસ્યા છે અનાદિના ખસ્યા છે, સુરતી ઈત્યાદિક હસ્યા છે આ પણ એક વાક્યની વેઠ કરી છે (૨૨-૨૪)

"૩ કેટલીક નિવૃત્તિનો વખત મળ્યા કરે છે પરબ્રહ્મ વિચાર તો એમને એમ રહ્યા જ કરે છે ક્યારેક તો તે માટે આનંદકિરણ બહુ સ્ફુરી નીકળે છે, અને કંઈની કંઈ અભેદ વાત સમજાય છે, પણ કોઈને કહી શકાતી નથી અમારી એ વેદના અથાગ છે વેદનાને વખતે શાતા પૂછનાર જોઈએ એવો વ્યવહાર માર્ગ છે પણ અમને આ પરમાર્થમાર્ગમા શાતા પૂછનાર મળતો નથી (૨૨-૨૪)

---

* શ્રીમદ્ રાજચદ્રના જીવનનો અને કવનનો અનેક દૃષ્ટિએ અભ્યાસ કરવાયોગ્ય છે આ વિશે આચાર્ય આનદશકર ધ્રુવે પોતાના એક વ્યાખ્યાનમા જે જણાવેલું તે વાચક માટે ઉતારુ છુ વ્યાખ્યાનમા ટાંકી શકયા નહતો

"ગુજરાતના જાહેરજીવનમા મારુ જે અલ્પ સ્થાન છે તેને લક્ષમા લઈ અને મારે શિરે જે જવાબદારી રહેલી છે તેનો વિચાર કરી મારે કહેવુ જોઈએ કે શ્રીમદ્ રાજચદ્રના ગ્રંથને એક આદર્શ રૂપે રાખવામા આવે તો તેથી તેના ઉપાસકને અત્યત લાભ થયા વગર રહે નહિ એ ગ્રથમા તત્ત્વ જ્ઞાનના ઝરણો વહ્યા કરે છે એ ગ્રથ કોઈ ધર્મનો વિરોધી નથી, કારણકે એની શૈલી બહુ ગભીર પ્રકારની છે હુ આ ગ્રથ વાચવાની અને વિચારવાની સૌને વિનતિ કરુ છુ

શ્રીમદ્‌ની જીવનયાત્રા પૃ. ૧૫૩

"૪. ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે, જેથી વ્યવહારનાં બધા કાર્ય ઘણું કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ. હરીચ્છા સુખદાયક માનીએ છીએ, એટલે જે ઉપાધિ જોગ વર્તે છે તેને પણ સમાધિજોગ માનીએ છીએ ચિત્તની અવ્યવસ્થાને લીધે મુહૂર્ત માત્રમાં કરી શકાય એવું કાર્ય વિચારતા પણ પખવાડિયું વ્યતીત કરી નંખાય છે. અને વખતે તે કાર્ય કર્યા વિના જ જવા દેવાનુ થાય છે બધા પ્રસંગોમા તેમ થાય તો પણ હાનિ માની નથી. ચિત્તની દશા નિરકુશ થઈ રહી છે. અને તે નિરકુશતા પ્રાપ્ત થવામાં હરિનો પરમ અનુગ્રહ કારણ છે એમ માનીએ છીએ. જે નિરકુશતાને પૂર્ણતા આપ્યા સિવાય ચિત્ત યથોચિત સમાધિયુક્ત નહિ થાય એમ લાગે છે. અત્યારે તો બધુય ગમે છે અને બધુય ગમતુ નથી, એવી સ્થિતિ છે. જ્યારે બધુય ગમશે ત્યારે નિરકુશતાની પૂર્ણતા થશે. એ 'પૂર્ણકામતા' પણ કહેવાય છે, જ્યા હરિજ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે. (૨૨–૨૪)

"૫. અમારી ચિત્તની અસ્વસ્થતા થઈ જવાને લીધે કોઈ કામમા જેવો જોઈએ તેવો ઉપયોગ રહેતો નથી, સ્મૃતિ રહેતી નથી તે માટે શુ કરવુ ? શું કરવુ એટલે કે વ્યવહારમાં બેઠા છતાં એવી સર્વોતમ દશા બીજા કોઈને દુઃખરૂપ ન થવી જોઈએ. અને અમારા આચાર એવા છે કે વખતે તેમ થઈ જાય બીજા કોઈને પણ આનદરૂપ લાગવા વિશે હરિને ચિંતા રહે છે માટે તે રાખશે, અમારુ કામ તો તે દશાની પૂર્ણતા કરવાનું છે એમ માનીએ છીએ. તેમ બીજા કોઈને મતાપરૂપ થવાના તો સ્વપ્ને પણ વિચાર નથી. બધાના દાસ છીએ, ત્યાં પછી દુઃખરૂપ કોણ માનશે ? તથાપિ વ્યવહાર પ્રસગમાં હરિની માયા અમને નહિ તો સામાને પણ એકને બદલે બીજુ આરોપાવી દે તો નિરુપાયતા છે. અમે સર્વ સત્તા હરિને અર્પણ કરીએ છીએ; કરી છે. (૨૨–૨૪)

"૬ એક પુરાણપુરુષ અને પુરાણપુરુષની પ્રેમસપત્તિ વિના અમને કઈ ગમતુ નથી. અમને કોઈ પદાર્થમાં રૂચિ માત્ર રહી નથી. કઈ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી. વ્યવહાર કેમ ચાલે છે તેનુ ભાન નથી, જગત શુ સ્થિતિમા છે તેની સ્મૃતિ રહેતી નથી. શત્રુ મિત્ર કોઈમા ભેદભાવ રહ્યો નથી. કોણ શત્રુ છે અને કોણ મિત્ર છે તેની ખબર રખાતી નથી. અમે દેહધારી છીએ કે કેમ તે સભારીએ ત્યારે માંડ જાણીએ અમારે શું કરવાનું છે તે કોઈથી કળાય તેવુ નથી. અમે બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્તીએ છીએ. હૃદય ત્રાયે શૂન્ય જેવુ થઈ ગયું છે, જેમ હરિએ ઇચ્છેલો ક્રમ દોરે તેમ દોરાઈએ છીએ. પાચે ઈંદ્રિયો શૂન્યપણે પ્રવર્તવારૂપ જ રહે છે. કઈ વાચતાં ચિત્ત સ્થિર રહેતું નથી. નય, પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ સાભરતા નથી. ખાવાની પીવાની, બેસવાની સૂવાની, ચાલવાની અને બોલવાની વૃતિઓ પોતાની ઇચ્છા પ્રમાણે જ વર્તે છે. અમને પોતાને સ્વાધીન છે કે કેમ એવું યથાયોગ્ય ભાન રહ્યુ નથી. એક પ્રકારે પૂર્ણ ઘેલછા છે. યોગ્ય વર્તીએ છીએ કે અયોગ્ય એનો કંઈ હિસાબ રાખ્યો નથી. આદિ પુરુષને વિશે અખડ પ્રેમ સિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાની આકાક્ષાનો ભંગ થઈ ગયો છે. આટલુ બધુ છતાં મનમાનતી ઉદાસીનતા નથી એમ માનીએ છીએ. અખડ પ્રેમખુમારી જેવી પ્રવહવી જોઈએ તેવી પ્રવહતી નથી એમ માનીએ છીએ. એટલી બધી ઉદાસીનતા છતાં, વેપાર કરીએ છીએ, લઈએ છીએ, દઈએ છીએ, ખેદ પામીએ છીએ. વળી હસીએ છીએ—જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે. (૨૨–૨૪)

"૭. જણાવ્યા જેવું તો [ અમારું ] મન છે કે જે સત્સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયું છે, ( નાગ જેમ મોરલી ઉપર. ) તથાપિ તે દશા વર્ણવવાની સત્તા સર્વાધાર હરિએ વાણીમાં પૂર્ણ મૂકી નથી, અને લેખમાં તો તે વાણીનો અનંતમો ભાગ માંડ આવી શકે. એવી તે દશા તે સર્વનું કારણ એવું જે પુરુષોત્તમસ્વરૂપ તેને વિશે અમને તમને અનન્ય પ્રેમભક્તિ અખંડ રહો. (૨૨-૨૪)

"૮. મહાત્મા વ્યાસજીને જેમ થયું હતું તેમ અમને હમણાં વર્તે છે. આત્મદર્શન પામ્યા છતાં પણ વ્યાસજી આનંદ-સંપન્ન થયા નહોતા. કારણ કે, હરિરસ અખંડપણે ગાયો ન હતો. અમને પણ એમ જ છે. અખંડ એવો હરિરસ પરમ પ્રેમે અખંડપણે અનુભવતાં હજી ક્યાંથી આવડે ? અને જ્યાં સુધી તેમ નહિ થાય ત્યાં સુધી અમને જગમાંની વસ્તુનું એક અણુ પણ ગમતું નથી (૨૩-૨૪)

"૯. જેવી દૃષ્ટિ આ આત્મા પ્રત્યે છે, તેવી દૃષ્ટિ જગતના આત્માને વિશે છે. જેવો સ્નેહ આ આત્મા પ્રત્યે છે તેવો સ્નેહ સર્વ આત્મા પ્રત્યે વર્તે છે. જેવી આ આત્માની સહજાનંદ સ્થિતિ ઇચ્છીએ છીએ, તેવી જ સર્વ આત્મા પ્રત્યે ઇચ્છીએ છીએ. જે જે આ આત્મા માટે ઇચ્છીએ છીએ, તથા જેનો આ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ, તે તે સર્વ આત્મા માટે ઇચ્છીએ છીએ તથા તેવો જ સર્વ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ. જે સ્ત્રી આદિનો સ્વપણે સંબંધ ગણાય છે, તે સ્ત્રી આદિ પ્રત્યે જે કંઈ સ્નેહાદિક છે અથવા સમતા છે તેવાં જ સર્વ પ્રત્યે વર્તે છે. પ્રારબ્ધ પ્રબંધે સ્ત્રીઆદિ પ્રત્યે જે કંઈ ઉદય હોય તેથી વિશેષ વર્તના ઘણું કરીને આત્માથી થતી નથી. કદાપિ કરુણાથી કંઈ તેથી વિશેષ વર્તના થતી હોય તેવી તે જ ક્ષણે તેવા ઉદય પ્રતિબદ્ધ આત્માઓ પ્રત્યે વર્તે છે. કોઈ પ્રત્યે ઓછાપણું અધિકપણું કંઇ પણ આત્માને રુચતું નથી. સહજાનંદ સ્થિતિ છે. (૨૬)

"૧૦. સર્વ પ્રકારના કર્તવ્યને વિશે ઉદાસીન એવા અમારાથી કંઈ થઈ શકતું હોય તો તે એક જ થઈ શકે છે કે પૂર્વોપાર્જિતનું સમતાપણે વેદન કરવું. અને જે કંઈ કરાય છે તે તેના આધારે કરાય છે. (૨૬)

× × ×

"જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે. ૨૦"

આજે સંવત્સરીના દિવસે આનાથી રૂડું બીજું કયું ધ્યાન હોય?

# લતા

ચન્દ્રવદન મહેતા

## આગલાં પ્રકરણોનો સાર

**પ્ર. ૧, લતા શું બોલે ?** — ગુલાબદાસ બ્રોકર

સુરેશ અને નિરંજન બાળમિત્રો હતા. સુરેશના લગ્ન લતા સાથે થતા મૈત્રીનું વર્તુળ મોટું થયું.

સુરેશ વિજ્ઞાનનો વિદ્યાર્થી હતો. નિરંજનને સાહિત્યનો શોખ હતો લતાના વિચારો નિરંજનની નજીક વધારે હતા. એટલે એ બે વચ્ચેની મૈત્રી વધતી ચાલી. એમાથી આકર્ષણ જન્મ્યું અને જામ્યુ. પરિણામે જે ન બનવી જોઈએ એવી મિત્રદ્રોહ અને પતિદ્રોહની બીના બની ગઈ.

પાછળથી બન્નેને પસ્તાવો થવા લાગ્યો નિરંજન ગામ છોડી ચાલી ગયો.

*

**પ્ર. ૨, સુરેશ બોલ્યો** — ચિશૂળ

પણ નિરંજન જતા લતા બહુ બેચેન રહેવા લાગી. કારણથી અજાણ એવો સુરેશ એને સ્થળફેર સારૂ આબુ લઈ ગયો.

સુધાકર—નિરંજનનો એક જૂનો મિત્ર—એની રેવામાસી અને એમની દીકરી કુસુમ સાથે આબુ જતો હતો તે નિરંજનને પણ એ બેઉની સાથે ત્યા ખેંચી ગયેલો. એટલે અહીં સૌ એકઠા થાય છે. રેવામાસીને સુરેશ ગમી જાય છે. પોતાની કુસુમ એને પરણી શકી હોત તો કેવું સારૂં, એમ મનમાં લાગણીયે અનુભવે છે.

લતામાં નિરંજન પ્રત્યેનુ આકર્ષણ પુન. જાગે છે. સુરેશને તજી દેવા એ તત્પર થાય છે. આ વાત સુરેશ સાંભળી જાય છે પણ લતાને તેની ખબર નથી પડવા દેતો.

એ સાંજે સુરેશ પાછો ઘેર આવે છે ત્યારે ટેબલ પર એક પત્ર જુએ છે. અંદર શું હશે; તેની કલ્પના આવતાં તે રેવામાસીને મળવા જાય છે. લતા ગઈ એટલે હવે બીજા લગ્નની વાત એના મગજમા આવે છે. રેવામાસીને એ વિષે એ કહે પણ છે.

*

**પ્ર. ૩, લતા ચાલી** — યશવંત પંડ્યા

નિરંજન પહેલાં અને લતા એની પાછળ નીકળી પડ્યા હોય છે. લતાને ટ્રેનમાં દેશસેવક પ્રાણલાલની અને એમના ગ્રામસેવાસદનની પિછાન થાય છે. એવામા નિરંજન પણ મળે છે શાંત સ્થળની અનુકૂળતા જોતા એઓ ત્યા જવાનું નક્કી કરે છે.

જે એકલતા નિરંજને અને લતાએ ખૂબખૂબ ઝંખી હતી તે આવી મળતા બન્નેના હૃદય અસહ્ય ભાર અનુભવે છે. સુખનાં સ્વપ્નો સરી જાય છે

અહીં મુશ્કેલી ઊભી થાય છે. બ્રહ્મચર્યપાલન આ ગ્રામસેવાસદનની પહેલી કલમ છે. પ્રાણલાલ ભાઈનાં પત્નીએ પૂછપરછથી પારખી કાઢ્યુ હોય છે કે લતા સગર્ભા છે. એટલે અહીંથી તેમને નીકળવું પડે છે.

નિરંજન નક્કી કરે છે કે ફરી કદી સુરેશ અને લતાના માર્ગમાં ન આવવું. એટલે એ બીજે ચાલી જાય છે અને લતા આબુ ભણી ઊપડે છે.

*

**પ્ર ૪, કુસુમ ! તું યે સાવ સાધારણ નથી હોં !** **રમણલાલ સોની**

રેવામાસીને કન્યાની શોધમા રહેવા સુરેશે કહેલુ એટલે એમણે તો કુસુમ માટે જ પેરવી કરવા માડી બન્નેને એકાત આપ્યુ કુસુમે જરા વધારેપડતી મશ્કરી કરી એટલે સુરેશ ત્યાથી ચાલી ગયો.

બીજે દિવસે કુસુમની જન્મગાઠ હતી. એટલે રેવામાસીએ સુરેશને આમત્રણ આપવા કુસુમને મોકલી આજે સુરેશનુ ઘર અતિ અવ્યવસ્થિત હતુ કુસુમના હાથમા કેટલાક કાગળના ટુકડા આવે છે લતા ચાલી ગયાની વાત તેને સમજાય છે.

સુરેશ ઘરે આવે છે ત્યા તારવાળો આવે છે તાર વાચીને સુરેશ કુસુમને કહે છે કે પોતે નહિ, પણ લતા જમવા આવશે

સુરેશ લતાથી દૂર જવા ચાહતો હતો બીજી બાજુ કુસુમ તેની સામે જ ઊભી હતી તેના મનમા લતા અને કુસુમની સરખામણી થવા લાગે છે

*

**પ્ર ૫, ટ્રેનમા મિલન** **જેઠાલાલ ત્રિવેદી**

સુરેશ આબુમાથી નીકળી જવાનો નિશ્ચય કરે છે એ અમલમા મૂકે એ પહેલા કુસુમ પ્રત્યેની લાગણી વધી હોય છે છતા લગ્નમા કશો સાર ન જોતા વધારે વાત માડી વાળે છે.

સુરેશના પાડોશી સુમનરાય અને એમની દીકરી સ્નેહલતા કેટલોક કાર્યક્રમ લઈ સુરેશ પાસે આવે છે. પણ સુરેશ અમદાવાદ ઊપડી જવાનુ પસદ કરે છે

ટ્રેનમા સુરેશને અનેક વિચારો આવે છે એના મનની મૂઝવણ માતી નથી ટ્રેન બીજે સ્ટેશને પહોચે છે કે સામેથી બીજી ટ્રેન આવે છે એમાથી લતા સુરેશને દેખે છે અને તરત ત્યા આવી પહોચે છે સુરેશને ડબામાથી ઊતરી જવાનો વિચાર થાય છે, પણ એ અમલમા મૂકે તે પહેલા તો ટ્રેન ઊપડી ચૂકી હોય છે

*

હવે આગળ વાચો.

## પ્રકરણ ૬ ઠ્ઠું

### આગ...ગાડી

ટિ. ટિ. ઈ. એટલે કે ટ્રાવેલીંગ ટિકિટ ઇન્સ્પેક્ટર, ટિ ટિ સી ટ્રાવેલીંગ ટિકિટ ચેકર, કે ટિ આઈ ટિકિટ ઈન્સ્પેક્ટર એ ત્રણે મથાળા હેઠળના અમલદાર રેલવે સસ્થાની એક એક અતિ ઉપયોગી વ્યક્તિઓ છે એઓ ઋતુ પ્રમાણે કપડા પહેરે છે ઉનાળામા ધોળા, શિયાળામા કે વરસાદમા ઘેરા ભૂરા ઊનના કોટપાટલૂન, અને માથે એમની ઓળખ આપતી નાની છાપરિયા ટોપી ગજવામા રસીદબૂક અને ઠુઠડિયા પેનસિલ લઈ એઓ માહેરો શહેરમા સી આઇ ડીની માફક રેલવેની દૃષ્ટિમા ચાપતી નજરે ફોપરમરામ મુસાફરોની શોધમા ફરતા જ હોય છે

પહેલા તો ઠીક હતુ એ અમલદારોના ઓળખીતાઓ કે સગાવહાલા એમના ડિસ્ટ્રિક્ટમા તો મફત મુસાફરી કરી શકતા કોઈ બીજો જ ટિકિટ જોવા આવે કે દરવાજે રોકે તો "મગનભાઈના સાળા" કે "કરશનના જમાઈ" એટલુ કહેતા જ દરવાજા મોકળા રહેતા પણ વખત બદલાયો કપની સરકારે મોટા પગારના અમલદારો વધાર્યા. એ નિમણૂકે એ જ મામામાશીને ઘેરથી વિલાયતથી થવા માડી એમ ખરચનો ખાડો પૂરવા

આવક વધારવાનાં પગો બેસવા મંડયાં. બુદ્ધિ કસી કસીને આવકનાં સાધનો ઉપર નજર દોડાવવામાં આવી. મફતિયા મુસાફરોની વધતી સંખ્યા ઉપર સાહેબલોકોની કરડી નજર બેઠી. પરિણામે પેલા ટિ. ટિ. ઈનુ લશ્કર વધારવામાં આવ્યું અને એમને મળતા પગાર ઉપરાંત અમુક પ્રમાણમાં દર મહિને રેલવેને કમાણી કરી આપવાનો એમની ઉપર વટહુકમ છૂટયો. પરિણામે, એ અમલદારાએ દિવસરાતની સઘળી ગાડીઓ ખંખોળવા માંડી. કઈકની ઊંઘમાં ડખલ કરવી શરૂ કરી. કઈકના સામાન ઉપર સાણસીપચના ટકોરા મારવા માંડયા. વગર ટિકિટે રખડતા, ઘરબારવગરના, ભૂખેમરતા ગરીબ ભિખારુઓને પણ કાયદાના સકંજામાં લેવા માંડયા. મહિને પોતાના સોના પગાર ઉપરાંત બમોત્રણસોની સારી આવક બતાવે તો ગોરા અમલદારોની મીઠી નજરનો લાભ મળવાથી પગારમાં વધારો થાય એ લાલચે મહિનાના પહેલા ભાગમા તો એ અમલદારો શિકારની શોધમાં ટાંપતા જ રહેતા. મોહનલાલની ટેવાયેલી આંખો એક દિશાની ગાડીમાથી દેખીતી રીતે સુઘડ અને દેખાવડી બાઈ ઊતરી બીજી દિશામા જતી ગાડીમા, અને તે પણ સેકન્ડ કલાસમા બેસે, તેવું બિલ્લુ એ સહેલાઈથી ચૂકે એમ નહોતુ

પ્લેટફોર્મના એક ખૂણામા એ ઊભો રહેતો. છાનું શિયાળવુ ચાલે એમ એ દૂરથી તીણી નજરે જોતો ધીમેધીમે ચાલતો, અને ગાડી ઊપડવાને વખતે જ એણે આ શિકાર જોયો. સુરેશ, શુ બોલવું એની મૂઝવણમાથી જાતને ઉગારી શકે તે પહેલા તો એની પાસેની બારીના ઊભા ડાંગા પર એક ધોળો હાથ વીંટળાયો. એ ચમકીને જુએ છે, એટલામાં તો નાના હાથે બારણાનો હાથો ફેરવ્યો, અને પછી તો ટિકિટ ઈન્સ્પેકટરની ગણીની વ્યકિત નજર સામે આવી ઊભી રહી!

"ટિકિટ પ્લીઝ!" પ્લીઝ શબ્દ એ અમલદારો સાધારણ રીતે બીજા વર્ગના ઉતારુઓ માટે જ વાપરે છે. ત્રીજા વર્ગમાં તો ઉતારુઓની સંખ્યા વધારે એટલે બોલતાં થાક પણ લાગે એ પણ સ્વાભાવિક છે સુરેશે ગજવામાથી પાકિટ કાઢ્યું. એ દરમ્યાન મોહનલાલની ચકોર આંખે ઊભા ઊભા લતાનુ સમગ્ર સ્વરૂપ નિહાળી લેવાનો લહાવા જતો ન કર્યો. અને એ દરમ્યાનમાં લતાએ ધીરે રહીને પોતાની આણુ સુધીની થર્ડ કલાસની ટિકિટ સુરેશના ખોળાના એક પગ ઉપર મૂકી જવાબદારીમાથી છૂટવાની સમયસૂચકતા પણ વાપરી લીધી.

અંતે મોહનલાલે સુરેશની ટિકિટ તપાસી. ભડાક દઈને પેનસિલના ભારે ટિકિટ ઉપર અમલદારી હકકે એક છેકો પાડ્યો. અને લતાની ટિકિટ હાથમાં લઈ સુરેશ બોલ્યો "આ તો આણુ સુધીની છે, પણ અહીંથી અમદાવાદ સુધીની ટિકિટ ચાર્જ લઈ મને આપશો તો મહેરબાની થશે."

"એ તો ડબલ ચાર્જ થશે."

"ડબલ કેવી રીતે?"—સુરેશે પૂછ્યુ. "એ તો સામી ગાડીમાંથી બેઠાં—એમને ટિકિટ લેવાનો વખત જ કયા હતો?"

"પણ એ માટે તો પહેલેથી ગાર્ડને કહેવું જોઈએ. અમારે તો સાહેબ! કાયદા પ્રમાણે કામ કરવાનું!"

"હા, હા, તે હું કાયદા પ્રમાણે જ કરવાનું કહું છું. અમને વખત નહિ મળ્યો એટલે હવે અહીં તમે ટિકિટ કરી આપો."

" એમ નહિ થાય સાહેબ ! તમારી પાસે થર્ડની ટિકિટ હોત તો હું બદલી આપત અથવા આગળ જવાનું હોત તો વધારે ચાલે એવી ડગી આપત પણ વગરટિકિટે બેમે તેને તો ડમન ફ્રેંગ જ આપવું પડે "

" હ હ અ ! રેલવે તો બસ લૂટવા જ બેઠી છે "

" પણ સાહેબ ! કાયદો તે કાયદો અમારાથી એ કઈ ફેરવાય ? "

સાધારણ રીતે તો આગગાડીમા મુસાફરી કરતા આવી વાતચીતમા રેલવેનો નોકર રેલવેનો એક મહાન સંરક્ષક કે ખેરખાહ બની રેલવેના વહીવટનો ચુસ્ત હિમાયતી બની બેસે છે, અને મુસાફર રેલવેમા મુસાફરી કરે છે ત્યા સુધી રેલવેના સઘળા કાયદાનો જાણકાર હોવાનો દાવો કરી રેલવેની ગેરઇન્સાફી ઉપર નિવેચન કર્યા કરે છે પરતુ કોણ જાણે કેમ મોહનનાલ અને સુરેશ વચ્ચે એવુ ન બન્યુ એમની ચર્ચાને પરિણામે એવો તોડ નીકળ્યો કે બીજે સ્ટેશનેથી અમદાવાદની સીધી ટિકિટ આફિસમાથી લઈ લેવી અને ત્યા સુધીની મુસાફરીનુ ભાડુ મજરે લેવુ મોહનનાનની આ ઉદારદિલી માટે સુરેશે રીતસરનો આભાર માન્યો અને એ વાત એટલેથી પૂરી થઈ

એ ચર્ચા દરમ્યાન લતા બારીના ચોકઠામાથી પસાર થતા ઝાડ ગણતી, અને એમા ભૂલચૂક થતી તો ફરીથી ગણવા શરૂ કરતી એમ કરતા એ ઝાડ એની પાછળ સહેજ ગોળાકારે ઝૂલતા તારની હાર કરતા ઊંચા છે કે નીચા તે પણ અનાયાસે સરખાવતી ગૂંગળાયેલુ ગૂંચવાયેલુ મન ઘણીવાર આવી દેખીતી અર્થહીન લાગતી પ્રવૃત્તિઓમા એકાએક તલ્લીન થઈ જાય છે

ટિકિટનો કૂચો પૂરો થતા સુરેશને લતા તરફ જોવાનુ મન થયુ, જોવાઈ પણ ગયુ પરતુ શુ બોલવુ—શુ પૂછવુ, એ વિષે કઈ જ નિર્ણય એ કરી શક્યો નહિ લતા તો બેઠી હતી સ્વસ્થ ગભરાટના ઝાઝા ચિહ્ન વિના, પારધિની બીકે નાસી છૂટેલી હરિણી એકાએક રક્ષણહારની પડખે અને અભય મનથી બેસે એમ સુરેશ કાઢી મૂકશે દરવાજામા દાખલ જ નહિ થવા દે, મેણા મારશે ખિજાશે, ઘર સોંપી એ પણ નાસી જશે આસપાસનુ કોઈ એ સમયે હાજર હશે તો મારુ શુ થશે એ મને ક્વાક સત્કાર આપશે વગેરે—ઘેરાતી ચિંતાઓ તો ક્યારની શમી ગઈ હતી

કોણ જાણે, ગાડીનો થાક હતો તોયે એનુ વદન પ્રસન્ન હતુ તેજ મારતુ હતુ, વધારે આકર્ષક બન્યુ હતુ એ સુરેશે જોયુ અને તરત મોહનનાલે પણ જોયુ અને બનેની નજર એના મો પર જતા એણે ગરદન નીચુ જોયુ તરુમાળાના મણકા ગણાતા તૂટી પડ્યા

પણ મોહનલાલ તો હવે મોકળો ફરતો હતો

" આપ બાજુથી આવો છો ' આ રેલવેશાઈ વાત નહોતી, એટલે આપથી શરૂઆત થઈ એમા ઓળખાણ કરવાની સ્પષ્ટ જિજ્ઞાસાવૃત્તિ હતી.

' હા, ઉપરથી '

' તે જ, ટિકિટ ઉપરથી મને લાગ્યુ મારા એક ઓળખીતા પણ ત્યા રહેલ છે તમારો ઉતારો ક્યા હતો ? '

' તળાવની પાસે બાજુમા " સુરેશને થયુ કે આ નવી વાત પણ જરા વધારે ચાલે તો સારુ બીજી જ પળે મોહનનાલે પૂછ્યુ " ત્યા રેવાબહેન કરીને કોઈ મળ્યુ હતુ ? "

લતાની જીભે બોલ આવ્યો હતો "હ હ રેવામાશી! ઓળખ્યાં." પણ એકદમ અજાણ્યા સાથે બોલતાં જીભ ન ઊપડી. સુરેશ કેવો! એણે એકબીજાની ઓળખાણ પણ ન કરાવી. પણ સુરેશ ક્યાં મોહનલાલને ઓળખતો હતો? અને સુરેશ જ બોલ્યો "હા, હા; રેવામાશી; અમે બધા એને રેવામાશી જ કહેતા." એની જીભે પણ બોલ આવ્યો. લતાની ટાપશી પુરાવવા—'કેમ લતુ!' પણ એયે ન નીકળ્યો.

"એ અમારી ન્યાતના થાય અને—" મોહનલાલે કહ્યું

"ઓ એમ કે? એમની સાથે એમની પુત્રી પણ હતી કુસુમ! અમે તો લગભગ રોજ મળતા."

આ સાથે સુરેશને કુસુમ સાંભરી. સાંભરી એટલે કુસુમનો છેલ્લો તરવરાટ, કુસુમનો આગ્રહ, અને એને અંગે એનો લહેકો, એના શબ્દો બધું નજર સામું તરવરવા લાગ્યું. છેલ્લાં છેલ્લાં તો કુસુમની લતા સાથે એણે સરખામણી કરી નહોતી? અને એ જ લતા અત્યારે એની પડખે આવી બેઠી છે! કોણ સારું, લતા કે કુસુમ? કોણ રૂપાળું, કોણ હોશિયાર—કોણ એને વધારે આકર્ષે છે? કોણ એના મનોમન્થન અને હૃદયમંથન સંકોરે છે? પણ એની એ વિચારમાળાના મણકા પણ મોહનલાલે ખેરવી નાખ્યા.

"તો સાહેબ! મારું એક કામ નહિ કરો? આપ તો એમને હવે બહુ સારી રીતે ઓળખતા હશો." મોહનલાલ હવે ટિ. ટિ. ઈ તરીકે નહોતો બોલતો. જીવનઘટમાળની વિકટ અટવીમાં ગુંચવાયેલો એક વટેમાર્ગુ બોલતો હતો.

"બોલો શું કરું?" સુરેશે પૂછ્યું.

"પણ સાહેબ! જરા ખાનગી—અંગત છે, આપને વાંધો—"

"ના, ના, બેલાશક કહો."

"અરે, કંઈ નથી સાહેબ! એ તો આ અમારી નોકરી. અમારા તો ગ્રેડ નક્કી કરેલા છે. બાકી ઈન્ક્રીમેન્ટ તો મળતુ જ જાય. અમારો પગાર—એ કંઈ નોકરીમાં દાખલ થઈએ ત્યારનો નહિ રહે, પણ વધતો જાય. અને પછી તો ગેઝેટ સાહેબના ગ્રેડમાં ગયા કે ચાલ્યા સડસડાટ."

"હ હ!" જો કે એ લવારામાં સુરેશને રસ ના પડ્યો અને સમજ પણ ન પડી.

"અને સાહેબ! રેવાબહેન જાણે છે કે મને હજી એ જ પગાર મળે છે, તે ઘરખરચ કેમ ચલાવી શકું, એથી ના ને ના જ પાડ્યા કરે છે. બાકી અમારી ન્યાતમાં બીજો કોઈ એટલું કમાનાર છે પણ નહિ હવે તો હું ઘર માંડી શકુ એમ છું."

"કુસુમને માટે કહો છો ને?" અને સુરેશને મુદ્દો હાથ લાગ્યો.

"એ તો સાહેબ! તમારા જેવો સંબંધ આમ કહેવું અસભ્ય, ખોટું તો ખરું જ; પણ કોણ જાણે કેમ મારાથી કહેવાઈ ગયું આપથી નહિ કહી શકાય તો બહેનને મોઢે મારે માટે બે બોલ—એ તો સાહેબ! પ્રસંગ આવે તો, આપ પાછા જવાના હો કે અમદાવાદમાં મળવાના હો તો—."

"ત્યારે લતા મારી વહુ એ એણે પારખી લીધું એમ!" સુરેશને પહેલો વિચાર તો એ આવ્યો. અને એ ચક્રમણમાં ખેંચાય તે પહેલાં પાછો મોહનલાલે એના વિચારપ્રવાહને અટકાવ્યો.

"આ તો સાહેબ, અમસ્તુ કહું છું, ખોટું ન લગાડશો. ત્રણ વરસથી આશા રાખી બેઠો છું. છોકરી સારી છે. યાદ કરજો."

"ના રે કંઈ નહિ, સારું થયું કર્યું તે," એટલો વિવેક તો સુરેશને કરવો જ પડ્યો. સુરેશને મોહનલાલ માટે સ્વાભાવિક દિલસોજી થઈ. એણે જ એને વગરઓળખાણે ડબલ ભાડામાંથી બચાવી લીધો નહોતો? અને અવ્યક્ત કુસુમ માટે એણે પોતાના મનમાં કંઈક મધલાળ સેવી નહોતી?

ખડખડ ખડખડ આગગાડી ચાલતી. મિટરગેજનો ખડખડાટ પણ જરા જુદો જ હોય છે. એ અવાજમાં એકાએક ફેરફાર થયો. ગાડી ધીમી પડી. સ્ટેશન આવ્યું? સિગ્નલ નથી? લાઈન ક્લીઅર નથી? મોહનલાલે જરા બારી તરફ ધમડાઈ બહાર ડોકું કાઢ્યું. સુરેશે એ વખતે લતાને પૂરેપૂરી નિહાળી. એકીટસે નિહાળી. લતા, ગરીબ ભિખારી લતા, એકલીઅટૂલી લતા, એણે પણ એના સામું જોયા જ કર્યું. કોઈ કંઈ બોલ્યું નહિ, અને સ્ટેશન આવ્યું જ. મોહનલાલે અંદર ફરી જાહેર કર્યું.

ગાડી ઊભી રહી અને મોહનલાલ ઊતર્યો.

"ચાલો સાહેબ," એટલું ઊતરતાં બોલ્યો.

આ તો એ જ સ્ટેશન, લતા જ્યાંથી આબુ જવા નીકળી હતી તે.

"એઈ!" કહી મોહનલાલે હાક મારી. ટિકિટ કલેક્ટરોને સ્ટેશનના ચાવાળા એક શર્મિંદી આફત ગણે છે. પોતે ચા પીએ તે તો ઠીક, પણ પૈસા આપ્યા વિના મહેમાની કરે એ તો એમને ઘણી વખત ભારે પડતું.

અંતે ચાવાળો આવ્યો. "ત્રણ કપ જલદી!"ની ફરમાશ પછી મોહનલાલ સુરેશને ટિકિટ ઑફિસમાં દોરવી ગયા. અમદાવાદ સુધીની સેકંડની ટિકિટ કઢાવી આપી, અને સુરેશે પૈસા ચૂકતે કરતાં વધારા માટે કહ્યું.

"અરે કંઈ નહિ સાહેબ! કોઈ વખત તો અમને ભરમનગાઈ કરવા દો. આ તો અહીંથી જ ગણાશે."

"પણ રેલવેને ખોટ જશે તેનું શું?" સુરેશે હસતાં હસતાં કહ્યું.

"અરે સાહેબ! રેલવે શા અમને પોટલા બંધાવી આપવાની હતી! બધું ઠીક છે." વાતો કરતા પાછા ગાડી આગળ આવી ઊભા.

દરમ્યાન હુકમાનુસાર ચા તો આવેલી હતી તે પિવાઈ, એના પૈસા માટે વિવેક થયો. અંતે એમાં સુરેશ જીત્યો. મોહનલાલે સુરેશનું શિરનામું લખી લીધું. સુરેશે બનશે તેટલું કરશે એમ કહી આશ્વાસન આપ્યું. મોહનલાલે મોઢેથી જ એક શબ્દમાં પોતાનું શિરનામું આપ્યું, અને ગાડી ઊપડવાનો સમય થયો. અને મોહનલાલ છેક અગાડીનો ડબ્બો તપાસવા જરા વહેલા જવા ઊપડ્યો. ઊપડતાં કહેતો ગયા કે બીજે સ્ટેશને પાછા મળશે.

મોહનલાલ ગયો અને સિગ્નલ વાગી. બારણું દેવામાં સુરેશ સાવચેતીથી અંદર ચડ્યો. સાડી ઢાંપતી લતાને, સ્વાભાવી મૂંગી બેઠેલી લતાને જોઈ રહ્યો છે. પાછળે હાથે બારણું બંધ કરવા ખેંચે છે. અને ડબ્બો પ્લેટફૉર્મના વચલા ભાગમાં બહાર જવાના દરવાજા આગળ સામેથી પસાર થતાં, બહારથી ઉતાવળે દોડતો એક મુસાફર ગાડી ચૂકવાની બીકે વગરટિકિટે ઉઘાડા દરવાજામાંથી સીધો ધૂસી સુરેશના જ કંપાર્ટમેન્ટમાં ચડે છે. સુરેશે બંધ કરતાં ખેંચેલું બારણું ઊઘડે છે. અંદર મુસાફર દાખલ થાય છે. બારણું તરત બંધ થાય છે. સુરેશ પાછું જુએ છે અને એના મોંમાંથી એકાએક "કોણ! નિરંજન!" એટલા શબ્દો નીકળી પડે છે.

આગગાડી ચાલી, ત્રણેને ધમકતી, ત્રણેના ધમકતા હૃદયો સાથે ધમાધમ કરતી—

———o———

# ‘એ બંસરી આજ ન કેમ વાજતી ?’

જ ટિ લ

[ ઉપજાતિ—વંશસ્થ ]

જ્યારે વહે સૂર સુરમ્ય એના
ધીમી લસે લ્હેર સમીરરાજની;
પ્રત્યેક એ લ્હેરતણાં અણુ મહીં
સંલગ્ન પામે પ્રતિસૂરનો ધ્વનિ;

ને લ્હેર એ અન્ય કશું ગ્રહે નહિ,
એ આત્મ–દેહે સૂરની બની જતી.

પુષ્પો દીસે સાવ સૂનાં બધાંય
સુગંધ વા સૌરભ ના જરીય તે
સ્ફૂરે ત્યહીં, તેમ ન ષટ્પદોયે
કરે જરી ગુંજન, કોકિલા ય તે
અમસ્થી ના મૂક કદીય જે રહે
ઘડી ઘડીમાં ટહુકા કર્યા કરે,
તે યે ત્યજીને અભિમાન આત્મનું
મૂંગી થતી, મત્ત મયૂર મેઘને
નિમંત્રવો સાવ વિસારી, કર્ણથી
સુણાય તેને બસ સાંભળ્યા કરે;
રિસાઈને મેઘ યદિ ન આવશે
તો શું થશે એ પણ ના વિચારે.

કિન્તુ સહુ એ ત્યજી આત્મતત્ત્વ,
બધુંય દે બંસરી ના જ સૂરને;
પોતે સૂનાં થાય છતાંય ભવ્ય
વધુ બને બંસરીમાં સમાઈને,
ને પુષ્પની સૌરભ પંખી ગીતડાં
વહી રહે એકલ બંસી સૂરની
છટાભરી મંગલ મંદ લ્હેરમાં.

તૃષાર્ત ત્યારે નહિ મેઘ જીવિતા
આક્રંદતી ચાતક મેઘનાં જલે
શું તૃપ્ત એ ? ના; પણ બંસરી તણા
સૂરે પરિતૃપ્ત થયેલ એના
ન આત્મને કાંઈ જરૂર મેઘની.

એ સૂરને છે વશ વાડીઓ–વન,
એને સુણી થંભતી વ્યોમતારિકા;
છે મુગ્ધ ત્યાં વિશ્વજ નારીઓ–નર,
ને તન્મયા ત્યાં સહુ સ્વર્ગ અપ્સરા.
જલાશયોનાં જલ,' દીપમાલની
ટમુમગુ જ્યોત, વિરાટ વ્યોમમાં
વહત વર્ષા પણ ધન્ય એ ઘડી
વિષે થઈ મગ્ન જરા ચળે નહિ.

જે બંસરી સૂર લસે દિગંતે,
અતૃપ્ત આત્મા નવ કોઈનો રહે;
અખડ ત્યાં ચેતનના ફુવારા,
જડત્વમાંયે રસ ઊર્મિ સંચરે,
એ બસરી આજ ન કેમ વાજતી,
કાં વાંસનો એ જડ ટૂકડો બની
જૂઠા થયા શું સહુ સૂર એના
તાદાત્મ્ય તૂટ્યું અથવા સમીરથી
એથી હવે એ સૂરને વહે નહિ,
વા વાંચ્છના એ સૂર છેડવાની
શમી ગઈ, કે પછી કોઈ દિ' નહિ
ને આજ છે બંસરી એ રિસાયલી ?

કશું નથી; તેમ ન ખાખ એ થઈ
કિન્તુ શકે જે નિજ હાર્દ સાંકળી

કો વાંસના સજ્જડ ટૂકડા વિષે
આદર્શ પેખે નિજ આત્મનો ત્યહીં,
એકાદ એવા બસ માનવીતણી
છે ખામી ત્યાં કેવલ આત્મફૂંકની.



# ચર્ચાપત્ર

મે. તંત્રી સાહેબ,
'પ્રસ્થાન'
અમદાવાદ.

આપના એક અંકમા (વર્ષ ૧૧, અંક ૯) પા. ૨૩૬ પર "પલટાતુ ગુજરાત-દિન પર દિન" નામના લેખમા માતર તાલુકા વિષે લખાયું છે. તે લખાણમાં કેટલુંક ખોટું અને અન્યાયી ભ્રામક હોવાથી નીચેનો ખુલાસો કરવાની જરૂર જોઉ છુ. તો આપ તે કૃપા કરીને જાહેર કરશો એવી આશા છે.

તે લેખકના લખાણનો સાર એ છે કે માતર તાલુકામાં ભાઈ ઇન્દુલાલ ગયા ત્યારે તાલુકાના મહાસભાના કાર્યકર્તાઓ સાવ નિષ્ક્રિયતા સેવતા હતા અને શ્રી ઇન્દુલાલે માતર તાલુકામા ભારે જાગૃતિના મોજાં ઉછાળ્યા પછી મહાસભાના કાર્યકર્તાઓને બીક લાગી કે તેઓ ભાઈ ઇન્દુલાલનું કામ નહિ ઉપાડી લે તો સમાજવાદીઓ માતર તાલુકાના આગેવાનો થઈ બેસશે અને મહાસભાના હાથમાંથી માતર તાલુકાની નેતાગીરી ઝુંટાઈ જશે અને તેવા ભયથી મહાસભાના કાર્યકર્તાઓએ માતર તાલુકાના ખેડૂતોની પરિષદ દાદુભાઈ દેસાઈ જેવા એક જમીનદારના પ્રમુખપદે બોલાવીને જેમતેમ પતાવી દીધું.

લેખકનું ઉપરનું લખાણ આજ કેટલાય વરસો સુધી પોતાનુ સર્વસ્વ અર્પણ કરી માતર તાલુકાની સેવા કરનાર સેવકોને માટે સીધો આક્ષેપ અને અન્યાયરૂપ છે. લેખની શરૂઆતથી માંડી ઠેઠ અંત સુધી લેખકે ત્રાહિત દૃષ્ટિએ ગુજરાતના રાજકીય સ્થિતિનું અવલોકન કરવાના નિમિત્તે આખા લેખમા મહાસભાના ગુજરાતના કાર્યકર્તાઓ ઉપર આક્ષેપો જ કરેલા છે. તેમા માતર તાલુકા સબંધે કરેલા અવલોકન સબંધે સત્ય હકીકત શું છે તે મારા જાતઅનુભવથી લખી જણાવુ તો આપના માસિકના વાચકોને સત્ય હકીકત જણાશે.

વિલાયતથી ભાઈ ઇન્દુલાલ આવ્યા બાદ કયા કામ કરવુ તેની શોધમાં પડેલા. ખેડા જિલ્લાના ખેડૂતામાં તેમણે ૧૯૧૭ મા કામ કરેલું, એટલે તેમની એવી ઇચ્છા હશે કે પોતે ખેડા જિલ્લામા કાર્યક્ષેત્ર રાખવુ. માતર તાલુકાના ખેડૂતોની દશા દુઃખદ તો છે જ અને ગઈ સાલે હિમને કારણે તેમની સ્થિતિ વધારે દુઃખદ બનેલી. તે માટે ભાઈ ઇન્દુલાલ માતર તાલુકામાં આવ્યા તે પહેલાં પણ તાલુકાના જુદાંજુદાં જૂથના ખેડૂતોની બે સભાઓ ભરાયેલી. તે મહાસભાના કાર્યકર્તાઓએ જ ભરેલી. અને તે સબંધે જાહેર વર્તમાનપત્રોમાં ચોક્કસ રિપોર્ટો પ્રસિદ્ધ થયેલા છે. એવામાં જ્યારે ભાઈ ઇન્દુલાલ ખેડા જિલ્લામાં આવ્યા ત્યારે માતર તાલુકાના મહાસભાના કાર્યકર્તાઓએ જ તેમને આમંત્રણ આપ્યું. અને માતર તાલુકામાં કેવી પદ્ધતિથી કામ કરવું તેની મર્યાદા નક્કી કરી. ખેડૂતો હાલમાં સરકારની સાથે અપકાસણમાં ઊતરે એવી તેમની તૈયારી ન હોવાથી તેમને હાલતુરત નાકરની લડતમાં ઊતરવાની સલાહ ન આપવી પણ તેમને પોતાની સ્થિતિનું પૂરેપૂરુ ભાન થાય અને ભાવિ માટે તૈયાર થાય એવી પદ્ધતિએ કામ કરવાનો નિર્ણય કરેલો. આવા નિર્ણય સાથે ભાઈ ઇન્દુલાલે માતર તાલુકામાં પ્રવેશ કર્યો અને ચારેક દિવસથી વધારે તે પોતે માતર તાલુકામાં રહ્યા નથી. છતાં કેટલાએ વરસોથી સેવાભાવી સેવકો તાલુકાનાં ગામડાંમાં દટાયેલા હોવા છતાં પ્રજા સુસ્ત રહી અને ચાર દિવસમાં ભાઈ ઇન્દુલાલે માતર તાલુકામાં જાગૃતિ આણી દીધી એ કહેવુ કેટલું અજુગતું છે? ઉપર જણાવ્યા પ્રમાણે માતરની પરિષદ ભરાઈ તે પહેલાં તો

તાલુકામાં ખેડૂતોની બે સભાઓ થયેલી અને તેના પરિણામે તો હિમસંકટની રાહત અને સોંઘવારીની રાહત તથા ક્યારીની રાહત એમ છૂટક રીતે ઠીકઠીક રાહત માતરના ખેડૂતોને મળી છે. આ તો રાહતની વાત છે, ક્રાંતિની વાત નથી એ મારે સ્વીકારી લેવું જોઈએ. અહીં હું એટલું જ કહેવા માગું છું કે ભાઈ ઇન્દુલાલના પ્રવેશ પહેલાં મહાસભાના કાર્યકર્તાઓ ઊંઘતા હતા એમ કહેવું અન્યાયી છે. અને સમાજવાદી કાર્યકર્તાઓ માતર તાલુકાનું ઘણીખરૂ ઝૂંટવી લેશે એવા ડરથી માતરની પરિષદ ત્યાંના કાર્યકર્તાઓએ બોલાવી એ કથન પણ એટલું જ અન્યાયી છે. ગામડાના ખેડૂતો પાસે સમાજવાદી જશે કે મહાસભાવાદી જશે કે લોકશાસનવાદી જશે, પણ તેઓ તો એક જ નામને પિછાને છે, અને તે સમિતિને. જે કોઈ તેમની સેવા કરશે ને સમિતિના માણસનું ઉપનામ મેળવશે તે જ તેમનો સેવક કહો કે નેતા કહો—જે કહો તે થશે. ગામડાના ખેડૂતો પાસે કામ કરવું મુશ્કેલ છે. વરસમાં ચાર દિવસ શહેરમાંથી ઊતરી આવી ભાષણો કરવાથી ગામડાના ખેડૂતો આગેવાની માન્ય કરે તેમ નથી. તે તો ડગલે ને પગલે કસોટી કરે છે. તે કસોટીમાં પસાર થવા બાદ જ તેના સેવક પ્રત્યે ખેડૂત શ્રદ્ધાભરી મીટ માંડે છે. લેખકે પોતે જાતમાહિતીથી આ લેખ લખેલો જણાતો નથી. તેઓની ઘણી હકીકત સત્ય ઘટનાથી વિરુદ્ધ છે. મહાસભાના કાર્યકર્તાઓનો જ આગ્રહ હતો કે ખેડૂતોનું સંગઠન કરીને ખેડૂતોમાં સ્વમાન પેદા કરવું અને તેમની તાકાત વધારવી. સત્તા ને આજીજી કરવાને માટે અધારણનો ઉપયોગ ન કરવો, એ મહાસભાના કાર્યકર્તાઓની કામ કરવાની મર્યાદા હતી. ખેડૂતોમાં તાકાત હોય તો લડી લે. તાકાત ન હોય તો સંગઠનની તાકાત મેળવવાને પ્રયત્ન કરે અને યોગ્ય સમયની રાહ જુએ. પણ સત્તાને આજીજીઓ કરવાને સંગઠનનો ઉપયોગ ન કરે એવી મહાસભાના કાર્યકર્તાઓની સલાહ તે વખતે હતી અને હજુ પણ છે. ભાઈ ઇન્દુલાલને તે જ ન રુચ્યું. જેવો સમય તેવું વર્તન કરવાની તેમની ઇચ્છા. આજીજીઓયે કરવી અને લાગ આવે તો બાય ચડાવીને ઊભા પણ થઈ જવું એ નીતિ મહાસભાના કાર્યકર્તાઓને મહાસભાની નીતિને સંગત નહિ લાગેલી. છતાં તેઓ ભાઈ ઇન્દુલાલ સાથે પૂરા સહકારથી વર્ત્યા છે. લેખક કહે છે તેમ ભાઈ ઇન્દુલાલને સંદેશો મોકલી અટકાવ્યા નહોતા. પણ તે તો પરિષદમાં હાજર જ હતા. કાર્યકર્તાઓએ તેમની પૂરી મદદ લીધી છે. ખેડૂત પરિષદના પ્રમુખ દાદુભાઈ દેસાઈ જેવા "જમીનદાર" ને નીમવાનો ઉલ્લેખ કરીને કોઈ બીજો જ અર્થ લેખક આગળ ધરે છે. સાચી હકીકત તો એ છે કે શ્રી દાદુભાઈ દેસાઈને જમીનદાર કહીને જે મસ્તી કટાક્ષતા લેખકે કરી છે તે ન કરી હોત તો સારું થાત. આપણે સૌ સેવકો ક્યાં મજૂર કે ખેડૂત છીએ? સાચી વાત એક જ છે કે જેના દિલમાં દાઝ છે તે ચારિત્ર્યવાન સેવક ગમે તેવો હોય તો લોકમાન્ય છે. શ્રી. દાદુભાઈ કરતાય મોટા જમીનદાર કે મૂડીવાદી ખેડામાં ઘણાયે છે. પણ શ્રી દાદુભાઈ મહાસભાવાદી હોઈ તેમને જમીનમહેસૂલનો સારો અભ્યાસ છે અને ખેડૂતોના દુઃખની પૂરી માહિતી છે. એ કારણે જ તેમની પ્રમુખ તરીકેની પસંદગી હતી.

આમ આખો લેખ "પક્ષાપક્ષની દૃષ્ટિએ લખાયો નથી" એવો દાવો કરવા છતાં પણ તેવી દૃષ્ટિથી જ લખાયો છે એમ આખા અવલોકન પરથી સ્પષ્ટ જણાય છે. લેખની અંદર જ સંદિગ્ધ, અસંબદ્ધ અને વિરોધી સૂરો ડગલે ને પગલે જણાઈ આવે છે. આવો લેખ આપી તેનો જવાબ આપવાની જરૂરિયાત ઊભી કરી 'પ્રસ્થાન'માં નિરર્થક વિચારક્ષોભ ઉત્પન્ન ન કર્યો હોત તો વધારે સારું.

લિંબાસી
૨૫-૮-૩૬

રાવજીભાઈ નાથાભાઈ પટેલ



## (૧) ભારતીય સંગીત સંબંધી થોડાક વિચાર*

### પ્રસ્તાવના : વિષયમર્યાદા

**શ્રીમંત મહારાજાસાહેબ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,**

જ્યારે આપ શ્રીમંતે, અહીં ભેગા મળેલા શ્રોતાઓ સમક્ષ આપવાનું ભાષણ તૈયાર કરવા મને આજ્ઞા કરી, અને સાથેસાથે મને ભારતીય સંગીત સંબંધી કંઈ પણ માહિતી નથી તેની નાઈ ફિકર નથી–એમ આપે ખાતરી આપી, છતાં તે વખતે તો હું એ બદલ વણી અસ્વસ્થતા અનુભવી રહ્યો કારણ કે આજના શ્રોતાઓ–જેમાંના એક પ્રસિદ્ધ વક્તા તરીકે મશહૂર થયેલા છે–તેમની સમક્ષ ભાષણ આપવું એ હાસીખેલ નથી, તેમાં વળી મારું આ વિષય સંબંધીના અજ્ઞાનનું ભાન મને પૂરેપૂરું હોવા છતાં, મારે એક અબૂઝ માણસની જેમ નિરર્થક વોવાટ મચાવ્યા વિના છૂટકો નથી આ કઢંગડું વોવાટથી ગમે તેવા સાધારણ માણસને પણ કંટાળો આવશે, અને આજે જે સંગીતદેવીનું સન્માન કરવા આપણે અહીં થયા છીએ તે દેવીનું અપમાન થવાનો મને ભય રહે છે મારા ગભરાટમાં મેં આ ભારતીય સંગીત વિદ્યાલયના મુખ્ય અધ્યાપક રા. ડોક્ટરને હું સમજી શકું તેવું ભારતીય સંગીતશાસ્ત્ર સંબંધી સાહિત્ય મોકલી આપવા લખ્યું, પરંતુ મિ ડોક્ટરે તો મારી માગણી ઉપરથી ઘણુંઘણું વાચવાનું મોકલી આપ્યું, અને પ્રકાશ ખોળતા ખોળતા મારી મૂંઝવણ તો વધતી ચાલી જે જે મેં વાચ્યું તે મારા મન ચીની ભાષા જેવું હતું એક સ્થળે મુખસંગીતના છ પ્રકારના ‘લક્ષણ’ની વાત હતી, બીજે બાર રાશિઓના ચિહ્નની જેમ બાર ‘રાગ’નું વર્ણન હતું, ત્રીજે ઠેકાણે બાવીસ ‘શ્રુતિઓ’ સમજાવી હતી, અને એક સ્થળે વળી ઘટમ્ નામનું એક અદ્‌ભુત યંત્ર–જે દ્વારા મધ્યકાલીન તત્ત્વજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત સમજાવાતો હતો–તેની સમજણ આપી હતી માટીમાં પાણી મેળવ્યા પછી તેનો ઘડા જેવો આકાર બનાવવામાં આવે છે, અને પછી તેને અગ્નિમાં પકવતાં એ ઘડાના પોલાણમાં–વેદાન્તીઓ કહે છે તેના ઘટાકાશમાં–સર્વવ્યાપક સંચાર કરે છે એ અવકાશ–એ પોલાણમાંથી, શાસ્ત્રો કહે છે તે ‘શબ્દ’–જે આપણી કર્ણેન્દ્રિય પહેલવહેલો ગ્રહણ કરે છે–તે ઉત્પન્ન થાય છે

આ બધું મારું હતું, અને તે ઉપરાંત અનેક વાદ્યોના નામ અને કેટલીક શાસ્ત્રીય પરિભાષાના નામોની યાદી આણી રાત જાગીને હું ભેગી કરી શક્યો હોત, અને આપની

* વડોદરાની ભારતીય સંગીતશાળાના ઇનામ સમારંભપ્રસંગે પ્રો. ફિલિપ મન્રોએ શ્રીમન્ત સરકાર મહારાજા ગાયકવાડ સમક્ષ આપેલા ભાષણ ઉપરથી

સમક્ષ એ બધું ગણાવી જઈ તમને મેં છક કરી નાખ્યા હોત. પરંતુ મને ખાતરી હતી કે મારા એવા પોપટિયા જ્ઞાનથી આપને એવી કોઈ પણ જાતની અસર થવાની નહોતી. તેથી હું એવી ગભરાયેલી સ્થિતિમા જ રાતે સૂઈ ગયા.

સવારમા ઊઠતાવેંત ગતનાં ભયાનક સ્વપ્ન ભૂલવાનું કરતા હુતો ત્યાં તો ઘરની બારી બહાર પ્રભાતમધું, ઊગતા મગળ સૂર્ય જેવું આનંદપૂર્ણ અને ઘાસ ઉપરનાં ચળકતાં ઝાકળ-બિંદુ જેવું તાજું અને પારદર્શક એવું એક ગીત મેં સાભળ્યું અને હું ચમક્યો મેં બહાર ડોકિયું કર્યું તો જણાયુ કે ત્રણેક ગામડિયા જેવા છોકરા ગધેડાંની પીઠ ઉપરનાં માટીના છાલકાં મારા કમ્પાઉંડમા હાલવતાં હતા; અને સાથેસાથે ગાતાં પણ હતા એ શું ગાતાં હતા એ હુ જાણુતો નથી, છતા એટલુ તો ખરું જ કે આજથી સૈકા ઉપરના અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થે સ્કોટલૅંડની ખીણમા ગાતી એક ગ્રામકન્યાનું ગીત સાંભળી જે લાગણી અનુભવી હતી તેવી મેં અનુભવી, હુ હાલ્યા કે ચાલ્યા વગર એ ગીત સાભળી રહ્યો; અને ગીત બધ થયા પછી ઘણા લાંબા વખત સુધી એના ભણકારા મારા કાનમા ગુજી રહ્યા.

પેલા છોકરાએ ગાયેલાં ગીતના શબ્દ કયા હતા તે જાણવાની ખાસ અગત્ય નહોતી. તે એવી ભાષામાં બોલ્યા હતા જેને કોઈ પણ કાનવાળો માણસ સમજી શકે અને હૃદયમાં તેનો ભાવાર્થ ઉતારી શકે. એ ગીતની ભાષા સર્વગમ્ય હતી, અને કોઈ પણ જાતિનો કે ધર્મનો માણસ તેને સમજી શકે તેમ હતુ. આ પ્રકારનુ સૌ કોઈને અસર કરે તેવું ગીત સાંભળી, રાગ, લક્ષણ અને વિવિધ વાદ્યો સબધીની મારી આંટીઘૂંટી ઊકલી ગઈ. ટૂંકામાં, જે લોકો પોતાને સંગીતશાસ્ત્રમાં નિષ્ણાત નથી કહેવરાવતા, અથવા જેઓ સ્વરશાસ્ત્રની કલા જાણતા નથી તેવાઓ પણ સમજે એવુ એ ગીત હતું સગીતના એવા સર્વભોગ્ય તત્ત્વ સબધી જ આજે હું આપ સમક્ષ થોડી મિનિટ બોલવા ઇચ્છું છુ.

**સંગીત એ ભાવનાની ભાષા છે, તે સમજાવવી પડતી નથી. આપોઆપ સમજાય છે.**

સંગીતનું શાસ્ત્ર અને એના પ્રયોગ સંબધી એટલી વાત સ્પષ્ટ છે કે વાણીદ્વારા જેવી રીતે સૌ કોઈ સમજી શકે તેવા ભાવ વ્યક્ત થઈ શકે છે, તેવી જ રીતે સંગીતનું પણ છે. એ કલા સમજાવી સમજાય તેમ નથી. તે તો સ્વય સમજી શકાય છે. કારણ કે બધી ભાષાઓમાં શબ્દોના અર્થ સમજાવવા માટે શબ્દકોષો હોય છે; પરતુ સંગીતના સ્વરોનો ચોક્કસ ખ્યાલ આપનાર સાધન બિલકુલ નથી. આનું કારણ એ નથી કે દેશદેશની સ્વરલેખન પદ્ધતિ જુદી પડે છેઃ જો એટલો જ અંતરાય હોત તો એવી એક સર્વસાધારણ સ્વરલેખન પદ્ધતિદ્વારા બધી પ્રજાઓના સંગીતને નોંધી રાખવાની યોજના થઈ શકે તેમ છે; ભલે પછી પ્રજા પ્રજાના સંગીતવાદ્યોમા ભિન્નતા રહેલી હોય ખરી મુશ્કેલી સંગીતના સ્વરના સ્વરૂપમાં રહેલી છે. કારણ કે સંગીતની ભાષા એ ધ્વનિની ભાષા છે અને એ ધ્વનિ શબ્દમા કહેલા ધ્વનિ કરતાં ભિન્ન પ્રકારનો છે. વર્ણમાલાની ગોઠવણી કરવાથી અનેક શબ્દો રચી શકાય છે, પરંતુ પ્રત્યેક શબ્દ તેના નિશ્ચિત અર્થનો જ બોધ કરી શકે છે. સ્વરોની સંયોજના—તેનું સંકલન તથા વ્યવકલન (સરવાળા—બાદબાકી), વડે એકના એક સ્વરો જુદેજુદે સ્થળે ગોઠવવાને લીધે, તેમજ જુદાંજુદાં વાદ્યોદ્વારા ઉત્પન્ન થવાને લીધે જુદાજુદા ધ્વનિ ઉત્પન્ન કરે છે. આ રીતે કોષનાં પુસ્તકની જેમ સ્વરોનાં પુસ્તક હોતાં નથી; ભાષાના શબ્દો શબ્દકોષમાં વિવિધ રીતે સમજાવ્યા છતાં આપણે તેમાથી મનગમતો—રુચતો અર્થ કાઢી શકીએ

છીએ, પરંતુ સંગીતમાં તો સ્વરની કિંમત તેના ગાયક ઉપર અવલંબે છે, તેમજ તેના શ્રોતૃવર્ગ—(જે આપણે સામાન્ય મનુષ્યોનો જ ગણવાનો છે)—એની ગ્રહણશક્તિ ઉપર નિર્ભર છે. આમ હોવાથી જેમ શબ્દનો ચોક્કસ અર્થ ઠરાવી શકાય છે તેમ સંગીતના સ્વરનું થઈ શકતું નથી.

ભાષામાં શબ્દનો અર્થ ગમે તે સમજી શકે છે; પરંતુ સંગીતમાં તો તે શાસ્ત્રનો જાણકાર જ માત્ર સ્વરનું સ્વરૂપ પારખી શકે છે, છતાંયે એમાંનું સર્વસામાન્ય તત્ત્વ તો સૌ કોઈને સ્પર્શી અસર કરે છે. જો છોકરાનું સંગીત સાંભળતા, ઉપર કહ્યા પ્રમાણે મને આનંદ થયો તેવો જ આનંદ તમારામાંના ઘણા—જેમને સંગીતનું ઝીણવટભર્યું જ્ઞાન નથી—તેમને પણ થયો હોત અને એ જ પ્રકારના આનંદની લાગણી સાંભળનારને થાય—એવી એના સંગીત રચનારની આંતરિક ઇચ્છા હોવી જોઈએ. સંગીત એ સૂચનની, ધ્વનિની ભાષા છે, એનું પરમ તત્ત્વ એની શાસ્ત્રીય આંટીઘૂંટીમાં નથી; પરંતુ એક કલાના સાક્ષાત્કારથી ઉત્પન્ન થતા આનંદમાં છે.

## સંગીત એ માનવજાતનો ઉત્તમ વારસો છે. માનવને એ સંસ્કૃતિમાં ઊંચે લઈ જાય છે.

સંગીત સૌ લોકો સ્વયંપ્રેરણાથી ઝીલી શકે છે, તેને સમજાવવું પડતું નથી. અને તેને લીધે જ એનો સંદેશ સૌ ગ્રહી શકે છે. જો એમ ન હોત તો પાશ્ચાત્ય સંગીતથી ટેવાયેલા કર્ણને ભારતીય સંગીત બેસૂરું લાગતું હોત, અને તે જ પ્રમાણે તમને પણ યુરોપીય સંગીત સાંભળતા કંટાળો આવતો હોત. પણ સદ્‌ભાગ્યે તેમ થતું નથી એમ પબ્લીક પાર્કમાં વર્ષો-વર્ષ સુધી દર સપ્તાહે સ્વમિતે પોતાની પ્રજાને સગવડ કરી આપવાને લીધે ટોળાબંધ લોકો યુરોપીય સંગીત સાંભળવા ભેગા થાય છે તે ઉપરથી કહી શકાય છે. મારી જ વાત કહું તો આ ભારતીય સંગીત વિદ્યાલયમાં હું એકલો અથવા મારા કોઈ મહેમાન સાથે જ્યારે જ્યારે આવ્યો છું ત્યારે મને હિંદી સંગીતનો રોમાંચક અનુભવ થયો છે. મેં તેમાંથી ખૂબ આનંદ મેળવ્યો છે. આમ થવાનું કારણ એ કે દેશદેશ વચ્ચેના સંગીત વચ્ચે કોઈ પણ જાતના અભેદ્ય અંતરાયો હોતા નથી. ભારતીય સંગીતાચાર્યોએ જે સંગીતની રચના કરી છે અને બાક (Bach), મોઝાર્ટ (Mozart), બીથોવન (Beethovan), પેલેસ્ટ્રીના (Palestrina) સ્કારલેટી (Starlatti), વર્દિ (Verdi), ચાયકોવસ્કી (Tchaikovsky), મુસોરગસ્કી (Moussorgsky) અને સ્ટ્રેવીન્સ્કી (Stravinsky) એમણે જે રચનાઓ કરી છે તે એકલા હિંદ, જર્મની, ઈટલી, રશિયા કે એવા કોઈ એક જ દેશ માટે કરી નથી. એમની સંગીતરચનાદ્વારા મળતા કર્ણમધુર આનંદનો ઉપભોગ દુનિયાભરના માણસો કરી શકે તેમ છે.

છતાં એમ કોઈ એ માને કે સંગીત સાંભળવાની જન્મસિદ્ધ સ્વયંપ્રેરણાશક્તિને કેળવવાની કે તેનો વિકાસ કરવાની બિલકુલ અગત્ય નથી. સંગીતની કલા પ્રયોગસિદ્ધ છે. તેની અખંડ ઉપાસના કર્યાથી જ એ સાધ્ય બને છે; પરંતુ એ તાલીમ ઉસ્તાદો અને ગાયકો માટે છે. સંગીત સાંભળનારા સંગીત સમજવા ખાતર બહુ પરિશ્રમ લેતા જણાતા નથી; અને તેને લીધે જ ઉસ્તાદોના ચાતુર્યને બરાબર પિછાની શકતા નથી.

સંગીતકલા—ખાસ કરીને હિંદી સંગીતકલાની અસર મનુષ્યના મન ઉપર શાન્તિ અને

નિવૃત્તિની પ્રેરક બને છે; પરંતુ મનુષ્યને કામ કરવા ઉશ્કેરે એવા પ્રકારનું તેમાં બહુ ઓછું હોય છે તેને લીધે જ ભારતીય સંગીતકલા એક તરફથી જેમ બહુ વખણાય છે તેમ બીજી તરફથી બહુ વગોવાય પણ છે એક રૂપકની ભાષા વાપરીને બોલું તો, શ્રીમંત મહારાજાસાહેબનું મન તેમજ અંતઃકરણ જેમ સૌને માટે ખુલ્લાં છે તેમ આ ભારતીય સંગીત વિદ્યાલયનાં દ્વાર પણ સૌને કાજે ખુલ્લા છે. ત્યા આવીને સંગીતના જિજ્ઞાસુ અને સહૃદયી લોકો એ કલા સબંધી જ્ઞાન મેળવી શકે છે. કોઈ પણ એવી તીવ્રતાપૂર્વકની મહત્ત્વાકાંક્ષા કે એવો નિશ્ચય નથી જેને સિદ્ધ કરવા ખાતર શ્રીમત મહારાજાસાહેબ સૌ સાધનો તેને મેળવી આપ્યા વગર રહે. રાજ્યના હીરકમહોત્સવ પ્રસંગે આપ શ્રીમને રાજ્યની પ્રજાને માટે નહિ પરંતુ અખિલ હિંદના લોકો માટે આવી અનુકૂળતા કરી આપી છે. તેવા અનેક લાભ આપે સુલભ કરી આપ્યા છે તેમાનો સંગીતના શ્રોતાવર્ગને તાલીમ આપવાનો આ લાભ ખાસ ગણાવવા લાયક છે.

સંગીતકલાનો રસાસ્વાદ ઘેર ઘેર લઈ શકે તેવા શ્રોતાવર્ગને કેળવવાનો ઉદ્દેશ આ વિદ્યાલયદ્વારા કેલાય એમ ઇચ્છવા જેવું છે

ભારતીય સંગીતવિદ્યાનો અભ્યાસ જે મૂકી દેવાયો છે એમ કેટલેક સ્થળેથી કચિત્ સંભળાય છે તે આ વિદ્યાલયદ્વારા હવે દૂર થશે. તમને પોતાને જે અમૂલ્ય તક આ વિદ્યાલયમાં મળે તે માત્ર તમારા અંગત ઉપયોગ માટે છે એમ ન માનશો. તમે જે સંગીતવિદ્યાનું જ્ઞાન અહીંથી મેળવો છો તે બહુજનસમાજમાં ફેલાય એમ કરવાની તમારી ફરજ છે. દુનિયામાં માલકીપણાનું ભૂત જે સૌને ભરાય છે તેવું ભૂત તમને—તમે ગ્રહણ કરેલી વિદ્યાને—ન વળગે તેની ખાસ કાળજી રાખજો વિદ્યા જ એક એવી વસ્તુ છે જે વહેંચવાથી ઘટવાને બદલે વધે છે તો તમે શીખો છો એ વિદ્યાનો પ્રસાર સામાન્ય માણસની રસવૃત્તિ કેળવવા ખાતર પણ કરવાની જરૂર છે

સંગીતવિદ્યા પ્રત્યે પ્રાકૃત મનુષ્યને રસ ઉત્પન્ન થાય તેટલા માટ તમારે જે શુદ્ધ અને ઊંચુ સંગીત હોય તેજ અમારા કાનને સભળાવવાની જરૂર છે; શ્રોતાઓની હલકી રસવૃત્તિને પોષવા ખાતર તમારે તમારો ઉચ્ચ આદર્શ જતો ન કરવો જોઈએ. તમારામાં અને શ્રોતાઓમાં જે ફરક છે તે માત્ર તાલીમનો છે; દિલરુબા કે સિતારના તારમાંથી તમે જે સંગીત ઉત્પન્ન કરો છો તે તમારા જ્ઞાનને લીધે, તમારા વાદ્યો તમારા વગર મૂંગાં છે. એ વાદ્યોમા રહેલું સંગીત તમે પ્રકટ કરો છો ત્યારે તમારી દ્વારા શ્રોતાઓના કાને તે પહોચે છે. એટલે તમે સંગીતના સંદેશવાહક છો: એ સંદેશો તમારે વિનયથી અને શ્રોતાઓ પ્રત્યેના સપૂર્ણ સદ્‌ભાવથી પહોચાડવો જોઈએ તેમજ જે દિવ્ય કલાના તમે ઉપાસક છો તેનુ ગૌરવ સચવાય એવી રીતે તમારે શ્રોતાઓ સમક્ષ તેનું પ્રદર્શન કરવું ઘટે છે. સાચી કલાનો સિક્કો એના પર વાગેલો છે તે બાબત તમારે સાવધાનતા રાખવાની જરૂર છે. આનો અર્થ એમ નથી કે તમારે સંગીતકલાનો આંટીઘૂંટી અને સૂક્ષ્મખૂબીઓ ભાગ જ શ્રોતાઓ સમક્ષ રજૂ કરી તેમની સમજશક્તિને મૂંઝવી નાખવી. બીથોવનનો પચમ સંવાદ સાંભળી તેનો યોગ્ય રસાસ્વાદ કરનાર વિરલ મળશે. અને તે સમજવા માટે એણે ઘણું ઘણું શાસ્ત્રીય અને સુંદર સાંભળેલુ હોવુ જોઈએ. પરતુ મહાસંગીત હમેશાં

એવુ અઘરુ કે દુર્બોધ હોતું નથી સાદા ગીતમા કેટલાક સુંદર ભાવ ભરેલા હોય છે તે ભાવ, કોઈ અટપટા ગીતમા તેટલા સુંદર નથી પણ લાગતા

કવિતાની જેમ સગીતની ભાષા પણ સ્વયભૂ છે, અને હૃદયમાથી જ એનો જન્મ છે લોકોના હૃદય સવારને પહોર ગાતા પક્ષી જેવા સરળ હોય છે એ હૃદયોની સરળતાને સરળ બનીને જ વશ કરી શકાય પ્રથમ ગાયક ઓર્ફિયસની લોકકથામા આવે છે કે એણે પોતાની વાસળી છેડી અને ગાવાનું શરૂ કર્યું ત્યારે વૃક્ષો અને બરફભર્યા પર્વતશિખરોયે નીચા નમી ગયા! અને પેન (Pan)ના પાવાઓનો નાદ હૃદયના ધબકારા જેવો તાલબદ્ધ સભળાતો હતો સગીત હૃદયના ઊંડાણમાથી જન્મે તો જ તેની અસર હૃદયસોસરી પહોચી શકે સગીતના અભ્યાસની શરૂઆત બાલકના નાનપણથી થાય છે, બાલરમતગીતો અને હાલરડા જે માતા આપણને સભળાવે છે, અને આપણી પ્રજાના લોકગીતોનું જે અમૂલ્ય ધન છે—તેને આપણે વેડફી ન દઈએ શાસ્ત્રીય સગીતનુ મૂળ આમા જોઈ શકાય છે એ પ્રાચીન મૂળને સુકાવા ન દેશો, કારણ કે જ્યા સુધી તેમાથી પ્રેરણા મેળવશો ત્યા સુધી જ તમારો અવાજ, તમારા વાદ્યો અને તમારુ સગીત જીવન્ત રહી શકશે આવી સાદી શરૂઆત કરાવ્યા પછી ઉત્તરોત્તર ઊંચા શાસ્ત્રીય સગીતનો પરિચય શ્રોતાઓને કરાવાય તો તેમને શુદ્ધ સગીત પારખતા વાર નહિ લાગે સગીતની કિંમત આકવા જેટલી તેમની રસવૃત્તિ કેળવાશે અને સારુ શુ અને ખોટુ શુ તેની પરીક્ષા તેઓ કરી શકશે

મને એનો અનુભવ છે એક વખત અમારી કોલેજના વિદ્યાર્થીઓ સાથે પ્રતાપપુરા તળાવ પાસેના જગલમા હુ ગયો હતો, ત્યા ચાપાણી વગેરે પરવાર્યા પછી કેટલાકે હાર્મોનિયમ સાથે કેટલાક ગીતો સભળાવ્યા સાજ પડી હતી અને અમે ઘેર આવવા નીકળતા હતા એટલામા એ સગીત તથા વાદ્યના અવાજનો દોર્યો એક ગોવાળ ત્યા ખેંચાઈ આવ્યો એ અમારી વચમા આવીને બેઠો, અને એણે ખુલ્લે સ્વરે કેટલાક મધુર ગીતો સભળાવ્યા એ ગીતો ગામડાના ગીતો હતા, લોકોમા ગવાતા ગીતો હતા અહીંની સગીતશાળામા આ પહેલા એકવાર હુ આવી ગયો ત્યારે મને ત્યાના શાસ્ત્રીય સગીત સબધી કાઈ પણ સમજ પડી નહોતી પરન્તુ એ લોકગીતો સાભળ્યા પછી હુ જ્યારે પાછો આ વિદ્યાલયમા સગીત સાભળવા આવ્યો ત્યારે મારી સમજશક્તિમા ખરેખરો ફેરફાર થઈ ગયો હતો હિંદી સગીત સબધી મને રસ ઉત્પન્ન કરનાર એ ગોવાળના લોકગીતો હતા એ પ્રસગમાથી હુ બીજી એક વાત ગ્રહણ કરી શક્યો તે એ કે સાદા ગીતો સાભળનાર ગોવાળને આકર્ષનાર વાદ્ય સાથે ગવાયેલુ શાસ્ત્રીય સગીત હતુ એ ગોવાળ નવુ સગીત સાભળતો ગયો અને તેના બદલામા પોતાનુ સાદુ સગીત સભળાવતો ગયો

## જીવન અને સંગીત : તેની અસર

આ દેશના લોકોના જીવનમા સગીત જેટલો ભાગ ભજવે છે તેટલો બીજા દેશના લોકોના જીવનમા ભાગ્યે હશે અહીં જીવનનો ગમે તે પ્રસગ સગીત વગર ભાગ્યે ઊજવી શકાય છે સગીતનુ એવુ મહત્ત્વનુ સ્થાન જીવનમા શાથી છે અને એની કિંમત કેટલી છે તે વિચારીએ ખરુ જોઈએ તો સાહિત્ય કરતા ભાગ્યે બીજો એવો કોઈ કલાપ્રકાર હશે જે દ્વારા મનુષ્યને (કીટ્સને જેમ નાઈટિન્ગેલનું ગીત સાભળી થાક, તાપ અને સતાપ ભૂલવાનુ બની શક્યુ હતુ તેમ), એકબીજાના અસંતોષ અને વિખવાદ ભૂલવાનુ સુગમ થતુ હશે

કવિને મન પોતાની નવી સ્વપ્નસૃષ્ટિ રચવાની હોંસ હોય છે, અને તે દ્વારા એ વાસ્તવિક અને કાલ્પનિક વચ્ચેનું કોઈ નવુ જગત રચી શકે છે જીવન અને સાહિત્ય, બ્રહ્માંડના સંગીતના સવાદથી જ પ્રાણવાન બને છે સંગીત, જીવનની અનેક નિરાશાઓના ડખને હળવો બનાવે છે. આપણા જીવનમાં સગીતનું સ્થાન એટલું બધું અનિવાર્ય બની ગયું છે કે વિવાહમાં તેમજ મૃત્યુપ્રસગે સગીતદ્વારા જ જીવનનો ઉલ્લાસ અથવા જીવનની કરુણતા વ્યક્ત થઈ શકે છે. હંસગાન ( Swan-Song )ની કરુણતા કોણે નથી અનુભવી ? એવા ગીતોના ભણકારા સ્મરણમા ઘણો કાળ ગુંજ્યા કરે છે. કવિઓમાથી ઘણાં અવતરણો આપવા માટે મને ક્ષમા આપશો, પરતુ મને કહેવા દ્યો કે એ કવિઓએ જ બતાવ્યુ છે કે જીવનમા સગીત વગર બધુ બસૂર જ છે. શેક્સ્પિયરના નાટકો તેમાનાં સુંદર જીવનસ્પર્શી ગીતો વગર અપૂર્ણ અને અરમિક જ લાગશે સગીતમા આપણા સમૂહજીવનને—સઘજીવનને—અસર કરવાની ભારે શક્તિ રહેલી છે. એ સમૂહ બે ચારનો હોય કે મોટા એક વૃન્દનો હોય, પરંતુ એવા એક સમૂહસગીત વખતે બધા એક જ ભાવ—ભક્તિભાવ—થી પ્રેરાઈને એકઠા મળેલા હોય છે. સગીત એક એવુ દેવાલય છે જ્યા જીવનના બધા વિસવાદને દેશવટો અપાયેલો હોય છે, અને ભાગ્યે જ કોઈ મેળાવડો કે ઉત્સવ હશે જેમા સગીતને સ્થાન ન હોય તમે લોકો જીવનમાં સગીતની આટલી બધી અગત્ય પિછાનો છો તે ગૌરવ લેવાની વાત છે, અને બીજી ગૌરવ લેવાની વાત એ છે કે તમે તમારુ સગીત તમારી મેળે જ ઉત્પન્ન કરો છો. પશ્ચિમમા વાયરલેસ અને ગ્રામોફોનની શોધ થવાને લીધે ઘેર બેઠે. લોકોનો સગીત સાંભળવાનો શોખ પૂરો થાય છેઃ પરતુ એ શોધોની જેમ સારી અસર થઈ છે તેમ ખોટી પણ થઈ છે. એવા યાંત્રિક સાધનોદ્વારા સગીતનો પરિચય ઘણા માણસોને થઈ શકે છે એ વાત સાચી; પરંતુ તેમ થવાથી લોકો, પોતે પોતાની મેળે સગીતકલા હાથ ધરવા માટે બિલકુલ પ્રયત્ન કરતા નથી. તેમનું સગીત પારકાને—યંત્રને-હાથે ઉત્પન્ન થાય છે તેથી તેમાં હૃદયનો ઉમળકો જે સગીતદ્વારા અનુભવાય તે અનુભવાતો નથી. યાન્ત્રિક સગીત સ્વયંભૂ નથી; પરંતુ તેમાં રહેલો પરકીયપણાનો—ભાડૂતીપણાનો ભાવ આપણાથી ભૂલી શકાતો નથી. લાઉડસ્પીકરથી નિશાળનાં બાળકોને સગીત સભળાવવાની જોગવાઈ થવાથી તેમને પોતાને સગીત શીખવાની પ્રેરણા મળે તેવું બહુ ઓછુ રહ્યુ છે હાલમા ઇંગ્લડમાં વાયરલેસના સેટ કરતા ઘણી ઓછી કિંમતે પિયાનો ( Piano ) ખરીદી શકાય છે, કારણ કે એ વાદ્યની કિંમત પ્રજાને મન ઊતરતી થાય છે, અને જો પ્રજાનુ આવુ વલણ લાંબો કાળ ચાલુ રહેશે તો થોડાક ધધાદારી ગવૈયા સિવાય, બાકીના લોકોમા સગીતનો પ્રચાર થતો અટકી જશે. જેમ સૌંદર્યદેવી એકલી તેના સામુ જોઈ રહેવા માટે સર્જાઈ નથી પરતુ એની તો ઉપાસના થવી જોઈએ, તેમ સગીતદેવીનું પણ છે.

## હાર્મોનિયમ અને તેની સંગીત પર અસર

આપણે સ્વાભાવિક રીતે જે સહેલું હોય, ઓછી મહેનતે સાધ્ય હોય અને જે હાથવેંતમાં હોય તેને પસદગી આપીએ છીએ જે વસ્તુની આકરી ટીકા મારે કરવી પડે છે તેનો એકવાર તો હું ઉલ્લેખ કરી જ ગયો છુ. પ્રતાપપુરા તળાવ ઉપર કેટલાક વિદ્યાર્થીઓએ હાર્મોનિયમના સાથમા કેટલાક ગીતો મને સંભળાવ્યા હતાં. સગીતદેવી ( સેંટ સિસિલિયા ) એ વાદ્યને પોતાનું નહિ જ માની શકે; એ તો કોઈ બનાવટી અને પરાયું જ વાદ્ય તેને

માથે માગવામા આવ્યુ છે હિંદમા એ વાદ્યનો પ્રવેશ થયે પચાસ વર્ષ થઈ ગયા છે હવે એ સવેળા ઘરઘરથી બહાર થાય તેમ ઇચ્છવા જેવુ છે જે દશમા સિતાર, વીણા અને દિલરુબા જેવા સુદર તતુવાદ્યો જીવત છે ત્યા એની ભાગ્યે જરૂર હોય તમે તેની ધમણમા—તેના પેટમા—પવન ભરો છો તેના બદલામા એ એક મધકોશિયા માણસની જેમ કઠોર અને ચોધાટભર્યો અવાજ કરી મૂકે છે વિજ્ઞાનયુગમા જન્મેલુ એ વાદ્ય લાલિત્ય શુ છે એ સમજતુ નથી, કોમળતા તો એના સ્વભાવમા જ નથી છતા એટલુ ખરુ કે એ વાદ્ય એવુ છે કે તેને વગાડવામા માથાકૂટ પડતી નથી કળ દાબો કે નક્કી થયેલો સૂર નીકળવાનો જ એના સૂર મેળવેલા જ રહે છે અને તેથી જ રવિવારે મદિરની પ્રાર્થનાઓ વખતે એવા વાદ્યની મદદ લેવાથી કામ ચાલી શકે છે તાર સપ્તકમા ઊંચો અવાજ કાઢવા માટે ગવૈયાઓને જે ભારે શ્રમ અને અસ્વસ્થતા અનુભવવા પડે છે તે આ વાદ્યમા બનતુ નથી ઘણા ગવૈયા તારસપ્તક પર ગાતા નાકમાથી અવાજ કાઢે છે, એનુ કારણ આ હાર્મોનિયમની કૃત્રિમ અસર હોય એમ મારુ માનવુ છે ધાતુની કળોના અનુનાસિક સ્વરોના અનુકરણની અસર થયા વગર રહેતી નથી આ પશ્ચિમથી આવેલા વાદ્યની માઠી અસરથી તમારુ શુદ્ધ સગીત અસ્પૃષ્ટ અને શુદ્ધ રહે એમ હુ ઇચ્છીશ

### ઉપસહાર

આપ સૌએ મારા વક્તવ્યને શાતપણે સાભળ્યુ છે તે માટે હુ આપનો આભાર માનુ છુ તમે મને આ પહેલા અનેક વખતે જે આનદ આપ્યા કર્યો છે તેવો આનદ હુ તમને આપી શકતો નથી તે માટે દરગુજર કરશો સગીત સબધી લાબા પીંજણને બદલે તમારુ એક સગીત સાભળવુ એ બહેતર છે પરતુ મારે તમને તમારા પ્રાચીન કીમતી વારસો અખડ, અતૂટ અને સુરક્ષિત રહે તે માટે જ બે બોલ સૂચનાના કહેવાના હતા, તેમજ અમારા જેવો આમવર્ગ તમારા વિદ્યાનવદારા સગીતના સસ્કારથી રગાયેલો રહે—અને એ જ પરમ ઇચ્છા શ્રીમત મહારાજાસાહેબની છે—તે બદલ મારે તમને કહેવાનું હતુ તેટલુ કહેવા માટે જ હુ આપ સમક્ષ ઉભો થયો હતો

અગ્રેજી ઉપરથી ] મજુલાલ ર મજમુદાર

## (૨) એવરેસ્ટ-આરોહણ

એવરેસ્ટ હજુય વિજયી રહ્યો છે ૧૯૨૧ની સાલથી આજ સુધીમા ચાર તેને માટે પ્રયત્નો થયા છે ૧૯૨૧મા કર્નલ હાવર્ડ બેરી પર્યવેક્ષણ કરી થાકયા હતા ૧૯૨૨ની સાલમા બ્રિગેડિયર જનરલ બ્રુસનુ દળ ૨૭૩૦૦ ફૂટ સુધી ચડયુ હતું તે કાળે મનુષ્યની પર્વતારોહણની ઉચ્ચતમ સીમા તેટલી જ હતી તે પછી સાત જણના મૃત્યુ થવાથી, તેઓની બુદ્ધિ અને પ્રયત્નોની મર્યાદા આવી રહી એમ માની તેઓ નિવૃત્ત થયા ૧૯૨૪ની સાલમા કર્નલ નોર્ટનનુ દળ ૨૮,૧૦૦ ફૂટ સુધી પહોચ્યુ હતુ તે પછી તેમનામાના બે શ્રેષ્ઠ આરોહકોના પ્રાણનાશથી ભગાણુ પડ્યુ ૧૯૩૩ અને ૧૯૩૫ એ બને સાલની ચડાઈઓમા હિમાલયના બે મહાન યુદ્ધાસ્ત્રો—હિમતુષાર અને ઝઝાવાત—થી બચવાના ઉપાયોની શોધના પ્રયત્નોથી વધુ કઈ થઈ શક્યુ નથી આ સાલે એ બે અસ્ત્રોનો પ્રચડ વેગ સભાળી ન શકવાને લીધે આરોહકો પાછા ફર્યા છે

૧૯૩૩ની સાલમાં શેર્પા નામક મજૂરોની ટોળીએ પીઠે ભાર ઉપાડી ૨૭,૪૦૦ ફૂટ પર પહોંચી, ત્યાં આરોહકોના ઉતારાની વ્યવસ્થા કરેલી. કહેવાની જરૂર નથી કે આ અદ્‌ભુત કાર્યમાં એ લોકોએ પૃથ્વીના શ્રેષ્ઠ ચડકોના વીરત્વની બરોબરી કરી છે. પણ તેમની કીર્તિ બહુ થોડા લોકો જ જાણે છે.

'પ્રવાસી' માંથી ] જેઠાલાલ ત્રિવેદી

## (૩) નવા બંધારણમાં બંધનોની પરંપરા !

નવા બંધારણના વિશિષ્ટ તત્ત્વો કયા કયા છે? ડૉ. સન્ડરલેન્ડના કહેવા મુજબ તે નીચેના પાંચ છે.

૧. નવા બંધારણ હેઠળ હિંદનું લશ્કર બ્રિટિશની પૂર્ણ સત્તા નીચે રહેશે. હિંદ એક પણ સિપાઈ પર હુકમ ચલાવી શકશે નહિ, તેમજ એક પણ સિપાઈ પર કાબૂ ધરાવી શકશે નહિ.

૨. પોલીસની જંગી સંખ્યા (૧૦,૦૬,૦૦૦) બ્રિટિશોની સત્તા નીચે રહેશે. એક પણ પોલીસ પર હિંદની સત્તા રહેશે નહિ.

૩. નવા બંધારણ હેઠળ હિંદના પરદેશો સાથેના સંબંધની કુલસત્તા બ્રિટિશોના હાથમાં રહેશે. હિંદી પ્રજા કોઈ પણ રાષ્ટ્રમાં એલચી, કૉન્સલ, કમિશનર કે એજન્ટ મોકલી શકશે નહિ. જગતમાં રાષ્ટ્ર તરીકેનું તેમનું સ્થાન જ નહિ રહે. તેઓનું સ્થાન દૂરની સત્તાના તાબાના ગુલામ જેવું હીણું અને માનહાનિ કરનારું રહેશે.

૪. નવા બંધારણ હેઠળ હિંદની રાષ્ટ્રીય મહેસુલની કુલસત્તા બ્રિટિશોના હાથમાં રહેશે. બ્રિટિશ માલિકોની સંમતિ વિના હિંદી પ્રજા કર તથા બીજી જાહેર આવકમાંથી એક પણ પાઈ ખરચી શકશે નહિ.

૫. સૌથી વધારે ખરાબ તો એ છે કે નવા બંધારણ હેઠળ વાઇસરૉય આપખુદ બનશે. હિંદી ધારાસભા અથવા હિંદના લોકોની સત્તાની તદ્દન બહાર તે રહેશે. તે કોઈ પણ કાયદો રદ કરીને તેનો નાશ કરી શકશે. આખી પ્રજાની વિરુદ્ધ થઈને તે ખાસ સત્તાથી કોઈ પણ કાયદો અથવા વટહુકમ બહાર પાડી શકશે. ચાલુ તથા ભૂતપૂર્વ વાઇસરૉયોએ તે પ્રમાણે વારંવાર કર્યું છે. હવે તો વાઇસરૉયને હજુ પણ વધારે સત્તા મળશે અને તે સત્તા પણ ખૂબ આપખુદ છે.

જો ઇંગ્લંડનું લશ્કર, પોલીસ, પરદેશો સાથેનો સંબંધ તથા રાષ્ટ્રીય મહેસૂલ એ બધું જાપાની, જર્મની અને અમેરિકાના અંકુશ નીચે હોય અને તેના પર આપખુદ તથા અનિયંત્રિત સત્તાવાળો જાપાની, જર્મન કે અમેરિકન શહેનશાહ અથવા ગવર્નર સત્તા ચલાવતો હોય તો ઇંગ્લંડ કેટલું સ્વતંત્ર રહેશે?

[ 'બોમ્બે સ્ટાન્ડર્ડ' ૧૨-૭-૧૯૩૬ ] છોટાલાલ માનસિંહ કામદાર

# નોંધ

ચિમનલાલ ચકુભાઈ શાહ
એમ. એ; એલએલ. બી. સોલિસીટર

પરમાનંદ પ્રકરણ

અમદાવાદના જૈન સંઘે શ્રી. પરમાનંદ કાપડિયાને સંઘબહાર મૂકવાનું નાટક ભજવી બતાવ્યું અને પોતાની બુદ્ધિનું પ્રદર્શન કર્યું. અમદાવાદના જૈન યુવકોએ ગૌરવભર્યો જવાબ વાળ્યો. શ્રી. પરમાનંદ સાથે ૧૫,૦૦ યુવકયુવતીઓએ પ્રીતિભોજન કર્યું અને સંઘને જાહેર પડકાર કર્યો. શ્રી પરમાનંદ, દરેક સુધારક પેઠે, ઐતિહાસિક બળોનું નિમિત્ત માત્ર છે. પ્રગતિનો પ્રવાહ કોઈ રોકી શકે તેમ નથી. તેમાં બુદ્ધિપૂર્વક સાથ આપશે તે ધન્ય થશે, અમર થશે, તેનો વિરોધ કરશે તે એક ભવે અનેક મૃત્યુ અનુભવશે. વિરોધીઓની મૂર્ખાઈ એ પણ પ્રગતિનું કારણ છે.

## પ્રગતિવાદી ગુજરાતી લેખક મંડળ

મુંબઈમાં આ મંડળ તાજેતરમાં સ્થપાયું છે. તેના નિવેદનમાં મંડળ જણાવે છે: "સાહિત્યને માનવસમાજ સાથે અત્યંત નિકટનો સંબંધ હોવાથી તેને સમાજના આઘાત-પ્રત્યાઘાતો ઝીલવાના હોય છે. સાહિત્ય તેમજ સમાજ એકબીજાથી ઘડાય છે. જેના ગર્ભમાં વિકાસના તત્ત્વો રહેલા છે, તેવા જીવનના આદર્શો રજૂ કરનાર સાહિત્ય પરિવર્તન પામતા સમાજમાં ભારે મદદનો ભાગ ભજવે છે."

પ્રગતિના લક્ષણો આપતા નિવેદનમાં જણાવ્યું છે: 'જે જે વસ્તુ આપણામાં પ્રયોગ કરવા વિજ્ઞાનની ચકાસણીવૃત્તિ જાગૃત કરે છે, સ્વીકૃત આદર્શો, વિચારસરણી તથા સંસ્થાઓ તરફ ઉપરની તુલનાત્મક પ્રવૃત્તિ જન્માવે છે, આપણને જાગૃત, વ્યવસ્થિત અને કર્તવ્યનિષ્ઠ બનાવે છે, સતત પરિવર્તન પામતી વિકાસની ગતિ ઉદ્બોધે છે, તે સૌને અમે પ્રગતિનાં લક્ષણો તરીકે સ્વીકારીએ છીએ."

આ સિવાયના બધા તત્ત્વોને આ મંડળ પ્રત્યાઘાતી ગણે છે. અને એવાં તત્ત્વોની અસર નીચેથી સાહિત્ય તથા બીજી કલાઓને ઉગારી લઈ જીવનને વિકાસપ્રેરક યથાર્થતા સાથે જોડવાનું મંડળ પોતાનું કર્તવ્ય ગણે છે. અને ખાસ કરી ગામડી મનાયેલી વિશાળ શ્રમજીવી માનવતા સાથે સંપર્ક સાધવાની મંડળ જરૂર સ્વીકારે છે.

આ ઉદ્દેશોને અનુસરી મંડળે પોતાનું બંધારણ ઘડ્યું છે, અને પોતાના મુખ્ય ઉદ્દેશ તરીકે 'પ્રગતિકારક સાહિત્યના સર્જન, વિવેચન અને પ્રચાર કરવાનું અને પ્રગતિનાં વિરોધી સાહિત્યનો નિષેધ કરવાનું' સ્વીકાર્યું છે.

મંડળે રમણલાલ સોકીરિત નિમ્યો અને આ સયિસન સાહિત્યસમ્રાટને પોતાની અંજલિ અર્પી.

સાહિત્ય જીવનનું પ્રતિબિંબ છે તેમજ જીવનને ઘડનાર અંગ છે. સત્યને લાગણી મારફત જીવનમાં ઉતારનાર કલા છે, અને લેખક પોતાનું કર્તવ્ય સમજે તો સમાજજીવનના ઘડતરમાં મોટો ફાળો આપી શકે છે. ગુજરાતી લેખકોના આ મંડળને અમે આવકાર આપીએ છીએ. મંડળ સમક્ષ વિશાળ ક્ષેત્ર છે અને પોતે દૃષ્ટિ સમક્ષ રાખેલ ઉદ્દેશને થોડા પ્રમાણમાં પણ અમલમાં મૂકી શકાશે તોપણ મોટી સેવા કરી ગણાશે. જીવનનાં ધોરણ અને મૂલ્યાંકનો બદલાયાં છે, ત્યારે સાહિત્યના ધોરણ બદલાવાં જ જોઈએ, અને નવાં મૂલ્યોનું પ્રતિબિંબ પાડતા યથાર્થદર્શી સાહિત્યની જ સમાજને જરૂર છે. આ સંબંધે હમણાં જ પશ્ચિમમાં સંસ્કૃતિના રક્ષણ માટે આન્તરરાષ્ટ્રીય લેખકોની પરિષદ થઈ અને પોતાનો કાર્યક્રમ નક્કી કર્યો તેમાં જર્મન કવિ અર્નસ્ટ ટોલરે (Ernst Toller) જે શબ્દો કહ્યા તે યાદ દેવડાવવું અસ્થાને નથી:

"If one looks deeper one finds that a great number of people have been seized by a kind of restlessness, a restlessness that is especially in evidence in the young writers, whose state of mind I would like to express in the words' they are marking time. Values which but yesterday seemed eternal values to them, seem to be shaken and destroyed, words which but yesterday had an absolute meaning of truth, honesty, wisdom, now merely sound cheap and soiled and untrue.. ......

"Not only States and Continents, not only political systems and economic orders are shaken to their foundations, but man himself as an individual, as a spiritual and responsible being, is threatened. Only he whose principles are based on clear view of society and its possibilities is immune ..... ...Only he who has an absolute integrity in word and thought and action can lead the way . .........

"So let us work untiringly—"et nos in Arcadia"—we, too, love beauty, blue skies, wide horizons, stars and the tides But as long as society is shaken by tragedies which are unnecessary because they are caused by an unjust social system, we will go on denouncing the senselessness of such tragedies. We do not love politics for its own sake, but we think it our duty to take part in the political life of our time. We hope through this to bring about a better future, in which mankind, freed from the petty fights of interests, can devote itself to all those things that make life richer and more beautiful. We know the limits of our work We are ploughmen, we do not know if we will reap the corn. But we have learnt to recognise that to resign to fate is nothing but an evasion, for we ourselves create fate. We want to be true and courageous and human."

### દુષ્કાળ અને રેલ સંકટ

આ વર્ષે હિંદુસ્તાન ઉપર કુદરતનો અતિશય કોપ છે. મુંબઈ ઇલાકામાં લગભગ દુષ્કાળ છે. સંયુક્ત પ્રાન્ત અને સિંધમાં રેલસંકટ છે. મુંબઈ ઇલાકામાં છેલ્લો થોડો વરસાદ થયો તેથી દુષ્કાળની ભયંકરતા કાંઈક ઓછી થશે, ખાસ કરીને પશુઓને માટે પાણી અને ઘાસચારામાં પણ ખેડૂતોની સ્થિતિ અતિ વિકટ છે. મુંબઈ સરકારનું વલણ વિચિત્ર છે. છેલ્લો વરસાદ નહોતો થયો ત્યારે ખુલ્લો દુષ્કાળ હતો છતાં સરકારે એક યાદી દ્વારા જાહેર કર્યું કે દુષ્કાળની પરિસ્થિતિ નથી એટલું જ નહિ પણ ખાનગી મદદ માટે તૈયારીઓ થઈ રહી હતી તેની જરૂર નથી એવું જણાવી આવા પ્રયત્નો ઉપર ઠંડું પાણી રેડ્યું. સરકારે આવી પરિસ્થિતિને પહોંચી વળવા જોઈતાં પગલાં લીધાં નથી, તે માટે મુંબઈ ધારાસભામાં મુલતવી દરખાસ્ત રજૂ થઈ અને વડી ધારાસભા પેઠે સરકારી સભ્યોએ ચાલબાજી ન કરી અને ધારાસભાને પોતાનો મત જાહેર કરવાની તક આપી, જેથી સરકારના વલણ માટે અસંતોષ જાહેર કરતી આ દરખાસ્ત મંજૂર થઈ. ખાનબહાદુર કૂપરે સજ્જનતાથી ધારાસભાને પોતાનો મત જાહેર કરવાની તક આપી, તે માટે એંગ્લો-ઇંડિયન પત્રિકાઓએ તેમની અણઆવડત અને બિનઅનુભવ માટે 'ઠપકો' આપ્યો. હા, ખાનબહાદુર કૂપરમાં સર જેમ્સ ગ્રીગની 'આવડત' તો નહિ જ!

છેલ્લા વરસાદથી પણ દુષ્કાળની પરિસ્થિતિમાં બહુ ફેર પડતો નથી. આગોતર પાક લગભગ નાશ થયો છે અને ખેડૂતની આર્થિક સ્થિતિ ભયંકર છે. સરકારે હજુ સુધી આવી પરિસ્થિતિને પહોંચી વળવા પૂરતાં પગલાં લીધાં નથી, પણ જાહેર પ્રજાએ આ કામ ઉપાડી લીધું છે. ગુજરાત પ્રાન્તિક સમિતિએ સરદાર વલ્લભભાઈની દેખરેખ નીચે કામ શરૂ કરી દીધું છે અને સદ્ભાગ્યે સમિતિને રૂા. ૭૫,૦૦૦ મળી ગયા છે. મુંબઈમાં મેયરના પ્રમુખપદે વગદાર સમિતિ નિમાઈ છે. મેયરે પોતે દક્ષિણમાં પ્રવાસ કરી ખાતરી કરી છે કે દુષ્કાળની પરિસ્થિતિ છે જ અને તુરત મદદની જરૂર છે, અને રૂા. ત્રણ લાખ માટે માગણી કરી છે. નિઝામ સરકારે પોતાના દક્ષિણના પ્રદેશોમાં મદદ માટે રૂા. બે લાખની મંજૂરી આપી છે. આ કામ મુખ્યત્વે મુંબઈ સરકારનું છે. દુષ્કાળનિવારણ માટે સરકાર પાસે ખાસ ફંડ છે અને તેના ખાસ નિયમો છે અને દુષ્કાળ જાહેર થતાં ખેડૂતોને રાહત આપવાનું નિશ્ચિત ધોરણ છે. સરકારે દુષ્કાળની પરિસ્થિતિ જાહેર કરવાની જરૂર છે, જેથી કરીને ખેડૂતોને દુષ્કાળ ફંડના નિયમોનો લાભ મળે.

ઉત્તર હિંદમાં નવેમ્બર અસહ્ય છે, જાનમાલની ખુવારી થઈ છે, અને સંખ્યાબંધ ગામડાંઓ તણાઈ ગયાં છે. હતાં નહોતાં થઈ ગયાં છે. આ કુદરતી કોપ આગળ મનુષ્યની મદદ નજીવી થઈ પડે છે. છતાં બાબુ રાજેન્દ્રપ્રસાદ, નાદુરસ્ત તબિયત છતાં, પુષ્કળ પરિશ્રમ લઈ રહ્યા છે. પણ ખરી જરૂર તો મોટા પાયા ઉપર સરકારી મદદની છે અને આ રેલસંકટના આખા પ્રશ્નના ગાંભીર્ય અભ્યાસની આવશ્યકતા છે. નિષ્ણાત ઇજનેરોએ આનો અભ્યાસ કરી કાયમી ઉપાય શોધવાની જરૂર છે. સરકાર ક્યારે આ પ્રશ્ન હાથ ધરશે?

### હિંદુ લગ્ન રદ થયું

ઉચ્ચ વર્ણના હિંદુઓનું લગ્ન રદ થઈ શકે? એક વિચિત્ર કિસ્સો તાજેતરમાં મુંબઈની હાઈકોર્ટમાં આવ્યો હતો, અને કોર્ટે એ લગ્ન રદ જાહેર કર્યું. અદાલતમાં રજૂ થયેલ હકીકતો આ પ્રમાણે છે

પક્ષકારો સુરતની દશા પોરવાડ વણિક જ્ઞાતિના છે. બાઈનું નામ પદ્મા. પતિનું નામ હીરાલાલ. તેમનું લગ્ન ૧૯૨૨ની સાલમાં થયું. પદ્માનું વય ત્યારે ૧૨ વર્ષનું હતું. ૪ વર્ષ પછી તે શ્વશુરગૃહે ગઈ. પ્રથમ દિવસે જ તેને જાણ થઈ કે હીરાલાલ ગાંડા છે. પછી તો પદ્મા કોઈક જ વખત હીરાલાલને ત્યાં જતી. ૧૯૩૪ માં પદ્માને પ્રથમ ખબર પડી કે હીરાલાલ લગ્ન પહેલાંથી જ ગાંડો હતો. વિવાહ પદ્માની માતાએ હીરાલાલની માતા સાથે નક્કી કરેલો. પદ્માની માતાને પણ આ હકીકતની ખબર નહોતી. પદ્માએ લગ્નહક ભોગવ્યા નહોતા. પછી પદ્માએ લગ્ન રદ કરવા માટે અદાલતમા દાવો કર્યો. તેનું કારણ એવું જણાવ્યુ કે હીરાલાલના ગાંડપણની વાત તેની માતાએ પદ્માની માતાથી છુપાવી રાખી તેની સાથે છેતરપિંડી કરી છે, અને જો તે હકીકતની જાણ કરી હોત તો પદ્માનો વિવાહ તેની માતા હીરાલાલ સાથે ન જ કરત. હીરાલાલ દાવા વખતે થાણામા ગાંડાઓની હૉસ્પિટલમાં હતો. તેના દાવાના વાલી થવા માટે તેની મા અને ભાઈને કોર્ટ તરફથી નોટિસો મોકલવામાં આવી હતી, પણ તેઓ કોઈ વાલી થવા હાજર રહ્યા નહોતા અને કોર્ટના અમલદારને વાલી નીમવામાં આવેલ હતો. પ્રતિવાદી તરફથી કાંઈ પણ બચાવ કરવામાં આવ્યો નહોતો અને વાદી તરફથી આ હકીકત સોગદ ઉપર રજૂ થતાં, કોર્ટે તેને પુરવાર થયેલી માની, લગ્ન રદ થયેલા જાહેર કર્યા હતા. પદ્મા અવિવાહિત થઈ, ફરીથી લગ્ન કરવા સ્વતંત્ર થઈ.

આ બનાવ જેટલો કરુણ છે તેટલો જ બોધપ્રદ છે. હિંદુ કાયદામાં લગ્ન એ ધાર્મિક સંસ્કાર ગણાય છે એટલે તેમા વરકન્યાની સંમતિની જરૂર હોતી નથી. તે આજીવન ગ્રંથી છે એટલે તેનો વિચ્છેદ થઈ શકે નહિ લગ્ન એ ફરજ છે, એ આનંદ માટે નથી અને પ્રજોત્પત્તિ તેનું મુખ્ય લક્ષ્ય છે. પતિ ગાંડો હોય, ચેપી રોગથી પીડાતો હોય, ખોડવાળો હોય, અપંગ હોય, ગમે તેવો હોય, તોપણ સ્ત્રી માટે તે દેવ છે! પુરુષ ગમે તેટલી સ્ત્રી પરણી શકે, સ્ત્રીને માટે પરપુરુષનો વિચાર કરવો એ પાપ છે. કેટલી ગુલામી, કેટલી કરુણ દશા! જાણે આ બધું ઈશ્વરથી નિર્માણ થયુ હોય અને તેમા કાંઈ ફેરફાર કરવો તે મહાપાપ છે! જાણે આ કુદરતી અને સનાતન વ્યવસ્થા છે, અને તેમાં પરિવર્તન થવું અશક્ય છે! અને બ્રિટિશ સરકાર આપણી ધાર્મિક બાબતોમા તટસ્થ રહેવાને બંધાયેલ હોવાથી, આપણા આ કાયદામા ફેરફાર કરવાની તેને જરાય ઇચ્છા નથી! સનાતનીઓને દુઃખ થાય એવું સરકાર કાંઈ જ કરે તેમ નથી. લગ્ન એ ધાર્મિક સંસ્કાર નથી, પણ માત્ર એક સામાજિક સંસ્થા છે. તેના સ્વરૂપો સમયે સમયે અને દેશદેશમાં બદલાય છે, બદલાવાં જોઈએ. તેમાં રહેલી ધર્મ અથવા નીતિ એટલે વ્યક્તિ અને સમાજનું હિત, અને તેનું હિત લક્ષમા રાખી લગ્નનુ સ્વરૂપ નક્કી કરવું તે સામાજિક વ્યવસ્થાનો જ પ્રશ્ન છે. અને બદલાતી પરિસ્થિતિ સાથે લગ્નનાં સ્વરૂપો પણ બદલાવાં જોઈએ તેનો ખ્યાલ ક્યારે આવશે? ધર્મને નામે કેટલું મહાપાપ અને હિંસા? કેટલાંનાં જીવન ધૂળધાણી થાય છે? કેટલી અવનતિ? બે-ત્રણ હજાર વર્ષ પૂર્વે તે સમયની પરિસ્થિતિને લક્ષમાં લઈ રચાયેલા નિયમોને જડપણે વળગી રહેવામા કેટલી પામરતા? કેટલીય પદ્માઓ હિંદુધર્મને શાપ આપી રહી હશે? છેતરપિંડી પુરવાર કરવી પડે તે કેટલી અધોદશા? સારુ હતુ તે હીરાલાલના સંબંધીઓ તરફથી કાંઈ વિરોધ નહોતો. તેઓ તેટલા ઉદાર અને ડાહ્યા. કોર્ટથી છૂટ મળે તેમ હોય તો શા માટે બાઈનો ભવ બગાડવો? પણ વિરોધ હોત તો કેટલી મુશ્કેલી? અને છળકપટ પુરવાર કરવા સિવાય બીજો કોઈ માર્ગ જ નહોતો ધર્માન્તર કરવાથી પણ મુક્તિ નહોતી.

તમે મુસલમાન થાવ, ખ્રિસ્તી થાવ, પણ હિંદુ લગ્ન એક વખત પરણ્યા એટલે મરણ સુધીનું માટું. હિંદુઓનો આત્મા ક્યારે જાગશે?

## વિનીતો અને વાણીસ્વાતંત્ર્ય

ચૂંટણીના પ્રચારકાર્યમાં વિનીતોને નવાનવા અનુભવો થાય છે. પૂનામાં સર કાવસજી જહાંગીરના પ્રમુખપદે વિનીતોના બે ઉમેદવારોને ટેકો આપવા એક સભા થઈ. વિનીતો અને તેમાંય સર કાવસજી હોય ત્યાં મહાસભા અને પંડિત જવાહરલાલની ઝાટકણી ન થાય તો કેમ ચાલે? જનતાને મન વિનીતો દેશદ્રોહી છે, જનતા તેમને સાંખી શકતી નથી પોતાનો વિરોધ જાહેર કરે તે સ્વાભાવિક છે અને મહાસાગર ઊલટે પછી તેને કાંઈ મર્યાદા હોય? વિરાટસ્વરૂપ જનતાને પોતાની ખફગી જાહેર કરવાની થોડી કાંઈ એક જ રીત હોય છે? અને તે હમેશાં અહિંસક જ હોય તેવુ જ કેમ બને? પ્રજામાં વિનીતોનુ શુ સ્થાન છે તે તે તેમણે જાણવુ જરૂરનુ છે. પણ તેમનુ ડહાપણ કાંઈ ઓછું છે? વાણીસ્વાતંત્ર્ય ઉપર મોટા નિબંધો જેવા તેઓ લખાણો કરે છે અને ઍંગ્લો-ઇંડિયન વાજિંત્રો તેમને સમર્થ ટેકો આપે છે. તે આપણી અસભ્ય અને જંગલી રીતભાતનુ આપણને ભાન કરાવે છે, અને આવા વર્તનને કારણે આપણે સ્વરાજને લાયક નથી તે પુરવાર કરી બતાવે છે. જવાહર નાગરિક સ્વાતંત્ર્યસંઘ સ્થાપે છે તે ગંભીરતાપૂર્વક યાદ દેવડાવે છે અને મહાસભાની ગુંડાશાહી ઉપર અશ્રુ સારે છે! બિચારા વિનીતો! નાગરિક સ્વાતંત્ર્ય સંઘમાં જોડાવાને તો દરેક 'અગ્રગણ્ય' વિનીતે ચોખ્ખી ના પાડી, અને ઉપરથી મહાસભાને ઉપદેશ આપ્યો! પણ ઘરે ઘોડો આવ્યો ત્યારે આપ ઊંઘડી. બાકી તો, પંડિત જવાહરલાલે યોગ્ય જ કહ્યું છે કે મહાસભાએ પોતાના બળ ઉપર જ આધાર રાખવાનો છે. વિનીતોએ જનતા સાથેનો સઘળો સંપર્ક ગુમાવ્યો છે, અને તેમનો વિરોધ કરવા જેટલું મહત્ત્વ પણ તેમને આપવાની જરૂર નથી.

## ડેમોક્રેટિક સ્વરાજ પક્ષ

મહાસભાએ કોમી ચુકાદા પ્રત્યેનું પોતાનુ વલણ તટસ્થપણાનુ નહિ પણ વિરોધનું અસંદિગ્ધ રીતે જાહેર કર્યું, પછી આ પક્ષને મહાસભાથી અલગ રહેવાનું કાંઈ કારણ ન રહ્યુ. છતા આ પક્ષે થોડી બહુમતીએ મહાસભાથી દૂર રહેવાનો નિર્ણય જાહેર કર્યો. તેમના નેતાઓની સલાહ ન સ્વીકારી અને મહાસભાથી અલગ ઉમેદવારો ઊભા કરવાનો નિર્ણય કર્યો. તેનું કારણ એવુ જણાવ્યુ કે મહાસભાએ કોમી ચુકાદાનો વિરોધ કર્યો હોવા છતાં કોઈ એક પક્ષ અથવા વ્યક્તિને તેની વિરુદ્ધ હિલચાલ કરવાની મનાઈ કરી છે અને તેથી હિંદુઓને અન્યાય ચાલુ રહે છે. આ મનાઈ માટે મહાસભાએ પોતાના કારણો સમજાવ્યાં છે. મહાસભા આ કોમી ચુકાદાનો અંત લાવવા માગે છે. તે અરાષ્ટ્રીય છે, પ્રજાશરીરના ટુકડા કરે છે, સ્વતંત્રતા અને સમાનતાનો બાધક છે, અને તેથી પ્રજાના કોઈ વર્ગને લાભ નથી, માત્ર પરદેશીને જ લાભ છે અને જે વર્ગોને દેખાતો લાભ છે તેને પણ અંતે હાનિ જ છે. પણ આ પરિસ્થિતિને પહોંચી વળવા માટે જુદાજુદા પક્ષોએ એકબીજા વિરુદ્ધ ચળવળ કરવી તે સાચો માર્ગ નથી. તેથી તો કોમી ઝેર વધે છે, અને સરકાર તેનો પૂરો લાભ લે છે. આ વિષમતામાંથી મુક્ત થવાનો સાચો માર્ગ એક જ છે અને તે સ્વતંત્રતાની લડતને મુખ્ય ધ્યેય બનાવવું અને તે સાથે ઐક્ય માટે પ્રયત્ન કરવો. પણ અંદરઅંદર

લડવામાં આપણી જ નિર્બળતા વધે છે અને પીછેહઠ થાય છે. વળી એ પણ યાદ રાખવાનું છે કે હિંદના મહાન પ્રશ્નો, ગરીબાઈ અને ભૂખમરો, તેને કોમી ચુકાદા સાથે કાંઈ સંબંધ નથી. કોમી પ્રશ્ન એ ધાર્મિક સવાલ જ નથી, પણ કેટલાક સ્વાર્થીઓને સ્વાર્થ સાધવાનું સાધન છે. સામાન્ય જનતાને તે સાથે સબંધ નથી. તેના મુખ્ય પ્રશ્નો તો આર્થિક છે. અને તેમાં હિંદુ મુસલમાનનો કાંઈ ભેદ નથી. કોમી ચુકાદાને વધુપડતું મહત્ત્વ આપવું તે રાઈનો પર્વત કરવા બરાબર છે.

આ નિવેદનથી હિંદુઓના મોટા ભાગને સતોષ થયો છે, પણ કેટલાક અતિ ડાહ્યા પુરુષોને સંતોષ નથી તેઓએ મહાસભા વિરુદ્ધ ચળવળ ચાલુ રાખી છે અને તેમાં વિવેકની મર્યાદા જાળવવાની પણ તેમને જરૂર જણાઈ નથી. આવી સ્થિતિમાંથી કટાળી છેવટ તે પક્ષના પ્રમુખ શ્રી. અણેએ તે પક્ષમાથી રાજીનામુ આપ્યું છે. હવે તો શ્રીયુત ભોપટકર અને શ્રી. જમનાદાસ મહેતા આ પક્ષના નેતાઓ છે ખરી હકીકત એમ છે કે કોમી ચુકાદો એ મહાસભા સાથેના તેમના મતભેદનુ એક જ કારણુ નથી, મુખ્ય કારણુ પણ નથી; તે તો માત્ર બહાનું હતું. મહાસભાનું ક્રાંતિકારી દૃષ્ટિબિંદુ જ તેમને માન્ય નથી તેઓ બંધારણીય હિલચાલમાં માનવાવાળા વિનીતોના ભાઈ ઓ છે. બંધારણને તોડી નાખી તેનો અંત લાવવાનુ ધ્યેય તેમને માન્ય નથી

### શ્રી૦ મસાણી સામે મનાઈહુકમ

જાણીતા સમાજવાદી નેતા શ્રી. મસાણી પજાબના સમાજવાદી પક્ષમાં મતભેદ છે તે દૂર કરવા પંજાબ ગયા, ત્યારે પજાબની સરકારે તેમની સામે મનાઈ હુકમ આપી પજાબ છોડી જવા હુકમ કર્યો. સરકાર સારી રીતે જાણે છે કે અત્યારે મહાસભા કોઈ સત્યાગ્રહ પંથે નથી અને શાન્તિથી કામ લેવા માગે છે. છતાંય સરકારની દમનનીતિનું જોર ઓછુ થતું નથી. પ્રજાને વિના કારણુ ઉશ્કેરણીના કારણો અનેક રીતે નાનીમોટી ધોચપરાણીથી આપી રહેલ છે. એક તરફથી નવું બધારણ અમલમાં લાવી, નવો યુગ શરૂ કરવાની મોટી-મોટી વાતો કરે છે અને બીજી તરફથી દમનનુ પૂર વહાવે છે. શ્રી૦ મસાણીના પંજાબ જવાથી શું શાન્તિનો ભગ થવાનો હતો? કયો બળવો જાગવાનો હતો? પંડિત જવાહરલાલ સારાય પંજાબમાં ઘૂમી વળ્યા ત્યારે કાંઈ ન થયું, તો શ્રી૦ મસાણીના બે દિવસના વસવાટથી કઈ ઊથલપાથલ થઈ જવાની હતી? આવા મૂર્ખાઈભર્યા હુકમોથી શો લાભ? કેટલીક સ્થિતિ અસહ્ય હોય છે, અને અનિચ્છાએ પણ તેનો વિરોધ કરવો પડે છે. શ્રી મસાણીએ આ હુકમનો અનાદર કર્યો. સરકારે તેમને પકડી પજાબ બહાર મૂક્યા. આ નાટકથી શો લાભ?

### યુરોપનું રાજકારણ

યુરોપીય રાજકારિણી શેતરંજના દાવો ઝડપથી ફરી રહ્યા છે. દરેક રાજ્ય છેવટના મહાયુદ્ધ તરફ વેગપૂર્વક ધસી રહેલ છે. આ યુદ્ધ કોઈ દેશ દેશ અથવા રાજ્ય રાજ્ય વચ્ચેનું નહિ પણ મૂડીવાદ અને સમાજવાદ વચ્ચેનું છે. તેનાં પ્રતિનિધિ તરીકે અત્યારે એક તરફ જર્મની અને ઈટલી છે, બીજી તરફ રશિયા છે પાછળથી બીજા દરેક રાજ્યને પોતાનું વલણ સ્પષ્ટપણે જાહેર કરવાની ફરજ પડશે. ફ્રાન્સનું વલણ રશિયા તરફ છે. સ્પેન આંતરવિગ્રહ લડી રહ્યુ છે. ઇગ્લંડનું વલણ ધીમેધીમે જર્મની તરફ વધતું જાય છે.

જર્મનીના ભયે ફ્રાન્સે એબીસીનિયન યુદ્ધ વખતે પ્રજાસંઘનો દ્રોહ કરીને પણ ઈટલીનો પક્ષ લીધો; પણ ઈટલીનો વિજય પૂરો થતા, ફ્રાન્સને જાણે તેના દ્રોહની સજા થતી હોય તેમ, ઈટલીએ વાત મારી, જર્મનીને મદદ કરી, ઓસ્ટ્રિયા સાથે સધિ કરાવી. સ્પેનમા પણ એ જ સ્થિતિ છે. ફ્રાન્સે સ્પેનના સમાજવાદીઓને મદદ કરવી જોઈએ એ દીવા જેવી સ્પષ્ટ વાત છે, અને સ્પેનમા લશ્કરનો વિજય થાય અને મજૂરોનો પરાજય થાય તો ફ્રાન્સને વધુમા વધુ હાનિ છે, છતા મહાયુદ્ધ તુરતમા સળગી ન ઊઠે તે ભયે ફ્રાન્સ તટસ્થતા જાળવે છે અને બીજા રાજ્યોને પોતાની નીતિમાં સામેલ થવા આમત્રે છે ઈટલી અને જર્મની સ્પેનના બળવાખોરોને મદદ કરી રહેલ છે તે ઉઘાડી વાત છે, છતા આખઆડા કાન કરી ઇગ્લડ અને ફ્રાન્સ હજી તટસ્થતાની નીતિ માટે વિષ્ટિ ચલાવે છે ઇગ્લડની સરકારમા મૂડીદારોનુ રાજ્ય છે, અને તેનુ વલણ સ્પેનની અત્યારની સમાજવાદી સરકારના પક્ષમા તો નથી જ ઇગ્લડના મજૂર વર્ગે તટસ્થતાની નીતિના તરફેણમા જાહેર કર્યું છે અને તે નીતિને અમલમા મૂકવા તાત્કાલિક પગલા લેવા સરકારને વિનતિ કરી છે, પણ તેનુ પરિણામ જાણવુ મુશ્કેલ નથી મિ બ્રેઈલ્સફર્ડ જેવા સમર્થ વિચારક પોકાર કરીને કહી રહ્યા છે કે સ્પેનના આ આતરવિગ્રહમા તટસ્થ રહેવુ તે મજૂરોનો અને ખેડૂતોનો દ્રોહ કરવા બરાબર છે મૂડીવાદીઓ અને તેમના મદદનીશો તટસ્થ નથી અને તેમનો તટસ્થતાનો ડોળ તે દભ છે ધન અને લશ્કરી સરજામની પુષ્કળ મદદ બળવાખોરોને મળી રહે છે, જ્યારે સ્પેનની સમાજવાદી સરકારને લશ્કરી સરજામ પૂરો પાડવા સામે ફ્રાન્સ અને ઇગ્લડમા મનાઈહુકમ થયા છે ફ્રાન્સની પ્રજાએ પોતાનો મત અસંદિગ્ધપણે જાહેર કર્યો છે અને તટસ્થતાની નીતિ સામેના વિરોધ તરીકે હડતાળ પાડી છે. સ્પેનના વિગ્રહનુ ભાવિ હજી અચોક્કસ છે, જોકે બળવાખોરોનુ બળ વધતુ જાય છે

જર્મનીમા હિટલરનું ગાડપણ વધતુ જાય છે વિનાશપથે ચાલવુ એક વખત શરૂ કર્યા પછી વિનિપાત શતમુખ થાય તેવી દશા જર્મન પ્રજાની છે નશાથી ચકચૂર માણસ વેગપૂર્વક એક જ દિશામા ધસી રહે અને વિનાશ આમત્રે, તેમ જર્મન પ્રજા યુદ્ધની તૈયારી માટે પોતાનુ સઘળુ બળ એકઠુ કરી રહેલ છે ઘેન ઊતરી જતા ફરીથી ઉન્માદક પદાર્થો વધારે પ્રમાણમા લેવા પડે, તેમ હિટલર જર્મન પ્રજાને ઉન્મત્ત રાખવા એક પછી એક ઉન્માદના કારણો આપી રહેલ છે પહેલા યહૂદીઓ સામે જેહાદ પોકારી; હવે રશિયા સામે જેહાદ પોકારે છે બોલ્શેવિઝમ સામેનો હિટલર અને નાઝીઓનો બખાળો અકારણ છે એક જ સમાજવાદી રાજ્ય તરીકે ચાર તરફથી મૂડીવાદી રાજ્યોથી ઘેરાયેલ રહેવુ રશિયા માટે સહેલુ નથી એક તરફથી જાપાનનો શાહીવાદ, બીજી તરફથી યુરોપનો. છતા રશિયાની તૈયારીઓ પૂર્ણ છે ફ્રાન્સ તેની મદદે છે અને જર્મની અને રશિયા વચ્ચેના રાજ્યો રૂમાનિયા, પોલેડ, ઝેકોસ્લોવેકિયા, યુગોસ્લેવિયા, બલ્ગેરિયા, વગેરે રાજ્યો સાથે ફ્રાન્સને એક યા બીજી સધિ છે જર્મની પૂર્વ તરફના આ રાજ્યોમા પોતાની વસાહતો પાછી માગે છે મહાયુદ્ધ પછી પરાજિત રાજ્યોનો ઘણો પ્રદેશ તેમની પાસેથી લઈ લેવામા આવ્યો, અને આ નવા રાજ્યો સ્થાપિત થયા, તેમાથી જર્મની હવે કેટલોક ભાગ પાછો માગે છે આ બધા રાજ્યોને ફ્રાન્સની મદદ છે પશ્ચિમ તરફ રાઈનલેન્ડનો પ્રદેશ કબજે કરી લીધા પછી જર્મનીને હવે તે તરફ કાંઈ આશા નથી પણ પૂર્વ તરફ હિટલર પોતાની દૃષ્ટિ લબાવે છે ફ્રાન્સ તેના

ફરતી પોતાનાં મિત્રરાજ્યોની ચોકી મૂકે છે. હિટલરે લશ્કરી તાલીમનો સમય એક વર્ષને બદલે બે વર્ષનો કરી જર્મનીનું લશ્કર બમણુ કર્યું છે દરેક રાજ્ય લશ્કરી ખર્ચ પાછળ અબજોની રકમ ખર્ચ કરી રહેલ છે, અને આ શરતમાં દરેક રાજ્યને પોતે બીજાની પાછળ રહી ગયું તેમ ભય રહે છે રશિયાની સાથે એક ટેબલ પર બેસીને ભવિષ્યનો વિચાર કરવાની પણ જર્મની ના પાડે છે, એટલે શાન્તિનો કાંઈ માર્ગ રહેતો જ નથી.

રશિયાને જગતની સહાનુભૂતિની જરૂર છે તેવે સમયે તેણે એક રાજકીય મુકદમો ચલાવી અતિ વિચિત્ર સંજોગોમા ૧૬ જણને ફાંસીની સજા આપી તેમાના કેટલાક ઝીનોવીવ, કેમેનેવ વગેરે એક સમયે રશિયાના અગ્રગણ્ય નેતાઓ હતા ટ્રોટસ્કી સાથે કાવતરુ રચી કીરોવનું ખૂન કરવાનો અને સ્ટેલિન તથા અન્ય નેતાઓના પણ ખૂનની તૈયારીનો તેમની સામે આરોપ હતો. આ કેસની વિચિત્રતા એ છે કે દરેક આરોપીએ પોતાનો ગુનો કબૂલ કર્યો એટલુ જ નહિ પણ દરેકે ફાંસીની જ સજા માગી! રશિયાનુ રાજ્યતંત્ર સ્થિર થયું છે, પ્રગતિ કરી રહ્યુ છે અને તેને કાંઈ બળવાનો ભય નથી, તેવે સમયે આવી વૈરવૃત્તિનું પ્રદર્શન કરી, ક્રૂર રીતે ૧૬ માણસોને અંતિમ સજા આપવામા શુ રહસ્ય રહ્યુ છે તે સમજાતુ નથી. અને હજી આટલેથી જ અંત આવ્યો જણાતો નથી. રશિયામા નવી સસ્કૃતિ અને નૂતન માનવતા ઘડવાનો અપૂર્વ પ્રયોગ થઈ રહ્યો છે, અને જગતના પીડિતોનો મોટો ભાગ તેના તરફ મીટ માડી રહેલ છે; ત્યારે આ જગલીપણાનું પ્રદર્શન મૂઝવણમા નાંખે છે. મિ. બ્રેઈલસફર્ડ જેવા ચુસ્ત સમાજવાદીએ પણ આ કિસ્સાને સખત રીતે વખોડી કાઢેલ છે.

## ઇંગ્લડ અને ઇજિપ્ત

ઇંગ્લડ અને ઇજિપ્ત વચ્ચે અંતે સધિ થઈ છે ઇજિપ્તમા સર્વ પક્ષો એકત્ર થયા તેનું આ શુભ પરિણામ છે આ સધિથી ઇજિપ્તને લાભ થયો છે તે દેખીતુ છે, પણ તેની શરતો જોતા ઇજિપ્તને પૂર્ણ સ્વતંત્રતા મળી ગઈ તેવુ કાંઈ જણાતુ નથી. અલબત ઇજિપ્ત ઉપરનો ઇગ્લંડનો લશ્કરી કાબૂ ઓછો થશે સુએઝની નહેર ઉપરના ઇંગ્લડના હકોના રક્ષણ માટે એલેક્ઝાન્ડ્રિયામા બ્રિટિશ સૈન્ય રહેશે, ઇજિપ્તના લશ્કરમા બ્રિટિશ તત્ત્વ ઓછુ થશે અને ઇજિપ્તનું બંધારણ, જેનો અમલ બંધ કરવામા આવ્યો હતો, તે અમલમાં મુકાશે. સુદાનના રાજ્યતંત્રમાં ઇજિપ્તને કાંઈક નામનો અવાજ રહેશે આ બધા દેખીતા લાભો છે, અને સ્વતંત્રતાને પથે લઈ જનારા છે. પણ તેમાની કેટલીક બીજી શરતો ઇજિપ્તની પરાધીનતાનુ ભાન કરાવે છે આ સંધિ વીસ વર્ષ કાયમ રહેશે, અને તેની પુનઃ વિચારણા માટેની શરતો જોતા તેમા સમતિથી વિશેષ ફેરફારો થવાની બહુ આશા રહેતી નથી. ઇજિપ્તના લશ્કરી અમલદારોને ઇંગ્લડમાં તાલીમ લેવાની ફરજ પડશે અને બ્રિટિશ લશ્કરી થાણુ ઇજિપ્તમાં રહેશે. ઇજિપ્તે ઇંગ્લડના જેવો જ લશ્કરી સરંજામ વાપરવો પડશે, એટલે કે ઇંગ્લંડમાં જ બનેલો—જેથી ઇંગ્લડને લશ્કરી ઉપરાંત આર્થિક લાભ પણ થાય બ્રિટિશ હવાઈ કાફલાને ઇજિપ્તમા ઇજિપ્તના હવાઈ કાફલા જેટલી જ હિલચાલની સ્વતંત્રતા રહેશે. પણ સૌથી વિશેષ નોંધ કરવા જેવી શરત તો એ છે કે "જ્યારે કાંઈ લડાઈ થાય, અથવા લડાઈનો ભય હોય, અથવા આતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ગંભીર બને, ત્યારે ઇજિપ્તે બ્રિટનને સઘળી સગવડો આપવી, જેવી કે ઇજિપ્તના બંદરો, હવાઈ સ્થાનો અને વ્યવહારના માર્ગોનો

ઉપયોગ, અને તેને માટે જરૂર તરફથી અને મર્યાદાપૂર્વક જોઈતા મથકો પગના લેવા તેમજ જરૂર પડે તો 'માર્શલ લૉ' પણ જાહેર કરવો અને બ્રિટિશ લશ્કરની હિલચાલ માટે બધી મદદ આપવી ''

આથી ઇજિપ્ત બ્રિટનના શાહીવાદની સાંકળે બંધાય છે બ્રિટન લડાઈમાં જોડાય પછી તે યોગ્ય હોય કે નહિ અથવા ઇજિપ્તના લાભ માટે હોય કે નહિ, તોપણ ઇજિપ્તે બ્રિટનને મદદ કરવી રહી બ્રિટિશ સંસ્થાનો—જેવા કે, દક્ષિણ આફ્રિકા કૅનેડા વગેરેને પણ આવી ગુલામગીરી નથી બ્રિટન કોઈ યુદ્ધમાં જોડાય તો તેને મદદ કરવી કે નહિ તેનો નિર્ણય કરવાની તેમને સ્વતંત્રતા છે જ્યારે ઇજિપ્ત બંધાયેલ છે લડાઈનો ભય ઝઝૂમી રહ્યો છે અને હિંદી મહાસભાએ જાહેર કર્યું છે કે બ્રિટન કોઈ યુદ્ધમાં સંડોવાય તો હિંદ તેને મદદ કરશે નહિ તેવે સમયે ઇજિપ્તને આ શરત કબૂલ કરવી પડી છે આના કારણો દૂર શોધવા જવું પડે તેમ નથી આફ્રિકામાં ઇટાલીનું જોર વધતું જાય છે તેના ભયથી ઇજિપ્ત આવી શરતને શરણે થયું છે અને એ ભયનો લાભ લઈ ઇંગ્લંડે પોતાના શાહી હકોનું પૂરું રક્ષણ કર્યું છે

પૅલેસ્ટાઇન

ઇજિપ્ત સાથે સંધિ થતાં ઇંગ્લંડને કેટલીક સલામતી મળી છે એટલે પૅલેસ્ટાઇનમાં દમન વધ્યું છે ઇટાલીને ભયે સુએઝની નહેર અને આફ્રિકામાંના પોતાના શાહી હકોના રક્ષણ માટે ઇંગ્લંડે ઇજિપ્તને કેટલુંક નમતું આપ્યું છે તે હકોના રક્ષણ માટે પૅલેસ્ટાઇન બીજું સ્થળ છે અને તેના ઉપરનો કાબૂ પણ ઇંગ્લંડને કાયમ કરવાનો છે પણ પૅલેસ્ટાઇનમાં ઇંગ્લંડની સ્થિતિ જુદી જાતની છે પ્રજાસંઘ તરફથી પૅલેસ્ટાઇનના વહીવટનો ઇંગ્લંડને અધિકાર મળ્યો છે પણ પૅલેસ્ટાઇનના હિત માટે જ પૅલેસ્ટાઇન આજે યહૂદીઓ તથા આરબનું નિવાસસ્થાન છે તેમાં યહૂદીઓને વસાહત કરી આપી કુશળ, કરકસરી યહૂદી પાસે અજ્ઞાન આરબ ક્યાં સુધી ટકે ? યહૂદીઓનો વધારો ચાલુ જ છે એટલે આરબોએ સ્વતંત્રતા માટે લડત કરી ઇંગ્લંડે દમન શરૂ કર્યું લડત વધતી ગઈ, દમન વધતું ગયું ઇંગ્લંડે હમેશની રીત મુજબ સમય કાઢવા તપાસ સમિતિ નીમી તપાસ સમિતિઓમાં આરબોને હવે કાંઈ વિશ્વાસ નથી તેથી શાંતિ ન થઈ હડતાળ પડી કાપાકાપીઓ થઈ છેવટ ઇંગ્લંડે માર્શલ લૉ જાહેર કર્યો આ પરિસ્થિતિ ઉપર વિચાર કરવા આરબ મહાસમિતિની સભા બોલાવી, તેને માટે મનાઈહુકમ નીકળ્યા આરબોનું હિત, તેને અપાયેલ વચનો, પ્રજાસંઘની જવાબદારી અને દેખરેખ બધું દૂર રહ્યું ઇંગ્લંડના શાહી હકોનું રક્ષણ એ એક જ ધ્યેય બાકી રહ્યું અને યહૂદીઓ તે રક્ષણ માટે ઉપયોગના છે તેથી પૅલેસ્ટાઇન આરબનું નિવાસસ્થાન હતા યહૂદીઓને ત્યાં ઘર કરવા દીધું એટલું જ નહિ પણ હજી વિશેષ સંખ્યામાં યહૂદીઓ આવી રહ્યા છે આરબની એક મુખ્ય માગણી છે કે યહૂદીઓની આવક હવે બંધ કરવી જોઈએ

મહાસભાનું મતદારો જોગ નિવેદન

આ નિવેદન સ્પષ્ટ અને સચોટ છે તેમાં પંડિત જવાહરલાલની છાપ તરી આવે છે મહાસભામાં ભંગાણ પાડવાની જેઓ હમેશ ઉમેદ રાખી બેઠા છે તેમને ફરીથી નિરાશ થવું પડ્યું છે મહાસભાના સર્વ પક્ષોએ સર્વાનુમતે નિવેદનમાં જણાવેલ મહાસભાની નીતિ સ્વીકારી છે આ એકમતથી પ્રતિપક્ષીઓ મોટી મૂંઝવણમાં પડ્યા છે આ નિવેદનમાં

પ્રજાને કોઈ લાવચો બતાવી નથી, મહાસભાએ કોઈ નવી ચમત્કારિક નીતિ પ્રતિપાદિત કરી નથી, પણ ગેરસમજૂતીનાં જાળાઓ બાઝયા હતાં તે બધાં સાફ કરી અસંદિગ્ધપણે પોતાનુ ધ્યેય અને ધારાસભાપ્રવેશનો ઉદ્દેશ જાહેર કર્યો છે.

મહાસભાનું ધ્યેય સપૂર્ણ સ્વાતન્ત્ર્યનુ છે. તે સ્વતન્ત્રતા માત્ર રાજકીય નહિ પણ હિંદની ભયકર બેકારી અને ભૂખમરો ટાળે એવી આર્થિક સ્વતંત્રતા. આ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે શાહીવાદ સાથે કોઈ પણ સબધ શક્ય નથી. નવા બધારણથી આવી આર્થિક સ્વતત્રતાનો કોઈ અંશ હિંદને મળતો નથી, એટલુ જ નહિ પણ પરતંત્રતા અને શાહીવાદની શૃંખલાઓ વિશેપ દૃઢ થાય છે તેથી પરસત્તાએ હિંદ ઉપર જબરદસ્તીથી લાદેલુ આ બધારણ હિંદને સદતર અસ્વીકાર્ય છે, તેની સાથે કોઈ પણ સહકાર શક્ય નથી, તેને છિન્નભિન્ન કરી ત્વરાથી તેનો અત લાવવો, ને એક જ મહાસભાનુ ધ્યેય છે. ધારાસભાપ્રવેશનો પણ તે એક જ ઉદ્દેશ છે. આ નીતિ મહાસભાને દેશના બીજા સર્વ પક્ષોથી જુદી પાડે છે. હોદ્દાસ્વીકાર થાય કે નહિ, પણ આ નીતિમાં કાંઈ પણ ફેર પડતો નથી ધારાસભા મારફત હિંદને સ્વતત્રતા મળે એવી કોઈ આશા મહાસભાને નથી હિન્દના સળગતા સવાલો—બેકારી અને ભૂખમરો—તેનો કાયમી ઉકેલ લાવવાનું આ ધારાસભાઓ માટે અશક્ય છે. મહાસભા આ નવા બધારણનો અમલ અશક્ય બનાવવા તથા સ્વાર્થીઓના હાથમા સત્તા જતી અટકાવવા માટે જ ધારાસભા-પ્રવેશ કરે છે. તે સાથે દમનનીતિના કાયદાઓનો અંત લાવવો, નજરકેદી કેદીઓને મુક્તિ આપવી, ખેડૂતો અને જાહેર સંસ્થાઓને સ્વાતન્ત્ર્યયુદ્ધ સમયે થયેલ અન્યાયનાં પરિણામો કંઈક હળવા કરવા, શહેરી નગરિકના પ્રાથમિક હકોને ખૂચવી લેનાર કાળા કાયદાઓને રદ કરવા વગેરે ઉદ્દેશો માટે મહાસભા પ્રયત્ન કરશે. પણ પ્રજાનુ સાચું સંગઠન—સાચુ બળ—તો બહારની અન્ય પ્રવૃત્તિઓથી જ ઘડી શકાશે.

તેથી ધારાસભાપ્રવેશ માટે મહાસભાને કોઈ તાત્કાલિક અમલમાં લાવી શકાય તેવો કાર્યક્રમ નથી. મહાસભા કોઈ થોડા અહીંતહીંના સુધારા માટે લડતી નથી તેની લડત તો પૂર્ણ સ્વાતન્ત્ર્ય માટે જ છે એવી પૂર્ણ સ્વતત્રતા હિંદને મળે ત્યારે મહાસભાનુ ધ્યેય—કાર્યક્રમ શો હશે? પ્રજાની ગરીબાઈ અને બેકારી કાયમને માટે દૂર કરવી, ખેડૂતોને વિનાશક દેવાંમાંથી મુક્ત કરવા, અને જમીનમહેસૂલ તથા પટેદારી પદ્ધતિના શોપણમાંથી તેમને બચાવવા, કામદારો અને હરિજનોના પ્રાથમિક હકોનુ રક્ષણ કરવુ, સ્ત્રીપુરુષોને સમાન હક આપવા, અને ટૂંકામાં કરાચી અધિવેશન સમયે પ્રાથમિક હકો જાહેર કર્યા છે તેને અમલમાં લાવવા મહાસભાનો સામાન્ય જનતા સાથે વધતો જતો સસર્ગ અને જનતા માટેની તેની લડતનુ ધ્યેય આ નિવેદનમાં ફરીથી જાહેર કરવામા આવ્યું છે.

મહાસભાનુ આ ધ્યેય અમલમા મૂકે એવા પ્રતિનિધિઓ જ ધારાસભામા મોકલવા એ પ્રજાની ફરજ છે. આ ધ્યેયમા કોઈ બાંધછોડ ન કરે અને તેને કોઈ પણ સંજોગોમા મક્કમપણે વળગી રહે તેવા પ્રતિનિધિઓ જ પ્રજા સમક્ષ મૂકવા તે મહાસભા માટે અતિ મહત્ત્વનુ કાર્ય છે આ ધ્યેયમા સત્યનિષ્ઠાપૂર્વક નહિ માનનારા કેટલાક લોકો મહાસભાની છાપ લઈ ધારાસભામા પ્રવેશ કરવા પ્રયત્ન કરશે. તેવાથી ચતતા રહેવાની જરૂર છે. મહાસભાનું ધ્યેય આ બધારણ સાથે કોઈ પણ પ્રકારનો સહકાર કરવાનુ નથી પણ તેને છિન્નભિન્ન કરી તેનો અને તેટલી ત્વરાથી અંત લાવવાનો છે તે કોઈ પણ સંજોગોમાં ભૂલવાનું નથી.

## વડી ધારાસભાની બેઠક

આ વખતની બેઠકમા સરકાર અને પ્રજાના પ્રતિનિધિઓ વચ્ચે વધતું જતુ અંતર તરી આવે છે પ્રજાની માગણીઓ અને તેના પ્રતિનિધિઓના અભિપ્રાયની સરકાર તરફથી વધતી જતી અવગણનાથી ધારાસભાના સભ્યોમા રોષ વધતો જાય છે, અને સરકાર તરફથી મહત્વના પ્રશ્નોની ચર્ચા કરવાની તક પણ આપવામા આવતી નથી આ ચર્ચા કરવાનુ એક મુખ્ય સાધન મુલતવી દરખાસ્તો છે જાહેરને લગતો કોઈ પણ વિષય તાત્કાલિક ઉપસ્થિત થાય તો તેના ઉપર મુલતવી દરખાસ્તદ્વારા ધારાસભા પોતાનો મત જાહેર કરી શકે છે આ વખતની બેઠકમા આવી ઘણી દરખાસ્તો સરકારે દાખલ કરવાની ના પાડી છે આવી દરખાસ્તો પ્રથમ પ્રમુખને રજૂ કરવામા આવે છે અને પ્રમુખ તેને મંજૂરી આપે પછી વાઇસરૉયને રજૂ કરવામા આવે છે આ બેઠકમા પ્રમુખને મંજૂર રાખવા યોગ્ય લાગી તેવી ઘણી દરખાસ્તો વાઇસરૉયે એક યા બીજે કારણે નામંજૂર કરી છે ખાન અબદુલ ગફારખાન સામે સરહદ પ્રાંતમા પ્રવેશ અટકાવતો મનાઈહુકમ, શ્રી૦ મસાણીને પંજાબ છોડી જવાનો હુકમ ઘણા પ્રાંતોમા ત્યાના અમલદાર તરફથી ચૂંટણીના પ્રચારકાર્યમા અથવા સામાન્ય રાજકીય હિલચાલમા થતી ડખલગીરીઓ પૅલેસ્ટાઇનમા આરબો પ્રત્યેની બ્રિટનની નીતિ સામે હિંદના મુસલમાનોનો વિરોધ વગેરે વિષયો ઉપર જુદાજુદા સભ્યો તરફથી મુલતવી દરખાસ્તો રજૂ થઈ તેમને વાઇસરૉયે નામંજૂર કરી છે પરિસ્થિતિ એટલી ગંભીર બની ગઈ કે વાઇસરૉયે આટલી બધી દરખાસ્તો નામંજૂર કરી છે તે વિષે વિચાર કરવા માટે જ એક મુલતવી દરખાસ્ત રજૂ થઈ પણ તે પણ એવા કારણે નામંજૂર થઈ કે વાઇસરૉયના [illegible] ઉપર ચર્ચા કરવાનો ધારાસભાને કોઈ અધિકાર નથી! સરકારે સ્વીકારેલી નીતિ કારોબારી સમિતિના દરેક સભ્યને સરખી રીતે બંધનકર્તા ગણાય છે અને તે નીતિ વિરુદ્ધ કોઈ સભ્ય જાહેર રીતે પોતાનો મત સામાન્યપણે જણાવી શકે નહિ એવુ ધોરણ છે હાલમા સરકારના નાણાપ્રધાન સર જેમ્સ ગ્રીગ, આ ધોરણને કોરાણે મારી દેશના ઉદ્યોગોને રક્ષણ આપવાની સરકારે સ્વીકારેલી નીતિ વિરુદ્ધ જાહેર રીતે પોતાનો મત જણાવતા થયા છે તે વિષે વિચાર કરવા શ્રી સત્યમૂર્તિએ એક મુલતવી દરખાસ્ત રજૂ કરી તો તે પણ વાઇસરૉયે નામંજૂર કરી! તે એવા કારણે કે આ વિષય વાઇસરૉયને પોતાને જ વિચારવાનો છે અને તેમા ધારાસભાને ચર્ચાનો હક નથી! ત્યારે છેવટ મુલતવી દરખાસ્ત નામંજૂર ન જ થઈ શકે ત્યા સરકારી સભ્યોએ બીજી ચાલબાજી કરી ધારાસભાને પોતાનો મત જાહેર કરતા અટકાવી છે બ્રિટિશ કાપડને રક્ષણ આપવાની ટેરીફ બોર્ડની ભલામણ સરકારે ધારાસભાને જણાવ્યા સિવાય તુરતમા અમલમા મૂકી તે સામે વિરોધ દર્શાવવા એ મુલતવી દરખાસ્ત રજૂ થઈ અને ખુલ્લુ જણાતુ હતુ કે જો મત લેવાની તક મળે તો સરકારની જરૂર હાર થાય આવી મુલતવી દરખાસ્તોની ચર્ચા, નિયમ મુજબ બે કલાક જ ૪ થી ૬ સુધી કરી શકાય અને બે કલાકમા ચર્ચા પૂરી ન થાય તો દરખાસ્ત આપોઆપ ઊડી જાય છે સામાન્યપણે સરકારને આવી દરખાસ્તનો જવાબ આપવો હોય તો ચર્ચા શરૂ થતા પછી તુરતમા આપવો જોઈએ આ વિષયમા વ્યાપારમંત્રી જેના ખાતાને મુખ્યપણે લગતો આ વિષય હતો તેમણે શરૂઆતમા જવાબ આપ્યો પછી ચર્ચા પૂરી થવા આવી ત્યારે પાંચ વાગે નાણાપ્રધાન સર જેમ્સ ગ્રીગ એકાએક બોલવા ઊભા તેમનો ઇરાદો પૂરી રીતે વખત પૂરો કરવાનો હતો કે જેથી

ધારાસભાને મત આપવાની તક ન મળે પ્રમુખે જાહેર કર્યું કે સર જેમ્સને ચર્ચામાં ભાગ લેવો હતો તો અગાઉથી જ ઊઠવું જોઇતું હતું છતાં તેમના ખાતાને પણ લગતો આ વિષય હોવાથી તેમને ખુલાસો કરવાની તક આપવા તેઓ બંધાયેલ છે. આ ખુલ્લી ચાલબાજી હતી અને મહાસભાના પ્રતિનિધિઓ સરકારના આવા વર્તન સામે શરમના પોકાર કરી ધારાસભા છોડી ગયા.

બીજે દિવસે પ્રમુખે આ બનાવ વિષે નિવેદન કર્યું અને પોતાના ચુકાદા ( Ruling )-નો બચાવ કર્યો સરકારી સભ્યોએ મહાસભાના પ્રતિનિધિઓની અસભ્ય વર્તણૂક માટે તેમની ઝાટકણી કાઢી અને ઉપદેશ આપ્યો શ્રી૦ ભૂલાભાઈ દેસાઈએ અતિ ગૌરવભર્યો જવાબ વાળ્યો અને પ્રમુખના ચુકાદાને તાબે થવાને બંધાયેલ છતાં તે ચુકાદો અન્યાયી હોય તો પોતાનો મત જાહેર કરવાને દરેક સભ્યને હક છે એમ જાહેર કર્યું. જ્યાં ધારાસભાને મત જાહેર કરવાની તક મળી ત્યા સરકારની હાર જ થઈ. આઈ. સી. એસ ની ચૂંટણીનું નવું ધોરણ સરકારે સ્વીકાર્યું છે તેની નોંધ અગાઉ આવી ગઈ છે. તેની સામે વિરોધ દર્શાવવા મુલતવી દરખાસ્ત રજૂ થઈ અને સરકારની હાર થઈ.

સરકારના ઇરાદાપૂર્વકના આવા વર્તનને કારણે પ્રજાપ્રતિનિધિઓમા સ્વાભાવિક રોષ હોય તેનો અવળો અર્થ કરી એંગ્લો-ઇંડિયન છાપાઓ આ બનાવોને મહાસભાના પ્રતિનિધિઓનો પ્રમુખ અને વાઇસરૉય સામે બળવો છે તેવા ભ્રામક લખાણો કરી રહ્યાં છે. સરકારનું તંત્ર પ્રજાને જવાબદાર નથી. એ સીધી અને સરળ હકીકતનો સ્વીકાર કરવાનુ મૂકી દઈ આ બનાવોને ઊંધા ચીતરવાના પ્રયત્નથી સરકારી તંત્રની બેજવાબદારી વિશેષ ખુલ્લી થાય છે.

આ બેઠકનો બીજો મહત્ત્વનો વિષય તે લિમિટેડ કંપનીઓને લગતા કાયદાના સુધારાનો ખરડો છે. લિમિટેડ કંપની અને તેની આંટીઘૂંટીઓ અજબ છે વ્યાપારના વિકાસ અર્થે તે એક સબળ સાધન છે, તેમ મૂડીદારોને સામાન્ય જનતાને છેતરવાનુ પણ તે સાધન થઈ પડે છે. હિન્દુસ્તાનની અજ્ઞાન જનતા આનો વિશેષ ભોગ થઈ પડે છે તેમાય મૅનેજિંગ એજન્સીની પ્રથાથી પુષ્કળ સડો પેઠો છે અને વ્યાપારનો બધો નફો એક જ કુટુમ્બ અથવા વર્ગના જ હાથમા રહે છે. કંપનીઓના વહીવટમા શૅરહોલ્ડરોને બહુ ઓછો અવાજ હોય છે અને અમુક વ્યક્તિઓ જ જુદીજુદી કંપનીઓમા ડાયરેક્ટરો હોઈ એક-બીજાનુ હિત સાચવે છે દાખલા તરીકે મુંબઈમા સર પુરુષોત્તમદાસ ૨૪ કંપનીઓમા ડાયરેક્ટર છે, સર લલ્લુભાઈ ૧૭મા. એવી જ રીતે કલકત્તા વગેરે સ્થળોએ. વળી એક-બીજાના સગાવહાલાઓ બીજી કંપનીઓમા હોય. એવી રીતે ઉદ્યોગ અને તેની બધી મૂડી અમુક વર્ગના હાથમા જ એકઠી થાય છે. દાખલા તરીકે, સર પુરુષોત્તમદાસનો આવી રીતે લગભગ ૪૩ કરોડની મૂડી ઉપર કાબૂ છે, સર સાપુરજી સકલાતવાળાનો ૪૧ કરોડ ઉપર છે, વગેરે. સામાન્ય જનતાની મૂડી તેમના કાબૂમાં છે તે ઉપરાંત લાખો મનુષ્યોની આજીવિકા થોડા મૂડીદારોના હાથમા છે. કંપનીઓના કાયદામા ફેરફાર કરવાથી આ પરિસ્થિતિમા બહુ ફેર પડતો નથી. મૅનેજિંગ એજન્સીની પ્રથામાંના કેટલાક અનિષ્ટો કદાચ દૂર થશે અને શૅરહોલ્ડરોને દેખીતી રીતે થોડો વધારે કાબૂ મળશે પણ આ સરકાર અથવા આ ધારાસભા પાસેથી વિશેષ આશા રાખવી વ્યર્થ છે આ આખી સંસ્થા આમૂલાગ્ર પરિવર્તન માગે છે.

***

તા ૧૦ ફ્રાન્સમા ચાલીસ હજાર કામદારોની જંગી હડતાલ, સર સી પી રામસ્વામી આયરે ત્રાવણકોરનુ પ્રધાનપદ સ્વીકાર્યાના ખબર પ્રગટ થયા

તા ૧૧ સરદાર વલ્લભભાઈએ દુકાળ પીડિત ખેડૂતોને રાહત આપવા માટે રૂા ૭૫ હજારની જાહેર માગણી કરી

તા ૧૨ રોમની કેબિનેટ સમક્ષ લશ્કરી સામગ્રીઓ વધારવા ખાસ ગ્રાન્ટો મંજૂર કરવા મુસોલિનીએ જાહેર કર્યું બ્રિટિશ અમેરિકન ટોળીના સભ્યોએ બ્રિટિશ હિંદનું ઊંચામા ઊંચુ શિખર નંદાદેવી (૨૫૬૬૧) ૭ મી ઑગસ્ટે સર કર્યાના સમાચાર પ્રગટ થયા

તા ૧૩ બર્લિનમા 'નાઝીપક્ષ ડે' દિન ઉજવાયો, અઢી લાખ માણસોની વિરાટ સભામા જર્મનીના નવા ફ્યુરર હિટલરે જર્મનીની રાજનીતિ વિશે, સંસ્થાનો પાછા મેળવવા વિશે ઘોષણા, પંજાબમા ભયંકર જલપ્રલય, સ્પેનિશ બળવાખોરોએ ગાન ગેણાસ્પિયનનો કબજો લીધો, કલકત્તામા દસ હજારની માનવમેદની સમક્ષ પં જવાહરલાલની ઘોષણા 'ભૂખ્યાને રોટી આપવાનો પ્રશ્ન વધુ મહત્વનો છે'

તા ૧૪ શ્રી એમ એસ અણેય નોકરશાહી સ્વરાજ્યપક્ષના પ્રમુખપદનુ રાજીનામુ આપ્યુ

તા ૧૬ ઉત્તર ધ્રુવની સંશોધને ગયેલી ટોળીનુ જહાજ વાવાઝોડામા સપડાતા આખી ટોળી ડૂબી ગઈ

તા ૧૭ 'દેશ ભરના પ્રજાજનોના જાનમાલને કાયમનુ રક્ષણ આપવા સરકાર યોજના ઘડવી જોઈએ, કમનસીબ બિહાર પર વારવાર કુદરતનો કોપ થાય છે તેના નિવારણ માટે બાબુ રાજેન્દ્રપ્રસાદે દર્દભર્યું નિવેદન બહાર પાડ્યુ

તા ૧૮ એક વર્ષ સુધી સેગાવમા જ રહેવાનો મહાત્માજીનો નિર્ણય જાહેર થયો

તા ૧૯ દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિમંડળનુ હિંદમા આગમન સુપ્રસિદ્ધ સંગીતકાર પંડિત ભાતખંડેનુ મુબઈમા અવસાન

તા ૨૦ અમદાવાદમા સંતતિનિયમન સંઘની સ્થાપના, 'ડેમોક્રેટિક સ્વરાજ્ય પક્ષ હવે વિખેરી નાખવો જોઈએ' એવુ નિવેદન શ્રી નૃસિંહ ચિંતામણ કેલકર બહાર પાડ્યુ

તા ૨૧ વીસ વર્ષની હદપારી પછી માતૃભૂમિ હિંદમા પાછા ફરવાની શ્રી ગજેન્દ્રનાથ ઘોષને પરવાનગી મળી એવા સમાચાર હિંદમા પ્રગટ થયા, એક લાખ પ્રજાજનોને ફરજિયાત લશ્કરી સેવા કરવી પડશે એવી ઑસ્ટ્રિયાના વાઈસ ચૅન્સેલરે જાહેરાત બહાર પાડી

તા ૨૪ વિશ્વનો સૌથી વિખ્યાત ભાષાશાસ્ત્રી ડૉ એન્ટોનુ નૅટનુ ૮૦ વર્ષની વયે પૅરિસમા અવસાન થયુ ચીનમા વધુ સૈનિકો મોકલવાની જાપાનની તૈયારી

તા ૨૫ અખિલ હિંદ મહાસભા સમિતિની કચેરીનો (અલાહાબાદ) ફરી પોલીસે જપ્તી લીધી, શ્રી મણિલાલ ગાંધી સંમેલનો બ્રિટિશ હિંદમા પ્રવેશ સામેનો પ્રતિબંધ પાછો ખેંચી લેવાયા, નગરપાલિકાઓમા એક સભ્યના પ્રશ્નના ઉત્તરમા સર જેમ્સ ગ્રિગે જાહેર કર્યું હિન્દ સોનાનુ ધોરણ છોડ્યુ ત્યારથી અત્યારસુધીમા ૩૮,૭૫,૦૦,૦૦ ઔંસ સોનુ બહાર ગયુ છે હાલની કિંમતમા સ્થિરતા રહે માટે ફ્રાન્સ ઇંગ્લંડ અને અમેરિકાની સરકારે નાણાવિષયક કરારો કર્યા.

તા ૨૬ મહાસભાની પાર્લામેન્ટરી સમિતિની મિટિંગમા સરદાર વલ્લભભાઈના પ્રમુખપણા હેઠળ બેઠક અફઘાનિસ્તાનના યુવરાજ પ્રધાન નગિયાની સવારીને સોવિયેટ સાથે મિત્રાચારીના કરારો થવાની વકી હોવાના સમાચાર પ્રસિદ્ધ થયા

તા ૨૭ હિંદમાં 'કોંગ્રેસ દિન'ની ઉજવણી ખર્ગીના રાષ્ટ્રવાદી હરિજનોની પરિષદ હિંદુ ધર્મના અંતર્ગત જ રહેવાનો તેમનો નિર્ણય જાહેર થયો

તા ૨૮ સ્પેનિશ સરકારની પ્રજાજોગ અપીલ કોઈ પણ ભોગે ફાસીઝમના પંજામાથી મુક્ત બનાવો સેનાપતિ કુમની બાબા બોનિનો વિજય કૈન નેલ્સને તેમને ટેકો આપ્યા, સીમલાની રાજસભામા પં જવાહરલાલ અને બીજા મહાસભાવાદીઓ સામે સરકારનો ઉકળાટ

તા ૨૯ વિશ્વવિજયી હૉકી ટીમ હિંદમા પાછી આવતા મુંબઈમા તેમનો ભવ્ય સત્કાર ધ્યાનચંદ દુનિયાનો શ્રેષ્ઠ ખેલાડી ને સાચા સાથી કપ્તાન છે એવી તેમને અંજલિ

'કિશોર' માસિક મુંબઈ ઈલાકાના કેળવણી ખાતા તરફથી મંજૂર થયું છે.

અનેકવિધ સાહિત્ય અને
સુંદર ચિત્રોથી સમૃદ્ધ
**ગુજરાતના કિશોર વિદ્યાર્થીઓનું
માસિક**

# કિશોર

તંત્રી
**નગીનદાસ પારેખ**

જીવનચરિત્રો
ઐતિહાસિક લેખો
પ્રવાસવર્ણનો
ખગોળની વાતો
વિજ્ઞાનના લેખો
વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિની વાતો
યંત્રો અને યાંત્રિક શોધખોળની માહિતી
આપતા લેખો
આરોગ્યવિજ્ઞાનને લગતી લેખમાળા
દેશ અને દુનિયાની આજની પરિસ્થિતિ
અને પ્રશ્નોની ચર્ચા વગેરે

**કિશોરોની જિજ્ઞાસાને ઉત્તેજી સંતોષે એવી
અનેકવિધ સામગ્રી આપવામાં આવે છે.**

**લવાજમ રૂ. ૪ પરદેશમાં રૂ. ૬**

## આવકાર

"...પાઠક, નરહરિભાઈ, કાકા કાલેલકર, ક્ષિતિમોહનસેન, વગેરેની કલમો 'કિશોર'ની ભવિષ્યની કારકીર્દીની આગાહી આપે છે ચિત્રો જરૂર પૂરતા જ. છપાઈ સાફ અને છૂટક છૂટક. નકામી નખરાખોરી નથી. ભાષાદૃષ્ટિએ કિશોર ગમતું થશે કેમકે સુરુચિને બગાડ્યા વગર એ સરળ બની શકશે" —જન્મભૂમિ

"...એની ભાતભાતની વાર્તાઓ વિદ્યાર્થી-વર્ગની જુદી જુદી જરૂરિયાતો અગર ઉમેદો પરિપૂર્ણ કરે એમ છે અને તેથી આખાય વિદ્યાર્થી વર્ગને એ પ્રિય થઈ પડશે જ, એ નિઃશંક બાબત છે. મારા જેવા વિદ્યાર્થી–શિક્ષકને પણ એમાંથી ખૂબ ખૂબ રસ અને આનંદ મળે છે મને તો પૂરતી ખાત્રી છે કે તમારું આ નવીન માસિક દરેકેદરેક બાળક જોડે પ્રિય થઈ પડશે"
**શ્રી શંકરપ્રસાદ શુક્લ,** પ્રિન્સિપાલ ફેલોશિપ સ્કૂલ

"**વિષયવિવિધતા સારી રીતે જળવાઈ છે અને સઘળા વિષયો કિશોર–જીવનને બરાબર લક્ષમાં રાખીને સ્વીકારાયા છે."
**— વિશ્વનાથ મ. ભટ્ટ**

"કિશોરનો પ્રથમ અંક હું વાંચી ગયો છું. મને અંક ગમ્યો છે કિશોરોને જોઈએ તેવી ને રુચે તે પ્રકારે તમે સામગ્રી પીરસી છે જે ઈષ્ટ હોય છે તે ઘણીવાર મિષ્ટ નથી લાગતું અને મિષ્ટ ક્વચિત જ ઈષ્ટ નીવડે છે. કિશોરોને ઈષ્ટ હોય એવું મિષ્ટ રીતે તમે આપી શક્યા છો એ પ્રશંસનીય છે."
**—જ્યોતીન્દ્ર હ. દવે**

**હમણાં બીજું વર્ષ ચાલે છે. બીજા વર્ષના ગ્રાહક થનારને
પહેલા વર્ષના બાર અંકો માત્ર બે રૂપિયામાં મળશે.**

કિશોર કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ
મુંબઈ શાખા : પ્રિન્સેસ સ્ટ્રીટ ] [ સુરત શાખા : કેળાપીઠ ]

# અ નુ ક્ર મ ણિ કા

પુ ૨૨ આશ્વિન · ૧૯૯૨ અંક ૬


| | | | |
|---|---|---|---|
| ૧ | આબુરાજ [કાવ્ય] | પૂજાલાલ | ૫૦૩ |
| ૨ | ન્યાયાસનનાં રીસામણાં-મનામણાં [નાટક] | કેશવલાલ હ ધ્રુવ | ૫૦૭ |
| ૩ | તમે ગયા? [કાવ્ય] | મનસુખલાલ મ ઝવેરી | ૫૧૮ |
| ૪ | લગ્નજીવન | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૫૧૯ |
| ૫ | અનુત્તીર્ણસ્ય છાત્રસ્ય [કાવ્ય] | નરેશ વિ પંડિત | ૫૨૬ |
| ૬ | નાપાસ થયેલા વિદ્યાર્થીનું | | ૫૨૭ |
| ૭ | ઊંઘતી પાળ [કાવ્ય] | પ્રપન ગો કાજી | ૫૨૮ |
| ૮ | જવાહરલાલની આત્મકથા | ગુલાબદાસ બ્રોકર | ૫૨૯ |
| ૯ | ડુંગર વાદળ છાયા [કાવ્ય] | સ્વપ્નસ્થ | ૫૩૯ |
| ૧૦ | ચાલીસ દિવસ | જયચંદ્ર શેઠ | ૫૪૦ |
| ૧૧ | આપણ હડિયામાજુ | ચંદ્રપ્રસાદ હ દીવાનજી | ૫૪ |
| ૧૨ | રમા | નાથાલાલ દવે | ૫૪૮ |
| ૧૩ | ઈજિપ્તનો મુક્તિસંગ્રામ | વિજય મુ રાજુ | ૫૪૯ |
| ૧૪ | નવવરેનવૃ [કાવ્ય] | શેષ | ૫૫૬ |
| ૧૫ | એક કવિતા પ્રવાસ [કાવ્ય] | સુન્દરમ્ | ૫૫૮ |
| ૧૬ | ગ્લેડસ્ટન | બાપાલાલ ગ વૈદ્ય | ૫૬૪ |
| ૧૭ | હું માત્ર [કાવ્ય] | પારાશર્ય | ૫૭૦ |
| ૧૮ | સ્વૈરવિહાર | સ્વૈરવિહારી | ૫૭૧ |
| ૧૯ | પંચાંગ સંશોધનનું બીજું પગથિયું | હરિહર ભટ્ટ | ૫૭૬ |
| ૨૦ | ચર્ચાપત્ર | બળવંતરાય ક ઠાકોર<br>મગનભાઈ દેસાઈ | ૫૭૭ |
| ૨૧ | જ્ઞાનગોચરી<br>(૧) એક સમાલોચન<br>(૨) નવયુગ ગજશાસ્ત્ર<br>(૩) રશિયાની પહેલી પાંચ વર્ષની યોજના<br>(૪) બીજી પંચવર્ષીય યોજના—૧૯૩૭ સુધી<br>(૫) રશિયાની આર્થિક પ્રગતિનો ક્યાસ | ડુંગરશી ધરમશી સંપટ | ૫૮૦ |
| ૨૨ | નોંધ | ચિમનલાલ ચકુભાઈ શાહ<br>યશવંત શુ નાયક | ૫૮૩ |
| ૨૩ | નાજનીશી | | ૫૯૨ |




લવાજમ હિંદમાં રૂ ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ ૦॥

પ્રકાશક જયંતિકૃષ્ણ હરિભાઈ મિસ્ત્રી પ્રમુખ કાર્યાલય પાસે ... ખમાસા ગેટ અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ : અમદાવાદ

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રી: રામનારાયણ વિશ્વનાથ પાઠક

પુસ્તક ૨૨ આશ્વિન · ૧૯૯૨ અંક ૧

# આ બુ રા જ

પૂજાલાલ

[ અનુષ્ટુપ ]

થા ઊંચો, આબુ! થા ઊંચો, સરણી બન સ્વર્ગની;
તારે માર્ગે ચડે ઊંચે મહત્તા ગુર્જરાતની.

[ સ્રગ્ધરા ]

લાંબો પ્હોળો થઈને અડગપદ રહે આભલાને અડેલો,
રેતીનાં રોક પૂરો ધમધમ કરતાં ઑઢ પ્રાચીર[1] જેવો;
કુંળાળી ગુર્જરીની લહરત હરિયાળી રખે લુપ્ત થાયે,
એ ચિંતાએ સ્વયં તું ગુરુજન ! તપતો વ્હાલની ઢાલ થાજે.

[ અનુષ્ટુપ ]

ધિંગા આ અરવલ્લીના જોદ્ધા સ્વત્વાર્થ જૂઝતા:
ફૂંકતો પ્રાણ ત્યાં રહેજે, રખે પાવક બૂઝતા.
શ્રમે વા સ્વાર્થલોભે વા ભયે કો પીઠ ફેરવે,
પ્રચંડ પડકારંતો રોકજે નિજ ગૌરવે

[ દ્રુતવિલમ્બિત ]

તુંહિ હિમાલય ગુર્જરભોમનો,
સતત જાગ્રત તું ભડ સંતરી;
બન ન સેવક કેવળ વ્યોમનો,
વહવ પ્રાણ ધરા પર ગુર્જરી.

1 દીવાલ.

[ સોરઠો ]

દીઠા છે ગિરનાર પાવાગઢ પંકાયલા
પણ કો તારી હાર આબુરાજ ! ના આવતા.

[ અનુષ્ટુપ ]

પાવાગઢ સમા ન્હાડો ને ટુંકો ગિરનારની
એકમેક પરે જાણે ગડાવે તવ ટેકરી.
બળેલો લાગતો પાવા, પાપાણી ગિરનાર તો;
પ્રફુલ્લી ઝૂલતી તારે રોમે રોમે વનસ્પતિ.
સોનાની મંજરીઓમાં મોંઘેરાં મધુડાં ભરી
આમ્રકુંજોતણા પુંજો આમંત્રે મંજુ ગુંજના
અને ગહન એકાંતે કોકિલ પ્રેમકૂજને
પહાડને ય ડોલાવે ડુલાવે રસિકાત્મને.
ખોળામાં ખડકોકેરા ચંપા સુવર્ણ જાતના
મ્હેકે મ્હેકે કરે મુગ્ધ હૈયું સંચરનારનું.
વાડો તેય ગુલાબોની ગુલતાન બનાવતી
જાઈ જૂઈ જનારાને શ્વેત ફૂલે વધાવતી.
ખડકે ખડકે તારે ઝરાની સેર ફૂટતી,
સૂર્યને તડકે મોતીમાળા શુભ્ર બની જતી.
ખૂણે ખૂણે સરો કુંડો, સ્ફટિકે નિત્ય શોભતા;
વિહંગસૂરતા તારે કંઠે વ્હેતી અકુંઠિતા.
બાર બાર વસ્યાં ગામો તારાં ધામો નિષેવવા;
કલારૂપ ધરી આવ્યાં તીર્થો સાર્થક્ય પામવા.

[ પંચી ]

પ્રસિદ્ધ અર્બુદાયાં પુરી હતી વિશાલ ચંદ્રાવતી
પદે તવ સુરક્ષિતા તવ સુરુપ્રતાપે સદા
પ્રમાર રજપૂત વીર તવ પ્રાણના તેજથી
થયા પ્રબલ, રાજછત્ર નમતું શિરે ધારતા
અહીં અચલદુર્ગમાં અણનમ્યા રહેલા સદા.
અહીં જ પૃથુરાજ ઇચ્છનકુમારીના પ્રેમની
થઈ'તી રસગોઠડી મધુરસ્થા નિકુંજોમહીં;
[illegible]

અહીં જ શિશુ મારવાડપતિનો ઉછેરાયલો
અજેય અચલે ગઢે બિરુદ ધર્મનું રક્ષવા.
સમાન નવ સત્ત્વશાળી પરમાર રાજા સ્મરુ
પ્રસિદ્ધ સુરતાનસિંહ, મુગલાઈની તેગનું
ન તેજ ન મળી શક્યું શિર ઊંચું લવે જેહનું.
મનુષ્ય ઇતિહાસ ગૌરવથકી ય તારું વધે
સ્વયં સુપ્રતિમા તું ગૌરવતણી, નડે કાલનો
તને ન ભય લેશ; ભવ્ય ભડ રૂપમાં તાહરા
સમાઈ સહુ જાય ભૂત; પડછંદ તું પાડતો
અનેક યુગના અજાણ ઇતિહાસના મૌનનો.
તું અદ્ભુત જણાય એકલ અનેકને ગાંજતો
નમાવત શિરો પદે, નમન ઓજથી આંજતો.
નિસર્ગ સર્વ સ્વીકારે મહિમા તવ; વ્યોમના
તારાઓ ચંદ્ર ને સૂર્ય પ્રભા પ્હેલી તને જ દે
વાયુ પંખો બની તારો દિનરાત નિષેવતો
તવ કીર્તિતણી લ્હેરો દૂર દેશે લઈ જતો.

[ અનુષ્ટુપ ]

ગ્રીષ્મના તાપથી તમ સકળાઈ કદાચ તું
ઝંપલાવી પૂરી નાખે સિંધુકેરું તળેટિયું,
સાગર એ ભયે ચેતી વેળાસર જ પાઠવે
મેઘ તાજાં જળો સાથે અંગ તારાં નવાડવા.

[ ઉપજાતિ ]

એ વારિ નીચે વહી જાય વેગે
હજાર કૈં ધોધતણે ધડાકે,
યા નિર્ઝરોના રમણીય રાગે
ખીણો અને કોતરને છલાવી
[ પૃથ્વી ] રસાળ કરતું ધરા, જઈ રસાબ્ધિ હૈયે રમે.

[ મંદાક્રાન્તા ]

ઊંચો તારો પરમ મહિમા, તોય તું નમ્રતાએ
નામે ઊંચું શિર જગગુરુ દત્તને પાય હેવો!
ધારે માથે રજ, નયનની ધારથી ન્હાળીને
ધૂવે: નામે ગુરુશિખરના તારકા તેજ ચૂવે.

[ ઉપજાતિ ]

હિમાદ્રિ ના, કિંતુ મહા પવિત્ર
તને વસિષ્ઠે ભૃગુએ ય સેવ્યો,
તીર્થંકરોએ કીધ તીર્થવંતો,
અનંત આલે નિજ મિત્ર માન્યો.

[ અનુષ્ટુપ ]

ગૂઢ તારી ગુહાઓમાં સિદ્ધ જોગીશ્વરો મુનિ
જ્યોતિઓ ઝીલવા પેઠા, બેઠા આસન આદરી,
એમનાં રાત્રિને હૈયે જાગતાં તેજ ઓપતાં;
ધન્ય કો પુણ્યશાળીને એ જ્યોતિર્દર્શનો થતાં.

[ ઉપજાતિ ]

સૌન્દર્ય તારું નિરખી નિહાળું
કલાતણી મંગલ દેવતાનું
વિમુગ્ધ હૈયુ થયુ, પાય માંડે
લક્ષ્મી કલાની નવ આંગણાએ.

[ અનુષ્ટુપ ]

દેલવાડાતણાં દેરાં આરસરચિયાં રૂડાં
સોનામૂલ્ય કલાકેરાં બન્યાં ધામ અજોડ શાં.
આશ્ચર્ય કરતાં મુગ્ધ આંખ પારખનારની
અચલે ય વળી બીજાં આકર્ષીને લઈ જતાં.

[ ઉપજાતિ ]

તીર્થંકરોએ તહીં વાસ કીધો;
કલાનધ્યાં વસ્ત્ર દિગંબરોએ
ધર્યાં હરતાં તપતાપ તાતા,
સૌન્દર્ય–આનંદતણાં પ્રદાતા.

[ ગીતિ ]

નિસર્ગસુંદરતાએ સમૃદ્ધ, મનુજે રચિત કલાશાળી
આબુરાજ ! રઢિયાળા તુજથી અમ ગુજરાત ભાગ્યશાળી.

[ સોરઠા ]

વંદન આબુરાજ ! વંદન વ્હાલપનાં તને:
ખડો રહી અમ કાજ અહિત ધસારા વારજે.
ગુરુમહિમાનાં ગાન ગુણિયલ નિત્ય ગજાવજે:
ચહું એક વરદાન, અચલગઢો દે આત્મના.
વંદન આબુરાજ ! વંદન વ્યોમનિમગ્નને;
અંજલિ ઊંચાં કાજ ઠલવાયે તેં ઝીલ આ.

# રણવાસનાં રીસામણાં—મનામણાં

કૃષ્ણભક્ત પ્રેમાનંદ ભટ્ટ રચિત

## રોષદર્શિકા સત્યભામાખ્યાન, અંક ૬,

દશ્ય ૭

સંશોધક કેશવલાલ હ. ધ્રુવ

(ગતાંક પૃષ્ઠ ૪૨૩થી ચાલુ)

(પ્રિયાને પુષ્પ બતાવતા કૃષ્ણદેવ પ્રવેશ કરે છે.)

૧૧૭ કૃષ્ણદેવ—પ્રિયા ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કે નારદ મહર્ષિએ મને બે પુષ્પ આપ્યાં'તાં. તેમાંનું એક મેં એને આપ્યું અને બીજું તારે કાજે રાખી મૂક્યું'તું. આવા ક્ષુલ્લક કુસુમને કાજે તે આ ચંપક કુસુમ જેવા દેહને તારા વિના કોણ [1]કરમાવે ?

૧૧૮ સત્યભામા—આર્યપુત્ર ! જોજો મને ઠગતા, હો. મેં એવું સાંભળ્યું'તું કે નારદ મુનિએ એક જ પુષ્પ તમને આપ્યું'તું. બળ્યો વર ને બળી જાન. પ્રભુ ! મને તો મરવા જ દ્યો. મારે શા સુખ ઉપર જીવવું ? પણ, હાં હાં, જો તમારી કને [2]બીજું ફૂલ હતું, તો તમે મને આમ ક્લેશ શા કાજે કરાવ્યો ? તમારી વહાલીને તમે [3]ખુશી રાખી[3] આપો અને મને આટલો કંકાસ કરાવો ! મહારાજ, મારે તો એ ફૂલ નથી જોઈતું.

૧૧૯ કૃષ્ણદેવ—પ્રિયા ! હું આવ્યો એવો જ એ પુષ્પ તને આપવાનો હતો. કિંતુ ક્લેશમાં તે તને આપવાનું મને સાંભર્યું નહિ.

૧૨૦ સત્યભામા સજળ નેત્રે—પણ તહીં દોડ્યા દોડ્યા જઈ પહેલાં આપી આવ્યા તેનું કેમ ? અમે તો બીજા દહાડાનું વાશી જ લેનારાં કે ? તમારૂં ફૂલ તમને ગંધાય. મારે એ ન જોઈએ.

૧૨૧ કૃષ્ણદેવ અશ્રુ લ્હોતા—પ્રિયા ! હવે હું ત્યાં કદાપિ પ્રથમ જનાર નથી. તું આ પુષ્પ આનંદથી ગ્રહણ કરેચ. અયિ પ્રિયે ! એટલુંય નથી જાણતી, કે મધુકર નવલ મધુનો જ ભોગી હોય છે ?

(એવે કૃષ્ણદેવ ન દેખાવાથી રુક્મિણી ઝાંખા દિવાને પ્રકાશિત કરતી પ્રવેશ કરે છે.)

---

તજી દીધેલા પાઠ

દશ્ય—૭

[1] કરમાવી દે। [2] ૦ [3-3] ખુશીથી

૧૨૨ રુક્મિણી કૃષ્ણદેવના શબ્દ સાભળી—જો એમ કહેવાથી સુખ થતું હો તો [4]સામવચન કંઈ ભુંડું નથી.[5]

૧૨૩ કૃષ્ણદેવ ચકિત થઈ—[6]અહો, વૈદર્ભી ! આવો, દેવી.[6]

૧૨૪ સત્યભામા વસ્ત્રાદિ સજ કરી સ્મશ્રુ લ્હોઈ સકોપ—સાયર જેવાં મોટાં કહેવ મરજાદા મૂકે, તો તેને સાયર શેનો માનવો ? વગરનોતરિયા જમનાર કિયો વરો કરનાર દુઃખી નથી થતો ? અમે તો કોઇના ય સુખમાં આ આવતાં નથી

૧૨૫ રુક્મિણી—બેન[7] ! પ્રલયકાળ[7] જોઈ સાગર મર્યાદા મૂકે જ. જો મૂકે, તો તે સાગર શેનો ? ધણીને ઘેર ધણીઆણી થઈ નોતરાની વાટ જુએ તેને સુખનાં શમણાં ય શેનાં આવે ? કોઈ વેંત નમે અને[8] કોઇ હાથ[8] નમે

૧૨૬ સત્યભામા મુખ ફેરવી—અમારે તો [9]નમવું ય નથી અને [10]નમાવવાં નથી. અમે તો કોઈ દહાડો ય આવું કર્યું નથી; અને કરનારનું ભલું ગનાર નથી.

૧૨૭ રુક્મિણી—નમીશ નહિ, નમીશ નહિ. જોજે; નમવું સાંભળી નીચ માબાપની થઈ જતી ! ચોરની પેઠે છાનીમાની ઊભી રહી [11]હેરણાં હેરત તું જ કે બીજી ? (મૂઠી વાળી હાથ દબાવી) મારી તો દેવરાત એમ કરે છાતી પર આવી ઊભાં રહેતાં કોણ ના કહે તેવું છે ?

૧૨૮ સત્યભામા વધુરી ગણાની સામુ જોઈ—તમે તમારા ભારમાં રહેજો. જે તમારી ગરજ હશે, તે તમારા ઓઢ સાંખી રહેશે. હું તો કાળજું કપ જાય એવા [12]સોનામો'રના ઉત્તર આપીશ. (એવામાં રુક્મિણીની વેણી મધ્યે માં અલૌકિક પુષ્પ જુએ છે અને તરત જ કૃષ્ણદેવના સામુ જોઈ જોરથી માથું કૂટે છે.)

૧૨૯ રુક્મિણી સકોપ—લ્યો, આ પધરો લે. (કૃષ્ણદેવનો હાથ ઝાલી) મહારાજ ચાલો મારે મંદિર. જ્યારે લટકતી મૂકશો, ત્યારે જ એ પાંશરી થશે.

૧૩૦ કૃષ્ણદેવ—દેવિ ! તમારૂં કહેવું સત્ય છે. કિંતુ [13]સમોડ ઘનને વે નાખતા સુધી વાયુએ વાવું એ [14]ઘનના ગોભાને[14] ઘટાડનારૂં છે. ચપળા ચપળતા એ જ એની શોભા છે.

---

૪ સામવચન ૫ અહીં રુક્મિને છેડે સંસ્કરણમાં નીચેનૂં વાક્ય વધારે છે—આવ દેવે જતરમાં ન રાખતું, એટલી જ મારી વિનતી છે ૬–૬ સંસ્કરણમાં રુક્મિ નીચે મુજબ આપી છે :–ના, દેવિ ! એમ તે શિયા અંતરમાં ડરે ? આવો, અહીં બેસો ૭-૭ આ બે બોલ વચ્ચે સંસ્કરણ નીચલું વાક્ય વધારે છે :—આવડે તેટલું બોલીએ નહિ અને જાવે તેટલું જમીએ નહિ ૮–૮ તો નમ ૯ વેંત નમવું ૧૦ જન નમાવવા ૧૧ દેવિયા ૧૨ મ્હોર મ્હોરના ૧૩ સ ૧૪-૧૪ ઘનની શોભાને

૧૩૧ રુક્મિણી—આર્યપુત્ર! એ હું સારી રીતે સમજું છું. [૧૫]પણ મારૂં[૧૫] અહીં આવવાનું પ્રયોજન દેવનું દુઃખ [૧૬]ટાળવાનું છે. [૧૭]મેં જાણ્યું[૧૭] કે નારદજી પારિજાતકનું એક પુષ્પ આપી ગયા છે, [૧૮]તેને કાજે[૧૮] આ હઠ લઈ બેઠી છે, [૧૯]તે દેવ ક્યાંથી લાવી આપવાના હતા? માટે,[૨૦] મહારાજ, [૨૧]તમારા જીવને સુખ થતું હોય, તો હું [૨૨]આ પુષ્પ[૨૨] એને આપું.[૨૩] (એમ કહી ફૂલ છોડવાનું કરે છે.)

૧૩૨ સત્યભામા લાંબો હાથ કરી—હું તો એ ફૂલના સામું ય જોનાર નથી. હું શું કોઈનું ઉતરેલું [૨૪]લેનારી કે? મારા કરમમાં હશે, તો હું આવાં ફૂલ લઈ અનેક વાર [૨૫]એમને એમ[૨૫] આપવા જઈશ શું, આ ઘા મને ફૂઆય એવો પડે છે કે?

૧૩૩ રુક્મિણી—તારા કરમમાં[૨૬] કંકાસ જ છે, એ કર્યા કર.[૨૭] (ભોંયને પગની ઠોકર મારે છે.)[૨૮]

૧૩૪ સત્યભામા દાંત પીશી—તારા કરમમાં ભવોભવ કંકાસ રો', મારી લાડ----(એટલેથી જ બોલતી અટકાવી કૃષ્ણદેવ બન્નેની વચ્ચે ઊભા રહે છે.)

૧૩૫ કૃષ્ણદેવ—દેવિ! ઓટે કાળે પૂર્વોત્તર ચપળાનો ચમકારો, એ પ્રલય પાસે લાવનાર કહેવાય છે.

૧૩૬ રુક્મિણી—આર્યપુત્રની અંતર્વૃત્તિ એવી છે કે મારે [૨૯]ચાલ્યા જવું.[૨૯] તો ઠીક, દેવ, હું તેમ કરૂં છું. પણ આ [૩૦]પુષ્પ તો તમને[૩૦] આપતી જઉં?

૧૩૭ કૃષ્ણદેવ—ક્ષત્રિયથી આપીશ કહી ન આપનાર ન થવાય, તો પછે આપેલું તે કેમ જ લેવાય?

૧૩૮ રુક્મિણી—દેવશ્રી ક્ષત્રિયધર્મે ધારીજ આ કરતા હશે! વારૂં-[૩૧]મહારાજ! સુખી[૩૧] થાવ. (એટલું કહી સત્યભામાના સામું જોતી જોતી ચાલી જાય છે.)

૧૩૯ સત્યભામા—ટગર ટગર જોઈ રહ્યા છો, ત્યારે પાછળ જ જાવ કે સુખીઆરા થવાય! (કૃષ્ણદેવનો ખભો ઝાલી હલાવી) સોગન ખાઈ કિયે મ્હોટે બોલતા'તા કે નારદ મને બે પુષ્પ આપી ગયા છે? જૂઠાનો આવરદા બે

---

૧૫-૧૫ અને સમજી પણ ખરી; એમ છતાં ૧૬ ટાળવાનું જ ૧૭-૧૭ મેં જાણ્યું ૧૮-૧૮ અને તેને કાજે ૧૯ તો તે ૨૦ સંસ્કરણમાં 'માટે' બોલ છે નહિ ૨૧ જો તમારા ૨૨-૨૨ આ મારૂં પુષ્પ ૨૩ અહીં રુક્મિણી ઉક્ત સંસ્કરણમાં નીચલું વાક્ય વધારે છે:—મેં તો એવાં ઘણાં ય દીઠાં છે અને ધાર્યાં છે ૨૪ પહેરનારી ૨૫-૨૫ આમ ને આમ ૨૬ કરમમાં તો ૨૭ કરજે ૨૮ અહીં રુક્મિણી ઉક્ત સંસ્કરણમાં નીચલું વાક્ય વધારે છે:—મારી તો ભલાઈના તારા સામું જુએ છે ૨૯-૨૯ વગર બોલ્યે ચાલ્યા જવું! ૩૦-૩૦ પુષ્પથી જો સુખ થતું હોય તો તે ૩૧-૩૧ આ બે શબ્દ વચ્ચે સંસ્કરણમાં 'આપને કાંઈ મૂકી' એ વળી બોલ વધારે છે

[૩૧]ઘડી. જો[૩૨] હું [૩૨]આવા જાણુત,[૩૩] તો સો ભવ કુંવારી રહેત, પણ તમને ના પરણુત. અરેરે, પ્રભુ, મારો તો ભવ જ છૂટી પડ્યો![૩૪]

૧૯૦ કૃષ્ણદેવ—શું, ત્યારે મારે એના સામું ન જ જોવું?—જેણે મારે કાજે માબાપ, ભાઈભાંડુ, સર્વે તજ્યાં અને એક મારા પર દૃઢ શ્રદ્ધા રાખી. તેં તારી જાતે જ જોયું કની, કે એ મારૂં વચન કેવું પાળે છે?

૧૯૧ સત્યભામા—કોણ તમને ના કહે છે?—જાવ ને તેને તહીં જઈ સત્તર દહાડા પડ્યા રો'. તમને કોણ ચોખા મૂકી બોલા'વા આવ્યું'તું? એણે તો માબાપને તજ્યાં છે અને મેં તો બાપ[૩૫] તમારે કાજે જ મરાવ્યા છે. મારા જેવી શ્રદ્ધા રાખનારી તો કોઈએ મળનારી નથી. મારૂં ય મનમાન્યું થાય તો, એક વાર તો શું, પણ સો વાર વચન પાળનારી થાઉં. પણ, હાય હાય, આ[૩૬] કરમગાં એ ક્યાંથી?

૧૯૨ કૃષ્ણદેવ—કકાસ જ કરવો, તેને શું લેવા જવું પડે તેવું છે? [૩૭]જે તે[૩૭] બોલવું.

૧૯૩ સત્યભામા પર્યંકના પાયામાં માથુ પછાડી—શું, ત્યારે મારૂં જૂઠું અને એનું સાચું? (રુદન કરી) માડી! તેં ગળથુથીમાં વિષ ઘોળી શે ન [૩૮]પાયું? મેં[૩૮] તે પુર્વજન્મે શાં પાપ કર્યાં હશે કે આ સકરમીને પાલે પડી?

૧૯૪ કૃષ્ણદેવ—અકર્મીને પાલે પડી હોત, તો ચૌદમું રત્ન ક્યારનું ય અંગેઅંગે ઓપી રહ્યું હોત!

૧૯૫ સત્યભામા—એ[૩૯] મારવાનો હોત, તો મારી નાખત; પણ આમ રીબાવી રીબાવીને તો હાડ ગાળત નહિ. મારવી હોય, તો મારો. પણ વેરવી થઈ વેણબાણ મારતા રહો પ્રભુ તમારૂં ભલું કરશે.

૧૯૬ કૃષ્ણદેવ—અમારા ઉપર તો ફૂલ[૪૦] વરસતાં હશે!

૧૯૭ સત્યભામા દાંત પીસી [૪૧]માથુ કૂટતી પૃથ્વી પર પડતુ મૂકી—હાય! મુઓ જીવે વેરવી થઈ લાગ્યો છે, કે જતો નથી. (એટલું બોલી મોટેથી રુદન કરે છે.)

૧૯૮ કૃષ્ણદેવ નિઃશ્વાસ નાખી મન સાથે[૪૨]—

---

૩૨-૩૨ આ બે બોલ વચ્ચે સંસ્કરણમાં નીચલો ભાગ વધારે છે:—તેય જાદવજીના ક્યાં જાણવામાં છે? ૩૩-૩૩ આ બે શબ્દ વચ્ચે સંસ્કરણમાં નીચલા શબ્દ વધારે છે:—જન્મજન્માંતરમાં તમને ૩૪ અહીં રુક્મિણિને છેડે સંસ્કરણમાં નીચલો ભાગ વધારે છે—તીર્થથી ઉંધુ લુચ્ચે છે કોણ? પેટ ભરાયું એટલે પારકું ભરાયું! ૩૫ માબાપ ૩૬ આ અકર્મીના ૩૭-૩૭ જ્યાં ત્યાં ૩૮-૩૮ આ બે બોલ વચ્ચે સંસ્કરણમાં નીચેનો ભાગ વધારે છે:—હાય હાય! શું આ કસાઈવાડેથી ગાયને છોડાવનાર કોઈએ નથી? ઓ માડી! ૩૯ મુઓ ૪૦ ફૂલાં ૪૧ માથું અને છાતી ૪૨ અહીં રુક્મિણિના આરંભે સંસ્કરણમાં નીચેનું વાક્ય વધારે છે—હવે હું કેમ કરું!

[ શાર્દૂલવિક્રીડિત ]

માયાએ કરિયો મને કયમ કરી આ દ્વૈતવાદી અહા!
[૪૩]હા અદ્વૈત ગયું; થયું દુઃખ. [૪૪]અરે માયા! ન [૪૫]જાયા વહા.
[૪૬]રે રે જીવ! જરૂર જાણી[૪૬] સુખ છે. અદ્વૈત ધર્મ મહા,[૪૭]
વે'લો થા, વચળે ચળે ચપળના-ના[૪૮] કામ[૪૮] કાચું સહા.

૧૪૯ સત્યભામા—હવે[૪૯] તો[૫૦] જીભ કરડીને મરૂં છું. (એટલું બાલી જીભ કાઢી દાંત વચ્ચે દાબે છે.)

૧૫૦ કૃષ્ણદેવ આમશ આશરા કને જઈ—હાં હાં, પ્રિયા, આમ તે થાય! જા, તું કહે તે મારે કરવું અને તું જે માગે તે આણી આપવું. ઊઠય ઊઠય; અને ક્લેશ તજી જે જોઈશે તે માગી લે. (એટલું કહી સત્યભામાને બેઠી કરે છે)

૧૫૧ સત્યભામા—જાવ જાવ. તમે શું આપનારા છો? જેને બોલે બોલ નહિ, તેની સાથે જીવતર ગાળવામાં શો માલ?[૫૧]

૧૫૨ કૃષ્ણદેવ—અયિ પ્રિયે! હું તને સત્ય કહું છું કે જા, તું જે માગીશ તે તને આપીશ. [૫૨]હવે પ્રાતઃકાળ થવા [૫૨]આવ્યો છે. માટે[૫૩] ક્લેશ તજી શાંતિ ધારણ કર્ય.[૫૪]

[ સ્રગ્ધરા ]

જો વાયે છે, વનિતા, સમીર શીતળ આ [૫૫]હૂકડૂકૂ પરાળાં[૫૫]
[૫૬]ઓલે. મોતી[૫૬] થયાં છે [૫૭]વળી [૫૭]હિમજળનાં. [૫૮]એ નભશે[૫૮] મરાળા.
[૫૯]રોતી રે', રે[૫૯] પ્રિયા, તું; [૬૦]નયનજળતણાં મોતી[૬૦] શે'શે ગરાળાં.
માગો માગો, મરાળે! સુખવધુ અરપું. ક્લેશ ત્યાગો કરાળા.

૧૫૩ સત્યભામા સવાર થવા આવ્યું જોઈ—આર્યપુત્ર! ભોળી તો હું જ છું. જેમ ઠગશો તેમ ઠગાઈશ.

૧૫૪ કૃષ્ણદેવ—અયિ પ્રિયે! જા તું જે માગીશ તે હું તને આપીશ. (એમ કહી મુખ ઊંચું કરી ચુંબન કરે છે.)

૧૫૫ સત્યભામા—જોજો, આર્યપુત્ર! હવે કંઈ કપટ કરશો, તો હું મારો જીવ આપ્યા વગર રહેનારી નથી. તમે જ્યારે માગવાનું કહ્યું, ત્યારે હું જે માગીશ તે આપવું પડશે.

---

૪૩ રે ૪૪ મને ૪૫ કાયા ૪૬-૪૬ જાણી જા જીવ! તો જરા ૪૭ નહી ૪૮-૪૮ કામે ન ૪૯ આ શબ્દના પૂર્વે ઉક્તિના આરંભે સંસ્કરણમાં નીચેનું વાક્ય વધારે છે:— શું હજુ એ વમે શાર્યો કરો છે કે? ૫૦ તો તમામ દેખતાં જ ૫૧ અહીં ઉક્તિને છેડે સંસ્કરણમાં નીચેનો ભાગ વધારે છે:—ક્યી નખોદણે આ સંસાર માંડ્યો હશે કે આવાનાં હું ઠુંસાં ખાઈ પેટ ભરવું પડે છે? પેટમાં પૂળો ય કોને નથી કે કોઈનાં એશિયાળાં ન થવું પડે! ૫૨ કિંતુ હવે ૫૩-૫૩ આવ્યો માટે ૫૪ અહીં ઉક્તિને છેડે સંસ્કરણમાં 'લે આ' એટલું વધારે છે. ૫૫-૫૫ પક્ષી બોલે રસાળાં ૫૬-૫૬ લે આ મોતી ૫૭-૫૭ હિમકણ ૫૮-૫૮ જગશે શું ૫૯-૫૯ લે રોતી રે' ૬૦-૬૦ નિકર નયનથી; અશ્રુ

૧૫૬ કૃષ્ણદેવ આલિંગન દઈ—પ્રિયા ! જે માગવું હોય તે માગી લે. (એમ કહી સત્યભામાના શરીરને ચોટેલી રજ લૂછી નાખે છે.)

૧૫૭ સત્યભામા—જો મારા [61]મ્હોવું માગ્યું[61] આપતા હો, તો[62] મારે તો [63]પારિજાતક ઝાડ જોઈયે છે[63]; અને તે લાવી મારે મારા ચોકમાં રોપવું છે. (કૃષ્ણદેવના સામું જોઈ) કેમ તોબરો ચઢચો ?

૧૫૮ કૃષ્ણદેવ—[64]પ્રિયા ! કંઈ[64] મ્હોમાં માય એવું બોલે, તો જ માગ્યું અપાય. મેં કહ્યું, માગો; ત્યારે માગી માગીને માગ્યુ તો ઠીક !

૧૫૯ સત્યભામા—શું ? ત્યારે નહિ આણી આપો ? જો એ આણી આપવાની ના કહો, તો સૂરજ ઉગ્યે આ સત્યભામાનું મ્હોડું તમે જુઓ એ વાતનાં તો છેટાં જ સમજવાં.[65]

૧૬૦ કૃષ્ણદેવ—આ બધું નભ નીચે લાવવાનુ કેમ ન માગ્યું ?[66]

૧૬૧ સત્યભામા કેશપાશ છોડી—માગ્યુ આપીશ કહી હવે "નહિ અપાય" એમ કહો, [67]એટલે હું[67] દાન દેનારી થઈ મારા પ્રાણ તમને અર્પણ કરૂં.

૧૬૨ કૃષ્ણદેવ—પ્રિયા ! આમ [68]હઠ કરવી, તે શા કામની ? પારિજાતક દ્રુમ સ્વર્ગમાં છે. એ તે હું તને અહીં શી રીતે આણી આપું ?

૧૬૩ સત્યભામા—[69]જેમ [70]ગુરુપત્નીનો દીકરો આણી આપ્યો હતો,[70] તેમ મને આણી આપો. મેં કંઈ એથી વધારે માગ્યુ નથી.

૧૬૪ કૃષ્ણદેવ સસ્મિત—વારૂ, ત્યારે, આણી આપીશ.

૧૬૫ સત્યભામા—તમને અહીંથી જવા દેનાર કોણ છે ? અહીં બેઠાં બેઠાં જ આણી આપો.

૧૬૬ કૃષ્ણદેવ—ગયા વગર તે કંઈ આવે ? એ લેવા તો મારે સ્વર્ગ સુધી જવું પડશે.

૧૬૭ સત્યભામા—તમે[71] પારિજાતક લેવા સ્વર્ગમાં જશો અને અમે અહીં ચઢયાંઉતર્યાં મ્હો જોવા નરકમાં પડયાં રહીશું ? તમને મારે કાર્યે ગયા સાંભળી તમારાં માબાપને ફુંગરાવી, જો હું [72]એકલી પાછળ રહું[72] તો, મને પૂરી જ કરી નાખે.[73] હું તો કદી એ તમારા વિના રહેનારી નથી. મને સાથે રાખી મ્હોમાગ્યુ આપવું પડશે.

---

૬૧–૬૧ મનમાન્યું ૬૨ તો આપો ૬૩–૬૩ પારિજાતકનું ફૂલવાળું ઝાડ જોઇએ છીએ ૬૪–૬૪ આ બે શબ્દ વચ્ચે સંસ્કરણમાં નીચલો ભાગ વધારે છે '—હુ તો કહીશ કે સવિતાને લાવી મારી સોડ્યમાં ઊગાડો ૬૫ અહી ઉક્તિને છેડે સસ્કરણમાં નીચનૂં વાક્ય વધારે છે '—કેમ આણી આપો છો કે નહિ ? ૬૬ અહી ઉક્તિને છેડે સસ્કરણમા નીચેનૂ વાક્ય વધારે છે :—ભૂલ્ય થઇ હોય તો સુધારી ફરી માગી લે ૬૭–૬૭ આ બે બોલ વચ્ચે સસ્કરણમાં 'તમારા દેખતાં જ' એટલા શબ્દ વધારેછે ૬૮ સીહઠ ૬૯ ૦ ૭૦–૭૦ ગોપીઓના મનગમતા અને ગુરુપત્નીનાં છોકરા આણી આપ્યાં હતા, ૭૧ – તમે સ્વદેહે ૭૨ એકલી પડું ૭૩ નાખે તો

૧૬૮ કૃષ્ણદેવ પૂર્ણ પ્રભાત થયું જોઈ—વારૂં, પ્રિયા, તારૂં મન પ્રસન્ન કરવા હું તને સાથે રાખીશ.

૧૬૯ સત્યભામા—પણ તે ક્યારે?

૧૭૦ કૃષ્ણદેવ—પ્રિયા [૭૪]આલિંગન દે ત્યારે.

૧૭૧ સત્યભામા લજવાતી લજવાતી કૃષ્ણદેવને આલિંગન દઈ ચુંબન કરી આઘી જતી રહી—આર્યપુત્ર! હવે કેટલી વાર છે?

૧૭૨ કૃષ્ણદેવ ગરુડનું સ્મરણ કરી—પ્રિયા સ્વર્ગમાં શોભે એવો શૃંગાર [૭૫]સજી આવે[૭૫] એટલી.

૧૭૩ સત્યભામા—આ હું તો સજ થઈ [૭૬]આવું.

સત્યભામા હરખાતી શૃંગાર સજવા જાય છે; [૭૭]ને કુતૂહલિગૃહમા યુદ્ધવાદ્ય વાગે છે.[૭૭]

(એવે ગરુડ પ્રવેશ કરે છે.)

૧૭૪ ગરુડ કૃષ્ણદેવને નમન કરી—દેવાધિદેવ! મને શી આજ્ઞા છે?

૧૭૫ કૃષ્ણદેવ—ભૌમાસુરને [૭૮]ભેટી સ્વર્ગમા જવું છે. [૭૯]તે માટે સજ્જ થા.

૧૭૬ ગરુડ—દેવશ્રી આરૂઢ થાય એટલુ જ સજ્જ થવામાં બાકી છે.

એવે સત્યભામા સજ્જ થઈ આવે છે.

૧૭૭ સત્યભામા—આર્યપુત્ર! હું તો આ આવી. હવે તમારી વારે વાર.

૧૭૮ કૃષ્ણદેવ શસ્ત્રાસ્ત્ર સભાળી વસ્ત્ર ટીકઠાક કરી સજ્જ થઈ—ચાલો પ્રિયા, કંઈ પણ વાર નથી.

[એટલું બોલી ગરુડારૂઢ થઈ સત્યભામાને અંકે બેસાડી [૮૦]કૃષ્ણદેવ સિધાવે છે.[૮૦]]

મમન્તુતી

૧૧૮ પરગામથી પરણવા આવેલા વરનાં અને એણે આણેલી જાનના વિવાહ કરાવનાર પક્ષ વખાણ કરે અને વિરોધી પક્ષ વરને અને જાનને વખોડી કાઢે. એના કાથાકબલામાંથી બે પક્ષનાં વઢી પડે. છેવટ એક પક્ષનું કરાણીને વાત પડતી મૂકવાનું કહે એ બનાવને અનુલક્ષીને 'બળ્યો વર અને બળી જાન' એ કથની પ્રચારમાં આવી જણાય છે.

૧૨૦ તમારૂં ફૂલ તમને ગધાય—તમારૂ ફૂલ તમને ગધથી તૃપ્ત કરો, તમારૂં ફૂલ તમે સૂંઘીને તૃપ્ત થાઓ; મારે નથી સૂંઘવું.

૧૨૨ એમ કહેવાથી—મધુકરના દૃષ્ટાંતરૂપ વાક્યથી. રસશાસ્ત્રમાં માનિનીને મનાવવાના ઉપાયમાં સામ એટલે સાંત્વનનાં મીઠા વાક્યોનો પ્રયોગ કર્યો છે. સુખ થાય—રોષ શમી સમાધાન થાય, ક્લેશ ટળે.

૭૪ પ્રેમાલિંગન ૭૫-૭૫ કરી આવું ૭૬ આવી ૭૭-૭૭ યુદ્ધવાદ્ય વાગ્યાની નાટ્યસૂચિ સંસ્કરણમા છે નહિ ૭૮ ભેટી ૭૯ ૦. ૮૦-૮૦ ગરુડારૂઢ થઈ ગોવિંદ પ્રિયા સહ ગમન કરે છે.

૧૨૫ કોઈ વેંત નમે અને કોઈ હાથ નમે—'અક્કડાઈ ન રાખી હું જે અહીં આવી છું તે નમ્રતા છે, વગરનોતરિયાપણું નથી: અને સૌએ વધતી ઓછી નમ્રતા રાખવી; જુઓ ઉક્તિ ૧૨૭, નમીશ નહિ.

૧૨૬ આવું કર્યું નથી—દુષ્ટ માણસ દોરું નમે તેના જેવું કૃત્ય.

૧૨૭ હેરણાં હેરનાર—આતમીચોર, ગુપ્તચર. છાતી પર ઊભાં 'રહેતાં—છાતી સ્હામાં, નજર સમક્ષ, સ્હામે મ્હોએ, છતા થઈને ઊભના.

૧૨૮ કાળજુ કપાઈ જાય એવા સોનામ્હોરના ઉત્તર—અહીં ઉત્તરમાં સોનામ્હોરના મૂલની બહુ જ જલદ ખુરાસાની તલવારનો ઉપચાર ગમ્યમાન છે.

૧૩૦ સજોડ ઘન—વીજળી સહિત મેઘ વીજળી અને મેઘની જોડી ગણાય છે. અહીં 'સજોડ ઘન' શબ્દે સત્યભામા અને કૃષ્ણદેવનું જોડું લક્ષિત છે. વાયુએ વાવું—ખેંચતાણ થવી. રુક્મિણી હાથ ઝાલીને કૃષ્ણદેવને પોતાને મંદિર લેઈ જવા કરે છે, તે કૃત્યનું સૂચન છે. ચપળા—સત્યભામા. ચપળતા—ચમકાટ ભરેલી પ્રકૃતિ. એની—ચપળાની, અર્થાત્ મુગ્ધા સત્યભામાની.

૧૩૨-૩૫. (૧૩૨) એમ ને એમ—અણુઊતરેલૂ, ઘા—ઊતરેલૂં ફૂલ આપવારૂપ અપમાનનો ઘા. (૧૩૫) પૂર્વોત્તર ચપળા—(૧) પૂર્વ દિશાની અને ઉત્તર દિશાની વીજળી; (૨) પ્રથમ પરણેલી રુક્મિણી અને પછીથી પરણેલી સત્યભામા. પ્રલય—વિનાશ, વિવાહકૃત એકતાનો નાશ.

૧૩૮-૧૪૧. (૧૩૮) સુખી થાવ—સુખાળા થાવ, બેસો. (૧૪૧) બાપ મરાવ્યા છે—"અક્રૂર, કૃતવર્મા અને શતધન્વાને મૂકી હૂં તમને વરી અને મારા પિતાએ તમારી સાથે જોડાયના સંબંધથી સંતોષ જણાવ્યો (જુઓ અંક ૪ ઉક્તિ ૧૬૯). તેથી શતધન્વાએ અક્રૂર અને કૃતવર્માની ઉશ્કેરણીથી મારા પિતાનૂ ખૂન કર્યું" આવો ભાવ છે. એ ખૂન બાબત જુઓ ભાગવત। ૧૦૨। ૫૭।

૧૪૩-૧૪૪ (૧૪૩) પાલે—(સ. પલ્લવ વસ્ત્રનો છેડો, ગૃ પાલવ' તેનુ ટૂંકુ રૂપ પાલો) —છેડાછેડીના બંધને. લગ્નમા છેડા ગાંઠે છે ત્યારે કન્યાની ઘાટડીનો છેડો વરના ઉપવસ્ત્રના છેડા સાથે બાંધે છે. સકમાને પાલે પડી—સાકર્મીને વરી. (૧૪૪) ચૌદમું રત્ન—અમૃત; તે ઉપરથી વક્રોક્તિથી વ્યંગ્ય અર્થ ઝેર, તેના ઉપરથી લક્ષ્ય અર્થ ઝેર જેવો પ્રાણઘાતક માર.

૧૪૮ માયાએ—રુક્મિણી અને સત્યભામાને આવરી રહેલી માયાએ. ક્યમ કરી—શી રીતે, કયે પ્રકારે દ્વૈત—આ (એક) પત્ની વ્હાલી અને આ (બીજી) પત્ની વધારે વ્હાલી એવો ભેદભાવ. દ્વૈતવાદી—વ્હાલી અને વધારે વ્હાલીના દ્વૈતવાળો વ્યવહાર રાખનાર. અદ્વૈત—ભેદભાવનો અભાવ. ગયુ—નષ્ટ થયુ, મેં ગૂમાવ્યુ. દુઃખ—કલહ. અરે માયા, ન ભમા વડા—અરે માયા! તૂ પત્નીને ભમાવ નહિ. અદ્વૈત ધર્મ—દ્વૈતની ભ્રાંતિ ટાળી અદ્વૈતબુદ્ધિ પ્રગટાવી, અદ્વૈતનો સિદ્ધાંત સ્થાપવો તે. વ્હેલો થા—કૃષ્ણદેવ વૈશ્વાનર પગલું ભરવા પોતાના જીવને સંબોધે છે. ચપળતા—પ્રાણત્યાગ કરવાનૂ ચાપલ્ય, સાહસ. વચળે—ખરાબ સ્વરૂપ પકડે છે. ચળે—કાણુમાંથી જાય છે. ના કામ કાચુ ગહા—પાકો મજબુત ઉપાય હાથ ધર, કાચો નબળો ઉપાય કામ લાગે નહિ. આ વાક્ય પણ કૃષ્ણદેવે પોતાના જીવનને સંબોધીને ઉચ્ચાર્યું છે.

'ગોકુળના કૃષ્ણ ગોપીઓ ઉપર સામો ન્યૂનાધિકતારહિત પ્રેમ ધરાવતા હતા. દ્વારિકાના કૃષ્ણદેવ પણ રુક્મિણી આદિક સર્વે રાણીઓના ઉપર એવો જ નિર્વિશેષ પ્રેમ

અંતઃકરણથી રાખતા હતા. તે છતાં સત્યભામા ભરમાઈ પારિજાતક માટે દ્રુદ્ર મચાવે છે. તે માથું ફૂટે છે, ભોંય પડતું મૂકે છે અને પ્રાણત્યાગ કરવા તત્પર થાય છે. કૃષ્ણદેવ શું કરવું તેના વિચારમાં પડે છે અને રૂઠેલી પત્નીને મનાવી લેવાને પાકો તાત્કાલિક ઉપાય લેવાના નિર્ણય ઉપર આવે છે. એ ઉપાય શો છે તે આ છઠ્ઠા અંકના અંતે તેની સફળતા સાધવામાં સ્ફુટ થાય છે.

૧૪૬–૧૫૨. (૧૪૯) હવે તો—એટલે કે એમ ને એમ જીવ જતો નથી તેથી. (૧૫૨) શાંતિ ધારણ કર્ય—ઠંડી પડ. સમીર-વાયુ. પરાળા (ફા. પર પીછું)—પક્ષીઓ; અહીં શબ્દ ઉપરથી કૂકડાઓ સૂચિત છે. એ—હિમજળના મોતી. મરાળા—હંસો. નયનજળતણાં મોતી—અશ્રૂ રૂપી મોતી. સત્યભામાની આખ્યમાથી બોર બોર જેવડાં આંસુ પડતાં હતા. ઝાકળનાં ટીપાં તો આંસુથી કદમા બહુ ન્હાના છે તે જણાવવાને હિમજળના મોતીથી નયનજળનાં મોતીનો વ્યતિરેક કર્યો છે; અને એ નયનજળના મોતી હંસો ચરવા ધાશે એવી સભાવના કરી છે. ચરાળા—મોતી ચરનારા પક્ષી, હંસ. ઝ'શે—લેવા ઝડપ મારશે. હંસોની ઝડપનો નિર્દેશ સત્યભામાને ભડકાવી છાની રાખવાના હેતુથી છે. મરાળે—સત્યભામાના ગૌર વર્ણને અનુલક્ષીને આ પદ યોજ્યુ છે.

૧૫૭–૧૭૫. (૧૫૭) તોબરો (ફા. तोबरह ઘોડાને ચંદી આપવા માટેની ચામડાની થેલી; સરખાવો પ્રા. पत्तिआ)—આ શબ્દનો અહીં લાક્ષણિક અર્થમા પ્રયોગ છે. તોબરો ચઢ્યાથી ઘોડાનૂ મ્હો બહુ કદ્રુપૂ દેખાય છે. તેવી રીતે મનમા ભારે નાખુશી કે કચવાટ હોવા થવાથી મ્હોની સિકલ બદલાય છે, ત્યારે તોબરો (અર્થાત્ નાખુશી કે કચવાટનો) ચઢ્યો કહેવાય છે. (૧૫૮) મ્હોમાં માય એવું બોલે, તો જ માગ્યુ અપાય—સરખાવો પાંચાલી-પ્રસન્નાખ્યાનના મંગળાચરણનો ઉત્તર શ્લોક, 'મુખ માય એવુ માગ્ય' ઇત્યાદિ. (૧૬૩) ગુરુપત્નીનો એકનો એક દીકરો કૃષ્ણદેવે જમપુરીથી ગુરુદક્ષિણામા પાછો આણી આપ્યો હતો; જુઓ ह वं. । २ । ३३ ।* (૧૬૭) ચઢ્યા ઊતર્યા મુખ—આ બોલથી ભારે નાખુશી અને ભારે દિલગીરીનૂ સૂચન છે. (૧૬૯, ૧૭૦) ક્યારે ત્યારે બોલમાં વખતનો તેમ જ કરાર કે સંકેતનો અર્થ અહીં છે. પહેલી ઉક્તિમા ક્યારે સમયવાચક અને બીજીમાં સંકેતવાચક છે. (૧૭૫) મેટી (પ્રા मिट्ट, मेट्ट, મ ગોટૂ નાશ કરવો)—ગ્રહીને

## પાઠચર્ચા

### ૬૩૫–૭

૧ સામ 'ઉપાયનો પ્રયોગ કર્યો છે, ભેદનો નથી. માટે સસ્કરણના બેહવચન બદલ સામવચન પાઠ કરેલો છે   ૫–૫ વિનતીરાળૂ વાકય સ્વીકારિયે, તો ઉક્તિ ૧૨૩ માં કૃષ્ણદેવે તેનો જે ઉત્તર આપ્યો છે તે ભાગ પણ સ્વીકારવો પડે. પરતુ તેનો સ્વીકાર કરવાથી ઉક્તિ ૧૨૧ માના અંકુરના દૃષ્ટાન્તવાળા સામવાકયના સામત્વને બાધ લાગે છે એ કારણથી ઉત્તર અગ્રાહ્ય છે. એટલે રુક્મિણીની વિનતીરાળૂ વાકય પણ અગ્રાહ્ય ઠરે છે   ૬–૭ બે શોકયા વચ્ચેના વાદવિવાદમા 'આવડે તેટલુ' બોલિયે નહિ

* હરિવંશમા પુત્ર આણી આપવાની માગણી ગુરુ કરે છે. પ્રેમાનંદના સુદામાચરિત્રમા ગુરુ-પત્નીના મુખમાં એ માગણી મૂકી છે.

અને ભાવે તેટલું જમિયે નહિ' એ શીખામણ અપ્રસક્ત છે. માટે સદર કહેવત મે તજી દીધી છે.

૧૨ દ્વિર્ભાવવાળા 'મ્હોર મ્હોરના' પાઠનું ઔચિત્ય કંઈ જણાતું નથી. સ્પષ્ટતા સારૂ 'સોના મ્હોરના' પાઠ કલ્પ્યો છે. ૧૨-૧૩ સજળ વિશેષણનું ખાસ ઔચિત્ય કંઈ ન જણાયાથી શબ્દ બદલ્યો છે, વળી શોભા કિંવા મહત્તાનો અર્થ વાચ્ય છે, એ સમજથી શોભાને બદલે મોભાને પાઠ કલ્પ્યો છે. ૧૫ હું સારી રીતે સમજું છું અને સમજી પણ ખરી; એમ છતાં—દેખીતી પુનરુક્તિ ટાળવા પૂરતો ફેરફાર મે ન છૂટકે કર્યો છે.

૨૩ આવાં એટલે પારિજાતક જેવાં ફૂલ તો રુક્મિણીએ દીઠાં કે માથે ઘાલ્યાં હોવાનો સંભવ ન હોવાથી વધારાનું વાક્ય મે તજી દીધું છે ૨૮ મારી તો બલારાત ૦—આ વાચિક અભિનયનો ભાવ લોયને પગની ઠોકર મારવા રૂપ આંગિક અભિનયમા અપાયલો હોવાથી મે પ્રસ્તુત વાક્ય ટાળી નાખ્યું છે. ૩૦-૩૦ પુનરુક્તિ થતી અટકાવવા પાઠટિપ્પણીમા નોંધેલ બોલનો ત્યાગ કર્યો છે.

૩૧ જતી વખતે આસ્યતામ્ (=બેસો) એવા અર્થનૂ 'સુખી થાવ' વચન 'મોજ કરો'ના અર્થમા કડવાકીમા કહેલૂ સમજનારે 'અમને કાઢી મૂકી' બોલ ઉમેરેલા લાગે છે, તે ત્યાજ્ય છે. ૩૨-૩૪ આ ત્રણ ઉમેરાને લીધે ઉક્તિ ૧૩૯મા સમાવેલ વિચારોનો સમન્વય દુર્ઘટ બને છે. પારિજાતક પુષ્પના પ્રસંગથી સત્યભામા પોતાના ઉપર અને રુક્મિણીના ઉપર કૃષ્ણદેવના પ્રેમમા ભેદભાવ દેખે છે. વળી નારદે બે ફૂલ આપ્યાના જૂઠાણાથી તે પ્રજળી ઊઠે છે અને તેના મુખમાથી ભવ ફૂટી પડયાનો ઉદ્ગાર નીકળે છે ઉક્તિ ૧૪૩મા તે પૂર્વજન્મના ઘોર પાપ કલ્પી બળાપો કરે છે ઉક્તિ ૧૪૬ મા તો જીવતરથી છેક જ કંટાળી તે જીભ કરડીને મરવા તત્પર થાય છે. સંવિધાનનો આવેગભર્યો ઝોક વિચારના ઉપર કહેલા ત્રણ ઉમેરાને ઉક્તિ ૧૩૯મા સ્થાન નથી. કાર્યની સુશ્લિષ્ટ ઝડપબાધ ગતિમા તે આડા આવે છે. કૃષ્ણદેવના જૂઠાણા બાબત તેમના ખભા ઝાલી ખખડાવતી સત્યભામા તેમને લડતી હોય એવી રીતે સંબોધે છે એ પણ અઘટતૂ અને અસંભવિત છે. સત્યભામા કૃષ્ણદેવને ગરજમતલબી કેમ કહે છે તે અસ્પષ્ટ છે. 'પેટ ભરાયુ એટલે પાટણ ભરાયું' એ કથન તો ગરજમતલબી'થી પણ વધારે અસ્પષ્ટ છે ગરજ તે કદાચિત યાદવકન્યા વરવાની હોય અને મતલબ તે મણિચોરીનુ મિથ્યા કલંક નાબૂદ કરવાની હોય, તે બે મુદ્દા સત્યભામા સાથે વિવાહથી સાધી લેઈ પોતાનો અર્થ સર્યે તૃપ્તિમા કૃષ્ણદેવ સત્યભામાની દરકાર નથી કરતા, એવો બેદરકારીનો ભાવ લોકકથની રૂપ છૂટલા ઉમેરામા વખતે સમાયો હોય તે ત્રણેમાથી એકે સ્હેજમા સૂઝી આવે એવો તો નથી જ. ઉક્ત ઉમેરા ભેગો 'નીચેથી ઊચુ જુએ કોણ?' એ બળનોજ વધારો છે. સંવિધાનની સુશ્લિષ્ટતા ઉપર ધ્યાન રાખી આ બધો ક્ષેપક ભાગ મે તજી દીધો છે.

૩૫ શતધન્વાએ એકલા સત્રાજિત્‌ને જ મારી નાખ્યો હતો, ચારુમતિનૂ ખૂન કર્યું જણાવવામા નથી, જુઓ સમશ્રુતી આ કારણથી માબાપ બદલ બાપ પાઠ મે યોજ્યો છે. ૩૮ પાઠટિપ્પણીમા નોંધેલા વચન અણુછાજતા હોવાથી મે તેનો ત્યાગ કર્યો છે. ૩૯ અપશબ્દ હોવાથી 'મુઓ' તજી દેઈ એ પાઠ મે યોજ્યો છે ૪૦ ફૂલ અશિષ્ટ રૂપ ગણાય છે, તેથી મે ફૂલ રૂપ વાપર્યૂં છે.

૪૭-૪૮ પાઠમા ભણતા તો એકાર એ અક્ષરની છે. પણ એ ભ્રષ્ટતાથી શ્લોક બહુ દુર્બોધ બન્યો છે. એના બીજા ચરણના વચલા ખંડમાના 'મને' બોલથી પહેલા ચરણના 'મને' બોલની પુનરુક્તિ થાય છે તે ટાળવા મે 'અરે' પાઠ યોજ્યો છે. જે 'માયા' બોલ સાથે જોડાઈ સંબોધન અધિકારનો બોધ સ્પષ્ટ કરે છે. રાબોધ્ય 'માયા'ને સંબોધક કૃષ્ણદેવ હવાને એટલે એમની જાતને ન વહાવાનૂ કહેતા હોય એવા અર્થનો 'માયા ન કયા વહા' પાઠ સંસ્કરણમા આપ્યો છે. પરંતુ માયાનૂ આવરણ દવાઈ પ્રેમના સંબંધમા ,'ણદેવ વિશે દ્વૈતવાદિત્વ વસે છે સત્યભામાના અંતરમા; અને એ સત્યભામા પોતે બન્માય છે આમ હોવથી 'કાયા' બદલ 'નયા' પાઠ મારે કલ્પવો પડયો છે. વળી અદ્વૈત ધર્મ પાળનાર કૃષ્ણદેવ દ્વૈતરહિત પ્રેમથી અજાણ્યા ન હતા, કે પોતાને તે અદ્વૈત ધર્મમા ન્હાવાનો પ્રતિબોધ કરે. આની પહેલી મૂલવણીમા જે કારૂ પ્રાસ છે તેનો નિર્દેશ તો ચોથા ચરણમા

છે. આ સમજથી સ્વતંત્ર વાક્ય બદલી નાખીને અદ્વૈત કર્મનું મહાસુખ વર્ણનારી ખરેઉક્તિ (Phrase) ત્રીજા ચરણમા યોજી છે. વિશેષ માહીતી સારૂ જુઓ સમજુતી. (૪૯) ઉક્તિ ૧૪૧ સત્યભામા પ્રત્યે છેજ નહિ. એમા સત્યભામાનૂ હૃદય ઠારનારો એક પણ છે. (૫૦) બોલ છે નહિ. અર્થાત્ પાઠટિપ્પણીમા નોધેલૂ વાક્ય કોઈ વગર-સમજનારે કરેલો ઉમેરો ઉક્તિ ૧૪૭–૧૪૧મા વકતવ્ય પ્રાણત્યાગ છે. કૃષ્ણ દેખતા કે અણદેખતા એ વિગત બિનજરૂરી, વધારા પડતી છે.

(૫૨) પુનરુક્તિગ્રસ્ત અધમવચન હોવાથી મે પ્રસ્તુત ભાગ તજી દીધો છે. (૫૪) ઉત્તર શ્લોકના પહેલા ચરણની અંદર પાઠટિપ્પણીમા નોધેલા બોલ આવી જાય છે તે કારણથી ઉત્થાનિકાના 'જો આ' બોલ મે તજી દીધા છે. (૫૫) ઉક્તિના ગદ્યભાગમા પ્રાતકાળ થવા આવ્યો કહ્યો છે તે સમયે બોલનાર પક્ષી કુકડો હોવાથી પ્રસ્તુત ફેરફાર સરળતા અને સ્પષ્ટતાની ખાતર કર્યો છે. (૫૭) હિમકણજળ એ પ્રયોગમા વદતો વ્યાઘાત: દોષ છે. (૫૯) કાકુ પ્રશ્ન નિરર્થક છે (૬૦) ગધ્દસ્યના સવાદી કરવા 'નયનજળતણા મોતી' એવો પાઠ કલ્પ્યો છે

(૬૩) પારિજાતકનુ ફૂલવાળુ ઝાડ એ પ્રયોગમા 'ફુલવાળુ' પદ પ્રસ્તુત દિવ્યવૃક્ષ કવચિત અપુષ્પિત હોવાની ભ્રાતિ ઉપજે છે. એ કારણથી વાધા ભરેલો ફૂલવાળુ બોલ મે તજી દીધો છે. (૬૪) તાજા મનામણના સમયમા પાઠટિપ્પણીમા નોધેલૂ વાક્ય કડક લાગવાથી ટાળી નાખ્યૂ છે. (૬૫) રામતા રોષમા દમદાટીના બોલને સ્થાન હોય નહિ એવી સમજથી 'કેમ, આણી આપો છો કે નહિ?' એ વાક્ય મેં તજી દીધૂં છે. ૬૬ પાઠટિપ્પણીમા નોધેલા વાક્યની પૂર્વે યોજેલૂ વાક્યજ મૂળે કઈક કડક છે તે પ્રસ્તુત વધારાથી વધારે કડક થઈ જાય છે તેથી તેનો ત્યાગ કર્યો છે. (૬૭) પાઠટિપ્પણીમા આપેલૂં વાક્ય બહુ કરડાકી ભરેલૂ અને કવખતનૂ છે; માટે તે કબુલ રાખ્યૂ નથી. (૬૮) સ્ત્રીહઠ શબ્દના પ્રયોગથી સ્ત્રીજાતિના સ્વભાવ ઉપર આક્ષેપ આવે છે. તેથી એકલો હઠ બોલ તેને સ્થાને મૂક્યો છે. (૬૯) ભાગવત પુરાણના દશમ સ્કંધમા શ્રીકૃષ્ણે ગોપીઓના મનગમતા આણી આપ્યાનો પ્રસંગ જોવામા આવતો નથી. તે કારણથી આધાર વગરનો ઉમેરો મે તજી દીધો છે. એકવીસમા અધ્યાયમાં ભગવાન રાસ રમવાનૂ ગોપીઓને વચન આપે છે, તે તો કાત્યાયનીવ્રતનૂં ફળ છે એ પ્રસ્તાવને ગુરુપત્નીનો મૃત પુત્ર આણી આપવાના લોકોત્તર ચરિત્રની હરોળમા ન મૂકી શકાય; અને એ પ્રસંગ 'આણી આપ્યો' કહેવાય નહિ. (૭૦) ગુરુપત્નીને એકજ પુત્ર હતો તે જ્હેરો મરી ગયો હતો. બહુવચનવાળો પાઠ ખોટો છે.

૭૪ ઉત્તર નાટ્યસૂચિમા આલિંગનપાઠ છે. તેની સાથે એકતા સાચવવા મે સસ્કરણનો પ્રેમાલિંગન પાઠ સ્હેજ ફેરવ્યો છે. ૭૯ નાટ્યસૂચિ સાદી અને ટૂંકી જોઇયે. એ કારણને અનૂકુળ ઘટિત ફેરફાર કરેલ છે.

—o—

# તમે ગયાં ?

મનસુખલાલ મ. ઝવેરી

તમે ગયાં ?
ને ના ફરી કદિ તમે અહીં આવવાનાં ?
ના શું ફરી તમ સ્મિતે અજવાળવાનાં
અન્ધાર આ હૃદયના ? કદિ ન'આવવાનાં ?

ના આવશો ?
ના આવશો, મન ન જો તમ માનતું; ને
પ્રેરે ન ઊર્મિ રસની ઉરને તમારાં;
ના આવશો પ્રિયતમે ! અહીંયાં પરાણે,
માને ન મારું મન યે કદિ દંભ એવે.

ક્યારે ય હું નહિ મથું તમ ખેંચવાને
હૈયાતણા પ્રવહને મુજ મેર, કે ના
ઝૂરીશ લેશ પણ હું તમ દર્શ કાજે;
બાળીશ ના મુજ મનોરથસાધવીને
હું વન્ધ્ય શોકતણી ઝાળ ભૂખાળવીમાં.

ભલું નહિ જ એથી શું પરમ ભવ્ય નૈરાશ્ય કો,
જહીં ન કદિ વંચના વિષભરેલ વ્યાપી શકે ?
ન ઘાત પ્રતિઘાતનાં તુમુલ દ્વન્દ્વ જેમમાં મચે ?
પ્રસન્ન ઉરની ન જ્યાં કદિય સ્વસ્થતા ઓસરે ?

અને છતાં મગળ આશતારિકા
ઝગી રહે જ્યાં નિજ તેજ પાથરી,
સિંચાઈ નિત્યે સ્મૃતિનાં અમીથી,
સજીવ જ્યાં રહે નિત પ્રાણમંજરી.

એવાં અમ્રતથી હું યે સાચવી આશવલ્લરી,
તમ કાજ સદા મારું હૈયું રાખીશ શુદ્ધ હું.
કે જ્યારે યે તમ પદ વળે તે ભણી, તે ઘડી આ
હૈયું મારું નિજ સરળતા પાથરી મુગ્ધ ભાવે,
ઝીલી રહે માનિની ઓ ! તમ ચરણતણાં કુંકુમોકેરું કાવ્ય !

# લગ્નજીવન

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

મહાત્મા ટૉલ્સ્ટૉય લિખિત આ પુસ્તક (લગ્નસુખ) એનાં આગલાં સઘળાં પુસ્તકો કરતાં એક બાબતમાં સાવ જુદી જ જાતનું છે. આગલાં પુસ્તકો ટૉલ્સ્ટૉયના ઉત્તર જીવનમાં રચાએલાં, ત્યારે જે *Family Happiness* નામે વાર્તાનો અનુવાદ આંહીં રજૂ કર્યો છે તે ટૉલ્સ્ટૉય દીનબંધુ કે મહાત્મા નહિ બનેલા અને કેવળ શુદ્ધ સાહિત્યકાર જ હતા એવા એના પૂર્વજીવનના છેક પ્રારંભના દિવસોમાં રચાએલી. પણ આમ પૂર્વાશ્રમની કૃતિ હોવા છતાં એના ઉત્તરજીવનના કેટલાક મુખ્ય મુખ્ય સિદ્ધાન્તો તો આમાં પણ બીજરૂપે રહેલા જોઈ શકાય છે. વસ્તુતઃ ટૉલ્સ્ટૉયના જીવનમાં કેટલાક લોકો ધારી લે છે તેમ સર્વથા ઊલટસૂલટ ગણાય એવો વિચારવ્યત્યય કદી થએલો જ નહિ. એના જીવનમાં તો મૂળથી જ બે વિચારપ્રવાહો સાથે સાથે વહી રહ્યા હતા, અને એના પૂર્વ ને ઉત્તર જીવન વચ્ચે જે ભેદ માલૂમ પડે છે તે કોઈ મૂલગામી પરિવર્તનનું નહિ પણ મૂળથી જ સાથે સાથે વહી રહેલા એ બે વિચારપ્રવાહોમાંથી એક કે બીજાને એમાં જે પ્રાધાન્ય મળેલું તેનું જ પરિણામ છે. બાકી ઉત્તરકાળના ટૉલ્સ્ટૉય પ્રથમથી જ પૂર્વકાળના ટૉલ્સ્ટૉયમાં અંતર્હિત હતા, ને એ અંતર્હિતને આવિષ્કૃત ને ઉત્કટ બનાવવા એ જ એના ઉત્તર જીવનની મુખ્ય પ્રવૃત્તિ હતી. ઉદાહરણ તરીકે આ વાર્તા એણે એકત્રીસ વરસની વયે લખેલી, અને છતાં ગરીબો પ્રત્યેની એની ઊંડી અનુકંપા, તેમની સેવા કરવાનો એનો ઉત્સાહ, અને અન્યને ખાતર જીવવામાં જ સાચું સુખ રહેલું છે એવું એનું મન્તવ્ય, આ સઘળું જે 'નવો અવતાર' વગેરે એની પાછલી જિન્દગીની કૃતિઓમાં બહુ પ્રબળ સ્વરૂપમાં પ્રકટ થયું છે તે સૂક્ષ્મ સ્વરૂપે તો આમાં પણ મોજૂદ છે. એ જ રીતે લગ્નજીવનની જે વિષમતા એણે પાછળથી 'પ્રેમના દંભ'માં આલેખી છે તે જ આ વાર્તાનો પણ વિષય છે, જોકે આંહીં એનું ચિત્ર 'પ્રેમના દંભ' જેટલું વિકરાળ નહિ પણ સૌમ્ય છે. આ વાર્તા ટૉલ્સ્ટૉયે પોતે હજુ યૌવનના મધ્યમાં હતા, અને લગ્નજીવનનો સારોમાઠો કશો પણ અનુભવ પોતાને નહોતો થયો એ અવસ્થામાં લખેલી, છતાં એમાંનું દૃષ્ટિબિંદુ અનેક વરસોના પરિણીત જીવનને અંતે લખાએલ 'પ્રેમના દંભ'માં છે તેનું તે જ તત્ત્વતઃ તો છે. આ દૃષ્ટિએ આ નાનકડી વાર્તા બહુ અગત્યની છે કારણકે ટૉલ્સ્ટૉયના સિદ્ધાન્તો તો બધા જીવનભર ભોગો ભોગવી ભોગવીને થાકી ગએલા ડોસાએ પરોપદેશે પાંડિત્ય બતાવવા માટે વણી કાઢેલી વાગ્જાળ માત્ર છે એવો જે આક્ષેપ કેટલાંક અબૂઝ માણસો એના પર મૂકે છે તે કેટલો ખોટો છે તે એની ભર જુવાનીના દિવસોની આ વાર્તા ઉપરથી સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

ટૉલ્સ્ટૉયની ઘણીખરી સર્જનકૃતિઓની પેઠે એની આ વાર્તા પણ મુખ્યત્વે સ્વાનુભવમૂલક છે. આના નાયક સર્જી મિખાયલિચની પેઠે ટૉલ્સ્ટૉય પણ બહુ મોટી ઉંમર સુધી પરણેલા નહિ. એમને ઘણીવાર લાગતું કે પોતાનું લગ્નવય ક્યારનું વીતી ગયું છે. પણ એવામાં

ક્રીમિયાના યુદ્ધમાંથી પાછા ફર્યા તે પછીના દિવસોમાં, પોતાના વાલીપણા નીચે રહેલી પડોશના એક જાગીરદારની . વાલેરિયા નામે અઢારેક વરસની પુત્રીથી એ આકર્ષાએલા, અને ૧૮૫૬ના ઑગસ્ટથી '૫૭ના જાન્યુઆરી સુધીના પાંચેક મહીના એમનો સંબંધ એવો નિકટ ને ગાઢ હતો કે ગમે તે ક્ષણે એમનો વિવાહ મળે એમ સૌને લાગતું હતું. પણ એ સંબંધ આખરે અલ્પકાલીન જ નીવડેલો. કેમકે ટૉલ્સ્ટૉયને કેવળ રૂપસૌન્દર્યનો મોહ નહોતો, પણ સાથે ગુણસાન્દર્ય પણ એને જોઈતું હતું, અને તે વાલેરિયામાં એમને દેખાયું નહિ, એટલે એ સંબંધ સ્થાયી રૂપ પકડી શક્યો નહિ. પોતાની અને વાલેરિયાની જીવનદૃષ્ટિ વચ્ચે પણ ટૉલ્સ્ટૉયને જબરો ભેદ માલૂમ પડેલો. પોતાને સાદાઈ ગમતી હતી, ત્યારે વાલેરિયા પહેરવા ઓઢવામાં ભારે છકેલી હતી. પોતાને શહેરી સમાજ અને નૃત્યસમારંભો વગેરેનો કંટાળો હતો, ત્યારે વાલેરિયા એ બધાની ભારે શોખીન હતી. આવા સંજોગોમાં એ લગ્ન સુખજનક નહિ નીવડે એમ લાગતાં ટૉલ્સ્ટૉયે એ જાળ તોડી નાખેલી. આંહી વાર્તામાં ટૉલ્સ્ટૉયે એ સંબંધ એમ અધવચથી તોડી ન નાખતાં આગળ ચાલુ રાખ્યો છે, અને એ દ્વારા પોતે વાલેરિયાને પરણેલ હોત તો પોતાનું લગ્નજીવન કેવું નીવડત તેની પૂર્વકલ્પનારૂપે જાણે કે આ આખી કથા એમણે રચી છે.

આમ મૂળે પોતાની જાતને જ ચેતવણી આપવાની વૃત્તિમાંથી જન્મેલી આ વાર્તા સમસ્ત જનસમાજને પણ લગ્નવિષયમાં કેટલીક ગભીર ચેતવણી આપે એવી બની છે. 'અલ્યા, જોજે હો, એ વાલેરિયાને પરણ્યો તો પસ્તાવું પડશે,' એમ જેમ એ કુમારિકાના સંબંધમાં એમને થએલું, તેમ 'અલ્યા, જોજે હો, પરણ્યો તો પસ્તાવું પડશે,' એમ સામાન્ય વાચકને પણ આ વાર્તા જાણે કે કહી રહી છે. લગ્નજીવન એટલે કોઈ અલૌકિક આનંદમય અવસ્થા, એક પ્રેમ કરીને પરણ્યા એટલે બસ, પછી એમાં પતિપત્નીએ કંઈ જ નહિ કરવાનું, અને એ આદિપ્રેમને જ પરિણામે સતત સુખના લહાવા આપોઆપ મળ્યા કરવાના, એવી માન્યતા જગતના ઘણાખરા કૌતુકપ્રિય સાહિત્યસર્જકોએ યુવાન હૃદયોમાં અનેક વરસોથી રોપ્યા કરી છે. આનું પરિણામ એ આવે છે કે માનવહૃદય અને જગવ્યવહારથી અપરિચિત એવા મુગ્ધ તરુણતરુણીઓ કોઈ લોકોત્તર પ્રકારનું સુખ માણવાની આશાથી લગ્નજીવન માંડે છે, પણ એવું સુખ તો ત્યાં મળતું નથી, એટલે પોતાને હતભાગી ગણીને નિરાશ થઈ જાય છે. ટૉલ્સ્ટૉયની વાસ્તવદર્શી કલા આ ભ્રમણાનું નિરસન કરે છે અને લગ્નવિષયમાં સુસ્થ વલણ કેવું હોવું જોઈએ તે અસરકારક રીતે દર્શાવે છે એ જ આ વાર્તાની મોટામાં મોટી સેવા છે. લગ્નજીવનનાં કેટલાંક ભયસ્થાનોનો આના જેટલો સચોટ ખ્યાલ આપનારી વાર્તા ગુજરાતી સાહિત્યમાં તો છે જ નહિ, અને ઇતર ભાષાના સાહિત્યમાં પણ બહુ થોડી મળશે

ત્યારે એ ભયસ્થાનો કયાં ? પહેલું તો એ કે લગ્નજીવનમાં કોઈ અલૌકિક સુખની આશા રાખવી અને એને અનુપમ સ્વર્ગ જેવું માની લેવું એ હાથે કરીને નિરાશાને નોતરવા બરાબર છે. લગ્નજીવન એ પણ આખરે તો માનવજીવનનો એક ખંડ માત્ર જ છે, અને તેથી માનવપ્રકૃતિ અને—પરિસ્થિતિની મર્યાદાઓથી એ કોઈ પણ રીતે પર ન રહી શકે એ દેખીતું જ છે. એટલે ગમે તેટલા પ્રેમપૂર્વક પરણ્યા પછી પણ લગ્નજીવનમાં કોઈ નહિ ને કોઈ જાતની મુશ્કેલી ઊભી થવાની જ, એક નહિ તો બીજી જાતની અપૂર્ણતા રહી

ગએલી માલૂમ પડવાની જ, અને પહેલેથી ખ્યાલે ન હોય એવી ક્ષતિઓ પણ દેખાવાની જ. તેથી જેઓ સર્વાંગસંપૂર્ણતા કે અસાધારણ સુખની આશા રાખીને પરણશે તેમને તો પસ્તાવો જ થવાનો. કેમકે લગ્નસમયે મદનના ચશ્મા ગમે તેટલો ઓપ આપે તોપણ લગ્નમાં જોડાનાર સ્ત્રીપુરુષ આખરે તો દેવદેવીઓ નહિ પણ અનેક નિર્બળતાઓથી ભરપૂર એવાં માનવીઓ જ છે, એટલે લગ્નજીવનમાં પતિપત્નીના ઉભયના વ્યવહારમાં માનવસ્વભાવની અંતર્ગત મર્યાદાઓને લીધે ઊભી થયા વગર રહે જ નહિ એવી મુશ્કેલીઓ નભાવવાને સૌએ સદાએ તૈયાર રહેવું જ પડશે. આથી જ લગ્ન એ કેવળ કરારનું રૂપ કદી પણ ન લઈ શકે, અમે તો આટલી શરતે જ પરણીશું, અને એટલી શરતો ન પળાઈ તો ખેલ ખલાસ એવો સંબંધ લગ્ન કદી ન હોઇ શકે. જેમ અમુક સંપત્તિ હોય તેને જ હું પરણું અને એ સંપત્તિ રહે ત્યાં સુધી જ મારો એની સાથેનો સંબંધ ચાલુ રહે, ને એ સંપત્તિ ગઈ કે તરત મારે ને એને કંઈ લેવાદેવા નહિ, એ પ્રકારના સંબંધને આપણે લગ્નસંબંધ નહિ પણ વેશ્યાવૃત્તિ જ કહીએ, તેમ અમુક શરતો પળાય તો જ અને ત્યાં સુધી જ સાથે રહેવું એ પ્રકારના સંબંધને પણ લગ્ન કરતાં વેશ્યાવૃત્તિનું નામ જ વિશેષ ઘટે છે. લગ્ન એ તો ખરી રીતે અખંડ સહચાર છે, ચાહે તેટલી અણધારી ક્ષતિઓ કે મુશ્કેલીઓ માલૂમ પડે તોપણ સતત રીતે એક બીજાના પડખે ઊભા રહી પોતાના પ્રેમની ઉષ્માથી પોતાના સાથીને એ ક્ષતિઓ કે મુશ્કેલીઓમાંથી ઉદ્ધારવાનો પ્રયત્ન કરવાની પ્રતિજ્ઞા છે. બાકી પરણનારે લગ્નજીવનમાં કદી પણ પરિપૂર્ણતાની મિથ્યા આશા તો રાખવાની જ નથી. એણે જે કરવાનું છે તે તો એટલું જ કે પોતે જેને પરણવાને તૈયાર થએલ હોય તેને ખાતર ચાહે તેટલી અપૂર્ણતા, ક્ષતિ, કે મુશ્કેલી નભાવી લેવાને પોતે સ્વેચ્છાએ આનંદપૂર્વક તૈયાર થાય એટલો સાહજિક ને દાબ્યો દબાય નહિ એટલો ઉત્કટ પ્રેમ પોતાને તેને માટે છે કે નહિ તેની પૂરી ખાતરી પહેલેથી કરી લેવી, અને એટલો સાહજિક ને ઉત્કટ પ્રેમ હોય તો જ પરણવું, ને એકવાર પરણ્યા પછી લગ્નજીવનમાં કોઈ નહિ ને કોઈ જાતની અપૂર્ણતા તો રહી જ જવાની એ વસ્તુ ધ્યાનમાં રાખીને પરસ્પરને સતત રીતે નભાવ્યા કરવાને તત્પર રહેવું. આ રીતે વધુ પડતી આશા રાખ્યા વગર લગ્નજીવનમાં બને તેટલા અનુકૂળ થઈ રહેવાને મથવું એ જ લગ્નજીવનને સફળ બનાવવાનો સાચો માર્ગ છે.

લગ્નજીવનનું બીજું ભયસ્થાન તે સેવનનકાળનો રાગ આખો ભવ ટકી રહે એવી વ્યર્થ અપેક્ષા છે. વાર્તાની નાયિકા દુઃખી થાય છે તે એની આવી અપેક્ષાને લીધે જ દુઃખી થાય છે, અને એ અપેક્ષા ખોટી છે તેનું એને ભાન થાય છે કે તરત જ એના દુઃખનો અંત આવે છે. અત્યારે યૂરોપ અમેરિકામાં લગ્નવિષયક જે નવા નવા વાદો ઊભા થવા લાગ્યા છે એના મૂળમાં પણ આવી વ્યર્થ અપેક્ષા જ રહેલી છે કે પતિપત્ની વચ્ચે લગ્નસમયે જેટલો રાગ હોય તેટલો જ રાગ પરણ્યા પછી પંદરમે વરસે પણ ટકી રહેવો જોઈએ, અને જ્યાં જ્યાં એવો રાગ ન અનુભવી શકાતો હોય ત્યાં ત્યાં એ લગ્નસંબંધને રદબાતલ ગણીને એવો ઉત્કટ રાગ અનુભવી શકાય તેવો નવો સંબંધ બાંધવો જોઈએ. લગ્ન એ પ્રેમપૂર્ણ સંબંધ હોવો જોઈએ એમાં તો બે મત હોઈ શકે જ નહિ, પણ પ્રેમ હોય માટે રાગ પણ હોય, અને તે પણ પાછો પરણ્યા તે દિવસના જેટલો ઉત્કટ હોય, એ પ્રકારની જે અપેક્ષા રાખવામાં આવે છે તેમાં તો માનવહૃદયનું ચોખ્ખું અજ્ઞાન જ રહેલું

છે કેમકે માનવહૃદયમા તો પ્રેમરૂપી પાણી ગમે તેટલું એક હોય છતા તેમા ભરતી ઓટ તો
ચાલ્યા જ કરે એ સ્વાભાવિક છે એટલે લગ્નજીવનમા મનોમંથન સંવનનકાળના જેટલા
અખંડ રાગની મસ્તીની આશા રાખવી એ ફોગટ જ છે આખો દહાડો ઉપાની રમણીયતા
ટકી રહે એવી માગણી કરનાર જેમ મૂર્ખ છે, તેમ આખું જીવન સંવનનકાળની રાગબદ્ધ
મનોદશા ટકી રહે એવી માગણી કરનાર પણ મૂર્ખ જ છે આજકાલ ઘણા સુશિક્ષિત જોડા
લગ્ન પછી નિરાશ થાય છે તેનું કારણ જ એ છે કે હવે સંવનનને વધુ પડતું મહત્ત્વ
અપાવા લાગ્યું છે, અને એ સંવનનકાળની મીઠાશ ઉપરથી લગ્નજીવન એટલે જાણે નર્યા
ગુલાબની જ સેજ એમ કલ્પી લેવામા આવે છે, પણ એ ગુલાબની પાછળ કાંટા પણ
હોય છે એની જ્યારે પાછળથી ખબર પડે છે ત્યારે પછી સૌ બૂમો પાડવા લાગે છે
માટે જો લગ્નજીવનમા નિરાશ ન થવું હોય તો એમા સદાકાળ સંવનનકાળની રાગમસ્તી
ટકી રહેવાની નથી એ પહેલેથી જ સમજી લેવુ, અને જીવનની પેઠે લગ્નજીવનમા પણ
જે કઈ આરોહ અવરોહ સ્વાભાવિક રીતે જ આવ્યા કરે તેને માટે ચિત્તને પ્રથમથી જ
તૈયાર રાખવું એમ આ વાર્તા કહી રહી છે

આ વાર્તાનું બીજું વક્તવ્ય તે એ કે લગ્નને સુખી બનાવવાને માટે કેવળ પ્રેમભાવ
પૂરતો નથી, પણ એની સાથે ધર્મભાવની પણ એટલી જ આવશ્યકતા છે લગ્ન પ્રેમમૂલક
હોવું જોઈએ, પરણનાર સ્ત્રીપુરુષ વચ્ચે લગ્ન પૂર્વે ગાઢો પરિચય તેમ એ પરિચયને પરિણામે
પરસ્પરને માટે અનન્યપરાયણતા ઉપજાવે એવો સહજ અનિવાર્ય પ્રેમ હોવો જોઈએ એમા
તો શંકા જ નથી ટૉલ્સ્ટૉયે 'પ્રેમના દંભ'મા પ્રેમની કેટલીક વિડંબના કરી છે એ ઉપરથી
એમને મતે લગ્નજીવનમા પ્રેમની અગત્ય જ નથી એમ કોઈ માની લેતું હોય તો એ તેનો
ભ્રમ જ છે ટૉલ્સ્ટૉયે ત્યા જે વિડંબના કરી છે તે તો શુદ્ધ પ્રેમની નહિ પણ પ્રેમનામી
કામવૃત્તિની જ કરી છે એ વાતનો આનંદ તો, ઘણી વાર જ્યા પ્રેમ માની લેવાય છે
ત્યા વસ્તુત સાચા પ્રેમ જેવું કશું હોતું નથી પણ કેવળ કામવાસના જ કામ કરી રહી
હોય છે, અને તેથી એવા પ્રેમના દંભથી પ્રેરાએલા લગ્નનું પરિણામ કેવું વિપરીત આવે
છે તે જ બતાવવાનો છે પણ એ ઉપરથી જૂની ઢબના કશા પ્રેમપરિચય વગરના લાકડે
માંકડું વળગાડનાર લગ્ન ટૉલ્સ્ટૉયની દૃષ્ટિએ ઇષ્ટ છે એવું અનુમાન કોઈએ દોરવાનું
નથી 'સ્ત્રી અને પુરુષ' આદિ એના ઇતર લખાણોમા એણે ઠેરઠેર દર્શાવ્યું છે તેમ સાચો
પ્રેમ એ તો લગ્નની અનિવાર્ય શરત જ છે પ્રેમ વિનાનું કોઈ પણ લગ્ન કદી સુખી થઈ
શકે જ નહિ એ તો વિવાદાતીત વાત છે પણ આ વાર્તા એથી જરા આગળ વધે છે,
અને કહે છે કે જેમ પ્રેમ વિના કોઈ પણ લગ્ન સુખી થઈ શકે નહિ તેમ ધર્મ વિના પણ
કોઈ પણ લગ્ન આખર સુધી સુખી રહી શકે નહિ લગ્ન પૂર્વે પરણનાર વચ્ચે પ્રેમ હોવો
જોઈએ એ તો ચોક્કસ, પણ છતા એ ના પ્રેમ પર મુસ્તાક રહેવું એમા સલામતી નથી
એમ આ વાર્તાની નાયિકાનું પાત્ર આપણને જાણે કે સૂચવી રહ્યું છે એ નાયિકા આપણે
જોઈએ છીએ તેમ સાચા પ્રેમથી પરણે છે, પણ છતા ખરી રીતે જેમા કોઈનો એ દોષ
ન ગણી શકાય એવા કારણોને લીધે એની હૃદયવૃત્તિ ચંચળ બની જાય છે અને એ લગભગ
અધઃપતનની અણી પર આવી પહોચે છે આ પ્રસંગ, પ્રારંભમા ગમે તેટલો પ્રબળ હોય
છતા કેવળ પ્રેમ લગ્નજીવનમા કેટલો અકિંચિત્કર છે અને તેથી તેને અક્ષત રાખવાને માટે
પ્રેમ ઉપરાંત ધર્મબુદ્ધિની પણ કેટલી બધી જરૂર છે તે બતાવી આપે છે. અલબત્ત, શુદ્ધ

પ્રેમ કે શુદ્ધ ધર્મ એ બેમાંથી એક પણ ભાવ જો પતિપત્ની ઉભયના હૃદયમાં યથાર્થ સ્વરૂપમાં અને પૂર્ણ માપમાં હોય તો તે બેમાંથી ગમે-તે એક જ ભાવ પણ લગ્નને સફળ બનાવવાને પૂરતો છે. પણ માનવી એટલે મૂળથી જ કંઈક અપૂર્ણ અને દૂષિત, એટલે માનવજીવનમાં એ ભાવો જોઈએ તેટલા શુદ્ધ કે પૂર્ણ સ્વરૂપમાં ભાગ્યે જ મળવાના. તેથી એ ઉભય ભાવોનું સંયોજન કરવું એ જ લગ્નને સફળ બનાવવાનો એકનો એક ઉપાય છે. લગ્નવિષયમાં અત્યારે જો કોઈ સુધારો આવશ્યક હોય તો તે આ જ છે. કેમકે આપણાં પ્રાચીન લગ્નોમાં એકલા ધર્મ પર ભાર મૂકવામાં આવતો હતો, પણ એકલો ધર્મ કપરો અને નીરસ હોવાથી આજના જમાનામાં એકલા ધર્મ પર યોજાએલાં લગ્નો ટકી શકવાનાં નથી. બીજી બાજૂથી નવી ઢબના લગ્નોમાં એકલા પ્રેમ પર ભાર મૂકવામાં આવે છે, પણ એકલો પ્રેમ ભ્રામક અને અસ્થિરંગી હોવાથી એકલા પ્રેમ પર યોજાએલાં લગ્નો પણ એ જ રીતે ટકી શકવાનાં નથી. તેથી હવે આપણે જે કરવાનું છે તે એ કે આ ઉભય ભાવોનો સમન્વય કરી લગ્નમાં એ બન્નેની સમાન પ્રતિષ્ઠા કરવી. અર્થાત્ પરણવું તો પૂરેપૂરી પરીક્ષા ને પુખ્ત વિચારને અંતે શુદ્ધ પ્રેમના દર્શન થાય ત્યાં જ પરણવું, પણ એક વાર પરણ્યા તો પછી ધર્મબુદ્ધિથી—ધર્મ શબ્દથી આજનો જમાનો સુગાતો હોય તો ખુલાસો કરીએ કે ધર્મબુદ્ધિ એટલે ઈશ્વરપરાયણતા જ એમ અહીં વિવક્ષિત નથી, પણ ધર્મબુદ્ધિ એટલે કર્તવ્યપરાયણતા, અથવા કંઈ નહિ તો છેવટ 'વાંકો તો વાંકો પણ મારો છે ને?' એ પ્રકારની વટ, એટલે જેને મેં પોતે પ્રેમપૂર્વક સ્વીકારેલ છે તેને તો મારાથી કોઈ કાળે દગો દેવાય જ નહિ એ પ્રકારની બુદ્ધિથી—તેને અખંડ રીતે વળગી રહેવું. આપણા પ્રાચીનપંથીઓ કેવળ ધર્મની પાંખ પર જ આધાર રાખીને ઊડવા પ્રયાસ કરે છે, તો આપણા નવીનપંથીઓ કેવળ પ્રેમની પાંખ પર જ આવલાં મારી રહ્યા છે, પણ ટોલ્સ્ટોયની આ વાર્તા સૂચવે છે કે એમ એક જ પાંખે કોઈ લાંબું નભી શકવાનું નથી માટે લગ્નને જો સફળ કરવું હોય તો પ્રેમ અને ધર્મ એ બન્ને પાંખોને એકસરખી સબળ રાખીને સંચરવું.

લગ્નજીવનનાં બીજાં બે ભયસ્થાનો તે પ્રેમનો ગર્વ અને ખોટો સ્વાતંત્ર્યવાદ છે. પ્રેમ એ અત્યંત સુભગ છતાં વેળાએ અત્યંત ભયંકર બની બેસે એવો મનોભાવ છે. જો સતત રીતે સંભાળ રાખવામાં ન આવે તો એને વણસી જતાં વાર લાગતી નથી. અને એમાં સડો પેસે છે તે પણ એવી અકળ રીતે કે ઉપર ઉપરથી જોનારને એ પ્રેમ જ લાગે છતાં પ્રેમથી કેવળ વિપરીત વસ્તુ જ એ બની જાય છે. આવી એક વિપરીત વસ્તુ તે પ્રેમનો ગર્વ છે. પતિપત્ની પ્રારંભમાં પરસ્પર પ્રેમ રાખે છે, એમાંથી ક્રમેક્રમે કેટલીક વાર એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે કે તે પ્રેમ રાખનારને બદલે સામાની પાસેથી પ્રેમની અપેક્ષા રાખનાર બની જાય છે, પોતે દેવ કે દેવીને સ્થાને બેસી રહે, અને સામી વ્યક્તિ પોતાને પૂજ્યા કરે એવી એકલપેટી વૃત્તિ એમના હૃદયમાં પેસે છે, અને પછી એ વૃત્તિ કોઈ વાર ન સંતોષાઈ અથવા ન સંતોષાઈ એવો ભાસ માત્ર થયો કે તરત જ આ વાર્તાની નાયિકાની પેઠે 'હું આટલો બધો પ્રેમ રાખું છું ને મને આમ!' એમ ઓછું આણીને છેડાઈ પડે છે. પણ જેવું આ 'હું આમ ને મને આમ!'નું અહમ્ પેઠું કે તરત પ્રેમ નાઠો જ સમજવો. કેમકે પ્રેમનો જો કોઈ જબરામાં જબરો વેરી હોય તો તે અહંભાવ છે. વસ્તુતઃ પ્રેમ ને અહંભાવ એ બન્ને કદી સાથે રહી શકતા જ નથી. કેમકે શુદ્ધ પ્રેમ એટલે આત્મ-

વિલેપન, તે અહભાવ હોય ત્યાં સંભવતું જ નથી એટલે લગ્નજીવનમાં કોઈ પણ મિષે, કોઈ પણ રૂપમાં, કોઈ પણ બારણેથી આ અહભાવરૂપ પ્રેમશત્રુ પેસી ન જાય તેની સતત સાવચેતી રાખવાની જરૂર છે આજકાલ સ્વાતંત્ર્યસમાનતાના વિચારો લગ્નજીવનમાં વિઘાતક બળ જેવા બની ગયા છે તેનું પણ આ જ કારણ છે તત્ત્વત અને પૃથક્કૃત સ્ત્રી અને પુરુષ બન્ને સમાન છે એમાં શકા નથી લગ્નજીવનમાં પણ કોઈ કોઈનું ગુલામ નથી એમાં પણ શકા નથી પણ લગ્નજીવનમાં જો સ્ત્રી અને પુરુષ ડગલે ને પગલે સ્વાતંત્ર્ય સમાનતાના વિચારો આગળ આણ્યા કરે તો એક દિવસ પણ ભેગું ન રહી શકાય એમાં પણ સાથે સાથે શકા નથી લગ્ન એટલે જ પરસ્પર અનુકૂળ બનીને રહેવાનો સ્વેચ્છાપૂર્વક કરેલો કરાર પણ સ્ત્રી પુરુષ જો ડગલે ને પગલે સ્વાતંત્ર્યસમાનતાનું નાકું પકડીને બેસે તો પછી કોઈ કોઈને અનુકૂળ બનવાની ભાવના જ શાની કરવાનું? અને અનુકૂળ બનવાનો કાળજીપૂર્વક પ્રયાસ ન હોય તો લગ્નજીવન નભી પણ શી રીતે શકવાનું? આજે નવી ઢબના લગ્નોના માર્ગમાં જો કોઈ મોટામાં મોટો અતરાય હોય તો તે આજનો અધકચરો સ્વાતંત્ર્યવાદ છે સ્વાતંત્ર્ય એ બેશક ઉત્તમ વસ્તુ છે, પણ લગ્નમાં એને મર્યાદિત કર્યા વિના ચાલે એમ જ નથી લગ્ન એટલે પ્રેમ, અને પ્રેમ એટલે જ પરવશતા, સ્વેચ્છા-પૂર્વક સ્વીકારેલી પરવશતા અર્થાત્ લગ્ન એટલે સ્વાતંત્ર્યનું પ્રિયજનને ચરણે કરેલું સમર્પણ અલબત્ત, આ સમર્પણ ઉભય પક્ષનું હોવું જોઈએ, એકલી સ્ત્રી આવું સમર્પણ કરે ને પુરુષ બેઠો બેઠો તે સ્વીકારે એવો એનો અર્થ છે જ નહિ પણ લગ્ન એટલે સ્વાતંત્ર્યનું સમર્પણ જ છે એમાં તો શક જ નથી એટલે પછી લગ્ન કરવું અને સાથે સાથે સ્વાતંત્ર્યને એના ઉદ્દામ અર્થમાં વળગી રહેવું એ વદતોવ્યાઘાત જેવું છે તમારે પૂર્ણ સ્વાતંત્ર્ય જોઈતું હોય તો બહેતર છે કે તમે ન પરણો, પણ લગ્નસુખ જોઈતું હોય તો સ્વાતંત્ર્ય પર કાપ મૂકવો જ પડશે આપણે ત્યાં સ્વાતંત્ર્યવાદ હજુ પરદેશથી નવો નવો ચાલ્યો આવે છે, એટલે આ વાત હજુ જોઈએ તેટલી સ્પષ્ટ થઈ નથી, અને તેથી જ નવી પદ્ધતિના લગ્નોમાં એને અંગે વારવાર મુશ્કેલીઓ ઊભી થાય છે, ને જ્યાં સુધી એ પૂરેપૂરી નહિ સમજાય ને નહિ સ્વીકારાય ત્યાં સુધી થયા જ કરવાની લગ્ન એટલે જ સર્વસમર્પણ, બન્ને બાજુનું બિનશરતી સર્વસમર્પણ અને આજના સ્વાતંત્ર્યવાદમાં એ શક્ય નથી, તેથી સ્વાતંત્ર્ય વિશેના આજના ખોટા વિચારોને હાંકી કાઢ્યા વિના લગ્નજીવન કદી સુખી નીવડવાનું નથી અત્યારે આપણી લગ્નસંસ્થાને તેમ કુટુંબસંસ્થાને રોળી નાખનારું જો કોઈ તત્ત્વ હોય તો તે આજનો વણસમજ્યો સ્વાતંત્ર્યવાદ છે એટલે એ બન્ને સંસ્થાઓને જો જીવતી રાખવી હોય, અને ગૃહજીવનની સુંદરતા ને મધુરતા જો જાળવી રાખવી હોય તો એ બન્ને સ્થળેથી એને કાઢી મૂકવો પડશે સમજણપૂર્વક, સ્વેચ્છાપૂર્વક ઘરમાં કોઈ સ્વાતંત્ર્યની વાતો કરવા આવે તો તેની કાનપટ્ટી પકડીને બહાર જ કાઢી મૂકવાનું ઘરમાં વાત સ્નેહ અને સ્વાર્પણની, અથવા સ્વાતંત્ર્યની જ કરવી હોય તો પોતાના નહિ પણ બીજાના સ્વાતંત્ર્યની પોતાને હાથે કુટુંબના કોઈ પણ માણસનું સ્વાતંત્ર્ય હણાય નહિ, એની જ ત્યાં તો સૌએ સદા સભાળ રાખવાની છે લગ્નજીવનમાં પણ સ્વાતંત્ર્યનું સરક્ષણ કરવાની કાળજી રાખવાની છે તે પોતાના નહિ, પણ પોતાના સાથીના પોતાને હાથે પોતાના સાથીના સ્વમાન સ્વાતંત્ર્યને લેશ પણ આંચ ન આવે તેની જ પતિપત્ની ઉભયે સદા સભાળ રાખવાની છે. એ પ્રમાણે જો સૌ પોતાના સહચરના સ્વાતંત્ર્યને માટે કાળજી રાખતું થઈ જાય

તો પ્રેમ અને સ્વાતંત્ર્ય વચ્ચે અત્યારે જે વિરોધ જામે છે તેનો અંત આવે અને અર્વાચીન સ્વાતંત્ર્યવાદને પરિણામે લગ્નસુખ જે જોખમમાં આવી પડ્યું છે તેમાંથી એ ઊગરી જાય.

છેવટે, વાર્તાના અંતભાગમાં ટૉલ્સ્ટૉયે લગ્નજીવનનું એક પરમ રહસ્ય અત્યંત કલામય રીતે પ્રકટ કર્યું છે. છેલ્લા પ્રકરણમાં નાયક નાયિકા પોતાના લગ્નજીવનનું વિષાદપૂર્વક સિંહાવલોકન કરી રહ્યાં છે ત્યાં એમની આયા એમના નાનકડા બાળકને તેડીને આવે છે, એટલે નાયક બોલી ઊઠે છે કે 'હવે આપણી ઊર્મિઓ અને આવેશોનો અંત આવ્યો. માટે એ જૂનું બધું નવેસરથી સજીવન કરવાને બદલે આપણે ખસી જઈને માર્ગ કરવાનો છે —જુઓ, આ ભાઈસાહેબને માટે.' અને આ મિતાક્ષર વાણીમાં એણે લગ્નજીવનને સુખી કરવાનું મહાસત્ય સૂચવી દીધું છે. એ મહાસત્ય તે એ કે દામ્પત્યની વાત્સલ્યમાં પરિણતિ, શૃંગારરસનો વાત્સલ્યરસમાં વિલય એ જ સાચો જીવનવિકાસ છે એટલું જ નહિ, પણ *એ જ લગ્નજીવનના જાતજાતના અસંતોષો ને આવેશોમાંથી ઊગરી જવાનો એકનો એક માર્ગ છે.* આજકાલ માનસશાસ્ત્રને નામે આપણે ત્યાં શૃંગાર અને વિલાસવૃત્તિને વધુ પડતું મહત્ત્વ અપાવા લાગ્યું છે, અને તેને પરિણામે કૃત્રિમ ઉપાયોથી જનનનિરોધ કરીને પણ વાત્સલ્ય બને તેટલું આઘું ઠેલવાના પ્રયાસો થઈ રહ્યા છે, પણ જ્યાં સુધી લગ્નજીવનમાં વાત્સલ્યનો ઉદય નહિ થાય, ત્યાં સુધી પતિપત્નીના હૃદયનો સાચો વિસ્તાર નહિ થાય, અને તેથી હૃદયની સંકુચિતતા અને સ્વાર્થપરાયણતામાંથી જન્મતી મુશ્કેલીઓથી લગ્નજીવન મુક્ત નહિ રહી શકે. એટલે લગ્નજીવનને સુખમય બનાવવું હોય તો પતિપત્નીનું લક્ષ એક બીજામાં અને તેથી પર્યંતે પોતાની જાતમાં જ પરોવાએલું રહે છે ત્યાંથી ખસેડીને તે આત્મેતર—ઉભયેતર—કોઈ તૃતીય પદાર્થમાં કેન્દ્રિત થાય, અને એ તૃતીયને ખાતર પોતે બન્ને જીવે એ પ્રકારનો ઉદારભાવ જન્મે એ આવશ્યક છે. લગ્નજીવનમાં અત્યારે જે ભોગલલુપતા વધવા લાગી છે તે ઓછી થશે અને શૃંગારને પરમોન્નત જીવનક્રમ માનવાની ભ્રમણા ભાંગશે ત્યારે જ એ ઉદારભાવનો જન્મ શક્ય થશે અને ત્યારે જ લગ્નજીવનની યાતનાઓનો અંત આવશે.

પણ ટૉલ્સ્ટૉયની કલાને વિશેષ ભાષ્યની જરૂર નથી. આજે લગ્નનો પ્રશ્ન ચકડોળે ચડ્યો છે અને જાતજાતના વિદેશી વાદો તેને ચૂંથી રહ્યા છે એ વખતે ટૉલ્સ્ટૉયની નિર્મળ તત્ત્વદર્શી કળા એ પ્રશ્ન પર ઘણો પ્રકાશ નાખશે અને કોઈ પણ સુજ્ઞ વાચનારના ચિત્તમાં આ અને આવા બીજા અનેક વિચારો સ્વયમેવ જગાવશે એની ખાતરી છે.* . . .

---

* ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિમાં ટૂંકમાં પ્રસિદ્ધ થનાર 'લગ્નસુખ'નું નિવેદન.

# अनुत्तीर्णस्य छात्रस्य

નરેશ વિ. પંડિત

वन्दे परीक्षकं देवं लेखनीशस्त्रशोभनम् ।
आशुरोषं सुदुस्तोषं दोषान्वेषणतत्परम् ॥
महाविद्यालये छात्रान् पत्रं प्रेक्ष्य प्रवेशयन् ।
लेखनीशस्त्रहस्तस्त्वं प्रतीहारायसे खलु ॥
" परीक्षातरणी " युष्मत्प्रणीता नादृता मया ।
पुनरध्ययनावर्ते तस्माद् ग्रस्तोऽस्मि पाहि माम् ।
तस्करो द्रविणं हर्तुं परितः सर्वमीक्षते ।
भवान् पुनर्गुणान् दातुं तस्माच्चोराद्वर भवान् ॥

भवान्बहूपाधिधरोऽप्यखिन्नः
द्विनेत्रयुक्तोऽप्यसमानदृष्टिः ।
गुणैर्विहीनोऽपि तमोगुणी त्वम्
मन्ये समूहोऽसि विरुद्धतानाम् ॥
कार्यातिभारं विलपन्मुहुर्मुहुः
शनैः शनैः कार्यपथा प्रयासि ।
मार्गे यथा स्याद् बहुभारपीडितः
गच्छन् सशब्दं शकटः पुराणः ॥

दूरीकृताः प्रयत्नेन पुनराविर्भवन्ति ये ।
बालास्तान्कलमास्त्रस्य स्पर्शमात्रेण कृन्तसि ॥

एवं कृतान्तस्य समानधर्मा
भवान् कृतान्तादपि भाग्यशाली ।
एतत्कृतान्तस्य तु धर्ममानम्
युष्माकमेषा पुनरर्थसिद्धिः ॥

सद्य एव विमुच्यन्ते ये त्वां जानन्ति निर्गुणम् ।
ते नूनं पुनरायान्ति येऽविद्यामार्गमाश्रिताः ॥

# નાપાસ થયેલા વિદ્યાર્થીનું

[ પરીક્ષકને ઉદ્દેશીને કાવ્ય ]

લેખનીરૂપી શસ્ત્ર વડે શોભાયમાન, ભૂલ શોધવામાં તત્પર, સહેજ-સહેજમાં ગુસ્સે થઈ જાય એવા અને જેમને પ્રસન્ન કરવા કઠણ છે એવા પરીક્ષકદેવને હું પ્રણામ કરું છું.

પત્ર જોઈ વિદ્યાર્થીને મહાવિદ્યાલયમાં દાખલ કરતા અને હાથમાં લેખનીરૂપી શસ્ત્રવાળા તમે જાણે પ્રતિહારનું કામ કરો છો !

તમે રચેલી ‘ પરીક્ષાની નૌકા ’ ( એકઝામિનેશન ગાઈડ )ની મેં અવગણના કરી તેથી પુનરધ્યયનના વમળમાં ફસાયો છું. મને બચાવો !

ચોર દ્રવ્ય હરવા માટે બધું બરાબર જુએ છે, પણ તમે તો માર્ક આપવા માટે તેમ કરો છો તેથી તમે ચોર કરતાં શ્રેષ્ઠ છો.

તમે અનેક ઉપાધિવાળા હોવા છતાં ખેદ પામતા નથી; બે નેત્રવાળા છતાં અસમ દૃષ્ટિવાળા છો; ( પરીક્ષકને યોગ્ય ) ગુણોથી રહિત છતાં તમોગુણી એવા તમે જાણે પરસ્પરવિરુદ્ધ વસ્તુઓનો સમૂહ છો.

રસ્તામાં કોઈ બહુ ભારભરેલો પુરાણો ખટારો અવાજ કરતો પસાર થતો હોય તેમ તમે કામના અતિશય બોજા વિશે વારંવાર ફરિયાદ કરતા ધીમેધીમે કાર્યપન્થે પ્રયાણ કરો છો.

પ્રયત્નપૂર્વક અનેકવાર દૂર કર્યા છતાં જે વિદ્યાર્થીઓ ( દાઢીના વાળની પેઠે ) વારેવારે આવિર્ભાવ પામે છે (‘ appear ’ થાય છે ) તેમને કલમનાં સ્પર્શમાત્રથી જ તમે કાપી નાખો છો ( નાપાસ કરો છો ).

આમ યમરાજનું કામ કરનારા તમે યમરાજ કરતાં વધારે ભાગ્યશાળી છો. કારણ કે યમરાજનું તો એ કર્તવ્ય જ છે, પણ તમને તો એથી દ્રવ્ય-પ્રાપ્તિ થાય છે.

ગુણશૂન્ય એવા તમને જે ( વિદ્યાર્થીઓ ) ઓળખે છે તે તરત મોક્ષ મેળવે છે ( પાસ થાય છે ); પણ જે અવિદ્યા ( ભણવું નહિ તે ) માર્ગે જાય છે તે નક્કી પાછા આવે છે.

# ઊંઘની પાર

પ્રપન્ન શે. દ

'મોટો ફરી સાદ કરીશ ના તું'
કહી શિશુને ગઈ વાંચવા હું;
માન્યું ન એણે, ખૂબ મસ્તી કીધી,
ગુસ્સે થતાં મેં લપડાક દીધી.

રડયો ઘણું; દાદ ન કાંઈ લીધી,
ચિડાઈને ખૂબ પગો પછાડી
ગયો સૂવાના નિજ ઓરડામાં;
ચાલી પછી ત્યાં જરી તોડફોડ
અને પડી બંધ જરાક વારમાં.

'હશે ઊંઘ્યો એ' મનમાં વિચારી
પાનાં ફરી ફેરવવા હું લાગી,
વાંચી શકી ના—શિશુ ઊંઘતો એ
ખલેલ તોફાનીથીયે વધુ કરે.

શય્યાખંડે નીરવ પગલે હું ગઈ સ્વસ્થતાથી,
જોયો એને પડખું વળીને ઊંઘતો સોડ તાણી;
સૂતેલો એ છીપલી ઠીકરાં કાંકરા પણે કોડી
વેરી નાંખી ચીડથી.અમૂલી આખી સમૃદ્ધિ એની,

બીડયાં નેનો કમળકળીશાં પાંપણો અશ્રુભીની,
ગાલે બિંદુ ઠરી ચમકતાં ધ્રૂસકાં ના શમ્યાં'તાં;
મેં ત્યાં નીચાં વળી જઈ અને બાથમાં ભીડી એને,
હૈયે ચાંપી ફરીફરી ચૂમી અશ્રુઓ લૂછી લીધાં,
કે ત્યાં એને ઉર શમી ગયાં ધ્રૂસકાં ઊંઘમાંયેઃ
ત્યારે જાણ્યું જીવન ધબકે એક જે ઊંઘ પાર!



# જવાહરલાલની આત્મકથા

ગુલાબદાસ બ્રોકર

[ ગતાંકથી ચાલુ ]

મહાત્મા ગાંધી અને જવાહરલાલ વચ્ચેનો સંબંધ હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. સહુ કોઈ જાણે છે કે ગાંધીજીએ કટોકટીના પ્રસંગોએ જવાહરલાલની ઉગ્રતાને તેમના સ્મિતથી અને તેમની સમજાવટથી કેટલી નરમ પાડી દીધી છે. સહુ કોઈ જાણે છે કે જવાહરલાલના આગ્રહથી કેટકેટલા ઉદ્દામવાદી ગણાય એવા ઠરાવો મહાસભા પાસે ગાંધીજીએ પસાર કરાવ્યા છે. ગાંધીજી વિષે જવાહરલાલ શું ધારે છે, તેમની ફિલસૂફી સંબંધી તેમની વલણ શી છે, તેમના તરફ તેમના હૃદયમાં કયા પ્રકારના ભાવો ઊઠે છે, વગેરે જાણવાની લોકોને તીવ્ર જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે.

અને વાચકને ગાંધીજીના સંબંધમાં જવાહરલાલની સ્થિતિ દ્વિધા વહેંચાયેલી લાગે છે. સહેલાઈથી જોઈ શકાય છે કે ગાંધીજી માટે તેમના હૃદયમાં પુષ્કળ ભક્તિ ભરી છે. તેમણે (ગાંધીજીએ) હિંદુસ્તાનને આપેલા નવા પ્રાણ અને નવી જીવનદૃષ્ટિ માટે તેમને પુષ્કળ માન છે. પણ તેમની બુદ્ધિ (reason) ગાંધીજીની ધાર્મિક જ વાતોને માનવા ના પાડે છે. કોઈ પણ વસ્તુનું મૂળ ધાર્મિક રૂપકોથી સમજાવવું, રાજકારણની દરેકે દરેક વાતમાં પણ ધર્મને જ મહત્ત્વ આપવું, એ બધી વાતો તેમને ગળે ઊતરતી નથી. પણ એ બધું ગાંધીજી તરફની ભક્તિ કે હિંદુસ્તાનના લોકસમૂહની નાડ પારખવાની ગાંધીજીની શક્તિ વિષેની તેમની શ્રદ્ધામાં લેશ પણ ઘટાડો થવા દેતું.

જવાહરલાલ વિલાયતથી અભ્યાસ સંપૂર્ણ કરી હિંદુસ્તાન આવ્યા હતા. હિંદુસ્તાનના રાજકારણમાં ત્યારે વિનીતોનું જોર હતું. જવાહરલાલને એ કાર્યક્રમથી સંતોષ નહોતો થતો, પણ કશો નવો માર્ગ સૂઝતો નહોતો. ત્યાં ગાંધીજીએ તેમની સત્યાગ્રહ સભા સ્થાપી. એ સભાના સભ્યો રોલેટ કાયદો જો તેમને લગાડવામાં આવે તો તેનો અને વખતોવખત તેમને સૂચવવામાં આવે તેવા બીજા વાંધા લેવા યોગ્ય કાયદાઓનો ભંગ કરવાને બંધાયા હતા. બીજા શબ્દોમાં કહીએ તો ખુલ્લી રીતે અને જાણી બૂઝીને એ લોકોએ જેલમાં જવાનું હતું. ( પૃ. ૪૧. )

આમાં જવાહરલાલને મુક્તિનો નવો માર્ગ સૂઝ્યો. ચાલુ રાજકારણને વેગવંત બનાવી દે એવો આ માર્ગ તેમને લાગ્યો. એ માર્ગના દ્રષ્ટા અને સ્રષ્ટા ગાંધીજી માટે તેમના હૃદયમાં ભક્તિ ઊભરાઈ.

એ પછીનાં વર્ષો તો હિંદુસ્તાનના ઇતિહાસમાં જ્વલંત પ્રકરણો પૂરાં પાડે એવાં ગયાં. ગાંધીજીએ ચારે તરફ દાવાનળ સળગાવી મૂક્યો. તેમની એક હાકલે હજારો મનુષ્યો જાન આપવા તત્પર થઈ ગયા. તેમના શ્વાસોચ્છ્વાસે રાજદ્રોહ પ્રસર્યો. સરકારની પ્રતિષ્ઠા પ્રજામાં ઘટતી ગઈ. તેમનો વિરોધ કરવા આવેલા મહારથીઓ તેમનો ગુરુમંત્ર લઈ તેમના કાર્યનો પ્રચાર કરવા ઊપડી ગયા. પ્રજામાં નવો પ્રાણ સંચર્યો. આ બધામાં સ્ત્રી, કુટુંબ, સલામતી વગેરે કશાની રજમાત્ર પરવા કર્યા વિના જવાહરલાલે ઝુકાવ્યું

પછી તો, ધીમેધીમે જવાહરલાલે મહાસભાની રાજનીતિમાં આગેવાનીભર્યું સ્થાન ભોગવતા ગયા. આજે તો મહાસભામાં તેમનું સ્થાન અજોડ છે. સુડતાલીસેક વર્ષની ઉમરમાં બેએવાર તો તેમણે મહાસભાનું પ્રમુખસ્થાન શોભાવ્યું છે. પણ એ બધાં વર્ષો દરમ્યાનનો તેમનો માનસિક વર્તાવ, તેમાં થતો જતો ક્રમિક ફેરફાર એ બધું અત્યાર સુધી અજાણ્યું જ રહ્યું છે. તેમના આ પુસ્તકમાં તે ગાંધીજી પ્રત્યેની તેમની માનની લાગણીનું અને તેમના ઘણાઘણા વિચારોના વિરોધનું પણ અત્યંત નિખાલસતાપૂર્વક વર્ણન કરે છે.

મહાત્માજીએ હિંદુસ્તાનને નિર્ભયતાનો મહામંત્ર શીખવ્યો છે. ભય ટાળી દેતાં જીવનની સર્વ સિદ્ધિઓ મેળવવાના માર્ગે સહેલાઈથી જઈ શકાય છે તે તેમનું શિક્ષણ છે. તે શિક્ષણ જવાહરલાલના હૃદયમાં ઊંડેઊંડે ઊતરી ગયું છે. તે લખે છે:

> "મારી રાજકીય દૃષ્ટિમર્યાદામાં જ્યારથી ગાંધીજી આવ્યા ત્યારથી એક ચીજ તો હું તેમની પાસેથી શીખ્યો છું જ. પરિણામના ભયે મારા વિચારોને મારે મારી અંદર જ દબાવી દેવા નહિ" તે હું બરોબર શીખ્યો છું. (પૃ. ૪૭૬.)

ગાંધીજીના નિર્ભયતાના એ મંત્રે તો ઘણીઘણી વ્યક્તિઓ પાસે ઘણાંઘણાં વીરકર્મો કરાવ્યાં છે. અને એ નિર્ભયતાએ જ તેમના શિષ્યોના અને અનુગામીઓના વર્તનમાં અને વચનોમાં નિખાલસતા આણી મૂકી છે

આટઆટલા વર્ષો સુધી સાથે કામ કર્યા છતા, ગાંધીજીના આટઆટલા નિકટ પરિચયમાં આવ્યા છતાં પણ હજુ જવાહરલાલ ગાંધીજીને પૂરા ઓળખી શકયા નથી. તે પોતે પણ તેમ કબૂલ કરે છે (પૃ. ૨૬૦). ગાંધીજીની અંદરના પરસ્પરવિરોધી તત્ત્વોનો સમન્વય કરી તેમાંથી એક જ વ્યક્તિત્વ ઉપજાવી કાઢવું તે અઘરું કાર્ય છે ગાંધીજીનાં એ પરસ્પર-વિરોધી તત્ત્વોનો અભ્યાસ કરી તેમણે Paradoxes નામના તેમના એક પ્રકરણમાં એ બધાં તત્ત્વોને ઉતાર્યા છે.

"અફઘાનિસ્તાનની કે સિલોનની નીતિ ઘડવાની જેટલી સત્તા બ્રિટિશ હિંદને છે એટલી જ સત્તા તેને દેશી રાજ્યોની નીતિને ઘડવાની છે" (પૃ. ૫૩૨), એમ લખી વિનીતોને પણ ચમકાવી મૂકનાર ગાંધીજીની ૧૯૧૬ના ગાંધીજીના વર્તન સાથે સરસ સરખામણી થાય છે. એ વખતનો એક પ્રસંગ યાદ કરી જવાહરલાલ લખે છે.

> "૧૯૧૬ની ફેબ્રુઆરીના એક યાદગાર પ્રસંગે, બનારસ હિંદુ યુનિવર્સિટીની સમુદ્ઘાટન ક્રિયા દરમ્યાન એક રાજા જેનો પ્રમુખ હતો અને બીજા ઘણા રાજાઓએ જેમાં હાજરી આપી હતી એવી એક સભા સમક્ષ ગાંધીજીએ વ્યાખ્યાન આપ્યું હતું. ત્યારે તે દક્ષિણ આફ્રિકાથી તાજા જ આવેલા હતા, અને અખિલ હિંદના રાજકારણનો બોજો હજી તેમના ખભા ઉપર નહોતો પડ્યો. હૃદયપૂર્વક અને ભવિષ્ય-વેત્તાની સચોટતાથી તેમણે તેમની સમક્ષ ભાષણ કર્યું અને તેમને તેમની રીતભાત સુધારવાની અને ખોટા ભભકા અને મોજશોખો છોડી દેવાની તેમણે સલાહ આપી. 'રાજવીઓ જાઓ અને તમારાં રત્નો વહેંચી નાખો' તેમણે કહ્યું અને તેમણે તેમનાં રત્નો ભલે ન વહેંચ્યાં હોય પણ તેઓ ગયા તો ખરા જ. મહા ગભરામણમાં એક પછી એક અથવા નાનાંનાનાં મંડળોમાં એ લોકો એ સભામંડપ છોડતા ગયા અને છેવટે પ્રમુખ પણ ત્યાંથી ચાલ્યા ગયા, અને પોતાની મેળે જ પોતાનું કામ આટોપવાને ભાષણકર્તાને એકલો રાખતા ગયા." (પૃ. ૫૩૩.)

ગાંધીજીના આ પરસ્પરવિરોધી તત્ત્વોના જ્ઞાન છતાં, તેથી ઘણીવાર અંતિમ ધ્યેયને નુકસાન પહોંચે એવી માન્યતા છતાં, પણ જવાહરલાલનો ગાંધીજી પ્રત્યેનો ભાવ પૂજ્યતાનો જ છે. ગાંધીજીનું તેમણે કરેલું વર્ણન કેટલા માનથી તે તેમની તરફ જુએ છે તે બરોબર બતાવે છે:

"ક્રમેક્રમે એ તો દેખીતું હતું કે આ નબળા બાંધાના નાનકડા માણસમાં પોલાદી હોય એવું કંઈક તત્ત્વ હતું, ખડક જેવું કંઈક તત્ત્વ જે ગમે તેવી મહાન સત્તા સામે પણ નમતું આપે નહિ. તેમનો પ્રભાવરહિત દેખાવ, તેમની લંગોટી અને તેમનું ખુલ્લું શરીર એ બધું હોવા છતાંયે તેમનામાં બીજાઓને સ્વેચ્છાથી તેમની આજ્ઞા પાળવા તૈયાર રહેવા ફરજ પાડે એવી રાજશાહી હતી... .... .એમની શાંત, ઊંડી આંખો કોઈને પણ જકડી રાખતી અને તેની ઊંડાઈઓમાં પ્રવેશ કરતી. એમનો ચોખ્ખો શાંત અવાજ હૃદયના દ્વાર ખોલી નાખતો અને ભાવનાભર્યા ઉત્તર વાળવા પ્રેરતો. એમને સાંભળનાર એક હોય કે એક હજાર હોય છતાં પણ એ માણસની જાદુઈ અને આકર્ષક અસર બધા ઉપર ફરી વળતી, અને દરેકને જાણે વક્તા સાથે પોતાને સીધો સંબંધ ન હોય તેવો ભાવ પેદા થતો. આ લાગણીને મનની સાથે કશી લેવાદેવા નહોતી, જોકે મનને અસર કરતા તત્ત્વ તરફ પણ સાવ બેદરકારી તો નહોતી જ બતાવાતી. પરંતુ મન અને બુદ્ધિનું સ્થાન જરૂર પ્રથમ તો નહોતું જ. આ જાદુભરી અસર ઉપજાવવાની રીત વક્તૃત્વકળાથી કે રેશમી શબ્દજૂથોની જાદુઈ મીઠાશથી પેદા નહોતી થઈ. ભાષા હમેશાં સાદી અને મુદ્દાસરની રહેતી. કોઈક જ વાર નકામો એક પણ શબ્દનો ઉપયોગ થતો હશે. એ માણસની અત્યંત સાચકલાઈ (sincerity) અને એમનું વ્યક્તિત્વ જકડી રાખે તેવાં હતાં, તેમની અંદર બળનો તો જબરજસ્ત સંગ્રહ કરી રાખ્યો હોય તેવી અસર તેમને જોનાર સાંભળનારને થઈ આવતી. (પૃ. ૧૨૯–૩૦.)

અને ગાંધીજી પ્રત્યેની તેમની આ માનની લાગણીને અંગે જે લોકો ગાંધીજીની વારંવાર ટીકા કર્યે રાખે છે, તેમને જવાહરલાલ સચોટ જવાબ આપે છે:

"હિંદુસ્તાનમાં બીજે ઘણે ઠેકાણે મેં જોયું છે તેમ ત્યાં પણ મેં ઘણા લોકોને સમાજવાદી સિદ્ધાંતના આશ્રય નીચે પોતાની કાર્ય કરવાની અશક્તિ કે અનિચ્છાને છુપાવતાં જોયાં. પોતે કાંઈ ન કરતા હોય છતાં જેમણે પોતાના ખભા ઉપર યુદ્ધની આખી જોખમદારી લીધી હોય, અને જબરજસ્ત જંગ મચાવ્યો હોય, તેમને પ્રત્યાઘાતી કહી વગોવનારા લોકોને મળતાં હમેશાં ખીજ ચડતી. આ વાતોડિયા સમાજવાદીઓ ગાંધીજીને જબરજસ્ત પ્રત્યાઘાતી કહી હમેશાં વગોવે છે. અને તે વિષે એવી દલીલો રજૂ કરે છે કે જેમાં તર્કની તો કંઈ ખામી જ ન હોય. પણ એક નાની બાબત તો ઊભી જ રહે છે કે આ 'પ્રત્યાઘાતી' હિંદને જાણે છે, હિંદને સમજે છે. પોતે જ લગભગ 'ખેડૂત હિંદ' છે, અને કહેવાતા કોઈ પણ ક્રાંતિકારી કરતા તેમણે હિંદુસ્તાનને ઘણું જ વધારે હલમલાવી નાખ્યું છે.. ......તે પ્રત્યાઘાતી હોય કે ક્રાંતિકારી હોય, પણ તેમણે હિંદુસ્તાનમાં સમૂળગું પરિવર્તન કરી નાખ્યું છે, નિર્માલ્ય અને અધઃપતિત બનેલી પ્રજાને તેમણે અભિમાન અને ચારિત્ર્ય બક્ષ્યાં છે, લોકોના સમૂહોને તેમણે

બળ અને જાગૃતિ અર્પ્યા છે, અને હિન્દના પ્રશ્નને જગતનો પ્રશ્ન બનાવી મૂક્યો છે ”
(પૃ ૪૦૬)

ગાંધીજી પ્રત્યેની આ મમતા અને તેમનામાં રહેલી જવાહરલાલની શ્રદ્ધા ઘણી વખતે કોઈ પણ કાર્ય કર્યા પછી ગાંધીજીએ રજૂ કરેલી દલીલોમાં અર્થ ન જણાતો હોય તોયે તે કાર્યને સાચો વિચાર કર્યા પછી ન્યાય આપવાનું તેમને સુઝાડે છે ગાંધીજીમાં પ્રજાની નાડ પારખવાની અને કયા વખતે તે શું કરશે અને પોતે શું કરવું જોઈએ તે જાણી જવાની એવી અજબ કુદરતી શક્તિ છે કે ખરે વખતે તે જોઈતું કામ જ કરી જાય છે. પછી તેમના મિત્રોને અને અનુયાયીઓને સમજાવવાને તે કાર્યના બચાવમાં દલીલો તે શોધી કાઢે છે ચોરી-ચોરાની બાબતમાં હતી તેમ તે દલીલો લૂલી પણ હોય છે, પણ નિસર્ગની પ્રેરણાથી તેમણે કરેલું કાર્ય તો કરવા યોગ્ય હતું તેમ દેખાઈ જ આવે છે. (પૃ ૮૫)

ગાંધીજીએ યરોડા જેલમાં ઉપવાસ આદર્યા—કોમી ચુકાદાના સબંધમાં. ત્યારે જવાહરલાલને રાજકીય વસ્તુને પણ આવા ભાવનાના અને ધાર્મિક દૃષ્ટિબિન્દુથી જોવાની અને આવા માર્ગો અખત્યાર કરવાની રીતિ ઉપર ગુસ્સો ચડ્યો પરંતુ એ બધુ પતી ગયા પછી તેના પરિણામે તો તેમને આશ્ચર્યમુગ્ધ કરી દીધા તે લખે છે :

"પછી તો સમસ્ત દેશ વિષે પથરાઈ ગયેલી જબરજસ્ત હિલચાલના ખબરો આવ્યા. હિંદુસમાજ ઉપર ઉત્સાહનું કોઈ જાદુઈ મોજુ ફરી વળ્યું હતું, અસ્પૃશ્યતાનો તો નાશ જ થઈ બેઠો હોય એમ લાગતું હતું યરવડાના કારાગારમાં બેઠેલો આ માણસ કેવો જાદુગર હતો અને પ્રજાના હૃદયને હલમલાવી નાખનારી દોરી તેને કેવી સરસ ખેંચતા આવડતી હતી, મેં વિચાર્યું" (પૃ ૩૭૧)

અને રહ્યા સહ્યા છતાં ગાંધીજી પ્રત્યે આટલી મમતા, ભક્તિ શ્રદ્ધા છતાં જ્યાં જ્યાં તેમના અભિપ્રાયોથી પોતાના અભિપ્રાયોની ભિન્નતા હોય ત્યાં જવાહરલાલ નિર્ભયતા અને નિખાલસતાપૂર્વક પોતાના અભિપ્રાયો વ્યક્ત કરે છે જાતીય સબંધ સંબંધી ગાંધીજીના વિચારો સનાતની છે જવાહરલાલને એ દૃષ્ટિબિંદુ અકુદરતી અને આઘાતકારક લાગે છે, અને તે કહે છે કે "જો એ સાચા હોય તો તો હું નગળાઈ અને જ્ઞાનતંતુઓની શિથિલતાની ઘણી જ નજદીક આવી ગયેલો ગુનેગાર ગણાઉં' (પૃ ૫૧૩) વળી જમીનદારો, રાજાઓ, ધનિકો તેમના ખેડૂતોના, તેમની પ્રજાના અને તેમનાથી ગરીબ વર્ગોના ટ્રસ્ટીઓ થાય અને તે રીતે જ સમાજવ્યવસ્થા કાયમ રહે એવી તેમની માન્યતાનો પણ જવાહરલાલ બરોબર વિરોધ કરે છે એ વસ્તુ ટ્રસ્ટીઓ થાય એમને માટે તો સારી નથી, પણ જે લોકો આવી રીતે પોતા ઉપર આવા પરોપકારી પુરુષોત્તમોને ટ્રસ્ટીપણું ચલાવવા દે તેમને માટે પણ સારી નથી "પ્લેટોના ફિલસૂફ રાજાઓ પણ આ બોજો યોગ્ય રીતે ન ઉપાડી શક્યા હોત" (પૃ ૫) તે કહે છે વિરોધીનો હૃદયપલટો કરીને, નહિ કે તેના ઉપર ફરજ પાડીને, આપણે આપણો ઉદ્દેશ બર લાવવો જોઈએ એ ગાંધીજીનો સિદ્ધાંત, સિદ્ધાંત તરીકે સરસ છે પણ વ્યવહારમાં તેમ થવું શક્ય છે? વ્યક્તિઓ સાથે કામ લેવાનું હોય ત્યાં એ કામ લાગે, પણ આખા વર્ગ સામે એ કેટલું ઉપયોગી થાય? જવાહરલાલ કહે છે 'હૃદય-પલટા ઉપરાંત બળજબરીની પણ જરૂર પડશે જ, અને આ બળજબરીનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો, અને તે પણ એવી રીતે કે એનો ભાર ઓછો થઈ જાય, એ જ વધુમાં વધુ

આપણે કરી શકીએ" (પૃ. ૫૫૨). દેશી રાજ્યો સંબંધીની ગાંધીજીની નીતિ વિષે તે લખે છે, "ખરેખર, દેશી રાજ્યો સંબંધીનું ગાંધીજીનું વલણ તો લિનીનો કરતાંયે ઘણું જ વધારે નરમ અને સંયમી છે." (પૃ. ૫૩૩.)

ગાંધીજીને પ્રત્યાઘાતી કહી વગોવનારા અને પોતે કશું જ ન કરનારા સમાજવાદીઓની જવાહરલાલ સખ્ત શબ્દોમાં ટીકા કરે છે, પણ તે ઉપરથી એમ નથી સમજવાનું કે તે સમાજવાદની પણ ટીકા કરે છે. અત્યાર સુધીમાં તો તેમણે ડોકીઠોકીને જણાવી દીધું છે કે પોતે સમાજવાદી છે, અને સમાજવાદે નિયંત્રિત કરેલી આર્થિક વ્યવસ્થા જ ન્યાયયુક્ત છે. જગતનો પ્રશ્ન એકલો રાજકીય નથી રહ્યો. જો એમ હોત તો તો પ્રજાઓને રાજકીય સમાનતા આપવાથી બધા કોયડાઓ ઊકલી જાત. સો વર્ષ પહેલાં વિચારકો વિચારતા હતા કે રાજકીય અસમાનતામાંથી અસંતોષ જન્મે છે અને અંધાધૂંધી પ્રવર્તે છે. એ અસમાનતામાંથી જગતને સમાનતા તરફ લઈ જવા એ લોકોએ પ્રયત્ન કર્યો. જગતનાં સ્વાધીન અને સુસંસ્કૃત રાજ્યોએ એ રાજકીય સમાનતા મોટે અંશે સ્થાપી, પણ છતાં જગતને મૂંઝવતા પ્રશ્નો એ ને એ જ રહ્યા. અસમાનતા એની એ જ રહી. નક્કી થયું કે રાજકીય સમાનતા એકલી જ બસ નથી. એથી કોઈ પ્રશ્નનો કાયમી ઉકેલ તો આવતો જ નથી. ઊલટું એના ઓઠા નીચે ઘણાઘણા અન્યાયો થઈ રહે છે. આર્થિક અસમાનતાના નાશ વિના રાજકીય સમાનતા અર્થહીન થઈ પડે છે.

જગતનાં સર્વોત્તમ ભેજાંઓને આર્થિક અસમાનતાને દૂર કરવા શીખવતા આ વાદે આકર્ષ્યાં છે. જવાહરલાલ પણ તેથી આકર્ષાયા છે. પરંતુ તે માને છે કે દરેક દેશે પોતપોતાની સ્થિતિ, સંજોગો અનુસાર પોતપોતાના દેશમાં સમાજવાદના સિદ્ધાંતો લાગુ પાડવાના છે. સમાજવાદના ભાવનાશીલ તત્ત્વથી એકલાથી કંઈ વળવાનું નથી. "જો હિંદુસ્તાનમાં સમાજવાદને વિકસાવવો હોય તો હિંદુસ્તાનની સ્થિતિ અનુસાર તે વિકસવો જોઈએ, અને એટલા માટે એ સ્થિતિઓનો અભ્યાસ કરવો ખાસ જરૂરી છે." (પૃ. ૫૮૯.)

કોઈ પણ વસ્તુના આંધળા અનુકરણમાં જવાહરલાલ માનતા નથી. અત્યારના ઘણા સામ્યવાદી અને સમાજવાદી નેતાઓની માફક તેમણે માર્ક્સના પુસ્તકને પોતાનું બાઇબલ નથી બનાવ્યું. રશિયામાં આદરવામાં આવેલી ત્રાસનીતિ તરફ તેમને કુદરતી ઘૃણા છે (પૃ. ૫૯૨). છતાં તેના જબરજસ્ત પ્રયોગો પ્રત્યે તેમને સમભાવ છે. તે લોકોની પોતાની ભૂલોમાંથી પણ બોધપાઠ મેળવવાની રીત તેમને આકર્ષે છે. (પૃ. ૫૯૩.)

અને જ્યારે સમાજવાદ અને ફેસીઝમ વચ્ચે પસંદગી કરવાની વાત આવે ત્યારે તો જવાહરલાલ ચોક્કસ સમાજવાદના પક્ષમાં જ રહેવાનું પસંદ કરે. (પૃ. ૫૯૧.) માર્ક્સની વૈજ્ઞાનિક પદ્ધતિએ વસ્તુઓનું નિરીક્ષણ કરવાની અને સત્ય શોધી કાઢવાની રીત તેમને સરસ લાગી છે. ફેસીઝમનો ગુંડાવાદ તો અત્યારે સમગ્ર જગતનો તિરસ્કાર અનુભવી રહ્યો છે. તેનાં બૂરાં પરિણામ હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારે ચલાવેલી ફેસીસ્ટ વર્તણૂક ઉપરથી જવાહરલાલે નજરોનજર જોયાં છે. પછી તે તેના પક્ષમાં ઊભવાનું પસંદ ન કરે તેમાં નવાઈ શી?

જીવનનાં અમૂલ્ય વર્ષો જવાહરલાલે જેલમાં ગાળ્યાં છે. ઘણી વખત તો તેમને ત્યાં એકાંતવાસ સેવવો પડતો. પુસ્તકો જ ત્યાં તેમના સહચારીઓ હતાં. અને તેમનો તેમણે

પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે. બહાર રાજ્યદ્વારી જીવનની ધાંધલમાં તેમને અભ્યાસ કરવાનો સમય પણ નહોતો મળતો. જેલનિવાસની મહિનાઓ અને કોઈ કોઈ વખત વર્ષોની અખંડ શાંતિમાં તેમને એ માટે પૂરતો સમય મળી રહ્યો. તેમણે ખૂબખૂબ અભ્યાસ કર્યો. જગતને મૂંઝવતા પ્રશ્નો અને અત્યાર સુધી તેના સુચવાયેલા ઉકેલો સંબંધી તેમણે પુષ્કળ વાંચ્યું. હિંદુસ્તાનના પ્રશ્નનો પણ તેમણે જગતને પ્રેરતાં બળોની નવીન દૃષ્ટિથી અભ્યાસ કર્યો. અને એ અભ્યાસના ફળરૂપે તેમને ખાતરી થઈ કે અત્યારના જગતના સર્વ રોગોનું મૂળ તેણે પસંદ કરેલી મૂડીવાદી સંસ્થામાં છે. તેનો નાશ થયે જ એ પ્રશ્નોનો ઉકેલ થાય શાસ્ત્રીય સમાજવાદના અમલથી જ એ ઉકેલ કાયમી થઈ શકે. વળી હિંદુસ્તાનનો અને બીજાં પરાધીન રાષ્ટ્રોનો પ્રશ્ન પણ છૂટકછૂટક એકથી બીજાને નિયુક્ત કર્યેથી ન ઉકલી શકાય એ શહીવાદની સાંકળમાં જકડાએલા રાષ્ટ્રો શાહીવાદની નાગચૂડમાંથી છૂટયે જ ઊગરી શકે. એટલે મુખ્ય કર્તવ્ય તો શાહીવાદનો અને શાહીવાદને સરક્ષતા અને તેને બળવાન બનાવતાં બળોનો નાશ કરવાનું જ છે.

આ બધુ તેમણે તેમની સચોટ વાણીમાં સરસ રીતે સમજાવ્યું છે. કોઈ એક પક્ષ કે એક રાષ્ટ્ર સામે તેમને વેર નથી. મુક્તિને અવરોધતા બળોનો જ તે વિનાશ માગે છે. અને તે માટે જરૂરી કડકાઈ અજમાવતાં ન અચકાવું જોઈએ તેમ તે માને છે.

સમાજવાદ આવતા મિલકત જપ્ત થશે અને કશી સલામતી નહિ રહે એવી વાતો ફેલાય છે. એ જપ્તી વિષે જવાહરલાલ લખે છે.

> "જપ્તી, ચાલુ અને અનિશ્ચાત, અત્યારની સમાજવ્યવસ્થાના મૂળમાં છે, અને એ વસ્તુસ્થિતિનો નાશ કરવા માટે સામાજિક ફેરફારો બતાવવામાં આવે છે. મજૂરની મહેનતના અમુક ભાગની પેદાશની હંમેશા જપ્તી થાય છે, ખેડૂત ઉપરનાં ભાડાં કે કર એટલા બધા વધારી મૂકવા કે જેથી તે તે ભરી જ ન શકે એ રીતે તેની જમીનની જપ્તી થાય છે. પહેલાના સમયમા સામાન્ય માલિકીની જમીનને અમુક વ્યક્તિઓ જપ્ત કરી લેતી અને તેમાથી મોટી જાગીરો બનતી; એ રીતે જ ખેડૂતની માલિકીની જમીન પણ નાશ પામી હતી અત્યારની સમાજવ્યવસ્થાનુ મૂળ અને પ્રાણ જપ્તી જ છે." (પૃ ૫૮૭.)

આટઆટલા કડક અને ઉદ્દામ હોવા છતા જવાહરલાલમાં કોમળ ભાવો પુષ્કળ ભર્યા છે. મોતીલાલજી વિષે તેમને પુષ્કળ પ્રેમ છે મોતીલાલજીના ઉગ્ર સ્વભાવની સાથે તેમના બાળપણની ઘણીયે સ્મૃતિઓ જોડાઈ ગયેલી છે છતા તેમના પ્રત્યેના માનમાં જરા પણ ક્ષતિ આવતી નથી. બહુબહુ વિચારો કર્યા પહેલાં આગળ પગલું ન ભરવુ અને નિશ્ચય પર આવી એકવાર પગલું આગળ મૂકયા પછી શિર જાય તોપણ એ નિશ્ચયને વળગી રહેવું, અને ડગલું હઠાડવું નહિ એવા મોતીલાલજીના સિદ્ધાન્ત વિષે તે બહુ આદરપૂર્વક લખે છે. મોતીલાલજીના દેખાવની ભવ્યતાનું અને શરીરની સુદૃઢતાનું વર્ણન પણ તેમના પ્રત્યેની લેખકની લાગણી વ્યક્ત કરનારું છે. અને જવાહરલાલ પ્રત્યે પણ મોતીલાલજીનો પ્રેમ ક્યાં ઓછો હતો? મહાત્માજીએ સત્યાગ્રહ સભા સ્થાપી અને જવાહરલાલ તે પ્રત્યે આકર્ષાયા. મોતીલાલજીને એ બધી વાતોમાં ત્યારે ખાસ દમ નહોતો લાગતો, અને જવાહરલાલ જો તેમાં જોડાય તો હેરાન થાય એ વિચાર પણ તેમના એના તરફના વિરોધનું કારણ હતું.

છતાં તે સમજતા હતા કે જો જવાહરલાલ જેલમાં જાય તો તેમને જમીન ઉપર સૂવું પડે. એ કેટલું ભયંકર હશે એ જોવાને પોતે ગાતે જમીન ઉપર સૂઈ રહેવા પ્રયત્નો કરતા. (પૃ. ૪૨.)

એ બન્નેનો એ પરસ્પર પ્રેમ તો શરૂઆતમાં પાનેપાને ઊભરાય આવે છે. લખનૌમાં સાયમન કમિશન આવવાનું હતું. તે સામે દેખાવો કરવા જવાહરલાલની સરદારી નીચે ટુકડીઓ નીકળી. તેમને માર પડ્યો. અલ્લાહાબાદમાં પિતા અને માતા આ ખબર સાંભળે તો તેમને ચિન્તા ન થાય એટલા ખાતર જવાહરલાલે તેમને પોતાના કુશળતા અને પોતા વિષે ચિન્તા ન કરવાના ખબર આપ્યા શું થયું હશે? વધારે વાગ્યું તો ન હોય? મને ચિન્તા થાય એટલા ખાતર છુપાવતો તો નહિ હોય? વગેરે વિચારોમાં મોતીલાલજીને નિદ્રા ન આવી મધ્યરાત્રિએ નક્કી કર્યું કે તેની ખબર કાઢવા લખનૌ તો જવું જ. છેલ્લામાં છેલ્લી ટ્રેન ઊપડી ગઈ હતી મોટરમાં મોતીલાલજી લખનૌ જવા ઊપડ્યા. રસ્તામાં ખોટકો થવાથી છેક સવારના પાંચ વાગ્યે થાક્યાપાક્યા તે લખનૌ પહોંચ્યા. (પૃ ૧૭૯)

મોતીલાલજી તરફની આ મમતા તેમના મૃત્યુ સમયના વર્ણનને પણ સુંદર બનાવી મૂકે છે. ( પૃ. ૨૪૭ ) વળી જવાહરલાલના જીવનમાં મોતીલાલજીને કેટલું સ્થાન હતું એ એક જ ફકરો જોઈ જવાથી ખબર પડે છે

> "તે ચાલી ગયા છે તે ભાન વાસ્તવિક હોય તેમ લાગવું મુશ્કેલ હતું. એ પછી ત્રણ મહિને મારી પત્ની અને પુત્રી સાથે હું સિલોનમાં હતો અને ન્યુરેલિયામાં થોડા શાંતિભર્યા, આરામમય દિવસો પસાર કરતો હતો. મને એ જગ્યા પસંદ પડી ગઈ અને મને તરત જ લાગ્યું કે બાપુને આ જગ્યા માફક આવશે. એમને શા માટે અહીં બોલાવી ન લેવા? એ થાકી ગયા હશે, અને આરામ તેમને ફાયદો કરવાનો જ. એમને અલ્લાહાબાદ તાર કરી બોલાવી લેવાની હદ સુધી તો હું આવી ગયો હતો." (પૃ. ૨૪૭)

અને એટલા જ કોમળ ભાવથી એ માતાને પણ ચાહે છે. માતાને ન ચડાનાર બાળકો બહુ થોડાં હશે. એમા આ તો એકના એક પુત્ર. એટલે માનો નિરવધિ પ્રેમ વર્ષો સુધી એમના એકલા ઉપર ઢોળાયો હોય. બારબાર વર્ષો સુધી શીખેલા અહિંસાના પાઠ તેમને લાગે છે કે જો તે બહાર હોત તો તે ભૂલી જાત અને જ્યારે તેમની માતાને લોહી નીકળ્યું ત્યાં સુધી પોલિસે માર માર માર્યો ત્યારે, ઉશ્કેરાટમાં, વ્યક્તિગત કે રાષ્ટ્રીય પરિણામનો વિચાર કર્યા વિના, તેઓ કઈનું કઈ કરી બેસત. એ ધૂળિયા રસ્તા ઉપર પડેલો એમની માતાનો લોહીનીગળતો ચહેરો એમના હૃદયમાંથી લાંબા વખત સુધી ખસ્યો નહોતો. (પૃ. ૩૨૫)

અને જ્યારે કમળા વિષે ઉલ્લેખો આવે છે ત્યારે આ કોમળ ભાવો અતિ કોમળ, કોઈ કોઈ વાર તો છેક કરુણ બની જાય છે હિંદુસ્તાનના અર્થકારણ અને રાજકારણીય સિદ્ધાંતોની ચર્ચા કરતા આ પુસ્તકમાં કમળા વિષે બહુ જ થોડો ઉલ્લેખ છે, છતાં જેટલો છે તેટલામાંયે એક વીર નારી તરીકે તેની મૂર્તિ વાચક સામે ખડી થાય છે નાદુરસ્ત તબિયત હોવા છતાં પણ જવાહર જેલમાં જતાં તે દેશના કાર્યમાં ઝંપલાવે છે અને ખૂબ-ખૂબ મહેનત કરે છે. છેવટે એવી તબિયતે તે જેલમાં પણ જાય છે, અને જવાહરલાલ સાથે સરકાર તેને પણ જેલમાંથી મુક્ત કરે છે (પૃ. ૨૪૪.) પછી પણ તેની તબિયત તો એવી જ રહે છે. જવાહરલાલ વારંવાર જેલમાં આવજાવ કરે છે બહાર હોય ત્યારે પણ પત્ની સાથે ગાળવાનો તેમની પાસે બહુ થોડો સમય હોય છે. છતાં પત્ની તે વિષે ફરિયાદનો એક પણ

શબ્દ ઉચ્ચારતી નથી. તેમને તેમના કાર્યમાંથી પોતા માટે ગમશ ખગાવવા જરા પણુ કહેતી નથી. ઊલટું પોતાથી બની શકે તેટલી તેમના કાર્યમાં મદદ કરી છૂટે છે.

તેમની નવપરિણીત અવસ્થાની મુગ્ધદશાનું વર્ણન મનોહર છે. પોતાની બાલિશતા અને પત્નીનું સ્વાભિમાન કોઈ કોઈ વખતે કલહ જગાવતા પણ અંતે તો એ બધાંથી તેઓ એકબીજાં પ્રત્યે વધારે ને વધારે આકર્ષાતાં.

છેવટે હવે કમલા જશે તેમ લાગે છે ત્યારે જવાહરલાલને તેની તરફ બતાવેલી બેદરકારી, તેનું શાંત અને મૂક સમર્પણ, બધું યાદ આવે છે. તેના તરફ તેમનો દબાયેલો પ્રેમ ઊભરાઈ આવે છે. તેને કલકત્તા લઈ જાય છે, ડાક્તરો પાસે નિદાન કરાવે છે; પણ તેની સાથે રહી શકાય તેવી સ્થિતિ નથી ન ટાળી શકાય એવો સરકારી પેગામ તેમને જેલમા ઘસડી જાય છે

ત્યાં તેમની સ્થિતિ કફોડી થાય છે કમળાની માંદગી ગભીર બની ગઈ છે. રાજકારણમાં ભાગ નહિ લઉં એવી એની ખાતરી પણ જો તે આપે તો કમળા પાસે રહી તેની સુશ્રુષા કરવા તેમને મુક્તિ બક્ષવામાં આવે. પણ એ થાય કેમ ? એ તો અશક્ય જ હતું. તેમનું મન ચગડોળે ચડે છે. પોતાના અભિમાન માટે કમળાનો ભોગ ચડાવી દેવો ? કશુ સૂઝતું નથી. પણ એક જ બનાવ તેમનો પથ ભયરહિત બનાવી મૂકે છે—સરકાર તેમને કમળાની ખબર કાઢવા તેની પાસે લઈ જાય છે. કમળા તેમની સામે સ્મિત કરે છે. ફિક્કું, માંદું છતાંય વીરત્વભર્યું સ્મિત, અને પોતા પાસે બોલાવી કાનમાં કહે છે. " આ સરકારને ખાતરી આપવાની વાત શી છે ? તમે નહિ જ આપતા."

એટલા જ શબ્દો હિંદુસ્તાનની કુરબાનીના ઇતિહાસમા કમળાનું નામ સુંદર અક્ષરોએ લખાવવા પૂરતા છે

હિંદુસ્તાનની અને જગતની મુક્તિના સ્વપ્નો સેવનાર જવાહરલાલ જીવનની હળવી અને સુંદર બાજુઓને ભૂલી જતા નથી. તેમનો કુદરતનો પ્રેમ સ્થળેસ્થળે જણાઈ આવે છે. દેહરાદુનની જેલમા તેમને પર્વતો અને આકાશ જોવા મળતાં. જરાતરા દીવાલો બહાર ફરવા મળતું એ બધાનુ વર્ણન તે ઘણા જ રસથી કરે છે. (પૃ. ૩૫૩.) કૈલાસ અને માનસરોવર જોવાની તેમની ઇચ્છા વર્ષોથી પરિપૂર્ણ થઈ નથી, છતાં એ ઇચ્છા કાયમ તો છે જ. (પૃ. ૩૮.) વસંત આવીને વૃક્ષોના જીવનમાં કેવું યૌવન પૂરી જતી હતી ? નિસર્ગ વિષેનાં તેમનાં વર્ણનો સુન્દર હોય છે. (પૃ. ૩૫૪).

પરંતુ જ્યારે ધોધમાર વરસાદ પડ્યો હોય ત્યારે એ થોડુંઘણું ફરવા મળતું એ પણ બંધ થઈ જતુ. અને ત્યારે જેલની પ્રાણીસૃષ્ટિ સાથે પ્રેમ કેળવવો પડતો. ઘણા કેદીઓ એ પ્રેમ સરસ રીતે કેળવે છે અને તેનાં સરસ વર્ણનો આપે છે. કાકા કાલેલકરની ' ઓતરાતી દીવાલો 'માં આપણને એ પ્રેમના અને એ સૃષ્ટિનાં સુંદર વર્ણનો મળી રહે છે આ નિસર્ગ અને પ્રાણીપ્રેમ જવાહરલાલના પુસ્તકની હળવી છતા સુંદર બાજુ બની રહે છે.

આખું પુસ્તક વાંચતાં એક બળવાન વ્યક્તિની અને તેના જોરદાર વ્યક્તિત્વની ચિરંજીવ છાપ વાચકના હૃદય ઉપર પડી રહે છે. મુક્તિ, પૂર્ણ સ્વાતંત્ર્યના શબ્દો આસપાસ તેનું જીવન વણાઈ ગયેલું હોય છે. તે પ્રાપ્ત કરવાને તે ગમે તેવા ભોગો આપવા તૈયાર રહે છે. તેનો વિરોધ કરનારને માટે તેના હૃદયમાં માનભર્યું સ્થાન નથી. ગમે તેવી હાડમારી પડે, ગમે

તેટલાં દુઃખ સહન કરવાં પડે પણ આપણા હૃદયમાં રહેલા સત્યને વળગી રહેવાથી જ જીવનમાં કોઈ કોઈ વેળા મળતી ધન્યતા આપણે અનુભવી શકીએ છીએ તેમ તે કહે છે.

તે ઘણીઘણી વાર વ્યવહારુ વાતો કરે છે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી વસ્તુઓને ઉકેલી જોવાની અને તે અનુસાર નીતિ ઘડવાની સૂચનાઓ તે ઘણીવાર આપે છે. પણ તેના જીવનને વીંટી લેતો આદર્શવાદ ક્ષણે ક્ષણે પ્રગટ થાય છે. ઈશ્વરને, ધર્મને તે માને કે ન માને, પણ આદર્શને વળગી રહેવા તે હમેશાં તત્પર હોય છે

"પ્રગતિમાં, કોઈ કાર્યમાં, આદર્શોમા, માનવસદ્ગુણોમાં. અને માનવના ભવિષ્યમા શ્રદ્ધા હોવી, તે બધું વિધિમાં શ્રદ્ધા હોવાની બરોબર નથી? જો એ બધાને આપણે તર્ક અને બુદ્ધિથી ન્યાય આપવા જઈએ તો તરત જ આપણે મુશ્કેલીમાં આવી પડીએ છીએ. પણ આપણામા રહેલું કોઈ તત્ત્વ તે આશા અને શ્રદ્ધાને વળગી રહે છે, કારણકે એ ચાલી જતાં, જીવન કશા પણ લીલાડા વિનાના વનવગડા સમાન થઈ પડે." (પૃ. ૪૭૭)

એ શ્રદ્ધા અને એ આશા એની પાસે મુશ્કેલીઓ સહન કરાવે છે, ભીષણ ત્યાગો કરાવે છે, એ બધું તે હસતે મોઢે સહન કર્યે જાય છે, પણ માનવસુલભ ભાવો—દુઃખના અને ત્રાસના—તેનાથી અનુભવાતા નથી એમ નથી.

"જેલમાં કે જેલ બહાર અમે બહાદુર થઈને ફરતા, સ્મિતો કરતા અને હાસ્ય રેલાવતા, પણ ઘણીયે વાર એ સ્મિતોની પાછળ આંસુઓ છુપાયેલા હતા અને અમારું હાસ્ય કોઈકોઈવાર રુદનની ખૂબ જ નજીક આવી જતુ." (પૃ. ૩૯૨)

લેખકનો સ્વભાવ ઉગ્ર છે, સાહસિક છે એને અંગે એ કોઈ કોઈવાર એવું પગલું લઈ બેસે છે, કોઈ કોઈ વાર એવુ કઈ કરી બેસે છે, કે એનો બચાવ એ પોતે પણ નથી કરી શકતા. ત્રિવેણીસંગમમા સ્નાન કરવાની સરકારે મનાઈ કરી હતી, ત્યારે તેણે પોતાની એ બાબતમાં ખાસ કઈ ઇચ્છા વિના માલવીયજી સાથે સત્યાગ્રહમા ઝુકાવી દીધું હતું .એ વસ્તુના લખાણનાં બે પાનાંમા લહેરની ખાતર લહેર કરી લેવા સિવાય એ સત્યાગ્રહમા જોડાવાનો બીજો કશો અર્થ જણાતો નથી.

એવું કોઈ કોઈવાર બની જાય છે, છતા ઝાઝો ભાગ તો તેમના કાર્યને ઘડનાર સુવ્યવસ્થિત વિચારો હોય છે. એ વિચારો અને એ વિચારોની ભૂમિકા ઉપરથી લીધેલા કાર્ય સબધી મતભેદ ભલે હોય, પણ એ વિચારોના અસ્તિત્વ વિષે તો કશા મતભેદને સ્થાન નથી

અને આ પુસ્તક સંબધી થયેલો એક બીજો આરોપ પણ વિચારવા જેવો છે. કહેવાય છે કે એ પુસ્તક એકતરફી દૃષ્ટિથી જ લખાયેલું છે. તેમાં બીજા વિચારો કે બીજી દૃષ્ટિ માટે સ્થાન નથી. અને જ્યા જ્યાં એવું થાય છે ત્યાં ત્યાં પુસ્તકની સર્વોપરિતામાં ખામી આવે છે.

લેનિન વિષે કોઈએ કહ્યુ છે કે દરેક મહાન નેતામાં હોય છે તેવી વિરોધીના દૃષ્ટિબિંદુને ન સમજી શકવાની ખામી તેને હતી. જવાહરલાલ વિષે પણ એવું કહી શકાય. તે તે દૃષ્ટિબિંદુ સમજવા માગતા નથી, એવુ નથી. તે તે સમજી શકતા જ નથી.

અને જે માણસે એક ધ્યેયની પાછળ પોતાનું જીવન ફના કરી દીધું હોય, મા, બાપ, પત્ની, પુત્રી, વગેરે કશાની દરકાર કર્યા વિના જીવનનાવને એ ધ્યેય અદા કરવા માટે ગાઢ સમુદ્રમા ધકેલી દીધી હોય, તેને પોતાની દૃષ્ટિ જ સર્વોપરિ લાગે તેમા નવાઈ શી? તે માણસ એ જ દૃષ્ટિને વફાદાર રહી દરેક વસ્તુનું પૃથક્કરણ અને નિરાકરણ કરે તેમા આશ્ચર્ય શું? એ એમ ન કરે તો એ પોતાને પણ વફાદાર ન રહે અને એ એમ કરે તેમા તેના ઉપર એકતરફીપણાનો આરોપ મૂકવો વાજબી કહેવાય? કે પછી ભલા ભલા દેખાવા "હમ ભી સચ્ચે, આપ ભી સચ્ચે" એવુ એવુ કહી નિષ્પક્ષપાતીપણાનું માન મેળવવા દંભ ભલે ગમે એ સારુ? એવુ બીજા ઘણાને આવડતુ હશે, જવાહરલાલને તો આવડતું નથી જ. સામાને ખરાબ લાગી જશે એ ભયે એ પોતાની નિખાલસતા કે સાચકલાઈને જતા કરે તેમ નથી

છતા કોઈ કોઈવાર ન કહ્યુ હોય તોય ચાલે એવી વસ્તુઓ કહેવાઈ જાય છે આમાથી હાસ્ય નિષ્પન્ન ન કર્યું હોત તો સારુ હતું તેમ આપણને લાગે તેવા પ્રસંગોમાથી તે હાસ્ય નિષ્પન્ની કરે પણ છે પણ બધુ આપણને ગમે એ રીતે જ કેમ થાય? લેખકને ભૂલો કરવાનો પણ અધિકાર છે, જો તે સુરુચિનો ભંગ ન કરતો હોય તો અને સૂક્ષ્મ રસવૃત્તિ ધરાવનારા મનુષ્યો સિવાય બીજા વધારે જાડી ચામડીવાળા માણસોને તો એમા એવા પ્રસંગો વિરલ દેખાતા હશે જેમા સુરુચિનો દ્રોહ થતો હોય એવુ લાગે

અને બીજુ પણ વાચનાર તેમણે કહ્યુ છે કે તે ખેડૂતો સાથે ખેડૂત જેવા નથી થઈ શકતા તેમના વિચારો અને તેમનુ જીવન એ જીવી શકતા નથી તેમની વચ્ચે રહેતા છતા તે તેમનાથી પર હોય એવા લાગે છે. પરંતુ એ ઉપરથી જવાહરલાલના વિચારોને કે તેમના આદર્શોને પરદેશી કહી ઉડાવી દેવામા કઈ અર્થ નથી ગાધીજી કે બીજા એકબે સિવાય એવા એક પણ નેતા હિંદુસ્તાનમા નથી કે જે એ ભાવો અનુભવી શકે જે ખેડૂતો રાત ને દિવસ અનુભવી રહ્યા છે એમના પ્રત્યે જવાહરલાલને જે સમભાવ છે તે સમભાવ અનુભવી શકનાર માણસ તેમને ઉજ્જવળ ભાવિ તરફ લઈ જનાર નેતાનુ સ્થાન શોભાવવાને ખરેખર અધિકારી છે જ ખેડૂતોને માટે એમનાથી વધુ કામ કરનાર, તેમની વચ્ચે એમનાથી વધારે રખડનાર, તેમના સુખદુ ખને મોઢામોઢ સાભળનાર બહુ ઓછા નેતાઓ હિંદુસ્તાનમા છે

તેમણે આટઆટલુ સહન કર્યું છે, અને હજી ભવિષ્યમા શુ શુ સહન કરવુ પડશે તે તેમને ખબર નથી છતા જીવન તેમને બોજારૂપ નથી લાગતુ જીવનથી તે થાકયા પણ નથી તેમને તો જીવન એક સાહસરૂપ લાગે છે એ સાહસમા અનત રસ ભર્યો છે તેમા ખૂબખૂબ શીખવાનુ મળે છે, ઘણુંઘણુ કરવાનું મળી રહે છે અને અંતિમ પરિણામ કરતા જીવનને રસમય અને આહ્લાદક બનાવનાર તત્ત્વ તો સતત યુદ્ધ જ છે તેમ તે માને છે.

એક પણ માણસને તેમના આ ધ્યેયબદ્ધ જીવનનો, આ દોડધામમા પણ પ્રચ્છન્ન રહેલ અનુભવરસના આનંદનો, અને તૂટી જવુ પણ નમવુ તો નહિ જ એવી જોરદાર ભાવનાનો સાર લાગે તો આ પુસ્તક પાછળ તેમણે લીધેલી જહેમત સફળ છે

એકને નહિ પણ અનેકને એ એ રસ્તે દોરશે જ. અને એમા જ તેનો વિજય છે

# ડુંગર વાદળ છાયાં

'સ્વપ્નસ્થ'

આઢયાં ઘણુ દિવસ સૂનો રે ડુંગર વાદળ છાયા,
નદીયુંનાં ડોળાં નીર ને મારગ ગારા ભરિયા,
મારાં ફળિયાંનો લીમડો રે થંભ્યો સપનામાં,
ટોડો ઝીલી ઊંબર—ઊભી રે જીવન જાય વહ્યાં!

બાળપણે છાણું વીણતી ભમું પાદર આવળમાં,
બાઝયાં રોયાં ગાયાં સાથે, ને છૂટયાં બેનપણાં,
જોઈ વહી જાતી નદીયુ રે જોબન પૂર છલ્યાં,
જેઠ તપે એક સાંજના રે કોઈ આવી ઊભા!

થંભી હતી એક રાત જીવનની બળતી'તી કાયા,
આભ ઘેરો ચડ્યા ડમ્મર મેહુલા જાગી કો' માયા,
થરથર—જોતનાં તેજે નિહાળ્યા સાસુના જાયા,
પ્રાગડના દોરામાં જોયાં જીવન તેજ અમૂલાં!

ગાગુંની કોડે છાસ વલોણું પાણીને કાંઠે
મમતા બધાણી સાવ અજાણી, દિલના હિલોળે
જોઉં થળેથળ રોટલા ટપકે ભણકારા વાગે,
એમ જડ્યો મારો અંતરદીવો ઓસરિયે ઠમકે!

આજ જોઉં મારા હેત હૈયાના શેરીએ છલકે,
દેવદીધાં મારાં જીવનો એની આશિષ નીચે!
મારા મનોરથ ફળિયા રે હવે એક જ ખટકે કે—
'સપને મેં તાને ભાળતો મારો વાલમ ઝબકે!

કેમ કરી જાઉં? કેમ કરી જોઉં? જીવન આ! રે!
સુખ ને દુઃખની જોડલીમાં એને દુઃખ મઠારે.
હાડ ગાળોં ગાળોં જીવતો તોયે હૈયું કાં જુવે?
પાદર રાખમાં જંપવા રે મારો જીવ જ ઝંખે!

વેળ વહી ગઈ વિચારમાં ને હજી કોઈ ના ઢૂકે
ખીભી સાસરે જાશે ત્યેં મારો જીવ નિરાંતે
ખેલશે માયા મનનીં ને તનની આપોઆપે
લાવ કરું દીવો: જે શ્રી કરસણ! પ્રભુ સુખમાં રાખે!

# બાવીસ દિવસ

જયચંદ્ર શેઠ

અંતરને કોક ખૂણે માતાની ઝાંખી થતી અને આછી અધૂરી રેખાઓમાં એ સ્મૃતિચિત્ર દોરાતું એ ચિત્ર સંપૂર્ણ કરવા એ અહર્નિશ મથતો. ન સમજાય તેવી એક વિષાદરેખા સદાય એના મુખ ઉપર ફરક્યા કરતી. એના વિશાળ લોચનમાં કોઈ અકથ્ય દર્દ દેખાતું બાહ્ય દેખાતી શાંતિ હેઠળ અશાંત હૃદય ભરતીના મોજાં જેમ ઊછળતું. એને અખંડ વિશ્વાસ હતો કે મા મરી ગઈ તે વખતે જો એ ડૉક્ટર હોત તો જરૂર એને બચાવી શક્યો હોત. ત્યારથી એણે નિશ્ચય કર્યો હતો કે એ એક ખૂબ મોટો ડૉક્ટર બનશે. ડૉક્ટર બની માનવજાતને અમર કરવી એ એનો આદર્શ હતો. અંબુભાઈએ પત્ની ગુમાવી હતી, નાનુએ મા. પિતાપુત્ર એકમેકનું દુઃખ સમજતા અને શાંત જીવન ગાળતાં.

નાનુને બીજા બાળકો જેમ પરીઓનાં સ્વપ્ન નહોતાં આવતાં; રાત પડતી ને એ આકાશ તરફ નિરખ્યા કરતો. તારાઓ આપોઆપ એકબીજાને જોડાઈ કાનમાં ભરવાની ભૂંગળીઓ બની જતાં અને ચંદ્રમા હૃદય તપાસતી ડાયાફ્રેમ થઈ જતી. એ સ્ટેથોસ્કોપ વડે એ દુનિયાભરના રોગીઓને તપાસવા મંડી જતો. કેટલાયે બંધ હૃદયમાં એણે ફરીથી ધબકાર ઉઠાડ્યા હશે!

રસ્તે જતા જોયેલ લંગડાને રજનીના અંધકારમાં એ બે પગે ચલાવવા પ્રયત્ન કરતો. દિવસે હોસ્પિટલમાં જોયેલા સફેદ કપડામાં વીંટાયેલ ફિક્કા દર્દીઓ લાલ સુરખીભર્યા બની, જાણે રાત્રે આકાશમાં નાચતા એ જોતો. એ સર્વનો પોતે તારણહાર હતો એમ એને લાગતું. ક્યારેક મોડી રાત્રે વિચારવમળોમાંથી એ ઓચિંતો કૂદી ઊઠતો. એનું હૃદય અને શરીર બેઉ ચિમળાઈ જતાં. એને થતું કે કોઈ એવો મંત્ર સાંપડી જાય—એવો મંત્ર કે જેથી જગતમાં કોઈનું મોત જ ન આવે, સર્વ રોગ નાશ પામે, કોઈ લંગડું નહિ, બોબડું નહિ, ન કોઈને ભૂખ કે ન કોઈની બહાર ઊપસી આવેલાં હાડકાંવાળી છાતી!

અને આ જ ધૂનમાં ને ધૂનમાં એ અભ્યાસ પાછળ મચ્યો રહેતો. વરસો વીતતાં ગયાં અને એક દિવસ એ ડૉક્ટર થઈ ગયો. આગળ અભ્યાસ કરવા માટે એણે વિલાયત જવાનો નિશ્ચય કર્યો અને વિદેશ જવાની તૈયારીઓ શરૂ થઈ.

અંબુભાઈનું હૈયું હાથ નહોતું રહેતું. આટલાં વરસો જેને જોઈ જીવ્યા એનાથી અળગા થતાં એમને અતિ વિષમ લાગતું હતું. છતાં એ પુત્રને ના પાડી શકે તેમ નહોતા. એમને તો નાનુને કોઈ તપસ્વી જેમ મડદાંમાં પ્રાણ પૂરતો જોઈ રાચવું હતું. પુત્રમાં એમને અપૂર્વ શ્રદ્ધા હતી. પરંતુ નાનુ જતાં પહેલાં એમને પોતાની એક ફરજ અદા કરવાનું યોગ્ય લાગ્યું. એમને નાનુ બેદરકાર અને અલગારું લાગતો. અને એ પરણે તો એમના પછી પણ કોઈક એની સંભાળ રાખનાર છે એ વિચારે એમને શાંતિ વળે. પરંતુ નાનુને

એમણે હજી સુધી કોઈ દિવસ કહ્યું નહોતું નાનુએ તો પ્રેમ કે લગ્ન કશાનો હજી સુધી વિચાર જ નહોતો કર્યો. જીવનની એ દિશાને એના કલ્પનાપ્રદેશમાં સ્થાન નહોતું મળ્યું. છતાં પિતાની ખાતર સેવે કંઈ કરવા એ તૈયાર હતા.

હજી રજાઓ હતી. નાનુ માઈક્રોસ્કોપવતી કાચની સ્લાઈડો ઉપરનાં રક્તબિંદુઓ તપાસતો બેઠો હતો. પાસે જ મંજુભાઈ બેઠા હતા.

"નાનુ"

"જી." એણે એક આંખ મીચી માઈક્રોસ્કોપમાં જોતા જોતાં જવાબ આપ્યો.

"તેં આપણા મહાસુખભાઈની અશ્રુને તો જોઈ છે ને?"

"હા જી, કેમ?"

"જો હું વધુ બીજું કાંઈ કહું એ પહેલાં મારે તને એક વાત કહેવાની છે. તેં હજી સુધી મારી આમન્યા લોપી નથી. મારી ઇચ્છા છે કે તું વિલાયત જાય એ પહેલાં તારાં લગ્ન થઈ જાય તો સારું. હું તો આજ છું ને કાલ નથી. પછી તારું શું? અને મને પણ કેટલો અસંતોષ? અશ્રુ મારી છોકરી છે ને મને ગમે પણ છે બીજે કરી પરણવાની તારી ઇચ્છા હોય એમ હું ધારતો નથી, એટલે આ સૂચના કરું છું. તને વાંધો ન હોય તો તારાં લગ્ન એની સાથે ગોઠવીએ"

નાનુ ક્યારનો માઈક્રોસ્કોપમાંથી માથું બહાર કાઢી સાંભળતો હતો. એને સ્ત્રીની ખાસ જરૂરિયાત નહોતી લાગતી. જોકે આજે માનવામાં આવે છે તેમ સ્ત્રીને એ ફાંસો નહોતો ગણતો, પરંતુ લગ્ન એને પોતાને માટે અર્થહીન લાગ્યાં લગ્ન એટલે સ્ત્રી. અને સ્ત્રી એટલે સમયનો વ્યર્થ વ્યય પુત્રને સ્તબ્ધ જેવો બેઠેલો જોઈને મંજુભાઈ કંઈ ન બોલ્યા. એમને નિરાશા દેખાઈ. એ ત્યાંથી ઊઠી જવા ઊભા થયા નાનુથી આ ન સહેવાયું. પિતાપુત્ર વચ્ચે ખૂબ કોમળ લાગણીઓ હતી

"બાપુજી!"

"કેમ?"

"તમે ખરેખર એમ માનો છો કે મારે પરણવાની ખાસ આવશ્યકતા છે?"

"જો એમ ન લાગ્યું હોત તો તને કહેત જ શા માટે!"

"બાપુજી, મને પોતાને તો લગ્ન કરવાની એવી બધી પડી નથી. પરંતુ તમે અશ્રુને પૂછ્યું છે? મહાસુખભાઈ હા પાડશે?"

"એ બધું મેં પહેલેથી જ નક્કી કરી રાખ્યું છે. અને અશ્રુ તારા માટે મરી પડે છે એ તું પણ ક્યાં નથી જાણતો?"

પછી નાનુ પરણ્યો અને અશ્રુ વહુ બની ઘેર આવી. આવી ત્યારથી જ એનું હૃદય બળતું હતું. પંદર દિવસ પછી તો એનો પતિ જવાનો હતો. અને પાછો છેક ક્યારે મળશે? વિયોગની વેદના એને અત્યારથી જ સાલવા માંડી હતી એ પતિને નિરખ્યા કરતી, વિવાય તરસ્યો પી લેતી. નાનુ એનો પતિ હતો, પ્રિયતમ હતો, બાળક હતો. એને એ જરાએ વીલો ન મૂકતી. એની સમક્ષ મુખ ઉપર હાસ્ય રાખી ફરતી પરંતુ ક્વચિત્ ન રહેવાતું અને એકાંત શોધી ખુલ્લે મોઢે રડતી.

નાનુને પ્રેમ કરતાં નહોતું આવડતું નવપરિણીત યુવકની વિલાસપ્રિયતા એનામાં નહોતી. કાન્ત બની એ કોડ ન પૂરી શકતો. અરસિક જડ જેવો એ અભ્યાસનાં શુષ્ક પુસ્તકોમાં ગુથાયેલ રહેતો. ક્યારેક ઊંચે જોતા બન્નેની આંખો મળી જતી અને અશ્રુના મુખ ઉપર સ્મિત વિલસી રહેતું. છતાંયે જ્યારે નિશા પૃથ્વી ઉપર ઢળતી ત્યારે હૈયામાં ઊંડેઊંડે કંઈક અગમ્ય તલસાટ એ અનુભવતો નીરવ શાંતિમાં અશ્રુના બિડાયેલા હસ્તો વચ્ચે એ માથું જ બધું ભૂલી જતો. પાસે જ ચપોચપ દબાયેલ શરીરમાંથી એક મીઠી સુગંધ આવતી અને એ વધુ મુગ્ધ બનતો. કલાકો સુધી એને હૈયે માથું સમાવી એ સૂઈ રહેતો આખું જગત સુવાસિત, સુકોમળ અને સુવાળું લાગતું એ સાવ ભાનભૂલો બની જતો. સાન રહેતી ફક્ત વાળના ગૂચળાઓમાં ધીમેધીમે ફરતી કોમળ અંગુલીઓની અને જીવનનું યે વિસ્મરણ કરાવી દે તેવા (?) કાળા હૈયાની! તેમ નાનુ નહોતો બંધાયો દિવસ ઊગતો અને ફરીથી રોગ, દર્દીઓ, મૃત્યુ એમ સૌ, એક પછી એક એની આસપાસ ફૂદડી ફરતાં અશ્રુ બહુ દૂર રહી જતી. દર્દી અને દર્દીઓમાં રચ્યોપચ્યો રહેતો. માણસ આટલા પાસે પડેલા હૃદયનું દર્દ નહોતો પારખી શકતો!

આમ પંદર દિવસ પૂરા થયા ને સૌ મોલ ઉપર આવી ઊભા. અશ્રુ અને અંબુભાઈ, બન્નેના હૃદય ક્યાંક છેક ઊંડાણમાં ઊતરી ગયાં હતાં. આંસુ પાણીના પૂર જેમ ઉપર ચડયાં હતાં. એ બન્નેને રડતાં જોઈ નાનુની આંખો પણ અશ્રુપૂર્ણ થઈ. સીડી ઊપડી અને સ્ટીમર પાછી હઠી. આગળ વધી નાનુ આખે રૂમાલ ડાબતો ડેક ઉપર ઊભો હતો. કિનારો એનાથી દૂર અને દૂર ખસતો હતો. અશ્રુ અને અંબુભાઈ નાના બનતાં જતાં હતાં. છેલ્લે ફક્ત ફરકતાં રૂમાલો જ દેખાયાં અને છેવટે સૌ દૃષ્ટિમર્યાદા બહાર અલોપ થઈ ગયાં. મુબઈનુ બારું ધીમેધીમે દૂર થતુ હતુ. મિલોનાં ભૂંગળાં, વહાણોના સ્થંભો, સ્ટીમરોના ઊંચા થંભો અને અનેક જાતની આડીઊભી લીટીઓ દોરતા દોરડા પણ દેખાતાં બંધ થયાં. દૂરદૂર ક્ષિતિજમાં મુબઈ છેક ઝાંખુ થઈ ગયેલુ દેખાતુ હતુ. પછી તો ચોતરફ સમુદ્રનાં ખારાં પાણી! હિંદી મહાસાગરના ઊછળતા મોજા ઉપર સ્ટીમર ડોલતી ચાલી જતી હતી. પરદેશગમન કરતાં માનવહૃદય સ્વદેશપ્રેમ અને સ્નેહનું સાચું મૂલ્ય આંકી શકે છે. નિકટતા એ શું એ સમજે છે. અનેકરંગી મનુષ્યોથી ભરચક સ્ટીમરમા પોતે એકાકી લાગ્યો. સહેજ ખિન્ન હૈયે એ પાછલી ડેક ઉપર ઊભો હતો. સાગરનાં પાણી કપાતા હતાં. ફીણના ગોટે-ગોટા થતાં પાણી ઊછળી જુદા પડતાં અને ફરી એકમેકમાં મળી જતાં. એણે જોયા જ કર્યું. એ પ્રસન્નતા અનુભવવા લાગ્યો. નવીન દેશનાં સ્વપ્નો જોતો એ ઊભો જ રહ્યો. જગાવર હોસ્પિટલો જોઈ. જાતજાતના ચિકિત્સક યંત્રો દેખાયાં. સરજિકલ હથિયારો જોયાં, સરજ્યન્સ, ફિઝિશ્યન્સ અને માઈક્રોલોજિસ્ટોને માથે બેસી ચર્ચા કરતા સાભળ્યા. એક બાજુ આથમતો સૂર્ય જોયો. ભૂરા પાણી જોયાં અને એનું મન પ્રફુલ્લિત બન્યુ. કેબિનમા જઈ એ સૂતો અને અશ્રુ સાંભરી. નહિ જેવા સમયમાં બનેલા અનેક પ્રેમપ્રસંગો સાભર્યા. અર્ધી રાતે એ ઝબકીને જાગી ઊઠ્યો સોડમા અશ્રુ સળવળતી લાગી, એના હૈયાની હૂંફ આવી. એને લાગ્યું એ એને જ હૈયે, એના જ હસ્તોમાં બિડાયેલો હતો. બેબાકળા જેવો એ બેસી જ રહ્યો. ભ્રાંતિ ભાંગી અને એણે માથુ ધુણાવ્યું એ ન ઊંઘી શક્યો. વાચનમાં ચિત્ત પરોવ્યું, શાંતિ વળી અને એ સૂતો.

ચાર દિવસો અને ચાર રાત્રિઓ હિંદી મહાસાગરમાં પસાર કરી એડન આવ્યું. સુએઝ કેનાલ વટાવી અને રાતા સમુદ્રમાં પ્રવેશ કર્યો. છેવટ માર્સેલ્સ આવ્યું. આગગાડીમાં બેઠો. બ્રિટિશ ચૅનલ ઓળંગીને લંડનને કિનારે પ્રથમવાર પગ મૂક્યો. આંખો ચોતરફ ઉત્સુકતાથી જોઈ રહી હતી લોકો, રસ્તાઓ, વેશ, વાણી, વહેવાર, રહેણીકરણી, ખોરાક એમ બધું જ. ભાગ્યે જ એ બહાર નીકળતો હૉસ્પિટલ બહારનું જગત જગત નહોતુ. દર્દીઓ સિવાયના મનુષ્યો મનુષ્યો નહોતા. મિશ્રણો હલાવતો, ગરમ કરતો, જાતજાતના ગૅસ મેળવતો, અનેક પ્રયોગો કરતો, એ લૅબોરેટરીમાં દિવસો સુધી પડી રહેતો. અને એને સૌ સન્માનતા. ઘણાખરા બીજા હિંદી વિદ્યાર્થીઓની જેમ ત્યાં જઈ એણે હિંદનું નામ નહોતું બોળ્યુ, યુરોપની સાચી મહત્તા એણે પિછાણી અને એની નમેલી આંખો નવનવાં જ્ઞાન ભરતી વધુ નમી.

એને આવ્યે બે વર્ષ વીતી ગયા હતા ત્રણ છબીઓ હંમેશાં એના ટેબલ ઉપર પડી રહેતીઃ એક અશ્રુની, બીજી અંબુભાઈની, અને ત્રીજી સુરેનની—એનો એક વર્ષનો પુત્ર. કેટલીકવાર પ્રેમપૂર્ણ આંખે એ સવને નિરખ્યા કરતો. પરંતુ પાછો કોઈક નવીનતાવાળો કેસ આવતો અને એમાં તલ્લીન થઈ જતો. બધા ભુલાઈ જવાતા. અશ્રુ અને અંબુભાઈના પત્રો નિયમિત આવતા. એ ક્યારેક લખતો આમ આઠ વર્ષો વીતી ગયાં અને એ હિંદ પાછો ફરતો હતો. એણે અનેક અદ્ભુત શોધો કરી હતી. હવે એ કેટલાય અસાધ્ય ગણાતા રોગોને હઠાવી શકે તેમ હતો લંડનથી જ ગવર્મૅન્ટ ડૉક્ટર તરીકે એની નિમણૂક થઈ.

સ્ટીમરનાં લંગર ઊપડ્યાં અને હિંદ રોજ નિકટ આવતુ ગયુ. અશ્રુ તો હર્ષઘેલી બની ચોતરફ ફરતી આઠઆઠ વર્ષે એનો પતિ આવતો હતો પોતાના નાના પુત્રને એના પિતાની ખૂબ વાતો કહેતી અને પુત્ર પણ એ વાતો સાંભળતા ધરાતો નહિ. અશ્રુ એકલીએકલી કંઈ કંઈ ગુણગુણ કર્યા કરતી સુરેનને નવાઈ લાગી એની મા આમ સાવ નાની છોકરી જેવી કેમ બની ગઈ હતી! પરંતુ એ શું સમજે કે એ આજે મા મટી પત્ની બનતી હતી, પ્રિયા બનતી હતી. નાનુ આમાંનુ કશું કલ્પી શકે તેમ નહોતો. પણ એને એક દુ:ખ હતુ. આટલો મહાન બની એ આવતો હતો, પરંતુ એ જોવા આજે અંબુભાઈ નહોતા. ત્રણ વર્ષ પહેલાં તારનું પરબીડિયું એમના મૃત્યુના સમાચાર લાવ્યું ત્યારે એને જેટલું નહોતું લાગ્યું તેટલું આજે એણે અનુભવ્યું. પરંતુ એને સામૈયુ કરવા આવેલા લોકોની ધાંધલ, માનચાંદ અને ફૂલોના હાર નીચે એ લાગણી દબાઈ ગઈ. અશ્રુની આંસુ નીતરતી આંખો જોઈ અને ભાવભીને હૈયે એ પત્ની અને બાળકને ભેટ્યો. અશ્રુને હૈયે હિમ જેવી ટાઢક વળી. સંતોષ અને આનંદભર્યાં ભવિષ્યનાં અનેક સોણલાં જોતી એ સુખમાં રાચી રહી.

હજુ તો નાનુભાઈને આવ્યે અઠવાડિયુ થયુ નહોતું ત્યાં તો એને ફ્રંટિયર ઉપર જવાનો હુકમ આવ્યો. તે સ્થળે મૅનીનજાઈટીસ ફાટી નીકળ્યો હતો, અને લશ્કરી છાવણીમાં સૈનિકો ટપોટપ મરતા હતા. નાનુ ફરીથી જવા તૈયાર થયો એને પૃથ્વી ઉપર અમરત્વ ઉતારવાનો મોહ હજી છૂટ્યો નહોતો. પશુ, પખી, મનુષ્યો, જીવતા અને મરેલા,—સૌનાં હૃદય એ તપાસતો એની રચના જોતો, ક્રિયાઓ, અવલોકનો કરતો; પણ ક્યાંય તાગ નહોતો આવતો. રસાયણભરેલી બરણીઓમા અનેક જાતનાં હૃદયો અને મગજો ભર્યાં હતા અને ભૂલથી પણ એને કોઈ અડકતું તો ઠી...કરી અડકનારને દૂર ખેંચી લેતો. મરેલાઓનાં બંધ પડેલાં હૃદયની આટલી કાળજી રાખનારનુ જીવતા હૈયાના ઊનાઊના નિસાસા તરફ ધ્યાન નહોતું ખેંચાતું!

અશ્રુ આઠઆઠ વર્ષોથી જે સુખની રાહ જોતી બેઠી હતી તે આવ્યું ન આવ્યું ત્યાં તો આમ હરાઈ ગયું. એ અશાંત, અગમ્ય અને નિરાશ બની ગઈ. જીવન નિરર્થક અને નીરસ લાગ્યું. સુરેનને તો સમજ પણ નહોતી પડતી કે 'ભાઈ' આવ્યા શું ને ગયા શું ? ફરીથી બે વર્ષો પસાર થઈ ગયાં. હવે એ રાહ નહોતી જોતી એની આશાઓનો અંત આવી ગયો હતો. દિવસેદિવસે એ શોષાતી, સદા વિચારમગ્ન રહેતી. મુખ ઉપર અસીમ દુઃખની વિષાદરેખાઓ પથરાઈ રહી હતી. હૃદય તીવ્રપણે કોરાતું હતું પુત્ર તરફના એના વર્તનમાં સુધ્ધાં બેદરકારી આવતી જતી હતી. સુરેનથી આ નહોતું મહેવાતું એ કંઈક સમજ્યો.

"બા, તે ભાઈ હજી બહારગામ શું કામ જાય છે ? એ ડોકટર તો થઈ ગયા !"

સુરુના આ પ્રશ્ને એના અંતરનો ઊભરો ઊછળી બહાર આવ્યો :

"સુરુ, તારા ભાઈ છે કની, તે મોટા બધા ડાક્ટર છે એમના ઉપર બધો આધાર રહ્યો. એ ત્યાં ન જાય તો બધાં મરી જાય "

"તો શું પછી નહિ મરે ?"

"એ તો શી ખબર !"

"તો બા, અહીંયાંય ઘણાં બધાં માણસો મરે છે. પછી અહીં શું કામ નથી રહેતા ?"

અશ્રુ ચૂપ રહી. એનું હૃદય કપાતું હતું. બાળક એના જ હૃદયની વાત કહેતો હતો. એને છાની સરમો ચાંપી એ રડી ખૂબ રડી પરતુ બાળકને શુ કહે ?

"જો સુરુ, તારા ભાઈ છે ને તે મોટા, ખૂબ મોટા ડોક્ટર છે, એમની કશી વાતો આપણે ન સમજીએ "

"ના તે, હું તો ભાઈને લખવાનો છું કે અહીંયાં અમને નથી ગમતું." અને સુરેને લખ્યુ પણ ખરું, જવાબમાં ન ગમવા માટે દવા બતાવી કે : સિનેમા જોવા જજે, ફરવા જજે, રમકડાં લેજે, રમજે. અશ્રુ હવે કંટાળી ગઈ હતી, એણે પણ લખ્યું: "તમે આવો. હવે નથી સહેવાતુ. મને લાગે છે કે તમે પાસે હો તો સારું હું કદાચ ઝાઝું નહિ જીવું. જીવનની છેલ્લી પળે પણ તમારો હાથ જો મારે માથે હશે તો હું સુખેથી મરીશ. મારો આત્મા સંતોષાશે સુરુ પણ 'ભાઈ, ભાઈ' કરતો હિજરાય છે. હવે આવો"

નાનુ એના પ્રયોગોમાં હજી ફળીભૂત નહોતો થયો. આ પત્રે એને વિમાસણમાં નાંખ્યો. એને પણ હવે કામ કરતાં થાક લાગતો. સુરુ યાદ આવતો અશ્રુ યાદ આવી જતી. અને ખુરશી ઉપર માથું ઢાળી એ મીઠી તંદ્રામાં પડી જતો. ભાવિ રમ્ય સ્વપ્નો રચતો. એને પોતાની જાત ઉપર તિરસ્કાર આવી ગયો. પોતે કેટલો સ્વાર્થી હતો તેનું ભાન થયુ. અશ્રુના પ્રેમ પાસે પોતાની મહત્ત્વાકાંક્ષા ક્ષુદ્ર લાગી. આખુ જીવન અર્થહીન લાગ્યું ચોતરફ ઘેરીને પડેલા રસાયણના બાટલાઓ વચ્ચે મીંચેલી આંખે તે પડી રહ્યો. સામે ત્રણચાર નળીઓ ભરાવેલ બરણીમાં ઊકળી રહેલ રસાયણના સુસવાટમાં લીન થતી એની કલ્પના, ક્યાંય મરકી આજે એને અશ્રુના દ્રવિત હૃદયના થડકાર સંભળાવી રહી હતી. એનું ચાલત તો બીજી ઘડીએ અશ્રુ પાસે પહોંચ્યો હોત. ઊકળતાં રસાયણમાં ભડાક દઈને એક ભડકો ઊઠ્યો અને એ કૂદીને ઊભો થઈ ગયો. સુથાઈ ગયેલ ભ્રમરો નીચેથી એની આંખો ચમકી રસાયણના ઊકળતા બુદ્બુદ ઉપર ઠરી રહી. આ આકસ્મિક પરિણામ જોઈ વિજય એને એક જ હાથ દૂર દેખાયો. સ્મરણફલક ઉપર કલ્પનાએ દોરેલી આકૃતિઓ તો કોણ જાણે ક્યાંય ભુંસાઈ ગઈ.

બીજા નવતના પ્રયોગો કરતાં બે વર્ષો ક્યાં નીકળી ગયાં એનું એને ભાન પણ નહોતું. એક રસીની મહાન શોધ એણે કરી હતી. એક જ ઇન્જેક્શનથી દર્દીને આરામ થઈ શકે એને ખરેખાત ગટપટી થવા માંડી અને આતુર હૃદયે ખૂબ ઉતાવળમાં એ નીકળ્યો. હવે કદીએ અશ્રુથી જુદા ન પડવાનો એણે નિરધાર કર્યો હતો. એ સુરુની વય ગણી રહ્યો હતો. વિલાયતથી આવ્યા ત્યારે સુરુ સાત વરસનો અને ચાર વરસ એણે ફ્રંટિયર ઉપર કાઢ્યા એટલે અગિયાર વરસનો. અને હા, એને પરણ્યે કેટલાં વરસ થયાં? બાર! અને બાર વરસમાં એ અશ્રુ સાથે કેટલું રહ્યો? પંદર દિવસ વિલાયત ગયો તે પહેલાં ને સાત દિવસ —ત્યાંથી પાછો ફર્યો પછી તે બાર વર્ષમાં ફક્ત બાવીસ દિવસ!

કેટલું નીરસ અને કમકમાં આવી જાય તેવું જીવન!

અશ્રુએ પેલા પત્ર પછી કદી કશું લખ્યું નહોતું. એ આઘાત પછી ઘણુંખરું એ કપાળે હાથ દઈ શૂન્ય જેવી બેસી રહેતી. એને કશું વિચારવાનું જ નહોતું. જગત આખું ખાલીખમ લાગતું. આંખેથી સતત આંસુ વહ્યા કરતાં, અને હૈયાના ઊંડા ઘામાંથી જીવન રોજ ઝપાટાબંધ ચાલ્યું જતું.

પેશાવર તાર પહોંચે તે પહેલાં નાનુ નીકળી ચૂક્યો હતો. અશ્રુના ચરણે પડી એને આંસુ વહાવવાં હતાં, પશ્ચાત્તાપ કરવો હતો, જીવન માણવું હતું તરંગી! આવેશમય બની આવી રહ્યો હતો. આવી અશ્રુને જોઈ—પરંતુ મરેલી નમાયા સુરુનો તરફડાટ જોયો. એનું તો હવે કોઈ નહોતું. પોકેપોક મૂકી એ રડ્યો ચીસો નાખી:

"બા, ઓ બા! બા .. . ...!"

પરંતુ બા ક્યાંથી આવે?

"ભાઈ, બા કહેતી હતી કે તમે મોટા પરદેશી ડૉક્ટર છો તે બાને જીવતી કરો ને?"

નાનુની છાતીમાં તીર વાગ્યું. પોતાની માના મૃત્યુ વખતે જો એ ડૉક્ટર હોત તો એને કદાચ બચાવી શક્યો હોત એમ એને લાગ્યું હતું. પરંતુ સુરુની મા તો એ ડૉક્ટર હતો છતાં મૃત્યુ પામી! એણે સુરુને ચીસકી છાતી સરસો ચાંપી લીધો બન્ને ખૂબ રોયાં. એકવાર આમ જ એને છાતી સરસો ચાંપી બા રડી હતી.

મધરાત ઉપર રાત ગઈ છે, છતાંયે નાનુ ઉઘાડી આંખે જડ જેવો બેઠો છે. સામે જ સુરુ ઊંઘમાં પડ્યો છે. એના આંસુભીના ગાલ હજી નથી સુકાયા. સુરુને જોઈ એને વધારે લાગ્યું, કે વધારે બળ્યો. બેઠોબેઠો એ પોતાના સમસ્ત જીવનની તારવણી કરી રહ્યો હતો. એનું નાવ ક્યાં પહોંચ્યું હતું? આટલા રોગ પારખ્યા, એના ઉપાય શોધ્યા પણ તેથી શું? જગત ઉપર મૃત્યુની સંખ્યા કંઈ ઘટી છે? પૃથ્વી ઉપર કેટલી મહાન વિભૂતિઓ થઈ છે! બુદ્ધ અને મહાવીર, રામ અને કૃષ્ણ, મહમદ અને ક્રાઈસ્ટ! પણ જગતમાં હજી સુધી કયું દુઃખ ઓછું થયું છે? જગતે કેટલી પ્રગતિ સાધી છે? એને લાગ્યું કે એણે જીવન વેડફી દીધું હતું. પોતે ભ્રમણામાં અથડાતો હતો અને ફરી એની દૃષ્ટિ સુરુ ઉપર સ્થિર થઈ. એના જીવનનો તો અણમૂલ લહાવો લૂંટાઈ ગયો હતો. એણે જ એને નમાયો કર્યો હતો. અને એ વધુ રોયો.

પણ કેટલું મોડું!

અશ્રુ તો ક્યારની, અનંતમાં, વણલૂછ્યાં આંસુ જેવી સરી ગઈ હતી.

——o——

જે હૂંડિયામણ અને ચલણનો ફેરફાર સામ્રાજ્યના બીજા કોઈ પણ ભાગને કરવાની છૂટ છે અને જેથી દુનિયાના બધા દેશને ફાયદો થાય છે તે જો હિંદ કરે તો તે દેશના ગેરલાભની વસ્તુ છે એમ આપણને કહેવામાં આવે છે. ૧૯૩૧ના સપ્ટેમ્બરથી અત્યાર સુધીની સરકારની હૂંડિયામણની નીતિનો ઇતિહાસ તપાસીએ તો ઇંગ્લંડે સોનાનું ધોરણ છોડયું તો દેશના લાભ તરફ કેટલું ધ્યાન આપાયું છે તેનો ખ્યાલ આવશે. ૧૯૩૧ના મે મહિનામાં એક પત્રકારે સપ્ટેમ્બરમાં હૂંડિયામણની બાબતમાં આફત વિશે આગાહી કીધી. સપ્ટેમ્બરમાં તે વખતના હિંદી સરકારના ખજાનચી સર જ્યૉર્જ શુસ્ટરે જાહેર કર્યું કે હૂંડિયામણની બાબતમાં ચળવળ કરનારાઓ ઇંગ્લંડના વડા પ્રધાને હિંદી હૂંડિયામણને ટેકો આપવાને આપેલી ખાતરીની વાત ભૂલી જાય છે. આ જાતની જાહેરાતને એકબે દિવસ ભાગ્યે જ થયા હશે અને ઇંગ્લંડે સોનાનું ધોરણ તજી દીધું ના ૨૧મી સપ્ટેમ્બરે નામદાર વાઇસરોયસાહેબે ફતવો કાઢી જાહેર કર્યું કે આપણો રૂપિયો પણ હવે સોનાના ધોરણથી છૂટો થયો છે. હિંદી પ્રધાને જાહેર કર્યું કે રૂપિયો સોનાના ધોરણથી છૂટો થયો છે પણ પાઉંડ સ્ટરલીંગ સાથે જોડાયો છે. આ જાતની વિરોધી જાહેરાતને પરિણામે હિંદુસ્તાનમાં બેંકો ત્રણ દિવસ બંધ રાખવામાં આવી અને નામદાર વાઇસરૉયસાહેબે પોતાનો આગલો ફતવો પાછો ખેંચી લઈ નવો ફતવો બહાર પાડયો, જેની રૂએ આપણો રૂપિયો ૧ શિ. ૬ પે.ના ભાવે ઇંગ્લંડના પાઉંડ સાથે કાયમી જોડાયો. ઘણા મોટા ભાગનું માનવું એવું છે કે હિંદી સરકારનું પહેલું પગલું હિંદના લાભનું હતું અને તે જો કાયમ રહ્યું હોત તો હિંદનો આર્થિક ઇતિહાસ કાંઈક જુદો જ હોત! પણ હિંદી સરકારને હિંદી પ્રધાનની સૂચનાનુસાર ૧ શિ. ૬ પે. ને ભાવે રૂપિયો પાઉંડ સાથે જોડવો પડયો અને પરિણામે હિંદને અત્યાર સુધી ઊંચા ભાવના હૂંડિયામણની બધી ખરાબ અસરોથી સહન કરવું પડયું છે.

હિંદ જેવા ખેતીપ્રધાન દેશમાં ખેતીની પેદાશના ભાવો તદ્દન બેસી ગયા એટલે ખેડૂતોની સ્થિતિની તો કલ્પના જ કરવાની રહી. નિકાસ વેપાર વધતો બંધ થઈ ગયો અને ઊલટો ઓછો થયો, અને એ નિકાસનું સ્થાન દેશમાંથી ખેડૂતોની સાચવી રાખેલી સોનારૂપી મૂડીએ લીધું. આખી દુનિયામાં હિંદ જ એવો દેશ છે જેમાં સોનું પાકતું ન હોવા છતાં છેલ્લાં પાંચ વર્ષોથી આટલા મોટા પ્રમાણમાં સોનાની નિકાસ ચાલુ કર્યા જ કરે છે. જ્યારે બીજા દેશો સોનાની નિકાસ અટકાવી પોતાના દેશમાં રહે એવો બંદોબસ્ત કરે છે, ત્યારે આપણો કમનસીબ દેશ એ જ પીળી ધાતુની આટલા મોટા પ્રમાણમાં નિકાસ કરે છે! સરકાર આપણને સમજાવે છે કે એ સોનાની નિકાસ દેશના લાભમાં છે; કારણ એ સોનું દેશે નીચે ભાવે ખરીદ્યું હતું!!!

હૂંડિયામણના ફેરફારની વિરુદ્ધમાં એક મોટી વાત એ લાવવામાં આવે છે કે જો હૂંડિયામણ ૧ શિ. ૪ પે. થાય તો સોનાનો ભાવ વધે અને તેથી વધારે સોનું નિકાસ થાય. આથી કરીને જ આખા દેશે એવી ચળવળ ઉપાડી લેવી જોઈએ કે હૂંડિયામણ ૧ શિ. ૪ પે. પર લાવવું અને સોનાની નિકાસ બંધ કરવી. જે દેશને સોનાની નિકાસ કરવી પડે તે દેશની આર્થિક સ્થિતિ ગંભીર થતી જાય જ એ કુદરતી છે. કેટલાક એમ સંતોષ લે છે કે સોનાની નિકાસથી નાણાની છૂટ રહે છે, જે દેશના હુન્નરઉદ્યોગને લાભકર્તા છે. પણ એવાઓ જો મહેજ વિચાર કરશે તો જણાશે કે છેલ્લાં પાંચ વર્ષોથી ચાલતી આવેલી

નાણાની છૂટને લઈને દેશના હુન્નરઉદ્યોગ ખીલ્યા તો નથી જ, પણ ઊલટા વધારેપડતી દશામાં આવ્યા છે.

બીજા દેશોને મૂઝવતો બેકારીનો પ્રશ્ન આપણી સરકારને બિલકુલ તકલીફ આપતો નથી, કારણ જ્યારે એ વાત કોઈ ઉપાડે છે ત્યારે એ તો થોડા કેળવાયેલા ચળવળિયા કરે છે એમ ઉડાવી દેવામા આવે છે. હિંદ જેવા ખેતીપ્રધાન દેશમા ખેતીની પેદાશના ભાવો બેસતા જાય, નિકાસ વેપાર ઓછો થતો અને આયાત વેપાર વધતો જાય, છતાં બેકારી ન હોય એ કેટલુ બધું અસંભવિત છે? બેકારી છે અને વધતી જાય છે એ ચોકસ છે, અને ખાસ કરીને મધ્યમ વર્ગમા તો પુષ્કળ જ બેકારી છે. બેકારોની ચળવળ પૂરતા પ્રમાણમાં દેખાતી નથી, એટલે તે ઉપર ધ્યાન અપાતું નથી. જો હૂંડિયામણમા ફેર થાય તો આ બેકારીનો બોજો પણ દેશ ઉપરથી મોટા પ્રમાણમા ઓછો થાય.

ભલે હિંદી ખજાનચી વડી ધારાસભામા ભાર દઈ દઈને કહે કે હૂંડિયામણ તો આ ભાવે જ ટકાવવાનું સરકારે નક્કી કર્યું છે. તેમ છતા પણ એક સવારે સરકાર ખાસ ફતવો કાઢી હૂંડિયામણમા ફેરફાર કરી નાખે તો ઘણાને તો અજાયબી ન જ લાગે. હિંદનું હૂંડિયામણ ૧ શિ. ૪ પે પર લાવવુ અને સોનાની નિકાસ બંધ કરવી એ બે જ રસ્તા છે, જે દ્વારા દેશના વેપારઉદ્યોગમા આવેલી મંદી અને દેશની બેકારી દૂર કરી શકાય.

---

## રમા

નાનાલાલ દવે

[અનુષ્ટુપ]

એકલી ઊંબરે બેસી કાંકરા વીણતી રમા,
રાંધવા સાંજના માટે ભાત એ કરતી સમા.
મને દેખી વદીઃ "ભાઈ! આવોને! શીદ ઊપડયા?"
મેં કહ્યુ: "જાઉં છું બ્હાર. ભાઈ મારા ક્યહાં ગયા?"
"ઑફિસે કામ છે તેથી મોડા એ ઘેર આવશે."
"કામ શું? ફરવા કે એ સિનેમામાં ગયા હશે."
"જૂઠું એ ન કહે કો દી"—બોલતાં બોલી ત્યાં રમા,
હસીને પળમાં પાછી બની એ મગ્ન કાર્યમાં.
બજારે હું ગયો ત્યાંથી, મિત્રો કૈં રસ્તામા મળ્યા,
ફર્યો, વાતો કરી કૈં કૈં, છતાંયે મુજ કાનમાં
"જૂઠું એ ન કહે કો દી" શબ્દો એ ગૂંજતા રહ્યા.
દામ્પત્યસુખની આજે ઋચા બોલી ગઈ રમા.

# સ્પેનનો મુક્તિસંગ્રામ

વિજય મુ. વાસુ, એડવોકેટ

આવા આદમની અંતિમ સૃષ્ટિમાં આપણે છેલ્લાં છત્રીસ વર્ષમાં કેટલાય દેશોમાં નાનામોટા વિપ્લવો અને આંતરવિગ્રહ જોઈ નાખ્યા. પરંતુ તે બધામાં અત્યારે સ્પેનમાં સળગે છે તે આંતરવિગ્રહનું સ્થાન જુદુ જ છે. ઈ. સ. ૧૯૧૭ના રશિયન વિપ્લવ પછી આવો દાવાનળ ક્યાંય સળગ્યો નથી. સ્પેનના આંતરવિગ્રહે યુરોપના મોવડીઓની નિદ્રા હરી લીધી છે, યુરોપનાં પ્રધાનમંડળોને બેચેન બનાવ્યાં છે, બે વિરોધી બળો—સમાજવાદ અને ફેસિઝમ—ની બીજી અથડામણે યુરોપના બીજા દેશોના ફેસીસ્ટો અને સમાજવાદીઓને નવી પ્રેરણા આપી છે, અને ધરાઈને બેઠેલા સમાજવાદીઓ રખેને કોઈ વિઘ્નસંતોષી સાહસખેડુ, યુરોપના દારૂખાનામાં સ્પેનના દાવાનળનો તણખો નાખી દે એવી બીકથી ચિંતાતુર બન્યા છે.

## શા માટે?

આજ દિવસ સુધી દક્ષિણ અમેરિકાના નજીવા રાજ્યોના દરજ્જામાં લેખાતું યુરોપવાસી સ્પેન આજે દુનિયાના બધા દેશોનાં પ્રધાનમંડળોમાં અગત્યની ચર્ચાનો વિષય થઈ પડ્યું છે. ઉરુગ્વે કે પેરેગ્વેમાં, કોલોમ્બિયા કે બોલીવિયામાં ક્યાંય ક્રાન્તિ કે આંતરવિગ્રહ કે પરસ્પર વિગ્રહ થઈ જાય તો તેની દરકાર કરવા દુનિયાને જેમ ફુરસદ નહોતી, તેમ સ્પેનના આંતરવિગ્રહો કે વિપ્લવોની દરકાર કરવા પણ યુરોપને ફુરસદ નહોતી. પરંતુ આજે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં સ્પેનનો પ્રશ્ન ગંભીર થઈ પડ્યો છે. તેનું કારણ બહુ અગત્યનું છે આજે સ્પેનનો પ્રશ્ન પીરીનીઝ પર્વતના સીમાડા છોડીને આંતરરાષ્ટ્રીય પ્રશ્ન થઈ પડ્યો છે. તેનું કારણ એ છે કે આજનો સ્પેનિશ આંતરવિગ્રહ અંદરઅંદરના કોઈ બે પક્ષો વચ્ચેની સત્તાની હરીફાઈ નથી, પરંતુ આખી દુનિયામાં ઊભા થયેલા બે મહાન પક્ષ—સરમુખત્યારવાદી (Fascist) અને પ્રજાસત્તાવાદી પક્ષ (Democrats) વચ્ચેનું જીવનમરણનું યુદ્ધ છે. તેમાં સમાધાનને સ્થાન નથી. એમાંથી એક પક્ષે પોતાના હરીફોનાં મૃતદેહો ઉપર પગ મૂકીને સત્તાના સિંહાસને ચડવું પડશે. એમાંથી એક પક્ષનો મૂળથી ઉચ્છેદ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી એ આગ બુઝાવાની નથી.

## પ્રજાસ્વાતંત્ર્યની લડત

સ્પેનના આમવર્ગમાં બીજા દેશોની સરખામણીમાં જાગૃતિ ઘણી મોડી આવી છે, કારણ કે સ્પેનના આમવર્ગની આસપાસ રૂઢિચુસ્ત ઉમરાવ વર્ગની જાળ બહુ મજબૂત હતી. ઈ. સ. ૧૮૪૮ના વરસથી યુરોપમાં ઘણીવાર વિપ્લવનો વાયુ ફૂંકાતો ગયો, પરંતુ સ્પેન તો મધ્ય યુગનું રૂઢિચુસ્ત સ્પેન જ રહ્યું. પીરીનીઝ પર્વતની હારમાળાએ છૂટા પાડેલા સ્પેન અને ફ્રાન્સ પીછેહઠ અને પ્રગતિનાં બે સીમાચિહ્નો છે ઈસુના ૧૯મા સૈકામાં—અમેરિકાના હાથે મહાત થઈને સ્પેનના રાજાએ દક્ષિણ અમેરિકાનું સામ્રાજ્ય ગુમાવ્યું,

પરાજયની નબળાઈએ સ્પેનને સુષુપ્ત અવસ્થામા ધકેલી દીધું ધર્મગુરુઓ, મૂડીવાદીઓ, લશ્કરી સરદારો, જમીનદારો, અમલદારો અને ઉમરાવોએ પોતાની સત્તા નિભાવી રાખવા પ્રજામતને દાબી રાખી રાષ્ટ્રીય જાગૃતિ અશક્ય બનાવી, અને પોતે પોતાના સ્વાર્થ અને તજીના ડાગરો માટે અંદરઅંદર લડવા કર્યું ઈ સ ૧૮૩૩મા અને પાછા ૧૮૬૮મા બે પક્ષ ખૂબ લડયા, કારણ કે એક પક્ષને સિંહાસન ઉપર રાજા જોઈતો હતો અને બીજા પક્ષને રાણી જોઈતી હતી।

ઈ સ ૧૮૮૬મા, હાલ પદભ્રષ્ટ થયેલો, તેરમો આલ્ફોન્ઝો ગાદી ઉપર આવ્યો પ્રજાના કુસંપનો લાભ લઈ એ દુર્બળ રાજ રાજાએ પોતાની એકહથ્થુ સત્તાની જાળ જમાવી આલ્ફોન્સો ત્યારમા 'ઈશ્વરનો પ્રતિનિધિ' ગણો અને ધર્મગુરુઓએ તેના ઈશ્વરદત્ત હક્કોનુ પ્રતિપાદન કર્યું પરતુ વિશ્વવિગ્રહ પછી પ્રજાના અજ્ઞાન અથવા નબળાઈ ઉપર રાજ કરનાર એવા કેટલાય મુગટધારી મહારાજાઓ પ્રજાની જાગૃતિના જુવાળ જોઈને પોતાનો જીવ બચાવવા સિંહાસન ઉપરથી ઊતરીને ભાગી ગયા એવા એક 'ઈશ્વરના પ્રતિનિધિ'ને રશિયામા નજૂર મહાજનોએ ઠાર કરી નાખ્યો, અને બીજાને જર્મનીના સીમાડા છોડી હોલેંડનો આશરો મેળવવાની ફરજ પડી યુરોપની પ્રજામા આવેલા જાગૃતિના જુવાળની થોડીઘણી અસર સ્પેનમા પણ થઈ પીડિત આમવર્ગનો અસતોષ વધતો ગયો અને તેણે આલ્ફોન્સોને અસ્વસ્થ બનાવ્યો ફ્રેન્ચ સરહદ પાસે આવેલા કેટેલોનિયા પ્રાન્તે આલ્ફોન્સોને ખૂબ હચાવ્યો, ૧૯૧૮ની સુલેહ પરિષદમા કેટેલોનિયનોએ પોતાના પ્રાન્તને સ્પેનથી સ્વતંત્ર બનાવવાની માગણી સાથે એક પ્રતિનિધિમડળ પણ મોકલ્યુ હતુ પરતુ લોઈડ જ્યોર્જ અને ક્લેમેનશોને જર્મનો ઉપર વેર લેવા સિવાય બીજી કોઈ વાત સાભળવી ગમતી નહોતી. કટેલોનિયનો ખાલી હાથે પાછા આવ્યા પરંતુ આલ્ફોન્સો હવે તેમની ઉપર સ્વસ્થ ચિત્તે રાજ્ય કરી શકે તેવો વખત રહ્યો નહોતો આલ્ફોન્સો પ્રજાજાગૃતિના જુવાળને રોકી ન શક્યો, તેના દમનના ચક્રો નિરર્થક થયા

### પ્રીમો દ રીવેરાનો બળવો

પરતુ યુરોપમા બનતુ આવ્યુ છે તેમ સ્પેનમા પણ પ્રજાતત્રના હિમાયતીઓમા એકતા આવી શકી નહિ અંદરઅંદરના મતભેદ નેતૃત્વની ખામી અને સમાધાનવૃત્તિએ તેમને પોતાના ધ્યેયને પહોચી વળવામા નિષ્ફળતા આપી બીજી તરફથી તેમની ઉદ્દામ માગણીઓથી ભડકેલા રૂઢિચુસ્તો (Reactionarics) અને ખાસ કરીને લશ્કરી વગના માણસો જાગૃત બની પોતાના સ્થાપિત હક્કોના રક્ષણ માટે એક થયા ઈ સ ૧૯૨૩મા પ્રીમો દ રીવેરા નામના એક લશ્કરી સરદાર પ્રજાસત્તાના હિમાયતીઓને કચડી નાખી રાજસત્તાને લશ્કરી બળના આશ્રય નીચે લાવવા મદદ બળવો કર્યો આલ્ફોન્સોએ તેને લશ્કરી સરમુખત્યાર બનાવ્યો કોરટેઝ (Cortes=સ્પેનિશ પાર્લામેન્ટ)ને બરતરફ કરવામા આવી અને તેને ઠેકાણે રાષ્ટ્રીય ધારાસભા સ્થાપવામા આવી પરતુ એ ધારાસભાને સલાહ આપવા સિવાય બીજી કોઈ સત્તા નહોતી રીવેરાનુ શાસન તે લશ્કરી ત્રાસ અને દમનનીતિનુ શાસન હતું ૧૯૨૫મા તે વડો પ્રધાન બન્યો એ સરમુખત્યારે લોખડી હાથે શાસન કર્યું પરતુ પ્રજા-સ્વાતત્ર્યની જાગૃતિ લોકસમુદાયમા એક વખત આવ્યા પછી તે પ્રજા ગમે તેવી પોલાદી એડીથી પણ કચરાતી નથી એ ઇતિહાસજૂના સત્ય તરફ રીવેરા બેપરવા રહ્યો હતો, અને તે માટે

રીવેરાને તેનું મૂલ્ય ચૂકવવું પડ્યું. રીવેરાની સરમુખત્યારીને પ્રજામતનો સાથ નહોતો. 'જન્મસિદ્ધ હક્કો' ભોગવનાર મુઠ્ઠીભર ઉજળિયાત વર્ગ પ્રજાનું સ્થાન નથી લઈ શકતો અને તેવા વર્ગના ટેકા ઉપર સરમુખત્યારીના પાયા મજબૂત નથી બની શકતા. પ્રજા-સ્વાતંત્ર્યના હિમાયતીઓ પોતાનું અસ્તિત્વ ભુસાઈ જતું અટકાવવા એકત્ર થયા; તેમની એકતાએ પ્રજામાં નવી જાગૃતિ આણી, અને એવી જાગૃતિની જ્વાલા કયો સર-મુખત્યાર સહન કરી શક્યો છે? એ જ્વાલાથી પોતાના રાજમુગટનું રક્ષણ કરવા આલ્ફોન્સોએ રીવેરાને સત્તાના સિંહાસનેથી ધક્કો માર્યો. પદભ્રષ્ટ રીવેરા પાંચ માસ પછી ૧૯૩૦ના માર્ચમાં પારિસમાં મરણ પામ્યા. પ્રજાને ભોળવવા કોરટઝને પાછી બોલાવવામાં આવી, પરંતુ પ્રજાદ્રોહી આલ્ફોન્સો રીવેરાની પાછળ પોતાની જાતને છુપાવી શકે કે રીવેરા માથે દોષનો ટોપલો નાખી પોતે નિર્દોષ હોવાનો ડોળ ચાલી શકે એવી સ્થિતિ હવે રહી નહોતી એ જ્વાલામાં સ્પેનના કુલીન વર્ગનું રાજસિંહાસન પણ પીગળીને નાશ પામ્યું. ૧૯૩૧ના એપ્રિલમાં આ આલ્ફોન્સોને ગાદીત્યાગ કરવાની ફરજ પડી

### પ્રજાસત્તાક બન્યું

ઈ. સ. ૧૯૩૧ના જૂનમાં સામાન્ય ચૂંટણી થઈ અને કોરટઝ રાજીવન બની. પ્રજા-સત્તાક સ્પેનનું બંધારણ ઘડી કાઢવામાં આવ્યું. યુરોપના પ્રજાસંઘમાં એક નવા પ્રજાસત્તાક રાજ્યનો ઉમેરો થયો.

પરંતુ યુરોપના બીજા દેશોના પ્રજાસત્તાવાદીઓની ત્રુટિઓ સ્પેનમાં પણ હતી. આલ્ફોન્સોએ ખાલી કરેલ સત્તા હાથમાં લેવા માટે નવા પ્રજાસત્તાકમાં રમાકમી ચાલી છે, શ્રમજીવીવર્ગ (કોમ્યુનિસ્ટો)ની લઘુમતી હતી, સમાજવાદી પક્ષ સારી લાગવગ ધરાવતો હતો, પરંતુ તેની પણ બહુમતી નહોતી, અને પરિણામે તેમના હાથમાં સત્તા ન આવી. સિન્ડીકેલિસ્ટો માત્ર મજૂરચળવળમાં જ ધ્યાન આપતા; રાજદ્વારી ખટપટમાં તેઓ ઊતરતા નહિ. આમ મજૂરપક્ષમાં એકતાના અભાવે બધી સત્તા મવાળ પ્રજાસત્તાવાદીઓના હાથમાં ગઈ.

પ્રજાસત્તાક સરકારે સત્તા હાથમાં લીધી, પરંતુ તેની પાસે દેશ માટે કંઈ સંગીન કાર્યક્રમ નહોતો; કચડાઈ ગયેલા કિસાનવર્ગ અને શોષાઈ ગયેલા મજૂરવર્ગ માટે તેની પાસે કોઈ આર્થિક યોજના નહોતી. સામાજિક પુનર્ઘટના માટે કોઈ રૂપરેખા નહોતી વિશ્વવિગ્રહ પછીના વિચારબંધારણના જર્મન પ્રજાસત્તાક કરતાં આ સ્પેનિશ પ્રજાસત્તાક કંઈ વધારે સારુ નહોતું. નવી સરકાર ન તો સમાજવાદીઓને સંતોષી શકી કે ન તો રૂઢિચુસ્તોને આશ્વાસન આપી શકી. પરિણામે એ બને અસંતુષ્ટ પક્ષો વચ્ચે સત્તા માટે હરીફાઈ ચાલી અને તેમાં સરકારની સત્તા ક્ષીણ થવા લાગી.

પોતાના અસ્તિત્વ માટે સમાજવાદી વર્ગનો સહકાર મેળવવા સરકારે તેને મોટી લાલચો આપી. આલ્ફોન્સો ગયો હતો, પરંતુ તે તો માત્ર જૂનવાણી સ્પેનનો પ્રતિનિધિ હતો. જે વિપ્લવની અસર બધા જૂનવાણી સ્વરૂપોનો નાશ કરી સમાજનાં નીચલા થરો સુધી નથી પહોંચતી તે વિપ્લવ સામાજિક ક્રાન્તિ પણ નથી લાવી શકતો, અને સામાજિક ક્રાન્તિ વિના દેશની પુનર્ઘટના અશક્ય છે. જૂનવાણીનો નાશ થયા વિના સમાજનું નવું ઘડતર નથી થતું. આલ્ફોન્સોને જે જૂનવાણી બળોએ નિભાવ્યો હતો તે બળો સ્પેનમાંથી નાશ ન પામે ત્યાં સુધી એક યા બીજા સ્વરૂપમાં આલ્ફોન્સોનું ઝેર સ્પેનના પ્રજાજીવનમાં રહેવાનું જ હતું. જમીનદારોની જાળ હજી અભગ હતી, ખેડૂતોની ગુલામી કાયમ હતી, અદષ્ટ મતી ઉમરાવ-

ગીરીના અવશેષ સમો ઉજળિયાત વર્ગ મૂડી અને સત્તાના બળે હજી પ્રજાજીવનમાં 'સ્થાપિત હક્કો' ભોગવતો હતો. પ્રજાના દેહ ઉપર જ્યાં સુધી ધર્મગુરુઓની મજબૂત ચૂડ હતી ત્યાં સુધી પ્રજાના માનસિક વિકાસને સ્થાન નહોતું; ધર્મસંસ્થા (church) હજી પ્રજાજીવનના વિકાસને ગૂંગળાવી નાખતી હતી. સમાજવાદી અને શ્રમજીવી પક્ષ આવી સર્વદેશીય અને તલસ્પર્શી ક્રાન્તિ માગતો હતો. સમાધાનવૃત્તિની મવાળ સરકારથી તે બને તેમ નહોતું.

પ્રજાના વધતા જતા અસંતોષને દૂર કરવા આખરે સરકારે ખેડૂતોના દુઃખનિવારણ માટે ધારા ઘડવા વચન આપ્યું. પરંતુ સરકારનો કાર્યક્રમ રૂઢિચુસ્તોને રુચે તેવો નહોતો. એ કાર્યક્રમમાં જમીનદારોએ પોતાની સત્તા નિર્મૂળ થતી જોઈ, મૂડીપતિઓ અને ધર્મગુરુઓએ તેમાં પોતાના સ્થાપિત હક્કો ઉપર આક્રમણ થતું જોયું. મજૂરપક્ષની ઉદ્દામ માગણીઓમાં લશ્કરે પણ પોતાની લાગવગ ધોવાઈ જતી જોઈ. આ બધાં રૂઢિચુસ્ત બળો એકત્ર થયાં, પરંતુ તેમનો સામનો કરવા સમાજવાદી પક્ષો એકત્ર બની શક્યા નહિ. સરકારને સુધારાના કાર્યક્રમ પાછળ લશ્કરનું પીઠબળ મળી શકે તેમ નહોતું. લશ્કર તો રૂઢિચુસ્તોના હાથ મજબૂત બનાવતું હતું. પરિણામે, સુધારાની વાત હવામાં ઊડી ગઈ. સરકારે પીછેહઠ કરી, અને જીલ રોબલ્સ (*Gil Robles*) સ્પેનનો સરમુખત્યાર બન્યો. સમાજવાદી સ્પેનનું સ્વપ્ન અદૃશ્ય થયું.

## જીલ રોબલ્સની સરમુખત્યારી

છેવટે જ્યારે વસ્તુસ્થિતિ તેના નગ્ન સ્વરૂપમાં આવીને ઊભી રહી ત્યારે શ્રમજીવી વર્ગ જાગૃત થયો, પરંતુ હવે બહુ મોડું થયું હતું. સરમુખત્યારીની જાળ આખા દેશ ઉપર પથરાઈ ગઈ હતી અને સરકાર લશ્કરી બળ ઉપર મુસ્તાક બની હતી. પરંતુ મજૂરવર્ગને સરમુખત્યારીનું શાસન અસહ્ય લાગ્યું. તેઓએ ખુલ્લો બળવો કર્યો. આસ્ટુરિયાસ પ્રાન્તના મજૂરો તેમાં મોખરે હતા. ખાણિયાઓએ ખાણો છોડી અને પોતાના ધ્યેયની ખાતર કુરબાની કરવા મેદાનમાં પડ્યા. જ્યાં ધ્યેયને પહોંચવા અડગ નિશ્ચય છે અને તે માટે જાનની પણ કુરબાની કરવાની ધગશ છે ત્યાં પરાજયનો ડર નથી. આસ્ટુરિયાસના વિપ્લવવીરોએ આઝાદી મેળવી, પરંતુ અન્ય પ્રાન્તોમાં મદદ અને સંગઠનની ખામી હતી. જેમને મુક્તિસંગ્રામમાં ઝુકાવવાની ધગશ હતી તેમને કોઈ બાહોશ નેતા ન મળ્યો. કેટલેક ઠેકાણે મજૂરો નિરર્થક હડતાલો પાડીને પોતાનો વિરોધ વ્યક્ત કરીને બેસી રહ્યા. પછી તો સરકારી સૈન્યે પોતાનું પશુબળ વાપર્યું. હડતાલિયાઓને નિઃશસ્ત્ર બનાવી તેમની ચળવળ મજબૂત હાથે દાબી દેવામાં આવી. પછી આસ્ટુરિયાસ એકલું કેટલા દિવસ ટકે? જેવી લોહીતરસી ક્રૂરતાથી જર્મન પ્રજાસત્તાકમાં નોસ્કે મજૂરોનો સંહાર કર્યો હતો તેવી ક્રૂરતાથી સ્પેનિશ લશ્કરે મોરોક્કોના ભાડૂતી સિપાહીઓની મદદથી આસ્ટુરિયાસના વિપ્લવવીરોને ચગદી નાખ્યા. કેદીઓ ઉપર અમાનુષી જુલમ ગુજારવામાં આવ્યો. ભૂતકાળના ઇતિહાસમાં જે આસ્ટુરિયાસની પ્રજાએ આફ્રિકાની મૂર પ્રજાના આક્રમણ સામે સામનો કરી ખ્રિસ્તી યુરોપને ઇસ્લામની તલવારથી બચાવી લીધું હતું, તે આસ્ટુરિયાસની પ્રજાના વંશજો ઉપર સ્પેનની સરકારે ભૂખ્યા વાઘ જેવા મૂર સિપાહીઓને છોડી મૂક્યા હતા. તેઓએ બળાત્કાર અને લૂંટ સાથે ત્રાસ ફેલાવ્યો. વિપ્લવવીરોનાં મૃતદેહો ઉપર ઊભા રહીને વિજયી સરકારે પ્રજા ઉપર શાસન કર્યું. એ શાસન સામે ઊંચું માથું કરનાર માટે સરકારી સિપાહીઓની બંદૂક તૈયાર હતી

જર્મનીમાં જેમ પડી ભાંગેલા ઉમરાવવર્ગ અને નાના મૂડીવાદીઓમાંથી મિથ્યાભિમાની નાઝી પક્ષ ઊભો થયો છે તેમ સ્પેનમાં પણ એમ જ બન્યું છે. ઉમરાવો, જાગીરદારો, મૂડીવાદીઓ, ધર્મગુરુઓ અને લશ્કરી માણસોમાંથી નવો ફાસિસ્ટ પક્ષ ઊભો થયો. ઈટાલીના ફાસિઝમ અને જર્મનીમાં બીજા નામે ઓળખાતા નાઝીવાદનો ઝેરી પવન સ્પેનમાં પણ પહોંચ્યો. જર્મનીમાં હિટલરને, ખાસ કરીને હિન્ડનબર્ગના અવસાન પછી, જે સફળતા મળી હતી તેથી ઉત્તેજિત બનીને ફાસિસ્ટોને પણ પ્રજાના ટેકા ઉપર સરમુખત્યારીના પાયા મજબૂત બનાવવા પ્રેરણા મળી પરંતુ સ્પેન જર્મની નહોતુ, સ્પેનમાં કોઈ હિટલર નહોતો. નાઝીઓના પ્રપંચ અને દાવપેચ તેમને હજી આવડતા નહોતા.

## નવી પ્રજાકીય સરકારની સ્થાપના

ઈ. સ. ૧૯૩૬ના ફેબ્રુઆરીમાં સ્પેનમા મોટા પાયા ઉપર એ માતબાર ચૂંટણી થઈ. ફાસિસ્ટો પોતાની સરમુખત્યારી ઉપર પ્રજામતની છાપ મારવા માગતા હતા; પરંતુ પ્રજામતાક પક્ષના નેતા સિનોર અઝાનાએ સમાજવાદી અને શ્રમજીવીવર્ગ સાથે કરાર કર્યા અને તેમનો સહકાર મેળવ્યો. દેશોદ્ધાર માટે પ્રજાકીય મોરચા (Fronts Popular) માંડવામાં આવ્યા. જેમ ફાસિસ્ટોને હિટલર અને મુસોલિનીના ફાસિસ્ટોની સફળતામાંથી પ્રેરણા મળી હતી, તેમ સ્પેનના 'પ્રજાકીય મોરચા'ને ફ્રાન્સમાં સ્થપાયેલા 'પ્રજાકીય મોરચા' (Fraont Populairc)થી ઉત્તેજન મળ્યુ. ચૂંટણીનુ પરિણામ અસાધારણ આવ્યુ. 'પ્રજાકીય મોરચા'ને મવાળો (centre party) અને રૂઢિચુસ્તોના એકત્ર બળ ઉપર એકમોની બહુમતી મળી.

નવી પ્રજાકીય સરકારની સ્થાપના થઈ. તેનું તંત્ર સિનોર અઝાનાના હાથમા આવ્યુ. નવી સરકારમાં કૉમ્યુનિસ્ટો અને ઉદ્દામ સમાજવાદીઓની બહુમતી હતી, પરંતુ તેઓએ નવી સરકારને સહકાર આપ્યો. ફ્રાન્સમાં પણ ચૂંટણીમા સમાજવાદી પક્ષને ઝળકતી ફતેહ મળતાં બ્લૂમે સરકારી લગામ પોતાના હાથમાં લીધી હતી. સ્પેનિશ સમાજવાદી પક્ષને આથી ઉત્તેજન મળ્યું. રૂઢિચુસ્તોને નિર્બળ બનાવવા તેઓએ રૂઢિચુસ્તો જેની ઉપર મુસ્તાક હતા એવાં લશ્કર અને પોલીસખાતાને બરતરફ કરવા સરકાર ઉપર દબાણ કર્યું. પરંતુ અઝાના ઉદ્દામ બની મજબૂત હાથે કામ લેતાં અચકાતો હતો, અને તેની નબળાઈનું પરિણામ એ આવ્યુ કે પોતાના અસ્તિત્વ માટે ભયજનક લાગતી આ સરકારને ઉડાવી દેવા લશ્કર અને પોલીસખાતામાં કાવાદાવા થવા લાગ્યા. પ્રત્યાઘાતી બળો એકત્ર બની છૂપી રીતે કામ કરવા લાગ્યાં, અને સ્પેને સરકારની નબળાઈ જોઈને રૂઢિચુસ્તો તેને દબાવી દે એ બીકે શ્રમજીવીવર્ગ રૂઢિચુસ્તોનો સામનો કરવા હથિયાર ઉપાડીને તૈયાર થયો. કામદારો હડતાલ ઉપર ગયા. વિરોધી બળો અથડામણમાં આવ્યાં અને ખૂન રેડાયું; દેવળોને આગ લગાડવામાં આવી, લૂંટફાટ ચાલુ થઈ. રૂઢિચુસ્તોના એક નેતા સિનોર કાલ્વો સોતેલોનું સરકારની સમાજવાદી પોલીસના હાથે ખૂન થયું. એ ખૂન સાથે બળવાખોર બળવાની શરૂઆત થઈ.

## બળવાની શરૂઆત

બળવો સ્પેનિશ મોરોક્કોમાં શરૂ થયો. સ્પેન સામે લડનારા ધગધગતા મૂર લોકોએ બળવાખોર રૂઢિચુસ્તોને સહેલાઈથી સાથ આપ્યો. બળવાખોરોએ મોરોક્કોમાં પોતાની

સત્તા જમાવી અને પછી તેઓ દરિયો ઓળંગી સ્પેનની ભૂમિ ઉપર ઊતર્યા. સ્પેનનાં રૂઢિચુસ્ત બળોએ તરત જ તેમની સામે સહકારનો હાથ લંબાવ્યો, અને આમ આખા સ્પેનમાં બળવાની આગ ફરી વળી. ફાસિસ્ટ બળવાખોરોએ ગુજારેલા જુલ્મની કથા કહેવા અહીં અવકાશ નથી; પરંતુ પ્રજાસ્વાતંત્ર્ય ખાતર ફાસિસ્ટોની કાળમુખી તોપો સામે નિડરપણે ધસી જનાર સમાજવાદી સ્પેનની પુરુષ સમોવડી સ્ત્રીશક્તિ આપણી પાસેથી ભાવભીની અંજલિ માગે છે. રશિયા અને તુર્કીની ક્રાન્તિ ત્યાંની વિપ્લવવીર નેત્રીઓથી ઊજળી બની છે. જર્મનીના વિપ્લવમાં શહીદ બનેલી રોઝા લક્ઝમ્બર્ગની કુરબાનીની ધગશ આજે સ્પેનની દરેક સમાજવાદી સ્ત્રી સૈનિકના હૃદયમાં છે. ફાસિસ્ટોના પશુબળ આગળ આજે ક્રાન્તિકારીઓ ભલે કચડાઈ જાય, પરંતુ આમવર્ગના મુક્તિસંગ્રામમાં પુરુષની સાથે ઊભીને દુશ્મનોને પડકારતી અને પોતાના મોંઘા જીવનનું બલિદાન આપતી સ્પેનિશ સ્ત્રીશક્તિના આત્મસમર્પણનો ઇતિહાસ અમર રહી જશે. ફાસિસ્ટોના અમાનુષી જુલ્મો મૂંગે મોઢે સહન કરી લેનાર સમાજવાદી સ્પેનિશ સ્ત્રીઓ દુનિયાના તમામ પીડિત દેશોની સ્ત્રીઓને માર્ગદર્શન કરાવશે.

## સ્પેનનો આંતરવિગ્રહ અને યુરોપ

સ્પેનના આંતરવિગ્રહનાં આંદોલનો અણધારી રીતે આખા યુરોપ ઉપર પથરાઈ ગયાં છે. શરૂઆતમાં તો યુરોપનાં પ્રધાનમંડળોએ તે આંતરવિગ્રહને સ્થાનિક પ્રતિસ્પર્ધીઓની અથડામણ માનીને તેના તરફ દુર્લક્ષ કર્યું, પરંતુ જેમ આંતરવિગ્રહ ફેલાવા લાગ્યો તેમ તેમની નજર સામેથી ધુમ્મસ વિખેરાતું ગયું. તેમણે જોયું કે સમગ્ર યુરોપમાં જે બે મહાન બળો—સમાજવાદ અને ફાસિઝમ—વચ્ચે સત્તા માટે જીવલેણ સ્પર્ધા ચાલી રહી છે તેનો આ આંતરવિગ્રહ એક ફણગો છે. ધીમેધીમે સ્પષ્ટ થયું કે સ્પેનની સરકારને ફ્રાન્સ અને રશિયાના સમાજવાદીઓ સહાય કરે છે અને ફાસિસ્ટ બળવાખોરોને જર્મની અને ઇટાલીના ફાસિસ્ટો સહાય કરે છે. યુરોપના મોવડીઓ તે જાણીને ધ્રૂજી ઊઠ્યા. દારૂગોળો, હથિયાર, પૈસા અને છેવટે સ્વયંસેવકોની બન્ને પક્ષોને પરદેશોમાંથી સહાય મળ્યા કરે તો પછી આખા યુરોપનાં પ્રજાતંત્રવાદી અને ફાસિસ્ટ રાજ્યો વચ્ચે વિગ્રહ સળગતાં કેટલી વાર લાગે? ફ્રાન્સને જર્મની અને ઇટાલીની ધાસ્તી લાગી. તેણે યુરોપના દેશોને તટસ્થ રહેવા માટે સમજાવવા દોડધામ કરી મૂકી. તેની સ્થિતિ દયાજનક થઈ પડી છે. જો પોતે સ્પેનની સમાજવાદી સરકારને ખાનગીમાં મદદ ન કરે તો ફાસિસ્ટ બળવાખોરો વિજયી નીવડે, અને તેનું પરિણામ શું આવે? વર્સેલ્સના વિધાતાઓના પાપે અધીરા અને અસંતોષી બનેલા ગાંડા રાષ્ટ્રવાદીઓને પ્રજાસત્તામાંથી વિશ્વાસ ઊઠતો જાય છે, યુરોપમાં ફાસિસ્ટ સરમુખત્યારી ઝેરી પવન ફૂંકે છે. ઇટાલી, જર્મની, ઑસ્ટ્રિયા, હંગરી, પોલેન્ડ, બલ્ગેરિયા અને એશિયામાં જાપાન એક યા બીજા સ્વરૂપમાં ફાસિસ્ટ બન્યા છે. બીજા દેશોમાં ફાસિસ્ટનો ઝેરી પ્રચાર થઈ રહ્યો છે. ફ્રાન્સ પણ એ અનિષ્ટથી મુક્ત નથી. પ્રજાસત્તાક ફ્રાન્સના ડગમગતા સિંહાસન ઉપર અનેક સરકારો આવે છે ને જાય છે, પણ કોઈ સરકાર સ્થિર રહી શકતી નથી. ૧૯૩૬ની સમાજવાદી સરકાર ફ્રાન્સના ઇતિહાસમાં ખાસ ધ્યાન ખેંચે તેવી છે. ફ્રાન્સની એ પહેલી શુદ્ધ સમાજવાદી સરકારથી પણ ઉદ્દામ મજૂરપક્ષને સંતોષ નથી; પરંતુ ફ્રાન્સનો ફાસિસ્ટ અને મૂડીવાદી પક્ષ આ સમાજવાદી સરકારના કાર્યક્રમથી ભડકી ઊઠ્યો છે. આવા સંજોગોમાં જો ફ્રાન્સના તોફાની રાજકારણમાં સમાજવાદી સરકાર નિષ્ફળ

નીવડે તો સત્તા માટે મજૂરવર્ગ અને ફાસિસ્ટો વચ્ચે રસાકસી થાય. જો સ્પેનમાં ફાસિસ્ટ બળવાખોરો વિજયી નીવડે તો ફ્રાન્સના ફાસિસ્ટો પણ જોરમાં આવે અને ફ્રાન્સની સમાજવાદી સરકારનુ અસ્તિત્વ જોખમમા આવી પડે. બીજી તરફથી જો સત્તા કબજે કરવા ફ્રેન્ચ ફાસિસ્ટો હથિયાર ઉપાડે તો તેમના કટ્ટા દુશ્મનો સમાજવાદીઓ અને મજૂરો ફાસિસ્ટોના હાથમાં સત્તા જતી અટકાવવા માટે મરણિયા થઈને તેમનો સામનો કર્યા વિના રહે નહિ. જ્યારે શ્રમજીવીવર્ગ પોતાની મુક્તિ માટે કુરબાની કરવા બહાર પડે છે, ત્યારે તે કેવો ભીષણ સંગ્રામ ખેલે છે તેનો ખ્યાલ જેઓએ વિશ્વવિગ્રહ પછીની જર્મન અને રશિયન ક્રાન્તિનો ઇતિહાસ વાંચ્યો છે તેને જરૂર આવશે. એવા સંજોગોમાં અઢારમી સદીના વિશ્વવિખ્યાત ફ્રેન્ચ વિપ્લવને પણ ભુલાવી દે એવો આંતરવિગ્રહ ફ્રાન્સમાં સળગવા લાગે તો નવાઈ નહિ. વળી એક બાજુ ફાસિસ્ટ સ્પેન અને બીજી બાજુ ફાસિસ્ટ ઇટાલી અને જર્મની વચ્ચે સમાજવાદી ફ્રાન્સની સ્થિતિ કફોડી થઈ પડે. દુનિયા ફાસિઝમ અને પ્રજાસત્તા (Democracy)ની બે વિરોધી છાવણીઓમાં વહેંચાતી જાય છે. તેમાં પણ ફાસિસ્ટ સ્પેન પોતાના ભૂસધ્યને કાંઠે ઇટાલીને તેની મદદના બદલામાં તેના દરિયાઈ કાફલા માટે એકાદ બંદર આપે, અને તે પ્રમાણે બંદર આપવાના કરાર તેમની વચ્ચે થયાની અફવા એ રીતે સાચી ઠરે, તો ઇંગ્લંડ પણ તે સ્થિતિ સાંખી લે એ બનવાજોગ નથી. આમ સ્પેનનો આંતરવિગ્રહ બીજા વધારે ભયંકર અને વધુ વિનાશક વિશ્વવિગ્રહની ઝાંખી કરાવે છે.

સ્પેનના ફાસિસ્ટ બળવાખોરો વિજયી નિવડશે એમ હવે સ્પષ્ટ લાગે છે. સમાજવાદી પક્ષને તેના મતભેદો અને અવ્યવસ્થા માટે ભારે કિમ્મત આપવી પડશે ફાસિસ્ટોની સિતમ-ચક્કી તેમને પીસી નાખશે ફાસિસ્ટ સરમુખત્યારો તેમને વીણી વીણીને ઠાર કરવા બહાર પડશે. પરંતુ મુક્તિયજ્ઞનો પાવક કદી બુઝાવાનો નથી. સમાજવાદીઓએ સરમુખત્યારીના બળ આગળ હતાશ થવાનુ નથી. પ્રજાસત્તાના હિમાયતીઓએ પોતાની શ્રદ્ધા ગુમાવવાની નથી. એ ખરું છે કે પ્રજાસત્તાની જગ્યા સરમુખત્યારી લેતી જાય છે, પરંતુ તેનું કારણ એ છે કે જ્યારે રૂઢિચુસ્ત બળો સમાજમાં ઊંડાં મૂળ ઘાલીને બેઠાં છે ત્યારે સમાજવાદને પોતાના કાર્ય માટે હજી પૂરતી તક મળી નથી, અધીરા રાષ્ટ્રવાદીઓ સરમુખત્યારીનાં દંભી અને ગોઝારાં આકર્ષણોથી લોભાઈ ગયા છે. પરંતુ જેઓને સમાજવાદમાં શ્રદ્ધા છે, જેઓ અડગ શ્રદ્ધાથી માને છે કે આમવર્ગની મુક્તિ સમાજવાદમા જ છે તેમને સરમુખત્યારીનાં પ્રલોભન આકર્ષી શકશે નહિ. ભૂતકાળની લડતમાં મળેલી નિષ્ફળતામાંથી નવા અનુભવો શીખીને સમાજવાદી પક્ષ વ્યવસ્થિત અને બળવાન બનતો જશે. રૂઢિચુસ્ત બળોનો એકત્ર સામનો કરવા સમાજવાદીઓએ મતભેદો ભૂલી જવા જોઈએ. મરી ફીટવાની તમન્ના વિના મુક્તિ નથી, અને સંપૂર્ણ વ્યવસ્થા વિના એવી તમન્ના પણ એળે જશે. એ દિવસ પાસે આવતો જાય છે કે જ્યારે દુનિયાના સમાજવાદીઓ અને ફાસિસ્ટો આખરી યુદ્ધ લડી લેશે. ફાસિઝમને નિર્મૂળ કર્યા વિના સમાજવાદ જંપશે નહિ. સ્પેનનો આંતરવિગ્રહ આગામી વિશ્વવિગ્રહની પ્રસ્તાવના છે બે પક્ષ વચ્ચેના ભીષણ સંગ્રામ માટે દુનિયાએ હવે તૈયાર થવાનુ છે. સ્પેનના સમાજવાદીઓના કડવા અનુભવમાંથી આખી દુનિયાના સમાજવાદીઓએ બોધપાઠ લેવાનો છે. સમાજવાદીઓને હવે એ ભૂલો કરવી નહિ પાલવે.

"શું આવ્યો જોવાને જગમહીં ન શું દ્વંદ્વ નિરખ્યાં?  
અમે એ બીજાં શાં નવવરવધૂ દ્વંદ્વ જ બન્યાં!  
નથી શું આદિથી સુખદુખતણું દ્વંદ્વ નિરખ્યું?  
ન શું રાગદ્વેષો નિજમહીં બીજે એ અનુભવ્યા?  
ન શું ખ્યાતિ નિન્દા ઉભયતણું દ્વંદ્વે જગ દીઠું?  
ન શું ટાઢું-ઊનું, કડવું-મીઠું, ને કાળું-ઊજળું,  
અને આખે વિશ્વે ન દીઠું જડ ને ચેતનતણું?  
વ્યવસ્થાયુ આ તો જગત જ વિરોધી ગુણ થકી!  
અમે એ બન્ને ત્યાં હૃદય મન ને દેહ સહુમાં  
વિરોધી અંશો ને ગુણતણું બન્યાં દ્વંદ્વ, શું દુઃખો?"

"વિધાતાએ કિન્તુ, અલબત, વિરોધી ય ગુણમાં,  
ભર્યો છે કો દિવ્ય પ્રણયરસસંભાર તમમાં,  
અમે એ જોવાને—" "વિતથ બધી વાતો સઘળી એ  
નહીં માને કોઈ, અબ નથી જમાનો કવિતણો!  
અમે તો જોડાયાં લગનથી ખરે તે જ દિનથી  
લડ્યાં તો રોયાં એ, ઘડી રમી રિસાયાં ય ઘડીમાં,  
મનાઈને પાછાં લડી પણ પડ્યાં, રીઝી ખિજિયાં,  
વખાણી નાન્યોન્યે ઝડી પણ ઉપાલંભ વરસ્યાં!  
કહો છે આમાં ક્યાં પ્રણયરસનો સંભવ રહ્યો?"

"તમે એ ના જાણો, નવવરવધૂ મુગ્ધ હજી છો!  
દી તો જેવી કો બે સરિત જુદીજુદી દિશ થકી  
વહી આવીને કો સ્થલ શુચિમહીં સંગમ કરે;

તહીં પ્હેલાં તો એ જુદી જુદી દિશાનાં વહનનાં
જલો . ભેગાં થાતાં, પ્રબલતમ આઘાત કરતાં,
કહીં સામાંસામાં ફરી ઘૂમરીમાં પાત્ર ખણતાં,
કહીં સામાસામાં અથડઈ મહાઘોષ કરતાં
ઉડાડે ફીણો ને કહીં વળી મહાભોજ રચતાં,
કહીં વેગે દોડી પરસપર કાંઠા ય ઘસતાં,

પરંતુ અંતે તો,

અભેદ નિજનો કરી, ગહન ને વિશાળાં બની,
વહે વણ-વિરોધ-ઘર્ષણ અનન્ય ઉદ્દેશથી,
કરે તટની ભૂમિને રસસમૃદ્ધ ને ખીલતી,
કલ્હાર સમી લીલી ને ઊજળી મ્હેકમ્હેકાં થતી,
અનેકવિધ વિસ્તરન્ત વ્યવહાર જ્યાં લોકના!

તમે એ એ રીતે—" "અલમતિ હિ વિસ્તારથી અલમ્!
અધૂરી મૂકેલી લડઈ હજી બાકી લડવી છે,
અધૂરી મૂકેલી રમત હજી બાકી રમવી છે!
વહેતાં જાતાં જે પ્રબલ નદ ઘોડાપૂરમહીં
કહો કયાંથી થોભે, તટનું તમ વ્યાખ્યાન સુણવા?"* ૩૯



# એક કવિતાપ્રવાસ

સુન્દરમ્

[ મુખ્ય છંદ—દોહા-સોરઠા ]

ધન એ દલપતરામને ધન એ પોથી બાળ,
ધન એ ચોપડી સાત જ્યાં કવિતા જાણે કાળ

દલપતરામ કૃપા કરી માન્યા સ્વાદ મળ્યો પ્રથમ
'ઓ ઈશ્વર ભજિયે તને' * ગાઈ ને માંડ્યાં કદમ
કવિતાઓ એ કાળમાં ખાઉં ખાઉં કરતી ધસે,
આંખે ડબ ડબ ધાર, માસ્તર ત્યાં બેઠા હસે,
'ચાલો ઊઠો' ગોખિયું ગોખ્યાં પુછડે વાળ'[1]
ગજવે 'ચાંદો' ઘાલિયો, ઝૂક્યા તારક ઝાડ[2]
'સવારમાં નિત ઊઠીને લેવું ઈશ્વર નામ'
પછી ભાગ્યા, પણ ઊઠતા રડતા તા અભિરામ

માતા દેતી ચૂંટીઆ ડોળા કાઢે બાપ
ટીંગાટોળી નિશાળમાં માસ્તરના ત્યાં શાપ
અને કવિતા ગોખતાં ઊંધું ઘાલી શીશ,
મન રે'તું માસ્તરતણી સોટી છે કઈ દિશ
ગોખ્યું, 'માને જોઈને કેવો હરખ જ થાય'
'વિસરું નહિ પ્રભુ નામ' લે 'માધવ' કેરી કથાય
'નિશાળમાંથી નીકળી' જતાં પાંસરા ઘેર,
'હમર નાખી માગઉ' કીધો કવિ પર કેર

બીજીમાં પડતાં પછી 'જગ વહાલાં બાળ'
કરતો ઘરગો કરોળિયો[3] ગાત બાંધતો જાળ
'[4]વડ પર વેલ' ચડી હતી તમૂ તાણ્યા તગ
'જગપતિની રચના તણા[5] શુભ હતા બહુ રગ

ત્રીજીમાં તરવાર થૈ પશુઓમાં ખુનખાર,
રિક્રિટ વિના એ દેખિયો પેર આંખે તે વાર

'દીનાનાથ આધાર' ને દીઠો પ્હેલો ત્યાંય,
કેવલ કવિતામાં સુણી, સત ચિંતવ્યું ક્ષણ માંય
ચોથીને ચકડોળ ચકરાવા ખાધા કઈ,
એકેનું યે નામ લીટી યાદ રહી નથી

યાદ એટલું શુદ્ધ છે આગૂઠા પકડ્યા હતા,
યાદ ન કવિતાઓ થતાં માસ્તર જમ થયા હતા

'એવડું દુઃખ'[6] ચોપાઈમાં ધ્રુવના બાપ દિલે થયું,
એ શીખતાં દુઃખ સાગરે દિલડું હા ડૂબી ગયું

પિતા જેહ પ્રહ્લાદનો[7] નામ તેનું કદી ના'વડ્યું
માસ્તરને અમને કદી, કઠોર જેવું કવિતું!

પાંચમી છઠ્ઠી સાતમી ચોપડી શીખ્યા ફર ઘણી,
માસ્તરમાં ડહાપણ જગ્યું, નસીબ આપણ પણ ફર્યાં
અકળેચકળે ઊભતા પોલીસ જેવી જરૂર,
કવિતા ક્રમશઃ આવતી હાથે રાગીન ફૂર
એ ધખતા વૈશાખમાં વાદળી કોક કદીક
મીઠી છાપ દઈ જતી, ઉરથી સરતી બીક

ભજન ગાવતા ભાવતા ક્યાંક મીઠો ચમકાર,
બાકી એ ઉદ્ગાર ગણો ખાર ખાર ને ખાર
[8]બગીચો કેરે કંઈ ઘટડીઓ ગણકી ગઈ,
દ્રુતવિલંબિતે છંદ મધુર શક્તિ પાઈ લઈ

* સરકારી વાચનમાળાની દરેક ચોપડીમાં આવતાં કાવ્યોના આ આછાઆછા ઉલ્લેખ છે કેટલાક તો સર્વપરિચિત છે જ્યાં એકદમ સ્પષ્ટ ન દેખાય તેવું છે ત્યાં કાવ્યનું નામ નીચે નોંધમાં મૂકી આપ્યું છે ૧–૨ 'ચાંદ' અને 'તારા' વગેરે બાળપોથીનાં કાવ્યો ૩ 'કરતા જાળ કરોળિયો', થી શરૂ થતું કાવ્ય ૪–૫ 'વિશાળ વડ પર વેલ ફરેલ' તથા 'જગપતિએ રચના રચી' એ લીટીથી શરૂ થતાં કાવ્યો ૬ નાદર અને ધ્રુવના પિતા ૭ 'હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ આ પાંચમી ચોપડીમાં છે ૮ 'કુદરતનું વર્ણન'.

[૯]ચકલીઓ ફફડાવતી પાંખ ચિહ્ન વર્ણરૂપે,
નર્મદની કુદરતકથા વસી ગઈ મનમકપે.
વૈતાલીય શાર્દૂલને મોતીદામ નારાચ,
વસંતતિલકા શિખરિણી છંદે કરતી નાચ,
કવિતા આવી એકલી માસ્તર મૂકી મશાણુમાં,
એકાંતે લઈ ખેલવ્યો આછી રસિક પિછાણુમાં.
મંદિર આરતી ટાકણે ભજન મંડળી માંય,
લગ્નગીત ને રાજિયે, તળાવ આંબાછાંય,
ગીત પાંખ બેઠી મીઠી ગાને હાલરડે વસી,
એ કવિતા લલિતા લહી ઘૂંઘટમાં વધૂવદન શી

ઉમળકે પણ હું ન શકગો કહી,
લઈ વધાવી દિલે ધરી એહને,
પુલકતાં નથી પંક્તિ ગવાઈ રે,
ઊડી ગઈ સ્મૃતિઓ શું હવાઈ રે!

સાત એ કવિતા કોઠે હું હારી અભિમન્યુ શો,
ગૃહનું રણ છોડીને આંસરા વરવા પળ્યો.

(૨)

કાદવની એ ભોંય ગ્રામ તણા શિક્ષણ તણી,
ત્યાથી ડગલું દીધ કોરા ટીંબાની ભણી.[૧૦]
કોરુંકોરું ત્યાં બધું, કપડે ક્યાંય ન ડાઘ,
માસ્તર હાડે હઠ પણ જાત તણા તો બાઘ.
વરસવરસ વીત્યાં જતાં પલટાતી વસુધા ય[૧૧]
નવા પ્રાણની ફૂંકથી પથ્થર પલટા ખાય.
અને ગીત ક્યાંથી નવાં, ક્યાથી નવલા રાગ,
ફૂટી આવ્યા ફોરતા, વસંતના શું ફાગ
ફળિયે ફળિયે સરઘસે રમઝટ ગાતા ગીત,
ગઝલ સવૈયા લાવણી હલકે ભર્યાં હુલસિત.

'અલ્લા ને અકબર' વદ્યા 'હર હર ને મહાદેવ'[૧૨]
ખબરદારના દિવ્યની કને કરાવી સેવ.
'દિવાલ તોડી દુર્ગ'ની[૧૩] 'જય સ્વદેશ'[૧૪] પોકાર,
'હિંદી હિંદી'[૧૫] હાકલે કર્યાં શું ગોળીબાર.
શાળા પુસ્તક પડી રહ્યાં પડખે થઈને ચૂપ,
કાવ્યગાન ને શૌર્યનો મઘમઘ જીવનધૂપ.
નવલી આની પ્રાર્થના, 'રાષ્ટ્રગીત'[૧૬]-ઝલકાર,
ઘાંટા ફાડી ગાડતા કાવ્યદેવી છડીદાર.
'બાળક હું છું આપનો'[૧૭] ખાવી પ્રભુને દીધ,
'અંતર્યામી પ્રભુ' લકી[૧૮] વચન લળ્યાં મેં લીધ.
હાથ આવ્યું 'સાહિત્યનું રત્ન' પછી રસણીય,
એ પેટીમાં પેખિયા ઘણાં કાવ્ય કમનીય

નરસૈં મીરાંનાં ભજન દયાતણી ગરબી ય
વાચ્યા એવા સ્વાદથી જોતાં શું ડરબી ય.[૧૯]
પ્રેમાનંદપયોધિની લહરી આછી દીઠ,
દશમસ્કંધ મંદિરમહીં વાંચ્યો અવળી પીઠ.
કૃષ્ણ સંગ જમના મહીં દડો કાઢવાને પડ્યા,
રોતી જસુમતી માથમાં અમે વળી મૂંગું રડ્યા[૨૦]
રણયજ્ઞે રાવણ તણી ઉક્તિઓ રાજી થયા,
કુંભકર્ણને જગાડવા ઢોલઝાંઝ લેઈ ગયા.

જૂના કવિના ઘરથકી નવાતણાં ઘરમાં ગયા,
નવી શૈલીસ્થાપત્યથી રંજિત મુગ્ધ મહા બન્યા.
કલાપીના એ પિચ્છનો કલાપ કેવો ઓપતો!
કડીએ કડીએ કવિ લહ્યો રસનાં ધરુઓ રોપતો.
'ભરત અને મૃગ'ની કથા આર્દ્ર દિલે કેવી સુણી,
હરણી કૂખથી ગર્ભ ને તપમાંથી સરતા મુનિ
'વીણા–મૃગ' ગન્તી ઘડી વીનવતો કેવો ગરે!
નેન તણી નખલી થકી ઉરસતાર શો ઝંકરે.

---

૯ વર્ણો. ૧૦. અંગ્રેજી શાળાના પ્રાથમિક ધોરણ ૧૧. અસહકારનું આંદોલન. ૧૨. ખબરદારનું 'હર હર હર મહાદેવ'થી શરૂ થતું ગીત. ૧૩. કલ્યાણજી મહેતાની એક ગઝલ. ૧૪. લલિતનું ગીત ૧૫. ખબરદારનું 'અમે દેશી દેશી'ના ધ્રુવનું 'દેશી' બદલીને 'હિન્દી' મૂકી બનાવેલું ગીત. ૧૬ ઇન્દ્રલાલ યાજ્ઞિક સંપાદિત પહેલો સુરસંગીતસમુચ્ચય. ૧૭. ઉપેન્દ્રાચાર્યનું એક ગીત 'બાળક હું છું તમારો.' ૧૮. નાનાલાલ કવિનું 'પ્રભો ! અંતર્યામી.' ૧૯. ઇંગ્લંડની વિખ્યાત ડરબીની શરતો. ૨૦. 'મારું માણેકડું રિસાયું રે'

'ગ્રામ્યમાત'ના હાથથી છલક પિયાલે રસ પીધો.
એ રાજાના લોભને કેવો શાપ કસી_દીધો.

મધુર કંઠ લલકારથી શિક્ષક કાવ્ય પઢી જતા,
મધુર ભાવ ઉરસીડીએ આપોઆપ ચડી જતા.

કવિતાના ઉદ્યાનમાં કલાપીની કોમળ કળા,
નિરખી નિરખી નેનમાં ભરાઈ શી રસની ઘટા.

કાન્ત તણું 'અભિજ્ઞાન' ત્યાં ઓર માધુરી અર્પતું,
જેથી મૂર્છા પામતાં અંતર ત્યાં પણ મૂર્છતું.

એમ રત્નકણિકા મળી દરિદ્ર એ જીવન વિષે
ધપવા અંતર લાગિયું અધિક અધિક દોલતદિશે.

અને 'કાવ્યમાધુર્ય' થી પીધી રસની માધુરી,
લાલ પૂંઠાની ચોપડી માસ્તરની જીભ ચાતુરી.

'કાવ્યસમુચ્ચય'ની કળા અધણોથે સધણી લહી,
અવલ નવલ રસ ચાખતાં પ્હોંચ્યા કાવ્યભૂમિ જહીં.

કવિતાની એ કઠણ ભૂ સદા હતી ન રસાળ,
ખીણો કોતર જગલો મળતાં ઘણા કરાળ.

પણ એ મેઘઘટા વિષે વીજ મશી ચળકંત
કવિતા—જનની શારદે મશો સજા ઉરતંત.

અને એ તનુને રણક ઝણુવા હાથ નખાશી
ધરતી ભામાને નિરખુ, ગણું એ કાતિલ કશુ !

મુઝાઉ, સ્પર્શે હું થરથરું, સહી રે ઝપટથી
અનેરા શંઘર્ષે ઉરથી ઝઝણ્યું ગાન ગભારુ.

ગભારુ ઉરનો તંત વીણામાં જકડી લઈ,
સરસ્વતી નિજ ધામમા બજાવવાને લઈ ગઈ.

(૩)

આજ લગી જોયેલ સૌ હતાં કવિતનાં હાટ,
વનૌષધિ જ્યાં સંઘરી અલ્પ અલ્પ જન માટ.

વનસ્પતિ વનવનતણી ડાળપાંખડી ત્યાં હતી,
કશાં હશે એ વંન જરા કલ્પનાએ ન'તી.

ઉદાર શારદ માત, વનવનમાં ભમવ્યો મને,
ટુકડાથી રિઝનારનું, આખુ મળતાં, શું બને !

ઝરણ મધુર ઝંકારતાં, સરિતાઓ કઈ પૂરમાં,
સિંહ–વાઘ ડણુકાર, ધીંગા ગિરિ, શિર તોરમાં.

ઘટા ઘેર વિસ્તાર એ તરુવરગણનાં નીરખ્યાં,
ઝરણ સરિતનાં નીરનાં પટઊંડાણ વળી ઓળખ્યાં.

વાઘ સિંહ ગર્જન રવે માપ કાઢિયાં શ્રુતિતણાં,
ગિરિશિખરોની ઊંચાઈને આંબી કષ્ટ લઈ ઘણાં.

રસિક સંયમી ગુરુ સાહે શીખતાં ભમતા સૌ સ્થળે,
કવિતાવનની રિદ્ધિનો ક્યાસ ધર્યો દિલને ઘડે.

પ્રથમ પ્રવેશે ત્યાં સુણ્યો 'નિર્ઝરિણી' કલ્લોલ,[૨૧]
કવિતાયુવતીનો લહ્યો મુગ્ધ હૃદય હિલ્લોળ.

નિર્ઝરિણીઓ રેલતો આંબ્યો મેં ગિરનાર,
પાંચસાત સરિતોદ્દગમે ભિંજવત જગપગથાર.

સુતટ સરલ કલ્લોલતાં સમથલ વ્હેતાં નીર,
ઝરણે ઝરણે ચાખિયાં ક્યાંક જ ઘેર ગંભીર.

પણ જીવનના ઊંબરે ઝમતી સૌ જલધાર,
પીવા ત્યાં નરવી મળી સસ્કૃતબદ્ધ ઓવાર.

અને ક્યાંકથી સાંભળ્યા 'નૂપુરના ઝંકાર'[૨૨]
મન મોહ્યું દોડી ગયું જોવા નૃત્યવિહાર.

સજી 'કુસુમમાળા' ગળે 'હૃદયવીણા' લઈ હાથ,
નાચંતી વનિતા હતી, પડિતાઈ દે સાથ[૨૩]

ચાલે ચાલે અટકતી, પંડિતાઈ ભાષણ કરે,
વિરમેલું વળી નૃત્ય ત્યાં વનિતા બીતી આદરે.

ગરબી રોળા નાચતી છંદ સ્વદેશી સુાલ,
પ્રેક્ષક હકિાટયા હતા 'આ છે વિદેશી માલ.'[૨૪]

મેં પણ જોયું એહના અંગવસ્ત્રના ગરકમાં.
કતાનું સીધું નથી, ત્રાંક ફરે છે ઠરડમાં.

અને સદા વનિતા ડરે પડિતતાની પાસમાં,
ગન મૂકી નહિ નાચતી, બકરી વ્યાઘ્રાવાસમાં.

---

૨૧. દા. ખુ. બોટાદકર. ૨૨. નરસિંહરાવ દીવેટિયા ૨૩. કાવ્ય કરતા મોટી અને કાવ્યમા જે નથી તે કાવ્યમા છે એવું સમજાવતી એમની ટિપ્પણીઓ. ૨૪. મ. ન. દ્વિવેદીનું 'કુસુમમાળા' તથા 'હૃદયવીણાનું' કાતિલ અવલોકન.

ઘડી એક પણ આવી ત્યાં પંક્તિ મા પોઢી ગઈ,
અને કાવ્યવનિતા છૂટી 'સ્મરણગાન' ગાવા ગઈ.

અજોડ એ 'સ્મરણોતણી સંહિત'ના શરણાર્થ સૂર
ઘૂંટાતા દર્દને દિલે સુણ્યા હૃદય આફ્રભર.

શમ્યું એહ આક્રંદ ત્યાં સુણી નાનકી ભેર.
'ગુણવતી ગુજરાત'ને ગાતી ઊલટભેર.

'યજ્ઞકુંડ' આમંત્રતી 'ગરા બાવી' હુતર,
પ્રચંડમુખ પણ લઘુસ્વરે વદતી 'ખબરદાર.'

'ધક્કા-ધકાની ટોપીઓ પહેરેલી લઘુસેન,[૨૫]
કન્યાઓની તે ફને દીઠી મેં બેચેન

'હું ગાજું, ના ગાજું હું.' થાતી તથપાપડ,
બાવાજી એ એકને ચોડી ત્યાં લાપડ.

વારા ફરતી સૌ મુખે ગજવ્યું એ કવિવરે
કાવ્ય રસો-સંદેશ-કલિ-રાગ-ભજન-દર્શન સ્વરે

અને રકાબીમાં ભરી. ગા શી ઊંડી મધુર,
'ભકા' તણી રસઝારીઓ મેં પૂરી ચકચૂર.

ત્યહીં કલાપી મોરલો જૂનો દોગત દિલેર,
નિજ 'કેકારવ' ગમરી રમતા આવ્યો ગેર.

કેકા એક એક મેં સુણી, સનમ દિલ ઘાવ
ઝરતા જોઈ હું દ્રવ્યો, ક્યાંય ન મળ્યો રુઝાવ.

'મૂળદાસ મા'ના' અને 'ગારસયુગ્મ' કથાય,
'હૃદયત્રિપુટિ'ના પ્રશ્ન હૈ તદા બહુ ન સમજાય.

પણ એ કેકાના રવો મેઘ ગર્જના પાસ,
આછેરા થઈને શમ્યા, નિરખ્યું મેં આકાશ.

ક્ષિતિજ વળોટી આવતા ઘન પર ઘનનાં સૈન્ય,
અહો વીસર્યું ઘડીક તો આ જીવનનું દૈન્ય.

દલપતસુત ન્હાનાલાતણી હતી સવારી શૂર,
વર્ષો લગ વરસી રહ્યો એ ઘન રસ ભરપૂર.

હૃદય હોડલી ઝુલવતી ગીત લહર લહરાય,
ગોપીની ચોળી ભીંજે ઉર ગોરસ છલકાય.[૨૬]

'સૂના ધામે સ્નેહના' 'રાજહંસ' મૂંઝા પડે,
વિરહીજનનાં શોકે ભર્યાં કમાડ રૂપલ ઊઘડે.

ઉરને આંબાવાડિયે કોયલડી ટહુકાવતો,
શબ્દઘટામાં વીજળી ન્હાનલ શી ચમકાવતો!

ગગડ્યું ગહનઅપાર ત્યાં આવ્યાં નાટ્યાનાટ્ય,
વિવેચકોની વાડીમાં થઈ છે ભાગ્યાભાગ્ય.

'વસન્તોત્સવે' સર્વ કો વસન્તિયાં થઈને રમ્યાં,
'પ્રેમકુંજ'ની મોરલી તણાં ગીત સહુને ગમ્યાં.

'કુમાર ઇન્દુ' આવિયો આકળ વિકળ હૈયે થતો,
આવ્યો ને પાછો વળી વર્ષો લગણ રહ્યો જતો.

'ચિત્રદર્શને' ચકિત થઈ કેકે પ્હોંચ્યાં કરડિયા,
'જયાજયંતે' કવિતણાં વિજય ડંકામાં ગગડિયાં.

ગાઈ ત્યાં 'ગુજરાતના મહા તપસ્વી'ની કથા,
ગરાપીછું નિજ મુગટમાં કવિએ પહેર્યું સર્વથા.

પ્રેમભક્તિનો મેઘ એ અનેક દેશે અવતર્યો,
ગીત-કાવ્ય-નાટક અને વાર્તાદિકમાં પણ ધર્યો.

'ઉષા' તણું મુખ નિરખતા જુવાન ગાંડા કંઈ થયા,
વિવેચકોના ખાગ તો ક્ષણભર બાંડાં થઈ ગયાં.

સૂકી કાવ્યભૂમિ વિષે વર્ષા એ મધમીઠડી,
ટીપેટીપું ઝીલતાં ચાતક ગાંડી મીટડી.

પણ વૃષ્ટિ અતિવૃષ્ટિ થઈ, કાવ્યની પલળી ગઈ,
ભેજ મહીં ડૂબી ઘણું મલેરિયાવશ હા થઈ!

ધોધમાર શબ્દાળુતા, એ ટાટકાં ભાષાતણાં,
વાસી વાનો એની ગો, તત્ત્વ ગોસ અળખામણાં:

અસહ્ય ભારે મૂકતી કવિતા તેને કામણાં,
કવિને મૂકી નાસી ગઈ, નિષ્ફળ કવિમનામણાં.

કવિએ કાદવ હૈ કર્યો એ ચૂંથે નહિ સાર,
વર્ષ્યા મીઠું આટલું, એ જ મહા ઉપકાર.

ન્હાનલ જ્યારે વરસતો વળી થશતો હૈ ક્ષણો
ખુલ્લા તે આકાશમાં ચમકી જત તારકકણો.

---

૨૫. અ તે 'ધકા' અક્ષરોના નામવાળો એમના સૌ મુખ્ય ગ્રંથો. ૨૬. કવિના અતિ લોકપ્રિય ગીતો. 'હલકે હાથે તે નાવ મહીડા વહેલાવજો', 'સ્નેહધામ સૂના સૂના', 'સૂના આ સરોવરે આવો, ઓ રાજહંસ', 'રૂપલા રાતલડીમાં ઘેરે ઉરના બારણા' ઇત્યાદિ.

'કાન્ત'તણી કમનીય ત્યાં નિર્મલલલિત પ્રભા લસી,
શશી સમી ચોખ્ખી સકલ ઉરેઉરે સહુને વસી.

શરદ રાત્રિઓમાં નભે ઝગઝગ જ્યોત્સના ઓહતી,
પાઈ આર્દ્ર કથા ગઈ ભરત મિલન ને મેહની.

શશી સમા પણ ઉદય ને ક્ષય વરિયા એ કાન્ત,
ક્ષયનાં ગીત ઝર્યાં કશાં કરુણાગહન પ્રશાન્ત.

'વસંતના વિજયે' હતી કરુણ માનવી હાર,
ચક્રવાકને શિર ઝુકે કાતિલ ભાગ્યકટાર.

અને હોય જ્યાં મરણના, નહિ વિરહ-દાવાનળો,
એવી ધરતી શોધવા કાન્તશશી ક્ષિતિજે સર્યો.

ચંદ્ર વિલાતાં તેહના વિરહે દગ્ધ ચકોરનો,
સુણ્યો આર્ત પોકાર મેં બળવતા ઠાકોરનો

કઠોર પત્થર કાયમાં દિલ ખાસ્સું કોમળ વસ્યું,
રુક્ષ કાવ્યના કોટલે નમણું તો કામણ વસ્યું.

પ્રવાહી છંદે એહના કઠણું વહેતું થઈ પડ્યું,
ચડ ઊતરતાં પગથિયાં, એથી તરવું શ્રમ ભર્યું[૨૭]

ઘણા રસિક જન પગથિયે ડગમાર્યા બેસી રહ્યા,
કેંકે ગંદર ઝૂકવ્યું, રસપ્રવાહે તે વહ્યા.

હું ય પડ્યો, પાણી પીધું, ગળકા ખાધા ઠીક,
પણ તરતાં ઝટ જાગિયું, સરી ગ્યાકુડી બીક.

'આરોહણ'માં કાવ્યનો દીઠો નવચમત્કાર,
'રામે' થાક્યો પણ લહ્યો ગજબ ક્ષેત્રવિસ્તાર

'તૂટી ડાળે' જાણીને ઊભી ક્ષત્રિય નાર.[૨૮]
રણે વળાવ્યા કથનો ઉરે સ્મરણુંઅંગાર.

અને 'ચાંદરો'[૨૯]સ્નેહના વિરહ કરુણ મૈત્રી તણાં,
પુનઃ પુનઃ આસ્વાદતાં મિષ્ટ મિષ્ટ બનતાં ઘણાં.

પણ એ રસઆસ્વાદ પ્રસંવદાન્તે લાધતો,
દુર્બળ સબળ જનો તણો રોક પ્રહર્ષ જ વાધતો

કાવ્યવને-આકાશમાં તરુ ઘન તારક પક્ષીઓ
નદી ઝરણ જોયાં ઘણાં ગિરિ હરિણ હરિણાક્ષીઓ.

સ્વતંત્ર એ અટને થતો જેનો તેનો સંગ,
નવાજૂના અથડે જતા પણ તૂટે નહિ રંગ.

બાલાશંકર 'મસ્ત'ની મસ્તીએ મોહી લીધો,
કેક કાળ મેં એમને દિલનો કબજો દઈ દીધો.

બુલબુલ તે નાદાનને મેં ઠપકો ખાસ્સો દીધો,
જિગરના યારની જોડે અવળ રસ્તો ઘડીક લીધો.

કલાન્ત કવિની કામિની નખરાળી સહુથી ગમી,
ભવ્ય રમ્ય સૌન્દર્યથી કૈં રાતો દિલ ગૈ દમી.

વળી બજંતા મજિરાં મઢૂલી પેલે તીર
'લલિત' સાંકડા મુખથકી ગીત ઝમ્યું જ લગીર.

ગોવર્ધન-કરથી રચી મુદ્રા સ્નેહની કર પડી,
મુદ્રાનાં એ શાસ્ત્રની તદા ક્યાંય નહિ ચોપડી.

આજ લહું એમાં ઘણી કળા કરામત ઓછી છે,
નવલ લખીને લેખકે કલમ કાગળે લૂછી છે.

પણ એ ભૂલી ભુલાય ના પ્રુવની ડણક બળેભરી,
ભાલાં વિરામચિહ્નના લઈ કાવ્યલલના ચડી.

એના ઘોડા-ડાબલા ખપક ખપક અડતા હતા,
સિપાહી છાતી ફૂલતી લહી શૌર્ય ચડતાં હતા.
'અમર-આશ'ના કવિતણા બ્રહ્મગીત પણ ગાજતા[૩૦]
વણતબૂર, વણ તાલમાં તોયે રમથી રાજતાં.

નર્મદ દલ્લા આદિનો મોડો મેં પરખ્યો ઘણો,
'ગરવી ગુજરાતે' વસી ગર્વ લહ્યો મેં સોગણો.

માલ્કસલર 'ધ હોમ' એ દિલ શુભ માર્ગમાં વર્યું,
બ્યૂગલ દેશે વાગતાં એણે મજ દિલડું ઠર્યું.

ડાહ્યા દલપતરામની વાર્તાઓ બહુ મીઠડી,
કવિતા કંઠે માળ પણ ખોટાં મોતીની બહુ ભરી.

ધીરધીરે પ્રગતિના પથે પળવાની કથા,
એરોપ્લેન તણા યુગે કાને સુણવાની તથા !

ત્યહીં આડ રસ્તે થઈ જૂની વનકુંજે પળ્યો,
બાળપણાના સાથીનો મેળો ત્યાં મોટો મળ્યો.

---

૨૭. કાવ્યની દરેક પંક્તિએ પૂરો થતો વાક્યખંડ એ પગથિયાં, અને એથી બીજી પંક્તિમાં વહી જતાં વાક્યો તે પ્રવાહી રચના. ૨૮. 'એક તૂટેલી ડાળ' અને તેની છેલ્લી બે પંક્તિઓ. ૨૯. સોનેટો—પ્રેમનાં દિવસ અને વિરહના ખાસ કરીને. ૩૦. મણિલાલ ન. દ્વિવેદી.

દયારામ દિલદારને પ્રૌઢા પ્રેમાનંદ,
શામળ રહેલાણી અને નરસૈં ભજનાનંદ.
મીરાં મીઠી માલતી, ભાલણ ભાવગભીર.
પૂર્વજ એવા પેખિયા કવિતા—સરયૂતીર.

પૂર્વે અંજલિ માત્ર મેં જે પીધાં'તાં નીર,
ખોબેખોબે તે હવે પી નાખ્યાં જ અધીર.
રસિક દયાનો કૃષ્ણવર કામણગારો કોડીલો,
ગોપી અંબર પ્હેરીને જાતો જોયો છોગીલો.

ચોળી દાબી ઓશિકે પોઢ્યા કામુક કૃષ્ણને,
જગવે ગોપી વ્હાલથી ચારુ ચુંબનપ્રાર્થને.
ગાજે પ્રેમાનંદની ત્રાંબાળુ રસમાણ,
એ રણકારે પાથરી કાવ્યસૃષ્ટિ પર આણ

પ્રતિભા અંગુલિ એનીથી કોણ રહ્યું અસ્પૃશ્ય?
ઉતાર્યાં અવનીતણા સૌ થર કેરાં દૃશ્ય
કૃષ્ણ, સુભદ્રા, ને ઉષા, અનિરુદ્ધ, નળરાય,
પુરાણ સૃષ્ટિ જીવતી થઈ ગુર્જરી સાજ

નરસૈંના જીવનતણાં હાસ્ય કરુણના ક્રન્દનો
મર્માળાં બહુવાણિયાં જનજનને દિલ સ્પન્દનો[31]
શામળ વાર્તાચાતુરી, સમસ્યાઓ બળવાન,
પલટાતી ભૂમિ જ્યહીં નસીબ જ્યાં દરવાન.

મીરાંકેરાં મંજિરાં મીઠી કરતી તાલ,
ઉરમાં રુમઝુમ નાચતા કૌતુક ગિરધરલાલ!
નરસૈં ભક્તિકુંડમાં હરિજન શું નાહી રહ્યો,
ગાને-ગાને શિષ્ટ પણ શૃંગારે કાટચો વહ્યો

સૌને છેડે ત્યાં હતો ભાલણ પંડિત પ્રૌઢ,
કાદબરી અવલોકતો ઉરમાં નવલે કોડ.
જરાક જુદું બોલતો, પણ ભાષામાં ભાવ,
કાદંબરી આદિલને ખાસ્સો શિષ્ટ ઉઠાવ.

સમાસકંટકમાં ખીલ્યાં ગુલાબ શી કાદંબરી,
ભાલણ કરમાં મોગરા સમી થઈ ખુશબો ભરી
શાલ્મલીના તરુથી ગયું નાનકડું શુકબાળ,
નૃપસમુખ જઈ ઓચર્યું કૌતુક કથા વિશાળ!

અર્ધ કથા સંભળાવીને પોથી ભાલણ વાસતો,
વદી,'હજી લખનાર મુજ પૂરી લખી ન નાખતો[32]
હું ભોંઠચો વદન કરી, ભાલણ ચીંધે આગળે,
'જા, ત્યાં હજી બાકુ છે વસ્યા જૈનકવિ જ અપાસરે.'
પણ થાકેલા ચરણ મુજ વણકીધે પાછા વળ્યા,
સરસ્વતીના સેવકો રસ્તામાં મુજને મળ્યા.
થયો આંખ હું ચોળતો આ કેવું કૌતુક!
થોડે દૂર ખડા વળી સ્વારો કર ચાબુક.
પરીક્ષકો ઇત્યાદિની જમાત ગો જાયે કહી,
સરળ માર્ગ પર પાથરી કંટક દીધા'તા તહીં.
કંટક વેર્યાં માર્ગ પર, મુજ શા કંઈકંઈ ચાલતા,
ડરતા, આંસુ ડબકતા, નોટ્સ-લાકડી ઝાલતા.
કંટકપથ મેં પાર કીધ, કંટકનો ક્યહીં ડખ ના;
સરસ્વતી રે ક્યાં હશે? ડખે એક જ ઝખના.
ત્યહીં માર્ગ ધારી તજી દૂર એક ફૂલકુંજમાં,
વીણા વાતી વિરાજતી શારદ સૌરભ પુંજમાં.
હું એને પદ જૈ ઢળ્યો, વરદ દસ્ત શિર ઊતર્યો,
મુખડાના મલકાટથી મારો શ્રમ સહુ સંહર્યો.
હું જાગ્યો તાજો બની, ને બોલી હસતી જરા,
'ખરચા છે તૈયાર ને? ખેડવી છે વિસ્તૃત ધરા.'
મે ધાર્યું તુ જો રીઝી શારદ, તો વીણા શરૂ
પણ હળ બનવાની કદી ન'તી કલ્પના લેશ શું.

હૃદયના હળને લઈ હાંકતી,
અવનવાં ધરતીપડ ભાંગતી,
રસળતી ઘમડી જત ક્યાં જ ગો?
કઠણ પ્રશ્ન અનુત્તર આજ રે!

પ્રવાસનો પ્રારંભ છે, સાથીઓ કૈં સંગ છે,
ખેડણના ખૂબ કોડ છે, નવાનવા જગરગ છે.
આજે શું? કાલે કશું? ટકશું કે ભાંગી જશું?
ઊંડાં ધરતી પેટ છે, કઠણ ક્ષેત્ર છે વજ્ર શું!
વળીએ, તૂટી ભાંગીએ, શારદ મા! પરવા નહિ!
પણ ના લેશ કટાઈએ, એ આશા અંતર રહી.

ધન એ દલપતરામ ને ધન એ પોથી બાળ!
જેહ પ્રતાપે પામિયા આજુક ભૂમિ રસાળ.

---

૩૧. પ્રેમાનંદનાં પ્રસિદ્ધ આખ્યાનો' નળાખ્યાન, સુભદ્રાહરણ, ઓખાહરણ, માર્કંડેય પુરાણ, મામેરુ, શામળશાનો વિવાહ. ૩૨. કે. હ. ધ્રુવને હાથે સંપાદન થવાને બાકી રહેલો ભાલણની કાદંબરીનો ઉત્તરાર્ધ.

# રજોદર્શન

બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી ચાલુ ]

આ તો અસંસ્કૃત પ્રજાઓની વાત થઈ પરંતુ ગ્રીક જેવા પ્રાચીન સંસ્કૃતિ સંપન્ન દેશમાં પણ રજોદર્શન સંબંધી આવી જ જાતના વિચારો પ્રવર્તતા હતા ગ્રીસના પ્રાચીન લેખકોએ રજોદર્શન વિષે ઘણા વિસ્તારથી લખેલું છે તેઓ માનતા હતા કે રજસ્વલા દર્પણને અડકે તો દર્પણનું તેજ ઝાંખું પડી જાય, અસ્ત્રાને અને છરીચપ્પુને અડકે તો તેની ધાર બૂઠી થઈ જાય જો કૂતરાઓ આર્તવરક્ત ( menstrual blood )ને ચાટી જતા તો તે ગાંડા બની જતા વાડીમાં તેઓ પ્રવેશતી તો વાડીનાં ફૂલફળ કરમાઈને ખરી પડતાં, અનાજના ખેતરોમાં તે જતી તો અનાજ બગડી જતું ખેતરોમાં જિવાત પડતી તો રજસ્વલાને ત્યાં ચલાવવાથી જિવાત મરી જતી પ્લીની કહે છે કે સગર્ભા સ્ત્રી જો આર્તવરક્તને સ્પર્શ કરતી અથવા તો એ રક્ત ઉપર થઈને ચાલી જતી તો ગર્ભ ગરી પડતો હતો પ્લીની કહે છે કે રજસ્વલા સ્ત્રી જો વસ્ત્રહીન થઈ પો ફાટતા અગાઉ ખેતરમાં જશે ( સૂર્ય ઊગ્યા પછી જશે ) તો અનાજ કરમાઈને સુકાઈ જશે, અને ખુલ્લા પગે ખેતરમાં ચાલશે તો ખેતરની બધી જિવાત નાશ પામી જશે હજીયે આ માન્યતા ઈટલીના કેટલાક ભાગોમાં સ્વીકાર્ય છે

ખ્રિસ્તી લોકોના બાઇબલમાં પણ રજસ્વલા સંબંધી નિષેધનિયમો છે યુરોપમાં ઘણી સ્ત્રીઓ રજોદર્શન વખતે મુરબ્બા, અથાણાં, માંસ ઈંડાં, પનીર, દૂધ, દહીંને અડકતી નથી ઇંગ્લંડના ઘણાખરા ભાગમાં ઇંગ્લીશ સ્ત્રીઓ પણ આ નિયમ પાળે છે કેટલાક નામાંકિત ડૉક્ટરોએ આ રીતની પ્રશંસા વૈદ્યક માસિકોમાં કરી છે બ્રિટિશ મેડિકલ જરનલ જેવા પ્રતિષ્ઠિત માસિકમાં કર્નલ જાઈલ્સ (Giles) લખે છે, કે " હું પોતે રજસ્વલા સ્ત્રીને અડકવામાં બહુ દોષ છે એમ નથી માનતો, છતાં એટલું તો અનુભવથી કહી શકું છું કે રજસ્વલા જો મીઠું કે અથાણાંનો સ્પર્શ હાથથી કરે છે તો તે જલદી બગડી જાય છે ઘણી સ્ત્રીઓ પોતે આ વાત કબૂલ કરે છે"

હજી પણ ફ્રાન્સમાં ઘણા કારખાનામાં રજસ્વલા સ્ત્રીને જવાની મનાઈ છે એમ એલિસ વગેરે વિદ્વાનો જણાવે છે ઉત્તર ફ્રાન્સના ખાંડના કારખાનામાં જ્યારે ખાંડ તૈયાર થતી હોય છે ત્યારે ત્યાં આગળ રજસ્વલા સ્ત્રીઓને જવા દેવામાં નથી આવતી— વખતે ખાંડ કાળી પડી જાય એ ભયથી આ જ રીતે દક્ષિણ ફ્રાન્સમાં રેશમના કારખાનામાં રજસ્વલાને જવા દેવામાં નથી આવતી અત્તરના કારખાનામાં રજસ્વલાને જવા દેવામાં નથી આવતી, કારણ કે તેમના પડછાયાથી સુગંધી ઓછી થઈ જાય છે કે ઊડી જાય છે એમ મનાય છે દારૂ ગાળવાના કારખાનામાં રજસ્વલાને જવાની મનાઈ છે, કારણકે તેના પડછાયાથી દારૂ ખાટો થઈ જાય છે આમ વિવિધ દેશોમાં વિવિધ માન્યતાઓ રજોદર્શન વિશે પ્રચલિત છે

આટલું લંબાણથી લખવાનું કારણ એ છે કે અટકાવ વખતની આભડછેટ આપણા હિંદમાં જ છે અને બીજે નથી એવી જે માન્યતા ચાલી આવે છે તે ખોટી છે. બધા જ ધર્મો, બધી જ જાતો અને બધા જ દેશોમાં રજોદર્શનના વિધિનિષેધો લગભગ સરખા જ છે. અને હજારો વર્ષોથી સારી આલમમાં ચાલી આવતા રિવાજ પાછળ કોઈ જાતનું પ્રેરકબળ હોવું જોઈએ એમ ન માનવામાં આપણે શું ભૂલ નથી કરતા? હું જાણું છું આજની સુધરેલી બહેનો તારી માફક રજસ્વલા ધર્મની અવગણના કરે છે અને આ પ્રાચીન પ્રથાને 'superstitious relic of the savages'—જંગલીઓના વહેમના સ્મરણાવશેષ—તરીકે ઓળખે છે. પરંતુ સુધારાની લગનીમાં આપણે ઐતિહાસિક જ્ઞાનતત્ત્વની અવગણના કરીએ છીએ. હજારો વર્ષથી ચાલી આવતી કોઈ પણ પ્રથા તે જૂની છે માટે અનિષ્ટ છે એમ માની લેવામાં આપણે ભૂતકાળની અવગણના નથી કરતા શું? ભૂતકાળના પ્રયોગો અને અનુભવોમાંથી જ મનુષ્યસમાજનું જ્ઞાન વધતું ગયું જણાય છે રજોદર્શન વખતના જે વિધિનિષેધો સર્વ જાતમાં જોવામાં આવે છે તે અનુભવ [ આર્તવ વખતના રક્તમાં ઝેરી તત્ત્વ ( toxic nature of the menstrual state ) જણાયું તે ] પરથી અસ્તિત્વમાં આવ્યા હશે એમ માનવું પડે એમ છે.

પરંતુ તમે બધાં આ વાતોને માનો કે ન માનો, હમણાંહમણાં કેટલાક વિખ્યાત ડૉક્ટરોનું ધ્યાન આ વિષય તરફ દોરાયું છે અને તેમના અનુભવો પણ રજોદર્શન વખતે પાળવા પડતા નિયમોનું સમર્થન કરે છે. આ વિષય પર પ્રોફેસર બી. સીક ( Prof. B. Schick ) સૌ પહેલાં પ્રકાશ પાડ્યો છે. એક વખતે પ્રો સીકના હાથે સારા થયેલા એક દરદીએ પ્રો. સીકને ફૂલના સરસ નમૂનાઓ ભેટ ધર્યા. પ્રો. સીક જે પ્રયોગશાળામાં કામ કરતા હતા તેમણે પોતાના હાથ નીચે કામ કરતી એક બાઈને આ ફૂલો એક પાણી-ભરેલી બરણી ( Vase )મા રાખી આવવા કહ્યું જ્યારે ઘણા જ ટૂંક સમયમા આ ફૂલો કરમાઈ ગયેલાં સૌએ જોયાં ત્યારે સૌને અચંબો થયો, પરંતુ પેલી બાઈએ તુરત જ કહ્યું: 'હું તો ઘણા વખતથી જાણું છું કે જ્યારે હું અટકાવમાં હોઉં છું ત્યારે મારા હાથના ફૂલો જલદીથી કરમાઈ જાય છે.' આ ઉપરથી પ્રો. સીકને પ્રયોગ કરવાનું મન થયું, અને આ પ્રયોગમાં તેમણે જાણ્યું કે રજસ્વલાના રક્તમાં, રક્તના લાલ કણોમાં, એક જાતનું ઝેરી તત્ત્વ (a sort of toxin ) છે. એટલે ફરીવાર જ્યારે તે બાઈ રજસ્વલા થઈ ત્યારે તે બાઈના હાથે રબ્બરના મોજાં પહેરાવીને ફૂલને સ્પર્શ કરાવી જોયો. આ વખતે ફૂલ તાજાં જ રહેલાં જણાયાં. રબ્બરનાં મોજાંને લીધે હાથનો સ્પર્શ થયો નહિ એટલે જ આમ થયું એમ પુરવાર થયું. પ્રો. સીક આખરી નિર્ણય પર આવ્યા કે રજોદર્શન વખતે રુધિરાભિસરણમાંથી સ્વેદ અથવા સ્વેદપ્રવર્તક ગ્રંથીઓદ્વારા ચામડીવાટે એક જાતનું ઝેરી તત્ત્વ બહાર આવે છે, જે જીવન્ત વસ્તુઓ સાથે સંસર્ગમાં આવે છે તો ઝેરી અસર પ્રગટાવે છે.

આ પ્રયોગે ઠીકઠીક ધ્યાન ખેંચ્યું અને પરિણામે જહોન હોપકીન્સ યુનિવર્સિટી લેબોરેટરીમાં શ્રી. મેચ ( Macht ) અને શ્રીમતી લોબીન ( પ્રખ્યાત સંશોધક બાઈ છે) બન્નેએ આની ઉપર આગળ પ્રયોગો કરવા માંડ્યા. પ્રો. સીકનો લેખ પ્રસિદ્ધ થવા પછી ઘણાઓએ પ્રો. સીકની સખત ટીકા પણ કરી હતી, એટલે જ આ પ્રયોગો હાથ ધરવામાં

આવ્યા હતા. શૅચ અને લેબીનને રજસ્વલાના લોહીમાં એક જાતનું ઝેરી તત્ત્વ જણાયું જેનું નામ આ શોધકોએ Menotoxin (મેનોટૉક્સીન) એવું રાખ્યું. આ બન્ને શોધકો નીચેનાં અનુમાનો ઉપર આવ્યા.

(૧) રજોદર્શન પહેલાં અને રજોદર્શનના પહેલા એકબે દિવસોમાં સ્ત્રીના લોહીનાં મોટા પ્રમાણમાં મેનોટૉક્સીન જણાય છે.

(૨) આ મેનોટૉક્સીનની સ્પષ્ટ અસર તો એકાદ અનાજનો દાણો જમીનમાં રોપવાથી તેનાં મૂળિયા અને દાંડી ઉપર ઠીકઠીક જણાય છે. તોડેલા ફૂલ તેના સંસર્ગથી વેતજોતામાં કરમાઈ જાય છે અને અંકુર ફૂટતી વખતે તેની પર પણ આની સ્પષ્ટ અસર જણાય છે.

(૩) આ મેનોટૉક્સીન તાપ ઠીકઠીક સહન કરી શકે છે. અમ્લ અને ક્ષાર તેમજ જીવાણુ બધાંની સામે તે પોતાનુ રક્ષણ કરી શકે છે. જો આ ઝેરી તત્ત્વને બરફમાં સંરક્ષવામા આવે છે તો બે ત્રણ અઠવાડિયાં સુધી તે પોતાની ઝેરી અસર રાખી શકે છે. તેના પૃથક્કરણ પર પ્રકાશ પડી શકતો નથી, પરતુ આલ્કોહૉલ, ક્લોરોફૉર્મ, ઈથિર અથવા એસીટોનદ્વારા તેનુ સત્ત્વ ખેંચી શકાય છે.

(૪) આ ઝેરી તત્ત્વ, લગભગ, બીજકોષોના તતુઓ સાથે, બીજકિણ્ડુપુટ (કૉર્પસ લ્યુટિયમ) સાથે, લેનોલીન, પિત્ત વગેરે સાથે ઘણુ મળતું આવે છે.

(૫) રજસ્વલાના રક્તના થીજી જવાના વખતને તે વધારે છે અને તેથી જ રજસ્વલાને, ઘણી વખતે, અનેક અવયવોમાંથી લોહી નીકળતું માલૂમ પડે છે. કેટલીક સ્ત્રીઓને અટકાવ વખતે નસકોરી ફૂટે છે, કોઈને લોહીની ઊલટી થાય છે, કોઈને કાનમાંથી, કોઈને મોંમાંથી, કોઈને ચામડીનાં છિદ્રદ્વારા લોહી પડવાના દાખલા ઘણા જોવામાં આવે છે તે આને લીધે જ (vicarious menstruation)

(૬) તે હૃદયને ઉત્તેજિત કરે છે અને જ્ઞાનતંતુઓ ઉપર દબાણ લાવે છે.

(૭) અને આથી જ અટકાવ વખતે બેચેની, શરદી, જ્વર, લીલી નસોનુ દેખાવું (congestion of vericose veins), નસકોરી ફૂટવી, સ્તનનું ફૂલી આવવું, અતિસાર, વમન, માનસિક ગ્લાનિ, અંગસાદ વગેરે અનેક ઉપદ્રવો નજરે પડે છે

પ્રાચીન સમયથી દેશપરદેશના ઘણા ચિકિત્સકોએ દવા તરીકે પણ આ આર્તવ-રક્તનો ઉપયોગ કરેલો જણાય છે. મહાન આરબ ચિકિત્સક એવીસેને (Avicenna) આર્તવરક્તનો ઉપયોગ વ્રણ અને દુષ્ટ ચાઠાં ઉપર કરી જોયો છે. પ્લીનીના મત મુજબ આ રજોદર્શન વખતનુ રક્ત વાતરક્ત (ગાઉટ), ગલગંડ (ગૉઈટર), અર્શ, ગાલપચોરિયાં (મંપ્સ), પાઠાં (કારબંકલ્સ), અપસ્માર, આક્ષેપક, જલત્રાસ, (Rabies = હડકાયા કૂતરાનું ઝેર ચડવું—હાકના વ્યાપવો તે) આંત્રકૃમિ, સૂતિકાજ્વર વગેરે રોગો ઉપર સારું કામ કરે છે અને આ સુધરેલી દુનિયામા પણ કેટલાક ભાગમાં વશીકરણ તરીકે તેમજ વ્રણ ઉપર આનો ઉપયોગ હજી થઈ રહ્યો છે! ભગવાન જાણે, આમાં આ બધા ગુણો છે કે નહિ. કદાચ ભવિષ્યમાં આમાંથી અનેક જાતની દવાઓ તૈયાર કરવામાં આવે તો નવાઈ નહિ! આયુર્વેદના આચાર્યોએ રસના અનેક પાઠોમાં અટકાવના રક્તનો ઉપયોગ કરેલો છે. (प्रारम्भरजसा स्त्रीणां मर्दयेत् भस्मसूतकम् ઇત્યાદિ. જુઓ રતિકામરસ.)

આટલા ઉપરથી તું સમજી શકીશ કે રજોદર્શન વખતે સ્ત્રીના રક્તમાં એક જાતનું ઝેરી તત્ત્વ (મેનોટોક્ઝીન) ઉત્પન્ન થાય છે, જે ચામડીદ્વારા બહાર આવે છે. આના સંસર્ગથી તે ઘણી વસ્તુઓને બગાડે છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ. અટકાવ વખતે ધાવણમાં પણ બિગાડ થાય છે, અને તેને લીધે બાળક ઘણી વખત તે દૂધ પી માંદું પડે છે. આ ઝેરી તત્ત્વને લઈને શારીરિક અને માનસિક વિકારો થતા જોવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ અટકાવ વખતે ઉન્માદગ્રસ્ત બની જાય છે અને એ વખતે તે બેભાન અવસ્થામાં કંઈક ન કરવાનું કરી બેસે તો તે માટે કાયદો પણ તેને રક્ષણ આપે છે. કારણ રજોદર્શન વખતે સ્ત્રીની માનસિક ઉત્તેજનાને પરિણામે એ કૃત્ય થઈ ગયું છે. આથી જ આ ચાર દિવસો વખતે કોઈને અડક્યા વગર ઘર આગળ શાંત ચિત્તે બેસી રહેવું જોઈએ. આ દિવસોમાં જરા પણ માનસિક કે શારીરિક શ્રમ ન ઉઠાવાય તે સારું. મહર્ષિ સુશ્રુતે કહ્યું છે કે 'ઋતુકાલના પહેલા ત્રણ દિવસ બ્રહ્મચર્યનું પાલન કરવું, દિવસે સૂવું નહિ, આંખમાં અંજન આંજવું નહિ, રોવું નહિ, સ્નાન ન કરવું,[1] ચંદનાદિ લેપ ન કરવો, શરીરે તેલ ન ચોળવું, નખ ન કાપવા, દોડવું નહિ, બહુ હસવું નહિ, બહુ બોલવું નહિ, બહુ કોલાહલ ન સાંભળવો, માથું ચોળવું નહિ, બહુ પવનમાં જવું નહિ, અતિશ્રમ ન કરવો (સાધારણ કામ કરવામાં વાંધો નથી), દર્ભના આસન પર સૂવું, હાથમાં, પાતળમાં અથવા માટીના વાસણમાં હવિષ્યાન્નનું ભોજન કરવું.'

શિક્ષિત સ્ત્રીઓ રજોદર્શન વિષે શાંત ચિત્તે વિચાર કરશે તો હું ધારું છું કે તેઓ આનું મહત્ત્વ સમજી જશે. બાકી, અભણ સ્ત્રીઓ ગતાનુગતિક રીતે જે અટકાવ પાળે છે તેનો તો કશો જ અર્થ મને જણાતો નથી. ગામડાની અને શહેરની અશિક્ષિત સ્ત્રીઓ આ ચાર દિવસમાં ખૂબ કામ કરે છે. ગાંસડો કપડાં લઈ નદીતળાવે ધોવા જાય છે, કે ખાંડણિયામાં ડાંગર લઈ ખાંડવા બેસે છે, કે બીજી જાતની વધુ મહેનત કરે છે અને, ખાધેલાં વાસણ પણ માંજે છે. જે વખતે પાણીમાં કે ઠંડીમાં પગ પણ ન મૂકવો જોઈએ તે વખતે દિવસનો મોટો ભાગ શરદીમાં જ તેઓ ગાળે છે પરિણામે કેડ દુખવાની અને કાટવાની ફરિયાદો કાયમ માટે કરતી થઈ જાય છે. કોઈને અડકવું નહિ એટલું તેઓ શીખી છે, પરંતુ જે અગત્યની વાતો જાણવી જોઈએ તેનું તેને ભાન નથી. કેટલીક સ્ત્રીઓ અટકાવ વખતે શાક સમારવા બેસે છે, વાસણો સાફ કરવા બેસે છે, અનાજ સાફ કરવા બેસે છે; અને આટલું બધું કરવા છતાં જો નાનું બાળક ભૂલથી અડકી ગયું તો તે બિચારાને ઝૂડીને માથાબોળ નવડાવવામાં જ તે ઇતિકર્તવ્યતા સમજે છે! પથ્થર પર બેસવું ન જોઈએ, ચોકડીમાં બેસી કપડાં ન ધોવાં જોઈએ, વગેરે અગત્યની બાબતોનું તેને ભાન નથી; ભાન છે ફક્ત અભડાઈ જાય, અડકી જવાય તેનું! આ એક ચિત્ર, અને બીજું ચિત્ર શિક્ષિત સ્ત્રીઓનું. તે હમેશની દિનચર્યા પ્રમાણે જ વર્તે છે સભાઓમાં જાય છે, પાર્ટીઓમાં જાય છે, બધાંને અડકે છે, માનસિક શ્રમ કરે છે, સિનેમાનાટક વગેરેમાં જાય છે, માનસિક ઉત્તેજના અનુભવે છે, જાતીય આકર્ષણનો ભોગ બને છે. પરિણામે અશિક્ષિત અને શિક્ષિત બન્ને વર્ગની આપણી સ્ત્રીઓ જુઓ. તેમનાં દરદોનું કોઈએ તારણ કાઢ્યું હોત તો આપણે

[1] સમુદ્રસ્નાન કરવાથી ખાસ નુકસાન થતું નથી એમ યુરોપની શિક્ષિત સ્ત્રીઓ માને છે. એક ચોપાનિયું આ વિષે મારા વાંચવામાં આવ્યું છે.

બધા ચમકી ઊઠત. ગામડાંની સ્ત્રી અનેક રોગોના ભોગ બનેલી છે, અને શહેરની સ્ત્રીઓ પણ તેમાંથી મુક્ત તો નથી જ. આપણા સ્ત્રીવર્ગની આ દુર્દશા છે, અને આધુનિક શિક્ષણ આપણી યુવાન બહેનોને વધુ દુર્બળ બનાવી રહ્યું છે આ બધું તારાથી ક્યાં અજાણ્યું છે?

કાગળ ધાર્યા કરતા વધુ લાંબો થઈ ગયો એટલે હવે વધુ નહિ લખુ, છતાં નીચેના મુદ્દા પર તારું ધ્યાન ખેંચું છુઃ

૧ સમજ્યા સિવાય જે અટકાવ પાળવામાં આવે છે તે અર્થહીન છે. હા, આને લીધે આજુબાજુની વસ્તુઓને અડકવામાથી બચી જવાય છે પરતુ આપણા હિંદુસમાજમાં આજ જે રીતે અટકાવ પળાય છે તે તો વ્યર્થ છે—અર્થહીન છે જ્ઞાન સિવાયની ક્રિયા નિરર્થક બની ગઈ છે. ખાવાની વસ્તુઓને, વાસણોને, શાકને ન અડકવું જોઈએ, વૈતરૂ ન કરવુ જોઈએ, કંઠીમા પગ ન મૂકવો જોઈએ.

૨. અજાણતા કોઈ રજસ્વલાને અડકી જાય તો તેથી આભ તૂટી નથી પડતું એ આપણી બહેનોને શીખવવાની ખાસ જરૂર છે આ ક્રિયા અથવા નિષેધમા જે પ્રાણ હતો તે હાલ ઊડી ગયો છે. સાપ ગયા અને લિસોટા રહી ગયા છે. સ્ત્રીએ એકાન્ત જગોમાં બેસી રહેવું જોઈએ, એટલે તેને અડકવાના પ્રસંગો જ નહિ આવે. પરતુ આપણી સ્ત્રીઓ એકાન્તમા શાત ચિત્તે રહેતી નથી અને ભૂલથી બાળકો અડકી જાય છે તો માર-પીટ કરી મૂકે છે. સ્ત્રીઓ । આ ચાર દિવસો હકની રજાના છે, અને તે પણ તેઓ ભોગવી શકતી નથી એ દુઃખદ સ્થિતિ છે

૩. આ વખતે મનની શાતિની ખૂબ જ જરૂર છે, એટલે એકાંત જગોમા રહેવાનુ અને અન્યના સંસર્ગથી બચવાનું સારું છે. સ્ત્રી એકાંતમાં નવરી બેસી રહે અથવા સૂઈ રહે એ પણ ઇષ્ટ નથી એ યાદ રાખવુ જોઈએ. આખો દિવસ સૂઈ રહેવાથી યકૃત (કાળજું) બગડે છે અને ભૂખ મરી જાય છે સાધારણ હળવુ વાચન ભરતુંગૂથવું ઇત્યાદિ કાર્યો કરવામા વાંધો નથી.

૪. આ વખતે ખોરાક હલકો અને સાત્વિક લેવો જોઈએ. ખટાશ જરા પણ ખાવી ન જોઈએ. અથાણાં, રાઈતા અને ગરમાગરમ મસાલાયુક્ત વાનીઓ ન ખાવી જોઈએ. કઢી ન ખવાય. દૂધ ખાવામાં વાંધો નથી ગુજરાતમા આ ચાર દિવસોમાં દૂધ (ધાર્મિક દૃષ્ટિએ) ખાતા નથી, પરતુ જે ન ખાવુ જોઈએ તે—ખાટી કઢી વગેરે ખાય છે. શુદ્ધ થયેલા—થતા શરીરમા ખટાશ જવાથી કાયમ માટે કમ્મરનો દુખાવો રહે છે અને બીજા અનેક વિકારો જન્મ પામે છે મિષ્ટાન્ન, મસાલેદાર, તકતક અને ઉત્તેજક ખાદ્ય પદાર્થો, માસ વગેરે આ વખતે ન ખાવું જોઈએ માદગી વખતે જેટલી કાળજી ખોરાકની આપણે લઈએ છીએ તેવી જ કાળજી આ માસિક માદગી વખતે લેવાની જોઈએ.

૫ આ દિવસોમાં બ્રહ્મચર્યપાલન નિતાન્ત આવશ્યક છે આ વખતે સંભોગ થાય અને જો ગર્ભ રહી જાય તો રાક્ષસ અવતરે છે એવું એક વિદ્વાને (એમ્બ્રોઝ પેરે) કહ્યું છે. આપણા આચાર્યોએ પણ આ દિવસોમાં બ્રહ્મચર્ય પાળવા ખૂબ જ ભાર મૂક્યો છે અડકવા-આભડવામાં જે માનતા નથી તે હાથે કરીને લાલચોમાં મુકાય છે, અને મારા વૈદ્ય તરીકેના અનુભવે મેં જાણ્યું છે કે રજોદર્શન લાલચોથી મુક્ત નથી રહી શકતું!

હવે વિસ્તાર નહિ કરું. વિશેષ વાંચવાની તને જિજ્ઞાસા હોય તો મારા 'અભિનવ

'કામશાસ્ત્ર'માંથી આ વિષે વાંચી લેજે. મેં લખ્યું છે તે બધા ઉપર વિચાર કરી તને જે ઠીક લાગે તેમ તું કરજે.' અંતે મૅચ અને લોબીનના પ્રામાણિક શબ્દોથી જ આ પત્ર બંધ કરવો મને ઉચિત લાગે છે.

"Finally the study of menotoxin is of extreme interest as another illustration of the truth of many empirical observations (the explanations of which got forgotten through the passing of ages) made by the laity. Such folk-lore when surviving many ages is very apt to be the consequence of sound perception and accurate observation and to have some basis of truth, not to be ridiculed without further critical inquiry"

## પુરવણી

બીજકોષ વિષે તને ટૂંક માહિતી આપવી ઘટે છે, કારણ કે તે સમજવાથી રજોદર્શનની ક્રિયા વિષે તું કંઈક સમજી શકીશ.

બીજકોષો એટલે સ્ત્રીબીજ (ova—ovum નું બહુવચન) ઉત્પન્ન કરનારી એક જાતની વિશિષ્ટ પ્રકારની, ગર્ભાશયની બન્ને બાજુ પર એકેક આવેલી ગ્રંથિ. દરેક બીજકોષ દોઢ ઈંચ લાંબો, પોણો ઈંચ પહોળો તથા તથા એક તૃતીયાંશ ઈંચ જેટલો જાડો છે. તેનું વજન ફક્ત ૦ા રૂપિયાભાર છે.

આ બીજકોષો આટલા નાના હોવા છતાં તેની રચના બહુ અદ્દભુત છે, અને તે કાર્ય પણ અદ્દભુત અને જાણવાજોગ કરે છે. બીજકોષમાં સૂક્ષ્મ સ્નાયુસૂત્રો અને તે થકી બનેલી અનેક જાળીઓ હોય છે. આ જાળીઓ જાળીઓવાળા બીજકોષના માળખામાં અસંખ્ય બીજપુટકો (ગ્રાફિયન ફોલીકલ્સ) નજરે ચડે છે બીજકોષનું આ આખું માળખું બીજપુટકો અથવા સ્ત્રીબીજોની નાની કોથળીઓને આધાર આપવા માટે છે. આખા બીજકોષની અંદર રેતીના કણોની માફક સ્ત્રીબીજો (ઓવા) વિખરાયેલા છે આ સ્ત્રીબીજો છીપમાં જેમ મોતી રહે છે તેમ છૂટાં ન રહેતાં બીજપુટકો ("બીજોની થેલીઓ)ની અંદર રહેલાં છે.

"સ્ત્રીદેહમાં, તે, માના ગર્ભમાં હોય છે ત્યારે જ તેના બીજકોષોમાં, ઉપર કહેલી સ્ત્રીબીજોની કોથળીઓ તૈયાર થવા માંડે છે. છોકરી અવતરે છે એ સમયે તેના બીજકોષોમાં આસરે સિત્તેર હજાર, ભવિષ્યમાં પાકનાર, સ્ત્રીબીજો—સ્ત્રીના ઈંડાંઓ—ખીચોખીચ ભરેલાં હોય છે. પરંતુ આમાંનો મોટો ભાગ સંકોચાઈને અદૃશ્ય થઈ જતો હોવાથી, ઘણાં થોડાં ઈંડાં પરિપક્વ થાય છે. યૌવનના આરંભમાં, બન્ને બીજકોષો મોટા થાય છે. તેને કુદરત પુષ્કળ લોહી પૂરું પાડે છે આ સમયે બીજકોષોમાં રહેલાં બીજપુટકોમાંનાં થોડાંએક મોટાં થઈ પરિપક્વ થાય છે દરમાસે આ પ્રમાણે પરિપક્વ થયેલાં મોટાં બીજપુટકો કે ઈંડાંની થેલીઓ, બીજકોષની અંદરથી તેની સપાટી પર આવે છે. જ્યારે થેલીની અંદરનું ઈંડું બરાબર પરિપક્વ થયું હોય છે ત્યારે આ બીજપુટકની તેમજ બીજકોષની દીવાલ

(કારણ કે બીજપુટક બીજકોષની સપાટી પર હોય છે) એકીમાથે તૂટે છે અને બીજપુટકમાંથી, સ્ત્રીબીજ તથા થોડો પ્રવાહી પદાર્થ બહાર નીકળી જાય છે. આ પ્રમાણે છૂટું પડેલું પરિપક્વ સ્ત્રીબીજ, બીજવાહિનીના છેડામાં જઈ પહોંચે છે • અને ત્યાંથી ગર્ભાશય તરફ જાય છે યૌવનના આરંભથી અટકાવ બંધ થાય ત્યાં સુધી દરમાસે આ ક્રિયા ચાલ્યા કરે છે. બીજકોષની દીવાલમાં આ પ્રમાણે પડતી ફાટની નિશાનીઓ તેના પર જણાય છે." ('પ્રત્યક્ષ શારીર'નો ગુજરાતી અનુવાદ' પૃ. ૪૮૫)

આ સ્ત્રીબીજને બીજકોષમાથી છૂટું પાડી ગર્ભાશયમા લાવવા માટે કુદરતે રજોદર્શનની યોજના કરી લાગે છે. ગર્ભાશયમાં આવીને રહેલા આ સ્ત્રીબીજ સાથે ઋતુના દિવસોમાં જો પુરુષબીજ આવી મળે છે તો ગર્ભ બંધાય છે. રજોદર્શન એ સ્ત્રીમંદિરનો પાયો છે એમ જે શરૂઆતમાં મેં કહ્યું છે તે આથી જ. પ્રત્યેક રજોદર્શન વખતે કેટકેટલા અવયવોને વિશિષ્ટ કાર્યો બજાવવાં પડે છે તે તું હવે સમજી શકી હઈશ

ઠીક ત્યારે હવે રામરામ તારા બીજા પ્રશ્નોના જવાબ હવે લખીશ. દિનુભાઈને મારા યથાયોગ્ય કહેજે.

સ્નેહાધીન,
**બાપાલાલનાં**
સ્નેહવંદન.

---

## હું માત્ર

('પારાશર્ય')

સતૃષ્ણ સંવ્યાકુલ ઝંખનામાં
હું આજ તારાં પગલાં સુણી રહું.
અખંડધારા અસહાય કાર્યમાં
સંતોષ કર્તવ્યમહીં ધરી લઉં.
અસ્તિત્વ હું ભાવભર્યા શરીરમાં
હું એક તારો થડકો ઝીલી રહું.




પ્રિય મિત્રવર્ય,

દલપતરામ ગાઈ ગયા છે.

ચોમાસુ તો ખાસ્સું ખૂબ, દીસે દુનિયા ડૂબાડૂબ.

એ લીટી, મને લાગે છે, એમણે મુંબઈ જઈને લખી હશે મુંબઈમાં જ દુનિયા એવી ડૂબાડૂબ દેખાય છે. ગુજરાતકાઠિયાવાડમાં એવી બહુ દીઠી નથી પાછી શી ખબર આ કળીજુગમાં જ એમ થઈ ગયું હોય તો!

દોસ્ત, ખરેખર આ વરસાદમાં બધું જોવું બહુ ગમે છે. મુંબઈ આસપાસ પુષ્કળ ટેકરીઓ છે. ઉપર મોટી મંજરીઓવાળા, મોટાં પાંદડાંવાળા, સુંદર સાગ ખીચોખીચ ભરેલા છે. ટેકરીની વ્યોમરેખા (sky-line માટે આ શબ્દ ઠીક પડશે?) ઉપર અનિયમિત ઊગેલા તાડો ફરફરતા જોતાં પેલી લીટી યાદ આવે છે.

ધરતી હરિયાળી હુઈ, ને ડુંગર પાગરિયા'

ધરતી એવી સુંદર દેખાય છે, જાણે ઉપર જઈને સૂઈ જઈએ. એ 'દૂરથી રળિયામણા' દેખાતા ડુંગરોની ઠેઠ ઉપર ચડી આવવાનું મન થાય છે. જાણે પૃથ્વી આખી સુગન્ધમય, સ્વાદિષ્ટ થઈ ગઈ હોય, અને ભરેલાં પાણી, જેમ કોઈ છોકરું બહુ સ્વાદથી ચાટતું હોય તેમ, તટભૂમિને લપલપ ચાટતું લાગે છે. એ પાણીમાં પણ આંગળી બોળવાનું, છેવટે પથ્થર ફેંકવાનું મન થઈ જાય છે.

રેલવે ટ્રેનની બારીમાંથી આંખ ખસેડવાનું મન થતું નથી. લોકો યંત્રોને લાગણી વિનાના ગણે છે પણ મને તો એન્જિનો પણ જીભથી જમીનને ચાટતાં ચાલ્યાં જતાં હોય એમ લાગે છે. અને જી. આઈ. પી. નાં ઘાટનાં એન્જિનો તો વળી બબ્બે જીભે ચાટતાં હોય છે. એમ મને આ એન્જિન વિનાની લોકલ ટ્રેનો નથી ગમતી. જાણે મને વાડનો દહાડે દિવસે મોં આગળથી સુંઢાં થતાં જતાં લાગે છે. પહેલાં ઘોડાગાડીઓ હતી તેમાં ગાડીની

આગળ ઘોડો જોડેલો હોય, પણ મોટરમાં ઘોડો નીકળી ગયો ને વાહન બુઠ્ઠું થયું. ને હવે ટ્રેનમાંથી એન્જિન નીકળી ગયું તે ટ્રેનો બુઠ્ઠી થઈ ગઈ. જાણે કશું દેખ્યા વિના જ એક આંધળી દીવાલ ચાલી આવતી હોય એવી દેખાય છે. એમાં સુંદરતા નથી. પણ જ્યારે બે લોકલ ટ્રેનો સાથે એક જ દિશાએ ચાલતી હોય છે ત્યારે જોવાની મજા આવે છે. વૈદિક ઋષિને બે નદીઓ પાસપાસે વહેતી જોઈ આનંદ થયો હતો,—તેને કવિતા સ્ફુરી હતી. મને કવિતા તો નહિ, પણ મજા તો બહુ આવે છે મને એકલાને જ નહિ. કેટલાંય છોકરાં બારીમાંથી અને મુખ્ય બારણેથી લળી લળીને એ જ જોતા હોય છે. બે મોટી હાથણો મોટી સૂંઢ ફેરવતી, ઘડી નજીક ચાલતી, ઘડી છૂટી પડી ચાલતી હોય એવું લાગે છે. અથવા કહો કે બે સ્ત્રીઓ મોટા લાંબા હાથ હલાવતી, ઘડી પાસેપાસે ચાલતી, ઘડી છૂટી પડી ચાલતી હોય એવું દેખાય છે

કોઈ કદાચ કહે કે, અમે તો સ્ત્રીઓને એમ લાંબા હાથ હલાવીને ચાલતી જોઈ જ નથી! સ્ત્રીઓના હાથ જ ટૂંકા હોય છે. અલબત, સ્ત્રી-પુરુષના ભેદ વિષે હરકોઈ નિયમવાક્ય બોલી જવું બહુ સહેલું છે. કારણ કે તેથી સ્ત્રીઓના હકની કોઈ હિમાયતી સ્ત્રી, સાથે બહુબહુ તો ચર્ચા કરવાનું થાય, ને એ ચર્ચામાં તો મજા આવે! પણ સ્ત્રીઓ હાથ હલાવીને ચાલતી નથી એ ખોટું છે. તમને એમ લાગ્યું હોય તો તેનું કારણ એ કે પહેલાં,—જૂના જમાનામાં, સ્ત્રીઓ ચાલતી ત્યારે તેમના હાથ તેમના સાલ્લામાં કોણી સુધી ઢંકાયેલા રહેતા. કાઠિયાવાડના દોઢિયા સાલ્લામાં તો હાથનાં આંગળાં સુધ્ધાં ઢંકાયેલાં રહેતાં એટલે હાથ હાલતા દેખાતા નહિ. હવે સ્ત્રીઓ સાળુને ખભા ઉપર સરકેલી આખો હાથ છુટ્ટો કરે છે એટલે એ હાલતો—આખી મુંબઈની ત્રિજ્યાએ વર્તુલ દોરતો જોઈ શકાય છે. અને માણસ જેટલો વેગમાં ચાલે, જેટલાં લાંબાં પગલાં ભરે એટલો જોરથી તેનો હાથ ફરે. પહેલાંની સ્ત્રી ઉતાવળી ચાલતી જ નહિ, ઉતાવળાં ચાલવું તે ફેશનવિરુદ્ધ, મર્યાદાબહાર ગણાતું. હવે એમ ગણાતું નથી, અને તેને બિચારીને પણ ઉતાવળાં ચાલી કામે પહોંચવાનું હોય છે એટલે તે પણ ઉતાવળી ચાલે છે. અને તેણે સાળુ હાથઆડો આવતો અટકાવ્યો છે. એટલે આખો હાથ દેખી શકાય. હવે તો નવા જમાનાની સ્ત્રીએ ઘૂંઘટામાંથી મોં બહાર કાઢ્યું છે, મોંમાંથી જીભ બહાર કાઢી છે, ઘરના ઊંબરાથી પગ બહાર કાઢ્યો છે.

પહેલાંના વખતમાં વળી સ્ત્રીઓ કોણીએથી હાથ વાળેલા રાખતી, ચાલતાં પણ જરા કાટખૂણે રાખતી, કાટખૂણે એટલે હાથમાં ચાની ટ્રે લઈને ચાલીએ એવી જાતનો કાટખૂણો નહિ, પણ કંઈક અદબ વાળીએ તે હાથ વળે તેનો ખૂણો, જેથી હાથ શરીરથી દૂર ન રહે, શરીરને કંઈક વીંટાય જૂના ફોટોગ્રાફોમાં સ્ત્રીઓનાં ચિત્રોમાં ઘણીવાર હાથ શરીરની સીધી મધ્યરેખા તરફ વાળેલા રખાતા. કોણ જાણે એમાં શું સૌંદર્ય દેખાતું! મને લાગે છે સામાજિક ફેરફારોની દૃષ્ટિએ આપણા દેશમાં સ્ત્રીઓના ફોટાઓનો અભ્યાસ કરવો જોઈએ. કોઈ ફોટોગ્રાફર આ ઉપર લેખ લખે તો હું તો એને કોઈ ડિગ્રી એનાયત કરી દઉં—મારા હાથમાં હોય તો. ફોટોગ્રાફી સમાજનું ખરેખરું પ્રતિબિંબ છે—વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ બન્નેમાં. પહેલાં તો સ્ત્રીઓના ફોટા જ ન લેવાતા. પછી વળી અવિભક્ત કુટુંબથી છૂટાં પડી શહેરમાં ગયેલાં દંપતીઓ અથવા શહેરનાં દંપતીઓ

ચોરીચૂપકાથી, ક્યાંક ફોટા પડાવી આવવા લાગ્યાં. તેમાં પણ એમ, પહેલાંના ફોટા જોશો તો ઘણે ભાગે પુરુષ ખુરશી પર બેઠો હશે ને સ્ત્રી તેના ખભા પર કે ખુરશી પર હાથ મૂકી ઊભી હશે. ગમે તેમ તોપણ મોટા તો પુરુષ છે ને ! એ જ બેસે. પછી ધીમેધીમે લાજ-કાઢતાં કુટુંબોમાં પણ ફોટોગ્રાફો પડાવા માંડ્યા !—લાજના રિવાજને બાધ કર્યા વિના. મુરબ્બીઓ અને ઘરના પુરુષો આગલી હારમાં બેસે, ઘરની વહુવારુઓ પાછળ હારમાં ઊભી રહે, બધાંની નજર કેમેરા સામી હોય, પુરુષોની નજરે ખુલ્લું મોં રાખ્યું ન ગણાય, એટલે ખુલ્લે મોંએ વહુવારુઓ ફોટા પડાવી શકે. પછી ફોટામાં વહુઓ ખુલ્લે મોંએ દેખાય તેનો વાંધો નહિ ! પછી વળી જમાનો બદલાયો. ખુરશીની બેઠકમાં સ્ત્રી આવી અને પુરુષ તેને ખભે હાથ દેતો ઊભો રહ્યો ! તેને લાગ્યું કે સ્ત્રીને માન આપવું જોઈએ. જૂના વખતમાં સ્ટેશને સ્ત્રીને માથે ટ્રંક હોય, કેડમાં છોકરું હોય ને પુરુષ માત્ર હાથમાં છત્રી ને કુટુંબની ટિકિટો રાખી ચાલતો હોય ! નવા જમાનામાં ટ્રંક તો શું પણ કશું કોઈ થી ઉપાડાય જ નહિ, પણ જો કાંઈ ઉપાડવાનું હોય, છોકરું કે કશો સામાન, તો તે પુરુષ ઉપાડે ને સ્ત્રી બોજા વિના ચાલતી હોય ! એ જમાનાનું પ્રતિબિંબ પાછું ફોટામાં પડ્યું ! પણ આગળ ચાલીએ. નવા જમાનામાં સ્ત્રી એકલી ફોટા પડાવવા લાગી. જૂના જમાનામાં જેમ કેટલાક પુરુષો ટેબલ ઉપર ખાસ ચોપડીઓ કે ફૂલદાની એમ કોઈ શોભાની ચીજ મુકાવતા,—જૂના વખતમાં તો કાળા કોટો પણ ફોટોગ્રાફરો પૂરા પાડતા. એમ ખબર છે, હાલ શું થાય છે તે ખબર નથી,—વળી સાંભળ્યું છે કે બી. એ. થયા પછી રોબ સાથે ફોટા પડાવો તો યુનિવર્સિટી કોનવોકેશનના રોબનું જુદું ભાડું બેસતું નથી. મને સમજાતું નથી કે આપણી હિંદની યુનિવર્સિટીમાં આવા રોબ આપણા પદવીધરોને પહેરવાનું ફરજિયાત કરવાનો શો અર્થ છે ? એ રોબ મૂળ શું હતો તે કોઈ જ જાણતું નથી. એ રોબનો અત્યારે ઇંગ્લંડમાં પણ અર્થ નથી. મને લાગે છે, એ રોબનો અર્થ કોનવોકેશનના વ્યાખ્યાનમાં દર વરસ કોઈ કહે તો ઠીક, જેથી તેની નિરર્થકતા કાંક સમજાય. પણ હું એ કહેતો હતો કે જેમ પુરુષો ચોપડીઓ હાથમાં રાખી ફોટા પડાવતા થયા, તેમ સ્ત્રીઓ હાથમાં ફૂલકરંડિયો, ફૂલછાબ કે એવું કંઈ રાખી ફોટા પડાવવા લાગી. અને સ્ત્રીઓ . . . પણ નહિ, ઇતિહાસમા તદ્દન વર્તમાન કાલ સુધી ન અવાય એવો શિરસ્તો છે. વળી કોઈ મિત્રો કહેશે, 'અમારા ઘરમાં આવવા દઈએ છીએ તે અમારા ખાનગી ફોટાની ટીકા કરવા ?'

લિ.

સ્વૈરવિહારી

# પંચાંગસંશોધનનું બીજું પગથિયું

હરિહર ભટ્ટ

વિ. સં. ૧૯૯૩ થી 'પ્રત્યક્ષ પંચાંગ'નું પ્રકાશન મેં બંધ કર્યું છે તેના કારણો વિષે પૂછપરછ કેટલેક ઠેકાણેથી આવ્યા કરે છે, તેનો જવાબ સહેજ લંબાણવાળો હોવાથી તે દરેકને સંપૂર્ણ રીતે આપી શકાતો નથી તેમજ એ વિષય અંગત નહિ પણ પંચાંગ સંશોધનની પ્રવૃત્તિને અંગે જાહેર તેમજ શાસ્ત્રીય હોવાથી તે અહીં આપું તો તેમાં ધૃષ્ટતા નહિ ગણાય એમ માનું છું

આપણા પંચાંગમાં ત્રણ સુધારા કરવાના છે—(૧) વર્ષમાનમાં, (૨) નક્ષત્રચક્રના આરંભસ્થાનમાં અને (૩) આકાશીય પદાર્થોની સ્થિતિ અને ગતિમાં

(૧) આપણું પ્રચલિત વર્ષમાન શુદ્ધ નાક્ષત્ર કે શુદ્ધ સાયન નથી, આપણા ગ્રંથોનો અભ્યાસ કરીને ગ્રંથકારનો હેતુ આ બેમાંથી કયું વર્ષમાન આપવાનો હતો તે નક્કી કરવું જોઈએ અને તે મુજબ આપણા વર્ષમાનને શુદ્ધ કરી લેવું જોઈએ આપણામાં સાયનવાદી અને નિરયન (નાક્ષત્ર)વાદી એવા બે પક્ષો છે

(૨) આપણું આરંભસ્થાન હમેશાં આગળ ખસતું જાય છે આ વાત સાયન તેમજ નિરયન બંને દૃષ્ટિએ અયોગ્ય છે આપણું આરંભસ્થાન કયું એ પણ આપણા ગ્રંથોમાંથી જ શોધી કાઢવું જોઈએ આ વિષયમાં તો નિરયનવાદીઓમાં પણ બે પક્ષ પડ્યા છેઃ— (૧) નિ શર રેવતીયોગતારા વેજ્યતી (ઝીટા પિસ્યમ)ને આરંભસ્થાન માનનાર રૈવત અથવા તિલકપક્ષ અને (૨) ચિત્રાતારાની સામેના બિંદુને આરંભસ્થાન માનનાર ચૈત્ર અથવા કેતકરપક્ષ

(૩) પ્રત્યક્ષ વેધથી સિદ્ધ થયેલી જ ગ્રહગતિ ગણિતમાં લેવી જોઈએ, જેથી ગ્રહનું ગણિતાગત સ્થાન તેના પ્રત્યક્ષ સ્થાન સાથે મળી રહે આ વાત એટલી સ્વતઃસિદ્ધ છે કે એ વિષે દલીલની જરૂર નથી છતાં આશ્ચર્ય છે કે આ વાતનો પણ વિરોધ કરનાર આપણા જૂની ઢબના જોશીઓનો એક ભાગ છે તેઓ કાળે કરીને આ વાત સમજશે એવી આશા રાખીને આપણે ગ્રહગતિ તો વેધસિદ્ધ લેવી જ જોઈએ કારણ કે એમ ન કરીએ તો પછી પંચાંગસંશોધન કરવાનું પણ કંઈ કારણ રહેતું નથી

પણ (૧) અને (૨) અંકવાળા સુધારામાં પ્રામાણિક મતભેદ હોઈ શકે છે અને છે છતાં આરંભસ્થાન નક્કી ન થાય ત્યાં સુધી નવા પંચાંગના ગણિતની શરૂઆત જ ન થઈ શકે એ વાત પણ એટલી જ ખરી છે આરંભસ્થાનની ચર્ચા હિંદુસ્તાનમાં છેલ્લાં ૭૫ વર્ષથી ચાલે છે, પણ આપણા જ્યોતિષી વર્ગમાં એટલું બધું અજ્ઞાન છે કે હજુ એમને આ પ્રશ્ન સમજાયો નથી અને તેથી જ શુદ્ધ પંચાંગ હજુ પ્રચલિત થઈ શક્યું નથી આમ એક તરફથી મોટી સંખ્યાનું અજ્ઞાન અને બીજી તરફથી સજ્ઞાન નાની સંખ્યામાં પ્રવર્તતો મતભેદ આ બે મુશ્કેલીની વચ્ચે પંચાંગસંશોધનનું ગાડું અટકી પડ્યું છે

જ્યાં સુધી આપણા જોશીઓને આરંભસ્થાનની સમજણ ન પડે ત્યાં સુધી રાહ જોઈને

બેસી ન રહેતાં ચાલુ આરંભસ્થાન અને શુદ્ધ ગ્રહગતિ લઈને પ્રત્યક્ષ પંચાંગ બનાવવું એમ મને ૧૦ વર્ષ પહેલાં લાગ્યું. (કારણ કે કોઈ પણ આરંભસ્થાન લઈને પ્રત્યક્ષ પંચાંગ બનાવી શકાય છે.) આની સામે જૂના વિચારના જોશીઓ વાંધો લઈ ન શકે, કારણ કે તેઓનું જ આરંભસ્થાન લેવામાં આવ્યું છે અને પ્રત્યક્ષ ગ્રહગતિ સામે તો કોઈ પણ સમજુ માણસનો વાંધો હોય જ નહિ. આમ આરંભસ્થાન સિવાયનો સુધારો તાત્કાલિક કરી નાખવો અને જ્યારે આરંભસ્થાન નક્કી થાય ત્યારે આરંભસ્થાનને પણ સુધારી લેવું. આમ સુધારણાનાં બે પગથિયાં કરીને તેમાંથી પહેલું પગથિયું મેં દશ વર્ષથી અમલમાં મૂક્યું છે અને બીજું પગથિયું અત્યારે અમલમાં મૂકું છું.

આ પગથિયું તરત અમલમાં મૂકવાનું ઇંદોરના અનુભવ ઉપરથી મને જરૂરી લાગ્યું. ઇંદોરમાં હિંદુસ્તાનના જુદાજુદા ભાગમાંથી જ્યોતિષીઓ આવ્યા હતા. તેઓની સાથે ચર્ચા કરતાં મને જણાયું કે આરંભસ્થાનનો નિર્ણય ન થાય ત્યાં સુધી બીજી બાબતોની ચર્ચા કરવી નકામી છે. જેઓ પ્રત્યક્ષને પણ માનવા તૈયાર નથી એમની સાથે તો કોઈ પણ ચર્ચા કરવી એ નકામું છે, અને જેઓ પ્રત્યક્ષને માનવા તૈયાર છે એમનો મતભેદ માત્ર આરંભસ્થાન પૂરતો જ છે. જેઓને ચાલુ આરંભસ્થાન છોડવું નથી તેઓને કોઈ મહત્ત્વની વસ્તુ સુધારવી નથી. પંચાંગનાં તિથિનક્ષત્રાદિ બધાં અંગો, વગેરે બધી મહત્ત્વની બાબતોમાં તેઓ કંઈ સુધારો કરવા માગતા નથી. માત્ર ગ્રહણ વગેરે એકબે બાબતોમાં જ તેઓ પ્રત્યક્ષને સ્વીકારવા તૈયાર છે. એટલે ચાલુ આરંભસ્થાન અને પ્રત્યક્ષ ગ્રહગતિવાળું પંચાંગ સ્વીકારવા તેઓ તૈયાર નથી. બીજી બાજુ, પ્રત્યક્ષને માનવાને તૈયાર લોકો ચાલુ આરંભસ્થાનને સ્વીકારવા તૈયાર નથી, કારણ કે તે અશુદ્ધ છે. આમ મેં સૂચવેલો મધ્યમમાર્ગ, જેને મોટી સંખ્યાવાળો જૂના વિચારનો વર્ગ અનુકૂળ થશે એમ મેં માન્યું હતું, તેને જૂનો કે નવો કોઈ વર્ગ અનુકૂળ નથી એમ મને અનુભવ થયો. તેથી આરંભસ્થાનની શુદ્ધિ, જેને મેં પંચાંગ-સંશોધનના બીજા પગથિયા તરીકે વિચારી રાખ્યું હતું તેને તરતમાં જ અમલમાં મૂકવાનું મને જરૂરી લાગ્યું, જેથી એવા પંચાંગને પ્રત્યક્ષવાદીઓ તો સ્વીકારે જ. આવા લોકોની સંખ્યા અત્યારે બહુ થોડી છે એ વાત ખરી છે, પણ તેઓની સંખ્યા જરૂર વધતી જશે, કારણ કે સત્ય વસ્તુ બધાને વહેલી કે મોડી સમજાશે જ.

આપણાં અયનો તથા ઋતુઓમાં ૨૩ અંશનો અને આપણાં નક્ષત્રો તથા રાશિઓમાં ૪ અંશનો ફરક પડી ગયો છે—આ બંને પ્રકારના સુધારા કરી લેવામાં આવે અને બધું ગણિત વેધસિદ્ધ સૂક્ષ્મ ગ્રહગતિથી કરવામાં આવે એટલે સંપૂર્ણપણે શુદ્ધ પંચાંગ બની ગયું. આવું પંચાંગ તે તિલકપંચાંગ છે, તેથી હવેથી મારા પંચાંગને બદલે તિલકપંચાંગ વાપરવું એટલી ભલામણ આ વિષયમાં રસ લેનારાઓને કરીને ૧૧ વર્ષ સુધી ચલાવેલું મારું પંચાંગ હું આવતા વર્ષથી બંધ કરું છું.

તિલકપંચાંગનું આરંભસ્થાન શુદ્ધ કેવી રીતે છે એ મારે બતાવવાનું રહે છે અને તે હું હવે કરીશ.

ઉપર જણાવેલા વિચારો મારા પોતાના છે અને જેઓએ અત્યાર સુધી પંચાંગનું ગણિત, વ્રતનિર્ણય, ઇત્યાદિ કરીને મારો સહકાર કર્યો છે તેઓ ઉપલા વિચારો માટે જવાબદાર નથી એટલી સ્પષ્ટતા કરવાની જરૂર મને લાગે છે.




## ૧

શ્રી 'પ્રસ્થાન'ના તંત્રીની સેવામાં

**શ્રી** 'પતીલ'ના પદ્યપ્રયોગો મ્હને આકર્ષક લાગ્યા કરે છે એ ત્હમે જાણો છો. એમની પદ્યકૃતિઓનો સંગ્રહ પ્રગટ થવો જોઈએ એ સૂચના પણ મેં આગ્રહપૂર્વક કરેલી ત્હમને યાદ હશે.

પણ કોઇ કોઇ વાર એઓ છંદને નામ આપવામાં પૂરતી સંભાળ રાખતા જણાતા નથી. અગ્રહાયનના 'ગુણસુંદરી'નો અંક હમણા પ્રકટ થયો છે તેમાંનું એમનું 'શિખામણ' એ કાવ્ય જુવો. એ છન્દને એઓ 'ગુલબકી' નામ આપે છે તેની સામે વાંધો રજૂ કરવાને જ આ કાગળ લખું છું.

"ગુલબકી" એટલે ગ (ગુરુ) લ (લઘુ) એમ ગાલ અથવા લગાનાં એકમોની બનેલી પંક્તિ, દરેક પંક્તિમા એવા કેટલા એકમ, તે અનિશ્ચિત, જેવી પદ્યકારની મોજ, જેવી વિષયની જરૂરત અને આના અનિયમને લઈને પંક્તિઓ લાંબીટૂંકી થાય, તે સૂચવવાને જ વિશેષ નામ પાડેલું તેમા ઉત્તરાર્ધ "બકી" (બંકિમ – વાંકુચૂંકું) રાખેલ છે. પરંતુ આ 'શિખામણ'ને તપાસતા તેની પંક્તિએ પંક્તિમાં બે બે ગુરુ સાથે આવે છે, કેટલીક પંક્તિઓમા તો બેથી પણ વધારે ગુરુ સાથેસાથે આવે છે.—

| | |
|---|---|
| વ્હાલી એ વસ્તુ | (પંક્તિ ૫મી—૪ ગુરુ સાથે) |
| છે શું એ વાઠ | ( ,, ૭મી— ,, ,, ) |
| કીધો અભ્યાઠ | ( ,, ૧૩મી— ,, ,, ) |
| લેવાનો લેખ | ( ,, ૧૫મી— ,, ,, ) |
| સાચા સ્વીકાર | ( ,, ૨૨મી— ,, ,, ) |
| આપું વૈધવ્ય | ( ,, ૪૧મી— ,, ,, ) |

વગેરે,

આવી રચનાને—મને તો લાગે છે કે—બીજું જ નામ ઘટે.

મુંબઈ, તા. ૪-૧૦-૩૬ — બલવંતરાય ક. ઠાકોરના જયજય

***

શ્રી. તંત્રીજી,

'પ્રસ્થાન', અમદાવાદ

'**પ્રસ્થાન**'ના આગલા એક અંકમાં ભાઈ ચાંપાનેરિયાએ મારા લેખનો જવાબ કરીને જે લેખ લખ્યો છે ('સમાજવાદ વિષે કેટલાક ભ્રમો' પ્રસ્થાન પા૦ ૩૮૪), તેમાં ઉલ્લેખેલી એકબે બાબતની ગેરસમજ સ્પષ્ટ કરવાની જરૂર લાગે છે. કૃપા કરીને આપ આટલા સ્પષ્ટીકરણને આવતા અંકમાં જગા આપશો એવી આશા છે.

મારા લેખના મુખ્ય મુદ્દાઓનો એ લેખમાં કેટલે અંશે ને કેવો જવાબ છે તે વિચારવાનું હું આપના વાચકવર્ગ પર જ છોડુ છુ. મારા તરફથી એટલું જ કહું કે, મહત્ત્વના કોઈ પણ મુદ્દાનો કાંઈ કે જવાબ આપવા પ્રયત્ન છે ત્યાં પણ તે જરાય સંતોષપ્રદ નથી લાગ્યો. અને કેટલીય બાબતો તો, શબ્દભાર વધતાં છતાં, જ્યાંની ત્યાં જ અનુત્તર રહી ગઈ છે. તથા જ્યાં દલીલસમન્ય દેખાવ છે ત્યાં તર્ક એવો અશુદ્ધ ને વદતોવ્યાઘાતી છે કે તે ગમે તેની નજરમાંથી પણ નહિ ચસે.

મારે જે સ્પષ્ટીકરણ કરવાનું છે તે તેમના લેખના અંત્ય ફકરા પરત્વે છે. (પા૦ ૩૮૭ પરે ખંડ ૫ મો.) એ ફકરો મારા લેખ ('પ્રસ્થાન પા૦ ૧૨૯–૩૦)ના છેલ્લા ખંડના જ ઉત્તરમાં લાગે છે. 'લાગે છે' અભિપ્રાય કહુ છુ, કેમકે એ ઉત્તર અને મારા કહેવાનો એ અર્થ જોઈ મને નવાઈ થઈ છે. મારો ત્યા 'આક્ષેપ' હતો જ નહિ. મારો તો ત્યાં સમાજવાદના તે પરત્વે સિદ્ધાંતવિષય પ્રશ્ન હતો. અને તેથી જ મેં એના એક જાણીતા વિચારકનું વાક્ય ટાંકીને તેનો આરંભ કરેલો. છતાં ભાઈ ચાંપાનેરિયાને અને બીજા મિત્રોને એમ લાગ્યું હોય કે, મેં ત્યા આગળ 'રણસંગ્રામના સાથીની ક્રૂર મશ્કરી' કરી છે, તો તે વિષે એટલું જ જણાવુ કે, મારો એવો ઇરાદો જરા પણ નહોતો–ને નથી, છતા એમ લાગે તો તેમાં મારી ભાષાની ઊણપ છે, ભાવ દોષિત નથી, એ ખાતરી આપું છું. આપણા દરેકમા જ એછી અપૂર્ણતાઓ પડી છે કે બીજાની ચીંધવા જઈએ?

હું ત્યાં આગળ એમ પૂછવા ચાહતો હતો કે, વિચાર પ્રમાણે આચરવાનું નૈતિક વિધાન (ને ગીતાનું ઉલ્લેખન પણ તે જ અર્થમાં ત્યાં કર્યું છે) સમાજવાદ સિદ્ધાંતતઃ માને છે? બર્નાર્ડ શૉ એ ધસીને ના કહે છે. અને ભાઈ ચાંપાનેરિયા પણ લખે છે, ".It is a system of society, not a mode of conduct," તે પણ એને મળતું જ વિધાન નથી શું? પરતુ આ ચર્ચા, અહીં સ્પષ્ટીકરણ કરતાં, હું ન છેડું.

એક બીજી વસ્તુ: લેખના પ્રારંભમાં એવો ઇસારો કરાતો લાગે છે કે, ભાઈ ચાંપાનેરિયાને મને પેલું 'classical' તહોમતનામું વાંચી મેં કે ઘણાએ વિચાર બાંધ્યા હોય. તે વિષે એટલો ખુલાસો બસ થશે કે, "આપણે ત્યાં સરકારી વકીલો કયું classical

socialism છે, પણ તે vague છે." ત્યાર પછી આવતાં વાક્યો મેં જવાહરલાલજીના મોઢામાં નથી મૂક્યાં. અને આ જે મૂક્યું છે તે વાક્ય તે વખતના પંડિતજીના ક્યાંક બોલ્યા કે કહ્યાના છાપાના હેવાલ પરથી છે. કદાચ, એ ખોટા પણ હોય. તોપણ મને કેટલાય પોતાને સમાજવાદી મનાવતા મિત્રો આમ જ ચર્ચામાં કહે છે. એટલે, એ વિધાન વસ્તુતાએ ટકે છે. અને મારે તો શંકા જ કરવી હતી, એટલે પ્રશ્ર્ન્તું કે કશું દોષિત નિરૂપણ કર્યાનો અન્યાય તો ત્યાં નથી જ વળગતો.

શ્રી. તંત્રીજી, ચર્ચાપત્ર જરા લાંબું થયા છતાં, એની આવશ્યકતા જોઈ મોકલું છું, તે એ આશાએ કે આપ તે સ્વીકારશો.

લિ. સેવક,

મગનભાઈ દેસાઈના

વંદે માતરમ્

* *
*

હવે આ ચર્ચા બંધ કરવામાં આવે છે.

આવી ચર્ચા સમાજવાદના મુખ્ય મોટા સિદ્ધાન્તો ઉપર થાય તો વધારે સારું. અને તે લેખક તરફથી અંગત દૃષ્ટિથી નહિ, પણ કેવળ તત્ત્વદૃષ્ટિએ.

રા. વિ. પાઠક



## (૧) એક સુભાષિત

नाध्यात पदमीश्वरस्य विधिवत् संसारविच्छित्तये

स्वर्गद्वारकपाटपाटनपटुर्धर्मोऽपि नोपार्जितः ॥

नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेऽपि नालिंगितम्

मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥

### છુટ્ટો અનુવાદ (સમશ્લોકી)

ના ધ્યાયુ પદ ઈશનું વિધિથકી સંસારને છેદવા,
સ્વર્ગદ્વાર ઉઘાડવા સરખુ કૈં પુણ્યે કમાયા નહિ;
નારી પીન ઉરોજ ઊરુ યુગલો સ્વપ્નેય ના’લિંગિયા
માતાના બસ યૌવનોપવનને છેદું કુહાડા બની!

* *

## (૨) રશિયન રાજબંધારણ

રશિયામાં હમણાં માત્ર મુખ્ય પ્રજાસત્તાક રાજ્યો છે. એ સાતમાનાં ઘણાખરાં પ્રજાસત્તાક રાજ્યો નાનાંનાનાં પ્રજાસંઘોના સમવાયતંત્રો છે. માત્ર મુખ્ય S. F. S. R.માં જ બાર નાનાં પ્રજાસત્તાકવાદી રાજ્યો જોડાયેલા છે એવી રીતે રશિયાની ૧૮૨ જુદી-જુદી ભાષા બોલનારી પ્રજા જુદાજુદા સોવિયટો નીચે આંતરિક સ્વતંત્રતા ભોગવે છે. સૌને સ્વતંત્ર વિકાસનું ક્ષેત્ર છે. મધ્યસ્થ સરકારે (S. F. S. R) માત્ર પરદેશ અને રક્ષણ એ બે ખાતાઓ ઉપર સંપૂર્ણ તકેદારી રાખેલ છે. બાકી, સોવિયટોને પણ ખૂબ મદદ આપે છે મોંગોલિયા પણ સોવિયટમાં સામેલ થઈ ગયું છે, જુદીજુદી સંસ્કૃતિ, જુદા-જુદા પ્રદેશો, જુદીજુદી ભાષાઓ, જુદીજુદી રીતભાતો, જુદાજુદા પહેરવેશો, જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓને સ્વતંત્ર રીતે વિકાસ આપવાને માટે રશિયન પ્રજાસંઘોનું એક અદ્વૈત કરવામાં આવ્યું છે. હિંદ કરતા પણ રશિયામાં વધારે ભાષાઓ બોલનારી જુદીજુદી પ્રજાઓ છે. મધ્યસ્થ સોવિયટ એ મણકાઓમાં સૂત્રનું કામ કરે છે. દરેક પ્રજાસત્તાક રાજ્યને જ્યારે ઈચ્છા થાય ત્યારે છૂટા થવાની બંધારણ છૂટ આપે છે. સોવિયટો ધર્મો બાબદ ઉદાસીન છે. એ નાસ્તિક મંડળો સૌ પ્રજાજનોને પોતાના ધર્મો પાળવામાં અંતરાય નાંખતી નથી. દરેક સોવિયટ હવે ઔદ્યોગિક, શિક્ષણશાસ્ત્ર, કળા, વિજ્ઞાન, જ્ઞાન અને સુખશાંતિને લગતા વિકાસો સાધવામાં એકબીજાની સાથે મોટી હરીફાઈ કરે છે. મધ્યસ્થ સોવિયટ બીજાં સોવિયટો પ્રત્યે એટલી મોટી ઉદાર ભાવના બતાવે છે કે આ સોવિયટ પ્રજાતંત્ર ક્યારે

પણ જુદું થાય તેવું લાગતું નથી. મુસલમાન સોવિયટો પણ ગોરાઓ જ સ્વતંત્રતા ભોગવે છે, પ્રગતિશીલ પણ તેટલું જ છે.

## (૩) રશિયાની પહેલી પાંચ વરસની યોજના

સને ૧૯૨૧માં લેનિને રશિયાના આર્થિક સુધારા માટે N. E. P.ની યોજનાઓ જાહેર કરી રશિયા સાથે બીજાં મોટાં રાજ્યોએ ભારે વિરોધ જાહેર કર્યો હતો. તેઓનાં ઉત્સાહથી રશિયામાં મહાન ગૃહવિગ્રહ જાગી માંહોમાંહેની મોટી લડાઈઓ થઈ. મહારાજ્યો (અંગ્રેજોએ મુખ્ય)એ લશ્કરી અને શસ્ત્રોની ખુલ્લી સહાયતા આપી સોવિયટને કચડવા અગણિત પ્રયત્નો કર્યા. સોવિયટે પરદેશીઓ અને વિરોધી તત્ત્વોને હરાવી પાછા કાઢ્યા. આ અંદરબહારના યુદ્ધમાં સાડાતેર લાખ રશિયનો માર્યા ગયા હતા. સોવિયટ પોતાના શત્રુઓ ઉપર ભારે ક્રૂર છે.

પરદેશી શત્રુઓને હરાવ્યા અને હઠાવ્યા પછી સ્ટેલીને પંચવર્ષીય યોજના રજૂ કરી. વિદ્યુત અને યંત્રો બનાવવા માટે જંગી કારખાનાં આખા રશિયામાં સ્થાપ્યાં. તેમને માટે સાંચાકામ સોનું આપીને પરદેશોથી ખરીદવામાં આવ્યું. સોનું ખૂટ્યા પછી રશિયાએ કાચી વસ્તુઓ અને અનાજ વેચી સાંચાકામ ખરીદ્યું. લુચ્ચાઈ, બિનઆવડત અને ઠગાઈને લીધે રશિયાને બહુ સહન કરવું પડ્યું. પરદેશી એંજિનિયરોની દશ હજાર જેટલી મોટી સંખ્યા સિવાય આખી પ્રજાએ મહાન તપ આદર્યું. મોજશોખની કોઈ પણ વસ્તુ લેવાની બંધી થઈ. માત્ર સાદી ખાવાપીવાની વસ્તુઓ જ મળવા લાગી. અમીરો અને પૈસાદારો ઉપર મોટા કરો નાંખી તેમની પાસેથી ભેગું કરેલું ધન લઈ લેવામાં આવ્યું. જ્યાંત્યાંથી નાણું ભેગું કરી યંત્રો ખરીદવામાં આવ્યાં. રેલવેઓ અને યંત્રો લાવવા સ્ટીમરો બાંધી. સોવિયટની મુશ્કેલીઓનો પાર નહોતો. પ્રજાનું અનાજ પરદેશોને વેચી માર્યું, તેથી વરસાદના અભાવે બીજે વરસે સખ્ત દુકાળમાં લાખો માણસો માર્યાં ગયાં. પરદેશી રાજ્યો રસ્તામાં ભયંકર મુશ્કેલીઓ મૂકતાં હતાં. બિનઆવડતને લીધે સાંચાકામ રદ થઈ જતું હતું. ઘાત-ફટકાનો તો પાર નહોતો. પછાત પ્રજાને એકદમ ઔદ્યોગિક પ્રગત બનાવવામાં લાખો વિટંબણાઓ નડી. સ્ટેલીન ઉપર દરરોજ ભયંકર સમાચારો વરસવા લાગ્યા. પૈસાદાર ખેડૂતોએ મોટા વેરાથી નારાજ થઈ ઢગેઢા જાનવરોને મારી નાંખ્યાં. આ જબરદસ્ત ફટકો હતો. દુકાળ, નાણાંની ભારે તંગી, પરદેશીઓનો વિરોધ, લુચ્ચાઈ, ઘરમાં કલેશ, બિન-આવડત, આવજાવ માટે વાહનો અને રેલવેના અભાવ, કોલસાની ખાણો, ફેક્ટરીઓ માટે અનેક ચીજો તૈયાર કરવી, હજારો એંજિનિયરો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, વિદ્યુતશાસ્ત્રીઓ અને અનુભવીઓ એકસાથે તૈયાર કરવા એ સર્વે એકસાથે સિંહ છાતીના સ્ટેલીન માથે આવી પડ્યું. છતાં તેણે મહાન ધૈર્ય, અડગ નિશ્ચય, સતત દેખરેખ અને મહાન પરિશ્રમથી પંચ-વર્ષીય યોજના ચાર વરસોમાં પૂરી કરી. મોટા અને મૂળસ્વરૂપ ઉદ્યોગો જેવાં કે વિદ્યુત, કોલસો, તેલ, રેલવે, સ્ટીમરો, લોઢું, પોલાદ અને યંત્રો બનાવવાનાં હજારો કારખાનાં ઊભાં કર્યાં. નાણાંની ખૂબ રેલછેલ ઊડી. ૯૦ અબજ રૂબલની આ યોજના ઉપર ૧૨૦ અબજ રૂબલ ખર્ચાયા. ખૂબ પૈસાનો દુરુપયોગ થયો. પણ યોજના પાર પડી. અત્યંત ક્રૂરતાથી ઘાત-ફટકાને દાબી દેવામાં આવ્યો છતાં ભારે દૂરઅંદેશીથી મૂળભૂત ઉદ્યોગોને સજીવન કરવામાં આવ્યાં. રશિયાના ચણતરની યોજના આ મોટા દબાણથી ભાંગી પડી. મોટા કરો પૈસાદાર ઉપર નાંખવા પડ્યા. વજ્રછાતીનો સ્ટેલીન જ આ મહાભારત કાર્ય પાર પાડી શકે. અનેક ભૂલો સુધારી યોજના પૂરી કરી. જગતની મહામંદીએ પણ જબરો અંતરાય નાંખ્યો હતો.

## (૪) બીજી પંચવર્ષીય યોજના—૧૯૩૬ સુધી

મૂળભૂત ઉદ્યોગો સ્થાપાયાં એટલે જાનેવારી ૧૯૩૩થી બીજી પંચવર્ષીય યોજના જાહેર થઈ. મળભૂત ઉદ્યોગોનાં સમર્થનમાં હવે સાદા ઉદ્યોગો સ્થાપવાના હતા. કાપડનાં કારખાના, ઊનનાં કારખાનાં, રેશમનાં કારખાનાં, કાગળો, સ્ટેશનરી, ફરનિચર, ચામડાની વસ્તુઓના કારખાનાં, કાચના કારખાનાં લાખોની સંખ્યામાં સ્થાપવામાં આવ્યાં. પરદેશી ચાનુભવી અને નિષ્ણાતોને રજા અપાઈ. રશિયન અનુભવીઓની ભરતી કરાઈ નાણુંશાસ્ત્ર અને સહકારને મજબૂત પાયા ઉપર મૂક્યો. પોતાના જ દેશમાં અનેક જાતના યંત્રો છૂટથી બનવા લાગ્યા. તે માટે જોઈતી જલવિદ્યુતશક્તિ પેદા કરવાની સગવડ અગાઉથી જ થઈ ગઈ હતી ખેતી માટે દર વરસે લાખો ટ્રેકટરો તૈયાર થવા માંડ્યા. અનેક જાતના મોટરકાર, વાયુયાન વિમાનો, એંજીન્ વરાળયંત્રો, દરવરસે કરોડોની સંખ્યામા તૈયાર કરવામાં આવે છે રશિયા દરેક બાબતમાં આત્મસંતોષી થયુ પરદેશોથી કાંઈ ચીજો મંગાવવાની જરૂર પડતી નથી. લાખો કારખાનાં, ખાણોની હારમાળા રશિયાને એક છેડેથી બીજે છેડે ધગી છે. દસ વરસની ટૂંકી મુદ્દતમા હિંદ કરતા પછાત ઔદ્યોગિક દેશ અમેરિકા જેવા દેશની હરોળમા આવી ઊભો. આ કાંઈ નાનોસૂનો ફેરફાર છે? સોવિયટ પરદેશીઓથી આર્થિક રીતે તદ્દન સ્વતંત્ર થયુ નીચેના કોઠાથી પેદાશની પ્રગતિ દર્શાવી છે.

## (૫) રશિયાની આર્થિક પ્રગતિનો કોઠો

| | ૧૯૧૩ | ૧૯૨૭ | ૧૯૩૩ | ૧૯૩૫ |
|---|---|---|---|---|
| પ્રજાનો વધારો (દશલાખની સંખ્યામાં) | ૧૩૯૦૭ | ૧૪૭૦૦ | ૧૬૫.૭ | સતર કરોડ અનુમાનાય છે |
| કોલસાની પેદાશ (હજાર ટનમા) | ૨૯,૧૧૭ | ૩૨,૨૭૦ | ૬૬,૦૮૦ | ૧૧૦,૦૦૦ |
| તેલ અને ગ્યાસ ,, | ૯,૪૩૪ | ૧૦,૪૪૬ | ૨૨,૩૯૪ | ૨૬,૭૭૨ |
| પેટ્રોલ ,, | ૧૫૬ | ૫૮૯ | ૨.૬૬૭ | આંકડા બહાર પડ્યા નથી |
| કેરોસીન ,, | ૧,૫૨૧ | ૧,૫૯૦ | ૩,૮૬૭ | ,, |
| વિદ્યુતશક્તિ (એકલાખ કીલોવાટમા) | ૧,૯૪૫ | ૫,૨૦૫ | ૧૬,૩૬૬ | ,, |
| લોઢુ (એક હજાર ટનમા) | ૫,૨૧૬ | ૩,૦૩૨ | ૭,૧૧૦ | ૧૨,૦૦૦ |
| પોલાદ (એક હજાર ટનમાં) | ૪,૨૩૧ | ૩,૭૨૪, | ૬,૮૪૨ | ૧૧,૫૦૦ |
| ધાતુઓ ,, | ૩ ૫૦૬ | ૨,૮૮૦ | ૪,૮૮૨ | ૯,૦૦૦ |
| એંજિન (યુનીટમા) | ૦ | ૦ | ૯૪૧ | બેવડાયાં છે |
| વેગનો | ૧૪,૮૩૨ | ૭,૪૦૫ | ૨૧,૪૦૦ | ,, |
| મોટરો | ૧૦૦ | ૭૭૨ | ૪૯,૭૨૪ | ૧૦૦,૦૦૦ |
| ટ્રેકટરો. | પેદાશ નથી | ૯૩૭ | ૭૮,૧૩૮ | ૧૧૦,૦૦૦ |
| રેલવે (૧૦૦૦ કીલો મીટર) | ૫૮.૨ | ૭૪.૪ | ૮૨.૬ | આંકડા નથી |
| નદીનાં આતરીય માર્ગો ,, | ૪૯૨ | ૪૮૯ | ૫૦૨ | ,, |
| આકાશમાર્ગો | ૦ | ૫.૯ | ૩૪.૮ | ,, |
| બજેટની પેદાશ (દશલાખ રુબલ) | • | ૫૨,૯૦ | ૩૫,૦૧૧ | ૬૫,૯૦૦ |

સને ૧૯૩૮ સુધી આ બધી પેદાશ બેવડાશે. ઇરાન, ટર્કી વગેરે અનેક રશિયાના ધરાકો છે. સોનાની પેદાશ ૧૯૩૫માં અર્ધો અબજ રૂપિયાની થઈ હતી. સને ૧૯૩૧માં પરદેશી દેવું (સંચાકામની ખરીદી માટે) ૧૪,૦૦૦ લાખનું હતું. ઓકટોબર ૧૯૩૫માં માત્ર ૧૩૬૦ લાખનું જ રહ્યુ હતું. આવતે વરસે સર્વે ચુકવાઈ જશે.

ડુંગરશી ધરમશી સંપટ

# નોંધ

## વાઇસરૉયનું ભાષણ

લૉર્ડ લીનલીથગોએ વડી ધારાસભા સમક્ષ પોતાનું પ્રથમ ભાષણ કર્યું. મહાસભાના બધા સભ્યો તે સમયે ગેરહાજર હતા. વાઇસરૉયસાહેબનું કેટલું અપમાન ? લૉર્ડ વિલીંગ્ડન-સાહેબને પણ આ અપમાન ખૂબ સાલતું હતું પણ મહાસભાના સભ્યો સુધર્યા નહિ !

શરૂઆતમાં વાઇસરૉયપદ ધારણ કર્યા પછી જે પ્રશ્નો ઉપર પોતે ખાસ ધ્યાન આપી રહ્યા છે તેનો તેમણે ઉલ્લેખ કર્યો. મધ્યમવર્ગની બેકારીના સવાલનો એઓ ખાસ અભ્યાસ કરી રહ્યા છે. મધ્યમવર્ગની બેકારી હમણાં ઠીક ધ્યાન ખેંચી રહી છે, કારણકે કેળવાયેલ વર્ગ સમાજવાદી થતો જાય છે, તેની સરકારને અને મૂડીવાદીઓને ખૂબ ચિન્તા થઇ છે 'મારાથી બનતું સઘળું હું કરીશ' તે ઉપરાંત વાઇસરૉયસાહેબ વિશેષ કાંઈ કહી શક્યા નથી. એવણ સાહેબથી કેટલું બની શકે તેમ છે તે આપણે જાણીએ છીએ.

પ્રજાના આરોગ્ય અને ખોરાક ( Health & Nutrition )ના સવાલનો એઓ સાહેબ અભ્યાસ કરે છે. આ સવાલમાં તેઓએ સતત અને અંગત રસ લેવાનું વચન આપ્યું છે, તેને માટે એક સમિતિ સ્થાપશે અને યોજના કરશે ! અર્ધભૂખ્યા કરોડો માણસોને રોટલો આપવાનો છે તેની કોને પડી છે ?

ગ્રામોદ્ધાર અને ખેતીની સુધારણા ઉપર તેઓ ખાસ લક્ષ આપે છે. "આ દિશામાં મેં મારાથી બનતું સઘળું કર્યું છે અને થોડા સમયમાં ઘણું સારું ઉત્તેજન મળ્યું છે." એઓ સાહેબે શું કર્યું તે આપણે કાંઈ જાણતા નથી એટલું જાણીએ છીએ કે હજી સુધી પેલો પ્રખ્યાત હેલેટ સરક્યુલર પાછો ખેંચાયો નથી. પણ, નહિ નહિ! તેમણે આપણું પશુધન સુધારવા સારી ઓલાદના આખલાઓ ભેટ આપ્યા છે અને તેઓ જ્યાં જાય ત્યાં નિશાળના છોકરાઓને દૂધ પીવા મળે છે !

હિંદુસ્તાનના સળગતા પ્રશ્નો, તેની ભયંકર ગરીબાઈ, ભૂખમરો અને બેકારી, તેનો કાંઈ ઉપાય આ સરકારથી થાય તેમ નથી એટલે વાઇસરૉયસાહેબ આવા ગૌણ સવાલોને મહત્ત્વ આપી પોતાની જાતને અને પ્રજાને મનાવે છે. તેવણ સાહેબને કદાચ કાંઈક કર્યાનો સંતોષ થતો હશે, પ્રજાને એવો કોઈ ભ્રમ નથી.

આ 'અગત્યના' સવાલોનો ઉલ્લેખ કર્યા પછી, નવા બંધારણની પ્રશસ્તિ શરૂ થઈ. ઘણાઓએ આ પ્રશસ્તિ વિધવિધ સ્વરૂપે ગાઈ બતાવી છે. શબ્દોનો આડંબર, વાક્‌ચાતુર્ય, એ બધું અંગ્રેજોને વર્યું છે. આ વાઇસરૉયસાહેબની દાનત સાચી જણાય છે, પણ નવા બંધારણમાં એક કાનામાતરનો પણ તેઓ ફેરફાર કરી શકે તેમ નથી. વાઇસરૉયસાહેબે હિંદુસ્તાનની ભૂમિ ઉપર પગ મૂક્યો ત્યારે કહ્યું હતું કે મારી સાચી દાનતમાં તમે શંકા લાવશો નહિ, તમારી સાચી દાનતમાં હું શંકા લાવીશ નહિ. છતાંય તેમના આવ્યા પછી દમનનું પૂર કાંઈ ઓછું થયું નથી, તેમની શુભ ભાવનાનો આપણને કાંઈ અનુભવ થયો નથી. નવા બંધારણને ગમે તે ભોગે અમલમાં લાવવાના સઘળા પ્રયત્નો તેઓ સાહેબ ખંતપૂર્વક

કરી રહ્યા છે તે આપણે જાણીએ છીએ. પ્રજાએ તે બંધારણને તોડી તેનો અંત લાવવાનો નિર્ણય કર્યો છે. આમાં સહકાર શું થાય? વાઇસરૉયસાહેબે 'પ્રજાહિત ઇચ્છતા દરેક સ્ત્રી પુરુષને અંતઃકરણપૂર્વક વિનંતિ કરી છે કે આ નવા બંધારણને એક તક આપવી. આપણે વાઇસરૉયસાહેબને અંતઃકરણપૂર્વક વિનંતિ કરીએ કે આ નવા બંધારણ વિષે પ્રજાને પોતાનો મત જાહેર કરવાની તેઓ તક આપે અને જબરજસ્તીથી આ નવું બંધારણ પ્રજા ઉપર ઠોકી બેસાડવા કરતાં પ્રજાના અવાજને તેઓ માન આપે. આપણી મહાસભા પ્રજાહિત બરાબર જાણે છે એ તો વાઇસરૉયસાહેબ ક્યાંથી સ્વીકારે?

વાઇસરૉયસાહેબે નવા બંધારણની કરેલ પ્રશંસાની વિશેષ બારીકાઇથી તપાસ કરવી નિરર્થક છે. છતાં તેમનો શબ્દાડંબર અને વાક્જાળની મોહકતા કેવી છે તે બતાવવા તેમનું ભાષણ જરા વિશેષ તપાસીએ. તેમાં દંભ છે તેમ કહેવું તે તેમને કદાચ અન્યાય કરવા બરાબર થાય, પણ હિંદીઓને તેમ જ લાગે તો ખોટું નથી. તેઓ જણાવે છે કે યુરોપમાં સરમુખત્યારોનો દોર જામી રહ્યો છે ત્યારે બ્રિટિશ પાર્લામેન્ટે પ્રજાવાદી (Democratic) બંધારણ હિંદને આપ્યું છે તેથી તેઓ સાહેબ અતિસંતોષ અનુભવે છે. નવા બંધારણમાં વાઇસરૉય સરમુખત્યારોને પણ ઈર્ષ્યા થાય એવી સત્તાઓ અનિયન્ત્રિતપણે ભોગવશે તેનાથી તેઓ સાહેબ અજ્ઞાત તો નહિ જ હોય! આ નવા બંધારણને એઓ સાહેબ બ્રિટન અને હિંદના રાજનીતિજ્ઞોના સહકારનું પરિણામ જણાવે છે. આ નવું બંધારણ ઘડવામાં હિંદીઓનો સહકાર કેટલો છે તે ક્યાં આપણે અજાણ્યું છે? પછી તો વાઇસરૉયસાહેબની વાણી કવિત્વમય થાય છે. આ બંધારણની કલ્પનાની ભવ્યતા (breadth of conception) અને યોજનાની હિંમત (boldness of design) જોઈ તેઓ મુગ્ધ થાય છે. દેશી રાજાઓની દીર્ઘ દૃષ્ટિથી આ ભવ્ય ઇમારતને તેઓ મજબૂત અને વ્યાવહારિક બનતી જુએ છે, અને આ મહાન પ્રયોગના ભાવિ પરિણામો આપણે નિકટતાને લીધે બરાબર જોઈ શકીએ છીએ કે નહિ તેની તેમને શંકા રહે છે. છેવટ ઉમેરે છે કે આ નવું બંધારણ અપૂર્વ પ્રયોગ છે અને તેનાથી શાહીવાદના જૂના વિચારો નષ્ટ થાય છે અને સહકાર અને ભાગીદારીની નવી ભાવનાઓ તેનું સ્થાન લે છે.

આ બંધારણનો પ્રયોગ 'અપૂર્વ' જરૂર છે. તેના પરિણામો આપણે ન કલ્પી શકીએ તેવાં જ આવશે. દેશી રાજાઓની 'દીર્ઘ દૃષ્ટિએ' તેને બરાબર મજબૂત બનાવ્યું છે—છેવટ તેને બરાબર મજબૂત બનાવવાને બ્રિટિશ સરકારે બનતું સઘળું જરૂર કર્યું છે. આવી સ્થિતિમાં પ્રજા ઇચ્છે તોપણ સહકાર અને ભાગીદારી કરી શકે એ મનુષ્યસ્વભાવની મોટી અશક્યતા છે.

**હિંદુસ્તાનનો દુશ્મન નંબર ૧!**

પંડિત જવાહરલાલના સમાજવાદી વિચારોનો પ્રચાર અટકે તે માટે પગલાં લેવા સરકારને ભલામણ કરતો ઠરાવ સર ફિરોઝ શેઠનાએ કાઉન્સિલ ઑફ સ્ટેટમાં રજૂ કર્યો અને કાઉન્સિલે તે પાસ કર્યો. ઠરાવમાં સમાજવાદી વિચારોનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો છે અને તેનો પ્રચાર અટકે તે માટે તુરતમાં બેકારી, ખાસ કરીને કેળવાયેલ મધ્યમવર્ગની, તથા મજૂરો અને ખેડૂતોનાં ગરીબાઈ અને દુઃખ ઓછું કરવા અને તેમના હિતનું રક્ષણ કરવા, ઘટતાં પગલાં લેવા સરકારને ભલામણ કરવામાં આવી છે. આ ઠરાવ ઉપર નોંધ લેતાં 'ટાઇમ્સ'નો ખબરપત્રી જણાવે છે કે ઠરાવના બીજા ભાગમાં જણાવેલ બન્ને બાબતો વિષે સરકાર ઘટતાં પગલાં લઈ રહેલ છે તે સુવિદિત છે, એટલે ઠરાવનો મુખ્ય મુદ્દો મહાસભાના

પ્રમુખ અને તેના અનુયાયીઓની ઝાટકણી કાઢવાનો જ હતો. સરકાર જો ઘટતા પગલાં લઈ રહી છે તો સમાજવાદી વિચારોનો ફેલાવો થવો ન જોઈએ અને સર ફિરોઝને આવો ઠરાવ લાવવાની જરૂર નહોતી, અને જો સરકાર ઘટતાં પગલાં લેતી નથી તો ઠરાવનો મુખ્ય મુદ્દો તેનો બીજો ભાગ હતો અને પહેલો ભાગ નહિ. મુખ્ય હકીકત તો હિંદુસ્તાનની ગરીબાઈ અને બેકારી કાયમને માટે દૂર કરવી તે છે અને તે કોઈ પણ ઉપાયે થઈ શકે તો સમાજવાદની જરૂર નથી. પંડિત જવાહરલાલે હમણાં જ મદ્રાસમાં કહ્યું છે કે હિંદુસ્તાનની ગરીબાઈ અને બેકારી કાયમને માટે દૂર કરી શકાય તેવો કોઈ ઉપાય સૂચવવામાં આવે તો સમાજવાદ છોડી દેવા તેઓ તૈયાર છે. મૂડીવાદીઓ પાસે ઘણાએ બુદ્ધિમાન વિદ્વાન અર્થશાસ્ત્રીઓ છે પણ તેમાંનો કોઈ પણ હજી સુધી એવો ઉપાય સૂચવી શક્યો નથી. સમાજવાદ અચૂક રીતે તેવો ઉપાય છે પણ તેથી મૂડીવાદનો જરૂર નાશ થાય છે. મૂડીવાદીનો ઉદ્દેશ ગરીબાઈ અને ભૂખમરો દૂર કરવાનો નથી પણ પોતાના હક્કો કોઈ પણ ભોગે કાયમ કરવાનો છે, એટલે 'ટાઈમ્સ'ના ખબરપત્રીએ સાચું જ કહ્યું છે કે ઠરાવનો મુખ્ય મુદ્દો તેનો પહેલો ભાગ જ છે પણ તેનું સાચું કારણ તેણે આપ્યું છે તે નહિ પણ ઉપર જણાવ્યું તે છે

આ ઠરાવનું સાચું સ્વરૂપ સર ફિરોઝના ભાષણની અંતે જણાયું. તેમણે કહ્યું કે જો જવાહરલાલ વિનીતોને ઉધડા લે છે તો શા માટે વિનીતોએ તેમ ન કરવું? ગાંધીજી અને બાબુ રાજેન્દ્રપ્રસાદ પણ જવાહરલાલનો વિરોધ કરે છે. સર ફિરોઝ શેઠના અને ગાંધીજી બન્ને, સર ફિરોઝને મન, એક જ ધ્યેયથી અને જનકલ્યાણની સમાન ભાવનાએ જ જવાહરલાલનો વિરોધ કરે છે! સર ફિરોઝ ગાંધીજીથી કાંઈ ઊતરે તેવા છે? અને સર ફિરોઝને એ ખરેખર દુર્ભાગ્યની વાત લાગે છે કે પંડિત જવાહરલાલને ત્રણ ત્રીજી વખત મહાસભાના પ્રમુખ બનાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે!

જવાહરલાલનો વિરોધ કરવા કાઉન્સિલ ઑફ સ્ટેટથી વધારે અનુકૂળ સ્થળ કયું હોય? જાહેરમાં પ્રજા સમક્ષ તો વિરોધ કરવાની વિનીતોની હિમ્મત નથી. બિચારા સર કાવસજીએ પૂનામાં એક વખત પ્રયત્ન કરી જોયો! કાઉન્સિલ ઑફ સ્ટેટ મૂડીવાદીઓનો કિલ્લો છે, તેમનું પ્રતિનિધિ મંડળ છે, એટલે સર ફિરોઝ ત્યાં સરસ રીતે જવાહરલાલની ઝાટકણી કાઢી શકે.

સર ફિરોઝે સમાજવાદને હિંદુસ્તાનનો દુશ્મન નં ૧ કહ્યો છે. હિટલરના શબ્દો તેમણે ઉછીના લીધા તેથી હિટલર અને તેમની વચ્ચેનું સામ્ય જણાઈ આવે છે. હિંદુસ્તાનનો દુશ્મન કોણ છે તે તો હિંદુસ્તાનની પ્રજા જાણે છે, સર ફિરોઝે કહેવાની જરૂર નથી.

સર ફિરોઝના બીજા ૨૦ સાથીદારોએ મુંબઈમાં નિવેદન બહાર પાડી જવાહરલાલનો વિરોધ કર્યો હતો. જવાહરલાલે તેમને સખત જવાબ આપી દીધો એટલે તેમને તો સરકારની મદદ માગવી જ રહી.

સમાજવાદી પક્ષની વધતી જતી અસરથી સર ફિરોઝ અને તેમના સાથીદારો ભયભીત થાય છે.

સર ફિરોઝ જણાવે છે કે સામાજિક અને આર્થિક અસમાનતાઓ દૂર કરવાના તેઓ હિમાયતી છે. પણ સરકારી સભ્ય મિ. હેલેટે કહ્યું તેમ, આ અસમાનતાઓ દૂર કરવાની કોઈ રચનાત્મક સૂચના સર ફિરોઝે કરી નથી. શું કરે?

તેમના ઠરાવના 'રચનાત્મક' વિભાગ પર બોલતાં સર ફિરોઝે સાચું જ કહ્યું કે સમાજવાદનું મૂળ પ્રજાની વધતી જતી ભયંકર બેકારી અને ભૂખમરામાં છે. આ પ્રજાની

રાજ્યે નિઃશસ્ત્ર થવાની વાતો કરવી નિરર્થક છે; અને બીજું વિશ્વશાન્તિ માટે બ્રિટિશ સામ્રાજ્યે પૂર્ણપણે શસ્ત્રસજ્જ થવાની જરૂર છે. સામુદાયિક સલામતીની આશા વ્યર્થ છે. ઈંગ્લંડની નિર્બળતાનો બીજાં રાજ્યો લાભ લે છે તે અટકાવવો જોઈએ.'

મિ૦ નેવીલ ચેમ્બરલેને સર સેમ્યુઅલથી પણ વિશેષ ભારપૂર્વક આ જ હકીકત જાહેર કરી. વિરોધીઓ ગમે તે કહે તોપણ બ્રિટિશ સરકારે પૂર્ણ રીતે શસ્ત્રસજ્જ થવાનો નિર્ણય કર્યો છે. તેમના કહેવા મુજબ બ્રિટને નિઃશસ્ત્ર નીતિને પૂરતી તક આપી છે પણ બીજાં રાજ્યો તે મુજબ વર્તવા તૈયાર ન હોવાથી બ્રિટને પોતાની ફરજ હવે બજાવવી જોઈએ. હવાઈ, દરિયાઈ અને ખુશ્કી લશ્કરી સરંજામમાં કોઈ પણ રાજ્યની સાથે હરીફાઈ કરી શકે તેટલા પ્રમાણમાં તૈયાર થવાનો બ્રિટને નિર્ણય કર્યો છે.

પુનઃ શસ્ત્રસજ્જીકરણદ્વારા શાન્તિ ( Peace through rearmament )—બ્રિટનની આ નીતિ છે. સર સેમ્યુઅલ હોરે એમ આશા રાખી હતી કે મજૂર પક્ષના નેતાઓ આ નીતિમાં સાથ આપશે. મજૂર પક્ષના નેતાઓએ સર સેમ્યુઅલની તે આશા સફળ કરી છે. મજૂરપક્ષે, પોતાના કહેવાતા સઘળા સિદ્ધાંતોને કોરે મૂકી, કેટલાક શબ્દોના આડંબર સાથે સરકારની આ નીતિને મંજૂરી આપી છે. બ્રિટનનો મજૂર પક્ષ, તેના બીજા કોઈ પણ પક્ષ જેટલો જ શાહીવાદી છે, સંકુચિતપણે રાષ્ટ્રીય દૃષ્ટિવાળો છે, અને પોતાનો જ સ્વાર્થ સાધવાની નીતિને સ્વીકારે છે.

જર્મની પોતાના વસાહતોની માગણી કરે છે. બ્રિટન તે માગણી પ્રત્યે દેખીતી સહાનુભૂતિ દર્શાવે છે, છતા સર સેમ્યુઅલે કૉન્ઝર્વેટિવ પક્ષને ખાતરી આપી છે કે બ્રિટનને મળેલ પ્રદેશો ( Mendated territories ) પાછા આપવાનો પ્રશ્ન છે જ નહિ અને આ સવાલ ચર્ચાનો વિષય પણ નથી'!

શસ્ત્રસરંજામના ઉદ્યોગના માલિકો લડાઈ કરાવે છે અને લડાઈ દરમ્યાન અઢળક નફો કરે છે તે જાણીતી વાત છે. યુદ્ધ અટકાવવાનો એક ઉપાય આ ઉદ્યોગની ખાનગી માલિકીનો અંત આણી તે સરકારે હાથ કરવાનો છે. ફ્રાન્સની સમાજવાદી સરકારે આ ધ્યેય સ્વીકાર્યું છે. ઇગ્લાંડમાં આ વિષે એક તપાસ સમિતિ નીમવામા આવી હતી, જેનો રિપોર્ટ હમણાં બહાર પડ્યો. સમિતિએ આ સૂચનાની વિરુદ્ધ મત આપ્યો છે. લડાઈ દરમ્યાન તે ઉદ્યોગ ઉપર કાબૂ રાખવાની સૂચના કરી છે પણ તેની ખાનગી માલિકીનો સદંતર અંત આણવાના ધ્યેયને સ્વીકાર્યું નથી. ઇગ્લાંડ શસ્ત્રસરંજામ અપરિમિત વધારી દઈ શાંતિ જાળવવાની વાતો કરે છે, પણ શાંતિ સ્થાપવાનો એક અચૂક ઉપાય લેવા તૈયાર નથી. મૂડીવાદીઓ જેના કાબૂમાં સરકારી તંત્ર છે તેઓ આ ઉપાય કેમ લેવા દે?

સ્પેનના મામલામાં બ્રિટને સ્વીકારેલી તટસ્થતાની નીતિ મજૂરોનો દ્રોહ છે અને ફેસીસ્ટોને મદદ કરવા બરાબર છે તે સ્પષ્ટ છે. સ્પેનના પ્રતિનિધિઓ બ્રિટનના મજૂરપક્ષને આ પરિસ્થિતિ સમજાવવા ખાસ આ પરિષદમાં હાજર રહ્યા હતા છતાં મજૂરપક્ષે પોતાની નીતિમાં ફેરફાર કર્યો નથી. આ હકીકત બ્રિટિશ મજૂરપક્ષને સાચા સ્વરૂપમાં પ્રકટ કરે છે.

શસ્ત્રસજ્જીકરણનો કાર્યક્રમ અને સ્પેન વિષેના ઇંગ્લંડના મજૂરપક્ષના વલણ વિષે મિ૦ બ્રેઈલ્સફર્ડ લખે છેઃ

"A movement which has in its creed nothing worth fighting for, might as well disband its legions." જે હિલચાલની માન્યતામાં કશું જ લડવા જેવું ન હોય, તે હિલચાલે પોતાના લશ્કરને રુખસદ આપી દેવી જોઈએ.

x x x

"This slouching leadership, this parasitic attitude towards the Government of the other class, could attract no young man." આવું લૂલુંપાંગળું નેતૃત્વ; આ વિરુદ્ધ વર્ગનાં માણસોની બનેલી સરકારનું પરાધીનપણું, કોઈ જુવાન માણસને આકર્ષી શકે નહિ.

સ્પેનમાં બળવાખોરોનું જોર વધતું જાય છે. રાજધાની માડ્રીદને ઘેરો શરૂ થયો છે. બ્રિટન અને ફ્રાન્સની તટસ્થતાની નીતિએ ખરેખર સ્પેનની સરકાર ઉપર પ્રતિબંધનીતિરૂપે કામ કર્યું છે. કારણ કે બળવાખોરોને ઇટલી, જર્મની અને પોર્ટુગાલ મારફત પૂરતી મદદ મળે છે, જ્યારે સ્પેનીશ સરકારને અન્ય રાજ્યો પાસેથી શસ્ત્રો ખરીદતાં બ્રિટન અને ફ્રાન્સે અટકાવેલ છે. આ નીતિ સામે સ્પેનના પ્રતિનિધિએ રાષ્ટ્રસંઘની બેઠકમાં સખ્ત વિરોધ જાહેર કર્યો હતો. પણ તે કોણ સાંભળે ? રશિયામાં આ નીતિ સામે લોકમત ખૂબ કેળવાઈ રહ્યો છે અને સોવિયેટ સરકારે બ્રિટન અને ફ્રાન્સને પોર્ટુગલના વર્તન વિષે વિરોધ જાહેર કર્યો છે અને સ્પેનને શસ્ત્રો વગેરે સાધનો પૂરા પાડવાની ધમકી આપી છે. ફ્રાન્સ અને ઇંગ્લંડ આ બાબત તપાસ કમિટી નીમવા સિવાય વિશેષ કાંઈ કરવા તૈયાર નથી. સોવિયેટ તરફથી સ્પેનને મદદની શરૂઆત થઈ છે. તેનું પરિણામ એટલું તો ચોક્કસ આવશે કે સ્પેનનો વિગ્રહ ઘણો વખત લંબાશે. અત્યાર સુધી ૯૫૦૦૦ માણસો મરણ પામ્યાં છે અને લાખો ઘાયલ થયાં છે. મિલકતનું નુકસાન પારાવારનું થયું છે મૂડીવાદ અને સમાજવાદનો વિગ્રહ બેમાંથી એકના સંપૂર્ણ નાશ વિના અટકે તેમ નથી.

ઑસ્ટ્રિયામાં મુખ્ય પ્રધાન શુસ્નીગે કુનેહથી પ્રિન્સ સ્ટાર હેમબર્ગને પ્રધાનમંડળમાંથી દૂર કર્યો છે અને તેનું ખાનગી લશ્કર નિઃશસ્ત્ર બનાવ્યું છે. પ્રિન્સ સ્ટાર હેમબર્ગને મુસોલીનીની મદદ હતી તેમ કહેવાય છે. તે નાઝીઓનો વિરોધી હતો. જર્મનીની ઑસ્ટ્રિયામાં વધતી જતી અસરનું આ ચિહ્ન છે.

લોઈડ જ્યોર્જ તાજેતરમાં જર્મનીની મુસાફરી કરી આવ્યા અને એક મહાન શોધ કરી. તેમની શોધ મુજબ જર્મની યુદ્ધ ઇચ્છતું નથી, તેને રશિયાનો ભય છે, ઇંગ્લંડ માટે તેને ઘણું માન છે અને હિટલર એક મહાન વ્યક્તિ છે !! એ સુવિદિત છે કે રશિયાને કાંઈ સાહ્રી મહત્ત્વાકાંક્ષા નથી, રશિયા જર્મની ઉપર આક્રમણ કરે તે અશક્ય છે. જર્મનીની મહત્ત્વાકાંક્ષાઓ જાણીતી છે રશિયાના પ્રદેશો—યુક્રેન અને યુરલ—જર્મની પડાવી લેવા માગે છે. જર્મની રશિયા વિરુદ્ધ સતત પ્રચારકાર્ય કરી રહેલ છે છતાં લોઈડ જ્યોર્જ જાહેર કરે છે કે જર્મનીને રશિયાનો ભય છે, જર્મની શાન્તિ ઇચ્છે છે અને હિટલર "is a most remarkable personality, one of the greatest I have met in the whole of my life." જર્મની અને ઇંગ્લંડ વચ્ચે વધતી જતી મિત્રતાનું આ ચિહ્ન છે.

બેલ્જિયમના રાજાએ યુરોપીય રાજકારણમાં નવો બોમ્બગોળો ફેંક્યો છે. બેલ્જિયમ અને ફ્રાન્સ વચ્ચે ૧૯૨૦થી સંધિ છે અને એકબીજાને મદદ કરવા બંધાયેલ છે બેલ્જિયમ હવે તટસ્થ ( neautral ) રહેવા માગે છે અને ફ્રાન્સની સાથે સંકળાયેલ રહેવા ઇચ્છતું નથી. ફ્રાન્સ, રશિયા અને પૂર્વ યુરોપના રાજ્યો—પોલેંડ, રુમાનિયા, ઝેકોસ્લોવેકિયા વગેરે સાથે સંધિઓથી બંધાયેલ છે. બેલ્જિયમ તેથી સ્વતંત્ર રહેવા માગે છે. જર્મનીને એક વધુ મિત્ર મળશે એમ જણાય છે. બ્રિટન, ફ્રાન્સ અને બેલ્જિયમ એકત્ર હતા અને એકબીજાની સરહદનો બચાવ કરવા બંધાયેલ હતા. હવે ફ્રાન્સે પોતાની સરહદ પર વધારે

કિલ્લેબંધી કરવી પડશે. ફ્રાન્સે પૂર્વ તરફથી જર્મનીને ચારે બાજુથી પોતાનાં મિત્ર રાજ્યોથી ઘેરી લીધું છે. જર્મની પશ્ચિમમાં ફ્રાન્સને એકલું પાડે છે. સ્પેનમાં બળવાખોરોનો વિજય થાય અને બેલ્જિયમ ફ્રાન્સથી જુદું પડે એટલે ફ્રાન્સની એકલતા પૂરી થઈ. પછી બ્રિટનના વલણ ઉપર જ યુરોપની શાન્તિનો આધાર રહે. બ્રિટન અને જર્મનીની મિત્રતા વધતી જાય છે. ફ્રાન્સ અને રશિયા એક થાય છે. મૂડીવાદી અને સમાજવાદી રાજ્યોના ભાગલા સ્પષ્ટ થતા જાય છે. ઇંગ્લંડ ફેસીસ્ટ નહિ તો ફેસીસ્ટ રાજ્યોનું મિત્ર બને છે.

રાષ્ટ્રસંઘે આ વખતે એબિસીનિયાને બેઠકમાં હાજર રહેવા દેવાની 'નિર્બળતા' બતાવી. ઇટલી કોપાયમાન થયું પણ અન્ય રાજ્યોએ ખાતરી આપી છે કે આવી ભૂલ ફરીથી તેઓ નહિ કરે!

પેલેસ્ટાઇનમાં આરબ રાજ્યોની દરમ્યાનગીરીથી હડતાલ બંધ થઈ છે અને શાન્તિ સ્થપાઈ છે. આરબ રાજ્યોએ એમ આશા રાખી છે કે બ્રિટિશ સરકાર પેલેસ્ટાઇનના આરબોને ન્યાય આપશે. આપણે ઇચ્છીએ છીએ કે આ આશા સફળ થાય.

---

## સર લલ્લુભાઈ શામળદાસ

સર લલ્લુભાઈના અવસાનથી ગુજરાતે એક મહાન ગુજરાતી ગુમાવ્યો છે, અને મુંબઈ ઇલાકાને એક ઉદ્યોગપતિની ખોટ પડી છે. સર લલ્લુભાઈનો હિંદની ઔદ્યોગિક પ્રગતિમાં મોટો ફાળો છે. વીમો, બેંકિંગ, વહાણવટું, સિમેન્ટ, લોખંડ, વગેરે અનેક ઉદ્યોગોમાં તેઓ અગ્રેસર હતા. સ્વદેશીના તેઓ પ્રખર હિમાયતી હતા અને સ્વદેશી લીગના પ્રમુખ હતા. હિંદની આર્થિક પ્રગતિમાં ગરીબો અને ખેડૂતોની સ્થિતિ સુધારવા પ્રત્યે તેમનું ખાસ લક્ષ હતું અને સહકારી પ્રવૃત્તિના તેઓ સ્થાપક હતા.

તેઓ એક સાચા સદ્‌ગૃહસ્થ હતા. સ્વભાવે આનંદી અને યુવકવર્ગ પ્રત્યે સમભાવી હતા. સાહિત્યના ઘણા શોખીન હતા અને સામાજિક પ્રશ્નોમાં રસપૂર્વક ભાગ લેતા. સામાન્યપણે ધંધાદારી માણસોને માનસિક પક્ષઘાત થાય છે અને તેઓ એકાંગી (fossilised) બની જાય છે. સર લલ્લુભાઈનું જીવન છેવટ સુધી વૈવિધ્યભર્યું અને સમૃદ્ધ હતું.

## હિંદી વાર્તાકાર શ્રી પ્રેમચંદજીનું અવસાન

આ માસમાં શ્રીયુત પ્રેમચંદજીનું અવસાન એ એક ખેદકારક બનાવ છે. સદ્‌ગત એક વાર્તાકાર તરીકે હિંદી સાહિત્યમાં એટલા પ્રતિષ્ઠિત હતા કે તેમને વાર્તાસાહિત્યમાં સમ્રાટનું પદ અપાતું. તેઓ માત્ર પોતાના પ્રાંતમાં જ નહિ પણ હિંદી જાણનાર અન્ય પ્રાંતોમાં પણ પ્રસિદ્ધ હતા. તેમની કેટલીક વાર્તા ગુજરાતીમાં પણ ઊતરી છે. તેમની વાર્તા તરફના આકર્ષણમાં માત્ર નવીનતાનું કેટલું અને ખરી કલાનું કેટલું એના નિર્ણયને સમય લાગશે. સમય જતાં કદાચ વાર્તાના કલાકાર તરીકે તેમને માટે અત્યાર જેટલું આશ્ચર્ય ભવિષ્યમાં નહિ રહે, પણ નવા પ્રકારની વાર્તાના પ્રસ્થાનકાર તરીકેનું તેમનું સ્થાન હિંદી સાહિત્યમાં ચિરસ્થાયી રહેશે.

ગુજરાતના વાર્તાકારોની પેઠે તેમનું આયુષ્ય પણ ધનસંકોચમાં જ વ્યતીત થયું છે, એ આપણા દેશમાં સાહિત્યકારોની સ્થિતિ બતાવે છે. તેમની સાહિત્યની ભક્તિ અને એકનિષ્ઠા અનુકરણીય હતાં.

---

# નોંધ

## મુંબઈમાં કોમી તોફાન

મસ્જિદ પાસે સંગીતના બહાનાએ ફરીથી મુંબઈને પુનઃ હુલ્લડમાં ડુબાવ્યું છે. ભાયખલા ઉપર એક મસ્જિદ અને મારુતિમંદિર પાસેપાસે છે. વર્ષો થયાં તે છે. મંદિરથી મુસલમાનોના નમાઝમાં આટલાં વર્ષો કાંઈ ખલેલ પડી નથી. લગભગ નવ વર્ષ ઉપર મુંબઈ મ્યુનિસિપાલિટીએ મંદિરની જમીનનો કેટલોક ભાગ જાહેર ઉપયોગ માટે મેળવ્યો અને તેના બદલામાં મંદિરના પૂજારી સાથે થયેલ કરાર મુજબ એક સભામંડપ બાંધી આપવાનું મ્યુનિસિપાલિટીએ સ્વીકાર્યું. મ્યુનિસિપાલિટીએ આ કરાર કર્યો તેથી મુસલમાનોના નમાઝમાં વિક્ષેપ પડશે એવું સ્વપ્ને પણ કોઈએ કલ્પ્યું નહોતુ. મ્યુનિસિપાલિટીના મુસલમાન સભ્યોએ પણ એમાં કાંઈ વાંધો ઉઠાવ્યો નહોતો. પણ પછી કરાર મુજબ સભામંડપ બાંધવાને પગલા લેવા શરૂ કર્યા એટલે કેટલાક કહેવાતા મુસલમાન નેતાઓને મદસા ભાન થયુ અને તેની વિરુદ્ધ ચળવળ શરૂ કરી. તેમની આવી અર્થહીન ચળવળને કારણે વખતોવખત આ કાર્ય મુલતવી રાખવામાં આવ્યું. તેમ તેમનુ ઝનૂન વધતુ ગયુ છેવટ મ્યુનિસિપાલિટીએ પોતાના કરાર મુજબ પોતાની જવાબદારી અદા કરવાનો નિર્ણય કર્યો અને મુસલમાનોએ આ હુલ્લડ કર્યું. 'ટાઇમ્સે' યોગ્ય જ કહ્યુ છે:

"We have no hesitation in declaring that the senseless agitation which culminated on Thursday in bloodshed has been deliberately fostered by communal dealers Men out for cheap notoriety find it easy to attain on a rising tide of fanaticism; it is unhappily the easiest thing in India to appeal to religious bigotry and mob passsions." અર્થાત્ સોંઘી પ્રસિદ્ધિ માટે કેટલાકે આ ઉશ્કેરણી કરી છે.

સરકારે એક યાદીદ્વારા પોતાનું વલણ સ્પષ્ટપણે જાહેર કર્યું હતું મ્યુનિસિપાલિટીએ પોતાનો કરાર પાળવો જોઈએ. સભામંડપના ઉપયોગથી પરોઢમાં અથવા મુસલમાનોને નમાજ પઢતાં ઉપદ્રવ અથવા ઉપાધિ (Nuisance) થાય તો સરકારે કાયદા મુજબ પગલા લેવા ખાતરી આપી હતી. સભામંડપ બાંધવાથી કોઈને ઉપદ્રવ થાય તેમ નથી: તેના ઉપયોગથી ઉપદ્રવ થશે તેમ માની લેવાનુ કાંઈ કારણ નથી. તે ઉપરાંત સરકારે બન્ને કોમના મુખ્ય માણસોને બોલાવી લાંબું વિવેચન કર્યું હતું. છતાં મુસલમાનોનું ધર્મઝનૂન કોઈ દલીલ સાંભળવા દે તેમ નહોતુ.

આવાં રમખાણોની કરુણતા તો એ છે કે ગરીબ અને નિર્દોષ માણસો જ તેના ભોગ થઈ પડે છે. તેમના જ જાનમાલની ખુવારી થાય છે તેના દોરીસંચાલકો છૂટી જાય છે એટલુ જ નહિ, પણ નામના મેળવે છે. સામાન્ય જનતા—હિંદુ અથવા મુસલમાન—બેમાંથી એકેને આ પ્રશ્નોમાં રસ નથી, તેની કાંઈ પડી નથી. પણ કેટલાક મવાલીઓના સરદારો પોતાના સ્વાર્થ ખાતર સમયેસમયે આવાં હુલ્લડો જગાવે છે અને પછી પોતે ઉત્પન્ન કરેલ ભૂતાવળોને કાબૂમાં રાખી શકતા નથી. તેવાઓને વીણીવીણીને સખત સખત સજા કરવામાં ન આવે ત્યાં સુધી કાયમી શાન્તિ અશક્ય છે ૧૯૨૯ અને ૧૯૩૨ના અનુભવ પછી પણ સરકાર આવા માણસોને ન જાણે એ અશક્ય છે. છતાં એક યા બીજે કારણે તેમની સામે ઘટતાં પગલાં લેવાતાં નથી. અને આપણે સ્વરાજને માટે લાયક નથી તે હકીકત આવા બનાવો પુરવાર કરે છે તેમ કહેવાનુ આપણા દુશ્મનોને બહાનું મળે છે.

ચિમનલાલ ચકુભાઈ શાહ

**પ્રોફેસર બીરબલ સહાની** ડી. એસ્‌સી., એફ. આર. એસ.

ગયાં થોડાં વર્ષમાં હિંદુસ્તાનના વૈજ્ઞાનિકોએ વિજ્ઞાનના ક્ષેત્રમાં હિંદુસ્તાનનું ગૌરવ વધાર્યું છે. એ ગૌરવમાં પ્રો. સહાનીનો ફાળો પણ અપૂર્વ છે. એમની લાંબા વખતની અનેક શોધોના માનમાં આ વર્ષે લંડનની વિશ્વવિખ્યાત રૉયલ સોસાઈટીએ એમને ફેલો તરીકે ચૂંટી કાઢ્યા છે. આજ સુધીમાં આ સોસાઈટીના ફેલો ચુંટાવાનું માન હિંદમાં સ્વ. રામાનુજમ્ (ગણિતશાસ્ત્રી), સર જગદીશચંદ્ર બોઝ (વનસ્પતિશાસ્ત્રી), સર ચંદ્રશેખર વ્યંકટ રામન (ભૌતિકશાસ્ત્રી) અને પ્રો. મેઘનાદ સહા (ભૌતિકશાસ્ત્રી)ને મળ્યું છે.

પ્રો. સહાની હાલમાં લખનૌ યુનિવર્સિટીમાં વનસ્પતિશાસ્ત્રના મુખ્ય પ્રોફેસર તરીકે કામ કરે છે. એમના પિતા પંજાબ યુનિવર્સિટીના રસાયણના પ્રોફેસર હતા, એટલે જન્મથી જ વિજ્ઞાનના વિષયો પરત્વે એમને સુંદર કેળવણી મળી હતી. હિંદુસ્તાનની કેળવણી પૂરી થયા બાદ એમણે કેમ્બ્રિજની કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો. અહીં તેમની શોધખોળની ખરી શરૂઆત થઈ અને તેમાં પ્રો. સિવાર્ડે એમને અમૂલ્ય પ્રોત્સાહન આપ્યું. વનસ્પતિશાસ્ત્રની કેટલીક મૌલિક શોધખોળો કરવાથી એમને કેમ્બ્રિજ અને લંડનની યુનિવર્સિટીએ ડૉક્ટર ઑફ સાયન્સની પદવી આપી હતી. ત્યારપછી એમણે હિંદમાં આવી શોધખોળનું કાર્ય આગળ ધપાવ્યું. એમની ખાસ શોધોમાં હિંદની અને દક્ષિણ ગોળાર્ધની હાલની અને ભૂતપૂર્વ વનસ્પતિનો અભ્યાસ મુખ્ય છે. એ અભ્યાસને અંગે એમને હિંદુસ્તાનની ભૂસ્તરવિદ્યાનો પણ ખૂબ ઊંડો અભ્યાસ કરવો પડ્યો છે. આ અભ્યાસને પરિણામે થોડાક વર્ષથી એમણે હિંદની ભૂસ્તરરચના વિશે પણ



ઘણી અગત્યની શોધો કરી છે અને હજુ પણ એ શોધો ચાલુ છે. હિંદુસ્તાનની ઘણીખરી શોધખોળની સંસ્થાના એ સભ્ય છે. અખિલ હિંદ વૈજ્ઞાનિક પરિષદના વનસ્પતિવિભાગના પ્રમુખપદે ૧૯૨૧માં અને ભૂસ્તરવિભાગના પ્રમુખપદે ૧૯૨૬માં એમને ચૂંટી કાઢવામાં આવ્યા હતા. ઇંગ્લાંડમાં બે વાર (૧૯૩૦, ૧૯૩૫) મળેલી વનસ્પતિશાસ્ત્રની આંતરરાષ્ટ્રીય પરિષદના 'પેલીઓબોટની' (ભૂસ્તર-વનસ્પતિવિજ્ઞાન) શાખાના ઉપપ્રમુખ નિમાયા હતા. અત્યારે હિમાલયની ખીણની નજીકના પ્રદેશની ભૂસ્તરરચના અને વનસ્પતિના અવશેષ (ફૉસીલ)ના સંશોધનનું કાર્ય બહુ જ ત્વરાથી કરી રહ્યા છે. એમની શોધોથી હજી પણ એમની કારકીર્દિ વધુ જ્વલંત બનશે અને હિંદની પ્રતિષ્ઠામાં તેઓ વધારો કરશે એમ ચોક્કસ લાગે છે.

યશવંત ગુ. નાયક

# રોજનીશી

## ઑક્ટોબર : ૧૯૩૬

૧ ખેડૂતોને ૭ા લાખની તગાવી લોન આપવા મુંબઈ ધારાસભાએ માટ મંજૂર કરી; ફ્રાંસની સેનેટમાં ફ્રાંકની કિંમતના ઘટાડાને લગતું બિલ પસાર થયું, કૉન્ઝર્વેટિવ કૉન્ફરન્સ સમક્ષ, સર સેમ્યુઅલ હોરનું વ્યાખ્યાન.

૨ મહાત્મા ગાંધીજીની ૬૮ મી જન્મ જયન્તીનો ઉત્સવ દેશભરમાં ઉજવાયો; કવિવર રવીન્દ્રનાથની યુગપુરુષ ગાંધીજીને અંજલી : માનવજાતને આગણે સત્ય અને અહિંસાની સર્વોત્તમ ભેટ આપી છે. બંગાળની સરકારે ૬૬ નજરકેદીઓને બિનશરતે છોડયા; કૉન્ઝર્વેટિવ કૉન્ફરન્સમાં મિ. નેવિલ ચેમ્બરલેઈનની જાહેરાત : ઈંગ્લંડનું વિમાની બળ કોઈ પણ દેશ કરતા ઊતરતું ન હોવું જોઈએ; ચીનમાં ગંભીર પરિસ્થિતિ, નાનકીંગ-શાંગહાઈ અને હેંગચાઉ-શાંગહાઈ રેલવે લાઈનો ઉપર ૭૫ હજારનું ચિનાઈ લશ્કર એકઠું કર્યું.

૪ સ્પેન સરકારે એક ડિક્રી બહાર પાડી સોના-ચાંદીની નિકાશ કરવાની મનાઈ ફરમાઈ તેમજ તમામ સોનું સરકારી બેંકમાં સુપરત કરવાનો હુકમ કર્યો.

૬ હિંદના સુવિખ્યાત રસાયનશાસ્ત્રી સર પ્રફુલ્લચંદ્ર રૉય બંગાળમાં વૈજ્ઞાનિક શોધખોળ આગળ ધપાવવા માટે રૂપિયા અગિયાર લાખની બાદશાહી સખાવત જાહેર કરી; જર્મની અને ઈટલી સ્પેનના બંડખોરોને મદદ કરે છે એવા સમાચાર જાહેર થયા

૭ વડી ધારાસભામાં કંપની બિલ પસાર થયું; મદ્રાસમાં રાષ્ટ્રપતિનું ભવ્ય સ્વાગત : 'અનિચ્છાથી લદાયેલું બંધારણ હિંદમાં ક્રાન્તિ જગાવશે. . . એને જડમૂળથી ઉખેડી નાખવામાં મહાસભા તમામ પ્રયત્નો કરશે' એવી વિરાટ સભામાં રાષ્ટ્રપતિના ઘોષણા; ગયા મહાયુદ્ધ દરમ્યાન હિંદે આ પ્રમાણે ભોગ આપ્યો હતો - હિંદની મહેસૂલમાંથી ૧૧,૩૬,૦૦,૦૦૦ પાઉંડની રકમ ફાળા તરીકે આપવામાં આવી હતી, ૩,૩૨,૦૦,૦૦૦ પાઉંડ હિંદી સૈન્યના સાધારણ નિભાવખર્ચ તરીકે આપ્યા હતા, અને યુદ્ધને અંગેના પેનશનોની વાર્ષિક સરેરાશ રૂ. 1,૨૫,૦૦,૦૦૦ની રકમ અપાય છે. તે ઉપરાંત ૬૨૦૦૦ માર્યા ગયા અને ૬૭૦૦૦ જેટલા હિંદીઓ ઘાયલ થયા હતા એવો જવાબ વડી ધારાસભામાં સરકારી અધિકારીએ આપ્યો.

૮ વડોદરા રાજ્યે કસરતને ફરજિયાત બનાવવાનો હુકમ બહાર પાડયો, સ્પેનમાં દરમ્યાનગીરી નહિ કરવાના કરારને રદ કરવાની સોવિયેટ સરકારની અનિશ્ચિત ધમકીને પરિણામે જીનિવા અને ઈંગ્લંડનાં રાજદ્વારી મંડળોમાં ગભરાટ ફેલાયાના સમાચાર બહાર આવ્યા, હિંદી સાહિત્યના સમર્થ વાર્તાલેખક શ્રી. પ્રેમચંદ્રજીનું બનારસમાં અવસાન.

૯ સ્પેનમાં બળવાખોરોએ બૉમ્બથી રેલવેનો નાશ કર્યો એવા સમાચાર બહાર આવ્યા; સુવિખ્યાત સામુદ્રિક શાસ્ત્રી 'કીરો'નું અવસાન.

૦ ઑસ્ટ્રિયામાં શુશનીગની ડિક્ટેટર તરીકે નિમણૂક.

૧ ફ્રેન્ચ કોમ્યુનિસ્ટ પક્ષના સેક્રેટરી જનરલ મોંશ્યેના સ્ટ્રેસબર્ગ ખાતેના જર્મની વિરુદ્ધના સખત ભાષણને પરિણામે જર્મનીમાં પ્રગટી ઊઠેલો અસંતોષ.

૨ ઈટલી અને રશિયા વચ્ચે સ્પેનના મામલામાં ચકમક : ઈટલીએ જાહેર કર્યું કે જો રશિયા સ્પેનમાં માર્ક્સીસ્ટોની ચળવળને મદદ કરશે તો રાષ્ટ્રવાદીઓની મદદે આવવાની ઈટલીને ફરજ પડશે.

## અધિકાધિક કામકાજની આગાહી સાથે વૉર્ડન ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડની ઉજ્વળ કારકીર્દી જળવાઈ રહી છે. ૧૯૩૫ના વર્ષની અંતે કંપનીની પ્રગતિ દરેક દિશામાં અપૂર્વ રહેવા પામી છે.

**ગત વર્ષના વાર્ષિક રિપોર્ટમાંથી કેટલાંક તરી આવતાં આકર્ષણો આ રહ્યાંઃ—**

(૧) રૂ. ૪૪,૦૦,૦૦૦નું સુંદર નવું કામકાજ કે જે હિન્દની જુની તેમજ નવી ૯૩ ટકા કંપનીઓનાં છેલ્લા વર્ષના કામકાજથી પણ વધુ છે. એજન્સી-યોજનાની સફળ રચનાનો ખ્યાલ આપે છે.

(૨) ખર્ચનું ઓછુ પ્રમાણ કે જે પ્રમાણ આંકડા શાસ્ત્રીએ મુકરર કરેલી હદમાં જ છે અને આટલી જ ખ્યાતીવાળી કંપનીઓની સરખામણીમાં ઓછામાં ઓછું જ છે. સદ્ધરતાનું પ્રથમ પગલું તેમજ વૉર્ડનની કરકસરયુક્ત વ્યવસ્થાનું દિગ્દર્શન કરાવવા પુરતુ છે

(૩) હિન્દભરની અનેક નવી તેમજ જુની કંપનીઓની સરખામણીમાં લૅપ્સનું ઘણું ઓછુ પ્રમાણ કે જે કામકાજની ઉત્તમતાની સાબિતી છે.

(૪) 'લાઈફ ફંડ'માં ૨૩૨ ટકાનો વધારો, હરહમેશ વધતી જતી સંરક્ષણની ખાત્રી આપે છે.

(૫) પ્રીમિયમ આવકમા ૧૦૦ ટકાનો વધારો—સંગીન તેમજ અનુપમ વિકાસ દર્શાવે છે.

(૬) ચાલુ રહેલા કામકાજમા ૧૦૦ ટકાનો વધારો પોલીસી ધરાવનારાઓનો મનોહારક સેવાનું પરિણામ છે.

(૭) મારાયે લાઈફ-ફંડનુ સદ્ધરમાં સદ્ધર જામીનગીરીઓમાં રોકાણ નાણાં વિષયક સાવચેતી-ભરી નીતિનો ખ્યાલ આપે છે.

(૮) રોકાણ થએલ રકમના ઉપર થએલો વધારો એમ ને એમ જ અનામત પડેલો છે. આથી સદ્ધરતામાં સુદૃઢ વધારો થયો છે.

(૯) અલ્પ મરણ-પ્રમાણ—કે જે સારા બોનસ માટે અગત્યની બાબત છે.

(૧૦) પગાર થએલી તેમજ બીનપગાર થએલી તેટલી જ મોટી થાપણ નાણાં બાબતનું સંપૂર્ણ વિશ્વાસપ્રેરક બળ સૂચવે છે, હિન્દમાં સ્થપાએલ ૯૩ ટકા કંપનીઓ કરતા પણ આ થાપણ વધુ છે.

અમારી આ ફત્તેહથી અમો આજ મગરૂર છીએ કીન્તુ આવી ભૂતકાળની અસાધારણ ફત્તેહમાં જ સંતોષ માની બેસી ન રહેતાં તેથી પણ અધિક ફત્તેહની અમોને આકાંક્ષા છે.




આવી પ્રગતિકારક કંપનીને ભૂતકાળના કામકાજ કરતાં ભવિષ્યના કામકાજનો સવાલ વધુ અગત્યનો છે.

આપ પણ જો અમારા વિચારો સાથે મળતા થઈ ભવિષ્યના કામકાજની અગત્યતાને વધુ સ્થાન આપતા હો અને એવી કંપની કે જેમા ઉજ્વળ ભવિષ્ય માટે વ્યવહારૂ યોજનાની હાજરી હોય અને આપને સફળતાનું વાતાવરણ પસંદ હોય તો આપની પસંદગીનો કળશ વૉર્ડન ઉપર જ ઢળશે.

# ધી વૉર્ડન ઈન્સ્યુરન્સ કું. લીમીટેડ

"ઉજ્વળ ભાવિની આગાહી આપતી કંપની."

અમદાવાદ. મુંબઈ, કલકત્તા. મદ્રાસ, પુના.